આદી કવિ વાલ્મીકિ પ્રણીત.

# શ્રીમદ્ યોગવાસિષ્ઠ

# મહારામાયણ

પ્રથમ ભાગ—વૈરાગ્ય-મુમુક્ષુ-ઉત્પત્તિ-સ્થિતિ

અને

ઉપશમ પ્રકરણ.

છપાવી પ્રગટ કરનાર.

ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસના માલેક.

સંવત ૧૯૬૩. ઈ. સ. ૧૯૦૭.

કિંમત રૂપિયા પાંચ.

# નિવેદન.

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણના ગુજરાતી ભાષાન્તરનો આ પ્રથમ ખંડ, અધ્યાત્મજ્ઞાનના જીજ્ઞાસુઓના હાથમાં આદરપૂર્વક મૂકીએ તે પૂર્વે કંઈક નિવેદન કરવું યોગ્ય ગણાશે. વેદાંતશાસ્ત્ર ઉપર ગુર્જર પ્રજાની દિન પ્રતિદિન અભિરુચિ થતી જાય છે એ આનંદની વાત છે; કેમ કે મનુષ્ય પ્રાણીએ સત્ય પ્રાપ્ત કરી, ઉત્તમ ગતિને પામવું એ પરમપુરુષાર્થ છે. આત્મજ્ઞાનના વિષયમાં આર્ય પ્રજાની લાગણી અપૂર્વ છે, તેથી વેદાંત જેવા ઉત્તમ વિષયને દૃષ્ટાંત સિદ્ધાંત દ્વારા સરળતાથી સમજાવનારો આ ગ્રંથ પ્રજામાં અવશ્ય આદર પામશે જ. વેદાંતના ઉત્તમ ગ્રંથોમાં આ પણ એક અદ્વિતીય ગ્રંથ ગણાય છે. એને વાંચવા–સાંભળવાને લોકોનો એટલો બધો પ્રેમ છે, કે જેઓને સંસ્કૃત નથી આવડતું તેઓ બીજા પાસેથી તેનું શ્રવણ કરે છે, અથવા તો તેનાં હિંદુસ્તાની ભાષાન્તરને વાંચી જીજ્ઞાસા તૃપ્ત કરે છે. પરંતુ જેઓને હિંદુસ્તાની પણ આવડતું નથી તેવા ઘણા લોકોને એનાથી વિમુખજ રહેવું પડે છે. વળી હિંદુસ્તાની ભાષાના એ ભાષાન્તર ગ્રંથની કિંમત એટલી મોટી છે કે, જેને સાધારણ માણસ તો લઇ જ ન શકે. મુંબઇની 'વેદ ધર્મસભા'એ પણ આ અદ્વિતીય ગ્રંથનું ભાષાંતર પ્રગટ કીધું છે; પરંતુ તેની કિંમત એટલી મોટી રાખી છે કે સામાન્ય સ્થિતિના જીજ્ઞાસુઓ તેનો લાભ લઇ શકે નહિ. માટે પ્રત્યેક જીજ્ઞાસુઓની જીજ્ઞાસા પૂર્ણ કરવા માટે ખાસ ઓછી કિંમતમાં આ ભાષાંતર પ્રગટ કરવામાં આવ્યું છે.

આ રામાયણમાં કહેલો ઉપદેશ, મહાત્મા વસિષ્ઠ મુનિએ ભગવાન્ શ્રી રામચંદ્રજીને આપેલો છે. જ્ઞાનદાતા અને જ્ઞાનગ્રાહક બંને ઉત્તમ પાત્રો છે. આ ગ્રંથના ઉપદેશથી શ્રીરામચંદ્રજી વાસનારહિત થઇ જીવન્મુક્ત થયા હતા, એટલે આનું મહત્વ કેટલું હોવું જોઇએ, તેનો વિચાર વાચકે જ કરી લેવો. ગ્રંથની રચના એવી છે કે, જાણે તેના કર્તા વાલ્મીકિ ઋષિ હોય, પરંતુ વિદ્વાનોમાં એવો મતભેદ છે કે, આ ગ્રંથ આધુનિક છે. એમાં ખરું શું છે, એનો સમય કયો, કર્તા કોણ, એના સમકાલીન વિદ્વાનો કયા કયા, એની ભાષા ઉપરથી ઉપજતા વિચારો, ગ્રંથરહસ્ય વગેરે બાબતોનું સપ્રમાણ વિસ્તૃત વિવેચન બીજા ભાગની પ્રસ્તાવનામાં આપવામાં આવશે.

**इति शुभम्.**

પ્રબોધિની, સં૦ ૧૯૯૩.

# અનુક્રમણિકા.



## પ્રકરણ ૧ લું–વૈરાગ્ય.

## પ્રકરણ ૨ જું—મુમુક્ષુ.

## પ્રકરણ ૩ જું–ઉત્પત્તિ.

# અનુક્રમણિકા.

---

# પ્રકરણ ૪ થું–સ્થિતિ.

---

## પ્રકરણ ૫ મું–ઉપશમ.


ઇતિ પ્રથમ ખણ્ડ અનુક્રમણિકા.

ॐ

श्रीमद् योगवासिष्ठ

# म हा रा मा य ण.

## वैराग्य प्रकरण.



ॐ

श्रीमद् योगवासिष्ठ

# महारामायण

## પ્રકરણ ૧ લું

## वैराग्य प्रकरण.

### સર્ગ ૧ લો.*

### કથાનો ઉપોદ્‌ઘાત.†

**श्लोकः**—यतः सर्वाणि भूतानि प्रतिभान्ति स्थितानि च ।
यत्रैवोपशमं यान्ति तस्मै सत्यात्मने नमः ॥ १ ॥

આકાશાદિક પંચમહાભૂતો તથા તેથી ઉત્પન્ન થયેલા પદાર્થો, સૃષ્ટિના આરંભ-કાળમાં જે પરમાત્માથીજ સત્તા સંપાદન કરી પ્રકટ થઇને પ્રકાશે છે, સ્થિતિ સમયમાં પણ જેમનાથીજ સત્તા સંપાદન કરી વર્તમાન સ્થિતિને ભોગવે છે તથા પ્રલય સમયે પણ જેની સત્તાના શેષભાગે કરીને જેમને વિશેજ લય પામે છે, તે

* આ પહેલા સર્ગમાં સુતીક્ષ્ણની, કારુણ્યની, સુરૂચિની, અરિષ્ટનેમિની અને રામના પૂર્વજન્મની કથા કહેવામાં આવશે.

† ગ્રંથના આરંભમાં વસ્તુનિર્દેશ, આશિર્વાદ અથવા તો નમસ્કાર એમ ત્રણ પ્રકારનું મંગળ કરવાનો શિષ્ટ લોકોનો સંપ્રદાય છે. અહીં પણ ગ્રંથના આરંભમાં સત્ય-સ્વરૂપ પરમાત્માને નમસ્કારાત્મક મંગળ કહેવામાં આવ્યું છે.

સત્યસ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.[1] જ્ઞાતા (જાણનાર), જ્ઞાન (જાણવાનું સાધન), જ્ઞેય (જાણવાનો પદાર્થ), દ્રષ્ટા (જોનાર), દર્શન (જોવાનું સાધન), અને દૃશ્યલ (જોવાના પદાર્થો), કર્તા, હેતુ (ક્રિયાને ઉત્પન્ન કરવામાં નિમિત્ત) અને ક્રિયા, આ સર્વ જેમની સત્તાથીજ થાય છે તે જ્ઞાતા વગેરેના સાક્ષી તથા પરમાર્થ રીતે જ્ઞાનસ્વરૂપ એવા પરમાત્માને હું નમસ્કાર કરું છું.[2] જે આનંદાત્મક પરમાત્માના સ્વરૂપમાંથી આકાશ વિષે તથા પૃથ્વી ઉપર, અર્થાત્ સર્વ બ્રહ્માંડમાં, આનંદના કણો સ્ફુરે છે તથા જે બ્રહ્માથી લઇને થૂંબડા પર્યંત સર્વના મૂળતત્ત્વરૂપ છે તે આનંદમૂર્તિ પરબ્રહ્મને હું નમસ્કાર કરું છું.[3]

## સુતીક્ષ્ણની કથા.

સુતીક્ષ્ણ નામના એક બ્રાહ્મણે પોતાનું મન સંશયથી વ્યાકુળ થવાને લીધે અગસ્તિ મુનિના આશ્રમમાં જઇ, પ્રણામ વગેરે કરીને તે મુનિને પૂછ્યું.[4]

સુતીક્ષ્ણ પૂછે છે–હે ભગવન્ ! હે ધર્મતત્ત્વને જાણનારા ! હે સર્વ શાસ્ત્રનો નિશ્ચય કરનારા ! મને એક મોટો સંશય થયો છે, એ સંશયનો આપ કૃપા કરીને ખુલાસો કરો.[5] મોક્ષ મેળવવાનું સાધન કર્મ છે? જ્ઞાન છે? કે બન્ને મોક્ષનાં સાધન છે ? આ બાબતનો નિશ્ચય કરીને ત્રણમાં જે ખરૂં સાધન હોય તે એક કહો.[6]

અગસ્તિ કહે છે–પક્ષીઓ જેમ બે પાંખોવતીજ આકાશમાં ઉડી શકે છે, તેમ જ્ઞાન અને કર્મ બન્ને સાધન વડે પરમપદ–મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે.[7] એકલા કર્મથી કે એકલા જ્ઞાનથી મોક્ષ મળતો નથી, પરંતુ બન્ને સાધનોથી મોક્ષ મળે છે, માટે મહાત્માઓ મોક્ષનાં કારણો બન્નેને એટલે કર્મને અને જ્ઞાનને જાણે છે.[8] આ વિષયમાં હું તને એક પુરાતની ઇતિહાસ કહું છું તે તું સાંભળઃ–

## કારૂણ્યની કથા.

પૂર્વે કારૂણ્ય નામનો એક વેદ ભણેલો બ્રાહ્મણ હતો.[9] તે અગ્નિવેશ્યનો પુત્ર થતો હતો તે ગુરુને ઘેર રહીને વેદ તથા તેનાં છ અંગો સારી રીતે ભણીને તેમાં પારંગત થયો અને પછી પોતાને ઘેર આવ્યો.[10] તેને મનમાં સંશય પડવાથી વર્ણાશ્રમનાં કર્મોનો ત્યાગ કરીને ઘરમાં છાનોમાનો બેસી રહેવા લાગ્યો. તે પછી અગ્નિવેશ્યે પુત્રને વર્ણાશ્રમનાં કર્મો ન કરતો જોઇને,[11] તેમજ ધર્મશાસ્ત્રનો માર્ગ તજવાથી નિંદા પાત્ર થયેલા પોતાના પુત્રને તેના હિત માટે તેના પિતાએ આવાં વચનો કહ્યાંઃ–

**અગ્નિવેશ્ય** કહે છે—હે પુત્ર! તું તારાં પોતાનાં નિત્ય નૈમિત્તક કર્મ કરતો નથી એનું શું કારણ છે?[૧૨] તું કર્મો ન કરવાથી કેવી રીતે મોક્ષને પામીશ તે કહે? તેમજ આ બ્રાહ્મણનાં કર્મો ન કરવાનું શું કારણ છે તે મને નિવેદન કર.[૧૩]

**કારુણ્ય** કહે છે—यावज्जीवमग्निहोत्रं जुहुयात। જીવતાં સુધી અગ્નિહોત્ર હોમવું. अहरहः संध्यामुपासीत। રોજરોજ સંધ્યાવંદન કરવું. આ પ્રવૃત્તિરૂપ ધર્મ, શ્રુતિએ અને સ્મૃતિએ કહ્યો છે.[૧૪] ત્યારે વળી બીજી શ્રુતિઓ અને સ્મૃતિઓ કહે છે કે;—ધનથી, કર્મથી અથવા તો પ્રજા ઉત્પન્ન કરવાથી મોક્ષ મળતો નથી; પરંતુ કેવળ ત્યાગ કરવાથીજ મોક્ષ મળે છે અને કેટલાએક સંન્યાસીઓ ત્યાગથી મોક્ષને પામ્યા છે.[૧૫] હે ગુરુદેવ! આ પ્રમાણે પરસ્પર વિરોધવાળી શ્રુતિઓમાંથી મારે કઇ શ્રુતિનો મત ગ્રહણ કરવો? આવો સંદેહ પડવાને લીધે હું કર્મો કરતાં અટકી ગયો છું.[૧૬]

**અગસ્તિ** કહે છે—હે તાત! આ પ્રમાણે કહીને કારુણ્ય નામનો બ્રાહ્મણ મૌન થઇ ગયો. પુત્રને મૌન થયેલો જોઇને પિતા ફરીને પુત્રને કહે છે.[૧૭]

**અગ્નિવેશ્ય** કહે છે—ઓ દીકરા! તું મારી એક વાત સાંભળ અને પછી મારી પાસેથી તેનો અર્થ તારા મનમાં સંપૂર્ણ રીતે ધારણ કરીને તારી મરજી હોય તેમ તું કર.[૧૮]

## સુરુચિની કથા.

મોરનાં મંડળોથી વિટાયલું હિમાચળનું એક શિખર છે. જ્યાં આગળ કામથી તપી ગયેલી કિન્નરીયો કિન્નરોની સાથે ક્રીડા કરે છે તથા જ્યાં આગળ મહા-પાપના પુંજનો નાશ કરનારો ગંગાજીનો પ્રવાહ રાતદિવસ વહ્યા કરે છે તેના ઉત્તમ શિખર ઉપર, અપ્સરાઓના મંડળમાં ઉત્તમ ગણાતી સુરુચિ નામની એક અપ્સરા બેઠી હતી.[૧૯–૨૦] તે મહાભાગ્યશાળી તથા અપ્સરાઓમાં ઉત્તમ ગણાતી સુરુચિએ ઇંદ્રના દૂતને આકાશ માર્ગે જતાં જોઇને તેને પૂછ્યું.[૨૧]

**સુરુચિ** પૂછે છે—ઓ મહાભાગ્યશાળી દેવદૂત! તું કયાંથી આવે છે? અને હવે કયાં જઇશ? તે સર્વ કૃપા કરીને મને કહે.[૨૨]

## અરિષ્ટનેમિની કથા.

**દેવદૂત** કહે છે—હે સુંદર ભ્રકુટીવાળી સ્ત્રી! તેં ઠીક પ્રશ્ન પૂછ્યો. હું તને યથાર્થરીતે કહીશ. અરિષ્ટનેમિ નામના એક રાજર્ષિ, જે રાગદ્વેષ રહિત અને

ધર્માત્મા છે તે પોતાના પુત્રને રાજ્ય સોંપીને તપ કરવા માટે વનમાં ગયા છે. એ રાજા ગંધમાદન નામના પર્વત ઉપર તપ કરે છે.[૨૩-૨૪] હું તેની પાસેથી મારૂં કામ કરી લઇને હમણાં ચાલ્યો આવું છું અને હવે તે વૃત્તાંત જાણ કરવા માટે ઇંદ્રરાજાની પાસે જાઉં છું.[૨૫]

અપ્સરા પૂછે છે;–હે દેવના દૂત! ત્યાં શો વૃત્તાંત થયો હતો તે મને કહે? હું વિનયભાવથી તને પૂછવાની ઇચ્છા રાખું છું માટે તારે ઉતાવળ કરવી યોગ્ય નથી.[૨૬]

દેવદૂત કહે છે;–હે કલ્યાણિ! ત્યાં જે પ્રમાણે વૃત્તાંત બન્યો છે તે હું તારી આગળ વિસ્તારથી કહું છું. અરિષ્ટનેમિ રાજા વનમાં દુસ્તર તપશ્ચર્યા કરે છે. તે વાત જાણીને ઓ સુંદર ભ્રકુટીવાળી સ્ત્રી! ઇંદ્રે મને તેજ વખતે આજ્ઞા કરી કે ઓ દૂત! તું અપ્સરાના ટોળાવાળું તથા અનેક જાતનાં વાજીંત્રોથી અને ગંધર્વો, સિદ્ધો, યક્ષો, કિન્નરો વગેરેથી શોભાયમાન આ વિમાન અને બીજા તાલ, વેણુ, મૃદંગ વગેરે વાજીંત્રોને સાથે લઇને ઝટ અનેક વૃક્ષોથી ઘેરાઇ રહેલા ગંધમાદન નામના ઉત્તમ પર્વત ઉપર જા[૨૭-૩૦] અને ત્યાં અરિષ્ટનેમિ રાજા કે જે તપશ્ચર્યા કરે છે તેને આ વિમાનમાં બેસાડીને સ્વર્ગના વૈભવ ભોગવવા માટે આ અમરાવતી નામની નગરીમાં તેડી લાવ.[૩૧]

દેવદૂત બોલ્યો;–આ પ્રમાણે ઇંદ્રની આજ્ઞા થતાં હું સર્વ સામગ્રીથી ભરેલું વિમાન લઇને ગંધમાદન પર્વત ઉપર ગયો[૩૨] અને ત્યાં પર્વત ઉપર ઉતરી રાજાના આશ્રમમાં જઇને અરિષ્ટનેમિ રાજાને મહેંદ્રની સર્વ આજ્ઞા મેં નિવેદન કરી.[૩૩] હે કલ્યાણિ! મારૂં કહેવું સાંભળીને તે રાજાને સંદેહ પડયો અને તેણે મને પૂછ્યું.

રાજા પૂછે છે;–ઓ દૂત! હું તને કાંઇ પૂછવાની ઇચ્છા રાખું છું તે તારે મને કહેવું યોગ્ય છે.[૩૪] સ્વર્ગમાં કયા કયા ગુણો છે અને કયા કયા અવગુણો છે? તે મારી આગળ કહે? હું ત્યાંની સ્થિતિ જાણ્યા પછી મારી મરજી પ્રમાણે કરીશ.[૩૫]

દૂત કહે છે;–સ્વર્ગમાં જેવું પુણ્ય હોય તેના પ્રમાણમાં સુખનો ઉપભોગ થઇ શકે છે. ઉત્તમ પ્રતિનું પુણ્ય કર્યું હોય તો ત્યાં ઉત્તમ પ્રતિનું સુખ મળે છે. મધ્યમ પ્રતિનું પુણ્ય કર્યું હોય તો ત્યાં મધ્યમ પ્રતિનું સુખ મળે છે અને કનિષ્ઠ પ્રતિનું પુણ્ય કર્યું હોય તો કનિષ્ઠ પ્રતિનું સુખ મળે છે. આ પુણ્યો જ્યાં સૂધી હોય ત્યાં સૂધી સ્વર્ગમાં વાસ રહે છે. તેમજ સ્વર્ગમાં પારકાનો ઉદય સાંખી શકાતો નથી. સમાનોની સાથે અને પોતાથી ઉત્તમ હોય તેઓની સાથે નિત્ય

સ્પર્દ્ધા રહ્યા કરે છે. અને પોતાનાથી ઓછા સુખવાળાઓને જોઇને સંતોષ થાય છે.[૩૬-૩૭-૩૮] આ પ્રમાણે ત્યાં વસતાં વસતાં પુણ્યો ખૂટી ગયા પછી જો સારાં કર્મો શેષ રહ્યાં હોય તો જીવ સ્વર્ગમાંથી મનુષ્ય લોકમાં અવતરે છે. હે રાજા! આવા આવા ગુણો અને અવગુણો સ્વર્ગમાં રહેલા છે.[૩૯] હે કલ્યાણિ! આ પ્રમાણે મારું કહેવું સાંભળીને રાજાએ મારા પ્રત્યે કહ્યું.

રાજા કહે છે;–ઓ દેવદૂત! હું એવા ગુણવાળા સ્વર્ગમાં આવવાની ઇચ્છા રાખતો નથી.[૪૦] પરંતુ હવે સર્પ જેમ પોતાની જુની કાંચળીને ઉતારી નાંખે છે તેમ હું પણ મહા ઉગ્ર તપ કરીને મારી આ અશુદ્ધ, અને અપવિત્ર કાયાનો ત્યાગ કરીશ.[૪૧] હે દેવના દૂત! તું આ વિમાન લઇને જેમ આવ્યો હતો તેમ પાછો મહેંદ્રની પાસે ચાલ્યો જા, તને નમસ્કાર કરું છું.[૪૨]

દેવદૂત કહે છે;–હે કલ્યાણિ! રાજાએ મને આ પ્રમાણે કહ્યું એટલે હું તે વૃત્તાંત નિવેદન કરવા માટે ઇંદ્રની પાસે ગયો અને તેને જેમ બન્યું હતું તેમ વૃત્તાંત કહી સંભળાવ્યું. તે સાંભળીને ઇંદ્રની સભામાં બેઠેલા સર્વ દેવો આશ્ચર્ય પામ્યા.[૪૩] મારી વાત સાંભળીને મહેંદ્રે મને ફરીને મધુર વાણીથી મને સારું લાગે તેમ કહ્યું.

ઇંદ્ર કહે છે;–ઓ દૂત! તું પાછો તેના આશ્રમમાં જા અને વૈરાગ્યવાળા તે રાજાને આત્મ તત્ત્વનો ઉપદેશ અપાવવા માટે તત્વવેત્તા શ્રી વાલ્મીકિ મુનિના આશ્રમમાં લઇ જા અને મહર્ષિ વાલ્મીકિ મુનિને તું મારો આવો સંદેશો કહે કે[૪૪] [૪૫] હે મહર્ષિ! હે મહામુનિ! આ વિનયવાન્ અને રાગદ્વેષરહિત રાજાને સ્વર્ગની ઇચ્છા નથી, માટે તમે તેને આત્મ જ્ઞાનનો ઉપદેશ કરો.[૪૬] તેમ કરવાથી એટલે તત્ત્વોપદેશ કરવાથી સંસારનાં દુઃખથી આતુર થઇ ગયેલો તે રાજા ક્રમે ક્રમે મોક્ષને પામશે. આમ કહીને ઇંદ્રે મને પાછો તે રાજાની પાસે મોકલ્યો[૪૭] એટલે હું પાછો ત્યાંથી તે રાજાની પાસે ગયો અને તેને તેડીને વાલ્મીકિ મુનિની પાસે ગયો અને તેને નિવેદન કર્યું કે મહેંદ્રે આ રાજાને તમારી પાસે જ્ઞાન લેવા માટે મોકલ્યો છે. તે પછી તે રાજાએ પણ મોક્ષનાં સાધન મેળવવાનો પોતાનો વિચાર મુનિને નિવેદન કર્યો.[૪૮] એટલે વાલ્મીકિ મુનિએ રાજાને અતિ પ્રેમથી દેશ, ભંડાર, પુત્ર, તપશ્ચર્યા વગેરેનું કુશળ પ્રશ્ન પૂછયું અને તેના સાતે અંગોનું આરોગ્ય પૂછયું.[૪૯]

રાજા કહે છે;–હે ભગવન્! હે ધર્મનાં તત્વને જાણનારા! હે પરબ્રહ્મને જાણનારા! તથા હે વિદ્વાનોમાં ઉત્તમ! આપની કૃપા દૃષ્ટિથી હું કૃતાર્થ થયો

છું અને મારૂં તેથીજ કુશળ છે.[૫૦] હે મહારાજ! હું આપને પૂછવાની ઇચ્છા રાખું છું તે વાત તમે મને કહો. તમને વિઘ્ન નડશે નહીં.* હું સંસારના બંધનથી થતાં દુઃખોની પીડામાંથી કેવી રીતે છૂટો થાઉં તે વાત મને આપ કહો.

વાલ્મીકિ કહે છે; હે રાજા! હું તને સંપૂર્ણ રામાયણ કહી સંભળાવું તે તું સાંભળ અને સાંભળીને પ્રયત્નથી તેનું મનમાં મનન કરીને દૃઢ કરીશ તો તું જીવન્મુક્ત થઇશ.[૫૨] હે જ્ઞાની રાજેંદ્ર! હું તને વસિષ્ઠ અને રામચંદ્રના સંવાદરૂપે મોક્ષના ઉપાયોવાળી ઉત્તમ કથાઓ કહું તે તું સાંભળ. મને પરબ્રહ્મના ખરા સ્વરૂપનું જ્ઞાન છે.[૫૩]

## શ્રીરામચંદ્રનું ચરિત્ર.

રાજા પૂછે છે;–રામ કોણ હતા? કેવા હતા? કોના પુત્ર હતા? એ માયાના બંધનમાં પડેલા સાધારણ જીવ હતા કે નિત્ય એવા પરમાત્મા વિષ્ણુ હતા? હે તત્ત્વેત્તાઓમાં ઉત્તમ! એ સંબંધી નિશ્ચય કરીને મને ખરી વાત કહો.[૫૪]

વાલ્મીકિ કહે છે;–રાજાના સ્વરૂપમાં રહેલા શ્રીરામ પોતે વિષ્ણુ હતા. તોપણ તે શાપને મિશે પોતાના ભક્તોનાં વચનો ખરાં કરવાની ઇચ્છાથી પોતે અજ્ઞાન ગ્રહણ કરીને અલ્પજ્ઞ થયા હતા.[૫૫]

રાજા પૂછે છે;–મતિમાન્, ચૈતન્ય અને ચિદાનંદસ્વરૂપ શ્રી રામચંદ્રને શાપ થવાનું શું કારણ? અને તે ઇશ્વરને કોણે શાપ આપ્યો હતો? એ વાત મને કહો.[૫૬]

શ્રી વાલ્મીકિ કહે છે;–એક વખતે કામના વિનાના સનત્કુમાર બ્રહ્માની સભામાં બેઠા હતા. તે વખતે ત્રણ લોકના અધિપતિ શ્રીવિષ્ણુ ભગવાન્ વૈકુંઠમાંથી ત્યાં આવ્યા.[૫૭] આ વખતે બ્રહ્માએ તથા બીજા સત્યલોકના રહેનારાઓએ તે સભામાં વિષ્ણુનો સત્કાર કર્યો. માત્ર એક સનત્કુમારેજ સત્કાર કર્યો નહીં. તે જોઇને શ્રીવિષ્ણુ પરમાત્મા બોલી ઉઠયા.[૫૮] ઓ સનત્કુમાર! તું નિષ્કામપણાનું અભિમાન રાખીને અક્કડ રહે છે. માટે જા તું કામથી આતુર રહેનારા શરજન્મા (કાર્તિક સ્વામી) નામે શંકરનો પુત્ર થઇને અવતાર લે.[૫૯] એટલે સનત્કુમારે પણ વિષ્ણુને સામો શાપ આપ્યો કે તમારામાં જે સર્વજ્ઞપણું છે, તે થોડો વખત ત્યાગ કરીને તમે

* મનુષ્યો જ્ઞાન સંપાદન કરે એ વાત દેવોને રૂચતી નથી. આમ શ્રુતિમાં લખ્યું છે તેથી વાલ્મીકિને વિઘ્ન થવાની શંકા થાય તે શંકા દૂર કરવા માટે રાજાએ કહ્યું કે તમને આ કામમાં વિઘ્ન નડશે નહીં.

પણ અજ્ઞાનીનો અવતાર લ્યો.[६०] તેમ બીજી એવી એક કથા છે કે જ્યારે વિષ્ણુએ ભૃગુની સ્ત્રીનો નાશ કર્યો ત્યારે ભૃગુએ પણ ક્રોધના આવેશમાં આવી જઇને કહ્યું હતું કે; ઓ વિષ્ણુ! તને પણ મારી પેઠે સ્ત્રીનો વિયોગ થશે.[६१] વળી ભગવાન્ વિષ્ણુએ જલંધરનું રૂપ લઇને તેની સ્ત્રીનું પાતિવ્રત્ય ભંગ કર્યું હતું. તે ઉપરથી વૃંદાએ પણ વિષ્ણુને શાપ આપતાં કહ્યું હતું કે ઓ વિષ્ણુ! તમે છળથી મારૂં પાતિવ્રત્ય ભંગ કર્યું છે માટે મારા કહેવા પ્રમાણે તમને સ્ત્રીનો વિયોગ થશે.[६२]

વળી દેવદત્ત બ્રાહ્મણની સ્ત્રી પયોષ્ણી નદીના તીર ઉપર બેઠી હતી તે, વિષ્ણુએ ધારણ કરેલાં નરસિંહનાં સ્વરૂપને જોઇને મરણ પામી હતી.[६३] તેથી દેવદત્તને સ્ત્રીનો વિયોગ થયો તેથી તેણે દુઃખથી આતુર થઇને નરસિંહ ભગવાનને શાપ આપ્યો હતો કે, તને પણ સ્ત્રીનો વિયોગ થશે.[६४] આ પ્રમાણે ભૃગુએ, સનત્કુમારે, દેવશર્માએ તથા વૃંદાએ વિષ્ણુને શાપ આપ્યો હતો તેથી વિષ્ણુએ રામરૂપે મનુષ્યનો અવતાર લીધો હતો.[६५] હે અરિષ્ટનેમિ રાજા! આ રીતે શાપ થવાના મિષનાં સર્વ કારણો તને કહી સંભળાવ્યાં. હવે અનુબંધ સાથે મોક્ષનાં સર્વ સાધનો કહું છું તે તું બુદ્ધિને સાવધાન કરીને સાંભળ.[६६]

---

# સર્ગ ૨ જો.*

## રામાયણ રચવાનું પ્રયોજન.

**वाल्मीकिरुवाच**–दिवि भूमौ तथाकाशे वहिरंतश्चामे विभूः ।
यो विभात्यव भासात्मा तस्मै सर्वात्मने नमः ॥ १ ॥

શ્રીવાલ્મીકિ કહે છે;–જે અખંડ પ્રકાશવાળા વ્યાપક પરમાત્મા મને સ્વર્ગમાં, પૃથ્વી ઉપર, આકાશમાં, બહારના ભાગમાં, તેમજ અંતરાત્મામાં ભાસે છે, તે સર્વના આત્મારૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.[१] આ રામાયણનો અત્યંત અજ્ઞાની કે અત્યંત જ્ઞાની અધિકારી નથી. પરંતુ જે પુરૂષને હું આ સંસારમાં બંધાયો છું

* આ બીજા સર્ગમાં મહારામાયણ રચવાનું પ્રયોજન તથા બ્રહ્માની આજ્ઞા અને જીવનમુક્તની સ્થિતિ કહેવામાં આવશે.

અને જ્ઞાન મળવાથી હું મુક્ત થઇશ આવો નિશ્ચય હોય છે, તે આ અધ્યાત્મ શાસ્ત્રરૂપી રામાયણનો અધિકારી છે.[૨] જે વિવેકી પુરૂષ આરંભમાં પૂર્વ રામાયણમાંની કથાઓનો વિચાર કરીને તેમાં કહેલા ધર્માદિક ઉપાયો પ્રમાણે ચાલે છે અને ચિત્ત શુદ્ધ થયા પછી ઉત્તર રામાયણમાં કહેલાં મોક્ષનાં સાધનોનો વિચાર કરે છે, તે ફરીને આ સંસારમાં જન્મતો નથી.[૩] હે શત્રુનો નાશ કરનારા રાજા! હમણાંની જે રામાયણ છપન્ન હજાર શ્લોકની છે તેમાંથી રાગદ્વેષનો નાશ કરવામાં સમર્થ એવા રામચંદ્રજીની કથાઓરૂપી ઉપાયોવાળી પૂર્વ રામાયણ જેમાં ચોવીશ હજાર શ્લોક છે તેટલો ભાગ રચીને મેં પ્રથમ સમુદ્ર જેમ વિનયવંત યાચકને મણિ આપે તેમ સાવધાન થઇને બુદ્ધિશાળી અને વિનયવાળા ભરદ્વાજ નામના મારા શિષ્યને ભણાવી હતી.[૪-૫] તે પછી બુદ્ધિશાળી તે ભરદ્વાજે એ પૂર્વ રામાયણનો કથા ભાગ મેરૂ પર્વતના કોઈએક મહાન પ્રદેશમાં બેઠેલા બ્રહ્માની આગળ કહી બતાવ્યો હતો,[૬] સર્વ લોકોના પિતામહ ભગવાન્ બ્રહ્મા રામચંદ્રની કથાથી ભરપૂર તે પૂર્વ રામાયણ સાંભળીને ભરદ્વાજના ઉપર પ્રસન્ન થયા અને મોટા હૃદયના ભરદ્વાજને કહ્યું કે; ઓ પુત્ર! તું મારી પાસેથી વર માંગી લે.[૭]

ભરદ્વાજ કહે છે;–હે ભૂત, વર્તમાન અને ભવિષ્યના સ્વામી! હે ભગવન્! મને હમણાં તો આ વરદાન ગમે છે. તે વરદાન એ છે કે જે ઉપાયો કરવાથી સંસારના જીવો દુઃખમાંથી મુક્ત થાય, તે ઉપાયો મને કહો.[૮]

## બ્રહ્માની આજ્ઞા.

શ્રીબ્રહ્મા કહે છે;–આ બાબતમાં તું ઝટ પ્રયત્નપૂર્વક શ્રીવાલ્મીક મુનિની પ્રાર્થના કર. તેમણે હમણાં સર્વ ગુણોથી ભરેલી શ્રીમહા રામાયણ રચવા માંડી છે, જે અપૂર્ણ છે તે પૂરી કરે તેવો તુરત તું પ્રયત્ન કર.[૯] અપાર ગુણવાળા સેતુવડે (રામે બાંધેલી પાજવડે) લોકો જેમ સમુદ્રના પારને પામે છે તેમ તે મહા રામાયણ સાંભળવાથી મનુષ્ય સંપૂર્ણ મોહને તરી જશે.[૧૦]

શ્રીવાલ્મીકિ કહે છે–આ પ્રમાણે ભરદ્વાજને કહીને સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનારા શ્રીબ્રહ્મા તે ભરદ્વાજને સાથે લઇને મારા આશ્રમમાં પધાર્યા.[૧૧] એટલે મેં અર્ઘ, પાદ્ય વગેરેથી તુરત બ્રહ્માની પૂજા કરી. તે પછી મહાબળવાળા અને સર્વ પ્રાણીઓના હિતમાં રહેનારા બ્રહ્માએ મને કહ્યું,[૧૨] હે મહામુનિ! તમે રામચંદ્રના સ્વભાવનું વર્ણ કરવા માટે જે ઉત્તમ ગુણવાળો ગ્રંથ રચવા માંડ્યો છે, તે ગ્રંથ તમારે કંટાળીને અધૂરો મૂકી દેવો નહીં. પણ સંપૂર્ણ રચવો.[૧૩]

મનુષ્યો જેમ વહાણથી તુરત સમુદ્રને તરી જાય છે તેમ મનુષ્યો આ ગ્રંથવડે તુરત સંસારનાં સંકટોને તરી જાશે.[૧૪] હું આજ બાબત આપને કહેવા માટે અહીં આવ્યો છું. હવે તમે લોકોના હિતને માટે અધ્યાત્મ શાસ્ત્ર રચો! આમ બ્રહ્માએ કહ્યું[૧૫] અને પછી એક મુહૂર્તમાં પાણીમાંથી ઉંચો ઉછળેલો પાણીનો મોટો મોજો જેમ એક ક્ષણમાં અદૃશ્ય થઇ જાય તેમ ભગવાન્ બ્રહ્મા પણ મારા પવિત્ર આશ્રમમાંથી અદૃશ્ય થયા.[૧૬] ભગવાન્ બ્રહ્માના અણચિંતવ્યા આવવાથી હું ગભરાટમાં પડી ગયો હતો, તેથી બ્રહ્માનું કહેવું યથાર્થ રીતે સમજ્યો ન હતો. માટે ભગવાન્ બ્રહ્મા આશ્રમમાંથી પધાર્યા. પછી મેં મનને સ્થિર કરીને પાછું ભરદ્વાજને પૂછ્યું કે,[૧૭] ઓ ભરદ્વાજ! બ્રહ્મદેવે મને એ શું કહ્યું તે તું મને ઝટ કહે? આમ મેં પૂછ્યું એટલે ભરદ્વાજે મને ફરીને તે વાત કહી બતાવી.[૧૮]

ભરદ્વાજ કહે છે;–તમે જેમ પૂર્વ રામાયણ રચી છે, તેમજ સર્વ લોકના હિતમાટે સંસાર રૂપી સમુદ્રમાંથી તારનારી ઉત્તર રામાયણ પણ રચો, આમ ભગવાન્ બ્રહ્માએ તમને આજ્ઞા કરી છે.[૧૯]

## ભરદ્વાજનાં પ્રશ્નો.

હે ભગવાન્ વાલ્મીકિ! ઉદાર મનવાળા રામ, ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ, યશસ્વિની સીતા તથા રામને અનુસરનારા મહાબુદ્ધિશાળી મંત્રીઓના પુત્રો, આ સંસારના સંકટોમાં રહીને કેવી રીતે વ્યવહાર કરતા હતા? અને તેઓએ દુઃખ રહિત શાંતિમય સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી હતી? તે વાત મને સ્પષ્ટ રીતે કહો. એટલે તમારો ઉપદેશ શ્રવણ કરવાથી કૃતાર્થ થએલા લોકોની સાથે હું પણ તેવી જ સ્થિતિને પહોંચું.[૨૦-૨૧-૨૨] આ પ્રમાણે કહીને હે રાજેન્દ્ર! ભરદ્વાજે મને આદર સાથે કહ્યું કે, હે મુનિ! કથા કહો, તે વખતે મેં વ્યાપક એવા બ્રહ્માની આજ્ઞા પાળવા માટે ઉત્તર રામાયણ કહેવાનો આરંભ કર્યો.[૨૩] હે વત્સ ભરદ્વાજ! હું તારા પૂછવા પ્રમાણે તને કહું છું તે તું સાંભળ, જે સાંભળવાથી તું તારો મહા મોહ સંપૂર્ણ રીતે દૂર કરીશ.[૨૪] હે બુદ્ધિશાળી! કમળ જેવાં નેત્રવાળા મહાત્મા શ્રીરામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા, સીતા, દશરથ તથા રામના મિત્ર કૃતાસ્ત્ર અને વિરોધ, આ સૌ સુખી છતાં પણ સર્વ ઠેકાણે મનની આસક્તિ રાખ્યા વિના વ્યવહાર કરતા હતા, તેમ તું પણ સર્વ વિષયો ઉપર આસક્તિ રાખ્યા વિના શુદ્ધ મનથી વ્યવહાર કર. રામ વગેરે આસક્તિ વિનાની બુદ્ધિથી વ્યવહાર કરતા હતા, તેથી જ

તેઓ જ્ઞાનના પારને પામ્યા હતા. તેમ તું પણ આસક્તિ વિનાની બુદ્ધિથી વ્યવહાર કરીશ તો જ્ઞાનના પારને પામીશ. અર્થાત્ તે પછી તારે કાંઇ બીજું જાણવા યોગ્ય રહેશે નહીં. વસિષ્ઠ, વામદેવ, નામના બ્રહ્મર્ષિઓ તથા ધૃષ્ટિ, જયંત, ભાસ, યથાર્થ વક્તા વિજય, વિભીષણ, સુષેણ, હનુમાન વાનર અને ઇંદ્રજીત, આ આઠ મંત્રી મહાત્માઓ હતા. જીવન્મુક્ત હોવાથી રાગદ્વેષ રહિત હતા. સર્વ ઉપર સમાન ભાવવાળા હતા અને પ્રારબ્ધ પ્રમાણે જે મળતું તેને ગ્રહણ કરતા હતા.[૨૫-૨૬-૨૭-૨૮-૨૯] હે પુત્ર! તેઓ જેમ હોમ કરતા હતા, દાન દેતા હતા, ધનાદિક ગ્રહણ કરતા હતા, સંસારમાં આચરણ કરતા હતા અને પૂર્વાપર બાબતોનો વિચાર કરતા હતા, તેમ તું પણ જો સંસારમાં વ્યવહાર કરીશ તો તારો સંકટમાંથી ઉદ્ધારજ થશે.[૩૦] મનુષ્યો આ અપાર સંસાર સમુદ્રમાં પડેલો હોય તો પણ તે ઉત્તમ મુક્તિ મેળવીને ઉત્તમ પ્રકારના જ્ઞાનનો વધારો કરે છે. તો તે મનુષ્ય શોકને અથવા દીનતાને પામતો નથી, અને અભિમાનરૂપી જ્વરથી છૂટો થઇને નિરતિશય આનંદ સ્વરૂપે નિત્ય તૃપ્ત થઇને રહે છે.[૩૧]

---

# સર્ગ ૩ જો.*

## શ્રીવાલ્મીકિનો ઉપદેશ.

**भरद्वाज उवाच**—जीवन्मुक्तस्थितिं ब्रह्मन् कृत्वा राघवमादितः ।
क्रमात्कथय मे नित्यं भविष्यामि सुखी यथा ॥ १ ॥

**ભરદ્વાજ** પૂછે છે; "હે **વાલ્મીકિ** મહારાજ! તમે આરંભમાં **રામ**નાં ચરિત્રનો સંબંધ લઇને મને અનુક્રમે જીવન્મુક્ત પુરૂષની સ્થિતિ કહો. એટલે હું જેમના ચરિત્રનું અનુસંધાન રાખીને નિત્ય સુખમાં રહીશ."[૧]

શ્રી**વાલ્મીકિ** કહે છે; "હે સદ્ગુણી **ભરદ્વાજ**! આકાશમાં જોતાં જેમ ખરેખર નીલો રંગ નથી તો પણ અજ્ઞાની બાળકો કહે છે કે આકાશ નીલા રંગનું

---

*આ ત્રીજા સર્ગમાં દૃશ્ય પદાર્થને બાધ કરવાનો ઉપાય, વાસનાના ભેદ, તથા રામની તીર્થયાત્રાનું વર્ણન કહેવામાં આવશે.

છે અને તે નીલા રંગનું હોય તેમ ભ્રમને લીધે દેખાય પણ છે. તેમજ પરબ્રહ્મ વિશે ખરી રીતે તો જગત્ છેજ નહીં. પરંતુ ભ્રમને લીધે તેને વિશે દેખાય છે, તેનું ફરીને કોઇ પણ વાર તેવા પ્રકારે સ્મરણ ન થાય એવું જે વિસ્મરણ થવું તેનેજ હું મુક્તિનું ઉત્તમ લક્ષણ તથા સ્વરૂપ માનું છું."[૨]

દૃશ્યમાત્ર એકદમ અસ્તિત્વ રહિત છે આવું જ્ઞાન થયા વિના કોઇ મનુષ્ય કોઇ પણ દહાડો પૂર્વોક્ત મુક્તિનો અનુભવ કરી શકતો નથી. એટલા માટે તેવા જ્ઞાનમાં સાધનભૂત આત્મસ્વરૂપના સાક્ષાત્કારનું અનુસંધાન કરો.[૩] આ શાસ્ત્રમાં અધિકાર થવાથી તને આત્મ સાક્ષાત્કાર થવાનો સંભવ છે અને તું જો આત્મ વસ્તુનો સાક્ષાત્કાર કરવાના ઉદ્દેશથી આ વિસ્તારવાળા શાસ્ત્રનું શ્રવણ કરીશ તો તને આત્મતત્વનો લાભ થશે, નહીં તો થશે નહીં.[૪] હે દોષ રહિત ભરદ્વાજ! આ ભ્રાંતિથી કલ્પી કાઢેલું જો કે દૃશ્ય છે (દેખાય છે) તોપણ આકાશમાં દેખાતા કાળા રંગની પેઠે તે મિથ્યા છે. આ વાત આ અધ્યાત્મ શાસ્ત્રનો વિચાર કરવાથી પરિશ્રમ વિના અનુભવમાં આવે છે.[૫] દૃશ્ય વસ્તુ ખરી રીતે જોતાં મિથ્યા છે. આવા તત્વજ્ઞાનવડે જો મનમાંથી દૃશ્ય વસ્તુ ભુંસાઇ જાય તો તેથી પરમાનંદ આપનારી નિવૃત્તિ મળે છે.[૬] પરંતુ તત્વજ્ઞાન ન હોય તો સ્વાભાવિક અજ્ઞાનને આધીન રહેલા સંસાર ચક્રમાં અને વારંવાર જન્મ મરણ પામતો જીવ ઘણા કાળ સુધી શાસ્ત્રના ખાડામાં ગોથાં ખાધા કરે છે અને તે આનંદનો લાભ મેળવી શકતો નથી.[૭] હે બ્રહ્મન્! વાસનાઓનો સમૂળગો જે ત્યાગ તે જ ઉત્તમ પ્રતિનો મોક્ષ કહેવાય છે. અને ચિત્તની શુદ્ધિ થયા પછી તેજ મોક્ષનો કર્મ ઉપાસના વગેરેથી અનુક્રમે લાભ થાય છે.[૮] હે બ્રાહ્મણ! સૂર્યના તાપથી જ્યારે ટાઢનો જથ્થો ઓછો થાય છે ત્યારે ઝાકળનાં કણો જેમ પીંગળી જાય છે તેમ વાસના ક્ષીણ થયા પછી મન પણ તરત પીંગળી જાય છે.[૯] અંદર દાખલ કરેલો ઝીણો દોરો જેમ મોતીના સમૂહને એકઠો સંગ્રહી રાખે છે, તેમજ વાસના પણ પાંચ મહાભૂતથી ઉત્પન્ન થયેલા આ શરીરને ધારણ કરી રાખે છે.[૧૦] તે વાસના બે પ્રકારની છે;–શુદ્ધા તથા મલિના. મલીના વાસનાથી જીવને વારંવાર જન્મ થયા કરે છે અને શુદ્ધા વાસના જન્મનો નાશ કરે છે.[૧૧] વિદ્વાનો કહે છે કે મલિનવાસના ખેડુતના જેવા પ્રબળ અહંકારના ગુણે કરીને અજ્ઞાન ક્ષેત્રમાં ઘટ્ટ થઇને ઉગી નિકળે છે અને પુનર્જન્મરૂપી ફળને ઉત્પન્ન કરે છે.[૧૨] અને શુદ્ધ વાસના તત્વજ્ઞાનમાં ઉપયોગી છે. તેનામાં પૂર્વ જન્મનાં અંકુરો હોતાં નથી. પરંતુ તે તો ભુંજેલા બીજની પેઠે અંકુર રહિત છે અને તાત્કાલિક શરીર ધારણ કરવું એજ માત્ર તેનું ફળ છે.[૧૩] શુદ્ધ

વાસના જીવન્મુક્ત પુરૂષોના શરીરમાં ચક્રના* ભ્રમણની પેઠે રહે છે. ફરીથી જન્મ આપવાની તેનામાં શક્તિ હોતી નથી.[૧૪] જે પુરૂષો તત્ત્વ જ્ઞાનવડે શુદ્ધ વાસનાનો આશ્રય કરે છે. તેઓ અનર્થ આપનારા જન્મને ફરીને પામતા નથી. પરંતુ મહા બુદ્ધિશાળી તે પુરૂષો જીવન્મુક્ત કહેવાય છે.[૧૫]

## શ્રીરામચંદ્રની યાત્રા.

મહા બુદ્ધિશાળી **રામચંદ્ર** જે ઉપાયોથી જીવન્મુક્તિને પામ્યા હતા તે ઉપાયો હું તને જરા તથા મરણની નિવૃત્તિને માટે કહી બતાવું છું. તે તું સાંભળ.[૧૬] હે મહા બુદ્ધિવાળા **ભરદ્વાજ**! હું તને **રામચંદ્રજી**ની ઉત્તમ પ્રકારની દિવસ ચર્યા એવી રીતે કહીશ કે જે પ્રમાણે સાંભળવાથી તું હમેશાં સર્વ વિષયોને સમજી જઇશ. માટે હવે તું ધ્યાન દઇને **રામચરિત્ર** સાંભળ.[૧૭] **રામચંદ્ર** ગુરૂને ઘેર બ્રહ્મચર્યાવસ્થામાં વિદ્યાધ્યયન કરીને ત્યાંથી પોતાને ઘેર આવ્યા અને કમળ જેવાં નેત્રવાળા **રામ** સર્વત્ર સર્વ પ્રકારે નિર્ભય થઇને પોતાના ઘરને વિશે રમત ગમતમાં દિવસો ગાળવા લાગ્યા.[૧૮] આ સમયમાં **દશરથ** રાજા પૃથ્વી ઉપર રાજ્ય કરતા હતા અને સર્વ પ્રજા શોક રહિત અને સંતાપ રહિત હતી.[૧૯] આવા સમયમાં કોઈ એક દહાડો ગુણવાન્ **રામચંદ્ર**ને પવિત્ર તીર્થો તથા આશ્રમો જોવાની મનમાં અત્યંત ઉત્કંઠા થઈ આવી.[૨૦] **રામચંદ્ર** ઉપર કહ્યા પ્રમાણે તીર્થયાત્રાની ઉત્કંઠા થતાં તે વિશેનો વિચાર કરીને પિતાની પાસે આવ્યા અને હંસ જેમ કેસરાવાળાં બે નવીન કમળોને ગ્રહણ કરે તેમ **રામ** પિતાના નખરૂપી કેસરાંવાળાં બે ચરણોને હાથથી ગ્રહણ કરીને બોલ્યા.[૨૧]

શ્રી**રામ** કહે છે; હે પિતા! હે નાથ! તીર્થો, દેવ મંદિરો, વનો અને ક્ષેત્રો જોવાની મારા મનમાં ઉત્કંઠા થઈ છે.[૨૨] માટે આપે મારી આ પ્રથમ માગણીને માન્ય રાખવી જોઇએ. હે રાજા! આ જગત્માં એવો કોઇ પણ યાચક નથી કે જેનો આપે સત્કાર કર્યો નહોય.[૨૩]

* ચક્રને એકવાર ફેરવ્યાથી તે ઉત્તરોત્તર ફર્યા કરે છે. પરંતુ ફરીને તેને હાથનો ધકકો મારવામાં આવે નહીં તો તે ધીરે ધીરે ફરતું બંધ પડી જાય છે. તેમજ જીવન્મુક્ત પુરૂષનું શરીર શુદ્ધ વાસનાને આધીન છે એકવાર ચલાવવાથી શુદ્ધ વાસનાને આધીન રહેલું શરીર પણ પ્રારબ્ધ પ્રમાણે ફરે છે. પરંતુ તેને નવીન વાસનાનો યોગ ન થવાથી પ્રારબ્ધનો ક્ષય થાય છે તેથી તે સ્થિર થઇ જાય છે અને જીવને ફરીને બીજું શરીર ધારણ કરવું પડતું નથી.

શ્રીવાલ્મીકિ કહે છે; આ પ્રમાણે **રામે દશરથ** રાજાની પ્રાર્થના કરી એટલે રાજાએ તે વખતે **વસિષ્ઠની સાથે** વિચાર કરીને **રામે પ્રથમ** માગણી કરી **હતી તેથી દશરથ** રાજાએ તેને યાત્રાએ જવાની આજ્ઞા **આપી.**[૨૪] તે પછી શુભ નક્ષત્રવાળો દિવસ આવ્યો કે તે દિવસે **રામચંદ્ર** ભાઇ **લક્ષ્મણ** અને **શત્રુઘ્નની** સાથે યાત્રા જવા માટે તૈયાર થયા; બ્રાહ્મણોએ તેમને સ્વસ્તિવાચન કર્યું, માતાઓએ વારંવાર ભેટીને આશિર્વાદો આપ્યા અને તેઓને શણગાર્યા. તેઓએ પણ પોતાનાં શરીરોને માંગલિક પદાર્થોથી અલંકૃત કર્યા. બીજી તરફ વસિષ્ટની આજ્ઞાથી કેટલાએક શાસ્ત્રજાણનારા બ્રાહ્મણો પણ રામની સાથે જવા તૈયાર થયા, તેમ કેટલાએક સ્નેહી રાજકુમારો પણ યાત્રામાં સાથે આવવાને તૈયાર થયા; તે બ્રાહ્મણો અને રાજકુમારોની સાથે **રામ** તીર્થયાત્રા કરવા માટે ઘરમાંથી બહાર નીકળ્યા[૨૫-૨૬-૨૭] તે વખતે **અયોધ્યાના** લોકો તુરીઓ વગાડીને **રામચંદ્રને** માન આપવા લાગ્યા, નગરની નારીઓ ભ્રમર ટોળાંની પેઠે ચંચળતાવાળાં નેત્રોથી **રામના** મુખારવિંદને નિહાળવા લાગી.[૨૮] આ વેળાએ **હિમાચળ** જેમ બરફોથી ઢંકાઇ જાય તેમ **સ્ત્રીઓના** ચંચળ હસ્ત કમળોમાંથી પડતી ધાણીની વૃષ્ટિથી **રામ** ઢંકાઇ ગયા.[૨૯] આ પ્રમાણે નગરમાંથી બહાર નીકળીને **રામે** બ્રાહ્મણોને દાન દક્ષિણાઓ આપીને વશ કર્યા. પ્રજાવર્ગના આશીર્વાદો સાંભળીને **રામે** તેઓને અભિવંદન આપ્યું અને પછી દિશાઓના વિભાગો જોતા જોતા જુના જુના અરણ્યોમાં ફરવા લાગ્યા.[૩૦] **રામચંદ્ર** પોતાના **કોશલ** દેશમાંથી નિકળ્યા પછી માર્ગમાં હમેશાં સ્નાન, દાન, તપ, ધ્યાન વગેરે નિયમો યથાર્થ રીતે પાળતા થકા જુદાં જુદાં આશ્રમો તથા તિર્થોનાં દર્શન કરવા લાગ્યા.[૩૧] તે અનુક્રમે પવિત્ર નદીઓનાં તીરો, વનો, ક્ષેત્રો, દેશની સીમાનાં અરણ્યો, સમુદ્રની પાસેના પ્રદેશો, પર્વતોની પાસેના પ્રદેશો,[૩૨] ચંદ્રના જેવાં ઉજ્જ્વલ ગંગા નદી, શ્યામ કમળ જેવાં **યમુનાં** નદી, **સરસ્વતી, શતદ્રુ, ચંદ્રભાગા,** ઇરાવતી,[૩૩] **વેણી,** કૃષ્ણા સાથે મળેલી **વેણી, નિર્વિન્ધ્યા, સરયૂ, ચંબલ, વિતસ્તા, વિપાશા, બાહુદા,**[૩૪] પ્રયાગ, **નૈમિષારણ્ય, ધર્મારણ્ય, ગયા, કાશી, શ્રીપર્વત, કેદાર,** પુષ્કર;[૩૫] અનુક્રમે પ્રાપ્ત થએલું **માનસ** સરોવર, ઉત્તર **માનસ, હયગ્રીવ** તીર્થ, **ઇન્દ્રદ્યુમ્ન** નામનું **મહાતીર્થ,** તળાવો, નદીઓ, મોટા નદો, અનેક ધરાઓ,[૩૬-૩૭] **કાર્તીક** સ્વામી, **શાલીગ્રામ, શ્રીહરિ, વિષ્ણુનાં તથા શંકરનાં** ચોસઠ સ્થાનો,[૩૮] ચારે સમુદ્રોના અનેક આશ્ચર્યથી ભરપૂર કિનારાઓ, **વિંધ્યાચળના** નિકુંજો, **મંદરાચળના** નિકુંજો, કુળવાન્ પર્વતો-

ના પ્રદેશો,[39] મોટા રાજર્ષિઓનાં આશ્રમો, બ્રહ્મર્ષિઓનાં આશ્રમો, દેવોનાં આશ્રમો, બ્રાહ્મણોનાં પવિત્ર તથા શુભ આશ્રમો વગેરે અનેક પવિત્રતીર્થો અને આશ્રમોને જોતા જોતા રામચંદ્ર તીર્થયાત્રા કરવા લાગ્યા.[40] સર્વને માન આપનારા **શ્રી**રામે પોતાના બન્ને ભાઇઓની સાથે વારંવાર ચારે દિગંતોમાં ફરી આખી પૃથ્વીના છેડા સૂધી યાત્રા કરી. અર્થાત્ તેમણે પૃથ્વી ઉપરના તમામ પ્રદેશોમાં ફરીને તે તે પ્રદેશો જોયા.[41] દેવતાઓ, કિન્નરો અને મનુષ્યોમાં માન પામેલા શ્રી**રામ** આખી પૃથ્વીને સારી રીતે જોઇને, દિશાઓમાં વિહાર કરીને **શં**કર જેમ પોતાના લોકમાં પાછા જાય તેમ **ર**ઘુનંદન શ્રી**રામ** પણ દિશાઓમાં વિહાર કરીને પાછા અયોધ્યા પુરીમાં પોતાને ઘેર પધાર્યા.[42]

---

# સર્ગ ૪ થો.*

## રામનું તીર્થયાત્રામાંથી પાછું ફરવું.

**वाल्मीकिरुवाच**–रामः पुष्पांजलिव्रातैर्विकीर्णः पुरवासिभिः ।
प्रविवेश गृहं श्रीमज्जयन्तो विष्टपं यथा ॥ १ ॥

શ્રી**વા**લ્મીકિ કહે છે;–હે **ભ**રદ્વાજ! **અ**યોધ્યાના રહેનારાઓએ **રા**મને પુષ્પાંજલિઓથી વધાવી લીધા અને **જ**યંત જેમ વિભૂતીઓથી શોભાયમાન સ્વર્ગમાં પ્રવેશ કરે તેમ **રા**મચંદ્ર પણ વિભૂતિઓથી શોભાયમાન એવા પોતાના ઘરમાં પેઠા.[1] અને પ્રથમ પ્રવાસમાંથી આવેલા રામે ત્યાં આગળ રહેલા પિતાને, વસિષ્ઠ મુનિને, ભાઇઓને, કુટુંબીઓને, બ્રાહ્મણોને અને કુળના ઘરડા પુરૂષોને પ્રણામ કર્યા.[2] તે પછી સંબંધીઓએ, માતાઓએ, પિતાએ અને બ્રાહ્મણોએ શ્રી **રા**મને આલિંગન આપીને તેનો આદર સત્કાર કર્યો. આ વેળા **રા**મના મનમાં બહુજ હર્ષ થયો, જે તેના શરીરમાં સમાયો નહીં. અર્થાત્ તેના શરીરમાંથી આનંદ ઉભરાવા લાગ્યો.[3] આ વખતે રામના ઘર વિશે લોકો પરસ્પર મધુર વાણીથી મીઠી મીઠી વાતો કરવા લાગ્યા. તેને લીધે કોમળ વાંસળીના શબ્દોએ કરીને જેમ દિશાઓ ગાજી ઉઠે તેમ દિશાઓ ગાજી ઉઠી.[4] **રા**મના આગમન નિમિત્તે આ પ્રમાણે આઠ

* આ ચોથા સર્ગમાં શ્રીરામનાં તીર્થ યાત્રામાંથી પાછા ફરવાની કથા કહેવાશે.

દિવસ સુધી ઉત્સવ ચાલ્યો; જેમાં લોકોએ આનંદથી ઉન્મત્ત થઇને મધુર ગાયનોનો મોટો કોલાહલ કરી મૂકયો.[૫] ત્યારપછી **રામ** પોતાના ઘરમાં આનંદથી રહેવા લાગ્યા અને જુદા જુદા દેશમાં જોયેલા અનેક જાતના આચારોનું લોકોની આગળ વર્ણન કરવા લાગ્યા.[૬] **રામચંદ્ર** હમેશાં પ્રભાતમાં ઉઠી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સંધ્યા વંદન વગેરે કર્મો કર્યા પછી ઈંદ્રના સરખા પોતાના પિતાનાં દર્શન કરવા માટે રાજસભામાં પધારતા હતા. અને ત્યાં **વસિષ્ઠ** વગેરે મહાત્માઓની સાથે આદર પૂર્વક જ્ઞાનથી ભરેલી અનેક જાતની વાતો કરતા હતા. તે પછી ભોજન વગેરે કરતા હતા અને ચોથે પહોરે પિતાની આજ્ઞા લઇને મૃગયાની ઇચ્છાથી મોટી સેનાથી વિંટાઇને વરાહો અને પાડાઓથી ભરેલા વનમાં મૃગયા કરવા માટે જતા હતા.[૮-૯] વનમાંથી પાછા ઘેર આવી ક્રમ પ્રમાણે સ્નાન વગેરે કરીને મિત્રોની તથા બાંધવોની સાથે ભોજન કરતા હતા અને પછી સ્નેહી વર્ગની સાથે નિદ્રામાં રાત્રિ ગાળતા હતા.[૧૦] તીર્થ યાત્રામાંથી આવ્યા પછી **રામ**-ચંદ્ર પોતાના ભાઇઓની સાથે પિતાના ઘરમાં રહીને બહુધા આ પ્રમાણે દિવસનો વ્યવહાર કરતા હતા.[૧૧] હે નિર્દોષ **ભરદ્વાજ**! રાજાઓને ઘટે તેવો વ્યવહાર કરવાથી મનોહર, સજ્જન પુરૂષોનાં મનમાં ચાંદનીની પેઠે આનંદ ઉપજાવનારાં અને ઝરતા અમૃત રસના જેવાં મનોહર આચરણો કરીને **રામ** પોતાના દિવસો ગાળવા લાગ્યા.[૧૨]

# સર્ગ ૫ મો.

## શ્રીરામચંદ્રનું ઉદાસ થવું.

**वाल्मीकिरुवाच**—अथोनषोडशे वर्षे वर्तमाने रघूद्वहे ।
रामानुयायि तथा शत्रुघ्ने लक्ष्मणेऽपि च ॥ १ ॥

શ્રીવાલ્મીકિ કહે છે;—**રામચંદ્ર** તીર્થયાત્રા કરીને ઘેર આવ્યા, તે વખતે તેની સોળ વર્ષની ઉમર હતી. **શત્રુઘ્ન** તથા **લક્ષ્મણ** પણ નિત્ય **રામ**ને અનુસરતા હતા.[૧] **ભરતજી** હમેશાં પોતાના મોસાળમાં આનંદથી દહાડાઓ ગાળતા હતા અને **દશરથરાજા** આખી પૃથ્વી ઉપર ચક્રવર્તી રાજ્ય કરતા થકા પ્રજાનું

પાલન કરતા હતા.[૨] તથા મહા બુદ્ધિશાળી **દશરથરાજા** પ્રતિદિવસ પોતાના પુત્રોને પરણાવવા માટે મંત્રિઓની સાથે વિચાર કર્યા કરતા હતા.[૩] **રામચંદ્ર** તીર્થયાત્રા કરી આવ્યા પછી પોતાના ઘરમાં જ બેસી રહેવા લાગ્યા અને શરદ્ ઋતુનું નિર્મળ સરોવર જેમ દિવસે દિવસે સૂકાવા માંડે તેમ **રામ** પણ દિવસે દિવસે સૂકાવા માંડ્યા.[૪] જેમાં ભમરાની પંક્તિ બેઠી હોય અને જેની પાંખડીઓ પાકીને ઉઘડી ગઇ હોય એવું ધોળું કમળ જેમ ફીકું પડી જાય તેમ મુખવાળું અને વિશાળ નેત્રવાળું શ્રી **રામ**નું મુખકમળ પણ દિવસે દિવસે ફીકું પડવા માંડ્યું.[૫] **રામ** પદ્માસન વાળી, બે ગાલ ઉપર બે હાથ મૂકીને બેસવા લાગ્યા અને સર્વ કામકાજ છોડી દઇને છાનામાના બેસીને વિચાર કરવા લાગ્યા.[૬] તેનું શરીર ચિંતાથી દુબળું થઇ ગયું, તેના મનમાં પણ બહુજ ખેદ થવા લાગ્યો, અને આળખેલા ચિત્રની પેઠે કોઇને પણ કાંઇ કહેવું તેણે છોડી દીધું.[૭] કુટુંબી માણસો જ્યારે અકળાઇને **રામ**ને વારંવાર નહાવાની તથા ખાવાની પ્રાર્થના કરતા ત્યારે રાજા કરમાયલે મુખે દિવસનું કાર્ય કરતા હતા.[૮] ગુણના સમૂહના ખાણ રૂપ શ્રી **રામ**ને આ પ્રમાણે ઉદાસ થયેલા જોઇને તેના બન્ને ભાઇઓ પણ તેના જેવીજ દશાને પામ્યા હતા.[૯] પોતાના પુત્રો આ પ્રમાણે ચિંતાથી ખેદ કરવા લાગ્યા અને સારી પેઠે દુર્બળ થઇ ગયા ત્યારે **દશરથરાજા** અને તેમની રાણીઓ પણ ચિંતાતુર થઇ ગઇ.[૧૦] તે પછી **દશરથરાજા** મધુરવાણીથી રામને વારંવાર પૂછવા લાગ્યા;-ઓ પુત્ર! તને આવી ગાઢ ચિંતા થવાનું શું કારણ છે! તે વખતે **રામે** પિતાને ચિંતા થવાનું કારણ કહ્યું નહીં.[૧૧] પરંતુ પિતાના ખોળામાં બેઠેલા **રામે** આવો ઉત્તર આપ્યો;-હે પિતાજી! મને કંઇ પણ જાતની ચિંતા નથી. આટલું કહીને કમળ જેવાં નેત્રવાળા શ્રી **રામ** છાનામાના બેસી રહ્યા.[૧૨] તે પછી **દશરથ** રાજાએ વક્તાઓમાં શ્રેષ્ઠ અને સર્વ કાર્યને જાણનારા **વસિષ્ઠ** મુનિને પૂછ્યું. **રામ** શા માટે ખેદ કર્યા કરે છે?[૧૩] આ પ્રમાણે પૂછ્યા પછી વસિષ્ઠ મુનિએ વિચાર કરીને રાજાને કહ્યું; હે શ્રીમન્ રાજા! તું ખેદ કર મા. **રામ** ચિંતા કરે છે તેમાં એક કારણ છે જે પરિણામે સુખકારી છે.[૧૪] હે રાજા! જેમ બ્રહ્માંડમાં પંચ મહા ભૂતો સૃષ્ટિના અથવા તો સંહારના વેગરૂપી મોટું કારણ ઉત્પન્ન થયા વિના સામાન્ય કારણથી વધવા અથવા તો ઘટવારૂપી વિકારને પામતા નથી, તેમજ સત્પુરૂષો પણ મોટા કારણ વિના સામાન્ય કારણથી કોપ, ખેદ અથવા તો મહા હર્ષરૂપી વિકારને પામતાજ નથી.[૧૫]

# સર્ગ ૬ ઠ્ઠો

## વિશ્વામિત્રનું આગમન.

**वाल्मीकिरुवाच**—इत्युक्ते मुनिनाथेन संदेहवति पार्थिवे ।
खेदवत्यास्थिते मौनं किंचित्कालप्रतीक्षणे ॥ १ ॥

શ્રી વાલ્મીકિ કહે છે;—હે ભરદ્વાજ! આ પ્રમાણે મહામુનિ વસિષ્ઠજી વાત કરતા હતા અને સંદેહ તથા ખેદથી ઘેરાયલા **દશરથ** રાજા, થોડો વખત ચિંતાનું કારણ જાણવાની વાટ જોતા થકા મૌન થઇને બેઠા હતા.[1] રાજાના અંતઃપુરમાંની સર્વ રાણીઓ મનમાં ઉદાસ થઇને ચારે તરફથી રામના શોકનું કારણ જાણવાની ઇચ્છાથી સાવધાન થઇને બેઠી હતી.[2] એટલા સમયમાં **વિશ્વામિત્ર** નામના પ્રખ્યાત મહર્ષિ, અયોધ્યાના રાજા **દશરથ**ને મળવા માટે ત્યાં પધાર્યા.[3] તે સમયે રાક્ષસો, માયાના અને શરીરના બળથી ઉન્મત્ત થઇ જઇને બુદ્ધિશાળી તથા ધર્મ નિમિત્તે યજ્ઞો કરનારા તે વિશ્વામિત્રના યજ્ઞમાં ભંગ કરતા હતા.[4] મુનિરાજ નિર્વિઘ્ને તે યજ્ઞ પૂરો કરવાને સમર્થ ન હતા. તેઓ યજ્ઞની રક્ષા કરવા માટે **દશરથ** રાજાને મળવા સારૂ આવ્યા હતા.[5] તપના ભંડારરૂપ, મહાતેજસ્વી **વિશ્વામિત્ર** તે યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસોનો નાશ કરવા માટે તત્પર થયા હતા; અને તે જ કામ માટે અયોધ્યા નગરીમાં આવ્યા હતા.[6] તે મુનિએ **દશરથ** રાજાને મળવાની ઇચ્છાથી દ્વારપાળોને કહ્યું—"ઓ દ્વારપાળો! હું ગાધીનો પુત્ર **વિશ્વામિત્ર** અહીં આવ્યો છું, તે સમાચાર તમે રાજાને ઝટ કહો."[7] તેનું કહેવું સાંભળીને દ્વારપાળોના મનમાં ગભરાટ થયો. દ્વારપાળો મુનિના કહેવાથી રાજમહેલમાં ગયા.[8] પ્રતિહારોએ રાજમહેલમાં ગયા પછી **વિશ્વામિત્ર** મુનિ અહીં આવ્યા છે એમ પોતાના ઉપરીને સમાચાર કહ્યા.[9] તે સમાચાર મેળવ્યા પછી દ્વારપાળના વડા છડીદારે સભા મંડપમાં રાજમંડળથી વિટલાઇને બેઠેલા **દશરથ** રાજાની પાસે ત્વરાથી જઇને તેને વિનતિ કરવા માંડી.[10] "હે મહારાજ! આપણા રાજમહેલની દેવડી ઉપર મહાતેજસ્વી, બાળસૂર્યના જેવી કાંતિવાળા, અગ્નિની ઝાળ જેવી રાતા રંગની જટા જૂટ ધારણ કરનારા એક મહાપુરુષ આવીને ઉભા છે.[11] તેમણે પોતાના શરીરની કાંતિથી

તે પ્રદેશમાં રહેલી તેજસ્વી ઊંચી પતાકાઓને, ઘોડાઓને, હાથીઓને, પુરૂષોને અને આયુધોને પણ સોનાના જેવાં પીળાં રંગનાં કરી દીધાં છે.[૧૨] ભગવાન્ વિશ્વામિત્ર મુનિ પોતેજ પધાર્યા છે. "આમ છડીદારે નમ્રતાવાળી વાણીથી દશરથ રાજાને નિવેદન કર્યું. તે સમાચાર સાંભળતાંજ છડીદાર પોતાને હજી તો નિહાળે છે તેટલામાં તો મહારાજ દશરથ મંત્રીઓ અને સામંતોની સાથે સોનાના સિંહાસન ઉપરથી તુરત ઉભા થયા;[૧૩–૧૪] અને પગ પ્યાદાજ, રાજાઓનાં ટોળાંથી વિંટાઇને, વસિષ્ઠ, વામદેવ અને સામંતોની સાથે જ્યાં આગળ મહામુનિ વિશ્વામિત્ર ઉભા હતા ત્યાં આવ્યા. તેણે મહામુનિને રાજમહેલની દેવડી ઉપર ઉભેલા દીઠા.[૧૫–૧૬] બ્રાહ્મતેજ અને મહાતેજસ્વી ક્ષાત્રતેજથી ભરપૂર વિશ્વામિત્ર આ વખતે કોઇ પણ કારણથી પૃથ્વી ઉપર ઉતરી આવેલા સાક્ષાત્ સૂર્ય નારાયણના જેવા દેખાતા હતા.[૧૭] વૃદ્ધાવસ્થાને લીધે ધોળા રંગની અને મહાતપના પ્રભાવથી રૂક્ષ થઇ ગયેલી જટા તેની કાંધ ઉપર ચોતરફ ફેલાઇ ગઇ હતી, તેથી તે, સાયંકાળનાં વાદળાંઓથી ઘેરાયલા પર્વતના જેવી દેખાતી હતી.[૧૮] તેમનું શરીર શાંત, મનોહર, અતિ તેજને લીધે સામે જોઇ શકાય નહી તેવું, વિનયવાળું, ઉત્તમ પ્રતિના બાંધાવાળું તથા તેજસ્વી હતું.[૧૯] તેમના શરીરની કાંતિ અને દૃષ્ટિ, મનને પ્રસન્ન કરનારી હતી, અત્યંત ભયંકર હતી, સ્વચ્છ હતી, ઝળહળતી હતી, ગંભીર હતી અને માપમાં ન આવે તેવી સંપૂર્ણ હતી.[૨૦] પ્રસન્ન મનવાળા તે મુનિએ હાથમાં પોતાના ચિર કાળના જીવનના મિત્રરૂપ એક ઉત્તમ અને મનોહર કમંડળ ધારણ કર્યું હતું.[૨૧] તે મુનિનું મન દયાથી ભરપૂર હતું ને તેને લીધે પ્રસન્ન તથા મધુર ભાષણોથી તથા નિહાળવાથી સર્વ પ્રજાને જાણે અમૃતથી નવરાવતા હોય તેવા તે દેખાતા હતા.[૨૨] તેમની કાયા ઉપર શ્વેત ઉપવીત આવી રહેલું હતું, તેની ભ્રુકુટીઓ ધોળા રંગની અને ઉન્નત હતી, અને તે પોતાને જોનારા લોકોના મનમાં મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરતા હતા.[૨૩] રાજા દશરથે મુનિનાં દૂરથી દર્શન કરીને પોતાની કાયા નમાવીને મુનિને પ્રણામ કર્યા, ત્યારે તેમના મુકુટમાંથી મણિઓ પૃથ્વી ઉપર પડવા લાગ્યાં, તેથી પૃથ્વી મણિની માળાવાળી થઇ ગઇ.[૨૪] તે પછી સુર્ય જેમ ઇંદ્રને આશીર્વાદ આપે તેમ મુનિએ પણ મધુર અને ઉદાર વચનોથી પૃથ્વીપતિ દશરથ રાજાને આશીર્વાદ આપ્યો.[૨૫] ત્યાર કેડે વસિષ્ઠ પ્રમુખ સર્વ બ્રાહ્મણોએ આગતા સ્વાગતા વગેરેના ક્રમથી તે મુનિની આદરપૂર્વક પૂજા કરી.[૨૬]

દશરથ રાજા કહે છે;—"હે મહાત્મા મુનિ! આપ તેજસ્વીએ ઓચિંતા પધારી અમને દર્શન આપીને અમારા ઉપર અનુગ્રહ કર્યો છે. એ અનુગ્રહ તેજસ્વી સૂર્યનારાયણ કમળનાં વનો ઉપર અનુગ્રહ કરે તેના જેવો છે.[૨૭] હે મુનિ! તમારાં દર્શન કરવાથી જે અનાદિ, વિકારરહિત તથા નાશરહિત અખંડ સુખ છે તે સુખ આજે મને મળ્યું છે.[૨૮] આપે અહીં પધારીને અમારી સંભાળ લીધી, તેથી આજે અમે ખરેખર મોટા ભાગ્યશાળી થયા છીએ."[૨૯] આ પ્રમાણે શિષ્ટાચાર કરતા તથા મોઢેથી વિનય કરતા રાજાઓ તથા મહર્ષિઓ દશરથરાજાની સાથે પાછા રાજસભામાં આવીને પોતપોતાનાં આસનો ઉપર બેઠા.[૩૦] આ વેળા રાજા, મુનિને તપની લક્ષ્મીવાળા જોઇને, ને તેનો કાંઇક અપરાધ થઇ જશે આવા ભયથી ડરીને, તે પોતે અર્ઘ્ય માટે જળ લાવ્યા અને તેમણે હસતે મુખડે મુનિને અર્ઘ્ય નિવેદન કર્યો. પછી મુનિને પ્રદક્ષિણા કરી. મુનિ વિશ્વામિત્ર દશરથની પાસેથી અર્ઘ્યનો સ્વીકાર કરીને શાસ્ત્રમાં કહેલા વિધિથી પોતાને પ્રદક્ષિણા કરતા દશરથરાજાને આશીર્વાદ વગેરે આપીને સત્કાર કર્યો.[૩૧-૩૨] રાજાએ મુનિની પૂજા કર્યા પછી, મુનિએ મોઢું મલકાવીને તેને શરીર, મંત્રી, ચાકર નફર વગેરેનું કુશળ તથા ભંડારોની ભરપૂરતા વગેરે કુશળ પ્રશ્નો પૂછ્યા.[૩૩] પછી મુનિરાજે હસીને વસિષ્ઠની સાથે મેળાપ કર્યો અને ઘટતી રીતે તેનો સત્કાર કરીને પછી તેને આશ્રમ, શિષ્યવર્ગ તથા પશુ પક્ષિઓ સંબંધી કુશળ પ્રશ્ન પૂછ્યો.[૩૪] આ પ્રમાણે એક ક્ષણ પરસ્પર હળીમળી એક બીજાનો સત્કાર કર્યો. મનમાં રાજી થયેલા તે મહા તેજસ્વી પુરૂષો રાજમહેલમાં યોગ્ય આસનો ઉપર બેઠા અને આદરથી માંહોમાંહે સૌ કુશળ પ્રશ્નો પૂછવા લાગ્યા.[૩૫-૩૬] મહારાજ દશરથે સિંહાસન ઉપર બેઠેલા બુદ્ધિશાળી વિશ્વામિત્રને પગ પખાળવા માટે જળ, અર્ઘ્ય અર્પણ કરીને પુષ્કળ ગાયો અર્પણ કરી અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેમનું પૂજન કરીને પ્રસન્ન મનના રાજા સાવધાન થઇ બે હાથ જોડીને વિશ્વામિત્રને આ પ્રમાણે કહેવા લાગ્યા;[૩૭-૩૮] "અમૃતના લાભથી જેવો આનંદ થાય, દુકાળમાં વર્ષાદ વરસવાથી જેવો આનંદ થાય અને અંધને આંખો મળવાથી જેવો આનંદ થાય તેવો આપના પધારવાથી મને આનંદ થયો છે.[૩૯] પ્રજા વિનાના પુરૂષને વહાલી સ્ત્રીથી પુત્રનો જન્મ થવાથી જેવો આનંદ થાય તથા સ્વપ્નામાં દીઠેલા પદાર્થનો જાગ્રત અવસ્થામાં લાભ થવાથી જેવો આનંદ થાય, તેજ પ્રમાણે આપના આગમનથી મને આનંદ થયોછે.[૪૦] જેમ સ્નેહીનો સમાગમ, સ્નેહીનું આવા-

ગમન તથા ખોવાઇ ગયેલી વસ્તુનો લાભ આનંદદાયક થઇ પડે છે, તેમ આપનું પધારવું પણ મને આનંદદાયક થઇ પડયું છે[૪૧] હે બ્રહ્મન્! જેમ મરી ગયેલો મનુષ્ય આકાશ માર્ગેથી પાછો આવે ત્યારે તેના સંબંધીઓને આનંદ થાય, તેમ આપના પધારવાથી મને પણ આનંદ થયો છે. હે મહામુનિ! આપ ભલે પધાર્યા.[૪૨] હે મુનિ! બ્રહ્મલોકમાં નિવાસ કોને સારો લાગે નહી? સર્વને જ ઠીક લાગે, તેમજ તમારૂં પધારવું પણ મને આનંદદાયક થઇ પડયું છે. આ વાત હું આપને સત્ય જ કહું છું.[૪૩] આપની મોટી શી કામના છે? હું આપની શી આજ્ઞા ઉઠાવું? હે બ્રહ્મદેવ! પરમ ધાર્મિક એવા આપ અમારે ત્યાં પધાર્યા છો તે આપ સર્વ વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય છો. અર્થાત્ ક્ષત્રીઓનું સર્વ રાજપાટ બ્રાહ્મણોનુંજ ગણાય છે.[૪૪] હે ભગવન્! આપ પ્રથમ રાજર્ષિ હતા, પરંતુ આપે તપશ્ચર્યા કરીને બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત કર્યું છે અને આપ તે બ્રહ્મતેજથી પ્રકાશો છો તથા મારે પૂજવા યોગ્ય છો.[૪૫] જેમ ગંગા જળમાં નહાવાથી મને આનંદ થાય, તેમ તમારાં દર્શનથી મને આનંદ થયો છે અને આપના વિશેની પ્રીતિ મારા અંતઃકરણના સંતાપને દૂર તથા શાંત કરે છે.[૪૬] હે બ્રહ્મન્! આપ ઇચ્છા, ભય અને ક્રોધ વિનાના છો, રાગ, દ્વેષ તથા સંતાપ વિનાના છો, આપ આજે મારે ઘેર પધાર્યા તે જોઇને મને આશ્ચર્ય થાય છે.[૪૭] હે મહાન્ તત્ત્વજ્ઞ! હું મારા આત્માને પાપરહિત, પવિત્રધામમાં રહેલો અને જાણે ચંદ્રના પ્રતિબિંબમાં ડૂબી ગયો હોઉં તેમ જાણું છું.[૪૮] આપના પધારવાને હું બ્રહ્માના પધારવા સરખું માનું છું. હે મુનિ! હું આપના પધારવાથી પવિત્ર થયો છું અને આપે મારા ઉપર અનુગ્રહ કર્યો છે.[૪૯] હે સાધુપુરૂષ! આપના પધારવારૂપી પુણ્યનો મને લાભ મળ્યો છે તેથી મારો જન્મારો સફળ થયો છે. અને જીવતર પણ સાર્થક થયું છે.[૫૦] સમુદ્ર જેમ ચંદ્રને જોઇને પોતાના તીરમાં સમાય નહી, તેમ હું પણ અહી પધારેલા આપનાં દર્શન, પૂજન અને નમન કરીને મારા પોતાના શરીરમાં સમાતો નથી, અર્થાત્ મારૂં શરીર આનંદથી પ્રફૂલ્લિત થઇ ગયું છે.[૫૧] હે મુનિરાજ! આપનું જે કંઈ કાર્ય હોય અથવા તો આપ જે કાર્ય કરવા માટે અહી પધાર્યા હો તે કાર્ય સિદ્ધ થયુંજ સમજજો. આપ મારે સદા માન્ય છો.[૫૨] હે કૌશિકમુનિ! તમારે તમારા કાર્ય માટે ચિંતા કરવી નહીં, કારણ કે મારી પાસે એવી કોઇ પણ વસ્તુ નથી કે જે મારે તમને આપવા યોગ્ય ન હોય. આપને જે વસ્તુ અર્પણ કરેલી હોય તે સાર્થક થાય છે.[૫૩] આપે કાર્યના સંબંધમાં કંઇ પણ વિચાર કરવો નહીં. હું આપનું કાર્ય ધર્મ પ્રમાણે સંપૂર્ણ કરી આપીશ.

આપ મારૂં પરમ દૈવત છો."[૪૫] આ પ્રમાણે અત્યંત મધુર, કાનને આનંદ આપનાર, વિનયવાળું અને ઉત્તમ ગુણોથી ભરપૂર એવું દશરથરાજાએ વાક્ય કહ્યું. તે સાંભળીને જેમના ગુણો તથા યશ પ્રખ્યાત છે એવા મુનિઓમાં મોટા વિશ્વામિત્ર મુનિ પરમ હર્ષ પામ્યા.[૫૫]

---

# સર્ગ ૭ મો.*

## વિશ્વામિત્રે યજ્ઞની રક્ષા કરવા માટે રામની માંગણી કરી.

**वाल्मीकिरुवाच**–तच्छ्रुत्वा राजसिंहस्य वाक्यमद्भुतविस्तरम् ।
हृष्टरोमा महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥ १

શ્રીવાલ્મીકિ કહે છે;–હે ભરદ્વાજ! રાજાઓમાં સિંહ સરખા દશરથ રાજાનું અદ્‌ભુત અને વિસ્તારવાળું કહેવું સાંભળીને, મહાતેજસ્વી વિશ્વામિત્ર રોમાંચિત થઇને બોલ્યા.[૧] "હે રાજસિંહ! મોટા વંશમાં ઉત્પન્ન થયેલા અને વસિષ્ઠને વશ રહેનારા એવા તમને આ પ્રમાણે જ બોલવું યોગ્ય છે.[૨] હે રાજસિંહ! મારા મનમાં જે મારે કહેવાનું છે તે કાર્ય તમે પાર પાડો અને તમારા ક્ષત્રિય ધર્મનું રક્ષણ કરો એજ હું કહું છું.[૩] હે પુરુષ શ્રેષ્ઠ રાજા! હું સિદ્ધિ મેળવવા માટે યજ્ઞો કરૂં છું; પરંતુ તે યજ્ઞોમાં ભયંકર રાક્ષસો વિઘ્ન કરવા માટે આવે છે.[૪] હું જ્યારે જ્યારે યજ્ઞોથી મોટા મોટા દેવતાઓનું યજન કરૂં છું, ત્યારે ત્યારે રાક્ષસો આવીને મારા યજ્ઞમાં વિઘ્ન કરે છે અને યજ્ઞનો નાશ કરે છે.[૫] મેં ઘણા યજ્ઞો કર્યા; પરન્તુ તે તે યજ્ઞોમાં રાક્ષસના અધિપતિઓએ યજ્ઞની ભૂમિમાં માંસ અને લોહીનો વરસાદ વરસાવ્યો છે.[૬] આ પ્રમાણે મારા ઘણા યજ્ઞોનો રાક્ષસોએ ભંગ કર્યો, ત્યારે હું મારા પરિશ્રમમાં નિરૂત્સાહી થઇ ગયો અને મારા આશ્રમમાંથી તમારી પાસે આવ્યો છું.[૭] હે રાજા! તમે મને કદાચ કહેશો કે તમે તેને શાપ કેમ આપતા

---

* આ સર્ગમાં મુનિએ કરેલાં રાજાનાં વખાણ, યજ્ઞમાં આવતાં વિઘ્નોનું વર્ણન અને રાક્ષસોને મારવા માટે રામની યાચના વગેરે કથા કહેવાશે.

નથી? તેના ઉત્તરમાં કહેવાનું કે મને તેના ઉપર ક્રોધ કરવાની ઇચ્છા થતી નથી; તેમ વળી મેં જે કર્મ આરંભ્યું છે તે કર્મ એવું છે કે તેમાં કોઇને પણ શાપ દેવાય નહીં.[૮] મારા મહાયજ્ઞની આવી દીક્ષા હોવાથી આપ જો મારા ઉપર કૃપા કરો તો હું આપની કૃપાથી તે મહાયજ્ઞનું ઉત્તમ ફળ નિર્વિઘ્ને સંપાદન કરી શકું.[૯] હું આતુર છું અને આપને શરણે આવ્યો છું, માટે આપે મારી રક્ષા કરવી યોગ્ય છે. ઉતમ યાચકોને જે નિરાશ કરવા તે તેઓનો તિરસ્કાર કરવા સમાન છે.[૧૦] તમારે ગર્વિષ્ટસિંહના જેવો પરાક્રમી અને શારીર બળમાં મહેંદ્રના સરખો શ્રીરામ નામનો પુત્ર છે. તે રાક્ષસોનો નાશ કરે તેવો છે.[૧૧] તે સત્ય, પરાક્રમી, કાન ઉપર કાનસીયા ધારણ કરનાર અને શુરવીર છે, માટે તે વડો પુત્ર રામ મને અર્પણ કરો.[૧૨] તે રામ મારા રક્ષણ નીચે રક્ષા પામીને પોતાના દિવ્ય તેજથી જે રાક્ષસો મારા યજ્ઞોમાં વિઘ્ન કરે છે, તેઓનાં મસ્તકો છેદી શકશે.[૧૩] હું પણ રામને શસ્ત્ર અને અસ્ત્રવિદ્યા ભણાવીને તેનું ઘણા પ્રકારનું કલ્યાણ કરીશ અને તે પ્રભાવથી તે ત્રણે લોકમાં પૂજ્યપાત્ર થઇ પડશે.[૧૪] કેસરીને કોપેલો જોઇને જેમ મૃગો વનમાં ઉભાં રહી શકે નહી, તેમજ રાક્ષસો પણ રામને કોપાયમાન થયેલા જોઇને, રણમાં ઉભા રહી શકશે નહી.[૧૫] કોપાયમાન થયેલા કેસરી વિના જેમ બીજો કોઇ મદમત્ત હાથીઓની સાથે લઢવાને ઉત્સાહ ધરાવતો નથી, તેમ રામ વિના બીજો કોઇ પુરૂષ તે રાક્ષસોની સાથે લઢવાનો ઉત્સાહ ધરાવતો નથી.[૧૬] તે પાપી રાક્ષસો હમણાં શારીરબળથી ઉદ્ધત થઇ ગયા છે, તેઓ પાપી છે, રણભૂમિ ઉપર કાલકૂટ (તે નામનું ઝેર) સરખા છે. તેઓ ખરના અને દૂષણના સેવકો છે અને કોપેલા કાળ સરખા છે.[૧૭] તોપણ હે રાજસિંહ! ધૂળ જેમ વરસાદની અવિચ્છિન્ન પડતી ધારાઓને સહન કરી શકે નહીં, તેમ તે રાક્ષસો રામનાં અવિચ્છિન્ન ધારાથી પડતાં બાણોને સહન કરી શકશે નહી.[૧૮] ઓ રાજા! તમારે પુત્ર ઉપર અત્યંત સ્નેહ રાખવો એ યોગ્ય નથી, તેમજ મહાત્મા પુરૂષોને આ જગતમાં ન દેવા યોગ્ય કોઇ પણ વસ્તુ હોતી નથી, અર્થાત્ ગમે તેવી વહાલામાં વહાલી વસ્તુ હોય તે પણ મહાત્માઓ આપી દે છે.[૧૯] તે રાક્ષસો તો મુવેલાજ છે એમ તમે જાણજો, તેમ અમારા જેવા મહાત્માઓ સંદેહ ભરેલી બાબતમાં પ્રવૃત્તિ કરેજ નહીં.[૨૦] કમળ જેવાં નેત્રવાળા મહાત્મા રામના પ્રભાવને હું જાણું છું, મહા તેજસ્વી વસિષ્ઠ મુનિ પણ જાણે છે અને બીજા દીર્ઘ દૃષ્ટિવાળા તેજસ્વી પુરૂષો પણ જાણે છે.[૨૧] માટે તમારા મનમાં

જો ધર્મની, મહત્તાની અને યશની રક્ષા કરવાની ઇચ્છા હોય તો તમારે મને તમારો વહાલો પુત્ર રામ સોંપવો યોગ્ય છે.[૨૨] મારો યજ્ઞ દશ દિવસ અને દશ રાત્રિએ પૂરો થાય તેટલો મોટો છે ને તેમાં યજ્ઞનો ભંગ કરનારા મારા વૈરી રાક્ષસોને રામે મારવાના છે.[૨૩] માટે હે કકુત્સ્થ વંશના રાજા દશરથ! તમારા વસિષ્ઠ પ્રમુખ મંત્રીઓએ પણ આ બાબતમાં સંમતિ આપવી જોઇએ અને તમે તે સર્વની સંમતિથી રામને મારી સાથે મોકલો.[૨૪] હે રઘુવંશી રાજા! તું કાળને જાણે છે માટે હમણાં યજ્ઞ કરવાનો જે સમય આવ્યો છે, તે ચાલ્યો ન જાય તે પ્રમાણે કર! તારૂં કલ્યાણ થાઓ. તમે પુત્રના વિયોગથી મનમાં શોક કરશો મા.[૨૫] યોગ્ય સમય ઉપર કરેલું નાનું કામ પણ ઉપકારી થઇ પડે છે અને વગર વખતે કરેલાં મોટા કાર્યરૂપી ઉપકાર કરવામાં આવે તોપણ તે નિષ્ફળ નિવડે છે."[૨૬]

શ્રીવાલ્મીકિ કહે છે–મુનિઓમાં ઉત્તમ અને મહાતેજસ્વી ધર્માત્મા વિશ્વામિત્ર એ પ્રમાણે ધર્મથી તથા અર્થથી ભરેલાં વચનો કહીને બોલતા બંધ થયા.[૨૭] મહાપ્રભાવવાળા દશરથ રાજા, મહામુનિ વિશ્વામિત્રનાં વચન સાંભળીને તેનો યુક્તિ ભરેલો ઉત્તર આપવાની રચના કરવા માટે ક્ષણભર મૌન રહ્યા; કારણ કે જેનો મનોરથ પૂર્ણ કરવો ન હોય તેવો બુદ્ધિશાળી મનુષ્ય યુક્તિવાળો ઉત્તર મળ્યા વિના સંતોષ પામે નહીં.[૨૮]

---

# સર્ગ ૮ મો.*

## દશરથ રાજાનું ઉદાસ થવું.

**वाल्मीकिरुवाच**–तच्छ्रुत्वा राजशार्दूलो विश्वामित्रस्य भाषितम् ।
मुहूर्तमासिन्निश्रेष्टः सदैन्यं चेदमब्रवीत् ॥ १ ॥

શ્રી વાલ્મીકિ કહે છે;–હે ભરદ્વાજ મહારાજ! રાજા દશરથ, વિશ્વામિત્રનું કહેવું સાંભળીને ઉત્તર આપવા માટે મનમાં યુક્તિ શોધવા લાગ્યા. તોપણ યુક્તિવાળો

*આ આઠમા સર્ગમાં દશરથ રાજાએ સ્નેહને લીધે યુદ્ધમાં રામની અયોગ્યતાનું કરેલું વર્ણન તથા રાવણ વગેરેનું બળ જાણીને રાજાને થયેલો ખેદ વગેરે કથા કહેવામાં આવશે.

ઉત્તર તેને મળ્યો નહીં તેથી બે ઘડી સુધી તો તે જડ જેવા થઈ ગયા અને પછી દીનતા સાથે નીચે પ્રમાણે બોલ્યા.[1] "કમળના જેવાં નેત્રવાળા રામને હજી પૂરાં સોળ વર્ષ પણ થયાં નથી, માટે હું એની રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની યોગ્યતા દેખતો નથી.[2] માટે હે મુનિ! સંપૂર્ણ અક્ષૌહિણી* અહીં હાજર છે, તે સેનાનો હું સ્વામી છું અને હું તે સેનાથી વિંટાઇને રાક્ષસોની સાથે યુદ્ધ કરીશ.[3] આ મારા સેવકો શૂરા છે, પરાક્રમી છે, અને વિચાર કરવામાં કુશળ છે અને હું પણ હાથમાં ધનુષ ધારણ કરીને યુદ્ધના મોખરામાં ઉભો રહીને તેઓનું રક્ષણ કરીશ.[4] જેમ કેસરી મદમત્ત હાથીઓની સાથે પણ યુદ્ધ કરે, તેમ હું આ સેવકોની સહાયતાથી ઇંદ્રના કરતાં પણ અધિક બળશાળી વીર પુરૂષોની સામે રણ ઉપર ઉભો રહીને યુદ્ધ કરીશ.[5] પરંતુ રામ તો બાળક છે. તેને સેનાના બળની તથા નિર્બળતાની ખબર નથી. એણે હજી અંતઃપુરમાં આળખેલી રણભૂમિ વિના બીજી રણભૂમિ પણ દીઠી નથી.[6] તેની પાસે ઉત્તમ પ્રતિનાં શસ્ત્રો કે અસ્ત્રો પણ નથી, તે યુદ્ધના કામમાં કુશળ નથી તેમ કરોડો યોદ્ધાઓથી ભરપૂર રણભૂમિથી પણ તે અજાણ છે.[7] તેને તો કેવળ પુષ્પોના બગીચાઓમાં, નગરનાં ઉપવનોમાં, ઉદ્યાનોમાં, અને વનના નિકુંજોમાં હમેશાં ફરવાનો અભ્યાસ છે.[8] વળી જેમાં પુષ્પો પાથરેલાં હોય છે એવા રાજમહેલના આંગણાઓમાં રાજકુમારોની સાથે રમવાનું એને જ્ઞાન છે.[9] પરંતુ હે બ્રહ્મન્! હમણાં તો અમારાં ભાગ્ય ફરી જવાથી હિમવડે જેમ કમળ પીળું અને કૃશ થઇ જાય તેમ રામ અત્યંત પીળા અને દુર્બળ થઇ ગયા છે.[10] તે અન્ન ખાઇ શકતા નથી; ઘરના આંગણામાં પણ હરી ફરી શકતા નથી; પરંતુ મનમાં ખેદથી ભરપૂર રહે છે અને કેવળ બોલ્યા ચાલ્યા વિના મૌન બેસી રહે છે.[11] હે મુનિઓના અધિપતિ! હું મારી રાણીઓ અને સેવકની સાથે શરદૃઋતુમાં વાદળું જેમ જળ વિનાનું થઇ પડે તેમ આ રામને માટે ચિંતાતુર તથા ઉત્સાહ વિનાનો થઇ ગયો છું.[12] હે નાથ! આવો મારો આ બાળક, હમણાં મનની પીડાને આધીન થઇ ગયો છે, માટે રાક્ષસોની સાથે યુદ્ધ કરવા માટે હું મારો પુત્ર તમને કેવી રીતે આપું?[13] હે મહાબુદ્ધિશાળી મુનિરાજ! મુગ્ધા સ્ત્રીના સંગથી, અમૃતના રસથી અને

* એકવીશ હજાર રથ, એકવીશ હજાર હાથી, ત્રેસઠ હજાર ઘોડા, અને એક લાખ પાંચ હજાર પ્યાદા, આટલું સૈન્ય અક્ષૌહિણી સૈન્ય કહેવાય છે. બીજા ગ્રંથોમાં તેનાં જૂદાં જૂદાં લક્ષણો આપ્યાં છે.

રાજ્યથી પણ પુત્ર ઉપરનો પ્રેમ અધિક સુખદાયી છે.[૧૪] ત્રણે લોકમાં કાર્યો મહાકષ્ટે કરીને પૂરાં થાય તેવાં તપ વગેરે મોટાં મોટાં કાર્યો મહાદુઃખદાયક હોય છે, તેવાં મહામહાકાર્યો, મહાત્માપુરૂષો પણ પુત્રને માટે કરે છે તેમાં જરા સંદેહ નથી.[૧૫] મનુષ્યો પ્રાણને, ધનને, અને સ્ત્રીઓને સહેજમાં તજી દે છે, પરંતુ પોતાના પુત્રને તજી શકતાં નથી, આવો પ્રાણીઓનો સ્વભાવ હોય છે.[૧૬] બીજી તરફ રાક્ષસો ક્રૂર કામ કરનારા હોય છે અને કપટ યુદ્ધ કરવામાં કુશળ હોય છે તેઓની સાથે રામ યુદ્ધ કરે આવી જે યોજના કરવી એજ ઘણી કઠિન વાત છે.[૧૭] જીવવાની ઇચ્છાવાળો હું, રામવિના એક મુહૂર્ત પણ જીવી શકું નહીં માટે, તમારે રામને લઈ જવા યોગ્ય નથી.[૧૮] હે વિશ્વામિત્ર! મેં નવ હજાર વર્ષ સૂધી પૂત્ર મેળવવા માટે અશ્વમેધ યજ્ઞો અને પુત્રેષ્ટિઓ કરી, ત્યારે હમણાં માંડ માંડ આ ચાર પુત્રો મને પ્રાપ્ત થયા છે.[૧૯] તે ચારે પુત્રોમાં કમળના જેવાં નેત્રવાળા શ્રી રામ વડાપુત્ર છે. તેના વિના બીજા ત્રણે પુત્રો જીવી શકે નહી, માટે રામને લઇ જવા એ ઠીક નથી.[૨૦] તમે જો પરાણે રામને રાક્ષસોની સામે યુદ્ધ કરાવવા માટે લઇ જશો તો બીજા ત્રણ પુત્રો પણ મરણ પામશે અને તે પુત્રોનો વિયોગ થવાથી તમારે મને પણ મરી ગયેલોજ સમજવો.[૨૧] મને ચારે પુત્રોમાં રામના ઉપર વધારે પ્રીતિ છે, માટે તમારે ધર્મ સ્વરૂપ એવા વડા પુત્ર રામને લઇ જવો એ યોગ્ય નથી.[૨૨] હે મુનિ! તમારે જો રાક્ષસોની સેનાનો નાશ કરવાની ઇચ્છા હોય તો તમે ચતુરંગ સેના સાથે મને લઇ જાઓ.[૨૩] પરંતુ ત્યાં ગયા પહેલાં આપ મારી પાસે કહો કે, તે રાક્ષસો કેવા પરાક્રમી છે? કોના પુત્રો છે? તેઓ કેવું આચરણ કરે છે? કેટલા છે અને તેઓનાં નામ શું છે? એ મારી આગળ સ્પષ્ટતાથી વર્ણવી બતાવો.[૨૪] હે બ્રહ્મન્! રામે, મારા પુત્રોએ, અથવા તો મારે કપટથી યુદ્ધ કરનારા તે રાક્ષસોની સામે યુદ્ધ કરવા માટે કેવા ઉપાયો લેવા તે પણ સ્ફુટ રીતે કહો;[૨૫] હે ભગવન્! તે અભાગીઆ રાક્ષસોની સામે મહા રણમાં મારે કેવી રીતે ઉભા રહેવું એ સર્વ મને કહો. કારણ કે રાક્ષસો ઘણા બળવાન હોય છે.[૨૬] વળી સાંભળવામાં આવ્યું છે કે વિશ્રવા મુનિનો પુત્ર અને વૈશ્રવણનો ભાઈ રાવણ નામનો એક રાક્ષસ, મહાબળવાન છે.[૨૭] તે દુષ્ટ બુદ્ધિ રાક્ષસ જો તમારા યજ્ઞમાં વિઘ્ન કરતો હોય તો તે દુરાત્મા રાક્ષસની સામે ઉભા રહેવાને હું સમર્થ નથી.[૨૮] હે મુનીરાજ! કોઇ વખતે કાળની ગતિથી

પ્રાણીઓમાં મહાપરાક્રમ તથા વિભૂતિઓનો ઉદય થાય છે અને કોઇ વેળા કાળની ગતિથી તે અસ્ત પામે છે.[૨૯] માટે હમણાના સમયમાં રાવણ વગેરે શત્રુઓની સામે યુદ્ધમાં લઢવાને ઉભા રહેવા હું સમર્થ નથી અને દૈવનો પણ એવો નિશ્ચય છે.[૩૦] માટે હે ધર્મજાણનાર મુનિ! તમે મારા પુત્ર ઉપર કૃપા કરો; અને યાચકોના મનોરથો પૂર્ણ ન કરવાથી હું થોડા ભાગ્યવાળો છું તેના આપ ભગવાન્ પરમ દૈવત છો.[૩૧] દેવતાઓ, દાનવો, ગંધર્વો, યક્ષો, પક્ષિઓ અને સર્પો, રાવણની સામે રણમાં યુદ્ધ કરવાને સમર્થ નથી, તો મનુષ્યો લઢવાને કેમ સમર્થ હોય?[૩૨] રાવણ યુદ્ધમાં મહાબળવાનનાં બળને પણ હરી લે છે, માટે અમે યુદ્ધમાં તેની સામે અથવા તો તેના પુત્રોની સામે યુદ્ધ કરવાને સમર્થ નથી.[૩૩] વળી હમણાનો સમય પણ બીજી જાતનો છે. કારણ કે તેણે સજ્જનોને પણ નિર્બળ કરી નાખ્યા છે, તેને લીધે હું રઘુકુલમાં જન્મેલો દશરથ પણ, વૃદ્ધાવસ્થાથી શિથિલપણાને અને દીનતાને પ્રાપ્ત થયો છું.[૩૪] અથવા તો હે મુનિ! મધુનો દીકરો લવણાસુર જે દૈત્યડી રાક્ષસીમાં જન્મેલો હોવાથી રાક્ષસના જેવો છે, તે આપનો યજ્ઞ નાશ કરતો હોય તો તેનું નામ કહો, તોપણ હું મારા પુત્રને તમારી સાથે મોકલીશ નહી.[૩૫] અથવા તો સુંદ તથા ઉપસુંદના પુત્ર યમરાજના જેવા ભયંકર મારીચ અને સુબાહુ આપના યજ્ઞમાં વિઘ્ન કરતા હોય તો તેઓનાં નામ કહો ત્યારે પણ હું મારા પુત્રો આપની સાથે મોકલીશ નહીં.[૩૬] અને હે બ્રહ્મન્! આપ જો પરાણે મારા રામને લઇ જશો તો તમે મને મારી નાખ્યો છે એમ હું સમજીશ. રામને આપની સાથે મોકલવાથી મારૂં અવિચળ સુખ રહે એમ હું જોતો નથી."[૩૭] મુનિનું વચન માન્ય કરવું કે માન્ય ન કરવું એવા સંશયરૂપી તરંગમાં ડૂબી ગયેલા મહાત્મા દશરથ રાજા, આ પ્રમાણે કોમળ વચન બોલીને, જેમાં મોટા લોઢા આવતા હોય એવા સમુદ્રમાં ગળકાં ખાતા હોય તેમ મુંઝાઈ ગયા અને કોઈ પણ જાતના સુખને પામ્યા નહી હોય તેમ કોઇ નિશ્ચય ઉપર પણ આવ્યા નહી.[૩૮]



# સર્ગ ૯ મો.

## વિશ્વામિત્રના પ્રભાવનું વર્ણન.

वाल्मीकिरुवाच–तच्छ्रुत्वा वचनं तस्य स्नेहपर्याकुलेक्षणम् ।
समन्युः कौशिको वाक्यं प्रत्युवाच महीपतिम् ॥ १ ॥

શ્રી વાલ્મીકિ કહે છે;–તે રાજાનાં તેવાં વચન સાંભળીને વિશ્વામિત્ર ક્રોધ કરીને, પુત્રના સ્નેહથી જેમનાં નેત્રો વ્યાકુળ થઇ ગયાં હતાં એવા દશરથ રાજાને પ્રત્યુત્તર આપવા લાગ્યા.[1] "એ દશરથરાજા! હું તમારૂં કાર્ય કરી આપીશ આવી પ્રતિજ્ઞા કરીને તેનો ભંગ કરવાને તૈયાર થયો છે, માટે તું કેસરીસિંહ થઇને મૃગ બનવાની ઇચ્છા કરે તેના જેવો લાગે છે.[2] પોતાનાં બોલેલાં વચનો મિથ્યા કરવાં એ રઘુકુલમાં જન્મેલા વીર પુરૂષોને અઘટિત ગણાય. કોઇ પણ દિવસ ચંદ્રમાંથી ઉનાં કિરણો ઉત્પન્ન થાયજ નહીં.[3] એ રાજા! તું જો સ્વીકારેલું વચન પાળવાને સમર્થ ન હોય તો, હું જેમ આવ્યો હતો એમ પાછો ચાલ્યો જઇશ. હે કકુસ્થના વંશમાં જન્મેલા રાજા! તું તારી પ્રતિજ્ઞા ડૂબાડીને તારા કુટુંબીઓની સાથે ભલે સુખી થા."[4]

શ્રી વાલ્મીકિ કહે છે—મહાત્મા વિશ્વામિત્ર જ્યારે આમ બોલતાં બોલતાં કોપાયમાન થઇ ગયા ત્યારે આખી પૃથ્વી ખળભળી ઉઠી, અને દેવતાઓ પણ ભયભીત થઈ ગયા.[5] જગતના મિત્ર મહામુનિ એવા શ્રીવિશ્વામિત્રમુનિને કોપાયમાન થયેલા જોઇને, સારા વ્રતવાળા, બુદ્ધિશાળી અને ધીરજશાળી વસિષ્ઠમુનિ બોલ્યા.[6]

શ્રી વસિષ્ઠ કહે છે–આપ શ્રીમાન્ દશરથ રાજા ઈક્ષ્વાકુના કુળમાં સાક્ષાત્ અપર ધર્મ અવતર્યા છો, અને ત્રણ લોકના સર્વ ગુણોથી આપ અલંકૃત છો.[7] આપ ધીરજવાળા અને ઉત્તમ આચારવાળા થઇને પોતાનો ધર્મ તજી દો એ આપને યોગ્ય છે? તમે ત્રણે લોકમાં ધર્મવાળા અને યશસ્વી ગણાઓ છો,[8] માટે તમે તમારો સ્વધર્મ પાળો! તમારે ધર્મ ત્યાગ કરવો એ યોગ્ય નથી, માટે ત્રણ ભૂવનના સ્વામી એવા આ વિશ્વમિત્રનું કહેવું તમે માન્ય કરો.[9] હે રાજા! તમે પ્રથમ હું આપનું કાર્ય કરી આપીશ આવી પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞા હમણા ભંગ કરવા બેઠા છો, માટે તમારૂં યજ્ઞયાગાદિકથી

ઉત્પન્ન થયેલું પુણ્ય તથા વાવો, તળાવો ખોદાવવાનું પુણ્ય નાશ પામશે. તમે રામને વિશ્વામિત્રની સાથે મોકલો.[૧૦] તમે ઇક્ષ્વાકુના કુળમાં જન્મ્યા છતાં અને દશરથ રાજા થઇને પણ જો તમારૂં પોતાનું વચન પાળશો નહીં તો પછી બીજો કયો પુરૂષ પોતાનું વચન પાળશે?[૧૧] આપના જેવા મહાત્મા પુરૂષો જે વ્યવહાર કરે છે તે વ્યવહાર પ્રમાણે બીજાં પ્રાણીઓ પણ ચાલે છે અને મર્યાદા મૂકતાં નથી માટે તમારે પ્રાણીઓને મર્યાદામાં રાખવા માટે પણ ધર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી.[૧૨] રામે ભલે અસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કર્યો હોય અથવા તો ન કર્યો હોય, પરંતુ જેમ અગ્નિએ રક્ષણ કરેલાં અમૃતને બીજા લઇ જઇ શકયા ન હતા, તેમ આ સિંહસરખા મહા પુરૂષ વિશ્વામિત્રે રક્ષા કરેલા રામનો રાક્ષસો પરાભવ કરી શકશે નહીં.[૧૩] આ વિશ્વામિત્ર મૂર્તિમાન્ ધર્મ છે, પરાક્રમી પુરૂષોમાં ઉત્તમ છે, સર્વ લોકમાં અધિક બુદ્ધિવાળા છે, અને તપશ્ચર્યામાં મચ્યા રહે છે,[૧૪] આ સ્થાવર જંગમાત્મક ત્રણ લોકમાં એ મુનિ અનેક જાતના અસ્ત્રપ્રયોગો જાણે છે. એનાવિના બીજો પુરૂષ અસ્ત્ર વિદ્યા જાણતો નથી. અને હવે પછી પણ કોઇ જાણશે નહીં.[૧૫] આ મુનિના સમાન દેવતા નથી, ઋષિઓ નથી, અસુરો નથી, રાક્ષસો નથી, તેમ નાગો, યક્ષો અને ગંધર્વો પણ નથી.[૧૬] આ વિશ્વામિત્ર જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે શ્રી શંકરે તેમના તપથી પ્રસન્ન થઇને કૃશાશ્વ પ્રજાપતિએ ઉત્પન્ન કરેલાં અને શત્રુઓથી અત્યંત દુર્જય એવા સર્વ અસ્ત્રો, પૂર્વે, આ વિશ્વામિત્રને આપ્યાં હતાં.[૧૭] સંહાર કરવામાં રુદ્રના સમાન, શૂરવીર, પ્રકાશમાન અને અદ્દભુત સામર્થ્યવાળા એ કૃશાશ્વના પુત્રો (અસ્ત્રના દેવો) વિશ્વામિત્રની રાતદિવસ સેવા કર્યા કરે છે.[૧૮] દક્ષ પ્રજાપતિને, જયા અને સુપ્રભા નામની બે સુંદર કટીવાળી પુત્રી હતી, તે કૃશાશ્વ પ્રજાપતિની સ્ત્રી થતી હતી. કૃશાશ્વે તે સ્ત્રીઓમાંથી કોઇથી પણ જીતી શકાય નહીં એવા સો પુત્રો (અસ્ત્રના દેવો), ઉત્પન્ન કર્યા હતા.[૧૯] પૂર્વે પતિની સેવા કરીને જયાએ વર મેળવ્યો હતો અને પચાસ પુત્રને જન્મ આપ્યો હતો. તે (અસ્ત્રના દેવો) આ અસુરોનાં સૈન્યનો નાશ કરવાને સમર્થ છે અને પ્રયોગ કરનારાની ઇચ્છા પ્રમાણે વર્તે છે.[૨૦] બીજી સુપ્રભા નામની સ્ત્રીએ, સંહાર નામના પચાસ પુત્રોને જન્મ આપ્યો હતો. તે પુત્રો કોઇથી હઠાવી શકાય નહીં તેવા, ભયંકર આકૃતિવાળા અને બળવાન છે.[૨૧] યોગબળથી સર્વ જગતને જોનારા મહાતેજસ્વી વિશ્વામિત્ર મુનિ આવા પરાક્રમી છે, માટે તમે તેની સાથે

રામને મોકલવા માટે મનમાં શંકા કરવી છોડી ઘો.[૨૨] આ મહાબળવાળા મુનીંદ્ર જ્યારે પુરૂષની પાસે ઉભા હોય ત્યારે, હે શ્રેષ્ઠ રાજા! તે પુરૂષ, મૃત્યુ આવી ચૂકયું હોય તોપણુ, અમરપણાને પામે છે," માટે તમે મૂઢ મનુષ્યની પેઠે દીનતા પામો મા.[૨૩]



# સર્ગ ૧૦ મો.

## રામની સ્થિતિ.

**वाल्मीकिरुवाच**–तथा वसिष्ठे ब्रुवति राजा दशरथः सुतम् ।
संप्रहृष्टमना राममाजुहाव सलक्ष्मणम् ॥ १ ॥

શ્રી વાલ્મીકિ કહે છે;–એ પ્રમાણે વસિષ્ઠે કહ્યા પછી **દશરથ** રાજાએ મનમાં રાજી થઇને **લક્ષ્મણુ**ની સાથે પુત્ર **રામ**ને બોલાવવા માટે દ્વારપાળને આજ્ઞા કરી.[૧]

દશરથ રાજા આજ્ઞા કરે છે;–"ઓ દ્વારપાળ! વિશ્વામિત્ર મુનિનું ધર્મ સંબંધી કાર્ય નિર્વિઘ્ન કરવા માટે મહાબાહુવાળા તથા ખરા પરાક્રમી એવા **રામ**ને **લક્ષ્મણુ**ની સાથે સત્વર રાજસભામાં તેડી લાવ."[૨] આ પ્રમાણે **દશરથ** રાજાએ પ્રતિહારીને જવાની આજ્ઞા કરી એટલે તે અંતઃપુરમાં આવેલા **રામ**ના મહેલમાં ગયો. **રામ**ની સ્થિતિ જોઇને તેના અનુચરની સાથે મુહૂર્ત માત્રમાં દ્વારપાળ પાછો આવ્યો અને **દશરથ** રાજાને નીચે પ્રમાણે કહેવા લાગ્યો.[૩]

દ્વારપાળ કહે છે;–"હે મહાબાહુઓથી સર્વ શત્રુનો સંહાર કરનારા રાજા! રાત્રે જેમ ભ્રમર કમળમાં કેદ થઇને ઉદાસ થઇ જાય છે, તેમ **રામ** પણુ પોતાના મહેલમાં ઉદાસ મનના થઇને બેઠા છે.[૪] તે એક તરફથી કહે છે કે, હું એક ક્ષણુમાં આવું છું, અને બીજી તરફથી વિચાર કરવા માંડે છે અને મનમાં ઉદાસ થવાથી કોઇની પાસે પણુ ઉભા રહેવાની તેને ઇચ્છા થતી નથી."[૫] આ પ્રમાણે દ્વારપાળે રાજાને કહ્યું એટલે **દશરથ** રાજાએ **રામ**ના સેવકને શાંત કરીને અનુક્રમે સર્વ વાત પૂછવા માંડી.[૬] **રામચંદ્ર** શું કરે છે? અને હમણાં તેની શારીરિક સ્થિતિ કેવી છે? રાજાએ આમ **રામ**ના દૂતને પ્રશ્ન કર્યો એટલે **રામ**નો સેવક

મનમાં ખિન્ન થઇને રાજા પ્રત્યે રામની સ્થિતિનું વર્ણન કરવા લાગ્યો.[૭] આપના પુત્ર શ્રી **રામ**નું શરીર ખેદને લીધે કરમાઈ ગયું છે, તેથી અમે ઉદાસ થઈ ગયા છીએ; અને તેથી અમારૂં પણ શરીર આવું દૂર્બળ થઇ ગયું છે.[૮] કમળના જેવાં નેત્ર-વાળા શ્રી **રામ** જ્યારથી બ્રાહ્મણોની સાથે તીર્થયાત્રા કરીને આવ્યા છે ત્યારથી તેનું મન ઉદાસ–ખિન્ન રહે છે.[૯] અમે જ્યારે પ્રયત્નથી તેની પ્રાર્થના કરીએ છીએ ત્યારે તે ઉદાસ મોહોડે દિવસનું કામકાજ વખતે કરે છે અને વખત ઉપર કોઇ વાર કરતા પણ નથી.[૧૦] નાહાવા ઉપર, દેવપૂજન ઉપર, દાનઉપર, ભોજન ઉપર વગેરે સર્વ કાર્યો ઉપર, તેનું મન ઉદાસ રહે છે અને અમે પ્રાર્થના કરીએ છીએ તો પણ **રામ** ધરાઇને ભોજને કરતા નથી.[૧૧] અંતઃપુરની ચપળ નારીઓ મહેલના આંગણામાં હીંડોળા બાંધે છે તેઓની સાથે પણ, બપૈયો જેમ જળની ધારાઓની સાથે અનેક રમતો કરીને રમે નહીં, તેમ રામ પણ રમતો કરીને રમતા નથી.[૧૨] વળી હે રાજા! સ્વર્ગમાં પડવાને તૈયાર થયેલા મનુષ્યને જેમ સ્વર્ગ ગમતું નથી, તેમ પુષ્પની કળીના જેવા માણિક્યો જેમાં પરોવેલાં છે એવા બાજુબંધો અને કડાંઓનો જથ્થો પણ **રામ**ને પ્રસન્ન કરતો નથી.[૧૩] વળી જેમાં વિહાર કરતી સ્ત્રીઓ આમ તેમ જોયા કરે છે એવા અને જેમાં પુષ્પની સુગં-ધવાળા વાયુઓ વાયા કરે છે એવા લતામંડપનાં કુંજોમાં પણ રામ અત્યંત ખિન્ન રહ્યા કરે છે.[૧૪] વળી જે ખાવાનો પદાર્થ, વ્યવહાર રીતે યોગ્ય, સ્વાદિષ્ટ, ઉત્તમ તથા મનને હરણ કરતો હોય તેને જોઇને પણ રામને ખેદ થાય છે અને આંખમાં જાણે આંસુ ભરાઈ આવ્યાં હોય તેમ તેની દૃષ્ટિઓ વ્યાકુળ થઈ જાય છે[૧૫] સ્ત્રીઓનાં નૃત્યોમાં અને વિલાસોમાં તેમની આગળ સ્ત્રીઓ હાવભાવ કરીને નૃત્ય કરે છે તો પોતે આ સ્ત્રીઓ દુઃખ દેનારી છે, તેઓનું અહીં શું કામ છે વગેરે કહીને તેની નિંદા કરે છે.[૧૬] ઉત્તમ પ્રકારના ભોજનને, શયનને, પાલખી મીયાના વગેરે વાહનોને, અનેક જાતની રમતને, સ્નાનને અને આસનને પણ, ગાંડા મનુષ્યની પેઠે સ્વીકારતા નથી, પરંતુ તેના તરફ અનાદર રાખે છે.[૧૭] સંપત્તિ શા કામની છે? વિપત્તિથી પણ શું થવાનું છે? ઘરનું શું કામ છે? મનોરથો શા કામના છે? એ સર્વ મિથ્યા છે. આમ કહીને રામ એકલા મૌન થઇને બેસી રહે છે.[૧૮] ઉપહાસ કરવાથી રાજી થતા નથી, વૈભવો ઉપર તેમનું મન લાગતું નથી. તેમ કોઇ પણ જાતનું કામ પણ કરતા નથી, માત્ર મુંગાજ બેસી રહે છે.[૧૯] હરણીઓ જેમ વનનાં વૃક્ષોને રંજન કરી શકે નહીં તેમ જેઓના

માથા ઉપરના ચોટલાઓ આમ તેમ પવનથી હાલ્યા કરે છે અને જેઓનાં નેત્રો વિલાસ પૂર્વક ફરકયા કરે છે એવી સુંદરીઓ પણ રામને રાજી કરી શકતી નથી.[૨૦] પરંતુ પામર મનુષ્યોને વેચેલો પુરૂષ જેમ અરણ્યોમાંજ પ્રસન્ન રહે, તેમ રામ પણ દિશાઓના એકાંત વિભાગોમાં, નદીઓના એકાંત તીરો ઉપર તથા એકાંત અરણ્યોમાં પ્રસન્ન રહે છે-અર્થાત્ તેને મનુષ્યોવાળા પ્રદેશમાં ગમતું નથી.[૨૧] હે મહારાજ! તે, વસ્ત્ર પહેરવાં, જળપાન કરવું, દાન દેવું વગેરે સર્વે કાર્યો ત્યાગ કરી સંન્યાસીનો ધર્મ પાળનારા તપસ્વીને અનુસરે છે.[૨૨] હે રાજા! તે નિર્જન અરણ્યમાં એકલા બેસી રહે છે અને પરબ્રહ્મરૂપ થયેલી નિશ્ચયાત્મક બુદ્ધિવડે હસતા નથી, ગાતા નથી, તેમ રોતા પણ નથી;[૨૩] પરંતુ પદ્માસન વાળીને બેસી રહે છે, મનમાં ઉદાસ રહ્યા કરે છે અને ડાબા હાથ ઉપર પોતાનો ગાલ મુકીને કેવળ વિચારમાં બેસી રહે છે.[૨૪] તે કોઈ જાતનું અભિમાન કરતા નથી, રાજ્યની પણ ઇચ્છા કરતા નથી અને દુઃખને સમયે ખેદ પણ કરતા નથી, તેમ સુખને વખતે રાજી પણ થતા નથી.[૨૫] તે કેવું આચરણ કરે છે? શું કરવા ધારે છે? તેની શી ઇચ્છા છે? તે શાનો વિચાર કરે છે? શા નિયમ પાળે છે અને કોને અનુસરે છે તે અમે પોતે જાણતા નથી.[૨૬] શરદ્ ઋતુ વીત્યા પછી વૃક્ષો જેમ દિવસે દિવસે દુર્બળ ને રુક્ષ થઇ પડે, તેમ રામ પણ દિવસે દિવસે દુર્બળ ને રુક્ષ થતા જાય છે, ફીકા પડતા જાય છે અને રોજ રોજ વૈરાગ્યને પામતા જાય છે.[૨૭] હે રાજા! રામને અનુસરનારા શત્રુઘ્ન તથા લક્ષ્મણ પણ રામની જ પેઠે ક્ષીણ થઇ ગયા છે, ઉદાસ રહે છે અને રામનાં જાણે પ્રતિબિંબ હોય તેવા લાગે છે.[૨૮] ચાકરો, રાજાઓ, અને માતાઓ વારંવાર રામને ચિંતા કરવાનું કારણ પૂછે છે તો પણ તે કાંઇ પણ કહ્યા વિના પોતાનો અભિપ્રાય કોઈ પણ જાણે નહી, તેમ મૌન બેસી રહે છે.[૨૯] અને વખત ઉપર પોતાનો કોઇ વિવેકી સ્નેહી પોતાની પાસે બેઠો હોય તેને ઉપદેશ કરે છે કે, ઉપરથી મનોહર દેખાતા આ સંસારના વૈભવો ઉપર મન રાખ મા, તે વિષમય છે.[૩૦] સભામાં પોતાના સન્મુખ અનેક વૈભવોથી મનોહર દેખાતી સ્ત્રીઓ બેઠી હોય તો પણ તેઓના તરફ સ્નેહ બાંધતા નથી, પણ જાણે પોતાની આગળજ તેઓનો નાશ થતો હોય તેમ જુએ છે;[૩૧] તથા જે પદ અનાયાસે મળે તે પદ ન મેળવતાં મેં બહારની પ્રવૃત્તિઓ કરીને આટલું આયુષ્ય વ્યર્થ ગુમાવ્યું, એમ વારંવાર મધુર ધ્વનિથી ગાયાં કરે છે.[૩૨] કોઈ પાસે રહેનારો સેવક રામને કહે છે કે તમે ચક્ર-

વર્તી રાજા થજો અને રાજસૂયજ્ઞ કરજો, તો જેનું બીજા કોઇ પણ વિષયમાં મન નથી એવા **રામ** બડબડાટ કરતા ગાંડા મનુષ્યને જેમ હસી કાઢે, તેમ તેને પણ હસી કાઢે છે.[33] કોઇનું કહેવું સાંભળતા નથી, આગળ રહેલા પદાર્થને જોતા નથી, અને પોતાને ઉત્તમ વસ્તુઓ આવી મળે છે છતાં પણ તેની અવજ્ઞા કરે છે.[34] જો આકાશમાં મોટું વન હોય અને તે વનમાં જો કમળ હોય તો આત્મામાં મન અને મનમાં વિસ્મય સંભવે એવા વિચારથી, એમના મનમાં કોઇ પણ વસ્તુને જોઇને આશ્ચર્ય ઉપજતું નથી.[35] એ **રામ** સ્ત્રીઓની વચ્ચે બેઠા હોય છે તોપણ વરસાદની ધારાઓ જેમ મોટા પથ્થરને ફોડી શકતી નથી, તેમ કામદેવનાં બાણો એના દુર્ભેદ મનને ભેદી શકતાં નથી.[36] કોઈ યાચક **રામ**ની પાસે ધન માગવા આવે છે તો **રામ** તે યાચકને આપત્તિઓના મુખ્ય સ્થાનરૂપ ધનને-તુ શા માટે ઇચ્છે છે? આમ ઉપદેશ આપીને તેને સર્વ ધન આપી દે છે,[37] તથા આ આપત્તિ છે અને આ સંપત્તિ છે, આ પ્રમાણે કલ્પનામય મોહ મનમાંથીજ ઉત્પન્ન થાય છે આવા આવા ભાવના શ્લોકો ગાયા કરે છે.[38] હાય! હું માર્યો ગયો, હાય! હું અનાથ છું, આમ રૂદન કર્યા છતાં પણ મનુષ્યને વૈરાગ્ય ઉત્પન્ન થતું નથી એ આશ્ચર્યની વાત છે એમ એ બોલ્યા કરે છે.[39] શત્રુનો નાશ કરનારા અને રઘુવંશરૂપી વનમાં સાગના વૃક્ષ સમાન શ્રી **રામ** આ રીતે અત્યંત ઉદાસીન દશામાં રહે છે તેથીજ અમને ખેદ થાય છે.[40]

"હે મોટા બાહુવાળા રાજા! **રામ**નું મન એ પ્રમાણે ખેદમાં રહે છે તેને પ્રસન્ન કરવા માટે, હે કમળ જેવાં નેત્રવાળા રાજા! અમારે કેવા ઉપાયો લેવા? તે અમે જાણતા નથી. આ વિષયમાં અમારે આપનોજ આધાર છે.[41] કોઇ રાજા અથવા તો બ્રાહ્મણ **રામ**ની આગળ આવીને તેને રાજનીતિનો કે વ્યવહારનો ઉપદેશ કરે છે તો હે મહારાજ! પોતે એક માર્ગી હોવાથી જેમ કોઇ મૂર્ખને હસી કાઢે તેમ તેને હસી કાઢે છે, તેને માન્ય કરતા નથી.[42] આ-બહિર્દૃષ્ટિથી જાણવામાં આવતું, વિનાશી અને વિસ્તારવાળું જે જગત્ ઉત્પન્ન થયેલું છે તે ખરૂં નથીઅને હું તેનાથી જુદો છું, આવો નિર્ણય કરીને, શ્રી**રામ** તે વિશેષ જાણવાની ઇચ્છા રાખે છે.[43] પરંતુ હે વ્યાપક રાજા! શત્રુ ઉપર, પોતાના શરીર ઉપર, મિત્ર ઉપર, રાજ્ય ઉપર, સંપત્તિ ઉપર કે વિપત્તિ ઉપર તેમનું મન શ્રદ્ધાવાળું નથી, તેમ તેમનું મન બહારના વિષયોમાં પ્રવૃત્તિ પણ કરતું નથી.[44] એમને સ્વાધીન વિષયો ઉપર પ્રીતિ નથી, તેમ પરાધીન વિષયો ઉપર

આશાએ નથી, કોઇ પણ વસ્તુની ઇચ્છા નથી, આટલું છતાં પણ તેમનું મન શાંત નથી. એ વિવેકી છે તેથી તેને મૂઢ કહી શકાતા નથી, તેમ તેને હજી વિશ્રાંતિ મળી નથી, તેથી તેમને મુક્ત પણ કહી શકાતા નથી. એથી અમારા મનમાં બહુજ સંતાપ થયા કરે છે.[૪૫] ધનનું, માતાઓનું, રાજ્યનું અથવા તો ઉદ્યમનું શું કામ છે? કંઇ પણ કામ નથી, આવો મનમાં નિશ્ચય કરીને જાણે મરવાને તૈયાર થઇ ગયા હોય તેવા તે દેખાય છે.[૪૬] વરસાદ ન પડવાથી જેમ બપૈયો ખિન્ન થઇ જાય, તેમ રામ સંસારના વૈભવો ઉપર, આયુષ્ય ઉપર, રાજ્ય ઉપર, મિત્રો ઉપર, પિતા ઉપર અને માતાઓ ઉપર અત્યંત ખિન્ન થઇ ગયા છે, અર્થાત્ તેમને એમાંની કોઇ પણ વસ્તુ ગમતી નથી.[૪૭] આ પ્રમાણે આપના કુમાર રામના ઉપર ઘણી શાખાઓના વિસ્તારવાળી આપત્તિ આવી પડી છે, તે આપત્તિનો નાશ કરવા માટે, આપ દયાળુએ પ્રવૃત્તિ કરવી યોગ્ય છે.[૪૮] મહારાજ! રામનો એવો સ્વભાવ થઇ જવાથી વિસ્તારવાળી સંસારરૂપી જાળ, સમગ્ર વૈભવોથી ભરપૂર છે, છતાં પણ તેને ઝેરના જેવી પ્રતિકૂળ લાગે છે.[૪૯] માટે આ પૃથ્વી ઉપર એવો મહા બળવાળો કોણ પુરુષ છે, કે જે રામને ચાલતા રાજ્યમાં અને સંસાર વ્યવહારમાં નાંખવાને સમર્થ થઇ શકે?[૫૦] સૂર્ય જેમ જગતમાંથી અંધારું મટાડીને પોતાનાં પ્રકાશપણાંને સફળ કરે છે, તેમ રામના મનમાં રહેલા સઘળા દુઃખદાયી મોહને મટાડીને પોતાના ઉપદેશકપણાંને સફળ કરે એવો મહાત્મા પુરુષ જગતમાં કોણ છે?[૫૧]

# સર્ગ ૧૧ મો.*

## રામ સાંત્વન.

**विश्वामित्रउवाच**—एवं चेत्तन्महाप्राज्ञा भवन्तो रघुनंदनम् ।
इहानयंतु त्वरिता हारिणं हरिणा इव ॥ १ ॥

વિશ્વામિત્ર કહે છે;—"હે મહાબુદ્ધિશાળી રામના અનુચરો! જો એમ હોય તો, મૃગો જેમ પોતાનાં ટોળાંના નાયકને લાવે, તેમ તમે રામને તુરત

* આ અગ્યારમા સર્ગમાં વિશ્વામિત્રની આજ્ઞાથી સભામાં આણેલા રામને, રાજાએ કરેલા આશ્વાસનની તથા પીડા વગેરેનાં કારણ પૂછવાની કથા કહેવામાં આવી છે.

અહીં મારી પાસે તેડી લાવો.[1] રામને આ મોહ થયો છે, તે આપત્તિથી અથવા તો રોગથી થયો નથી, પરંતુ વિવેકથી અને વૈરાગ્યથી થયો છે. તે મોહ નથી, પણ ઉત્તમ ફળદાયી બોધ છે.[2] માટે, રામ અહીંઆં એક ક્ષણમાં ભલે આવે, તે આવશે એટલે, પવન જેમ પર્વત ઉપરનાં વાદળાંને ક્ષણમાં ખસેડી નાંખે છે, તેમ અમે પણ રામના મોહને ક્ષણમાં દૂર કરી નાખીશું.[3] રામનો મોહ, યુક્તિથી દૂર કાઢી નાખ્યા પછી, રામ પણ અમારી પેઠે પરમપદને વિષે વિશ્રાન્તિ પામશે.[4] તે પછી અમૃતનું પાન કરનારા પુરુષની પેઠે યથાર્થ સુખને, આનંદને, જ્ઞાનસંપન્નપણાંને, વિશ્રાંતિને, પરહિતપણાંને, પુણ્યપણાંને તથા શરીરના સુંદર રંગને પ્રાપ્ત થશે.[5] તે પોતાના મનમાં પરિપૂર્ણ થઇને પોતાના વર્ણ તથા આશ્રમને યોગ્ય એવી પોતાના વ્યવહારની પરંપરાને સંપૂર્ણ રીતે પાળશે અને પ્રજામાં માનીતા થઇ પડશે.[6] રે। વ્યવહાર કર્યા છતાં પણ મહા ધીરજશાળી થશે, કાર્ય તથા કારણના સ્વરૂપને જાણશે, સુખ અને દુઃખની દશાથી રહિત થશે, માટી, પથ્થર અને સુવર્ણના ઉપર સમાન દૃષ્ટિ રાખશે."[7] આ પ્રમાણે મુનિરાજે કહ્યું એટલે રાજાનું મન આનંદથી ભરપૂર થઇ ગયું. તેણે રામને ફરીથી બોલાવવા માટે દૂતો ઉપર દૂતો મોકલવા માંડ્યા.[8] ત્યારે રામ પણ, સૂર્ય જેમ ઉદયાચળ ઉપર ઉદય થવા માટે આસન ઉપરથી ઉભા થાય, તેમ પિતાની પાસે આવવા માટે પોતાના આસન ઉપરથી ઉભા થયા;[9] અને કેટલાએક સેવકોની તથા બન્ને ભાઇઓની સાથે ઇંદ્રના સ્વર્ગ જેવી પોતાની પવિત્ર સભામાં આવ્યા.[10] રામે દૂરથી જ દશરથ રાજાનાં દર્શન કર્યાં. તે વખતે દશરથ રાજા, ઇંદ્ર જેમ દેવતાઓના મંડળથી વિંટાઇને બેઠા હોય, તેમ રાજાઓનાં મંડળથી વિંટાઇને બેઠા હતા.[11] વસિષ્ઠ અને વિશ્વામિત્ર, દશરથ રાજાના બન્ને બાજૂપર બેઠા હતા અને મધુર વાણીવડે દશરથને રાજી કરતા હતા. સર્વ શાસ્ત્રના અર્થને જાણનારા મંત્રીઓનું મંડળ પણ દશરથ રાજાને વિંટીને બેઠું હતું.[12] સુંદર સ્ત્રીઓ, હાથમાં ઉત્તમ ચામરો લઇને દશરથને પવન ઢાળતી હતી, તેથી જાણે મૂર્તિમતી દિશાઓ, દશરથની ઘટતી રીતે સેવા કરતી ઉભી હોય તેવું જણાતું હતું.[13] આ વખતે વસિષ્ઠ, વિશ્વામિત્ર, દશરથ વગેરેએ કાર્તિકસ્વામીના જેવા શ્રી રામને દૂરથી આવતા દીઠા.[14] જેમાં પ્રાણીઓ રહેલાં છે અને જે કળાવાળા ચંદ્રને પણ સેવવા યોગ્ય છે એવો ગંભીર બરફ, જેમ હિમાલય ઉપર રહે છે, તેમ સંપૂર્ણ જ્ઞાનીઓએ સેવવા યોગ્ય તથા વિવેકાદિક ગુણને

ઉત્પન્ન કરનારો ગંભીર સત્વગુણ, રામમાં સ્ફૂટ રીતે પ્રતીત થતો હતો.[૧૫] તેનું શરીર શાંત, સરખા અવયવવાળું, સારી આકૃતિવાળું, મનોહર અને ઉગ્રભાવથી રહિત હતું. તેનું મન ઉદાર હતું અને તે પરમ પુરુષાર્થના પાત્ર હતા.[૧૬] તેના શરીરમાં તરુણ અવસ્થાનો આરંભ થતો આવતો હતો, તે પોતે વૃદ્ધની પેઠે ઉપશમવડે શોભતા હતા. ઉદ્વેગ વિનાના હતા, તોપણ તેને હજી પરમાનંદ વસ્તુનો લાભ થયો ન હતો. તેના મનોરથો ઘણું કરીને પૂર્ણ થયા હતા.[૧૭] તેણે સંસારની સર્વ ગતિનો વિચાર કર્યો હતો. તે પવિત્ર ગુણોને રહેવાના પાત્રભૂત હતા અને મહાત્માના શરીરમાં જ નિવાસ કરવો, આવા લોભથી જાણે સર્વ ગુણોએ રામનો જ આશ્રય કર્યો હોય તેમ રામ સર્વગુણસંપન્ન હતા.[૧૮] પોતાની ક્ષોભ ન પામનારી વૃત્તિને લીધે પોતાનાં સર્વ શ્રેષ્ઠ અંતઃકરણને ઉદારતાવાળું, આર્ય તથા ભરપૂર દેખાડતા હતા.[૧૯] તેણે પહેરેલા પરિમિત હારો અને વસ્ત્રો મંદહાસ્યની પ્રભા પેઠે બહુ જ નિર્મળ દેખાતા હતા. આ પ્રમાણેના ગુણગણથી ભરપૂર અને રઘુકુળમાં ઉત્પન્ન થયેલા શ્રી રામે, દૂરથી જ, પૃથ્વીના કંપવડે કંપી ઉઠેલા મેરુપર્વતના જેવી કાંતિવાળા અને ચંચળ થયેલા મુકુટનાં જેના ઉપર કિરણો પડે છે, એવા મસ્તકવડે પ્રણામ કર્યા.[૨૦-૨૧] મુનિરાજ વિશ્વામિત્ર, હજી તો રામના સંબંધમાં વાત જ કરતા હતા, એટલામાં કમળના જેવાં નેત્રવાળા શ્રી રામ પોતાના પિતાના ચરણને વંદન કરવાને માટે ત્યાં આગળ આવી પહોંચ્યા.[૨૨] તેણે પ્રથમ પોતાના પિતાને, તે પછી માન્ય પુરુષોમાં માન પામેલા વિશ્વામિત્રને, તે પછી વસિષ્ઠ મુનિને, તે પછી બ્રાહ્મણોને, તે પછી કુટુંબીઓને અને તે પછી ગુરુજનોને, શુદ્ધ અંતઃકરણથી પ્રણામ કર્યા.[૨૩] અને તે પછી રાજાઓએ કરેલા પ્રણામોને, કોઇ ઠેકાણે સ્નેહ ભરી દૃષ્ટિથી, કોઇ ઠેકાણે જરા નમાવેલા મસ્તકથી અને કોઇ ઠેકાણે મધુર વાણીથી સ્વીકારવા લાગ્યા.[૨૪] તે પછી, બન્ને મુનિઓએ, લાભાલાભને સરખા માનનારા રામને આશીર્વાદ આપ્યો; અને દેવતાના જેવા મનોહર શ્રી રામ, પિતાના પવિત્રતા ભરેલા સમીપ ભાગમાં ગયા.[૨૫] દશરથ રાજાએ, પોતાને પ્રણામ કરવામાં તત્પર થયેલા શ્રી રામના મસ્તકને સુંઘ્યું, તેને આલિંગન આપ્યું. વારંવાર ચુંબન કર્યું;[૨૬] અને પછી રાજહંસ, ઘાટા સ્નેહથી જેમ કમળનું ચુંબન કરે, તેમ ગાઢ સ્નેહવાળા તથા શત્રુનો નાશ કરનારા દશરથ રાજાએ, તે જ પ્રમાણે શત્રુઘ્ન અને લક્ષ્મણને પણ, આલિંગન કરીને ચુંબન કર્યું.[૨૭] દશરથ રાજાએ, રામને

કહ્યું, પુત્ર ! આવ મારા ખોળામાં બેસ." પરંતુ રામ પિતાના ખોળામાં ન બેસતાં પરિચારકે પૃથ્વી ઉપર પાથરેલા બીછાના ઉપર બેઠા.[૨૮]

પછી દશરથ રાજા બોલ્યા;-હે પુત્ર ! તું વિવેકી છે, અને સર્વ કલ્યાણોનું એક પાત્ર છે, માટે તારે મુખી મનુષ્યની પેઠે શિથિલ બુદ્ધિથી તારા પોતાના જીવને દુઃખ દેવું એ યોગ્ય નથી.[૨૯] કુટુંબના વડીલ જનો, બ્રાહ્મણો અને ગુરુઓ જે કહે તે આચરવાથી તને રાજ્ય તથા સ્વર્ગ મળશે, પરંતુ મુંઝાવાથી તે મળશે નહીં.[૩૦] એ પુત્ર ! જ્યાં સુધી મોહને શરીરમાં પ્રવેશ થવાનો અવકાશ આવતો નથી, ત્યાં સુધી આપત્તિઓ દૂર રહે છે અને તે પાસે આવે છે, તો પોતાનું કામ કરવાને શિથિલ પડી જાય છે.[૩૧]

શ્રીવસિષ્ઠ કહે છે; હે મોટા બાહુવાળા રાજકુમાર ! તમે શૂરવીર છો, વળી વિષયરૂપી શત્રુઓ, જેઓ કષ્ટે કરીને નાશ કરી શકાય તેવા તથા દુઃખની પરંપરાને ઉત્પન્ન કરનારા છે, તેઓને તમે જિતી લીધા છે;[૩૨] છતાં પણ તમે અજ્ઞાનીઓને યોગ્ય જડતા ( શીતળતા )વાળા અને ઘણા મોજાંઓથી ભરપૂર મોહરૂપી સમુદ્રમાં અવિવેકી પુરુષની પેઠે શા માટે ડૂબી ગયા છો ?[૩૩]

શ્રી વિશ્વામિત્ર કહે છે; હે ચલાયમાન કાળા કમળના સમૂહ સરખા નેત્રવાળા રામ ! તમે ચિત્તની ચંચળતા છોડી દઇને કહો કે, તમે શા માટે મુંઝાઓ છો ?[૩૪] ઉંદરો જેમ ઘરનો નાશ કરી નાંખે, તેમ ચિન્તાઓ તમારા મનનો નાશ કરી નાંખશે, માટે તે ચિંતાઓ શા કારણથી થયેલી છે? કેઇ કામના પૂર્ણ થાય, તો મટે? તે કામનાઓ કેટલી છે? કેવી છે? અને કયાં આગળ રહેલી છે? તે કહો.[૩૫] જે દુઃખી હોય અથવા તો દરિદ્રી હોય, તેને ચિંતાઓ થવાનો સંભવ છે; પરંતુ હું માનું છું કે, તમને તો તે અયોગ્ય ચિંતાઓ થવાનો સંભવ નથી. તમારા પોતાના પ્રભાવથી જ તમારી ચિંતાઓ દૂર થઇ જાય તેમ છે, એટલે તમારે તેને દૂર કરવાનો ઉપાય કરવો પડે તેમે નથી. એટલું જ નહીં, પરંતુ તમે સર્વ પ્રકારના સૌભાગ્યથી પરિપૂર્ણ છો, તેથી ચિંતાઓ પોતે જ તમારાથી દૂર રહે છે.[૩૬] હે નિર્દોષ રામ ! તમારા મનમાં જે અભિપ્રાય હોય તે તમે ઝટ કહો. તમને જે વસ્તુની ઇચ્છા હશે, તે સર્વે તમને મળશે, જેને લીધે ચિંતાઓ પુનઃ તમારા મનનો ભંગ કરશે નહીં.[૩૭]

શ્રી વાલ્મીકિ કહે છે; આ રીતે જેના તાત્પર્યમાં યોગ્ય વિષયનો ખુલાસો કરવામાં આવ્યો હતો, એવું બુદ્ધિશાળી વિશ્વામિત્રનું કહેવું સાંભળીને, રામે પોતાનું

ષ્ટ કાર્ય સિદ્ધ થવાનું અનુમાન કર્યું, અને મોર જેમ મેઘની ગર્જના સાંભળીને વરસાદ પડવાનું અનુમાન કરી, ખેદનો ત્યાગ કરે છે, તેમ રામે પણ પોતાનો ખેદ ત્યાગ કર્યો.[૩૮]

---

# સર્ગ ૧૨ મો.*

## ભોગાદિકનું મિથ્યાપણું.

**श्रीवाल्मीकिरुवाच**—इति पृष्टो मुनीन्द्रेण समाश्वस्य च राघवः ।
उवाच वचनं चारु परिपूर्णार्थमन्थरम् ॥ १ ॥

શ્રી વાલ્મીકિ કહે છે; આ પ્રમાણે મુનિએ પૂછ્યું ત્યારે રામને શાંતિ વળી અને પૂર્ણ અર્થના ભારથી જાણે મંદ ગતિવાળું હોય તેવું સુંદર વચન બોલ્યા.[૧]

શ્રીરામ કહે છે; હે મહારાજ! હું કંઇ વિદ્વાન્ નથી, તોપણ આપે મને પૂછ્યું, માટે હું હમણાં મારો સર્વ અનુભવ આપની આગળ કહી બતાવું છું. મહાત્માના વચનનું કોણ ઉલ્લંઘન કરશે?[૨] હું મારા આ પિતાના આ ઘરમાં જન્મ્યો; જન્મ્યા પછી અનુક્રમે મોટો થયો; મોટો થયા પછી વિદ્યાભ્યાસ કર્યો; વિદ્યાભ્યાસ કર્યા પછી રાજમહેલમાં રહેવા લાગ્યો;[૩] અને તે પછી હે મુનિ નાયક! હું સદાચારમાં પરાયણ રહીને તીર્થયાત્રા કરવામાટે સમુદ્રપર્યંત પૃથ્વી ઉપર ચોતરફ ફર્યો.[૪] એટલા સમયમાં સંસાર ઉપરથી આસ્થા ઉઠાડી દે એવો મારા મનમાં વિવેક ઉત્પન્ન થયો.[૫] જે વિવેકથી મારું મન રંગાયા પછી, તે વિવેકવડે મારી બુદ્ધિ, ભોગ ઉપર ઉદાસ થઇ ગઇ. તે બુદ્ધિથી પછી હું આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો:[૬]—અરેરે! આ સંસારનું જે સુખ છે, તે શું ખરું સુખ છે? આ બોહોળા સંસારમાં લોકો મરવા માટે જન્મ ધારણ કરે છે, અને જન્મવા માટે પાછા મરણ પામે છે.[૭] આ સ્થાવર જંગમાત્મક જે કાંઇ ભોગો છે, તે સર્વે નાશવંત છે, આપત્તિ આપનારા છે, પાપનાં કારણરૂપ છે અને તેઓ વૈભવો હોય ત્યાંસુધી રહે છે.[૮] તે ભોગ્ય પદાર્થો લોઢાની સળીની પેઠે એક બીજાથી જૂદા જૂદા છે, તોપણ પોતાના મનની કલ્પનાવડે જ કેવળ તેઓના

---

* આ બારમા સર્ગમાં ભોગોનું દુઃખદાયીપણું, વિષયાદિકનું મિથ્યાપણું અને સંપત્તિનું અનર્થકારીપણું વગેરે કથાઓ કહેવામાં આવી છે.

સંબંધની કલ્પના કરવામાં આવે છે.[૯] આ વિસ્તારવાળું જગત્, મનને અધીન જોવામાં આવે છે અને મન, વિવેક થયા પછી મિથ્યા હોય તેવું લાગે છે, છતાં પણ આપણે આટલો વખત સૂધી કેઇ વસ્તુથી સુખ મળે? આવી આશાથી સંપૂર્ણ રીતે મોહને વશ થઇ રહ્યા છીએ.[૧૦] અફસોસ છે કે, વનમાં ખોટાં ઝાંઝવાનાં પાણી જોઇને જેમ મૂઢ મૃગો ઘણે દૂરથી તેના તરફ દોડે છે, તેમ મૂઢ બુદ્ધિના આપણે પણ, આ સંસારમાં મિથ્યા વિષયોના તરફ દોડીએ છીએ.[૧૧] આપણને કોઇએ વેચ્યા નથી, તોપણ આપણે જાણે વેચાયા હોઇએ, તેમ પરાધીન થઇને બેઠા છઇએ. આ સર્વ વસ્તુઓ, શંબરની માયા અર્થાત્ ઇંદ્રજાળ છે એમ જાણતાં છતાં પણ, અફસોસ છે કે, આપણે સઘળા જાણુતા ન હોઇએ તેમ મૂઢ થઇને બેસી રહીએ છીએ.[૧૨] આ જગતમાં વિષય ભોગો જોતજોતાંમાં નાશ પામે છે, અને પરિણામે મહાદુઃખદાયક થઇ પડે છે, તેથી તે અભાગીઆ ગણાય છે, પરંતુ તે પુરુષાર્થરૂપ ગણાતા નથી; છતાં પણ આપણે વ્યર્થ ભ્રાંતિને વશ થઇને, આપણી વાસના ભોગને આધીન કરીએ છીએ.[૧૩] અરેરે! ઘણે દહાડે જાણુવામાં આવ્યું કે, મૂર્ખ મૃગો બંસીના નાદ ઉપર મોહી પડીને જેમ વનમાં કરવામાં આવતા કૃત્રિમ ખાડામાં પડે છે, તેમ આપણે પણ ફોકટ જ વિષયવશ થઇને મોહરૂપી ખાડામાં પડીએ છીએ.[૧૪] મારે રાજ્યનું શું કામ છે? વૈભવોનું શું કામ છે? હું કોણ છું? આ દૃશ્ય પદાર્થો શી વસ્તુ છે? અને તે શામાટે અહીં એકઠા થયેલા છે? જે પદાર્થ મિથ્યા છે, તે મિથ્યાજ રહેવાના છે; મારે તેની સાથે કાંઇ પણ સંબંધ નથી.[૧૫] હે વિશ્વામિત્રજી! આ પ્રમાણે વિચાર કરતાં કરતાં વાટમાર્ગુને જેમ નિર્જળ ભૂમિ ઉપર અરૂચિ થઇ જાય, તેમ મને જગતના સર્વ પદાર્થો ઉપર અરૂચિ આવી ગઇ છે.[૧૬] માટે હે વિશ્વામિત્ર! આ ખરા જેવું ભાસતું જગત્, શા માટે ઉત્પન્ન થાય છે? શાથી વૃદ્ધિ પામે છે? અને પાછું શામાટે લય પામે છે? તે મને સમજાવો.[૧૭] જન્મ, વૃદ્ધાવસ્થા, મરણ, આપત્તિ અને સંપત્તિ વગેરે અનર્થો જગતમાં વારંવાર ઉત્પન્ન થાય છે, લય પામે છે અને વૃદ્ધિ પામ્યા કરે છે.[૧૮] જેમ પવન, પર્વતો ઉપર ઉભેલાં ઝાડોને શિથિલ કરી નાંખે છે, તેમજ આ સર્વ તુચ્છ ભોગોએ મને શિથિલ કરી નાંખ્યો છે.[૧૯] જેમ વનમાં પોલા વાંસો, પવનને લીધે બોલ્યા કરે છે, તેમ મનુષ્યો, પ્રાણ નામના વાયુથી બોલ્યા કરે. પણ કાંઈ પુરુષાર્થ કરે નહીં તો, તેઓને ચેતનરહિત જડ જેવા જાણુવા જોઇએ.[૨૦] પુરાણું ઝાડ જેમ પોતાના

કોટરમાં રહેલા તીક્ષ્ણ અગ્નિવડે તપ્યા કરે છે; તેમ હું પણ, 'આ દુઃખ કેવી રીતે શાંત થાય?' એવી ચિંતાથી રાત દિવસ તપ્યા કરું છું.[૨૧] મારું હૃદય સંસારના દુઃખરૂપી પથરાઓથી ભરાઇ ગયું છે; તોપણ મારા કુટુંબીઓને દુઃખ થાય એવા ભયથી હું આંસુ પાડીને રડતો નથી;[૨૨] પરંતુ નીરવરુદન કર્યા કરું છું અને કુટુંબીઓને રાજી રાખવા માટે, ઉપર ઉપરથી તેઓની સાથે હું હસું છું, બોલું છું તથા અનેક વાતચિત કરું છું. તોપણ મારી તે વખતે મુખની કૃત્રિમ વૃત્તિઓ કેટલી શૂન્ય અને કેટલી નિરસ છે, તે માત્ર મારા હૃદયમાં રહેલો એક વિવેક જ, એકાંતમાં રહ્યો, જાણે છે.[૨૩] ધનાઢ્ય પુરુષ ધન ગયા પછી દરિદ્ર અવસ્થામાં આવે છે ત્યારે, જેમ પ્રથમની અવસ્થા સંભારીને બહુ મુંઝાય છે, તેમ હું પણ પરમાનંદના સ્વરૂપમાંથી ભ્રષ્ટ થઇને સાંસારિક સ્થિતિમાં આવી પડયો છું, તેથી સાંસારિક કાર્યો કરતી વેળા પૂર્વની સ્થિતિ સંભારીને, ઘણો મુંઝાઉં છું.[૨૪] રાજ્યલક્ષ્મી ઠગારી હોય છે, તે મનની વૃત્તિઓને મોહિત કરે છે, ગુણના સમુદાયનું ખંડન કરે છે અને દુઃખનો સમૂહ આપે છે.[૨૫] દરિદ્રતા, શત્રુ, રોગ વગેરે હજારો આપત્તિઓમાં આવી પડેલા મનુષ્યોને જેમ પુષ્કળ છોકરાઓને જણનારી સ્ત્રીવાળાં ઘર દુઃખદાયી થઇ પડે છે, તેમજ ચિંતાના ઢગને એકઠી કરવાની કોઠી જેવું ધન પણ મને દુઃખદાયી થઇ પડયું છે.[૨૬] જેમ સાંકળથી બાંધેલા જંગલી હાથીને વિસ્તારવાળાં અને ભાંગી જાય તેવાં કાષ્ઠાદિકથી ઢાંકેલા ખાડામાં પડવાથી અનેક પ્રકારનાં દુઃખો તથા દુર્દશાઓ ભોગવવી પડે છે; અને તેનો વિચાર કરતાં તેને મનમાં સુખ થતું નથી, તેમ મને પણ વિસ્તારવાળા અને ક્ષણભંગુર એવા દેહાદિકમાં પડવાથી અને દુષ્ટ એવા દૃષ્ટાદૃષ્ટ દોષોનો અને દુર્દશાઓનો વિચાર કરતાં, મારું મન નિર્વૃત્તિ સુખને પામતું નથી.[૨૭] આ અજ્ઞાનરૂપી રાત્રિમાં દુર્ભેદ્ય એવા મોહજાળરૂપી પ્રબળ ઝાકળવડે લોકોની વિચારદૃષ્ટિ નાશ પામી છે, અને તેમાં સેંકડો વિષયોરૂપી ચોરો, જેઓ ઘણા જ કુશળ અને ખળ છે, તેઓ સદા, ચારે દિશાઓમાંથી વિવેકરૂપી રત્નનું હરણ કરવાને તૈયાર થઇ રહ્યા છે; તેઓની સામે યુદ્ધ કરવાને વિદ્વાનો વિના બીજા કયા સુભટો સમર્થ છે?[૨૮]



# સર્ગ ૧૩ મો.*

## લક્ષ્મીના દોષો.

**श्रीरामउवाच**—इयमस्मिन् स्थितो दारा संसारे परिकल्पिता ।
श्रीर्मुने परिमोहाय सापि नूनं कदर्थया ॥ १ ॥

શ્રી રામ કહે છે; હે મુનિ આ સંસારમાં રહેલી લક્ષ્મી લાંબો વખત સુધી સુખ આપે છે, માટે તે ઉત્તમ છે. આવી મૂર્ખ લોકોએ કલ્પના કરેલી છે. પરંતુ લક્ષ્મી તો ખરેખર મોહ ઉપજાવનારી છે કારણ કે તેમાંથી તો નરક વગેરે અનેક અનર્થો ઉત્પન્ન થાય છે.[૧] જેમ વર્ષાઋતુની નદી બહુજ ઉછળતા, મેલા અને જડ કરી નાખે તેવા જળના ઘણા તરંગોને ધારણ કરે છે; અને તેઓને આડાઅવળા ચળાયમાન કર્યા કરે છે, તેમ લક્ષ્મી પણ અનંત મનોરથવાળા, મલીન અને જડ એવા મૂર્ખ પુરુષોને ધારણ કરી રહેલી છે; અને તે મૂર્ખાઓને આડાં-અવળાં ગોથાં ખવરાવ્યા કરે છે.[૨] નદીઓને જેમ લહરીઓ રૂપી અપાર દીકરીઓ હોય છે; તેમ જ લક્ષ્મીને પણ ચિંતારૂપી અપાર દીકરીઓ છે, તે દૂરાચરણોથી વૃદ્ધિ પામે છે તથા સ્વભાવે ઘણી જ ચંચળ છે.[૩]

અભાગિણી સ્ત્રી, જેમ અગ્નિના અંગારાથી પગ દાઝી જવાને લીધે એક ઠેકાણે ઉભી ન રહેતાં આમ તેમ નાસભાગ કરે છે, તેમ અભાગિણી લક્ષ્મી પણ, એક ઠેકાણે ઠરીઠામ કરતી નથી, પણ ચોતરફ દોડધામ કર્યા કરે છે.[૪] દીવાની શિખાના એક ભાગને અડકવાથી જેમ હાથ સખત રીતે દાઝે છે, તેમ લક્ષ્મીના એક ભાગનો પણ સ્પર્શ કરવાથી બહુજ દુઃખ થાય છે અને દીવાની શિખામાં જેમ અંદર કાજળ રહેલું છે, તેમ લક્ષ્મીની અંદર કાજળ રહેલું છે, એ કાજલને મૃત્યુ છે.[૫] લક્ષ્મી રાજાની પ્રકૃતિના જેવી મૂઢ તથા કષ્ટે કરીને મળી શકે તેવી છે. તે ગુણ અવગુણનો વિચાર કર્યા વિનાજ પોતાની પાસે રહેનારા સામાન્ય મનુષ્યનો પણ આશ્રય કરે છે.[૬] દૂધ જેમ સર્પના વેગમાં વધારો કરે છે, તેમ જે જે દોષનો વધારો કરનારાં મિથ્યા કર્મો છે, તે તે—યુદ્ધાદિ મલીન—કર્મો કરવાથી જ લક્ષ્મી વિસ્તાર પામે છે; પરંતુ યાગાદિકથી વિસ્તાર પામતી નથી.[૭] વાયુએ જ્યાંસૂધી ટાઢને તીક્ષ્ણ કરી નહોય, ત્યાંસૂધી તે ટાઢ શીતળ

* આ તેરમા સર્ગમાં સર્વને વહાલી લાગતી લક્ષ્મીના દોષોનું વર્ણન કરવામાં આવે છે

અને કોમળ લાગે છે; તેમ લક્ષ્મીએ જ્યાં સૂધી મનુષ્યને તીક્ષ્ણ કર્યો ન હોય ત્યાં સૂધી તે પોતાનાં અને પારકાં મનુષ્યને ઠંડો તથા કોમળ લાગે છે.[૮] ધૂળની મુઠ્ઠીથી જેમ મણિઓ પણ મલીન થઇ જાય છે; તેમ લક્ષ્મીવડે ડાહ્યા, શૂરવીર, કૃતજ્ઞ, ચતુર અને કોમળ પુરુષો પણ મલીન થઇ જાય છે.[૯] હે ભગવન્! ઉછેરવામાં આવતી ઝેરી લતા જેમ સુખકારક નિવડતી નથી, પણ દુઃખ માટે જ ઉછેરે છે અને અંતે નાશ કરે છે; તેમ રક્ષણ કરેલી લક્ષ્મી પણ સુખકારક નિવડતી નથી, પરંતુ દુઃખને માટે જ વૃદ્ધિ પામે છે અને તે અંતે નાશ કરે છે.[૧૦] ધનવંત છતાં મનુષ્યોમાં નિંદાપાત્ર થયેલો, શૂરવીર છતાં બકવાદ ન કરનાર અને સમર્થ છતાં સમદૃષ્ટિવાળો, આ ત્રણ પુરુષો જગતમાં બહુ દુર્લભ છે.[૧૧] આવા ગુણવાળી આ લક્ષ્મી, દુઃખરૂપી સર્પોને રહેવા માટે વિષમ તથા ભયંકર એવી ગુફા છે, ધાટા મોહરૂપી છે ને મોટા હાથીઓને વિંધ્યાચળની તળાટી સમાન છે,[૧૨] ઉત્તમ કાર્યરૂપી કમળોનો નાશ કરનારી રાત્રિ છે, દુઃખરૂપી કુમુદો (રાત્રિ વિકાશી કમળો)ને ચાંદનીરૂપ છે, સત્સદૃષ્ટિરૂપી દીવીને વંટોળીઆ વાયુરૂપ છે, વિકારરૂપી મોઝાઓની એક નદી છે,[૧૩] ભ્રાંતિરૂપી વાદળાંઓને મુખ્ય સહાયકારિણી છે, ખેદરૂપી વિષયને વધારનારી છે, વિકારરૂપી ધાન્યોનાં એક ક્ષેત્રરૂપ છે, ખેદની સાથે ભય આપનારી એક નાગેણ છે,[૧૪] વૈરાગ્યરૂપી લતાઓને બાળી નાખનાર એક હિમરૂપ છે, વિકારરૂપી ઘુવડોની રાત્રિ છે, વિવેકરૂપી ચંદ્રને રાહુની દાઢરૂપ છે, સૌજન્યરૂપી સૂર્ય વિકાશી કમળને ચાંદનીરૂપ છે, અર્થાત્ તેને કરમાવનારી છે,[૧૫] ઇંદ્રાયુધની પેઠે ચંચળ અને અનેક રંગોથી મનને હરનારી છે, વિજળીની પેઠે ચંચળતાવાળી ઉત્પન્ન થઇને નાશ પામનારી છે અને જડનો* આશ્રય કરનારી છે. તે ચપળતામાં વનના નોળીઆ કરતાં પણ વિશેષ છે. તે હલકા પુરુષની પાસે રહેનારી છે, ઉનાળાનાં ઝાંઝવાનાં પાણી કરતાં પણ વધારે ઠગારી છે.[૧૬–૧૭] તે પાણીની લેહેરોની પેઠે એક સ્વરૂપે કોઇ પણ ઠેકાણે રહેતી નથી, પરંતુ ચંચળ રહે છે. દીવાની શિખાની પેઠે ચંચળ છે. ને અણધારી રીતે દુર્દશામાં નાખી દેનારી છે.[૧૮] એ લક્ષ્મિ સિંહણની પેઠે ઉત્સાહી પુરુષોરૂપી મોટા હાથીઓના કુળનો સંહાર કરનારી છે, તરવારની ધારની પેઠે શીતળ, તીક્ષ્ણ અને તીક્ષ્ણ પુરુષોના હૃદયમાં વસનારી છે,[૧૯] પરાયાં ધનને હરીને ધનવાળી થયેલી તથા જેમાં ચોરની પેઠે અનેક દુષ્ટ

* "જડમાં" "ડ"ને ઠેકાણે "લ" કરવાથી પાણીનો આશ્રય કરનારી એવો અર્થ પણ થાય. વિજળી પાણીનો આશ્રય કરનારી છે, એ પ્રસિદ્ધ છે.

ચિંતાઓ છૂપી રીતે ભરાઇ રહેલી છે. એવી અમંગળ લક્ષ્મી થકી દુઃખ વિના કંઇ પણ સુખકારક હું દેખતો નથી.[20] દરિદ્રતારૂપી શોકય, લક્ષ્મીને દૂર કરી નાખે છે, તોપણ લાજ વગરની એ દુર્જન લક્ષ્મી હમેશાં પાછી આદર સાથે પુરુષનું આલિંગન કરે છે. એ ખેદની વાત છે.[21] કૂવામાં કે વાવમાં ઉત્પન્ન થયેલી અને ઘણા સર્પોથી વિંટાયલી ફૂલની મનોહર વેલ, જેમ મનની વૃત્તિને ખેંચે છે, સાહસ કરવાથી મળે છે અને ક્ષણભંગુર હોય છે; તેમ લક્ષ્મી પણ, મનોહર હોવાથી મનની વૃત્તિને ખેંચે છે, ખળ અને દુષ્ટોથી વિંટાયલી હોય છે, સાહસ કરવાથી મળે છે અને એ ક્ષણભંગુર છે.[22]

# સર્ગ ૧૪ મો.*

## મૂર્ખનું જીવતર.

**श्रीरामरुवाच**—आयुः पल्लवकोणाग्रलंबाम्बुकणभंगुरम् ।
उन्मत्तमिव संत्यज्य यात्मकांडे शरीरकम् ॥ १ ॥

શ્રી રામ કહે છે; આ મનુષ્યનું આયુષ્ય, પાંદડાંના ખૂણાના અગ્ર ભાગ ઉપર વળગેલાં પાણીની પેઠે ક્ષણભંગુર છે, તે ગાંડાની પેઠે ઓચિંતું શરીરનો ત્યાગ કરીને ચાલ્યું જાય છે.[1] જેઓનું મન વિષયોરૂપી સર્પોના સંગથી શિથિલ થઇ ગયું હોય છે અને જેઓને આત્મસ્વરૂપનો વિવેક થયો નથી, તેવા મનુષ્યને આયુષ્ય કેવળ પરિશ્રમનું કારણ થઇ પડે છે;[2] પરંતુ જેઓએ જાણવાની વાત જાણેલી છે, અને જેઓએ પરમપદમાં વિશ્રાન્તિ કરી છે, તેઓને આયુષ્ય સુખદાયી નિવડે છે અને તેના મનમાં લાભ તથા અલાભ સરખા લાગે છે.[3] હે મુનિ! અમે દેહાદિકને વિષેજ આ દેહ જ, આત્મા છે, આવો નિશ્ચય કરી બેઠા છીએ, તેથી સંસારરૂપી વાદળાંની વિજળીના સમૂહ જેવા આયુષ્યથી અમને સુખ થતું નથી.[4] વાયુને પણ વિંટી શકાય, આકાશને તોડી શકાય, તરંગોને પણ એક સાથે ગુંથી શકાય, પરંતુ આયુષ્યને માટે કોઇ પણ રીતની આસ્થા રાખી શકાય તેમ નથી.[5] આ મનુષ્ય શરદ્ ઋતુનાં વાદળાંની પેઠે અલ્પાયુષી છે, તેલ વિનાના દીવાની પેઠે નાશવંત છે અને પાણીના તરંગોની પેઠે ચંચળ છે. તે જાણે આ ગયું, ઓ ગયું, એમ રાત દહાડો જણાય છે.[6] પાણીના તરંગને પ્રતિબિંબરૂપે પડતા ચંદ્રને,

* આ ચૌદમાં સર્ગમાં તત્ત્વજ્ઞાન વગરના મનુષ્ય જીવનની નિંદા કરેલી છે.

વિજળીના જથ્થાને અને આકાશના કમ્પને હું ગ્રહણ કરવાની આશા બાંધી શકું, પરંતુ અસ્થિર આયુષ્યને જતું અટકાવવાની આશા મારાથી બાંધી શકાતી નથી.[૭] જેનું મન તૃષ્ણાતુર હોય છે, એવો મૂર્ખ મનુષ્ય ફોકટમાં આયુષ્યને લાંબું કરવાની ઇચ્છા રાખે છે, તે મનુષ્ય, ખચ્ચરી જેમ ગર્ભ ધારણ કરવાથી દુઃખનેજ પામે છે, તેમ દુઃખનેજ પામે છે. હે બ્રહ્મન્! આ ભવ ભટકણમાં પ્રસિદ્ધ એવી કાયારૂપી વેલ, સૃષ્ટિ સમુદ્રના પાણીના એક પરપોટાના જેવી છે. માટે મને જીવવું ગમતું નથી.[૮–૯] જેનાથી પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ મળે છે અને જેનાથી ફરીને શોક કરવો પડતો નથી તથા જે પરમ નિવૃત્તિનું સ્થાનક છે, તેનું નામ જીવતર કહેવાય છે.[૧૦] વૃક્ષો પણ જીવે છે, પશુ પક્ષીઓ પણ જીવે છે, પરંતુ જેનું મન તત્ત્વજ્ઞાનવડે તુચ્છ થઇ ગયું હોય તેજ ખરો જીવે છે.[૧૧] જગતમાં જન્મેલા તેજ પુરુષોનું જીવન ઉત્તમ ગણાય છે કે જેઓને ફરીને જન્મ ધરવો પડતો નથી, તે વિના બીજાને ઘરડા ગધેડા જેવા વ્યર્થ જીવન ગાળનારા સમજવા.[૧૨] અવિવેકીને શાસ્ત્ર ભારરૂપ થઇ પડે છે, સંસારમાં પ્રીતિવાળાને જ્ઞાન ભારરૂપ થઇ પડે છે, વ્યગ્ર પુરુષને મન ભારરૂપ થઇ પડે છે અને આત્માના સ્વરૂપને ન જાણનારાને શરીર પણ ભારરૂપ થઇ પડે છે.[૧૩] ભાર ઉપાડનારા મજૂરને જેમ ભાર દુઃખદાયી થઇ પડે છે; તેમ દુષ્ટ બુદ્ધિવાળા પુરુષને રૂપ, આયુષ્ય, મન, બુદ્ધિ તથા અહંકાર, આ સર્વ દુઃખદાયક થઇ પડે છે.[૧૪] આ મનુષ્યજ અશાંતિ, અતૃપ્તિ, આપત્તિ, અને પૂર્ણ પરિશ્રમનું પ્રધાન કારણ છે અને રોગરૂપી પક્ષીઓનો માળો છે,[૧૫] ઉંદર જેમ પ્રતિ દિવસ દુઃખ ગણકાર્યા વિના ધીરે ધીરે પુરાણા ખાડાને ખણ્યાજ કરે છે, તેમ કાળ પણ પ્રતિ દિવસ દુઃખ ગણકાર્યા વિના ધીરે ધીરે પ્રાણીના આયુષ્યને કાપ્યા કરે છે.[૧૬] દરમાં રહેનારા અને ઝેરથી બાળી નાખનારા ભયંકર સર્પો, જેમ વનના પવનને પી જાય છે; તેમ શરીરરૂપી દરમાં રહેનારા અને ઝેરના જેવી પીડા કરનારા ભયંકર રોગો, પ્રાણીના આયુષ્યનું પાન કર્યા કરે છે.[૧૭] નિત્ય રજને ઝરનારા, તુચ્છ અને અંદર રહેનારા ઘણ નામના ક્રૂર જીવડાઓ જુના ઝાડને અંદરથી કોતર્યા કરે છે, તેમ નિત્ય લોહી અને પરુને વરસાવનારાં અને અંદર રહેનારાં તુચ્છ એવાં ક્રૂર દુઃખો, શરીરને કાપ્યા કરે છે.[૧૮] બીલાડો જેમ ઉંદરને ગળવા માટે ઘણીજ ઇચ્છા સાથે તેના તરફ ઉપરાઉપરી તાંકીને જોયા કરે છે, તેમજ કાળ પણ આ મનુષ્યને ગળવા માટે તેના તરફ ઉત્કંઠાપૂર્વક વારંવાર દૃષ્ટિ કર્યા કરે

છે.[૧૯] બહુ ભોજન કરનારો મનુષ્ય જેમ અન્નને પચાવે છે, તેમજ ગર્વ વગેરે ગુણો ધારણ કરનારી, સાર વિનાની જરા નામની વેશ્યા, મનુષ્યને બળ ક્ષીણ કરીને ઘરડો ખંખ કરી મૂકે છે.[૨૦] સુજન જેમ થોડા દહાડામાંજ દુર્જનને ઓળખી કાઢીને અનાદર સાથે તેને કાઢી મૂકે છે, તેમજ યૌવન પણ થોડા જ દહાડામાં શરીરને ઓળખી કાઢીને અનાદરપૂર્વક તેનો ત્યાગ કરે છે.[૨૧] જારપુરુષ જેમ રૂપના તરફ ઉત્કંઠા રાખે છે, તેમ જ દુઃખ, વૃદ્ધાવસ્થા અને મરણનો મિત્ર કાળ પણ આયુષ્યને હરી જવાની ઇચ્છા રાખ્યા કરે છે.[૨૨] નિત્ય જીવન્મુક્તિરૂપી સ્થિર સુખથી રહિત, ગુણ વિનાનું અને મરણના પાત્રરૂપ આ આયુષ્ય, જગતમાં જેવું અત્યંત તુચ્છ છે, તેવી બીજી કોઇ પણ વસ્તુ અત્યંત તુચ્છ નથી.[૨૩]

---

# સર્ગ ૧૫ મો.*

## અહંકાર નિંદા.

**श्रीरामउवाच**—मुधैवाभ्युत्थितोमोहान्मुधैव परिवर्धते ।
मिथ्यामयेन भीतोऽस्मि दुरहंकारशत्रुना ॥ १ ॥

શ્રીરામ કહે છે; હે મુનિ! અહંકારરૂપી દુષ્ટ શત્રુથી હું બીહું છું. તે વ્યર્થ જ ઉત્પન્ન થયો છે, વ્યર્થજ વધે છે અને વૃથા સ્વરૂપ છે.[૧] વિવિધ આકારવાળો સંસાર, અહંકારને લીધેજ રાંકના કરતાં પણ રાંક પુરુષોને રાગ દ્વેષાદિક દોષરૂપી ભંડારોનો અધિપતિ બનાવે છે.[૨] અહંકારથીજ આપત્તિઓ આવે છે, અહંકારથીજ દુષ્ટ ચિંતાઓ ઉભી થયા કરે છે, અહંકારથીજ રાગાદિક નિપજે છે અને અહંકારથીજ હું અને મારું એવી જાતનો રોગ થાય છે.[૩] હે મુનિ! તે ઘણા દહાડાના કટ્ટા શત્રુ અહંકારને લીધે હું ભોજન કરતો નથી, પાણી પીતો નથી, ત્યારે ભોગો તો કેમજ ભોગવું?[૪] ભીલ્લ જેમ જાળ પાથરે, તેમ અહંકાર પણ જીવના મનને મોહ ઉપજાવનારી માયાને ફેલાવે છે. સંસારરૂપી રાત્રિ જેમ લાંબી છે, તેમજ મોહ ઉપજાવનારી માયા પણ લાંબી છે.[૫] પર્વત ઉપર જેમ ઉંચાં અને ભયંકર ખેરનાં ઝાડ ઉગી નિકળે છે, તેમ અહંકારમાંથી ભયંકર અને લાંબો કાળ ચાલે તેવાં મોટાં દુઃખો ઉત્પન્ન થાય છે.[૬] માટે શાંતિરૂપી ચંદ્રને

---

* આ પંદરમા સર્ગમાં સર્વ અનર્થના મૂળરૂપ અહંકારની નિંદા કરવામાં આવી છે.

ગળવામાં રાહુના મુખરૂપ, ગુણરૂપી કમળોનો નાશ કરવામાં ભયંકર હિમરૂપ અને સમતારૂપી મેઘને વિખેરી નાખનાર શરદૃઋતુરૂપ અહંકારનો હું ત્યાગ કરું છું.[૭] હું રામ નથી, મને કોઇ પણ વસ્તુઓ વિષે મારું મન આસક્તિવાળું નથી, પરંતુ હું નિર્વૈર થઇને સર્વ પ્રાણીઓને મારા સમાન જોતો થકો, હારી ગયેલા પુરુષની પેઠે શાંતિથી બેસવાની ઇચ્છા રાખું છું.[૮] મેં અહંકારને વશ થઇને જે જે ખાધું હોય, હોમ્યું હોય અને કર્યું હોય. તે સર્વ સાર વિનાનું જ હતું. અહંકાર રહિત રહેવું એ જ સારવાળું ગણાય છે.[૯] હે બ્રહ્મન્! જો મને 'હું છું' આવું અભિમાન થાય છે, તો હું આપત્તિથી દુઃખી થાઉં છું અને જો અભિમાન થતું નથી તો સુખી રહું છું. માટે અહંકાર રહિત રહેવું તે જ ઉત્તમ છે.[૧૦] હે મુનિ! હું અહંકારનો ત્યાગ કરી ને મનને શાંત કરીને, ઉદ્વેગ વિનાનો થઇને બેસી રહું છું; કેમકે ભોગનો સમૂહ તો દેહ, ઇંદ્રિયો, વિષયો વગેરે નાશવંત પદાર્થોને અધીન રહેલો છે.[૧૧] હે મુનિ! જ્યાંસુધી અહંકારરૂપી મેઘ પોતાનાં શરીરોને વિસ્તાર્યા કરે છે, ત્યાં સુધી તૃષ્ણારૂપી ઇંદ્રિજવના ઝાડની મંજરી પણ પ્રફુલ્લિત રહ્યા કરે છે.[૧૨] પરંતુ અહંકારરૂપી વાદળું શાંત પડી ગયા પછી તૃષ્ણારૂપી નવીન ઠરી ગયેલા દીવાની શીખાની પેઠે, તુરત જ કયાંઈ પણ જતી રહે છે.[૧૩] પાણીથી ભરેલાં વાદળાંઓ જેમ વિંધ્યાચળમાં પરસ્પર અથડાઇને કડાકા કરીને ગાજી ઉઠે છે, તેમ મનરૂપી મદમત્ત મહા હાથી પણ, અહંકારરૂપી વિંધ્યાચળ ઉપર મોટી શિલાઓની સાથે કુંભસ્થળો અફળાવીને મોટી ગર્જનાઓ કરે છે.[૧૪] આ શરીરરૂપી મોટા અરણ્યમાં ધાટા અહંકારરૂપી કેસરીસિંહ વસે છે, જે ગર્વની સાથે રાજ્ય કરે છે અને તેણે જ આ પુણ્ય પાપ વગેરે બીજવડે જગતને વધારી દીધું છે.[૧૫] અહંકારરૂપી મોટી જાળ, તૃષ્ણારૂપી તંતુઓમાં પરોવેલા ઘણા જન્મોની પરંપરારૂપી મોતીની માળાને પોતાના કંઠમાં ધારણ કરે છે.[૧૬] હે મુનિ! અહંકારરૂપી એ વૈરીએ, મંત્ર તંત્ર વિના જ પુત્ર, મિત્ર, કલત્ર વગેરે વશીકરણનાં સાધનો આ જગતમાં ફેલાવ્યાં છે.[૧૭] માટે જો હુંપદરૂપી અહંકાર ટળી જાય તો આ સર્વ દુષ્ટ ચિંતાઓ પણ પોતાની મેળે જ ટળી જાય છે.[૧૮] જો અહંકારરૂપી વાદળું શાંત પડી જાય છે, તો ધીરે ધીરે સમનો નાશ કરનારી મનરૂપી આકાશમાં રહેનારી મહામોહરૂપી ઝાકળ, કયાંઈ પણ જતી રહે છે.[૧૯] હે મુનિ! હું અહંકાર રહિત છું, તોપણ મૂર્ખપણાથી શોકવડે પીડાયા કરું છું. માટે મને જે કાંઇ યોગ્ય ઉપદેશ હોય તે કહેવાને આપ યોગ્ય છો.[૨૦]

હે મહાનુભાવ મુનિ! સર્વ આપત્તિઓનાં સ્થાનરૂપ, ચંચળ, ઉત્તમ ગુણોથી રહિત, ચોતરફથી મહાદુઃખદાયી હૃદયમાં રહેલું અહંકારરૂપી લાંછન, હું યત્ન પૂર્વક ધારણ કરતો નથી, માટે હવે જે કર્તવ્ય હોય તેનો આપ મને ઉપદેશ કરો.[२१]

# સર્ગ ૧૬ મો.*

## મન-ચિત્તના દોષો.

**श्रीरामउवाच**—दोषैर्जर्जरतां याति सत्कार्याचार्यसेवनात् ।
वातांतःपिच्छलवच्चेतश्चवति चंचलम् ॥ १ ॥

શ્રી **રામ** કહે છે;-ઉત્તમ કાર્યોને તથા મહાત્માની સેવાને છોડી દઇને, રાગાદિક દોષોથી ચિત્ત શિથિલ થઇ જાય છે, અને મોરપીંછનો કટકો, જેમ વાયુની અંદર ઉડયા કરે છે, તેમ ચંચળ ચિત્ત વિષયોમાં ભટકયા કરે છે.[૧] પરંતુ ચિત્તને કોઇ પણ ઠેકાણેથી કાંઇ પણ મળતું નથી; અને કોઇ ઠેકાણે પુષ્કળ ધન મળે છે, તોપણ વાંસનો કરંડીયો જેમ પાણીથી ભરાતો નથી, તેમ ચિત્ત સંપૂર્ણ રીતે સંતોષ પામતું નથી.[૨-૩] મૃગ, જેમ પોતાનાં ટોળાંમાંથી છૂટો પડી ગયા પછી નિવૃત્તિ સુખને પામતો નથી, તેમ હે મુનિ! નિત્ય શૂન્ય અને દુરાશારૂપી મૃગ બંધનથી વિંટાયલું મનરૂપી નિવૃત્તિ સુખને પામતું નથી.[૪] મનની વૃત્તિ પાણીના તરંગની પેઠે ચંચળ છે. મનને કોઇવાર સ્થૂલ અવયવનો અને કોઇવાર સૂક્ષ્મ અવયવનો વિયોગ થાય છે. આ રીતે બન્ને વિયોગ થવો એ વિષયી મનનો ધર્મ છે. અફસોસ છે કે, મન તેનો ત્યાગ કરીને એક ક્ષણ પણ હૃદયમાં સ્થિરતાને પામતું નથી.[૫] મંદરાચળના આઘાતથી હાલકલોલક થયેલું ક્ષીરસાગરનું પાણી, જેમ દશે દિશાઓમાં ફેલાઇ જાય છે, તેમ વિષયોના ચિંતનોથી ક્ષોભ પામેલું ચિત્ત, દશે દિશામાં દોડયા કરે છે.[૬] જેમાં મોજાઓ અને ઘુમરીયો આવ્યા કરે છે, જેમાં માયારૂપી મગરમચ્છો ફર્યા કરે છે એવા મનોમય મહાસાગરને, હું અટકાવવાને સમર્થ નથી.[૭] હે મુનિ! મારું મનરૂપી હરિણ, ભોગરૂપી દુર્વાના અંકુરોને લેવાની ઇચ્છાથી ખાઇમાં પડવાની પણ ચિંતા કર્યા વિના ઘણેજ દૂર સુધી દોડયા કરે

*આ સોળમા સર્ગમાં રામ, ઘણાં દૃષ્ટાંતો આપીને ચિત્તના અને મનના દોષો વિસ્તારથી સમૂળ કહી બતાવે છે.

છે.[૯] સમુદ્ર જેમ ચંચળપણાનો ત્યાગ કરતો નથી, તેમ મારું મન આકુલ વૃત્તિ-વડે કોઇ પણ દહાડો ચંચળતાને છોડતું નથી. પાંજરામાં પૂરાયલો કેસરી જેમ એક ઠેકાણે બેસતો નથી, પણ આમ તેમ ફર્યા કરે છે, તેમજ ચિંતાના ભારથી ચંચળ એવું ચિત્ત પણ ચંચળવૃત્તિવડે એક ઠેકાણે ધીરજ ધરીને બેસતું નથી.[૧૦] હંસ જેમ પાણીમાંથી દૂધને જૂદું પાડે છે, તેમજ મોહરૂપી રથમાં બેઠેલું મન ઉદ્વેગનો નાશ કરનારાં સામ્ય સુખને (સર્વમાં આત્મા છે એવા જ્ઞાનને) શરીર-માંથી ગ્રહણ કરે છે.[૧૧] હે મુનિશ્રેષ્ઠ! અનેક જાતની કલ્પનારૂપી શય્યામાં સૂતેલો ચિત્તવૃત્તિનો સમૂહ જાગ્રત થતો નથી, પણ નિદ્રાવશ રહ્યા કરે છે, તેથી જ હું વ્યાકુળ થઇને દુઃખી થાઉં છું.[૧૨] હે મુનિ! પારધી જેમ જાળના દોરાની દૃઢ ગાંઠ પોતાના હાથમાં રાખીને તે જાળને ફેલાવી તેમાં પક્ષીઓને પકડે છે, તેમ જ ચિત્ત પણ તૃષ્ણાની મમતાદિક દૃઢ ગ્રંથીને પોતાના અંતરમાં રાખીને તે દ્વારા મને કેદ કર્યો છે;[૧૩] હે મુનિવર! પ્રબળ રોષરૂપી ધૂમાડાથી વિંટાયલા અને ચિંતારૂપી જ્વાળાથી ભરપૂર થયેલું અગ્નિસમાન ચિત્તને તૃણની પેઠે બાળે છે.[૧૪] વળી હે મુનિ! જેની પાછળ કુતરી ફરે છે, એવો ક્રૂર વૃત્તિનો કુતરો જેમ ચેતન વિનાના શબને ખાય છે, તેમ જ જેની પાછળ તૃષ્ણા ફર્યા કરે છે એવું ક્રૂર ચિત્ત, મારું અજ્ઞાનીનું ભક્ષણ કર્યા કરે છે.[૧૫] હે મુનિ! તીરભૂમિની સાથે અથડાવાથી ચંચળ તરંગોવાળો અને પાણીથી ભરપૂર નદીનો પ્રવાહ જેમ તીર ઉપર ઉભેલાં ઝાડોને તોડી પાડીને પોતાના પ્રવાહ સાથે તાણી જાય છે, તેમ તરંગની પેઠે ચંચળ અને વિક્ષેપશાળી અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું જડ ચિત્ત પણ મને તાણી જાય છે.[૧૬] ભયંકર વંટોળીઓ, જેમ મધ્ય ભાગમાં પાડવા માટે અથવા તો આકાશમાં ફેરવવા માટે, ખડને દૂર ખેંચી જાય છે, તેમજ ચિત્ત પણ એકાએક નરકમાં પાડવા માટે અથવા તો આ લોકમાં જ કીટ, પતંગ વગે-રેના અનેક જન્મોમાં નાખવા માટે મને દૂર લઇ જાય છે.[૧૭] હું હમેશાં આ સંસારરૂપી સમુદ્રમાંથી ઉદ્ધારની આશા રાખી બેઠો છું, પરંતુ પાજ જેમ પાણીના પૂરને અટકાવી રાખે છે, તેમ દુષ્ટ ચિત્તે મને અટકાવી રાખ્યો છે.[૧૮] કુવાની નીચેના ભાગમાંથી બહાર આવતી અને બહારથી અંદરના ભાગમાં જતી ખરાબ દોરી જેમ લાકડાંને વળગી રહે છે, તેમ નીચેથી ઉપર ચડતાં અને ઉપરથી નીચે જતાં દુષ્ટ મનવડે હું પણ બંધાઇ ગયો છું.[૧૯] જેમ ખોટી કલ્પના કરવાથી ભયંકર રૂપ ધારણ કરનાર, પરંતુ પૂર્ણ વિચાર કરતાં મિથ્યા થઇ જનાર, બાળકને

બીહીવરાવવા માટે ઉભું કરેલું ભૂતરૂપી રમકડું, જેમ બાળકને પકડી પાડે છે, તેમજ મિથ્યા કલ્પના કરવાથી ભયંકરરૂપ ધારણ કરનાર, પરંતુ ખરો વિચાર કરતાં મિથ્યા થઇ જનાર મને, મને પકડી પાડયો છે.[૨૦] હે વિશ્વામિત્ર ! કષ્ટથી તાબે થઇ શકે તેવો મનરૂપી પિશાચ, અગ્નિના કરતાં પણ વધારે સંતાપ ઉત્પન્ન કરનારો છે, તે વશ કરવામાં પર્વતના કરતાં પણ વધારે કઠિન છે, અને વજ્રના કરતાં પણ વધારે મજબૂત છે.[૨૧] પક્ષી જેમ ઝડપથી માંસના ઉપર પડે છે, તેમ ચિત્ત પણ ઝડપથી વિષયોના ઉપર પડે છે અને જેમ, બાળક રમકડું મળવાથી લાંબા દિવસથી આરંભેલો અભ્યાસ છોડીને તે રમકડાંની સાથે રમવા મંડી જાય છે, તેમ ચિત્ત પણ વિષયનો લાભ થાતાં લાંબા દિવસથી આરંભેલું શુભ કર્મ છોડી દઇને, તે વિષયોમાં પરાયણ થઈ જાય છે.[૨૨] હે તાત! જડ પ્રકૃતિવાળો, અત્યંત ચંચળ, જન્મ મરણરૂપી વિસ્તારવાળી ઘુઘરીઓથી ભરપૂર, કામ, ક્રોધ વગેરે છ શત્રુરૂપી સર્પો જેમાં રહેલા છે એવો, મનરૂપી સમુદ્ર, મને દૂર ખેંચી જાય છે.[૨૩] હે સદ્‌ગુણિ મુનિ! મોટા સમુદ્રને પીવા કરતાં, મેરુ પર્વતને ઉખેડી નાખવા કરતાં અને અગ્નિને ખાવા કરતાં પણ ચિત્તને વશમાં રાખવું, એ કઠિન કામ છે.[૨૪] ચિત્તજ વિષયોને ઉત્પન્ન કરનારું છે અને ચિત્તનો નાશ થયા પછી જગતનો પણ નાશ થાય છે, માટે પ્રયત્ન કરીને ચિત્તનો નાશ કરવાનો ઉપાય કરવો.[૨૫] હે મુનિમહારાજ! પર્વતો ઉપર જેમ વનો ઉગે છે, તેમજ ચિત્તમાંથી પણ સુખ દુઃખ વગેરે અનેક વિચારો ઉત્પન્ન થાય છે. વિવેકને લીધે જો ચિત્ત ક્ષીણ થઇ જાય, તો હું ધારું છું કે સુખદુઃખનો પણ અત્યંત નાશજ થાય.[૨૬] મુમુક્ષુ પુરુષો જે ચિત્તરૂપી શત્રુનો પરાજય કર્યા પછી, શમ, દમ વગેરે સર્વ ગુણોનો વિજય કરવાની આશા બાંધે છે, તેમજ હું પણ તે ચિત્તરૂપી શત્રુનો પરાજય કરવા માટે તૈયાર થયો છું અને ચંદ્ર જેમ જળ વડે મલીન દેખાવવાળી મેઘની પંક્તિને અંતઃકરણથી ચહાતો નથી, તેમ હું વૈરાગ્યને લીધે, જેનો વિલાસ, મોહ અને પાપ કરાવનારો છે એવી રાજલક્ષ્મીને અંતઃકરણથી ચહાતો નથી.[૨૭]

# સર્ગ ૧૭ મો.

## તૃષ્ણાનો તિરસ્કાર.

**श्रीरामउवाच–हार्यौघकारशर्वर्या तृष्णयेह दुरंतया ।**
**स्फुरन्तिचेतनाकाशे दोषाः कौशिकपङ्क्तयः ॥ १ ॥**

શ્રીરામ કહે છે;–હે મુનિ! હૃદયમાંથી ઉત્પન્ન થનારા વિવેકને ઢાંકી દેવામાં અંધારી રાતના જેવી અને છેડા વિનાની તૃષ્ણાને લીધે જીવરૂપી આકાશમાં રાગદ્વેષ વગેરે ઘૂડપક્ષીઓની પંક્તિઓ ઉડતી નજરે પડે છે.[1] સૂર્યનો તડકો જેમ કાદવની અંદરના ભાગમાં તાપ ઉત્પન્ન કરીને તેના રસને અને કોમળતાને હરીને તેને કઠણ કરી નાંખે છે, તેમજ ચિંતાએ પણ મારા અંતરમાં તાપ ઉપજાવીને મારા લોહીને અને કોમળપણાને ગ્રહણ કરી, મને સુકવી નાંખ્યો છે.[2] મારૂં ચિત્તરૂપી મોટું અરણ્ય મહામોહરૂપી અંધારાથી ભરપૂર છે અને વિચારથી શૂન્ય છે, તેમાં આશારૂપી પિશાચિણી તાંડવ નૃત્ય કરે છે.[3] ક્ષેત્રમાં ઉભેલા ચણાના છોડ, ધતુરાના ઉપવનોથી શોભાયમાન દેખાય છે અને રાત્રિ પડતાં ઝાકળના બિંદુઓથી જેમ વૃદ્ધિ પામે છે, તેમ તૃષ્ણારૂપી ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલી ચિંતા પણ સુવર્ણની ઉત્કટ આશાથી ફીકી પડી જવાને લીધે ઉજ્વલ દેખાય છે અને તે લોકોએ વિલાપ કરીને પાડેલાં અશ્રુઓથી અવશ્ય વૃદ્ધિ પામે છે.[4] મધ્યભાગમાં હાલકલોલક થનારી મહાસાગરની લહરી, જેમ લોકોને અત્યંત ઘુમરી ખવરાવવા માટે નિચેથી ઉપર ઉઠી આવે છે, તેમજ મનને અત્યંત ક્ષોભ પમાડનારી તૃષ્ણા પણ, લોકોને અત્યંત ભમાવવા માટે, ઘણાજ કષ્ટથી ભરેલાં એવાં ધન સંપાદન કરવાના ઉત્સાહમાં નાંખી દઇને, ચારે તરફ ભટકાવે છે.[5] તિરસ્કાર, અસત્યભાષણ વગેરે પ્રવૃત્તિનાં મોજાં-ઓથી મુખર થયેલી, તે મોજાંઓથી ચંચળ પ્રવાહવાળી અને એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં જનારી તૃષ્ણારૂપી નદી, મારા શરીરરૂપી પર્વતમાં વહ્યા કરે છે.[6] જુનું તૃણ જેમ પવનના વેગને રોકવાને તૈયાર થાય તોપણ ધૂળવડે મલીન એવો વંટોળીઓ વાયુ જેમ તે તૃણને ઉરાડીને કોઇ પણ ઠેકાણે લઇ જાય છે, તેમ ચિત્તરૂપી બપૈયો પણ મલીન તૃષ્ણાના વેગને રોકવાને તૈયાર તો થાય છે, પરંતુ તેટલામાં તો મલીન તૃષ્ણા તેને ક્યાંઇ પણ ખેંચી જાય છે.[7] હું વિવેક, વૈરાગ્ય આદિક જેજે ગુણોની સંપત્તિ મેળવવાની ઇચ્છા રાખું છું, તે તે ઇચ્છાને નાની ઉંદરડી જેમ વીણાના તારને કાપી નાંખે છે તેમ, મારી તે તે ઇચ્છાને તે તોડી પાડે છે.[8]

પાણીમાં જેમ પુરાણું પાંદડું ભમ્યા કરે, પવનમાં જેમ જુનું ખડ ઉડયા કરે અને આકાશમાં જેમ શરદ્ઋતુનું વાદળું ભમ્યા કરે, તેમ હું ચિંતારૂપી ચક્રમાં ભટકયા કરું છું.[૯] પારમાર્થિક સ્વરૂપને પામવા માટે અમારી બુદ્ધિ અસમર્થ થઇ પડી છે અને પક્ષીઓ જેમ ચિંતારૂપી જાળમાં ફસાઇને મુંઝાયા કરે છે તેમ, અમે ચિંતારૂપી જાળમાં ફસાઇને મુંઝાઇએ છીએ.[૧૦] હે તાત! હું તૃષ્ણારૂપી અગ્નિની જાળથી એવો તો બળી ગયો છું કે હવે અમૃતથી પણ મારા દાહની શાંતિ થાય એમ મને લાગતું નથી.[૧૧] તૃષ્ણારૂપી ઉન્મત્ત ઘોડી દિશાઓના છેડાઓમાં ઘણેજ દૂર સુધી તુરત જઇને પાછી વારંવાર આવે છે, આમ વારંવાર ભટકયા કરે છે.[૧૨] રેંટના મોહોડા ઉપર બાંધેલી દોરી, જેમ જળની સાથે વારંવાર સંબંધ કર્યા કરે છે, વારંવાર ઉપર અને નીચે જયા કરે છે, વારંવાર હાલ્યા કરે છે અને બાંધેલા મોરીયાઓને લીધે ગાંઠોવાળી હોય છે, તેમજ તૃષ્ણા પણ વારંવાર જડ પ્રકૃતિના લોકોની સાથે સંબંધ ધરાવે છે. એ તૃષ્ણા ધર્મ તથા અધર્મને લીધે સ્વર્ગ અને નર્કમાં જવું આવવું કરાવે છે, અત્યંત ચંચળ છે અને ભોગ્ય તથા ભોક્તારૂપ ગ્રંથિવાળી હોય છે.[૧૩] નાકમાં પરોવેલી અને કોઇથી પણ કાપી નહી શકાય તેવી દોરીથી જેમ બળદ ભારને ખેંચી જાય છે, તેમજ મનુષ્ય પણ કોઇથી કાપી શકાય નહીં તેવી અને અંતઃકરણમાં પરોવાયલી તૃષ્ણાવડે આ લોક અને પરલોકના સાધનરૂપી હજારો ભારને ખેંચ્યા કરે છે.[૧૪] જેમ આકર્ષણ કરવાના સ્વભાવવાળી ભીલડી રોજ રોજ પૃથ્વીઓના ઉપર જાળ નાંખ્યા કરે છે, તેમ નિત્ય આકર્ષણના સ્વભાવવાળી તૃષ્ણા પણ લોકોના ઉપર, પુત્ર, મિત્ર, સ્ત્રીઓ આદિરૂપી જાળ નાંખ્યા કરે છે.[૧૫] તૃષ્ણા, કાળ રાત્રિની પેઠે, મને ધીરને પણ, બીવરાવે છે; દૃષ્ટિ છતાં મને અંધ બનાવે છે અને આનંદી છતાં ઉદાસ કરી મૂકે છે.[૧૬] વળી તે તૃષ્ણા કાળી નાગેણની પેઠે કુટિલ છે, કોમળ સ્પર્શવાળી છે ને વિષથી ભયંકરપણું દર્શાવનારી છે; તેનો જો જરા પણ સ્પર્શ કર્યો હોય તો તે તુરત કરડે છે.[૧૭] તૃષ્ણા કાળ રાક્ષસીના જેવી છે, તે કાળ રાક્ષસીની પેઠે પુરુષોના હૃદયોને ભેદી નાંખે છે, અનેક પ્રકારની માયા કરે છે, દુર્ભાગ્ય નિપજાવે છે, અને બહુજ દીન કરી મૂકે છે.[૧૮] હે મહારાજ! જુની અને ફૂટી ગએલાં તુંબડાવાળી વીણા, બીજું તુંબડું મેળવવાના આળસને લીધે તૂટી ગયેલા તારોથી જેને સીવી લીધેલી હોય છે તેવી વીણા, ઉત્સવના વખતમાં લોકોને આનંદ આપતી નથી, તેમ પ્રમીલા વગેરે અનેક નાડીઓથી વિંટાયલા શરીરને ધારણ કરનારી તૃષ્ણા પણ, વિક્ષેપરહિત મહા આનંદના સમયમાં

શોભતી નથી.[૧૯] વળી તૃષ્ણા ગુફાની એક વેલના જેવી છે. ગુફાની વેલ જેમ હમેશાં અત્યંત મલીન હોય છે, કડવી હોય છે, ઉન્માદ કરનારી હોય છે, લાંબાં ગુંચળાંઓવાળી હોય છે અને ઘાટા ચીકણા રસવાળી હોય છે, તેમ તૃષ્ણા પણ પરિણામે દુઃખદાયી, ઉન્માદ કરનારી, ઘણા વિસ્તારવાળી છે અને પ્રબળ મોહ ઉપજાવનારી છે.[૨૦] તૃષ્ણા સુકાયલી મંજરીના જેવી છે. સુકાયલી મંજરી જેમ ત્રાસ ઉપજાવે છે, પુષ્પરહિત હોય છે, ફળરહિત હોય છે, આંબા વગેરેની ઉંચી શાખાઓમાં રહેલી હોય છે, અમંગળ કરનારી હોય છે અને સુકાયલી હોવાથી નઠારી દેખાય છે, તેમજ તૃષ્ણા પણ દુઃખદાયી છે, શૂન્ય અને નિષ્ફળ છે. તે ફોગટમાં ઉન્મત્ત દેખાય છે, અમંગળ કરનારી છે અને નઠારી છે.[૨૧] તૃષ્ણા ઘરડી વેશ્યાના જેવી છે તે કોઇનું પણ ચિત્ત વશ ન કર્યા છતાં સર્વની પાછળ દોડે છે અને પરપુરુષની પાસે જવા છતાં પણ કોઇ જાતનું ફળ મેળવી શકતી નથી.[૨૨] તૃષ્ણારૂપી ઘરડી નાયિકા અનેક પ્રકારના રસથી ભરપૂર એવાં સંસારી લોકોનાં ટોળાં આગળ સંસારરૂપી રંગભૂમિ ઉપર નૃત્ય કરે છે.[૨૩] આ સંસારરૂપી મોટા મોટા જંગલમાં તૃષ્ણારૂપી ઝેરી લતા વિસ્તાર પામેલી છે. તેનાં વૃદ્ધાવસ્થારૂપી પુષ્પો ઉત્પન્ન થાય છે અને ચડતી પડતીરૂપ અનેક ફળોનો સમૂહ પણ તેમાંથી ઉત્પન્ન થાય છે.[૨૪] તૃષ્ણા ઘરડી નાચનારીના જેવી છે. તે નાચવાને સમર્થ હોતી નથી તોપણ નાચવાની તૈયારી કરે છે અને નિરુત્સાહી થઇને નાચે છે.[૨૫] તૃષ્ણારૂપી ચંચળ મયૂરી (ઢેલ) જ્યારે મોહરૂપી ઝાકળનું આવરણ આવે છે, ત્યારે સારી પેઠે નાચવા માંડે છે અને જ્યારે મોહરૂપી ઝાકળનું આવરણ મટી જાય છે અને વિવેકરૂપી પ્રકાશ થાય છે, ત્યારે નાચતી બંધ પડે છે અને કોઇ પણ જઇ શકે નહીં, તેવા સ્થાનમાં જઇ પોતાનો નિવાસ કરે છે.[૨૬] ચોમાસાની નદી જેમ પાણીનાં ઘણાં મોજાંથી ભરેલી હોય છે અને વચ્ચે વચ્ચે ઘણો વખત સૂધી સુકાઇ જાય છે અને એક ક્ષણમાં પાછી ભરાઇ જાય છે, તેમ તૃષ્ણા પણ ઘણીજ અજ્ઞાનતાથી ભરપૂર છે. વચ્ચે વચ્ચે વિરોધી વૃત્તિથી વિચ્છિન્નપણાને પામે છે અને ક્ષણ ક્ષણમાં વૃદ્ધિ પામે છે.[૨૭] તૃષ્ણા પક્ષિણીના જેવી ચંચળ છે. પક્ષિણી, જેમ ફળ વિનાના પડી ગયેલા ઝાડને તજીને બીજા ફળવાળા ઉભેલા ઝાડ ઉપર જઇ બેસે છે; તેમ ચપળ તૃષ્ણા પણ દુઃખી સ્થિતિમાં આવેલા પુરુષને તજી દઇને સુખી પુરુષ પ્રત્યે જાય છે.[૨૮] તૃષ્ણા ચપળ વાનરીના જેવી છે. વાનરી જેમ જઇ શકાય નહીં તેવા સ્થાન ઉપર

કુદીને પહોંચી જાય છે, ધરાયલી છતાં પણ ફળની ઇચ્છા રાખે છે, અને એક ઠેકાણે ઝાઝો વખત બેસી શકતી નથી, તેમ તૃષ્ણા પણ પહોંચી શકાય નહીં તેવા સ્થાનમાં પણ પહોંચી જાય છે, ધરાયા છતાં પણ વિશેષ લાભની આશા કરે છે; અને એક વસ્તુની ઇચ્છા ન કરતાં અનેક વસ્તુઓ ઉપર આસક્તિ રાખે છે.[૨૯] તૃષ્ણા ઇશ્વરની ઇચ્છાના જેવી છે. ઇશ્વરની ઇચ્છા જેમ પ્રાણીઓના શુભાશુભ કર્મને અનુસરીને તેને શુભાશુભ ફળ આપવા માટે હમેશાં પ્રયત્ન કર્યા કરે છે, પરંતુ તેથી વિરામ પામતી નથી; તેમજ તૃષ્ણા પણ શુભ કર્મ આરંભીને તે પૂરૂં કર્યા અગાઉ અયોગ્ય કર્મ પણ ક્રમવિરૂદ્ધ કરવા માંડે છે પરંતુ તેથી વિરામ પામતી નથી.[૩૦] તૃષ્ણા હૃદયરૂપી કમળમાં રહેનારી ભમરી છે. તે ક્ષણમાં પાતાળમાં જાય છે, ક્ષણમાં આકાશમાં ઉડે છે અને ક્ષણમાં દિશારૂપી નિકુંજોમાં ઉડયા કરે છે.[૩૧] સંસારના સર્વ દોષોમાં એક તૃષ્ણાજ લાંબો વખત સુધી દુઃખ દેનારી છે. જે અંતઃપુરમાં રહેતો હોય તેને પણ દુઃખમાં ઉતારી પાડે છે.[૩૨] તૃષ્ણારૂપી મેઘમાળા પરમ જડતા (મોહપણું અથવા તો શીતળતા) ઉત્પન્ન કરે છે. ઉત્તમ પ્રતિના પ્રકાશ (વિવેક અથવા તો પ્રકાશ) ને ઢાંકી દે છે અને મોહરૂપી ઝાકળવડે ગાઢી હોય છે.[૩૩] તૃષ્ણા ઢોરને બાંધવાની દોરીના જેવી છે. ઢોરને બાંધવાની દોરીથી જેમ ઢોરને બાંધવામાં આવે છે, તેમ તૃષ્ણાએ પણ સંસારમાં વ્યવહાર કરનારાં સર્વ પ્રાણીઓનાં મનને બાંધી લીધાં છે.[૩૪] તૃષ્ણા ઇંદ્ર ધનુષના જેવી છે. ઇંદ્રધનુષ જેમ અનેક રંગનું છે, તેમ તૃષ્ણા પણ અનેક વિષયોથી ભરેલી છે. ધનુષ જેમ ગુણરહિત (પ્રત્યંચાવિનાનું) છે, તેમ તૃષ્ણા પણ ગુણરહિત છે; ધનુષને જેમ વાદળાંનો આધાર છે તેમ તૃષ્ણાને મલીન પુરુષનો આધાર છે; ધનુષ જેમ લાંબું છે, તેમ તૃષ્ણાપણ લાંબી છે; ધનુષ જેમ શૂન્ય છે, તેમ તૃષ્ણાપણ તુચ્છ છે, ધનુષ જેમ આકાશમાં રહેલું છે, તેમ તૃષ્ણા હૃદયમાં રહેલી છે.[૩૫] વળી તૃષ્ણા સદ્‌ગુણરૂપી ધાન્યોનો નાશ કરવામાં કડાકા સાથે થનારી મેઘની વૃષ્ટિ સમાન છે; અર્થાત્ સદ્‌ગુણોનો નાશ કરનાર છે. આપત્તિરૂપી ધાન્યોને ફળદ્રૂપ કરવામાં શરદ્ ઋતુ સમાન છે, બોધરૂપી કમળોનો નાશ કરવામાં હિમરૂપ છે, મોહરૂપી અંધારાને હેમંત ઋતુની લાંબી રાત્રિરૂપ છે.[૩૬] તે સંસારરૂપી નાટકશાળાની નદી છે, કાર્યરૂપી માળાઓની પક્ષિણી છે, મનરૂપી અરણ્યની હરિણી છે, કામદેવને ગાયન કરવાની વીણા છે,[૩૭] વ્યવહારરૂપી સમુદ્રની લહરી છે, મોહરૂપી હાથીને બાંધવાની સાંકળ છે, સૃષ્ટિ-

રૂપી વડની વડવાઇ છે, દુઃખરૂપી ચંદ્રવિકાશી કમળોને પ્રફુલ્લિત કરનારી ચાંદની છે.[૩૮] જરા, મરણ આદિ દુઃખરૂપી રત્નો રાખવાનો ડાબલો છે, ને આધિવ્યાધિ વગેરે વિલાસોને રહેવા માટે એક ઉન્મત્ત વિલાસીની છે.[૩૯] વળી તે તૃષ્ણા, વર્ષાઋતુના આકાશ જેવી છે. વર્ષાઋતુનું આકાશ ક્ષણમાં થોડા પ્રકાશથી નિર્મળ થઇ જાય છે, ક્ષણમાં થોડા અંધારાથી ઢંકાઇ જાય છે અને ક્ષણમાં ઝાકળથી ગાઢું થઇ જાય છે, તેમ તૃષ્ણા પણ ક્ષણમાં થોડા વિવેકથી ઉજ્વળ થઇ જાય છે, ક્ષણમાં થોડા મોહથી અંધારાવાળી થઈ જાય છે અને ક્ષણમાં મહામોહવડે અતિ ગાઢી થઇ પડે છે.[૪૦] ગાઢ અંધારાથી શ્યામ રંગની કાળરાત્રિ જ્યારે મટે છે ત્યારે રાક્ષસો નાશી જાય છે, તેમ તૃષ્ણા મટે છે, ત્યારે શરીરનો પરિશ્રમ મટે છે.[૪૧] જ્યાંસુધી તૃષ્ણારૂપી ઝેરી કોલેરા પાછળ લાગેલો છે, ત્યાં સુધી ચંચળચિત્તવાળા અને અધ્યાત્મ શાસ્ત્રોની કથાથી વિમુખ થયેલા લોકો મુંઝાયા કરે છે.[૪૨] સર્વ લોકો ચિંતાનો ત્યાગ કરવાથી સર્વ દુઃખને તજી શકે છે અને તૃષ્ણારૂપી કોલેરાનો રોગ દૂર કરવાનો મંત્ર ચિન્તાનો ત્યાગ કરવો એ કહેવાય છે.[૪૩] તૃષ્ણારૂપી માછલી ચિન્તારૂપી ધરામાં રહીને ખડ, પથરા, કાષ્ઠ વગેરે સર્વ પદાર્થને પોતાનું ભક્ષ્ય સમજીને ગ્રહણ કરે છે, પરંતુ તે છેવટે વિષયરૂપી ગોળથી ભરેલી મૃત્યુરૂપી આંકડને ગળીને મરણ પામતી તડફડીયાં મારે છે.[૪૪] સૂર્યનાં કિરણો જેમ કમળને તુરત પ્રફુલ્લિત કરે છે, તેમ રોગની પીડા, સ્ત્રી અને તૃષ્ણા ધીર મનુષ્યને પણ તુરત અધીર બનાવી મૂકે છે.[૪૫] તૃષ્ણા વાંસના જેવી છે. વાંસ જેમ અંદર પોલો હોય છે, તેમ તૃષ્ણા પણ અંદરખાનેથી પોકળ છે; વાંસ જેમ ગાંઠવાળો છે, તેમ તૃષ્ણા પણ દૃઢ આગ્રહવાળી છે; વાંસને જેમ અંકુરો અને મોટા કાંટાઓ હોય છે, તેમ તૃષ્ણાને અંકુરરૂપી ચિન્તાઓ અને કાંટારૂપ મહાદુઃખો હોય છે; વાંસમાંથી સર્વ લોકોને ગમે તેવાં મોતીઓ હમેશાં ઉત્પન્ન થાય છે, તેમ તૃષ્ણાને પણ મોતીઓ તથા મણિઓ હમેશાં વહાલાં હોય છે, તેથી તૃષ્ણા વાંસની લતા જેવી ગણાય છે.[૪૬] ઘણીજ આશ્ચર્યની વાત છે કે, મોટી બુદ્ધિવાળા મનુષ્યો કષ્ટે કરીને કાપી શકાય તેવી, તે તૃષ્ણાને પણ વિવેકરૂપી નિર્મળ તરવારવડે કાપી નાંખે છે.[૪૭] હે મુનિ! હૃદયમાં રહેલી તૃષ્ણા, જેવી તીક્ષ્ણ છે તેવી તરવારની ધાર પણ તીક્ષ્ણ નથી, વજ્રની જ્વાળા પણ તીક્ષ્ણ નથી, તેના જેવી તપાવેલા લોઢાના તણખાની જ્વાળાઓ પણ તીક્ષ્ણ નથી.[૪૮] તૃષ્ણા દીવાની શિખાના જેવી છે. દીવાની શિખા જેમ મધ્ય ભાગમાં

ઉજ્વળ હોય છે, તેમ તૃષ્ણા પણ મધ્ય ભાગમાં વૈભવવડે ઉજ્વળ દેખાય છે; દીવાની શિખા છેવટે ઉપરના ભાગમાં જેમ કાળી હોય છે, તેમ તૃષ્ણા પણ છેવટે તીક્ષ્ણ થઇ પડે છે; દીવાની વાટ જેમ તેલને લીધે લાંબો વખત સુધી પહોંચે છે, તેમ તૃષ્ણા પણ માતા, સ્ત્રી, પુત્ર વગેરેના સ્નેહને લીધે લાંબો વખત સુધી ઉત્તમ સ્થિતિવડે ટકી રહે છે; દીવાની શિખા અને તૃષ્ણા જગતમાં પ્રત્યક્ષ છે, દીવાની શિખા બાળીદેનારી હોવાથી અસહ્ય હોય છે, તેમ તૃષ્ણા પણ પરિજનના વિયોગથી થનારા માનસિક દુઃખોને લીધે અસહ્ય છે.[૪૯] મનુષ્ય મેરૂ પર્વતના સરખો હોય, શૂરવીર હોય અને ધીર હોય, તોપણ તે મહાપુરુષને તૃષ્ણા એક મટકા માત્રમાં તણખલા તુલ્ય કરી નાંખે છે.[૫૦] તૃષ્ણા વિંધ્યાચળની મોટી તળેટી સમાન ભયંકર છે. વિંધ્યાટવીમાં ગહન અરણ્યો સમાયલાં છે અને તૃષ્ણામાં ગહન એવાં સાહસકાર્યો સમાયલાં છે; વિંધ્યાટવીમાં સઘન લતાઓનાં જાળાંઓ અને પુષ્કળ ધૂળ રહેલી છે અને તૃષ્ણામાં જાળની પેઠે બંધન કરનારી આશારૂપી પાશો તથા પુષ્કળ રજોગુણ સમાયલો છે; વિંધ્યાટવી જેમ ભયંકર ઝાકળ પડવાથી અંધારી રહે છે અને તૃષ્ણા પણ ભયંકર મોહવડે વિવેકરહિત છે.[૫૧] મધુરતાની શક્તિ જેમ રસના ઇંદ્રિયરૂપે શરીરમાં રહેલી છે અને એકજ છે. છતાં પણ તે ચંચળ તરંગવાળા સમુદ્રમાં, નદીમાં અને બીજા જુદા જુદા સ્થાનોમાં જુદે જુદે સ્વરૂપે રહેલી છે, પણ તે જાણવામાં આવતી નથી, તેમ તૃષ્ણા પણ એકજ છે અને હૃદયમાં વાસ કરીને રહેલી છે; તોપણ તે જગતના ભિન્ન ભિન્ન ભોગ્ય પદાર્થોમાં રહેલી છે, છતાં પણ તે જાણવામાં આવતી નથી.[૫૨]

# સર્ગ ૧૮ મો.*

## શરીરનિંદા.

**શ્રી રામ ઉવાચ**—आर्द्रान्त्रतंत्रीगहनो विकारो परितापवान् ।
देहःस्फुरति संसारे सोऽपि दुःखाय केवलम् ॥

શ્રી રામ કહે છે; આ સંસારમાં ભીનાં આંતરડાંઓથી અને નાડીઓથી ભરપૂર, વિકારવાળો, અને સંતાપ કરાવનારો જે દેહ છે, તે અંતે કેવળ દુઃખ-

* આ અઢારમા સર્ગમાં આધિવ્યાધિ વગેરે અનેક ક્લેશ, જરા અને મરણથી નાશવંત તથા અભિમાન અને તૃષ્ણા કરાવનાર શરીરની નિંદા કરવામાં આવશે.

દાયીજ થઇ પડે છે. તે દેહ જ્ઞાન હીન છે; તોપણુ પંચ દોષથી વિંટાયલા આત્માના વિચિત્ર સંસર્ગને લીધે ચેતનના જેવો ભાસે છે. પરન્તુ યુક્તિવડે વિચાર કરતાં સારરહિત છતાં મોક્ષમાં ઉપયોગી છે. તે સામાન્ય રીતે જડપણુ નથી તેમ ચેતન પણ નથી.[૨] આ પ્રમાણે દેહ જડ કે ચેતન છે આમ જેનું મન શંસયના હિંડોલામાં ઝોકાં ખાયા કરે છે એવો વિવેકરહિત અને મૂર્ખ આત્માનો આશ્રયભૂત દેહ, કેવળ મોહનેજ આપે છે.[૩] આ દેહ થોડીક અન્નપાનાદિક વસ્તુથી આનંદ પામે છે, અને થોડી વસ્તુથી દુઃખ પામે છે. તેના સમાન શોક કરવા-યોગ્ય, નીચ, અને ગુણુરહિત બીજો કોઇ પદાર્થ નથી.[૪] આ દેહ એક વૃક્ષના જેવો છે. તે ગુલ્મ (રોગ અથવા તો મૂળનો જથ્થો), છાયા (કાંતિ અથવા તો શીતળતા) અને પક્ષીના (મન અથવા તો પક્ષી) માળાથી ભરપૂર છે. છેદન ભેદન યોગ્ય એ શરીરરૂપી વૃક્ષ, ઉત્પત્તિ અને વિનાશશાળી દાંતરૂપી કેશરાંઓથી શોભાયમાન હોય છે, ઉઘડેલાં હાસ્યરૂપી પુષ્પથી અલંકૃત હોય છે. તેને ભુજા-રૂપી શાખાઓને ક્રોધરૂપી મોટી શાખાઓ હોય છે; અને દાંતરૂપી પક્ષીઓ મોટી શાખાઓની ઉપરના ભાગમાં રહે છે. આંખોરૂપી ભમરાઓને રહેવાનાં બે છિદ્રો હોય છે અને તે ઝાડને માથારૂપી મોટું ફળ લાગેલું હોય છે. કાષ્ટકૂટ નામનાં પક્ષીઓએ કાનરૂપી બે છિદ્રો કરેલાં હોય છે. હાથપગની આંગળીરૂપી તે ઝાડને કોમળ પલ્લવો લાગેલાં છે; અને જીવરૂપી વાટમાર્ગુઓ તે વૃક્ષની નીચે આશ્રય કરે છે. આવાં દેહરૂપી વૃક્ષને કોણુ પોતાનું કહી શકે અને કોણુ પારકું કહી શકે? આ દેહરૂપી વૃક્ષ ઉપર પ્રીતિ અથવા તો અપ્રીતિ રાખવી એ અયોગ્ય છે.[૫-૮] હે તાત! સમુદ્ર તરવા માટે વારંવાર ગ્રહણુ કરવામાં આવતાં વહાણુમાં અને સંસાર તરવા માટે વારંવાર ગ્રહણુ કરવામાં આવતાં શરીરમાં, 'આ મારૂં છે' આવી કોણુ ભાવના કરે?[૯] દેહરૂપી એક ઉજ્જડ વન છે. તે વિઘ્નરૂપી ઘણુા ખાડાથી ભરપૂર છે અને તેમાં રુંવાટાંરૂપી તેમાં અસંખ્ય વૃક્ષો છે તેમાં ઘણુા દહાડા સુધી નિઃશંકપણે રહેવાનો કોણુ વિશ્વાસ કરે?[૧૦] હે મુનિ! અમારે આ દેહરૂપી શિથિલ ઢોલ છે, જેમાં માંસ, સ્નાયુ તથા હાડ ભરેલાં છે અને જે બહાર નિકળવાના ઉપાયરૂપી શબ્દથી રહિત છે. એ શરીરરૂપી ઢોલમાં હું બીલાડાની પેઠે બેસી રહ્યો છું.[૧૧] આ શરીરરૂપી એક પીપલાનું ઝાડ છે. જે સંસારરૂપી અરણ્યમાં ઉગેલું છે, તેના ઉપર ચિત્તરૂપી ચંચળ વાંદરો વાસ કરીને રહ્યો છે, તેને ચિંતારૂપી કુંપળીઆંઓ લાગેલાં છે! લાંબા દુઃખરૂપી

ઘણેઓએ તેને અંદરથી કોરી કાઢેલું છે, તૃષ્ણારૂપી નાગેણ તેના ઉપર વાસ કરીને રહે છે, કોપરૂપી કાગડાઓએ પણ તેના ઉપર માળો ઘાલેલો છે, મંદહાસ્યરૂપી ઉત્તમ ફૂણગાઓ તેને ફૂટેલાં છે. તે શોભાયમાન છે, પાપપુણ્યરૂપી ટેટાઓ તેને આવેલા છે, સારી શાખાઓરૂપી બાહુથી તે ભરપૂર છે, હાથરૂપી ગુચ્છાઓથી સુંદર છે, પવનવડે તેના સર્વ અવયવરૂપી શાખાનાં પાંદડાંઓ ચલાયમાન થાય છે, સર્વ ઇંદ્રિયોરૂપી પક્ષીઓનો તેને આધાર છે, સુંદર ગોઠણરૂપી થાંભલાની પેઠે ઉભું છું, યૌવનરૂપી શીતળછાયાવાળું છે, કામીરૂપી વાટમાર્ગુઓ નિત્ય સેવે છે. તેના માથા ઉપર કેશરૂપી તૃષ્ણાની મોટી પંક્તિ ઉગી નીકળી છે, અહંકારરૂપી ગીધ પક્ષીએ તે ઝાડ ઉપર માળા બાંધેલા છે, તે ઝાડ અંદરથી પોલું છે. તેના મૂલીયામાં જુદી જુદી વાંસનારૂપી અંકુર ફૂટેલાં છે. તેનાથી તેનું મૂળ વિંટાઇ ગયું છે, તેને લીધે તેને કાપી નાખવું એ કઠિન કામ છે. અને ઘણા પરિશ્રમરૂપી લંબાઇને લીધે તે નીરસ એટલે રૂક્ષ થઇ પડયું છે અને તે મને સુખકારક લાગતું નથી.[૧૨-૧૭] હે મુનિ! અહંકારરૂપી ગૃહસ્થના મોટા ઘરરૂપ આ દેહ પડી જાય કે સ્થિર થઇ રહે, તેનાથી મને કાંઇ પણ લાભ નથી.[૧૮] હે મુનિ! જેમાં ઇંદ્રિયોરૂપી પશુઓને હારદોર બાંધેલાં છે, જેના આંગણામાં તૃષ્ણારૂપી સ્ત્રી ચોતરફ ફર્યા કરે છે અને જેના સર્વ વિભાગો રાગરૂપી રંગથી રંગી દીધેલાં છે, એવું દેહરૂપી આ ઘર મને ગમતું નથી.[૧૯] પીઠનાં હાડરૂપી લાકડાંઓના સમૂહથી જેનો વચલો ભાગ રોકાઇ ગયો છે, અને આંતરડારૂપી દોરીઓથી ચારે તરફ બાંધેલું છે તે આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૦] લાંબી નાડીઓરૂપી પાણી નાંખીને માંસરૂપી ગારાથી ચણેલું, ઘડપણરૂપી ચુનાથી ધોળેલું આ મારા દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૧] ચિત્તરૂપી સેવકે અનેક ઉપાયો કરીને ટકાવી રાખેલું અને જેમાં મિથ્યા મહામોહરૂપી મોટો થાંભલો ઉભો કરવામાં આવ્યો છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૨] જેમાં દુઃખરૂપી છોકરાંઓ ચીસો પાડયા કરે છે ને સુખરૂપી શય્યાથી મનોહર છે અને જેમાં દુષ્ટચેષ્ટારૂપી દાસીઓ દાહરૂપી વ્રણથી પીડા પામતી રહે છે એવું દેહરૂપી આ ઘર મને ગમતું નથી.[૨૩] જેમાં વિષયનાં મલીન વાસણો તથા બીજા વિષયનાં મલીન સાધનો ભરેલાં છે, અને જેને અજ્ઞાનરૂપી ક્ષારથી લુણો લાગેલો છે એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૪] ઘુંટીરૂપી આધારભૂત કાષ્ઠ ઉપર રહેલા ગોઠણરૂપી ઉપરના સ્તંભ ઉપર જેનો ઉપરનો ભાગ ટકી રહેલો છે અને લાંબા બે હાથરૂપી લાકડાંથી મજબૂત એવું

દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૫] જેમાં પ્રત્યક્ષ રહેલી જ્ઞાનેંદ્રિયોરૂપી બારીઓમાં બુદ્ધિરૂપી સ્ત્રી બેસીને વિહાર કરે છે. અને જેમાં ચિંતારૂપી દીકરીઓ રહેલી છે એવું દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૬] કેશરૂપી માલણથી ઢંકાયલું અને કુંડળ તથા મોતી વગેરેની શોભાથી સુંદર દેખાતી કાનરૂપી જેમાં અગાસી છે તથા લાંબી આંગળીઓરૂપી જેમાં ખીંટીયો છે એવું દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૭] શરીરરૂપી સઘળી ભીંત ઉપર ઘાટાં રુવાટાંરૂપી જેમાં અંકુરો ફૂટયા છે અને જેની અંદર પેટનો ભાગ પૂરાય નહીં તેવો છે, એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૮] જેમાં નખરૂપી કરોળીઆનાં રહેઠાણો છે, કુતરીની પેઠે ભ્રમણ, દીનતા, કલહ વગેરે કરાવનારી ભૂખને લીધે જેમાં રુદન થયા કરે છે તથા જેમાં પવનના ભારે શબ્દો થયા કરે છે, એવું દેહરૂપી ઘર મને ગમતું નથી.[૨૯] જેમાંથી નિત્ય વાયુ બહાર નિકળે છે અને પાછો અંદર પેસે છે એવું તથા જેમાં ઇંદ્રિયોરૂપી ગોખ છે, એવું દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૦] જેમાં જીભડીરૂપી વાંદરી રહે છે, જે મુખરૂપી બારણાથી ભયંકર છે તથા જેમાં દાંતરૂપી હાડકાંના કકડાઓ દેખાય છે, એવું દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૧] ચામડીરૂપી ચુનો ચોપડીને લીસું કરેલું, અંદર નાડીઓરૂપી યંત્રો ફરવાથી ચંચળ અને મનરૂપી પુરાણા ઉંદરે ઉખેડી નાંખેલું એવું આ દેહરૂપી ઘર મને ગમતું નથી.[૩૨] મંદહાસ્યરૂપી દીવાની કાંતિથી અજવાળાવાળું અને તેથી ક્ષણવાર આનંદ આપનાર અને સુંદર દેખાતું તથા એક ક્ષણમાં અંધારાના પ્રવાહોથી ભરપૂર થઇ જવાને લીધે દુઃખદાયક એવું શરીરરૂપી આ ઘર મને ગમતું નથી.[૩૩] સર્વ રોગના સ્થાનરૂપ, ત્રિવલી અને પળીયાઓના નગરરૂપ તથા સર્વ પ્રકારની માનસિક પીડાઓને લીધે જ્યાં આગળ દુઃખે કરીને જઇ શકાય તેવું, આ શરીરરૂપી ઘર મને ગમતું નથી.[૩૪] ઇંદ્રિયોરૂપી રીંછોને ક્ષોભ થવાથી ભયંકર, ઉજ્જડ, નિરર્થક કોટરોવાળું અને જેઓની દિશાઓ તથા કુંજો અંધારાથી ભરપૂર છે એવું દેહરૂપી આ અરણ્ય મને ગમતું નથી.[૩૫] હે મુનીશ્વર! થોડા બળવાળો હાથી જેમ ગારામાં ખૂતી ગયેલા હાથીને બહાર કાઢી શકતો નથી, તેમ હું સંસારરૂપી ગારામાં ખૂતી ગયેલા મારા દેહરૂપી ઘરને બહાર કાઢવાને સમર્થ નથી.[૩૬] લક્ષ્મીથી શું થાય તેમ છે? રાજ્યથી પણ શું થાય તેમ છે? કાયાથી પણ શું થાય તેમ છે? અને મનોરથોનું પણ શું પ્રયોજન છે? કાળ સર્વનો થોડાજ દહાડામાં નાશ કરે છે.[૩૭] હે મુનિ! આ કાયામાં બહારના ભાગમાં તથા અંદર લોહી અને માંસ ભરેલું છે તથા

તે નાશ પામનારૂં છે માટે કહો, કાયામાં શી સુંદરતા છે?[૩૮] પાળીપોષીને મોટાં કરેલાં શરીરો, મરણ વખતે જીવની પાછળ જતાં નથી, માટે તેવાં કૃતઘ્ન શરીરો ઉપર બુદ્ધિમાનોને કેમ આસ્તા બેસે તે કહો?[૩૯] આ શરીર મદમત્ત હાથીના કાનના અગ્ર ભાગ જેવું ચંચળ છે, અને લટકી રહેલા પાણીનાં ટીપાં જેવું જોત-જોતામાં નાશવંત છે, તે શરીર મારો ત્યાગ કરે નહીં એટલામાંજ હું જો તેનો ત્યાગ કરું તો ઠીક.[૪૦] આ કાયારૂપી કોમળ પાંદડું, પવનના આઘાતથી હાલ્યા કરે છે, આધિ વ્યાધિરૂપી કાંટાઓ ભોંકાવાથી શિથિલ થઇ ગયું છે, જરાક ગોળાકાર છે— અર્થાત્ ક્ષુદ્ર સ્વભાવવાળું છે અને કડવું હોવાથી નીરસ છે, તે મને ગમતું નથી.[૪૧] દેહ, લાંબા વખત સુધી ખાઇ પીને સાચવી રાખવાનો પ્રયત્ન કર્યા છતાં નાનાં પાંદડાંની પેઠે નાજુકાઇને પામી જાય છે અને તુરત મરણ પામે છે;[૪૨] અને પાછો જન્મ ધરીને તેજ સારાં નરતાં સુખ દુઃખોનો ફરીથી પણ અનુભવ કરે છે. પરંતુ તે પ્રાકૃત દેહને લજ્જા લાગતી નથી.[૪૩] આ દેહ ઘણા કાળ સુધી મોટાઇ ભોગ-વીને અને વૈભવ લક્ષ્મીને પણ સેવીને ઉન્નતિ પામતો નથી, તેમ અવિનાશીપણાને પણ પામતો નથી, માટે દેહનું શા માટે લોકો પોષણ કરે છે?[૪૪] આ દેહ ઘડપણને વખતે ઘડપણ પામે છે, અને મરણને વખતે મરણ પામે છે, તેથી સિદ્ધ થાય છે કે ભોગીનો અને દરિદ્રીનો દેહ સરખોજ છે. માટે ગુણ તથા અવ-ગુણ ન જાણનારા એવા આ દેહનું લોકો શા માટે પોષણ કરે છે?[૪૫] આ કાયારૂપી કાચબો બહાર નીકળવાનો પ્રયત્ન છોડીને સંસારરૂપી સમુદ્રમાં તૃષ્ણા-રૂપી કોતરની અંદર, મૌન થઇને અર્થાત્ મુક્તિ માટે ગુરુ પાસે જઇને, તેની પ્રાર્થના વગેરે કરવાનું છોડી દઇને, છાનોમાનો સુઈ રહે છે.[૪૬] આ સંસારરૂપી સમુદ્રમાં, કેવળ બાળવામાં ઉપયોગી થઈ પડનારાં, ઘણાં કાષ્ઠો તણાયા કરે છે, તેમાં કેટલાએક, મનુષ્યને નામે ઓળખાય છે.[૪૭] આ દેહરૂપી લતા મોટાં દૌરાત્મ્યથી વિંટાયલી છે, અને પરિણામે અધોગતિરૂપી ફળને આપનારી છે, તે દેહ લતાનું વિવેકીને કંઇ પણ કામ હોતું નથી.[૪૮] કાદવથી ભરેલા વિષયરૂપી ખાબો-ચીયામાં રહેનારો અને થોડાજ વખતમાં ઘરડો થએલો દેહરૂપી દેડકો કેવો છે અને કેવી દુર્દશા ભોગવીને કયારે નાશ પામે છે તે જાણવામાં આવતું નથી,[૪૯] તેમ કાયારૂપી વંટોળીઆ વાયુઓ, કે જેઓનાં સર્વ કાર્યો નિરર્થક હોય છે, તે રજ (ધૂડ અને રજોગુણ)ની સાથે જાય છે તે વખતે તેઓને જતાં કોઇ પણ દેખતો નથી.[૫૦] હે ભગવન્! વાયુ, દીવો અને મન આવે છે તથા જાય છે,

તેની ગતિ જાણવામાં આવે છે, પરંતુ શરીર આવે છે અને જાય છે તેની ગતિ કદી કોઇ પણ જાણી શકતો નથી.[૫૧] જેણે શરીર ઉપર આસ્થા બાંધી છે અને જેણે જગતની સ્થિતિ ઉપર આસ્થા બાંધી છે તે મોહરૂપી મદિરા પાન કરીને મદમત્ત થયેલા પુરુષોને વારંવાર ધિક્કાર હજો.[૫૨] હું દેહનો નથી, તેમ દેહ મારો નથી, તે મારો નથી ને હું તેનો નથી, આ રીતે વિચાર કરીને જેઓનું મન પરમાત્મામાં વિશ્રામ કરે છે તેને ઉત્તમ પુરુષ સમજવા.[૫૩] જેમાં માન તથા અપમાન ઘણાં રહેલાં છે તથા ઘણા લાભ થવાથી જે મનોહર લાગે છે એવા દુષ્ટ વિચારો કેવળ શરીર ઉપરજ આસ્થા રાખનારા અજ્ઞાની મનુષ્યને દગો દઇને તેનો નાશ કરે છે.[૫૪] શરીરરૂપી ડફ્માં શયન કરનારી અને કોમળ અંતરવાળી અહંકારની ચમત્કારરૂપી (ભોગ, તૃષ્ણા વગેરે રૂપ) પીશાચિણીએ કપટથી સાર રહિત વસ્તુમાં સાર દેખાડીને અમને ઠગ્યા છે.[૫૫] મિથ્યા જ્ઞાનરૂપી દુષ્ટ રાક્ષસણી, કે જે કાયા ઉપર આસ્થા રાખે છે તેણે વિવેક આદિની સહાયતાથી રહિત એવી બીચારી એકલી સદ્‌બુદ્ધિને લૂંટી લીધી છે એ દુઃખકારક વાત છે.[૫૬] આ દશ્ય જગતમાં કંઇ પણ ખરી વસ્તુ નથી. તે જગતમાં અભાગ્યું શરીર મનુષ્યોને ઠગે છે, તે વાત આશ્ચર્યજનક છે.[૫૭] ઝરણાંનાં પાણીનો કણ જેમ પ્રયત્ન વિના થોડા જ સમયમાં નીચે પડે છે, તેમ જીર્ણ થયેલું કાયારૂપી પાંદડું પણ પ્રયત્ન વિના કેટલેક દહાડે આપોઆપ ખરી પડે છે.[૫૮] સમુદ્રમાં પાણીનાં બડબડીયાં આવીને જેમ તુરત જ પાછાં નાશ પામે છે, તેમ આ કાયા પણ ઉત્પન્ન થઇને થોડા કાળમાં નાશ પામે છે. સાંસારિક અનેક કાર્યરૂપી ધૂમરીઓમાં પરપોટાની પેઠે શરીર ઉત્પન્ન થાય છે, તે પોતાને અને પારકાને કાંઇ પણ ઉપયોગી નથી.[૫૯] હે મુનિ! મિથ્યા જ્ઞાનના વિકારરૂપ અને સ્વપ્ન સરખા સંભ્રમ નગરરૂપ તથા જેનો અવશ્ય નાશ થાય છે એવી કાયા ઉપર મને ભરોંસો નથી.[૬૦] જેને વિજળીઓ ઉપર, શરદૃઋતુનાં વાદળાં ઉપર અને ગંધર્વ નગર ઉપર સ્થિરતાનો ભરોંસો હોય, તે ભલે શરીર ઉપર પણ સ્થિરતાનો વિશ્વાસ રાખે.[૬૧] અમારો સર્વ કરતાં તુરત નાશ થાય છે, આમ ત્વરા દેખાડવા માટે સ્પર્ધાથી આગળ પડેલા, નિત્ય નાશવંત પદાર્થોની પરંપરામાં વિજય મેળવનાર અને પ્રબળ દોષથી ભરેલા, આ શરીરને હું તણખલાંની પેઠે ત્યાગ કરીને સુખમાં રહું છું.[૬૨]

# સર્ગ ૧૯ મો.*

## બાલ્યાવસ્થાની નિન્દા.

**राम उवाच**—लब्ध्वाऽपि तरलाकारं कार्यभारतरंगिणि ।
संसारसागरे जन्म बाल्यं दुःखाय केवलम् ॥

**શ્રી**રામ કહે છે; હે વિશ્વામિત્ર મુનિ! અત્યંત ચંચળ અને અનેક જાતનાં કાર્યોના આવેશરૂપી તરંગોવાળા સંસારરૂપી સાગરમાં મનુષ્યનો જન્મ મેળવ્યા છતાં પણ, બાલ્યાવસ્થા કેવળ દુઃખદાયિની છે.[1] અશક્તિ, આપત્તિઓ, ખાવાપીવાની લાલસા, મુંગાપણું, મૂર્ખપણું, લાલચ, ચપળપણું, દીનપણું, આ સર્વ બાલ્યાવસ્થામાં થાય છે.[2] બાલ્યાવસ્થા ક્રોધ અને રડવાથી ભયંકર થઇ પડે છે, દીનતાથી શિથિલ છે અને હાથીઓને જેમ અધડ બંધનકારક છે, તેમ પ્રાણીઓને બાલ્યાવસ્થા બંધનકારક છે.[3] બાલક અવસ્થામાં ચિંતાઓ જે રીતે હૃદયને પીડા કરે છે, તે રીતે, મરણના સમયમાં, વૃદ્ધાવસ્થામાં, રોગના સમયમાં, આપત્કાળમાં અથવા તો યૌવન અવસ્થામાં હૃદયને પીડાકારક નથી.[4] પશુ પક્ષીઓનો ખાવાપીવાનો વ્યવહાર સર્વેએ ધિક્કારી કાઢયો છે, તેમજ બાળકનો આચાર વિચાર પણ અસ્થિર હોય છે અને તે મરણ કરતાં પણ વધારે દુઃખદાયી છે, તેથી તેને સૌએ ધિક્કારી કાઢયો છે.[5] જેમાં આગળ રહેલા પ્રતિબિંબની પેઠે ગાઢ અજ્ઞાન રહે છે ને અનેક પ્રકારનાં સંકલ્પો કરવાથી તુચ્છ છે તથા જેમાં મન પોતાને ગમતી વસ્તુ ન મળવાથી છિન્નભિન્ન રહે છે, એવી બાલ્યાવસ્થા કોને સુખદાયી લાગે વારું?[6] બાલ્યાવસ્થામાં પાણીથી, અગ્નિથી અને પવનથી પગલે પગલે ભય આવવાના વિચારથી અજ્ઞાનવડે જે ભય ઉત્પન્ન થાય છે, તે ભય આપત્તિમાં પણ થતો નથી.[7] બાળક રમતોમાં, દુષ્ટ વિલાસોમાં, દુષ્ટ કર્મોમાં અને દુષ્ટ વિચારોમાં, ઝડપથી દાખલ થાય છે અને તેમાં મોટો સાર છે આમ માની બેસે છે.[8] બાલ્યાવસ્થામાં નિષ્ફળ કર્મોનો પણ મોટો આરંભ કરવામાં આવે છે, હલકી રમતો પણ રમવામાં આવે છે. આવી હલકી

---

* આ ઓગણીશમા સર્ગમાં અજ્ઞાનતા, ક્ષુધા, તૃષા, રોગ, અપવિત્રતા, ચપળતા વગેરેથી દૂષણવાળાં અને પક્ષીના સરખી અવસ્થાવાળાં બાળકપણાંની નિંદા કરવામાં આવશે.

જણાતી મનુષ્યની બાલ્યાવસ્થા, વડીલજનોએ શિક્ષા કરવા યોગ્ય છે, પરંતુ શાંતિ સુખને માટે હોતી નથી.[૯] જેમ અટપટા ખાડામાં ધૂડો ભરાઇ રહે છે, તેમ સઘળા દોષો, સઘળા દુરાચારો અને તરી શકાય તેવી મનની ચિન્તાઓને રહેવાનું ઠેકાણું બાલ્યાવસ્થા છે.[૧૦]

હે મુનિ મહારાજ! જેઓ કલ્પના કરે છે કે બાલ્યાવસ્થા રમણીય છે, તેઓનો વિચાર ફોગટ છે અને તે બુદ્ધિહીન મૂર્ખ પુરુષોને ધિક્કાર છે.[૧૧] જે અવસ્થામાં મન હીંડોળાની પેઠે અનેક વૃત્તિઓમાં ભટકે છે, તે ત્રણલોકમાં અમંગળરૂપ મન કેમ સુખ આપે?[૧૨] હે મુનિ! સર્વ પ્રાણીઓનું મન સર્વ અવસ્થાઓ કરતાં બાલ્યાવસ્થામાં દશગણું ચંચળ હોય છે.[૧૩] મન સ્વભાવથી જ ચંચળ છે અને બાલ્યાવસ્થા ચંચળ પદાર્થોમાં ચઢીયાતી છે. માટે આ બન્ને જો એકઠાં મળે તો તેમાંથી ઉત્પન્ન થનારા અનર્થમાંથી કોણ રક્ષણ કરે?[૧૪] હે બ્રહ્મન્! સ્ત્રીઓનાં નેત્રો, વિજળીઓ, અગ્નિની ઝાળો અને પાણીના તરંગો, બાલ્યાવસ્થાવાળાં બાળકનાં ચિત્તની પાસેથી ચંચળતા શિખ્યાં છે એમ જણાય છે.[૧૫] ચિત્ત અને બાલ્યાવસ્થા એ બન્ને નિત્ય નાશવંત છે અને સર્વ પ્રવૃત્તિઓમાં ભાઇની પેઠે સાથે ભટકતાં જોવામાં આવે છે.[૧૬] મનુષ્યો જેમ શ્રીમંતના ઉપર આજીવિકા કરે છે, તેમ સર્વ મહાદુઃખ દેનારાં દુષ્ટ વ્યસનો, સર્વ દોષો અને સર્વ દુષ્ટ ચિંતાઓ પણ બાળકના ઉપર આધાર રાખે છે.[૧૭] બાળક જો રોજરોજ પ્રીતિ કરનારી નવી નવી વસ્તુ મેળવતો નથી તો તે વિષના જેવી ભયંકર મૂર્છાને પામે છે.[૧૮] બાળક છોકરો, કુતરાની પેઠે થોડીક વસ્તુથી રાજી થાય છે અને થોડીક વસ્તુથી રુઠે છે અને ગંદી જગ્યામાં રમ્યા કરે છે.[૧૯] છોકરાનું મુખ હમેશાં આંસુથી ભરેલું હોય છે, શરીર મેલથી ભરેલું હોય છે, અને મન પણ મૂર્ખ હોય છે. તેમ બાળક, જેના ઉપર વર્ષાદ પડયો હોય અને પછી તડકાથી તપી ગયેલી હોય તેવી ભૂમિના સરખો હોય છે. પાણી પડયા પછી તડકો લાગે ત્યારે ભૂમિમાંથી બાષ્પ કહેતાં વરાળ નીકળે છે અને તે ભૂમિ પાણી સૂકાવાથી ગારાવાળી થઇ જાય છે અને તેની અંદરનો ભાગ દઢ થઇ જાય છે.[૨૦] બાળક, ભયમાં તથા ખાવામાં પરાયણ રહે છે, જોયેલી અને ન જોયેલી વસ્તુની ઇચ્છા કરે છે, દીન થઇને રહે છે, તેની બુદ્ધિ ચંચળ રહે છે, શરીર ડગમગ્યા કરે છે. આવી બાલ્યાવસ્થા કેવળ દુઃખદાયી હોય છે.[૨૧] પોતાના મનમાં ધારેલી વસ્તુઓ જ્યારે મળતી નથી ત્યારે નિર્બળ બાળકનું મન દુઃખથી તપી જાય છે; હૃદય જાણે

ચિરાઇ ગયું હોય તેમ તે ઉદાસ થઇ જાય છે.[૨૨] દુષ્ટ ચેષ્ટાઓ કરવાથી તથા ઠગવાના ઉપાયો કરવાથી બાળકને જે ભયંકર દુઃખો થાય છે તે દુઃખો બીજા કોઇને પણ થતાં નથી.[૨૩] બળવાન્ ગ્રીષ્મઋતુવડે જેમ વનસ્પતિ તપે છે, તેમજ બળવાન્ અને અનેક મનોરથ કરનાર પોતાના મનવડે બાળક પણ સંતાપ પામ્યા કરે છે.[૨૪] મોટો હાથી અધડમાં પુરાયા પછી ત્યાં આગળ ઝેરના કરતાં પણ વિષમ અને ભયંકર દુઃખને પામે, તેમ બાળક પણ વિદ્યામંદિરમાં જાય છે, ત્યારે ત્યાં આગળ પરવશ રહેવું, ગુરુના હાથનાં માર ખાવા, વગેરે વિષ જેવી પીડાને ભોગવે છે.[૨૫] અનેક જાતના મનોરથોવાળી ખોટી વસ્તુ ઉપર સત્યબુદ્ધિ કરનાર અને તુચ્છ મનવાળી બાલ્યાવસ્થા ઘણા લાંબા દુઃખનું કારણ થઇ પડે છે.[૨૬] જે બાલ્યાવસ્થાની મૂર્ખતાને લીધે મનુષ્ય ત્રણલોકનું રાજ્ય ભોગવવાની ઇચ્છા રાખે છે, આકાશમાંથી ચંદ્રમા લેવાની ઇચ્છા કરે છે, તેવી બાલ્યાવસ્થા કેમ સુખ આપે?[૨૭] હે મહાબુદ્ધિશાળી મુનિ! મનમાં દુઃખોનું જ્ઞાન છતાં પણ જે તાઢ તડકો મટાડવા માટે અશક્ત હોય છે, તે બાળકમાં અને ઝાડમાં શો ફેર?[૨૮] ભૂખ્યા, ભય અને આહારમાં નિત્ય પરાયણ રહેનારા બાળકો, પક્ષીઓની પેઠે પોતાના બે હાથથી આકાશમાં ઉડવાની ઇચ્છા કરે છે, માટે બાળકો પક્ષીના જેવાં છે.[૨૯] બાલ્યાવસ્થામાં ગુરુનો, માનો, પિતાનો બીજાં સાધારણ માણસોનો અને મોટી ઉમરનાં છોકરાંનો ભય રહે છે, માટે બાળકપણું ભયનું એક ઘર છે.[૩૦] સર્વ પ્રકારના દોષોની દશાથી જેમાં અંતઃકરણ દૂષિત રહે છે અને વિવેક વિનાના નિરંકુશ રીતે વિહાર કરનારા ગૃહસ્થના ઘરરૂપ બાળકપણું, હે મહામુનિ! આ સંસારમાં કોઇને પણ પરિપૂર્ણ સુખ આપનારું છેજ નહીં.[૩૧]

# સર્ગ ૨૦ મો.*

## યૌવન નિંદા.

**राम उवाच**—बाल्यानर्थमथ त्यक्त्वा पुमानभिहताशयः ।
आरोहति निपाताय यौवनं संभ्रमेण तु ॥ १ ॥

શ્રીરામ કહે છે; હે મુનિ! મનુષ્ય બાલ્યાવસ્થારૂપી અનર્થને છોડીને, ભોગના ઉત્સાહથી દુષિત થયેલા મનવડે, છેવટે નરકમાં પડવા માટે યૌવન અવસ્થા ઉપર

* આ વીશમા સર્ગમાં લોભ, દ્વેષ, મદ, ઇર્ષ્યા, માન અને માત્સર્યથી દૂષિત થયેલું તથા કામ વગેરે અનર્થના ઘરરૂપ યૌવનની નિંદા કરવામાં આવશે.

ચઢે છે.[૧] ત્યાં યૌવન અવસ્થામાં અપાર ચેષ્ટા કરનારાં પોતાનાં ચપળ ચિત્તની રાગદ્વેષ આદિ અનેક વૃત્તિઓનો અનુભવ કરતો થકો પુરુષ, એક દુઃખમાંથી બીજા દુઃખમાં પડે છે.[૨] પોતાના ચિત્તરૂપી દરમાં રહેનાર અને અનેક પ્રકારના સંભ્રમો કરાવનાર કામદેવરૂપી પિશાચ તરુણ પુરુષને પોતાના અધીન કરીને, બળાત્કારથી તેનો પરાજય કરે છે.[૩] છૂપા ભંડાર જોવા માટે બાળકોના હાથમાં આપેલું સિદ્ધાંજન, બાળકોના નેત્રોનાં ભૂમિશિલા વગેરે આવરણો દૂર કરી નાંખીને પોતાની મેળે ભંડાર જોઇ શકે તેવી શક્તિ આપે છે; તેમજ યૌવન અવસ્થામાં પરાધીન થયેલું ચિત્ત, સ્ત્રીઓની પેઠે ચંચળ સ્થિતિવાળી ચિંતાઓને, સ્વતંત્રતાની શક્તિ આપે છે.[૪] હે મુનિ! યૌવનમાં તે અવસ્થાએજ અત્યંત વધારી મૂકેલો સ્ત્રીઓનો પ્રસંગ, જુગાર વગેરે દુર્વ્યસનોને ઉત્પન્ન કરનારા રાગ, લોભ આદિક દોષો પોતારૂપ થયેલા અને કામ, ચિંતા વગેરેને અધીન થઇ ગયેલા પુરુષને દુઃખી કરી નાંખે છે.[૫] જે મનુષ્યો મહા નરકને આપનારા અને નિત્ય સંભ્રમ કરનારા યૌવનને અધીન થતા નથી, તે મનુષ્યો બીજા કોઇને પણ વશ થતા નથી.[૬] જે પુરુષ અનેક પ્રકારના રસો–શૃંગારાદિક રસો અને પાણીથી ભરેલી અને વિચિત્ર વૃત્તાંતોથી ભરપૂર યૌવનરૂપી ભયંકર વનભૂમિને તરી જાય છે તેને ધીર પુરુષ જાણવો.[૭] મટકાની પેઠે થોડીવાર તેજસ્વી દેખાતું, ચંચળ મેઘની ગર્જનાઓ પેઠે અભિમાનનાં વચનોવાળું અને વિજળીના પ્રકાશની પેઠે થોડો વખત રહેનારું અમંગળકારક યૌવન મને જરાએ ગમતું નથી.[૮] દારુના ઉભરાની પેઠે મધુર, સ્વાદિષ્ટ, તીખું, દૂષણ દેનારું અને દોષના આભૂષણ રૂપ યૌવન મને ગમતું નથી.[૯] ખોટું છતાં પણ ખરાના જેવું લાગતું અને થોડા વખતમાં ઠગીને ચાલ્યું જનારું, તથા સ્વપ્નામાં થયેલા સ્ત્રીના સમાગમ સરખું યૌવન મને ગમતું નથી.[૧૦] સર્વ ક્ષણિક પદાર્થોમાં અગ્રેસર, સર્વના મનને મોહિત કરનાર, અને ગંધર્વનગરની પેઠે જોતજોતામાં અદૃશ્ય થઇ જનાર યૌવન મને ગમતું નથી.[૧૧] ધનુષમાંથી છૂટેલું બાણ, નિશાન ઉપર પડે તેટલો વખતજ અર્થાત્ અલ્પક્ષણુજ સુખ આપનારું, પણ દુઃખકારક અને નિત્ય સંતાપ ઉપજાવનારું યૌવન મને ગમતું નથી.[૧૨] માત્ર ઉપર ઉપરથીજ મનોહર લાગતા પરંતુ અંદરથી ખરી પ્રીતિ વિનાની વેશ્યા સ્ત્રીના સમાગમ જેવું યૌવન મને ગમતું નથી.[૧૩] પ્રલય વખતે જેમ મોટા મોટા ઉત્પાતો થવા લાગે છે, તેમ જે કાર્યારંભો સર્વને દુઃખ દેનારાં થઇ પડે છે, તે સર્વ કાર્યારંભો તરુણાવસ્થામાં પાસે આવી લાગે

છે.[૧૪] ભગવાન્ શ્રીશંકર, ભયંકર આકૃતિવાળા છે, તોપણ હૃદયમાં અજ્ઞાનરૂપી અંધારું કરનારી જુવાનીમાં થતા અજ્ઞાનરૂપી કાળરાત્રિથી ડરે છે, તેથી તે જ્ઞાનરૂપી ચંદ્રને પોતાના મસ્તક ઉપર ધારણ કરી રાખે છે.[૧૫] યૌવનનો મોહ મહાભ્રમ ઉત્પન્ન કરનારો છે—જે ભ્રમ શુભાચારને ભૂલમાં નાખી દે છે અને બુદ્ધિનો નાશ કરે છે.[૧૬] ઝાડ જેમ દાવાનળના અગ્નિથી બળ્યા કરે છે, તેમ પુરુષ, યૌવન દશામાં સ્ત્રીના વિરહથી હૃદયમાં ઉત્પન્ન થયેલા સંતાપથી અડકી શકાય તેવા અગ્નિવડે રાત દિવસ બળ્યા કરે છે.[૧૭] નદી જેમ ઘણી મોટી હોય ને નિર્મળ હોય તોપણ ચોમાસામાં મલીન થઇ જાય છે, તેમજ બુદ્ધિ પણ ઘણી અને નિર્મળ હોય છે તોપણ તે યૌવનાવસ્થામાં મલીન થઇ જાય છે.[૧૮] ઘાટાં મોજાંવાળી ભયંકર નદી ઉતરી શકાય છે, પરંતુ ભોગની તૃષ્ણાથી, ચિત્તને ચંચળ કરી નાખનારી, વૃત્તિ ઉલ્લંઘી શકાતી નથી.[૧૯] એ સ્ત્રી, એ સ્ત્રીનાં તે પુષ્ટ સ્તનો, તે વિલાસો અને તેનું સુંદર મુખ, આવા વિચારથી તરુણાવસ્થામાં મનુષ્યનું મન શિથિલ થઈ જાય છે.[૨૦] કપાઇ ગયેલા જુના ખડનાં તણખલાંને જેમ કોઇ પણ ગણકારતું નથી, પણ સૌ તેનો તિરસ્કાર કરે છે, તેમ મહાત્મા પુરુષો તરુણતાની ચંચળ તૃષ્ણાથી પીડાયલા પુરુષનો તિરસ્કાર કરે છે, ને તેને દૂરજ રાખે છે.[૨૧] મદથી પીડા પામતા અને દોષરૂપી મોતીને ધારણ કરનારા અભિમાનરૂપી મોટા હાથીને, યૌવનાવસ્થા એ કેવળ નાશકારક બંધીખાનું છે.[૨૨] જેઓનું મનરૂપી મોટું મૂળ છે તથા જેઓ દોષરૂપી ઝેરી સર્પોને ધારણ કરે છે, એવાં શોષ સાથે રડવારૂપી વૃક્ષોનું, ખેદની વાત છે કે, યૌવન એક વન છે.[૨૩] યૌવન દુષ્ટ ચિન્તારૂપી ભમરાઓને રસપાન કરવાનું એક કમળ છે, એમ જાણજો. તે કમળ સુખના લેશરૂપી મધવાળા કેસરોથી ઘાટું છે, તથા દુષ્ટકલ્પનારૂપી પાંદડાંઓથી ભરપૂર છે.[૨૪] પાપ અને પુણ્યરૂપી દુષ્ટ પાંખવાળાં તથા હૃદયરૂપી સરોવરના તીર ઉપર ફરનારા, આધિ વ્યાધિરૂપી પક્ષીઓને રહેવાનું યૌવન એ એક ઘર છે.[૨૫] અસંખ્ય આમ તેમ ડોલતા તથા જડ એવા વિકલ્પરૂપી તરંગોનું મર્યાદા રહિત ક્ષુબ્ધ સમુદ્ર, નવીન યૌવન છે.[૨૬] રજ (ધૂળ અને રજોગુણ)ને અને તમ (અંધારું તથા તમોગુણ)ને વ્યાપનારો યૌવનરૂપી ભયંકર પવન ઘણા પ્રયત્નોથી તૈયાર કરેલા સદ્ગુણો (સદ્ગુણો તથા કરોળીઆનાં પડો)ની સ્થિતિનો નાશ કરવા સમર્થ છે.[૨૭] યૌવનરૂપી રુક્ષ રજકણો મુખની કાંતિને ફીકી કરી નાંખે છે, અને ઉંચે ઉરાડેલાં અપવિત્ર ખડ પાંદડાં વગેરેના

સમાન ઇન્દ્રિયોના વિષયોથી અતિ ભયંકર હોઇને તે ઘણુંજ ઉંચે ઊડયા કરે છે.[૨૮] દુષ્ટ સંપત્તિઓના વિલાસરૂપ યૌવનનો ઉલ્લાસ, મનુષ્યોના દોષ સમુહને જાગ્રત કરે છે, તથા સદ્‌ગુણોની પંક્તિનો નાશ કરે છે.[૨૯] આ નવ યૌવનરૂપી ચંદ્રમા, રજો ગુણરૂપી પરાગ માટે, શરીરરૂપી કમળમાં ફર્યા કરતી બુદ્ધિરૂપી ચંચળ ભ્રમરીને, શરીરરૂપી કમળમાં જ કેદ કરીને, તેને મુંઝાવે છે.[૩૦] અને શરીરરૂપી નાના નિકુંજમાં ઉગેલી અને ઉછરીને મોટી થયેલી યૌવનરૂપી મનોહરલતા, પોતાની ઉપર મોહી પડેલા મનરૂપી ભ્રમરને મદમત્ત બનાવી મૂકે છે.[૩૧] શરીરરૂપી નિર્જળ ભૂમિમાં કામનારૂપી તડકાવડે યૌવનરૂપી ઝાંઝવાનાં પાણી દેખાય છે તેના તરફ, મનરૂપી હરિણો વેગથી દોડે છે અને તે વિષયરૂપી ખાડાઓમાં ગબડી જાય છે.[૩૨] જુવાની, એ શરીરરૂપી રાતની ચાંદની છે, ચિત્તરૂપી સિંહની કેશવાળી છે અને જીવિતરૂપી સમુદ્રની એક લહેર છે. તે મને સુખ આપતી નથી.[૩૩] જુવાનીરૂપી શરદ્‌ઋતુ, દેહરૂપી અરણ્યમાં કેટલાએક દિવસ સુધી ફળવાળી દેખાય છે, માટે તમારે તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી.[૩૪] અભાગીઆ માણસના હાથથી જેમ ચિંતામણિ ગુમાઇ જાય છે, તેમ શરીરરૂપી વૃક્ષ ઉપરથી યૌવનરૂપી મોહમણિ પણ તુરત ઉડી જાય છે.[૩૫] યૌવન જેમ જેમ ઉંચી સ્થિતિ ઉપર આવતું જાય છે, તેમ તેમ સંતાપ અને મનોરથો વૃદ્ધિ પામતા જાય છે, અને વખતે કેવળ નાશ પણ પામે છે.[૩૬] જ્યાં સુધી આ યૌવનરૂપી આખી રાત્રી ખૂટી ગઇ નથી, ત્યાં સુધી રાગ દ્વેષરૂપી પિશાચિણીઓ વિશેષે કરીને ફર્યા કરે છે.[૩૭] અનેક પ્રકારના રોગથી ભરેલા અને ક્ષણવારમાં નાશ પામનારા તરુણ પુત્ર ઉપર જેમ દયા કરવામાં આવે, તેમ અનેક જાતના વિકારોથી ભરપૂર અને ક્ષણવારમાં નાશ પામનાર જુવાની ઉપર દયા પણ કરો![૩૮] જે પુરુષ એક ક્ષણમાં નાશ થનારા યૌવનવડે મોહથી હર્ષમાં આવી જાય છે, તેને મહા મૂર્ખ સમજવો, અને તેને મનુષ્યના આકારમાં મૃગ જ જાણવો.[૩૯] જે મનુષ્ય અભિમાનસહિત મોહને લીધે મદોન્મત્ત યૌવનને ઇચ્છે છે, તે દુષ્ટ બુદ્ધિનો મનુષ્ય, થોડા સમયમાં પશ્ચાત્તાપને જ પામે છે.[૪૦] હે મહાત્મા મુનિ! તે જ પુરુષો પૃથ્વી ઉપર પુજવા યોગ્ય છે કે, જે પુરુષો મહાત્મા છે, અને તેજ પૃથ્વી ઉપર પુરુષો છે કે, જેઓ સહેજમાં જુવાનીના સંકટને તરી જાય છે અને તરી ગયા છે.[૪૧] મોટા મગરમચ્છોથી ભરેલા મહાસાગરને સુખથી તરી શકાય, પરંતુ રાગદ્વેષાદિક મોઝાંઓના બળથી છલકાઇ

જતા અને દોષોથી ભરેલા અભાગીઆ યૌવનને સુખેથી તરી શકાય નહિ.[૪૨] હે મુનિ ! આ જગતમાં જેમ આકાશમાં કલ્પવૃક્ષોથી શોભાયમાન દેવતાઓનાં મંદિરોવાળું, દયાથી ઉજ્જવલ અને ફળ તથા પુષ્પોની સંપત્તિવાળું ઉપવન દુર્લભ છે, તેમ આ મનુષ્ય જન્મમાં વિનયોથી શોભી રહેલું, મહાત્માઓના પ્રસંગવાળું, દયાથી દીપી નિકળતુ અને સદ્‌ગુણોની સંપત્તિથી ભરપૂર યૌવન ઘણું જ દુર્લભ છે.[૪૩]



# સર્ગ ૨૧ મો.*

## સ્ત્રી નિંદા.

**શ્રીરામઉવાચ**—मांसपांचालिकायास्तु यंत्रलोलेंडगपंजरे ।
स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥ १ ॥

શ્રી રામ કહે છે–નસો અને હાડકાંની ગુંથણીથી રચેલી માંસની પુતળીરૂપ સ્ત્રીના યંત્રવાળી પુતળીની પેઠે હાલ્યાચાલ્યા કરતા શરીરરૂપી પાંજરામાં કઇ વસ્તુ સારી છે?[૧] ચામડી, માંસ, લોહી અને પાણીને છૂટાં કર્યાં પછી નેત્રમાં કઇ વસ્તુ રમણીય છે? તેમાં કોઇ પણ વસ્તુ રમણીય જોવામાં આવતી નથી; છતાં સ્ત્રીના નેત્ર ઉપર ફોગટનો શા માટે મોહ કરીએ છીએ?[૨] સ્ત્રીના શરીરમાં બહાર કેશપાશ છે અને અંદર લોહી ભરેલું છે, એ અત્યંત નિંદા પાત્ર સ્ત્રીના શરીરનુ વિવેકીને શું પ્રયોજન છે?[૩] હે મુનિ ! જે શરીરોને લોકો વસ્ત્રોથી તથા ચંદનોથી વારંવાર લાડ લડાવે છે, તે સઘળાં પ્રાણીઓનાં શરીરોને ગરજ, કાગડા, વગેરે માંસ ખાનારાં પ્રાણીઓ કોઇએક દિવસે ફાડી જ ખાય છે.[૪] સ્ત્રીઓના જે સ્તનો ઉપર મોતીની હારોની હલક, મેરૂ પર્વતના શિખર ઉપરથી નીચે પડતા ગંગા જળના પ્રવાહ સરખી દેખાય છે, તેજ સ્ત્રીઓનાં સ્તનોને કોઇએક વખતે સ્મશાનોના વિભાગોમાં કુતરાઓ ચોખાના નાના નાના પિંડની પેઠે ખાઇ જાય છે.[૬] લોહી, માંસ અને હાડકાંવાળા ઊંટના શરીરની જે દશા વનમાં થાય છે, તેજ દશા સ્ત્રીના સુંદર અંગની પણ થાય છે, માટે

* આ એકવીશમા સર્ગમાં જેમનાં સર્વ અંગો પ્રત્યક્ષ નરકના ઢગ જેવાં હોઇ પુરૂષોને જેઓ નરકમાં નાંખનારી છે એવી સ્ત્રીઓની નિંદા કરવામાં આવશે.

સ્ત્રીના શરીર ઉપર આટલો બધો આગ્રહ શા માટે કરવો?[૭] હે મુનિ! કેવળ ઉપર ઉપરથી સ્ત્રીમાં રમણીયતા કલ્પી કાઢવામાં આવે છે; પરંતુ હું તો ધારું છું કે તે કંઇ પણ નથી, તેનામાં રમણીયતા લાગવાનું મોહ જ કારણ છે.[૮] મદ તથા કામ ઉપજાવીને પુષ્કળ ઉલ્લાસ આપનારી વિકારવાળી સ્ત્રીમાં અને મદિરામાં શો ફેર છે?[૯] હે મુનિ! મનુષ્યરૂપી હાથીઓ, સ્ત્રીઓરૂપી બંદીખાનામાં પડેલા છે, તેથી તેઓને જ્ઞાનરૂપી દૃઢ અંકુશો મારવામાં આવે છે, તોપણ જાગ્રત થતા નથી.[૧૦] કાજળને ધારણ કરનારી, અડકી શકાય નહિ તેવી અને આંખને સારી લાગતી એવી અગ્નિની શીખા જેમ ખડને બાળી નાંખે છે, તેમજ કેશપાશ ધારણ કરનારી, અડકી શકાય નહીં તેવી, અને આંખને સારી લાગતી પાપિણી સ્ત્રીઓ પુરુષને બાળી નાખે છે![૧૧] ઉપરથી રસભર દેખાતી, પરન્તુ પરિણામે નીરસ લાગતી અને ઉપરથી સુંદર દેખાતી, પરન્તુ પરિણામે દારુણ થઇ પડનારી સ્ત્રીઓ; ઘણે દૂરથી પણ બળતા નરકરૂપી અગ્નિનાં ઇંધણાં સમાન છે—અર્થાત્ નરકાગ્નિને ઉત્તેજન આપનારી છે.[૧૨] સ્ત્રી એક લાંબી રાત્રિના જેવી છે. તેમાં ચોટલારૂપી અંધારું ચારે તરફ પથરાઈ જાય છે, આંખોરૂપી તારાઓ ચળકાટ માર્યા કરે છે, મુખરૂપી પૂર્ણ ચંદ્રનું બિંબ પ્રકાશી રહે છે, અને હાસ્યરૂપી પુષ્પોના ઢગો ઉઘડી રહેલા હોય છે. પુરુષો તેની શૃંગાર લીલામાં પરાયણ રહે છે. તે તેમનાં ધાર્મિક કાર્યોનો સંહાર કરનારી છે અને બુદ્ધિને મહામોહ ઉપજાવનારી છે.[૧૩-૧૪] સ્ત્રી ઝેરી લતાના જેવી છે. તે પુષ્પથી (રજસ્વલાપણાથી અને પુષ્પથી) સુંદર અને મનોહર દેખાય છે, હાથરૂપી પલ્લવોથી શોભાયમાન લાગે છે, આંખોના વિલાસરૂપી ભ્રમરાઓને અને સ્તનરૂપી ગુચ્છાઓને ધારણ કરે છે. તેનું શરીર પુષ્પના કેસરાથી ગૌર હોય છે, પણ તે માણસોને મારવામાં તત્પર રહે છે તથા લોકોને ઉન્મત્ત ને પરવશ કરી નાંખે છે.[૧૫-૧૬] સર્પનો નાશ કરવામાં ઉત્કંઠાવાળી શીંછડી જેમ પોતાના ફુંફવાડાથી સર્પને દરમાંથી બહાર કાઢી પોતાને વશ કરે છે, તેમજ કામી પુરુષનો નાશ કરવામાં ઉત્કંઠાવાળી સ્ત્રી પણ ખોટા સત્કારોથી પુરુષોની આશ્વાસના કરી તેમને પોતાને વશ કરે છે.[૧૭] કામદેવ નામના ભીલ્લે મૂઢ મનવાળા પુરુષોરૂપી પક્ષીઓને બાંધવા માટે, સ્ત્રીઓરૂપી જગતમાં જાળ પાથરી છે.[૧૮] હે મુનિ! સ્ત્રીરૂપી મોટા થાંભલામાં, રતિરૂપ સાંકળથી, મનરૂપી મદોન્મત્ત હાથી બંધાયલો છે, તે મુંગાની પેઠે ઉભો રહે છે.[૧૯] જન્મ-

રૂપી ખાબોચીઆમાં પડેલા અને ધનરૂપી ગારામાં આળોટતા, પુરુષોરૂપી માછલાને સ્ત્રીઓ–દુષ્ટ વાસનારૂપી દોરીએ બાંધેલી આંકડના અગ્ર ભાગમાં લગાડેલી ગોળની ગોળી સમાન છે–અર્થાત્ મોહ કરનારી છે.[૨૦] ઘોડાઓને ઘોડાર બંધનકારક છે, હાથીઓને થાંભલો બંધનકારક છે, સર્પોને મંત્રો બંધનકારક છે, અને પુરુષોને સ્ત્રી બંધનકારક છે.[૨૧] હે મુનિ! અનેક રસોથી ભરપૂર આ બ્રહ્માંડરૂપી વિચિત્ર ભૂમિ, આ લોકમાં, સ્ત્રીઓના આશ્રયથીજ મહાદૃઢ સ્થિતિને પામી છે.[૨૨] સ્ત્રી સર્વ દોષરૂપી રત્નોના ડાબલારૂપ છે. તે દુઃખોની સાંકળ છે, માટે મારે તેનું કાંઇ પણ કામ નથી.[૨૩] સ્ત્રીઓનાં સ્તન, નેત્ર, નિતંબો અને ભ્રુકુટી, એ સઘળાં કેવળ માંસનાં બનેલાં છે અને તુચ્છ છે, તેને હું શું કરું?[૨૪] હે મુનિ! સ્ત્રીના શરીરમાં અમુક ઠેકાણે માંસ છે, અમુક ઠેકાણે લોહી છે, ને અમુક ઠેકાણે હાડકાં છે, આવું તેનું શરીર કેટલાએક દિવસે નાશ પામે છે.[૨૫] હે તાત! હે મુનિ! સ્થૂલબુદ્ધિવાળા પુરુષો, જે સ્ત્રીઓને લાડ લડાવે છે, તેજ સ્ત્રીઓ પાછી મશાણમાં જઇને શયન કરે છે અને તેઓનાં શરીર વિખરાઇ જાય છે.[૨૬] હે મુનિ! પતિએ ઘણા ગાઢ સ્નેહથી જે સ્ત્રીઓના મુખ ઉપર કેસર ચંદન વગેરેથી ચિત્રો આલેખેલાં હોય, તેજ મુખ પાછું અરણ્યમાં સૂકાઇ જાય છે.[૨૭] સ્ત્રીઓના સુંદર કેશ કેટલેક દહાડે મશાણના ઝાડ ઉપર, ભસ્મને લીધે ભૂખરા થઇને જુના ચામડાના વાળની પેઠે લટક્યા કરે છે, હાડકાંઓ ભાંગીને ભુકો થઇને નાના નાના તારા જેવાં દેખાય છે;[૨૮] તેનો પ્રાણવાયુ આકાશમાં ચાલ્યો જાય છે, ચામડીને શિયાળો ખાઇ જાય છે અને અનેક માંસાહારી પશુ પક્ષીઓ તેના લોહીને પી જાય છે અથવા તો તે ધૂળની સાથે મળી જઇને સૂકાઇ જાય છે.[૨૯] હે લોકો! સ્ત્રીઓનાં શરીરોની જે સ્થિતિ થોડાજ વખતમાં થનારી છે તે તમને કહી સંભળાવી, છતાં તમે શામાટે ભ્રાંતિમાં ભૂલો છો?[૩૦] આ સ્ત્રી નામનું એક પૂતળું, પંચમહાભૂતોના એકઠા થવાથી થયલું છે, તેના તરફ બુદ્ધિશાળી મનુષ્ય, એમાં રસ છે એમ ધારીને શા માટે દોડે છે?[૩૧] સ્ત્રીની ચિંતા વગડાઉ લતાના જેવી છે, તે આસપાસની દુઃખરૂપી શાખાઓનાં ગુંચળાંથી સઘન છે, અને દુઃખ, શોક, રાગ વગેરે કડવાં તથા ખાટાં ફળોવાળી છે, તે દિવસે દિવસે વધતી જાય છે.[૩૨] પુષ્કળ તૃષ્ણાથી આંધળું થયલું અને તેને લીધે ગભરાટમાં પડેલું ચિત્ત, ટોળામાંથી છૂટા પડેલા મૃગની પેઠે કઇ દિશામાં જાઉં? અને મને હવે ક્યાં આગળ ધન મળે?

આવી ચિંતાથી અત્યંત મુંઝાઇ જાય છે.[૩૩-૩૪] જેને સ્ત્રી હોય છે તેને ભોગની ઇચ્છા રહે છે, પરન્તુ સ્ત્રી વિનાનાને ભોગની જગ્યા કયાં છે? સ્ત્રીનો ત્યાગ કરવાથી જગતનો ત્યાગ થઇ જાય છે.[૩૫] હે મહારાજ! ભોગો ઉપર ઉપરથી જ રમણીય દેખાય છે, પણ ઘણા જ દુસ્તર છે, અને ભ્રમરાઓની પાંખોના મૂળની પેઠે ઘણા જ ચંચળ હોય છે, તેમાં હું, ઘડપણ અને મરણ વગેરેના ભયને લીધે આસક્ત થતો નથી, પરન્તુ શાંત રહું છું, અને પ્રયત્નથી પરમપદ પામવાની ઉત્કંઠા રાખું છું.[૩૬]



# સર્ગ ૨૨ મો.*

## ઘડપણ નિંદા.

**શ્રીરામઉવાચ**—अपर्याप्तं हि बालत्वं बलात् पिबति यौवनम् ।
यौवनं च जरा पश्चात्पश्य कर्कशतां मिथः ॥ १ ॥

શ્રી **રામ કહે** છે;—હે **વિશ્વામિત્ર**! હજી તો બાલ્યાવસ્થાની રમત વગેરેની અભિલાષા પૂરી થઇ નહોય એટલામાં તો તે અવસ્થાને યૌવન ગળી જાય છે, અને તે પછી યૌવનના મનોરથો પણ પૂરા થયા નહોય, એટલામાં યૌવનને જરાવસ્થા ગળી જાય છે. આ અવસ્થાઓ એક બીજા ઉપર કેટલી ક્રૂરતા રાખે છે, તે તો જુઓ![૧] વજ્રના જેવું હિમ જેમ કમળનો નાશ કરે છે, વટોળીઓ વાયુ જેમ શરદઋતુના કમળનો નાશ કરે છે અને નદી જેમ કિનારા ઉપરનાં વૃક્ષોનો નાશ કરે છે, તેમ જ જરાવસ્થા (ઘડપણ) આ શરીરનો નાશ કરે છે.[૨] સર્વ લોકોને શિથિલ કરી નાંખનારી અને ઘરડા રૂપવાળી જરા, જેમ થોડું ઝેર ખાવાથી તે શરીરના સ્વરૂપને બગાડી નાંખે છે, તેમ જ જરા શરીરના રૂપનો નાશ કરે છે.[૩] સ્ત્રીઓ જરાવસ્થાથી જીર્ણ શરીરવાળા અને તેને લીધે જેનાં સર્વ અંગો શિથિલ તથા લાંબાં થઇ ગયાં છે એવા પુરુષને, ઉંટના જેવો જાણે છે.[૪] સહજમાં દીનતા આપનારી જરાવસ્થા જ્યારે માણસને પકડી પાડે છે, ત્યારે શોકથી પરાભવ પમાડેલી સ્ત્રીની પેઠે, બુદ્ધિ, તે માણસને તજીને ચાલી

---

* આ બાવીશમાં સર્ગમાં શોક, મોહ, વિયોગની પીડા, ખેદ અને રોગથી ભરપૂર ચિંતા અને પરાભવના સ્થાનરૂપ ઘડપણની નિંદા કરવામાં આવશે.

જાય છે.[૫] દાસો, પુત્રો, સ્ત્રીઓ, બાંધવો તથા સંબંધીઓ, જેમ ઘેલા મનુષ્યની મશ્કરી કરે છે, તેમ જરાવસ્થાથી કંપતા માણસની પણ તેઓ મશ્કરી કરે છે.[૬] જોવું ગમે નહીં તેવા, પુરાણા થઇ ગયેલા, દીનતાને પામેલા, કોઇ પણ જાતના ગુણ કે પરાક્રમથી રહિત થઇ પડેલા, ઘણા ઉંચા ઝાડ ઉપર જેમ ગીધ પક્ષી બેસે છે, તેમ જ જોવા ગમે નહીં તેવા, શિથિલ થઇ પડેલા, દીનતાવાળા અને ગુણો તથા પરાક્રમો વિનાના ઘણા જ ઘરડા પુરુષના ઉપર, મોટી તૃષ્ણા આવીને બેસે છે.[૭] દીનતાના દોષથી ભરેલી, હૃદયમાં દાહ ઉપજાવનારી અને સર્વ આપત્તિઓની સખીરૂપ મોટી તૃષ્ણા, વૃદ્ધાવસ્થામાં પણ વધે છે.[૮] હાય! હાય! હવે મારે પરલોક માટે શા ઉપાયો કરવા? આવી ચિંતાથી અત્યંત દારુણ અને જેનો ઉપાય કદી પણ બની શકે નહીં એવો ભય, વૃદ્ધાવસ્થામાં વધે છે.[૯] અરેરે! હું બિચારો કોણ માત્ર? શું કરું? કેવી રીતે સાધનો મેળવું? હવે તો બોલ્યા વિના જ બેશી રહેવું યોગ્ય છે! આ રીતે વૃદ્ધાસ્થામાં દીનતાનો ઉદય થવા માંડે છે.[૧૦] મને મારાં સંબંધી ખાવાનું કયારે આપશે? શું શું આપશે અને તે કેવું સ્વાદિષ્ટ આપશે? આવી ખાધાની ચિંતાઓથી જરાવસ્થા વૃદ્ધ મનુષ્યના મનને નિરન્તર બાળ્યા કરે છે.[૧૧] વૃદ્ધાવસ્થામાં મનુષ્યને ખાવાની તૃષ્ણા બહુ જ વધી પડે છે. પરન્તુ વૃદ્ધથી ખાઇ શકાતું નથી અને અશક્તિને લીધે હૃદયમાં ખરેખર સંતાપ થયા કરે છે.[૧૨] જ્યાં સુધી પોતે જેમાં વાસ કર્યો છે એવા કાયારૂપી વૃક્ષ ઉપર બેશીને, મળમૂત્ર વગેરેથી કાયા, વૃક્ષને બગાડનારી જરારૂપી બુઢ્ઢી બગલી, રોગરૂપી સર્પથી ઘેરાઇને ચીસો પાડે છે, એટલામાં તો હે મુનિ! મૂર્છારૂપી અંધારાની ઇચ્છાવાળો મૃત્યુરૂપી ઘૂવડ કયાંઇથી ત્યાં આગળ આવેલો નજરેજ પડે છે.[૧૩–૧૪] સાયંસંધ્યાને પ્રકટ થયલી જોઇને જેમ અંધકાર તેની પાછળ દોડે છે, તેમ શરીરમાં જરાને પ્રગટ થયલી જોઇને તેની પાછળ મૃત્યુ દોડી આવે છે.[૧૫] હે મુનિ! દેહરૂપી વૃક્ષ ઉપર જરારૂપી પુષ્પો આવેલાં દૂરથીજ જોતાં જ, મરણરૂપી વાંદરો વેગથી તેના તરફ તલપ મારી, તેની પાછળ દોડે છે.[૧૬] હે મુનિ! દેહરૂપી ઉજ્જડ નગર પણ શોભે છે, જેની શાખાઓ કપાઇ ગઇ હોય તેવું ઝાડ પણ શોભે છે, અને જ્યાં વરસાદ થયો નહોય એવો દેશ પણ શોભે છે, પરન્તુ ઘડપણથી શિથિલ થઇ ગયેલો દેહ શોભતો નથી.[૧૭] ગીધડી જેમ એક ક્ષણમાં માંસને ગળવા માટે શબ્દ કરતી કરતી માંસના ઉપર પડીને વેગથી તેને ઉપાડી જાય છે, તેમજ જરા

પણ એક ક્ષણમાં, મનુષ્યને ગળવા માટે ઉધરસરૂપી શબ્દો કરતી કરતી, મનુષ્યના ઉપર પડીને વેગથી તેને ગળી જાય છે–અર્થાત્ તેને વૃદ્ધ કરી મૂકે છે.[૧૮] નાની છોકરી જેમ કમળનાં ફૂલને જોઇને રાજી થાય છે અને થોડીવાર ઉપરના ભાગથી પકડી રાખીને પછી તેને ચીરી નાંખે છે; તેમજ જરા પણ દેહને જોઇ તુરત તો ઉત્કંઠિત થાય છે અને પછી ક્ષણવાર તેના માથાના ભાગને પકડીને, છેવટે તેનો નાશ કરી નાંખે છે.[૧૯] ચીત્કાર કરાવનારો અને ધૂળને લીધે રૂક્ષ થયેલો શીયાળાનો પવન, ઝાડનાં પાંદડાંને શિથિલ કરી ખેરવી નાખે છે, તેમ ચીત્કાર કરાવનારી અને રોગોરૂપ ધૂળથી રૂક્ષ થયલી જરાવસ્થા, શરીરને શિથિલ કરી જર્જરિત કરી નાખે છે.[૨૦] જરાના ઝપાટાથી શિથિલ થઇ ગયલો દેહ, ઝાકળના છાંટાઓ પડવાથી કરમાઇ ગયલા કમળની શોભાને ધારણ કરે છે.[૨૧] જરારૂપી ચંદની જ્યારે માથા-રૂપી પર્વતની ઉપર ઉદય પામે છે, તે વખતે જ વાયુ અને ઉધરસરૂપી કુમુદિની ( રાત્રિ વિકાસી કમળ ) ને તુરત પ્રફુલ્લિત કરે છે.[૨૨] માણસોના માથાંરૂપી કો'ળાને પાકેલું તથા જરારૂપી ક્ષારથી ધૂસરા રંગવાળું જોતાં વેંતજ, મનુષ્યોનો સ્વામી કાળ, તે કો'ળાને ખાઇ જાય છે.[૨૩] આ માનવપ્રવાહ જ્યારે વેગથી ચાલવા માંડે છે, ત્યારે જરારૂપી ગંગા, શરીરરૂપી કિનારા ઉપર ઉગેલાં ઝાડોનાં મૂળને મોટા ઉદ્યોગ સાથે ઉખાડી નાંખે છે.[૨૪] જરારૂપી મીંદડી, જે શરીરનું માંસ ખાવાની બહુજ ઇચ્છાવાળી હોય છે, તે ઉદ્ધત થઇને, જ્યારે યૌવનરૂપી ઉંદરને ખાય છે, ત્યારે પરમ આનંદમાં આવી જાય છે.[૨૫] અને શરીરરૂપી શિયાળ ચીસ પાડીને જે પ્રમાણે અમંગળ કરે છે, તે પ્રમાણે બીજું કોઇ પણ અમંગળ કરતું નથી.[૨૬] ઉધરસથી તથા શ્વાસથી સીત્કારવાળી અને દુઃખરૂપી ધુંમાડાથી અંધારાવાળી, જરારૂપી ઝાળ જેના શરીરમાં બળતી હોય, તેને બળી ગયેલો જ સમજવો.[૨૭] હે પિતાજી ! જેનાં પાંદડાં ધોળાં થઈ ગયાં હોય એવી ફુલની ધરડી લતા, જેમ પાકી જવાથી વાંકી વળી જાય છે, તેમ ઘડપણથી જેના અવયવો પાકી ગયા હોય એવા મનુષ્યનું શરીર પણ, ઘડપણને લીધે વાંકું વળી જાય છે.[૨૮] હે મુનિ ! કર્પૂરરૂપી જરાથી ધોળી થયેલી આ કાયારૂપી કેળને મૃત્યુરૂપી હાથી, તુરત ઉખેડી નાંખે છે.[૨૯] જ્યારે મરણરૂપી રાજા બહાર નીકળે છે, ત્યારે જરારૂપી ધોળા ચામરવાળી રોગોની તથા ઉદ્વેગોની સેના, તેઓની આગળથી નીકળે છે.[૩૦] હે મુનિ ! જેઓ કોઇપણ શત્રુઓથી યુદ્ધમાં જીતાયા ન હોય અને પર્વતની ગુફામાં પેશી ગયા હોય તેઓને પણ,

જરારૂપી વૃદ્ધ રાક્ષસી થોડીવારમાં જિતી લે છે, તેઓના તરફ આપ દૃષ્ટિ કરો.[૩૧] જરારૂપી હિમ પડવાથી શરીરરૂપી ઘર વાંકું વળી જાય છે અને તેમાં રહેલાં ઇંદ્રિયરૂપી બાળકો કંઇ પણ ક્રિયા કરી શકતાં નથી.[૩૨] લાકડીરૂપી ત્રીજા પગવાળી અને વારંવાર ઠેસો ખાતી જરારૂપી ઘરડી વેશ્યા, જ્યારે ઉધરસ તથા અધો વાયુરૂપી મૃદંગ વાગવા માંડે ત્યારે નાચવા માંડે છે.[૩૩] આ સંસારરૂપી રાજાને વ્યવહાર કરવામાં ઉપયોગી અને ગંધો (ચંદનાદિક તથા અધોવાયુ વગેરે) થી ભરપૂર એવી દેહરૂપી સભામાં, માથા ઉપર રહેલી જરારૂપી ચામરની શોભા શોભી રહે છે.[૩૪] જીવનની આશારૂપી તળાવમાં રહેલું શરીરરૂપી નગર, જરાવસ્થારૂપી ચંદ્રમાના ઉદયથી જ્યારે ધોળું થઇ જાય છે, ત્યારે તુરત મરણરૂપી કુમુદ તેમાં ખીલી નીકળે છે.[૩૫] જરા અને શરીરરૂપી ધોળા ચુનાથી ધોળેલા, શરીરરૂપી અંતઃપુરમાં, અશક્તિ, પીડા અને આપત્તિ નામની ત્રણ રાણીઓ નિત્ય આનંદમાં રહે છે.[૩૬] હે મુનિ! ચાર પ્રકારના પ્રાણીઓના શરીરોમાં મરણના અગ્રણીરૂપ ઘડપણ આવીને પોતાનો જે ભાવ દેખાડે છે, તેવાં શરીરમાં, નાશ જેવા બુદ્ધિવાળાને વિશ્વાસ કેમ આવે?[૩૭] હે પિતાજી! જરા (ઘડપણ) આવ્યા છતાં પણ જે જીવવામાં આવે છે, તે દુઃખમય જીવવામાં દુરાગ્રહ બાંધવાથી શું ફળ છે? પૃથ્વી ઉપર કોઇએ પણ જરાને જિતી નથી. અજિત એવી જરા માણુસોના સર્વ મનોરથોનો નાશ કરી નાંખે છે.[૩૮]



# સર્ગ ૨૩ મો.*

## કાળ વર્ણન.

**શ્રીરામઉવાચ**—विकल्प कल्पनानल्प जल्पितैरल्पबुद्धिभिः ।
भेदैरुद्धरतां नीतः संसारकुहरेऽत्रम ॥ १ ॥

શ્રીરામ કહે છે;—મારું આ ભોગ્ય છે, હું આનો ભોક્તા છું, આ તેનાં સાધનો છે, આ રીતે વસ્તુ મેળવીને તેનો હું ઉપભોગ કરીશ, આજે મેં આ

* આ ત્રેવીશમા સર્ગમાં સર્વ પ્રાણીઓની ક્રિયારૂપી પ્રિયાને પોતાના વિલાસોથી રંજન કરતાં અર્થાત્ સર્વ પ્રાણીઓની ક્રિયાને કરનારા એક કાળનું, તેના ગુણ, દોષ, બળ તથા ઉત્કર્ષની સાથે વર્ણન કરવામાં આવશે.

મેળવ્યું, આ વસ્તુ હવે મેળવવાની છે, આવી અનેક કલ્પના કરનારા તથા દેહમાં આત્મબુદ્ધિ કરનારા દેહાભિમાની લોકોએ, શત્રુ, મિત્ર તથા રાગદ્વેષાદિક અનેક ભેદોથી, આ બ્રહ્માંડના છિદ્રમાં મિથ્યા આગ્રહ કરીને, બહુજ વધારી દીધો છે.[1] દૂરથી પણ જાળની પેઠે ખેંચીને બાંધી લેનારા અને વિષયોના પાંજરા જેવા આ દેહ ઉપર વિવેકીજનોને કેવી રીતે વિશ્વાસ આવે ? અરીસામાં પ્રતિબિંબરૂપે પડેલાં ફળને ખાવાની ઇચ્છા બાળકોજ કરે છે, પરંતુ મોટા પુરુષો ઇચ્છા કરતા નથી.[2] આ ક્ષુદ્ર સંસારમાં પણ જેઓ ક્ષુદ્ર સુખો ભોગવવાની આશા રાખે છે, તેઓનાં ક્ષુદ્ર સુખોની આશાને ઉંદર જેમ વસ્ત્રના તાંતણાને સંપૂર્ણ રીતે કાતરી ખાય છે, તેમ કાળ સંપૂર્ણ રીતે કાતરી નાંખે છે.[3] વડવાનળ જેમ સમુદ્રનું પાન કરી જાય છે, તેમ સર્વનું ભક્ષણ કરનારો કાળ પણ, જગતમાં એવી કોઇ પણ વસ્તુ ઉત્પન્ન થયેલી નથી કે જેને ગળતો ન હોય. અર્થાત્ કાળ તમામ ઉત્પન્ન થયેલી વસ્તુને ગળી જાય છે.[4] કાળરૂપી ભયંકર મહારુદ્ર સામાન્યપણે સર્વ દેખાતા પદાર્થોની સ્થિતિને કોળીઓ કરવા માટે તયાર જ રહે છે.[5] અનંત જગતનો કોળીઓ કરી જનારો સર્વ જગત્‌રૂપી ભગવાન કાળ, બળ, બુદ્ધિ, વૈભવ વગેરેથી ઉત્તમ ગણાતા મોટા પુરુષોને મારવાને એકક્ષણ અટકતો નથી, પરન્તુ તેઓનો પણ તુરત જ નાશ કરે છે.[6] ખરી રીતે જેનું સ્વરૂપ જાણવામાં આવતું નથી એવો કાળ, યુગ, સંવત્સર તથા કલ્પ વગેરે રૂપોથી કંઇક પ્રગટ જણાય છે અને તે આખા જગતને વશ કરીને રહ્યો છે.[7] જે રૂપાળા હતા જેઓએ ઉત્તમ કાર્યો આરંભ્યાં હતાં અને જેઓ મેરુ પર્વતના જેવા ભારે હતા, તેઓને પણ ગરુડ જેમ સર્પોને ગળી જાય, તેમ કાળ ગળી ગયોછે.[8] નિર્દય, પત્થરના જેવો કઠણ, વાઘના જેવો ક્રૂર, કરવતના જેવો આકરો, કંગાલ અને અધમ, એવો કાળ, જેને ગળી ગયો નહોય એવી કોઇ પણ વસ્તુ આ જગતમાં હજી સુધી ઉત્પન્ન થઇ નથી.[9] સર્વનું ભક્ષણ કરવામાં જેની બુદ્ધિ પરાયણ રહે છે તેવો કાળ પર્વતોને પણ ખાઈ જાય છે વળી મહાભક્ષી કાળ હજારો લોકોનું ભક્ષણ કર્યા છતાં પણ ધરાતો નથી.[10] નટ જેમ સંસારમાં હજારો રૂપો ધારણ કરીને નૃત્ય કરે છે, તેમજ કાળ પણ સંસારમાં અનેક રૂપો ધારણ કરીને જગતનું હરણ કરે છે, તેને ઉત્પન્ન કરે છે, તેને ખાઇ જાય છે તથા તેનો નાશ પણ કરે છે.[11] પોપટ જેમ દાડમનાં કોટલાંને ભેદી નાંખી તેમાંથી બીજોનું ભક્ષણ કરે છે, તેમ કાળ પણ જગતમાં વિભાગ

પ્રમાણે રહેલાં અને અસત્ય બંધનથી બંધાયલાં ચાર પ્રકારનાં પ્રાણીઓને નિઃસત્વ કરી, તેમને ભેદી નાખીને, તેનું ભક્ષણ કરે છે.[૧૨] પુણ્ય પાપરૂપી દંતુશળની અણીઓથી પ્રાણીઓરૂપી પાંદડાને છુંદી નાંખતો, અને વૃદ્ધિ પામેલા માણુસોના જથ્થારૂપી કમળોના વનમાં હાથીની ગરજ સારતો કાળ, સર્વદા ગર્જના કર્યા કરે છે.[૧૩] જેઓનું મૂળ બ્રહ્મા છે મોટા દેવતાઓ જેઓનું ફળ છે એવાં બ્રહ્માંડોરૂપી વૃક્ષોવાળા બ્રહ્મરૂપી વિશાળ વનમાં કાળ ચોતરફ વ્યાપી રહેલો છે.[૧૪] જેઓમાં રાત્રિઓરૂપી ભમરાઓ ઉડયા કરે છે ને દિવસોરૂપી પુષ્પો લાગેલાં છે, એવાં વર્ષો, કલ્પો અને તેઓનો અંતર્ગત કળારૂપી લતાઓને ઉત્પન્ન કરતો કાળ, કોઇ પણ દિવસ ખિન્ન થતો નથી.[૧૫] હે મુનિ ! આ ધૂર્ત શિરોમણિ કાળ ભેદતાં પણ ભેદાતો નથી, બાળતાં બળતો નથી, અને દેખાવા છતાં પણ દેખાતો નથી.[૧૬] વિસ્તાર પામેલો કાળ, મોટ મોટા મનોરથોની પેઠે એક નિમેષ માત્રમાં કોઇ પણ વસ્તુને એકદમ ઉત્પન્ન કરે છે અને કોઇ પણ વસ્તુનો એકદમ નાશ કરી નાંખે છે.[૧૭] કાળ, દુષ્ટ ચેષ્ટાવાળી અને પ્રાણીઓને કષ્ટ આપવાથી દુષ્ટ થનારી પોતાની ચેષ્ટાથી, દેહાદિકના અધ્યાસવાળા જીવોને નરક વગેરેમાં ફેરવ્યા કરે છે.[૧૮] વળી કાળનો પોતાનો પેટ ભરવાનો સ્વભાવ હોવાથી ખડ, ધૂળ, ઇંદ્ર, મેરુ, પાંદડાં અને સમુદ્ર વગેરે સર્વ પદાર્થોને ગળી જવા માટે તયાર હોય છે.[૧૯] સંપૂર્ણ ક્રૂરપણું, સંપૂર્ણ લોભીયાપણું, સંપૂર્ણ દુર્ભાગ્યપણું અને સંપૂર્ણ ચપળપણું કાળમાં જ રહેલું છે.[૨૦] બાળક જેમ બે દડાઓ ઉછાળીને પોતાના આંગણામાં રમે છે, તેમ કાળ પણ સૂર્ય તથા ચંદ્રને ઉછાળીને આકાશરૂપી આંગણામાં રમતો હોય એમ લાગે છે.[૨૧] કલ્પ પૂરો થાય ત્યારે સર્વ પ્રાણીઓનો નાશ કરી પોતાના પગ સુધી હાડકાની માળાઓ પહેરીને કાળરૂપી કાપાલિક નૃત્ય ક્રીડા કરે છે.[૨૨] પ્રલય વખતે નિરંકુશ થઇને આચરણ કરનારા તે કાળના અંગોમાંથી પવનો વાય છે, અને તેના આઘાતથી મેરુ પર્વત આકાશમાં, ભોજપત્રની પેઠે ઉડયા કરે છે.[૨૩] એ કાળ રુદ્રરૂપ થઇને પાછો ઇંદ્ર, બ્રહ્મા, શુક્ર તથા કુબેર થાય છે અને વળી જાણે તેમાંનો એક પણ નહોય તેવો બની જાય છે.[૨૪] સમુદ્ર જેમ પોતાને વિશે ઉત્પન્ન થતાં તથા અંદર શમી જતાં મોઝાંઓને રાત દિવસ ધારણ કરી રહે છે, તેમ કાળ પણ પોતાને વિશે નિત્ય ઉત્પન્ન થતી અને પાછી શમી જતી અનેક જાતની સૃષ્ટિઓને, રાત દિવસ ધારણ કરી રાખે છે.[૨૫] મનુષ્ય જેમ વૃક્ષો ઉપરથી પાકેલાં ફળો પાડે છે, તેમ કાળ, મહાકલ્પ નામનાં વૃક્ષોમાં દેવ તથા અસુ-

રના ગણુરૂપી ફળોને રાત દિવસ પાડયા કરે છે.[૨૬] વળી આ કાળ, જેમાં પ્રાણીઓરૂપી મચ્છરો ગણગણાટ કરે છે અને વારંવાર નીચે પડયા કરે છે, એવાં બ્રહ્માંડરૂપી ઉંબરાનાં ફળોનું એક મોટું વૃક્ષ છે.[૨૭] કાળ પ્રાણીઓની ક્રિયારૂપી સ્રીની સાથે રહીને બ્રહ્મરૂપી ચાંદની વડે, પ્રફૂલ્લિત થયેલી જગતરૂપી કુમુદિનીવડે, કેવળ પોતાના એક શરીરનેજ વિનોદ કરાવ્યા કરે છે.[૨૮] મોટો પર્વત જેમ છેડા વિનાની પૃથ્વી ઉપર પૂર્વ તથા ઉત્તર દિશામાં મપાય નહીં તેમ જમીનમાં પોતાનો ઉંડો પાયો નાંખી, પોતાનાં ઉન્મત્ત શરીરને ટેકો દઇને ઉભો રહે છે, તેમ કાળ પણ માપ વિનાના અને અવાધ રહિત પરબ્રહ્મરૂપી પ્રદેશમાં, પોતાનાં ઉંડા મૂળ નાંખીને તથા પોતાના ઉન્મત્ત શરીરને ટેકો દઇને ઉભો રહેલો છે.[૨૯] કાળ કોઇ ઠેકાણે કાળા અંધારા જેવું કાળું કામ કરે છે, કોઇ ઠેકાણે વિસ્તારવાળું ઉજ્જ્વળ કાર્ય કરે છે, અને કોઇ ઠેકાણે તે બન્નેથી જુદાજ પ્રકારનું કાર્ય કરે છે.[૩૦] મનુષ્ય જેમ ઘણા ભારવાળી પૃથ્વી ઉપર પગ મૂકીને ઉભો રહે છે, તેમ કાળ પણ જેમાં અનેક પ્રાણીઓના સંસારોનો લય થાય છે એવી આ સારવાળી પરબ્રહ્મની સત્તા ઉપર, પગ મૂકીને સ્થિર થઇ ઉભો રહે છે.[૩૧] એ કાળ કોઇ દહાડો ઉદાશ થતો નથી, કોઇનો આદર કરતો નથી, આવતો નથી, તેમ જતો પણ નથી, અને સેંકડો મહાકલ્પો વીતિ જવા છતાં પણ અસ્ત અથવા તો ઉદય પામતો નથી.[૩૨] વળી એ કાળ, બેદરકાર રહીને, ઇચ્છા વિના પણ જગતને કોચવારૂપી રમત કરતો થકો પોતે પોતાના વિસ્તારવાળા સ્વરૂપનું રક્ષણ કર્યા કરે છે.[૩૩] વળી એ કાળ રાત્રિરૂપી ગારામાં ઉત્પન્ન થનારી અને વાદળાંરૂપી ભમરાઓવાળી દિવસોરૂપી રાતાં કમળોની પંક્તિઓને પોતાના સ્વરૂપરૂપી તળાવમાં પ્રકટ કર્યા કરે છે.[૩૪] અને એ કાળ લોભી ધૂળધોયો છે, તે રાત્રિરૂપી કાળા રંગની અને જુની સાવરણી લઇને મેરુ પર્વતની પાસે વેરાયલા સૂર્યના પ્રકાશરૂપી સુવર્ણના ભુકાને ઉસરડયા કરે છે.[૩૫] કાળ લોભીયાપણાથી પોતાની ચેષ્ટારૂપી આંગળીઓવડે સૂર્યરૂપી દીવીને ખુણામાં ફેરવીને જગતરૂપી ઘરમાં, કઇ વસ્તુ કયાં આગળ પડી છે, તેની શોધ કર્યા કરે છે.[૩૬] વળી કાળ દિવસરૂપી મટકાવાળા સૂર્યરૂપી નેત્રવડે જોઇને જગતરૂપી જીર્ણ વનમાંથી લોકપાળરૂપી બહુજ પાકેલાં ફળોને ખાધા કરે છે.[૩૭] વળી તે કાળ જગતરૂપી જીર્ણ ઝુંપડીમાં વિખરાયલા ગુણવાન્ લોકોરૂપી મણિઓને, અનુક્રમે ઘણીજ ઉંડાઇવાળા મૃત્યુરૂપી ડાબલામાં ભરતો જાય છે.[૩૮] જે ઉત્તમ

ગુણો ( સદ્‌ગુણો અથવા તો દોરાઓ )થી ઘણીજ દીપી નીકળે છે, અને કાળ તેને પોતાના શરીર ઉપર શણગાર માટે ધારણ કરે છે અને પાછો તેને કાઢી તોડી નાખે છે.[૩૯] વળી આ ચંચળ કાળ દિવસરૂપી હંસો જેની પાછળ અનુસરે છે અને તારારૂપી જેમાં કેસરાંઓ છે એવી રાત્રિરૂપી કાયા કમળોની માયાને નિત્ય કંકની પેઠે ધારણ કરી રાખે છે.[૪૦] એક કસાઇ એવો છે કે જેનાં પર્વત, સમુદ્ર, સ્વર્ગ અને પૃથ્વી આ ચાર શિંગડાં છે એવા જગતરૂપી ઘેટાઓનો નાશ કર્યા કરે છે અને દરરોજ તારાઓરૂપી લોહીના છાંટાઓને જોઇને તેઓને પણ ચાટયા કરે છે એ કસાઇકાળ છે.[૪૧] ચંદ્ર જેમ કમલિનીનો સંકોચ કરે તેમ યૌવનરૂપી કમલિનીનો સંકોચ કરનાર અને કેસરીની પેઠે આયુષ્યરૂપી હાથીઓને ફાડી ખાનાર કાળ, જેનું હરણ કરતો ન હોય એવી કોઇ પણ તુચ્છ અથવા તો ઉત્તમ વસ્તુ છે જ નહીં.[૪૨] જીવોને ભાંગી ભૂકો કરી મૃત્યુના મુખમાં નાખનારા પ્રલયના કાળની રમત કરીને, કાળ પોતે જગતરહિત થઇ જાય છે. મહા પ્રલય વખતે અજ્ઞાનરૂપી પદાર્થોનો પ્રકાશ કરનારા બ્રહ્મચૈતન્યવડે પોતાનાજ સ્વરૂપમાં પોતે વિશ્રાંતિ કરે છે–તેનાથી જૂદો પ્રતીત થતો નથી.[૪૩] આમ પ્રલય સમયમાં પરબ્રહ્મ વિશે વિશ્રાંતિ લીધા પછી પાછો સૃષ્ટિના સમયમાં પોતેજ જગતનો કર્તા, ભોકતા, સહાય કર્તા અને સ્મરણ કર્તા વગેરે રૂપો ધારણ કરે છે.[૪૪] બુદ્ધિની ચતુરાઇથી પણ કોઇ જેનાં રહસ્યનો નિશ્ચય કરી શકતો નથી એવો, સારાં તથા નરતાં એમ સર્વ પ્રકારનાં પુણ્યપાપનાં ફળરૂપ શરીરોને પ્રકટ કરતો અને તુરતજ પાછાં તેને લય કરતો, કાળ, અનેક પ્રકારની ક્રીડાઓ કર્યા કરે છે, અને તેનું બળ સર્વ મનુષ્યોમાં પ્રસિદ્ધ જ છે.[૪૫].



# સર્ગ ૨૪ મો.*

## કાળરૂપી રાજકુમારનું વર્ણન.

**શ્રીરામઉવાચ**—अस्योडामरलीलस्य दूरास्तसकलापदः ।
संसारे राजपुत्रस्य कालस्याकलितौजसः ॥ १ ॥

શ્રીરામ કહે છે—હે **વિશ્વામિત્ર!** પરમાત્મારૂપી રાજાને માયારૂપી રાણીમાંથી ઉત્પન્ન થયેલો રાજકુમાર એવો કાળ, આ સંસારમાં નિરંકુશ થઇને રમત કર્યા કરે છે. તેની સર્વ આપદાઓ દૂરથી જ નાશ પામે છે અને તેનાં પરાક્રમો અપાર છે. તે કાળ નામના રાજકુમારનાં ચરિત્રોનું હું વર્ણન કરૂં છું.[1] એ કાળ, જગતરૂપી જીર્ણ જંગલના જાળામાં, રાંક તથા મૂઢ પ્રાણીઓરૂપી મૃગોનો શીકાર કર્યા કરે છે.[2] જેના એક ભાગમાં વડવાનળરૂપી સુંદર કમળ શોભ્યા કરે છે એવો પ્રલય સમયનો મહાસાગર, કાળકુમારને રમવાની એક મનોહર નદી છે.[3] કડવા, તીખા, અને ખાટા રસવાળા તથા દહીં દૂધના સાગરોવાળાં વાસી જગતોથી, એ કાળને પ્રભાત શીરામણનું કામ ચાલે છે.[4] જે કાળરાત્રિ, સર્વ દેવીઓની સાથે ચતુરાઇથી ફર્યા કરે છે, સંસારરૂપી વનમાં વિહાર કરવાને જોડાયલી છે, અને જે વાઘણની પેઠે પ્રાણીઓના સમૂહનો ઘાત કરે છે, એ ચંડિકા, કાળરૂપી રાજકુમારની પ્રિય સ્ત્રી છે.[5] કમળ. ઉત્પલ અને કલ્હારના હાલતા જથ્થાવાળી પૃથ્વીરૂપી રસથી ભરેલી પ્યાલીને, કાળ પોતાના હાથમાં ધારણ કરી રાખે છે.[6] ગર્જના કરતા, ભયંકર રીતે પંઝા પછાડતા અને કેશવાળીથી ભયંકર તથા પુષ્ટ ખભાવાળા નૃસિંહ ભગવાન્, કાળના હાથમાં રહેલા પાંજરામાં એક શીકારી બાઝ સરખા છે.[7] બ્રહ્માંડરૂપી માળા પહેરવાથી ઘણાં તુંબડાંવાળી વીણાના જેવો લાગતો અને શરદઋતુના આકાશ જેવી કાળી કાંતિવાળો કાળ ભૈરવ નામનો દેવ, કાળ નામના રાજકુમારને રમવાનું, કોયલનું એક બચ્ચું છે.[8] નિત્ય ઝળઝળાટ આકારવાળું અને દુઃખોરૂપી બાણોની પંક્તિને ફેંકયા કરતું સંહાર કરનારું ધનુષ, કાળના હાથમાં ચોતરફથી ફર્યા કરે છે.[9] નિશાનો ફર્યાં છતાં અને પોતે ફર્યા છતાં, નિશાનને તોડી પાડનારો સર્વોપરિ ગણાતો,

* આ ચોવીસમાં સર્ગમાં ચંડીરૂપી સ્ત્રીની સાથે રહેલા કાળનું, મૃગયાના કૌતુકમાં આસક્ત થયેલા રાજકુમારરૂપે વર્ણન કરવામાં આવ્યું છે.

જીર્ણું જગતરૂપી વનમાં અનેક ચપળ વૃત્તિ કરનારો, ને સર્વ કરતાં શ્રેષ્ઠ કાળરૂપી રાજકુમાર, ઘણીજ કુશળતાથી આ જગતમાં પ્રાણીઓરૂપી પશુઓની મૃગયા કર્યા કરે છે.[10]



# સર્ગ ૨૫ મો.*

## દૈવરૂપ અને ક્રિયારૂપ કાળનું વર્ણન.

**श्रीराम उवाच**—अत्रैव दुर्विलासानां चूडामणि रिहापरः ।
करो त्यत्तीति लोकेऽस्मिन् दैवं कालश्च कथ्यते ॥१॥

શ્રીરામ કહે છે–હે વસિષ્ઠ! ઉપર કહેલા કાળથી જુદા પ્રકારનો કાળ, જે દુરાચરણ કરનારાઓને વિશે શિરોમણિ ગણાય છે. તે કાળનું હવે હું વર્ણન કરું છું. આ જગતમાં જે કાળ, ફળનો ઉપભોગ કરાવે છે તે દૈવ કહેવાય છે અને જે કાળ ક્રિયા કરાવે છે તે ક્રિયાકાળ કહેવાય છે.[1] ક્રિયારૂપી કાળનું ચલાયમાન થવારૂપી, ક્રિયાવિના બીજું રૂપ, કર્મ અથવા તો ધારેલું, કંઇ પણ જાણવામાં આવતું નથી.[2] સૂર્યનો તાપ જેમ હિમના જથ્થાને સારી રીતે ઓગાળી નાંખે છે, તેમ આ ક્રિયાકાળ સર્વ કોમળ પ્રાણીઓના જથ્થાને સારી રીતે ગાળી નાખે છે.[3] જે કંઇ આ વિસ્તારવાળું જગતનું મંડળ જોવામાં આવે છે, તે ક્રિયાકાળને નાચવાની એક નૃત્યશાળા છે. કાળ એમાં નાચ્યા કરે છે.[4] બીજો દૈવ નામનો કાળ છે. જે પેહેલા મહાકાળની અપેક્ષાએ ત્રીજો છે, તેનું મહી દારુણ કૃતાંત નામ પણ છે. તે કાળ, કાપાલિકનું ઉન્મત્ત શરીર ધારણ કરી જગતમાં નાચ્યા કરે છે.[5] હે મુનિ! રાગી પુરુષની પેઠે સારી પેઠે નૃત્ય કરતા તે કૃતાંતનું નિયતિરૂપ, સ્ત્રી (કરેલા કર્મના ફળનો અવશ્ય લાભનો નિયમ)ના ઉપર અત્યંત કામીપણું જોવામાં આવે છે.[6] એ દૈવરૂપી કાપાલિકના, સંસારરૂપી વક્ષઃસ્થળ ઉપર, ચંદ્રની કળા જેવો ધોળો શેષનાગ તથા ત્રણે લોકમાં વહેંચાયલો ગંગાનો પ્રવાહ, સવ્ય અને અપસવ્ય જનોઇરૂપે શોભી રહેલો છે.[7] હે મુનિ! સૂર્યમંડળ તથા ચંદ્રમંડળ એ કાળના હાથનાં, કાંડાંના, બે સુવર્ણનાં કડાં છે, તે મેરુ

* આ પચીસમા સર્ગમાં ક્રિયા તથા તેના ફળરૂપ અને નિયતિના પતિરૂપ કાળના નૃત્યનો વિસ્તાર કહેવામાં આવ્યો છે.

પર્વત એના હાથમાં રમવાનું એક કમળ છે,[૮] અને તેમાં તારાઓરૂપી ઝીણી છાંટ છે; જેને પ્રલયના સમુદ્રમાં ધોઇને સાફ કરેલું છે અને પ્રલયના મેઘ જેના પાલવરૂપે રહેલા છે એવું આકાશ તેને ઓઢવાનું વસ્ત્ર છે.[૯] આ પ્રમાણે કાપાલિકના રૂપમાં રહેનારા દૈવરૂપીકાળની આગળ નિત્ય રહેનારી તેની સ્ત્રી નિયતિ, પોતાનો પ્રયત્ન અટકાવ્યા વિના, પ્રાણીઓના ભોગને અનુકૂળ કાર્યોમાં પરાયણ રહીને નિરંતર નૃત્ય કર્યા કરે છે.[૧૦] પ્રાણીઓ પણ તે ચંચળ, અટકાવી શકાય નહીં તેવી ક્રિયા શક્તિવાળી અને નૃત્ય કરનારી કૃતાંત કામિની નિયતિનું, નૃત્ય જોવા માટે જગદ્રુપી મંડપમાં નિત્ય આવજાવ કર્યા કરે છે. તેને લીધે જગતરૂપી મંડપ હાલકલોલક થઇ રહે છે.[૧૧] હે મહારાજ! તે નિયતિરૂપ સ્ત્રીના અંગોમાં દેવલોકોની સાથે તમામ લોકો સુંદર આભૂષણો જેવા લાગે છે. એમાં પાતાળ સુધી લાંબું આકાશ કેશપાશના જેવું દેખાય છે,[૧૨] પાપરૂપી દોરાઓમાં પરોવેલી તથા મોટા અવાજ કરતી નરકની પંક્તિ, તેના પાતાળરૂપી ચરણમાં ઘુઘરીયોના જેવી દેખાય છે,[૧૩] અને યમરાજા એ કાળ કામિની નિયતિના લલાટરૂપ છે. તેને વિશે શુભ ક્રિયારૂપી સખી, પ્રાણીઓનાં કર્મોની સંખ્યા જણાવનાર ચિત્રગુપ્તરૂપી કસ્તૂરીની ટીલી કરે છે.[૧૪] એ દૈવરૂપ કાળની કામિની, નિયતિ પોતાનો પતિ, જે કાપાલિકના રૂપમાં રહેલો છે, તેના અભિપ્રાયને ગ્રહણ કરીને પ્રલય વખતે મોટા આડંબરથી પર્વતો ફાટે ત્યારે જેવા શબ્દો થાય તેવા ભયંકર શબ્દો કરતી નાચે છે.[૧૫] તે કાળકામિની, નિયતિ, તાંડવ નૃત્ય કરતી હતી તે વખતે, નિયતિની પાછળ, ભાગમાં એ કાર્તિકસ્વામીના મરી ગયેલા મોરોનાં પીછાં ઉડયાં કરતાં હતાં. આમ તેમ લટકતાં રુદ્રનાં પાંચ મસ્તકોની જટાઓ અને તેમાં રહેલા ચંદ્રો આમતેમ લટકતા હતા અને તે વારંવાર ચલાયમાન થતા હતા; ત્રણ નેત્રના મોટા ખાડામાં વાયુના પ્રવેશથી સણસણાટ શબ્દો થતા હતા, તેથી પ્રત્યેક મસ્તકો ભયંકર લાગતાં હતાં. આવેલા સુંદર મંદારનાં પુષ્પોથી શોભાયમાન ગૌરીના કેશ, ચામરોના જેવા સુંદર દેખાતા હતા. તાંડવમાં મદમત્ત પર્વતો જેવા ઉન્મત્ત, ભૈરવના ઉદરરૂપી તુંબડાંઓ, પાત્રરૂપે તેની પાસે રહેલાં હતાં. સો છિદ્રોમાંથી શબ્દો કરતા ઇંદ્રના શરીરનાં હાડકાં તેનું ભિક્ષાપાત્ર હતું. માણસની સુકાઇ ગયેલી પીઠના ભાગનાં હાડકાંઓ તેના ખટ્વાંગો (હંસ ઉપળીઆ વગેરે) હતાં. આવા અનેક પદાર્થોવડે આકાશમંડળને પૂરી દેતી અને સર્વનો સંહાર કરનારી કાળકામિની, પોતાનાભયંકર શરીરવડે પોતાને પણ ભય ઉપજાવે છે, ત્યારે

બીજાને ભય ઉપજાવે તેમાં આશ્ચર્ય શું ?[૧૬–૧૯] તે કાળકામિની, મહાકલ્પને સમયે જ્યારે તાંડવ નૃત્ય કરે છે ત્યારે, તેણે કંઠમાં પહેરેલી અનેક આકારની મુંડોની માળા, આમતેમ હાલ્યા કરે છે. આ પ્રમાણે સર્વ વસ્તુઓથી તે કાળકામિની શોભે છે.[૨૦] કલ્પાંત વેળા તેનાં તાંડવનૃત્ય વખતે પ્રલયકાળના મેઘરૂપી ડાકલાંઓના ભયંકર શબ્દો થવા લાગે છે, તેને લીધે તે નિયતિની પાસેથી, તુંબરુ વગેરે ગંધર્વો પલાયન કરી જાય છે.[૨૧] બીજી તરફ તેનો પતિ કાળરૂપી કાપાલિક પણ, ચંદ્રના મંડળને ધારણ કરીને, તારાઓરૂપી ચાંદલાઓથી શોભતા આકાશરૂપી મોરપીછથી કેશને શણગારીને જગતરૂપી નૃત્યશાળામાં નાચ્યા કરે છે.[૨૨] તેના જમણા કાનમાં શોભાયમાન હિમાચળરૂપી હાડકાંનું કુંડળ રહેલું છે અને ડાબા કાનમાં શોભાયમાન મેરુ પર્વતરૂપી સુવર્ણનું કુંડળ રહેલું છે.[૨૩] ઉપરાંત એમના બન્ને કાનમાં ચંદ્ર તથા સૂર્ય પણ કુંડળરૂપે રહેલા છે. તેનું ગંડસ્થળ દીપી નીકળ્યું છે તથા લોકાલોક નામના પર્વતની હાર તેની કટીની ચોતરફ આવી રહેલી કટીમેખલા છે.[૨૪] આમતેમ હાલતી વિજળી એના હાથનાં ગોળ કડાં છે અને પવને ચલાયમાન કરેલી વાદળાંની પંક્તિ એની અનેક રંગવાળી કંથા–ગોદડી છે.[૨૫] તે કાળરૂપી કાપાલિકના કંઠમાં નાશ પામેલા જગતોમાંથી બહાર નિકળી આવેલાં તીક્ષ્ણ મૃત્યુઓ એકઠાં થયાં હોય તેની પેઠે એકઠાં થયેલાં તીક્ષ્ણ મુશલ, પરિઘ, પ્રાસ, ત્રિશૂળ, તોમર અને મુદ્‌ગરની માળા, કંઠમ શોભી રહેલી છે. આ માળા, શેષનાગના શરીરરૂપી મોટા દોરાની સાથે સંબંધ ધરાવનાર અને કાળે સંસારમાં જન્મ મરણ ધારણ કરનારા જીવનના બંધનને માટે પાથરેલી, પાશરૂપી મોટા દોરામાં પરોવેલી છે.[૨૬–૨૭] જીવતી મધરમચ્છીઓરૂપી લાંછનવાળી અને રત્નોના તેજથી દીપી નીકળેલી સાત સમુદ્રોરૂપી કંકણોની પંક્તિ, એ કાળરૂપી કાપાલિકના બે હાથની ચુડીઓ છે.[૨૮] વ્યવહાર રૂપી મોટાં ગુંછળાંવાળી, રજથી ( ધૂળ અથવા તો રજોગુણથી ) ભરેલી અને અંધારાના જેવી કાળા રંગની, સુખ તથા દુઃખની પરંપરા, એ કાપાલિકનાં રુંવાડાંની પંક્તિની પેઠે શોભે છે.[૨૯] ઘણી રીતે એ સર્વ ગુણોવાળો કાળ, કલ્પ પૂરો થઇ રહે છે, ત્યારે પોતાના તાંડવ નૃત્યની ચેષ્ટા બંધ પાડી ઘણા વખત સૂધી વિશ્રાંતિ લે છે અને પાછો બ્રહ્મા, રુદ્ર વગેરેને સરજીને, જેમાં અનેક હાવભાવ હોય છે અને જે જરા, શોક, દુઃખ તથા પરાભવથી શોભે છે એવી જગતની રચનારૂપી નૃત્યની ક્રીડા કરવા માંડે છે.[૩૦–૩૧] બાળક છોકરો જેમ

ખિન્ન થયા વિના કાદવમાંથી પુતળાં વગેરે કર્યા કરે છે, તેમ એ દૈવરૂપી કાપાલિક પણ, કાયર થયા વિના, ફરી ફરી, પાણી, નવનવાં વનો, બ્રહ્માંડો, પ્રાણીઓના સમૂહો અને તે તે સમયને અનુકૂળ આવતી શ્રૌત, સ્માર્ત વગેરે સત્કર્મની ઉત્તમ પ્રતિની સ્થિર તથા અસ્થિર ધર્મવાળી પ્રવૃત્તિઓ, કર્યા કરે છે.[૩૨]

# સર્ગ ૨૬ મો.*

## સંસારની દુર્દશા.

**श्रीरामउवाच**–वृत्तेस्मिन्नेवमेतेषां कालादीनां महामुने ।
संसारनाम्नि कैवास्था मादृशानां वदात्विह ॥ १ ॥

શ્રીરામ કહે છે :—હે મુનિ ! કાળ વગેરેનું આ પ્રમાણેનું ચરિત્ર છે, તેથી મારા સરખાઓને, આ સંસારમાં કેમ વિશ્વાસ બેસે તે કહો.[૧] હે મુનિ ! શબ્દાદિ વિષયોની રચનાથી જેમ વનનાં હરિણો મોહ પામે છે, તેમ અમે પણ વિષયોની રચનાથી મોહિત થઇને દૈવાદિને હાથે વેંચાયલા હોઇએ તેમ, બેઠા છીએ.[૨] નીચ કર્મ કરનાર અને પોતાનું પેટ ભરવામાં તત્પર રહેનારો આ કાળ નામનો ધૂતારો, આ જગતમાં સર્વ લોકોને નિત્ય આપત્તિના સમુદ્રમાં નાંખ્યા કરે છે.[૩] અગ્નિ, ઉષ્ણ પ્રકાશવાળી જ્વાલાઓથી લોકોને અંદર અને બહારના ભાગમાં જેમ બાળ્યા કરે છે, તેમ કાળ પણ પોતાની દારુણ ચેષ્ટાથી, લોકોને, દુષ્ટ આશાઓવડે, અંદર તથા બહારના ભાગમાં, બાળ્યા કરે છે.[૪] ઇંદ્રિયોની વિષયોમાં પ્રવૃત્તિરૂપી જે મર્યાદા, તે કાળની સ્ત્રી છે. સ્ત્રીપણાને લીધે તે ચંચળ સ્વભાવની છે, જિતેન્દ્રિય લોકોને પણ ભમાવનારી છે, અને ધીરજને પણ રહેવા દેતી નથી.[૫] કઠોર આચરણ કરનારો કાળ, તરુણ શરીરને પણ ઘરડું બનાવીને, સર્પ જેમ વાયુને ગળી જાય છે, તેમ નિત્ય પ્રાણીઓને ગળી જાય છે.[૬] નિર્દય પુરુષોમાં મહારાજા જેવો યમરાજા, કોઇ દુઃખી માણસ ઉપર દયા કરતો નથી; તેમ સર્વ પ્રાણીઓના ઉપર દયા કરવામાં ઉદારતા ધરાવનારો પુરુષ પણ ખરેખર દુર્લભ હોય છે.[૭] હે મુનિ ! પ્રાણીઓની સર્વ જાતિઓ તુચ્છ શક્તિવાળી હોય છે અને વિષયોનાં સ્થાનો દારુણ તથા અપાર દુઃખ ઉત્પન્ન કરનારાં હોય છે;[૮] આયુષ્ય ઘણુંજ ચંચળ હોય છે, મૃત્યુ બહુ જ કઠિન છે,

*આ છવ્વીસમા સર્ગમાં વૈરાગ્યની સિદ્ધિ માટે કાલાદિને અધીન હોવાથી તથા બીજા દોષો હોવાથી, સંસારની ભારે દુર્દશાનું વર્ણન કરવામાં આવ્યું છે.

જુવાની ઘણા વેગથી વહી જાય છે, અને બાળકપણું મૂર્ખપણામાં ચાલ્યું જાય છે;[૯] લોકો વિષયોની ચિંતાથી જ ઘેરાયલા રહે છે, સંબંધીઓ સંસારના બંધનરૂપ છે, ભોગો સંસારમાં મહારોગરૂપ છે ને તૃષ્ણાઓ ઝાંઝવાના જળ જેવી છે;[૧૦] ઇંદ્રિયો શત્રુનું કામ કરે છે, પરમાર્થ અસ્ત પામ્યો છે, જેનું મન શત્રુ છે એવો આત્મા, મનના અભિમાનથી જ પોતે પોતાને દુઃખી કરે છે;[૧૧] અહંકારે પોતાના સ્વરૂપનો નાશ કર્યો છે, તથા બુદ્ધિઓ સ્વસ્વરૂપની નિષ્ઠારૂપ દૃઢતાથી રહિત છે, ક્રિયાઓ દુષ્ટ ફળ આપ્યા કરે છે અને મનના વિલાસો સ્ત્રીઓના ઉપર જ આસક્ત થઇને રહ્યા છે.[૧૨] વળી ઇચ્છાઓ કેવળ વિષયોની જ થાય છે, પરંતુ આત્માના ચમત્કારો જાણવામાં આવતા નથી અને સ્ત્રીઓ દોષોની સેનારૂપ છે; ને શાસ્ત્રોના ઉપર તથા ધર્મો ઉપર પ્રેમ રહ્યો નથી.[૧૩] એમ જે ખરી વસ્તુ છે, તે ખોટેરૂપે જણાય છે, અને ચિત્ત અહંકારમાં લાગેલું છે, અને પદાર્થો પરિણામે વિનાશ પામનારા છે, છતાં આત્મ સ્વરૂપ જાણવામાં આવતું નથી.[૧૪] હે મુનિ! વ્યાકુળતાવાળી બુદ્ધિ કેવળ તપ્યા કરે છે, રાગરૂપી રોગ વૃદ્ધિ પામ્યા કરે છે, વૈરાગ્ય પ્રાપ્ત થતો નથી;[૧૫] રજોગુણથી સદ્વિચાર નાશ પામતો જાય છે, મોહ વધતો જાય છે, સત્વગુણનો લાભ થતો નથી, સત્ય વસ્તુ ઘણે જ દૂર રહે છે;[૧૬] જીવન અસ્થિર દશાને પામ્યું છે, મરણ આવવાને તૈયાર થયું છે, ધીરજનો નાશ થયો છે, નિત્ય તુચ્છ વિષયો ઉપર પ્રીતિ રહે છે;[૧૭] અને મતિ, મંદપણાથી મલિન થયેલી છે. વળી શરીર અવશ્ય નાશ પામનારું છે, દેહમાં જરાવસ્થા સળગતી હોય એવું ભાસે છે, પાપ કર્મ વારંવાર મનમાં ઉત્પન્ન થયા કરે છે;[૧૮] પ્રયત્ન કરતાં છતાં પણ જુવાની જતી રહે છે, સજ્જનોનો સમાગમ દૂર રહે છે, કોઇ પણ લોકની ગતિ નજરે પડતી નથી, પરમાનંદપણું પ્રાપ્ત થતું નથી;[૧૯] મન અંદર ને અંદર મુંઝાયા કરે છે, પરની ઉન્નતિ જોઇને મનમાં ઇર્ષ્યા આવે છે, ઉજ્જ્વલ દયા ઉદય પામતી નથી, નીચતા દૂરથી ચાલી આવે છે;[૨૦] ધીરપણું અસ્થિર થતું જાય છે, પ્રાણીઓ જન્મ મરણમાં પરોવાયલા છે, દુર્જનનો સમાગમ સુલભ થઇ પડયો છે, સજ્જનનો સમાગમ દુર્લભ થયો છે;[૨૧] સર્વ પદાર્થો ઉત્પત્તિ તથા વિનાશવાળા છે, વાસના સંસારમાં બાંધ્યા કરે છે અને એ કાળ નિત્ય પ્રાણીઓની પરંપરાને કોઇ સ્થળમાં ખેંચી જાય છે.[૨૨] વળી ઉત્તમ વ્યવહારનો ઉપદેશ (કોઇ પણ ઠામે) સાંભળવામાં આવતો નથી, અને ઉત્તમ કથાને કોઇ પણ ઠેકાણે અવકાશ મળતો નથી, જ્યારે પર્વતો પણ વિખાઇ જાય છે ત્યારે મારા જેવા મનુષ્યનો

તો શો વિશ્વાસ ?[૨૩] જ્યારે આકાશ પણ લય પામે છે, ભુવનો પણ ખવાઇ જાય છે અને પૃથ્વીનો પણ લય થાય છે, ત્યારે મારા જેવા મનુષ્યોનો શો વિશ્વાસ ?[૨૪] જ્યારે સમુદ્રો પણ કાળે કરીને સૂકાઇ જાય છે, તારાઓ પણ વિખરાઇ જાય છે અને સિદ્ધો પણ મરી જાય છે, ત્યારે મારા જેવા મનુષ્યનો શો વિશ્વાસ ?[૨૫] જ્યારે દાનવો પણ નાશ પામે છે, ધ્રુવનું પણ જીવતર અધ્રુવ થઇ જાય છે, અને દેવતાઓ પણ માર્યા જાય છે, ત્યારે મારા જેવા મનુષ્યનો શો વિશ્વાસ ?[૨૬] જ્યારે ઇંદ્ર પણ કાળના મોહોડામાં ચવાઇ જાય છે, યમ પણ કાળના સપાટામાં આવી જાય છે, અને વાયુ પણ શક્તિ રહિત થઇ પડે છે, ત્યારે મારા જેવા મનુષ્યોનો શો વિશ્વાસ ?[૨૭] જ્યારે ચંદ્ર પણ શૂન્ય થઇ જાય છે, સૂર્યના પણ કકડાઓ થઇ જાય છે, અને અગ્નિ પણ બુઝાઇ જાય છે, ત્યારે મારા જેવા મનુષ્યનો શો વિશ્વાસ ? [૨૮] જ્યારે બ્રહ્માનો પણ છેડો આવે છે, અજન્મા વિષ્ણુ પણ હરાઇ જાય છે, અને રુદ્ર પણ અભાવને પામે છે, ત્યારે મારા જેવા મનુષ્યનો શો વિશ્વાસ ?[૨૯] જ્યારે જે કાળનો પણ લય કરે છે, તે નિયતિ પણ ક્યાંઇ તણાઇ જાય છે અને અનંત આકાશ પણ ક્ષય પામે છે, ત્યારે મારા જેવા મનુષ્યનો શો વિશ્વાસ ?[૩૦] જેમનું સ્થૂલ સ્વરૂપ જાણવામાં આવતું નથી અને સૂક્ષ્મરૂપ સાંભળી, બોલી કે જોઇ શકાતું નથી, એવો કોઇ પણ પુરુષ, પોતાના સ્વરૂપ વિષે જ બ્રહ્માંડોને દેખાડે છે.[૩૧] અહંકારની કળાને પ્રાપ્ત થઇને રહેલા સર્વ લોકોની અંદર રહેનાર તે પુરુષથી બાધ પામતો ન હોય તેવો પદાર્થ, ત્રણ લોકમાં કોઇ પણ નથી.[૩૨] અંદર રહેલા પુરુષે, રથની પેઠે પ્રેરાતા, પરવશ સૂર્યને—તે પુરુષ જ નિત્ય શિલા—પર્વતો અને શિખરો વગેરે પ્રદેશોમાં, વગડાના ગોળ પથ્થરની પેઠે, રોલાવ્યા કરે છે.[૩૩] જેમાં દેવ તથા દૈત્યોનો સમૂહ રહેલો છે એવા પૃથ્વીના ગોળાને તે પુરુષે જ, છાલ જેમ પાકેલા અખોડને વિંટી લે છે તેમ, જ્યોતિશ્ચક્રથી વિંટી લીધું છે.[૩૪] તે પુરુષે, સ્વર્ગમાં દેવતાઓને, પૃથ્વી ઉપર મનુષ્યોને અને પાતાળોમાં સર્પોને કલ્પેલા છે અને તે જ પોતાના સંકલ્પ માત્રથી સર્વને શિથિલ કરી નાંખે છે.[૩૫] રે ! જગતના ઇશ્વરની સાથે પણ જેણે યુદ્ધમાં પરાક્રમ કરેલું છે, એવો મહા વીર કાળ, અયોગ્ય રીતથી જ જગતને વશ કરીને બડાઇ માર્યા કરે છે.[૩૬] પુષ્પોની વૃષ્ટિરૂપી મદની વૃષ્ટિઓથી, દિશાઓને સુગંધીમય કરી મૂકતો વસંતરૂપી મદોન્મત્ત હાથી—ચિત્તને ચંચળ કરી નાંખે છે.[૩૭] પ્રેમપાત્ર થયેલી સ્ત્રીનાં ચંચળ કટાક્ષોથી, પરવશ થયેલાં

મનને, સ્થિર કરવાને, મહાવિવેક પણ સમર્થ થઇ શકતો નથી;[૩૮] પણ જ્ઞાની પુરુષ જ પરોપકાર કરનારી, પારકી પીડાથી દુઃખી થનારી, અને આત્માના વિચારથી શીતળતાવાળી બુદ્ધિ વડે સુખી રહે છે એમ હું તો માનું છું.[૩૯] આ જીવતરરૂપી સમુદ્રમાં ઉત્પન્ન થઇને, તેમાં જ પાછા સમી જતાં અને કાળરૂપી વડવાનળમાં પડનારાં અનેક પ્રકારનાં મોજાંઓની કોણ ગણતરી કરી શકે છે?[૪૦] રે! દોષ-રૂપી વૃક્ષોની ઝાડીઓમાં રહેનારાં સર્વે મનુષ્યોરૂપી મૃગો, મોહને લીધે, દુષ્ટ આશારૂપી પાશથી બંધાઇને, જન્મરૂપી જંગલમાં નાશ જ પામે છે.[૪૧] આ પ્રમાણે, આ જગતમાં અનેક યોનીઓમાં ભટકતા જીવોનું આયુષ્ય, એનાં એ કુકર્મો કરતાં કરતાં ક્ષીણ થાય છે અને જેઓનું ફળ આકાશવૃક્ષની લતામાંથી બનાવેલી પાશના જેવું મિથ્યા છે, છતાં પણ તે કેમ અનુભવમાં આવે છે? આવો વિચાર કરતાં પણ, આપણે તેને જાણી શકતા નથી.[૪૨] આજે 'આ ઉત્સવ છે,' હમણાં 'અમુક ઋતુ' ચાલે છે, આજે 'અહીં લોકોની યાત્રા છે, તે' 'લોકો આપણા બંધુઓ છે,' અને "આ સુખ વિશેષ આનંદ આપે તેવું છે," આ રીતે અનેક વિકલ્પોના સમુદાયથી, ખોટી જ કલ્પના કરતા, ચપળ અને કોમળ બુદ્ધિવાળા લોકો, આ જગતમાં, એવાને એવાજ વિચાર કરતાં કરતાં મરણ પામે છે.[૪૩]



# સર્ગ ૨૭ મો.*

## સાંસારિક પદાર્થના દોષો.

**श्रीरामउवाच**—अन्यच्चतातातितरामरम्ये मनोरमे चेह जगत्स्वरूपे ।
नकिंचिदायाति तदर्थजातं येनातिविश्रांति मुपैति चेतः ॥ १ ॥

**શ્રીરામ** કહે છે;—હે તાત! બીજું હું કહું છું તે સાંભળો. આ જગતનું સ્વરૂપ પરિણામે ઘણું જ કંગાળ છે, છતાં તે ઉપર ઉપરથી ઘણું જ રમણીય લાગે છે. તેમાં એવા કોઇ પણ પદાર્થો નથી કે જેથી ચિત્તને અત્યંત વિશ્રાંતિ મળે.[૧] બાળક અવસ્થા કેવળ રમત ગમત કરવામાં ચાલી જાય છે, તરુણાવસ્થામાં મનરૂપી મૃગો, સ્ત્રીયોરૂપી ગુફાઓમાંજ જીર્ણ થઇ જાય છે; અને વૃદ્ધાવસ્થામાં

*આ સત્યાવીશમા સર્ગમાં મોક્ષમાં વિરોધ કરનારા, કહેલા અને ન કહેલા પદાર્થોમાં રહેલા દોષો, વૈરાગ્ય માટે ફરીથી કહેવામાં આવ્યા છે.

શરીર શિથિલ થઇ જાય છે. એમ એકે અવસ્થામાં પુરુષાર્થ સાધી શકાતો નથી. એથી લોકો કેવળ સંતાપ જ પામ્યા કરે છે.[૨] જીવિતરૂપી ભ્રમરો, જરારૂપી હિમથી બળી ગયેલી શરીરરૂપી કમલિનીને, એક ક્ષણમાં દૂર તજી દઇને ચાલ્યો જાય છે, ત્યારે લોકોનું સંસારરૂપી તળાવ પણ સૂકાઇ જાય છે.[૩] જરાના જોરથી લચી ગયેલી તથા નવાં પુષ્કળ પુષ્પોવાળી મનુષ્યોની શિથિલ કાયારૂપી લતા–જ્યારે જ્યારે પાકે છે ત્યારે–ત્યારે એ લતા મૃત્યુને અત્યંત રુચિ ઉપજાવે છે;[૪] ઘણા વેગવાળા પ્રવાહોથી સઘળા અપાર પદાર્થોને તાણી જતી તૃષ્ણારૂપી નદી, પોતપોતાના તીર ઉપર ઉભેલાં સંતોષરૂપી ઉત્તમ વૃક્ષોનાં મૂળને પણ ઉખેડી નાંખીને આગળ વહી જાય છે;[૫] અને ચામડાંના નાડાંઓથી બાંધેલી, સંસારરૂપી સમુદ્રમાં ભમતી, મોજાંઓએ વ્યાકુળ કરી મૂકેલી અને બૂડવાને તૈયાર થયેલી આ શરીરરૂપી નૌકાને, કોઇ પણ નાવિક મળતો નથી તેથી, પાંચ ઇંદ્રિય નામના મઘરો, તેને આમ તેમ ડોલાવ્યા કરે છે.[૬]

તૃષ્ણારૂપી લતાના વનમાં ફરનારા આ મનરૂપી વાંદરાઓ, મનોરથરૂપી વૃક્ષોની સેંકડો શાખાઓમાં કુદી કુદીને પોતાનો કાળ ગમાવે છે, તથાપિ તેઓને એકે ફળ મળતું નથી.[૭] આપત્તિના સમયમાં ખેદને તથા મોહને દૂર કરનારા, સંપત્તિના સમયમાં કોઇ પણ જાતનો ગર્વ ન કરનાર હોવાથી મનોહર, અને જેઓનું અંતઃકરણ સ્ત્રીઓએ હરણ કરેલું નથી એવા મહાત્મા પુરુષો, હમણાં ઘણા જ દુર્લભ છે.[૮] જેઓ હાથીઓની ઘટારૂપી તરંગવાળા રણરૂપી સમુદ્રને તરી જાય છે તેને હું શૂર માનતો નથી, પણ જેઓ મનરૂપી તરંગવાળા દેહ અને ઇંદ્રિયોરૂપી સાગરને તરી જાય છે, તેઓનેજ હું શૂરા માનું છું.[૯] કોઇ પણ મનુષ્યની કોઇ પણ ક્રિયા, પરિણામે ક્લેશફળવાળી ન હોય તેવી જોવામાં આવતી નથી–જે ક્રિયા કરીને, દુષ્ટ આશાઓથી જેઓની ચિત્તવૃત્તિ પરાજય પામેલી છે એવા લોકો વિશ્રાંતિ પામે.[૧૦] કીર્તિથી જગતને–પ્રતાપોથી દિશાઓનાં દ્વારોને, લક્ષ્મીથી ઘરને અને વિનયાદિના બળથી લક્ષ્મીને પૂર્ણ કરનારા, અખંડ ધૈર્યવાળા મહાત્મા પુરુષો, આ જગતમાં દુર્લભ છે.[૧૧] જ્યારે ભાગ્યોદય થાય છે ત્યારે અણિમા આદિ સિદ્ધિઓના વેગની સાથે સર્વ લક્ષ્મીઓ, પર્વતોની શિલાઓની ભીંતોમાં રહેલા પદાર્થો તથા વજ્રથી બનાવેલાં ઘરોમાં રહેલા પદાર્થો- એમ સર્વેય પદાર્થો–ભાગ્યહીન પુરુષને જેમ આપત્તિઓ પોતાની મેળે આવી મળે છે તેમ–પાતાની મેળે આવી મળે છે.

તેને અર્થે પ્રયત્ન કરવો જ એ વૃથા છે.[૧૨] હે પિતાજી! પુત્રો, સ્ત્રીઓ અને ધનને ભ્રાંતિથી રસાયનરૂપ માનવામાં આવે છે, પરંતુ તેમાંના કોઇ પણ પદાર્થ અંતકાળે કંઇ પણ ઉપયોગી થઇ પડતા નથી; પરંતુ અંતકાળે તો અત્યંત રમણીય વિષયો પણ, ઝેરની પેઠે દુ:ખકારક જ થઈ પડે છે.[૧૩] વૃદ્ધ પુરુષ પોતાની કાયા પડતી વખતે ખેદ પામે છે, ભયંકર અવસ્થાને પામે છે અને ધર્મરહિત પોતાનાં કૃત્યોને વારંવાર સંભારીને, અંત:કરણમાં બળ્યા કરે છે;[૧૪] કેમકે નૃત્ય કરતા મોરનાં પીંછાંના જેવું ચંચળ મનુષ્યનું ચિત્ત, પ્રથમ શરીરના સુખની અને ધનની ઇચ્છાથી, જેમાં ધર્મ કરવાનો અવકાશ હોતો નથી એવી ક્રિયાઓ કરીને, દિવસો ગાળી નાંખીને, પછી કયા ઉપાયોથી વિશ્રાંતિ પામે?[૧૫] સન્મુખમાં પ્રાપ્ત થયા છતાં પણ—નદીના મોટા તરંગોના જેવાં ચંચળ હોવાથી પાસે—જોવામાં ન આવતાં પ્રારબ્ધને લીધે મળનારાં ક્રિયાનાં ફળોથી, દેહાભિમાની લોકો ઠગાય છે.[૧૬] "આટલાં કામ હમણાં કરવાનાં છે," "આટલાં કામ હવે પછી, તેનો સમય થશે ત્યારે કરશું?" એમ ધારી રાખેલાં અને પરિણામે અનર્થ આપનારાં કાર્યો—સ્ત્રીઓને પ્રસન્ન કરવા માટે, મનના આવેશથી કરવામાં આવે છે, તે કાર્યો—ઘડપણના અંત સુધી, મનુષ્યના ચિત્તને દુ:ખી જ કર્યા કરે છે.[૧૭] ઝાડોનાં જુનાં પાંદડાં જેમ એકઠાં થઇને પાછાં તરત છૂટાં પડી જાય છે, તેમ આત્મસ્વરૂપના વિવેકથી રહિત લોકો એકઠા મળીને પાછા કેટલાએક દિવસે છૂટા પડી જાય છે.[૧૮] દિવસે વિવેકી લોકોનો સમાગમ તથા સત્કર્મો ન કરતાં, ચારે તરફ દૂરના ભાગમાં ભટકીને, સાંજે, પાછો ઘેર આવીને સૂઈ રહેનાર મૂર્ખ વિના, બીજા કોને નિદ્રા આવે?[૧૯] સર્વ શત્રુઓનો પરાજય કર્યા પછી તથા ચોતરફથી લક્ષ્મી પ્રાપ્ત થયા પછી, જ્યાં સંસારસુખનો ઉપભોગ કરવા માંડીએ છીએ, ત્યાં તો કોણ જાણે ક્યાંઇથી અચાનક મૃત્યુ આપણા ઉપર ધસી આવે છે.[૨૦] કોઇપણ કારણોથી જેઓનાં તુચ્છ રૂપોને વધારી દેવામાં આવે છે એવા, દેખાવ દઇને ક્ષણ માત્રમાં અદૃશ્ય થનારા વિષયોથી, જગતમાં ભમાતા લોકો, જન્મનાં અથવા તો મરણનાં દુ:ખને જાણતા જ નથી.[૨૧] અભાગીયાં કર્મોથી બંધાયલા પ્રાણીઓરૂપી ઘેટાઓ જેઓ પ્રેમથી પ્રાણોને પુષ્ટ કરે છે તેઓને, તેના જ પ્રાણો અંતે બલાત્કારથી તજી દઇને—કાળના મુખડામાં હોમે છે; માટે શરીરને પીડા કરનારા તે પ્રાણને પ્રિય સમજવા નહીં, પણ ખરેખરા શત્રુ જાણવા.[૨૨] જગત્ વિષે ચપળતાવાળો પ્રાણીઓનો સમૂહ, ક્ષણભંગુર એવા પ્રાણીનાં મોજાંઓની માળાની પેઠે, હમ્મેશાં કોણ જાણે ક્યાંઇથી

તુરતાતુરત આવ્યા કરે છે અને પાછો ઝટપટ કોણ જાણે ક્યાં જતો રહે છે।[૨૩] પ્રાણ હરવામાં પરાયણ, રાતાં પલ્લવવાળી અને ચંચળ ભ્રમરાઓવાળી ઝેરી ઝાડની ચપળ લતાઓ સુંદર હોવાથી, જેમ લોકોનાં મનને હરણ કરે છે, તેમ ધનનું હરણ કરવામાં પરાયણ, રાતાં વસ્ત્ર પહેરનારી અને ચંચળ નેત્રવાળી સ્ત્રીઓ પણ, પોતાનાં સૌંદર્યને લીધે, પુરુષોનાં મનને હરી લે છે.[૨૪] પણ સહેજમાં આમ તેમથી એકઠી મળેલી અને એક ઠેકાણે જવાનો અભિપ્રાય ધરાવનારી, સ્ત્રી, પુત્ર, મિત્ર વગેરે વ્યવહારવાળી માયા, દેવોના ઉત્સવાદિની યાત્રામાં એકઠાં થયેલાં માણુસોના મેળા સરખીજ છે.[૨૫] જન્મ મરણની પરંપરા—જે મિથ્યા છે—તે દિવાની ક્ષણિક જ્વાલાઓની પેઠે ઘણી દશા (દીવાના પક્ષમાં વાટ અને સંસાર પક્ષમાં બાલ્યાદિ અવસ્થા)ને ભોગવે છે, ઘણા સ્નેહથી (સંસાર પક્ષમાં સ્નેહ અને દીવાના પક્ષમાં તેલ) સંબંધ ધરાવનારી છે અને ચંચળતા ભરેલી છે. તેઓનું ખરું તત્વ જાણવામાં આવતું નથી.[૨૬] આ સંસારની પ્રવૃત્તિરૂપી દુષ્ટ ચકરી, વર્ષાઋતુના પાણીના પરપોટાની પેઠે, અસ્થિર છતાં પણ, પ્રમાદી લોકોના મનમાં લાંબો વખત સુધી સ્થિર હોય તેવી ખાત્રી કરે છે.[૨૭]

શરદ્ ઋતુમાં શોભાયમાન લાગતા કમળના ગુણો, હેમંત ઋતુમાં શિથિલ થઇને દૈવયોગને લીધે એવા તો નાશ પામે છે કે, તેઓ શરદ્ ઋતુમાં હશે તેવો વિશ્વાસ પણ આવતો નથી. એમજ યૌવનમાં શોભા પામેલા શરીરના ગુણો પણ, ઘડપણમાં શિથિલ થઇને દૈવયોગથી એવા તો નાશ પામે છે કે, તે યૌવનાવસ્થામાં હશે એવો વિશ્વાસ પણ આવતો નથી.[૨૮] ઝાડ, પુરુષના પ્રયત્ન વિના પણ પૃથ્વી, પાણી, પવન વગેરે દૈવેચ્છાથી મળી આવેલા પદાર્થોને લીધે ઉત્પન્ન થઇને વૃદ્ધિ પામે છે અને પોતાની છાયા, ફળ, ફૂલ, છાલ, પાંદડાં વગેરે આપીને, પોતાના શરીરથી સર્વનો ઉપકાર કરે છે, તે ઝાડને પણ, મનુષ્યો કુંવાડાથી કાપી નાખે છે, ત્યારે આ શરીર, જે કાંઇ પણ ઉપકાર કરતું નથી, તેનો, મૃત્યુ નાશ નહીં કરે તેનો કેમ વિશ્વાસ આવે?[૨૯] મનોહર છતાં પણ અતિ દુષ્ટ સ્વભાવવાળા અને અંતર (શાંતિ અને જીવન)નો નાશ કરવા માટે ઉત્પન્ન થયેલાં ઝેરી ઝાડ સરખાં સંબંધી મનુષ્યનો સંગ કરવાથી, મોહ ઉત્પન્ન થાય છે.[૩૦] પણ જેઓમાં દોષ ન હોય એવા કયા વિચારો છે? જેઓમાં દુ:ખનો સંતાપ ન હોય એવા કયા માર્ગો છે? જેઓ મૃત્યુ રહિત છે, એવી કઇ પ્રજા છે? અને જેઓમાં છળ કપટ નથી એવી કઇ ક્રિયા છે?[૩૧] અનેક

કલ્પોના સમૂહની ગણતરી કરી જોતાં, એક એક કલ્પ જીવનારા બ્રહ્માઓ પણ, સર્વ સંખ્યાના એક ક્ષણ પર્યંત જ માત્ર જીવનારા છે. માટે, અનેક વિભાગવાળા કાળના જથ્થામાં લાંબા તથા ટુંકા જીવનના વિચાર કરવા ખોટા છે.[૩૨] સર્વ ઠેકાણે પર્વતો પથ્થરના જ છે, પૃથ્વી માટીની જ છે, વૃક્ષો લાકડાનાં જ છે અને પ્રાણીઓ માંસનાં જ છે. પુરુષોએ એ સર્વ પદાર્થોમાં નામનો અને રૂપનો કેવળ સંકેત જ જુદો જુદો રાખેલો છે. ખરી રીતે જોતાં તો તે સર્વ પંચમહાભૂતના વિકારરૂપ જ છે. તેમાં કાંઇ પણ નવિન નથી.[૩૩] પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ, આ પાંચભૂતોના અંશોના સમૂહને, પુરુષો પોતાની બુદ્ધિવડે, ઘટપટ આદિરૂપે માને છે, પરંતુ વિવેકથી જો તે તે પદાર્થોનું પૃથક્કરણ કર્યું હોય તો, આ જગત્, પંચમહાભૂતથી જરા પણ જૂદું નથી.[૩૪]

હે મહાત્મા! આ જગતના મિથ્યાભૂત પદાર્થો, વ્યવહાર કુશળ વિદ્વાનોના ચિત્તને પણ આશ્ચર્ય ઉપજાવનાર વિસ્મયથી ભરેલા છે. તેમાં જે ચમત્કાર રહેલો છે તે સામાન્ય મનુષ્યને સ્વપ્નામાં પણ કોઇ દિવસ જાણવામાં આવતો નથી.[૩૫] સંસારની કલ્પના, આકાશલતાના ફળની પેઠે મિથ્યા છે છતાં પણ, તેનું મહત્વ એટલું બધું થઇ ગયું છે કે, લેશ લોભથી દુઃખ પામેલા લોકોના મનમાં, પરમાત્માના સ્વરૂપને નિરૂપણ કરનારી, ઉત્તમ કથા ઉદય જ પામતી નથી.[૩૬] પ્રાકૃત મનુષ્ય, મહાન પુરુષોનું પદ લેવાની ઇચ્છા કરે છે તો તે પોતાના ચિત્તવડે જ હણાઇને, પશુ જેમ લીલી લતાના ફળની ઇચ્છાથી પર્વત ઉપર ચઢતાં ત્યાંથી નીચે ગબડી પડે છે, તેમ તે પોતાની સ્થિતિમાંથી નીચે ગબડી જાય છે, તેમાં જરા પણ શંકા નથી.[૩૭] હમણાંના જે મનુષ્યો પોતાના શરીરના પોષણ માટે ઉપયોગ કરીને, વિદ્યા, વિનય અને ધન વગેરેનો વ્યર્થ નાશ કરે છે, તેઓ ઉંડી ખાઇમાં ઉગેલાં વૃક્ષો, જેઓની છાયા, લતા, પાંદડાં, ફૂલ, ફળ વગેરે કાંઇ પણ ઉપયોગમાં આવતાં નથી તેવા, વ્યર્થ ઝાડના જેવા, નિરર્થક છે.[૩૮] કાળીયાર મૃગો જેમ કોઇવાર કોમળતાથી સુંદર લાગતા અને કોઇ વાર કઠોર લાગતા એવા વનના ઘાટા વિભાગોમાં ફર્યા કરે છે, તેમ લોકો પણ કોઇ વાર વિદ્યા વિનયાદિ કોમળતાથી ઉત્તમ જણાતા અને કોઇવાર ક્રોધ, લોભ નિષ્ઠુરતાદિને લીધે કઠોર લાગતા સંસાર સંબંધી નઠારા વિચારોમાં જ ફર્યા કરે છે.[૩૯] શબ તુલ્ય દૈવનાં કાર્યો, દિવસે દિવસે નવાં લાગે છે, ભયંકર લાગે છે, ઉપર ઉપરથી સારાં જણાય છે, ઘણાં જ અવ્યવસ્થિત પરિણામવાળાં લાગે છે, રાગદ્વેષાદિને લીધે ચિત્તને વ્યાકુળ કરી નાંખે છે અને પરિણામે દુષ્ટ ફળના પાકને લીધે દુષ્ટ

પરિણામ લાવી મૂકે છે, માટે તે દૈવનાં તુચ્છ કાર્યો, કયા પુરુષોના મનને આશ્ચર્ય ઉપજાવતાં નથી?[40] હમણાંના મનુષ્યો, વિષયોમાં આસક્ત રહે છે, અનેક જાતની કુટિલતાવાળી કુશળતા વાપર્યા કરે છે; સજ્જન સ્વપ્નમાં પણ દુર્લભ થઇ પડયો છે; અને સર્વ ક્રિયાઓ પરિણામે ઘણું જ દુઃખ આપે છે, માટે મારે આ જીવન દશા કેવી રીતે ગાળવી તે હું જાણતો નથી.[41]



# સર્ગ ૨૮ મો.*

## પદાર્થોના પરિવર્તનશીલ સ્વભાવનું વર્ણન.

**श्रीरामउवाच**—यच्चेदं दृश्यतेकिंचिज्जगत्स्थावरजंगमम् ।
तत्सर्वमस्थिरं ब्रह्मन् स्वप्नसंगमसंनिभम् ॥ १ ॥

**શ્રીરામ** કહે છે;—હે મહારાજ! આ સ્થાવર તથા જંગમ જે કંઇ જગત્ દેખાય છે, તે સઘળું અસ્થિર અને સ્વપ્નામાં જોયલા પદાર્થોના જેવું મિથ્યા છે.[1]

જે ખાડો આજે આપણે સુકાઇ ગયલા સમુદ્રના જેવો મોટો જોઇએ છીએ, તે ખાડો આવતી કાલે પ્રભાતમાં વાદળાંઓથી વિંટાયલા એક પહાડરૂપે થઇ પડે છે;[2] પર્વત જે વનના જથ્થાથી વિસ્તારવાળો અને આકાશને અડકતો હોય છે, તે કેટલેક દહાડે પૃથ્વીના આકારમાં અથવા તો કૂવાના આકારમાં બદલાઇ જાય છે;[3] તેમ જ, જે શરીર રોજ રેશમી વસ્ત્રોથી, માળાઓથી અને ચંદનોથી શણગારાય છે, તે શરીર બીજે દિવસે નગ્ન અવસ્થામાં દૂરના ખાડામાં શિથિલ અવયવવાળું નજરે પડે છે.[4] આજે જે જગ્યાએ વિચિત્ર પ્રકારના ઢગથી ભરપૂર નગર જોવામાં આવે છે, તે જ ઠેકાણે કેટલેક દહાડે ઉજ્જડ અરણ્ય આપણી દૃષ્ટિએ પડે છે.[5] આજે જે પુરુષ તેજસ્વી થઇને ઘણા દેશોનો અધિપતિ થઇને બેઠો હોય છે, તે પુરુષ કેટલેક દિવસે રાખના ઢગરૂપ થઇ પડે છે.[6] અને જે મહાભયંકર આકાશના મંડળ જેવું કાળા રંગનું મહા વિસ્તારવાળું વન હોય છે, તે જ ધ્વજા પતાકાઓથી ઢંકાયલા આકાશવાળી નગરી થઇ

* આ અઠયાવિશમા સર્ગમાં, સર્વ ભોગ્ય પદાર્થો ઉપરથી આસક્તિ ઉઠાડવા માટે સર્વ પદાર્થોના ફેરફારવાળા સ્વભાવનું વર્ણન કરવામાં આવ્યું છે.

જાય છે.[૭] આજે જે લતાઓથી વિંટાયલી વનોની ભયંકર પંક્તિ જોવામાં આવે છે, તે કેટલાએક દિવસો વિત્યા પછી પાછી ઝાડ તથા જળ વગરની પૃથ્વી થઇ પડે છે.[૮] એમ સ્થળને ઠેકાણે જલાશય થઇ પડે છે, જલાશયને ઠેકાણે સ્થળ થઇ પડે છે. કાષ્ઠ, પાણી અને ખડ વગેરે પદાર્થોથી ભરપૂર આખું જગત્ કેટલાએક દિવસો વિતતાં વિપરીત થઈ જાય છે.[૯] યૌવનાવસ્થા, બાલ્યાવસ્થા, શરીર અને દ્રવ્યો, એ સર્વ નાશવંત છે અને તેઓ પાણીના તરંગોની પેઠે એક સ્વભાવને તજીને બીજા નવીન સ્વભાવને ધારણ કરે છે.[૧૦] જગતમાં જીવતર ઘણા જ જોરથી વાહતા વાયુમાં રહેલા નાના દિવાની શીખાની પેઠે, ચંચળ છે, અને ત્રણે લોકમાંના પદાર્થોની શોભા વિજળીના ચમકારા જેવી છે.[૧૧] પુષ્કળ બીજનો સમૂહ વારંવાર પાણી પડવાથી જેમ ફેરફાર પામ્યા કરે છે, તેમ જ ઘણા પ્રાણીઓનો સમૂહ પણ, વારંવાર કરવામાં આવતાં કર્મોની ગતિથી નિત્ય ફેરફાર પામ્યા કરે છે;[૧૨] અને મનરૂપી પવનવડે ઉડીને એકઠા થયેલા રજોગુણરૂપી વસ્ત્રો ધારણ કરનારી, પ્રાણીઓને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ લોકમાં ગતિ કરાવવારૂપી અભિનયવડે, શોભાયમાન, પ્રબળ આડંબરવાળી, આ જગતની સ્થિતિ, નાચના આવેશથી ફેર ફૂદડીઓ ફરતી નટડીની પેઠે, ચારે તરફ ફરતી જોવામાં આવે છે.[૧૩–૧૪] ગંધર્વ નગરની પેઠે અનેક જાતના ફેરફાર કરનારી, કટાક્ષના જેવી ચંચળ, અનેક ઉદાર વ્યવહારોવડે મનોહર દેખાતી, વારંવાર વિજળીની પેઠે ચંચળતાવાળો દેખાવ દેતી, આ સંસારની રચના, હે મુનિ! જાણે કોઇ વેશ્યા નાચતી હોય તેવી લાગે છે.[૧૫–૧૬] જેમ ગયેલા દિવસો, વડીલ જનો, સંપત્તિઓ અને ક્રિયાઓ, આ સઘળું, આપણા સ્મરણ માત્ર જ છે, તેમ આપણે પણ, એક ક્ષણ માત્ર જ સ્મરણમાં રહેવાના છીએ.[૧૭] આ ભાગ્યહીન સંસારની પદ્ધતિ પ્રતિદિન નાશ પામે છે અને પ્રતિદિન પાછી ઉત્પન્ન થાય છે, પરંતુ હજી સૂધી પણ એ અભાગિણીનો છેડો આવતો નથી.[૧૮] હે મુનિ! મનુષ્યો પશુનો જન્મ પામે છે અને પશુઓ મનુષ્યનો જન્મ પામે છે, અને દેવો દેવતાપણામાંથી ભ્રષ્ટ થાય છે, માટે આ સંસારમાં કઇ સ્થિતિ સ્થિર છે?[૧૯]

કાલાત્મા સૂર્ય, પોતાના કિરણોના સમૂહથી પ્રાણીઓને ઉત્પન્ન કરતો થકો રાત્રિ દિવસ કાઢી નાખીને; પ્રાણીઓનો નાશ કરવાની અવધ ઉપર લક્ષ્ય રાખ્યા કરે છે;[૨૦] સમુદ્રનું પાણી જેમ વડવાનલને અનુસરે છે, તેમ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને સર્વ જાતનાં પ્રાણીઓ નાશને જ પામ્યા કરે છે;[૨૧] સ્વર્ગ,

પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ, એ સર્વ વિનાશરૂપી અગ્નિનાં સૂકાં લાકડાં છે;[૨૨] અને ધન, બાંધવો, ચાકરો, મિત્રો અને વૈભવો-આ સર્વ, મરણના ભયથી બીધેલાને, નીરસ લાગે છે.[૨૩] જ્યાંસુધી વિનાશરૂપી દુષ્ટ રાક્ષસ સ્મરણમાં આવતો નથી, ત્યાંસુધી બુદ્ધિમાનને આ સંસારના સર્વ ભોગ્ય પદાર્થો સારા લાગે છે.[૨૪] મનુષ્યો એક ક્ષણમાં ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે, એક ક્ષણમાં દરિદ્રપણાને પામે છે, એક ક્ષણમાં રોગ રહિત થઈ જાય છે, ને એક ક્ષણમાં રોગી થઇ પડે છે,[૨૫] એમ ક્ષણે ક્ષણે સ્થિતીમાં ફેરફાર કરનાર જગતરૂપી પાપીયા ભ્રમે, કયા બુદ્ધિમાન્ પુરુષોને મોહિત કર્યા નથી?[૨૬] આકાશનું મંડળ એક ક્ષણમાં અંધારારૂપી કાદવથી ખરડાઇ જાય છે અને એક ક્ષણમાં સુવર્ણના ઝરા જેવા રમણીય ચંદ્ર વગેરેના પ્રકાશોથી સુંદર થઇ પડે છે;[૨૭] ક્ષણમાં વાદળાંરૂપી શ્યામ કમળોની હારોથી ભરાઇ જાય છે; ક્ષણમાં ભારે ભડાકા કડાકાઓથી ભરાઇ જાય છે, ક્ષણમાં મૌન થઇ જાય છે;[૨૮] ક્ષણમાં તારારૂપી મોતીઓથી દીપી નિકળે છે, ક્ષણમાં સૂર્યથી શોભી નિકળે છે, ક્ષણમાં ચંદ્રનાં કિરણોથી શીતળ થઇ જાય છે અને ક્ષણમાં એ સર્વથી રહિત થઇ જાય છે.[૨૯] એમજ આ જગતની રચના, ક્ષણિક સ્થિતિવાળી અને ક્ષણિક નાશવાળી છે ક્ષણે ક્ષણે ઉત્પત્તિ તથા વિનાશવાળી છે, માટે કયો ધીર પુરુષ સંસારમાંની આ સ્થિતિથી ભય પામે નહીં? એક ક્ષણમાં આપદાઓ આવી પડે છે ને એક ક્ષણમાં સંપત્તિઓ આવી લાગે છે. હે મુનિ! ક્ષણમાં જન્મ થાય છે અને એક ક્ષણમાં મરણ થાય છે, માટે કઈ કઈ વસ્તુ ક્ષણિક નથી?[૩૧] એક મનુષ્ય પ્રથમ જુદા પ્રકારનો હોય છે અને થોડા દિવસો પછી તે જુદા પ્રકારનો થઇ જાય છે, માટે સંસારમાં સદા એક સ્થિતિમાં રહેનારો અને દૃઢ સ્થિરતાવાળો કોઈ પણ પદાર્થ છે?[૩૨] ઘડો, કપાસના ખેતરમાં જો ફૂટી જાય છે તો તે વસ્ત્રરૂપે થાય છે અને વસ્ત્ર ફાટીને માટીમાં મળી જાય છે, તો ઘડારૂપે થાય છે; માટે આ સંસારમાં ફેરફાર વિનાનો કોઇ પણ પદાર્થ હોય એમ મારા જોવામાં આવતું નથી[૩૩] વધવું, રૂપાંતર પામવું, ઘટવું, નાશ થવો, અને પુનર્જન્મ થવો, આ પાંચ વિકારો રાત્રિ દિવસોની પેઠે, પ્રાણીને અનુક્રમે નિત્ય અનુસર્યાજ કરે છે.[૩૪] વળી કાયર પુરુષો શૂરવીરોનો નાશ કરી નાંખે છે, એક માણસ સેંકડોને મારી નાખે છે અને રંક લોકો રાજાપણાને પામે છે, આમ આખા જગતનો ફેરફાર થયા કરે છે.[૩૫] સર્વે લોકો ઇંદ્રિયો વગેરેની

ગતિને લીધે, પાણીનાં મોજાઓની પંક્તિની પેઠે, નિત્ય ફેરફાર પામ્યા જ કરે છે.[૩૬] થોડા દિવસ બાલ્યાવસ્થા રહે છે, થોડા દિવસ જૂવાનીની બહાર ખીલે છે, અને થોડા દિવસો પછી વૃદ્ધાવસ્થા આવે છે—આમ દેહમાં પણ એક સ્વરૂપ રહેતું નથી, ત્યારે બહારના પદાર્થોમાં એક સ્થિતિ રહેવાનો કેમ વિશ્વાસ રાખવો?[૩૭] રે! સૌનું મન નટની પેઠે ક્ષણમાં આનંદમાં આવી જાય છે, ક્ષણમાં ખિન્ન થઇ જાય છે અને ક્ષણમાં શાંત થઇ જાય છે.[૩૮] એક તરફ એક, બીજી તરફ બીજી, ત્રીજી તરફ ત્રીજી, આમ અનેક રચના કરનો વિધાતા, બાળક છોકરો રમત કરતાં જેમ હારે નહીં, તેમ હારતો નથી.[૩૯] વિધાતા, પ્રથમ કેટલાએક પ્રાણીઓને ઉત્પન્ન કરીને એકઠા કરે છે અને પછી તેઓને અનુક્રમે મારીને ખાઇ જાય છે અને સ્વાદ લાગવાથી તેઓને ખાવા માટે ફરીને પાછાં સ્રજે છે, અને ઉત્પન્ન થયેલા મનુષ્યને રાત્રિ દિવસોની પેઠે, હર્ષ શોક આદિ વિકારો નિત્ય પ્રાપ્ત થઇને, પાછા ચાલી નીકળે છે.[૪૦] સંસારમાં અવતરેલો મનુષ્ય, ક્ષણે ક્ષણે ઉદય અને અસ્ત પામ્યા કરે છે, તેની આપત્તિઓ પણ સ્થિર રહેતી નથી, તેમ સંપત્તિઓ પણ સ્થિર રહેતી નથી.[૪૧] સઘળા સમર્થ પુરુષોને પણ રમત માત્રમાં નાશ કરી નાંખે તેવા આચરણમાં કુશળ અને ઘણું કરીને સર્વને આપત્તિમાં નાખનાર કાળ જ પોતાની ઇચ્છાનુસાર જ ક્રીડા કરે છે.[૪૨] કર્મરૂપી સમ તથા વિષમ રસથી ભરેલાં, અનેક પ્રકારનાં, ત્રણ લોકના વાસી પ્રાણીઓરૂપી ફળોનો જથ્થો, કાળરૂપી પવનના આઘાતથી, દરરોજ જૂદા જૂદા વિસ્તારવાળા સંસારરૂપી ઝાડોમાંથી, નિચે પડયા જ કરે છે.[૪૩]



# સર્ગ ૨૯ મો.*

## શ્રીરામે કરેલી ઉપદેશ માટે પ્રાર્થના.

**શ્રીरामउवाच**—इति मे दोषदावाग्नि दग्धे महति चेतसि ।
प्रस्फुरंति न भागाशा मृगतृष्णाः सरस्त्विव ॥ १ ॥

શ્રીરામ કહે છે—હે વિશ્વામિત્ર! આ પ્રમાણે સર્વ પદાર્થોમાં દોષો દેખાવારૂપી દાવાનલથી બળી ગયેલા મારા હૃદયમાં, સરોવરમાં જેમ ઝાંઝવાનાં પાણી

* આ ઓગણત્રીશમા સર્ગમાં, શ્રીરામે, પદાર્થો માત્રમાં દોષો દેખાવાથી પોતાનો સર્વ ખેદ વર્ણવી બતાવ્યો, અને સંસાર સંબંધી વાસનાની શાંતિ માટે ઉપદેશ આપવાની પ્રાર્થના કરી છે.

સ્ફૂરે નહીં, તેમ હવે ભોગની આશાઓ સ્ફૂરતી નથી.[૧] આ સંસારની ચંચળ સ્થિતિ, લીંબડાની લતાની પેઠે, કાળાનુસાર પાકવાથી દિવસે દિવસે કડવી થતી જાય છે.[૨] હે મુનિ! કરંજના ઝાડની પેઠે, કાંટાવાળાં લોકોના મનમાં, દિવસે દિવસે દુર્જનતા વધતી જાય છે, અને સુજનતાનો નાશ થતો જાય છે.[૩] પૃથ્વી ઉપર દરરોજ મર્યાદા શુષ્ક થયેલી અડદની શીંગની પેઠે, પટોપટ ત્રુટતી જાય છે; રે! અડદની શીંગ ત્રુટે ત્યારે તો શબ્દ થાય છે, પરંતુ મનુષ્યની મર્યાદા ત્રુટે છે ત્યારે શબ્દ સરખો પણ થતો નથી.[૪]

હે મુનીશ્વર! જેમાં કોઇ પણ જાતની ચિંતા નથી, એવી એકાગ્રતા, ચિંતાઓથી ભરેલાં રાજ્યોથી અને વૈભવોના સમૂહોથી શ્રેષ્ઠ છે.[૫] મને ઉદ્યાનો આનંદ આપતાં નથી, સ્ત્રીઓ સુખ આપતી નથી અને સંપત્તિઓ લાભ, હર્ષ આપતી નથી. હું તો મનની સાથે જ શાંતિ મેળવવા ધારૂં છું.[૬] હે પિતા! આ લોકો અનિત્ય અને દુઃખરૂપ છે, તૃષ્ણા પૂરી થાય તેમ નથી અને ચિત્ત ચપળતાથી ઘેરાઈ ગયું છે, માટે મને શાંતિ કેવી રીતે મળે તે કહો![૭] હું મરણની ઇચ્છા રાખતો નથી, તેમ જીવવાની પણ ઇચ્છા રાખતો નથી, પરંતુ હમણા હું જે રીતે રહું છું તે રીતેજ રહેવાથી શાંતિમાં રહી શકીશ.[૮] મારે રાજ્યનું, વૈભવનું, ધનનું અથવા તો તેઓને માટે કરવામાં આવતા ઉદ્યમનું, કાંઇ પણ પ્રયોજન નથી. આ સર્વ અહંકારથી થાય છે; પરંતુ મારો અહંકારજ ગળી ગયો છે.[૯] જન્મોની પરંપરારૂપી ચામડાની દોરીમાં, ઈંદ્રિયોરૂપી જે દૃઢ ગાંઠો બંધાયલી છે, તેમાંથી છૂટવા માટે જેઓ પ્રયત્ન કરે છે, તેઓનેજ હું ઉત્તમ માનું છું.[૧૦] હાથી જેમ પોતાના પગની ખરીના પ્રહારથી કોમળ કમળને છુંદી નાખે છે, તેમ કામદેવ, સ્ત્રીઓવડે કોમળ મનને મથી નાખે છે.[૧૧] હે મુનીંદ્ર! નિર્મળ બુદ્ધિવડે જો આ બાલ્યાવસ્થામાંજ ચિત્તને શાંત કરવાનો ઉપાય કરવામાં આવશે નહીં તો પછી, અવસર જ ક્યાંથી મળશે?[૧૨] જે ઝેર કહેવાય છે તે ઝેર નથી, પરંતુ વિષયોની વિષમતા જ ઝેર કહેવાય છે; કારણ કે ઝેર તો એક અવતારમાં જ હાનિ કરે છે, પરંતુ વિષયો તો બીજા જન્મોમાં પણ હાનિ કરે છે.[૧૩] આત્મજ્ઞાનીઓનાં ચિત્તને સુખ, દુઃખ, મિત્રો, બાંધવો, જીવતર અથવા તો મરણ કોઇ પણ બાધ કરી શકતાં નથી;[૧૪] માટે હે મુનિ! હે ભૂત, ભવિષ્ય જાણનારાઓમાં ઉત્તમ મુનિ! હું જે ઉપદેશથી જ્ઞાની થઇને, શોક, ભય, તથા પરિશ્રમથી રહિત થઇ જાઉં, તેવો ઉપદેશ મને ઝટ આપો.[૧૫] અજ્ઞાનતારૂપી ભયંકર અરણ્ય,

વાસનારૂપી જાળાંઓથી ભરપૂર છે, દુઃખરૂપી કાંટાઓથી ભરપૂર છે અને સંપત્તિઓ તથા વિપત્તિઓરૂપી ઘણા ઘણા ઉંચા નીચા પ્રદેશોવાળું છે.[૧૬] હે મુનિ! હું કરવતોની અણીઓવડે વહેરાવાને શક્તિમાન છું, પરંતુ સંસારના વ્યવહારથી ઉત્પન્ન થતી તૃષ્ણાથી તથા વિષયોથી વહેરાવાને સમર્થ નથી.[૧૭] આ પ્રિય વસ્તુ છે, આમ ધારીને તેને મેળવવા માટે, અને આ અપ્રિય છે એમ ધારીને તેનો ત્યાગ કરવા માટે, જે વ્યવહાર કરવો પડે છે, તેના ગર્વથી ઉત્પન્ન થયેલી ભ્રાંતિ, પવન જેમ રજના ઢગને ઉડાડયા કરે, તેમ આ ચંચળ ચિત્તને ઉડાડયા કરે છે.[૧૮] આ સંસારરૂપી એક હાર છે, તે તૃષ્ણારૂપી ઝીણા દોરામાં પરોવેલો છે, જીવના સમૂહરૂપી મોતીઓવાળો છે, ચૈતન્યની વ્યાપ્તિથી તથા સ્વચ્છપણાથી શોભતો ચિત્તરૂપી મધ્યમણિ તેમાં રહેલો છે અને તે કાળરૂપી વ્યભિચારી પુરુષનું એક આભૂષણ છે, તેનાથી કંટાળેલો હું, કેસરી જેમ જાળને કાપી નાખે છે, તેમ તેને કાપી નાખવાની ઇચ્છા રાખું છું.[૧૯–૨૦] હે તત્વજ્ઞાનીઓમાં ઉત્તમ! હૃદયરૂપી વનમાં, ઝાકળ સમાન મારા મનનું અજ્ઞાનરૂપી અંધારું છે, તે આપ સુખકારક વિજ્ઞાનરૂપી દીવાવડે દૂર કરો.[૨૧] હે મહાત્મા! જેમ ચંદ્રથી નાશ ન પામે તેવાં રાત્રિનાં અંધારાં હોતાં નથી, તેમ મહાત્માના સંગથી નાશ પામે નહીં તેવા સંસાર સંબંધી દુષ્ટતાપો, આ સંસારમાં કોઇ જ નથી.[૨૨] આયુષ્ય, વાયુએ વિખેરી નાખેલી વાદળાંની પંક્તિમાં, પાણીના કણની પેઠે, નાશવંત છે; વૈભવો, વાદળાના જથ્થામાં ચમકતી વિજળીના જેવા છે અને યૌવનના વિનોદો, પાણીના રેલાની પેઠે ચંચળ છે, આમ વિચારીને, મેં હમણાં લાંબી શાંતિ માટે ચિત્ત ઉપર દૃઢ છાપ મારી છે.[૨૩]



# સર્ગ ૩૦ મો.*

## વિશ્રાંતિના ઉપદેશની પ્રાર્થના.

**श्रीरामउवाच**–एवमभ्युत्थितानर्थशतशंकटकोटरे ।
जगदालोक्य निर्मग्नं मनो मननकर्दमे ॥ १ ॥

**શ્રીરામ** કહે છે;—હે વિશ્વામિત્ર મુનિ! આ પ્રમાણે ચારે તરફથી ઉભા થયલા સેંકડો અનર્થોથી ભરપૂર થયલા ખાડામાં, આ જગતને પડેલું જોઇને, મારું

* આ ત્રીશમા સર્ગમાં રામચંદ્રે પોતાના ચિત્તનો ઉદ્વેગ, તેનાં કારણો સાથે વર્ણવી બતાવી, અને તેને દૂર કરવા માટે અને વિશ્રાંતિના સુખ માટે, ઉપદેશની પ્રાર્થના કરી છે.

મન, ચિંતારૂપી ગારામાં ગુંગલાઇ ગયું છે.[1] મને મારું મન ભમતું હોય તેમ જણાય છે. મને ભય ઉપજે છે અને પુરાણા ઝાડનાં પાંદડાંની પેઠે મારું શરીર કંપ્યા કરે છે.[2] ઉત્તમ પ્રકારના સંતોષનો સંબંધ ન થવાથી, મારી બુદ્ધિ વ્યાકુળ થઈ ગઇ છે, અસ્થિર થઇ છે અને નબળા ધણીની સ્ત્રીની પેઠે, આ લોકથી બહુ ડરે છે.[3] ખડથી ઠગાઈ ગયલા મૃગો જેમ ખાડામાં ગબડી પડે છે, ને પછી તડફડે છે; તેમ જ તુચ્છ વિષયોથી ઠગાયલી અંતઃકરણની વૃત્તિઓ, વિક્ષેપરૂપી દુઃખોમાં પડીને તડફડ્યા કરે છે.[4] વિવેકહીન પુરુષને આશ્રયે રહેલી બિચારી ચક્ષુ આદિ ઇંદ્રિયોરૂપી સ્ત્રીઓ, ઉત્તમ સુખને ન પામતાં, કષ્ટમાં આવી પડીને જાણે ઉંડા કૂવામાં આવી પડી હોય, એમ મને જણાય છે.[5] પતિને અધીન રહેનારી સ્ત્રી જેમ પતિના ઘરમાં રહેવા છતાં નિરાંત વાળીને બેસતી નથી, તેમ ઇચ્છા પ્રમાણે બહાર પણ જઇ શકતી નથી, તેમ જીવમાં લાગેલી મારી ચિંતા પણ, સ્થિર થઇને બેસતી નથી, તેમ મન માનતા સ્થાનકમાં પણ જઇ શકતી નથી.[6] માર્ગશીર્ષ મહિનાના અંતમાં જેમ લતા પાંદડાંઓને શિથિલ કરી નાખીને તેમાંથી કેટલાંએકનો ત્યાગ કરી દે છે અને કેટલાએકને રાખે છે અને પોતે અવ્યવસ્થિત થઇ પડે છે, તેમ મારી ધીરજ પણ, વિશ્વને શિથિલ કરીને તેમાંથી કેટલાંએકને તજી દે છે અને કેટલાએકને રાખે છે અને પોતે અવ્યવસ્થિત દશા ભોગવે છે.[7] હમણાં સંસારની સ્થિતિ મને અરધો ત્યાગ કરીને અને અરધો ગ્રહણ કરીને રહી છે. મારી આવી અવ્યવસ્થા થવાથી; મારા સાંસારિક તેમ જ પારમાર્થિક એમ બન્ને સ્થિતિનાં સુખો નાશ થયાં છે.[8] મારી બુદ્ધિ, અંદર આત્મતત્ત્વના નિશ્ચયથી રહિત છે, તેથી કપાઇ ગયલા વૃક્ષનું થડ, રાત્રે ઝાંખા અંધારામાં, આ ઝાડ હશે કે ચોર હશે, આવા સંશયનું જેમ સ્થાનક થઇ પડે છે, તેમ આ તત્ત્વ વસ્તુ હશે કે આ તત્ત્વ વસ્તુ હશે, એમ સંશયનું સ્થાનક થઇ પડી છે.[9] આ ચિત્ત ચંચળ છે, નાના પ્રકારના ભોગોની વાસનાવડે વિસ્તારવાળું છે, લોકોમાં ભટકયા કરે છે અને બલાત્કારથી હું રોકું છું તો પણ, દેવ જેમ પોતાના વિમાનને છોડે નહીં તેમ, તે તત્ત્વજ્ઞાનના આશ્રય વિના, પોતાના ચપળપણાને છોડતું નથી. હે મહાત્મા! માટે હું જાણવા ઇચ્છું છું કે સર્વથી ઉત્તમ, જન્મ મરણના પરિશ્રમ વિનાનું, દેહાદિ ઉપાધિયોથી રહિત અને ભ્રાંતિ વિનાનું, કયું વિશ્રાંતિનું સ્થાનક છે કે જે સ્થાન પામવાથી મને કોઈ જાતનો શોક રહે નહીં?[11] જનકાદિક મહાત્માઓ, સર્વ

જાતનાં કર્મો કરતા હતા, તેઓ વ્યવહારમાં પરાયણ રહ્યા છતાં પણ મહાત્માની પદવીને કેવી રીતે પામ્યા હતા?[૧૨] હે ઘણું માન આપનારા મુનિ! સર્વ અંગોમાં પુણ્ય પાપરૂપી ગારો સંપૂર્ણ રીતે લાગ્યા છતાં પણ, તે ગારાથી પુરુષ, આ લોકમાં પણ ન લેપાય, એવો કયો ઉપાય છે?[૧૩] નિર્દોષ તથા ઉદાર મનવાળા તમે મહાત્મા લોકો, કયો વિચાર કરીને આ લોકમાં જીવન્મુક્ત દશામાં ફર્યા કરો છો?[૧૪] કુટિલ આકારવાળા અને ભયંકર શક્તિવાળા વિષયોરૂપી સર્પો, જેઓ છેવટે લોકોને ખાઇ જવા માટે લોભાવે છે, તેઓ, મંગળકારક કેમ થાય?[૧૫] મોહરૂપી હાથીએ ડોળી નાખેલી અને કામ ક્રોધરૂપી ગારાથી ભરેલી, આ બુદ્ધિરૂપ સરસી, કેવી રીતે નિર્મળ થાય?[૧૬] મનુષ્ય આ સંસારરૂપી પ્રવાહમાં, વ્યવહાર કરતાં છતાં પણ, કમળનાં પાંદડાં ઉપર રહેલું જળ જેમ તેનો સ્પર્શ કરતું નથી, તેમ સંસારમાં ન બંધાતાં, તેનાથી જૂદો કેવી રીતે રહે?[૧૭] આ સર્વ જગતને અંતર્દ્દષ્ટિથી આત્માની તુલ્ય અને બહિર્દ્દષ્ટિથી તૃણના તુલ્ય જોનારો પુરુષ, મનની કામ વગેરે વૃત્તિઓનો સ્પર્શ ન કરતાં, કેવી રીતે ઉત્તમપણાને પામે?[૧૮] આ અજ્ઞાનરૂપી મહાસાગરના પારને પામેલા કયા મહાત્મા પુરુષનાં આચરણોને સંભારવાથી મનુષ્ય સુખમાં રહે?[૧૯] કયું યોગ્ય સાધન છે? કયું તેનું યોગ્ય ફળ છે? અને આ નાશવંત સંસારમાં કેવી રીતે વર્તવું? તે મને કહો.[૨૦] હે પ્રભો! વિધાએ રચેલા વ્યવસ્થા વિનાના આ જગતના આરંભમાં અને અંતમાં રહેનારી વસ્તુને, હું જે રીતે જાણું, તે રીતે મને કંઇક તત્ત્વ વસ્તુ કહો;[૨૧] અને મારા હૃદયાકાશમાં, ચંદ્રમાતુલ્ય આભાસવાળા અંતઃકરણનો મેલ (અજ્ઞાન) જે રીતે નાશ પામે, તે રીતે નિર્વિઘ્નપણે કાર્ય કરો.[૨૨] આ જગતમાં કઇ વસ્તુ લેવા જેવી છે અને કંઇ વસ્તુ ત્યાગ કરવા જેવી છે તથા કઇ વસ્તુ લેવા યોગ્ય નથી અને કઇ વસ્તુ ત્યાગ કરવા યોગ્ય નથી, અને ચંચળ ચિત્ત શી રીતે પર્વતની પેઠે સ્થિરતા પામે તે પણ મને કહો.[૨૩] શેંકડો પરિશ્રમ કરાવનાર આ દુષ્ટ સંસારરૂપી કૉલેરાનો રોગ, પરિશ્રમ વિના કયા પવિત્ર મંત્રથી મટી જાય?[૨૪] આનંદરૂપી વૃક્ષની મંજરીના જેવી અને દેશથી તથા કાળથી નાશ ન થનારી શીતળતાને હું પૂર્ણ ચંદ્રની પેઠે અંતઃકરણમાં સંપૂર્ણપણાથી કેવી રીતે મેળવીશ?[૨૫] હું અંતઃકરણમાં પૂર્ણ સંતોષ પામીને સંપૂર્ણ થાઉં અને પાછો જે રીતે શોક કરું નહીં તે રીતે, તત્ત્વવેત્તા એવા આપ મહાત્મા પુરુષો, આ વિષયમાં મને ઉપદેશ આપો.[૨૬] હે મહાત્મા! વનમાં થોડા જીવવાળા

પ્રાણીનાં શબને જેમ કુતરાંઓ નિત્ય ફાડી ખાય છે, તેમ જે જીવ, સર્વોત્તમ એવી મુખ્ય આનંદ પદવીમાં વિશ્રાંતિ કરતો નથી, તેને પણ સંસાર સંબંધી વિકલ્પો હંમેશાં સારી પેઠે ફાડી ખાય છે.[૨૭]



# સર્ગ ૩૧ મો.*

## સુખકારી સ્થાન ક્યાં છે?

**શ્રીરામ ઉવાચ**–પ્રોચ્ચવૃક્షચલત્પત્રલંબांबुलवभंगुरे।
आयुरीशानशीतांशुकलामृदुनि देहके ॥१॥

**શ્રીરામ** કહે છેઃ–હે વિશ્વામિત્ર! પ્રાણીઓનું આયુષ્ય શંકરના લલાટમાં રહેલા ચંદ્રની કળા જેવું કોમળ છે, સાથે ઘણાં જ ઉંચાં ઝાડનાં ચંચળ પાંદડાંમાં લાગેલાં પાણીનાં ટીપાંની પેઠે ક્ષણભંગુર છે. અને શરીર ચોખાના ક્યારડામાં શબ્દ કરતાં દેડકાંના ગળાંની ચામડીના એક ખુણાની પેઠે નાશવંત છે. વળી, મિત્રોનો અને સંબંધીઓનો મેળાપ પ્રાણીને જાળની પેઠે બંધનકારક છે. વાસનારૂપી વાયુએ વિંટી લીધેલો ને જેમાં દુષ્ટ આશારૂપી વિજળીઓ ચમકારા કરે છે એવો મોહરૂપી પાણીના ઉગ્ર છાંટાવાળો મેઘ, નિત્ય ગાજ્યા કરે છે અને વજ્રનો પાત થતો હોય તેવા કડાકા ભડાકા થયા કરે છે.[૧–૩] એમાં, લોભરૂપી પ્રચંડ અને ચપળ મોર, મોટા આડંબર સાથે નૃત્ય કરે છે અને અનર્થરૂપી કડાયાનું ઝાડ, ફાલી ફુલીને પ્રફુલ્લિત થઇ જાય છે;[૪] તથા ક્રૂર કાળરૂપી મીંદડો, સર્વ પ્રાણીઓરૂપી ઉંદરોનો સંહાર કર્યા કરે છે અને અવિચ્છિન્ન પાણીના રેલાની પેઠે ચોતરફ દોડ્યા કરે છે અને ક્યાંઇથી પણ એકદમ પ્રાણીના ઉપર ધસી આવે છે.[૫] આ પ્રમાણે છે, માટે હવે તેનો ઉપાય શો છે? તેની ગતિ શી છે? એનો શો વિચાર કરવો? અને કોનો આશ્રય કરવો જોઇએ?

આપના જેવા બુદ્ધિશાળી મહાત્મા, જે તુચ્છ વસ્તુને પણ રમણીય ન કરી શકે તેવી તુચ્છ વસ્તુ, પૃથ્વી ઉપર, અંતરીક્ષમાં અથવા તો સ્વર્ગમાં, કે બીજે કોઈ પણ ઠેકાણે નથી.[૭] આ બળેલો સંસાર, નિત્ય દુઃખો

* આ એકત્રીશમા સર્ગમાં સંસારમાંનું જીવતર, ચોમાસામાં મેઘના દુઃખદાયી જીવતરના જેવું દુઃખદાયી છે, માટે જે ઉપાયથી સુખકારી સ્થાન મળે, તે ઉપાય શ્રીરામે પૂછ્યો છે.

આવવાથી વ્યાકુળતાવાળો છે અને નીરસ હોવાથી મૂર્ખને જ સારો લાગે છે; પરંતુ જ્ઞાનીને, કયા ઉપાયથી સારો લાગે? તે કહો.[૮] પૃથ્વી જેમ પુષ્પોથી શોભતી વસંતઋતુવડે રમણીય લાગે છે, તેમ પૂર્ણ કામરૂપી દૂધથી નાહવામાં આવે તો તો આ સંસાર પણ રમણીય લાગે છે,[૯] પછી કામનારૂપી કલંકથી ભરેલા મનરૂપી ચંદ્રને કયા પદાર્થથી ધોઇએ, તો તેનું કલંક દૂર થઇ જાય? અને તેનો આનંદજનક પ્રકાશ ઉદય પામે?[૧૦] સંસારના અનર્થો જોઇને, વૈરાગ્ય તથા બોધની દૃઢતાથી, આલોકના તથા પરલોકના ભોગો તજી બેઠેલા કયા મહાત્મા પુરુષોની પેઠે, આ સંસારરૂપી અરણ્યોના માર્ગોમાં અમારે વ્યવહાર કરવો? તે કહો.[૧૧] અને રાગ તથા દ્વેષરૂપી મોટા રોગોથી ભરપૂર અને પુષ્કળ ઉપભોગની સામગ્રીવાળી વિભૂતિઓ, સંસારરૂપી સમુદ્રમાં ફરનારા પુરુષને કેવી રીતે બાધ કરે નહીં? તે પણ કહો.[૧૨] હે મહાત્માઓમાં ઉત્તમ! પારો જેમ અગ્નિમાં પડતાં છતાં પણ બળતો નથી, તેમ પ્રીતિથી જ્ઞાનરૂપી અમૃતને સેવનારો પુરુષ, સંસારરૂપી અગ્નિમાં પડ્યા છતાં પણ કયા ઉપાયથી સંતાપને પામે નહીં તે કહો.[૧૩] સમુદ્રમાં ઉત્પન્ન થયલાં માછલાં, પાણી વિના રહી શકતાં નથી, તેમ સંસારમાં જન્મેલો પુરુષ પણ વ્યવહાર કર્યા વિના રહી શકતો નથી.[૧૪] અગ્નિની જ્વાલા જેમ દાહ વિનાની હોતી નથી, તેમ આ સંસારની કોઇ પણ ઉત્તમ ક્રિયા, રાગદ્વેષ વિનાની તથા સુખદુઃખ વિનાની હોતી નથી.[૧૫] ત્રણ લોકમાં મનની મનન કરનારી સત્તાનો નાશ તત્ત્વજ્ઞાનની યુક્તિ વિના થતો નથી, માટે મને બોધ થાય ત્યાંસુધી તમે સંપૂર્ણ રીતે ઉપદેશ કરો.[૧૬] હું વ્યવહાર કરું છું. છતાં પણ મને જે યુક્તિથી દુઃખ થાય નહીં અથવા તો મારા વ્યવહારમાં અડચણ પણ આવે નહીં, તેવી ઉત્તમ યુક્તિ મને કહો.[૧૭] પૂર્વે કયા શુદ્ધ પુરુષે તે યુક્તિથી મોહનો નાશ કર્યો હતો? કેવી રીતે કર્યો હતો? તેને કેવું તત્ત્વ મળ્યું હતું? તે કહો, કે જે સાંભળવાથી મારું મન પરમ પવિત્ર થઇને નિવૃત્તિ સુખને પામે.[૧૮] હે ભગવન્! તમે જે પ્રમાણે જાણતા હો તે પ્રમાણે, મોહની નિવૃત્તિ માટે, મને કહો-જે કરવાથી મહાત્મા પુરુષો પરમ સુખને પામ્યા છે.[૧૯] હે મુનીશ્વર! જો તેવી કોઇ યુક્તિ નહીં હોય અથવા તો કોઇ મને તે યુક્તિ સ્ફુટ રીતે કહેશે નહીં તો, હું પોતે તેવી યુક્તિઓનો વિચાર કરીશ; અને વિચાર કર્યા છતાં પણ મને જો સર્વોત્તમ વિશ્રાંતિ સુખ મળશે નહીં તો પછી હું સર્વ જાતનાં કામકાજ છોડી દઇશ, અહંકારનો ત્યાગ કરીશ, ભોજન કરીશ નહીં, પાણી પીશ નહીં,

વસ્ત્રો પહેરીશ નહીં અને નાહવું, દાન દેવું, ભોજન કરવું વગેરે કોઈ પણ જાતનો વ્યવહાર કરીશ નહીં.[૨૦-૨૨] હે મુનિ! હું સારા નરતા કોઈ પણ કામમાં ભાગ લઇશ નહીં, અને દેહત્યાગ કરવા શિવાય હું કોઈ પણ વસ્તુની ઇચ્છા કરીશ નહીં;[૨૩] પણ શંકા, મમતા તથા મત્સર ત્યાગ કરીને, કેવળ ચિત્રમાં આળેખેલા પુરુષની પેઠે, મૌન થઇને બેસી રહીશ.[૨૪] અને એમ ક્રમ પ્રમાણે શ્વાસોચ્છ્વાસ તથા ભાન તજી દઇને, છેવટે આ દેહ નામના અવયવોથી રચાયલા મિથ્યા પિંડને પણ તજી દઇશ.[૨૫] હું દેહનો નથી અને દેહ મારો નથી, તેમ બીજો પણ મારો નથી, આવો નિશ્ચય કરીને, તેલ વિનાના દીવાની પેઠે, શાંત થઇ જઇશ અને સર્વસ્વ છોડીને, છેવટે આ શરીરને પણ તજી દઇશ.[૨૬]

શ્રીવાલ્મિકિ કહે છે—નિર્મળ ચંદ્રમાના જેવા મનોહર તથા ઉત્તમ વિચારોથી જેમનું ચિત પ્રસન્ન થયું હતું એવા શ્રીરામચંદ્રે, વસિષ્ઠ વગેરે મહાત્માની આગળ, આ પ્રમાણે કહ્યું અને પછી મોર જેમ મોટા મેઘોની આગળ ટૌકા કરીને બંધ પડે, તેમ થાકી ગયલાની પેઠે પોતે બોલતા બંધ થયા.[૨૭]

# સર્ગ ૩૨ મો.*

## રામનું કહેવું સાંભળીને સર્વને આશ્ચર્ય થયું.

**श्रीवाल्मीकिरुवाच**—वदत्येवं मनोमोहविनिवृत्तिकरंवचः ।
रामे राजीवपत्राक्षे तस्मिन् राजकुमारके ॥ १ ॥

શ્રીવાલ્મીકિ કહે છે;—એ પ્રમાણે કમળનાં જેવાં નેત્રવાળા રાજકુમાર રામચંદ્ર મનનો મોહ ટાળે એવાં વચનો બોલ્યા, તે સાંભળી, સભામાં બેઠેલા સર્વ લોકોનાં નેત્રો આશ્ચર્યથી પ્રફુલ્લિત થઈ ગયાં—રુંવાડાં પણ જાણે તે સાંભળવા ઉત્કંઠિત થઈ ગયાં હોય તેમ ઉભાં થઇને વસ્ત્રમાંથી બહાર નિકળવાનો વિચાર કરવા લાગ્યાં—સર્વની સર્વ પ્રકારની સાંસારિક વાસનાઓને, વૈરાગ્યની વાસનાએ દૂર કરી નાંખી અને સર્વ લોકો તેટલો સમય જાણે અમૃતસિંધુના તરંગોમાં આળોટતા હોય એવા થઈ ગયા.[૧-૩] અંતઃકરણમાં થયેલા આનંદનાં ચિહ્નનોવડે પુષ્ટ થઈ ગયેલા શ્રોતાઓએ, ચિત્રમાં આળેખાયલા હોય તેમ સ્તબ્ધ થઇને શ્રીરામની તે

---

* આ બત્રીશમા સર્ગમાં શ્રીરામનું કહેલું સાંભળીને મનુષ્યો તથા દેવતાઓને આશ્ચર્ય થયું અને આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઇ એ કથા કહેવામાં આવી છે.

વાણીઓ સાંભળી.[૪] સભામાં બેઠેલા વસિષ્ટ, વિશ્વામિત્ર પ્રમુખ મુનિઓએ, રાજ વિચારમાં કુશળ જયંત તથા ધૃષ્ટિ આદિ મંત્રીઓએ, દશરથ આદિ રાજાઓએ, પારશવ આદિ દેશોના અધિપતિઓએ, અયોધ્યાના પ્રતિષ્ઠિત શેઠ સાહુકારોએ, સામંતોએ, રાજકુમારોએ, બ્રહ્મવાદી બ્રાહ્મણોએ, ચાકર વર્ગોએ, હંમેશાં રાજાની પાસે રહેનારાઓએ અને પાંજરામાં રહેનારાં પક્ષીઓએ પણ, શ્રીરામનાં વચનો એક ધ્યાનથી સાંભળ્યાં હતાં. રમત માટે પાળેલાં મૃગોએ પોતાનાં શરીરોને સ્થિર રાખીને, ઘોડાઓએ ખડ ખાવું તજી દઇને, પોતાના ગોખોમાં બેઠેલી કૌશલ્યા વગેરે રાજમાતાઓએ હાલવું ચાલવું બંધ કરીને અને પોતાનાં આભૂષણોનો શબ્દ બંધ કરીને, ઉદ્યાનની લતાઓ ઉપર અને કબૂતરખાનાંઓ ઉપર રહેનારાં પક્ષીઓએ પોતાની પાંખો ફફડાવવી છોડી દઇને તથા શબ્દો કરવા બંધ પાડી દઇને, શ્રીરામની મધુરવાણી એક ધ્યાનથી સાંભળી હતી.[૫-૯] આકાશમાં ફરનારા સિદ્ધોએ, ગંધર્વોએ, કિન્નરોએ, નારદે, વ્યાસે તથા પુલહ આદિ મોટ મોટા મુનિઓએ તથા બીજા દેવોના અધિપતિઓએ, વિદ્યાધરોએ, અને મોટા નાગોએ પણ, વિચિત્ર અર્થવાળાં અને બહુજ પ્રૌઢતાવાળાં રામચંદ્રનાં વચનો એક ધ્યાનથી સાંભળ્યાં હતાં.[૧૦-૧૧]

આ પ્રમાણે વચનો કહીને કમળ જેવાં નેત્રવાળા, ચંદ્રના જેવા ગૌર કાંતિવાળા અને રઘુકુળરૂપી આકાશમાં ચંદ્ર સમાન શ્રીરામચંદ્ર મૌન થઇ ગયા. તુરતજ અભિનંદનની વાણી સાથે સિદ્ધ લોકોએ કરેલી ચંદ્રવાના સમાન પુષ્પની વૃષ્ટિ આકાશમાંથી પડવા લાગી.[૧૨-૧૩] સર્વ મનુષ્યો, એ પુષ્પ વૃષ્ટિના મધુર સુગંધમાં અને સૌન્દર્યમાં લોભાઇને પ્રસન્ન થયા અને તેને આધીન થઈ ગયા.[૧૪] તે વખતે થયેલી એ પુષ્પની વૃષ્ટિ, મંદારનાં પુષ્પોના મધ્યમાં રહેલા ભ્રમરાનાં જોડલાંઓએ કરેલાં ગાનથી ગાજી રહેલી હતી, તેથી જાણે આકાશના પવને નિચે તોડી પાડેલી તારાઓની પંક્તિ હોય, કે દેવાંગનાઓના હાસ્યની છટા જાણે પૃથ્વી ઉપર પડતી હોય, કે મૌન રહીને વરસતાં વાદળાંઓના કડાકાઓની પંક્તિ જાણે પૃથ્વી ઉપર પડતી હોય. કે માંખણના પીંડાઓની પંક્તિ જાણે નીચે પડતી હોય, કે હિમની જાણે ભારે વૃષ્ટિ થતી હોય, કે મોતીના હારની જાણે પંક્તિ નીચે પડતી હોય, ક્ષીર સાગરના તરંગોની પંક્તિ જાણે નીચે પડતી હોય, એવી એ પુષ્પવૃષ્ટિ દેખાવા લાગી.[૧૫-૧૭] તે પુષ્પ વૃષ્ટિમાં કેસરાવાળાં કમળો શોભી રહેલાં હતાં, સુગંધમાં લોભાઈ રહેલા ભ્રમરાનાં ટોળાંઓ તે પુષ્પની વૃષ્ટિ વચ્ચે ધૂમી રહેલાં હતાં. આનંદથી કરવામાં આવતા સિત્કારોથી જાણે ગાયન કરતો હોય એમ જણાતો

સુગંધી પવન તે વૃષ્ટિને આમ તેમ ઉડાડી રહેલો હતો.[૧૮] વળી તે વૃષ્ટિમાં કેતકી, કૈરવ, ડોલર, અને કમળનો જથ્થો હતો, જે પવનમાં ઉડતો ઉડતો ઘુમરી ખાઇને નિચે પડતો હતો.[૧૮–૧૯] તે પુષ્પની વૃષ્ટિથી ઘરનાં આગણાંઓ, માળાઓ અને ચૌટાંઓ ભરાઈ ગયાં, ને નગરની નારીઓ ઉંચા કંઠ કરીને વારંવાર તે પુષ્પની વૃષ્ટિને નિહાળવા લાગી.[૨૦] એ પુષ્પની વૃષ્ટિ વાદળાં વિનાના શ્યામ કમળ જેવા જણાતા આકાશમાંથી પડતી હતી. પૂર્વે લોકોએ આ પ્રમાણે આકાશમાંથી થતી પુષ્પની વૃષ્ટિ જોઇ ન હોતી, તેથી સર્વ લોકો તે વૃષ્ટિ જોઇને આશ્ચર્ય પામી ગયાં.

એ વર્ણવેલી પુષ્પવૃષ્ટિ આકાશમાં અદશ્યરૂપે ઉભેલા સિદ્ધ લોકોના હાથમાંથી ધીરે ધીરે અરધી ઘડી સુધી વરસ્યા કરી. સભા અને સભામાં બેઠેલા સભાસદોને ઢાંકી દેનારી તે પુષ્પવૃષ્ટિ શાંત થયા પછી સભાસદોએ આ પ્રમાણે સિદ્ધોનું કહેવું સાંભળ્યું:-[૨૧–૨૩] "આપણે દેવલોકોમાં સૃષ્ટિના આરંભથી સિદ્ધ પુરુષોના મંડળમાં ફરીએ છીએ તેમાં, કાનને રસાયન જેવું આ અપૂર્વ વચન આપણે આજેજ સાંભળ્યું છે.[૨૪] રઘુકુળમાં ચંદ્રતુલ્ય રામચંદ્રે વૈરાગ્યને લીધે જે ઉદાર વચનો કહ્યાં છે તેવાં વચનો બૃહસ્પતિથી પણ બોલી શકાય તેમ નથી.[૨૫] આપણે આજે શ્રીરામના મુખમાંથી નિકળેલું, બુદ્ધિને અથાગ આનંદ આપનારું મહાપવિત્ર વચન સાંભળ્યું તે બહુ હર્ષની વાત છે.[૨૬] આ રામચંદ્ર, ઉપશમરૂપી, અમૃતથી શોભાયમાન, જાતિ, કુળ તથા આચારના શ્રેષ્ઠપણાને દર્શાવનારાં જે યોગ્ય વચનો આદર સાથે બોલ્યા છે, તેથી આપણને પણ તેણે તુરત તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો છે, એમ સમજવું જોઇએ."[૨૭]

# સર્ગ ૩૩ મો.*

## સિદ્ધોએ કરેલી પ્રશંસા.

**सिद्धाऊचुः**—पावनस्यास्य वचसः प्रोक्तस्य रघुकेतुना ।
निर्णयं श्रोतुमुचितं वक्ष्यमाणं महर्षिभिः ॥ १ ॥

**સિદ્ધો કહે છે;-** રામચંદ્રે કહેલાં આ પવિત્ર વચનનો મોટા ઋષિઓ નિર્ણય કરે તે આપણે સાંભળવો જોઇએ. હે નારદ! વ્યાસ તથા પુલહ વગેરે

* આ તેંત્રીશમા સર્ગમાં સિદ્ધ લોકો સભામાં ઉતરી આવશે અને તેઓ યોગ્યતા પ્રમાણે બેઠા પછી રામનાં વખાણ કરશે, એ કથા કહેવામાં આવશે.

મુનીશ્વરો! તમે સૌ મોટા ઋષિઓ નિર્વિઘ્ને તે કથા સાંભળવા માટે ઝટ ચાલો. દશરથ રાજાની આ સભા જે ચોતરફ સંપત્તિઓથી ભરપૂર છે, અને સુવર્ણની પેઠે શોભી રહેલી છે. માટે ભ્રમરાઓ જેમ કમિલીનીમાં જાય તેમ આપણે પણ તે સભામાં ચાલો જઇએ.[૧-૨-૩]

શ્રીવાલ્મીકિ કહે છેઃ–આ રીતે સિદ્ધોએ કહ્યું એટલે આકાશના વિમાનમાં રહેનારા સર્વ દિવ્ય મુનિઓનો સમુદાય દશરથ રાજાની સભામાં આવ્યો.[૪] આ સિદ્ધોનો સમુદાય, હાથમાં વાગતી વીણા લઇને, આગળ ઉભેલા નારદ મુનિની અને પાણીથી પુષ્ટ થયેલાં વાદળાંની પેઠે શ્યામ રંગના વ્યાસની વચ્ચે શોભી રહેલો હતો.[૫] ભૃગુ, અંગિરા, પુલસ્ત્ય, ચ્યવન, ઉદ્દાલક, ઉશીર અને સરલોમા વગેરે મોટમોટા મુનિઓથી તે મહાત્માઓનું મંડળ દીપી નિકળ્યું હતું; એક બીજાનાં મૃગચર્મો એક બીજાની સાથે ઘસાવાથી આડાં અવળાં થઇ ગયાં હતાં, તેઓના હાથમાંની રુદ્રાક્ષોની માળારૂપી કંકણો ચલાયમાન થઇ રહ્યાં હતાં, અને તેઓમાંના પ્રત્યેકે અક્કેકું કમંડળ ધારણ કર્યું હતું.[૬-૭] તે સિદ્ધોનું મંડળ આકાશમાં રહેલા તારાઓની પેઠે તેજના વિસ્તારથી ઉજ્જ્વલ દેખાતું હતું, સૂર્યના મંડળની પેઠે એક બીજાનાં મુખોનો પ્રકાશ કરતું હતું; રત્નોની હારની પેઠે એક બીજાનાં શરીરો ઉપર અનેક જાતનાં રંગોની ઝાંઇ પાડતું હતું, મોતીની પંક્તિની પેઠે પરસ્પર શોભામાં વધી જતું હતું; અને જાણે બીજી ચંદ્રિકાની વૃષ્ટિ થતી હોય, સૂર્યોનું બીજું મંડળ હોય તથા ઘણે દહાડે એકઠું કરેલું પૂર્ણ ચંદ્રમાઓનું મંડળ હોય એવું તે શોભતું હતું.[૧૦-૯] એ સિદ્ધોના મંડળોમાં તારાના મંડળમાં જેમ મેઘ શોભે તેમ વ્યાસ શોભતા હતા; અને તારાના મંડળમાં જેમ ચંદ્ર શોભે તેમ નારદ શોભતા હતા; દેવતાઓમાં જેમ ઈન્દ્ર શોભે તેમ પુલસ્ત્ય શોભતા હતા અને દેવોમાં જેમ સૂર્ય શોભે તેમ તે મંડળમાં, અંગિરા શોભતા હતા.[૧૧-૧૨]

આ પ્રમાણે એ સિદ્ધ લોકોનું મંડળ આકાશમાંથી પૃથ્વી ઉપર ઉતરી આવ્યું, તે વખતે મુનિઓથી ભરપૂર એવી દશરથ રાજાની સભા તેઓને માન આપવા માટે તુરત ઉભી થઇ;[૧૩] અને પરસ્પર એક બીજાના શરીરોની એકઠી થયેલી કાંતિથી દશે દિશાઓને શોભાવતા એકઠા મળેલા ભૂમિનાં અને આકાશનાં લોકો શોભવા લાગ્યાં. તેઓમાં કેટલાએકે હાથમાં વાંસની લાકડી ધારણ કરેલી હતી, કેટલાએકે ક્રીડાકમળો ધારણ કરેલાં હતાં; કેટલાએકે દૂર્વાના અંકુરો શિખામાં બાંધેલા હતા; કેટલાએકે મસ્તક ઉપર મુકુટો પહેર્યા

હતા; કેટલાએક પીંગળી જટાઓથી પીંગળા દેખાતા હતા; કેટલાએકે માથાના આગલા ભાગમાં પુષ્પની માળાઓ વીંટી હતી; કેટલાએકે હાથનાં કાંડાંઓમાં રુદ્રાક્ષની માળાઓ પહેરી હતી; કેટલાએકે માલતીનાં પુષ્પોનાં કંકણો પહેર્યાં હતાં; કેટલાએકે વસ્ત્રો તથા વલ્કલ વસ્ત્રો પહેર્યાં હતાં; કેટલાએકે પુષ્પની માળાઓ પહેરી હતી; કેટલાએકે રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં; કેટલાએકે કેડ ઉપર કટિમેખલા ધારણ કરી હતી; જે વારંવાર હાલ્યા કરતી હતી, અને કેટલાએકે કંઠમાં મોતીની માળાઓ પહેરી હતી; આમ અનેક રીતે શણગારેલા સિદ્ધ લોકો અને મુનિઓ ત્યાં આવ્યા હતા.[૧૪-૧૭]

વસિષ્ઠે તથા વિશ્વામિત્રે એ આકાશચારી સર્વ સિદ્ધ લોકોની અને મુનિઓની અનુક્રમે અર્ઘ, પાદ્ય અને સત્કારવાળાં વચનોથી પૂજા કરી.[૧૮] પછી તે આકાશચારી સિદ્ધ લોકોનાં મંડળે આદરપૂર્વક અર્ઘ, પાદ્ય તથા સત્કારવાળાં વચનો કહીને વસિષ્ટ તથા વિશ્વામિત્રની પૂજા કરી.[૧૯] તે પછી, દશરથ રાજાએ પણ સંપૂર્ણ આદરથી તે સિદ્ધ લોકોના મંડળની અર્ઘ, પાદ્ય અને સત્કારનાં વચનોથી પૂજા કરી. તે પછી સિદ્ધ લોકોનાં મંડળે કુશળ પ્રશ્ન પૂછ્યું તથા સમયને અનુકૂળ લાગે તેવી પરસ્પર વાતચિતો કરીને, દશરથ રાજાનો સારો સત્કાર કર્યો હતો.[૨૦] એ પ્રમાણે એક બીજા પ્રણય રસથી એક બીજાને દાન માનાદિક આપીને યોગ્ય સત્કારને પ્રાપ્ત થયા. તે પછી, ભૂમિચારી અને આકાશચારી બન્નેનું મંડળ સભામાં પોતપોતાની યોગ્યતા પ્રમાણે આસનો ઉપર બેઠું.[૧૨] જ્યારે શ્રીરામ તે સર્વ મંડળને પ્રણામ કરીને તેઓની આગળ ઉભા રહ્યા, ત્યારે આગંતુક મંડળે વચનોથી, ચોતરફ પુષ્પની વૃષ્ટિથી અને પ્રશંસાથી રામને વધાવી લીધા.[૨૨] તે પછી તે સિદ્ધ લોકોનાં મંડળની વચ્ચે રાજ્યલક્ષ્મીથી શોભતા રામ બેઠા. વિશ્વામિત્ર, વસિષ્ઠ, વામદેવ, બીજા મંત્રિઓ, નારદ, દેવપુત્ર, મુનિઓમાં વડા વ્યાસ, મરીચિ, દુર્વાસા, બૃહસ્પતિ, ક્રતુ, પુલસ્ત્ય, શરલોમા, વાત્સાયન, ભરદ્વાજ, વાલ્મિકિ, ઉદ્દાલક, ઋચિક, શર્યાતિ, ચ્યવન તથા વેદો, વેદોનાં અંગમાં પારંગત આત્મતત્ત્વ જાણનારા અને ઉદાર મનના બીજા ઉત્તમ પુરુષો તે સભામાં બેઠા હતા.[૨૩-૨૭] પછી આચાર્યની પાસેથી અંગ સહિત વેદનું અધ્યયન કરનારા નારદ વગેરે મુનિઓએ અને વસિષ્ઠ, વિશ્વામિત્ર વગેરેએ નીચું મુખ કરીને બેઠેલા શ્રીરામના બોલવા ઉપર પોતાનો નિચે પ્રમાણે અભિપ્રાય આપ્યો.[૨૮]

"ઘણીજ આનંદની વાત છે કે, આ કુમારે ઉત્તમ ગુણોથી શોભાયમાન, "પરમ ઉદારતાવાળી અને વૈરાગ્ય રસથી ભરેલી અદ્ભુત વાત કહેલી છે. ૨૯ "આ રામે જે વચન કહ્યું છે, તે તત્ત્વોનાં બોધવાળું છે, યોગ્ય છે, ઉદારતા "ભરેલું છે, પ્રિય છે, મોટપને દર્શાવનારું છે, ચિત્તની ચંચળતાથી થનારા દોષોથી "રહિત છે અને સ્ફુટ અર્થથી ભરેલું છે. ૩૦ વળી તેનું બોલવું શુદ્ધ પદોવાળું "છે, શુદ્ધ અર્થવાળું છે, હિતકારી છે, શુદ્ધ ઉચ્ચારવાળું છે અને સંતોષથી ઝળકી "રહેલું છે. તે કોને આશ્ચર્ય ઉપજાવે નહીં? ૩૧ સેંકડો મનુષ્યમાંથી એક મનુ- "ષ્યની જ વાણી સર્વ અંશોમાં ઉત્તમ ચમત્કારવાળી અને પોતાનો ધારેલો વિષય "બીજાને યથાર્થ રીતે સમજાવવામાં કુશળ હોય છે. ૩૨ ઓ કુમાર! વિવેકરૂપી "ફુલથી શોભાયમાન અને શર નામનાં ખડની પેઠે, તમારા વિના બીજા કોની. "સૂક્ષ્મ અર્થનું ભેદન કરનારી સૂક્ષ્મ બુદ્ધિરૂપી વિસ્તારવાળી લતા અત્યંત પ્રફુલ્લિત "થાય? કોઇની પણ ન થાય. ૩૩

"રામની પેઠે જેના હૃદયમાં અસાધારણ પ્રકાશ કરનારી બુદ્ધિરૂપી દીવાની "શિખા પ્રકાશ કર્યા કરે છે, તેનેજ પુરુષ જાણવો. ૩૪ લોહી, માંસ અને હાડ- "કાંથી બનેલાં યંત્રરૂપ ઘણા માણસો જગતના ખાવાપીવાના તથા બીજા વૈભ- "વના પદાર્થોનો ઉપભોગ કરે છે; પરંતુ તેઓમાં કોઇ પણ ચેતનવાળો પુરુષ "નથી, અર્થાત્ તે સૌ નિર્જીવ છે. ૩૫ જેઓ મહામોહથી વારંવાર જન્મ, જરા "અને મરણનું દુઃખ પામ્યા કરે છે અને સંસાર માટે ક્ષણભર પણ વિચાર કરતા "નથી, તેઓને પશુ જ સમજવા. ૩૬ શત્રુને મર્દન કરનાર આ રામના જેવો નિર્મળ "અંતઃકરણનો અને પૂર્વાપરનો વિચાર કરવામાં યોગ્યતાવાળો પુરુષ, માંડ માંડ "એકાદો કોઇક સ્થળે જ જોવામાં આવે છે. ૩૭ સર્વોત્તમ રસથી ભરેલા ફળવાળાં, "સુંદર દેખાવવાળાં આંબાનાં ઉત્તમ ઝાડો જેમ જગતમાં થોડાં હોય છે, તેમ "આત્મતત્ત્વના સત્કારરૂપી ફળ મેળવનારા અને સુંદર આકૃતિવાળા ભવ્ય "પુરુષો પણ જગતમાં વિરલા જ હોય છે. ૩૮ બાલ્યાવસ્થામાં જ માન્ય બુદ્ધિ- "વાળા રામમાં જગતના વ્યવહારનું સંપૂર્ણ રીતે અવલોકન કરવાની જે સ્વાભાવિક "બુદ્ધિના વિવેકને લીધે જે ચમત્કાર જોવામાં આવે છે, એ આશ્ચર્યકારક વાત "છે. ૩૯ સુંદર દેખાવવાળા, સહજમાં જેના ઉપર ચઢી શકાય તેવાં તથા ફળોથી "અને પાંદડાંઓથી શોભીતાં ઝાડો, પ્રત્યેક દેશમાં ઘણાં થાય છે; પરંતુ ચંદનનાં "ઝાડો પ્રત્યેક દેશમાં ઉત્પન્ન થતાં નથી. ૪૦ પાંદડાંઓ અને ફળોથી ભરપૂર

"ઝાડો હંમેશાં પ્રત્યેક વનમાં મળી આવે છે, પરંતુ અપૂર્વ ખૂબીવાળું લવીંગનું "ઝાડ હંમેશાં પ્રત્યેક વનમાંથી મળી આવતું નથી.[૪૧] ચંદ્રમાંથી જેમ શીતળ "ચાંદની પ્રકટ થાય છે, ઉત્તમ વૃક્ષમાંથી જેમ સુંદર મંજરી ઉત્પન્ન થાય છે; અને "પુષ્પમાંથી જેમ સુગંધનો સમુદાય નિકળે છે; તેમ રામમાંથી આજે જ ચમત્કારની "ઉત્પત્તિ જોવામાં આવી છે.[૪૨] હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! હવે આ દુષ્ટ સંસાર ઘણી જ "દુષ્ટતાવાળો બનાવેલો છે; તેમાં વિવેકથી આત્માનો લાભ કરવો એ ઘણું જ "દુર્લભ છે.[૪૩] જેઓ સદા તત્ત્વ વસ્તુનું ધ્યાન ધરી આત્માનાં સ્વરૂપને મેળવવા "માટે પ્રયત્ન કરે છે, તેઓ યશના ભંડારરૂપ અને ભાગ્યશાળી છે અને તેઓ જ "મહાત્મા પુરુષોમાં અગ્રગણ્ય અને પુરુષોમાં શ્રેષ્ઠ ગણાય છે.[૪૪] રામના જેવો "વિવેકી અને ઉદાર મનવાળો કોઇ પણ પુરુષ આ લોકમાં ક્યાંઇ નથી, પૂર્વે "કોઇ પણ ઠેકાણે જોવામાં આવ્યો નથી અને હવે પછી પણ થનાર નથી.[૪૫] "હે મુનિઓ! રામનું ચિત્ત, ગુણ, શીળ, વિનય, વગેરેથી યોગ્ય પ્રશ્નનું રહસ્ય "ઉદ્ઘાટન કરીને સર્વ લોકોનાં મનને આનંદ આપનારું છે, તે રામની ઇચ્છા "જો આપણે સિદ્ધ કરીએ નહીં તોપછી આપણે મુનિઓ જ ખરી રીતે મૂર્ખ છીએ "તેમાં સંદેહ નથી."[૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ ઋષિ વિરચિત શ્રીયોગવાસિષ્ઠ
મહા રામાયણમાંનું વૈરાગ્ય પ્રકરણ સમાપ્ત.

---

સ મા પ્ત.

---

ॐ

# श्रीमद् योगवासिष्ठ

# महारामायण

## मुमुक्षु प्रकरण.

ॐ

# श्रीमद् योगवासिष्ठ

# महारामायण

## પ્રકરણ ૨ જું.

## मुमुक्षु प्रकरण.

### સર્ગ ૧ લો.

### જનક રાજાના ઉપદેશથી શ્રીશુકદેવજીને તત્ત્વજ્ઞાનનો લાભ.

श्रीवाल्मीकिरुवाच;—इतिनादेनमहता वचस्युक्ते सभागतैः ।
राममग्रगतं प्रीत्या विश्वामित्रोभ्यभापत ॥

શ્રીવાલ્મિકિ કહે છે—એ પ્રમાણે સભામાં બેઠેલા લોકોએ મોટા નાદથી વચનો કહ્યા પછી, વિશ્વામિત્રે પોતાની આગળ બેઠેલા રામને પ્રીતિથી આ પ્રમાણે કહ્યું.[1]

* આ સર્ગમાં જે પોતાના વિચારથી જાણવામાં આવ્યું હતું અને જે તત્ત્વજ્ઞાન પિતાએ કહ્યું હતું, તેમાં શુકદેવજીને વિશ્વાસ આવ્યો નહીં, પરંતુ જનક રાજાના ઉપદેશથી તત્ત્વજ્ઞાન ઉપર વિશ્વાસ આવ્યો અને તેનો તેણે સ્વીકાર પણ કર્યો, એ કથા કહેવામાં આવી છે.

વિશ્વામિત્ર કહે છે–હે જ્ઞાનીઓમાં ઉત્તમ રામ! તમારે હવે બીજું જાણવાનું કંઇ જ રહ્યું નથી; કારણ કે, તમે તમારી પોતાની જ સૂક્ષ્મ બુદ્ધિથી સર્વ જાણ્યું છે.[૨] તમારું બુદ્ધિરૂપી દર્પણ હંમેશાં સ્વભાવથી જ નિર્મળ છે, છતાં પણ તેને ઉપરથી જરા લુંછી નાખવાની જ જરૂર છે.[૩] મહાત્મા વેદવ્યાસના પુત્ર શુકદેવજીની બુદ્ધિની પેઠે તમારી બુદ્ધિ પણ, જાણવાની વસ્તુ જાણી ચૂકી છે, છતાં પણ તે, અંદર કેવળ વિશ્રામની અપેક્ષા રાખે છે.[૪]

પછી રામ કહે છે-હે મહામુનિ ભગવાન્! વેદવ્યાસના પુત્ર શુકદેવની બુદ્ધિએ જાણી શકાય તેવાં તત્વમાં પ્રથમ કેમ વિશ્રામ કર્યો નહીં? અને પાછળથી કેમ વિશ્રામ કર્યો હતો?[૫]

વિશ્વામિત્ર કહે છે–હે રામ! આ શુકદેવજીનો વૃત્તાંત મારા વૃત્તાંત સરખો છે અને જન્મોનો નાશ કરનાર છે, તે તમને કહું છું તે સાંભળો.[૬] આંજણના પર્વત સરખા શ્યામ કાંતિવાળા તથા સૂર્યના જેવા તેજસ્વી આ ભગવાન્ વેદવ્યાસ, જે તમારા પિતાની પાસે સોનાના સિંહાસન ઉપર બેઠા છે, તેમના, મહાવિદ્વાન્, મૂર્તિમાન્ યજ્ઞ જેવા, ચંદ્ર જેવા મનોહર મુખવાળા અને સર્વ શાસ્ત્રોમાં કુશળ શુકદેવજી નામના પુત્ર છે.[૭-૮] એ શુકદેવજી, આ જગતના વ્યવહારનો પોતાના મનમાં સંપૂર્ણ રીતે વિચાર કરતા હતા, એટલામાં તેમને પણ તમારી પેઠે જ આવી રીતનો, વિવેક ઉત્પન્ન થયો હતો.[૯] તે પછી ઉદાર મનના શ્રીશુકે પોતે જ પોતાના વિવેકવડે ઘણોક વિચાર કરીને જે ઉત્તમ તથા સત્ય વસ્તુ છે તેને પ્રાપ્ત કરી હતી.[૧૦] શુકદેવજીને પોતાની મેળે જ ઉત્તમ વસ્તુનો લાભ મળ્યો હતો, છતાં પણ તેનું મન વિશ્રાંતિને પામ્યું ન હતું. આ સત્ય વસ્તુ છે, એ રીતે એમના મનમાં ખરો વિશ્વાસ આવ્યો ન હતો.[૧૧] પરંતુ બપૈયો જેમ ઘણાં દુઃખ દેનારી વર્ષાદની ધારાઓથી વિશ્રાંતિ પામે, તેમ શુકદેવજીનું ચપળતા રહિત થયેલું ચિત્ત કેવળ બહુ દુઃખ દેવામાં કારણભૂત એવા વિષયોથી વિરામ પામ્યું.[૧૨] એક દિવસે નિર્મળ બુદ્ધિવાળા શુકદેવજીએ, મેરુ પર્વત ઉપર એકાંતમાં બેઠેલા પોતાના પિતા વ્યાસજીને ભક્તિથી પૂછ્યું:–[૧૩] "હે મુનિ! આ સંસારરૂપી આડંબર કેવી રીતે ઉત્પન્ન થયો છે? કેવી રીતે અને ક્યારે નાશ પામે છે? તે કેવડો છે?"[૧૪] શુકદેવજીએ આ પ્રમાણે પૂછ્યું ત્યારે આત્મસ્વરૂપને જાણનારા મુનિ વેદવ્યાસે, જે જે કહેવાનું હતું તે સર્વ સંપૂર્ણ રીતે કહી બતાવ્યું.[૧૫] પરન્તુ, પિતાએ કરેલો ઉપદેશ સાંભળીને, "આ તો હું પ્રથમથી જ જાણતો

હતો," આમ મન સાથે કહીને, શુકદેવે શુભ બુદ્ધિવડે પિતાનાં વાક્યને બહુ ઉત્તમ માન્યું નહીં.[૧૬] ભગવાન્ વેદવ્યાસ પણ પુત્રનો એવો અભિપ્રાય સમજીને પુત્ર પ્રત્યે પુનઃ બોલ્યા; "જે વસ્તુ જાણવા યોગ્ય છે તેને હું ખરી રીતે જાણતો નથી;[૧૭] પરંતુ તે જાણવામાં યોગ્ય વસ્તુને યથાર્થ રીતે તો આ પૃથ્વી ઉપર રહેતા જનક નામના એક રાજા જ છે તે જ જાણે છે; માટે તું તેની પાસે જા, ને ત્યાંથી યથાર્થ રીતે સર્વ પ્રાપ્ત કરીશ."[૧૮] પિતાએ આમ કહ્યું એટલે શુકદેવજી મેરુ પર્વત ઉપરથી ઉતરીને પૃથ્વી ઉપર જનક રાજાની રક્ષા નીચે રહેલી વિદેહ નગરીમાં આવ્યા.[૧૯] તેઓ રાજમહેલની દેવડી ઉપર જઇને ઉભા રહ્યા, એટલે દ્વારપાલોએ મહાત્મા જનક રાજાની પાસે જઇને કહ્યું; "હે રાજા! રાજમહેલની દેવડી ઉપર વેદવ્યાસના પુત્ર શ્રીશુકદેવજી આવીને ઉભા છે."[૨૦] જનક રાજાએ દ્વારપાલનો સંદેશો સાંભળીને શુકદેવની પરીક્ષા કરવા માટે અપમાનથી કહ્યું કે, "એ ઉભો છે તો ભલે ઉભો રહે!" આમ કહીને સાત દિવસ સુધી જનક રાજા કંઇ પણ બોલ્યા નહીં;[૨૧] પણ તે પછી આઠમે દહાડે શુકદેવજીને રાજમહેલના આંગણામાં દાખલ કર્યા. શુકદેવજીને જનક રાજાએ માણસો દ્વારા પ્રથમ અંતઃપુરમાં દાખલ કરાવ્યા. ત્યાં પણ સાત દિવસ સુધી શુકદેવજીને, તત્ત્વજિજ્ઞાસાની ઉત્કંઠાથી જેવા આવ્યા હતા તેવા જ ત્યાં ઉભા રાખ્યા.[૨૨] અને જ્યાંસુધી તમારી પૂજા થઇ નથી ત્યાંસુધી જનક રાજા તમારો સમાગમ કરશે નહીં એમ કહેવરાવીને જનક રાજાએ, ચંદ્ર જેવાં મુખવાળા શ્રીશુકદેવજીને સાત દિવસ સુધી યૌવન મદવાળી કામાતુર સ્ત્રીઓથી, મધુર ભોજનથી તથા બીજા અનેક ઉપભોગોથી લલચાવ્યા, પરંતુ મંદ મંદ પવન, જેમ દૃઢ મૂળવાળા પર્વતને ચલાયમાન કરી શકતો નથી તેમ તે વૈભવો અને તે સુખો શુકદેવજીનાં દૃઢ મૂળવાળાં મનને ચલાયમાન કરી શકયાં નહીં.[૨૩–૨૫]

ભોગમાં અને અનાદરમાં સમાન બુદ્ધિ રાખનારા, શાંતિમાં રહેનારા, મનમાં પ્રસન્ન રહેનારા શુકદેવજી, ત્યાં આગળ પૂર્ણિમાના ચંદ્રની પેઠે શુદ્ધ બુદ્ધિથી મૌન ધરી ઉભા રહ્યા.[૨૬] આ પ્રમાણે શુકના સ્વભાવની પરીક્ષા કર્યા પછી, જનક રાજાએ મનને પ્રસન્ન રાખનારા શુકદેવજીને પોતાની પાસે બોલાવ્યા અને તેમનાં દર્શન કરીને તેમને પ્રણામ કર્યા.[૨૮] તે પછી શુકદેવજીની તરત આગતાસ્વાગતા કરીને પૂછ્યું; "તમે જગતમાં અવશ્ય કરવા યોગ્ય પરમ પુરુષાર્થનાં સાધનો સંપૂર્ણ રીતે કરીને કૃતકૃત્યતા મેળવી છે; તો હે શુકદેવજી! હવે તમારે શી ઇચ્છા છે? તે કહો."[૨૯]

શ્રીશુકદેવ કહે છે:–હે ગુરુ! આ સંસારરૂપી આડંબર કેવી રીતે ઉત્પન્ન થયો છે? અને તે કેવી રીતે શાંત પડે છે? તે મને યથાર્થ રીતે તમે કહી બતાવો.[૨૯]

વિશ્વામિત્ર કહે છે;–આ રીતે પૂછતાં જનક રાજાએ શુકદેવજીના પિતા મહાત્મા વેદવ્યાસે પૂર્વે જે વાત કહી હતી તે જ વાત કહી સંભળાવી.[૩૦]

શુકદેવજી પૂછે છે:–હે વક્તાઓમાં ઉત્તમ! આ વિષય મેં પ્રથમથી જ મારા પોતાના વિવેકથી જાણ્યો હતો, અને પછી પિતાજીને પૂછતાં તેમણે પણ મને એ જ પ્રમાણે સમજાવ્યું હતું અને તમે પણ એ જ પ્રમાણે તે વિષય મને સમજાવ્યું છે. શાસ્ત્રોમાં પણ એ જ વાક્યાર્થ જોવામાં આવે છે. આ દુષ્ટ તથા સારહીન સંસાર, અંતઃકરણથી ઉત્પન્ન થયો છે અને અંતઃકરણનો નાશ થવાથી નાશ પામે છે, આમ તત્ત્વવેત્તાઓએ નિશ્ચય કર્યો છે; હે મોટા બાહુવાળા રાજા! મેં પોતે આ પ્રમાણે મારા પોતાના વિવેકથી જાણ્યું છે; માટે આ જો સત્ય હોય તો મને ખરી રીતે કહો કે જેથી સંસારમાં ભટકતાં ચિત્તવડે હું ચોતરફ ભટક્યા કરું છું તે આપના ઉપર વિશ્વાસ રાખીને વિશ્રાંતિને પામું.[૩૧–૩૪]

જનક રાજા કહે છે:–હે મુનિ! આના કરતાં વધારે બીજું કાંઇ પણ નિશ્ચય કરવાનું નથી. જે નિશ્ચય કરવા જેવું છે, તે તો તમે પોતે જ જાણ્યું છે; તેમ વળી ગુરુના મુખથી પણ સાંભળ્યું છે. અખંડ ચૈતન્ય આત્મા એક જ છે, તેના વિના બીજું કાંઇ જ નથી. એ આત્મા પોતાના સંકલ્પથી બંધાયલો છે અને સંકલ્પનો ત્યાગ કરે છે ત્યારે મુક્ત થાય છે.[૩૫–૩૬] એ જે જાણવાનું છે તે તમે પહેલાંથી જ જાણ્યું છે, અને તેથી મહાત્મા એવાં તમને ભોગો ભોગવ્યા પહેલાં જ આ દશામાં સર્વ દૃશ્ય પદાર્થ ઉપર વૈરાગ્ય થયો છે.[૩૭] હે બાળક છતાં વિષયોનો ત્યાગ કરવામાં મહાવીર! લાંબા રોગના જેવા વિષયોમાંથી તમારી બુદ્ધિ વિરામ પામેલી છે માટે હવે બીજું તમારે શું સાંભળવાની ઇચ્છા છે?[૩૮] તમને જેવી પૂર્ણતા પ્રાપ્ત થઇ છે તેવી પૂર્ણતા સઘળા જ્ઞાનના ભંડારરૂપ અને મહાતપશ્ચર્યા કર્યા કરતા તમારા પિતા વ્યાસજીને પણ પ્રાપ્ત થઇ નથી.[૩૯] તમે વ્યાસના પુત્ર છો, છતાં મારા શિષ્ય થયા માટે હું વ્યાસના કરતાં અધિક શ્રેષ્ઠ છું; તોપણ તમે ભોગની ઇચ્છાઓ ઓછી કરી નાંખી છે તેથી તમે મારા કરતાં વિશેષ શ્રેષ્ઠ છો.[૪૦] તમારું મન પૂર્ણ કામનાવાળું છે, તમે મેળવવા યોગ્ય સર્વ વસ્તુ મેળવી લીધી છે. હે મહારાજ! તમે બહારના વિષયોમાં પડ્યા જ નથી અને મુક્ત છો માટે તમે ભ્રાંતિને છોડી દ્યો.[૪૧]

વિશ્વામિત્ર કહે છે;—આ રીતે મહાત્મા જનકે ઉપદેશ કર્યો ત્યારથી, શુકદેવ દૃશ્ય પદાર્થોથી રહિત ઉત્તમ પરમાત્મ વસ્તુમાં જ આશ્રય કરીને રહેવા લાગ્યા; અને શોક, ભય તથા તૃષ્ણાથી રહિત થયેલા અને જેમના સર્વ સંશયો કપાઇ ગયા છે એવા શુકદેવજી, સમાધિ કરવા માટે, ત્યાંથી મેરુપર્વતના પવિત્ર શિખર ઉપર ગયા. ત્યાં આગળ દશ હજાર વર્ષ સુધી નિર્વિકલ્પ સમાધિ ચઢાવીને, તેલ વિનાના દીવાની પેઠે પોતાના સ્વરૂપમાં જ શાંત થઇ ગયા.[૪૨-૪૪] દૃશ્ય પદાર્થોમાં પ્રીતિ અને તેમાં કારણરૂપ અજ્ઞાન—એ બન્નેનો નાશ થવાથી, શુદ્ધ થયેલા મહાત્મા શુકદેવજી, પાણીનો કણ જેમ સમુદ્રમાં ભળી જાય છે તેમ, પોતે વાસનારહિત થઇને પવિત્ર સ્થાનરૂપ આત્મસ્વરૂપમાં એકતાને પામ્યા, અર્થાત્ તેમાં ભળી ગયા.[૪૫]



# સર્ગ ૨ જો.*

## વસિષ્ઠને પ્રાર્થના.

**विश्वामित्रउवाच**—तस्य व्यासतनुजस्य मलमात्रोपमार्जनम् ।
यथोपयुक्तं ते राम तावदेवोपयुज्यते ॥ १ ॥

વિશ્વામિત્ર કહે છે;—હે રામ ! વ્યાસ પુત્ર શુકદેવજીને જેમ કેવળ અવિશ્વાસરૂપી મળજ દૂર કરવાનું કામ હતું, તેમ તમારા સંબંધમાં પણ તેટલો જ ઉપયોગ કરવાનું કામ છે, તે તમે સંપૂર્ણ રીતે જાણી ગયા છો; કારણ, ઉત્તમ બુદ્ધિશાળી આ રામને રોગોની પેઠે ભોગો સારા લાગતા નથી.[૧-૨] સંપૂર્ણ ભોગો સારા લાગે નહીં એ જ જાણવા યોગ વસ્તુ જાણવાનું લક્ષણ છે.[૩] મિથ્યા વસ્તુથી થયેલું બંધન, ભોગની ભાવનાથી દૃઢપણાને પામે છે અને ભોગોની ભાવના શિથિલ થવાથી જગતનું બંધન શિથિલપણાને પામે છે.[૪] હે રામ ! વાસનાઓનું ઓછાપણું થઇ જવું તેને વિદ્વાનો મોક્ષ કહે છે અને પદાર્થોની વાસનાઓનું દૃઢપણું થવું તેને વિદ્વાનો બંધ કહે છે.[૫] હે મુનિ ! મનુષ્યોને પોતાના સ્વરૂપનું સાધારણ જ્ઞાન તો ઘણું કરીને થોડા પરિશ્રમથી પણ થાય છે; પરંતુ વૈરાગ્ય તો ઘણા જ પરિશ્રમથી

* આ બીજા સર્ગમાં રામને ઉપદેશ દેવા વિશ્વામિત્રે વસિષ્ઠની પ્રાર્થના કરી, તે ઉપરથી વસિષ્ઠને ઉત્સાહ થયો, એ કથા કહેવામાં આવી છે.

થાય છે.[૬] જે પોતાના સ્વરૂપને સારી રીતે જાણે છે, તેજ પંડિત કહેવાય છે. અને તેણેજ જાણવા યોગ્ય વસ્તુ જાણી કહેવાય છે; તેજ અવિદ્યાનો નાશ કરે છે; અને તેવા મહાત્મા પુરુષોને, વિષયો બલાત્કારથી પણ પોતાના તરફ રુચિ કરાવી શકતા નથી.[૭] પૃથ્વીમાં યશ વગેરેની ઇચ્છાનાં કારણો વિના જ જેને વૈભવો ઉપર અરુચિ થાય છે તે જીવન્મુક્ત કહેવાય છે.[૮] જ્યાંસુધી પરમતત્ત્વ જાણવામાં આવતું નથી, ત્યાંસુધી વિષયો ઉપર અરુચિ થતી નથી; અને જ્યાંસુધી વિષયો ઉપર અરુચિ થતી નથી ત્યાંસુધી, મરુદેશમાં જેમ વેલાઓ ઉગે નહીં, તેમ પરમ તત્ત્વનું જ્ઞાન પણ આત્મા વિષે થાય નહીં.[૯] આ રામને રમણીય એવા વિષયો ઉપર પ્રીતિ થતી નથી તેથી રામને પરમતત્ત્વનું જ્ઞાન થયું છે એમ તમારે સમજવું.[૧૦] હે મુનીશ્વરો! રામ પોતાના મનમાં જે વસ્તુ જાણે છે, તે વસ્તુ પરમ સત્ય છે, આમ તે મહાત્માના મુખથી સાંભળશે, ત્યારે તેનું ચિત્ત અવશ્ય વિશ્રાંતિને પામશે.[૧૧] શરદૃઋતુની શોભા જેમ કેવળ આકાશના નિર્મળપણાની જ અપેક્ષા રાખે છે, તેમ રામની બુદ્ધિ કેવળ દ્વૈતનો નાશ કરીને અદ્વિતીય ચૈતન્યરૂપે રહેવાની ઇચ્છા રાખે છે.[૧૨] માટે આ મહાત્મા રામના ચિત્તને વિશ્રામ દેવા માટે, આપ શ્રીમાન્ વસિષ્ઠ મુનિ, તેમને યુક્તિથી ઉપદેશ કરો;[૧૩] કારણ કે વસિષ્ઠ મુનિ જ, સર્વ રઘુવંશી ક્ષત્રિયોના કુળગુરુ છે, હમેશાં તેઓના નિયંતા છે, સર્વ શાસ્ત્રના રહસ્યને જાણનારા છે, સર્વના શાક્ષી છે, અને ત્રણે કાળના સંપૂર્ણ રીતે જાણ- ણહાર છે.[૧૪] હે વસિષ્ઠમુનિ! આપણા બન્ને વચ્ચે (પૂર્વે) જે વૈર હતું, તે શાંત કરવા માટે તથા મુનિયોનું કલ્યાણ કરવા માટે, દેવદારુના વૃક્ષોથી ઘેરાઈ રહેલા નિષધાચળ પર્વતના શિખર ઉપર, બ્રહ્માએ પોતે આપણને જે જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો તે જ્ઞાન તમને સાંભરે છે.[૧૫-૧૬] સૂર્ય જેમ રાત્રિનો નાશ કરે છે તેમ યુક્તિવાળા એ જ્ઞાનથી, હે મહાત્મા! આ સંસારની સર્વ વાસનાઓ અવશ્ય નાશ પામે છે.[૧૭] હે મહારાજ! તેજ યુક્તિવાળા જ્ઞાનનો તમે તમારા શિષ્ય રામને સત્વર ઉપદેશ કરો કે જેથી તે વિશ્રાંતિને પામે.[૧૮] રામને ઉપદેશ આપ- વામાં તમને બહુ પરિશ્રમ પડશે નહીં; કારણ કે રામ નિર્દોષ છે—અને નિર્મળ અરીસામાં પ્રયત્ન વિનાજ મુખનું પ્રતિબિંબ પડે છે.[૧૯] હે મહાત્મા મુનિ! વિરક્ત એવા ઉત્તમ શિષ્યને જે ઉપદેશ કરવામાં આવે છે તેજ જ્ઞાન ગણાય, તેજ શાસ્ત્રાર્થ ગણાય અને તેજ ઉજ્જવલ પંડિતાઈ ગણાય;[૨૦] પરંતુ ઉપદેશ આપવાને અયોગ્ય તથા વૈરાગ્ય વિનાના મનુષ્યને જો કાંઈ પણ ઉપદેશ આપ-

વામાં આવે છે તો તે ઉપદેશ, કુતરાના ચામડામાં જેમ ગાયનું દુધ અપવિત્ર થઇ જાય છે, તેમ અપવિત્ર થઇ જાય છે.[૨૧] રાગથી, ભયથી અને ક્રોધથી રહિત, અભિમાન વિનાના તથા પાપરહિત એવા આપ સરખા મહાત્મા પુરુષો જ, જ્યાં ઉપદેશ કરે ત્યાં, બુદ્ધિ વિશ્રાંતિ પામ્યા વિના રહેજ નહિ."[૨૨]

વાલ્મીકિ કહે છે;–આ પ્રમાણે વિશ્વામિત્રે કહ્યા પછી, વ્યાસ અને નારદ વગેરે સર્વે મુનિઓએ, 'બહુ સારૂં, બહુ સારૂં,' એમ કહીને વિશ્વામિત્રના બોલવાને અભિવંદન આપ્યું.[૨૩] પછી રાજાની પાસે બેઠેલા બ્રહ્માના પુત્ર અને બ્રહ્માના જેવા જ મહાતેજસ્વી મહાત્મા વસિષ્ઠ આ પ્રમાણે બોલ્યા.[૨૪]

વસિષ્ઠ કહે છે;–"હે મુનિ! આપે મને જે કાર્ય કરવાની આજ્ઞા કરી છે તે હું નિર્વિઘ્નેજ કરીશ. સમર્થ છતાં પણ કોણ મહાત્મા પુરુષોનાં વચનને ઉલ્લંઘી શકે છે?[૨૫] મનુષ્ય જેમ દીવાથી રાત્રિના અંધારાને મટાડે છે, તેમ હું જ્ઞાનથી, રામ વગેરે રાજકુમારોના મનના અજ્ઞાનાંધકારને તુરત દૂર કરીશ.[૨૬] પૂર્વે નિષધાચળ ઉપર, બ્રહ્માએ, સંસારની ભ્રાંતિ દૂર કરવા માટે જે જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો તે અખંડ જ્ઞાન મને સંપૂર્ણ રીતે સાંભરે છે."[૨૭]

શ્રીવાલ્મીકિ કહે છે;–આ રીતે કહીને જેમણે શિષ્યને ઉપદેશ દેવામાં ઉપયોગી એવાં અનેક આખ્યાનો તથા તર્કવિતર્ક વગેરે સાધનો ગ્રહણ કરીને, વ્યાખ્યાનકર્ત્તાની અધિક શોભા સંપાદન કરેલી છે એવા, મહાત્મા વસિષ્ઠે, સર્વનું અજ્ઞાન ટાળવા માટે, જેમાં પરમપદ સંબંધીજ એક વિષય સમાયલો છે એવું અધ્યાત્મ શાસ્ત્ર આ પ્રમાણે કહેવા માંડ્યું.[૨૮]

# સર્ગ ૩ જો.*

## પરમાત્મામાં જગતનો આરોપ.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**—पूर्वमुक्तं भगवता यज्ज्ञानं पद्मजन्मना ।
सर्गादौ लोकशांत्यर्थं तदिदं कथयाम्यहम् ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે;—પૂર્વે સૃષ્ટિના આરંભમાં ભગવાન્ બ્રહ્માએ, સર્વ લોકોનાં સાંસારિક દુઃખો દૂર કરવા માટે જે જ્ઞાન કહ્યું હતું તે જ્ઞાન હું તમને કહું છું.[૧]

---

* આ ત્રીજા સર્ગમાં પરમાત્માને વિષે જગતનો આરોપ કરીને તેનો નિષેધ કરવામાં આવશે અને રામની શંકા દૂર કરવામાં આવશે.

રામ પૂછે છે;—હે મહારાજ! આપ વિસ્તારવાળી મોક્ષ જ્ઞાનની સંહિતા મને પછી કહેજો; પરંતુ હમણાં મારા મનમાં જે સંશય ઉભો થયો છે તે સંશય નિવારણ કરો.[2] વેદવ્યાસ જે શુકદેવના પિતા, ગુરુ, સર્વજ્ઞ અને મહા બુદ્ધિશાળી છે; તે વિદેહમુક્ત કેમ થયા નહતા અને એમના પુત્ર કેમ વિદેહ મુક્ત થયા તે કહો.[3]

શ્રી વસિષ્ઠ કહે છે;—પરમાત્મારૂપી ચૈતન્યના પ્રકાશમાં અનંતકોટી બ્રહ્માંડરૂપે જે ત્રસ રેણુઓ ઉત્પન્ન થઇ થઇને પાછી લય થાય છે, તેઓની સંખ્યા ગણાઇ શકતી નથી.[4] વર્તમાનકાળનાં પણ જે અસંખ્ય બ્રહ્માંડો છે, તેઓની કેટલી સંખ્યા છે તેની પણ કોઈ ગણતરી કરી શકતું નથી;[5] અને હવે પછી એજ પરમાત્મારૂપી સમુદ્રમાં બ્રહ્માંડરૂપી અસંખ્ય તરંગો ઉત્પન્ન થશે તેઓની ગણતરી કરવાની તો વાત પણ થઇ શકે તેમ નથી.[6]

શ્રી રામ કહે છે;—વર્તમાન કાળનાં બ્રહ્માંડો અસંખ્ય છે, તોપણ ભૂતકાળનાં અને ભવિષ્યકાળનાં જે બ્રહ્માંડોની પરંપરા છે, તેઓનો વિચાર કરતાં તેઓની આગળ વર્તમાનકાળનાં બ્રહ્માંડો કેઈ ગણતરીમાં છે? અર્થાત્ બન્ને કરતાં ઓછાં છે. માટે વર્તમાનકાળનાં બ્રહ્માંડોને, ભૂત ભવિષ્યનાં બ્રહ્માંડની પંક્તિમાં મૂકવાં એ અઘટિત છે. હું આપની કૃપાથી એ બ્રહ્માંડોની કલ્પનાનાં અધિષ્ઠાનરૂપ પરમાત્માના સ્વરૂપને સમજ્યો છું.[7]

શ્રી વસિષ્ઠ કહે છે;—પશુ પક્ષી, મનુષ્ય અને દેવ વગેરે પ્રાણીઓમાં જે, પ્રાણી જ્યારે અને જે પ્રદેશમાં મરી જાય છે, તે પ્રાણી, ત્યારે અને તે પ્રદેશમાં આ બ્રહ્માંડને જુવે છે; પરંતુ બીજા પ્રદેશમાં અથવા તો ઘણે વખતે જોતો નથી.[8] આ આતિવાહિક નામનું જે લિંગ શરીર છે, તેથીજ, પોતાના હૃદયમાં આવેલા સૂક્ષ્મ આકાશમાં રહેલી ભ્રાંતિને લીધે આ વાસનામય બ્રહ્માંડને (જીવ) જુવે છે; અને ક્રમવાર વાસનાથી ઉત્પન્ન થતાં શરીરનો અનુભવ કરે છે; પરંતુ ખરી રીતે જોતાં તો આત્મા ચૈતન્યઘન છે અને જન્માદિક વિકારોથી રહિત છે.[9] એ પ્રમાણે કરોડો પ્રાણીઓ મરી ગયાં છે, મરી જાય છે અને હવે પછી પણ મરી જશે. મરણ સમયે અનુભવમાં આવતા વાસનામય દૃશ્ય પદાર્થોમાંથી હું દેવતા થાઉં અથવા તો મનુષ્ય થાઉં, આવી હરકોઈ પ્રકારની વાસના દૈવયોગે થઈ આવે તેને અનુસારે, જીવાત્મા જુદાં જુદાં શરીરોને ધારણ કરે છે. આ જગતની પરંપરા માનસિક પૂજા વખતે મનમાં કલ્પી કાઢેલા રત્નમય મંદિરના જેવી, મનમાં કલ્પી કાઢેલાં

રાજ્યના વિલાસ જેવી, ઇંદ્રિજાળની પંક્તિના જેવી, ઉપન્યાસના જેવી, વાયુના રોગથી જાણવામાં આવતા ભૂકંપના ભ્રમના જેવી, બાળકોને બીવરાવવા માટે કલ્પી કાઢેલા બાઘડા–બાહુના–જેવી, નિર્મળ આકાશમાં કલ્પેલી મોતીની પંક્તિ જેવી, વાહાણમાં બેઠેલાઓને દેખાતાં કિનારા ઉપરનાં ઝાડની ચંચળતાના જેવી, સ્વપ્નમાં દીઠેલા નગરના જેવી અને મનમાં કલ્પી કાઢેલાં આકાશ પુષ્પના જેવી, મિથ્યા છે. મરણ પામેલાં અને જન્મેલાં આ પ્રમાણે પોતાના મનમાં જગતને જોયા કરે છે (પરન્તુ જગત આવું મિથ્યા છે).[૧૦–૧૩] ઘણીવાર જોવાથી હૃદયાકાશમાં જ ગાઢ પરિચય પડી જવાથી જગતની દૃઢ છાપ પડી જાય છે અને તે જાણે બહાર હોય અને સત્ય હોય, એવું જણાય છે (પરન્તુ તે નથીજ)[૧૪] એ હૃદયાકાશમાંજ જન્મનો, જન્મથી મરણ સુધીની સર્વ ક્રિયાઓનો, અને મરણ વગેરેનો અનુભવ થાય છે અને મરણ થયા પછી પણ તે હૃદયાકાશમાં, પાછી પરલોકની કલ્પના થવા માંડે છે.[૧૫] કેળના થાંભલામાં જેમ અંદર અંદર પડો રહેલાં હોય છે, તેમ સ્થૂલદેહમાં પણ વાસનામય દેહો (નાં પડો) જોવામાં આવે છે અને તેની અંદર વળી બીજા વાસનામય દેહો (નાં પડો) જોવામાં આવે છે. આ વાસનામય દેહને સંસાર એવું નામ આપવામાં આવ્યું છે.[૧૬] મરેલા જીવોને પૃથ્વી આદિક પંચભૂતોની સાથે અને જગતના નિયમોની સાથે કંઈ પણ સંબંધ નથી, તોપણ તેઓમાં જે જોવામાં આવે છે, તે કેવળ જગતના ભ્રમને લીધેજ જોવામાં આવે છે; પરંતુ વસ્તુતાએ કાંઇ પણ છે નહિ.[૧૭] અવિદ્યારૂપી નદી છેડા વિનાની છે; અનેક જાતના કાંટાવાળી છે અને ચંચળ એવી ઘણી સૃષ્ટિઓરૂપી મોજાવાળી છે–તેને મૂર્ખ પુરુષો તરી શકતા નથી.[૧૮] હે રામ! પરમાત્મારૂપી મહાસાગરમાં વારંવાર તેના તે અને બીજા પણ દેહરૂપી ઘણા તરંગો આવ્યા કરે છે.[૧૯] એ તરંગોમાં કેટલાએક તરંગો કુળ, ક્રમ અને મનના ગુણોથી સર્વ રીતે સમાન હોય છે, કેટલાએક અરધો અરધ સમાન હોય છે; અને કેટલાએક ઘણાજ જુદા પ્રકારના હોય છે.[૨૦]

એઓમાં વ્યાસના દેહરૂપી તરંગો યોગ્ય જન્મથી, શાસ્ત્ર વગેરેના જ્ઞાનથી, અને બ્રહ્મવિદ્યાથી યુક્ત હોય છે. આ વ્યાસ મુનિ બત્રીશમા છે એમ મારા સ્મરણમાં આવે છે.[૨૧] એ વ્યાસોમાં બાર વ્યાસ અલ્પ બુદ્ધિવાળા એટલે બ્રહ્મવિદ્યામાં ઘણા જ અકુશળ હતા, પરંતુ કુળ, આકાર અને પોતાની રહેણી કહેણીથી સમાન હતા. દશ વ્યાસો સરખા હતા. તેઓ ઉત્તમ પ્રતિષ્ઠાવાળા હતા. તે વિના બીજા

દસ વ્યાસો કુળ, આકાર અને વર્તનમાં પહેલા કરતાં જૂદા હતા.[22] હવે પછી પણ વ્યાસ, વાલ્મિકિ, ભૃગુ, અંગિરા, પુલસ્ત્ય વગેરે ઘણા અધિકારી પુરુષો ઉત્પન્ન થશે, જેઓમાં કેટલાએક કુળાદિકમાં પ્રથમના જેવા જ થશે અને કેટલાએક તેઓનાથી જૂદી પ્રકૃતિના પણ થશે.[23] મનુષ્યોના, દેવર્ષિઓના અને દેવતાઓના પુષ્કળ સમુદાયો કોઇ વેળા એક સાથે ઉત્પન્ન થાય છે, અને એક સાથે જ લય પામે છે; અને કોઇ વેળા જૂદા જૂદા ઉત્પન્ન થઇને જૂદા જૂદા જ લય પામે છે.[24] બ્રહ્માના કલ્પ વિષે આ બોતેરમો ત્રેતાયુગ હમણાં ચાલે છે. આવો ત્રેતાયુગ આગળ ઉપર પણ થઇ ગયો છે અને હવે પણ પાછો આવશે. તેવા ત્રેતાયુગો, લોકો, અને હું પણ પાછા એવા ને એવા ઘણીવાર ઉત્પન્ન થઇશું એમ હું સમજું છું.[25]

અદ્દભુત કર્મ કરનાર અને લાંબા વિચારવાળા વેદવ્યાસના શરીરથી પરિછિન્ન જીવનો—એ કહેલા ક્રમ પ્રમાણે—આ દશમો અવતાર જણાય છે.[26] એમ જ આપણે ઘણીવાર વ્યાસની અને વાલ્મિકિની સાથે જન્મ્યા હતા અને ઘણીવાર તેનાથી જૂદે વખતે પણ જન્મ્યા હતા.[27] પૂર્વે અમે, આ (સભામાં) અને બીજા ઘણા જ્ઞાની લોકો, આવી આકૃતિવાળા ઉત્પન્ન થયા હતા; અને અનેક આકૃતિવાળા તથા સમાન પ્રકૃતિવાળા પણ અમે અને આ બીજાઓ પણ થયા હતા.[28] આ વ્યાસના શરીરથી પરિછિન્ન થયેલા જીવને હજી પણ આઠ વાર આ લોકમાં જન્મ ગ્રહણ કરવા પડશે અને એ વ્યાસનો જીવ પૂર્વ કલ્પના વ્યાસના જીવની પેઠે, ફરીને મહાભારત નામનો ઇતિહાસ રચશે, ચાર વેદના વિભાગ કરશે. પોતાનાં કુળને પ્રખ્યાતિમાં લાવશે અને પછી હિરણ્યગર્ભનો અધિકાર ભોગવી, છેવટે વિદેહમુક્તિને પામશે.[29–30]

આ વ્યાસ શોકથી અને ભયથી રહિત છે, શાંત છે, સુખરૂપ છે, કલ્પના વિનાના છે, મનને વશ રાખનારા છે અને જીવન્મુક્ત છે. આ પ્રમાણે વ્યાસનું વર્ણન છે.[31] પ્રાણીઓ કોઇ વખતે ધનથી, બંધુઓથી, અવસ્થાઓથી, કર્મોથી, વિદ્યાથી, વિજ્ઞાનથી અને વર્તનથી, પરસ્પર સરખાં ઉત્પન્ન થાય છે, અને કોઈ વખતે તેઓ પરસ્પર કોઈ પણ રીતે મળતાં આવે નહીં તેવાં પણ ઉત્પન્ન થાય છે.[32] કોઈવાર સેંકડો સૃષ્ટિઓમાં સરખાં ઉત્પન્ન થાય છે અને કોઈ વેળા સેંકડો સૃષ્ટિઓમાં તદન જૂદાંજ ઉત્પન્ન થાય છે. આ રીતે પરમાત્માની આ માયા, છેડા વિનાની છે.[33] અનાજના દાણાને માપવા માટે એક પાલીમાં ભર્યા હોય તેને એકવાર ઠલવીને પાછા ભરવામાં આવે તો પ્રથમ જે

પ્રમાણે તે ગોઠવાયા હોય એમ કદી પણ ગોઠવાતા નથી, પણ તેની ગોઠવણીમાં ફેરફાર થાય છે. તેમ જ જીવોનો સમુદાય પણ વારંવાર સરજાતો થકો જૂદા જૂદા જન્મોમાં અનેક જાતના ફેરફારને પામ્યા કરે છે.[૩૪] કાલાત્મા પરમેશ્વરરૂપી સમુદ્રમાં, જે સૃષ્ટિરૂપી તરંગો, વારંવાર ઉત્પન્ન થયા કરે છે તે કોઈ વાર પૂર્વના ક્રમ પ્રમાણે અવયવોની રચના સાથે ઉત્પન્ન થાય છે અને કોઇ વાર તેનાથી જૂદીજ અવયવોની રચનાવાળા ઉત્પન્ન થાય છે.[૩૫] આ સૃષ્ટિઓમાં પરમ વિવેકી પુરુષ માત્ર, મનનું સમાધાન કરી, ભેદની કલ્પનાઓનો ત્યાગ કરી, આત્મસ્વરૂપમાં નિષ્ઠા રાખી અને આવરણ રહિત થઇને, પરમ શાંતિરૂપી અમૃતથી તૃપ્ત રહે છે.[૩૬]



# સર્ગ ૪ થો.*

## જીવન્મુક્તિ અને વિદેહ મુક્તિ.

**श्रीवसिष्ठ उवाच**—सौम्याम्बुत्वे तरंगत्वे सलिलस्यांबुता यथा ।
समैवाब्धौ तथाऽदेहसदेहमुनिमुक्तता ॥ १ ॥

શ્રી વસિષ્ઠ કહે છેઃ-હે રામ! જેમ સમુદ્રમાં રહેલા સ્થિરતાવાળા પાણીમાં અને મોજાંરૂપે હાલતા પાણીમાં, પાણીપણું એક જ છે; તેમ વિદેહ મુક્તમાં અને જીવન્મુક્તમાં પણ મુક્તપણું તો એક જ રહેલું છે! સદેહ મુક્તિ હો કે વિદેહ મુક્તિ હો-અર્થાત્ જીવન્મુક્તિ હો કે નિર્વાણ મુક્તિ હો-પરંતુ તે વિષયને આધીન નથી. જેઓ વિષયોને વિષયો જાણીને તેઓનો ઉપભોગ કરતા નથી, તેઓને વિષયના રસનો બોધ કેવી રીતે થાય? જો જીવન્મુક્તિની અવસ્થામાં વિષયના રસનું જ્ઞાન થતું હોય તો તે નિર્વાણ મુક્તિથી જુદી પડે, પરંતુ તેમ તો નથી. વિષયના રસનું જ્ઞાન જીવન્મુક્તિ વખતે હોતું નથી, તેમ નિર્વાણમુક્તિ વખતે પણ હોતું નથી.[૨] આ જીવન્મુક્ત મુનિશ્રેષ્ઠ વેદવ્યાસને કેવળ આપણા સન્મુખ, આપણે આપણી કલ્પનાથી, દેહવાળા જોઇએ છીએ, પરંતુ એમનાં મનનો નિશ્ચય

---

* આ ચોથા સર્ગમાં જીવન્મુક્તિ તથા વિદેહ મુક્તિનું ઐક્ય વર્ણન કરવામાં આવશે અને પછી મૂળને દૃઢ કરવા માટે શાસ્ત્રીય પુરુષાર્થનાં વખાણ કરવામાં આવ્યાં છે.

આપણે જાણતા નથી.[3] જીવન્મુક્ત અને વિદેહ મુક્ત બન્ને જ્ઞાનરૂપે જ રહે છે માટે તે બન્નેમાં શો ભેદ છે? કંઇ પણ નથી. સ્થિર પાણીમાં અને તરંગરૂપે હાલતા પાણીમાં પાણીપણું એકજ છે, પણ તેમાં કશોએ ભેદ નથી.[4] જેમ સ્થિરવાયુમાં અને હાલતા વાયુમાં જરા પણ ભેદ નથી પરંતુ બન્ને એક જ વાયુ છે, તેમ વિદેહમુક્તમાં અને જીવન્મુક્તમાં જરા પણ ભેદ નથી.[5] અમારી અથવા વ્યાસની જીવન્મુક્તિ અથવા વિદેહમુક્તિ ઉપર ખરો વિચાર બાંધવાનો નથી, પરંતુ આત્માના દ્વૈતપણાથી રહિત એવી આત્માની ઐકતા ઉપર ધ્યાન આપવાનું છે.[6] માટે હે રામ! આજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરનાર અને કાનનાં આભૂષણરૂપ તત્વજ્ઞાનનો હું ઉપદેશ કરું છું, તે તમે સાંભળો.[7] હે રઘુનંદન! આ સંસારમાં સૌ મનુષ્ય સદા સારી રીતે પુરુષાર્થ (ઉદ્યોગ) કરે છે, તો તેને સર્વ વસ્તુ મળે છે.[8] શાસ્ત્રોક્ત કર્મો કરવાથી ચિત્ત શુદ્ધ થાય છે અને તે દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થવાથી હૃદયમાં ચંદ્રના જેવું શીતળ જીવન્મુક્તિનું સુખ ઉદય પામે છે. એ સુખ પુરુષાર્થથી જ મળે છે, બીજી કોઇ પણ વસ્તુથી મળતું નથી.[9] ક્રિયા કરવાથી ફળ આપનારો પુરુષાર્થ (ઉદ્યોગ) પ્રત્યક્ષ જોવામાં આવે છે; પરંતુ દૈવ (પ્રારબ્ધ) પ્રત્યક્ષ જોવામાં આવતું નથી. મોહ પામેલા મૂર્ખ લોકોએ દૈવને કલ્પી કાઢેલું છે; પરંતુ એ પોતે કંઇ જ વસ્તુ નથી.[10–11] ઉત્તમ પુરુષોએ બતાવેલા માર્ગ પ્રમાણે, મનની, ઇન્દ્રિયોની અને શરીરોની જે ચેષ્ટા કરવામાં આવે છે, તેનું નામ ઉદ્યોગ છે અને તે સફળ થાય છે; પરંતુ શાસ્ત્રથી વિરુદ્ધ રીતે જે ઉદ્યોગ કરવામાં આવે છે, તેને ઉન્મત્તની ચેષ્ટા જાણવી.[12] જે મનુષ્ય જે વસ્તુની ઇચ્છા કરે છે અને ક્રમ પ્રમાણે તેને માટે પ્રયત્ન કરે છે, તે વસ્તુને તે અવશ્ય મેળવે છે; પરંતુ પ્રયત્ન કરતાં વચ્ચે અર્ધેથી પાછું ફરવામાં આવે નહીં તો. કોઇ પ્રાણી હમણાં ત્રણ લોકના ઐશ્વર્યથી મનોહર ઇન્દ્રની પદવીને પામ્યો છે તે પોતાના પુરુષાર્થથીજ પામ્યો છે, ૧૩ તેમજ કોઇએક ચૈતન્યનો તરંગ, કમળના આસન ઉપર બેસીને, બ્રહ્માની પદવીને પામ્યો છે, તે પણ પોતાના પુરુષાર્થથી જ પામ્યો છે.[14] કોઇ જીવ વિષ્ણુની પદવીને પામ્યો છે અને પોતાની ધ્વજામાં ગરુડનું ચિહ્ન છે, તે પણ પોતાના જ પુરુષાર્થના બળથી તે પદ મેળવેલું છે.[15] વળી આ સંસારમાં કોઈ જીવ અરધા શરીરમાં સ્ત્રીના અવયવથી અને અરધા શરીરમાં ચંદ્ર અને તેમાં શોભી રહેલા અર્ધ ચંદ્રથી શોભિતા, શંકરરૂપે, એટલે અર્ધ નારીનટેશ્વરરૂપે થયો છે, તે પણ પોતાના પુરુ-

ષાર્થના પ્રયત્નથી જ થયો છે.[૧૬] એ પુરુષના બે વિભાગ છેઃ એક પૂર્વ જન્મનો અને બીજો આ જન્મનો. તેમાં હમણાંના પુરુષાર્થથી પૂર્વ જન્મના પુરુષાર્થને ઝટ જિતી લેવાય છે.[૧૭] પ્રયત્નવાળા, દૃઢ રીતે મચી રહેલા અને સહાય તથા ઉત્સાહ-વાળા પુરુષો, શેંકડો મેરુપર્વતને પણ ગળી જાય છે; ત્યારે પૂર્વ જન્મના પુરુષાર્થને ગળી જાય તેમાં આશ્ચર્ય શું?[૧૮] પુરુષ જે પુરુષાર્થ જ શાસ્ત્રની રીતીને અનુસરીને કરે છે, તે પુરુષાર્થ જ ઇચ્છિત ફળો આપે છે; પરંતુ જે પુરુષાર્થ તેથી વિરુદ્ધ રીતે કરવામાં આવે છે, તો તેનાથી અનર્થ નિપજે છે.[૧૯] કોઇવાર આડે માર્ગે ચાલવાથી પુરુષની દુર્દશા થઇ આવે છે ત્યારે, પોતાનો હાથ સ્વાધીન ન હોવાથી મહા કષ્ટે આંગળીઓ વાંકી કરીને, તે ખોબાથી, મોહોડામાં પાણીનું એક ટીપું નાંખવામાં આવે છે તે પણ, ઘણું વધારે માનવામાં આવે છે; અને જ્યારે કોઇ સદાચારના સેવનથી ઉત્તમ દશા પ્રાપ્ત થાય છે ત્યારે, સમુદ્રો, પર્વતો, નગરો અને દ્વીપોથી વિંટાયલી આ પૃથ્વી પણ, પુત્રોને તેમનો ભાગ વહેંચી આપતી વખતે, થોડી લાગે છે.[૨૦]

---

# સર્ગ ૫ મો.*

## પુરુષાર્થ એજ દૈવ અને તેનું પ્રબળ.

**श्रीवसिष्ठ उवाच**—प्रवृतिरेव प्रथमं यथाशास्त्रविहारिणाम्
प्रभेववर्णभेदानां साधनी सर्वकर्मणाम् ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; પ્રકાશ જેમ ધોળા પીળા વગેરે જુદા જુદા રંગોને પ્રકટ કરવામાં કારણરૂપ છે, તેમ જ પ્રવૃત્તિ પણ, શાસ્ત્રને અનુસરનારા અધિકારીઓના સર્વ જાતનાં પ્રયોજનની સિદ્ધિમાં કારણ છે[૧] કેવળ મનથી પુરુષાર્થ કરવાની ઇચ્છા કરવામાં આવે, પણ શાસ્ત્ર પ્રમાણે પુરુષાર્થ કરીને કાર્ય કરવામાં આવે નહીં તો, તે એક જાતનું ઘેલાપણું ગણાય. તેનાથી પુરુષાર્થ સિદ્ધ થતો નથી, પણ

---

* આ પાંચમા સર્ગમાં પુરુષાર્થનું પ્રબળ અને પુરુષાર્થ સાથે દૈવની એકતા યુક્તિથી કહેવામાં આવી છે.

મોહ ઉત્પન્ન થાય છે.[૨] જે જે રીતે કર્મ કરવામાં આવે છે તે તે પ્રમાણે તેનું ફળ મનુષ્યને મળે છે. પૂર્વ જન્મમાં જે કર્મો ફળ આપવા માટે તૈયાર થાય છે તે દૈવને નામે કહેવાય છે, અને તે કર્મોનો નાશ, આ જન્મમાં, સત્કર્મો કરવાથી થાય છે.[૩] હવે પુરુષાર્થ, શાસ્ત્ર અનુસારી અને તેનાથી વિરુદ્ધ, એમ બે પ્રકારનો છે. તેમાં શાસ્ત્ર વિરુદ્ધ પુરુષાર્થથી અનર્થ થાય છે અને શાસ્ત્રાનુસારી પુરુષાર્થથી ઉત્તમ ફળ મળે છે.[૪] પૂર્વ જન્મનો પુરુષાર્થ અને આ જન્મનો પુરુષાર્થ, એ બન્ને સમાન ન હોય તોપણ ઘેટાની પેઠે પરસ્પર યુદ્ધ કર્યા કરે છે અને તેઓમાં જે થોડા બળવાળો હોય છે તે હારી જાય છે.[૫] માટે પુરુષે શાસ્ત્રના નિયમ પ્રમાણે એવો પુરુષાર્થ કરવો કે જેથી આ જન્મનો પુરુષાર્થ, પૂર્વ જન્મના પુરુષાર્થનો ઝટ પરાજય કરે.[૬] આપણો અને બીજાનો પુરુષાર્થ પરસ્પર વિષમ હોય તોપણ તે બન્ને ઘેટાની પેઠે યુદ્ધ કરે છે અને તેઓમાં જે વધારે બળવાન્ હોય તે જીતે છે.[૭] શાસ્ત્ર પ્રમાણે પુરુષાર્થ કરતાં છતાં પણ, જો અનર્થ થાય તો, અનર્થ કરનારા પૂર્વ જન્મના પોતાના પુરુષાર્થને બળવાન્ જાણવો;[૮] અને મોટા ઉત્સાહનો આશ્રય કરી, દાંતોને પરસ્પર પીસીને, ઉત્તમ પુરુષાર્થ કર્યા જ કરવો, કે જેથી અશુભ કરવા માટે તૈયાર થયેલો પૂર્વ જન્મનો અશુભ પુરુષાર્થ હારી જાય.[૯] 'પૂર્વ જન્મનો પુરુષાર્થ જ મને સર્વ કામમાં જોડે છે,' આવી બુદ્ધિને એકદમ પગ નીચે દબાવી દેવી; કારણ કે આ જન્મના પ્રત્યક્ષ પુરુષાર્થ આગળ પૂર્વ જન્મનો અપ્રત્યક્ષ પુરુષાર્થ વધારે પ્રબળ થઇ શકતો નથી.[૧૦] જ્યાંસુધી પૂર્વ જન્મનો અશુભ પુરુષાર્થ પોતાની મેળે શાંત પડી જાય નહિ, ત્યાંસુધી, અત્યંત પુરુષાર્થ કરવામાં પ્રયત્નથી મચ્યા રહેવું.[૧૧] ગઇ કાલનું અજીર્ણ જેમ આજે કરેલી લાંઘણથી મટી જાય છે, તેમ પૂર્વ જન્મનો દોષ આ જન્મમાં કરેલા શુભ પુરુષાર્થોથી નાશ પામે છે એમાં સંદેહ નથી.[૧૨] ઉત્સાહવાળી બુદ્ધિથી, પૂર્વ જન્મના દુષ્ટ પ્રારબ્ધનો પરાજય કરીને, સંસારમાંથી પોતાનો ઉદ્ધાર કરવા માટે, શ્રવણ, મનન આદિક સાધનો મેળવવા માટે, પ્રયત્ન કરવો; પરંતુ ઉદ્યોગ વિનાના ગધેડાના જેવા પુરુષોની સમાન થવું નહીં. શાસ્ત્રાનુસારી ઉદ્યોગ આલોક અને પરલોક બન્ને લોકમાં હિતકારી છે.[૧૩] સિંહ જેમ મનુષ્યોએ બનાવેલા પાંજરામાંથી પુરુષાર્થ કરીને પરાણે બહાર નિકળી જાય છે, તેમ જીવે પણ, પોતે પુરુષાર્થ કરીને, બળપૂર્વક સંસારરૂપી ગુફામાંથી બહાર નિકળી જવું યોગ્ય છે.[૧૫] 'પોતાનો દેહ નાશવંત છે આવો વિચાર નિત્ય કરવો અને પશુ સમાન ન થતાં, મહાત્મા પુરુષોએ

કરવા યોગ્ય કર્મો કરવાં.[૧૬] વ્રણુ (ઘા)માં રહેલો જીવડો જેમ કોમળ અને મધુર માંસનું ભક્ષણ કરીને પોતાનું આયુષ્ય ગાળે છે, તેમ પુરુષે ઘરમાં રહીને નાના પ્રકારની સ્ત્રીઓ અને કોમળ તથા દ્રવરૂપે રહેલાં અન્નો તથા પાનોનો ઉપભોગ કરીને, પોતાનું આયુષ્ય ફોકટમાં ગાળવું નહીં.[૧૭]

આ જગતમાં દૈવ નામની કોઇ વસ્તુ જ નથી. જે મનુષ્ય સારો પુરુષાર્થ કરે છે તેને સારું ફળ મળે છે અને જે પુરુષ નઠારો પુરુષાર્થ કરે છે તેને નઠારું ફળ મળે છે.[૧૮] જે પુરુષ પ્રત્યક્ષ પ્રમાણરૂપી પુરુષાર્થને છોડી દઇને, અનુમાનરૂપે રહેલા દૈવ ઉપર આધાર રાખીને બેશે છે, તે પુરુષ પોતાના બન્ને હાથને જોઇને, તેને સર્પ માનીને નાસવા માંડે છે, જેના જેવો મૂઢ છે.[૧૯] 'મને મારું ભાગ્ય પ્રેરણા કરે છે,' આમ માનનારા મૂઢ બુદ્ધિના લોકો, જેઓએ ઉત્તમ પુરુષોના વિચારો જોયા નથી, તેઓના મુખને જોઇને, લક્ષ્મી પાછી વળી જાય છે.[૨૦] માટે મનુષ્યે, પુરુષાર્થ (પ્રયત્ન) કરીને, પ્રથમ વિવેક વગેરે સાધનોનો આશ્રય કરવો અને જેમાં આત્મજ્ઞાનરૂપી મોટો અર્થ સમાયલો છે એવાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો[૨૧]. જે મૂર્ખ લોકો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શ્રવણ મનન વગેરે દ્વારા પરમાર્થરૂપી આત્મતત્ત્વનો ચિત્તમાં વિચાર કરતા નથી અને પરમાર્થ વસ્તુને સંપાદન પણ કરતા નથી, પણ વિષય સુખોનો ઉપભોગ કરવાની ઇચ્છા રાખે છે, તેઓને ધિક્કાર છે.[૨૨] મહાપ્રયત્ન કરવા છતાં પણ, જેમ પથ્થરમાંથી તેલ નિકળે નહીં, તેમ ઘણા પ્રયત્નો કર્યા છતાં પણ, વિષયોમાંથી સુખ મળતું નથી. માટે વિષયો સંપાદન કરવાનો પ્રયત્ન કરવો નહીં.[૨૩] જેમ ઘડાઓ અને વસ્ત્રો બનાવતી વેળા તેની રચના અગાઉ તેનું માપ મનમાં ધારી લેવામાં આવે છે, તેમ જ પરમ પુરુષાર્થનું પણ પ્રથમ માપ લઇને તેને માટે યોગ્ય સાધનોની ગોઠવણ કરવી.[૨૪] આત્મતત્ત્વ સંપાદન કરવા માટે કરવામાં આવતો પુરુષાર્થ, ઉત્તમ શાસ્ત્રો, સત્સંગ અને સદાચારથી સફળ નિવડે છે આવો તેને માટે નિયમ છે, તે વિના બીજી રીતે તે સફળ થતો નથી.[૨૫] પુરુષાર્થનું સ્વરૂપ પણ એજ છે. એ પ્રમાણે કોઇ પણ પુરુષ વ્યવહાર કરે તો તે કોઇ પણ દહાડો પોતાના યત્નમાં નિષ્ફળ નિવડતો નથી.[૨૬] દીનતા અને દરિદ્રતાના દુઃખથી પીડા પામતા બીજા પણ નલ, હરિશ્ચંદ્ર વગેરે મહાત્મા પુરુષો પોતાના પુરુષાર્થથી જ ઇંદ્રના સમાન થયા હતા.[૨૭] બાલ્યાવસ્થાથી માંડીને પુરુષાર્થવડે શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી અને મહાન્ પુરુષોનો સમાગમ કરવાથી, તથા ઉત્તમ ગુણો સંપાદન કરવાથી ઉત્તમ ફળનો લાભ થાય

છે.[૨૮] આમ પ્રત્યક્ષ જોયું હોય, અનુભવ કર્યો હોય, સાંભળ્યું હોય અને પોતે સાધનોથી તે પ્રમાણે કર્યું હોય તોપણ, એ સર્વે દૈવે આપ્યું હતું (દૈવે કર્યું હતું), આમ જે કાયર બુદ્ધિના લોકો માને છે, તેઓને મરેલા જાણવા.[૨૯] આ જગતમાં જો આળસરૂપી અનર્થ ન હોય તો કીયો પુરુષ પુષ્કળ ધન અને વિદ્યા સંપાદન કરે નહીં? સૌ ધન ને વિદ્યા મેળવે. સમુદ્ર જેની સીમા છે એવી આ પૃથ્વી ઉપર ઘણા માણસો આળસને લીધે જ નિર્ધન અને પશુના જેવાં રહે છે.[૩૦] જેમાં નિત્ય રમતો કરવામાં આવવાથી ચપળ એવી બાલ્યાવસ્થા ગયા પછી, શક્તિવાળા હાથરૂપી દંડથી, શોભાયમાન જુવાની આવે ત્યારથી, માંડીને, મનુષ્યે સત્સંગ કરીને પદોથી તથા પદાર્થોથી બુદ્ધિને શુદ્ધ કરીને પોતાનાં ગુણોનો અને દોષોનો વિચાર કરવો જોઇએ.[૩૧]

આ રીતે વાલ્મિકિ મુનિએ ભરદ્વાજને કથા કહી એટલામાં સૂર્યનારાયણ પણ અસ્ત થયા અને ઋષિ મુનિઓની સભા વાલ્મિકિને નમસ્કાર કરીને સાયંકાળનું ધર્મ કૃત્ય કરવા માટે નાહવા ગઇ. રાત્રિ પૂરી થયા પછી બીજે દિવસે સૂર્યનાં કિરણો ઉદય થયાં કે પાછી તેની સાથે મુનિઓની સભા પણ વાલ્મિકિની પાસે આવી.*[૩૨]

## સર્ગ ૬ ઠ્ઠો.†

### દૈવની દુર્બળતા અને પુરુષાર્થની સબળતા.

**श्रीवसिष्ठ उवाच**—तस्मात्प्राक् पौरुषाद्दैवं नान्यत्तत् प्रोज्झ्य दूरतः ।
साधुसंगमसच्छास्त्रैर्जीवमुत्तारयेद्बलात् ॥१॥

વસિષ્ઠ કહે છે;–આવાં કારણોને લીધે પૂર્વ જન્મના પુરુષાર્થથી દૈવને જૂદું ગણવું નહીં. હું સ્વતંત્ર નથી પણ દૈવને અધીન છું આવી રીતનાં ભાગ્યનો

* બત્રીશમો શ્લોક વાલ્મિકિ અને વસિષ્ઠ એ બન્નેની સભામાં ઘટી શકે છે પરંતુ ઉત્તર ગ્રંથમાં આપેલું દશરથની સભાનું ઉત્થાન, દિવસનું આહ્નિક, રામાદિએ રાત્રે કરેલું શ્રવણનું મનન, ઉષાકાળ, સૂર્યોદય વગેરેના વર્ણનો તરફ દૃષ્ટિ કરતાં, ઉક્ત શ્લોક વાલ્મિકિની સભાના અર્થમાંજ ઘટી શકે છે, પણ વસિષ્ઠની સભામાં ઘટી શકતો નથી. † આ છઠ્ઠા સર્ગમાં પુરુષાર્થની પ્રબળતા અને દૈવની નિર્બળતાનું વર્ણન કરવામાં આવશે.

દૂરથી ત્યાગ કરીને સાધુ પુરુષોનો સમાગમ કરીને તથા ઉત્તમ એવા આત્મજ્ઞાનના શાસ્ત્ર ગ્રંથો વાંચીને બળપૂર્વક, જીવનો ઉદ્ધાર કરવો.[1] જેમ જેમ પ્રયત્ન કરવામાં આવે છે તેમ તેમ ઝટ તેનું ફળ પણ મળે છે. આ પ્રમાણે પુરુષાર્થ જ છે અને તેને જ દૈવ કહો.[2] દુઃખી થતી વખતે મનુષ્ય દુઃખથી 'હાય દુઃખ' એમ કહે છે તેમાં, 'હાય દુઃખ' એ શબ્દ 'હાય દૈવ' એનો પર્યાય શબ્દ એટલે વાચક શબ્દ છે એમ જાણવું–અર્થાત્ દૈવમાં ને દુઃખમાં ફેર સમજવો નહીં.[3] દૈવ બીજી કોઈ વસ્તુ નથી, પણ પૂર્વ જન્મમાં કરેલાં કર્મ તે જ દૈવ છે. પ્રબળ પુરુષ જેમ પોતાના બળથી બાળક છોકરાંને હરાવે છે, તેમ પુરુષ પોતાના પુરુષાર્થોથી દૈવનો પરાજય કરી શકે છે.[4] ગઇ કાલનું દુષ્ટ આચરણ આજના શુભ કામથી જેમ દુષ્ટ ફળ આપતું નથી, તેમ પૂર્વ જન્મનાં કર્મોને આ જન્મમાં, ઉત્તમ કર્મો કરીને, ઉત્તમ બનાવવાં જોઇએ.[5] જે લોકો દૈવને અધીન થઇને તથા નજીવા લોભમાં લંપટ થઇને, દૈવને જિતવા માટે પ્રયત્ન કરતા નથી, તેઓને દીન, પ્રાકૃત, અને મૂર્ખ સમજવા.[6] આપણે પુરુષાર્થથી કર્મ કરીએ અને તે દૈવયોગે કદાચ તેનું ફળ નાશ પામ્યું તો તેમાં પોતાનાં કાર્યને નાશ કરનારા સામા પુરુષનો પુરુષાર્થ પોતાના કરતાં વધારે બળવાન્ સમજવો.[7] એક ઝાડમાં એક ડીંટમાં બે ફળો લાગેલાં હોય, તેમાં એક ફળ રસ વિનાનું શૂન્ય હોય તો તેમાં તે રસનો ઉપભોગ કરનારા પુરુષનો અથવા તો કીડાનો પૂર્વ જન્મનો અથવા તો હમણાંના જન્મનો પ્રયત્ન, તે રસનો નાશ કરવા માટે પ્રબળ થયો જાણવો.[8] આ જગતમાં સિદ્ધ થયેલા પદાર્થો જે નાશ પામે છે તેમાં ક્ષય કરનારના પ્રયત્નનેજ મહા બળવાન્ સમજવું.[8] જીવના બે પુરુષાર્થો, ઘેટાંઓની પેઠે પરસ્પર યુદ્ધ કર્યા કરે છે, તેમાં જે બળવાન્ હોય છે તેજ એક ક્ષણમાં વિજય મેળવે છે.[9] કોઇ વખતે રાજાનો પુત્ર ન હોવાથી નગરની પ્રજા હાથીને શણગારીને શેહેરમાં છૂટો મૂકે, તે હાથી જેના ઉપર કલશ ઢોળે તેને રાજા કરવામાં આવે છે. એમાં જો કોઇ ભીખારી રાજા થાય તો તેમાં મંત્રીઓના, હાથીના અને નગરની પ્રજાના પ્રયત્નને મહાબળવાન્ જાણવો.[10–11] દાંત જેમ પોતાના પ્રયત્નથી અન્નને દબાવીને તેનો ભૂકો કરે છે, તેમ શૂર પણ પુરુષાર્થ કરીને બીજા મનુષ્યનો નાશ કરી નાખે છે.[12] પ્રયત્ન કરનારા મોટા પુરુષોનું, દુર્બળ મનુષ્યો, અન્ન ગણાય છે માટે જ, બળવાન્ મનુષ્યો પોતાની મરજી પ્રમાણે પોતાના કામમાં નિર્બળ મનુષ્યોનો માટીના ઢેફાંની પેઠે ઉપયોગ કરે છે.[13] સમર્થ મનુષ્યનું જે દશ્ય અથવા તો

અદૃશ્ય જે કાંઇ હોય તેને અજ્ઞાની અને અસમર્થ મનુષ્ય પોતાના મનમાં દૈવ સમજે છે.[૧૪] સમર્થ મનુષ્યોમાં પણ જે મનુષ્ય વધારે બળવાન્ હોય તે બીજાઓનો અધિષ્ઠાતા બનીને તેઓના ઉપર સત્તા ચલાવે છે, એ વાત વિદ્યમાન પ્રાણીઓમાં પરસ્પર સ્પષ્ટ રીતે જાણીતી છે, માટે દૈવ એ કાંઇ પણ વસ્તુ જ નથી.[૧૫] રાજ્યના નિયમનો, મંત્રીઓનો, હાથીઓનો, અને નગરની પ્રજાનો જે એક મતરૂપી ખરો વિચાર થાય છે, તેથી ભીખારીને રાજ્ય મળે છે અને પ્રજાની મર્યાદાનું રક્ષણ થાય છે.[૧૬] અથવા તો કોઇવાર મંગળ હાથી પોતે જ જાતે ભીક્ષુકના ઉપર કળશ ઢોળીને તેને રાજા બનાવે છે, તેમાં ભીક્ષુકના પૂર્વ જન્મના પુરુષાર્થનેજ પ્રબળ કારણ માનવું.[૧૭] કોઇ વખતે આ જન્મમાં કરેલો પુરુષાર્થ, પૂર્વ જન્મમાં કરેલા પુરુષાર્થનો નાશ કરે છે; કોઈ વખતે પૂર્વ જન્મનો પુરુષાર્થ આ જન્મના પુરુષાર્થનો બળથી નાશ કરી નાંખે છે. તેમાં સર્વદા પુરુષાર્થ (પ્રયત્ન) બળવાન્ હોય છે. જે મનુષ્ય ઉત્સાહવાળો હોય છે, તે વિજયી થાય છે.[૧૮] પૂર્વ જન્મના અને આ જન્મના બન્ને પુરુષાર્થમાં આ જન્મનો પુરુષાર્થ પ્રત્યક્ષ હોવાથી તેને જેવો બળવાન્ બનાવવો હોય તેવો બની શકે છે. તરુણ જેમ બાળકને જિતી શકે છે, તેમ આ જન્મનો પ્રબળ પુરુષાર્થ પૂર્વ જન્મના દૈવનો પરાજય કરી શકે છે.[૧૯] વરસાદથી આખા વર્ષ સુધી કરેલી ખેડનો નાશ થાય તો વધારે પ્રયત્નશીલ વરસાદનો વિજય થયો એમ સમજવું.[૨૦] ક્રમે ક્રમે મેળવેલું ધન નાશ પામે તો તેને માટે ખેદ કરવો નહીં, પરંતુ એમ સમજવું કે જ્યાં મારું બળ સમર્થ થઇ શકતું નથી ત્યાં મારે શા માટે ખેદ કરવો?[૨૧] હું જે કામ કરવાને અસમર્થ છું, તે કામ માટે જો ખેદ કર્યા કરું તો પછી હું મૃત્યુને મારી શકતો નથી, માટે મારે તેને માટે પણ રોજ રોજ રડવું યોગ્ય છે?[૨૨] જગતમાં સર્વ પદાર્થો દેશ, કાળ, ક્રિયા અને દ્રવ્યને અધીન રહીને ઉત્પન્ન થાય છે. એમાં જે વધારે પ્રયત્ન કરે છે તેનો વિજય થાય છે.[૨૩] માટે ઉત્તમ શાસ્ત્રોથી તથા મહાત્મા પુરુષોના સમાગમથી પુરુષાર્થ સંપાદન કરવો અને તેથી બુદ્ધિને નિર્મળ કરીને સંસારરૂપી સમુદ્રને તરી જવો.[૨૪] પૂર્વ જન્મનો અને આ જન્મનો એમ બે પુરુષાર્થો પુરુષરૂપી અરણ્યમાં ફળદ્રૂપ ઝાડ છે. તે બન્નેમાં જે બળવાન્ હોય છે, તેનો વિજય થાય છે.[૨૫] જે મનુષ્ય શુભ પ્રયત્નો કરીને પોતાનાં પૂર્વ જન્મનાં તુચ્છ કર્મોનો નાશ કરતો નથી, તે અજ્ઞાની પોતાનાં સુખ દુઃખ ટાળવાને પોતે સ્વતંત્ર હોતો નથી અને તેને ઇશ્વરની પ્રેરણાથી સ્વર્ગમાં અથવા તો નર્કમાં જવું પડે છે;

અને તે હમ્મેશાં પરાધીન અને પશુતુલ્ય રહે છે, તેમાં સંદેહ નથી.[૨૬-૨૭] જે મનુષ્ય ઉદાર ચમત્કારવાળો અને સદાચારમાં વર્તનારો હોય છે, તે સિંહ જેમ પાંજરામાંથી છૂટો થઇ જાય, તેમ જગતના મોહમાંથી છૂટો થઇ જાય છે.[૨૮] જે મનુષ્ય પ્રત્યક્ષ વાતનો ત્યાગ કરીને મને બીજો કોઇ પ્રેરે છે,' આવી અનર્થવાળી દુષ્ટ કલ્પનામાં પડયો રહે છે, તેવા અધમ પુરુષનો દૂરથી જ ત્યાગ કરવો યોગ્ય છે.[૨૯] સંસારમાં જે હજારો વ્યવહારો આવે છે અને જાય છે, તેમાં હર્ષનો અને શોકનો ત્યાગ કરીને શાસ્ત્ર પ્રમાણે વર્તવું યોગ્ય છે.[૩૦] શાસ્ત્રમાં કહેલી પોતાની મર્યાદાનો નાશ ન કરતાં, તેમાં રહેવાથી સમુદ્રને જેમ રત્નો મળ્યાં છે, તેમ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાની મર્યાદાનો ભંગ ન કરતાં, તેમાં જે મનુષ્ય રહે છે, તેને સર્વ ઇષ્ટ વસ્તુઓનો લાભ થાય છે.[૩૧] શાસ્ત્ર વિધિને અનુસરીને જે રીતે પોતાનો સ્વાર્થ સિદ્ધ થાય, તેવાં કાર્યો કરવાં, તેનું નામ પુરુષાર્થ છે અને તે સિદ્ધિ આપે છે, આમ વિદ્વાનો કહે છે.[૩૨] ગુરુની સેવા આદિ શરીરની ક્રિયા કરવાથી, મહાત્માઓનો સમાગમ કરવાથી તથા ઉત્તમ એવા અધ્યાત્મ શાસ્ત્રના શ્રવણ કરવાથી, બુદ્ધિ સ્વચ્છ થાય છે અને તે સ્વચ્છબુદ્ધિવડે પોતાની મેળે આત્માનો ઉદ્ધાર કરવો, એનું નામ સ્વાર્થસાધનારપણું કહેવાય છે.[૩૩] અજ્ઞાનથી થયેલી વિષમતા દૂર થઇ જઇને જે અનંત આનંદ થયો, એને જ વિદ્વાનો પરમાર્થ કહે છે. એ પરમાર્થનો જેઓથી લાભ થાય એવાં શાસ્ત્રોની અને મહાત્માઓની નિત્ય સેવા કરવી.[૩૪] સ્વર્ગમાંથી આલોકમાં આવેલા લોકોનું દેવલોકમાં ભોગવતાં બાકી રહેલું અને બન્ને લોકમાં હિત કરનારું જે કર્મ હોય, તેને દૈવના નામથી કહેવામાં આવતું હોય તો; કહેવું યોગ્ય છે અને તેમાં અમને કોઇ પણ જાતનો સંદેહ નથી તેમ અમે તેના વિરુદ્ધમાં પણ બોલતા નથી. પણ જેઓ મૂઢોએ કલ્પી કાઢેલા દૈવને માનવા લાગે છે, તેઓ તો નાશ જ પામે છે એમ અમે તેની વિરુદ્ધમાં બોલીએ છીએ.[૩૫-૩૬] સદા—બન્ને લોકમાં—પોતાના પુરુષાર્થથી જ કલ્યાણ થાય છે. ગઇ કાલે કરેલું દુષ્ટ કામ આજે કરેલા સદાચારથી ઉત્તમપણાને પામે છે, અર્થાત્ અનર્થ કરતું નથી, તેમ જ પૂર્વ જન્મના દુષ્ટ કર્મને પણ હમણાંના સદાચારથી ઉત્તમ કરી શકાય છે, માટે જે મનુષ્ય પ્રયત્નથી પુરુષાર્થ કર્યા કરે છે, તેને પુરુષાર્થનું ફળ હસ્તામલકની પેઠે જોવામાં આવે છે, પરંતુ મૂઢ મનુષ્ય જ પ્રત્યક્ષ ફળ આપનારા પુરુષાર્થનો ત્યાગ કરીને, દૈવની ભૂલમાં ગુંચવાઇ જાય છે.[૩૭-૩૮]

હે શુભ અભિપ્રાયવાળા રામ! દૈવ સર્વ કારણોથી અને કાર્યોથી રહિત છે. માત્ર પોતાની કલ્પનાના બળથી જ કલ્પી કાઢેલું છે, પણ તે મિથ્યા છે. તેની જરા પણ દરકાર કર્યા વિના તેનો ત્યાગ કરીને પોતાના પુરુષાર્થનો જ આશ્રય કરો.[૩૯] શ્રુતિ, સ્મૃતિ વગેરે શાસ્ત્રો અને મહાત્મા પુરુષોના આચારો ઉપરથી દેશમાં જે જૂદા જૂદા ધર્મો વિસ્તાર પામે છે, તે ધર્મો આચરવાથી ચિત્તની શુદ્ધિરૂપી જે અવિનાશી ફળ વિદ્વાનોએ કલ્પેલું છે, તે ફળ મેળવવાની જ્યારે ચિત્તમાં ઇચ્છા થાય છે, ત્યારે ચંચળ ચિત્ત પણ, સાધનો માટે પ્રયત્નશીલ થાય છે અને અંગોનો સમુદાય તેની પાછળ પુરુષાર્થ કરવામાં તત્પર થાય છે. આનેજ શિષ્ટ લોકો પુરુષાર્થ કહે છે.[૪૦] આ પુરુષનો જન્મ, પુરુષાર્થનું ફળ મેળવ્યાથી સફળ ગણાય છે. આમ સમજીને પોતાના ઉદ્ધારમાં તત્પર રહેવું. અને એ તત્પરપણાને, સારાં શાસ્ત્રોના અભ્યાસથી, મહાત્મા પુરુષોના અને પંડિતોના સેવનથી, પરમ સફળ કરવું.[૪૧] દૈવ અને પુરુષાર્થના સંબંધમાં બહુ જ વિચાર કરનારા પંડિત પુરુષોએ આવો નિશ્ચય કર્યો છે, કે પુરુષાર્થ કરવાથી દૈવનો પરાજય થાય છે. માટે શમ, દમસંપન્ન અધિકારી પુરુષોએ, મહાત્મા પુરુષોની સેવા કરીને, નિત્ય શ્રવણાદિકદ્વારા તત્વજ્ઞાન મેળવવા માટે, ઉદ્યમ કરવો જોઇએ.[૪૨] ઓ જીવ! આ જન્મના સ્વાભાવિક પુરુષાર્થનેજ સિદ્ધિ આપનાર સમજીને પરમ સંતોષી અને ઉત્તમ એવા પંડિતોની સેવા કરીને મધુર તથા અવશ્ય ફળદાયક ઉત્તમ ઔષધોથી જન્મ મરણ આપનારા રોગને શાંત કર. તું વૃથા શામાટે ગભરાય છે?[૪૩]

# સર્ગ ૭ મો.

## પુરુષાર્થનાં વખાણ.

**વસિષ્ઠ ઉવાચ**—प्राप्य व्याधिविनिर्मुक्तं देहमल्पाधिवेदनम् ॥
तथात्मनि समादध्याद्यथा भूयोन जायते ॥ १ ॥

વસિષ્ઠ કહે છે;–હે રામ! વ્યાધ વિનાના અને આધિઓ (માનસિક પીડા) જેમાં થોડી હોય એવો મનુષ્ય મળ્યા પછી, જ્ઞાની પુરુષે ચિત્તનું એવું સમાધાન

* આ સાતમા સર્ગમાં વિસ્તારવાળાં ઉદાહરણોથી, વિરુદ્ધ ઉદાહરણોથી અને યુક્તિથી કેવળ પુરુષાર્થનું જ મુખ્યપણું નિરૂપણ કરવામાં આવ્યું છે.

કરવું, કે જેથી ફરીને જન્મ ધરવો પડે નહીં.[1] જે મનુષ્ય પુરુષાર્થથી દૈવને હઠાવવાનો પ્રયત્ન કરે છે, તે પુરુષના આલોકમાં અને પરલોકમાં સર્વ મનોરથ સંપૂર્ણ થાય છે;[2] પરંતુ જે લોકો દૈવ ઉપર આધાર રાખીને ઉદ્યોગને એટલે પુરુષાર્થને છોડી દે છે, તે પોતાના શત્રુઓ છે અને તેઓ ધર્મનો, અર્થનો અને કામનો નાશ કરે છે.[3] પુરુષાર્થનું સ્ફુરણ થવું, પુરુષાર્થનાં સાધનોની ઇચ્છા થવી અને તેથી ઇંદ્રિયોની પ્રવૃત્તિ થવી, આ પુરુષાર્થનાં સ્વરૂપ સમજવાં અને તેથી ફળની સિદ્ધિ થાય છે.[4] જેવું પુરુષાર્થના વિષયનું સ્ફુરણ થાય, તે પ્રમાણે મનની પણ ગતિ થાય છે; અને મનની ગતિ પ્રમાણે ઇંદ્રિયોની પ્રવૃત્તિ થાય છે અને ઇંદ્રિયોની પ્રવૃત્તિ પ્રમાણે ફળનો ઉપભોગ થાય છે.[5] સર્વ ઠેકાણે સર્વે કાર્યો પુરુષાર્થથી સિદ્ધ થાય છે, એ વાત આબાળ વૃદ્ધ, સર્વ લોકો જાણે છે. દૈવ કોઇ પણ ઠેકાણે જોવામાં આવતું નથી, પણ જગતમાં પુરુષાર્થ ખરો છે.[6] બૃહસ્પતિ પુરુષાર્થથી દેવતાના ગુરુ થયા છે અને શુક્ર પુરુષાર્થથી દૈત્યના ગુરુ થયા છે.[7] હે રામ! દીનતા અને દરિદ્રતારૂપી દુઃખથી પીડાયા છતાં પણ મોટા પુરુષો પુરુષાર્થ કરીને ઇંદ્ર સમાન થઈ ગયા છે.[8] અનેક જાતનાં આશ્ચર્યનો આશ્રય કરનારા મોટા પુરુષો અનેક જાતના વૈભવોનો ઉપભોગ કરીને પુરુષાર્થ ન કરવાથી નરકમાં પડયા છે.[9] સંપત્તિ અને વિપત્તિ આદિ પોતાની અનેક જાતની હજારો દશાઓમાંથી પ્રાણીઓ પોતાના પુરુષાર્થને લીધે જ છૂટા થયા છે.[10] શાસ્ત્ર, ગુરુ અને પોતે, એમ ત્રણ પ્રકારનો આશ્રય કરવાથી સિદ્ધિ થાય છે. તે સર્વ પુરુષાર્થની જ સિદ્ધિઓ છે, પરંતુ દૈવની સિદ્ધિ કોઇ પણ દિવસ થતી નથી.[11] પોતાનું ચિત્ત અશુભ વિષયમાં આસક્ત થયું હોય તેને સારી બાબતમાં પ્રયત્નથી લગાડવું, આ સર્વ શાસ્ત્રોના અર્થનું તાત્પર્ય છે.[12] ગુરુઓ પણ શિષ્યોને ઉપદેશ કરે છે કે, "હે પુત્રો! જે સર્વોત્કૃષ્ટ હોય, જે ઉત્તમ હોય અને જે નાશ વિનાનું હોય, તે પામવા માટે તમે પ્રયત્નથી આચરણ કરો."[13] મેં પણ જેમ જેમ પુરુષાર્થ કર્યો, તેમ તેમ મને ઝટ ફળનો લાભ થતો ગયો. આ રીતે હું પુરુષાર્થ કરવાથી ફળનો ભોક્તા થયો છું, પરંતુ દૈવથી ફળનો ભોક્તા થયો નથી.[14] કાર્યની સિદ્ધિનો આધાર પુરુષાર્થ ઉપર જોવામાં આવે છે. બુદ્ધિમાનોનો આરંભ પણ પુરુષાર્થથી જ હોય છે. દૈવ તો માત્ર દુઃખમાં અને કોમળ બુદ્ધિવાળા લોકોની આગળ એક આશ્વાસન દેવા માટે છે, તેનો કંઇ ઉપયોગ થતો નથી.[15] પરદેશમાં પ્રવાસાદિ વગેરે પુરુષાર્થનો આરંભ પ્રત્ય-

ક્ષાદિ પ્રમાણોથી સદા સફળ થયેલો જોવામાં આવે છે.[૧૬] જે જમે છે, તે તૃપ્ત થાય છે, જે જમતો નથી, તે તૃપ્ત થતો નથી. જે પગ ચલાવે છે, તે અમુક પંથ કાપે છે, પણ જે પગ ચલાવતો જ નથી, તે ત્યાં જ ઉભો રહે છે. જે જીભ ચલાવે છે, તે બોલે છે, પણ જે જીભ ચલાવતો નથી, તે, બોલતો નથી. માટે મનુષ્યોના પુરુષાર્થ સફળ થાય છે.[૧૭] સારી બુદ્ધિવાળા લોકો પુરુષાર્થવડે દુરંત દુઃખોમાંથી સહજમાં છૂટી જાય છે, પરંતુ દૈવના વ્યર્થ વિચાર કરવાથી છૂટતા નથી.[૧૮] જે જે મનુષ્ય, જે જે પ્રમાણે પ્રયત્ન કરે છે, તે તે મનુષ્ય, તે તે પ્રમાણે ફળનો ભોક્તા થાય છે, પરંતુ કોઈ પણ મૌન બેસી રહેવાથી આ જગતમાં ફળ મેળવતો નથી.[૧૯]

હે રામ! ઉત્તમ પુરુષાર્થ કરવાથી ઉત્તમ ફળ મળે છે અને અધમ પુરુષાર્થ કરવાથી અધમ ફળ મળે છે, માટે હવે આપની જેવી ઇચ્છા હોય, તે પ્રમાણે આપ કરો.[૨૦] આપને જો દૈવ ઉપર ભક્તિ હોય, તો દેશ અને કાળને આધીન રહેનારો પુરુષાર્થ કરતાં તમને લાંબે કાળે અથવા તો ઝટ ફળનો લાભ થાય તેને તમે દૈવ માનજો અને તેને જ દૈવ છે એમ કહે છે.[૨૧] પરંતુ તે દૈવ કોઇ ઠેકાણે નજરે જોવામાં આવતું નથી. તેમ તે બીજા લોકમાં પણ રહ્યું નથી. માત્ર સ્વર્ગ લોકમાં જે કર્મનું ફળ ભોગવવામાં આવે છે, તેને દૈવ કરીને કહેવામાં આવે છે.[૨૨] આ જગતમાં મનુષ્ય જન્મે છે, વૃદ્ધિ પામે છે અને પાછાં ઘરડાં થઇ જાય છે, તેમાં જેમ બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા જોવામાં આવે છે, તેમ દૈવ કોઇ પણ ઠેકાણે જોવામાં આવે છે?[૨૩]

અર્થ સિદ્ધિ કરાવનારાં કાર્યમાં રાત દિવસ પ્રયત્નથી મંડયા રહેવું, તેને વિદ્વાનો પુરુષાર્થ કહે છે અને એ પ્રયત્ન પરાયણતાથી સર્વ કાર્યોની સિદ્ધિ થાય છે.[૨૪] એક દેશમાંથી બીજા દેશમાં જવું, હાથવતી પદાર્થો લેવા, ધરી રાખવ અને ઇંદ્રિયો વગેરે શરીરનાં અંગોથી જૂદા જૂદા વ્યાપાર કરવા, આ સર્વ પુરુષાર્થ કરવાથી જ થાય છે, પરંતુ દૈવથી થતા નથી.[૨૫]

જેથી અનર્થનો લાભ થાય તેવાં કાર્યમાં પુરુષાર્થ કરવો, તેનું નામ ગાંડાઈ ભરેલી વર્તણુક છે, આમ વિદ્વાનોએ કહ્યું છે અને તેવા ગાંડાઈ ભરેલા પ્રયત્નથી કાંઈ પણ લાભ થતો નથી.[૨૬] મહાત્મા પુરુષોના સમાગમથી અને ઉત્તમ શાસ્ત્રોના શ્રવણથી તીવ્ર થયેલી બુદ્ધિવડે પોતાની મેળે જ બોધ થાય છે અને પોતાના શરીરને ક્રિયામાં જોડવાથી અર્થાત્ પુરુષાર્થ કરવાથી જ સ્વાર્થ સિદ્ધ થાય છે.[૨૭] અજ્ઞાનથી થયેલી વિષમ બુદ્ધિ દૂર થઇને સમતા થવાથી જે અપાર આનંદ થાય છે, તે જ પોતાનો

પરમાર્થ છે, આમ વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે. માટે પ્રથમ કહેલો પરમ આનંદ જેઓથી મળે તેવાં શાસ્ત્રોનું પ્રયત્ન પૂર્વક શ્રવણુ અને મહાત્મા પુરુષોનું પ્રયત્નપૂર્વક સેવન કરવું.[૨૮] સારા બોધથી ઉત્તમ શાસ્ત્ર શ્રવણુ કરવાનો અને મહાત્મા પુરુષોની સેવા કરવાની રુચીરૂપી ગુણુ પ્રાપ્ત થાય છે અને શાસ્ત્ર શ્રવણથી તથા મહાત્મા પુરુષના સમાગમ વગેરે ગુણોથી સત્ય વસ્તુના બોધમાં વધારો થયા કરે છે. આમ એક બીજાનો અભ્યાસ કરવાથી લાંબે કાળે બન્નેમાં વધારો થાય છે. એમાં તળાવ અને કમળનું દૃષ્ટાંત લેવું. ચોમાસામાં થયેલી વૃષ્ટિથી તળાવમાં પુષ્ટતારૂપી ગુણુ આવે છે, તે કમળોને વૃદ્ધિ પમાડે છે; અને કમળ તળાવની શોભામાં વધારો કરે છે. આમ એક બીજા એક બીજાની યોગ્યતામાં વધારો કરે છે.[૨૯] માટે બાલ્યાવસ્થાથી માંડીને સંપૂર્ણ રીતે શાસ્ત્રોનો અભ્યાસ તથા મહાત્મા પુરુષોના સમાગમોરૂપી પુરુષાર્થ કરવાથી પોતાનો હિતકારક સ્વાર્થ સિદ્ધ થાય છે.[૩૦] વિષ્ણુએ પણ પુરુષાર્થ કરીને દૈત્યોને હરાવ્યા હતા, પૃથ્વીની સર્વ મર્યાદા સ્થાપન કરી હતી અને આ સર્વ લોકો રચ્યા હતા. પરંતુ આ સર્વ દૈવથી કર્યું ન હતું.[૩૧] હે સુંદર રઘુનાથજી! જેમાં પુરુષાર્થ જ ઉત્તમ કારણ મનાયલું છે, એવા આ જગતમાં તમે પણ નિસ્શંક થઇને જ લાંબા વખત સુધી એવો પ્રયત્ન કરો કે, જેથી તમે ઝાડ અથવા તો સર્પની યોનિને પ્રાપ્ત ન થતાં પરમ પદને પામો.[૩૨]



# સર્ગ ૮ મો.*

## દૈવનું મિથ્યાપણું.

**वसिष्ठ उवाच—नाकृतिर्न च कर्माणि न स्पंदो न पराक्रमः ।**
**तन्मिथ्याज्ञानवद्रूढं दैवं नाम किमुच्यते ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે—દૈવ એ શી વસ્તુ છે? તે કહી શકાય તેમ નથી. તે, મિથ્યા જ્ઞાનની પેઠે રૂઢ છે. તેનો આકારે નથી, તેનું કર્મ નથી, ક્રિયાએ નથી તથા પરાક્રમે નથી.[૧] જે પોતાનાં કર્મનાં ફળ પ્રાપ્ત થાય છે, તો આ કર્મ, આ પ્રમાણે કર્યું હતું, તેનું ફળ આ પ્રમાણે થયું, આમ જે લોકો વાતો કરે છે, તે વસ્તુ દૈવને નામે પ્રસિદ્ધ થએલી છે.[૨] અને તે જ વાતોમાં મૂઢ બુદ્ધિવાળા લોકોએ, ભ્રાંતિથી જેમ

* આ આઠમા સર્ગમાં પુષ્કળ ઉદાહરણો તથા ઉપજીવ્યમાં વિરોધ આણનારી ઘણી ઘણી યુક્તિઓથી દૈવનું મિથ્યાપણું સિદ્ધ કરવામાં આવશે.

દોરીમાં સર્પને માનવામાં આવે છે તેમ, દૈવ છે આવો નિશ્ચય કર્યો છે.[૩] ગઈ કાલે કરેલી કુક્રિયા જેમ આજે કરેલાં સદાચરણથી ઉત્તમ ફલદાયિની થઈ પડે છે, તેમ જ પૂર્વ જન્મનું કુકર્મ, આ જન્મનાં પુણ્ય કર્મથી ટળી જાય છે, માટે મનુષ્યે પ્રયત્નથી સત્કાર્ય કરવાં જોઈએ.[૪] જો શ્રેષ્ઠ બુદ્ધિવાળો પુરુષ મૂર્ખ પુરુષોનાં અનુમાનથી સિદ્ધ થતા દૈવને માનતો હોય તો તેણે, દૈવમાં હશે તો બળીશ, નહીંતર બળીશ નહીં, આમ ધારીને બળતા અગ્નિમાં પડવું જોઈએ.[૫] જો આ જગતમાં દૈવ જ કર્તા હોય તો પછી મનુષ્યને ક્રિયા કરવાનું શું કારણ છે? દૈવ જ સ્નાન, દાન આસન, મંત્રોચ્ચાર વગેરે ક્રિયા કરશે.[૬] જો દૈવ જ સ્વતંત્ર કર્તા હોય તો પછી પુરુષ મૂંગો રહેશે અને તેને, દૈવ, જેમ ચલાવશે તેમ તે ચાલશે, શાસ્ત્રનો ઉપદેશ દેવાની જરૂર શી? અને કોઈને પણ કોઈ પણ જાતનો ઉપદેશ શામાટે આપવો? એ સર્વ દૈવ કર્યા કરશે.[૭] જગતમાં શબ વિના નિષ્ક્રિયાપણું જોવામાં આવ્યું નથી, અને ક્રિયાથી ફળનો લાભ જોવામાં આવ્યો છે. માટે દૈવ નિરર્થક–નકામું છે.[૮] દૈવ પોતે આકાર વિનાનું છે, તે આકારવાળા પુરુષની સાથે રહીને ક્રિયા કરે, એ વાત, કોઈ ઠેકાણે જોવામાં આવતી નથી. માટે દૈવ નિરર્થક છે-નકામું છે.[૯] લેખણ અથવા તો અસ્ત્રો વગેરે કોઈ પણ વસ્તુ મળ્યા પછી, બન્ને હાથમાંથી હરકોઈ પણ એક કર્તા થશે. એક વખતે બન્ને હાથથી લખાણ થઈ શકે નહીં, માટે એકનું જ કર્તાપણું સંભવે, એનું સંભવે નહીં, પરંતુ હાથ પગ વગેરે સર્વ અંગો વાયુ રોગથી ઝલાઈ ગયા પછી, દૈવ, એક હાથે જેમ બીજા હાથનું કામ કર્યું, તેમ કોઈનું કોઈ પણ જાતનું કામ કરી દેશે? કદી પણ નહીં. માટે તે વ્યર્થ છે[૧૦] જેમ મનનો અને બુદ્ધિનો અનુભવ કરવામાં આવે છે, તેમ ગોવાળીઆથી માંડીને છેક વિદ્વાનો સુધી કોઈએ પણ દૈવનો અનુભવ કર્યો નથી, તેથી દૈવ હમ્મેશાં ખોટું છે.[૧૧] બુદ્ધિ અને દૈવ, જૂદાં જૂદાં હોય તો બુદ્ધિનો ક્રિયામાં ઉપયોગ થાય છે, પરંતુ દૈવનો ઉપયોગ થતો નથી. માટે દૈવ, એક કલ્પિત પદાર્થ છે અને જો બુદ્ધિ તથા દૈવ બન્ને એક જ પદાર્થ હોય, તો પણ દૈવની કલ્પના નિષ્ફળ ઠરે છે. વળી બુદ્ધિથી દૈવ જૂદું છે, એવી કલ્પનામાં પ્રમાણ હોય તો તે પ્રમાણથી પુરુષાર્થને શામાટે સિદ્ધ કરતા નથી?[૧૨] દેહધારીને જેમ આકાશનો સંયોગ સંભવતો નથી, તેમ દૈવનો સંયોગ પણ સંભવતો નથી. જો આકૃતિ હોય તો જ સંયોગ થયેલો જોવામાં આવે છે. માટે આકાર વિનાનું અને સંયુક્ત માનવામાં આવતું દૈવ, છે જ નહીં.[૧૩] આટલું છતાં પણ જો દૈવ, ત્રણ લોકમાં સર્વના ઉપર નિયંતા તરીકે રહેલું છે, આમ જો હોય તો, પછી સર્વ પ્રાણીઓએ સુઈ રહેવું

અને દૈવ સર્વનું કામ કરી દેશે.[૧૪] મને દૈવે પ્રેરેલો છે, માટે હું આ કામ કરું છું, આમ જે કહેવામાં આવે છે, તે તો દુઃખી મનુષ્યને ધારણા દેવા માટે કહેવામાં આવે છે. પરંતુ ખરી રીતે દૈવ છેજ નહીં.[૧૫] મૂર્ખ મનુષ્યોએ, દૈવને કલ્પી કાઢયું છે. અને જેઓ દૈવના ઉપર આધાર રાખે છે, તેઓ કઇ દહાડાના નાશ પામ્યા છે, અને જેઓ બુદ્ધિશાળી છે, તેઓ પુરુષાર્થ કરીને ઉત્તમ પદવીને પામ્ય છે.[૧૬] જેઓ શૂરા પરાક્રમી, ડાહ્યા અને પંડિત હોય છે, તેઓ આ જગતમાં દૈવની વાટ જુએ છે? કદી પણ નહીં.[૧૭] કાલવેત્તા જોશીઓએ જેના લાંબા આયુષ્ય માટે નિર્ણય કર્યો હોય, તે મનુષ્યનું મસ્તક કાપી નાંખ્યા પછી પણ તે જો જીવતો રહે, તો દૈવને ઉત્તમ ગણવું જોઇએ, પરતુ તેવું તો કંઇ પણ નથી.[૧૮] હે રામ! કાલવેત્તા જોશીઓએ જેના પંડિત થવા વિષે આગળથી ભવિષ્ય ભાંખ્યું હોય, તે મનુષ્ય ભણ્યા વિના જો શાસ્ત્ર સમજી જાય, તો દૈવને ઉત્તમ ગણવું જોઇએ.[૧૯] વિશ્વામિત્ર મુનિએ, દૈવનો દૂરથી ત્યાગ કરીને પુરુષાર્થથીજ બ્રાહ્મણપણું મેળવ્યું છે પણ દૈવથી મેળવ્યું નથી.[૨૦] વળી હે રામ! અમે અને બીજા મુનિઓએ પણ ઘણા-કાળ સુધી પુરુષાર્થ કરીને આકાશમાં ઉડવાની ગતિ મેળવી છે.[૨૧] મોટા મોટા દૈત્યો પુરુષાર્થથી જ દૈવના સમૂહને ઉખેડી નાંખીને ત્રણ લોકમાં ચક્રવર્તી રાજ્ય કરી ગયા છે.[૨૨] તેમ જ દૈવોએ પણ દૈત્યોની સેનાનો સંહાર કરીને તેઓની પાસેથી ત્રણ લોકનું વિસ્તારવાળું રાજ્ય બળથી પુરુષાર્થ કરીને પાછું લીધું હતું.[૨૩] હે રામ! પોતાનાં કુટુંબીઓનું પોષણ કરવું, શત્રુઓના દેશ ખુંચવી લેવા, ક્રોધથી શત્રુઓને શિક્ષા કરવી તથા નાના પ્રકારના ભોગો ભોગવવા વિગેરે જે જે પરિશ્રમથી સિદ્ધ થઇ શકે છે, તે જેમ મણિ, મંત્ર કે ઔષધીથી સાધી શકાતા નથી, તેમ દૈવથી પણ સાધી શકાતા નથી.[૨૫] માટે હે ઉત્તમ વિચારવાળા રામ! જે કેવળ પોતાની કલ્પનાથી માની લેવામાં આવેલું, સર્વ ઉદ્યોગો અને ફલોથી રહિત તથા મિથ્યા છે, તેવા દૈવની તમે અપેક્ષા છોડી દઇને, ઉત્તમ પુરુષાર્થનો આશ્રય કરો.[૨૬]

---

# સર્ગ ૯ મો.[*]

## કર્મનો વિચાર.

**श्रीराम उवाच—भगवन् सर्वधर्मज्ञ प्रतिष्ठामलमागतम् ।**
**यल्लोके तद्वद ब्रह्मन् दैवं नाम किमुच्यते ॥१॥**

શ્રીરામ પૂછે છે–હે સર્વ ધર્મને જાણનારા મુનિ મહારાજ! જગતમાં ઘણી જ પ્રતિષ્ઠા પામેલું દૈવ, શી વસ્તુ કહેવાય છે? તે મને કહો.

શ્રીવસિષ્ઠ કહે છે–હે રઘુકુલમાં જન્મેલા રામ! પુરુષાર્થ સર્વ ઠેકાણે સર્વકાર્ય કરનાર અને તેનો ઉપભોગ કરનાર છે, બીજું કાંઇ પણ નથી. કાર્યો કરવામાં અને તેનો ઉપભોગ કરવામાં દૈવ કારણ નથી.[૨] દૈવ કાંઇ કરતું નથી, કાંઇ ઉપભોગ કરતું નથી, તે વિદ્યમાન નથી, જોવામાંએ આવતું નથી અને વિદ્વાનો તેને આદર આપતા નથી અર્થાત્ તેને મિથ્યા માને છે, કેવળ મૂર્ખાઓએ તેને અમુક કલ્પનાથી ઉભું કર્યું છે.[૩] ફલ આપનારા પુરુષાર્થવડે જે ફલ સિદ્ધ થાય છે, તે કોઇને સારું લાગે છે અને કોઇને નરતું લાગે છે. એ વાતનો આધાર લઇને, જગતમાં તે દૈવને નામે કહેવાય છે.[૪] પુરુષાર્થ કરવાથી થયેલા ઇષ્ટ વસ્તુના લાભમાંથી પાછો અનિષ્ટ વસ્તુનો લાભ થાય છે અને અનિષ્ટ વસ્તુના લાભથી કોઇ વેળા પાછો ઇષ્ટ વસ્તુનો પણ લાભ થાય છે, તે જગતમાં દૈવને નામે કહેવાય છે.[૫] ભોગના મુખ્ય સાધનરૂપ જે પદાર્થ છે, તે પણ પુરુષાર્થ કરવાથી જ અવશ્ય મળે છે; અને આ લોકસમુદાયમાં તે દૈવને નામે કહેવાય છે.[૬] હે રાઘવ! આકાશની પેઠે શૂન્ય એવું ભ્રાંતિવાળા પુરુષનું કાંઇક કાર્ય કરી આપે છે, પરંતુ તે વિવેકી પુરુષનું કાંઇ પણ કાર્ય કરતું નથી.[૭] સિદ્ધ થયેલા પુરુષાર્થમાંથી શુભ અથવા અશુભ ફળનો ઉદય થાય છે, ત્યારે આ કામમાં અમુક બીજ હતું, આમ જે કહેવામાં આવે છે, તે દૈવ કહેવાય છે.[૮] કર્મનું ફળ મળ્યા પછી મારી આવી બુદ્ધિ થઇ હતી અને આવો મારો નિશ્ચય હતો, આવું જે લોકોનું કહેવું છે, તે દૈવ કહેવાય છે.[૯] સારું અથવા તો નરતું ફળ મળ્યા પછી, પૂર્વે મેં આવું કર્મ કર્યું હતું, આવું ધારણા આપનારું જે વચન કહેવામાં આવે છે, તે દૈવ કહેવાય છે.[૧૦]

---

* આ નવમા સર્ગમાં દૈવનું ખંડન કરવા માટે ફળ સાથે કર્મોનું મનોમાત્રપણું અને મનનું ચિદાત્માથી અભિન્નપણું કહેવામાં આવશે.

શ્રીરામ પૂછે છે;–હે સર્વ ધર્મ જાણનારા મુનિ મહારાજ ! પૂર્વ જન્મમાં સંગ્રહ કરેલાં કર્મો તે દૈવ કહેવાય છે, આમ આપે એ વાર કહ્યું, છતાં તમે જ કહો છો કે, તે તો છે જ નહીં. માટે એક વસ્તુનું બે વાર અસ્તિત્વ સ્વીકારીને પાછળથી તે નથી, એમ કેમ કહો છો?[૧૧]

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ ! તમે બહુ સારી રીતે જાણો છો, માટે હું તમને દૈવના ન હોવાપણા વિષે સંપૂર્ણ કહી બતાવીશ, કે જે સાંભળવાથી તમારી બુદ્ધિ સ્થિર થશે.[૧૨] પ્રથમ મનની જે ઘણી વાસનાઓ હોય છે, તે સઘળી વાસનાઓ મનુષ્યોનાં કર્મ રૂપે પરિણામ પામે છે.[૧૩] મનુષ્યના મનમાં જેવી વાસના ઉભી થાય છે, તેવાં કર્મ મનુષ્ય તે જ વખતે કરે છે. મનમાં વાસના બીજી હોય અને કર્મ બીજાું કરે એમ કોઇ દિવસ પણ બનતું નથી.[૧૪] જેને ગામ જવાની વાસના થાય છે તે ગામ જાય છે અને જેને નગર જવાની વાસના થાય છે, તે નગર જાય છે- જે જે મનુષ્યને જેવી જેવી વાસના હોય છે, તે તે મનુષ્ય, સદા તેવી તેવી જાતનો પ્રયત્ન કરે છે.[૧૫] પૂર્વ ફળની ઉત્કૃષ્ટ અભિલાષાથી જે કર્મ દૃઢ પ્રયત્નથી કર્યું હોય, તે કર્મ, આ જન્મમાં દૈવના નામથી કહેવાય છે.[૧૬] કર્મ કરનારાનાં સર્વ કર્મો એ રીતે જ થાય છે. જે કર્મ છે, તે પોતાની વૃદ્ધિ પામેલી વાસના જ છે અને વાસના પોતાના કારણભૂત મનથી જૂદી નથી, પણ તે રૂપ છે; અને મન પરમાત્માના વિવર્તરૂપ હોવાથી પરમાત્મારૂપ છે. આ ઉપરથી જે દૈવ છે, તે કર્મ જ છે. જે કર્મ છે, તે વાસના જ છે, જે વાસના છે, તે મનરૂપ જ છે અને જે મન છે, તે પરમાત્મા રૂપ જ છે; માટે દૈવ નથી આવો નિશ્ચય થાય છે.[૧૭–૧૮] મન વિગેરેના રૂપમાં પરિણામ પામેલો આત્મા જે જે કર્મને હિતકારક જાણીને કરે છે, તે તે કર્મનો ફળને આત્મારૂપ દૈવથી પ્રાપ્ત કરે છે. હે રામ ! અનિર્વચનીય એવા મનનાં સત્પુરુષોએ મન, ચિત્ત, વાસના, કર્મ, દૈવ અને નિશ્ચય, આવાં નામો પાડેલાં છે. આમ જ અનેક નામવાળો આત્મા જ નિત્ય દૃઢ ભાવથી જેવો યત્ન કરે છે, તે પ્રમાણે સંપૂર્ણ ફળ મળે છે. હે રામ ! આ રીતે સર્વ પુરુષાર્થ કરવાથી મળે છે, પરંતુ બીજા કશાથી મળતું નથી, માટે તમે કલ્યાણકારી પુરુષાર્થ કરો.[૧૯–૨૨]

શ્રીરામચંદ્ર પૂછે છે;–હે મુનિ ! મને પ્રથમ જન્મની વાસનાનો સમૂહ જે રીતે રાખે છે, તે રીતે હું વર્તું છું અને તે વાસનાઓને આધીન છું, તેથી હું કૃપણ શું કરું?[૨૩]

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ ! તમારી વાસનાઓ તમને અનુકૂલ છે, તેથી તમે પોતાનાં પ્રયત્નથી પુરુષાર્થ કરીને અક્ષય સુખને પામશો. પુરુષાર્થ કર્યા વિના તે

સુખ મળતું નથી.[૨૪] હે રામ! તમારી જન્મની વાસના શુભ અને અશુભ, એમ બે પ્રકારની હોવી જોઇએ.[૨૫] તેઓમાંથી હમણાં તમને જો શુભ વાસનાઓનો સમૂહ ઉત્તમ માર્ગ પ્રતિ ખેંચી જતો હશે, તો તમે અનુક્રમે કરીને અવિનાશી પદને પામશો.[૨૬] અને જો અશુભ વાસનાઓનો સમૂહ તમને અનુક્રમે સંકટમાં નાંખવાને ધારતો હોય તો તમારે પ્રયત્ન કરીને બળથી તેનો વિજય કરવો જોઇએ.[૨૭] તમે જડ દેહરૂપ નથી પણ પુરાતની ચૈતન્યઘન આત્મા છો. જો તમારાથી ચૈતન્યમય આત્મા જૂદો હોય, તો તમને જાણતો ન હોવાથી સર્વજ્ઞ થઇ જાય છે, માટે તમારો પ્રકાશ કરનાર બીજો કોઇ પણ ચૈતન્ય પદાર્થ નથી, પણ તમેજ સર્વનો પ્રકાશ કરો છો.[૨૮] તમને જો બીજો કોઇ ચેતન આપનાર હોય તો તેને વળી બીજો ચેતન આપનારો હોવો જોઇએ અને તેને ચેતન આપનારો વળી ત્રીજો કોઇ હોવો જોઇએ, આમ માનવાથી અનવસ્થા નામનો દોષ આવી પડશે અને તે મૂલ વસ્તુને સિદ્ધ કરી શકશે નહીં; પરંતુ તેમાં હાનિ પહોંચાડશે.[૨૯] વાસનારૂપી નદી શુભ તથા અશુભ, એમ બન્ને રસ્તે વહે છે. તેને પુરુષાર્થથી અશુભ માર્ગે વહેતી અટકાવીને, શુભ માર્ગે ચલાવવી જોઇએ.[૩૦] હે મહા બળવાન્ રામ! તમારું મન અશુભ માર્ગમાં આસક્ત થયું છે, તેને તમે પુરુષાર્થ અને બળનો ઉપયોગ કરીને શુભ માર્ગમાં ઉતારો.[૩૧] હે રામ! મનુષ્યનું મન, બાળકના જેવું છે, તેને અશુભમાં જતું અટકાવવામાં આવે છે, તો તે શુભ માર્ગે જાય છે અને શુભને માર્ગે જતું અટકાવવામાં આવે છે, તો તે અશુભ માર્ગે જાય છે; માટે બળપૂર્વક અશુભ માર્ગ ઉપરથી પાછું વાળીને શુભ માર્ગમાં જોડવું જોઇએ.[૩૨] ચિત્તરૂપી બાળકને તુરતમાં તો સમતારૂપી ધારણાથી નિર્દોષ કરવું અને પછી ઉતાવળ ન કરતાં ધીરે ધીરે પુરુષાર્થ કરીને તેનું પાલન કરવું એટલે તેને ઉત્તમ માર્ગ ઉપર દોરી જવું.[૩૩] તમે પૂર્વે અભ્યાસથી શુભ અથવા તો અશુભ ગમે તેવો વાસનાનો સમૂહ દૃઢ કર્યો હોય, પરંતુ હમણાં શુભ વાસનાને ગાઢી કરો.[૩૪] હે શત્રુનું મર્દન કરનારા રામ! જો પૂર્વ જન્મમાં તમે અભ્યાસ કર્યો હશે, તો તમારી વાસના તુરત સફલ થશે, અને જ્યારે વાસનાનો ઉદય થાય, ત્યારે જ તમારો અભ્યાસ સફળ થયો જાણવો.[૩૫] હે નિર્દોષ રામ! હમણાં પણ અભ્યાસ કરવાથી વાસના ધાટી થાય છે, માટે તમે ઉત્તમ વાસનાનો અભ્યાસ કરો.[૩૬] હે તાત! પૂર્વના અભ્યાસથી તમારી સુવાસના ધાટી થઇ ન હોય તો હવે તે વધી શકશે નહીં, અને અશુભ વાસનાથી

અનર્થ થશે, આમ તમારે મુંઝાવું નહીં. પણ યોગ્ય રીતે વ્યવહાર કરીને સુખમાં રહેવું.[૩૭] વાસનાઓનાં ફળોને માટે તમને મનમાં સંદેહ રહેતો હોય તોપણ તમે શુભ વાસનાને જ સારી પેઠે એકઠી કરો. ઉત્તમ પ્રતિનાં આચરણથી શુભ વાસનાની વૃદ્ધિ થશે, તો કોઇ પણ જાતની હાનિ થશે નહીં.[૩૮] આ જગતમાં લોકો જેનો જેનો અભ્યાસ કરે છે તે તે વસ્તુરૂપ જ તે થઇ જાય છે. આ વાત બાળકથી માંડીને છેક વિદ્વાનો સુધીમાં સંદેહ વિના પ્રત્યક્ષ જોવામાં આવી છે.[૩૯] માટે પરમ પુરુષાર્થનો આધાર પાંચ ઇંદ્રિયોને જિતીને ઉત્તમ વાસના માટે શુભ વાસનાનો સંગ્રહ કરો.[૪૦] તમારું મન જ્યાંસુધી વ્યુત્પન્ન થયું નથી ત્યાંસુધી, તમે તમારું પોતાનું સ્વરૂપ પણ જાણતા નથી, માટે તમે મન વ્યુત્પન્ન–સંસ્કારી–થાય ત્યાંસુધી, ગુરુનાં અને શાસ્ત્રનાં વચનો પ્રમાણે નિર્ણય કરીને શુભ વાસનાનો અભ્યાસ કરો.[૪૧] અને જ્યારે તમારા રાગ દ્વેષ પાકી જાય, આત્મ તત્ત્વનું જ્ઞાન થાય અને અંતઃકરણની ચિંતા પણ દૂર થાય, ત્યારે તમે તમારી શુભ વાસનાના સમૂહને પણ તજી દેજો.[૪૨] માટે હે રામ! જે અત્યંત સુંદર છે અને આર્ય પુરુષો પણ જેની સેવા કરે છે, તે શુભવાસનાઓનો અભ્યાસ કરીને શુભવાસનાવાળી મનોહર બુદ્ધિથી નિરંતર શોક રહિત એવા ઉત્તમ પદને સંપાદન કરો અને પછી તે ઉત્તમ પદનો પણ ત્યાગ કરીને પોતાના સ્વરૂપમાં જ રહો.[૪૩]



# સર્ગ ૧૦ મો.*

## પૃથ્વી ઉપર જ્ઞાન ઉતરવાનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच—यथास्थितं ब्रह्मतत्वं सत्ता नियतिरुच्यते ।**
**साविनेतुर्विनेत्तृत्वं सा विनेयविनेयता ॥१॥**

શ્રીવસિષ્ઠ કહે છે–હે રામ! બ્રહ્મતત્ત્વ સદા સચ્ચિદાનંદ સ્વપ્રકાશ સ્વરૂપે સર્વ ઠેકાણે અનુકૂલપણાથી રહેલું છે અને તેની સત્તાને આપણે ભવિષ્ય કાળના સંબંધને લીધે ભવિતવ્યતા કહીએ છીએ અને તે ભવિતવ્યતા જ નિયંતારૂપ કારણમાં નિયામકરૂપે રહેલી છે અને કાર્યપદાર્થોમાં નિયમ્યપણે રહેલી છે. કારણ નિત્ય

* આ દશમા સર્ગમાં બ્રહ્માનો અને પોતાનો જન્મ, લોકોની મુક્તિ માટે પોતાને થયેલો જ્ઞાનનો ઉપદેશ, તથા જ્ઞાનને પરંપરાએ ઉતરી આવવાનો ક્રમ કહેવામાં આવશે.

નિયમ પ્રમાણે પહેલુંજ હોવું જોઇએ અને કાર્ય હમ્મેશાં પછીજ હોવું જોઇએ, એવો દૃઢ સિદ્ધાંત છે. નિયતિ પણ સર્વના કારણભુત બ્રહ્મની સત્તાભુત કાળની એક સત્તા ગણાય છે.[1]

માટે તમે કલ્યાણ સાધવામાં હમ્મેશાં બાંધવ તુલ્ય એવો પુરુષાર્થ કરીને તમારા ચિત્તને એકાગ્ર કરો અને મારું આ કહેવું સાંભળોઃ–[2] ઇંદ્રિયો વિષયોના મનોરથો ઉપર સંપૂર્ણ રીતે ચઢી ગઇ છે અને આલોક તથા સ્વર્ગ લોકનાં સુખો માટે ઇચ્છા કર્યા કરે છેઃ તેઓને તમે પુરુષાર્થ કરીને ઝટ નિયમમાં લઇ, મનની સમાન કરો.[3] આલોકમાં અને સ્વર્ગાદિ લોકમાં અધિકારીઓને જ્ઞાન મેળવવા માટે પુરુષાર્થરૂપી ફળ આપનારી અને સર્વ વેદોનો સાર કાઢીને રચેલી આ મોક્ષના ઉપાયોથી ભરેલી સંહિતા હું તમારી આગળ કહી બતાવું છું, તે તમે, સાંભળો.[4] હે રામ! સંસારવાસના કરીને ગ્રહણ કરવાની ઇચ્છા થાય નહીં તેમ તેનો ત્યાગ કરીને ઉદાર બુદ્ધિથી સંપૂર્ણ શમ અને સંપૂર્ણ સંતોષ ગ્રહણ કરીને તથા મનને પૂર્વાપરનાં વાક્યોના અર્થમાં પહોંચી શકે તેવું, વિષયોથી પરાજય પામે નહીં તેવું, આત્માના અનુસંધાનવાળું અને ગુરુ તથા શાસ્ત્રોએ ઉપદેશ કરેલા આત્મ સ્વરૂપનું અનુભવમાં એક રસ થઇ જાય તેવું કરીને મારા મુખથી, સુખ તથા દુઃખનો નાશ કરનાર અને અખંડ એવા મહા આનંદના એક કારણરૂપ મોક્ષનો ઉપાય સાંભળો. હું તમને તે કહી બતાવું છું.[૫–૭] તમે સર્વ વિવેકીઓની સાથે આ મોક્ષની કથા સાંભળીને દુઃખ રહિત પરમ સુખને પામશો, જ્યાં આગળ મૃત્યુનો ભય નથી.[૮] આગલ્યા કલ્પમાં પરમેષ્ઠી એવા બ્રહ્માએ આ જ્ઞાન મને કહ્યું હતું, જે જ્ઞાન સર્વ દુઃખનો નાશ કરનારું અને બુદ્ધિને પરમ આશ્વાસના દેનારું છે.[૯]

શ્રીરામ પૂછે છે–હે મહારાજ! હે પ્રભો! સ્વયંભુ બ્રહ્માએ તમને પૂર્વ આ જ્ઞાન શા કારણથી કહ્યું હતું? અને તમે આ જ્ઞાન કેવી રીતે મેળવ્યું હતું? એ કથા મને કહો.[૧૦]

શ્રીવસિષ્ઠ કહે છે;–માયાના અનંત વિલાસોના આધષ્ઠાનરૂપ, સર્વના અંતર્યામી, સર્વના આધાર ભૂત અને સર્વ પ્રાણીઓના હૃદયાકાશમાં દીવાની પેઠે પ્રકાશતો ચૈતન્યરૂપ આત્મા છે.[૧૧] સ્થિરતામાં અને અસ્થિરતામાં એક જલરૂપી સ્વભાવવાળા સાગરમાંથી જેમ તરંગો ઉત્પન્ન થાય છે, તેમ જ માયાના અને કાર્યના ક્ષોભ વખતે અને અક્ષોભ વખતે, પોતાના એક અખંડ સ્વરૂપમાં જ રહેનારા અર્થાત્ નિર્વિકાર એવા પરમાત્મામાંથી બ્રહ્માંડરૂપી વિરાટ્ પુરુષ ઉત્પન્ન થયો.[૧૨] એ વિરાટ્ પુરુષ, જેની મેરુ પર્વત ડોડી છે, દિશાઓ જેની પાંખડીઓ છે અને તારાઓ જેનાં કેસરાંઓ છે,

તેના એવા હૃદય કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા.[૧૩] વેદો તથા વેદોના અર્થને જાણનારા અને દેવો તથા મુનિઓનાં મંડળોથી શોભતા એ બ્રહ્માએ, મન જેમ અનેક વિકલ્પોના સમૂહને ઉત્પન્ન કરે છે, તેમ, સર્વ પ્રાણીઓના સમૂહને ઉત્પન્ન કર્યો.[૧૪] જંબૂદ્વીપના એક ખૂણારૂપ આ ભરતખંડમાં આધિ અને વ્યાધિઓથી ભરેલાં, લાભ તથા હાનિથી વ્યાકુળ મનવાળાં અને થોડા આયુષ્યવાળાં પુષ્કળ પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં. પ્રાણીઓની આ સૃષ્ટિઓમાં માણસોને, અનેક જાતની પીડાઓથી ભરેલાં દુઃખો પડતાં જોઇને, પુત્રનું દુઃખ જોઇને જેમ પિતાને દયા આવે, તેમ સર્વ લોકોને ઉત્પન્ન કરનારા એવા મહા સમર્થ બ્રહ્માને પણ દયા ઉત્પન્ન થઇ.[૧૫-૧૭] અને તે દયાથી બ્રહ્માએ ક્ષણવાર એકાગ્ર ચિત્તથી વિચાર કરવા માંડયો કે, 'આ ભાગ્યહીન લોકોનાં દુઃખોનો નાશ કરે, તેવો ઉપાય કયો હશે?' આવો વિચાર કરીને બ્રહ્માએ પોતાના શરીરમાંથી તપ, ધર્મ, દાન, સત્ય અને તીર્થ, એટલી વસ્તુ ઉત્પન્ન કરી.[૧૮-૧૯] આટલું સરજ્યા પછી ફરીને પ્રાણીઓના સરજનારા બ્રહ્મા પોતે વિચાર કરવા લાગ્યા કે, આ તપાદિકથી મેં સર્જેલી પ્રજાનાં દુઃખનો કંઇ સર્વથા નાશ થઇ જશે નહીં;[૨૦] પરમ સુખ તો નિર્વાણ (મોક્ષ) જ છે, જ્યાં ગયા પછી મનુષ્યને ફરીને જન્મ ધરવો પડતો નથી, તેમ મરવું પણ પડતું નથી અને એ નિર્વાણ કેવળ જ્ઞાનથી જ મળે છે.[૨૧] જીવને સંસારમાંથી ઉદ્ધાર થવાનો ઉપાય જ્ઞાનજ છે. તપ, દાન અને તીર્થયાત્રા, એ મોક્ષના મુખ્ય ઉપાયો કહેલા નથી, પણ ગૌણ છે.[૨૨] માટે અજ્ઞાની મનુષ્યને દુઃખમાંથી છોડાવવા માટે હું હમણાંજ ઉદ્ધારનો નવીન ઉપાય પ્રકટ કરું છું.[૨૩] આવો વિચાર કરીને કમળમાં બેઠેલા ભગવાન્ બ્રહ્માએ, મનમાં સંકલ્પ કરીને તમારી આગળ બેઠેલો જે હું તેને ઉત્પન્ન કર્યો.[૨૪] હે પાપ રહિત રામ! જેમ એક મોજામાંથી અણચિંતવ્યો બીજો મોજો ઉત્પન્ન થાય, તેમ હું પણ પિતા બ્રહ્માથી અણચિંતવી રીતે તુરત ઉત્પન્ન થયો અને પછી તેની પાસે ગયો.[૨૫] કમંડળ ધારણ કરનારા, હાથમાં રહેલી રુદ્રાક્ષની માળા ફેરવતા અને સર્વના સ્વામી એવા બ્રહ્માની પાસે જઇને મેં તેમને નમ્રતા સાથે પ્રણામ કર્યા. આ વખતે મારા પણ એક હાથમાં કમંડળ હતું અને બીજા હાથમાં રુદ્રાક્ષની માળા રહેલી હતી.[૨૬] બ્રહ્માએ, ઓ પુત્ર! અહીં આવ, આમ કહીને ચંદ્રને જેમ ધોળાં વાદળાં ઉપર બેસાડે તેમ, મને હાથથી ઝાલીને પોતાના કમલના ઉત્તર દલપર બેસાડયો.[૨૭] મૃગચર્મ ધારણ કરનારા પિતા બ્રહ્મા, મૃગનું ચર્મ ધારણ કરનારા એવા મને, ઉત્તમ હંસ, જેમ સારસ પક્ષીને કહે તેમ, કહેવા લાગ્યા,[૨૮] 'હે પુત્ર! ચંદ્રમામાં

જેમ કલંક પ્રવેશ કર્યો છે, તેમ તારા મનમાં પણ થોડીવાર વાંદરાના જેવી ચંચળતા ભલે પ્રવેશ કરે.'[૨૯] આ રીતે બ્રહ્માએ મને ઝટ શાપ આપ્યો કે, તે જ વખતે હું મારા પોતાના ઘણા જ નિર્મળ એવા સ્વસ્વરૂપને વિસરી ગયો.[૩૦] હું સ્વસ્વરૂપને ભૂલી જવાથી દીન થઇ ગયો અને મૂઢ બુદ્ધિનો હું, જેનું ધન નાશ પામ્યું હોય એવાં મનુષ્યની પેઠે, દુઃખથી તથા શોકથી પીડાવા લાગ્યો.[૩૧] મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'અરે રે, બહુ ભુંડું થયું! સંસારનો દોષ અહીં કેમ આવી લાગ્યો? આવો વિચાર કર્યા પછી છેવટે હું છાનોમાનો બેસી રહ્યો.[૩૨] તે પછી મારા પિતા બ્રહ્માએ મને પૂછ્યું કે, દીકરા! તું શા માટે દુઃખી થાય છે? તું મને દુઃખના નાશનો ઉપાય પૂછ કે, જેથી તું નિત્ય સુખી થઇશ.'[૩૩] પછી સર્વ લોકોને રચનારા ભગવાન્ બ્રહ્માને સુવર્ણના કમળના એક પાંદડાં ઉપર બેઠેલા મેં, સંસારની વ્યાધિઓને ટાળનારો ઉપાય પૂછવા માંડયો.[૩૪] હે પિતાજી! મહા દુઃખથી ભરેલો આ સંસાર કેવી રીતે જીવની પાસે આવે છે, અને કયા ઉપાય લેવાથી તે સંસાર નાશ પામે છે? આ રીતે મેં પિતા બ્રહ્માને પૂછ્યું,[૩૫] એટલે તેમણે મને ઘણું જ જ્ઞાન કહી સંભળાવ્યું, જે પરમ પવિત્ર જ્ઞાન સમજીને, હું બ્રહ્માના અંતઃકરણના ઉત્તમ તત્ત્વબોધની પેઠે નિર્મળ અને પરિપૂર્ણ સ્વભાવનો થયો.[૩૬] હું જાણવાની સર્વ વસ્તુ જાણીને બ્રહ્મની સ્થિતિને પામ્યો, એટલે જગત્કર્તા અને ઉપદેશ દેનારા બ્રહ્માએ, સંસારના દોષ આવવા વિષે સર્વ કારણ કહી બતાવ્યું.[૩૭] 'હે દીકરા! મેં તને શાપ આપીને અજ્ઞાની બનાવી દીધો હતો અને સર્વ લોકોને જ્ઞાનની સિદ્ધિ થવા માટે, તને આ સર્વ જ્ઞાનનો સાર પૂછનારો કર્યો હતો.[૩૮] પરંતુ હમણાં મારો શાપ શાંત થઇ ગયો અને મેલું સોનું જેમ શુદ્ધ કરવાથી શુદ્ધ સુવર્ણ થાય, તેમ તું પણ મારી પેઠે પરમ જ્ઞાન સંપાદન કરીને પરબ્રહ્મરૂપ થઇ ગયો છે.[૩૯] હે સદ્ગુણી પુત્ર! હવે તું લોકોના ઉપર અનુગ્રહ કરવા માટે પૃથ્વી ઉપર, જંબૂદ્વીપમાં આવેલા ભરતખંડમાં જા.[૪૦] અને હે પુત્ર! મહા બુદ્ધિશાળી તથા કર્મ ક્રમનો જાણનાર જે તું, તેણે ત્યાં આગળ, જેઓ કર્મ કાંડમાં પરાયણ રહેનારા હોય, તેઓને ક્રિયાકાંડનો અનુક્રમે ઉપદેશ કર.[૪૧] અને હે સદ્ગુણી પુત્ર! જેઓ વૈરાગ્ય ઉપર આસક્તિવાળા હોય, મહા બુદ્ધિશાળી હોય, વિચારવાળા હોય, તેઓને તારે આનંદદાયક જ્ઞાનથી ઉપદેશ કરવો.[૪૨]

આ રીતે હે રામ! મને પિતા બ્રહ્માએ આજ્ઞા કરી છે, માટે આ પૃથ્વી ઉપર જયાંસૂધી જ્ઞાનના અધિકારી પ્રાણીઓનો સમુદાય રહેશે, ત્યાંસૂધી હું પણ

રહીશ.[૪૩] આ સંસારમાં મારે કંઇજ કર્તવ્ય નથી અને હું મન રહિત છું, છતાં પણ મારે સંસારમાં રહેવુંજ જોઇએ, એમ ધારીને હું સંસારમાં શાંત વૃત્તિથી રહ્યો છું તથા નિરંતર અજ્ઞાનીની દૃષ્ટિમાં હું કાર્ય કરતો હોઉં, તેમ જણાઉં છું. હું પોતે મારી પોતાની બુદ્ધિથી કાંઇ પણ કાર્ય કરતો નથી.[૪૪]



# સર્ગ ૧૧ મો*

## પૃથ્વી ઉપર જ્ઞાન આવવાનાં કારણો.

**श्रीवसिष्ठ उवाच—एतत्ते कथितं सर्वं ज्ञानावतरणं भुवि ।**
**मया स्वभिहितं चैव कमलोद्भवचेष्टितम् ॥१॥**

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! પૃથ્વી ઉપર જ્ઞાન કેવી રીતે ઉતર્યું? તે અને મારું તથા બ્રહ્માનું કર્તવ્ય, એ સર્વ તમને કહી બતાવ્યું.[૧] હે નિર્દોષ રામ! આજે મોટા પુણ્યના ઉદયને લીધે, એ પરમ પવિત્ર જ્ઞાન સાંભળવાની તમારા મનમાં ઘણી ઉત્કંઠા થઇ છે.[૨]

શ્રીરામ પૂછે છે;–હે મુનિ મહારાજ! સૃષ્ટિ કર્યા પછી મહાત્મા બ્રહ્માની બુદ્ધિ, આ જગતમાં જ્ઞાન ઉતારવા માટે કેવી રીતે થઇ હતી? તે મને કહો.[૩]

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! સમુદ્રમાં જેમ ચંચળ સ્વભાવવાળો મોજો પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે, તેમ પરબ્રહ્મમાં પણ ક્રિયા શક્તિવાળા બ્રહ્મા પોતે પૂર્વ જન્મની વાસનાથી ઉત્પન્ન થયા.[૪] તે બ્રહ્માએ જગતની દુઃખી સ્થિતિ જોઇને, તે ઉપરથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણે કાળના લોકોની સઘળી સ્થિતિ દુઃખી હોવાનો નિશ્ચય કર્યો.[૫] જેમાં સ્વર્ગ, મોક્ષ વગેરેનાં સાધનો થઇ શકે છે, એવા સત્યાદિક યુગનો અંત આવી જતાં, ભવિષ્યમાં લોકો મોહમાં ડૂબી જશે, આમ જોઇને, બ્રહ્માને દયા ઉત્પન્ન થઇ.[૬] પછી બ્રહ્માએ મને ઉત્પન્ન કરી, વારંવાર જ્ઞાનનો ઉપદેશ કરીને લોકોનાં અજ્ઞાન નાશ કરવા માટે મને પૃથ્વી ઉપર મોકલ્યો છે.[૭] બ્રહ્માએ જેમ મને પૃથ્વી ઉપર મોકલ્યો છે, તેમ સનત્કુમાર અને નારદ વગેરે બીજા ઘણા મહર્ષિઓને પણ, લોકોને ઉપદેશ કરવા માટે, પૃથ્વી ઉપર મોકલ્યા છે.[૮] અમને સર્વને

* આ અગીઆરમા સર્ગમાં પૃથ્વી ઉપર જ્ઞાન કેવી રીતે આવ્યું? તેનો વિસ્તાર, રામના વૈરાગ્યનાં વખાણ અને વક્તા તથા શ્રોતાનાં લક્ષણો વગેરે કહેવામાં આવશે.

ક્રિયાકાંડના અનુક્રમ પ્રમાણે પુણ્ય કર્મોવડે તથા જ્ઞાનના ક્રમવડે, મનના મોહરૂપી રોગથી ઘેરાયલા લોકોનો ઉદ્ધાર કરવા માટે મોકલ્યા છે અર્થાત્ અજ્ઞાની લોકોનો ઉદ્ધાર કરવો, એ અમારો ધર્મ છે.[૯] તે તે મોટા ઋષિઓએ, પૂર્વે સત્યયુગ પૂરો થઈ રહ્યા પછી, પૃથ્વી ઉપર કાળના ક્રમ પ્રમાણે, શુદ્ધ એવો કર્મસમુદાય થોડો થવા લાગ્યો એટલે, તે ક્રિયાકાંડનો ક્રમ પાછો બાંધવા માટે, અને મર્યાદાનો નિયમ કરવા માટે, જૂદા જૂદા દેશનો વિભાગ કરીને, તેઓનાં રાજાઓની સ્થાપના કરી.[૧૦] વળી પૃથ્વી ઉપર ધર્મ, અર્થ અને કામનાની સિદ્ધિ કરવા માટે, ઘણાં ધર્મ શાસ્ત્રો અને યજ્ઞ સમ્બન્ધી યોગ્યતાવાળી સંહિતાઓ રચી કાઢી.[૧૧] આ બાંધેલા ક્રમ કેટલાએક કાળ સુધી તો ચાલ્યો, પરંતુ વળી તે ક્રમ તૂટી ગયો. લોકો નિત્ય વૈભવોમાં પરાયણ રહેવા લાગ્યા અને વિષય સંપાદન કરવા માટે આતુર રહેવા લાગ્યા.[૧૨-૧૩] દેશને માટે રાજાઓની વચ્ચે યુદ્ધો થવા લાગ્યાં અને પૃથ્વી ઉપર ઘણાં પ્રાણીઓ શિક્ષા યોગ્ય થઈ ગયાં.[૧૪] આમ થવાથી જે રાજાઓ પ્રથમ પૃથ્વીની રક્ષા કરવાને સમર્થ હતા, તેઓ હમણાં યુદ્ધ કર્યા વિના પૃથ્વીના પાલન માટે અસમર્થ થઈ પડયા; અને પ્રજાની સાથે દીનપણાને પામી ગયા.[૧૫] તેઓની દીનતા દૂર કરવા માટે અને લોકોમાં જ્ઞાનદૃષ્ટિ ફેલાવવા માટે, મેં અને બીજાઓએ મોટા જ્ઞાનના વિચારો તેઓને સમજાવવા માંડયા.[૧૬] આ પ્રમાણે પ્રથમ અમે અધ્યાત્મ વિદ્યા રાજાઓને કહી બતાવી અને પછી તે લોકોમાં ફેલાવો પામી, તેથી જ અધ્યાત્મ વિદ્યાને રાજ્યવિદ્યા એવું નામ આપવામાં આવે છે.[૧૭] હે રામચંદ્ર ! એ ઉત્તમ અધ્યાત્મ વિદ્યા ત્યારથી રાજવિદ્યા, રાજગુહ્ય એવા નામથી જગતમાં કહેવાવા લાગી અને રાજાઓ, એ ઉત્તમ આત્મજ્ઞાનની વિદ્યાને જાણીને મહા સુખ પામ્યા હતા.[૧૮] હે રામ ! તેવા ઘણા નિર્મળ કીર્તિવાળા રાજાઓ થઈ ગયા છે. પછી હમણાં દશરથ રાજાથી પૃથ્વી ઉપર તમે જન્મ્યા છો.[૧૯] હે શત્રુનો નાશ કરનારા રામ! હમણાં તમારા ઘણા જ નિર્મળ મનમાં દુઃખાદિક કારણો વિના પણ પવિત્ર અને ઉત્તમ એવો વૈરાગ્ય ઉત્પન્ન થયો છે.[૨૦] હે રામ! સૌ લોકોમાં સર્વ મહાત્મા પુરુષોને અને વિવેકીઓને, કોઈ પણ દુઃખાદિક કારણને લઈને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. માટે તે રાજસ કહેવાય છે;[૨૧] પરંતુ તમને આ પોતાના સ્વરૂપના વિવેકથી સ્વાભાવિક રીતે જે વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તે વૈરાગ્ય અપૂર્વ છે અને મહાત્મા પુરુષોને આશ્ચર્યજનક છે.[૨૨] બિભત્સ વિષય જોઈને કોને વૈરાગ્ય આવે નહીં ? સર્વને આવે. પરંતુ મહાત્માઓને તો આત્માના વિવેકથી જ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.[૨૩] જેઓને

સ્વાભાવિક રીતે જ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તેઓને મહાન્ અને મોટા વિદ્વાન્ જાણવા અને તેઓનું મન પણ નિર્મળ હોય છે.[૨૪] તરુણ પુરુષ જેમ વરમાળા વડે શોભે છે, તેમ પ્રાણી પોતાના વિવેકવડે તત્ત્વનો વિચાર કરવાની ઇચ્છા ઉત્પન્ન થતાં, બીજા વિષયો ઉપર વૈરાગ્ય ધરાવનારી બુદ્ધિવડે શોભે છે.[૨૫] જેઓ વિવેકવડે આ સંસારની રચનાનો વિચાર કરીને વૈરાગ્યને પામે છે, તેઓ જ પુરુષોમાં ઉત્તમ ગણાય છે.[૨૬] પોતાના વિવેકથી જ વારંવાર વિચાર કરીને, આ ઇંદ્રજાળ સમાન જગતનો બહારથી તથા મનથી એકાએક ત્યાગ કરવો, યોગ્ય છે.[૨૭] સ્મશાનને, વિપત્તિને તથા દીનતાને જોઇને કોને વૈરાગ્ય ઉપજે નહીં? સર્વને ઉપજે. પરંતુ તે જ વૈરાગ્ય પરમ ઉત્તમ ગણાય છે કે, જે વૈરાગ્ય સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે.[૨૮] તમે સ્વાભાવિક વૈરાગ્યરૂપી મહત્તાને સંપૂર્ણ રીતે સંપાદન કરી છે અને કોમળ જમીન જેમ બી વાવવા માટે યોગ્ય ગણાય છે તેમ તમે જ્ઞાનરૂપી બીજ વાવવા માટે યોગ્ય છો.[૨૯] તમારા જેવાની શુભ બુદ્ધિ સર્વના પ્રભુ એવા પરમાત્માના પ્રસાદથી વિવેકને જ અનુસરે છે.[૩૦] લાંબા કાળ સુધી ક્રિયાકાંડમાં પરાયણ રહેવાથી, મોટું તપ કરવાથી, નિયમ પાળવાથી, દાન દેવાથી, તીર્થયાત્રા કરવાથી અને વિવેકથી, પાપોનો નાશ થયા પછી પ્રાણીની બુદ્ધિ કાકતાલીયન્યાય પ્રમાણે પરમાર્થના વિચારમાં પ્રવર્તે છે.[૩૧-૩૨] કર્મકાંડમાં પરાયણ રહેનારા લોકો પણ જ્યાંસુધી પરમ પદનો અનુભવ કરતા નથી, ત્યાંસુધી તેઓ ચક્રની પેઠે ફેરવનારા રાગ દ્વેષાદિકથી વિંટાઇને આ જગતમાં ભટક્યા કરે છે.[૩૩] હાથીઓ, જેમ પોતાના બંધનમાંથી છૂટ્યા પછી, પોતાના પ્રિયસ્થાનમાં જાય છે, તેમ વિવેકી પુરુષો આ સંસારના મિથ્યાપણાને જોઇને, તે સંસારમય થઇ રહેલી બુદ્ધિનો અને સંસારનો ત્યાગ કરીને, જ્ઞાનથી પરબ્રહ્મને પામે છે.[૩૪] હે રામ! આ સંસારમાં થતાં જન્મ મરણરૂપી પ્રવાહથી મહાન્ છતાં પણ એક કીડાના જેવો થઇ પડેલો અજાની પ્રાણી જ્ઞાન વિના તે સંસારના પ્રવાહને જાણતો નથી.[૩૫] હે રઘુકુલોત્પન્ન રામ! મોટી બુદ્ધિવાળા જ્ઞાની લોકો, મટકુ મારવા માત્રમાં, જ્ઞાનની યુક્તિરૂપી નૌકા વડે મહા દુઃખે તરી શકાય એવા સંસાર સિંધુને તરી ગયા છે.[૩૬] તે સંસારરૂપી સિંધુમાંથી તારનારી જ્ઞાનની યુક્તિનું તમે સાવધાન થઇને, નિત્ય વિવેકાદિકની સંપત્તિવાળી બુદ્ધિથી શ્રવણ કરો.[૩૭] એ જ્ઞાનની ઉત્તમ યુક્તિ જ્યાંસુધી પ્રાપ્ત થઇ નહોય, ત્યાંસુધી દુનિયાદારીના અનંત વિષયવાળા દુઃખનાં ભય, ઘણા દિવસ સુધી અંતઃકરણને બાળ્યા કરે છે.[૩૮] હે રઘુ-

કુળમાં જન્મેલા રામ! જગતમાં જ્ઞાનની યુક્તિ ન હોય તો મહાત્મા પુરુષો ટાઢ, તડકો, પવન વગેરે દ્વંદ્વ દુઃખોને શી રીતે સહન કરી શકે?[૩૯] આ સંસારમાં મૂર્ખ મનુષ્યોને ડગલે ડગલે સાંસારિક ચિંતાઓ આવી પડે અને અગ્નિની શિખા જેમ ખડને બાળી દે છે. તેમ, ચિંતા પણ સમય ઉપર મનુષ્યને બાળી નાંખે છે.[૪૦] વર્ષા ઋતુથી અત્યંત ભીંજાયલાં વનને જેમ અગ્નિની જ્વાલાઓ બાળી શકતી નથી, તેમ વેદાંત શાસ્ત્ર જાણનાર અને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરનાર વિદ્વાનને ચિંતાઓ બાળી શકતી નથી.[૪૧] આધિઓ અને વ્યાધિઓરૂપી ચકરીવાળો સંસારરૂપી મારવાડનો પવન, જોરથી વાહતો હોય, તોપણ જ્ઞાની મનુષ્ય મજબૂત વૃક્ષની પેઠે ચલાયમાન થતો નથી.[૪૨] માટે બુદ્ધિમાન્ પુરુષે તત્ત્વજ્ઞાન મેળવવા માટે, શ્રુતિ આદિકનાં પ્રમાણોમાં કુશળ આત્મજ્ઞાનીને, પ્રયત્ન પ્રેમપૂર્વક પ્રણામ કરીને પૂછવું.[૪૩] ઉદાર મનવાળા માન્ય કુશલવક્તાને પૂછ્યા પછી, કેસરના રંગમાં નાંખેલું વસ્ત્ર જેમ કેસરને ગ્રહણ કરે, તેમ પ્રયત્નથી વક્તાનાં વચનને ગ્રહણ કરવું.[૪૪] હે વચનનો સાર જાણનારાઓમાં ઉત્તમ રામ! જે મનુષ્ય તત્ત્વ વસ્તુને ન જાણનારા અને જેનું વચન સ્વીકારવા યોગ્ય ન હોય એવાં, મનુષ્યને આત્મજ્ઞાનનો પ્રશ્ન પૂછે છે, તેના જેવો બીજો કોઇ પણ મહા મૂર્ખ નથી.[૪૫] તેમ જ તત્ત્વવેત્તા એવા પ્રમાણ કુશલવક્તાને પ્રયત્નથી પૂછ્યા પછી, તેના કહેવાને જે મનુષ્ય પાળતો નથી, તેના જેવો બીજો કોઇ પણ મનુષ્ય અધમ નથી.[૪૬]

જે મનુષ્ય પ્રથમ વક્તાના વ્યવહાર ઉપરથી તે વક્તા આત્મજ્ઞાનમાં કુશળ છે કે નથી, આવો નિશ્ચય કરીને પછી જે પૂછે છે, તે પૂછનાર મનુષ્ય મહાબુદ્ધિમાન્ ગણાય છે.[૪૭] જે મૂર્ખ, વક્તાના જ્ઞાનની પરીક્ષા કર્યા વિના તેને પ્રશ્ન પૂછે છે, તે પ્રશ્નકર્તા અધમ ગણાય છે અને તે ઉત્તમ વસ્તુનો પાત્ર ગણાતો નથી.[૪૮] કોઇ પણ પ્રશ્ન કરે તો બુદ્ધિશાળી વક્તાએ પૂર્વાપરનું સમાધાન કરવામાં જેની બુદ્ધિ સમર્થ હોય, એવાં ઉત્તમ મનુષ્યને ઉપદેશ કરવો નહીં.[૪૯] પ્રશ્ન કરનાર પ્રમાણોથી સિદ્ધ કરેલા પદાર્થોને સમજી શકે તેવો છે, આવો વિચાર કર્યા વિના, જે વક્તા પ્રશ્ન કરનારાને ઉપદેશ કરે છે, તેને જગતમાં બુદ્ધિશાળી લોકો મહા મૂર્ખ કહે છે.[૫૦]

હે રઘુકુલ રામ! તમે પૂછનાર ઘણાજ વખાણવા યોગ્ય ગુણવાન્ છો. અને હું ઉપદેશ કરી જાણું છું, માટે આપણો બન્નેનો આ યોગ સમાન થયો છે.[૫૧] હે શબ્દના અર્થ જાણવામાં કુશલ! હું જે વાત તમને કહું, તે વાતને તમારે ખરી માનીને હૃદયમાં સંપૂર્ણ રીતે ગ્રહણ કરવી.[૫૨] તમે મહાન્ છો, વિરક્ત છો, જનસ્થિતિમાં તત્ત્વવેત્તા છો, માટે શુદ્ધ વસ્ત્રમાં જેમ કેસરનો રંગ લાગી જાય, તેમ

હું તમને જે કહીશ, તે તમારા અંતઃકરણમાં લાગી જશે.[૫૩] કહેલી બાબતને ધ્યાનમાં રાખવામાં પરમ કુશળ અને ખરી વસ્તુનું વિવેચન કરનારી તમારી બુદ્ધિ, સૂર્યની પ્રભા જેમ પાણીમાં પ્રવેશ કરે છે, તેમ અર્થમાં પ્રવેશ કરશે.[૫૪] હું તમને જે જે ઉપદેશ કરું, તે તે તમારે ગ્રહણ કરવો અને પ્રયત્નપૂર્વક હૃદયમાં ધારણ કરવો અને તમારે જો એમ ન કરવું હોય તો તમારે મને વ્યર્થ પ્રશ્ન જ કરવો નહીં.[૫૫] હે રામ! આ મન ચપળ છે અને તે સંસારરૂપી વનમાં વાંદરાના જેવું છે, તેને પ્રયત્નથી હૃદયમાં અટકાવીને, પરમાર્થનો ઉપદેશ સાંભળવો.[૫૬] જે વિવેક રહિત, અજ્ઞાની અને નઠારાની સંગતમાં પ્રીતિ ધરાવનાર હોય, તેવાં મનુષ્યને લાંબો વખત દૂર કાઢીને, મહાત્મા પુરુષોની સેવા કરવી.[૫૭] નિત્ય સજ્જનનો સમાગમ કરવાથી વિવેક ઉત્પન્ન થાય છે અને વિવેકરૂપી વૃક્ષનાં ભોગ તથા મોક્ષ, એ બે ફળ કહેલાં છે.[૫૮] શમ, વિચાર, સંતોષ અને ચોથો મહાત્મા સાધુજનોનો સમાગમ, આ ચાર મોક્ષની દેવડી ઉપર દ્વારપાલ કહેવાય છે.[૫૯] એ ચારેનું, ત્રણનું, બેનું કે એકનું પણ પ્રયત્નથી સેવન કર્યું હોય તો, તેઓ મોક્ષરૂપી રાજમહેલનાં બારણાંને ખુલ્લાં કરી દે છે.[૬૦] પ્રાણ જતાં પણ તેઓમાંથી એકનો સંપૂર્ણ પ્રયત્નવડે આશ્રય કરવો, કારણ કે એક વશ થાય છે, તો ચારેય વશ થાય છે.[૬૧] સૂર્ય જેમ તેજના પાત્રરૂપ છે તેમ જગતના આભૂષણરૂપ વિવેકી પુરુષ જ્ઞાનનાં, તપનાં અને શ્રવણનાં પાત્રરૂપ છે,[૬૨] પાણી જેમ ટાઢથી પાષાણ જેવું થઇ જાય છે, તેમ મૂર્ખ પુરુષોની બુદ્ધિ મૂર્ખપણાથી ઘટ્ટ થઇને કઠિન થઇ જાય છે.[૬૩] પરંતુ હે રઘુવંશી રામ! સૂર્યોદય થયા પછી જેમ કમળ પ્રફુલ્લિત થાય છે, તેમ સૌજન્યરૂપી ગુણથી અને શાસ્ત્રોના અર્થોના વિચારોથી તમારું અંતઃકરણ પણ પ્રફુલ્લિત રહે છે.[૬૪] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ! મૃગ જેમ વીણાના નાદને કાન ઉંચા કરીને શ્રવણ કરે છે, તેમ તમે પણ આ જ્ઞાનવાણીને કાન દઇને સાંભળવાને અને સાંભળીને હૃદયમાં ધારણ કરવાને યોગ્ય છો.[૬૫] તમે વૈરાગ્ય અને અભ્યાસ કરીને સમદૃષ્ટિ તથા સૌજન્ય આદિ સંપત્તિઓનો સંગ્રહ કરો, કે જે સંગ્રહ કરવાથી, નાશ થતો નથી.[૬૬] સંસારમાંથી મુક્ત થવા માટે પ્રથમ શાસ્ત્રોનો અને સજ્જનોનો સમાગમ કરીને. તપનો અને જિતેંદ્રિયપણાંનો આશ્રય કરીને, બુદ્ધિને જ વધારવી જોઇએ.[૬૭] જરા સંસ્કારવાળી બુદ્ધિથી પણ જો અધ્યાત્મશાસ્ત્રનું અવલોકન કરવામાં આવે છે, તો તેથી મનુષ્યની મૂર્ખતાનો અત્યંત નાશ થાય છે, એમ જાણજો.[૬૮] આ સંસારરૂપી ઝેરી ઝાડ, સર્વ આપત્તિઓનું એક સ્થાનક છે; તે હમ્મેશાં અજ્ઞાનીને મોહ ઉપજાવે

છે, માટે પ્રયત્નથી એ મૂર્ખતાનો નાશ કરવો.[૬૯] અગ્નિમાં નાંખેલું ચામડું જેમ સંકો-ચાઇ જાય છે, તેમ દુષ્ટ આશાથી વાંકી ગતિ કરનારા અને હૃદયમાં ફેલાયલા એવા મૂર્ખપણાથી, ચિત્ત સંકોચાઇ જાય છે.[૭૦] આડાં વાદળાં ન હોવાથી ચંદ્રનાં સંપૂર્ણ રીતે નિર્મળ મંડળને જોઇને, મનુષ્યની દૃષ્ટિ જેમ પ્રફુલ્લિત થાય છે, તેમ જ્ઞાની પ્રશ્નકર્તાને જોઇને વક્તાનો યથાર્થ એવો વસ્તુવિચાર પ્રફુલ્લિત થાય છે.[૭૧] જે પુરુષની બુદ્ધિ પૂર્વાપરનો વિચાર કરીને, અર્થના ઉત્તમ ચાતુર્યને ગ્રહણ કરે છે અને તેથી પ્રફુલ્લિત રહે છે, તે આ જગતમાં પુરુષ કહેવાય છે.[૭૨] હે રામ! પ્રફુ-લ્લિત થયેલા, શ્વેત રંગવાળા, અંધારાનો નાશ કરનારા, શીતળ કાંતિવાળા અને આનંદદાયક આદિ ગુણોથી ભરેલા નિર્મળ ચંદ્રવડે જેમ આકાશ શોભે છે, તેમ તમે પ્રફુલ્લિત થયેલા, શુદ્ધ, અજ્ઞાનનો ત્યાગ કરનારા, ઉત્તમ વિચારરૂપી શીતળતાથી પ્રકાશવાળા અને સુજનતા વગેરે ગુણવાળા નિર્મળ હૃદયથી શોભો છો.[૭૩]



# *સર્ગ ૧૨ મો.

## સંસારનું મિથ્યાપણું અને જ્ઞાનની મહત્તા.

**श्रीवसिष्ठ उवाच—परिपूर्णमना मान्यःप्रष्टुं जानासि राघव ।**
**वेत्सि चोक्तं च तेनाहं प्रवृत्तो वक्तुमादरात् ॥१॥**

શ્રીવસિષ્ઠ કહે છે;—હે રઘુવંશી રામ! તમારું મન સંતુષ્ટ હોવાથી પરિપૂર્ણ છે, તમે સર્વમાં માન્ય છો, તમે પ્રશ્ન કરવાની રીત જાણો છો અને કહેલી વાત સમજો છો, માટે હું તમને આદરથી કહેવાને તત્પર થયો છું.[૧] હે રામ! રજો તથા તમોગુણથી રહિત અને શુદ્ધ સત્વગુણને અનુસરનારી બુદ્ધિને હૃદયમાં સ્થાપન કરીને, જ્ઞાન શ્રવણ કરવા માટે તમે સ્થિર થાઓ.[૨] સમુદ્રમાં જેમ રત્નની પંક્તિ હોય, તેમ તમારે વિષે પ્રશ્નકર્તાના સર્વ ગુણોનો સમૂહ છે અને મારે વિષે વક્તાના સર્વ ગુણોનો સમૂહ રહેલો છે.[૩] હે પુત્ર, ચંદ્રકાંતમણિ જેમ ચંદ્રના કિરણોનો સમૂહ પોતાની ઉપર પડવાથી જેમ તે આર્દ્રપણાને પામે છે, તેમ તમે પણ વિવેક અને વૈરાગ્ય પોતાને વિષે આવવાથી વૈરાગ્યને પામ્યા છો.[૪] શુદ્ધ

*** આ બારમા સર્ગમાં સંસારની ગતિનું મિથ્યાપણું, જ્ઞાનનું ઉત્તમ માહાત્મ્ય અને રામમાં પ્રશ્ન કર્તાના ગુણોની સમૃદ્ધિ વિષે કથા કહેવામાં આવશે.**

કમળને જેમ ઘણા જ લાંબા અને અવિચ્છિન્ન એવાં તંતુઓનો જન્મથી જ પરિચય હોય છે, તેમ શુદ્ધ એવા જે તમે, તેને પણ ઘણા વિસ્તાર પામેલા અને અવિચ્છિન્ન ગુણોનો બાલ્યાવસ્થાથી જ પરિચય છે.[૫] માટે તમે કથા સાંભળો, હું તમને કથા કહી બતાવીશ અને તમે જ આ કથાના પાત્ર છો. કારણ કે ચંદ્રમા વિના શુદ્ધ કુમુદિની પ્રફુલ્લિત થતી નથી.[૬] જે સઘળા આરંભો છે તથા જે કોઇ વિચારો છે, તે સઘળા પોતાનું સ્વરૂપ જોવામાં આવે છે ત્યારે શાંત થઇ જાય છે.[૭] જો ઉત્તમ ચિત્તવાળાને જ્ઞાનથી વિશ્રાંતિ મળતી ન હોય, તો આ સંસારમાં કયો મહાત્મા પુરુષ સાધનોની ચિંતાનો પરિશ્રમ સહન કરે? કોઇ પણ સહન કરે નહીં.[૮] પ્રલય કાળના અનેક સૂર્યના સંબંધથી જેમ મોટા પર્વતોની શિલાઓ ગળી જાય છે, તેમ ઉત્તમ જ્ઞાન પામ્યા પછી સઘળી ચિત્તની વૃત્તિઓ પણ ગળી જાય છે.[૯] હે રામ! કષ્ટે કરીને સહન થાય તેવો સંસારના ઝેરથી થએલો દુઃખરૂપી કોલેરાનો રોગ, પવિત્ર એવા આત્મજ્ઞાનરૂપી ગારુડી મંત્ર વિના મટતો નથી.[૧૦] તે આત્મજ્ઞાનનો યોગ તથા પરમાર્થ વસ્તુના જ્ઞાનને અપાવે એવો મંત્ર, ગુરુ, સ્વાધ્યાયી વગેરેની સાથે અધ્યાત્મશાસ્ત્રનો વિચાર કરવાથી અવશ્ય મળે છે.[૧૧] વિચાર કરવાથી સર્વ દુઃખોનો અવશ્ય નાશ થાય છે, આમ માનવું; અને વિચારશીળ પુરુષો તરફ અનાદર દૃષ્ટિથી જોવું નહીં.[૧૨] સર્પ જેમ જૂની કાંચળીનો ત્યાગ કરે છે, તેમ વિચારશીલ પુરુષે, આ સર્વ આધિરૂપી પાંજરાનો ત્યાગ કરીને, સંતાપ રહિત થવું; અંતઃકરણને શીતલ રાખવું અને સદ્વિચારથી બ્રહ્મવિદ્યાને યથાર્થ રીતે સંપાદન કરીને, વિનોદથી આ સર્વ જગતને ઇંદ્રજાળની પેઠે જોયા કરવું. જેને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થઇ નથી, તે મિથ્યા દૃષ્ટિને આ જગત્ મહા દુઃખ રૂપ લાગે છે.[૧૩] આ અત્યંત ભયંકર એવો સંસારસંબંધી રાગ સર્પની પેઠે કરડે છે, તરવારની પેઠે કાપી નાંખે છે, ભાલાની પેઠે વિંધી નાંખે છે, દોરીની પેઠે બાંધી લે છે, અગ્નિની પેઠે બાળી નાંખે છે, રાતની પેઠે આંધળો ભીંત કરી નાંખે છે, પથરાની પેઠે અકસ્માત્ પડીને પુરુષોને પરાધીન કરી નાંખે છે, બુદ્ધિને હરી લે છે, સ્થિતિનો નાશ કરે છે, મોહરૂપી ઉંડા ખાડામાં નાંખી દે છે અને તૃષ્ણાથી શિથિલ કરી દે છે. આ જગતમાં એવું કોઇ પણ દુઃખ નથી કે, જે સાંસારિક મનુષ્યને પ્રાપ્ત થયું ન હોય.[૧૪] આ વિષયોના સંગરૂપી વિષૂચિકા (કોલેરા) ભયંકર પરિણામવાળી છે. રોગનો જો ઉપાય કરવામાં આવતો નથી, તો નરકનાં સ્થાનોરૂપી ફળ આપનારો તે રોગ, હવે પછી કહેવામાં આવશે એવી, હજારો દુર્દશાઓને કરે છે.[૧૫] તે વિષયોના

સંગરૂપી વિચિપૂકાથી નરકોમાં પડ્યા પછી, ત્યાં આગળ પત્થરોની શિલાઓ ખાવી પડે છે, તરવારથી કપાવું પડે છે, પર્વતોનાં શિખરો ઉપરથી નીચે પડવું પડે છે, પત્થરોના માર સહન કરવા પડે છે, અગ્નિમાં બળવું પડે છે, બરફથી નહાવું પડે છે, શરીરો કપાઇ જાય છે, મોટી શિલાઓ ઉપર ચંદનની પેઠે ઘસાવું પડે છે, ઘણ જેમ લાકડાંને કાતરી કાઢે છે, તેમ કાતરાવું પડે છે, તપાવેલી લોઢાની સાંકળોથી વિંટાવું પડે છે, બીજાં માણસો ચામડી ઉતરડી કાઢે છે, નિત્ય અગ્નિથી તપેલાં લઢાઇનાં બાણો સહન કરવાં પડે છે, ભયંકર તડકામાં ઉભું રહેવું પડે છે, શિયાળામાં ફૂવારાવાળા ઘરમાંથી શીતળ જળનો વરસાદ સહન કરવો પડે છે, માથું કપાઇ જાય છે, સુખે નિદ્રા આવતી નથી, મોંઢામાં ડૂચો ઘાલીને મુંગો કરવામાં આવે છે, મુખ ઉપર શીલ મારીને મુખ બંધ કરવામાં આવે છે, શરીર અશક્ત થાય છે અને શરીરનો ભાગ પર્વતની પેઠે ઘણો જ વધી જાય છે.[૧૬] હે રઘુવંશી રામ! આ રીતે દુઃખ દેનારી હજારો ક્રિયાઓથી ભયંકર ચાલતા સંસારરૂપી યંત્ર તરફ ઉપેક્ષા કરવી નહીં. પરંતુ તેને માટે અવશ્ય આવો વિચાર કરવો અને સમજવું કે, શાસ્ત્રોનો વિચાર કરવાથી જ કલ્યાણ થાય છે.[૧૭] હે રઘુકુલમાં ચંદ્ર સમાન રામ! બીજું પણ હું કહું છું, તે તમે સાંભળો. જેઓએ જ્ઞાનરૂપી કવચથી પોતાનાં શરીરને ઢાંકી દીધું છે, એવા આ મુનિઓ, મહર્ષિઓ, બ્રાહ્મણો અને રાજાઓ, સંસારનાં દુઃખ ભોગવવાને અયોગ્ય છે; છતાં પણ તે મહા મુનિઓ વગેરે શા માટે દુઃખ આપનારી મનની વૃત્તિઓથી સંસારની પીડાઓનો અનુભવ કરે છે, આવી તારે શંકા કરવી નહીં; કારણ કે, તેઓ જો સાંસારિક પીડા ભોગવતા હોય, તો આ પ્રમાણે નિત્ય મનમાં પ્રસન્ન શા માટે રહે? કદી પણ રહે નહીં. તેઓ તો નિત્ય આનંદનો જ ઉપભોગ કર્યા કરે છે;[૧૮] તથા નવનવા વિષયો જોવામાં અને ભોગવવામાં કૌતુક રહિત, કામનાઓથી ઉત્પન્ન થતા વિક્ષેપોથી રહિત, પરમાત્મારૂપી દીપકને પ્રાપ્ત કરનારા તથા અત્યંત શુદ્ધ બુદ્ધિવાળા એવા મહાત્મા લોકો, બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની પેઠે, જગતમાં જીવન્મુક્ત થઇને વ્યવહાર કરે છે.[૧૯] મહાત્મા પુરુષોની સાથે વિચાર પૂર્વક સત્યપદાર્થનું શોધન કરીને, શરીર વિગેરે ચલિત પદાર્થોનો ત્યાગ કર્યા પછી, અધિકારી પુરુષ, અપરિચ્છિન્ન એવા આત્મતત્ત્વને સારી રીતે જાણે છે અને શુદ્ધ બુદ્ધિથી બ્રહ્મનાં ખરાં સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તેનો મોહ નાશ પામે છે અને અજ્ઞાનરૂપી ઘાટાં વાદળાં વિખેરાઇ જાય છે, તેવા જ્ઞાની પુરુષનું

જગતમાં જે ભ્રમણ છે, તે રમણ સરખું છે, એમ જાણવું.[૨૦] બીજું પણ, અધિકારી પુરુષ જ્યારે પોતાની શુદ્ધ બુદ્ધિથી પરબ્રહ્મનાં સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તેના ઉપર ચૈતન્ય સ્વભાવવાળા પરમાત્મા પ્રસન્ન થાય છે, હૃદયમાં ઉત્તમ શાંતિ ઉત્પન્ન થાય છે અને પૂર્વની સઘળી બુદ્ધિની વૃત્તિઓ શાંતિ રસનો આસ્વાદ લે છે; અને અંતઃકરણની ઘટના જ્યારે બ્રહ્મરસનો સ્વાદ લઇને બ્રહ્માકાર થઇ જાય છે ત્યારે અધિકારી પુરુષનું જગતમાં જે ભ્રમણ છે, તે રમણરૂપ છે.[૨૧] અધિકારી જ્ઞાની પુરુષને શુદ્ધ બુદ્ધિથી જ્યારે પરમ તત્ત્વ જ્ઞાન થાય છે, ત્યારે તેને જડ દેહ, રથના જેવો લાગે છે, ઇંદ્રિયોની ચાલ ઘોડાઓની ચાલ જેવી જણાય છે, મનને દોરી સમજે છે અને સમાધિ વખતે પરમાત્મારૂપે અને વ્યવહાર વખતે સૌપાધિક જીવરૂપે એ રથમાં બેસીને, આનંદરૂપી વિષયોમાં જાણે વ્યવહાર કરું છું, આમ માને છે. આ પ્રમાણે જગતમાં મહાત્મા પુરુષનું જે ભ્રમણ છે, તે રમણ સમાન છે.[૨૨]



# સર્ગ ૧૩ મો.*

## વૈરાગ્ય તથા રામનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच—एतांदृष्टिमवष्टम्य दृष्टात्मानः सुबुद्धयः ।**
**विचरंतीह संसारे महान्तोभ्युदिता इव ॥ १ ॥**

શ્રી વસિષ્ઠ કહે છે;–હે રામ! આ જ્ઞાનદૃષ્ટિનો આશ્રય કરીને, મહા બુદ્ધિશાળી આત્મજ્ઞાની પુરુષો મોટા ચક્રવર્તી રાજાઓની પેઠે આ જગત્ ઉપર વિચર્યા કરે છે.[૧] તેઓ શોક કરતા નથી, કંઇ વસ્તુની ઇચ્છા કરતા નથી, સારું અથવા તો નરતું માંગતા નથી અને સર્વ વ્યવહાર કરે છે, છતાં કંઇ પણ કરતા નથી.[૨] ત્યાગ કરવા યોગ્ય અને સ્વીકારવા યોગ્ય એમ બન્ને પક્ષથી રહિત અને પોતાના આત્મસ્વરૂપમાં મગ્ન રહેનારા તે મહાત્મા પુરુષો હંમેશાં કોઇ પણ વસ્તુમાં લપટાતા નથી, પણ સ્વચ્છ રહે છે. અલગ રહીને કર્મો કરે છે અને વ્યવહાર માર્ગમાં પણ શુદ્ધતાથી ચાલે છે.[૩] તેઓ આવે છે છતાં આવતા નથી, જાય છે છતાં

* આ તેરમા સર્ગમાં ત્રીજે ભાગે જીવન્મુક્તિના ઉત્તમ ફળરૂપે રહેલા વૈરાગ્ય વગેરે ગુણોનું તથા રામનું વર્ણન કરવામાં આવશે.

જતા નથી, કરે છે છતાં કરતા નથી અને બોલે છે છતાં બોલતા નથી.[૪] આ જગતમાં જે કોઇ કાર્યોનાં આરંભો છે અને જે કંઇ વિચારો છે તે સર્વ સ્વીકારવા જેવા અને ત્યાગ કરવા જેવા સર્વ પદાર્થો પરમતત્ત્વ વસ્તુનો લાભ થયા પછી નાશ પામે છે.[૫] જે મને સર્વ ઇચ્છાઓ તજી દીધી હોય, તે મનોહર વૃત્તિવાળું મન ચંદ્રના મંડળમાં રહેલું હોય તેમ ચોતરફથી શાંતિ પામે છે.[૬] કોઇ પણ જાતના વિષયોનું મનન ન કરનારું અને સર્વ પ્રકારનાં કૌતુકો જેમાંથી નાશ પામ્યાં છે એવું મન, ચંદ્રમાં જેમ અમૃત સમાય નહીં તેમ, પોતા વિશે જ સમાતું નથી, અર્થાત્ પ્રફુલ્લિત રહે છે.[૭] ઉપર કહ્યું તેવું મન ઇંદ્રજાળોને ઉભું કરતું નથી, વાસના તરફ દોડતું નથી, પણ પરબ્રહ્મના જેવું પ્રકાશી રહે છે.[૮] આવી સ્થિતિ આત્મતત્ત્વના જાણવાથી થાય છે, પરંતુ બીજા કોઇ પણ કર્મથી થતી નથી.[૯] માટે પુરુષે અધ્યાત્મશાસ્ત્રના વિચારથી જીવતાં સૂધી આત્મતત્ત્વનું શ્રવણ કરવું, મનન કરવું અને નિદિધ્યાસન કરવું, પરંતુ બીજાં વ્યર્થ કર્મ કરવાં નહીં.[૧૦] જે પુરુષને અવિચ્છિન્ન અભ્યાસથી પોતાના અનુભવની, અધ્યાત્મશાસ્ત્રની અને ગુરુની એકવાક્યતા થાય છે તે પુરુષ બ્રહ્માનંદનો લ્હાવો લે છે.[૧૧] જ્ઞાનીઓ મહા આપત્તિમાં આવ્યા છતાં પણ જેઓ શાસ્ત્રના અર્થોનો અનાદર કરે છે અને જેઓ તત્ત્વવેત્તાઓનો તિરસ્કાર કરે છે તેઓના સમાન થતા નથી.[૧૨] પૃથ્વી ઉપર મનુષ્યોને પોતાના શરીરમાં રહેલું એક મૂર્ખપણું જેવું દુઃખદાયી છે તેવો વ્યાધિ પણ નથી અને તેવો આધિપણ નથી.[૧૩] આ શાસ્ત્રમાં સાંભળવાથી થોડા સંસ્કારી બુદ્ધિવાળા પુરુષોની મૂર્ખતા જે રીતે નાશ પામે છે તે રીતે બીજા કોઇ પણ શાસ્ત્રશ્રવણથી મૂર્ખતા દૂર થતી નથી.[૧૪] સુખદાયી ઘટતાં દૃષ્ટાંતોથી મનોહર અને પૂર્વાપર વિરોધ વિનાનું આ શાસ્ત્ર વાક્યાર્થ ઉપર ધ્યાન રાખીને સંપૂર્ણ સાંભળવું જોઇએ.[૧૫] ટાળી ટળે નહીં એવી આપત્તિઓ અને સર્વ નીચ યોનીઓ જેમ ખેરના ઝાડમાંથી કાંટા ઉત્પન્ન થાય છે તેમ મૂર્ખપણાંમાંથી ઉત્પન્ન થાય છે.[૧૬] હે રામ! હાથમાં કોડીઉં લઇને ચાંડાલોની ગલીઓમાં ભિક્ષા માંગવા માટે ફરવું, એ ઉત્તમ છે, પરંતુ મૂર્ખતાથી મરણ સમાન થયેલું જીવતર સારું નથી.[૧૭] ભયંકર ઉંડી ખાઇઓમાં અથવા તો વૃક્ષોનાં કોતરોમાં સદા આંધળા કીડાનો અવતાર લઇને રહેવું ઉત્તમ છે, પરંતુ મહા દુઃખદાયી મૂર્ખપણું સારું નથી.[૧૮] કોઇ પણ મનુષ્ય આ મોક્ષના ઉપાયરૂપ પ્રકાશને પામ્યા પછી, પાછો મૃત્યુના જેવા ગાઢ અંધારામાં પણ આંધળો થતો નથી તો બીજે ઠેકાણે તો કેમ જ થાય?[૧૯] જ્યાં

સુધી વિવેકરૂપી સૂર્યની નિર્મળ પ્રભા ઉદય પામતી નથી ત્યાં સુધી તૃષ્ણારૂપી રાત્રી માણસરૂપી કમળને સંકોચ પમાડયા કરે છે.[૨૦] હે રામ! સંસારનાં દુઃખમાંથી છૂટવા માટે ગુરુના અને શાસ્ત્રના પ્રમાણથી આત્માનું સ્વરૂપ જાણીને વિષ્ણુ, શંકર વગેરે જીવન્મુકતો તથા બીજા પણ જીવન્મુક્ત બ્રહ્મર્ષિઓ જેમ વિહાર કરે છે તેમ તમે પણ મારા સરખા બંધુઓની સાથે વિહાર કરો.[૨૧-૨૨] આ સંસારમાં અનંત દુઃખો રહે છે અને સુખ ખડના તણખલાની પેઠે લેશ માત્ર છે, એટલા માટે પુરુષે જેની પાછળ દુઃખ રહેલાં છે એવાં સુખો ઉપર દૃષ્ટિ કરવી નહીં.[૨૩] જ્ઞાની પુરુષે છેડાવિનાનુ તથા પરિશ્રમ વિનાનું જે પરમપદ છે તેને જ પરમપુરુષાર્થ સિદ્ધ પ્રયત્નથી સાધવું જોઇએ.[૨૪] જેઓનું મન સંતાપ વિનાનું હોય છે અને બ્રહ્મપદનુંજ અવલંબન કરી રહેલું હોય છે તેજ મહાત્મા પુરુષો પુરુષાર્થને પાત્ર છે.[૨૫] જે દુષ્ટ મનવાળા પુરુષો ભોગભોગવવાની લાલસાથી રાજ્યાદિક સુખો ઉપર જ સંતોષ માને છે તેઓને આંધળા દેડકા જ સમજવા.[૨૬] જે મૂર્ખ લોકો શઠ, માઠા પરિણામવાળા, પાપકર્મ કરનારા અને મિત્રના આકારમાં રહેલા, પરંતુ શત્રુનું કામ કરનારા વિષયો ઉપર અને તેનો ઉપભોગ કરનારા ઉપર પ્રીતિ રાખે છે તે લોકો મોહથી શિથિલ બુદ્ધિના થઇને, એક સંકટમાંથી બીજા સંકટમાં, એક દુઃખમાંથી બીજા દુઃખમાં, એક ભયથી બીજા ભયમાં અને એક નરકમાંથી બીજા નરકમાં પડે છે.[૨૭-૨૮] સુખથી, દુઃખનો નાશ થાય છે અને દુઃખથી સુખનો નાશ થાય છે. આમ સુખ અને દુઃખની દશામાં રહેલો મનુષ્ય કોઇ પણ દિવસ સુખ પામતો નથી. હે રામ! તે સુખદુઃખની દશાઓ વિજળીના વિસ્તારની પેઠે ક્ષણ ભંગુર છે.[૨૯] માટે જે પુરુષો તમારા જેવા વિરાગવાળા, ઉદાર મનના, સારા વિવેકી હોય છે તેઓને તમારે વંદવા યોગ્ય અને વૈભવોના તથા મોક્ષના એક પાત્રરૂપ જાણવા.[૩૦] પુરુષે વૈરાગ્ય અને અભ્યાસના યોગથી ઉત્તમ વિવેક મેળવીને ભયંકર આપત્તિરૂપી આ સંસારસરિતાને તરી જવી જોઇએ.[૩૧] સમજુ વિવેકી પુરુષે ઝેરની પેઠે ચારે તરફ વ્યાપી જનારો મોહ આપનારી આ સાંસારિક રચનાઓમાં બેભાન રહેવું નહીં.[૩૨] જે મનુષ્ય આ સંસારમાં જન્મ લઇને બેભાન તરિકે રહે છે તે મનુષ્યનું વર્તન સળગતા ઘરની ઉપર ખડની પથારીમાં સુવા બરાબર છે.[૩૩] વિદ્વાનો જ્યાં જઇને પાછા ફરતા નથી અને જેને પામવાથી કોઇ પણ દિવસ શોક કરવો પડતો નથી તે પદ કેવળ જ્ઞાનથીજ મળે છે તેમાં કાંઇ પણ સંદેહ નથી.[૩૪] તે પદ જો હશે નહીં તો તેનો વિચાર કરવાથી તમને શી

હાનિ થવાની છે અને હશે તો તમે સંસારરૂપી સમુદ્રને તરી જશો.[૩૫] આ જગતમાં પુરુષ જ્યારે મોક્ષના ઉપાયો શોધવાની પ્રવૃત્તિ કરે છે ત્યારે તે પુરુષ તુરત મોક્ષનો ભાગી કહેવાય છે.[૩૬] ત્રણે લોકમાં કૈવલ્ય (મુક્તિ) વિના નાશરહિત, શંકારહિત અને વિભ્રમરહિત બીજી કોઇ પણ સ્થિતિ નથી.[૩૭] જો આત્મ વિચાર કરવામાં આવે તો કૈવલ્ય મેળવવામાં કાંઇ પણ પરિશ્રમ પડતો નથી. કૈવલ્યપદ પ્રાપ્ત કરવામાં ધન, મિત્રો, બાંધવો, હાથપગ હલાવવા, પરદેશ જવું, ઉપવાસ વગેરે કરીને શરીરને કલેશ આપવો અને તીર્થોમાં નિવાસ કરવો, આમાંની કોઇ પણ વસ્તુ સહાયતા કરે તેમ નથી. કેવળ મનથી કલ્પી કાઢેલા દ્વૈતને મુળથી કાપી નાંખવામાં આવે તો કૈવલ્ય પદનો લાભ થાય છે અને તે મૂળનો નાશ, શ્રવણ, મનન આદિ પુરુષાર્થથી જ થાય છે. અને બ્રહ્માકાર દૃઢવાસનાને ઉત્પન્ન કરે છે.[૩૮–૩૯–૪૦] વિષયોનો ત્યાગ કરનાર પુરુષ માત્ર વિવેકથી પ્રાપ્ત કરી શકાય અને વિચારથી તથા એકાગ્રતાથી નિશ્ચય કરી શકાય તેવા પરમપદને પામે છે.[૪૧] સુખકારી આસન ઉપર બેસીને તે પદનો પોતાની મેળે વિચાર કરવામાં આવે તો પણ તે પદ મળે છે અને તે પદ મળવાથી શોક કરવો પડતો નથી, તેમ ફરીને જન્મ પણ ધરવો પડતો નથી.[૪૨] સત્પુરુષો તે પદને જ સર્વ સુખોના વરસાદથી સીમા માને છે. અને તેને જ ઉત્તમોત્તમ આનંદના ઝરાવાળું રસાયન કહે છે.[૪૩] ઝાંઝવાના પાણીમાં જેમ જળ હોતું નથી તેમ સર્વ પદાર્થો નાશવંત હોવાથી મનુષ્યલોકમાં કે સ્વર્ગમાં કોઇ પણ ઠેકાણે ખરું સુખ છે જ નહીં.[૪૪] માટે શમ અને સંતોષરૂપી સાધનથી મનનો વિજય કરવાનો વિચાર કરવો, કે જેથી પરબ્રહ્મના પદમાં એક રસ થવારૂપી આનંદનો લાભ થાય.[૪૫] રાક્ષસ, દાનવ, દેવ અથવા તો મનુષ્ય ગમે તેણે ઉભતાં, ચાલતાં, પડતાં અને ફરતાં મનની શાંતિથી ઉત્પન્ન થનારું પરમ સુખ અવશ્ય મેળવવું જોઇએ. તે વિવેકરૂપી ઉત્તમ વૃક્ષ જે શમરૂપી પુષ્પોથી પ્રફુલ્લિત રહે છે તેનું એક ફળ ગણાય છે.[૪૬–૪૭] આકાશમાં રહેનારો સૂર્ય જેમ આકાશની ઇચ્છા પણ કરતો નથી તેમ તેનો ત્યાગ પણ કરતો નથી, તેમ જ્ઞાની પુરુષ વ્યવહારમાં પરાયણ થઇને રહે છે, પરંતુ કાર્યોમાં ધ્યાન આપતો નથી અને વ્યવહારની ઇચ્છા કરતો નથી તેમ તેનો ત્યાગ પણ કરતો નથી. પરંતુ તેમાં લપટાયા વિના સર્વ વ્યવહાર કરે છે.[૪૮] શાંત, અત્યંત શુદ્ધ, વિશ્રાંતિવાળું, ભ્રમવિનાનું, ક્રિયાવિનાનું અને કોઇ પણ વસ્તુને ઇષ્ટ નહીં માનનારું એવું જ્ઞાનીનું મન વ્યવહાર કરવાને ઇચ્છા રાખતું નથી તેમ વ્યવહારનો ત્યાગ પણ કરતું નથી.[૪૯] જેઓ મોક્ષના

દ્વાર ઉપર દ્વારપાળો છે તેઓ વિશે હવે હું અનુક્રમે કહું છું, તે તમે સાંભળો. જેઓમાંથી એક ઉપરજ આસક્તિ રાખવામાં આવે તો મોક્ષના દ્વારમાં પ્રવેશ કરી શકાય છે.[૫૦] આ સંસારરૂપી મરુ ભૂમિ સુખની આશારૂપી તીવ્ર તરસથી લાંબી થઇ પડેલી છે અને ઘણા સંતાપથી ભરેલી છે, પરંતુ વિવેકી પુરુષને તે ચંદ્રમાની કાંતિના જેવી શીતળ લાગે છે.[૫૧] શમથી કલ્યાણનો લાભ થાય છે. શમની પદવી ઉત્તમ છે. શમ જ સુખકારક છે. શમ જ શાંતિદાયક છે અને શમ જ ભ્રાંતિને નિવારણ કરનાર છે. શમથી સંતોષ પામેલા અને જેઓનું ચિત્ત શણગારેલું છે એવા શીતળ અને સ્વચ્છ મનવાળા પુરુષના શત્રુ પણ મિત્ર થઇ જાય છે.[૫૨-૫૩] જેઓનું હૃદય શમરૂપી ચંદ્રવડે શોભી રહેલું છે તેઓની નિર્મળતા ક્ષીરસાગરની નિર્મળતાની પેઠે વધારે ઉદય પામે છે.[૫૪] મહાત્મા પુરુષોના હૃદયોરૂપી કમળોના પોટાઓમાં શમરૂપી કમળ પ્રફુલ્લિત થાય છે, તેઓને વિષ્ણુના-સમાન સમજવા. કારણ કે વિષ્ણુના હૃદયમાં જેમ બ્રહ્માના આસનરૂપી બીજું કમળ પ્રફુલ્લિત હોય છે તેમ મહાત્માઓના હૃદય કમળોમાં પણ શમરૂપી બીજું કમળ પ્રફુલ્લિત હોય છે.[૫૫] પોતાના ગુણોથી સર્વ ઇંદ્રિયોને વશ કરનાર જે પુરુષોના મુખરૂપી નિષ્કલંક ચંદ્રમામાં શમની શોભા દીપી નિકળી હોય તે ઉત્તમ કુલીન પુરુષો વંદન કરવા યોગ્ય છે.[૫૬] જેઓની આગળ ચક્રવર્તીપણાંની સંપત્તિઓ પણ હલકી ગણાય છે. એવી શમની વિભૂતિઓ જેવો આનંદ આપે છે તેવો આનંદ ત્રણ લોકની અંદર રહેનારી કોઇ પણ વિભૂતિઓ આપતી નથી.[૫૭] સૂર્યોમાં જેમ અંધારું લય પામે છે તેમ જે કાંઇ દુઃખો છે, જે કાંઇ તૃષ્ણા છે અને જે કાંઇ અસહ્ય ચિંતાઓ છે તે સર્વ શાંત ચિત્તવાળા પુરુષો વિશે નાશ પામે છે.[૫૮-૫૯] શમવડે શોભાયમાન તથા સર્વ પ્રાણીઓ ઉપર સ્નેહ રાખનારા સજ્જનમાં પરમતત્ત્વ પોતાની મેળે જ પ્રસન્ન થાય છે.[૬૦] ક્રૂર સ્વભાવના અને કોમળ સ્વભાવના સર્વ મનુષ્યો, જેમ પોતાની માનો વિશ્વાસ કરે છે તેમ જ શમવાળા પુરુષનો પણ વિશ્વાસ કરે છે.[૬૧] શમથી અંતઃકરણને જેવો સંતોષ થાય છે તેવો સંતોષ ઇંદ્રની પદ્વી મળતાં, અમૃતનું પાન કરતાં અથવા તો વિષ્ણુનું પદ મળતાં અથવા તો લક્ષ્મીનું આલિંગન કરતાં પણ મળતો નથી.[૬૨] હે રઘુવંશી રામ! સર્વ આધિઓ અને વ્યાધિઓએ ડરાવીને ધ્રુજાવેલા અને તૃષ્ણારૂપી રાંઢવાથી ખેંચવાને લીધે થાકી ગયેલા એવા મને વારંવાર શમરૂપી અમૃત છાંટીને ધારણા આપો.[૬૩] બુદ્ધિ જો શમથી શીતળ થશે તો તેને લીધે, હે રામ! તમે જે કાંઇ કરશો અને જે

ભોજન કરશો તે સર્વે તમને મનમાં ઘણું જ મધુર લાગશે. પરંતુ હે તાત! જે કાંઇ શમ વિનાનું હશે તે મધુર લાગશે નહીં.૬૪ હે રઘુવંશી રામ! શમરૂપી અમૃતથી ઢંકાયલું મન જે, આનંદને પામે છે તે આનંદથી જે અંગો કપાઇ ગયાં હોય તે અંગો પણ પાછાં ઉગે છે, આમ હું માનું છુ.૬૫ પિશાચો, રાક્ષસો, દૈત્યો, શત્રુઓ, સિંહો અથવા તો સર્પો કોઇ પણ શમ ધારણ કરનારા પુરૂષનો દ્વેષ કરતા નથી.૬૬ બાણો જેમ વજ્રની શીલાને વિંધી શકતાં નથી તેમ જેણે સર્વ શરીરમાં શમરૂપી કવચ પેહેર્યું હોય તેને પણ કોઇ પણ દુઃખો વિંધી શકતાં નથી.૬૭ જ્ઞાની મનુષ્ય શમ અને શમતાવાળી બુદ્ધિથી જેવો શોભે છે તેવો રાજા પણ સુંદર રાણીઓથી શોભતો નથી.૬૮ શાંતિવાળા પુરુષને જોઇને મનુષ્યોને જેવો સંતોષ મળે છે તેવો સંતોષ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય વસ્તુને જોવાથી મળતો નથી.૬૯ જે પુરુષ શમતાવાળી, લોકોમાં વખાણ પાત્ર થયેલી અને સદ્‌ભાવવાળી વૃત્તિથી જગતમાં ઉત્તમ રીતે વ્યવહાર કરે છે તે પુરુષનું જીવવું જ સફળ છે. બીજાનું જીવવું નિષ્ફળ છે.૭૦ નમ્રતાવાળાને શાંત મનવાળો સાધુ પુરુષ જે જે કામો કરે છે તે તે સર્વ કામોને સર્વ પ્રાણીઓ વખાણે છે. એ પુરુષના કોઇ પણ કામ ઉપર લોકોને દ્વેષ આવતો નથી.૭૧ જે પુરુષ સારા અથવા તો નરતા પદાર્થને સાંભળીને, અડકીને, જોઇને, ખાઇને અથવા તો તેવા પાણી વગેરેમાં નાહીને રાજી પણ થાય નહીં તેમ ખિન્ન પણ થાય નહીં, તે શાંત કહેવાય છે.૭૨ જે પુરુષ સર્વ પ્રાણીઓના ઉપર સમાન દૃષ્ટિ રાખે છે અને પ્રયત્નવડે ઇંદ્રિયોને જિતીને ભવિષ્યના સુખાદિકની ઇચ્છા કરતો નથી, તે શાંત કહેવાય છે.૭૩ નિર્મળ બુદ્ધિથી ઉંડાં ઉતરીને જોતાં જેના મનની અંદરનાં તથા બહારનાં સઘળાં કાર્યો સરખાં જોવામાં આવે છે તે શાંત કહેવાય છે.૭૪ જેનું મન ચંદ્રના બિંબના જેવું સ્વચ્છ હોય તેમ જ ઉત્સવમાં, યુદ્ધમાં અને મરણ સમયે પણ શાંત રહે છે, તે પુરુષ શાંત કહેવાય છે.૭૫ જે પુરુષ હર્ષનાં તથા ક્રોધનાં કારણોવાળાં સ્થાનમાં રહ્યો હોય છતાં પણ તેમાં ન રહ્યો હોય તેની પેઠે રાજી પણ ન થાય અને કોપાયમાન પણ ન થાય અને સુષુપ્તિ દશામાં આવેલા મનુષ્યની પેઠે સ્વસ્થ રહે છે તે પુરુષ શાંત કહેવાય છે.૭૬ જેની પ્રીતિવાળી દૃષ્ટિ સર્વ લોકો ઉપર અમૃતના ઝરાના જેવી મનોહર ફેલાતી હોય તે પુરુષ શાંત કહેવાય છે.૭૭ જે પુરુષ મનમાં ઘણો જ શીતળપણાંને પામ્યો હોય અને વ્યવહાર કરતાં છતાં પણ જે વિષયોમાં ડૂબી જતો ન હોય અથવા તો મોહ પામતો ન હોય તે પુરુષ શાંત કહેવાય છે.૭૮

છેડા વિનાની આપત્તિઓ આવતાં છતાં પણ અને મોટા મોટા કલ્પોના પ્રલયો થયા છતાં પણ જેનું મન નીચવૃત્તિ તરફ જતું નથી તે પુરુષ શાંત કહેવાય છે.[૭૯] વ્યવહાર કર્યા છતાં પણ જેની બુદ્ધિ આકાશની પેરે નિર્લેપ રહે છે તે પુરુષ શાંત કહેવાય છે.[૮૦] તપસ્વીઓમાં, ઘણું જાણનારાઓમાં, યજ્ઞ કરાવનારાઓમાં, રાજાઓમાં, બળવાનોમાં અને ગુણીજનોમાં પણ શમવાળો પુરુષ શોભે છે.[૮૧] ચંદ્રથી જેમ ચાંદનીનો ઉદય થાય છે તેમ ગુણોથી શોભાયમાન શાંત મનવાળા મહાત્માઓના ચિત્તમાંથી પરમાનંદનો ઉદય થાય છે.[૮૨] સંપત્તિવાળો શમ ગુણોના સમુદાયની પરાકાષ્ટા છે અને પુરુષાર્થના મુખ્ય આભૂષણરૂપ છે અને તે સંકટોવાળાં સ્થાનોમાં અને ભયના સ્થાનોમાં વિશેષ દીપી નિકળે છે.[૮૩] હે રઘુવંશી રામ! મહાત્મા પુરુષો કોઇથી ચોરી જઇ શકાય નહી તેવા અને મોટા પુરુષોએ રક્ષણ કરેલા શમરૂપી ઉત્તમ અમૃતનો આશ્રય કરીને જે પદ્ધતિથી પરમ પદને પામ્યા છે તે જ પદ્ધતિને તમે પણ સિદ્ધિ માટે અનુસરો.[૮૪]



# સર્ગ ૧૪ મો.*

## ઉત્તમ વિચારની પ્રશંસા.

**श्रीवासिष्ठ उवाच—शास्त्रावबोधामलया धिया परमपूतया ।**
**कर्तव्यः कारणज्ञेन विचारोनिशमात्मनः ॥ १ ॥**

શ્રી વસિષ્ઠ કહે છે—શાસ્ત્રના જ્ઞાનથી નિર્મળ થયેલી પરમ પવિત્ર બુદ્ધિવડે શાસ્ત્ર કુશળ ગુરુની પાસે મનુષ્યે નિત્ય આત્માનો વિચાર કરવો જોઇએ.[૧] બુદ્ધિ, વિચાર કરતાં કરતાં જ્યારે તિક્ષ્ણ થાય છે ત્યારે, પરમપદનો સાક્ષાત્કાર કરે છે. કારણ કે વિચાર એ સંસારરૂપી લાંબા રોગનું ઔષધ છે.[૨] આ જગતમાં આપત્તિરૂપી એક વન છે તે અપાર પ્રવૃત્તિઓરૂપી લતાઓથી ચોતરફ પલ્લવિત થયેલું રહે છે. તેને જો વિચારરૂપી કરવતથી કાપવામાં આવે તો તે ફરીથી ઉગતું નથી.[૩] હે મહા બુદ્ધિશાળી રામ! કુટુંબીઓના નાશના સમયમાં અને શાંતિના સમયમાં મોહથી

* આ ચૌદમા સર્ગમાં સત્સંગથી ઉત્તમ શાસ્ત્રોના વિચારથી, અને ચિત્તની શુદ્ધિથી વૃદ્ધિ પામેલો તથા શમ અને સંતોષને ઉત્પન્ન કરનાર જે વિચાર તે વિચારનું, વર્ણન કરવામાં આવશે.

કંઇ પણ કર્તવ્ય સૂઝતું નથી તે વખતે વિચાર જ સાધુઓનો ઉપાય છે, જેથી તેઓ સર્વ કાર્ય સાધી શકે છે.૪ મોહને મટાડવા માટે વિચાર વિના બીજો કોઇ પણ ઉપાય નથી, આવો વિદ્વાનોનો મત છે. માટે વિચાર કરવાથી મહાત્મા પુરુષોની બુદ્ધિ અશુભ માર્ગ તજીને શુભ માર્ગને સ્વીકારે છે.૫ બુદ્ધિમાન્ પુરુષોનાં બળ, બુદ્ધિ, શક્તિ, સમયાનુસાર સ્ફૂર્તિ, ક્રિયા અને તેનું ફળ આ સર્વ વિચારથી જ સફળ થાય છે.૬ જે સદ્વિચાર યોગ્ય અને અયોગ્ય કાર્યોને પ્રકાશ કરવામાં મોટા દીપક સમાન છે તથા ઇચ્છિત પદાર્થને આપનાર છે તે સદ્વિચારનો આશ્રય કરીને સંસારરૂપી સમુદ્રને તરી જવો જોઇએ.૭ શુદ્ધ મનવાળો વિચારરૂપી કેસરી સિંહ જેઓએ હૃદયમાં રહેલાં કમળોને ભાંગીને તેમનો નાશ કર્યો છે એવા મહા મોહરૂપી મદમત્ત હાથીઓને ચીરી નાંખે છે.૮ મૂર્ખ મનુષ્યો પણ કાળે કરીને જે પરમપદને પામ્યા છે તે વિચારરૂપી દીપકનો સર્વોત્તમ પ્રકાશનું ફળ જાણવું.૯ હે રાઘવ! રાજ્યો, ઉજ્જ્વળ સંપત્તિઓ, ભોગો અને સનાતન એવો મોક્ષ, આ સર્વ વિચારરૂપી કલ્પવૃક્ષનાં ફળો છે.૧૦ આ જગતમાં મોટા પુરુષોની જે વિવેકવડે ઉજ્વળ બુદ્ધિઓ છે તે બુદ્ધિઓ પાણીમાં જેમ તુંબડાં ડૂબે નહીં તેમ વિપત્તિમાં ડૂબતી નથી.૧૧ જેઓ વિચાર ઉત્પન્ન કરનારી બુદ્ધિવડે વ્યવહાર કરે છે તેઓ ઘણાં જ મોટાં ફળોના પાત્રો થઇ પડે છે.૧૨ આ વિચારરૂપી કરંજનાં વૃક્ષો મૂર્ખ પુરુષોના હૃદયરૂપી વનમાં ઉગી નિકળે છે. અને મોક્ષની આશારૂપી દશાને રોકી દે છે અને તેઓની મંજરીઓમાં જે ફળો રહેલાં હોય છે તે દુઃખકારક છે.૧૩ હે રઘુવંશી રામ! આ વિચારરૂપી નિદ્રા આંજણના જેવા શ્યામ રંગની છે, મદિરાની પેઠે ભ્રાંતિ આદિક ધર્મોને ઉત્પન્ન કરનારી છે તે તમારા મનમાંથી નાશ પામો.૧૪ સૂર્ય જેમ અંધારામાં ડૂબતો નથી તેમ વિચાર શીળ પુરુષ મોટી આપત્તિઓમાંથી લાંબા થઇ પડેલા મોહોમાં ડૂબતો નથી.૧૫ જેના મનરૂપી નિર્મળ માન સરોવરમાં વિચારરૂપી કમળો પ્રફુલ્લિત થાય છે તે હિમાચળની પેઠે શોભે છે.૧૬ પરંતુ બાળકની આગળ જેમ મૂર્ખપણાથી ખોટાં ભૂતની ઉત્પત્તિ થાય છે તેમ અવિચારી બુદ્ધિવાળા મૂર્ખ પુરુષને મનમાંથી વજ્ર જેવા મિથ્યા સંસારનો ઉદય થાય છે.૧૭ હે રામ! વિવેક વિનાનો અધમ પુરુષ દુઃખની મોટી કોઠી સમાન હોય છે અને વિપત્તિરૂપ નવનવી લતાઓને વસંતની પેઠે ખીલાવે છે, માટે તેવા પુરુષને દૂરથી જ તજી દેવો.૧૮

અંધારામાંથી જેમ ભૂતપ્રેત જોવામાં આવે છે તેમ વિચાર ન કરવાથી કેટલાં-

એક દુષ્ટ કર્મોના આરંભો, દુષ્ટ આચારો અને દુષ્ટ ચિંતાઓ દૃષ્ટિએ પડવા માંડે છે.[૧૯] માટે હે રઘુવંશીરામ! એકાંત વનના ઝાડજેવા અને ઉત્તમ કાર્યો કરવામાં શક્તિ રહિત એવા અવિચારી પુરુષનો દૂરથી ત્યાગ કરો.[૨૦] મન જેમ પૂર્ણ ચંદ્રનાં દર્શન કરીને પરમ પ્રસન્ન થાય છે તેમ આશારહિત મનુષ્યનું વિવેકી મન પરમાત્માને જોઇને પણ પરમ નિવૃત્તિ સુખ પામે છે.[૨૧] ચંદ્રથી ઉત્પન્ન થયેલી ચાંદની જેમ સર્વ જગતને બહુ જ દીપાવે છે તથા અત્યંત શીતળ કરે છે તેમ વિવેકથી ઉત્પન્ન થયેલી વિશ્રાંતિ સર્વ દેહને અત્યંત દીપાવે છે અને અત્યંત શીતળ કરે છે.[૨૨] રાત્રે જેમ ચંદ્રમા શોભે છે તેમ પ્રાણીનો પ્રૌઢ વિચાર પરમાર્થરૂપી રાજ્યમાં પતાકારૂપ બુદ્ધિના શ્વેત ચમર સમાન શોભે છે.[૨૩] વિચારથી જ જીવન્મુક્ત થયેલા જીવોથી સૂર્યની પેઠે દશે દિશાઓ પ્રકાશી નિકળે છે અને વારંવાર સંસારી જીવોનાં અજ્ઞાનરૂપી અંધારાનો નાશ કરે છે.[૨૪] રાત્રે બાળકના પોતાના મનના મોહથી જ આકાશમાં પ્રાણહારક ભૂત કલ્પાય છે તે ભૂત વિચારથી જ પાછો નાશ પામે છે. તેમ જ અજ્ઞાની પુરુષના પોતાના મનના મોહથી જ આત્મામાં કલ્પાયલો, ઘણાં દુઃખ દેનારો સંસારરૂપી વૃદ્ધભૂત પણ વિચાર કરવાથી જ નાશ પામે છે.[૨૫-૨૬] આ જગતના સઘળાય પદાર્થો વિચાર ન કરવાથી ખરા હોય તેવા મનોહર લાગે છે. પરંતુ તે પદાર્થો મિથ્યા છે અને વિચાર કરતાં પત્થર ઉપર અફાળેલા માટીના ઢેફાની પેઠે નાશ પામનારા અર્થાત્ મિથ્યા છે.[૨૭] (મૂળ ગ્રંથમાં જે સત્તાવિશમો શ્લોક છે તેનો સંબંધ પચ્ચીશમા શ્લોકની સાથે હોવાથી તેને તેની સાથે જોડી દીધો છે) જે કૈવલ્યભાવ એટલે બ્રહ્માકાર સ્થિતિ છે તે જગતની વિષમતાથી રહિત છે, સુખરૂપ છે, પીડા રહિત છે, અનંત છે અને સ્વાભાવિક છે તે વિવેકરૂપી કલ્પવૃક્ષનું એક ફળ છે એમ જાણો.[૨૮] ઉદય પામેલા અને વિસ્તીર્ણ ચાંદનીવાળા ચંદ્રવડે જેમ ચોતરફ શીતળતાનો ફેલાવો થાય છે તેમ પ્રકટ થયેલા અને વિસ્તીર્ણ શક્તિવાળા વિચારથી, અવિચળ સ્થિતિને લીધે ઉદારતાવાળાં નિષ્કામપણાનો ઉદય થાય છે.[૨૯] મહાત્મા પુરુષ પોતાના ચિત્તમાં રહેલી અને ઉત્તમપણું આપનારી પોતાના વિચારરૂપી મહૌષધિવડે સિદ્ધિ મેળવ્યા પછી, અપ્રાપ્ત સુખની ઇચ્છા કરતો નથી.[૩૦] જીવન્મુક્ત વિવેકીનું ચિત્ત આકાશની પેઠે ઘણું જ વિસ્તારવાળું હોય છે તેથી તે નાશ પામતું નથી અને ચિત્તની સર્વે વિક્ષેપક વાસનાઓ બ્રહ્મરૂપ થવાથી તેમાં રાગદ્વેષાદિક વૃત્તિઓ પણ ઉઠતી નથી, તેથી વિક્ષેપ થવાનો પણ સંભવ રહેતો નથી.[૩૧] આ વિસ્તીર્ણ જગતને કેવળ સાક્ષીની પેઠે જોયા કરતો જીવન્મુક્ત પુરુષ વિષયોમાં

મન આપતો નથી, વિષયોને ખરા માનીને તેનો ઉપભોગ કરતો નથી, વિષયોમાં ઉત્કંઠા ધરાવતો નથી પણ શાંત રહે છે.[૩૨] તો પણ સુષુપ્તિવાળાની પેઠે શાંત રહેતો નથી. તેમ સ્વપ્નવાળાની પેઠે અંદરની વાસનામાં ડૂબી જતો નથી, તેમ બહારના વિષયોમાં પણ આસક્ત થતો નથી.[૩૩] તે પુરુષ સમુદ્રની પેઠે ગયેલી વસ્તુની ઉપેક્ષા કરે છે, પ્રાપ્ત વસ્તુને ગ્રહણ કરે છે. પોતાની મર્યાદાનો ત્યાગ કરતો નથી, ક્રિયાઓ કર્યા કરે છે અને નિત્ય ભરપૂર રહે છે.[૩૪] ઉદાર વિચારવાળા મહાત્મા જીવન્મુક્ત યોગીઓ ઉપર કહ્યા પ્રમાણે તૃપ્ત મનથી આ જગતમાં વિહાર કર્યા કરે છે.[૩૫] તે ધીર પુરુષો પોતાની મરજી પ્રમાણે ઘણો વખત સુધી આ જગતમાં રહીને છેવટે આભાસ જેવા જણાતા દેહનો ત્યાગ કરીને પરિચ્છેદ વિનાના કૈવલ્યપણાને પામે છે.[૩૬] બુદ્ધિશાળી પુરુષે પોતે જ હું કોણ છું, આ સંસારની સાથે કોને સંબંધ છે? આવો આપત્તિ કાળમાં પણ પ્રયત્નથી શ્રવણ મનનદ્વારા વિચાર કરવો, કે જેથી સંસારનો નાશ થાય.[૩૭] હે રઘુવંશી-રામ! રાજા પણ જ્યારે રાજકીય કામોની ભીડમાં શંકા આવી પડે છે ત્યારે વિચારથી જ તે કાર્યની સફળતા કે નિષ્ફળતા જાણે છે, પરંતુ બીજા કોઇ પણ ઉપાયથી તે જાણી શકતો નથી.[૩૮] રાત્રે અંધારું હોય ત્યારે જેમ દીપકથી આ જમીન છે આવો નિર્ણય થઇ શકે છે તેમ પુરુષાર્થને સાધવામાં કારણરૂપ કર્મકાંડ અને જ્ઞાનકાંડનાં તત્વોનો વિચારથી નિર્ણય થઇ શકે છે.[૩૯] વિચારરૂપી સુંદર આંખ અંધારામાં પણ જોઇ શકે છે અને ઘણા ઉજાશવાળા ભાગોમાં પણ પાછી હઠતી નથી, તેથી તે પાસેની અને દૂરની બન્ને જણસોને જોઇ શકે છે.[૪૦] જે દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય વિવેકમાં આંધળો હોય તેને જન્માંધ જાણવો અને તે સર્વના શોકનું પાત્ર છે. પરંતુ જે દિવ્ય નેત્રવાળો અને વિવેકી મનનો છે તે પુરુષ સર્વ પદાર્થોને સંપાદન કરે છે.[૪૧] વિચારરૂપી ચમત્કાર પરમાત્મારૂપ છે, માનવા યોગ્ય છે, મહા આનંદ આપનાર છે, તેનો એક ક્ષણ પણ ત્યાગ કરવો નહીં.[૪૨] પાકી જવાથી મધુર થયેલી કેરી જેમ મોટા લોકોને રુચે છે તેમ પરિપક્વ હોવાથી મધુર થયેલા વિચારવાળો પુરુષ પણ મહાત્માને રુચે છે.[૪૩] વિચારથી શુદ્ધ બુદ્ધિવાળા અને વિચારથી જવાનો માર્ગ જાણનારા પુરુષો વારંવાર સંસાર નગરના દુઃખરૂપી ખાડામાં ગબડી પડતા નથી.[૪૪] અવિચારથી જેણે પોતાના આત્માનો નાશ કરેલો છે એવો અજ્ઞાની મનુષ્ય જે પ્રમાણે રડે છે તે પ્રમાણે વિચાર કરનારો પુરુષ રોગો અથવા તો સેંકડો અનર્થોથી શિથિલ થઇ ગયો હોય તો પણ રડતો નથી.[૪૫] કાદવમાં

દેડકારૂપે જન્મવું સારું, નરકમાં કીડારૂપે અવતરવું પણ સારું, આંધળા સર્પનો અવતાર આવવો તે પણ સારો, પરંતુ અવિચારી મનુષ્યનો જન્મ સારો નહી.[૪૬] અવિચાર એ સર્વ અનર્થોનું પોતાનું એક ઘર છે, સર્વ મહાત્મા-ઓએ તેને ધિક્કારી કાઢેલો છે, સઘળી દૃષ્ટસ્થિતિનો છેલ્લો સીમાડો છે માટે તેનો ત્યાગ કરવો જોઇએ.[૪૭] મહાત્મા પુરુષે નિત્ય વિચાર પરાયણ રહેવું જોઇએ, કારણ કે અજ્ઞાનરૂપી અંધારા કુવામાં પડનારા પુરુષોને વિચાર અવલંબનરૂપ છે.[૪૮] માટે સર્વ મનુષ્યો પોતે જ વિચારથી રાગદ્વેષાદિકમાં તણાતા પોતાના મનને સ્થિર કરીને તે મનરૂપી મૃગનો સંસારરૂપી સિંધુમાંથી ઉદ્ધાર કરવો જોઇએ.[૪૯] હું કોણ છું? મને આ સંસાર નામનો દોષ કેવી રીતે લાગ્યો, આ રીતે વેદ, સ્મૃતિ, આચાર્ય વગેરેએ કરેલા ઉપદેશ પ્રમાણે ઉંડાં ઉતરીને જોવું, તેનું નામ વિચાર કહેવાય છે.[૫૦] દુષ્ટ બુદ્ધિવાળા વિચાર શૂન્ય મનુષ્યનું અને શિલાનું હૃદય સમાન રચાયલું છે. શિલાની અંદરનો ભાગ ઘણો જ અંધારાવાળો હોય છે, ઘણોજ કઠીન હોય છે અને ટાંકણાં વગેરે શસ્ત્રોવતી ટોચા-ચારૂપી લાંબો કાળ દુઃખ ભોગવવાને સરજાયલું છે, તેમ વિચારશૂન્ય પુરુષનું હૃદય પણ ઘાટા અંધારાથી ભરપૂર હોય છે, મોહને લીધે ઘણું જ કઠન હોય છે અને તે લાંબો વખત સુધી સાંસારિક દુઃખો ભોગવવા માટે સરજાયલું હોય છે.[૫૧] હે રઘુવંશી રામ! ખરી વસ્તુને ગ્રહણ કરવાની ઇચ્છાવાળા મહાત્મા પુરુષો વિચાર કર્યા વિના કોઇ પણ ખરું તત્ત્વ જાણી શકતા નથી.[૫૨] વિચારથી તત્ત્વનું જ્ઞાન થાય છે અને આત્મામાં વિશ્રાંતિ કરવાથી મનની શાંતિ થાય છે અને તેથી સર્વ દુઃખોનો નાશ થાય છે.[૫૩] સર્વ મનુષ્ય ઉત્તમ પ્રતિના વિચારથી જ લૌકિક અને વૈદિક કર્મોને સફળ કરે છે અને સાતમી ભૂમિકામાં પણ જવારૂપી ઉત્તમ પ્રખ્યાતિને પામે છે માટે તમે શમધારણ કરનારા છો તે સ્ફૂટ વિચારદષ્ટિથી આત્મજ્ઞાન સંબંધી વિચાર ઉપર રુચિ રાખજો.[૫૪]

# સર્ગ ૧૫ મો*

## સંતોષ.

**श्रीवासिष्ठ उवाच—संतोषो हि परंश्रेयःसंतोषः सुखमुच्यते ।**
**संतुष्टः परमभ्योति विश्राममरिसूदन ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! સંતોષ એ પરમ કલ્યાણરૂપ છે. સંતોષ એ સુખ કહેવાય છે. સંતોષી પરમ વિશ્રાંતિને પામે છે.[1] સંતોષરૂપી ઐશ્વર્યથી સુખ ભોગવનારા અને લાંબો કાળ થયાં જેઓનું ચિત્ત શાંત થયું હોય છે એવા શાંત સંતોષીઓને ચક્રવર્તીનું રાજ્ય પણ જૂના ખડના તણખલા જેવું લાગે છે.[2] હે રામ! સંતોષથી શોભાયમાન અને સંસારની વિષમ વૃત્તિઓ આવી પડતાં પણ ઉદ્વેગ નહી પામનારી મહાત્માઓની બુદ્ધિ કોઇ પણ દિવસ સુખના વિયોગને પામતી નથી.[3] જે શાંત પુરુષો સંતોષરૂપી અમૃતના પાનથી તૃપ્તિ પામ્યા છે તેઓને અતુલ વૈભવવાળી લક્ષ્મી ઝેરની પેઠે પ્રતિકૂળ લાગે છે.[4] દીનતા આદિ દોષોનો નાશ કરનાર અને અત્યંત મીઠા સ્વાદવાળો સંતોષ જેવું સુખ આપે છે તેવું સુખ અમૃત રસની લહરીઓ પણ આપતી નથી.[5] જે પુરુષ અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી અને પ્રાપ્ત વસ્તુને પણ અપ્રાપ્ત સમાન માને છે અને તેથીજ જેને હર્ષની કે દુઃખની દશા જોવી પડતી નથી તે પુરુષ સંતોષી કહેવાય છે.[6] મન જ્યાં સુધી પોતાની મેળેજ પોતાને વિષે સંતોષ પામતું નથી ત્યાંસુધી એ મનરૂપી ખાડાઓમાંથી લતાઓની પેઠે આપદાઓ ઉત્પન્ન થયા કરે છે.[7] જેમ ચંદ્રનાં કિરણોથી શીતળ થયેલું કમળ સૂર્યનાં કિરણોથી પ્રફુલ્લિત થાય છે તેમ સંતોષથી શીતળ થયેલું ચિત્ત જ્ઞાનના શુદ્ધ વિચારોથી અત્યંત પ્રફુલ્લિત થાય છે.[8] મેલા અરિસામાં જેમ મુખનું પ્રતિબિંબ પડતું નથી તેમ સંતોષ વિનાના અને આશાને અધીન હોવાથી પરાધીન થયેલા ચિત્તમાં જ્ઞાનનું પણ પ્રતિબિંબ પડતું નથી.[9] જેની દૃષ્ટિ આગળ સંતોષરૂપી સૂર્ય ઉગ્યો હોય છે તે મનુષ્યરૂપી કમળ અજ્ઞાનરૂપી ગાઢ રાત્રિમાં સંકોચ પામતું નથી.[10] જેનું મન સંતોષ પામ્યું હોય તે મનુષ્ય ઘણો દરિદ્ર છતાં પણ આધિવ્યાધિઓથી રહિત ચક્રવર્તીપણાંના સુખને ભોગવે છે.[11] જે મનુષ્ય ન મળેલી

* આ પંદરમા સર્ગમાં વૈરાગ્યરૂપી કલ્પ વૃક્ષની છાયાની પેઠે સુખાકારી શીતળતાવાળા ત્રીજા દ્વારપાળ સંતોષનું વર્ણન કરવામાં આવશે.

વસ્તુ મેળવવા માટે ઇચ્છા કરતો નથી અને પ્રાપ્ત કરેલાં સુખદુઃખને ભોગવ્યા કરે છે તે સંતુષ્ટ કહેવાય છે.[૧૨] ક્ષીર સમુદ્રની પેઠે શુદ્ધ અને પરિપૂર્ણ અને સંતોષથી અત્યંત તૃપ્ત થયેલા મહાત્મા પુરુષના મુખ ઉપર અપૂર્વ શોભા જામી રહે છે.[૧૩] પોતે જ પુરુષાર્થ કરીને પોતાને વિશે અત્યંત પૂર્ણતા સંપાદન કરીને સર્વ પદાર્થો ઉપરની તૃષ્ણાનો ત્યાગ કરવો.[૧૪] ચંદ્રના અમૃત જેવા સંતોષના અમૃતથી સંપૂર્ણ થયેલા પુરુષનું મન શાંત તથા શીતળ બુદ્ધિથી પોતાની મેળે જ અખંડિત સ્થિરતાને પામે છે.[૧૫] ચાકરો જેમ પોતાની મેળે રાજા પાસે જાય છે તેમ સંતોષથી પુષ્ટ થયેલા મનવાળા પુરુષની પાસે મોટા સંપત્તિવાળા પુરુષો પોતાની મેળે ચાકર થઇને તેની પાસે જાય છે.[૧૬] પોતાની મેળે જ પોતાને વિશે સ્વસ્થ થયેલો પુરુષ સંતુષ્ટ થઇને રહે છે ત્યારે વર્ષા ઋતુ આવતાં જેમ ઉડતી ધૂળ તુરત બંધ પડી જાય છે.[૧૭] હે રામ! જેમ શીતળ તથા કલંક રહિત પૂર્ણિમાનો ચંદ્ર શોભે છે તેમ નિત્ય શીતળ અને રાગદ્વેષાદિકથી રહિત શુદ્ધ વૃત્તિથી પુરુષ પણ શોભે છે.[૧૮] પુરુષનાં શમતાથી મનોહર લાગતાં મુખને જોઇને જેવો સંતોષ પામે છે, તેવો સંતોષ ધનના ઢગોને જોઇને પણ પામતા નથી.[૧૯] હે રઘુનંદન રામ! આ જગતમાં મહાપુરુષ ગુણવાન્ લોકોને પ્રિય એવી શમતાથી શોભાયમાન હોય, તેને દેવો અને મોટા મુનિઓ પણ નમસ્કાર કરે છે.[૨૦]

---

# સર્ગ ૧૬ મો.*

## સત્સંગનો મહિમા.

**श्रीवसिष्ठ उवाच—विशेषेण महाबुद्धे संसारोत्तरणे नृणाम् ।**
**सर्वत्रोपकरोतीह साधुःसाधुसमागमः ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે;–હે મહાબુદ્ધિવાળા રામ! આ જગતમાં મનુષ્યોને સંસારમાંથી પાર ઉતરવામાં વિશેષે કરીને સજ્જન પુરુષનો ઉત્તમ સમાગમ છે, જે સર્વ અવસ્થામાં સર્વનો ઉપકાર કરે છે.[૧] જે મહાત્માઓ સાધુઓના સંગરૂપી વૃક્ષથી ઉત્પન્ન થયેલા વિવેકરૂપી ઉત્તમ ફળને સાચવી રાખે છે તેઓ મોક્ષના પાત્ર થાય

---

* આ સોળમા સર્ગમાં મોક્ષના ચોથા દ્વારપાળ સત્સમાગમનો મહિમા વર્ણવવામાં આવશે. અને તે ચારમાંથી એક એકની સેવા પણ પુરુષાર્થનું ફળ આપે છે એમ કહેશે.

છે.[૨] વિદ્વાનોના સમાગમમાં ઉજ્જડ ઘરપણ ધનાદિકથી ભરપૂર લાગે છે. મૃત્યુ પણ ઉત્સવના જેવું આનંદકારી થઇ પડે છે. અને આપત્તિ પણ સંપત્તિના જેવી લાગે છે.[૩] આ જગતમાં સાધુઓનો એક ઉત્તમ સમાગમ જ વિજયવાળો છે અને તે સમાગમ આપત્તિરૂપી કમલીનીને હીમસમાન છે અને મોહરૂપી ઝાકળને પવન-રૂપ છે.[૪] સાધુના સમાગમને તમારે બુદ્ધિને વધારનાર, અજ્ઞાનરૂપી વૃક્ષને કાપી નાખનાર અને આધિને દૂર કરનાર છે એમ જાણવો.[૫] પાણી પાવાથી જેમ પુષ્પોના અને ફળોના સુંદર ગુચ્છાઓ ઉત્પન્ન થાય છે તેમ સાધુ પુરુષોના સમાગમથી મનોહર અને ઉજ્જવળ વિવેકરૂપી ઉત્તમ દીવો ઉત્પન્ન થાય છે.[૬] સાધુઓના સંગનો વૈભવ અવિનાશી, પીડા વિનાની તથા નિત્ય વૃદ્ધિ પામનારી સર્વોત્તમ નિવૃત્તિને આપે છે.[૭] ઘણી જ કષ્ટદાયક દશાને પામેલા તથા પરાધીન થઇ પડેલા મનુષ્યોએ પણ સાધુઓનો સમાગમ જરાવાર પણ છોડવો નહીં.[૮] આ જગતમાં સાધુઓના સમાગમો શુભમાર્ગના દીવા સમાન છે, હૃદયના અંધકારને હરનારા છે અને જ્ઞાનરૂપી સૂર્યને પ્રકાશ કરનારા છે.[૯] સાધુ પુરુષોની સંગતિરૂપી શીતળ અને સ્વચ્છ ગંગામાં જે સ્નાન કરે છે તેને દાનોનું, તીર્થોનું, તપોનું અથવા તો યજ્ઞોનું શું પ્રયોજન છે? કાંઇ પણ નથી.[૧૦]

હે રામ! વિષયો ઉપર પ્રીતિ વિનાના જેઓના સંદેહ કપાઇ ગયા હોય અને જેઓનો દેહાધ્યાસ દૂર થઇ ગયો હોય એવા સાધુ પુરુષો મળે તો પછી તપો કે તીર્થયાત્રાઓ કરવાનું કંઇ પણ જરૂર નથી.[૧૧] દરિદ્રી મનુષ્ય જેમ પ્રયત્નપૂર્વક મણિના તરફ જોયા કરે છે, તેમ જ્ઞાની મનુષ્યે નિવૃત્ત મનવાળા સાધુઓનાં પરમ પ્રયત્નથી દર્શન કરવાં.[૧૨] વિષ્ણુના સમાગમથી અને સદ્‌ગુણથી દીપી નિકળેલી બુદ્ધિમાન્ પુરુષોની બુદ્ધિ સદા બુદ્ધિમાનોના મંડળમાં શોભે છે.[૧૩] જે ભાગ્યશાળી પુરુષે સાધુ પુરુષનો સમાગમ તજી દીધો ન હોય તેણે નિર્મળ વિચારથી મળનારા બ્રહ્મપદને પ્રથમથી જ પોતાના મસ્તકના મુકુટરૂપ કરી લીધેલું છે એમ જાણજે.[૧૪] અધ્યાસથી રહિત, પરબ્રહ્મના સ્વરૂપને જાણનારા, તથા સર્વને વહાલા લાગતા સાધુ પુરુષોની સર્વ ઉપાયોથી સેવા કરવી જોઇએ. કારણ કે તેઓ જ સંસારરૂપી સિંધુમાં તરવાનું સાધન છે.[૧૫] જેઓએ રમતમાત્રમાં પણ નરકરૂપી અગ્નિને શાંત કરનારા સાધુઓનાં દર્શન કર્યાં નહોય તે પુરુષો નરકરૂપી અગ્નિઓને સુકાં લાકડાના સમાન છે.[૧૬] દરિદ્રતા, મરણ અને દુઃખ વગેરે વિષયોની ભ્રાંતિઓ સાધુ પુરુષોની સંગતિરૂપ ઔષધઓથી સંપૂર્ણ રીતે નાશ પામે છે.[૧૭] મનુષ્યોને સંતોષ, સત્સંગ,

વિચાર તથા શમ આટલાંજ સંસાર સિંધુમાંથી તરવાના ઉપાયો છે.[૧૮] સંતોષ એ પરમ લાભ છે. સત્સંગ એ પરમગતિ છે, વિચાર એ પરમજ્ઞાન છે અને શમ એ પરમ સુખ છે.[૧૯] આ ચાર સંસારનો નાશ કરનાર નિર્મળ ઉપાયો છે. જેઓએ તેઓનો અભ્યાસ કરેલો છે તેઓ મોહરૂપી પાણીથી ભરેલા સંસારરૂપી સમુદ્રમાંથી તરીને પાર ગયા છે.[૨૦] હે ઉત્તમ બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ! એ ચારમાંથી નિર્મળ ફળ આપનાર એકનો પણ જો અભ્યાસ કરવામાં આવે છે તો તે ચારેનો અભ્યાસ થઇ જાય છે.[૨૧] હે રામ! એ ચારેમાંથી એક એક પણ એ ચારેને ઉત્પન્ન કરનાર છે. માટે મનુષ્યે એ સર્વેની સિદ્ધિ માટે પ્રયત્નથી એકનો અભ્યાસ કરવો જોઇએ.[૨૨] જેમ શાંત સમુદ્રમાં વહાણો પોતાની ઇચ્છા પ્રમાણે હરેફરે છે તેમ શમથી સ્વચ્છ થયેલા મનમાં સત્સંગ, સંતોષ અને વિચાર સારી પેઠે ફરી શકે છે.[૨૩] કલ્પવૃક્ષનો આશ્રય કરનારા જીવને જેમ લૌકિક સંપત્તિઓ મળે છે તેમ વિચાર, સંતોષ, શમ અને સત્સંગરૂપી કલ્પવૃક્ષનો આશ્રય કરનારા જીવને જ્ઞાનની સંપત્તિઓ મળે છે.[૨૪] પૂર્ણિમાના ચંદ્રમાં જેમ સૌન્દર્ય વગેરે ગુણો દાખલ થાય છે તેમ વિચાર, શમ, સંતોષ તથા સત્સંગવાળા મનુષ્યમાં પ્રસાદ વગેરે ગુણો પ્રવૃત્તિ કરે છે.[૨૫] મંત્રીઓના કહેવાને માન આપનારો રાજા જેમ વિજય લક્ષ્મીઓ મેળવે છે તેમ સત્સંગ, સંતોષ, શમ અને વિચારવાળા બુદ્ધિશાળી મનુષ્ય જ્ઞાનની સંપત્તિઓ મેળવે છે.[૨૬] માટે હે રઘુનંદન રામ! પુરુષાર્થથી મનને જિતીને એ ચારમાંથી એક ગુણને પ્રયત્નથી ગ્રહણ કરવો.[૨૭] પરમ પુરુષાર્થ કરીને ચિત્તરૂપી મદમત્ત હાથીને જિતીને જો એક ગુણને પણ હૃદયમાં ગ્રહણ કરવામાં આવતો નથી ત્યાં–સૂધી ઉત્તમ ગતિ થતી નથી.[૨૮] હે રામ! તમારૂં મન જ્યાં સૂધી તે ગુણો સંપાદન કરવા માટે આસક્તિવાળું ન થાય ત્યાં સૂધી તમારે પ્રયત્ન કરીને દાંતોથી દાંતો તોડી પાડીને પણ પ્રયત્ન કરવો.[૨૯] હે મોટા હાથવાળા રામ! તમે દેવ થાઓ, યક્ષ થાઓ કે વૃક્ષ થાઓ તો પણ તમે જ્યાં સૂધી ઉપર કહેલા ગુણો સંપાદન કરશો નહીં ત્યાં સૂધી તમને શુદ્ધ જ્ઞાન મેળવવાનો કોઇ પણ ઉપાય નથી.[૩૦] ફળદાયક એક ગુણ પણ બળવાન્ થાય છે. ત્યારે પરાધીન ચિત્તવાળા પુરુષના મનમાં સઘળા દોષો તુરત જ નાશ પામે છે.[૩૧] જો ગુણ બળવાન્ થાય છે તો દોષોનો પરાજય કરનારા ગુણો વૃદ્ધિ પામે છે અને જો દોષ બળવાન્ થાય છે તો ગુણનો નાશ કરનારા દોષો વધી પડે છે.[૩૨] મનુષ્યના મનરૂપી મોહકારક વનમાં વાસનારૂપી વેગવાળી નદી વહે છે તેના

સારા અને નરતા એ કિનારાઓ છે અને તે નિત્ય પ્રાણીઓને વિશે વહ્યા કરે છે.[33] તે વાસનારૂપી નદીને પોતાના પુરુષાર્થથી જે કિનારા ઉપર નાંખીએ તે જ કિનારા તરફ વહ્યા કરે છે. માટે હે રામ! તમારી ઇચ્છા હોય તેમ તમે કરો.[34] હે ઉત્તમ બુદ્ધિવાળા રામ! તમે તમારા મનરૂપી ગાઢ વનમાં વહેતી પોતાની વાસનારૂપી મોટી નદીને પુરુષાર્થના વેગથી ક્રમે ક્રમે શુભ તીર તરફ વહેતી કરો. તેમ કરવાથી તમે અશુભ તીર તરફ જરા પણ તણાશો નહીં.[35]

---

# સર્ગ ૧૭ મો*

## ગ્રંથોનાં પ્રકરણો ને વિષયોનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच–एवमंतर्विवेको यः स महानिह राघव ।**
**योग्यो ज्ञानगिरः श्रोतुं राजेव नयभारतीम् ॥**

શ્રી વસિષ્ઠ કહે છેઃ–હે રામ! જેમ વિવેકી રાજા નીતિની વાણી સાંભળવાને યોગ્ય છે તેમ આ સંસારમાં જેના મનમાં વિવેક હોય તે મહાન્ પુરુષ જ્ઞાનની વાણી સાંભળવાને યોગ્ય છે.[1] જેમ મેઘના સંગથી રહિત નિર્મળ આકાશ શરદ ઋતુના નિર્મળચંદ્રના ઉદયને યોગ્ય છે તેમ જ મૂર્ખોના સંગથી રહિત, નિર્મળ અને મોટા મનવાળો પુરુષ શુદ્ધ વિચારના ઉદયને યોગ્ય છે.[2] તમે એ ગુણોથી સંપૂર્ણ લક્ષ્મીથી ભરપૂર છો. તેથી હું તમને મનનો મોહ હરણ કરનાર વાક્ય કહું તે સાંભળો.[3] જેનું પુણ્યરૂપી કલ્પવૃક્ષ ફળના ભારથી નમીને મુક્તિ માટે તૈયાર થયું હોય તે જીવને આ આત્મજ્ઞાન સાંભળવા માટે ઉદ્યમ સૂઝે છે.[4] ઉત્તમ મનુષ્ય પોતાના કલ્યાણ માટે પવિત્ર, ઉદાર અને પરમ બોધ દેનારાં વચનોનું પાત્ર થાય છે, પરંતુ અધમ પુરુષ થતો નથી.[5] આ સંહિતા **मोक्षोपाय** નામની છે અને તે સાર સ્વરૂપ છે. બત્રીશ હજાર શ્લોક તેમાં છે. આ સંહિતા જો સાંભળવામાં આવે છે તો તે મોક્ષ આપે છે.[6] જે માણસ જાગતો હોય તેની આગળ દીવો બળતો હોય તો તેની ઇચ્છા વિના પણ તે તેને પ્રકાશ કરે છે. તેમ જ આ ગ્રંથનો અભ્યાસ કરનારા મનુષ્યની ઇચ્છા વિના પણ આ ગ્રંથ તેની મુક્તિ કરે છે.[7] આ

* આ સત્તરમા સર્ગમાં ગ્રંથની સંખ્યા, પ્રકરણોના ક્રમ પ્રમાણે વિભાગો તથા જૂદાં જૂદાં વર્ણન કરવાના વિષયો અને ગુણોનું વર્ણન કરવામાં આવશે.

સંહિતાને પોતાની મેળે જ અભ્યાસ કરીને સારી રીતે જાણી હોય તો તુરત ગંગાજી જેમ પાપ તાપનો નાશ કરે છે તેમ ભ્રાંતિનો નાશ કરીને પરમ સુખ આપે છે.[૮] રજ્જુને જોવાથી જેમ તેમાં થયેલું સર્પનું મિથ્યાજ્ઞાન મટી જાય છે, તેમ આ સંહિતાના અભ્યાસથી અથવા તો સાંભળવાથી સંસારનાં દુઃખો નાશ પામે છે.[૯] આ સંહિતામાં યુક્તિવાળા અર્થોથી ભરેલાં વાક્યોવાળા તથા ઉત્તમ દૃષ્ટાંતોવાળી આખ્યાયિકાવાળાં જૂદાંજૂદાં છ પ્રકરણો છે.[૧૦] એ પ્રકરણોમાં પહેલું વૈરાગ્ય પ્રકરણ દોઢ હજાર શ્લોકનું છે. પાણી રેડવાથી જેમ નિર્જળ પ્રદેશમાં ઝાડ વધે છે, તેમ આ સંહિતા સાંભળવાથી વૈરાગ્ય વધે છે. તેમ જ આ ગ્રંથનો હૃદયમાં વિચાર કરવાથી મણિને સારી રીતે લુછીને સાફ કરવાથી જેમ મણિ શુદ્ધ થાય છે, તેમ હૃદય પણ શુદ્ધ થાય છે.[૧૧-૧૨] તે પછી બીજું મુમુક્ષુ વ્યવહાર નામનું પ્રકરણ છે તેમાં એક હજાર શ્લોક છે અને તે નવી નવી યુક્તિયોથી ઉત્તમ છે.[૧૩] આ ગ્રંથમાં મુમુક્ષુ મનુષ્યોના સ્વભાવનું વર્ણન કરવામાં આવ્યું છે. તે પછી ત્રીજું उत्पत्ति નામનું પ્રકરણ છે. આમાં ઘણાં દૃષ્ટાંતો અને ઘણી આખ્યાયિકાઓ સમાયેલી છે.[૧૪] વળી આમાં વિજ્ઞાનને પણ પ્રતિપાદન કરેલું છે. વળી તેમાં સાત હજાર શ્લોકો આવેલા છે. વળી તેમાં 'હું અને આ' આવી જગત સંબંધી દૃષ્ટાની અને દૃશ્ય પદાર્થોની વિચિત્રતા ઉત્પન્ન થઇજ નથી. છતાં પણ ઉત્પન્ન થઇ હોય તેવી જણાય છે તે વિશે પણ એમાં વર્ણન કર્યું છે. વળી એ સાંભળવાથી શ્રોતા સર્વ જગતને પોતાને વિશે કલ્પાયલું સમજે છે.[૧૫-૧૬] 'હું તું' ના ભેદવાળું, અનંત બ્રહ્માંડોના વિસ્તારવાળું, પ્રત્યેક બ્રહ્માંડમાં લોક, આકાશ અને પર્વતોવાળું જગત્ રહેલું છે તે અવર્ણ્ય છે, પાયા વિનાનું છે, પર્વતાદિકના ભેદોથી રહિત છે, પૃથ્વી આદિક ભૂતોથી રહિત છે, સંકલ્પથી ઉત્પન્ન કરેલા નગરના જેવુંછે, સ્વપ્નામાં દેખાતા પદાર્થોના જેવું છે, માનસિક રાજ્યની પેઠે વિસ્તાર પામેલું છે, વ્યર્થ દેખાવોથી ગંધર્વ નગરના જેવું છે, ભ્રાંતિના જેવું છે. એ ચંદ્રની ભ્રાંતિના જેવું છે, ઝાંઝવાના પાણીના જેવું મિથ્યા છે, સમુદ્રમાં વહાણ ચાલતી વેળા પર્વતો અને વૃક્ષો ચલાયમાન લાગે તેના જેવું સત્ય અને પુરુષાર્થથી રહિત છે, ચિત્તના ભ્રમથી કલ્પી કાઢેલા ભૂતના જેવું છે, બીજ રહિત છે છતાં પણ તે ભાસે છે, મનમાં જણાતી કથાનાં યુદ્ધાદિક વિષયોના જેવું છે, આકાશમાં કોતરી કાઢેલી મોતીની માળા જેવું છે, સૂવર્ણમાં કડાંની પેઠે અને જળમાં તરંગની પેઠે કલ્પી કાઢેલું છે.[૧૭-૨૧] આકાશમાં નીલારંગની પેઠે મિથ્યા છતાં પણ જોવામાં આવે છે, સ્વપ્નમાં અથવા તો આકાશમાં ભીંત, રંગ, ચિતારા વિના પણ સુંદર ચિત્ર

જોવામાં આવે તેમ ચિરકાળથી જોવામાં આવે છે. ચિત્રમાં આળખેલો અગ્નિ ખરો અગ્નિ નથી છતાં પણ ખરો અગ્નિ કહેવાય છે તેમ જગત્ પણ માત્ર નામ રૂપથી કહેવાય છે. પરંતુ તે પરિણામે નાશવંત છે. તેથી તે પોતાનો અર્થ જે 'જવું' તેને અનુકૂળ છે. તરંગોમાં ભ્રાંતિથી કલ્પી કાઢેલા કમળોની માળા સમાન છે, કોઇ ઠેકાણે પ્રથમ નાચ થયો હોય તે જેમ સ્મરણમાં આવવાથી પાછો મનમાં સાંભરી આવે છે તેના જેવું માત્ર સ્મરણ કરવાથી ઉત્પન્ન થાય છે. આકાશમાં ચક્રવાકના શબ્દો સાંભળતાં સાંભળતાં કોઇ પુરુષ ચત્તો સૂઇ જાય તેને સ્વપ્નામાં જેમ સરોવર નજરે પડે તેના જેવું છે, ગ્રીષ્મ ઋતુના પાંદડાં વિનાના થઇ પડેલા અને સુકાઇ ગયેલા તથા છિન્ન ભિન્ન થઇ ગયેલા વનના જેવું છે, મરવાને તૈયાર થયેલા મનુષ્યના વ્યગ્ર ચિત્તની પેઠે વ્યગ્રતાથી ભરેલું છે, પર્વતની ગુફાની પેઠે ઘોર અંધારાથી, ભરપુર, ઉજ્જડ તથા ભયંકર છે. અંધારી ગુફામાં કલ્પી કાઢેલા નૃત્યના જેવું છે, ગાંડા મનુષ્યની ચેષ્ટાના જેવું છે, અજ્ઞાનરૂપી શીતળ ઝાકળનો વરસાદ તેમાં વરસ્યા કરે છે, તે શરદ્ ઋતુના આકાશ જેવા નિર્મળ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું છે, થાંભલામાં કોતરેલા અને ભીંતમાં આળખેલા ચિત્રોના જેવું છે અને માટી-માંથી બનાવેલા ઝાડ વગેરે અચેતનનાં અને હાથી વગેરે ચેતન પ્રાણીનાં પુતળાંઓ હોય તેના જેવું છે. આ સર્વ જગત, આ પ્રકરણ સાંભળવાથી, શ્રોતા પોતાને વિશે કલ્પાયલું જાણે છે.[૨૨–૨૭] તે પછી ચોથું પ્રકરણ **સ્થિતિ** નામનું છે. તેમાં ત્રણ હજાર શ્લોક છે. અને તેમાં ઘણાં વ્યાખ્યાનો અને આખ્યાયિકાઓ છે. એમાં દ્રષ્ટા તથા દશ્યના ક્રમને પામેલું પરબ્રહ્મ જે રીતે ભોગ્ય તથા ભોક્તારૂપે પરિણામ પામે છે અને દશે દિશાઓના મંડળમાં વિસ્તાર પામીને જોવામાં આવતો આ જગતરૂપી ભ્રમ અનાદિકાળથી જે રીતે વૃદ્ધિ પામે છે તે આ **સ્થિતિ** નામના પ્રકરણમાં કહેવામાં આવી છે.[૨૮–૨૯–૩૦–૩૧] તે પછી પાંચ હજાર શ્લોકનું ઘણું જ પવિત્ર, યુક્તિવાળું અને મનોહર **ઉપશાંતિ** નામનું પ્રકરણ છે. આ જગત્ હું તું અને તે આવી રીતની જે ભ્રાંતિ ઉત્પન્ન થાય છે તે ભ્રાંતિને સમાવવાના ઉપાયો ઉપદેશદ્વારા આમાં આપ્યા છે. આ ઉપશાંતિ પ્રકરણ સાંભળવાથી જન્મ મરણરૂપી સંસાર શાંત થઇ જાય છે.[૩૨–૩૩] અને તે વખતે આ સંસાર ભુંસાઇ ગયેલી આળખેલી સેનાની પેઠે જરાજરા જોવામાં આવે છે અને તેનું ભ્રાંત–સ્વરૂપ ધીરે ધીરે શાંત થઇને માંડ માંડ એક શતાંશ બાકી રહે છે.[૩૪] કોઇ પુરુષ મનો-રાજ્યની કલ્પના કરે છે તેની પડખે સુતેલો બીજો પુરુષ સ્વપ્નાનાં રાજ્યનો ઉપ-

ભોગ કરે છે અને રાજ્યને માટે યુદ્ધ કરે છે તથા બૂમ બરાડા પાડે છે તો પણ તેનાથી તેને કાંઇ પણ લાભ થતો નથી. આ રાજ્યકલ્પના કરનારાના મનમાં જ રાજ લક્ષ્મી હોય છે અને સ્વપ્ન જોનારાના મનમાં સંપૂર્ણ રીતે લક્ષ્મી હોય છે તો પણ તે બન્ને પક્ષમાં મિથ્યા છે તેમજ આ સંસાર પણ જ્ઞાનીને થોડો ભાસે છે. અને સામાન્યને સંપૂર્ણપણે ભાસે છે તો પણ તે પરિણામે મિથ્યા છે-૩૫ વળી આ જગત્ સંકલ્પ વિરામ પામે છે ત્યારે સંકલ્પે કલ્પી કાઢેલી ભયંકર ઘનઘટાના ભિપણ ધ્વનિની પેઠે મિથ્યા સ્વપ્નકલ્પિત અથવા તો સંકલ્પકલ્પિત અર્થાત્ મનઃકલ્પિત નગર જેમ ભૂલી જવાય તેમ વિસરી જવાય તેવું છે.૩૬ વળી જેમ જેમ ઉપશમ વધતો જાય છે તેમ તેમ આ સંસાર ભાવી નગરના ઉદ્યાનમાં જણનારી વાંઝણીના જેવો મિથ્યા લાગે છે, વળી વાંઝ-ણીઓ જીભથી વર્ણન કરવા માંડેલી પોતાના પુત્રોની વીરરસથી ભરેલી યુદ્ધાદિકની કથાના અનુભવ જેવું સત્ય અર્થાત્ અસત્ય ભાસે છે.૩૭ આ વાત તો વધારે શાંતિવાળાને માટે કહી, પરંતુ જેઓનો ઉપશમ પૂર્વ કરતાં જરા ઓછો હોય તેઓના સંબંધમાં આ જગત્ જેઓએ કોઇપણ દિવસ ચિત્ર આલખેલાં ન હોય તેઓનાં ચિત્રોથી ચિતરેલી ભીતના જેવું અને મનુષ્યે મનમાં કલ્પી કાઢેલી છતાં વિસરી જવાતી નગરીના જેવું મિથ્યા લાગે છે. સર્વ ઋતુમાં સરખા રીતે રહેનારા અને ભાવીકાળમાં ઉત્પન્ન થનારા વનના આંદોલનની પેઠે મિથ્યા લાગે છે. ભવિષ્યના ઉદ્યા-નમાં વસંતનો રંગ લાવ્યાના જેવું મિથ્યા લાગે છે અને તે છેવટે જેમાં તરંગો લય પામ્યા હોય એવી નિર્મળ પાણીથી ભરેલી નદીના જેવા પરબ્રહ્મરૂપ જ થઇ જાય છે, આવો ઉપશમ પ્રકરણના શ્રવણનો પ્રભાવ છે. તે પછી છઠ્ઠું નિર્વાણ નામનું પ્રકરણ છે.૩૮-૩૯-૪૦ આમાં સાડાચૌદ હજાર શ્લોક છે, તે જ્ઞાનરૂપી મોટા પુરુષાતનને આપનારું છે. આ પ્રકરણ યથાર્થ રીતે સમજાય છે તો મૂળ અવિદ્યાનો નાશ થઇને જેમાં સર્વ કલ્પનાઓ શાંત થયેલી છે એવું પરમ કલ્યાણકારક નિર્વાણ પ્રાપ્ત થાય છે અને નિર્વાણ મેળવ્યા પછી મનુષ્ય વિષય રહિત થાય છે, ચૈતન્યના પ્રકાશમય થાય છે, જ્ઞાની થાય છે, ઉપાધિઓથી રહિત થાય છે, વાદળાં વિનાના આકાશના ગર્ભ જેવો સ્વચ્છ થાય છે. સાંસારિક સર્વ ભ્રાંતિઓમાંથી છૂટો થાય છે, જગતની સર્વ ક્રિયાઓ કરી ચૂકે છે, કર્તવ્ય કરવાથી શાંતિકારક સ્થિતિને સંપા-દન કરે છે. હીરાના થાંભલામાં જેમ સર્વ લોકોનું અને તેઓનાં કાર્યોનું પ્રતિબિંબ પડે છે તેમ તે પણ સર્વ લોકોનો અને તેઓનાં ભિન્ન ભિન્ન કાર્યોનો આધારરૂપ

થઇ પડે છે. આકાશ જેમ લયવિનાનું છે તેમ તે પણ વસ્તુના લેપથી લિપ્ત થતો નથી. તે ઘણાં બ્રહ્માંડોને ગળી જવાથી અત્યંત તૃપ્ત થાય છે. તેના બાહ્ય ઇંદ્રિયોના વિષયો તથા ચિત્ત ચિદાકાશમાં પરિણામ પામે છે અને તે વખતે તેને સઘળાં કાર્યત્વ, કારણત્વ, અને કર્તૃત્વ પ્રત્યે હેય અને ઉપાદેયપણાનું જ્ઞાન રહેતું નથી અને તે વખતે દેહસહિત હોવા છતાં પણ દેહરહિત થઇ જાય છે અને સંસારી હોવા છતાં પણ સંસાર રહિત થઇ પડે છે.[૪૧–૪૫] તે કઠિણ પાષાણની પેઠે છિદ્ર રહિત થઇ પડે છે અર્થાત્ અખંડ ચિન્મય અવસ્થામાં આવે છે. તે જગતને પ્રકાશ આપનાર ચૈતન્ય સ્વરૂપ સૂર્યરૂપે પરમ પ્રકાશરૂપ થાય છે તો પણ તે વખતે દૃસ્ય પદાર્થ ન હોવાથી ગાઢ અંધારાના કટકાની પેઠે અત્યંત આંધળા જેવો થઇ જાય છે, સંસારની દુષ્ટ રમતોમાંથી મોકળો થાય છે, આશારૂપી વિશુચિકાથી છૂટો થાય છે, અંધારારૂપી ભૂતને દેખતો નથી તથા પોતે શરીર રહિત હોય છે છતાં પણ બીજાઓને તે શરીરવાળો દેખાય છે. મહામેરૂ પર્વતના કોઇએક ફુલમાં જેમ ભમરી બેઠી હોય તેમ બ્રહ્મરૂપ થયેલા જીવન્મુક્ત પુરુષનાં કરોડો રુંવાટામાંના એક રુંવાટા જેવી અવિદ્યાના એક ભાગમાં આ જગતનું સૌંદર્ય વાસ કરીને રહે છે.[૪૬–૪૭–૪૮] વ્યાપક એવા ચિદાત્મા પરબ્રહ્મ પોતાના ઉદરમાં એક એક પરમાણુ જેટલા ભાગમાં હજારો બ્રહ્માંડોની રચના કરીને તેને નિહાળે છે તે પરબ્રહ્મ જીવન્મુક્તના હૃદયમાં વાસ કરે છે.[૪૯] તે જીવન્મુક્ત મહાબુદ્ધિશાળી પુરુષના હૃદયપરના વિસ્તારની હજારો અને લાખો વિષ્ણુઓ, શિવો અને બ્રહ્માઓ પણ તુલના કરીશકતા નથી. અર્થાત્ લાખો શિવાદિક એકઠા થાય તેના કરતાં પણ જીવન્મુક્તનું હૃદય વિસ્તારવાળું હોય છે; કારણ સત્તા, આનંત્ય અને આનંદથી જે સર્વોત્તમ કહેવાય છે તે આત્માનો સર્વોત્કૃષ્ટ વિસ્તાર તેના હૃદયમાં રહેલો હોય છે.[૫૦]



# સર્ગ ૧૮ મો.*

## યોગવાસિષ્ઠનું માહાત્મ્ય.

**श्रीवसिष्ठ उवाच–अस्यां वाचितमात्रायां प्रबोधः संप्रवर्त्तते ।**
**बीजादिव सतो व्युप्तादवश्यं भावि सत्फलम् ॥**

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! જેમ સારું બીજ વાવવામાં આવ્યું હોય તેમાંથી ઉત્તમ ફળ અવશ્ય થાય છે. તેમ આ ગ્રંથ માત્ર વાંચવાથી અવશ્ય જ્ઞાન મળે છે.[૧] જે શાસ્ત્ર યુક્તિદ્વારા તત્વનો નિર્ણય કરાવતું હોય તે શાસ્ત્ર પુરુષનું રચેલું હોય તોપણ તેને ગ્રહણ કરવું અને ઋષિનું હોય તોપણ તે જો તત્વનું જ્ઞાન કરાવતું ન હોય તો ન્યાયને અનુસરનારા પુરુષે તે શાસ્ત્રને તજી દેવું અને કેવળ એક નીતિનો જ માર્ગ ગ્રહણ કરવો જોઇએ.[૨] જે વાકય યુક્તિવાળું હોય તે બાળકની પાસેથી પણ ગ્રહણ કરવું અને યુક્તિ રહિત હોય તે વાકય બ્રહ્માએ કહ્યું હોય તોપણ તેને તણખલાંની પેઠે તજી દેવું.[૩] પાસ રહેલા ગંગાના પાણીને તજી દઇને આતો અમારા પિતાનો કુવો છે આમ કહીને જે તે કુવાનું પાણી પીતો હોય તે દુરાગ્રહી પુરુષને કોણ ઉપદેશ આપે?[૪] જેમ ઉષા–કાળ પ્રાપ્ત થાય છે, એટલે અવશ્ય ઉજાસ થાય છે તેમ જ આ ગ્રંથ વાંચવા માત્રમાં જ સારો વિવેક ઉદય પામે છે.[૫] આ અધ્યાત્મ શાસ્ત્રનો ગ્રંથ વિદ્વાનને મુખેથી સંપૂર્ણ સાંભળવેથી પોતાની મેળે જ ધીરે ધીરે વિચાર કરતાં બુદ્ધિમાં જ્યારે ઉત્તમ સંસ્કાર થાય છે ત્યારે લતાની પેઠે પ્રથમ તો હૃદયમાં શુદ્ધ સંસ્કૃત વાકયોનો પાદુર્ભાવ થાય છે જે સભાના શિરોભૂષણરૂપ થઇ પડે છે.[૬–૭] મોટાઇવાળા ગુણોથી ભરપૂર ઉત્તમ ડાહાપણ ઉદય પામે છે, જે ડાહાપણને લીધે રાજાઓ તથા દેવની પેઠે પૂજવા યોગ્ય વિદ્વાનો તેના ઉપર સ્નેહ રાખે છે.[૮] સારી આંખવાળો પુરુષ રાત્રે હાથમાં દીવો લઇને બહાર નિકળે છે તો તે પદાર્થોના આગલા અને પાછલા ભાગને સારી રીતે જાણે તેમ બુદ્ધિશાળી પુરુષ આ ગ્રંથનો અભ્યાસ કરે છે તો તે પણ સર્વ વિષયોના પૂર્વાપર વિભાગને સારી રીતે જાણે છે.[૯] શરદ્ ઋતુ આવતાં જેમ દિશાઓમાં

---

* આ અઢારમા સર્ગમાં આ ગ્રંથના મુખ્ય અને પ્રાસંગિક ફળોની સાથે મુખ્ય મુખ્ય ગુણો કહેવામાં આવશે તથા ઉપમાઓમાંથી કયા અંશો ગ્રહણ કરવા, તે વાત પણ કહેવામાં આવશે.

ઝાકળો ધીરે ધીરે સારી પેઠે ઓછી થતી જાય છે તેમ આ ગ્રંથનો વિચાર કરતાં પણ બુદ્ધિના લોભ, મોહ આદિક દ્વેષો ધીરે ધીરે સારી પેઠે ઓછા થવા માંડે છે.[૧૦] તમારે કેવળ બુદ્ધિના વિવેકને સ્થાપન કરવા માટે અભ્યાસની જરૂર છે, કારણ કે અભ્યાસ કર્યા વિના કોઇ પણ ક્રિયા કોઇ પણ જાતનું ફળ આપતી નથી.[૧૧] શરદ્‌ઋતુમાં જેમ મોટું તળાવ નિર્મળ થાય છે તેમ આ ગ્રંથના અભ્યાસથી મન નિર્મળ થાય છે અને મંદ્રાચળને નિકળી ગયા પછી, જેમ સમુદ્ર સ્થિર થઇ ગયો હતો તેમ મન અત્યંત સ્થિર થઇ જાય છે.[૧૨] આ ગ્રંથનો અભ્યાસ કરવાથી મોહરૂપી કાજળ વિનાની અંધારાના સમૂહને દૂર કરનારી અને પદાર્થોનો વિભાગ કરી દેખાડનારી બુદ્ધિ રત્નના દીવાની ઝાળની પેઠે સંપૂર્ણ રીતે પ્રકાશ કરે છે.[૧૩] જેમ બાણો જેણે કવચો શરીર ઉપર પહેરેલાં હોય તેના મર્મભાગોને કાપી શકતાં નથી, તેમ દીનતા અને દારિદ્ય આદિક દોષોથી ભરપૂર વિચારો જગતનું મિથ્યાપણું જાણનારા માણસોના ચિત્તોને ભેદી શકતાં નથી.[૧૪] બાણો જેમ આગળ પડેલા મોટા પથરાને ભાંગી શકતાં નથી તેમ ત્રાસો પણ આગળ રહેલા છતાં પણ શાસ્ત્રને જાણનારા ચિત્તને સંસારના મહા દુઃખકારક ત્રાસો ભેદી શકતા નથી.[૧૫] આ જગતમાં જો પ્રથમ જન્મ થયો હોય તો પુરુષ મુખ્ય ગણાય અને કર્મ પ્રથમ થયાં હોય તો દૈવ મુખ્ય ગણાય. માટે આ બન્નેમાંથી પ્રથમ કોણ ઉત્પન્ન થયું હશે. આવા સંશયો દિવસે જેમ અંધારું નાશ પામે તેમ આ ગ્રંથના અભ્યાસથી નાશ પામે છે.[૧૬] રાત્રિ દૂર થયા પછી સૂર્યનો ઉદય થાય ત્યારે જેમ સર્વ પદાર્થો યથાર્થ રીતે જોવામાં આવે છે તેમ મોહ દૂર થઇને શાસ્ત્રનો તથા વિવેકનો ઉદય થાય ત્યારે જગતનું તત્ત્વ યથાર્થ રીતે જોવામાં આવે છે.[૧૭] વિચાર કરવાથી મનુષ્યને મનમાં સમુદ્રના જેવું ગાંભાર્ય, મેરુના જેવી સ્થિરતા અને ચંદ્રના જેવી શીતળતા આવે છે.[૧૮] વિચાર કરતાં જેની સર્વ કલ્પનાઓ શાંત થયેલી છે એવા પુરુષનું જીવન્મુક્તપણું ધીરેધીરે પરિપક્વ દશામાં આવે છે અને તેનું વાણીથી પણ વર્ણન થઇ શકતું નથી.[૧૯] વળી એ પુરુષની સંપૂર્ણ રીતે શીતળતા આપનારી, શુદ્ધ અને મહા પ્રકાશ કરનારી બુદ્ધિ શરદ્‌ઋતુની ચાંદનીની પેઠે અત્યંત ખીલી નિકળે છે.[૨૦] શમથી ભરેલા અને અત્યંત નિર્મળ એવા હૃદયરૂપી આકાશમાં વિવેકરૂપી સૂર્યનો ઉદય થાય છે ત્યારે ઘણા અનર્થો કરનારા કામ ક્રોધાદિક ધૂમ કેતુઓનો ઉદય થતો નથી.[૨૧] શરદ્‌ઋતુમાં જેમ પાણીની તૃષ્ણા વિનાનાં વાદળાંઓ શાંત પડે છે, નિર્મળ થઇ જાય છે, અને ચલાયમાન થનારા પર્વત ઉપર પોતાનો

વાસ કરે છે તેમજ આ ગ્રંથના વિચારથી જડ પદાર્થોની તૃષ્ણાથી રહિત સૌમ્ય પુરુષો શાંત અને શુદ્ધ થાય છે અને અચળ એવા ઉંચા બ્રહ્મતત્વમાં વાસ કરે છે.[૨૨] મરજી પડે તેમ ચળાયમાન કરનારી, ક્રૂરતા ભરેલી અને મુખને દીન કરી દેનારી તથા ગ્રામ્યતા ભરેલી પિશાચોની રમત જેમ દિવસ ઉદય થાય ત્યારે બંધ પડે તેમ મરજીમાં આવે ત્યારે વાચાળ કરનારી, ક્રૂરતા ભરેલી, મુખને દીનતા કરનારી ગ્રામ્યતા આ ગ્રંથનો અભ્યાસ કરવાથી શાંત પડી જાય છે.[૨૩] ચિત્રમાં આળેખેલી લતાને જેમ પવનો કંપાવી શકતા નથી તેમ પરબ્રહ્મરૂપી ભીંતમાં સારી પેઠે ચોટી ગયેલી, પરમ ધીરજવાળી બુદ્ધિને ચિંતાઓ કંપાવી શકતી નથી.[૨૪] તત્વવેત્તા પુરુષ વિષયોની આસક્તિરૂપી ખાડમાં પડતો નથી. કારણ કે માર્ગને જાણનારો કયો પુરુષ ખાડમાં પડવા માટે દોડે?[૨૫] પતિવ્રતા સ્ત્રી જેમ અંતઃપુરના આંગણામાં વિહાર કરે છે તેમ ઉત્તમ શાસ્ત્રોના પ્રસંગથી સદાચારવાળા પુરુષોની બુદ્ધિ ઘટતી રીતે પ્રાપ્ત થયેલા અનુકૂળ કાર્યમાં પ્રવૃત્તિ કરે છે.[૨૬] જેની બુદ્ધિ સાંસારિક વિષયોમાં લાગેલી નથી એવો પુરુષ લાખો અને કરોડો બ્રહ્માંડોનાં જેટલાં અંતઃકરણો છે તે પ્રત્યેક અંતઃકરણમાં બ્રહ્માંડોને રહેલાં જુવે છે.[૨૭] મોક્ષના ઉપાયો જાણવામાં આવવાથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું હોય તે પુરુષને ભોગો કોઇ પણ દિવસ ખિન્ન કરતા નથી, તેમ આનંદપણ આપતા નથી.[૨૮] પ્રત્યેક અંતઃકરણોમાં બ્રહ્માંડો છૂટથી ઉત્પન્ન થાય છે અને પાછાં તેઓમાં સમાઇ જાય છે, તેઓને તત્વવેત્તાઓ પાણીમાં ઉછાળા મારી મારીને પાછાં તેમાં જ લીન થઇ જતાં મોઝાં જેવાં જાણે છે.[૨૯] તત્વવેત્તા પુરુષ કાર્ય અને ફળોનાં સ્વરૂપને જાણે છે તો પણ અજ્ઞાની ઝાડની પેઠે પોતાની પાસે આવી મળેલી અનિષ્ટ વસ્તુનો દ્વેષ કરતો નથી અને ઇષ્ટ વસ્તુ માટે ઇચ્છા કરતો નથી.[૩૦] ઇષ્ટ અથવા તો અનિષ્ટ વસ્તુનો લાભ થયા છતાં પણ, હૃદયથી હારી નહી જનારો પુરુષ પોતાને જે મળે છે તેને સ્વીકારીને બેસી રહે છે. તે સાધારણ માણસના જેવો લાગે છે.[૩૧] આ ગ્રંથને સંપૂર્ણ રીતે વાંચીને તેનો વિચાર કરવામાં આવે તો અનુભવ કરવામાં આવે કે આ ગ્રંથમાં વરદાનની પેઠે અને શાપની પેઠે મિથ્યા વાતો કહી નથી. પણ સર્વ વાત યુક્તિયુક્ત કહી છે.[૩૨] આ અધ્યાત્મ શાસ્ત્રરૂપી કાવ્ય શબ્દાલંકારોથી તથા અર્થાલંકારોથી શણગારેલું છે, રસમય છે, મનોહર દૃષ્ટાંતોથી તત્વને સિદ્ધ કરનારું છે તથા સહેલથી સમજાય તેવું છે.[૩૩] જેને પદો અને તેના અર્થોનું થોડું જ્ઞાન હોય તે પોતાની મેળે જ આ ગ્રંથને સમજી શકે છે.

પરંતુ આમાં જે તત્ત્વ વસ્તુ છે તેને જાણતો નથી, માટે તેણે પંડિતના મોહોડાથી આ ગ્રંથ સાંભળવો જોઇએ.[૩૪] આ ગ્રંથ સાંભળવાથી, વિચારવાથી અને જાણવાથી મનુષ્યને મોક્ષ મેળવવામાં તપની, ધ્યાનની અથવા જપ આદિકનો કંઇ પણ ઉપયોગ પડતો નથી.[૩૫] આ શાસ્ત્રનો દૃઢ અભ્યાસ કરવાથી અને વારંવાર તેનું અવલોકન કરવાથી ચિત્ત સંસ્કારી થાય છે અને અપૂર્વ પાંડિત્ય મળે છે.[૩૬] સૂર્યનો ઉદય થતાં જેમ પ્રયત્ન વિનાજ પિશાચ પોતાની મેળે શાંત પડી જાય છે તેમ આ ગ્રંથનો અભ્યાસ કરવાથી હું અને જગત્ એવી રીતનો દ્રષ્ટા અને દૃશ્યરૂપી પ્રૌઢપિશાચ શાંત પડે છે.[૩૭] સ્વપ્નામાં થયેલો મોહ જેમ જાગ્રદવસ્થામાં જાણ્યા પછી તે ભમાવતો નથી, તેમ હું અને આ જગત્ એવો દ્વૈતરૂપી મોહ પણ જ્ઞાનથી જાણ્યા પછી તે જરા પણ ભમાવતો નથી. પરંતુ પોતાની મેળે જ શાંત પડી જાય છે.[૩૮] મનુષ્યને જેમ સંકલ્પથી ઉત્પન્ન કરેલા નગરના હર્ષ અને શોક દુઃખી કરતાં નથી. તેમ આ જગત્-રૂપી ભ્રમણ જાણવામાં આવ્યા પછી તે દુઃખ આપતું નથી.[૩૯] ચિત્રમાં આળેખેલો સર્પ તે જાણ્યા પછી મનુષ્યને જેમ દૃશ્ય સર્પ જાણવામાં આવે છે અને તે સુખ કે દુઃખ આપતો નથી, તેમ આમાં પરીક્ષા કરવાથી ચિત્રસર્પમાંથી જેમ સર્પ-પણું દૂર થઇ જાય છે તેમજ અધિષ્ઠાનરૂપ બ્રહ્મને જાણવાથી તેમાં કલ્પી કાઢેલો સંસાર પણ શાંત થઇ જાય છે અર્થાત્ મટી જાય છે. તેથી તત્વવેત્તાને સંસાર સંબંધી સુખદુઃખ થતાં નથી.[૪૦–૪૧] પુષ્પ અને પાંદડાંને મર્દન કરતી વખતે પ્રયત્ન કરવો પડે છે પણ પરમાર્થરૂપી પદ મેળવવામાં થોડો પણ પ્રયત્ન કરવો પડતો નથી.[૪૨] પુષ્પ અને પાંદડાંને ફાડતી વેળા અવયવોને ક્રિયા કરવી પડે છે, પરંતુ પરમાર્થ વસ્તુ સંપાદન કરવામાં તો માત્ર બુદ્ધિનેજ રોકવી પડે છે. પરંતુ અવયવોને હલાવવા પડતા નથી.[૪૩] સુખકારી આસન ઉપર બેસીને સમયાનુસાર મળી આવતા ભોગોનો ઉપભોગ કરવો, સદાચારથી વિરૂદ્ધ કાર્યો કરવાં નહીં અને દેશ તથા કાળને અનુસરીને સહેજમાં મળી આવેલા સત્સંગથી તથા આ શાસ્ત્ર અને બીજા ઉપનિષદોનો તથા મોક્ષ ધર્મોનો આનંદ પૂર્વક વિચાર કરવાથી આ સંસારની શાંતિ આપનારો પરમાત્માનો સાક્ષાત્ અનુભવ થાયછે. જે અનુભવને લીધે પ્રાણીને વારંવાર યોની-રૂપી યંત્રમાં દબાવું પડતું નથી.[૪૪–૪૫–૪૬] પરંતુ આટલાથી પણ ભયપામીને જે પાપી લોકો ભોગના રસમાં લંપટ રહે છે તે અધમ પુરૂષોને પોતાની માના વિષ્ટાના કીડા સમાન જાણવા અને તેઓનું નામ પણ લેવું નહી.[૪૭] હે રઘુવંશીરામ! હવે હું તમને અત્યંત શુદ્ધ બુદ્ધિવાળાઓને સારરૂપ અને જ્ઞાનનો વિસ્તાર કરનારૂં આ શાસ્ત્ર

કહું છું, તે સાંભળો.[૪૮] આ શાસ્ત્રને પ્રથમ કેવી રીતે સાંભળવું, કેવી રીતે મનમાં ધારવું, કેવાં દૃષ્ટાંતોથી તેના અર્થનો વિચાર કરવો તે હું તમને કહું છું.[૪૯] જોયેલા પદાર્થથી નહી જોવામાં આવેલા પદાર્થોને સમજાવવામાં આવે તેને વિદ્વાનો દૃષ્ટાંત કહે છે અને તે ઉપદેશ કરવામાં સફળ નિવડે છે.[૫૦] રાત્રે દીવાવિના ઘરમાં રહેલાં ઠામ વાસણ વગેરે સામાન જાણવામાં આવતાં નથી તેમ દૃષ્ટાંત વિના, હે રામ! અપૂર્વ પદાર્થ જાણવામાં આવતો નથી.[૫૧] હે કકુત્સ્થના વંશમાં જન્મેલા રામ! હું તમને અહીંઆં જે જે દૃષ્ટાંતો દઇ ઉપદેશ કરીશ તે સર્વ દૃષ્ટાંતોને તમારે ઉત્પત્તિવાળાં અને તેથી મિથ્યા જાણવાં અને તે તે દૃષ્ટાંતોથી જાણવા યોગ્ય સદ્વસ્તુને (બ્રહ્મને) સત્ય જાણવા.[૫૨] એક પરબ્રહ્મવિના બીજાં જે ઉપમાનો અને ઉપમેયે છે તે સઘળાં કાર્ય અને કારણરૂપે કહેવાયલાં છે.[૫૩] હું તમને પરબ્રહ્મના ઉપદેશમાં જે દૃષ્ટાંત આપું તે દૃષ્ટાંતમાંથી તમારે હરકોઇ એક ભાગની સમાનતા ગ્રહણ કરવી, પરંતુ સઘળા ભાગોની સમાનતા ગ્રહણ કરવાનો આગ્રહ કરવો નહી.[૫૪] તમને પરબ્રહ્મનું સ્વરૂપ સમજાવવા માટે અહીં જે જે દૃષ્ટાંત આપવામાં આવે તેને તમારે જગતની અંદરના પદાર્થ જેવું અને સ્વપ્નાના પદાર્થ જેવું જાણવું.[૫૫] આ રીતે પરિભાષા જાણવાથી નિરાકાર બ્રહ્મમાં સાકાર દૃષ્ટાંતો કેવી રીતે કહી શકાય, આવી મૂર્ખતાર્કિક લોકોની શંકાઓને અવકાશ જ રહેશે નહી. તર્કશાસ્ત્રમાં અસિદ્ધ તથા વિરુદ્ધ વગેરે જે દોષો કહેલા છે તેઓને લઇને તાર્કિકો કદાચ દૃષ્ટાંતોમાં દુષણો આપે તોપણ જગત્ સ્વપ્નાના સરખું છે, માટે કોઇ પણ જાતનું દુષણ લાગુ પડશે નહીં. કેટલાએક તાર્કિકો કહે છે કે, જાગ્રત તથા સ્વપ્નાવસ્થા બન્નેને સમાન ગણી શકાય નહીં, પરંતુ ખરી રીતે વિચાર કરીએ તો તો સ્વપ્ન જેમ પૂર્વ કાળમાં અને પરકાળમાં રહેતું નથી અને વર્તમાન કાળમાં પણ અનિર્વચનીયરૂપે રહે છે, આ વાત વિદ્વાનોથી લઇને બાળક સુધીમાં અનુભવ પ્રસિદ્ધ છે.[૫૬-૫૭-૫૮] માટે સ્વપ્ન અને જાગ્રત સરખાં છે. જાગ્રતની કલ્પનાઓ જેમ સ્વપ્નામાં કેટલુંક કાર્ય કરે છે તેમ ધ્યાન, વરદાન, શાપ, ઔષધ આદિ સ્વપ્નાની કલ્પનાઓ પણ કોઇ સમયે જાગ્રતમાં ફળદાયિની જોવામાં આવે છે. અને જાગ્રતની સ્થતિ પણ એવી જ છે. તેથી જાગ્રતને સ્વપ્નાનાં દૃષ્ટાંતો આપવામાં આવે છે, તે યોગ્ય જ છે.[૫૯] મોક્ષના ઉપાયરૂપ અધ્યાત્મ શાસ્ત્રના ગ્રંથો રચનારાઓએ બીજા પણ જે ગ્રંથો રચ્યા છે તેઓમાં પણ બોધ્ય એવા બ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ કરવા માટે જે દૃષ્ટાંતો

આપ્યાં છે તેમાં પણ તેવી જ વ્યવસ્થા રાખવામાં આવી છે.[૬૦] વેદમાં અને શાસ્ત્રમાં જગતનું સ્વપ્ન સમાનપણું છે, આવો ઉપદેશ કરવામાં આવ્યો. પરંતુ તે સમજીને બીજાને તુરત સમજાવી શકાય તેવું નથી. કારણ કે સમજાવવામાં વાણીનો ક્રમ સારી રીતે ગોઠવવો પડે છે. કારણ કે શ્રોતાઓના મનનો વિરુદ્ધ સંસ્કાર લાંબે દહાડે દૂર કરી શકાય છે.[૬૧] આ જગત્ સ્વપ્નમાં કરેલા સંકલ્પના જેવું તથા માનસી પૂજામાં કરેલા કલ્પેલા નગરના જેવું છે તેથી આ વિષયમાં જગતને એજ દૃષ્ટાંતો આપવામાં આવે છે. પરંતુ બીજાં દૃષ્ટાંતો આપવામાં આવતાં નથી.[૬૨] મૃત્તિકા જેમ ઘડાનું કારણ છે તેમ બ્રહ્મ કોઇનું પણ કારણ નથી. છતાં પણ શ્રોતાઓને જ્ઞાનમાં અનુકૂળતા આવવા માટે બ્રહ્મને મૃત્તિકાની ઉપમા આપવામાં આવે છે. આ ઉપમાઓમાં ઘણા પરિશ્રમો કરીને વિચાર કર્યા છતાં પણ, સર્વ અંશોની સાથે સમાનતા આવતી જ નથી.[૬૩] માટે બુદ્ધિમાન્ પુરુષે વિવાદ ન કરતાં જ્ઞાનની અનુકૂળતા માટે ઉપમેયમાં એક અંશથી ઉપમાનના સાદૃશ્યને ગ્રહણ કરી લેવું. જગતમાં કહેવત છે કે 'આ મણિ દીવાના જેવો છે' તેમાં પણ દીવાની પ્રભા માત્રને જ મણિની સાથે સરખાવવામાં આવે છે. પરંતુ કોડીઉં, તેલ કે વાટને મણિની સાથે સરખામણી કરવામાં ઉપયોગ કરવામાં આવતો નથી. દીવો જેમ કેવળ પ્રભાના સરખાપણાથી મણિના સ્વરૂપનું જ્ઞાન કરે છે તેમ સર્વ ઉપમાનો પણ એક દેશના વિભાગથી સરખાપણાથી ઉપમેયના સ્વરૂપને સમજાવે છે.[૬૪-૬૫-૬૬] દૃષ્ટાંતના હરકોઇ એક અંશથી સમજાવવાની વસ્તુનું જ્ઞાન થઈ શકે એમ હોય તો તે દૃષ્ટાંતોને ગ્રહણ કરી વેદમાં કહેલાં મહા વાક્યોના અર્થોનો નિશ્ચય કરવો. પરંતુ કુતાર્કિકપણું સ્વીકારીને જેમાં અનુભવનો નાશ થાય એવા અપવિત્ર વિકલ્પો કરીને પરમ પુરુષાર્થને સમજાવનારી પોતાની અભિજ્ઞતાનો નાશ કરવો નહીં[૬૭-૬૮] વેદાંત શાસ્ત્ર સંસારનો ત્યાગ કરાવનારું હોવાથી તેમાં કહેલી કથાઓ વૈરીની કથાઓ જેવી અપ્રિય લાગે છે. અને બીજાં શાસ્ત્રો પ્રપંચમાં પ્રવૃત્તિ કરાવનારાં હોવાથી તેમાંની કથાઓ સ્ત્રીની વાતો જેવી મધુર લાગે છે, છતાં વૈરીની કથાઓ પણ જો વિચાર કરવાથી અનુભવ કરાવનારી હોય તો તેને ગ્રહણ કરવી. પુરુષોએ સ્ત્રીની કથા પણ જો વેદોક્ત પુરુષાર્થથી ભ્રષ્ટ કરનારી હોય તો તેને એક બકવાદ સમાન જાણવી, પરંતુ પ્રમાણિક ગણવી નહીં, આવો અમારો અનુભવીઓનો સિદ્ધાંત છે.[૬૯] હે રામ! જે બુદ્ધિથી જીવન્મુક્તિરૂપી શુભ વિધિ થાય તેવી અમારી બુદ્ધિથી છે અને તે બુદ્ધિથી અપરોક્ષ અનુભવ કરાવનારો પરમ

પુરુષાર્થનો લાભ થાય એવી સર્વ અધ્યાત્મ શાસ્ત્રોની એક વાક્યતા છે માટે વેદ-વિરુદ્ધ કેવળ પોતાના તર્કોથી જ પુષ્ટ થયેલાં મિથ્યા શાસ્ત્રોથી બની શકે નહીં એવા અપરોક્ષાનુભવને કરાવનાર મહાવાક્યના અર્થોથી ભરેલા અધ્યાત્મ શાસ્ત્રને અમે પ્રમાણ ગણીએ છીએ.૭૦

# સર્ગ ૧૯ મો.*

## દૃષ્ટાંતોના અર્થની સમજણ અને પરમ તત્ત્વનું શોધન.

**श्रीवसिष्ठ उवाच–विशिष्टांशसमर्थत्वमुपमानेषु गृह्यते ।**
**को भेदः सर्वसादृश्ये तूपमानोपमेययोः ॥**

શ્રી વસિષ્ઠ કહે છે;–હે રામ! જે અંશને વિશેષ પ્રતિપાદન કરવા હોય તે અંશથી જ ઉપમાનોમાં સરખાપણું ગ્રહણ કરવામાં આવે છે, પરંતુ સર્વ અંશોથી સરખાપણું લેવાનું હોય તો પછી ઉપમાનમાં ને ઉપમેયમાં શો ભેદ.[૧] તત્ત્વ એ મહાવાક્યના શોધમાં ઉપયોગી એવાં જૂદાં જૂદાં દૃષ્ટાંતો સમજાયા પછી, અદ્વૈત એવા આત્માનું નિરૂપણ કરનારાં શાસ્ત્રોનો અર્થ સમજવાથી મહાવાક્યના અર્થનું જ્ઞાન થાય છે અને તેથી અજ્ઞાન અને અજ્ઞાનનાં કર્મોની શાંતિ થાય છે. આને નિર્વાણ થયું કહે છે. આ દૃષ્ટાંત સમજવાનું ફળ છે.[૨] માટે દૃષ્ટાંતોમાં અને સિદ્ધાંતોમાં અનેક વાંધાઓ કરવા બંધ રાખીને ગમે તે યુક્તિથી મહાવાક્યોનો અર્થ જાણવામાં જ ધ્યાન આપવું.[૩] શાંતિ જ પરમ કલ્યાણ છે, આમ સમજીને તેને સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરો. ભોજન માટે ભાત તૈયાર મળે તો પછી તેને કેવી રીતે રાંધવામાં આવે છે તેના સંબંધમાં કલ્પનાઓ કરવાનું શું પ્રયોજન છે![૪] આ ઔષધ પીશ તો તારા વાળ પણ ભાઇના વાળની પેઠે વધશે, આ વાક્યથી બાળકને ઔષધ પાવાનું એક કામ સિદ્ધ થાય છે પણ તે વાળને વધારતું નથી. તેવી રીતે એક કામ પાર પાડનાર નહી છતાં પોતાનું ધારેલું મુખ્ય કામ પાર પાડી દેનારાં અને સંપૂર્ણ રીતે મળતાં ન આવનારાં, પરંતુ કોઇ એક ભાગથી

* આ ઓગણીશમા સર્ગમાં દૃષ્ટાંતના અર્થ સમજાવવાના પ્રસંગમાં નિત્ય, અપરોક્ષ અને દૃષ્ટા તથા દૃશ્યના સાક્ષી જે સર્વ પ્રમાણોમાં સમાઇને રહેલા છે તે પરબ્રહ્મરૂપી તત્વનું શોધન કરે છે.

મળતાં આવતાં ઉપમાન અને ઉપમેયોથી જ્ઞાન સંપાદન કરવામાં આવે છે. પુરુષે પત્થરોની અંદર ઉત્પન્ન થયેલા જાડા અને આંધળા દેડકાની પેઠે વિવેક રહિત થઈને સંસારના ભોગોમાં આસક્ત થવું નહીં. પરંતુ દૃષ્ટાંતોથી સમજી પ્રયત્ન કરીને પરમપદને જિતી લેવું અને શાંતિ આપનારાં અધ્યાત્મ શાસ્ત્રોનો નિત્ય વિચાર કર્યા કરવો.[૫–૬–૭] આમ વિચાર કરતાં કરતાં પુનરાવૃત્તિ વિનાની અને સપ્તમ ભૂમિકા નામની શાંતિરૂપી વિશ્રાંતિ મનમાં વાસ કરે ત્યાં સુધી જ્ઞાની પુરુષે જ્યારે જ્યારે અવકાશ હોય ત્યારે ગુરુની સેવા વગેરે ધર્મો અને તેમાં ઉપયોગી બીજાં સાધનો મેળવવાં અને શાસ્ત્રોના ઉપદેશથી, સૌજન્યથી, બુદ્ધિથી અને તત્વવેત્તાઓના સમાગમથી વિચાર કર્યા કરવો.[૮–૯] જેણે તુરીય તત્વમાં એટલે સપ્તમ ભૂમિકામાં વિશ્રામ કર્યો હોય છે અને જે સંસારરૂપી સાગરને તરી ગયો છે તેવા ગૃહસ્થને અથવા તો સંન્યાસીને આ લોકમાં અથવા તો પરલોકમાં કર્મોનું કાંઈ પણ ફળ મળતું નથી. તેમ કર્મો ન કરવાથી કોઈ જાતનો દોષ પણ લાગતો નથી, પરંતુ એ પુરુષ મંદરાચળ વિનાના થઈ પડેલા મહાસાગરની પેઠે વિક્ષેપ વિનાનો હોય છે તેથી તેને શ્રુતિઓના કે સ્મૃતિઓના અર્થજ્ઞાનનું કંઈ પણ કામ રહેતું નથી.[૧૦–૧૧] જાણવા યોગ્ય પરબ્રહ્મને જાણવા માટે ઉપમાન અને ઉપમેયનું એક અંશે કરીને સરખાપણું ગ્રહણ કરવું, પરંતુ સર્વ અંશોનું સરખાપણું મેળવવાનું ડાહાપણ ડોળવું નહી. ડાહાપણ ડોળમાં વ્યાકુળ થયેલા દોઢ ડાહ્યાઓ યોગ્ય અયોગ્ય વસ્તુને સમજી શકતા નથી. માટે તમારે દોઢ ડાહાપણ કરવું છોડી દઈને જે વસ્તુ અવશ્ય જાણવા યોગ્ય હોય તે વસ્તુને હરકોઈ પણ યુક્તિથી જાણી લેવી જોઈએ.[૧૨–૧૩] હૃદયની જ્ઞાન ગુફામાં બીરાજતા અનુભવ સ્વરૂપ પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થયા છતાં પણ જે પુરુષ તે વસ્તુના સંબંધમાં કુતર્ક કર્યા કરે છે તે દોઢ ડાહ્યો કહેવાય છે.[૧૪] જે મૂર્ખ મનુષ્ય અભિમાનથી ઉત્પન્ન થતો કલ્પનાના અંશોવડે જ્ઞાન વિષે સંકલ્પ વિકલ્પ કર્યા કરે છે, તે પુરુષ મેઘ જેમ નિર્મળ આકાશને મલિન કરે છે તેમ પોતાના મનના નિર્મળ જ્ઞાનને મલિન કરી નાંખે છે.[૧૫] સર્વ જળો જેમ મહાસાગરમાં વિશ્રાંતિ પામે છે તેમજ સર્વ પ્રમાણોની જેને વિશે વિશ્રાંતિ થાય છે એવા એક મુખ્ય પ્રમાણરૂપ પ્રત્યક્ષ તત્વ વિશે કહુ છું, તે તમો સાંભળો;[૧૬] સર્વ ઇન્દ્રિયોને સત્તા તથા સ્ફુરણ આપનારું જે મુખ્ય અખંડિત જ્ઞાન વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે તેજ અનુભવથી સિદ્ધ એવું પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે. દૃષ્ટાંત તરિકે હું ઘડાને જાણું છું,

આ ત્રિપુટીના પ્રત્યયથી સિદ્ધ થયેલું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ તરીકે કહેવાય છે.[૧૭] એ તત્વનાંજ અર્થાનુસારી અનુભૂતિ, વેદન, પ્રતિપત્તિ, તથા પ્રત્યક્ષ એવાં નામો પાડવામાં આવ્યાં છે. અને વ્યાવહારિક દશામાં તેજ આપણો જીવ કહેવાય છે.[૧૮] તેજ સાક્ષીની એક અખંડિત જ્ઞાનની વૃત્તિરૂપી ઉપાધિને લઇને સંવિત્ કહેવાય છે, હું એવી પ્રતીતિને લઇને પ્રમાતા કહેવાય છે, અને બહારનાં આવરણનો ભંગ થઇ જવાથી વિષયરૂપે પ્રકટ થાય છે ત્યારે તે ઘટાદિક પદાર્થ કહેવાય છે. આ રીતે એકજ સાક્ષી ઉપાધિને લઇને ક્રમવાર ત્રણ પ્રકારનો છે.[૧૯] જેમ વાયુ વગેરેને લીધે પાણી તરંગાદિકરૂપે જોવામાં આવે છે, તેમ જ એક સાક્ષીરૂપ તત્ત્વ અનેક પ્રકારનાં ભ્રમોને ઉત્પન્ન કરનારા સંકલ્પ વિકલ્પાદિકને લીધે જગતરૂપે સ્ફુરે છે,[૨૦] એ બ્રહ્મરૂપી તત્ત્વ કોઇ પણ વસ્તુનું કારણ નહીં હોવા છતાં સૃષ્ટિના આરંભમાં તુરત સૃષ્ટિરૂપે સ્ફૂરીને સૃષ્ટિમાં કારણભૂત થાય છે. અર્થાત્ પોતે જ પોતાને વિશે કારણરૂપ થયેલ છે.[૨૧] પરબ્રહ્મ જો કે કોઇનું પણ કારણ નથી, છતાં પણ તે જીવનું કારણ છે, આમ માનવામાં આવે છે. પરંતુ વસ્તુતાએ વિચાર કરતાં તો એ જીવ જ અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે, માટે ખરીરીતે જોતાં બ્રહ્મ જીવનું કારણ નથી. જેમ બ્રહ્મ અવિદ્યાથી (અજ્ઞાનથી) જીવરૂપે થયો છે તેમ પ્રકૃતિમાં જગત્ રૂપે પણ પ્રકટ થયેલો છે.[૨૨] પરંતુ જ્ઞાન સ્થિતિમાં એ બ્રહ્મ પોતે જ પોતાથી ઉત્પન્ન થયેલા પોતાનાં શરીરનો (જગતનો) નાશ કરીને પોતે પરમ વ્યાપકરૂપે પ્રકટ થાય છે.[૨૩] જીવના સાક્ષાત્કારથી જ્યારે આત્માનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે તે આત્મ સ્વરૂપ કોઇ પણ શબ્દથી કહી શકાય નહી તેવા, પરમ સ્વરૂપથી રહે છે.[૨૪] ક્રિયા રહિત થયેલું મન જ્યારે પોતાની બુદ્ધિ, ઇંદ્રિયો અને કર્મોની સાથે શાંત થઇ જાય છે, ત્યારે તે પાછું ઉત્પન્ન થતું નથી, તેને લીધે જીવન્મુક્ત થયેલા પુરુષને કરેલા કર્મોનું કોઇ પણ ફળ મળતું નથી અને વિહિત કર્મો ન કરવાથી તેને કોઇ પણ જાતનો દોષ લાગતો નથી.[૨૫] વિષયોનું સ્ફુરણ ન થવાથી મન જ્યારે શાંત થઇ જાય છે, ત્યારે કર્મેંદ્રિયો, બંધ રાખેલા મંત્રની પેઠે કોઇ પણ જાતનાં કર્મ કરતી નથી.[૨૬] લાકડાના પાટીઆપર ઉભા કરેલા લાકડાના બે ઘેટાઓ જેમ તે બેની વચ્ચે રહેલી દોરી ખેંચવાથી પરસ્પર માથાં ભટકાવે છે, તેમ જ મનરૂપી યંત્ર ચાલવાથી વિષયો પણ સ્ફુર્તિમાં આવીને ક્રિયા કરે છે, આમ વિદ્વાનો કહે છે.[૨૭] ગતિ જેમ વાયુને વિષે રહેલી છે તેમ જ મનના અને ઇંદ્રિયોના વિષયોથી સંપૂર્ણ રીતે ભરપૂર એવું જગત્ બ્રહ્મમાં જ રહેલું છે.[૨૮] શુદ્ધ

અને સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ જ્યારે જગત્ રૂપે ભાસે છે, ત્યારે તે જાણે ઉત્પન્ન થયું હોય, અને દિશા, કાળ, બાહ્ય પદાર્થો, તથા માનસિક પદાર્થો આદિ અપાર દેહવાળું થયું હોય તેવું દેખાય છે.[૨૯] દૃશ્યરૂપે દેખાતા દેહાદિકને જોતાંજ એ મારું સ્વરૂપ છે એમ મોહથી સમજી લે છે, કે એ જ પરબ્રહ્મ જીવરૂપ થઇ જાય છે. જ્યાં જે રૂપ જેવી રીતે દેખાય છે ત્યાં પરબ્રહ્મ પણ તેવાંજ રૂપે પ્રતીત થાય છે.[૩૦] સર્વાત્મા એવા પરબ્રહ્મ જ્યાં જે રીતે ઉલ્લાસને પામે છે, ત્યાં તુરત તે રીતે રહે છે. અને જાણે દૃશ્યરૂપે થઇ ગયા હોય તેવા પ્રકાશે છે.[૩૧] પરબ્રહ્મનાં સર્વાત્મકપણાને લીધે તેમાં દ્રષ્ટાપણું તથા દૃશ્યપણું પ્રાપ્ત થયું હોય, તેમ જણાય છે. પરંતુ ખરી રીતે જોતાં તો તેને વિશે દ્રષ્ટાપણું કે દૃશ્યપણું ખરું નથી, પણ મિથ્યા છે.[૩૨] કારણ કે દૃશ્ય વિના દ્રષ્ટા સંભવતો નથી. અને દ્રષ્ટાવિના દૃશ્ય પણ સંભવતું નથી. આ રીતે સર્વ કાર્યો મિથ્યા છે ને બ્રહ્મ કોઇનું પણ કારણ નથી, એ વાત સિદ્ધ થાય છે. સર્વને સત્તા તથા સ્ફુરણ આપનાર એ બ્રહ્મ પ્રત્યક્ષ જ છે. અને અનુમાન આદિ સર્વે પ્રમાણો તેના અંશરૂપ છે.[૩૩] હે રામ! પૂર્વે પોતે જ કરેલા યત્નમાં દૈવની કલ્પના કરીને પુરુષો તેની ઉપાસના કરે છે. પરંતુ વીરપુરુષ દૈવની ઉપાસના કરનારા પુરુષોએ માનેલા દૈવ શબ્દનો અર્થ ત્યાગ કરીને, પોતાના પુરુષાર્થ પોતાને વિષે પરબ્રહ્મરૂપી ઉત્તમ પદને પામે છે.[૩૪] પોતાની બુદ્ધિવડે પોતાની મેળે જ તમને શુદ્ધ સત્વરૂપ તથા અનંતરૂપ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યાંસૂધી આ આર્યોની પરંપરાના સત્ય અને શુદ્ધ મત પ્રમાણે વિચાર કર્યા કરો.[૩૫]



# *સર્ગ ૨૦ મો.

## સદાચાર નિરૂપણ.

**શ્રીવસિષ્ઠ ઉવાચ–આર્યસંગમયુક્ત્યાદૌ પ્રજ્ઞાં બુદ્ધિં નયેદ્બલાત્ ।**
**તતોમહાપુરુષતાં મહાપુરુષલક્ષણૈઃ ॥ ૧ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! પુરુષે પુરુષાર્થ કરીને મહાત્માઓના સમાગમથી તથા યુક્તિ વગેરેથી પોતાની બુદ્ધિમાં વૃદ્ધિ કરવી અને પછી મહાપુરુષોનાં શમઆદિ

* આ વીસમા સર્ગમાં બુદ્ધિનો પ્રકાર, મહાપુરુષનાં લક્ષણ તથા સદાચારનો ક્રમ કહેવામાં આવશે.

લક્ષણો પ્રાપ્ત કરીને મહાપુરુષપણું પ્રાપ્ત કરવું.[૧] આ જગતમાં જે પુરુષની પાસે જે ગુણ અધિક હોય છે તેની પાસેથી તે ગુણ ગ્રહણ કરીને પોતાની વિચાર શક્તિને વધારવી.[૨] હે રામ! જેનામાં શમ, દમ આદિગુણો હોય છે તે મહાપુરુષ કહેવાય છે. એ મહાપુરુષપણું યથાર્થ જ્ઞાન વિના કોઇ પણ રીતે સિદ્ધ થતું નથી.[૩] જેમ પૃથ્વીમાં રહેલા અને અંદર ફળ હોવાને લીધે વખાણ કરવા યોગ્ય નવા અંકુરો વરસાદ પડવાથી વૃદ્ધિને પામે છે, તેમ સત્પુરુષોને વિષે રહેલા ફળવાળા શમદમાદિક ગુણો જ્ઞાનથી વૃદ્ધિ પામે છે.[૪] વળી જેમ ઘણા અન્નોવાળા યજ્ઞોથી ધાન્યોની વૃદ્ધિ કરનારી ઉત્તમ વૃષ્ટિ વધે છે, તેમ શમદમાદિક ગુણોથી ઉત્તમ એવું જ્ઞાનપણ વૃદ્ધિ પામે છે.[૫] વળી કમળોથી જેમ તળાવની શોભામાં વધારો થાય છે, તળાવથી જેમ કમળને શોભા મળે છે તેમ જ જ્ઞાનથી શમઆદિક ગુણો શોભેછે, અને શમઆદિક ગુણોથી જ્ઞાનની વૃદ્ધિ સાથે શોભામાં વધારો થાય છે. આમ જ્ઞાન અને શમાદિક ગુણો પરસ્પરની વૃદ્ધિ કરનારાં છે.[૬] તેમ જ સત્પુરુષના આચારથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને જ્ઞાનથી સત્પુરુષના આચારની વૃદ્ધિ થાય છે. આ રીતે જ્ઞાન તથા સદાચાર એ પરસ્પર પુષ્ટિ કરીને વૃદ્ધિને પામનારાં છે.[૭] માટે બુદ્ધિમાન્ પુરુષે શમ સૂક્ષ્મ બુદ્ધિ આદિકથી દૃઢ થયેલા પુરુષાર્થવડે જ્ઞાનનો તથા સદાચારનો અભ્યાસ કરવો.[૮] જ્યાં સૂધી જ્ઞાનનો અને સદાચારનો એક સાથે જ અભ્યાસ કરવામાં આવતો નથી ત્યાં સૂધી પુરુષનો તેમાંનો એક પણ ગુણ આ લોકમાં સિદ્ધ થતો નથી.[૯] જેમ પાકેલી સાલનાં ક્ષેત્રનું રક્ષણ કરનારી સ્ત્રી તાળીઓ પાડીને ગાય છે ત્યારે પક્ષીઓ ઉરાડવાનું કાર્ય પણ થાય છે અને તેની સાથે ગીતનો આનંદ પણ મળે છે, તેમ જ તૃષ્ણા રહિત પુરુષ જે અકર્તા છતાં પણ કર્તા જણાય છે, તે પુરુષ જ્ઞાનનો અને સદાચારનો અભ્યાસ કરે છે ત્યારે અજ્ઞાનનો નાશ થાય છે અને પરમ પદની પ્રાપ્તિનો આનંદ પણ થાય છે, આમ બે કાર્યો થાય છે.[૧૦-૧૧] હે રઘુનંદન! મેં આ પ્રમાણે સદાચારનો ક્રમ કહ્યો. હવે એવી રીતે જ ઉત્તમ જ્ઞાનના ક્રમનો ઉપદેશ કરીશ.[૧૨] બુદ્ધિમાન્ પુરુષે યશને વધારનારું, આયુષ્ય આપનારું, પરમપુરુષાર્થરૂપી ફળને આપનારું આ ઉત્તમ શાસ્ત્ર યથાર્થ વક્તા તત્વવેત્તાના મુખથી સાંભળવું.[૧૩] જેમ નિર્મળના સંગથી મેલું પાણી પણ નિર્મળ થાય છે, તેમ જ તમે પણ નિર્મળ બુદ્ધિથી આ શાસ્ત્રનું શ્રવણ કરતાં પોતાની મેળે જ પરમપદને પામશો.[૧૪]

સાધન સંપત્તિ મેળવ્યા પછી, મનન કરનારા પુરુષનું મન જાણવા યોગ્ય વસ્તુને જાણવા પછી પરમપદની ઇચ્છા ન કરે તોપણ પરાધીન થઇને પરમપદને પામે છે. કારણ કે જ્ઞાનને આધીન હોવાથી અજ્ઞાનનો તથા તેનાં કાર્યોનો નાશ કરીને, જાગ્રત થયેલી અખંડિત એવી ઉત્તમ વસ્તુ મનનો ત્યાગ કરતી જ નથી. ૧૫

ઇતિ શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં મુમુક્ષુ પ્રકરણ વિષે
સદાચાર નિરૂપણ નામનો સર્ગ ૨૦ મો સમાપ્ત.



ॐ

# श्रीमद् योगवासिष्ठ

# महारामायण

## પ્રકરણ ૩ જું.

## उत्पत्ति प्रकरण.

### સર્ગ ૧ લો.*

### બંધનનાં કારણોનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच**—वाग्भाभिर्ब्रह्मविद्ब्रह्म भाति स्वप्न इवात्मनि ।
यदिदं तत्स्वशब्दोत्थैर्यो यद्वेत्ति स वेत्ति तत् ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! બ્રહ્મરૂપ બ્રહ્મવેત્તા, મહાવાક્યોના જ્ઞાનથી પ્રાપ્ત થયેલા બોધરૂપી પ્રકાશથી સંપૂર્ણ રીતે પ્રકાશે છે. કારણ કે આ દૃશ્ય પદાર્થરૂપી જે જગત્ છે તે સ્વપ્નાની પેઠે આત્મામાંજ પ્રકટ થયેલું છે. જે કોઇ શ્રવણ આદિક ઉપાયોથી પરબ્રહ્મના સ્વરૂપને જાણે, તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. આ

*આ પ્રથમ સર્ગમાં આત્માને જ્ઞાનથીજ મોક્ષ મળે છે, પરંતુ કર્મોથી કે યોગથી મોક્ષ મળતો નથી, તેમ ન જાણવામાં આવેલો આત્માજ આ જગતને સરજે છે તે કથા કહેવામાં આવશે.

ન્યાયે કરીને આ સર્વ સૃષ્ટિ પરબ્રહ્મરૂપજ છે. માટે આ જગત્ શી વસ્તુ છે? કોનું છે? અને કોનામાં રહેલું છે? વગેરે શંકાઓનો અવકાશ રહેતો નથી.[૧-૨] હે રામ! હું આ જગતને જે રીતે જાણું છું, તેનું જે સ્વરૂપ છે અને તેની જે ગોઠવણી છે તે સર્વ શ્રોતાઓના મનમાં સમજાય તે રીતે હું તમને કહું છું, તે તમે સાંભળો.[૩] ચિદાકાશ જ પોતે જીવરૂપ થઇને પોતાને વિશે સ્વપ્નમાં પ્રતીત થયેલા સંસારનું દૃષ્ટાંતજ યોગ્ય છે. મેં તમને મુમુક્ષુ વ્યવહાર નામનું પ્રકરણ કહી બતાવ્યું. હવે ઉત્પત્તિ પ્રકરણ કહીશ.[૪-૫] દૃશ્ય પદાર્થોના હોવાથી બંધન જોવામાં આવે છે અને દૃશ્ય પદાર્થોના અભાવે બંધન પણ રહેતું નથી. માટે હવે હું દૃશ્ય પદાર્થોનો કેવી રીતે બાધ કરવો, તે સંબંધે તમને અનુક્રમથી કહું છું તે તમે સાંભળો.[૬] આ જગતમાં જે વસ્તુ ઉત્પન્ન થાય છે તે વૃદ્ધિ પામે છે. તે સ્વર્ગમાં અથવા તો નર્કમાં જાય છે અને મોક્ષનો પણ એજ અનુભવ કરે છે. માટે હું તમને તમારા પોતાના સ્વરૂપનું જ્ઞાન થવા માટે પ્રથમ ઉપદેશ આપું છું તે સાંભળો. ઉત્પત્તિ વગેરેના સંબંધ સંસારમાં રહેલા આત્માને વિશે રહેલા છે. આત્મા તો જેવો પ્રથમ હતો તેવોજ સદાય રહે છે.[૭-૮] હે રઘુવંશી રામ! હું તમને પ્રથમ આ પ્રકરણનો અર્થ સંક્ષેપમાં કહું છું, તે સાંભળો. પછી તમારી ઇચ્છાનુસાર વિસ્તારથી કહીશ.[૯] આ જે સ્થાવર જંગમ સર્વ જગત્ જોવામાં આવે છે તે સ્વપ્ન જેમ સુષુપ્તિમાં લય પામે તેમ પ્રલયકાળમાં લય પામે છે અને તે વખતે સ્થિર, ગંભીર, તેજથી જૂદું, અંધારાથી જૂદું, વ્યાપક અને નામરૂપ રહિત, અનિર્વચનીય સદ્વસ્તુ બાકી રહે છે.[૧૦-૧૧] વિદ્વાનોએ એ સદ્વસ્તુના ઉપદેશ માટે તેનાં ઋત, આત્મા, પર, બ્રહ્મ, સત્ય વગેરે નામો પાડેલાં છે.[૧૨] એ આત્મા કોઇ પણ જાતનો વિકાર પામતો નથી, છતાં પણ જાણે બીજોજ હોય એમ પ્રકાશ પામીને ભવિષ્યકાળમાં ભ્રાંતિને લીધે જીવ એવું ક્ષુદ્રનામ ધારણ કરે છે.[૧૩] તે પછી પ્રાણને ધારણ કરવો, આ જીવ શબ્દનો અર્થ છે. તે ક્રિયા કરવાથી ચંચળતાને પામે છે અને સંકલ્પ વગેરેનું મનન કરવાથી શિથિલ થઇ પડે છે અને મનનું રૂપ ધારણ કરે છે. જે મન લિંગ શરીર કહેવાય છે.[૧૪] જેમ સ્થિર આકારવાળાં સમુદ્રમાંથી ચંચળ પ્રકૃતિના તરંગો ઉત્પન્ન થાય છે, તેમ વ્યાપક પરમાત્માથી એ મન ઉત્પન્ન થાય છે.[૧૫] તે મન હિરણ્યગર્ભરૂપ બ્રહ્મા કહેવાય છે અને તે તુરત પોતાની મેળે નિત્ય સંકલ્પ વિકલ્પો કર્યા કરે છે. તેના સત્યસંકલ્પથી આ વિસ્તારવાળું જગતરૂપ ઇંદ્રજાળ ઉત્પન્ન થયું છે.[૧૬] માટે કડાંનો અર્થ જેમ સુવર્ણથી ભિન્ન નથી, તેમ જગત્ શબ્દનો અર્થ પણ બ્રહ્મથી ભિન્ન

નથી. અર્થાત્ આ પરિદૃસ્યમાન્ સર્વ જગત્ બ્રહ્મરૂપ છે.[૧૭] આ અનંત ભેદવાળું જગત્ પરબ્રહ્મમાં સંપૂર્ણ રીતે રહેલું છે, છતાં પણ સુવર્ણમાં જેમ કડાપણું નથી, તેમ બ્રહ્મમાં જગતરૂપતા છે જ નહીં.[૧૮] જેમ ઝાંઝવાંનાં પાણીની નદી સત્યના જેવાં જણાતાં ખોટાં ચંચળ મોઝાંઓ ઉત્પન્ન કરે છે તેમ મન સાચી જેવી જણાતી પરંતુ પરિણામે ખોટી જગત સંબંધી ચંચળ ઇન્દ્રજાળની શોભાને ઉત્પન્ન કર્યા કરે છે.[૧૯] જે અવિદ્યાને લીધે આ જગતનું મિથ્યાપણું છે તે અવિદ્યાનાં, અવિદ્યા, સંસૃતિ, બંધ, માયા, મોહ, મહત્ અને તમ એવાં નામો વિદ્વાનોએ કલ્પેલાં છે.[૨૦] હે ચંદ્ર સરખા મુખવાળા રામ! હું તમને પ્રથમબંધનું સ્વરૂપ કહી દેખાડું તે તમે સાંભળો. તે પછી તમે મોક્ષનું સ્વરૂપ જાણી શકશો.[૨૧] હે રામ! દ્રષ્ટાના ઉપર જે દૃસ્યની સત્તા થઇ જવી, તેનું નામ બંધ. આને બંધન પણ કહેવામાં આવે છે. દ્રષ્ટા દૃસ્યના બળથી જ બંધાઇ રહે છે અને જો દૃસ્યનો બાધ થઇ જાય છે એટલે તે મિથ્યા છે આવું જ્ઞાન થાય છે એટલે દ્રષ્ટા મુક્તિ પામે છે અર્થાત્ બંધનમાંથી છૂટો થાય છે. જગત્ તું અને હું વગેરે અનાત્મ પદાર્થો દૃસ્ય કહેવાય છે. જ્યાંસૂધી એ દૃસ્ય પદાર્થો ભાસ્યા કરે છે, ત્યાં સૂધી મોક્ષ થતો નથી. આ પદાર્થ દૃસ્ય નથી, આ પદાર્થ દૃસ્ય નથી, આમ મિથ્યા બકબકારાથી અર્થાત્ વાચિક જ્ઞાનથી દૃસ્ય શાંત પડતું નથી. પરંતુ આ દૃસ્ય નથી ત્યારે બીજો કોઇ પદાર્થ દૃસ્ય છે, આવા સંકલ્પ ઉઠાવવાથી દૃસ્યરૂપી રોગમાં વધારો થાય છે તેમ અને કુતર્કો કરવાથી અથવા તો તીર્થયાત્રા કે યમનિયમો પાળવાથી પણ દૃસ્ય પદાર્થની શાંતિ થતી નથી. માત્ર આ દૃસ્યરૂપ જગતનો બાધ કરવા માટે એક વિચાર જ ઉપાય છે.[૨૨–૨૫] જો જગતરૂપી દૃસ્ય બ્રહ્મથી જૂદું જ સત્તાવાળું હોય તો પછી કોઇને પણ શાંતિ થવી જ ન જોઇએ. પરંતુ અસત્ પદાર્થની સત્તા હોતી નથી અને સત્ પદાર્થનો અભાવ હોતો નથી.[૨૬] આત્મા જે વિચાર વિના તપ-આદિથી જાણવામાં આવી શકતો નથી તેની સત્તાથી દૃસ્ય પદાર્થની સત્તા જૂદી નથી. તેથી જ્યાં જ્યાં દ્રષ્ટા હોય ત્યાં ત્યાં તેના સૂક્ષ્મ ઉદરમાં પણ ભ્રાંતિથી દૃસ્યની શોભાનો ઉદય થાય છે.[૨૭] તે માટે આ દૃસ્ય જગત્ આત્માથી સ્વતંત્ર સત્તાવાળું છે અને મેં તપ, ધ્યાન, જપ વગેરેથી તેનો ત્યાગ કરી દીધો, આમ માનવું, એ કાંજી પીવાથી તૃપ્ત થવાના જેવું છે.[૨૮] હે રામ! જો આ જગતરૂપી દૃસ્ય સ્વતંત્ર સત્તાવાળો હોય તો તો સૂક્ષ્મ ઉદરવાળા ચૈતન્યરૂપી દર્પણમાં તેનું પ્રતિબિંબ પડશે જ અને તે પ્રતિબિંબ પડવાથી ત્યાં આગળ

પણ દુઃખ, જરા, મરણ, જન્મ તથા જાગ્રતમાં અને સ્વપ્નમાં જૂદી જૂદી રીતે ફેરફાર પામતા નાના મોટા પદાર્થોનો ત્યાગ અને સ્વીકાર મટશે જ નહીં.૨૯–૩૧ મેં આ દૃશ્યને ટાળી નાંખ્યું છે અને હું આ સ્થિતિમાં આવ્યો છું, આ રીતે તેને સમાધિમાં જો પ્રતીતિ હોય છે તો તે પ્રતીતિ જ સમાધિમાં સંસારના સ્મરણનું બીજ રહેલું છે આમ જાણવું. માટે સમાધિથી દૃશ્યને ટાળી શકાતું જ નથી, માટે જો દૃશ્ય નહોય તો જેમાં તુરીયાવસ્થારૂપ બ્રહ્મપણાનો અનુભવ કરવામાં આવે છે આવી નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય. પરંતુ જો દૃશ્ય હોય તો તો તે ક્યાંથી જ પ્રાપ્ત થાય?૩૨–૩૩ હે રામ! કદાચિત્ સમાધિમાં દૃશ્યની પ્રતીતિ થતી નહોય તો પણ જ્યારે સમાધિમાંથી ઉત્થાપન થાય ત્યારે જેમ સુષુપ્તિના અંતમાં સર્વ જગત્ પાછું પ્રતીત થાય છે તેમ જેવું ને તેવું સંપૂર્ણ દુઃખરૂપ આ જગત્ પાછું પ્રતીત થયા વિના રહેશે નહી. અને એમ થયું તો પછી સમાધિ કરવાનું ફળ શું? જો પાછો અનર્થ આવીને ઉભો રહે તો પછી થોડીવાર રહેનારી સમાધિમાં શું સુખ? કંઇ પણ નહીં. અને કદાચ જીવતાં સુધી નિર્વિકલ્પ સમાધમાંથી ઉઠવામાં જ આવે નહી, તોપણ જ્ઞાનવિના મળેલું એ આત્મસુખ નિત્યની સુષુપ્તિના સુખ જેવું થયું. તેથી પણ કાંઇ લાભ નથી, માટે આ દૃશ્યની સત્તા રહેશે તો અનેક પ્રયત્નોથી સમાધિ કર્યા છતાં પણ દૃશ્યની પ્રતીતિ થશે નહીં? અવશ્ય થશે. કારણ કે જ્યાં સુધી મનરૂપી દૃશ્ય હોય છે ત્યાં સુધી યોગીઓ યત્ન કરે છે. તોપણ સંપૂર્ણ રીતે દૃશ્યને કેવી રીતે મટાડી શકે? તેવું ચિત્ત જે જે વિષયમાં પ્રવેશ કરે છે તે તે વિષય જગતનો ભ્રમ થાય છે.૩૪–૩૮ દૃષ્ટા સમાધિમાં બળાત્કારથી પોતાના પાષાણપણાની ભાવના કરે તોપણ સમાધના અંતમાં દૃશ્યનો ઉદય થયા વિના રહે જ નહીં. આવી સમાધિઓને સ્થિર રાખવાની ઇચ્છા રાખવી એ વ્યર્થ છે. કારણ કે આવી સમાધિઓ કોઇને પણ હમ્મેશાં સ્થિર રહેતી નથી, આવો સર્વને અનુભવ છે.૩૯ તે પાષાણપણા જેવી સમાધિઓ દૃઢ થઇ જાય છે તો પણ તે શાંત, ચૈતન્ય, સ્વતઃ સિદ્ધ અને અવિનાશી એવા મોક્ષના ધામરૂપ થતી નથી, માટે તેઓનું શું ફળ? માટે આ દૃશ્ય જો બ્રહ્મથી જૂદી સત્તાવાળું હોય તો કોઇ પણ દિવસ શાંત થાય નહીં. તપથી, જપથી અને ધ્યાનથી દૃશ્યની શાંતિ થશે, આવી મૂર્ખોની કલ્પના છે.૪૦ જેમ કમળ કાકડીના ગર્ભમાં કમલિનીનાં બીજરૂપ સૂક્ષ્મ તંતુ રહે છે તેમ દૃષ્ટામાં દૃશ્યપદાર્થ પણ બીજરૂપે રહે છે. જેમ પ્રત્યેક પદાર્થોમાં રસ રહેલો છે, તલ વગેરેમાં તેલ રહેલું છે અને પુષ્પ વગેરેમાં સુગંધ રહેલી છે તેમ દૃષ્ટામાં સદા દૃશ્યનો

અનુભવ રહેલા જ હોય છે. કપૂર વગેરે પદાર્થોને ગમે ત્યાં રાખવામાં આવે તોપણ તેઓના સુગંધનો ફેલાવો થયા વિના રહેતો નથી તેમ જ ચૈતન્યરૂપ આત્માને સમાધિમાં રાખવામાં આવશે તોપણ તેના ઉદરમાં જગતનો ઉદય થયા વિના રહેશે નહીં. જેમ તમો રાજાના હૃદયમાં પણ મોટમોટાં સ્વપ્નો, સંકલ્પો અને મનોરાજ્યો રહેલાં છે અને તમારા પોતાના અનુભવથી તમે જાણો છો. તેમ જ ચૈતન્યના ઉદરમાં પણ સઘળું દૃશ્ય રહેલું છે. બાળકના ચિત્તની કલ્પનામાં રહેલો પિશાચ જેમ તેને દુઃખી કર્યા વગર રહે નહીં, તેમ સદા વળગેલી દૃશ્યરૂપી ડાકેણ પણ દૃષ્ટાને દુઃખી કર્યાવિના રહે જ નહીં.[૪૧–૪૬] વળી જેમ બીજમાં અંદર રહેલો અંકુર દેશ તથા કાળ આવતાં પોતાના દેહને અંકુરિત કરે છે, તેમ દૃષ્ટામાં રહેલું દૃશ્ય પણ દેશ તથા કાળ પ્રાપ્ત થતાં પોતાના દેહને અંકુરિત કરે છે.[૪૭] જેમ બીજ વગેરે પદાર્થના સૂક્ષ્મ ગર્ભમાં અંકુરાદિ વિચિત્ર કાર્યો રચવાની અવિનાશી શક્તિ હમ્મેશાં રહેલી છે તેમ ચૈતન્યરૂપ પરમાત્માના ઉદરમાં પણ સ્વાભાવિક એવી જગતની સ્થિતિ સદા રહેલી છે.[૪૮]

---

# સર્ગ ૨ જો.*

## આકાશજ નામના તત્ત્વવેત્તા બ્રાહ્મણની કથા.

श्रीवसिष्ठ उवाच—इदमाकाशजाख्यानं शृणु श्रवणभूषणम् ।
उत्पत्त्याख्यं प्रकरणं येन राघव बुध्यते ॥

વસિષ્ઠ કહે છે:–હે રામ ! હવે હું તમને કાનને આભૂષણરૂપ આકાશજ નામના એક તત્વવેત્તા બ્રાહ્મણનું આખ્યાન કહું છું તે સાંભળો, કે જેથી આ ઉત્પત્તિ નામનું પ્રકરણ સારી રીતે સમજી શકાય.[૧]

એક આકાશજ નામનો બ્રાહ્મણ હતો, તે પરમ ધર્માત્મા, ધ્યાનમાં નિષ્ઠા રાખનાર અને પ્રજાનું હીત કરવામાં તત્પર હતો. આ બ્રાહ્મણ ઘણો કાળ સુધી પોતાનું આયુષ્ય ભોગવવા લાગ્યો. તે જોઇને મૃત્યુએ વિચાર કર્યો કે, હું અવિનાશી છું અને અનુક્રમે સૌ

---

* આ બીજા સર્ગમાં ભૌતિક દેહવાળાં પ્રાણીઓનું મૃત્યુ ભક્ષણ કરે છે, પરંતુ જે પ્રાણી આકાશજ બ્રાહ્મણની પેઠે તત્ત્વવેત્તા અને ચૈતન્યવાળો હોય છે તેનું મૃત્યુ ભક્ષણ કરતું નથી, એ કથા કહેવામાં આવશે.

પ્રાણીઓનું ભક્ષણ કરી જાઉં છું. માટે આકાશજ નામના બ્રાહ્મણને શા માટે ખાઇ જાઉં નહીં. પરંતુ તરવારની ધાર જેમ પત્થરા ઉપર ટીંચાઇ જાય તેમ મારી શક્તિ તેના આગળ કુંઠિત થઇ જાય છે. આવો વિચાર કરીને મૃત્યુ તે બ્રાહ્મણનો નાશ કરવા માટે મેરુ પર્વત ઉપર તે બ્રાહ્મણના નગરમાં ગયો. કારણ કે જેઓ ઉદ્યમમાં આનંદ માને છે તેઓ કોઇ પણ પોતાનાં કામો છોડતા નથી.[૨—૫] મૃત્યુ તે બ્રાહ્મણના નગરમાં પેસવા ગયો કે, તુરત જ ત્યાં આગળ પ્રલયકાળના અગ્નિ સમાન અગ્નિ જેને બ્રાહ્મણ પોતાના નગરના કિલ્લા સમાન જાણતો હતો તે પેલા મૃત્યુને બાળવા લાગ્યો, તોપણ મૃત્યુ મોટી મોટી ઝાળોની હારોને તોડી નાંખીને પ્રયત્નથી અંદર દાખલ થયો અને પ્રયત્નથી તે બ્રાહ્મણને હાથવતી પકડવાની ઇચ્છા કરવા લાગ્યો. પરંતુ બળવાન્ પુરુષ જેમ સંકલ્પથી ઉભા કરેલા પુરુષને સેંકડો હાથથી પણ પકડી શકે નહીં તેમ મૃત્યુ તેને પકડી શક્યો નહીં. તે બ્રાહ્મણ સન્મુખ જ બેઠો હતો, પણ મૃત્યુ તેને જ્યારે પકડી શક્યો નહીં એટલે આ બાબતનો સંદેહ દૂર કરવા માટે સંશય મટાડનારા યમરાજાની પાસે આવ્યો અને તેમને પ્રશ્ન પૂછયું; હે મહારાજ! હું આકાશજ નામના બ્રાહ્મણને શા માટે ખાઇ શકતો નથી! તે સાંભળીને યમ રાજા તેના પ્રત્યે બોલ્યા.[૬—૯]

યમરાજા કહે છે;—હે મૃત્યુ! તું એકલો બળાત્કારથી કોઇને પણ મારવાને સમર્થ નથી. પ્રાણીઓને તો તેઓનાં કર્મો જ મારે છે. બીજું કોઇ પણ મારી શકતું નથી. માટે તું એ બ્રાહ્મણને મારવા ધારે છે તો પ્રયત્નથી તેનાં કર્મો શોધી કાઢ, એટલે તે કર્મોની સહાયતાથી તું તેને મારી શકીશ.[૧૦—૧૧]

વસિષ્ઠ કહે છે;—તે પછી મૃત્યુ, યમરાજનું કહેવું સાંભળીને તે બ્રાહ્મણનાં કર્મો શોધવા માટે તૈયાર થયો અને મૃત્યુલોકોના મંડલોમાં, દીશાઓના છેડાઓમાં, તળાવોમાં, નદીઓમાં, દિશાઓમાં, વનોમાં, અનેક અરણ્યોમાં, પર્વતોમાં, સમુદ્રોના તીરો ઉપર, જૂદા જૂદા દ્વીપોમાં, જંગલોમાં, નગરોમાં, ગામડાંઓમાં, સર્વ દેશોમાં અને દેશોના ગહન પ્રદેશોમાં ફરવા લાગ્યો. મૃત્યુ સર્વ ઠેકાણે ઉપર પ્રમાણે ફરી વળ્યો, પરંતુ તેને પેલા આકાશજ બ્રાહ્મણનાં કર્મો કોઇ પણ ઠેકાણે હાથ લાગ્યાં નહીં. જેમ જ્ઞાની મનુષ્યને પણ વાંઝણીનો પુત્ર હાથ લાગે નહીં તથા જેમ એક મનુષ્યને બીજા મનુષ્યે સંકલ્પથી ઉભો કરેલો પર્વત હાથ આવે નહીં તેમ જ આકાશજ બ્રાહ્મણનાં કર્મોનો પણ તેને પત્તો મળ્યો નહીં. એટલે સર્વ નિયમો જાણનારા યમરાજાની પાસે આવીને તે મૃત્યુએ યમરાજાને પૂછયું, કારણ કે સંદે-

હવાળા વિષયોમાં સેવકોને સ્વામીઓનાં વચનો ઉપર આધાર રહે છે. મૃત્યુએ પૂછ્યું, પ્રભુ! આકાશજ બ્રાહ્મણનાં કર્મો કયે ઠેકાણે છે તે કહો. મૃત્યુનું પ્રશ્ન સાંભળીને યમરાજાએ ઘણીવાર સૂધી વિચાર કરીને મૃત્યુને નિચે પ્રમાણે કહ્યું.૧૨-૧૬

યમરાજા કહે છે;—હે મૃત્યુ! એ આકાશજ બ્રાહ્મણનાં કોઇ પણ જાતનાં કર્મો નથી. કારણ એ બ્રાહ્મણ કેવળ આકાશથીજ ઉત્પન્ન થયો છે. જે આકાશમાંથી ઉત્પન્ન થયો હોય તે નિર્મળ આકાશના જેવો હોય માટે તને સહાય આપે એવાં કોઇ પણ કર્મો નથી. જેમ વાંઝણીના પુત્રને અથવા તો જે જન્મ્યો ન હોય તેને પૂર્વે જન્મનાં કર્મોનો જરા પણ સંબંધ હોતો નથી. તેમજ એ આકાશજ બ્રાહ્મણને પણ પૂર્વના કર્મોનો જરાપણ સંબંધ નથી. એ બ્રાહ્મણ અવિદ્યા આદિક કારણો ન હોવાથી આકાશરૂપજ છે. આકાશમાં જેમ મોટું ઝાડ હોય નહીં તેમ એ આકાશજ બ્રાહ્મણનું પણ પૂર્વનું કર્મ નથી. પૂર્વ જન્મનાં કર્મો ન હોવાથી એનું ચિત્ત પરવશ નથી અને આજ દિવસ સૂધી પોતાને ભોગવવું પડે એવું કોઇ પણ કર્મ તેણે કર્યું નથી. આ પ્રમાણે આકાશના ધરરૂપ એ બ્રાહ્મણ સ્વચ્છ આકાશરૂપી પોતાના કારણમાંજ રહેલો છે માટે નિત્ય છે. એને ઉત્પન્ન કરનારાં બીજાં કોઇ પણ કર્મો નથી. એના પૂર્વ કર્મો પણ નથી અને હમણાં એ કંઇ પણ કર્મ કરતો નથી. માટે એ જગતમાં ચિદાકાશરૂપજ છે. છતાં પણ એનું પ્રાણના ચલનરૂપી જે કર્મ જોવામાં આવે છે તે માત્ર આપણા જેવા સામાન્ય લોકોનાજ જોવામાં આવે છે. પરંતુ એ બ્રાહ્મણ કર્મ ખરું છે આમ જાણતો નથી. એ બ્રાહ્મણ ચૈતન્યરૂપ સ્થંભમાં ચૈતન્યરૂપ પુતળીના જેવો લાગે છે. માટે એ ચૈતન્યથી વિલક્ષણ દેખાય છે તે માત્ર દેખવામાં છે. પરંતુ ખરી રીતે તો તે ચૈતન્યથી વિલક્ષણ નથી. જે પાણીમાં દ્રવપણું રહેલું છે, આકાશમાં શૂન્યપણું રહેલું છે અને વાયુમાં જેમ ચલનપણું રહેલું છે તેમ પરમપદમાં એ બ્રાહ્મણ રહ્યો છે. તેનાં પૂર્વ જન્મનાં પણ કોઇ કર્મો નથી તેમ હમણાંના કર્મો પણ કોઇ નથી. તેથી એ બ્રાહ્મણ સંસારને આધીન થતો નથી. જે જીવ સહકારી કારણોની સહાયતા વિના ઉત્પન્ન થાય છે તે પોતાનાં કારણોથી જૂદો નથી હોતો, એ વાત અનુભવમાં આવે છે. આ પણ પોતાના જન્મમાં કારણો ન હોવાથી પોતે સ્વયંભૂ કહેવાય છે.૧૭-૩૦ એમણે પૂર્વે કંઇ પણ કર્મ કર્યું નથી તેમ હમણાં પણ તે કાંઇ કર્મ કરતો નથી. માટે કહે, તેને કેવા પરાક્રમથી દબાવી શકાય! જે જીવ

કુદેહરૂપ છે આવો નિશ્ચય કરે છે તે દેહરૂપ થાય છે અને તેને ઝટ પકડી પણ શકાય છે. માટે એ બ્રાહ્મણ જો હું દેહરૂપ છું, આવી મરણરૂપ કલ્પના કરશે તો તે તારાથી ઝટ પકડી શકાશે.[૩૧-૩૨] પરંતુ હજી તે બ્રાહ્મણને દેહનું અભિમાન, થયું નથી માટે તે બ્રાહ્મણરૂપ રહિત છે. દોરી મજબૂત હોય તો પણ તેનાથી કદી આકાશને બાંધી શકાતું જ નથી.[૩૩]

મૃત્યુ પૂછે છે;–હે યમરાજ! શૂન્ય એવા આકાશમાંથી એ બ્રાહ્મણની કવી રીતે ઉત્પત્તિ થઇ છે, તે મને કહો, અને પંચભૂતમય દેહનો સંબંધ કવી રીતે થાય છે અને કવી રીતે થતો નથી એ પણ મને કહો.[૩૪]

યમ કહે છે;–એ બ્રાહ્મણ કેવળ વિજ્ઞાન માત્ર છે. તે કોઇ પણ દહાડો જન્મતો નથી તેમ કોઇ દિવસે તેનો અભાવ પણ નથી. તે તો સદા નિ-વિકાર સ્વરૂપે રહ્યો છે.[૩૫] જ્યારે મહા પ્રલય થાય છે ત્યારે કાંઇ પણ બાકી રહેતું નથી. માત્ર શાંત, અજર, અનંત, કેવળ, સૂક્ષ્મ, ઉપાધિ રહિત, સર્વ શ્રેષ્ઠ અને અનાત્મ પદાર્થોથી રહિત એવા એક પરબ્રહ્મ જ રહે છે. તે પછી જ્યારે પાછો સૃષ્ટિ-નો આરંભ થાય છે ત્યારે બ્રહ્મનો સ્વભાવ જ્ઞાન માત્ર હોવાથી તેમાં પર્વતના જેવું અને 'હું દેહ છું' આમ કહેનાર વિરાટ સ્વરૂપ આપણી વાસનાઓરૂપી હેતુથી કાકતાલીય ન્યાયવડે સ્ફુરી નિકળે છે અને તે જ વખતે સ્વપ્નાના શરીર જેવો મિથ્યા આકાર જીવો કાકતાલીય ન્યાયથી જુવે છે.[૩૬-૩૮] સૃષ્ટિના આરંભમાં પરબ્ર-હ્મરૂપ આકાશમાં એ આકાશજ બ્રાહ્મણ રહેલો છે અને કલ્પના રહિત તથા ચિદા-કાશનું રૂપ ધારણ કરીને રહેલો છે.[૩૯] એ બ્રાહ્મણને શરીર, કર્મો, કર્તાપણું અથવા વાસના એમાંનું કંઇ પણ નથી. એ શુદ્ધ ચિદાકાશરૂપ, જ્ઞાનઘન અને વ્યાપક છે. તેજ જેમ કેવળ પ્રભારૂપજ છે તેમ એ બ્રાહ્મણ કેવળ ચિદાકાશરૂપ છે તેથી તેનો પૂર્વની વાસનાઓની સાથે જરા પણ સંબંધ નથી. જો તેના ચિત્તની વૃત્તિ બહિર્મુખ ન હોય તો હમણાં જેવો જોવામાં આવે છે તેવો પણ જોવામાં આવે નહીં. માટે પરબ્રહ્મના જ્ઞાનથી વિષયનું મિથ્યાપણું જાણવામાં આવે એટલે પછી સર્વ વિષયો જાણનારી લાગણીઓ પણ ચેતન્ય રૂપ થઇ જાય છે. એટલે પછી તેના વિશે પૃથ્વી વગેરે પંચ મહાભૂતોનો સંભવજ ક્યાંથી હોય? માટે હે મૃત્યુ! તું એને પકડવાનો પ્રયત્ન તજી દે. કારણ કે આકાશને કોઇ પણ કોઇ પણ સમયે પકડી શકતું નથી. યમરાજાની આવી વાત સાંભળીને મૃત્યુ આશ્ચર્ય પામીને પોતાને ઘેર ગયો.[૪૦-૪૪]

શ્રીરામ પૂછે છે;-આપે તો સ્વયંભૂ, અજન્મા, એકાત્મા, વિજ્ઞાનાત્મા એવા મારા મોટા દાદા બ્રહ્માની વાત કહી, આમ હું માનુ છું.[૪૫]

શ્રીવસિષ્ઠ કહે છે;-હે રામ! તમે તેમજ માનો છો તેમ છે. મેં તમારી પાસે આ બ્રહ્માની કથા કહી બતાવી છે. અને એ બ્રહ્મદેવ માટે જ મૃત્યુએ પૂર્વે યમરાજાની સાથે સંવાદ કર્યો હતો.[૪૬] એ મનુઓના સંધિકાળમાં સર્વને ખાઇ જનારા મૃત્યુએ જ્યારે પ્રજાનો નાશ કરીને બળ સંપાદન કર્યા પછી, બ્રહ્માને પરાક્રમથી તાબે કરવાનો આરંભ કર્યો ત્યારે યમરાજાએ ઉપર કહેવા પ્રમાણે મૃત્યુને ઝટ ઉપદેશ આપ્યો હતો. જે કામ રોજ કરવામાં આવતું હોય તે ઉપર જ પ્રીતિ વધતી જાય છે એ સ્વાભાવિક છે. તેથી સર્વનો નાશ કરતાં બ્રહ્માનો પણ નાશ કરવાની ઇચ્છા થઇ. પરંતુ નિરાકાર એવા પરબ્રહ્મને મૃત્યુ કેવી રીતે હાથ કરી શકે? બ્રહ્માનું શરીર કેવળ મનરૂપ, કેવળ સંકલ્પરૂપ અને પૃથ્વી વગેરે પંચ મહાભૂતોથી રહિત છે.[૪૭-૪૮-૪૯] એ બ્રહ્મા પરબ્રહ્મ ચિદાકાશના ચમત્કારરૂપ છે અને અનુભવરૂપી આકારવાળા છે તેથી પરબ્રહ્મરૂપ છે અને તેને કારણપણું કે કાર્યપણું કાંઇ જ નથી.[૫૦] જેમ સંકલ્પથી ઉત્પન્ન થયેલા પુરુષને પૃથ્વી વગેરે પંચભૂતનો સંબંધ હોતો નથી અને તે જેમ આકાશમાં પ્રકાશ્યા કરે છે તેમ જ બ્રહ્મા પરબ્રહ્મમાં પ્રકાશ્યા કરે છે. વળી નિર્મળ આકાશમાં જેમ મોતીની માળા અને સ્વપ્નમાં તથા સંકલ્પમાં પંચમહાભૂતોની સાથે સંબંધ થયા વિના પણ નગર, પૃથ્વી વગેરે દેખાય છે તેમ બ્રહ્મા આદિક ભૂતોની સાથે સંબંધ વિના પણ જોવામાં આવે છે.[૫૧-૫૨] કેવળ પરમાત્મા વિશે દ્રષ્ટા કે દશ્ય કંઇ જ નથી, માત્ર ચૈતન્યપણું છે. તો પણ તેમાં બ્રહ્માની પ્રીતીતિ થાય છે. મનનું રૂપ સંકલ્પ માત્ર છે. તે પૃથ્વી આદિથી જોડાયલું નથી અને જે મન છે. તે જ બ્રહ્મા કહેવાય છે. માટે બ્રહ્માએ પરમાત્માના એક સંકલ્પરૂપ પુરુષ છે. એનામાં પૃથ્વી વગેરેનો જરા પણ સંબંધ નથી.[૫૩-૫૪] ચિત્ર આળેખવા પહેલાં જેમ ચિતારાના મનમાં દેહ વિનાની પુતળી દેખાય છે તેમ પરમાત્મામાં જેમ ન જોવામાં આવે છે તે જ બ્રહ્મરૂપે ભાસે છે.[૫૫] જે પરમાત્મા ચિદાકાશરૂપ છે, કેવળ છે, આદિ મધ્ય અને અંત રહિત છે, તેજ પરમાત્મા અજ્ઞાનને લીધે આકાશવાળા અને પુરુષના જેવા જોવામાં આવે છે. પરંતુ પરમાર્થરૂપે વિચાર કરતાં તો વાંઝણીના પુત્રની પેઠે પરમાત્માને શરીર નથી.[૫૬]



# *સર્ગ ૩ જો.

## મનના સંકલ્પથી ઉત્પન્ન થયેલા જગતનું મિથ્યાપણું

**श्रीराम उवाच**–एवमेव मनः शुद्धं पृथ्व्यादिरहितं त्वया ।
मनो ब्रह्मेति कथितं सत्यं पृथ्व्यादिवर्जितम् ॥

શ્રીરામચંદ્ર પૂછે છે;–હે વસિષ્ઠજી ! પૃથ્વી વગેરે પંચમહાભૂતોથી રહિત અને શુદ્ધ એવું જે મન તે બ્રહ્મા, આ રીતે તમે કહી ગયા, તે વાત ખરી છે, કારણ કે બ્રહ્મા મન રૂપ હોવાથી તેનું શરીર પૃથ્વ્યાદિક સંબંધથી રહિત છે. પરંતુ મારાં, તમારાં અને બીજાં પ્રાણીઓનાં શરીરોની ઉત્પત્તિમાં જેમ પૂર્વ જન્મની વાસનાઓ કારણ છે, તેમ બ્રહ્માની ઉત્પત્તિમાં પણ તેના પૂર્વ જન્મની વાસનાઓ શામાટે કારણ ન હોય, એ મને કહો. ૧–૨

વસિષ્ઠ કહે છે:–જેને ભોગવવાનાં પૂર્વ કર્મોવાળો જેનો પૂર્વ દેહ હોય તેના આ દેહની ઉત્પત્તિમાં પૂર્વ દેહની વાસનાઓ કારણરૂપ સંભવે છે. પરંતુ બ્રહ્માનો તો પૂર્વ દેહજ ન હતો તો પછી તેનું કર્મ પણ ક્યાંથીજ હોય. માટે બ્રહ્માને પૂર્વ જન્મની દેહની વાસનાનો ઉદય અને શરીરનો જન્મ કેવી રીતે ઘટે? માટે બ્રહ્માનું શરીર સહાયકારી કારણો વિના જ પ્રકાશે છે અથવા તો આપણી કલ્પનારૂપી કારણથી પ્રકાશે છે અને યથાર્થ જ્ઞાનવાળા તે બ્રહ્મા પોતાના કારણરૂપ ચિદાકાશથી જૂદા નથી પણ તે રૂપ જ છે. હે રામ! અજન્મા અને સ્વયંભૂ એવા બ્રહ્માનો જે આ દેહ છે તે લિંગદેહ જ છે, પરંતુ ભૂતમય સ્થૂલ દેહ નથી. ૩–૬

શ્રીવસિષ્ઠ પૂછે છે;–હે મહારાજ ! સર્વ પ્રાણીઓને લિંગદેહ અને સ્થૂલદેહ એમ બે દેહ છે અને બ્રહ્માને એક લિંગદેહ જ છે તેનું શું કારણ? ૭

શ્રીવસિષ્ઠ કહે છે:–સર્વ પ્રાણીઓનાં શરીર પંચમહાભૂતવાળાં છે, માટે તેઓના બબ્બે દેહ છે અને બ્રહ્મા પોતે સહકારી કારણથી રહિત છે માટે તેને એક લિંગદેહ જ છે. બ્રહ્મા સર્વ પ્રાણીઓના એક કારણરૂપ છે, પણ બ્રહ્માનું કોઇ પણ કારણ નથી. બ્રહ્માને એક દેહ છે. પ્રથમ પ્રજાપતિ એવા બ્રહ્માનો દેહ પંચભૌતિક નથી. પરંતુ એ ચિદાકાશવાળા બ્રહ્મા એક લિંગવાળા જ છે. ૮–૧૦ એનું શરીર ચિત્તરૂપ જ છે. પરંતુ પૃથ્વી આદિ પંચમહાભૂતમય નથી. તે આદિ પ્રજાપતિ તથા ચિદા-

* આ ત્રીજા સર્ગમાં બ્રહ્મા મનરૂપ છે અને તેના સંકલ્પથી આ જગત્ ઉત્પન્ન થાય છે અને આ સર્વ જગત્ મનોરાજ્યની પેઠે મિથ્યા છે તે વાત કહેવામાં આવશે.

કાશરૂપ બ્રહ્મા ચિદાકાશરૂપ સર્વ પ્રજાને ઉત્પન્ન કરે છે અને બ્રહ્માના સંકલ્પવિના બીજાં કારણોથી ઉત્પન્ન થતી નથી. બ્રહ્મા જેમ બ્રહ્મરૂપ છે તેમ તેની સર્વ પ્રજા પણ બ્રહ્મરૂપ છે. કારણ કે જે જેમાંથી ઉત્પન્ન થાય તે તે રૂપ જ હોય છે. આવો સર્વને અનુભવ હોય છે.[૧૧-૧૨] જીવ પણ એ પ્રમાણે ઉપાધિથી બ્રહ્માના ચિત્તરૂપ છે. તે પણ બ્રહ્માની પેઠે પરમ બોધરૂપ અને બ્રહ્મરૂપ છે અને તે પૃથ્વી આદિથી ઉત્પન્ન થયેલા શરીરપણાને કોઇ પણ દિવસ પામતા નથી. ચિત્તરૂપી શરીરવાળા અને અહંભાવના ઉદય સ્થાન બ્રહ્મા સંસારમાં વ્યવહાર કરનાર સર્વ પ્રાણીઓના આદિ કારણ છે. માટે જેમ વાયુથી ઉત્પન્ન થતી ચલનરૂપ સૃષ્ટિ વાયુથી જૂદી નથી પણ વાયુરૂપ છે. તેમ બ્રહ્માથી ઉત્પન્ન થયેલી આ સૃષ્ટિ પણ બ્રહ્માથી જૂદી નથી પણ તે રૂપજ છે.[૧૩-૧૫] પ્રાતિભાસિક શરીરવાળા બ્રહ્માથી ઉત્પન્ન થયેલી આ સૃષ્ટિ પણ પ્રાતિભાસિક રૂપવાળી છે અને એ સૃષ્ટિ ખરી હોય એમ આપણને લાગે છે. આ બાબતમાં સ્વપ્નાનું દૃષ્ટાંત ઘટી શકે છે. તમને સ્વપ્નામાં સ્વપ્નથી ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ સાથે થયેલું સુરત પ્રાતિભાસિક છતાં પણ ક્રિયા થવાથી જેમ ખરું જણાય છે. તેમ આ સૃષ્ટિ પણ પ્રાતિભાસિક છે. છતાં પણ ક્રિયા ઉપરથી તે ખરી જણાય છે.[૧૬-૧૭] પૃથ્વી આદિથી રહિત, ચિદાકાશરૂપ, પ્રાણીઓના સ્વામી અને પુરુષ જેવી આકૃતિવાળા બ્રહ્મા સ્થૂલ દેહથી રહિત છે. છતાં પણ જાણે સ્થૂલ દેહવાળા હોય એમ ભાસે છે. એ બ્રહ્મા પરમાત્માના સંકલ્પરૂપ છે માટે જગતની પેઠે કર્મને આધીન ન હોવાથી જન્મ ધરતા નથી, તેમ મરણ પણ પામતા નથી. આવા સંકલ્પથી ઉત્પન્ન થયેલા પૃથ્વી આદિથી જૂદા જ દેહવાળા બ્રહ્મા જે કેવળ ચિત્તસ્વરૂપજ છે તે સર્વ બ્રહ્માંડાના કારણરૂપ છે. એ બ્રહ્માનો સંકલ્પ જે જે પ્રફુલ્લિત થાય છે તે તે રીતે આ જગત્ પ્રકટ થતું આવે છે. તમારા સંકલ્પથી જેમ કોઇવાર પર્વત ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્માના સંકલ્પથી આ જગત ઉત્પન્ન થાય છે. આ જગત્ પ્રાતિભાસિક છે, તોપણ તેનું પ્રાતિભાસિકપણું દૃઢ રીતે ભૂલી જવાને લીધે જેમ ખોટો પ્રાતિભાસિક પિશાચ ભૂલને લીધે સ્થૂલ શરીરવાળો દેખાય છે તેમજ આ જગત્ જે ખોટી રીતે ભાસે છે તે વિસરી જવાથી પૃથ્વી આદિકથી થયેલાં સ્થૂલ શરીરવાળું જોવામાં આવે છે.[૧૮-૨૨] બ્રહ્મા તો માયાવિશિષ્ટ બ્રહ્મના પ્રથમ સંકલ્પથી ઉત્પન્ન થયા છે, તેથી શુદ્ધ જ્ઞાનવાળા છે. માટે આપણે જેમ આપણા પ્રાતિભાસિકરૂપને ભૂલી ગયા છીએ તેમ તે પોતાના પ્રાતિભાસિકરૂપને વિસરી જતા નથી. આ સ્થૂલ દેહમાં ભ્રાંતિરૂપી

પિશાચિણી રહે છે, જે ઝાંઝવાનાં પાણીના જેવી મિથ્યા છે અને જડપણારૂપી મિથ્યા ભ્રમને આપનારી છે, તે બ્રહ્માને ભ્રમ કરી શકતી નથી.[૨૩-૨૪] બ્રહ્મા પૃથ્વીઆદિમય નથી, પણ કેવળ મનોમાત્ર જ છે. માટે તેનાથી ઉત્પન્ન થયેલું આ જગત પણ મનોમય જ છે. જે જેનાથી ઉત્પન્ન થયું તે તે રૂપ જ હોય છે. જેમ બ્રહ્માની ઉત્પત્તિનાં કર્મ આદિ સહકારણો નથી તેમ બ્રહ્માથી ઉત્પન્ન થયેલા આ જગતની ઉત્પત્તિમાં પણ કર્મ વગેરે કોઇપણ કારણો છે જ નહીં. તેથી કાર્યનું કોઇપણ રીતે કારણનાથી વિલક્ષણપણું નથી. કારણ જેવું શુદ્ધ છે તેવું જ કાર્ય પણ શુદ્ધ છે.[૨૫-૨૭] વિચાર કરીએ તો જગતમાં કાર્ય કારણપણું જરા પણ ઘટતું નથી. જેવા પરબ્રહ્મ છે તેવા જ ત્રણ લોક છે. પરબ્રહ્મ મનપણાને પામીને જગતને રચે છે, માટે દ્રવપણું જેમ પાણીથી જૂદું નથી તેમ જગત્ શુદ્ધ આત્માથી જૂદું નથી. વળી આપણે જેમ સંકલ્પથી અનેક નગરોને ઉત્પન્ન કરીએ છીએ તેમ પરમાત્માનું મન આ મોટા વિસ્તારવાળા જગતને ઉત્પન્ન કરે છે. જેમ રજ્જુમાં સર્પપણું નથી તેમ જગતમાં પંચમહાભૂતપણું નથી. તેથી બ્રહ્મા વગેરે જ્ઞાની પુરુષો જગતમાં મોહ પામતા જ નથી.[૨૮-૩૧] ખરી રીતે તો જ્ઞાનીને પ્રાતિભાસિક પ્રપંચ પણ નથી. ત્યારે સ્થૂલ પ્રપંચની તો વાત જ કેવી રીતે કરવી? પરમાત્માના મનરૂપી એક પુરુષ જેણે બ્રહ્માનો આકાર ધારણ કર્યો છે તેના મનોરાજ્યરૂપી આ સર્વ જગત ભ્રાંતિને લીધે ખરા જેવું ભાસે છે. પરમાત્માનું જે મન છે તે જ બ્રહ્મા છે. માટે બ્રહ્મા પરમાત્માના સંકલ્પ વિકલ્પ રૂપ છે. એ બ્રહ્મા પોતાનાં મનવડે સંકલ્પનો વિસ્તાર કરીને આ જગતને રચે છે, બ્રહ્મા મનનું રૂપ છે ને મન બ્રહ્માનું રૂપ છે માટે તેણે રચેલ આ જગત્ પૃથ્વી વગેરે કાંઇપણ નથી. જે જોવામાં આવે છે તે કેવળ કલ્પિત જ છે. જેમ કમળ કાકડીમાં રહેલું કમળ કમળકાકડીરૂપ જ છે તેમ મનમાં જે જગત રહે છે તે મનરૂપ જ છે. મનને અને જગતને કોઇપણ દિવસ કોઇપણ જૂદાં પાડી શકયો નથી.[૩૨-૩૬] તમારા પોતાના જાણવા પ્રમાણે જે તમારું સ્વપ્ન, તમારો સંકલ્પ અને તમારું મનોરાજ્ય એ સર્વ જેમ તમારા પોતાના મનમાં છે. તેમ આ સર્વ દેખાતું જગત પણ મનને વિશે રહેલું છે. જેમ ચિત્તની કલ્પનામાં રહેનારી પિશાચ ભ્રાંતિથી પ્રત્યક્ષ દેખા દઇને, જોનારા બાળકને મારી નાંખે છે તેમ જ ચિત્તમાં રહેલી દૃશ્યરૂપી પિશાચિકા પણ ભ્રાંતિથી પ્રત્યક્ષ દર્શન દઇને જોનારાનો નાશ કરે છે.[૩૭-૩૮] બીજમાં રહેલો અંકુર જેમ દેશકાળ પ્રાપ્ત થતાં, પોતાના દેહને પ્રફુલ્લિત કરે છે

તેમ મનમાં રહેલું જગત ભ્રાંતિરૂપી કારણને લીધે પોતાના દેહને બહાર પ્રફુલ્લિત કરે છે.[૩૯] જો દૃશ્યરૂપી દુઃખ ખરું હોય તો તે કોઇ પણ દહાડો શાંત થાય નહીં અને તે જ્યારે શાંત થાય નહીં ત્યારે દ્રષ્ટાને પોતાનું ખરું સ્વરૂપ પણ પ્રાપ્ત થાય નહીં. પરંતુ જો દૃશ્ય શાંત થાય અર્થાત્ મિથ્યા જણાય તો દ્રષ્ટામાં દ્રષ્ટાપણું હોય તો જણાય, તો પણ મિથ્યા જ જણાય, ત્યારે મિથ્યા પદાર્થ શાંત થાય તેમાં તો આશ્ચર્ય જ શું? દ્રષ્ટામાં રહેલું દ્રષ્ટાપણું શાંત થાય છે કે તેને કેવળપણું પ્રાપ્ત થાય છે અને તે એનો મોક્ષ, આમ અધ્યાત્મવેત્તાઓ કહે છે.[૪૦]

---

# સર્ગ ૪ થો.*

## સાંજ, રાત્રિ અને પ્રભાતનું વર્ણન તથા ઉપદેશ.

**श्रीवाल्मिकीरुवाच—कथयत्येवमुद्दामवचने मुनिनायके ।**
**श्रोतुमेकरसे जाते जने मौनमुपस्थिते ॥**

શ્રી વાલ્મિકિ કહે છે; આ રીતે મુનિનાયક વસિષ્ઠ મુનિ સભામાં પ્રૌઢ વચનોથી વ્યાખ્યાન કરતા હતા અને શ્રોતાજનો મૌન થઇને તેના વ્યાખ્યાનમાં તલ્લીન થઇ ગયા હતા.[૧] શ્રોતાઓ પોતાના શરીરને પણ હલાવતા નહતા, તેથી ત્યાં આભૂષણોની ઘુઘરીઓના શબ્દો પણ શાંત થઇ ગયા હતા. પાંજરાંઓમાં રહેલાં હારીતો અને પોપટોએ પણ પોતાની રમતો બંધ કરી દીધી હતી.[૨] તરુણ સ્ત્રીઓ પણ પોતાના વિલાસો બંધ કરી બેસી ગઇ હતી અને સર્વ રાજસભા પણ જાણે ચિત્રમાં આળખેલી હોય તેમ સ્થિર થઇને બેઠી હતી.[૩] દિવસ માત્ર બે ઘડી બાકી રહ્યો, સૂર્યનાં કિરણો પણ લોકોના વ્યવહારોની સાથે મંદપણાંને પામ્યાં, પ્રફુલ્લિત કમળોના સુગંધથી પુષ્ટ થયેલા વાયુઓ જાણે કથા શ્રવણ કરવા માટે આવતા હોય તેમ મંદમંદ વાવા લાગ્યા. શ્રવણ કરેલા વિષયનું જાણે મનન કરવાની ઇચ્છા રાખતા હોય તેમ સૂર્યનારાયણ જગતમાં ભ્રમણ કરવાની ખટપટ છોડી દઇને, અસ્તાચળના એકાંત સ્થળમાં ગયા. જ્ઞાનની કથા સાંભળવાથી જેવી અંદર શીતળતા થાય તેવી શીતળતાવાળી ઝાકળો વનની ભૂમિઓમાં

---

* આ ચોથા સર્ગમાં ઉપદેશ સાંભળ્યા પછી સભામાંથી ઉઠવાનું રાત્રિનું અને પાછું પ્રભાતે આગમનનું વર્ણન કરવામાં આવશે.

પડવા લાગી. જેમ કથાશ્રવણ માટે શ્રોતાઓ સાવધાન થઇને થોડી હરફર કરતા હતા તેમ સર્વ દિશાઓમાં પણ લોકોનું જવું આવવું ઓછું થઇ ગયું હતું, જેમ વસિષ્ઠ મુનિનું ભાષણ સાંભળવા માટે ઉત્કંઠાથી સર્વ શ્રોતાઓના કંઠો લાંબા થતા હતા તેમજ સર્વ પદાર્થોની છાયા પણ લાંબી થઇ પડી.[૪-૯] તે વખતે દ્વારપાળે આવી દશરથ રાજાને વિનતિ કરી કે, મહારાજ! નહાવાનો અને દેવ તથા બ્રાહ્મણોની પૂજા કરવાનો સમય ઘણો જ વધી ગયો છે.[૧૦] આ સાંભળીને મહાત્મા વસિષ્ઠ-મુનિ પોતાનું મધુર ભાષણ બંધ કરીને બોલ્યા, હે મહારાજ! આજે તો તમે આટલુંજ શ્રવણ કરો.[૧૧] વળી કાલે પ્રભાતે હું બીજું વ્યાખ્યાન તમોને કહીશ. આટલું કહીને મૌન થયા. વસિષ્ઠ મુનિનું કહેવું સાંભળીને, 'ભલે એમ કરો' આમ કહીને દશરથ રાજાએ કલ્યાણની વૃદ્ધિ માટે દેવર્ષિઓની, મુનિઓની તથા બ્રાહ્મણોની પુષ્પોથી, પાદ્યોથી, અર્ધ્યોથી, સત્કારોથી અને દક્ષિણાથી ભક્તિવડે પૂજા કરી, તે પછી રાજમંડળ અને મુનિમંડળની સાથે ત્યાંથી સર્વ સભા, તે સભાસ્થાનમાં વેરાઇ ગયેલાં રત્નોનાં સમૂહની પ્રભાના કુંડાળાથી, સર્વનાં મોહોડાંઓ છવાઇ ગયાં. અંગો એક બીજાને અડકવાથી બાજુબંધોનો અને કંકણોનો ધ્વનિ થઇ રહ્યો. શરીરમાં ઉપર પહેરેલાં અને નિચે પહેરેલાં સોનેરી વસ્ત્રોની કાંતિ હારથી દબાઇ ગઇ હતી. સર્વના માથા ઉપરના મુકુટો ઉપર વિશ્રાંતિ કરનારા અને તે વખતે જાગ્રત થઇ ગયેલા ભ્રમરો ગુંજારવ કરવા લાગ્યા. તે શ્યામ રંગના હોવાથી જાણે કેશ જ ગુંજારવ કરતા હોય એમ જણાતું હતું. આગંતુક શ્રોતાઓનાં સુવર્ણનાં ઘરેણાંઓ પ્રકાશથી દિશાઓનાં મુખો સુવર્ણના જેવાં ઝળાંમળાં થઇ ગયાં. જેઓની બુદ્ધિઓમાં શ્રીવસિષ્ઠ મુનિનો ઉપદેશ સ્થિર થવાથી જેઓની ઇંદ્રિયોની વૃત્તિ શાંત થઇ હતી એવા દેવતાઓ આકાશમાં ચાલ્યા ગયા અને માણસો પોતપોતાના સ્થાન ઉપર ગયા અને તે સૌએ પોતપોતાના ઘરમાં સાયંકાળનું નિત્યાદિક કર્મ કર્યું.[૧૨-૧૮] એટલા સમયમાં લોકોના સમુદાયમાંથી તરુણ સ્ત્રી ઘરમાં જોવામાં આવે તેમ લોકોના પ્રચારથી જૂદી પડેલી અંધારી કાળ રાત્રિ સર્વ ઠેકાણે દેખાવા લાગી. સૂર્યનારાયણ જાણે ક્રમ પ્રમાણે સર્વને રાજી રાખવા રૂપી સત્પુરુષનો નિયમ પાળતા હોય તેમ પરદેશમાં પ્રકાશ માટે ચાલ્યા ગયા. ચો તરફ તારાઓના સમૂહને ધારણ કરનારી સંધ્યા પ્રગટ થઇ. તે પ્રફુલ્લિત થયેલાં ખાખરાનાં વનોવાળી વસંતની શોભા ઉદય પામી હોય તેવી જણાવા લાગી. જેમ નિર્મળ વૃત્તિઓ નિદ્રાથી ઘેરાયલા ચિત્તમાં લીન થાય તેમ પક્ષીઓ આંબાના અગ્ર ભાગ ઉપર, ગામના દેવ વૃક્ષોમાં અને મોટા

ધરોની ઉપર વિશ્રાંતિ કરવા માટે બેસવા લાગ્યાં.[૧૯-૨૨] જરા જરા કેશરીયા રંગની જણાતી સૂર્યની કાંતિથી શણગારેલાં વાદળાંરૂપી જેણે પીતવસ્ત્ર પહેર્યાં છે એવો અને તારા રૂપી જેણે હાર ધારણ કર્યો છે એવો મહા શોભાવાળો અસ્તાચળ જાણે પોતાના જેવાં શોભાયમાન આકાશની સાથે મળી ગયો હોય તેવો દેખાવા લાગ્યો. સંધ્યા દેવી લોકોએ કરેલી પૂજા ગ્રહણ કરીને પાછી ગયા પછી, પિશાચનાં અંધારાંઓ પ્રકટ થવા લાગ્યાં. ઝાકળની કર્ણિકાઓને વરસાવતો ઝાડોનાં પાંદડાંઓને મંદમંદ ડોલાવતો અને કુમુદોની પ્રફુલ્લિત સ્થિતિની સૂચના કરતો કોમળતાવાળો શીળો પવન ચારે તરફથી વાવા લાગ્યો.[૨૩-૨૫] ઘણા લાંબા અને કાળા કેશવાળી વિધવા સ્ત્રીઓ આંસુઓથી કિકિઓ ભરાઇ જવાને લીધે જેમ અત્યંત આંધળી ભાન થઇ પડે, તેમ ઘણા લાંબા કાળા અંધકારવાળી દિશાઓ પણ તારાઓ ઝાકળોથી ઘેરાઇ જવાને લીધે અત્યંત આંધળી ભીત થઇ પડી, અર્થાત્ ગાઢ અંધારાથી છવાઇ ગઇ. પોતાના તેજરૂપી દુધના પ્રવાહથી બ્રહ્માંડને ભરપૂર કરતો અને અમૃતમય આકાશવાળો ચંદ્રરૂપી ક્ષીર સાગર આકાશમાં ફેલાવા લાગ્યો. જ્ઞાનની કથા સાંભળનારા રાજાઓના ચિત્તમાંથી જેમ અજ્ઞાનો કયાંય પણ નાશીને અદૃશ્ય થઇ જાય તેમ લોકોમાંથી તે જ વખતે અંધકારોના સમૂહો કોણ જાણે કયાંઇએ નાશીને અદૃશ્ય થઇ ગયા. ઋષિઓ, રાજાઓ, મુનિઓ, અને બ્રાહ્મણોએ જેમ પોતાના ચિત્તમાં વસિષ્ટ મુનિના ઉપદેશે વાસ કર્યો તેમ પોત પોતાના ઠેકાણા ઉપર જઇને વિશ્રામ કર્યો.[૨૬-૨૯] તે પછી ગાઢ અંધકારથી ભરપૂર હોવાને લીધે, મહારાજાના શરીર જેવી લાગતી રાત્રિ ધીરે ધીરે જતી રહી અને ઘણી જ ઝાકળવાળો ઉષાકાળ ધીરે ધીરે આવવા લાગ્યો. આકાશમાં પુષ્પની છાંટના જેવા દેખાતા તારાઓ જાણે પ્રભાતના પવનથી ઉડી ગયા હોય તેમ અંતર્ધાન થઇ ગયા. મહાત્માઓના મનમાં જેમ પોતાના સ્વરૂપના પ્રકાશથી નવી એવી વિવેકની વૃત્તિ ઉદય પામે, તેમ આકાશમાં પોતાની પ્રભાથી લોકોનાં નેત્રોને ઉઘાડનારો પ્રાતઃકાળનો સૂર્ય ઉદય થયો. જરા જરા કેશરીયા રંગની લાગતી સૂર્યની કાંતિથી શણગારેલાં વાદળાંરૂપી પીળાં વસ્ત્રો ધારણ કરનાર અને તારાઓરૂપી હારને ધારણ કરનાર ઉત્તમ શોભાવાળો ઉદયાચળ જાણે પોતાના જેવી જ, શોભાવાળા આકાશ સાથે મળી ગયો હોય તેમ દેખાવા લાગ્યો. દેવતાઓ અને મનુષ્યો પ્રાતઃકાળની નિત્યાદિક ક્રિયા આટોપી લઇને, જેમ ગયે દિવસે સભામાં આવ્યા હતા તેમ બીજે દિવસે પણ પાછા સભામાં આવ્યા.[૩૦-૩૪] ગયે દિવસે સભા જે ક્રમથી બેઠી

હતી તે ક્રમથી બીજે દિવસે પણ સર્વ સભા બેઠી અને પવન વિનાનું સરોવર જેમ સ્થિર થઇ જાય તેમ સ્થિર થઇ ગઇ. તે પછી રામે પ્રસંગ પ્રાપ્ત કરીને ભાષણ કર્તાઓમાં મુખ્ય અને મુનિઓમાં સિંહ જેવા શ્રીવસિષ્ઠજીને નિચે પ્રમાણે મધુરવાણીથી પૂછયું.૩૫-૩૬

શ્રીરામ પૂછે છે; હે મહારાજ મુનિરાજ! મનનું રૂપ કેવું છે તે મને સ્ફૂટરીતે કહો. કારણ કે તે આ સર્વે લોકરૂપી લતાનો વિસ્તાર કરે છે.૩૭

શ્રીવસિષ્ઠજી કહે છે;–હે રામ! મન આકાશની પેઠે શૂન્ય તથા જડ આકારવાળું છે. તે મનનું નામવિના બીજું કાંઇ પણ રૂપ જોવામાં આવતું નથી.૩૮ એ મનનું રૂપ બહાર તેમ હૃદયમાં જોવામાં આવતું નથી. પરંતુ હે રામ! તે સર્વ ઠેકાણે આકાશની પેઠે વ્યાપીને રહેલું છે એમ સમજો.૩૯ ક્ષણેક્ષણે સંકલ્પ કરનારા એ મનમાંથી ઝાંઝવાના પાણી સરખું અને બીજા ચંદ્રની ભ્રાંતિજેવું આ સર્વ જગત ઉત્પન્ન થયું છે.૪૦ સત્ પદાર્થ અથવા તો મિથ્યા પદાર્થો આકારો જે મધ્ય ભાગમાં જોવામાં આવે છે તે આકાર કેવળ લોકોનું મન જ છે તે વિના બીજું મનનું રૂપ નથી.૪૧ વળી જે સંકલ્પ થાય છે તેજ મન છે. દ્રવ જેમ પાણીથી જૂદો પડતો નથી અને હાલવારૂપી ક્રિયા વાયુથી જૂદી પડતી નથી, તેમ મન સંકલ્પથી જૂદું પડતું નથી.૪૨ હે રામ! જ્યાં જ્યાં સંકલ્પો ઉભા થાય છે ત્યાં ત્યાં તેવા આકારનું મન રહે છે. સંકલ્પ અને મનને કોઇએ કોઇ પણ દહાડો જૂદા કર્યા નથી.૪૩ પદાર્થોનો પ્રતિભાસ ખરો હોય કે ખોટો હોય, પરંતુ તે સર્વ મન છે, અને તે જ લિંગ શરીરવાળા પરબ્રહ્મ છે, એમ જાણજો. એ મનરૂપી બ્રહ્મા પોતામાં રહેલા સૂક્ષ્મ જગતને ઘણા કાળના પરિચયથી સ્થૂલ માની લે છે એ જ તેનું જગતને સ્રષ્ટાપણું છે અને તેમને ઉત્પન્ન કરેલા દૃશ્ય પદાર્થમાં અવિદ્યા, સંસ્કૃતિ, ચિત્ત, મન, બંધ, મળ અને તમ આવાં નામો આપેલાં છે, આમ વિદ્વાનો કહે છે.૪૪-૪૭ મનનું દૃશ્ય પદાર્થ વિના બીજું કાંઇ પણ પ્રત્યક્ષ રૂપ નથી. પરંતુ એ દૃશ્ય પદાર્થ ઉત્પન્ન જ થયો નથી. એમ હું આગળ ઉપર તમને કહીશ. જેમ કમળના કમળની આખી લતા રહેલી છે તેમ સૂક્ષ્મ ચૈતન્યમાં આ સર્વ દૃશ્ય જગત રહેલું છે. જેમ દેખાવું એ પ્રકાશનો સ્વભાવ છે, ચંચળતા એ વાયુનો સ્વભાવ છે, તેમ જ દૃશ્યપણું એ દ્રષ્ટાનો સ્વભાવ છે.૪૮-૪૯-૫૦ બાજુબંધની સત્તા જેમ સુવર્ણની સત્તાથી જૂદી નથી, ઝાંઝવાના પાણીની સત્તા જેમ સૂર્યનાં કિરણોની સત્તાથી જૂદી નથી અને સ્વપ્નાની ભીતની સત્તા જેમ સ્વપ્નાની સત્તાથી જૂદી

નથી. તેમ જ દૃશ્યની સત્તા દ્રષ્ટાની સત્તાથી જૂદી નથી. આ પ્રમાણે દ્રષ્ટામાં દૃશ્યપણું એક સ્વરૂપે અર્થાત્ સ્વભાવરૂપે રહેલું છે. તે પણ તમારા ચિત્તરૂપી દર્પણમાં એક મેલરૂપે રહેલું છે. માટે હું તેને હમણાં ભુંસી નાખું છું. જ્યારે દૃશ્યની જૂદી સત્તા માનવામાં આવે જ નહી ત્યારે દૃશ્યના અભાવને લીધે દ્રષ્ટામાં પણ દ્રષ્ટાપણું રહે જ નહીં અને આ પ્રમાણે મિથ્યા થયેલા દૃશ્યથી સત્ય એવા આત્માને કેવળપણું થાય છે, આમ જાણજો.[૫૧–૫૩] જેમ વાયુ બંધ પડે છે એટલે ઝાડનાં પાંદડાં વગેરે હાલતાં બંધ પડે છે તેમ કૈવલ્યના જ્ઞાનથી ચિત્ત કેવળ આત્મારૂપ થવાને લીધે ચિત્તની ગતિ પણ બંધ પડી જાય છે. તેથી રાગ, દ્વેષ વગેરે વાસનાઓ પણ બંધ પડી જાય છે. દિશાઓ, પૃથ્વી અને આકાશ વગેરે કોઇ પણ પ્રકાશ કરવા યોગ્ય પદાર્થ ન રહેવાથી પ્રકાશનું સ્વરૂપ જેવું નિર્મળ થાય છે તેવો જ હું, તું અને દૃશ્ય પદાર્થનો અભાવ થઇ ગયા પછી, નિર્મળ સ્વરૂપવાળા દ્રષ્ટાનો પણ શુદ્ધ કેવળ ભાવ થાય છે. પર્વત વગેરે પદાર્થોનું દર્પણમાં પ્રતિબિંબ ન પડવાથી, જેમ તે કેવળ પોતાના ખરા સ્વરૂપમાં રહે છે તેમ હું, તું અને આ જગત્ આદિ દૃશ્ય પદાર્થનો ભ્રમ શાંત થઇ ગયા પછી, દ્રષ્ટાપણાથી રહિત થયેલા આત્માનું પણ કેવળપણું થાય છે.[૫૪–૫૬]

શ્રીરામ પૂછે છે–દૃશ્ય ન હોય તો આત્મા કેવળપણાને પામે. પરંતુ દૃશ્યની સત્તા તો પ્રત્યક્ષ છે અને જે સત્ હોય તેનો અભાવ હોય નહી. અત્યંત પીડા કરનારા અદૃશ્યનો અભાવ હોય એમ અમે જાણતા નથી. માટે હે બ્રહ્મન્! આ દૃશ્યરૂપી કોલેરા કે જે મનવડે જન્માદિકના ભ્રમમાં નાંખનાર અને અનંત દુઃખો આપનાર છે તે કેવી રીતે શાંત થાય તેનો ઉપાય કહો.[૫૭–૬૦]

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! આ દૃશ્યરૂપી પિશાચની શાંતિ માટે હું તમને મંત્રરૂપી ઉપદેશ કહું છું, જે સાંભળવાથી એ પિશાચ સારી રીતે નાશ પામશે. જે પદાર્થ સત્તાવાળો હોય તેનો કોઇ પણ દિવસ નાશ થતો નથી. માટે દૃશ્ય પદાર્થ જો હોય તો તેનો નાશ અઘટિત છે અને તે કદાચ અંતર્ધાન થઇ જાય તો પણ તે હૃદયમાં બીજરૂપે રહે એટલે જે બીજથી ચિદાકાશમાં પાછી ઉત્પન્ન થઇને લોકો પર્વતો અને આકાશાદિ આકારવાળા સંસારરૂપી મોટા દોષને ઉત્પન્ન કરે છે. આ રીતે જોદૃશ્ય બીજરૂપે રહેલું હોય તો કોઇનો પણ મોક્ષ થાય નહીં, એ દોષ આવી પડે. પરંતુ આપણે જીવન્મુક્ત એવા દેવર્ષિઓ અને મુનિઓને પ્રત્યક્ષ જોઇએ છીએ, આ ઉપરથી સિદ્ધ થાય છે કે, દૃશ્ય બીજરૂપે રહેતું નથી. જો

આ જગત્ વગેરે દૃશ્ય પદાર્થ બીજરૂપે પણ રહેતો હોય તો કોઇનો પણ મોક્ષ થાય નહીં. પછી તે દૃશ્ય પદાર્થ બહાર હોય કે અંદર હોય, પરંતુ તેની સ્થિતિ કેવળ નાશ કરે છે. હે રામ! આ રીતે છે, તે માટે બીજા વાદીઓને અત્યંત ભયંકર લાગે એવી એક પ્રતિજ્ઞા કરું છું તે તમે સાંભળો. જે પ્રતિજ્ઞા ઉત્તર ગ્રંથથી તમારા જાણવામાં આવશે.[૬૧–૬૬] આ આકાશ વિગેરે પંચભૂતો, હું અને તું વગેરે જે જગત્ શબ્દનો અર્થ છે તે કાંઇ પણ નથીજ. આ જે કંઇ દૃશ્ય આપણી આગળ જોવામાં આવે છે તે અજર, અમર, અવ્યય અને પરબ્રહ્મરૂપ છે. વળી આ સર્વ દેખાતો પ્રપંચ પૂર્ણ તથા શાંત એવા પરબ્રહ્મમાં પૂર્ણ રીતે પસરી રહે છે અને શાંતપણે રહે છે. આકાશમાં ઉદય પામેલું ઘટાકાશ જેમ આકાશરૂપજ છે, તેમ બ્રહ્મમાં ઉદય પામેલો જીવ પરબ્રહ્મરૂપજ છે. દ્રષ્ટા, દૃશ્ય, અથવા તો દર્શન એ ત્રણેની સત્તા બ્રહ્મથી જૂદી નથી અને જે બ્રહ્મ છે તે શૂન્ય નથી, જડ નથી અને બુદ્ધિમાં પ્રતિબિંબરૂપે પડેલા નથી. માટે તે વ્યાપક એવા શાંત છે. [૬૭–૭૦]

શ્રીરામ પૂછે છે;—હે પ્રભુ! આપનું કહેવું વાંઝણીના દીકરાએ પર્વતનો ભાંગીને ભૂકો કરી નાંખવા જેવું, શશલાનું શીંગડું નાદ કરે તેવું, શિલા હાથ લાંબા કરીને નૃત્ય કરે તેવું, રેતીમાંથી તેલ નીકળે તેવું, પત્થરની પુતળીઓ ભણે તેવું અને ચિત્રમાં આળખેલું વાદળું ગર્જનાકરે તેવું છે. જરા, મરણ તથા દુઃખાદિકથી ભરપૂર અને પર્વતો તથા આકાશાદિકવાળું આ જગત્ પ્રત્યક્ષ દેખાય છે તે કંઇ જ નથી, આમ આપ પણ મારી પાસે આ શું કહો છો? હે મહારાજ! આ જગત્ જે રીતે વ્યવસ્થાવાળું નહોય, જે રીતે ઉત્પન્ન થયું નહોય અને જે રીતે હોય જ નહીં તે સર્વ રીતિઓ મને કહી બતાવો, જેથી એના વિશે મને નિશ્ચય થાય.[૭૧–૭૪]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રઘુવંશી રામ! મેં અસંબંદ્ધ ભાષણ કર્યું નથી, પણ યથાર્થ બોલ્યો છું. જેમ વાંઝણીનો છોકરો ચીસો પાડે છે તેમ આ જગત્ મિથ્યા છતાં પણ જોવામાં આવે છે તેનું કારણ હું તમને કહું તે તમે સાંભળો. આ જગત્ સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થયુંજ નથી તેથી વર્તમાન કાળમાં પણ તે છેજ નહીં. જેવી રીતે મનને લીધે સ્વપ્ન વગેરેમાં નગર જોવામાં આવે છે. મિથ્યા એવું મનજ સૃષ્ટિના આરંભમાં ઉત્પન્ન થયું નથી તો પછી જગત્ તે કેવી રીતે ઉત્પન્ન થાય? આ વાત તમે જે રીતે અનુભવમાં લઇ શકો તે રીતે હું તમને કહું છું તે તમે સાંભળો! મિથ્યા છતાં પણ ખરા જેવું જણાતું મન એક સ્વપ્નું જેમ બીજાં સ્વપ્નાને ઉત્પન્ન કરે છે તેમ આ નાશવંત જગતને ઉત્પન્ન કરે છે. એ મન

પોતે જ પોતાની ઇચ્છાથી સ્થૂલ દેહની કલ્પના કરે છે અને કાળની ભાવનાથી વિસ્તાર પામેલા સંકલ્પવડે જ આ ઇંદ્રજાળની શોભા ઉત્પન્ન થઇ છે.[૭૫-૭૯] એ મન ચંચળ શક્તિવાળું હોવાથી પોતે જ ચાલે છે, ફરકયા કરે છે, ગતિ કર્યાં કરે છે, યાચના કર્યાં કરે છે, ભટકયા કરે છે, ડૂબ્યા કરે છે, સંહાર કર્યાં કરે છે, સાંસારિક દશાને લીધે અપકર્ષને પામે છે અને મુક્તિને લીધે ઉત્કૃષ્ટ સ્થાનને પણ પામે છે.[૮૦]



# સર્ગ ૫ મો.*

## મનનાં મૂળતત્ત્વનું વર્ણન.

**श्रीराम उवाच—भगवन्मुनिशार्दूल किमिवेह मनोभ्रमे ।**
**विद्यते कथमुत्पन्नं मनोमायामयं कुतः ॥**

શ્રીરામ પૂછે છે; હે ભગવન્! હે મુનિઓમાં શ્રેષ્ઠ! આ મનરૂપી ભ્રાંતિનું મૂળ કારણ શું છે? તે મિથ્યા મન કેવી રીતે ઉત્પન્ન થયું છે અને શાથી ઉત્પન્ન થયું છે? તેમાં હે વ્યાખ્યાન કરનારાઓમાં ઉત્તમ! પ્રથમ મને સંક્ષેપથી મનની ઉત્પત્તિ કહો અને બીજું જે કહેવાનું રહે, તે પછીથી કહેજો.[૧-૨]

શ્રી વસિષ્ઠ કહે છે: મહાપ્રલય સમયે સર્વ સૂક્ષ્મરૂપ થઇ જવાથી ક્રિયા કરવાને અશક્ત થઇ ગયું હતું અને સર્વ દશ્યની દૃષ્ટિનો આરંભ થયો નહતો ત્યારે વિક્ષેપ રહિત, અસ્ત રહિત, પ્રકાશમાન, અજન્મા, ઉપદ્રવ રહિત, સદા સર્વ કરવાને શક્તિમાન, સર્વ સ્વરૂપ એક મહેશ્વર એવા શાંત પરમાત્મા જ બાકી રહે છે.[૩-૪] જેમનાં સ્વરૂપને ઇંદ્રિયો પહોંચી ન શકતાં પાછી વળે છે જેનો મુક્ત પુરુષો યથાર્થ રીતે અનુભવ કરે છે, જેના આત્મા વગેરે નામ સ્વાભાવિક નથી, પરંતુ કલ્પી કાઢેલાં છે.[૫] સાંખ્ય શાસ્ત્રવેત્તાઓની દૃષ્ટિમાં જે પુરુષ છે, પરબ્રહ્મ અને વેદાંત શાસ્ત્રનો વિચાર કરનારાઓની દૃષ્ટિમાં જે કેવળ જ્ઞાન સ્વરૂપ છે, વિજ્ઞાનવાદીઓના મનમાં જે ક્ષણિક વિજ્ઞાનરૂપ છે,[૬] શૂન્યવાદીઓના મનમાં જે શૂન્યરૂપ છે, જે સૂર્યના તેજને પણ પ્રકાશ આપે છે. વળી જે સર્વના પ્રત્યાત્મારૂપે સદૈવ વક્તા, મનનકર્તા, કર્મોનાં ફળોના ભોક્તા, એ પરમાત્મા જગતમાં વિદ્યમાન છતાં પણ, અજ્ઞાનીઓને

* આ પાંચમા સર્ગમાં જગતના મૂળરૂપ મનનું મૂળ કહેવામાં આવશે તથા એ જ જગતનું તથા મનનું મૂળતત્ત્વ છે એમ કહેવામાં આવશે.

જોવામાં આવતા નથી અને દેહમાં રહ્યા છતાં પણ અજ્ઞાનીઓને દૂર લાગે છે જેમ સૂર્યથી પ્રકાશ થાય છે, તેમ પરમાત્માથી પ્રપંચની ઉત્પત્તિ થાય છે.[૭-૮] સૂર્યથી જેમ કિરણો ઉત્પન્ન થાય છે તેમ જેમાંથી વિષ્ણુ વગેરે દેવતાઓ ઉત્પન્ન થાય છે. વળી જેમ સમુદ્રમાંથી પરપોટા ઉત્પન્ન થાય છે તેમ જેનાથી અનંત જગતો ઉત્પન્ન થાય છે.[૯] પાણી જેમ મહાસાગરમાં જઇને મળે છે તેમ દૃશ્ય પદાર્થો જે પરબ્રહ્મને વિશે લય થાય છે અને જે દીવાની પેઠે પોતાને અને બીજા પદાર્થને પ્રકાશ કરે છે.[૧૦] વળી જે આકાશમાં, શરીરમાં, પત્થરની શીલાઓમાં, પાણીમાં, લતાઓમાં, ધૂળમાં, પર્વતોમાં, પવનોમાં અને પાતાળોમાં રહેલા છે.[૧૧] એ પરમાત્મા જ પોતપોતાના કામમાં ગુંથાયલી આઠ પુરીઓને એટલે કર્મેદ્રિયોને, જ્ઞાનેંદ્રિયોને, શબ્દાદિકને, પ્રાણોને, અવિદ્યાને, કામને, કર્મોને અને અંતઃકરણોને પોતાનાં ચૈતન્યથી વ્યાપીને રહેલા છે, અને તેણે મૂગી કરી મૂકેલી શીલાઓ જાણે ધ્યાન ધરીને બેઠેલી હોય તેવી લાગે છે.[૧૨] જેણે આકાશને શૂન્ય રચેલું છે, જેણે શીલાને ધાટી કરેલી છે, જેણે પાણીને દ્રવરૂપ કરેલું છે, જગતમાં દીપ સમાન સૂર્ય જેના સ્વાધીનમાં છે.[૧૩] અખૂટ પાણીથી ભરેલાં વાદળામાંથી જેમ પાણીની વિચિત્ર વૃષ્ટિઓ થાય, તેમ અખૂટ અમૃતથી ભરેલા જે પરમાત્માથી સંસારરૂપી પાણીની વિચિત્ર વૃષ્ટિઓ ઉત્પન્ન થયા કરે છે.[૧૪] મરૂભૂમિના જેમ પ્રકાશ પામતાં ઝાંઝવાના પાણીઓ ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં દેખાતાં નથી. તેમ આ ત્રણ ભૂવનરૂપી પ્રકાશ પામતી ઉર્મિયો પણ ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં અંતર્ધાન થઇ જાય છે.[૧૫] એ પરમાત્મા પ્રપંચરૂપે નાશવાન્ છે. પરંતુ પરમાર્થરૂપે અવિનાશી છે. વળી જે સર્વ પ્રાણીઓના અંતરમાં વાસ કરીને રહ્યા છે, સર્વ પ્રાણીઓની અંદર ગુપ્ત રીતે રહ્યા છતાં પણ જે સર્વથી જૂદા છે અને સર્વ પદાર્થોમાં રહેલા છે.[૧૬] પ્રકૃતિરૂપી એક લતા છે તેને બ્રહ્માંડરૂપી એક ફળ લાગેલું છે, ચિત્ત તેનું મૂળ છે, ઇંદ્રિયો તેનાં પાંદડાં છે અને ઇશ્વરરૂપી પવનથી તે રાત દિવસ ડોલ્યા કરે છે.[૧૭] એ ચૈતન્ય ભગવાન્ પ્રત્યેક દેહરૂપી ડાબલાઓમાં મણિરૂપે પ્રકાશે છે. અને ચંદ્રમાં જેમ કિરણો સ્ફુરે છે તેમ પરમાત્મામાં અસંખ્ય જગતો સ્ફુર્યા કરે છે.[૧૮] એ પરમાત્મારૂપી શાંત મેઘ જ્યારે ચૈતન્યરૂપી પાણીને વરસાવતો પ્રકાશે છે ત્યારે તેમાં જડપદાર્થો ધારાના પાણીને ઠેકાણે હોય છે અને ચૈતન્ય પદાર્થો પ્રસિદ્ધ રીતે વિજળીઓને ઠેકાણે છે.[૧૯] પદાર્થો જે પરમાત્માના પ્રકાશથી પરસ્પર વિચિત્ર કાર્યો ઉત્પન્ન કરે છે. તથા આ જગતમાં સર્વ પદાર્થો મિથ્યા છે છતાં તે પરમાત્માની સત્તાથી ખરા જણાય છે.[૨૦] એ

પરમાત્મા શાંતપણે પોતાના સ્વરૂપમાં રહેલા છે અને સર્વ જાતના સંગથી રહિત છે અને ઇચ્છા વિનાના છે. તેની સમીપમાં આ અત્યંત જડ શરીર હાલ્યા ચાલ્યા કરે છે.[૨૧] સર્વ પદાર્થની સત્તા કરતાં પણ અધિક સત્તાવાળા અર્થાત્ પારમાર્થિક સત્તાવાળા પરમાત્માથી જ નિયમ, દેશ, કાળ, ચલન, સ્પંદન, ક્રિયા વિગેરેને સત્તા મળે છે.[૨૨] એ પરમાત્મા શુદ્ધ જ્ઞાનસ્વરૂપ અને અધિષ્ઠાનરૂપ હોવાથી આપણે આકાશનું ચિંતન કરીએ તો તે આકાશરૂપ થાય છે અને બીજા પદાર્થોનો વિચાર કરીએ તો તે બીજા પદાર્થરૂપ થાય છે.[૨૩] એ પરમાત્મા મોટાં બ્રહ્માંડોના ઘણા સમૂહોને ઉત્પન્ન કરે છે છતાં પણ તે કોઇ કર્મને અથવા તો ક્રિયાને કરતા ન હોય તેવા રહે છે અને તે અખંડ જ્ઞાન સ્વરૂપ વિકારરહિત અને ઉત્પત્તિ તથા સ્થિતિ વગેરેથી રહિત પોતાના સ્વરૂપમાં વાસ કરીને એકલા જ રહેલા છે.[૨૪]



# સર્ગ ૬ ઠો.*

## જ્ઞાનથી આત્મસ્વરૂપનો લાભ અને જ્ઞાનનાં સાધનોનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच–अस्य देवाधिदेवस्य परस्य परमात्मनः ।**
**ज्ञानादेव परासिद्धिर्नत्वनुष्ठानदुःखतः ॥**

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! સર્વ કરતાં ઉત્તમ અને ઇંદ્રિયોને પ્રકાશ આપનારા પરમાત્માનો લાભ તેમનાં સ્વરૂપને જાણવાથી જ થાય છે, પરંતુ ક્રિયાઓ કરીને અનેક દુઃખો વેઠવાથી થતો નથી.[૧] ઝાંઝવાનાં પાણીઓની ભ્રાંતિ મટાડવામાં જેમ તેના આધિષ્ઠાનને જાણવાનો જ ઉપયોગ કામ લાગે છે. પરંતુ ક્રિયાઓનો ઉપયોગ કામ લાગતો નથી તેમ આ જગતરૂપી ભ્રાંતિને દૂર કરવામાં તેના અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મને જાણવાની જ જરૂર છે. પરંતુ બીજાં કોઇ કર્મો કરવાની જરૂર નથી.[૨] એ સ્વરૂપાનંદને પ્રકાશ કરનારા પરમાત્મા દૂર નથી તેમ પાસે પણ નથી. પરંતુ અલભ્ય સ્થાનમાં નથી તેમ વિષમ સ્થળમાં પણ નથી, તેનો લાભ આપતા પોતાના દેહમાંથી જ થાય છે.[૩] એમને જાણવામાં તપ અને દાન અથવા તો વ્રત વગેરે કોઇ

* આ છઠ્ઠા સર્ગમાં આત્માનો લાભ કર્મો કરવાથી થતો નથી પણ જ્ઞાનથી થાય છે તે તથા જ્ઞાનનાં સાધનો ક્રમવાર કહેવામાં આવશે.

પણ ઉપકાર કરતું નથી. કારણ કે એમના સ્વરૂપને જાણવામાં પોતાના સ્વરૂપમાં વિશ્રાંતિ કરવા વિના બીજું કાંઇ સાધન નથી.[૪] પોતાના સ્વરૂપમાં વિશ્રાંતિ થવી, તે સાધુઓના સમાગમથી અને ઉત્તમ શાસ્ત્રોમાં તત્પર રહેવાથી મળે છે અને મોહ-રૂપી અજ્ઞાનને દૂર કરવામાં કોઇ પણ કર્મો કામ લાગતાં નથી પણ જ્ઞાન ઉપયોગી થઈ પડે છે માટે જ્ઞાન સંપાદન કરવું યોગ્ય છે.[૫] 'તે આ પરમાત્મા છે' આવાં કેવળજ્ઞાન થવાથીજ જીવને દુઃખ થતું નથી અને તે જીવન્મુક્તપણાને પામે છે.[૬]

શ્રીરામ પૂછે છે;—એ પરમાત્માના સ્વરૂપને કેવળ જાણવાથી જીવને મરણ વગેરે દોષો કોઇપણ દહાડો દુઃખ આપી શકતા નથી, આમ આપે આગળ કહ્યું. પરંતુ એ મોટા દેવ ઘણા દૂર છે, ત્યાંથી તેને કેવી રીતે મેળવી શકાય? તીવ્ર તપ-શ્ચર્યા કરવાથી મળતા હોય તો કેટલું તપ કરવું અથવા તો મહાભયંકર દુઃખથી મળતા હોય તો મહાભયંકર દુઃખ કેટલું સહન કરવું?[૭–૮]

શ્રીવસિષ્ઠ કહે છે;—હે રામ! એ પરમાત્મા પોતાના પુરુષાર્થથી પ્રફુલ્લિત દશામાં આવેલા વિવેકથી જાણવામાં આવે છે. પરંતુ તપથી, તીર્થમાં સ્નાન કરવાથી અથવા તો બીજાં કર્મો કરવાથી જાણવામાં આવતા નથી.[૯] રાગ, દ્વેષ, મોહ ક્રોધ મદ અને મત્સરનો ત્યાગ કર્યા વિના જે તપ અથવા તો દાન કરવામાં આવે છે તે એક જાતનો કલેશજ છે. પરંતુ ખરી વસ્તુ ગણાતી નથી.[૧૦] ચિત્ત, રાગદ્વેષ વગેરેથી ભ્રષ્ટ થયેલું હોય તો કોઇ પરને પણ ઠગી લઇને ધનસંપાદન કરવામાં આવે છે અને એવા ધનનું દાન કરવામાં આવે તો તે ધન જેનું હોય તેને તેના દાનનું ફળ મળે છે.[૧૧] ચિત્ત રાગ વગેરેથી હણાયલું હોય તો જે વ્રત વગેરે કરવામાં આવે છે તે દંભરૂપ કહેવાય છે અને તેનું જરાપણ ફળ મળતું નથી.[૧૨] માટે પુરુષાર્થ કરીને ઉત્તમ શાસ્ત્રરૂપી અને સજ્જનના સંગરૂપી મુખ્ય ઔષધસંપાદન કરો. કારણ કે તે બન્ને સંસારરૂપી વ્યાધિનો નાશ કરે છે.[૧૩] સર્વ દુઃખોનો નાશ કરીને પરમપદની પ્રાપ્તિ કરવામાં એક પુરુષાર્થ વિના બીજો કોઇ પણ ઉપાય નથી.[૧૪] હવે આત્મજ્ઞાન સંપાદન કરવા માટે કેવો પુરુષાર્થ કરવો તે સાંભળો, જે શ્રવણ કરવાથી રાગદ્વેષરૂપી કોલેરાનો સમૂળગો નાશ થાય છે.[૧૫] લોકથી તથા શાસ્ત્રથી વિરુદ્ધ નહીં તેવી યોગ્યતાવાળી આજીવિકાથી મનમાં સંતોષ રાખીને ભોગના અભિમાનનો ત્યાગ કરવો.[૧૬] પોતાની શક્તિ પ્રમાણે યોગ્યરીતે આજીવિકા માટે ઉદ્યોગ કરવો. કાલ શું થશે એવી ચિંતા ન કરવી અને મહાત્મા સાધુઓના સમા-ગમમાં અને ઉત્તમશાસ્ત્રોના વિચારમાં પરાયણ રહેવું.[૧૭] જે પુરુષ જેટલું મળે તેટલા

ઉપર સંતોષ રાખે, હલકી વૃત્તિની ઉપેક્ષા કરે અને સાધુઓના સમાગમમાં તથા ઉત્તમ શાસ્ત્રોના વિચારમાં પરાયણ રહે તે તુરત મુક્તિને પામે છે.[૧૮] વિચાર કરવાથી આત્મતત્ત્વ જાણનારા મહાબુદ્ધિશાળી પુરુષને બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને શંકર પણ દયાપાત્ર જણાય છે.[૧૯] હવે સાધુના સંબંધમાં કહું છું તે સાંભળો. દેશમાં સારા માણસો જેને સાધુ કહેતા હોય તેને ઉત્તમ અને સાધુ જાણવો અને પ્રયત્નથી તે મહાત્માનો આશ્રય કરવો.[૨૦] બ્રહ્મવિદ્યા સર્વ વિદ્યામાં ઉત્તમ ગણાય છે તે વિદ્યાનું જેમાં વર્ણન કર્યું હોય તેને ઉત્તમ શાસ્ત્ર કહે છે અને તે શાસ્ત્રનો વિચાર કરવાથી મુક્તિ મળે છે.[૨૧] જેમ નિર્મળીના ભુકાના સંગથી પાણી નિર્મળ થાય છે ને યોગાભ્યાસથી યોગીઓની બુદ્ધિ પણ બહાર ભટકતી અટકે છે, તેમ ઉત્તમશાસ્ત્રોના અને સાધુઓના સમાગમથી વિવેકનો લાભ થાય છે અને વિવેકના બળથી અવિદ્યા નાશ પામે છે.[૨૨]

---

# સર્ગ ૭ મો.*

## બ્રહ્માઆદિ દેવનું ઉપાધિ રહિત સ્વરૂપ.

**श्रीराम उवाच—य एष देवः कथितो यस्मिन्ज्ञाते विमुच्यते ।**
**वद क्वासौ स्थितो ब्रह्मन् कथमेनमहं लभे ॥**

શ્રીરામ પૂછે છે;—હે મુનિરાજ ! આપે કહ્યું કે, એ દેવના જ્ઞાનથી મુક્તિ મળે છે તો એ દેવ કયાં રહે છે અને તે દેવ મને કેવી રીતે મળે તે કહો.[૧]

શ્રીવસિષ્ઠ કહે છે;—મેં તમારી પાસે જે દેવ વિશે કહ્યું હતું તે દેવ દૂર રહેતા નથી પણ સદાય શરીરમાંજ રહે છે અને ચૈતન્યરૂપ છે, આમ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.[૨] આ સર્વ જગત્ એ દેવમય છે. એ સર્વ ઠેકાણે વ્યાપક છે અને એક જ છે. એમનામાં જરા પણ જગતનો અંશ નથી.[૩] શંકર ચૈતન્યમાત્ર છે અને બ્રહ્મા પણ ચૈતન્યમાત્ર જ છે.[૩—૪]

શ્રીરામ પૂછે છે;—બાળકો કહે છે કે, આ જગત્ ચૈતન્યરૂપ એટલે જીવરૂપ છે અને તમે પણ તેમજ કહો છો, માટે તમારા ઉપદેશમાં વિશેષ શું છે ?[૫]

---

* આ સાતમા સર્ગમાં પ્રથમ જગતના મૂળરૂપે વર્ણવેલા બ્રહ્માઆદિક દેવતાઓનું નિરુપાધિક સ્વરૂપ વર્ણવવામાં આવશે.

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામ! તમે જીવને ચૈતન્ય સમજીને તે રૂપ જગતને જાણો છો માટે તમે હજી સુધી જેથી જગતનો નાશ થાય એવું ખરું જ્ઞાન જરાપણ જાણ્યું નથી.[૬] કારણ કે હે રામ! પશુ નામનો આ ચેતન જીવજ સંસારૂપ છે અને જીવ આ સંસારરૂપ દેહ ધારણ કરીને જરા, મરણ વગેરે અનેક ભયને પ્રાપ્ત કરે છે.[૭] એ જીવ નિરાકાર છે તોપણ અજ્ઞાની છે અને દુઃખનું પાત્ર છે, તેથી તેને ચૈતન્ય કેમ કહેવાય? જીવ ચેતન શક્તિવાળો હોવાથી અનર્થ કરનારા મનને જાગ્રત કરીને મનરૂપ થાય છે તેથી તે દુઃખનાં પાત્રરૂપજ છે. વિષયોથી રહિતપણું અથવા તો વિષયોથી દૂર રહેવાપણું આ તેની સંપૂર્ણ સ્થિતિ છે. તેને જાણવાથી મનુષ્યને શોક કરવો પડતો નથી પણ તે કૃતાર્થપણાંને મેળવે છે.[૮–૯] જ્યારે સર્વના કારણરૂપ એવા પરમાત્માના સ્વરૂપનું ખરું જ્ઞાન થાય છે ત્યારે જડના અને ચૈતન્યના અધ્યાસરૂપી ગાંઠ કપાઇ જાય છે, સઘળા સંશયો દૂર થાય છે અને સઘળાં કર્મોનો વિનાશ થાય છે.[૧૦] જીવો વિષયોના તરફ ખેંચાય છે માટે વિષયોનો નાશ કર્યા વિના જીવોને રોકી શકાય તેમ નથી અને પ્રત્યક્ષ જોવામાં આવતા વિષયોનો નાશ જ્ઞાનવિના થાય તેમ નથી અને જ્ઞાન થયા વિના મોક્ષ પણ કેવી રીતે થાય?[૧૧] સમાધિ પણ દૃશ્ય એવા પદાર્થોનો બાધ કરવાથી થાયછે ત્યારે મોક્ષમાં દૃશ્ય પદાર્થોનો બાધ કરવો એ તો સ્વાભાવિક જ છે.[૧૨]

શ્રીરામ પૂછે છેઃ–હે વસિષ્ઠ મુનિ! નિરાકાર છતાં પણ પશુના જેવો અજ્ઞાની જીવ કે જેને જાણવાથી સંસાર (જન્મ મરણરૂપ પ્રવાહ) ટળતો નથી તે જીવ કયાં રહે છે અને કેવો છે.?[૧૩] તેમજ સાધુ પુરુષોના સમાગમવડે અને ઉત્તમ એવાં શાસ્ત્રોવડે જાણવામાં આવે છે તે પરમાત્મા કેવો છે તે મને કહો.[૧૪]

શ્રીવસિષ્ઠ કહે છેઃ–ચેતનવાળો અને જન્મ મરણ આદિ જંગલમાં ભટકનારા જીવને જેઓ આત્મા માને છે તેઓ પંડિત છતાં પણ મૂર્ખ છે.[૧૫] જીવ ચેતન છતાં પણ સંસારી છે, અનેક દુઃખના સમૂહરૂપ છે માટે એમનું સ્વરૂપ જાણવાથી કોઇ ઠેકાણેથી કોઇ પણ તત્ત્વ જાણવામાં આવ્યું હોય એમ જાણવું નહીં.[૧૬] હે રામ! જો પરમાત્મા જાણવામાં આવે છે તો જેમ ઝેરનો આવેશ શાંત થયા પછી કોલેરાનો રોગ પણ શાંત પડી જાય છે તેમ સર્વ દુઃખોનો સમુદાય નાશ પામે છે.[૧૭] રામચંદ્ર પૂછે છે; હે મુનિ મહારાજ! મને પરમાત્માનું ખરું સ્વરૂપ કહો, કે જે જાણવાથી મારું મન સર્વ મોહને તરી જાય.[૧૮]

શ્રીવસિષ્ઠ કહે છે–આપણું જ્ઞાન એક પ્રદેશમાંથી મટકું મારવા માત્રમાં બીજા

પ્રદેશમાં જાય છે તે વખતે તે બન્ને પ્રદેશના સંબંધથી રહિત જે નિર્વિષય સ્વરૂપ જાણવામાં આવે છે તે પરમાત્માનું સ્વરૂપ છે.[૧૯] જે જ્ઞાનરૂપી મહાસમુદ્રમાં સંસાર કોઇ પણ જાતનો વિકાર પામ્યા વિના જ અત્યંતાભાવને પામે છે, તે પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૨૦] દૃષ્ટા અને દૃશ્યનો ક્રમ જેને વિષે રહ્યા છતાં પણ અસ્ત પામે છે તથા જે ભરપૂર છતાં પણ કલ્પનાઓને અવકાશવાળું લાગે છે તે પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૨૧] વળી જે જગતના સ્વભાવથી શૂન્ય છે, છતાં પણ તેવા સ્વભાવવાળું જણાય છે અને જેનેવિષે વંધ્યા પુત્રની પેઠે આ જગત રહેલું છે અને જેને વિષે અનંત બ્રહ્માંડો રહ્યા છતાં પણ જે તેઓથી રહિત છે તેને પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૨૨] જે મહાજ્ઞાનમય છે છતાં પણ મોટી પાષાણની શિલાની પેઠે રહેલું છે અને જેને વિષે જડ તથા ચેતન જગત રહેલું છે તે પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૨૩] જેની સત્તાએ કરીને અંદરના અને બહારના સર્વ વિષયો સાથે આખું જગત સત્તાને પામ્યું છે તે પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૨૪] જેમ દેખાવ પ્રકાશથી જૂદો પડતો નથી અને શૂન્યપણું આકાશથી જૂદું પડતું નથી, તેમ જ આ જગત્ કલ્પિત હોવાને લીધે જેના રૂપથી જૂદું પડતું નથી, તે પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૨૫]

શ્રીરામ પૂછે છે; હે મુનિરાજ! જે પરમાત્મા જોવામાં આવતા નથી તે છે, એમ કેમ જાણી શકાય અને આવડું મોટું પ્રત્યક્ષ દેખાતું જગત. મિથ્યા છે એમ પણ કેમ ધ્યાનમાં આવે?[૨૬]

શ્રીવસિષ્ઠ કહે છેઃ—આકાશમાં જેમ લીલા, કાળા રંગ ભ્રમને લીધે જોવામાં આવે છે, તેમ જ પરમાત્માના સ્વરૂપનાં જગત્ પણ ભ્રમને લીધે જોવામાં આવે છે. તેના અત્યંત અભાવનું જ્ઞાન જો દૃઢ રીતે થાય તો તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું સંપૂર્ણ રીતે જ્ઞાન થાય.[૨૭] પરંતુ બીજા કોઇ પણ કર્મથી તે જાણવામાં આવે નહીં. દૃશ્યના અત્યંત અભાવને મનમાં સારી પેઠે દૃઢ કર્યાવિના બ્રહ્મને જાણવાનો બીજો કોઇ પણ ઉત્તમ ઉપાય નથી.[૨૮] જે સ્થિતિમાં જગત્ રહેલું છે તે સ્થિતિમાં જ જો તેનો અત્યંત અભાવ જાણવામાં આવે તો તેના અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મ બાકી રહેલા જાણવામાં આવે અને તે જ્ઞાનથી જાણનારો પોતે પરમાત્મારૂપ થાય છે.[૨૯] કોઇ પણ પદાર્થ હોય ત્યાંસૂધી દર્પણ તેના પ્રતિબિંબ વિના રહેતો નથી. તેમ જ્યાંસૂધી જગત્ પોતાની સત્તાવાળું દેખાય છે ત્યાંસૂધી તેનું બુદ્ધિમાં પ્રતિબિંબ પડયા જ કરે છે, માટે જગતનો અત્યંત અભાવ કરવાથી તેનું બુદ્ધિમાં પ્રતિબિંબ પડતું નથી અને તેમ થયા પછી જ બુદ્ધિમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે.[૩૦] આ જગત્ નામનો

દૃશ્ય પદાર્થ મિથ્યા જ છે એવો નિશ્ચય કર્યા વિના કોઇ પણ મનુષ્ય કોઇ પણ દહાડો પરમાત્માનાં ખરાં સ્વરૂપને જાણતો નથી.[૩૧]

શ્રીરામ કહે છે;–હે મુનિ મહારાજ! આવડું મોટું બ્રહ્માંડરૂપી જે દૃશ્ય છે તેમાં તેની પોતાની સત્તા નથી પણ બ્રહ્મની સત્તા છે. જેમ સર્ષવના પેટમાં મેરુનો સમાવેશ અસંભવિત છે તેમજ સૂક્ષ્મ એવા પરબ્રહ્મમાં પણ બ્રહ્માંડનો સમાવેશ થવો અસંભવિત છે.[૩૨]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! તમે કેટલાએક દિવસ સુધી મનમાં આનંદ રાખીને મહાત્મા પુરુષોનો અને ઉત્તમ એવા અધ્યાત્મ શાસ્ત્રોનો સમાગમ કરશો તો હું એક ક્ષણમાં ખરું જ્ઞાન થયા પછી, જેમ ઝાંઝવાનું પાણી દેખાતું બંધ પડે તેમ તમારી બુદ્ધિમાંથી દૃશ્યને ભુસી નાંખીશ. દૃશ્યરૂપ આ જગત્ દૃષ્ટિમાંથી નાશ પામે છે ત્યારે દૃષ્ટાપણું પણ શાંત પડે છે અને કેવળ બોધ જ એટલે કે એક જ્ઞાન જ બાકી રહે છે.[૩૩–૩૪] જો દૃશ્ય હોય છે તો જ દૃષ્ટા પણ હોય છે અને દૃષ્ટા હોય છે તો જ દૃશ્ય પણ હોય છે. એક હોય છે તો બે હોય છે અને બે હોય છે, તો જ એક હોય છે.[૩૫] આમાંથી એકનો અભાવ થતાં બન્નેની સિદ્ધિ થતી નથી. આ રીતે જ્યારે એકનો, (કે બેનો દ્રષ્ટાનો કે દૃશ્યનો) નાશ થાય છે ત્યારે સત્ (બ્રહ્મ) વસ્તુ બાકી રહે છે.[૩૬] તમારા મનરૂપી દર્પણમાં અહંપણા વગેરે દૃશ્યરૂપી જે મેલ રહેલો છે તેનો અત્યંત અભાવ સમજાવીને, હું તે મેલને ભૂસી નાંખીશ.[૩૭] જે પદાર્થ પોતાની સત્તા વિનાનો હોય છે તેનો ભાવ હોતો નથી. માટે જગત્ પણ પોતાની સત્તા વિનાનું છે, તેથી તેનો ભાવ નથી માટે તેને ટાળતાં શો પરિશ્રમ છે? કંઇ પણ નથી.[૩૮] જગત્ આરંભમાં ઉત્પન્ન જ થયું નથી, છતાં જે આ વિસ્તારવાળું દેખાય છે તે સર્વના આત્મારૂપ પરમાત્માને વિષે દેખાય છે અને તે પરમાત્માની સત્તાથી સત્તા પામીને વિસ્તારવાળું દેખાય છે.[૩૯] વળી કડાં વગેરે જૂદા જૂદા ઘાટો જેમ સુવર્ણથી જૂદા ઉત્પન્ન થતા નથી, સુવર્ણથી જૂદા નથી અને સુવર્ણથી જૂદા જોવામાં આવતા પણ નથી તેમ આ જગત પણ બ્રહ્મથી જૂદું ઉત્પન્ન થતું નથી, બ્રહ્મથી જૂદું છે નહીં અને બ્રહ્મથી જૂદું જોવામાં પણ આવતું નથી તેને મિથ્યા જાણવામાં કેટલો પરિશ્રમ? જરા પણ નહીં. જેમ કડામાં સુવર્ણ બુદ્ધિ કરવાથી કડાપણું રહેતું નથી તેમ જગતમાં બ્રહ્મપણાની બુદ્ધિ કરવાથી જગત્પણું રહેતું નથી.[૪૦] આ વાત હું તમને ઘણી ઘણી યુક્તિઓ કરીને કહીશ. જે ઉપદેશથી અબાધિત એવું શુદ્ધ તત્ત્વ પોતાના અનુભવ ઉપરથી જ જાણવામાં

આવે છે.[૪૧] મરુ દેશમાં જેમ નદી જ નથી તો પછી નદીનું પાણી તો ક્યાંથી જ હોય? તેમ જો બીજો ચંદ્ર નથી તો પછી તેનું ઘેરાવાપણું ક્યાંથી હોય? એ વાત જેમ અસંભવિત છે તેમ જગત્ પણ પ્રથમ ઉત્પન્ન થયેલું નથી તો પછી તેનું અહીં અસ્તિત્વ ક્યાંથી હોય?[૪૨] જેમ વાંઝણીને પુત્ર ન હોય, મરુ દેશમાં પાણી ન હોય અને આકાશમાં જેમ ઝાડ ન હોય તેમ જગતરૂપી ભ્રમ પણ નથી.[૪૩] માટે હે રામ! જે આ નજર આગળ દેખાય છે તે સર્વ નિરાકાર પરબ્રહ્મનું સ્વરૂપ છે એ વાત હું તમને વાણીથી જ કહીશ નહીં, પરંતુ યુક્તિથી પણ કહીશ.[૪૪] હે ઉદાર બુદ્ધિ રામ! આ બાબતમાં અધ્યાત્મવેત્તા પુરુષો યુક્તિથી જે કહે તેમાં અનાદર કરવો એ અયોગ્ય છે. જે મૂઢ બુદ્ધિવાળો પુરુષ યુક્તિવાળાં ઉપદેશ વાક્યનો અનાદર કરીને મહાદુઃખ દાયક આગ્રહ કરી બેસે છે તેને અધ્યાત્મવેત્તાઓ મૂર્ખ જાણે છે.[૪૫]



# સર્ગ ૮ મો.*

## ઉત્તમ અધ્યાત્મશાસ્ત્રથી તત્ત્વજ્ઞાન થાય છે.

**श्रीराम उवाच–कयैतज्ज्ञायते युक्त्या कथमेतत्प्रसिद्ध्यति ।**
**न्यायानुभूत एतस्मिन्नज्ञेयमवशिष्यते ॥**

શ્રી રામ પૂછે છેઃ–જે દેખાય છે તે સર્વ બ્રહ્મરૂપ છે એ વાત કઈ યુક્તિથી જાણવામાં આવે છે અને એ કેવી રીતે સિદ્ધ થાય છે તે વાત ન્યાયથી અનુભવમાં આવ્યા પછી જાણવા જેવું કાંઇ પણ બાકી રહે નહીં[૧]

શ્રી વસિષ્ઠ કહે છેઃ–ઘણા કાળ થયાં મૂઢ થઇ ગયેલી, અવિવેકવડે થયેલી મિથ્યા જ્ઞાનરૂપી જગત્ નામની વિશૂચિકા (કૉલેરા) જ્ઞાનવિના મટતી નથી.[૨] હે સુજન રામ! હું તમને સદ્બોધ થવા માટે આ જે આખ્યાયિકાઓ કહેવા ધારું છું તે તમે જો સાંભળશો, તો ઉત્તમ બુધિમાન્ થઇને મુકત જ થશો.[૩] પણ સાંભળ્યા વિના અરધું સાંભળીને ઉઠી જશો તો તમે પશુના સમાન થશો અને તમારું કોઇ પણ કાર્ય સિદ્ધ થશે નહીં.[૪] મનુષ્ય પરિશ્રમથી અટક્યાવિના જે જે વસ્તુને માંગે છે તે તે વસ્તુને અવશ્ય પામે છે.[૫] હે રામ! તમે જો મહાત્માઓના સમા-

* આ આઠમા સર્ગમાં તત્વજ્ઞાન, ઉત્તમ એવા અધ્યાત્મ શાસ્ત્રથી થાય છે અને ઉત્તમ એવાં અધ્યાત્મ શાસ્ત્રોમાં પણ ઝટ ફળ આપનારો આ ગ્રંથ છે એમ કહેવામાં આવશે.

ગમમાં અને ઉત્તમ શાસ્ત્રોમાં પરાયણ રહેશો તો કેટલાએક મહિનાઓમાં નહિ પણ કેટલાએક દિવસોમાં પરમપદને પામશો.[૬]

શ્રી રામચંદ્ર પૂછે છે; હે શાસ્ત્રના જાણનારાઓમાં ઉત્તમ વસિષ્ઠજી! આત્મજ્ઞાન મેળવવા માટે કયું શાસ્ત્ર મુખ્ય છે તે કહો કે જે જાણવાથી શોક કરવો પડે નહીં.[૭]

શ્રી વસિષ્ઠ કહે છે; હે મહાબુદ્ધિશાળી રામ! આત્મજ્ઞાનનો ઉપદેશ કરનારા શાસ્ત્રોમાં આ મહારામાયણ નામનું શાસ્ત્ર પરમ શ્રેષ્ઠ છે.[૮] આ મહારામાયણમાં ઉત્તમ પ્રતિના ઇતિહાસ સમાયલા છે તે સાંભળવાથી જ્ઞાન થાય છે. કારણ કે સર્વ ઇતિહાસોનો સાર એમાં કહેલો છે.[૯] અધ્યાત્મ શાસ્ત્ર સાંભળવાથી મનુષ્યોને અવિનાશી એવું જીવન્મુક્તપણું પોતાની મળે જ ઉદય પામે છે એટલા માટે જ આ શાસ્ત્ર ઘણું જ પવિત્ર છે.[૧૦] જેમ સ્વપ્ન હોય છતાં પણ આ સ્વપ્ન છે આવું જ્ઞાન થાય છે તો તે સ્વપ્નાની ભાવના ટળી જાય છે તેમ આ દૃશ્ય જગત વિદ્યમાન છતાં પણ એ બ્રહ્મરૂપ છે એમ જાણવામાં આવે તો જગતના ખરાપણાની ભાવના ટળી જાય છે.[૧૧] આ ગ્રંથમાં જે છે તે બીજા ગ્રંથોમાં પણ છે અને જે આ ગ્રંથમાં નથી તે બીજા કોઇ પણ ગ્રંથોમાં નથી. કારણ કે વિદ્વાન્ માણસો આ ગ્રંથને સર્વ જ્ઞાન શાસ્ત્રનો ભંડાર જાણે છે.[૧૨] જે પુરુષ આ અધ્યાત્મશાસ્ત્રનું શ્રવણ કરે છે તે પુરુષની બુદ્ધિ બીજા ગ્રંથોથી થયેલા પ્રૌઢ ચમત્કારવાળાં જ્ઞાનથી પણ ઉત્તમ જ્ઞાનને પામે છે એમાં સંદેહ નથી.[૧૩] જે પુરુષને પોતાના પાપના ઉદયથી આ અધ્યાત્મશાસ્ત્ર ઉપર રુચિ થાય નહીં તે પુરુષે જ્ઞાનના વિષયવાળા બીજા કોઇ ગ્રંથનો વિચાર કરવો.[૧૪] જેમ ઉત્તમ ઔષધ પીધાથી પોતાની મેળે જ આરોગ્યનો લાભ થાય છે તેમ આ શાસ્ત્રનું શ્રવણ કરવાથી પોતાની મેળે જ જીવન્મુક્તપણાનો અનુભવ થાય છે. આ શાસ્ત્ર સાંભળવાથી શ્રોતા પોતે જ સમજશે કે અમે જે કંઇ કહ્યું છે તે યથાર્થ કહ્યું છે. પરંતુ વરદાન કે શાપની વાતની પેઠે મિથ્યા કહ્યું નથી.[૧૫–૧૬]

આ આત્મજ્ઞાનથી ભરેલા ગ્રંથની કથા સાંભળવાથી તમારું સંસારસંબંધી દુઃખ શાંત થશે. પરંતુ ધનથી, દાનથી, તપશ્ચર્યાથી, વેદાધ્યયન કરવાથી, બીજાં શાસ્ત્રો સાંભળવાથી અથવા તો જૂદાં જૂદાં શાસ્ત્રોમાં કહેલા સેંકડો પ્રયત્નો કરવાથી તમારું સંસારસંબંધી દુઃખ ટળશે નહીં.[૧૭]

# સર્ગ ૯ મો.*

## જીવન્મુક્તનાં લક્ષણો, તેનું સર્વાત્મપણું અને પ્રલયમાં બાકી રહેલા આત્માનું સ્વરૂપ.

**श्रीवसिष्ठ उवाच—तच्चित्तातद्गतप्राणा बोधयंतः परस्परम् ।**
**कथयंतश्च तन्नित्यं तुष्यंतिच्च रमंतिच ॥**

શ્રીવસિષ્ઠ કહે છેઃ–હે રામ! જે આત્મામાં ચિત્ત સરખા રહ્યા છે, જેઓ આત્માને વિશે જ જીવનનો વ્યાપાર રાખીને, તેના સ્વરૂપનો ઉપદેશ કર્યા કરે છે, નિત્ય જ્ઞાનની જ વાતો કર્યા કરે છે અને તેમ કરવામાં જેઓ આનંદ માને છે અને આત્મજ્ઞાનમાં જ વિહાર કર્યા કરે છે, તે એક જ્ઞાનને વિશે જ સ્થિતિ કરનારા પુરુષોને જીવન્મુક્તપણું મળે છે, જે વિદેહપણાને લીધે વિદેહ મુક્તિ જ ગણાય છે.૧–૨

શ્રીરામ પૂછે છે; હે બ્રહ્મન્! મને આપ વિદેહ મુક્ત અને જીવન્મુક્તનું લક્ષણ કહો, કે તે સાંભળીને હું શાસ્ત્ર પ્રમાણે વિચાર કરીને તે મેળવવા માટે પ્રયત્ન કરું.૩

શ્રીવસિષ્ઠ કહે છે; આ જગતમાં વ્યવહાર કર્યા છતાં પણ અને આ જગત્ જે પ્રમાણે છે તે પ્રમાણે રહ્યા છતાં પણ જે પુરુષને આ જગત્ આકાશની પેઠે શૂન્ય લાગે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.૪ જે પુરુષ વ્યવહાર કરતાં છતાં પણ, જ્ઞાનમાં નિષ્ઠાવાન થઇને જાગ્રત અવસ્થામાં પણ સુષુપ્તિ અવસ્થાવાળાની પેઠે નિર્વિકાર રહે છે તેને જીવન્મુક્ત કહેવાય છે.૫ પોતાની જે સ્થિતિ હોય તે સ્થિતિમાં રહેનારા જે પુરુષના મુખની કાંતિ સુખમાં આનંદી જોવામાં આવે નહીં અને દુઃખમાં ઉદાસી જોવામાં આવે નહીં તે જીવન્મુક્ત કહેવાય છે.૬ જે પુરુષ સુષુપ્તિ અવસ્થામાં રહ્યા છતાં જાગ્રત રહે છે અને જેને જાગ્રત અવસ્થા પણ નથી, તેમ જેને જાગ્રતની વાસનાનું સ્વપ્નું પણ આવતું નથી તે જીવન્મુક્ત કહેવાય છે.૭ જે પુરુષ રાગ, દ્વેષ અને ભયને અનુકુળ કર્મો કર્યા છતાં પણ આકાશની પેઠે અંતઃકરણમાં અલિપ્ત છે તે જીવન્મુક્ત કહેવાય છે.૮ જેનું મન ક્રિયા કરતાં અથવા તો ન કરતાં પણ અહંકારવાળું થતું નથી તથા જેની બુદ્ધિ મળાદિકથી લિપ્ત થતી નથી તે જીવન્મુક્ત કહેવાય છે.૯ પોતાના

* આ નવમા સર્ગમાં જીવન્મુક્તનાં લક્ષણો, તેનું સર્વાત્મપણું અને પ્રલય સમયે પણ બાકી રહેનારા આત્માનું સ્વરૂપ વર્ણવવામાં આવશે.

સ્વરૂપમાં રહેનારો જે પુરુષ આત્માના પ્રકાશથી જગતનો લય થાય છે, અને આત્માને આવરણ થવાથી જગતની ઉત્પત્તિ થાય છે આમ અનુભવથી જાણે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૦] જેનાથી લોકોને ઉપદ્રવ થતો નથી અને જે લોકોથી ઉદ્વિગ્ન થતો નથી, તે હર્ષ, ઇર્ષા અને ભયથી મુક્ત થયેલો પુરુષ જીવન્મુક્ત કહેવાય છે.[૧૧] જેની સંસાર સંબંધે સત્ય બુદ્ધિ શાંત થઇ ગઇ હોય, વળી જે પરની દૃષ્ટિમાં આવવવાળી છતાં પણ અવયવ રહિત હોય તથા ચિત્તવાળો છતાં ચિત્ત વિનાનો હોય તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૨] જે સર્વ પદાર્થોથી વ્યવહાર કરતાં છતાં પણ શાંત રહે છે અને સર્વ પદાર્થોમાં પૂર્ણ સ્વરૂપે રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૩] શરીર જ્યારે કાળને અધીન થાય છે ત્યારે જ્ઞાની પુરુષ જીવન્મુક્તની પદવીને તજીને, પવન જેમ નિશ્ચળપણાંને પામે છે, તેમ વિદેહ મુક્તિની પદવીને પામે છે.[૧૪] પુરુષ વિદેહ મુક્ત હોય છે તે ઉદય પામતો નથી એટલે હર્ષ પામતો નથી તેમ ઉદાસ પણ થતો નથી, મંદ પડતો નથી, પ્રત્યક્ષ રહેતો નથી, અપ્રત્યક્ષ રહેતો નથી, દૂર રહેતો નથી, તેમ અહંરૂપે રહેતો નથી, અને અહંરૂપથી ભિન્ન પણ રહેતો નથી.[૧૫] વિદેહમુક્ત પુરુષ સૂર્ય થઇને પ્રકાશ કરે છે, વિષ્ણુ થઇને ત્રણે લોકનું પાલન કરે છે, રુદ્ર થઇને સર્વનો સંહાર કરે છે, બ્રહ્મા થઇને સૃષ્ટિઓ કરે છે, આકાશ થઇને પવનો ઋષિઓ અને દેવતાઓને તથા અસુરોને ધારણ કરે છે, મેરુ પર્વત થઇને લોકપાળોનાં સ્થાનક થાય છે, પૃથ્વી થઇને લોકોની અખંડ મર્યાદાને સાચવી રાખે છે, તૃણ, ગુચ્છ તથા લતા થઇને ફળોના સમૂહો લોકોને આપે છે, અગ્નિ થઇને સદા પ્રજ્વળ્યા કરે છે, પાણી થઇને દ્રવરૂપ થાય છે, ચંદ્ર થઇને અમૃત વરસાવે છે, હલાહલ થઇને મરણ કરે છે, તેજ થઇને દિશાઓ અજવાળી કરે છે, અંધારું થઇને સર્વને આંધળા કરે છે, આકાશ થઇને સર્વને અવકાશ આપે છે, પર્વત થઇને સર્વને અટકાવી રાખે છે, ચેતનવાળો થઇને જંગમ થાય છે, જડ થઇને સ્થાવર થાય છે, સમુદ્ર થઇને પૃથ્વીરૂપી સ્ત્રીને કંકણની પેઠે વિંટી વળે છે અને આવરણ રહિત પરમાત્મા થઇને પોતાના પ્રકાશથી વ્યાપેલા બ્રહ્માંડરૂપી અનેક પરમાણુઓને ફેલાવતા છતાં પોતે નિર્વિકાર રૂપે તેજ રહે છે, ત્રણે કાળમાં રહેલું આ જે કાંઇ દૃશ્ય પ્રકાશે છે, પ્રકાશતું હતું, અને હવે પણ પ્રકાશશે, તે સર્વ વિદેહ મુક્ત રૂપ જ છે.[૧૬-૨૩]

શ્રીરામ પૂછે છે કે, હે મુનિ મહારાજ! એ પ્રમાણે કેમ થવાય? મને તો એ સ્થિતિ વિષમ, દુઃખથી મળી શકે તેવી અને મેળવ્યા પછી દુઃખે કરીને આધીનમાં રાખી શકાય તેવી લાગે છે, આવો મારો નિશ્ચય છે.[૨૪]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! મેં તમને જે વિદેહ મુક્તની સ્થિતિ કહી છે એ મુક્તિ કહેલી છે અને નિર્વાણ કહેલું છે. હવે તે મુક્તિ કેવી રીતે મળી શકે તે તમે સાંભળો.[૨૫] હું તથા તું રૂપી આ જે કાંઇ દૃશ્ય જોવામાં આવે છે તે વિદ્યમાન છતાં પણ તે ઉત્પન્ન થયું જ નથી, આવી બુદ્ધિ થાય ત્યારે નિર્વાણ પદનો લાભ થાય છે.[૨૬] શ્રીરામ પૂછે છે, હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ! તમારા કહેવા પ્રમાણે વિદેહ મુક્ત પુરુષો જો ત્રણ લોકરૂપ થતા હોય તો તેઓ સંસારરૂપ થયા એમ હું માનું છું.[૨૭]

શ્રીવસિષ્ઠ કહે છે; જો ત્રણ લોક હોય તો તેઓ ભલે ત્રણ લોકના સ્વરૂપને ધારણ કરે, પણ જ્યાં ત્રૈલોક્ય શબ્દથી કહેવાતો કાંઇ પણ પદાર્થ નથી, ત્યાં વિદેહ મુક્ત ત્રણ લોક સ્વરૂપ થાય છે, આવી શંકા બુદ્ધિમાં કેમ થાય? માટે આ જગત્ શબ્દના અર્થની કલ્પનાવાળો કોઇ પણ પદાર્થ નથી.[૨૮–૨૯] આ દૃશ્યરૂપે જે જગત્ છે તે સર્વ પરમાર્થ સ્વરૂપે અદ્વૈત, શાંત, પ્રકાશ સ્વરૂપ, આકાશની પેઠે નિર્મળ બ્રહ્મરૂપ જ છે.[૩૦] મેં સોનાનાં કડાંઓ તરફ જોઇને બહુ વખત વિચાર કર્યો તોપણ તે કડાંમાં નિર્મળ સોના વિના બીજું કાંઇ પણ કડાપણું દીઠું નથી.[૩૧] હું પાણીના તરંગમાં પાણી વિના બીજું કાંઇ પણ દેખતો નથી. પાણીમાં જે તરંગપણું જોવામાં આવે છે તે મિથ્યા છે, ખરી રીતે પાણીમાં તરંગપણું છે જ નહીં.[૩૨] જે ચંચળપણું છે તે પવન વિના બીજે કોઇ પણ ઠેકાણે કોઇપણ દિવસ રહી શકતું નથી. કારણ કે વાયુ હમ્મેશાં ચલન રૂપે જ રહે છે. તેમ જ જગત્ પણ બ્રહ્મથી જૂદું રહી શકતું નથી, પણ બ્રહ્મની સાથે જ રહેલું છે.[૩૩] જેમ જગતમાં અવકાશ છે તે આકાશ રૂપ છે અને નિર્જળભૂમિમાં જે જળ દેખાય છે તે તેજ જ છે, તેમ આ ત્રણ લોક બ્રહ્મરૂપ જ છે.[૩૪]

શ્રીરામ પૂછે છે; હે મુનિ મહારાજ! જે ઉત્તમ યુક્તિથી જગતનું મિથ્યાપણું જાણીને મુક્તપણું મળે, તે ઉત્તમ યુક્તિ મને કહો.[૩૫] દ્રષ્ટા તથા દૃશ્ય પરસ્પર મળી જઇને એક સ્વરૂપ થઇ ગયાં છે અને બે નથી આવી દૃઢ જ્ઞાનની સ્થિતિ થાય ત્યારે નિર્વાણપદ બાકી રહે છે, માટે દ્રષ્ટાનો અને દૃશ્યનો જે રીતે અત્યંત બાધ થઇ જાય અને બ્રહ્મ પોતાને સ્વરૂપે રહેલું છે, એવું જ્ઞાન થાય તેવી યુક્તિ મને કહો.[૩૬–૩૭] આ બાબત કઇ યુક્તિથી જાણવામાં આવે તથા કેવી રીતે સિદ્ધ થાય, હે મનિ! આવું જ્ઞાન યથાર્થ રીતે થાય તો પછી કાંઇ પણ કરવાનું બાકી રહેલું નથી.[૩૮]

શ્રીવસિષ્ઠ કહે છે; ઘણાકાળ થયાં આ મિથ્યા જ્ઞાનરૂપી કૉલેરા રૂઢ થઇ ગયો છે, તે વિચારરૂપી મંત્રથી નિર્મૂળ થઇને શાંત થાય છે[૩૯] એ અજ્ઞાનરૂપી કૉલેરા

ઘણા કાળથી જામી ગયો છે, માટે તેને ઝટ નિર્મૂળ કરી શકાતો નથી. કારણ કે જે પર્વત ઉપરથી ચારે તરફથી પડી જવાય તેવું હોય તે પર્વત ઉપર ઝટ ચઢી શકાતું નથી, તેમ ઝટ ઉતરી પણ શકાતું નથી.[૪૦] માટે અધ્યાત્મ શાસ્ત્રના અભ્યાસથી, યુક્તિથી અને ન્યાયોની ઉત્પત્તિઓથી જગતરૂપી ભ્રાંતિનો નાશ થાય તે હું તમને કહું છું તે સાંભળો.[૪૧] હે રામ! જ્ઞાનની સિદ્ધિ માટે હું તમને જે કથા કહું, તે તમે સાંભળશો તો તમે જ્ઞાન મેળવીને મુક્ત જ થશો.[૪૨] હે રામ! હવે હું તમને આ ઉત્પત્તિ પ્રકરણ કહું છું જેમાં આત્મા પોતાથી ઉત્પન્ન થયેલા જગતથી મુક્ત થાય છે, એ વાત તમારા જાણવામાં આવશે.[૪૩] આકાશની પેઠે શૂન્ય ભ્રાંતિરૂપ જગત્ ઉત્પન્ન જ થયું નથી છતાં દેખાય છે તે વાત હું તમને આ ઉત્પત્તિ પ્રકરણમાં કહું છું.[૪૪] અનેક જાતનું અને સુર, અસુર અને કિન્નરોથી ભરપૂર આ સ્થાવર જંગમાત્મક જે જગત્ જોવામાં આવે છે તે સર્વ ઇન્દ્રાદિકને પણ અંત લાવનારો મહાપ્રલય થાય છે તે વખતે ક્યાંઇ પણ જતું રહે છે, નાશ-પામે છે, અસત્ થઇ જાય છે તથા અદૃશ્ય થઇ જાય છે અને માત્ર અનિર્વચનીય એવું સત્ જ બાકી રહે છે. જે સત્ સ્થિર, ગંભીર, તપ અને તેજથી વિલક્ષણ, મુખથી વર્ણન કરી શકાય નહીં તેવું અને રૂપરહિત છે. [૪૫-૪૭] તે સત્ શૂન્ય નથી, આકારવાળું નથી, દૃશ્ય નથી, દર્શનરૂપ નથી, ઉત્પન્ન થયેલા પદાર્થોના સમૂહ-રૂપ નથી, પરંતુ અનંતપણાએ રહેલું છે.[૪૮] તેના સ્વરૂપનું કોઇ પણ રીતે વર્ણન થઇ શકે તેમ નથી, તે પૂર્ણ કરતાં પણ પૂર્ણ છે, તેને સત્ પણ કહેવાતું નથી તેમ અસત્ પણ કહેવાતું નથી, જે ઉત્પત્તિવાળું નથી તેમ ઉત્પત્તિરૂપ પણ નથી.[૪૯] ચૈતન્ય માત્ર છે, બુદ્ધિ તત્ત્વથી ભિન્ન છે, અંત રહિત છે, વૃદ્ધાવસ્થા રહિત છે, મંગળમય છે, આદિ, મધ્ય અને અંતથી રહિત છે, કારણ રહિત છે અને આધિ વ્યાધિ રહિત છે.[૫૦] ચિત્રમાં આળેખેલા મોતીના હંસની પેઠે જેને વિશે આ જગત પ્રકાશ પામે છે, જે જગતરૂપ છે, જે જગતરૂપ નથી તે જગતની વ્યક્તાવસ્થા તથા અવ્યક્તાવસ્થામાં રહેનારા પરમાત્મા છે.[૫૧] તે કાન, જીભ, નાક, ચામડી અને નેત્રથી રહિત છે, છતાં પણ સદાય સર્વ ઠેકાણે સાંભળે છે, સ્વાદ લે છે, સુંઘે છે, સ્પર્શ કરે છે તથા જુવે છે.[૫૨] જેમના પ્રકાશથી વ્યક્ત તથા અવ્યક્તરૂપ પરમાત્મા જાણવામાં આવે છે તે ચૈતન્યાત્મા પણ તેજ પરબ્રહ્મ છે. એ પરબ્રહ્મનું સ્વરૂપ અજ્ઞાન દશામાં સૃષ્ટિરૂપે વિચિત્ર દેખાય છે અને અજ્ઞાન નિવૃત્ત થઇ ગયા પછી, આદિ તથા અંતરહિત શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જોવામાં આવે છે.[૫૩] ખેચરીમુદ્રા

વખતે યોગીઓ પોતાનાં બન્ને નેત્રોને અરધાં ઉઘાડીને ભ્રમર વચ્ચે જોતાં જેમ વચ્ચે મિથ્યાકાળી ટીલી જોવામાં આવે છે તેમ બ્રહ્મમાં પણ મિથ્યા જગત્ જોવામાં આવે છે. એ દેવ આકાશની પેઠે અલિપ્ત રહીને પોતાના સ્વરૂપમાં સતરૂપ જણાતા જગતને જોયા કરે છે.[૫૪] એ સતરૂપ પરમાત્માનું બીજું કોઇ પણ કારણ નથી. ઉદાહરણમાં જેમ શશલાનું શીંગડું નથી, અને તરંગો જેમ પાણીનું કાર્ય છે તેમ આ જગત્ એ પરમાત્માનું કાર્ય છે.[૫૫] નિરંતર પ્રજ્વળી રહેલા અને ચિત્તના સ્થાનોમાં વાસ કરનારા એ ચૈતન્યાત્મારૂપી દીવાના પ્રકાશથી ત્રણે જગત્ પ્રકાસ્યા કરે છે.[૫૬] જો એ પરમાત્મા ન હોય તો સૂર્ય વગેરે સર્વ પ્રકાશો અંધકાર સમાન થઇ પડે. એ દેવરૂપી તેજના પ્રકાશથી ત્રણ લોકરૂપી ઝાંઝવાનાં પાણી પ્રકાસ્યા કરે છે.[૫૭] જ્યારે ઉંબાડીઉં ફરવા માંડે ત્યારે તેમાં ચક્રના જેવો આકાર જોવામાં આવે છે અને ફરતું અટકે ત્યારે તે આકાર દેખાતો નથી તેમ જ એ બ્રહ્મ જ્યારે મનનુંરૂપ ધારણ કરે છે ત્યારે તેમાં આ જગત્ દેખાય છે અને જ્યારે મનપણું તજી દે છે ત્યારે તેમાં જગત્ દેખાતું નથી.[૫૮] વ્યાપક તથા વિભાગવિનાના એ દેવના સ્વરૂપમાં જગતની જે ઉત્પત્તિ તથા પ્રલય થાય છે, તે કેવળ અવિદ્યાના આવિર્ભાવ તથા તિરોભાવને લીધે થાય છે, એ દેવ પારમાર્થિક રીતે તો નિર્મળ અને નાશ રહિત છે.[૫૯] પવનનું ચાલવું તથા બંધપડવું આ બન્ને કહેવા માત્ર પવનથી જૂદાં છે. પરંતુ ખરી રીતે જોતાં તેનાથી જૂદાં નથી. તેમ જગતની ઉત્પત્તિ અને પ્રલય કહેવા માત્ર બ્રહ્મથી જૂદાં છે, પરંતુ ખરી રીતે જોતાં તો તે બ્રહ્મથી જૂદાં નથી. કારણ કે બ્રહ્મની સત્તાથી જ સર્વની સત્તા છે.[૬૦] જે દેવ સર્વદા જાગ્રત રહે છે, જે સર્વદા સુતેલા રહે છે અને જે સર્વ દેશમાં અને સર્વ કાળમાં સુતેલાએ નથી અને જાગ્રત પણ નથી.[૬૧] જે બ્રહ્મ ચલન રહિત છે, કલ્યાણ સ્વરૂપ છે, શાંત સ્વરૂપ છે અને જેની વિદ્યાના ઉદયથી ત્રણ જગતની ઉત્પત્તિ થાય છે. જે અવિદ્યાના આવિર્ભાવ તિરોભાવરૂપી વિલાસના અધિષ્ઠાનરૂપ છે અને જે ભરપૂર આકારવાળા છે.[૬૨] જે મનુષ્યોનો નાશ થયા છતાં પણ તેઓના સુગંધરૂપી પાર્થિવ ભાગનો નાશ થતો નથી. તેમ બ્રહ્માંડોનો નાશ થયા છતાં પણ પરબ્રહ્મની સત્તાનો નાશ થતો નથી. ધોળા વસ્ત્રમાં રહેલું ધોળાપણું જેમ લઇ શકાતું નથી તેમ બ્રહ્મ પ્રત્યક્ષ છતાં પણ ગ્રહણ કરી શકાતું નથી.[૬૩] એ દેવ મુંગા છતાં બોલે છે, મનરહિત છે છતાં વિચાર કરે છે, નિત્ય તૃપ્ત છતાં પણ ઉપભોગ કરે છે અને ક્રિયાનાં સાધનોથી રહિત છે છતાં સર્વ ક્રિયા કરે છે, એ દેવ અંગરહિત છે છતાં પણ તેને સર્વ અંગો છે, તે હજાર

હાથ અને હજાર નેત્રવાળા છે, વળી એ દેવ કોઇમાં રહેલા નથી, છતાં સર્વ જગતમાં વ્યાપેલા છે. એ દેવ ઇંદ્રિયોના બળથી રહિત છે છતાં સર્વ ઇંદ્રિયોની ક્રિયાઓ એનાથીજ થાય છે. એ દેવને મન નથી, છતાં આ જગતની સર્વ રચનાઓ એમના સંકલ્પથી ઉત્પન્ન થયેલી છે, એ દેવના ખરા સ્વરૂપનું જ્ઞાન ન થવાથી સંસારરૂપી મિથ્યા સર્પનો ભય રહે છે. પણ એ દેવના સ્વરૂપનું જ્ઞાન થાય તો સંસારની સર્વ આશાઓ અને ભીતિઓ નાશી જાય છે.[૬૪–૬૭] નાટકની સર્વ ક્રિયાઓ જેમ દીવાનો પ્રકાશ થયા પછી શરુ થાય છે, તેમ અવિચળ અને મહાપ્રકાશરૂપી દેવ સાક્ષી હોવાથી ચિત્તની ચલનરૂપ સર્વ ક્રિયાઓ પ્રવર્તે છે.[૬૮] સમુદ્રમાંથી જેમ નાના મોટા તરંગોની પંક્તિઓ ઉત્પન્ન થયા કરે છે, તેમ એ દેવમાંથી ઘટપટઆદિ પદાર્થોની સેંકડો પંક્તિઓ ઉત્પન્ન થયા કરે છે.[૬૯] જેમ સોનુ, કડાં, બાજુબંધ, હાથ સાંકળાં, ઝાંઝર વગેરે અનેક આકારમાં ઉત્પન્ન થાય છે તેમ એ દેવ વ્યાવહારિક અને મિથ્યા પદાર્થોનેરૂપે જગતમાં ઉત્પન્ન થાય છે.[૭૦] જો એ દેવનાં સાક્ષાત્ દર્શન થાય તો તમે, હું અને આ સર્વ લોકો એકરૂપે છીએ અને જો સાક્ષાત્ સ્વરૂપ જાણવામાં આવે નહીં તો તમે હું અને આ લોકો સર્વ જૂદા જૂદા છીએ.[૭૧] જેમ પાણીમાં થતી મોઝાંઓની પંક્તિ પાણીથી જૂદી નથી, છતાં જૂદી જેવી લાગે છે, અભિન્ન છતાં ભિન્ન જેવી લાગે છે અને અનાદિ છતાં ઉત્પન્ન થયેલી હોય એવી લાગે છે માટે તે મિથ્યા છે. તેમજ પરમાત્મામાં દૃશ્ય પદાર્થની ઉત્પત્તિ જૂદી નહીં છતાં જૂદી જેવી લાગે છે, અભિન્ન છતાં ભિન્નના જેવી લાગે છે અને અનાદિ છતાં ઉત્પન્ન થયેલાના જેવી લાગે છે તેથી તે મિથ્યા છે.[૭૨] કાળના છ વિકારો, દૃશ્યનું દર્શન તથા અનેક પ્રકારનાં માનસિક મનોરથો એ સૌ દેવને લીધે જ સ્ફુરે છે. એ દેવની કાંતિથી સર્વ જગતનો પ્રકાશ થાય છે.[૭૩] ક્રિયા, રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ અને અંતઃકરણનું ચૈતન્ય જે કાંઇ તમે જાણો છો તે બ્રહ્મરૂપ છે અને જેનાથી એ સર્વ જાણવામાં આવે છે તે પણ એ જ બ્રહ્મદેવ છે.[૭૪] હે ઉત્તમ પુરુષ રામ! પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયમાં જે અખંડિતરૂપે સંવિત્ (જ્ઞાન) રહેલું છે તે તમારું સ્વરૂપ છે એમ તમે એકાગ્ર મનથી વિચાર કરીને જાણો.[૭૫] એ બ્રહ્મ જન્મ અને જરા રહિત છે, અનાદિ છે, અવિચળ છે, નિત્ય છે, સુખરૂપ છે, નિર્મળ છે, જાણ્યા પછી વિસરી જવાય નહીં તેવા છે, વંદન કરવા યોગ્ય છે, શુદ્ધ છે, સર્વ રચનાઓથી રહિત છે, કારણોના પણ કારણ છે, અનુભવ સ્વરૂપ છે, બીજાથી જાણવામાં આવે નહી તેવા છે, જ્ઞાન સ્વરૂપ છે, સર્વ રૂપ છે અને ગુપ્ત રીતે રહેલા છે.[૭૬]

# સર્ગ ૧૦ મો.*

## પરબ્રહ્મના લક્ષણમાં થયેલી શંકાનું સમાધાન તથા તાત્પર્યનું વર્ણન.

**श्रीराम उवाच—महाप्रलयसंपत्तौ यद्देतदवशिष्यते ।**
**भवत्येतदनाकारं नाम नास्त्यत्र संशयः ॥**

શ્રીરામ પૂછે છે;–હે વસિષ્ઠ મુનિ! મહાપ્રલય થઇ ગયા પછી, જે બાકી રહે છે તે તત્ત્વ નિરાકાર હોવું જોઇએ, એમાં સંશય નથી.[1] એ તત્ત્વ શૂન્ય શા માટે નહીં, પ્રકાશરૂપ શા માટે નહીં, તમ શા માટે નહીં, પ્રકાશવાળું શા માટે નહીં, તે જ્ઞાતાથી ભિન્ન કેમ છે, જીવરૂપે કેમ નથી, તે બુદ્ધિરૂપ શામાટે નથી, અને મનરૂપ શા માટે નથી. વળી એ તત્ત્વ સર્વરૂપ કેવી રીતે છે અને સર્વથી ભિન્ન કેવી રીતે છે? તમારી ઉપર પ્રમાણે કહેલી વચનની વિચિત્ર પરિપાટીથી મારા મનમાં ગુંચવાડો થયો છે માટે તે દૂર કરો.[1-4]

શ્રીવસિષ્ઠ કહે છે;–તમે જે પ્રશ્ન પૂછ્યો છે તે ઘણો જ વિષમ છે, તો પણ સૂર્ય જેમ રાતના અંધારાનો પરિશ્રમ વિના નાશ કરે છે તેમ હું પણ તમારા સંદેહને પરિશ્રમ વિના ભેદી નાંખીશ.[5] હે રામ! મહાપ્રલય થયા પછી, જે સદ્વસ્તુ બાકી રહે છે તે શૂન્ય નથી, તે વિષે હું તમને કહું તે તમે સાંભળો.[6] જેમ કોતરવામાં ન આવેલી પુતળી થાંભલામાં રહેલી છે એમ આ જગત્ પણ તે સમયે બ્રહ્મમાં રહે છે. માટે જગતના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ શૂન્ય છે જ નહીં.[7] આ આવી રીતનો જગતનો આડંબર જોવામાં આવે છે તે ખરો હો કે ખોટો હો, પરંતુ તે જેમાં રહેતો હોય તે તો શૂન્ય હોવું જ ન જોઇએ.[8] જેમ એક થાંભલો પોતામાં રહેલી પુતળી કોરાયા વિનાનો છે છતાં પણ તે પુતળી વિનાનો નથી તેમ બ્રહ્મ પ્રલયકાળમાં જગતના પ્રકાશથી રહિત છે છતાં તે જગત્ વિનાના નથી માટે શૂન્ય નથી.[9] હે રામ! પાણીમાં જેમ મોઝાંઓ છે અને નથી તેમ બ્રહ્મમાં પણ જગત્ છે અને નથી.[10] જો દેશ, કાળ, કોતરનારો અને સાધનો હોય તો થાંભલામાં પુતળીની રચના થઇ શકે છે, પરંતુ ત્રણ પ્રકારના વિભાગથી રહિત બ્રહ્મમાં દેશ, કાળ

* આ દશમા સર્ગમાં પ્રથમ કહેલા પરબ્રહ્મનાં લક્ષણોમાં થયેલી શંકાઓનું ક્રમવાર સમાધાન કરીને તાત્પર્ય કહેવામાં આવશે.

વગેરે સામગ્રીનો સંભવ નથી, માટે તેમાં જગતની રચના સંભવતી નથી. આમ સમજીને વાદીઓ મિથ્યા મુંઝાયા કરે છે. કારણ કે બ્રહ્મમાં જગતની સ્થિતિને માટે જે થાંભલાની પુતળીનું દૃષ્ટાંત આપ્યું છે તે એક દેશી દૃષ્ટાંત લેવાનું છે, સર્વ દેશી તરીકે ગ્રહણ કરવાનું નથી.[૧૧-૧૨] જગતની ઉત્પત્તિ અને નાશ બ્રહ્મની સત્તાથી જ થાય છે, તેની સત્તાની બહાર જગતની ઉત્પત્તિ અથવા તો પ્રલય સત્તા નથી. આવા કેવળ અને સત્ વસ્તુરૂપ બ્રહ્મ પોતાના સ્વરૂપમાં રહેલા છે અને તેને વિષે જગત્ રહેલું છે[૧૩] અશૂન્ય પદાર્થ રૂપપરથી શૂન્ય શબ્દના અર્થની કલ્પના થઇ શકે છે અને શૂન્ય પદાર્થ ઉપરથી અશૂન્ય પદના અર્થની કલ્પના થઇ શકે. પરંતુ બ્રહ્મથી બીજો કોઇ પણ પદાર્થ છે જ નહીં. માટે બ્રહ્મને શૂન્ય કે અશૂન્ય કેમ કહી શકાય?[૧૪] જે પ્રકાશ છે તે સૂર્યનો, અગ્નિનો, ચંદ્રનો અથવા તો તારા વગેરેનો ધર્મ છે. તેથી બ્રહ્મમાં પ્રકાશનો સંભવ નથી, તેમ સૂર્ય વગેરે પદાર્થ પણ બ્રહ્મમાં નથી, તેથી બ્રહ્મ પોતે પ્રકાશવાળું પણ નથી.[૧૫] સૂર્ય આદિક મહાભૂતોના પ્રકાશનો જે અભાવ તે તમ કહેવાય છે. બ્રહ્મ કાંઇ તેવા પ્રકાશના અભાવરૂપ નથી તેથી તે તમરૂપ પણ નથી.[૧૬] આકાશની પેઠે સ્વચ્છ એવા બ્રહ્મનો જે પ્રકાશ છે તે કેવળ તેના પોતાના અનુભવરૂપ છે અને તેનામાં જે પ્રકાશ છે તેનો તે પોતે જ અનુભવ કરે છે. પરંતુ બીજો અનુભવ કરતો નથી. આમ હોવાથી બ્રહ્મ જ્ઞાતાથી રહિત છે.[૧૭] જે બ્રહ્મ તમથી તથા પ્રકાશથી રહિત છે, અવિનાશી પદ છે તે આકાશની પેઠે નિર્મળ છે અને તેમાં સર્વ જગત્ ભ્રાંતિથી કલ્પાયલું છે તેથી તેને જીવ, બુદ્ધિ કે મનરૂપ કહી શકાતો નથી.[૧૮] બીલામાં અને તેના મધ્ય ભાગમાં જેમ કોઇ પણ જાતનો ભેદ નથી, તેમ જ બ્રહ્મમાં અને જગત્માં કોઇ પણ જાતનો ભેદ નથી. માટે બ્રહ્મ અન્યરૂપ નથી અને સર્વ સ્વરૂપ પણ છે એમ કહેવાય છે.[૧૯] પાણીમાં જેમ મોઝાંઓ રહેલાં છે અને માટીમાં જેમ ઘડો રહેલો છે તેમ જેને વિશે જગત્ રહેલું છે તે બ્રહ્મ શૂન્ય કેમ થઇ શકે?[૨૦] જેમ પૃથ્વીમાં રહેલું પાણી પૃથ્વીરૂપ નથી તેમ જ બ્રહ્મમાં રહેલું જગત્ બ્રહ્મરૂપ હોવું જોઇએ નહીં, આવી શંકા કરવી નહીં. કારણ કે પૃથ્વી આદિ સાકાર પદાર્થોની નિરાકાર બ્રહ્મમાં યોગ્યતા ગણાય નહીં. આકાશની પેઠે નિર્મળ એવા બ્રહ્મમાં જગત્ રહેલું છે પણ તે તો આકાશની પેઠે નિર્મળ જ છે.[૨૧] બ્રહ્મ જેમ આકાશથી પણ વધારે નિર્મળ છે તેમ તે વિશે રહેલું જગત્ પણ આકાશ કરતાં વધારે નિર્મળ છે એટલે જેવું બ્રહ્મ છે તેવું જ જગત્ છે.[૨૨] મરીમાં જે તીખો રસ રહેલો છે તે

તેના ખાનારા વિના જાણવામાં આવતો નથી. તેમ પ્રલયકાળમાં જીવ ન હોવાથી બ્રહ્મનું ચિન્માત્રપણું પણ જાણવામાં આવતું નથી.[૨૩] આ રીતે બ્રહ્મ ચિદ્રૂપ છે. જે તે પ્રલયકાળમાં જીવના અભાવથી ચિદ્રૂપે ભાસતા નથી. એ સમયમાં જેમ જીવનું જીવપણું જેમ નિવૃત્ત થાય છે તેમ જગતનું જગત્પણું પણ નિવૃત્ત થાય છે. જીવ અને જગત્ બન્ને જ્યારે પરબ્રહ્મરૂપ થઇ જાય છે ત્યારે તેથી બહારના સર્વ દેખાવો તથા મનની અંદરના ભાવો પણ બ્રહ્મરૂપ થઇ જાય છે. તેથી બીજી કાંઇ પણ વસ્તુ રહેતી નથી. પ્રલયકાળમાં અને સમાધિકાળમાં સંપૂર્ણ જગત્ સુષુપ્તિરૂપ થઇ જાય છે અને જ્ઞાનના સમયમાં તુર્યરૂપ થઇ જાય છે.[૨૪-૨૫] સમાધિના સમયમાં જગત્ સુષુપ્ત થઇ જવાથી સર્વ સંસ્કારોના એક ડાબલા-રૂપ યોગી સંસાર-રહિત થઇને બ્રહ્મરૂપે રહે છે અને જ્ઞાનના સમયમાં એટલે બ્રહ્મના અનુસંધાનના સમયમાં સર્વ સંસ્કારોના ડાબલારૂપ જ્ઞાની વ્યવહાર કરતાં છતાં પણ, સંસ્કારરહિત બ્રહ્મરૂપે રહે છે.[૨૬] જેમ આકારવાળા સ્થિર પાણીમાં મોટાં મોઝાંઓ પાણીરૂપે રહેલાં છે તેમ નિરાકાર બ્રહ્મમાં પણ બ્રહ્મરૂપે જગત્ રહેલું છે.[૨૭] પૂર્ણ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું જગત્ તથા જીવ પણ બ્રહ્મરૂપ હોવાથી પૂર્ણ અને નિરાકાર જ છે. પરબ્રહ્મનો આ દેખાવ સર્વ પ્રાણીઓમાં દૃશ્યમાન થવાથી છે.[૨૮] જગત્ પૂર્ણરૂપ બ્રહ્મમાંથી પૂર્ણપણે ઉત્પન્ન થાય છે અને તે બ્રહ્મની પેઠે પૂર્ણપણે જ રહે છે. માટે જગત્ ઉત્પન્ન થયું જ નથી અને જો ઉત્પન્ન થયું હોય તો તે પણ બ્રહ્મરૂપ છે.[૨૯] જગત્ અને બ્રહ્મ એ બન્નેનો એક જ વખતે વિચાર કરતાં તેઓનું એકપણું આપણા જાણવામાં આવે છે. દૃષ્ટાંતમાં જેમ મરી અને તીખાશ આ બન્નેનું એકપણું સ્વાદ લીધાથી જણાય છે, પરંતુ તે વિના કેમ જણાય?[૩૦] પરબ્રહ્મમાં ચિત્ત અને દૃશ્ય-પણું વગેરે છે જ નહીં. છતાં પણ જોવામાં આવે છે તે મિથ્યા જ છે. બ્રહ્મમાં કોઇ ઉપાધ નથી જ, તો પછી બ્રહ્મનું ઉપાધિમાં જીવરૂપે પ્રતિબિંબ કેમ પડે?[૩૧] બ્રહ્મને તમે પરમાણું કરતાં પણ પરમાણું જાણો, સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ જાણો. તે શુદ્ધ છે, પર છે, આકાશના ગર્ભ કરતાં પણ અત્યંત શાંત છે.[૩૨] દેશ કાળ આદિ પરિચ્છેદથી રહિત હોવાને લીધે ઘણા જ વિસ્તારવાળા છે, આદિ તથા અંતથી રહિત છે, પ્રકાશરૂપ છે અને પ્રકાસ્ય પદાર્થોથી રહિત છે છતાં પણ પ્રકાશમાન છે.[૩૩] બ્રહ્મમાં દૃશ્યની ઉત્પત્તિ જ થતી નથી, તો પછી ચિત્તમાં પ્રતિ-બિમ્બરૂપે પડેલો અને વાસનામય તો ક્યાંથી જ થયો હોય? દૃશ્યનો ઉદય ન થવાથી બ્રહ્મમાં જીવપણું નથી, બુદ્ધિપણું નથી, ચિત્તપણું નથી, ઇંદ્રિયપણું નથી કે

વાસના નથી. પરબ્રહ્મ બીજાઓની દૃષ્ટિમાં મોટા આડંબરથી ભર્યો લાગે છે પરંતુ અમારી દૃષ્ટિમાં તો શાંત અને આકાશ કરતાં પણ વિશેષ અવકાશવાળો જણાય છે.૩૪–૩૬

શ્રીરામ પૂછે છે; એ અપાર ચૈતન્યવાળા સત્યમૂર્તિ પરમાત્માનું સ્વરૂપ કેવું છે એ ફરીને મને સારી રીતે કહો, કે જેથી મારા જ્ઞાનમાં વૃદ્ધિ થાય.૩૭

શ્રીવસિષ્ઠ કહે છે; મારા પ્રલય થયા પછી સર્વ કારણોના પણ કારણરૂપ પરમાત્મા એક બાકી રહે છે તેનું રૂપ હું તમને કહું છું તે તમે સાંભળો.૩૮ સમાધિમાં બુદ્ધિનો નાશ થવાથી મનના રૂપને પણ નાશ કરીને કોઇથી પણ નિરૂપણ કરી શકાય નહીં તેવું સદ્રૂપ રહે છે. તે પરબ્રહ્મનું સ્વરૂપ છે.૩૯ સમાધિમાં દસ્ય એવું આ જગત્ રહેતું નથી તેથી દ્રષ્ટાનો અભાવ થવાથી જે એકરસ સાક્ષીરૂપ પ્રતીત થાય છે તે પરબ્રહ્મનું સ્વરૂપ છે.૪૦ જેને વિશે ભવિષ્યમાં જીવનું સ્વરૂપ થયું માનવામાં આવે છે, એવા ચૈતન્યનું દસ્ય તરફ પરાઙ્મુખ થયેલું, ચૈતન્ય માત્ર નિર્મળ અને જે શાંત રૂપ છે તે પરબ્રહ્મનું સ્વરૂપ છે.૪૧ વાયુ આદિના સ્પર્શનો અનુભવ ન થતાં પણ સમાધિમાં જીવતા જે યોગીનું રૂપ રહે છે તે પરબ્રહ્મનું સ્વરૂપ છે.૪૨ સ્વપ્ન વિનાની, માંકડ વગેરેની પીડા થયા છતાં પણ ભંગ ન થનારી અને અંદરના પ્રકાશવાળી જે બુદ્ધિની સુષુપ્તિ અવસ્થા છે તે ઘણી વખત સુધી તે સમયે જે શરીરમાં ચૈતન્યસ્વરૂપ છે તેજ પ્રલય વખતે પરમાત્માનું સ્વરૂપ છે.૪૩ વળી ત્રિપુટીથી રહિત ચિદ્રૂપ પરમાત્માનું જે સ્વરૂપ છે તે આકાશના અવકાશ જેવું છે, શિલાના એકરસપણા જેવું છે, અને પવનના સંપૂર્ણપણા જેવું છે.૪૪ જીવતાં છતાં દસ્યનો અને મનનો ત્યાગ કરીને સ્વરૂપની સ્વાભાવિક રીતે જે પર અને શાંત સ્થિતિ રહે છે તે પરમાત્માનું સ્વરૂપ છે.૪૫ આનંદમય કોશની મધ્યમાં, સૂર્યની મધ્યમાં, આકાશની મધ્યમાં અને વૃત્તિઓની મધ્યમાં જે પ્રકાશ પ્રકાસ્યા કરે છે તે પરમાત્માનું સ્વરૂપ છે.૪૬ બુદ્ધિની વૃત્તિના, પદાર્થોના સ્ફુરણના, પદાર્થોના તથા અજ્ઞાનના સાક્ષીરૂપ અને આદિ તથા અંતવિનાનું જે જ્ઞાન છે તે પરમાત્માનું સ્વરૂપ છે.૪૭ આ જગત કોઇ પણ દિવસ ઉત્પન્ન થયું જ નથી, છતાં જેનાથી ઉત્પન્ન થયું હોય એવું જણાય છે અને જેનાથી ભિન્ન છતાં અભિન્ન હોય તેવું જણાય છે તે પરબ્રહ્મનું સ્વરૂપ જાણવું.૪૮ જ્ઞાની પુરુષ વ્યવહાર લાગ્યાં છતાં પણ જે પાષાણની પેઠે અવિચળ સ્થિતિમાં રહે છે તથા જે અવકાશરૂપ ન છતાં જગતને અવકાશ આપે છે, તે પરબ્રહ્મનું સ્વરૂપ છે.૪૯ પ્રમાતા (ચિદાભ્યાસવાળો જીવ) પ્રમાણ અને પ્રમેય (વિષયો) આ ત્રણ જેમાંથી ઉત્પન્ન થાય છે અને જેને

વિષે લય પામે છે તે પરમ દુર્લભ પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૫૦] વળી જે બુદ્ધિ આદિકથી રહિત મોટા અરિસામાં પ્રમાતાપણું, પ્રમાણપણું અને પ્રમેયપણું પ્રતિબિંબરૂપે પડેલાં છે તે પરમાત્માનું સ્વરૂપ જાણવું.[૫૧] મહાચૈતન્યનું, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓથી રહિત જે સ્વરૂપ છે અને જે સ્થાવર તથા જંગમમાં સત્રૂપે જોવામાં આવે છે તે પરમાત્માનું સ્વરૂપ છે અને પ્રમાણમાં પણ તે જ અવશેષ રહે છે.[૫૨] સ્થાવરોનું રૂપ જો જ્ઞાનમય હોય, અને તે મન-બુદ્ધિ વગેરેથી રહિત હોય તો તેને પરમાત્માના રૂપની ઉપમા આપી શકાય, પણ તેવું કોઈ પણ રૂપ નથી.[૫૩] બ્રહ્મા, સૂર્ય, વિષ્ણુ, ઇન્દ્ર અને શંકર વગેરેનો નાશ થઈ ગયા પછી, પ્રલય વખતે સુખરૂપ, સર્વ ઉપાધિઓનો નાશ થઈ જવાથી અદ્વૈતરૂપે રહેલા, ચૈતન્યરૂપે અને જગતના સંગનો ત્યાગ કરનાર એક પરબ્રહ્મજ બાકી રહે છે.[૫૪]

# સર્ગ ૧૧ મો.*

## પ્રલયમાં અધિષ્ઠાનની સત્તાથી જગતની સત્તા તથા સૃષ્ટિમાં પણ અધિષ્ઠાનની સત્તા અને જગતની સત્તાનું એકપણું.

**श्रीराम उवाच—इदं रूपमिदं दृश्यं जगन्नास्तीति भासुरम् ।**
**महाप्रलयसंप्राप्तौ भोब्रह्मन् क्वेव तिष्ठति ॥**

શ્રીરામ પૂછે છે; હે મુનિ મહારાજ! આવા રૂપવાળું અને તેજસ્વી આ દૃશ્ય જગત્ મહાપ્રલય સમયે ક્યાં રહે છે! તમે કહો છો કે, તે બ્રહ્મમાંતો રહેલું જ નથી ત્યારે તેને રહેવાનું ઠેકાણું તો જોઈએ તે કહો.[૧]

શ્રીવસિષ્ઠ કહે છે; વાંઝણીનો દીકરો ક્યાંથી ઉત્પન્ન થઈને આવે છે અને પાછો ક્યાં જાય છે? આકાશનું વન ક્યાંથી ઉત્પન્ન થઈ આવે છે અને પાછું ક્યાં જાય છે તે કહો?

શ્રીરામ કહે છે; વાંઝણીનો દીકરો તથા આકાશ વન છે જ નહીં તેમ ભવિષ્યમાં પણ થનાર નથી માટે તેઓનું દેખાવાપણું નથી અને નાશપણું પણ નથી, માટે તમે તેઓની જગતને કેમ ઉપમા આપો છો?[૩]

---

* આ અગીઆરમા સર્ગમાં પ્રલય કાળમાં પણ અધિષ્ઠાનની, સત્તાથીજ જગતની સત્તા છે તે તથા સૃષ્ટિ સમયમાં પણ જગતની સત્તા અધિષ્ઠાનની સત્તાથી જૂદી નથી એ નિરૂપણ કરવામાં આવશે.

શ્રીવસિષ્ઠ કહે છે; જેમ વાંઝણીનો દીકરો અને આકાશનું વન એ વસ્તુ કોઈ પણ દહાડો નથી તેમ જગત્ ઉત્પન્ન થયું નથી તો પછી તેનો નાશ તો કેમ જ થાય? જે વસ્તુ પ્રથમ હોય જ નહીં તો તેની ઉત્પત્તિ કેવી રીતે થાય? અને ઉત્પત્તિ થાય નહીં તો પછી તેના નાશની તો વાત જ શી કરવી?૪-૫

શ્રીરામ પૂછે છે; ઉત્પત્તિ તથા સ્થિતિ પ્રત્યક્ષ છે એવા જગતને વાંઝણીના પુત્ર આદિ અત્યંત અસત્ પદાર્થની ઉપમા દેવી એ અયોગ્ય છે, માટે વાંઝણીના પુત્રની અને આકાશના વનની ઉપમા ન દેતાં તેની કલ્પના જે ઉત્પત્તિ અને નાશવાળી છે તેની પેઠે જ આ જગત્ પણ ઉત્પત્તિ તથા નાશવાળું શું નથી? છે. માટે તેની કલ્પનાની સાથે તેની ઉપમા આપો તો યોગ્ય ગણાય.૬

શ્રીવસિષ્ઠ કહે છે; જેને જેની ઉપમા આપવી હોય તે પદાર્થ તેમાંથી જૂદો હોવો જોઈએ. વાંઝણીના પુત્રની અને આકાશના વનની કલ્પના જગતની જૂદી નથી પણ જગતમાં જ આવી જાય છે, માટે તેની ઉપમા જગતને આપવી અયોગ્ય ગણાય છે. તેથી મેં અત્યંત અસત્ પદાર્થની ઉપમા આપી છે. જગત્ પણ અત્યંત અસત્ પદાર્થ છે. તેને બીજા કોઈ પદાર્થની ઉપમા અડીક લાગવાથી તેના તે પદાર્થની ઉપમા આપવામાં આવે તો 'આકાશ આકાશના જેવું છે' એવા વાક્યની પેઠે અનન્વયાલંકારનું ઉદાહરણ થાય. આ જગત તો પ્રત્યક્ષ દેખાય છે, તે અત્યંત અસત્ કેમ સંભવ? એવી મનમાં શંકા કરશો માં. કારણ કે કેટલાએક પદાર્થો અત્યંત અસત છતાં જોવામાં આવે છે જેમ સુવર્ણના કડામાં કડાપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે અત્યંત અસત્ છે તેમ બ્રહ્મમાં જગતપણું દેખાય છે પણ તે અત્યંત અસત્ છે. જેમ આકાશમાં અવકાશપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે આકાશથી જૂદું નથી, કાજળમાં કાળાપણું પ્રત્યક્ષ દેખાય છે તોપણ તે કાજળથી જૂદું નથી. હિમમાં શીતળપણું પ્રત્યક્ષ દેખાય છે પરંતુ તે હિમથી જૂદું નથી અને ચંદ્રમાં શીતળપણું પ્રત્યક્ષ દેખાય છે પણ તે ચંદ્રથી જૂદું નથી. તેમ જ બ્રહ્મમાં જગતપણું દેખાય છે પરંતુ તે બ્રહ્મથી જૂદું નથી.૭-૧૧ જેમ મરુદેશની નદીમાં પાણી અને બીજા ચંદ્રમાં ચંદ્રપણું પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ નથી જ તેમ બ્રહ્મમાં જગતપણું પ્રત્યક્ષ દેખાતા છતાં પણ છે જ નહીં. બ્રહ્મ જો કે જગતનું કારણ કહેવાય છે તોપણ તડકો જેમ છાયાનું કારણ સંભવતો નથી તેમ ચૈતન્યરૂપ બ્રહ્મ જડ પૃથ્વી વગેરેનું કારણ હોય એ અસંભવિત છે. માટે જગતની ઉત્પત્તિ જ થઈ નથી એમ જાણવું. આ પ્રમાણે જે પ્રથમ ઉત્પન્ન જ થયું નહોય તેનો વર્તમાન કાળમાં હોવાનો સંભવ નથી, ત્યારે તેનો નાશ થવાની તો

વાત જ કેમ સંભવે? આ પ્રમાણે હોવાથી જગતરૂપી કાંઇ કોઇ પણ દિવસ ઉત્પન્ન થયું જ નથી. પરંતુ જે બ્રહ્મ છે તે જ જગતરૂપે ભાસે છે એમ માનવું. જો અજ્ઞાન જ જગતરૂપે પરિણામ પામ્યું છે આમ કહેવામાં આવે તોપણ અજ્ઞાનનું પરિણામ એ સંભવિતનો વિવર્ત (મૂળ વસ્તુમાં ફેરફાર ન થતાં તેમાં બીજું ભાન થવું તેજ છે) સ્વપ્નામાં જે જગત્ જોવામાં આવે છે તે સંભવિતનો જ વિવર્ત છે અને જેમ સ્વમામાં બ્રહ્મરૂપ જગત્ જોવામાં આવે છે તે સંભવિતનો દેખાવ જોવામાં આવે છે. તેમ જ સૃષ્ટિના આરંભમાં જે જગત્ જોવામાં આવે છે તે બ્રહ્મનો જ ભાસ થાય છે તે વિના બીજું કંઇ જ નથી. આ સર્વ જે કાંઇ જગત્ જોવામાં આવે છે તે બ્રહ્મરૂપ જ છે. જગતનો કોઇ પણ કાળે અને જરાપણ પ્રલય થયો નથી. દ્રવપણું જેમ જળરૂપે છે, ચંચળપણું જેમ વાયુરૂપે છે અને દેખાવ એ જેમ પ્રકાશરૂપ છે તેમ બ્રહ્માંડ પણ બ્રહ્મરૂપ છે. જેમ સ્વપ્નને જોનારા પુરુષનું પોતાનું જ્ઞાન જ સ્વપ્નામાં નગરના જેવું જણાય છે તેમ જ પરમાત્મા જ પોતાના સ્વરૂપમાં જગત્ જેવા જોવામાં આવે છે, પરંતુ વસ્તુ એ બ્રહ્મ જ છે બીજું કંઇ પણ નથી. ૧૨–૨૦

શ્રીરામ પૂછે છે; હે મુનિ મહારાજ! આ દૃશ્યરૂપી ઝેર જો સ્વપ્નના અનુભવની પેઠે મિથ્યા હોય તો તે અત્યંત દૃઢ રીતે જોવામાં કેમ આવે છે? જ્યાંસુધી દૃશ્યની સ્થિતિ હોય છે ત્યાંસુધી દૃષ્ટાનું વારણ થતું નથી અને જ્યાંસુધી દ્રષ્ટાની સ્થિતિ હોય છે ત્યાંસુધી દૃશ્યનું વારણ થઇ શકતું નથી. તેમ જ એમાંથી એક રહે છે ત્યાંસુધી બંન્નેને બંધ રહે છે અને એકનો ક્ષય થાય છે ત્યારે બન્નેનો મોક્ષ થાય છે પરંતુ જ્યાંસુધી દૃશ્યનો અત્યંત બાધરૂપી વિનાશ જાણવામાં આવ્યો નથી ત્યાંસુધી દૃષ્ટાનો અને દૃશ્યનો સંબંધ પણ ટળતો નથી અને ત્યાંસુધી મોક્ષની આશા રાખવી એ પણ વ્યર્થ છે. જો પ્રથમ દૃશ્ય પદાર્થ હોય અને પછી તેનો નાશ થતો હોય તો સંસ્કારરૂપે રહેલા દૃશ્યનો ઉત્પત્તિરૂપ અનર્થાત્મક બંધ શાંત થતો નથી. પરંતુ તેવું કંઇ પણ નથી. કારણ કે ચૈતન્યરૂપી અરીસાઓ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તેમાં સર્વ દૃશ્યનો સ્મરણરૂપી મોટો પ્રતિબિંબ પડયા વિના રહેતો નથી. જો દૃશ્ય ઉત્પન્ન જ થયું ન હોય અને અસ્તિત્વ વિનાનું હોય તો તો દ્રષ્ટા દૃશ્યથી મુક્ત થવો જોઇએ. હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ! એટલા માટે મારા મનમાં મુક્તિના સંભવની જે શંકા છે તેને તમે યુક્તિઓથી દૂર કરીને હું જ્યાંસુધી દૃશ્યના અત્યંત અસંભવને યથાર્થ રીતે સમજું ત્યાંસુધી મને વિસ્તારથી કહો ૨૧–૨૭

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! જગત્ દૃઢ રીતે પ્રતીત થાય છે છતાં પણ તે

મિથ્યા જ પ્રતીત થાય છે. આ બાબત હું વિસ્તારવાળી આખ્યાયિકાયોથી કહું છું તે સાંભળો. પાણીના ધરોમાં જેમ ધૂળ નિચે બેસી જાય છે તેમ તમારા હૃદયમાં દશ્યનો અત્યંત અસંભવ સ્થિતિ કરશે નહી ત્યાંસુધી હું તમને પૂર્વના મહાત્માઓની કથાઓનાં વાકયોથી સમજાવીશ. તમે જ્યારે ભ્રાંતિરૂપ જગતની સૃષ્ટિના અત્યંત અભાવને યથાર્થ રીતે સમજશો ત્યારે તમે તત્વમાં વિશ્રાંતિ કરીને વ્યવહાર કરશો. તમે જ્યારે જગતનાં મિથ્યાપણાને સમજશો ત્યારે બાણો જેમ મોટા પર્વતને વિંધી શકે નહીં, તેમ સ્થૂલ, સૂક્ષ્મ વિષયોના પ્રયોજનો માટે ગ્રહણ કરવાની ચપળ વૃત્તિઓ તથા તેઓના પ્રયોજનને અભાવે ત્યાગ કરવાની ચપળ વૃત્તિઓ તમને વિંધી શકશે નહીં એ આત્મા એક અને અદ્વિતીય જ છે, તેમાં બીજી કલ્પના નથી, હે રઘુવંશી રામ! છતાં પણ એ આત્મામાં જગત જે રીતે ઉત્પન્ન થયું છે તે હું તમને કહીશ.[૨૮-૩૨]

હે રામ! આ સર્વ બ્રહ્માંડો આત્માથી ઉત્પન્ન થયાં છે અને તે આત્મા પણ સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ થાય છે તથા બહારના પદાર્થોરૂપ તથા માનસિક પદાર્થોરૂપે થાય છે અને તે પોતે જ જગતરૂપે ઉત્પન્ન થાય છે અને પ્રલયરૂપે લય પામે છે.[૩૩]



# સર્ગ ૧૨ મો.*

## સૃષ્ટિના અધ્યારોપથી જગતનો અસંભવ.

**श्रीवसिष्ठ उवाच**—एतस्मात्परमाच्छांतात्पदात्परमपावनात् ।
यथेदमुत्थितं विश्वं तच्छृणूत्तमयाधिया ॥

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામચંદ્ર! અત્યંત પવિત્ર અને શાંત એવા એ પરમ પદથકી જે રીતે આ જગત ઉત્પન્ન થયું છે તે તમે પવિત્ર બુદ્ધિથી સાંભળો.[૧] જેમ પ્રત્યેક પુરુષનું પોતાનું શાંત સ્વરૂપજ સ્વપ્નની પેઠે વિવર્ત પામે છે તેમ સર્વ જીવોનું એકઠું શાંત સ્વરૂપજ સૃષ્ટિની પેઠે વિવર્ત પામે છે, એ સર્વ સ્વરૂપ પરબ્રહ્મનો જગતરૂપે વિવર્ત થવામાં જે અનુક્રમ છે, તે સાંભળો.[૨]

જે જગત સદા સ્વાભાવિક રીતે અનંત પ્રકાશ સ્વરૂપવાળા એ ચૈતન્ય મણિની સત્તારૂપજ છે તે પોતે પોતાના સ્વરૂપમાંજ કંઇ દશ્યપણાને પામે છે અને અહં-

---

* આ બારમા સર્ગમાં અપવાદથી જગતનો અત્યંત અસંભવ કહેવા માટે તેને ઘટતો પરમાત્મામાં સૃષ્ટિનો અધ્યારોપ કહેવામાં આવશે.

કારના અધ્યાયથી રહિત અને આકાશ કરતાં પણ સૂક્ષ્મ એ શુદ્ધ તત્વ ભવિષ્યમાં થનારા નામરૂપોનાં અનુસંધાનોથી પ્રથમ કાંઇક કલ્પનાવાળું થાય છે. આ કલ્પનાને શાસ્ત્રમાં ઇક્ષણ કહે છે. તે ઇક્ષણવાળી પરમસત્તા ઇક્ષણરૂપી વૃત્તિમાં પ્રકટ થયેલા ચૈતન્યને લીધે વાણીના વ્યવહારની કંઇક યોગ્યતા મેળવવાથી 'ઇશ્વર' એવું યોગ્ય-નામ ધારણ કરે છે.[૩-૬] તે પછી ઘણા કાળની ભાવનાથી ઇક્ષણ વૃત્તિ દૃઢ થતાં એજ સત્તા જ્યારે સૂક્ષ્મ પ્રપંચપણાને ગ્રહણ કરીને પોતાના પરબ્રહ્મપણાંને, વિસરી જવાથી, તજી દે છે ત્યારે ભવિષ્યમાં જીવ અને હિરણ્યગર્ભ નામવાળી થાય છે. બ્રહ્મની સત્તાજ એ પ્રમાણેની ભાવનાઓને લીધે સંસારની સ્થિતિમાં તત્પર થાય છે. એ સત્તાનો સ્વભાવજ એવો હોવાથી રજ્જુમાં જેમ સર્પનો ભાવ ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મની સત્તામાં જીવ અને હિરણ્યગર્ભની ભાવના ઉત્પન્ન થાય છે બ્રહ્મની સત્તામાં જીવભાવ ઉત્પન્ન થયા પછી, તરત શૂન્યરૂપ આકાશપણું ઉદય પામે છે. જે આકાશ શબ્દાદિક તન્માત્રાઓનાં બીજરૂપ છે અને ભવિષ્યનાં નામોને પ્રકાશ કરનાર છે. તે પછી કાળની સત્તા સાથે અહંકારનો ઉદય થાય છે કે જે ભવિષ્યમાં થનારી જગતની સ્થિતિનાં મુખ્ય બીજરૂપ છે.[૭-૧૦] આ રીતે પર-બ્રહ્મની મુખ્ય સત્તામાંથી જરાપણ વિકાર પામ્યા વિના આ મિથ્યા જગતરૂપી જાળ ઉત્પન્ન થાય છે અને તે પ્રકાશવાથી જાણે જૂદી સત્તાવાળું હોય તેવું લાગે છે. અહંકારના ઉદયને અનુસરીને ભાસનાર એ બ્રહ્મતત્વ આ સંકલ્પાત્મક જગતરૂપી વૃક્ષના એક બીજરૂપ છે. અહંકારનો ઉદય થયા પછી તે અહંકારના એકદેશ-સમાન અને ચલન શક્તિવાળો વાયુ ઉત્પન્ન થાય છે. તે પછી અહંકારથી ભરેલી એજ બ્રહ્મસત્તા આકાશની તન્માત્રારૂપી શબ્દની ભાવનાથી આકાશ કરતાં જરા ઘાટી થઇને શબ્દરૂપે પ્રતીત થાય છે અને એ શબ્દ સર્વ ભવિષ્ય પદાર્થોનો વાચક થઇ પડે છે. શબ્દનાં સમૂહરૂપી વૃક્ષનાં બીજરૂપ છે, વેદરૂપે પ્રકાશ પામે છે અને પદ, વાક્ય તથા પ્રમાણનાં નામોથી જગતમાં કહેવાય છે.[૧૧-૧૪] આ પ્રમાણે વેદપણાને પામેલા બ્રહ્મતત્વમાંથી સર્વ જગત્ ઉત્પન્ન થાય છે અને જે જે શબ્દોનો ઉદય થાય છે તે તે શબ્દોના વાચ્ય તરિકે પદાર્થોરૂપે પણ એજ તત્વ પ્રતીત થાય છે. એક જાતના વાયુરૂપ પ્રાણને ધારણ કરવાથી એ બ્રહ્મસત્તા જીવ કહેવાય છે અને ભવિષ્યમાં અનેક રૂપવાળા જૂદા જૂદા દેહોના લાભથી, જીવનાં વ્યષ્ટિપણાંથી અનેક સમૂહો થાય છે ભવિષ્યનાં ચૌદ બ્રહ્માંડોમાં રહેવાથી ચૌદ પ્રકા-રના અને પ્રાણવાયુનો સંબંધ ધરાવનારા જીવોએ ચૈતન્યમાંથી બ્રહ્માંડરૂપી ખાડા-

ઓમાં પડે છે. જેમાં પ્રથમ નામ કે ગતિ કાંઇજ હોતું નથી. એવું એક ચૈતન્ય તુરત પ્રકાશ પામીને ક્ષણમાં ભાવનાથી સ્વર્શરૂપ થાય છે. સ્પર્શના સમૂહરૂપી વૃક્ષના બીજરૂપ એજ ચૈતન્ય આવહ તથા પ્રવહ વગેરે પવનોરૂપે થાય છે. અને પવનોરૂપે થયેલા ચૈતન્યમાંથી સર્વ પ્રાણીઓની ક્રિયારૂપ ગતિ ચો તરફ વિસ્તાર પામે છે.[૧૫–૧૯] એજ ચૈતન્યમાં પ્રકાશની ભાવનાને લીધે પ્રકાશનો અનુભવ થાય છે અને તે પ્રકાશમાં અનેક ભવિષ્યરૂપોના સમષ્ટિરૂપનો અનુભવ થાય છે. રૂપમાંથી સૂર્ય અને અગ્નિઆદિ વ્યષ્ટિરૂપો ઉત્પન્ન થાય છે અને તે રૂપજ અનેક રૂપોના આધારરૂપી વૃક્ષનું બીજ છે એટલે તેમાંથી નોખાં નોખાં વ્યષ્ટિરૂપોના ભેદથી સંસાર ફેલાય છે. એજ ચૈતન્ય 'હું પાણીના રસના સમુદાય રૂપ છું' આવી ભાવના કરવાથી રસરૂપ થઇ જાય છે. સમુદાયરૂપ અમુક પદાર્થનો સ્વાદ લેતાં જે પ્રતીતિ થાય છે તેનું નામ રસ તન્માત્રા કહેવાય છે.[૨૦–૨૩] પાણીના ભવિષ્ય વિષયોરૂપ એ રસ વ્યષ્ટિરસરૂપી વૃક્ષોના બીજરૂપ છે. એટલે તેમાંથી પરસ્પર સ્વાદોની વૃદ્ધિ થતાં સંસાર આગળ વિસ્તાર પામે છે. એજ ચૈતન્ય જ્યારે હું પૃથ્વી છું આવો સંકલ્પ કરે છે, ત્યારે તે પૃથ્વીના ભવિષ્ય વિભાગોને યોગ્ય થઇ પડે છે. અને સંકલ્પોને લીધેજ પોતામાં ગંધપણાને જુવે છે. ભાવિ ભૂગોળપણાને માટે મનુષ્યાદિ આકૃતિઓનું એજ બીજ છે અને સર્વના આધાર એ પૃથ્વીરૂપી ચૈતન્યમાંથી ભવિષ્યમાં સંસાર વિસ્તાર પામે છે.[૨૪–૨૫] જુદા જુદા ભૂતોના અહંભાવને પામેલું ચૈતન્યજ ભાવના કરે છે તેથી શબ્દાદિ તન્માત્રાઓ પરસ્પર એકઠી થઇને પાણીમાં જેમ પરપોટા થાય છે તેમ ચૈતન્યમાંજ નિત્ય અનેક બ્રહ્માંડરૂપે પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે. એ પદાર્થો જ્યાં સુધી સર્વનો નાશ થઇ જતો નથી ત્યાં સુધી તે પ્રત્યેક પદાર્થો સ્પષ્ટ રીતે ન દેખાય તેમ એકઠા મળીને રહેલા છે.[૨૬–૨૭]

ઉપર કહેલા સર્વ પદાર્થો પરબ્રહ્મમાં રહેલા છે, જેમ એક સૂક્ષ્મ બીજમાં અનેક વડ રહેલા છે અને તે અનેકરૂપે ઉત્પન્ન થાય છે અને સેંકડો શાખાઓ રૂપે પલ્લવિત થાય છે તેમજ બ્રહ્મરૂપ બીજમાં પણ અનેક બ્રહ્માંડો રહેલાં છે અને તે અનેક રીતે ઉત્પન્ન થાય છે તથા સેંકડો શાખાઓથી સ્ફુરે છે. પરબ્રહ્મ પરમાણું જેવડા છે, તેમાં માયાને લીધે એ બ્રહ્માંડો પ્રતીત થાય છે અને એક ક્ષણમાં વધી જાય છે. આ સર્વ બ્રહ્માંડો ચૈતન્યના વિવર્તરૂપજ છે અને તેથી વિકારરહિત છે. વિકારરહિત ચૈતન્યમાંજ વિવર્તરૂપે હોવાથી બ્રહ્માંડોને વધતાં વાર લાગતી નથી.

પણ તે ક્ષણમાં વધી જાય છે. આ જે તન્માત્રાનો જથ્થો છે, તે સંકલ્પપણાંને પામેલા ચૈતન્યરૂપ જ છે. એ ચૈતન્ય પોતે વિકારરહિત છે, છતાં પણ પોતાની જ્ઞાન-શક્તિથી પોતાને વિશે જગતને રેણુસમાન જુવે છે.[૨૭–૩૧] જગતને વિશે બીજ રૂપ પાંચ તન્માત્રાઓ જ છે અને તે માત્રાઓનું બીજ પરમાત્માની સાથે સાક્ષાત્ સંબંધવાળી આદિ શક્તિ માયા છે. અને તે માયાનું બીજ પરબ્રહ્મ જ છે એમ વિવેકી પુરુષોએ સદા અનુભવ કર્યો છે. માટે જે જગત્ છે તે અજન્મા આદિ રૂપ પરબ્રહ્મ જ છે અને જગત્ તેના વિવર્તરૂપ છે.[૩૨]



# સર્ગ ૧૩ મો.*

## બ્રહ્મનો જીવભાવ અને દેહાદિકની પ્રાપ્તિ.

**श्रीवसिष्ट उवाच—परमे ब्रह्मणि स्फारे समे राम समस्थिते ।**
**अनुत्पन्ननभस्तेजस्तमः सत्ता चिदात्मनि ॥**

શ્રીવસિષ્ઠ કહે છે;—હે રામ! જેમાં આકાશ, તેજ અથવા તો તમ ઉત્પન્ન થયાં ન હતાં, જે ચૈતન્યરૂપ, વિસ્તીર્ણ, સ્વસ્વરૂપમાં રહેલા, અને વિકારરહિત પર-બ્રહ્મમાં દૃશ્ય પદાર્થોરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે પ્રથમ વિષયોની કલ્પના ઉત્પન્ન થઇ, તે પછી ચિત્તરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે ચિત્તની કલ્પના ઉઠી. તે પછી દૃશ્યોની સાથે સંયુક્ત થઇને જીવરૂપે પ્રતીત થવાના સ્વભાવને લીધે જીવપણાંની કલ્પના ઉઠી, તે પછી દૃશ્યોની સાથે એકરૂપપણાંની પ્રતીતિથી અહંભાવની કલ્પના ઉઠી, તે પછી અહંભાવની વૃદ્ધિથી બુદ્ધિપણાંની કલ્પના ઉઠી. આ પ્રમાણે મન જે શબ્દાદિકનું મનન કરનાર છે તેઓની અને બીજા કેટલાએક ભાવોની કલ્પના ઉઠી. તે પછી શબ્દાદિક તન્માત્રાઓનું પંચીકરણ થવાથી વૃદ્ધિ પામીને સ્થૂલ એવા દેહના આકારને ન પામેલા મનમાંથી આવી રીતનો આ બ્રહ્માંડા-દિકરૂપ મોટો ગુલ્મ ઉત્પન્ન થયો છે, જે પ્રત્યક્ષ જોવામાં આવે છે.[૧–૫] સ્વપ્નામાં જેમ રચના કર્યા વિનાનું પણ નગર તુરત ઉત્પન્ન થાય છે, તેમ જ એ ક્રમ પ્રમા-ણે જ ઝટ એ બ્રહ્માંડરૂપી ગુલ્મ ઉત્પન્ન થાય છે ને ચિદાકાશરૂપી મોટા વનમાં

* આ તેરમા સર્ગમાં બ્રહ્મનો જીવભાવ થવાની તથા દેહાદિકની પ્રાપ્તિ થવાની કથા કહેવામાં આવશે.

એ બ્રહ્માંડરૂપી મોટો ગુલ્મ વારંવાર ઉત્પન્ન થઇને નાશ પામે છે.[૬] જગતરૂપી કરંજોના કુંજોનું વાવ્યા વિના બીજ જેવું મન છે તેને પૃથ્વીની, જળની, અથવા તો અગ્નિ આદિની કાંઇ પણ અપેક્ષા રહેતી નથી.[૭] સ્વપ્નને જોનારો જેમ નગરને ઉત્પન્ન કરે છે તેમ બ્રહ્મમાં કલ્પાયલું મન પાછળથી પૃથ્વી આદિકને ઉત્પન્ન કરે છે,[૮] એ મન જ્યાં હોય ત્યાં રહ્યું રહ્યું જગત આદિક અંકુરને ઉત્પન્ન કરે છે. જગતનું બીજ મનરૂપી પાંચ તન્માત્રાઓ છે અને તે તન્માત્રાઓનું બીજ પરબ્રહ્મ છે.[૯] જે બીજ હોય છે તે જ અંકુરરૂપે પરિણામ પામે છે એમ જાણજો. માટે આ જગત્ બ્રહ્મમય છે, એવી રીતે સૃષ્ટિના આરંભમાં પરબ્રહ્મરૂપી આકાશમાં શબ્દાદિક પાંચ વિષયનો ગણ જે ચૈતન્ય શક્તિવડે પરબ્રહ્મરૂપ છે તેની પરબ્રહ્મમાં કલ્પના કરેલી છે. પરંતુ વસ્તુતાએ તો તે છે જ નહીં. શબ્દ, સ્પર્શ આદિક વૃદ્ધિ પામીને જે આ જગતની રચના કરે છે તે પણ ચિદાકાશમાં જ અધ્યાસ પામીને બનાવવામાં આવે છે અને તે કલ્પિત જ છે, સત્ય નથી. માટે જગતની સ્થિતિ પોતાની સત્તાથી નથી, પણ પરમાત્માની સત્તાથી છે, જે કલ્પિત પદાર્થોથી થાય છે. તે કોઇ પણ દિવસ ખરું હોતું નથી. જેનું સ્વરૂપ જ કલ્પનાથી કલ્પી કાઢેલું હોય તે સત્ય કેમ થઇ શકે! શબ્દ વગેરે પાંચ વિષયો બ્રહ્મસ્વરૂપ છે તેથી તેનાં કાર્યો પણ બ્રહ્મરૂપ છે. માટે સર્વ બ્રહ્માંડ બ્રહ્મરૂપ જ છે, સૃષ્ટિના આરંભમાં જેમ શબ્દ આદિક પાંચ વિષયોની ઉત્પત્તિ મિથ્યા ભાસે છે તેમ જગત્ કાંઇ પણ ઉત્પન્ન થયું નથી, તેમાં અધિષ્ઠાનથી જૂદું જોવામાં આવતું નથી. સ્વપ્નમાં જેમ સંકલ્પથી ઉત્પન્ન થયેલું નગર મિથ્યા છતાં સત્ય જેવું પ્રતીત થાય છે, તેમ પરમ પ્રકાશાત્મા પરબ્રહ્મમાં જીવપણું અસત્ છતાં સત્ જેવું પ્રતીત થાય છે. ચૈતન્યમાં પૃથ્વી આદિકનો અસંભવ છે. તેથી ચૈતન્ય અત્યંત નિર્મળ છે. મહાપ્રકાશમાં જેમ પરિચ્છિન્ન ઘટાકાશનો ઉદય થાય તેમ બ્રહ્માકાશમાં પરિચ્છિન્ન જીવનો ઉદય થાય છે. આ રીતે મેં તમારી પાસે જીવના સ્વરૂપનો નિર્ણય કહી બતાવ્યો.[૧૦–૧૭] હવે તે જીવ આ સ્થૂલ દેહને કેવી રીતે પ્રાપ્ત કરે છે તે સાંભળો. પરમેશ્વરમાં કલ્પાયલો સમષ્ટિ જીવાકાશ હું તણખાના જેવો અત્યંત સૂક્ષ્મ છું, આમ પોતે ચિંતા કરતો વિચાર કરે છે અને પોતાને આત્માકાશમાં અણુરૂપે અનુભવ કરે છે અને અનુભવરૂપી ભાવનાના વધારાથી અણુરૂપ અસત્ હોવા છતાં પણ સત્ જેવું પ્રતીત થાય છે. સંકલ્પનો ચન્દ્ર જેમ મિથ્યા હોય છે તેમ ભાવનાથી માનવામાં આવેલું અણુ પણ મિથ્યા છે. જીવ એ અણુની ભાવના કરતાં કરતાં એક છતાં બેપણાંને પામે છે, એટલે દ્રષ્ટા અને દૃશ્યનું રૂપ ધારણ કરે છે. સ્વપ્નમાં

મરણનો અસંભવ છે, છતાં પણ તે પોતાના મરણનો દ્રષ્ટા થાય છે. તેમ જીવ પણ પોતાના દૃશ્યપણાંનો અસંભવ છતાં પોતાના દૃશ્યપણાંનો દ્રષ્ટા થાય છે. આ પ્રમાણે દ્રષ્ટા અને દૃશ્યપણાંની ભાવના ધીરે ધીરે દૃઢ થાય છે ત્યારે તે લિંગ શરીરરૂપ થઇને પ્રથમના કરતાં જરાક સ્થૂલપણાંને પામે છે. તે પછી હુ લિંગ શરીર છું, આવી ભાવના કરવાથી એ આત્મા મનુષ્ય જેમ સ્વપ્નામાં પોતાના વાટમાર્ગુપણાંનો અનુભવ કરે, તેમ લિંગ દેહપણાંનો અને સ્થૂલ દેહપણાંનો અનુભવ કરે છે. ચિત્ત જેમ વિષયરૂપ થઇ જાય છે તેમ જીવ દેહરૂપ થાય છે. એટલે પોતે સર્વ ઉપાધિઓથી ભિન્ન છતાં પણ બહારનો પર્વત જેમ અરીસામાં પ્રતીત થાય છે, બહારનું શરીર જેમ કુવામાં રહેલું દેખાય છે અને બહારનો કોલાહલ જેમ મોટી વિસ્તીર્ણ હવેલીના ગુંબમાં થતો સંભળાય છે તેમ ઉપાધિમાં કલ્પી કાઢેલા આકાશમાં પ્રતીત થાય છે. જેમ સ્વપ્નનું અને સંકલ્પનું જ્ઞાન દેહમાં જ સ્વપ્નને અને સંકલ્પને જુવે છે તેમ અણુરૂપમાંથી–લિંગદેહના અભિમાનવાળો થયેલો જીવ પોતાના સ્વરૂપમાં જ વાસનામય વ્યવહારનો અનુભવ કરે છે. પરંતુ વ્યવહાર દૃષ્ટિથી જોતાં તો વાસનામય દેહાદિક બુદ્ધિના અને ચિત્ત વગેરેના પરિણામરૂપ છે અને પરમાર્થ દૃષ્ટિ કરતાં તો દેહાદિક જ્ઞાનરૂપ, સત્તારૂપ અને આનંદરૂપ છે. લિંગ દેહમાં રહેલો જીવ લિંગ દેહના આકાશમાં રહેલા વ્યવહારને 'હું જોઉછું.' આવા ભાવથી જાણે આકાશમાં જોવા માટે જાણે ગતિ કરવા જતાં હોય એવાં બે છિદ્રોવડે નેત્રના નામથી પ્રસિદ્ધ થાય છે. જેનાથી પદાર્થનો સ્પર્શ કરવામાં આવે છે તે ત્વચા કહેવાય છે. જેનાથી સાંભળવામાં આવે છે તેને શ્રોત્ર કહેવાય છે. જેનાથી વાસ લેવામાં આવે છે તેને પાછળથી પોતાને વિષે ઘ્રાણેન્દ્રિય રૂપે જુવે છે. જેનાથી સ્વાદ લેવામાં આવે છે તેને પાછળથી પોતાને વિશે રસના રૂપ થયેલું જુવે છે. જેથી ગતિ કરવામાં આવે છે તેને પાછળથી પ્રાણરૂપ થયેલું જુવે છે અને જેનાથી ચેષ્ટા કરે છે તેને પાછળથી કર્મેન્દ્રિયોના સમૂહરૂપે ઉત્પન્ન થયેલું જુવે છે. તે પછી અમુક પ્રત્યક્ષ દેખાય છે અને અમુક મનદ્વારા જોવામાં આવે છે, આવી ભાવના કરતો લિંગદેહનો અભિમાની જીવ મહાકાશમાં જેમ ઘટાકાશ રહે છે તેમ પરબ્રહ્મમાં રહે છે. તે બ્રહ્મતેજના એક પરમાણુંરૂપ પોતાને વિશે અસત્ય છતાં સત્ય જેવી લાગતી ઉણપપણાંની ભાવના કરવાથી જીવ શબ્દનો વાચક થઇ જાય છે. કલ્પનાથી આકુલપણાંને પામેલો લિંગદેહનો અભિમાની અને જેનો લિંગદેહ પાછળથી સ્થૂલપણાંને પામે છે એવો જીવ પોતાની કલ્પનામાં આ સાકાર બ્રહ્માંડને જુવે છે. ૧૯–૩૪ તે બ્રહ્માંડમાં કોઇ જીવ

પોતાને પાણીમાં રહેલો જુવે છે, કોઇ જીવ પોતાને ચક્રવર્તીરૂપે જુવે છે અને કોઇ ભાવી બ્રહ્માંડોની કલ્પના કરે છે તથા તેનો અનુભવ પણ કરે છે. પોતાના ચિત્તના સંકલ્પ પ્રમાણે દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્યોને પોતાના રહેવાનાં મિથ્યા સ્થાનકો કલ્પીને અને તેઓનાં જૂદાં જૂદાં નામો કલ્પી, તેઓનું ચિન્તન કરી તેનાથી પોતાને બાંધે છે. જેમ મિથ્યા સ્વપ્નમાં મિથ્યાકાશમાં ઉડવું જોવામાં આવે છે તેમ મિથ્યા જગત્‌રૂપી ભ્રાંતિમાં મિથ્યા સંકલ્પમય જીવ પ્રતીત થાય છે. આ પ્રમાણે બ્રહ્મા જે સમર્થ અને આદિ પ્રજાપતિ કહેવાય છે તે પોતે સંકલ્પમય હોવાથી સ્થૂલરૂપે ઉત્પન્ન થયા નથી, છતાં પણ ઉત્પન્ન થયા છે આમ કહેવાય છે. આ બ્રહ્માંડરૂપી જે કાંઇ ભ્રમ ઉત્પન્ન થયો છે તેમાં કાંઇપણ મિશ્રિત થયું નથી, કાંઇપણ ઉત્પન્ન થયું નથી, અને કાંઇપણ ગ્રહણ કરવામાં આવ્યું નથી. કેવળ અનંત પરબ્રહ્મ જ આકાશ રૂપ છે તેમાં બીજું કાંઇપણ ઉત્પન્ન થયું નથી. આ જગત્ સંકલ્પના નગરની પેઠે પ્રતીત થાય છે છતાં પણ ખરું નથી, કોઇએ રચેલું નથી અને રંગવિના ચિત્રના જેવું છે. જગત્ ઉત્પન્ન નહીં થયા છતાં પણ અનુભવમાં આવે છે અને મિથ્યા છતાં પણ સત્યના જેવું લાગે છે. મહા કલ્પના બ્રહ્માદિક મુક્ત થઇ જવાથી, આ કલ્પના બ્રહ્માની ઉત્પત્તિમાં અથવા તો તેણે કરેલી ક્રિયામાં તેના પૂર્વ જન્મનો સંસ્કાર અથવા તો બીજું કોઇ પણ કારણ નથી. આમ હોવાથી જેવા બ્રહ્મા સંકલ્પજન્ય છે તેવું તેનાથી ઉત્પન્ન થયેલું આ જગત્ પણ સંકલ્પજન્ય છે.[૩૫–૪૩] આ પૃથ્વી આદિક સૃષ્ટિમાં સાક્ષીનો જે અનાદિકાળનો અનુભવ કારણરૂપ માનવામાં આવે છે તેની સ્થિતિ જાગ્રત થયા પછી સ્વપ્નાના પદાર્થોના જેવી છે. જેમ બ્રહ્મા શૂન્ય છે તેમ જગત્ પણ સદા શૂન્ય છે. જેમ ગમે તે દેશકાળમાં પણ દ્રવપણું જળથી જૂદું પડતું નથી, તેમ આ સૃષ્ટિ કદીપણ પરમાત્માથી જૂદી પડતી નથી. પરમાત્મા નિત્ય, સમાન અને અખંડ મૂર્તિ છે. તેમ જ જાણવામાં આવતી આ ભારે આડંબરવાળી સૃષ્ટિ પણ એ રીતે મિથ્યા છે. આ બ્રહ્માંડ જે પ્રતીત થાય છે તે અત્યંત નિર્મળ બ્રહ્મરૂપ જ છે. તેના વિના બીજું કાંઇ જ નથી. આ પ્રમાણે કલ્પનાથી ઉત્પન્ન થયેલું આ જગત્ શાંત થઇને આધાર, આધેય અને દ્વૈતથી રહિત તથા દ્વૈતનો અભાવ હોવાથી જેને એક પણ કરી શકાય નહીં એવું માત્ર પરબ્રહ્મ જ બાકી રહે છે અને જગત્‌રૂપી ભ્રાંતિ થયેલી છતાં પણ તેમાં બીજું કાંઇપણ થયેલું નથી.[૪૪–૪૮] સર્વથી રહિત અને સ્વચ્છ એવા કેવળ ચિદાકાશ જ છે. એ ચિદાકાશમાં સંસારપણું

કાંઇ થયું જ નથી. જે પરમાત્માનું સ્વરૂપ છે, તે જ છે. ચિદાકાશમાં આધેય નથી, આધાર નથી, દૃશ્ય નથી, દ્રષ્ટા નથી, બ્રહ્માંડ નથી, બ્રહ્મા નથી, કોઇ જાતની વિતંડા નથી, જગત્ નથી અને પૃથ્વી પણ નથી. જે છે તે સર્વ શાંતરૂપ પરમાત્મા જ છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, જે કાંઇ પ્રતીત થાય છે તે સ્વચ્છ બ્રહ્મ પોતે જ પોતાથી પોતાને વિશે પ્રકાશે છે. પાણી જેમ દ્રવપણાને લીધે પોતાને વિશે ચકરીરૂપે દેખાય છે તેમ ચૈતન્યપણાંને લીધે બ્રહ્મ પોતાને વિશે જગતરૂપે દેખાય છે. આ જગત્ મિથ્યા જ દેખાય છે, છતાં સત્યના જેવું પ્રતીત થાય છે. જેમ સ્વપ્નમાં પોતાનું થયેલું મરણ જાગ્રત દશામાં નાશ પામે છે. તેમ અજ્ઞાન કાળમાં દેખાતું આ મિથ્યા જગત્ જ્ઞાનકાળમાં નષ્ટ થાય છે. અથવા તો જગત્ આધિષ્ઠાનરૂપે સત્ય છે, બાધ રહિત છે, અખંડિત છે, આદિ અને અંત રહિત છે, જ્ઞાનમય છે અને આકાશની પેઠે સ્વચ્છ છે.[૪૯–૫૩] પરબ્રહ્મમાં બ્રહ્મા શૂન્યરૂપ જ છે. જે પરમાત્મા છે તે પોતે જ શૂન્ય એવા બ્રહ્માદિરૂપે પ્રકાશે છે. બ્રહ્મા મનોમય શરીરવાળા જ છે, પરંતુ પંચભૂત શરીરવાળા નથી. પૃથ્વી આદિ પદાર્થો બ્રહ્માના સંકલ્પથી થયેલા છે માટે ખરા નથી. પરંતુ શશલાના શીંગડા વગેરે નહીં ઉત્પન્ન થયેલા પદાર્થોના જેવા છે.[૫૪]

# સર્ગ ૧૪ મો.*

## પરબ્રહ્મની સત્તાનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच**–इत्थं जगदहंतादि दृश्यं जातं न किंचन ।
अजातत्वाच्च नास्त्येव यच्चास्ति परमेव तत् ॥

શ્રી વસિષ્ઠ કહે છે;–આ રીતે જગત્ અને અહંકાર વિગેરે કાંઇ પણ દૃશ્ય ઉત્પન્ન થયું નથી અને ઉત્પન્ન ન થવાને લીધે તે છે જ નહીં અને જે છે તે પરબ્રહ્મ જ છે.[૧] જેમ ચલન રહિત સમુદ્રના ઉદરમાં રહેલું પાણી તરંગપણાંને પ્રાપ્ત થાય છે તેમ બ્રહ્મ પોતે જ પ્રથમ જીવપણાંને પ્રાપ્ત થાય છે અને એ પ્રમાણે જીવપણું ધારણ કરવાથી તેનું બ્રહ્મપણું મટી જતું નથી. સંકલ્પરૂપ ચૈતન્ય

* આ ચૌદમા સર્ગમાં પ્રથમ વર્ણવેલા જીવપણામાં પરિચ્છેદ આદિ સંશયોને યુક્તિથી દૂર કરીને બાકી રહેલી બ્રહ્મની એકતાનું વર્ણન કરવામાં આવશે.

વૃત્તિ જેમ સ્વપ્નના પર્વત વગેરેને પ્રિય ધારે છે તેમ જ ભ્રાંતિથી આ વિરાટને પ્રિય ગણે છે. આ જે મોટો વિરાટ દેહ છે તે પૃથ્વી આદિથી રહિત છે, મનોમય છે અને સ્વચ્છ ચૈતન્ય માત્ર બ્રહ્મમય જ છે. આ વિરાટ દેહ સ્થાન વિનાનો છે, સ્વપ્નાના પર્વતના જેવો છે. સ્વપ્નમાં જોવામાં આવતું નગર જો સ્થિર રહેતો તે સ્થિર રહે તેવું છે. ચિત્રકારના મનમાં રહેલું ચિતરવાનું સૈન્ય જો સ્થિર રહેતો તેની ઉપમાને યોગ્ય છે.[૨—૩] મોટા સ્તંભોમાં નહીં કોરેલી પુતળીઓના સમૂહ જેવો છે અને ઉત્તમ સ્તંભમાં જેમ પુતળી રહેલી છે તેમ જ પરબ્રહ્મરૂપી આકાશમાં આ જગત્ નહીં ઉદ્દ્ભવ થયેલું રહે છે. પ્રથમ પ્રજાપતિને બ્રહ્મા કહેવાય છે તે પણ પૂર્વ કાળના કર્મ આદિ કોઇ કારણો નહીં હોવાથી કારણ વિનાના છે. પૂર્વ કાળના સર્વ બ્રહ્માઓ મહા કલ્પોના અંતોમાં જ મુક્ત થઇ જાય છે. માટે આ કલ્પના બ્રહ્માનાં પૂર્વ કર્મો ક્યાંથી જ હોય? જેમ ભીંત વિનાના દર્પણમાં ભીંતનું પ્રતિબિંબ દેખાય છે છતાં પણ તે મિથ્યા હોય છે. તેમ જ બ્રહ્મમાં પ્રતીત થયેલા બ્રહ્મા પણ દેખાયા છતાં મિથ્યા છે. દૃશ્ય નથી, દ્રષ્ટા નથી, સરજનાર નથી અને સૃજ્ય વસ્તુ પણ નથી, પરંતુ જેમાં સર્વ નામ અને રૂપોની જે કલ્પના કરવામાં આવી છે તે એક બ્રહ્મ જ છે. જેમ એક દીવામાંથી અનેક દીવાઓ ઉત્પન્ન થાય છે તેમ એક બ્રહ્મમાંથી અનેક જીવો ઉત્પન્ન થાય છે.[૪—૧૦] જેમ એક સ્વપ્નમાંથી બીજાં સ્વપ્નનો ઉદય થાય છે તેમ હિરણ્યગર્ભમાંથી વિરાટનો ઉદય થાય છે અને સંકલ્પમાત્ર એ વિરાટમાંથી સંકલ્પ માત્ર વ્યષ્ટિ દેહની ઉત્પત્તિ થાય છે. એટલા માટે વિરાટ અને વ્યષ્ટિદેહ પૃથ્વી વગેરેથી રહિત જ છે. પ્રથમ સંકલ્પરૂપ એ એક વિરાટમાંથી જે બીજા સંકલ્પરૂપ જીવોનો ઉદય થાય છે તેઓની ઉત્પત્તિમાં બીજાં કોઇ સહાયકારક કારણો ન હોવાથી તે જીવો વિરાટ રૂપ જ છે. જો સહાયકારક કારણો ન હોય તો કાર્ય અને કારણ એક જ હોય છે. બ્રહ્મમાંથી આ ભ્રાંતિમય જે સૃષ્ટિનો ઉદય થયો છે તે બ્રહ્મથી ભિન્ન છે જ નહીં. સૃષ્ટિ વિરાટથી અભિન્ન છે, માટે જીવ બ્રહ્મરૂપ જ છે, કારણ કે પૃથ્વી વગેરે બીજું કંઇ જ નથી.[૧૧—૧૪]

શ્રીરામ પૂછે છે; હે વસિષ્ઠજી! જીવ એક છે કે અનંત છે? વળી પર્વતના જેવો જીવનો કોઇ સમષ્ટિ પિંડ છે કે મેઘમાંથી જેમ પાણીની ધારાઓની પેઠે, સમુદ્રમાંથી પાણીના કણોની પેઠે અને ધગાવેલા લોઢામાંથી તણખાઓની પેઠે જેમાંથી જીવોની ઉત્પત્તિ થયા કરે છે? હે મહારાજ! મને જીવના સમૂહનો નિર્ણય કહો.

હું તમારો અભિપ્રાય બહુધા તો સમજી ગયો છું, તોપણ મારા નિશ્ચય માટે આપ મારી આગળ એ વિષયનું સ્પષ્ટ વિવેચન કરો.૧૫-૧૭

શ્રી વસિષ્ઠ કહે છે;–હે રામ! જીવ એક પણ નથી તો પછી અનંતપણાંનો તો સંભવ જ કયાંથી હોય? તમે તો શશલાનું શીંગડું ઉડીને ચાલવા માંડયું, એવી અસંભવિત વાત કરો છો. હે રામ! જીવ એક પણ નથી તેમ જીવોના સમૂહો પણ નથી. તેમ જીવનો કોઇ પર્વતના જેવો સમષ્ટિ પિંડ પણ નથી. જે કોઇ સઘળા પ્રતિભાસવાળા જીવો પ્રતીત થાય છે તેઓ કોઇ પણ નથી જ, આવો તમારે આ બાબતમાં દૃઢ નિશ્ચય રાખવો. શુદ્ધ, ચૈતન્ય માત્ર, નિર્મળ અને વ્યાપક એવા એક બ્રહ્મ જ છે. એ વિના બીજાું કંઇ જ નથી. એ બ્રહ્મ સર્વ શક્તિમાન છે તેથી અનેક દૃશ્યોરૂપે ભાસે છે. જેમ લતા પ્રથમ પોતાને કળીઓવાળી અને પાછળથી પ્રફુલ્લિત દેખે છે. તેમ બ્રહ્મ પણ પ્રથમ પોતાના આભાસોના અનુક્રમે અનુપ્રવેશથી પોતારૂપ દૃશ્યોને તુરત જ પ્રથમ સૂક્ષ્મરૂપ અને પછી સ્થૂલરૂપ દેખે છે. જીવ, બુદ્ધિ, ક્રિયા, ચલન, મન, દ્વૈત, એકત્વ વગેરે રૂપે પ્રફુલ્લિત થતી સત્તાનું જ પરબ્રહ્મ અનુસંધાન કરે છે અને એવી રીતે સત્તાનું જે પ્રફુલ્લિતપણું થાય છે તે અજ્ઞાનથી જ થાય છે અને જો જ્ઞાન થાય છે તો સર્વ સત્તા બ્રહ્મરૂપે જ અવશેષ રહે છે. એ અજ્ઞાન આત્મજ્ઞાનથી ટળી જાય છે, પરંતુ આત્મજ્ઞાન થવું એ ઘણું જ દુર્લભ છે. જેમ દીવો છતાં અંધારું કયાંઇ પણ નાશી જાય છે, તેમ જ જ્ઞાન થતાં અજ્ઞાન પણ કયાંઇએ નાશી જાય છે. આ રીતે જે જીવે છે તેજ વિભાગ રહિત, અખંડ, સર્વ શક્તિવાળું અને આદિ તથા અંત રહિત બ્રહ્મ જ છે. બાધ નહીં પામનારું ચૈતન્ય જ જીવનું પારમાર્થિક સ્વરૂપ છે. એ બ્રહ્મ કોઇથી પણ પરિચ્છેદ પામતું નથી તેથી તેનો ભેદ પણ કદી થયો નથી. છતાં પણ જે કાંઇ જીવ અને જડ આદિ ભેદ જોવામાં આવે છે તે વાસ્તવિક રીતે જોતાં બ્રહ્મ જ છે.૧૮-૨૭

શ્રીરામ પૂછે છે;–હે વસિષ્ઠજી! આપ કહો છો તેમ હોય તો સર્વ જીવો સમષ્ટિરૂપે એક જ હોવાથી એક જીવની ઇચ્છાથી સર્વ જીવોને કેમ દુઃખાદિક થતાં નથી. ૨૮

શ્રી વસિષ્ઠ કહે છે;–સર્વ શક્તિવાળા એ સમષ્ટિ વિરાટની વ્યષ્ટિરૂપ વિભાગો થયા પહેલાં જ એવી ઇચ્છા હોય છે કે, 'સર્વમાં હું એક જ સત્ય સંકલ્પવાળો રહું, મારા વિના બીજા કોઇના સંકલ્પ સાચા ન થાય,' આમ હોવાથી એ સમષ્ટિ વિરાટ નિત્ય જેવી ઇચ્છા કરે છે તે પ્રમાણે તુરત થાય છે. પરંતુ વ્યષ્ટિ જીવોની ઇચ્છા

પ્રમાણે થતું નથી. સમષ્ટિ વિરાટે એ પ્રમાણે પોતાની ઇચ્છા સત્ય થવાનો સંકલ્પ કર્યો અને પાછળથી ઉદય થનારા પોતાના અંશરૂપ વ્યષ્ટિ જીવોની ક્રિયાના ક્રમ માટે એવો નિયમ કર્યો કે, તેઓની ક્રિયાઓ અમુક રીત પ્રમાણે અને અમુક સાધનો પ્રમાણે જ થાય, પરંતુ સંકલ્પ કરવાથી થાય નહીં. રીત અથવા તો સાધનો વિના પણ કોઇ સમયે કોઇ મહર્ષિ આદિ વ્યષ્ટિ જીવોની ક્રિયાઓ સંકલ્પ માત્રથી સિદ્ધ થાય તો ત્યાં તેઓનો સંકલ્પ સિદ્ધ કરવાની ઇચ્છાસમષ્ટિ વિરાટની જ સમજવી. કોઇ પણ જીવની ક્રિયા તેની શક્તિ પ્રમાણે સિદ્ધ થાય છે. તે સમષ્ટિ વિરાટે સ્થાપેલા નિયમો વિના થતી નથી. સમષ્ટિ વિરાટનો નિયમ જો ફળની સિદ્ધિમાં અનુકુળ હોય તો તેના આધીનમાં રહેનારા વ્યષ્ટિ જીવોની ક્રિયાઓ સફળ થાય છે. અને જો પ્રતિકુળ હોય તો કદી પણ સફળ થતી નથી. આ પ્રમાણે જે બ્રહ્મ છે તે જ આદિ અને અંતરહિત સમષ્ટિ વિરાટ છે. બ્રહ્મ જ સમષ્ટિ જીવરૂપે અને વ્યષ્ટિ જીવરૂપે થયેલા છે અને તે છતાં કોઇ રૂપે પણ નથી.[૨૯–૩૫] તે ચૈતન્ય દૃશ્યના જ્ઞાનથી જીવ થાય છે, જન્મ મરણરૂપ સંસારને પામે છે અને દૃશ્યનું જ્ઞાન છૂટી ગયું કે જીવ પાછો પોતાના બ્રહ્મ સ્વરૂપમાં જ આવે છે. વ્યષ્ટિ જીવો જો ઉપાસનાને માર્ગે અનુસરે છે તો ત્રાંબુ જેમ રસોથી અને ઔષધોથી પાકીને અનુક્રમે સુવર્ણ થાય છે તેમ જીવો સમષ્ટિ વિરાટને પામીને અનુક્રમે બ્રહ્મરૂપ થાય છે અને જો જ્ઞાનનાં માર્ગે ચાલે છે તો ત્રાંબુ જેમ પારસ મણિનો હરકોઇ રીતે સ્પર્શ કરતાં જ તુરત સુવર્ણ થાય છે. તેમ જીવ પણ અનુક્રમ વિના જ તુરત બ્રહ્મરૂપ થાય છે. આ સૂક્ષ્મ ચિદાકાશરૂપ પરબ્રહ્મમાં સમષ્ટિઓ અથવા તો વ્યષ્ટિઓ કોઇ પણ નથી. તોપણ તેના ચમત્કારને લીધે જાણે તેવાં હોય એમ પ્રતીત થાય છે અને તે બ્રહ્મની સત્તાથી જ પ્રતીત થાય છે. પરબ્રહ્મમાં જે પોતાની મેળે જ ચમત્કાર ઉઠે છે તે અહંભાવ કહેવાય છે અને તેનાં ભવિષ્યકાળમાં નામો તથા રૂપો વગેરે કલ્પવામાં આવે છે.[૩૬–૩૯] બ્રહ્મને પોતાનાથી અભિન્ન અહંકારનું અનુસંધાન થયું, એ જ આ મહા વિસ્તીર્ણ સંસારરૂપે બ્રહ્મમાં સ્ફુરે છે અને તે બ્રહ્મમય હોવાથી અનંત છે. બ્રહ્મમાં પ્રતીત થયેલું બ્રહ્મરૂપ જો કે બ્રહ્મથી જૂદું પાડી શકાતું નથી, તો પણ પોતાની શક્તિને લીધે પરિણામ અને વિકાર આદિક શરીર શબ્દોના વ્યવહારમાં આવીને જૂદા જેવું જણાય છે. ચૈતન્ય તથા તેને આધીન રહેનારો પ્રકાશવાળો દૃશ્ય વર્ગ સ્વાભાવિક રીતે જૂદો કરી શકાય નહીં તેવા સ્વભાવને પામતાં તેનો જે અનુભવ થાય છે તે જ ભ્રાંતિથી

જગત્ કહેવાય છે. આકાશ કરતાં પણ સૂક્ષ્મતાવાળી અને અત્યંત વિસ્તારવાળી જે ચૈતન્યની શક્તિ છે તે પ્રથમ સ્વાભાવિક રીતેજ અહંકારનું અનુસંધાન કરે છે. જ્યારે પોતાને વિશે પોતાની મેળેજ પોતાના સ્વરૂપ એ અહંકારનું ઝાંઝવાના પાણીની પેઠે સ્ફુરણ થાય છે ત્યારે તે ચૈતન્ય વૃદ્ધિ પામીને બ્રહ્માંડરૂપે પરિણામ પામેલા સૂક્ષ્મ અહંકારને દેખે છે. ચમત્કાર કરનારું એ ચૈતન્ય પોતેજ પોતાને વિશે જે અપૂર્વ ચમત્કાર કરે છે તેનેજ જગત એવું નામ આપવામાં આવે છે. હે રામચંદ્ર! અહંકારની કલ્પના ચૈતન્યને આધીન છે અને જગતની કલ્પના અહંકારની કલ્પનાને આધીન છે. તેથી અહંકાર અને જગત ચૈતન્યરૂપ છે એવા અખંડ ચૈતન્યમાં દ્વૈત અને અદ્વૈત ક્યાં રહ્યા? જીવભાવના કારણરૂપ વાસના અને કર્મ વગેરે ગણાય છે તેઓનો ત્યાગ કરો અને તું ભાવનો તથા હું ભાવનો પણ ત્યાગ કરો એટલે દ્રષ્ટા અને દૃશ્યના મધ્ય ભાગમાંથી કેવળ સત્તા જ બાકી રહેશે. પ્રથમથીજ સિદ્ધ એવી અધિષ્ઠાનની સત્તા જૂદી જણાતી દૃશ્યની સત્તાને ગળી ગયા કેડે વાદળાં વિખરાઇ જતાં જેમ આકાશની સત્તાની પેઠે એક જ સત્તા ઉદય પામે છે. જેમાં જગતની સત્તા અથવા તો અસત્તા કંઇપણ આપણે જાણતા નથી.૪૦-૪૮ મનની ચેષ્ટારૂપ સૂક્ષ્મ જગત પણ શૂન્ય છે અને ઇંદ્રિય વગેરેના વિષયરૂપ આ સાકાર સ્થૂલ જગત પણ શૂન્ય છે. બન્ને ચૈતન્યના ચમત્કારરૂપ છે. ચૈતન્યથી કાંઇ પણ ભિન્ન છેજ નહી. અવયવવાળા પદાર્થોમાં પણ જે જેના વિલાસરૂપ હોય છે તે તેનાથી કદી પણ જૂદો પડતો નથી. ત્યારે નિરવયવ ચૈતન્યના વિલાસોમાં તો ચૈતન્યથી ભિન્નપણાંની વાતજ શા માટે કરવી? જે ચૈતન્ય સર્વદા દૃશ્યોથી રહિત છે, નામ રહિત છે અને વિસ્તીર્ણ સ્વરૂપવાળું છે તેનું જે રૂપ છે તેજ સ્ફુરણમાં પામેલા જગતનું રૂપ છે. મન, બુદ્ધિ, અહંકાર, પ્રાણીઓ, પર્વતો અને દિશાઓ વગેરે જે જે રચનાઓ છે તે સર્વ ચૈતન્યની રચનાઓ છે. કારણ કે જગતની સ્થિતિ ચૈતન્યરૂપ છે. આ જગતને ચૈતન્યના ધર્મરૂપ સમજો. જગતના વિના ચૈતન્યપણું છેજ નહી. જો જગત ન હોય તો ચૈતન્ય પોતાના ચમત્કાર વિનાનું થઇ પડે. માટે જગતમાં ને ચૈતન્યમાં કહેવા માત્ર ભેદ છે, પરંતુ વાસ્તવિક ભેદ નથી. એટલે પછી જગતની જૂદી સત્તાજ ક્યાં રહી? સ્ફુરણના બીજરૂપી ચૈતન્યમાં તેનો પોતાનો જે ચમત્કાર છે તે જીવ અને તન્માત્રા રૂપ જગત છે. જે અહંકાર છે તે ચૈતન્યની શક્તિનોજ વિલાસ છે. એ વિલાસમાં ચૈતન્યના વિલાસરૂપી ચલનક્રિયા પ્રાપ્ત થતાં તેનું ભવિષ્ય કાળમાં જીવ

એવું નામ પડે છે.[૪૯–૫૫] જો કે ચૈતન્ય અને ચૈતન્યરૂપે પ્રકાશ કરનાર અહંકાર આદિ પોતાના વિકારોથી પરિચ્છિન્ન થઇને જીવ વગેરે નામો ધારણ કરે છે તો પણ તે વિકારો મિથ્યા હોવાથી તે પરિચ્છિન્નરૂપ છેજ નહી, એટલે જીવમાં અને બ્રહ્મમાં કાંઇ ભેદ છેજ નહી. ચૈતન્યની શક્તિરૂપ હોવાથી ચૈતન્યે નિર્માણ કરેલાના જેવો જણાતો જે ચૈતન્યનો વિલાસ છે તે જ જીવ કહેવાય છે. જીવ અને જીવોનું મન એ બન્ને ચૈતન્યના વિલાસરૂપ છે અને જે મન છે તે પાછળથી ઇંદ્રિયો રૂપે થાય છે. માટે એક જ બ્રહ્મ અનેકરૂપે સત્તાને પામેલું હોય એમ જણાય છે. ચૈતન્યના પ્રકાશની છટારૂપ આ જગત સર્વ ભેદોથી રહિત ચૈતન્ય રૂપજ છે. કાર્યો તથા કારણો વગેરે કોઇપણ બ્રહ્મથી ભિન્ન નથી. આ ઉપરથી સદાય એવો નિશ્ચય રાખવો કે, હું છેદન કરવાને અશક્ય છું, નિત્ય છું, વ્યાપક છું, અવિનાશી છું અને અચળ છું. પોતાના ભ્રમમાંથી એક બીજાને ભમાવનારા અને પરસ્પર વાદ વિવાદ કરતા વાદીઓ આ વિષયમાં વિવાદ કરે છે. પરંતુ અમને તો આ વિષયમાં ભ્રાંતિ ટળીને દઢ નિશ્ચય થયો છે.[૫૬–૬૧] અજ્ઞાનીઓએ દઢ માની લીધેલા આ સાકાર જગતમાં વિકાર આદિક જૂદા જૂદા દેખાય છે. પરંતુ જ્ઞાનીઓએ જગતનો નિષેધ કરીને દઢ રીતે અનુસંધાન કરેલા નિરાકાર અને સર્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં વિકાર વગેરે જૂદાં જૂદાં દેખાતાં નથી. ચૈતન્યરૂપ વસંતની સ્વાભાવિક શોભારૂપ માયા ચૈતન્યરૂપી વૃક્ષમાં દસ્યના અનુસંધાન-રૂપી પાણી સીંચાતાં આકાશમાં પ્રફુલ્લિત થનારી કાળ આદિ નામવાળી પોતાની મંજરીને વિસ્તારે છે. એ ચૈતન્ય પોતે છિદ્ર વિનાનું છે છતાં છિદ્રવાળા આકાશરૂપે સ્ફુરે છે. પોતે ચલન વિનાનું છે છતાં ચલનવાળા વાયુરૂપે સ્ફુરે છે, પોતે આકાર વિનાનું છે છતાં પણ પૃથ્વીના વિચિત્ર રસોને ઉલ્લાસ આપનાર સૂર્ય આદિકરૂપે તથા પ્રૌઢ પ્રકાશરૂપે પ્રકાશે છે, પોતે દ્રવરૂપ નથી છતાં પણ પૃથ્વીની સૃષ્ટિ ન થવાથી ખાડામાં ન જનારા જળરૂપે સ્ફુરે છે. અને પોતાના જ્ઞાનથી દસ્ય પદાર્થોનો અસ્ત થતાં એ ચૈતન્ય પ્રકાશરૂપે રહે છે અને અજ્ઞાન કાળમાં સ્થાવરાદિક જડ પદાર્થોમાં જડતાને લીધે પ્રકાશિતરૂપે રહે છે.[૬૨–૬૭] અવિચાર સમયમાં પ્રાણાદિક ભાગોની કલ્પનાને લીધે એ ચૈતન્ય સંસારી થાય છે અને વિચારકાળમાં પોતાના સ્વભાવમાં જ રહે છે. ચૈતન્યના પ્રકાશથી પ્રકાશતું આ જગત્ ચૈતન્યની સત્તાથી છે, પણ પોતાની સત્તાથી નથી. ચૈતન્યના પ્રકાશના મોટા રૂપમય આ જગત ચૈતન્યના પ્રકાશની સત્તાવડે છે, પરંતુ

પોતાની સત્તાવડે નથી. ચૈતન્યરૂપી ગાઢ અંધારાના કાળાંપણાંરૂપ આ જગત ચૈતન્યરૂપી સૂર્યના તેજની સત્તાથી સ્ફુરે છે, પરંતુ પોતાની સત્તાથી સ્ફુરતું નથી. જગતની રચના તેલના પ્રમાણના જેવી છે અને ચૈતન્ય કાજળરૂપ છે. માટે તેલ બળી જતાં જેમ પાછળ કાજળ બાકી બચે છે તેમ જગતને નિષેધ થતાં અવશેષમાં ચૈતન્ય રહે છે. જગત ચૈતન્યરૂપ અગ્નિની ઉષ્ણતા છે, ચૈતન્યરૂપી શંખની ધોળાશ છે, ચૈતન્યરૂપી પર્વતનું કઠિણપણું છે, ચૈતન્યરૂપ જળનું દ્રવપણું છે, ચૈતન્યરૂપી શેરડીની મીઠાશરૂપ છે, ચૈતન્યરૂપી દુધના સ્નિગ્ધપણાંરૂપ છે, ચૈતન્યરૂપી હિમના શીતપણાંરૂપ છે, ચૈતન્યરૂપી જ્વાળાના દાહરૂપ છે, ચૈતન્યરૂપી સર્ષવના તેલ રૂપ છે, ચૈતન્યરૂપી જળના તરંગરૂપ છે, ચૈતન્યરૂપી મધના માધુર્યરૂપ છે, ચૈતન્યરૂપી સુવર્ણના બાજુબંધરૂપ છે, ચૈતન્યરૂપી પુષ્પના સુગંધરૂપ છે અને ચૈતન્યરૂપી લતાના ફળરૂપ છે. જે ચૈતન્યની સત્તા છે તેજ જગતની સત્તા છે અને જે જગતની સત્તા છે તેજ ચૈતન્યનું શરીર છે. આકાશમાંની લતા પ્રત્યક્ષ દેખાતાં છતાં પણ તે જેમ ખરી રીતે આકાશમાં નથી. તેમ ચૈતન્યમાં બ્રહ્માંડની પ્રતીતિ થયા છતાં પણ તે વાસ્તવિક રીતે નથી. આ રીતે જગત પોતાની સત્તાથી મિથ્યા છે. પરંતુ અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે. કલ્પિત પદાર્થની સત્તા અને અસત્તા અધિષ્ઠાનથી જૂદી હોય જ નહી. માટે જગતની સત્તા અને અસત્તા બ્રહ્મથી જૂદી છે જ નહીં. જેઓ વિદ્વાનોના અનુભવનું ખંડન કરવા માટે અવયવવાળા જગતની અને અવયવ રહિત પરમાત્માની એકતા કેમ થઇ શકે આવી કલ્પનાઓ કરે છે તે તાર્કિકોને ધિક્કાર છે. જે ચૈતન્યમાં અખંડિતપણાંએ કરીને આ સર્વ પર્વતો, સમુદ્રો, પૃથ્વી, નદીઓ અને દેવો સહિત આ સર્વ જગત છે જ નહીં તે પરબ્રહ્મમાં શશલાના શીંગડા જેવા અવયવ અને અવયવીની કલ્પનાને અવકાશ જ કયાંથી મળે? જેમ સ્ફાટિક મણિ પોતાને વિશે બીજા કોઇનો પણ સમાવેશ ન થાય તેવો ઘાટો હોય છે. તોપણ તે આખા નગરનું પ્રતિબિંબ ધારણ કરે છે. તેમ જ નિર્મળ બ્રહ્મ પણ અત્યંત અખંડ છતાં પણ પોતાને વિશે આ સર્વ મિથ્યા બ્રહ્માંડને ધારણ કરે છે. જ્યારે કાર્યરૂપે ઉત્પન્ન થયેલા આ પ્રત્યક્ષ આકાશને પણ વાયુ વિગેરેનો સંગ નથી. તો પછી સર્વ પદાર્થના અધિષ્ઠાનરૂપ ચિદાકાશને જગતની સત્તા, અસત્તા, તું પણું, હું પણું વગેરેનો કેમ જ સંબંધ હોય. પાંદડું જેમ પોતાને વિશે રહેલી નસોનો સમૂહ જે પોતાથી ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે તેને ધારણ કરી રહ્યું છે. તેમ જ બ્રહ્મ પણ જે જગત પોતાથી

ભિન્ન પણ છે અને અભિન્ન પણ છે તેને પોતાને વિશે ધારણ કરી રહ્યા છે. જેમ જગતનું ઉપાદાન કારણ નિર્વિકાર હોવાથી જગતરૂપી વિકાર મિથ્યા છે તેમ ચિત્તોની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભથી ઉત્પન્ન થયેલો હોવાને લીધે પણ જગતરૂપી વિકાર મિથ્યા છે અને હજારો કલ્પનાઓરૂપી ચિત્તો પણ મિથ્યા હોવાથી તેઓની સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ પણ મિથ્યા છે અને જગત પણ મિથ્યા છે ત્યારે ચૈતન્ય પણ મિથ્યા હોવું જ જોઇએ. પરંતુ તેમ કહેવાથી કાંઇ ચૈતન્ય મિથ્યા ઠરતું નથી. કારણ કે ચૈતન્ય તો અનુભવથી સિદ્ધ થાય છે. જે વિષય અનુભવથી વિરુદ્ધ હોય તેમાં વચનનું પ્રમાણપણું માન્ય કરાય નહીં. જે બીજ હોય તે જ અંકુરરૂપે ઉદય પામતું આપણા જોવામાં આવે છે. તેમ જ જે બ્રહ્મ છે તે જ જગતરૂપે ઉદય પામે છે, આવો નિશ્ચય રાખવો.[૬૮-૮૪]

હે રામ! આકાશના જેવા આ ચૈતન્યને વિશે જે આ સર્વ દૃશ્યરૂપ બ્રહ્માંડ છે તે મહાચૈતન્યથી ભિન્ન નથી. પરંતુ મહાચૈતન્યમય જ છે. એવો તમે અનુભવ કરીને નિશ્ચય કરો.[૮૫] આ પ્રમાણે વાલ્મિકિ મુનિ ભરદ્વાજને કથા કહેતા હતા, એટલામાં દિવસ પણ પૂરો થયો અને સૂર્ય અસ્ત થયા એટલે શ્રોતાઓની સભા શ્રીવાલ્મિકિને નમસ્કાર કરીને, સાયંકાળનું કૃત્ય કરવા માટે નહાવા ગઇ અને રાત્રિ પૂરી થયા પછી, સૂર્યનાં કિરણો ઉદય પામ્યાં, તેની સાથે પ્રભાતમાં પાછી શ્રોતાઓની સભા આવી.[૮૬]



## સર્ગ ૧૫ મો.*

### મંડળનું આખ્યાન.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**—जगदाकाशमेवेदं यथा हि व्योम्नि मौक्तिकम् ।
विमले भाति स्वात्मैव जगच्चिद्गगनं यथा ॥

શ્રી વસિષ્ઠ કહે છે; હે રામ, આ જગત્ ચૈતન્યરૂપ જ છે. કારણ કે જેમ નિર્મળ આકાશમાં મોતીઓ પ્રતીત થાય છે તેમ તે નિર્મળ પરબ્રહ્મમાં પ્રતીત થાય છે. તે જગત્ ચૈતન્યરૂપ આત્માથી અભિન્ન છે, તે વિશે હું તમને દૃષ્ટાંતો કહું

* આ પંદરમા સર્ગમાં ઘણાં દૃષ્ટાંતોથી અને યુક્તિઓથી આગળ કહેલી વાતનો અનુભવ કરાવવા માટે મંડળનું આખ્યાન કહેવામાં આવશે.

તે સાંભળો. જેમ થાંભલામાં કોર્યા વિનાની પુતળી પ્રતીત થાય છે તેમ ચૈતન્યમાં પણ ઉત્પન્ન થયા વિનાનું જ બ્રહ્માંડ પ્રતીત થાય છે. ચૈતન્યરૂપી થાંભલામાં પ્રતીત થતી આ બ્રહ્માંડરૂપી પુતળી કોતરાએલી છે, કારણ કે તેનો કોઇ કોતરનાર નથી.[૧-૨] જેમ સમુદ્રમાં રહેલું પાણી જળરૂપી સ્વભાવથી ન ચળતાં તરંગોરૂપે પ્રતીત થાય છે. તેમ બ્રહ્મમાં જગત્ બ્રહ્મના સ્વરૂપથી ભ્રષ્ટ ન થતાં દૃશ્યરૂપે પ્રતીત થાય છે.[૩] જે પરમાણુઓની પાસે જગત્ સ્થૂલ છે તેમ જગતની પાસે જાળીયામાં પડતાં સૂર્યનાં કિરણોમાં ઉડતાં ત્રસરેણુંઓ પણ સ્થૂલ છે. મુર્ખોને જગત અત્યંત સ્થૂલ લાગે છે, પરંતુ વિદ્વાનોની દૃષ્ટિમાં તો તે જગત્ અત્યંત સૂક્ષ્મ લાગે છે, ત્રસરેણુંની સત્તા કિરણોની સત્તાથી કદાચ જૂદી જણાય છે, પરંતુ જગતની સત્તા બ્રહ્મની સત્તાથી જૂદી અનુભવવામાં આવતી જ નથી.[૪-૫] બ્રહ્મ વિશે પૃથ્વી વગેરે જગત પ્રતીત થાય છે તો પણ સ્વપ્નાના અને સંકલ્પના જગતની પેઠે તેનું સત્યપણું છે જ નહીં. જેમ મરુ દેશની નદીઓમાં જળનો સંભવ હોતો નથી. તેમ ચિદાકાશરૂપી આ જગતમાં ભિન્ન આકારનો કોઇ પણ દહાડો સંભવ નથી. આ જગત્ ભિન્ન આકાર વિનાનું છે અને સંકલ્પ નગરના જેવું છે. તેને વિશે મરુ દેશમાં જેમ નદી ભ્રાંતિથી દેખાય છે તેમ દૃસ્યતા ભ્રાંતિરૂપે દેખાય છે.[૬-૮] બ્રહ્મરૂપી ત્રાજવાંના એક ભાગમાં સ્વપ્ન અને બીજામાં જગતને મૂકીને કોઇ પણ વિવેકી પુરુષ દાંડીના મધ્ય ભાગનો ઝીણો સુયો બરાબર મધ્ય ભાગમાં રહે, એવી રીતે તોળી જુવે તો જગત સ્વપ્નની પેઠે જ ભિન્ન આકારથી રહિત થઇને બ્રહ્મરૂપ થાય છે. જગતને ભિન્ન દેખાડનાર જે અજ્ઞાન તેનો ત્યાગ કરીએ તો જગત શબ્દના અર્થમાં અને બ્રહ્મ શબ્દના અર્થમાં ભિન્નતા છે જ નહીં. આ જગત્ દૃસ્યતાથી રહિત છે અને ચૈતન્ય માત્ર જ છે. ચિદાકાશમાં સાક્ષીરૂપી સૂર્યથી જગતનો પ્રકાશ થયા કરે છે. જેમ વાંદળાની પાસે સંકલ્પનું વાદળું સૂક્ષ્મ છે તેમ સ્વપ્નનું અને સંકલ્પનું જગત જાગ્રતના જગતના ઉપમાનરૂપ થઇ શકે છે. માટે જાગ્રતનાં જગતમાં અને સ્વપ્ન તથા સંકલ્પના જગતમાં જરાપણ ન્યૂનાધિકપણું છે જ નહીં. માટે જગત્ દૃસ્યપણાથી રહિત છે અને બ્રહ્મરૂપ છે. જગત કેવળ આકાશરૂપ જ છે. જેમ આકાશ એટલે શૂન્ય અર્થ સમજીએ છીએ. તેમ જ જગત એટલે પણ શૂન્ય એમ સમજવું. જગત અને આકાશ આ બન્ને શબ્દો કલ્પિત હોવાથી અધિષ્ઠાન એવા ચૈતન્યથી ભિન્ન નથી. માટે ચૈતન્યમાં જગત આદિ કાંઇ પણ દૃસ્ય નથી, ઉત્પન્ન થયું જ નથી, નામરૂપથી રહિત છે અને જેવું

છે તેવું જ છે, આ પ્રમાણે ચિદાકાશમાં રહેલું જગત આવરણરૂપી ભીંત ભાગી જતાં ચિદાકાશરૂપ જ થઇ જાય છે. જગત પોતાની સત્તાથી ચૈતન્યના અણુમાત્ર પ્રદેશની સમાન પણ થઇ શકે તેમ નથી. આ જગત જે ભિન્ન આકારથી રહિત હોવાને લીધે સ્વચ્છ ચૈતન્યરૂપ જ છે તે ચિદાકાશમાં ચિદાકાશરૂપ ચિત્ર છે અને સંકલ્પથી નિર્માણ કરેલા નગરની પેઠે રહેલું છે. આ વિષયમાં હું તમને કાનના આભૂષણરૂપ મંડળનું વ્યાખ્યાન કહું છું તે સાંભળો, કે તેથી આ વિષય નિઃસંદેહ રીતે તમારા મનમાં વાસ કરશે.[૯–૧૭]

શ્રીરામ પૂછે છે; હે વસિષ્ઠિજી મહારાજ! સદ્બોધની વૃદ્ધિ માટે મને મંડળ આખ્યાન સંપૂર્ણ રીતે ટુંકાણમાં કહો, જેથી મારા જ્ઞાનમાં વધારો થાય.[૧૮]

શ્રીવસિષ્ટ કહે છે;—હે રામચન્દ્રજી! આ પૃથ્વીની પીઠ ઉપર કુળની કીર્તિમાં વધારો કરનાર, પ્રૌઢ શક્તિવાળો, ધનવાળો, ઘણા પુત્રોવાળો અને વિવેકવાળો પદ્મ નામનો એક રાજા હતો, તે રાજા મર્યાદાનું પાલન કરવામાં સમુદ્રના જેવો હતો. શત્રુરૂપી અંધારાનો નાશ કરવામાં સૂર્ય સમાન હતો, સ્ત્રીરૂપી કુમુદિનીને ચન્દ્રમા તુલ્ય હતો, દોષોરૂપી ખડમાં અગ્નિ સમાન હતો, વિબુધો (દેવો અથવા તો પંડિતો) ને મેરુ પર્વત સમાન હતો. સમુદ્રરૂપી સમુદ્રને ચન્દ્રમા જેવા પોતાના યશથી ઉલ્લાસ આપતો હતો, સદ્ગુણરૂપી હંસોને સરોવર સમાન હતો, સંપત્તિરૂપી કમળોને નિર્મળ સૂર્ય સમાન હતો, યુદ્ધમાં શત્રુઓરૂપી લતાઓને પવનરૂપ હતો, શત્રુઓનાં મનરૂપી હાથીઓને સિંહ સમાન હતો, સર્વ વિદ્યાઓનું પ્રીતિપાત્ર હતો, સર્વ આશ્ચર્યકારક ગુણોની ખાણ સમાન હતો, દૈત્યોરૂપી સમુદ્રને ક્ષોભ કરવામાં પ્રબળ મંદરાચળ સમાન હતો, વિલાસોરૂપી પુષ્પના જથ્થાને વસંતરૂપ હતો, રૂપમાં કામદેવ સમાન હતો, લીલાઓરૂપી લતાઓને નૃત્ય કરાવવામાં પવનરૂપ હતો, કોઇ પણ કરી શકે નહીં તેવાં કામ કરવાના ઉત્સાહમાં વિષ્ણુ સમાન હતો. સૌજન્યરૂપી રાત્રિ વિકાસી કમળને ચન્દ્રમા તુલ્ય હતો અને દુષ્ટ ચેષ્ટારૂપી લતાઓને અગ્નિના સમાન હતો.[૧૯–૨૪] તે રાજાને રૂપવતી અને વિલાસોથી ભરપૂર લીલા નામની રાણી હતી. એ લીલા સર્વ સૌભાગ્યથી ભરપૂર હતી, પૃથ્વી ઉપર અવતરનારી બીજી લક્ષ્મી હતી. પતિ અને સંબંધીઓને સેવા કરવામાં કુશળ હતી, વિલાસી હોવાથી મધુરતા ભર્યું બોલવાની તેને ટેવ હતી, યૌવનના મદથી આનંદપૂર્વક મંદ મંદ ચાલતી હતી, એનું મંદ હાસ્ય બીજા ચન્દ્રના ઉદય જેવું શોભતું હતું, અને કેશરૂપી ભ્રમરોથી શોભાયમાન દેખાતું હતું. તેનું શરીર નિર્મળ હતું અને કાનના કોકરવાથી સુંદર દેખાવાને

લીધે, જાણે જંગમ કમલિની હોય તેવી લાગતી હતી. ઉત્તમ પ્રતિના વિલાસવડે શોભાયમાન રસથી ભરેલી અને કોમળ ડાળીના સમાન હાથવાળી અને ડોલર સમાન દાંતવાળી તે લીલારાણી રસથી ભરેલી, કુપળીયાંરૂપી હાથવાળી અને પુષ્પોની શોભાવાળી તથા ડોલરના પુષ્પોના સમૂહને પ્રફુલ્લિત કરનારી મૂર્તિવતી વસંતની લક્ષ્મી હોય તેવી શોભતી હતી. તેનું શરીર સ્વચ્છ હતું, પવિત્ર હતી, સ્પર્શમાત્રથી પણ આનંદદાયિની હતી, હંસની જેવી ગતિવાળી હોવાથી જાણે દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર ઉતરેલાં ગંગાજીના જેવી લાગતી હતી. સર્વ લોકોને આનંદ આપનારપણાંને લીધે પૃથ્વીના કામદેવ સરખા એ પદ્મરાજાની લાંબો વખત સેવા કરવાને માટે જાણે બીજી રતિ જન્મી હોય, એવી લાગતી હતી.[૨૫–૩૦] એ લીલા જ્યારે પદ્મરાજા ઉદ્વેગ પામતો ત્યારે ઉદ્વેગ પામતી, આનંદ પામતો ત્યારે આનંદ પામતી, આકુળ થતો ત્યારે આકુળ થતી. આમ હોવાથી તે પદ્મરાજાના પ્રતિબિમ્બના જેવી હતી. પરંતુ પદ્મરાજા જ્યારે ક્રોધ કરતો ત્યારે તે ક્રોધ ન કરતાં કેવળ ભય પામતી હતી.[૩૧]



# સર્ગ ૧૬ મો.*

## મંડળનું કામભોગથી અતૃપ્ત રહેવું.

**श्रीवसिष्ठ उवाच–भूतलाप्सरसा सार्द्धमनन्यदयितापतिः ॥**
**अकृत्रिमप्रेमरसं स रेमे कांतया तया ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! જેને લીલાવિના બીજી રાણી ન હતી. તે પદ્મરાજા પૃથ્વીની અપ્સરા જેવી લીલાની સાથે સ્વાભાવિક રીતે પ્રેમ રસમાં આવી જઇને ઉપવનોના નિકુંજોમાં, તમાલોના વનોમાં, પુષ્પોના મંડળોથી રમણીય લતાઓથી ઘેરાએલાં ક્રીડા મંદિરોમાં, અંતઃપુરની પુષ્પની શય્યાઓમાં, પુષ્પોની ગલ્લીઓમાં, વસંતઋતુમાં ઉપયોગી એવા ઉપવનોના હિંડોલામાં, ક્રીડા કરવાનાં નાનાં નાનાં તળાવોમાં, ચન્દનનાં વૃક્ષોથી ભરપૂર પર્વતોમાં, સંતાનક નામના કલ્પ વૃક્ષોની નિચેના પ્રદેશોમાં, કદંબો અને આસુપાલવોનાં ઘરોમાં, લિંબડાઓના કુંજોમાં, ઉઘડી ગયેલાં ડોલર તથા મંદાર નામના પુષ્પોના રસથી સુગંધી થયેલાં તથા જેની અંદર કોયલો

* આ સોળમા સર્ગમાં કામભોગથી અતૃપ્તિ અને તેને પરિણામે થતું અપાર દુઃખ દેવો પણ ટાળી શકતા નથી એ કથા કહેવામાં આવશે.

ટૌકા કરે છે એવા વાસંતિક વનોના કુંડામાં, અનેક અરણ્યોમાં કોમળ તથા હરીયાળી કાંતિવાળાં તૃણના પ્રદેશમાં, ઉંચા ઉછળતા પાણીના બિંદુઓની વૃષ્ટિ કરનારા ભરણાંઓના પર્વતોમાં, મણિયો અને માણિક્યોની શિલાઓના તળ ઉપર જ્યાં પૂર્વે દેવો, ઋષિઓ અને મુનિઓનો નિવાસ હતો તેવા દૂર દૂરના પવિત્ર આશ્રમોમાં, પ્રફુલ્લિત કુમુદિયોનાં સ્થળોમાં અને પુષ્પોથી તથા ફળોથી ભરપૂર થયેલા શ્યામ રંગના પ્રદેશોમાં ક્રીડા કરી,[1-8] રુપાળા પદ્મરાજાએ લીલાની સાથે સુંદર વિષયોવાળા અને દેવના જેવી તરુણતાને યોગ્ય સુરતો કર્યા અને એકબીજાના ગાઢા પ્રેમરસથી અત્યંત ભરપૂર અને સુકુમાર એવા સુંદર વિલાસો કર્યા, સાંસારિક હાસ્ય તથા મસ્કરીની વાતો કરી પુરાણોનાં આખ્યાનો સાંભળ્યાં, અક્ષરમુષ્ટિ, ગૂઢ ચતુર્થક વગેરે ઘણી જાતના જૂગારો ખેલ્યા, નાટકો સાંભળ્યા ને નજરે જોયા, કાવ્યોના આકારમાં રચાયલી આખ્યાયિકાઓ સાંભળી, ગૂઢ અભિપ્રાયવાળા શ્લોકોની ચર્ચાઓ કરી, વિનોદ માટે શરીરના અવયવો વાળવાની ક્રિયાયો પણ કરી, છ રસવાળાં ભોજનોનો પણ સ્વાદ લીધો, જરા ભીનાશવાળાં અને કોમળ એવાં કેસર તથા કર્પુરોથી ભરેલી પાનની બીડીઓ ચાવી, ઉઘડેલાં પુષ્પોથી, લતાઓથી અથવા તો ત્રણોથી શરીરને શણગાર્યાં, એક બીજાને સુરત સમયમાં નખનાં વ્રણો પણ કર્યાં, પાછળથી દોડીને એક બીજાને અડી જવાની રમતો પણ કરી, પુષ્પની માળાઓથી એક બીજાને પ્રહાર કરવાની રમતો પણ કરી, ઘરમાં પુષ્પોના હિંડોળામાં એક બીજાને બેસાડીને ઝુલાવવાની રમતો પણ રમ્યો, વહાણમાં બેસીને તલાવ વગેરેમાં ભ્રમણ કરવાનો પણ વિનોદ કર્યો, ગાયનોના આલાપ પણ કર્યા, વિણાઓ અને મૃદંગો પણ વગાડયાં, બગીચાઓમાં, નદીઓના તીર ઉપર આવેલાં વૃક્ષોની નિચે, ઉત્તમોત્તમ ગલ્લીઓમાં, અંતઃપુરોમાં તથા રાજ મહેલોનાં પ્રફુલ્લિત હિંડોળામાં હીંચકવાની રમતો પણ કરી. અત્યંત કેળવાયેલા બબ્બે ઘોડાઓ, હાથીઓ તથા ઉંટો ઉપર બેસીને સુરતોના ખેલો પણ ખેલ્યા, જળક્રીડા કરતી વખતે એક બીજાને પાણીથી ભીંજવવાથી અનેક રમતો કરી તથા નૃત્યો કર્યાં, ગાયનો ગાયાં તથા તે બન્ને ઘણીવાર જોયાં અને સાંભળ્યાં, અનેક કળાઓથી તાલપૂર્વક તાંડવ નૃત્યો પણ કર્યાં, એક બીજાને શણગારથી શણગાર્યાં તથા ગાયનની કળા સંબંધી ચર્ચા પણ કરી.[9-17] આ પ્રમાણે ઉત્તમ સુખોમાં અને વિલાસોમાં ઉછરેલી, સુંદર ભ્રકુટીવાળી અને સંકલ્પ વિકલ્પ કરનારી પદ્મ રાજાની રાણી લીલા એક દિવસ વિચાર કરવા લાગી કે, મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય આ પદ્મ રાજા જે જુવાનીના ઉલ્લાસથી

ભરપૂર છે, તે અજર ને અમર કેવી રીતે થાય ? ઊંચા સ્તનોવાળી હું આ ભર્તારની સાથે પોતાની ઇચ્છા પૂર્વક સેંકડો યુગો સુધી પુષ્પોનાં મંદિરોમાં કેવી રીતે વિલાસો કરવાને શકિતમાન્ થાઉં.[૧૯–૨૦] આ ચંદ્રના જેવા મુખવાળા મારા પ્રાણપતિ રાજા જે રીતે અજર ને અમર થાય તે રીતે હું તપથી, જપથી, યમોથી તથા નિયમોથી તે રીતનો પ્રયત્ન કરું અને તેટલા માટે પ્રથમ તો હું જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ તથા વિદ્યાવૃદ્ધ બ્રાહ્મણોને પૂછી જોઉં કે, શું કરવાથી મનુષ્યો અમર થાય ? આ રીતે વિચાર કરી બ્રાહ્મણોને બોલાવીને, તેઓનું પૂજન કર્યું અને તેઓને પ્રણામ કરીને, લીલા વારંવાર પૂછવા લાગી કે, હે બ્રાહ્મણો! અમરપણું કેવી રીતે મળે ?[૨૧–૨૩]

બ્રાહ્મણો બોલ્યા,–હે રાણીજી ! તપથી, જપથી અને યમો પાળવાથી સર્વ સિદ્ધિઓ સિદ્ધ થાય છે, પરંતુ અમરપણું કદી પણ મળતું નથી. બ્રાહ્મણોના મુખથકી આવું વચન સાંભળીને, લીલા ભવિષ્યમાં થનારા પતિના વિયોગથી ભયભીત થઇ ગઇ અને તેણે ફરીને પોતાની બુદ્ધિ સાથે વિચાર કર્યો કે, જો દૈવયોગથી પતિની પહેલાં જ મારું મૃત્યુ થશે તો હું માનસિક સર્વ દુઃખોથી રહિત થઇને પરલોકમાં સુખેથી રહીશ, પરંતુ જો કદાચ હજાર વર્ષે પણ મારા પતિ મારા અગાઉ મરણ પામશે તો હું દુઃખી થઇશ, માટે મારે પતિનો જીવ જે રીતે ઘરમાંથી બહાર ન જાય એમ હું કરું.[૨૪–૨૭] એ પ્રમાણે કરવાથી મારા આ અંતઃપુરના મંડળમાં પતિનો જીવ સદા ફર્યા કરશે અને હું ભર્તાની પવિત્ર દૃષ્ટિતળે સદા સુખમાં અંતઃપુરને વિષે રહીશ. એટલા માટે આજથી લઇને જ હું જપથી, તપથી, ઉપવાસોથી અને નિયમોથી ચૈતન્યરૂપ સરસ્વતી દેવીનું તે પ્રસન્ન થાય ત્યાંસુધી પૂજન કરું. આવો નિશ્ચય કરીને લીલા રાણી તે વાત પતિને જાણ ન કરતાં શાસ્ત્ર પ્રમાણે નિયમો પાળીને, ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગી અને ત્રણ ત્રણ અહોરાત્ર (દિવસ રાત્રિ) પૂરાં થઇ રહે એટલે પારણું કરવા લાગી તથા દેવતાઓની, બ્રાહ્મણોની, ગુરુની, પંડિતોની તથા વિદ્વાનોની પૂજા કરવામાં પરાયણ રહેવા લાગી. સ્નાનમાં, દાનમાં, તપમાં તથા ધ્યાનમાં તે નિત્ય ઉદ્યોગી રહેવા લાગી. સંપૂર્ણ આસ્તિકપણાને લીધે સદાચાર પાળવા માંડી, પારકાનાં દુઃખોને ટાળવા લાગી અને તે લીલા પોતાની તે સ્થિતિ પતિને ન જાણ થવા દેતાં કાળ, ઉદ્યોગ, શાસ્ત્ર અને ક્રમને અનુસરીને, પતિને પણ પ્રસન્ન રાખવા લાગી. આ પ્રમાણે નિયમો પાળતી લીલાએ કષ્ટો વેઠીને ત્રણસો દિવસ રાત્રિ સુધી અવિચ્છિન્ન તપ કર્યું. ત્રણસો દિવસ રાત્રિ

પૂરાં થયા પછી, બાહ્ય અને માનસિક ઉપચારોથી પ્રસન્ન થયેલાં સરસ્વતી દેવીએ પ્રસન્ન થઇને તેને નિચે પ્રમાણે કહ્યું.૨૮-૩૫

શ્રીસરસ્વતી બોલ્યાં:—ઓ પુત્રી! પતિભક્તિથી અત્યંત શોભાયમાન એવાં તારા અવિચ્છિન્ન તપવડે, હું તારા ઉપર પ્રસન્ન થઇ છું, માટે તું ઇચ્છિત વર માંગી લે.૩૬

લીલા રાણી કહે છે;—હે જન્મ તથા જરારૂપી જ્વાલાથી થતા દાહરૂપી દોષને દૂર કરવામાં ચંદ્રિકા સમાન કાંતિવાળાં! હે હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપી અંધારાના સમૂહનું નિવારણ કરવામાં સૂર્ય સમાન કાંતિવાળાં હે અંબ! હે મા! હે જગદંબા! હું રાંક છું તેની તમે રક્ષા કરો. હે સુંદરી! હું માગું તે પ્રમાણે મને બે વરદાન આપો. તેમાં પહેલો વર આ કે, મારો પતિ મરી જાય ત્યારે પણ તેનો જીવ મારા અંતઃપુરના મંડળમાંથી બહાર જાય નહીં તે અને બીજો વર એ કે વરદાન લેવા માટે હું જ્યારે જ્યારે તમારાં દર્શન માટે પ્રાર્થના કરું ત્યારે ત્યારે તમારે મને દર્શન દેવાં.૩૭-૪૦

શ્રીવસિષ્ઠ કહે છે; આ રીતે લીલાનાં વચનો સાંભળીને જગદંબા 'આ પ્રમાણે તને સર્વ વરો મળશે.' આ રીતે વરદાન દઇને તરંગ જેમ પોતાની મેળે જ ઉઠીને પાછો સમુદ્રમાં અંતર્ધાન થઇ જાય તેમ અંતર્હિત થઇ ગયાં, અને જેને ઇષ્ટ દેવતા પ્રસન્ન થયા હતા એવી મહારાણી લીલા પણ ગાયન સાંભળવાથી જેમ હરિણી આનંદ પામે તેમ સરસ્વતીનાં વચનોથી આનંદ પામી. તે પછી કાળચક્ર, જે પક્ષ, માસ તથા ઋતુઓરૂપી કુંડળીવાળું છે, દિવસોરૂપી આરાવાળું છે, વર્ષરૂપી ધરીવાળું છે, ક્ષણરૂપી નાભીવાળું છે, સૂર્ય આદિકની ગતિઓરૂપી ગતિવાળું છે, તે ચાલ્યા કરતું હતું. એટલામાં તેના પતિ પદ્મરાજાને કોઇની સાથે યુદ્ધ થતાં તેમાં તે ઘવાયો અને તેની ચેતના સુકાયલા પાંદડાના રસની પેઠે જોતજોતાં તુરત લિંગ શરીરમાં અસ્ત પામી ગઇ. રાજા અંતઃપુરના મંડળમાં મરણ પામ્યા કેડે, પાણી વિનાની કમલીનીની પેઠે લીલા પણ બહુ જ કરમાઇ ગઇ. લીલાના હોઠરૂપી પલ્લવો ઝેરના જેવા ઉષ્ણ નિઃસાસાથી વિવર્ણ-ઝાંખા પડી ગયા અને શરીરમાં શલ્ય પેસી જવાથી હરિણી જેમ મરવા જેવી થઇ પડે તેમ લીલા પણ મરણ દશાને પામી. જેમ દીવાથી શણગારેલા ઘરની શોભા દીવાની શિખાનો લેશ પણ ક્ષીણ થઇ જતાં અંધારામય થઇ જાય તેમ એ લીલા પતિનું મરણ થવાથી, મૂર્છિતપણાને લીધે અંધારામય થઇ ગઇ.૪૧-૪૭

જેમ પ્રવાહનો નાશ થતાં ખારાથી ધૂસરી થયેલી નદી દુર્બળ થઇ પડે છે,

તેમ પતિનું મરણ થતાં રસ રહિત થયેલી એ લીલા એક ક્ષણમાં દુર્બળ થઇ પડી અને પતિના વિયોગથી ચક્રવાકીની પેઠે ક્ષણ વાર ચીસો પાડવા માંડી, ક્ષણ વાર મૌન થઇ જવા લાગી અને મરવા જેવી થઇ ગઇ.[૪૮] તે વખતે પાણીનો ધરો સુકાઇ જવાથી અત્યંત વિહ્વળ થયેલી માછલી ઉપર જેમ પ્રથમ વૃષ્ટિ દયા કરે તેમ પતિના વિયોગથી અત્યંત વિહ્વળ થઇ પડેલી લીલા ઉપર ચૈતન્યમાં પ્રકટ થયેલાં દયાળુ સરસ્વતી દેવીએ દયા કરી અર્થાત્ સરસ્વતીએ લીલાને ધારણા આપી.[૪૯]

# સર્ગ ૧૭ મો.*

## નવીન અને પ્રાચીન બન્ને સૃષ્ટિ સમાન છે.

श्रीसरस्वत्यु उवाच—शवीभूतमिमं वत्से भर्तारं पुष्पपुंजके ॥
आच्छाद्य स्थापयैनं त्वं पुनर्भर्तारमेष्यसि ॥१॥

શ્રીસરસ્વતી કહે છેઃ—હે પુત્રિ! આ મુડદારૂપ થયેલા તારા પતિને પુષ્પોના ઢગમાં ઢાંકી મૂક, હવે પછી તું તારા એ ભર્તારને પ્રાપ્ત થઇશ. આ પુષ્પો કરમાશે નહીં અને એનું શરીર પણ સડી જશે નહીં અને તે થોડા દહાડામાં પાછો તારો પતિ થાશે અને આકાશના જેવો નિર્મળ એવો જીવ તારા આ અંતઃપુરના મંડળમાંથી બહાર નિકળશે નહીં.[૧–૩]

શ્રીવસિષ્ઠ કહે છેઃ—આવાં સરસ્વતિનાં વચનો સાંભળીને, લીલાને ધીરજ આવી અને પાણી જેમ આવીને કમલિનીને આશ્વાસના કરે છે તેમ બંધુઓએ આવીને લીલાને આશ્વાસન કર્યું. ભ્રમરોની પંક્તિવાળાં શ્યામ રંગનાં નેત્રોવાળી લીલાએ પતિના શરીરને પુષ્પોના ઢગમાં ગોઠવીને ત્યાં જ રાખી મેલ્યું. અને જેમ કોઇ દરિદ્ર સ્ત્રી ધન મળતાં સ્થિરતા રાખીને રહે તેમ લીલા પણ ધીરજ રાખીને રહી. એ જ દિવસે અર્ધ રાત્રિને સમયે સર્વ પરિજનો નિદ્રાથી અત્યંત ઉંઘી ગયાં પછી લીલાએ અંતઃપુરના મંડળમાં દુઃખને લીધે જ્ઞાનરૂપ સરસ્વતિ દેવીનું શુદ્ધ બુદ્ધિથી ધ્યાન કરીને તેમને બોલાવ્યાં એટલે સરસ્વતી દેવી આવ્યાં અને તે નિચે પ્રમાણે બોલ્યાં.[૪–૬]

---

* આ સત્તરમા સર્ગમાં નવીન અને પ્રાચીન બન્ને સૃષ્ટિઓ મનના વિલાસરૂપ હોવાથી સમાન છે, આ રીતે નિરૂપણ કરવામાં આવશે.

સરસ્વતી પૂછે છે;—હે પુત્રિ! તેં મારું સ્મરણ શા માટે કર્યું હતું? તું કેમ શોક કર્યા કરે છે? જેવી રીતે ઝાંઝવાનાં પાણી મિથ્યા છતાં પણ પ્રતીત થાય છે, તેમ સંસારની ભ્રાંતિઓ પણ મિથ્યા છતાં પ્રતીત થાય છે.[૭—૮]

લીલા કહે છે;—મારા સ્વામીનાથ હમણાં કયાં રહે છે? શું કરે છે? અને કેવા છે? તમે મને તેની પાસે તેડી જાઓ. હું પતિના વિના એકલી જીવી શકીશ નહીં.[૯]

સરસ્વતી કહે છે;—હે સુંદર મુખવાળી સ્ત્રી! એક વાસનામય ચિદાકાશ છે, બીજું શુદ્ધ ચિદાકાશ છે અને ત્રીજું વ્યાવહારિક આકાશ પ્રથમની અને ત્રીજાની સંધિમાં જે ચિદાકાશ છે તે બન્નેથી રહિત છે. હમણાં તારા પતિ જ્યાં છે ને સ્થાન આદિક જો કે ચિદાકાશના ગર્ભરૂપ છે અને તેથી ચિદાકાશથી ભિન્ન નથી, તોપણ ચિદાકાશનું એકાગ્રપણાએ ધ્યાન કરવાથી તે સ્થાન વગેરે તુરત અહીં જ જોવામાં અને અનુભવ કરવામાં આવે એમ છે. હે સુંદરિ! સંવિત્ (જ્ઞાન) એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતાં, તે સંવિતનું બન્ને પ્રદેશથી રહિત જે મધ્ય છે તે ચિદાકાશ કહેવાય છે એમ જાણવું. માટે તું સર્વ સંકલ્પોનો ત્યાગ કરીને એ ચિદાકાશમાં વિશ્રામ કરીશ તો એ સર્વાત્મ સ્વરૂપ પદ હોવાથી, તેમાં તને તારા પતિના સ્થાન વગેરેની અવશ્ય પ્રાપ્તિ થશે. હે સુંદરિ! એ સ્થાન તો જ્યારે જગતનો બાધ થાય છે ત્યારે જ મળે છે, બીજી રીતે મળતું નથી. તોપણ મારા વરદાનના પ્રતાપથી તને એ પદની તુરત પ્રાપ્તિ થશે.[૧૦—૧૪]

શ્રીવસિષ્ઠ કહે છે;—આ રીતે કહીને સરસ્વતી દેવી તુરત પોતાના દિવ્ય ધામમાં પધાર્યાં અને તેમનાં વરદાનને લીધે લીલા દેવી રમત માત્રમાં જ નિર્વિકલ્પ સમાધિમાં દાખલ થઇ ગયાં. લીલાએ સમાધિથી ઝટ અંતઃકરણરૂપ દૃઢ પંજર સાથે સ્થૂલ દેહને તજી દીધો અર્થાત્ દેહાભિમાન તજી દીધું અને પક્ષિણી જેમ પોતાના માળાને તજી દઇને આકાશમાં સ્થિતિ કરે તેમ ચિદાકાશમાં નિવાસ કર્યો. ચિદાકાશમાં સ્થિતિ પ્રાપ્ત કરનારી તે લીલાએ તે ઘરના આકાશમાં ઘણા રાજાઓથી સંપૂર્ણ રીતે ભરેલી સભામાં બેઠેલા પોતાના પતિ પદ્મરાજાને એટલે પદ્મરાજાના બીજા અવતારમાં રહેલા વિદૂરથ રાજાને દીઠા.[૧૫—૧૭] તે રાજા સિંહાસન ઉપર બેઠા હતો, લોકો જય, જીવ એમ તેની સ્તુતિ કરતા હતા. પોતાની પાસે આવેલા માંડલિક રાજાઓનાં કાર્યો કરવામાં તૈયાર થઇ રહ્યો હતો. ઘણાં માણસો તેને આદર સત્કાર આપતાં હતાં. તે રાજા પતાકાઓની હારથી ભરપૂર થયેલી રાજ્યધાનીના મહેલમાં મોટા મંડળ વિષે એક સિંહાસન ઉપર બેઠા હતો. એ મહેલના પૂર્વ તરફના દરવાજા ઉપર અસંખ્ય મુનિઓ તથા બ્રહ્મર્ષિઓ બેઠા હતા. દક્ષિણ તરફના દરવા-

જામાં અસંખ્ય મોટા રાજાઓ બેઠેલા હતા. પશ્ચિમ તરફના દરવાજામાં અસંખ્ય સ્ત્રીઓ બેઠી હતી અને ઉત્તર તરફના દરવાજામાં અસંખ્ય રથોની, હાથીઓની તથા ઘોડાઓની ભીડ જામી રહી હતી. એટલામાં દક્ષિણદ્વાર તરફથી એક રાજદ્વારી પુરુષે આવીને તે રાજાને યુદ્ધ સંબંધી વાત કરી, એટલે તે રાજા તેની સાથે યુદ્ધ વિષે વાત કરવા લાગ્યો.૧૮—૨૧ પૂર્વ દેશમાં જે વ્યવહારની મર્યાદા સ્થાપવાની વાત ચાલતી હતી તે વિષેની ગોઠવણ કર્ણાટક દેશનો રાજા કરતો હતો. સર્વ મ્લેચ્છોને શિક્ષા કરીને વશ કરવા વિષેની તથા ઉત્તર દેશને વશ કરવાની ગોઠવણ સોરઠનો રાજા કરતો હતો. સર્વ પશ્ચિમ તરફનાં રાજ્યો અને તંગણ દેશને પોતાના આધીનમાં લેવા માટે માલવ દેશનો રાજા વ્યવસ્થા કરતો હતો. વળી એ ચક્રવર્તી રાજાને દક્ષિણ સમુદ્રના તીર ઉપરથી આવેલો લંકા દેશનો દૂત નવનવી વાતો કહીને વિનોદ કરાવતો હતો. પૂર્વ સમુદ્રના તીર ઉપરથી આવેલો મહેંદ્ર પર્વતનો વાસી કોઇ સિદ્ધ પુરુષ આકાશ ગંગાની વાતો સંભળાવતો હતો. ઉત્તર સમુદ્રના તીર ઉપરથી આવેલો દૂત યક્ષોની કથાઓ સંભળાવતો હતો અને પશ્ચિમ સમુદ્રના તીર ઉપરથી આવેલો દૂત સૂર્યના અસ્તની કથાઓ કહેતો હતો. રાજમહેલનું આંગણું હારદોર ઉભેલા અસંખ્ય રાજાઓની કાંતિઓથી ઝળાંમળાં થઇ ગયું હતું.૨૨—૨૫ યજ્ઞોના મંડળોમાં બેઠેલા બ્રાહ્મણો વેદાધ્યયન કરતા હતા. તેના ધ્વનિની આગળ તુરીના શબ્દો ઢંકાઇ ગયા હતા. બંદીજનો રાજાનું યશોગાન ગાતા હતા. તેનો મોટો કોલાહલ સાંભળીને વનના હાથીઓ તેની સાથે ગર્જના કરતા હતા. સંગીતની સાથે વગાડવામાં આવતાં વાજીંત્રોના શબ્દોથી આકાશનું વાતાવરણ ગાઢ ઉઠયું હતું. હાથીઓ, ઘોડાઓ અને રથોએ ઉરાડેલી રજથી આકાશમાં વાદળાંઓના જેવો પ્રૌઢ આડંબર મચી રહ્યો હતો. પુષ્પોની, કર્પૂરોની અને ધૂપોની સુગંધ ચોતરફ ફેલાઇ ગઇ હતી. રાજ્યના ભંડારને ભરપૂર રાખનારા રાજકીય પુરુષો સર્વ દેશમાંથી આવતી ભેટો એકઠી કરવા માટે જૂદા જૂદા દેશો ઉપર આજ્ઞાપત્રો લખતા હતા. તે રાજાનો યશ, કર્પૂર, પાણી વિનાનું વાદળું, શ્વેત વસ્ત્ર અને હિમાચળ જેવો હતો. અને આકાશ તથા પૃથ્વીના એક સ્તંભરૂપ પોતાના પ્રતાપ વડે તે રાજાએ સૂર્યનો પણ પરાજય કર્યો હતો. મહા આરંભવાળાં મોટા કાર્યોમાં સામંત રાજાઓ વ્યગ્ર થઇ ગયા હતા. અનેક જાતનાં નગરો બાંધવાના કામમાં મોટા શિલ્પી લોકો તૈયાર થઇ રહ્યા હતા. પ્રૌઢ આડંબરવાળી અને વાસનામય લીલા રાણી આકળ જેમ આકાશમાં પ્રાપ્ત થાય તેમ વાસનામય એવી તે રાજાની ઉપર વર્ણ-

વેલી રાજસભામાં દાખલ થઇ.૨૯-૩૧ આ વખતે પુરુષો જેમ સંકલ્પ માત્રથી રચી કાઢેલી સ્ત્રીને દેખે નહીં, તેમ સભાસદોએ પોતાની પાસે ફરતી લીલા રાણીને દીઠી નહીં. જેમ એક પુરુષે સંકલ્પથી રચી કાઢેલી નગરીને બીજા જોઇ શકે નહીં તેમ સભાસદોએ પણ પોતાની પાસે ફરતાં છતાં પણ લીલાને દીઠી નહીં. લીલાએ પોતાના પતિ પદ્મ રાજાની સાથે એક નગરમાંથી બીજા નગરમાં આવ્યા હોય તેમ પ્રથમનાજ સર્વ સભાસદોને આ સભામાં બેઠેલા દીઠા. પોતાના દેશના જે હતા તેઓને તેવા જ આચારવાળા દીઠા. તે જ બાળકોને, તે જ પુત્રોની વહુઓને, તે જ મંત્રીઓને, તે જ રાજાઓને, તે જ પંડિતોને, તે જ હાસ્ય રસ ઉપજાવનારા નર્મ સખાઓને અને તે જ સેવકોને જેવા પહેલા હતા તેવા જ દીઠા. તે ઉપરાંત બીજા કેટલાએક નવા પંડિતોને, નવા સંબંધીઓને, નવા વ્યવહારોને અને નવા નગર જનોને પણ દીઠા. દિશાઓને મોટા દાવાનળથી ભરપૂર દીઠી અને અંતરિક્ષને ચંદ્ર, સૂર્ય, મેઘની ગર્જના, પવનના સુસવાટા, પર્વતો, નદીઓ, વૃક્ષો, નગરો, મોટાં નગરો, નગરોની પેઠે રચેલાં અનેક ઉપવનો તથા ગામડાંઓથી ભરપૂર દીઠું. રાજાને પ્રથમની વૃદ્ધાવસ્થાથી રહિત અને સોળ વર્ષની ઉમરનો જોઇને અને આગળના સર્વે સભાસદો વગેરેને તથા પૂર્વના સર્વ નગરવાસીઓને અહીંઆં જોઇને, લીલા વિચારમાં પડી ગઇ કે, શું ત્યારે પ્રથમના નગરના રહેવાશીઓ મરી ગયા હશે? એટલામાં તો ફરીને સરસ્વતીની કૃપાથી સમાધિમાંથી વ્યુત્થાન થયું કે ક્ષણમાં લીલા પૂર્વના અંતઃપુરમાં દાખલ થઇ ગઇ અને તેણે જોયું તો અંતઃપુરમાં અર્ધ રાત્રિને વખતે સૌ લોકોને નિદ્રાવશ થયેલી સ્થિતિમાં જેમ પ્રથમ હતાં તેમ જ દીઠાં.૩૨-૪૨ તે પછી લીલાએ લીલાથી ઘેરાઇ ગયેલી સખીઓને ઉઠાડીને કહ્યું કે, હું દુઃખથી અહીં બહુ જ પીડા પામું છું, માટે મને સભામાં લઇ જાઓ. હું મારા પતિના સિંહાસનની પાસે ઉભી રહીશ અને ત્યાં સભાસદોને જોઇશ તો જીવતી રહીશ, નહીં તો જીવીશ નહીં. આ પ્રમાણે લીલાએ સખીઓને આજ્ઞા કરતાં રાજાનો સર્વ પરિવાર નિદ્રાથી જાગ્રત થયો અને પોતપોતાનાં કામ કરવામાં વ્યગ્ર થઇ ગયો.૪૩-૪૫ સૂર્યનાં કિરણો જેમ પૃથ્વી ઉપર વ્યવહારોને માટે જાય છે, તેમ અનેક છડીદારો પૌર લોકોને તથા સભાસદોને બોલાવવા માટે ગયા. શરદ્ ઋતુના દિવસો જેમ વર્ષા ઋતુનાં વાદળાંઓથી મલિન થયેલાં આકાશને સ્વચ્છ કરે છે, તેમ ભૃત્યોએ ઘણી ઉતાવળથી સભાભૂમીને સ્વચ્છ કરી નાંખી.૪૬-૪૭ આંગણામાં કરેલા અને અંધારારૂપી જળનું પાન કરનારા દીવાઓ જાણે આશ્ચર્ય

જોવા માટે આકાશમાંથી ઉતરી આવેલાં નક્ષત્રો હોય તેવા શોભવા લાગ્યા.[૪૮] જેમ સૃષ્ટિનો પ્રથમ સમય, પ્રલયમાં શુષ્ક થઇ ગયેલા સમુદ્રોને પાણીથી ભરપૂર કરે છે, તેમજ આગંતુક લોકોએ પોતાના મંડળોથી સભાસ્થાનને ભરપૂર કરી દીધું.[૪૯] ત્રણ લોકમાં જેમ ફરીને ઉત્પન્ન થતા લોકપાળો પોતપોતાની દિશાઓમાં દાખલ થઇ જાય તેમ ઉત્તમ સ્વભાવના મંત્રીઓ અને સામંતો સભામાં પોતપોતાના સ્થાનોપર હાજર થઇ ગયા.[૫૦] વેરેલા કર્પૂરની પેઠે ઘાટી હિમની કણીઓથી શીતળતાવાળા પ્રફુલ્લિત પુષ્પોમાંથી નિકળતા સુગંધથી પુષ્ટ થયેલ વાયુઓ વાવા લાગ્યા.[૫૧] ઋષ્યમૂક પાસે રહેનારા પિતા સૂર્યના તાપથી તપી ગયેલાં વાદળાંઓ આસપાસના પર્વતો ઉપર સ્થિતિ કરે તેમ શ્વેત વસ્ત્રોવાળા દ્વારપાળો સભાની આસપાસના પ્રદેશોપર ઉભા રહ્યા.[૫૨] તીવ્ર પવનને લીધે સ્થાનોમાંથી ભ્રષ્ટ થઇને જેમ તારાના સમૂહો ખરે, તેમ પોતાની કાંતિથી અંધારાના સમૂહોનું પાન કરનારા પુષ્પોના ઢગ પૃથ્વીપર પડવા લાગ્યા.[૫૩] હંસો જેમ પ્રફુલ્લિત કમળોના સમૂહોથી વ્યાપ્ત થયેલા સરોવરને ભરપૂર કરી દે, તેમ રાજાના સેવકોએ તે સભાને ભરપૂર કરી દીધી.[૫૪] કામદેવથી વિકૃત થયેલ ચિત્ત ઉપર જેમ શૃંગારની ચેષ્ટા વાસ કરે, તેમ રાજાના સિંહાસનની સમીપમાં સુવર્ણનાં નવાં વિચિત્ર સિંહાસન ઉપર લીલા બેઠી.[૫૫]

લીલાએ પૂર્વનાજ સઘળા રાજાઓને, ગુરુઓને, આર્ય લોકોને, મિત્રોને, સભાસદોને, ઉપકારીઓને, સંબંધીઓને અને બાંધવોને પ્રથમની પેઠે જ બેઠેલા દીઠા.[૫૬]

રાજાના સર્વ દેશવાસી લોકોને પૂર્વની પેઠે જ બેઠેલ જોઇને લીલા બહુ રાજી થઇ અને પતિના જીવનની આશાથી ઉદિત થયેલી શોભાવડે ચંદ્રની પેઠે શોભવા લાગી.[૫૭]

# સર્ગ ૧૮ મો.*

## સૃષ્ટિનું મિથ્યાપણું.

**श्रीवसिष्ठ उवाच—इत्थं विनोदयामीदं दुःखदं चित्तमित्यलम् ॥**
**बोधयित्वेंगितैर्भूपानास्थानादुत्थिताथ सा ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે—'હું મારું ચિત્ત જે અત્યંત દુઃખદાયી થઇ પડયું છે, તેને સભામાં આવવા વિગેરે ઉપાયોથી શાંત કરું છું. આમ અંગોની ચેષ્ટાઓ ઉપ-

* આ અરાઢમા સર્ગમાં દૃશ્યપણાને લીધે સમાધિમાં દેખાયેલી સૃષ્ટિ તથા પ્રથમની સૃષ્ટિ સમાન રીતે મિથ્યા છે અને તેઓ ચૈતન્યમાં રહેલી છે એ કહેવામાં આવશે.

રથી રાજાઓને સમજાવીને લીલા સભામાંથી ઉઠી ગઇ અને અંતઃપુરમાં જઇ તેના મંડપમાં પુષ્પોના ઢગથી ઢાંકી રાખેલા પતિના શબની પાસે બેસીને મનમાં વિચાર કરવા લાગી.[૧–૨] ઓહોહો ! આ અમારા નગરનાં માણસો અહીંથી બાહેરના પ્રદેશમાં પણ રહેલાં છે અને અહીંના પ્રદેશમાં પણ રહેલાં છે. માટે આ કોઇ વિચિત્ર માયા જણાય છે,[૩] તાડી, તાડ, તમાલ, હીંગતાલ વગેરે ઝાડોથી ભરપૂર આ પર્વતો જેમ ત્યાં છે, તેમ અહીં પણ છે, માટે આ માયા કોઇ વિસ્તીર્ણ જણાય છે.[૪] જેમ અરિસામાં અંદર તથા બહારના ભાગમાં પર્વતનો અનુભવ થાય છે, તેમ ચૈતન્યની અંદર અને બાહેરના પ્રદેશમાં એવી ને એવી જ સૃષ્ટિનો અનુભવ થાય છે, માટે આમાં કઇ સૃષ્ટિ ખરી? અને કઇ સૃષ્ટિ ખોટી? તે વિષે સરસ્વતીનું પૂજન કરીને તેને પૂછી જોઉં કે, જેથી મારો સંશય દૂર થાય. આવો નિશ્ચય કરીને લીલાએ સરસ્વતીનું પૂજન કરીને કુમારિકાના રૂપમાં પોતાના સન્મુખ પધારેલાં સરસ્વતીનાં દર્શન કર્યાં અને પછી લીલાએ ભદ્રાસન ઉપર બીરાજેલાં એ ચૈતન્ય શક્તિરૂપ સરસ્વતીની સામે પૃથ્વીપર બેસીને આ રીતે પ્રશ્ન કર્યો.[૫–૮]

લીલાએ પ્રશ્ન કર્યો—હે દેવિ ! સૃષ્ટિના આરંભમાં તમે જ ઉત્તમ મર્યાદા સ્થાપન કરેલી છે, કે જેના ઉપર દયા કરવાની હોય છે એવા સેવકની પાસે મહાત્માઓ કોઇ પણ જાતની ત્વરા કરતા નથી, માટે હું આપને પ્રણામ કરીને સરળતાથી જે કંઇ પૂછું તેનો યથાર્થ ઉત્તર આપે મને આપવો. હે પરમેશ્વરિ ! આપે મારા ઉપર જે અનુગ્રહ કર્યો છે તે ખરેખર સફળ થજો.[૯–૧૦]

આ જગત નામના પદાર્થનો અરીસો આકાશ કરતાં પણ અધિક નિર્મળ છે, જેના સ્વરૂપમાં અસંખ્ય કરોડો યોજનો પણ અલ્પ ગણાય છે. જે વાણીથી અગમ્ય છે, પ્રકાશમય છે, મૂર્તિરહિત હોવાથી કાયમ છે, સર્વ પાપોને દૂર કરનાર છે, અખંડ ચૈતન્યને નામે કહેવાય છે, ભેદ રહિત છે તથા વ્યવહારમાં પ્રથમ સ્ફુરનાર છે[૧૧–૧૨] તથા દિશા, કાળ, સર્વ કાર્યોની ઉત્પત્તિ, તેઓને રહેવાનો અવકાશ, તેઓનો પ્રકાશ તથા નિયતિના ક્રમો અત્યંત વિસ્તાર પામીને, જેને વિષે પ્રતિબિંબરૂપે પડે છે. એ ચૈતન્યરૂપ અરીસાની બહારના ભાગમાં તથ અંદરના ભાગમાં, એમ બન્નેમાં સૃષ્ટ રહેલી છે. એ રીતે સમાધિથી મારા અનુભવમાં આવ્યું છે, માટે હું પૂછુ છું કે, એમાં કઇ સૃષ્ટિ ખરી છે? અને કઇ સૃષ્ટિ ખોટી છે?[૧૩–૧૪] શ્રીદેવી બોલ્યાં;—હે સુંદરિ ! એ સૃષ્ટિઓમાંથી તને કઇ ખરી લાગે છે? અને કઇ સૃષ્ટિ ખોટી લાગે છે? તે તું મારી પાસે યથાર્થ રીતે કહે.[૧૫]

લીલા બોલી;—હે દેવેશ્વરિ! તમે અને હું આપણે અહીં બેઠાં છીએ, તે સૃષ્ટિ ખરી છે, એમ હું જાણું છું અને હમણાં મારા પતિ જે સૃષ્ટિમાં છે, તે ખોટી છે, એમ હું માનું છું. કારણ કે, નવી સૃષ્ટિ શૂન્ય અને સંપૂર્ણ દેશ તથા કાળથી રહિત છે.૧૫–૧૭

શ્રીદેવી સરસ્વતી બોલી;—નવી સૃષ્ટિ પણ કારણ વિનાની તો હોય જ નહીં, તેથી તેનાં કારણનો વિચાર કરતાં બીજું કોઇ પણ કારણ નહિ મળવાથી જૂની સૃષ્ટિને જ તેનું કારણ માનવું જોઇએ અને જો જૂની સૃષ્ટિ ખરી હોય તો પછી તેમાંથી ઉત્પન્ન થયેલી સૃષ્ટિ ખોટી નહીં પણ ખરી હોવી જોઇએ. કારણ કે, કાર્ય કોઇ પણ દહાડો કારણથી અસમાન ઉત્પન્ન થાય જ નહીં.૧૮

લીલા બોલી;—હે માજી! કાર્ય કારણથી અત્યંત વિલક્ષણ ઉત્પન્ન થયેલું જોવામાં આવે છે. જેમ કે, માટી પાણીને ધારણ કરી શકતી નથી, પરંતુ તે માટીમાંથી બનેલો ઘડો પાણીને ધારણ કરી શકે છે.૧૯

શ્રીસરસ્વતી બોલ્યાં,—જે કાર્ય બીજાની ચિત્ત કારણોની સહાયતાથી ઉત્પન્ન થાય છે, તેમાં નિમિત્ત કારણોને લીધે કંઇક વિચિત્રતા જોવામાં આવે છે. માટીરૂપી ઉપાદાન કારણમાંથી ચક્ર ચીવર વગેરે નિમિત્ત કારણોની સહાયતાથી ઘડો ઉત્પન્ન થાય છે, તેથી ઘડામાં માટી કરતાં કંઇક વિલક્ષણતા જોવામાં આવે છે, પરંતુ એક દીવામાંથી બીજા દીવાની પેઠે જે કાર્યનાં ઉપાદાન અને નિમિત્ત કારણ જૂદાં જૂદાં ન હોય, પરંતુ એક જ હોય, તો તે કાર્યમાં કારણથી વિચિત્રપણું જોવામાં આવતું નથી. જૂની સૃષ્ટિમાંથી જ નવીન સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, માટે તેનું ઉપાદાન જૂની સૃષ્ટિ છે અને નિમિત્ત કારણ પણ જૂની સૃષ્ટિ જ છે. માટે નવી સૃષ્ટિ જૂની સૃષ્ટિના સમાન જ હોવી જોઇએ. માટે તે બન્ને સૃષ્ટિ મિથ્યા છે. જો તારા પતિની નવી સૃષ્ટિનું બીજું કોઇ નિમિત્ત કારણ હોય, તો તે પૃથ્વી આદિક પાંચ મહાભૂતોમાંથી કયું નિમિત્ત કારણ છે? તે તું કહે. હે સુંદર વદનિ! જો તે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયા હોય તો પૃથ્વીએ અહીંથી ઉડીને ત્યાં જવું જોઇએ અને પછી તેનો અહીં અભાવ હોવો જોઇએ. માટે આ જૂની સૃષ્ટિના અનુભવના સંસ્કારથી જ ત્યાંની નવી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે અને સંસ્કારરૂપી કારણને સંસ્કાર આપનારાં બીજાં કોઇ પણ નિમિત્ત નથી, છતાં પણ નિમિત્ત કારણો હોવાં જોઇએ. આવો આગ્રહ હોય તો પૂર્વના સંસ્કાર માનીને નિમિત્ત કારણ માની લેવો, આવો સર્વ વિદ્વાનોનો અનુભવ છે, પરંતુ એવાં કાર્યોમાં ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ જૂદાં નથી હોતાં.૨૦–૨૩

લીલા કહે છે;-હે સરસ્વતિ દેવિ! મને મારા પતિનું જે સ્મરણ છે, તે સ્મૃતિ એવી રીતે વિસ્તાર પામી છે કે, તે પતિની નવી સૃષ્ટિમાં કારણભૂત થઇ હોય એમ મારો નિશ્ચય છે.[૨૪]

સરસ્વતી કહે છે;-હે લીલા! તારા એ સંસ્કાર જેમ કલ્પનારૂપ છે, તેમ તેનાથી થયેલી નવી સૃષ્ટિ પણ કલ્પનારૂપ જ છે અને જેમ નવી સૃષ્ટિ કલ્પનારૂપ છે, તેમ જૂની સૃષ્ટિ પણ કલ્પનારૂપ છે. કારણ કે, તે પણ પૂર્વની સૃષ્ટિના સંસ્કારથી જ ઉત્પન્ન થઇ છે.[૨૫] લીલા કહે છે;-મારા પતિની નવીન સૃષ્ટિ જેમ કલ્પનામય થઇ છે તેમ જ આ સૃષ્ટિ પણ કલ્પનારૂપ જ માનું છું.[૨૬]

શ્રીસરસ્વતી કહે છે;-હે પુત્રિ! તું કહે છે તેમ જ છે. તારા પતિની નવી સૃષ્ટિ જેમ મિથ્યા છતાં પણ પદાર્થોથી શોભી રહેલી હતી, તેમ જ આ સૃષ્ટિ પણ મિથ્યા છતાં તે તે પદાર્થોથી શોભી રહી છે, આ વાત હું અનુભવથી જોઉં છું.[૨૭]

લીલા પૂછે છે;-આ સૃષ્ટિના સંસ્કારમાંથી ભ્રમરૂપ અને પદાર્થો રહિત મારા પતિની સૃષ્ટિ જે રીતે થઇ હોય તે રીતે મને કહો, કે જેથી મારો જગત્‌રૂપ ભ્રમ ટળી જાય.[૨૮]

સરસ્વતી કહે છે;-સ્વપ્નની પેઠે ભ્રાંતિ સ્વરૂપ આ સૃષ્ટિ જે રીતે પૂર્વના સંસ્કારથી થઇ છે, તે પ્રકાર હું કહું છું, તે સાંભળો, કે જેથી નવીન સૃષ્ટિની વિધિ પણ જાણવામાં આવે. ચિદાકાશમાં કાચના કટકા જેવી શ્યામતાવાળા આકાશથી ઢંકાયલો સંસારરૂપી કોઇ એક મંડપ છે. એમાં મેરુ પર્વતરૂપી થાંભલો છે. તેમાં લોકપાળરૂપી પુતળીઓ રહેલી છે. ચૌદ ભવનરૂપી ચૌદ ઘરો એ મંડપમાં છે. ત્રણ લોકનાં અંતરોરૂપી ત્રણ ખાડાઓ તેની અંદર છે અને સૂર્યરૂપી દીવો છે. એના ખૂણાઓમાં રહેલી પંચમહાભૂતરૂપી ઉધેઇઓએ ઉકડાઓ કરેલા છે. એ મંડપમાં બ્રહ્મા નામનો એક વૃદ્ધ બ્રાહ્મણ બેઠો છે, જેને ઘણા પુત્રો છે. એ મંડપ જીવોરૂપી કોશેટાઓથી ભરપૂર છે, ઉપરના આકાશના તપથી શ્યામ રંગવાળો છે, આકાશમાં રહેનારા સિદ્ધોરૂપી મચ્છરોના ચોંચાટથી ભરપૂર છે. વાદળાંઓરૂપી આકાશના અંદરના ધૂમાડાના પ્રબળ ઘેરાવથી તેના ખુણાઓ ઘેરાયેલા છે, વાયુના માર્ગોરૂપી મોટા વાંસો ઉપર દેવતાઓરૂપી કીડીઓ રહેલી છે, સુર તથા અસુર વગેરે દુષ્ટ બાળકોના કોલાહલથી મુખરિત થયેલું છે, પૃથ્વી આદિ લોકોમાં રહેલાં નગરો અને ગ્રામોરૂપી સામગ્રીઓથી ભરપૂર છે, તળાવ, નદીઓ, સમુદ્રો તથા નાનાં તળાવોના જળોથી તેમાં છંટકાવ કરવામાં આવ્યો છે અને પાતાળ, ભૂતળ તથા સ્વર્ગલોકરૂપી દૂર્વાઓથી

તે મંડપ ઝળઝળાટ પ્રકાશી રહેલો છે. એ મંડળના પર્વતોના પથરાઓથી અને માટીના ઢેફાંઓથી ભરપૂર થયેલા કોઇ એક ઉંડા ખુણામાં એક ખાડાવાળું પહાડી ગામ છે.[૨૯—૩૭] તે નદીઓથી, પર્વતોથી અને વનોથી ઢંકાયલા ગામમાં સ્ત્રી, પુત્રોવાળો, રોગ રહિત, ગાય વગેરે પશુઓની સંપત્તિથી ઘણાં દૂધવાળો, રાજાના ભયથી રહિત, સર્વ અતિથિઓનું પૂજન કરનારો અને ધર્મમાં પરાયણ રહેનાર એક અગ્નિહોત્રી બ્રાહ્મણ રહેતો હતો.[૩૮]

# સર્ગ ૧૯ મો.*

## દૃષ્ટાંતરૂપે એક બ્રાહ્મણની કથા.

**श्रीदेव्युवाच**–वित्तवेषवयःकर्मविद्याविभवचेष्टितैः ।
वसिष्ठस्यैव सदृशो न तु वासिष्ठचेष्टितः ॥ १ ॥

શ્રીસરસ્વતી કહે છે;–એ બ્રાહ્મણ ધનથી, વેષથી, અવસ્થાથી, કર્મથી, વિદ્યાથી, વૈભવથી તથા ચેષ્ટાથી વસિષ્ઠના જેવો હતો. પરંતુ તેનું ચરિત્ર વસિષ્ઠના જેવું ન હોતું અર્થાત્ તે જીવન્મુક્ત ન હતો.[૧] તે બ્રાહ્મણનું નામ વસિષ્ઠ હતું અને તેને ચંદ્રમાના જેવી રૂપવતી અરુંધતી નામની સ્ત્રી હતી અને તે પૃથ્વીરૂપી આકાશમાં બીજી અરુંધતી હોય તેવી હતી. તે અરુંધતી પણ ધનથી, વેષથી, અવસ્થાથી, કર્મથી, વિદ્યાથી, વૈભવથી તથા ચેષ્ટાથી અરુંધતીના જેવી જ હતી. પરંતુ ચરિત્રમાં અરુંધતીના જેવી નહોતી અર્થાત્ જીવન્મુક્ત નહોતી. વસિષ્ઠ બ્રાહ્મણ સ્વાભાવિક રીતે પ્રેમરસથી ભરપૂર, વિલાસને લીધે મંદ મંદ ચાલનારી અને ઉઘડી ગયેલા કુમુદ જેવા હાસ્યવાળી એ સ્ત્રીને પોતાનું સર્વસ્વ માનતો હતો. તે બ્રાહ્મણ કોઇ એક દિવસે પર્વતના વિશાળ અને લીલા ખડવાળા પ્રદેશ ઉપર બેઠો હતો. ત્યાં આગળથી નીચે આવેલા પૃથ્વીના પ્રદેશ ઉપર થઇને એક રાજા જતો હતો, તે તેના જોવામાં આવ્યો. તે રાજા પોતાના સર્વ પરિવારને સાથે લઇને મૃગયા કરવાની ઇચ્છાથી જતો હતો. તેનું મન જાણે મેરુ પર્વતને તોડી પાડવાની ઇચ્છા રાખતું હોય એમ મોટો ઘોષ કરતું જતું હતું. તેનાં ચામરોથી અને પતાકાઓથી લતાનું વન જાણે ચંદ્રનાં કિરણોથી

* આ ઓગણીશમા સર્ગમાં વસિષ્ઠ બ્રાહ્મણ, રાજાનાં દર્શનથી, રાજ્યની ઇચ્છારૂપી દૃઢ સંકલ્પથી પદ્મ રાજારૂપે અવતર્યો હતો, એ કથા કહેવામાં આવશે.

વ્યામ થયું હોય એવું દેખાતું હતું. ચાલતા ઘોડાઓની નાળથી ધરતી ખોદાઇ જતી હતી, તેમાંથી જે ધૂળ ઉડતી હતી તેથી આકાશ ઘેરાઇ ગયું હતું. હાથીઓના સમુદાય ઉપર બાંધી દીધેલી અને સૂર્યોનાં કિરણોને તથા વાયુને પણ અટકાવી રાખે તેવી માફાવાળી અંબાડીઓને લીધે, તે રાજાની ઉપર ધૂળ પડતી ન હતી. એ સૈન્યના મોટા કોલાહલથી ભય પામીને, નાસતાં વનનાં પશુઓ દિશાઓ ભૂલી જવાથી ચકરીઓ ખાતાં હતાં. એ રાજા સોનાના અને માણેકના ઝળઝળાટવાળા હારોથી અને બાજુબંધોના મંડપથી બહુ જ શોભતો હતો.[૨-૯] એ રાજાને જોઇને પેલો વસિષ્ઠ બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કે, આ સર્વ સૌભાગ્યથી દીપી નિકળેલું રાજાપણું તો ઘણું સારું છે. હું પાળાઓથી, રથોથી, હાથીઓથી, ઘોડાઓથી, પતાકાઓથી, છત્રોથી અને ચામરોથી દશે દિશાઓને ભરપૂર કરનારો પૃથ્વીપતિ રાજા ક્યારે થઇશ? ડોલરના પુષ્પના રસથી મિશ્રિત થયેલા સુગંધી પવનો મારા અંતઃપુરની સ્ત્રીઓના સુરતશ્રમથી થયેલા પરસેવાનાં બિંદુઓનું ક્યારે પાન કરશે? હું પૂર્ણ યશથી દિશાઓનાં મુખોને અને કર્પૂરથી રાણીઓના મુખોને ચંદ્રના ઉદય જેવાં શ્વેત ક્યારે કરીશ? આ રીતે રાજાનાં દર્શન થયાં ત્યારથી તે વસિષ્ઠ બ્રાહ્મણના મનમાં સંકલ્પ થયો અને તે જ્યાંસુધી જીવ્યો ત્યાંસુધી સ્વધર્મમાં પરાયણ રહેવા લાગ્યો. પાણીમાં તૂટી પડેલી પાળની પેઠે શિથિલ કરવામાં આદરવાળી જરાવસ્થા હિમરૂપી વજ્ર જેમ કમળને પ્રાપ્ત થાય, તેમ એ વસિષ્ઠ બ્રાહ્મણને પ્રાપ્ત થઇ અને તે બ્રાહ્મણને મરણનો સમય પાસે આવી લાગ્યો, તે વખતે વસંત ઋતુનો સમય સંપૂર્ણ થતી વખતે ગ્રીષ્મ ઋતુના ભયથી લતા જેમ કરમાવા લાગે, તેમ તેની સ્ત્રી પણ ઉદાસ થઇ ગઈ. હે લીલા! તે પછી તું જેમ મારું આરાધન કરવા મંડી હતી તેમ તેણે પણ મારું આરાધન કરવા માંડયું. પરંતુ પતિને અમરપણું મળવું અશક્ય જાણીને, તેણે મારી પાસેથી વર માંગ્યો કે, હે દેવિ! મારો પતિ મરી ગયા પછી તેનો જીવ આ મંડળમાંથી બહાર જાય નહીં,' આવી પ્રાર્થના સાંભળીને મેં તેને તથાસ્તુ કહ્યું. તે પછી તે બ્રાહ્મણ કાળે કરીને મરણ પામ્યો અને તે જ મંડળના આકાશમાં જીવરૂપે રહ્યો હતો. તેનું શરીર આકાર રહિત હતું અને એ બ્રાહ્મણ પૂર્વના અપાર સંકલ્પને લીધે મહાશક્તિવાળો અને ત્રણ લોકનો વિજય કરનારા પદ્મ રાજા નામે તારો પતિ થયો હતો. તેણે પોતાના પ્રભાવથી ભૂલોકને જિતી લીધો હતો, પ્રભાવથી સ્વર્ગ લોકને પણ દબાવ્યો હતો અને કૃપાથી પાતાળનું પણ પાલન કર્યું હતું. તે પોતે શત્રુઓરૂપી વૃક્ષોને પ્રલયાગ્નિના સમાન હતો. સ્ત્રીઓને કામદેવતુલ્ય હતો, વિષયોરૂપી વાયુ-

ઓને અટકાવવામાં મેરૂતુલ્ય હતો. સાધુઓરૂપી કમળોને પ્રફુલ્લિત કરવામાં સૂર્યરૂપ હતો, સર્વ શાસ્ત્રોનો અરીસો હતો, યાચકોનો કલ્પ વૃક્ષ હતો, બ્રાહ્મણોના ચરણરૂપ હતો અને ધર્મરૂપી પૂર્ણ ચંદ્રનો પૂર્ણિમારૂપ હતો.[૧૦-૨૩] હૃદયાકાશમય પોતાના ઘરના આકાશમાં જીવરૂપે રહેલા એ બ્રાહ્મણનું શરીર જ્યારે શબરૂપ થઇ ગયું ત્યારે શોકથી અત્યંત પીડા પામતી તેની સ્ત્રી અરુંધતીનું હૃદય સૂકાયલા અડદની શીંગની પેઠ ચીરાઇ જવા લાગ્યું અને પતિની સાથેજ શબરૂપ થઇ ગયેલી અર્થાત્ મરણ પામેલી એ બ્રાહ્મણી શરીરનો દૂરથી ત્યાગ કરીને, મનોમય શરીરથી પોતાના પતિને પામી. નદી જેમ નિચાણવાળા પ્રદેશમાં ઢળે છે, તેમ પોતાના પતિને અનુસરનારી તે બ્રાહ્મણી વસંત ઋતુમાં ઉગેલી મંજરીની પેઠે શોક રહિત થઇ ગઇ.[૨૪-૨૭] એ બ્રાહ્મણનાં ઘરો, જમીન તથા સ્થાવર વગેરે ધનો તે પહાડી ગામમાં છે અને તેના મરણને આજે આઠમો દિવસ થયો છે અને તેનો જીવ પહાડી ગામના ઘરોમાં રહે છે.[૨૮]



# સર્ગ ૨૦ મો.*

## લીલાના પૂર્વ જન્મનાં ચરિત્રનો નિર્ણય.

**श्रीदेव्युवाच–स ते भर्त्ताद्य संपन्नो द्विजो भूपत्वमागतः ।**
**यासावरुंधती नाम ब्राह्मणी सा त्वमंगने ॥ १ ॥**

શ્રીસરસ્વતી કહે છે;–હે લીલા! તે બ્રાહ્મણ હમણાં રાજા થઇને તારો ભર્તાર થયો હતો અને જે તે અરુંધતી નામની તેની સ્ત્રી હતી, તે હમણાં તું પોતે છો. પરસ્પર ચક્રવાક અને ચક્રવાકી પક્ષિની પેઠે સ્નેહથી બંધાયલાં અને પૃથ્વી ઉપર જાણે નવીનજ શિવ પાર્વતી જન્મેલાં હોય એવાં તમે બન્ને જણાં અહીંઆં રાજ્ય કરતાં હતાં. આ પૂર્વનું સર્વ વૃત્તાંત તને કહી બતાવ્યું. બ્રહ્મરૂપી આકાશમાં જીવ ભાવની ભ્રાંતિથી એ સર્વ પતિત થયું હતું અને ભ્રાંતિરૂપી એ પૂર્વ સૃષ્ટિમાં આ સૃષ્ટિરૂપી ભ્રાંતિનો પ્રતિબિંબ પડયો છે. આ સૃષ્ટિ કે જે પોતાની

* આ વીશમા સર્ગમાં પોતાના પૂર્વ જન્મનું ચરિત્ર સાંભળીને, લીલાને વિશ્વાસ આવ્યો નહીં તેથી તેને દૃષ્ટાંતો અને યુક્તિઓથી સરસ્વતીએ સમજણ આપી, એ કથા કહેવામાં આવશે.

સત્તાથી અસત્ય છે અને અધિષ્ઠાનની સત્તાથી સત્ય છે, તેણે તમને જન્મની અને મરણની મિથ્યા પ્રતીતિ કરી છે. માટે કઇ સૃષ્ટિ ભ્રાંતિરૂપ છે? ને કઇ ભ્રાંતિ રહિત એટલે સત્ય છે? પ્રતિબંધ વિના, અનર્થના જ્ઞાન વિના બીજા કશાનું જ્ઞાન ન થવું અર્થાત્ અવિદ્યાનો ભાસ થવો, એનુ નામ સૃષ્ટિ.[૧-૫]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! આ રીતે સરસ્વતીનાં વચન સાંભળીને ઘણીવાર સુધી આશ્ચર્યથી લીલાનાં નેત્રો પ્રફુલ્લિત થઇ ગયાં અને તે મંદ મંદ અક્ષરે નીચે પ્રમાણે બોલી.[૬] લીલા કહે છે; હે દેવિ! તમારૂં કહેવું મિથ્યા છે, કારણ કે, એમ કેમ થયું? તે બ્રાહ્મણનો જીવ જે તેના પોતાના ઘરમાં છે, તે કયાં? અને અમે અહીં રહ્યાં છીએ તે કયાં? તે પરલોક, તે પૃથ્વી, તે દશે દિશાઓ, આ ઘરને વિષે કેવી રીતે સંભવે? કે જેઓને વિષે મારા ભર્તાર રહેલા છે, જેમના કોતરમાં મદમત્ત ઐરાવત હાથી બાંધ્યો, એ વાત સંભવે નહીં, કમળકાકડીના ઉપર મેરુ પર્વત રહ્યાની વાત સંભવે નહીં, મેરુને નાનો ભ્રમર ગળી ગયો, એ વાત જેમ સંભવે નહીં અને સ્વપ્નામાં જેમ મેઘની ગર્જના સાંભળીને મોર વિચિત્ર રીતે નૃત્ય કરવા લાગ્યો, એ વાત જેમ હે સર્વેશ્વરની ઇશ્વરી! અઘટિત છે, તેમ આ ઘરને વિષે એ પૃથ્વી અને પર્વતો રહેલાં છે, એ વાત પણ અઘટિત છે.[૭-૧૧] માટે હે દેવેશિ! નિર્મળ બુદ્ધિથી વિચાર કરીને જે રીતે આ વાત મારા મનમાં બેસે તે રીતે કરો. મહાત્મા લોકો પોતાનાં કૃપાપાત્ર મનુષ્યનાથી ઉદ્વેગ પામતા નથી.[૧૨]

શ્રીસરસ્વતી દેવી કહે છે;—હે સુંદરી! હું મિથ્યા બોલીશ નહીં. હું આપને યથાર્થ કહું છું, તે તું સાંભળ. જુઠું બોલવું નહીં વગેરે ધર્મશાસ્ત્રોના નિયમોનું અમે ઉલ્લંઘન કરતા નથી. જે મર્યાદાને બીજાઓ તોડવા તૈયાર થાય છે, તે મર્યાદાને હું પોતે સ્થાપન કરૂં છું. તે જ મર્યાદાને હું પોતે તોડી નાંખું, તો પછી બીજો કોણ તેનું રક્ષણ કરશે? તે પહાડી ગામના બ્રાહ્મણનો જીવાત્મા પોતાના જ તે ઘરમાં પોતાના હૃદયાકાશને વિષે જ આ મહાદેશને જુવે છે અને તે ચિદ્રૂપ છે. હે સુંદરિ! જેમ સ્વપ્નમાં જાગ્રતની સ્થિતિ નાશ પામીને બીજા પ્રકારની થાય છે, તેમ તમારી આગળની સ્મૃતિ નાશ પામીને બીજી સ્મૃતિ થઇ છે. સ્મૃતિનો જે અત્યંત વિનાશ થવો, તેનું નામ મરણ છે. જેમ સ્વપ્નમાં અને સંકલ્પમાં બનેલા ત્રણ લોકો મિથ્યા છે, જેમ યુદ્ધ થઇ ગયા પછી તેની વાતનો થતો ભાસ મિથ્યા છે, તેમ જોવામાં આવતું આ સર્વ જગત ખોટું જ છે. જેમ સંકલ્પમાં અને અરિસામાં આખી પૃથ્વી

સમાઇ જાય છે, તેમ પર્વતો, વનો અને નગરોવાળી આ નગરી તે બ્રાહ્મણના ઘરને વિષે જ રહેલી છે. આ ભરપૂર સૃષ્ટિ ખોટી છતાં સાચાં જેવી જણાય છે. માટે પોતાના રહેનારને સત્ય જેવું જણાવનાર ચિદાકાશ પોતાના ગર્ભાકાશમાં જે અસત્યથી ઉત્પન્ન થયું હોય, તે પણ સ્મૃતિને લીધે ખોટું જ હોય. કારણ ઝાંઝવાનાં પાણીની નદીમાં જે મોજું આવતું હોય તે પણ મિથ્યા હોય છે.[૧૭-૨૦] આ તારું ઘર, એ બ્રાહ્મણના ગૃહાકાશમાં જ રહેલું છે અને હું, તું તથા બ્રહ્માંડ, એ સર્વ કેવળ ચિદાકાશ રૂપ જ છે એમ જાણવું. આ સર્વ જગતનું મિથ્યાપણું અને અધિષ્ઠાન ચૈતન્યનું સત્યપણું જાણવામાં દીવાની પેઠે સ્વપ્ન સંબંધી ભ્રમ, સંકલ્પ તથા પોતાના અનુભવી પરંપરા એ જ મુખ્ય સાધનો છે. એ બ્રાહ્મણનો જીવ તેના ઘરમાં રહેલો છે અને કમળમાં જેમ ભમરો રહે છે, તેમ તેના હૃદયાકાશમાં સમુદ્રો અને વનો સહિત આ પૃથ્વી રહેલી છે. એ પૃથ્વીના કોઇ એક ન્હાના ખુણાના કોતરમાં જેમ આકાશમાં જોવામાં આવતું વાળના જેવડું ચક્ર રહે, તેમ આ નગર તથા તારાં શરીર વગેરે રહેલાં છે. હે પાતળા અંગવાળી સ્ત્રી! એ પૂર્વની સૃષ્ટિ તથા આ સૃષ્ટિ એ ઘરમાં એકઠી થયા છતાં પણ, તે ઘર એવું ને એવું ઉભું છે. એ દૃષ્ટાંત ઉપરથી એમ સમજવું કે, જો આપણે એક ત્રસરેણુને વિષે અનેક બ્રહ્માંડો રહેવાની કલ્પના કરીએ તો તેમાં શું આશ્ચર્ય છે? હે પુત્રી! આ પ્રમાણે છે, માટે ચિદાકાશના એક એક પરમાણુને વિષે આવાં અનેક બ્રહ્માંડો છે, એમાં શંકા રાખવા જેવું શું છે?[૨૧-૨૬]

લીલા પૂછે છે;–હે પરમેશ્વરિ! હે અંબિકા! તમે કહો છો કે એ બ્રાહ્મણ આજથી આઠમે દહાડે મરી ગયો છે. પરંતુ અમારા જન્મને તો ઘણાં વર્ષો વીતિ ગયાં છે, માટે એ બ્રાહ્મણ અને બ્રાહ્મણીમાંથી અમારી ઉત્પત્તિ કેમ સંભવે?[૨૭]

શ્રીસરસ્વતી દેવી કહે છે;–હે પુત્રિ! હૃદયાકાશમાં જેમ દેશની લંબાઇ હોતી નથી તેમ કાળની લંબાઇ પણ હોતી નથી. એ વિષયમાં હું ન્યાય પ્રમાણે કહું છું તે સાંભળ. જેમ આ જગતની સૃષ્ટિ પ્રતિભાસ માત્ર જ છે, તેમ ક્ષણ, કલ્પ વગેરે સર્વ જગત્ તુંપણાં ને હુંપણાના અધ્યાસથી જન્મ થવાની ભ્રાંતિવાળાઓને ભાસે છે. હવે એ પ્રતિભાસ થવાનો યથાર્થ ક્રમ હું તને કહું છું તે તું સાંભળ.[૨૮-૩૦] હે સુંદર આચરણવાળી! જીવ એક ક્ષણમાં પોતાના મરણરૂપી મૂર્છાનો અનુભવ કરીને પૂર્વ ભાવને ભૂલી જાય છે અને બીજા ભાવને જુવે છે. પછી બીજા ભાવનો પ્રતિભાસ થતાં જ પોતે દેહાદિક આધાર વિનાનો છે, છતાં પણ પોતાના જ હૃદયાકાશમાં 'હું આ દેહાદિક વિષે આધેયરૂપે રહેલો છું', એ રીતે તેને સંસ્કાર ઉપજી આવે છે અને

આ હાથ પગવાળો મારો દેહ છે એમ જુવે છે અને જ્યારે દેહનો અધ્યાસ થાય છે, ત્યારે આ સર્વ તેના જોવામાં આવે છે. આ પિતાનો હું દીકરો થાઉં છું, મને આટલાં વર્ષ થયાં છે, આ મારા ઉત્તમ બાંધવો છે, આ મનોહર ઘર છે. હું જન્મ્યો છું, પ્રથમ બાળક હતો, હમણાં મોટો થયો છું અને મારા સર્વ ભાઇઓ પોતાનાં કામ કરી રહ્યા છે, એ સર્વ જોવામાં આવે છે. દેહરૂપ થયેલા ચિત્તના અને આત્માના ઐક્યની દૃઢતાના અધ્યાસથી એ બાંધવાદિક સર્વ પદાર્થો સંબંધ વિનાના છે. તોપણ જાણે પોતાના સંબંધી હોય એવા ભાસે છે. આ રીતે જીવના ચિત્તમાં સંસારરૂપી ખંડ ઉદય પામ્યો છે, પરંતુ તેમાં કાંઇ પણ ઉદય પામ્યું નથી અને જીવ શુદ્ધ ચિદાકાશ સ્વરૂપ જ છે. જેમ સ્વપ્ન વિષે જે દ્રષ્ટામાં ચૈતન્ય છે તે જ દૃશ્યમાં ચૈતન્ય છે. તેમ જ જગત વિષે જે દ્રષ્ટામાં ચૈતન્ય છે તે જ દૃશ્યમાં પણ ચૈતન્ય છે. કારણ કે, એક ચૈતન્ય શક્તિ જ સર્વત્ર વ્યાપક છે, તે શક્તિ સ્વપ્નની પણ દ્રષ્ટા છે ને દૃશ્ય તથા દર્શનરૂપ પણ છે. એ ચિત્ શક્તિ જેમ સ્વપ્નમાં ઉદય પામે છે, તેમ પરલોકમાં પણ દ્રષ્ટા, દૃશ્યરૂપે ઉદય પામે છે અને તેવી જ રીતે આ લોકમાં પણ ઉદય પામે છે અને આથી કરીને પાણી અને તેને વિષે થતા તરંગોમાં જેમ કાંઇ પણ જાતનો ભેદ નથી, તેમ સ્વપ્ન, પરલોકમાં અને આ લોકમાં તેમ જ સત્ય અને મિથ્યા પદાર્થોમાં પણ ભેદ નથી. એટલા માટે જગત ઉત્પન્ન થયું જ નથી અને જ્યારે ઉત્પન્ન થયું નથી ત્યારે તેનો નાશ પણ નથી. જગત એ વસ્તુ પોતાના સ્વરૂપથી કાંઇ પણ નથી. જે કાંઇ પ્રકાશે છે તે ચૈતન્ય પ્રકાશે છે.[૩૨–૪૧] જેમ દૃશ્ય રહિત ચૈતન્ય પરમ બ્રહ્મરૂપ છે, તેમ દૃશ્ય સહિત ચૈતન્ય પણ પરબ્રહ્મરૂપ છે. જેમ મોઝાંઓ પાણીથી જૂદાં નથી તેમ દૃશ્ય ચૈતન્યથી જૂદાં નથી. પાણીમાં તરંગપણું છે નહીં છતાં તે શશલાનાં શીંગડાંની પેઠે દેખાય છે, તે ચૈતન્ય શક્તિ પોતાના સ્વભાવથી જરા પણ ભ્રષ્ટ થઇ નથી પરંતુ જાણે દૃશ્યપણાને પામી હોય એવી જણાય છે. માટે દૃશ્ય પદાર્થ છે જ નહીં અને જ્યારે દૃશ્ય જ નથી તો પછી આ દ્રષ્ટા તથા આ દૃશ્ય એવો વિભાગ જ કેવી રીતે થાય? જીવને મરણરૂપી મોહ થયા પછી એક નિમેષ માત્રમાં જ દેશ, કાળ, કાર્યારંભ, ક્રમ, જન્મ, માતા, પિતા, સન્તાનો, અવસ્થા, જ્ઞાન, સ્થાન, ચેષ્ટા, બન્ધુઓ, ભૃત્યો, અસ્ત અને ઉદય વગેરેની વાસનાઓને અનુસરતી દૃશ્ય સર્ગની શોભા નજરે પડે છે અને ચૈતન્યરૂપ જે જીવ તે પોતે જન્મેલો નથી છતાં, પણ જાણે હું જન્મેલો છું એમ માને છે અને તેથી પોતે દેશ, કાળ,

ક્રિયાઓ, દ્રવ્યો, મન, બુદ્ધિ અને ઇંદ્રિય આદિને જુવે છે. આ સર્વ દૃષ્ટિ સૃષ્ટિ હોવાથી મરણુ પછી પોતાનું શરીર તરુણ જોવામાં આવે તો, તોપણ પુષ્પ પછી જેમ ફળનો ઉદય થાય છે તેમ તુરત જ આ મારી મા છે, આ મારા પિતા છે, હું બાળક હતો વગેરે અનુભવેલો અને ન અનુભવેલો વાસનામય ક્રમ ઉદય પામે છે અને એક નિમિષ માત્રમાં કલ્પના જેવડો મોટો કાળ વીતિ ગયાની પણ પ્રતીતિ થાય છે. હરિશ્ચંદ્ર રાજાને એક રાતમાં બાર વર્ષ વીતિ ગયાં હોય તેમ લાગ્યું હતું અને આજે પણ જેઓને સ્ત્રીઓનો વિયોગ થયો હોય તેઓને એક દિવસ વર્ષ જેવડો થઇ પડે છે. વળી જેમ સ્વપ્નમાં હું મરી ગયો, હું જન્મ્યો, અમુક મારો પિતા છે, એ રીતે નહિ ભોગવેલા ભાવોમાં ભોગવેલાં-પણાંની પ્રતીત થાય છે. વળી જેમ બાળક વગેરે મુગ્ધ લોકોને જાગ્રત અવ-સ્થામાં ભોગવેલા પદાર્થોમાં પણ નહિ ભોગવેલાનું ભાન થાય છે, તેમ જીવોને આ સંસાર સંબંધી સર્વ પ્રતીતિ મિથ્યા જ થાય છે. જે સમયે મદ અને સ્વપ્ન સંબંધી ભ્રમ થયો હોય ત્યારે તે સમયે શૂન્ય સ્થાન પણ મનુષ્યથી ભરપૂર લાગે છે. દુઃખો ઉત્સવરૂપ લાગે છે અને હાનિ લાભરૂપ લાગે છે. તેમ જીવોને જગદ્-રૂપી ભ્રમના સમયમાં કેવળ ચૈતન્ય પણ દશ્યોથી ભરપૂર જણાય છે. વ્યવહાર-રૂપ દુઃખો પણ સુખરૂપ લાગે છે અને પોતાના સ્વરૂપનું અજ્ઞાન પણ અનુકૂળ લાગે છે.[૪૨–૫૩] મરીના કણુના બીમાં જેમ તીખાશ રહેલી છે, તે તેનાથી અભિન્નરૂપે રહેલી છે અને સ્તંભમાં જેમ કોતર્યા વિનાની પુતળીઓ તેનાથી અભિન્નરૂપે રહેલી છે તેમ જે ચૈતન્યમાં આ સર્વ દૃસ્ય અભિન્નરૂપે રહેલું છે અને એક રૂપ હોવાથી શાંત છે, તે ચૈતન્ય પરમાત્માને સત્ય, બંધ અને મોક્ષનો વિચાર શા માટે કરવો ? અને તે કેવા હોય અર્થાત્ પરબ્રહ્મમાં બંધ મોક્ષનો સંભવ જ નથી.[૫૪]



# સર્ગ ૨૧ મો.*

## પરિણામે સર્વ વસ્તુ ચૈતન્ય થઈ જાય છે.

श्रीदेव्युवाच–प्रतिभांति जगंत्याशु मृतिमोहादनंतरम् ।
जीवस्योन्मीलनादक्ष्णोरूपाणीवाखिलान्यलम् ॥ १ ॥

શ્રીસરસ્વતી દેવી કહે છે;–આંખો ઉઘાડવાથી જેમ સર્વ રૂપો સંપૂર્ણ રીતે જોવામાં આવે છે તેમ જીવને મરણરૂપી મોહ થયા પછી તુરત અનેક જગતો જોવામાં આવે છે. દિશાઓ, કાળ, વ્યવહારો, આકાશ, સ્વર્ગાદિક તથા ઘર વગેરે પદાર્થો કલ્પ પર્યંત સ્થિર રહેનારા પૃથ્વી વગેરે પદાર્થો પણ ઘણા જોવામાં આવે છે. સ્વપ્નમાં મનુષ્યને જેમ પોતાના મરણની પ્રતીતિ થાય છે, તેમ જ મનુષ્યે પોતે જે કામનો અનુભવ કર્યો ન હોય, જે જોયું ન હોય તે કામ પણ મેં કર્યું છે, એવી રીતનું તેજ વખતે સ્મરણ થઇ આવે છે. આ રીતે ચિદાકાશને વિષે માયારૂપી આકાશમાં અનંત ભ્રાંતિઓ પ્રકાશ પામ્યા કરે છે અને જગત્ નામની જે નગરી છે, તે ભીંત વિનાના ચિત્રના જેવી છે અને કેવળ કલ્પના રૂપ જ છે. ૧–૪ આ જગત્ છે અને આ સૃષ્ટિ છે, આવી આવી વાસના પ્રકાશ્યા કરે છે. એ વાસના દૂર વસ્તુમાં સમીપપણાનો અને ક્ષણમાં કલ્પપણાનો વિપરીત ભ્રમ ઉત્પન્ન કરે છે. તે વાસના બે પ્રકારની છે. એક અનુભવેલા વિષયોની અને બીજી ન અનુભવેલા વિષયોની. એ વાસના ચૈતન્ય રૂપે રહેલી છે અને પૂર્વના કારણોથી રહિત છે. જેમ સ્વપ્ન સંબંધી ભ્રમાદિક થાય છે, તે વખતે બીજા કોઇના પિતાને વિષે પણ પિતાની સ્મૃતિ થઈ આવે છે, તેમ આ સંસારમાં પણ જે પદાર્થોનો અનુભવ કર્યો ન હોય તેવા પદાર્થોને વિષે પણ અંતરમાં અનુભવ કર્યો હોય તેવી વાસના ઉત્પન્ન થાય છે. કોઈ વખતે વાસના વિના પણ જગતનો માત્ર અનુભવ થાય છે. જેમ બ્રહ્માને પૂર્વની વાસના વિના અનુક્રમે જગતનો આરંભથી જ અનુભવ થયો હતો. હે સુંદરિ! કેટલાએકને આ ત્રણ ભુવનાદિક દૃશ્ય અનુભવવામાં આવ્યા છતાં સ્મૃતિમાં એટલે વાસનામાં રહે છે. અને કેટલાએકને અનુભવવામાં

* આ એકવીશમા સર્ગમાં વિચાર કરતાં જે સ્થૂલ છે, તે સૂક્ષ્મ થઇ જાય છે. સૂક્ષ્મ અવિદ્યા રૂપ થઇ જાય છે અને અવિદ્યા ચૈતન્ય રૂપ થઈ જાય છે, એવી રીતે સરસ્વતી લીલાને સમજાવશે.

ન આવેલું આ દૃશ્ય ત્રિભુવનાદિક વાસનામાં રહે છે. કેટલાએક જીવોને વાસના વિના જ દૃશ્યની પ્રતીતિ થાય છે. જેમ કે, બ્રહ્માને કાકતાલીય ન્યાયની પેઠે અણધાર્યું બ્રહ્માપણું પ્રાપ્ત થયું છે. જગતનું જે અત્યંત વિસ્મરણ થયું તેનું નામ મોક્ષ કહેવાય છે, આ મોક્ષાવસ્થામાં કોઇને કોઇ પ્રિય અથવા તો અપ્રિય વસ્તુ રહેતી નથી તેમ બીજી કોઇ પણ વસ્તુ રહેતી નથી. ૫-૧૧ અહંકાર અને જગતની સ્થિતિ રૂપ અવિદ્યાનો અત્યંતાભાવ થયા વિના એટલે અવિદ્યાનો બાધ કર્યા વિના મોક્ષ વિદ્યમાન્ છે તોપણ તે ઉદય પામતો નથી. જેમ દોરીમાં સર્પનો ભ્રમ થયો છે, તે વાસ્તવિક નથી, તોપણ દોરીમાં જ્યાંસૂધી તેનો અત્યંતાભાવ અથવા બાધ છે, એમ જાણવામાં આવે નહીં, ત્યાંસૂધી સર્પભાવ મટતો નથી. તેમ જ બ્રહ્મમાં પ્રતીત થયેલું આ જગત્ છે, તેનો અત્યંતાભાવ એટલે બાધ સમજાયા વિના ભ્રમ થયા છતાં પણ શાંત પડતો નથી. સમાધિ દશામાં જગતની ભ્રાંતિ શમી જાય છે, તોપણ તે પાછી ઉદ્ભવે છે. આ પ્રમાણે અર્ધશાંતિ ઉપરથી જગતનો ભ્રમ શાંત પડી ગયો છે એમ સમજવું નહીં. પરંતુ ફરીને જગતની ભ્રાંતિનું સ્ફુરણ થઇ આવે છે. જેમ કોઇ અજ્ઞાનીને એક પિશાચનું સ્મરણ થઇ આવે છે તો પછી ફરીને વળી બીજા પિશાચનું સ્મરણ થઇ આવે છે. પરંતુ આ વિસ્તીર્ણ સંસાર બ્રહ્મરૂપ છે આવો નિશ્ચય છે. જગત અવિદ્યાને લીધે ભાસે છે. તે અવિદ્યારૂપી કારણ દૂર થયા છતાં પણ ન ભાસ્યા જેવું જણાયાથી બંધનકારક નિવડતું નથી. ૧૨-૧૫

લીલા કહે છે; હે દેવી ! આપે પ્રથમ કહ્યું કે, અમારા રાજા રાણીના જન્મમાં પ્રથમ અનુભવેલા બ્રાહ્મણ બ્રાહ્મણીના જન્મ સમયે અનુભવેલી વાસના કારણ છે, જો એમ હોય તો હમણાં જે પદાર્થો છે, તે પદાર્થો તે સમયે ન હોતા માટે તેઓનો અનુભવ ન થવો જોઇએ અને અનુભવ વિના તેઓનો સંસ્કાર પણ ન થવો જોઇએ. છતાં પણ હમણાં આ દૃશ્ય પદાર્થો કેવી રીતે થાય છે? ૧૬

સરસ્વતી કહે છે; તમને આ દૃશ્ય પદાર્થોનું સ્મરણ થાય છે, તેમાં પિતામહ એવા બ્રહ્માનો સંસ્કાર કારણ છે અર્થાત્ બ્રહ્માના સંસ્કારથી તમને આ દૃશ્ય પદાર્થોની પ્રતીતિ થાયછે અને બ્રહ્માને જે પોતાનાં દેહાદિક જણાય છે, તે વાસના વિના દેખાય છે. કારણ કે પ્રથમના બ્રહ્મા મુક્ત થઇ જાય છે, તેથી તેની વાસના બીજા બ્રહ્મામાં હોય એમ સંભવતું નથી. બ્રહ્માને પૂર્વ બ્રહ્માના શરીરની વાસના રહેતી હોય એમ સંભવતું નથી. માટે વાસનાઓ વિના જ એક ચૈતન્ય બ્રહ્માદિક રૂપે વિવર્ત પામે છે એમ સમજવું. કારણ કે, ચૈતન્યનો તેવો સ્વભાવ છે. કોઇ કાકતાલીય

ન્યાયથી પ્રતિભાસિક બ્રહ્મા ઉત્પન્ન થાય છે તો તે એમ માને છે કે, હું પૂર્વના બ્રહ્માથી બીજો બ્રહ્મા ઉત્પન્ન થયો છું. આ પ્રમાણે જગતની ઉત્પત્તિ થાય છે. માટે કોઇ પણ ઠેકાણે કોઇ પણ સમયે કોઇ પણ વસ્તુ ઉત્પન્ન જ થઇ નથી. કેવળ ચિદાકાશ જ રહેલું છે[૧૭–૨૦] અનુભવથી થયેલી અને અનુભવ વિના થયેલી, એમ બે પ્રકારની સ્મૃતિઓ, માયાવિશિષ્ટ બ્રહ્મમાંથી જ ઉત્પન્ન થાય છે. પરંતુ જે શુદ્ધ બ્રહ્મ છે, તેને વિષે તો કારણ કાર્યભાવ કંઇ જ નથી, માત્ર એ એક જ છે. કાર્ય અને કારણ એક નથી પણ ભિન્ન છે, તેથી કાર્ય, કારણ અને સહકારી કારણો તથા ઉપ-દાન કારણોમાંનું એક પણ બ્રહ્મમાં નથી. કારણ કે, તેઓનો બાધ થાય છે, પરંતુ તે સર્વ કલ્પનાના અધિષ્ઠાનરૂપ શુદ્ધ બ્રહ્મનો નાશ થઇ શકતો નથી, તેથી તે નિત્ય વિદ્યમાન્ રહે છે. હે લીલા! એટલા માટે પૂર્વની સ્મૃતિને જ તારે અખંડ ચૈતન્ય જ જાણવું, તેમાં કાર્ય કારણ શબ્દો રહેલા છે, પરંતુ તે વાસ્તવિક રીતે ભિન્ન નથી, એટલા માટે જ કહેવામાં આવે છે કે, જગત્ આદિ દૃશ્ય કાંઇ પણ ઉત્પન્ન થયું નથી, કેવળ પરમાત્મા સ્વરૂપ ચિદાકાશમાં ચિદાકાશ રહેલું છે.[૨૧–૨૪]

લીલા બોલી;–હે દેવી! તમે મને દિવ્ય દૃષ્ટિનું પ્રદાન કર્યું છે, તેથી પ્રભાત કાળમાં જેમ સૂર્યના પ્રકાશથી સ્થૂલ નેત્ર બહિર્જગતનું અવલોકન કરે, તેમ મને પણ દિવ્ય દૃષ્ટિથી પરમ જ્ઞાનનો લાભ થયો છે. જો ધીરે ધીરે દૃઢ વ્યુત્પત્તિવાળો થશે. પરંતુ અભ્યાસ ન હોવાથી મને જ્યાંસુધી આ બાબતમાં દૃઢ વ્યુત્પત્તિ થઇ નથી, ત્યાંસુધી મારા મનમાં એક ઉત્કંઠા છે, તેને તમે શાંત પાડો. એ ઉત્કંઠા એ છે કે, બ્રાહ્મણીની સાથે બ્રાહ્મણ જે ઘરમાં રહેતો હતો, તે સમયની સૃષ્ટિમાં અને તે પહાડી ગામમાં મને લઇ જાઓ એટલે હું તેને જોઉં.[૨૫–૨૭]

શ્રીસરસ્વતી કહે છે;–તું અગ્ર સમાધીના પ્રભાવથી સ્થૂલ દેહનો ત્યાગ કરીને અચેત્ય ચિદ્રૂપમયી પવિત્ર દૃષ્ટિ ગ્રહણ કરીને નિર્મળ તથા તેમ કરવાથી મર્ત્ય લોકનો જીવ જેમ સંકલ્પના બળથી આકાશમાંના નગરના અન્તઃપુરમાં પ્રવેશ કરે છે, તેમ તું પણ ચિદાકાશમાં રહેલા માયારૂપી સર્ગને અવશ્ય પ્રાપ્ત થઇશ અને તેમ થવાથી આપણે બન્ને અડચણ વિના તે સર્ગનાં દર્શન કરશું. આ સ્થૂલદેહ સર્ગનાં દર્શનમાં પરમ અડચણ રૂપ છે.[૨૮–૩૦]

લીલા કહે છે,–હે દેવિ! આ સ્થૂલ દેહવડે બીજા સર્ગમાં શા માટે જવાય નહીં? એ વિષયમાં જે યુક્તિ હોય તે મારા ઉપર અનુગ્રહનો આગ્રહ રાખીને મને કહો.[૩૧]

શ્રીદેવી કહે છે,–હે લીલા! તમે જે સોનાને વીંટી રૂપ સમજો છો તેમ

આ સર્વ બ્રહ્માંડો નિરાકાર છે, છતાં તેને તમે મિથ્યા આગ્રહથી આકાર માનો છો. સોનું વીંટીનું રૂપ ધારણ કરે છે, તેમ પરબ્રહ્મ જગદ્રૂપે થયા છે, છતાં પણ તેમાં જગતપણું નથી. આ જગત્ બ્રહ્મરૂપ જ છે અને અહીં બ્રહ્મ જ દેખાય છે તથા સમુદ્રમાં જે પાણીની નીચે ધૂળની કલ્પના કરવામાં આવે છે. તેમ બ્રહ્મમાં પણ માયાની કલ્પના કરવામાં આવે છે.૩૨–૩૪ આ સર્વ (જગત્) પ્રપંચ મિથ્યા જ છે. જે જીવ છે તે અદ્વય અને સત્ય એવું બ્રહ્મ છે. આ બાબતમાં ઉપનિષદો, ગુરુઓ તથા અનુભવ પ્રમાણભૂત છે. બ્રહ્મરૂપ જીવ બ્રહ્મને જાણે છે, પરંતુ જે બ્રહ્મ નથી, તે બ્રહ્મને જાણતો નથી. જે બ્રહ્મ છે તે સૃષ્ટિ આદિ નામથી વિવર્ત પામે છે અને વિવર્ત પામવો એ એનો જ એવો સ્વભાવ છે. સઘળાં સહકારી કારણો અને ઉપાદાન કારણો ન હોવાથી જગતને કાર્યપણું નથી અને બ્રહ્મને કર્મપણું નથી. જ્યાંસુધી દૃઢ એવા તત્વ ચિંતનના અભ્યાસથી તારી ભેદબુદ્ધિ શાંત પડી નથી, ત્યાંસુધી તું બ્રહ્મરૂપ થઇ નથી અને બ્રહ્મને દેખતી પણ નથી. જે અમારો વર્ગ છે, તેઓનો તે વિષયમાં દૃઢ અભ્યાસ થયો છે. અમે બ્રહ્મસંપત્તિનો દૃઢ અભ્યાસ કરવાથી પરબ્રહ્મને સાક્ષાત્ જાણીએ છીએ. મારું આ શરીર સંકલ્પ નગરની પેઠે આકાશ સ્વરૂપ છે, તેથી હું મારા આ દેહથી જ તે પરબ્રહ્મના પદને મારા અંતઃકરણમાં જોઇ શકું છું. ૩૫–૪૦ તેમ જ ચિત્તની શુદ્ધિથી બ્રહ્મનાં દર્શન કરવાને યોગ્ય થયેલા બ્રહ્માદિકો પણ બ્રહ્મનાં દર્શન કરે છે. હે સુંદરી લીલા! વિવેકી પુરુષો પરિણામે બ્રહ્મરૂપ આ સ્થાવર જંગમાત્મક જગત્ પરબ્રહ્મના એક અંશમાં રહેલું છે, આવી શાસ્ત્રની મર્યાદા છે. હે બાલિકા! તત્વનો અભ્યાસ ન કરવાથી તારો આકાર બ્રહ્મરૂપ થયો નથી, પરંતુ અંતઃકરણમાં ચિદાભાસ રૂપે રહેલો છે, તેથી તું બ્રહ્મને અને પૂર્વની સૃષ્ટિને જોઇ શકતી નથી. ૪૧–૪૨ જ્યાં પોતાના સંકલ્પના નગરમાં પણ સ્થૂલ દેહથી પહોંચી શકાતું નથી, ત્યાં આ સ્થૂલ શરીર બીજાના સંકલ્પનું નગર જે તમારી પૂર્વની સૃષ્ટિ છે, તેમાં તે કેમ જ પહોંચી શકે? માટે હે કાર્ય વેત્તાઓમાં ઉત્તમ લીલા! તું આ સ્થૂલ શરીરને વિસરી જઇને ચિદાકાશ સ્વરૂપ થઇશ તો પૂર્વની સૃષ્ટિને જોઇશ. માટે તું હવે ઝટ તે પ્રમાણે કર.' સંકલ્પના નગરમાં સંકલ્પ રૂપ થયેલો જ જઇ શકે છે, પરંતુ બીજો કોઇ જીવતો અથવા તો મરી ગયેલો જઇ શકતો નથી. જ્યારથી બ્રહ્માની સૃષ્ટિમાં જગદ્રૂપી ભ્રાંતિ ઉભી થઇ છે, ત્યારથી એવો દૃઢ નિયમ થયો છે કે, સંકલ્પ રૂપ થયા વિના સંકલ્પિત સ્થાનમાં પહોંચી શકાતું નથી.૪૩–૪૬

લીલા પૂછે છેઃ—હે દેવિ! આપ કહો છો કે, આપણ બન્ને તે બ્રાહ્મણ અને બ્રાહ્મણીના નગરમાં જઇશું. પરંતુ હું આપને પૂછું છું કે, હે માજી! આપણે ત્યાં કેવી રીતે જવું? હું તો મારો આ દેહ અહીં રાખીને શુદ્ધ સત્વગુણને અનુસરનારા ચિત્તવડે તે પરલોકમાં જઇશ. પરંતુ તમે કેવી રીતે ત્યાં તમારા દેહથી આવશો?

શ્રીસરસ્વતી દેવી કહે છેઃ—જેમ તારાં સંકલ્પરૂપી આકાશી વૃક્ષો વિદ્યમાન છે, છતાં પણ આકાશસ્વરૂપ છે. સાકાર નથી તેથી કોઇ ભીંત તેને રોકી શકે તેવું નથી, તેમ પોતે પણ ભીંતને તોડી પાડે તેવું નથી. તેવું જ મારું શરીર પણ છે. મારો આ દેહ શુદ્ધ સત્વની રચના રૂપ છે અને તે ખરેખર પરબ્રહ્મના એક પ્રતિભાન સ્વરૂપ છે. આ મારો દેહ બળી ગયેલા વસ્ત્રના જેવો છે. જેમ બળી ગયેલા વસ્ત્રમાં વસ્ત્રનો આકાર જ માત્ર જોવામાં આવે છે, પરંતુ ખરું વસ્ત્ર હોતું નથી. પણ રાખ જ હોય છે. તેમ મારો આ દેહ પણ આકાર માત્ર જ છે, પરંતુ વસ્તુતાએ બ્રહ્મરૂપ છે. તે બ્રહ્મથી જરા પણ જૂદો પડતો નથી. માટે હું આ શરીરને તજીને આવીશ નહીં, પરંતુ વાયુ જેમ ગંધમાં પ્રવેશ કરે તેમ હું આ દેહથી જ તે સ્થાનમાં પ્રવેશ કરીશ. જેમ પાણી અગ્નિની સાથે અને વાયુની સાથે મળી જાય છે તેમ મારો દેહ પણ મનોમય દેહોની સાથે અને મનોમય બીજા પદાર્થોની સાથે મળી જાય એવો છે. તારો દેહ પૃથ્વીના વિકારમય છે, એવું સમજવામાં આવ્યું છે અને મારો દેહ ચૈતન્ય સ્વરૂપ છે, એમ સમજાયલું છે. માટે તારો દેહ મારા દેહની સાથે એક થઇને અથવા તો સંયુક્ત થઇને ત્યાં આગળ આવી શકશે નહીં. કારણ કે, કલ્પનાના પર્વતને ખરા પર્વતની એકરૂપતા સંભવે જ નહીં તેમ પરસ્પર ભટકાવું પણ સંભવે નહીં. તારો આ સ્થૂલ દેહ જો કે મનોમય છે, તોપણ તારા જેવા અજ્ઞાની જીવો લાંબા કાળની ભાવનાથી પૃથ્વી આદિના વિકારરૂપ સમજી બેઠેલા છે. જેમ સ્વપ્નમાં, લાંબા કાળના ધ્યાનમાં, ભ્રમમાં, સંકલ્પમાં અને ગંધર્વ નગરમાં મનોમય પદાર્થોને પણ સ્થૂલ જાણવામાં આવે છે, તેમ જ તારો આ દેહ પણ મનોમય જ છે, છતાં પણ તેને સ્થૂલ સમજે છે. પરંતુ જ્યારે સમાધિના અભ્યાસથી તારી વાસનાઓ ક્ષીણ થઇ જશે, ત્યારે તારા સ્થૂલ દેહમાં પાછું મનોમયપણું પ્રાપ્ત થશે.[૪૭–૫૬]

લીલા પૂછે છે;—આતિવાહિક કહેતાં મનોમય દેહપણાની પ્રતીતિ ઘાટી થઇ જાય છે ત્યારે આ સ્થૂલ દેહ મનોમયપણાને પામે છે? કે નાશ પામે છે?[૫૭]

શ્રીસરસ્વતી કહે છે;—હે લીલા! જે વસ્તુનું આ જગતમાં અસ્તિત્વ છે,

તેના નાશનો અને અનાશનો ક્રમ સંભવે છે. પરંતુ જે પદાર્થ ખરેખર રીતે છે જ નહીં તેનો નાશ કેમ સંભવે ? હે પુત્રિ ! રજ્જુમાં રહેલું રજ્જુપણું જાણ્યા પછી સર્પ રૂપી ભ્રમ નાશ પામે છે, ત્યારે સર્પ નાશ પામ્યો કે નથી પામ્યો એમ કહી શકાય કે ? જેમ સત્ય જ્ઞાન થયા પછી રજ્જુમાં સર્પ દેખાતો નથી, તેમ જ દેહમાં મનોમયપણું જાણ્યા પછી સ્થૂળપણું પણ દેખાતું નથી. અમારા સિદ્ધાંત પ્રમાણે તો આ કલ્પના જ મિથ્યા છે, છતાં પણ કોઇ વિદ્વાને આ કલ્પના કરી હોય તો તેની કલ્પના પણ ઉડી જાય છે. જે શિલા અમુક પ્રદેશમાં કોઇ પણ દહાડો હોય નહીં તેને તે ઠેકાણેથી દૂર કરેલી જાણવી.[૫૮-૬૧]

હે કલ્યાણી લીલા ! અમે તો આ દેહાદિકને ખરેખર રીતે પરબ્રહ્મમાં જ રહેલા પરબ્રહ્મથી પરિપૂર્ણ અને પરબ્રહ્મરૂપ જ જોઇએ છીએ, પરંતુ તને દૃઢ જ્ઞાન થયું નથી, તને તેવું રૂપ જોવામાં આવતું નથી. સૃષ્ટિના આરંભમાં પ્રથમ સંકલ્પ ઉઠવાની કલ્પના થાય છે, ત્યારે ચૈતન્ય, મનોમય દેહ રૂપ જ થાય છે, પરંતુ તે પછી જેમ જેમ સ્થૂલતા કલ્પાતી જાય છે, તેમ તેમ ચૈતન્ય પોતાને ભ્રાંતિથી દૃશ્યરૂપ જોવા માંડે છે.[૬૨-૬૩]

લીલા પૂછે છે;–હે માજી ! દિશા, કાળ વગેરેથી પરિચ્છેદ નહીં પામનાર પરમ તત્વ રૂપ શાંત પરબ્રહ્મ એક જ હોય છે, તેને વિષે પ્રથમ કલ્પનાને અવસર ક્યાંથી મળે છે ?

શ્રીસરસ્વતી કહે છે;–જેમ સુવર્ણમાં કડાપણું નથી, પાણીમાં તરંગપણું નથી અને સ્વપ્નના કે સંકલ્પના નગર આદિમાં સત્યતા નથી, તેમ જ ખરા અનુભવથી કહીએ તો બ્રહ્મમાં કલ્પના છે જ નહીં. કારણ કે, બ્રહ્મનો સ્વભાવ નિર્મળ છે, માટે તેને વિષે સંકલ્પનો સંભવ જ નથી. જેમ આકાશમાં ધૂડ હોતી નથી તેમ જ બ્રહ્મમાં કલ્પના નથી. બ્રહ્મ વિષયોથી રહિત, શાંત, એક સ્વરૂપ, સ્વતઃ સિદ્ધ અને વ્યાપક છે. જેમ કાચનો અને ઉત્તમ મણિનો પ્રકાશ હોય છે, તેમ જ આ જે કાંઇ ભાસી રહેલું દેખાય છે, તે પરબ્રહ્મનો શુદ્ધ પ્રકાશ જ છે.[૬૪-૬૮]

લીલા પૂછે છે;–હે દેવિ ! આટલા લાંબા વખત સૂધી આપણને કોણે દ્વૈત અને અદ્વૈતની કલ્પનાથી ભમાવ્યા હતા ? તે કહોને.[૬૯]

શ્રીસરસ્વતી બોલ્યાં;–ઓ ચંચળતાવાળી ! તું વિચાર ન કરવાથી લાંબો વખત સૂધી વ્યાકુળ થઇને ભમી ગઇ હતી. અવિચાર એટલે અવિવેક છે, તે સ્વાભાવિક જ છે અને તે વિચાર કરવાથી નાશ પામે છે. આ વિચાર, જે વિચાર કરવાથી એક

મટકું મારવા માત્રમાં નાશ પામે છે, તે પણ બ્રહ્મની સત્તા રૂપ જ છે. તેની સત્તા બ્રહ્મની સત્તાથી જૂદી નથી, અર્થાત્ બ્રહ્મમાં અવિચાર રૂપી અવિદ્યા છે જ નહીં. તે માટે અવિચાર, અવિદ્યા, બંધન અથવા તો મોક્ષ, એમાંનું કાંઇ નથી. જગત્ છે તે બાધ રહિત, શુદ્ધ બોધરૂપ બ્રહ્મ જ છે. તેં આટલા વખત સૂધી આ વાતનો વિચાર કર્યો જ ન હતો તેથી તને જ્ઞાન થયું ન હતું. પરંતુ તું વ્યાકુળ અને ભ્રાંત રહેતી હતી, પરંતુ આજથી તારા ચિત્તમાં વાસનાને ક્ષીણ કરનારું બીજ પડી ચૂકું છે, માટે હવેથી તુંને જ્ઞાન થયું છે, મુક્તિને યોગ્ય થઇ છો અને વિવેકવાળી થઈ છો.[૭૦–૭૪] આ સંસાર નામનું દૃશ્ય જ્યારે પૂર્વે ઉત્પન્ન જ થયું ન હતું, ત્યારે તેની વાસનાઓ પણ કેવી રીતે જ થાય? અને વાસના પણ કંઇ હોય? તાત્પર્ય કે, સર્વ બ્રહ્મરૂપ જ છે, તેનાથી બીજું કંઇ જ નથી. પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય, આ ત્રણેનો અત્યંત અભાવ થઇને મનમાં નિર્વિકલ્પ સમાધિરૂપ એક પરબ્રહ્મનું અનુસંધાન દૃઢ થાય છે, ત્યારે વાસનાનું નામ જ રહેતું નથી. તારા હૃદયમાં પણ વાસનાનો ક્ષય કરવામાં બીજરૂપ આ વિચાર કાંઇક અંકુરિત થયો છે, માટે હવે અનુક્રમે રાગદ્વેષાદિક વાસનાઓ ઉદય પામશે નહીં. સંસારની ઉત્પત્તિ પણ નિર્મૂળ થઇ જશે અને નિર્વિકલ્પ સમાધિ સારી રીતે સ્થિર થશે. તું હવે નિર્વિકલ્પ સમાધિને લીધે માયાના અને માયાનાં કાર્યોના અધિષ્ઠાનરૂપ નિર્મળ આત્માના અવલંબનથી ભ્રાંતિરૂપી કાળાશથી રહિત થઈ જઇશ અને તેના સંસ્કારથી પણ રહિત થઇને સર્વ પ્રાણીઓના, સર્વ ભ્રાંતિઓના, ભ્રાંતિઓની વાસનાઓના અને વાસનાઓના કારણરૂપ અવિદ્યાના છેડારૂપ મોક્ષને કેટલાક સમય પછી પ્રાપ્ત થઇશ.[૭૫–૭૯]

---

# સર્ગ ૨૨ મો.*

## વિજ્ઞાનાભ્યાસનું વર્ણન.

**શ્રીદેવ્યુવાચ–યથાસ્વપ્નપરિજ્ઞાનાત્સ્વપ્નદેહો ન વાસ્તવઃ ।**
**અનુભૂતોપ્યયં તદ્વદ્વાસનાતાનવાદસન્ ॥ ૧ ॥**

શ્રીસરસ્વતી દેવી કહે છે–હે લીલા! જેમ સ્વપ્નને જાણવાથી સ્વપ્નનો દેહ

---

* આ બાવીશમા સર્ગમાં તુરીયાવસ્થાનું લક્ષણ, જીવન્મુક્તની સ્થિતિ, વાસનાઓને ઓછી કરવાનો ઉપાય અને તે ઉપાયનો અભ્યાસ વર્ણવવામાં આવશે.

અનુભવમાં આવ્યા છતાં પણ ખરો ન લાગતાં મિથ્યા લાગે છે, તેમ જ વાસનાઓ પણ ઓછી થઈ જવાથી સ્થૂલ દેહ અનુભવમાં આવ્યા છતાં પણ ખરો ન લાગતાં મિથ્યા લાગે છે, જેમ સ્વપ્નના જ્ઞાનથી સ્વપ્નનો દેહ શાંત થઈ જાય છે, તેમ વાસનાઓ ઓછી થવાથી જાગ્રતનો દેહ પણ શાંત પડે છે, એટલે મિથ્યા લાગે છે. જેમ સ્વપ્નના કે સંકલ્પના દેહનો અંત આવે છે, ત્યારે આ સ્થૂલ દેહ ઉદય પામે છે, તેમ જાગ્રત અવસ્થાનાં સ્થૂલ દેહના અહંભાવનો અંત આવે છે, ત્યારે મનોમય દેહ ઉદય પામે છે. વળી જેમ સ્વપ્નમાં વાસનાના બીજનો ઉદય થતો નથી, ત્યારે સુષુપ્તિ પ્રાપ્ત થાય છે, તેમ જ જાગ્રતમાં સઘળી વાસનાઓનું બીજ નાશ પામે છે, ત્યારે જીવન્મુક્તિ મળે છે. જીવન્મુક્ત લોકોની જે વાસના જેવામાં આવે છે, તે વાસના નથી, પરંતુ સત્તારૂપ શુદ્ધ બ્રહ્મ જ, વાસનાના નામથી કહેવાય છે, જેમાં સર્વ વાસનાઓ સુઇ જાય એવી નિદ્રા સુષુપ્તિ કહેવાય છે અને જેમાં સુઈ જાય એવી જાગ્રતાવસ્થા ઘાટી મૂર્ચ્છા કહેવાય છે. જેમાં સર્વ વાસનાઓ ક્ષીણ થઈ જાય છે, તે સ્થિતિ, તુર્યાવસ્થા કહેવાય છે. પરબ્રહ્મ જાણવામાં આવે તો તે અવસ્થા જાગ્રતમાં પણ થાય છે.[૧-૭] જેને વિષે જીવતા માણસોની વાસનાઓ પણ ક્ષીણ થઈ જાય છે એવી જીવનની સ્થિતિ જીવન્મુક્ત દશા કહેવાય છે. જે દશાને અયુક્ત પુરુષો જાણતા પણ નથી. ચિત્ત જો સમાધિથી પરબ્રહ્મમાં સંલગ્ન થઇને અલ્પ વાસનાવાળું થઈ જાય, તો હિમ જેમ તાપથી પીગળીને પાણીપણાને પામે, તેમ સ્થૂલ દેહ ગળી જઇને સૂક્ષ્મ દેહને પામે છે. જે મન આત્માના જ્ઞાનથી જ્ઞાની થયું હોય છે, તેમ બીજી સૃષ્ટિઓમાં અને બીજા જન્મોમાં રહેલાં બીજાં ચિત્તોની સાથે તથા દેવ અને મનુષ્યોમાં શરીરોની સાથે મળી જાય છે, પરંતુ તે વિના બીજું મન મળી શકતું નથી. જ્યારે પક્કા અભ્યાસથી તારો આ અહંભાવ શાંત થશે, ત્યારે દૃશ્યનો છેડો લાવનાર અને ઉજ્જ્વલ એવો વિસ્તીર્ણ બોધ પોતાની મેળે તારે વિષે ઉદય પામશે.[૮-૧૧] જ્યારે તારું સૂક્ષ્મપણાનું જ્ઞાન દૃઢ સ્થિતિને પામશે, ત્યારે તું સર્વ લોકોને સંકલ્પ રહિત અને પવિત્ર જોઇશ. માટે હે નિર્દોષ લીલા! તું વાસનાને પાતળી કરવાને માટે પ્રયત્ન કર. તારો એ યત્ન દૃઢ થશે એટલે તું જીવન્મુક્ત થઇશ.[૧૨-૧૩] જ્યાંસુધી આ અપાર શીતળતા ભર્યો બોધરૂપી ચંદ્ર પૂર્ણ કળાવાળો થયો નથી, ત્યાંસુધી તારો આ દેહ અહીં રાખીને બીજા લોકો જો.[૧૪] વ્યાવહારિક કર્મોમાં, માંસમય દેહ, માંસમય દેહની સાથે જ સંયોગ પામે છે. પરંતુ

સૂક્ષ્મદેહની સાથે મળી શકતો નથી.[૧૫] આ વાત મેં મારા અનુભવ પ્રમાણે જેમ છે તે પ્રમાણે કહી છે. આ વાત બાળકો પણ સમજે તેવી છે અને સિદ્ધ લોકોના અનુભવમાં પણ આવી છે. જેમ વરદાનની વાત અને શાપની વાત ઉપલક રીતે કહેવામાં આવી નથી.[૧૬] જ્યારે બોધનો દૃઢ અભ્યાસ કરવામાં આવે છે, ત્યારે સાંસારિક વાસનાઓ આછી પડી જાય છે અને સંસારવાસનાઓ આછી પડી જાય છે ત્યારે સ્થૂલ દેહ સૂક્ષ્મદેહરૂપ થઇ જાય છે.[૧૭] મરણ સમયે પણ તે જ સૂક્ષ્મ દેહ જીવને પ્રાપ્ત થાય છે, તોપણ તે દેહ કોઇના પણ જોવામાં અથવા તો જાણવામાં આવતો નથી. કેવળ લોકો મરણ પામતા સ્થૂલ દેહને દેખે છે.[૧૮] તારો આ સ્થૂલ દેહ છે, તે વિચાર કરીએ તો જીવતોએ નથી અને મરતોએ નથી, કારણ કે, કલ્પિત પદાર્થને મરણ અથવા તો જીવન સમ્ભવતું નથી. સ્વપ્નના જેવી અને સંકલ્પના જેવી ભ્રાંતિમાં મરણ કે જીવન કેમ કહી શકાય?[૧૯] હે પુત્રી! જેમ સંકલ્પના પુરુષમાં જીવન અને મરણ મિથ્યા દેખાય છે, તેમ આ શરીરમાં પણ જીવન અને મરણ મિથ્યા જ પ્રતીત થાય છે.[૨૦]

લીલા પૂછે છે;–હે દેવી! આપે મને એવો નિર્મળ જ્ઞાનનો ઉપદેશ આપ્યો કે જે સાંભળવાથી દૃશ્યરૂપી વિષૂચિકાનો રોગ શાંત થઇ જાય.[૨૧] હવે આ વિષયમાં આપ મારા ઉપર ઉપકાર કરીને કહો કે એ જ્ઞાનનો અભ્યાસ કેવો છે? તેને કેવી રીતે કરવો જોઇએ? તે અભ્યાસ કેવી રીતે વૃદ્ધિ પામે? અને વૃદ્ધિ પામ્યા પછી શું પરિણામ આવે? તે કહો.[૨૨]

શ્રીદેવી બોલ્યાં; હે લીલા! ગમે તે સમયે હરકોઇ મનુષ્ય જે જે કામ કરે, તે તે કામ અભ્યાસ વિના કોઇ પણ દિવસ સિદ્ધ થતું નથી.[૨૩] પરબ્રહ્મ સંબંધી ચિંતન કરવું, તેના સંબંધી વાર્તાલાપ કરવો, પરસ્પર તેના સ્વરૂપ વિષે ઉપદેશ આપવો અને એક તેના જ વિષે પરાયણ રહેવું, આને વિદ્વાનો અભ્યાસ કહે છે.[૨૪] જે વૈરાગ્યવાળા અને અંતઃકરણ વિષે મહત્તાવાળા મહાત્માઓ સંસારનો નાશ કરવા માટે વિષય વાસનાનો નાશ કરે છે, તેઓને પૃથ્વી ઉપર વિજયી જાણવા.[૨૫] જે મહાત્માઓની બુદ્ધિ ઉદય પામતા ઔદાર્યથી, સુંદર એવા વૈરાગ્ય રસથી રંગાયલી અને આનંદને વરસાવતી હોય તેઓને ઉત્તમ અભ્યાસી જાણવા.[૨૬] જે મહાત્માઓ જ્ઞાતા અને જ્ઞેય એવા ભેદની સંપત્તિનો અત્યંત નાશ કરવા માટે યુક્તિથી તથા શાસ્ત્રોથી પ્રયત્ન કરતા હોય, તેઓને જ્ઞાનના અભ્યાસી જાણવા.[૨૭]

સૃષ્ટિના આરંભમાં આ દૃશ્ય જગત્ ઉત્પન્ન થયેલું ન હતું, તે જગત્ સદાય છે જ નહીં અને આ જગત્ જે દેખાય છે, તે તથા અહંભાવ રૂપે જે છે, તે કાંઇ જ નથી, આવો જે વિચાર કરવો, તે બોધ્યનો અભ્યાસ કહેવાય છે.[૨૮] જ્યારે દૃશ્ય એવા જગતનો અભાવ જાણવામાં આવે છે, ત્યારે રાગ દ્વેષ આદિક ઓછાં થઇ જાય છે અને વિદ્યાના બળથી જે આત્મરતિ ઉદય પામે છે, તે જ્ઞાનનો અભ્યાસ કહેવાય છે.[૨૯] દૃશ્યનું મિથ્યાપણું જાણ્યા વિના રાગ દ્વેષને ઓછાં કરવામાં આવે છે, તેનું નામ તપ કહેવાય છે, પરંતુ તે જ્ઞાન કહેવાતું નથી. તે તપ તો રાગ દ્વેષને વૃથા રોકનારાં દુઃખનો વિસ્તાર કરે છે.[૩૦] દુઃખનો અત્યંત અભાવ જાણવો એ જ જ્ઞાન અને એ જ બ્રહ્મ કહેવાય છે અને તે જ્ઞાનનો અભ્યાસ કરવાથી નિર્વાણની પ્રાપ્તિ થાય છે. આ રીતે અભ્યાસ કરવાથી મોટા ફળનો લાભ થાય છે.[૩૧] શરદ્ ઋતુમાં જેમ બરફનો સમૂહ પીગળીને વિખરાઇ જાય છે, તેમ સંસાર રૂપી કૃષ્ણ પક્ષની રાત્રિમાં ચિત્તમાં આવેલી મોહરૂપી ગાઢ નિદ્રા હિમના જેવી શીતળ, વિવેક અને જ્ઞાનરૂપી પાણીનો નિત્ય છંટકાવ કરવાથી નાશ પામે છે.[૩૨]

શ્રીવાલ્મિકી મુનિ આ પ્રમાણે કહેતા હતા, એટલામાં દિવસ પરિપૂર્ણ થયો અને સૂર્યનારાયણ અસ્ત થયા એટલે સભામાં રહેલા શ્રોતાઓ શ્રીવાલ્મિકી મુનિને નમસ્કાર કરીને સાયંકાળનું નિત્ય કર્મ કરવા માટે નહાવા માટે ગયા અને પાછી રાત્રિ પૂર્ણ થઇને પાછાં સૂર્યનાં કિરણો ઉદય પામ્યાં કે તેની સાથે સૌ સભામાં આવ્યા.[૩૩]



# સર્ગ ૨૩ મો.*

## લીલાનું જ્ઞાન દેહે આકાશમાં પ્રયાણ.

**श्रीवसिष्ठ उवाच–इति संकथनंकृत्वा तस्यां निशि वरागने ।**
**सुप्ते परिजने नूनमथांतःपुरमंडपे ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! મજબૂત અને વિચિત્ર આગળીઆઓવાળાં

* આ ત્રેવીશમા સર્ગમાં સરસ્વતી તથા લીલા, યોગથી સ્થૂલ શરીરનો ત્યાગ કરીને પહાડી ગામ જોવાની ઇચ્છાથી અંતઃપુરના મંડળને વિષે પ્રતીત થયેલા મહાકાશમાં ગયાં એ કથા વર્ણવવામાં આવશે.

બારણાંવાળા જેમાં ગોખો હતા એવા અંતઃપુરના મંડળ વિષે કુશળ મનનાં સર્વે પરિજનો ગાઢ નિદ્રામાં સુઇ ગયાં હતાં, તે સમયે સ્ત્રીઓમાં ઉત્તમ એવાં લીલા અને સરસ્વતી તાજાં ફૂલની માળાથી તથા વસ્ત્રોથી ઢાંકેલા શબની પાસે આસનો ઉપર બેઠી હતી. તે બન્ને જણીઓ નિર્મળ, કલંક રહિત અને સર્વ કળાથી પરિપૂર્ણ ચંદ્રમાના જેવાં મનોહર મુખો વડે તે મંડળને શોભાવતી હતી. અને પુષ્પોના ઢગમાંથી નિકળતા ગાઢા સુગંધવડે, બન્ને જણીઓ ભરપૂર થઇ રહી હતી. તે, ઉપર પ્રમાણે રાત વિષે પરસ્પર વાતચિત કરીને ત્યાંથી સમાધિના સ્થાનમાં ગઇ. ત્યાં આ બન્ને જણીઓ જાણે રત્નના સ્તંભમાં કોતરેલી પુતળીઓ હોય અથવા તો ભીંતમાં આળખેલી પ્રતિમાઓ હોય તેમ નિશ્ચળ શરીર કરીને બેઠી.[૧-૪] સુગંધના સમૂહને ચોતરફ ફેલાવનારી બે કમલિનીઓ સાયંકાળે જેમ સંકોચ પામે, તેમ સંકોચ પામીને તે બે સ્ત્રીઓ સર્વ ચિંતાઓ છોડીને બેઠી.[૫] શરદ્ ઋતુના વાયુ વિનાના સમયમાં પર્વત ઉપર ઉતરેલી વાદળાંની બે પંક્તિઓ જેમ અત્યંત શાંત, શુદ્ધ અને સ્થિર હોય, તેમ આ બન્ને સ્ત્રીઓ પણ આ વખતે અત્યંત શાંત, શુદ્ધ અને સ્થિર હતી.[૬] જેમ બે સુશોભિત કલ્પલતાઓ બીજી ઋતુ પ્રાપ્ત થતાં પૂર્વના રસનો ત્યાગ કરી દે છે, તેમ આ બન્ને સુંદર સ્ત્રીઓએ નિર્વિકલ્પ સમાધિ કરીને સઘળાં બાહ્ય અનુસંધાનોનો ત્યાગ કરી દીધો.[૭] હું અને જગત્ એવી ભ્રાંતિરૂપી આ દૃશ્ય જગત્ આગળ કદી પણ ઉત્પન્ન થયું નથી અને તેનો અત્યંત અભાવ છે એવું જ્યારે તેઓએ જાણ્યું ત્યારે તેઓનો આ દૃશ્ય પિશાચ અત્યંત નાશ પામ્યો. હે નિર્દોષ રામ! અમારા મનમાં તો આ જગત્ શશલાના શિંગડાંની પેઠે મિથ્યા છે.[૮-૯] જે, આદિમાં હોય નહીં, તે, વર્તમાન કાળમાં પણ હોય જ નહીં, માટે અમારા મનમાં તો જ્યારે જગત્ દેખાય છે, ત્યારે તેને ઝાંઝવાનું પાણી માનીએ છીએ.[૧૦] જ્યારે દૃશ્યનો નાશ થયો ત્યારે તે બન્ને સ્ત્રીઓ, પ્રલય સમયે જેમ ચંદ્ર અને સૂર્ય આદિ પદાર્થોથી અત્યંત રહિત થયેલું આકાશ સ્વભાવથી જેમ કેવળ અને શાંત થઇ જાય, તેમ સ્વભાવથી કેવળ સ્વરૂપ અને શાંત થઇ ગઇ.[૧૧] ચૈતન્યરૂપ સરસ્વતી દેવી તે જ શરીરથી આકાશમાં વિહાર કરવા લાગ્યાં અને લીલા, જ્ઞાન તથા ધ્યાનને અનુસરનારા બીજા શરીરવડે આકાશમાં વિહાર કરવા લાગી.[૧૨] ચિદાકાશ સ્વરૂપવાળી અને આકાશમાં જેનાં શરીરો વિહાર કરતાં હતાં એવી તે બન્ને સ્ત્રીઓ પૂર્વ જન્મના સંસ્કારથી એ ઘરના આકાશમાં એક વેંત જેવડા વિભાગમાં જઇને ઉભી રહી.[૧૩] ત્યાં આગળ કલ્પના વડે નીચે પ્રમાણે તેઓએ

જોયું. વિનોદવડે ચંચળતાવાળી, મનોહર નેત્રવાળી તે બન્ને લલનાઓ વિષયોના જ્ઞાનનો વિષયોને અનુકૂલ કલ્પના કરવાનો સ્વભાવ હોવાથી ત્યાંથી દૂર આકાશમાં પોતે ગઇ. તે બન્ને જણી તે મંડળમાં જ ઉભી હતી., તોપણ આપણે આકાશમાં ઉડીએ છીએ, એવી કલ્પનાવૃત્તિથી કરોડ યોજનમાં વિસ્તારવાળા અત્યંત દૂર આવેલા આકાશમાં ઉડીને જઇ પહોંચી.[૧૪-૧૫] તે બન્ને સખીઓનાં શરીરો વાસ્તવિક રીતે ચિદાકાશમય હતાં, તોપણ પૂર્વે કરેલા દૃશ્યના અનુસંધાનવાળા સ્વભાવને લીધે એક બીજાના આકાર જોઇને એક બીજી ઉપર સ્નેહ કરવા લાગી.[૧૬]

---

# સર્ગ ૨૪ મો.*

## વિલાસોવાળા આકાશનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच—दूराद्दूरमभिप्लुत्य शनैरुच्चैः पदं गते ।**
**हस्तं हस्ते समालंब्य यांत्यौददृशतुर्नभः ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; ઘણે જ દૂર આકાશમાં ઉડીને ધીરે ધીરે ઉંચા સ્થાનમાં પહોંચી ગઇ અને પછી એક બીજીનો હાથ સાહીને જતી તે બન્ને સખીઓ આકાશ નિહાળવા લાગી.[૧] એ આકાશ, પ્રલય સમયના મહાસાગરની પેઠે છેડા વિનાનું, નિર્મળ અંતરવાળું, કોમળ, સુકુમાર, પવનના સંયોગથી સુખ આપનારું, શાંત, શૂન્યતારૂપી જળમાં નિમગ્ન કરવાથી, જેમ આનંદ ઉપજે, તેમ આનંદ ઉપજાવનાર, અત્યંત શુદ્ધ, ગંભીર અને સજ્જનના મન કરતાં પણ વધારે નિર્મળ હતું.[૨-૩] તે બન્ને જણીઓએ, દિશાઓમાં ફરતાં ફરતાં મેરુ આદિ પર્વતોનાં શિખરો ઉપર રહેલા પૂર્ણ ચંદ્રના અંતરના ભાગની પેઠે નિર્મળતાવાળા વાદળના ઉદર રૂપી નિર્મળ મહેલમાં વિશ્રામ કર્યો. તે પછી સિદ્ધોની અને ગંધર્વોની કલ્પ વૃક્ષનાં પુષ્પોની માળાઓના ગંધથી મનનું આકર્ષણ કરનારા અને ચંદ્રના મંડળથી બહાર નિકળતા મનોહર પવનોને વિષે વિહાર કરવા લાગી.[૪-૫] તે પછી ઘણો ઘામ મટાડનારાં અને વિજળી રૂપી રાતા કમળોથી ભરેલાં પાણીથી ભરપૂર એવા મેઘમંડળરૂપી તળાવમાં સ્નાન કર્યું.[૬] તે પછી જેમાં અનેક પૃથ્વીના પર્વતો

---

* આ ચોવીસમા સર્ગમાં અનંત બ્રહ્માંડોના વિચિત્રતાવાળા વિલાસોથી ભરપૂર અને લીલાના તથા સરસ્વતીના માર્ગરૂપ આકાશનું વર્ણન કરવામાં આવશે.

કમળ કંદના અંકુરની અણીઓ જેવા લાગતા હતા એવી દિશાઓ રૂપી સરસીઓમાં ભ્રમરીઓની પેઠ યથેષ્ટ રીતે વિહાર કરવા લાગી.[૭] તે પછી ગંગાજીનાં ધીરે ધીરે વહેતાં ઝરણાનાં ઉડતાં પાણીનાં બિંદુઓવાળા વાયુથી ક્ષુબ્ધ થયેલા મેઘ મંડળ રૂપી મંડળને પાણીના ફુવારાનું ઘર સમજીને તેમાં વિહાર કરવા લાગી.[૮] ત્યારપછી ધીરે ધીરે આગળ વધતી તથા પોતાની શક્તિ પ્રમાણે વિશ્રામ કરતી તે બન્ને મનોમય શરીરવાળી સ્ત્રીઓએ મોટા સમારંભથી ભરપૂર એક મોટું આકાશ દીઠું.[૯] તે બન્ને જણીએ સાથે આવા આકાશને પૂર્વે કોઇ દહાડો દીઠું ન હતું. મહા ગંભીર હોવાથી સેંકડો અને કરોડો બ્રહ્માંડોથી પણ પૂરાય નહીં તેવું હતું.[૧૦] એક બીજાની ઉપર ઉપર ઉંચે ઉંચે વિચિત્ર આભૂષણોના જેવાં અને સારા વિમાનોવાળાં જૂદાં જૂદાં ભૂતળો ગોઠવાયલાં હતાં, તેથી તે આકાશ ભરપૂર હતું.[૧૧] ચારે તરફથી આકાશના વિભાગને પૂરી દેનારા મેરુ વગેરે મોટા પર્વતોના પુખરાજથી ભરેલી તલાટીઓની રાતી ચોળ કાંતિથી આકાશનો મધ્ય ભાગ પ્રલય કાળના અગ્નિની ઝાળ સમાન લાગતો હતો.[૧૨] એ, પર્વતોનાં મોતીથી ભરેલાં શિખરોની કાંતિઓના પૂરથી હિમાલયના શિખર જેવું શોભતું હતું. સુવર્ણના પર્વતોના પ્રદેશોની કાંતિથી સુવર્ણની ભૂમિ જેવું શોભતું હતું.[૧૩] મોટા નીલમણિની કાંતિથી લીલા તૃણવાળી પૃથ્વીની પેઠે હરિયાળું દેખાતું હતું. જોનારા અને જોવાના પદાર્થોને જૂદા જૂદા દેખાવ ન આપે એવા ઉત્પન્ન થયેલા પ્રૌઢ અંધકારથી શ્યામ રંગનું હતું.[૧૪] કોઈ ઠેકાણે પારિજાતકની લતાઓના ઉપર વિમાનોની પંક્તિઓ ફરતી હતી તેથી પાસે રહેનારાઓને વનોની મંજરી જેવું અને દૂર રહેનારાઓને વૈદૂર્ય મણિની ભૂમિ જેવું લાગતું હતું.[૧૫] એ મહાકાશમાં મોટા મોટા સિદ્ધ લોકો જવા આવવાથી વાયુના વેગને પણ અટકાવી દેતા હતા. અને વિમાનો રૂપી ઘરોમાં બેઠેલી દેવતાઓની સ્ત્રીઓનાં ગાયનોનો અને વાજીંત્રોનો મહા શબ્દ ચારે તરફ પસરી રહ્યો હતો.[૧૬] ત્રણે લોકનાં ઉત્તમ ઉત્તમ પ્રાણીઓ ચારે તરફ ફરતાં હતાં તેથી સઘળો ભાગ ભરાઇ ગયો હતો. દેવ અને દેવતાઓનાં ટોળાંઓ કોઇ પણ જોઇ શકે નહીં તેમ અદૃશ્ય રૂપે ફરતાં હતાં, તેથી પણ તે આકાશ ખીચોખીચ ભરાઇ ગયું હતું.[૧૭] આજુબાજુના ભાગોમાં, કુષ્માંડોનાં, રાક્ષસોનાં અને પિશાચોનાં મંડળો ઉભાં હતાં. દેવતાઓનાં વિમાનોનાં ટોળાંઓ આવહ અને પ્રવહ વગેરે વાયુઓના જેવા મોટા વેગથી આવજાવ કરી રહ્યાં હતાં.[૧૮] આકાશમાં જોસભેર ચાલ્યાં જતાં વિમાનોનો ઘાટો સૂસવાટ ભર્યો

શબ્દ જાણે મુઠીમાં પકડી લઇએ એવો સંભળાતો હતો. ગૃહોના અને નક્ષત્રોના ધાટા સંચારથી વાયુના યંત્રરૂપી જ્યોતિશ્ચક્ર કંપ્યા કરતું હતું.[૧૯]

સમીપમાં રહેનારા સૂર્યના તડકાથી તપી ગયેલા નાના મોટા સિદ્ધ લોકો પોતાનાં નિવાસ સ્થાન તજી દઇને દૂર જતાં રહેતાં હતાં. તેમ જ સૂર્યના રથના ઘોડાનાં મુખોમાંથી નિકળતા પવનવડે નાનાં નાનાં વિમાનો ઉડી જતાં હતાં ત્યારે કેટલાંએક બળી જતાં હતાં.[૨૦] લોકપાળો અને અપ્સરાઓનાં ટોળાંઓના સંચારથી તથા તેઓનાં અંગોની ચેષ્ટા ઉપરથી આકાશ ચંચળ થઇ ગયું હતું. દેવાંગનાઓની અંતઃપુરની દાસીઓએ બાળવા માંડેલા ધૂપોના ધુમાડાઓથી જાણે આકાશમાં મેઘ ચઢી આવ્યો હોય એમ જણાતું હતું.[૨૧] દેવોએ પોત પોતાના લોકમાં બોલાવેલી અપ્સરાઓ 'હું પહેલી જાઉં, હું પહેલી જાઉં' એમ બોલતી ઉતાવળે જવાથી તેઓના શરીરનાં આભૂષણો નીચે પડી જતાં હતાં. અને સામાન્ય સિદ્ધ લોકોના સમુદાયના ઉગ્ર તેજ સમુદાયને ઢાંકી દે તેવું શ્યામ રંગનું આકાશ દેખાતું હતું.[૨૨] મહા બળવાન્ સિદ્ધ લોકોના જવા આવવાના સંઘર્ષણથી છિન્નભિન્ન થઇ ગયેલા મેઘો આશ્રય કરવા માટે પાસે રહેલા હિમાચળ, મેરુ અને મંદરાચળ વગેરે પર્વતો ઉપર વિશ્રાંતિ કરવા લાગ્યા, તેથી તે પર્વતો જાણે ધોળાં વસ્ત્રો ઓઢીને બેઠા હોય તેવા લાગતા હતા.[૨૩] ચોતરફ કાગડાઓ, ધૂડો, ગીધો અને ગરજ વગેરે પક્ષિયો ટોળાબંધ થઇને ઉડતાં હતાં, તેથી આકાશ ભરપૂર હતું. સમુદ્રમાં જેમ તરંગો નૃત્ય કરે તેમ આકાશના પ્રદેશમાં ડાકણોનાં ટોળાંઓ પણ નાચતાં હતાં.[૨૪] કુતરાં, કાગડા, ઊંટ અને ગધેડાંઓ વગેરેના જેવાં મોઢાંઓવાળી અનેક યોગિનીઓ સેંકડો યોજન સુધી નિરર્થક જઇને પાછી આવતી હતી.[૨૫]

સિદ્ધ લોકોનાં અને ગંધર્વ લોકોનાં જોડાંઓ લોકપાળોની પાસે પણ ધુમાડાઓની પેઠે ધુસરા રંગનાં લાગતાં વાદળાંરૂપી ઘરમાં સુરતોત્સવો કરતાં હતાં.[૨૬] આકાશચારી દેવ વગેરે સર્ગમાં થતાં દિવ્ય ગાયનોથી અને દિવ્ય સ્તોત્રોથી ઉન્મત્ત થઇ જતા હતા અને કામાતુર થતા હતા. તથા નિત્ય ગતિવાળા જ્યોતિશ્ચક્રમાં સૂર્ય વગેરેની ગતિ ઉપરથી પક્ષ વગેરે સમયનું પ્રમાણ કરવામાં આવતું હતું.[૨૭] વાયુના સ્કંધોરૂપી ખાડામાં આકાશ ગંગાનું પાણી વહેતું હતું. દેવતાઓનાં બાળકો આશ્ચર્ય જોવા માટે વ્યગ્ર થઇને આમતેમ આકાશમાં ફરતાં હતાં.[૨૮] વજ્ર, ચક્ર, ત્રિશૂળ, તરવાર તથા સાંગો, દેવતાઓનું શરીર ધારણ કરીને ફરતાં હતાં. કોઇ ઠેકાણે ભીંત વિનાનાં ઘરો નજરે પડતાં હતાં. કોઇ ઠેકાણે નારદ અને

તુંબરુ ગાયન કરતા હતા.[૨૯] કોઇ ઠેકાણે મેઘ મંડળીના માર્ગ વચ્ચે પુષ્કરાવર્ત વગેરે પ્રલય કાળના મેઘો પણ મૌન રહેવાથી ચિત્રમાં આળેખેલા હોય તેવા દેખાતા હતા.[૩૦] કોઇ ઠેકાણે શ્યામ રંગનાં વાદળાંઓ ઉછળતા કાજળના મોટા પર્વતો જેવાં મનોહર દેખાતાં હતાં. કોઇ ઠેકાણે ગ્રીષ્મ ઋતુનાં છેવટ સમયનાં વાદળાંઓ, સૂર્યનાં કિરણોની કાંતિનો સંબંધ થવાથી સુવર્ણના રસથી ભરેલાં હોય તેવાં દેખાતાં હતાં.[૩૧] કોઇ ઠેકાણે દિશાઓ બળતી હતી, તેના તાપથી આકાશ તપી ગયું હતું. કોઇ ઠેકાણે પૂર્વ રામાયણમાં ઋષ્યમૂક પર્વત ઉપર મેઘોનું જે વર્ણન કરવામાં આવ્યું છે, તે પ્રમાણે વરસતો મેઘ કાળા રંગનાં વસ્ત્રો જેવા લાગતા હતા. કોઇ ઠેકાણે પાણીના સમૂહ જેવી શૂન્યતા સ્થિર સમુદ્રના જેવી ગંભીર જણાતી હતી.[૩૨] કોઇ ઠેકાણે વિમાનો વાયુરૂપી નદીમાં ખડ તથા પાંદડાં તણાતાં હોય તેવાં લાગતાં હતાં. કોઇ ઠેકાણે નિર્મળ દેખાતી શ્યામ કાંતિ ઉડતા ભમરાઓની પીઠ જેવી લાગતી હતી.[૩૩] કોઇ ઠેકાણે વાયુને લીધે ઉંચી ઉડતી તથા પહાડી નદીના જેવી લાગતી ધૂળથી ચોતરફ ધૂસરાપણું થઇ રહ્યું હતું. કોઇ ઠેકાણે વિમાનોમાં બેઠેલા દેવતાઓની કાંતિરૂપી ચિત્રોથી આકાશ વિચિત્ર થઇ ગયું હતું.[૩૪] કોઇ ઠેકાણે માતૃકા તરિકે કહેવાતી દેવીઓનું મંડળ નગ્ન થઇને ઉદ્ધત રીતે નાચતું હતું, તેથી આકાશ ભરાઇ ગયું હતું. કોઇ ઠેકાણે નિત્ય મદિરાનું પાન કરીને મત્ત રહેનારી યોગીશ્વરીઓનું મંડળ નૃત્ય કરતું હતું.[૩૫] કોઇ ઠેકાણે શાંત તથા વિશ્રાંતિ લેનારા મુનિઓ સમાધિ લઇને બેઠા હતા. કોઇ ઠેકાણે કોલાહલ અને ક્રોધાદિક ન હોવાથી શાંતિ પથરાઇ રહી હતી, તેથી ક્રોધાદિક રહિત મહાત્મા પુરુષના ચિત્તના જેવું તે મનોહર સ્થાન લાગતું હતું.[૩૬] કોઇ ઠેકાણે કિન્નર, ગાંધર્વ અને અપ્સરાઓનું મંડળ ગીત ગાતું હતું. કોઇ ઠેકાણે ઘણાં નગરો સ્થિર દેખાતાં હતાં, કોઇ ઠેકાણે મોટાં મોટાં નગરો આમ તેમ ત્રિપુરાસુરના ત્રણ પુરની પેઠે આકાશમાં ગતિ કરતાં હતાં.[૩૭] કોઇ ઠેકાણે રુદ્રોનાં અનેક નગરો દેખાતાં હતાં, કોઇ ઠેકાણે બ્રહ્માનાં અનેક નગરો દેખાતાં હતાં, કોઇ ઠેકાણે માયાએ રચેલાં અનેક નગરો દેખાતાં હતાં, કોઇ ઠેકાણે ભવિષ્ય કાળમાં નગરો ઉત્પન્ન થવાનાં હોય એવું જણાતું હતું.[૩૮] કોઇ ઠેકાણે માયાએ રચેલા ચંદ્રના જેવાં નિર્મળ સરોવરો ગતિ કરતાં જોવામાં આવતાં હતાં. કોઇ ઠેકાણે સરોવરો હિમના જેવાં ઘાટાં થઇ ગયાં હતાં, કોઇ ઠેકાણે સિદ્ધ લોકો આમતેમ ફરતા હતા. કોઇ ઠેકાણે ચંદ્રમા ઉદય પામ્યો હતો.[૩૯] કોઇ ઠેકાણે સૂર્યનો ઉદય થયો હતો,

કોઇ ઠેકાણે રાત્રિનું ગાઢ અંધારું થયું હતું અને કોઈ ઠેકાણે સંધ્યાકાળની રતાશથી વિચિત્રતા થઇ રહી હતી. કોઇ ઠેકાણે ધૂમસના વરસવાથી ધૂસરું થઇ રહ્યું હતું.[૪૦] કોઇ ઠેકાણે હિમના જેવાં ધોળાં વાદળાંથી ધોળું થઇ ગયું હતું. કોઇ ઠેકાણે વાદળાંઓ વસતાં હતાં. કોઇ ઠેકાણે લોકપાળો, પૃથ્વીપર બેસે તેમ આકાશમાં જ વિશ્રાંતિ કરીને બેઠા હતા.[૪૧] કોઇ ઠેકાણે દેવતાઓ અને દેવીઓના ગણો, ઉપર તથા નીચે જવા માટે વ્યાકુલ થઇ રહ્યા હતા. અને કોઇ ઠેકાણે તેજ મંડળો પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં જવા માટે વ્યાકુળ થઇ ગયાં હતાં.[૪૨] કોઇ ઠેકાણે લાખો યોજન સુધીમાં પણ પર્વતો મળવા દુર્લભ થઇ પડયા હતા. કોઇ ઠેકાણે અવિનાશી અંધારું ભરપૂર હતું. કોઇ ઠેકાણે શીલાના અંતર્ભાગ જેવું કઠિનપણું હતું.[૪૩] કોઇ ઠેકાણે સૂર્ય તથા અગ્નિના જેવો પ્રકાશ થઇ રહ્યો હતો, કોઇ ઠેકાણે ચંદ્રાદિકનાં ઘરોમાં બરફના ગર્ભ જેવી શીતળતા વ્યાપી રહી હતી.[૪૪] કોઇ ઠેકાણે દેવતાના સેવકો દૈત્યોના ભયથી કલ્પ વૃક્ષની લતાઓના વનને ઉપાડીને લઇ જતા જોવામાં આવતા હતા. કોઇ ઠેકાણે દૈત્યોના મારાથી દેવતાઓનાં ઉંચી હવેલીઓવાળાં મોટાં મોટાં નગરો ધસી પડતાં હતાં.[૪૫] કોઇ ઠેકાણે વિમાનમાં બેઠેલા દેવતાઓ નીચે પડતા, તેના તેજના પ્રકાશથી જાણે અગ્નિની લાંબી રેખા કરવામાં આવી હોય તેવું દેખાતું હતું. કોઇ ઠેકાણે ઉગેલા સેંકડો કેતુઓ ઉત્પાતને લીધે એક બીજાની સાથે અથડાવાથી આકાશ ભરપૂર થઇ ગયું હતું.[૪૬] કોઇ ઠેકાણે ઉત્તમ ગ્રહ મંડળ ઉત્તમ વિભાગમાં ઉદય થયું હતું. કોઇ ઠેકાણે રાત્રિના જેવું ગાઢ અંધારું છવાઇ રહ્યું હતું. કોઇ ઠેકાણે દિવસના જેવો જળહળતો પ્રકાશ થઇ રહ્યો હતો.[૪૭] કોઇ ઠેકાણે મેઘ ગાજી રહ્યો હતો. કોઇ ઠેકાણે નિર્મળ મેઘો મૌન થઇને બેસી રહ્યા હતા. કોઇ ઠેકાણે વાયુથી વિખરાઇ ગયેલાં ધોળાં વાદળાંનો સમૂહ ફૂલના બીછાડ જેવો લાગતો હતો.[૪૮] કોઇ ઠેકાણે અત્યંત નિર્જનતા, શુદ્ધપણું, ઉપાધિ રહિતપણું, આનંદને લીધે મનોહરતા, શાંતતા અને નિર્મળતા હતી. તેથી તે જ્ઞાનીના વિસ્તારવાળા હૃદય જેવું શોભતું હતું.[૪૯] કોઇ ઠેકાણે દેવતાનાં વાહન દેડકાંઓ, ગળામાંથી શબ્દો કરતાં હતાં. કોઇ ઠેકાણે શૂન્યતારૂપી પાણી ફેલાઇ જવાથી દેવતાઓને ક્યારાનો ભ્રમ થતો હતો.[૫૦] કોઇ ઠેકાણે મોર તથા હેમચૂડ વગેરે પક્ષીઓ ઉડી રહ્યાં હતાં. કોઇ ઠેકાણે વિદ્યાધરીઓનાં અને દેવીઓનાં વાહનો પોતાનો પડાવ નાંખીને બેઠાં હતાં.[૫૧] કોઇ ઠેકાણે કાર્તિકસ્વામીના મોરોનું મંડળ વાદળાંઓને વિષે ઉદ્ધત

નૃત્ય કરી રહ્યું હતું. કોઇ ઠેકાણે અગ્નિના વાહન પોપટો ઉડી રહ્યા હતા, તેથી તે સ્થાન, લીલા ખડવાળાં હોય તેવાં હરિયાળાં દેખાતાં હતાં.[૫૨] કોઇ ઠેકણે યમરાજાના વાડાઓની પાસે વાદળાંઓ પણ નાનાં દેખાતાં હતાં, કોઇ ઠેકાણે ઘોડાઓ ખડના ઢગની ભ્રાંતિથી કાળા રંગનાં વાદળાંઓને પણ ખાવાનો આરંભ કરતા હતા,[૫૩] કોઇ ઠેકાણું દેવતાઇ નગરોથી ભરપૂર હતું, કોઇ ઠેકાણું દૈત્યોનાં નગરોથી ભરપૂર હતું, કોઇ ઠેકાણે પર્વતોને પણ તોડી પાડે એવા સખ્ત પવનો વાતા હતા, તેથી એક બીજાના નગરોમાં જઇ શકાય નહીં તેવું હતું.[૫૪] કોઇ સ્થળોમાં મોટા પર્વતો જેવડા ભૈરવો નાચતા હતા, કોઇ ઠેકાણે પાંખોવાળા પર્વતોના જેવા પિનાયકો નાચતા હતા, કોઇ ઠેકાણે પર્વતો પાંખોથી ઉડીને પવનનો મોટો અવાજ કરી મૂકતા હતા, કોઇ ઠેકાણે ગંધર્વ નગરો અને દેવાંગનાનાં ટોળાંઓ ફેલાઇ રહ્યાં હતાં, કોઇ ઠેકાણે ઉડતા પર્વતોમાંથી પડતાં લાખો વૃક્ષો વાદળાનાં છત્રો જેવાં થઇ રહ્યાં હતાં, કોઇ ઠેકાણે માયાએ બતાવેલી આકાશનદીઓનાં શીતળ જળથી ચારે તરફથી શીતળતા થઇ રહી હતી.[૫૫–૫૭] કોઇ ઠેકાણે ચંદ્રનાં કિરણોનું આકર્ષણ કરનારા પવનો શીતળતા અને સુખકારી વાતા હતા, કોઇ ઠેકાણે ઉના પવનો વાવાથી જેનાં ઝાડ બળી ગયાં હતાં એવા પર્વતો વાદળાંના જેવા દેખાતા હતા, કોઇ ઠેકાણે વાયુ તદ્દન વાતો ન હતો તેથી લેશ પણ શબ્દ થતો ન હોતો, કોઇ ઠેકાણે પર્વતોના જેવાં વાદળાંઓની સેંકડો શિખાઓ નિકળતી હતી, કોઇ ઠેકાણે દેવો અને દૈત્યોનાં ટોળાંઓ યુદ્ધ કરતાં હતાં, તેથી ત્યાં જઇ શકાય તેમ ન હતું, કોઇ ઠેકાણે આકાશકમલિનીઓમાં રહેનારી હંસીઓ શબ્દ કરીને હંસોને બોલાવતી હતી, કોઇ ઠેકાણે પવન આકાશ ગંગાના તીર ઉપર ઉગેલી કમલિઓના સુગંધને લૂટી જતો હતો, કોઇ ઠેકાણે સાક્ષાત્ ગંગા આદિ નદીઓમાં માછલાંઓ, મગરો, કરચલાઓ, શંખલાંઓ, અને કાચબાઓ ઠેકતા હતા. કોઇ ઠેકાણે સૂર્ય, પૃથ્વીની પીઠ ઉપર આવત ઉંચે ફેલાયલી પૃથ્વીની કાળી છાયાનો પ્રતિબિંબ પડવાથી કાળા થયેલા ચંદ્રને લીધે ઢંકાઇ જતાં, સૂર્ય ગ્રહણ થતું હતું. કોઇ ઠેકાણે દેવોએ માયાથી રચેલા પવનો વડે માયાવી પુષ્પો, ધાનો વિગેરે ઝૂલી રહ્યાં હતાં અને કોઇ ઠેકાણે પુષ્પોમાંથી ઝરતા મકરંદરૂપી હિમની વૃષ્ટિ થવાથી દેવાંગનાઓ ત્રાસ પામી રહી હતી.[૫૮–૬૪] આ રીતે ઉમરાના ફળમાં જેમ મચ્છરો ભમે, તેમ જેને વિષે ત્રણ લોકનાં પ્રાણીઓ ભટકતાં હતાં એવા ઉન્મત્ત આકાશમાં ફરીને લીલા તથા સરસ્વતી બન્ને પાછાં પૃથ્વી ઉપર આવવાને તયાર થયાં.[૬૫]

# સર્ગ ૨૫ મો.*

## ભૂલોકનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच—नभःस्थलाद्गिरिग्रामं गच्छंत्यौ कंचिदेव ते ।**
**ज्ञप्तिचित्तस्थितं भूमितलं ददृशतुः स्त्रियौ ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામચંદ્રજી! આકાશમાંથી પૃથ્વી ઉપર આવેલા ગિરિગ્રામમાં જતી બન્ને સ્ત્રીઓએ એક અપૂર્વ ભૂતળ દીઠું, જે ભૂતળ સરસ્વતીએ લીલાને દેખાડવા માટે મનમાં ધારી રાખ્યું હતું. તે મોટું ભૂતળ બ્રહ્માંડરૂપી પુરુષના હૃદયકમળરૂપ હતું. તેમાં દિશાઓરૂપી આઠ પાંખડીઓ હતી. પર્વતોરૂપી કેસરાંઓથી વ્યાપ્ત હતું. મધુર આમોદ (હર્ષ તથા સુગંધ)ના સમૂહથી તે સુંદર દેખાતું હતું.[૨] નદીઓરૂપી નાનાં નાનાં કેસરાંઓનો નાળ હતો. તેની અંદર રહેલું પાણી તેનું હિમજળ હતું. રાત્રિરૂપ ભ્રમરી તે કમળની ચોપાસ ફરતી હતી. પ્રાણીઓરૂપી મચ્છરો તેની આસપાસ વ્યાપી રહ્યાં હતાં.[૨] તેની અંદરના ભાગમાં અનેક પ્રકારના ગુણો (ભોગ્ય વસ્તુઓના ગુણો અથવા તો તાંતણાઓ) રહેલા હતા, જેઓમાંથી પાણીનાં પૂર વહેતાં હતાં એવા પાતાળોરૂપી નાળનાં છિદ્રો હતાં. રસ (શૃંગાર આદિની તથા મકરંદ)ની ભીનાસથી વ્યાપ્ત હતું. ઉપર હંસ (હંસ પક્ષી તથા સૂર્ય) ફરતો હતો. દિવસના પ્રકાશથી (બ્રહ્માના દિવસના પ્રકાશથી) અથવા તો લૌકિક પ્રકાશથી તે કમળ પ્રફુલ્લિત થઇ રહ્યું હતું. રાત્રિએ (બ્રહ્માની તથા લૌકિક રાત્રિએ) તે સંકોચ પામતું હતું. પાતાળરૂપી ગાળામાં ડૂબી રહેલા શેષનાગ તે કમળનું નાળ હતા.[૩—૫] કોઇ દહાડો પોતાના સ્થાનરૂપ સમુદ્રના કંપવાથી દિશાઓરૂપી કમળની પાંખડીઓ કંપી ઉઠતી હતી. વળી આ કમળના પાતાળમાં રહેલા નાળમાં અનંત દૈત્ય અને દાનવોરૂપી કાંટાઓ આવી રહેલા હતા.[૬] પર્વતોનો સમુદાય એનું મહાબીજ ગણાય છે. તે મહાબીજ ઉપર પ્રાણી માત્રના બીજભૂત અને સંભોગ ક્રીડામાં અત્યંત સુકુમાર અસુરોની સ્ત્રીઓના સમુદાયરૂપી લતા તે કમળનો આશ્રય કરીને રહેલી હતી. તે ભૂતળરૂપી કમળમાં જંબૂદ્વીપ નામની એક મોટી કળી હતી, જેના નાળને ઠેકાણે નદીઓ હતી. નગર તથા ગ્રામોનો સમુદાય

* આ પચ્ચીશમા સર્ગમાં સાત સમુદ્રો, સાત દ્વીપો તથા બ્રહ્માંડનાં આવરણોથી વિંટાયલું ભુવન તેઓએ જોયું, એ કથા કહેવામાં આવશે.

તેનાં કેસરાંને ઠેકાણે હતો. અને તે મહાકાળી હિમાલય આદિ શ્રેષ્ઠ પર્વતોરૂપી સાત ઉન્મત્ત બીજવડે શોભી રહેલી હતી. તેની વચ્ચે મેરુ પર્વતરૂપી બીજ જાણે આકાશને દેખાડીને ઉભું હોય તેમ આકાશ સૂધી ઉન્મત્ત ઉભું હતું.[૬-૯] સરોવરોરૂપી ચારે તરફ હિમની કણિકાઓ ફેલાયલી હતી. વનો અને જંગલોરૂપી ચારે તરફ પરાગ હતી. અને જૂદા જૂદા પ્રદેશોમાં રહેલા લોકોનો સમુદાય તે કમળની કલિઓના ભાગમાં ભમતા ભ્રમરાઓનાં ટોળાં હતાં.[૧૦] તે મોટી કળીને સેંકડો યોજનમાં વિસ્તાર પામેલા તથા પ્રત્યેક પૂર્ણિમાએ ભરતી થનારા ચારે દિશાના ચારે સમુદ્રોરૂપી ભમરાઓ વિંટી વળેલા હતા. તેમજ દિશાઓરૂપી આઠ પાંખડીઓમાં વિશ્રાંતિ કરનારા દેવતાઓ અને સમુદ્રોરૂપી ભ્રમરાઓ તે કળી વિષે વિશ્રામ કરી રહ્યા હતા. વળી પ્રિયવ્રત રાજાના પુત્રોએ તેના નવ વિભાગ કર્યા હતા. એક લાખ યોજનમાં તેનો વિસ્તાર હતો. તેને વિષે રજની કણિકાઓ ફેલાયલી હતી. વળી તે કળિને વિષે અનેક દેશોના સમૂહરૂપી હિમની સ્થિર કણિકાઓ બાઝી રહેલી હતી. દાંતની ચુડીથી જેમ હાથનું કાંડું વિંટાઇને રહે છે, તેમ બહારના ભાગમાંથી પોતાના કરતાં બમણા પ્રમાણવાળી ખારા સમુદ્રરૂપી રેખાવડે તે કળી વિંટાયલી હતી.[૧૧-૧૪] ખારા સમુદ્ર કરતાં બમણા વિસ્તારવાળી અને જગત્ રૂપી કમળની લતા સમાન શાકદ્વીપરૂપી ગોળાકાર રેખાથી વિંટાયલી હતી. શાકદ્વીપની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા વિસ્તારવાળી અને તાજા દૂધથી ભરેલા ક્ષીર સમુદ્રરૂપી સ્વાદિષ્ટ અને શીતળ રેખાથી વિંટાયલી હતી. ક્ષીરસાગરની બહારના ભાગમાં તેના કરતાં પણ પ્રમાણમાં બમણી તથા અનેક જાતના લોકોથી શોભાયમાન કુશ દ્વીપરૂપી રેખાથી વિંટાયલી હતી. કુશદ્વીપની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા પ્રમાણવાળી અને દેવોના સમુદાયને દહીંના સમુદ્રરૂપી રેખાથી વિંટાયલી હતી. દહીંના સમુદ્રથી બહારના ભાગમાં તેના કરતાં પણ પ્રમાણમાં બમણા વિસ્તારવાળી ક્રૌંચદ્વીપરૂપી રેખાથી, જેમ ખાઇથી રાજાની નવીન પુરી વિંટાયલી હોય તેમ વિંટાયલી હતી. ક્રૌંચદ્વીપથી બહારના ભાગમાં તેના કરતાં પ્રમાણમાં બમણી, ઘીના સમુદ્રરૂપી રેખાથી વિંટાયલી હતી. ઘીના સમુદ્રની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા પ્રમાણવાળી અને મદ્યના સંબંધથી પાપથી ભરપૂર શાલ્મલી દ્વીપરૂપી રેખાથી વિંટાયલી હતી. શાલ્મલી દ્વીપની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા વિસ્તારવાળી પુષ્પના જેવી ધોળા રંગની સુરાના સમુદ્રરૂપી રેખાથી, જેમ શેષનાગની કાયાથી વિષ્ણુની કાયા વિંટાયલી હોય તેમ વિંટાયલી હતી.[૧૫-૨૧]

સુરાના સમુદ્રની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા પ્રમાણવાળી પ્લક્ષદ્વીપ રૂપી રેખાથી વિંટાયલી હતી. પ્લક્ષ દ્વીપની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા પ્રમાણવાળી અને હિમાલયના શિખર જેવી, ધોળા રંગની, શેરડીના રસના સમુદ્રની રેખાથી વિંટાયલી હતી. શેરડીના સમુદ્રની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા પ્રમાણવાળી પુષ્કર દ્વીપરૂપી રેખાથી વિંટાયલી હતી. તથા પુષ્કર દ્વીપની બહારના ભાગમાં તેના કરતાં પણ બમણા વિસ્તારવાળી મીઠા જળના સમુદ્રરૂપી રેખાથી વિંટાયલી હતી. એ જંબૂદ્વીપ રૂપી કળી મીઠા પાણીના મહાસાગર પછી તેના કરતાં પણ દશગણા પ્રમાણવાળી પાતાળમાં પહોંચનારી પાતાળના એક માર્ગરૂપ મહા ભયંકર ખાડાઓ-વાળી તથા નીચાણવાળી સુવર્ણની ધરતીથી વિંટાયલી હતી. સોનાની ધરતી પછી તેના કરતાં પણ દશગણી ઉંચી, ચારે દિશાઓમાં આકાશ પર્યંત પહોંચેલી, ઉંડા ખાડાઓને લીધે ભય ઉત્પન્ન કરનારી, અર્ધ ભાગમાં સૂર્યના પ્રકાશને લીધે અર્ધ સંકોચ પામેલા અંધારારૂપી શ્યામ કમળોની પંક્તિવાળી તથા અનેક પ્રકારનાં માણિક્યનાં શિખરો ઉપર આવેલાં તળાવોમાં ઉભેલા કહ્લારોથી, કુમુદોથી તથા પદ્મોથી શોભાયમાન્ લોકાલોક પર્વત રૂપી ઉંચી, મોટી અને ઉત્તમ ગુણોવાળી માળાવડે વિંટાયલી હતી તેથી તે જંબૂદ્વીપ રૂપી ભૂતળ રૂપી કમળની મોટી કળી જાણે ત્રણ લોકની લક્ષ્મીના કેશપાશની અત્યુત્તમ શોભા હોય એવી લાગતી હતી. એ કમળની કળી લોકાલોક પર્વત પછી સર્વના કરતાં દશગણા પ્રમાણવાળા અજ્ઞાનભૂત (જેમાં ચાલતા પ્રાણીઓનો સંચાર જાણવામાં આવે નહીં તેવા) સંચાર નામના અરણ્યથી વિંટાયલી છે.[૨૨-૨૮] એ અરણ્ય પછી સેંકડો, કરોડ યોજનવાળી સુવર્ણના જેવી અને બે વિભાગવાળી બ્રહ્માંડની ધાટી ભીંતનો ચારે તરફ આંટો હતો. એ ભીંત પછી સર્વ કરતાં દશગણું અને આકાશની પેઠે શોભતું અપાર પાણી ચારે તરફ વિંટાયલું હતું. પાણી પછી સર્વ કરતાં દશ ગણા પ્રમાણવાળા અને મેરુ આદિ પર્વતોને પણ પીગળાવી નાંખે તેવી મોટી જ્વાળાવાળા અગ્નિથી વિંટાયલી હતી. અગ્નિના પછી સર્વ કરતાં દશગણા પ્રમાણવાળા મેરુ આદિ પર્વતોના સમૂહને પણ તૃણની પેઠે અને ધૂળની પેઠે ઉડાડી નાખે તેવા, મોટા મોટા પર્વતોને પણ ફાડી નાખે તેવા, બીજાઓના વેગને તોડી પાડનારા અને કોઇ પણ પદાર્થ વચ્ચે ન હોવાથી શબ્દ રહિત એવા પવનોથી વિંટાયલી હતી. અને તે પવનોના પછી તે, સર્વ કરતાં દશગણા પ્રમાણવાળા, આકારવાળા અને શૂન્ય એવા આકાશથી વિંટાયલું હતું. તે પછી તેની બહારના ભાગમાં શત કોટી

યોજનમાં વ્યાપી ગયેલ ઘનરૂપી સુવર્ણમય દ્વીપર્વ બ્રહ્માંડ રૂપી ભીંતથી ઘેરાયલી હતી. આ પ્રમાણે સમુદ્રોથી, મોટા પર્વતોથી, લોકપાળોથી, દેવતાઓથી, પુરોથી, આકાશથી અને ભૂતળથી વ્યાપ્ત થયેલું બ્રહ્માંડનું ઉદર જોઇને પછી લીલાએ તરત પૃથ્વીને વિષે પોતાના ઘરરૂપી કોતરને દીઠું.[૨૯–૩૫]



# *સર્ગ ૨૬ મો.

## પોતાના ઘર વિષે કુટુંબીઓનાં દર્શન.

**श्रीवसिष्ठ उवाच**—इति ते वरवर्णिन्यौ ततो ब्रह्मांडमंडलात् ।
निर्गत्यान्यदनुप्राप्ते यत्र तद्ब्राह्मणास्पदम् ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે: હે રામચંદ્ર! ઉપર પ્રમાણે તે બન્ને ઉત્તમ સ્ત્રીઓ બ્રહ્માંડના મંડળમાંથી બહાર નિકળીને જેમાં વસિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો તે બીજા બ્રહ્માંડમાં આવી પહોંચી.[૧] તે બન્ને સ્ત્રીઓ બ્રહ્મવિદ્યાથી સિદ્ધ થયેલી હતી તેથી પોતાને કોઈ પણ જોઇ શકે નહીં તેમ અદૃશ્ય રહીને જ તે બન્ને સ્ત્રીઓએ પોતાનું ઘર જોવા માંડયું તો તેમાં બ્રાહ્મણના સ્થાનકરૂપ મંડળ જોવામાં આવ્યું.[૨] તે ઘરને વિષે સઘળી દાસીઓનું મંડળ ચિંતાતુર થયેલું હતું. સ્ત્રીઓનાં મુખો આંસુઓથી ભીંજાયલાં હતાં તથા સર્વનાં મ્હોડાં ઉદાસ થઇ ગયાં હતાં. અને પાંદડાં ખરી ગયા પછી જેમ કમળ દેખાય તેવું દેખાતું હતું.[૩] તથા તેનું ઘર બહુધા ઉત્સવો વિનાના નગર જેવું ઉદાસ દેખાતું હતું. અગસ્ત્ય ઋષિએ જળપાન કરીને ખાલી કરેલા મહાસાગર જેવું જણાતું હતું. ગ્રીષ્મ ઋતુમાં બળી ગયેલા ઉદ્યાન જેવું, વિજળીથી બળી ગયેલા વૃક્ષના જેવું, પવનના આઘાતથી વિખરાઇ ગયેલા મેઘના જેવું, હિમથી બળી ગયેલી કમલિનીના જેવું, વાટ તથા તેલ થોડું રહેવાથી ઝાંખા બળતા દિવાના જેવું લાગતું હતું.[૪–૫] વળી ઘરધણીના વિયોગથી ભાગ્યહીન થઇ પડેલું તે ઘર જાણે મૃત્યુ સમીપમાં આવવાથી જેના મુખની કાંતિ દયા ઉપજાવે તેવી આતુર થઇ ગઇ હોય તેવું તથા જેને વિષે પુરાણાં વૃક્ષોનાં પાંદડાંઓ ખરી

---

* આ છવ્વીશમા સર્ગમાં પોતાના ઘરમાં કુટુંબીઓનાં દર્શન થયા પછી અને તેઓનો વિલાપ સાંભળ્યા પછી ત્યાં આગળ ઉભેલી લીલા ઉપર સરસ્વતીએ કરેલા અનુગ્રહની કથા તથા જગતના તત્વની કથા કહેવામાં આવશે.

ગયાં હોય તેવા બોડા ઉપવનના જેવું તથા અનાવૃષ્ટિ–સુકો દુકાળ પડવાને લીધે પુષ્કળ ધૂળ ઉડવાથી ધૂસરા રંગના થયેલા દેશના જેવું લૂખું દેખાતું હતું.[૬]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! તે પછી નિર્મળ જ્ઞાનનો લાંબો કાળ સૂધી અભ્યાસ કરવાથી તે સુંદરી લીલા, દેવની પેઠે સત્ય સંકલ્પવાળી અને સત્ય કામનાવાળી થઇ હતી. તેણે વિચાર કર્યો કે, અમારા બન્ધુઓ મને તથા સરસ્વતીને સામાન્ય સ્ત્રીના રૂપમાં ભલે જુએ.[૭–૮] તે પ્રમાણે સંકલ્પ કર્યા પછી ઘરનાં માણસોએ ત્યાં આગળ લક્ષ્મી અને ગૌરીનાં જોડાં જેવી બે સ્ત્રીઓને દીઠી. આ બન્ને સ્ત્રીઓએ પોતાની કાંતિથી ઘરના વિભાગને ઉજ્જવલ કરી મૂકયો હતો. તે બન્ને સ્ત્રીઓએ પગસૂધી લટકતી અને કરમાય નહીં તેવી અનેક જાતનાં પુષ્પોની માળા પહેરી હતી. તે હીંચોળા ખાવાથી બન્ને જણીઓ શોભતી હતી. તે બન્ને જાણે વસંત ઋતુની લક્ષ્મી દેવી હોય તેવી લાગતી હતી અને તેઓએ આખા વનને સુગંધી કરી મૂકયું હતું. તે બન્ને સ્ત્રીઓ પોતાની કાંતિરૂપી અમૃતથી સર્વ ઔષધીઓને, વનને અને ગામને ભરપૂર કરતી હતી. શીતળ અને આહ્લાદ જનક સુખને આપતી હતી. ઉદય પામેલા બે ચંદ્રમાના જેવી દેખાતી હતી.[૯–૧૧] તે બન્ને સ્ત્રીઓ પોતાના લાંબા કેશરૂપી લતાઓની પાસે ચંચળતા ભર્યા બે નેત્રરૂપી ભમરાઓવાળી હતી. તે પોતાના શ્યામ રંગના અને ધોળી કાંતિવાળાં કટાક્ષોથી જાણે શ્યામ કમળો સાથે માલતીના પુષ્પોના સમૂહને વરસાવતી હોય તેવી જણાતી હતી. ઓગળી ગયેલા સોનાના રસની નદીના પ્રવાહની પેઠે મનનું આકર્ષણ કરનારા પોતાના શરીરની કાંતિના પ્રવાહથી તે બન્નેએ વનને સોનેરી રંગનું કરી મૂકયું હતું. વળી જાણે બ્રહ્માનંદરૂપી સમુદ્રના તરંગો હોય અને તે તરંગો જાણે શરીરની કાંતિ દેવીના વિલાસ માટે હીંડોળારૂપ હોય તેવી તે બન્ને સ્ત્રીઓ જણાતી હતી.[૧૨–૧૪] તે બન્ને સ્ત્રીઓ પોતાના બાહુ રૂપી લતાને તથા રાતા રંગવાળા હાથોને આમ તેમ હલાવતી હતી તેથી જાણે નવનવાં અને સુવર્ણ રંગનાં કલ્પવૃક્ષની લતાઓનાં વનને આમ તેમ ફેંકતી હોય તેવી દેખાતી હતી.[૧૫] નહીં ઓળખાયલાં અને કરમાયલાં પુષ્પોના જેવા, પલ્લવોના જેવી કોમળતાવાળા તથા સ્થળ કમળની પાંખડીઓની માળા જેવા ચરણોથી તેઓ પૃથિવીને ન અડકતાં ચાલતી હતી.[૧૬] સૂકાઇ ગયેલાં તથા નિસ્તેજ થઈ ગયેલાં તાડીઓનાં અને તમાલોનાં વનોમાં આ બન્ને પોતાના અવલોકનરૂપી અમૃતના સિંચનથી તે તે વૃક્ષોમાંથી બાળ પલ્લવો ઉત્પન્ન થતાં હતાં.[૧૭] એ બન્ને સ્ત્રીઓને જોઇને લીલાના

પુત્ર જ્યેષ્ટશર્માએ તથા બીજાં પણ ઘરનાં સર્વ માણસોએ વન દેવીઓને પ્રણામ હોજો, આમ બોલીને તે બન્નેના ચરણોમાં પુષ્પાંજલિ અર્પણ કરી.[૧૮] આ વખતે જેમ એ કમલિનીના કમલોમાં ઝાકળનાં ટીપાંની વૃષ્ટિ થાય તેમ તે ઘર વિષે લીલાના અને સરસ્વતીના ચરણો વિષે પુષ્પોના ઢગલા પડયા. જ્યેષ્ઠશર્મા વગેરે સૌ મનુષ્યોએ તેઓની સ્તુતિ કરી કે, હે વનદેવતાઓ! તમને પ્રણામ કરીએ છીએ. તમે અમારાં દુઃખ નાશ કરવા માટે આવી છો. કારણ કે, બહુધા બીજાઓનું રક્ષણ કરવું એ મહાત્મા પુરુષોનું કર્તવ્ય હોય છે. આ પ્રમાણે તેઓએ કહ્યા પછી તે દેવીઓએ તેઓને કહ્યું,–તમે તમારાં દુઃખની કથા નિવેદન કરો કે જે દુઃખથી તમે પીડા પામતા હો. આવાં દેવીનાં વચન સાંભળીને જ્યેષ્ટશર્મા આદિએ તેઓની આગળ વસિષ્ટ અને અરુંધતીના મરણરૂપ પોતાના દુઃખની વાત અનુક્રમ પ્રમાણે કહેવા માંડી.[૧૯–૨૨]

જ્યેષ્ટશર્મા વગેરે બોલ્યાં:–હે દેવીઓ! અહીં પરસ્પર પ્રેમવાળું એક જોડું રહેતું હતું. તે સર્વને માન આપતું હતું. વંશનું સ્થાપન કરનારું હતું અને બ્રાહ્મણ જાતિની મર્યાદાના સ્તંભરૂપ હતું. તે બન્ને સ્ત્રી પુરુષ અમારાં માત પિતા થતાં હતાં. તેઓ હમણાં આ ઘરનો, પુત્રોનો, પશુઓનો તથા બાંધવોનો ત્યાગ કરીને સ્વર્ગવાસી થયાં છે તેથી અમને ત્રણે લોકો શૂન્ય લાગે છે.[૨૩–૨૪] ક્ષણે ક્ષણે આ પક્ષિયો આકાશમાંથી પોતાનાં શરીરોને નીચે નાંખી દઇને ભક્તિને લીધે ઘર ઉપર બેસીને મધુર સ્વરથી અમારાં માતા પિતાનો શોક કરે છે.[૨૫] આ પર્વત અત્યંત વ્યાકુળ થઇને ગુફારૂપી મ્હોડામાંથી ઘુરૂ ઘુરૂ શબ્દવડે વિલાપ કરીને નદીઓરૂપી આંસુની મોટી ધારાઓ વરસાવીને રોયા કરે છે. ઝરણાઓના શબ્દોરૂપી આક્રંદવાળી, ઉના પવન રૂપી નિઃસાસા મૂકતી અને મેઘરૂપી અસ્ત્રોથી રહિત થઇ ગયેલી આ દિશાઓ અમારાં માતા પિતાના શોકને લીધે દુર્બળ થઇ ગઇ છે.[૨૬–૨૭] પછડાટીઓ ખાવાથી આ ગામના સર્વ લોકોનાં અંગો ઘવાઇ ગયાં છે. કરુણા રસથી ભરેલી ચીસો પાડી પાડીને સૌ કઠિન થઇ ગયાં છે તથા ઉપવાસ કરીને પણ દીન થઇ ગયાં છે તથા મરી જવાની ઇચ્છાવાળાં છે.[૨૮] વૃક્ષોના ગુચ્છાઓરૂપી ને આંખોમાંથી પ્રતિ દિવસે તાપથી પીગળી ગયેલા હિમકણરૂપી આંસુનાં ટીપાંઓ ધરતી ઉપર પડયા કરે છે. આ ગામની ગલ્લીઓ પણ લોકોની હરફર બંધ થવાથી ધૂડવડે ધૂસરા રંગની થઇ પડી છે, તેથી હૈયાશૂની વિધવાના જેવી થઇ પડી છે.[૨૯–૩૦] કોયલો અને ભમરાઓના શબ્દોવડે વિલાપ કરતી, ઝાકળની વૃષ્ટિરૂપી આંસુઓથી

ભીંજાયલી એવી લતાઓ અત્યંત ઉષ્ણ પવનરૂપી નિઃશ્વાસવડે રૂક્ષ થઇ ગઇ છે અને પોતાના પલ્લવરૂપી હાથોવડે છાતી અને માથાં કુટયા કરે છે.[૩૧] તાપથી જેનાં શરીરો તપી ગયાં છે એવાં આ ઝરણાંઓ શોકને લીધે પોતાના શરીરોના સેંકડો ટુકડા કરવા માટે ખાઇઓની મોટી શિલાઓ ઉપર શરીરોને પડતાં મૂકે છે.[૩૨] આ અમારાં ઘર રોઇ રોઇને થાકી ગયેલાં માણસોને લીધે મૌન થઇ ગયાં છે. ઘરનો સર્વ સામાન વિખરાઇ ગયો છે. ઘરમાંથી લક્ષ્મી જતી રહી છે અને અંધારું ઘોર ચારે તરફ ફેલાઇ ગયું છે તેથી અમારાં ઘર અરણ્ય જેવાં થઇ ગયાં છે.[૩૩] ભમરાઓના શબ્દોવડે વિલાપ કરતાં ઉપવનોનાં પુષ્પોના સમૂહોમાંથી સુગંધ નામધારી દુર્ગંધ નીકળે છે.[૩૪] આ ચૈત્ર માસનાં વૃક્ષોને વિલાસ આપનારી લતાઓ પણ પોતાનાં ગુચ્છારૂપી નેત્રને સંકોચી લે છે, દિવસે દિવસે રસ રહિત થતી જાય છે, દુર્બળ પડતી જાય છે અને ત્રુટતી જાય છે.[૩૫] આ નદીઓ પણ ઘણી જ ઉતાવળી, કળકળાટ કરતી અને ધરતી ઉપર લોટતી, શોકને લીધે પોતાનાં શરીરોને સમુદ્રમાં નાખવાને તૈયાર થયેલી છે.[૩૬] પ્રથમ જે ઘણી જ ચંચળતા ધારણ કરતી હતી એવી આ વાવ્યો પણ હમણાં મચ્છરના પડવાથી જેટલી હાલે તેટલી પણ હાલ્યા સિવાય સમાધિ નિષ્ઠોની પેઠે પોતાના મનમાં આનંદ ઉત્પન્ન થાય નહીં તેવી સ્થિતિમાં રહેલી છે.[૩૭] હમણાં અમારાં માતા પિતા આકાશને શોભાવી રહ્યાં હશે તેથી આકાશમાં કિન્નરો, ગંધર્વો, વિદ્યાધરો અને અપ્સરાઓ ગાયન કરે છે.[૩૮] માટે હે દેવીઓ! તમે અમારા શોકનું શમન કરો, કારણ કે મહાત્મા પુરુષોનાં દર્શન કોઇ પણ દહાડો નિષ્ફળ જતાં નથી.[૩૯]

શ્રીવસિષ્ઠ કહે છે;–આ પ્રમાણે પોતાના પુત્રે કહ્યું એટલે કમલિની જેમ પોતાના હાથરૂપી પલ્લવથી પોતાના મૂળની ગાંઠનો સ્પર્શ કરે તેમ લીલાએ નમીને પોતાના નમ્ર પુત્રના માથા ઉપર પોતાના હાથથી સ્પર્શ કર્યો. આ વખતે જેમ પર્વત વર્ષા ઋતુના મેઘના સંબંધથી ઉનાળાના તાપનો ત્યાગ કરે, તેમ જ્યેષ્ઠ શર્માએ લીલાના હાથના સ્પર્શથી દુઃખ અને દુર્ભાગ્યનું સંકટ તજી દીધું. વળી લોકો જેમ અમૃત ન પીવાથી દુઃખ રહિત તથા લક્ષ્મીવાળા થાય તેમ તે ઘરનાં સર્વ માણસો તે બન્ને દેવીઓનાં દર્શનથી દુઃખ રહિત અને સમ્પત્તિવાળાં થયાં.[૪૦–૪૨]

શ્રીરામ પૂછે છે;–જ્યેષ્ઠશર્માની માતા લીલાએ, પુત્રને માતા તરિકે દર્શન ન દેતાં દેવી તરિકે દર્શન શાં માટે દીધાં? મારા આ સંશયને આપ પ્રથમ દૂર કરો.[૪૩]

શ્રીવસિષ્ઠ કહે છે;–જે અજ્ઞાની મનુષ્ય મિથ્યા એવા પૃથ્વી આદિ પાંચ

ભૂતના સમુદાયરૂપ દેહને પૃથ્વી આદિક સ્થૂલ પંચ મહાભૂત રૂપ જાણે છે, તેની દૃષ્ટિમાં તે દેહ સ્થૂલ રૂપને ધારણ કરે છે. પરંતુ તત્વજ્ઞાનીને તો અજ્ઞાનનો અભાવ હોવાથી આ દેહ કેવળ પરબ્રહ્મરૂપ જ ભાસે છે.[૪૪] હે રામ! જેમ બાળકની સામે ઉભેલો પુરુષ બાળકના જાણવામાં ન આવવાથી તે વેતાળ છે, એમ બાળકને લાગે છે. તેમ અજ્ઞાનીને આ પૃથ્વી આદિક વસ્તુતાએ મિથ્યા છે, છતાં પણ તેને યથાર્થ રીતે નહીં જાણવાથી તે સત્ય જણાય છે.[૪૫] જેમ સ્વપ્નામાં પૃથ્વી, આદિરૂપે પ્રતીત થયેલા પદાર્થો તો સ્વપ્નું હતું એમ જાણ્યા પછી એક ક્ષણમાં પૃથ્વી આદિના રૂપથી રહિત થઇ જાય છે, તેમજ જાગ્રદવસ્થામાં પ્રતીત થતા પદાર્થો પણ તેઓનું ખરું સ્વરૂપ જાણ્યા પછી એક ક્ષણમાં સ્ફુટ રીતે બ્રહ્મરૂપ થઈ જાય છે.[૪૬] જેમ પિત્ત આદિ ધાતુઓનો ક્ષોભ થવાથી વિકળ થઇ ગયેલા લોકો સ્ફટિક મણિની ભીંતને ખુલ્લું આકાશ સમજે છે, તો તેઓને તે પ્રમાણે જ અનુભવ પણ થાય છે અને તેથી તેઓ તે માર્ગે જવા માટે ઉદ્યમ કરે છે. તેમ પૃથ્વી આદિક પદાર્થોને બ્રહ્મરૂપે જાણે છે, તો તે પ્રમાણે જ તેનો અનુભવ થાય છે.[૪૭] સ્વપ્નામાં જેમ નગરને ઉજડ જાણવામાં આવે છે, તેમજ અજ્ઞાન દશામાં બ્રહ્મને પૃથ્વી આદિકરૂપે જાણવામાં આવે છે. વળી સ્વપ્નામાં દેખાયલી મિથ્યા સ્ત્રી પણ, પોતાનો પગ ચાંપવા, વિહાર કરવા આદિ ક્રિયા કરે છે, તેમ જગત્ મિથ્યા છે છતાં પણ તે મનુષ્યોની સર્વ વ્યાવહારિક ક્રિયા કરે છે.[૪૮] પરબ્રહ્મને પૃથ્વી વગેરે રૂપે જાણીએ તો ક્ષણમાં તે પૃથ્વી આદિરૂપ થઇ જાય છે. જેવી રીતે મૂર્છામાં પરલોક ન છતાં પણ કેટલાએક લોક તેનો પ્રત્યક્ષ અનુભવ કરે છે. તેમ અજ્ઞાન દશામાં જગત્ ન છતાં પણ અજ્ઞાનીને તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે.[૪૯] બાળક જેમ આકાશને પિશાચરૂપે જાણે છે, તેમ અજ્ઞાની બ્રહ્મને જગદ્રૂપે જાણે છે. જેમ મરવા પડેલો મનુષ્ય આકાશમાં વન દેખે છે, તેમ અજ્ઞાની બ્રહ્મ વિષે જગત્ જુવે છે. જે મનુષ્ય ભ્રાંતિને સમયે આકાશને કેશનાં ગુચળાંરૂપ માને છે, તેમ અજ્ઞાની મનુષ્ય બ્રહ્મને જગદ્રૂપ માને છે. જેમ કોઇને આકાશમાં મોતી દેખાય છે તેમ અજ્ઞાનીને બ્રહ્મમાં જગત્ દેખાય છે.[૫૦] જેમ ભય પામેલા, મદિરામત્ત થયેલા, અરધી નિદ્રાવાળા તથા વહાણમાં બેસીને પ્રવાસ કરનારા માણસો હમ્મેશાંજ આકાશમાં ભૂતોને, વનોને અને વૃક્ષો વગેરેને જુવે છે અને તેઓની નાશભાગનો પણ અનુભવ કરે છે, તેમજ અજ્ઞાની માણસો બ્રહ્મમાં જગત્ જુવે છે અને તેથી નાશભાગ આદિ ઘણી ક્રિયાઓનો અનુભવ કરે છે.[૫૧]

બ્રહ્મને વિષે મનુષ્ય જેવી જેવી ભાવના કરે છે, તેવા તેવા પદાર્થોના આકારો જોવામાં આવે છે અને અભ્યાસથી તે તે પદાર્થો દૃઢ રીતે ભાસે છે. પરંતુ પરમાર્થ રીતે વિચાર કરીએ તો તેનું નિયત રૂપ નથી.[૫૨] લીલા તો યથાર્થ રીતે જાણતી હતી કે, પૃથ્વી આદિ સ્થૂલ વસ્તુ છે જ નહીં અને એક બ્રહ્મ જ કલ્પના કરવાથી મિથ્યા પ્રપંચ રૂપે ઉત્પન્ન થયેલું જાણવામાં આવે છે.[૫૩] આ પ્રમાણે જગત્ મિથ્યા ભાસવાથી લીલાએ પુત્રને માતાના રૂપમાં દર્શન આપ્યું ન હતું. ચૈતન્યાત્મા બ્રહ્મનું જેને જ્ઞાન છે એવા મુનિને, પુત્રો, મિત્રો અને સ્ત્રીઓ કેવી રીતે હોય? તે કોણ રૂપે હોય? કયા કાળમાં હોય? અને શા માટે હોય? તે કોઇ પણ રીતે છે જ નહીં.[૫૪] આ દૃશ્ય પ્રપંચ પ્રથમ ઉત્પન્ન જ થયું નથી, છતાં પણ જે દેખાય છે, તે બ્રહ્મ જ છે. આવા ઉત્તમ જ્ઞાનવાળા પુરુષોને રાગ અને દ્વેષ દૃષ્ટિ કયાંથી હોય?[૫૫] લીલાએ જ્યેષ્ઠશર્માના માથા ઉપર જે હાથ મૂકયો હતો, તે તો જ્યેષ્ઠશર્માના ભાવી શુભને માટે આરંભ અને આરંભના બોધ રૂપી ચૈતન્ય શક્તિનું વિવર્તરૂપ ફલ હતું.[૫૬] હે રઘુવંશોત્પન્ન રામ! જ્ઞાનરૂપી પરબ્રહ્મ આકાશ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ અને અત્યંત શુદ્ધ છે, તેના વિષે જેવી રીતની કલ્પના કરવામાં આવે છે, તેવી રીતના તે ઝટ દેખાય છે. માટે સર્વ બ્રહ્માંડમાં જે કોઇ પદાર્થોનો સમૂહ છે તે સર્વ બ્રહ્મરૂપ જ છે. આપણે સ્વપ્નાઓનાં અને કલ્પનાઓનાં નગરોમાં એનો અનુભવ કર્યો છે.[૫૭]



# સર્ગ ૨૭ મો.*

## સરસ્વતીએ લીલાને કરેલો ઉપદેશ.

श्रीवसिष्ठ उवाच–तस्मिन् गिरितटे ग्रामे तस्य मंडपकोटरे ।
अंतर्द्धिमाश्राययतुस्तत्रस्थे एव ते स्त्रियौ ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામચંદ્ર! તે પછી તે બન્ને સ્ત્રીઓ તે પહાડી નામના તેના ઘરના મંડળના આકાશમાં રહી.[૧] તે પછી તે ઘરનાં સર્વ માણસો

* આ સત્તાવીશમા સર્ગમાં આશ્ચર્ય પામેલી અને પુનઃ પતિનાં દર્શન કરવાની ઇચ્છા રાખતી લીલાને, સરસ્વતીએ ઉપદેશ આપ્યો એટલે લીલાએ પોતાના ઘણા જન્મોની વાત કહી તે કથાનું વર્ણન કરવામાં આવશે.

વનદેવતાઓએ આપણુ ઉપર અનુગ્રહ કર્યો, એમ જાણીને દુઃખ રહિત થઈ ગયાં અને પોતાનાં કામ કરવા લાગ્યાં.[૨] તે પછી મંડળના આકાશમાં અદૃશ્યરૂપે રહેલી, સંકલ્પરૂપ શરીરને ધારણ કરનારી અને આશ્ચર્ય પામવાથી મૌન થઇને ઉભી રહેલી લીલાને સંકલ્પરૂપ શરીરવાળાં સરસ્વતીએ કહ્યું;[૩] જગતમાં જેઓનાં સ્વપ્નાં અને સંકલ્પ એક બીજાને મળતા આવે, તેઓની તે સમયે પરસ્પર થયેલી વાતચિત ઉષા અને અનિરુદ્ધના પરસ્પર સમાન સ્વપ્નની વાતની પેઠે ઉપયોગી થઇ પડે છે. જેમ સ્વપ્નામાં અને સંકલ્પમાં પૃથ્વી આદિ મહાભૂતો, નાડીઓ તથા પ્રાણ આદિક ન છતાં પણ તેઓની પરસ્પર આ પ્રમાણે વાત થવા લાગી.[૪-૫]

શ્રીસરસ્વતી કહે છે; હે લીલા! જે જાણવા યોગ્ય હતું, તે સર્વ તેં જાણ્યું, કારણ કે, તને જોયલી અને ન જોયલી વસ્તુનું જ્ઞાન થયું છે. વળી આ બ્રહ્મની સત્તા છે એમ જાણવું. હવે બોલ બીજું તારે શું પૂછવાનું છે?[૬]

લીલા પૂછે છે;–મારા મરી ગયેલા પતિ (પદ્મરાજ) નો જીવ જ જે ઠેકાણે રાજ્ય કરે છે, તે ઠેકાણે લોકોએ મને દીઠી નહીં અને અહીં મારા પુત્રોએ મને કેમ દીઠી?[૭]

શ્રીસરસ્વતી કહે છે; હે વત્સ સુંદરી! તે સમયે તને જ્ઞાનનો ઉપદેશ થયો ન હતો તેથી તે વખતે તને દ્વૈતનો નિશ્ચય સંપૂર્ણ રીતે ખરેખર નાશ પામ્યો ન હતો.[૮] જે મનુષ્ય અદ્વૈતપણાંને પ્રાપ્ત થયો ન હોય, તેને સત્ય સંકલ્પ આદિક અદ્વૈતની ક્રિયાઓનો સંબંધ થતો નથી. જે મનુષ્ય સૂર્યના તડકામાં ઉભો હોય, તેને છાયાની શીતળતાનો અનુભવ કેવી રીતે થાય?[૯] તે સમયે અભ્યાસ દૃઢ ન થવાથી તને 'હું લીલા છું' એવી ભાવના નાશ થઇ ન હતી તેથી તારામાં સત્ય સંકલ્પપણું વગેરે અદ્વૈતની ક્રિયા ન હતી. પરંતુ હે સુંદરી! હમણાં તું અભ્યાસને લીધે સત્ય સંકલ્પવાળી થઇ છે, તેથી હવે તું જો તે પતિની પાસે જઇશ તો પ્રથમની પેઠે તેની સાથે તારો તે વ્યવહાર ચાલુ થશે.[૧૦-૧૨]

લીલા કહે છે;–આજ ઘરના આકાશમાં મારો પતિ વસિષ્ઠ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે મરણ પછી અહીં જ પદ્મરાજ નામનો રાજા જન્મ્યો હતો અને આ સંસારમાં જ અને આ જ ભૂમંડળને વિષે તે જ રાજધાનીમાં હું તેની પટરાણી હતી અને તે આ જ અંતઃપુરમાં મારો ભર્તા પદ્મરાજા મરણ પામ્યો અને તે જ પાછો આ નગરના તે જ અંતઃપુરનાં આકાશમાં વિદૂરથ નામનો રાજા થયો છે અને પૃથ્વી ઉપરના અનેક દેશો ઉપર પોતાનું અધિપતિપણું ચલાવે છે. આ રીતે એક ક્ષણમાં આ સર્વ બ્રહ્મમાંથી વિવર્ત થયો છે માટે હું માનું છું કે, જેમ ડાબલાને વિષે અનેક સર્ષવો

રહેલા હોય છે, એમ આ ઘરના આકાશને વિષે સર્વ બ્રહ્માંડો રહેલાં છે.૧૩-૧૭ માટે મારા પતિને, તે મંડળ સર્વદા સમીપમાં હોય એમ હું માનું છું. માટે હું કોઇ પણ રીતે મારી પાસે સમીપમાં રહેલા મારા તે પતિને જોઉં તેમ તમે કરો.૧૮

શ્રીસરસ્વતી દેવી કહે છે;–હે દીકરી! ઓ પૃથ્વીની અરુંધતી! તારા સેંકડો જન્મોમાં સેંકડો પતિઓ થઇ ગયા છે.૧૯ તેમાં તારા હમણાંના ત્રણ પતિઓમાંથી વસિષ્ઠ બ્રાહ્મણ તો ભસ્મ થઈ ગયો છે. પદ્મરાજા અંતઃપુરમાં શબ થઇને પુષ્પોના ઢગમાં પડ્યો છે અને ત્રીજો પતિ આ સંસારમંડળમાં રાજ્ય કરે છે, તે રાજા, હમણાં સંસારરૂપી મહાસાગરમાં પડીને ગોથાં ખાયા કરે છે,૨૦-૨૧ ભોગોરૂપી તરંગોમાં પડીને તેનાથી વિકળ થઇ ગયો છે, તેનું અંતઃકરણ મલીન થઇ ગયું છે, તે સંસારરૂપી સમુદ્રમાં કાચબારૂપ થઇ ગયો છે, દેહાભિમાનથી પોતાના સ્વરૂપને ભૂલી ગયો છે, વ્યગ્રતા સાથે અનેક જાતનાં રાજકાજ કર્યો જાય છે, તોપણ દેહાભિમાન હોવાથી નિદ્રાવશ થયો છે. સંસારરૂપ ભ્રાંતિમાંથી ચેતતો પણ નથી અને હું ઇશ્વર છું, સિદ્ધ છું, બળવાન્ છું તથા સુખી છું એવી રીતની અનર્થકારિણી મહા રજ્જુવડે બંધાઇ ગયો છે અને તેને લીધે પરવશ થઇ ગયો છે. માટે હે સુંદરી! તું બોલ, હવે હું તને તારા કયા પતિની પાસે લઇ જાઉં? જેમ વંટોળીઓ વાયુ એક વનમાંથી સુગંધને બીજા વનમાં લઇ જાય છે, તેમ તું કહે ત્યાં હું તને લઇ જાઉં.૨૨-૨૫ હે પુત્રી! એ સંસાર બીજોજ છે. એ બ્રહ્માંડ પણ બીજુંજ છે અને સેવવા યોગ્ય તે વ્યવહારની પરંપરાઓ પણ બીજીજ છે. ચૈતન્ય દૃષ્ટિથી જોતાં જો કે એ સઘળાં સંસારનાં મંડળો અહીં પાસે જ છે, તોપણ લૌકિક દૃષ્ટિથી જોતાં તો તે મંડળોની વચ્ચે કરોડો યોજનોનો અંતરાય રહેલો છે. તે બ્રહ્માંડના મંડળોમાં કરોડો મેરુ અને મંદરાચળ પર્વતો પડેલા છે. એ સર્વનું શરીર માત્ર એક પરબ્રહ્મ છે, એમ જાણવું.૨૬-૨૮ જાળીઆમાં પડતાં સૂર્યનાં કિરણોનાં જેમ અનેક ત્રસરેણુઓ ઉડતાં દેખાય છે, તેમ મહા ચૈતન્ય મૂર્તિ પરબ્રહ્મના એકેકા પરમાણુમાં અનેક બ્રહ્માંડોના સમુદાયો અડચણ વિના સ્ફુર્યા કરે છે.૨૯ એ બ્રહ્માંડો જો કે દ્વીપો, સમુદ્રો, પર્વતો વગેરેના આડંબરોથી ઘણા મોટા છે, તોપણ તેઓને દૃષ્ટિ તુલાઓમાં તોલી જોતાં, બ્રહ્મના આગળ વડના બી જેવડાં પણ થઇ શકતાં નથી. જેમ અનેક રત્નોનો નિર્મળ પ્રકાશ ભ્રાંતિથી આકાશમાં વનના જેવો ભાસે છે, તેમ જ ચૈતન્યનો નિર્મળ પ્રકાશ પણ ભ્રાંતિથી પૃથ્વી આદિક ભૂતોના વિના પણ જગદ્ રૂપ જોવામાં આવે છે.૩૦-૩૧

ચૈતન્ય પોતેજ પોતાને વિષે જગત્ આદિક રૂપે પ્રકાશે છે. કારણ સૃષ્ટિના આરંભમાં પૃથ્વી આદિ કોઇ પણ વસ્તુ નજ હતી. જેમ સરોવરમાં પાણીને વિષે વારંવાર તરંગો આવીને પાછા તે શમી જાય છે, તેમ મહા ચૈતન્યને વિષે પણ વિચિત્ર આકારના દિવસાદિક કાળના વિભાગો તથા બ્રહ્માંડ આદિક દેશો ઘણીવાર ઉત્પન્ન થઇને પાછા તેને વિષે જ શમી જાય છે.[૩૨–૩૩]

લીલા પૂછે છે;–હે જગદંબા! આપ જેમ કહો છો તેમ જ છે. મને હમણાં તે સર્વ વાત સાંભરી આવી છે. મારો આ જન્મ સત્વ ગુણી કે તમોગુણી નથી, પરંતુ રજો ગુણી છે. હું આ કલ્પના આરંભમાં જ્યારથી બ્રહ્માથી ઉત્પન્ન થઇ છું, ત્યારથી અનેક યોનીઓમાં મારા આઠસો જન્મ થઇ ગયા છે. તે સઘળા હમણાં મને પાછા સાંભરી આવ્યા હોય એમ પ્રત્યક્ષ જણાય છે.[૩૪–૩૫] હે દેવી! હું પૂર્વે કોઇએક સંસારમાં વિદ્યાધરની ઉત્તમ સ્ત્રી તરિકે જન્મી હતી. અને વિદ્યાધર લોકરૂપી કમળમાં ભમરીની પેઠે ફરતી હતી. તે પછી દુષ્ટ વાસનાથી મારું મન મલીન થયા કેડે હું કોઇ બીજા સંસાર મંડળમાં એક નાગ રાજાની સ્ત્રી થઇ હતી. તે પછી હું કાળા શરીરવાળી ભીલડી જન્મી હતી અને પાંદડાંઓનાં વસ્ત્રો પહેરીને કદંબ, કુંદ, લીંબુ, કરંજ વગેરેના વનોમાં વાસ કરતી હતી. તે જન્મમાં હું વનની વાસનાથી અજ્ઞાન હતી, તેથી ઉદ્ધત થઇ ગઇ હતી, તેથી તે પછી મને પાંદડાંરૂપી હાથવાળી અને પુષ્પોરૂપી નેત્રવાળી લતાનો અવતાર આવ્યો હતો. હું તે જન્મમાં એક પવિત્ર આશ્રમમાં લતા તરિકે જન્મી હતી. તેથી એક પવિત્ર મુનિના સંબંધમાં આવવાથી હું પવિત્ર થઇ હતી અને પછી દાવાનલથી બળી ગઇ હતી અને પછી તે જ આશ્રમમાં રહેનારા એક મહા મુનિની પુત્રી થઇને અવતરી હતી. તે પછી હું પુરુષપણું આપનાર તથા સુખ આપનાર પુણ્ય કર્મોમાં પરિપકવ થવાથી હું સૌરાષ્ટ્ર દેશમાં સો વર્ષ સૂધી એક મહાન્ શ્રીમાન્ રાજા થઇને અવતરી હતી.[૩૬–૪૧] તે રાજાના અવતારમાં મેં ઘણાં દુષ્ટ કર્મો કર્યાં, તેથી તે પછી તાડનાં વૃક્ષોવાળા, બહુધા પાણીવાળા પ્રદેશોમાં મેં નવ વર્ષ સૂધી નોળીયેણનો અવતાર ભોગવ્યો હતો. તે જન્મમાં મારું શરીર કોઢ નીકળવાથી બગડી ગયું હતુ. હે દેવી! તે પછી મેં મોહને લીધે સૌરાષ્ટ્ર દેશમાં આઠ વર્ષ સૂધી ગાયનો અવતાર ભોગવ્યો હતો. જે અવતારમાં મેં દુર્જનો, મૂર્ખો અને બાળક ગોવાળોના હાથથી સારી પેઠે માર ખાધો હતો. તેમ તેઓની પાછળ દોડવા વગેરે વિનોદો પણ ભોગવ્યા હતા. તે પછી હું એક વન ભૂમી વિષે પક્ષિણી થઇને અવતરી હતી. તે અવ-

તારમાં કારણ વિના વૈર ધરાવનારા પારાધીઓએ મારા ઉપર ઘણી જાળો નાંખી હતી. તે જાળોને જ્ઞાની જેમ મોટાં પરિશ્રમવાળાં સાધનોથી વાસનાનાં સાધનોને તોડી નાંખે, તેમ મોટો પરિશ્રમ કરીને તોડી નાંખી હતી. તે પછી મને ભમરીનો અવતાર આવ્યો હતો તે અવતારમાં હું પુષ્પોની કળીઓના મધ્ય ભાગરૂપી શય્યામાં ભમરાની સાથે વિશ્રાંતિ લીધા કરતી હતી અને કમળોની કળીઓની અંદર એકાંતમાં બેસીને તેનાં કેસરાં ખાતી હતી. તે પછી મને મનોહર નેત્રોવાળી હરિણીનો અવતાર આવ્યો હતો. તે સમયે ભિલ્લ લોકો બાણથી મારા મર્મ ભાગ વિંધી નાખતા હતા. તેથી હું પર્વતનાં ઉન્મત્ત શિખરો ઉપર અને રમણીય એવા વનના પ્રદેશોમાં ભટકયા કરતી હતી.૩૬–૪૫ તે પછી મને માછલીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં હું સમુદ્રનાં મોજાંથી તણાતી તણાતી દિશાઓ ભૂલી જવાથી કોઇ મચ્છીમારોની પાસે જઇ પહોંચી હતી, તે વખતે મચ્છીમારોએ મારા મુખ ઉપર લાકડીનો પ્રહાર કર્યો હતો, પરંતુ દૈવયોગે કરીને તે પાણીમાં તરતા એક કાચબાની પીઠ ઉપરના હાડકામાં વાગી અને નિષ્ફળ ગઇ, એ મેં જોયું હતું. તે પછી હું બીલડીના અવતારમાં જન્મી હતી, તે જન્મમાં મેં ચર્મણ્વતી નદીના તીર ઉપર મધુર સ્વરથી ગીતો ગાયાં હતાં અને સુરત સેવ્યા પછી નારીએળના રસની મદિરા પીધી હતી. તે પછી મને સારસ પક્ષિણીનો જન્મ આવ્યો હતો. એ જન્મમાં મેં પ્રેમરસમાં મગ્ન થયેલી ભમરીની પેઠે સત્કાર કરતાં અને મધુરા સ્વરો કાઢતાં કાઢતાં મારી ઇચ્છાપૂર્વક સુરતો ખેલીને સારસના રાજાને સંપૂર્ણ રીતે રાજી કર્યો હતો. તે પછી મને વળી બીજો અવતાર આવ્યો હતો, જે અવતારમાં હું યૌવનને લીધે ચપળ મુખવાળી તથા ચપળ નેત્રવાળી હતી. મેં તે અવતારોમાં તાડના અને તમાલોના કુંજોમાં રહીને મદભરેલાં કટાક્ષો મારવાથી જેમાં કામનો વિકાર ઉત્પન્ન થાય એવી રીતે પતિનું અવલોકન કર્યું હતું, તે પછી હું સ્વર્ગમાં અપ્સરા થઇને અવતરી હતી. એ અવતારમાં કમલિની જેમ પોતાનાં સુંદર અંગોથી ભમરાને ઝટ પ્રસન્ન કરે છે, તેમ મેં પણ સુવર્ણના રસના સમૂહ જેવાં શોભાવાળાં મારાં અંગરૂપી પિંજરાંથી દેવતાઓને તુરત પ્રસન્ન કર્યા હતા. એ અવતારમાં જ મેં મણિઓ, સુવર્ણો, માણિક્યો અને મોતીઓના ઢગલાઓથી શોભાયમાન પ્રદેશવાળા મેરુ પર્વત ઉપર અને કલ્પ વૃક્ષના વનમાં તરુણ પુરુષની સાથે વિલાસ કર્યો હતો. તે પછી મને કાચબીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં હું તરંગોથી વ્યાપ્ત પ્રદેશોવાળી તથા જેમાં

ગુચ્છાઓ અને લતાઓ રમણીય દેખાતી હતી એવી સમુદ્રના તીર ઉપરના વનોની ગુફાઓમાં ઘણો વખત સુધી રહી હતી.[૪૬–૫૩] તે પછી મને રાજહંસીનો અવતાર આવ્યો હતો. તે સમયે મેં ઉંચા ઉછળતા લોઢવાળા તળાવોમાં મારાં પીંછડાં-રૂપી ચંચળ વસ્ત્રો ઉપર કમળોની ભ્રાંતિથી બેઠેલા ભમરાઓને ભૂલાવીને મેં રાજહંસીપણું ભોગવ્યું હતું. તે રાજહંસીના જન્મમાં મરણ વેળાએ શિમળાના ઝાડનું એક પાંદડું પવનથી હાલતું હતું. તે ઉપર ઘણાં મચ્છરો બેસીને ઝુલતાં હતાં. તેમાંથી એક મચ્છર જૂદું પડેલું હતું. તે ઘણી બાડને લીધે તે પવનથી હાલતાં પાંદડાં ઉપર બેસી શક્યું ન હતું. તે મેં જોયું હતું. તે ઉપરથી રાજહંસીના જન્મ પછી મને મચ્છરનો અવતાર આવ્યો હતો. તે અવતારમાં હું અત્યંત ગરીબાઇથી વર્તી હતી. તે પછી મને નદીના તીર ઉપર નેતરનો અવતાર આવ્યો હતો. એ જન્મમાં ઉંચા ઉછળતાં મોઝાંવાળા પહાડી મોઝાંના અગ્ર ભાગનો સ્પર્શ થવાથી મારે વારંવાર ડોલવું પડ્યું હતું.[૫૪–૫૬] તે પછી મને ગંધમાદન પર્વતપર ઉગેલાં કલ્પ વૃક્ષોના પ્રદેશમાં વિદ્યાધરીનો અવતાર આવ્યો હતો. એ અવતારમાં મેં કેટલાએક વિદ્યાધરોના કામાતુર કુમારોને મારા ચરણમાં નમાવ્યા હતા અને તેઓના વિયોગથી આતુર થઇને મારે પણ વિરહ તાપની શાંતિ માટે જેમાં કપૂર પાથર્યાં હતાં એવી શય્યાઓમાં જેમ ચંદ્રની કાંતિ તેના પ્રતિબિંબોમાં આમ તેમ આળોટયા કરે, તેમ મારે પણ ઘણા કાળ સૂધી આળોટવું પડ્યું હતું.[૫૭–૫૮] સંસારરૂપી લાંબી નદીનાં ચંચળ મોઝાંઓને લીધે મને ઉંચી નીચી અનેક સ્થિતિ પ્રાપ્ત થઇ હતી. તેથી મારું મન વ્યાકુળ થઇ ગયું હતું અને તેથી વાતપ્રમી જાતની હરિણી જેમ કોઇથી અટકાવી શકાય નહીં તેવા વાયુના પ્રવાહને અનુસરવાનો પોતાનો સ્વભાવ હોવાથી જેમ ચોતરફ ભટકયા કરે છે, તેમ મારે પણ અનેક જાતનાં સેંકડો દુઃખો ભરેલી અનેક યોનીઓમાં ભટકવું પડ્યું હતું.[૫૯]



# સર્ગ ૨૮ મો.*

## પહાડી ગામનું વર્ણન.

**श्रीराम उवाच—वज्रांगसाराद्ब्रह्मांडकुड्यान्निबिडमंडलात् ।**
**कोटियोजनसंपुष्टात्कथं ते निर्गते बले ॥ १ ॥**

શ્રીરામ પૂછે છે;–હે વસિષ્ઠજી! વજ્રના જેવી દૃઢતાવાળી, ચારે તરફ ઘાટા ઘેરાવાવાળી, કરોડો યોજનમાં પહોળી, બ્રહ્માંડ રૂપી ભીંતમાંથી એ બે સ્ત્રીઓ કેવી રીતે બહાર નીકળી? તે મને કહો.[૧]

શ્રીવસિષ્ઠ કહે છે;–બ્રહ્માંડ કયાં હતું? તેની ભીંત કયાં હતી? વળી તેની વજ્રના જેવી દૃઢતા કયાં હતી? ઉપર કહેલામાંનું કાંઇ ન હતું. તે બન્ને સ્ત્રીઓ તો અંતઃપુરના મંડળના આકાશમાં જ ઉભી હતી.[૨] તે જ પહાડી ગામના તે જ અંતઃપુરના મંડળના આકાશમાં તે વસિષ્ઠ બ્રાહ્મણ રાજ્ય ભોગવતો હતો.[૩] તે જ મંડળના આકાશનો ખૂણો જે શૂન્ય હતો, તેને રાજા થયેલો વસિષ્ઠ બ્રાહ્મણ ચાર સમુદ્રવાળું ભૂતળ માનતો હતો.[૪] તે જ મંડળના આકાશમાં ભૂતળ હતું તેમાં તેની રાજધાની હતી અને તે અરુંધતી લીલાના અવતારમાં તે નગર વિષે રાજમહેલનો અનુભવ કરતી હતી.[૫] તે જ લીલાએ સરસ્વતીની પૂજા કરીને તેને વશ કર્યાં હતાં અને તે સરસ્વતીની સાથે ઘણા આશ્ચર્ય જનક દેખાવોથી મનનું આકર્ષણ કરનારા બ્રહ્માંડમાં આકાશનું ઉલ્લંઘન કરીને તે જ પહાડી ગામના ઘરમાં વેંત જેટલા આકાશમાં દાખલ થઇ હતી. એક બ્રહ્માંડમાંથી, બીજા બ્રહ્માંડમાં આવી, પહાડી ગામમાં પોતાનું ઘર હતું, ત્યાં આગળ તે આવી પહોંચી હતી અને ત્યાં પોતાની સ્થિતિ કરી હતી. જેમ શય્યામાં સુતેલો પુરુષ એક સ્વપ્નામાંથી બીજા સ્વપ્નામાં બીજી શય્યામાં જઇને સુવે છે તેમ લીલા પણ એક બ્રહ્માંડમાંથી બીજા બ્રહ્માંડમાં જઇને પોતાના પહાડી ગામમાં આવેલા ઘરમાં આવી હતી. આ સર્વ આભાસ માત્ર જ હોવાથી ખરું જોતાં તો આકાશની પેઠે શૂન્ય હતું. ત્યાં બ્રહ્માંડ ન હતું, સંસાર ન હતો, ભીંત વગેરે ન હતું કે દૂરપણું પણ ન હતું.[૬–૯] કેવળ તે બન્નેનું વાસના માત્રથી ઉલ્લેખવાળું અને તેવા તેવા

* આ અઠયાવીશમા સર્ગમાં દૃશ્ય પ્રપંચ મિથ્યા હોવાથી ચિદાકાશ સત્ય છે તે તથા પર્વત અને પહાડી ગામનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

મનોહર આકારવાળું ચિત્ત જ તેવી રીતે સ્ફુરતું હતું. પરંતુ બ્રહ્માંડ કયાં છે? અને સંસાર પણ કયાં છે?[૧૦] જેમ આકાશને જ હાલવા ચાલવાના યોગથી પવનરૂપ કલ્પી લેવામાં આવે છે તેમ આવરણ રહિત અને અંત રહિત ચિદાકાશને તે બન્ને જણાંએ પોતાના મનથી બ્રહ્મ કલ્પી લીધું હતું.[૧૧] ચિદાકાશ સદા સર્વ ઠેકાણે અજન્મા અને શાંત છે, તે પોતે જ ચૈતન્યપણાને લીધે પોતાના સ્વરૂપને વિષે જગદ્રૂપે ભાસે છે.[૧૨] જે પુરુષ એના પરમ તત્ત્વને જાણે છે તે જગતને આકાશ કરતાં પણ વધારે શૂન્ય જાણે છે અને જે પરમ તત્ત્વને જાણતો નથી તેને તો વજ્રના જેવું અને પર્વતના જેવું લાગે છે.[૧૩] જેમ સ્વપ્નામાં ઘર વિષે ન હોવા છતાં પણ તેજસ્વી એવું મહાનગર જોવામાં આવે છે તેમ ચૈતન્યને વિષે ન હોવા છતાં પણ જગત્ સ્પષ્ટ રીતે ભાસે છે.[૧૪] વળી જેમ મરુ ભૂમિમાં પાણી તથા સુવર્ણમાં કડાં કુંડળ વગેરે ખરાં હોતાં નથી છતાં પણ તે ખરાં જેવાં ભાસે છે તેમ જ ચૈતન્યને વિષે આ દૃશ્ય પ્રપંચ વાસ્તવિક રીતે નથી તો પણ જાણે ખરેખર રીતે હોય તેમ ભાસે છે.[૧૫] આ પ્રમાણે સુંદર આકારવાળી તે બન્ને લલિત લલના પરસ્પર વાત કરતી, મનોહર પગલાં ભરતી ઘરમાંથી બહાર નિકળી.[૧૬] અને ગામના લોકોથી અદૃશ્ય રહીને આગળ કહેલા પર્વતને નિહાળવા લાગી. આ પર્વત આકાશનું ચુંબન કરતો ઉભો હતો. સૂર્ય મંડળનો સ્પર્શ કરતો ઉભો હતો.[૧૭] તે પર્વત ઉપર અનેક જાતનાં સર્વ વનોનાં ઝાડો પ્રફુલ્લિત થઇ ગયાં હતાં તેથી તે પર્વત નિર્મળ દેખાતો હતો. અનેક ઝરતાં ઝરણાંઓના ખળખળાટ શબ્દોની સાથે વનનાં પક્ષિયો કોલાહલ કરી રહ્યાં હતાં. વળી તે પર્વત ઉપર બેઠેલાં મેઘ મંડળો અનેક જાતની મંજરીઓના ઢગથી પીળાં થઇ ગયાં હતાં. તે પર્વત ઉપર સ્વચ્છ વાદળાંઓ દેખાતાં હતાં. ઝાડના સ્વચ્છ ગુચ્છાઓના અગ્ર ભાગ ઉપર પક્ષીઓ અને સારસો બેઠાં હતાં.[૧૮-૧૯] નેતરની લતાના મોટા વિસ્તારથી નદીઓના તમામ તીરો ઢંકાઇ ગયા હતા. ઉંડા ખાડામાં ઉગવાથી વૃક્ષોને ન પહોંચી શકતી લતાઓને પવન કંપાયમાન કરતો હતો.[૨૦] આકાશરૂપી ભંડારની ભીંત સરખાં દેખાતાં વાદળાંઓના અગ્ર ભાગો પુષ્પોથી ઢંકાઇ ગયા હતા. પર્વતનાં શિખરો ઉપરથી પડતા નદીઓના લાંબા પ્રવાહો મોતીઓની માળા જેવા દેખાતા હતા.[૨૧] પવન, વૃક્ષોનાં ઘણાં વનોને કંપાવીને તે પર્વતની સમીપમાં નદીઓને વિંટી લેતો હતો. અનેક વનોથી ભરપૂર પ્રાંત ભૂમિની છાયાથી તે પર્વતની ભૂમિ નિત્ય શીતલતાવાળી રહેતી હતી. તે બન્ને સ્ત્રીઓએ તે પહાડી ગ્રામને જોયું કે જે ગ્રામ આકાશ-

માંથી નીચે પડેલા એક સર્ગના કટકા સમાન શોભાયમાન હતું, તે ગામને વિષે પાણીની અનેક પ્રણાલિકાઓ શબ્દ કરી રહી હતી. અનેક વાવ્યોથી તે ભરપૂર હતું. પોતાને ક્રીડા કરવા માટે ભરવામાં આવેલા પાણીના ખાડામાં બતક વગેરે પક્ષિઓ બેસીને કચકચ એવા શબ્દો કરતાં હતાં. ચાલી જતી ગાયોનાં ટોળાંઓના હુંકારથી સર્વ કુંજો ગાજી રહ્યા હતા, ચારે તરફ કુંજો અને ગુલ્મોના સમૂહોથી ભરપૂર હતું. ઉત્તમ પ્રતિની છાયાવાળી ઘાટી, લીલી ઘાસવાળી હરિયાલી જમીન શોભી રહી હતી.૨૨–૨૫ વૃક્ષોની ઘાટી ઝાડીને લીધે સૂર્યનાં કિરણો મહા મહેનતે અંદર પ્રવેશ કરી શકતાં હતાં. કાળા રંગની શીલાઓથી તથા ઝાકળથી ચોતરફનો ભાગ ધુસરા રંગનો દેખાતો હતો. વૃક્ષોની કેટલીએક ઉપરની શિખાઓમાં લાંબા મંજરીઓના સમૂહો જટાની પેઠે લટકતા હતા. શિલાઓનાં છિદ્રો ઉપર વહેનાં પાણીઓ અથડાવાથી જેઓના બિંદુઓ મોતીના જેવાં ઉડતાં હતાં એવા પાણીના વહેતા પ્રવાહો મંદરાચળથી વલોવાતા ક્ષીર સમુદ્રના પાણીની શો-ભાનું ભાન કરાવતા હતા.૨૬–૨૭ ફળોના અને પુષ્પના મોટા ભારથી ઝુકી રહેલાં આંગણાનાં ઝાડો જાણે પુષ્પાદિક પૂજાની સામગ્રી લાવીને ઘરના ચાકરો એકઠા થઇને ઉભા હોય એવાં દેખાતાં હતાં.૨૮ આમ તેમ ઉછળતાં મોજાંઓને શબ્દ કરાવનારા પવનોએ હલાવેલા રસથી ભરેલાં અર્થાત્ લીલાં વૃક્ષો પણ પુષ્પોના વૃષ્ટિ કરીને તે પર્વત પ્રદેશને ભરી નાંખતાં હતાં, કોઇ પણ જાતનો ભય ન રાખતાં છતાં પણ શિલાઓના સમૂહમાંથી ઉપરા ઉપર પડતાં પાણીનાં ટીપાંઓના ટપટપ શબ્દોથી ભયભીત થઇ ગયેલાં પક્ષીઓ છૂપાં રહીને ધીરે ધીરે શબ્દો કરતાં હતાં.૨૯–૩૦ ઉંચે ઉછળતાં પાણીઓનાં મોજાંના પ્રહારથી થાકી ગયેલા અને તેથી પાણીનાં ટીપાંઓનો સ્વાદ લેવામાં વ્યાકુળ થયેલા હંસો નદીઓમાં આમ તેમ ફરતા હતા, તેથી જાણે નદીઓમાં નક્ષત્રો ફરતાં હોય તેવો ભાસ થતો હતો. જેઓને શિરામણ પચી ગયું હતું એવાં બાળકો ઉંચા તાડોનાં ઝાડ ઉપર બેઠેલા કાગડાઓ અને મીંદડાંઓ વગેરેને જોઇને, જાણે તે પોતાનું ખાવાનું લઇ જશે એવા ભયથી તેઓ પોતાનાં આમીક્ષા (ઉંના દુધમાં દહીં નાંખીને તૈયાર કરવામાં આવતાં એક જાતનાં ભોજન)ને સંતાડી રાખતા હતા.૩૧–૩૨ ગામના બાળકોએ પુષ્પોની ટોપીઓ અને પુષ્પોનાં વૃક્ષો પહેર્યાં હતાં. ખજુરી, લિમ્બડા, લિમ્બુ વગે-રેનાં ઘાટાં વનોથી આસપાસના પ્રદેશ શીતળ હતો. અતસી જાતના ઝાડના રેસાનાં લૂગડાં વણીને પહેરનારી ને ભૂખથી દુબળી થઇ ગયેલી ભીલ વગેરે હલકા

લોકોના સ્ત્રીઓ કાન ઉપર પુષ્પોની મંજરીઓ ખોસીને ગામની શેરીએ શેરીએ ભટકતી હતી. નદીઓના તરંગો પરસ્પર અથડાવાથી પરસ્પરની વાતચિતો સાંભળવામાં દુઃખ પડતું હતું. કામ કરવામાં અજ્ઞાન હોવાથી કામ કરવામાં ભયશીળ ઘણા લોકો એકાંત વાસ કરવાની ઇચ્છા રાખતા હતા. જેઓનાં મોહોડાં, હાથ, ખભા દહીંથી ખરડાયલા હતા, જેઓએ કંઠમાં પુષ્પોની તાજાં ફુલવાળી લતાઓ પહેરી હતી અને જેઓનાં શરીરો છાણ છાણ ભર્યા હતાં એવાં છોકરાંઓ ચૌટાઓમાં નાગાં નાગાં કુદતાં હતાં, તેનાથી ચૌટો ભરપૂર થઇ ગયો હતો.૩૩—૩૬ નદીના તીર ઉપર, લીલા ઘાસવાળી પૃથ્વી ઉપર ઉગેલી લતાઓને ડોલાવનાર તરંગોએ આડે માર્ગે વહેવરાવેલા પાણીની રેખાઓથી રેતીઓના વિભાગો ઉપર આંકા પડી રહ્યા હતા. દહીં અને દુધના ઘાટા સુગંધથી મદમત્ત થયેલી માંખીઓ તે પદાર્થ ઉપરથી ધીરે ધીરે ઉડતી હતી. પોતાની મરજી પ્રમાણે ખાવાની ઇચ્છાથી નિર્બળ બાલકો આંસુઓ પાડીને રડતાં હતાં અને રડી રડીને થાકી જતાં હતાં. જેઓની હાથની ચુડીઓ છાણ છાણ ભરેલી હતી એવી કેટલીએક સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની સાથે લઢી રહી હતી. માથાના છૂટી ગયેલા કેશને બાંધવામાં જેના હાથ રોકાયલા હતા અને જે લઢતાં ભય પામી ગઇ હતી એવી સ્ત્રીને જોઇને ગામના લોકો હસતા હતા. ક્રોધાદિકને જિતનારા મુનિઓ બળીના ચોખા વગેરે અન્નાદિક લેવા માટે પર્વતોના શિખરો ઉપરથી ઉડીને આવનારા કાગડા વગેરે પક્ષીઓને પાણાથી કે માટીના ઢેફાથી ન મારતાં પુષ્પોથી અથવા તો પાંદડાંઓથી મારીને ઉડાડી મૂકતા હતા. ઘરોનાં અને ગલીઓનાં બારણાંઓ ઉપર ચોર લોકો પેશી શકે નહીં તે માટે તીક્ષ્ણ કાંટાવાળા હાથલા થુવરોને પાથરી રાખતા હતા.૩૭—૪૦ ઘરની પાસેના ખાડાઓમાં ઉગી નિકળેલા ઝાડના કુંજો ફુલથી ખીલી નિકળ્યા હતા. અને તેમાંથી દરરોજ ઘરના આંગણા વિષે ઘુંટીપૂર ફુલો વેરાતાં હતાં. આસપાસનાં અરણ્યોમાં ગાયો અને મૃગોના સમૂહો ઘાસ ચર્યા કરતા હતા. ચણોઠીના નિકુંજોમાં ઉગી નિકળેલા લીલા ઘાસવાળી પૃથ્વી ઉપર મૃગનાં બચ્ચાંઓ સુઇ રહેતાં હતાં. અત્યંત નિદ્રાવશ થયેલાં વાછરડાંઓ પોતાનો એક કાન હલાવીને માંખીઓને ઉડાડતાં હતાં. દહીંથી ભરેલા ગોવાળોના ગલોફાઓ ઉપર માંખીઓ બણબણ્યા કરતી હતી. સર્વ ઘરોને વિષે મધપુડાઓમાંથી માંખીઓને ઉડાડી મૂકીને મધનો સંગ્રહ કરવામાં આવતો હતો. પ્રફુલ્લિત આસુપાલવના ઉપવનોમાં લાખથી રંગેલાં લાકડાંઓનાં વિહાર મંદિરો શોભી રહેલાં હતાં.૪૧—૪૪ પાણીનાં ટીપાંઓને વરસાવતા પવનને લીધે સર્વ

વૃક્ષો નિત્ય ભીનાં રહેવાથી સદા પ્રફુલ્લિત સ્થિતિમાં દેખાતાં હતાં. ઘરની ઉપર છાજ તરિકે પાથરેલા ઘાસની ઉપર કદંબની કળીઓ પડયા કરતી હતી. તેથી જાણે તે ઘર ઉપર છાજ તરિકે પાથરેલું ઘાસ તે કળીઓની સાથે પરોવાઇ ગયલું હોય તેવું દેખાતું હતું. આડી આવતી લતાઓને કાપી નાખવાથી, પ્રફુલ્લિત થયેલા કેવડાઓના સમૂહથી તે ગામની સીમ ધોળા રંગની થઇ ગઇ હતી. પરનાળોમાંથી પાણીઓ ખળખળ શબ્દો કરતાં વહેતાં હતાં. મેહેલોમાં પેસી ગયેલાં વાદળાંઓ ગોખરૂપી ગુફાઓમાંથી પાછાં બહાર નિકળતાં હતાં. પાણીથી ભરેલાં તળાવોમાં ઉગી નિકળેલાં કમળો પૂર્ણિમાના ચંદ્ર જેવાં શોભતાં હતાં. લીલા ઘાસવાળી હરીઆળી અને નિર્મળ વનભૂમિયો વૃક્ષોની ઘાટી છાયાથી શીતળ રહેતી હતી. લીલા ઘાસના છેડા ઉપર વળગેલાં પાણીનાં ટીપાંઓમાં રાત્રિએ તારાઓનાં પ્રતિબિંબ પડતાં હતાં. નિત્ય વૃક્ષોમાંથી ખરતાં પુષ્પોના શિતળ મકરંદની વૃષ્ટિથી સર્વ ઘરો ઉજ્જવલ રહેતાં હતાં. વૃક્ષોને વિષે વળી તે પહાડી ગામમાં વિચિત્ર જાતની મંજરીઓની, પુષ્પોની, પત્રોની, તથા ફળોની સારી સંપત્તિ હતી.૪૫-૪૯ કેટલીએક સુવાસણ સ્ત્રીઓ ઘરની ડોઢીઓમાં આવેલાં વાદળાંઓને વિષે શયન કરી ગઇ હતી. ઘરની ઉપર વિશ્રામ કરનારાં વાદળાંઓની વિજળીઓથી ઘરોને વિષે દીવાઓ કરવાની જરૂર ન હતી. ગુફાઓમાંથી નિકળતા પવનના ભુકભુક શબ્દોથી મંડળોમાં મોટો કોલાહલ મચી રહ્યો હતો. ઉઘડી ગયેલાં કદળીનાં પુષ્પોમાંથી નિકળતા ગાઢી સુગંધવાળા અને મંદ મંદ વાતા પવનોવડે ઘરની આગળ ઉભેલાં વૃક્ષોનાં પાંદડાંઓ આમતેમ ડોલતાં હતાં. કેટલીએક સ્ત્રીઓ પોપટ અને સુડાઓને બોલવાનું શિખવવામાં ગુંથાઇ ગઇ હતી. ચક્રવાક, કોયલ તથા કાળી ડોકવાળા કાગડાઓનો કોલાહલ ચોતરફ વ્યાપી રહ્યો હતો. શાલ, તાડ, તમાલ, તથા કમળોના શ્યામ ફળોના ઢગલાઓ ચારે તરફ પડેલા નજરે પડતા હતા. લતાઓ કંકણની પેઠે ચારે તરફથી ઝાડોને મનોહર રીતે વિંટાઇ ગઇ હતી. ૫૦-૫૪ હે રામચંદ્ર ! તે પર્વત ઉપર રહેલી ઉંચી હવેલીઓનું કોણ વર્ણન કરી શકે તેમ છે ? કોઇ પણ સમર્થ નથી. એ પહાડી ઘરો પવનથી ડોલતાં પાંદડાંવાળી લતાઓથી વિંટાયલાં રહેતાં હતાં. ઉઘડી ગયેલાં કેળના પોટા અને મીંદડાંની બળીનાં પુષ્પોની સુગંધીથી તે રાત દહાડો બેહેકી રહેતાં હતાં. તાડ અને તમાલનાં પાંદડાં જેમાં ડોલતાં હતાં એવા મંડપો તે ઠેકાણે ઉભા કરવામાં આવ્યા હતા. ઉદ્યાનોમાં ઉઘડી ગયેલાં પુષ્પોવાળાં વૃક્ષોથી તે સ્થાનો શીતળતાવાળાં હતાં. ત્યાં આગળ રહેલી ગાયોનાં ધણો પાણીમાં ઉતરતી વેળા વ્યાકુળ થઇ જવાથી

'હંભા' 'હંભા' એવા શબ્દો કરતાં હતાં. જરા હરીઆળા રંગનાં ધાન્યોથી અને પુષ્પોવાળા બગીચાઓથી ચો તરફનો ભાગ શોભી રહ્યો હતો. નદીઓનાં પાણીનો વેગ તીર ઉપર ઉગેલાં ઝાડના ઝુંડથી ઢંકાઇ ગયો હતો. ચારે તરફ સારી રીતે જેમાં ફુલ ઉઘડી ગયાં હતાં એવી લતાઓના અગ્ર ભાગવડે જાણે ચંદરવા બાંધ્યા હોય તેવો દેખાવ લાગતો હતો. ઉપવનોમાં રહેલા ડોલરોના રસનો ગંધ ચોતરફ પસરી રહેલો હતો. સુગંધથી આંધળા થયેલા ભમરાઓએ કમળોને ઢાંકી દીધાં હતાં. કમળોની પંક્તિઓના પરાગથી આકાશ રાતું ચોળ થઇ ગયું હતું. આ સર્વની સ્વભાવિક શોભાથી ત્યાંની હવેલીઓ અમરાવતીના સૌંદર્યનો પણ પરાજય કરતી હતી. વેગથી વહેતી પહાડી નદીઓની ગર્જના સંભળાતી હતી. ડોલરના જેવાં શ્વેત રંગનાં વાદળાંઓની કાંતિથી ચારે તરફનો ભાગ ઝળાંમળાં થઇ રહ્યો હતો. મહેલોના ઉપર પુષ્પોવાળા લતાના મંડપો શોભી રહ્યા હતા. વિનોદમાં નિમગ્ન થયેલી કોયલો કુહુ કુહુ શબ્દો કરતી હતી. તરુણ પુરુષો ઉઘડી ગયેલાં પુષ્પોની પાંખડીઓમાં સુતા હતા. વિલાસિની સ્ત્રીઓએ પોતાના પગ સુધી પહોંચે તેવડી મોટી પુષ્પોની માળાઓ પહેરી હતી. સર્વ પ્રદેશોમાં સુંદર એવા નવીન અંકુરોની શોભા જામી રહી હતી. શોભાયમાન ઉત્તમ લતાઓથી શરનાં ઝુંબડાંઓ ઢંકાઇ ગયાં હતાં. ઉગી નિકળેલી સુકુમાર લતાઓ અને કમળોથી ચારે તરફ બહુ જ સાંકડ થઇ પડી હતી અર્થાત્ જવા આવવાના માર્ગો રોકાઇ ગયા હતા. હવેલીઓ વાદળાંરૂપી વસ્ત્રોથી ઢંકાઇ ગઇ હતી. લીલા ખડવાળી ભૂમિ ઉપર પડેલાં ઝાકળનાં ટીપાંઓરૂપી મોતીના હાર આનંદ આપતા હતા. મહેલ ઉપર વિશ્રાંતિ લેતાં વાદળાંઓની વિજળીઓથી સ્ત્રીઓ ગભરાતી હતી. ચારે તરફ શ્યામ કમળોનો સુગંધ ફેલાઇ રહ્યો હતો. લીલાં ખડ ખાવા માટે તૈયાર થયેલી ગાયો હીસોરા કરીને મનનું આકર્ષણ કરતી હતી. ઘરનાં આંગણાંઓમાં વિશ્વાસુ થઇ રહેલાં હરિણનાં બચ્ચાંઓ આમતેમ રમતાં હતાં. ઝાકળનાં ઘાટાં બિંદુઓ પડવાથી મેઘની ભ્રાંતિને લીધે મયૂરો મહા નૃત્ય કરતા હતા. સુગંધી વડે મદમત્ત થયેલા પવનોની લહેરીઓથી સર્વ ખેદ દૂર થઈ જતો હતો. શિખરોની ઉપર જ્યોતિલતા નામની ઔષધિઓ દીવાઓની પેઠે પ્રકાશી રહી હતી. તેથી લોકો દીવાઓને વિસરી ગયા હતા. પક્ષીઓના માળાઓમાં પક્ષીઓ કોલાહલ મચાવી રહ્યાં હતાં. ચારે તરફ પડતાં ઝરણાંઓના ખળખળ શબ્દોથી મનુષ્યોની પરસ્પર ચાલતી વાતો સ્પષ્ટ રીતે સાંભળવામાં આવતી ન હતી. અને મુક્તાફળના જેવાં સુંદર ઝરણાનાં

પાણીનાં ટીપાંઓ પડવાથી સર્વ વૃક્ષો, લતાઓ, ઘાસ અને પાંદડાંઓ શીતળ થઇ ગયાં હતાં.૫૫-૬૩

# સર્ગ ૨૯ મો.*

## લીલાને થયેલું પૂર્વજન્મનું સ્મરણ તથા પર્યાકાશનું વર્ણન.

श्रीवसिष्ठ उवाच—तत्र ते पेततुर्देव्यौ ग्रामेंतःशीतलात्मनि ।
भोगमोक्षश्रियौ शांते पुंसीव विदितात्मनि ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; જેમ શાંતિ આદિ સાધનવડે સંપન્ન અને આત્માને જાણનારા પુરુષમાં ભોગની લક્ષ્મી અને મોક્ષની લક્ષ્મી વિહાર કરે તેમ અંદર શીતળતાવાળા તે પહાડી ગામમાં તે બન્ને દેવીઓ વિહાર કરવા લાગી.[1] કેટલોક વખત સુધી અભ્યાસ રહેવાથી લીલાનો દેહ શુદ્ધ જ્ઞાનમય થઇ ગયો હતો. તેથી તેને ત્રણે કાળનું નિર્મળ જ્ઞાન થયું.[2] નિર્મળ જ્ઞાન થયા પછી પૂર્વ જન્મની સાંસારિક સઘળી જન્મમરણની ગતિઓ લીલાને પોતાની મેળે જ સાંભરી આવી.[3]

લીલા તે વખતે કહેવા લાગી, હે દેવી! આપની કૃપાથી આ પ્રદેશનાં દર્શન કરતાં મને પૂર્વ જન્મની સર્વ કરણીઓ સાંભરી આવી છે.[4] પૂર્વ જન્મમાં બ્રાહ્મણીના અવતારમાં હું મારા પુત્રોની સાથે અહીં રહેતી હતી. તે સમયે હું ઘરડી હતી. દુર્બળપણાને લીધે મારા શરીરની સર્વ નસો દેખાતી હતી. મારા શરીરનો રંગ ઉજળો હતો. હાથ ઉપર અને પેટ ઉપર સુકા દર્ભોની અણીઓ વાગવાથી તે તે ભાગ ખરસટ થઇ ગયા હતા. હું મારા પતિનાં કુળની સ્થિતિ સાચવતી હતી. મેં ઘણા પુત્રોને જન્મ આપ્યો હતો. હું રોજ ગોરસ તૈયાર કરતી હતી. અતિથિઓની સેવા કરીને તેઓને રાજી કરતી હતી.૫-૬ હું દેવતાઓ, બ્રાહ્મણ તથા મહાત્માઓની સેવા કરતી હતી અને દહીં તથા ઘી વગેરે ગોરસોની સાથે બહુ કામ પડવાથી તેનાવડે ખરડાયલી રહેતી હતી. રોજ પ્રભાતમાં તવા, તપેલાંઓ, કળશા, ઘડા વગેરે વાસણોને અને ઘરની બીજી સામગ્રીઓને નિત્ય સાફ

* આ ઓગણત્રીશમા સર્ગમાં લીલાને પૂર્વ જન્મનાં ચરિત્રોનું સ્મરણ થવું તથા અનેક લોકોનાં ટોળાંથી શોભાયમાન્ આકાશમાં લીલાએ અને સરસ્વતીએ પ્રયાણ કરવાની કથા કહેવામાં આવશે.

કરીને સ્વચ્છ રાખતી હતી. જમાઇઓ, દીકરીઓ, જેઠ, દેર, સાસુ વગેરેનો સત્કાર કર્યા કરતી હતી.[૭-૮] વહુવારુઓને અને દાસી વગેરેને ઉતાવળે કરવા માટે 'તમે કેમ મોડી નાહી?' 'તમે આ કામ કરવામાં વિલંબ કેમ કર્યો?' 'મોડું શા માટે કરો છો?' વગેરે શબ્દો કહીને નિત્ય વ્યાકુળ રહેતી હતી ને મરણ પર્યંત ઘરનું કામકાજ કરવામાં જ દિવસ રાત્રિ ગાળી કાઢી હતી.[૯] મારે રોજ જમવાનાં વાસણો એટલાં બધાં માંજવાં પડતાં કે મારા જમણા હાથનાં કાંડાંમાં પહેરેલી કાચની એક બંગડી રાંધેલાં અન્નોની ઝીણી ઝીણી કણીઓથી ખરડાઇ જતી હતી. હું કોણ છું? આ સંસાર શી વસ્તુ છે? એવો વિચાર મને સ્વપ્નામાં પણ આવતો નહીં. તેમ વેદિયા ઢોરરૂપ અશુદ્ધ બુદ્ધિવાળો મારો પતિ પણ મારી પેઠે રાત દહાડો મચ્યો રહેતો હતો. મારું મન યજ્ઞનાં કાષ્ઠ, શાક, છાણ, લાકડાં વગેરેનો સંગ્રહ કરવામાં તત્પર રહેતું હતું, હું મારા નાડીઓવાળા દુબળા શરીરને ચોળાઇ ગયેલા ધાબળાથી જ વિંટી રાખતી હતી.[૧૦-૧૧] વાછડીઓના કાનના મૂળમાં પડેલી ઇંતડીઓ અને મસાઓ કાઢવામાં નિત્ય તત્પર રહેતી હતી. ઘરના વાડામાં વાવેલા શાકના વેલાઓના ક્યારડાઓમાં પાણી પાવા માટે ઘરના ચાકરો પાસે ઉતાવળથી પાણીના ઘડાઓ મંગાવ્યા કરતી હતી, તળાવ વગેરેના તીર ઉપર પાણીમાં ઉગેલું લીલું ઘાસ કાપી લાવીને તેનાથી વાછડીઓને તૃપ્ત કરતી હતી. ઘરનાં બારણાંઓ આગળ વારંવાર છાણ અને માટીથી લીંપ્યા કરતી હતી. તેના ઉપર ગુલાલ વગેરે રંગોની વેલોની રચના કરતી હતી. ઘરનાં માણસોને નીતિ શિખવવા માટે જરા દીનતાથી ઠપકો આપ્યા કરતી હતી. જેમ સમુદ્રની ભરતી પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતી નથી તેમ હું મારી મર્યાદાના નિયમને કોઇ પણ દિવસ તજતી નહીં. મારું શરીર જૂના પાંદડાંના જેવું થઇ ગયું હતું. મારો જમણો કાન જ માત્ર સાંભળતો હતો તેથી કોઇ કંઇ વાત કહેતું ત્યારે માથું હલાવીને જમણા કાનથી વ્યવહાર કરતી હતી, તેથી તે કાન રૂપી હીંડોળામાં બેઠેલી હતી. ડાબો કાન નકામો થઈ પડયો હતો. હાથમાં લાકડી ઝાલીને ફરતી હતી અને લાકડીથી મારવા યોગ્ય જરા (ઘડપણ)થી ભયભીત થયેલી મારી જીવનની વૃત્તિ મારા શરીર ઉપર દેખાતી હતી અર્થાત્ મારી જીવનવૃત્તિ હવે જરાવસ્થાથી શિથિલ પડી ગઇ હતી.[૧૨-૧૫]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામચંદ્ર! તે પહાડી ગામમાં સરસ્વતીની સાથે ફરતાં ફરતાં એ પ્રમાણે પૂર્વ જન્મની વાતો કરીને આશ્ચર્ય પામેલી તે લીલાએ સરસ્વતીને તે તે સ્થળો તથા મનુષ્યોને દેખાડયાં.[૧૬]

લીલા કહે છે; હે દેવી ! આ મારી, પાટલના વૃક્ષોના સમૂહથી શોભી રહેલી ફૂલવાડી છે. આ મારી, પ્રફુલ્લિત થયેલાં ઉપવનનાં મંડળોવાળી આસોપાલવની વાટિકા છે. આ મારી, પુષ્કરિણી (પાણીનો હોજ) છે. હું આ પુષ્કરિણીના તીર ઉપર ઉભેલાં ઝાડોને નાની ગાંઠ બાંધીને વાછરડાંઓને બાંધતી હતી. આ કર્ણિકા નામની વાછડીએ હમણાં મારા વિયોગથી પાંદડાં પણ ખાવાં છોડી દીધાં છે, તેને જુઓ. આ બીચારી મારી પાણી ભરનારી દાસી મારા વિયોગ દુઃખને લીધે કામ કરવાને અશક્ત થઇ પડી છે અને ધૂળ ધૂળ ભરાઇ ગઇ છે. આ પાણી ભરનારી કે જેનાં નેત્રો આંસુથી ભીંજાયલાં છે તે આજે આઠ દિવસ થયાં રડયા કરે છે.[૧૭-૧૯] હે દેવિ ! હું અહીં આગળ જમતી હતી, અહીં રહેતી હતી, અહીં બેસતી હતી, અહીં સુતી હતી, અહીં મેં દાન દીધાં હતાં, અહીં પાણી પીધું હતું, અહીં ફળ વગેરે આણીને એકઠાં કર્યાં હતાં.[૨૦] આ જ્યેષ્ઠશર્મા નામનો મારો દીકરો ઘરમાં બેસીને રડયા કરે છે. આ મારી દુઝણી ગાય અરણ્યમાં લીલું ઘાસ ચરે છે. મેં વસંત ઋતુમાં હોળીમાં બાળવા માટે શરીરની પેઠે પાંચ છિદ્રવાળું અને રૂક્ષ ખારી માટી જેના ઉપરના ભાગમાં લીંપી હતી તે, આ છાણાંનું મોઢવું જુઓ.[૨૧-૨૨] આ જાણે મેં જ ઉછેરેલા હોય તેવા કડવી તુંબડીના વેલાઓથી ઘેરાઇ ગયેલું મારું રસોડું, નસોથી ઘેરાયલું મારું બીજું શરીર હોય તેવું જણાય છે.[૨૩] આ મારા બંધુઓ જેઓએ બાજુબંધને ઠેકાણે રુદ્રાક્ષની માળાઓ ધારણ કરી છે અને જેઓ પૃથ્વીમાં એક બંધનરૂપ છે અને રોઇ રોઇને જેઓએ પોતાની આંખો લાલચોળ કરી નાખી છે, એવા મારા બંધુઓ અગ્નિ તથા કાઇ લાવે છે તે જુઓ.[૨૪] અમારા ઘરનો મંડપ નિહાળો. મોટી ઘુઘવાટી કરનારી પાણીની ચકરીઓથી મત્ત થઇ ગયેલી અને જેમાં તણાઇ આવતાં અનેક ફળો લેવા માટે ગામનાં બાળકો નિત્ય વ્યાકુળ રહ્યા કરે છે, એવી ગામની નદીથી વિંટાયલો છે. પાણીના ઉછળતા તરંગોના આઘાતથી ઘરના મંડળની આગલા ભાગમાં રહેલી શિલાઓ રાત દિવસ ધોવાયા કરે છે. ઘાટાં પાંદડાંવાળાં વૃક્ષોની ઘાટી છાયાથી તે નિત્ય શીતળ રહે છે. પુષ્પો ઉઘડી જવાથી પ્રફુલ્લિત થયેલી લતાઓના વિંટાવાથી સુંદર દેખાય છે. તે મંડપના ઝરુખાઓ વૃક્ષમાંથી નીચે પડતાં ફળોથી, પુષ્પોથી અને ગુચ્છાઓથી ઢંકાયલા રહે છે. આ નદીનાં મોઝાંઓ શિલાઓવાળા જળમય પ્રદેશમાં ગુચ્છોની પેઠે પછડાયા કરે છે. તીર ઉપર ઉગેલી લતાઓનાં પાંદડાંઓનો

આકાર દેખાય નહીં તેમ તેઓને પોતાને વિષે આસપાસની લીલા ખડવાળી ભૂમિઓ વિષે ઉગેલી ઉત્તમ જાતની લતાઓને ભીંજવી દે છે. શીલાઓરૂપી ફલક (ચોકી) ઉપર પછડાવાથી ફીણવાળાં અને કમળની સુગંધવાળાં બિંદુઓને ઉછાળ્યા કરે છે. અને ઉંચે ઉછળીને મધ્યાહ્નકાળના સૂર્યનાં કિરણોને પણ ઝાકળ જેવાં કરી નાંખે છે. આ નદીના તીર ઉપર ઉભેલાં વૃક્ષો ઉઘડેલાં પુષ્પોમાં વિહાર કરનારા ભમરાઓના નાદથી જાણે પોતે ઉત્કંઠાથી ગાયન કરતાં હોય તેવાં દેખાય છે. પાસે ઉભેલાં ખાખરાઓનાં ઝાડોમાં પ્રફુલિત થયેલાં કેશુડાંઓની કાંતિની છાયા પડવાથી જાણે પરવાળાનાં ઝાડ હોય તેવાં દેખાય છે અને હમ્મેશાં પુષ્પોના ઢગલાઓથી શરીરનો શણગાર કરે છે એવાં ઉત્તમોત્તમ વૃક્ષોથી આ નદી ઘેરાયલી છે.[૨૫–૩૧] આ મંડપમાં મારો પતિ જીવરૂપે ક્રિયાથી રહિત છે તો પણ તે ચાર સમુદ્રરૂપી કટી મેખલાવાળી પૃથ્વીનો અધિપતિ થઇ બેઠો છે. હા! મને યાદ આવ્યું. આ મારા પતિએ પૂર્વે 'હું હમણાં જ રાજા થાઉં તો ઠીક' આવી પ્રબળ વેગથી ઇચ્છા કરી હતી. તે પછી હે પરમેશ્વરિ! મારા પતિને લાંબા કાળનું પ્રતીતિ કરાવનારું સમૃદ્ધિવાળું રાજ્ય આઠ દિવસોમાં જ પ્રાપ્ત થયું હતું.[૩૨–૩૪] મારો પિતા આ ઘરના આકાશમાં જ રાજા થઇને રહે છે પરંતુ આકાશમાં રહેલો વાયુ જેમ દેખાય નહીં તેમ તે પ્રત્યક્ષ દેખાતો નથી. અહીંઆં આકાશમાં જ અંગુઠા જેટલા દૂર પ્રદેશમાં એ મારા પતિનું રાજધાનીનું નગર હોવું જોઇએ. જે નગર લૌકિક દૃષ્ટિએ જોતાં તો કરોડો યોજન દૂર ધારવામાં આવે છે. હે ઇશ્વરિ! આપણે બન્ને જણી જે આકાશમાં છીએ તે જ આકાશમાં મારા પતિનો હજારો પર્વતોવાળો વિસ્તીર્ણ રાજ્યપ્રદેશ છે પરંતુ તે જોવામાં આવતો નથી, એ મહામાયાનો વિસ્તાર જાણવો.હે દેવી! મને મારા પતિના નગરમાં જવાની ઇચ્છા થઇ છે માટે ચાલો, આપણે બન્ને જણીઓ ત્યાં આગળ જઇએ. જે ઉદ્યમી હોય છે તેઓને કઇ વસ્તુ દૂર છે? કોઇ પણ નથી.[૩૫–૩૮]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! એ પ્રમાણે લીલાએ કહ્યું અને સરસ્વતીને પ્રણામ કરીને તુરત મંડપમાં દાખલ થઇ અને ત્યાંથી સરસ્વતીની સાથે પક્ષિણી-ની પેઠે તરવારના જેવા શ્યામ રંગના આકાશમાં ઉડવા માંડી. આ આકાશ તોડી પાડેલા અંજનના ઢગ જેવું હતું. એકાકારવાળાં સ્થિર સમુદ્રના જેવું રમણીય હતું. નારાયણના શરીર જેવું દેખાતું હતું અને ભમરાની પીઠ જેવી નિર્મળ કાંતિવાળું હતું. આવા આકાશમાં ઉડનારી બન્ને દેવીઓ મેઘના માર્ગને, વાયુઓના અયુક્ત

સ્કંધ પ્રદેશોને, સૂર્યના માર્ગોને, સિદ્ધોના માર્ગને, સ્વર્ગ લોકને, બ્રહ્મ લોકોને, જગતનાં માતા પિતા શિવ પાર્વતીના લોકને, શિવના સદેહી ભકત લોકોના લોકને, દેહ રહિત રહેનારા ભક્ત લોકના લોકને, એમ અનેક લોકોને ઉલ્લંઘીને ઘણે દૂર નિકળી ગઇ. ઘણે જ દૂર ગયા પછી લીલા પોતાના અપરિચ્છિન્ન સ્વરૂપને વિસરી ગઇ અને તેણે પાછું વાળીને ઉલ્લંઘન કરેલા પ્રદેશને જોવા લાગી તો તેણે નીચેના ભાગમાં ચંદ્ર, સૂર્ય કે તારા વગરે કાંઇ પણ દીઠું નહીં. કેવળ નિશ્ચળ, ગંભીર દિશાઓનાં છિદ્રોને પૂરી નાખનારું પ્રલય કાળના સમુદ્રના ગર્ભ જેવું ઘાઢ અંધારું દીઠું.૩૯ ૪૬

લીલા પૂછે છે;ઓ દેવિ ! આપણી નીચેના ભાગમાં જે સૂર્ય આદિકનું તેજ હતું તે કયાં ગયું? અને શિલાના ગર્ભ જેવું કઠણ તથા મુઠીમાં પકડી શકાય તેવું ઘાડું અંધારું કયાંથી આવ્યું? તે કહો.૪૭

સરસ્વતી કહે છે; તું આકાશના, આટલા બધા દૂરના વિભાગમાં આવી છો, જ્યાં આગળ સૂર્યાદિક તેજસ્વી પદાર્થો પણ દેખાતા જ નથી.૪૮ જેમ મોટા અંધારીઆ કુવાની નીચેના ભાગમાં રહેલો પતંગીઓ ઉપર ઉભેલાને દેખાતો નથી તેમ જ અહીંથી આપણે નિચે રહેલા સૂર્યને જોઇ શકતાં નથી.૪૯

લીલા પૂછે છે; હે દેવી ! ઓ માજી ! અહોહો !!! આપણે તો અહીં બહુ જ દૂરના પ્રદેશમાં આવી પહોંચ્યાં છીએ કે જ્યાંથી નીચેના ભાગમાં દૂર રહેલો સૂર્ય પરમાણુની પેઠે જરા પણ દેખાતો નથી. હવે પછી માર્ગ કેટલો લાંબો છે? કેવી રીતનો છે? અને ત્યાં કેવી રીતે જઇ શકીશું? એ મને કહો.૫૦–૫૧

શ્રીસરસ્વતી દેવી કહે છે; હવે પછી આગળ ઉપર બ્રહ્માંડનું ઉપરનું પડ આવશે, જે પડની ધુળની કણિયોમાંથી સૂર્ય, ચંદ્ર વગેરે ઉત્પન્ન થયા છે.૫૨

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ ! એવી રીતે પરસ્પર વાતચિત કરતી તે બન્ને અબળાઓ જેમ બે ભમરીઓ પર્વતની ઘાટા મંડપવાળી ભીંતને પહોંચી વળે તેમ બ્રહ્માંડના ઉપરના પડને પહોંચી ગઇ અને જેમ પરિશ્રમ વિનાના પોલાણમાંથી બહાર નિકળે તેમ તે બન્ને સ્ત્રીઓ બ્રહ્માંડના ઉપરના પડમાંથી પરિશ્રમ કર્યા વિના પેલી તરફ નિકળી ગઇ. જે વસ્તુમાં સત્યપણાની ખાત્રી થઇ હોય તે વસ્તુ વજ્રના જેવી દૃઢ થઇ જાય છે. જે વસ્તુ યથાર્થ સમજવામાં આવી ન હોય તે વસ્તુ દૃઢ થતી નથી પણ તેનો બાધ થઇ જાય છે. લીલાને આવરણ રહિત વિજ્ઞાન થયું હતું. તેણે બ્રહ્માંડના છેડાના ભાગમાં ઘણાં જ પ્રકાશવાળાં અને ચોતરફ વ્યાપી રહેલાં

જળ વગેરેનાં આવરણોને દીઠાં. બ્રહ્માંડના ઉપરના ભાગમાં તુરત ફરતું પાણી હતું, તે પાણી, અખોડની ઉપરના ભાગ વિષે જેમ ફરતી તેની છાલ વિંટાઇને રહેલી હોય તેમ બ્રહ્માંડને વિંટાઇને રહેલું હતું.[૫૩-૫૬] પાણીની પછી તેથી પણ દશગણું અગ્નિનું આવરણ હતું. અને આકાશની પછી શુદ્ધ ચિદાકાશ જ હતું. તે સર્વશ્રેષ્ઠ ચિદાકાશ વિષે આદિ, મધ્ય અને અંતની કોઇ પણ જાતની કલ્પનાઓ વાંઝણીના પુત્રની વાતોની પેઠે ઉદય પામતી નથી. તે ચિદાકાશ કેવળસ્વરૂપ, વ્યાપક, શાંત અનાદિ, ભ્રમરહિત, આદિ, મધ્ય અને અંત રહિત અને પોતાના અપરિચ્છિન્ન સ્વરૂપમાં રહેલું છે.[૫૭-૫૯] હે રામ! એ નિર્મળ ચિદાકાશ એવું તો અપરિચ્છિન્ન છે કે મોટી શિલા મોટા વેગથી એક કલ્પ પર્યંત નીચે પડયા કરે અથવા તો માપવા પણામાં સમર્થપણું માનનારો પવન બન્ને બાજુથી સરખા વેગથી ચાલવા માંડે તોપણ તેઓ તેના છેડાને પહોંચી શકે નહીં.[૬૦]



# સર્ગ ૩૦ મો.*

## ચિદાકાશમાં રહેલાં અનંત બ્રહ્માંડો.

**श्रीवसिष्ठ उवाच–पृथिव्यप्तेजसां तत्र नभस्वन्नभसोरपि ।**
**यथोत्तरं दशगुणानतीत्यावरणान् क्षणात् ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામચંદ્ર! પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ જે ઉત્તરોત્તર દશદશ ગણાં અધિક હતાં, તેઓનાં આવરણોને એક ક્ષણમાં ઉલ્લંઘન કર્યા પછી લીલાએ પ્રમાણ વિનાનું પરમાકાશ દીઠું, જેને વિષે આ બ્રહ્માંડના જેવાં બીજાં વિસ્તારવાળાં અનંત બ્રહ્માંડો દીઠાં.[૧-૨] જેમ જાળીઆમાં પડતા સૂર્યના તડકામાં કરોડો ત્રસરેણુઓ ઉડતા જોવામાં આવે છે તેમ અધિષ્ઠાન એવા ચૈતન્યથી સ્ફુરી ઉઠેલા તેવા કરોડો સર્ગો પણ તે મહાકાશમાં જોવામાં આવ્યા. ચિદાકાશરૂપી મહાસાગરના અવિદ્યારૂપી પાણીમાં ચૈતન્યતા દ્રવીભૂત થવાથી સર્ગોરૂપી અસંખ્યાત પરપોટાઓ ઉત્પન્ન થયેલા દૃષ્ટિએ પડયા.[૩-૪] તે તે બ્રહ્માંડના અભિમાની જીવોની વાસનાને અનુસારે કેટલાંએક બ્રહ્માંડો નીચે ઉતરતાં

* આ ત્રીશમા અધ્યાયમાં લીલાએ ચિદાકાશને વિષે રજની કણિઓની પેઠે રહેલાં અનંત કોટિ બ્રહ્માંડો દીઠાં તે કથા કહેવામાં આવશે.

હતાં, કેટલાંએક ઉપર ગતિ કરી રહ્યાં હતાં, કેટલાંએક બ્રહ્માંડો આડાં જતાં હતાં અને કેટલાંએક બ્રહ્માંડો સ્થિર થયેલાં હતાં. જે જે જીવોની વાસના જે જે બ્રહ્માંડને માટે જે જે રીતે ઉદય પામી હતી, તે તે તે જીવોનાં તે બ્રહ્માંડોનું તેવું તેવું રૂપ ઉત્પન્ન થયું હતું.[૫-૬] આ જે વાત કહી, તે, તે વસ્તુના અનુભવીની દૃષ્ટિથી કહી છે પરંતુ વાસ્તવિક રીતે વિચાર કરતાં તો ચિદાકાશ વિશે એ બ્રહ્માંડોમાં કોઇ ઉંચું નથી, કોઇ નીચું નથી, કોઇ જતું નથી, કોઇ આવતું પણ નથી, પરંતુ તે સર્વનાં મૂળભૂત મન, વાણી વગેરેથી અગોચર, દિશા, કાળ વગેરેથી અપરિચ્છિન્ન કોઇ જુદુ જ તત્વ છે. અને તે તત્વથી આ બ્રહ્માંડના સમૂહની કલ્પના કરવામાં આવી છે.[૭] જેમ બાળકોના મનમાં અનેક સંકલ્પો ઉત્પન્ન થાય છે અને તેઓ ઉત્પન્ન થઇને પાછા શમી જાય છે, તેની પેઠે અવિદ્યાથી ઉત્પન્ન થતા સંકલ્પોને લીધે ચૈતન્યને વિષે અનેક બ્રહ્માંડો પોતાની મેળે ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થઇને પાછાં તે ચૈતન્યને વિષે શમી જાય છે.[૮]

શ્રીરામ પૂછે છે; હે વસિષ્ઠજી ! જો અધિષ્ઠાનને લીધે દિશા આદિ કાંઇ પણ છે જ નહીં તો પછી કલ્પનાથી ઉત્પન્ન થયેલાં બ્રહ્માંડોનાં નીચા, ઉંચા, આડા વગેરે વિભાગો કેવી રીતે સંભવે ? કારણ કે અધિષ્ઠાનમાં જો દિશા વગેરેનો વિભાગ ન હોય તો અધ્યસ્તને વિષે પણ દિશા વગેરે વિભાગ સંભવી શકે નહીં.[૯]

વસિષ્ઠ કહે છે; જેની આંખે ઝાંખ હોય તે આકાશમાં ઝીણાં વાળવાળાં ચકરડાંઓ દેખે છે, તેમ અજ્ઞાની મનુષ્ય અપાર એવા મહા ચૈતન્ય વિષે સર્વ આવરણોવાળાં બ્રહ્માંડોને જુવે છે. અહીં જેમ આકાશમાં ગોળાકારપણું નથી છતાં પણ ચકરડાંઓમાં ગોળાકાર દેખાય છે, તેમ મહા ચૈતન્યમાં દિશાઓનો વિભાગ નથી છતાં પણ બ્રહ્માંડોમાં દિશાઓનો વિભાગ દેખાય છે.[૧૦] આ બ્રહ્માંડમાં સર્વ પદાર્થો પરમાત્માની ઇચ્છાનુસાર આમ તેમ દોડ્યા કરે છે. તે પદાર્થો કાંઈ સ્વતંત્ર નથી. આવા આ બ્રહ્માંડને વિષે પાર્થિવ ભાગને નીચનો ભાગ જાણવો અને તેનાથી વિપરીત ભાગને ઉપરનો ભાગ જાણવો. જેમ ગોળ માટીનાં દેફાંની દશે દિશાઓમાં વળગેલી કીડીઓના પગ દેફાંને જ અડેલા હોય છે અને તેઓની પીઠ આકાશ તરફ હોય છે, તેમ જ બ્રહ્માંડોમાં પણ ફરતા હરતા લોકોના પગ પૃથ્વીના ભાગને અડેલા હોય છે અને માથાઓનો ભાગ આકાશ તરફ રહેલો હોય છે. માટે ઉંચાં ઉભાં નીચેના ભાગની જે કલ્પના કરવામાં આવે છે, તે પૃથ્વીના ભાગને લઇને જ કરવામાં આવે છે, પરંતુ અધિષ્ઠાન એવા બ્રહ્મને લઇને કરવામાં

આવતી નથી.[૧૧-૧૨] લીલા જે બ્રહ્માંડો જોતી હતી તેઓમાં કેટલાંએક બ્રહ્માંડોને વિષે પૃથ્વી, વૃક્ષોથી તથા રાફડાઓથી વિંટાયલી હતી. પરંતુ મનુષ્યો ન હતાં, તથા નિર્મળ આકાશ દેવોથી કિંપુરુષોથી તથા દૈત્યોથી વિંટાયલું હતું.[૧૩] જેમ અખોડનું ફળ છાલની સાથે જ ઉત્પન્ન થાય છે, તેમ કોઈ કોઈ બ્રહ્માંડ તુરત કલ્પના સ્વરૂપ ચાર પ્રકારનાં પ્રાણી સમુદાય, ગ્રામ, પુર અને પર્વતોની સાથે ઉત્પન્ન થાય છે. જેમ વિંધ્યાચળના કોઈ કોઈ વન પ્રદેશમાં અનેક હાથીઓ ઉત્પન્ન થાય છે તેમ પરમાત્માના માયાવાળા કોઈ કોઈ અંશમાં ત્રસરેણુના સરખાં અનેક બ્રહ્માંડો ઉત્પન્ન થાય છે.[૧૪]

આ સર્વ દૃશ્ય પ્રપંચ અનેક ચિદાકાશમાં રહેલો છે. ચિદાકાશથી જ સર્વ ઉત્પન્ન થયો છે અને પરિણામે પણ ચિદાકાશને વિષે જ લય પામે છે. માટે સર્વ કાળોમાં અને સર્વ વસ્તુઓમાં ચિદાકાશ જ છે. તેનાથી મોટો કોણ છે ? કોઇ પણ નથી. શુદ્ધ બોધ સ્વરૂપ તે જ ચિદાકાશરૂપી સમુદ્રમાં બ્રહ્માંડ નામના અનેક તરંગો વારંવાર ઉત્પન્ન થઇને પાછા તેને વિષે જ લય થઇ જાય છે.[૧૫-૧૭] તે ચિદાકાશરૂપી મહાસાગરમાં અનેક બ્રહ્માંડોરૂપી તરંગો હજુ સુધી ઉત્પન્ન થયા નથી અર્થાત્ હવે પછી તે તરંગો ઉત્પન્ન થવાના છે. કોઇ કોઇ તરંગો સંકલ્પના ક્ષયરૂપી રાત્રિ થતાં સુસુપ્તિ અવસ્થામાં પડેલા છે. અને જેમ સમુદ્રના પાણીમાં ભવિષ્યમાં થનારા તરંગોનું અનુમાન કરવામાં આવે તેમ એ શૂન્ય સાગરમાં કેટલાએક ભાવી બ્રહ્માંડરૂપી તરંગોનું અનુમાન કરવામાં આવે છે.[૧૮] કેટલાંએક બ્રહ્માંડોને વિષે પ્રલય થાય છે ત્યારે તેઓનો જે ઘરઘરાટી ભરેલો અવાજ થાય છે, તે સ્વાભાવિક મોહને લીધે વિષયોના રસોમાં મુંઝાઇ ગયેલા જીવોના સાંભળવામાં કે જાણવામાં પણ આવતો નથી.[૧૯] જેમ પાણીથી ભીંજવેલા બીજના ગર્ભ વિષે પાછળથી શુદ્ધ અંકુર ફુટે છે તેમ કેટલાંએક બ્રહ્માંડોને વિષે ખાલી પડેલી પૃથ્વીઓમાં પાછળથી સૃષ્ટિઓ ઉત્પન્ન થાય છે.[૨૦] જેમ સૂર્યના તડકામાં કેટલાંએક હિમનાં કણો પીગળી જવાને તૈયાર થાય છે, તેમ કેટલાંએક બ્રહ્માંડોના સૂર્ય, અગ્નિ, વિજળી અને પર્વતો, જગતનો પ્રલય કરીને પોતે પણ નાશ પામવાને તૈયાર થાય છે.[૨૧] કેટલાંએક બ્રહ્માંડો કલ્પના આરંભથી નીચે ઉતરવા માંડયાં છે, પરંતુ હજી સુધી તેઓને આધાર મળ્યો નથી. સર્વ બ્રહ્માંડોનું નીચે પડવું થતું નથી એમ જાણવું નહીં, સઘળાં બ્રહ્માંડો સંવિત્ય સ્વરૂપ છે અને તેનું પડવું તથા ઉત્પન્ન થવું, એ સર્વ સંભવી શકે છે.[૨૨] કેટલાંએક બ્રહ્માંડો આકાશમાં દેખાતાં ઝીણા વાળનાં ચકરડાંઓની પેઠે

સ્થિર થયેલાં જોવામાં આવે છે. અને કેટલાંએક બ્રહ્માંડો વાસનાને અનુસરીને વાયુની પેઠે ગતિવાળાં જોવામાં આવે છે.[૨૩] જેણે પૂર્વ જન્મનાં કર્મોથી સંપાદન કરેલાં જ્ઞાનના સેવનથી બ્રહ્માંડની સૃષ્ટિના વિધાતાનું પદ સ્વીકાર્યું હોય, તેણે સરજેલાં બ્રહ્માંડોની સાથે બીજા વિધાતાનાં સરજેલાં બ્રહ્માંડો મળતાં આવતાં નથી એ વાત વેદો અને શાસ્ત્રોથી સિદ્ધ થાય છે. જ્યારે બ્રહ્માંડોનો પ્રથમ આરંભ જ ક્રમવિનાનો અને નિયમ વિનાનો છે, ત્યારે તે પછીનાં બીજાં બ્રહ્માંડોની સૃષ્ટિ પણ ક્રમ અને નિયમ વિનાની છે, આમ સિદ્ધ થાય છે. કોઇ કોઇ બ્રહ્માંડોમાં બ્રહ્મા આદિ પુરુષો થયેલા છે, કોઇ કોઇમાં વિષ્ણુ આદિ પુરુષો થયેલા છે, કોઇ કોઇ બ્રહ્માંડોમાં બીજા આદિ પુરુષો થયેલા છે, કોઇ કોઇ બ્રહ્માંડોમાં આદિ પુરુષો થયા જ નથી, કોઇ કોઇ બ્રહ્માંડમાં આદિ પુરુષો વિચિત્ર થયા છે, કોઇ કોઇ બ્રહ્માંડો પશુ પક્ષીઓથી જ ભરપૂર છે, કોઇ કોઇ બ્રહ્માંડો મહાસાગરોથી જ ભરપૂર છે, કોઇ કોઇ બ્રહ્માંડો હજી ઉત્પન્ન થયાં જ નથી, કોઇ કોઇ બ્રહ્માંડો શિલાના ગર્ભ જેવાં ઘાટાં છે, કોઇ કોઇ બ્રહ્માંડો કિડાઓથી ભરપૂર છે, કોઇ કોઇ બ્રહ્માંડો દેવતાઓથી ભરપૂર છે, કોઇ કોઇ બ્રહ્માંડો મનુષ્યોથી ભરેલાં છે, કોઇ કોઇ બ્રહ્માંડો નિત્ય ઘાટા અંધારાથી ભરપૂર રહે છે અને તેઓમાં તેવા સ્વભાવવાળાં પ્રાણીઓ વ્યવહાર કરે છે. કેટલાંએક બ્રહ્માંડો સદા અજવાળાવાળાં છે અને તેઓમાં તેમને અનુકૂલ સ્વભાવવાળાં પ્રાણીઓ પોતાનો વ્યવહાર કરે છે.[૨૪–૨૮] કોઇ કોઇ બ્રહ્માંડો ઉંબરાના ફળની પેઠે અંદરના ભાગમાં મચ્છરોથી ભરપૂર છે, કોઇ કોઇ બ્રહ્માંડો અંદરના ભાગમાં શૂન્ય છે, કોઇ કોઇ બ્રહ્માંડો સ્થિર રહેનારાં પ્રાણીઓથી ભરપૂર છે. વળી આ સિવાય બીજાં બ્રહ્માંડોમાં તો એવી સૃષ્ટિઓ ભરેલી છે કે, જે સૃષ્ટિઓ આકાશના મોટા પર્વતની પેઠે યોગીઓની કલ્પનાથી પણ બહાર છે.[૨૯–૩૦] આ બ્રહ્માંડોની વચ્ચે એક બીજાના અંતરરૂપ જે આકાશ છે, તે ઘણું જ વિસ્તારવાળું અને મોટું છે. જેને વિષે વિષ્ણુ વગેરે દેવતાઓ આખો જન્મારો ચાલ્યા કરે તો પણ તેનું માપ લઇ શકે નહીં. જેમ હાથના કાંડાંમાં કડું વિંટાઇને રહે છે, તેમ પ્રત્યેક બ્રહ્માંડને સર્વ આવરણો વિંટાઇને રહેલાં છે અને તેઓ સ્વાભાવિક આકર્ષણ શક્તિને લીધે એક બીજાંથી છૂટાં પડી શકતાં નથી. બ્રહ્માંડોનાં વર્ણનો વિષે અમારી બુદ્ધિનો જે વૈભવ હતો, તે અમે તમને દર્શાવી દીધો છે, આથી આગળ અમારી બુદ્ધિનો વિષય પહોંચી શકે તેમ નથી. હે બુદ્ધિશાળી! બ્રહ્માંડના સંબંધમાં આ કરતાં વધારે કહેવાની મારામાં શક્તિ નથી.[૩૧–૩૩] જેમ

મહા ભયંકર અંધારાથી ભીષણ થઇ પડેલા મોટા અરણ્યમાં મદોન્મત્ત પિશાચો, એક બીજા એક બીજાને દેખે નહીં, તેમ, નૃત્ય કરે છે તેમ જ ઘણા વિશાળ એવા મહા ચિદાકાશને વિષે અસંખ્ય મોટાં બ્રહ્માંડો સ્ફુર્યા કરે છે.૩૪



# *સર્ગ ૩૧ મો.

## લીલાએ જોયેલા અંતઃપુરનું, બ્રહ્માંડનું, શૂર પુરુષોનાં લક્ષણોનું તથા સજ્જ થયેલાં સૈન્યનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच–एवमाकलयंत्यौ ते निर्गत्य जगेता निजात् ।**
**अंतःपुरं ददृशतुर्झटित्येववि निर्गते ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! ઉપર કહ્યા પ્રમાણે પરસ્પર વાતચિત કરતી તે બન્ને લલનાઓએ પોતાના જગતમાંથી બહાર નિકળીને તુરત અંતઃપુરને જોયું. આ અંતઃપુરમાં પદ્મ નામના મહારાજાનું શબ પુષ્પોના ઢગમાં ઢંકાઇને પડયું હતું. તે શબની પાસેના ભાગમાં લીલાનું શરીર સમાધિ ચઢાવીને બેઠું હતું. શોકને લીધે રાત્રિ મોટી થઇ પડવાથી લોકો થોડી થોડી મહા નિદ્રામાં ઘેરાઇ ગયા હતા. ધૂપનો, ચંદનનો, કપૂરનો અને કેસરનો સુગંધ ચારે તરફ વ્યાપી ગયો હતો.૧-૩ તે સ્થાન જોયા પછી પતિના બીજા સંસારમાં જવાને આદરવાળી થયેલી લીલા સંકલ્પાત્મક શરીરવડે ત્યાં જ અને તે જ આકાશમાં ઉડી અને પતિને જરા વિસ્તારવાળા બીજા સંકલ્પમય સંસારમાં પ્રવેશ કરવાને ઉત્કંઠાવાળી લીલા તે બ્રહ્માંડનાં પડને તથા આવરણોને ભેદી નાખીને, સરસ્વતીની સાથે તેવાં જ બીજાં આવરણોવાળા બીજા વિશાળ બ્રહ્માંડમાં દાખલ થઇ.૪-૬ ત્યાં આગળ મોહમય ગારાનાં ખાબોચીઆં જેવા પતિના સંકલ્પરૂપ જગતને તેણે જોયું. જેમ બે સિંહણો અંધારાથી તથા વાદળાંઓથી ગારાવાળી દેખાતી પર્વતની ગુફાઓમાં પ્રવેશ કરે તેમ જ તે બન્ને સ્ત્રીઓએ તે મોહરૂપી કાદવથી ભરેલા તે સંકલ્પમય જગતમાં પ્રવેશ કર્યો અને ત્યાંથી બીજા લોકોને, પર્વતોને અને અંતરિક્ષને ઉલ્લંઘન કરીને તે બન્ને સ્ત્રીઓ પર્વતોના મંડપોથી તથા સમુદ્રોથી ભરપૂર એવા ભૂમંડળમાં

* આ એકત્રીશમા સર્ગમાં લીલાએ જોયેલા પદ્મ રાજાના અંતઃપુરની, બીજાં બ્રહ્માંડની, શૂરા પુરુષોનાં લક્ષણોની તથા સજ્જ થયેલાં સૈન્યની કથા કહેવામાં આવશે.

આવી પહોંચી, ત્યાંથી મેરુપર્વતે શોભાવેલા નવખંડરૂપી નવ પાંખડીઓવાળા જંબુ-દ્વીપમાં જઇને લીલાએ ભરતખંડને વિષે પોતાના ભર્તાર પદ્મ રાજાના અવતારમાં રહેલા વિદુરથ રાજાનું રાજમંડળ જોયું.[૭-૧૦] આ રાજમંડળને જુએ છે એટલા સમયમાં તો પૃથ્વીને શોભા આપનારા તે દેશને વિશે કોઈ બીજો ખંડીઓ રાજા બીજા સહાયક રાજાઓની સહાયતાથી વૃદ્ધિ પામીને, આ વિદુરથ રાજાની ઉપર ચઢી આવ્યો. વિદુરથ રાજાએ પણ તેની સામે લઢવા માટે સર્વ તૈયારીઓ કરી રાખી હતી. તેથી તે બન્ને વચ્ચે સંગ્રામનો સમારંભ થયો.[૧૧] તે સંગ્રામનો આડંબર નિહાળવા માટે એકઠા થયેલા ત્રણ લોકનાં પ્રાણીઓની ભીડથી આકાશ ખીચોખીચ ભરાઈ ગયું હતું. તે બન્ને દેવીઓને આ સર્વ જગત્ મિથ્યા લાગતું હતું. તેથી તે બન્ને દેવીઓ શંકારહિત થઇને ત્યાં આગળ આવી હતી. તે બન્ને દેવીઓએ જાણે વાદળાંઓથી ભરપૂર હોય તેમ આકાશચારી દેવ, ગંધર્વ, સિદ્ધ વગેરેથી ભરપૂર આકાશને નિહાળવા લાગી.[૧૨-૧૩] આ વખતે આકાશમાં સિદ્ધોના, ચારણોના, ગંધર્વોના અને વિદ્યાધરોના ગણો ફરતા હતા. બીજી તરફ શૂરાઓની સાથે સ્વયંવર કરવાના હેતુથી તેઓને ઉપાડી જવા માટે સ્વર્ગની અપ્સરાઓ ઉત્સાહ સાથે આવી હતી.[૧૪] ભૂતો, રાક્ષસો અને પિશાચો રુધિરપાન કરવામાં અને માંસ ખાવામાં ઉત્કંઠાવાળી થઇને નાચતી હતી. વિદ્યાધરોની સ્ત્રીઓ શૂરવીર પુરુષોના ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા માટે હાથમાં પુષ્કળ પુષ્પો લઇને આવી હતી. વેતાળ, યક્ષ, કુષ્માંડ વગેરે યુદ્ધ જોવા માટે ઘણા ઉત્સાહ સાથે ત્યાં આવ્યા હતા. તેઓ પોતાના ઉપર આયુધો પડે તેમાંથી પોતાની રક્ષા કરવાના હેતુથી પર્વતોનાં શિખરોને આડા દઇને ઉભા હતા. જ્યાં આગળ અસ્ત્રો ઉડીને પડવાનો ભય હતો તેટલા આકાશના ભાગમાંથી પ્રાણીઓ નાશી જતાં હતાં. યોદ્ધાઓ હું પુરુષ છું, હું પુરુષ છું, આવું અભિમાન કરીને કોલાહલ કરીને પ્રેક્ષકવર્ગોને અત્યંત આનંદ આપતા હતા. થોડા સમયમાં થઇ ગયેલ ભયંકર સંગ્રામ માટે લોકો પરસ્પર વાત કરતા હતા. રમત કરવામાં, હાસ્ય કરવામાં અને વિલાસ કરવામાં ઉત્કંઠાવાળી દેવાંગનાઓ હાથમાં ચામર લઇને ઉભી હતી, યોગ બળથી શ્રેષ્ઠ ગણાતા મુનિઓ યોગની શક્તિથી પોતાનાં શરીરને અદૃશ્ય રાખીને જગતના કલ્યાણ માટે દેવતાઓની સ્તુતિ કરતા હતા. અપ્સરાઓ પોતાને તજી દઇને બીજાને ન વરે એટલા માટે લોકપાળો તે સમયે અપ્સરાઓની સ્તુતિ કરતા હતા.[૧૫-૧૯] સ્વર્ગમાં લઈ જવા માટે ઇંદ્રના દૂતો આમતેમ ફરતા હતા. દેવોએ શૂરવીરોને માટે ઉંચા એવા ઐરાવતાદિકને શણુ-

ગારી રાખ્યા હતા. જે શૂરવીરો રણ ભૂમિ ઉપર મરણ પામીને દેવતા થઇને સ્વર્ગમાં આવે, તેઓને ગંધર્વો અને ચારણો માન આપવા તત્પર થઈ રહ્યા હતા. શૂરવીરોને વરવા માટે ઉત્સાહવાળી દેવતાઓની અપ્સરાઓ રણભૂમિ ઉપર ઉભેલા ઉત્તમ એવા શૂરા લોકોના તરફ કટાક્ષોથી જોતી હતી. વળી વીર પુરુષોના બાહુદંડનું આલિંગન કરવામાં અત્યંત ઉત્કંઠાવાળી હજારો દેવાંગનાઓ ત્યાં આગળ ઉભી હતી. અને શૂરવીર પુરુષોનો ધોળો યશ ચો તરફ ફેલાઈ જવાથી, સૂર્ય પણ ચંદ્રના જેવો ધોળો થઈ ગયો હતો.૨૦—૨૨

શ્રી રામ પૂછે છે; હે વસિષ્ઠજી! આપ કેવા યોદ્ધાને શૂરવીર કહો છો? કયો યોદ્ધો સ્વર્ગને આભરણરૂપ થઇ પડે? અને કયું યુદ્ધ અધર્મવાળું ગણાય? તે કહો.૨૩

શ્રી વસિષ્ઠ કહે છે; હે રામ! જે શૂરવીર પુરુષ શાસ્ત્રોક્ત આચાર પાળનારા પોતાના રાજાને માટે રણમાં મરણ પામે, તેને શૂરવીર જાણવો અને તેને શૂરવીર પુરુષોમાં ઉત્તમ લોક મળે છે. પરંતુ અધર્મ માટે જે યુદ્ધ કરવામાં આવે છે તે અધર્મયુદ્ધમાં યુદ્ધ કરનારો પુરુષ પ્રાણીઓના પ્રહારથી કપાઇને મરી જાય છે, તો તે અયોગ્ય યુદ્ધમાં મરાયો ગણાય છે. માટે તેને પછી નરકમાં પડવું પડે છે. જે પુરુષ શાસ્ત્રના માર્ગથી વિરુદ્ધ રીતે વર્તનાર રાજાને માટે યુદ્ધ કરે છે તે પુરુષ મરણ પછી અવિનાશી એવી નરકની ગતિને પામે છે.૨૪—૨૬ જે યોગ્યતા પ્રમાણે શાસ્ત્રના માર્ગને તથા લોકાચારને અનુસરતો હોય તેવા ગુણવાળા રાજાની સેવા કરતો હોય તે પુરુષ જો ધર્મ માટે યુદ્ધ કરે છે તો તે શૂરવીર કહેવાય છે. હે ઉત્તમ બુદ્ધિવાળા રામ! ગાયનું, બ્રાહ્મણનું, મિત્રનું અથવા તો શરણાગતનું રક્ષણ કરવા માટે જે પુરુષ યુદ્ધ કરીને મરણ પામે છે, તે પુરુષ સ્વર્ગના આભૂષણરૂપ ગણાય છે.૨૭—૨૮ જે રાજા પાલન કરવા યોગ્ય પોતાના દેશનું સારી રીતે નીતિથી પાલન પોષણ કરવામાં તત્પર રહે છે, તેઓને વીર પુરુષોના ઉત્તમ લોકોની પ્રાપ્તિ થાય છે. ક્ષત્રિય અથવા તો બીજી જાતનો હરકોઈ રાજા પ્રજાને દુઃખ દેવામાં તત્પર રહેતો હોય, તેને માટે જે પુરુષો યુદ્ધમાં મરણ પામે, તેઓને છેવટે નરકની પ્રાપ્તિ થાય છે. જેઓ શાસ્ત્રથી વિરુદ્ધ-રીતે વર્તનારાઓને માટે યુદ્ધમાં કપાઈ મરે છે, તેઓ છેવટે નરકમાં પડે છે.૨૯—૩૧ યુદ્ધ જો ધર્મ પ્રમાણે કરવામાં આવ્યું હોય તો જ તેમાં મરનારાઓની પરલોકમાં ગતિ થાય છે. પરંતુ યુદ્ધ અધર્મથી કરવામાં આવ્યું હોય તો તેમાં મરણ પામનારાને સ્વર્ગ મળે તો પછી મદોન્મત્ત લોકો પણ પાપ કરવા છતાં પણ નરકના ભયથી રહિત થઇને યુદ્ધો કરે. શૂર પુરુષો ગમે તે સંગ્રામમાં મરણ પામે, પરંતુ તેને

સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. આવાં જે વચનો કહેવામાં આવે છે તે વચનો સંપૂર્ણ વિચાર કર્યાં વિના આવેશમાં આવીને કહેલાં છે એમ જાણવું કારણ જે પુરુષ ધર્મ-યુદ્ધમાં લડે છે તે શૂર કહેવાય છે, આવો શાસ્ત્રનો નિશ્ચય છે.[૩૨-૩૩] જેઓ સદાચારી પુરુષોને માટે તરવારોની ધારોના ઘાવ સહન કરે છે તેઓ શૂરવીર કહેવાય છે. અને બીજાઓ તો ડિંભાહવમાં એટલે અધર્મ ભરેલા યુદ્ધમાં મરણ પામેલા ગણાય છે.[૩૪] ધર્મ યુદ્ધમાં મરણ પામેલાને માટે મનમાં ઉત્કંઠાવાળી અને શૂરા થયેલા મહા બળવાન્ શત્રુની અમે સ્ત્રીઓ છીએ, આમ બોલતી દેવતાઓની સ્ત્રીઓ શૂરાઓને માટે આકાશરૂપી આંગણામાં ઉભી રહે છે.[૩૫] હે રામ! વિદુરથ તથા સિન્ધુરાજના યુદ્ધ સમયે આકાશ વિદ્યાધરીઓના મધુર ગાનથી ગાજી રહ્યું હતું. શૂરાઓના કંઠમાં પહેરાવવા માટે દેવનારી મંદારના પુષ્પોની માળાઓ ગુંથવામાં વળગી ગઇ હતી, તેનાથી આકાશ ભરપૂર હતું. યુદ્ધ જોવા માટે આવેલા દેવોનાં અને સિદ્ધ લોકોનાં સુંદર વિમાનોની પંક્તિથી તે શોભી રહ્યું હતું તથા આમ ઉત્સવોની શોભાથી ઉભરાઇ જતું આકાશ શોભી નિકળ્યું હતું.[૩૬]



# સર્ગ ૩૨ મો.*

## બન્ને સેનાનો યુદ્ધારંભ.

**श्रीवसिष्ठ उवाच**–अथ वीरवरोत्कंठनृत्यदप्सरसि स्थिता ।
लीलावलोकयामास व्योम्नि विद्यान्वितावनौ ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! તે પછી મહાવીર પુરુષોને વરવાની ઉત્કંઠાથી જેમાં અપ્સરાઓ નાચતી હતી એવા આકાશમાં લીલા, સરસ્વતીની સાથે રહીને પૃથ્વી ઉપર પોતાના પતિએ પાળેલા પોતાના દેશની અંદર સેનાઓથી ભરપૂર થયેલા બીજા આકાશની પેઠે ભયંકર લાગતા કોઇએક મોટા અરણ્યને વિશે ક્રોધમાં આવી ગયેલી, નિર્મળ એવા બે સમુદ્રના જેવી લાગતી, મોટા સમારંભથી ધાટી દેખાતી, મદોન્મત્ત અને બન્ને રાજાઓએ પાળેલી બે સેનાઓને દીઠી.[૧-૩] આ બન્ને સેના લોઢાનાં બખ્તરો તથા શસ્ત્રો વગેરે ધારણ કરીને યુદ્ધ કરવાને સજ્જ

* આ બત્રીસમા સર્ગમાં સંકલ્પ વડે નિર્માણ કરેલા વિમાનમાં બેઠેલી સરસ્વતી અને લીલાએ યુદ્ધ કરવાની ઇચ્છાથી તયાર થઇને ઉભેલી બન્ને સેનાને દીઠી, એ વાત કહેવામાં આવશે.

થઇ હતી. સળગી ઉઠેલા અગ્નિની પેઠે અદ્ભુત લાગતી હતી. પ્રથમ ઘાવ કોણ કરે છે? એ જોવા માટે સર્વનાં નેત્રો ક્ષોભ પામી ગયાં હતાં. યોદ્ધાઓએ ઉગામેલી નિર્મળ તરવારની ધારો, પાણી નીતરી ધારોના જેવી લાગતી હતી. ફરસી, પ્રાસ, અને મુદ્દગરો ઝળઝળાટ પ્રકાશી રહ્યાં હતાં. ગરુડની પાંખોના પવનથી જેમ વન કંપી ઉઠે તેમ ક્રોધને લીધે યોદ્ધાઓ કંપી ઉઠયા હતા. સોનાનાં બખ્તરો, ઉગતા સૂર્યના પ્રકાશથી ઝળાંઝળાં થઇ રહ્યાં હતાં, એક બીજાનાં મોઢાં જોવાથી યોદ્ધાઓ ક્રોધથી શસ્ત્રો ઉગામતા હતા. અને એક બીજાની દૃષ્ટિ એક બીજા ઉપર ચોંટી રહેવાથી, બન્ને સેના જાણે ચિત્રમાં આળેખેલી હોય તેવી દેખાતી હતી.[૪-૭] બન્ને સેનાની મધ્ય ભાગમાં લાંબી એક મર્યાદા એટલે હદ બાંધી આપી હતી. તે હદ પ્રમાણે બન્ને સેનાના યોદ્ધાઓ ઉભા રહેતા હતા. કોઇથી પણ વારી શકાય નહીં એવા બન્ને, મહા સેનાના વાજીંત્રોના શબ્દોને લીધે એક બીજાની વાતચિત સાંભળવામાં આવતી નહતી. રાજાની આજ્ઞા થયા વિના કોઇથી પણ પ્રહાર થાય નહીં, એવી શંકાથી બન્ને તરફના તમામ યોદ્ધાઓની મંડળીઓ શાંત થઇને ઉભી હતી. અને તેઓએ ઘણીવાર થયાં વાજીંત્રોને પણ બંધ પાડયાં હતાં.[૮-૯] પ્રલય કાળના પવન વડે જેમ મત્ત થયેલા મહાસાગરના બે વિભાગ થઇ જાય તેમ બન્ને સેનારૂપી મદમત્ત મહાસાગરની વચ્ચેના ભાગમાં હાથ હાથ જગ્યા ખાલી મૂકી હતી, તેરૂપી પાજથી તે બન્ને સેનારૂપી મહાસાગરમાં પણ વિભાગ પડયા હતા,[૧૦] તે યુદ્ધના સંકટની આડંબરવાળી ચિંતાથી બન્ને રાજાઓનું મન ચિંતાતુર થઇ ગયું હતું. બીકણ પુરુષોનાં હૃદયો બોલતાં દેડકાંના ગળાની ચામડીની પેઠે કંપતાં હતાં. અસંખ્યાત યોદ્ધાઓ પ્રાણરૂપી સર્વસ્વનો ત્યાગ કરવાને તયાર થઇ રહ્યા હતા.[૧૧-૧૨] અસંખ્ય યોદ્ધાઓ યુદ્ધનો આરંભ જોવા માટે એકાગ્ર ચિત્ત થઇને ઉભા હતા. યોદ્ધાઓ યુદ્ધ કરવાની ઉત્કંઠાથી નિર્દયતા ભરેલી ભ્રૃકુટીઓ ચઢાવતા હતા.[૧૩] યોદ્ધાઓનાં શરીર ઉપર રહેલાં બખ્તરો પરસ્પર અથડાવાથી તેમાંથી તીક્ષ્ણ રણકાઓ નિકળતા હતા, વીર પુરુષોના મુખોના પ્રતાપથી બળી ગયા હોય તેવા કાળા મુખવાળા બીકણ યોદ્ધાઓ પેશી જવા માટે પર્વતોની ગુફાઓની શોધમાં પડયા હતા.[૧૪] કેટલાએક યોદ્ધાઓ ધારતા હતા કે જ્યાં સૂધી બન્ને સેના પરસ્પર લઢયા વિનાની જોવામાં આવે છે ત્યાંસૂધી આપણે જીવતા છીએ અર્થાત્ આપણને જીવવાની આશા નથી. હાથીઓ અને મનુષ્યો પોતાનાં સર્વ અંગોનાં રુવાડાં ઉભાં થઇ જવાથી જાણે ઉભા અને આડા વધી ગયા હોય તેવા દેખાતા હતા. તે પછી

સર્વના મનમાં પ્રથમ પ્રહાર કોણ કરે છે? તે જોવાની ઉત્કંઠાથી ચોતરફ શાંતિ ફેલાઇ ગઇ હતી, તેથી બન્ને સૈન્ય નિદ્રાવશ થયલાં ગામોના જેવાં દેખાવા લાગ્યાં. ચારે તરફથી શંખોના, તુરીઓના અને દુંદુભીઓના ધ્વનિ થતા બંધ પડયા. બન્ને સેના સ્થિર થઇ જવાથી રજરૂપી વાદળાંઓ પૃથ્વીરૂપી આકાશમાં જ લીન થઇ ગયાં.[૧૫-૧૭] પલાયન કરનારા ભીરુ લોકો સેનાના આભૂષણ રૂપ શૂરાઓને પાછળ મૂકીને નાસવા લાગ્યા. સેનાનો કેટલોએક ભાગ વિશાળ એવા મકરાકાર વ્યૂહથી ગોઠવેલો હતો, તે માછલાંઓના યુદ્ધથી શોભાવાળા સમુદ્રના જેવો શોભાયમાન દેખાતો હતો. આકાશમાં બાંધેલી પતાકાઓના છેડાઓએ આકાશના તારાઓની શોભાનો પરાજય કર્યો હતો. હાથીઓએ પોતાની સૂંઢોને ઉંચી કરી હતી. તેથી આકાશમાં જાણે ઉપવન હોય તેવું દેખાતું હતું.[૧૮-૧૯] સઘળાં આયુધો પોતાની કાંતિના પૂરના ચંચળ ચળકાટને લીધે પાંખોવાળાં હોય એવાં લાગતાં હતાં, દુંદુભીઓના ગડગડાટથી અને શંખોના શબ્દોથી આકાશ ગાજી રહ્યું હતું,[૨૦] કેટલાએક ચક્રાકાર વ્યૂહ ગોઠવનારા યોદ્ધાઓ દુષ્ટ દૈત્યોને દબાવનારા દેવોના જેવા તેજસ્વી દેખાતા હતા. ગરુડ વ્યૂહની રચનાનો આડંબર જોઇને હાથીઓરૂપી સર્પો પલાયન કરવા લાગ્યા. શ્યેનાકાર વ્યૂહ રચના કરવાથી સેનાના મોખરામાં મોટો કોલાહલ મચી રહ્યો. કોઇ ઠેકાણે પરસ્પર ખભાઓ ઠોકવાથી ઘણા નબળા યોદ્ધાઓ પૃથ્વી ઉપર પડવા લાગ્યા.[૨૧-૨૨] અનેક વ્યૂહ રચનાઓના મોખરામાંથી બહાર નિકળતા વીર પુરુષો મોટી ગર્જના કરવા લાગ્યા. મદોન્મત્ત વીર પુરુષો હાથમાં મુદ્દગરોને તોળીને ફેરવવા લાગ્યા. કાળા રંગનાં આયુધોના કિરણોરૂપી વાદળાંઓથી સૂર્ય પણ ઢંકાઇ ગયો. ધનુષમાંથી છૂટતાં બાણો પવને ઉરાડેલા પરાળની પેઠે સુસવાટી કરતાં ઉડવા લાગ્યાં. બન્ને સેનાનો દેખાવ પ્રલય કરવાની શક્તિ ધરાવનારા પુષ્કરાવર્ત વગેરે મેઘોના જેવો અને પ્રલય કાળના પવનથી ક્ષોભ પામેલા એકાકાર થઇ રહેલા મહા સમુદ્ર જેવો થઇ રહ્યો.[૨૩-૨૫] આ વેળાએ બન્ને સેનાએ એક બીજાના ઉપર જે હલ્લો કર્યો હતો તેથી જાણે મેરુ પર્વતની તુરત કપાઇ પડેલી ઉછળતી બે પાંખો હોય, જાણે મહા બળવાન્ પવને કપાવેલા શ્યામ રંગના પવનો હોય, જાણે પાતાળનાં છિદ્રોને ફોડી નાંખીને તેમાંથી ક્ષોભ પામીને બહાર નિકળેલા અંધકારો હોય, જાણે ઉન્મત્તપણાંથી નૃત્ય કરતા શિખરોવાળા બે લોકાલોક પર્વતો હોય, જાણે પૃથ્વીને ફોડી નાંખીને તેમાંથી બહાર નિકળેલા નરકનો મોટો જથ્થો હોય તેવાં તે બન્ને દેખાતાં

હતાં.૨૬-૨૭ ભાલાંઓની, મુશળોની, તલવારોની અને ફરસીઓની કાંતિ કે જેણે દિવસના તડકાને પણ શ્યામ રંગનો કરી મૂક્યો હતો ! તે કાંતિરૂપી વાદળાંઓના અપાર પૂરથી જાણે આખા બ્રહ્માંડને થોડા વખતમાં એક સાગરમય કરી નાંખવાને તત્પર થયાં હોય, તેમ જણાતાં હતાં.૨૮



# *સર્ગ ૩૩ મો.

## મહા ભયંકર યુદ્ધ.

**श्रीराम उवाच—भगवन् युद्धमेतन्मे समासेन मनाग्वद ।**
**श्रुतिराह्लाद्यते श्रोतुर्यस्मादेताभिरुक्तिभिः ॥ १ ॥**

શ્રીરામ પૂછે છે, હે મહારાજ વસિષ્ઠજી ! એ યુદ્ધ મને તમે ટુંકામાં જરા કહો. કારણ કે યુદ્ધનાં વર્ણનોથી શ્રોતાઓના કાનને આનંદ થાય છે.૧

શ્રીવસિષ્ઠ કહે છે; તે પછી લીલા અને સરસ્વતી બન્ને સ્ત્રીઓ તે સંગ્રામ જોવા માટે ત્યાં જ સંકલ્પથી ઉત્પન્ન કરેલા સુંદર વિમાનમાં સ્થિરતાથી બેઠી.૨ સમયમાં રણભૂમિ ઉપર બન્ને સેનાની ભેટમભેટા થઇ પડી અને શત્રુ પક્ષની સેનામાંથી પ્રલય કાળના સમુદ્રનાં મોઝાંની પેઠે એક નિર્ભય યોદ્ધો પ્રહાર કરવા માટે ઉછળીને તુરત સામે આવીને ઉભો રહ્યો. લીલાનો પતિ તેને સહન કરી શક્યો નહીં. તેણે જેમ શિખર ઉપર શિલાનો પ્રહાર કરવામાં આવે તેમ તે યોદ્ધાની છાતી ઉપર મુદ્‌ગરનો પ્રહાર કર્યો.૩-૪ આ રીતે પ્રથમ પ્રહાર કર્યા પછી બન્ને સેનાને વિશે પ્રલયકાળના સમુદ્રના જેવા વેગથી ઘણા જ જોશ સાથે એક બીજાનાં શસ્ત્રોનો મારો શરુ થયો. તેમાંથી અગ્નિ અને વિજળી વરસવા લાગી. હાથમાંથી છટકી જતી તરવારોની તીક્ષ્ણ ધારોવડે જાણે આકાશમાં રેખાઓ થઇ ગઇ હોય એમ જણાતું હતું. બાણોના કણકણાટ શબ્દોની સાથે ધનુષોના ટંકારવો સંભળાવા લાગ્યા. ધીર પુરુષોના હુંકારો ગ્રીષ્મ ઋતુના મિશ્ર થયેલા વાદળાંઓના ગડગડાટને શાંત પાડી દેવા લાગ્યા. બાણોની ધારાઓમાં પડતાં સૂર્યનાં

* આ તેત્રીસમા સર્ગમાં સંકલ્પ માત્રથી ઉત્પન્ન કરેલા વિમાનમાં બેઠેલાં લીલા અને સરસ્વતીની દૃષ્ટિ આગળ બન્ને સેનાનું યુદ્ધ આરંભ થયું, તે કથા કહેવામાં આવશે.

કિરણો ચંદ્રના જેવાં જણાવા લાગ્યાં.૫–૭ શરીર ઉપરનાં બખ્તરોમાં બાણો પડવા લાગ્યાં તેથી રણકારાઓ થઇને તેમાંથી અગ્નિના તણખાઓ ઉડવા લાગ્યા. એક બીજાના પ્રહારથી કપાઇ જતા શસ્ત્રોના કકડાઓ આકાશમાં પૃથ્વીઓની પેઠે ઉડવા લાગ્યા. શૂરવીરોએ શસ્ત્રો મારવા માટે ઉંચા કરેલા હાથો જાણે આકાશમાં વૃક્ષોનાં વનો ફરતાં હોય તેવાં જણાવા લાગ્યાં. દેવોની સ્ત્રીઓ ધનુષો અને ચક્રોના શબ્દોથી ભયભીત થઇને નાશભાગ કરવા લાગી.૮–૯ ચોતરફથી સિંહ જેવી વીર પુરુષની ગર્જનાએ વાદળાંઓની ગર્જનાને પણ ભમરાના ગુંજારવ જેવી કરી નાંખી. નિર્વિકલ્પ સમાધિમાં જેવી એકાગ્રતા થાય તેવી આ વેળા સર્વ યોદ્ધાઓની એકાગ્રતા થઇ ગઇ. બાણોની વૃષ્ટિથી અને તરવારોની ધારાઓથી વીર પુરુષોનાં માથાંઓ અને હાથો કપાવા લાગ્યાં. પરસ્પર એક બીજાના ખભાઓ અથડાવાથી શરીર ઉપરનાં બખતરોમાંથી ખણખણાટ થવા લાગ્યા. હોકારીઓની સાથે ફેંકેલાં શસ્ત્રો પરસ્પર અથડાવાથી તીક્ષ્ણ ટંકારો થવા લાગ્યા. ચંચળ તરવારોની ધારરૂપી જેમાં મોઝાંઓ આવે છે, એવી તરવારોરૂપી વાદળાંથી દિશાઓનાં મોહોડાંઓ ભરાઇ ગયાં હતાં. ઘણો વખત સુધી તરવારની મૂઠ પકડવાને લીધે વીર પુરુષોની મૂઠીઓમાં ઝણઝણાટી થવા લાગી. યોદ્ધાઓ ઘણો વખત સુધી પોતાના ખભાઓ થાપડવા માંડયા તેથી ચારે તરફ પટાપટ શબ્દો થવા લાગ્યા.૧૦–૧૩ મીયાનોમાંથી જોશ ભેર તરવારો બહાર નિકળતી હતી તે વખતે તેઓનો સુસવાટ થતો હતો. અને પરસ્પર અથડાતાં તેમાંથી સણસણાટ કરતો અગ્નિ ઝરવા લાગ્યો. ધનુષ્યોમાંથી છુટતાં બાણોના સમૂહો બરાબર નિશાન ઉપર લાગતાં વિખરાઇ જતા, યોદ્ધાઓનાં શરીરોના ખરખર શબ્દો થવા લાગ્યા. કપાઇ પડતા કંઠોમાંથી પ્રાણના જેવું વહાલું લોહી ધકધક વહેવા લાગ્યું. યોદ્ધાઓના કપાઇ પડેલા હાથો, માથાંઓ અને તરવારોના કટકાઓથી આકાશ ખીચોખીચ ભરાઇ ગયું. બખતરોમાંથી ઉત્પન્ન થતી અને ઝબકતી અગ્નિની જ્વાળાઓ લોકોના કેશોનો સ્પર્શ કરવા લાગી. પરસ્પર અથડાવાથી રણકારા કરીને પડતી તરવારોનો ખણખણાટ, ઉત્સાહથી શરીરે પુષ્ટ દેખાતા યોદ્ધાઓને આનંદ આપવા લાગ્યો. ભાલાંઓથી ભોંકાયલા હાથીઓના શરીરોમાંથી લોહીના ઉંચા ફુવારાઓ છૂટવા લાગ્યા. દંતો તૂટી પડવાથી હાથીઓ યુદ્ધભૂમિ ઉપર ઉંચે સ્વરે ચીતરી ઉપજે તેમ ચિત્કાર કરવા લાગ્યા. મોટાં મોટાં મુશળોના મારથી ચકદાઇ ગયેલાં પ્રાણીઓ દુઃખદાયક ભયંકર શબ્દો કરવા લાગ્યાં. શૂરોનાં ઉંચે ઉડતાં મસ્ત-

કરૂપી કમળોના સમૂહથી આકાશ ઢંકાઇ ગયું. કપાઇને ઉંચે ઉડતા યોદ્ધાઓના હાથો આકાશમાં મોટા સર્પોના જેવા દેખાવા લાગ્યા. યોદ્ધાઓના પગરવથી ઉંચે ઉડતી ધૂળ મેઘના આડંબર જેવી દેખાવા લાગી. યોદ્ધાઓ પોતાનાં શસ્ત્રો ભાંગી પડતાં એક બીજા એક બીજાના કેશો પકડીને લડવા લાગ્યા.૧૪–૧૯ તે પછી પરસ્પર નખથી મારામારી ચાલી, એટલે યોદ્ધાઓએ નખોથી એક બીજાને આંખ, કાન, નાક, ઓષ્ઠ અને કાનને ઉતરડી નાંખ્યાં. મલ્લયુદ્ધ કરનારા યોદ્ધાઓ પોતાનાં આયુધો ભાંગી ગયા પછી, અપમાનપૂર્વક શત્રુઓની સાથે બાહુયુદ્ધ કરીને વિજય મેળવવા લાગ્યા. મદ ઝરનારા હાથીઓ પૃથ્વી ઉપર પડી જવાથી પૃથ્વી કંપી ઉઠી અને તેના કંપને લીધે માણસો પણ વેગથી પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. રથો મોટા શબ્દો કરતા ચાલતા હતા, તેથી રસ્તાઓમાં ખાડાઓ પડી ગયા હતા. તે યોદ્ધાઓનાં શરીરોમાંથી ઝરતાં લોહીઓની નદીઓને વહેવાના માર્ગો થઇ પડ્યા હતા. આકાશ, ધૂળો ઉડતી હતી તેથી, જાણે ઝાકળ વરસતી હોય તેવું લાગતું હતું. આકાશમાં ઉછળતાં આયુધો ચળકાટ મારવા લાગ્યાં. સૈન્યોની ગર્જનાઓ જાણે સમુદ્રની અને વાદળાંઓની એકઠી ગર્જના થતી હોય તેવી મહા ગર્જના થવા લાગી.૨૦–૨૨ મૃત્યુ મદથી મત્ત થઇને, આનંદ વડે હાસ્ય વિલાસ કરીને પ્રાણીઓને આવવા લાગ્યો. ગર્વિષ્ઠ અને મોટા પર્વત જેવા હાથીઓની ગર્જનાથી મેઘની ગર્જનાઓ પણ હઠી ગઈ. કેટલાએક યોદ્ધાઓ ઓથે રહીને લઢતા હતા તેઓનાં ચક્રો, સાંગો, ઋષ્ટિઓ તથા મુદ્ગરો વૃક્ષોથી તથા ઉંડા ખાડાઓ અને રસ્તાની બાજુપરના તટોએ ઢંકાઈ ગયાં. પર્વતના જેવા મહાન્ યોદ્ધાઓનાં શરીરો જેમ ઉનના દોરાથી ખીલાઈ જાય તેમ બાણોથી ખીલાઈ ગયાં. કપાઈ પડેલી પતાકાઓનાં વસ્ત્રો તથા ચામરો છેક વાદળાંઓ સુધી પહોંચી ગયાં. 'ગોફણોવતી ફેંકવામાં આવતા પત્થરોવતી અને ચક્રોના સમૂહોથી પક્ષી આદિ આકાશમાં ફરનારાં પ્રાણીઓ દૂર નાસવા લાગ્યાં.૨૩–૨૫ મરી જતા અને કપાઇ જતા યોદ્ધાઓ ઘોઘરી ચીસો પાડવા લાગ્યા. કુહાડાઓના મારથી યોદ્ધાઓનાં માથાંઓ ફાટી જવા લાગ્યાં. ઘણે ઉંચે ઉડતા તરવારોના ચળકાટવાળા કટકાઓ જાણે આકાશમાં તારાઓ ઉગ્યા હોય તેવા જણાવા લાગ્યા. જોરથી મારેલી અનેક સાંગોથી કપાઈ ગયેલાં હાથીઓનાં શરીરોથી આખી રણભૂમિ ભરાઈ રહી હતી. સૈન્યોથી ગાભરી થયેલી પિશાચિણીઓ લોકોને દૂર કરવા માટે મુદ્ગરો ફેરવવા માંડી. શૂરાઓએ આકાશમાં ઉંચા કરેલાં ભાલાંઓની કાંતિ આકાશમાં ફેલાઇ ગઈ. તે વાંસના વનમાં લાગેલી દાવાનળની

જ્વાળા જેવી લાગવા માંડી. તરવારોની અને ઋષ્ટિઓની વૃષ્ટિથી પ્રસન્ન થતા બન્ને રાજાઓ પોતાના યોદ્ધાઓની પ્રશંસા કરવા લાગ્યા. શૂરવીરોએ ત્રિશૂળમાં પરોવીને ઉંચા કરેલા શૂરાઓને ગ્રહણ કરવા માટે અપ્સરાઓ ઉદ્યમમાં પડી ગઇ.૨૬-૩૦ આભૂષણોથી દિશાઓને પ્રકાશમાન કરનારા યોદ્ધાઓનાં મુખરૂપી કમળો ગદારૂપી હિમ પડવાથી ફાટી જવા લાગ્યાં. પ્રાશના જબરા મારથી ચીપાઇ ગયેલા યોદ્ધાઓ મહા કષ્ટથી તરફડીઆં મારવા લાગ્યા. ઘોડાઓ, માણસો તથા હાથીઓ ચક્રોરૂપી કરવતીઓના સંચારથી કપાઇ જવા લાગ્યા. મદ ઝરતા હાથીઓ ફરસીઓના પ્રહારથી કપાઇ દુઃખ પામીને ધરતી ઉપર પડવા લાગ્યા. લાકડીઓના મારથી નાસી ગયેલા મોટા મોટા યોદ્ધાઓ પણ વૃક્ષ વગેરેને ઓથે સંતાઇ જવા લાગ્યા. રથોના ઉપર વૃક્ષોની પેઠે શોભતા ધ્વજદંડો ગોફણોના મારથી ભાંગીને ચૂરેચૂરા થવા લાગ્યા. તરવારોથી જેની અણીઓ કપાઇ ગઇ હતી એવાં છત્રોરૂપી કમળોથી ચો તરફનો ભાગ ધોળાશવાળો થઇ ગયો. ક્ષીણ થઇ ગયેલી સેનામાં ગોફણના પથરાઓનો માર પડતો હતો. તેથી સેનામાં ભારે ક્ષોભ થઇ રહ્યો હતો. તોપણ સેનામાંનું કોઇ તે ક્ષોભને ગણકારતું નહતું.૩૧-૩૪ રણ ઉપર ઝુઝતાં ધડોએ બાથમાં પકડેલા મોટા નાયકો ધરતી ઉપર પડવાથી તેનો આઘાત લાગવાને લીધે બીજા પાસે ઉભેલા યોદ્ધાઓ પણ કચરાઇ જતા હતા. વીર યોદ્ધાઓ પોતાને હાથીસ્વારોએ અંકુશના પ્રહારથી ચીરી નાંખ્યા છતાં પણ તેઓ હાથીઓને આગળ વધતા અટકાવવા લાગ્યા. કુહાડાના સમૂહો પડવાથી મદમત્ત હાથીઓ નિચે પડવા લાગ્યા. હાથમાં પાશ લઇને યુદ્ધની વિશેષ કળા જાણનારા શૂરવીરો રણભૂમિ ઉપર પોતાના પ્રાણરૂપી પણ રાખીને યુદ્ધરૂપી જુગાર ખેલવા લાગ્યા. લઢતાં લઢતાં છરીઓથી પેટ ફાટી જતાં યોદ્ધાઓનાં હૃદય કમળો બહાર નિકળી પડવા લાગ્યાં. અને તેથી યોદ્ધાઓ જમીન ઉપર પડવા લાગ્યા. ત્રિશૂળોને ઉપર નિચે વાળવામાં ઉન્મત્ત થયેલા શૂર પુરુષો સંકીર્ણ નૃત્ય કરવા લાગ્યા. ધનુર્ધારી યોદ્ધાઓ મારથી અકળાઇને દોડવા લાગ્યા. અને સ્ફૂટ રીતે સમજાય નહીં તેવી રીતે આક્રંદ કરવા લાગ્યા. અર્થાત્ ચીસો પાડવા લાગ્યા. ભિંદીપાલરૂપી કેશવાળીના આડંબરથી અને હુંકારરૂપી અહંકારવાળી ગર્જનાથી વીર લોકો જાણે નૃસિંહનો વેશ ભજવતા હોય તેવા દેખાવા લાગ્યા. મલ્લોની વજ્રના જેવી મૂઠીના મારથી મોટા મોટા યોદ્ધાઓ લોટ જેવા થઇ જતા હતા, તેથી યુદ્ધભૂમિ ભરપૂર થઇ ગઇ. મોટી મોટી તરવારો આકાશમાં બીજાની પેઠે ઉડવા લાગી. હાથી ઉપર બેઠેલા યોદ્ધાઓ ભાલાં-

ઓથી શૂર પુરુષાને, રથીઓને, હાથીસ્વારોને, ઘોડેસ્વારોને તથા રથોની ધ્વજાઓને ખેંચવા લાગ્યા. મોટા પર્વત જેવા અચળ યોદ્ધાઓ હાથમાં હળ પકડી પરસ્પર લઢીને કપાઇ જવા લાગ્યા અને તેથી શત્રુઓના અપમાન પાત્ર થઇને ગભરાટમાં પડવા લાગ્યા.૩૫–૪૦ તાડના જેવા કદાવર પુરુષોએ રણ ઉપર ફેંકેલી મોટી કોદાળીઓથી રણ ભૂમિ ખોદાઇ જવા લાગી. રણમાં કપાઇ ગયેલા લોકોને અને ગોફણોથી ફેંકવામાં આવેલા પત્થરાઓને જ્યાં સુધી બાણ દૂર પડે તેથી બમણાં દૂર ફેંકી દેવામાં આવ્યા. જેઓનાં બન્ને પડખાં ઉપર કરવતો બાંધવામાં આવ્યાં હતાં એવા હાથીઓથી પાસેના મોટા મદોન્મત્ત હાથીઓ પણ ચીરાઇ જતા હતા. સંગ્રામરૂપી ખાંડણીઆમાં માણસોરૂપી ચોખાઓ મુશળોથી ખંડાતા હતા. અસ્ત્રોની કાંતિરૂપી સાંકળની જાળથી બાંધેલા યોદ્ધારૂપી પક્ષીઓને ચંચળ તરવાર ધારણ કરનારા યોદ્ધાઓની તરવારો યમરાજના ઘરના આંગણામાં લઇ જવા લાગ્યા. માટે મોટા યોદ્ધાઓનાં મડદાંઓને તાણી જનારા નાહાર વગેરે પ્રાણીઓનાં ટોળાંઓએ મોટો ઘોંઘાટ મચાવી મૂકયો. જેમ મરીના મસાલાથી શાક રુચિકારક થઇ પડે તેમ મોટા નખવાળા અંગુઠાઓથી ઉપાડીને અંદર મૂકેલાં અને ધનુષથી ફેંકેલાં બાણોના વેગથી થયેલા રણકારા ભળવાથી બીજા સર્વ શબ્દો મનોહર લાગવા લાગ્યા. શત્રુ તરફના યોદ્ધાઓએ દારુઓના ઘડાઓ સળગાવીને નાંખ્યા, તેથી મરણ તોલ થયેલા યોદ્ધાઓ આયુધો ફેંકવા લાગ્યા.૪૧–૪૫ કેટલાએક શત્રુસેનાના યોદ્ધાઓએ નાંખેલા બળબળતા ઘડાઓથી બળી જવાને લીધે હથીઆરો નાંખી દીધાં. શત્રુ સેનાના યોદ્ધાઓએ ફેંકેલા ધગધગતા અગ્નિના ઘડાઓથી કેટલાએક યોદ્ધાઓની આંખો ફૂટી ગઇ અને કેટલાએક યોદ્ધાઓ સામા પક્ષના યોદ્ધાઓએ છાંટેલાં ઝેરી ઘડાનાં પાણી પડવાથી મરણ પામવા લાગ્યા.૪૬ આ વેળા ઉપર વર્ણવેલો રણ સંબંધી સંભ્રમ પ્રલય કાળના જેવો થઇ પડયો. તેમાં બાણરૂપી પાણીની વૃષ્ટિ કરનારા ઘણા વીર પુરુષો મદમત્ત વાદળાંઓના વિલાસોથી માણસનાં ધડરૂપી મયૂરો નૃત્ય કરવા લાગ્યા. અને હાથીઓરૂપી પર્વતો ચારે તરફ વેગથી દોડવા લાગ્યા.૪૭



# સર્ગ ૩૪ મો.*

## યુદ્ધનો ચમત્કાર.

**श्रीवसिष्ठ उवाच**–अथ राज्ञां युयुत्सूनां भटानां मंत्रिणामपि ।
नभसः प्रेक्षकाणां च तत्रेमाः प्रोद्गुर्गिरः ॥ १ ॥

શ્રી વસિષ્ઠ કહે છે; હે રામ! આ પ્રમાણે મહાસંગ્રામ ચાલી રહ્યો હતો તે સમયે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા રાજાઓ, યોદ્ધાઓ, મંત્રીઓ તથા આકાશમાં જોવા માટે પ્રેક્ષક તરિકે ઉભેલા દેવ વગેરે લોકોમાં નિચે પ્રમાણે વાતચિત થવા માંડી.૧ શૂરવીર પુરુષોનાં માથાંઓથી ભરપૂર થઇ ગયેલું આકાશ ચલાયમાન કમળોવાળાં અને ઉડતાં પક્ષીઓવાળાં તળાવ જેવું દેખાય છે તથા આકાશમાં ઉડતાં આ માથાંઓથી જાણે પક્ષીઓ ઉડતાં હોય અથવા તો તારાઓ ઉગ્યા હોય એવું આકાશ દેખાય છે.૨ મધ્યાહ્નકાળ છતાં પણ આ વાદળાંઓ અને સૂર્યનાં કિરણો લોહીના પુષ્કળ છાંટારૂપી સિંદુરથી રાતા થયલા પવનોને લીધે, જાણે સાયંકાળનાં વાદળાં હોય તેવાં દેખાય છે.૩

હે મહારાજ! આ આકાશ ધાન્યના પરાળથી કેમ ભરાઇ ગયું છે? શિષ્યના ઉત્તરમાં ગુરુ કહે છે. એ પરાળ નથી પણ એ તો વીર પુરુષોનાં બાણોનો જથ્થો છે.૪ રણભૂમિ ઉપર જેટલાં રજકણો યોદ્ધાના લોહીથી ભીંજાય, તેટલા હજાર વર્ષ સુધી તે શૂર લોકોનો સ્વર્ગમાં વાસ થાય છે.૫ અલ્યા ડર માં! આ કાળા કમળની પાંખડીના જેવી કાંતિવાળી દેખાય છે તે તરવારો નથી. પણ એ તો વીર પુરુષોને નિહાળતી લક્ષ્મીનાં નેત્રોનો કટાક્ષ છે.૬ દેવાંગનાઓ વીર પુરુષોને આલિંગન કરવા માટે ઉત્કંઠાવાળી થઇ, તે વખતે તેઓના નિતંબ ઉપર પહેરેલી કટી મેખલાને કામદેવ શિથિલ કરવા માંડયો છે.૭ એક વીર બીજા વીરને કહે છે કે; શોભાયમાન ભૂજલતાવડે ચંચળતાવાળી, કોમળ પલ્લવ જેવા રાતાચોળ હાથવાળી, મંજરીના જેવા રસ ભરેલી મદમત્ત આંખોવાળી, મદિરા પીવાથી આનંદમાં આવી ગયલી, સુગંધથી મઘમઘી રહેલી અને મીઠો આલાપ કરીને ગાયન કરનારી નંદન વનની અપ્સરાઓ હમણાં તારું પોતાની પાસે આગમન જાણીને નાચવા માંડી છે.૮–૯ જેમ

*આ ચોત્રીસમા સર્ગમાં રણસંગ્રામ જોનારા તથા યોદ્ધાઓને મોઢેથી વિચિત્ર અર્થવાળા યુદ્ધના ચમત્કારોનું વર્ણન કરવામાં આવશે.

ગામડાની સુંદર સ્ત્રી નેત્રના ચાળાઓથી પતિના હૃદયને વિંધી નાંખે છે તેમ આ સેના કઠિન કુહાડાઓથી સામી સેનાના હૃદયને ચીરી નાંખે છે.[૧૦] અરેરે! ગ્રહણનો કાળ જેમ રાહુને સૂર્યની પાસે ખેંચી જાય છે તેમ આ ભાલું મારા પિતાના ઝળહળતા કુંડળોવાળા માથાને સૂર્યની પાસે લઇ જાય છે.[૧૧] આ યોદ્ધો પગ સુધી યંત્રરૂપી સાંકળમાં પરોવાયલા અને ગોળાકાર ફરતા બે મોટા પત્થરોવાળા ચિત્રદંડ નામના ચક્રને ઉંચા હાથ કરીને જોરથી ફેરવ્યા કરે છે અને ચોતરફથી સેનાનો સંહાર કરેછે. તે યોદ્ધો યમના જેવો લાગે છે. વળી તે દક્ષિણ દિશામાંથી આવે છે માટે ચાલો આપણે જેમ આવ્યા તેમ પાછા નાશી જઇએ.[૧૨–૧૩] જેઓનાં કપાઇ ગયેલાં માથાંઓના ખાડાઓમાં કાગડાંઓનાં ટોળાં ડૂબી જાય છે એવાં ધડો યુદ્ધનાં વાદિત્રોના તાલ પ્રમાણે ઉંચા ઉછળીને રણભૂમિમાં નાચે છે.[૧૪] દેવતાઓની સભામાં પરસ્પર વાતો ચાલે છે કે વીર પુરુષો આ લોકમાં કયારે આવશે? કેવી રીતે આવશે? અને શા કારણથી આવશે?[૧૫] અરેરે!!! સમુદ્ર જેમ માછલાંઓ અને મઘરોના સમૂહોવાળી પોતા તરફ આવેલી નદીઓને ગળી જાય છે તેમ આ પ્રબળ યોદ્ધો મત્સ્યાકાર અને મકરાકારવાળી સેનાઓને ગળી જાય છે.[૧૬] પર્વતનાં શિખરો ઉપર જેમ પાણીની વૃષ્ટિ પડે તેમ હાથીઓનાં ગંડસ્થળ ઉપર બાણોની પંક્તિઓનો વરસાદ વરસે છે.[૧૭] કોઇ યોદ્ધો હાય! આ ભાલું મારા માથાને ઉપાડી જાય છે એટલું બોલવા જતો હતો તેટલામાં તો તેનું મસ્તક આકાશમાં જઇને 'હું જીવું છું' આમ પક્ષીની પેઠે બોલ્યું, જે સૌએ સાંભળ્યું.[૧૮] આજે સેના આપણને ગોફણના પત્થરાના વરસાદથી દુઃખ દે છે તેને બળાત્કારથી સાંકળોની જાળમાં બાંધી લ્યો.[૧૯] આ અપ્સરા જે પ્રથમ મનુષ્યજાતિમાં આ યોદ્ધાની સ્ત્રી હતી તે હમણાં રણ ઉપર મરાયલા પોતાના પતિને પળીઆં અને ધોળા કેશથી મુક્ત થઇને દેવરૂપ થયેલા પોતાના પતિને જોઇને તેનો સ્વીકાર કરે છે.[૨૦] આ અપ્સરા જે પ્રથમ મનુષ્ય જાતિમાં અમુક યોદ્ધાની સ્ત્રી હતી અને ચળકતા સુવર્ણની પેઠે શોભાયમાન એ યોદ્ધાની છાતી ઉપર મરણ પામી હતી તે હમણાં પોતાના પતિની શોધમાં પરાયણ થયેલી છે.[૨૧] સ્વર્ગ સુધી ભાલાંઓના વનની કાંતિ ફેલાયલી છે, તે જાણે વીર પુરુષોને સ્વર્ગમાં ચઢવા માટે પગથીઓની પરંપરા બાંધેલી હોય તેવી જણાય છે.[૨૨] હાય! હાય! મહા પ્રલયના સમુદ્રનાં મોઝાંઓ જેમ મેરુ પર્વતના પ્રદેશને તોડી પાડે, તેમ આ દઢ મૂઠીવાળા યોદ્ધાઓએ આપણા સૈન્યનો સંહાર કરી નાંખ્યો.[૨૩] ઓ મૂર્ખાંઓ!

આગળ જઇને યુદ્ધ કરો અને આ અર્ધ મુવા થયેલા માણસોને ઉપાડી જાઓ. ઓ અધમો ! આ આપણાં માણસો પડયાં છે તેઓને પાટુના મારથી મારો માં.[૨૪] આ યોદ્ધો માથાના ચોટલાને સરખો કરવામાં ગુંથાયલી અને ઘણી જ ઉત્કંઠાવાળી અપ્સરાઓના મંડળની નજદીક દિવ્ય શરીર ધારણ કરીને આવી પહોંચ્યો તે તરફ દૃષ્ટિ કરો.[૨૫] ઓ સુંદરી ! આ શૂરવીર ઘણે છેટેથી આવ્યો છે, માટે પ્રફુલ્લિત એવાં સોનેરી રંગનાં કમળોવાળાં આકાશગંગાના તીર ઉપર લઇ જા અને ત્યાં સુંદર છાયાથી, શીતળ જળથી અને શીતળ પવનોથી તેને વિશ્રાંતિ આપ.[૨૬] અનેક આયુધો વાગવાથી ભાંગી પડેલાં અને રણકારા કરતાં આ કરોડો ભયંકર હાડકાંઓ આકાશમાં તારાઓની પેઠે પસરી ગયાં છે.[૨૭] આ આકાશરૂપી મોટી નદી કે જેમાં બાણોરૂપી પાણી વહે છે, ચક્રોરૂપી ચકરીઓ આવે છે અને ઘણા જીવો તણાઇ જાય છે તેને વિશે પહાડો પણ કાદવના એક નાના લોંદા જેવા જણાય છે.[૨૮] આકાશમાં ગ્રહમાર્ગોને વિશે ફરતાં આયુધોનાં કિરણોરૂપી નાળવાળાં, ચોંટેલી તરવારોરૂપી પાંખડીઓવાળાં, ચોંટેલાં ત્રિશૂળ આદિ કાંટાઓવાળાં, પતાકાના વસ્ત્રોરૂપી કમળના પાંદડાંવાળાં, બાણોરૂપી ભમરાઓવાળાં અને ચાલતા પવનવડે હાલતાં વીર પુરુષોનાં માથાંઓરૂપી કમલોએ આકાશને કમળોથી ભરપૂર સરોવર કરી નાંખ્યું છે.[૨૯–૩૦]

જેમ કીડીઓ પર્વતમાં પેસી જાય અને સ્ત્રીઓ જેમ પુરુષની છાતીપર ભરાઇ જાય તેમ બીકણ લોકો મરી ગયેલા હાથીઓના ઢગોની વચ્ચે પેસી જાય છે.[૩૧] આ પવનો વિદ્યાધરોની સ્ત્રીઓના કેશોને ઉંચા ઉરાડે છે તે ઉપરથી તે સ્ત્રીઓને અપૂર્વ અને ઉત્તમ સૌંદર્યવાળા નવા પતિઓનો સમાગમ થવાની સૂચના કરનારા શુભ શકુનો થાય છે.[૩૨] છત્રો ઉડીને આકાશમાં જઇ પહોચ્યાં છે તેથી ત્યાં ચંદ્રોનો સમુદાય મળ્યો હોય, એમ જણાય છે અને ચંદ્રના જેવી શૂરાઓની શ્વેત કીર્તિથી જાણે પૃથ્વી ઉપર ધોળાં છત્રે છવાઇ ગયાં હોય, તેવું જણાય છે.[૩૩] મનુષ્ય જેમ જાગ્રતના અંતમાં ઝટ સ્વપ્નાના નગરમાં જાય છે તેમ આ યોદ્ધાઓ મરણરૂપી મૂર્છા પછી ઝટ પોતાના કર્મરૂપી કારીગરે રચેલા અમર શરીરને પામે છે.[૩૪] પ્રાણ લેવામાં અસંતોષી એવાં ત્રિશૂળો, સાંગો, ઋષ્ટિઓ અને ચક્રો આકાશરૂપી સમુદ્રમાં રહેલાં માછલાં અને મઘર વગેરે પ્રાણીના જેવાં દેખાય છે.[૩૫] બાણોથી કપાઇ પડેલાં અને કલહંસોના જેવાં ધોળાં છત્રોથી ભરપૂર થયેલું આકાશ જાણે ઘણા કાળ થયાં સંગ્રહી રાખેલા પૂર્ણ ચંદ્રોનાં લાખો બિંબોથી ભરપૂર થયેલું હોય તેવું

જણાય છે.[૩૬] આકાશમાં ઉડતાં અને સુંદર શબ્દો કરતાં ચામરો આકાશમાં વાયુઓએ ચંચળ કરી મૂકેલાં તરંગોના સમુદાયની શોભા કરી મૂકી છે.[૩૭] શસ્ત્રોથી કપાઇને આકાશમાં ઉડતાં છત્રો, ચમરો, છાજાઓ, આકાશરૂપી ખેતરમાં જાણે ઉગી નિકળેલા યશરૂપી ડાંગરોના છોડ હોય તેવા દેખાય છે.[૩૮] હે શાંતગુણી બંધુ! આકાશમાં ઉડતો તીડોનો સમુદાય પણ પાસે આવતાં ધાન્યોની લક્ષ્મીનો સંહાર કરે તેમ આકાશમાં ઉડતાં બાણોનો સમુદાય પણ પાસે આવતી સાંગોની વૃષ્ટિનો સંહાર કરી નાંખે છે તે તરફ દૃષ્ટિ કર.[૩૯] યોદ્ધાના પ્રચંડ ભુજદંડમાંથી છૂટીને કઠણ બખ્તર ઉપર પડેલી તરવારનો આ ખણખણાટ જાણે મૃત્યુએ ભયંકર હુંકાર કર્યો હોય, તેવો સંભળાય છે.[૪૦] શસ્ત્રોરૂપી પ્રલયકાળના પવનોએ ઉરાડી દીધેલા અને ધોળા દંતોસળરૂપી ઝરણાંવાળા આ હાથીઓરૂપી પર્વતો આ મનુષ્યોનો સંહાર કરનારા પ્રલય કાળમાં ભાંગીને ભૂકો થઇ જાય છે.[૪૧] વીર પુરુષોના હાથો અને લોઢાનાં બખ્તરોરૂપી તાર ઉપર તરવારરૂપી દાંડીઓને ઘસવાથી શબ્દો થાય છે, તેથી જાણે રણભૂમિ ઉપર નૃત્ય કરતી કાળરાત્રી યુદ્ધની વીણા વગાડતી હોય તેવું જણાય છે.[૪૨–૪૩] અરેરે! આ રથોનો સમુદાય, સારથિ, ઘોડાઓ અને પૈડાંઓની સાથે લોહીના મોટા ધરામાં ડૂબી ગયો તે આગળ જતાં અટકી ગયો છે અને આગળ જવા માટે બહુ જ પ્રયત્ન કરે છે. માણસો, હાથીઓ. ગધેડાઓના શરીરમાંથી ધોધબંધ લોહી નિકળે છે તેના છાંટાથી મિશ્ર થયેલા પવને સર્વ દિશાઓ રાતીચોળ કરી નાંખી છે તે જુઓ.[૪૪] આ આકાશમાં ગયેલી બાણોની પંક્તિઓ જાણે કાલિકાના કાળા ચોટલામાં પુષ્પની કળીબંધ માળા હોય અથવા તો શસ્ત્રોનાં કિરણોરૂપી વાદળામાં વિજળી ચમકતી હોય એમ દેખાય છે.[૪૫] લોહીમાં તરબોળ થયેલાં ધરતી ઉપર પડેલાં આયુદ્ધોરૂપી જ્વાળાઓએ કરીને ભરપૂર એવું આ મહાન્ સ્થળ અગ્નિ લોકના જેવું લાગે છે.[૪૬] ભૂશુંડી, શક્તિ, ત્રિશૂલ, તરવાર, મુશળ, પ્રાસ આ હથીઆરોની વૃષ્ટિઓ પરસ્પર છેદાઇ ભેદાઇ જવાથી વીર પુરુષોના હાથમાંથી નિચે પડી ગઇ છે.[૪૭] ઘણા યોદ્ધાઓ આવી ન શકવાથી એક શૂરવીર યોદ્ધાએ તેઓનો સંહાર કરવાથી રાક્ષસી માયાના જેવું જણાતું તથા ક્રોધ બુદ્ધિથી જોનારી યોદ્ધાઓની બુદ્ધિથી થયેલું આ યુદ્ધ પ્રતીત થતાં અનેક પદાર્થોનો એક જાગ્રત અવસ્થા સંહાર કરે છે, તેથી આસુરી માયા જેવા જણાતા અને જાગ્રતના આવેશથી જોતી આત્માની બુદ્ધિથી થતાં સ્વપ્નના જેવું જણાય છે.[૪૮] કેવળ મારામારીના શબ્દો જ સંભળાય છે તે

વિના બીજા શબ્દો સંભળાતા નથી તેથી જાણે રણ ભૂમિ ઉપર ઘણું લોહી મળવાથી રણના ભૈરવ દેવ પ્રસન્ન થઇને ગીત ગાતા હોય તેવું દેખાય છે.૪૯ જેમાં કપાઇ ગયેલાં છત્રોરૂપી તરંગો આવ્યા કરે છે એવો આ રણ ભૂમિરૂપી સમુદ્ર પરસ્પરના પ્રહારથી ભાંગી ગયેલાં આ યુદ્ધોના પુષ્કળ ભૂકાથી ભરપૂર થવાથી રેતીમય થઇ ગયો જણાય છે.૫૦ આ રણભૂમીરૂપી પર્વત, પ્રલયકાળ સરખા સમયમાં ઘણા જ મધુર અને ચારે તરફ ફરી વળેલા તુરીઓના પડઘાઓથી જાણે લોકપાળોના લોકોને પૂરી નાંખતો હોય તેમ પ્રતિધ્વનિ કરતો થકો, બન્ને ભયંકર સેનારૂપી પાંખોના દૃઢ વેગથી આકાશમાં ઉડવાને તત્પર થયો હોય તેવો દેખાય છે.૫૧ કેટલાએક યોદ્ધાઓ પોતાનાં બાણો શત્રુઓના બખ્તરો ઉપર નિષ્ફળ નિવડવાથી શોક કરતા કહે છે, અરેરે! અરેરે! ટંકાર શબ્દ કરતી ધનુષની દોરીથી ફેંકેલા, સુસવાટી ભર્યો શબ્દ કરતા, અને કઠણ એવા લોઢાનાં બખ્તરો ઉપર પડયા છતાં તેને નહીં ભેદનારાં અને તેઓમાંથી નિકળતી પ્રકટ વિજળી જેવી અગ્નિની જવાળાથી તપી ગયેલાં બાણો પર્વતની શિલાઓને પણ કાપીને, તેઓને ઘસડી જાય છે.૫૨ હે યુદ્ધ માટે નિરાશ થયેલા મિત્ર! હવે હું તને એક હિતકારક વાત કહું છું તે સાંભળ. બળતા અગ્નિના જેવા પ્રકાશમાન આ શત્રુઓનાં બાણોએ આપણાં શરીરોને વીંધી નાંખ્યાં નથી, તેની પહેલાં આપણે અહીંથી ચાલો નાશી જઇએ. આ દિવસનો ચોથો પ્રહર યમરાજની જમણવારના એક વારા જેવો જણાય છે, અર્થાત્ આમાં હજારો મનુષ્યોનો સંહાર થાય છે.૫૩

# *સર્ગ ૩૫ મો.

## યુદ્ધનું અનેક પ્રકારે વર્ણન.

**श्रीवसिष्ठ उवाच—अथ प्रोड्डयनोद्युक्ततुरंगमतरंगकः ।**
**उत्तांडवइवोन्मत्तो बभूव सरणार्णवः ॥ १ ॥**

શ્રી વસિષ્ઠ કહે છે; હે રામ! તે પછી જેમાં ઘોડાઓરૂપી મોટાં મોઝાં ઉછળતાં હતાં એવો એ યુદ્ધરૂપી સાગર જાણે ગાંડો થઇને બહુ જ નૃત્ય કરતો

* આ પાંત્રીસમા સર્ગમાં અશ્વયુદ્ધને સમુદ્રનું, પર્વતનું, વનનું, કલ્પાંતનું વગેરે અનેકનું રૂપ આપીને વિસ્તારથી તેનું વર્ણન કરવામાં આવશે.

હોય તેવો દેખાવા લાગ્યો.[૧] એ સમુદ્રમાં છત્રોરૂપી ફીણ ઉપર બાણોરૂપી નાનાં નાનાં માછલાંઓ વિશ્રામ લેતાં હતાં. ચારે તરફની ભેખડોમાં ઘોડાઓની સેનારૂપી મોટાં મોઝાંઓ ઉછળી રહ્યાં હતાં.[૨] અસંખ્ય આયુધોરૂપી નદીએ ખેંચી આણેલા સૈન્યરૂપી તેમાં મોટી ધૂમરીઓ આવતી હતી. મદમત્ત હાથીઓના સમૂહરૂપી મહા પર્વતો તેની અંદર આમતેમ ધૂમતા હતા.[૩] ચળકાટ મારતાં ચક્રોરૂપી ધૂમરીઓમાં યોદ્ધાઓનાં મસ્તકરૂપી તૃણો ધૂમરીઓ ખાતાં હતાં. રણમાં ધૂમતી તરવારોના પ્રભારૂપી પાણીને ધૂળરૂપી વાદળાંઓ પી જતાં હતાં.[૪] મકર વ્યૂહરૂપી મગરમચ્છના આવેશથી પ્રબળ યોદ્ધાઓરૂપી વહાણો ભાંગી પડતાં હતાં. પર્વતોની ધાટી ગુફાઓમાં મોટા ગડગડાટવાળો પડછંદો થઇ રહ્યો હતો.[૫] મરણ પામેલા માણસોરૂપી માછલાના પેટમાંથી બાણના કટકારૂપી ઇંડાંઓ નિકળતાં હતાં. પતાકારૂપી નાગતરંગો શસ્ત્રોરૂપી મોટા તરંગોથી કપાઇ જતા હતા.[૬] શસ્ત્રરૂપી પાણીમાં લોહીના કાળા કુંડાળાંરૂપ નાની ધૂમરીઓ દેખાતી હતી. યોદ્ધારૂપી તિમી તથા તિમિંગળો ઘણા જ મોટા આડંબરથી આમ તેમ ફરતા હતા.[૭] સેનાના યોદ્ધાઓએ શરીર ઉપર ધારણ કરેલાં લોઢાનાં બખતરોરૂપ કાળાં પાણીથી સંગ્રામસાગર ભયંકર થઇ પડયો હતો. ઘેડાના ફરવા સાથે પડતી ધૂમરીઓની રેખાઓમાં સેનાના યોદ્ધાઓનાં આભૂષણોરૂપી રત્નો નજરે પડતાં હતાં.[૮] બાણોની વૃષ્ટિરૂપી ઝાકળ વરસવાથી દિશાઓમાં અંધારુ થઇ ગયું હતું. ગણગણાટ અને ધોંધાટ એટલો બધો થતો હતો કે, ચો તરફ સર્વ પ્રકારના શબ્દો ઢંકાઇ ગયા હતા.[૯] માથાંઓના કટકાઓરૂપી છાંટાઓ ચારે તરફ ઉપરાઉપર નિચે પડતા હતા. અને પાછા ઉંચે ઉડતા હતા. ગોળાકાર ફરતાં ચક્રવ્યૂહોમાં યોદ્ધાઓરૂપી કાષ્ઠો ધૂમરી ફરતાં હતાં.[૧૦] ત્રાસદાયક ટંકાર કરનારાં ધનુષરૂપી સર્પો યોદ્ધાઓનાં શરીરને વિંટી વળીને ભીસી નાંખતાં હતાં. યોદ્ધાઓરૂપી મોઝાંઓ જાણે નિઃશંક રીતે પાતાળમાંથી બહાર નિકળતાં હોય તેવાં દેખાતાં હતાં.[૧૧] પતાકાઓ અને છત્રોરૂપી ફીણના સમુહો વેગથી વારંવાર જતા આવતા હતા તેથી યુદ્ધ સંગ્રામ ફીણ ફીણ થઇ રહ્યો હતો. વહેતી લોહીરૂપી નદીના વેગથી રથોરૂપી વૃક્ષો અંદર તણાતાં હતાં.[૧૨] લોહીના મોટા પરપોટાઓ હાથીના જેવડા થતા હતા. સેનારૂપી પ્રવાહના પૂરમાં ઘોડાઓ તથા હાથીઓરૂપી જળચરો ઉછળતાં હતાં.[૧૩] એ સંગ્રામ ગંધર્વ નગરની પેઠે લોકોને આશ્ચર્ય ઉપજાવતો હતો. એ સંગ્રામરૂપી પર્વત યોદ્ધાઓના પગના ધબકારાથી પ્રલય કાળના જેવા ભૂકંપથી કંપતો હતો.[૧૪] એ પહાડમાં યોદ્ધાઓનાં માથાંઓરૂપી પક્ષીઓ

ઉડતાં હતાં. હાથીઓની ઘટારૂપી શીખરો પડી જતાં હતાં. ભયશાળ યોદ્ધારૂપી મૃગો ભયને લીધે ધુસ ધુસ શબ્દો કરતા હતા.[૧૫] ઉડતાં બાણોરૂપી તીડોથી યોદ્ધાઓરૂપી વૃક્ષો મરણપ્રાય થઇ જતાં હતાં. ઘોડાઓરૂપી શસ્ત્રો ચોતરફ ઉછળ્યા કરતાં હતાં. પથરાયલાં બાણોરૂપી રણભૂમી મારથી નમી પડતી હતી.[૧૬] માખીઓરૂપી ભમરાઓ ગુંજારવ કરતા હતા. રણશીંગડીઓરૂપી મોટી ગુફાઓમાંથી મોટા શબ્દો થતા હતા. સૈન્યરૂપી વાદળ ઘણો વખત સુધી ચઢી આવતાં હતાં. યોદ્ધાઓરૂપી સિંહો ચારે તરફ આળોટતા હતા.[૧૭] ઉડતી ધુળરૂપી વાદળાંઓથી આકાશ છવાઇ જતું હતું. કપાઇ પડતાં સૈન્યોરૂપી શિખરોમાંથી લોહીરૂપી પાણીના પ્રવાહો નિકળ્યા કરતા હતા. મહારથીઓનાં શરીરરૂપી વૃક્ષો નિચે પડી જતાં હતાં. ખડ્ગોરૂપી ગેંડાઓ ઘણા જ ઝનુનમાં આવી જતા હતા.[૧૮] લોકોનાં પગલાંરૂપી પુષ્પો પ્રફુલ્લિત થઇને રહ્યાં હતાં. પતાકા અને છત્રોરૂપી વાદળાંઓ ચારે તરફ ચઢી આવેલાં હતાં. લોહીની પૂર બહારમાં વહેતી નદીઓમાં હાથીઓ ગર્જના કરીને પડતા હતા.[૧૯] જગતનો કોળીઓ કરવા માટે તૈયાર થયેલા એ યુદ્ધરૂપી પ્રલય કાળ વિશે ધ્વજાઓ, છત્રો, પતાકાઓ તથા રથોરૂપી નગરોનો મોટો સંહાર ચાલી રહ્યો હતો.[૨૦] આકાશમાં ઉડતાં ઝબકતાં સસ્ત્રોરૂપી ઘણા સૂર્યો ઉગ્યા હતા. મરણના ભયરૂપી મહા દુઃખને લીધે સર્વ લોકોનાં અંતઃકરણો તપી ગયાં હતાં.[૨૧] ધનુષરૂપી પુષ્કરાવર્ત મેઘમાંથી નિત્ય બાણોરૂપી પાણીની ધારાઓ પડયા કરતી હતી. શીલા ઉપર ઘસીને સજ કરેલી તરવારોની ધારરૂપ વિજળીઓએ આકાશને ઘેરી લીધું હતું.[૨૨] કપાઇ ગયેલાં પ્રાણીઓના લોહીના સમુદ્રમાં હાથીઓરૂપી મોટા પર્વતો ડૂબી જતા હતા. આકાશમાં ઉડેલા લોહીના છાંટારૂપ તારાઓ ત્યાંથી નીચે પૃથ્વી ઉપર પડતા હતા. ચક્રોની પરંપરારૂપી વાદળાંની આવજાવથી આકાશના સર્વ વિભાગો ખીચોખીચ ભરાઇ ગયા હતા. સૈન્યોના વિભાગરૂપી ભુવનો અસ્ત્રોરૂપ કલ્પાંતના અગ્નિથી બળી જતાં હતાં.[૨૩-૨૪] શસ્ત્રોરૂપી વરસાદની ચમકતી વીજળીથી પૃથ્વી અને પર્વતો ઢંકાઇ જતા હતા. મોટા હાથીઓરૂપ પર્વતો પડવાથી લોકોનાં ટોળાંઓ કચરાઇ જતાં હતાં.[૨૫] બાણોની વરસતી ધારારૂપ વાદળાંઓથી પૃથ્વી અને આકાશ ઢંકાઇ ગયાં હતાં. બન્ને મહા સૈન્યરૂપી સમુદ્રમાં ક્ષોભ ઉત્પન્ન થવાથી લોકો આડા અવળા નાશભાગ કરતા હતા.[૨૬] જેમ શસ્ત્રોનો ઉત્પાત થાય ત્યારે એક બીજાને કાપી નાંખવામાં વ્યગ્ર થયેલાં શસ્ત્રો ઉછળે તેમ શસ્ત્રો ઉછળતાં હતાં. તેથી જાણે ઉગ્ર પવને ઉંચે ઉરાડેલા પાણીના

સર્પો જેમ સમુદ્રની વચ્ચે રહેલા પર્વતનો આશ્રય કરે તેમ આ સંગ્રામરૂપી પર્વતનો આશ્રય કરતાં હતાં.[૨૭] અંદર અંદર કપાઇ જવાથી શબ્દો કરતાં, ઝળઝળતાં અને દશે દિશાઓમાં ઉછળતાં ત્રિશૂળ, તરવાર, ચક્ર, બાણુ, સાંગ, ગદા, ભુશુંડી તથા પ્રાસ વગેરે શેંકડો શસ્ત્રો પ્રલય કાળના પવનથી ઉડતાં વૃક્ષો વગેરે પદાર્થોના જેવાં જણાતાં હતાં.[૨૮]



# સર્ગ ૩૬ મો.*

## લઢવા આવેલા રાજાઓનાં તથા દેશોનાં નામ.

**श्रीवसिष्ठ उवाच**—अथ शृंगोपमानेषु स्थितेषु शरराशिषु ।
सर्वभीरुषु भग्नेषु विद्रुतेषु दिशो दश ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ ! એ પ્રમાણે સંગ્રામ ચાલતાં પૃથ્વી ઉપર પડેલાં બાણોના ઢગો પર્વતોના શિખરો જેવા ઉંચા થઇ ગયા. પરાજય પામેલા સર્વ બીકણ લોકો દશે દિશાઓમાં ભાગવા લાગ્યા.[૧] હાથીઓનાં શબોરૂપી પર્વતો ઉપર વાદળાંઓની ઘટાઓ વિશ્રાંતિ લેવા લાગી અને યક્ષો, રાક્ષસો તથા પિશાચો લોહીના સમુદ્રમાં વિહાર કરવા લાગ્યા.[૨] આ સમયે ધર્માત્મા તથા શીળ, સામર્થ્ય અને બળથી શોભનારા, શુદ્ધ અંતઃકરણવાળા, કુળમાં કમળરૂપ રણમાં પાછી પાની ન કરનારા મોટમોટા વીર પુરુષો જાણે એક બીજાને ગળી જવાને તત્પર હોય તેમ તેઓનાં દ્વંદ્વ યુદ્ધો (એક બીજાની સામે એક લઢે તે) થવા લાગ્યાં. આ વખતે જેમ મહા નદીઓનાં પૂરો એક બીજાંને મળે તેમ વીર પુરુષો એક બીજાની સામે ભેટમભેટા થયા.[૩-૪] પાંજરું જેમ પાંજરાની સાથે ભટકાય અને વનવાળો પર્વત જેમ વનવાળા પર્વતની સામે ભટકાય તેમ હાથીઓનો સમુદાય બળથી હાથીઓના સમુદાયની સામે ભટકાયો.[૫] સમુદ્રમાં જેમ ગાજતા તરંગોના સમૂહની સામે તરંગોનો સમૂહ ભેટે તેમ ઘોડાઓનો સમુદાય હણહણાટી કરતા ઘોડાઓના સમુદાયની સાથે ભેટી પડયો.[૬] જેમ પવનથી હાલકલોલક થતો વાંસનો જથ્થો પવનથી ચલાયમાન થતા વાંસના જથ્થાની સાથે ભેટે તેમ શસ્ત્રધારી પાયદળોનો સમુદાય

* આ છત્રીશમા સર્ગમાં દ્વંદ્વ યુદ્ધ વર્ણન કરતાં તે બન્ને રાજાઓની સેવામાં સહાયતા માટે જે જે દેશના રાજાઓ આવ્યા હતા તે તે દેશનાં નામોનું વર્ણન કરવામાં આવશે.

પાયદળોના સમુદાયની સાથે ભેટયો.[૭] જેમ દૈવેચ્છાથી ઉડેલું અસુરોનું નગર તેવાંજ બીજાં નગરની સાથે ભટકાઇને ભુકા કાઢી નાંખે તેમ રથોનો સમુદાય શત્રુ સેનાના રથોના સમુદાયોની સાથે ભટકાઇને તેના ભુકા ઉરાડવા લાગ્યો.[૮] આકાશને ઢાંકી દેનારી ધનુર્ધારીઓની સેના, છોડવામાં આવતાં અસંખ્ય બાણોની વૃષ્ટિથી આકાશમાં વાદળાંઓની અપૂર્વ રચના થાય, તેમ યુદ્ધ કરવા માંડી.[૯] જ્યારે આ યુદ્ધમાં ભયંકર આયુધોથી લઢવા પડવાનું માથે આવી પડયું ત્યારે બીકણ મનના કેટલાએક યોદ્ધાઓ રણરૂપી પ્રલયકાળના અગ્નિમાંથી બચવા માટે યુક્તિથી જ્યારે નાસવા માંડયા ત્યારે પ્રથમના યુદ્ધનો ક્રમ બદલાવી નાંખ્યો.[૧૦] અને ચક્રવાળા ચક્રધારીઓની સામે, તરવારવાળાઓ તરવારવાળાની સામે, ભુશુંડીવાળાઓ ભુશુંડીવાળાઓ સામે, મુશળવાળાઓ મુશળવાળાઓની સામે, ભાલાંવાળાઓ ભાલાંવાળાની સામે, ઋષ્ટિવાળાઓ ઋષ્ટિવાળાની સામે, પ્રાસવાળાઓ પ્રાસવાળાઓની સામે, મુદ્‌ગરવાળાઓ મુદ્‌ગરવાળાઓની સામે, ગદાવાળાઓ ગદાવાળાની સામે, સાંગવાળાઓ સાંગવાળાની સામે, ત્રિશૂલવાળાઓ ત્રિશૂલવાળાઓની સામે, ફરસીવાળાઓ ફરસીવાળાની સામે, લાકડીવાળાઓ લાકડીવાળાઓની સામે, પથ્થરાવાળાઓ પથ્થરાવાળાઓની સામે, પાશવાળાઓ પાશવાળાની સામે, ખીલાવાળાઓ ખીલાવાળાઓની સામે, છરીવાળાઓ છરીવાળાઓની સામે, ભિંદીપાળવાળાઓ ભિંદીપાળવાળાઓની સામે, વજ્રમુષ્ટિથી યુદ્ધ કરનારાઓ વજ્રમુષ્ટિધારીઓની સામે, અંકુશવાળાઓ અંકુશવાળાઓની સામે, હળવાળાઓ હળવાળાઓની સામે, ત્રિશૂળવાળાઓ ત્રિશૂળવાળાઓની સામે, લોઢાની કાળી સાંકળવાળા પુરુષો તેવા હથિયારવાળા પુરુષોની સાથે, લોઢાની કાળી જાળવાળા યોદ્ધાઓ લોઢાની કાળી જાળ ધારણ કરનારાઓની સામે યુદ્ધ કરવા લાગ્યા. અને પ્રલયને લીધે ક્ષોભ પામીને ઉછળતાં સાગરનાં મોઝાંઓની ઘટાઓ જેમ પરસ્પર અથડાય તેમ યોદ્ધાઓ પણ ક્ષોભ પામીને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા.[૧૧-૧૭]

તે સમયે ફરતાં ચક્રોરૂપી ઘૂમરીવાળું, બાણોરૂપી ધાટા પવનવાળું અને શસ્ત્રોરૂપી ભ્રમણ કરતા મઘરોવાળું આકાશ પ્રલયકાળના સમુદ્રની પેઠે શોભતું હતું.[૧૮] તેમાં આયુધોરૂપી મોઝાંઓ ઉછળવાથી પક્ષિઓરૂપી જળચરો વ્યાકુળ થઈ જતાં હતાં અને અંતરિક્ષરૂપી સમુદ્ર દેવોને પણ દુસ્તર થઇ પડયો.[૧૯] સેનાના મધ્યભાગમાં ઉભા રહીને વિદ્યા, બુદ્ધિબળ, શૌર્ય, અસ્ત્રો, ઘોડાઓ, રથો અને ધનુષો, આઠ દિવ્ય સાધનોથી સંપત્તિવાળા બન્ને સેનાના યોદ્ધાઓથી અરધા

યુદ્ધ કર્યા વિના ઉભા રહે અને અરધા યોદ્ધાઓ કોપ કરીને યુદ્ધ કરે તેવી રચના કરી.[૨૦] હવે લીલાના પતિ પદ્મ રાજારૂપ વિદુરથ રાજાના પક્ષમાં તેના રાજ્યની સત્તામાં રહેલા મધ્યદેશ આદિ દેશોમાંથી જે જે દેશના રાજાઓ આવ્યા હતા તેઓને કહેવા માટે અને તે તે દેશો કઇ દિશાઓમાં છે તે કહેવા માટે દિશાઓનાં અને દેશોનાં નામ હું કહું છું તે સાંભળો.[૨૧] કોશળ, કાશી, માગધ્ય, મૈથિલ, ઉત્કલ, મેખલ, કર્કર, મુદ્ર, સંગ્રામ, શૌંડક, મુખ્ય, હિમ, રુદ્રમુખ્ય, તામ્રલિપ્ત, પ્રાગ્જ્યોતિષ, વાજીમુખ, અંબષ્ઠ, પુરષાદક, વર્ણકોષ્ઠ, વિશ્વોત્ર, નાશન, વ્યાઘ્રવ, ક્રત, કિરાત, સૌવીર અને એકપાદ, આટલા દેશો તથા માલ્યવાન્, શિબિ, આંજન, વૃષભ, ધ્વજ, પદ્માન્ય અને ઉદયાચળ, આટલા પર્વતો પૂર્વ દિશામાં છે અને તે વિદુરથ રાજાની રાજસત્તા નિચે હતા.[૨૨–૨૫] ચૈદી, વત્સ, દાશાર્ણ, અંગ, વંગ, ઉપવંગક, કલિંગ, પુંડ્ર, જઠર, વિદર્ભ, મેખલ, શબરાનન, વર્ણ, કર્ણાત્રી, પૂરપૂરક, કંટસ્થળ, દીપકકોમળ, કર્ણાંધ્ર, ચૌલિક, આર્મણવત, કાકક, હેમકુંડ્ય, સ્મશ્રુધર, વલિગ્રીવ, મહાગ્રીવ, કિષ્કિંધ તથા નારિકેલ, આટલા દેશો તથા વિન્ધ્યાચળ આદિ પર્વતો અગ્નિ ખુણામાં તેની રાજસત્તા નિચે હતા.[૨૬–૨૯] વિન્ધ્યાચળ, કુસુમાપીડ, મહેંદ્ર, દર્દુર, મલય તથા સૂર્યવાન્, આટલા પર્વતો અને રાજ્યસમૃદ્ધક, અવંતી, શાંબવતી, દશપૂર, કથા, ચક્ર, રેષિકાતુર, કચ્છપ, વનવાસ, ઉપગિરિ, ભદ્રગિરિ, નાગર, દંડક, ગણરાષ્ટ્ર, સુરાષ્ટ્ર, સાહ, શૈવ, આર્ષ્યમૂક, કર્કોટ, વનબિબિલ, પંપાનિવાસી, કૈરક કર્કલીરક, સ્વૈરિક, યાસિક, ધર્મપત્તન, પંછક, કાશિક, તૃષ્ણ, ખલૂલ, યાદ, તામ્રપર્ણક, ગોનર્દક, કણક, દીનપત્તક, તામ્રીક, દંભરાકીર્ણ, સહકૈરણક, વૈતુંડક, તુંબવન, સાજીન, દ્વીપકાર્ણિક, કર્ણિકાત્ર, શિબિ કૌંકણ, ચિત્રકૂટક, કર્ણાટમંદવટક, મહા કટકિક, આંધ્ર, કોલગિરિ, આવંતિક, વિચેરિકા, ચંડાયત્ત, દેવનક, ક્રૌંચ, વાહશિલા, ક્ષારોદ; ભોનંદ, મર્દન, મલય, ચિત્રકૂટશિખર તથા લંકામાં રહેલા રાક્ષસો, આટલા દક્ષિણ દિશામાં આવેલા પ્રદેશો તથા રાજાઓ તેની સત્તા નિચે હતા.[૩૦–૩૯] મહારાજ્ય, સિંધૂ, સૌવીર, શૂદ્ર, આંભિક, દ્રાવિડ, કીકટ, સિદ્ધખંડ, કાલીરુહ, બાલ્હીક, માર્ગણ, અવંત, ધૂમ્ર, તુંબક, લાજગણ, ગિરિવાસી, અબ્ધિતોક, અને નિયુત, આટલા દેશો તથા હિમગિરિ, રેવતાચળ, જયકચ્છ અને મયવર, આટલા પર્વતો નૈર્ઋત્ય દિશામાં લીલાના પતિની સત્તા નીચે હતા. આમાં જે પર્વતો હતા તેમાં વનોનો વસવાટ હતો.[૪૦–૪૩] હવે વિદુરથ રાજાના શત્રુ સિંધુરાજાના રાજ્ય તળે જે જે દેશો હતા તેઓનાં નામો હું તમને કહું છું તે તમે

સાંભળો; મણિમાન્, કુશર્પણ, વન, અર્કેહ, મેગભવ, ચક્રવાન્, અસ્તાચળ, મુક્તા અને મણિઓથી ભરપૂર, મહેંદ્ર પર્વત તથા સેંકડો પર્વતોથી વિંટાયલો રથાશ્વપર્વત, આટલા મોટા પર્વતો તથા દર્ભના અને કાળરૂપ પંચજન, ભારક્ષતથ, પારક, શાંતિક, શૈબ્ય, સ્મરક, યાચ્છ, ગુરુત્વ, નિયમ, હૈહય, સુહ્ય, ગાય, તાજીક, હુણક, દક્ષિણ તરફના અને ઉત્તર તરફના કતકદેશની બાજુના ભાગમાં આવેલા એ કર્ક, ગિરિપર્ણ, તથા અવમ આટલા પશ્ચિમ દિશામાં આવેલા દેશો સિંધુરાજાની સત્તા નીચે હતા. આ પશ્ચિમ દિશામાં આવેલા દેશોમાં ધર્મની મર્યાદાનો ત્યાગ કરનારા મ્લેચ્છોની જાત વસતી હતી. આ સર્વ દેશોની પછી બસો યોજન સુધીની પૃથ્વી નિર્જન હતી અને તે પછી મુક્તા અને મણિયોથી ભરપૂર મહેંદ્ર નામનો પર્વત તથા સેંકડો પર્વતોથી વિંટાયલો રથાશ્વ નામનો પર્વત, આ બે પર્વતો હતા. તે પર્વતોની પછી ભયંકર મહાસાગર હતો અને તેના તીર ઉપર પારિયાત્ર નામનો પર્વત હતો. આ સર્વ દેશો અને પર્વતો એ જ રાજાની સત્તા નીચે હતા.૪૪-૫૦ ગિરિમતી, વેણુપતિ, નરપતિ, ફલ્ગુણક, માંડવ્ય, અનેક નેત્રક, પુરુકુંદ, પાર, ભાનુમંડળ, ભાવન, વન્મિલ, નલિન, જેમાં રહેનારાનાં અંગો તથા કેશ લાંબા થતા હતા તે દીર્ઘ દેશ, રંગ, સ્તનિક, અન્ય, ગુરુહ, ચલુહ તથા ગાયો, બળદો અને પુત્રોને ખાઈ જનારી સ્ત્રીઓવાળો દેશ (સ્ત્રીરાષ્ટ્ર), આટલા દેશો, વાયુ ખુણામાં સિંધુરાજાની સત્તા નીચે હતા.૫૧-૫૩ હિમાલય, ક્રૌંચ, મધુમાન, કૈલાસ, વસુમાન અને મેરુ, આટલા પર્વતો તથા મદ્રવારેવ, યોધેય, માલવ, શૂરસેનક, રાજન્ય, અર્જુનાતનય, ત્રિગર્ત, એકપાદ શુદ્ર, મવલ, સ્વસ્તવાસી, અબલ, પ્રબલ, શાક, ક્ષેમધૂર્તિ, દશધાન, ગાવસન્ય, દંડાહ, બ્યસન, ધાનદ, સરક, વાટધાન, અંતર્દ્વીપ, ગાંધાર, અવંતી, શૂર, તક્ષશિલા, વીલવ, ગોધની, પુષ્કરાવર્તના પેટામાં આવેલો યશોવતી, નાભિમતી, તિક્ષા, કાલવર, કાહક નગર, સુરભુતિ નામનું નગર, રતિકાદર્શ, અંતરાદર્શ, પિંગલ, પાંડવ્ય, યામુન, યાતુધાનક, માનવ, નાગન, હેમતાલ, સ્વસ્વમુખ, એટલા ઉત્તર દિશામાં આવેલા દેશો તેના રાજ્ય નીચે હતા. એ દેશો પછી હિમાલય, વસુમાન, ક્રૌંચ અને કૈલાસ, આ ચાર પર્વતો હતા.૫૪-૬૨ તે પછી મનુષ્ય વિનાની આઠ હજાર યોજનમાં વિસ્તારવાળી પૃથ્વી હતી. કાલુત, બ્રહ્મપુત્ર, કુણિક, ખદિન, માલવ, રંધ્રરાજ્ય, વન, રાષ્ટ્ર, કેડવસ્વ, સિંહપુત્ર, વામન, સાવાકચ્ચ, અપલેવહ, કામિર, દરદ, અભિસાસદ, જાર્વાદ, પલોલ, કુવિ, કોતુક, કિરાત, પામુપાત અને દીન, આટલા ઇશાન ખુણમાં આવેલા દેશો તેની સત્તામાં

હતા. અને તે પછી એ દિશામાં સુવર્ણની પૃથ્વી હતી.[૬૩-૬૬] તે પછી અત્યંત શોભાવાળી દેવસ્થળના ઉપવનની પૃથ્વી હતી. ને તે પછી વિશ્વાવસુનું ઉત્તમ મંદિર હતું, તે પછી કૈલાસની ભૂમિ હતી અને તે પછી વિદ્યાધરોના અને દેવોના વિમાન જેવી ભૂમિવાળો મંજુલવન નામનો પર્વત હતો.[૬૭]



# સર્ગ ૩૭ મો.*

## દ્વંદ્વ યુદ્ધમાં યોદ્ધાઓનો જય પરાજય.

**श्रीवसिष्ठ उवाच—रणे रभसानिर्लूननरवारणदारुणे ।**

**अहंपूर्वमहंपूर्वमितिवृंदानुपातिनि ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે, હે રામ! અગ્નિમાં ઉતાવળ કરીને પ્રયત્નથી પેસતાં પતંગીઓ જેમ બળીને ભસ્મ થઇ જાય છે તેમ એ રણસંગ્રામ, કે જેમાં માણસો અને હાથીઓ તુરત કપાઇ જવાથી દારુણ થઈ પડયો હતો તે રણ સંગ્રામમાં, યોદ્ધાઓ હું પ્રથમ જાઉં, હું પ્રથમ જાઉં, એમ કહીને સેનાઓનાં ટોળાંઓ ઉપર તૂટી પડતા હતા. તે રણ સંગ્રામમાં પ્રયત્નથી પ્રવેશ કરતા ઉપર કહેલા યોદ્ધાઓ અને બીજા યોદ્ધાઓ નાશ પામતા હતા.[૧-૨] આ રણ સંગ્રામમાં વિદુરથ રાજાના પક્ષમાં બીજા કેટલાએક મધ્ય દેશના રહેનારા પણ હતા. તેઓનાં નામો મેં તમને કહ્યાં નથી, તે તેઓનાં નામો હું કહું છું તે સાંભળો.[૩] તદ્દેહિક, શૂરસેન, ગુડ, અશ્વધ, નાયક, ઉત્તમજ્યોતિ, ભદ્ર, મદ્દ, મધ્યમિકઆદિ, સાલૂકાંકાદ્ય, માલાસ્ય, દૌર્દ્રોય, પિપ્પલાયન, પાંડવ્ય, પાંડુ નગર, સૌગ્રીવાદ્ય, ગુરુગ્રહ, પારિયાત્ર, કુરાષ્ટ્ર, યામુન, ઉદુંબર, રાજ્યાક્ષ, ઉજ્જિહાન, કાલકોટિક, માથુર, પાંચાલ, ધર્મારણ્ય, ઉત્તર દક્ષિણ પાંચાલક, પાંચાલક, કુરુક્ષેત્ર અને સારસ્વત ઇત્યાદિ દેશોના ઘણા લોકો વિદુરથ રાજાની સેનામાં હતા.[૪-૭] કુંતી દેશ અને પાંચ નદ દેશના લોકોએ ફેંકેલાં શસ્ત્રોના મારથી ભાગતી અને ધ્રૂજતી અવંતી દેશના રાજાની રથોની પંક્તિ ભૈરવજપના ખાડામાં પડીને નાશ પામી.[૮] વસ્ત્રવતી યોદ્ધાઓએ કાપી નાખેલા અને ધરતી ઉપર પડેલા ક્રોશ બ્રહ્માવસાનના યોદ્ધાઓને

* આ સાડત્રીશમા સર્ગમાં મધ્ય દેશને વિશે આવેલા દેશોનાં નામો અને દ્વંદ્વયુદ્ધમાં તેતે દેશના રહેનારા લોકોનો જય પરાજય કહેવામાં આવશે.

મદોન્મત્ત હાથીઓએ કચરી નાખ્યા.[૯] જેઓનાં પેટ તથા માથાંઓ શસ્ત્રોથી વિંધાઇ ગયાં હતાં એવા દારાપુરના રહેનારા શૂરાઓને બાણક્ષિતિના યોદ્ધાઓએ એક યોજન સુધી તેઓની પાછળ દોડીને તેઓને પાણીના ધરોમાં ડૂબાડી દીધા.[૧૦] શત્રુઓએ પેટ ચીરી નાખવાથી તેમાંથી આંતરડાંઓની માળા નિકળી પડી, તેનાથી વિંટાઇ ગયેલા શાંતિક દેશના યોદ્ધાઓ જડ થઇને પૃથ્વી ઉપર પડી ગયા. અને રાત્રિને વિશે પિશાચો તેઓને ભચડ ભચડ કરીને ચાવી ગયા.[૧૧] સંગ્રામરૂપી યુદ્ધમાં દિક્ષા ગ્રહણ કરીને સિંહનાદો કરતા ભદ્રગિરિના યોદ્ધાઓએ મરકના રહેનારા યોદ્ધાઓને પાણીથી ભરેલા ખાડામાં જેમ કાચબાઓને નાખી દે તેમ પાણીના ખાડાઓમાં નાખી દીધા.[૧૨] મહા શત્રુઓને નસાડનારા છતાં પણ નાસતા અને લોહી લોહી ભરેલા દંડિકા નગરીના રહેનારાઓને હૈહય લોકોએ પવનો જેમ વાત-પ્રમી નામનાં હરિણોને દોડાવે તેમ દોડાવ્યા.[૧૩] હાથીઓનાં દંતોસળથી ભેદાઇ ગયેલા અને શત્રુઓનો સંહાર કરનારા દરદના યોદ્ધાઓને લોહીની મોટી નદી જેમ ઝાડનાં પાંદડાંઓને તાણી જાય તેમ તાણી ગઇ.[૧૪] બાણોએ ચાવી લીધેલા અને શિથિલ જીવનવાળા વૃદ્ધ ચિનાઓએ પોતાનાં શરીરોને ભારરૂપ જાણીને સમુદ્રમાં પડતાં મૂકયાં.[૧૫] કર્ણાટક દેશના મહા બળવાન્ યોદ્ધાઓએ ઉડાડેલાં ભાલાઓથી માથા વિનાના થયેલા નલદના રહેનારા શૂરવીર યોદ્ધાઓ પ્રભાતમાં જેમ તારાઓ વિંખાઇ જાય તેમ વિંખાઇ ગયા.[૧૬] મધરનાં ટોળાં જેવા દેખાતા મોટા મોટા હાથીઓએ જ્યારે વેગથી શસ્ત્રોનો નાશ કરી નાખ્યો ત્યારે દાશકના અને શકના યોદ્ધાઓએ લોકોના પરસ્પર એક બીજાના ચોટલાઓ પકડીને યુદ્ધ કરવાનો આરંભ કર્યો અને ગર્જના કરવા માંડયા.[૧૭] પાશદેશના લોકોએ નાખેલી સાંકળોરૂપી જાળોથી ડર ખાઇગયેલા દશાર્ણ દેશના યોદ્ધાઓ જેમ નેતરના મૂળ ભાગમાં રહેનારાં માછ-લાંઓ ગારામાં ખુંચી જાય તેમ લોહીના ગારામાં ખુંચી ગયાં.[૧૮] રણભૂમિ ઉપર તંગણ દેશના યોદ્ધાઓએ તરવારો અને ખીલાઓ ઉગામીને ગુજરાતના યોદ્ધાઓનો નાશ કરી નાખ્યો અને તેઓની સ્ત્રીઓના કેશો કાપી નાખ્યા.[૧૯] હાથમાં રહેલાં શસ્ત્રોને ઉંચા કરીને ઉભેલા અને મોટા યોદ્ધાઓની વચ્ચેથી બહાર નિકળેલા અને વીર પુરુષોનાં શસ્ત્રોની કાંતિઓરૂપ વિજળીઓવડે મેઘના જેવા દેખાતા નિગડ દેશના યોદ્ધાઓએ મેઘ જેમ વનોના ઉપર પાણીની ધારાઓની વૃષ્ટિ કરે, તેમ ગુહ દેશના યોદ્ધાઓના ઉપર બાણોની વૃષ્ટિ કરવા માંડી.[૨૦] બળદોનું ટોળું જેમ લીલા ઘાસ ઉપર તૂટી પડે તેમ શત્રુઓ ભુશુંડીઓના સમૂહના પ્રકાશથી કાળા રંગના

થયેલા સૂર્યને ઉત્પાત રૂપ માનીને અત્યંત ત્રાસ પામતા આભીરદેશના યોદ્ધાઓ ઉપર તૂટી પડયા.[૨૧] ગૌડદેશના યોદ્ધાઓએ નહોર ભરાવીને તથા કેશો ખેંચીને સુંદર સુવર્ણના જેવી શોભાયમાન તામ્ર નામના યવનોની સેનાને મારી નાંખી.[૨૨] ભાસક દેશના યોદ્ધાઓએ તંગણદેશના યોદ્ધાઓને યુદ્ધમાં પર્વતોને પણ ફાડી નાખનારાં અને શબ્દો કરતાં અસંખ્યાત ચક્રોથી કાપી નાખીને તેના કકડાઓને, કંક અને ગરજ પક્ષીઓનાં ટોળાંને વહેંચી આપ્યા.[૨૩] ગૌડ દેશના યોદ્ધાઓ લાકડીઓ ઉછાળવા માંડયા તેથી જે ગુડ ગુડ એવો શબ્દ થવા માંડયો તે સાંભળીને ગાયોની પેઠે રાંક થઇ ગયેલા ગાંધાર દેશના યોદ્ધાઓ પણ દ્રવિડ દેશના યોદ્ધાઓની પેઠે નાશી ગયા.[૨૪] પર્વતોમાંથી નીચે ઉતરતા આકાશમાં ચાલતા સમુદ્રની પેઠે શોભતા તથા કાળાં વસ્ત્ર ધારણ કરનારા શક જાતના યોદ્ધાઓના સમૂહે પારસીક દેશના—ઇરાન દેશના યોદ્ધાઓને રાત્રિને વખતે ઘાટા અંધારાથી ભ્રાંતિ ઉત્પન્ન કરી.[૨૫] ઇરાની શત્રુઓરૂપી હિમાચળના શિખરો ઉપર શક લોકોએ મારેલાં શસ્ત્રો તે વખતે મંદરાચળના જોસભેર ફરવાથી જેનું સ્વચ્છ દૂધ ઉછળતું હતું એવા ક્ષીર સમુદ્રમાં તે સમયે રહેલાં મંદરાચળનાં વનોના જેવાં શોભવા લાગ્યાં.[૨૬] પૃથ્વી ઉપર ઉભેલા જે લોકો શસ્ત્રોના સમૂહને આકાશમાં ઉછળતા મેઘના જેવો દેખતા હત તે શસ્ત્રના સમૂહને સ્વર્ગમાં ઉભેલા લોકો સમુદ્રમાં ઉછળતાં મોટાં મોજાં જેવે, દેખતા હતા.[૨૭] તે સમયે આકાશરૂપી વન ધોળાં છત્રોને લીધે જાણે સેંકડો ચંદ્રવાળું થઇ ગયું હોય, બાણોના સમૂહોને લીધે જાણે તીડોથી ભરપૂર થઇ ગયું હોય અને સાંગોને લીધે જાણે અવકાશ વિનાનું હોય એવું દેખાતું હતું.[૨૮] કેકળ દેશના અને કંક દેશના લોકોએ યુદ્ધ સમયે મદિરાપાન કરીને ભારે કોળાહળ કરતા શત્રુઓનાં મસ્તકોને આકાશમાં ઉરાડીને કંક પક્ષીઓની પાસે તે ખવરાવી દીધાં.[૨૯] અંગદેશના યોદ્ધાઓએ, મોટો આક્રંદ કરી મૂકીનેજ કિરાત દેશની સેનારૂપી કુમારિકાઓના મનોરથોનો નાશ કરી નાખીને ભેરવોની પેઠે ગર્જના કરી મૂકી.[૩૦] કાશ દેશના યોદ્ધાઓએ કોઇ પણ જાણે નહીં તેમ માયાવી પક્ષીઓ થઇને જેમ ભયંકર પવનો ધૂડને ઉરાડે તેમ પાંખોવતી તદ્દેહકદેશના યોદ્ધાઓને ઉંચે ઉરાડી દીધા.[૩૧] શત્રુઓએ જેઓનો સંહાર કરી નાંખ્યો હતો એવા નાર્મદ દેશના યોદ્ધાઓ મારથી ગાંડા થઇ ગયા અને રણ ઉપર પોતાનાં શસ્ત્રો તથા વસ્ત્રોને નાખી દઇને લોકોને હસવું આવે તે રીતે નાચવા લાગ્યા, હસવા લાગ્યા અને ગાવા લાગ્યા.[૩૨] જેની ઘુઘરીઓ શબ્દ કરતી હતી એવી સાંગોની વૃષ્ટિ થવા માંડી કે શાલ્વ દેશન

યોદ્ધાઓએ બાણોરૂપી પવનોથી તેને ઉરાડી દઇને ઝીણા ઝીણા છાંટા જેવી કરી નાખી.[૩૩] ભાલાઓને ઘુમાવતા કુંતીદેશના યોદ્ધાઓએ કાપીને કચરી નાખીને શબરૂપ કરેલા શૈબ્યદેશના યોદ્ધાઓ સ્વર્ગમાં જતી વખતે વિદ્યાધરોના જેવા દેખાતા હતા.[૩૪] યુદ્ધ ભૂમિ ઉપર આવીને ઉભી રહેલી, ધીરતાવાળી અહીનદેશની સેનાએ પાંડુ દેશના યોદ્ધાઓને પોતે જાણે પાછા જતા હોય એવો ડોળ દેખાડીને તેઓને લૂંટી લીધા.[૩૫] હાથીઓ જેમ વૃક્ષોને તોડી પાડે તેમ પાંચ નદદેશના મદમત્ત યોદ્ધાઓએ ભાલાંઓ, હાથીદાંતો અને વૃક્ષોવતી મહા યુદ્ધ કરનારા તદૈલક દેશના યોદ્ધાઓને મારી નાખ્યા.[૩૬] નીળદેશના યોદ્ધાઓએ ચક્રો અને કરવતોથી ઘોડાઓની સાથે કાપી નાખેલા અને ધરતી ઉપર ઢળી પડેલા બ્રહ્માવત્સનક દેશના યોદ્ધાઓ પૃથ્વી ઉપર પડેલા પ્રફુલ્લિત વૃક્ષોના જેવા શોભતા હતા[૩૭] જહર દેશના યોદ્ધાઓએ કુહાડાઓથી શ્વેતકાક દેશના મુખ્ય સૈન્યને કાપી નાંખ્યું અને પડોશમાં ઉભેલા ભદ્રદેશના રાજાએ બાણોરૂપી અગ્નિથી તે જહર દેશના યોદ્ધાઓને બાળીને ભસ્મ કરી નાખ્યા.[૩૮] બંધીખાનું અથવા બંધન સ્તંભ ન હતો છતાં પણ મતંગજ દેશના યોદ્ધાઓરૂપી ઘરડા હાથીઓ કાષ્ઠ યોધ દેશની સેનામાં બંધાઇ ગયા અને પૂર જોસથી બળતા અગ્નિ વિશે જેમ કાષ્ઠો બળી જાય તેમ તે યુદ્ધમાં લય પામ્યા,[૩૯] ત્રિગર્ત દેશના યોદ્ધાઓએ પકડી પાડેલા મિત્રગર્ત દેશના યોદ્ધાઓ પોતાનાં શરીરનો ઉપરનો ભાગ જે તૃણના જેવો હળવો હતો, તેને આમ તેમ હલાવીને જાણે પાતાળના છેડામાં પેસી જવાની ઇચ્છા રાખતા હોય તેમ ઉંધે માથે ધરતી ઉપર ગબડી પડયા.[૪૦] મંદ શક્તિવાળા ઘરડા હાથીઓ જેમ ગારામાં ખુતી જાય, તેમ મંદ શાક્તવાળા વનિલ દેશના યોદ્ધાઓ અલ્પ પવનથી ચંચળ થતા સમુદ્રની પેઠે શોભતા માગધ દેશના સૈન્યમાં ખુતી ગયા.[૪૧] તડકાઓ જેમ રસ્તામાં વેરાઇ પડેલાં પુષ્પોના સુકુમારપણાને હરી લે છે. તેમ ચેદી દેશના યોદ્ધાઓએ રણ ઉપર રહેલા તંગણ દેશના યોદ્ધાઓની ચેતનાને હરી લીધી.[૪૨] પૌરવ દેશના યોદ્ધાઓનો કોળાહળ સહન ન કરી શકતા અને કાળના જેવા મહા પરાક્રમી કોસલ દેશના યોદ્ધાઓ, પૌરવ લોકોએ કરેલી ગદાઓની, પ્રાશોની, બાણોની અને સાંગોની અતિ વૃષ્ટિથી બહુ જ ખિન્ન થઇ ગયા.[૪૩] પૌરવ લોકોનાં ભાલાંઓથી પોતાનાં અંગો કપાઇ જતાં છતાં પણ આશ્ચર્ય ન પામનારા અને ધાટાં લોહીથી ખરડાયલા હોવાથી ઉગતા સૂર્યના જેવા લાગતા કૌસલ દેશના યોદ્ધાઓ જેમ પર્વતો ઉપર પરવાળાનાં વૃક્ષો કંપે તેમ રણભૂમિ

ઉપર કંપવા માંડયા.[૪૪] પવનથી કંપી ઉઠેલાં અને ભમરાઓના સમૂહોથી વિંટાયલાં વાદળાંઓ જેમ આકાશમાં ભટકે તેમ બાણોના સમૂહથી કંપી ઉઠેલા અને મોટા મોટાં શસ્ત્રોથી વિંટાયલા કૌસલ લોકો યુદ્ધભૂમિ ઉપર આમતેમ ભટકવા લાગ્યા.[૪૫] તે યુદ્ધ વખતે એ યોદ્ધાઓના ગર્જના કરતા હાથીઓ બાણોરૂપી જળધારાને ધારણ કરવાથી મેઘના જેવા દેખાતા હતા. બાણોરૂપી ઉનથી ભરપૂર હોવાને લીધે ઘેટા જેવા લાગતા હતા અને બાણોરૂપી પાંદડાંઓથી વિંટાયેલા હોવાથી વૃક્ષોના જેવા દેખાતા હતા. તે ચોતરફ દોડવા લાગ્યા.[૪૬] વનરાજ્ય દેશના યોદ્ધાઓરૂપી જરાથી જીર્ણ થઇ પડેલા કંદાક સ્થળ દેશના યોદ્ધાઓ ઘણા જ ખેંચાવાથી કોમળ તાંતણાની પેઠે ત્રૂટી ગયા.[૪૭] રથોનાં પૈડાંઓ લોહીથી ભરેલા ખાડાઓમાં ખુતી જવાથી તે રથોના ઉપર ઘણા યોદ્ધાઓ મેઘમંડળ જેમ વનના પર્વતો ઉપર ત્રૂટી પડે તેમ ત્રૂટી પડવા લાગ્યા.[૪૮] શાલ તથા ગલ દેશના ઘણા યોદ્ધાઓનો સમાજ મળવાથી વનના જેવી થઇ પડેલી રણભૂમિ ઉપર હાથો કપાઇ જવાથી તાડના જેવા અને માથાંઓ કપાઇ જવાથી ઝાડના ઠુંઠા જેવા દેખાવા લાગ્યા.[૪૯] મદમાતા યૌવનવાળી અને મહા વીર પુરુષોને પ્રાપ્ત થયેલી નંદનવનની અપ્સરાઓ આનંદથી મેરુપર્વતના વનોમાં તથા ઉપવનોમાં ગીત ગાવા લાગી.[૫૦] આનંદમાં આવીને મોટા શબ્દો કરતું શત્રુ પક્ષનું સૈન્યરૂપી વન જ્યાંસુધી સામા પક્ષરૂપ પ્રલયકાળના અગ્નિની જવાળા પહોંચી નહતી ત્યાં સુધી જ શોભતું હતું.[૫૧] પિશાચની પેઠે અનેક પ્રકારનાં રૂપો ધારણ કરનારા કામરૂપ આદિ દેશના યોદ્ધાઓની સાથે રણ ઉપર યુદ્ધ કરનારા, કપાઈ ગયેલા અને તેઓના ભૂતોએ જેઓનાં શસ્ત્રો છીનવી લીધાં હતાં એવા દાશાર્ણ દેશના યોદ્ધાઓ વાછરડાંઓ જેમ નાના નાના છોડવાઓને છુંદીને નાશી જાય તેમ આડા ઉભેલા કર્ણ દેશના યોદ્ધાઓને પાડીને નાશી ગયા.[૫૨] તાજીગીપવન દેશના યોદ્ધાઓના બળથી જેઓનો રાજા રણમાં મરણ પામ્યો હતો એવા કાશી દેશના યોદ્ધાઓ ગ્રીષ્મઋતુના બળથી જેમ કમળો કાંતિ વિનાનાં થઇ જાય તેમ કાંતિ રહિત થઇ ગયા હતા.[૫૩] કોસળ દેશના યોદ્ધાઓએ તુશાક દેશના યોદ્ધાઓને બાણો, સાંગો, તરવારો અને મુદ્‌ગરોથી ઢાંકી દીધા. નરક દેશના યોદ્ધાઓએ કટકચ્છલન દેશના યોદ્ધાઓને મારવા માંડયા તેથી તેઓ નાશી ગયા.[૫૪] પ્રસ્થવાસ દેશના યોદ્ધાઓએ રણભૂમિ ઉપર ઉભા રહીને ઘેરી લીધેલા ક્રૌંત ક્ષેત્રના યોદ્ધાઓ ખળ પુરુષોએ દબાવી દીધેલા ગુણોની પેઠે અત્યંત અશક્ત થઈ પડયા.[૫૫] કમળને વીણનારા પુરુષો જેમ

સરોવરમાંથી હાથવતી કમળોને તોડીને નાશી જાય તેમ દ્રોપી દેશના યોદ્ધાઓ બાહુધાન દેશના યોદ્ધાઓનાં માથાંઓને એક ક્ષણમાં ભાલાંથી કાપી લઇને તુરત નાશી ગયા.[૫૬] સરસ્વતી નદીના તીર ઉપર વાસ કરનારા સુભટો સાયંકાળ સુધી યુદ્ધ કર્યાં છતાં પણ, મહાપંડિતો જેમ આખો દિવસ વાદ કર્યાં છતાં પણ ગભરાઇ જાય નહીં ને પરાજય પામે નહીં તેમ તેઓ ગભરાયા નહીં તેમ પરાજય પણ પામ્યા નહીં.[૫૭] શત્રુઓએ ખર્વગ દેશના યોદ્ધાઓને નસાડયા હતા તોપણ તેઓ પાછા લંકાના રાક્ષસોની સહાયતા મળવાથી જેમ હરી જવાને તૈયાર થયેલા અગ્નિઓ પાછા લાકડાંની સહાયતા મળવાથી પરમ તેજને પામે તેમ તેઓ પણ પાછા તેજને પામ્યા. પણ હે રામ! આ મહા યુદ્ધનું શેષ નાગ પણ પોતાની બે હજાર જીભથી સંપૂર્ણ વર્ણન કરવાને સમર્થ નથી. ત્યારે હું એક જીભવાળો છું તે કેટલું વર્ણન કરી શકું? હું તો વર્ણન કરતાં ખરેખર વ્યાકુલ થઇ ગયો છું.[૫૮-૫૯]

# *સર્ગ ૩૮ મો.

## રણભૂમિના બીભત્સપણાનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच–एवमत्याकुले युद्धे सास्फोटभयसंकुले ।**
**आदित्ये तमसा वृद्धे चटत्काठिनकंकटे ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; એ પ્રમાણે વિજય પામેલાઓના સિંહનાદોથી તથા હારેલાઓના ભયભરેલા હાહાકારથી ભરપૂર, મહા પ્રબળ યુદ્ધ ચાલવા માંડયું. તે વખતે સૂર્ય, રજ વગેરેના અંધારાથી મંદ પડી ગયો. શરીરમાંથી ટપકતાં રુધિરોને ઢાંકનારાં બખતરોમાંથી રુધિરો ટપકવા માંડયાં. એક ઠેકાણેથી ગોફણોમાંથી પથ્થરોની વૃષ્ટિ બીજી તરફ થઇ રહી હતી. સાયંકાળ થવાથી નદીઓમાં ઉગેલી કમલોની પંક્તિઓ સંકોચ પામવા માંડી.[૧-૨] બાણોના આગલા અને પાછલા ભાગે પરસ્પર મળી જવાથી ઉડતા અગ્નિના તણખાવાળી બાણોરૂપ નદીઓ ઘણે દૂર સુધી જતી હતી અને વળી પાછી વળતી હતી.[૩] કપાઇ પડેલાં તણાતાં માથાંરૂપી કમળોવાળી, ચક્રોરૂપી ઘૂમરીઓવાળી, કાંતિરૂપી તરંગોવાળી અને શસ્ત્રોના સમૂહ-

* આ આડત્રીશમા સર્ગમાં સેનાઓના પાછાં ફરવાનું અને રણભૂમિના બીભત્સપણાનું વર્ણન કરવામાં આવશે.

રૂપ આકાશ ગંગાઓથી આકાશરૂપી મહાસાગર ભરપૂર થઇ ગયો હતો.[૪] વાયુના જેવો સણકારો કરતાં શસ્ત્રોના સમૂહોને જોઇને વાનરાઓ વર્ષાઋતુની ભ્રાંતિથી કામાતુર થઇ જતા હતા. તે શસ્ત્રના સમૂહોથી સિદ્ધ લોકો વચ્ચે મરી જવાના સંદેહમાં પડી જતા હતા.[૫] આ સમયે માત્ર પોતાનો આઠમો ભાગ અવશેષ રહેવાથી તડકો મંદ પડી ગયો અને મધુર થઇ પડેલો દિવસ, યોદ્ધા જેમ શસ્ત્ર વાગવાથી ક્ષીણ થઇ જાય તેમ ક્ષીણ થઇ ગયો અર્થાત્ સાયંકાળનો સમય થયો.[૬] ઘોડાઓ તથા હાથીઓ થાકી ગયા. સૂર્ય અસ્ત થવાની સાથે શસ્ત્રોના ચળકાટો પણ મંદ પડી ગયા. અને દિવસના પ્રતાપની સાથે સેનાનો પ્રતાપ પણ મંદ થઇ ગયો.[૭] આ વેળા બન્ને સેનાના સેનાપતિઓએ મંત્રીઓની સાથે વિચાર કરીને યુદ્ધ બંધ રાખવાનું કહેવરાવવા માટે એક બીજાની પાસે દૂતો મોકલ્યા.[૮] અને સર્વનાં યંત્રો, શસ્ત્રો, અને પરાક્રમો પરિશ્રમને લીધે મંદ પડી ગયાં હતાં. તેથી બન્ને સેનાવાળાઓએ તે સમયે યુદ્ધ બંધ કરવાનું જ સ્વીકારી લીધું.[૯] તે પછી બન્ને સેનાનો અક્કેકો પુરુષ ધ્રુવ જેમ ઉંચા સ્થાનમાં રહેલ છે તેમ મોટા રથની ઉંચી ધ્વજાની પાસે ગોઠવેલાં ઉંચાં સ્થાનમાં ચઢયો અને પછી રાત્રિ જેમ કિરણોથી લાંબા લાગતા ચંદ્રને ફેરવે છે તેમ તે બન્ને જણાએ યુદ્ધ કરવાની સૂચના કરવા માટે સર્વ દિશાઓમાં ધોળાં વસ્ત્રો ફેરવ્યાં અર્થાત્ યુદ્ધ બંધ કરવાની સૂચના કરી.[૧૦-૧૧] તે સમયે મહા પ્રલયની શાંતિ વખતે બળી જતા પુષ્કરાવર્ત નામના મેઘો જેમ ગાજી ઉઠે તેમ પોતાના પડછંદાઓથી દિશાઓને વ્યાપ્ત કરી દેનારાં દુંદુભીઓ પણ ગડગડાટ વાગવા લાગ્યાં.[૧૨] તળાવોમાંથી જેમ અટકયા વિના નદીઓનો પ્રવાહ ચાલે છે તેમ બાણ વગેરે શસ્ત્રોની નદીઓનો પ્રવાહ પણ વિશાળ આકાશમાં અટકયા વિના સહેલાઇથી ચાલવા માંડયો.[૧૩] પૃથ્વીકંપ પછીથી જેમ વનોનું કંપવું, હલકું પડી જાય છે અને વર્ષાઋતુ પછી જેમ સમુદ્રનું ઉછળવું બંધ પડી જાય છે તેમ જ યોદ્ધાઓના હાથરૂપી વૃક્ષોનું ચાલવું પણ ધીરે ધીરે ઓછું થઇ ગયું.[૧૪] પ્રલયને અંતે જેમ પ્રલયકાળના મહાસાગરમાંથી પાણીનો સમૂહ ચારે દિશાઓમાં ચાલી નિકળે છે તેમ બન્ને સેનાઓ રણભૂમી ઉપરથી ચાલી નિકળી.[૧૫] મંદરાચળના નિકળી જવાથી જેમ ક્ષીરસાગર શાંતિને પામ્યો હતો તેમ જેઓનું ભટકવું બંધ પડયું હતું એવાં બન્ને સૈન્યો ધીરે ધીરે શાંત થયાં.[૧૬] અને રણભૂમિ ક્રમે ક્રમે થોડા જ સમયમાં ખાલી થઇ જવાથી પૂતનાના પેટ જેવી ભયંકર અને અગસ્ત્યે ખાલી કરેલા

સમુદ્રના જેવી શૂન્ય જ થઇ પડી.[૧૭] એ રણભૂમિ ઉપર મડદાંઓના ઢગલાઓ પડયા હતા. લોહીની પુષ્કળ નદીઓ વહેતી હતી, તમરાંઓ જેમ વનમાં તમતમ કર્યાં કરે છે તેમ મરી ગયેલાંનાં સગાંઓ રડાકુટ કરતાં હતાં.[૧૮] લાહીની વહેતી નદીઓમાં તરંગોની ઘુઘવાટી ચાલી રહી હતી. ગભરાઇ ગયેલાં જીવતાં મનુષ્યને અર્ધાં મુવેલાં મનુષ્યો ચીસો પાડીને બોલાવતાં હતાં.[૧૯] મરેલાઓ અને અર્ધમરેલાઓના શરીરમાંથી લોહીના પ્રવાહો ચાલ્યા જતા હતા, જીવતાં મનુષ્યોની પીઠ ઉપર પડેલાં શબો પહેલાંની પીઠ હાલવાને લીધે પેલાં શબો હલવાથી પોતાના સજીવનપણાની ભ્રાંતિ ઉપજાવતાં હતાં.[૨૦] મોટા મોટા હાથીઓના શબોના ગંજોને મેઘ જાણીને તેના ઉપર વાદળાંઓ બેસતાં હતાં. વીખાયલા રથોના ઢગો આડા અવળા પડેલા હતા તેથી વાયુવડે કપાઇ ગયેલાં વૃક્ષોવાળાં વનોના જેવા દેખાતા હતા.[૨૧] ચાલતી લોહીની નદીઓના વેગથી રણભૂમિ ઉપર હાથી અને ઘોડાઓ તણાતા હતા. બાણો, સાંગો, ઋષ્ટિઓ, મૂશળો, ગદાઓ, પ્રાશો ને તરવારોના ઢગલાથી ઘણીજ સાંકડ થઇ પડી હતી.[૨૨] રણભૂમિના પ્રદેશો, પલાણોથી, અંગરખાંઓથી, કમરપટ્ટાઓથી તથા બખ્તરોથી ઢંકાઇ ગયા હતા. શબોનાં શરીરો, ધ્વજાઓનાં વસ્ત્રોથી અને ચામરોથી ઢંકાઇ ગયાં હતાં. પવન, ઉંચી થયેલી કૃણાના જેવાં અને ઉઘાડાં માથાઓરૂપી કુંજમાં પ્રવેશ કરીને ઘુઘુ શબ્દ કરતો હતો. શબના ઢગલારૂપી પરાળોમાં પિશાચો સુતેલા નજરે પડતા હતા.[૨૩–૨૪] મુકુટોની, હારોની અને બાજુબંધોની કાંતિથી હજારો ઇંદ્ર ધનુષના જેવો પ્રકાશ થઇ રહ્યો હતો. કુતરાંઓ અને શિયાળવાંઓ પોતાના આગલા પગથી આંતરડાંઓની લાંબી તથા ધાટી દોરીઓને ખેંચતાં હતાં.[૨૫] જેઓના દાંતોની ડોઢ ઉખડી ગઇ હતી એવા કંઠપ્રાણ મનુષ્યો લોહીના કયારડાઓમાં પડયાં પડયાં કરાંઝતાં હતાં તેથી રણક્ષેત્ર ગાજી રહેલું હતું. જીવતાં માણસોરૂપી દેડકાંઓ રુધિરના કાદવમાં ખુંચી ગયાં હતાં.[૨૬] રણભૂમિ ઉપર બહાર નિકળી પડેલી યોદ્ધાઓની હજારો આંખો અંગરખામાં કરેલા બુટ્ટાઓના જેવી દેખાતી હતી. અને ઘોર એવી લોહીની સેંકડો નદીઓમાં હાથ અને સાથળરૂપી લાકડાંઓ તણાતાં હતાં.[૨૭] કુટુંબીઓ શોકથી રાડો પાડીને મરેલાં અને અર્ધ મરેલાં મનુષ્યોને વિંટીવળીને બેઠાં હતાં અને બાણો, આયુધો, રથો, ઘોડાઓ, હાથીઓ, અને તેઓનાં પલાણોથી તે રણભૂમિનો મધ્યભાગ ઢંકાઇ ગયો હતો.[૨૮] રણ ઉપર નાચતાં ધડોએ બે ભુજાઓરૂપી મંડપવડે પોતાની ઉંચાઇ દેખાડીને આકાશને પણ નીચે લાવી દીધું હતું. ત્યાં આગળ હાથીઓના મદ, મેદા, ચરબી, મજ્જા

વગેરે પદાર્થોની દુર્ગંધથી નાકરૂપી કોટરને બહુ જ દુઃખ ઉપજતું હતું અને તેમાંથી ચિકણો ભાગ નિકળતો હતો.[૨૯] જેઓના મોહોડાંઓ ફાટી ગયાં હતાં એવા અર્ધ મરેલા હાથીઓ અને ઘોડાઓ, થોડા બાકી રહેલા જીવનનો અંત આણતા હતા. લોહીની નદીઓ વહેતી હતી તેઓના તરંગોના આઘાતથી દુંદુભિઓ વાગતાં હતાં.[૩૦] લોહીની શેંકડો નદીઓમાં મરેલા હાથીઓ અને ઘોડાઓરૂપી મધરો તણાતા જતા હતા. મરી જતાં માણસો, પોતાના મોહોડામાં આવી જતાં લોહીની પ્રનાલીકાને ફુપ્ફાડાથી બહાર કાઢી નાંખતાં હતાં.[૩૧] થોડો થોડો જેમાં જીવ રહ્યો હતો અને જેઓનાં મોહોડાં બાણોથી ભરાઇ ગયાં હતાં એવાં માણસો વેદનાથી ચીસો પાડતાં હતાં અને બરલો તથા ચરબીના ગંધવાળા પવનોના સ્પર્શથી શરીરમાંથી નિકળતું લોહી ઘાટું થઇ ગયું.[૩૨] સુંઢો ઉંચી કરીને પડેલા અર્ધમુવા મોટ મોટા હાથીઓએ સુંઢોવતી મનુષ્યનાં ધડોને દબાવી દીધાં હતાં અને ઉભાં રહેલાં ધડોને ધરતી ઉપર પાડી નાખ્યાં.[૩૩] રડતાં અને ચીસો પાડતાં સંબંધીઓના હાથમાંથી શબો નીચે પડી જતાં હતાં તેથી તેમાંથી લોહીનો પ્રવાહ ઉછળતો હતો. મરણ પામેલા સ્વામીઓનું આલિંગન કરવા માટે જનારી કુલાંગનાઓ આસપાસ પડેલાં હથીઆરોથી વિંધાઇને ત્યાં જ મરણ પામતી હતી.[૩૪] સેનાના યોદ્ધાઓએ પોતપોતાની છાવણીઓમાં જઇને ત્યાંથી પોતાના બંધુઓનાં શબો બાળવા માટે મોકલેલા પુષ્કળ દૂતો ઉતાવળા ઉતાવળા શબોને ઉપાડી ઉપાડીને આ શબો કહેલાં મનુષ્યોનાં હશે કે નહીં હોય એવી પરીક્ષા કરતા હતા. બીજી તરફ શબ લેવા માટે આવેલા યોદ્ધાઓના અનુચરો ઉતાવળથી અર્ધમુઆં થયેલાં માણસોને હાથવતી ઉપાડી ઉપાડીને દુર ફેંકતા હતા.[૩૫] લોહીની શેંકડો નદીઓમાં કેશરૂપી શેવાળ, મોહોડાંઓરૂપી કમળો અને ચક્રોરૂપી ચકરીઓ જોવામાં આવતી હતી. અને પૂર જોસથી વહેતા મોટા નદોમાં મોટા મોટા મોજાઓ ઉછળતા હતા.[૩૬] અર્ધમુએલાં માણસો પોતાના શરીરમાં ખુંચી ગયેલાં શસ્ત્રો કાઢવામાં વ્યગ્ર થઇ ગયા હતા. કેટલાએક યોદ્ધાઓનું પરદેશમાં મરણ થવાથી તેઓના સંબંધીઓ બહુ જ રૂદન કરતા થકા રણભૂમિ ઉપર તેઓનાં આભરણોનાં, વસ્ત્રોનાં, ઘોડાઓનાં અને હાથીઓનાં દાન કરતા હતા.[૩૭] મરવાને તૈયાર થયેલા લોકો પુત્રોનાં, મિત્રોનાં, માતાઓનાં અને ઇષ્ટ દેવોનાં નામોનું સ્મરણ કરતા હતા અને શરીરના મર્મ ભાગ કપાઇ જવાની વેદનાને લીધે હાય હાય ! ઓય ઓય ! એવા શબ્દો કરવામાં આવતા હતા.[૩૮] દૈવયોગને લીધે નિર્બલ લોકોને હાથે માર ખાનારા

બળવાન્ લોકો પોતાનાં પ્રારબ્ધોને ધિક્કારતા હતા. હાથીઓની સાથે યુદ્ધ કરવામાં અસમર્થ અને હાથીઓની આગળ નિઃસત્વ થઇ ગયેલા યોદ્ધાઓ જીવવા માટે દેવોની માનતા કરવા લાગ્યા. બીકણ લોકો મરણ પથારીએ પડેલા યોદ્ધાઓને કચરારૂપી અપમાન કરીને પણ ત્યાંથી નાશી જવાને તત્પર થતા હતા. અને તેથીજ નિઃશંક થઇને લોહીની ભમરીવાળાં ભયંકર સ્થાનોમાં ઉત્સાહપૂર્વક જતા હતા.[૩૯-૪૦] યોદ્ધાઓ ચર્મને કાપી નાખનારાં બાણોના વાગવાની પીડાથી પોતાનાં પાપનું અનુમાન કરતા હતા. પિશાચો ઉઠીને નાશતાં ધડોને પકડી પાડીને તેઓનાં મોહોડાંમાંથી લોહી પીતા હતા.[૪૧] લોહીની નદીઓમાં તણાતી ધ્વજાઓ, છત્રો અને ઉત્તમ ચામરો કમળોના જેવાં લાગતાં હતાં. લોહીના નદોમાં સંધ્યાકાળનાં રંગના પ્રતિબિંબ પડવાથી જાણે સર્વ દિશાઓમાં રાતાં કમળો ઉઘડી રહ્યાં હોય એમ જણાતું હતું. રથોરૂપી પર્વતોવાળો અને પૈડાંઓરૂપી ભમરીઓવાળો લોહીનો સમુદ્ર જાણે સાત સમુદ્ર કરતાં જૂદો આઠમો સમુદ્ર હોય તેવો દેખાતો હતો. એ સમુદ્રમાં પતાકાઓરૂપી ફીણોના ઢગ આવી રહ્યા હતા. સુંદર ચામરોરૂપી પરપોટાઓ ઉપસી રહ્યા હતા.[૪૨-૪૩] રણભૂમિ ઉપર ઉંધા પડેલા રથો જાણે પૃથ્વી ઉપર ઉંધા પડી ગયેલાં નગરો હોય એવાં દેખાતા હતા અને મોટા વનમાં ઉત્પાતકારક પવનથી ઢળી પડેલાં વૃક્ષો હોય એવાં દેખાતાં હતાં. તે પછી સેનાએ તજી દીધેલું તે સ્થાનક પ્રલય કાળના અગ્નિથી બળી ગયેલા બ્રહ્માંડ જેવું, અગસ્ત્ય મુનિએ સર્વ પાણી પીને જળરહિત કરેલા સમુદ્ર જેવું અને અતિવૃષ્ટિથી માર્યા ગયેલા દેશના જેવું લાગતું હતું. ભાથાઓનાં, ભાલાઓનાં અને ભુશુંડીઓનાં મંડળો ચારે તરફ ભરપૂર થઇ રહ્યાં હતાં. મુડદાંઓના ઢગો પણ ચોતરફ શેંકડો મદમત્ત હાથીઓની પેઠે ઉંચા થઇ ગયા હતા. તોમરો અને મુદ્‌ગરો સર્પોના જેવાં લાગતાં હતાં.[૪૪-૪૬] પૃથ્વીમાં ખુંચી ગયેલાં ભાલાંઓ જાણે પર્વતો ઉપર ઉગેલા તાડો હોય એવાં અને પૂર વેગમાં વહેતી લોહીની નદીના તીર ઉપર ધરતીમાં ખુતી ગયેલાં ભાલાંઓ જાણે ઉંચા વૃક્ષો ઉભાં હોય એવાં લાગતાં હતાં.[૪૭] હાથીઓનાં શરીરોમાં ખુંચી ગયેલાં શસ્ત્રોરૂપી વૃક્ષો પોતાનાં કિરણોરૂપી પુષ્પોથી ભરેલાં હતાં. કાગડાઓએ ખેંચીને ઉંચે લઇ જવાતાં આંતરડાંઓ અને જીભો જાણે આકાશમાં જાળાંઓ ફેલાઇ ગયાં હોય એવાં લાગતાં હતાં.[૪૮] ધરતીમાં ખુતી ગયેલાં ભાલાંઓ જાણે લોહીની નદીના તીર ઉપર મોટાં વૃક્ષો ઉગ્યાં હોય એવાં લાગતાં હતાં. લોહીના સરોવરોમાં ઉપર તરતી પતાકાઓ કમલિની ઉગી હોય તેવી દેખાતી હતી.

લોહીના ગારામાં ખુંચી ગયેલા લોકો તેમાંથી બહાર નિકળવા માટે પોતાના સ્નેહી-ઓને બોલાવતા હતા. બીરુલોકો હાથીઓનાં મડદાંના ઢગલામાંથી થોડા બહાર નિકળીને સૈન્યો પાછાં વળી ગયાં એવો નિશ્ચય કરતા હતા.[૪૯-૫૦] જેઓની શાખાઓ હથિયારોથી કપાઈ ગઇ હતી એવાં વૃક્ષો હાથવગરના ધડોની શંકા ઉપ-જાવતાં હતાં. લોહીની નદીમાં વહેતાં પલાણો તથા હાથીઓનાં ગંડસ્થળો વહાણોના સમૂહ જેવાં દેખાતાં હતાં. લોહીના પ્રવાહોમાં તણાતાં ધોળાં વસ્ત્રો ફીણના ઢગ જેવાં દેખાતાં હતાં. રણભૂમિ ઉપર પાછા તપાસ કરવા માટે ઉતાવળા મોકલેલા સેવકો શબોને જૂદાં પાડતા હતા.[૫૧-૫૨] ધડરૂપી નવા દાનવો ચારે તરફ ઝડપથી દોડતા હતા. શબની શોધ કરવા માટે આવેલા કેટલાએક સૈન્યના યોદ્ધાઓ ઉંચાં અને મોટાં ચક્રોથી ચીરાઇ જઇને નાશી જતા હતા. અર્ધમુએલાં પ્રાણિયો ભાંભાં અને ફૂફૂ કરતાં પડયાં હતાં. લોહીના પ્રવાહોનો ઘુઘવાટ થઇ રહ્યો હતો. શિલાઓના મોખરામાંથી પડતી લોહીની ધારાને પીતાં પક્ષીઓ પાંખો ફફડા-વીને ધુડ ઉરાડતાં હતાં. તાડના જેવા ઉંચા વેતાળો તાળીઓ પાડીને તાંડવ નૃત્ય મચાવી રહ્યા હતા. ઉંધા પડી ગયેલા રથોનાં કાષ્ઠોમાં કેટલાએક સુભટોનાં અર્ધાં શરીરો દબાઇ ગયાં હતાં.[૫૩-૫૫] પ્રાણવાળાં શરીરોમાંથી લોહીના પ્રવાહોને લીધે અપૂર્વ ભયંકરપણું થઇ રહ્યું હતું. જેઓનાં મોઢાંઓમાં લોહીનો ગારો ભરાઇ ગયો હતો અને જેઓ જરા જરા જીવતા હતા તે યોદ્ધાઓ ઉપર બીજાઓને દયા આવતી હતી. બીજા જરા જરા જીવતા યોદ્ધાઓ પોતાની ડોક ઉંચી કરીને કુતરાઓ તથા કાગડાઓને જોતા હતા. એક ભક્ષ્યને ખાવા માટે ઉત્સાહવાળાં માંસ ભક્ષિ પ્રાણિયો પરસ્પર લઢી લઢીને મરી જતાં હતાં.[૫૬-૫૭] રણભૂમિ ઉપર મરણ પામેલાં અસંખ્યાત હાથી, ઘોડાઓ, પુરુષો તથા રાજાઓનાં શરીરમાંથી તથા કપાઇ ગયેલી ઉંટોની ડોકોમાંથી ચાલી રહેલી લોહીની મોટી નદીઓ ચાલી રહી હતી. અને આયુધોરૂપી મોટી લતાઓ લોહીરૂપી પાણી સીંચવાથી ભીની થઇ રહી હતી. આવો મૃત્યુના ઉપવન સરખો રણપ્રદેશ પ્રલય સમયે પર્વતોની સાથે સંહાર પામી ગયેલા સર્વ જગત્ જેવો લાગતો હતો.[૫૮]



# *સર્ગ ૩૯ મો.

## સૂર્યાસ્ત, સન્ધ્યાકાળ તથા રણભૂમિની કંગાળ સ્થિતિ.

**श्रीवसिष्ठ उवाच**–अथ वीरइवारक्तः कालेनास्तमितो रविः ।
अस्त्रतेजःपरिम्लानप्रतापोऽब्धौ समुज्झितः ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; તે પછી હથીઆરોના તેજથી મંદ પ્રતાપવાળા થયેલા અને તેથી જ વીરની પેઠે રાતાચોળ થઇ ગયેલા અને કાળની શક્તિથી મંદ પ્રતાપવાળા થઇ પડેલા સૂર્યને કાલે અસ્ત પમાડીને સમુદ્રમાં નાખી દીધો અર્થાત્ સૂર્યનો અસ્ત થયો.[૧] સૂર્યનો અસ્ત થયો કે આકાશરૂપી દર્પણમાં પ્રતિબિંબ થયેલી રણભૂમિની રાતી કાંતિએ આકાશનો ત્યાગ કરી દીધો પરંતુ તે જ ક્ષણે સંધ્યાની રાતી કાંતિ આકાશરૂપી દર્પણમાં પ્રકટ થઇ.[૨] ચો તરફથી દિશાઓને ઘેરી લઇને તાળીઓ પાડતા વેતાળો પ્રલય કાળના સમુદ્રના પ્રવાહની પેઠે પૃથ્વીમાંથી, પાતાળોમાંથી, આકાશમાંથી તથા દિશાઓમાંથી એકઠા થઇ ગયા.[૩] પ્રૌઢ અંધકારરૂપી તરવારથી દિવસરૂપી મહા હાથીનું માથું કપાઇ જતાં સંધ્યા કાળની લાલાશરૂપી લોહીથી ખરડાઇ ગયેલા તારાઓના ઢગલારૂપી મોતીઓ પ્રકટ થવા લાગ્યાં.[૪] મરણ પામેલાંના હૃદયની પેઠે સત્વથી (પ્રાણથી અથવા તો હંસાદિક પ્રાણીઓથી) રહિત થઇ પડેલાં અને તમથી (મોહથી તથા અંધારાથી) ઘેરાયલાં સરોવરોમાં ભમરાઓના ગુંજારવોવાળાં કમળો સંકોચ પામ્યાં.[૫] જેઓની પાંખો સ્થિર થઇ ગયેલી છે એવાં પક્ષીઓ ક્ષણ થયાં સૂઇ ગયાં હતાં તેઓ નિદ્રાને લીધે માંડ માંડ ડોક ઉંચી કરતાં હતાં. અને શબોનાં અંગોમાં જેમ શસ્ત્રો સ્થિર થઇ ગયાં હતાં તેમ આ પક્ષીઓ પણ માળામાં હાલ્યા ચાલ્યા વિના સ્થિર થઇને બેઠાં હતાં.[૬] ચંદ્રનો ઉદય નજદીક આવી લાગ્યો હતો તેથી વીર લોકોના પક્ષમાં જેમ લક્ષ્મીઓ પ્રફુલ્લિત થઇને રહે છે, તેમ લતાઓ વગેરેમાં સુંદર પુષ્પોની પંક્તિઓ પ્રફુલ્લિત થઇ રહેલી હતી.[૭] સાયંકાળે જેમ પોતાને વિષે બાણો ધારણ કરનારી અને લોહીથી ભરપૂર રણભૂમિના મોહોરાઓ સંકોચ પામે તેમ જ પાણીથી ભરપૂર અને પોતાને વિષે ભમરોને ધારણ કરનારી કમલિનીઓનાં કમલોનાં મુખડાંઓ પણ સંકોચાઇ ગયાં.[૮] ઉપર આકાશરૂપી

* આ ઓગણચાલીશમા સર્ગમાં સૂર્યના અસ્તનું રાક્ષસોથી તથા વેતાલોથી ભરપૂર સંધ્યા કાળનું અને રાત્રે અત્યંત બીભત્સ લાગતી રણભૂમીનું વર્ણન કરવામાં આવશે.

સરોવર તારાઓરૂપી ઉઘડી ગયેલાં કુમુદોથી શોભવા લાગ્યું અને નિચે પાણીનાં સરોવર તારા સરખાં ઉઘડી ગયેલાં કુમુદોથી શોભવા લાગ્યાં.[૯] પ્રથમ વિખુટાં પડી ગયેલાં અને પાછાં અંધારામાં એકઠાં થયલાં પરંતુ એક બીજાને ન ઓળખવાથી એકબીજાંથી ભય પામતાં ભૂતો જેમ પાળ વિનાનાં પાણી જેમ સર્વ દિશાઓમાં ફેલાઇ જાય તેમ સર્વ દિશાઓમાં ફેલાઇ ગયાં.[૧૦] એ સમયે રણભૂમિ ઉપર વેતાળનાં પુષ્કળ ટોળાંઓ ગાન કરવા લાગ્યાં. મુડદાંની ઉપર બેઠેલાં અને ભયંકર શબ્દો કરતાં કંકડા અને કોકીલ વગેરે માંસાહારી પક્ષીઓ ક્રીડા કરવા લાગ્યાં.[૧૧] મનુષ્યોનાં મુડદાંઓને લાકડાઓની ચિતા ઉપર નાખીને સળગાવી દેવામાં આવવાથી ચિતાના અગ્નિની જ્વાળાઓથી રણભૂમિ પ્રકાશમાન ગારાવાળા આકાશના જેવી જણાવા લાગી.[૧૨] અગ્નિથી મેદ અને માંસ રંધાતાં તેમાંથી પચપચાટ શબ્દ થવા લાગ્યો.[૧૨] સર્વ અંગોનાં હાડો અગ્નિના તાપથી ફાટવાને લીધે તેમાંથી ધડાકાઓ થવા લાગ્યા. વેતાળોની સ્ત્રીઓ જળક્રીડા કરતી વેળા જેમ પાણીમાં છૂપાઇ જાય તેમ બળતા અગ્નિમાં છૂપાઇ જવા લાગી.[૧૩] કુતરાં, કાગડાઓ, યક્ષો અને વેતાળો, મહાભયંકર કોલાહલ કરવા લાગ્યાં. અને ભૂતોની બહુ જ આવજાવને લીધે એ રણભૂમિ ઉડતી વનભૂમિના જેવી જણાવા લાગી.[૧૪] ડાકણો, લોહી, માંસ, મેદ વગેરે લઇ જવા માટે ઘણી જ ઉતાવળ કરવા માંડી. પિશાચો લોહી, અને માંસને ભચડી ભચડીને ખાવા લાગ્યા. તે વખતે તેઓના બન્ને ગલોફામાંથી તેના રસો ઝરવા લાગ્યા.[૧૫] વચ્ચે વચ્ચે બળતી ચિતાઓનાં અજવાળાં પડવાથી શબોનાં લોહી પ્રકટ દેખાવા લાગ્યાં. પૂતનાઓ મોટમોટાં શબોને પોતાની ખાંધ ઉપર લાદીને લઇ જવા લાગી.[૧૬] કુભાંડ નામના પિશાચોનાં ટોળાંઓ મોટું તાંડવ નૃત્ય કરવા લાગ્યાં, તેથી રણભૂમિનો મધ્ય ભાગ ગાજી ઉઠ્યો. શબોનાં મોઢાંઓમાં જતી અગ્નિની જ્વાળાઓથી છમ છમ શબ્દો થવા માંડ્યા. મેદની અને લોહીની વરાળો ઉંચે જવાથી આકાશના જેવો દેખાવ થઇ રહ્યો. વહેતી લોહીની નદીઓના વેગમાં પગ બોળી રાખવાથી ચૂડેલો જાણે ભૂમિ ઉપર ઉભી હોય તેવી દેખાતી હતી. શબોનાં હાડકાંને ખેંચતી વખતે વેતાલો આનંદના મોટા પોકારો કરવા લાગ્યા.[૧૭–૧૮] વેતાળનાં બાળકો મરી ગયેલા હાથીઓનાં પેટરૂપી પેટીઓમાં સુવા લાગ્યાં. રાક્ષસો રણભૂમિના એકાંત પ્રદેશ ઉપર જઇને લોહી પીવાની ગમત કરવા લાગ્યા. મદોન્મત્ત વેતાળો પરસ્પર લઢીને ચિતાઓનાં ઉંબાડીઆથી યુદ્ધ કરવા લાગ્યા. વહેતાં લોહી અને નામિશ્ર ગંધવાળો દુર્ગંધી પવન

વાવા લાગ્યો. ચુડેલોની પેટીઓમાં પુષ્કળ માંસ વગેરે ભરેલું હોવાથી ઉપાડતી વેળા તેમાંથી ચરડચરડ શબ્દો થવા લાગ્યા. અગ્નિમાં અરધાં સીઝાઈ રહેલાં શબોનો સ્વાદ લેવામાં ઉત્સાહવાળા યક્ષોમાં પરસ્પર યુદ્ધો જાગ્યાં.૧૯-૨૦-૨૧ અંગ, વંગ, કલિંગ, તંગણ વગેરે દેશોના યોદ્ધાઓનાં ઉંચા શબો ઉપર રાત્રિચર પક્ષીઓ ઉડી ઉડીને ઝડપો નાખવા લાગ્યાં. અગ્નિની ઝાળોની પાસે ઉભાં રહેતાં પ્રત્યક્ષ જોવામાં આવતી ચુડેલો ખરતા તારાઓના જેવા દાંતો દેખાડીને હસતી હતી. વેતાળો લોહીના ચીકાશને લીધે ચાલતાં ચાલતાં પડી જતા હતા, તે વખતે વચ્ચે ઉભેલી ચુડેલો ખડખડાટ હસતી હતી. પિશાચો પાસે આવેલી યોગિનીઓના પ્રૌઢ શબ્દો સાંભળતા હતા.૨૨-૨૩ પિશાચો બહુધા આડાં અવળાં ફેલાઇ ગયેલાં આંતરડાંના મોટા તાર કરીને વગાડતા હતા. અર્ધ મરણ પામેલાં ભાગ્યહીન મનુષ્યો પિશાચોને જોઇને તેઓની વાસના મનમાં સ્થિર થવાથી પિશાચ થઇ જતાં હતાં. અર્ધ મરણ પામેલા ઉત્તમ યોદ્ધાઓ પણ ચુડેલોને જોઇને અકસ્માત ત્રાસને પામતા હતા. કોઈ ઠેકાણે વેતાળોની અને રાક્ષસોની ભીડ થવાથી ચુડેલોનો કલ્યાણોત્સવ અપૂર્ણ રહેતો હતો.૨૪-૨૫ ડાકણોના ખભા ઉપરથી નિચે પડી જતાં શબોના શબ્દોથી રાક્ષસો પણ ત્રાસ પામતા હતા. ભૂત લોકોએ એકઠી કરેલી માંસાદિક ભરવાની પેટીઓથી આકાશ ભરપૂર થઇ રહ્યું હતું. મરી જતાં માણસોના માંસોને પણ પિશાચો બહુ જ પ્રયત્નથી લઈ જતા હતા. પોતાના ભક્ષ્યની ઇચ્છાવાળાં પોતાના પક્ષના પિશાચોમાંના મંડળમાં પિશાચો શબોના સમૂહને ફેંકતા હતા. શીયાળણીના મુખમાંથી નિકળતી અગ્નિની જ્વાળાઓનો સ્પર્શ થવાથી મૂર્છા દૂર થતાં ઉડી ઉડીને ભાગવા માંડેલા અને લોહીથી ભરેલા યોદ્ધાઓથી એ રણભૂમિ ઉપર જાણે આશોપાલવનાં નવાં પુષ્પોના ગુચ્છો ઉડતા હોય એવું જણાતું હતું. વેતાળોનાં છોકરાં ઉકબંધો (માથા વિનાના ખવીશ)નાં કપાઈ પડેલાં માથાંઓથી રમવામાં ગુંથાઈ ગયાં હતાં. યક્ષો, રાક્ષસો અને પિશાચ આદિ લોકો ઉજાસને માટે ચિતાઓનાં ઉંબાડીઆંને આકાશમાં ઉપાડી જતા હતા.૨૬-૨૯ આકાશના પ્રદેશરૂપી પર્વતો ઉપર તેઓનાં નિકુંજોને વિશે અને તેઓની ગુફાઓના પિંડની પેઠે એકઠા થઇ રહેલા અંધારાથી જેમાં ઘાટાં વાદળાં ઓના જેવો દેખાવ થઇ રહ્યો હતો એવું એ રણક્ષેત્ર ચંચળ ભૂતોના વેગથી વ્યાકુળ થઇ રહેલાં તથા જેમાં લોકોને અને તેઓના ઘરની સામગ્રીને પ્રલયનો વાયુ ઉડાડી દે છે એવા બ્રહ્માંડના ગર્ભ જેવું દેખાતું હતું.૩૦

# *સર્ગ ૪૦ મો.

## સૂક્ષ્મદેહનું નિરૂપણ.

श्रीवसिष्ठ उवाच–एवं निशाचराचारचिरघोरे रणांगणे ।
अहनीव जनाचारे स्थिते यामावरोहिते ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ ! એ રીતે રણનું આંગણું નિશાચરોના સંચારથી ઘણો વખત સુધી ભયંકર થઇ રહ્યું હતું. મનુષ્યો જેમ દિવસે પોતાની ક્રિયાઓ કરે છે, તેમ યમના દૂતો અને પિશાચ વગેરે અધમ લોકો રાત્રે પોતાની ક્રિયાઓ કરતા હતા.[૧] જેમાં હાથી લઇ શકાય એવા અંધારાના પિણ્ડરૂપી ભીંતો હતી એવા રાત્રિરૂપી ઘરમાં જોઇએ તેટલાં ભક્ષ્યો મળવાથી સંતોષ પૂર્વક નૃત્ય કરતાં ભૂતો પોતાનાં વસ્ત્રોની પણ સંભાળ રાખતાં નહતાં.[૨] આ વખતે અંધારાથી ભરપૂર થયેલાં, લોકોના ઘોંઘાટથી રહિત થઈ ગયેલાં તથા સર્વ ઠેકાણે જ્યાં સોળો પડી ગયો હતો એવા નગરમાં ઉદાર મનનો લીલાનો પતિ વિદુરથ રાજા પોતાના મનમાં ઉદાસના જેવો થઇ ગયો.[૩] અને તે, તુરત રાજકીય વિચારમાં કુશળ એવા મંત્રીઓની સાથે પ્રાતઃકાળમાં કરવા યોગ્ય કાર્યનો વિચાર કરીને ચંદ્રના ગર્ભ જેવા અને શીતળ પ્રદેશવાળા પોતાના રમણીય ઘરમાં આવ્યો અને ચંદ્રના જેવા આકારવાળા અને હીમના જેવી શીતળતાવાળા શયનમાં સૂતો. થોડા વખતમાં આંખો વીંચી ગયો અને તુરત નિદ્રાવશ થયો એટલા સમયમાં તુરત લીલા અને સરસ્વતી બન્ને સ્ત્રીઓ આકાશનો ત્યાગ કરીને વાયુની બે રેખાઓ જેમ કમળના મુકુલમાં પ્રવેશ કરે તેમ તે બન્ને સૂક્ષ્મ છિદ્રોમાંથી તે ઘરની અંદર દાખલ થઇ.[૪–૫–૬]

રામ પૂછે છે; હે ભાષણ કરનારાઓમાં શ્રેષ્ઠ! ઓ સર્વ શક્તિસંપન્ન ! એ બન્નેનું શરીર ચાર હાથનું સ્થૂલ હતું, તે તાંતણા જેવા ઝીણા છિદ્રમાં તુરત કેમ પેસી શક્યું ?[૭]

શ્રીવસિષ્ઠ કહે છે; હે નિર્દોષ રામ! જેનો હું આધિભૌતિક દેહ છું આવો ભ્રમ થયો હોય છે તે ઘણાં ઝીણું છિદ્રોમાંથી બહાર નીકળી શકતો નથી 'મને આમણે રોકી રાખ્યો છે' અને 'હું આમાં સમાઇ શકું નહીં' આવો જેને લાંબો

* આ ચાલીસમા સર્ગમાં વિદુરથ સૂઇ ગયા પછી લીલાએ અને સરસ્વતીએ તેના ઘરમાં પ્રવેશ કર્યાની કથા તથા સૂક્ષ્મ દેહના તત્વનું નિરૂપણ કરવામાં આવશે.

વખત થયાં અનુભવ થયો ન હોય તે મનુષ્ય જ સૂક્ષ્મ છિદ્રોમાં નહીં પેસવાનો અનુભવ કરે છે. પરંતુ જેણે હું સ્થૂલ દેહ નથી, તેથી સર્વ ઠેકાણે જઇ શકું છું, આવો લાંબા વખત થયાં અનુભવ કર્યો હોય, તે પુરુષ તેવી ચૈતન્યની શક્તિવાળો હોવાથી તેને પાછળથી સ્થૂલ દેહને થતી રોકાઇ રહેવા આદિ ક્રિયાઓનો સંબંધ કેમ જ થાય?૯-૧૦ પાણી કાંઇ ઉપર ચઢતું નથી અને અગ્નિની શિખા કાંઇ નીચે જતી નથી અને જેમ છાયામાં બેઠેલાને તાપ લાગતો નથી તેમ સંકલ્પરૂપ થયેલા સ્થૂલ દેહ સંબંધી પ્રતિરોધ આદિક ક્રિયાઓનો અનુભવ થતો નથી.૧૧ અધિષ્ઠાન ચૈતન્યનો જેવા આકારમાં વિવર્ત થયો હોય છે, તે આકારને જ ચિત્ત અનુસર્યા કરે છે અને અધિષ્ઠાન ચૈતન્ય પણ એ જ આકારે રહે છે. જ્યારે એ આકારમાં ફેરફાર કરીને તેને બીજા આકારમાં લાવવો હોય ત્યારે યોગના અને જ્ઞાનના અભ્યાસ આદિક મહા પ્રયત્નો કરવાની બહુ જ જરૂર હોય છે.૧૨-૧૩ જેમ રજ્જુનો સર્પને આકારે થયેલો વિવર્ત બલાત્કારથી રજ્જુના તત્વનો નિર્ણય જ્યાંસૂધી કરવામાં આવે નહીં ત્યાંસૂધી તેવો ને તેવો જ ઉભો રહે છે.૧૪ જેમ ચિત્ત અધિષ્ઠાનના વિવર્તને અનુસરે છે એ વાત બાળકો પણ સમજી શકે તેવી છે અને એનો કોને અનુભવ થયો નથી?૧૫ જે પુરુષ સ્વપ્નનો અથવા તો સંકલ્પનો હોય તેનો જે આકાર હોય તે કેવળ નિરાકાર જ હોય છે, તેથી તેને કેવી રીતે રોકી શકાય છે? અને કોણ રોકી શકે છે? તે કહો.૧૬ સર્વેનાં ચિત્ત શરીરો સર્વ ઠેકાણે રહેલાં છે, પરંતુ તે શરીરોનો અનુભવ હૃદયમાં જ્ઞાન ઉત્પન્ન થવાથી થાય છે અને અનુભવી તે શરીરને પામે છે.૧૭ સૃષ્ટિના આરંભમાં અવિદ્યાથી અને કર્મથી ઉત્પન્ન થયેલું ચિત્ત એવા જ સ્વભાવવાળું છે કે, તે રીતે ઉદય પામવાને અને જે રીતે અસ્ત પામવાને ધારે તે રૂપે થઇ શકે છે. અને પછી લાંબા કાળનો પરિચય થવાથી દૃઢ અધ્યાસવાળું થઇ જાય છે. પરંતુ ચિત્ત અને સાક્ષી અધિષ્ઠાનથી જૂદા નથી. કારણ કે તેઓની સત્તા અધિષ્ઠાનની સત્તાથી જૂદી છે જ નહીં. ચિત્તાકાશ, ચિદાકાશ, અને ત્રીજું આકાશ આ ત્રણે એક રૂપ જ છે. કારણ કે તેઓનું અસ્તિત્વ અધિષ્ઠાન વિનાં સંભવતું નથી.૧૮-૧૯ એ ચિત્તરૂપી શરીર વાસનાઓને અનુસરીને જ્યાં જવાની ઇચ્છા કરે છે અથવા તો જે આકારે થવાની ઇચ્છા કરે છે ત્યાં જઇ શકે છે અને તે આકારે થઇ શકે છે.૨૦ એ ચિત્ત ત્રસરેણુમાં રહી શકે છે, આકાશની અંદર રહી શકે છે, અંકુરના કોશમાં રહી શકે છે, પાંદડાંઓમાં રસરૂપે રહી શકે છે, પાણીમાં તરંગરૂપે રહી શકે છે, વાદળાંના આકારમાં થઇને પાણી

વરસી શકે છે, શિલા થઇને કઠણરૂપે રહી શકે છે. ઇચ્છા પ્રમાણે આકાશમાં જઇ શકે છે, પર્વતોના ગર્ભમાં પણ પ્રવેશ કરી શકે છે તથા જેમાં પોલાણ નથી એવા પરમાણુરૂપપણાને પણ ધારણ કરી શકે છે.૨૧–૨૩ વળી એ ચિત્ત દેહને વિશે તથા બહાર પણ આકાશ સુધી પહોંચેલા શિખરોવાળા, વનરૂપી રોમાંચોને ધારણ કરનારા અને પૃથ્વીને પણ ધારણ કરનારા પર્વતરૂપ પણ થઇ શકે છે.૨૪ વળી એ ચિત્ત જ આકાશરૂપ થાય છે અને સમુદ્ર જેમ પોતાને વિશે પોતાથી અભિન્ન એવી ચકરીઓને ધારણ કરે છે, તેમ પોતાને વિશે પોતાથી જ અભિન્ન કરોડો બ્રહ્માંડોને ધારણ કરે છે.૨૫ સૃષ્ટિના આરંભ વેળા એ ચિત્ત વાસનાઓને અનુસારે જાગ્રત થઇને આકાશરૂપે થાય છે અને આકાશ થઇને અનુક્રમે બ્રહ્માંડરૂપ થાય છે અને બ્રહ્માંડરૂપે થયા પછી પૂર્વનાં કર્માનુસાર પ્રવૃત્તિઓ પણ કરે છે.૨૬ જેમ ઝાંઝવાનું પાણી મિથ્યા છતાં પણ તે ચિત્તમાં ઉદય પામે છે અને સ્વપ્નમાં આ વાંઝીયાનો પુત્ર છે, એવો મિથ્યા ભ્રમ ચિત્તથી ઉત્પન્ન થાય છે. તેમ જ આ સર્વ મિથ્યા બ્રહ્માંડ ચિત્તથી ઉદય પામે છે.૨૭

શ્રીરામ પૂછે છે; ચિત્ત જ જગત્‌રૂપ છે કે નથી? જો ચિત્ત જ જગતરૂપ હોય તો પ્રત્યેક પ્રાણીનાં ચિત્ત ભિન્ન ભિન્ન હોવાથી જગત્ પણ ભિન્ન ભિન્ન હોવાં જોઇએ અને જો જગત્ ચિત્તથી ભિન્ન હોય તો ચિત્તનો નાશ થયા પછી પણ જગત્ રહેવું જોઇએ.

વસિષ્ઠ કહે છે; હે રામ! પ્રત્યેક પ્રાણીનું ચિત્ત જગત્ ઉત્પન્ન કરવાને શક્તિમાન્ છે અને જેટલાં ચિત્તો છે તેટલી જગત્‌રૂપી ભ્રાંતિઓ છે. કોઇને જગતના અનંત સમૂહો નિમેષ માત્રમાં ઉદય પામે છે અને નિમેષ માત્રમાં અસ્ત પામે છે અને કોઇને એક એક કલ્પે ઉદય પામે છે અને અસ્ત પામે છે, તેના સંબંધમાં હું ક્રમ કહું છું તે સાંભળો.૨૮–૩૦ હે સૂક્ષ્મ બુદ્ધિવાળા રામ! મરણ આદિરૂપ મૂર્છા જે સર્વ પ્રાણીઓના અનુભવમાં આવે છે તેને તમારે પ્રત્યેકના મહાપ્રલયની રાત્રિરૂપ માનવી.૩૧ અને મહાપ્રલયની રાત્રી પૂરી થઇ રહ્યા પછી, સર્વે પ્રાણીઓ જૂદી જૂદી સૃષ્ટિઓ કરે છે અને સંભ્રમથી પ્રતીત થતા પર્વતના નૃત્યની પેઠે સ્વાભાવિક રીતે પોતાની ત્રણ મિથ્યા અવસ્થાઓને જુવે છે.૩૨ પરમાત્માના સમષ્ટિ, મનરૂપ હિરણ્યગર્ભ જેમ મહાપ્રલયરૂપ રાત્રીને અંતે આ જગતને સર્જે છે તેમ પ્રત્યેક પ્રાણી પોતાના મરણને અંતે જૂદાં જૂદાં જગતની રચના કરે છે.૩૩

રામ પૂછે છે; મરણ પામ્યા પછી જેમ પ્રાણીઓએ કરેલો સર્ગ પૂર્વ જન્મની વાસનાથી થાય છે અને સૌ માને છે તેમ હિરણ્યગર્ભે રચેલો લાંબા કાળનો સર્ગ પણ તેના પૂર્વ જન્મની વાસનાથી થતો માનવો જોઇએ અને જો એમ હોય તો હિરણ્યગર્ભ સત્ય સંકલ્પ હોવાથી તેની વાસના પણ સત્ય ઠરવી જોઇએ અને તેથી તેણે કરેલા પ્રપંચને ખરો માનવો જોઇએ.[૩૩]

વસિષ્ઠ કહે છે; હે રામ! મહા પ્રલયના સમયમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ વગેરે સર્વે અધિકારીઓ વિદેહ મુક્તિપણાને પામે છે તેથી આ કલ્પના બ્રહ્મા વગેરેને પૂર્વ જન્મની વાસના રહેવાનો કેવી રીતે સંભવ છે? બીલકુલ નથી,[૩૪–૩૫] પૂર્વ કાળનો કોઇ જીવ ઉપાસનાના બળથી આ કલ્પમાં બ્રહ્મા થાય છે માટે તેની પૂર્વ જન્મની વાસના કેવી રીતે સંભવે? આપણે વ્યષ્ટિ જીવો છીએ તેઓ પણ જ્ઞાન સંપાદન કરવાથી મુક્તિ પામીએ છીએ ત્યારે પૂર્વ કલ્પના બ્રહ્મા આદિ અધિકારીઓ વિદેહ મુક્ત થયા વિના કેમ જ રહે? પૂર્વ કલ્પના જે જીવોને મોક્ષ મળતો નથી તેઓની મિથ્યા વાસના આ સર્ગોમાં કારણરૂપ થાય છે. હિરણ્યગર્ભની સૃષ્ટિ જેમ પ્રધાનમાંથી મહત્તત્વ અને મહત્તત્વમાંથી અહંકાર ઇત્યાદિક ક્રમે કરીને ઉત્પન્ન થાય છે તેમ જીવોની પણ પ્રત્યેક સૃષ્ટિ એવા જ અનુક્રમે ઉત્પન્ન થાય છે.[૩૬–૩૭] મરણરૂપી મૂર્ચ્છા થયા પછી જીવની બહાર સ્પષ્ટ ન થયેલી પરંતુ અંદર જેની સ્પષ્ટતાવાળી સ્થિતિ હોય તે સ્થિતિને પ્રધાન કહેવામાં આવે છે. અને અને તેનાં જ વ્યોમ, પ્રકૃતિ, અવ્યક્ત અને જડાજડ એવાં નામો પણ કહે છે. એ પ્રધાન જ સૃષ્ટિનું આદિ કારણ છે, પ્રલયના અંતરૂપ છે. એ પ્રધાન જ્યારે સ્પષ્ટ થવાને માટે તત્પર થાય છે ત્યારે તે મહત્તત્વ કહેવાય છે અને તે સ્પષ્ટ થાય છે ત્યારે અહંકાર કહેવાય છે અને તે અહંકારમાંથી તન્માત્રાઓ, દિશાઓ, કાળ, ક્રિયાઓ તથા પંચભૂતો વગેરેની ઉત્પત્તિ થાય છે. સ્પષ્ટ થયેલા અહંકારની જે સૂક્ષ્મ અવસ્થા છે, તે પાંચ ઇંદ્રિયો કહેવાય છે અને તે જ આતિવાહિક, લિંગદેહ કહેવાય છે, કે જે દેહ સ્વપ્નમાં અને જાગ્રતમાં સ્પષ્ટ જણાય છે.[૩૮–૪૧] એ આતિવાહિક દેહ લાંબા કાળની પ્રતીતિથી કલ્પનાવડે બાળકની પેઠે પુષ્ટ થાય છે અને પછી સ્થૂલ દેહપણાની પ્રતીતિને આપે છે. તે તે દેશના અને તે તે કાળના પદાર્થો જેઓ વિશેષે કરીને સ્થૂલ દેહ ઉપર જ આધાર રાખનારા છે તેઓ પણ સ્થૂલ દેહની પેઠે પ્રતીત થાય છે. એટલે વાસ્તવિક રીતે ઉત્પન્ન જ થયા નથી. પરંતુ વાયુના વાવાની પેઠે ઉદય પામ્યા કરે છે.[૪૧–૪૩] આ સાંસારિક ભ્રમ મિથ્યા વૃદ્ધિ

પામ્યો છે અને તે સ્વપ્નાની સ્ત્રીની પેઠે અનુભવમાં આવતાં છતાં પણ મિથ્યા છે. જે જીવ જ્યાં મરણ પામે છે તે જીવ તુરત તે સ્થાનમાં જ જાણે સ્થૂલપણાથી રહેતો હોય એવા આ વિસ્તારવાળા પ્રપંચને જુવે છે.[૪૪–૪૫] જીવ પોતે ચિદાકાશરૂપ છે, તે નવા પ્રતીત થયેલા દેહાદિકને લીધે પોતે સ્વચ્છ રૂપમાં રહેતાં છતાં પણ જન્મેલો હોય તેવો થઇને આ હું છું અને આ જગત્ છે એવા ભ્રમનો અનુભવ કરે છે. એ જગતરૂપી ભ્રમમાં દેવતાઓ, નગરો, પર્વતો, સૂર્ય અને તારાઓના સમુદાયવડે સર્વ ઠેકાણે સુંદરતા દેખાય છે અને તેમાં કેટલાએક ઠેકાણે જરાથી, મરણથી, વિકળતાથી અને વ્યાધિઓથી ભરપૂર દેખાય છે અને એ ભ્રમમાં સ્થૂલ, સૂક્ષ્મ, સ્થાવર, જંગમ પ્રાણીઓ ઇષ્ટ પદાર્થોને સંપાદન કરવા માટે અને અનિષ્ટ પદાર્થોને અટકાવવા માટે આગ્રહ પૂર્વક ઉદ્યોગ કર્યા કરે છે. સમુદ્રો, પર્વતો, નદીઓ, તેઓના અધિપતિઓ, દિવસો, રાત્રીઓ, કલ્પો, ક્ષણો અને ક્ષયો પણ એમાં જ રહેલા છે. હું અમુક પિતાથી આ ઠેકાણે જન્મ્યો છું, આવો જે નિશ્ચય તે ભ્રમમાં જ છે. આ મારી માતા છે અને આ ધન મારું છે. આવી વાસના પણ એમાં જ ઉદય પામે છે. મેં આ પુણ્ય કર્યું અને આ પાપ કર્યું, આવી કલ્પના પણ એમાં જ છે. હું પ્રથમ બાળક અને હમણાં તરુણ થયો છું, આવી રીતનો ભ્રમ હૃદયમાં સ્ફુરે છે.[૪૭–૫૦] આ રીતે આ સંસ્કારરૂપી વનનો સમુદાય પ્રત્યેક પ્રાણીઓને વિશે જૂદી જૂદી રીતે ઉદય પામે છે. જે વન સમૂહ વિશે તારાઓરૂપી પુષ્પો ખીલી નિકળેલાં હોય છે, વાદળાંઓરૂપી ચંચળ પાંદડાંઓ હોય છે, મનુષ્યોરૂપી મૃગોનાં ટોળાંઓ ફર્યા કરે છે. દેવો અને દૈત્યોરૂપી પક્ષીઓ ઉડયા કરે છે. દિવસોરૂપી પુષ્પોનો પરાગ ચોતરફ પ્રસરી રહે છે. રાત્રીઓરૂપી ઘાટાં નિકુંજો છે, સમુદ્રોરૂપી નાનાં નાનાં તળાવો છે, મેરુપર્વત વગેરે રૂપી જેમાં ઢેફાં છે, ચિત્તોરૂપી કમળ કાકડીઓ છે અને તેઓની વૃત્તિરૂપી તેમાં અંકુરો છે. આ જીવ જે સ્થાનમાં મરણ પામે છે, તે સ્થાનમાં એક ક્ષણમાં ઉપર કહેલું સર્વ દેખે છે.[૫૧–૫૪] આ રીતે પ્રત્યેક પ્રાણીઓની આગળ ઉદય પામેલાં બ્રહ્માંડોને વિશે પર્વતો, સમુદ્રો, દેશો, દ્વીપો અને જૂદા જૂદા લોકોને જોનારા બ્રહ્માઓ, રુદ્રો, ઇંદ્રો, દેવો, વિષ્ણુઓ અને સૂર્યો કરોડો નાશ પામ્યા છે. પરબ્રહ્મના સ્વરૂપમાં દેખા દઈ દઇને એ પ્રમાણે નાશ પામતા કરોડો દેખાવો થઈ ગયા છે, હવે પછી થશે અને હમણાં થાય છે, તે સર્વની ગણત્રી કરવાને કોણ સમર્થ છે?[૫૫–૫૬]

આ રીતે ભીડના જેવું સ્થૂલ દેખાતું વિશ્વ સંકલ્પ શિવાય કંઇ પણ વસ્તુ નથી. જેમ જેમ તેની અંદર વિચાર કરીએ છીએ તેમ તેમ તે ચલાયમાન જાણવામાં આવે છે. તે વિશે તમે હમણાંજ વિચાર કરી જુઓ.[૫૭] વિચાર કરીએ તો જગતને ઉત્પન્ન કરનારું જે ચિત્ત છે તે સાક્ષી સ્વરૂપ છે અને જે સાક્ષી સ્વરૂપ છે તેજ પરમપદરૂપ છે. જે પાણીમાં ચકરી થાય છે તે પાણીરૂપજ છે. પાણી સત્ય વસ્તુ છે પણ ચકરી ખરી વસ્તુ નથી. તેમજ જગત્ પણ વસ્તુતાએ ખરું નથી, પણ જે દ્રષ્ટા છે તેજ જગત્ છે. જગત્ મિથ્યા છે ને દ્રષ્ટા સત્ય છે. અનાદિકાળની માયારૂપ આકાશમાં મણિના જેવો ઝળહળતો પ્રકાશ છે તેજ ભવિષ્યમાં અનેક નામ, રૂપાત્મકરૂપે થનારું જગત્ છે. અને જે માયા છે તે પણ આકાશમાં જેમ ખાડાની કલ્પના કરવામાં આવે છે, તેમજ ઇશ્વિરમાં કલ્પાયલી છે. જગત્ શબ્દનો અને જીવ શબ્દનો જે અર્થ હું સમજું છું તે બ્રહ્મ જ છે. પરંતુ તે અર્થ તમારો જરા પણ સમજતા નથી.[૫૮-૬૧] આ પ્રમાણે છે તે માટે લીલા અને સરસ્વતી સર્વમાં વ્યાપક હતાં. પરમાત્માની પેઠે સ્વચ્છ હતાં અને તેઓનું શરીર પણ સંકલ્પમય હતું. તેથી તેઓની ગતિ કોઇ પણ ઠેકાણે અટકતી નહીં. તે બન્ને સર્વદા ચિદાકાશમાં જ્યાં જ્યાં પોતાનો ઉદય કરવાની ઇચ્છા કરે ત્યાં ત્યાં ઇચ્છા પ્રમાણે ઉદય કરી શકે તેમ હતું. તેથી વિદુરથ રાજાના ઘરમાં સૂક્ષ્મ છિદ્રોમાંથી તેઓએ પ્રવેશ કર્યો.[૬૨-૬૩] ચિદાકાશ સર્વ પ્રદેશમાં વગર અટકાવે રહેલું છે અને તેને વિશે આતિવાહિક કહેવાતો સૂક્ષ્મદેહ યથાર્થ જ્ઞાનના પ્રભાવથી ઇચ્છા પ્રમાણે બહારના પ્રદેશમાં વિચરે છે અને પાછો ફરી શકે છે એવા એ દેહને કેમ રોકી શકાય? શા માટે રોકવો? તેને કોણ રોકી શકે? તે કહો.[૬૪]

⋙⋙⋘⋘

# *સર્ગ ૪૧ મો.

## બે દેવીઓનું પૂજન, રાજાની વંશાવળી અને સ્મરણ.

**श्रीवसिष्ठ उवाच–तयोः प्रविष्टयोर्देव्योः पद्मसद्म बभूव तत् ।**
**चंद्रद्वयोदयोद्योतधवलोदरसुंदरम् ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે, હે રામ, એ બે દેવીઓએ તે રાજાના ઘરમાં પ્રવેશ કર્યો કે બે ચંદ્રના ઉદયથી જેમ ઉઘડી ગયેલાં કમળના અંદરનો ભાગ શ્વેત ને મનોહર થઇ જાય તેમ રાજાનું ઘર પણ અંદરના ભાગમાં ધોળા પ્રકાશથી સુંદર થઇ ગયું.[૧] તે બન્ને દેવીઓના પ્રભાવથી તે રાજાના ઘરમાં કોમળ તથા નિર્મળ સુગંધવાળો કલ્પવૃક્ષના પુષ્પોનો મંદ મંદ પવન વાવા લાગ્યો અને રાજા વિના બીજાં સર્વ નર નારીઓ ઘરણ વળી ગયાં. તે ઘર પણ આવેલા વ્યાધિ અને વેદનાઓથી રહિત થવાને લીધે સૌભાગ્ય વડે નંદન વનના જેવું થઇ ગયું. વસંત ઋતુના સમાગમવાળા વન જેવું અને પ્રભાતમાં પ્રફુલ્લિત થયેલા કમળના જેવું દેખાવા લાગ્યું.[૨–૩] ચંદ્રમાંથી નિકળતા અમૃતના ઝરા જેવાં શીતળ તે બન્ને દેવીઓના શરીરની કાંતિના પ્રવાહોથી જાણે રાજાના ઉપર અમૃતનો છંટકાવ થયો હોય તેમ છંટકાવ થવાથી રાજા આનંદમાં આવી ગયો અને તુરત જાગ્રત થયો.[૪] અને જુવે છે તો તેણે જાણે એક પર્વત ઉપર બે ચંદ્રો ઉદય પામ્યા હોય એવી દેખાતી બે દિવ્ય સ્ત્રીઓને આસનો ઉપર બેઠેલી દીઠી.[૫] તે જોઇને રાજા મનમાં આશ્ચર્ય પામ્યો અને થોડીવાર વિચાર કરીને નારાયણ ભગવાન્ જેમ શેષ નાગની શય્યામાંથી ઉઠે તેમ તુરત શય્યામાંથી ઉઠયો.[૬] અને પોતાના કંઠમાં પહેરેલો પુષ્પોનો હાર તથા કેડ ઉપરનું વસ્ત્ર જે ખસી ગયાં હતાં તે પાછાં બરાબર બાંધી લીધાં અને પછી ઓસીકાની પાસે પડેલા પુષ્પોના કરંડીઆમાંથી જેમ કોઇ દાસ પુષ્પોનો ખોબો ભરે તેમ રાજાએ પુષ્પોનો ખોબો ભર્યો અને પૃથ્વી ઉપર પદ્માસનથી બેસી, પ્રણામ કરીને બોલ્યો, હે જન્મને, દુઃખકારક સ્થિતિને તથા ત્રિવિધ તાપને દૂર કરવામાં ચંદ્રની કાંતિરૂપ તથા બહારનાં અને અંદરનાં અંધારાંને દૂર

* આ એકતાળીશમા સર્ગમાં રાજાએ નિદ્રામાંથી જાગ્રત થઇને લીલા અને સરસ્વતીની પૂજા કરવાની, રાજાની વંશાવળીની, પૂર્વના સ્મરણની તથા સરસ્વતીએ આપેલા બોધની કથા કહેવામાં આવશે.

કરવામાં સૂર્યની કાંતિરૂપ દેવીઓ ! તમારો વિજય થાઓ, વિજય થાઓ ! આ રીતે વિનતિ કરીને તે રાજાએ પ્રફુલ્લિત થયેલું નદીના તટ ઉપરનું વૃક્ષ જેમ બે કમલિનીઓના કમલો ઉપર પુષ્પો વેરે તેમ એ બે દિવ્ય સ્ત્રીઓના ચરણો ઉપર પુષ્પાંજલિ નાંખી.[૭–૧૦] તે પછી ઈશ્વરી સરસ્વતીએ લીલાને રાજાના પૂર્વ જન્મની વાત સંભળાવવા માટે સુતેલા એક મંત્રીને પોતાના સંકલ્પથી જાગ્રત કર્યો. તે મંત્રીએ જાગ્રત થતાંજ તે બન્ને દિવ્ય સ્ત્રીઓને દીઠી, એટલે તેઓને પ્રણામ કર્યા. અને તેઓના ચરણમાં પુષ્પાંજલી સમર્પણ કરીને નમ્રતાથી તેની પાસે બેઠો. તે પછી સરસ્વતીએ રાજાને પૂછ્યું કે, હે રાજા ! તું કોણ છે ? કોનો પુત્ર છે ? અને આ દેશમાં તારો ક્યારે જન્મ થયો છે? આ પ્રશ્નો સાંભળતાં રાજાના મંત્રીએ નિચે પ્રમાણે વાત કરવા માંડી.[૧૧–૧૩]

મંત્રી કહે છે; ઇક્ષ્વાકુવંશ વિશે કમળ જેવાં નેત્રવાળો અને પોતાના બાહુની છાયાથી પૃથ્વીનું પાલન કરનાર શ્રીમાન્ કુંદરથ નામનો એક રાજા હતો તેને ચંદ્રના જેવા મુખવાળો એક ભદ્રરથ નામનો સુંદર પુત્ર હતો. તેનો વિશ્વરથ, તેનો બ્રહદ્રથ, તેનો સિંધુરથ, તેનો શૈલરથ, તેનો કામરથ, તેનો મહારથ, તેનો વિષ્ણુરથ અને તેનો નભોરથ નામનો પુત્ર હતો. જેમ ક્ષીર સમુદ્રને ત્યાં સંપૂર્ણ નિર્મળ આકૃતિવાળા અને અમૃતથી લોકોને સંતોષ પમાડનારા ચંદ્રનો જન્મ થયો હતો તેમ તે નભોરથ રાજાને ત્યાં ઘણા પુણ્યોના યોગથી પરિપૂર્ણ નિર્મળ આકૃતિવાળા તથા સદ્દગુણોથી લોકોને સંતોષ પમાડનારા આ અમારા રાજાનો જન્મ થયો છે અને આ જગતમાં વિદુરથ એવા નામથી પ્રખ્યાત છે.[૧૪–૧૯] જેમ પાર્વતીથી કાર્તિક સ્વામીનો જન્મ થયો છે તેમ સુમિત્રા નામના માતાજીના ઉદરથી અપર કાર્તિક સ્વામી જેવા આ રાજાનો જન્મ થયો છે. આ રાજા દશ વર્ષના થયા ત્યારે એમના પિતા એમને રાજ્ય સોંપી વનમાં ગયા છે ત્યારથી આ વિદુરથ રાજા ધર્મ પ્રમાણે ભૂમંડળનું પાલન કરે છે. હે દેવીઓ ! લાંબો કાળ પહોંચે એવાં મોટાં તપો કરીને સેંકડો દુ:ખો સહન કરવાથી પણ જેઓનાં દર્શનનો લાભ દુર્લભ છે એવાં આપ બન્નો દેવીઓ અમારે ઘેર પધાર્યાં માટે આજે અમારું પુણ્યવૃક્ષ સફળ થયું. આ પૃથ્વી પતિ વિદુરથ એવા નામથી પ્રખ્યાત છે. તે આજે તમારા પ્રસાદથી પરમ પવિત્ર થયો છે. આ રીતે કહીને મંત્રી તથા રાજા બન્ને જણ મૌન થઇ ગયા.[૨૦–૨૩]

વસિષ્ઠ કહે છે; હે રામ ! આ રીતે કહ્યા પછી પૃથ્વી ઉપર પદ્માસન વાળીને બેઠેલા વિદુરથ રાજા મોહોડું નમાવી, બે હાથ જોડીને બેસી ગયા. પછી

સરસ્વતીએ, હે રાજા! તું વિવેકથી પોતાની મેળે જ તારા પૂર્વ જન્મનું સ્મરણ કર, એમ કહીને સરસ્વતીએ તે રાજાના માથા ઉપર પોતાનો હાથ ફેરવ્યો. સરસ્વતીના હાથનો સ્પર્શ થતાં જ તે રાજાનું હૃદય પ્રફુલ્લિત થઇ ગયું અને જીવનું આવરણ કરનારો માયરૂપી અંધકાર નાશ પામ્યો. પૂર્વ જન્મમાં ચક્રવર્તીપણાનું, લીલા રાણીના વિલાસોનું અને છેવટે પોતાના મરણનું સર્વ વૃત્તાંત હૃદયમાં પ્રત્યક્ષ જેવું થઇને તેના સ્મરણમાં આવી ગયું. પોતાનું મરણ થયા પછી લીલાનું વૃત્તાંત અને સરસ્વતીનું વૃત્તાંત જે પોતાના અનુભવમાં આવ્યું હતું તે પણ જાણવામાં આવ્યું. આ રીતે પોતાનું સર્વ વૃત્તાંત જાણવામાં આવતાં વિદુરથરાજા જાણે પોતે સમુદ્રમાં ગળકાં ખાતો હોય એવો થઇને તે દેવીઓને નિચે પ્રમાણે કહ્યું.૨૪–૨૮

વિદુરથ રાજા કહે છે: અહોહો!!! આ સંસાર વિશે મારા મનમાં જે માયાનો વિસ્તાર થયો છે તે અહીં હમણાં તમારી કૃપાથી મારા જાણવામાં આવ્યો છે. હે દેવીઓ! આ શું! મારા મરણને તો હજી એક દિવસ થયો છે અને અહીં તો મારી સિત્તેર વર્ષની વય થયેલી છે અને અનેક કાર્યનું, પૂર્વ જન્મના પરદાદાનું, બાલ્યાવસ્થાનું, તરુણાવસ્થાનું, મિત્રોનું, બાંધવોનું તથા સર્વ પ્રકારની સામગ્રીઓનું સ્મરણ પ્રાપ્ત થયું છે. આ શું થયું?૨૯–૩૦

સરસ્વતી કહે છે; હે રાજા! તને પૂર્વ જન્મમાં મરણ નામની મહા મોહ રૂપી મૂર્છા પ્રાપ્ત થયા પછી તે જન્મનું ભાન ટળી ગયું અને તે જ ઘડીએ તે જ ઘરના તેજ આકાશમાં તને આ જન્મનું ભાન થયું છે. ચિદાકાશને વિશે જે પહાડી ગામ છે તે ગામમાં બ્રાહ્મણ ઘર વિશે મંડળમાં જ તારો જન્મ થયો હતો અને તે તારો પૂર્વ જન્મના ઘરના મંડપના આકાશમાં જ તને આ જન્મનો પ્રકાશ થયો છે. એ પ્રત્યેક જન્મમાં જગત્ ભિન્ન ભિન્ન થયાં છે. તારો જીવ જે બ્રાહ્મણના ઘરમાં રહીને મારું ભજન કરે છે ત્યાં જ તારા પૂર્વ જન્મનું ભૂમંડળ છે અને તે ભૂમંડળમાં રાજદ્વારના ઘરના મંડપ વિશે જ તારું આ ઘણી સમૃદ્ધિઓથી ભરપૂર ઘર છે. તારા આકાશ જેવા નિર્મળ એના એ ચિત્તમાં આ વર્તમાન કાળના વ્યવહારરૂપી વિસ્તારવાળો ભ્રમ નીચે પ્રમાણે ભાસી રહ્યો છે.૩૧–૩૬ જેવી રીતે કે હું ઇક્ષ્વાકુના વંશમાં જન્મ્યો છું. મારા અમુક નામના પૂર્વજો થઇ ગયા છે. હું જન્મ્યા પછી દશ વર્ષનો થયો ત્યારે મારા પિતા રાજ્યાસન ઉપર મારો અભિષેક કરી, સંસાર તજીને વનમાં ગયા છે. તે પછી હું દિગ્વિજય કરી રાજ્યને શત્રુ રહિત કરીને આ મંત્રીઓની અને નાગરીકોની સાથે પૃથ્વીનું પાલન કરું છું. ધર્મથી પ્રજા પાલન કરતાં અને અનુક્રમે

યજ્ઞોની ક્રિયાઓ કરતાં મારી શિત્તેર વર્ષની ઉમર થઇ. આ શત્રુની સેના ચઢી આવી તેની સાથે ભયંકર યુદ્ધ થયું, યુદ્ધ કર્યા પછી હું આ ઘરમાં આવીને સુતો, એટલામાં આ બન્ને દેવીઓ મારા ઘરમાં આવી છે. અને હું તેઓનું પૂજન કરું છું દેવોનું પૂજન કરીએ તો તેઓ આપણી ઇચ્છાઓને પૂર્ણ કરે છે. એ દેવીમાંથી આ એક દેવીએ સૂર્યની કાંતિ જેમ કમળને પ્રફુલ્લિતપણું આપે છે તેમ મને પૂર્વ જન્મની સ્મૃતિ આપનારું જ્ઞાન આપ્યું છે. હું હવે કૃતાર્થ થયો છું. મારા સર્વ સંશયો ટળી ગયા છે. સર્વ દુઃખો શાંત થયાં છે. હું સુખ પામ્યો છું અને કેવળ પરમ સુખ રૂપ થયો છું. આવી તને મોટા સંભ્રમોથી ભરપૂર વિસ્તારવાળી ભ્રાંતિ થયેલી છે.૩૭–૪૫ અનેક આચારો, અનેક વિહારો અને અમે વગેરે દેવતાઓનાં દર્શન, એ સર્વ તને ભ્રાંતિથી જ જોવામાં આવે છે. પૂર્વ જન્મમાં તું જ્યારે મરણ પામ્યો તે જ વખતે તને તારી પોતાની મેળે હૃદયમાં જ આ પ્રતીતિ ઉભી થઇ છે. નદીનો પ્રવાહ જેમ એક ચકરીરૂપી આકારનો ત્યાગ કરીને તુરત બીજી ચકરીના આકારને ગ્રહણ કરે છે. તેમ ચિત્તનો પ્રવાહ પણ એક વૃત્તિનો ત્યાગ કરીને તુરત બીજી ચકરીના આકારને ગ્રહણ કરે છે. તેમ ચિત્તનો પ્રવાહ પણ એક વૃત્તિનો ત્યાગ કરીને બીજી વૃત્તિને ગ્રહણ કરે છે.૪૭ કોઇ વખતે જેમ એક ચકરી બીજી ચકરીની સાથે મળી જઇને પણ પ્રવૃત્ત થાય છે તેમ જાગ્રતમાં એક ચકરી બીજી ચકરીરૂપ બીજા જીવોની સાથે મળી જઇને પણ પ્રવર્તે છે અને કોઇ વખતે સ્વપ્ન વગેરેમાં એકલી પણ પ્રવર્તે છે. તું ચૈતન્યના પ્રકાશરૂપ છો તે તને મરણને સમયે આ સર્વ મિથ્યા જાળ પ્રતીત થયું છે.૪૮–૫૦ જેમ એક ક્ષણભરના સ્વપ્નામાં સો વર્ષની ભ્રાંતિ થાય છે. સંકલ્પની રચનામાં જેમ જીવનની અને મરણની ભ્રાંતિ થાય છે. ગંધર્વ નગરમાં જેમ ભીંતોની ભ્રાંતિ થાય છે અને ચિત્રો વગેરેની ભ્રાંતિ થાય છે. જેમ ઉતાવળે ચાલતાં વહાણોમાં બેસનારાને વૃક્ષોનું અને પર્વતોનું ચાલવું પ્રતીત થાય છે. જેમ સાન્નિપાતમાં પર્વતોનો અપૂર્વ નાચ જોવામાં આવે છે તથા સ્વપ્નમાં જેમ પોતાનું માથું કપાઇ પડવાની મિથ્યા ભ્રાંતિ થાય છે. તેમ જ તને પણ આ પ્રૌઢ વિસ્તારવાળા સંસારની મિથ્યા ભ્રાંતિ થઇ છે.૫૧–૫૩ ખરી રીતે જોતાં તો તું કદી પણ જન્મ્યો નથી, તેમ કદી મુવો પણ નથી. પરંતુ તું તો શુદ્ધ વિજ્ઞાન રૂપ છો અને સદા શાંત સ્વરૂપમાં જ રહેલો છે. તું આ સર્વને જુવે છે પરંતુ તે કોઇને પણ તું દેખતો નથી. તું સદા સર્વ સ્વરૂપ હોવાથી સર્વ શ્રેષ્ઠ મણિની પેઠે અને સૂર્યાદિકની પેઠે પોતાને વિશે પોતાથી જ પ્રકાશે છે. ખરું જોતાં તો આ

ભૂમંડળ પણ નથી અને તું વિદુરથ રાજા પણ નથી, તેમ આ પર્વતોએ નથી, આ ગામો પણ નથી, શત્રુઓએ નથી અને આ અમે પણ નથી.[૫૪-૫૬] પહાડી ગામના રહેનારા વસિષ્ઠ બ્રાહ્મણના મંડપના આકાશમાં લીલાના પતિ પદ્મરાજાના રાજ્યવાળું જગત્ છે અને મંડળોથી શોભાયમાન લીલાવાળી રાજધાની પણ ત્યાં જ છે. એ રાજધાનીના મંડળની મધ્યના આકાશમાં જ તારું આ જગત્ છે, કે જે જગત્ વિશે હમણાં આપણે બેઠાં છીએ.[૫૭-૫૯] એ સર્વ મંડળોનું જે આકાશ છે તે આકાશ વગેરેથી રહિત શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જ છે. એ મંડળોમાં પૃથ્વી, નગર, વનો, પર્વતો, વાદળાંઓ, નદીઓ અથવા તો સમુદ્રો એમાંનું કાંઇ પણ નથી. કેવળ પૂર્ણ બ્રહ્મને વિશે કલ્પી કાઢેલા મિથ્યા ઘરમાં મિથ્યા લોકો મિથ્યા વિહાર કર્યા કરે છે. પરંતુ વસ્તુતાએ જોતાં કોઇ રાજાએ નથી. કોઇ પર્વતે નથી. અને જીવો એક બીજાને દેખતા પણ નથી.[૬૦-૬૧]

વિદુરથ પૂછે છે; હે દેવી! જો એમ હોય તો અમારા અનુચરો જેઓ જીવે છે તેઓ મારી પેઠે સાચા છે કે નથી? તમે કહો છો કે આ જગત્ તો સ્વપ્નાની પેઠે પ્રતીત થાય છે અને તેમાં જે જીવો છે તે પણ સ્વપ્નાના જીવોના જેવા છે. માટે આ મારા સેવકો ખરા છે કે ખોટા છે? તે મને કહો.[૬૨-૬૩]

સરસ્વતી કહે છે; ઓ રાજા! જેઓ પરબ્રહ્મનું જ્ઞાન મેળવીને શુદ્ધબોધરૂપ અને શુદ્ધ ચૈતન્યરૂપ થયા છે તેઓની દૃષ્ટિમાં તો આ જગત્ સંબંધી કોઇપણ પદાર્થ સત્ય નથી. પરંતુ શુદ્ધબોધ સ્વરૂપ બ્રહ્મમાં અવિદ્યાએ કરેલો આ જગત્ રૂપી ભ્રમ કર્યો છે એમ પ્રતીત થાય છે.[૬૪-૬૫] રજ્જુમાં સર્પનો ભ્રમ થયો હોય છે, તે શાંત થયા પછી ફરીને પાછો કેવી રીતે ઉત્પન્ન થાય? થાય જ નહીં. તેમ જગતના મિથ્યાપણારૂપી ભ્રમ જાણ્યા પછી તે ભ્રમની સત્તા કેમ જ રહે?[૬૬] આ ઝાંઝવાનું પાણી છે એમ જાણ્યા પછી તેમાં જળ છે આવી બુદ્ધિ કેમ જ થાય? આ સ્વપ્ન છે એમ જાણ્યા પછી સ્વપ્ન સંબંધી મરણ ખરું કેમ જણાય? જેમ જીવતા મનુષ્યને પોતાના સ્વપ્નામાં થતો મરણનો ભય મિથ્યા છે તેમ જ જાગ્રતમાં થતો પોતાના મરણનો ભય પણ મિથ્યા જ છે એમ સમજવું જોઇએ.[૬૬-૬૮] હે રાજા! બોધવડે અજ્ઞાન રૂપી વાદળાં ખસી ગયા પછી શરદ્ ઋતુની આકાશની શોભાની પેઠે સ્વચ્છ, શુદ્ધ અને પૂર્ણ થયેલા અંતઃકરણવાળા અતિ પવિત્ર જ્ઞાની પુરુષની દૃષ્ટિમાં આ હું છું અને આ જગત્ છે એવા તુચ્છકાર ભરેલા શબ્દોના અર્થો ખરી રીતે રહેતા જ નથી. કારણ કે જગત અને હું એ શબ્દો તો

માત્ર કહેવાના છે. પરંતુ વસ્તુતાએ કાંઇ પણ નથી.[૬૯] શ્રીવાલ્મીકિ મુનિએ એ પ્રમાણે કથા કહી એટલામાં સૂર્યનારાયણ અસ્ત પામ્યા. અને મુનિઓની સભા વાલ્મીકિને પ્રણામ કરીને સાયંકાળનું કર્મ કરવા માટે ત્યાંથી ઉઠીને નહાવા માટે ગઇ. રાત્રી વીત્યા પછી પાછાં સૂર્યનાં કિરણો ઉદય થયાં, એટલે એ સભા પાછી વાલ્મીકિની પાસે આવીને બેઠી.[૭૦]



# સર્ગ ૪૨ મો.*

## વિદુરથનું આત્મબોધથી ભ્રાંતિવારણ અને અજ્ઞાન દશામાં સ્વપ્નનું ખરાપણું.

**श्रीवसिष्ठ उवाच—यस्त्वबुद्धमतिर्मूढोरूढोनविततै पदे ।**
**वज्रसारमिदं तस्य जगदस्त्यसदेव सत् ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; મૂઢ બુદ્ધિનો જે મૂર્ખ પુરુષ પરમ પદમાં રૂઢ થયો ન હોય તેને આ જગત્ મિથ્યા છતાં ખરું અને વજ્રના જેવું દઢ લાગે છે? વેતાળ જેમ બાળકને છેક મરણ સુધીનું દુઃખ આપે છે તેમ જ મૂઢ બુદ્ધિના પુરુષને જગત્ મિથ્યા છતાં પણ સત્ય જણાય છે અને મરવા સુધીનું દુઃખ આપે છે.[૨] જેમ મૃગોને સૂર્યનો તડકો જ પાણીરૂપે દેખાય છે અને તે ભ્રાંતિનું કારણ થઇ પડે છે. તેમ મૂઢ બુદ્ધિવાળા પુરુષને જગત્ મિથ્યા છતાં પણ સાચા જેવું લાગે છે.[૩] પ્રાણીને જેમ સ્વપ્નામાં થયેલું મરણ મિથ્યા છતાં પણ સત્ય જણાવાથી શોક અને રડવા વિગેરે ક્રિયાઓ કરાવે છે તેમ મૂઢ બુદ્ધિવાળાઓને પણ જગત્ મિથ્યા છતાં સત્ય જણાય છે અને તે ઘણી ક્રિયાઓ કરાવે છે.[૪] જેમ સુવર્ણને નહીં જાણનારા પુરુષને સુવર્ણનાં કડાંઓમાં કડાંની જ બુદ્ધિ હોય છે પરંતુ સુવર્ણની જરા પણ બુદ્ધિ હોતી નથી. તેમ જ અજ્ઞાની મનુષ્યને પરબ્રહ્મમાં પૂરો, નગરો, પર્વતો, વૃક્ષો, મોટા હાથીઓ અને મોટા મોટા સર્પો વગેરેમાં અભિનિવેશવાળી જ દૃશ્યની બુદ્ધિ હોય છે. પરંતુ બ્રહ્મની બુદ્ધિ લેશ પણ હોતી નથી.[૫-૬] જેમ જેની આંખો રોગ-

* આ બેતાળીશમા સર્ગમાં અજ્ઞાન દશામાં થયેલું સ્વપ્ન પણ સત્ય ઠરે છે એ વાત સિદ્ધ કરવામાં આવશે અને છેવટે વરદાન સુધીનો કથા ભાગ કહેવામાં આવશે.

વાળી હોય તે માણસને આકાશમાં મોતીની માળા, મોરપીંછ અને ઝીણાં વાળના જેવાં કુંડાળાં મિથ્યા છતાં ખરાં લાગે તેમ જ અજ્ઞાનીઓને જગત્ મિથ્યા છતાં પણ સત્ય ભાસે છે.[૭] અહંકાર આદિથી ભરેલું આ જે જગત્ છે તે એક લાંબું સ્વપ્ન છે એમ જાણજો અને તે સ્વપ્નામાં બીજાં સ્વપ્નો પુરુષોને ખરાં જણાય છે તેનું કારણ કહું છું તે પણ સાંભળો.[૮] સર્વ વ્યાપક, શાંત, પરમાર્થ સ્વરૂપ, આનંદઘન, શુદ્ધ, દૃશ્ય રહિત, ચૈતન્ય સ્વરૂપ, પરમ વિસ્તારવાળું જે બ્રહ્મ તત્વ સર્વનું અધિષ્ઠાન ગણાય છે તે માયાને લીધે સર્વ વ્યાપક, સર્વ શક્તિ સંપન્ન, સર્વ સ્વરૂપ અને સર્વાત્મકરૂપ થઇને જે જે સ્થળમાં જે જે રીતે આવિર્ભાવને પામે છે તે તે સ્થળમાં તેવી રીતે જ રહે છે.[૯-૧૦] તેને લીધે સ્વપ્નનાં નગરનો દ્રષ્ટા જેઓને તે નગરનાં રહેનારાં મનુષ્યો જાણે છે તે એક ક્ષણમાં માણસો બની જાય છે.[૧૧] દ્રષ્ટાનું જ ચૈતન્ય સ્વરૂપ છે તે સ્વપ્નને પ્રફુલ્લિત થવાના એક સ્થાનકરૂપ નાડીઓનાં અતિ સૂક્ષ્મ છિદ્રોમાં રહેલું છે અને તે ચિત્તની વાસનાને અનુસારે વિવર્ત પામીને મનુષ્યના આકારમાં જણાય છે.[૧૨] સ્વપ્નાવસ્થા વિશે આત્મામાં મનુષ્યાદિકનો અધ્યાસ થતાં, તે મનુષ્ય આદિમાં આત્માને સત્યતાનો અધ્યાસ થવાથી મનુષ્ય આદિ પદાર્થો સત્ય ઠરે છે.[૧૩]

રામ પૂછે છે; હે મુનિ! જેનું શરીર કેવળ માયામય છે એવા સ્વપ્નમાં દેખાતા પુરુષોને અધિષ્ઠાનની સત્તાથી ખરા ન માનતાં ખોટા માનીએ તો શો દોષ આવે? તે કહો.[૧૪]

વસિષ્ઠ કહે છે; સ્વપ્નમાં પ્રતીત થનારા પુરના રહેનારા પુરુષો વસ્તુતાએ ખરા નથી. પરંતુ અધિષ્ઠાનની સત્યતાથી સત્ય છે. કારણ કે તેઓ પ્રત્યક્ષ રીતે જોવામાં આવે છે. જે પદાર્થ શશલાનાં શીંગડાંની પેઠે અત્યંત અસત્ હોય છે તેની પ્રત્યક્ષ પ્રતીતિ થતી નથી. પરંતુ સ્વપ્નના પુરુષોની પ્રતીતિ થાય છે. માટે તેઓમાં આધિષ્ઠાનની સત્તાથી સત્યપણું છે અને તેમાં પ્રત્યક્ષ પ્રમાણ છે. બીજા પ્રમાણની કાંઇ પણ જરૂર નથી.[૧૫] સૃષ્ટિના આરંભમાં સ્વપ્ન સરખા અનુભવરૂપ હિરણ્ય ગર્ભ છે તેમાં સંકલ્પથી જ આ જાગ્રત જગત્ ઉત્પન્ન થયું છે. માટે જાગ્રત જગત્ પણ સ્વપ્નની પેઠે આધિષ્ઠાનની સત્તાથી જ સત્તાવાળું છે. આ રીતે આ જાગ્રત જગત્ પણ સ્વપ્નની પેઠે અધિષ્ઠાનની સત્તાથી જ સત્તાવાળું છે. આ રીતે જાગ્રત જગત્ પણ એક જાતનું સ્વપ્ન જ છે, માટે આ પ્રપંચમાં જેવા તમે અને બીજાઓ સાચા છો તેવા જ સ્વપ્નમાં સ્વપ્નના દ્રષ્ટાઓની દૃષ્ટિએ સ્વપ્નનાં માણસો સાચા છે. જો

સ્વપ્નમાં જોવામાં આવતાં માણસો સાચાં ન હોય તો સ્વપ્નના જેવા આ જાગ્રત પ્રપંચમાં પણ મારાં જોવામાં આવતાં માણસો જરાપણ સાચાં નથી. આ સ્વપ્ન તુલ્ય સંસારમાં, હું જેમ તમારી દૃષ્ટિએ સાચો છું તેમ મારી દૃષ્ટિએ આવતું આ સર્વ સાચું છે. જાગ્રત તથા સ્વપ્ન બન્ને પરસ્પર તુલ્ય છે, માટે તેઓમાં ભાસતાં માણસો વગેરેની સત્યતા એક બીજાની દૃષ્ટિથી જ છે. પરંતુ વાસ્તવિક રીતે ખરી નથી.[૧૬-૧૯] જેમ સ્વપ્નમાં હું તમારી દૃષ્ટિએ પ્રતીત થયો છું અને ખરો લાગુ છું અને સ્વપ્નામાં મને પ્રતીત થયેલા તમે મારી દૃષ્ટિએ સત્ય ભાસો છો. તેમ જ આ જાગ્રત સંબંધી સંસાર પણ વિસ્તારવાળું સ્વપ્ન છે. તેમાં હું તમારી દૃષ્ટિએ સાચો પ્રતીત થાઉં છું અને મારી દૃષ્ટિએ તમે સત્ય પ્રતીત થાઓ છો. સ્વપ્નોમાં આવો જ ક્રમ હોય છે.[૨૦]

શ્રીરામ પૂછે છે; હે ભગવન્! સ્વપ્નનો દ્રષ્ટા નિદ્રાથી રહિત થઇ જાય તો પણ સ્વપ્નમાં દેખાયલું નગર અધિષ્ઠાન સત્તાથી સત્તાવાળું રહે છે, આવો મારો વિચાર છે.[૨૧]

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! હા તમે કહ્યું તેમ જ છે, સ્વપ્નનો દ્રષ્ટા જાગ્રત થતાં પણ સ્વપ્નમાં દેખાયલું નગર અધિષ્ઠાનની સત્તાથી સત્ય જ અને આકાશ પેઠે સ્વચ્છ આકારનું રહે છે.[૨૨] એ વાત તો એક તરફ રહો, પરંતુ બીજું કહું છું તે તરફ લક્ષ આપો. સ્વપ્નના પ્રપંચમાં જાગ્રતના બાહ્ય દેશ, કાળ આદિના જેવો યથાર્થ સંબંધ ન હોવાથી સ્વપ્નનો પ્રપંચ મિથ્યા છે, એમ તમે માનતા હો તો તમે જેને જાગ્રત જગત્ માનો છો તેને પણ સ્વપ્નના દેશકાળ વગેરેના જેવો યથાર્થ સંબંધ નથી. માટે જાગ્રત જગત્ પણ મિથ્યા ઠરશે, આમ તુલ્ય દોષ આવે છે.[૨૩] આ પ્રમાણે સર્વ પ્રપંચ જે જોવામાં આવે છે, તે સત્ય નથી. પરંતુ સત્યના જેવો પ્રતીત થાય છે. દૃષ્ટાંતમાં જેમ સ્વપ્નની સ્ત્રીનું સુરતસુખ મિથ્યા છતાં પણ આસક્તિથી રંજન કરે છે. તેમ જ આ સર્વ પ્રપંચ પણ મિથ્યા છતાં આસક્તિથી રંજન કરે છે.[૨૪] માટે જે અધિષ્ઠાન ચૈતન્ય છે તે જ પરમાર્થ રીતે સત્ય છે અને તે દેહ વિષે તથા દેહની બહાર સર્વ ઠેકાણે વ્યાપક છે. એમાંનું જે ચૈતન્ય જે પ્રમાણે માયાશક્તિથી પોતાનું સ્ફુરણ કરવા ધારે છે, તે પ્રમાણે પોતાની સ્ફુરણાને જુવે છે.[૨૫] જેમ ભંડારમાં સર્વ જાતનું ધન હોય છે અને તે જોનારા મનુષ્યના જોવામાં આવે છે. તેમ જ ચિદાકાશમાં પણ આ સર્વ પ્રપંચ રહેલો છે અને તે ચિદાકાશના જ જોવામાં આવે છે.[૨૬] હે રાજા! તે પછી સરસ્વતી દેવીએ વિદુરથ રાજાને બોધરૂપી અમૃતના સિંચનથી વિવેકના સુંદર અંકુરવાળો કરીને પછી તેને નીચે પ્રમાણે કહ્યું;[૨૭]

સરસ્વતી કહે છે; હે રાજા! આ સર્વ વાત મેં લીલાને પ્રસન્ન કરવા માટે કહી. તમારું કલ્યાણ હો, અમે બંને હવે અહીંથી જઇએ છીએ. જે કાંઇ દૃષ્ટાંત રૂપે જોવાનું હતું તે લીલાએ જોયું છે.૨૮

વસિષ્ઠ કહે છે; આ રીતે સરસ્વતી દેવીએ મધુર અક્ષરોવાળી વાણીથી ભાષણ કર્યાં પછી વિદ્વાન્ વિદૂરથ રાજાએ તેમને આ પ્રમાણે કહ્યું.૨૯

વિદૂરથ રાજા કહે છે; હે દેવી! મારું દર્શન પણ અર્થીઓને વ્યર્થ થતું નથી. ત્યારે મહાન્ ફળ આપનારા જે આપ તેનું દર્શન તો કેમ જ વ્યર્થ થાય?૩૦ હે દેવી! હું જેમ એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જાઉં છું તેમ જ આ શરીરને તજી દઇને પાછો મારા પ્રથમના સંસારમાં આવું એવી મારા ઉપર કૃપા કરો. હે માજી! હું આપને શરણે આવ્યો છું. મારા ઉપર આપ કૃપા કરો અને મને રંક ગણીને મારી યાચનાનો ઉત્તર આપો. હે વરદાન આપનારા! ભક્તોનો અનાદર કરવો, એ વાત મોટા પુરુષોને શોભતી નથી.૩૧-૩૨ માટે હું જે દેશમાં આવું તે પ્રદેશમાં મારો આ મંત્રી અને શિશુ વયની કુંવારી પુત્રી પણ આવે, એવી મારા ઉપર દયા કરો.૩૩

શ્રીસરસ્વતી કહે છે; હે પૂર્વ જન્મના પદ્મરાજા! ભલે તું ત્યાં આવ અને નિઃશંક થઇને યોગ્ય પદાર્થોથી તથા યોગ્ય વિલાસોથી મનોહર રાજ્ય કર. અમારી પાસે યાચકોએ જે જે પ્રાર્થના કરી હશે તેની અમે કોઇ પણ દહાડો ના પાડી હોય, એવું કોઇના પણ જાણવામાં નથી, એમ તમારે જાણવું.૩૪

# સર્ગ ૪૩ મો.*

## નગરનું ડટાઇ જવું, સળગી ઉઠવું અને બળી જતાં લોકોની અનેક પ્રકારની ચેષ્ટાઓ.

**श्रीसरस्वत्युवाच**—अस्मिन् रणवरे राजन् मर्त्तव्यं भवताधुना।
प्राप्तव्यं प्राक्तनं राज्यं सर्वं प्रत्यक्षमेव ते ॥ १ ॥

શ્રીસરસ્વતી કહે છે; હે રાજા! આ મહા રણસંગ્રામમાં હમણાં તારે મરવું

* આ ત્રેતાલીસમા સર્ગમાં વિદૂરથ રાજાને જોઇતું વરદાન, નગરનું ડટાઇ જવું, સળગી ઉઠવું તથા બળી જતા લોકોની ચેષ્ટાઓ વગેરેનું વર્ણન કરવામાં આવશે.

છે અને પછી તને તારું પૂર્વનું રાજ્ય મળશે. એ સર્વ તું હમણાં પ્રત્યક્ષ જ જોઇશ.[1] તું, તારી દીકરી અને તારો મંત્રી એ સર્વે પૂર્વના નગરમાં આવશો અને તેમાં તું તારા શબરૂપે થયેલા શરીરને પાછો પ્રાપ્ત થઇશ. હવે અમે જેમ આવ્યા હતાં તેમ પાછાં જઇએ છીએ. તું, તારો મંત્રી અને તારી દીકરી એ મનોમય દેહથી ત્યાં આવશો.[૨-૩] જેમ ઘોડાની, ગધેડાની, ઉંટની અને મદથી ભીના ગંડસ્થળવાળા હાથીની ગતિ જૂદી જૂદી હોય છે. તેમજ સ્થૂલ દેહની અને મનોમય દેહની ગતિ પણ જૂદી જૂદી હોય છે.[૪]

વસિષ્ઠ કહે છે; એ રીતે મધુર ભાષણ કરનારાની વચ્ચે પ્રસ્તુત વાતચિત ચાલતી હતી, એટલામાં તો જે મનુષ્યને નગરની ચર્ચા જાણવા માટે ઉંચા પ્રદેશમાં ઉભો રાખવામાં આવ્યો હતો તેણે અંદર પ્રવેશ કરીને ગભરાટથી નિચે પ્રમાણે કહેવા માંડયું.[૫]

નિરીક્ષક પુરુષ કહે છે; હે રાજન ! બાણો, ચક્રો, તરવારો, ગદાઓ, પરિઘો વગેરેની વૃષ્ટિ કરતું શત્રુનું સૈન્ય જેમ પ્રલયકાળમાં ઉંચે ઉછળતો મહાસાગર ઉલટી આવે તેમ આપણા તરફ ધસી આવે છે;[૬] અને મહા ઉત્સાહવાળું એ સૈન્ય પ્રલયકાળના વનને ઉંચે ઉરાડેલી મોટા પર્વતોની શિલા જેવી ગદાઓની, સાંગોની, અને ભુશુંડીઓની વૃષ્ટિ કરતું આવે છે.[૭] આ પર્વતના જેવા મહાનગરમાં ચારે તરફની દિશાઓના વિભાગમાં અગ્નિ લાગી ગયો છે. ચટચટ તથા કડાકા ભડાકા કરતો તે અગ્નિ ધરોને સળગાવી દઇને, આ મહા નગરીને પાયમાલ કરવા લાગ્યો છે.[૮] પ્રલય કાળનાં વાદળાંઓની ઘટા જેવા ધૂમાડારૂપી પર્વતો બળાત્કારથી ગરુડોની પેઠે આકાશમાં ઉડી રહ્યાં છે.[૯]

શ્રીવસિષ્ઠ કહે છે; એ રીતે એ પુરુષ ગભરાટથી વાત કરતો હતો એટલામાં તો કઠોર શબ્દોવાળો અને દિશાઓને પૂરી દેનારો મોટો કોલાહલ બહાર થવા માંડયો.[૧૦] બળથી કાનસુધી ખેંચેલા અને બાણોની વૃષ્ટિ કરતાં ધનુષોનો મોટો ટંકારવ કાન ઉપર આવવા લાગ્યો. મોટા વેગવાળા તથા મહા મદમત્ત મોટા હાથીઓ ગર્જના કરવા માંડ્યા.[૧૧] નગરમાં ધર વગેરેને બાળી નાંખતા અગ્નિઓના મોટા કડાકા ભડાકા થવા લાગ્યા. જેઓની સ્ત્રીઓ અગ્નિમાં બળી મરતી હતી તે નગરનાં લોકો મોટો હાહાકાર કરી રહ્યા હતા અને અગ્નિના કટકાઓ મોટો શબ્દ કરતા ઉંચે ઉછળતા હતા, તેના વિષે વાતો કરતા હતા. અગ્નિઓની ઝાળો પણ ધગ ધગ શબ્દો કરતી બળવા માંડી.[૧૨-૧૩] તે સમયે લીલાએ તથા સરસ્વતીએ

તથા વિદૂરથ રાજાએ તથા મંત્રીએ ગોખમાં જોયું તો મધ્ય રાત્રીનો વખત હતો અને નગરમાં મોટો હાહાકાર વ્યાપી રહ્યો હતો. પ્રલયના પવનથી હાલકલ્લોલક થઇ રહેલા પૂર્ણ મહા સાગરના જેવા વેગવાળું તથા મેઘના જેવા અને તરંગો જેવા ઉગ્ર આયુધોવાળું શત્રુનું સૈન્ય ચોતરફ વ્યાપી રહ્યું હતું. પ્રલયકાળના અગ્નિથી પીગળી જતા મેરુ પર્વતની પેઠે પ્રકાશ કરતી અને આકાશને પૂરી દેતી મોટી ઝાળોના સમૂહથી આખું નગર બળતું હતું. ચોરો લુંટ પાડવા માટે લાટા મેઘની ગર્જના સરખા તિરસ્કારનાં વચનોની સાથે મોટી ચીચીઆરીઓ પાડતા હતા.[૧૪–૧૭] પ્રલયકાળના પુષ્કરાવર્ત નામના મેઘ સરખાં ધૂમાડારૂપી વાદળાંઓથી આકાશ ઢંકાઇ ગયું હતું. ઉડતા સુવર્ણના જેવી પીળા રંગની ઝાળોના સમૂહથી કોઇ પણ ઠેકાણે અવકાશ રહ્યો નહતો. આકાશમાં ઉડતા ઉંબાડીઆઓના કટકાઓથી આકાશમાં ઉત્પાત સંબંધી તારાઓ ઉદય પામ્યા હોય, તેવું જણાતું હતું. બળતા અગ્નિની મોટી મોટી ઝાળો એક બીજા ઘર ઉપર ફરી વળી હતી.[૧૮–૧૯] લડાઇમાં કપાઇ જતાં બાકી બચેલા ઘણા યોદ્ધાઓ પાછા નગરમાં આવતા હતા. અગ્નિના અંગારાઓ ઉંચે ઉડી ઉડીને વાદળાંઓના છિદ્રોમાં પ્રવેશ કરતા હતા. લોકોને કઠોર ચીસો પડાવનારા તથા બાળી નાંખનારા શત્રુઓ ભયંકર ગર્જના કરતા હતા. અગ્નિના તણખાઓ અને બાણોથી આકાશ ખીચોખીચ ભરપૂર થઇ ગયું હતું. નગરને બાળવા માટે શત્રુઓ હાથમાં શસ્ત્રો ને શિલાઓ લઇને ઉંચા હાથ કરીને તૂટી પડતા હતા. દોડતા હાથીઓની મોટી ભીડને લીધે મોટમોટા સુભટો કચરાઇ જતા હતા. કેટલાએક દોડતા ચોરોનાં, ગામના લોકોએ માથાં કાપી નાંખવાથી, તે ચોરોએ લુંટેલાં ધનોથી ગામોનાં માર્ગો આચ્છાદિત થઇ ગયા હતા. પુરુષો તથા સ્ત્રીઓ અંગારાના ઢગોમાં પડી પડીને મોટા શબ્દથી રુદન કરતાં હતાં. અગ્નિમાં બળતાં કાષ્ઠો ધડાકાની સાથે ફાટીને ગામમાં ઉડતાં હતાં. આકાશમાં મોટ મોટા ઉંબાડીઆના ચક્રો ફેલાઇ જવાથી જાણે સેંકડો સૂર્યોદય પામ્યા હોય તેમ જણાતું હતું. ગામના સર્વ પ્રદેશો અંગારાઓથી ભરપૂર થઇ ગયા હતા.[૨૦–૨૪] અગ્નિથી બળતાં કાષ્ઠોની સાથે બળતા વાંસો પણ ફેંકારા અને રણકારા કરતા હતા. બળતા પ્રાણીઓની ભયંકર ચીસો સાંભળીને સર્વ સેનાવાળા રડતા હતા. વધી ગયેલો અગ્નિ સર્વ રાજ લક્ષ્મીનો નાશ કરીને તૃપ્ત થતો હતો. અગ્નિરૂપી મહા ભક્ષક સર્વને ગળી જવાના ઉદ્યોગમાં લાગી રહ્યો હતો, દૈવેચ્છાથી સર્વનો નાશ થવા માંડયો અને સુતેલા લોકોના ઉપર માર પડવા માંડયો તેથી ભયભીત થઇ પડેલા લોકોની કાળી ચીસોથી તથા અટકાવી

શકાય નહીં તેવા બળતા અગ્નિથી સર્વ ઘરો જાણે હાહાકાર કરતાં હોય, તેવો દેખાવ થઇ રહ્યો હતો. ઘણા દિવસો સુધી ઘણા લોકોને ખાવામાં ઉપયોગી આવે, તેવા અનાજના ઢગલાઓ અગ્નિથી બળી જતાં કેટલાએક લોકો, બાકી બચી ગયેલા કાષ્ઠોનું પણ રક્ષણ કરવાની ઇચ્છા રાખતા હતા.[૨૫–૨૭] આ પ્રમાણે એક તરફનો ભયંકર દેખાવ જોવામાં આવતો હતો અને તેમાં રાજા વિદૂરથ લીન થઇ ગયો હતો, એટલામાં બીજી તરફ તેણે જેઓનાં સ્ત્રીઓ, બાળકો તથા સર્વસ્વ બળી જતું હતું એવા પુરુષો ચોતરફ દૃષ્ટિ કરતા અને દોડાદોડ કરતા યોદ્ધાઓ નિચે પ્રમાણે વાતચિત કરતા સાંભળવામાં આવ્યા. અરેરે ! આ ઘણા રસને લીધે લીલાં છમ દેખાતાં, તડકાનું નિવારણ કરનારાં તથા ઘણાં જ ઉંચા આ આપણા ઘરનાં વૃક્ષોને આ તોફાની પવન ખડખડાટ કરતો ચારે તરફથી હલાવે છે. અરેરે ! હિમના જેવી શીતળ અને આ હમણાં બળી જતી આપણી સ્ત્રીઓ જ્ઞાનની સુંદર શક્તિઓ જેમ મહાત્માઓના મનમાં પ્રવેશ કરે તેમ હાથીઓના શબોના સમૂહમાં પેશી જાય છે.[૨૮–૩૦]

અરેરે બાપલિયા ! મહાબળવાન્ અગ્નિએ પ્રેરેલી ઝાળો આપણી સ્ત્રીઓના કેશરૂપી ખડની ગંજીઓમાં લાગી ગઇ છે તેથી કેશો, સુકાં પાંદડાંઓની પેઠે ભડભડ બળે છે. ચકરી ખાતી લાંબી તથા ઉંચા લોઢવાળી આ ધૂમાડારૂપી યમુના ઉતાવળી ચાલીને આકાશગંગાને ભેટવા માટે જાય છે. તેના તરફ દૃષ્ટિ કરો. જેને વિષે ઉંબાડીયારૂપી કાષ્ઠો તણાય છે, જે ઉંચી ઉછળતી જાય છે તથા જે અગ્નિના કણોથી પરપોટાવાળી છે એવી આ ધૂમાડારૂપી નદી વિમાનચારી દેવોને પણ આંધળા બનાવી મૂકે છે. આ સ્ત્રીના માબાપ, ભાઇ, દીકરા અને દીકરીઓ પણ આ ઘરમાં બળીને ખાખ થઇ ગયા અને તે સ્ત્રી પોતે અગ્નિથી દૂર છે છતાં પણ શોકથી બળી ગઇ છે. અરેરે ! હાય હાય ! આ તારું ઘર અગ્નિરૂપ થઇ ગયું છે અને જેમ મેરુ પર્વત પ્રલયમાં પડવા માટે તયાર થાય તેમ તે પણ અહીં પડવાને તૈયાર થઇ ગયું છે. તું અહીં ઝટ આવ.[૩૧–૩૫] અરેરે ! બાણો, શીલાઓ, સાંગો, ભાલાઓ, પ્રાશો, તરવારો, જાળીઓ જેવાં જણાતાં સાયંકાળનાં વાંદળાંઓમાં તીડોની પેઠે પેસી જાય છે. અરેરે ! ! ! જેમ સમુદ્રની પાણીનાં પૂરો મહા ઝાળવાળા વડવાનળમાં પ્રવેશ કરે તેમ આ અગ્નિની જ્વાળાઓનાં પૂરો ભયથી જાણે આકાશમાં ઉડી જવા ધારતાં હોય એમ આ નગરીમાં પ્રવેશ કરે છે. અગ્નિની ઝાળો પર્વતોનાં શિખરોસુધી પહોંચી જાય છે અને લીલાં કુંજાર

ઉપવનો રાગી પુરુષોનાં હૃદયોની પેઠે સુકાઇ જાય છે. આ વેળા હાથીઓ પોતાનાં બંધનનાં સ્તંભની જાતને સમજી લઇને. ક્રોધમાં આવી ગયા હોય તેમ ચિત્કાર કરીને, આ વૃક્ષોની હારને કડકડાટ શબ્દોની સાથે ધરતી ઉપર તોડી પાડે છે. આ ઘરનાં ઝાડો જેમાં પ્રથમ પુષ્પોની, ફળોની અને સ્કંધોની સંપૂર્ણ શોભા ઝામી રહી હતી, તે વૃક્ષો હમણાં શોભા વિનાનાં થઇ પડ્યાં છે. અને જેઓનું સર્વસ્વ બળી ગયું હોય એવા ગૃહસ્થોની પેઠે રાંક થઇ પડ્યાં છે. અરેરે! બાપે તજી દીધેલાં આ બાળકો છુપી જવા માટે અંધારાને શોધતાં હતાં, એટલામાં તો ત્યાં આગળ બાણોથી ખીચોખીચ ભરેલી ગલીઓમાં ભીંતો પડવાથી છુંદાઇ ગયાં. રણ ઉપર આ પરસ્પર લઢતી હાથીણીઓ વાયુએ ઉરાડેલા તથા જેમાંથી અંગારાઓ ઝરે છે એવા છાજથી ભય પામીને ત્રાસદાયક ચીસો પાડે છે.૩૬–૪૨ અરેરે! બહુ જ સત્યાનાશ વળી ગયું. આ પુરુષના તરવારથી ચીરાઇ ગયેલા તથા જેના ઉપર ઉંબાડીઉં મજબૂત રીતે ચોંટી ગયું છે એવા ખભા ઉપર વજ્ર પડે તેમ ગોફણનો પત્થરો પડયો. અરેરે! ગભરાયલાં આ ગાયો, ઘોડાઓ, પાડાઓ, હાથીઓ, ઉંટો, કુતરાંઓ, શીયાળવાં તથા ગાડરો ક્રોધના વેગમાં આવીને લઢવાના જેવી તૈયારી કરી રહ્યાં છે. રાડો પાડતી આ સ્ત્રીઓ ટપટપ શબ્દો કરીને પડ્યાં કરતાં પાણીનાં ટીપાંઓરૂપી ભમરાઓવાળાં ભીનાં વસ્ત્રો ઓઢીને ચાલી જાય છે. તે જાણે સ્થળ કમળોને ઓઢીને જતી હોય, તેવી દેખાય છે.૪૩–૪૫ આસોપાલવનાં ફુલોના જેવી રાતા રંગની આ અગ્નિની ઝાળોની શેડો જેમ ઉંટડીઓ લટકતી નાગેણોને ચાટે, તેમ સ્ત્રીઓના કેશોની લટોની ચાટે છે. તેના તરફ દૃષ્ટિ કરો. અરેરે! આ અગ્નિની શિખા હરણના બચ્ચાં જેવાં નેત્રવાળી આ સ્ત્રીની ભમરાની પાંખો જેવી પાંપણોમાં જેમ કોઇ નિચ સ્ત્રી કુમાર્ગનો આશ્રય લે તેમ આશ્રય લઇ બેઠી છે. આ પુરુષ પોતે બળી જાય છે તોપણ પોતાની સ્ત્રીવિના ઘરમાંથી બહાર નિકળતો નથી. તેથી નિશ્ચય થાય છે કે પ્રાણીઓ સ્નેહરૂપી જાળને કાપી શકતાં નથી. અરેરે! જેની સુંઢ બળી ગઇ છે એવો આ હાથી જેમાં અગ્નિ સળગી રહ્યો છે એવા પોતાના બંધનરૂપ વૃક્ષને ક્રોધથી ભાંગી નાંખીને લોકોને કમળો આપનારા તળાવમાં જઇને પડયો. આ ધુમાડો છેક આકાશમાં જઇ પહોંચ્યો છે અને જેને વિશે વિજળીઓ ચમકે છે એવો થઇને બાણોના જેવા બળતા ઉગ્ર અંગારાઓના ઢગલાઓને વરસી રહ્યો છે.૪૬–૫૦ હે રાજા! જેમાં અગ્નિના તણખાએ ચળકાટ મારી રહ્યા છે, એવો ચકરીઓ ખાતો તથા શિખાઓરૂપી તરંગોવાળો

આ ધૂમાડો આકાશમાં જાણે રત્નોથી ભરપૂર થયેલો સમુદ્ર હોય તેવો લાગે છે. ઉંચાં શિખરો જેવી જણાતી જ્વાળાઓના તેજથી રાતું ચોળ દેખાતું આકાશ જાણે મૃત્યુએ ઉત્સવ નિમિત્તે દિશાઓરૂપી સ્ત્રીઓને કેસરથી રંગેલો કરંડીઓ અર્પણ કર્યો હોય, તેવું લાગતું હતું. અરેરે ! આ ઉંચા આયુધોવાળા શત્રુ પક્ષના યોદ્ધાઓ રાજાની સ્ત્રીને કેદ પકડે છે, એ કામ બહુ જ અવળું તથા દુરાચાર ભરેલું થાય છે. આ પકડાતી રાજાઓની રાણીઓની માળામાં ગુંથેલાં પુષ્પો માર્ગમાં વેરાઇ ગયાં છે. તેઓના અર્ધાં બળી ગયેલા ચોટલાઓ છાતી ઉપર તથા સ્તનો ઉપર પથરાઇ ગયા છે. તેઓના નિતંબો તથા જાંઘોના ભાગો, વસ્ત્રો ઉંચાં થવાથી દેખાય છે. માણેકોથી જડેલાં કંકણો પડી જવાથી પૃથ્વી શોભી રહેલી છે. હારોરૂપી લતાઓ ત્રૂટી જવાથી તેમાં પરોવેલાં નિર્મળ મોતીઓ વેરાઇ જાય છે. થોડીવાર ન દેખાતાં સ્તનોમાંથી, નિતંબોમાંથી અને પડખાંઓમાંથી સોનાના જેવી કાંતિ પ્રકાશી રહી છે. ટીટોડીઓના જેવા કરુણારસથી ભરેલા વિલાપોથી યુદ્ધનો કોલાહલ બરાબર સાંભળવામાં આવતો નથી. ઉપરા ઉપર ચીસો પાડવાથી પાંસળાંઓના વિભાગો ફૂટી ગયા જેવા થઇ ગયા છે અને ચણીઆઓ લોહીના ગારાથી તથા આંસુઓથી ભાજાઇ ગયા છે અને શત્રુ તરફનાં મનુષ્યો આ રાણીઓની કાંધ ઉપર હાથ મૂકીને તેઓને અહીંથી પરાણે ઘસડી જાય છે.૫૧–૫૮ તેથી રાણીઓની આંખમાંથી, કમળોમાંથી જેમ પાણીનાં ટીપાંઓ પડ્યા કરે તેમ આંસુનાં ટીપાંઓ પડ્યા કરે છે. અને આ સમયે કોણ રક્ષણ કરશે ? કોઇપણ રક્ષા કરનાર નથી, એમ બોલાતી નરાશ થઇને કંગાલપણાથી જોયા કરે છે. અને તેઓને જોઇને તેઓના પક્ષના યોદ્ધાઓની આંખમાં પણ આંસુ આવી જાય છે. નિર્મળ કમલિનીના જેવી સુંવાળી આ રાણીઓના કમળના નાળ જેવા કોમળ અને નિર્મળ સાથળોનાં મૂળો આંસુ પડવાથી ભીંજાઇ ગયેલાં ઝીણાં વસ્ત્રોમાંથી દેખાય છે.૫૯–૬૦ વિષયસુખરૂપી મંદરાચળથી નિત્ય મથન કરાતા કામદેવરૂપી મહાસાગરમાંથી ઉત્પન્ન થયેલી ઉત્તમ લક્ષ્મીના જેવી આ રાણીઓનાં પુષ્પો, વસ્ત્રો, આભૂષણો તથા શરીર ઉપર કરેલાં ચંદનો ચોળાવાથી કરમાઇ ગયાં છે અને ભુંસાઇ ગયાં છે. તથા તેઓના ચોટલાઓની ચંચળ લટો આંસુઓથી ભીંજાઇ ગઇ છે.૬૧



# *સર્ગ ૪૪ મો.

## મહારાણીનો ભય તથા યુદ્ધ માટે રાજાનું ચઢવું અને લીલાના તત્ત્વનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच–एतस्मिन्नंतरे राजमहिषी मत्तयौवना ।**
**तद्विवेश गृहंलक्ष्मीरिव पंकजकोटरम् ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! એ સમયે યૌવનાવસ્થાવાળી, જેના શરીર ઉપરનાં પુષ્પો તથા વસ્ત્રો વિખરાઇ ગયાં હતાં, એવી હાર તૂટી જવાથી વ્યાકુળ થઇ ગયેલી, ભયથી એબાકળી બની ગયેલી, ચન્દ્ર સરખાં મુખવાળી, શ્વાસને લીધે કંપતાં સ્તનોવાળી તથા જેની પાછળ દાસીઓ અને સખીઓ પણ આવે છે એવી દાંતરૂપી તારાઓથી શરદ્ ઋતુના આકાશ જેવી સ્વચ્છ લાગતી વિદૂરથ રાજાની રાણી લક્ષ્મી જેમ કમળરૂપી ઘરમાં પ્રવેશ કરે તેમ વિદૂરથ રાજા જે ઘરમાં હતો તે ઘરમાં આવી અને અપ્સરા જેમ ભૂતોના સંગ્રામના વિચારમાં પડેલા ઇન્દ્રની પાસે વિનતિ કરે તેમ તે પટરાણીની એક સખીએ અવિચારી શત્રુઓના સંગ્રામના વિચારમાં પડેલા વિદૂરથ રાજાની પાસે વિનતિ કરવા માંડી.[૧–૪]

સખી વિનતિ કરે છે; હે રાજા! આ રાણીજી અમારી સાથે અન્તઃપુરમાંથી નાશીને, વાયુથી પીડા પામેલી લતા જેમ વૃક્ષને શરણે જાય તેમ આપને શરણે આવી છે.[૫] હે મહારાજ! સમુદ્રનાં મોજાંઓ જેમ તીરનાં વૃક્ષોની લતાઓને હરી જાય, તેમ ઉંચા આયુધવાળા બળશાળી શત્રુઓ આપની બીજી રાણીઓને હરી ગયા છે.[૬] અણચિંતવ્યા આવેલા ઉદ્ધત પવનો જેમ મોટાં વૃક્ષોને તોડી પાડે છે તેમ જ અણચિંતવ્યા ચઢી આવેલા ઉદ્ધત શત્રુઓએ તમારા અંતઃપુરના સર્વ રક્ષકોનો નાશ કરી નાંખ્યો છે.[૭] જેમ વર્ષાઋતુમાં રાત્રે દૂરથી અણચિંતવ્યાં આવેલાં અને કોલાહલ કરતાં પાણીઓ કમળોને ખેંચી જાય છે તેમ રાત્રે દૂરથી અણચિંતવ્યા ચઢી આવેલા શત્રુઓ આપણા અન્તઃપુરમાંથી રાણીઓને હરી લઇ ગયા છે.[૮] ધૂમાડારૂપી બખ્તરોવાળા, મોટી ગર્જના કરતા તથા ચારે તરફ ફેલાઇ

* આ ચુમાલીશમા સર્ગમાં મહારાણીને ભયભીત થયેલી જોઇને તથા અન્તઃપુરનો પરાજય થયો સાંભળીને, યુદ્ધ કરવા માટે નિકળેલા રાજાનું તથા લીલાના તત્ત્વનું વર્ણન કરવામાં આવશે.

ગયેલી ઉગ્ર ઝાળોવાળા અગ્નિઓથી તથા ધૂમાડા જેવાં બખ્તરો ધારણ કરનારા, મોટી ગર્જના કરનારા તથા ફેલાઇ ગયેલાં ભયંકર શસ્ત્રોવાળા શત્રુ પક્ષના યોદ્ધાઓથી આપણું નગર ભરપૂર થઈ ગયું છે.૯ પારધી લોકો જેમ ચીસો પાડતી હરણીને બળાત્કારથી લઇ જાય, તેમ ચીસો પાડતી સ્ત્રીઓને પકડીને ઘસડી લઇ જાય છે.૧૦ આ રીતે આપણા ઉપર અપાર શાખાવાળી ઉગ્ર વિપત્તિ આવી પડે છે, તે સર્વનું નિવારણ કરવાને આપજ સમર્થ છો.૧૧

વસિષ્ઠ કહે છે; આ રીતે મહારાણીની સખીનાં વચનો સાંભળીને, દેવીઓની સામે જોઇ ક્ષમા કરજો, હવે હું અહીંથી જાઉં છું અને મારી આ સ્ત્રી જેમ ભમરી કમળને શરણે રહે તેમ આપનાં ચરણને શરણે ભળે છે.૧૨ આ રીતે કહીને કોપથી જેનાં નેત્ર રાતાંચોળ થઇ ગયાં હતાં, એવો વિદૂરથ રાજા જેમ મદમત્ત હાથી વનમાં મસ્તી તોફાન કરીને તેનો સંહાર કરતાં, જેમ કેસરીસિંહ ગુફામાંથી બહાર નિકળે, તેમ તે પણ પોતાના ઘરમાંથી બહાર નિકળ્યો.૧૩ તે પછી સરસ્વતીની સાથે રહેલી જ્ઞાની લીલાએ અરીસામાં દેખાતા પ્રતિબિંબની પેઠે પોતાના સરખા જ આકારવાળી તથા અત્યંત સુંદરી બીજી લીલાને ત્યાં આવેલી જોઇને સરસ્વતીને નિચે પ્રમાણે પૂછ્યું.૧૪

જ્ઞાની લીલા પૂછે છે; હે દેવિ! આ શું તે મને કહો. હું જે છું તે આ કેમ છે? અને જો હું જ એ રૂપ હોઉં તો પછી આટલો સમય જતાં છતાં પણ એવી અવસ્થા તરુણની તરુણ કેમ રહી છે? મંત્રી વગેરે લોકો, નગરના રહેવાશીઓ, સૈન્યો અને વાહનો સાથે સર્વ યોદ્ધાઓ, જેઓ ત્યાં હતા તેઓ અહીં કેમ જોવામાં આવે છે? અને જો તેઓ અહીં છે તો ત્યાં તેવા ને તેવા કેમ રહેલા છે? હે દેવી! જેમ લોકો આરસાની અંદર હોય છે તેમ જ બહાર પણ હોય છે. તેમ જ આ લોકો પણ ત્યાં અને અહીં એક છે, કે કેમ? અને આ લોકો ચેતનવાળા છે કે નથી?૧૫-૧૭

શ્રીદેવી કહે છે; મન જેમ સ્વપ્નાવસ્થા વિશે જાગ્રદવસ્થામાં અનુભવેલા પદાર્થોના આકારને પ્રાપ્ત થાય છે, તેમ જ ચૈતન્ય પણ પોતાને વિશે જેવા વિચાર કરે છે તેવા આકારને એક ક્ષણમાં પ્રાપ્ત થાય છે. ચિત્તમાં તથા ચૈતન્યમાં જેવા આકારનું જગત્ રહેલું હોય છે તેવા આકારનું જગત્ ક્ષણમાં બહાર હોય એમ પ્રતીત થાય છે. આ સર્વે ચૈતન્યના વિવર્તરૂપ જ છે. માટે તેમાં પદાર્થોનાં સ્વભાવને અનુસરીને દેશકાળની લંબાઇનો અથવા તો વિચિત્રતાનો છેડો આવે તેમ

નથી.[૧૮–૧૯] જે અંદર હોય છે તે બહાર પ્રકાશે છે. આ બાબતમાં સ્વપ્નના, પદાર્થો દૃષ્ટાંતરૂપ છે. જેમ અંદર ચૈતન્યનો વિવર્ત જ સ્વપ્નના અને સંકલ્પના પૂરરૂપે બહાર પ્રતીત થાય છે તેમ જ આ પણ ચૈતન્યનો વિવર્ત જ બ્રાહ્મરૂપે સ્ફુરે છે અને પોતાના સારા અભ્યાસથી સ્ફુટ આકારવાળો થયો છે. તે સમયે તારા તે નગરમાં તારો પતિ પદ્મરાજા જેવી વાસનાઓને લઇને મરણ પામ્યો છે, તે વાસનાઓ પ્રમાણે તે સ્થળમાં જ તેવા વિષયોને પ્રાપ્ત થયો છે. અહીંના લોકો જેઓ ત્યાં હતા તેઓ જ છે. તોપણ જેઓ ત્યાં હતા તેઓ નહીં. પરંતુ તેઓના જેવા તેઓથી જૂદા લોકો છે. જેમ સ્વપ્નનાં અને સંકલ્પનાં સૈન્યો તે અવસ્થાઓમાં ખરાં જ છે, તેમ મારા પતિને આ અવસ્થામાં તે લોકો પણ સત્ય જ છે. જાગ્રદવાસ્થામાં જાગ્રદવસ્થાના સર્વે પદાર્થો અડચણ વિના અનુભવમાં આવે છે અને સ્વપ્નાવસ્થામાં સ્વપ્નાવસ્થાના સર્વ પદાર્થો અડચણ વિના અનુભવમાં આવે છે. માટે તેમાં કેવી રીતની સત્યતા હોય? કેવી રીતે હોય? તે તું કહે. જાગ્રદવસ્થાના અને સ્વપ્નાવસ્થાના પદાર્થો મિથ્યા છે. તું કદાચ એમ કહેતી હો કે, સ્વપ્નાના પદાર્થો ઉત્તર કાળમાં રહેતા નથી અર્થાત્ જાગ્રદવસ્થામાં નાશ પામે છે. તો જાગ્રદવસ્થાના પદાર્થો પણ ક્યાં ઉત્તર કાળમાં રહે છે? તેઓ પણ ઉત્તર કાળમાં નાશ પામે છે. માટે સ્વપ્નના પદાર્થો કરતાં જાગ્રદવસ્થાના પદાર્થોમાં શી અધિકતા છે? કોઇ પણ જાતની નથી. સ્વપ્નામાં જાગ્રદવાસ્થાના પદાર્થો રહેતા નથી અને જાગ્રદવસ્થામાં સ્વપ્નાવસ્થાના પદાર્થો રહેતા નથી.[૨૦–૨૫] જેમ જન્મના સમયમાં મરણ અસત્ય છે, તેમ મરણના સમયમાં જન્મ અસત્ય છે. તેમ જાગ્રત સમયે સ્વપ્ન અસત્ય છે અને સ્વપ્ન સમયે જાગ્રત અસત્ય છે. હે રાઘવ! જેમ અવયવોના વિંખાઇ જવાથી જગતનો નાશ થાય છે તેમ જ અનુભવના બળથી પણ જગતનો નાશ થાય છે. આ રીતે હોવાથી જગતને અનિર્વચનીય ભ્રાંતિ રૂપ જ પ્રતીત થાય છે, એમ જાણવું. મહા પ્રલયોમાં અને યુગોમાં આજ દિવસ સુધી જેનો નાશ થયો નથી એવું એક બ્રહ્મ જ છે અને તે જગતરૂપ છે. આકાશમાં જેમ વાયુના જેવાં ચકરડાંઓ જોવામાં આવે છે, તેમ જ પરબ્રહ્મમાં પણ આ સૃષ્ટિ નામની ભ્રાંતિઓ ભાસે છે. પરંતુ પારમાર્થિક વિચાર કરતાં તે કંઇ પણ નથી. જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થઇ જઇને પાછા તેમાં જ લય પામે છે. તેમ જ બ્રહ્મમાં આ સૃષ્ટિઓ ઉત્પન્ન થઇ થઇને પાછી તેમાં જ લય પામે છે.[૨૬–૨૯] જેમ મોટા પવનમાં રજની મિથ્યા ભ્રાંતિ થાય છે તેમ જ બ્રહ્મમાં પણ જગતના સંબંધની મિથ્યા પ્રતીતિ

થાય છે. માટે આ જગતરૂપી ભસ્મ જે ઝાંઝવાનાં પાણીની પેઠે મિથ્યા ભ્રાંતિમય જ છે અને તું તથા હું એ પણ મિથ્યા વિભાગોથી જ આત્મામાં બોલાય છે, માટે તેઓના ઉપર શી આસ્થા રાખવી? માટે પરબ્રહ્મમાં બીજી કોઇ પણ જાતની ભ્રાંતિ નથી. પરંતુ સર્વ ભ્રાંતિરૂપ કેવળ તે જ પરમપદરૂપ પરબ્રહ્મ છે.[૩૦–૩૧] ઘાટા અંધારામાં જેમ બાળકને યક્ષ પ્રતીત થાય છે, પરંતુ તે યક્ષ અંધારાથી જૂદો હોતો નથી. તેમ જ બ્રહ્મમાં પ્રતીત થતું આ જગત્ બ્રહ્મથી ભિન્ન નથી માટે જન્મ, મરણ, મોહ, અજ્ઞાન વગેરેની આવરણ વિક્ષેપશક્તિ તે જ આ જગત્રૂપે વિસ્તાર પામીને રહેલું છે. પરબ્રહ્મનું જ્ઞાન થવાથી તે સર્વ અને તેની સાથે મહા કલ્પ પણ શાંત થઇ જાય છે. તે વખતે જે વસ્તુ બાકી રહે છે તે બ્રહ્મ છે. તે બ્રહ્મ કરતાં કોઇપણ વસ્તુ સત્ય નથી. તેમ કદાચિત્ કોઇ અસત્ય પણ નથી તેમ ઉભયરૂપ પણ નથી, પરંતુ જે વસ્તુ છે તે બ્રહ્મ જ છે. કારણ કે, પરબ્રહ્મમાં એવો વિવર્ત થવાનો સંભવ છે. આકાશમાં, પરમાણુઓમાં અથવા તો કોઇ પદાર્થોના ગર્ભમાં જ્યાં જીવ હોય ત્યાં જગતને પોતાના શરીર તરીકે જાણે છે. અગ્નિ જેમ પોતાના સ્વરૂપ ભૂત ઉષ્ણતાને પોતાને વિષે અનુક્રમે ઉદય પામેલી માની લે છે. તેમ જ આ શુદ્ધ ચૈતન્ય આત્મા પણ પોતાનાથી અભિન્ન એવા જગતને પોતાને વિષે અનુક્રમે ઉદય પામેલું માને છે. જેમ સૂર્યનો તડકો ઉદય પામ્યા પછી તેના અજવાળામાં ઘરની અંદર અનેક ત્રસરેણુઓ ઉડતાં જોવામાં આવે છે. તેમ જ પરબ્રહ્મમાં પણ અનેક બ્રહ્માંડોરૂપી ત્રસરેણુઓ ઉડયા કરે છે. વાયુમાં જેમ ચાલવાપણું અને સુગંધ તથા આકાશમાં શૂન્યતા સૂક્ષ્મરૂપે જ રહેલાં છે. તેમ બ્રહ્મમાં જગત્ પણ સૂક્ષ્મરૂપે રહેલું છે. તારે હમણાં સાકાર દેખાતા જગતને નિરાકાર જાણવા માટે, અવયવોથી રહિત એવા નિરાકાર બ્રહ્મના આવિર્ભાવનો તિરોભાવ, ગ્રહણ, ત્યાગ, સ્થૂલ, સૂક્ષ્મ, જંગમ, સ્થાવર, વગેરે વિભાગોની અજ્ઞાનથી કલ્પના કરી છે.[૩૨–૩૯] તેઓ આત્માથી જૂદાં નથી, તેથી તેઓ તેના અવયવો છે જ નહીં, પણ તેનું જ રૂપ છે. આ રીતે પારમાર્થિક રૂપે પ્રકટ થયેલું જગત્ બ્રહ્મથી જૂદું નથી અને તે પરબ્રહ્મમાં જ રહેલું છે. આ રીતે પૂર્ણ હોવાથી તે વિશ્વ એવા શબ્દને અને તેના અર્થને યોગ્ય છે. વિશ્વ શબ્દનો અર્થ પૂર્ણ છે અને પૂર્ણ હોય તે અપૂર્ણતાથી દૂર હોય છે. આ વિશ્વમાં સંભવે છે. આ જગતને રજ્જુમાં થયેલા સર્પના ભ્રમની પેઠે સત્ય કહેવાતું નથી તેમ અસત્ય પણ કહી શકાતું નથી. તેથી તે અનિર્વચનીય છે.[૪૦–૪૧] મિથ્યા છે તે છતાં પણ અનુભવમાં આવે છે. માટે તે

સત્ય છે અને પરીક્ષા કર્યા છતાં પણ રહેતું નથી માટે અસત્ય છે અને જીવ માયોપહિત ચૈતન્યરૂપ હોવાથી પરબ્રહ્મ છે. પરન્તુ વાસનાઓના અનુભવોને લીધે પ્રસિદ્ધ રીતે જીવપણાને પામે છે આટલું સમજવું બસ છે ચિદાકાશમાં ભાસતાં આ જગત્ અધિષ્ઠાનની સત્તાથી ભલે સત્ય હો અથવા તો પોતાની સત્તાથી અસત્ય હો, પરંતુ જીવ પોતાની ઇચ્છાનુસાર વિષયોના અનુભવોથી પોતાને રંગી લે છે. અનુભવમાં આવતા વિષયોમાંના કેટલાએક વિષયો પૂર્વના જેવા જ અનુભવમાં આવે છે. કેટલાએક વિષયો પૂર્વના વિષયોથી કાંઈ વિલક્ષણ રીતે અનુભવમાં આવે છે. ત્યારે કેટલાએક વિષયો તદ્દન નવા જ અનુભવમાં આવે છે. કોઈ વખતે કોઈ ઠેકાણે તેના તે જ વિષયો અનુભવવામાં આવે છે, કોઇ વખતે કોઇ ઠેકાણે પૂર્વના વિષયોની સાથે અરધા મળતા આવે તેવા વિષયો પણ અનુભવવામાં આવે છે. જીવને આ વિષયોના અનુભવ અસત્ય હોય છે તોપણ તે સત્યના જેવા ભાસે છે. આ રાજાને પણ પૂર્વની વાસના ઉત્પન્ન થવાથી, તે જ મંત્રીઓ અને તેજ નગરજનો છે. અને તેઓ તે જ કુળમાં જન્મેલા, તેવી જ રીતભાતવાળા તથા તેવી જ ક્રિયા કરનારા તેને જોવામાં આવે છે. આ સર્વ લોકો અધિષ્ઠાનનો વિચાર કરતાં તેના તે જ છે. અને દેશ, કાળ તથા ક્રિયાનો વિચાર કરતાં પૂર્વના સરખા જ છે.[૪૨–૪૭] સર્વત્ર વ્યાપક અને આત્મ સ્વરૂપ રૂપ એવા ચૈતન્યની આવી જ સ્થિતિ છે. રાજાના ચિત્તાકાશમાં ચૈતન્યમય વાસનાનો ઉદય થયો છે. તે પ્રમાણે જ આ સર્વ આગળ ઉપર વૃદ્ધિ પામે છે અને તે અધિષ્ઠાનની સત્તાથી સાચા જેવું લાગે છે. રાજાને જેમ મંત્રીઓ તથા નગરના રહેનારાઓ પ્રથમના જેવા પ્રતીત થાય છે તેમ જ આ લીલા પણ તારા જેવા સ્વભાવવાળી, તારાં જેવાં આચરણવાળી, તારા જેવા પુષ્પોના હારવાળી અને તારા જેવા શરીરવાળી તને ભાસે છે. આ નવી લીલા છે તે રાજાની પ્રતિબિંબરૂપે પડેલી નવીન વાસના છે. સર્વત્ર વ્યાપક ને અધિષ્ઠાન ચૈતન્ય દર્પણમાં વાસના જે આકારે પ્રતિબિંબિત થાય છે તે આકાર ત્યાં જ સ્પષ્ટતાથી સ્થૂલરૂપે નિત્ય ઉદય પામે છે. જીવાકાશને વિષે જે વાસના અન્દર રહેલી છે તે જ બહાર પણ રહેલા ચૈતન્યરૂપી અરીસામાં પ્રતિબિંબિત થઇને બાહ્ય સ્થૂલ આકારરૂપે પ્રતીત થાય છે.[૪૮–૫૧] આ આકાશ, આકાશમાં રહેલું બ્રહ્માંડ, બ્રહ્માંડમાં રહેલી પૃથ્વી અને પૃથ્વીને વિષે રહેલો તું, હું તથા રાજા, એ સર્વ દેખાવા માત્ર છે. પરંતુ વાસ્તવિક રીતે પરબ્રહ્મ જ છે. હે લીલા! આ સર્વ બ્રહ્માંડ ચિદાકાશરૂપી લીલાના ગર્ભરૂપ છે, આમ તત્ત્વવેત્તાઓ કહે છે, માટે તું પણ તે પ્રમાણે સમજીને નિર્મળ તથા વિક્ષેપ રહિત થઇને રહે.[૫૨]

# સર્ગ ૪૫ મો.*

## બીજી લીલાને પદ્મરાજાના મેળાપ વિશેનું વરદાન તથા જીવોને પોતાના સંકલ્પાનુસાર ફળની પ્રાપ્તિ.

**श्रीसरस्वत्युवाच–विदूरथस्ते भर्त्तैष तनुं त्यक्त्वा रणांगणे ।**

**तदेवांतःपुरं प्राप्य तादृगात्मा भविष्यति ॥ १ ॥**

શ્રીસરસ્વતી કહે છે; તારો પતિ આ વિદૂરથરાજા યુદ્ધભૂમિ ઉપર દેહ તજીને તેજ અંતઃપુરમાં આવશે અને પદ્મરૂપ રાજા થશે.[૧]

શ્રીવસિષ્ઠ કહે છે; આ રીતે સરસ્વતીએ લીલાને કહ્યું, તે સાંભળીને તે નગરમાં રહેનારી નવીન લીલા સરસ્વતીની આગળ આવીને ઉભી રહી અને હાથ જોડીને નિચે પ્રમાણે સરસ્વતીની પ્રાર્થના કરી.[૨]

બીજી લીલા કહે છે; હે દેવી! હું સદા ચૈતન્યરૂપ ભગવતીનું પૂજન કરૂં છું અને ભગવતી દેવી મને પ્રત્યેક રાત્રીએ સ્વપ્નામાં દર્શન આપે છે. હે દેવોનાં ઇશ્વરી! હે સુંદર મુખવાળાં! હે માતાજી! તમે જેવાં મારાં પૂજ્ય દેવી છો તેવાંજ છો. મારી રાંકની ઉપર દયા કરીને મને વર આપો.[૩–૪]

શ્રીવસિષ્ઠ કહે છે; આ પ્રમાણે નગરવાસિની નવી લીલાની વિનતિ સાંભળીને, તેના ભક્તિભાવનું સ્મરણ કરી, સરસ્વતીએ પ્રસન્ન થઇને નિચે પ્રમાણે કહ્યું.[૫]

સરસ્વતી કહે છે; હે પુત્રી! તારી જીવતાં સૂધી પણ જીર્ણ ન થાય તેવી અનન્ય ભક્તિથી હું તારા ઉપર પ્રસન્ન થઇ છું. માટે તારે જે વર જોઇતો હોય તે માંગી લે.[૬]

બીજી લીલા કહે છે; આ મારા ભર્તાર રણમાં દેહ તજીને જ્યાં રહે ત્યાં હું પણ આજ શરીરે તેની સ્ત્રી થઇને રહું એવું માંગું છું.[૭]

સરસ્વતી કહે છે; હે પુત્રી! તેં ઘણાં પુષ્પોથી તથા ધૂપો વગેરેથી ભરપૂર અસાધારણ પૂજનથી મારું ઘણાકાળ સૂધી નિર્વિઘ્ને પૂજન કર્યું છે, માટે તું જે પ્રમાણે માંગે છે તે પ્રમાણે થશે.[૮]

---

* આ પીસ્તાલીસમા સર્ગમાં બીજી લીલાને પદ્મરાજાની પ્રાપ્તિરૂપ વરદાન મળ્યાની કથા તથા જીવોને પોતપોતાના સંકલ્પ પ્રમાણે ફળનો લાભ કહેવામાં આવશે.

વસિષ્ઠ કહે છે; એ રીતે સરસ્વતીનું વરદાન મળવાથી તે દેશની નવીન લીલા પ્રફુલ્લિત થઇ ગઇ એટલે સંદેહથી વ્યાકુળ મનથી પ્રથમની લીલા સરસ્વતી પ્રત્યે કહેવા લાગી.૯

પહેલી લીલા કહે છે; હે ઈશ્વરી! આપ જેવા બ્રહ્મભૂત અને સત્ય સંકલ્પવાળા જે મહાત્માઓ છે, તેઓ સંકલ્પથી જે કરવાની ઇચ્છા કરે છે, તે, તુરત સિદ્ધ થાય છે. આમ છતાં પણ તમે મને લોકાંતરરૂપ એ પહાડી ગામમાં મારા એના એ સ્થૂલ શરીરથી મને કેમ તેડી ગયાં નહતાં, તે કહો.૧૦-૧૧

શ્રીસરસ્વતી કહે છે; હે સુંદરી! હું કોઇનું કાંઇ પણ કરતી નથી. જીવ પોતાની મેળેજ પોતાની સર્વ ધારણાઓને સંપાદન કરે છે. હું જે બોધરૂપ છું અને સંવિત માત્રની દેવતા છું, તે તો પ્રાણીઓનું જે શુભ ભવિષ્ય હોય તેને વરદાનથી પ્રકટ કરું છું, પરન્તુ તેનાં ફળ ઉત્પન્ન કરવામાં પ્રત્યેક જીવની જે માયાયુક્ત ચૈતન્ય શક્તિ છે તે જ સમર્થ છે. જે જીવની શક્તિ જે જે રીતે ઉદય પામે છે તે જીવની તે શક્તિ તે તે રીતે સદા ફળ આપે છે. તેં મારું લાંબા કાળ સુધી આરાધન કર્યું હતું, તે તારો સંકલ્પ તે સમયે મુક્ત થાઉં, એવી રીતની ઇચ્છારૂપ હતો. તેથી તને તેવા પ્રકારોથી મેં સમજાવી છે. ને જેથી મુક્તિ મળે તેવી યુક્તિથી નિર્મળ કરી દીધી છે.૧૨-૧૬ હે સુંદરાંગી! મેં તારી એવી ભાવનાને લીધેજ તુંને આટલા સમય સુધી ઉપદેશ આપ્યો છે. અને એ ઉપદેશ મળવાથી જ તું પોતાની ચૈતન્ય શક્તિથી જ ધારેલાં નિર્મળપણાંને પ્રાપ્ત થઇ છો. જે જે જીવનો જે જે સંકલ્પ લાંબે કાળે જે રીતે ઉદય પામે છે તે તે જીવને તે સંકલ્પ જ લાંબે કાળે તેવા તેવા પ્રકારનું ફળ આપે છે, જે પોતાનો સંકલ્પ હોય છે તે જ પ્રકારાંતરે તપ અથવા તો દેવરૂપ થઇને આકાશમાંથી જેમ ફળ પડે તેમ યથેષ્ટ ફળ આપે છે. પોતાના સંકલ્પ વિના બીજું કોઇ પણ દહાડો ફળ આપતું નથી. માટે હવે તારી ઇચ્છા હોય તેમ ઝટ તું કર.૧૭-૨૦ સૃષ્ટિને વિષે રહેલો અને ચૈતન્યની સત્તારૂપ અંતરાત્મા જે રીતે જે પ્રમાણે મનમાં ચિંતવે છે અને પછી સારું અથવા તો નરતું પ્રયત્ન કરે છે તે પ્રમાણે તેને ફળ મળે છે. માટે તું વિચાર કર અને જે પવિત્ર પદ છે તેને ઓળખી કાઢીને તેની અંદર જ રહે.૨૧



# સર્ગ ૪૬ મો.*

## રણભૂમી ઉપર વિદૂરથના સૈન્યનો આડંબર ને યુદ્ધનો આરંભ.

**श्रीरामउवाच–एवं संकथयंतीषु तासु तस्मिन्गृहोदरे ।**
**विदूरथः किमकरोन्निर्गत्य कुपितो गृहात् ॥ १ ॥**

શ્રીરામ પૂછે છે; હે મુનિ! એ ઘરમાં એક સરસ્વતી તથા બે લીલા ઉપર-પ્રમાણે વાત કરતી હતી, તે સમયે કોપાયમાન થયેલા વિદૂરથ રાજાએ ઘરમાંથી નિકળીને શું કર્યું? ૧

વસિષ્ઠ કહે છે; વિદૂરથ રાજાએ શરીરના સર્વ અવયવો ઉપર બખ્તર વગેરે સાધનો તથા હાર વગેરે આભૂષણો ધારણ કર્યાં અને નક્ષત્રોના મંડળથી જેમ ચંદ્ર વિંટાય તેમ સૈન્યથી વિંટાઇને યુદ્ધ કરવા માટે ઘરમાંથી બહાર નિકળ્યો. તે વેળા સૌ લોકો જય! જય! એવા મોટા શબ્દોનો પોકાર કરવા લાગ્યા.૨–૩ યોદ્ધાઓને આજ્ઞા કરતો, દેશોનું વૃતાંત સાંભળતો તથા શૂરઓના સમૂહોને જોતો એ રાજા પર્વતના શિખરની પેઠે ઉંચાં મોતીઓથી તથા માણેકોથી શણગારેલાં, પાંચ પતાકાવાળાં સ્વર્ગીય ઉત્તમ વિમાનની પેઠે શોભતા, પૈડાંઓમાં અને સ્તંભોમાં નાખેલા સોનાના ખીલાઓથી પ્રકાશી રહેલા તથા જેનું ઘાસરૂં મોતીઓની જાળોના રણકારાથી મનોહર લાગતું હતું એવા ઉત્તમ રથમાં બેઠો.૪–૬ સુંદર કંઠવાળા, શુભ લક્ષણોવાળા, પ્રશંસાપાત્ર, ચંચળ, શરીરે જરા દુર્બળ, વેગ સાથે ઉડવાથી જાણે દેવોને તાણી જતા હોય તેવા દેખાતા, વાયુના વેગને પણ જિતી લેનારા, ચાલવાની રીતિઓથી જાણે પોતાના પાછળના ભાગને આગળના ભાગમાં લઇ જતા હોય તેવા, ચામરોની કાંતિથી જાણે સંપૂર્ણ ચંદ્રોવડે સંયુક્ત હોય તેવા તથા હણહણાટથી દિશાઓને પૂરી દેનારા આઠ ઘોડાઓ તે રથમાં જોડયા. આ વેળા મદોન્મત્ત હાથીઓરૂપી મેઘ ઘટાની ગર્જનાથી ભરપૂર અને પર્વતોની ગુફાઓમાં થતા પ્રતિધ્વનિથી દારુણ જણાતો દુંદુભીઓનો શબ્દ થવા માંડયો.૭–૧૦ મદોન્મત્ત યોદ્ધાઓ મોટા ઉત્સાહથી કોલાહલ કરવા લાગ્યા. હથીઆરો પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થતા શબ્દોથી

* આ છેતાલીશમા સર્ગમાં યુદ્ધ માટે વિદૂરથનું નગરમાંથી બહાર નિકળવું સેનો આડંબર અને તેઓએ રણભૂમી ઉપર જઇને કરેલો યુદ્ધારંભ વર્ણવવામાં આવશે.

ઘુઘરીઓના ઘાટા શબ્દો થવા લાગ્યા. ધનુષના ટંકારવો થવા લાગ્યા. મનોહર સ્વરવાળી બાણોની સુસવાટીઓ થવા માંડી. એક બીજાનાં અંગો એક બીજાની સાથે અથડાવાથી શરીર ઉપર પહેરેલાં બખ્તરોમાંથી ઝણઝણાટ શબ્દ થવા લાગ્યો. જેમાંથી અગ્નિની ઝાળો નિકળતી હતી એવાં શસ્ત્રોના ભયંકર શબ્દો થવા લાગ્યા. નગરનાં દુ:ખી માણસો ચીસો પાડીને પોતાનું દુ:ખ નિવેદન કરવા લાગ્યાં. યોદ્ધાઓ એક બીજાને હાક મારીને બોલાવવા માંડયા અને બંદીજનો ભીરુ લોકોનો તિરસ્કાર કરીને તેઓને રોવરાવવા લાગ્યા.[૧૧–૧૩] બ્રહ્માંડનાં છિદ્રોને પણ પૂરી દેનારો, દશે દિશાઓરૂપી કુંજોને પૂરી દેનાર ભયંકર શબ્દ જાણે હાથથી ગ્રહણ થઇ શકે તેવો પુષ્ટ થઇ ગયો. આ સમયે ઘાટી રજ હોવાથી જાણે સૂર્યના માર્ગને પણ રોકી દે તેવી જણાતી ઘાટી રજ જાણે આખું ભૂમંડળ ઉડતું હોય તેવી દેખાવા લાગી. અને તે ઉડતી રજવડે તે મોટું નગર જાણે ગર્ભવાસમાં હોય તેવું દેખાવા લાગ્યું. યૌવનવડે જેમ મૂઢપણું ઘાટું થઇ પડે તેમ અંધારું પણ ધીરે ધીરે ઘાટું થઇ પડયું. દીવાઓ, દિવસે જેમ તારાઓ અદૃશ્ય થાય, તેમ અદૃશ્ય થઇ ગયા. અને રાત્રીમાં વિહાર કરનારા પિશાચોની પરંપરાઓ ચપતાથી સેનામાં દાખલ થવા લાગી.[૧૪–૧૭]

સરસ્વતીએ જેઓને દિવ્ય દૃષ્ટિ આપી હતી એવી બન્ને લીલાઓ અને તે રાજકુમારી હૃદય ફાટી પડતું હોય તેવા ખિન્ન હૃદયે યુદ્ધને નિહાળવા માંડી. જેમ પ્રલય કાળના પૂરોથી વડવાનલ અગ્નિઓ શાંત થાય, તેમ વિદૂરથ રાજાની કૂચથી ગામમાં લુંટ કરતા, શત્રુઓના રથોના, શસ્ત્રોના તથા બાણોના ભયંકર શબ્દો શાંત પડી ગયા.[૧૮–૧૯] ધીરે ધીરે પોતાની સેનાને આગળ વધારતો આવતો વિદૂરથ રાજા પોતાની અને શત્રુઓની વચ્ચે જે અંતર હતો તે સમજી શકયો નહીં અને પાંખોથી ઉડેલો મેરુપર્વત જેમ પ્રલય કાળના સાગરમાં પ્રવેશ કરે તેમ શત્રુની સેનામાં વિદૂરથે પ્રવેશ કર્યો. આ વખતે ધનુષોની દોરીઓના અને ભયંકર તથા સ્ફુટ ટંકારો થવા માંડયા. જેઓનાં આયુધોની કાંતિથી મેઘના જેવો ભાસ થઇ રહ્યો હતો એવા અનેક યોદ્ધાઓની પરંપરાઓ રણભૂમિ ઉપર ફરવા માંડી. આકાશમાં જાત જાતનાં શસ્ત્રો પક્ષીઓની પેઠે ઉડવા લાગ્યાં. લોકોના પ્રાણનો નાશ કરવારૂપી પાતકને લીધે સ્યામ રંગની થઇ પડેલી હોય તેવી શસ્ત્રોની કાંતિઓ ચારે તરફથી સંપૂર્ણ રીતે વ્યાપી ગઇ. શસ્ત્રો પરસ્પર અથડાવાથી ઉંબાડીઆના અગ્નિની પેઠે ચારે તરફ શસ્ત્રોનો અગ્નિ સળગી ઉઠવા લાગ્યો. વીરરૂપી મેઘો બાણોના સમૂહો રૂપી જળધારાને વરસાવતા થકા ગર્જના કરવા લાગ્યા. ક્રકચ વગેરે ભયંકર શસ્ત્રો શૂરવીરોના શરીરમાં પેસી જવા

લાગ્યાં અને શસ્ત્રો એક બીજાની સાથે અથડાઇને ખણુખણાટ શબ્દો કરતાં આકાશમાં ઉંચે ઉડવા લાગ્યાં. શસ્ત્રોના ચળકાટથી રાતનાં અંધારાંઓ તુરત દૂર થઇને અજવાળું થવા લાગ્યું. શરીરમાં નવાં બાણો ખુતી જવાથી સર્વ સેના જાણે રોમાંચિત હોય તેવી જણાવા લાગી.[૨૦–૨૫] આ પ્રમાણે થયેલી યમની યાત્રાના મહોત્સવમાં કબંધરૂપી નટોની મંડળીઓ નાચવા માંડી અને પિશાચેણો રૂપી નટડીઓ ઉંચા સ્વરોથી રણની પ્રશંસાનાં ગીત ગાવા લાગી. હાથીઓ બલાત્કારથી એક બીજાનાં દંતોશળો ભટકાવવા માંડયા તેથી તેમાંથી કડકડાટી ભર્યાં શબ્દો થવા લાગ્યા. આકાશમાં ગોફણોથી ફેંકેલા પથરાઓ રૂપી મોટી નદીઓ વહેવા માંડી. યોદ્ધાઓનાં શબો મહા પ્રચંડ પવનોથી ઉડેલાં સુકાં પાંદડાંઓની પેઠે પડવા લાગ્યાં. મરણ કરનારાં શસ્ત્રોરૂપી વરસાદથી ભીંજાયલા રણરૂપી પર્વતમાંથી લોહીની નદીઓ વહેવા માંડી. લોહીના વરસાદથી ઉડતી ધૂલ શાંત પડી ગઇ. આયુધોમાંથી નિકળતા અગ્નિવડે અંધારાં શાંત થઇ ગયાં. સર્વ લોકોનું ધ્યાન યુદ્ધમાં જ લાગી ગયું હતું તેથી સર્વ ઠેકાણે કોલાહલ બંધ પડયો હતો તેમ મરવાના નિશ્ચયથી ભયો પણ નાશ પામ્યો હતો. સર્વનાં મન પ્રહાર કરવાની યુક્તિઓમાં લાગી જવાથી પ્રથમ તો યુદ્ધ કોલાહલ વિનાનું, સંભ્રમ વિનાનું તથા તરવારોની કાંતિથી પ્રકાશવાળું અને ખણખણાટવાળું થઇ પડયું હતું, તે પવનોથી વ્યાકુળ ન થયેલા મેઘની પેઠે શોભવા લાગ્યું.[૨૬–૩૦] જેમાં બાણોના સમૂહો ખદખદ શબ્દો કરતા વરસી રહેલા હતા, પડતી ભુશુંડીઓના કડકડાટ શબ્દો થઇ રહ્યા હતા. મોટાં મોટાં અસ્ત્રો ઝણઝણાટ કરતાં પરસ્પર અથડાતાં હતાં અને બીજાં કેટલાંએકનો તિમતિમ શબ્દ થઇ રહ્યો હતો. એવું તે યુદ્ધ બીકણ લોકોને દુસ્તર થઇ પડયું.[૩૧]



# *સર્ગ ૪૭ મો.

## સિંધુ રાજાનું પરાજય પામવાનું કારણ, સૂર્યનો ઉદય, રણનો ક્રમ તથા દ્વંદ્વ યુદ્ધ.

**श्रीवसिष्ठउवाच**—एतस्मिन्वर्त्तमाने तु घोरे समरसंगमे ॥
लीलाद्वयमुवाचेदं ज्ञप्तिं भगवतीं पुनः ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; એ યુદ્ધરૂપી ભયંકર સમાગમ ચાલુ થતાં બન્ને **લીલાએ** સરસ્વતી દેવીને કહ્યું.[1]

બન્ને **લીલા** પૂછે છે; હે દેવી! અમારો બન્નેનો પતિ આ **વિદૂરથરાજા** જેના હાથીઓની મોટી દોડાદોડ ચાલી રહી છે એવા આ સંગ્રામમાં તમે અકસ્માત્ પ્રસન્ન થયા છતાં પણ શા માટે જિતતા નથી?[2]

**સરસ્વતી** કહે છે; ઓ પુત્રીઓ! **વિદૂરથ** રાજાના શત્રુઓએ વિજયનો સંકલ્પ કરીને ઘણા દહાડા થયાં મારું આરાધન કર્યું છે અને વિદૂરથે તેવું આરાધન કર્યું નથી. માટે શત્રુ વિજય પામતો જાય છે અને **વિદૂરથ** રાજા હારતો જાય છે. હું પ્રાણીઓના અંતરમાં રહેનારી ચૈતન્ય શક્તિ છું, માટે મને જે જે મનુષ્યો જે જે પ્રકારે જૂએ છે, તે મનુષ્યને હું ત્યારે ત્યારે તે પ્રમાણે ફળ આપું છું અર્થાત્ હું તે રીતે વિવર્ત પામીને તેઓને દર્શન આપું છું.[3-5] અગ્નિનો સ્વભાવ જેમ ઉષ્ણતા છે, તેમ મારો સ્વભાવ પણ વિવર્ત પામવાનો છે. આ **વિદૂરથ** રાજાએ મુક્ત જ થવું, આવો સંકલ્પ કરીને મારી આરાધના કરી હતી, તેથી તેનો વિજય થાશે માટે હે સુંદરીઓ! આ **વિદૂરથ** રાજા તે શરીરને પ્રાપ્ત કરીને તમારી બન્નેની સાથે કાળે કરીને મુક્તિ પામશે અને એનો શત્રુ **સિંધુ** રાજા પોતે **વિદૂરથનો** નાશ કરીને વિજય મેળવીને પૃથ્વી ઉપર રાજ્ય કરશે.[6-9]

શ્રીવસિષ્ઠ કહે છે; આમ **સરસ્વતી** કહેતાં હતાં, એટલામાં તો સૂર્ય જાણે તે બન્નેનું રણસંગ્રામરૂપી આશ્ચર્ય જોવાને ઉત્કણ્ઠાવાળો હોય તેમ ઉદયાચળ ઉપર આવ્યો. અંધકારો નાશી ગયા.[10-11] સાયંકાળના અંધકારો જેમ તારાઓને પ્રકટ

---

* આ સુડતાલીશમા સર્ગમાં **સિંધુરાજાનો** વિજય થવાનું કારણ, સૂર્યનો ઉદય; યુદ્ધનો ક્રમ તથા બન્ને રાજાઓનાં મંત્રેલાં શસ્ત્રોથી દ્વંદ્વયુદ્ધ વગેરેનું વર્ણન આવશે.

કરે તેમ વિદૂરથના શત્રુઓરૂપી અંધકારો માયા વડે સેનાના જેવાં રાક્ષસ વગેરે પ્રાણીઓના સમૂહોને ઉત્પન્ન કરવા લાગ્યા. ગુફાઓ, આકાશ, પર્વતો અને પૃથ્વીઓ, સ્પષ્ટ રીતે પ્રકાશ પામવા લાગ્યાં. બ્રહ્માંડ, જાણે કાજળના સમુદ્રમાંથી બહાર કાઢ્યું હોય તેવું શોભવા લાગ્યું. જેમ રણમાં વીર લોકોનાં શરીરો ઉપર લોહીના પ્રવાહો ફેલાઈ જાય તેમ સુવર્ણના સુંદર ઝરા જેવાં સૂર્યનાં સુંદર કિરણો પર્વતોના ઉપર ફેલાઇ ગયાં. વીરપુરુષોના હાથ કપાઇને ભૂમિ ઉપર પડયા હતા તેથી પૃથ્વી ઉપર જાણે સર્પો ચાલતા હોય તેવું દેખાતું હતું. અને વીર પુરુષોનાં શરીરમાંથી આકાશમાં ઉંચે ઉછળતાં શરીરોની કાંતિથી જાણે આકાશમાં અને પૃથ્વી ઉપર સુવર્ણ પથરાઇ ગયું હોય તેવું દેખાવા લાગ્યું. તેમ જ આકાશમાં અને પૃથ્વી ઉપર પડતાં, કુંડળોમાંનાં રત્નો વેરણાઇ ગયાં હોય તેવું દેખાવા લાગ્યું. આકાશમાં અને પૃથ્વી ઉપર ઉછળતાં તથા પડતાં, યોદ્ધાઓનાં માથાંઓથી જાણે ચારે તરફ કમળો ઉગી નિકળ્યાં હોય તેમ જણાવા લાગ્યું.[૧૨-૧૫] આ યુદ્ધરૂપી ગેંડાઓના ઉંચે ઉછળવાથી તથા નીચે પડવાથી આકાશ અને પૃથ્વી અવકાશ વિનાનાં થઇ પડયાં. બાણો ઉપર અને નિચે ઉડવા તથા પડવા લાગ્યાં તેથી આકાશ અને પૃથ્વી તીડોથી ભરપૂર થઇ ગઇ હોય તેમ દેખાવા લાગી. આકાશમાં અને પૃથ્વી ઉપર લોહીની છોળો ઉડવાથી સંધ્યાકાળના જેવો રાતો રંગ દેખાવા લાગ્યો. આકાશમાં ઉંચે ઉડતા અને પૃથ્વી ઉપર પડતા હારોરૂપી સર્પોની કાંચળીઓ દેખાવા લાગી. આકાશમાં અને પૃથ્વી ઉપર પડતાં લોઢાનાં બખતરોથી આકાશ અને પૃથ્વી ખીચોખીચ ભરાઇ ગયાં. આકાશમાં અને પૃથ્વી ઉપર પડતી પતાકાથી જાણે આકાશ અને પૃથ્વીમાં લતાઓ પથરાઇ ગઇ હોય તેવું દેખાવા લાગ્યું. આકાશમાં ને પૃથ્વી ઉપર મૃગચર્મો ઉડવા માંડયાં ને પડવા માંડ્યાં, તેથી આકાશ ને પૃથ્વીમાં જાણે તોરણો ફરકતાં હોય તેમ જણાવા લાગ્યું. હાથ તથા પગો ઉંચે આકાશમાં ઉછળવા માંડ્યા ને પૃથ્વી ઉપર પડવા માંડ્યા તેથી આકાશ ને પૃથ્વી પલ્લવિત થઇ ગયાં. આકાશમાં ઉડતાં અને પૃથ્વીમાં પડતાં બાણોથી આકાશમાં અને પૃથ્વી ઉપર ટીડો ઉડતાં હોય તેવો દેખાવ થઇ રહ્યો. ઉડતાં શસ્ત્રોની કાંતિથી આકાશમાં ને પડતાં શસ્ત્રોની કાંતિથી પૃથ્વી ઉપર હરિયાળાં તૃણ ઉભાં હોય તેવી શ્યામતા છાઇ રહી. ઉડતાં બાણોથી આકાશમાં ને પડતાં બાણોથી પૃથ્વી ઉપર કાસનાં વન ઉભાં હોય તેવું જણાવા લાગ્યું. ઉડતાં શસ્ત્રોના સમુદાયથી અને પડતાં શસ્ત્રોના સમુદાયથી આકાશમાં ને પૃથ્વી ઉપર કેવડાનાં વન

હોય તેવું જણાતું હતું. આયુધોરૂપી માળાઓ પહેરવાથી આકાશ ને પૃથ્વી જાણે ઉન્મત્ત ભૈરવ જેવાં જણાતાં હતાં. હથીઆરો પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થતા અગ્નિઓને લીધે આકાશ અને પૃથ્વી પ્રફુલ્લિત થયેલા આસોપાલવના વન જેવાં જણાવા લાગ્યાં.[૧૬-૧૯] યોદ્ધાઓએ કરેલી સમુદ્રના જેવી ભયંકર ગર્જનાઓ સાંભળીને આકાશમાંથી સિદ્ધ લોકો અને પૃથ્વી ઉપર સેનાપતિઓ ભય પામીને નાસવા માંડયા. ઉગતા સૂર્યનાં કિરણોનું પરાવર્તન પામતાં, ચળકાટ મારતાં આયુધોને લીધે આકાશ અને પૃથ્વી સુવર્ણના નગર જેવાં દેખાવા લાગ્યાં. આકાશમાં ને પૃથ્વી ઉપર પ્રાસોના, તરવારોના, સાંગોના, ચક્રોના, ઋષ્ટિઓના અને મુદ્દગરોના શબ્દોથી ચોતરફ મોટો કોલાહલ થવા લાગ્યો. આકાશમાં ઉછળતી લોહીની નદીના પ્રવાહોમાં શબોના સમૂહો તણાવા માંડયા. આકાશ અને પૃથ્વી ભુશુંડીઓથી, સાંગોથી, ભાલાંઓથી, તરવારોથી, ત્રિશૂલોથી અને પથ્થરાઓથી ભરપૂર થઇ ગઇ. ત્રિશૂલો અને શસ્ત્રોના પ્રહારથી કપાઇ ગયેલાં કબંધો આકાશમાં અને પૃથ્વી ઉપર પડવા લાગ્યાં.[૨૦-૨૨] નાચતાં કાળના જેવાં વેતાળનાં મંડળો આકાશમાં અને પૃથ્વી ઉપર મોટો કોલાહલ કરવા લાગ્યાં. આ વખતે પરસ્પર યુદ્ધ કરવાથી ઘણા યોદ્ધાઓ નાશ પામતાં રણનું આંગણું ઉંચું થઇ પડયું. તે વખતે ખાલી પડેલા રણાંગણમાં વિદૂરથ રાજાનો અને સિંધુ રાજાનો રથ, આકાશમાં ધ્વજ જેવો તથા જાણે આકાશમાં ચંદ્ર અને સૂર્ય એક સમયે ઉગ્યા હોય તેવો દેખાવા લાગ્યો. એ ઝળહળતા અને ચંચળ એવા બન્ને રથો, ચક્રોથી, ત્રિશૂળોથી, ભુશુંડીઓથી, ઋષ્ટિ-ઓથી અને પ્રાસોથી ભરેલા હતા. લાખો વીર પુરુષો તેને વિંટી વળેલા હતા અને મોટી ગર્જના કરતા ઇચ્છાપૂર્વક મંડલાકારે ફરતા હતા અને ચીચીઆરી પાડતાં મોટાં પૈડાંઓથી અનેક જીવતા જીવોને તથા મરી ગયેલા જીવોને પણ કચરી નાખતા હતા. વળી જેમાં પૈડાંઓરૂપી ચક્રવાકો તથા જલચન્દ્રો તરતા એવી અને કેશોરૂપી શેવાળથી ઢંકાયલી એવી લોહીની નદીઓને મદોન્મત્ત હાથીઓની પેઠે તરતા હતા. ગભરાટથી વ્યાકુળ થયેલા અનેક હાથીઓને પણ રથનાં પૈડાંઓના આઘાતથી પાડી નાખતા હતા. તે બન્નેના રથનાં ધોંસરાંઓમાં લટકાવેલાં મણિઓ અને મોતીઓના રણકારાઓ થવાથી તે ધોંસ-રાંઓ પણ શબ્દો કરતાં હતાં. પવનથી હાલતા રથોની પતાકાઓના છેડાઓ પટપટ શબ્દો કરતા ફરકી રહ્યા હતા. જેઓના સિપાઇઓ બહુ જ ડરતા હતા એવા ઘણા મહાવીર પુરુષો તે બન્ને રાજાના રથની પાછળ ચાલતા હતા. અને

તેઓ રણ ઉપર ચળકાટ મારતા ભાલાંઓની, બાણોની, ધનુષોની, સાંગોની પ્રાસોની, શંકુઓની અને ચક્રોની ધારાઓ શત્રુઓનાં શરીરમાં ભોંકવા લાગ્યા. બાણોરૂપી જળધારાઓના શબ્દોથી પરસ્પર ગર્જના કરતા મદોન્મત્ત સમુદ્ર અને મેઘની પેઠે ગર્જના કરતા તે બન્ને રથો ક્ષણ વારમાં પૃથ્વી ઉપર કુંડાળાંરૂપે ચક્ર ફરીને પાછા એક બીજાની સાથે ભેટમભેટા થઇ જતા હતા. તે બન્ને પૃથ્વીપતિ રાજાઓ એક બીજાના ઉપર બાણો નાખવા માંડયા. તેનાં બાણો આકાશમાં ફેલાઇ ગયાં.[૨૩-૩૨] આ બાણોમાં કેટલાંએક પથરાના જેવી આકૃતિવાળાં હતાં, કેટલાંએક મુશળના જેવી આકૃતિનાં હતાં, કેટલાંએક તરવારના જેવાં મોઢાંવાળાં હતાં, કેટલાંએક મુદ્‌ગરનાં મોઢાં જેવી આકૃતિવાળાં હતાં, કેટલાંએકનાં મોઢાંઓ સજાવેલા ચક્રોના જેવાં હતાં, કેટલાંએકનાં મોઢાંઓ ફરસીના જેવાં હતાં, કેટલાંએકનાં મોહોડાંઓ શક્તિના જેવાં હતાં, કેટલાંએકનાં મુખો ત્રિશૂલના જેવાં હતાં, કેટલાંએકનાં શિલાના જેવાં મુખ હતાં. કેટલાએક શિલાની પેઠે ઘણાં સ્થૂલ હતાં.[૩૩-૩૪] તે વખતે આવાં બાણો પ્રલયના પવને પાડેલી શીલાઓના જથ્થાની પેઠે પડવા માંડયાં. અને પ્રલયકાળમાં ઉદ્ધત થઇ ગયેલા બે સમુદ્રો જેમ સામ સામે ભેટી પડે તેમ તે વખતે તે બન્ને રાજાઓનું ભેટવું થયું.[૩૫]

# *સર્ગ ૪૮ મો.

## સિંધુ તથા વિદૂરથ રાજાનો સંગ્રામ.

**श्रीवसिष्ठउवाच**–प्राप्य राजा पुरः प्राप्तं सिंधुमुद्धुरकंधरम् ॥
मध्याह्नतपनांतेन कोपेन विततोभवत् ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; ઉંચી કાંધવાળા સિંધુ રાજાને નગરની પાસે આવ્યો સાંભળીને વિદૂરથ રાજાને મધ્યાહ્ન કાળના સૂર્યના તડકા જેવો ક્રોધ ઉત્પન્ન થયો.[૧] તેથી પ્રલય સમયના પવનથી જૂદો પડી ગયેલો મેરુ જેમ પર્વતના શિખરને ધારણ કરી રાખે તેમ તેણે ઘણીવાર સૂધી ટંકારવોથી દિશાઓને ગજાવી

* આ અડતાલીશમા સર્ગમાં વિચિત્ર માયાથી ઉત્પન્ન થયેલા મંત્રોથી તથા અસ્ત્રોથી જગતને મોહમાં નાખનારું સિંધુ અને વિદૂરથ રાજાના રણ સંગ્રામનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

મૂકે તેવાં ધનુષને ઘણીવાર સૂધી ધારણ કરી રાખ્યું. અને પછી પ્રલય સમયનો ઉગ્ર સૂર્ય જેમ પોતાનાં કિરણોને ફેલાવે તેમ ક્રોધ પામેલા તે તેજસ્વી રાજાએ શિખીમુખ (બાણ અથવા તો ભમરા)ની પરંપરા શત્રુના ઉપર છોડવા માંડી.૨–૩ તેના ધનુષની દોરીમાંથી એક જ બાણ નિકળતું હતું, પરંતુ તે આકાશના માર્ગમાં જતાં એક હજાર ને એક લાખ થઇ જઇને પડતું હતું.૪ સિંધુ રાજાની પણ તેવી જ શક્તિ અને હાથનું લાઘવ હતું. વરદાન આપનારા વિષ્ણુના વરથી તે બન્ને રાજાની એ પ્રમાણે ધનુષના યુદ્ધમાં કુશળતા હતી.૫ પ્રલય વખતે જેમ વજ્રથી આકાશ છવાઇ જાય તેમ શબ્દ કરતાં મુશળના જેવી આકૃતિવાળાં મુશળ નામનાં બાણોથી આકાશ છવાઇ ગયું.૬ વળી પ્રલય સમયે પવનથી પીડા પામીને નિચે ખરતા તારાની પેઠે આકાશમાર્ગમાં શબ્દ કરતી સુવર્ણની શોભાયમાન બાણોની પંક્તિઓ ઝબકવા લાગી.૭ સમુદ્રમાંથી જેમ પાણીનું પૂર વહે છે, સૂર્યમાંથી કિરણો ઉદય પામે છે, પ્રચંડ પવને કંપાવેલાં મોટાં ઝાડોમાંથી જેમ પુષ્પો ખરે છે, તેમ તપાવીને ટીપવામાં આવેલા લોઢાના ગોળામાંથી જેમ અગ્નિના તણખાઓ ઉડે છે, મેઘમાંથી જેમ પાણી ગળે છે, પાણીનાં ઝરણમાંથી જેમ પાણીનાં બિંદુઓ ટપકે છે તથા વિદૂરથ રાજાનું નગર બળતાં તેમાંથી જેમ પ્રકાશવાળા અગ્નિના તણખા ઉડે છે તેમ વિદૂરથ રાજા તરફના યોદ્ધાઓના ઉપર તે બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. આ વેળા તે બન્ને રાજાની સેનામાંથી પડતાં બાણોનો ચટાચટ ભર્યો શબ્દ સાંભળનારાં બન્ને સેનાનાં મનુષ્યો શાંત પડેલા સમુદ્રની પેઠે મૌન થઇ ગયા.૮–૧૧ ગર્જના કરતું અને વેગથી આગળ વધતું બાણનું પૂર ગંગા નદીના પૂરની પેઠે યુદ્ધમાં સિંધુ રાજાની તરફ આકાશ માર્ગે આગળ વધવા માંડયું. શોભાયમાન સોનાનાં બાણની વૃષ્ટિ સુસવાટા કરતી એકાએક મેઘમાંથી બહાર પડવા માંડી. સિંધુને પૂરી દેવા માટે તેના તરફ વહેતાં બાણરૂપી ગંગા નદીના પૂરને તે નગરમાં રહેલી લીલાએ ગોખમાંથી જોયું. તે વેળા બાણોના સમૂહથી પોતાના પતિનો વિજય થશે એમ ધારીને આનંદથી જેનું મુખ કમળ પ્રફુલ્લિત થઇ ગયું હતું એવી લીલા નિચે પ્રમાણે કહેવા લાગી.૧૨–૧૫

**લીલા કહે છે;** હે દેવી, તમારો વિજય થાઓ. આમારા પતિનો વિજય થાય છે તે તમે જુઓ. આ બાણોના સમૂહોથી તો મેરુ પર્વતનો પણ ભૂકો થઇ જાય.૧૬ આ પ્રમાણે તે ઘાટા સ્નેહના શબ્દોથી વ્યાકુળતા થઇ જાય તેમ બોલતી હતી અને તે બન્ને લીલાઓ જોવામાં વ્યગ્ર થઇ ગઇ હતી તથા પોતાના મનમાં

મનુષ્યોની દેહને વિષે થયેલી આત્મ બુદ્ધિનો ઉપહાસ કરતી હતી એટલામાં જહ્નુ રાજાએ જેમ ગંગા નદીનું પાન કર્યું હતું તેમ સિંધુ રાજા રૂપી વડવાનળ પોતાનાં બાણોની ઉષ્મારૂપી અગસ્ત્ય ઋષિદ્વારાએ વિદૂરથ રાજા બાણો રૂપી મદોન્મત્ત સમુદ્રને પી ગયો.૧૬-૧૮ પોતાનાં બાણુ રૂપી વૃષ્ટિથી તેનાં બાણુ રૂપી મોટા મેઘને, કાપી નાખીને તેના ઝીણા ઝીણા કટકા કરી નાખીને તેને આકાશ રૂપી સમુદ્રમાં નાખી દીધો. દીવો ઠરી ગયા પછી જેમ તેની ગતિ જાણવામાં આવતી નથી તેમ તેનાં બાણોના સમુદાયની ગતિ પણ જાણવામાં આવતી નહી.૧૯-૨૦ તેના બાણોનો નાશ કર્યા પછી યુદ્ધમાં પ્રીતિ હોવાથી આકાશમાં શરીરધારી મેઘનો વિસ્તાર કર્યો અને પ્રલય સમયનો પવન જેમ મેઘનો નાશ કરે તેમ વિદૂરથ રાજા પોતાનાં બાણોના જથ્થાથી તેનો તુરત નાશ કરવા લાગ્યો. આ ઉપરથી સિંધુરાજાએ તેને બાણોનો પ્રહાર કરવા માંડયો, પરંતુ તે બાણો વ્યર્થ ગયાં તેથી સિંધુરાજાએ પોતાના સ્નેહી ગંધર્વ પાસેથી પોતાને મળેલું મોહનાસ્ત્ર વિદૂરથ રાજાની સેનામાં માર્યું. તે શસ્ત્રનો પ્રહાર થતાં વિદૂરથ વિનાના સેનાના સર્વ માણસોને મૂર્છા આવી ગઇ. આ વેળા સર્વ યોદ્ધાઓનાં શસ્ત્રો અને અસ્ત્રો વિખરાઇ ગયાં. તેઓ મૌન થઇને બેસી રહ્યા. તેઓનાં મુખો ઉપર અને નેત્રો ઉપર ખેદ છાઇ રહ્યો. તેઓ મરણ પામેલાના જેવા અથવા તો ચિત્રમાં આળખેલા હોય તેવા થઈ ગયા. એટલામાં વિદૂરથ રાજાએ પ્રબોધાસ્ત્ર (જાગ્રત કરવાનું અસ્ત્ર) ધારણ કર્યું. તે અસ્ત્રથી સૈન્યના યોદ્ધાઓ પ્રભાતમાં કમલિની પેઠે જાગ્રત થયા અને સૂર્ય જેમ મંદેહ નામના રાક્ષસોના ઉપર કોપાયમાન થાય તેમ સિંધુરાજા વિદૂરથના ઉપર કોપાયમાન થઇ ગયો.૨૧-૨૭ અને તેણે પાશબંધન રૂપી દુઃખ આપનારું ભયંકર નાગાસ્ત્ર ધારણ કર્યું. તેથી પર્વતોના જેવડા મોટા સર્પોથી આકાશ ભરપૂર થઇ ગયું. કમળોથી તળાવ શોભે તેમ સર્પોથી પૃથ્વી શોભવા લાગી અને પર્વતો કાળા સર્પો રૂપી ધાબળાઓ ઓઢયા હોય તેવા દેખાવા લાગ્યા. પૃથ્વીના સર્વે પદાર્થો ઝેરની ગરમીથી વિષમય થઇને ખેદ પામવા લાગ્યા. પર્વતો અને વનોની સાથે આખી પૃથ્વી પરવશ થઇ પડી.૨૮-૩૦ ઝેરની વિષમતા દેખાડનારા, રૂક્ષ, ઊંના, ઠંડા તથા જેમાં ઝેરનાં કણુ સમાયલાં છે એવા પવનો ચોખા અંગારોની સાથે મિશ્ર થયા હોય તેમ વાવા લાગ્યા. તે પછી મહા અસ્ત્રવેત્તા વિદૂરથે ગરુડાસ્ત્ર ધારણ કર્યું અને તેમાંથી પર્વતોના જેવા ગરુડો ઉત્પન્ન થવા લાગ્યા. તે સુવર્ણની પેઠે સર્વ આશાને પરિપૂર્ણ કરનાર ગરુડોએ પાંખવાળા પર્વતની પેઠે

ઉડવાનો આડંબર કરીને પ્રલય કાળના જેવા ભયંકર પવનો ઉત્પન્ન કર્યા.૩૧-૩૩ તે સર્પોનાં મંડળો નાકના પવનથી શ્વાસ લેવા લાગ્યાં અને મોટો ઘરઘરાટ શબ્દ કરીને સમુદ્રોના વિભાગોને પૂરી દીધા. તે પછી અગસ્ત્ય ઋષિ જેમ સમુદ્રને પાન કરી ગયા તેમ ગરુડરૂપી મેઘ પણ પૃથ્વીને પૂરી દેનારા મેઘના સમૂહનું પાન કરી ગયા, તે ઉપરથી વરાહાવતાર ધારી ભગવાને ઉદ્ધાર કરેલા અને પાણીના સમૂહથી રહિત પૃથ્વીના અવકાશની પેઠે સર્પોરૂપી ધાબળાથી રહિત થયેલું પૃથ્વીનું મંડળ શોભવા માંડયું.૩૪-૩૬ તે પછી પવનનો આઘાત લાગવાથી જેમ દીવો ઠરી જાય છે, શરદ્ઋતુમાં જે પ્રમાણે મેઘમંડળ અદૃશ્ય થઇ જાય છે. વજ્રના ભયથી જેમ પાંખવાળા પર્વતો નાશી જાય છે, સ્વપ્નાવસ્થામાં જોયેલું જગત્ જેમ જાગ્રતાવસ્થામાં અદૃશ્ય થઇ જાય છે. સંકલ્પથી કલ્પી કાઢેલું નગર જેમ સ્વપ્નને અંતે અદૃશ્ય થઇ જાય છે અને નદીનું પૂર ઉતર્યાં પછી જેમ પાણીનો પ્રવાહ ઓછો થઇ જાય છે તેમ સર્પોનાં મંડળો નાશ પામ્યા પછી તે ગરુડો પણ અદૃશ્ય થઇ ગયા.૩૭-૩૮ તે પછી સિંધુરાજાએ અંધકારાસ્ત્ર જે ચોતરફ ઘાટું અંધારું કરી મૂકે તે અસ્ત્ર વિદૂરથના ઉપર ફેંક્યું. તેથી પૃથ્વીના મધ્ય ભાગના જેવું કાળું અંધારું વધી પડ્યું. અને પૃથ્વી તથા આકાશની વચ્ચે એક સમુદ્ર હોય તેવો વિસ્તાર થઇ ગયો. તેમાં સેના, માછલાં જેવી જણાવા લાગી અને તારાઓ મણિના જેવા દેખાવા લાગ્યા. શાહીના ગારાવાળા સમુદ્ર જેવી અંધારાની પ્રવૃત્તિ થવાથી કાજળના પર્વતના ઉપાદાન કારણરૂપ કાળી રજકણો સાથે વાતા કલ્પના પવનોથી જાણે જગત્ ભરપૂર થઇ ગયું હોય તેવું જણાવા લાગ્યું. સર્વ પ્રજા અંધારા કુવામાં પડી હોય તેવી થઇ ગઇ. કલ્પાંત સમયે જેમ દિશાઓ ઓળખાતી નથી તેમ અંધારાને લીધે દિશાની ઓળખાણો પણ બંધ પડી.૩૯-૪૨ પછી મંત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ એવા વિદૂરથ રાજાએ બ્રહ્માંડરૂપી મંડળ વિષે સૂર્યરૂપી અસ્ત્રને દીવારૂપે પ્રકટ કરીને જગતને જાગ્રત કર્યું અને નિર્મળ શરદ્ ઋતુ જેમ મેઘને પી જાય છે તેમ અગસ્ત્ય ઋષિરૂપી સૂર્યનાં કિરણો કાળા અંધારારૂપી સમુદ્રનું પાન કરી ગયાં. અંધારારૂપી વસ્ત્રથી રહિત થયેલી દિશાઓ રાજાની પાસે ઉભેલી સુંદર સ્તનવાળી કાન્તાની પેઠે શોભવા લાગી. લોભરૂપી કાજળથી મુક્ત થયેલી સત્પુરુષની બુદ્ધિની પેઠે વનની તમામ પંક્તિઓ પ્રકાશ પામવા માંડી.૪૩-૪૬ તે પછી કોપથી વ્યાકુળ થયેલા સિંધુ રાજાએ એક ક્ષણમાં શત્રુના ઉપર ભયંકર એવા રાક્ષસાસ્ત્રનો પ્રહાર કરવાને લીધે, દિગ્ગજ હાથીની ગર્જનાથી જેમ સમુદ્ર ક્ષોભ પામે તેમ ક્ષોભ

પામેલા ક્રૂર રાક્ષસો પાતાળમાંથી બહાર નિકળ્યા.[૪૭-૪૮] તે રાક્ષસોની જટા પીંગળી અને ઉંચી હતી. તેઓ કડકડાટી બોલાવી રહ્યા હતા, તેઓનાં શરીરનો રંગ લીલાં લાકડાંઓના અગ્નિ સાથે સંયોગ થતાં તેમાંથી નિકળતા ધૂમાડાના જેવો હતો. તેઓ આકાશમાં કુદડીઓ ફરતા હતા અને ચીસો તથા કડકડાટીઓ બોલાવતા હતા. તેઓ અગ્નિથી બળતાં ઉંબાંડીઆંના જેવા ચપળ હતા, તેઓની દાઢો અણીદાર હતી, આંખો અને મોહોડાંઓ મેલાં હતાં અને ગારાવાળા પાણીના ખાબોચીયાના તીરની પેઠે તેઓના શરીરમાં રુવાટાંરૂપી શેવાળનો જથ્થો ઉગી નિકળેલો હતો.[૪૯-૫૧] પીંગળી જટાઓના સમૂહને લીધે વિજળીવાળા મેઘના જેવા દેખાતા તે રાક્ષસો જાણે જગતને ગળવાને ઉત્પન્ન થયા હોય તેમ ગર્જના કરતા દોડવા લાગ્યા. એટલામાં લીલાના ભરથાર વિદૂરથ રાજાએ દુષ્ટ એવાં ભૂતોનું વારણ કરનાર અસ્ત્રોમાં રાજારૂપ નારાયણાસ્ત્ર શત્રુને માર્યું એટલે સૂર્યના ઉદયથી જેમ અંધારું દૂર થાય તેમ રાક્ષસોનાં અસ્ત્રોની પંક્તિઓનો નાશ થઈ ગયો.[૫૨-૫૪] ત્રણે લોકોમાંથી રાક્ષસોનો નાશ થયો એટલે વાદળાંઓનો નાશ થવાથી જેમ નિર્મળ આકાશ શરદ્ ઋતુમાં શોભે તેમ નિર્મળ એવા ત્રણ લોક શોભવા લાગ્યા. તે પછી સિંધુરાજાએ આગ્નેયાસ્ત્ર નાખ્યું એટલે કલ્પાગ્નિથી બળતી હોય તેમ દિશાઓ બળી ઉઠી. સર્વ દિશાઓ, આકાશ, પાતાળ સંબંધી અંધારાથી વ્યાકુળ થઇ ગઇ હોય તેમ ધૂમાડારૂપી મેઘના ભારથી ઢંકાઇ ગઇ. ઉઘડી ગયેલા વનમાં ઉભેલાં ચંપાનાં વૃક્ષોના જથ્થાની પેઠે અગ્નિથી બળતા પર્વતો સુવર્ણના હોય તેવા દેખાવા લાગ્યા. મૃત્યુના ઉત્સવ સમયે કુંકુમથી છાંટેલી માળાની પેઠે આકાશ, પર્વત તથા દિશાઓના કુંજો અગ્નિની ઝાળોથી ભરપૂર થઇ ગયા. હજારો આકારવાળા વહાણોના જેવા વેગથી ઝડપથી સમુદ્રમાં ચાલ્યા આવતા વડવાનલની પેઠે આકાશનો સ્પર્શ કરતી ઝાળો જાણે જગતને પણ અગ્નિમય કરી મૂકતી હોય તેમ બળવા માંડી.[૫૫-૬૦]

આ રીતે શત્રુનો પરાજય કરીને તેને પ્રહાર કરે છે એટલામાં વિદૂરથ રાજાએ પૂજા કરીને વરુણાસ્ત્ર માર્યું તેથી જાણે પર્વત પીગળી ગયો હોય તેમ, અવરુદ્ધ ગતિવાળો મેઘ હોય તેમ, ઉંચા પર્વત ઉપરથી નિચે પડેલી કુળ પર્વતની મોટી શિલા હોય તેમ, ઉંચો રહેલો તમાલનો સમૂહ હોય તેમ, સંધ્યા થયેલી રાત્રિ હોય તેમ, લોકાલોક પર્વતમાંથી ઉત્પન્ન થયેલો કાજળનો જથ્થો હોય તેમ, જાણે આકાશને નિહાળવાની ઇચ્છાથી પાતાળની ગુફામાંથી ચાલ્યા આવતા સર્પો હોય તેવી રીતે તે વરુણાસ્ત્રમાંથી ચો તરફ, ઉપર ને નિચે દિશામાંથી ગર્જના કરતાં પાણીનાં પૂરો

વહેવા લાગ્યાં. રાત્ર જેમ પૃથ્વી ઉપર વ્યાપી રહેલી સંધ્યાને ગળી જાય તેમ પાણીનું જોસવાળું પૂર ચારે તરફ વ્યાપી રહેલા અગ્નિની ઝાળોને પી ગયું.૬૧–૬૬ જેમ વ્યક્ત થયેલી નિદ્રાદેવી દેહમાં વ્યાપી જાય તેમ પાણીની શોભા પૃથ્વીમાં ચો તરફ વ્યાપી ગઇ. અને બન્ને સેનાના આગેવાનો જેવા કેટલાએક પ્રથમ ખાધેલા મારનું વૈર વાળનારા હતા અને કેટલાએક તેઓના શત્રુઓ હતા તેઓ એક બીજાનાં ઉપર એવી જ રીતનાં મોહનાસ્ત્રો, જે માયાવીઓ હતાં તેઓનો ઉપયોગ કરવા લાગ્યા, અને તેઓ જાતે જોવા લાગ્યા તથા તેઓનો અનુભવ કરવા લાગ્યા. તે ઉપરથી સિન્ધુરાજાની સેનામાં તેના રથનાં પૈડાંની રક્ષા કરનારા મહા-યોદ્ધાઓ તૃણની પેઠે પાણીમાં તણાવા લાગ્યા અને તેનો રથ પાણીમાં ડૂબી ગયો. એટલામાં તો સિન્ધુરાજાએ આપત્તિના સમયમાં રક્ષા કરનારું શોષણાસ્ત્ર ધનુષમાં સાંધીને શત્રુઓના ઉપર ફેંકયું એટલે સૂર્યથી જેમ રાત્રિની શાંતિ થાય તેમ જળમય માયાની શાંતિ થઇ ગઇ. તે પછી મૂર્ખ મનુષ્યના ક્રોધની પેઠે પ્રજાને સંતાપ ઉપજાવનારો અને સુકાઇ ગયેલાં પાંદડાંઓથી પથરાઇ ગયેલા વનના વિ-સ્તારવડે કઠિન થઇ પડેલો તાપ વધવા લાગ્યો તેથી દિશાને જાણે રાણીની પેઠે સુંદર અંગરાગ લાગ્યો હોય તેમ દેખાવા લાગ્યું.૬૭–૭૩ તે શોષણાસ્ત્રથી ગ્રીષ્મ ઋતુના દાવાનલથી જેમ કોમળ પાંદડાં બળી જાય તેમ શત્રુના સૈન્યને મૂર્છા આવી ગઇ. તે પછી વિદૂરથ રાજાએ તે રણભૂમિ ઉપર પ્રત્યંચાના શબ્દની શોભાથી વિસ્તાર પામતું પર્જન્યાસ્ત્ર સાંધીને શત્રુના ઉપર માર્યું. આ વેળા જાણે તમાલનો જથ્થો આકાશમાં ઉડતો હોય તેવી રીતે રાત્રિના જથ્થાની પેઠે મેઘની પંક્તિઓ ઉત્પન્ન થઇ. પાણીના પૂરથી નીચા જણાતાં, ગાજી રહેલાં, પોતાનાં સ્વાભાવિક વિસ્તારમાં સંતોષ પામેલાં, દિશાઓનાં મંડળો કુંડળના જેવાં ગોળાકાર દેખાવા લાગ્યાં. વાદળાંઓના આડમ્બરને તોડી પાડનારા પાણીના કણ તથા ઝાકળના ભારથી સુખ ઉત્પન્ન કરનારા પવનો વાવા લાગ્યા. વિજળીઓ પર્વતમાંથી બહાર નિકળતા સર્પની પેઠે અને સ્વર્ગમાં રહેનારી દેવાંગનાઓના કટાક્ષની પેઠે આકાશમાં સ્ફુરવા લાગી. ગર્જનાથી પડછંદા પાડતી પર્વતની ગુફાઓ ગાજવા માંડી. બીજી તરફ ભટકતા હાથી, સિંહ તથા રીંછના શબ્દોથી મુખર થયેલી દિશાઓ પણ ગાજવા માંડી. યમરાજની મર્મની શિરાને ભેદી નાખનારી કઠોર દૃષ્ટિની પેઠે મર્મમાં પીડા ઉપજાવે તેવા કરાઓના પાતની સાથે મૂશળધારાએ મેઘની વૃષ્ટિ થવા માંડી. તે વેળા પ્રથમ તો મેઘઘટાઓની સામે યુદ્ધ કરવા માટે

જાણે વિલાસ ગ્રહણ કર્યો હોય તેમ પાતાળમાંથી અગ્નિના જેવી ઉની બાફ નિકળવા માંડી.[૭૪-૮૨] પરબ્રહ્મના બોધરૂપી રસના પુરથી જેમ જેમ સંસારની વાસના મટી જાય તેમ જળની વૃષ્ટિથી ઝાંઝવાના જળરૂપ તાપનો એક ક્ષણમાં નાશ થયો.[૮૩] આખું ભૂમંડળ તારાથી ભરપૂર અને ચાલી શકાય નહીં તેવું થઇ ગયું અને પાણીનાં પૂરોથી જેમ સિન્ધુ ભરાઇ જાય તેમ સિન્ધુરાજા પણ પાણીનાં પૂરોથી ભરાઇ ગયો. તે પછી તેણે વાયવ્યાસ્ત્ર માર્યું, તે વાયવ્યાસ્ત્ર પ્રલય સમયે મદોન્મત્ત થઇને નૃત્ય કરતા અને શબ્દ કરતા ભૈરવના જેવું ભયંકર હતું. તેણે આકાશરૂપી કોતરને ચોતરફથી પૂરી દીધું.[૮૪] વળી દિશાઓમાં વજ્રના પાતથી અંગમાં પીડા ઉપજાવનારા, શિલાના કટકાનો ભુકો કરી નાખનારા, પ્રલયના સમયની સૂચના કરનારા તથા યોદ્ધાઓની સાથે મનોહર ટંકારા કરનારા પવનો વાવા લાગ્યા.[૮૫]



# *સર્ગ ૪૯ મો.

## પર્વતાસ્ત્ર, વજ્રાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, પિશાચાસ્ત્ર વગેરેથી યુદ્ધ.

**श्रीवसिष्ठउवाच**–ववुर्वलितनीहाराविकीर्णवनपल्लवाः ॥
वायवोधूतवृक्षौघाः सह्लीलापीडपांसवः ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; હે **રામ**, તે પછી ઝાકળોને વિખેરી નાખનારા, વનનાં પાંદડાંઓને ખેરનારા, વૃક્ષોના સમૂહોને હલાવનારા અને પુરુષોનાં મસ્તકો ઉપર ધૂડ નાખનારા પવનો વાવા લાગ્યા.[૧] તે પવનના વેગથી વૃક્ષો પક્ષીઓની પેઠે ડોલવા માંડ્યાં. મોટા મોટા યોદ્ધાઓ જમીન ઉપર પડીને પાછા ઉઠવા લાગ્યા. આકાશરૂપી ભીંતને ભેદન કરનારી અટ્ટાલિકાઓ ભાગીને ભૂકો થઇ ગઇ અને સૂકું પાંદડું જેમ પાણીના પૂરમાં તણાઇ જાય તેમ તે ભયંકર વાયુથી વિદૂરથ રાજાનો રથ પણ ઉડવા માંડયો.[૨-૩] આ વખતે અસ્ત્રવિદ્યામાં કુશળ એવા વિદૂરથ રાજાએ શત્રુના ઉપર પર્વતાસ્ત્ર ફેંકયું, જે અસ્ત્ર જાણે મેઘના પાણીની

---

* આ ઓગણપચાસમા સર્ગમાં પર્વતાસ્ત્ર, વજ્રાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર તથા પિશાચાસ્ત્રનું વર્ણન અને પિશાચનું ચરિત્ર વર્ણવવામાં આવશે.

સાથે આકાશને પણ ગ્રહણ કરવા તૈયાર થયું હોય તેવું દેખાતું હતું.[૪] તે પર્વતાસ્રને લીધે ચૈતન્યની શાંતિ થાય તેમ વાયુની શાંતિ થઇ. અસંખ્ય મુડદાંઓ ઉપર જેમ કાગડાઓની પંક્તિઓ પડે તેમ અંતરિક્ષમાં રહેલી વૃક્ષોની પંક્તિઓ પૃથ્વી ઉપર પડવા લાગી. નગર અને શહેરનાં વનોની લતાનાં, વૃથાવર્ણનનાં વાક્યોની પેઠે દિશાઓમાંથી આવતા નિઃશ્વાસના શબ્દો, આળોટવાના શબ્દો તથા ભયંકર યોદ્ધાઓના શબ્દો શાંત પડી ગયા. આ વખતે સમુદ્ર જેમ પોતાના વિષે ચોતરફથી ઉડીને પડતા મૈનાક વગેરે પર્વતોને જુએ તેમ સિંધુ રાજા પણ આકાશમાંથી પાંદડાંની પેઠે પડતા પર્વતોને ઉભો ઉભો જોવા લાગ્યો. અને પછી તેણે વજ્રાસ્રનો પ્રહાર કર્યો એટલે અગ્નિ જેમ ઇંધનનો નાશ કરે તેમ પ્રકાશ પામતા તે વજ્રાસ્રે પર્વતરૂપી અંધારાનો નાશ કર્યો. વજ્રની અણીરૂપી ચાંચથી પર્વતોનાં શિખરો કપાવા માંડ્યાં અને ભયંકર પવનોથી જેમ ફળ પડે તેમ પડવા લાગ્યાં.[૫-૧૦] તે પછી વિદૂરથ રાજાએ વજ્રાસ્રને શાંત કરવા માટે તેના ઉપર બ્રહ્માસ્ત્ર માર્યું, તેથી તે બન્ને એક વખતે જ શાંત પડ્યાં. તે પછી રાત્રિ જેમ અંધારું કરે તેમ વિદૂરથે પિશાચાસ્ત્ર માર્યું એટલે તેમાંથી ભયંકર પિશાચો ઉત્પન્ન થયા. આ વખતે સંધ્યા સમયે જેમ દિવસ શ્યામ રંગનો થઇ પડે છે તેમ દિવસ ભયથી શ્યામ રંગનો થઇ પડયો અને અંધારાના ભારની પેઠે પિશાચો પણ પૃથ્વી ઉપર આવવા લાગ્યા. તે પિશાચો બળી ગયેલા સ્તંભના જેવા, ઉંચા તાડના જેવા, વિલાસવાળા, મોટી આકૃતિવાળા તથા હાથથી પહોંચી શકાય નહીં તેવા હતા. તેઓના માથાના વાળ ઉંચા હતા, શરીર દુબળાં હતાં. દાઢો મોટી હતી, ગામડીઆની પેઠે શરીરો કાળા રંગનાં અને મલીન હતાં, તેઓ આકાશમાં ફરતા હતા. આચાર રહિત મૂઢ લોકો તેઓના તરફ બહુજ ભયની દૃષ્ટિથી જોતા હતા. તે પિશાચોના હાથમાં હાડકાં વગેરે અપવિત્ર પદાર્થો હતા. તેઓ ચંચળ સ્વભાવના હતા, ગામડીઆના જેવા દીન હતા તોપણ તે પિશાચો વજ્રૌથી અને તરવારોથી ક્રૂર લાગતા હતા.[૧૧-૧૬] ઝાડ, ગારો તથા ઉઘાડા રસ્તા ઉપર અને ઉજડ સ્થાનમાં તેઓનું સ્થાન હતું. તેઓના મુખનાં ગલોફાં ચાલતાં હતાં. તેઓનાં રૂપ પ્રેતના રૂપ જેવાં હતાં. તેઓનાં શરીર શ્યામ રંગનાં હતાં. તેઓ વિજળીની પેઠે ક્ષણમાં દેખાતા હતા અને ક્ષણમાં અદૃશ્ય થઇ જતા હતા. આ પિશાચોએ વિદૂરથ રાજાના નાશ થતા બાકી બચેલા સૈન્યને પકડી પાડયું. તેથી સૈન્યના યોદ્ધાઓનાં શસ્ત્રો બુઠાં થઇ ગયાં અને તેઓનાં મન ક્ષુબ્ધ થઇ ગયાં. તેઓએ

હાથમાંથી હથીઆરો નિચે નાખી દીધાં. તેઓએ શરીર ઉપરનાં બખતરો પણ ઉતારી નાખ્યાં. તેઓને પ્રાણનો પણ ભય લાગવા માંડયો, ચાલતાં ઠેસો લાગવા માંડી, નેત્રમાં, શરીરમાં, મુખમાં અને પગમાં ભૂતોનો આવેશ થયો હોય તેમ તેઓ વર્તવા લાગ્યા. તેઓએ કૌપીન વસ્ત્રો પણ તજી દીધાં, ઉત્તરીય વસ્ત્રો શરીરોની સાથે ચોંટી જવા લાગ્યાં. તેઓનાં ઝાડો અને મૂત્ર નિકળી પડયાં અને આરંભેલું નૃત્ય પણ બંધ પડી ગયું. આ રીતે સિંધુરાજાના પિશાચોનો સમુદાય વિદૂરથ રાજાનો પરાજય કરે છે, તે માયાને જ્ઞાની વિદૂરથ રાજા પણ જાણતો હતો.[૧૭–૨૧] વિદૂરથ રાજા પિશાચ યુદ્ધની વિદ્યા જાણતો હતો, તે ઉપરથી તેણે પિશાચના સૈન્યને શત્રુની સેના સાથે જોડી દીધું એટલે પોતાની સેનાનાં મનુષ્યો શાંત પડયાં અને પછી વિદૂરથ રાજાએ ક્રોધ કરીને રૂપિકાસ્ત્ર માર્યું (રાક્ષસી ઉત્પન્ન કરનાર) એટલે તેમાંથી ઉભા કેશવાળી, ભયંકર આંખવાળી, ચંચળ નિતંબ અને સ્તનવાળી દુષ્ટ રાક્ષસીઓ ઉત્પન્ન થઇ, તેઓનું શરીર યુવાવસ્થાને લીધે ઘટ્ટ જણાતું હતું, વૃદ્ધવસ્થાથી કેટલાંએક અંગ શિથિલ થઇ ગયાં હતાં, જાંઘો સ્પષ્ટ રીતે જોવામાં આવતી ન હતી. નાભીઓ ઘણી જ બીભીત્સ દેખાતી હતી. તેઓના હાથમાં મનુષ્યોની લોહી ભરેલી ખોપરીઓ હતી, તેઓનાં શરીરો સંધ્યાકાળની પેઠે રાતા રંગના હતાં, તેઓના ગલોફામાંથી અર્ધું આવેલું માંસ અને લોહી ઝરતું હતું, તેથી તેઓનું મોઢું ભરાઇ રહેલું હતું. તેઓ પોતાના શરીરની અનેક ચેષ્ટા કરતી હતી. તેઓ ન નમનારાઓને પણ નમાવવાની શક્તિ ધરાવતી હતી. જેઓના હાથ, મોઢું, સાથળ, કેડ અને પડખાં પાષાણના જેવાં કઠણ છે, તેઓએ કંઠમાં બાળકોનાં શબોને પહેર્યાં હતાં. હાથમાં આંતરડાંઓરૂપી દોરીઓ રાખેલી હતી. તેઓનાં મોઢાં કુતરા, કાગડા અને ઘુવડના જેવાં હતાં. મોઢું, દાઢી અને પેટ આગળના ભાગથી ઝોખો ખાઇ ગયાં હતાં.[૨૨–૨૮] દુષ્ટ કર્મ કરનારા બાળગ્રહો જેમ બાળકને ગ્રહણ કરે અર્થાત્ તેઓને પીડા કરે, તેમ રાક્ષસીઓએ તે પિશાચોને પતિરૂપે ગ્રહણ કર્યા તેથી માંહોમાંહે એક બીજાને આકર્ષણ કરવા લાગ્યાં, તેથી તેઓનાં મુખ, અંગ અને નેત્રો વિલાસ રસમાં મગ્ન થઇ ગયાં. લોહી ચાટવાની લાલસાથી મોઢામાંથી મોટી જીભ બહાર કાઢવા માંડયાં અને મોઢામાં અનેક વિકાર ઉપજાવનારા તથા જામી ગયેલા ઘાટા લોહીથી ભરેલાં મુડદાંઓને એક બીજાની પ્રીતિ માટે ખેંચવા લાગ્યાં. જેઓનાં પેટ, હાથ, કાન, હોઠ ને નાક લાંબા હતાં એવાં તેઓનાં શરીરો લોહીના દરિયામાં ડૂબકી મારીને બહાર નિકળ્યાં હોય તેમ શોભવા લાગ્યાં. આ

વખતે ક્ષીર સમુદ્રમાં મંદરાચળ પર્વતના મથનથી જેમ કોલાહલ થઇ રહ્યો હતો તેમ લોહી અને માંસના ગારામાં તેઓનો આલિંગનોની સાથે કોલાહલ થઇ પડયો.૨૯–૩૪ **વિદૂરથ** રાજાએ જે રીતે **સિંધુ** રાજાના ઉપર માયાનો પ્રયોગ કર્યો, તેમ જ **સિંધુ** રાજાએ પણ **વિદૂરથ** ઉપર માયાનો પ્રયોગ કર્યો. **સિંધુ** રાજાએ **વિદૂરથના** ઉપર વેતાળાસ્ત્ર નાખ્યું, તેમાંથી માથા વિનાનાં અને માથાવાળાં ચાલતાં શબોના સમૂહો ઉત્પન્ન થયા. તે ઉગ્ર કબંધોથી ભરપૂર પિશાચ અને વેતાળનું સૈન્ય પૃથ્વીને પણ ગળવાને સમર્થ હતું. તે પછી **વિદૂરથ** રાજાએ ત્રણે લોકને પણ પકડી પાડનારું રાક્ષસાસ્ત્ર **સિંધુ** રાજાના ઉપર ફેંકયું એટલે તેમાંથી પર્વતોના જેવી આકૃતિવાળા, જાડા રાક્ષસો શરીર ધારીને પાતાળમાંથી નરકોની પેઠે બહાર નિકળ્યા.૩૩–૩૮ અને તે પછી દેવ તથા દાનવોને પણ ભય આપે તેવું સૈન્ય થઇ પડયું. તેમાં ગર્જના કરતા રાક્ષસોનો મોટો નાદ વાજીંત્રનું કામ સારતો હતો, કબંધો નૃત્ય કરતાં હતાં. મેદ તથા માંસરૂપી મેદ શાકથી ભરપૂર હતું, લોહીરૂપી મધ હતું. મદોન્મત્ત કુષ્માંડો, વેતાળો અને યક્ષોના તાંડવોથી શોભતું હતું.૩૯–૪૦ અને કુષ્માંડોના ભયંકર તાંડવ નૃત્યમાં દંડપાદ નામની પગ પછાડવાની એક નૃત્યકળાથી ઉંચે ઉછળતા લોહીના તરંગોથી ભાંજાઈ ગયેલા અને સાયંકાળના વાદળાંના ઢગ જેવાં રાતિ કાંતિવાળાં ભૂતોએ લોહીના પ્રવાહમાં શેતુ બાંધી દીધી હોય તેવો તે સેનાનો દેખાવ લાગતો હતો.૪૧

# *સર્ગ ૫૦ મો.

## વૈષ્ણવાસ્ત્રથી બન્નેનું યુદ્ધ અને વિદૂરથનું મરણ.

**श्रीवसिष्ठउवाच–तस्मिंस्तदा वर्त्तमाने घोरे समरविभ्रमे ॥**
**सर्वारिसैन्यनाशार्थमेकं स्वबलशांतये ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! આ રીતે ભયંકર યુદ્ધ ચાલતું હતું, તેટલામાં શત્રુની સર્વ સેનાની અને એક પોતાની સેનાની પિશાચાદિક પીડા દૂર કરવા માટે

* આ પચાસમા સર્ગમાં વૈષ્ણવાસ્ત્રથી બન્ને રાજાનું યુદ્ધ થવું અને તેમાં વિદૂરથ રાજાનું મરવું, એ કથા કહેવામાં આવશે.

અંત કાળને સમયે ઉચિત પ્રતિભાવાળા, સ્મરણશક્તિવાળા અને ધીરજ ધારી સિંધુ રાજાએ ઉદારપણાથી કાળરુદ્રની પેઠે સંહાર કરનારા ઉત્તમ એવા શ્રીવૈષ્ણવાસ્ત્રને સંભાર્યું એટલે તે સિંધુરાજાની પાસે હાજર થયું.[૧-૨] તે પછી સિંધુરાજાએ તે બાણને વૈષ્ણવાસ્ત્રના મંત્રથી મંત્રીને શત્રુના ઉપર છુટું મૂકયું કે તેના ફળના અગ્ર ભાગમાંથી તેજસ્વી ચક્રોની પંક્તિઓ નિકળવા માંડી, તેથી દિશાઓના તટોમાં શેંકડો સૂર્યો ઉગ્યા હોય તેવી શોભા જામી રહી. ચાલી આવતી ગદાઓને લીધે આકાશ જાણે શેંકડો વાંસોથી ભરપૂર થઇ ગયું હોય તેમ જણાવા લાગ્યું.[૪] શેંકડો ધારવાળાં વજ્રોની પંક્તિઓને લીધે આકાશ તૃણની હારરૂપ થઇ રહ્યું હોય એવું દેખાવા લાગ્યું. પદ્મની પાંખડીઓ જેવી અનેક શાખાવાળા પટ્ટિશોને લીધે આકાશ જાણે કાપી નાંખેલા વૃક્ષોના જેવાં હોય તેવાં જણાવા લાગ્યાં.[૫] સજ્જ કરેલી ધારવાળાં બાણો ઉડવા લાગ્યાં તેથી આકાશમાં જાણે પુષ્પોના ઢગલાઓ ઉડતા હોય તેવું જણાવા લાગ્યું. કાળા રંગની ગજવેલની તરવારોને લીધે આકાશમાં જાણે પાંદડાંઓનો ઢગલો કર્યો હોય તેવું લાગવા માંડયું.[૬] તે પછી વિદૂરથ રાજાએ પણ વૈષ્ણવાસ્ત્રની શાંતિ માટે શત્રુના અસ્ત્રના જેવું જ વૈષ્ણવાસ્ત્ર તેની સામે નાંખ્યું.[૭] એટલે તેમાંથી પણ શર, શક્તિ, ગદા, પ્રાશ, પટ્ટિશ વગેરે પાણીથી ભરપૂર એવી અને શસ્ત્રોનો નાશ કરનારી શસ્ત્રોની નદીઓ વહેવા માંડી.[૮] અને તે વખતે શસ્ત્ર અને અસ્ત્રોની તે નદીઓનું યુદ્ધ થવા માંડયું, જે આકાશના મધ્ય ભાગનો નાશ કરનારું અને કુળવાળા પર્વતોનો પણ સંહાર કરનારું હતું.[૯] વળી બાણમાંથી પડતાં ત્રિશૂળ, તરવાર અને ખડ્ગો પટ્ટિશના કટકા કરી નાંખતાં હતાં. મૂશળના વિસ્તારથી તથા પ્રાશ અને ત્રિશૂળથી સાંગડીઓના કટકા થઇ જવા લાગ્યા.[૧૦] બાણરૂપી મહાસાગરને મથન કરવા માટે ગદાના જેવા મોહોડાવાળાં મદમત્ત મુદ્ગરરૂપી મંદરાચળો ઘૂમવા લાગ્યા. કોઇથી પણ હઠાડી શકાય નહીં તેવા યોદ્ધાઓના પ્રભાવ જેવાં પરાક્રમી શસ્ત્રો તેમાં હતાં.[૧૧] સૈન્યના નામરૂપી અશુભ અંધારાનો નાશ કરવા માટે ભાલારૂપી ચંદ્ર મંડળો ઉદય પામી ગયાં હતાં. પ્રાશના વિસ્તારથી જેને ક્રોધ ચઢી ગયો હતો એવો તથા મનુષ્યનો ક્ષય કરનાર વિનાશી પ્રારબ્ધરૂપી યમરાજા ઘૂમી રહ્યા હતા.[૧૨] ચક્રોથી ઉંચે ઉછળતાં અસ્ત્રો ટાંચાઇ ગયાં હતાં. સર્વ આયુધોનો ક્ષય થવા લાગ્યો હતો. શબ્દોથી બ્રહ્માંડો ફાટીને ભૂકો થઇ જતાં હતાં. કુલાચળો પણ અથડાઇને ભાંગી જતા હતા.[૧૩] વળી મારે વિશ્વામિત્રની સાથે યુદ્ધ થયું ત્યારે મારાં અસ્ત્રને વારણ કરવા માટે જેમ તેણે શસ્ત્ર નાખ્યું હતું

તેમ બન્નેનાં સામસામે યુદ્ધ કરતાં અસ્ત્રોની ધારથી શસ્ત્રોના સમૂહો કપાઇ જતા હતા. વળી વજ્રેથી પણ કાપી શકાય નહીં તેવા પર્વતો તેમાં રહેલા હતા.[૧૪] શંકુની શંકા કરતાં તથા સુસવાટી ભર્યાં ત્રિશૂલો અને હજારો શિલાઓ તેમાં ઉછળતી હતી. ભુશુંડી હથીઆરોથી જિતાયલાં ઉત્તમ ભીંદીપાળોનાં પ્રચંડ મંડળો પણ દીપી નિકળ્યાં હતાં.[૧૫] રુદ્રનાં આયુદ્ધ જેવાં મહા પ્રચંડ આયુધો તે યુદ્ધમાં બુઠાં થઈ ગયાં હતાં. શત્રુઓના હાથમાંથી બહાર પડેલાં અને પડતાંની વાર જ કપાઇ ગયેલાં આયુધો આકાશમાં વાંકાં ચુકાં ગમે તેમ ઉડતાં હતાં અને તેઓ શત્રુઓને ખાળી રાખતાં હતાં.[૧૬] યુદ્ધ ભૂમિ ઉપર થતા ચટચટાકાર શબ્દને લીધે ગંગાનો પ્રવાહ અને તેનો ખળખળાટ થતો શબ્દ રોકાઇ ગયો હતો. હથીઆરો પરસ્પર ભટકાવાથી ભમતી જાળ હોય તેની પેઠે તેનાથી શોભાયમાન વિજળીઓ થતી હતી. મોટા શબ્દોની સાથે બ્રહ્માંડો ફાટી જતાં તેની સાથે કુલાચળો પણ ફાટી જતા હતા.[૧૮] પરસ્પર યુદ્ધ કરતાં વૈષ્ણવાસ્ત્રોની ધારોથી શસ્ત્રોનો સમૂહ કપાઇ જતો હતો. આવા ભયંકર યુદ્ધમાં વિદુરથ રાજા પર્વતની પેઠે જડ થઇને મારા અસ્ત્ર યુદ્ધની પેઠે કાળક્ષેપ કરવા લાગ્યો.[૧૯] તે ઉપરથી સિંધુરાજા વિદુરથ રાજાનું મારી પાસે કેટલું બળ છે ? આમ તેની નિંદા કરતો ઉભો રહ્યો. તે પછી વિદૂરથ રાજાએ શત્રુના ઉપર વજ્રના જેવો શબ્દ કરતાં આગ્નેયાસ્ત્રને નાખ્યું કે તેણે સિંધુ રાજાના રથને સુકા ખડની પેઠે બાળી દીધો. એટલા સમયમાં હથીઆરોથી છવાઇ ગયેલા આકાશમાં વિદૂરથ રાજા જે વર્ષાઋતુના મેઘ જેવો હતો તે તથા વર્ષાઋતુના મેઘથી પૂર આવેલી નદીના જેવો સિંધુ રાજા એ બન્ને રાજાનાં વૈષ્ણવાસ્ત્રો થોડી વાર સુધી ઘણું જ દારુણ યુદ્ધ કરીને શાંત પડી ગયાં. એટલામાં આગ્નેયાસ્ત્રથી ઉત્પન્ન થયેલો અગ્નિ સિંધુ રાજાના રથને બાળીને વનનો અગ્નિ જેમ વનને બાળીને ગુફામાંથી બહાર નિકળેલા સિંહને બાળવા દોડે તેમ સિંધુ રાજાની તરફ દોડયો એટલે સિંધુ રાજાએ વરુણાસ્ત્ર મારીને તે અગ્નિને શાંત કરી નાખ્યો.[૨૦ ૨૪] રથનો ત્યાગ કરી પૃથ્વી ઉપર ઉતરી પડેલા તે રાજાએ ઢાલ અને તરવાર ધારણ કર્યાં અને આંખનું મટકું મારવા માત્રમાં શત્રુના રથના ઘોડાઓની ખરીને કમળોની પેઠે તરવાર વતી સપાટામાં કાપી નાખી એટલે રથ રહિત થઇ પડેલા વિદૂરથ રાજાએ પણ ઢાલ તરવાર ધારણ કર્યાં અને સમાન આયુધો તથા સમાન ઉત્સાહવાળા તે બન્ને રાજા યુદ્ધ કરતા થકા મંડળાકાર ફરવા લાગ્યા. એક બીજાને પ્રહાર કરી

કરીને તે બન્નેની તરવારો કરવતના જેવી થઇ ગઇ હતી.૨૫-૨૭ યમરાજાના બે દાંતની પેઠે તે બન્ને સેના પ્રજાને ચાવતી હતી એટલામાં વિદૂરથ રાજાએ તરવાર નાંખી દઇને શત્રુના ઉપર શક્તિનો પ્રહાર કર્યો.૨૮ પ્રલયનો ઉત્પાત સૂચવનારા સમુદ્રના જેવો ઘોઘરો શબ્દ કરતી તે શક્તિ અપ્રિય પતિને ન ઇચ્છતી સ્ત્રીની પેઠે સિંધુ રાજાના વક્ષઃસ્થળ ઉપર આવીને પડી, પરંતુ તેથી સિંધુ રાજાનું મરણ થયું નહીં. પરંતુ હાથીને જેમ મદ ઝરે તેમ તે રાજાએ તે પ્રહારથી લોહીનો કોગળો કર્યો.૨૯-૩૦ આ વખતે ચંદ્રના ઉદયથી જેમ અંધારાનો નાશ થાય, તેમ તે સૈન્યનો નાશ થયો. તે જોઇને સંપૂર્ણ આનંદથી વિકાશ પામેલી તે દેશની લીલા પૂર્વની લીલાને કહેવા લાગી; ઓ દેવી ! આપણા પતિ શ્રીનૃસિંહે શક્તિની અણીઓરૂપી નખોથી ઉંચી કાંધવાળા સિંધુ રાજારૂપી હિરણ્યકશિપુનો સંહાર કર્યો તેના તરફ દૃષ્ટિ કરતાં અને તેની ભાંગી ગયેલી છાતીમાંથી તળાવની પાસે ઉભા રહેલા હાથીની સુંઢમાંથી જેમ ફરફરાટ કરતું પાણી નિકળે તેમ ભકભક કરતું લોહી નીકળે છે. અરેરે ! અફસોસકારક વાત છે. સૂર્ય દેવ જેમ સુવર્ણના મેરુ પર્વત ઉપર બેસે, તેમ આણેલા સુવર્ણના રથ ઉપર બેસવાને તે તત્પર થયો છે. અને ઓ દેવી ! જેમ અર્જુનના બાણથી નિવાતકવચના સોનાના નગરનો નાશ થયો હતો, તેમ તે રાજાના રથના પણ મુદ્દગરથી ચૂરેચૂરા થઇ ગયેલા છે તે તરફ દૃષ્ટિ કરો.૩૧-૩૬ અરેરે ! ઇંદ્ર જેમ મારવા માટે વજ્રને ગ્રહણ કરે, તેમ સિંધુ રાજાએ મુશળ ગ્રહણ કર્યું અને મારા ભર્તાર હાથમાં મુશળરૂપી આયુધ લઇને, આવતા સિંધુ રાજાને છેતરીને રમત માત્રમાં ઘણા જ સપાટાથી દોડીને રથ ઉપર ચઢી ગયા, પરંતુ એટલામાં તો શેવાળથી લીલા રંગના પાણીના ખાબોચીઆમાં ઉભેલા અને શીખર ભાગમાં પૃથ્વીવાળા ઉન્મત્ત વૃક્ષના જેવા લાગતા, આર્ય પુત્રના રથ ઉપર સિંધુ રાજાએ વેગથી ચઢાઇ કરી અને તે બાણોની વૃષ્ટિથી વિદૂરથને પીડવા લાગ્યો.૩૭-૩૯ તેના રથની ધ્વજા, તેનો રથ, ઘોડાઓ, સારથિ, ધનુષ, કવચ તથા વિદૂરથનાં સર્વ અંગોને સિંધુ રાજાએ છેદી નાખ્યાં. તે ગભરાઇ ગયો.૪૦ સિંધુ રાજાનાં વજ્ર સમાન બાણો, વિદૂરથ રાજાનાં ફોડવાની બાબતમાં શિલાનાં જેવાં ફોડી શકાય નહીં તેવાં મજબૂત અને જાડાં હૃદય અને માથાને વિષે પ્રહાર કરીને તેને પૃથ્વી ઉપર ઢોળી પાડે છે.૪૧ પાછું ચૈતન્ય આવ્યા પછી તે આણેલા બીજા રથમાં માંડ માંડ બેઠા. પરંતુ અરેરે તે બેસવા જતા હતા, એટલામાં સિંધુરાજાએ તરવારથી મારા ભરતારનો ખભો કાપી નાંખ્યો, તેના તરફ દૃષ્ટિ કર.૪૨ પથ્થરા-

ગના પર્વતમાંથી જેમ રાતિ કાંતિનો પ્રવાહ નિકળે તેમ તે ખભામાંથી રાતા રંગનું પુષ્કળ લોહી ચાલ્યું જાય છે. અરેરે ! બહુ જ ભુંડું થયું. કરવતીથી જેમ ઝાડને કાપવામાં આવે, તેમ આ સિંધુરાજે તરવારની ધારથી મારા પતિની જાંઘ ચીરી નાખી. ઓય હું હણાઇ, હું બળી ગઇ, હું મરી ગઇ, મારો નાશ થયો.[૪૩] [૪૪] અરેરે મારા પતિના બે ગોઠણને પણ સિંધુરાજાએ કમળના નાળની પેઠે કાપી નાખ્યા. આ રીતે કહી, તે ભયંકર દેખાવ જોઈ, ભર્તાર ઉપર ભક્તિ હોવાથી ભયભીત થયેલી લીલા ફરસીથી કાપી નાંખેલી લતા જેમ પૃથ્વી ઉપર ઢળી પડે, તેમ પૃથ્વી ઉપર ઢળી પડી. બીજી તરફ વિદુરથ કે જેના બન્ને ગોઠણો કપાઇ ગયા હતા, તે પણ શત્રુના ઉપર પ્રહાર કરતાં કરતાં મૂળ કપાઇ જવાથી જેમ ઝાડ પૃથ્વી ઉપર ઢળી પડે, તેમ રથમાંથી નિચે પડી ગયો. તે જેવો નીચે પડયો કે સારથી તેને રથની સાથે જ રણ ભૂમિમાંથી લઇને નાઠો એટલે ઉદ્ધત એવો સિંધુરાજા તેની પાછળ દોડયો અને તેના કંઠમાં તરવારનો ઘાવ કર્યો તેથી તેનું અરધું ગળું કપાઇ ગયું. તે પછી સૂર્યનાં કિરણ જેમ કમળમાં પ્રવેશ કરે તેમ વિદૂરથના રાજમહેલમાં રથ સાથે પેઠો, પરંતુ ઉન્મત્ત મશક જેમ અગ્નિની મોટી ઝાળમાં પ્રવેશ કરી શકે નહીં, તેમ વિદુરથના સરસ્વતીના પ્રભાવવાળા ઘરમાં પેસી શકયો નહીં.[૪૫–૪૯] વિદૂરથ રાજાના તરવારથી કપાઈ ગયેલા ગળાનાં કાણાંમાંથી ધગધગ કરતાં નિકળતાં લોહીની ધારથી તે રાજાનું શરીર, વસ્ત્રો અને કવચો લોહી લોહી ભરાઇ રહ્યાં હતાં. તે રાજાને સારથીએ રથમાંથી નિચે ઉતારીને ભગવતી સરસ્વતીની પાસે મરણ પથારીએ સુવાડયો. અને સિંધુરાજા તેના ઘરમાં પ્રવેશ કરી શકયો નહીં તેથી ત્યાંથી નાશી ગયો.[૫૦]



# *સર્ગ ૫૧ મો.

## સિંધુ રાજાનું ગાદીએ બેસવું અને દેશમાં શાંતિ ફેલાવી.

**श्रीवसिष्ठ उवाच–हतो राजा हतो राजा प्रतिराजेन संयुगे ॥**
**इति शब्दे समुद्भूते राष्ट्रमासीद्भयाकुलम् ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! રણ ભૂમિ ઉપર સિંધુરાજાએ વિદૂરથનો નાશ કર્યો એવો શબ્દ ફેલાઈ ગયો ત્યારે દેશ ભયથી ગાભરો થઇ ગયો.[૧] દેશમાં પુષ્કળ ધનના ભંડારો તથા બીજી ઉત્તમોત્તમ ચીજોથી–વસ્તુઓથી ભરપૂર હતો, તે સર્વ વસ્તુઓને લોકો ગાડામાં ભરી ભરીને નાશ ભાગ કરવા લાગ્યા. સ્ત્રીઓ કરુણાળ આક્રંદથી ગાજી ઉઠી. નગરનાં મનુષ્યો નાશ ભાગ કરવા માંડયાં, તેથી નગરમાં દાખલ થવું કઠિન થઇ પડયું હતું. સ્ત્રીઓ ચીસો પાડતી આમ તેમ દોડતી હતી અને તેને શત્રુઓનાં માણસો પકડી પાડતાં હતાં. લોકો અંદર અંદર લૂંટ ચલાવવામાં વ્યગ્ર થઈ ગયા તેથી ચારે તરફ મહા ભય લાગવા માંડયો.[૨–૩] શત્રુના દેશના લોકોનાં ટોળાંઓ પોતાનો વિજય થવાથી ઉલ્લાસ પૂર્વક તાંડવ નૃત્ય કરવા લાગ્યાં તથા આનંદના શબ્દો બોલવા લાગ્યાં. હાથી, ઘોડા વગેરે વાહનો ઉપર બેઠેલા વીર પુરુષો નિચે પડવા લાગ્યા. ધનના ભંડારોનાં બારણાંઓને તોડી પાડવાથી તેનો ધડાધડ થતો અવાજ બહારના આકાશમાં ફેલાઇ ગયો. રેશમી વસ્ત્રો પહેરીને ભંડારોનું રક્ષણ કરનાર અનેક યોદ્ધાઓને લૂંટી લેવામાં આવ્યા.[૪–૫] શત્રુઓએ હથીઆરોથી આંતરડાંઓને ઉતરડી નાંખેલી રાણીઓ મહેલમાં જ મરણ પામી. રાજાના અંતઃપુરમાં ચંડાળોએ અને નીચ લોકોનાં ટોળાંઓએ વાસ કર્યો.[૬] ઘરમાંથી બહાર ઉપાડી આણેલાં અને જમવા યોગ્ય ભોજનો ખાવા માટે પામર લોકો તૈયાર થઈ ગયા. સુવર્ણના હારો પહેરનારા વીર પુરુષોના પગના આઘાતથી તે નગરનાં છોકરાંઓ ભય પામીને રડવા લાગ્યાં. નગરની તરુણ સ્ત્રીઓના, શત્રુઓના સીપાઇઓ, કેશ ખેંચવા લાગ્યા. ચોરોના હાથમાંથી નિચે પડી ગયેલાં અમૂલ્ય રત્નોની કાંતિથી માર્ગો ઉંચા, નિચા અને પ્રકાશવાળા થઇ ગયા. [૭–૮] યોદ્ધાઓનાં ટોળાંઓ, હાથી, રથ અને ઘોડાઓને એકઠા કરવામાં

* આ એકાવનમા સર્ગમાં વિદૂરથ રાજાનો નાશ, તેના નાશથી દેશને ભય તથા સિન્ધુરાજાનું રાજ્યાસન ઉપર બેસવું અને તેથી દેશમાં પાછી સ્વસ્થતા થવી, એનું વર્ણન કરવામાં આવશે.

વ્યગ્ર થઇ ગયાં. સિંધુ રાજાના પુત્રને પટ્ટાભિષેક કરવાની આજ્ઞાથી તેના મંત્રીઓ તે કામમાં ગુંથાઇ ગયા. રાજધાનીની રચના કરવાનો કુશળ કારીગરોએ આરંભ કરી દીધો. અને કારીગરોએ તૈયાર કરેલા ગોખમાં સિંધુ રાજાની સ્ત્રીઓ નગર નિહાળવા બેઠી. હજારો જયજયકારના શબ્દોની સાથે સિંધુ રાજાનો પુત્ર નગરમાં પેઠો અને સિંધુ રાજાએ દેશની મર્યાદા બાંધી, તેનો તેના પક્ષના રાજાઓએ સ્વીકાર કર્યો.[૯-૧૧] વિદૂરથ રાજાના પ્રીતિપાત્ર મનુષ્યો બીજા દેશમાં જઇને ભરાયા હતા, તેઓ ભયના માર્યા ત્યાંથી પણ રવાના થઇ ગયા અને બીજા દેશનાં નગરોમાં અને ગામોમાં લૂંટ પાડવા લાગ્યા. ચોર લોકોએ ચોરી અને લૂંટ કરવા માટે જવા તથા આવવાના રસ્તા રોકી લીધા. મહાપ્રતાપી વિદૂરથ રાજાના વિયોગથી દિવસનો તડકો ઝાકળવાળો હોય તેવો ઝાંખો પડી ગયો.[૧૨-૧૩] જેનાં વહાલાં મનુષ્યો મરી ગયાં હતાં તે મનુષ્યો ચીસો પાડતાં હતાં. બીજી તરફ મરણ વખતની તુરીઓ વાગતી હતી, તે ઉપરાંત ઘોડા, હાથી અને રથના શબ્દો થતા હતા, તે સર્વથી ચારે તરફ હાથથી પકડી શકાય તેવો ધાટો શબ્દ ચોતરફ થઇ રહ્યો હતો.[૧૪] એટલામાં તો એક છત્રધારી ભૂમણ્ડલના રાજા સિંધુદેવનો વિજય થાઓ, આ રીતે તે વખતે પ્રત્યેક નગરમાં પડો વાગવા લાગ્યો અને તે પછી યુગને અંતે મનુ પ્રજા સરજવા માટે જેમ જગતમાં પ્રવેશ કરે, તેમ ઉંચી કાંધવાળા સિન્ધુરાજાએ પણ રાજધાનીમાં પ્રવેશ કર્યો અને રત્નનાં પુર જેમ સમુદ્રમાં આવે તેમ દશે દિશાઓમાંથી હાથી, ઘોડા વગેરેને આકારે સિન્ધુરાજાના નગરમાં કરો આવવા લાગ્યા.[૧૫-૧૭] સિન્ધુરાજાના મંત્રીઓએ એક ક્ષણમાં સર્વ દિશાઓમાં અને જુદા જુદા દેશોમાં સિન્ધુરાજાનાં ચિહ્નો તથા શાસનોને સ્થાપન કરી દીધાં.[૧૮] જન્મ વખતે અને મરણ વખતે જેમ યમ રાજાના તરફથી નિયમો થાય છે તેમ જ પ્રત્યેક દેશોમાં અને પ્રત્યેક નગરોમાં થોડી વારમાં નવા નિયમો બંધાઇ ગયા.[૧૯]

ઉત્પાતકારક પવનો શાંત પડવાથી, જેમ ધૂડ, ખડ, પાંદડાં વગેરે ઉડતાં બંધ પડે અને શાંતિ થાય, તેમ જ સિંધુરાજાના ગાદીએ આવ્યા પછી દેશના ઉપદ્રવનો ગભરાટ પણ મટકું મારવા માત્રમાં શાંત પડી ગયો.[૨૦] મંદરાચળ પર્વતને બહાર કાઢવાથી જેમ ક્ષોભ પામેલો અને હાલકલોલક થઇ રહેલો ક્ષીર સાગર જેમ તુરત શાંત પડી જાય તેમ દશ દિશાવાળો દેશ પણ ઝટ શાંત થઇ ગયો.[૨૧] સિંધુરાજાની સ્ત્રીઓનાં મુખકમળ ઉપર ભમરાની પેઠે ઝૂકી રહેલા કેશોને આમતેમ ડોલાવતા અને પરસેવાનાં જળબિંદુને આમતેમ ઉરાડવામાં આકુળ થયેલા પવનો અપવિત્ર ગુણોના જેવા દુર્ગંધોને ચોતરફથી એક ક્ષણમાં દૂર કરતા થકા વાવા લાગ્યા.[૨૨]

# *સર્ગ પર મો.

## રાજાનું મરણ, સંસારનું મિથ્યાપણું અને લીલા દેવીની વાસનાનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच–एतस्मिन्नंतरे राम लीलोवाच सरस्वतीम् ।**
**श्वासावशेषमालोक्य मूढं भर्त्तारमग्रगम् ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે; હે રામ! એટલા સમયમાં સરસ્વતીની પાસે બેઠેલી લીલાએ પોતાની સન્મુખ રહેલા પતિને કેવળ શ્વાસ માત્ર જીવતો અને મૂર્છિત થયેલા જોઇને સરસ્વતીને કહ્યું; ઓ અંબિકે! આ મારા ભર્તાર પ્રાણ તજવાને તૈયાર થયા છે. તે સાંભળીને:–

સરસ્વતી કહે છે;–હે લીલા! આ રીતે દેશમાં સંભ્રમમાં નાંખનારો મોટા આરંભવાળો સંગ્રામ ચાલ્યો અને તે પાછો શાંત પણ પડી ગયો, પરંતુ વિચિત્ર રીતે આરંભાયલા અને શાંત પડી ગયલા તે સંગ્રામમાં દેશમાં અથવા તો ભૂતળમાં કાંઇ પણ થયું નહીં, તેમ કોઇ પ્રદેશનો નાશ પણ થયો નહીં. કારણ કે સ્વપ્નાત્મક આ જગત્ કોઇ પણ વાર સ્થિર થઇને બેસતું નથી. પરંતુ તેની તેવી જ સ્થિતિ ચાલી જાય છે. હે નિર્દોષ લીલા! આ સર્વ દેશ તારા ભર્તારના જીવના શબાકાશમાં તેં પ્રથમ જોયેલા મંડળમાં વિંદ્ધ નામના ગામમાં વસિષ્ઠ બ્રાહ્મણને ઘેર અંતઃપુરમાં રહેલો છે. શબના ઘરરૂપી જગત્ વસિષ્ઠ બ્રાહ્મણના ઘરમાં રહેલું છે અને તેના ઉદરમાં આ સર્વ જગત્ વસિષ્ઠ બ્રાહ્મણના ઘરમાં રહેલું છે. આ રીતે આ ત્રણ જગતરૂપી મોટો આરંભ ભ્રમરૂપ છે.[૧–૭] પહાડી ગામરૂપી દેહના મધ્ય ભાગમાં આકાશરૂપી કોશને વિશે તારી, મારી આ બીજી લીલા તથા તારા પતિની સાથે આ સમુદ્ર પર્યંત પૃથ્વી રહેલી છે. આત્મા જ કોઇ વખતે વ્યર્થ પ્રકાશ કરે છે અને કોઇ વેળા પ્રકાશ કરતો નથી, જેનો કોઇ પણ નાશ નથી તેમ ઉત્પત્તિ પણ નથી તે જ પરમ પદ છે, એમ તારે જાણવું.[૮–૯] પોતાની મેળે જ પ્રકાશ પામનારું, શાંત, પરમ તથા અનામય એવું પદ મંડળરૂપી ઘરને વિશે પોતાના ચૈતન્ય સ્વભાવથી આત્માને વિશે પ્રકાશ પામે છે.[૧૦] આ રીતે આરંભમાં ઘનરૂપ એવાં તે બન્ને મંડળને વિશે

---

* આ બાવનમા સર્ગમાં રાજાનું મરણ, સંસારનું મિથ્યાપણું અને તે નગરમાં રહેલી લીલા દેવીની વાસનાનું વર્ણન કરવામાં આવશે.

જે આકાશ છે તે શૂન્ય જ છે, તેમાં જગતની પ્રતીતિ નથી અને જે પ્રતીતિ થાય છે તે ભ્રમરૂપ છે.[૧૧] ભ્રમનો કોઇ પણ દ્રષ્ટા ન હોવાથી ભ્રમમાં ભ્રમતા કેમ ઘટે? માટે ભ્રમની સત્તા છે જ નહીં અને જેની સત્તા છે તે જન્મરહિત પદ છે.[૧૨] જે બ્રહ્મ છે તે દૃશ્ય તથા અસત્ય છે. જે સત્ય વસ્તુ છે તેને દ્રષ્ટા અને દૃશ્યપણાની સ્થિતિ ક્યાંથી હોય? જ્યારે સત્ય વસ્તુમાં દ્રષ્ટા અને દૃશ્ય વસ્તુના ક્રમનો અભાવ હોવાથી સહજ અદ્વૈતપણું છે.[૧૩] તે પદ નાશ અને ઉત્પત્તિ રહિત છે તેને તારે પરમ પદ જાણવું. તે પદ સ્વયંપ્રકાશ, શાંત, આદિ અને અનામય છે.[૧૪] મંડપરૂપી ઘરમાં સર્વ લોકો પોતપોતાની વ્યવસ્થા પ્રમાણે ચૈતન્યરૂપ આત્માને વિશે વિહાર કર્યા કરે છે. પરંતુ તે મંડળને વિષે જગતનો અથવા તો સૃષ્ટિનો કોઇ પણ જાતનો અનુભવ થઇ શકતો નથી. પરંતુ અનુભવાત્મક પ્રત્યક્ષ પ્રમાણથી અહંકારના સાક્ષીભૂત જે ચિદાકાશ છે તેને જ અજ્ઞાનીઓ જગત્ રૂપે માની બેઠા છે.[૧૫-૧૬] સ્વપ્નાવસ્થામાં જેમ મોટું નગર જોવામાં આવે છે તે મિથ્યા છે. તેમ જ મેરુપર્વત અને પર્વતોની જાળરૂપી જે જગતની પ્રતીતિ થાય છે, તે પણ સર્વ મિથ્યા છે.[૧૭] સર્વ લોકો કંઠથી હૃદય સુધીના પ્રદેશ જેટલા પ્રદેશમાં સ્વપ્નાને વિશે પર્વતોના સમૂહોવાળાં લાખો જગતોને જુવે છે. તેમ જ એક અણુકમાં પણ કેળના પડની પેઠે ઉપરાઉપર સમાયલાં અસંખ્ય જગતો જોવામાં આવે છે.[૧૮-૧૯] સ્વપ્નાના નગરની પેઠે ચૈતન્યરૂપી અણુને વિશે પણ ચૈતન્યરૂપી અણુઓ રહેલાં છે અને તે અણુઓને વિશે પણ વળી એક એક જગત્ રહેલું છે.[૨૦] તે જગતોમાંનાં જે જગતમાં આ પદ્મ રાજા શબરૂપે પડયો છે તેમાં, હે સુંદરી! તારી પ્રથમની શોકય લીલા દેવી જે વખતે તારી પાસે મૂર્છિત થઇને પડી હતી તે સમયે પોતાના પતિ પદ્મ રાજાના શબની પાસે જઇને ઉભી.[૨૧-૨૨]

લીલા કહે છે; હે સરસ્વતી દેવી! તે લીલાએ પૂર્વે ત્યાં કેવી રીતે દેહ ધારણ કર્યો હતો? અને શોકપણાને પામ્યા પછી ત્યાં કેવી રીતે રહેવા લાગી? અને પદ્મરાજાના ઘરમાં રહેનારા મોટા લોકો તેને કેવા રૂપમાં જોતા હતા? અને તેને માટે શું બોલતા હતા? તે વાત મને સંક્ષેપમાં કહો. [૨૩-૨૪]

સરસ્વતી કહે છે; હે લીલા! તેં મને જે પ્રશ્ન કર્યો, તેનો હું તને ટુંકામાં ઉત્તર આપું છું. તારું પોતાનું વૃત્તાંત સાંભળવાથી તને તારા વૃત્તાંતની અને દુર્દશાની સર્વ ખબર પડશે.[૨૫] તારો ભર્તાર પદ્મરાજા તથા લીલાદેવી તે શબના આશ્રયરૂપ ઘરને વિશે વિસ્તાર પામેલી આ જગતરૂપી ભ્રાંતિને જુએ છે. તેમ જ આ જે યુદ્ધ થયું, તે પણ ભ્રાંતિરૂપ છે. આ લીલાદેવી પણ ભ્રાંતિરૂપ છે, મનુષ્યો

પણ ભ્રાંતિરૂપ છે. અને મરણ પણ ભ્રાંતિમૂલક જ થાય છે અને આ સંસાર પણ ભ્રમરૂપ જ છે.[૨૬-૨૭] અને આ જ ભ્રમના ક્રમથી જ લીલાદેવી તેની સ્ત્રી છે. અને હે સુંદરાંગી ! હે સુંદરવદની! તું પણ તેની સ્વમાની જ સ્ત્રી છો.[૨૮] જેમ સુંદરાંગી એવી તમે બન્ને જણીઓ પદ્મરાજાની સ્વમાવત્ મિથ્યા સ્ત્રી છો તેમ જ તે પણ તમારો ભર્તાર સ્વમા જેવો મિથ્યા છે અને હું પોતે પણ તેવી જ છું.[૨૯] આ જગતની શોભા પણ સ્વમ સમાન જ છે અને જાણવામાં આવતું તે જગત્ દૃશ્ય કહેવાય છે અને તે દૃશ્ય શબ્દના અર્થનો ત્યાગ કરે છે.[૩૦] આ રીતે આ સંસારની સ્થિતિ, લીલાદેવી, તું, મરણ પામેલો તારો પતિ અને હું, એ સર્વ ભ્રાંતિરૂપ છીએ. પરંતુ આત્મા સર્વ ઠેકાણે વ્યાપક હોવાથી આ પ્રમાણે આત્માને વિશે સત્યપણાંને પામ્યાં છીએ. આ રીતે મહા ચૈતન્ય ધન એવા પરમાત્માની સર્વ ઠેકાણે વ્યાપકતા હોવાથી તું, હું અને આ રાજા, એક બીજાંની પ્રેરણાથી અહીં રહ્યાં છીએ. તેમ જ લીલારાણી ત્યાં રહેલી છે, તે પોતાના મનોહર હાસ્યથી વિલાસ કરી રહી છે. તેનું મુખડું લીલાવડે ચંચળ થઈ રહેલું છે, તેનું શરીર નવી જુવાનીથી શોભી રહેલું છે.[૩૧-૩૩] તે ચાતુર્ય, મધુર અને ઉદાર ભાષણ કરે છે. તેનો કંઠ કોયલના જેવો મધુરો છે. તે મદને લીધે અને કામને લીધે મંદ મંદ ચાલે છે. તેનાં નેત્ર કાળા કમળના જેવાં છે. તેનાં સ્તન ગોળાકાર અને ધટ્ટ છે. તેનું શરીર સુવર્ણનાં જેવું ગૌર છે. તેના હોઠ પાકેલા ધોલાના જેવા છે.[૩૪-૩૫] જ્યારે તારા સંકલ્પરૂપ પતિની મનોવૃત્તિ તારે વિશે થઇ ત્યારે વાસનારૂપ લીલાદેવી પણ ચૈતન્યરૂપી ચમત્કારને વિશે તારા આકારે થઇને રહી.[૩૬] અને તારા પતિનું મરણ થયું કે તુરત જ તારા પતિએ તારા સંકલ્પવડે પોતાની સન્મુખ લીલાદેવીને દીઠી.[૩૭] તું કદાચ એમ કહીશ કે, તે રાજાએ વાસનામયી લીલાને ખરી કેમ માની? તેના ઉત્તરમાં કહું છું કે, જ્યારે મનુષ્યનું ચિત્ત પોતે આધભૌતિક ભાવનો અનુભવ કરે છે ત્યારે અનુભવથી દૃશ્ય પદાર્થ અસત્ય હોય તો પણ સત્યના જેવો જણાય છે. અને જ્યારે વિવેક તથા જ્ઞાનના અભ્યાસથી આધિભૌતિક ભાવ મિથ્યા જણાય છે ત્યારે પ્રપંચમાં રહેલા સર્વ દૃશ્ય પદાર્થો પણ મિથ્યા છે, એમ નિર્ણય થાય છે.[૩૯] તે પછી મરણનું જ્ઞાન થયું અને તે પછી ફરીને જન્મમય ભ્રમમાં તારા પતિએ વાસનામય લીલાને ખરી જાણી અને તેને તારી સાથે સમાગમ થયો. આ રીતે તારા પતિએ તને દીઠી અને તેં તારા પતિને દીઠો. ચૈતન્યરૂપી પરમાત્મા સર્વ ઠેકાણે રહેલો છે તેથી તું પણ

આત્મામાં રહેલી છે.[૪૦-૪૧] જે કારણ માટે પરબ્રહ્મ સર્વ ઠેકાણે રહેલા છે તેથી જે ઠેકાણે બ્રહ્મનું જે રીતે ધ્યાન કરવામાં આવે, તે સ્થળે તેવી રીતે વિક્ષેપ શક્તિથી જોવામાં આવે છે. તેમ જ સર્વ સ્થાને સર્વ પ્રકારની શક્તિ રહેલી છે. તેથી જે ઠેકાણે જેવી શક્તિનો આવિર્ભાવ કરે તે ઠેકાણે તેવી શક્તિ દૃઢ અભિનિવેશરૂપી વાસનાના કારણથી રહેલી છે.[૪૨-૪૩] આ રીતે બન્ને દંપતી જે સમયે મોહથી મરણ થાય, તેવી મૂર્છિત દશામાં હતાં, તે જ સમયે તેમને વાસનાનું જ્ઞાન થવાથી પોતાની કલ્પનાથી એવો અનુભવ થયો કે, આપણા બન્નેના આ પિતા છે તથા આ બે માતા છે. આ આપણો દેશ છે, આ આપણું ધન છે અને આપણે પૂર્વે આવી જાતનું કર્મ કર્યું છે. આપણાં બન્નેનો વિવાહ થયો તેથી એકપણાંને પામ્યાં. તે પછી તે બન્નેને ત્યાં જ જનસમૂહ ખરો લાગ્યો.[૪૨-૪૬] અને પછી તેને સ્વપ્નાંની પેઠે આ સર્વ દેખાતો પ્રપંચ સત્ય લાગ્યો. અને પછી હે **લીલા** ! ઉપર કહ્યા પ્રમાણે જેના હૃદયમાં ભાવ થયો છે એવી **લીલા**એ મારી પૂજા કરીને પ્રાર્થના કરી કે, હું વિધવા ન થાઉં તેવો વર મને આપો. મેં પણ એને વર આપ્યો અને તે વરને લીધે જ પતિની પહેલાં મરણ પામી. તમે બધા ચૈતન્યના અંશરૂપ છો અને હું ચૈતન્ય ધર્મવાળી છું, કુળની દેવી છું, સદા પૂજવા યોગ્ય છું અને મારી પોતાની મેળે જ સર્વ કરું છું.[૪૭-૪૯] તે પછી **લીલા**દેવીનો પ્રાણ વાયુને ધારણ કરનાર અને મનવડે ચલાયમાન થયેલો જીવ તેના શરીરમાંથી મુખના અગ્ર ભાગની પાસે બહાર નિકળ્યો. તે પછી મરણની મૂર્છાને અંતે તે જ ઘરમાં **લીલા**દેવીએ પોતાની બુદ્ધિથી સંકલ્પ કરેલા આકાશમાં પોતાના દેહને દીઠો.[૫૦-૫૧] તે પછી હરિણના જેવાં નેત્રવાળી, ચંદ્રના બિંબ જેવા મુખવાળી, માનવતી, પતિને સુખકારિણી, પતિની પાસેથી સુખ ભોગવવાની ઇચ્છાવાળી તથા મનોહર મુખડાવાળી તથા સૂર્યનાં કિરણોથી ઉદય પામેલી કમલિનીના જેવી તે લીલાદેવી પોતાના પૂર્વ દેહનું સ્મરણ થવાથી **પદ્મ**ના બ્રહ્માંડ મંડળની વચ્ચે જઇને સ્વપ્નના મધ્ય સમયની પેઠે પોતાના સ્વામીને મળી.[૫૨]



# સર્ગ ૫૩ મો.*

## લીલાનો ગતિ માર્ગ, તેને પતિની પ્રાપ્તિ થવી, તથા અજ્ઞાનથી આકાશમાં ગતિ અટકી જવી.

**श्रीवसिष्ठ उवाच**—अथ लब्धवरा देहेनानेनैव महीपतिम् ।
पतिमामुं प्रयात्येषा नभोमार्गेण विष्टपम् ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે; હે **રામચંદ્રજી**! ઉપર કહ્યા પ્રમાણે જેને વર મળ્યો છે, એવી **લીલા**દેવી પોતાના વાસનાત્મક દેહથી જ પતિને મળવા માટે આકાશ માર્ગે હવે પછી કહેવામાં આવનારાં ભુવન પ્રત્યે જવાને તયાર થઇ.[૧]

ઉપર કહ્યા પ્રમાણે સ્મરણ કરવાથી જેને દેહની પ્રાપ્તિ થઇ છે, એવી **લીલા**વતી આનંદ તથા કામમાં મગ્ન થઇને, પક્ષિણીની પેઠે ફોરું શરીર કરીને આકાશ માર્ગે ઉડવા માંડી.[૨]

એટલામાં સરસ્વતીએ પ્રેરેલી પોતાના સંકલ્પરૂપી અરીસાથી જાણે આગળ ગયેલી હોય, તેવી રીતે આગળ જતી કુમારીએ તેની પાસે આવીને તેને કહ્યું;–૩

કુમારી કહે છે;–હે **સરસ્વતીની** સખિ! હે સુંદરી! તમે ભલે પધાર્યાં; હું તમારી દીકરી છું. અને આકાશમાં તમારી વાટ જોયા કરું છું.[૪]

**લીલા**દેવી કહે છે;–હે કમળના જેવી નેત્રવાળી દેવી! તમે મને પતિ પાસે લઇ જાવ! મહાત્મા પુરુષોનું દર્શન કોઇ પણ દહાડો નિષ્ફળ જતું નથી.[૫]

શ્રીવસિષ્ઠ કહે છે;-હે **રામચંદ્રજી**! તે પછી 'ચાલો જઇએ' એમ કહીને તેને માર્ગ દેખાડવા માટે તે કુમારિકા તત્પર થઇને ઉભી રહી અને પ્રાણી માત્રના હાથની નિર્મળ હથેલી જેમ વિધાતાએ કરેલી શુભ તથા અશુભ રેખાને અનુસરે, તેમ **લીલા**દેવી પણ તેને અનુસરવા માંડી–જવા માંડી. પ્રથમ મેઘ માર્ગનું ઉલ્લંઘન કરીને વાયુના દેશમાં ગયાં, ત્યાંથી સૂર્ય માર્ગનું અતિક્રમણ કરીને તારા માર્ગમાં ગયાં. એ રીતે વાયુ, દેવતાઓ, **સિદ્ધો**, **બ્રહ્મ**, **વિષ્ણુ** અને **મહેશ્વરના** લોકોને ઉલ્લંઘીને બ્રહ્માંડ ખર્પરમાં પહોંચ્યાં.[૬–૯] પાણીનો ઘડો ભાંગી ગયેલો ન હોય તો પણ તેમાંથી જેમ શીતળતા બહાર નિકળે છે તેમ જ સંકલ્પથી સિદ્ધ

* આ ત્રેપનમા સર્ગમાં લીલાનો ગતિ માર્ગ, તેને પતિનો સમાગમ તથા અજ્ઞાનથી યોગસિદ્ધ પુરુષની પણ આકાશમાં ગતિ થતી નથી, તેનું વર્ણન કરવામાં આવશે.

થયેલી લીલાદેવી બ્રહ્માંડની બાહાર નિકળી પડી. એ રીતે ચિત્તરૂપી જેનો દેહ છે, એવી લીલાદેવી સંકલ્પના સ્વભાવથી ઉત્પન્ન થયેલા દેશાદિકનો વિચાર કરવા માંડી.[૧૦-૧૧] અને પછી બ્રહ્માદિક સ્થાનને ઉલ્લંઘન કરીને બ્રહ્માંડ ખર્પરમાં ગઇ અને તેને પાર ઉતરી જઇને પછી જલાદિકના આવરણનું ઉલ્લંઘન કરી ગઇ અને પછી કરોડો કલ્પસૂધી ચાલ્યા છતાં પણ વેગથી ચાલનારો ગરુડ પક્ષી પણ જેના પારને પામ્યો નથી એવા ચિદાકાશમાં લીલાદેવી પહોંચી.[૧૨-૧૩] તે ઠેકાણે અસંખ્યાત બ્રહ્માંડો રહેલાં છે અને મોટા વનમાં જેમ ફળો પરસ્પરનાં જોવામાં આવતાં નથી, તેમ તેઓ પણ એક બીજાનાં જોવામાં આવતાં નથી. ઉપરનાં અનેક આવરણો વિંધી નાંખીને ઉપર કહેલાં બ્રહ્માંડોમાંથી એક બ્રહ્માંડમાં કીડો જેમ બોરમાં પ્રવેશ કરે તેમ લીલાદેવીએ પ્રવેશ કર્યો.[૧૪-૧૫] અને ત્યાંથી બ્રહ્મા, ઇંદ્ર અને વિષ્ણુ વગેરે દેવોના પ્રકાશવાળા લોકોનું ઉલ્લંઘન કરીને આકાશ માર્ગની નિચેના ભાગમાં આવેલ પદ્મરાજના મંડપમાં લીલાદેવીએ પ્રવેશ કર્યો. અને ત્યાંથી નગરમાં પ્રવેશ કરીને મંડપમાં આવી અને ત્યાં પુષ્પથી રક્ષાયલા પોતાના પતિના શબની પાસે આવીને ઉભી રહી. એટલામાં પેલી માયાના જેવી જણાયલી કુમારિકા જે તેની સાથે આવી હતી તે કોઇ પણ ઠેકાણે અલોપ થઇ ગઇ. તે સુંદરવદના લીલાના જોવામાં આવી નહીં.[૧૬-૧૮] તે પછી શબરૂપે રહેલા પોતાના પતિનું મુખ જોઇને, લીલાદેવીએ પોતાની પ્રતિભા શક્તિથી આ પ્રમાણે જાણ્યું.[૧૯] સિંધુરાજાએ રણમાં મારી નાંખેલો આ મારો ભર્ત્તાર છે અને તે વીર લોકને પ્રાપ્ત થઇને ક્ષણવાર નિદ્રામાં પડેલો છે. અને હું દેવીના પ્રસાદથી શરીર સહિત અહીં આવી છું. માટે હું ભાગ્યશાળી છું. મારા સમાન બીજી કોઇ પણ નથી. આવો વિચાર કરીને મનોહર ચામર હાથમાં લીધું અને આકાશ જેમ ચંદ્રરૂપી ચામરથી પૃથ્વીને પવન ઢોળે તેમ પોતાના પતિને પવન ઢોળવા માંડી.[૨૦-૨૨]

પ્રબુદ્ધ લીલા કહે છે;–હે દેવિ! હવે તે દાસો, દાસીઓ અને રાજા કઇ બુદ્ધિથી કેવી રીતે વાતચિત કરશે?[૨૩]

દેવી કહે છે;–રાજા, દાસો, દાસીઓ, એ બધાં પરસ્પર ચિદાકાશના એકપણાથી તથા આપણા બન્નેના પ્રભાવથી તથા મહા ચૈતન્યના પ્રતિભાસપણાથી તથા મોટી નિયતિના નિશ્ચયથી પ્રતિબિંબની પેઠે એક બીજાને જુવે છે તથા આ મારી સહજ સ્ત્રી છે, આ મારી સહજ સખી છે, આ મારી સહજ રાણી છે, અને આ મારો સહજ દાસ છે, આ રીતે જાણે છે. આ આશ્ચર્યજનક વૃત્તાન્ત તું, હું તથા લીલાદેવી શિવાય બીજું કોઇ જાણશે નહીં.[૨૪-૨૭]

પ્રબુદ્ધ લીલા કહે છે;–મનોહર ભાષણ કરનારી ને વરદાન પામેલી લીલાદેવી પોતાનાં સ્થૂલ શરીરવડે પતિની પાસે કેમ ન ગઇ? તે કહો.[૨૮]

દેવી કહે છે;–છાયા જેમ તડકામાં જઇ શકતી નથી, તેમ અપ્રબુદ્ધ બુદ્ધિવાળા મનુષ્યો પણ પુણ્યથી મળનારા સિદ્ધ લોકમાં એના એ દેહથી જઇ શકતા નથી. વિદ્વાન્ લોકોએ સૃષ્ટિના આરંભથી જ એવો નિયમ બાંધ્યો છે કે, સત્યતા કદી પણ કોઇ રીતે અસત્યને મળતી નથી. જ્યાંસુધી બાળકના મનમાં એવી બુદ્ધિ હોય છે કે, અમુક ઠેકાણે ભૂત છે ત્યાંસુધી ત્યાં ભૂત નથી એવી બુદ્ધિ ઉત્પન્ન થવાનો સંભવ નથી તેમ જ જ્યાંસુધી અવિવેકરૂપી જ્વરની ઉષ્ણતા આત્મામાં રહેલી છે, ત્યાંસુધી વિવેકરૂપી ચંદ્રમાની શીતળતાનો ઉદય થતો નથી.'[૨૯–૩૨] હું પૃથ્વીપર વસનારો પ્રાણી છું, મારી આકાશમાં ઉત્તમ પ્રકારની ગતિ નથી. આવો જે મનુષ્યના મનમાં નિશ્ચય થયો હોય છે તે મનુષ્યના મનમાં તેનાથી વિપરીત નિશ્ચય કેવી રીતે થાય?[૩૩] માટે જ્ઞાનથી, વિવેકથી, પુણ્યથી, તથા વરદાનથી પુણ્યરૂપ દેહવડે ઉભય લોકમાં જવાય છે. અને અગ્નિમાં પડેલાં શુષ્ક પાંદડાં જેમ તુરત બળીને ભસ્મ થઇ જાય છે તેમ જ હું દેહ છું અને આ મારો દેહ છે, એવી બુદ્ધિનો નાશ થાય છે.[૩૪–૩૫] આ પ્રમાણે વરદાન તથા શાપ પણ પૂર્વ જન્મની વાસનાના કર્મ પ્રમાણે પ્રાણીને પ્રાપ્ત થાય છે. તમે મને સ્મરણ આપ્યું તેથી મને જેવી રીતે જ્ઞાન થયું તેવી રીતે જ વિચાર કરવાથી જ્ઞાન થાય છે. જે દોરીમાં સર્પનું જ્ઞાન થાય છે તે દોરી સર્પનું કાર્ય કરી શકતી નથી, કારણ કે જેમાં જે વસ્તુ નથી તે તે કાર્ય કેવી રીતે કરી શકે? 'ફલાણો મરી ગયો' આવી રીતનો જે મિથ્યા અનુભવ થાય છે તે પૂર્વ કાળના દૃઢ અભ્યાસથી થાય છે.[૩૭–૩૮] પરંતુ આ જગતના નામનો પોતાને અનુભવ થયા પછી સ્મૃતિના ભ્રમો સહજ જાણવામાં આવે છે. પોતાના સંકલ્પનો પોતાને જેવો અભ્યાસ થાય છે, તેવો બીજાથી તે સંકલ્પિત સર્ગ આદિકનો અભ્યાસ થતો નથી. જ્યારે ભ્રાંતિથી આકાશમાં બે ચંદ્ર જોવામાં આવે છે ત્યારે તેમાંનું એક બિંબ સાચું અને બીજું બિંબ કે જે તે સાથે જ આકાશમાં દેખાય છે તે મિથ્યા તથા અંતઃકરણમાં જ રહેલું હોય છે. તેમ જ અજ્ઞાની મનુષ્યને પણ પ્રાણી સમૂહની બહાર અનુભવમાં આવતો આ સંસાર અંતઃકરણમાં જ રહેલો છે, પરંતુ બહાર નથી.[૩૯–૪૦]

---

# *સર્ગ ૫૪ મો.

## સર્વ ભાવનો નિશ્ચય, મરણનો ક્રમ, કર્મનાં આચરણથી ભોગ તથા આયુષ્યનું પ્રમાણ.

**श्रीदेव्युवाच--तस्माद्ये वेद्यवेत्तारो ये वा धर्मं परं श्रिताः ।
आतिवाहिकलोकांस्ते प्राप्नुवंतीह नेतरे ॥ १ ॥**

દેવી કહે છે;–હે **લીલાવતિ**! જે મનુષ્યોને તત્ત્વજ્ઞાન હોય છે અને જેઓ પરમ ધર્મનિષ્ઠ હોય છે તેઓ બ્રહ્માદિકના લોકને પામે છે, બીજા પામતા નથી.[1] જેમ છાયાની તડકામાં સ્થિતિ થતી નથી, તેમ મિથ્યા ભ્રમરૂપ આધિભૌતિક દેહની સત્યરૂપ બ્રહ્માદિ લોકમાં સ્થિતિ થતી નથી. **લીલા**દેવીને તત્ત્વજ્ઞાન ન હતું, તેમ તેણે યોગાભ્યાસ પણ કર્યો નહતો, તેથી તે માત્ર પોતાના પતિના કલ્પિત નગરમાં ગઇ હતી.[૨–૩]

પ્રબુદ્ધ **લીલા** કહે છે;–એ રીતે ત્યાં **લીલા**દેવી ગઇ. હે અંબા! હવે મારો આ પતિપ્રાણ ત્યાગ કરવા માટે તત્પર થયો છે. તે જુવો ને મારે હવે શું કરવું? તે કહો.[૪] દેહધારી મનુષ્યના જીવનમાં તથા સુખ વગેરે ભાવમાં અને દુઃખ વગેરે અભાવમાં પ્રથમ કેવો નિશ્ચય હતો? અને જન્મ તથા મરણથી તે વિશે કેવી રીતે અનિશ્ચય થયો? તે મને કહો.[૫] જો નિયમ ન હોય તો પદાર્થના સ્વભાવની સિદ્ધિ કેવી રીતે છે? તથા પદાર્થમાં સત્તા કેવી રીતે રહેલી છે? તે કહો. અગ્નિમાં ઉષ્ણતા કેવી રીતે છે? પૃથ્વીમાં સ્થિરતા કેમ છે? હિમમાં શીતળતા કેમ છે? કાળમાં તથા આકાશ વગેરેમાં કેવી સત્તા રહેલી છે? સાચા રૂપાનો સંગ્રહ કરવો અને રૂપામાં છીપની ભ્રાંતિ થાય છે, તેનો ત્યાગ કરવો, પૃથ્વી વગેરે પદાર્થો સ્થૂલ છે, મન અને ઇંદ્રિયો વગેરે સૂક્ષ્મ છે, એ કેવી રીતે જાણવામાં આવે? સાગનાં અને તાડનાં ઝાડ કેવી રીતે ઉંચા થાય છે? અને ખડ, ગુલી તથા મનુષ્યો વગેરે વૃદ્ધિ થવાનાં કારણો છતાં શામાટે ઉંચાં થતાં નથી, તેનું કારણ કહો?[૬–૮]

દેવી કહે છે;–હે પ્રબુદ્ધ **લીલા**! મહાપ્રલયની સંપત્તિમાં જ્યારે સર્વ પદાર્થ ભસ્મ થાય છે ત્યારે દિશા પર્યંત અનંત–છેડા વિનાનું આકાશ સત્ય એવા બ્રહ્મરૂપે જ

* આ ચોપનમા સર્ગમાં સમ ભાવનો નિશ્ચય, મરણનો ક્રમ, કર્મગુણના આચારથી ભોગ તથા આયુષ્યનું પ્રમાણ, આટલી કથા કહેવાશે.

રહે છે.[૯] તથા સ્વપ્નાવસ્થામાં જેમ જાગ્રદવસ્થાનો તથા આકાશમાં ઉડવાનો અનુભવ થાય છે તથા જાગ્રત અવસ્થામાં જેમ દોરીમાં સર્પનો અનુભવ થાય છે, તેમ તે બ્રહ્મ, સૂક્ષ્મ ચૈતન્યથી વ્યાપ્ત હોવાને લીધે, હું સૂક્ષ્મ ભૂત છું આવો અનુભવ કરે છે.અને સૂક્ષ્મ ભૂતરૂપી આત્મા પોતાની મેળે સ્થૂલપણાંને પામે છે. અને તે સ્થૂલપણું અસત્ય છતાં જે સત્યરૂપે પરિણામ પામે છે, તેને બ્રહ્માંડ કહે છે.[૧૦–૧૧] તે બ્રહ્માંડમાં રહેનારા બ્રહ્મા 'હું બ્રહ્મ છું' એમ જાણે છે. તથા મનોરાજ્ય કરે છે. તેને જગત્ એવે નામે કહેવામાં આવે છે. તે જગત્ વિશે આદિ સૃષ્ટિમાં જે ઠેકાણે જેવી જેવી સંકલ્પની વૃત્તિઓ કરેલી છે તે ઠેકાણે તેવી તેવી વૃત્તિઓ આજ દિવસ સુધી સ્થિરપણે રહેલી છે.[૧૨–૧૩] તથા જે જે વિચારો ચિત્તમાં સ્ફુરે છે,તે બધું આત્માનું ચૈતન્ય છે. માટે કોઇ પણ જાતનો સ્વભાવ આ જગતમાં પોતાની મેળે અનિયમિત રીતે ઉત્પન્ન થતો નથી.[૧૪] જેમ કડાં, કુંડળ વગેરે સર્વ આકૃતિનો ત્યાગ કરીને સુવર્ણ રહેતું નથી. પણ તેમાં આકારને માનવો પડે છે. તેમ વિશ્વરૂપી પરબ્રહ્મને વિશે પણ સ્થાવર જંગમાત્મક સર્વ વસ્તુઓ પ્રલય વખતે પણ હોય છે, એમ માનવું. પરંતુ તે કંઇ પણ હોતું નથી એમ માની શકાય નહીં.[૧૫] સૃષ્ટિના આદિમાં હિમ તથા અગ્નિ વગેરે પદાર્થોમાં શીતળતા, ઉષ્ણતા વગેરે જે જે સ્વભાવોનો આવિર્ભાવ કરે છે તે તે સ્વભાવો ચૈતન્યની સત્તાથી આજ દિવસ સુધી રહેલા છે. માટે સત્ પદાર્થમાંથી પોતાની સત્તાનો ત્યાગ થતો નથી. તેમ ચૈતન્યને લીધે નિયતિનો પણ નાશ થતો નથી.[૧૫–૧૭] સૃષ્ટિના આરંભમાં આકાશનો પાર્થિવ રૂપે જ્યાં જ્યાં આવિર્ભાવ થયો છે ત્યાં ત્યાં તેવી ને તેવી સ્થિતિમાં જ રહેલો છે. પરંતુ તેનો નાશ થયો નથી. વળી જે જે સ્થળે જે જે ચૈતન્યોનો આવિર્ભાવ થાય છે, તે તે સ્થળેથી તે તે ચૈતન્ય જ્ઞાનના અભ્યાસથી પ્રતિપક્ષી એવા ચૈતન્યના જ્ઞાન વિના ચલાયમાન થતું નથી.[૧૯] આ પ્રત્યક્ષ જગતનો અનુભવ થાય છે તે આ જગત્ તો ઉત્પન્ન થયું નથી, પરંતુ સ્વપ્નામાં દીઠેલી સ્ત્રી સાથેના સંભોગની પેઠે ચૈતન્યરૂપી આકાશનો જ આવિર્ભાવ થયો છે.[૨૦] આ પ્રત્યક્ષ દેખાતું જગત્ જો કે અસત્ય છે, તોપણ સત્યના જેવું જણાય છે. અને તે જ પ્રમાણે સ્વભાવ, સંપત્તિ તથા જીવન મરણનો અનુભવ પણ ખોટો છતાં ખરો જણાય છે.[૨૧] સૃષ્ટિના આરંભમાં જે જે ચૈતન્યના આવિર્ભાવની સંતતિ થયેલી છે તે તે આજ દિવસ સુધી જેવી ને તેવી જ રહેલી છે અને તેને નિયતિ કહેવામાં આવે છે.[૨૨] ચૈતન્યરૂપી આકાશને જ્યારે આકાશ થવાની ઇચ્છા થાય છે ત્યારે

તે આકાશરૂપે થાય છે. તેને જ્યારે કાળરૂપે થવાની ઈચ્છા થાય છે ત્યારે તે કાળરૂપે થાય છે. પુરુષ જેમ સ્વપ્નામાં જમને દેખે છે તેમ પુરુષને જ્યારે જમરૂપે થવાની ઇચ્છા થાય છે ત્યારે તે જમરૂપે થાય છે. આ પ્રમાણે ચિત્તની સત્તાથી સર્વ સ્થિતિ રહેલી છે. અને ચૈતન્યમાં ચમત્કારરૂપી ચાતુર્યથી અસત્ય છતાં સત્ય જેવી ભાસે છે.[૨૩-૨૫] તથા સ્વપ્નમાં સંકલ્પના ધ્યાનની પેઠે ચૈતન્ય પોતે આકાશપણું, જળપણું, પૃથ્વીપણું, અગ્નિપણું તથા વાયુપણું અસત્ય છે તો પણ તેને જુએ છે.[૨૬] હવે હું તને સર્વ સંદેહની શાંતિ માટે મરણ થયા પછી કર્મ ફળના અનુભવનો ક્રમ કહું છું તે સાંભળો. જે મરણ સમયે કલ્યાણકારક છે,[૨૭] સૃષ્ટિનો આરંભ થયો ત્યારથી કળિયુગમાં સો વર્ષનું આયુષ્ય, દ્વાપરયુગમાં બસો વર્ષનું આયુષ્ય, ત્રેતામાં ત્રણસો વર્ષનું આયુષ્ય અને સત્ય યુગમાં ચારસો વર્ષનું આયુષ્ય નિર્માણ થયું છે. આવો નિયમ છે.[૨૮] પરંતુ તે આયુષ્યમાં ઓછા અધિકા થવાનું કારણ તને કહું તે સાંભળ. દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય તથા પોતાનાં શુદ્ધ કર્મ તથા અશુદ્ધ કર્મ, આ બધાં મનુષ્યનું આયુષ્ય ઓછાં વધતાં થવામાં કારણ છે.[૨૯] મનુષ્યો જ્યારે પોતાનાં ધર્મ કર્મો ઓછાં કરે છે ત્યારે તેમનું આયુષ્ય પણ ઓછું થઈ જાય છે અને ધર્મ કર્મ અધિક કરે છે ત્યારે તેનું આયુષ્ય પણ વધે છે, અને સમાન પાપ પુણ્ય કર્મ કરે છે ત્યારે આયુષ્યનું માપ સમાન રહે છે.[૩૦] કોઇ મનુષ્ય પોતાનું બાલ્યાવસ્થામાં મરણ થાય તેવાં કર્મ કરે તો તેનું મરણ બાલ્યાવસ્થામાં થાય છે, તરુણાવસ્થામાં મરણ થાય તેવાં કર્મો કરે છે, તો તેનું મરણ તરુણાવસ્થામાં થાય છે. તથા વૃદ્ધાવસ્થામાં મરણ પામે તેવાં કર્મો કરે છે તો તે વૃદ્ધાવસ્થામાં મરણ પામે છે.[૩૧] જે મનુષ્ય શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે પોતાના ધર્મનું આચરણ કર્યા કરે છે તે મનુષ્ય શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આયુષ્ય મેળવી શકે છે. આ રીતે કર્માનુસાર મનુષ્યને જ્યારે મરણનો સમય થાય છે ત્યારે• મર્મનું છેદન થાય તેવી વેદના ઉત્પન્ન થાય છે.[૩૨-૩૩]

પ્રબુદ્ધ લીલા કહે છે,–એ ચંદ્રમુખિ દેવી! તમે મને ટુંકામાં મરણની વાત કહો. મરણ સમયે કોને સુખ થાય? કોને દુઃખ થાય? અને મરણ પછી શી વ્યવસ્થા થાય છે? તે કહો.[૩૪]

દેવી કહે છે;–મરણ સમયે પુરુષની જૂદી જૂદી રીતિ છે. પહેલો મૂર્ખ, બીજો ધારણાભ્યાસી ( નાભિ, હૃદય, કંઠ, તથા ભ્રુકુટી વચ્ચે બ્રહ્મરંધ્ર સુધી પ્રાણનો રોધ કરીને યોગ ધારણાનો અભ્યાસ કરનારો યોગી ) તથા ત્રીજો યુક્તિમાન

(પોતાની ઇચ્છાનુસાર દેહનો ત્યાગ કરીને પોતાના ઇષ્ટ પ્રદેશમાં જનારો યોગી) આ ત્રણે મનુષ્યને મરણ સમયે નીચે પ્રમાણે જૂદી જૂદી સ્થિતિ થાય છે.[૩૫] ઉપર કહેલા ત્રણ પુરુષોમાંથી ધારણાભ્યાસી દેહ ત્યાગ કરતી વખતે ધારણાનો અભ્યાસ કરીને સુખેથી દેહનો ત્યાગ કરે છે. યુક્તિમાન પુરુષ પણ તેવી રીતે જ સુખથી દેહનો ત્યાગ કરે છે (આ બન્નેને મરણ સમયે દુઃખ થતું નથી.[૩૬]) જે ધારણાભ્યાસી પણ નથી. તેમ જે યુક્તિમાન્ પણ નથી એવો મૂર્ખ પોતાના મરણ સમયે પરવશપણાથી દુઃખ પામે છે[૩૭] વાસનાના આવેશથી પરાધીન થયેલો તથા જેનું ચિત્ત વિષયમાં રમતું હોય છે તેવો મૂર્ખ મનુષ્ય કપાઈ ગયેલા કમળના નાળવાની પેઠે અત્યંત દીનતાને પામે છે.[૩૮] તેની બુદ્ધિના સંસ્કારો શાસ્ત્રવિનાના હોય છે, તેથી તે દુષ્ટ લોકોને આધીન થયેલો હોય છે અને તે મૂર્ખને અગ્નિમાં પડવાથી જેવો દાહ થાય છે તેવો મરણ વખતે દાહ થાય છે.[૩૯] કંઠ ઘોઘરો થઇ જાય છે, નેત્રનો તથા શરીરનો વર્ણ બદલાઇ જાય છે, તેથી અવિવેકી આત્માવાળો મૂર્ખ પુરુષ દીન થઇ જાય છે, અંધપણાંને લીધે તેને પ્રકાશ જોવામાં આવતો નથી, દિવસે પણ જાણે તારા ઉગ્યા હોય તેમ તેના જોવામાં આવે છે. શરીર વાદળાંવાળી દિશાના મંડળ જેવું થઇ પડે છે, આકાશ જાણે કાળું મેસ જેવું થઇ ગયું હોય તેમ જણાય છે.[૪૦–૪૧] મર્મ સ્થળોમાં વેદનાઓ થવા માંડે છે. નેત્રનું મંડળ ભ્રષ્ટ થઇ જાય છે. પૃથ્વી આકાશ જેવી ને આકાશ પૃથ્વી જેવું જણાય છે. પુરુષ પોતે દિઙ્મૂઢ બની જાય છે. અને જાણે દરીઆમાં તણાતો હોય, આકાશમાં ઉંચકાતો હોય તેવું તેને જણાય છે. ધાટી નિદ્રા આવવાથી તેની વિચારશક્તિનો નાશ થાય છે.[૪૨–૪૩] અંધારા કુવામાં પડયાં હોય અથવા તો શિલાની વચ્ચે પેસી ગયો હોય, એમ તેને જણાય છે. બોલવાની ઇચ્છા થયા છતાં પણ વાણી જડ થઇ જવાથી તે બોલી શકતો નથી. હૃદય જાણે કપાઇ જતું હોય તેમ તેમાં ચીરોટા પડે છે.[૪૪] કોઇ વખતે વંટોળીયા વાયુમાં પરોવાઇને આકાશમાંથી પૃથ્વીપર પડતો હોય તેમ જણાય છે. કોઇ વાર રથમાં બેસીને વેગથી જતો હોય તેમ જણાય છે. કોઇ વાર હિમની પેઠે પીગળી જતો હોય તેમ જણાય છે.[૪૫] કોઇ વાર બાંધવોની પાસે સાંસારિક દુઃખનું વર્ણન કરે છે, કોઇ વેળા શિલા નાંખવાની ગોફણવડે જાણે પોતે નાખતો હોય તેમ જણાય છે. કોઇ વેળા વાયુ યંત્રમાં બેઠો હોય તેમ જણાય છે.[૪૬] કોઇ વેળા કુંડાળા ફરનારા ચક્રમાં બેઠેલો હોય તેમ જણાય છે. કોઇ વેળા દોરીએ બંધાઇને જાણે ખેંચાતો હોય તેમ જણાય છે. કોઇ વેળા

પાણીની ઘુમરીમાં પડયો હોય તેમ લાગે છે. કોઇ વેળા શસ્ત્રના યંત્રમાં પરોવાયો હોય તેમ જણાય છે. કોઇ વાર તૃણની પેઠે પવનમાં ઉડતો હોય, અને પાણીના પુર સાથે વાયુવડે સમુદ્રમાં પડતો હોય તેમ જણાય છે.[૪૭–૪૮] કોઇ વખતે પૃથ્વીની અવળી દશાનો અનુભવ કરનાર સમુદ્રની પેઠે વારંવાર પડે છે, તથા પાછા ઉછાળા મારે છે. શ્વાસોચ્છ્વાસના ધ્વનિથી સર્વ ઇંદ્રિયોનાં છિદ્રો ભરાઇ જાય છે,[૪૯–૫૦] સૂર્યાસ્ત સમયે જેમ સર્વ દિશાઓ ઝાંખી પડી જાય છે, તેમ મરણ સમયે સર્વ ઇંદ્રિયો મલીન થઇ જાય છે અર્થાત્ પોતપોતાના વિષયો ગ્રહણ કરી શકતી નથી.[૫૧] પશ્ચિમ દિશાની સંધ્યા થતી વેળાએ જેમ દૃષ્ટિને પૂર્વાપરનું જ્ઞાન થતું નથી, તેમ જ નિર્બળ પડી ગયેલી સ્મૃતિને પણ પૂર્વાપરની વાતનું જ્ઞાન રહેતું નથી.[૫૨] મોહ થવાથી મરણ પામવાને તૈયાર થયેલાનું મન કલ્પનાશક્તિથી રહિત થઇ પડે છે, તેથી મોહમાં બુડી જાય છે. અને મહામોહ થવાથી પ્રાણ-વાયુ અંગની સ્થિતિને ધારણ કરી શકતો નથી. પ્રાણવાયુ જ્યારે ચાલવાને અશક્ત થઇ પડે છે ત્યારે પ્રાણીને ગાઢ મૂર્છા આવે છે. આ રીતે મોહ, વેદના તથા ભ્રમ, એ ત્રણને એક બીજાનું પોષણ થવાથી પ્રાણી પાષાણની પેઠે જડ થઇ જાય છે. આ રીતે સૃષ્ટિમાં આરંભથી જ મરણનો ક્રમ ચાલ્યો આવે છે.[૫૩–૫૫] પ્રબુદ્ધ લીલા કહે છે;–દેહધારી મનુષ્યને માથું, હાથ, પગ વગેરે દેહનાં આઠ અંગો છે, તો પણ તેને વ્યથા, મોહ, મૂર્છા, ભ્રમ, વ્યાધિ તથા અચેતના થાય છે, એનું શું કારણ છે?[૫૬]

દેવી કહે છે;–સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે ત્યારથી જ ક્રિયાશક્તિ જેમાં પ્રધાન છે, એવા ઇશ્વરે સત્ય સંકલ્પવાળા કર્મથી એવું નિર્માણ કર્યું છે કે, અમુક અમુક જીવને બાળક, યુવાન અને વૃદ્ધાવસ્થામાં અમુક કાળ સૂધી અમુક પ્રકારનું દુઃખ થશે. આવું નિર્માણ કરવાથી ઇશ્વર પોતે જીવભાવથી ઉપાધિમાં પ્રવેશ કરીને જીવ પાસે સંકલ્પના સ્વભાવ વડે ગુલ્મની પેઠે ચિત્તમાં ઉત્પન્ન થયેલું દુઃખ જીવ પાસે ભોગવાવે છે. આ શિવાય જીવને દુઃખ થવાનું બીજું કંઇ પણ કારણ નથી. વ્યથાથી શરીરની નાડીનો સંકોચ થાય છે, તેથી ખાધેલા અન્નપાન વગેરેના રસને સમાન કરવાની પોતાની સ્થિતિનો ત્યાગ કરે છે. તે પછી નાડીદ્વારા શરીરમાં પ્રવિષ્ટ થયેલો વાયુ બહાર નિકળી શકતો નથી અને બાહાર નિકળેલો અંદર દાખલ થઇ શકતો નથી. આ રીતે નાડીનો વ્યાપાર વિરામ પામવાથી નેત્ર વગેરે ઇંદ્રિયો સ્થિર થઇ જાય છે. માત્ર અંતઃકરણની જ સ્મૃતિ રહે છે.[૫૭–૬૦] જ્યારે બહારનો પવન શરીરમાં પ્રવિષ્ટ

થતો નથી અને શરીરનો પવન બહાર નિકળતો નથી ત્યારે શરીરની નાડીઓ સ્તંભી છે અને પુરુષ મરણ પામ્યો છે એમ ગણાય છે.[૬૧] અમુક કાળમાં મારું મરણ થવાનું છે એવી પૂર્વ કાળમાં સંકલ્પેલી નિયતિ મરણને પ્રેરણા કરે છે તથા મારે અમુક રૂપે અમુક સ્થળે ઉત્પન્ન થવું છે, એવી સંવિતની બીજકળાનો પણ કોઇ દહાડો નાશ થતો નથી.[૬૨-૬૩] તેથી જગતની વ્યવસ્થા ચાલ્યા કરે છે. સંવિતને જાણવાનો એ સ્વભાવ છે અને તે તેની સાથે જ રહેનારો છે. માટે જન્મ તથા મરણ સ્વભાવ સંવિતથી જૂદા નથી. જેમ નદીમાં કોઇ ઠેકાણે પાણી નિર્મળ હોય છે અને કોઇ ઠેકાણે મલિન હોય છે. તેમ ચૈતન્ય પણ કોઇ ઠેકાણે નિર્મળ હોય છે અને કોઈ ઠેકાણે જીવનારા દ્વેષ આદિ ધર્મથી મલીન પણ હોય છે. વળી જેમ મોટી લતામાં વચ્ચે વચ્ચે ગાંઠ હોય છે તેવી રીતે ચેતનસત્તારૂપી લતાની વચ્ચે જન્મ અને મરણરૂપી ગાંઠ છે. તે ચૈતન્ય પુરુષનું મરણ પણ નથી તેમ તેનો જન્મ પણ નથી. પરંતુ સ્વપ્નામાં થયેલા ભ્રમની પેઠે માત્ર જોવામાં આવે છે. ચેતન પુરુષનો કોઇ દહાડો ક્યાંઈ પણ નાશ થતો નથી. કદાપિ ચેતન એ પુરુષથી જૂદું માનીએ તો ચેતન વિના દેહ, પ્રાણ, ઇંદ્રિયો વગેરેમાંથી પુરુષ કોણ? તે કહો? કદાચ ચેતનનું મરણ થાય છે એમ માનીએ તો ચેતનનું મરણ જોનારો કોઇ સાક્ષી મળે છે? નહીં. અને જ્યારે સાક્ષી મળતો નથી તો પછી મરણ પણ ઘટતું નથી. લાખો દેહો મરી ગયા છતાં, ચૈતન્ય એમ ને એમ જ અક્ષય રહેલું છે.[૬૪-૬૯] ચેતનનું મરણ માનીએ તો ચૈતન્ય એક જ છે અને તે પ્રત્યેક દેહમાં જૂદું જૂદું નથી. માટે એકનું મરણ થવાથી સર્વનું મરણ થવું જોઇએ. પરંતુ તે થતું નથી માટે ચૈતન્ય અમર છે, આમ સિદ્ધ થાય છે. જીવને વાસનાવડે જે વિચિત્રતાનો અનુભવ થાય છે તેને જીવન તથા મરણ નામ આપવામાં આવ્યું છે. આ પ્રમાણે વિચાર કરતાં કોઇનાં જન્મ કે મરણ થતાં જ નથી, પરંતુ જીવ વાસનાના ખાડામાં આળોટયા કરે છે. જે આ જગત્ જોવામાં આવે છે તે ઉત્પન્ન જ થયું નથી, માટે વાસના છે જ નહીં. એમ વિચાર કરવાથી જે નાશ થાય છે તે માત્ર અંતઃકરણના અભિમાની આત્માનો જ નાશ થાય છે. જે મનુષ્ય સંસારના ભયથી ગુરુ પાસેથી શ્રવણ વગેરેનો અભ્યાસ કરીને આ જગત્ ભ્રાંતિરૂપ છે, પરંતુ વસ્તુતાએ ખરું નથી, એમ સારી રીતે નિશ્ચય કરી, દ્વૈતની વાસનાને ટાળી નાખે છે તે મુક્ત થાય છે અને મુક્ત પુરુષ જ આ જગતમાં સત્ય વસ્તુ કહેવાય છે.[૭૦-૭૪]



# સર્ગ ૫૫ મો.*

## સંસારની વિચિત્રતા તથા કર્માનુસાર ગતિ.

प्रबुद्धलीलोवाच–यथैव जंतुर्म्रियते जायते च यथा पुनः ।
तन्मे कथय देवेशि पुनर्बोधविवृद्धये ॥ १ ॥

પ્રબુદ્ધ લીલા પૂછે છે;-હે દેવેશ્વરિ! જે રીતે પ્રાણીનું મરણ થાય છે તથા જન્મ થાય છે તે વિશે મને વધારે જ્ઞાન થવા માટે ફરીને વિસ્તારથી કહો.[૧]

દેવી કહે છે;–નાડીનો પ્રવાહ બંધ થવાથી શરીરનો વાયુ શાંત પડી જાય છે. તેથી પ્રાણીનું ચૈતન્ય પણ શાંત પડી જાય છે. પરંતુ જે શુદ્ધ ચેતન નિત્ય છે તેની શાંતિ કે ઉદય કંઇ પણ થતું નથી અને તે સ્થાવરમાં, જંગમમાં, આકાશમાં પર્વતમાં, અગ્નિમાં તથા પવનમાં રહેલું છે. કેવળ વાયુનો રોધ થવાથી જ્યારે સ્ફુરણા બંધ પડે છે ત્યારે જડ થઇ ગયેલો પુરુષ મરી ગયો, એમ કહેવાય છે. આ રીતે દેહ શબરૂપ થઇ જાય છે તથા પ્રાણ વાયુ મહા વાયુમાં લય પામે છે. એટલે વાસના રહિત થયેલું ચૈતન્ય આત્મતત્ત્વમાં રહે છે.[૨–૫] પુનર્જન્મના બીજની વાસનાવાળા તે અણુ ચૈતન્યને જીવ કહે છે અને તે શબના ગૃહાકાશમાં રહે છે. અને પછી વ્યવહારી પુરુષો તેને પ્રેતના નામથી કહે છે. પુષ્પના પરાગમાં રહેલી સુગંધમાં જેમ વાયુ હોય છે, તેમ જ ચેતનમાં પણ વાસના રહેલી હોય છે. અને તે આ દૃશ્ય દેહને તજી દઇને બીજા અદૃશ્ય દેહને પામે છે ત્યારે તે સ્વપ્નની પેઠે પરલોકમાં ભોગવવા યોગ્ય નાના પ્રકારની આકૃતિઓને ધારણ કરે છે. અને તે તે જન્મમાં પણ તેને પૂર્વ જન્મની પેઠે સ્મૃતિ થાય છે. અને મરણની મૂર્છા મટી ગયા પછી પોતાનાં બીજાં શરીરને જુવે છે. તથા મરનારો પ્રાણી પોતાના આત્મામાં આકાશમાં રહેલી મેઘની ઘટાની પેઠે આકાશ, ભૂતળ તથા આખું બ્રહ્માંડ જુવે છે. પરંતુ બીજાઓની દૃષ્ટિએ તો માત્ર ગૃહાકાશ જ જોવામાં આવે છે. ઉપર જે પ્રેત કહેલું છે તેના છ ભેદ આ પ્રમાણે છે;–સામાન્યપાપી, મધ્યમ પાપી, ઉત્તમપાપી, સામાન્ય ધર્મકર્તા, મધ્યમ ધર્મકર્ત્તા અને ઉત્તમ ધર્મકર્તા.

---

* આ પંચાવનમા સર્ગમાં સંસારની વિચિત્ર ગતિ તથા સૃષ્ટિના આરંભથી કર્મને અનુસરતી જીવોની ઉત્તમ, મધ્યમ ને અધમ સ્થિતિ કહેવામાં આવશે.

આ છ ભેદમાંથી કોઇના એક, બે અથવા તો ત્રણ ત્રણ ભેદ છે. આ છની આ પ્રમાણે ગતિ થાય છે.૬–૧૨

## મહાપાપીની ગતિ.

ઉપર દર્શાવેલા છમાંથી ત્રીજો મહાપાપી એક વર્ષભર મૂઢ થઇને મૂર્છાનો અનુભવ કરે છે ને તેનું હૃદય પાષાણના જેવું જડ બની જાય છે. તે પછી તે મહાપાપી કાળે કરીને જાગ્રત થઇ ઘણા દિવસ સુધી નરકના અક્ષય દુ:ખનો અનુભવ કરે છે. અને હજારો યોનિમાં જન્મ ધર્યા પછી અને ઉત્તરોત્તર અનેક દુ:ખો ભોગવ્યા પછી, કોઇ વખતે સંસારમાં શાંતિ મેળવે છે. અથવા તો તે મહાપાપી મરણનો મોહ દૂર થયા પછી જડતાનાં હજારો દુ:ખથી વ્યાકુળ બની જઇને હૃદયમાં વૃક્ષપણાનાં જન્મનો અનુભવ કરે છે, અને વાસનાનુસાર નરકમાં હજારો દુ:ખોનો અનુભવ કર્યા પછી પાછો પૃથ્વીપર જન્મ ધારણ કરે છે.૧૩–૧૭

## મધ્યમ પાપીની ગતિ.

મધ્યમ પાપી પોતાના મરણનો મોહ દૂર થયા પછી કેટલાએક કાળસુધી પાષાણની પેઠે જઠરની જડતાનો અનુભવ કરે છે અને કાળે કરીને જાગ્રત થયા પછી પશુ પક્ષીની યોનિમાં અવતાર લઇને સંસારમાં અવતરે છે.૧૮–૧૯

## સામાન્ય પાપીની ગતિ.

સામાન્ય પાપી મરણ પામ્યા પછી તુરત જ પોતાની વાસનાને અનુસારે પ્રાપ્ત થયેલા અક્ષત દેહનો અનુભવ કરે છે. તે સ્વપ્નની પેઠે જાણે સંકલ્પ હોય તેમ અનુભવ કરે છે અને તે જ સમયે તેને પ્રથમની પેઠે સ્મૃતિ થાય છે.૨૦–૨૧

## ઉત્તમ ધર્મકર્તાની ગતિ.

જે પ્રાણી મહા પુણ્ય કરનાર છે, તે પ્રાણી મરણનો મોહ દૂર થયા પછી પુણ્યરૂપી વાસનાના ઉદ્બોધથી સ્વર્ગમાં વિદ્યાધરના નગરનો અનુભવ કરે છે. અને પુણ્ય ભોગવ્યા પછી ઇલાવૃત્ત અથવા કિંપુરુષખંડમાં કર્મનું ફળ ભોગવે છે અને તે પછી મર્ત્ય લોકમાં લક્ષ્મીવાન્ કોઇ સત્પુરુષના ઘરમાં અવતરે છે.૨૨–૨૩

## સામાન્ય તથા મધ્યમ ધર્મકર્તાની ગતિ.

સામાન્ય અથવા તો મધ્યમ ધર્મ કર્મકર્તા મનુષ્યનો મરણનો મોહ દૂર થયા પછી તે, ઔષધિ તથા વલ્કલ જેમાં મુખ્ય છે એવા નંદન તથા ચૈત્રરથ આદિ વનમાં કિંનર તથા કિંપુરુષનાં શરીરવડે જાય છે, અને ત્યાં પોતાનાં પુણ્ય કર્મનું ફળ ભોગવ્યા પછી

વાયુ અને વરસાદદ્વારા પૃથ્વીમાં શાળ, જવ, વગેરે ઔષધિમાં પ્રવેશ કરીને તે દ્વારા પુરુષના વીર્ય માર્ગે સ્ત્રીના ગર્ભમાં પ્રવેશ કરે છે. સામાન્ય ધર્મકર્તાની ગતિ પણ એ જ પ્રમાણે થાય છે, ઉપર દર્શાવેલા છ જાતનાં પ્રેતોની મરણ મૂર્છા મટયા પછી ક્રમે કરીને ઉપર દર્શાવ્યા પ્રમાણે ગતિ થાય છે.[૨૪-૨૬]

## મરણ પછીની સ્થિતિ.

મરણ પામેલા મનુષ્યને પ્રથમ તો અમારું મરણ થયું છે આવું જ્ઞાન થાય છે. તે પછી બંધુઓએ આપેલા પિંડદાનથી અમારું શરીર ઉત્પન્ન થયું છે, એવું જ્ઞાન થાય છે.[૨૭] તે પછી ક્રમે કરીને કાળ પાશને ધારણ કરનારા યમના કિંકરો આવીને મન લઇ જાય છે અને તેની સાથે હું યમપુરીમાં જાઉં છું એવું જ્ઞાન થાય છે. ઉત્તમ પુણ્યવાન્ મનુષ્ય મરણ પામ્યા પછી પોતાનાં પુણ્ય કર્મે કરીને પ્રાપ્ત થયેલાં દિવ્ય ઉદ્યાનો તથા શોભાયમાન વિમાનોને પોતાની પાસે જુવે છે.[૨૮-૨૯] પાપી મનુષ્ય પોતાનાં પાપકર્મવડે પ્રાપ્ત થયેલા હિમ, કાંટા તથા અસિપત્રનાં વનોને પોતાની પાસે જુવે છે. મધ્યમ પુણ્ય કર્મનારો મનુષ્ય આ પગ વડે ચાલી શકાય તેવો સુંદર માર્ગ મારી પાસે છે, શિતળ લીલાં તૃણ ઉગ્યાં છે, ઘાટી છાયાવાળી સુંદર વાવ છે, હવે હું આ યમપુરીમાં આવ્યો છું, આ પ્રાણીનું પાલન કરનારા યમરાજ છે તથા આ ઠેકાણે યમરાજની સભામાં ચિત્રગુપ્ત વગેરે મારા કર્મનો વિચાર કરે છે, એમ પોતાને અનુભવ રહે છે.[૩૦-૩૨]

ઉપર દર્શાવેલો જે પ્રમાણે જાણવામાં આવે છે તે પ્રમાણેનો સર્વ પદાર્થોથી અને તેની ક્રિયાઓથી શોભાયમાન આ મરણ પર્યંતનો સંસારવિભાગ પ્રત્યેક મનુષ્યને અનુભવવો પડે છે. પરંતુ ખરી રીતે વિચાર કરતાં તો સ્વરૂપ વિનાનો આ પ્રપંચ દેશ, કાળ અને ક્રિયાની દીર્ઘતાથી જો કે પ્રકાશે છે તોપણ તે શૂન્ય જ છે. તથા વિશેષ બોધવાન્ આત્મારૂપ જ છે.[૩૩-૩૪] યમરાજાએ મારા કર્મનાં ફળ ભોગવવા માટે મને આ દિશામાં જવાની આજ્ઞા કરી છે, હું સ્વર્ગમાં જાઉં છું, આ તરફ નરક છે, મેં આ સ્વર્ગ ભોગવ્યું, મેં આ નાના પ્રકારની યોનિઓ ભોગવી. હવે હું સંસારમાં અવતર્યો છું. હવે મારો શાળમાં જન્મ થયો, અને હું ફળરૂપે જન્મ્યો છું. આવા ક્રમથી મનુષ્યનું શરીર ઉત્પન્ન થયા પછી શાસ્ત્ર તથા પુરાણના ઉપદેશથી જીવના જાણવામાં આવે છે. પરંતુ જીવ જ્યારે શાલમાં કે ફળમાં હોય છે ત્યારે અંતઃકરણને વિચારશક્તિ ન હોવાથી તે અવસ્થામાં તેને પોતાના અવતારનું જ્ઞાન હોતું નથી. આ ક્રમે કરી કરીને જીવ

પુરુષના બીજમાં આવે છે. અને તે બીજ યોનિમાં પડવાથી માતાના ઉદરમાં ગર્ભ બંધાય છે.[૩૫–૩૮] તે ગર્ભ જગતમાં જન્મ ધરે છે ત્યારે તે બાળક પૂર્વ જન્મના કર્માનુસાર સારી અથવા તો વિપરીત આકૃતિવાળો થાય છે. તે પછી ચંદ્રની કળાની પેઠે વૃદ્ધિ અને ક્ષયવાળી તરુણ અવસ્થાને પામે છે. તે પછી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થાય છે. અને વૃદ્ધાવસ્થામાં નાના પ્રકારની વ્યાધિઓ થવાથી મનુષ્યને મરણ અને મૂર્છા થાય છે અને મરણ પામ્યા પછી પ્રથમની પેઠે બાંધવોએ આપેલા પિંડથી પાછો દેહ બંધાય છે, અને વળી ફરીને મરણ થયા પછી યમ લોકમાં જવું પડે છે, અને ત્યાં અનેક જાતની યોનિમાં અવતરવું પડે છે. આ રીતે મોક્ષ થતાં સુધી એક આકાશમાં બીજા આકાશની પેઠે વારંવાર જન્મ મરણ થયા કરે છે.[૩૯–૪૩]

પ્રબુદ્ધ પૂછે છે;–સૃષ્ટિના આરંભથી કેવી રીતે આ ભ્રમ પ્રવર્ત્યો છે? તે મને બોધની વૃદ્ધિ માટે કૃપા કરીને કહો.[૪૪]

દેવી કહે છે;–આ જગતમાં પર્વત, વૃક્ષ, પૃથ્વી, આકાશ, એ બધું પરમાર્થથી જોતાં બ્રહ્મરૂપજ છે. ચૈતન્ય ઇશ્વર સર્વત્ર વ્યાપક છે અને તે જે ઠેકાણે જે રીતે વિવર્તપણાથી ઉદય પામે છે, તે ઠેકાણે તે રીતે શુદ્ધ આત્મા પણ થાય છે. તે ઇશ્વરે સૃષ્ટિના આરંભમાં પ્રજાપતિરૂપે થઇને સ્વપ્નામાં એક પુરુષ જેમ અનેક પદાર્થોને ઉત્પન્ન કરે છે, તે રીતે ભૂર્, ભુવર્ વગેરે લોકોને ઉત્પન્ન કર્યા. અને તેમણે જે સ્થિતિ બાંધી તે સ્થિતિ આજ સુધી જેવી ને તેવી જ ચાલે છે.[૪૫–૪૭] પ્રથમ પદાર્થ માત્રનું બિંબરૂપે સ્ફુરણ થાય છે અને તે બિંબનું પ્રતિબિંબ પડયું તે જગતરૂપે આજ સુધી રહેલું છે. દેહધારી શરીરના અંગમાં જે છિદ્રો છે તેમાં વાયુ પ્રવેશ કરીને તેનાં અંગને ગતિમાન કરે છે તેથી તે જીવે છે એમ કહેવાય છે. સૃષ્ટિના આરંભથી જ આ પ્રમાણે જંગમમાં સ્થિતિ રહેલી છે. ઝાડ વગેરેમાં ચૈતન્ય ન હોવાથી સ્થાવર કહેવાય છે. આ રીતે ઇશ્વર ચેતનથી ઉત્પન્ન થયેલાં અંશનો વિભાગ કરે છે. તે અંશ ચેતનરૂપ છે અને તે સિવાય બીજું અચેતનરૂપ છે.[૪૮–૫૧] પ્રાપ્ત થયેલા ઉપાધિરૂપ શરીરમાં બુદ્ધિને નેત્ર આદિ ઇંદ્રિયોમાં પ્રેરીને જીવ બહારના પદાર્થોનો અનુભવ કરે છે, પરંતુ નેત્ર વગેરે ઇંદ્રિયો પોતે ચૈતન્ય રૂપથી બુદ્ધિ જેમ આકાશને શૂન્ય શક્તિવાળું માને છે, પૃથ્વીને ધારણા શક્તિવાળી જાણે છે, જળને તૃપ્તિપ્રદ શક્તિવાળું જાણે છે. તેમ જ શરીરને શરીરરૂપે જાણે છે. એવી રીતે જ સર્વાત્મા ઇશ્વર શરીરવડે શરીરનો, જંગમપણાંથી જંગ-

અને, સ્થાવરપણાંથી સ્થાવરનો સંકલ્પ કરીને તેમાં રહે છે. જેનામાં જાણવાની શક્તિ છે તેને જંગમ કહે છે. જંગમમાં જાણવાની શક્તિ સૃષ્ટિના આરંભથી આજ દિવસ સૂધી રહેલી છે. વૃક્ષ, શિલા, તૃણ વગેરે જેને સ્થાવરરૂપે માનેલ છે તે જડ છે. આ પ્રમાણે સ્થાવર જંગમનો ભેદ છે.૫૨–૫૬ પરંતુ ખરી રીતે જોતાં તો સૃષ્ટિના આરંભથીજ ઇશ્વરની સામાન્ય સત્તાથી, જડપણું અને ચેતનપણું એ બે કંઇ જૂદાં નથી. વૃક્ષ પાષાણ વગેરે જો કે સ્થાવરરૂપે એક જ છે પરંતુ તેની જડતાનાં ભેદનાં નામ અને રૂપ બુદ્ધિથી કલ્પી કાઢેલાં છે. સ્થાવરને પણ અંતઃકરણમાં જાણવાની શક્તિ હોય છે તેથી "હું જંગમ નથી પણ સ્થાવર છું." આવાં નામ તથા સ્થાનનાં વિષયભુત તે સ્થાવરો, વૃક્ષ, પર્વત, તૃણ વગેરે જૂદા જૂદા સંકેતથી રહેલાં છે. તે પ્રમાણે જ કૃમિ, કીટ વગેરેને પણ અંતઃકરણમાં જાણવાની શક્તિ રહેલી છે. કોઇ શંકા કરે કે જ્યારે સ્થાવર તથા જંગમમાં જ્ઞાન છે તો પરસ્પરના વ્યવહારને પરસ્પર કેમ જાણી શકતા નથી. તેનો ઉત્તર એ છે કે;–જેમ ઉત્તર સમુદ્ર તરફનાં મનુષ્યને દક્ષિણ સમુદ્ર તરફનાં મનુષ્યનો વ્યવહાર પોતાના જ્ઞાન વિના જરાપણ જાણવામાં આવતો નથી તેમ જ સ્થાવર અને જંગમ એ બન્ને પોતપોતાની સંજ્ઞામાં લીન છે અને એક બીજા પોતપોતાના સંકેતને જાણે છે. જેમ શીલમાં રહેનારા દેડકાનું અને બહાર રહેનારા દેડકાનું જ્ઞાન અસત્ અને જડ છે. તેમ જ સ્થાવર તથા જંગમનું પરસ્પરનું જ્ઞાન છે. ચૈતન્યરૂપી આકાશે પ્રેરેલું ચૈતન્ય સર્વત્ર રહેલું છે. અને સૃષ્ટિના આરંભથી સ્ફુરણ કરવાનો ધર્મ વાયુનો છે. તે આજ દિવસ સૂધી તે પ્રમાણે જ ચાલે છે. જ્યાં છિદ્ર છે ત્યાં આકાશ રહેલું છે. તેમાં રહેલો વાયુ સ્થાવર જંગમ એમ સર્વે પદાર્થોને ચલાયમાન કરે છે. સ્થાવર અને જંગમ એ બન્નેમાં ચૈતન્ય રહેલું છે. અને વાયુને લીધે તેમાંના કોઇ ચલાયમાન થાય છે અને કોઇ સ્થિર રહે છે. આ રીતે ભ્રાંતિરૂપ જગત સૃષ્ટિના આરંભથી જે પ્રમાણે પદાર્થની સ્થિતિ કરેલી છે તે પ્રમાણે વર્ત્યા કરે છે. આ પ્રમાણે વિશ્વના પદાર્થોનું સત્યપણું તથા અસત્યપણું મેં કહી સંભળાવ્યું. હવે મરણ પામનારા વિદૂરથ રાજાને જુવો. તે પુષ્પથી ઢંકાયલા શબરૂપ પદ્મરાજાના પદ્મકોશમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી જાય છે.૫૭–૬૯

પ્રબુદ્ધલીલા પૂછે છે;–તે કયે માર્ગેથી શબ મંડપમાં જાય છે. તેને જોતાં જોતાં આપણે પણ તુરત જઇશું.૭૦

દેવી કહે છે;–તે રાજા "આ હું ચૈતન્યરૂપ બીજા દૂરના લોક પ્રત્યે જાઉં છું" એ રીતે પદ્મ શરીરના અહંવાસનાના માર્ગનો આશ્રમ કરીને જાય છે. માટે આપણે પણ તારી સંમતિ પ્રમાણે જઈએ, કારણ એક બીજાની ઇચ્છાનો કોઇ પણ ભંગ કરે તો તેથી સ્નેહ રહેતો નથી.૭૧–૭૨

શ્રીવસિષ્ઠ કહે છે, હે રામચંદ્ર! આ પ્રમાણે સૂર્યના ઉદયથી અંધકાર મટે તે પ્રમાણે સંતાપને મટાડનારી વાણીથી સરસ્વતી લીલાદેવીનાં ઉદાર મનને ઉપદેશ કરે છે. તે સમયે વિદૂરથ રાજા મરણની મૂર્છાવડે જડ બની ગયા.૭૩

# *સર્ગ ૫૬ મો.

## વિદૂરથનું યમ રાજાની નગરીમાં જવું, તેની પાછળ લીલાદેવી તથા સરસ્વતીનું જવું તથા પૂર્વ નગરમાં તે ત્રણેયનું જવું.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**–एतस्मिन्नंतरे राजा परिवृत्ताक्षितारकः ।
बभूवैकतनुप्राणशेषः शुष्कासिताधरः ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામચંદ્રજી! જોતજોતામાં તે રાજાનાં નેત્રો ફરી ગયાં, હોઠ સુકાઇ ગયા અને દેહમાં માત્ર સૂક્ષ્મ પ્રાણોજ બાકી રહ્યા.[1] તેના શરીરનો રંગ જીર્ણ પાંદડાંના જેવો થઇ ગયો. મુખની કાંતિ ક્ષીણ ને ઝાંખી પડી ગઇ, તેના શ્વાસની ધ્વનિ ભ્રમરના ધ્વનિ જેવી થઇ ગઇ, તેનું મન મહા મરણનાં મૂર્છારૂપી અંધારા કુવામાં ડુબી ગયું. નેત્ર વગેરે ઇંદ્રિયોની બધી વૃત્તિઓ લીન થઇ ગઇ. તેની ચૈતન્ય હીન થઇ પડેલી આકૃતિ, ચિત્રમાં આળેખેલી હોય તેવી થઇ ગઇ. પાષાણમાં કોતરેલી પ્રતિમાની પેઠે તેના અવયવો સ્થિર થઇ ગયા.૨–૪ સરસ્વતી લીલાદેવીને કહે છે કે, હું તને વધારે તો શું કહું? વૃક્ષ જે સમયે પડવાનું થાય છે ત્યારે તેના ઉપર રહેલાં પક્ષીઓ જેમ ઝાડને છોડીને ચાલતાં થાય છે, તેમ જ પ્રાણ પણ રાજાના દેહને છોડીને ચાલતા થયા. નાસિકામાંથી ઉત્પન્ન થયેલી ઘ્રાણ શક્તિ જેમ પવનમાં રહેલા સૂક્ષ્મ ગંધને જોઇ શકે છે. તેમ જ દિવ્ય દૃષ્ટિવાળી

* આ છપ્પનમા સર્ગમાં રાજા વિદૂરથ વાસનાથી યમરાજાની નગરીમાં ગયો, લીલાદેવી અને સરસ્વતી તેની પાછળ ગયાં અને ત્યાં તે જાણે પૂર્વના નગરમાં પાછાં આવ્યાં, આટલી કથા કહેવામાં આવશે.

**સરસ્વતી** તથા **લીલા**દેવીએ આકાશમાં રહેલા રાજાના જીવને જોયો. રાજાની જીવલેખા આતિવાહિક નામના પ્રાણ સાથે આકાશમાં જતી દૂર સુધી જોવામાં આવી. ભ્રમરીનું જોડું જેમ વાયુમાં ઉડતી ગંધ કળાની પાછળ જાય તેમ સરસ્વતી તથા **લીલા**દેવી તેની પાછળ ચાલવા માંડયાં. થોડી વાર પછી મરણની મૂર્છા વળી એટલે રાજાએ પોતાના વાસનારૂપ દેહે કરીને સ્વપ્નાની પેઠે નીચે પ્રમાણે જોયું.[૫-૯] તે રાજાએ યમરાજાના સેવકોને દીઠા, અને પછી બંધુઓએ પિંડદાન કર્યું તેથી પોતાનો દેહ બંધાયો. તે દેહવડે ઘણા જંતુઓથી ભરપૂર પ્રાણીઓનાં કર્મને પ્રકટ કરનાર તથા ઘણા દૂર રહેલા યમરાજાના નગરમાં તે ગયો. ત્યાં ગયા પછી યમરાજાએ આજ્ઞા કરી કે, આ રાજાનાં કંઇ પણ અશુભ કર્મ છે કે નહીં? આ રાજા નિત્ય નિર્મળ ને શુભ કર્મ કરે છે. ભગવતી **સરસ્વતી**નાં વરદાનથી વૃદ્ધિ પામેલો છે, આ રાજાનો પ્રથમનો દેહ શબરૂપે પુષ્પમાં રહેલો છે, તે દેહમાં જઇને આ રાજા પ્રવેશ કરે, એમ કહીને જેમ યંત્રમાંથી પાષાણને છૂટો કરે, તેમ યમરાજાએ તે રાજાને છોડી મૂકયો. પછી **સરસ્વતી**, **લીલા**દેવી તથા તે રાજાની જીવલેખા એ ત્રણેય ત્યાંથી આકાશ માર્ગે ચાલ્યાં. તેમાં જીવલેખા **સરસ્વતી**ને અને **લીલા**દેવીને જોઇ શકતી નહતી. પરંતુ **સરસ્વતી** અને **લીલા**દેવી તેને જોઇ શકતાં હતાં. તેથી તેની પાછળ જવા લાગ્યાં. આકાશનું ઉલ્લંઘન કરી, જગતરૂપ બ્રહ્માંડનું ઉલ્લંઘન કરી, ત્યાંથી બીજા બ્રહ્માંડમાં જઇને પદ્મપુરમાં આવ્યાં અને તેના અંતઃપુરના મંડપમાં પ્રવેશ કર્યો અને જેમ વાયુની લેખા પોતાની મેળે પદ્મ ખંડની સમીપમાં આવે, સૂર્યની કાંતિ કમળ પ્રત્યે આવે, સુગંધ પવન પ્રત્યે આવે, તેમ જ **સરસ્વતી** તથા **લીલા**દેવી બન્ને રાજાના દેહની પાછળ પાછળ ત્યાં આગળ આવ્યાં.[૧૦-૧૯]

શ્રી**રામ** પૂછે છે;–હે **વસિષ્ઠ** ગુરુ! તે રાજા શબના ઘર પાસે કેવી રીતે આવ્યો? ને તેનાં મૃતક શરીરે માર્ગને કેવી રીતે ઓળખ્યો તે કહો?[૨૦]

શ્રી**વસિષ્ઠ** કહે છે;–હે **રઘુવંશી રામચંદ્ર**! તે શબને પૂર્વ જન્મનાં શરીરની વાસનાને લીધે માર્ગ વગેરે સર્વ હૃદયમાં સ્ફુર્યું હતું. તેથી તે ત્યાં જઇ શકયો તો જેમ વડના બીજમાં વડ રહેલો છે તેવી રીતે જીવોપાધિના સુક્ષ્મ અંતઃકરણના ઉદરમાં બધું ભ્રાંતિથી રહેલું છે. તેને કોણ નહીં જોઇ શકે? જેમ જીવતું શરીર બીજને તથા અંકુરને હૃદયમાં જોઇ શકે છે, જેમ એક દેશમાં રહેનારો મનુષ્ય દૂર દેશમાં રહેલાં કોઇ ઠેકાણે ડાટેલાં પોતાના ધનને જોઇ શકે છે. તેવી રીતે

મનની ભાવનાથી હજારો જાતિવાળો અને વાસનામાં બુડેલો હોય તો પણ જીવ વાસના વડે હૃદયમાં રહેલી અભીષ્ટ વસ્તુને જોઇ શકે છે.૨૧-૨૫

શ્રીરામ પૂછે છે:-હે વસિષ્ઠ ઋષિ! પિંડદાનથી આ વાસનાત્મક દેહ બંધાય છે એમ તમે પ્રથમ કહેલું છે. પરંતુ જે જીવની પાછળ પિંડદાન થાય નહીં તે જીવને પિંડદાનની વાસના નહીં હોવાથી તેનું શરીર કેવી રીતે થાય છે? તે મને કહો.૨૬

શ્રીવસિષ્ઠ કહે છે;-હે રામ! મરણ પામનારા મનુષ્યની પાછળ પિંડ આપે કે ન આપે પરંતુ "બાંધવોએ મને પિંડદાન કર્યું છે" એવી મરણ પામનારાના મનમાં વાસના થાય છે તેથી તેને પિંડનું ફળ મળે છે. કારણ કે, પ્રાણીના મનમાં જેવો વિચાર હોય તેવો તેનો અનુભવ થાય છે. આ નિયમ જીવનાર તથા મરનાર બન્ને વિષે વિપરીત થતો નથી, માટે મૃત્યુ પામનારાને જો પોતાને પિંડદાન થયું છે એવી વાસના થાય છે તો તે પિંડ રહિત હોવા છતાં પણ તેને પિંડનું ફળ મળે છે. અને પિંડદાન કર્યું નથી એવી જો વાસના થાય છે, તો તેની પાછળ પિંડદાન કર્યું હોય તો પણ તે પિંડ રહિત જ છે.૨૭-૨૯ મનની ભાવનાથી પદાર્થની સત્યતા જણાય છે. અને તે ભાવના કારણભૂત પદાર્થમાંથી ઉત્પન્ન થાય છે. જેમ વિષ પણ અમૃતની વાસનાથી મનુષ્યને અમૃતરૂપ થઇ પડે છે. તે રીતે અસત્ય પદાર્થમાં સાચી ભાવના થવાથી તે અસત્ય પણ સત્ય જણાય છે. કોઇ પણ મનુષ્યને કારણ વિના કદી પણ ભાવના ઉત્પન્ન થતી નથી. તેમ જ સ્વયંપ્રકાશ એવા ઇશ્વર વિના મહા પ્રલય થતાં સુધી કારણ વિના કાર્ય થયું હોય એમ પણ જોવા કે જાણવામાં આવ્યું નથી. માટે શુદ્ધ ચૈતન્ય જ વાસના વડે સ્વપ્નાની પેઠે કાર્ય કારણરૂપી અર્થપણાને પામે છે.૩૦-૩૪

શ્રીરામ પૂછે છે;-હે વસિષ્ઠજી! મેં કઇ પણ ધર્મ કર્યો નથી, એવી પ્રેતના મનમાં વાસના થઇ હોય અને તેના સંબંધીઓએ તેના મરણ પછી ઘણો ધર્મ કરીને પ્રેતને અર્પણ કર્યો હોય તો તે ધર્મ સફળ થાય કે નહીં? તે મને કહો.૩૫ સંબંધીઓએ ધર્મ કર્યો તે સત્ય છે, માટે સફળ થવો જોઇએ, અને મરનારને મેં ધર્મ કર્યો નથી." એવી વાસના હોવાથી તમારા કહેવા પ્રમાણે નિષ્ફળ થવો જોઇએ. માટે તેમાં ખરું શું? તે કહો.૩૬

શ્રીવસિષ્ઠ કહે છે;-હે રામચંદ્ર! દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય અને સંપત્તિ, એટલાએ કરીને ભાવના ઉત્પન્ન થાય છે. માટે એ પાંચથી પ્રેત તથા મરનારમાંથી જેની ભાવના અધિક હોય છે, તેનો વિજય થાય છે. જો ધર્મ કરનારાની ભાવના

પોતાના ધર્મને લઇને પ્રબળ થાય, તો તેને લીધે પ્રેતને ધર્મ કર્યો નથી? એવી વાસના બદલાઇને ધર્મ કર્યાની વાસના થાય છે અને પ્રેતની વાસના પ્રબળ થાય છે તો તે જેવી ને તેવી જ રહે છે. આ રીતે પરસ્પર વાસનામાંથી જેનું બળ વધે છે, તેનો વિજય થાય છે. માટે સારાં પ્રયત્નથી નિત્ય શુભ આચરણ કરવાનો અભ્યાસ કરવો.૩૭–૩૯

શ્રી **રામચંદ્ર** પૂછે છે;–હે **વસિષ્ઠ** ઋષિ! દેશ, કાળ, ક્રિયા, દ્રવ્ય અને સમ્પત્તિથી જો ભાવના ઉત્પન્ન થતી હોય તો મહા કલ્પની સૃષ્ટિના આરંભમાં દેશ કાળ વગેરે કયાં હતાં? તેમ જ કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી તો પછી સૃષ્ટિના આદિ કાળમાં સહકારી કારણ ન હોવાથી વાસના કયાંથી આવી? તે કહો.૪૦–૪૧

વસિષ્ઠ કહે છે;– હે મહાબાહુ **રામચંદ્ર**! તમે સત્ય વાત કહી. મહા પ્રલયની સૃષ્ટિના આરંભમાં દેશ, કાળ વગેરે કંઇ જ નહતાં! તેમ સહકારી કારણ પણ નહતું. માટે આ જે કંઇ દેખાય છે, તે બધું મિથ્યા છે. વાસના ઉત્પન્ન થઇ નથી તેમ કંઇ સ્ફુરતું પણ નથી. અને દૃશ્ય પદાર્થ માત્રનો પણ અસંભવ છે. તેથી આ જે કંઇ દેખાય છે તે સાક્ષાત્ અનામય, ચૈતન્યરૂપ અને બ્રહ્મરૂપે જ રહેલું છે. આ વિષે હજારો યુક્તિઓથી હું હવે પછી તમને કહીશ. હમણાં તમે **વિદુરથ** રાજાની કથા સાંભળો.૪૨–૪૫

એ પ્રમાણે **સરસ્વતી** તથા **લીલા**દેવીએ ત્યાં આવીને **પદ્મ**રાજાનું મંદિર જોયું, તે મંદિરનો મધ્યભાગ સુંદર હતો. પુષ્પોના ઉપહારોથી તે મંદિર વસંત ઋતુના જેવું શીતળ હતું. શાંત આચરણવાળાં મનુષ્યો તે રાજધાનીમાં રહેતાં હતાં, તેમાં મંદાર અને કુંદનાં પુષ્પોથી ઢંકાયલાં તે રાજાનાં શબને દીઠું. તે મંદિરમાં શબની શય્યા પાસે પાણીથી ભરેલા ઘડાઓ પડેલા હતા. ઘરનાં બારણાંઓ બંધ હતાં અને અંદરના ભાગમાંથી ભોગળો દીધેલી હતી. દીવાઓ ઠરી જવાથી ભીંતો શ્યામ રંગની દીસતી હતી. ઘરના એક ભાગમાં સુતેલાં મનુષ્યોનો શ્વાસ ચાલી રહ્યો હતો. તેનું મંદિર સંપૂર્ણ કળાવાળા ચંદ્રના ઉદયથી શોભતું હતું. અને સૌંદર્યમાં ઇંદ્રના મંદિરની પણ સમૃદ્ધિનો પરાભવ કરે તેવું હતું, મંદિરની અંદરની શોભા ભગવાનની નાભિમાંથી ઉત્પન્ન થયેલાં કમળના મધ્યભાગ જેવી હતી. કોઇ પણ મનુષ્યનો શબ્દ ન હોવાથી તે મંદિર શૂન્ય જણાતું હતું તથા ચંદ્રના જેવું સુંદર દેખાતું હતું.૪૬–૫૦



# *સર્ગ ૫૭ મો.

## સરસ્વતી તથા લીલાએ બીજી લીલાને જોવી, લીલાના દેહનું મિથ્યાપણું તથા યોગીના શરીરનો આતિવાહિક ઉદય.

**श्रीवसिष्ठ उवाच**—ततो ददृशतुस्तत्र शवशय्यैकपार्श्वगाम् ।
लीलां विदूरथस्याग्रे मृतांते प्रथमागताम् ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે,—હે **રામચંદ્રજી**! તે પછી શબની શય્યાની એક બાજુપર વિદૂરથ રાજાના મરણ પહેલાં ત્યાં ગયેલી **સરસ્વતી**ને અને **લીલા**દેવીને દીઠી. **લીલા**દેવીનો વેશ, આકાર તથા દેહ પ્રથમના જેવો જ હતો. વાસના પણ પ્રથમના જેવી જ હતી, આકાર પણ પ્રથમનાં જેવો જ હતો, શરીર અત્યંત સુંદર હતું ચંદ્રના ઉદયથી જેમ સ્વર્ગ શોભે, તેમ તે પૃથ્વીના તળને શોભાવતી હતી. મૌનપણે પોતાના ડાબા હાથપર મુખ કમળ રાખીને નમી ગયેલી હોય તેમ બેઠી હતી, પહેરેલાં આભૂષણોના કિરણોથી લતા તથા પુષ્પોથી પ્રફુલ્લિત થયેલી વનસ્પતિના જેવી લાગતી હતી. પોતાની દૃષ્ટિથી દિસામાં માલતી પુષ્પોનો અને કમળોનો વરસાદ કરતી હોય તથા પોતાના લાવણ્યથી આકાશમાં ખંડિત થયેલા ચંદ્રમાને પાછી ઉત્પન્ન કરતી હોય તેમ જણાતું હતું.[૧—૬] રાજાના આત્મારૂપી વિષ્ણુની પાસે રહેલી લક્ષ્મીના જેવી તે શોભતી હતી. પુષ્પોના સમુદાયમાંથી ઉદય પામેલી વસંતની લક્ષ્મીના જેવી જણાતી હતી. તેની દૃષ્ટિ તેના પતિના પર હતી. યથેષ્ટ ચેષ્ટાને તજી દીધી હતી, મ્લાન થયેલા ચંદ્રવડે જેવું રાત્રિનું મુખ કરમાઇ જાય તેવું તેનું મુખ કરમાઇ ગયું હતું. ઉપર પ્રમાણે **લીલા**દેવીને **સરસ્વતી**એ તથા **લીલા**દેવીએ દીઠી. પરંતુ **લીલા**દેવી તે બંનેને દેખતી નહતી. કારણ કે, **લીલા**દેવી અને **સરસ્વતી** બન્ને આત્મજ્ઞાની હતાં, સત્ય સંકલ્પવાળાં હતાં ત્યારે પેલી **લીલા** તેવી નહતી.[૭—૯]

શ્રી**રામ** પૂછે છે;—હે **વસિષ્ઠજી**! તે પ્રદેશમાં પ્રથમની **લીલા** પોતાનો દેહ રાખીને ધ્યાનવડે **સરસ્વતી** સાથે ગઇ હતી, એમ પ્રથમ વર્ણન કર્યું હતું પણ પાછું **લીલા**ના દેહ વિષે આપે કંઇ પણ કહ્યું નથી, માટે તેનું શું થયું? ને તે ક્યાં ગઈ? તે મને કહો?[૧૦—૧૧]

---

* આ સત્તાવનમા સર્ગમાં **સરસ્વતી** તથા **લીલા**એ બીજી **લીલા**ને દીઠી, **લીલા**ના દેહનું મિથ્યાપણું તથા યોગીના શરીરનો આતિવાહિક ઉદય કહેવાશે.

**વસિષ્ઠ** કહે છે;–હે **રામચંદ્ર**! તે **લીલા**નું શરીર છે જ કયાં? અને તેની સત્યતા પણ કયાં છે? મરુ દેશમાં જેમ જળની ભ્રાંતિ થાય છે તેમ ભ્રાંતિ જ છે. આ આખું જગત્ આત્મારૂપ જ છે. માટે તેમાં દેહાદિકની કલ્પના કેમ ઘટે? આ જે કંઇ જોવામાં આવે છે, તે બધું આત્મારૂપ જ છે. તેથી દેહાદિકની કલ્પના કેમ ઘટે? જે આ જોવામાં આવે છે, તે સર્વ, સચ્ચિદાનંદ બ્રહ્મનું જ સ્વરૂપ છે. સૂર્યના તેજથી હિમ ગળી જાય છે, તેમ પરમાત્માના જ્ઞાનથી લીલાનું શરીર પણ ક્રમે કરી પરમાત્માને વિષે પરિણામ પામ્યું. (દોરીમાં જેમ સર્પની ભ્રાંતિ થાય છે તેમ જ આતિવાહિક દેહને પણ કાળે કરીને ભ્રમ થાય છે, તેથી મારો આ આધિભૌતિક દેહ છે એવી ભ્રાંતિ થાય છે.) આતિ વાહિક દેહથી ભૂમિ વિગેરે જે જે દૃશ્ય પદાર્થો જોવામાં આવે છે. તેનું આધિભૌતિક નામ પાડવામાં આવે છે, પરંતુ વસ્તુતાએ પૃથ્વી આદિક કંઇ આધિભૌતિક પદાર્થ છે જ નહીં. શબ્દ પણ નથી તેમ અર્થ પણ શશલાના શીંગડાની પેઠે જ મિથ્યા છે. માત્ર એક આત્મા જ સત્ય છે. જેમ કોઈ મનુષ્યને સ્વપ્નામાં પોતે હરિણ છે એવી ભ્રાંતિ થાય છે. અને જાગ્રતદશામાં તે સ્થિતિ મટી જાય છે. ત્યારે તે કંઇ હરિણને શોધતો નથી. તેમ જ અસત્ય વસ્તુ ભ્રાંતિથી સત્ય લાગે છે, પરંતુ ભ્રાંતિ દૂર થયા પછી સત્ય જણાતી નથી. રજ્જુમાં ભ્રમને લીધે સર્પની બુદ્ધિ થાય છે પરંતુ ભ્રમ દૂર થયા પછી સર્પબુદ્ધિનો નાશ થાય છે.૧૨–૧૮ તેમ જ સત્ય જ્ઞાનનો ઉદય થયો કે અસત્ય જ્ઞાનનો નાશ થાય છે. આ બ્રહ્માંડમાં જે સ્થૂલ બુદ્ધિ છે તે અજ્ઞાની મનુષ્યોના મંડળમાં કારણ વગર મિથ્યા પ્રસિદ્ધિ પામેલી છે. બાળક ફેર ફુદડી ફરતો હોય ત્યારે તેને આખી પૃથ્વી જેમ ફરતી હોય તેમ જણાય છે. તેમ જ સૃષ્ટિની પેઠે સ્વપ્નનો અનુભવ કરનારો દેહાત્મા ઘણીવાર જન્મ મરણ પામે છે.૧૯–૨૦

શ્રી**રામ** પૂછે છે;–હે **વસિષ્ઠ** ગુરુ! યોગીને આધિભૌતિક દેહ ન હોય તો જીવિતાવસ્થામાં તથા મરણાવસ્થામાં આતિવાહિકપણાંને પામેલા તેના દેહને લોકો કેવો જુવે? તે મને કહો.૨૧

શ્રી**વસિષ્ઠ** કહે છે;–સ્વપ્નામાં જેમ પૂર્વનો દેહ શેષ રહ્યા વિના જ એક દેહનો ત્યાગ કરીને બીજા દેહને પ્રાપ્ત કરે છે, તે પ્રમાણે જ આતિવાહિક દેહમાં પણ એક દેહથી બીજા દેહની પ્રાપ્તિ થાય છે તે અનિત્ય છે. વળી તડકામાં રહેલા હિમના કણો અને શરદ્ ઋતુમાં આકાશમાં રહેલો મેઘ દૃશ્ય છતાં જેમ અદૃશ્ય જણાય છે, તેવી રીતે યોગીનો દેહ પણ દૃશ્ય છતાં અદૃશ્ય છે. વળી આકાશમાં

એક પક્ષી ઉડતું હોય તેને તેના વેગથી જેમ બીજું પક્ષી જોઇ શકતું નથી તેમ યોગીના દેહને પણ બીજા યોગીઓ જોઇ શકતાં નથી ત્યારે બીજાઓ તો કેમ જ જોઇ શકે? પોતાની વાસનાના ભ્રમથી જ કોઇ મનુષ્ય કોઇ વખતે યોગીના દેહને મરી ગયો જુવે છે તથા કોઇ વખતે જીવતો જુવે છે પરંતુ ભ્રાંતિનો નાશ થયા પછી જેમ દોરીમાં થયેલા સર્પની બુદ્ધિનો નાશ થાય છે તેમ જ જ્ઞાનનો ઉદય થયા પછી જીવિત દશામાં પણ દેહાદિક ભ્રાંતિ માત્ર છે એમ જાણે છે. ખરું જોતાં દેહ કોણ છે? કોની સત્તા છે? અને કોનો કેમ નાશ થાય છે? કંઈ જ નથી. જે પરમાર્થ વસ્તુ છે તે જ જ્ઞાન થયા પછી રહે છે અને અજ્ઞાનનો નાશ થાય છે.૨૨-૨૭

શ્રીરામ પૂછે છે;–હે વસિષ્ઠ ગુરુ! યોગીના આતિભૌતિક દેહ જ આતિવાહિકપણાને પામે છે કે આતિવાહિક દેહ નવો જ ઉત્પન્ન થાય છે, તે કહો. કારણ કે, હું સંશયની નદીના પ્રવાહમાં તણાતો હોઉં તેમ મારી સ્થિરતા થતી નથી.૨૮

શ્રીવસિષ્ઠ કહે છે;–હે શ્રેષ્ઠ રામચંદ્રજી! યોગીઓને આધિભૌતિક દેહ નથી. માત્ર આતિવાહિક છે, એ વાત મેં તમને ઘણીવાર કહી છે, છતાં તમે કેમ સ્મરણમાં રાખતા નથી? આતિવાહિકના અભ્યાસથી આધિભૌતિકપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તે બુદ્ધિ શાંત થયા પછી પાછી પ્રથમની બુદ્ધિ (આતિવાહિક બુદ્ધિ) પ્રવર્તે છે. તે સમયે નિર્મળ જ્ઞાન હોવાથી સ્વપ્નના મનુષ્યની પેઠે દેહનું ગુરુપણું તથા કઠિનપણું એવી રીતનો મિથ્યા આગ્રહ શાંત પડે છે, તેથી સ્વપ્નમાં "આ મારું સ્વપ્ન શરીર છે" એવા જ્ઞાનથી જેમ સ્વપ્નનું શરીર હલકું થઇ જાય છે તેવી રીતે યોગીનો દેહ પણ જ્ઞાનવડે હલકો થઇને આકાશમાં જવાને યોગ્ય થાય છે. જેનો આત્મા ઘણા દિવસના સંકલ્પરૂપ દેહ વિશે પરિણામ પામેલો છે તથા તેમાં જ જેને સ્થિતિ કરવાની ઇચ્છા હોય છે તેવા અજ્ઞાની મનુષ્યનો દેહ પણ શબ થઇને બળી ગયા પછી તેને પ્રથમના સૂક્ષ્મ દેહની પ્રાપ્તિ થાય છે. ત્યારે જ્ઞાનવાન તથા વાસના વિનાના યોગીને અત્યંત બોધ થવાથી જીવિત દશામાં અત્યંત થનારી એવા સૂક્ષ્મ દેહની પ્રાપ્તિ થાય તો તેમાં આશ્ચર્ય શું? "હું સંકલ્પાત્મા છું, પણ સ્થૂલાત્મા નથી." આવી સ્મૃતિ ઉત્પન્ન થયા પછી જ્ઞાનને લીધે યોગીનો દેહ સ્વેચ્છા વિહાર કરવાને સમર્થ થાય છે. અને દોરીમાં જેમ સર્પની મિથ્યા ભ્રાંતિ જણાય છે તેમ જ આ દેહ વગેરે બધું ભ્રાંતિરૂપ જ જણાય છે. તે ભ્રાંતિના નાશથી શાનો નાશ થયો? અને ઉત્પત્તિ થવાથી શાની ઉત્પત્તિ થઇ? ઉત્પત્તિ તથા નાશ બન્ને મિથ્યા છે, છીપમાં

રૂપાની ભ્રાંતિનો નાશ થવાથી જેમ કોઇને હર્ષ કે શોક થતો નથી, તેમ ભ્રાંતિનો પણ નાશ થવાથી કોઇને હર્ષ કે શોક થતો નથી.[૨૯–૩૭]

શ્રીરામ પૂછે છે;–હે પ્રભુ! શબની પાસે રહેલી લીલા આવેલી લીલાદેવીને જોઇ શકતી નથી, પરંતુ ત્યાં આવેલાં મનુષ્યો તેને જુવે તો તેઓ શું સમજે? તે મને કહો.[૩૮]

શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામચંદ્ર! ત્યાં રહેલાં મનુષ્યો એ લીલાને જુવે તો તેઓ જાણે કે આ દુઃખી રાણી આ ઠેકાણે રહેલી છે. આ બીજી તેની સખી કોઇ ઠેકાણેથી અહીં આવી છે, પરંતુ આ કયાંથી આવી છે? અને કોણ છે? આવો તેના મનમાં સંદેહ થતો નથી, કેમ કે અવિવેકી પશુની પેઠે અજ્ઞાની મનુષ્ય પ્રથમ જોયેલા પદાર્થ પ્રમાણે જ વ્યવહાર કરે છે. જેમ ભુકરો પાણો ઝાડ સાથે પછાડ્યાથી ઝાડને ભાગ્યા વિના જ પોતે ભાંગીને ભૂકો થઇ જાય છે, તેમ જ ગાડરીયા પ્રવાહ જેવાં અજ્ઞાની મનુષ્યો કંઇ પણ વિચાર કરતા નથી. પરંતુ લોક પ્રવાહને અનુસર્યા કરે છે. સ્વપ્નામાં જોયેલું શરીર મિથ્યા હોવાથી જાગ્રત અવસ્થા થયા પછી તે શરીર કયાં જાય છે? તે જેમ જાણવામાં આવતું નથી તેમ તેમ જ જ્ઞાનનો ઉદય થયા પછી આધિભૌતિક દેહનો નાશ કયાં થાય છે? તે પણ જાણવામાં આવતું નથી.[૩૯–૪૨]

શ્રીરામ પૂછે છે;–હે વસિષ્ઠ ગુરુ! સ્વપ્નાનું શરીર જાગ્રત અવસ્થા પછી કયાં જાય છે? તે મારા સંશયનો પવન જેમ શરદ્ ઋતુનાં વાદળાંનો નાશ કરે છે, તેમ તમે નાશ કરો.[૪૩] શ્રીવસિષ્ઠ કહે છે;–હે રામચંદ્ર! પવનથી થયેલી સ્ફુરણા જેમ પવન શાંત પડયા પછી પવનમાં જ લય થાય છે તેમ જ સ્વપ્નામાં તથા સંકલ્પમાં જોયેલા પર્વતાદિક પદાર્થો અવિદ્યાથી થયેલા જીવના જ જ્ઞાનમાં લય પામે છે. વાયુની સ્ફુરણા જેમ વાયુમાં પ્રવેશ કરે છે, તેમ જ સ્વપ્નના પદાર્થો સંવિતના મળ-રૂપ અજ્ઞાનમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે કોઇ વેળાએ કર્મ વશથી સંવિત જ સ્વપ્નના પદાર્થ રૂપે પ્રકાશે છે અને સ્વાન દૂર થયા પછી એકત્વપણાને પામે છે. દ્રવ તથા પાણી એ બે જુદાં નથી. તેમ જ વાયુ ને સ્ફુરણ એ બે પણ જુદાં નથી. તેમ જ સંવિત્ તથા સ્વપ્નના અર્થ પણ જુદા નથી, છતાં તેમાં જુદાપણું જણાય છે તે અજ્ઞાનને લઇને જણાય છે અને તેને મિથ્યા જ્ઞાનથી ઉત્પન્ન થયેલી સંસૃતિ કહેલી છે. કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી અને સ્વપ્નામાં સહકારી કારણનો અભાવ હોવાથી સંવિત્ તથા સ્વપ્નના પદાર્થનું જુદાપણું નિરર્થક છે. જેવી રીતે સ્વપ્ન છે, તેવી રીતે જ જાગ્રતાવસ્થા પણ છે. એમાં કંઇ પણ સંદેહ નથી, કારણ કે

સ્વપ્નમાં જેવી રીતે અસત્ નગર જણાય છે, તેવી રીતે તે સૃષ્ટિના આરંભમાં પણ જગત્ અસત્ જણાય છે. સ્વપ્નમાં જોયેલો પદાર્થ કદી પણ ખરો હોતો નથી, કારણ કે સંવિતને નિત્ય સત્યપણું છે અને સ્વપ્નના અર્થને નિત્ય અસત્યપણું છે. સ્વપ્નામાં જોયેલો પર્વત જેમ ક્ષણ માત્રમાં આકાશરૂપ થઇ પડે છે, પરંતુ જ્ઞાન થયા પછી બધું ખોટું જણાય છે. આકાશમાં પક્ષી ઉડે છે, તથા અમુક મનુષ્યનું મરણ થયું આજે જોવામાં આવે છે તે પોતાના અજ્ઞાનથી કલ્પેલા દેહમાં જ જોવામાં આવે છે. માટે આ સંસાર દ્વૈત દૃષ્ટિ છે. તે મોહથી થયેલો છે માટે મિથ્યા છે. અને ઇંદ્રજાળ જેમ માયાથી ભ્રાંતિરૂપે જણાય છે. તથા સ્વપ્નામાં અસત્ પદાર્થનો અનુભવ થાય છે તેમ જ આ પ્રપંચ પણ ભ્રાંતિરૂપ જ છે. મરણની મૂર્છા થયા પછી ભ્રમ દૃષ્ટિવાળા પુરુષને દૃઢ થયેલા ભેદના સંસ્કારનો ઉદય થયાથી સ્વપ્નાના અનુભવની પેઠે જે જે પ્રત્યક્ષ સર્ગનો અનુભવ થાય છે તે ઝાંઝવાનાં પાણીની પેઠે મિથ્યા છે અને તે આતિવાહિક શરીરમાં મનોમય છે.૪૪-૫૫

# *સર્ગ ૫૮ મો.

## સમાધિમાં રહેલી લીલાના દેહનો નાશ, લીલાનું ભાષણ અને રાજાનું સજીવન થવું.

**श्रीवसिष्ठ उवाच—एतस्मिन्नंतरे ज्ञप्तिर्जीवं वैदूरथं पुनः।**
**संकल्पेन रुरोधाशु मनसः स्पंदनं यथा ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ ઋષિ કહે છે;–હે રામચંદ્ર! તે પછી સરસ્વતીએ વિદૂરથ રાજાના જીવને, મનના વેગને રોકે તેમ રોકી મૂકયો.૧

લીલાદેવી પૂછે છે;–હે સરસ્વતી! આ રાજા શબરૂપે રહ્યા અને હું સમાધિમાં રહી? તેને કેટલો વખત થયો? તે મને કહો.૨

સરસ્વતી કહે છે;–તમે જે પૂછો છો, તેને એક મહિનો થયો. આ સૃષ્ટિમાં ને આ નિવાસ ગૃહમાં તમારા દેહની રક્ષા કરવા માટે બે દાસીઓ રહેલી છે, તે

* આ અઠ્ઠાવનમા સર્ગમાં સમાધિમાં રહેલી લીલા, લીલાના દેહનો નાશ, લીલાનું ભાષણ તથા રાજાનું સજીવન થવું એ કથા કહેવામાં આવશે.

હમણાં સુતેલી છે. હે સુંદરાંગિ! તમારા દેહનું શું થયું? તે હું કહું છું તે તમે સાંભળો. તમે સમાધિમાં રહ્યા પછી પંદર દિવસે તમારું શરીર પરસેવા સાથે બાષ્પના જેવું થવા લાગ્યું. તે પછી ક્રમે ક્રમે શુષ્ક પલ્લવની પેઠે નિર્જીવ થઇને પૃથ્વીપર પડી ગયું. કાષ્ઠ તથા પાષાણના જેવું જડ અને હિમના જેવું શીતળ થઇ જવાથી કાર્યભારીઓએ આવીને આ મરી ગયેલી છે એવો નિશ્ચય કરીને તને ઘરમાંથી બહાર કાઢી ગયા અને ચંદનનાં કાષ્ઠોની ચિતા ખડકી તેમાં ઘી સાથે તે દેહનો દાહ કર્યો. તે પછી રાણીનું મરણ થયું એવી રીતે ઉચ્ચ સ્વરથી તમારા પરિવારે વિલાપ કર્યો અને પછી વ્યાકુલ બની જઇને તમારી ઉત્તર ક્રિયા કરી.[૩–૮] હવે તમે પાછાં અહીં શરીર સાથે આવ્યાં છો. તે જોઇને "રાણી પરલોકમાંથી આવી" એમ જાણીને લોકોને ઘણું જ આશ્ચર્ય લાગશે. હે પુત્રિ! સત્ય સંકલ્પથી તમારું આતિવાહિક શરીર થયું છે. અને તેને મનુષ્યો જોઇ પણ ન શકે, તો પણ લોકો તમને આશ્ચર્યથી જોશે. બાળકને ભૂતની વાસના થવાથી તે જેમ ભૂતને જુવે છે તે પ્રમાણે પ્રત્યેક મનુષ્ય જે પ્રમાણે વાસના થાય તે પ્રમાણે જુવે છે. પ્રથમના શરીરમાંથી સંપૂર્ણ વાસના મટી જાય છે અને તત્વજ્ઞાનમાં નિષ્ઠા થાય છે ત્યારે પૂર્વનું શરીર નાશ પામ્યા પછી વાસનાને લીધે આતિવાહિક શરીર ઉત્પન્ન થાય છે. શરદૃઋતુમાં જેમ વાદળાં આકાશમાં દેખાતાં નથી તેમ જ્ઞાનીને આતિવાહિક શરીર થયા પછી આધિભૌતિક શરીર જોવામાં આવતું નથી. આતિવાહિકપણાને પામેલો દેહ જળ વિનાના મેઘ જેવો, તથા સુગંધ વિનાનાં પુષ્પ જેવો થઇ જાય છે. વળી જેમ જુવાન વયમાં ગર્ભની સ્થિતિનું સ્મરણ રહેતું નથી તેમ જ આતિવાહિક જ્ઞાન થયા પછી દેહનું સ્મરણ રહેતું નથી. આજે એકત્રિસમે દિવસે આપણે આ આકાશમાં આવ્યાં છીએ અને પ્રભાતમાં મોહ પામેલી આ બે દાસીઓને હમણાં નિદ્રાવશ કરી છે. માટે હે લીલા! ચાલો હવે આપણે સત્ય સંકલ્પવાળા વિલાસે કરીને આ **લી**લાને દૃશ્ય થઇએ અને વ્યવહાર પાછો ચાલુ થાઓ.[૯–૧૮]

શ્રીવસિષ્ઠ કહે છે;–તે પછી સરસ્વતીએ એવો વિચાર કર્યો કે અમને બન્નેને ભલે **લી**લાદેવી જુવે. આવા વિચારની પાસે તે બન્ને જણી પ્રગટ થઇ કે તે મંદિરમાં પ્રકાશ થઇ ગયો, એટલે વિદૂરથ રાજાની પાસે રહેલી **લી**લા જેનાં નેત્ર પ્રફુલ્લિત થઇ ગયા હતાં, તે તેજના પુંજથી પ્રકાશ પામતાં પોતાનાં ઘરને જોવા લાગી. તે સમયે તે મંદિર ચંદ્રકાંત મણિના દ્રવથી શીતળ થયેલી જ્વાળાની કાંતિને લીધે ચંદ્રબિમ્બમાંથી કોતરેલું હોય અને તેના રસથી ભીંતો રસેલી હોવાથી તે ઘર

જાણે સોનાના રસથી લીપેલું હોય તેવું દેખાતું હતું. આ રીતે લીલાદેવી જોતી હતી એટલામાં તેણે પોતાની પાસે સરસ્વતીને તથા લીલાદેવીને દીઠાં. એટલે તે સંભ્રમથી ઉઠીને ઉભી થઇ અને તે બન્નેના પગમાં પડીને બોલી; હે જીવિત દેનારી દેવિઓ! તમારાં બન્નેનો વિજય થાઓ! તમે મારું કલ્યાણ કરવા માટે આવ્યાં છો અને તમારો માર્ગ શોધનારી હું અહીં પ્રથમથીજ આવી છું.૧૯–૨૩ આ પ્રમાણે કહ્યા પછી મેરુ પર્વતના શિખર ઉપર જેમ લતા બેસે, તેમ તે ત્રણ માનવતી સ્ત્રીઓ આસન ઉપર બેઠી.૨૪

સરસ્વતી પૂછે છે;–હે દેવિ! તમે આ દેશમાં કેવી રીતે આવ્યાં. માર્ગમાં જે આશ્ચર્ય બન્યું હોય તો તે કયાં થયું? ને કયાં જોયું? તે તે સર્વ મને આરંભથી કહો.૨૫

વિદૂરથની લીલા કહે છે;–વિદૂરથરાજાના ઘરમાં પેશતાં બીજા ચંદ્રની કળાની પેઠે કલ્પાંત જેવી જ્વાળાથી આહત થયેલી હું મૂર્છિત થઇ ગઇ. ચપળ પાંપણવાળાં નેત્ર મીંચાઇ ગયાં તથા સમ વિષમની કંઇ પણ ખબર રહી નહીં. તે પછી હે પરમેશ્વરિ! મરણની મૂર્છા ઉતર્યા પછી હું જોઉં છું તો મારો દેહ ભૂતાકાશમાં ઉડતો જણાયો. તે પછી તે ભૂતાકાશ હું વાયુરૂપી રથમાં બેઠી અને આ મંદિરમાં ગંધલેખાની પેઠે આવી છું. હે દેવિ! આ મંદિર દીપકથી શણગારેલું છે. તેમાં પ્રકાશિત દીવાઓ છે. એકાંત છે અને ઘણા કીમતી પલંગોથી ભરપૂર છે. વસંત જેમ પુષ્પવનમાં શયન કરે તેમ પુષ્પની શય્યામાં સૂતેલા આ મારા પતિ વિદૂરથ રાજાને હું જોઉં છું. તે રણસંગ્રામના પરિશ્રમથી અહીં સુતા છે. એમ માનીને હે દેવેશ્વરિ! હું તેમને જગાડતી નથી અને એટલામાં તો અહીં આવેલાં તમને બન્નેને મેં જોયાં. હે અનુગ્રહ કરનારી દેવિ! આ પ્રમાણે મેં મારો અનુભવ તમને કહ્યો.૨૬–૩૩

સરસ્વતી કહે છે;–હે સુંદર નેત્રવાળી લીલા! પુષ્પની શય્યામાં સુતેલા આ રાજાને ઉઠાડીએ.૩૪

વસિષ્ઠ કહે છે–હે રામચંદ્રજી! એમ કહીને પ્રથમ પોતે અટકાવી રાખેલા વિદૂરથરાજાના જીવનને કમિલિની જેવી રીતે સુગંધનો ત્યાગ કરે તેમ છોડી મેલ્યો. એટલે તે વાયુને આકારે રાજાની નાસિકા પાસે ગયો. અને સમુદ્ર જેમ મણિને ધારણ કરે તેમ પોતાના અંતઃકરણમાં હજારો વાસનાઓને ધારણ કરનારા તે જીવે પવન જેમ પોલા વાસમાં પ્રવેશ કરે, તેમ તેણે રાજાના દેહમાં પ્રવેશ કર્યો.૩૫–૩૬

તે પછી વૃષ્ટિ બંધ પડવાથી કરમાયલું કમળ જેમ વૃષ્ટિ પડવાથી પ્રફુલ્લિત થાય તેમ રાજાનું મુખ કમળ પ્રફુલ્લિત થવા માંડયું. વસંતઋતુમાં જેમ લતાઓ

પ્રફુલ્લિત થવા માંડે તેમ રાજાના સર્વ અંગો પણ ક્રમે કરીને પ્રફુલ્લિત થવા લાગ્યાં. અને મુખચંદ્રના કિરણોથી પૃથ્વીને પ્રકાશિત કરતો તે રાજા સંપૂર્ણ કળાવાળા પુર્ણિમાના ચંદ્રમાના જેવો શોભવા લાગ્યો. વસંતઋતુ જેમ સોનાનાં જેવાં પીત કાંતિવાળાં પલ્લવોને પ્રકટ કરે તેમ તે રાજા રસવાળાં પોતાનાં કોમળ અંગોને પ્રકાશ કરવા લાગ્યો. સર્વ ભુવનોના આત્મારૂપ વિરાટ્ ભગવાન્ પોતાના નેત્રરૂપી સૂર્ય અને ચંદ્રનો જેમ ઉદય કરે તેમ તે રાજાએ નિર્મળ તારકા (કીકીથી) શોભતાં પોતાના મનોહારી નેત્રો ઉઘાડયાં. તે પછી વૃદ્ધિ પામનારા વિંધ્યાચળ પર્વતની પેઠે વૃદ્ધિ પામતી શોભાયમાન કાયાવાળો તે રાજા ઉભો થઇને, મેઘ જેવી ગંભીર વાણીથી બોલ્યો કે, અરે અહીં કોણ છે રે![૩૭–૪૨] તે સમયે પાસે રહેલી બન્ને લીલાદેવી બોલી;–મહારાજ! આજ્ઞા કરો! તે સમયે રાજાએ પોતાની પાસે ઉભેલી, સરખા આચારવાળી, સરખા આકારવાળી, સરખા રૂપવાળી, સરખી સ્થિતિવાળી, સરખાં વચનોવાળી, સરખા ઉદ્યોગવાળી, સરખા આનંદવાળી, સરખા ઉદયવાળી બન્ને લીલાદેવીને જોઇને કહ્યું, તું કોણ છે? અને આ કોણ છે? અને કયાંથી આવી છે? તે સાંભળીને પ્રથમની લીલાએ ઉત્તર આપ્યો કે, હે દેવ! હું જે વચન કહું તે તમે સાંભળો![૪૩–૪૫]

વાણી જેમ અર્થને અનુસરે છે તેમ જ તમને અનુસરનારી હું તમારી પૂર્વની સહધર્મચારિણી સ્ત્રી છું. અને આ બીજી લીલાને મેં તમારા ઉપભોગ માટે પ્રતિબિંબરૂપે ઉત્પન્ન કરી છે. અને આ સુવર્ણના સિંહાસન ઉપર આગળના ભાગ ઉપર બેઠેલી છે તે ત્રણ લોકની માતા પવિત્ર સરસ્વતી દેવી છે. તેમણે આપણા પુણ્યના સમુદાયથી આપણને અહીં સાક્ષાત્ દર્શન આપ્યાં છે. હે રાજન્! આ દેવી બીજાં બ્રહ્માંડમાંથી અમને અહીં લાવી છે. લીલાદેવીનાં આવાં વચન સાંભળીને કમળ જેવાં નેત્રવાળો રાજા વિદૂરથ ઉભો થઇ, સરસ્વતીના ચરણમાં પડયો અને પ્રાર્થના કરતો બોલ્યો;–હે દેવિ સરસ્વતી! હે સર્વ હિતકારિણિ! હે વરદાયિનિ! હું તમને પ્રણામ કરું છું. મને બુદ્ધિ, દીર્ઘ આયુષ્ય તથા ધન આપો! આવાં રાજાનાં વચન સાંભળીને સરસ્વતી દેવીએ તેના ઉપર પોતાનો હાથ મૂકીને કહ્યું;[૪૬–૫૧]

સરસ્વતી કહે છે;–હે પુત્ર! આ લોકમાં સુખ આપનાર દીર્ઘાયુષ્ય અને ઇચ્છિત ધન તને મળો તથા ઉભય લોકમાં સુખ આપનાર પરમાર્થ બુદ્ધિને પ્રાપ્ત થા! તારી સર્વ આપત્તિઓનો તથા પાપબુદ્ધિનો નાશ થાઓ! દેશમાં મનુષ્યોનો સમુદાય નિત્ય આનંદ પામો અને લક્ષ્મી નિત્ય વિલાસ પામો.[૫૨–૫૩]

# *સર્ગ ૫૯ મો.

## રાજાનું સજીવન થવું, તે પ્રસંગે નગરીમાં મહોત્સવ, અને જીવન્મુક્તિનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच—सरस्वती तथेत्युक्त्वा तत्रैवांतर्धिमाययौ ।**
**प्रभाते पंकजैः सार्द्धं बुबुधे सकलो जनः ॥ १ ॥**

શ્રીવસિષ્ઠ કહે છે;—હે રામચન્દ્ર ! આ પ્રમાણે સરસ્વતી દેવી રાજાને વર આપીને અદૃશ્ય થઇ ગયાં અને પ્રભાતમાં કમળ પ્રફુલ્લિત થયાં, તે સમયે સર્વ મનુષ્યો જાગૃત થયાં. રાજાએ ઘણા હર્ષથી લીલાદેવીને આલિંગન કર્યું અને લીલાદેવીએ મરણની મૂર્છાથી સજીવન થયેલા રાજાને વારંવાર આનંદથી આલિંગન કર્યું. તે સમયે રાજાનું તે રાજમંદિર મદવડે કામદેવ જેવા સુંદર દેખાતા અને આનંદથી પરાધીન થઇ પડેલા મનુષ્યોથી શોભી રહ્યું. વાદિત્રોના અને ગાયનોના શબ્દો થઇ રહ્યા; જયજયકારના અને મંગળકારી પુણ્યાહ વાચનના શબ્દો થઇ રહ્યા. તે રાજમંદિરમાં હાથીઓ પોતાની ઉંચી શુંડો કરીને મોટા શબ્દો કરતા હતા, રાજમંદિરના આંગણામાં ઉંચા તાલથી તાંડવ નૃત્ય કરતી સ્ત્રીમંડળના શબ્દો શોભતા હતા. કેટલાએક મનુષ્યો રાજાને ભેટ કરવા માટે આવતા હતા. રાજાના કાર્યભારીઓ, યોદ્ધાઓ અને નગરનાં મનુષ્યોએ માર્ગમાં પુષ્પો પાથરી દીધાં હતાં. તેથી જાણે રેશમી વસ્ત્રો પાથર્યાં હોય તેવું જણાતું હતું. નૃત્ય કરતી સ્ત્રીઓના હાથ રાતા હોવાથી તેઓ જ્યારે ઉંચા થતા હતા ત્યારે આકાશ જાણે સ્થૂલ કમળોથી ભરપૂર હોય તેવું જણાતું હતું.[૧–૮] આનંદમાં આવી ગયેલી સ્ત્રીઓ વિલાસથી ફરતી હતી તેથી તેમનાં કાનમાં કુંડળો આમતેમ ડોલતાં હતાં. મનુષ્યોના પગના હરવા ફરવાથી છુંદાઇને કાદવરૂપ થઇ ગયેલાં પુષ્પો શોભી રહ્યાં હતાં. શરદૃઋતુના મેઘની પેઠે પટ્ટ વસ્ત્રના સુંદર ચંદરવા બાંધી દીધા હતા. આંગણામાં નૃત્ય કરતી સ્ત્રીઓના મુખોવડે જાણે લાખો ચન્દ્રો નૃત્ય કરતા હોય તેમ જણાતું હતું. આ પ્રમાણે તે સમયે રાજમંદિરની શોભા થઇ રહી હતી.

---

* આ ઓગણસાઠમા સર્ગમાં રાજા સજીવન થયો, તેના આનંદ નિમિત્તે નગરમાં મહોત્સવ થયો, તે વિશે તથા જીવન્મુક્તિનું વર્ણન કરવામાં આવશે.

બીજી તરફ પ્રથમની લીલાદેવી બીજી લીલાદેવીને તથા રાજાને પરલોકમાંથી લાવી છે, આવી વાત પ્રત્યેક દેશમાં લોકો કરવા લાગ્યા. "પદ્મરાજા પોતાનું મરણ થયું તથા પાછો સજીવન થયો," એ વિશે સંક્ષેપથી વૃત્તાંત સાંભળીને તેણે ચાર દિશામાંથી સમુદ્રનું પાણી મંગાવ્યું અને તેનાથી સ્નાન કર્યું. અને દેવાએ જેમ ઇંદ્રને અભિષેક કર્યો હતો તેમ કાર્યભારીઓએ અને બ્રાહ્મણોએ રાજાને અભિષેક કર્યો.૯–૧૩ તે પછી રાજા તથા તે બન્ને લીલાદેવી, જેઓ જીવન્મુક્ત થવાથી ઉદાર બુદ્ધિવાળાં હતાં, તેઓ સુરતના સુખની પેઠે પૂર્વના વૃત્તાંતની વાર્તાથી આનંદ પામવા લાગ્યાં. આ રીતે સરસ્વતી દેવીના પ્રસાદથી તથા પોતાના પુરુષાર્થથી પદ્મરાજા જાણે લોકમાં કલ્યાણને પામ્યો, અને સરસ્વતી દેવીના ઉપદેશથી તે રાજાએ આત્મતત્ત્વનું જ્ઞાન મેળવીને એંશી હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું. આ પ્રમાણે જીવન્મુક્ત તથા સ્થિર બોધવાળું એ જોડું એંશી હજાર વર્ષ સુધી રાજ્ય કરીને અંતે જીવન્મુક્તપણાને પામી ગયાં. તેનું રાજ્ય પ્રજામાં નિત્ય અભ્યુદયને લીધે નિર્દોષ હતું, વિદ્વાનોના સમાગમને લીધે મનોહારી હતું, મનુષ્યોને રંજન કરવામાં ચતુર હતું, તથા સર્વ કારણથી સર્વ મનુષ્યોએ સંતોષકારક હતું. તે રાજા રાણી ઘણાં વર્ષો સુધી તે રાજ્યનું પાલન કરીને વિદેહ મુક્તિને પામ્યાં.૧૪–૧૮

# *સર્ગ ૬૦ મો.

## લીલોપાખ્યાનનું પ્રયોજન.

**श्रीवसिष्ठउवाच**–एतत्ते कथितं राम दृश्यदोषनिवृत्तये ।
लीलोपाख्यानमनघं घनतां जगतस्त्यज ॥ १ ॥

શ્રીવસિષ્ઠ કહે છે–હે રામ! દૃશ્ય દોષની નિવૃત્તિ માટે શુદ્ધ આ લીલોપાખ્યાન તમને કહ્યું, માટે જગતની સત્યતાને તજો.૧ જગતની સત્યતા તજવાથી દૃશ્ય દોષની નિવૃત્તિ સહજમાં થાય છે. કારણ કે, દૃશ્ય સત્તા તો શાંત જ છે. સતની નિવૃત્તિ માટે 'नेति नेति' સ્થૂલ નહીં, સૂક્ષ્મ નહીં.. ઇત્યાદિ અપવાદમાં ક્લેશ છે. પણ

* આ સાઠમા સર્ગમાં લીલોપાખ્યાનની પ્રયોજનતા, કાળના સમવિષમ ભાવનું કારણ કહેવામાં આવશે.

અસતની નિવૃત્તિ માટે કદાપિ કલેશ નથી.[૨] 'નેતિ નેતિ' એ અપવાદે કરી જ્ઞેયરૂપ દશ્ય, અખંડ એકરૂપતાને પ્રાપ્ત થયેલું જાણી તત્ત્વેત્તા, આકાશ જેવો (નિર્લેપ) થઇ રહે છે.[૩] સ્વયંભૂ અને સ્વતઃસિદ્ધ એવા ચિદાત્માએ સ્વસ્વરૂપમાં પૃથ્વી આદિ સાધનો વિના વિવર્તે કરી આ દશ્ય સિદ્ધ કર્યું છે. માટે કરાને દ્રવતારૂપે જેમ તેમ દશ્યને સંવિદ્રૂપે થવું અસંભવતું નથી.[૪] સ્વયંભૂ ચૈતન્યરૂપ નદીને વિષે જીવસંવિત, જ્યાંસુધી વિરુદ્ધ પ્રયત્ને કરી અટકાવી ન હોય ત્યાંસુધી જેવી પ્રવૃત્તિના પ્રવાહે કરી જેવાં કાર્ય કરવા પ્રયત્ન કરે છે, તેવાં કાર્યરૂપે થાય છે. તેથી કરાની કઠિનતાની પેઠે દશ્યનો લય પ્રયત્ન વિના થતો નથી.[૫] શુદ્ધ બ્રહ્મ વિષે ચિદાકાશનો માયિક આભાસ, આ જગત્ છે, એવી પ્રતીતિ, નિરૂપાધિક બ્રહ્મપ્રત્યે નથી, પણ ઉપાધિવાળા જીવપ્રત્યે છે. એટલે જીવના પ્રયત્ને કરી જગતનો બાધ થઇ શકે છે.[૬] એવી રીતે આ (જગતરૂપ) મિથ્યા ભ્રાંતિની કયી સત્તા, કયી વાસના, કયી અવસ્થા, શું નિયતિ, કે શું અવશ્ય થવાપણું છે તે કહો? અર્થાત્ કાંઇ પણ નથી.[૭] આ પ્રકારે રહેલું અખંડિત, જેવું જોવામાં આવે છે તેવું સર્વ જગત્ માયા દૃષ્ટિને વિષે છે. પરમાર્થ દૃષ્ટિ વિષે સંભવતું નથી. જે માટે આ સૃષ્ટિ માયાનું કાર્ય છે, માયા અનંત છે ને તે માયા પરમાર્થ વસ્તુ નથી.[૮]

## કાળના સમવિષમભાવનું કારણ.

રામ પૂછે છે—હે ગુરુ મહારાજ! વનના અગ્નિએ કરી બળેલા ઘાસના જથ્થાને ફરીથી ઉગવા માટે ચાંદની જેમ ઉત્તમ છે, તેમ સંસારમાં દુખીઆં પ્રાણીઓને શાંતિ તથા વિવેક થવા માટે આપે કહેલી જ્ઞાનદૃષ્ટિ ઉત્તમ છે.[૯] જેનો ક્ષય થતો નથી, એવું જે જાણવાનું હતું તે આજ મેં ચિરકાલે જાણ્યું. આ જ્ઞેય (જાણવા યોગ્ય) જે પ્રકારે છે, જે છે, જેવું છે, જે પ્રમાણથી સિદ્ધ થાય છે, તે જે કાલે છે, તે સર્વ જાણ્યું.[૧૦] હે મહારાજ! હું જ્ઞાનદૃષ્ટિએ કરી જગતનાં તત્ત્વને વિચારું છું તો નિત્ય શાંત નિર્વાણ સ્વરૂપ બ્રહ્મ જ છે, તેથી પરમ સુખી છું એમ જાણવામાં આવે છે.[૧૧] આપનાં અમૃત જેવાં વચનો સાંભળી તૃપ્તિ થતી નથી. હવે એક સંશય છે તે દૂર કરો.[૧૨] લીલાના પતિનો ત્રણ સર્ગમાં જે કાલ ગયો, તે વસિષ્ઠ સર્ગમાં રાત્રિ દિવસ, પાદ્મસર્ગમાં માસ અને વૈદૂરથ સર્ગમાં ઘણાં વર્ષોરૂપે ગયો, તે તો ભિન્ન ભિન્ન બ્રહ્માંડમાં ગયો.[૧૩] પરંતુ એક જ બ્રહ્માંડ વિષે જે મનુષ્યનું વર્ષ, તે દેવતાનો દિવસ કેમ? કોઇ ક્ષુદ્ર પ્રાણીને મોટો કાળ તે, બ્રહ્મદેવનાં ક્ષણ કેમ?[૧૪] કાળ એક છતાં ભિન્ન ભિન્ન પ્રતીતિ

થાય છે તેનું શું કારણ? જેમ માટીના ઢેફાંમાં જલનો બિંદુ દેખાતો નથી, તેમ એક વખત સાંભળ્યા છતાં મનમાં સમજણ પડતી નથી.[૧૫]

વસિષ્ઠ કહે છે–જો અર્થસત્તાને અનુસરી પ્રતીતિ હોય તો તમારા કહેવા પ્રમાણે કાળનો વિરોધ સંભવે, પરંતુ પ્રતીતિને અનુસારે અર્થ સત્તા છે, તે પણ અનિર્વચનીય છે. માટે જે, જ્યારે, જે પ્રકારે, જે પદાર્થની ભાવના કરે છે તે, ત્યારે, તે પ્રકારે તે પદાર્થને અનુભવે છે. તાત્પર્ય કે, દ્રષ્ટાના ભેદથી કાલનો ભેદ, વિરુદ્ધ નથી.[૧૬] વિષકીટની પેઠે સદા અમૃતની ભાવનાથી વિષ પણ અમૃત થાય છે. તેમ જ મિત્રભાવનાથી શત્રુ પણ મિત્ર થાય છે.[૧૭] આ પદાર્થોનું સ્વરૂપ, જે પ્રકારે ભાવના કરાયેલું હોય, તે જ ભાવનાને અનુસારે ચિર કાલના અભ્યાસથી પદાર્થો વિષે અર્થ ક્રિયાનો નિયમ થાય છે.[૧૮] સંવિત, સ્ફુરણ સ્વભાવ છે. તે, દ્રષ્ટાના સંસ્કાર પ્રમાણે પદાર્થરૂપે થાય છે. માટે એક જ કાળ વિષે સંસ્કારે કરી કોઇને નિમેષનું જ્ઞાન અને કોઇને કલ્પાદિકનું જ્ઞાન થાય છે તે વિરુદ્ધ નથી.[૧૯] જો નિમેષ વિષે ઘણા કલ્પની ભાવના કરે, તો એ જ નિમેષ, કલ્પરૂપે થાય છે.[૨૦] જો કલ્પ વિષે નિમેષની ભાવના કરે તો એ કલ્પ નિમેષ થાય છે. કારણ કે, ભાવનાનો તેવો સ્વભાવ છે.[૨૧] ને રાત્રિ, દુઃખીઆને કલ્પ જેવડી જણાય છે તે જ, સુખીઆને ક્ષણ જેવી જણાય છે. સ્વપ્નમાં ક્ષણ, કલ્પ થાય છે. ને કલ્પ, ક્ષણ થાય છે. એ વાત જગપ્રસિદ્ધ છે.[૨૨] જેમ કે, કોઇને 'હું મરણ પામી ઉત્પન્ન થયો, યુવા થયો, સો યોજન ચાલ્યો,' એવી રીતનું સ્વપ્ન આવે છે.[૨૩] હરિશ્ચંદ્ર* રાજાને એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ થયો અને લવણે† એક રાત્રિમાં સો વર્ષનું આયુષ્ ભોગવ્યું.[૨૪] જે મનુનું ‡આયુષ્ છે, તે બ્રહ્માનું મુહૂર્ત છે. જે બ્રહ્માનું આયુષ્ છે તે વિષ્ણુનો દિવસ છે.[૨૫] જે વિષ્ણુનું આયુષ્ છે, તે શંકરનો દિવસ છે. અને નિર્વિકલ્પ સમાધિમાં રહેવાવાળાને તો દિવસ કે રાત્રિ કાંઇ પણ નથી.[૨૬]

## જગતની સંવેદનરૂપતા.

તત્વવેત્તાને સ્વસ્વરૂપ વિષે જગત્ સત્ય નથી. પ્રિય એવા વિષયો પણ વૈરાગ્ય વાસનાએ કરી અપ્રિય થાય છે. ઇંદ્રિયનિરોધ આદિ અપ્રિય છતાં પણ નિજાનંદની વાસનાએ કરી પ્રિય થાય છે.[૨૭] ગુરુ, શાસ્ત્ર આદિ વિષય લંપટતાના શત્રુ છે, તથાપિ મિત્રબુદ્ધિથી સેવ્યા હોય તો પરમ મિત્ર થાય છે. સંબંધીઓ, વિષય

* આ વાત માર્કંડેય આદિ પુરાણોમાં છે. † આ વાત યોગવાસિષ્ઠમાં આગળ આવી ગઇ છે. ‡ સો વર્ષ.

ભોગમાં સહાયતા આપવાથી મિત્ર છતાં પણ મોક્ષમાં વિઘ્નરૂપ છે. એવી બુદ્ધિએ કરી સેવ્યા હોય તો શત્રુ થાય છે.[૨૮] હે રામ! એવી રીતે સંવેદનરૂપે જગત્ થાય છે. ન અભ્યાસ કરેલા શાસ્ત્ર, પાઠ, જપ આદિ જે પદાર્થો છે[૨૯] તેના સંવેદનના અભ્યાસથી ખરેખર અભ્યાસ કરેલા થાય છે. વહાણમાં જનારાઓને ભ્રમતા સંવેદનથી પૃથ્વી ભમે છે.[૩] તીર ઉપર ઉભેલાઓને ભ્રમ સંવેદન ન હોવાથી પૃથ્વી ભમતી નથી. સ્વપ્નાવસ્થામાં જેમ તેમ શૂન્ય છતાં પણ અશૂન્યતાની ભાવનાથી અશૂન્ય થાય છે.[૩૧] સંવેદનથી પીળો પદાર્થ પણ કાળો અથવા ધોળો અનુભવાય છે. મોહથી ઉત્સવ પણ આપત્તિની પેઠે ખેદ આપે છે. કારણ કે કોઇ વખતે પોતાના ઉત્સવ વિષે પણ બાલકો રોતાં જોવામાં આવે છે.[૩૨] અવિચારી પુરુષનો વ્યવહાર, આકાશમાં જેમ તેમ ભીતને વિષે પણ જોવામાં આવે છે. મિથ્યા પદાર્થોમાં પાપક્રિયા કરવાનું સામર્થ્ય લોક પ્રસિદ્ધ છે. કારણ કે, વહેમનો પક્ષ મૂઢના પ્રાણને હરે છે.[૩૩] સંવેદનથી જાગ્રત્ સ્ત્રીની પેઠે સ્વપ્ન સ્ત્રી પણ કામ સુખ આપે છે. જે જે પ્રકારે પ્રતીત થયું તે તે પ્રકારે સ્થિરતાને પામ્યું છે.[૩૪] આકાશ, અસત્ છે એ જ આકાશ ઉંચા મેઘની છાયામાં કલ્પેલા મિથ્યા નટનાં નૃત્યની પેઠે ચિદાત્મા વિષે જગદ્રૂપે વિસ્તાર પામ્યું છે.[૩૫] મિથ્યા જ્ઞાને કરી કલ્પેલા પિશાચની પેઠે જગતને માનસિક જાણો, વસ્તુરૂપે ન જાણો.[૩૬] આ જગત્, માયા માત્ર છે. તે મૂર્ત ન હોવાથી જેમ અન્યને પ્રતિબંધક નથી, તેમ જગતને અન્ય પ્રતિબંધક નથી. સ્પષ્ટ જોવામાં આવતું જગત્ જાગતા પુરુષને અપૂર્વ સ્વપ્ન દર્શન છે એમ તત્ત્વવેત્તા જાણે છે.[૩૭] જેમ લાકડાનો સ્તંભ, પોતા વિષે મૂર્તિને દર્શાવે છે, તેમ પરમાર્થ મહાસ્તંભ, સૃષ્ટિને દર્શાવે છે.[૩૮] જેમ સ્વપ્નમાં પડેલા મોટા યોદ્ધાઓએ ક્ષોભિત કરેલો અને જાગ્રત્ થયેલો પુરુષ, સુતેલાની પેઠે જુવે છે, તેમ બ્રહ્માની સૃષ્ટિ જાગ્રત છતાં પણ સુતેલાની પેઠે છે.[૩૯] જેમ, પુષ્પ, પલ્લવ આદિ જે જે પદાર્થો, વસંત ઋતુમાં પ્રકટ થવાના છે, તે સર્વે, વસંત ઋતુ પહેલાં પોતાના ઉપાદાન કારણ પૃથ્વી વિષે અદૃશ્ય રહે છે, તેમ સૃષ્ટિ પરમાત્મા વિષે અદૃશ્ય રહે છે.[૪૦] જેમ સુવર્ણમાં દ્રવતા, અપ્રકટ રહે છે, તેમ પરમાત્મા વિષે સૃષ્ટિ અપ્રકટ રહી છે.[૪૧] જેમ અવયવો, અવયવી શરીરથી ભિન્ન નથી, તેમ જગત્, આત્મસ્વરૂપ બ્રહ્મથી ભિન્ન નથી.[૪૨] જેમ સ્વપ્નમાં યુદ્ધ કરનાર પુરુષને તે યુદ્ધ સત્ય છે, પણ જે સાથે યુદ્ધ કરે છે, તેને અસત્ય છે, તેમ આ જગત્, અજ્ઞાનીને સત્ છતાં તત્ત્વવેત્તાને અસત છે.[૪૩] આ જગત્, મહાપ્રલયમાં અને સૃષ્ટિના આદિમાં

ચિદ્રૂપ છે. પરસ્પર જે કાર્ય કારણ ભાવ છે, તે મિથ્યા છે, પણ વાસ્તવ નથી.[૪૪] એક બ્રહ્મા મુક્ત થાય છે તો અન્ય બ્રહ્મા સ્મરણથી થાય છે. તે બ્રહ્માના જ્ઞાનથી સૃષ્ટિ થાય છે, માટે સૃષ્ટિ, જ્ઞાનસ્વરૂપ જ છે.[૪૫]

રામ પૂછે છે; ત્યાં પ્રધાન આદિ સર્વ પ્રજાને વિદૂરથના કુલનોક્રમ સમાન કેમ ભાસવો?[૪૬]

વસિષ્ઠ કહે છે—જેમ મોટા પવનને સ્વલ્પ પવન અનુસરે છે, તેમ જીવ-સંવિત્ મુખ્યસંવિતને અનુસરે છે. એ જ સર્વને વિદૂરથ કુલનો ક્રમ સમાન ભાસવામાં કારણ છે.[૪૭] રાજા, પ્રજા અને મંત્રી એ સર્વનાં સમાન અદૃષ્ટ હોવાથી સર્વને સરખું જ્ઞાન થયું.[૪૮] વિદૂરથનાં પૂરમાં 'એવાં કુલમાં આ અમારો રાજા થયો છે' એવાં જ્ઞાને કરી સર્વ પ્રજા વ્યાપ્ત હોય તેમ સર્વને સમાન જ્ઞાન થયું.[૪૯] જેમ ચિંતામણિના પ્રકાશમાં કારણ વિચારની અપેક્ષા નથી, તેમ ચિત્તનાં સ્ફુરણમાં કારણ વિચારની અપેક્ષા નથી. કારણ કે તે તેનો સ્વભાવ છે.[૫૦] 'કુલમાં હું જ રાજા થાઉં;' એવો વિદૂરથનો મનોરથરૂપી પ્રકાશ, તેની સંવિતરૂપી રત્નમાંથી થયો છે.[૫૧] જે સૃષ્ટિ વિષે જ્યારે જ્યારે જેટલા જીવો હોય છે, તે સર્વે, સામસામા અરીસાની પેઠે એક બીજાનાં પ્રતિબિંબને ગ્રહણ કરે છે.[૫૨] શંકા:—એ પ્રમાણે બિંબ વિષે પ્રતિબિંબનો ત્યાગ થશે નહીં. ત્યારે નિર્વિષય મોક્ષની પ્રાપ્તિ કેમ? સમાધાન:—તે જીવ સંવિદોમાં અડગ, તીવ્ર અને મોક્ષપર્યંત એકરૂપ જે જીવ સંવિત્ થાય છે, તે જ સંવિત્, મોક્ષરૂપ સ્થિરતાને પામે છે.[૫૩] જીવ ચૈતન્યમાં જગત્, આકાર અથવા બ્રહ્માકાર એ બન્નેમાંથી જે પ્રબળ હોય, તે જ પ્રતિબિંબે છે. કારણ કે તેવો સ્વભાવ છે.[૫૪] શંકા:—જગતની વાસના ચિરકાલની હોવાથી તે પ્રબળ છે. તેથી મોક્ષની આશા કેમ? સમાધાન:—યત્ન વિનાના વેગ કરતાં યત્ને કરેલો વેગ પ્રબળ જોવામાં આવે છે. તેથી યત્ને કરી મેળવેલો બ્રહ્માકાર વેગ, યત્ન વિનાના જગદાકાર વેગને જિતી લેશે. વળી જેમ મહાનદીઓ, ક્ષુદ્ર નદીઓને વશ કરે છે, તેમ સત્ય અને પ્રબળ બ્રહ્માકાર સંવિત્, અસત્ય જગદાકાર સંવિ-તને વશ કરશે.[૫૫] શંકા:—જો બ્રહ્માકાર અને જગદાકારનો વેગ સમાન છે, તો કોઇનો જય થશે નહીં. સમાધાન:—મુમુક્ષુ પુરુષો, જ્યાંસુધી બ્રહ્માકારનો વેગ પ્રબળ થઇ જગદાકારને જિતતો નથી ત્યાંસુધી અભ્યાસ મૂકતા નથી.[૫૬] જીવો પ્રત્યે એ પ્રમાણે ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન, સમવિષમતાવાળા હજારો સર્ગ છે. તથાપિ દોડવાથી કોઇને કાંઇ મળ્યું નથી, તેમ ઉદાસીન કોઇ રહ્યું નથી. કેમ કે અવસ્તુની

પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ યોગ્ય નથી. એટલા માટે આ ચિદાકાશ શાંત અને પ્રતિબંધ રહિત છે.[૫૭-૫૮] આ (જગતરૂપી) સ્વપ્ન, નિદ્રા વિના પણ અજ્ઞાનીને ભાસે છે. ને અવશ્ય ભાવી એવો આત્મસાક્ષાત્કાર તો સ્વસ્વરૂપ છતાં અસત્ય જેવો છે.[૫૯] જેમ એક જ વૃક્ષ, પત્ર, પુષ્પ, ફલરૂપે રહ્યો છે, તેમ એક જ પરમાત્મા અનંતશક્તિએ કરી અનંતરૂપે રહ્યો છે. પ્રપંચ, પરમાર્થ દૃષ્ટિએ કરી ભિન્ન નથી, માયાદૃષ્ટિએ કરી ભિન્ન છે.[૬૦] પ્રમાતા, પ્રમાણુ, પ્રમેય, આદિ, માયા છે. પરમાર્થ તો અદ્વિતીય એક જ છે. એમ જાણ્યા પછી કોઇને કોઇ કાલે વિસ્મરણુ થતું નથી.[૬૧] જેમાં કોઇપણ વિકાર, ઉદય કે અસ્ત નથી, એવું આત્મસ્વરૂપ, અંધકારને પણ પ્રકાશે છે. તે દિશા તથા કાલસ્વરૂપ છે. તથાપિ એક અનાદિ અને શુદ્ધ છે. આદિ અંત તથા મધ્યરહિત છે. અને તરંગ વગરનાં સ્વચ્છ જલ જેવું છે. એટલે નાનાંપણાંની પ્રતીતિ થાય છે. તે માયા છે તેથી શુદ્ધબ્રહ્મને એકરૂપતાનો વિરોધ નથી.[૬૨] શુદ્ધ બ્રહ્મસ્વરૂપ પ્રકાશ, દ્વૈત અને એક નાના સંકલ્પ વિકલ્પરૂપ મનથી આકાશ વિષે પોતાની શૂન્યતાની પેઠે 'હું' 'તું' ઇત્યાદિ જગદ્રૂપે ભાસે છે.[૬૩]

# *સર્ગ ૬૧ મો.

## સંસારની અસારતા.

**श्रीरामउवाच—अहं जगदिति भ्रांतिः परस्मात्कारणं विना ।**
**यथोदेति तथा ब्रह्मन् भूयः कथय साधु मे ॥ १ ॥**

રામ પૂછે છે-હે મહારાજ! 'હું' અને 'જગત્' એવી ભ્રાંતિ, વિનાકારણે પરમાત્માથી જે પ્રકારે ઉત્પન્ન થાય છે, તે પ્રકાર અનુભવમાં આવે તેવી રીતે ફરીથી કહી સંભળાવો.[૧]

વસિષ્ઠ કહે છે—જે માટે આ જ્ઞાતા, સર્વ પ્રકારની ભ્રાંતિને સદા સંવિત્ વિષે જ જાણે છે, તે માટે સર્વ, સર્વ સ્વરૂપ છે, તે સમતા જ છે. તેથી વિષમતા રહેતી નથી. તે વિના જન્માદિ વિકારો સંભવતા નથી. તાત્પર્ય કે વસ્તુતઃ પરમાત્મા જ છે, એટલે કારણ વિનાનું જગત્ ભ્રાંતિ છે.' એમ જે કહ્યું તે યોગ્ય જ છે.[૨] સંપૂર્ણ

* આ એકસેઠમા સર્ગમાં પ્રયોજનની સિદ્ધિ માટે તથા વૈરાગ્ય માટે યુક્તિએ કરી સંસારની અસારતા તથા અસત્યતા કહેવામાં આવશે.

શબ્દો તથા અર્થોનું જ્ઞાન, બ્રહ્મ જ છે, તેથી ભિન્ન નથી. સર્વે વિષયો તથા તેના આકારો, આ બ્રહ્મને નથી. કારણ કે ચૈતન્યને વિષે જડના આકારમાં કોઈપણ યુક્તિ નથી.[૩] જેમ સુવર્ણથી કડું ભિન્ન નથી. જલથી તરંગ ભિન્ન નથી, તેમ જગત, ઇશ્વરથી ભિન્ન નથી.[૪] જેમ સુવર્ણ, કડાં વિષે છે, પણ કડું સુવર્ણ વિષે નથી. તેમ ઇશ્વર, જગત્ વિષે છે. પણ જગત્ ઇશ્વર વિષે નથી.[૫] જેમ અવયવીનું રૂપ અવયવ સ્વરૂપ છે. તેમ અવયવ રહિત ચિત્તનું રૂપ, સર્વ સ્વરૂપ છે.[૬] સર્વે પ્રાણીઓને એક વખતે પરબ્રહ્મસ્વરૂપનું જે અજ્ઞાન, તે જ 'જગત્' 'હું' ઇત્યાદિ નાનાપ્રકારે ભાસે છે.[૭] જેમ સ્ફટિક મણિમાં અનેક વનની પરંપરાનું પ્રતિબિંબ પડે છે. તે, તેથી અભિન્ન છે. તેમ ચિદ્‌ઘન બ્રહ્મમાં 'જગત્' 'હું' એ પ્રકારની પ્રતીતિ, બ્રહ્મથી અભિન્ન છે, બ્રહ્મરૂપે છે.[૮] જેમ જળ વિષે તરંગ છે, તે જલરૂપ છે તેમ બ્રહ્મવિષે સૃષ્ટિઓ છે, તે બ્રહ્મરૂપ છે.[૯] બ્રહ્મ, સૃષ્ટિ વિષે નથી. સૃષ્ટિ બ્રહ્મવિષે નથી. એ બ્રહ્મ તથા સૃષ્ટિની સત્તા, અવયવાચલની પેઠે સિદ્ધ થતી નથી.[૧૦] વાયુએ કરી સ્પંદન જેમ તેમ ચિદ્રૂપ બ્રહ્મે કરી પ્રપંચનું સ્વરૂપ જણાય છે.[૧૧] તેજ વખતે ચિત્તમાંથી સંકલ્પ જેમ તેમ બ્રહ્મથી શબ્દ તન્માત્રાવાળું આકાશ ઉત્પન્ન થાય છે. એટલે બ્રહ્મ જ આકાશરૂપે થાય છે.[૧૨] તેજ આકાશરૂપ બ્રહ્મ, સ્થિર પવન સ્પંદતાને જેમ તેમ સ્પર્શ તન્માત્રાવાળી અને પોતાની સત્તારૂપ અનિલતા (વાયુ ભાવ)ને પ્રાપ્ત થાય છે—વાયુરૂપે થાય છે.[૧૩] એજ વાયુરૂપ બ્રહ્મ તેજ, પ્રકટતાને જેમ તેમ તેજો ભાવને પ્રાપ્ત થાય છે કે જે તેજ પોતાની સત્તારૂપ તથા રૂપ તન્માત્રાવાળું છે.[૧૪] તેજોરૂપ બ્રહ્મ, જલ, દ્રવતાને જેમ તેમ જલ ભાવને પામે છે. કે જે જલ, પોતાની સત્તારૂપ અને રસતન્માત્રાવાળું છે.[૧૫] જલરૂપ બ્રહ્મ, પૃથ્વીરૂપે થાય છે કે જે પૃથ્વી પોતાની સત્તારૂપ તથા ગંધતન્માત્રાવાળી છે.[૧૬] શંકા—નેત્રનાં ઉન્મેષણ વખતે તત્કાલ જગતની ભાવના થાય છે. તેથી ઉપર કહેલો ઉત્પત્તિનો ક્રમ સંભવતો નથી. ત્યારે દૃષ્ટિ સૃષ્ટિની સિદ્ધિ કેમ? સમાધાન—જાણવામાં ન આવે તેવા નિમેષના લાખમા ભાગમાં જેની પ્રતીતિ થાય છે, એવું ચિત્તનું સ્ફુરણ, કે જે જગદ્રૂપે છે, તેજ કરોડો કલ્પની સૃષ્ટિની પરંપરા છે. તાત્પર્ય-ચિત્તનો ચમત્કાર એવો છે. એટલે તેને વિષે નિમેષના લાખમા ભાગનો અથવા કરોડો કલ્પનો આરોપ માયિક છે, તેથી વિરુદ્ધ નથી. એ પ્રમાણે દષ્ટિ સૃષ્ટિની સિદ્ધિ થાય છે,[૧૭] કાળે કરી જગતનો પરિચ્છેદ છે, પણ બ્રહ્મનો પરિચ્છેદ નથી.

કારણ કે બ્રહ્મ, શુદ્ધ છે નિત્ય, જેમાં સર્ગો તથા પ્રલયો રહ્યા છે. પોતે નિર્દોષ, ઉત્પત્તિ તથા સ્થિતિ રહિત અને આધાર રહિત છે.[૧૮] શંકા–જ્યારે બ્રહ્મ વિષે સર્ગ તથા પ્રલય છે ત્યારે મોક્ષ, એકરૂપ થશે નહીં. સમાધાન–જો બ્રહ્મ જાણ્યું હોય તો પરમાર્થ સત્યરૂપ તથા મોક્ષ સ્વરૂપ છે. તેમ જ સૃષ્ટિ તથા પ્રલયનો આધાર છતાં પણ વિષમતા રહિત છે. તે જો ન જાણ્યું હોય તો પરમાર્થતઃ સૃષ્ટિ પ્રલયવર્જિત છતાં પણ તે વાળું જોવામાં આવે છે.[૧૯] જ્ઞાતા, બ્રહ્મને જે રૂપે જાણે છે, બ્રહ્મ, તે રૂપે સ્વસ્વરૂપ વિષે થાય છે. કારણ કે એ બ્રહ્મ, માયા શક્તિવાળું છે.[૨૦] અંતર્દૃષ્ટિથી તો, જગત્ પરમાર્થ બ્રહ્મ છે. ને બહિર્દૃષ્ટિથી તે બ્રહ્મ, જગદ્રૂપે ભાસે છે. જે માટે એ બ્રહ્મ, સર્વ નામને પ્રાપ્ત થાય છે, તથાપિ તે સર્વ મિથ્યા છે. કેમ કે બ્રહ્મ, વાણીને અગોચર છે.[૨૧] વાયુને વિષે સરણ જેમ તેમ મૂલ જ્ઞાનને વિષે સર્ગ અસત્ છે. તથાપિ સર્ગ મૂલાજ્ઞાન અધિષ્ઠાનની સત્તાએ કરી સત્ જેવો જણાય છે. તે સદ્રૂપ બ્રહ્મ વિષે મિથ્યા માયારૂપ હોવાથી અસત જેવો છે.[૨૨] જેમ તેજને વિષે ભાસ્વરતા, ભિન્ન તથા અભિન્ન છે. તેમ બ્રહ્મને વિષે જગત્ સત્ય અને અસત્ય છે. અન્યરૂપે જાણવાથી અસત્યને બ્રહ્મરૂપે જાણવાથી સત્ય છે.[૨૩] જેમ માટી વિષે તથા કાષ્ઠ વિષે પુતળી અદૃશ્યરૂપે છે. જેમ સાહી વિષે વર્ણો છે. તેમ બ્રહ્મ વિષે સૃષ્ટિઓ રહી છે.[૨૪] જેમ મિથ્યા મૃગજલ, મરુ સ્થલ વિષે ભાસે છે. તેમ મિથ્યા જગત્, બ્રહ્મ વિષે ભાસે છે.[૨૫] જેમ બીજમાં રહેલું વૃક્ષ, વૃક્ષરૂપે ભિન્ન અને બીજરૂપે અભિન્ન જોવામાં આવે છે. તેમ બ્રહ્મમાં રહેલું જગત્, જગદ્રૂપે ભિન્ન અને બ્રહ્મરૂપે અભિન્ન જોવામાં આવે છે.[૨૬] જેમ દૂધની મધુરતા, મરીની તીક્ષ્ણતા, જલની દ્રવતા અને પવનનું સ્પંદન, અભેદ દૃષ્ટિથી સત્ છે. અને ભેદ દૃષ્ટિથી મિથ્યા છે. તેમ આત્મા વિષે સર્ગ, અભેદે કરી સત્ અને ભેદે કરી અસત્ છે. [૨૭–૨૮] જેમ રત્નનું સ્ફુરણ, કારણ વિના છે. એટલે રત્નથી ભિન્ન નથી. તેમ બ્રહ્મનું સ્ફુરણ જગત્, કારણ વિના છે, તેથી બ્રહ્મથી ભિન્ન નથી.[૨૯] વાસના, ચિત્ત, જીવ ઇત્યાદિનો અનુભવ, મનથી ઉત્પન્ન થાય છે. એ મનનો નાશ થવાથી વાસના આદિનો નાશ થાય છે. એટલે તેનો અનુભવ થતો નથી. ને મનનો નાશ તો જ્ઞાન યોગના દૃઢાભ્યાસરૂપી પુરુષાર્થથી થાય છે.[૩૦] કોઈ કાલે કોઇ સ્થલે કાંઇપણ ઉત્પન્ન થતું નથી. તેમ નષ્ટ થતું નથી. સર્વ શાંત, ઉત્પત્તિ વર્જિત તથા શિલાની પેઠે ચિદ્ઘન છે.[૩૧] ચિત્તને લીધે ભ્રાંતિએ કરી પરમાણુ વિષે પણ હજારો સર્ગની પરંપરા થાય છે. તે પર-

માણુ વિષે પરમાણુ, તેને વિષે પરમાણુ, એવી રીતે અનવસ્થા પ્રાપ્ત થાય છે, માટે મિથ્યા છે. તાત્પર્ય-જ્યાં સુધી મન છે ત્યાં સુધી પરમાણુ વિષે પણ જગત્ પરંપરાની નિવૃત્તિ થતી નથી. ને મનનો નાશ થવાથી તો સંપૂર્ણ જગતની નિવૃત્તિ થાય છે.[૩૨] જેમ જળમાં લહરી બુદ્બુદ, આદિ પ્રકટ તથા અપ્રકટ છે. તેમ જીવને વિષે જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ આદિ શક્તિઓ પ્રકટ તથા અપ્રકટરૂપે છે.[૩૩] જો જીવને વિષય ભોગમાં થોડી પણ અપ્રીતિ થાય તો તે જીવ, તે અપ્રીતિએ કરીને જ ઉત્તમ પદને પામે છે, એવી શ્રુતિ છે. તાત્પર્ય કે જ્ઞાન યોગના દૃઢાભ્યાસમાં વૈરાગ્ય કારણ છે.[૩૪] જે જે વિષયથી વૈરાગ્ય પામે છે, તે તે વિષયથી મુક્ત થાય છે. એ પ્રમાણે જ્ઞાન તથા વૈરાગ્યની દૃઢતાથી દેહાદિકમાં અહંબુદ્ધિ ન કરનાર પુરુષને જન્મ મરણનો કલેશ ભોગવવો પડતો નથી.[૩૫] ઇશ્વરચિત્ અને જીવચિત્ એવી રીતે ચિત્ બે પ્રકારની છે. ઇશ્વર ચિત્, પર અને જીવ ચિત્ અપર કહેવાય છે. પરચિત્, નામરૂપ વર્જિત છે. ને અપર ચિત્, ચરાચર જગદ્રૂપ છે, એમ જે જાણે છે, તે મોક્ષ પામે છે.[૩૬] પરચિત્, સ્વયંપ્રકાશ તથા સજાતીય, વિજાતીય, સ્વગત ભેદ વર્જિત છે. જલમાં લહરી જેમ તેમ પરચિતને વિષે આ જગત્ ભાસે છે. એ જગત્, ચિત્થી ભિન્ન માનીએ તો અસત્ અને અભિન્ન માનીએ તો સત્ છે.[૩૭] બ્રહ્મદેવની અહંભાવના, સંકલ્પના ભેદથી જગતને ઉત્પન્ન કરે છે. એટલે વ્યષ્ટિમાં જેમ તેમ સમષ્ટિમાં પણ અહંકાર અને સંકલ્પ, એ બન્નેથી સંસારની કલ્પના થાય છે. તો પણ વ્યષ્ટિ કરતાં સમષ્ટિમાં વિશેષ છે. તે એ જ કે સમષ્ટિની અહંભાવના, કાળ કે જે વિષ્ણુના નિમેષનો કરોડમો ભાગ છે, તેમાં પણ યુગાંતનો અનુભવ કરે છે. એ માયાનો મહિમા કેવો મોટો છે![૩૮]



# *સર્ગ ૬૨ મો.

## જગતની ભ્રાંતિરૂપતા.

**श्रीवसिष्ठ उवाच–परमाणुनिमेषाणां लक्षांशकलनास्वपि ।**
**जगत् कल्पसहस्राणि सत्यानीव विभान्त्यलम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–પરમાણુના લક્ષાંશ (લાખમા ભાગ)ની કલ્પનામાં પરમાણુ વિષે અને નિમેષના લક્ષાંશની કલ્પનામાં નિમેષ વિષે હજારો બ્રહ્માંડો, દૃશ્ય બ્રહ્માંડની પેઠે સત્ય હોય એમ ભાસે છે.[૧] તે બ્રહ્માંડોમાં પરમાણુ તે પ્રત્યેક પરમાણુ વિષે બ્રહ્માંડ, એવી રીતે અનવસ્થિતિ હોવાથી એ ભ્રાંતિ જ છે.[૨] જેમ જળની દ્રવતા પોતાની અંદર આવર્ત (ભ્રમરી) ધારણ કરે છે, તેમ સત્તા, ભૂત, ભવિષ્ય, તથા વર્તમાન સર્ગ પરંપરાને પોતાની અંદર ધારણ કરે છે.[૩] જેમ મરુસ્થળને વિષે કલ્પેલી નદી મિથ્યારૂપ છે, તેમ કલ્પેલી સર્ગની પરંપરા મિથ્યારૂપ છે.[૪] સર્ગની પરંપરા, સ્વપ્નની પેઠે ઇંદ્રજાળની પેઠે મનોરથની પેઠે તથા સંકલ્પની પેઠે મિથ્યા છે.[૫]

### નિયતિ† શક્તિનું નિરૂપણ.

રામ પૂછે છે–હે જ્ઞાનીમાં શ્રેષ્ઠ! સારી રીતે વિચાર કરવાથી નિર્વિકલ્પ, અદ્વિતીય આત્માનું જ્ઞાન થયા છતાં પણ તત્ત્વવેત્તાનો દેહ કેમ રહે છે? બળિરાજા આદિના દેહની પેઠે તત્ત્વવેત્તાનો દેહ દૈવે કરીને રહે છે, એમ માનવું પણ સંભવતુ નથી. કારણ કે 'તત્ત્વવેત્તા વિષે દૈવની શક્તિ પણ નથી.' એમ શ્રુતિમાં કહ્યું છે.

વસિષ્ઠ કહે છે–ઇશ્વરના સંકલ્પરૂપ નિયતિ છે કે જે સર્વ જગતના નિયમિત વ્યવહારે કરી સ્પષ્ટ જાણવામાં આવે છે. ને તે, અવશ્ય થવાની એક સત્તારૂપ તથા સર્વ કલ્પમાં રહેવાવાળી છે. નિયતિ કે જે પદાર્થોના ભિન્ન ભિન્ન સ્વભાવનું કારણ છે, તે સૃષ્ટિના આરંભથી જ છે. અગ્નિનો સર્વદા ઉષ્ણતા સ્વભાવ 'સર્વ પદાર્થોનો સ્વભાવ, નિયમિત રહે' એ પ્રકારના સંકલ્પરૂપે પરબ્રહ્મ થાય છે.[૯] 'મહા સત્તા' 'મહાચિતિ' 'મહાશક્તિ' 'મહાદૃષ્ટિ' 'મહાક્રિયા' 'મહોદ્ભવ' 'મહાસ્પંદ' અને 'મહાત્મા' એ સર્વે નિયતિનાં નામ છે.[૧૦–૧૧] એ નિયતિ, જગતને ધાસની

---

* આ બાસઠમા સર્ગમાં જગતની ભ્રાંતિરૂપતાનું તથા મહાનિયતિ શક્તિનું વિવેચન કરવામાં આવશે. † પ્રાણીનાં અદૃષ્ટ સહિત ઇશ્વરનો સંકલ્પ, નિયતિ કહેવાય છે.

પેઠે ભમાવે છે. ‘દૈત્યો, ક્રૂર સ્વભાવવાળા’ ‘દેવતાઓ, સૌમ્ય સ્વભાવવાળા,’ ‘સર્પો, ક્રોધી’ અને ‘પર્વતો, સ્થિતિવાળા,’ એવી રીતે કલ્પ સુધીનો નિયમ નિયતિ કરે છે.૧૨ કોઇ વખતે બ્રહ્મદેવની સત્તાનો ‘આકાશ વિષે ચિત્ર આદિ’ વ્યભિચાર જોવામાં આવે છે પણ નિયતિની સત્તાનો વ્યભિચાર જોવામાં આવતો નથી.૧૩ બ્રહ્મા અને નિયતિ આદિનો ભેદ, વ્યાવહારિક દૃષ્ટિથી કહ્યો. પણ તત્ત્વજ્ઞ દૃષ્ટિમાં તો બ્રહ્મા, નિયતિ, સર્ગ આદિ, એક જ છે, ભિન્ન નથી.૧૪ શંકા—બ્રહ્મ, અચળ છે. ને સર્ગ ચલ છે. તેનો અભેદ કેમ? સમાધાન—બ્રહ્મ, અચલ છતાં અજ્ઞાને કરી ચલ જેવું જોવામાં આવે છે. આદિ, અંત તથા મધ્ય રહિત બ્રહ્મને વ્યાપીને સર્ગ રહ્યા છે એટલે તેથી ભિન્ન નથી.૧૫ સ્વપ્નમાં આકાશ જેમ સ્ફટિક મણિમાં પ્રતિબિંબેલી વનની લેખા જેમ તેમ સબલ બ્રહ્મવિષે રહેતા બ્રહ્માને નિયતિ જાણવામાં આવી છે, તેને અનુસરી બ્રહ્માએ સૃષ્ટિ કરી છે.૧૬ જેમ અવયવીને પોતાના અવયવો જોવામાં આવે છે. તેમ બ્રહ્માને ચિત્સ્વભાવથી નિયતિ આદિ જોવામાં આવે છે.૧૭ એ નિયતિ જ દૈવ કહેવાય છે. તે, સર્વ કાળના પદાર્થોમાં રહે છે. શુદ્ધ ચિત્ એટલે ઇશ્વર સંકલ્પ જ, નિયતિરૂપે છે.૧૮ ‘અમુક પદાર્થે આવી રીતે ક્રિયા કરવી, આવી રીતે અવશ્ય થવું’ એવી નિયમિત સ્થિતિ, નિયતિ કહેવાય છે.૧૯ એ જ નિયતિ, પુરુષની ક્રિયા, ઘાસ, ગુલ્મ, સર્વ ભૂતો, અહંકાર, જગત્, કાળ, ક્રિયા આદિ સર્વ રૂપે છે.૨૦ આ નિયતિએ કરી પૌરુષી (પ્રાણીનાં અદૃષ્ટ)ની સત્તા, ને તેણે કરી નિયતિની સત્તા છે. જ્યાંસુધી સૃષ્ટિ રહે છે, ત્યાંસુધી ‘નિયતિ’ અને ‘પૌરુષી’ સત્તા એ બન્ને ભેદરૂપે જોવામાં આવે છે. પ્રલય વખતે તો બન્ને એકરૂપે રહે છે.૨૧ નિયતિ અને પૌરુષી સત્તા, પુરુષના પ્રયત્ને કરીને થાય છે. કારણ કે તેવી નિયતિ છે.૨૨ ‘તમારે મારા પ્રત્યે દૈવ અને પૌરુષના નિર્ણયનો પ્રશ્ન કરવો ને મારા કહેવા પ્રમાણે તમારે માન્ય કરવું,’ એ પણ નિયતિ જ છે.૨૩ ‘દૈવ, સુખ અથવા દુઃખ મને આપશે.’ એવી રીતે દૈવપરાયણ થઇ નિષ્ક્રિય થઇ મૌન ધારણ કરી કોઇ રહે છે. તે પણ નિયતિનો જ નિશ્ચય છે.૨૪ જે પુરુષ, પ્રથમથી જ નિષ્ક્રિય હોય તેને બુદ્ધિ, કર્મ, વિકાર કે આકૃતિ કાંઇ પણ થતું નથી. એટલે પુરુષની ક્રિયાએ કરીને જ કલ્પ પર્યંત વ્યવહારની સ્થિતિ છે, તે પણ નિયતિ જ છે. તેવી જ રીતે સર્વે પદાર્થો રહ્યા છે. ૨૫ ‘આ, આ પ્રકારે અવશ્ય થાય.’ એવી સ્થિતિ નિયતિ કહેવાય છે. ઇશ્વર પણ, તે નિયતિને બદલાવી શકતો નથી.૨૬ ‘પુરુષાર્થ તજવો નહીં’ એવા નિશ્ચયે કરી બુદ્ધિમાન્ પુરુષ, પુરુષાર્થ કરે છે. તે પણ નિયતિ જ

છે.[૨૭] પુરુષ પ્રયત્ન વિના ઇશ્વર સંકલ્પ માત્ર, નિયતિ કહેવાય છે. ને પુરુષના પ્રયત્નરૂપ પૌરુષ કહેવાય છે. નિયતિ, કે જે અપૌરુષરૂપે છે, તે નિષ્ફલ છે. ને પૌરુષરૂપે સફલ છે. એટલે પૌરુષથી જ પુરુષાર્થનો લાભ થાય છે. પૌરુષ અને નિયતિ બન્ને એક જ છે. ઉપાધિના ભેદથી ભેદ જોવામાં આવે છે.[૨૮] શંકા—પૌરુષ વિના લાભ થતો નથી ત્યારે અજગર વૃત્તિવાળાને તૃપ્તિ આદિનો લાભ કેમ? સમાધાન—અજગર વૃત્તિવાળો નિયતિએ કરી મૂક ભાવને રાખીને પણ જો મુખમાં પડેલાં અન્નને ગળવા આદિ પૌરુષ ન કરે તો તૃપ્તિ પામે નહીં. તાત્પર્ય કે અજગર વૃત્તિવાળો પણ મુખમાં પડેલાંને ગળવારૂપ અને સ્વાસોચ્છ્વાસ રૂપ પૌરુષ કરે છે. ત્યારે જ તેને તૃપ્તિનો લાભ મળે છે.[૨૯] વિશ્રાંતિને આપવાવાળી નિર્વિકલ્પ સમાધિમાં રહેવાવાળો મુમુક્ષુ પણ જ્યારે પ્રાણ નિરોધરૂપી પુરુષાર્થ કરે છે ત્યારે જ મોક્ષને પામે છે. માટે પૌરુષ વિના ફળ મળતું નથી.[૩૦] શાસ્ત્રમાં કહેલાં પૌરુષ (શમ દમાદિ સાધન) માં તત્પર રહેવું, એ, સાધનમાં ઉત્તમ છે ને અકર્મતારૂપ મોક્ષ, ફલમાં ઉત્તમ છે. એ સાધ્ય સાધને કરી, તત્વવેત્તાનો પક્ષ પ્રબલ છે. તેથી તે, અવિદ્યા તથા તેનાં કાર્યોનાં વિઘાતમાં સમર્થ છે એટલે દુઃખ રહિતતા જ તત્વવેત્તાની નિયતિ છે.[૩૧] જે દુઃખરહિતતા નિયતિ છે, તે જ બ્રહ્મસત્તાની સ્ફૂર્તિ છે. તેને વિષે જો દઢ પ્રયત્ન કર્યો હોય તો પરમ શુદ્ધ બ્રહ્મ કે જે પરમ ગતિરૂપ છે, તેની પ્રાપ્તિ થાય છે.[૩૨] જેમ પૃથ્વીની અંદર ગયેલી જલની દ્રવતા, ઘાસ, વલ્લી, વૃક્ષ અને ગુલ્મ આદિરૂપે સ્ફૂરે છે, તેમ બ્રહ્મ જ, ચરાચર જગદ્રૂપે સ્ફૂરે છે.[૩૩]

# *સર્ગ ૬૩ મો.

## બ્રહ્મની સર્વ રૂપતા.

**श्रीवसिष्ठउवाच—यदेतद्ब्रह्मतत्वं सर्वथा सर्वदैव सर्वतएव ।**
**सर्वशक्ति सर्वाकारं सर्वेश्वरं सर्वगं सर्वमेवेति ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—જે માટે આ માયા શબલ બ્રહ્મતત્ત્વ, સર્વ વસ્તુરૂપે, સર્વ કાલ વિષે, સર્વ દેશ વિષે, સર્વ શક્તિવાળું, સર્વ આકારવાળું અને સર્વજ્ઞપણાંએ કરી

* આ ત્રેસઠમા સર્ગમાં બ્રહ્મ, માયા શક્તિના વિલાસે કરી સર્વ સ્થળે સર્વ રૂપે જેવી રીતે સ્ફુરે છે, તે પ્રકાર કહેવામાં આવશે.

સર્વેનું નિયામક છે. એ બ્રહ્મ, સર્વ વસ્તુમાં રહેલું છે. એટલે કોઇથી દૂર નથી. અને સર્વ રૂપ છે, એટલે તટસ્થ નથી.[૧] શંકા–બ્રહ્મવિષે દૂરતા તથા તટસ્થતા કેમ નથી? સમાધાન–એ, સર્વ શક્તિમાન્ છે. માટે તેમાં તે બન્ને સંભવતાં નથી. સર્વ શક્તિમાન્ હોવાથીજ સર્વત્ર સર્વ પદાર્થને પ્રકટ કરતું નથી. પણ ઉપાધિના ભેદથી યોગ્યતાને અનુસરી પ્રકટ કરે છે. અંતઃકરણની ઉપાધિ વિષે જીવભાવે કરીને ચિત્-શક્તિને પ્રકટ કરે છે. સાત્વિક ઉપાધિવાળાં અંતઃકરણને વિષે શાંતિ, તામસ ઉપાધિ વિષે જડ શક્તિ, રાજસ ઉપાધિ વિષે રાગ, લોભ શક્તિ, કોઇ સ્થલે મિશ્રિત શક્તિ પ્રકટ કરે છે. ને સુષુપ્તિ તથા પ્રલયને વિષે તો કાંઇ પ્રકટ કરતું નથી.[૨] તેવી રીતે ભિન્ન ભિન્ન શક્તિ પ્રકટ કરવામાં એ ઇશ્વરની સત્યસંકલ્પતાજ કારણ છે. એટલે એ ઇશ્વર, જ્યારે જે સ્થળે જે ભાવના કરે છે. ત્યારે તે સ્થલે તે પદાર્થ અનુભવમાં આવે છે.[૩] સર્વ શક્તિમાન્ ઇશ્વરની જે જે શક્તિ, પ્રકટ થાય છે, તે તે સ્થિર થાય છે.[૪] ઇશ્વરની શક્તિ સ્વભાવથીજ નાનારૂપે છે. પરંતુ તે શક્તિઓ, આત્મરૂપ છે.[૫] આ શક્તિ તથા શક્તિમાનની ભેદ કલ્પના વ્યવહાર માટે બુદ્ધિમાને કલ્પી છે. પણ આત્માવિષે તો ભેદ નથી.[૬] જેમ સમુદ્ર વિષે જલ અને તરંગનો ભેદ નથી. જેમ સુવર્ણ તથા તેના દાગીનાનો ભેદ નથી. જેમ અવયવ અને અવયવીનો ભેદ નથી. જેમ સંવિત્ અને પદાર્થનો ભેદ નથી. તેવી રીતે આત્મા વિષે વાસ્તવ ભેદ નથી.[૭] જે રજ્જુ આદિ, જે સર્પરૂપે ભાસે છે, તે વિવર્ત (ભ્રમ)થી ભાસે છે. પણ પરમાર્થથી નહીં. કારણ કે એ સર્પ આદિ, રજ્જુ આદિ વિષે બહાર કે અંદર કોઇ સ્થલે ઉત્પન્ન થતાં નથી.[૮] બ્રહ્મ સર્વસ્વરૂપ હોવાથી સાક્ષી રૂપે છે. તે, ભોક્તારૂપ થઇ અદૃષ્ટે કરી કોઇ સ્થળે કિંચિતને ભ્રાંતિએ કરી જુવે છે.[૯] પરમાર્થ દૃષ્ટિથી તો સર્વત્ર વ્યાપક સર્વાકારરૂપ બ્રહ્મ જ છે. તેને વિષે મથ્યા જ્ઞાનીઓએ શક્તિ, શક્તિવાળાનો તથા અવયવ અવયવીનો ભેદ કલ્પેલો છે, તેથી તે ભેદ પારમાર્થિક નથી.[૧૦] એ પ્રમાણે મિથ્યા જ્ઞાનની ઉપાધિવાળું ચૈતન્ય, શાસ્ત્રને અનુકૂલ વા પ્રતિકૂલ જેનો કર્તવ્યપણાએ કરી સંકલ્પ કરે છે, તે, અભિનિવેશ પૂર્વક તે વિષયમાં ઉદ્યોગી થાય છે. એટલે ફલભોગ વખતે પણ તે તે પદાર્થને જોય છે. એવી રીતે બ્રહ્મચિત્ જ સંપૂર્ણ જગતરૂપે ભાસે છે.[૧૧]



# *સર્ગ ૬૪ મો.

## જીવ તથા ભોગ્યની ઉત્પત્તિનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच–योऽयं सर्वगतो देवः परमात्मा महेश्वरः ।**
**स्वच्छः स्वानुभवानंदस्वरूपोऽन्तादिवर्जितः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—જે આ (નિત્ય અપરોક્ષ) સર્વ વ્યાપી પરમાત્મા દેવ છે તે મહેશ્વર, માયા સંબંધ રહિત, આનંદ સ્વરૂપ, પોતાના અનુભવ સ્વરૂપ તથા આદિ અંત વર્જિત છે.[૧] એ પરમાત્મા કે જે શુદ્ધ ચિન્માત્ર છે, એ પરમાત્માથી નામરૂપનાં વ્યાકરણ પહેલાં સમષ્ટિ લિંગ શરીરની ઉપાધિવાળો જીવ થાય છે. તે જ ઉપાધિના પ્રાધાન્યથી ચિત્ત કહેવાય છે. તે ચિત્તથી જગત્ થાય છે.[૨]

રામ પૂછે છે—પોતાના અનુભવે કરી સિદ્ધ, સર્વત્ર વ્યાપક તથા દ્વૈતવર્જિત એવા બ્રહ્મ વિષે અતિ તુચ્છ જીવ, ભિન્ન સત્તાને કેમ પામ્યો ?[૩]

વસિષ્ઠ કહે છે—જેને વિષે મિથ્યા દ્વૈતનો આભાસ છે, જે સ્વચ્છ છે, વ્યાપક છે, મહત્ છે, અજ્ઞાનીઓને દુષ્પ્રાપ એટલા જ માટે ભયંકર છે, મુમુક્ષુઓને આનંદપ્રદ છે અને અવિનાશી છે.[૪] એ સબલ બ્રહ્મનું તે પરમપદ છે, કે જે સમાન, પૂર્ણ, શુદ્ધ, સત્વરૂપ, ચિહ્ન વર્જિત તથા તત્ત્વવેત્તા પણ જેનું સ્વરૂપ, કહી શકતા નથી એવું અને શાંત છે.[૫] તેનું સ્વભાવથી સ્પંદન કે જે મોક્ષપર્યંત ઉત્પન્ન થયું હોય, અને સ્પંદનરૂપ છે, તે જ જીવ કહેવાય છે.[૬] તે જ અરીસા જેવાં સબલ બ્રહ્મને વિષે અનુભવરૂપ અને દૃશ્યમાન અસંખ્ય જગતની પરંપરાઓ પ્રતિબિંબે છે એટલે સબલ બ્રહ્મ વિષે નામરૂપનું વ્યાકરણ થાય છે.[૭] હે **રામ**! પવન વિના સમુદ્રની લહરી જેમ, દીવાનું સ્ફુરણ જેમ, તેમ બ્રહ્મનું જે સ્ફુરણ તેને તમે જીવ જાણો.[૮] ક્રિયા, પ્રાણાધીન છે એવા અધ્યાસે કરી શાંતતાની નિવૃત્તિ થવાથી શુદ્ધ ચિદાકાશનું સંવેદનરૂપ સ્વાભાવિક જે સ્વલ્પ સ્ફુરણ, તે જ જીવ છે.[૯] જેમ વાયુનું ચલન, અગ્નિની ઉષ્ણતા અને હીમની શીતતા સ્વાભાવિક છે, તેમ આત્માનો જીવભાવ, સ્વાભાવિક છે.[૧૦] ચિદ્રૂપ આત્મ

*આ ચોસઠમા સર્ગમાં ભોગ્ય પદાર્થની ભિન્ન ભિન્ન શક્તિ આદિનો આવિર્ભાવ તથા ભોક્તા જીવને જીવ ભાવની પ્રાપ્તિનો ક્રમ કહેવામાં આવશે.

તત્ત્વનું અજ્ઞાને કરી સ્વાભાવિક, સ્વલ્પ સંવેદન (જ્ઞાનસ્વરૂપનો પરિચ્છેદ) જેવું જે છે, તે જીવ કહેવાય છે.[૧૧] જેમ અગ્નિકણ, કાષ્ઠ, ઘી આદિની અધિકતાથી પોતાની પ્રકાશકતાને પામે છે, તેમ તે જીવ, દૃઢવાસનાએ કરી ક્રમથી અહંકારતા (અહંકારરૂપ રુદ્રભાવને) પામે છે.[૧૨] જેમ નહીં છતાં પણ આકાશની નીલિમા, દૃષ્ટાને નેત્રમાર્ગે સ્ફુરે છે. તેમ અહંતારહિત જીવને અહંભાવ સ્ફુરે છે.[૧૩] આકાશ ઘનતાએ કરી નીલિમાને જેમ તેમ જીવ, આરોપિત સંકલ્પે કરી અહંતાને ગ્રહણ કરે છે.[૧૪] જેમ વાયુનો સ્પંદ, સ્ફુરે છે. તેમ અહંકાર, સંકલ્પના વશથી દેશ તથા કાળના પરિચ્છેદવાળો અને દેહાદિ આકૃતિવાળો થાય છે.[૧૫] એ જ અહંકાર, સંકલ્પે કરી, ચિત્ત, જીવ, મન, માયા તથા પ્રકૃતિ નામને ધારણ કરે છે એટલે તે રૂપે થાય છે. અહંકાર, રુદ્ર, ચિત્ત, વિષ્ણુ અને જીવ, બ્રહ્મા કહેવાય છે. તેઓનાં જ ક્રિયાએ કરી, મન, માયા તથા પ્રકૃતિ એવાં નામ પડે છે.[૧૬] તેમાં બ્રહ્મા, પંચ મહાભૂત તથા તન્માત્રાની કલ્પના કરવાથી તે રૂપે થાય છે.[૧૭] પંચ તન્માત્રાને આકારે થયેલું ચિત્ત, તેજઃકણ (હૈમ બ્રહ્માંડનું કારણ) અપ્રકટ પ્રકાશ-વાળી તારા આકાશ વિષે જેમ તેમ થાય છે.[૧૮] જેમ બીજ, પોતાનાં સ્ફુરણથી અંકુર ભાવને પામે છે, તેમ ચિત્ત, તેજઃકણની ભાવનાથી ધીમે ધીમે તે રૂપે થાય છે.[૧૯] 'એ જ તેજઃકણ, બ્રહ્માંડની કલ્પનાથી બ્રહ્માંડરૂપે થાય છે. એટલે કોઇ જીવ, પૂર્વ કલ્પના સંસ્કારથી જલ ઘનતાને જેમ તેમ સમષ્ટિ વિરાટ્ભાવને પામે છે ને કોઇ જીવ, દિવ્ય દેહાદિકની કલ્પનાથી તેવા દેહને પામે છે ને ભ્રાંતિએ કરી કલ્પેલાં અને જેમાં દેવ, ગંધર્વ આદિ વાસ કરે છે, તેવા અમરાવતિ આદિ પુરને પામે છે.[૨૦—૨૧] કોઇ જીવ, સ્થાવરતાને અને કોઇ જીવ, જંગમતાને પામે છે. તેમ જ કોઇ જીવ સંકલ્પથી પક્ષી, રાક્ષસ તથા પિશાચ આદિના દેહને પ્રાપ્ત થાય છે.[૨૨] પ્રથમ જીવ એટલે લિંગ શરીર સમષ્ટિની ઉપાધિવાળો સંકલ્પથી થયેલો જીવ, (બ્રહ્મા) બ્રહ્મપદને પામી બ્રહ્માંડ વિષે ક્રમે કરી જગત્ ઉત્પન્ન કરે છે.[૨૩] એ બ્રહ્મા, પૂર્વકલ્પના સત્ય સંકલ્પ બ્રહ્માવિષે તાદાત્મ્યાધ્યાસની ભાવનાથી જે જે સંકલ્પ કરે છે, તે તે જોવામાં આવે છે—થાય છે.[૨૪] પ્રથમ ચિદાત્મા, સ્વભાવથી જ સર્વના કારણરૂપ બ્રહ્મભાવને પ્રાપ્ત થયો. પછી સંસારની પ્રાપ્તિમાં કારણ તો કર્મ છે.[૨૫] જેમ જલથી ફીણ ઉત્પન્ન થાય છે, તેમ ચિતથી ચિત્ત, ઉત્પન્ન થાય છે. પછી જેમ વહાણનાં દોરડાંએ કરી ફીણ અટકે છે, પણ જલ અટકતું નથી. તેમ દેહાદિકે કરી ચિત્ત, બંધાય છે. પણ ચિત્, બંધાતી નથી.[૨૬] પ્રથમ, કર્મનું કારણ સંકલ્પ

છે, તે રૂપ જ જીવ છે. તે, નિષ્ક્રિય બ્રહ્મથી ઉત્પન્ન થઇ પછી ઉત્તમાધમ કર્મ કરે છે.૨૭ જેમ બીજ, પોતાની અંદર અંકુરને ધારણ કરે છે. પછી અંકુર થઇ પત્ર શાખાવાળા વૃક્ષરૂપે થાય છે. તેમ હિરણ્યગર્ભ જીવ પણ જેની અંદર બ્રહ્માંડ છે, એવો પ્રથમ હોય છે. પછી ચરાચર જગદ્રૂપ થાય છે.૨૮ વ્યષ્ટિ જીવો પણ વાસનારૂપે રહેલી દેહાદિકની આકૃતિને પામે છે. 'તેમાં હિરણ્યગર્ભ જીવ (સમષ્ટિ જીવ) કરતાં વ્યષ્ટિ જીવોમાં એટલો ભેદ છે કે, સમષ્ટિનો સંકલ્પ થાય છે ત્યારે જ ચરાચર થાય છે ને વ્યષ્ટિ તો તે સમષ્ટિના સંકલ્પ પહેલાંનાં બ્રહ્માંડ વિષે પણ દેહાદિકને પામે છે.૨૯ એ વ્યષ્ટિ જીવો, જેણે કરી જન્મમરણ થાય છે એવાં કર્મે કરી સ્વર્ગ નરકને પામે છે. ચિતનું સ્પંદન, કર્મ કહેવાય છે.૩૦ ચિતનું સ્પંદન કર્મ છે, તેજ, દૈવ તથા ચિત્ત થાય છે, તે ચિત્તથી આ સંસાર વિષે શુભ અશુભ કર્મ થાય છે. ને જેમ વૃક્ષથી શાખા, ફલ, ફૂલ આદિ વારંવાર ઉત્પન્ન થાય છે. તેમ શુભાશુભ કર્મથી જગત્ (ભોક્તાના સ્થાન) તથા ભોગ્ય-ભુવનો વારંવાર ઉત્પન્ન થાય છે.૩૧



# *સર્ગ ૬૫ મો.

## ચૈતન્યથી મનનો અભેદ

**श्रीवसिष्ठ उवाच—परस्मात्कारणादेव मनःप्रथममुत्थितम् ।**
**मननात्मकमाभोगि तत्स्थमेव स्थितिं गतम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—પરમાત્માથી પ્રથમ મન ઉત્પન્ન થયું. એ મન, સંકલ્પ વિકલ્પ સ્વરૂપ તથા ભોક્તા છે. ને તે, સંકલ્પ વિકલ્પ તથા ભોગને વિષે સ્થિર રહ્યું છે.૧ એ મન, 'અમુક પદાર્થ, અમુક પ્રકારે છે, અમુક પ્રકારે નથી. એવી રીતે ભાવ અભાવના સંકલ્પવાળું છે. પૂર્વે અનુભવેલો ગંધ, મનોરથને વિષે જેમ જોવામાં આવે છે, તેમ સત્ અસત્રૂપ આ સર્ગ (સૃષ્ટિ) મનના જોવામાં આવે છે.૨ બ્રહ્મ, જીવ, મન, માયા, કર્તા, કર્મ, જગત્, સર્વને એક જાણનાર તત્વવેત્તાને દ્વૈત અદ્વૈતનો કોઇ ભેદ જ નથી. ભેદ મનનો કલ્પેલો છે. તે મનોનાશથી શાંત થાય

* આ પાંસઠમા સર્ગમાં ભોક્તા તથા ભોગ્યના મૂલ કારણરૂપ મનનો વિચાર કરતાં કેવલ ચૈતન્ય શેષ રહે છે, એમ કહેવામાં આવશે.

છે.[૩] એવી રીતે ભેદની શાંતિ થવાથી કેવલ બ્રહ્મ, અવશિષ્ટ રહે છે એટલે અપાર વિસ્તારવાળી સંવિદ્રૂપી જલના પ્રસારે કરી ચિત્ સમુદ્ર જ છે. તે જ આત્મા જગદ્રૂપે પ્રકાશે છે.[૪] શંકા–ચિત્ત અને જગતનો બાધ કરવાથી સત (ચિત) નો પરિશેષ કેમ? સમાધાન–જેમ સ્વપ્ન વિષે અસ્થિર દૃશ્ય વિષયોનો બાધ કર્યા છતાં પણ સ્થિર દૃષ્ટાનો અવશેષ રહે છે. તેમ સદસદ્રૂપ અસત્ય અને અસ્થિર એવાં ચિત્ત તથા જગતનો બાધ કર્યા છતાં પણ સદ્રૂપ ચિત્તનો પરિશેષ રહે છે.[૫] ચિત્ત તથા જગત્ અનિર્વચનીય છે. માટે અત્યંત અસત્ પદાર્થની પેઠે તેનો બાધ અસંભવતો નથી. શંકા–જ્યારે ચિત્ત અને જગત્ મિથ્યા છે, ત્યારે બહુ જીવોને એક આકારે કેમ ભાસે છે. સમાધાન–જેમ ઇંદ્રજાલ, મિથ્યા છતાં બહુને એક આકારે ભાસે છે, તેમ ભ્રમથી થયેલાં ચિત્તજગત્ પણ ભાસે છે.[૬] શંકા–મિથ્યા ચિત્તજગત્, ચિરકાલ સ્થાયી કેમ? સમાધાન–જેમ અજ્ઞાને કરી સ્થાણુ (ઉભેલા કાષ્ટ) વિષે મિથ્યા પુરુષ બુદ્ધિ થાય છે. તેમ મનની આસક્તિનાં બલથી આ સંસારરૂપ દીર્ઘ સ્વપ્ન, સ્થિરતાને પામ્યું છે.[૭] જેમ બાલક, કલ્પેલાં ભૂતના દૃઢ ભયથી તેના કારણનો વિચાર કરતો નથી, તેમ જીવ, આત્માનાં અજ્ઞાને કરી સર્વ દુઃખના કારણરૂપ ચિત્તભાવનો વિચાર કરતો નથી.[૮] સર્વ વાસનાએ કરી મુક્ત તથા નામવર્જિત એવા સ્વસ્વરૂપ આત્માને વિષયાસક્તિથી ચિત્તભાવ પ્રાપ્ત થાય છે ને તેથી જીવભાવની કલ્પના છે.[૯] જીવભાવથી અહંભાવ, તેથી ચિત્તભાવ, તેથી ઇંદ્રિયભાવ ને તેથી દેહાદિકનો ભ્રમ થાય છે.[૧૦] દેહાદિક વિષે અહંતા મમતારૂપ મોહથી સ્વર્ગ અને નરક તેમ જ બંધ અને મોક્ષ છે. દેહ અને કર્મનો આરંભ તથા રૂઢભાવ, બીજ અને અંકુરની પેઠે (અનાદિ) છે.[૧૧] જેમ જીવ અને બ્રહ્મનો ભેદ નથી, તેમ જીવ અને ચિત્તનો ભેદ નથી. જેમ જીવ, ચિત્તનો ભેદ નથી, તેમ દેહ તથા કર્મનો ભેદ નથી.[૧૨] કર્મ જ દેહ છે. દેહ ચિત્ત છે. ચિત્ત જ, અહંભાવ કરનાર જીવ છે. જીવ જ, ઇશ્વર (સબલ બ્રહ્મ) છે. એ ઇશ્વર, સર્વ સ્વરૂપ પરમાત્મા છે. એવી રીતે સર્વ શાસ્ત્રનું રહસ્ય એક પદમાં સંક્ષેપથી કહ્યું.[૧૩]



# *સર્ગ ૬૬ મો.

## દ્વૈતની મનોમાત્રતા

**श्रीवसिष्ठ उवाच—एवमेकं परं वस्तु रामनानात्वमेत्यलम् ।**
**नानात्वमिव संजातं दीपाद्दीपशतं यथा ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે;–હે રામ! જેમ એક દીવાથી સેંકડો દીવા થાય છે, તેમ એક જ પરબ્રહ્મ આગલા અધ્યાયમાં કહ્યા પ્રમાણે નાના ભાવને પ્રાપ્ત થાય છે.૧ જો વિચાર કરે તો દ્વૈતના અભિનિવેશે કરીને રહિત, નામ રૂપ વર્જિત યથાર્થ આત્મ સ્વરૂપને જુવે છે તેથી શોક કરતો નથી. તાત્પર્ય કે જેમ આત્માને બંધન ચિત્તાધીન છે. તેમ વિચાર તથા તત્ત્વજ્ઞાને કરી મોક્ષ પણ ચિત્તાધીન છે.૨ જીવ, ચિત્તસ્વરૂપ છે. તેની શાંતિ થવાથી જગતની શાંતિ થાય છે. જેમ ઉપાન પહેરેલા પુરુષને આખી પૃથ્વી, ચામડાથી પથરાઈ જાય છે. તેમ ચિત્તની શાંતિ થવાથી સર્વ દ્વૈતની શાંતિ થાય છે.૩ જેમ કેળનું સ્વરૂપ, પાંદડારૂપ છે, તેથી ભિન્ન નથી, તેમ જગત, ભ્રમ સ્વરૂપ છે. તેથી ભિન્ન નથી એટલે જગતનું ઉપાદાન કારણ ચિત્ત છે. તેની શાંતિ થવાથી પણ જગતની ઉપરતિ સિદ્ધ થાય છે.૪ ચિત્ત, ભ્રાંતિએ કરી ઉત્પન્ન થાય છે, બાલ ભાવે પામે છે. જુવાની, વૃદ્ધતા, મરણ, સ્વર્ગ તથા નરકને પામે છે.૫ જેમ આકાશ વિષે પોતાથી ભિન્ન એવા નાના પ્રકારના બુદ્‌બુદ્‌ને આકારે ભ્રમ ઉત્પન્ન કરવામાં મદિરાનું સામર્થ્ય છે. તેમ સંસાર વિષે દ્વૈત ઉત્પન્ન કરવામાં ચિત્તનું સાર્થ્ય છે.૬ જેમ રોગીનેત્ર, એક ચંદ્ર છતાં પણ બે જુવે છે, તેમ ભ્રાંતિ શક્તિવાળી જીવચિત્, પરમાત્મા વિષે દ્વૈત જુવે છે.૭ જેમ મદિરામત્ત પુરુષ, મદથી થયેલા ભ્રમે કરી વૃક્ષોને પણ ભમતાં જુવે છે, તેમ જીવચિત, સંસારને ચિત્તે કરી ક્ષોભ પામેલો જુવે છે.૮ જેમ બાલકો, લીલા ભ્રમે (ફરવાની રમતે) કરી જગતને ભમતું જુવે છે. કુંભાર, ચાકડાના ભ્રમથી જગતને ભમતું જુવે છે. તેમ જીવ, ચિત્તથી દૃશ્યને જુવે છે.૯ જ્યારે જીવ, દ્વિત્વનો વિચાર કરે છે, ત્યારે દ્વૈતતા તથા એકતાનો ભ્રમ છે. ને

* આ છાસઠમા સર્ગમાં દ્વૈત, મનનો જ વિલાસ છે. વિષયના ત્યાગથી અને આત્મજ્ઞાનથી અજ્ઞાન સહિત મનનો ક્ષય થાય છે, 'એમ કહેવામાં આવશે.

જ્યારે દ્વૈતનો વિચાર કરતું નથી ત્યારે દ્વૈતભાવ તથા એકતાનો ક્ષય થાય છે. તાત્પર્ય કે ચિત્તને અધીન પ્રતીતિ વખતે દ્વૈત સત્તા છે. તે દ્વૈત સત્તા, ચિત્ત શાંત થવાથી શાંત થાય છે.[૧૦] પ્રતીતિ વખતે પણ દ્વૈત, ચિતથી ભિન્ન (જડરૂપ) નથી. 'દ્વૈત, કાંઈ પણ નથી.' એવી રીતે બાધ કરવાથી ઇંધણા વિનાનો અગ્નિ જેમ તેમ ચિત્ત શાંત થાય છે.[૧૧] જીવ, જ્યારે ચિદ્દ્ઘન બ્રહ્મની સાથે એકતાને પામી નિશ્ચલ થઈ સમાધિલીન રહે છે, ત્યારે વ્યવહાર કરે તો પણ શાંત કહેવાય છે. એટલે જીવન્મુક્ત થાય છે.[૧૨] શંકા-જીવ, અલ્પજ્ઞ છે, તેને બ્રહ્મની સાથે એકતા પ્રાપ્ત થવાથી સર્વજ્ઞતા પ્રાપ્ત થશે. પરંતુ નિર્વિષમતારૂપ સંશાંતિ ( મોક્ષ ) પ્રાપ્ત નહીં થાય? સમાધાન-જેમ થોડા મદવાળો ક્ષોભ પામે છે, પરંતુ ગાઢમદવાળો, ક્ષોભ પામતો નથી ( નિષ્ક્રિય થઈ રહે છે) તેમ તન્વીચિત્ (જીવ) દ્વૈતને કલ્પે છે, પણ ઘનચિત્ (બ્રહ્મમાં મળેલો જીવ) દ્વૈતને કલ્પતો નથી. તાત્પર્ય-ચિતને દ્વૈત જ્ઞાન કેવળ ચૈતન્યથી નથી, પરંતુ અવિદ્યાવાળા ચેતનભાવથી છે; માટે તે દ્વૈતજ્ઞાન, બ્રહ્મની સાથે એકતાએ કરી અવિદ્યાની નિવૃત્તિ થવાથી શાંત થાય છે. ઇશ્વરાદિકની જે સર્વજ્ઞતા છે, તે પણ માયિક છે. પણ વાસ્તવ નથી. તેથી કોઈ દોષ આવતો નથી.[૧૩] સાક્ષાત્કાર અને નિર્વિકલ્પ સમાધિવાળા જીવને સ્વરૂપ શૂન્યતા અથવા નિર્વિષયતા આદિ પ્રાપ્ત થયાં કહેવાય છે.[૧૪] જીવચિત, દ્વૈતભાવને પામે છે, તેથી હું થયો, જીવું છું, જોઉં છું. સંસરું છું, એ પ્રકારે અસત્ ભ્રમને જુવે છે. સંસાર કલ્પના પણ ચિત્તથી છે, તે ચિત્ત શાંત થવાથી સંસાર શાંત થાય છે.[૧૫] જેમ સ્પંદથી વાયુ ભિન્ન નથી (કારણ કે વાયુની અંદર વાયુથી ભિન્ન સ્પંદ કોઈના જોવામાં આવતો નથી.) તેમ ચેતન (ચિત્ત વ્યાપાર)થી ચિત્ત ભિન્ન નથી એટલે સમાધિ અને જ્ઞાનના અભ્યાસે કરી ચેતનની શાંતિ થવાથી ચિત્તની શાંતિ થશે.[૧૬] ચિત્ત (જીવ) જે કલ્પે છે, તે થાય જ છે. તેનેજ રજ્જુ સર્પના ભ્રમ જેવો અવિદ્યા ભ્રમ કહે છે.[૧૭] રજ્જુ સર્પની પેઠે ચિત્તનો પરિસ્પંદ સંસાર છે એટલે તે પ્રયાસ વિના થાય છે. એ સંસારરૂપી મહાવ્યાધિની શાંતિ, જ્ઞાને કરીને થાય છે.[૧૮] હે રામ! જો તમો, સર્વ તજીને વાસનામાં ચિત્તે કરી શૂન્ય થઈ રહો તો તે જ વખતે મુક્ત છો, એમાં સંશય નથી.[૧૯] જેમ પ્રમા જ્ઞાનથી રજ્જુ ભુજંગની પ્રતીતિ, નાશ પામે છે, તેમ આત્મ તત્ત્વનાં દર્શને કરી સંસાર નાશ પામે છે.[૨૦] જે પદાર્થ વિષે અભિલાષા થાય તેને તજી જો રહેવાય તો મોક્ષ પ્રાપ્ત થાય છે જ. તે ઇષ્ટ પદાર્થનો ત્યાગ, દુષ્કર નથી.[૨૧] જ્યારે મહાશયો,

પ્રાણને પણ શ્વાસની પેઠે તજે છે, ત્યારે ઈષ્ટ પદાર્થનો ત્યાગ કરવામાં કૃપણતા કેવી!! (કૃપણતા રાખવી ન જોઈએ).[૨૨] હે રામ! જે પદાર્થ વિષે ઈચ્છા થાય તે પદાર્થને ચિત્તે કરી આસક્તિ રહિત જેમ થાય તેમ તજી ઇશ્વરેચ્છાથી જે પ્રાપ્ત થાય, તે ભોગવવું. ને નાશ પામે તેનો શોક ન કરવો. એવી રીતે રહો.[૨૩] જેમ કરતલમાં રહેલું બીજું પ્રત્યક્ષ છે. જેમ પાસે રહેલો પર્વત પ્રત્યક્ષ છે. તેમ બ્રહ્મવેત્તાની બ્રહ્મરૂપતા અતિ પ્રત્યક્ષ છે.[૨૪] આત્મા જ, પ્રલયનો સમુદ્ર, તરંગ રૂપે જેમ તેમ જગદ્રૂપે ભાસે છે. એ આત્મા, પ્રમાણનો વિષય નથી. તેનું સ્વરૂપ જાણવાથી મોક્ષ, ને ન જાણવાથી મનોદ્વારા બંધન થાય છે.[૨૫]



# *સર્ગ ૬૭ મો.

## જીવની વ્યષ્ટિ પ્રાધાન્યતા

**श्रीराम उवाच–मनस्त्वयोग्यो जीवोऽयं कोभवेत्परमात्मनः ।**
**कथं वास्मिन्समुत्पन्नः कोवायं वद मे पुनः ॥ १ ॥**

રામ કહે છે;–મનોભાવને યોગ્ય (જીવ) પરમાત્માને શું થાય? જીવ, પરમાત્માનો અંશ છે? કાર્ય છે? વા પરમાત્મા જ છે? જો પરમાત્મા જ છે તો તે પરમાત્મા વિષે પરિણામે કે વિવત કરી કેવી રીતે ઉત્પન્ન થયો? જો પરિણામ માનીએ તો અનિત્યતા અને વિવર્ત માનીએ તો બાધ પ્રાપ્ત થાય છે, જો ઉત્પન્ન જ નથી થયો તો ભોક્તાની અસિદ્ધિ છે. હવે જો બ્રહ્મથી ભિન્ન જ છે તો તે સજાતીય છે? કે વિજાતીય? એવી રીતે વિકલ્પથી એક પણ પક્ષ ઘટતો નથી. એ સંદેહ દૂર કરવા માટે મને ફરીથી કહો.[૧]

વસિષ્ઠ કહે છે;–અચિંત્ય અનંત શક્તિવાળું સબલ બ્રહ્મ, જે જે શક્તિએ કરી સ્ફુરે છે, તે શક્તિને સિદ્ધ થયેલી જ જુવે છે. એટલે શબલ બ્રહ્મ માયાએ કરી દ્વૈતભાવને પ્રાપ્ત થયું હોય તેવાં સ્વસ્વરૂપ વિષે ઉપાધિના વિકારોનો આરોપ કરી અનંત જીવ વેષે અને સર્વજ્ઞ ઇશ્વર વેષે કરી ક્રીડા કરવા સમર્થ છે.[૨] શબલ

* આ સડસઠમા સર્ગમાં ભોક્તા જીવનું સ્વરૂપ તથા તેનાં વ્યષ્ટિ પ્રાધાન્યે કરી કરણ (ઇંદ્રિય) આદિની ઉત્પત્તિ કહેવામાં આવશે.

બ્રહ્મ, પોતે જેને ચિતને ચિરકાલ, ચિત્તના સંસ્કારની ઉપાધિવાળી જાણે છે, તે જ જીવ કહેવાય છે. તે જ સંકલ્પ કરનાર છે.[૩] સ્વસ્વરૂપ વિષે સ્વાભાવિક દ્વૈતભાવ જ, ઉત્તર સંસાર પ્રવૃત્તિનું કારણ છે. પછી જન્મ, મરણ આદિ નાનાપ્રકારની વિચિત્રતાનુંકારણ તો પૂર્વ પૂર્વ સંકલ્પ વાસનાવાળો જીવ છે.[૪]

રામ કહે છે—હે મહારાજ! ચિત્તની ઉપાધિવાળું ચૈતન્ય જીવ છે. એવી રીતે જીવ સ્વરૂપમાં જાણવામાં આવ્યું. હવે દૈવ શું છે? કર્મ શું છે? અને કારણ શું છે? તે કહો.[૫]

વસિષ્ઠ કહે છે—બ્રહ્મ, આકાશ વિષે વાયુ જેમ તેમ બે પ્રકારનું છે. ૧ માયોપહિત, ૨ શુદ્ધ, સ્પંદ [માયાની ઉપાધિ]થી સૃષ્ટિનું કારણ થાય છે. અને સ્પંદના અભાવથી શાંત રહે છે.[૬] પોતાનું સ્વાભાવિક ચિત્તપણું જ, ચૈત્ય [દ્વૈત]ને આકારે અજ્ઞાને કરી કલ્પ્યું હોય તો, તે જ આકારે સ્પંદ કહેવાય છે. અને ચેત્યપણાએ કરી ન કલ્પેલું ચિત્તપણું અસ્પંદ કહેવાય છે.[૭] સ્પંદથી સૃષ્ટિ, સ્ફુરે છે. ને અસ્પંદથી નિત્ય બ્રહ્મ જ છે. એટલે સ્પંદ જ દૈવ આદિરૂપે થાય છે. પ્રાણ સ્પંદની વિવક્ષાએ કરી જીવ કહેવાય છે. પોતા વિષે રહેલા કાર્યોના આવિર્ભાવરૂપ સ્પંદની વિવક્ષાએ કરી કારણ કહેવાય છે. શરીર આદિ સ્પંદની વિવક્ષાએ કરી કર્મ કહેવાય છે, ને સૂક્ષ્મ અવસ્થાવાળું ચિરકાલ રહેલું ફલ આપવા તત્પર એવું સ્પંદન, દૈવ કહેવાય છે.[૮] જે આ અનુભવરૂપ ચિત્તસ્પંદ છે, તે જ, જીવ, કારણ અને કર્મ કહેવાય છે. ને એ જ ચિત્સ્પંદ, જગતનું કારણ છે.[૯] હવે આ જગત વિષે જીવ કેમ ઉત્પન્ન થયો તેનો ઉત્તર કે ચિત્તસ્પંદ, પોતાનાં કર્મને અનુસારે આગલાં મરણ વખતે બુદ્ધિ વિષે સ્મરણમાં આવેલા દેવ, મનુષ્ય કે પશુ પક્ષિ આદિ દેહને અને પૂર્વ સંકલ્પને અનુસારે નાના પ્રકારના ભોગ્યપદાર્થને પ્રાપ્ત થાય છે.[૧૦] કોઇ ચિતસ્પંદ, નાના પ્રકારની યોનીને પામી ચિરકાલે મુક્ત થાય છે. કોઇ હજાર જન્મે કરી મુક્ત થાય છે. ને કોઇ એક જન્મે કરી મુક્ત થાય છે.[૧૧] જેમ પ્રકાશ, નીલપટમાં નીલો, રક્તપટમાં રાતો અને પીળા પટમાં પીળો જોવામાં આવે છે તેમ ચિત્ પણ ઉપાધિને અનુસારે સ્ફુરે છે. પ્રકાશની પેઠે ઉપાધિરૂપે સ્ફુરવું એ ચિતસ્વભાવ છે, તેથી કારણ (માતાપિતાનાં રુધિર તથા વીર્ય)ની સાથે એકતાને પામી ધીમે ધીમે સ્વર્ગ, નરક, બંધમોક્ષ આદિકારણ ભાવને પામે છે.[૧૨] સુવર્ણ વિષે કડાં આદિ, લાકડાં વિષે પુતળી આદિ ને મૃત્તિકા વિષે ઘડા આદિ જેમ તેમ જડ દેહ વિષે ભાવવિકારથી થયેલું નાનાપણું છે. એવી રી

જીવોનો પરસ્પર ભેદ ઉપાધિએ કરીને છે, પણ વાસ્તવ નથી.૧૩ ભેદ મિથ્યા છે. તથાપિ જન્મ આદિ ભેદની પ્રતીતિ થાય છે. તે મનોભ્રમ છે. તેથી ભ્રમવાળો પુરુષ, શેહેરને જેમ ભમતું જુવે છે તેમ હું જન્મ્યો છું, રહ્યો છું, મરણ પામ્યો છું, એવી રીતે જુવે છે.૧૪ ભેદનું કારણ, અહંતા મમતા છે. તેમાં અહંતાનું કારણ સ્વસ્વરૂપનું અજ્ઞાન છે. ને મમતાનું કારણ, વિષય ભોગની વાસના છે.૧૫ જેમ મથુરાના રાજાને પોતાવિષે ચાંડાલનો ભ્રમ થયો. તેમ ચિત્તને આ જગતનો ભ્રમ સ્ફુરે છે. ૧૬ હે રામ! જેમ જલ, તરંગરૂપે સ્ફુરે છે. તેમ સંકલ્પ વિકલ્પવાળું મન જ, સર્વ જગતરૂપે સ્ફુરે છે.૧૭ નિશ્ચલ સમુદ્રથી સૂક્ષ્મ લહરી જેમ તેમ શબલ બ્રહ્મથી દ્વૈત ભાવનાવાળી ચિત્ (જીવ) ઉત્પન્ન થાય છે.૧૮ બ્રહ્મ સમુદ્રમાં ચિદ્રૂપી જલ, સ્પંદથી જીવરૂપી ચક્ર (ભ્રમરી) ને પ્રાપ્ત થાય છે. ચિત્તરૂપી તરંગ ભાવને ધારણ કરે છે. ને સૃષ્ટિ રૂપી બુદ્બુદને ઉત્પન્ન કરે છે.૧૯ હે રામ! સમ અને માયા બંધનને હણવાવાળા બ્રહ્મનું જે વિજૃંભણ (બગાસું ખાવું) તે જ જીવ, વિષયરૂપે હોય તેમ જોવામાં આવે છે. પણ વિચાર કરીએ તો ભિન્ન નથી.૨૦ એ બ્રહ્મ જ, ચિદાભાસરૂપે જીવ કહેવાય છે. સંકલ્પથી મન કહેવાય છે. નિશ્ચયથી બુદ્ધિ, સ્મરણથી ચિત્ત, અભિમાનથી અહંકાર, વિક્ષેપ શક્તિથી માયા, પ્રાણતાથી પ્રાણ, ઉચ્ચારણથી વાક્ અને જોવાથી ચક્ષુ કહેવાય છે. તાત્પર્ય કે ઉપાધિથી ભેદ છે. વાસ્તવ ભેદ નથી.૨૧ મન, શબ્દ આદિ તન્માત્રાવાળું જગત્ કે જે ગંધર્વ નગરની પેઠે અસત છતાં સત્ જેવું જોવામાં આવે છે, તેને ઉત્પન્ન કરે છે.૨૨ જેમ આકાશ વિષે દૃષ્ટિ વિસ્તારવાથી મોતીની પંક્તિ (મોતી જેવાં તેજ) જોવામાં આવે છે. જેમ સ્વપ્ન વિષે ભ્રમ છે. તેમ ચિત્તને આ સંસાર છે.૨૩ ચિત્તનો સાક્ષી આત્મા તો નિત્ય તૃપ્ત, શાંત અને શુદ્ધ છે. તે આત્મા, આ ચિત્ત નામના સ્વપ્ન ભ્રમને જોતો હોય તેમ જાણવામાં આવે છે.૨૪ એ જ જીવને, ઇંદ્રિયદ્વારા બહિઃસંસાર જાગ્રત્ કહેવાય છે. અંદર અહંભાવની વાસનાએ કરી હૃદયથી કંઠપર્યંત સંસાર, સ્વપ્ન કહેવાય છે. ચિત્ત વાસના માત્રે કરી હૃદયમાં સ્થિતિ, સુષુપ્તિ કહેવાય છે. એ ત્રણેને ઉલ્લંઘન કરીને રહેવું તે તુર્યસ્થિતિ કહેવાય છે.૨૫ એવી રીતે શુદ્ધ કરેલા પ્રત્યક્તત્ત્વ જીવ) ની શુદ્ધ બ્રહ્મ વિષે પરિણામે કરી યથાર્થ સ્થિતિ, તુર્યાતીત પદ કહેવાય છે. તે તુર્યાતીત પદમાં રહેલો ફરીથી શોચતો નથી, (જન્મ મરણ પામતો નથી.)૨૬ સર્વ દશ્ય જગત, બ્રહ્મને વિષે ઉત્પન્ન થાય છે. ને બ્રહ્મ વિષે લય પામે છે. દૃષ્ટિ

વિષે મુક્તાવલી (તેજમાં દેખાતી મોતીની પંક્તિ), જેમ તેમ આ જગત્, બ્રહ્મ નથી. તેમ બ્રહ્મ વિષે આ જગત્ નથી. એટલે બ્રહ્મ વિષે જગત્ કે તેનો સંસર્ગ નથી એવી રીતે ત્વં પદાર્થ (જીવ)નું શોધન થાય છે.[૨૭] શંકા—જ્યારે આત્માને જગતનો સંસર્ગ નથી ત્યારે જગતનું કારણ કેમ? સમાધાન—જેમ આકાશ વૃદ્ધિમાં પ્રતિબંધ ન હોવાથી વૃક્ષનું કારણ છે તેમ જગતના ઉદયમાં પ્રતિબંધ ન હોવાથી આત્મા, અકર્તા છતાં પણ કર્તા છે. એટલે માયાએ કરી જગતનું કારણ છે.[૨૮] જેમ લોઢાનો અરીસો, સમીપમાં રહેવાથી પ્રતિબિંબનું કારણ છે. તેમ ચિદાત્મા વિષે જગત્ પ્રતિબિંબે છે.[૨૯] શંકા—જગત્ જ્યારે પ્રતિબિંબ છે, ત્યારે એક જ વખતે કેમ નથી થતું? સમાધાન—જેમ બીજ, અંકુર, પત્ર આદિ ક્રમે કરી ફલરૂપે થાય છે તેમ નિયતિની સ્થિતિએ કરી મન, ચિત્ત, જીવ આદિ ક્રમે કરી જગદ્રૂપે થાય છે.[૩૦] શંકા—જેમ પ્રલય વખતે સર્વનો લય થવાથી ચિત્ત, સ્વસ્થ રહે છે. તેમ સદા સ્વસ્થ કાં રહેતી નથી? સમાધાન—જેમ અજ્ઞાની જીવ સહિત વૃષ્ટિનું જલ, વૃક્ષ, ધાન્ય આદિમાં પ્રવેશ કરી ફરીથી બીજરૂપે થાય છે. પણ ઉદાસીન રહેતું નથી. તેમ જીવની વાસવાળી ચિત્ત, પણ દ્વૈત, ચિત્ત આદિ સૃષ્ટિરૂપે થાય જ છે. તે કામને તજી સ્વસ્થ રહેતી નથી.[૩૧] શંકા—વૃક્ષ અને બીજનાં અજ્ઞાન વા જ્ઞાન છતાં પણ વૃક્ષ ઉત્પન્ન કરવાની શક્તિ જેમ જતી નથી તેમ ચિત્તરૂપ જગત્ અને બ્રહ્મનાં જ્ઞાન વા અજ્ઞાન છતાં પણ કાંઇ વિશેષ જોવામાં આવતો નથી. એથી બોધની નિષ્ફલતા છે. સમાધાન—વૃક્ષ ઉત્પન્ન કરવાની શક્તિની પેઠે ચિત્તરૂપ જગત્ અને બ્રહ્મનો ભેદ નથી જ. જે માટે બીજ અને વૃક્ષના બોધે કરી અખંડતાદિકરૂપ, પ્રકટ થતું નથી. ને બ્રહ્મ બોધે કરીને તો દીવાએ કરી રૂપ જેમ તેમ અખંડ રૂપ પ્રકટ થાય છે, એટલો ભેદ છે.[૩૨–૩૩] જેમ જેટલો જેટલો પૃથ્વીનો ભાગ ખોદીએ તેટલો તેટલો, આકાશ થાય છે. તેમ જેટલી જેટલી અવિદ્યા (ઘટ પટાદિ) વિચારાય તેટલી તેટલી, અધિષ્ઠાન બ્રહ્મરૂપે થાય છે.[૩૪] જેમ સ્ફટિકમણિ વિષે વન આદિની સ્થિતિ, કુટસ્થ ભાવના અજ્ઞાનથી છે. તેમ શુદ્ધ બ્રહ્મ વિષે અનાના (અભેદવાળું) જગત્, અજ્ઞાને કરી નાનું જોવામાં આવે છે.[૩૫] બ્રહ્મ, શુદ્ધ સ્ફટિકમણિ જેવું છે. ને જગત્, સ્ફટિકમણિ વિષે પ્રતિબિંબેલાં ફૂલ, પત્ર, લતા અને ગુચ્છ આદિ જેવું છે.[૩૬]

રામ પૂછે છે—અહો આશ્ચર્ય છે કે આ અસત્ જગત્ સત્ જેવું ભાસે છે. બ્રહ્મ, કેવું મોટું, સ્વસ્થ, સ્પષ્ટ અને સૂક્ષ્મ છે.[૩૭] બ્રહ્મ વિષે પ્રતિભાસસ્વ-

રૂપ અને વિષય તથા ગુણોના મધ્યમાં રહેલો, નીહાર (ઝાકર)ના કણ જેવો જીવ, જેવી રીતે સ્ફુરે છે, તે પણ સાંભળ્યું.[૩૮] એ સૂક્ષ્મકણિ જેવી રીતે સ્થૂલ ભાવને પામે છે અને પરમાત્માથી વિશ્વ (વ્યષ્ટિ જાગ્રતનો અભિમાની જીવ) વૈશ્વાનર (સમષ્ટિનો અભિમાની જીવ) જેવી રીતે થાય છે. તે રીતિ મને કહો.[૩૯]

વસિષ્ઠ કહે છે—જીવનું રૂપ, સંભવતું નથી. સ્વભાવથી જ તે, બ્રહ્મથી અભિન્ન છે. ન અનુભવેલું પણ અનુભવેલાં જેવું પ્રત્યક્ષ જોવામાં આવે છે.[૪૦] જેમ બાલકના હૃદયમાં વેતાલ, અપુષ્ટ (અસત્) છતાં પણ પુષ્ટ (સ્પષ્ટ) ઉત્પન્ન થાય છે. તેમ પરબ્રહ્મ વિષે જીવભાવ ઉત્પન્ન થાય છે.[૪૧] ન અનુભવેલાનું મનન ઘટતું નથી. ને અનુભવ, પ્રમાણ તથા પ્રમેયાધીન છે. તે મનોભાવથી થાય છે. એવાં અનુમાને કરી વાસનાની સિદ્ધિ થાય છે. તે વાસના, અસત્ય છતાં સત્ય જેવી, બ્રહ્મથી અભિન્ન છતાં ભિન્ન જેવી અને વૃદ્ધિ પામેલી છે.[૪૨] જેમ બ્રહ્મ, જીવની ભાવનાથી જીવ થાય છે. તેમ જીવ, મનનની વાસનાથી મન થાય છે.[૪૩] એ મન, પંચતન્માત્રાનું મનન કરવાથી તન્માત્રારૂપે થાય છે. અવિચ્છિન્ન દૃશ્રૂપ, અને અતિ સૂક્ષ્મ તન્માત્રારૂપ જીવ ચિદાકાશમાં સ્ફુરે છે. એ જીવ, સંવેદનરૂપ, ક્રમે કરી પંચીકરણ દ્વારા ઉત્પન્ન થયેલું અને પ્રકાશ સ્વરૂપ, બ્રહ્માંડ તથા મનુષ્યાદિ દેહને પોતા વિષે જુવે છે.[૪૪–૪૫] જીવ, પ્રથમ, સામાન્યરૂપ અહંતાધ્યાસને પ્રાપ્ત થાય છે. પછી પુરુષાર્થના વિચાર સહિત જગત્તત્ત્વરૂપ જ્ઞાનને પ્રાપ્ત થાય છે.[૪૬] પિંડ વિષે સ્પષ્ટ અહંભાવના જ્ઞાનથી રસ વાસનાને પ્રાપ્ત થયેલો જીવ મુખ વિષે ભાવી એવાં રસનેંદ્રિય તથા રસને અનુભવે છે.[૪૭] સ્પષ્ટ અહંભાવના જ્ઞાનથી રૂપ વાસનાને પ્રાપ્ત થયેલો જીવ, ગોલક વિષે ભાવી ચક્ષુરિંદ્રિય તથા રૂપને અનુભવે છે.[૪૮] અહંભાવથી એ જીવ, ગંધની વાસનાને પ્રાપ્ત થયેલો સતો, ઘ્રાણેન્દ્રિય તથા ગંધને અનુભવે છે. એવી રીતે જીવ, જે જે શબ્દ આદિની વાસનાને પ્રાપ્ત થાય છે. તે તે શ્રોત્રેન્દ્રિય તથા શબ્દ આદિને અનુભવે છે.[૪૯] જીવ, એ પ્રમાણે વાસનાએ કરી કલ્પેલું સર્વ ઇંદ્રિયના સંઘાતરૂપ દેહ વિષે અભિમાનને ધીમે ધીમે કાકતાલીય* ન્યાયે કરી જુવે છે.[૫૦] તે જીવ, અસત્ છતાં સત્ જેવું દેહાભિમાન થવાથી તે તે ઇંદ્રિયોએ કરી તે તે વિષય ભોગ માટે તે તે ઇંદ્રિય વિષે તાદાત્મ્યાધ્યાસને પામે છે. શબ્દ સાંભળવા માટે શરીરના એક ભાગમાં શ્રોત્ર (કાન)ને જુવે

* અણધાર્યો લાભ.

છે.[૫૧] સ્પર્શ માટે શરીરના એક ભાગમાં ત્વક્—ચામડીને જુવે છે. રસ લેવા માટે જીભને જુવે છે.[૫૨] રૂપ જોવા માટે શરીરના એક ભાગમાં નેત્રનાં ગોલકને જુવે છે. ગંધ માટે એક ભાગમાં નાસિકાને જુવે છે.[૫૩] એ પ્રમાણે એ જીવ વાસનાએ કરી બાહ્ય વિષય સત્તાને પ્રકટ કરવાવાળાં ભાવી ઇંદ્રિયોને ગોલક સહિત શરીર વિષે જુવે છે.[૫૪] હે રામ! એ પ્રમાણે સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ જીવનો પ્રતિભાસ સ્વરૂપ આતિવાહિક (સૂક્ષ્મ) દેહ, ઉત્પન્ન થાય છે.[૫૫] નામરૂપ વર્જિત બ્રહ્મ જ, આતિવાહિક ભાવને પ્રાપ્ત થયું હોય, તેમ જોવામાં આવે છે. તે આતિવાહિક દેહ સત્તા, અજ્ઞાને કરી જોવામાં આવે છે. ને જ્ઞાને કરી નાશ પામે છે.[૫૬] પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય, સર્વ બ્રહ્મ જ છે. એવું જ્ઞાન જ્યારે થાય ત્યારે આતિવાહિકનાં કથનનો શું પ્રસંગ છે? (કાંઈ નથી.) તે તો બ્રહ્મ જ છે. એટલે આતિવાહિક આદિના અધ્યારોપાપવાદની કલ્પના પણ વ્યવહાર દૃષ્ટિએ છે. પરમાર્થ દૃષ્ટિએ નથી.[૫૭] આતિવાહિક, ભેદ ભાવનાથી પરમાત્માથી ભિન્ન છે. તે બ્રહ્મ ભાવનાથી તો બ્રહ્મ જ છે. એ બ્રહ્મભાવના ભ્રાંતિજ્ઞાન નથી, પણ યથાર્થ છે.[૫૮]

રામ કહે છે—ચિદેકરસ બ્રહ્મ વિષે અજ્ઞાનનો અભાવ હોવાથી અથવા તો બ્રહ્મ તથા આત્માની એકતાથી બંધ કે મોક્ષ નથી, ત્યારે મોક્ષનાં સાધન વિચારાદિથી શું જ સાર છે?

વસિષ્ઠ કહે છે—હે રામ! તમે જે પ્રશ્ન કર્યો તે, સિદ્ધાંત સમયે એટલે પરમાર્થ વિષે શોભે તેવો છે. જેમ અકાલ પુષ્પની માળા શોભાયમાન છતાં પણ ઉત્પાતને જણાવવાવાળી હોવાથી શોભતી નથી. તેમ તમારો પ્રશ્ન, ઉત્તમ છતાં પણ વ્યવહારમાં શોભતો નથી.[૬૦] જેમ અકાલ પુષ્પમાળા, તાત્કાલિક ભોગે કરી સાર્થક છતાં પણ ઉત્પાતનાં કારણપણાંથી નિરર્થક છે. તેમ અપરિપક્વ પ્રાણીને વિષે પરમાર્થ જ્ઞાનનું કથન નિરર્થક છે. સઘળું કાળે શોભે છે.[૬૧] સર્વ પદાર્થનો ફલયોગ કાળે કરીને થાય છે. કારણ કે હેમંત આદિ ઋતુમાં શાળ આદિનો પ્રતિબંધ થાય છે. ને જવ આદિ ઉત્પન્ન થાય છે. એટલે કાલ જ, સર્વનો પ્રતિબંધક અને ઉત્પન્ન કરનાર છે.[૬૨] એ પ્રમાણે આતિવાહિક દેહ સમષ્ટિની ઉપાધિવાળો જીવ, કાલે કરીને પોતા વિષે સ્ફુરાયમાન પિતામહ (બ્રહ્મા) ભાવને જોતો સતો ફલરૂપે થાય છે. એટલે બ્રહ્મારૂપે થાય છે.[૬૩] બ્રહ્મા, પ્રણવની ઉપાસનાથી ને પ્રણવના અર્થનાં જ્ઞાને કરી જે સંકલ્પ કરે

છે, તેરૂપે તત્કાલ થાય છે. તાત્પર્ય કે ૐકારે કરી જગતને સર્જે છે.[૬૪] જેમ આકાશ વિશે કલ્પેલાં સ્યામતા આદિ મિથ્યા છે. તેમ વ્યષ્ટિ નામનો રાજ્યની પેઠે સમષ્ટિ નામનો રાજ્યરૂપ જગત્ પણ અસત્ છે, જેમ મેરુ આદિ પર્વતોનો આકાર પણ આકાશ જ છે. તેમ જગત્, બ્રહ્મ વિષે વિકાશે છે. એટલે બ્રહ્મરૂપે જ છે.[૬૫] બ્રહ્મ વિષે કાંઈ ઉત્પન્ન થતું નથી, તેમ નાશ પામતું નથી. જેમ આકાશ વિષે ગંધર્વનગર પ્રકાશે છે, તેમ બ્રહ્મ વિષે જગત્ પ્રકાશે છે.[૬૬] બ્રહ્મ આદિ જીવોની સત્તા, જેમ અનિર્વચનીય છે. તેમ દેવ અને સર્વ આદિ સર્વ જીવોની સત્તા, અનિર્વચનીય છે. એટલે જીવ અને જગતની સત્તા સમાન છે. તેથી જગત્ દશામાં જ જીવ ભાવ છે.[૬૭] આ જગદ્રૂપી ભ્રમ, બ્રહ્માથી આરંભી કીટ પર્યંતના સંવેદનથી ઉત્પન્ન થયો છે. તે મિથ્યા છે. કારણ કે, પ્રમા જ્ઞાનથી તેનો ક્ષય થાય છે.[૬૮] જેમ બ્રહ્મા થાય છે તેમજ કીટ થાય છે. તથાપિ ચિત્તની મલિનતા વિશેષ હોવાથી કીટ, તુચ્છ કર્મમાં પ્રવૃત્ત થાય છે. [૬૯] ઉપાધિને અનુસારે જીવભાવ છે. જીવભાવને અનુસારે પૌરુષ છે. પૌરુષને અનુસારે કર્મ છે. તે જ કર્મ પૌરુષ થાય છે.[૭૦] પુણ્યના પરમાવધિનું ફલ બ્રહ્મભાવ છે. ને પાપના પરમાવધિનું ફલ કીટભાવ છે. એટલી રીતે બ્રહ્મભાવ તથા કીટભાવમાં નિમિત્તનો ભેદ છતાં પણ દ્વૈતભ્રાંતિ, અજ્ઞાને કરીને છે. ને જ્ઞાને કરીને તે ભ્રાંતિની નિવૃત્તિ થાય છે.[૭૧] પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય, સર્વ બ્રહ્મથી ભિન્ન નથી. તે માટે દ્વૈતપણું તથા એકતાનું કથન શશલાનાં શીગડાંના જેવું અને આકાશ કમલ જેવું મિથ્યા છે.[૭૨] શંકા—જ્યારે દ્વૈત, પ્રમાણ સિદ્ધ નથી ત્યારે કોદાળીએ કરી ન ભેદાય તેવી ભુવન આદિની સત્તાની દૃઢતારૂપ દ્વૈત પ્રતીત કેમ થાય છે? સમાધાન—જેમ કોસેટો, પોતાની લાળની દૃઢતારૂપ બંધનને અનુભવે છે તેમ બ્રહ્માનંદરૂપ આત્મા જ, ભુવન આદિની સત્તાની દૃઢતારૂપ દ્વૈત આકારને ભ્રાંતિએ કરી અનુભવે છે.[૭૩] સર્વ મનઃસમષ્ટિરૂપ બ્રહ્મા, જે જે પદાર્થ સજવાપણાંએ કરી જુવે છે. ને જેવાં કાર્ય માટે વિચારે છે, તે તેવી રીતે જોવામાં આવે છે. તેમ જ વ્યષ્ટિ જીવના અનુભવમાં પણ તે જ પ્રમાણે આવે છે, કારણ કે, બ્રહ્મ, જે જેવી રીતે કલ્પે તે તેવી રીતે થાય, એવો સ્વભાવ નિશ્ચય છે. એટલા જ માટે જીવનો સંકલ્પ સિદ્ધ થતો નથી.[૭૪] વડ, વડનાં બીજથી થાય છે. પણ પીપળાનાં બીજથી થતો નથી. બુદ્બુદ્, ક્ષણસ્થાયી છે. ને બ્રહ્માંડ કલ્પસ્થાયી છે. જે વસ્તુ, જેવી રીતે ઉત્પન્ન થાય છે. તે, તે પ્રકાર વિના થતું નથી. નિમેષ અથવા કલ્પ તે તેમ જ રહે છે

એ પણ સ્વભાવનો જ નિશ્ચય છે. તે માટે પોતાની ઇચ્છા પ્રમાણે કલ્પનાનો પ્રસંગ નથી.૭૫ આ જગત્ મિથ્યા ઉત્પન્ન થયું છે અને મિથ્યા વધે છે. ભોક્તાને ભોગ વખતે મિથ્યા રુચે છે ને મિથ્યા લય પામે છે એટલા માટે જીવની અસ્વાતંત્રતાથી તથા નિયતિએ કરેલી વ્યવસ્થાથી આ જગત્ સત્ય છે, એમ ભમવું નહીં.૭૬ ભ્રાંતિએ કરી બ્રહ્મ શુદ્ધ છતાં અશુદ્ધ હોય, અદ્વિતીય છતાં અનેક હોય, અનંત છતાં શાંત હોય અને સર્વ ગત (સર્વત્ર વ્યાપી) છતાં સર્વ ગત ન હોય તેવું અનુભવમાં આવે છે.૭૭ જલ અન્ય છે. તરંગ અન્ય છે. એ પ્રકારનો ભેદ, મૂર્ખોએ કલ્પેલો છે. માટે જેમ વાસ્તવ નથી. રજ્જુ વિષે સર્પ જેમ સત્ય નથી, તેમ જે આ ભેદ ભાસે છે, તે અજ્ઞાનીઓએ કલ્પેલો છે, માટે સત્ય નથી. જેમ વિરુદ્ધ સ્વભાવવાળો શત્રુ, અવિરુદ્ધ સ્વભાવવાળો મિત્ર, એવી રીતે શત્રુ મિત્રભાવ, સ્વભાવ વિષે સંભવે છે. તેમ ભેદ તથા અભેદ શક્તિની સ્થિતિ બ્રહ્મવિષે સંભવે છે.૭૮ જેમ જલ, પોતે તરંગની કલ્પનાએ કરી દ્વૈત કલ્પે છે. જેમ સુવર્ણ, કડાંની કલ્પનાએ કરી દ્વૈત કલ્પે છે. તેમ બ્રહ્મરૂપ પ્રત્યગાત્મા પોતે કલ્પેલાં દ્વૈતને ભિન્ન માને છે.૭૯ એ આત્માથી નિર્વિકલ્પ જગતની સ્ફૂર્તિ થઇ. તે જ સ્ફૂર્તિ, સવિકલ્પભાવને પામી મનરૂપે થઇ. તેણે અહંતા કલ્પેલી છે એટલે પ્રથમ આત્મા પછી મન થયું, તે જ મન, અહંકારની ભાવનાથી અહંકારરૂપે થયું.૮૦ પછી મન અને અહંકારે, અનુભવ પ્રમાણે સ્મૃતિ, ઉત્પન્ન કરી. તે ત્રણે (મન, અહંકાર અને સ્મૃતિએ) પોતાના અનુભવ પ્રમાણે સ્મરણ કરેલાં પંચ તન્માત્રા, સૃજાણાં. પંચ તન્માત્રા વિષે ચિત્તરૂપ જીવે, પોતે બ્રહ્મરૂપ ઉપાદાન કારણથી કાકતાલીયની પેઠે આટલો મોટો જગતનો સંનિવેશ કલ્પેલો જોવામાં આવે છે.૮૧ એવી રીતે મન, જે કલ્પે છે. તે જ ભ્રમથી સ્વપ્નની પેઠે જુવે છે. શંકા-પ્રાતિભાસિક અને અસત્ એવા સ્વપ્ન પદાર્થ, સત્ય વ્યાવહારિક પદાર્થનું દૃષ્ટાંત કેમ? સમાધાન-વાસનાવાળું મન, જે પદાર્થની કલ્પના કરે છે, તે પદાર્થ, સત્ય હોય એવી પ્રતીતિ થાય છે ને વ્યવહારમાં ઉપયોગી થાય છે.૮૨



# સર્ગ ૬૮ મો.*

## કર્કટી રાક્ષસીનું ઉપાખ્યાન.

**श्रीवसिष्ठउवाच**—अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।
राक्षस्योक्तं महाप्रश्नजालमावलितास्विलम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! જગત્, મનઃકલ્પિત છે. એવું વર્ણન કર્યું. તે વિષય દૃઢ કરવા માટે વિદ્વાનો, પ્રાચીન ઇતિહાસ કહે છે. જેમાં તત્ત્વે કરી વ્યાપ્ત સંપૂર્ણ જગત્ છે એવો રાક્ષસીએ કરેલો પ્રશ્ન છે.[1]

### કર્કટીનું વર્ણન.

હિમાલય પર્વતના ઉત્તર ભાગમાં કર્કટી નામની રાક્ષસી છે. તે, કાજળની પુતળી જેવી શ્યામ વર્ણવાળી અને ઉગ્ર કર્મવાળી છે.[2] વિષૂચિકા અને અન્યાય બાધિકા' એવાં બે બીજાં નામ તેનાં જ છે. શુષ્ક અને કૃશભાવને પામેલી એવી વિંધ્યાટવી, દેહધારી હોય તેમ જણાતી હતી.[3] એ રાક્ષસી, બળતા અગ્નિ જેવાં નેત્રવાળી, પૃથ્વી તથા સ્વર્ગના અર્ધ ભાગને રોકવાવાળી, પોતે શ્યામ અને વળી શ્યામ વસ્ત્ર ધારણ કરવાવાળી તેથી જાણે દેહધારી રાત્રિ હોય.[4] ઝાકળ જેનાં વસ્ત્ર છે. ઘાટાં વાદળાં જેને ઓઢણું છે. લંબાયમાન વાદળાં જેવી શોભતી ગાઢ અંધકાર જેવા જેના કેશ છે. સ્થિર વિજળી જેવાં જેનાં નેત્ર છે, તમાલનાં વૃક્ષ જેવા જેના ઘુંટણ છે. વૈદૂર્યમણિ જેવા સૂપડાને આકારે જેના નખ છે. ભસ્મ તથા ઝાકળ જેવું જેનું હસવું, છે.[5] માંસ વગરના મનુષ્ય દેહની માળાએ કરી શોભતી, સર્વ અંગમાં પરોવેલા શબની માળાએ કરી શોભતી.[7] વેતાલની સાથે નૃત્ય વિષે અભિનિવેશે કરી હાડકાનાં કાળાં કુંડલ જેનાં ચલાયમાન છે અને સૂર્યનું ગ્રહણ કરવામાં તત્પર, લાંબા અને ભયંકર જેના ભુજ છે એવી છે.[8] તે રાક્ષસીનું શરીર ઘણું મોટું હોવાથી અને પોતાને યોગ્ય આહાર ન મળવાથી સમુદ્રનો અગ્નિ વડવાનલ જેમ તેમ પ્રબળ જઠરાગ્નિ તૃપ્ત ન થતો હવો.[9] એ રાક્ષસી, વડવાનલની પેઠે કોઇ કાલે તૃપ્તિ પામી નહીં. તેથી તેણે વિચાર કર્યો કે,[10] જેમ વડવાનલ,

* આ અડસઠમા સર્ગમાં કર્કટી રાક્ષસીનું વિસ્તારથી વર્ણન તથા સર્વ પ્રાણીને ખાવાની ઈચ્છાથી ઉગ્ર તપનું વર્ણન કરવામાં આવશે.

પ્રત્યેક શ્વાસે ઘણાં જલને ખાય છે. તેમ જો હું જંબૂદ્વીપના સર્વ જનોને ગળી જાઉં તો વાદળાંએ કરી મૃગજલ જેમ તેમ મારી ક્ષુધા, શાંત થાય. જે યુક્તિએ કરી આપત્તિમાં જીવાય તે યુક્તિ, વિરોધ વિનાની છે, પણ સર્વ જગતને એક વખતે ગળવાની યુક્તિ, અશકય હોવાથી વિરુદ્ધ છે, કારણ કે સર્વજનો, મંત્ર, ઓષધિ, તપ, દાન, જપ અને દેવ પૂજા આદિએ કરી પોતપોતાનું રક્ષણ કરે છે એટલા જ માટે બાધ રહિત છે. તે સર્વેને એક વખતે કોણ બાધ કરી શકે? ૧૧-૧૨-૧૩ તો પણ તે કાર્યની સિદ્ધિ માટે આલસ્ય મૂકી મોટું તપ કરું, કેમ કે, મહા તપે કરી દુર્લભ પદાર્થ પણ પ્રાપ્ત થાય છે.૧૪ એવો વિચાર કરી સર્વ પ્રાણીને ખાવાની ઇચ્છાથી તપ માટે તે રાક્ષસીએ પ્રાણીઓને દુર્ગમ એવા હિમાલય પર્વતનું સ્મરણ કર્યું. પછી તે, દેહધારી વાદળ મંડળી જેમ તેમ હિમાલયનાં શિખર ઉપર ચડી.૧૫

## કર્કટીનું તપ.

તે રાક્ષસી શિખર ઉપર જઇ, સ્નાન કરી, તપ માટે સૂર્ય ચંદ્ર જેવા પ્રકાશમાન્ અને સ્થિર જેનાં નેત્રો છે, એવી એક પગે ઉભી રહી.૧૭ જાણે પર્વતમાંથી નીકળી હોય તેમ રહેલી શીત તથા તડકાને સહન કરતી એવી એ રાક્ષસીને તપ કરતાં કરતાં ક્રમે કરી દિવસ, પક્ષ, માસ અને ઋતુઓ નીકળી ગયા.૧૮ વાદળાની પંક્તિ જેવી સ્થિર રહેલી શ્યામ, ઉંચું ગમન કરવાવાળી, અને જેના ઉંચા કેશ છે એવી એ રાક્ષસી, જાણે આકાશને ગળતી હોય તેમ જોવામાં આવતી હતી.૧૯ પવને કરી શિથિલ થઇ ગયેલી જેની ચામડી વલ્કલ જેવી જોવામાં આવે છે અને સેનાની પેઠે શબ્દ કરતા પવનોએ કરી ઉંચા ઉડતા કેશવડે તારારૂપી મોતીને ધારણ કરતી અર્થાત્ ઉગ્ર તપવાળી તે રાક્ષસીને જોઇ બ્રહ્મા વરદાન દેવા માટે ત્યાં આવ્યા.૨૦

# *સર્ગ ૬૯ મો.

## કર્કટીને વરની પ્રાપ્તિ

**श्रीवसिष्ठ उवाच**—अथ वर्षसहस्रेणतां पितामह आययौ ।

दारुणं हितपःसिद्ध्यै विषाग्निरपि शीतलः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—એવી રીતે હજારો વર્ષ તપ કર્યું. ત્યારે બ્રહ્મા, વર દેવા માટે આવ્યા. શંકા—એ રાક્ષસીને જગતના ભક્ષણની ઇચ્છા છે, માટે પાપિણી છે, તેની ઉપર બ્રહ્મા પ્રસન્ન કેમ થયા? સમાધાન—જો ઉગ્ર તપ સિદ્ધ થાય તો વિષ કે અગ્નિ કાંઇ બાધ કરી શકતાં નથી એટલે તપને કાંઇ અસાધ્ય નથી.[૧] બ્રહ્માને જોઇ મનથી પ્રણામ કરી આગળ પ્રમાણે જ રહીને ક્ષુધા શાંતિ માટે કયો વર માગવો? એવા વિચારમાં પડી.[૨] ઠીક સાંભળ્યું. બ્રહ્માજીની પાસે એ વર માગું કે, 'હું અનાયસી ( રોગરૂપ ) અને આયસી ( લોઢાની ) જીવ સૂચિકા ( જીવવાળી સોઇ ) થાઉં.[૩] આ બ્રહ્માજીનાં વરે કરી એ પ્રકારની સૂચિકા થઇ હું અદૃશ્યરૂપે ગંધની પેઠે સર્વ પ્રાણીઓના હૃદયવિષે પ્રવેશ કરું.[૪] એ ઇષ્ટ ઉપાયે કરી ક્ષુધા નિવૃત્તિ માટે સંપૂર્ણ જગતને ખાઇશ. ક્ષુધાની નિવૃત્તિ પરમ સુખ છે.[૫] એ પ્રમાણે વિચાર કરતી અને દુષ્ટ વિચારવાળી તે રાક્ષસીને ગંભીરપણે બ્રહ્માજી કહે છે.[૬]

બ્રહ્મા કહે છે—હે પુત્રિ! હે કર્કટિ! હે રાક્ષસ કુલનાં ભૂષણરૂપ! તું ઉઠ, હું પ્રસન્ન થયો છું. ઇચ્છા પ્રમાણે વર માંગ.[૭]

કર્કટી કહે છે.—હે બ્રહ્મદેવ! જો વર આપતા હો તો 'હું અનાયસી અને આયસી જીવ સૂચિકા થાઉં,' એ વર આપો.[૮]

વસિષ્ઠ કહે છે—તથાસ્તુ એમ કહી બ્રહ્માજી, ફરીથી રાક્ષસીને કહે છે કે 'હે રાક્ષસી! તું ઉપસર્ગ સહિત ( ઉપદ્રવ સહિત અને 'વિ' નામના ઉપસર્ગ સહિત ) સૂચિકા થવાથી વિચિકા થઇશ.[૯] તું સૂક્ષ્મ માયાએ કરી સર્વ લોકની હિંસા કરીશ. અભક્ષ્યનું ભક્ષણ કરવાવાળા, દુરાચારી, મૂર્ખ, દુષ્ટ સ્થિતિવાળા અને મ્લેચ્છ દેશમાં વસવાવાળા જે દુષ્ટ પુરુષો છે, તેઓને તું પ્રાણદ્વારા ગુદાથી આરંભી હૃદય પર્યંત પ્રવેશ કરી, હૃદય કમલ, પ્લીહા (બળેલ) અને બીજા ભાગોમાં પીડા

* આ ઓગણોતેરમા સર્ગમાં કર્કટી રાક્ષસીને ઇચ્છા પ્રમાણે વર આપી તથા ગુણ-વાનના રક્ષણ માટે મંત્ર કહી બ્રહ્મા બ્રહ્મ લોકમાં ગયા, એટલી વાત કહેવામાં આવશે.

ઉત્પન્ન કરી ખાઇશ.[૧૦-૧૧] તું વાયુના ઉપદ્રવરૂપે કહેવાઇશ. તે વિસૂચિકારૂપ તું, સગુણ (શાસ્ત્ર સદાચાર નિષ્ટ) અને વિગુણ (શાસ્ત્ર સદાચાર રહિત) જનને બાધ કરીશ.[૧૨] હે રાક્ષસિ! સગુણને થયેલા રોગની નિવૃત્તિ માટે મંત્ર કહું છું.

બ્રહ્માજી કહે છે—હિમાલયના ઉત્તર ભાગમાં કર્કટી રાક્ષસી છે. તેનું નામ વિસૂચિકા તથા અન્યાય બાધિકા (અનીતિ માર્ગે ચાલનારને બાધ કરવાવાળી) નામ છે. તેનો મંત્ર-ૐ ह्रीं ह्रां रीं रां विष्णुशक्तये नमः । ॐ नमो भगवतीं विष्णुशक्तिमेनां ॐ हर हर नय नय पच पच मथ मथ उत्सादय दूरं कुरु स्वाहा हिमवंतं गच्छ जीव सः सः सः चंद्रमंडलं गतोऽसि स्वाहा ! એ મંત્ર, મંત્ર જાણનારે લખવો. તે ડાબા હાથમાં રાખી, તે હાથ સહિત, રોગીને માર્જન કરવું. (રોગીના શરીરમાંથી તે રાક્ષસી નીકળી જાય તેવા ઇસારા કરવા). પછી મંત્રરૂપી મુદ્ગરે કરી કચરેલી અને કઠોર સ્વરે રુદન કરતી તે રાક્ષસી હિમાલય તરફ ભાગી, એવી ભાવના કરવી.[૧૪-૧૫] ત્યારબાદ રોગી, અમૃતમય ચંદ્રવિષે રહેલો એટલા માટે સર્વ રોગે કરી મુક્ત તથા જરા મરણ વર્જિત છે, એવી ભાવના કરવી.[૧૬] સાધક (મંત્ર જાણવાવાળો), પવિત્ર, સાવધાન મનવાળો અને આચમન કરેલો થઇ, એ ક્રમે કરી, સર્વ વિસૂચિકાને દૂર કરે છે.[૧૭] એ પ્રમાણે સિદ્ધ પુરુષોએ જેની પાસેથી મંત્રનું ગ્રહણ કર્યું છે, અન્ય કાર્ય માટે આવેલો ઇંદ્ર જેનું વંદન કરે છે, જેની ઉજ્જવલ શોભા છે અને જે આકાશ વિષે રહેલા છે એવા બ્રહ્માજી, અક્ષય સુખવાળા બ્રહ્મલોકમાં ગયા.[૧૮]

—□□□□□□□□□□□□□—

# *સર્ગ ૭૦ મો.

## આયસી સૂચીનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच–अथ भूधर शृंगाभासा महाकृष्ण राक्षसी ।**
**कज्जलांबुदलेखेव तानवं गंतुमुद्यता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે-હવે પર્વતનાં શિખર જેવી તે મહારાક્ષસી, કાજળ; અને મેઘમાળાની પેઠે સૂક્ષ્મ થવા લાગી.[૧] પ્રથમ વાદળાં જેવડી થઇ, પછી વૃક્ષની શાખા

* આ સીત્તેરમા સર્ગમાં ક્રમે કરી સૂક્ષ્મતા પૂર્વક બે સૂચીની પ્રાપ્તિ અને પ્રાણીઓનાં શરીરમાં સૂચીનાં પ્રવેશનું વર્ણન કરવામાં આવશે.

જેવડી, ત્યાર બાદ પુરુષ જેવડી ને પછી હસ્તપ્રમાણ થઇ.[૨] પછી પ્રાદેશ (અંગુઠો અને તર્જની લાંબાં કરવાથી થતું પ્રમાણ) જેવડી, પછી આંગલી જેવડી, ત્યારપછી અડદની શીંગ જેવડી ને પછી સૂચી (સોય) થઇ.[૩] ત્યારબાદ કમળનાં કેશરાં જેવી સુંદર ઝીણી સૂચી થઇ. જેમ પર્વત, પરમાણું ભાવને પ્રાપ્ત થાય છે, તેમ એ રાક્ષસી, પર્વતનાં શિખર જેવડી છતાં સંકલ્પે કરી સૂચીભાવને પામી. આ સૂક્ષ્મભાવ, સંકલ્પે કરી કલ્પેલાં સ્થૂલ શરીરનો છે. પણ મૂલાવિદ્યાએ કરી કલ્પેલાં શરીરનું ગલિતપણું તો આગળ કહેવાશે.[૪] એ રાક્ષસી, સૂક્ષ્મ સૂચીરૂપે અને જીવ સૂચીરૂપે થઇ. અને પૂર્યષ્ટક* કરી ચાલતી, આકાશમાં ગમન કરતી અને આકાશ વિષે વાસ કરતી હતી.[૫] આ રાક્ષસી, સૂચીરૂપે ભ્રાંતિએ કરી જોવામાં આવે છે. પણ તેમાં કાંઇ લોઢું નથી. એ રાક્ષસી, સ્વલ્પ સૂચી જેવી જણાય છે તે પણ એક જાતની ભ્રાંતિ છે. તાત્પર્ય કે એ રાક્ષસીનું સૂચીપણું ભ્રાંતિ કલ્પિત છે, પણ વાસ્તવ નથી. કારણ કે હજારો વર અથવા શાપે કરીને વસ્તુનો અન્યથા ભાવ થતો નથી.[૬] સૂર્યનાં કિરણોના પ્રવેશથી સુંદર એવી રત્નની સૂચી જેમ અને વૈદૂર્ય મણિની કિરણ પંક્તિ જેમ તેમ સંકલ્પવાળી આ સૂચી શોભતી હતી.[૭] પવનમાં આવેલી કાજળના મેઘની લતા (લેશ) હોય અને શ્યામ એવી સ્વચ્છ નેત્રની કીકી હોય તેમ જણાતી હતી.[૮] જેનો અગ્રભાગ તથા પાછળનો ભાગ પરમાણુ જેવો સૂક્ષ્મ છે તેવાં સૂચી સ્વરૂપની પ્રાપ્તિ માટે ને સ્થૂલતાની શાંતિ માટે તેણે તપ કર્યું હોય તેમ જણાય છે. તાત્પર્ય કે તેનાં તપનું ફલ, સ્થૂલતાની શાંતિરૂપ થયું એટલે તપ નિરર્થક થયું.[૯] એ સૂચીનું શરીર દૂરથી દીપ જેવું અને સૂક્ષ્મતાથી આકાશ જેવું હોય તેમ જોવામાં આવતું હતું. તે, પ્રસન્ન મુખે કરી આકાશને ગળતી હોય તેમ જણાતી હતી.[૧૦] દૂર ફેલાયેલાં દીપનાં કિરણો જેવી સૂક્ષ્મ એટલા જ માટે સંકોચવાળાં નેત્રે કરી જોવામાં આવતી, તત્કાલ સ્નાન કરાવેલા બાલકના વાળ જેવી ચંચલ,[૧૧] પુષ્પના કેસરાથી ઉડેલો તંતુ હોય, અથવા બહાર સંચારના કૌતુકથી બ્રહ્મ રન્ધ્રથી નિકળતી અને સૂર્ય મંડલ પ્રતિ ઉંચી જતી સુષુમ્ણા નાડી હોય તેમ જણાતી હતી.[૧૨] જેની ઇંદ્રિયશક્તિ નિયત છે, એવી એ સૂચી, લિંગ શરીર, સૂચીને આકારે થયેલું હોય તેમ અદૃશ્ય હતી. જેમ બૌદ્ધે માનેલો આલય વિજ્ઞાનનો પ્રવાહ, પોતાના અનુભવમાં આવે

* ૧ મહાભૂત ૨ કર્મેન્દ્રિય ૩, જ્ઞાનેંદ્રિય ૪, પ્રાણ ૫ અંતઃકરણ ૬ અવિદ્યા ૭ કામ અને કર્મ ૮ આ આઠ પૂર્યષ્ટક કહેવાય છે.

છે તથાપિ અન્યના અનુભવમાં આવતો નથી. જેમ નૈયાયિકોએ માનેલો ધારાવાહિક જ્ઞાનનો પ્રવાહ અન્યતા જોવામાં આવતો નથી. તેમ આ સૂચી અન્યના જોવામાં આવતી નથી,[૧૩] એ સૂચી, અલક્ષ્યપણુંથી શૂન્યવાદિએ માનેલા શૂન્યતા આદિ અર્થને ઉત્પન્ન કરવાવાળી આકાશની નીલતા જેવી અને શબ્દ રહિત છે.

## કર્કટીની મૂર્ખતાનું વર્ણન.

હવે જીવ સૂચી કે જે અદૃશ્ય છે, ચિદાભાસને કલન (દબાવવું) કરવાવાળી છે, જેનું તત્ત્વ વાસનામાત્ર છે, જે ક્ષીણ દીપનાં કિરણોની પેઠે અતિ તીક્ષ્ણ છે, તેની સાથે મળી રહેલી એ સૂચી છે.[૧૪–૧૫] એ રાક્ષસી, જગતને ગળવા માટે સૂચીરૂપે થઈ. પણ પેટ ન હોવાથી જગતને ગળવારૂપ કાર્ય થઇ શક્યું નહીં. એ સૂચીની કેવી મૂર્ખતા કે જેણે એ વિચાર કર્યો. નહીં.[૧૬] તે રાક્ષસીએ જગતને ખાવાનો વિચાર કર્યો. પણ સૂચીનાં રૂપની તુચ્છતાનો વિચાર કર્યો નહીં. કેવલ સંકલ્પને જ જોતી એવી એ રાક્ષસીનું તપ નિરર્થક થયું.[૧૭] મૂઢ બુદ્ધિવાળી એ રાક્ષસીએ વિચાર વિના સૂચીપણું માગ્યું પણ એ તો ખરું કે દુષ્ટ બુદ્ધિવાળાને પૂર્વાપરનો વિચાર થતો નથી.[૧૮] ચિત્તમાં વિચાર કરવો યોગ્ય છે, તથાપિ નિઃશ્વાસે કરી અરીસો જેમ તેમ પ્રિય પદાર્થમાં તલ્લીન થયેલું ચિત્ત, પ્રિય પદાર્થની પ્રાપ્તિના દૃઢ પ્રયત્નનાં સામર્થ્યથી ભાવનાને લીધે અન્યથા ભાવને (મલિનતાને) પામે છે, તેથી તેમાં વિચાર થતો નથી.[૧૯] મહા શરીરનો ત્યાગ કરી સૂચ્યા ભાવે રહેલી આ રાક્ષસીને મહા મરણ પણ સુખરૂપે થયું એટલે સ્વાર્થ વિષે દૃઢ અનુરાગે કરી મહા દુઃખ પણ સુખરૂપ થાય છે.[૨૦] અહો એક વસ્તુ વિષે અતિરાગની કેવી વિષમ ગતિ છે? કે એ રાક્ષસીએ પોતાની ઇચ્છાએ કરી દેહને તૃણની પેઠે તજ્યો.[૨૧] એક વસ્તુ વિષે અતિરાગે કરી અન્ય જ્ઞાની નષ્ટ થાય છે. જેમ કે જગત્ ગળવાની ઇચ્છાએ કરી રાક્ષસીએ દેહના નાશનો પણ વિચાર કર્યો નહીં.[૨૨] એક વસ્તુ વિષે અતિ રાગવાળા અજ્ઞાનીને નાશ પણ સુખ આપે છે, જે માટે મહા દેહ ગયો. સૂચી જેવડો દેહ રહ્યો, તોપણ એ રાક્ષસી અતિ સંતુષ્ટ થઇ.[૨૩]

## અનાયસી જીવ સૂચીનું વર્ણન.

બીજી સૂચી, જીવ સૂચી થઇ, કે જે આકાશરૂપ, નિરાકાર અને લિંગ શરીરવાળી છે.[૨૪] સૂક્ષ્મ તેજના પ્રવાહ જેવી પ્રાણ તંતુરૂપ, કુંડલિની શક્તિના આકા-

રવાળી, ચંદ્ર તથા સૂર્યના સૂક્ષ્મ કિરણો જેવી એ જીવા સૂચી છે.[૨૫] એ રાક્ષસીની પાપરૂપ એટલા માટે તરવારની ધારા જેવી ક્રૂર મનોવૃત્તિ જ જીવ સૂચોકારૂપે રહી છે, કે જે, આયસી સૂચીથી ભિન્ન છે. એ જીવ સૂચી, કસુંબાનો ગંધ જેમ તેમ સૂક્ષ્મરૂપે પ્રાણીના હૃદયમાં પ્રવેશ કરી હિંસા આદિની ચતુરતાનાં સંપાદનરૂપે પ્રકટ રહી છે, તે અન્યના પ્રાણને અનુસરી પોતાનો મનોરથ (હિંસારૂપ)ની સિદ્ધિમાં પરાયણ રહે છે.[૨૬–૨૭] એવી રીતે તે રાક્ષસીનું શરીર આયસી અને અનાયસી એમ બે સૂચીરૂપે થયું. એ ઝાકળના કણ જેવી અને કપાસના સૂક્ષ્મ ભાગ જેવી સૂક્ષ્મ છે.[૨૮]

## કર્કટી રાક્ષસીનું ચરિત્ર

એ ક્રૂર રાક્ષસી બે શરીરે કરી હૃદયમાં પ્રવેશ કરી મનુષ્યની હિંસા કરતી હતી. અને દશે દિશામાં ભમતી હતી.[૨૯] જેમ કર્કટી રાક્ષસી, મોટું શરીર મૂકી સૂચી શરીરને પ્રાપ્ત થઇ. તેમ સર્વ પ્રાણી સંકલ્પથી ગુરુ અથવા લઘુ થઇ શકે છે.[૩૦] ક્ષુદ્ર મનવાળાને તુચ્છ પદાર્થ પણ પ્રાર્થના યોગ્ય છે. જેમ કે રાક્ષસીએ મોટું તપ કરી સૂચીના જેવાં આચરણવાળું પિશાચીપણું માગ્યું.[૩૧] પુણ્ય શરીરવાળાને પણ જાતિ સંસ્કાર જતો નથી. જે માટે એ રાક્ષસીએ તપ કરી સૂચી જેવું પીશાચીપણું મેળવ્યું. તાત્પર્ય કે તેનું શરીર તપે કરી શુદ્ધ થયું હતું. તોપણ પ્રાણીને પીડા આપવાનો રાક્ષસી સંસ્કાર ગયો નહીં.[૩૨] જ્યારે એ રાક્ષસી દિશામાં ભમવા લાગી ત્યારે તેનું સ્થૂલ શરીર શરદના વાદળાંની પેઠે મહા વાયુએ કરી ખરી પડયું.[૩૩] હવે એ રાક્ષસી ક્ષીણ વા પુષ્ટ શરીરવાળો જે કોઇ પરાધીન શરીરવાળો હોય તેની અંદર પ્રવેશ કરી વાત સૂચી થઇ અતિ વિસૂચિકારૂપે થાય છે.[૩૪] જે કોઇ ક્ષીણ શરીરવાળો સ્વસ્થ (સ્થિર મનવાળો) વા વિદ્વાન્ હોય તેના શરીરમાં પ્રવેશ કરી તે જીવ સૂચિકા અંતર્વિષૂચિકા; (દુર્બુદ્ધિ રૂપે) થાય છે.[૩૫] એ પ્રમાણે કોઇ પુરુષમાં દુર્બુદ્ધિરૂપે રહી તૃપ્ત થાય છે, ને કોઇ પુરુષ વિષે પુણ્ય, મંત્ર, તપ, ઔષધિએ કરી દૂર કરાય છે.[૩૬] સદા ભમવામાં પરાયણ એવી એ રાક્ષસી, બે શરીરે કરી આકાશ વિષે તથા પૃથ્વી તલમાં ફરતી હતી, તેમાં બહુ વર્ષો નીકળી ગયાં.[૩૭] એ રાક્ષસી, પૃથ્વી વિષે રજમાં તિરોહિત (ઢંકાયેલી ગુપ્ત) રહેતી હતી. હાથમાં આંગળીએ કરી તિરોહિત, આકાશ વિષે પ્રભાએ કરી તિરોહિત અને વસ્ત્રમાં સૂત્રે કરી તિરોહિત હતી.[૩૮] શરીરની અંદર રહેલા સ્નાયુ (આંતરડાં) રૂપ નદી વિષે

વ્યભિચારે કરી દોષવાળાં ઉપસ્થ ઇંદ્રિય વિષે, રજે કરી મેલા અવયવ વિષે, હાથ પગની શુષ્ક રેખા વિષે, સૂક્ષ્મ રુવાટાં વિષે,[૩૯] સૌભાગ્ય હીન અને કાંતિરહિત શરીરમાં સદ્ભાવશૂન્ય રહે છે અને ઊર્ધ્વશ્વાસને કરવાવાળી છે. શરીરથી બહાર પણ મક્ષિકા, દુર્ગંધ વાયુ અને લીલાં ઘાસવાળાં સ્થલમાં તેમ જ ખીલી અને આંબા આદિ વૃક્ષો જે સ્થલમાં ન હોય તેવાં સ્થલમાં.[૪૦] જ્યાં પશુ, મનુષ્ય આદિનાં હાડકાં પડયાં હોય, જે સ્થળ મોટા વાયુથી ચલાયમાન હોય, જ્યાં પરસંતાપને હરવાવાળા આત્મનિષ્ઠ પુરુષ ન હોય, અશુદ્ધ વસ્ત્રવાળા પુરુષો જ્યાં સંચાર કરતા હોય,[૪૧] જ્યાં કોતર અને સ્થાણુ (શાખા પાંદડાં વગરનાં સૂકાં વૃક્ષ ) વિષે મધમાખી, કોયલ અને કાગડા રહે છે, જ્યાં શીત, રુક્ષ અને સુસવાટા કરતો પવન વાય છે, ને તેથી વૃક્ષો જેમાં ચલાયમાન થાય છે.[૪૨] જ્યાં પંક્તિબદ્ધ વાદળનો સંચાર છે· જ્યાં છિદ્રવાળી અંગુલીવાળા રહે છે. જ્યાં હિમના કણ ચાલતા હોય છે, જ્યાં મનુષ્યનાં પગલાંવાળાં વલ્મીક (રાફડા) તથા પર્વત હોય છે.[૪૩] જલની ભ્રાંતિવાળાં મરુસ્થલમાં જ્યાં વાઘ, રીંછ અને અજગર આદિ ક્રૂર પ્રાણીઓ રહે છે, જ્યાં કોઈ સ્થળે થયેલ, ભાગતા, યૂકા ( જૂ ) થકી પણ નિન્દિત એવા વટેમાર્ગુ હોય છે.[૪૪] જ્યાં ભયંકર અને અતિ શુષ્ક એવા પિશાચાદિક વીટિકા (પાનબીડી) ની પેઠે પાન ખાધાં હોય અને જ્યાં દુર્ગંધવાળાં નાનાં નાનાં તરવડાં હોય, જ્યાં નહેરો હોય છે, તેવા માર્ગોના વિશ્રામ સ્થાનમાં,[૪૫] જ્યાં યૂકાને ખાવાવાળા વાનરો અને મનુષ્યને ખાવાવાળા રાક્ષસો રહે છે, ઇત્યાદિ સર્વ સ્થલે એ રાક્ષસી જતી હતી.[૪૬] એ રાક્ષસી સ્ત્રી, જ્યાં નાના પ્રકારનાં વસ્ત્રો થાય છે તેવા શેહેરમાં જતી હતી ને ત્યાં ચિરકાલ ફરવાથી અને આવવા જવાથી થાકી જતી હતી.[૪૭] નગરમાં અને ગામડામાં રસ્તામાં પડેલાં ચીથરાં, સૂત્ર, કાચ, મણિ અને અલંકારને ભેગા કરવાવાળી અને જ્વર આદિએ કરી પીડા પામતાં શરીર વિષે ગોધાની* પેઠે પરિવર્તન ખોદવું પીડવું વિગેરે કરતી હતી.[૪૮] જેના મુખમાં તંતુ (દોરો) પરોવ્યો છે, એવી એ સૂચી, ચિરકાલ શીવવાથી ખિન્ન થયેલી એટલા જ માટે આરામ વાસ્તે હાથમાંથી પડી જઇ ગુપ્ત રીતે લીન થાય છે.[૪૯] ક્રૂર એવી પણ એ સૂચી શીવવારૂપ પોતાનાં કામમાં આસક્ત હતી, તેથી શીવનારના હાથને વીંધતી નહતી. વળી એ સૂચી, જ્યારે પોતાના સ્વભાવ (શીવવારૂપ)ને પ્રકટ કરતી નથી ત્યારે તીક્ષ્ણ સ્વભાવને કેમ પ્રકટ કરે ? અર્થાત્ ન કરે.[૫૦] એ આયસી સૂચી, જીવ સૂચીની સાથે શિલા,

* જેમ ગોધા, ઉંચી જમીન વા નદીના કિનારા વગેરેને શીંગડાં વડે ખોદે છે તેમ.

નાકાએ કરી જેમ તેમ દિશાઓ વિષે અને વૃદ્ધને વિષે આશા જેમ તેમ વિહાર કરતી હતી.[૫૧] તે આયસી સૂચી, સંસૃતિરૂપ (ભ્રમણરૂપ) જીવ સૂચીએ કરી પવનની શક્તિએ કરી તુષ્ટ (ફોતરાં)ની પંક્તિ જેમ તેમ ભમતી હતી.[૫૨] બીજાએ પરોવેલાં સૂક્ષ્મ સૂત્રને મુખે કરી ભક્ષણ કરતી એવી સૂચી, બીજાએ કરેલા પોતાના ઉપર પૂરણના ઉદ્યોગે કરી સ્થિર મનવાળી હોય તેમ જણાતી હતી.[૫૩] એ સૂચીએ બીજાનો વધ કરી ઉદર પૂરણની ઇચ્છાએ કરી પ્રથમ પણ પોતાનું મન પ્રસન્ન કર્યું. એટલા માટે એ સૂચી, બીજાએ આપેલાં સૂક્ષ્મ સૂત્ર વિષે રોકાણી હોય તેમ જણાય છે.[૫૪] ચિરકાલથી દુઃખી એવાં પોતાનાં કુલને દયાએ કરી ક્રૂર પણ પોષણ કરે છે, એ નિર્વિવાદ છે. જે માટે સૂચીએ પૂર્ણ કરેલું (સાંધેલું) જુનું વસ્ત્ર, એ વિષયમાં દૃષ્ટાંત છે. તાત્પર્ય કે એ સૂચીએ જે તપ કર્યું તે સૂત્રે કરી જીર્ણ વસ્ત્ર પૂરવા (સાંધવા) માટે કર્યું. પણ પોતાના ઉદર પૂરણ માટે નહીં.[૫૫] કારણ કે એ રાક્ષસીએ તપે કરી હૃદય (પેટ) તંતુનો પણ પ્રવેશ ન થાય તેવું મેળવ્યું છે ને તેનું તેજ (બુદ્ધિ પ્રકાશ તીક્ષ્ણતા), સૂર્યની કાંતિની પેઠે પ્રકાશ સ્વભાવ છે છતાં પણ વસ્ત્ર શીવવા આદિએ કરી વ્યાપ્ત છે.[૫૬] ક્ષીણને પૂરવાવાળા અને અકસ્માત્ પ્રકટ થયેલા સૂચી ભાવે કરી રૂપવાળી એવી સૂચી રાક્ષસી, તે કર્મે કરી તપે છે, એટલે તેને પશ્ચાત્તાપ થાય છે.[૫૭] તોપણ એ રાક્ષસી, નદી પ્રવાહના વેગ જેવા રાક્ષસી સ્વભાવે કરી પ્રાણીના વેધમાં અભિનિવેશવાળા સૂચી સ્વરૂપે કરીને પ્રથમ પ્રાણીના વેધ માટે ઉદ્યોગ કરે છે. ને પછી વેધ (નાશ) કરે છે.[૫૮] જેમ દીર્ઘકાલની સ્ત્રી પુત્રાદિકની વાસના, મરણ વખતે ઉત્પન્ન થયેલી વાસનાને અનુસારે સ્ત્રી આદિ શરીર વિષે જીવને સંચાર કરાવે છે. તેમ એ સૂચી, સૂત્રને વસ્ત્ર વિષે સંચાર કરાવે છે.[૫૯] એટલા જ માટે શીવવા માટે દરજીએ વસ્ત્ર વિષે સંચાર કરાતી એ સૂચી, સામું જુવે ત્યારે વસ્ત્રમાં મુખ લગાડી દોડતી હોય તેમ જણાય છે, તે તેને યોગ્ય છે. કારણ કે પિશુન (ચાડીયા) અને ચોર આદિ દુષ્ટ જનો, મુખને ઢાંકી મર્મ વેધ કરે છે.[૬૦] કોઇ વખતે કંઠમાં રાખેલાં વસ્ત્રમાં રાખેલી એ સૂચી, પોતાનાં છિદ્રરૂપી નેત્રે કરી 'આ સ્ત્રીઓને કેમ ભેદું' એવા અભિપ્રાયથી સ્ત્રીઓનાં મુખો જુવે છે. કારણ કે ક્રૂર જનોને એ (અન્યને દુઃખ દેવાનો વિચાર) પ્રિય હોય છે.[૬૧] એ સૂચી, કોમળ રેશમી વસ્ત્ર વિષે, કઠોર અને રુક્ષ એવાં શણવિષે સમાન રીતે પ્રવેશ કરે છે. જે માટે કયો જડ, ગુણ અથવા દોષનો વિચાર કરે છે? કોઇ પણ નહીં[૬૨] એ સૂચીમાં દરજી જ્યારે અંગુઠા અને આંગળી વડે સૂત્ર પરોવે છે ત્યારે

પોતાનાં શરીરમાં ન માવાથી આંતરડાને બહાર કાઢતી હોય તેમ જોવામાં આવે છે.[૬૩] સૂત્રે પરોવેલી અને તીક્ષ્ણ પણ એ સૂચી, હૃદય શૂન્ય હોવાથી વિવેક રહિત અને રસજ્ઞ ન હોવાથી સરસ અને નીરસ વિષે પ્રવેશ કરે છે, તે તેનો સ્વભાવ જ છે.[૬૪] જેમ રાજપુત્રી છતાં અભાગણી હોય તેમ આ સૂચી પણ અભાગણી છે, જે માટે એ કઠોર વાદી નથી તોપણ સૂત્રે કરી મુખમાં પરોવાયેલી (ન થયેલી) છે. તીક્ષ્ણ (અન્યને સંતાપવામાં સમર્થ) છતાં પણ પોતે સંતાપવાળી છે અને વીંધવાળી છતાં પણ પેટ રૂપી છિદ્રે કરી રહિત છે.[૬૫] એ સૂચી વિના અપરાધે અન્યનાં મરણને ઇચ્છે છે, તે પાપકર્મથી સૂત્રે કરી રોધાયેલી (બંધાયેલી) કર્મ પાશા વિષે લટકતી હોય તેમ જણાય છે. તેની તે દુર્દશા યોગ્ય છે.[૬૬] કોઇ વખતે હાથમાંથી પડી ગયેલી એ સૂચી, ઉપસ્થના વાળ સાથે શ્યામ વર્ણની મૈત્રીએ કરી સૂતી હોય એમ જણાય છે. પોતા સદૃશ મૈત્રી કોને ન રુચે? અર્થાત્ સર્વને રુચે છે.[૬૭] એટલા માટે મૂઢ ચિત્તની વૃત્તિઓ સાથે મળી એ સૂચી મૂઢ પુરુષ વિષે રહે છે. પોતાના જેવી સંગતિને કોણ તજે ? કોઇ પણ નહીં.[૬૮] કદાચિત્ અન્ય સૂચીની સાથે એ સૂચી, લુહારના હાથમાં સપડાય અને ભઠ્ઠીના અગ્નિમાં નાખે તો ધમણના પવને કરી સર્વને તજી અંતર્હિત થઇ જાય છે.[૬૯] એ સૂચી પ્રાણ અને અપાન વાયુદ્વારા હૃદયકમલમાં ફરવાથી દુઃખ આપવાવાળી માટે મહા ઘોર જીવ શક્તિ, ઉત્પન્ન થઇ હોય તેમ જણાય છે.[૭૦] સમાન વાયુના વિપરીત ભાવે કરી સમાન સાથે ગમન કરે છે. ને ઉદાન વાયુના વિપરીતપણાંથી ઉદાનની સાથે ગમન કરે છે.[૭૧] વ્યાન વાયુમાં રહી વ્યાધિને ઉત્પન્ન કરે છે. સર્વ અંગનાં રસમાં ફરે છે. હૃદય તથા કંઠવિષે વાયુની સાથે મળી શૂલ ઉત્પન્ન કરે છે ને તેથી દુઃખ ઉત્પન્ન કરી શરીરને વિવર્ણ બનાવી દે છે.[૭૨] એ સૂચી, ઘણું કરી કામળા આદિને શીવતી વખતે ગોવાળના હાથમાં રહે છે. તે, કદાચિત્ ઊનના એક ભાગમાં પડી જાય છે. કોઇ વખતે બાલકના હાથની આંગળી રૂપી શય્યાને વીંધી આનંદ પામે છે.[૭૩] પુષ્પની માળા પરોવતી વખતે પુષ્પ ગુચ્છનું ભોજન કરવાવાળી એ સૂચી, પગમાં પ્રવેશ કરી રુધિરનું પાન મળવાથી વિસ્મય પામેલી અત્યંત સંતોષ પામે છે તે યોગ્ય છે. કારણ કે તુચ્છ, તુચ્છ ભોજને કરી પ્રસન્ન થાય છે.[૭૪] કર્દમ કોશ (મેલાં આધારસ્થાન)માં નીચું મુખ કરી ચિરકાલ શયન કરે છે. પોતાને પ્રિયસ્થાન પામી તેને કોણ તજે ? કોઇ નહીં.[૭૫] એ સૂચી, અન્યનાં પ્રાણ હરણ પર્યન્ત વેધને કરી પોતાની ક્રૂરતા બતાવે

છે. કલેશ નીચ જનોને ઉત્સવ કરતાં વિશેષ સુખ આવે છે.૭૬ એ સૂચી, રુધિરના કણના લોભથી બીજાને મારવામાં પ્રવૃત્ત થાય છે, તે તેને યોગ્ય છે. કારણ કે કૃપણ, કપર્દિકા (કોડી)ના લાભને પણ મોટો લાભ માને છે. પ્રાણીને અહંકારનો ચમત્કાર દુરુચ્છેદ (દુઃખે કરી ન છેદાય તેવો) છે.૭૭ મૂઢતાએ કરી પ્રાપ્ત થયેલી એ સૂચી (જીવ સૂચી તથા લોહ સૂચી એ કરી મળેલાં વેધનવડે એ સૂચી, સર્વ પ્રાણીનાં મરણનો તર્ક કરે છે. જે માટે મૂઢને પણ સ્વાર્થમાં મૂઢતા રહેતી નથી એ આશ્ચર્ય છે.૭૮ એ સૂચી, 'વસ્ત્રના તંતુના ભેદે કરી પરનું મારણ અભ્યસ્ત (અભ્યાસવાળું) છે એટલે તત્કાલ સિદ્ધ થાય છે, એમ જાણી મનમાં અતિ પ્રસન્ન થાય છે.૭૯ જેમ લૌકિક સૂચી, ન વપરાવાથી અથવા તો ભોં ઉપર ન ઘસવાથી કટાઇ જાય છે તેમ એ સૂચી, બીજાનો વેધ કર્યા વિના પોતે વ્યાધિગ્રસ્ત (માંદી) થાય છે.૮૦ એ સૂચી દૈવની ચેષ્ટાની પેઠે સૂક્ષ્મ, અદૃશ્ય, ખંડન કરવાવાળી, તીક્ષ્ણ ભેદવાવાળી અને ક્રૂર છે. એ ક્ષણવારમાં ભૂલી જવાય છે.૮૧ તંતુ (મર્મસ્થાનને ઢાંકવાનાં ઉત્તરીય વસ્ત્રના તંતુ)ના વેધે કરીને જ, બીજો હણાયો છે. એમ એ સૂચી સંતોષ પામે છે. કેમ કે દુર્જન ગમે તે પ્રકારે નાશ કરવાથી પ્રસન્ન થાય છે.૮૨ એ સૂચી, કાદવ વિષે ડુબે છે. આકાશમાં જાય છે, આકાશ વાયુની સાથે દિશાના તટ વિષે શયન કરે છે. ધૂલી વિષે, ભૂતલમાં, વનમાં, પલંગ વિષે, ઉત્તમ શય્યામાં જેમ તેમ ઘરને વિષે શયન કરે છે. હાથમાં, કાનરૂપી કમલમાં, સ્વચ્છ ઉનના ઢગલામાં, કાષ્ઠ અને ભીંતના છિદ્રમાં રહે છે ને પ્રાણીનાં હૃદય વિષે પણ રહે છે. એટલે જેમ યોગી, પોતાના યોગ બલે કરી ઇચ્છા પ્રમાણે સર્વત્ર વિહાર કરે છે, તેમ આ સૂચી, સર્વત્ર વિહાર કરે છે.૮૩

વાલ્મીકિ કહે છે—એ પ્રમાણે મુનિ કહેતા હતા તેટલામાં દિવસ, સાયંકાલનું કર્મ કરવા માટે ગયો. (પૂરો થયો). સૂર્ય, અસ્ત પામ્યો. સભા, નમસ્કાર કરી સ્નાન માટે ગઇ ને રાત્રિ, સૂર્ય કિરણોના ક્ષયની સાથે આવી.૮૪ છઠ્ઠો દિવસ પૂરો થયો.



# *સર્ગ ૭૧ મો.

## કર્કટી રાક્ષસીનો પશ્ચાત્તાપતથા વિલાપ.

**श्रीवसिष्ठ उवाच–अथ सा बहुकालने कर्कटी नाम राक्षसी ।**
**सर्वेषां नरमांसानां न तु तृप्ति मुपाययौ ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે;—હવે એ કર્કટી રાક્ષસી, ચિરકાલ પર્યંત સર્વ જાતનાં મનુષ્યનાં માંસ ખાધાં તથાપિ તૃપ્ત થઇ નહીં.[1] પહેલે જ દિવસે તે સૂચી, રુધિરના બિંદુએ કરી તૃપ્ત થઇ. સૂચીની અંદર શું માય છે? તૃષ્ણારૂપી સૂચી અતિ દુર્ભર છે.[2] એ સૂચી શોચવા લાગી કે, અરે મોટું કષ્ટ! હું સૂચી ભાવને પ્રાપ્ત થઇ. હું અતિ સૂક્ષ્મ ને શક્તિહીન છું. એક ગ્રાસ પણ માતો નથી.[3] અરે મારાં તે વિશાલ અંગ ક્યાં ગયાં? વર્ષા કાળના મેઘ જેવાં વિશાલ અંગ વનમાં પાનડાંની પેઠે ખરી પડયાં.[4] હું કે જે આ સૂચી દશાને પ્રાપ્ત થઇ છું ને મંદ ભાગ્ય છું. તેને વિષે સ્વાદવાળો અને ચરબીની સુગંધિવાળો થોડો પણ માંસનો ગ્રાસ, માતો નથી.[5] હું કાદવની અંદર ડુબી જાઉં છું. પૃથ્વી તલમાં પડું છું. જનના પગે કરી કચરાઊં છું. અને વીર્યે કરી મલિન છું.[6] હા! હું અનાથ છું. માટે હણાણી છું. આશ્રય રહિત છું. કોઇ ધીરજ આપે તેમ નથી. આ દુઃખથી દુઃખ વિષે અને પ્રાણ સંકટથી સંકટમાં ડુબી છું.[7] સખા, દાસી, માતા, પિતા, સંબંધી, સેવક, ભાઇ, કે પુત્ર, મારું કોઇ નથી.[8] મારો દેહ નથી. મારું સ્થાન નથી. મને કોઇ આશ્રય નથી. તેમ એક સ્થાને સુખથી વાસ નથી. હું તો વનનાં પાનડાંની પેઠે ભમું છું.[9] હું, આપત્તિની ટોચ ઉપર છું. મહા દારુણ દુઃખમાં બેઠી છું, હું એવી અભાગણી છું કે મોતને ઇચ્છું છું તે પણ આવતું નથી.[10] જેમ મૂર્ખ માણસ, ચિંતામણિને કાચ જાણી હાથથી તજી દે, તેમ મેં અણુજપણાથી પોતાનો દેહ તજી દીધો.[11] મોહને પ્રાપ્ત થતું મન, હજારો દુઃખનાં સાધનરૂપ દુર્બુદ્ધિને આપે છે. પછી અનર્થના વિસ્તારરૂપે વિકાશ પામે છે.[12] કદાચિત, સૂત્રમાં પરોવી લટકાવવાથી ધુમાડામાં રહું છું. કદાચિત્ માર્ગમાં પડ-

---

*આ એકોતેરમા સર્ગમાં પૂર્વ દેહનું સ્મરણ કરતી ને સૂચીરૂપે થયેલી એ કર્કટી રાક્ષસીનો પશ્ચાત્તાપ અને વિલાપનું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

વાથી ઘોડા અને ગધેડા આદિના પગ નિચે છુંદાઉં છું. કોઇ વખતે ઘાસમાં નાખવાથી તેમાં રહું છું. હા!! મને કેવી મોટી દુઃખ પરંપરા છે![૧૩] હું હંમેશાં અન્યનો હુકમ ઉઠાવું છું. બીજાના ચલાવવાથી ચાલું છું. હું તો મોટાં દુઃખને પામી છું કેમ કે, સર્વથા પરવશ છું.[૧૪] અંદરનાં રુધિરનાં પાનરૂપ તુચ્છ વિષયમાં અભિલાષ કરૂં છું. તેમાંથી માત્ર વેધરૂપી ફલ થાય છે પરંતુ સ્વાદનું ફલ મળતું નથી. અહો હું કે જે મંદભાગ્ય છું, તેનું દુર્ભાગ્ય પણ અભાગીયું થયું.[૧૫] હમણાં મને તો વેતાલની શાંતિ કરતાં વેતાલ ઉત્પન્ન થયો, કેમ કે 'તપ શુદ્ધ છે એમ જાણી તપ કરવાથી સર્વનો નાશ થયો.[૧૬] મેં અભાગણીએ તે મહાશરીર કેમ તજ્યું? અથવા જે પ્રકારે નાશ થવાનો હોય તેવી દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય.[૧૭] દૈવયોગથી રસ્તાની અંદર પડી ગયેલી, કીડા કરતાં પણ સૂક્ષ્મ અને ધૂડના ઢગલામાં ઢંકાઇ ગયેલીને કોણ કાઢશે?[૧૮] સૂક્ષ્મ દૃષ્ટિવાળા યોગીઓ પણ મારો ઉદ્ધાર કરશે નહીં. કારણ કે પર્વત ઉપર વસવાવાળાની દૃષ્ટિમાં રસ્તાનાં ઘાસ, જેમ જોવામાં આવતાં નથી, તેમ તે મહાત્માના મનમાં હું જેવાં દુષ્ટ વિચારવાળા સ્ફુરે કયાંથી? નજ સ્ફુરે.[૧૯] હું અજ્ઞાન સમુદ્રમાં બુડેલી છું તેથી મારો ઉદ્ધાર કયાંથી થાય? જેમ પતંગીયાને સેવનાર આંધળાને પદાર્થ દર્શન થતું નથી તેમ હું પોતે મારો ઉદ્ધાર કરી શકું તેમ નથી. [૨૦] હજી કયાં સુધી આ આપત્તિ ખાડામાં લોટવું પડશે? ને દુઃખ ભોગવવું પડશે? તે હું જાણતી નથી.[૨૧] હું કાજળના મહાપર્વતનાં શિખર જેવી કયારે થાઇશ? અને પ્રાણીના સંહારે કરી તથા ટેકાએ કરી સ્વર્ગ અને પૃથ્વીનો ભાર ઉતારવા માટે સ્તંભરૂપે કયારે થઇશ?[૨૨] મેઘવાળા જેવી જેની ભુજા છે. વીજળી જેવાં જેનાં નેત્ર છે. આકળ જેનાં વસ્ત્ર છે. ઉંચા કેશે કરી જેણે આકાશનું પાન કર્યું છે.[૨૩] જેનાં વાદળાં જેવાં પેટને જોઇ મયૂરો નૃત્ય કરે છે. જેનાં સ્તન, ચંચલ અને લાંબાં છે. તેમજ નિઃશ્વાસે કરી જેનાં સ્તન ચલાયમાન છે.[૨૪] જેનાં અટ્ટહાસથી ઉડેલી બળેલાં વનની ધૂળે કરી સૂર્યમંડળ ઢંકાઇ જાય છે. યમરાજની પેઠે સર્વ પ્રાણીને ગમે તેવી જેની આકૃતિ છે.[૨૫] આમ જેવાં પ્રદીપ્ત અને ઉખરી જેવાં ઉંડાં જેનાં નેત્ર છે. સૂર્ય કિરણોની માળાને ધારણ કરવાવાળી, અને એક શિખર ઉપરથી બીજાં શિખર ઉપર પગ રાખી વિહાર કરવાવાળી હું કયારે થઇશ એટલે મારૂં શરીર તેવડું મોટું કયારે થશે?[૨૬] મોટા ખાડા જેવું ને પ્રકાશમાન મારું તે (આગળનું) પેટ કયારે થશે? શરદ્‌ઋતુના મેઘ જેવી ધાટી નખ પંક્તિ, મને કયારે પ્રાપ્ત થશે?[૨૭] મોટા રાક્ષસોને ભગાડે તેવું

મંદ હાસ્ય ક્યારે પ્રાપ્ત થશે? હું મોટા જંગલમાં મદોન્મત્ત અને સ્ફિક્ (કુલા) કુટતી ક્યારે નૃત્ય કરીશ?૨૮ ચરબી અને મદિરાનું પાન કરી મડદાનાં માંસ તથા હાડકાએ કરી હંમેશાં મોટાં પેટનું પૂરણુ ક્યારે કરીશ?૨૯ હું ઘણાં લોકનાં રુધિરનું પાન કરી મદોન્મત્ત થયેલી, પ્રસન્નતાવાળી અને મદે કરી ઘેનમાં ઘેઘુર ક્યારે થાઇશ?૩૦ જેમ અગ્નિ વિષે સુવર્ણ ભસ્મ થાય છે, તેમ દુઃખપ્રદ માટે જ નિંદાપાત્ર તપરૂપી અગ્નિ વિષે તે મોટું પ્રકાશમાન શરીર હોમી દીધું, જે માટે મેં સૂચીપણું સ્વીકાર્યું.૩૧ દિશાઓને પૂરી દે એવું અને કાજળના પર્વત જેવું શરીર ક્યાં? અને ઘાસ જેવું કોમલ, કરોડીયાના પગના અગ્રભાગ જેવું સૂચીપણું ક્યાં?૩૨ મેલાં સોનાનાં બાજુબંધને માટી જાણી અજ્ઞાની તત્કાલ જેમ તજે છે, તેમ મેં સૂચીપણાના લોભે કરી પ્રકાશમાન શરીર તજ્યું.૩૩ હે* મહા ઉદર! તું વિન્ધ્ય પર્વતની ઝાકળવાળી ગુફા જેવું છો, ને સિંહ જેવું છો માટે તું હમણાં હાથી જેવા તારાં વિયોગ દુઃખને કેમ નથી હણુતો?૩૪ હા ભુજો!! તમે ભારેં કરી શિખરને ભાંગી નાખેલા છે, છતાં ચંદ્ર જેવા નખોવડે હમણાં પુરોડાશ† બુદ્ધિએ કરી ચંદ્રને બાધ કેમ નથી કરતા? એટલે તેવા લાંબા કાં નથી થતા?૩૫ કાચ અને મણિમાલા વિના પણુ પર્વતનાં તટ જેવાં સુંદર હે વક્ષઃસ્થલ! તું હમણાં સિંહાદિકને પણુ ખાય તેવી યૂકા (જુ)નો સમુદાય જેને વિષે છે, એવાં રોમવનને કાં ધારણુ નથી કરતું?૩૬ કૃષ્ણુપક્ષની રાત્રિનાં અંધકારને કંપાવવાળાં હે નેત્ર! દૃષ્ટિરૂપ જ્વાળાની પંક્તિએ કરી દિશાઓને કાં નથી શોભાવતાં?૩૭ હે સ્કંધબંધો (ખંભારૂપી ભાઇ)! નષ્ટ થયો છું, પૃથ્વી ઉપર તજાણો છું. કાળે તુંને પીસી નાખ્યો છે ને શિલાતલમાં ઘસી નાખ્યો છે.૩૮ હા પ્રલય વખતે વનના અગ્નિવડે બળેલા ચંદ્ર જેવાં હે મુખચંદ્ર! તું આજ કિરણોએ કરી કેમ નથી પ્રકાશતો.૩૯ હા હસ્ત! હા! તમે જે બહુ લાંબા હતા! તે આજ ક્યાં ગયા? હું તો માંખીના પગે કરીને પણુ ડોલા ખાતી એવી સૂચી થઇ ગઇ છું.૪૦ હા ભગ (યોને)! સ્થૂલ વૃક્ષનાં મૂલનો પ્રવેશ જેને વિષે થાય તેવાં છિદ્રની પેઠે શોભાયમાન અને વિંધ્ય પર્વત કરતાં પણુ શ્રેષ્ઠ અને વિપુલ નિતંબ બિંબવાળા તું ક્યાં છો? આકાશને પૂરવાવાળો આકાર ક્યાં? અને નવું તુચ્છ સૂચી શરીર ક્યાં? આકાશ જેવું મોટું મુખ ક્યાં? અને સૂચી મુખ ક્યાં? માંસના બહુ ભાર (વજન)વાળો માંસનો ગ્રાસ (કોળીયો) ક્યાં? અને જલબિંદુએ કરી ભોજન ક્યાં? અરે હું તો અતિ સૂક્ષ્મ છું. પોતાના ક્ષયનું નાટક મેં પોતે કર્યું.૪૨

* આ ચોત્રીશમા શ્લોકથી એક એક અંગને સંબોધન કરી શોક કરે છે. † હોમવાનો પદાર્થ.

# *સર્ગ ૭૨ મો.

## કર્કટી રાક્ષસીની ફરીથી તપશ્ચર્યા.

**श्रीवसिष्ठ उवाच–सूचीमासं भवद्वाणी चिंतयित्वेत्यकंपनम् ।**
**पुनस्तद्देहलाभाय भवाम्याशु तपस्विनी ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે.–એવી રીતે શોક પરાયણ એ સૂચીએ મૌન ધારણ કરી એકાગ્ર મનથી તે દેહના લાભ માટે ફરીથી તપ કરું. એવો વિચાર કર્યો.[1] પછી તે સૂચી, પ્રાણીને મારવાનો વિચાર માંડી વાળી તપ માટે તે જ (જે શિખર ઉપર આગળ તપ કર્યું હતું) હિમાલય પર્વતનાં શિખર ઉપર ગઇ.[2] હવે જવાનો પ્રકાર કહું છું કે એ રાક્ષસી પ્રથમ તો પોતા વિષે મને કરી કલ્પેલાં સૂચીપણાંને જોતી હતી. પછી એ જીવ સૂચીએ ક્રિયા શક્તિ પ્રધાન અને ઉપાધિરૂપ પ્રાણ વાયુએ કરી લોહમથી (લોઢાની) સૂચી વિષે પ્રવેશ કર્યો.[3] એ જીવ સૂચી, પોતા વિષે સૂચી ભાવને જુવે છે જ. એટલે જીવ સૂચી અને લોહમય સૂચીના અન્યોન્યાધ્યાસથી એ રાક્ષસી પ્રાણવાયુરૂપે થઇ, ક્રિયા શક્તિને પામી, ગીધનાં† શરીરમાં પ્રવેશ કરી, હિમાલયનાં શિખર પ્રત્યે ગઇ.[4] જેમાં વનાગ્નિ લાગ્યો રહે છે ને સર્વ પ્રાણીએ વર્જિત છે. તેમ જ રૂક્ષ તથા ધૂડવાળું છે એવાં શિખર ઉપર ઇંદ્રની મણિશિલા જેવી એ રાક્ષસી, ઘાસ વગરના અને વિશાલ એવાં મરુસ્થલમાં અકસ્માત્ ઉત્પન્ન થયેલી શુષ્ક ઘાસની શિખાની પેઠે ઉત્પન્ન થઇ હોય તેમ જણાતી હતી.[5] એક પગે કરી પૃથ્વી ઉપર ઉભેલી એ રાક્ષસી, મનઃકલ્પિત એક પગે ઉભા રહેવારૂપ તપ કરવા લાગી.[7] સૂક્ષ્મ પાદતલે કરી પૃથ્વીના રેણુને સંકટ આપવાવાળી એ રાક્ષસી, સર્વ વિષયથી ‡ત્રિપદી દૃષ્ટિને અટકાવી ઉંચું મુખ રાખી ઉભી રહી.[8] જો કે એ રાક્ષસીએ સર્વ વિષયમાંથી ખેંચી ઊર્ધ્વ દૃષ્ટિ રાખી છે, તો પણ દૃઢતાએ કરી રેણુના અણુ ભાગ વિષે સ્થિતિ છે. લોહપણાંએ કરી, હિંસકપણાંએ કરી અગ્ર ભાગની તીક્ષ્ણતાએ કરી, સર્વ શરીરમાં વ્યાપ્તિએ કરી પવનનાં ભોજને કરી અને પ્રયત્ને કરી એ સૂચીની દૃઢતા છે.[9] એ રાક્ષસી, વનમાં ક્ષુધાએ કરી ક્ષોભ પામતી, વનમાં ચાલતાં પ્રાણીને

---

* આ બોંતેરમા સર્ગમાં હિમાલય પર્વતમાં સૂચીનાં ફરીથી ઉગ્ર તપનું વર્ણન અને તેણે કરી વિસ્મય પામેલા ઇંદ્રને નારદનાં વચને કરી નિશ્ચયનું વર્ણન કરવામાં આવશે.
† આ વાત ત્રોંતેરમા અધ્યાયમાં આવશે. ‡ એક આગળ અને બે પડખે મળી ત્રિપદી.

જોવા માટે ઉંચી થયેલી, અને પુચ્છે કરી તૃણની ટોચ ઉપર રહેલી ખડમાંકડીનું અનુકરણ (તેનાં જેવું આચરણ) કરતી હતી.[૧૦] મુખ છિદ્રમાંથી નીકળેલી અને સૂચીને આકારે થયેલી સૂર્યની પ્રભા, તે સૂચીની પાછળના ભાગનું સંરક્ષણ કરવાવાળી સખી થઇ.[૧૧] સ્વજન, ક્ષુદ્ર હોય તોપણ જન, તેને વિષે પ્રીતિ કરે છે એટલે સૂર્યની પ્રભાએ સૂચીરૂપ સખીનું આચરણ પવિત્રપણાએ કરી ગ્રહણ કર્યું.[૧૨] હવે સૂચીની છાયા પણ તાપસી (તપ કરવાવાળી) બીજી સખી થઇ. એ પ્રમાણે મલિન છાયા સૂચીને સૂચીએ પૃષ્ઠ ભાગમાં રાખી હોય તેમ જણાતું હતું.[૧૩] સૂચી, છાયા સૂચી, અને સૂર્યની પ્રભા, એ ત્રણે મળી એક બીજાની સહાયતા કરી દૃઢતા કરી. એ આચરણ ઉત્તમ કહેવાય છે.[૧૪] સૂચીની નજરે રહેલાં વૃક્ષ અને લતા આદિ પણ સદ્‌બુદ્ધિને પામ્યાં. સૂચીને મહા તપ કરતી જોઇ કોણ આનંદ ન પામે ? સર્વે પામે.[૧૫] પોતાની મનોવૃત્તિ ઉત્પન્ન થયેલી હોય તેમ તપ વિષે સ્થિર રહેલી સૂચીને વૃક્ષ, લતા આદિ સુગંધિ વાયુનું ભોજન કરાવતાં હોય તેમ શબ્દે કરી જણાતું હતું.[૧૬] પ્રથમ થઇ ગયેલાં, હવે થશે અને જે દેવતાનાં ઉપયોગી નથી. એવાં પુષ્પનાં રજ આ સૂચીને આપવાં, એવા ઉત્સાહે કરી હોય તેમ વૃક્ષ આદિ, પોતાનાં રજે કરી સૂચીનું મુખ પૂરતાં હતાં.[૧૭] છિદ્રરૂપી મુખમાં પડતાં આમિષ (માંસ) આદિ અપવિત્ર રજને 'તપો ભંગ કરવા માટે ઇંદ્રે મોકલ્યું હોય' તેમ એ સૂચીએ ગળ્યું નહીં.[૧૮] દૃઢ નિશ્ચયથી અપવિત્ર રજ, એ સૂચીએ ગળ્યાં નહીં. ક્ષુદ્ર જંતુ પણ અડગ નિશ્ચયે કરી કાર્ય સિદ્ધ કરે છે, એટલે વિઘ્ન આદિને દૂર કરે છે.[૧૯] મુખમાં પડેલાં પુષ્પ રજને પણ એ ગળતી નથી. તે જોઇ પવન, સુમેરુ પર્વતને ઉખેડી નાખવા કરતાં પણ વિશેષ વિસ્મય પામ્યો.[૨૦] કાદવથી મસ્તક પર્યંત ઢંકાઇ ગઇ. મહાજન વડે પૂરાઇ ગઇ. મોટા પવને કરી કપાઇ ગઇ અને વનાગ્નિએ કરી બળી.[૨૧] કરા પડવાથી ભેદાણી, વીજળીના ચમકારાથી ભ્રમ પામી, મેઘે કરી ઉદ્વેગ પામી અને મહા ગર્જનાએ કરી ક્ષોભ પામી.[૨૨] ઇત્યાદિ વિઘ્નો છતાં પણ એ સૂચી, હજારો વર્ષ પર્યંત મનના દૃઢ નિશ્ચયથી એક પગે ઉભી રહી ને મૂર્છામાં હોય તેમ થોડી પણ ચલાયમાન થઇ નહીં.[૨૩] બાહ્ય વિષયથી નિવૃત્તિ પામેલી, તપ કરતી અને સત્ય સ્વરૂપ આત્માનો વિચાર કરતી એવી એ રાક્ષસીને ચિર કાલે પાપનો ક્ષય થવાથી જ્ઞાન ઉત્પન્ન થયું.[૨૪] કાર્ય કારણને જોવાવાળી એ સૂચી, નિર્મલ થઇને વિસૂચીને પવિત્ર કરવાવાળી થઇ.[૨૫] તપે કરી જ્યારે પાપ ક્ષીણ થયું ત્યારે એ સૂચી, બ્રહ્મવેત્રી થઇ. જ્ઞાન બુદ્ધિએ કરી

પોતાનાં સુખને સૂચવવાવાળી થઇ.[૨૬] એ પ્રમાણે ઉંચાં મુખવાળી એ સૂચીએ સાત હજાર વર્ષ પર્યંત ઉગ્ર તપ કર્યું. જેથી ચઉદ લોકને સંતાપ થવા લાગ્યો.[૨૭] તેનાં પ્રલયાગ્નિ જેવાં ઉગ્ર તપે કરી પર્વત તપવા લાગ્યો ને તેથી જગત્ તપતું હોય તેમ જોવામાં આવતું હતું.[૨૮] કોનાં તપે કરી આ જગતનું આક્રમણ (દબાણ-બાધ) થયું. એ પ્રમાણે નારદજી પ્રત્યે ઇંદ્રે પૂછ્યું, તેથી નારદજીએ રાક્ષસીનું તપ કહ્યું.[૨૯] સૂચી, સાત હજાર વર્ષ થયાં તપ કરે છે. તેનો દેહ, જ્ઞાન સ્વરૂપ થયો છે. તેણે કરી આ જગત્ તપે છે.[૩૦] હે ઇંદ્ર! રુદ્રની સંહાર શક્તિએ કરી જેમ તેમ સૂચીનાં તપે કરી નાગો, શ્વાસોચ્છ્વાસ લે છે. પર્વતો ચલાયમાન થાય છે. વૈમાનિક (વિમાનમાં બેસી ફરવાવાળા) પડે છે. સમુદ્રો અને મેઘ સુકાય છે. સૂર્ય અને દિશાઓ મેલાં થાય છે.[૩૧]



# *સર્ગ ૭૩ મો.

## જીવ સૂચીના ભોગનું વર્ણન.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**—कर्कटी कटु वृत्तांतं सर्वमाकर्ण्य वासवः ।
नारदं परिपप्रच्छ पुनर्जात कुतूहलः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે-કર્કટીનાં તપની અપ્રિય વાત સાંભળી કૌતુકથી ઇંદ્ર, નારદજીને ફરીથી પૂછે છેઃ-[૧]

ઇંદ્ર પૂછે છે-હે નારદજી! તપે કરી જીવ સૂચીભાવને પામી, એ કર્કટી રાક્ષસીએ જડ મર્કટી (વાનરી)ની પેઠે કયા કયા વૈભવ ભોગવ્યા?[૨]

નારદજી કહે છેઃ-ક્રૂર સૂચી ભાવને પ્રાપ્ત થયેલી એ જીવ સૂચીને આયસી સૂચીનો આશ્રય થયો.[૩] કદાચિત્ એ જીવ સૂચી, આયસી સૂચીનો આશ્રય તજી આકાશવાયુરૂપ રથમાં બેસી, પ્રાણ વાયુદ્વારા અને સર્વે પાપી પુરુષોની અંદર આંતરડાં આદિનાં છિદ્રદ્વારા પ્રવેશ કરીને પક્ષીની પેઠે રહી.[૪-૫] જેમ વડ કે જે દક્ષિણા

* આ ત્રોંતેરમા સર્ગમાં જીવ સૂચીનો ફરીથી ભોગ, તપ તથા ઇંદ્રની પ્રેરણાથી વાયુનું ગોતવું, એ વાત કહેવામાં આવશે.

મૂર્તિનું સ્થૂલ સ્વરૂપ છે, તેની નાડી (વડવાઇ)ના અગ્રભાગમાં શિવનું શૂલ (ત્રિશૂલ) રહે છે, તેમ જે નાડી વિષે બાહ્યરોગી વાયુ માયછે તે નાડીમાં રોગી વાયુરૂપે થઇ શૂલ વેદના ઉત્પન્ન કરે છે.[૬] તે શરીરનાં ઇંદ્રિયોએ કરી તે તથા બીજાં બહુ પ્રકારનાં મનુષ્ય માંસ ખાધાં તથા તે તે મનુષ્યને ઉચિત ભોજન, એ સૂચીએ કર્યાં.[૭] કામવિહારમાં જેની ઘણી માળા મર્દાઇ ગઇ છે અને જેનાં કપોલ વિષે કરેલી પત્ર રચના, પતિનાં વક્ષઃસ્થલ વિષે લાગેલી છે. એવી મુગ્ધબાલાનાં શરીરમાં પ્રવેશ કરી તેનું સુખ એ સૂચીએ ભોગવ્યું છે.[૮] જેમાં કલ્પવૃક્ષનાં પુષ્પ કરતાં દ્વિગુણ સુગંધિવાળાં કમળની માળા છે એવી વન પંક્તિઓ વિષે શોકરહિત પક્ષિણીઓની પંક્તિમાં પક્ષીનાં શરીરમાં વેશપ્ર કરી એ સૂચી ભાગી છે.[૯] દેવ પર્વતોનાં વનો વિષે ભ્રમરીમાં પ્રવેશ કરી એ સૂચીએ, મંદારના સુગંધી મકરંદનું પાન કર્યું છે.[૧૦] ગીધના શરીરમાં પ્રવિષ્ટ થયેલી ખડ્ગ જેવા પીંછવાળી અને વેગવાળી એ સૂચીએ, ખાડાવાળાં મડદાં અને યુદ્ધ વિષે વીર પુરુષોનાં અંગ ચાવેલાં છે.[૧૧] વાયુ સાથે મળેલી એ સૂચી, સર્વ શરીરના ભાગની નાડી વિષે જેમ અને દિશાઓ વિષે જેમ, તેમ આકાશ વિષે પણ નીચે તથા ઉંચે ઉડી હતી.[૧૨] જેમ સમષ્ટિ પ્રાણ વાયુ, પ્રત્યેક શરીર વિષે સ્ફુરે છે. તેમ એ સૂચી પ્રત્યેક શરીરરૂપી ઘરમાં સ્ફુરી (પ્રવિષ્ટ) છે.[૧૩] દીપની પ્રભાએ કરી પ્રકાશતી ગૃહિણી (સ્ત્રી) પોતાનાં ઘર વિષે જેમ વ્યવહાર કરે છે તેમ ચિચ્છક્તિની પ્રભાએ કરી પ્રકાશતી તે સૂચીએ સર્વ પ્રાણીનાં શરીર વિષે વ્યવહાર કર્યો.[૧૪] દ્રવ શક્તિ, જલ વિષે જેમ તેમ રુધિરવિષે એ સૂચીએ વિહાર કર્યો. સમુદ્રવિષે આવર્તવૃત્તિ (ભ્રમરી) જેમ જઠરવિષે એ સૂચી, ચેષ્ટા કરતી હતી.[૧૫] જેમ વિષ્ણુ ભગવાન, શેષનાગનાં અંગ વિષે શયન કરે છે. તેમ એ સૂચી, ધોળા મેદ (એક જાતનો શરીર ધાતુ) વિષે એ સૂચી, સૂતી હતી. પાનશક્તિ જેમ તેમ એ સૂચીએ શરીરના અંદરના ગંધને ચાખ્યો છે.[૧૬] વાયુરૂપ એ સૂચીએ વૃક્ષ, ગુલ્મ અને ઓષધિના એકઠા થયેલા અને શ્યામ એવા રસ તથા ગુંદને ખાધા છે.[૧૭] એ જીવ સૂચી પવિત્ર થાઉં, એવા સંકલ્પથી તપે કરી પાપ રહિત અને પવિત્ર થઇ.[૧૮] અદૃશ્ય એવી એ જીવ સૂચીએ વાયુ જેવા વેગવાળી, વાયુ વેગે ગમન કરતી અને દિશાઓમાં પ્રતિબંધ વગરની ગતિવાળી આયસી સૂચીની સાથે અનંત પ્રાણી શરીરમાં પ્રવેશ કરી પાન કર્યું, ભોજન કર્યું, વિલાસ કર્યો, દાન દીધું, દેવરાવ્યું, હરણ કર્યું, નૃત્ય કર્યું, ગાન કર્યું અને એ, ઘણે સ્થલે રહી છે.[૨૦]

અદૃશ્ય શરીરવાળી સમષ્ટિ તથા વ્યષ્ટિ મન તથા પવનરૂપ દેહવાળી અને આકાશ સ્વરૂપ એ સૂચીએ ન રચ્યો એવો કોઇ પદાર્થ નથી અર્થાત્ પરમાર્થ ભાવે કરી તેણે સર્વ જગત્ રચ્યું છે.[૨૧] જેમ બાંધેલી હાથણી થોડાં સ્થળમાં હરી ફરી શકે છે. તેમ પ્રાણીનાં આયુષ્યની નિયતિરૂપ કાળના વશમાં એ સૂચી હતી. તેથી સમર્થ છતાં પણ તેણે કેટલાંક પ્રાણીનાં રૂધિર પીધાં પણ સર્વનાં લોહી પી શકી નહીં.[૨૨] મદોન્મત્ત અને વેગે કરી પ્રાણીની હિંસા કરવાવાળી એ સૂચીએ ઘણા તરંગવાળી અને ક્ષોભ પામેલી પ્રત્યક્ષ નદીઓ વિષે મગરની પેઠે વિહાર કર્યો છે.[૨૩] વૃદ્ધ અને રોગી ધનાઢ્ય પુરુષો, ભોજનની અશક્તિએ કરી જેમ રુદન કરે છે, તેમ માંસ તથા મેદને ખાવા અસમર્થ એવી એ સૂચીએ ખરેખર રુદન કર્યું.[૨૪] જેમ નૃત્ય કરવાવાળી રંગમંડપમાં પોતાનાં શરીરનાં કંકણ અને બાજુબંધને ચિરકાલ નચાવે છે: તેમ એ સૂચીએ બકરાં, ઉંટ, મૃગ, હાથી, ઘોડા, કુતરાં, સિંહ અને વાઘ આદિ નચાવ્યાં છે.[૨૫] બાહ્ય વાયુ અને આંતર (પ્રાણ) વાયુની સાથે એકતા પામેલી એ સૂચી, ગંધલેખાની પેઠે વાયુ પરવશ થઇ તેની અંદર રહી.[૨૬] મંત્ર, ઓષધિ, તપ, દાન, અને દેવપૂજા આદિએ કરી હણાએલી એ સૂચી, બહાર નદી, કે પર્વતનાં શિખર ઉપર ભાગી ગઇ.[૨૭] દીપ પ્રભાની પેઠે જેની ગતિ જાણવામાં નથી આવતી એવી એ સૂચી અંતર્ધાન શક્તિએ કરી તત્કાલ આપસી સૂચી વિષે લીન થાય છે. પુત્ર જેમ માતા પાસે શાંતિ પામે તેમ એ સૂચી, આપસી સૂચી પાસે શાંતિ પામે છે.[૨૮] સર્વે પોતાની વાસના પ્રમાણે સ્થાનને ઇચ્છે છે. જે માટે આ રાક્ષસીએ, આપસી સૂચીને પવિત્ર માની સ્થાન કર્યું.[૨૯] જેમ મૂઢ જન, સર્વ દિશા ફરીને પણ આપત્તિ પડે ત્યારે પોતાને સ્થાને આવે છે તેમ આ જીવ સૂચી, લોહ સૂચી પ્રત્યે આવે છે.[૩૦] એવી રીતે પ્રયત્ન કરતી અને દશે દિશામાં વિહાર કરતી એ સૂચી, માનસી (મનની) તૃપ્તિ પ્રાપ્ત થઇ. પરંતુ કદાપિ શારીર તૃપ્તિને પ્રાપ્ત ન થઇ.[૩૧] કારણ કે આ સૂચીને શરીર નહતું ત્યારે તૃપ્તિ ક્યાંથી થાય? ધર્મી હોય તો ધર્મો સંભવે છે. પરંતુ નહોય તો સંભવતા નથી. જેને શરીર હોય તેનું શરીર તૃપ્ત થાય.[૩૨] હવે તૃપ્ત થતા પૂર્વ દેહનાં સ્મરણથી પેટ ભરી તૃપ્તિ સુખને ઇચ્છતી એ સૂચી, મનમાં શોચવા લાગી.[૩૩]

## કર્કટીનું હિમાલયનાં શિખર પ્રતિ ગમન.

હવે પૂર્વ દેહની પ્રાપ્તિ માટે મોટું તપ કરીશ, એવો વિચાર કરી તપ માટે સ્થલનો મનમાં વિચાર કરી તે સૂચીએ પક્ષિણી આકાશમાં જેમ તેમ પ્રાણમાર્ગે

કરી તરુણ એવા આકાશ ગૃધ્ર ( ગીધ )ના હૃદયમાં પ્રવેશ કર્યો.૩૪-૩૫ જેની અંદર રોગ સૂચી છે એવા એ ગીધે, સૂચીની પ્રેરણાથી તેની ઇચ્છા પ્રમાણે કાર્ય કરવા વિચાર કર્યો૩૬ પછી વાયુની પ્રેરણાથી મેઘ જેમ તેમ એ ગીધ, સૂચી શાયીની નીવૃત્તિ વખતે એટલે રોગની શાંતિ વખતે સૂચીની પ્રેરણાથી લોહ સૂચીને લઇ હિમાલય પર્વત કે જે સૂચીને તપ માટે અભીષ્ટ છે. ત્યાં ગયો.૩૭ જેમ યોગી નિર્વિકલ્પ પદ વિષે બુદ્ધિ રાખે છે, તેમ એ ગીધે જન રહિત એવા તે મહા રણ્યમાં તે સૂચીને રાખી.૩૮ ગીધે પર્વતનાં શિખર ઉપર સ્થાપના કરેલી દેવતા હોય તેમ એ સૂચી, ત્યાં એક પગે સ્થિર થઇ રહી.૩૯ પર્વતનાં શિખર ઉપર અગ્નિની પેઠે ઉર્ધ્વમુખી એ સૂચી, રજકરણના એક ભાગ ઉપર પરમાણુ જેવા અગ્ર ભાગે કરી ઉભી રહી.૪૦ ઉભેલી અને ગીધે રાખેલી લોહ સૂચીને જોઇ એ જીવ સૂચી, ગીધના શરીરમાંથી બહાર નીકળવા તૈયાર થઇ.૪૧ નાસિકાના વાયુને સન્મુખ એવી ગંધલેખા, પવનથી જેમ નીકળે છે તેમ નીકળવામાં તત્પર બુદ્ધિવાળી એ સૂચી પક્ષીના દેહમાંથી નીકળી.૪૨ ભારને તજી ભારિક (મજૂર) જેમ પોતાને સ્થલે જાય. તેમ એ ગીધ લોહ સૂચીને તજી પોતાને સ્થલે ગયો. ને વ્યાધિ નિવૃત્ત થયો હોય તેમ તે આકુલતા રહિત થયો.૪૩ એ જીવ સૂચીએ તપ માટે લોહ સૂચીનો આશ્રય લીલો. સદૃશ પદાર્થનો સંયોગ અતિ શોભે છે. તેથી એ બન્નેનો સંયોગ યોગ્ય થયો.૪૪ અમૂર્ત (શરીર રહિત) ની ક્રિયા, આધાર વિના સિદ્ધ થતી નથી. એટલા માટે જીવ સૂચી લોહ સૂચીનો આશ્રય લઇ તપ કરવા લાગી.૪૫ પિશાચી, શિંશપા (એક જાતનું વૃક્ષ)ને જેમ વ્યાપ્ત કરે છે. વાયુ, ગંધ-લેખાને જેમ વ્યાપ્ત કરે છે. તેમ જીવ સૂચીએ લોહ સૂચીને વ્યાપ્ત કરી.૪૬ હે ઇંદ્ર! ત્યારથી આરંભી મહા તપસ્વિની એ સૂચી, તે અરણ્યમાં બહુ વર્ષ પર્યંત રહી.૪૭ હે કર્તવ્ય ચતુર! હે ઇંદ્ર! એ સૂચીનાં વર માટે પ્રયત્ન કરો તેનું તપ, ચિરકાલ ના લોકને બાળવા સમર્થ છે.૪૮

## વાયુએ કરેલો સૂચીનો શોધ.

વસિષ્ઠ કહે છે;-એવી રીતે નારદજી પાસેથી સાંભળી ઇંદ્રે દશ દિશામાં ગમે ત્યાંથી સૂચીના શોધ માટે વાયુને મોકલ્યો.૪૯ હવે વાયુ, દિવ્ય દૃષ્ટિએ કરી તે સૂચીને ગોતવા માટે નીકળ્યો. આકાશમાં ગોતી પૃથ્વી ઉપર ગોતવા લાગ્યો.૫૦ વાયુની તે સંવિતા (જ્ઞાન) કે જે એક અંશે કરી સર્વ દિશાનાં દર્શનમાં પરાયણ થઈ

ને બ્રહ્મપ્રકાશ જેમ તેમ તત્કાલ તે સંવિતે પ્રતિબંધ વિના સર્વ જોયું.[૫૧] હવે વાયુએ સર્વ દિશામાં જેવી રીતે જોયું તે પ્રકાર કહું છું—સાત સમુદ્ર પછીની પ્રાણી રહિત ભૂમી કે જે સુવર્ણમય છે ને જે લોકાલોક પર્વતની રસના (કટિમેખલા) છે. તે જોઈ મણિમય સ્થલ જોયાં.[૫૨] સ્વાદૂદક સમુદ્રે કરી વીંટાયેલો પુષ્કર દ્વીપ જોયો. પર્વતો જોયા. પર્વતોની સાંધના દેશો જોયા.[૫૩] જેને ફરતો સુરા સમુદ્ર છે. એવો ગોમેદદ્વીપ (શામલીદ્વીપ) જોયો. તેના દેશો જોયા. અને જલ જંતુના આશ્રય (જલાશ્રય) જોયા.[૫૪] જેને ફરતો ઇક્ષુરસોદ છે. એવો ક્રૌંચદ્વીપ જોયો. પર્વતો જોયા. અને દેશો પણ જોયા.[૫૫] ક્ષીર સમુદ્રે કરી વીંટાયેલો શ્વેતદ્વીપ જોયો. તેના અવાંતર ખંડ જોયા. અને મધ્યદેશ પણ જોયા.[૫૬] ઘૃતદ્વીપે કરી વીંટાયેલા કુશદ્વીપને જોયો. શહેર જોયાં. ઘર જોયાં. પર્વત અને ગુફાઓ પણ જોઇ.[૫૭] જેને ફરતો દધિસમુદ્ર છે. એવા શાકદ્વીપની પૃથ્વી જોઇ. અવાંતર વિષયો જોયા. આકાશના ભાગ તથા શહેરના ભાગો જોયા.[૫૮] જેને ફરતો ક્ષીર સમુદ્ર છે. એવો જંબૂદ્વીપ, તેમાં અવાંતર દેશ દેશનાં માણસો, મેરુ પર્વત તથા કુલ પર્વતો જોયા.[૫૯] પ્રથમ વાતાવરણથી જ વાયુની સંવિત્ ઉતરી. પછી તે જ ક્રમે કરી પ્રયત્ન વિના વાયુ ઉતર્યો.[૬૦] એ પ્રમાણે વાયુ, જોતો જોતો જંબૂદ્વીપમાં આવ્યો. તેને જોઇ હિમાલય પર્વતનાં તે શિખર ઉપર આવ્યો. કે જ્યાં સૂચી, તપ કરે છે.[૬૧] ઉંચાં હિમાલયનાં શિખર ઉપર તે અરણ્યમાં આવ્યો કે જે અરણ્ય, બીજા આકાશ જેવું વિસ્તારવાળું છે. પ્રાણી રહિત છે.[૬૨] સૂર્ય પાસે હોવાથી જેમાં ઘાસનો લેશ નથી. જેમ સંસાર રચના રજોમયથી (રજોગુણમય) છે. તેમજ અરણ્ય, રજોમય (ધૂલીમય) છે.[૬૩] જે મૃગતૃષ્ણા નદીના સમુદાયે કરી પૂરવાયોગ્ય સમુદ્ર જેવી એટલે શૂન્ય છે. જેમાં સેંકડો ઇંદ્ર ધનુષ જેવી મૃગતૃષ્ણા નદી છે.[૬૪] દેવતાની દૃષ્ટિએ કરીને પણ જેના અવાંતર ભાગ પ્રમાણમાં આવતા નથી. અને બન્ને બાજુ વાત્યા (વંટોળીયો વા) વિષે ઉડતી ધૂલીજ જેને કુંડલ છે.[૬૫] જે સૂર્ય કિરણોરૂપી કુંકુમે કરી લિપ્ત છે. ચંદ્રકિરણરૂપ ચંદને કરી ચર્ચેલી છે, તેથી સત્કાર (પતિનાં આલિંગનને સૂચવવાવાળો શબ્દ)ને સંભળાવતી આકાશની સ્ત્રી હોય તેમ રહેલી અરણ્યની (મહા અરણ્ય)માં એ વાયુ આવ્યો.[૬૬] જેનો દેહ અનંત વિગંતને પૂરવાવાળો મહાદેહ છે. એવો પવન, સાત સમુદ્ર, અને સાતદ્વીપે કરી જેનો એક ભાગ ઢંકાયેલો છે. એવા પૃથ્વીપીઠ ઉપર ચારો તરફ ફરવાથી થાકી ગયો હતો, તે, બહુ ઉંચાં હિમાયલ પર્વતનાં શિખર ઉપર આવી વિશ્રાંત થયો (તેણે આરામ લીધો.)[૬૭]

# સર્ગ ૭૪ મો.*

## તપ કરતી સૂચીનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच—तस्य तत्रोर्ध्वशृंगस्य तस्यां भुवि महावनौ ।**

**ददर्श मध्यमां सूचीं प्रोत्थितां सशिखा मिव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે;–હિમાલયનાં ઉંચા શિખરની તે મહા અરણ્યવાળી ભૂમિમાં ઉત્પન્ન થયેલી મધ્યશિખા હોય તેમ તે સૂચીને વાયુએ જોઇ.[1] એ સૂચી, એક પગે તપ કરતી હતી. મસ્તકના ઊષ્મા (ગરમી)એ કરી શુષ્ક થતી હતી. નિરંતર ભોજનના અભાવથી જેનાં પેટની ચામડી શુષ્ક થઈ છે. ને મળી ગઈ છે.[2] પ્રથમ ખુલ્લાં મુખે કરી આતપ (તડકા) તથા વાયુનું ગ્રહણ કરી પછી મારા હૃદયમાં માતા નથી ! એવાં કારણથી તે આતપ તથા વાયુને તજતી હોય તેમ જણાતી હતી.[3] પોતાનાં સ્થાનથી થોડી પણ ચલાયમાન ન હતી. સૂર્યનાં કિરણોવડે સુકાતી હતી. વનના વાયુએ કરી જર્જર (ખડભડેલી) થઈ ગઇ હતી. અને ચન્દ્રનાં કિરણોવડે સ્નાન કરાવેલી હતી.[4] રજોગુણ અને તમોગુણને અવકાશ ન આપતા રજકણે કરી જેનું મસ્તક ઢંકાયેલું છે. એટલા માટે 'પોતે કૃતાર્થ છે.' એમ કહેતી હોય તેમ જણાતું હતું.[5] તે અરણ્યાની (મહાઅરણ્ય) એ વૃક્ષ, ગુલ્મ આદિ પોતાનો વૈભવ, અન્ય અરણ્યને આપી ચિરકાલ તપે કરી સૂચીરૂપે શિખા થઇ હોય તેમ જણાતી હતી. પછી યોગ પરિપકવ થવાથી મસ્તકમાં રાખેલા પ્રાણના જટાજૂટની વલી (વર-વીટેલી જટા) હોય તેમ જોવામાં આવતી હતી.[6] તેવી રીતની સૂચીને જોઇ પવન, વિસ્મય પામ્યો. પ્રણામ કરી, ચિરકાલ જોઇ ભયભીતની પેઠે પાસે ગયો[7] આ સૂચી, આવું મોટું તપ શામાટે કરે છે ? એમ તેને વાયુ, પૂછી શકયો નહીં. કારણ કે તેનાં તેજે કરી દબાઇ ગયો હતો.[8] 'આ સૂચી, મહાસમર્થ છે, તેનું તપ આશ્ચર્યજનક છે, એવી રીતે કેવલ ધ્યાન કરતો વાયુ, આકાશ માર્ગે ગયો.

### વાયુનાં વાકયથી સૂચીને વર આપવા માટે પ્રયત્ન.

મેઘમાર્ગને ઉલ્લંઘન કરી વાતાવરણનું અતિક્રમણ કરી સિદ્ધલોકને નીચે કરી સૂર્ય માર્ગને પ્રાપ્ત થઇ વિમાન ઉપર જઇ એ વાયુ, ઇંદ્ર પાસે ગયો. તે વાયુ,

* તપ કરતી તે સૂચીને જોઇ વાયુ, ઇંદ્ર પાસે ગયો. વર માટે બ્રહ્માજીની પ્રાર્થના અને સૂચીનું જ્ઞાન એટલી વાત આ ચુંમોતેરમાં સર્ગમાં કહેવામાં આવશે.

સૂચીના દર્શનથી પવિત્ર થયો હતો તેથી ઇંદ્ર, તેને બાથમાં લઇ મળ્યા.[૧૦-૧૧] ને સૂચીના સમાચાર પૂછયા. ત્યારે વાયુએ જે પ્રમાણે જોયું હતું તે પ્રમાણે દેવના રાજા સ્વર્ગપતિ ઇંદ્રને કહ્યું.[૧૨]

વાયુ કહે છે-જંબુદ્વીપમાં હિમાલય નામનો પર્વતરાજ છે તે બહુ ઉંચો છે. જેના જમાઇ સાક્ષાત્ શંકર છે.[૧૩] તેનાં ઉત્તર શિખર ઉપર મહા તેજવાળી અને તપસ્વિની સૂચી રહે છે. તે દારુણ તપ કરે છે.[૧૪] તેનાં તપનું વિશેષ શું વર્ણન કરું!! વાયુ આદિ પણ મુખમાં ન પેસે એટલા માટે એ સુચીએ પોતાનું ઉદર પિંડરૂપે કરી બંધ કર્યું છે.[૧૫] શીત વાયુ આદિનાં ભોજનની નિવૃત્તિ માટે સ્વલ્પ છિદ્રવાળું મુખ, ખુલ્લું કરીને રજકણોવડે ભરી દીધું છે.[૧૬] એ સૂચીનાં તીવ્રતપે કરી હિમાલય પર્વતે, પોતાનું હિમાલયપણું તજી તપરૂપી અગ્નિએ કરી પીગળી ગયેલી હિમશિલાને લોહપિંડના પ્રાપ્ત થવાથી અગ્નિમય લોઢાંનું ગ્રહણ કર્યું છે. જેથી દેવતાઓ ત્યાં વાસ કરી શકતા નથી.[૧૭] માટે હે ઇંદ્ર! ઉઠો. તે સૂચીને વર આપે એટલા માટે આપણે જલદી બ્રહ્મા પાસે જાઇએ. તેનું વિશેષ તપ, અનર્થ માટે છે.[૧૮] એ પ્રમાણે વાયુની પ્રેરણાથી ઇંદ્ર, દેવગણની સાથે બ્રહ્મલોકમાં ગયા. ને બ્રહ્માની પ્રાર્થના કરી.[૧૯] પછી સૂચીને વર આપવા હું, હિમાલયનાં શિખર પ્રતિ જાઉં છું.' એવી પ્રતિજ્ઞા જ્યારે બ્રહ્માજીએ કરી ત્યારે ઇંદ્ર, સ્વર્ગમાં ગયા.[૨૦] એ સૂચીએ સાત હજાર વર્ષ પર્યંત તપ કર્યું. તેથી તે પવિત્ર કરવાવાળી થઇ. તેના તપે કરી સ્વર્ગમાં દેવમંદિરો પણ તપવા લાગ્યાં[૨૧] સૂચીની છાયા જ ઉગ્ર તપમાં રહેલી સૂચીને તેના સંકલ્પિત કાલ પર્યંત, વિકાશ પામેલી મુખછિદ્રમાં રહેલાં સૂર્યનાં કિરણોરૂપી દૃષ્ટિએ કરી જોતી હતી. એટલે સૂચીનાં તપની સાક્ષી તેની છાયા જ છે.[૨૨] રેશમ જેવી સ્વચ્છ અને કોમલ એવી સૂચીએ સ્થિરતાવડે મેરુને જીતી લીધો. તેથી તે મેરુ, લાજ પામીને સમુદ્રવિષે બુડી મુવો કે નહીં તે જોવા માટે જાણે ગઇ હોય તેમ તે છાયા, વૃદ્ધિ પામી સાયંકાલે પ્રાતઃકાલે અને રાત્રિમાં સૂચીની પાસે રહેતી નથી. તાત્પર્ય કે રાત્રિમાં તથા બે સંધ્યા વખતે સૂર્યાસ્ત થવાથી છાયા રહેતી નથી.[૨૩] હવે મધ્યાહ્ન વખતે છાયા મૂલમાં પેસી જાય છે. તેનું કારણ કે તાપના ભયથી સૂચીના ઉદરમાં રહેલા પ્રાણવાયુમાં પેશતી હોય તેમ જણાય છે. મધ્યાહ્ન અને ઉપર કહેલા ત્રણ વખત અન્ય વખતમાં તો સન્માન માટે દૂરથી પણ જોવામાં આવે તેવી રીતે સૂચીની છાયા રહે છે.[૨૪] તે છાયા, સૂચીનું રક્ષણ કરે છે. તે તીક્ષ્ણ તાપથી મધ્યાહ્ન વખતે શરીરમાં ડુબે

છે. કારણ કે સર્વ જન, સંકટ સમયે માન સત્કાર ભૂલી જાય છે.[૨૫] ગંગા, અસી અને વરણા એ ત્રણના મધ્યમાં રહેલી કાશી જેમ પવિત્ર છે. તેમ છાયા સૂચી, જીવ સૂચી અને લોહ સૂચી એ ત્રણના મધ્યમાં રહેલું ત્રિકોણ, તપે કરી પવિત્ર થયું.[૨૬] જેમ સરસ્વતી અમૂર્ત છે. તેમ જીવ સૂચી અદૃશ્ય છે. જેમ યમુના કાળી છે, તેમ છાયા સૂચી શ્યામ છે. ને જેમ ગંગા ધોળી છે તેમ લોહ સૂચી ધોળી છે. એટલે ત્રણ સૂચીરૂપી ત્રિવેણીવાળાં તે ત્રિકોણે કરી વાયુ, અને રજકણો પણ મુક્તિ પામ્યા, એટલે નિર્દોષ થયા.[૨૭] પ્રત્યગાત્માને પોતે વિચાર કરી એ સૂચી, પરમ કારણ (બ્રહ્માના સાક્ષાત્કારવાળી થઇ. હે રામ! યુક્તિપૂર્વક પોતાના વિચારે કરી સ્વાત્માના પરિચયને અનુસરવું, એજ એક ગુરુ છે. તે વિના બીજો ગુરુ નથી.[૨૮]



# *સર્ગ ૭૫ મો.

## રાક્ષસીને પૂર્વ દેહની પ્રાપ્તિ

**श्रीवसिष्ठउवाच—अथ वर्ष सहस्त्रेण तां पितामह आययौ ।**
**वरं पुत्रि गृहाणेति व्याजहार नभस्तलात् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે.—બ્રહ્મા, જ્ઞાન થયા પછી હજાર વર્ષે, સૂચી પાસે આવ્યા. ને 'હે પુત્રિ! વર માગ! એવી રીતે આકાશમાં રહી કહ્યું.[૧] સૂચીભાવથી અને જ્ઞાને કરી બાધિતપણાથી વાગિંદ્રિય આદિ કર્મેંદ્રિયને અભાવ હોવાથી જીવ માત્ર એ સૂચી કાંઇ પણ બોલી નહીં. કેવલ વિચાર કરવા લાગી.[૨] હું પૂર્ણ છું, સંદેહરહિત છું. મને વરનું શું પ્રયોજન છે? હું શાંત થાઉં. નિર્વાણ પામું. ને કેવલ સુખમાં રહું.[૩] જાણવાનું પૂર્ણ જાણ્યું. સંદેહની જાળ શાંત થઇ (દૂર થઇ) સ્વસ્વરૂપને વિવેક વિકાસ પામ્યો છે. હવે મને અન્યનું શું પ્રયોજન છે.[૪] હું જેવી રીતે રહી છું તેવી જ રીતે રહું પરમાર્થરૂપ સત્ય કલાને તજી મિથ્યા પદાર્થથી મને શું છે?

* આ પંચોતેરમાં સર્ગમાં બ્રહ્મા પ્રસન્ન થયા છતાં પછી સૂચીના જ્ઞાનથી મૌન રહેવું તથાપિ બ્રહ્માનાં વરથી તેના દેહની પ્રાપ્તિ કહેવામાં આવશે.

કાંઇ પણ નથી.[૫] પોતાના સંકલ્પથી ઉત્પન્ન થયેલા વેતાલે કરી બાલિકા જેમ દુઃખ પામે, તેમ આટલા વખત સુધી હું અવિવેકે કરી દુઃખ પામી.[૬] બ્રહ્મ વિચારે કરી એ અવિવેક હમણાં પોતે શાંત થયો. હવે પ્રાપ્ત થયેલા પ્રિય પદાર્થે કરી મારું કયું પ્રયોજન સિદ્ધ થાય. કોઇ પણ નહીં.[૭] એવા નિશ્ચયવાળી, કર્મેંદ્રિય રહિત અને તૂષ્ણી ભાવમાં રહેલી એ સૂચી તરફ જોતા અને અવશ્ય ભાવી ફલના નિયામક ઇશ્વર સંકલ્પવાળા બ્રહ્માજી ઉભા રહ્યા.[૮] પ્રસન્ન મનવાળા બ્રહ્મા, વૈરાગ્યવાળી સૂચીને કહે છે કે–હે પુત્રિ! તું વરદાન સ્વીકાર ભૂતલ વિષે કેટલોક વખત સુધી ભોગ ભોગવી પછી પરમ પદને પામીશ. અમારાથી પણ અનિવાર્ય એવી નિયતિનો એ નિશ્ચય છે.[૧૦] હે સૂચી! આ તપે કરી તારો સંકલ્પ સફલ થાઓ. તું, પુષ્ટ શરીરવાળી, હિમાલયના વનમાં રાક્ષસી થા.[૧૧] હે પુત્રિ! જેમ બીજની અંદર રહેલી વૃક્ષતા જાતિ, મોટા વૃક્ષપણાંએ કરી વિયોગવાળી છે. તેમ તું પૂર્વે મેઘ જેવાં જે શરીરનો વિયોગ થયો છે. તે શરીર તુંને પ્રાપ્ત થશે.[૧૨] શંકા–નાશ પામેલું શરીર, પાછું કેમ પ્રાપ્ત થશે? સમાધાન–જેમ બીજમાં વૃક્ષ રહે છે, અંકુરમાં લતા રહે છે, તેને જલ સીંચવાથી વૃક્ષરૂપે અને લતારૂપે થાય છે, તેમ તારુ પુષ્ટ શરીર, સૂચી શરીરમાં રહ્યું છે. એટલે તેમાં લીન છે પરંતુ નાશ પામ્યું નથી. તેથી તે તપે કરી પાછું પ્રાપ્ત થશે.[૧૩] એ શરીરથી વળી લોકને દુઃખ થશે. એવી શંકા તારે રાખવી નહીં. કેમ કે તુંને તત્ત્વજ્ઞાન થયું છે. તેથી તું લોકને દુઃખપ્રદ નહી થા. શરદ્ઋતુની મેઘ મંડળીની પેઠે ક્રિયાવાળી અને અંદર શુદ્ધ થઇશ.[૧૪] તું સદા નિર્વિકલ્પ સમાધિમાં રહીશ. ત્યારે તું સર્વ આત્મસ્વરૂપ છે! એવાં ધ્યાનરૂપ થઇશ,[૧૫] જે ધ્યાન ધારણાદિ વ્યવહાર માટે છે, પણ સત્ય નથી, તે રૂપ થઇશ.વાયુના સ્વભાવની પેઠે પરિસ્પંદ (ક્રિયા) દેહસ્વભાવ છે. તેથી વિલાસવાળી થઇશ.[૧૬] રાક્ષસ કુલને ઉચિત અશાસ્ત્રીય હિંસા આદિને મૂકી દઇશ, ને કોઇનો વિરોધ કરીશ નહીં. તો પણ ક્ષુધાની નિવૃત્તિ માટે ન્યાયે કરી પ્રાણીની બાધા કરીશ.[૧૭] તું ન્યાયમાં વર્તીશ, ને લોકમાં અન્યાયીનો બાધ કરીશ, ને જીવન્મુક્તિથી શરીરમાં કેવલ પોતાના વિવેક (આત્માનાત્માનું વિવેચન)નું પાલન કરીશ.[૧૮] એમ કહી બ્રહ્મદેવ, આકાશમાંથી બ્રહ્મ લોકમાં ગયા. ને સૂચી, 'બ્રહ્માએ કહ્યું તે ભલે મને પ્રાપ્ત થાય. કયો વિરોધ છે? કશો પણ નથી. અથવા બ્રહ્માએ આપેલાં વરને અટકાવવામાં રાગ શા માટે રાખવો જોઇએ, એવો વિચાર કરી થોડીક પોતાના આગલા દેહરૂપ થઇ.[૧૯] પ્રથમ તેનો દેહ, પ્રાદેશ (અંગઠો અને તર્જની લાંબાં

કરવાથી થતું પ્રમાણ) જેવડો થયો. પછી હાથ જેવડો. પછી વાંભ જેવડો. ત્યાર બાદ વૃક્ષ જેવડો ને પછી મેઘમાળા જેવડો દેહ થયો. એ પ્રમાણે સંકલ્પ નાના ક્રમે કરી શરીર વધતું ગયું. ને નિમેષ માત્રમાં આગળના જેવડું થઇ ગયું.[૨૦] પ્રથમ બીજમાં વૃક્ષની પેઠે સૂચી શરીરમાં લીન થયેલી તે રાક્ષસીનાં અવયવો, સંકલ્પ વૃક્ષનાં પુષ્પ જેમ તેમ પરિપૂર્ણ શક્તિવાળાં ઉત્પન્ન થયાં. તેમ જ ઇંદ્રિયનાં ગોલક તથા ઇન્દ્રિયો, આગલ પ્રમાણે જ ઉત્પન્ન થયાં.[૨૧]



# *સર્ગ ૭૬ મો.

## કર્કટીને યોગ્ય ભોજન.

**श्रीवसिष्ठ उवाच–अथाभवदसौ सूची कर्कटी राक्षसी पुनः ।**
**सूक्ष्मैव स्थौल्यमायाता मेघलेखेव वार्षिकी ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હવે આ સૂચી, ફરીથી કર્કટી રાક્ષસી થઇ, ને સૂક્ષ્મ મેઘમાલા, જેમ વર્ષાઋતુમાં જેમ સ્થૂલ થાય છે, તેમ તે, સૂક્ષ્મ જ સ્થૂલ ભાવને પામી.[૧] એ રાક્ષસી બ્રહ્માકાશને પ્રાપ્ત થઇ થોડીક પ્રસન્ન થઇ, ને બ્રહ્મ બોધથી કંચુક (કાંચળી–ઝભો)ની પેઠે મોટા રાક્ષસ ભાવને તજ્યો.[૨] એ રાક્ષસી, તે શિખર ઉપર જ પદ્માસન બાંધી શુદ્ધ આત્મામાં વૃત્તિધારાવડે મન રાખી પર્વતનાં શિખરવડે નિશ્ચલ થઇ ધ્યાનમાં બેઠી.[૩] વર્ષાઋતુમાં મેઘના શબ્દે કરી મયૂરી, જેમ કામને પ્રાપ્ત થાય છે, તેમ એ રાક્ષસી, છ મહીને ધ્યાનમાંથી જાગી.[૪] જ્યારે તે જાગી ત્યારે બાહ્યવૃત્તિ થવાથી ક્ષુધા પરાયણ થઇ. કારણ કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી જ્ઞાનીને પણ ક્ષુધા આદિ દેહ ધર્મો નિવૃત્તિ થતા નથી.[૫] હવે તે કર્કટી, 'શું ખાઉં' એવો મનમાં વિચાર કરવા લાગી. મારે ન્યાય વિના અન્યનો જીવ–ભોગ લેવો નથી.[૬] જે આર્યજનોએ નિંદિત હોય, અથવા અન્યાયે કરી મેળવ્યો હોય, તેવા ગ્રાસ (ભોજન) કરતાં મરવું એ પ્રાણીને ઉત્તમ છે એમ હું

* આ છોત્તેરમા સર્ગમાં કર્કટી રાક્ષસી પૂર્વ દેહને પામી છ માસ પર્યંત સમાધિમાં રહી. પછી સમાધિથી ઉઠી ભૂખી હતી તેથી તે, વાયુના કહેવાથી કિરાતના દેશમાં ગઇ, એ વાત કહેવામાં આવશે.

માનું છું.[૭] ન્યાયથી મેળવેલા ગ્રાસ વિના જો દેહને તજું તો કાંઇ પણ અન્યાય (ન્યાય વિરુદ્ધ કર્યું) કહેવાય નહીં. જે માટે અન્યાય અર્થ, વિષવત્ (પરિણામે દુઃખ-પ્રદ) થાય છે.[૮] જે, લોકમાં ચાલતા ક્રમે કરી.(ન્યાયે કરી) ન પ્રાપ્ત થાય, એટલે અન્યાયેથી પ્રાપ્ત થાય તેનાં ભોજનથી શું થાય? મને જીવવાથી અથવા મરવાથી કાંઇ પ્રયોજન નથી.[૯] જે મનો માત્ર છે, તે દેહાદિક ભ્રમનું ભૂષણ છે. તે અજ્ઞાન નિવૃત્ત થયું. હવે હું સ્વસ્વરૂપના બોધે કરી રહું તો પછી જીવન, મરણનો ભ્રમ કયાંથી?[૧૦]

વસિષ્ઠ કહે છે, એવી રીતે મૌન ધારણ કરી બેઠેલી તે કર્કટીએ આકાશ વાણી સાંભળી કે જે વાણી, રાક્ષસ સ્વરૂપના ત્યાગે કરી પ્રસન્ન થયેલા વાયુએ કહી હતી.[૧૧] આકાશવાણી–હે કર્કટી, તું જા. અજ્ઞાનીઓને જ્ઞાને કરી જલદી બોધ કર. આ જગતમાં અજ્ઞાનીનો ઉદ્ધાર કરવો એ જ મહાત્મા પુરુષોનો સ્વભાવ છે.[૧૨] તારા બોધથી પણ જો બોધ ન પામે તો તે, પોતાના નાશ માટે જ છે. એટલે તે તારો ગ્રાસ ન્યાય થશે. તાત્પર્ય કે તેવા અજ્ઞાનીને તારે ખાવા.[૧૩] એવાં વાયુનાં વચન સાંભળી તમે અનુગ્રહ કર્યો' એમ *ધીમેથી કહી તે રાક્ષસી ઉઠી પછી હિમાલયનાં શિખર ઉપરથી ક્રમે કરી નીચે ઉતરી.[૧૪] પર્વતની ઉપરની ભૂમિને અતિક્રમણ કરી તત્કાલ પર્વતની પાસેના ભાગમાં આવી, એ રાક્ષસીએ હિમાલયની તળેટીમાં રહેલા દેશમાં પ્રવેશ કર્યો.[૧૫] અન્ન, પશુ, લોક, પદાર્થ, કોમલ ઘાસ, ઔષધ અને માંસ જેમાં ઘણાં છે, જેમાં મૂલ, પાન, અન્ન (ખાવાના પદાર્થ) મૃગ, કીટ, અને પક્ષિ આદિ જેમાં ઘણાં છે. અને જે પર્વતની તળેટીમાં રહેલો છે. તે દેશ પ્રતિ કાજળથી લીંપેલા ચાલતા પર્વત જેવી એ રાક્ષસી, જેમાં ઘાટા અંધકાર વડે માર્ગ વ્યાપ્ત છે. એવી રાત્રિ વિષે ગઇ.[૧૬–૧૭]



* આ પરમાર્થ દૃષ્ટિથી અનુગ્રહનો અભાવ છે. તેથી તમે અનુગ્રહ કર્યો, એમ કહેવા સજવાતી હોય તેમ ધીમેથી કહ્યું.

# સર્ગ ૭૭ મો.*

## રાત્રિનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच–एतस्मिन्नंतरे तत्र किरातजनमंडले ।**
**हस्तहार्यतमः पिण्डा बभूवासितयामिनी ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–જ્યારે કિરાતના દેશમાં રાક્ષસી ગઇ ત્યારે ત્યાં અંધકારના પિંડ હાથ વડે જેમાં લેવાય તેવી અંધારી રાત્રિ હતી.[૧] જેણે સ્યામ મેઘરૂપી વસ્ત્ર ઓઢયું છે, જેણે ચંદ્રને પણ ઢાંકી દીધો છે, જે તમાલ વનને એક કરે છે, જે પુષ્ટ છે જેનાં નેત્રનું કાજળ, સ્યામ કરે છે.[૨] લતાઓની ઘનતાએ કરી પ્રકાશનો પ્રચાર ન હોવાથી ગાઢ અંધકારે કરી જેમાં ગતિ કુંઠિત છે. ઘર અને ચૌવટાથી ભરેલાં શહેરમાં નવીન યૌવનવાળી,[૩] ચૌટા વિષે વાયુ વડે દીવીને પણ વક્ર કરવાવાળી એટલાજ માટે અંધકારને પિંડાકાર કરવાવાળી, જાળીયાંનાં છિદ્રમાંથી નીકળતા દીવીના પ્રકાશે કરી જે શોભે છે.[૪] કર્કટીની જાણે સખી હોય તેમ જેમાં પિશાચણીઓ નૃત્ય કરે છે. મહોન્મત્ત વેતાલ, જ્યારે કંકાલ (અસ્થિ) કાષ્ઠઆદિનું ગ્રહણ કરે છે, ત્યારે જાણે મૌન રહી હોય તેમ જે રાત્રિ અટકાવતી નથી.[૫] જ્યારે સર્વ પ્રાણી સૂઇ ગયાં ત્યારે મેઘ અને નીહારે (ઝાકરે કરી) જે શોભે છે. મંદમંદ વાયુના સ્પર્શ કરી હિમના કણ જેમાં શોભે છે.[૬] તળાવ, ખાડા, વડવાળા સ્થલ વિષે કાગડા તથા દેડકાંએ કરી જે વ્યાપ્ત છે. જેને વિષે જનાનામાં કામક્રીડા વખતે સ્ત્રી પુરુષનાં મુખ શબ્દ કરે છે.[૭] જંગલમાં બળતા અગ્નિની જ્વાલાએ કરી જે ઉજ્વલ છે. ભીના થવાથી અને પરિપાક દશાથી કેદાર (કયારા) વિષે સાહુડીનાં પીછાં જે રાત્રિ વિષે ભેગાં થાય છે.[૮] આકાશ વિષે નેત્ર જેવાં નક્ષત્ર સમુદાયનો વિભાગ જે રાત્રિ વિષે થાય છે. વનમાં પવને કરી વૃક્ષનાં પુષ્પ તથા ફલ જેમાં પડે છે.[૯] કોતરની અંદર ઘુડનો શબ્દ સાંભળી કાગડાઓ જેમાં શબ્દ કરે છે. તસ્કરાક્રાંત (ચોરે દબાવેલા) પાસેના ગામના માણસોના પોકારે કરી જે ભયંકર છે.[૧૦] વનમાં વન જેવું જેનું થોડું મૌન છે, જેમાં શહેરના માણસો સૂતાં છે. જે રાત્રિમાં, વનના વાયુ વાય છે, માળામાં પક્ષીઓ, નિશ્ચલ થઇ

* આ સીતોતેરમા સર્ગમાં રાત્રિનું વર્ણન, રાજા અને પ્રધાનનું દર્શન અને તેની પરીક્ષા માટે કર્કટીને પ્રશ્નની ઇચ્છા, એટલી વાત વિસ્તારથી કહેવામાં આવશે.

રહ્યાં છે.[૧૧] ગુફામાં સિંહો સૂતા છે. લતાગૃહોમાં મૃગલાં સૂતાં છે. આકાશમાં હિમના કણ વ્યાપ્ત છે. વનમાં મૌન, સંચાર કરે છે.[૧૨] કાજળના મેઘના મધ્ય જેવી જેની કાંતિ છે. જે કાચના પર્વતના મધ્ય જેવી છે. જે માટીના પીંડા જેવી ઘાટી છે. તલવારે કપાય તેવું જેમાં અધારૂં છે. પ્રલય વાયુવડે ક્ષોભ પામેલા કાજળના પર્વત જેવી જે ચંચલ છે. એકાર્ણવરૂપી મહાકાદવ પર્વતના મધ્ય જેવી જે ઘાટી છે.[૧૪] બળેલાં લાકડાંનાં કોતર જેવી જે શ્યામ ઘન છે, જે ગાઢ અજ્ઞાન જેવી સુંદર છે. મૂલાજ્ઞાન જેવી જે ગાઢ છે. અને ભ્રમરાની પીઠ તથા પાંખો જેવી જેની કાંતિ છે.[૧૫] એ પ્રમાણે ભયંકર એવી તે રાત્રિમાં કિરાતના દેશમાં તેનો વિક્રમ રાજા પ્રધાન સાથે વીરચર્યા (ચોરાદિકના વધ માટે ફરવું)નાં કારણો જેમાં સર્વ માણસ સૂઇ ગયાં છે. એવાં નગરથી ભયંકર વનમાં ફરવા નીકળ્યો-[૧૬]

## વિક્રમ રાજા તથા પ્રધાનને જોઇ રાક્ષસીના વિચાર.

તે રાજા તથા પ્રધાન, શસ્ત્ર ધારણ કરી વેતાલને જોવાના ઉમેદથી ધૈર્ય રાખી અરણ્યમાં ફરતા હતા. તેને જોઇ રાક્ષસી, વિચારવા લાગી કે, અહો આજ મને ખાજ મળયું. આ બન્ને મૂઢ છે. અજ્ઞ છે. તેઓનો દેહ, કેવલ ભારરૂપ છે.[૧૮–૧૯] અજ્ઞજન, આ લોક અને પરલોકમાં દુઃખ ભોગવવા જીવે છે. માટે અજ્ઞાનીનો નાશ સર્વથા કરવો. અનર્થનું રક્ષણ કરવું નહીં.[૨૦] આત્મતત્ત્વને ન જાણતા અજ્ઞાનીને જીવવા કરતાં મરવું ઉત્તમ છે. મરણથી અજ્ઞાનીનું શ્રેય છે. જે માટે મરણથી પાપ એકઠું થતું નથી.[૨૧] સૃષ્ટિના આરંભમાં બ્રહ્માજીએ નિયમ કર્યો છે કે હિંસક પ્રાણીનું ભોજન, અજ્ઞાની છે પણ જ્ઞાની નથી.[૨૨] એટલા માટે ખાવા યોગ્ય આ બન્નેને મારે ખાવા. અભાગીઓ પુરુષ, પોતાની મેળે પ્રાપ્ત થયેલા નિર્દોષ પદાર્થને મૂકી દે છે.[૨૩] કદાચિત્ એ બન્ને આત્મજ્ઞાની અને મહાશય હશે તો તેને હું મારીશ નહીં. કેમકે સ્વભાવથીજ આત્મજ્ઞાનીનો નાશ, મને રુચતો નથી.[૨૪] માટે તેનો તપાસ કરું. જો જ્ઞાની નીકળશે તો તેઓને હું નહી ખાઉં. હું કદાપિ જ્ઞાનીને મારું નહીં.[૨૫] યત્નવિના સુખ, કીર્તિ, અને આયુષ્યની ઇચ્છા હોય તો સર્વનું પ્રિય કરીને પણ જ્ઞાનીઓ પૂજવા.[૨૬] મારો દેહ પડી જાય તો પણ ભલે. પરંતુ જ્ઞાનીને ખાઇશ નહીં. જે માટે આત્મજ્ઞાનીઓ, જીવવાથી પણ મનને સુખ આપે છે.[૨૭] જીવિતદાન આપીને પણ જ્ઞાનીનું રક્ષણ કરવું. સત્પુરુષના સંગરૂપી ઔષધિએ કરી મૃત્યુ પણ મિત્ર થઇ જાય છે.[૨૮] જ્યારે હું

રાક્ષસી પણ જ્ઞાનીનું રક્ષણ કરું છું ત્યારે અન્ય કયો પુરુષ, હૃદયમાં રહેલા શુદ્ધ આહારનું જેમ તેમ જ્ઞાનીનું રક્ષણ ન કરે? અર્થાત્ સર્વ કરે.[૨૯] જે પ્રાણી, આ જગતમાં ઉદાર ગુણવાળા (જ્ઞાની) છે, તે પૃથ્વીતલના ચંદ્રમા છે. તેઓ, સંગથી અતિ શીતલ કરે છે.[૩૦] જ્ઞાનવાનનો તિરસ્કાર કરવો, એ જ મરણ છે, ને તેનો આશ્રય લેવો, એ જ જીવવું છે. જ્ઞાનવાનનો આશ્રય લઇને જીવવાથી સ્વર્ગ અને મોક્ષઆદિ ફળ પ્રાપ્ત થાય છે.[૩૧] કમળ જેવાં નેત્રવાળા આ બન્ને કેવાં જ્ઞાનવાળા છે એની પરીક્ષા, કેઇ પ્રશ્નલીલાથી કરીશ.[૩૨] પ્રથમ તો યુક્તિએ કરી ગુણવાન્ વા નિર્ગુણની પરીક્ષા કરવી. પછી જો તે પોતાથી હીન ગુણવાળા હોય તો યુક્તિપૂર્વક શાસ્ત્ર પ્રમાણે વિચાર કરી તેને દંડ આપવો ને જો તે પોતાથી ગુણવાન્ હોય તો તેને દંડ આપવો નહીં.[૩૩]



# સર્ગ ૭૮ મો.*

## રાક્ષસીએ કરેલી રાજા તથા પ્રધાનની પરીક્ષા.

**श्रीवसिष्ठ उवाच**—अथ सा राक्षसी रक्षःकुलकाननमंजरी ।
तमस्येवाभ्रलेखेव गंभीरं विननाद ह ॥ १ ॥

વસિષ્ઠ કહે છે;–હવે જ્ઞાન થવાથી ઉત્તમ એવી તે રાક્ષસીએ અંધકારમાં જ મેઘના જેવો નાદ કર્યો.[૧] પછી મેઘ ગર્જના થયા બાદ જેમ સાધારણ શબ્દ થાય છે. તેમ રાક્ષસી, હુંકારપૂર્વક અકઠોર વચન બોલી.[૨] હે ઘોર અરણ્યરૂપી આકાશ માર્ગના ચંદ્ર સૂર્ય! હે મહા માયાંધકારરૂપી આધાર શિલાના કોતરના કીડા.[૩] તમો સુબુદ્ધિ અથવા દુર્બુદ્ધિવાળા કોણ છો? તમો મારા ગ્રાસ થયા છો. કારણ કે દુર્મરણને યોગ્ય છો.[૪]

રાજા કહે છે;–અરે ક્ષુદ્રભૂત! તું કોણ છે? ક્યાં છે! તારો અલ્પદેહ બતાવ. ભ્રમરીના જેવી આ તારી ગિરાથી કોણ બીએ છે.[૫] કાર્યસાધક તો પોતાનાં કાર્યમાં સિંહની પેઠે વેગથી પડે છે. કોપ અને ભયનો ઉદ્યોગ તજી દે. પોતાનું સામર્થ્ય

* આ અઠયોતેરમા સર્ગમાં 'ભયંકર નાદે કરીને પણ ભય ન પામેલા રાજાને કર્કટીનું દર્શન થયું અને પ્રધાનના વાક્યે કરી શાંત કરાયેલી રાક્ષસીનો પ્રશ્નારંભ કહેવામાં આવશે

બતાવ.[૬] તારી શું ઇચ્છા છે! મને કહે! હું તુને આપું. અમપ્રત્યે કોપ અને શબ્દવડે ભય પમાડવાથી શું? અથવા તું પોતે ડરે છે.[૭] માયાએ કલ્પેલાં શરીર અને શબ્દે કરી સન્મુખ થા. દીર્ઘ સૂત્રીને પોતાના ક્ષય વિના અન્ય કાંઇ સિદ્ધ થતું નથી.[૮] રાજાએ સુંદર વચન કહ્યું.' એમ વિચાર કરી એ રાક્ષસી, રાજા તથા પ્રધાનના પ્રકાશ માટે તથા અધૈર્ય માટે નાદ કરી હસવા લાગી.[૯] જેણે ગર્જનાએ કરી દિશાઓ પૂરી દીધી છે. અટ્ટાટ્ટ હાસમાં દેખાતી દાંતની પ્રભાનાં પૂરે કરી પોતાની આકૃતિ, પ્રકટ કરી છે. એવી રાક્ષસીને તે બન્નેએ જોઇ.[૧૦] પ્રલયનાં વાદળાંરૂપી વજ્રે કરી ઘસાયલી પર્વતની તટી હોય તેમ તે, જણાતી હતી. વીજળીના જેવાં નેત્ર અને બલાકા (બગલી) જેવાં ચૂડાવડે જેણે આકાશમાં પ્રકાશ કર્યો છે.[૧૧] એ રાક્ષસી, અંધકાર સમુદ્રને શોષવા માટે ઔર્વ (સમુદ્રને શોષનાર) અગ્નિની જ્વાલા મંડલ જેવી હતી. ગર્જના કરતા મેઘની ઘટાટોપ જેવી પુષ્ટ અને સ્યામ જેની કંધરા (ડોક) છે.[૧૨] કટકટાયમાન દાંતના ભયથી હાહાકાર પૂર્વક ચોર, વાઘ, આદિ દુષ્ટનો નાશ કરતી હતી. પૃથ્વી અને સ્વર્ગને કાજળના સ્તંભ જેવો જણાતી હતી. વળી લીલાવડે શોભતી હતી.[૧૩] એના કેશ, ઉંચા હતા. શરીરમાં નાડીઓ દેખાતી હતી. નેત્ર પીળાં હતાં. અંધકારમય હતી. રાક્ષસ, યક્ષ અને પિશાચને ડરાવતી હતી ને મારતી હતી.[૧૪] શરીરનાં છિદ્રમાં પેશતા પ્રાણ-વાયુના શબ્દે કરી ભયંકર જણાતી હતી. એના મુકુટમાં મુશળ, ઉખરી, અલાત (ઉંબાડીયાં), હલ અને સૂપડાં હતાં.[૧૫] પ્રલયાંતમાં સ્ફૂરાયમાન વૈદૂર્ય શિખરની ભૂમિ હોય તેવી જણાતી હતી. હાસવડે દૈત્યોનો નાશ કરતી હતી. ઉત્પન્ન થયેલી કાલરાત્રિ જેવી જણાતી હતી.[૧૬] વાદળાંવાળી શરદૃઋતુની આકાશાટવી (વન) દેહ ધારણ કરી આવી હોય, મહાવાદળવાળી અને ઘાટી રાત્રિ, શરીર ધારણ કરી આવી હોય તેમ જણાતી હતી.[૧૭] શરીરની સ્થૂલતાવડે જાણે ઉકેલી પૃથ્વી હોય ચંદ્ર તથા સૂર્ય સાથે યુદ્ધ માટે રાહુએ, તે રાક્ષસીના શરીરનો આશ્રય લીધો હોય તેમ જણાતું હતું.[૧૮] એનાં સ્તન, ઇંદ્રનીલ જેવાં મહા શ્યામ અને લટકતાં એ વાદળાં જેવાં શ્યામ હતાં. વળી તેની ઉપર ઉખરી તથા મુશળ આદિનો હાર પહેર્યો હતો.[૧૯] તેનું શરીર, બળેલાં લાકડાં જેવું અને લાંછનવાળું હતું. તેમ જ વૃક્ષ જેવા નિશ્ચલ તથા નાડીવાળા મહાભુજાવડે શોભતું હતું.[૨૦] એવી ભયંકર રાક્ષસીને જોઇને મહાવીર તે બન્ને નીડર થઇ તેમ જ ઉભા રહ્યા. કારણ કે વિવેકી ચિત્તને મોહ કરે તેવો કોઇ પદાર્થ નથી.[૨૧]

મંત્રી ( પ્રધાન ) કહે છે—હે મહા રાક્ષસિ ! આ મોટો કોપ શા માટે છે! અથવા ક્ષુદ્રજનો સ્વલ્પ કાર્ય માટે પણ મોટો સંરંભ (કોપ–આડંબર) કરે છે.[૨૨] સંરંભને તજી દે. તારો આ ઉદ્યોગ, શોભતો નથી. સ્વાર્થ પરાયણ બુદ્ધિશાળી પુરુષો, કાર્યને અનુસરી પ્રવૃત્ત થાય છે. એટલે સામા મધુર વચન સમાધાનથી કાર્ય થતું હોય તો દંડને અનુસરતા નથી.[૨૩] હે અબલે ! તારા જેવા હજારો મશકો, અમારી ધીરતારૂપી વાત્યા (વંટોળીયા)માં ઘાસની પેઠે ઉડી ગયા છે.[૨૪] પ્રાજ્ઞ-જન, સંરંભદ્વારને તજીને સમતાએ કરી સ્વચ્છ બુદ્ધિવડે અને વ્યવહારને અનુકુલ યુક્તિવડે સ્વાર્થ સાધે છે.[૨૫] પોતાના વ્યવહારે કરી કાર્ય થાઓ અથવા ન થાઓ પરંતુ મહા નિયતિએ કરી સિદ્ધ એવો સામ ઉપાય તજવો નહીં. ત્યારે ભ્રાંતિવાળાને ઉચિત એવા સંરંભનો અવસર કયો છે? કોઇ પણ નથી.[૨૬] તુંને શું પ્રિય છે? તું શું માગવા ઇચ્છે છે? તે કહે. સ્વપ્નમાં પણ કોઇ યાચક, અમારી પાસેથી નિરાશ થઇ ગયો નથી.[૨૭] એવાં મંત્રીનાં વચનો સાંભળી તે રાક્ષસી, વિચારવા લાગી, કે અહો સિંહ જેવા આ રાજા તથા મંત્રીનું ધૈર્ય તથા બલ, કેવું શુદ્ધ આચારવાળું છે.[૨૮] હું આ બન્નેને સામાન્ય માનતી નથી. આ ચમત્કાર વિચિત્ર છે, તેમાં વચન અને મુખાકૃતિ, અંદરના તત્ત્વ નિશ્ચયને સૂચવે છે.[૨૯] જેમ નદીઓનાં જલ, સંગમથી એક થાય છે. તેમ બુદ્ધિમાનના આશયો (અંતઃકરણની વૃત્તિઓ) વચન તથા મુખાકૃતિદ્વારા પરસ્પર એક થાય છે.[૩૦] આ બન્નેએ મારો આશય પ્રાયઃ જાણ્યો છે. ને મેં તેઓનો ભાવ જાણ્યો. તેઓ પોતે અવિનાશી છે. માટે મારે તેને મારવા નહીં. આ બન્ને આત્મજ્ઞાની હોય એમ હું માનું છું, મિથ્યાપણાંના નિશ્ચયે કરી જે થકી જન્મ મરણનાં જ્ઞાન નિવૃત્ત થયાં છે, એવાં આત્મજ્ઞાન વિના આવી મરણ વિષે અડર બુદ્ધિ થતી નથી.[૩૨] તે માટે આ બન્નેને ઉત્પન્ન થયેલો કોઇ પણ સંદેહ પૂછું. જેઓ પંડિતના સમાગમથી તેને પૂછતા નથી, તે અધમ જાણવા.[૩૩] એવી રીતે વિચાર કરી પ્રશ્ન માટે અવર જોતી એ રાક્ષસી, કલ્પના મેઘના શબ્દ જેવાં હાસ્યને રોકીને બોલી.[૩૪] તમે ધીર પુરુષ, કોણ છો ? તમો શુદ્ધજણાઓ છો. શુદ્ધ મનવાળાનાં દર્શનથી જ મૈત્રિ થાય છે.[૩૫]

મંત્રી કહે છે—આ, કિરાતોનો રાજા છે, હું તેનો મંત્રી છું. રાત્રિ ચર્યાવડે તું જેવાના નિગ્રહ માટે ફરીએ છીએ.[૩૬] રાત્રિ દિવસ દુષ્ટ પ્રાણીનો નિગ્રહ કરવો,

એ રાજાનો ધર્મ છે. જે પોતાના ધર્મનો ત્યાગ કરે છે તે, નાશરૂપી અગ્નિમાં ઈંધણાં થાય છે.૩૭

રાક્ષસી કહે છે–હે રાજન્ ! તું, દુર્મંત્રી (જેનો મંત્રી દુષ્ટ છે.) જણાય છે. દુર્મંત્રી રાજા ન હોય, એટલે તેનું રાજ્ય રહેતું નથી. સદ્રૂપનો મંત્રી થાય ને સત્ મંત્રીનો રાજા થાય.૩૮ સત્ મંત્રીએ પ્રથમ તો રાજાને વિવેક બતાવવો. વિવેકે કરી રાજા, આર્યભાવને પ્રાપ્ત થાય છે ને જેવા રાજા તેવી પ્રજા થાય છે.૩૯ સર્વ ગુણોના સમુદાયમાં અધ્યાત્મજ્ઞાન, ઉત્તમ ગુણ કહેવાય છે. અધ્યાત્મ ગુણને જાણતો હોય તે રાજા થાય. ને તેવો જ મંત્રી યોગ્ય છે.૪૦ અધ્યાત્મજ્ઞાને કરી પ્રભુતા તથા સમદૃષ્ટિતા થાય છે. તે અધ્યાત્મજ્ઞાનને ન જાણતો હોય તો તે મંત્રી કહેવાતો નથી. તેમ રાજા પણ કહેવાતો નથી.૪૧ હવે જો તમો બન્ને અધ્યાત્મવિદ્યાને જાણતા હશો તો તમો જીવતા રહેશો ને જો નહીં જાણતા હો તો તમોને હું ખાઇશ. તમે તમારી પ્રજાને પણ અજ્ઞાનરૂપી અનર્થમાં નાંખી હશે, જે માટે 'જેવા રાજા તેવી પ્રજા' એમ કહેવાય છે.૪૨ મારા પડખામાંથી બાલકની પેઠે નીકળવાનો ઉપાય એક છે, તે એ જ કે, મારા પ્રશ્નોનો તત્ત્વબુદ્ધિએ કરી યથાર્થ વિચાર કરો.૪૩ હે રાજન્! તમે અથવા મંત્રી, મારા પ્રશ્નનો ઉત્તર આપો. મને એ પ્રશ્નનો ઉત્તર સાંભળવા બહુ ઇચ્છા છે, તે પૂર્ણ કરો. જો તેમ નહીં કરો તો તમોને મોટો દોષ લાગશે. કેમ કે જે કહેલા પદાર્થને આપે નહીં તો કયા પુરુષને ક્ષય કરે તેવો દોષ લાગતો નથી, સર્વને લાગે છે.



# સર્ગ ૭૯ મો.*

## રાક્ષસીએ પૂછેલા ૭૨ પ્રશ્નો.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**–इत्युक्त्वा राक्षसी प्रश्नान्सा वक्तुमुपचक्रमे ।
उच्यतामिति राज्ञोक्ते तानिमान् शृणु राघव ॥१॥

વસિષ્ઠ કહે છે–હે રામ! રાક્ષસીનાં વચન સાંભળી 'ભલે પૂછ, એમ જ્યારે રાજાએ કહ્યું ત્યારે તે રાક્ષસી પ્રશ્ન પૂછવા લાગી. તે પ્રશ્નો હું કહું છું તે તમે સાંભળો.૧

---

* આ ઓગણાએસીમા સર્ગમાં અજ્ઞાનીને વજ્ર જેવા તથા આત્મજ્ઞાનીને પ્રિય એવા આંતર પ્રશ્ન ક્રમે કરી કર્કટી પૂછશે, એ વાત કહેવામાં આવશે.

રાક્ષસી પૂછે છે;–૧ જેમ સમુદ્ર વિષે બુદ્દબુદો રહે છે, તેમ એક છતાં અનેક સંખ્યાવાળા કયા અણુ ( સૂક્ષ્મ ) ની અંદર લાખો બ્રહ્માંડો લીન છે?[૨] ૨ આકાશ છતાં અશૂન્ય કોણ છે? ૩ લોક દૃષ્ટિમાં કાંઇ પણ નહીં છતાં તત્વજ્ઞ દૃષ્ટ્યા કિંચિત્ છે તે શું? ૪ હું અને તું કોણરૂપ થયા છીએ? ૫ હું અને તું કોણ રૂપે છીએ?[૩] ૬ ગમન કરતાં છતાં ગમન અકર્તા કોણ? ૭ અતિષ્ઠન ( ગતિ બંધ ન કરનાર) છતાં કોણ ઉભો રહે છે? ૮ ચેતન છતાં પાષાણ ( ચૈતન્યનો અનાશ્રય) કોણ? ૯ ચિદાકાશ વિષે ચિત્ર કરનાર કોણ?[૪] ૧૦ અગ્નિ ભાવને ન તજતો અને અદાહક (ન બાળનાર) અગ્નિ કોણ છે? હે રાજન્! ૧૧ કયા અવહ્નિ-(અગ્નિ ન છતાં) થી નિરંતર અગ્નિ થાય છે?[૫] ૧૨ જે ચંદ્ર, સૂર્ય, અગ્નિ કે તારા નથી, તથાપિ અવિનાશી પ્રકાશક કોણ? ૧૩ ચક્ષુનો વિષય નહીં એવા કયા પદાર્થથી પ્રકાશ પ્રવૃત્ત છે?[૬] ૧૪ લતા, ગુલ્મ, અંકુર આદિનો, જન્માંધનો તથા ઇંદ્રિય વગરના અન્ય પદાર્થનો ઉત્તમ પ્રકાશક કોણ છે?[૭] ૧૫ આકાશાદિકનો જનક કોણ છે? ૧૬ સત્તાને સત્તા આપનાર કોણ છે? ૧૭ જગદ્ રત્નનો ભંડાર કોણ? ૧૮ જગત્ કયા મણિનો ભંડાર ( સ્થાન ) છે?[૮] ૧૯ અંધકાર ને પ્રકાશ કયો અણુ છે? ૨૦ કયો અણુ છે અને નથી? ૨૧ કયો અણુ, અદૂર છતાં દૂર છે? ૨૨ કયો અણુ મહા પર્વત છે?[૯] ૨૩ કયો નિમેષ, કલ્પ છે? ૨૪ કયો કલ્પ, નિમેષ છે? ૨૫ પ્રત્યક્ષ છતાં અસદ્દરૂપ કોણ છે? ૨૬ ચેતન છતાં અચેતન કોણ છે?[૧૦] ૨૭ વાયુ છતાં અવાયુ કોણ છે? ૨૮ શબ્દ છતાં અશબ્દ કોણ છે? ૨૯ સર્વ રૂપ છતાં કાંઇ પણ નહીં તેવું શું? ૩૦ તેમ જ તે હું અને તે હું નહીં તેવું શું?[૧૧] ૩૧ પૂર્વે બહુ જન્મ વિષે આત્મ સ્વરૂપથી પામીને પણ અજ્ઞાને કરી આવૃત્ત હોવાથી સેંકડો પ્રયત્ને કરી પ્રાપ્ત થવા યોગ્ય શું છે? ૩૨ પ્રાપ્ત થયેલું પણ કિંચિત્ નહીં તે શું? ૩૩ જે સંપૂર્ણ પ્રાપ્ત થવું નથી તે શું?[૧૨] ૩૪ સ્વસ્થ જીવિતે કરી કોણે આત્મા નાશ પમાડેલા જેવો કર્યો છે? ૩૫ કયો અણુ, પોતાની અંદર, મેરુને કરે છે? ૩૬ ત્રણે ભુવનને તૃણ કોણ કરે છે?[૧૩] ૩૭ કયા અણુએ સેંકડો યોજનો પૂર્ણ કર્યાં છે? ૩૮ કયો, અણુ છતાં સેંકડો યોજનો વિષે પણ માતો નથી?[૧૪] ૩૯ દૃષ્ટિ માત્રે કરી જગતરૂપી બાલકને કોણ નચાવે છે? ૪૦ કયા અણુના ઉદરમાં પર્વતોના સમુદાયો છે?[૧૫] ૪૧ કયો અણુ, પોતાની અણુતા ( સૂક્ષ્મતા )ને તજ્યા ] વિના મેરુ કરતાં પણ સ્થૂલ છે? ૪૨ વાળના અગ્રભાગના સોમા ભાગ જેવો કયો અણુ, પર્વતથી પણ ઉંચો છે?[૧૬]

૪૩ કયો અણુ, પ્રકાશ તથા અંધકારને પ્રકટતા આપવાવાળો દીપ છે? ૪૪ કયા અણુની અંદર વૃત્તિવાળા સંપૂર્ણ જ્ઞાનલવ છે?[૧૭] ૪૫ સ્વાદ રહિત એવો પણ કયો અણુ, નિરંતર સ્વાદ લેછે. ૪૬ સર્વને તજતા કયા અણુએ સર્વ, સ્વીકાર્યું છે?[૧૮] ૪૭ પોતાને ઢાંકવા અશક્ત એવા કયા અણુએ જગત્ ઢાંક્યું છે? ૪૮ લયે કરી તિરોહિત જગત્, કયા અણુની સત્તાએ કરી ફરી ફરીથી સૃષ્ટિના આદિમાં સદ્રૂપ થઈ જીવે છે?[૧૯] કયો અણુ, નિરવયવ છતાં હજારો હાથ તથા નેત્રવાળો છે? ૫૦ નિમેષ કોણ છે? ૫૧ મહા કલ્પ કોણ છે? ૫૨ સેંકડો કરોડો કલ્પરૂપે કોણ છે?[૨૦] ૫૩ બીજ વિષે જેમ વૃક્ષ રહે છે તેમ કયા અણુ વિષે જગત્ રહે છે? ૫૪ જેની પરંપરાનો અવધિ અવ્યક્ત છે, એવાં બીજો (કર્મ આદિ), સૃષ્ટિ વખતે જગત્રૂપે પ્રગટ છતાં પણ કોને વિષે લીન રહે છે?[૨૧] ૫૫ બીજની અંદર વૃક્ષ જેમ રહે છે, તેમ પ્રલય કોની અંદર રહે છે? ૫૬ પ્રયોજક કર્તા (પ્રેરણા કરનાર)પણાંનો આશ્રય ન કરીને પણ કારક કોણ છે?[૨૨] ૫૭ પોતાને દૃશ્યતાને પ્રાપ્ત કરતો અને બહિર્દૃષ્ટિએ કરી દૃશ્યને જોતો એવો કયો દ્રષ્ટા, નેત્ર વિના પણ ભોગ્યની સિદ્ધિ માટે પોતાના આત્માને જુવે છે?[૨૩] ૫૮ જ્ઞાને કરી જેની અંદર દૃશ્ય ગળી ગયું છે, એવા અખંડિત આત્માને જોતો કોણ, દૃશ્યની નિવૃત્તિ માટે આગળ રહેલાં દૃશ્યને જોતો નથી?[૨૪] ૫૯ જેમ ચક્ષુ, દૃશ્યને પ્રકાશે છે, તેમ દૃષ્ટા, દૃશ્ય અને દર્શનને કોણ પ્રકાશે છે? ૬૦ જેમ સુવર્ણ, કડાં આદિને પ્રકટ કરે છે, તેમ દૃષ્ટા, દૃશ્ય અને દર્શન, એ ત્રિપુટીને વિક્ષેપશક્તિ વડે કોણ પ્રકટ કરે છે?[૨૫] ૬૧ જેમ તરંગ આદિ, જલથી જૂદાં નથી, તેમ કાંઇ પણ કોનાથી જૂદું નથી? ૬૨ જેમ જલથી તરંગ જૂદા છે, તેમ જગત્ કોની ઇચ્છાથી ભિન્ન છે?[૨૬] ૬૩ જેમ જલથી દ્રવતા ભિન્ન નથી તેમ દેશકાલ આદિએ કરી અપરિચ્છિન્ન અને અસત્ જેવા કયા સત્ પદાર્થથી દ્વૈત, ભિન્ન નથી?[૨૭] ૬૪ સદ્ અસત્રૂપ અને દૃષ્ટા, દ્રશ્ય તથા દર્શનરૂપ ત્રણે જગતને અંદર રહેલાં, બીજની પેઠે પોતાની અંદર કરી સદા કોણ રહે છે?[૨૮] ૬૫ મહા ભ્રમરૂપ ભૂત ભવિષ્યત્ અને વર્તમાન જગત્ સમુદાય, કોની અંદર નિત્ય રહે છે? ૬૬ જેમ બીજની અંદર વૃક્ષ રહે છે, તેમ જગત્ કોની અંદર નિત્ય રહે છે?[૨૯] ૬૭ જેમ બીજ, વૃક્ષરૂપે થાય છે, ને જેમ વૃક્ષ બીજરૂપે થાય છે તેમ કોણ, અવિકારી છતાં પણ પોતાનાં એક રૂપને ન તજીને જગદ્રૂપે વિકાર પામે છે?[૩૦] ૬૮ હે રાજન્! જેની અપેક્ષાએ કરી મેરુ પર્વત, બિસતંતુ (પુષ્પના તંતુ) જેવો છે, તે કોણ?[૬૯]

ક્યા પદાર્થની અંદર કરોડો મેરુ અને મંદર પર્વતો રહે છે?[31] ૭૦ જેને વિષે અનેક ચેતન રહ્યાં છે, એવાં આ જગતને કોણે વ્યાપ્યું છે? ૭૧ તું કોના બળથી વ્યવહાર કરે છે? રક્ષણ કરે છે? અને હણવા યોગ્યને હણે છે? અને ૭૨ કોનાં દર્શન (જ્ઞાન)થી તું શુદ્ધ જ્ઞાનવાળો થઈ તેનાથી અન્ય નથી અથવા સદા તદ્રૂપ જ છો? તે પદાર્થ, અમને મોક્ષ માટે કહી સંભળાવ.[32] જેમ મિહિકા (હિમ-ઝાકળ) ચંદ્રને આવકરણ કરે છે. તેમ સ્વાત્માકાર વૃત્તિને આવરણ કરવાવાળા મારા આ મોટા સંશયને દૂર કરો. જેની પાસે મૂલાજ્ઞાનસહિત સંશય દૂર થતો નથી. તે કદાપિ પંડિત કહેવાતો નથી.[33] એવી રીતના મારા સાધારણ સંશયને શાંતતાથી પરિપૂર્ણ રીતે જો દૂર નહીં કરો તો તમો બન્ને તત્કાલ ક્ષણ વારમાં રાક્ષસના જઠરાગ્નિનાં ઇંધણાં થશો એટલે તમોને હું ખાઈ જઇશ.[34] પછી આ તારાં સંપૂર્ણ દેશ મંડળને ખાઈ જઇશ. કેમ કે, મારો જઠરાગ્નિ પ્રબલ છે. એટલા માટે તું મારા પ્રશ્નનો ઉત્તર આપી સુરાજા (સારો રાજા) થા. ભોગ વિષે અતિ લંપટતા, મૂર્ખોના નાશ માટે છે.[35] મેઘના જેવી ગંભીર પ્રકટ વાણીવડે એ પ્રમાણે કહી ભયંકર આકૃતિવાળી છતાં પણ શરદ્ ઋતુની મેઘમંડલીની પેઠે શુદ્ધ એવી એ રાક્ષસી બોલતી બંધ રહી.[36]



# *સર્ગ ૮૦ મો.

## રાક્ષસીના કેટલાક પ્રશ્નોનો મંત્રીએ કરેલો ઉત્તર.

**श्रीवसिष्ठ उवाच**—महानिशि महारण्ये महाराक्षसकन्यया ।
इति प्रोक्ते महाप्रश्ने महामंत्री गिरं ददौ ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—મહા રાત્રિમાં મહા અરણ્ય વિષે મહા રાક્ષસીએ એ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા, ત્યારે મહા મંત્રીએ ઉત્તર આપ્યો.[1]

મંત્રી ઉત્તર આપે છે;—હે મેઘના જેવી રાક્ષસિ! જેમ કેશરીસિંહ મદોન્મત્ત હાથીને ભેદે છે, તેમ હું આ તારા પ્રશ્નને ક્રમે કરી ભેદું છું, તે સાંભળ.[2] હે કમલાક્ષિ! પ્રશ્નવેત્તાના બોધને યોગ્ય એવી આ વચન રચનાએ કરી અપરોક્ષ પર-

* આ એંસીમા સર્ગમાં પ્રથમ મંત્રી, યથાયોગ્ય સૂક્ષ્મ યુક્તિએ કરી ક્રમથી અને ક્રમ વિના પણ કેટલાક પ્રશ્નનો ઉત્તર આપશે.

આત્મા જ કહ્યો છે એટલે સર્વે પ્રશ્નનો સમાવેશ પરમાત્મા વિષે થાય છે.૭ પહેલા પ્રશ્નમાં જે અણુ શબ્દ છે, તેનો અર્થ, આત્મા છે. તે વાણીનો અગોચર છે. પાંચ જ્ઞાનેન્દ્રિય તથા મનનો અવિષય છે. ચિન્માત્ર છે, ને આકાશથી પણ સૂક્ષ્મ છે.૪ *પહેલા પ્રશ્નનો ઉત્તર કે ચૈતન્યરૂપ, સૂક્ષ્મ પરમાત્માની અંદર, બીજ વિષે વૃક્ષની સત્તા જેમ તેમ આ કાર્ય કારણાત્મક જગત્ સ્ફુરે છે એટલે પરમાત્મા વિષે લાખો બ્રહ્માંડો રહે છે.૫ †સર્વ વસ્તુ સત્તા, અનુભવ સત્તાને આધીન છે, એ અનુભવ સત્તા સ્વતઃ સિદ્ધ છે અને સદ્રૂપ છે, તેથી સ્વતઃ સિદ્ધ અનુભવ સત્તાથી જ સર્વે પદાર્થોની સત્તા છે એટલે સત્તાને સત્તા આપનાર પરમાત્મા છે.૬ ‡બાહ્ય શૂન્ય-પણાંથી આકાશ છે ને ચિત્પણાથી અનાકાશ છે. §અતીન્દ્રિયપણાંથી જે કાંઈ પણ નથી, તે અણુ અનંત પરમાત્મા છે. સર્વ રૂપતાથી આત્માએ કરી સર્વનો લય થવાથી કેવલ આત્મા જ રહે છે. તે વિના બીજું કાંઇ પણ રહેતું નથી. (એ પણ ત્રીજા પ્રશ્નનો ઉત્તર પ્રકારાંતરે છે.) ‖જેમ સુવર્ણને કડાં આદિરૂપતા, પ્રાતિભાસિક છે, પણ વાસ્તવ નથી, તેમ એક ચિદ્દણુની અનેકતા પ્રાતિભાસિક છે, પણ વાસ્તવ નથી.૮ આ અણુ, પરમાકાશ છે. સૂક્ષ્મપણાંથી અલક્ષિત છે. તે સર્વ સ્વરૂપ છતાં પણ મન અને પાંચ જ્ઞાનેંદ્રિનો અવિષય છે.૯ કયો અણુ છે? અને નથી? એ વીશમા પ્રશ્નમાં 'નથી' એમ કહેવું ઘટતું નથી. કેમ કે અણુ, સર્વ સ્વરૂપ હોવાથી કદાપિ શૂન્ય નથી. જે માટે છે અને નથી, એમ વક્તા અને મંતા (માનનાર)રૂપે પ્રસિદ્ધ, આત્મા જ છે એટલે આત્માનો અપલાપ અયોગ્ય હોવાથી તેની નાસ્તિતા ઘટતી નથી.૧૦ વળી કોઇ પણ યુક્તિએ કરી સદ્વસ્તુનું અસત્પણું ઘટતું નથી. જો કે આત્મા, સત્ છે તથાપિ માયાવડે ગુપ્ત હોવાથી અમુકરૂપે દેખાતો નથી. તો પણ જેમ ડાબલામાં ઢાંકેલો કપૂર સુગંધે કરી દેખાય છે. તેમ સર્વમાં રહેલાં સદ્રૂપે કરી દેખાય છે.૧૧ ¶ચૈતન્યરૂપ તે અણુ જ, સર્વ રૂપે છે એટલે મન, ઇંદ્રિય આદિની વૃત્તિઓએ કરી નાના ભાવથી જે કાંઈ છે, તે પરિચ્છિન્ન મનરૂપે જ છે. તે પરમાત્મ સ્વરૂપ, અતીન્દ્રિય હોવાથી કાંઇ પણ નથી. શુદ્ધ ચિદાત્મા છે.૧૨ $સર્વ સ્વરૂપ હોવાથી એ પરમાત્મા જ, એક રૂપ તથા અનેક રૂપ છે. પરમાત્મા જ જગતને ધારણ કરે છે ને **જગતનો ભંડાર છે.૧૩ ††ચિત્તરૂપે થયેલા પરમાત્મા-

* ત્રેપનમા પ્રશ્નનો પણ આ જ ઉત્તર છે. † સોળમા પ્રશ્નનો આ ઉત્તર છે. ‡ બીજા પ્રશ્નનો ઉત્તર છે. § ત્રીજા પ્રશ્નનો ઉત્તર છે. ‖ પહેલા પ્રશ્નના આરંભનું તાત્પર્ય છે, તે સાઠમા પ્રશ્નનો ઉત્તર છે. ¶ ઓગણત્રીશમા પ્રશ્નનો ઉત્તર છે. $ છાસઠમા પ્રશ્નનો ઉત્તર છે. ** સત્તરમા પ્રશ્નનો ઉત્તર છે. †† એકસઠમા તથા બાસઠમા પ્રશ્નોનો ઉત્તર છે.

રૂપી મહા સમુદ્રમાં આ જગત્ લહરી છે. જળ વિષે દ્રવપણાથી ચક્રતા (ભ્રમરી) જેમ સ્ફુરે છે, તેમ પરમાત્મા વિષે ચિત્તવિકલ્પરૂપ બુદ્ધિઓ સ્ફુરે છે.[૧૪] *તે અણુ, ચિત્ત તથા ઇંદ્રિય આદિનો અલભ્ય હોવાથી શૂન્ય જેવો છે ને સ્વાનુભવે કરી લભ્ય હોવાથી આકાશરૂપી છતાં પણ અશૂન્ય છે.[૧૫] †અદ્વૈત જ્ઞાનથી હું આત્મારૂપ થઇ તું રૂપે છું ને તું આત્મારૂપે થઇ હું રૂપે છો, એ પણ વ્યવહાર દૃષ્ટિથી છે. અવ્યવહાર દૃષ્ટિથી તો આત્મા, હું રૂપે કે તું રૂપે નથી, પરંતુ બોધરૂપે પ્રકટ થયો છે.[૧૬] બોધથી ત્વંતા અને અહંતારૂપ સર્વનો લય કરીને તું નહીં, હું નહીં, સર્વ નહીં, એ પ્રમાણે બાધ કરવો અથવા પોતે સર્વરૂપ છે, એમ માનવું.[૧૭] ‡આકાશની પેઠે હજારો યોજન વ્યાપક એટલે ગમન કર્તા છતાં પણ અણુગમનનો અકર્તા છે. §સ્વપ્ન વિષે જેમ તેમ કલ્પનાએ કરી યોજન સમૂહ, તે અણુની અંદર રહ્યો છે.[૧૮] ‖પરમાત્માની સત્તાની અંદર દેશકાલ રહ્યા છે માટે પરમાત્મા ગમન કર્તા છતાં પણ ગમન કરતો નથી ને નિત્ય પ્રાપ્ત છતાં આવ્યો નથી.[૧૯] ગમ્ય ( જવાયોગ્ય સ્થલ ) જેની અંદર છે, તે કયાં જાય ? કયાંય પણ નહીં. છાતી ઉપર રહેલા પુત્રને અન્ય કયે સ્થલે માતા જુએ ?[૨૦] સૃષ્ટિ રહે ત્યાંસુધી અક્ષય એવો ગમ્ય મહાદેશ, જે પરમાત્માની અંદર રહ્યો છે, તે પરમાત્મા, કયે પ્રકારે કયાં જાય ?[૨૧] જેમ મુખ બંધ કરી ઘડાને અન્ય સ્થલે લઇ જાય તથા લઇ આવે તોપણ એ ગમન ( જવું ), આગમન (આવવું) આકાશને નથી તેમ આત્માને પણ ગમન આગમન નથી.[૨૨] આઠમા પ્રશ્નનો અર્થ 'ચિદ્રૂપ તથા જડરૂપ એવી રીતે વિરુદ્ધ બે ધર્મરૂપ' એવો છે. ત્યારે તેનો ઉત્તર કે જ્યારે જડ દેહાદિક વિષે આત્મતાદાત્મ્યાધ્યાસથી ચેતનને ચિત્તતા ( પ્રકાશ સ્વભાવતા ) અને જડતા, પોતાની અંતર સ્વાનુભવ સાક્ષી છે. ત્યારે એ અણુ, અવિચારથી જડ તથા ચેતન, ઉભય રૂપ થાય છે.[૨૩] ¶હે રાક્ષસિ ! જ્યારે ચેતન પણ પાષાણુની પેઠે ઘનરૂપ છે એવો આઠમા પ્રશ્નનો અર્થ છે ત્યારે એ ચેતન જ પારમાર્થિક ચિદ્દ્ઘન આત્મ સ્વરૂપ છે.[૨૪] $ચિદ્રૂપ પરમાત્માએ અનાદિ અનંત પરમાકાશ વિષે વિચિત્ર ત્રણે જગત્ ચિત્ર્યાં છે એટલે મિથ્યાપણાથી અકૃત ( ન કરેલું ) કરેલું છે.[૨૫] **આત્માની સત્તાએ કરી અગ્નિની સત્તા છે, તે, સર્વરૂપ હોવાથી અગ્નિ સ્વરૂપ છે. સર્વને વ્યાપી રહ્યો છે પણ

* ત્રેસઠમા પ્રશ્નનો ઉત્તર છે. † ચોથા તથા પાંચમા પ્રશ્નનો ઉત્તર છે. ‡ છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર છે. § આડત્રીશમા પ્રશ્નનો ઉત્તર છે. ‖ સાતમા પ્રશ્નનો ઉત્તર છે. ¶ આઠમા પ્રશ્નનો ઉત્તર છે. $ નવમા પ્રશ્નનો ઉત્તર છે. ** દશમા પ્રશ્નનો ઉત્તર છે.

બાળતો નથી, ને અગ્નિની પેઠે સર્વ પદાર્થનો પ્રકાશક છે.[૨૬] *ચેતનરૂપ આત્મા, પ્રજ્વલિત, પ્રકાશક તથા નિર્મળ એવા અગ્નિથી પણ વિશેષ પ્રજ્વલિત પ્રકાશક અને નિર્મળ છે. તે આત્માથી અગ્નિ થાય છે.[૨૭] †આત્મા, જ્ઞાનસ્વરૂપ હોવાથી પ્રકાશ કરવાવાળી સૂર્યાદિકનો પણ પ્રકાશક છે. તે પ્રલયના મહા વેગે કરીને પણ નાશ પામતો નથી, એટલે અવિનાશી છે[૨૮] ‡જે નેત્રનો વિષય નથી. અનુભવ રૂપ છે. હૃદય રૂપી ઘરને પ્રકાશે છે. સર્વને સત્તાપ્રદ છે. અનંત અને પ્રકાશ સ્વરૂપ છે, તે પરમાત્મા છે.[૨૯] આપણને અહંકારાદિકનો પ્રકાશ પણ ઇંદ્રિયાગોચર આત્માથી થાય છે. જે માટે દીપ આદિ પ્રકાશ વિના પણ દેહ ઇંદ્રિયાદિકનું અપરોક્ષ જ્ઞાન, અનુભવાસદ્ધ છે એટલે દેહાદિકને આત્મા પ્રકાશે છે ને આત્મા સ્વયંપ્રકાશ છે.[૩૦] §ઇંદ્રિયો રહિત અને લતા, ગુલ્મ તથા અંકુર આદિનો પોષક (વૃદ્ધિનું કારણ) ફલરૂપે થયેલો એટલે તેનો સાક્ષી અનુભવ સ્વરૂપ આત્મા છે.[૩૧] ‖કાલ, આકાશ, ક્રિયા, સત્તા, જગત્, સ્વામી, કર્તા, પિતા, ભોક્તા, એ સઘળું વ્યવહાર દૃષ્ટિમાં છે, ને પરમાર્થ દૃષ્ટિમાં તો આત્મા જ છે.[૩૨] ¶ તે અણુ, પોતાની અણુતાને તજ્યા વિના જગત્ રત્નનો સંપુટ છે. અદ્વિતીય પરમાત્મા વિષે માતા, માન અને મેયરૂપ જગત્ નથી.[૩૩] $તે જ પરમાત્મા, જ્યારે સર્વ જગત્ વિષે સર્વત્ર સ્ફુરે છે ત્યારે આ જગદ્રૂપી સંપુટમાં મણિ પરમાત્મા જ છે.[૩૪] ×તે અણુ, દુર્બોધપણાંથી તમરૂપ ને ચિદ્રૂપતાથી પ્રકાશ સ્વરૂપ છે.**એ અણુ, જ્ઞાન રૂપતાથી 'છે' એમ કહેવાય છે. ને ઇંદ્રિયાતીત હોવાથી 'નથી' એમ ભાસે છે.[૩૫]††તે પરમાત્મા, ઇંદ્રિયાગોચર હોવાથી દૂર છે, ને ચિદ્રૂપતાથી સમીપમાં છે. ‡‡તે જ અણુ છતાં, 'હું' 'હું' એ પ્રકારે પાસે રહેલા પર્વતની પેઠે સર્વનાં અપરોક્ષ સંવેદનથી પર્વત છે.[૩૬] જે પરમાત્માનું સ્ફુરણ છે, તે જ દૃસ્યમાન જગત્ છે. તેથી પર્વત આદિ કાંઇ પણ સત્ય નથી. માટે અણુ વિષે જ મેરુતા છે.[૩૭] §§નિમેષની પ્રતીતિ જ નિમેષ કહેવાય છે, ને કલ્પનો પ્રતિભાસ (પ્રતીતિ), કલ્પ કહેવાય છે.[૩૮] જેમ બહુ યોજનના વિસ્તારવાળું મહાપુર, મનમાં ભાસે છે.

---

* અગીયારમા પ્રશ્નનો ઉત્તર છે. † બારમા પ્રશ્નનો ઉત્તર છે. ‡ તેરમા પ્રશ્નનો ઉત્તર છે. § ચઉદમા પ્રશ્નનો ઉત્તર છે. ‖ પંદરમા પ્રશ્નનો ઉત્તર છે. ¶ સત્તરમા પ્રશ્નનો ફરીથી ઉત્તર. $ અઢારમા પ્રશ્નનો ઉત્તર છે. × ઓગણીશમા પ્રશ્નનો ઉત્તર. ** વીશમા પ્રશ્નનો ઉત્તર. †† એકવીશમા પ્રશ્નનો ઉત્તર. ‡‡ બાવીશમા પ્રશ્નનો ઉત્તર. §§ આંહીથી નવ શ્લોક સુધી ત્રેવીશમા તથા ચોવીશમા પ્રશ્નનો ઉત્તર.

તેમ જેટલી કલ્પની ક્રિયા છે તેટલી ક્રિયા જે નિમેષ વિષે ભાસે છે, તે નિમેષ કલ્પ કહેવાય છે.૩૯ જેમ સ્વચ્છ અરીસામાં મહા નગરની રચના પ્રતિબિંબે છે તેમ નિમેષ વિષે કલ્પ સંભવે છે.૪૦ નિમેષ, કલ્પ, પર્વત આદિ, પૂર ( નદીનું પૂર ) અને કરોડો યોજન, જે અણુ વિષે મિથ્યાપણાએ કરી રહે છે, તે અણુ ( પરમાત્મા ) વિષે દ્વૈતપણું તથા એકતા ક્યાંથી ? અર્થાત્ નથી.૪૧ મેં પૂર્વે આ કાર્ય કર્યું, એ પ્રકારે વ્યાવહારિક અને પ્રાતિભાસિક, ક્ષણમાં ઉત્પન્ન થાય છે. તેમાં દૃષ્ટાંત, સ્વપ્નભ્રમ છે, એટલે નિમેષ વિષે કલ્પ બુદ્ધિ અને કલ્પ વિષે નિમેષ બુદ્ધિ ભ્રમ છે.૪૨ કાલ, દુઃખમાં લાંબો થાય છે ને સુખમાં લઘુ ( ટુંકો ) થાય છે. હરિશ્ચંદ્ર રાજાને એક રાત્રિમાં બાર વર્ષનો અનુભવ થયો.૪૩ જેમ સુવર્ણ વિષે કડાં આદિ, અસત્ય છતાં સત્ય ભાસે છે. તેમ ચૈતન્ય વિષે જે નિશ્ચય થાય છે, તે અસત્ય છતાં સત્ય રૂપે ભાસે છે. તાત્પર્ય કે ચિત્‌ની પ્રતીતિ ચિત્તવૃત્તિને અનુસારે છે પણ વસ્તુ સ્વભાવને અનુસારતી નથી.૪૪ નિમેષ નથી. કલ્પ નથી. સમીપ નથી. દૂરતા નથી. એવો વસ્તુ સ્વભાવ છે. ચૈતન્યરૂપ અણુનું સ્ફુરણ જ ભિન્ન ભિન્ન વસ્તુ જેવું છે.૪૫ સર્વનું આધષ્ઠાન ચિત્ છે. તેથી પ્રકાશ અને તમ દૂર તથા અદૂર, નિમેષ અને કલ્પ, ચિત્ અને દેહ, તેમ જ અન્ય કોઇ પણ પદાર્થનો થોડો પણ ભેદ નથી.૪૬ *સદ્રૂપ આત્મા, સર્વ ઇંદ્રિયના તે તે વિષયોનાં અપરોક્ષ જ્ઞાનના નિર્વાહકપણાથી પ્રત્યક્ષ છે. ઇંદ્રિયાતીત છે, માટે અપ્રત્યક્ષ છે અથવા પ્રત્યક્ષાદિ પ્રમાણગમ્ય દૃશ્યપણાંએ કરી ઉદય પામે છે. પ્રત્યક્ષ થાય છે.૪૭ જેમ જ્યાંસુધી કડાંની બુદ્ધિ છે. ત્યાં સુધીતેમાં સુવર્ણ બુદ્ધિ ન હોય એમ જણાય છે. તેમ જ્યાંસુધી દૃશ્ય બુદ્ધિ છે, ત્યાંસુધી તેમાં ચિદેકરસતા ન હોય એમ જણાય છે. એટલા માટે આત્મા દૃશ્યરૂપ છે તથાપિ તેમાં હેયતાબુદ્ધિ ( ત્યાગ બુદ્ધિ ) છે.૪૮ જેમ કડાની કલ્પના ન કરવાથી અથવા કડાં બુદ્ધિનો ત્યાગ કરવાથી સુવર્ણ રહે છે તેમ દૃશ્યની કલ્પના ન કરવાથી અથવા તો દૃશ્ય બુદ્ધિનો બાધ કરવાથી કેવલ, માયા સંબંધ રહિત શુદ્ધ બ્રહ્મ જ રહે છે એટલે પુરુષાર્થની સિદ્ધિ થાય છે.૪૯ પચીશમા પ્રશ્નમાં રહેલા 'અસદ્રૂપ' એ અંશનું તાત્પર્ય કે આત્મા, સર્વપણાથી સદ્રૂપ છે. ઇંદ્રિયાગોચરથી અસત્ છે. †ચેતન રૂપતાથી તે, ચેતન છે. હે રાક્ષસિ ! તેં 'અચેતન' પ્રશ્નમાં પૂછયો છે પણ આત્મા અચેતન સંભવતો નથી એટલે નથી.૫૦ જગત્ ચિતનો ચમત્કાર જ છે.

* પચીશમા પ્રશ્નનો ઉત્તર છે. † છવ્વીશમા પ્રશ્નનો ઉત્તર છે.

ચિત્‌ની પ્રતિભા છે. પવને કરી ચલાયમાન વૃક્ષ જેવું અસ્થિર છે. માટે ચિત્ અને ચૈત્ય (દ્વૈત જગત્)ની કલ્પના ક્યાંથી? છે જ નહીં.[૫૧] જેમ ઉગ્ર તડકાનું ભાસવું, મૃગજલ છે. તેમ ચિદ્‌ઘન અદ્વૈતનું ભાસતું જગત્ છે.[૫૨] સૂર્યનાં કિરણોવડે થયેલું ચકચકિતપણું મિથ્યા છે એટલે તેમાં જેમ અસ્તિતા નાસ્તિતા નથી, જેમ બ્રાહ્મ કલ્પ આદિરૂપ જગતનું અસત્‌પણું સ્ફુટ છે, તેમ ચિત્ તથા ચૈત્યનો ભેદ પણ અસત્ છે[૫૩] જેમ ભ્રમે કરી સૂર્ય કિરણના લેશવાળાં આકાશમાં સુવર્ણ (સોનાને આકારે) પ્રતીત થાય છે. તેમ જગત્, માયાએ કરી પ્રતીત થાય છે, ત્યારે ચિત્ અને ચૈત્યની સંકલના ક્યાંથી? છે નહીં.[૫૪] જેમ સ્વપ્ન નગર, ગંધર્વ નગર અને મનોરથનગરની ભીંતનું જ્ઞાન સત્ નથી ને અસત્ નથી તેમ ચિરકાલના ભ્રમરૂપ જગત્ સત્ નથી ને અસત્ પણ નથી એટલે અનિર્વચનીય છે.[૫૫] એ પ્રમાણે યુક્તિઓએ કરી જગતનાં મિથ્યાત્વની વારંવાર ભાવનાથી થયેલાં શુદ્ધ મનવડે આત્માનાં યથાર્થ જ્ઞાનવાળી તત્ત્વવેત્તાને ફરીથી સંસારની પ્રાપ્તિ થતી નથી.[૫૬] જેમ ભ્રમ વિના ભીંત અને આકાશનો ભેદ નથી, તેમ દૃશ્યનાં સંવેદન વિના ચિત્ ચૈત્યનો ભેદ નથી તથાપિ બ્રહ્મા પર્યંત જીવના અનુભવથી જે રૂઢ છે તે રૂઢ જ છે. તાત્પર્ય કે વાસનાએ કરી ભેદ છે તે વાસ્તવ નથી.[૫૭] જો કે ચિદાકાશ વિષે ભેદ નથી તથાપિ પ્રતિભાસથી સત્તા વિના ભેદ કલ્પના થાય છે, તે મૃગજળ જેવી છે ને અનિર્વચનીય છે એટલે આકાશ પુષ્પની પેઠે અત્યંત અસત્ નથી.[૫૮] *ભેદવાસનાના સંસ્કારવાળી બુદ્ધિ વૃત્તિમાં રહેલા આત્મ પ્રકાશના ચમત્કાર (ભેદ પ્રકટ કરવાનો સ્વભાવ)થી વૃક્ષ બીજની પેઠે દ્વૈત ભિન્ન ભાસે છે, તોપણ ભિન્ન નથી. કારણ કે આત્મ પ્રકાશ શ્રેષ્ઠ અને સર્વસ્વરૂપ છે.[૫૯] જેમ† એકરૂપ, બીજ, ભિન્નરૂપ તથા અભિન્નરૂપ છે ને વૃક્ષને પોતાની અંદર રાખી રહે છે તેમ બ્રહ્મ, આકાશ જેવાં અસંખ્ય જગતને પોતાની અંદર રાખી રહે છે.[૬૦] જેમ બીજમાં રહેલું વૃક્ષ અતિ સૂક્ષ્મ હોવાથી આકાશતુલ્ય છે. તેમ બ્રહ્મ વિષે જગત્ સૂક્ષ્મતાથી રહે છે એટલે બ્રહ્મથી ભિન્ન નથી. માટે જગત્ આકાશતુલ્ય છે.[૬૧] હે રાક્ષસિ! બ્રહ્મ, નિર્વિકાર સર્વરૂપ, અજન્મા, એક અને આદિ અંત તથા મધ્યવર્જિત છે. તેને વિષે કોઈ પ્રકારે થોડી પણ ભેદ સંભાવના નથી. તે બ્રહ્મને મુમુક્ષુ પુરુષો, માયાના નિરાસે કરી શોધે છે. તે, એકતા ગુણે કરીને પણ શૂન્ય છે. માયા સંબંધ રહિત છે.

---

* ત્રેસઠમા પ્રશ્નનો ઉત્તર છે. † ચોસઠમા પ્રશ્નનો ઉત્તર છે.

ચૈતન્યરૂપ છે. સર્વત્ર વ્યાપક છે અને પરમાર્થ સ્વરૂપે કરી રહે છે. એ બ્રહ્મ વિષે તારા સર્વ પ્રશ્નોના ઉત્તર આવી જાય છે.[૬૨]

—□□□□□□□□□□□□□□—

# *સર્ગ ૮૧ મો.

## રાક્ષસીના બાકીના પ્રશ્નનો રાજાએ આપેલો ઉત્તર.

**राक्षस्युवाच**—अहो नु परमार्थोक्तिः पावनी तव मंत्रिणः।
राजाराजीव पत्राक्ष इदानीमेष भाषताम् ॥ १ ॥

રાક્ષસી કહે છે—હે મંત્રી! તારી પરમાર્થ વિષે ઉક્તિ (કથન) અતિ પવિત્ર છે, હવે કમલ જેવાં નેત્રવાળો રાજા બોલે.[૧]

રાજા કહે છે—હે રાક્ષસિ! જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ જગતનું અદર્શન એટલે બોધરૂપ વૃત્તિ જ જે પરમાત્માનું જ્ઞાન કહેવાય છે, તે જગતનું અદર્શન, સર્વ સંકલ્પના ત્યાગથી અને સદા પરમાત્મામાં નિષ્ઠા રાખવાથી થાય છે.[૨] માયાએ કરી જે પરમાત્માના વિકાસથી સૃષ્ટિ કહેવાય છે ને સંકોચથી પ્રલય કહેવાય છે. જે પરમાત્મા, વેદાંત વાક્યોની નિષ્ઠા(સ્થાન) છે ને વાણીને અગોચર છે.[૩] જે અનિર્વચનીય છે, આદિ અંત રહિત છતાં પણ મધ્યમાં 'છે' 'નથી' એ પ્રકારે બે પ્રકારનું જ્ઞાન, જેને વિષે થાય છે. જેના સંકોચે કરી આ ચરાચર જગત્ છે.[૪] જગદ્રૂપ છતાં પણ એકરૂપતા, ખંડિત થતી નથી. એવાં સન્માત્ર તથા નિત્ય બ્રહ્મ વિષયક તેં પ્રશ્ન કર્યો છે.[૫] [૧]એ જ અણુ ( પરમાત્મા ) પોતા વિષે વાયુભાવના વેદનથી વાયુરૂપે જોવામાં આવે છે. એટલા માટે પરમાર્થ દૃષ્ટિથી તો વાયુઆદિ કાંઇ પણ નથી. પરંતુ કેવલ શુદ્ધ બ્રહ્મ છે.[૬] [૨]શબ્દના સંવેદનથી પરમાત્મા જ, શબ્દ થાય છે, એ શબ્દભ્રાંતિ છે. પરમાર્થતઃ તો શબ્દ તથા શબ્દાર્થથી દૂર છે એટલે શુદ્ધબ્રહ્મ છે.[૭] [૩]તે પરમાત્મા, સર્વરૂપે છે ને પરમાર્થ દૃષ્ટિથી કાંઇ પણ નથી. [૪]અહંભાવ તથા તેપણાંની ભાવનાથી 'સોહં' તે 'હું' છે. ને તેની ભાવના ન કરવાથી હું પણ નહીં ને તે પણ નહીં એટલે અવાસ્તવરૂપની સ્ફૂર્તિમાં ભ્રાંતિ જ્ઞાન કારણ છે ને વાસ્તવરૂપની સ્ફૂર્તિમાં વાસ્તવજ્ઞાન કારણ છે.[૮] [૫]સેંકડો પ્રયત્ને

---

* આ એકાશીમા સર્ગમાં રાજા, બાકી રહેલા પ્રશ્નનો ઉત્તર આપશે અને પોતે વિશેષ જાણતો હોવાથી મંત્રીએ આપેલા કેટલાક ઉત્તરમાં યુક્તિઓ કહેશે, એટલું કહેવામાં આવશે.

૧ સત્યાવીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૨ અઠયાવીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૩ ઓગણત્રીશમા પ્રશ્નનો ઉત્તર. ૪ ત્રીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૫ એકત્રીશમા તથા બત્રીશમા પ્રશ્નનો ઉત્તર છે.

કરી પ્રાપ્ય (પ્રાપ્ત થવા યોગ્ય) આત્મા છે. આત્મા સ્વસ્વરૂપ હોવાથી પ્રાપ્ત થયા છતાં પણ કાંઇ પ્રાપ્ત થતું નથી. પરમાત્માની પ્રાપ્તિના પ્રયત્નનું ફલ નથી એવા આશયથી તેં તે પ્રશ્ન પૂછ્યો છે.૯ [1]જ્યાંસુધી મૂલાજ્ઞાનને કાઢવાવાળો બોધ ઉત્પન્ન થતો નથી, ત્યાંસુધી ચિરકાલ પર્યંત જન્મ તથા સંસારની નિવૃત્તિ નથી એટલે બોધે કરી સંપૂર્ણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. તે બોધ માટે પ્રયત્ન કરવો વ્યર્થ નથી.૧૦ [2]જેમ મરુભૂમિના તડકામાં મૃગજલ બુદ્ધિ થાય છે. તેથી તડકાએ આત્મા ખોયો છે તેમ પરમાત્મા વિષે જગદ્બુદ્ધિ થાય છે. તેથી પરમાત્માએ આત્મા ખોયો હોય તેમ જણાય છે.૧૧ [3]આ અણુએ, મેરુ પોતાની અંદર કર્યો છે, ને ત્રણ ભુવનને તૃણ જેવું કર્યું છે, જો કે મેરુ, પરમાત્માની અંદર છે, તથાપિ માયાએ કરી બહાર હોય તેમ દેખાય છે.૧૨ ચિદણુની અંદર જે જે છે, તે સર્વ બહાર જોવામાં આવે છે તેમાં દૃષ્ટાંત, કામી પુરુષે કલ્પેલી સ્ત્રીનાં આલિંગન આદિ છે એટલે જેમ આંતર કલ્પેલી સ્ત્રીનાં આલિંગનાદિ, બાહ્ય સ્ત્રીનાં જેવાં કામીના અનુભવમાં આવે છે. તેમ અજ્ઞાનીને પરમાત્માની અંદર છતાં સર્વ બહાર જોવામાં આવે છે.૧૩ શેરડી-આદિનાં પ્રથમપર્વ (ગાંઠ) વિષે જેવાં શાખા પાંદડાં આદિ ઉત્પન્ન થાય છે. તેવાં જ શાખાપત્ર આદિ, બીજા ત્રીજા આદિ પર્વમાં પણ ઉત્પન્ન થાય છે, એવો નિયમ જેમ સ્વાભાવિક છે તેમ સૃષ્ટિના આરંભમાં જેવી નિયતિ, પ્રવૃત્ત થઇ છે તેવી જ સર્વદા સ્વતઃ રહે છે.૧૪ શબલ બ્રહ્મના મનમાં જે, જે પ્રકારે ભાસે છે, તે તેને તે પ્રકારે જુવે છે. એમાં બાલકનું મન દૃષ્ટાંત છે.૧૫ [4]પરમાણુ, ચિન્માત્ર તથા અતિ સૂક્ષ્મ એટલે દેશપરિચ્છેદ, વસ્તુપરિચ્છેદ તથા કાલપરિચ્છેદના અવધિ રૂપ આ અણુ (પરમાત્મા) એ, સંપૂર્ણ જગત્ વ્યાપ્ત કર્યું છે.૧૬ [5]પરમાત્મા, અણુ છતાં સેંકડો યોજનમાં પણ માતો નથી. કારણ કે, તે સર્વત્ર વ્યાપક છે. અનાદિ છે, અરૂપ છે તથા આકૃતિ રહિત છે.૧૭ [6]જેમ ધૂર્ત વિટ (જાર) સુંદર દૃષ્ટિ, ભૃકુટી તથા ચેષ્ટાવડે મૂર્ખ સ્ત્રીજનને પોતાના વશમાં કરી રમાડે છે.૧૮ તેમ શુદ્ધ ચિદાલોક (પરમાત્મા), અભિનવ પૂર્વક ઘાસ તથા પર્વત સહિત સંપૂર્ણ જગત્‌ને નિરંતર નચાવે છે.૧૯ [7]જેમ વસ્ત્ર, પોતાની અંદર રહેલા મેરુ પર્વત આદિના ચિત્રને બાહ્ય જેવાં કરી બતાવે છે. તેમ તે પરમાત્મા, પોતાની અંદર રહેલા મેરુ

૧ તેત્રીશમા પ્રશ્નનું તાત્પર્ય. ૨ ચોત્રીશમા પ્રશ્નનો ઉત્તર. ૩ પાંત્રીશમા તથા છત્રીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૪ સાડત્રીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૫ આડત્રીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૬ ઓગણચાળીશમા પ્રશ્નનો ઉત્તર. ૭ ચાળીશમા પ્રશ્નનો ઉત્તર.

આદિને બાહ્ય જેવો કરી બતાવે છે.[૨૦] [૧]દેશ પરિચ્છેદ, કાલ પરિચ્છેદ તથા વસ્તુ પરિચ્છેદ રહિત હોવાથી, અણુ છતાં પણ પરમાત્મા મેરુ કરતાં પણ મોટો સ્થૂલ છે. [૨]વાળના અગ્રભાગના સોમા ભાગ જેવો સૂક્ષ્મ પણ પરમાત્મા; મેરુ કરતાં પણ મોટો છે.[૨૧] જેમ મેરુ અને સર્ષવ સમાન છે. એમ કહેવું શોભતું નથી. તેમ શુદ્ધ સંવેદનરૂપ પરમાત્માને પરમાણુની સમાન કહેવો, એ શોભતું નથી. એટલે મંત્રીએ જે અણુનો અર્થ, ૮૦ મા સર્ગના ૪ થા શ્લોકમાં કહ્યો છે. તે ગૌણવૃત્તિએ સંભવે છે પણ મુખ્ય વૃત્તિએ સંભવતો નથી.[૨૨] સુવર્ણ વિષે અલંકારે કરી જેમ સમતા સંભવતી નથી તેમ શબલ બ્રહ્મ પરમાત્મા વિષે અણુપણું કરેલું છે. માટે સમતા સંભવતી નથી. તાત્પર્ય કે મહત્ત્વની પેઠે અણુત્વ પણ માયાએ કરી કલ્પેલું છે.[૨૩] [૩]અનુભવરૂપ આત્મ દીપવડે સૂર્યાદિ પ્રકાશ, પ્રકટ થાય છે. જો આત્મ દીપ વિના પ્રકાશ હોય અથવા તેથી અન્ય હોય તો પોતાની સત્તાનાં અદર્શનથી અસત્ થાય. તાત્પર્ય કે આત્માના પ્રકાશે કરી સૂર્ય આદિ પ્રકાશની સત્તા છે.[૨૪] જો આત્મદીપથી અન્ય પ્રકાશ માનીએ તો સૂર્યાદિ સંપૂર્ણ જગતનું આંધ્ય (અંધતા), પ્રાપ્ત થાય. તો પછી રૂપ, શું સ્વરૂપ થાય? અને કયાં થાય? કયાંય પણ નહીં.[૨૫] જે શુદ્ધ સન્માત્ર ચિત્સ્વરૂપ છે, તેને વિષે તમ તથા તેજ આદિની કલ્પના છે. તે માટે પણ પ્રકાશ, પરમાત્માના સ્વાધીનમાં છે.[૨૬] સૂર્ય, ચંદ્ર અને અગ્નિનાં તેજ, પોતાનાં કારણ તમોઘન (અજ્ઞાન)થી ભિન્ન નથી. માત્ર એટલો જ ભેદ છે કે વર્ણ વિષે શુક્લતા તથા કૃષ્ણતા છે, એટલે પ્રકાશનો વર્ણ શુક્લ છે ને તમનો વર્ણ કૃષ્ણ છે, વર્ણનિમિત્ત ભેદ છે પણ જડતા નિમિત્ત ભેદ નથી.[૨૭] કાજળ જેવો નીહાર (ઝાકર), મેઘ કહેવાય છે. તેમ છતાં મેઘ અને નીહારનો જેવો ભેદ છે. તેમ પ્રકાશ અને તમનો ભેદ છે. તાત્પર્ય કે વર્ણકૃત ભેદ છે પણ સ્વતઃ નથી.[૨૮] પ્રકાશ અને તમના અનુભવ માટે ચિદાદિત્ય તપે છે. તેણે કરી તમ તથા પ્રકાશની સત્તા હોવાથી તે બન્નો એકતાને પ્રાપ્ત થયાં છે.[૨૯] એક જ ચિદાદિત્ય (ચિત્સૂર્ય), રાત્રિ દિવસ નિરાલસ્ય થઇ અંદર અને બહાર પ્રકાશે છે, શિલાઆદિની અંદર પણ પ્રકાશે છે, ચિત્સૂર્યનો ઉદય કે અસ્ત થતો નથી.[૩૦] તે ચિત્સૂર્યવડે જીવને ત્રણે લોક કે જે નાના પ્રકારના ભોગ તથા તેનાં સાધનો સહિત છે, ને મધ્યમાં કઠોરતાવાળી કુટી જેવી છે, તે, પ્રતીત થાય છે.[૩૧] તમના સ્વરૂપભૂત તમપણાનો નાશ ન કરતો ચિત્સૂર્ય, કાર્યભાવ માટે તમને

---

૧ એકતાલીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૨ બેતાલીશમા પ્રશ્નનો ઉત્તર. ૩ ત્રેતાલીશમા પ્રશ્નનો ઉત્તર છે.

ક્ષોભ પમાડે છે. તે, તત્ત્વપ્રતિભાસે કરી શૂન્ય એવી ભાસાવડે સંપૂર્ણ જગદ્રૂપ તમને પ્રકાશે છે.[૩૨] જેમ સૂર્ય, પદ્મ (રાતાં કમલ) અને શ્યામ કમલને પ્રકાશપૂર્વક પ્રકટ કરે છે. તેમ ચિત્સૂર્ય, પ્રકાશ તથા તમની સત્તા પ્રકટ કરે છે એટલે ચિત્સૂર્ય, તમ તથા તેજની સત્તાની પ્રકટતાનું કારણ હોવાથી તે બન્નેનો નિવર્તક નથી.[૩૩] જેમ સૂર્ય, રાત્રિ દિવસનું કારણ થઇ આકૃતિ દર્શાવે છે. તેમ ચિત્સૂર્ય, આવિર્ભાવ, તિરોભાવરૂપ પ્રકાશ તમનું કારણ થઇ આકૃતિ બતાવે છે.[૩૪] [૧]જેમ પત્ર, પુષ્પ, ફલ આદિની અંદર મેઘ રહે છે તેમ ચિદ્રૂપ અણુ વિષે સર્વે અનુભવો રહે છે.[૩૫] વસંત ઋતુની લક્ષ્મીથી જેમ વન શોભાની પરંપરા ઉત્પન્ન થાય છે. તેમ ચિદ્રૂપ અણુથી સર્વ અનુભવો ઉત્પન્ન થાય છે.[૩૬] [૨]પરમાત્મા, સૂક્ષ્મતાથી અત્યંત સ્વાદ રહિત છે તથાપિ સર્વ સ્વાદની સત્તાને ઉત્પન્ન કરવાવાળો છે ને પોતે સ્વાદ લે છે.[૩૭] જેમ અરીસામાં પ્રતિબિંબ છે, તેમ જે જે રસ છે, તે સર્વ, જલ વિષે રહ્યો છે. તે રસ, પરમાત્મા વિના સ્વતઃ નથી એટલે જલમાં રહેલા રસનું કારણ પરમાત્મા છે. તેથી તે, રસનો સ્વાદ લે છે.[૩૮] [૩]સર્વને તજતા પરમાત્માએ સ્ફુરણના અભાવે કરી સર્વ જગત્ તજ્યું છે ને સ્ફુરણે કરી સર્વ જગત્ આશ્રિત છે.[૩૯] [૪]પોતાને ઢાંકવા અસમર્થ ચિત્તે (ચૈતન્યે) ચંદ્રવાની પેઠે સૂક્ષ્મતાનો ફેલાવ કરી સંપૂર્ણ જગત્ ઢાંકયું છે.[૪૦] જેમ દૂર્વા (ધ્રોખડ)ના વનમાં હાથી પોતાને ક્ષણુ-વાર પણ થોડો પણ ઢાંકી શકતો નથી તેમ આકાશ જેવો પરમાત્મા પોતાને ઢાંકવા સમર્થ નથી.[૪૧] તો પણ જેમ જાગેલો બાલક ધાના કણ (અનાજ)નું રક્ષણ કરે છે તેમ ગ્નાત (જાણેલો) પરમાત્મા, પોતાના લાભે કરી જગદંતઃપાતી જીવોનું રક્ષણ કરે છે. આ માયાનું સામર્થ્ય આશ્ચર્યજનક છે. જે માટે પરમાત્માને બાલ-કની પેઠે પોતાનું વિસ્મરણ પ્રતીત થાય છે.[૪૨] જેમ[૫] વસંત ઋતુમાં પલ્લવ આદિનાં કારણરૂપ રસની ઉત્પત્તિએ વનપંક્તિ વિચિત્ર થાય છે તેમ પ્રલયમાં પણ સંસ્કારવાળું જગત, ચિતની સત્તાવડે લીન રહે છે તથાપિ ચૈતન્યના આલં-બને કરી જીવે છે (રહે છે.)[૪૩] જેમ વસંત ઋતુમાં રસના વિકાસથી વનપંક્તિ, સુશોભિત થાય છે તેમ ચિત્ત સત્તા જ સંપૂર્ણ જગત રૂપે ઉત્પન્ન થાય છે.[૪૪] જેમ પલ્લવ તથા ગુચ્છ, વસંતના રસરૂપ છે તેમ આ જગત્, સચ્ચિદ્રૂપ છે એમ

---

૧ ચુમ્માલીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૨ પીસ્તાલીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૩ છેતાલીસમા પ્રશ્નનો ઉત્તર છે. ૪ સડતાલીશમા પ્રશ્નનો ઉત્તર છે. ૫ અડતાલીશમા પ્રશ્નનો ઉત્તર છે.

જાણો એટલે તત્ત્વથી ચિત્ તથા જગતનો ભેદ નથી.૪૫ [1]એજ પરમાત્મા, નિત્ય અવયવ રહિત છતાં પણ સર્વ અવયવીરૂપ હોવાથી હજારો હાથ તથા હજારો નેત્રવાળો છે.૪૬ [2]સ્વપ્ન વિષે બાલકપણું તથા વૃદ્ધપણું જેમ ભાસે છે તેમ જે ચિદણુથકી નિમેષનું જ્ઞાન થાય છે, તે થકી જ હજારો કલ્પનું જ્ઞાન થાય છે, એ જ ચિદણુ, નિમેષરૂપે તથા કરોડો કલ્પરૂપે થાય છે. કેવલ આત્મ પ્રકાશજ, સર્વ જગતની સત્તારૂપે વિકાશ પામે છે.૪૭-૪૮ સ્વપ્નમાં ભોજન વિના પણ મેં ભોજન કર્યું એવું જ્ઞાન, જેમ યથાર્થ થાય છે, તેમ નિમેષ વિષે કલ્પનો નિશ્ચય થાય છે.૪૯ જેમ ભોજનની વાસનાવાળા પુરુષને સ્વપ્નમાં ભોજન વિના 'મેં ભોજન કર્યું' એવું જ્ઞાન થાય છે. સ્વપ્નમાં જેમ પોતાનું મરણ જોવામાં આવે છે તેમ નિમેષમાં કલ્પ જોવામાં આવે છે.૫૦ [3]ચિદ્રૂપ પરમાણુ વિષે જગત્ રહે છે ને તેથી જ જગતની પ્રતીતિઓ થાય છે.૫૧ જે, જેને વિષે હોય તે, તેને વિષે ઉત્પન્ન થાય. સ્તંભ વિષે પુતળી રહી છે તો કોતરવાથી તેમાંથી પુતળી નીકળે છે પણ આકાશ વિષે નથી, તો નીકળતી પણ નથી. તાત્પર્ય કે, પરમાત્મા વિષે જગત્ છે તો તેને વિષે ઉત્પન્ન થાય છે.૫૨ [4]જેમ બીજ વિષે વૃક્ષ છે, તેમ ચૈતન્ય વિષે ભૂત, ભવિષ્યત તથા વર્તમાન જગત્ છે.૫૩ [5]જેમ અન્નના કણ, પોતાના તુષ્ (ફોતરા)વડે વિંટાયેલા હોય છે તેમ પરમાત્માવડે કલ્પ તથા નિમેષ વિંટાયેલા છે. એ કલ્પ તથા નિમેષ, પરમાત્માના એક ભાગમાં રહે છે.૫૪ [6]આ પરમાત્મા, સર્વ જગત્ વિષે રહે છે, તથાપિ કર્તૃતા તથા ભોક્તૃતાથી રહિત છે ને ઉદાસીનની પેઠે રહ્યો છે.૫૫ આ જગત્સત્તા, પરમાત્માથી ઉત્પન્ન થયેલી છે, તેની કર્તૃતા તથા ભોક્તૃતા, ક્રિયા અને ભોગના સંબંધ વિના પરમાત્માને છે, એટલે કલ્પિત છે.૫૬ કદાપિ કોઇ, જગત્ કરતું નથી, તેમ જગત્ લીન થતું નથી. શંકા—ત્યારે વેદાંતમાં જગતનું ખંડન કેમ કર્યું છે? સમાધાન—વ્યાવહારિક દૃષ્ટિથી ખંડન છે પણ પારમાર્થિક દૃષ્ટિથી નથી. તાત્પર્ય કે, ક્રિયા તથા વિષયના અત્યંત અભાવથી પરમાત્માને ક્રિયા તથા ભોગનો સંબંધ નથી.૫૭ હે રાક્ષસી! પરમાર્થ દૃષ્ટિથી તો જગત્, સર્વત્ર સમાન, આકાશ જેવું શુદ્ધ અને

૧ ઓગણપચાશમા પ્રશ્નનો ઉત્તર. ૨ પચાશમા, એકાવનમા તથા બાવનમા પ્રશ્નના ઉત્તરો છે. ૩ ત્રેપનમા પ્રશ્નનું ઉત્તર છે. ૪ ચોપનમા પ્રશ્નનું તાત્પર્ય. ૫ પંચાવનમા પ્રશ્નનું તાત્પર્ય. ૬ છપ્પનમા પ્રશ્નનું ઉત્તર છે.

આદિ અંત રહિત છે. માત્ર જગત્ શબ્દે કરી તેનો વ્યવહાર થાય છે.[૫૮] [1]ચિદણુ, દૃશ્યની સિદ્ધિ માટે અંદર રહેલી માયા શક્તિને પોતા વિષે બાહ્ય જગદ્રૂપે ધારણ કરે છે એટલે માયાએ કરી જગદ્રૂપે થાય છે.[૫૯] જો કે 'અંતઃ અને બાહ્ય' એવાં ભેદ રહિત બ્રહ્મજ્ઞાન થવાથી 'અંતઃ બાહ્ય' એવો ભેદ નથી. તથાપિ અજ્ઞાની અધિકારી પ્રાણીના ઉપદેશ માટે 'અંદર રહેલા જગતને બાહ્ય કરી બતાવે છે.' એમ કહ્યું છે એટલે 'અંતઃ અને બાહ્ય' એવો ભેદ શબ્દ વિષે છે પણ પરમાત્મ વસ્તુ વિષે નથી. કેમ કે પરમાત્મ વસ્તુ ચિદ્રૂપ છે.[૬૦] આત્મા નિત્ય અપરોક્ષ છે તથાપિ અંતઃકરણની ઉપાધિવડે દૃષ્ટા કહેવાય છે. તે, નેત્રદ્વારા, અંતઃકરણની વૃત્તિરૂપે બહાર નીકળી સદ્રૂપ આત્માને અસદ્રૂપ એટલે દ્વૈતરૂપ હોય તેવી રીતે વિષયને ચૈતન્યવડે પ્રકાશે છે, પણ નેત્રવડે પ્રકાશતો નથી.[૬૧] દૃષ્ટા, દૃશ્ય ભાવને પ્રાપ્ત થતો નથી, કારણ કે, દૃશ્ય અસત્ અને અવાસ્તવ છે. આત્મા વિષે કાંઇ પણ નથી, તો તે આત્મા, દૃશ્યભાવને કેમ પ્રાપ્ત થાય? ન થાય?[૬૨] દૃક્ (અપરોક્ષ આત્મ ચૈતન્ય જ) લોચન કહેવાય છે. તે દૃક્, વાસના પર્યન્ત બાહ્ય દૃશ્યને કલ્પીને પોતે દૃષ્ટારૂપે પ્રકટ થાય છે એટલે પોતાને દૃષ્ટા કલ્પે છે.[૬૩] જેમ પુત્ર વિના પિતૃતા નથી. જેમ એકતા વિના દ્વૈત નથી તેમ દૃષ્ટતા વિના દૃશ્ય સત્તા નથી. તાત્પર્ય કે, દૃષ્ટા અને દૃશ્ય બંને અન્યોન્યની અપેક્ષાવાળા હોવાથી મિથ્યા છે.[૬૪] દૃષ્ટા જ, દૃશ્યભાવને પામે છે. જેમ પિતા વિના પુત્ર નથી. જેમ ભોક્તા વિના ભોગ્ય નથી, તેમ દૃષ્ટા વિના દૃશ્ય નથી.[૬૫] જેમ કડાં આદિ અલંકાર રચવામાં શુદ્ધ કનકનું સામર્થ્ય છે તેમ દૃશ્ય રચવામાં ચિત્પણાથી દૃષ્ટાનું સામર્થ્ય હોય તેમ જણાય છે.[૬૬] જેમ કનકને રચવામાં કડાં આદિ અલંકારનું સામર્થ્ય નથી તેમ દૃષ્ટાને રચવામાં દૃશ્યનું સામર્થ્ય નથી. કેમ કે દૃશ્ય, જડ છે.[૬૭] જેમ કનક, કડાં આદિના ભ્રમને ઉત્પન્ન કરે છે તેમ ચિત્ કે જે દૃશ્યને પ્રકાશવામાં સમર્થ છે, તે, અજ્ઞાનથી થયેલાં, નિષ્કારણ અને અસત્ એવાં દ્વૈતને રચે છે.[૬૮] જ્યારે કટક (કડાં)ની પ્રતીતિ હોય ત્યારે કનકની કનકતા જેમ સત્ય જેવી ભાસતી નથી, તેમ દૃશ્યની પ્રતીતિ વખતે દૃષ્ટા ભાસતો નથી.[૬૯] જેમ કનક, કટકરૂપે થઇ, તેનું ઉપજીવક છે તેમ દૃષ્ટા દૃશ્યરૂપે થઇ તેનો ઉપજીવક છે. માટે દૃષ્ટાનું અસ્ફુરણ છતાં પણ દૃશ્ય, દૃષ્ટાથી ભિન્ન સત્તાવાળું નથી.[૭૦] જેમ દૂર રહેલા પદાર્થમાં પુરુષ છે, કે પશુ? એવો સંશય થાય છે. તેમાં જ્યારે પુરુષ બુદ્ધિ થાય છે ત્યારે પશુતા ભાસતી

૧ સત્તાવનમા પ્રશ્નનું ઉત્તર છે.

નથી ને પશુ બુદ્ધિ થાય છે ત્યારે પુરુષતા ભાસતી નથી. એવી રીતે સામાનાધિકરણ્યનું જ્ઞાન છતાં પણ એકનાં પ્રમાજ્ઞાનનો સંભવ નથી.૭૧ તેમ દ્રષ્ટા જ્યારે બહિર્મુખ થાય છે, ત્યારે દશ્યને જુવે છે પણ આત્માને જોતો નથી. જ્યારે અંતર્મુખ થાય છે, ત્યારે દ્રષ્ટસત્તા, અસત્ હોય તેમ જણાય છે પણ ચિત્તને એક વખતે ઉભયમુખતા સંભવતી નથી.૭૨ [1]જેમ કટક બુદ્ધિ ન કરવાથી સુવર્ણને અકટકતા (સુવર્ણપણું) છે તેમ બોધથી દશ્ય ગળી જવાથી કેવલ દ્રષ્ટાની સત્તા રહે છે.૭૩ દશ્ય, હોવાથી દ્રષ્ટા છે ને દ્રષ્ટાના સદ્ભાવથી દશ્ય છે. દ્રષ્ટા અને દશ્ય વિના એક નથી. ને જેને બોધથી દશ્ય ગળી ગયું છે, તેને તો તેમાંથી એક નથી.૭૪ સંપૂર્ણ જગત્ શુદ્ધ સંવિદ્રૂપ છે, એમ યથાર્થ જાણવાથી સ્વચ્છ અને વાણીને અગોચર એવું કાંઇક (બ્રહ્મ) અવશિષ્ટ રહે છે.૭૫ [2]જેમ દીપ, પદાર્થોનો પ્રકાશ કરે છે તેમ ચિદાત્મા, દ્રષ્ટા, દશ્ય અને દર્શનને પ્રકાશે છે. એ ત્રણેને ચિદાત્માએ કલ્પ્યો છે. [3]જેમ મિથ્યા પ્રતીત થતાં કટક આદિને કનક, ગળી જાય છે, તેમ જ્ઞાની, દ્રષ્ટા, દશ્ય અને દર્શન એ ત્રણેને ગળી જાય છે, એટલે મિથ્યા જાણે છે.૭૭ [4]જેમ પૃથ્વી, જલ આદિ પંચ મહાભૂતથી ભિન્ન, કાંઇ પણ જગતમાં નથી, તેમ પરમાત્માથી ભિન્ન કાંઇ પણ નથી.૭૮ આ ચિદણુ, સર્વમાં રહેલા અનુભવરૂપ છે, ને સર્વ અનુભવ સ્વરૂપ છે, એવી રીતે એકતાનું જ્ઞાન દૃઢ થાય છે તેથી સર્વ એકરૂપ છે, ભિન્ન નથી.૭૯ [5]જેમ જલથી તરંગ પૃથક્ નથી, તેમ પરમાત્માની ઇચ્છાથી જગત્ પૃથક્ નથી. ઇચ્છાને અનુકૂલ ફલ હોવાથી કલ્પેલા પદાર્થની એકતા છે.૮૦ [6]દિશા અને કાલ આદિના પરિચ્છેદ રહિત કેવલ પરમાત્મા છે. તે, સર્વરૂપ હોવાથી સર્વના આત્મા છે ને સર્વના અનુભવરૂપ છે એટલે જડ નથી.૮૧ આત્મા સત્ છે, કારણ કે, ચેતનરૂપ છે, ને ચક્ષુરાદિ ઇંદ્રિયોનો અવિષય છે. સર્વ સ્વરૂપ એ આત્મા વિષે લૌકિક એકતા તથા દ્વૈતતા નથી એટલે અસત્ કહેવાય છે.૮૨ શંકાઃ—દ્વૈત, સાપેક્ષ હોવાથી ભલે મિથ્યા હો પરંતુ એકતા તો નિરપેક્ષ હોવાથી વાસ્તવ છે. તે પરમાત્મા વિષે નથી, એમ કેમ કહો છો? સમાધાન—જો કોઇ બીજો હોય તો એકની એકતા સંભવે. જેમ આતપ (તડકા) અને છાયાની સિદ્ધિ પરસ્પર છે, તેમ દ્વૈત અને એકતાની સિદ્ધિ પરસ્પર છે. તાત્પર્ય કે, એકતા પણ સાપેક્ષ હોવાથી તે પણ પરમાત્મા વિષે નથી.૮૩ જ્યાં દ્વિતીય નથી, ત્યાં

---

૧ અઠ્ઠાવનમા પ્રશ્નનો ઉત્તર છે. ૨ ઓગણસાઠમા પ્રશ્નનો ઉત્તર છે. ૩ ઓગણસાઠમા પ્રશ્નનો ઉત્તર છે. ૪ સાઠમા પ્રશ્નનો ઉત્તર છે. ૫ એકસઠમા પ્રશ્નનો ઉત્તર છે. ૬ બાસઠમા પ્રશ્નનો ઉત્તર છે.

એકની એકતા કેમ? એકતા, અસિદ્ધ હોવાથી દ્વૈત અને એકતા એ બન્ને નથી.૮૪ [૧]એવી રીતે તત્ત્વ, દ્વૈત તથા એકતા શૂન્ય છે છતાં પણ દ્વૈત તથા એકતાવાળો જાણે હોય તેમ ભાસે છે. જેમ જલથી દ્રવતા ભિન્ન નથી. તેમ તે દ્વૈત તથા એકતા, પરમાત્માથી ભિન્ન નથી.૮૫ [૨]જેમ પૃથ્વી અને જલ આદિની સમાનતાથી અવિકાર રહેલાં બીજની અંદર વૃક્ષ રહે છે તેમ સત્વગુણ, રજોગુણ તથા તમોગુણની સમનતાથી પૂર્વ અવસ્થામાં રહેલાં બ્રહ્મ વિષે નાના વિલાસવાળું જગત્ રહે છે.૮૬ જેમ કનકથી કટક ભિન્ન નથી. તેમ પરમાત્માથી દ્વૈત પૃથક્ નથી. દ્વૈત, તત્ત્વવેત્તાના બોધરૂપ છે. તે બોધ, સત્ છે, પણ સન્મય નથી.૮૭ જેમ જલથી દ્રવતા ભિન્ન નથી. જેમ વાયુથી સ્પંદન, પૃથક્ નથી. જેમ આકાશથી શૂન્યતા ભિન્ન નથી. તેમ ઈશ્વરથી દ્વૈત, પૃથક્ નથી.૮૮ દ્વૈત અને અદ્વૈતની પ્રતીતિ, દુઃખરૂપ પ્રવૃત્તિની સિદ્ધિ માટે છે, ને તે બન્નેની સર્વથા અપ્રતીતિ, પરમ પદ (મોક્ષ) કહેવાય છે.૮૯ [૩]પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય, દૃષ્ટા, દૃશ્ય અને દર્શન ઇત્યાદિ ત્રિપુટીરૂપ જગત્ ચિદ્રૂપ પરમાત્મા વિષે રહ્યું છે.૯૦ જેમ પવન પોતા વિષે સ્પંદન ઉત્પન્ન કરે છે ને લય કરે છે તેમ પરમાત્મા, પોતા વિષે ઉત્પન્ન કરે છે ને લીન કરે છે,૯૧ [૪]જે પરમાણુની અંદર ત્રણે જગત્ રહે છે, તે કેવી અકલિત માયા છે? અથવા માયાવીની શ્રેષ્ઠ માયા છે.૯૨ માયા, પણ અસત્ છે, તેથી આ જગત્ સદા આત્મ સ્વરૂપ છે, એ પક્ષમાં પણ જગત્, પરમાત્મરૂપ હોવાથી જગતની પ્રતીતિ, મહાભ્રમ છે.૯૩ [૫]જેની અંદર મહાવૃક્ષ રહ્યું છે એવું બીજ જેમ પાત્ર વિષે બીજ રૂપે રહે છે તેમ જેની અંદર જગતના સમુદાયો રહે છે એવો પરમાત્મા, સમતાને તજ્યા વિના રહે છે એટલે પરમાત્મરૂપે રહે છે.૯૪ [૬]સંસ્કારવાળી દૃષ્ટિએ કરી ફૂલ, પલ્લવ સહિત વૃક્ષનો વિસ્તાર, જેમ બીજની અંદર જોવામાં આવે છે તેમ બ્રહ્મદૃષ્ટિએ કરી વિષ્ણુની અંદર જગત્ જોવામાં આવે છે.૯૫ જેમ શાખા, ફૂલ અને પુષ્પવાળું વૃક્ષ, બીજની અંદર રહ્યું છે. તેમ વિષ્ણુની અંદર જગત્ રહ્યું છે.૯૬ [૭]જેમ બીજની અંદર વૃક્ષ અભિન્નરૂપે રહે છે, તેમ ચિદ્રૂપ પરમાત્માની અંદર પણ દ્વૈતરૂપ જગત્, અદ્વૈતરૂપે રહે છે, એમ જે જાણે છે

---

૧ દ્વૈતમપ્ય પૃથક્ સ્યાત્' એ બાસઠમા પ્રશ્નના અંશનું વિવેચન છે. ૨ ત્રેસઠમા પ્રશ્નનો ઉત્તર છે. ૩ ચોસઠમા પ્રશ્નનો ઉત્તર છે. ૪ પાંસઠમા પ્રશ્નમાં કહેલો 'બૃહદ્ભ્રમ' એ અંશનું ઉપપાદન કરે છે. ૫ છાસઠમા પ્રશ્નનો ઉત્તર. ૬ છાસઠમા પ્રશ્નમાં રહેલા 'बीजस्यातरिवद्रुम' અંશનું વિવેચન. ૭ સડસઠમા પ્રશ્નનો ઉત્તર છે.

તેજ જાણે છે.[૯૭] દ્વૈત નથી, અદ્વૈત નથી, બીજ નથી, અંકુર, નથી, સ્થૂલ નથી, સૂક્ષ્મ નથી, અજ્ઞાન નથી, જ્ઞાતિ નથી,[૯૮] અસ્તિરૂપે નથી, નાસ્તિરૂપે નથી, ક્ષોભ રહિત નથી, તેમ ક્ષોભવાળું નથી, તેમ ચિદ્દઘનની અંદર આકાશવાળું આદિ જગત્ પણ નથી,[૯૯] જગત્ નથી, અજગત્ નથી, કેવલ શુદ્ધ ચૈતન્ય જ સર્વરૂપ છે. તે ચૈતન્યો જે સ્થલે, જ્યારે, જે પ્રકારે પ્રકટ થાય છે, તે સ્થલે, ત્યારે, તે પ્રકારે ભાસે છે.[૧૦૦] આ પરમાત્મા, પોતાનાં સ્વરૂપે કરી સૃષ્ટિરૂપે ઉત્પન્ન થયો નથી, તો પણ ઉત્પન્ન થયેલો જણાય છે. તે ચિદાકાશમાં એક રૂપે છતાં સંપૂર્ણ જગદ્રૂપે રહે છે.[૧૦૧] જેમ વૃક્ષ, વૃક્ષભાવને તજ્યા વિના બીજને ઉત્પન્ન કરી, બીજભાવને પામી, પૃથ્વી ઉપર પડે છે તેમ પરમાત્મા પણ જગતની રચનાએ કરી ઉત્પન્ન થાય છે ને તેથી જન્મ મરણની કલ્પનાને પ્રાપ્ત થાય છે.[૧૦૨] વૃક્ષ, બીજભાવે કરી વિકારી નથી પરંતુ વૃક્ષભાવે કરી વિકારી છે, ને પરમાત્મા તે પરમાત્માભાવે કરી વિકારી નથી ને જગદ્દભાવે કરીને પણ વિકારી નથી. તાત્પર્ય કે, વૃક્ષ, વૃક્ષાવસ્થામાં વિકારી છે ને પરમાત્મા કોઈ પણ અવસ્થામાં વિકારી નથી. એટલુંજ દષ્ટાંત તથા દ્રાષ્ટાંતિકમાં વૈષમ્ય છે.[૧૦૩] [૧]પરમાત્માની અપેક્ષાથી બિસતંતુ, સ્થૂલ હોવાથી મેરુ છે. કારણ કે, બિસતંતુ, વૃષ્ટિનો વિષય છે ને પરમાત્મા, વૃષ્ટિનો વિષય નથી.[૧૦૪] [૨]પરમાણુથી પણ સૂક્ષ્મ એવા પરમાત્માની અપેક્ષાથી બિસતંતુ, મહા મેરુ છે. તે પરમાત્માની અંદર પરમાત્મ સ્વરૂપ હજારો મેરુ પર્વતો રહે છે.[૧૦૫] [૩]જેમ આકાશે રચેલાં ગંધર્વ નગરાદિ દૃશ્ય નાના પ્રકારનાં રચ્યાં છે. તથાપિ તે, શૂન્ય આકાશ સ્વરૂપ છે. તેમ મોટામાં મોટા અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરમાત્માએ આ જગત્ વ્યાપ્ત છે. અપંચીકૃત પંચ મહા ભૂતરૂપે વિસ્તારેલું છે. પંચી કરણે કરીને બ્રહ્માંડ તથા ભુવનરૂપે રચ્યું છે તેમાં દેવ, મનુષ્ય, અસુર અને પશુ પક્ષીના ભેદે કરી ઉત્પન્ન થયું છે. ને તેના ભોગ માટે તેને વિષય ભેદરૂપે કરેલું છે. તો પણ તે જગત્, પરમાત્માથી ભિન્ન નથી. પરમાત્મ સ્વરૂપ છે.[૧૦૬] [૪]જ્યારે દ્વૈત, યથાર્થ બોધથી સચ્ચિદાનંદૈક રસ, અધિષ્ઠાનરૂપ આત્મ તત્ત્વને તજ્યા વિના સત્તા, ક્રિયા અને ક્રિયાની નિવૃત્તિથી રહિત એવી એકતાને પ્રાપ્ત થાય છે ત્યારે ક્ષુદ્ર જગત્, બ્રહ્મ સ્વરૂપે રહે છે. તે માટે હું સંસારરૂપ નથી પરંતુ સદા અદ્વિતીય બ્રહ્મરૂપે છું.[૧૦૭]

---

૧ અડસઠમા પ્રશ્નનો ઉત્તર છે. ૨ ઓગણોતેરમા પ્રશ્નનો ઉત્તર છે. ૩ સીત્તેરમા તથા એકોતેરમા પ્રશ્નનો ઉત્તર છે. ૪ બોન્તેરમા પ્રશ્નનો ઉત્તર છે.

# *સર્ગ ૮૨ મો.

## રાક્ષસીએ કરેલો મંત્રોપદેશ.

**श्रीवसिष्ठ उवाच**–इति राजमुखाच्छ्रुत्वा कर्कटी वनमर्कटी ।
अवबुद्धपदांतं स्वं जहौ मत्सरचापलम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–એ પ્રમાણે રાજાના મુખથી સાંભળી એ રાક્ષસીએ બ્રહ્મજ્ઞાન થવાથી રાક્ષસ જાતિનો સ્વાભાવિક દ્વેષ તજી દીધો.[૧] જેમ વર્ષાઋતુમાં મયૂરી શાંતિ પામે છે, જેમ ચંદ્રવિકાશી કમલિની, ચંદ્ર પ્રકાશથી શાંતિ પામે છે તેમ એ રાક્ષસી, શાંતિ કે જે સંસારના તાપથી રહિત છે તથા અંતઃશીતલ છે, તેને પ્રાપ્ત થઇ.[૨] આકાશ વિષે મેઘના શબ્દવડે ગર્ભ ધારણ થવાથી બાલકોને જેવો આનંદ થાય છે, તેવો આનંદ, રાજાની વાણીથી રાક્ષસીને થયો.[૩]

રાક્ષસી કહે છે–અહો ઉદયાસ્ત રહિત જ્ઞાન સૂર્યે કરી પ્રકાશતી આ તમારી બુદ્ધિ અતિ પવિત્ર છે.[૪] શીત, સમરસ (સમાન રસવાળી) અને શુદ્ધ એવી ચાંદની જેમ શોભે છે તેમ તમારી બુદ્ધિના વિવેકના લેશને સાંભળી હું શોભું છું.[૫] ને તેથી જગત્પૂજ્ય તમ જેવા વિવેકી પુરુષો, સેવવા યોગ્ય છે એમ હું માનું છું. જેમ ચંદ્રવડે કુમુદ્વતી ( ચંદ્ર વિકાશી કમલ ), વિકાશ પામે છે, તેમ તમારા સત્સંગથી હું વિકાશ પામી છું.[૬] જેમ પુષ્પના સંગથી સુગંધિ પ્રાપ્ત થાય છે તેમ સત્સમાગમથી શુભ પ્રાપ્ત થાય છે. સૂર્યના સંબંધથી કમલ વિકાશ પામે છે તેમ હું વિકાશ પામી છું.[૭] જેમ હાથમાં દીપવાળા પુરુષને અંધકારથી બાધ થતો નથી, તેમ મહાત્મા પુરુષના સંગથી દુઃખ થતું નથી.[૮] તમે પૃથ્વીના સૂર્ય છો. જંગલમાં આવ્યા છો. એટલા માટે મારે પૂજવા જોઇએ. માટે જે ઇચ્છા હોય તે કહો.[૯]

રાજા કહે છે–હે રાક્ષસિ! આ દેશમાં મનુષ્યોને હૃદયશૂલ, અતિ બાધ કરે છે.[૧૦] જે માટે પ્રબલ વિષૂચિકાથી સર્વ જનો બહુ સંતાપ પામે છે. તે માટે રાત્રિ ચર્યા સારુ આ મંડલમાં હું નીકળ્યો છું.[૧૧] જ્યારે ઔષધોવડે પણ શૂલાદિ

* આ બ્યાસીમા સર્ગમાં 'રાક્ષસીએ પ્રસન્ન થઇ રાજા તથા મંત્રીને મંત્રોપદેશ કર્યો અને તેઓએ, સમાધિથી ઉઠેલી રાક્ષસીને ભોજન માટે વધ્ય ( ચોર આદિ ) આપ્યા.' એટલી વાત કહેવામાં આવશે

રોગ, શાંત થયો નહીં ત્યારે તારા જેવા પાસેથી મંત્ર શીખવા નીકળ્યો છું.[૧૨] અજ્ઞ જનોને હણવાવાળા તું જેવાના નિગ્રહ માટે મારી પ્રવૃત્તિ છે, તે, પરિપૂર્ણ સિદ્ધિને પ્રાપ્ત થઇ.[૧૩] હે રાક્ષસિ! તારે આ મારું વચન, સ્વીકારવું, કે તારે હવેથી કોઇની હિંસા કરવી નહીં.[૧૪]

રાક્ષસી કહે છે–હે પ્રભો! હું આજથી ખરેખર એમ જ કરીશ એટલે હવેથી કોઇની હિંસા નહીં કરું.[૧૫]

રાજા કહે છે–હે કમલાક્ષિ! તારું ભોજન તો પ્રાણી છે. છતાં પણ તું મારા કહેવાથી પ્રાણી હિંસા નહીં કર તો તારાં શરીરની આજીવિકા માટે શું?[૧૬]

રાક્ષસી કહે છે–હે રાજન્! હું આ પર્વતમાં સમાધમાં હતી, તે છ માસે જાગી. હમણાં ભોજનના સંકલ્પથી ભોજનની ઇચ્છા થઇ.[૧૭] હવે પાછી તે જ શિખર ઉપર જઇ સમાધિમાં બેસી જઇશ. ને સચેતન પુતળીની પેઠે ઇચ્છા હશે ત્યાંસૂધી સુખેથી રહીશ.[૧૮] 'આત્મા, અમર છે,' એવી ભાવનારૂપ ધારણા બાંધી ઇચ્છા હશે ત્યાંસૂધી શરીર ધારણ કરીશ. પછી કાળે કરી ત્યાગ કરીશ એવી મારી ઇચ્છા છે.[૧૯] હે રાજન્! શરીરના ત્યાગ પર્યંત હું કોઇની પણ હિંસા નહીં કરું, માટે આ મારું વચન સાંભળ.[૨૦] ચંદ્રના કિરણ જેવો શુદ્ધ હિમાલય પર્વત છે, તે, ઉત્તર દિશામાં પૂર્વ સમુદ્ર તથા પશ્ચિમ સમુદ્રમાં પ્રવેશ કરી રહ્યો છે.[૨૧] તેનું ઉપરનું શિખર કે જે સુવર્ણનું છે, તેની ગુફામાં શ્યામ મેઘમાળાની પેઠે હું રહું છું. મારું નામ કર્કટી છે. હું રાક્ષસી છું.[૨૨–૨૩] મેં સર્વ જગતને ખાવાની ઇચ્છાથી તપવડે બ્રહ્માને પ્રસન્ન કર્યા. ને 'પ્રાણને હરવાવાળી સૂચિરૂપ વિપૂચિકા થાઉં.' એવું વરદાન માંગ્યું. 'તથાસ્તુ' એમ કહી બ્રહ્માએ વર આપ્યું. તેથી મેં બહુ વર્ષો સૂધી વિપૂચિકારૂપે જીવને બાધ કરી જન સમુદાયનો ભોગ લીધો.[૨૪] પછી 'ગુણીજનો (તત્ત્વજ્ઞો) ને હણવા નહીં' એવા નિયમ માટે બ્રહ્માએ મંત્ર આપ્યો, હું તે મંત્રને આધીન થઈ રહી છું.[૨૫] તે મંત્રનો તમે ઉપદેશ લ્યો. તે મંત્રથી લોકમાં સંપૂર્ણ હૃદયશૂલ શાંત થશે. ત્યારે મારાથી થયેલું દુઃખ શાંત થાય એમાં શું કહેવું?[૨૬] હું ચિરકાલ થયાં હિંસામાં પ્રવૃત્ત થઇ છું ને મેં જે હૃદયનું રુધિર ચૂસી લીધું છે, તેથી મનુષ્યોની નાડીઓ ખાલી પડી ગઇ છે.[૨૭] મેં રુધિર અને માંસ ચૂસી લીધાં છતાં પણ કોઇ પ્રકારે જે જીવતા રહ્યા હશે. તોપણ રુધિરવાહિની નાડીઓ ખાલી પડી જવાથી તેના વંશજો પણ રુધિર રહિત થયા એટલે હિંસા મહા અનર્થનું કારણ

છે.[૨૮] હે રાજન્! તે આ વિપૂચિકાનો મંત્ર તમને સિદ્ધ થયો છે. કારણ કે આ જગતમાં જ્ઞાનીને કાંઇ પણ અસાધ્ય નથી.[૨૯] હે નૃપ! નાડીઓની અંદર થતાં શૂલની શાંતિ માટે જે મંત્ર બ્રહ્માજીએ આપ્યો છે, તે મંત્ર હું તમને આપું છું, માટે ગ્રહણ કરો.[૩૦] હે ભૂપાલ! આવો, નદીનાં તીર ઉપર જઇએ. ત્યાં સ્નાન કર્યા પછી હું તમોને પ્રસન્નતાથી મંત્રોપદેશ કરૂં.[૩૧]

વસિષ્ઠ કહે છે-તે રાત્રિમાં તે વખતે એ પ્રમાણે જેને અન્યોન્ય સ્નેહ થયો છે એવાં રાક્ષસી, રાજા તથા મંત્રી ત્રણે નદીનાં તીર ઉપર ગયાં.[૩૨] અન્વય વ્યતિરેકે (ભાવની પરીક્ષાનાં ચિહ્ને) કરી, રાક્ષસીનો સ્નેહ જાણી સ્નાન કરી તે બન્ને, શિષ્ય થઇ ઉભા રહ્યા.[૩૩] ત્યારે રાક્ષસીએ બ્રહ્માજીએ આપેલો વિપૂચિકાનો મંત્ર, કે જે જપવાથી સિદ્ધિપ્રદ છે, તે રાજા તથા મંત્રીને સ્નેહથી ક્રમ પ્રમાણે આપ્યો.[૩૪] પછી જેની સાથે સ્નેહ થયો છે એવા તે બન્નેને તજી જયારે રાક્ષસી જવા લાગી ત્યારે રાજા કહે છે.[૩૫]

## રાક્ષસીનું ભોજન.

રાજા કહે છે-હે રાક્ષસિ! તું અમારો ગુરુ અને સખી છો. હે સુંદરિ! તુંને ભોજન માટે નિમંત્રણ કરીએ છીએ.[૩૬] તું અમારી ઉપર પ્રસન્ન છો તેથી અમારી તે પ્રાર્થના તારે વ્યર્થ કરવી નહીં. જે માટે સુજનનો સ્નેહ, દર્શનથી જ વધે છે.[૩૭] હે ભદ્રે! તું, મનોહર મનુષ્ય સ્વરૂપ ધારણ કરી અમારે ઘેર આવ ને સુખેથી રહે.[૩૮]

રાક્ષસી કહે છેઃ-હે રાજન્! હું મનુષ્ય રૂપ ધારણ કરીને આવું. તો તમે મને ભોજન માટે અન્નપાનાદિ આપી શકશો. પણ હું તો રાક્ષસી છું. મને શાથી તૃપ્ત કરશો?[૩૯] મને રાક્ષસનાં અન્ન (માંસ રુધિરાદિ)થી તૃપ્તિ થશે પરંતુ મનુષ્યના અન્ન (અનાજ) થી મને તૃપ્તિ થશે નહીં. કારણ કે રાક્ષસી સ્વભાવ, જ્યાંસૂધી આ દેહ છે. ત્યાંસૂધી નિવૃત્તિ થશે નહીં.[૪૦]

રાજા કહે છે.-હે રાક્ષસી! તું સ્ત્રી સ્વરૂપ ધારણ કરી સુવર્ણના હાર પહેરી ઇચ્છા પ્રમાણે કેટલાક દિવસ મારે ઘેર રહે.[૪૧] પછી હજારો વધ્ય (મારવા યોગ્ય) પાપી તથા ચોરને રાજ્યમાંથી લાવી તુંને ભોજન માટે આપીશ. ત્યારે સ્ત્રી સ્વરૂપને તજી રાક્ષસી સ્વરૂપ ધારણ કરી એકઠા કરેલા હજારો વધ્ય પુરુષને હિમાલયનાં શિખર ઉપર લઇ જજે. ને ત્યાં સુખેથી ખાજે. કેમ કે, મહાશનો (ઘણું ખાવાવાળા)-

ને એકાંતમાં ભોજન સુખપ્રદ થાય છે.[૪૨-૪૪] એવી રીતે તૃપ્ત થઇ, થોડી નિદ્રા કરી સમાધિમાં બેસજે. સમાધિ ઉતર્યા પછી બીજી વખત આવી વધ્ય પુરુષોને લઇ જજે. ધર્મ વિચારીએ તો વધ્યને ખાવા એ હિંસા નથી. સ્વધર્મે કરી હિંસા, મહા દયા સમાન છે.[૪૫-૪૬] તું જ્યારે સમાધિથી ઉઠ ત્યારે મારી પાસે અવસ્ય આવજે. અસત્પુરુષનો પણ દૃઢ થયેલો સ્નેહ, નિવૃત્ત થતો નથી.[૪૭]

રાક્ષસી કહે છે—હે રાજન્! તમે યોગ્ય કહ્યું. હે સખે! હું એમ જ કરીશ. સ્નેહથી કહેવાવાળાનું વચન, કોણ માન્ય કરતું નથી?[૪૮]

વસિષ્ઠ કહે છે—એમ કહી એ રાક્ષસી, હાર, બાજુબંધ, કડાં, પુષ્પમાળા અને રેશમી વસ્ત્ર ધારણ કરવાવાળી સુંદર સ્ત્રીરૂપે થઇ.[૪૯] હે રાજન્! આવો જણે એમ કર્યું. પછી રાત્રિમાં રાજા તથા મંત્રી આગળ ચાલ્યા. ને રાક્ષસી પાછળ ચાલી.[૫૦] તે ત્રણ જણાંએ રાજાને ઘેર જઇ આખી રાત્રિ, આદરથી પરસ્પર કથા કરી.[૫૧] પ્રાતઃકાળ થયો ત્યારે રાક્ષસી, સ્ત્રીરૂપે જનાનામાં રહી. ને રાજા તથા મંત્રી પોતપોતાનાં કાર્યમાં તત્પર થયા.[૫૨] હવે રાજાએ છ દિવસમાં પોતાના તથા પરના રાજ્યમાંથી ત્રણ હજાર વધ્ય એકઠા કરી રાક્ષસીને આપ્યા. ત્યારે રાક્ષસી, તે રાત્રિ વખતે સ્ત્રી સ્વરૂપ તજી રાક્ષસી થઇ.[૫૩-૫૪] મેઘમાળા, ધારા સમુદાયને કોતરની અંદર જેમ ધારણ કરે તેમ તે ત્રણ હજાર વધ્ય પુરુષોને પોતાનાં ભુજ મંડલમાં ધારણ કરી રાજાની રજા લઇ તેજ હિમાલયનાં શિખર ઉપર ગઇ. ને જેમ દરિદ્ર સ્ત્રી સુવર્ણ પ્રાપ્ત થવાથી પ્રસન્ન થાય તેમ પ્રસન્ન થઇ.[૫૫-૫૬] ત્યાં ભોજન કરી અતિ તૃપ્ત થઇ ત્રણ દિવસ સુધી સુખે સૂઇ ગઇ, પછી સ્વસ્થ થઇ ફરીથી સમાધિમાં બેઠી.[૫૭] તે રાક્ષસી, ચાર અથવા પાંચ વર્ષે જ્યારે જાગે છે ત્યારે રાજાના કહેવાથી રાજાને સ્નેહથી મળવા માટે તે દેશમાં જાય છે.[૫૮] ત્યાં કેટલાક વખત સુધી રસાળ કથા કરી તે વધ્યોને લઇ પાછી પોતાને સ્થાને આવે છે.[૫૯] એ રાક્ષસી, જીવન્મુક્તપણાંએ કરી અદ્યાપિ તેજ પર્વતના શિખર ઉપર રહે છે, કદાચિત્ સમાધિમાં રહે છે ને કદાચિત્ સમાધિથી ઉઠે છે. ને તે રાજા, એષણા (ઇચ્છા) રહિત મનવડે વિદેહ મુક્તિને પામ્યો ત્યારે તેના વંશજોની સાથે સ્નેહ થવાથી તેણે આપેલાં ભક્ષ્યને ખાય છે, ને ચિરાકાલ થયાં ત્યાં જ રહી છે.[૬૦]



# *સર્ગ ૮૩ મો.

## કંદરાદેવીની પ્રતિષ્ઠા.

**श्रीवसिष्ठ उवाच**–किरातमंडले तस्मिन् ये भवंति महीभृतः ॥
तैस्तैः सह परा मैत्री तस्याः समभिजायते ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–તે કિરાત મંડલમાં જે જે રાજા થાય છે, તેની તેની સાથે તે કર્કટીને પરમ મૈત્રી થાય છે.[૧] તે દેશમાં થયેલા મહા ઉત્પાત, પિશાચ આદિનાં ભય અને રોગ એ સર્વેની નિવૃત્તિ, એ રાક્ષસી, યોગ બળથી કરે છે.[૨] ઘણાં વર્ષો પછી રાક્ષસી જ્યારે સમાધિથી નિવૃત્ત થાય ત્યારે કિરાત મંડલમાં આવી એકઠા કરી રાખેલા તે સર્વ વધ્યોને લઇ જાય છે.[૩] અદ્યાપિ તે દેશના રાજા, વધ્ય જનોને રાક્ષસી માટે લઈ જાય છે. મિત્રના સત્કારમાં કોણ તત્પર ન હોય ? સર્વ હોય.[૪] હવે એ રાક્ષસી, જ્યારે સમાધિમાં બેઠી. ને ચિરાકાલ સુધી કિરાત મંડલમાં આવી નહિ ત્યારે ત્યાંનાં માણસોએ દોષની શાંતિ માટે મોટા મંદિરમાં કંદરાદેવીની મૂર્તિની સ્થાપના કરી. જેનું બીજું નામ 'મંગલા' છે.[૫-૬] ત્યારથી ત્યાં જે જે રાજા થાય છે, તે, તે કાળે કરી મૂર્તિનો નાશ થાય તો બીજી મૂર્તિની સ્થાપના પોતે કરે છે.[૭] જે નીચ રાજા, કંદરાદેવીની સ્થાપના કરતો નથી તેની પ્રજાને ઉપદ્રવો હણે છે.[૮] કંદરાદેવીના પૂજનથી મનુષ્યને ઉપદ્રવની શાંતિ આદિ સંપૂર્ણ ફલ થાય છે, ને પૂજન ન કરવાથી પોતાની વાસનાના વશથી અનર્થ પ્રકટ થાય છે.[૯] વધ્ય જનનો બલિ આપી તે દેવીનું પૂજન થાય છે. અદ્યાપિ તેની મૂર્તિ ચિત્રમાં ચિતરેલી હોય તોપણ ફલપ્રદ થાય છે.[૧૦] કિરાત મંડલની પ્રાચીન દેવતા, કે જે પરમ જ્ઞાનવાળી છે. સર્વજનોને બાલક, વાછરડાં અને અનાજ આદિ વૈભવ આપે છે. તથા મંગલકારક સંપત્તિ આપે છે અને સર્વ વધ્યજનોને ખાય છે, તે, જય પામે છે.[૧૧]



* આ ત્ર્યાશીમા સર્ગમાં તે રાક્ષસી, ચિરકાલ પર્યંત સમાધિથી ઉઠી નહીં. ત્યારે કિરાત મંડલમાં કંદરા દેવીની પ્રતિષ્ઠા કરી એટલી વાત કહેવામાં આવશે.

# સર્ગ ૮૪ મો.*

## કર્કટી નામ પડવાનું કારણ.

**श्रीवसिष्ठ उवाच**—एतत्ते कथितं सर्वं मयाख्यानमनिन्दितम् ।
कर्कट्या हिमराक्षस्या यथावदनुपूर्वशः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ ! કર્કટી રાક્ષસીનું એ ઉત્તમ આખ્યાન ક્રમથી સંપૂર્ણ મેં તમોને કહી સંભળાવ્યું.[૧]

રામ પૂછે છે—હિમાલયની ગુફામાં ઉત્પન્ન થયેલી એ રાક્ષસી શ્યામ કેમ થઇ? ને તેનું 'કર્કટી' નામ કેમ પ્રસિદ્ધ થયું? એ મને યથાર્થ કહો.[૨]

વસિષ્ઠ કહે છે-સ્વભાવથી જ રાક્ષસોનાં અનેક કુલ છે. તેમાં કેટલાંક શ્વેત વર્ણવાળાં, કેટલાંક શ્યામ વર્ણવાળાં, કેટલાંક લીલાં વર્ણવાળાં અને કેટલાંક ઉજ્વલ વર્ણવાળાં છે. એટલે કર્કટી શ્યામ કુલની હોવાથી શ્યામ વર્ણવાળી છે.[૩] એક રાક્ષસ હતો. તે કર્કટ (કરચલા) જેવો હતો. તેથી તેનું નામ કર્કટ હતું. તે કર્કટ રાક્ષસની પુત્રી ને વળી કર્કટ જેવી તેથી તે રાક્ષસીનું નામ કર્કટી પ્રસિદ્ધ થયું.[૪] હે રામ ! જગતનાં તત્ત્વના નિરૂપણના પ્રસંગમાં અધ્યાત્મ કથન કરતાં કરતાં કર્કટીના પ્રશ્નો સ્મરણમાં આવ્યા. તેથી મેં તમોને કર્કટીની કથા કહી સંભળાવી.[૫] એ પ્રમાણે આદિ અંતરહિત એક પરમ કારણથી સંપન્ન (પ્રકટ) થયું છે. તથાપિ સંપન્ન ન હોય એમ સ્પષ્ટ જણાય† છે.[૬]

## મનોંકુરની ઉત્પત્તિ.

જેમ જલ વિષે ચાલતી લહરી અન્ય અને અનન્યરૂપે રહી છે. તેમ પરમાત્મા વિષે ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન્ સૃષ્ટિઓ રહી છે.[૭] જેમ લાકડાં વિષે પ્રજ્વલિત ન થયેલો પણ અગ્નિ ‡વાનરાનાં શીત નિવારણ રૂપ ક્રિયા કરે છે. તેમ વર્તમાન સૃષ્ટિ, ભૂત, ભવિષ્યત્ સૃષ્ટિ સમાન છતાં પણ અર્થ ક્રિયા કરે છે.[૮] બ્રહ્મ, સમસૌમ્યપણાંને તજ્યા વિના નિત્ય ઉદય સ્થિતિવાળું છે. તે અકર્તા

* આ ચોર્યાશીમા સર્ગમાં કર્કટી નામનું કારણ, ઉપદેશ માટે તેની કલ્પના ને દૃષ્ટાંતનો કથનનો ઉપયોગ, એટલી વાત વિસ્તારથી વર્ણવવામાં આવશે. † કર્કટીનું ઉપાખ્યાન પૂર્ણ થયું. ‡ શીયાળામાં શીત નિવૃત્તિ માટે કાષ્ઠ એકઠાં કરી તાપતા વાનરા જોવામાં આવે છે.

છતાં આ જગતને કરે છે.[૯] હે રામ! જેમ પુતળીબુદ્ધિ, લાકડાં વિષે પૂતળીરૂપે મિથ્યા ઉત્પન્ન થઇ છે. તેમ સૃષ્ટિ બુદ્ધિ પરમાત્મા વિષે સૃષ્ટિરૂપે મિથ્યા ઉત્પન્ન થઇ છે.[૧૦] જેમ બીજ વિષે અંકુર, પત્ર આદિ અનન્ય (અભિન્ન) ઉત્પન્ન થયું છે, તેમ ચિત્ વિષે જગત્, અનન્ય છતાં અન્ય જેવું ઉત્પન્ન થયું છે.[૧૧] બીજથી આરંભી ફૂલ પર્યંત બીજ સત્તા અનુસ્યૂત છે, તેથી બીજ અને ફૂલનો જેમ ભેદ નથી, જેમ જળનો અને તરંગનો ભેદ નથી, તેમ ચિદ્વસ્તુ ચૈત્યમાં અનુસ્યૂત હોવાથી ચિત્ તથા ચૈતન્યનો ભેદ નથી.[૧૨] અવિચારથી થયેલો ભેદ ચિત્ તથા ચૈત્યને સંભવતો નથી. ગમે તેથી ઉત્પન્ન થયેલો ભેદ, વિચારવડે નાશ પામે છે.[૧૩] હે રામ! ભ્રાંતિ જેમ કારણ વિના આવી છે, તેમ જાય, માટે તમે કેવળ ભ્રાંતને તજો, જ્ઞાન થવાથી બ્રહ્મને જાણશો.[૧૪] મારાં વચનોના શ્રવણથી ભ્રાંતિરૂપી ગ્રંથિ જ્યારે ભેદાઇ જશે, ત્યારે શબ્દ, અર્થ અને જ્ઞાનના ભેદ વિના પણ સર્વના તાત્પર્યરૂપ વસ્તુ (બ્રહ્મ)ને તમે પોતે જાણશો.[૧૫] આ સંસારરૂપી અનર્થ, ચિત્તથી પ્રાપ્ત થયો છે. તે ચિત્ત, અનર્થ તથા અવિદ્યા, મારો ઉપદેશ સાંભળવાથી શાંત થશે, એમાં સંશય નથી.[૧૬] સંપૂર્ણ જગત્, બ્રહ્મથી ઉત્પન્ન થયું છે, તે, લય થવાથી બ્રહ્મને પ્રાપ્ત થાય છે. તમો મારા ઉપદેશવડે જ્ઞાન થવાથી પરિપૂર્ણ બ્રહ્મને જાણશો.[૧૭]

રામ પૂછે છે;–હે મહારાજ! 'ब्रह्मणः सर्वं' એ તમારા વચનમાં તથા 'तस्माद्वा' એ શ્રુતિમાં જે પંચમી છે, તે ભેદ બોધક છે, ને 'सर्वं देवेशादभिन्नं विधि' એ વચનમાં પરમાત્માથી જગત્ અભિન્ન છે, એમ અભેદ કહ્યો છે. એટલે ભેદ તથા તેના પ્રતિયોગીના મિથ્યાપણાથી શબ્દના ઉચ્ચારણના અસંભવથી લક્ષણે કરી લક્ષ જ્ઞાનના વ્યવહારની અસિદ્ધિ ને તેથી ઉપદેશની અસિદ્ધિ પ્રાપ્ત થાય છે.[૧૮]

વસિષ્ઠ કહે છે;–ઉપદેશ માટે શાસ્ત્ર વિષે શબ્દ કલ્પેલો છે અથવા વ્યાવહારિક ભેદ સિદ્ધિ માટે શબ્દ છે. તાત્પર્ય કે, શાસ્ત્રમાં જે પંચમી આદિથી ભેદ પ્રતીત થાય છે, તે ઉપદેશ માટે છે, ને લૌકિક ભેદ વ્યાવહાર માટે છે એટલે કલ્પિત છે. ઉપદેશ પણ બિંબ પ્રતિબિંબરૂપ વ્યવહારની પેઠે સિદ્ધ થાય છે. માટે કોઇ પણ દોષ નથી.[૧૯] જેમ બાલકે વેતાલ, કલ્પ્યો છે, તેમ જે લૌકિક ભેદ જોવામાં આવે છે, તે પણ વ્યવહાર માટે કલ્પ્યો છે.[૨૦] જે સ્વપ્ન તથા ગંધર્વ નગરાદિની સ્થિતિમાં દ્વૈત અને ઐક્ય નથી, તેમાં પણ લક્ષણાદિ વ્યવહાર છે ત્યારે સત્ય સંકલ્પના ઉપદેશાદિ વ્યવહારમાં સંકલ્પ નાશ કેમ થાય? અર્થાત્ ન

થાય.[૨૧] હે રામ! કાર્ય કારણ ભાવ, સ્વામી સેવક ભાવ, હેતુ હેતુમદ્‌ભાવ, અવયવ અવયવી ભાવ, વ્યતિરેક (ભેદ) તથા અવ્યતિરેક, પરિણામાદિ વિલાસ તથા ભાવ વિલાસાદિ, વિદ્યા, અવિદ્યા અને સુખ દુઃખ ઇત્યાદિ ભેદ, અજ્ઞાનીના બોધ માટે સંકલ્પે કરી મિથ્યા કલ્પિત છે. પરંતુ પરમાર્થ વસ્તુ વિષે ભેદ નથી.[૨૨-૨૪] આ વ્યાવહાર, શિષ્યની અજ્ઞ દશામાં છે પણ જ્ઞાન દશામાં નથી. જ્યારે જ્ઞાન થાય ત્યારે શાંત અને શબ્દ વર્જિત બ્રહ્મ જ અવસિષ્ટ રહે છે.[૨૫] જ્યારે કાળે કરી બોધ થશે, ત્યારે સર્વ એક, આદિ, અંત રહિત, ભાગ વર્જિત અને અખંડિત બ્રહ્મરૂપ છે, એવા સિદ્ધાંતને જાણશો.[૨૬] તત્ત્વને ન જાણતા પુરુષો, પોતે કલ્પેલા તર્કોવડે વિવાદ કરે છે. તે વિવાદ, તત્ત્વોપદેશ પહેલાં છે, કેમ કે તત્ત્વ જ્ઞાન થયા પછી દ્વૈત નથી.[૨૭] દ્વૈત વિના વાચ્યવાચકનો સંભવ નથી, ને દ્વૈત તો સંભવતું નથી માટે મૌનનું જ પ્રતિપાદન કરે છે.[૨૮] હે રામ! શ્રુતિ વાકયમાં કહેલી પંચમી આદિ વિભક્તિથી ગ્રહણ કરેલા વચન ભેદનો અનાદર કરી લક્ષણ વાકયથી ઉત્પન્ન થયેલી બુદ્ધિ, મહાવાકયના અર્થ (અદ્વૈત બ્રહ્મ)માં જ છે એવો નિશ્ચય કરી જે હું કહું છું તે તમો સાંભળો.[૨૯] અનિર્વચનીયથી જેનો આવિર્ભાવ છે એવું મન, ગંધર્વ નગરની પેઠે ભ્રાંતિ માત્ર આ જગતને કલ્પે છે.[૩૦] હે રામ! ચિત્ત જે પ્રકારે જગદ્રૂપી માયાને કલ્પે છે, તે પ્રકાર સુગમ દૃષ્ટાંત આપી કહું છું, તે તમે સાંભળો.[૩૧] જેને સાંભળી આ સર્વ ભ્રાંતિ માત્ર છે, એવા નિશ્ચયથી તમે પોતે વાસનાને તજશો.[૩૨] ત્રણે જગત્, મનનાં મનનની રચનારૂપ જ છે, એમ જાણી સર્વને તજી શાંત થઇ સ્વસ્વરૂપમાં રહેશો.[૩૩] મારા વાકયના અર્થના નિશ્ચયવાળા તમે, મનરૂપી વ્યાધિની ચિકિત્સા માટે વિવેકરૂપી ઔષધના લેશે કરી પ્રયત્ન કરશો.[૩૪] એવી રીતે વક્ષ્યમાણ (કહેવાશે) આખ્યાયિકાની રીતિએ કરી ચિત્ત જ જગદ્રૂપે વિકાશ પામે છે. જેમ સિકતા (વેળુ)માં તેલ નથી, તેમ શરીર આદિ કાંઇ પણ નથી.[૩૫] રાગ દ્વેષ આદિ કલેશોવડે દૂષિત ચિત્ત જ સંસાર કહેવાય છે. જ્યારે કલેશોવડે મુક્ત થાય છે, ત્યારે સંસારનો અંત (મોક્ષ) કહેવાય છે.[૩૬] આદરથી *સાધ્ય, †પાલનીય, ‡વિચાર્ય, §આર્યવત્કાર્ય,

* સાધન છતાં અસિદ્ધ, સાધ્ય છે. † જે પૂર્વથી જ સિદ્ધ હોય તે પાલનીય-પાલન કરવા યોગ્ય છે. ‡ નાના પ્રકારનાં સાધન અસિદ્ધ છતાં વિચાર કરી સાધન મેળવી જે સાધ્ય તે વિચાર્ય કહેવાય છે. § શિષ્ટ પુરુષોએ માન્ય ઉપાએ કરી સાધ્ય, આર્યવત્કાર્ય કહેવાય છે.

*આહાર્ય, †વ્યવહાર્ય, ‡સંચાર્ય અને §ધાર્ય ઇત્યાદિ સર્વ પદાર્થરૂપે ચિત્ત જ વિકાશ પામે છે. કેમ કે ચિત્ત વગરનાને સાધ્ય આદિ કાંઇ પણ નથી.[૩૭] આકાશ જેવું ચિત્ત, ત્રણે જગદ્રૂપ સર્વ દશ્યને પોતાની અંદર ધારણ કરે છે. ને તેજ ચિત્ત; દેહ, ઇંદ્રિય પ્રાણ આદિ વ્યાપાર (ક્રિયા) કરે છે તથાપિ હું જ વ્યાપાર કરૂં છું, એમ અહંતાનાં પૂરની પેઠે વિકાશ પામે છે.[૩૮] જે ચિત્તમાં ચિદ્દ્ભાગ છે, તે જ સર્વ કલ્પનાનાં બીજરૂપ છે, એટલે દૃષ્ટતા છે. ને જે ચિત્તનો જડાંશ છે, તે, ભ્રાંતિ કલ્પિત દૃષ્યતા છે.[૩૯] નિરાકાર બ્રહ્મા, સૃષ્ટિના આદિમાં આ વિદ્યમાન આ પૃથ્વી આદિ સ્વપ્નને જોતા નથી છતાં જોતા હોય તેમ જણાય છે એટલે અવિદ્યમાન્ સૃષ્ટિને જુવે છે.[૪૦] સાક્ષી સંવિતે કરી પર્વત આદિરૂપ સ્થૂલ વિરાટ્ દેહને જુવે છે ને જડની અહંભાવનારૂપ વૈશ્વાનર સંવિતે કરી સર્ગાદિકને જુવે છે ને લિંગ શરીરની અહંભાવનારૂપ સૂક્ષ્મસંવિતવડે લિંગ સમષ્ટિ સૂત્રરૂપ હિરણ્ય ગર્ભના દેહને જુવે છે. એવી રીતે બ્રહ્મા, શૂન્ય એવા ત્રણે દેહને જુવે છે.[૪૧] જેમ સૂર્યનાં તેજવડે જલ (મૃગ જલ) વ્યાપી છે, તેમ સર્વ વ્યાપી આત્માએ સર્વ દ્વૈતરૂપ મન વ્યાપ્ત છે. એટલે ચિતની વ્યાપ્તિથી જ મનને સર્વ બીજતા છે.[૪૨] જેમ બાલક, અજ્ઞાનથી મિથ્યા યક્ષને જુવે છે. તેમ ચિત્ત, અજ્ઞાનથી મિથ્યા જગતને જુવે છે. જ્ઞાન થયા પછી એજ ચિત્ત, પોતાનાં શુદ્ધ સ્વરૂપને જુવે છે.[૪૩] શુદ્ધ આત્મા જ, દ્વૈત અને ઐક્યના ભ્રમને આપવાવાળી દૃષ્યતાને ચિત્તદ્વારા જેવી રીતે પ્રાપ્ત થાય છે, તે પ્રકાર ઐંદવના ઉપાખ્યાન પૂર્વક કહીશ, તે તમે સાંભળો.[૪૪] મનોહર અને મધુર તથા યોગ્ય પદ તથા અર્થવાળી ઉપમાન યુક્તિએ કરી જે વચન (જગત્ મનો માત્ર છે એ પ્રકારનું) હું કહીશ, તે વચન, જેમ જલમાં તેલ વ્યાપ્ત થાય, તેમ શંકા દૂર કરી શ્રોતાના હૃદયને વ્યાપ્ત કરશે.[૪૫] ભસ્મ વિષે હોમેલું ઘી, જેમ નાશ પામે છે, તેમ દૃષ્ટાંત રહિત, કઠોરવર્ણવાળું, સ્પષ્ટ જાણવામાં ન આવે તેવું ક્ષોભવાળું, સ્થાન ભ્રષ્ટ અને અપૂર્ણ અક્ષરવાળું વાક્ય શ્રોતાના હૃદયને વ્યાપ્ત કરતું નથી પરંતુ નાશ પામે છે.[૪૬] જેમ ચંદ્રવડે ભુવન પ્રકાશ પામે છે, તેમ પૃથ્વીમાં જે આખ્યાનો છે, જે જે કથાઓ છે, અભિજ્ઞા (જ્ઞાન) અને અનુરંજનવાળાં પ્રસન્ન કરવાવાળાં નાટક આદિ છે, જે શબ્દ તથા અર્થવડે કોમલ છે અને કર્ણ પ્રિય છે, તે સર્વ, દૃષ્ટાંતપૂર્વક કહેવાથી પ્રકાશ પામે છે એટલે સારી રીતે સમજવામાં આવે છે.[૪૭]

* અન્યત્ર સિદ્ધ પદાર્થ પોતાને ઘેર લાવવા યોગ્ય આહાર્ય. † લેવા દેવામાં ઉપયોગી પદાર્થ વ્યવહાર્ય. ‡ વ્યવહાર્યમાં પણ ઘોડા રથ આદિ સંચાર્ય કહેવાય છે. § અલંકાર આદિ ધાર્ય કહેવાય છે.

# *સર્ગ ૮૫ મો.

## ઐન્દવોપાખ્યાન.

**वसिष्ठ उवाच**–पुरा मे ब्रह्मणा प्रोक्तं सर्वं तत्कथयानघ ।
यदिदं तत्प्रवक्ष्यामि त्वयि पृच्छति राघव ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! મને પૂર્વે બ્રહ્માજીએ 'જગત્, મનોમાત્ર છે, એમ જે કહ્યું છે, તે તમો પૂછો છો માટે ઐન્દવનાં ઉપાખ્યાન પૂર્વક કહીશ.[૧] પૂર્વે મેં બ્રહ્માજીને પૂછ્યું કે હે મહારાજ! આ દૃશ્યમાન સર્ગો (સૃષ્ટિઓ) કયાંથી થાય છે?[૨] તે સાંભળી જગતના પિતામહ બ્રહ્માએ ઐન્દવનાં આખ્યાન પૂર્વક મહા અર્થવાળું વચન કહ્યું.[૩]

### બ્રહ્માજીને દશ બ્રહ્માણ્ડનું દર્શન.

બ્રહ્મા કહે છે–હે વસિષ્ઠ! જેમ જલ, વિચિત્ર ચક્ર (ભ્રમરી)રૂપે સ્ફુરે છે. તેમ મન, સંપૂર્ણ જગદ્રૂપે સ્ફુરે છે.[૪] હે વસિષ્ઠ! કોઇ પૂર્વ કલ્પમાં દિવસના આદિમાં હું જ્યારે જાગ્યો ને સંસાર સજવાની ઇચ્છા કરી ત્યારે જે થયું, તે હું કહું છું તે સાંભળો.[૫] કોઇ વખતે દિવસના અંતમાં સંપૂર્ણ જગતનો સંહાર કરી એકાગ્ર એવો હું એકલો જ તે રાત્રિ સ્વસ્થ થઇ રહ્યો.[૬] રાત્રિ ગયા પછી હું જાગ્યો. વિધિ પ્રમાણે સંધ્યા કરી. ત્યારબાદ પ્રજા સ્રજવા માટે આકાશ તરફ દૃષ્ટિ કરી.[૭] ને જોયું તો કેવળ આકાશ, જોવામાં આવ્યું કે જે તેજ તમે કરીને વ્યાપ્ત ન હતું, અત્યંત શૂન્ય વિસ્તારવાળું અને અંતવર્જિત હતું.[૮] સર્ગની કલ્પના કરું, એવો નિશ્ચય કરી સ્રજવા યોગ્ય વસ્તુ માટે સૂક્ષ્મ વિચાર કરવા લાગ્યો.[૯] ત્યારે વિસ્તારવાળાં આકાશમાં ભિન્ન ભિન્ન દશ બ્રહ્માંડ જોવામાં આવ્યાં. જેમાં બ્રહ્મા, સ્રષ્ટા હતા, વિષ્ણુ પાલક હતા ને રુદ્ર, સંહાર કરવાવાળા હતા.[૧૦] તે બ્રહ્માંડોમાં દશ બ્રહ્માંડ મારા જેવાં જ હતા. તે, રાજહંસ ઉપર બેસવાવાળા ને કમળ નિવાસી હતા.[૧૧] એ બ્રહ્માંડો વિષે [૧]સ્વેદજ, [૨]ઉદ્ભિજ્જ [૩]ઉલ્બજ અને [૪]અંડજ એવા ચાર પ્રકારનાં પ્રાણીઓ હતાં. મેઘો બરાબર વૃષ્ટિ કરતા હતા.[૧૨] મહા નદીઓ, વહે છે. સમુદ્રો શબ્દ કરે છે. સૂર્યો તપે છે. ને વાયુઓ આકાશમાં વાય છે.[૧૩] દેવો સ્વર્ગમાં

---

* આ પંચાશીમા સર્ગમાં 'સૃષ્ટિ સ્રજવા ઇચ્છતા બ્રહ્માને દશ બ્રહ્માંડ જોવામાં આવ્યાં. તેમાંના એક સૂર્યે તેઓનું તત્ત્વ કહ્યું. એ વાત કહેવામાં આવશે.

ક્રીડા કરે છે. મનુષ્યો પૃથ્વી ઉપર વિહાર કરે છે. ને દૈત્યો તથા સર્પો, પાતાળ વિષે રહ્યા છે.[૧૪] શીત કાળમાં શીત પડે છે. ઉષ્ણ કાળમાં તડકો પડે છે. વર્ષા ઋતુમાં વૃષ્ટિ પડે છે. એ પ્રમાણે કાળચક્રમાં પરોવાએલી સર્વ ઋતુઓ, ફલવડે પૂર્ણ થઇ ચારે તરફ, પૃથ્વીને શોભાવે છે.[૧૫] વિહિત તથા નિષિદ્ધ આચારનું પ્રતિપાદન કરવાવાળા સ્મૃતિ ગ્રંથો, પ્રત્યેક દિશામાં સર્વ વર્ણાશ્રમ વિષે પ્રસિદ્ધ થયા છે.[૧૬] ભોગ તથા મોક્ષની ઇચ્છાવાળાં સર્વ પ્રાણીઓ, સમયને અનુસરી ક્રમ પ્રમાણે ઇચ્છા પ્રમાણે પ્રયત્ન કરે છે.[૧૭] કાળે કરી એષ્યમાણ (આવશે એવા) પણ પોતાને વખતે સાત લોક, સાત દ્વીપ, સમુદ્રો તથા પર્વતો, કલ્પ પર્યંત અત્યંત સ્ફુરે છે.[૧૮] તમ, કોઇ ખુલ્લા ભાગમાં ક્ષીણ થાય છે. પર્વતની ગુફા આદિમાં સ્થિર થઇ રહે છે. ને લતા ગૃહો વિષે તો તેજની સાથે મળીને રહ્યું છે.[૧૯] જગદ્રૂપી તળાવમાં આકાશરૂપી શ્યામકમલ છે તેમાં વાદળાંરૂપી ભ્રમરો ભમે છે. ને સ્ફુરાયમાન તારારૂપી કેશરા વડે પૂર્ણ છે.[૨૦] જેમ શાલ્મલી (એક જાતનું વૃક્ષ)નું તૂલ (રૂ), તેની ગોટલીમાં રહે છે. તેમ હિમાલયના કુંજોમાં પ્રલયના મેઘ જેવો નીહાર (ઝાકર) રહે છે.[૨૧] તે બ્રહ્માંડોમાં પૃથ્વી, જાણે અંતઃપુર (જનાના) ની સ્ત્રી હોય તેવી રીતે રહી છે. તે પૃથ્વી સ્ત્રી અને લોકાલોક પર્વત કટિમેખલા છે. શબ્દ કરતા સમુદ્રો, અલંકારના શબ્દો છે. તમના ખંડો, ઇંદ્રનીલમણિની પ્રભા છે. ને પોતામાં રહેલાં રત્નોવડે સુશોભિત છે.[૨૨] ચોખા આદિ અનાજ અધરામૃત છે. પ્રાણીના શબ્દો અવ્યક્ત મધુર વાગ્વિલાસ છે.[૨૩] સંવત્સર લક્ષ્મીના કંઠમાં રહેલી તમ અને પ્રકાશ રૂપ પદ્મ (કમળ), ઉત્પલ (શ્યામ કમલ) ની માળાના મધ્યમાં રહેલી દ્યૌઃ (આકાશ), વીજળી તથા નક્ષત્ર આદિવડે વ્યાપ્ત હોવાથી જાણે હરિદ્રાવડે રંગેલી હોય ને ચંદ્રાદિકના પ્રકાશવડે જાણે સફેત અવયવવાળી હોય તેમ જણાય છે.[૨૪] જેમાં ભુવન રૂપી ખાડામાં પ્રાણીરૂપ ઘણાં બીજો છે એવાં અને તેજવડે રાતાં થયેલાં બ્રહ્માંડો, પ્રકાશતાં દાડિમ જેવાં જોવામાં આવતાં હતાં.[૨૫] ત્રણે લોકમાં જા આવ કરતી ગંગા, ચંદ્રકલા જેવી શુદ્ધ અને જગતનાં યજ્ઞોપવીત (જનોઇ) જેવી સ્ફુરાયમાન હતી.[૨૬] દિશારૂપી લતાઓમાં વીજળીઓ પુષ્પ જેવી અને મેઘ, પલ્લવ જેવા જોવામાં આવતા હતા. તે મેઘ વાયુના બલથી આમતેમ જાય છે ને વીખરાઇ જાય છે. ને વળી એકઠા થાય છે.[૨૭] સમુદ્ર, પૃથ્વી તથા આકાશની પદવી ( સ્થાન ) વિસ્તારવાળા ગંધર્વ નગરના બગીચાની લતા જ શોભે છે એટલે એ પ્રતીત થયેલું જગત્, મિથ્યા છે પણ વાસ્તવ નથી.[૨૮] જેમ

ઊંબરાનાં ફળ વિષે શબ્દ કરતાં મશકો (મચ્છરો) રહે છે, તેમ એ બ્રહ્માંડોમાં દેવ, દૈત્ય, મનુષ્ય અને સર્પોના સમુદાયો હતા.[૨૯] ન ધારેલા સર્વ નાશનો પ્રતીક્ષક (દ્રષ્ટા) કાળ પણ, યુગ, કલ્પ, ક્ષણ, લવ, કાલ અને કાષ્ઠારૂપે એ બ્રહ્માંડોમાં ચાલ્યા કરે છે.[૩૦] એ પ્રમાણે શુદ્ધ મનવડે જોઇને હું, આ શું? આ કેમ? એવી રીતે અતિ વિસ્મય પામ્યો.[૩૧] કારણ કે, એ દશ બ્રહ્માંડો, ચર્મચક્ષુથી જોવામાં ન આવતાં હતાં ને દિવ્ય દૃષ્ટિથી જોવામાં આવતાં હતાં.[૩૨]

## બ્રહ્મા તથા સૂર્યનો સમાગમ.

હવે મેં ચિરકાલ પર્યંત દિવ્ય દૃષ્ટિથી જોઈ તે બ્રહ્માંડોમાંથી એક બ્રહ્માંડના સૂર્યને સત્ય સંકલ્પ વડે આકાશમાંથી પાસે લઇ[૩૩] હે દેવ! હે દેવેશ! આવો. હે ભાસ્કર! તમે ભલે પધાર્યા, એમ કહીને પૂછ્યું કે[૩૪] તમે કોણ છો? તમારું જગત્ કોણે સજ્યું? તેમ જ આ બીજાં જગત્ પણ કોણે સજ્યાં? તે જો તમે જાણતા હો તો કહો.[૩૫] એવી રીતે પૂછવાથી મારી તરફ જોઇ 'આ બ્રહ્માંડનો બ્રહ્મા આ છે.' એમ જાણી મને નમસ્કાર કર્યા. પછી મધુર વચને કરી કહેવા લાગ્યો.[૩૬]

સૂર્ય કહે છે—હે ઈશ્વર! હે ભગવન્! તમે, આ દૃશ્ય પ્રપંચના કારણ છતાં કેમ નથી જાણતા? મને કેમ પૂછો છો?[૩૭] હે બ્રહ્મન્! તેમ છતાં મારાં વચન સાંભળવામાં કુતૂહલ હોય તો તમે ન સંકલ્પેલી મારી ઉત્પત્તિ કહું છું, તે તમે સાંભળો.[૩૮] હે મહાત્મન્! હે ઈશ્વરાત્મન્! જે થકી નિરંતર જગદ્રચના થાય છે એવી અને સત્ અથવા અસત્ એવા યથાર્થ જ્ઞાનના અભાવે કરી મોહ આપવાવાળી કદાચિત્ સત્, કદાચિત્ અસત્, કયાંય સત્ અને કયાંક અસત્, એ પ્રકારે દેશ તથા કાલના પરિચ્છેદવાળાં જગત્સત્તાનાં પ્રદર્શનની કલાવડે ચારે તરફ વિસ્તાર પામેલું જે જોવામાં આવે છે, તે સર્વ મનોવિલાસ છે, એમ જાણો.[૩૯]



# *સર્ગ ૮૬ મો.

## ઇંદુ બ્રાહ્મણનું તપ.

**श्रीभानुरुवाच**—कल्पनाम्नि महादेव ह्यस्तने दिवसे तव ।
तलेकैलासशैलस्य जंबूद्वीपैककोणके ॥ १ ॥

સૂર્ય કહે છે-હે બ્રહ્મદેવ! તમારા ગયા કલ્પમાં જંબૂદ્વીપના એક ભાગમાં કૈલાસ પર્વતની સમભૂમીમાં સુવર્ણ જટ નામનો જે દેશ છે. તેમાં પ્રજાના નિવાસ માટે આપના પુત્ર મરીચિ આદિએ સુખકારી સુશોભિત મંડલ કલ્પ્યું છે.[૧-૨] તેમાં કશ્યપ ગોત્રી ઇંદુ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે ધર્માત્મા, વેદવેત્તામાં શ્રેષ્ઠ અને શાંત હતો.[૩] તે બ્રાહ્મણને પ્રાણ જેવી પ્રિય સ્ત્રી હતી.[૪] જેમ મરુ સ્થલમાં તૃણ થતું નથી તેમ ઇંદુને તે સ્ત્રીમાં પુત્ર થયો નહીં. તેથી તે સ્ત્રી, શોભતી ન હતી.[૫] એ સ્ત્રી, વર્ણમાં ગૌર હતી, સ્વભાવની સરલ હતી ને અંતઃકરણની શુદ્ધ હતી તથાપિ પુત્ર શૂન્ય હોવાથી શોભતી ન હતી. તે માટે સ્ત્રી પુરુષ બન્ને, કૈલાસ પર્વતના ઉપલા ભાગમાં તપ માટે ગયાં. તે નવાં વૃક્ષ જેવાં જણાતાં હતાં. તે સ્થલ, શૂન્ય અને પ્રાણી રહિત હતું. તેવા કૈલાસના કુંજમાં ઘોર તપ કરવા લાગ્યાં. સાયંકાલ વખતે જલનો એક ચુલુક (એક હાથમાં જેટલું જલ રહે તેટલું) પીતાં હતાં. ને વૃક્ષની પેઠે સ્થિર થઇ રહ્યાં હતાં.[૬-૮] વૃક્ષની પેઠે નિશ્ચલ થઇ ત્યાંસુધી તપ કર્યું કે જેટલા વખતમાં ત્રેતા અને દ્વાપર એ યુગ ગયા. ત્યારે દિવસમાં તપેલાં કુમુદ ( ચંદ્રવિકાશી કમલ ) ઉપર ચંદ્ર જેમ પ્રસન્ન થાય તેમ તેની ઉપર શંકર પ્રસન્ન થયા. ને જ્યાં તે સ્ત્રી પુરુષ તપ કરે છે ત્યાં લતા તથા વૃક્ષવાળા સ્થલમાં વસંતઋતુ જેમ આવે તેમ શંકર આવ્યા, તે વખતે કુમુદ, જેમ ચંદ્રને જુવે, તેમ તે સ્ત્રી પુરુષ, પ્રસન્ન મુખ થઇ પાર્વતીજી સહિત પોઠીયા ઉપર બેઠેલા અને જેના મુકુટમાં ચંદ્રકલા છે એવા શંકરને જોવા લાગ્યાં ને ઉદય પામેલા પૂર્ણિમાના ચંદ્રને મનુષ્યો જેમ પ્રણામ કરે તેમ શંકર તથા પાર્વતીજીને પ્રણામ કર્યાં. પછી પવને કરી કંપાયમાન વૃક્ષ ઉપર બેઠેલા અને શબ્દ કરતા

---

* આ છયાસીમા સર્ગમાં 'ઇંદુ તથા તેની સ્ત્રીનું તપ, પુત્રની ઉત્પત્તિ ને તેમાંથી જ્યેષ્ઠ ભાઇના ઉપદેશથી બ્રહ્માની અહંભાવના કહેવામાં આવશે.

ભ્રમર તથા કોકિલ આદિના શબ્દ કરતાં પણ મધુર શબ્દવડે મંદ મંદ હસીને શંકર કહે છે.[૯–૧૪]

શંકર કહે છે–હે વિપ્ર ! હું પ્રસન્ન થયો છું. માટે મનગમતો વર માગો. ને વસંત ઋતુમાં વૃક્ષ જેમ પ્રસન્ન થાય તેમ પ્રસન્ન થા.[૧૫]

વિપ્ર કહે છે–હે ભગવન્ ! હે દેવ ! મને ઉત્તમ ગુણવાળા, સદાચરણી તથા બુદ્ધિશાલી દશ પુત્ર થાય. જે પુત્રના લાભેકરી મને ફરીથી શોક બાધ ન કરે.[૧૬]

સૂર્ય કહે છે-તરંગ રૂપી મહા શરીરવાળો સમુદ્ર શબ્દે કરી જેમ શાંત થાય તેમ શંકર, 'તથાસ્તુ' એમ કહી આકાશમાં અંતર્હિત થયા.[૧૭] પછી ઉમામહેશ્વર, જેમ આકાશમાં ગયાં, તેમ તે સ્ત્રી પુરુષ, શંકરનું વરદાન મળવાથી પ્રસન્ન થઇ ઘેર ગયાં ત્યાં બ્રાહ્મણી ગર્ભિણી થઇ.[૧૮–૧૯] જલવડે મેઘ લેખા જેમ પુષ્ટ તથા શ્યામ થાય તેમ આ સ્ત્રી, ગર્ભથી પૂર્ણ ઉદરવાળી તથા શ્યામ (સુંદર) થઇ ને દશમે માસે દ્વિતીયાના ચંદ્ર જેવા દશ પુત્રોને જેમ પૃથ્વી નવા અંકુરને ઉત્પન્ન કરે તેમ ઉત્પન્ન કર્યા.[૨૦–૨૧] વર્ષા ઋતુવડે નવીન મેઘ જેમ વૃદ્ધિ પામે તેમ જેને બ્રાહ્મણ સંસ્કાર થયો છે એવા અને બલશાળી એ દશ પુત્રો સ્વલ્પ કાળમાં વૃદ્ધિ પામ્યા.[૨૨] તે સાત વર્ષની અવસ્થામાં વિદ્યા ભણ્યા, ને આકાશમાં તારા શોભે તેમ તેજવડે શોભતા હતા.[૨૩] હવે ચિરકાલે કરી તેઓનાં માતા પિતા, ગતિમાં પ્રવીણ હોવાથી લૌતિક દેહને તજી પોતાની ગતિને પ્રાપ્ત થયાં.[૨૪]

## ઐંદવો (ઇંદુના પુત્રો)ની સમાધિ.

હવે માતા પિતા મરણ પામવાથી તે દશ બ્રાહ્મણો, શોક કરી ઘર તજી કૈલાસ પર્વતના શિખર ઉપર ગયા, ને ત્યાં ઉદ્વિગ્ન મનથી વિચાર કરવા લાગ્યા.[૨૫] તે પરસ્પર કહેવા લાગ્યા કે; હે ભાઇઓ ! વૈભવે કરી ઉત્કૃષ્ટ સુખ શું છે? આ લોક તથા પરલોકમાં સુખનું સાધન શું છે? ઐહિક સુખનું કારણ ન હોય તો પણ પરિણામે દુઃખ ન આપે તેવું શું?[૨૬] શું મહત્વ સુખપ્રદ છે? ઐશ્વર્ય કે મહા-વૈભવ સુખપ્રદ છે? શું જનોનું ઐશ્વર્ય ઉત્કૃષ્ટ છે? જે માટે ગૃહાધિપતિ તથા ગ્રામા-ધિપતિ કરતાં માંડલિક રાજા, મોટો ઇશ્વર છે.[૨૭] માંડલિકની સંપત્તિ તે શું? તે કરતાં તો દેશાધિપતિ, મોટા છે. દેશાધિપતિની સંપત્તિ તે શું? તે કરતાં ચક્રવર્તી રાજા મોટો છે.[૨૮] તે કરતાં પણ ઇંદ્ર મોટો છે. ઇંદ્રતા, તે શું? તે તો બ્રહ્માનું

એક મુહૂર્ત છે. જે કલ્પમાં પણ નાશ ન પામે, તેવું શું છે?[૨૯] એવી રીતે ભાઇઓ પરસ્પર વિચારતા હતા. ત્યારે જેમ મોટો મૃગ, મૃગલાને કહે (પોતે આગળ ચાલી અન્યને લઇ જાય) તેમ મહામતિ * નામનો મોટો ભાઇ, ગંભીર વાણીવડે બોલ્યો[૩૦] કે હે ભાઇઓ! આ જગતમાં કલ્પ પર્યંત નાશ ન પામે અને મોટામાં મોટું એવું ઐશ્વર્ય બ્રહ્માનું છે અન્યનું નથી, એટલે બ્રહ્મભાવ, સર્વથી શ્રેષ્ઠ છે, તે મને રુચે છે.[૩૧] એવાં મોટા ભાઇનાં વચનને સર્વે ઐંદવો, 'ઠીક, કહ્યું, ઠીક કહ્યું.' એવી રીતે વચનોવડે પૂજતા હતા.[૩૨] ને કહે છે કે, હે ભાઇ! જેમાં સર્વ દુ:ખની શાંતિ છે, ને જે જગત્પૂજ્ય છે એવું બ્રહ્મપદ આપણને કેમ પ્રાપ્ત થાય?[૩૩] તે સાંભળી જ્યેષ્ઠ ભ્રાતા, ફરીથી ભાઇઓને કહે છે કે, હે ભાઇઓ! તમે સર્વે મારા કહેવા પ્રમાણે વર્તો.[૩૪] 'હું પદ્માસનમાં બેઠેલો બ્રહ્મા છું, તેજવડે પ્રકાશું છું, †સ્રજું છું ને સંહાર કરું છું.' એ પ્રમાણે ભ્રમર કીટના ન્યાયે કરી જ્યાંસુધી બ્રહ્મભાવ પ્રાપ્ત થાય ત્યાંસુધી તમે ધ્યાન કરો.[૩૫] એવી રીતે જ્યેષ્ઠ ભાઇએ કહ્યું. તે સ્વીકારીને ઉત્તમ એવા તે બ્રાહ્મણો, જ્યેષ્ઠ ભ્રાતાની સાથે જ બ્રહ્મભાવરૂપી ફલમાં અતિ પ્રીતિને લીધે ધ્યાનમાં બેઠા.[૩૬] જાણે ચિતરેલા હોય તેમ સ્થિર થઇ ધ્યાનમાં બેઠેલા તે વિપ્રો, આદરથી આંતર મનવડે ચિંતન કરવા લાગ્યા[૩૭] કે,પ્રફુલ્લિત કમલમાં બેઠેલા બ્રહ્મા કે જે, જગતના સ્રષ્ટા છે, કર્તા છે, ભોક્તા છે ને મહેશ્વર છે, તે, હું છું.[૩૮] મહર્ષિઓ, મારું યજન કરે છે. ‡અંગ તથા §ઉપાંગ સહિત તેમ જ સરસ્વતી તથા ગાયત્રી સહિત વેદો તથા મનુષ્યો, સર્વે મારે વિષે છે.[૩૯] જેમાં લોકપાલો વિહાર કરે છે. સિદ્ધ પુરુષનાં મંડલો સંચાર કરે છે. જે સ્વરવડે સુશોભિત છે ને અતિ સુંદર છે એવું આ સ્વર્ગ મારે વિષે છે.[૪૦] પર્વત, દ્વીપ, સમુદ્ર અને કાનન (વન)વડે શોભતું અને ત્રિલોકીના કુંડલ જેવું આ ભૂમંડળ મારે વિષે છે.[૪૧] આ પાતાલ કે જે દૈત્યોથી ભરપૂર છે, અપ્સરાઓવડે વ્યાપ્ત છે. ને જે આકાશનું કોતર છે. તે

---

* આ મહામતિ, પૂર્વ જન્મમાં બ્રહ્માનો ભક્ત હતો. તે, હિરણ્યગર્ભની ઉપાસના કરતાં મધ્યમાં મરણ પામ્યો. તેથી તેને ઉત્તમ બ્રાહ્મણને ઘેર જન્મ પ્રાપ્ત થયો. પરસ્પર ભાઇઓના સંવાદથી પૂર્વ જન્મનો સંસ્કાર ઉદ્‌બુદ્ધ થયો. તેથી અધિકારી એવા પોતાના ભાઇઓને હિરણ્યગર્ભની ઉપાસનાના ક્રમનો ઉપદેશ કરવા માટે કહે છે. † આ સંવર્ગ વિધાનો ઉપદેશ કર્યો છે ‡ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ અને છંદ, એ છ અંગ. § પુરાણ, ન્યાય, મીમાંસા ધર્મશાસ્ત્ર, એ ઉપાંગ.

પણ મારે વિષે છે.[૪૨] આ ઇંદ્ર, કે જે મહાબાહુ છે. રાજાનો રાજા છે, પવિત્ર યજ્ઞોનો ભોક્તા છે ને જે એકલો પોતે ત્રણે જગતનું પાલન કરે છે, તે, મારે વિષે છે.[૪૩] ઘણાં કિરણોવાળા આ સૂર્યો, પ્રદીપ્ત કાંતિનાં જાલરૂપી રસાંવડે દિશાઓને ટેકો આપી ચૈત્ર આદિ માસના ક્રમે કરી તપે છે.[૪૪] આ લોકપાલો, જેમ ગોવાળીઆ, ગાયોનું રક્ષણ કરે તેમ નીતિવાળી મર્યાદાએ કરી શુદ્ધ વૃત્તિથી લોકનું પાલન કરે છે.[૪૫] તરંગની પેઠે આ પ્રજા, પ્રતિદિન પ્રગટ થાય છે ને તિરોહિત થાય છે. વિવિધ વૈભવે કરી શોભે છે, ને દારિદ્રય આદિ દોષે કરી પડે છે, તે સર્વે મારે વિષે છે.[૪૬] હું આ સર્ગને સ્રજું છું, સંહારું છું, ભુવનનો ઇશ્વિર છું. તેમ જ હું આદરથી પારમાર્થિક સ્વરૂપમાં રહું છું.' તેથી ઉપરામ પામું છું.[૪૭] આ વર્ષ નીકળી ગયું. આ જુગ થયો. આ સૃષ્ટિનો કાળ છે. આ સંહારનો કાળ છે.[૪૮] આ કલ્પ ગયો. આ બ્રાહ્મી રાત્રી આવી. પૂર્ણાત્મા તથા પરમેશ્વર એવો હું, સ્વસ્વરૂપમાં રહું છું.[૪૯] એવી ભાવનાવાળી બુદ્ધિએ કરીને ઐંદવ દશ બ્રાહ્મણો, દૃઢ આસન વાળી પથ્થરમાંથી કોતરી કાઢયા હોય તેમ રહ્યા.[૫૦] દર્ભાસન ઉપર બેઠેલા તે વિપ્રો, ચિરકાલ પર્યંત પદ્માસનની કલ્પનાથી સંસારની તુચ્છ વૃત્તિની જાળો નિવૃત્ત થવાથી, તેઓને પદ્માસનનું સુખ પ્રાપ્ત થયું, તેથી શોભતા હતા.[૫૧]

# સર્ગ ૮૭ મો.*

## ઐંદવોની સ્થિતિ તથા દશ બ્રહ્માંડ.

**भानुरवाच**–पिता महक्रमे तस्मिंस्ततस्ते बहु भावनात् ।
कर्मभिस्तैः समाक्रांतमनस्कास्तस्थुराद्दताः ॥ १ ॥

સૂર્ય કહે છે–હે પિતામહ! તે ઐંદવો, એ ઉપાસનાના ક્રમમાં બહુ ભાવનાથી ભુવન, પ્રાણી, ગામ ઇત્યાદિ સ્રજવાં, તેનું પાલન કરવું, તેનો સંહાર કરવો, ઇત્યાદિ કર્મમાં જેનું મન લાગી રહ્યું છે એટલા જ માટે અતિ આસક્ત થઇ ત્યાંસુધી રહ્યાં કે જ્યાંસુધી તેઓના દેહો કાળે કરી તાપવડે તથા પવનોવડે સૂકા-

* આ સત્યાસીમા સર્ગમાં 'મને કરી બ્રહ્મા થયેલા ઐંદવોની સ્થિતિ, સિંહાદિક, દેહનું ભક્ષણ કરી ગયા તોપણ અને સર્ગ તથા પ્રલયમાં પણ સમાન હતી.' એમ કહેવામાં આવશે.

ઇને પાકેલાં પાંદડાંની પેઠે ગળી પડયા.[૧-૨] જેમ વાનરાઓ, ફળને ખાઈ જાય, તેમ જેમ તેમ રખડતા તે દેહોને ક્રવ્યાદો, (માંસ ખાનારાં પ્રાણીઓ) ખાઇ ગયાં.[૩] એ વિપ્રો, બ્રહ્મ ભાવની ભાવનાથી ને શરીરનો નાશ થવાથી જેની બાહ્યવૃત્તિ નિવૃત્ત થઇ છે એવા થઇ રહ્યા. તેમાં ચાર યુગને અંતે કલ્પ પૂરો થયો.[૪] કલ્પનો ક્ષય થવા લાગ્યો એટલે સૂર્ય તપવા લાગ્યો. પુષ્કર તથા આવર્ત નામના પ્રલયના મેઘો, મોટી ગર્જના પૂર્વક વર્ષતા હતા.[૫] પ્રલયવાયુઓ વાવા લાગ્યા. અ-કાર્ણવમાં પ્રાણીઓ નાશ પામવા લાગ્યાં. તોપણ તે ઐંદવો તો પોતાનાં મનઃ કલ્પિત બ્રહ્માંડ વિષે સૃષ્ટિ આદિ કરતા રહ્યા.[૬] પછી તમે તે સર્વનો સંહાર કરી રાત્રિ પૂર્ણ થાય, એવી પ્રતીક્ષામાં હતા ને યોગ નિદ્રાએ કરી આત્મામાં રહ્યા હતા. તોપણ ઐંદવો તો તેમ જ રહ્યા હતા.[૭] હમણાં તમે જાગ્યા છો ને ક્રમથી સ્રજવા ઇચ્છો છો. તોપણ તેઓ તે બ્રહ્મભાવની ભાવનામાંજ છે.[૮] એ પ્રમાણે દશ ઐંદવોના મનઃ કલ્પિત દશ* બ્રહ્માંડો છે.[૯]† તેમાંના એક બ્રહ્માંડનાં આકાશ-મંદિરમાં વસવાવાળો હું સૂર્ય છું. ને કાલવિભાગના કર્મમાં યોજાણો છું.[૧૦] હે મહારાજ! એ પ્રમાણે દશ બ્રહ્માંડોની ઉત્પત્તિ કહી. આ બ્રહ્માંડો, આકાશ વિષે રહ્યાં છે, તેથી તમારાં બ્રહ્માંડને બાધ આવે તેમ નથી. માટે યથેચ્છ બ્રહ્માંડ રચો.[૧૧] હે શ્રેષ્ઠ! વિવિધ કલ્પનાવાળું, બાહ્ય તથા આંતરનાં બંધનરૂપ તથા આ-સક્તિવડે મોહ કરવાવાળું જે આ દૃશ્ય જાત જોવામાં આવે છે તે સર્વ, પોતપોતાનાં મન વિષે કલ્પેલું છે એટલે મિથ્યા છે.[૧૨]

# ‡સર્ગ ૮૮ મો.

## સૂર્યકૃત, સૃષ્ટિ કરવાનો ઉપદેશ.

**श्रीब्रह्मोवाच**—ब्रह्माणो ब्राह्मणा भानुरित्युक्त्वा ब्रह्मणो मम ।
ब्रह्मन् ब्रह्मविदां श्रेष्ठ तूष्णीमेव बभूव सः ॥ १ ॥

બ્રહ્મા કહે છે—હે બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ! હે વસિષ્ઠ! 'દશ બ્રહ્મ,' બ્રાહ્મણો છે, એમ કહી તે સૂર્ય, બંધ રહ્યો.[૧] પછી ચિરકાલ વિચાર કરી મેં સૂર્યને કહ્યું કે, હે

* પહેલા શ્લોકથી આરંભી આ બ્રહ્માંડો કેમ થયાં તેનો ઉત્તર આપ્યો. † તું કોણ છો, એ પ્રશ્નનો ઉત્તર. ‡ આ અઠયાસીમા સર્ગમાં 'બ્રહ્માને આસક્તિ વિના સૃષ્ટિની સિદ્ધિ તથા મનવડે દૃઢ થયેલાંની અન્યથી નિવૃત્તિ થતી નથી,' એટલી વાત કહેવામાં આવશે.

સૂર્ય ! તમે કહો, 'કે હું અન્ય શું સર્જું.'[૨] જ્યાં આ દશ જગત્ છે, ત્યારે મારાં જગતનું શું પ્રયોજન છે?[૩] એ પ્રમાણે મારા કહેવાથી ઘણા વખત સૂધી વિચાર કરી યોગ્ય વચન કહ્યું કે:–[૪]

ભાનુ કહે છે–હે પ્રભો ! તમે તો ઇચ્છા રહિત તથા ચેષ્ટા રહિત છો. તમને સર્ગનું શું પ્રયોજન છે? આ સૃષ્ટિ તો વિનોદ માત્રછે.[૫] હે મહારાજ ! જેમ જળ આદિ વિષે સૂર્યથી પ્રતિબિંબ થાય છે, તેમ તમારાથી મનનો અભાવ હોવાથી કામના વિના સૃષ્ટિ થાય છે.[૬] હે મહારાજ ! જ્યારે શરીરનાં રક્ષણમાં કે ત્યાગમાં તમારે નિષ્કામતા છે, કેમ કે કંઇ ઇચ્છતા નથી, તેમ તજતા નથી. ત્યારે સર્ગ વિષે નિષ્કામતા કેમ ન હોય?[૭] હે જગત્પતે ! જેમ સૂર્ય, વારંવાર સંહાર કરીને દિવસને સર્જે છે તેમ તમે વિનોદ માટે જગતને સંહારીને પાછું સર્જો છો.[૮] તમો 'આ મારું કર્તવ્ય છે' એમ જાણી જગત્ કરો છો, પણ ઉદ્યમની ઇચ્છાથી કરતા નથી, ને વળી તેમાં આસક્તિ પણ નથી, માટે તે તો તમારો વિનોદ છે.[૯] જો તમે સૃષ્ટિ નહીં કરો તો પોતાના નિત્ય કર્મના ત્યાગથી શું અદૃષ્ટ પ્રાપ્ત થશે? કંઇ પણ નહીં.[૧૦] જેમ શુદ્ધ અરીસો પ્રતિબિંબની ક્રિયા કરે છે ( પોતા વિષે પ્રતિબિંબને ધારણ કરે છે ) તેમ શુદ્ધ પુરુષે આસક્તિ વિના યથાપ્રાપ્ત ( પોતાનું કર્મ ) કરવું.[૧૧] તત્ત્વવેત્તાને કર્મ કરવામાં કામના નથી, તેમ કર્મના ત્યાગમાં પણ કામના નથી.[૧૨] એટલા માટે પરમાર્થથી તો સુષુપ્ત જેવી અને પ્રતીતિથી તો સ્વપ્ન જેવી નિષ્કામ બુદ્ધિવડે યથાપ્રાપ્ત કર્મ કરો.[૧૩] આ ઐન્દવોની સૃષ્ટિથી જો તમો પ્રસન્ન થશો તો આગળ પણ સૃષ્ટિથી તમોને પ્રસન્ન કરશે.[૧૪] તમે અન્યના સર્ગને મનવડે જોઇ શકો છો, પણ નેત્રવડે જોઇ શકતા નથી. પણ પોતે સર્જેલા સર્ગને તો નેત્રવડે પણ જોઇ શકશો એટલે ઐન્દવના સર્ગોથી તમારા સર્ગની ગતાર્થતા નથી. માટે તમારે જગત્ સર્જવું જોઇએ.[૧૫] ઐન્દવના સર્ગને તો નેત્રવડે જોઇ શકો તેમ નથી, કારણ કે જેણે મનવડે સર્ગ રચ્યો, તે જ ચર્મચક્ષુથી જોઇ શકે છે, અન્ય જોઇ શકતો નથી.[૧૬]

## દૃઢ મનથી કલ્પેલાનો અન્યથી નાશનો અભાવ.

આ દશ સંસાર તથા બ્રહ્મનો નાશ કરનાર કોઇ પણ નથી. કેમકે તેઓ દૃઢ મનથી ચિરકાળના છે.[૧૭] કર્મેન્દ્રિયોવડે કરેલા પદાર્થોનો નાશ થઇ શકે છે. પણ મન: કલ્પિતનો નાશ કોઇથી થઇ શકતો નથી.[૧૮] જે નિશ્ચય, જે પ્રાણીના મનમાં

રૂઢ મૂલ થાય છે તેને તે પ્રાણી વિના અન્ય કોઇ અટકાવી શકતો નથી.[૧૯] જે દઢ નિશ્ચય, મને કરી બહુ કાળ અભ્યાસ કર્યો હોય તેનો ક્ષય, શાપે કરીને પણ થાય નહીં, તેમ દેહનો ક્ષય થાય, તોપણ તેનો ક્ષય થતો નથી. એટલે શાપથી પણ તમે તેની નિવૃત્તિ કરી શકો તેમ નથી.[૨૦] અંકુર થવા માટે શિલા ઉપર જલ સિંચન કરવું, જેમ વ્યર્થ છે તેમ મનમાં જે રૂઢ મૂળ નિશ્ચય થયો, તેની નિવૃત્તિ માટે શાપાદિ ઉપાયો વ્યર્થ છે એમ હું માનું છું. કારણ કે દઢ નિશ્ચયથી પુરુષ તે રૂપ થાય છે. તેની નિવૃત્તિ માટે તો કેવળ જ્ઞાન જ છે. તેના અન્ય ઉપાય નથી. *[૨૧]



# †સર્ગ ૮૯ મો.

## ઇંદ્ર તથા અહલ્યાની કથા.

**भानुरुवाच—मनोहि जगतां कर्तृ मनो हि पुरुषः परः ।**
**मनःकृतं कृतं लोके न शरीरकृतं कृतम् ॥१॥**

સૂર્ય કહે છે—મન જે જગતનું કર્તા છે, સમષ્ટિ ભાવને પ્રાપ્ત થયેલું મન, હિરણ્યગર્ભ છે, લોકમાં મનઃકૃત (મને કરેલું) કૃત (કરેલું) કહેવાય છે. શરીર કૃત, કૃત કહેવાતું નથી.[૧] હે મહારાજ! મનનું સામર્થ્ય જુઓ કે ઐન્દવો, સામાન્ય બ્રાહ્મણ છતાં પણ મનની ભાવનાએ કરી બ્રહ્મા થયા.[૨] મનવડે ભાવના કરાતો દેહક (લિંગદેહ—મન) દેહ ભાવને પામે છે. દેહ ભાવના વિનાનો આત્મા, જન્મ મરણાદિ દેહ ધર્મોવડે બંધાતો નથી.[૩] બહિર્દૃષ્ટિવાળો પુરુષ, અવશ્ય સુખ દુઃખને પામે છે. અંતર્મુખ દૃષ્ટિવાળો યોગી, દેહ વિષે સુખ દુઃખને જાણતો નથી.[૪] તે માટે વિવિધ ભ્રમવાળું જગતનું કારણ મન છે. તેમાં ઇંદ્ર તથા અહલ્યાની કથા દૃષ્ટાંત છે.[૫]

બ્રહ્મા પૂછે છે—હે ભાનો! અહલ્યા કોણ? અને ઇંદ્ર કોણ? કે જેની કથાનું શ્રવણ કરવાથી પવિત્ર જ્ઞાન થાય છે.[૬]

* ઐન્દવોપાખ્યાન પૂર્ણ થયું. † આ નેવાશીમા સર્ગમાં રૂઢ મૂળ થયેલાં મનનું અન્ય પ્રયત્નોવડે નિશ્ચળપણું, ઇંદ્ર તથા અહલ્યાની કથાપૂર્વક કહેવાશે.

ભાનુ કહે છે—હે દેવ! પૂર્વે ઇંદ્રદ્યુમ્ન નામનો રાજા હતો. જાણે પુરાણ પ્રસિદ્ધ બીજો ઇંદ્રદ્યુમ્ન હોય તેમ જણાતો હતો.૭ તેને ચંદ્ર જેવી રૂપાળી અને કમળનાં જેવી નેત્રવાળી અહલ્યા નામની સ્ત્રી, જેમ ચંદ્રને રોહિણી છે તેમ હતી.૮ તે જ શહેરમાં ઇંદ્ર નામનો કોઇ અન્ય બ્રાહ્મણ હતો. તે, વિટ વિદ્યામાં કુશળ ને વિટ ( વ્યભિચારી )નો અગ્રેસર વિટ હતો.૯ હવે કોઇ સ્થળે કથા પ્રસંગે રાજાની રાણી અહલ્યાના સાંભળવામાં આવ્યું કે, 'પૂર્વે અહલ્યા ( ગૌતમ ઋષિની સ્ત્રી ), ઇંદ્રને પ્રિય હતી.૧૦ એમ સાંભળી તે અહલ્યા, ઇંદ્રમાં આસક્ત થઇ, અને તે આસક્ત ઇંદ્ર, મારી પાસે કાં નથી આવતો? એ પ્રમાણે ઉત્કંઠાવાળી થઇ.૧૧ કાપી નાંખેલી બાલ લતા, વનમાં જેમ તપે, તેમ તે અહલ્યા, મૃણાલવાળા કેળનાં પાંદડાનાં બીછાના વિષે પણ અતિ તપતી હતી.૧૨ ગ્રીષ્મના તડકાથી તપી ગયેલી ભૂમિ વિષે જેમ ખેદ પામે, તેમ અહલ્યા, રાજાની ઉત્તમ સમૃદ્ધિ વિષે પણ ખેદ પામતી હતી.૧૩ પરવશ થયેલી અને 'આ ઇંદ્ર! આ ઇંદ્ર!' એમ પ્રલાપ કરતી એ અહલ્યાએ લાજ પણ તજી દીધી.૧૪ અહલ્યાની તેવી સ્થિતિ જોઇ, પીડા પામતી તેની સખીએ કહ્યું કે, 'હે સખી! વિઘ્ન વિના ઇંદ્રને તારી પાસે લાવું છું.'૧૫ 'તારા પ્રિયને હું લઇ આવું છું.' એમ સાંભળી અહલ્યા પ્રસન્ન થઇ. તેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં, ને મ્લાન ( કરમાયેલી ) નલિની, અન્ય નલિનીના પગમાં જેમ પડે, તેમ સખીના પગમાં પડી.૧૬ પછી દિવસાસ્ત થયો, રાત્રિ આવી. ત્યારે તે સખી ઇંદ્ર નામના બ્રાહ્મણની પાસે ગઇ.૧૭ તે ઇંદ્રને યથાયોગ્ય બોધ કરી સખી, ત્વરાથી અહલ્યા પાસે લાવી.૧૮ ત્યારપછી એ અહલ્યા, તે ઇંદ્રની સાથે પુષ્પમાળા પહેરી ચંદન ચોપડી ગુપ્ત ગૃહમાં કામસુખ ભોગવવા લાગી.૧૯ જેમ લતા શોભા આપનાર વસંત ઋતુના વશમાં થાય, તેમ તે અહલ્યા, કામ સુખે કરી મોતીના હાર તથા બાજુબંધવડે શોભતા તે ઇંદ્રના વશમાં થઇ.૨૦ હવે ઇંદ્ર વિષે આસક્તિવાળી ને જગતને ઇંદ્રમય જોતી એવી એ અહલ્યા, પોતાનો પતિ કે જે સર્વ ગુણનો ભંડાર હતો તેને પણ કાંઇ ગણતી ન હતી.૨૧ કેટલાક વખત પછી મુખની પ્રસન્નતાથી અહલ્યાની પ્રીતિ, ઇંદ્ર વિષે છે! એમ રાજાના જાણવામાં આવ્યું.૨૨ કેમકે જ્યાં સુધી ઇંદ્રનું ધ્યાન કરે ત્યાં સુધી તેનું મુખ, પૂર્ણિમાના ચંદ્રવડે પ્રફુલ્લિત કૈરવ ( ચંદ્ર વિકાશી કમલ ) જેવું શોભતું હતું.૨૩ ઇંદ્ર પણ તેમાં અતિ આસક્ત હોવાથી કોઇ સ્થળે અહલ્યા વિના ક્ષણવાર પણ રહેતો નહોતો.૨૪ હવે પરસ્પર ગાઢ સ્નેહને લીધે ઇંદ્ર તથ અહલ્યા, પ્રસિદ્ધ વ્યવહાર કરવા લાગ્યાં.

કાનથી ન સંભળાય એવી તે વાત, રાજાના સાંભળવામાં આવી.[૨૫] એવી રીતે ઇંદ્ર તથા અહલ્યાની અન્યોન્ય આસક્તિ જોઇ રાજાએ બહુ દંડ આપી શિક્ષા કરી,[૨૬] તે બંનેને હેમંત ઋતુમાં જલાયશમાં નાંખ્યાં. તેમાં પણ પ્રસન્ન થઇ હસતાં હતાં, પરંતુ ખેદ પામ્યાં નહીં.*[૨૭] તે બન્નેને બહાર કાઢી રાજાએ પૂછ્યું કે, હે દુર્મતિઓ ! તમે ખેદ નથી પામ્યાં ? ત્યારે તેઓ રાજાને કહે છે કે,[૨૮] અમે બન્ને, અન્યોન્યનાં મુખની સુંદર કાંતિનું રૂઢ ભાવથી સ્મરણ કરી દેહને જાણતાં નથી.[૨૯] જે માટે અમારાં મનનો સંબંધ, ભેદ શંકા-રહિત છે, તે માટે શરીરના કટકા કરી નાંખવા આદિ ગમે તે દંડ આપો તો પણ અમે પ્રસન્ન રહીએ છીએ ને મોહ પામતાં નથી.[૩૦] પછી ભ્રાષ્ટ્ર (તપાવેલાં કડામાં) નાંખ્યાં તો પણ તેઓ પ્રસન્ન મનવાળાં, અન્યોન્યનાં સ્મરણથી હર્ષ પામેલાં અને ખેદ વિના રાજાને કહેતાં હતાં.[૩૧] હાથીના પગમાં બાંધ્યાં તો પણ ખેદ રહિત ને અન્યોઅન્યનાં સ્મરણે કરી હર્ષ પામેલાં તેઓ, એ જ પ્રમાણે રાજાને કહેતાં હતાં.[૩૨] કશા (ચાબખા) માર્યા તો પણ ખેદ વિના એ જ પ્રમાણે રાજાને કહેતાં હતાં. તેમ જ અન્ય શિક્ષા કરી જ્યારે તેને મુક્ત કરે, ત્યારે પ્રસન્ન-તાપૂર્વક વારંવાર એનાં એ વચનો કહેતાં હતાં. પછી ઇંદ્ર બ્રાહ્મણ, રાજાને કહે છે કે, હે રાજન્ ! મને જગત્ પ્રિયા (અહલ્યામય) છે.[૩૩–૩૪] તેથી મને શિક્ષાનાં દુ:ખ, થોડાં પણ બાધા કરતાં નથી. હે રાજન્ ! આ અહલ્યાને પણ સર્વ જગત્, મારામય છે.[૩૫] તેથી તેને પણ શિક્ષાનું દુ:ખ, થોડું નથી. હે રાજન્ ! હું મનોમાત્ર છું, ને મન એ જ પુરુષ છે.[૩૬] આ દેહ દેખાય છે તે, મનનો પ્રપંચ છે. હે રાજન્! એક વખતે ઘણા દંડ આપો તો પણ ઇષ્ટ પદાર્થમાં શૂરતાવાળું મન, થોડું પણ ભેદી શકાય તેમ નથી.[૩૭] એવી તે કઇ અને કોની શક્તિઓ છે, કે જે શક્તિઓવડે દૃઢ નિશ્ચયવાળાં મન ભેદાય ![૩૮] દેહ વૃદ્ધિ પામે, વા વીંખાઇ જાય, પણ પ્રિય પદાર્થમાં અભિનિવેશવાળું મન આગળની પેઠે જ રહે છે.[૩૯] હે નૃપ ! પ્રિય વિષયમાં અભિનિવેશવાળાં મનને બાધ કરવા માટે શરીરમાં રહેલા

---

* અસત્ય અને નિંદિત એવા લૌકિક વિષયમાં પણ ચિત્તની સ્થિરતાથી જ્યારે દુ:ખ થતું નથી અને સુખની પ્રાપ્તિ થાય છે ત્યારે સત્યસ્વરૂપ પરમાત્મા વિષે ચિત્તની સ્થિરતાથી દુ:ખની સંભાવના ક્યાંથી ન હોય? ને નિરતિશયાનંદની પ્રાપ્તિ સ્વત: સિદ્ધ થાય એવાં તાત્પર્યનું રહસ્ય સૂચવવા માટે ઇંદ્ર તથા અહલ્યાનાં ચિત્તની સ્થિરતા તથા ફલ એ બન્નેનું વર્ણન કરે છે.

ભાવ અથવા અભાવ, કોઇ સમર્થ નથી.[૪૦] મને, તીવ્ર વેગવડે જે પદાર્થ ગ્રહણ કરાયો તો મન અચલ થઇ તેને જ જુવે છે. પરંતુ શરીરચેષ્ટાને જોતું નથી.[૪૧] તીવ્ર વેગે કરી આસક્ત થયેલાં મનને ચલાયમાન કરવા, વૈર કે શાપ આદિ કોઇ પણ ક્રિયા સમર્થ નથી.[૪૨] જેમ મહા પર્વતને મૃગો, ચલાવી શકતા નથી. તેમ તીવ્ર વેગવડે આસક્ત મનને પ્રિય વિષયથી પુરુષો, ચલાવી શકતા નથી.[૪૩] જેમ મોટાં દેવાલયમાં દેવી રહે તેમ મારાં મનમાં આ અહલ્યા રહી છે.[૪૪] જેમ પર્વત, મેઘમાલાના સંબંધથી ગ્રીષ્મઋતુના દાહને અનુભવતો નથી તેમ હું, જીવરક્ષક પ્રિયા ( અહલ્યા)એ કરી દુઃખને અનુભવતો નથી.[૪૫] હે રાજન્! હું જ્યાં જ્યાં જે પ્રકારે રહું છું, અથવા જાઉં છું, ત્યાં અહલ્યાના સંગ વિના અન્ય અણુ માત્ર પણ અનુભવતો નથી.[૪૬] અહલ્યા નામની સ્ત્રીરૂપ મનની સાથે ઇંદ્ર નામનું મન મળેલું છે. એટલે મન જ, ઇંદ્ર તથા અહલ્યા એ બે વેશે કરી મળેલું છે. તેથી સેંકડો પ્રયત્ન કરો તો પણ પોતાના સ્વભાવને તજી, સ્વભાવાંતરને પ્રાપ્ત થાય તેમ નથી.[૪૭] વર કે શાપે કરીને જેમ મેરુ ચલાવી શકાતો નથી. તેમ એક કાર્યમાં અભિનિવેશવાળું ધીર પુરુષનું મન, ચલાવી શકાતું નથી.[૪૮] દેહ વર તથા શાપે કરી અન્યભાવને પામે છે, પણ મન, અન્યભાવને પામતું નથી. કારણ કે તે દૃઢ નિશ્ચયથી રહ્યું છે.[૪૯] મિથ્યા અને કલ્પેલાં આ શરીરો મનનાં કારણ નથી, પણ જેમ જળ સર્વ વૃક્ષ તથા લતાના રસનું કારણ છે તેમ મન, આ શરીરોનું કારણ છે.[૫૦] હે નૃપ! આ જગતમાં આદ્ય શરીર (આત્માનું પ્રથમ ભોગાયતન) મન જ છે. તેણે શરીરસંઘ, કલ્પેલો છે. આદ્ય શરીર, જ્યાં જ્યાં હું એવાં અભિમાનપૂર્વક પ્રકટ થાય છે, જીવને તે અહંભાવનાએ કરી તે તે શરીર આદિ આકાર ફળે છે એટલે પ્રતીત થાય છે. અન્ય પ્રતીત થતું નથી.[૫૧] મુખ્ય અંકુર, મન છે, તેથી વૃક્ષ અને પલ્લવ જેવા દેહો વિસ્તાર પામે છે. અંકુર, નષ્ટ થાય તો પલ્લવનો નાશ થાય છે ને ફરીથી ઉત્પન્ન થતાં નથી. પણ પલ્લવનો નાશ થવાથી અંકુરનો નાશ થતો નથી.[૫૨] મન, સ્વભાવસ્થામાં જેમ તેમ દેહ નાશ પામે તો પણ નવા નવા અન્ય અનેક દેહને ઉત્પન્ન કરે છે ને મન નાશ પામે તો દેહ, કાંઇ પણ કરી શકતો નથી. માટે મનરૂપી ચિંતામણિનું મોક્ષ પુરુષાર્થનાં સમાધાને કરી રક્ષણ કરો, પણ તુચ્છ ક્રોધાદિકને વશ થઇ નાશ ન કરો.[૫૩] હે રાજન્! હું અહલ્યાને પ્રત્યેક દિશામાં જોઉં છું. પ્રિયામાં મન હોવાથી નિરંતર આનંદમાં રહું છું. તમારાં માણસો, શસ્ત્રાદિકથી જે મને દુઃખ આપે છે, તેને સ્વલ્પકાળમાં ચિરકાલ રંચ માત્ર પણ જોતો નથી.[૫૪]

# સર્ગ ૯૦ મો.*

## ઈન્દ્ર તથા અહલ્યાનો અનુરાગ-પ્રીતિ.

**भानुरुवाच–अथेंद्रेणैवमुक्तोऽसौ राजा राजीवलोचनः ।**
**मुनिं भरतनामानं पार्श्वसंस्थमुवाच सः ॥ १ ॥**

ભાનુ† કહે છે—ઇંદ્ર બ્રાહ્મણે એમ કહ્યું, ત્યારે ઇંદ્ર દ્યુમ્નરાજા, પાસે બેઠેલા ભરતમુનિને કહે છે.[૧]

રાજા કહે છે—હે મુનિરાજ! મારી સ્ત્રીનું હરણ કરનાર અને દુષ્ટ એવા આ ઇન્દ્રનાં મુખ ઉપર હું અતિ ધૃષ્ટતા જોઉં છું.[૨] માટે આ પાપીને તેનાં પાપ પ્રમાણે શાપ આપો. કારણ કે અવધ્યના વધથી જે પાપ થાય છે તે જ પાપ, વધ્યને ન હણવાથી થાય છે.[૩] એ પ્રમાણે રાજાના કહેવાથી એ પાપી ઇન્દ્રનાં પાપનો વિચાર કરી મુનિરાજે શાપ આપ્યો કે-'હે દુષ્ટ! પતિનો દ્રોહ કરવાવાળી આ દુષ્ટ અહલ્યા તથા તું, બન્ને નાશ પામો![૪-૫] ત્યારે અહલ્યા તથા ઇંદ્ર, રાજા અને ભરતમુનિને કહે છે કે, તમે બન્ને, દુર્મતિયાં છો, કેમકે શાપ આપી તમે તમારું તપ ક્ષીણ કર્યું, તેથી અમને કાંઇ થાય તેમ નથી. દેહ, નાશ પામે તો પણ અમે મનરૂપ છીએ તેથી અમારું કાંઇ નાશ પામતું નથી.[૬-૭] મન સૂક્ષ્મ છે, ચિન્મય છે અને અલક્ષ્ય છે, તેથી કોઇ પણ મનનો નાશ કરી શકતું નથી.[૮]

ભાનુ કહે છે-ગાઢ સ્નેહથી જેનાં મન, બંધાયેલાં છે, એવાં તે બન્ને, વૃક્ષ ઉપરથી પલ્લવ જેમ પડે તેમ ભૂતલ ઉપર પડયાં.[૯] વિષયમાં દૃઢ અનુરાગે કરી મળેલાં તે બન્નેને મૃગલાંનો દેહ પ્રાપ્ત થયો. તેમાં પણ અન્યોન્ય સ્નેહ સંબંધ હતો તેથી પછી પક્ષી થયાં.[૧૦] એવી રીતે ઘણાં જન્મો પછી હમણાં અન્યોન્ય સંબંધની ભાવનાવાળાં તે ઇંદ્ર તથા અહલ્યા, અમારાં બ્રહ્માંડમાં બ્રાહ્મણ તથા બ્રાહ્મણી થયાં છે. તે બન્ને, સ્ત્રી પુરુષ છે. મહા પુણ્યવાન્ છે ને તપમાં તત્પર છે.[૧૧] ભરત મુનિનો પણ શાપ, તે બન્નેનાં શરીરનો નાશ કરી શકયો. પણ મનનો નાશ કરી શકયો નહીં.[૧૨] તે બન્ને, અદ્યાપિ તે સ્નેહ સંસ્કારે કરી જ્યાં

* આ નેવુમા સર્ગમાં ભરતમુનિના શાપથી ઇંદ્ર તથા અહલ્યાના દેહનો નાશ થયો તો પણ મનની આસક્તિનો નાશ થયો નહીં, એ વાત કહેવામાં આવશે. † બ્રહ્મન્ પ્રત્યે કહે છે.

જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાં ત્યાં દંપતી (સ્ત્રીપુરુષ) થાય છે.[૧૩] તે અહલ્યા તથા ઇંદ્રનો સ્વાભાવિક પ્રેમ રસે કરી બંધાયેલા તે સુંદર સ્નેહને જોઇ, વૃક્ષો પણ પ્રેમ રસવાળાં થઇ શૃંગાર ચેષ્ટામાં વ્યાકુલ થયાં.[૧૪]



# સર્ગ ૯૧ મો.*

## બ્રહ્માની સૃષ્ટિ.

**भानुरुवाच–तेनैतद्ब्रच्मि भगवन्यथाकालं मनो मुने ।**
**अनिग्राह्यमभेद्यं च शापैरपि दुरासदैः ॥ १ ॥**

ભાનુ કહે છે–હે બ્રહ્મદેવ! ભરત મુનિનો શાપ પણ મનોનાશમાં સમર્થ ન થયો, માટે કહું છું કે મોટા શાપવડે પણ મનનો નાશ કે નિગ્રહ થાય તેમ નથી.[૧] માટે ઐંદવની સૃષ્ટિનો ક્રમ તમારાથી નાશ પામે તેમ નથી ને નાશ કરવો, એ તમોને ઉચિત પણ નથી.[૨] હે ભગવન્! તમે તો દેવના પણ દેવ છો ને મહાત્મા છો. આ જગતમાં કે અન્ય જગતમાં તમને દીનતા ઉત્પન્ન કરે તેવું શું છે? કાંઇ પણ નથી. માટે તમારે 'મારો સર્ગ, વૃથા છે, એવી દીનતા કરવી નહીં.[૩] મન, જગત્કર્તા છે. મન, પરપુરુષ છે. જે મને નિશ્ચય કરેલું છે, તેનો નાશ, જેમ પ્રતિબિંબનો નાશ થતો નથી, તેમ દ્રવ્ય, ઓપધિ કે દંડે કરીને પણ થતો નથી. તે માટે એ ઐંદવો, માનસિક સર્ગમાં ભલે રહ્યા.[૪–૫] ને તમો તમે પોતાનાં ચિત્તાકાશમાં પ્રજાને સ્રજો. કેમ કે ચિત્તાકાશ, અનંત છે. [૧]ચિત્તાકાશ, [૨]ચિદાકાશ, [૩]ચિદાભાસાકાશ, આકાશ (પંચ ભૂતાન્તર્ગત) એ ત્રણે આકાશ અનંત છે. સાક્ષી કૂટસ્થચિદાકાશ, એ ત્રણેનો પ્રકાશ કરે છે. એક, બે, અથવા ત્રણ, ઇચ્છા પ્રમાણે તમે સર્ગ કરો. સ્વસ્વરૂપમાં રહો. ઐંદવોએ તમારું શું લીધું છે? કે એના સર્ગોના નાશ માટે વિચાર કરો છો?[૬–૭]

**બ્રહ્મા** કહે છે–હે વસિષ્ઠ મુને! એ પ્રમાણે ઐંદવના સર્ગ માટે સૂર્યે કહ્યું ત્યારે મેં ચિરકાલ વિચાર કરી કહ્યું,[૮] કે હે સૂર્ય! તમે ઠીક કહ્યું. ત્યારે આકાશ

* આ એકાણુમાં સર્ગમાં સૂર્યને મનુ કરી, બ્રહ્માની સૃષ્ટિનું નિરૂપણ તથા ઐંદવના સર્ગની પેઠે સૃષ્ટિનું મનોમાત્રપણું, કહેવામાં આવશે.

વિસ્તારવાળાં છે. તેમાં ભૂતાકાશનો સૃજ્ય (જગત્) કોટીમાં છે ને બ્રહ્માકાશ, અસંગ છે. એટલે એ બે આકાશને તો સર્ગનો આધાર નથી ને ચિત્તાકાશ તથા ચિદાભાસાકાશ, વિસ્તારવાળાં છે. ને તે બે, સર્ગના આધાર છે. માટે હું તેમાં નિત્ય કર્મરૂપ સર્ગ કરું છું.[૯-૧૦] હે સૂર્ય! હું બહુ ભૂત સમુદાયોને કલ્પું છું. તે સર્ગમાં તમે જ પ્રથમ મનુ થાઓ.[૧૧] મારી આજ્ઞાથી ઇચ્છા પ્રમાણે સર્ગ કરો. એ પ્રકારનાં મારાં વાક્યને સ્વીકારી, એ સૂર્યે બે સ્વરૂપ કર્યાં. તેમાંથી આગળનાં એક સ્વરૂપે કરી ઐંદવના સર્ગમાં સૂર્ય થયો, ને આકાશ માર્ગમાં રહી દિવસોને વિસ્તારવા લાગ્યો ને બીજા સ્વરૂપે કરી મનુ થઇ મને પ્રિય એવી તે તે સંપૂર્ણ સૃષ્ટિ સ્રજવા લાગ્યો.[૧૨-૧૫] હે વસિષ્ઠ! મહા સમર્થ મનનું સ્વરૂપ, સર્વ કર્તૃત્વ તથા શક્તિ, એ સર્વ તમોને કહ્યું.[૧૬] આ મનનું જે જે પ્રતિભાસ સંકલ્પને પ્રાપ્ત થાય છે, તે તે પ્રગટતા, સ્થિરતા તથા સફલતાને પ્રાપ્ત થાય છે.[૧૭] ઐંદવો, સામાન્ય બ્રાહ્મણ હતા, છતાં પણ સંકલ્પના વશથી બ્રહ્મ, થયા. મનનું સામર્થ્ય તો જુવો![૧૮]

## જીવાવતરણનો ક્રમ.

જેમ ઐંદવ જીવો, ચિદ્‌ભાવથી ચિત્તપણાંને પ્રાપ્ત થઇ બ્રહ્મા થયા. તેમ જ હું પણ બ્રહ્મા થયો છું એટલે ઐંદવની પેઠે મારી હિરણ્ય ગર્ભતા પણ માનસી છે.[૧૯] ચિત્ત, પ્રતિભાસ સ્વરૂપ છે. તેનો જે પ્રતિભાસ તે જ દેહાદિ છે ને તે જ મન છે. દેહાદિકની પ્રતીતિ, મનથી અન્ય નથી.[૨૦] ચિત્ત, પોતાની અંદર કલ્પના કરે છે. તે પણ જેમ મરી, તિખાંશે કરી અંદર પરિણામ પામે છે. લીમ્બડો, કડવાશે કરી પરિણામ પામે છે ને દ્રાક્ષા, મધુરતાએ કરી પરિણામ પામે છે. તેમ ચિત્ત, કામ, કર્મ તથા વાસનાને અનુસારે જ્યારે જેટલું સંભવે છે, ત્યારે તેટલું કલ્પે છે.[૨૧] તે જ ચિત્તવાળો અને પ્રતીત થતો આતિવાહિક (લિંગ શરીર), ભ્રમે કરી સ્થૂલ દેહરૂપે ભાસે છે એટલા જ માટે 'હું દેવ છું' 'મનુષ્ય છું' ઇત્યાદિ દેહનામથી વ્યવહાર કરે છે.[૨૨] એ જ ચિત્ત, વિરલવાસના (ભ્રમ) વાળું હોય તો જીવ કહેવાય છે ને ગાઢ ભ્રમવાળું હોય, તો દેહ કહેવાય છે. એ પ્રમાણે ભેદના ક્રમથી જેને સ્થૂલ, કારણ તથા સૂક્ષ્મ એ ત્રણે દેહનો ચમત્કાર શાંત થયો છે, એવું ચિત્ત તો પરબ્રહ્મ જ છે, એમ જાણો.[૨૩] હું નથી, અન્ય નથી, આ ચિત્ત, વિચિત્રરૂપે રહ્યું છે. હે વસિષ્ઠ! ઐંદવની સંવિતની પેઠે અસત્ જગત્, સત્તાને પ્રાપ્ત થયું હોય એમ જોવામાં આવે છે.[૨૪] જેમ ઐંદવનો મનોબ્રહ્મ, તેમ આ

હું છું, ઐંદવોએ સર્ગાંતર કર્યાં છે, એવી કલ્પના પણ મારા મનની છે. માટે તે પણ હું જ છું. કેમકે આખું આ જગત્ સંકલ્પાત્મક ભાસે છે.[૨૫] આ હું બ્રહ્મ, છું, એવો કોઇ પણ ચિત્ત વિલાસ જ છે. પરમાત્મા જ, સર્વ પ્રપંચ શૂન્ય આત્માકાશથી પૃથક્ દેહાદિરૂપે ભાસે છે.[૨૬] શુદ્ધ ચિત્, પરમાત્મ સ્વરૂપ છે. એવી ભાવનાથી જીવ, મનોભાવને તજી દેહ ભાવને મિથ્યા જાણે છે.[૨૭] જેમ પોતાનાં અજ્ઞાનથી થયેલું સ્વપ્ન, જાગે ત્યારે જાગ્રત્‌રૂપે થાય છે. તેમ આ સર્વ જગત્, ઐંદવ જગતની પેઠે પરમાત્મા જ છે.[૨૮] જગત્, જે માટે અતિ સૂક્ષ્મ-વાસના રૂપ શબ્દ તન્માત્રાના અધ્યાસપૂર્વક છે. તે માટે બે ચંદ્રના ભ્રમની પેઠે તથા ઐંદવના સર્ગની પેઠે ચિત્ત થકી જ થાય છે.[૨૯] જે અહંરૂપ, અનુભવમાં આવે છે તે સત્ નથી. કારણ કે, સર્વ ચિત્ત કાર્યમાં અહંરૂપ દેખાતું નથી, તેમ અસત્ પણ નથી, કેમ કે અસતની પ્રતીતિ થતી નથી. જે માટે સત્તા, સત્ જ છે ને અસત્તા અસત્ત જ છે એટલે તે એક રૂપ જ છે ને અહંરૂપ તો ક્વચિત્ પ્રતીતિથી સદ્રૂપ છે. અપ્રતીત થવાથી અસદ્રૂપ છે. એ પ્રમાણે વિરુદ્ધ સ્વભાવ ભાસે છે, તેથી એકરૂપ નથી, માટે માયિક છે.[૩૦] સંકલ્પ સ્વરૂપ મન જડ, ચેતન ઉભય સ્વરૂપ છે. બ્રહ્મ સ્વરૂપ હોવાથી ચેતન છે ને જગદ્રૂપ હોવાથી જડ છે એટલે મન પણ વિરુદ્ધ સ્વભાવે કરી માયિક છે.[૩૧] જેમ કટક, બુદ્ધિથી કનકથી ભિન્ન છે ને કનક બુદ્ધિથી તો કનક જ છે. તેમ મન, દૃશ્યના અનુભવ વખતે દૃશ્ય જેવું, ને સત્વ બ્રહ્મના અનુભવ વખતે બ્રહ્મ જ છે. એ પ્રમાણે જગત્ પણ વિરુદ્ધ સ્વભાવ હોવાથી માયિક છે.[૩૨] બ્રહ્મ, સર્વરૂપ હોવાથી સર્વ જડ, ચિદ્રૂપ છે. બ્રહ્માથી આરંભી સ્થાવર પર્યંત, યુક્તિથી વિરુદ્ધ સ્વભાવ છે. તોપણ પરમાર્થ દૃષ્ટિથી તો જડતાવાળું કે ચેતનાવાળું કાંઇ પણ નથી.[૩૩] 'જડ' તથા 'ચેતન' એ પ્રકારની વ્યવસ્થા, ઉપલંભ ( પ્રતીતિ ) વિના અથવા ઉપલંભ પછી થાય છે. ઉપલંભ વિના વ્યવસ્થા છે, એમ માનીએ તો ઉપલંભના અસંભવથી સત્તા જ સિદ્ધ થતી નથી. કેમ કે પ્રમાતા તથા પ્રમેય બન્ને સદૃશ એટલે ચેતન હોય તો વૃત્તિદ્વારા એકતાથી ઉપલંભ પ્રસિદ્ધ છે. તેમ છતાં દૃશ્યને જો કેવળ જડ માનીએ તો કાષ્ઠ આદિ અચેતન હોવાથી ઉપલંભનો સંભવ નથી.[૩૪] હવે જો ઉપલંભ પછી જડ ચેતન વ્યવસ્થા થાય છે એમ માનીએ તો સર્વ જગત્, ચૈતન્ય સ્વરૂપ છે, એમ સિદ્ધ થાય છે. કારણ કે ઉપલંભ તો સમાન સંબંધવાળાનો ચેતન ચેતનનો થાય છે, પણ જડ ચેતનનો થતો નથી. માટે ઉપલંભ વિના કે ઉપલંભ પછી જડ, ચેતનની વ્યવસ્થા, દુર્ઘટ

છે.[૩૫] જેમ મહામરુ દેશમાં પત્ર લતા આદિ નથી, તેમ વાણીને અગોચર એવા પરમાત્મા વિષે જડ તથા ચેતન આદિ શબ્દ કે અર્થ કાંઇ પણ નથી.[૩૬] ચિત્તની ચેત્ય (દ્વૈત)ને આકારે કલના જ મનસ્તા (મનપણું) કહેવાય છે, તેમાં જડ, ચેતનનો વિકલ્પ છે. એમાં અજડ, ચિદ્દભાગ છે ને જડ, ચેત્ય ભાગ છે. તેનો વિવેક નિર્મનસ્કતા કહેવાય છે.[૩૭] એમાં જે બોધાંશ છે, તે ચિદ્દ ભાગ છે ને જડાંશ, ચેત્ય છે, તેમાંથી ચિદાત્મ ભાગનાં વિસ્મરણથી જડરૂપ જીવજગદ્દભાવનો ભ્રમ થાય છે, ને તેથી સંસારને પ્રાપ્ત થાય છે.[૩૮] શુદ્ધ ચિત્સ્વભાવ જ 'ચિત્ત,' 'જગત્' એવી રીતે બે રૂપ થયો છે. માટે સર્વ જગત્, ચિત્ જ છે. દ્વૈત જોવામાં આવે છે તોપણ ચિત્ જ છે.[૩૯] ચિત્, અન્યરૂપે જોવાથી દ્વૈતરૂપે થાય છે. જેમ ભ્રમવાળી દૃષ્ટિથી પૃથ્વી ભમતી હોય, તેમ વિભાગ વિનાની પણ એ ચિત્, વિભાગવાળી જોવામાં આવે છે.[૪૦] ભ્રાંતિ નથી, ભ્રાંતિવાળો પુરુષ નથી, એ નિશ્ચય છે તથાપિ પરિપૂર્ણ સમુદ્ર જેવી ચિત્, દ્વૈતરૂપે રહી દ્વૈતને જુવે છે.[૪૧] આ ચિત્ સર્વરૂપ જડતા પણ ચિતિ જ છે, જે માટે જડતા વિષે ચિતિને તમે જાણો છો. જો જડસ્વભાવ હોય તો સ્ફુરણ ન થાય ને તેથી જડતાની પણ અસિદ્ધિ થાય. હવે જડ વિષે જે જ્ઞાન થાય છે, તે ચિદ્દ ભાગ છે ને અહંતા થાય છે, તે ચેતન વિષે જડ ભાગ છે.[૪૨] અહંતા, બ્રહ્મથી ભિન્ન છે માટે જડ છે. પરમાત્મા વિષે તે અહંતાદિ લેશ માત્ર પણ નથી. જેમ જળ વિષે તરંગ આદિ પૃથક્ જોવામાં છે પણ જલમય છે, તેમ અહંતાદિ, ચિદેકરસ છે.[૪૩] અહં પ્રત્યયે કરી દસ્ય અને ઉત્પન્ન થયેલું ચેત્ય (દ્વૈત), મૃગજલ જેવું જાણો એટલા જ માટે તે, નથી જ.[૪૪] સર્વ દ્વૈતના બાધના અવધિરૂપ આત્મવસ્તુ, અહંતાનો આશ્રય નથી ને પોતે બાધવર્જિત છે. જેમ શિતલતા જ, ઘન (ઘાટા) ભાવને પ્રાપ્ત થવાથી હિમ કહેવાય છે તેમ ચિત્સ્વભાવ જ, વાસનાએ કરી અહંતાદિરૂપને પ્રાપ્ત થાય છે.[૪૫] સ્વપ્નમાં પોતાનું મરણ જેમ તેમ ચિત્, જડ પદાર્થને ચેતન કરે છે. સર્વરૂપ હોવાથી સર્વ શક્તિ પ્રકટ કરતી ચિત્, જ્ઞાનની દૃઢતા વિના સમતાને પ્રાપ્ત થતી નથી.[૪૬] નાના સ્વરૂપને આકાશ જેવો શુદ્ધ આતિવાહિક (લિંગ) દેહ, મન આદિ સર્વ પદાર્થરૂપે વિકાશ પામે છે.[૪૭] કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ, એ ત્રણે દેહ, પ્રતીતિ સ્વરૂપ છે, એમ જાણી, તેને તજતા પુરુષે ચિત્ત, પ્રાતિભાસિક છે, એમ વિચારવું, એ જ ઉપાય, 'આતિવાહિક સર્વરૂપે છે,' એમ જાણવા માટે છે.[૪૮] જેમ તામ્રને શોધવાથી સુવર્ણ થાય છે, તેમ ચિત્તને શોધ-

વાથી પરમાત્મા થાય છે, એટલે સ્વાભાવિક આનંદની પ્રાપ્તિ થાય છે, પરંતુ જેમ પાષાણને શોધવાથી કાંઇ ફલ થતું નથી, તેમ દેહને શોધવાથી કાંઇ પણ ફલ થતું નથી.[૪૯] જે હોય તેનો શોધ થાય. બોધ છે તો તેનો શોધ કરવો એટલે બોધ, ફલવાનું છે. જેમ આકાશ વૃક્ષને કોઇ શોધતું નથી તેમ દેહાદિ અવિદ્યા, જો સત્ય હોય તો તેના શોધ માટે આગ્રહ થાય. પણ સત્ય નથી, માટે તેનો શોધ કોઇ કરતું નથી.[૫૦] દેહને આત્મા માનવાવાળા ચાર્વાક, પામર આદિ જે પુરુષો, આત્મા, દેહવાસ છે, એમ જે માને છે, તેને મેંઢા જેવા સમજવા. કેમ કે લોકમાં દેહ વિષે આત્માદિ શબ્દનો પ્રયોગ કરે છે. તોપણ શ્રુતિમાં આત્માદિ શબ્દનો અર્થ દેહ નથી.[૫૧] મન, જેવી ભાવના કરે, તે તેવી રીતે તે જ ક્ષણે થાય છે. તેમાં ઇંદ્ર તથા અહલ્યાનો દૃઢ નિશ્ચય દૃષ્ટાંત છે.[૫૨] પ્રતિભાસસ્વરૂપ ચિત્ત, જેનો જેનો જે જે પ્રકારે સંકલ્પ કરે છે, તે તે દેહાદિ પદાર્થો, તેને રૂપે થાય છે. માટે આ દેહ નથી, અહંકાર નથી. તેથી અદ્વિતીય સ્વસ્વરૂપને જાણીને વાસના રહિત થઇ રહો.[૫૩] જેમ બાલક, સ્વપ્નામાં યક્ષના દેહમાં ગયો નથી, તોપણ કલ્પનાથી જાણે યક્ષ ગળી ગયો હોય. યક્ષના દેહમાં પોતે હોય તેમ માને છે તેમ આ મનુષ્યાદિ દેહ, પ્રત્યક્ષ છે.' 'આ દેહ ભોગ્ય પ્રપંચ છે.' એવી રીતની કલ્પનાથી આત્મા, દેહ તથા સર્વ ભોગ્યરૂપે થાય છે. પછી આત્મભાવની પ્રાપ્તિ થવાથી દેહના નાશની પછવાડે સર્વનો નાશ થાય છે, એટલે કેવલ આત્મા જ રહે છે.[૫૪]

---

# *સર્ગ ૯૨ મો.

## મનના મહાત્માનું વર્ણન.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**—इत्युक्तवान् स भगवान् मया कमलसंभवः ।
रघूद्वह पुनः पृष्टो वाक्यमाक्षिप्य भूतपः ॥ १ ॥

વસિષ્ઠ પૂછે છે– હે રામ! એ પ્રમાણે મને બ્રહ્માજીએ કહ્યું ત્યારે મેં ફરીથી આક્ષેપ ( શંકા ) કરી પૂછ્યું,[૧] કે હે ભગવન્! શાપ તથા મંત્ર આદિની

* આ બાણુમાં સર્ગમાં 'મનની શક્તિનો આક્ષેપ કરી તે, અમોઘ છે, દૃઢ છે ને પુરુષનો પ્રયત્ન દૃઢ હોય તો યથેષ્ટ આરોપમાં સમર્થ છે,' એટલું સ્થાપન કરવામાં આવશે.

શક્તિઓ, અમોઘ (સફલ) છે, એમ તમે કહ્યું છે ને વળી ઇંદ્ર તથા અહલ્યાના પ્રસંગમાં શાપાદિ, નિષ્ફળ છે, એમ તમે કહ્યું તે કેમ? (તમારું કહેવું પરસ્પર વિરુદ્ધ કેમ?)[૨] વળી તમારું કહેવું લોક વિરુદ્ધ પણ છે, કેમ કે શાપ તથા મંત્ર કરી પ્રાણીનાં મન, બુદ્ધિ તથા ઇંદ્રિયો, સર્વ, મૂઢ થયલાં જોવામાં આવે છે. નહુષ રાજાને શાપથી અજગરપણું પ્રાપ્ત થયું. તે મનના મોહથી પોતાના વંશમાં થયેલા ભીમને ગળવામાં પ્રવૃત્તિ થઇ. સૌદાસ રાજા ધર્મિષ્ઠ હતો તોપણ તેને શાપથી રાક્ષસ શરીર પ્રાપ્ત થયું ને બ્રહ્મહત્યામાં પ્રવૃત્તિ થઇ. ગંધર્વ રાજાના શાપથી ધૃતરાષ્ટ્રનાં નેત્રનો નાશ થયો.[૩] વળી કાર્ય વિરોધ પણ છે. કેમ કે જેમ પવન તથા સ્પંદ છે. જેમ સ્નેહ (ચિક્કણતા) તથા તિલ છે. તેમ જ આ મન તથા દેહ અભિન્ન છે. મન જ દેહ છે એટલે વર તથા શાપ જો મનને ન લાગે તો દેહને પણ ન લાગે.[૪] હવે જો દેહ નથી તો તે મને કરી કલ્પિત છે એટલે સ્વપ્નની પેઠે, મૃગ તૃષ્ણાની પેઠે તથા બે ચંદ્રની પેઠે મિથ્યા અનુભવમાં આવે છે. 'એમ માનીએ તો તેમાં પણ દોષ છે' કારણ કે, એકનો નાશ થવાથી બન્નેનો અવશ્ય થાય. જેમ મનનો નાશ થવાથી દેહનો નાશ પ્રત્યક્ષ છે, તેમ દેહનો નાશ થવાથી મનનો નાશ પણ સંભવે છે એટલે દેહ, મનથી ન્યૂન નથી પણ સમાન છે.[૫-૬] હે પરમેશ્વર! મનને શાપ આદિ, બાધ કેમ કરતા નથી? ને બાધ કેમ કરે? તે કહો.[૭]

બ્રહ્મા કહે છેઃ–હે વસિષ્ઠ! આ જગતમાં એવું કાંઇ નથી, કે જે શુદ્ધ કર્મવાળા શુદ્ધ પૌરુષ (પુરુષાર્થ)વડે મનુષ્યને પ્રાપ્ત થતું નથી. તાત્પર્ય કે, ઉગ્ર તપરૂપ પૌરુષથી, વર તથા શાપ, પ્રબલ થાય છે, એ સામાન્ય છે એટલે અદૃઢ મનને વર શાપ બાધ કરે છે. ને અતિ દૃઢ મનને વર શાપ બાધ કરી શકતા નથી. એમ માનવું જ જોઇએ. તેથી મારાં વચનનો પરસ્પર વિરોધ નથી.[૮] આ જગતમાં બ્રહ્માથી લઇ સ્થાવર પર્યંત સર્વ પ્રાણીઓ, સદા બે શરીરવાળાં છે.[૯] મન, (લિંગ શરીર) શીઘ્ર કરવાવાળું, સદા ચલ અને અકિંચિત્કર છે.[૨] માંસ રચિત (સ્થૂલ) શરીર,[૧૦] તેમાં માંસમય શરીર, સર્વની સાથે મળેલું છે એટલે શાપ, અભિચાર (મારણાદિ) પ્રયોગ, શસ્ત્ર તથા વિષ આદિ સર્વનો વિષય છે.[૧૧] એ શરીર, જડ, અશક્ત, દીન અને ક્ષણ વિનાશી છે. તેમ જ કમલના પત્રમાં રહેલાં જલ જેવું ચપલ છે તથા દૈવ, રાજા, પિતા આદિના વશમાં છે.[૧૨] જે લિંગ શરીર છે, તે તો ત્રણ જ જગતમાં પ્રાણીના વશમાં છતાં પણ અવશ છે.[૧૩] પોતાના

પૌરુષનો આશ્રય લઇ નિત્ય ધૈર્યનું આલંબન કરી જો રહે તો મન, દુઃખાદિકનો વિષય નથી ને તેનાં કારણે કરી દૂષિત થતું નથી, એટલે તે વશમાં થાય છે.[૧૪] આ મનોદેહ, જેમ જેમ પ્રયત્ન કરે છે, તેમ તેમ તેને પોતાના નિશ્ચયનું ફળ મળે છે એટલે તેવાં મનને જેમ દુઃખનો બાધ થતો નથી, તેમ સુખની વૃદ્ધિ પણ થાય છે.[૧૫] માંસ દેહનો કોઇ પુરુષાર્થ, સફલ થતો નથી. ને મનોદેહનો તો સર્વ પુરુષાર્થ, સફલ થાય છે.[૧૬] ને મન, સદા પવિત્ર અનુસંધાન કરે છે. તે મન વિષે, શિલા વિષે બાણો જેમ નિષ્ફલ થાય છે તેમ શાપાદિ, નિષ્ફલ થાય છે. તાત્પર્ય કે, મન, વિષય દોષે કરી દુષ્ટ થાય છે, અન્ય દોષે કરી દુષ્ટ થતું નથી, એટલે લોક વિરોધની શંકાનો અવસર નથી.[૧૭] સ્થૂલ શરીર, અગ્નિ વિષે વા કાદવ વિષે પડે, પરંતુ મન, જેનું અનુસંધાન કરે છે તેને તત્કાલ પ્રાપ્ત થાય છે, એટલે કાર્ય વિરોધ પણ નથી.[૧૮] સર્વ પદાર્થનો બાધ થાય તોપણ પુરુષાર્થ, વૃદ્ધિગત થઇ વિઘ્ન વિના ફલ આપે છે. પુરુષાર્થ પણ મનનો ભેદ છે, માટે મન જ તે ફલ આપે છે.[૧૯] પૌરુષ રૂપી બલે કરી પ્રિયા ( અહલ્યા ) મય મનને અંતર્વૃત્તિ કરીને કૃત્રિમ (કરેલા બ્રાહ્મણ) ઇંદ્રે તે (રાજાએ આપેલાં) દુઃખો થોડાં પણ જાણ્યાં નહીં.*[૨૦] પૌરુષે કરી મન વૈરાગ્યવાળું કરી દુઃખ રહિત થઇ માંડવ્ય ઋષિએ શૂળીના કલેશ પણ સહન †કર્યા.[૨૧] અંધકૂપમાં રહેલા દીર્ઘ તપ નામના ઋષિએ માનસિક યજ્ઞો કર્યા. તેથી તેને ઇંદ્ર પદની પ્રાપ્તિ થઇ.‡[૨૨] ઇંદુના પુત્રો, મનુષ્ય છતાં પણ બ્રહ્મપદની દૃઢ ભાવનાથી તેને બ્રહ્મ ભાવ પ્રાપ્ત થયો. જેનો નાશ કરવા હું પણ શક્તિમાન્ નથી.§[૨૩] બીજા પણ દેવો, મહર્ષિઓ, કે જેઓ સાવધાન તથા ધીર છે, તેઓ, ચિત્તથી ઉપાસના વા જ્ઞાનને લેશ માત્ર તજતા

* જો દુષ્ટ વિષયમાં પણ દૃઢ હોય તો પણ દુઃખનો અનુભવ થતો નથી. ત્યારે પવિત્ર વિષયમાં દૃઢ મન હોય તો દુઃખાનુભવ ન થાય એમાં શું આશ્ચર્ય ? એવા અભિપ્રાયથી ઇંદ્ર તથા અહલ્યાના આખ્યાનનું સ્મરણ આપે છે. † રાજ મેહેલમાં ચોરી કરી તસ્કરો, માંડવ્ય ઋષિના આશ્રમમાં આવ્યા, તેટલામાં રાજ પુરુષોએ આવી ચોરોની સાથે માંડવ્ય ઋષિને પણ પકડયા. ને જેમ ચોરને શૂળીએ ચડાવ્યા તેમ ઋષિને પણ શૂળીએ ચડાવ્યા. એ વાત ભારત આદિ ગ્રંથમાં પ્રસિદ્ધ છે. ‡ દીર્ઘ તપ ઋષિ, યજ્ઞ કરવાની ઇચ્છાથી યજ્ઞ સામગ્રી લેવા માટે વનમાં ગયા. ત્યાં દૈવ યોગથી અંધકૂપમાં પડયા. ત્યાં યાગનો વખત વીતિ જતો જાણી મનથી યજ્ઞ કર્યો. તેથી ઇંદ્ર પ્રસન્ન થયો. ને ઋષિને અંધકૂપમાંથી બહાર કાઢી પોતાના લોકમાં લઇ ગયો. એ વાત પણ ભારત આદિમાં પ્રસિદ્ધ છે. § ઐન્દવોની વાત ઐન્દવોપાખ્યાનથી જાણી લેવી.

નથી.[૨૪] જેમ કમલના આઘાતો ( ઘા ), શિલાને ખંડિત કરી શકતા નથી, તેમ ધ્યેય વિષે એકાગ્ર થયેલાં ચિત્તને આધિ, વ્યાધિ, શાપ અને રાક્ષસ, પિશાચ આદિ પાપીઓ, ખંડિત કરી શકતા નથી.[૨૫] સૌદાસ, નહુષ અને વિશ્વામિત્ર આદિ કે જેઓને શાપ આદિથી બાધ થયો છે ને આધિ વ્યાધ થયા છે, તેઓનું મન અદૃઢ પૌરુષવાળું તથા ઉપાસનામાં અને જ્ઞાનમાં અસમર્થ હતું, એમ જાણવું.[૨૬] જેનું મન, વિવેક તથા પૌરુષે કરી દૃઢ હોય તે પુરુષ, સ્વપ્ન વિષે વા જાગ્રત્ વિષે કદાપિ દોષો વડે થોડો પણ બાધ કરાણો હોય તેમ જોયો નથી.[૨૭] તે માટે આ જગતમાં પુરુષે પોતાનાં પૌરુષે કરી મન સન્માર્ગમાં યોજવું.[૨૮] જેમ બાલકને વેતાલ, પ્રથમ તો સ્વલ્પ પ્રતીત થાય. પછી મહા ભયજનક થાય છે. તેમ મનને થોડો પ્રતીત થયેલો પણ પદાર્થ, મનમાં ચિરકાલ રહેવાથી પુષ્ટ થાય છે. તે પછી સત્ય હોય તેમ ઉપભોગને યોગ્ય થાય છે.[૨૯] જેમ ઘટ, કુંભારનાં કર્મે ( ઘટ થવાને અનુકૂલ વ્યાપાર ) પછી માટીના પિંડાનું રૂપ તજે છે, તેમ મન, પ્રતીતિ થયા પછી પૂર્વ વાસનાને તજે છે. એટલા જ માટે ઐંદવોને બ્રહ્માની વાસનાથી મનુષ્ય વાસના નિવૃત્ત થઇ.[૩૦] જેમ જલ, વાયુના સંબંધ માત્રથી મોટા તરંગ રૂપે થાય છે, તેમ મન, ક્ષણવારમાં પ્રતીત થયેલા પદાર્થ રૂપે થાય છે. તાત્પર્ય કે વિરોધીનો બાધ ન થયો હોય ત્યાંસુધી કાર્યમાં વિલંબ થાય છે. બાધ થયા પછી તો તત્કાલ, મન, પ્રતીત થયેલા પદાર્થ રૂપે થાય છે એટલે ઐંદવાદિકને પૂર્વની મનુષ્ય બુદ્ધિ, દૃઢ છતાં પણ બ્રહ્મા બુદ્ધિ થયા પછી તે રહી નહીં.[૩૧] જેમ પુરુષ, અક્ષિના દોષથી બે ચંદ્ર જુવે છે, તેમ અનુસંધાન માત્રે કરી મન, સૂર્ય બિંબમાં પણ રાત્રિને જુવે છે. તેથી ઐંદવોને પ્રલય વખતે પણ સર્ગની પ્રતીતિ વિરુદ્ધ નથી.[૩૨] આ મન, જો શુભ કર્મને જુવે છે, તો તેનાં ફલને હર્ષે કરી ભોગવે છે, ને જો પાપને જુવે છે, તો તેના ફલને ખેદે કરી જુવે છે. માટે એનું એ મન, કર્તા તથા ભોકતા છે.[૩૩] મન, પ્રતિભાન પછી ચંદ્રમા પણ સેંકડો અગ્નિ શિખાને જુવે છે. ને તેથી દાહ થવાથી સંતાપને પામે છે. આ વાત, વિરહી જનમાં પ્રસિદ્ધ છે.[૩૪] મન, પ્રતિભાન પછી ખારા અને કડવા પદાર્થોને પણ અમૃત જેવા જાણી પાન કરે છે, તેથી તૃપ્તિ પામી ચેષ્ટા કરે છે તથા નૃત્ય કરે છે. જેમ કે ઉંટ, બકરાં, લીમ્બડા આદિ કડવા પદાર્થોને પણ મધુર કરી ભક્ષણ કરે છે.[૩૫] મન, પ્રતિભાન પછી આકાશ વિષે પણ મહા વનને જુવે છે, કાપે છે ને વળી પાછા તેને રોપે છે.[૩૬] હે પુત્ર

(વસિષ્ઠ), એ પ્રમાણે મન જેને કલ્પે છે, તેને તત્કાલ ઇંદ્રજાલની પેઠે જુવે છે, માટે જગત્ સત્ નથી ને અસત્ પણ નથી, એમ જાણી વિવિધ ભેદવાળી પરિચ્છિન્ન દૃષ્ટિને તજી દ્યો.

# *સર્ગ ૯૩ મો.

## જગતની ઉત્પત્તિ.

**श्रीवसिष्ठ उवाच–इति मे भगवता पूर्वमुक्तं ।**
**तदेतदद्य तुभ्यं कथितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! પૂર્વે એ પ્રમાણે બ્રહ્માજીએ મને કહ્યું. તે, આજ મેં તમને કહી સંભળાવ્યું.[૧] અવ્યાકૃત (નામ રૂપનાં વ્યાકરણ રહિત) તે બ્રહ્મથી અનાખ્યાન (સૂક્ષ્મ હોવાથી નામ રહિત) સર્વ પ્રપંચ રૂપ ઉત્પન્ન થાય છે. તે વખતે પોતે જ સંકલ્પ વિકલ્પ રૂપ મનનશક્તિ ઉત્પન્ન થવાથી ઘન (ઘાટા) ભાવને પ્રાપ્ત થઇ મન થાય છે.[૨] તે મન, સૂક્ષ્મ પંચ મહાભૂતની કલ્પના કરી સ્વપ્નનાં શરીરની પેઠે વાસનામય પુરુષને આકારે થાય છે. તેની ઉપાધિવાળો આત્મા, તૈજસ (તેજઃ પ્રધાન સમષ્ટિ લિંગ શરીરની ઉપાધિવાળો) થાય છે. તે જ પરમેષ્ઠી બ્રહ્મા કહેવાય છે.[૩] હે રામ! જે પરમેષ્ઠી છે. તે જ મનસ્તત્ત્વ જાણો.[૪] મનસ્તત્ત્વ રૂપ એ બ્રહ્માજી, સંકલ્પમય હોવાથી જેની સંકલ્પના કરે છે, તેને જુવે છે. તે બ્રહ્માએ અવિદ્યા કલ્પી છે, તેણે કરી જીવોને અનાત્મ (દેહાદિ) વિષે આત્મબુદ્ધિ થાય છે. એ જ બ્રહ્માએ, પર્વત, ઘાસ અને સમુદ્રમય આ જગત્ ક્રમે કરી કલ્પ્યું છે.[૬] એ પ્રમાણે બ્રહ્મતત્ત્વથી જગત્ ઉત્પન્ન થયું છે, તો પણ પ્રકૃતિ તથા પરમાણુ આદિથી જગતની ઉત્પત્તિ થાય છે. એમ સાંખ્ય તાર્કિક આદિ માને છે.[૭] હે રામ! અનેક પરમાણુ મળી એક પદાર્થ ઉત્પન્ન થાય છે એમ માનવામાં ગૌરવ દોષ છે. માટે †પરમાણુ વાદ યોગ્ય નથી. કર્તા વિના જડ પદાર્થ જગત્ રચી શકે નહીં. વળી અસંગ અને ઉદાસીન જીવને કર્તાપણું સંભવતું નથી, માટે ‡પ્રધાન કારણવાદ

* આ ત્રાણુમા સર્ગમાં બ્રહ્મથી મન થયું. તેથી રાજસ બ્રહ્મા થયા. પછી મોહથી અહંકાર થયો ને તેથી જગત્ થયું, એમ કહેવામાં આવશે. † નૈયાયિક મત. ‡ સાંખ્ય સિદ્ધાંત.

પણ યોગ્ય નથી. ચૈતન્ય, જડને આકારે પરિણામ પામે એ અનુચિત છે. માટે *વિજ્ઞાન વિપરિણામ વાદ દૂષિત છે. શૂન્યની કારણતા કોઇ સ્થળે જોવામાં આવતી નથી માટે †શૂન્યવાદ પણ ઠીક નથી. એ પ્રમાણે સર્વ પક્ષમાં પ્રમાણ ન હોવાથી અનિર્વચનીય માયાશક્તિ પ્રધાન બ્રહ્મથી વિવર્તે (ભ્રમે) કરી જગત્ ઉત્પન્ન થયું છે. એ ‡વિવર્તવાદ માનવો યોગ્ય છે. તે માટે જેમ સમુદ્રથી તરંગોની ઉત્પત્તિ છે. તેમ ત્રણે લોકમાં રહેલા સર્વ પદાર્થોની ઉત્પત્તિ બ્રહ્મથી છે.૮ હે રામ! હવે જે ઉત્પત્તિ પ્રકાર છે, તે કહું છું. એ પ્રમાણે પરમાર્થતઃ ન ઉત્પન્ન થયેલાં જગત્ વિષે અહંકાર સમષ્ટિની ઉપાધિ વિષે બ્રહ્મ પ્રવિષ્ટ હોય તેમ મનોરૂપ બ્રહ્મચિત્, કલ્પે છે. તેથી બ્રહ્મા થાય છે.૯ જે અન્ય એટલે વ્યષ્ટિ અહંકારની ઉપાધિવાળા ચિદાભાસો (જીવો) છે, તે, સર્વશક્તિ બ્રહ્માથી અભિન્ન છે, એવી કલ્પના કરે છે.૧૦ તે ચિદા ભાસો, વિસ્તાર પામેલાં જગત્ વિષે સમષ્ટિ મનોભાવે કરી પ્રથમ ઉલ્લાસ પામે છે.૧૧ એ ભમતા હજારો જીવો કહેવાય છે.૧૨ એ જીવો, ચિદાકાશથી ઉત્પન્ન થયેલા છે. તે માયાકાશ વિષે ભૂત તન્માત્રાની ઉપાધિવાળા થઇ, વાતાવરણમાં રહેલાં ચઊદ ભુવન વિષે જેવાં જીવો રહે છે, તે જીવોનાં પ્રાણ શક્તિદ્વારા સ્થાવર જંગમ શરીરમાં પ્રવેશ કરી વીર્ય તથા રુધિર આદિ બીજ ભાવને પ્રાપ્ત થાય છે. એટલે વાસના તથા કર્મને અનુસારે તે તે ભુવનોમાં ઉત્પન્ન થાય છે૧૩ ત્યાં યોનિદ્વારા ઉત્પન્ન થાય છે ને કાકતાલીય ન્યાયે કરી ઉત્પન્ન થયેલી વાસનાના પ્રવાહને અનુકૂળ કર્મફલ ભોગવે છે.૧૪ પછી શુભાશુભ વાસનાવાળી પુણ્ય તથા પાપકર્મરૂપી રજ્જુવડે જેનું લિંગ શરીર બંધાયલું છે એવા એ જીવો, શુભ કર્મવડે ઉત્તમ લોકમાં જાય છે ને પાપકર્મથી અધોલોક (નરક)માં પડે છે.૧૫ કર્મ તથા વાસનાનું કારણ કામ–રાગ છે. માટે આ સર્વ પ્રાણીઓ, ઇચ્છામય છે.૧૬ તેમાં કેટલાક જીવો, હજારો જન્મ પર્યંત વનનાં પાંદડાંની પેઠે સંસારવનમાં પડે છે. કર્મરૂપી વાત્યા (વંટોળીયો પવન)વડે ભમે છે. પર્વતો વિષે લોટે છે ને ત્યારબાદ તત્ત્વજ્ઞાન થયા પછી મુક્ત થાય છે.૧૭ કેટલાક જીવો તો આત્મસ્વરૂપનાં અજ્ઞાને કરી મોહ પામેલા હોવાથી અગણિત જન્મો ધારણ કરે છે ને બહુ કલ્પોપર્યંત સંસારમાં ભમ્યા કરે છે.૧૮ કેટલાક જીવો તો, દુઃખવાળાં કેટલાંક જન્મો વ્યતીત થવાથી હમણાં શુભ કર્મ પરાયણ થઇ વિહાર કરે છે ને તેથી થોડા જન્મમાં મોક્ષને પામશે.૧૯ જેમ સમુદ્રના બિંદુઓ, પવનવડે સમુદ્રમાં પ્રવેશ કરે છે. તેમ

* યોગમત અને વિજ્ઞાન વાદીમત. † શૂન્યવાદી મત. ‡ વેદાંત સિદ્ધાંત.

કેટલાક જીવો, સ્વસ્વરૂપનું જ્ઞાન થવાથી મુક્ત થયા છે.[૨૦] એ પ્રમાણે આવિર્ભાવ તિરોભાવવાળી તથા સંસારને આપવાવાળી સર્વ જીવોની ઉત્પત્તિ, બ્રહ્મથી છે.[૨૧] હે રામ ! જંગલની જીર્ણવલ્લી જેવી આ સંસારવલ્લી છે. તેમાં વાસના, વિષ, વિષમતા અને વિયોગ, જ્વરની પેઠે દુઃખપ્રદ છે. અનંત સંકટ તથા અનર્થ કાર્યોથી ભરપૂર છે. કર્મફલના ભોગ માટે નાના પ્રકારના દેશ, દિશા, કાલ અને પર્વતોની ગુફામાં સંચાર કરવો પડે છે. જેમાં ઉત્તમ વિચિત્ર પ્રકારની રચના છે. સર્વત્ર ભ્રમ છે. અને પરમાર્થતઃ અસત્ છે. એ સંસારવલ્લીનું શરીર, બહુ વિક્ષેપવાળું મન જ છે, તેને તત્ત્વ સાક્ષાત્કાર રૂપી કુઠારે કરી કાપી નાંખવી. જેથી મૂલાજ્ઞાનનો ઉચ્છેદ થવાથી ફરીને ઉગતી નથી.[૨૨-૨૪]



# સર્ગ ૯૪ મો.*

## બાર જીવજાતિ (બાર જાતના જીવ).

**श्रीवसिष्ठ उवाच–उत्तमाधममध्यानांपदार्थानामितस्ततः ।**

**उत्पत्तीनां विभागोऽयं शृणु वक्ष्यामि राघव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–સાત્વિક, રાજસ, તામસ ભેદે કરી ઉત્તમ, મધ્યમ તથા અધમ પદાર્થો કે જે જીવોની ઉપાધિ છે, તેની જૂદાં જૂદાં ભુવનોમાં ઉત્પત્તિ પૂર્વ સર્ગમાં જે કહી છે, તેનો વિભાગ હું કહું છું તે તમે સાંભળો. [૧]ઇદંપ્રથમતા, [૨]ગુણ પીવરી, [૩]સસત્ત્વા, [૪]અધમ સત્ત્વા, [૫]અત્યંત તામસી, [૬]રાજસી, [૭]રાજસસાત્વિકી, [૮]રાજસ રાજસી, [૯]રાજસ તામસી, [૧૦]રાજસાત્યંત, [૧૧]તામસી, [૧૨] તામસ સત્ત્વા, એ પ્રમાણે જીવ જાતિના બાર ભેદ છે. તમો રાજસી નામનો તેરમો ભેદ માન્યો છે. તેનો નવમા ભાવમાં અંતર્ભાવ થાય છે ને તામસ તામસી નામનો ચૌદમો ભેદ છે. તેનો પાંચમા ભેદમાં અંતર્ભાવ થાય છે, માટે તે બે ભેદ ભિન્ન નથી કહ્યા. તેમાં પ્રથમ ઇદં પ્રથમતા નામની જીવ જાતિનો ભેદ કહું છું. જે જીવ પૂર્વ કલ્પમાં છેલ્લાં જન્મમાં શમદમાદિ સાધન સંપત્તિ છતાં પણ શ્રવણાદિના અભાવથી વા પ્રબલ પ્રતિબંધથી અજ્ઞાની રહ્યો ને વર્તમાન કલ્પમાં પહેલા જ જન્મમાં

* આ ચોરાણુમા સર્ગમાં બાર પ્રકારની જીવજાતિઓ કે જે ચિરકાલે તથા અચિરકાલે મોક્ષને પામે છે, તેનું વિવેચન કરવામાં આવશે.

સર્વ સાધન સંપન્ન એટલા માટે જ્ઞાન યોગ્ય ઉત્પન્ન થયો. તેનું પ્રથમ જન્મ હોવાથી તેની જીવ જાતિ, ઇદંપ્રથમ નામની કહેવાય છે.[૨] એ જીવ જાતિને તે જ જન્મમાં મોક્ષ થાય છે. હવે બીજી જીવ જાતિનો ભેદ કહું છું. જે જીવજાતિ પૂર્વ કલ્પનાં મંદવૈરાગ્યથી સ્વર્ગાદિકની ઇચ્છાથી ઉપાસના અથવા કર્મના સંસ્કારવાળી હોય ને એટલા જ માટે વિચિત્ર સંસારની વાસનાએ કરી ભોગની ઇચ્છાવાળી હોય ને ભોગવડે વાસનાનો ક્ષય થાય ત્યારે દશ વા પંદર જન્મે કરી મોક્ષ પહોંચાડે તે જીવજાતિ, ગુણ પીવરી કહેવાય છે. શાંતિ અને રાગ એ બન્ને ગુણે કરી વૃદ્ધિગત હોવાથી 'ગુણ પીવરી' એનું નામ થયું છે.[૩] હવે ત્રીજી જીવજાતિ કહું છું. સુખ તથા દુઃખરૂપ ફલને આપવારૂપ મુખ્ય ચિહ્નોવડે પૂર્વ કલ્પના પુણ્ય, પાપનું અનુમાન કરાવવાવાળી જે જીવ જાતિ, 'સસત્વા' કહેવાય છે, તેને ક્રમથી સત્ત્વ ગુણની વૃદ્ધિ થવાથી સો જન્મ પછી મોક્ષ મળે છે.[૪] ચતુર્થ જીવ જાતિ કહું છું. વિચિત્ર સંસારની વાસનાવડે વ્યવહાર કરવાવાળી, પૂર્વ કલ્પનાં સંચિત બહુ કુકર્મે કરી દુર્વાસનાવાળી અને સુખ દુઃખ રૂપ ચિન્હોવડે પુણ્ય પાપનું અનુમાન કરાવવાવાળી જે જીવ જાતિ છે, તે 'અધમ સત્ત્વા' કહેવાય છે. તેને હજાર જન્મ થાય ત્યારે મોક્ષ થાય છે.[૫-૬] પાંચમી જીવ જાતિ કહું છું. જે જીવ જાતિ, સુખ દુઃખે કરી પૂર્વ કલ્પનાં પુણ્ય પાપનું અનુમાન કરાવવાળી હોય છે ને જેને વર્તમાન કલ્પમાં મોક્ષનો સંદેહ છે. કોઇ પ્રકારે મોક્ષનો સંભવ હોય છે. તે જ અત્યંત તામસી કહેવાય છે.[૭] હવે છઠ્ઠી જીવ જાતિ કહું છું. જે જીવ જાતિ, પૂર્વ કલ્પની વાસનાને અનુસારે ચરિત્ર (કર્મ) કરતી હોય, વર્તમાન કલ્પમાં બે ત્રણ જન્મ પછી મનુષ્ય જન્મ આપવાવાળી, તેને અનુકૂલ સ્વર્ગ નરકને આપનારી ને મોક્ષના સંદેહવાળી જે હોય છે, તે જીવ જાતિ 'રાજસી' કહેવાય છે.[૮-૯] હવે સાતમી જીવ જાતિ કહું છું—જે જીવ જાતિ, રાજસ દુઃખાનુભવથી થયેલી વૈરાગ્યાદિ સંપત્તિએ કરીને તે જ્ઞાની જન્મ દૂર ન હોય ત્યારે તેમાં મરણ માત્રથી મોક્ષ યોગ્ય છે, એમ મુમુક્ષુ પુરુષો કહે છે. તેને હું 'રાજસસાત્ત્વિકી' કહું છું,[૧૦] હે રામ! હવે આઠમી જીવજાતિ કહું છું. જે જીવજાતિ, સુખ દુઃખે કરી પુણ્ય પાપનું અનુમાન કરાવવાવાળી હોય, ને મનુષ્યથી અતિરિક્ત યક્ષ, ગંધર્વ આદિનાં જન્મવડે ક્રમથી જ્ઞાન થવાથી મોક્ષ પામે છે, તે જીવજાતિ રાજસ રાજસી કહેવાય છે.[૧૧] હવે નવમી જીવજાતિ કહું છું.—જે જીવજાતિ, રાજસ તથા તામસ ફલને આપવાંવાળાં કર્મ તથા ઉપાસના આદિના આરંભવાળી અને ચિરકાલની ઇચ્છાવાળી છે તે 'રાજસ તામસી' કહેવાય છે.

તેને સો જન્મે કરી મોક્ષ થાય છે.[૧૨] હવે દશમી જીવજાતિ કહું છું. જે જીવ જાતિ, હજારો જન્મ વીતતાં પણ મોક્ષમાં સંદેહવાળી હોય ને રાજસ તામસાદિ ફલ આપવાવાળાં કર્માદિમાં તત્પર હોય, તે 'રાજસાત્યંત તામસી' કહેવાય છે.[૧૩] હવે અગીયારમી જીવજાતિ કહુ છું. જે જીવજાતિ પૂર્વ કલ્પમાં હજારો જન્મ ભોગવીને પણ વર્તમાન કલ્પના આદિમાં બ્રહ્માથી ઉત્પન્ન થઇ હોય જેને કલ્પાંતરમાં મોક્ષ થવાનો હોય તેને મહર્ષિઓ 'તામસી' કહે છે.[૧૪] હવે બારમી જીવ જાતિ કહું છું, જે જીવજાતિ, તામસ કર્માદિ કરતી હોય, ને જેને પહેલાં તામસ જન્મમાં જ રાક્ષસ આદિ યોનિમાં સત્વગુણની વૃદ્ધિ થવાથી પ્રહ્લાદ, કર્કટી આદિની પેઠે મોક્ષ થાય તે, 'તામસ સત્ત્વા કહેવાય છે.[૧૫] જે જીવ જાતિ રાજસ, તામસ કર્માદિમાં તત્પર હોય, ને કેટલાંક જન્મે કરી જેનો મોક્ષ થવાનો હોય, તે તમો રાજસી તેરમી જાતિ કહી છે. તેનો નવમી જીવ જાતિમાં અંતર્ભાવ થાય છે. માટે જૂદી ગણાવી નથી.[૧૬] જે જીવજાતિએ પૂર્વ કલ્પમાં હજારો જન્મ ભોગવ્યાં હોય ને વર્તમાન કલ્પમાં પણ સેંકડો જન્મ ભોગવે તો પણ જેને મોક્ષની યોગ્યતા ન હોય તે તામસ તામસી કહેલી છે. તે તો પાંચમી ભૂમિકામાં થાય છે. માટે જૂદી ગણાવી નથી.[૧૭] પૂર્વ કલ્પમાં લાખો જન્મ ભોગવ્યા હોય તે વર્તમાન કલ્પમાં લાખો જન્મ ભોગવવાના હોય; તથાપિ જેના મોક્ષમાં સંદેહ હોય, તે જીવ જાતિ પણ અત્યંત તામસી (તામસ તામસી) કહેવાય છે.[૧૮]

## બ્રહ્મથી સર્વ જીવોની ઉત્પત્તિ.

એ સર્વ પ્રકારના જીવો, બ્રહ્મથી થાય છે.[૧૯] કિંચિત્ ચલાયમાન થયેલા સમુદ્રથી તરંગો જેમ, તેમ બ્રહ્મથી સર્વ જાતના જીવો થાય છે.[૨૦] જેમ પ્રદીપ્ત દીવાથી કિરણો નિકળે છે તેમ આ સર્વ પ્રાણીઓ, બ્રહ્મથી થયા છે.[૨૧] જેમ પ્રદીપ્ત અગ્નિથી સ્ફુલિંગો નીકળે છે તેમ સર્વ જીવ સમુદાયો, બ્રહ્મથી નીકળે છે.[૨૨] જેમ ચંદ્રથી મંદારની મંજરી જેવા શ્વેત કિરણો નીકળે છે તેમ બ્રહ્મથી સર્વ દૃશ્ય અને જીવો ઉત્પન્ન થાય છે.[૨૩] જેમ વૃક્ષથી તેના જેવી વિચિત્ર શાખાની શોભા ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મથી સર્વે જીવો ઉત્પન્ન થાય છે.[૨૪] હે રામ! જેમ કનકથી કડાં અને બાજુબંધ આદિ ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મથી સર્વ જીવો, ઉત્પન્ન થાય છે.[૨૫] જેમ નિર્મળ જળના ઝરાથી બિંદુઓ થાય છે તેમ પરમાત્માથી સર્વ ભૂતોની કલ્પના છે.[૨૬] જેમ ઘટાકાશાદિ, ઉપાધિએ કરી મહાકાશથી થાય છે તેમ સર્વ લોકની પ્રતીતિ, ઉપાધિએ કરી બ્રહ્મથી છે.[૨૭] જેમ જળથી

બિંદુ, ભ્રમરી લહરી તથા સૂક્ષ્મ બિંદુ ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મથી સર્વ દૃશ્ય પ્રતીતિઓ, ઉત્પન્ન થાય છે.[૨૮] જેમ મૃગ જળની નદીઓ, સૂર્યના તેજથી ઉત્પન્ન થાય છે, એટલે તેજથી ભિન્ન નથી તેમ સર્વ દૃશ્ય પદાર્થો, સ્વરૂપે કરી દ્રષ્ટાથી જૂદા નથી.[૨૯] જેમ ચંદ્રથી જ્યોત્સ્ના (ચંદ્ર પ્રકાશ) ભિન્ન નથી જેમ તેજથી તેનો પ્રકાશ ભિન્ન નથી. તેમ જે નાના પ્રકારની પ્રાણી જાતિઓ છે તે, બ્રહ્મથી ભિન્ન નથી.[૩૦] જેનાથી પ્રકટ થાય છે તે વિષે જ ઉપાધિનો લય થવાથી પ્રવેશ કરે છે. હે રામ! તમોને જે જીવો કહ્યા તેમાંના કેટલાક તો હજારો જન્મને અંતે મોક્ષ પામે છે. કેટલાક જીવો કલ્પાંતરમાં મોક્ષ પામે છે, ને કેટલાક તો કેટલાંક વ્યતીત થયેલાં જન્મોરૂપે રહે છે, એટલે જન્મ્યા કરે છે.[૩૧] એ પ્રમાણે જેમ અગ્નિથી સ્ફુલિંગો ઉત્પન્ન થાય છે તેમ આગળ કહેલી જીવ જાતિઓ, કે જે (વિચિત્રરૂપે) વ્યવહારવાળી તથા ઉપાધિવાળી છે તે, ઇશ્વર સ્વરૂપ બ્રહ્માની ઇચ્છાથી વિવિધ જગત્ વિષે ઉત્પન્ન થાય છે, મરણ પામે છે, ને એક ભવમાંથી ભવાંતરમાં જાય છે, આવે છે ને વળી જાય છે.[૩૨]

# *સર્ગ ૯૫ મો.

## બ્રહ્મથી કર્મ તથા કર્તાની સાથે ઉત્પત્તિ.

**श्रीवसि उवाच–अभिन्नौ कर्मकर्तारौ सममेव परात्पदात् ।**
**स्वयं प्रकटतां यातौ पुष्पामोदौतरोरिव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! જો જીવને આગંતુક માનીએ તો તેનું કારણ પૂર્વજન્મનું કર્મ છે એમ કહેવાય નહીં. કારણ કે કર્મને કર્તાની અપેક્ષા રહે છે. તે માટે 'જીવ અનાદિ છે' એમ માનીએ તો આગળ કહેલા બ્રહ્મને ઉપાધિકૃત જીવભાવ, સમર્થન કરી શકતો નથી. એ પ્રમાણે બન્ને પક્ષમાં દોષ છે. માટે જેમ વૃક્ષથી પુષ્પ તથા તેની સુગંધી સાથે જ ઉત્પન્ન થાય છે ને અભિન્ન છે તેમ કર્મ તથા કર્તા બ્રહ્મથી પોતાના સ્વભાવે કરી પ્રકટ થયા છે ને અભિન્ન છે.[૧] જેમ આકાશ વિષે નીલિમા જોવામાં આવે છે તેમ અજ્ઞાનીને સર્વ કલ્પનારહિત

* આ પંચાણુમા સર્ગમાં પરમાર્થતઃ નહીં, પણ અજ્ઞજનના બોધ માટે કર્મ તથા કર્તાની સાથે ઉત્પત્તિ, આક્ષેપ પૂર્વક સમર્થન કરવામાં આવશે.

નિર્મળ બ્રહ્મ વિષે જીવો, જોવામાં આવે છે.[૨] હે રામ! જ્યાં અજ્ઞાની જનનો વ્યવહાર છે, ત્યાં બ્રહ્મથી જીવો, ઉત્પન્ન થયા છે એવું કથન છે. એટલે સૃષ્ટિ-વાદ, અજ્ઞજનના વ્યવહારમાં છે, પણ પરમાર્થમાં નથી.[૩] આ જગત્, બ્રહ્મથી થયું છે. અથવા નથી થયું, એમ કહેવું, તત્ત્વવેત્તાના વ્યવહારમાં શોભતું નથી.[૪] હે રામ! જ્યાં સુધી કોઇ પણ દ્વૈતકલ્પના, પ્રસિદ્ધ થઇ નથી ત્યાં સુધી શિષ્ય તથા ઉપદેશનો વ્યવહાર શોભતો નથી. એટલે અજ્ઞ વ્યવહારમાં શિષ્યોપદેશ વ્યવહાર સંભવે છે.[૫] એટલા માટે વેદાંત શાસ્ત્રમાં પણ દ્વૈત વ્યવહારનો અંગીકાર કરી, આ બ્રહ્મ, આ જીવ એ પ્રમાણે ઉપદેશ કરેલો છે.[૬] લોકમાં પણ બહુ સ્થળે *અભ્યુપેત્યવાદ માનેલો પ્રસિદ્ધ છે. તેથી વેદાંતમાં પણ અભ્યુપેત્યવાદ માની દ્વૈત સ્વીકાર્યું છે. શંકા—ત્યારે દ્વૈતનો બાધ કેમ કરો છો? સમાધાન—દ્વૈત અસંગ બ્રહ્મથી ઉત્પન્ન થાય છે, ને જેનાથી થયું હોય, તે તેનું ઉપાદાન કારણ છે! એટલે જેનાથી થયું હોય તે કાર્ય, એ કારણરૂપ હોય છે, એવો નિયમ છે. માટે દ્વૈતબ્રહ્મથી અભિન્ન છતાં ભ્રાંતિએ કરી ભિન્ન હોય તેમ જોવામાં આવે છે, માટે દ્વૈતનો બાધ કરીએ છીએ.[૭] તેજ પરમાત્મા વિષે મેરુ મન્દર જેવા બહુ જીવ સમુદાયો (ઉપાધિઓ) ઉત્પન્ન થઇ થઇને લય પામે છે.[૮] જેમ વૃક્ષો વિષે નાના પ્રકારનાં પલ્લવો થાય છે ને સ્ફુરે છે, તેમ દિશાઓમાં હજારો જીવો, થાય છે ને સ્ફુરે છે.[૯] જેમ વસંત ઋતુમાં નવાંકુરો થાય છે, તેમ પરમાત્મા વિષે જીવો ઉત્પન્ન થાય છે, ને જેમ ગ્રીષ્મ ઋતુમાં વસંતના રસો લય પામે છે તેમ પરમાત્મામાંજ જીવો લય પામે છે.[૧૦] પરમાત્મા વિષે તે અને અન્ય બહુ જીવ સમુદાયો, નિરંતર રહે છે, થાય છે, ને લય પામે છે.[૧૧] જેમ પુષ્પ તથા સુગંધ, ભિન્ન નથી તેમ જીવ અને કર્મ ભિન્ન નથી. તે બંને સાથે પરમાત્માથી થાય છે, ને કાળે કરી તેમાંજ લય પામે છે.[૧૨] વસ્તુ વૃત્તિએ કરી ઉત્પન્ન થઇ નથી તો પણ વાસના માત્ર ઉપાધિએ કરી દૈત્યો, સર્પો, મનુષ્યો તથા દેવતાઓ, (આ જગતમાં વારંવાર) ઉત્પન્ન થાય છે, ને સંચાર કરે છે એટલે સાથે ઉત્પત્તિ તથા તાદાત્મ્ય, પ્રત્યક્ષ જોવામાં આવે છે.[૧૩] હે રામ! કર્તા (જીવ)ને અનાદિ કહી શકાય નહીં. કેમ કે તેની કર્તૃતા, સ્વાભાવક માનીએ તો અગ્નિની ઉષ્ણતાની પેઠે અનાદિ સ્વાભાવિક કર્તૃતાની નિવૃત્તિ, હજારો ઉપાયે કરીને પણ થાય નહીં, ને તેથી મોક્ષના અભાવનો પ્રસંગ આવે છે. હવે જો કર્તૃતા ઉપાધિથી થયેલી

* સ્વીકારીને કથન.

છે, એમ માનીએ તો ઉપાધિ, અવિદ્યા વા અન્ય એવો વિકલ્પ થાય છે. અવિદ્યા ઉપાધિ માનીએ તો ફળથી સિદ્ધાંતમાં જ અંતર્ભાવ થાય છે. વળી અવિદ્યા, આત્મા વિષે કર્તૃતા ઉત્પન્ન કરે તે સ્વતઃ વા પરતઃ, જો સ્વતઃ ઉત્પન્ન કરે છે, એમ કહીએ તો સુષુપ્તિ, મૂર્છા તથા પ્રલયમાં પણ આત્માને કર્તૃતા પ્રાપ્ત થાય. ને જો પરતઃ કર્તૃતા ઉત્પન્ન કરે છે, એમ માનીએ તો તો તે જ ઉપાધિ કહેવાય. પણ અવિદ્યા ઉપાધિ કહેવાય નહીં, કેમ કે ઉપાધિની ઉપાધ હોતી નથી. હવે જો અવિદ્યાથી અન્ય ઉપાધિ હોય તો તે અવિદ્યાનું કાર્ય અથવા સ્વતંત્ર છે? સ્વતંત્રમાં પણ જો અનાદિ હોય તો સુષુપ્તિ પ્રલયમાં પણ કર્તૃતા થાય, ને સાદી હોય તો તેની ઉપાધિવાળું કર્તૃ સ્વરૂપ પણ સાદી થવાથી અનાદિ કર્તા સિદ્ધ થતો નથી. અવિદ્યાનું કાર્ય ઉપાધિ છે, એમ માનવામાં પણ એ જ દોષ છે. એટલા માટે આત્મા નિત્ય છે, તો પણ કર્તાની ઉપાધિનો સંબંધ આત્માને પ્રત્યેક કલ્પમાં પ્રત્યેક દિવસમાં ભિન્ન છે. માટે ઉપાધવાળા કર્તાની ઉત્પત્તિ, કર્મ સાથે છે, ને કર્મ શક્તિવાળી ઉપાધિ તાદાત્મ્યતા છે. તેમાં કારણ, સ્વસ્વરૂપનું અજ્ઞાન છે, પણ જન્માંતરરૂપી ફળ આપવાવાળું અન્ય કારણ નથી.[૧૪]

રામ પૂછે છે; વેદને જાણવાવાળા અને વિતરાગ (નિષ્પક્ષપાતી) એવા મનુ આદિએ ધર્મ, અધર્મ વિષે શ્રુતિને અનુકૂલ પૂર્વ મીમાંસા ન્યાયે કરી સ્મૃતિ, પુરાણ, કલ્પસૂત્ર અને ઇતિહાસાદિ જે જે નિર્ણય કરાણું છે, તે શાસ્ત્ર કહેવાય છે. એટલે શ્રુતિ તથા સ્મૃતિ આદિ, ધર્મ તથા બ્રહ્મ વિષે પ્રમાણ છે.[૧૫] તેમ જ સદાચાર પણ પ્રમાણ છે. જે મહાસત્વગુણી હોય, આપત્તિ વખતે તથા વિષયો વડે પણ અડગ હોય, રાગ દ્વેષ રહિત હોય, અને બ્રહ્મ સાક્ષાત્કાર-વાળા હોય, તે સત્પુરુષો કહેવાય છે.[૧૬] ૧ તે સત્પુરુષોનો સદાચાર તથા શ્રુતિ, સ્મૃતિ એ બે નેત્ર અજ્ઞાની શિષ્ટ પુરુષોને ધર્મ તથા તત્ત્વદર્શન માટે છે.[૧૭] જે પુરુષ, સ્વર્ગ તથા મોક્ષમાં ઉપયોગી વ્યવહાર માટે શાસ્ત્રને અનુસરતો નથી, સર્વ શિષ્ટ પુરુષો, તેને બહિષ્કાર આપે છે, તેથી તે દુઃખમાં ડૂબે છે.[૧૮] શિષ્ટ પુરુષોમાં અને વેદમાં પ્રસિદ્ધ છે કે, કર્મ અને કર્તા ક્રમથી થાય છે, ને તે બંનેનો કાર્ય કારણ ભાવ છે.[૧૯] કર્મે કરી કર્તા થાય છે, ને કર્તાએ કરી કર્મ થાય છે. બીજ તથા અંકુરની પેઠે કર્તા તથા કર્મની સિદ્ધિ છે. એમ લોક વેદમાં પ્રસિદ્ધ છે.[૨૦] જેમ બીજથી અંકુર થાય છે, તેમ કર્મથી જીવ થાય છે, ને જેમ અંકુર-માંથી બીજ થાય છે તેમ જંતુથી કર્મ થાય છે.[૨૧] જે વાસનાવડે જીવ સંસાર

પંજરમાં લઇ જવાય છે, તે વાસનાને અનુકૂલ ફળ, જીવના અનુભવમાં આવે છે.[૨૨] એમ છતાં જીવની ઉત્પત્તિ, કર્મ સાથે એટલે પૂર્વ જન્મના કર્મ વિના બ્રહ્મથી થાય છે, એમ તમે કેમ કહ્યું?[૨૩] હે મહારાજ! તમે સહોત્પત્તિ (જીવ કર્મની સાથે ઉત્પત્તિ)નો પક્ષ કહ્યો તેથી જગત્પ્રસિદ્ધ અને નિત્ય સંબંધવાળી જીવ તથા કર્મની કાર્ય કારણતાનો બાધ કર્યો, એમ જાણવામાં આવે છે.[૨૪] હે મહારાજ! શબલ બ્રહ્મ વિષે આકાશથી આરંભી સ્થૂલ દેહ પર્યન્ત ભોગ સ્થળની સૃષ્ટિરૂપ, કર્મ ફળ છે, અને તેના ફળરૂપ અને સ્થૂલ તથા સૂક્ષ્મ ઉપાધિવાળા બ્રહ્માદિક વિષે ભોગ તથા ભોગની સામગ્રીની સૃષ્ટિરૂપ ફળ છે. એ પ્રમાણે લોક પ્રસિદ્ધ એ ફળનું તમે ખંડન કર્યું.[૨૫] જો કર્મ નિષ્ફળ હોય તો નરકાદિના ભયના અભાવથી જેમ મત્સ્ય ન્યાય એટલે મોટાં માછલાં નાનાં માછલાંને ખાય છે. તેમ પ્રબલ, દુર્બલને દુઃખ દેશે. એ પ્રમાણે અનર્થ થવાથી સહોત્પત્તિનો પરિણામ, નાશ થાય છે.[૨૬] માટે હે ગુરુ મહારાજ! કરેલું કર્મ, ફલપ્રદ છે કે નહી? તેનું તત્ત્વ મને કહો. તે સંશય દૂર કરો.[૨૭]

વસિષ્ઠ કહે છે—હે રામ! તમે ઉત્તમ પ્રશ્ન કર્યો છે, તેનો ઉત્તર હું આપું છું, જેણે કરી સહોત્પત્તિ પક્ષમાં પણ કોઇ દોષ નથી એવું જ્ઞાન પ્રાપ્ત થશે, તે તમો સાંભળો.[૨૮] ક્રિયામાં કુશલતાનાં અનુસંધાનરૂપે જે મનનો વિકાશ એ જ કર્મનું બીજ છે. એ જ મનોવિકાશનું ફલ, ઉત્તરોત્તર ક્રિયાની ઉત્પત્તિ છે.[૨૯] સૃષ્ટિના આરંભમાં પરબ્રહ્મથી જ્યારે મન, ઉત્પન્ન થયું છે ત્યારથી જ મનરૂપ ઉપાધિથી પ્રકટ થયેલ સમષ્ટિ વ્યષ્ટિ જીવોનું કર્મ પણ ઉત્પન્ન થયું છે ને જીવ, આગળની વાસનાને અનુસારે દેહમાં અહંભાવ કરી રહે છે. એટલે મન જ કર્તા છે. પણ આત્મા કર્તા નથી એ જણાવવા માટે સહોત્પત્તિ પક્ષ કહ્યો છે.[૩૦] જેમ અભિન્ન એવાં પુષ્પ તથા સુગંધનો ભેદ નથી. તેમ અભિન્ન એવાં કર્મ તથા મનનો ભેદ નથી.[૩૧] ક્રિયા જ કર્મના સંસ્કારરૂપે મનમાં રહી છે ને ક્રિયા જ અદૃષ્ટનાં ફલદેહ, સ્વર્ગ, નરકાદિ રૂપે પ્રકટ થાય છે. એટલે અદૃષ્ટ અને ક્રિયા બન્ને મનોરૂપ છે ને કર્મનો આશ્રય દેહ પણ મન જ છે. કારણ કે આતિવાહિક જ વાસના બલે કરી સ્થૂલ દેહરૂપે થાય છે. એટલે મનજ કર્મ છે.[૩૨] તે પર્વત, તે આકાશ, તે સમુદ્ર, ને તે સ્વર્ગ નથી, કે જેને વિષે કરેલાં કર્મની ફલતા ન હોય. તાત્પર્ય કે સર્વ જગત્, મનનું કાર્ય છે ને કર્મનું ફલ છે. એટલે કર્મ, નિષ્ફલ નથી. તેથી તમે જે કર્મની નિષ્ફલતાની શંકા કરી હતી તેનું સમાધાન

થાય છે.[૩૩] આ જન્મમાં અને પૂર્વ જન્મમાં કરેલું સાંગ કર્મ જ પૌરુષ પ્રયત્ન કહેવાય છે, તે કદાપિ નિષ્ફલ નથી. તાત્પર્ય કે અવિદ્યાથી ઉત્પન્ન થયેલું મન જ, ક્રિયા શક્તિવાળું હોવાથી અને ચિદાત્માની ઉપાધ હોવાથી કર્તા તથા ભોક્તા છે. ને તે મન, અન્નમય છે. જો કે એ મન, પ્રત્યેક કલ્પમાં પ્રત્યેક દિવસમાં ઉત્પન્ન થઇ લય પામે છે. તથાપિ* દર્પણમાં પ્રતિબિમ્બિત મુખની પેઠે 'તે જ આ છે.' એ પ્રમાણે બાધ વિના પ્રત્યભિજ્ઞારૂપ પ્રમાણથી અને ઉપાધવાળા આત્માની એકતાથી ભેદાતું નથી. એટલે અનાદિ પણ થાય છે. કારણ કે અહીં નાશનો અર્થ, શૂન્યતા નથી ને ઉત્પત્તિનો અર્થ, અસતની સત્તા નથી. વળી †સત્કાર્ય વાદનો આશ્રય કર્યો છે, તેથી પ્રથમથી અવિદ્યા રૂપે વર્તમાન કર્તા તથા કર્મની તથા તેનાં ફલરૂપ આકાશાદિ પ્રપંચની સાથે ઉત્પત્તિ સ્વીકારવામાં પણ શાસ્ત્રની પ્રમાણતાનો બાધ થતો નથી. માત્સ્ય ન્યાયનો પ્રસંગ નથી અને જન્મ કર્મના અવિના ભાવના નિયમનો લોપ થતો નથી. એટલે સહોત્પત્તિમાં સ્વસ્વરૂપનું અજ્ઞાન જ કારણ છે એમ કહેવું વિરુદ્ધ નથી.[૩૪] જેમ કૃષ્ણતાનો ક્ષય થવાથી કાજળ પોતે ક્ષીણ થાય છે. તેમ સ્પંદરૂપ કર્મનો નાશ થવાથી મન ક્ષીણ થાય છે.[૩૫] કર્મનો નાશ થવાથી મનોનાશ થાય છે ને મનોનાશ, અકર્મતા કહેવાય છે. એ નિષ્કર્મતા, મુક્તને પ્રાપ્ત થાય છે. પણ અમુક્તને પ્રાપ્ત થતી નથી.[૩૬] જેમ અગ્નિને ઉષ્ણતા સદા તાદાત્મ્યે કરી મળેલાં છે. તેમ મન અને કર્મ મળેલાં છે. એ બેમાંથી એકનો નાશ થવાથી બન્નેનો નાશ થાય છે.[૩૭] હે રામ! ચિત્ત, સદા સ્પંદવિલાસને પામી વિહિત નિષિદ્ધ કર્મ કરી ધર્મ અને અધર્મને આકારે થાય છે ને કર્મ, તેનાં ફલ ભોગને અનુકૂલ સ્પંદરૂપ વિલાસને પામી ચિત્ત થાય છે, એટલા માટે ચિત્ત અને કર્મ પરસ્પરનાં કારણ થઇ, લોકમાં ધર્મ તથા કર્મ શબ્દે કરી વ્યવહાર કરાય છે.



* જેમ પ્રતિદિન અરીસાના સંનિધાનમાં મુખનું પ્રતિબિમ્બ થાય છે, ને અરીસો દૂર કરવાથી નષ્ટ થાય છે. તોપણ જેમ તે જ મુખનું પ્રતિબિમ્બ છે, એવું જ્ઞાન થાય છે. તેમ તે જ મન છે એવું જ્ઞાન થાય છે. † જેમ કારણ સત્ છે તેમ કાર્ય પણ સત્ છે. એ સત્ કાર્યવાદ કહેવાય છે.

# *સર્ગ ૯૬ મો.

## મનનું સ્વરૂપ.

**श्रीवसिष्ठ उवाच—मनो हि भावनामात्रं भावना स्पन्दधर्मिणी**
**क्रिया तद्भाविता रूपं फलं सर्वोनुधावति ॥१॥**

વસિષ્ઠ કહે છે—મન, ભાવના (વિકલ્પ) માત્ર છે. તે ભાવના સ્પંદ ધર્મ (કલ્પના)વાળી થઇ વિહિત તથા પ્રતિષિદ્ધ ક્રિયા થાય છે. સૂક્ષ્મપણાંથી અદષ્ટ ભાવને પ્રાપ્ત થયેલી ક્રિયાનું જન્માંતરાદિ જે ભાવિતારૂપ છે તેજ ફલ કહેવાય છે, તેને જીવ અનુસરે છે.[1]

રામ પૂછે છે—હે મહારાજ! મન કે જે જડ છતાં અજડ જેવું છે તે મનનું રુઢ સંકલ્પવાળું રૂપ મને કહો.[2]

વસિષ્ઠ કહે છે—અનંત અને સર્વ શક્તિવાળા માયા શબલનું પ્રથમ રચેલું સંકલ્પ શક્તિવાળું જે રૂપ છે તે મન કહેવાય છે.[3] બે કોટિ (સંશય)નાં સ્મરણ પૂર્વકતાને પ્રાપ્ત થયેલો મનુષ્યનો જે ભાવ, સત્ તથા અસત્‌ના મધ્યમાં સંચાર કરે છે તે મનનું રૂપ છે.[4] સદા ચિદ્રૂપ હોવાથી ભાસમાન આત્મા વિષે હું નથી જાણતો, એવું જ્ઞાન અને અકર્તા વિષે કર્તૃતાનું જ્ઞાન, જેણે કરીને થાય છે ને અવશ્ય જાયમાન (ઉત્પન્ન થતો) એવો જે ભાવ તે, મનનું રૂપ છે.[5] જેમ લોકમાં ગુણ વિના ગુણવાન્ સંભવતો નથી તેમ કલ્પનારૂપ કર્મશક્તિ વિના મન સંભવતું નથી.[6] જેમ ભિન્ન એવા અગ્નિ તથા ઉષ્ણતાની સત્તા નથી તેમ ભિન્ન એવાં કર્મ તથા મનની સત્તા તેમજ જીવ અને મનની સત્તા નથી.[7] તે મન, ચિત્તરૂપ, ફલવાળાં કર્મરૂપ છે. એનું શરીર, સંકલ્પમય છે. જે વિસ્તારવાળું છે. તે મનવડે આ સંપૂર્ણ જગત્, વ્યાપ્ત છે કે જે જગત્, દ્વૈતરૂપ છે. માયામય છે, નિષ્કારણ છે, સ્થિતિ વગરનું છે, ને વાસનાથી થતી કલ્પનાવડે વ્યાકુલ છે.[૮-૯] જે જ્યાં જે પ્રકારે જેવી વાસના સત્‌ની પેઠે કરે છે તે પુરુષ ત્યાં તેજ પ્રકારે વાસનાને અનુકૂલ ફલ પામે છે.[10] વાસના વૃક્ષનું બીજ, કર્મ છે. શરીર, કર્મ છે. સુખ દુઃખરૂપ ફલવાળી શાખાઓ, ક્રિયા છે એમ શાસ્ત્રમાં કહ્યું છે, ને

---

* આ છન્નુમા સર્ગમાં વિચિત્ર કર્મથી નાના પ્રકારની આકૃતિવાળાં મનનાં નામના ભેદો તથા મનની શુદ્ધિ માટે તત્ત્વ કહેવામાં આવશે.

અનુભવમાં પણ આવે છે.[૧૧] મન, જેનું અનુસંધાન કરે છે તેને સર્વે કર્મેન્દ્રિય વૃત્તિઓ સિદ્ધ કરે છે. તે માટે મન, 'કર્મ છે' એમ કહ્યું છે.[૧૨]

## મનનાં ભિન્ન ભિન્ન નામોનો વિચાર.

[૧]મન, [૨]બુદ્ધિ, [૩]અહંકાર, [૪]ચિત્ત, [૫]કર્મ, [૬]કલ્પના, [૭] સ્મૃતિ, [૮]વાસના, [૯]વિદ્યા, [૧૦]વિસ્મૃતિ, [૧૧]મલ, [૧૨]ઇંદ્રિય, [૧૩]પ્રકૃતિ, [૧૪]માયા, [૧૫]ક્રિયા અને સંસારમાં કલ્પિત ભ્રમ જેનું કારણ છે એવાં અન્ય નામો પણ મનનાં અનેક છે.[૧૩–૧૪] અકસ્માત્ સ્વસ્વરૂપના વિસ્મરણે કરી ચિદેક રસ આકાર જાણે વિસ્મૃત થયો હોય તેમ રહેલી અને બહિર્મુખ એવી ચિતિ (ચિત્ સંવિત્) ની પર્યાય વૃત્તિઓ (ક્રમ વૃત્તિઓ) કરેલી છે. એટલે ક્રમે કરી થતી ભિન્ન ભિન્ન વૃત્તિએ કરી મનનાં ભિન્ન ભિન્ન નામ થાય છે.[૧૫]

રામ પૂછે છે–હે ગુરો! જેના વિચિત્ર યોગાર્થની કલ્પના થાય છે, એવી, પર-સંવિતની આ પર્યાયવૃત્તિઓ, કેમ રૂઢી પામી? તે કહો.[૧૬]

વસિષ્ઠ કહે છે–હે રામ ! .આગળ મનનાં જે પંદર નામ કહ્યાં તે સર્વેનું વિવેચન કરું છું. તેમાં પ્રથમ મનનું વિવેચન કરું છું તે તમે સાંભળો. અવિદ્યાએ કરી કલંકવાળી થઇ હોય તેમ પરસંવિત્, કદાચિત્ સંકલ્પરૂપે થઇ જ્યારે અમુક પદાર્થ આ પ્રકારે છે, આ પ્રકારે નથી, એવી રીતે નાના વિકલ્પરૂપ થાય છે ત્યારે તે પરસંવિત્, મનરૂપે થાય છે. એટલે તે મન કહેવાય છે.[૧૭] હવે બુદ્ધિનું વિવેચન કરું છું. જ્યારે પ્રથમ વિકલ્પ પછી વિશેષ ભાવનાને પ્રાપ્ત થઇ એકના અનુસંધાનનો નિશ્ચય કરી સ્થિર થાય અને આ વસ્તુ, એવી જ છે. એ પ્રકારના નિશ્ચય ગ્રહણમાં સમર્થ ન થાય છે ત્યારે તે પરસંવિત્, બુદ્ધિ કહેવાય છે.[૧૮] હવે અહંકારનું વિવેચન કરું છું. જ્યારે દેહાદિક વિષે આત્માભિમાને કરી પોતે સત્તાને કલ્પે છે ત્યારે પરસંવિત્, અહંકાર કહેવાય છે. તે સર્વ અનર્થનું કારણ છે. તેથી ભવ બંધની કહેવાય છે.[૧૯] હવે ચિત્તનું વિવેચન કરું છું. જેમ બાલક પૂર્વાપરનાં અનુસંધાન વિના એકને તજી અન્ય પદાર્થનું ગ્રહણ કરે છે. તેમ સંવિત્ જ્યારે પૂર્વાપરનાં અનુસંધાન વિના એક વિષયને મૂકી અન્ય વિષયનું ગ્રહણ કરે છે, ત્યારે તે ચિત્ત, કહેવાય છે.[૨૦] હવે કર્મનું વિવેચન કરું છું. જ્યારે સંવિત્, કર્તાના સ્પંદ (ક્રિયા) રૂપે હોવાથી વસ્તુતઃ શૂન્ય (અસત્) ને બતાવવાવાળી થાય છે અને સ્પંદનું ફલ શરીર, અવયવો અને દેશાંતરના સંયોગ વિયોગ આપવા

દોડતી હોય તેમ જણાય છે. ત્યારે તે, કર્મ કહેવાય છે.[૨૧] હવે કલ્પનાનું વિવેચન કરું છું. જ્યારે સંવિત્, અકસ્માત્, પોતાના પૂર્ણ ભાવને ભૂલી જઇ, મનોવાંછિત પરિચ્છિન્ન ભાવની કલ્પના કરે છે ત્યારે 'કલ્પના' કહેવાય છે.[૨૨] હવે સ્મૃતિ કહું છું. જ્યારે તે સંવિત્, 'પૂર્વે જોયેલું છે વા નથી જોયલું એવો વિકલ્પ કરી પૂર્વે જોયેલું છે, એવા નિશ્ચયવડે અંદર ચેષ્ટા કરે ત્યારે તે, 'સ્મૃતિ' કહેવાય છે.[૨૩] હવે વાસના કહું છું. જ્યારે સંવિત્, જાણે ગળેલા હોય તેમ અંતર્હિત રહેલા પદ, તેના અર્થ તથા તેની શક્તિનાં સ્વરૂપે કરી અતિ સૂક્ષ્મભાવમાં વસે છે અને અન્ય સર્વ ચેષ્ટા જ્યારે શાંત થાય છે ત્યારે તે, વાસના કહેવાય છે.[૨૪] હવે વિદ્યાનું વિવેચન કરૂં છું. જ્યારે સંવિત્, આત્મા વિમલ છે. તેમાં દ્વૈત દૃષ્ટિ તો, અવિદ્યાના સંબંધથી થયેલી છે. તે, ત્રણે કાલમાં નથી.' એમ જાણે ત્યારે 'વિદ્યા' કહેવાય છે.[૨૫] હવે વિસ્મૃતિ કહું છું. જે સંવિત્ આત્માના અદર્શન માટે વિસ્મરણ કરાવે છે, તે વિસ્મૃતિ કહેવાય છે. હવે મલનું વિવેચન કરું છું.—જે સંવિત્, મિથ્યા દ્વૈતજાલે કરીને નાનાપ્રકારના વિક્ષેપ કરાવે છે માટે 'મલ' કહેવાય છે.[૨૬] હવે ઇંદ્રિયનું વિવેચન કરું છું—જે સંવિત્ સાંભળી સ્પર્શ કરી જોઇ, ભોજન કરી સુંઘી અને વિચાર કરીને જીવરૂપ પરમેશ્વરને પ્રસન્ન કરે છે. માટે તેને 'ઇંદ્રિય' કહ્યું છે.[૨૭] હવે પ્રકૃતિ કહું છું, પરમાત્મા, અદૃસ્ય છતાં સર્વ દૃસ્ય જગતનાં ઉપાદાન કારણરૂપ હોવાથી તે સંવિત્ પ્રકૃતિ કહેવાય છે.[૨૮] હવે માયા કહું છું.-જે સંવિત્, સતને અસત્ જેવું ને અસતને સત્ જેવું બતાવે છે. એ પ્રમાણે સત્ અસતનો વિપર્યાસ કરવાથી 'માયા' કહેવાય છે.[૨૯] હવે ક્રિયા કહું છું. તે સંવિત્, જોવું, સાંભળવું, સ્પર્શ કરવો, રસ લેવો, સુંઘવું, એ કર્મોવડે લોકમાં 'ક્રિયા' કહેવાય છે કે જે, સંસાર ભાવ તથા તેનાં બીજ ભાવને પ્રાપ્ત થઈ છે.[૩૦] હે રામ! દૃસ્યરૂપે પ્રતીત થતી, કલંકને પ્રાપ્ત થયેલી અને સ્ફુરણ ધર્મવાળી ચિતિની એ સર્વે પર્યાયવૃત્તિઓ છે.[૩૧] ચિત્ત ભાવને પ્રાપ્ત થયેલી તથા સંસાર ભાવને પ્રાપ્ત થયેલી એ ચિતિની તે પર્યાયવૃત્તિઓ, પોતાની સેંકડો કલ્પનાવડે રૂઢિને પ્રાપ્ત થઇ છે.[૩૨] ચિત્ વિષય વાસનારૂપ કલંકથી પોતાનાં પૂર્ણ સ્વરૂપના વિકલતાથી જાણે આકુલ હોય તેમ દેહાદિકની જડતાવાળી થાય છે. માટે એક જ ચિતની મન, બુદ્ધિ આદિ વિભાગની કલ્પના છે,[૩૩] એ જ 'ચિત્ત' લોકોમાં 'જીવ' કહેવાય છે, 'મન' કહેવાય છે, ચિત્ત કહેવાય છે અને 'બુદ્ધિ' કહેવાય છે.[૩૪] પરમાત્માને ભૂલી ગયેલી એટલા જ માટે અજ્ઞાન કલંકવાળી ચિત્નાં ભિન્ન ભિન્ન નામો નાના પ્રકારની કલ્પનાથી થયાં છે, એમ વિદ્વાનો કહે છે.[૩૫]

રામ પૂછે છે—હે મહારાજ! મન, જડ છે! વા ચેતન છે! તેનો નિશ્ચય થતો નથી, માટે મને કહો.[૩૬]

વસિષ્ઠ કહે છે—હે રામ! મન જડ નથી, તેમ ચેતન પણ નથી. ચિત્ જ સંસાર દશામાં ઉપાધિના સંબંધથી મન કહેવાય છે.[૩૭] ચિત, મધ્યમાં જ્યારે સત્ અસત્ રૂપ, પ્રત્યેક પ્રાણીમાં ભિન્ન ભિન્ન અને માયાના સંબંધવાળું તથા જગતનું કારણ થાય છે ત્યારે 'ચિત્ત' કહેવાય છે.[૩૮] જે કારણે કરી નિત્ય એક રૂપ નિશ્ચય વિનાની સ્થિતિ એટલે આત્માની અજ્ઞાત સત્તા જ, 'મન' કહેવાય છે. તેથી આ જગત્ થયું છે.[૩૯] ઉપાધિવાળી ચિત્નું જે રૂપ, જડ તથા ચેતન બુદ્ધિના મધ્યમાં વિકલ્પે કરી દોલાયમાન છે, તે જ 'મન' કહેવાય છે.[૪૦] ઉપાધિએ કરી ચિત્તનો ચલ સ્વભાવ કે જે બહાર મલિન અને અંદર સાક્ષી ચિત્તના આવરણના અભાવથી કલંક રહિત છે તે, 'મન' કહેવાય છે. તે જડ પણ નથી, ને ચેતન પણ નથી.[૪૧] ઉપાધિવાળા ચિત્ત સ્વરૂપના 'અહંકાર, મન, બુદ્ધિ અને જીવ' ઇત્યાદિ અને અન્ય અનેક નામો છે.[૪૨] જેમ નટ ક્રમે કરી નાના પ્રકારના વેષ ધારણ કરે છે, તેમ મન ભિન્ન ભિન્ન કર્મ કરે છે, ને તેથી અનેક નામને ધારણ કરે છે.[૪૩] જેમ મનુષ્ય, વિચિત્ર અધિકારથી ભિન્ન ભિન્ન નામ ધારણ કરે છે, જેમ કે પાકના અધિકારથી પાચક, પાઠના આધકારથી પાઠક અને ગામના અધિકારથી 'ગ્રામણી' કહેવાય છે. તેમ મન, વિવિધ કર્મથી વિવિધ નામને ધારણ કરે છે.[૪૪] હે રામ! મેં તમોને જે મનનાં નામો કહ્યાં, તેને વાદીઓ કપોલ કલ્પિત કલ્પના વડે અન્યથા કલ્પે છે એટલે બીજે પ્રકારે નામ કહે છે.[૪૫] પોતાના તર્કોને અનુકૂલ બુદ્ધિ મનમાં રાખી પોતાની ઇચ્છા પ્રમાણે મન, બુદ્ધિ અને ઇન્દ્રિય ઇત્યાદિ સંજ્ઞા વાદીઓએ કરેલી છે.[૪૬] કોઇ વાદી, મનને જડ કહે છે. કોઇ મન જીવથી ભિન્ન છે એમ કહે છે. કોઇ અહંકાર કહે છે. કોઇ બુદ્ધિ કહે છે.[૪૭] હે રામ! અંતઃકરણ એક રૂપ હોવાથી સંકલ્પાદિ વૃત્તિની ભેદ સૃષ્ટિથી અહંકાર, મન, બુદ્ધિ ઇત્યાદિ સંજ્ઞા થાય છે. જે સંજ્ઞા હું આગળ કહી ગયો છું.[૪૮] હે રામ! હવે નૈયાયિક આદિનાં ભિન્ન ભિન્ન મત કહું છું તે તમે સાંભળો. 'અહંકાર એક જાતનું દ્રવ્ય છે. જીવાત્મા વિભુ છે, મન અણુ છે, બુદ્ધિ આત્માનો ગુણ છે, ને તે ત્રણ ક્ષણ રહે છે, એમ નૈયાયિકો કહે છે. 'બુદ્ધિ ત્રિગુણાત્મક પ્રકૃતિનું સાક્ષાત્ કાર્ય છે. જેને મહત્તત્ત્વ કહે છે. બુદ્ધિનું કાર્ય અહંકાર છે. મન, તત્ત્વાંતર છે ને તે, અગીયાર ઇંદ્રિયોની અંતર્ગત છે, ને ષોશડ

વિકારમાં પણ છે.' એમ સાંખ્ય મતવાળા માને છે. 'ચૈતન્ય, શરીરનો ગુણ છે બુદ્ધિ, શરીર છે. અહંકાર આત્મા છે. એ પૂર્વાપરનું અનુસંધાન કરવાવાળું મન છે.' એવી રીતે ચાર્વાક મત છે.[૪૯] 'કેટલાક જૈમિનીય મતવાળા, મન, વિભુદ્રવ્ય છે એમ માને છે, ને કેટલાક અન્નમય છે, એમ માને છે. બુદ્ધિ તો જડચેતન સ્વરૂપ આત્માનો ચિદંશ છે. એમ જૈમિનીય મતવાળા કહે છે. જીવાસ્તિકાય અહંકાર છે. તે ચિદ્રૂપ છે. ને મધ્યમ પરિમાણવાળો છે. તેને વિષયની ઇચ્છા, મન કહેવાય છે. ને અર્થ પ્રથા (અર્થપ્રસિદ્ધિ) બુદ્ધિ કહેવાય છે.' એમ આર્હત મતવાળા કહે છે. 'ક્ષણિક આલય વિજ્ઞાન નામની બુદ્ધિધારા આત્મા છે. પ્રવૃત્તિ વિજ્ઞાનરૂપ અહંકાર છે. બાહ્ય પદાર્થનો આકાર, બુદ્ધિ છે. તે તેનો વ્યતીત પરિણામ કે જે તત્કાલનું જ્ઞાન, મન કહેવાય છે, એમ બૌદ્ધોનો સિદ્ધાંત છે. વૈશેષિક મતવાળા, અહંકાર તથા મનને નૈયાયિકની પેઠે જ માને છે ને બુદ્ધિ, સ્મૃતિ, પ્રત્યક્ષ, અનુમાન, તર્ક અને વિપર્યય, એવી રીતે વિકલ્પના ભેદે કરી પાંચ પ્રકારની છે' એમ માને છે. 'વાસુદેવ નામના પરમાત્માથી સંકર્ષણ નામનો જીવ થાય છે તે જ અહંકાર કહેવાય છે. પ્રદ્યુમ્ન નામનો જીવ, મન કહેવાય છે અને અનિરુદ્ધ નામનો જીવ, બુદ્ધિ કહેવાય છે.' એમ પાંચ રાત્ર મતવાળા કહે છે. એ પ્રમાણે વાદીઓએ ભિન્ન ભિન્ન કલ્પના કરેલી છે. તેમ જ યોગ મતવાળા, માહેશ્વર, નાકુલ આદિ મતવાદીઓએ પણ અન્યથા કલ્પના કરી છે.[૫૦] જેમ વટેમાર્ગુઓને ભિન્ન ભિન્ન માર્ગથી પણ એક જ નગર ગંતવ્ય (જવાનું) છે. તેમ એ સર્વ મતવાદીઓને તે તે બુદ્ધિને અનુકૂલ ફલ રૂપે રહેલું પારમાર્થિક એક જ સ્વરૂપ ગંતવ્ય છે. એટલે સર્વનું તાત્પર્ય, પરમાત્મા વિષે છે.[૫૧] પરમાર્થ સ્વરૂપનાં અજ્ઞાનને લીધે વિપરીત જ્ઞાનથી સર્વ મતવાદીઓ વિવિધ વિવાદ કરે છે.[૫૨] જેમ પથિકો (વટેમાર્ગુઓ) પોતપોતાના માર્ગની પ્રશંસા કરે છે. તેમ રાજસ, તામસ, મલિન, અર્ધ મલિન અને સત્ત્વ પ્રધાન જનને ઉચિત દેશકાલમાં ઉત્પન્ન થયેલા મતવાદીઓ બુદ્ધિ પ્રમાણે પોતપોતાના મતની પ્રશંસા કરે છે.[૫૩] હે **રામ!** ફલની ઇચ્છાએ કરી તેનાં સાધન કર્મમાં જેનું મન છે એવા પુરુષો માટે સ્વકપોલ કલ્પિત પોતપોતાની યુક્તિઓ, મતવાદીઓએ મિથ્યા જ કહી છે. કેમ કે સર્વ શ્રેષ્ઠ પ્રમાણરૂપ ઉપનિષતને અનુસારે એ યુક્તિઓ નથી. માટે મુમુક્ષુ પુરુષોને તે યુક્તિઓ, માન્ય નથી.[૫૪] જેમ પુરુષ; સ્નાન, દાન, આદાન (ગ્રહણ) આદિ ક્રિયાને જ્યારે કરે છે. ત્યારે તે તે ક્રિયાના કર્તાની વિચિત્રતાને પ્રાપ્ત થાય છે.

તેમ આ મન ક્રિયાના ભેદથી વિચિત્રતાને પ્રાપ્ત થાય છે.[૫૫] વિવિધ ક્રિયાના કર્તાપણાંથી મન, જીવ, વાસના, કર્મઆદિ નામવાળું થાય છે. એટલે મનનાં નામના ભેદ માટે મેં કહી તે યુક્તિઓ ઉત્તમ છે.[૫૬] સર્વ પુરુષોએ, 'આ સંપૂર્ણ જગત્ મનોમય છે,' એમ અનુભવાય છે. જે માટે ચિત્તવિનાનો નર, જોતાં છતાં પણ જોતો નથી. તાત્પર્ય કે મૂઢને કાંઇ પણ ભાન હોતું નથી.[૫૭] કારણ કે મનવાળો પુરુષ, અનુકૂલ અથવા પ્રતિકૂલ શબ્દ સાંભળી સ્પર્શ કરી પદાર્થ જોઇ ભોજન કરી અને સુગંધી લઇ અંદર હર્ષ અથવા ખેદને પામે છે.[૫૮] જેમ રૂપ પ્રકાશનું કારણ પ્રકાશ છે. તેમ દ્વૈતનું કારણ મન છે. હું 'બદ્ધ છું,' એવા નિશ્ચયવાળો બંધાય છે. ને હું મુક્ત છું, એવા નિશ્ચયવાળો મુક્ત થાય છે.[૫૯] 'મન, જડ છે.' એમ જાણનારને મન જડ છે. ને 'મન' ચેતન છે, એમ જાણનારનું મન ચેતન જ છે.[૬૦] આ મન, ચેતન નથી. તે જડપણ નથી. મન જ્યારે ઉત્પન્ન થયું ત્યારે વિચિત્ર સુખ દુઃખની ચેષ્ટાવાળું જગત્ ઉત્પન્ન થયું છે.[૬૧] જ્યારે મન, બ્રહ્માકાર થાય છે ત્યારે સંસાર, લય પામે છે. તે અજ્ઞાને કરી મલિન ચિત્ થાય છે ત્યારે ભ્રાંતિવડે સંસારનાં કારણરૂપ મનોવડે જગત્ ઉત્પન્ન થાય છે.[૬૨] હે રામ! જો મનને અજડ માનીએ તો તે, બ્રહ્મરૂપ થવાથી જગતનું કારણ નથી ને જડ માનીએ તો પણ પાષાણ જેવું છે. એટલે તે, પણ સંસારનું કારણ નથી.[૬૩] હે રામ! તે માટે પદાર્થોનું કારણ, ચેતન મન પણ નથી. ને જડ મન નથી. પણ જેમ * ત્રિવૃત્કરણે કરી મલિન તેજ, નીલવત આદિ રૂપનું પ્રકાશક છે, તેમ મલિન (ચૈતન્યમિશ્ર) ચિત્, પદાર્થોનું કારણ છે.[૬૪] જગત્ મનોમાત્ર છે. કેમ કે મન વિના જગતનું નિરૂપણ થઇ શકતું નથી. મનનો લય થવાથી સર્વ પ્રાણીને સમ્પૂર્ણ જગત્ લીન થાય છે, માટે ચિત્ત વગરનાને જગત્ કાંઇ પણ નથી.[૬૫] જેમ એક જ કાળ, ઋતુના ભેદથી 'ચોમાસું, શીયાળો અને ઉનાળો' એવાં નાના પ્રકારનાં નામને પ્રાપ્ત થાય છે, તેમ એક જ મન, નાના પ્રકારનાં કર્મથી નાનાવિધ નામને પ્રાપ્ત થાય છે.[૬૬] ભલે જીવાદિક અન્ય હોય, પણ મન વિના અહંકાર તથા ઇન્દ્રિય આદિની ક્રિયા શરીરને ક્ષોભ નથી પમાડી શકતાં.[૬૭] તેમ છતાં પણ કોઇ કોઇ શાસ્ત્રોમાં તર્કથી મન વિષે જે ભેદો કહ્યા છે, તે, કુતર્ક કરવાવાળા વાદીઓએ કહેલા છે. પણ પ્રામાણિક વ્યાસાદિકે કહ્યા નથી.[૬૮] હે રામ! તે કુતર્કવાદીઓ, પોતે જાણતા નથી, ને વ્યાસાદિકો,

* પૃથ્વી આદિની સાથે મેલન.

તેઓને કદાપિ બોધ કરતા નથી, એટલા માટે તેઓ કુતર્કો કરે છે. કારણ કે મન વિષે સર્વ શક્તિઓ છે, ને તે, સર્વત્ર છે. તાત્પર્ય કે તેઓના કુતર્કમાં સાંપ્રદાયિક પુરુષોના ઉપદેશનો અભાવ તથા મનની સ્વાભાવિક કુતર્ક શક્તિઓ કારણ છે.[૬૯] શંકા–તર્કનો અવધિ ન હોવાથી કુતર્કવાદીઓને સદા સંશય રહેવો જોઇએ. છતાં પણ તેઓના વ્યવસ્થાવાળા પક્ષોના નિર્ણયની વિચિત્રતા કેમ થઇ? સમાધાન–પોતે કલ્પેલા કુતર્કો વિષે શ્રદ્ધા વિષે જડતાથી પોતપોતાના પક્ષના નિર્ણયમાં વિચિત્રતા થઇ છે. એટલે શ્રદ્ધાજડતા, તેમાં કારણ છે.[૭૦] શંકા–ત્યારે તમારા પક્ષમાં પણ શ્રદ્ધા જડતા કારણ હોવું જોઇએ. સમાધાન–ના. મારા પક્ષમાં શ્રદ્ધા જડતા કારણ નથી. કેમકે કુતર્કવાદીઓએ પોતપોતાના પક્ષો, બુદ્ધિ કલ્પિત છે. ને મારો પક્ષ બુદ્ધિ કલ્પિત નથી. પરંતુ શ્રુતિસિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છે કે–જેમ ઉર્ણનાભ (કરોળીયો) ચેતન છે તો પણ તેથી જડ તંતુ (લાળ) ઉત્પન્ન થાય છે. તેમ નિત્ય જ્ઞાનરૂપ શબલ બ્રહ્મથી મન, ઉત્પન્ન થાય છે.[૭૧] અવિદ્યાના વશથી ચિત્તભાવનાઓ, સ્થિરતા પામી છે, તેથી વાદીઓના મતમાં મનનાં નામભેદ તથા રૂપભેદ ભ્રાંતિએ કરી કલ્પિત છે.[૭૨] અજ્ઞાને કરી મલિન ચિત્, જીવ, મન, બુદ્ધિ અને અહંકાર એવી પ્રસિદ્ધિને પામી છે, તે જ ચિત્ જગતમાં ચેતન, ચિત્ત, જીવ, ઇત્યાદિ નામથી કહેવાય છે, એમાં વિવાદ નથી.[૭૩]



# *સર્ગ ૯૭ મો.

## સર્વાકારે મનની સ્થિતિ.

**श्रीराम उवाच–ब्रह्मन् मनसएवेदमंतश्चाडंबरं स्तृतम् ।**
**यतस्तदेककर्मेति वाक्यार्थादुपलभ्यते ॥ १ ॥**

રામ પૂછે છે–હે મહારાજ! 'આ બ્રહ્માંડ, મનથી થયું છે. માટે બ્રહ્માંડ મનનું કર્મ છે, એમ આપનાં વચનથી જાણવામાં આવે છે.

વસિષ્ઠ કહે છે–જેમ મૃગજલ, મરુ સ્થલનાં તેજનું આવરણ છે, તેમ અજ્ઞાન જડતા, આત્માનું આવરણ છે, એમ દૃઢ વાસનાવાળાં મને સ્વીકાર્યું છે, એટલે

* આ સત્તાણુમા સર્ગમાં મનની સર્વ આકારે સ્થિતિ, ચિત્તાકાશ, ચિદાકાશ તથા ભૂતાકાશનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવશે.

'મનથી બ્રહ્માંડ થયું છે, એમ તમારું જાણવું યથાર્થ છે.[૨] મન બ્રહ્મવિષે પ્રતીત થયેલાં જગદ્રૂપે થયું છે. મન કોઇ સ્થળે મનુષ્યરૂપે ભાસે છે. કોઇ સ્થળે દેવરૂપે ઉત્પન્ન થયું છે. ક્યાંક દૈત્યરૂપે પ્રકાશે છે. કોઈ સ્થળે યક્ષરૂપે થયું છે. કોઇ સ્થળે ગંધર્વભાવને પામ્યું છે અને કોઈ સ્થળે કિન્નરરૂપે થયું છે.[૩-૪] નાના પ્રકારના આચાર, આકાશભાગ, નગર અને પત્તન (મોટાં નગર-પાટણ)રૂપ વિસ્તારવાળી આકૃતિએ કરી મન જ વિકાશ પામે છે એટલે સર્વ આકારે મન થયું છે, એમ હું માનું છું.[૫] જેમ પૃથ્વી આદિ ભૂતોના તત્ત્વનાં જિજ્ઞાસુને ઘાસ, કાષ્ઠ આદિ પ્રત્યેક વિચારવા યોગ્ય નથી, પણ પૃથ્વી આદિ વિચારવા યોગ્ય છે. તેમ સર્વ જગત્, મનથી થયું છે, માટે શરીર આદિ પ્રત્યેક વિચારવા યોગ્ય નથી પણ મન જ વિચારવા યોગ્ય છે.[૬] એ મને કરી આ સંપૂર્ણ જગત્ વ્યાપ્ત છે. તે મન વિના એટલે કર્તા તથા કર્મનું સ્વરૂપ જાણ્યાથી તેનાં શોધને કરી સર્વનું અધિષ્ઠાન્ આત્મા જ અવશિષ્ટ રહે છે એમ હું માનું છું.[૭] આત્મા, જગતથી અળગો છે. સર્વ વ્યાપી છે. સર્વનો આધાર છે. તે આત્માના બલે કરી સંસારમાં મન આદિની ક્રિયા થાય છે.[૮] મન કર્તા તથા કર્મ છે. શરીરનું કારણ પણ મન છે. સ્થૂળ શરીરરૂપે થયેલું મન જ, જન્મે છે તથા મરે છે. ૧ જાયતે, ૨ અસ્તિ, ૩ વર્ધતે, ૪ વિપરિણમતે, ૫ અપક્ષીયતે અને ૬ નશ્યતિ, એ છ ભાવ વિકાર શરીરના છે પણ આત્માના નથી.[૯] એ પ્રકારના વિચારે કરી મન, લય પામે છે ને તેણે કરી મોક્ષની પ્રાપ્તિ થશે.[૧૦] ભ્રમવાળું મન નામનું કર્મ ક્ષીણ થાય ત્યારે જીવ મુક્ત કહેવાય છે. કેમ કે, એ ફરીથી જન્મતો નથી.[૧૧]

## ત્રણ પ્રકારનાં આકાશનું વિવેચન.

રામ પૂછે છેઃ–હે ભગવન્! તમે જીવોની જાતિ *ત્રણ પ્રકારની કહી. તેનું પ્રથમ કારણ સદસદાત્મક મન કહ્યું.[૧૨] તે મન, બુદ્ધિવર્જિત એવાં શુદ્ધ ચિદ્રૂપ તત્ત્વથી કેમ ઉત્પન્ન થયું? ને જગત્‌રૂપે કેમ વિસ્તાર પામ્યું?[૧૩]

વસિષ્ઠ કહે છે–હે રામ! અતિ વિસ્તારવાળાં આકાશ ત્રણ છે. ૧ ચિત્તાકાશ. ૨ ચિદાકાશ. ૩ ભૂતાકાશ.[૧૪] એ ત્રણે આકાશ, સર્વ કાર્યોમાં સાધારણ છે. કેમ કે, સર્વ કાર્યમાં અનુગત છે, તેમ છતાં પણ અદ્વૈત હાનિ થતી નથી. કારણ કે, તેની

* જો કે ૯૪ મા સર્ગમાં જીવોની જાતિ બાર કહી છે, પરંતુ તે સર્વનો સાત્ત્વિક, રાજસ તથા તામસ, એ ત્રણ ભેદમાં અંતર્ભાવ થાય છે, માટે અહીં ત્રણ જાતિ કહી છે.

જૂદી સત્તા સ્વીકારી નથી એટલે આત્માની સત્તાવડે જ સત્તાવાળાં છે.૧૫ ત્રણની સત્તા એક છે તથાપિ ચિદાકાશમાં વિશેષ છે. કેમ કે, 'ચિદાકાશ ( માયા શબલ ), બુદ્ધિ આદિ આંતર પદાર્થ તથા શરીરાદિ બાહ્ય પદાર્થોની ઉત્પત્તિ તથા નાશ તો સાક્ષી છે અને સર્વ વસ્તુમાં વ્યાપી રહ્યો છે. એ ચિદાકાશ કહેવાય છે.૧૬ જે, સર્વ ભૂતોના વ્યવહારનું કારણ છે. સર્વ કાર્ય કારણનો નિયંતા છે ને જેણે આ સંપૂર્ણ જગત્, પોતાની કલ્પનાએ કરી વિસ્તારેલું છે, તે ચિત્તાકાશ કહેવાય છે.૧૭ જે દશે દિગ્મંડળમાં વ્યાપક છે. જે મેઘ આદિનો આશ્રય છે, તે ભૂતાકાશ કહેવાય છે.૧૮ ભૂતાકાશ અને ચિત્તાકાશ, ચિદાકાશની સત્તાથી થયેલાં છે. જેમ દિવસ, સર્વ કાર્યનું કારણ છે, તેમ ચિત્ સર્વ જગતનું કારણ છે.૧૯ હું જડ છું. હું જડ નથી. એવો જે નિશ્ચય, માયા શબલનો છે, તેને જ મન જાણો. તે મને આકાશાદિ ઉત્પન્ન કર્યાં છે.૨૦ ત્રણ આકાશની કલ્પના, ઉપદેશ માટે છે એટલે અજ્ઞાની માટે છે, પણ જ્ઞાની માટે નથી.૨૧ પરબ્રહ્મ, સજાતીય, વિજાતીય તથા સ્વગતભેદ રહિત છે. સર્વરૂપ છે. સર્વને પૂર્ણ કરી રહ્યું છે. અવયવ રહિત છે અને ક્રિયા વર્જિત છે, તેને તત્ત્વજ્ઞાની જાણે છે.૨૨ વાકયોના સંદર્ભવાળા દ્વૈત તથા અદ્વૈતના ભેદે કરી અજ્ઞાની ઉપદેશ કરાય છે પણ કોઇ પ્રકારે જ્ઞાની ઉપદેશ કરાતો નથી.૨૩ હે રામ! જ્યાંસુધી તમને જ્ઞાન થયું નથી, ત્યાંસુધી હું તમોને બોધ માટે ત્રણ આકાશની કલ્પના કરી ઉપદેશ કરું છું.૨૪ વનના અગ્નિ જેવા સૂર્યના તડકાથી મરુ સ્થલમાં જેમ મૃગજલ થાય છે તેમ માયા શબલથી ભૂતાકાશ તથા ચિત્તાકાશ થાય છે.૨૫ માયા શબલ, ચિત્તરૂપે થાય છે. તે, ચિત્તથી ઇંદ્રજાલ જેવાં ત્રણે જગતને રચે છે. ચિત્ત, મલિન કાર્ય હોવાથી શુદ્ધ ચિત્નું કાર્ય નથી.૨૬ જેમ ભ્રાંતજનો છીપ વિષે રૂપાંને જુવે છે પણ અભ્રાંત જોતા નથી. તેમ અબોધ જનો, માયા શબલને ચિત્તરૂપે જુવે છે પણ બોધવાળા પુરુષો જોતા નથી. આ જગતમાં અજ્ઞાને કરી બંધન છે ને જ્ઞાને કરી મોક્ષ છે.૨૭



# *સર્ગ ૯૮ મો.

## ચિત્તોપાખ્યાન.

**श्रीवसिष्ठ उवाच–यतः कुतश्चिदुत्पन्नं चित्तं यत्किंचिदेव हि ।**
**नित्यमात्मविमोक्षाय योजयेद्यत्नतोऽनघ ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ ! મન, ગમે તેથી ઉત્પન્ન થયું હોય ને ગમે તે રૂપ હોય, પણ તે મનને મોક્ષ માટે નિત્ય શ્રમ લઈ આત્મા વિષે યોજવું એટલે સમાધિ કરવી.[૧] પરમાત્મા વિષે યોજેલું મન, શુદ્ધ વાસના વગરનું અને કલ્પના શૂન્ય થાય છે, તેથી પરમાત્મારૂપે થાય છે.[૨] હે રામ ! સ્થાવર જંગમાત્મક સર્વ જગત્, ચિત્તાધીન છે એટલા માટે બંધ તથા મોક્ષ પણ ચિત્તાધીન છે એટલે ચિત્તનિરોધથી બાહ્ય તથા આંતર્ સર્વ દ્વૈત બંધની નિવૃત્તિ થાય છે.[૩] હે રામ ! આ વિષયમાં પૂર્વે બ્રહ્માજીએ કહેલું ઉત્તમ ચિત્તોપાખ્યાન કહું છું, તે સાવધાન થઇ સાંભળો.[૪] એક મોટી †અટવી (જંગલ) છે. જેને વિષે સેંકડો યોજન, કણ જેવા જણાય છે. એ, અતિ વિસ્તારવાળી, શૂન્ય, અશાંત તથા અતિ ભયંકર છે.[૫] તે અટવીમાં એક પુરુષ, જોવામાં આવ્યો. તેના હજારો હાથ તથા નેત્ર હતાં. તે વ્યાકુલ બુદ્ધિવાળો, ભયંકર અને વિસ્તૃત આકૃતિવાળો હતો.[૬] તે, પોતાના હજારો હાથમાં હજારો ભોગળો લઇ પોતે પોતાના વાંસામાં મારતો હતો ને ભાગતો હતો;[૭] દૃઢ પ્રહારવડે ભય પામતો હતો ને સેંકડો યોજન દોડયો જતો હતો.[૮] બૂમો પાડતો હતો. આમ તેમ ભાગતો હતો. થાકી જવાથી તેના પગ આદિ અવયવો શિથિલ થઇ ગયા હતા. તે પરાધીન થઇ મહા અંધકૂપમાં પડયો. જે અંધકૂપ, આકાશ જેવો ગંભીર તથા ગાઢ અંધકાર જેવો ભયંકર હતો.[૯–૧૦] તે પુરુષ, બહુ કાળ પછી અંધકૂપમાંથી ઉઠયો ને વળી પણ આગળની પેઠે પોતાના વાંસામાં પોતે જ ભોગળો મારવા લાગ્યો.[૧૧] ફરીથી છેટે જેમ શલભ (પતંગીયો) અગ્નિમાં પેસે, તેમ તે પુરુષ, કાંટાવાળા વનમાં પેઠો.[૧૨] તે વનમાંથી ક્ષણવારમાં જાણે હોય તેમ નીકળીને પોતાને પ્રહાર કરવા લાગ્યો ને દોડવા લાગ્યો.[૧૩] વળી છેટે

* આ અઠ્ઠાણુમા સર્ગમાં કહેલા અર્થના બોધ માટે ચિત્તોપાખ્યાન તથા ચિત્તના તત્ત્વના વિચારથી ચિત્તનો નાશ, વિસ્તારથી વર્ણવવામાં આવશે. † અટવી આદિ–સર્વ શબ્દોનો અર્થ આ સર્ગના વિવેચન રૂપ ૯૯ મા સર્ગમાં કહેવાશે.

જઈ હસતો હોય તેમ ચંદ્રનાં કિરણ જેવાં શીતલ અને સુંદર એવાં કદલી ( કેળ )-નાં વનમાં પેઠો.[૧૪] તે કદલીનાં વનમાંથી ક્ષણવારમાં નીકળીને વળી પોતાને પ્રહાર કરવા લાગ્યો ને દોડાદોડ કરતો હતો.[૧૫] ફરીને બહુ દૂર જઈ, શિથિલ અવયવવાળો તે પુરુષ, અંધારા કુવામાં પડયો.[૧૬] તેમાંથી નીકળીને વળી કદલી વનમાં પેઠો. તેમાંથી નીકળી ગંભીર કરંજ વનમાં પેઠો.[૧૭] કરંજના વનમાંથી અંધકૂપમાં ને તેમાંથી કદલી વનમાં પ્રવેશ કરી, પોતે પોતાને પ્રહાર કરતો હતો.[૧૮] એ પ્રમાણે આચરણવાળો તે પુરુષ, ચિરકાલ વિવેક દૃષ્ટિ વડે જોઈને મેં માર્ગમાં ક્ષણવાર યોગ બળથી રોકયો.[૧૯] ને પૂછ્યું કે 'તું કોણ? આ શું? શા માટે તેમ કરછ? તુંને શું પ્રિય છે? વૃથા કેમ મોહ પામછ?[૨૦-૨૧] ત્યારે તે પુરુષે મને કહ્યું કે, હે મુને! હું કોઇ નથી. હું કાંઇ કરતો નથી. તમારી દૃષ્ટિથી હું નાશ પામ્યો છું. સુખ દુઃખ રહિત થયો છું. તમે મારો નાશ કર્યો તેથી તમે મારા શત્રુ છો.[૨૨] એમ કહી પોતાના અવયવો વીખાઇ ગયેલા જોઇ વિષય ભોગમાં અતૃપ્ત એવો એ પુરુષ, વરસતા મેઘની પેઠે ધાંટો કાઢી રોવા લાગ્યો.[૨૩] ક્ષણવારમાં તો રોતો બંધ રહ્યો ને પોતાના અવયવો જોઇ હસતો હતો ને શબ્દ કરતો હતો.[૨૪] અટ્ટાટ હાસ કર્યાં પછી તે પુરુષ, મારી પાસે ક્રમે કરી પોતાના સર્વ અવયવોને તજવા લાગ્યો.[૨૫] પ્રથમ તેનું *મસ્તક કે જે અતિ ભયાનક હતું, તે પડયું. પછી †બાહુ, ત્યારબાદ ‡વક્ષસ્થળ અને પછી §ઉદર (પેટ) પડયું.[૨૬] હવે ક્ષણ વારમાં તો તે પુરુષ, ક્રમથી સર્વ શરીરોનો ત્યાગ કરી નિયતિ (જ્ઞાને કરી અજ્ઞાન તથા તેનાં કાર્યના બાધરૂપ નિયમ) થી કોઇ પણ સ્થળે (મોક્ષસ્થળે) જવા લાગ્યો.[૨૭] વળી એ જ અટવીમાં એકાંતમાં બીજો પુરુષ મેં જોયો. તે પણ બાહુમાં મોટી ભોગળો લઇ પોતે પોતાને પ્રહાર કરતો હતો ને પોતે જ ભાગતો હતો. કુવામાં પડતો હતો. તેમાંથી નીકળી દોડતો હતો.[૨૮-૨૯] વળી અંધકૂપમાં પડતો હતો ને બહાર નીકળી ભાગતો હતો. વળી કરંજ વનમાં પ્રવેશ કરે છે ને તેમાંથી નીકળી કદલીવનમાં પ્રવેશ કરે છે.[૩૦] વારંવાર કષ્ટ પામે છે. સંતોષ પામે છે ને વળી પોતે પોતાને પ્રહાર કરે છે. એ પ્રમાણે આચરણ કરતો તે પુરુષ, ચિરકાલે વિસ્મયથી મેં જોયો ને તેને પણ રોકી રાખી આગલા પુરુષને જેમ પૂછ્યું હતું તેમ પૂછ્યું. ત્યારે તે પણ ક્રમથી રુદન કરી અટ્ટાટ હાસ કરી શરીરને તજી, અલક્ષ્ય ગતિ પામ્યો (મોક્ષ પામ્યો) ને નિયતિની શક્તિનો વિચાર કરી હું

* સંકલ્પરૂપ. † વિકલ્પાશયરૂપ. ‡વિષયાભિનિવેશ. §તૃષ્ણા.

આગળ ચાલ્યો.[૩૧-૩૩] વળી એકાંતમાં અન્ય નરને જોયો. તે પણ આગલાની પેઠે જ પોતે જ પોતાને પ્રહાર કરતો હતો ને ભણતો હતો.[૩૪] ભાગતાં ભાગતાં અંધકૂપમાં પડ્યો. 'તે બહાર નીકળે' એવી પ્રતીક્ષા કરતો હું ચિરકાલ ત્યાં જ બેઠો.[૩૫] તોપણ તે, કૂપમાંથી બહાર નીકળ્યો નહીં. ત્યારે હું જવા માટે ઉઠ્યો એટલે વળી પુરુષ જોયો.[૩૬] તે પણ આગલા જેવો જ હતો ને તેના જેવી ક્રિયા કરતો હતો. તેને પકડીને મેં પૂછ્યું.[૩૭] આગળ પ્રમાણે પૂછ્યા છતાં પણ તેણે કાંઇ જાણ્યું નહીં ને એ મૂઢ, મને કહેવા લાગ્યો કે, 'તું કાંઇ જાણતો નથી. અરે પાપી! નીચ બ્રાહ્મણ!' એમ મને કહી પોતાની ક્રિયા કરવા લાગ્યો. હવે મેં એ અટવીમાં ફરતાં ફરતાં તેવા પાપી પુરુષો, બહુ જોયા. તેમાં કેટલાક તો મારા પૂછવાથી સ્વપ્નના ભ્રમની પેઠે શાંતિ પામ્યા ને કેટલાક તો શબની પેઠે મારું કહેવું પણ સાંભળતા ન હતા. કેટલાક તો અંધકૂપમાં પડી બહાર નિકળી કદલીના વનમાં પેઠા ને કેટલાક તો ચિરકાલ સુધી પણ નિકળ્યા નહીં ને કેટલાક, વિસ્તારવાળાં કરંજ વનમાં અંતર્હિત થયા[૩૮-૪૨] ને કેટલાક તો કામ્ય કર્મમાં તત્પર હતા, તેથી કોઇ સ્થલે સ્થિર થઇ બેસતા ન હતા. હે રામ! એ મહાટવી એવા પ્રકારની છે.[૪૩] અદ્યાપિ એમાં તેવા જ પુરુષો છે. સર્વ વ્યવહારવાળી તે અટવી (સંસારાટવી), તમે પણ જોઇ છે, તો પણ વિવેકની અદૃઢતાથી તમે તેનું સ્મરણ કરતા નથી.[૪૪] હે રામ! એ અટવી ભયંકર છે. બહુ કાંટા હોવાથી સંકટવાળી છે. ગાઢ અંધકારવાળી માટે જ ગહન છે. તો પણસાધન સંપત્તિને પામીને પણ બગીચાની પેઠે અજ્ઞ જનો વિષયમાં આસક્તિએ કરી તે અટવીને સેવે છે.[૪૫]

---

# *સર્ગ ૯૯ મો.

## અઠ્ઠાણુમા સર્ગનું વિવેચન.

**श्रीरामउवाच—कासौ महाटवी ब्रह्मन् कदा दृष्टा कथं मया ।**
**के च ते पुरुषास्तत्र किं तत्कर्तुं कृतोद्यमाः ॥ १ ॥**

રામ પૂછે છેઃ—હે મહારાજ! એ મહાટવી કઇ? મેં ક્યારે અને કેમ જોઇ છે? તેમાં પુરુષો કોણ હતા? ને પોતે પોતાને શા માટે મારતા હતા?[૧]

---

* આ નવ્વાણુમા સર્ગમાં રામચંદ્રજીના પૂછવાથી ચિત્તાખ્યાનનું તાત્પર્ય ક્રમ પ્રમાણે તથા ક્રમ વિના પણ કહેવામાં આવશે.

વસિષ્ઠ કહે છે–હે રામ ! તમોને સર્વ હું કહું છું, તે સાંભળો. અજ્ઞાને કરી બ્રહ્મ જ સંસારાટવી હોવાથી ને મન પુરુષો હોવાથી, કોઇ પણ દૂર નથી.[૨] હે રામ ! મહાટવીને સંસાર જાણો. જે સંસારાટવી ગંભીર છે. પાર ન આવે તેવી છે. પરમાર્થ દશાથી અસત્ છતાં ભ્રાંતિથી સત્ વિકારી છે.[૩] વિચારરૂપી પ્રકાશે કરી એ અટવી જાણવામાં આવે છે. જ્યારે અદ્વિતીય વસ્તુએ કરી પૂર્ણ હોય છે ને અન્ય કોઇએ કરી પણ મળેલી હોતી નથી, ત્યારે તે, શૂન્ય જેવી જોવામાં આવે છે.[૪] તેમાં જે મહા આકૃતિવાળા પુરુષો ભમે છે, તે અતિ દુઃખી છે, તેને મન જાણો.[૫] મેં તેઓને જોયા. તે વિચાર જાણવો. વિચારે કરી મનોને મેં જાણ્યાં, બીજા કોઇએ જાણ્યાં નહીં.[૬] જેમ સૂર્ય કમલોને પ્રફુલ્લિત કરે છે, તેમ હું, વિવેકે કરી તેજ મનોને બોધ કરું છું.[૭] હે રામ ! મારી કૃપાથી મારા બોધને પામી, તેમાંથી કેટલાંક મન મોક્ષ પામ્યાં છે[૮] ને કેટલાંક મન તો મોહથી મને તથા વિવેકને માન્ય કરતાં નથી ને મારો તિરસ્કાર કરે છે, તેથી અંધકૂપ (નરક)માં પડે છે.[૯] આગલા સર્ગમાં જે અંધકૂપ કહ્યા, તે નરક જાણવા. કદલી વનનો અર્થ, સ્વર્ગ જાણવો. તેમાં પ્રવેશ કરવાવાળાં મન, સ્વર્ગમાં પ્રીતિવાળાં સમજવાં. અંધકૂપ ( નરક )માં પડેલાં મન, બહાર નિકળ્યાં નહીં, તેને મહા પાતકી જાણવાં. કદલી વન ( સ્વર્ગ ) માં ગયેલાં જે મન, પાછાં બહાર નિકળાયાં નહીં, તેને મહા પુણ્યવાન્ જાણવાં. કરંજ વન ( મનુષ્ય લોક )માં ગયેલાં મન, પાછાં નિકળ્યાં નહીં, તેને મનુષ્ય ( પુણ્ય પાપ મિશ્ર ) જાતી જાણવી. જે મનોને જ્ઞાન થયું, તે તો સંસાર બંધનથી છૂટ્યાં,[૧૦–૧૪] જે મનોને જ્ઞાન ન થયું, તે એક યોનિમાંથી બીજી યોનિમાં પ્રવેશ કરે છે, મનુષ્ય લોકમાં રહે છે, નરકમાં પડે છે ને સ્વર્ગમાં પણ જાય છે.[૧૫] જે કરંજ વન કહ્યું, તેનો અર્થ મનુષ્ય લોક સમજવો. જેમાં સ્ત્રીરૂપી રસ છે. દુખોરૂપી કાંટા ભર્યા છે, ને અનેક પ્રકારની એષણા (ઇચ્છા) છે.[૧૬] જે મન, કરંજ વનમાં પેઠાં, તે, મનુષ્ય લોકમાં જન્મ્યાં ને તેમાં જ રસિક થાય છે.[૧૭] ચંદ્રના કિરણ જેવું શીતલ અને મનને આનંદ આપે એવું જે કરંજ વન કહ્યું, તેને સ્વર્ગ જાણો.[૧૮] કેટલાંક મન તો શાસ્ત્ર વિહિત ધારણાવાળી ઉપાસનાએ કરી ગ્રહ, ધ્રુવ, સપ્તર્ષિ આદિનાં શરીરને ધારણ કરે છે ને અન્ય કરતાં વિશેષ તેજ તથા ભોગે કરી અભ્યુદયવાળાં થઇ ચિરકાલ થયાં રહ્યાં છે.[૧૯] જે (પુરુષોએ) બુદ્ધિ વડે તિરસ્કાર કર્યો. મારો નિશ્ચય નથી કર્યો ને ચિત્ત વડે મારો તિરસ્કાર કર્યો, સ્મરણ નથી કર્યું, તેને આત્મ સ્વરૂપના અજ્ઞ

જાણવા. તેણે પોતાના વિવેકનો તિરસ્કાર કર્યો છે એમ જાણવું.[૨૦] 'તમારી દૃષ્ટિથી હું નાશ પામ્યો છું, તમે મારા શત્રુ,' આ પ્રમાણે જે મને, મને કહ્યું, તે, તત્ત્વબોધે કરી ગળતા મને વિલાપ કર્યો.[૨૧] હે રામ! 'બૂમો પાડી જે મને રુદન કર્યું, તે ભોગ સમુદાયનો ત્યાગ થવાથી મને રુદન કર્યું.[૨૨] જે ચિત્તને અર્ધ વિવેક પ્રાપ્ત થયો હોય, અપરોક્ષ જ્ઞાન ન થયું હોય, તે મનને ભોગના ત્યાગથી અતિ પરિતાપ થાય છે.[૨૩] અલ્પ વિવેકવાળાં મને સ્ત્રી પુત્રાદિકમાં સ્નેહે કરી 'શું આ શરીરો તજી જાઉં છું, એ મોટું કષ્ટ છે.' એમ જાણી રોતાં રોતાં અંગો (શરીરો) જોયાં.[૨૪] જેને પૂર્ણ વિવેક થયો નથી ને અપરોક્ષ જ્ઞાન પણ થયું નથી, એવાં મનને સ્નેહ લોભાદિ તજવાથી પરિતાપ વધે છે.[૨૫] જે પુરુષ, મને જોઇને હસ્યો ને આનંદ પામ્યો, તે વિવેકવાળું મન, મારાથી બોધ થવાથી આનંદ પામ્યું.[૨૬] જેને વિવેક પ્રાપ્ત થયો છે, ને સંસાર વાસના છૂટી છે એવાં ચિત્તને ચિત્ત સ્વરૂપને તજી પરમાનંદની પ્રાપ્તિ થવાથી આનંદ વધે છે.[૨૭] જે પુરુષે હસતાં હસતાં શરીરો જોયાં ને અટ્ટાટ હાસ કર્યો, તે, 'આ શરીરો, સ્વ-સ્વરૂપનાં વિસ્મરણમાં કારણ છે.' એમ જાણી મને જોયાં ને હાસ કર્યો.[૨૮] 'અરે આ શરીરો, મિથ્યા કલ્પિત છે, છતાં પણ મોટો ભૂલાવો ખવરાવ્યો.' એમ વિચારી હસતાં મને એ શરીરો જોયાં.[૨૯] વિવેકને પ્રાપ્ત થયેલું અને પરમ પદને પહોંચેલું મન, આગળની દીનતાના આધાર વિષયોને હસતું હસતું દૂરથી દેખે છે.[૩૦] મેં પુરુષને પકડી બલાત્કારથી પૂછ્યું, તે વિવેક બલાત્કારથી ચિત્તને ટેકો આપે છે, એમ સૂચવ્યું છે.[૩૧] 'અંગો, ખરી પડયાં ને અંતર્હિત થયાં.' એમ જે મેં કહ્યું છે, તે, 'મનનો બોધ થવાથી વિષય તથા વિષયતૃષ્ણા બન્નેનો સાથે બાધ થાય છે,' એમ દર્શાવ્યું છે.[૩૨] 'જે પુરુષના હજારો હાથ ને હજારો નેત્ર હતાં' એવું વર્ણન કર્યું છે, તે, ચિત્તની અનંત આકૃતિ છે, એમ જણાવ્યું છે.[૩૩] 'પુરુષ, પોતે પોતાને ભોગળોનો પ્રહાર કરતો હતો' એમ જે વર્ણન કર્યું છે, તે, 'તે તે કુકલ્પના વડે મન પોતે પોતાને પ્રહાર કરે છે,' એમ જાણવું.[૩૪] 'પુરુષ, પોતાને પ્રહાર કરી પોતે ભાગે છે,' એમ જે વર્ણન કર્યું, તે, પોતાની વાસના-રૂપ પ્રહારો વડે મન ભાગે છે એમ જાણવું.[૩૫] મન, પોતે પોતાની ઇચ્છાએ કરી પોતાને પ્રહાર કરે છે ને પોતેજ ભાગે છે એ અજ્ઞાનનો મહિમા જુવો.[૩૬] સર્વ મનો, પરમ પદને પામવા યોગ્ય છતાં પણ પોતાની વાસનાવડે તાપ લાગવાથી પોતાની મેળે ભાગે છે.[૩૭] જે આ (સંસાર રૂપી) મહા દુઃખ છે, તેને મન,

પોતે કલ્પે છે ને પોતે જ તેથી ભિન્ન થઇ ભાગે છે.[૩૮] કોશકાર (રેશમનો કીડો), પોતાની લાળની જાળે કરી પોતે જેમ બંધાય* છે, તેમ મન સંકલ્પ વાસનાની જાળે કરી પોતે જ બંધાય છે.[૩૯] જેમ બાલક, દોડવા આદિની રમત કરે છે, તેમાં પતનથી વાગવા રૂપ ભાવી દુઃખને જોતો નથી, તેમ મન પણ ભાવી દુઃખને જોયા વિના અનર્થની પ્રાપ્તિ થાય તેવી રીતે ક્રીડા કરે છે.[૪૦] 'કાષ્ઠના મધ્યમાં રહેલા વૃષણ, દબાશે' એમ નહીં જાણતો ને એટલા જ માટે ખીલાને ખેંચી કાઢનાર વાનર† જેમ દુઃખ પામ્યો, તેમ મન પોતાની મેળે અજ્ઞાનથી દુઃખ પામે છે.[૪૧] મન, ચિરકાલની અસંગ આત્માની ભાવનાએ કરી અભ્યાસથી જ્ઞાને કરી બાધને પ્રાપ્ત થાય છે, તેથી તે મન ફરીથી શોક કરતું નથી. તાત્પર્ય એક વખત મનોનિરોધથી ઇષ્ટ સિદ્ધિ થતી નથી, પરંતુ ચિરકાલ મનોનિરોધનો અભ્યાસ કરવાથી ઇષ્ટ સિદ્ધિ (અપરોક્ષ જ્ઞાન) થાય છે.[૪૨] મનના અવિવેકે કરી પર્વતના શિખરની પેઠે દુઃખો વધે છે ને મનના વિવેકથી સૂર્ય પાસે હિમ જેમ નષ્ટ થાય છે, તેમ દુઃખો નષ્ટ થાય છે. તાત્પર્ય કે, મનના અવિવેકે કરી બંધનને વિવેકે કરી મોક્ષ છે એટલે બંધ મોક્ષનું કારણ મન જ છે.[૪૩] જો મન, શાસ્ત્રના અર્થ શ્રવણથી થયેલી શુભ વાસનાએ કરી સમ રસ થઇ વિષયો વિષે મૌને કરી મુનિની પેઠે દેહ રહે ત્યાંસુધી રમે છે, તો પછી તત્ત્વ જ્ઞાને કરી પરમ પવિત્ર, જન્મ આદિ વિકાર રહિત અને એટલા જ માટે ૧ આદિ ભૌતિક, ૨ આધ્યાત્મિક તથા ૩ આદિદૈવિક, એ ત્રણે તાપવર્જિત એવા પૂર્ણ બ્રહ્મ પદને જીવ પામે છે ને તેથી જીવન્મુક્ત થઇ પ્રલય આદિ જેવી મહા આપત્તિમાં પણ શોચતો નથી.‡[૪૪]



---

* રેશમના કીડાના મુખમાંથી લાળ નિકળે છે, તેનું રેશમ થાય છે ને તેથી તે કીડો બંધાઈ જાય છે. † જંગલમાં અર્ધ વેરેલાં લાકડામાં ખીલો નાખી સુતાર ભોજન કરવા ગયા હતા. પાછળથી વાનરનું ટોળું ત્યાં આવ્યું. તેમાંથી એક વાનર પેલાં લાકડાં ઉપર બેસી ખીલાને કાઢવા લાગ્યો. પોતાનાં વૃષણ બે ચીરાની અંદર છે એમ જાણતો ન હતો. હવે ખીલો કાઢવાથી લાકડું ભેગું થયું, તેમાં વાનરના વૃષણ દબાઇ જવાથી મરણ પામ્યો. એ વાત પ્રસિદ્ધ છે. ‡ ચિત્તોપાખ્યાન પૂરું થયું.

# સર્ગ ૧૦૦ મો.*

## બંધ તથા મોક્ષ આદિનું કારણ મન.

**श्रीवसिष्ठ उवाच–चित्तमेतदुपायातं ब्रह्मणः परमात्पदात् ।**
**अतन्मयं तन्मयं च तरंगः सागरादिव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે;–જેમ સમુદ્રનો તરંગ, સમુદ્ર રૂપે છે ને નથી, તેમ આ મન પણ અજ્ઞાને કરી બ્રહ્મથી ઉત્પન્ન થયું છે, તેથી અજ્ઞાને કરી બ્રહ્મરૂપ નથી ને જ્ઞાને કરી બ્રહ્મરૂપ છે.[૧] હે રામ! જેમ જલની સત્તાને જાણનાર પુરુષને તરંગ, સમુદ્રથી જૂદો નથી તેમ તત્ત્વજ્ઞોને મન, બ્રહ્મ જ છે, બ્રહ્મથી ભિન્ન નથી.[૨] જલસત્તાના અજ્ઞ જનને જેમ જલ તથા તરંગ ભિન્ન છે, તેમ અતત્ત્વજ્ઞને બ્રહ્મ તથા મન ભિન્ન છે એટલે મન, સંસારનું કારણ છે.[૩] એટલા જ માટે અજ્ઞાન પક્ષનો આશ્રય લઇ, અજ્ઞ જનના બોધ માટે શિષ્ય, ગુરુ ઇત્યાદિ શબ્દો તથા તેના અર્થો ઇત્યાદિ શાસ્ત્રીય વ્યવહારની કલ્પના છે પરંતુ તત્ત્વજ્ઞની દૃષ્ટિમાં તો કાંઇ પણ નથી.[૪] પરબ્રહ્મ, સર્વ શક્તિવાળું છે, નિત્ય છે, પરિપૂર્ણ છે, અવિનાશી છે, ને સર્વત્ર વ્યાપક છે. તેને વિષે જે જોવામાં આવે છે, તે કાંઇ પણ નથી એટલે બ્રહ્મ વિષે જગતની કારણતા, અજ્ઞાનથી છે જ્ઞાન દશામાં નથી.[૫] માયા શબલ, સર્વ શક્તિમાન્ છે તેથી તેને જે શક્તિ રુચે છે તે શક્તિને વિસ્તારવાળી કરી પ્રકાશે છે (કાર્યરૂપે પ્રકટ કરે છે).[૬] બ્રહ્મની ચિતશક્તિ, †ચાર પ્રકારનાં શરીરો વિષે જોવામાં આવે છે. વાયુ વિષે સ્પંદશક્તિ, પાષણ વિષે જડશક્તિ, જલ વિષે દ્રવશક્તિ, અગ્નિ વિષે તેજશકિત, આકાશ વિષે શૂન્યશક્તિ અને સંસાર વિષે ભાવશકિત જોવામાં આવે છે.[૭–૮] બ્રહ્મની સર્વ શકિત, દશે દિશા વિષે; નાશ શક્તિ, વિનાશી પદાર્થ વિષે; શોક શક્તિ, શોકવાન્ વિષે; આનંદ શક્તિ, આનંદી વિષે; વીર્ય શકિત, યોદ્ધા વિષે; સર્ગ શકિત સર્ગો વિષે અને કલ્પાંતમાં સર્વ શક્તિ છે.[૯–૧૦] જેમ બીજમાં ફલ, પુષ્પ, લતા, પત્ર, શાખા, ડાંખળી અને મૂલવાળું વૃક્ષ રહે છે તેમ બ્રહ્મ વિષે આ જગત્ રહ્યું છે.[૧૧] પ્રતિભાસ ( માયા

* આ સોમા સર્ગમાં 'મનની શક્તિએ કરી બ્રહ્માની સર્વ શક્તિ છે ને અજ્ઞાન માત્રથી અદ્વૈત વિષે બંધ તથા મોક્ષની કલ્પના છે,' એટલું વર્ણન આવશે. †અંડજ, ઉદ્ભિજ્જ, ઉષ્મજ અને સ્વેદજ.

શબલ) થી જડ તથા ચેતન ધર્મવાળું ચિત્ત, બ્રહ્મ વિષે જોવામાં આવે છે, તેનું બીજું નામ જીવ છે.[૧૨] તત્ત્વના અજ્ઞાનથી નાનાં પ્રકારનાં વૃક્ષ, લતા, ગુલ્મ, જાલ, પલ્લવ તથા શાળ ઇત્યાદિ કલ્પના છે. માટે તે બ્રહ્મરૂપે જ છે.[૧૩] હે રામ! દૃશ્યમાન્ જગત્ તથા જીવને ચિદ્રૂપ બ્રહ્મ જ જાણો. તે સર્વનો આત્મા છે ને નિત્ય છે.[૧૪] માયા શબલ, જે અલ્પ મન શક્તિને ધારણ કરે છે તે મન કહેવાય છે. જેમ આકાશ વિષે શ્યામતા ભ્રમે કરી ભાસે છે, જલ વિષે આવર્ત (ભ્રમરી) ભ્રમે કરી છે, તેમ બ્રહ્મ વિષે મન, ભ્રમે કરી ભાસે છે. તે જ જીવ કહેવાય છે. હે રામ! એ પ્રમાણે મનનરૂપ મનનું રૂપ કહ્યું.[૧૫-૧૬] તે માટે હે રામ! [૧]અપરોક્ષ દૃશ્ય, [૨]પરોક્ષ દૃશ્ય અને [૩]પ્રત્યક્તાદાત્મ્યે કરી દૃશ્ય, એવી રીતે ત્રણ પ્રકારનો દૃશ્ય વિભાગ, પ્રાતિભાસિક છે પણ વાસ્તવ નથી.[૧૭] બ્રહ્મના અજ્ઞાનથી કામ, કર્મ, વાસના આદિ જે કાંઇ લોકમાં જીવનું કારણ કહ્યું છે, તે સર્વ, મન વિષે જ આવિર્ભાવ, તિરોભાવે કરી સત્ અસત્રૂપે છે એટલે મનરૂપ, બ્રહ્મની શક્તિ જ જીવનું કારણ છે. જેમ બ્રહ્મ રૂપ મન, સંસર્ગાધ્યાસમાં રહ્યું છે, જેમ વસંતાદિકની શક્તિ વૃક્ષ આદિમાં રહી છે, તેમ જીવેહા (મનના ધર્મો) પણ બ્રહ્મ વિષે રહ્યા છે. જેમ પૃથ્વી વિષે સર્વ ઋતુનાં પુષ્પની શક્તિ રહી છે તથાપિ પૃથ્વી, દેશ, કાલ, તથા બીજ શક્તિને અનુસરી વ્યવસ્થાથી ફલ, પુષ્પ આદિ ધારણ કરે છે પણ ગમે તે દેશ કાલમાં ગમે તે બીજથી ગમે તે પુષ્પ, ફળ આદિ થાય. એમ સંકર (અવ્યવસ્થા) ધારણ કરતી નથી. તેમ બ્રહ્મા પણ ચિત્ત શક્તિને વ્યવસ્થાએ કરી ધારણ કરે છે તેથી સર્વ મનોધર્મ, બ્રહ્મ વિષે રહ્યા છે તથાપિ સર્વ જીવો વિષે સર્વ શક્તિઓ રહેતી નથી. જેમ પૃથ્વીમાં શાળ વ્યવસ્થાએ કરી થાય છે. તેમ શક્તિઓ પણ વ્યવસ્થિત ફલરૂપે પ્રગટ થાય છે. સંકર માનીએ તોપણ કાંઇ પણ પ્રાતિભાસિક નથી ને તેને કોઇ પણ જોતું નથી. પ્રતિયોગી (ભિન્ન) ને ભિન્ન કરનાર સંખ્યા તથા રૂપ આદિ છે, તેથી સંકર થશે નહીં. ભેદ કરવાવાળા સંખ્યા આદિ પણ બ્રહ્મ વિષે મને કલ્પેલાં છે માટે તેને પણ બ્રહ્મરૂપે જ જાણો.[૧૮-૨૩] મનની જેવી જેવી કલ્પના હોય છે, તેવી તેવી રીતે થાય છે, તેમાં દૃષ્ટાંત ઐન્દવો છે.*[૨૪] જેમ ક્ષોભ વગરનાં જલમાં સ્પંદ (ક્રિયા) છે તેમ પરમાત્મા વિષે જીવ છે. એ જ જગતનું કારણ છે. તાત્પર્ય—જગતને કલ્પવાવાળો જીવ, બ્રહ્મથી ભિન્ન નથી, ત્યારે જીવ કલ્પિત જગત્ ભિન્ન કેમ હોય?

* ઐન્દવના ઇતિહાસમાં એ વાત પ્રસિદ્ધ છે.

ન હોય.[૨૫] હે રામ! જેમ સમુદ્રજલ, કલ્લોલ (મોટા તરંગ), લહરી (સૂક્ષ્મ તરંગ) અને તરંગ રૂપે પોતા વિષે રહે છે, તેમ તત્ત્વજ્ઞને પરિપૂર્ણ બ્રહ્મ, જગદ્રૂપે પોતા વિષે રહ્યું છે.[૨૬] જેમ નાના પ્રકારના તરંગવાળા સાગરમાં જલ જ છે, અન્ય નથી તેમ પરબ્રહ્મ વિષે નામ ક્રિયારૂપ બીજી સત્તા નથી પણ એક જ છે.[૨૭] જે આ દૃશ્ય, ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, જાય છે, રહે છે, તે સર્વ, બ્રહ્મ વિષે બ્રહ્મે કરી બ્રહ્મ જ અનાત્ત્વિકરૂપે ભાસે છે.[૨૮] જેમ તીવ્ર સૂર્ય તેજ, પોતા વિષે મૃગજલ નદીરૂપે સ્ફુરે છે તેમ માયા શબલ, પોતા વિષે વિચિત્ર જગદ્રૂપે સ્ફુરે છે.[૨૯] કરણ (સાધન), કર્મ, કર્તા, જન્મ, મરણ અને સ્થિતિ, સર્વ બ્રહ્મ જ છે, તે વિના અન્ય કલ્પના નથી.[૩૦] અદ્વિતીય હોવાથી લોભ નથી. મોહ નથી. તૃષ્ણા નથી. અતિ આસક્તિ નથી. કેમ કે આત્માવિષે આત્માને લોભ શેનો હોય ? ત્યારે તૃષ્ણા ને મોહ પણ કયાંથી ?[૩૧] આત્મા જ, આ સર્વ જગત્ છે. આત્મા જ કલ્પના ક્રમ છે. જેમ સુવર્ણ, બાજુબંધ રૂપે સ્ફુરે છે તેમ આત્મા, મનરૂપે સ્ફુરે છે.[૩૨] અજ્ઞાને કરી આવૃત (વિંટાયેલું) બ્રહ્મ જ, ચિત્ત તથા જીવ કહેવાય છે. જેમ અજ્ઞાત બંધુ (ભાઇ) અબંધુતાને પ્રાપ્ત થાય છે, તે જ બ્રહ્મ, જીવભાવને પ્રાપ્ત થાય છે.[૩૩] જેમ આકાશે અશૂન્ય છતાં શૂન્યતા પ્રકટ કરી છે, તેમ ચિન્મય જીવે અજ્ઞાનનો વિષય હોવાથી જીવતા પ્રકટ કરી છે.[૩૪] જેમ દૃષ્ટિના દોષથી ચંદ્ર, બેરૂપે ભાસે છે, તેમ આત્મા, અજ્ઞાને કરી, અનાત્મ અહંકારાદિના તાદાત્મ્યે કરી જીવરૂપે ભાસે છે ને સત્ અસતરૂપે ભાસે છે એટલે પરમાર્થરૂપે સત્ ને વિષયરૂપે અસત્ ભાસે છે.[૩૫] બંધ તથા મોક્ષે શબ્દ તથા તેના અર્થ કે જે મોહનું કારણ છે, તેનો અતિ અસંભવ હોવાથી ને આત્મા, સત્ય હોવાથી આત્મા, કયાં બંધાય છે? ને કયાં મુક્ત થાય છે? અર્થાત્ કયાંય નહીં.[૩૬] જે પુરુષને નિત્ય બંધ રહિત આત્મા વિષે 'હું બદ્ધ છું' એવી કુકલ્પના થાય છે, તેને મોક્ષ પણ કાલ્પનિક છે એટલે બંધ ને મોક્ષ બન્ને મિથ્યા છે પણ વાસ્તવ નથી. તાત્પર્ય કે, બંધ મોક્ષ, કાલ્પનિક પણ નથી.[૩૭]

રામ પૂછે છે.—મન જે નિશ્ચય કરે છે, તે, તે પ્રકારે થાય છે અન્ય પ્રકારે નહીં. ત્યારે હે મહારાજ ! બંધ, કાલ્પનિક કેમ નથી ?[૩૮]

વસિષ્ઠ કહે છે—હે રામ ! જેમ આ બંધ કલ્પના, મૂર્ખોને કાલ્પનિક છે તેમ તે મૂર્ખોને મોક્ષ કલ્પના મિથ્યા વાસ્તવિક ભાસે છે. જેમ સ્વપ્ન વિષે કલ્પના કાલ્પનિક છે, પણ જાગ્રદ્ દૃષ્ટિએ કરી તે મિથ્યા તુચ્છ (અકાલ્પનિક) છે. તેમ અજ્ઞ દૃષ્ટિથી બંધ કલ્પિત છે, તોપણ તત્ત્વજ્ઞ દૃષ્ટિથી તે મિથ્યા છે એટલે તુચ્છ

છે.૩૯ એવી રીતે બંધ અને મોક્ષ બુદ્ધિ, અજ્ઞાનથી જ છે પણ વસ્તુતઃ તો બંધે નથી ને મોક્ષે નથી.૪૦ હે રામ ! જેમ રજ્જુ વિષે સર્પ બુદ્ધિ, ભ્રમવાળાને થાય છે પણ સાવધાનને નથી થતી તેમ કલ્પનાની તુચ્છતા, તત્ત્વજ્ઞ પ્રત્યે છે પણ અજ્ઞ પ્રત્યે નથી.૪૧ બંધ મોક્ષ આદિ મોહ તત્ત્વજ્ઞ પ્રત્યે સ્વલ્પ પણ નથી ને અજ્ઞાનીને બંધ મોક્ષ આદિ સર્વ મોહ છે.૪૨ હે રામ ! પ્રથમ મન, પછી બંધ તથા મોક્ષની બુદ્ધિ. ત્યારપછી જુવન નામની પ્રપંચ રચના છે. ઇત્યાદિ સ્થિતિ, બાલકને કહેલી આખ્યાયિકાની પેઠે સ્થિરતા પામી છે એટલે સત્ય જેવી જણાય છે.૪૩



# *સર્ગ ૧૦૧ મો.

## બાલકની આખ્યાયિકા.

**श्रीवसिष्ठ उवाच**–किमुच्यते मुनिश्रेष्ठ बालकाख्यायिकाक्रमः ।
क्रमेण कथयैतन्मे मनोवर्णनकारणम् ॥ १ ॥

રામ પૂછે છે–હે મુનિરાજ ! લોકમાં બાલકાખ્યાયિકાનો ક્રમ, કેવી રીતે કહેવાય છે ? જે મનનાં વર્ણનનું કારણ છે, તે મને કહો.૧

વસિષ્ઠ કહે છે–હે રામ ! કોઇ મૂઢ બાલક હતો. તે પોતાની ધાત્રી (ધાવ–ઉપમાતા) ને પૂછે કે, હે ધાત્રિ ! વિનોદ આપવાવાળી કોઇ આખ્યાયિકા કહે.૨ તે ધાત્રી, બાલકના વિનોદ માટે સુંદર તથા મધુર અક્ષરવાળી આખ્યાયિકા કહે છે.૩ હે પુત્ર ! અત્યંત અસત્ નગરમાં ત્રણ રાજકુમારો હતા. તે મહાત્મા, શુભ, ધાર્મિક અને શૂરવીર હતા.૪ તે જેમ આકાશમાં તારા શોભે તેમ શોભતા હતા. તેમાંના બે કુમારો તો ન થયેલા હતા ને ત્રીજો ગર્ભમાં જ નોતો રહ્યો.૫ કદાચિત્ દૈવયોગથી માતા પિતા આદિ બંધુઓ, મરણ પામવાથી ને દુષ્કાળ આદિથી ખિન્ન મુખવાળા અને શોકમાં પડેલા તેઓ ઉત્તમ નગરના લાભ માટે પોતાનાં શૂન્ય નગરમાંથી નીકળ્યા, તે, મળેલા બુધ, શુક્ર અને શનિ, જેમ આકાશમાંથી નિકળે ને શોભે તેમ

* આ એકસો એકમા સર્ગમાં સંકલ્પથી મિથ્યા સંસારના દૃષ્ટાંતરૂપ બાલકાખ્યાયિકાનો ક્રમ કહેવામાં આવશે.

શોભતા હતા,૬-૭ તેઓનાં શરીર, શિરીષ (સરસડાનાં પુષ્પ) જેવાં કોમલ હતાં. પછવાડે સૂર્ય તપાવતો હતો. માર્ગમાં ગ્રીષ્મ ઋતુના તડકાથી રેતી તપી ગઇ હતી ને તેથી કમળ જેવા કોમલ પગ તપતા હતા. યૂથથી વિખૂટાં પડેલાં મૃગની પેઠે 'હા બાપ! એવો શોક કરતા હતા.૮-૯ ચરણમાં દર્ભના કાંટા વાગતા હતા. તાપથી અંગના સંધિઓ, દુઃખતા હતા અને શરીર ધૂળથી ભરેલાં હતાં એવા એ ત્રણે જણા ઘણે દૂર નીકળી ગયા.૧૦ આગળ ચાલતાં ત્રણ વૃક્ષ આવ્યાં. જે પુષ્પ, ફલ તથા પલ્લવથી શોભતાં હતાં. ઉપર પક્ષીઓ બેઠાં હતાં. આગળ મૃગલાં ફરતાં હતાં.૧૧ એ ત્રણ વૃક્ષમાંથી બે તો થયાં જ ન હતાં ને ત્રીજાનું બીજ ન હતું.૧૨ રાજકુમારો શ્રાંત થયા હતા તેથી જેમ સ્વર્ગમાં પારિજાત વૃક્ષની તળે ઇંદ્ર, વાયુ તથા યમ આરામ લે તેમ એક વૃક્ષ તળે આરામ લેવા બેઠા.૧૩ અમૃત જેવાં ફલ ખાઇ, તેનો રસ પી, ગુચ્છોની માળા કરી, ત્યાં જ ચિરકાલ આરામ લઇ આગળ ચાલ્યા.૧૪ બહુ દૂર ગયા. મધ્યાહ્ન સમય થયો, ત્યારે જેમાં તરંગ ચાલતા હતા ને શબ્દ થતા હતા એવી ત્રણ નદીઓ આવી.૧૫ તેમાંથી એક તો સૂકાઇ ગઇ હતી ને જેમ આંધળાં નેત્રમાં દૃષ્ટિ હોતી નથી તેમ બે નદીઓમાં થોડું પણ જલ ન હતું.૧૬ જેમ ઘર્મથી પીડિત પુરુષો, નદીમાં સ્નાન કરે, બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ, જેમ ગંગાજીમાં સ્નાન કરે, તેમ તે ત્રણે જણાએ અતિ શુષ્ક નદીમાં પ્રીતિથી સ્નાન કર્યું.૧૭ ચિરકાલ જલક્રીડા કરી, દૂધ જેવાં જલનું પાન કરી, તે રાજકુમારો પ્રસન્ન થઇ આગળ ચાલ્યા.૧૮ સૂર્યાસ્ત વખતે જેનું નવું નિર્માણ થવાનું છે એવું પર્વત જેવું ઉંચું શહેર આવ્યું,૧૯ તેમાં ધ્વજા પતાકા ચડાવી હતી, સ્વચ્છ જલાશય હતાં, દૂર સંભળાય તેવા આલાપથી નાગર જનો ગાન કરતા હતા.૨૦ તે નગરમાં ત્રણ સુંદર ભવન (ઘર) જોવામાં આવ્યાં, તે સુવર્ણ તથા મણિનાં હતાં ને મહા પર્વતના શિખર જેવાં શોભતાં હતાં.૨૧ તેમાં બે ઘર તો ન રચેલાં હતાં ને એક ઘર ભીંત વગરનું હતું.૨૨ એ ભીંત વગરના સુંદર ભવનમાં ત્રણે જણા પેઠા ને બેઠા ને આનંદ પામતા હતા. તે ઘરમાંથી સોનાનાં ત્રણ પાત્ર મળ્યાં.૨૩ તેમાંથી બે પાત્ર તો ખપ્પર ભાવને પામ્યાં ને ત્રીજું ચૂરેચૂરા થયું. તે ત્રીજું પાત્ર દીર્ઘ બુદ્ધિવાળા રાજપુત્રોએ લીધું.૨૪ તે બહુ લોભી હતા, તેથી નવ્વાણું દ્રોણ (માણાં) ચોખા તે પાત્રમાં રાંધ્યા૨૫ ને ભોજન માટે ત્રણ બ્રાહ્મણો નોતર્યાં. તેમાં બે તો શરીર વગરના હતા ને એકને તો મુખ જ ન હતું.૨૬ હે પુત્ર!

મુખ વિનાનો બ્રાહ્મણ, નવ્વાણું દ્રોણ ચોખા જમી ગયો ને બાકી રહેલા ભાત, ત્રણે રાજકુમારો જમ્યા ને પરમ તૃપ્તિ પામ્યા. એ ત્રણે રાજ પુત્રો, ભવિષ નગરમાં અદ્યાપિ મૃગયા વિહાર કરે છે ને સુખેથી રહે છે.[૨૭-૨૮] હે પુત્ર! મેં તુંને આ સુંદર આખ્યાયિકા કહી, તેને તું મનમાં રાખ, તેથી ચતુર થઈશ.[૨૯] હે રામ! ધાત્રીએ એ પ્રમાણે બાલકને આખ્યાયિકા કહી, તેણે કરી બાલક પ્રસન્ન થયો.[૩૦] હે રામ! ચિત્તાખ્યાન પછી 'જગત્ વિકલ્પ માત્ર છે' એ વાત દ્દઢ કરવા માટે તેમાં ઉદાહરણ, બાલકાખ્યાયિકા કહી સંભળાવી.[૩૧] જેમ બાળકને બાલકાખ્યાયિકા દ્દઢતા પામી, તેમ આ સંસાર રચના દ્દઢ કલ્પેલા સંકલ્પો વડે મિથ્યા છતાં પણ દ્દઢતા પામી છે.[૩૨] પ્રતિભાસરૂપ આ વિકલ્પ જાળ જ બંધ મોક્ષની કલ્પના રૂપે સ્ફુરે છે.[૩૩] વિકલ્પનું કારણ સંકલ્પ છે. માટે આ સંસારમાં સંકલ્પથી અન્ય કાંઇ પણ નથી. વિકલ્પરૂપ જે કાંઇ ભાસે છે, તે સર્વ, સંકલ્પથી ભાસે છે. વિકલ્પથી ભાસેલું કિંચિત્ પણ નથી.[૩૪] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ, સર્વ, આત્માને સંકલ્પથી સ્વપ્નની પેઠે ભાસે છે.[૩૫] ભવિષ્યત્ નગરમાં ત્રણ રાજકુમારો, નદીઓ ઇત્યાદિ જેમ સંકલ્પ રચના છે, તેમ આ જગત્સ્થિતિ, સંકલ્પ રચના છે.[૩૬] જેમ જલરૂપ સમુદ્ર, જળ વિષે તરંગરૂપે સ્ફુરે છે, તેમ આત્મા આત્મા વિષે સંકલ્પે કરી જગદ્રૂપે સ્ફુરે છે એટલે સંકલ્પ માત્ર છે.[૩૭] પરમાત્માથી પ્રથમ સંકલ્પ માત્ર ઉત્પન્ન થયો છે, તે જ સંકલ્પ, જેમ દિવસ, સૂર્યના વ્યવહારે કરી વૃદ્ધિ પામે છે તેમ મનુષ્યના વ્યવહારે કરી જગદ્રૂપ વિસ્તાર પામ્યો છે.[૩૮] હે રામ! આ સંપૂર્ણ જગત, સંકલ્પની કલના જ છે. રાગાદિ વૃત્તિઓ પણ સંકલ્પ જ છે એમ જાણો. નિર્વિકલ્પ સ્વરૂપનો આશ્રય કરી સર્વ સંકલ્પરૂપ મલનો ત્યાગ કરો ને શાંતિ પામો.[૩૯]

# *સર્ગ ૧૦૨ જો.

## મનોનાશનો ઉપદેશ.

**श्रीवसिष्ठ उवाचः—स्वसंकल्पवशान्मूढो मोहमेति न पंडितः ।**
**अक्षये क्षय संकल्पान्मुह्यते शिशुरे व हि ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—હે રામ! અજ્ઞજન, પોતાના સંકલ્પથી મોહ પામે છે. તત્વજ્ઞ, મોહ પામતો નથી. અક્ષય (પરમાત્મા) વિષે નશ્વરના સંકલ્પથી બાળક ભય પામે છે.[1]

રામ પૂછે છે—હે બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ! આ સંકલ્પેલો ક્ષય કયો? ને કોણે સંકલ્પ્યો છે? એ ક્ષય અસત્ છે તો પણ તેણે કરી આ આત્મા સંસાર ભ્રમણે સત્ય માને છે. તાત્પર્ય ૧ નિત્યાત્મા, નશ્વરાત્માને સંકલ્પે છે? કે ૨ નશ્વરાત્મા જ પોતાને સંકલ્પે છે? એવા બે વિકલ્પ થાય છે. તેમાં પહેલો વિકલ્પ ઘટતો નથી. કારણ કે, નિત્યાત્માને પોતાથી વિરુદ્ધ સંકલ્પની કલ્પનાનો અયોગ છે. તેમ બીજો વિકલ્પ સંભવતો નથી. કેમ કે તેમાં આત્માશ્રય દોષ આવે છે. વળી સંકલ્પેલો નશ્વરાત્મા, ૧ જડ છે? વા ૨ ચેતન છે? તેમાં પહેલો વિકલ્પ સંભવતો નથી. કેમ કે, જડને આત્માની સાથે એકતા પ્રાપ્ત થતી નથી, તેમ બીજો પક્ષ પણ સંભવતો નથી. કારણ કે, ચિત્, સંકલ્પનો વિષય નથી.[2]

વસિષ્ઠ કહે છે—જેમ બાલકે વેતાલ, મિથ્યા કલ્પ્યો છે. તેમાં સિંહ, વાઘ આદિ પ્રાણી વિષે અહંભાવની વાસનાવાળા માયા શબલે અહંકારવાળો નશ્વરાત્મા કલ્પ્યો છે.[3] જ્યારે એક જ પરમાત્મા, સર્વ વસ્તુ રૂપે છે ત્યારે અહંકાર, કોણ? કયાંથી? અને કેમ ઉત્પન્ન થયો?[4] વસ્તુતઃ અભિન્ન પરમાત્મા વિષે અહંકાર નથી, તોપણ જેમ તીવ્ર તડકા વિષે મૃગ નદી જોવામાં આવે છે, તેમ અજ્ઞાનથી અહંકાર જોવામાં આવે છે.[5] આ સંસાર, મનરૂપી ચિંતામણિથી થયો છે, જેમ જલે કરી જલ, તરંગ રૂપે સ્ફુરે છે, તેમ આત્મા, આત્માનો આશ્રય કરી સંસાર રૂપે સ્ફુરે છે.[6] માટે હે રામ! જગત્ ભ્રાંતિને તજો ને પરમાત્માનાં અપરોક્ષ જ્ઞાનનો આશ્રય કરો.[7] વિચાર ધર્મવાળી અને મોહવર્જિત એવી બુદ્ધિ વડે હવે સદ્વસ્તુનો

* આ એક સો બીજા સર્ગમાં અહંકાર તથા સંકલ્પના ક્ષયનો ઉપાય, અનાત્મ વર્ગનો વિવેક તથા આત્માની નિત્યતાનું નિરૂપણ કરવામાં આવશે.

વિચાર કરો ને અસત્યનો ત્યાગ કરો, એ જ ભ્રાંતિ તજવાનો ઉપાય છે.[૮] હે રામ! બંધન રહિત છતાં 'બદ્ધ' છું, એમ કહી વૃથા શું શોક કરો છે? આત્મતત્ત્વ અનંત છે, તેને બંધન કેમ થાય? ને શું થાય[૯]? બ્રહ્મતત્ત્વ, એક છે ને સર્વ સ્વરૂપ છે, તેને વિષે કોણ બદ્ધ છે? ને કોણ મુક્ત છે?[૧૦] દુ:ખ વર્જિત છતાં દુ:ખવાળો હોય તેમ ભાસે છે ને શરીર છેદાવાથી દુ:ખ પામે છે પણ આત્મા વિષે તો ભેદ, અભેદ, વિકાર કે પીડા કાંઇ પણ નથી.[૧૧] દેહ, નષ્ટ થાય, વિન્ધાય કે ક્ષીણ થાય, તેમાં આત્માને શું ક્ષતિ છે? ભસ્ત્રા (ધમણ), બળે, તેમાં વાયુ બળતો નથી.[૧૨] દેહ, પડો અથવા ઉદય પામો, તેમાં આત્માને શું ક્ષતિ છે? પુષ્પ નાશ પામે તો પણ સુગન્ધ નષ્ટ થતો નથી, તે તો આકાશમાં રહે છે.[૧૩] જેમ કમલમાં હિમ પડે, તેથી ભ્રમરને શું ક્ષતિ? તે તો આકાશમાં ઉડી જાય છે. તેમ દેહ વિષે ભલે દુ:ખ પડે, તેમાં આત્માને શું? તે તો દેહથી અળગો છે.[૧૪] દેહ, પડે, ઉદય પામે અથવા આકાશમાં જાય પણ હું (આત્મા) તો દેહથી ભિન્ન છું, મને શું ક્ષતિ છે?[૧૫] હે રામ! જેમ મેઘ તથા વાયુનો સંબંધ છે, જેમ ભ્રમર અને કમલનો સંબંધ છે તેમ તમારા શરીર તથા આત્માનો સંબંધ છે.[૧૬] હે રામ! મન, સર્વ જગતનું સ્વરૂપ છે, કેમ કે, મન આદિ કારણ છે. માટે ચિદાત્મા, કદાપિ નષ્ટ થતો નથી. તાત્પર્ય કે, મન, શરીર આદિનું કારણ છે એટલે શરીરના નાશથી મનનો પણ નાશ થતો નથી, તો આત્માના નાશનો સંભવ કયાંથી? માટે સર્વથા આત્માના નાશની ભ્રાંતિ તજવી.[૧૭] જે આ આત્મા છે, તે જતો નથી, આવતો નથી ને કદાપિ નાશ પામતો નથી. તમે વૃથા શા માટે પરિતાપ કરો છો?[૧૮] જેમ વાદળાં વિખરાઇ જવાથી વાયુ, આકાશમાં જાય છે. કમળ સુકાઇ જવાથી ભ્રમર આકાશમાં જાય છે, તેમ દેહનો ક્ષય થવાથી આત્મા *પરમ પદ પામે છે.[૧૯] આ સંસારમાં વિચરતા જીવનું મન પણ જ્ઞાન વિના નષ્ટ થતું નથી તો આત્માના નાશની શું વાત કરવી?[૨૦] જે †કુંડબદરનો ન્યાય છે. જેમ ઘટ તથા આકાશનો ન્યાય છે તે જ ન્યાય, દેહ તથા આત્માના વિનાશ અને અવિનાશમાં છે.[૨૧] જેમ બદર (બોરું) હાથમાં આવે છે ને તે જ બદર કુંડમાં નાશ પામે છે, તેમ આત્મા વાસનાકાશને પામે છે ને દેહના નાશથી નાશ પામતો હોય તેમ જોવામાં આવે છે.[૨૨]

---

* જ્ઞાન થયું હોય તો પરમ પદનો અર્થ મોક્ષ, નહીં તો અન્ય શરીર.

† કુંડ બદરનું વિવેચન પાછલા એટલે (૨૨) મા શ્લોકમાં છે.

જેમ ઘડો નાશ પામે છે, ને ઘટાકાશ, માહાકાશમાં રહે છે, તેમ દેહ ક્ષીણ થાય ત્યારે આત્મા, ક્ષયરહિત રહે છે.[૨૩] પ્રાણીનો મનોદેહ, દેશ તથા કાળે કરી અંતર્હિત રહે છે ને વારંવાર મરણરૂપી પટે (વસ્ત્રે) કરી લખાય છે. માટે એવા શઠનો શોક શું કરવો?[૨૪] મૂઢ જન, દેશકાલના તિરોધાનરૂપ અન્યનું મરણ જોઇ શું ભય પામે છે? હે રામ! પોતાનો નાશ કોઇ પણ જોતું નથી.[૨૫] હે રામ! જેમ જેને પાંખો આવી હોય તેવું પક્ષીનું બચ્ચું, ઉડવા માટે ઇંડાને તજે છે, તેમ 'હું' એ પ્રકારની મિથ્યાવાસનાને તજો.[૨૬] રાગે કરી ઇષ્ટ પદાર્થમાં અને દ્વેષે કરી અનિષ્ટ પદાર્થમાં અભિનિવેશરૂપ બંધન કરવાવાળી આ માનસી શક્તિ છે. એ ભ્રાંતિવડે સ્વપ્નની પેઠે મિથ્યા કલ્પના છે.[૨૭] આ *અવિદ્યા (ભ્રાંતિ), દુરંત (ઘણા પ્રયત્ને કરી જેનો નાશ થાય તેવી) છે. એ, દુઃખ માટે જ વૃદ્ધિ પામે છે. એ ભ્રાંતિ, જ્યાંસુધી ન જાણવામાં આવી હોય ત્યાંસુધી આ અસન્મય જગતને વિસ્તારે છે.[૨૮] જેમ ઝાકળે કરી આકાશને મલિન જુવે છે, તેમ આ (ભ્રાંતિ), સ્વભાવથી આત્માને તુચ્છવત્ (સંસારી જેવો) જુવે છે.[૨૯] આ ભ્રાંતિ, એ દીર્ઘ સ્વપ્નની પેઠે આ જગત્ અસત્ છતાં પણ આરંભવાળું, વિસ્તારવાળું ને સત્ ઉત્પન્ન થયું હોય તેવું કલ્પ્યું છે.[૩૦] જેમ તિમિર આદિ દોષવાળું ચક્ષુ, પિચ્છ (મયૂર પિચ્છ) તથા કેશના ગુચ્છ જેવા આકારનું કારણ છે પણ અન્યનું કારણ નથી; તેમ ભ્રાંતિ, જગતના આકારની ભાવના માત્રમાં કારણ છે, પણ તેથી અતિરિક્તનાં નિમાર્ણમાં કારણ નથી.[૩૧] જેમ સૂર્ય, પોતાના તાપથી હિમશિલાનો લય કરે છે તેમ તમે પણ વિચારથી ભ્રાંતિનાં સ્વરૂપનો લય કરો. કેમ કે એ ભ્રાંતિનું સ્વરૂપ અવિચારે કરી થયું છે.[૩૨] જેમ હિમની શાંતિની ઇચ્છાવાળા પુરુષનો ઇષ્ટ વિચાર, સૂર્યોદયે કરી સિદ્ધ થાય છે, તેમ મનો (ભ્રાંતિ)ના નાશની ઇચ્છાવાળા પુરુષનું ઇષ્ટ કાર્ય વિચારે કરી સિદ્ધ થાય છે.[૩૩] જેમ શંબરાસુર (માયાવીનો અગ્રેસર દૈત્ય), માયાએ કરી મિથ્યા હેમની વૃષ્ટિ કરે છે, તેમ ન જાણવામાં આવેલી માયા, મિથ્યા નાના પ્રકારનાં ઇંદ્રજાલને વર્ષે છે.[૩૪] મન જ ચિરકાલ પર્યંત જગદ્રૂપે નૃત્ય કરી અંતે તત્ત્વ જ્ઞાનરૂપ પરિણામે કરી અવિદ્યા સહિત પોતાનો નાશ કરે છે એટલે મન આત્મવધ (પોતાના વધ) નામનું પોતે રચેલું નાટક ભજવી બતાવે છે.[૩૫] ચિત્ત, કેવળ પોતાના નાશ માટે આત્માને જુવે છે પણ કુમતિયું મન, પાસે આવેલા પોતાના નાશને જાણતું નથી.[૩૬] મનોનાશના ઉપા-

* ભ્રાંતિ, અવિદ્યાનું કાર્ય છે, માટે અહીં ભ્રાંતિને અવિદ્યા કહી છે.

યને શોધવાવાળા વિવેકી જનોને મન પોતે જ સંકલ્પ માત્રે કરી મનોનાશ સિદ્ધ કરી આપે છે. તેને માટે ક્લેશ ભોગવવો યોગ્ય નથી.[૩૭] વિવેકી મન, આગળના સંકલ્પ વિકલ્પને તજીને બ્રહ્માકારે કરી વિસ્તારવાળો આત્મસાક્ષાત્કાર વૃત્તિરૂપ પોતાનો પરિણામ કરે છે.[૩૮] મનોનાશ, પરમપુરુષાર્થનો લાભ કહેવાય છે. તે સર્વ દુઃખનો ઉચ્છેદ કહેવાય છે. માટે હે રામ! તમે મનોનાશ માટે પ્રયત્ન કરો પણ મનના બાહ્ય વ્યાપારને અટકાવવા પ્રયત્નની જરૂર નથી.[૩૯] આ સંસારરૂપ અસિપત્રવનમાં ગાઢ સુખ દુઃખરૂપ, વૃક્ષ ઝુંડ છે. દુઃખપ્રદ મૃત્યુ મહા સર્પ છે. ને તે વન ન કાપી શકાય તેવું છે, તેને વિષે વિવેક વગરનું મન, મહા આપત્તિનું કારણ છે ને સમર્થ છે.[૪૦] એ પ્રમાણે મુનિ કહેતા હતા, ત્યારે દિવસ, સાયંકાલના વિધિ માટે ગયો એટલે પૂર્ણ થયો. સૂર્ય, અસ્તાચલ પ્રત્યે ગયો. સભા, નમસ્કાર કરી સ્નાન માટે ગઈ ને રાત્રિ, સૂર્યના કિરણોનો ક્ષય થયો ત્યારે આવી.[૪૧] આઠમો દિવસ પૂરો થયો.



# *સર્ગ ૧૦૩ મો.

## ચિત્ત મહિમાનું વર્ણન.

**શ્રીવસિષ્ઠ ઉવાચ—પરસ્માદુત્થિતં ચેતસ્તત્કલ્લોલ ઇવાર્ણવાત્ ।**
**સ્ફારતામેત્ય ભુવનં તનોતીદમિતસ્તતઃ ॥ ૧ ॥**

વસિષ્ઠ કહે છે—જેમ સમુદ્રથી તરંગ ઉત્પન્ન થાય, તેમ પરમાત્માથી મન ઉત્પન્ન થાય છે. તે વિસ્તાર પામી ચારો તરફ આ ભુવનને ઉત્પન્ન કરે છે.[૧] એ મન, તત્કાલ હ્રસ્વને દીર્ઘ કરે છે. ને દીર્ઘને હ્રસ્વ કરે છે. અન્યને પોતાનું કરે છે ને પોતાનાને અન્ય કરે છે. તાત્પર્ય કે, વસ્તુ સ્વભાવને અન્યથા કલ્પવાનું સામર્થ્ય, મનનું છે, તેથી મન આત્માને અનાત્મા (દેહાદિ) કલ્પે છે. ને અનાત્માને આત્મા કલ્પે છે.[૨] મન, પ્રાદેશ (તર્જની તથા અંગુઠાને પહોળાં કરવાથી જે પ્રમાણ થાય તે) માત્ર વસ્તુને આત્મભાવે કરી સંપન્ન થયેલી કલ્પનાએ કરી

* આ એકસો ત્રીજા સર્ગમાં 'અવિવેકી મનને જે યાત્રા અનર્થકારી છે, તે સર્વ મુમુક્ષુ પુરુષના વિવેક માટે છે.' એવું વર્ણન કરવામાં આવશે.

મોટા પર્વત જેવડી કરે છે.[૩] બ્રહ્મની સત્તાવડે સત્તાવાળું મન, નિમેષ માત્રમાં સંસાર કરે છે ને લય પણ કરે છે. મનનું એ સામર્થ્ય બ્રહ્મની સત્તાથી છે.[૪] સ્થાવર જંગમાત્મક જે આ જગત્ જોવામાં આવે છે, તે સર્વ, ચિત્તથી થયેલું છે.[૫] જેમ નટ, એક વેષને ઉતારી બીજા વેષને ધારણ કરે છે, તેમ દેશ, કાલ, ક્રિયા, દ્રવ્ય અને શક્તિએ કરી વ્યાકુલ મન, એક વસ્તુના આકારથી અન્ય વસ્તુના આકારે થાય છે.[૬] સંસ્કારવાળું મન, સતને અસત્ તથા અસતને સત્ કરી બતાવે છે. તેમ જ સુખરૂપને દુઃખરૂપ અને દુઃખરૂપને સુખરૂપ બતાવે છે.[૭] ચંચલ મન, ક્રમે કરી પ્રાપ્ત થયેલાં ભોગ્ય વસ્તુને જ્યારે અનુકૂલતાએ કરી ગ્રહણ કરે છે, ત્યારે હાથ, પગ આદિ અવયવ સમુદાય, તે વસ્તુનાં ગ્રહણ માટે પ્રવૃત્ત થાય છે, ને પ્રતિકૂલતાએ કરી ગ્રહણ કરે છે. ત્યારે અવયવ સમુદાય, તેના ત્યાગમાં પ્રવૃત્ત થાય છે એટલે મન જ, સર્વ વ્યવહારમાં સ્વતંત્ર છે.[૮] જેમ વખતસર જલ પામેલાં લતા તેવાં ફલને આપે છે, તેમ ભોગ્ય અર્થને આપવાવાળી ક્રિયા, મને કલ્પેલાં સુખ દુઃખ રૂપ ફલને આપે છે.[૯] જેમ બાલક, પોતાનાં ઘરમાં માટીનાં વિચિત્ર ખેલવણાં કરે છે, તેમ મન, વિકલ્પથી જગત્ ઉત્પન્ન કરે છે.[૧૦] એટલા માટે સર્વ જનરૂપે મનની ક્રીડા છે. તેમાં મનુષ્ય આદિ પદાર્થમાં જે રૂપ, સત્ય જેવું કલ્પ્યું છે, તે શું છે? (કાંઇ પણ નથી.) એટલે સર્વ જગત્, મનઃકલ્પિત છે, તેમાં વાસ્તવ કાંઇ પણ નથી.[૧૧] જેમ ઋતુના વિભાગ કરવાવાળો કાળ, વૃક્ષનાં રૂપને અન્યથા કરે છે, તેમ ચિત્ત પણ આ દશ્ય પદાર્થોને અન્યરૂપે કરતું હોય તેમ જણાય છે.[૧૨] મનને મનોરથ, સ્વપ્ન તથા સંકલ્પ આદિ પોતાની લીલા વિષે બહુ યોજનો, ગોષ્પદ (અતિ અલ્પ) જેવા થાય છે.[૧૩] મન, કલ્પને ક્ષણ કરે છે ને ક્ષણને કલ્પ કરે છે. માટે દેશકાલનો સર્વ ક્રમ, મનને આધીન છે, એમ સર્વ કોઇ જાણે છે.[૧૪] રજોગુણની વૃદ્ધિથી તીવ્રતા તથા તમોગુણની વૃદ્ધિથી મંદતા, એવી રીતે સંવેગના ભેદથી અને બહુ આહારથી વૃદ્ધિ અને અલ્પ આહારથી ક્ષીણતા, એ પ્રમાણે ભેદથી અને તે તે વસ્તુ સૃજવા અનુકૂલ ઉપાસના આદિના વિલંબે કરી મન, સર્વ સૃષ્ટિમાં અશક્ત છે. તેથી મનની સ્વાભાવિક સર્વ સર્ગ શક્તિનો ત્યાગ કરી શકાય નહીં.[૧૫] એટલા જ માટે જેમ વૃક્ષથી પલ્લવો થાય છે, તેમ મનથી વ્યામોહ, સંભ્રમ, અનર્થ, દેશ, કાલ, જવું, આવવું, એ સર્વે થાય છે.[૧૬] જેમ સમુદ્ર, જલ જ છે, જેમ અગ્નિ ઉષ્ણતા જ છે, તેમ વિવિધ પ્રકારનો સંસાર ચિત્ત જ છે.[૧૭] [૧]કર્તા, [૨]કર્મ, [૩]કરણ, [૪]ભોક્તા, [૫]ભોગ્ય તથા [૬]ભોગ,

[7]દ્રષ્ટા, [8]દર્શન તથા [9]દૃશ્ય, એ નવ પ્રકારનો પણ સંસાર ચિત્ત જ છે.[18] જેમ મનુષ્યો બાજુબંધ, મુકુટ તથા કટક આદિ બુદ્ધિને તજી, તેને કનક જાણે છે, તેમ જગત્, ભુવન અને વન, એ સર્વ રૂપે મન જ રહ્યું છે, એમ તત્ત્વજ્ઞો જાણે છે.[19]

# સર્ગ ૧૦૪ મો.*

## લવણોપાખ્યાન, તેમાં રાજાને મોહ.

**શ્રીવસિષ્ઠ ઉવાચઃ—अत्र ते शृणु वक्ष्यामि वृत्तांतमिममुत्तमम् ।**
**जागती हैंद्रजालश्रीश्चित्तायत्ता यथास्थिता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે.—હે રામ! જગદ્રૂપી ઇંદ્રજાલ, ચિત્તાધીન છે, એમ યથાર્થ જાણવામાં આવે, તે માટે એક ઉત્તમ આખ્યાન કહું છું, તે તમે સાંભળો.[1] આ ભૂતલમાં ઉત્તરા પાંડવ નામનો મોટો દેશ છે, એમાં અનેક પ્રકારનાં વન છે. જે ઘણાં ઘાટાં અને ગંભીર છે. જેમાં તપસ્વીઓ વસે છે. જેના બગીચામાં વિદ્યાધરીઓ, લતાના દોલા (હીંડોળા) કરે છે, તેવાં શહેરો છે.[2—3] એ દેશમાં વાયુએ ઉડાવેલા કમલના કિંજલ્કોના સમુદાયે કરી પર્વતો પીળા થઇ ગયા છે. સુશોભિત પુષ્પવાળી વનમાલા છે.[4] જેનાં જંગલોમાં કરંજ વૃક્ષની મંજરી તથા લતાગૃહના ગુચ્છો છે. ઘાટાં ખજૂરનાં વૃક્ષો છે, જે આકાશમાં ઘુમઘુમાટ શબ્દો કરે છે.[5] એ દેશ પીળા મણિની પંક્તિ જેવા શાળના કયારાવડે પીળો જણાય છે. મયૂરના સુંદર શબ્દોવડે શોભે છે.[6] તેમાં સારસ પક્ષીઓ શબ્દ કરે છે. તમાલ, પાટલા આદિ સુશોભિત વૃક્ષો છે.[7] નાનાં પ્રકારનાં પક્ષીઓ અવ્યકત મધુર શબ્દ કરે છે. નદીઓના કિનારા ઉપર લીંબડાનાં વૃક્ષોએ કરી એ દેશ રાતો જોવામાં આવે છે.[8] શાળનાં ક્ષેત્રનું રક્ષણ કરતી કન્યાઓ, કામદેવ ઉત્પન્ન થાય તેવું ગાન કરે છે. પુષ્પો તથા ફળોને ચલાયમાન કરતા વાયુની સાથે પુષ્પો ઉડયા કરે છે.[9] મેરુ પર્વતની ગુફામાંથી નીકળતા સિદ્ધ, ચારણ તથા બંદીઓએ, સ્વર્ગમાંથી લાવણ્ય લઇ આવી રહ્યા હોય, તેમ એ દેશ શોભે છે.[10] કદલી (કેળ) ની ઘટામાં

* આ એકસો ચોથા સર્ગમાં લવણોપાખ્યાન વિષે દેશ તથા રાજસભાની સ્થિતિ તથા તેમાં ઐંદ્રજાલિક (ગારૂડી) ના ઘોડાનાં દર્શનથી મોહનું વર્ણન કરવામાં આવશે.

કિન્નર અને ગંધર્વો ગાન કરતા હતા. એ દેશ મંદવ વનના શબ્દવડે ઉત્કૃષ્ટ જણાતો હતો ને પુષ્પવાળા બગીચાએ કરી શ્વેત જોવામાં આવતો હતો.[૧૧] તેમાં લવણ નામનો પરમ ધાર્મિક રાજા છે. એ, હરિશ્ચંદ્રના કુળનો છે, ને જાણે પૃથ્વીનો સૂર્ય હોય તેવો શોભે છે.[૧૨] એ રાજાની કીર્તિરૂપી પુષ્પોનાં રજવડે શ્વેત થયેલા પર્વતો જાણે ભસ્મ ચોળેલા શંકરો હોય તેમ જોવામાં આવે છે.[૧૩] તેણે તલવારે કરી સર્વ શત્રુ મંડલને કાપી નાખ્યાં છે. તેનાં સ્મરણથી શત્રુઓ, સંતાપ પામે છે.[૧૪] મનુષ્યો વિષ્ણુ ભગવાનનાં ચરિત્રોને ચિરકાલ સુધી સંભાળે છે, તેમ ઉદારતા ભરેલું આ રાજાએ કરેલું આર્ય જનનું પાલન, ચિરકાલ પર્યંત સંભાળશે.[૧૫] મોટા મોટા પર્વતોનાં શિખર ઉપર દેવાલયમાં બેઠેલી અપ્સરાઓ, અતિ પ્રેમથી જેના ગુણોનું ગાન કરે છે,[૧૬] જે રાજાની ગુણગીતઓ—(પ્રબંધો) ને સ્વર્ગમાં દેવાંગનાઓ ગાય છે. ઇંદ્ર આદિ લોકપાલો શ્રવણ કરે છે ને બ્રહ્માના હંસો તેનું અનુકરણ કરે છે.[૧૭] હે રામ! એ રાજાને અન્ય રાજાની પેઠે દીનતા આદિ તુચ્છ ગુણો સ્વપ્નમાં પણ જોવા કે સાંભળવામાં આવ્યા નથી.[૧૮] જેણે કુટિલતા જાણી નથી, અવિનય જોયો નથી ને જેમ બ્રહ્માએ રુદ્રાક્ષમાળા ધારણ કરી છે, તેમ જેણે ઉદારતા ધારણ કરી છે.[૧૯] એ રાજા કદાચિત્, ચાર ઘડી દિવસ ચઢયે સભામાં સિંહાસન ઉપર બેઠો હતો.[૨૦] તેમાં જેમ આકાશમાં ચંદ્ર શોભે તેમ એ રાજા શોભતો હતો. તે વખતે ત્વરાથી માંડલિક રાજાઓ આવતા હતા.[૨૧] સુંદરીઓ ગાન કરતી હતી. સામંતો, પોત પોતાને સ્થાને બેઠા હતા. મનોહર વીણાનાદ થતો હતો.[૨૨] દાસીઓ, વિલાસ સહિત ચામર કરતી હતી. બૃહસ્પતિ જેવા મંત્રીઓનું મંડલ, આરામથી બેઠું હતું. તે મંત્રીઓ પોત પોતાનું કામ કરતા હતા. નિપુણ મંત્રીઓ, જૂદા જૂદા દેશની વાતો કરતા હતા.[૨૩–૨૪] પુણ્યજનક ઇતિહાસનું પુસ્તક વંચાતું હતું. પાસે નમ્રતા ભરેલા બંદીઓ, શુભ ગુણોની સ્તુતિ કરતા હતા.[૨૫] તે વખતે વૃષ્ટિ માટે વીજળી, ગર્જના આદિ જેણે ધારણ કર્યાં છે, એવો મેઘ, જેમ પૃથ્વી ઉપર આવે તેમ સાટોપ (ઉચિત વેષ, અલંકાર અને બિસદ કહેતાં ગુણદર્શક ચાંદ આદિને ધારણ કરતો) કોઇ ઐન્દ્રજાલિક (જાદુગર) સભામાં આવ્યો.[૨૬] ને ફલવાળું વૃક્ષ, પાસે રહેલા પર્વતને નમે તેમ તે મુકુટવાળાં મસ્તક વડે મહીપાલને નમ્યો (નમસ્કાર કર્યા).[૨૭] ઉત્તમ છાયાવાળાં, ફલવાળાં, પુષ્પવાળાં અને ઉંચાં વૃક્ષની પાસે વાનર જેમ બેસે તેમ તે રાજા પાસે બેઠો.[૨૮] જેમ ભ્રમર ઉંચાં કમલને કહે (ગુંજાર

કરે ), તેમ એ ઐન્દ્રજાલિક, કે જે, ચપળ તથા ધન લંપટ હતો, તે, સુખમાં બેઠેલા રાજાને કહે છે.૨૯ હે વિભો ! જેમ આકાશમાં રહેલો ચંદ્ર પૃથ્વીને જુવે, તેમ તમે સિંહાસન ઉપર બેઠેલા જ એક આશ્ચર્યજનક ખરેલિકા (જાદુગરનો ખેલ) જુવો.૩૦ એમ કહી પરમાત્માની માયાની પેઠે ભ્રમ આપવાવાળી ને નાના પ્રકારની રચનાનું કારણ એવી પિચ્છિકા ( મયૂર પિચ્છનો સમુદાય ) તેણે ફેરવી.૩૧ દેવ વિમાનમાં બેઠેલો ઇંદ્ર, જેમ પોતાનાં ધનુષને જુવે, તેમ તે રાજાએ નાના પ્રકારના વર્ણવાળી પીંછી જોઇ.૩૨ તે વખતે જેમ મેઘ નક્ષત્રથી ભરપૂર આકાશમાં પ્રવેશ કરે તેમ અશ્વપાલકે ( ઘોડાના રક્ષકે ) સભામાં પ્રવેશ કર્યો.૩૩ તેની પછવાડે, સ્વર્ગમાં જતા ઇંદ્રની પછવાડે ઉચ્ચૈઃશ્રવા ( ઇંદ્રનો ઘોડો ) જેમ જાય તેમ વેગવાળો સુંદર ઘોડો ગયો એટલે સભામાં આવ્યો.૩૪ પછી જેમ ક્ષીર સાગર, ઉચ્ચૈઃશ્રવાને લઇ ઇંદ્રને કહે તેમ એ અશ્વપાલક, ઘોડાને લઇ રાજાને કહે છે.૩૫ હે મહીપાલ ! આ અશ્વ ( ઘોડો ) ઉચ્ચૈઃશ્રવા જેવો છે. તમે જુઓ. આ મૂર્તિધારી વાયુની પેઠે વેગથી ઉડે છે.૩૬ મારા સ્વામીએ આ અશ્વ, તમારે માટે મોકલ્યો છે. કેમ કે ઉત્તમ પદાર્થો મોટા પુરુષોને અર્પણ કરવાથી શોભે છે.૩૭ અશ્વપાલકે એમ કહ્યું, ત્યારે મેઘની ગર્જના શાંત થાય ત્યારે ચાતક જેમ મેઘને કહે, તેમ ઐન્દ્રજાલિક કહે છે કે,૩૮ જેમ સૂર્ય પોતાના પ્રતાપે કરી, અતિ શોભાવાળી પૃથ્વીને જૂએ છે, તેમ હે પ્રભો ! તમે પણ આ ઉત્તમ ઘોડા ઉપર બેસી ભુવનમાં ફરો ને પૃથ્વીને જુવો.૩૯ ગર્જનાવાળા મેઘને ઉંચું મસ્તક કરી મયૂર જેમ જુવે તેમ ઐન્દ્રજાલિકના કહેવાથી રાજાએ ઘોડો જોયો.૪૦ અશ્વને જોતો રાજા ક્ષણવારમાં તો ચિત્રમાં ચિતરેલો હોય તેવો થઇ ગયો.૪૧ જેમ સમુદ્રના પાન માટે ઉદ્યોગવાળા અગસ્ત્ય ઋષિની દૃષ્ટિવડે સમુદ્ર, જલજંતુ સહિત, સ્થિર થઇ ગયો તેમ અશ્વને જોઇને તે જ ક્ષણે સિંહાસન ઉપર જ સ્થિર થઇ ગયો.૪૨ વૈરાગ્યવાળો અને બાહ્ય દૃષ્ટિ શૂન્ય એવો મુનિ, સ્વસ્વરૂપના ધ્યાનમાં રહે તેમ એ રાજા, ચાર ઘડી સુધી ધ્યાનમાં હોય તેમ રહ્યો.૪૩ એ રાજા મહા પ્રતાપી હતો, તેથી તેને કોઇએ જગાડયો નહીં ને તેથી તે મહા વિચારમાં પડયો હોય તેમ જોવામાં આવતો હતો.૪૪ ચામર કરવાવાળી દાસીઓના હાથમાં પણ શ્વેત ચામર એમ ને એમ રહ્યાં અને તેઓ સ્થિર થઇ ગઇ તેથી સ્થિર ચંદ્ર કિરણવાળી રાત્રીઓની પેઠે શોભતી હતી.૪૫ જેમ મૃત્તિકાનાં કમલ, સ્થિર કેસરા તથા પત્રવાળાં હોય છે તેમ સભાસદો પણ વિસ્મય ભરેલા નિશ્ચેષ્ટ થયા.૪૬ વર્ષા ઋતુ જવાથી આકાશમાં મેઘના

શબ્દો જેમ શાંત થાય તેમ સભામાં જન કોલાહલ, ધીમે ધીમે શાંત થયો.[૪૭] દૈત્યોનાં યુદ્ધમાં વિષ્ણુ ખેદ પામે ત્યારે દેવતાઓ જેમ ચિંતામાં પડે તેમ મંત્રીઓ, સંદેહ સાગરમાં મગ્ન થયા ને ચિંતામાં પડયા.[૪૮] રાજા મોહ પામ્યો ને નેત્ર સ્થિર થઇ રહ્યાં ત્યારે સર્વ જનો, વિસ્મય પામ્યા ને ઉત્સાહ રહિત થયા. ભયમાં અને મોહમાં પડયા તથા ખેદ પામવા લાગ્યા ને મુકુલિત (બંધ થયેલાં) કમલની પેઠે નિસ્તેજ થયા.[૪૯]



# સર્ગ ૧૦૫ મો.*

## રાજાના મોહની નિવૃત્તિ.

**श्रीवसिष्ठ उवाचः**—मुहूर्तद्वितयेनाथ बोधमाप महीपतिः ।
प्रावृषेण्यांबुनिर्मुक्तमंभोरुहमिवोत्तमम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે-ચાર ઘડી પછી વર્ષા ઋતુના જલથી મુક્ત થયેલું કમલ જેમ જાગ્રત્ (પ્રફુલ્લ) થાય તેમ રાજા જાગ્રત્ થયો.[૧] ભૂકંપ થાય ત્યારે જેમ વન તથા શિખર સહિત પર્વત કંપે તેમ રાજા જાગ્રત થયો ત્યારે તેનું આખું શરીર કંપવા લાગ્યું.[૨] જેમ દિગ્ગજ ચલાયમાન થાય ત્યારે કૈલાસ પર્વત કંપે તેમ રાજા આસન ઉપર કંપવા લાગ્યો.[૩] જેમ પ્રલય વખતે ક્ષોભ પામેલા મેરુ પર્વતને કુલ પર્વતો (મંદર આદિ આધાર પર્વતો) તટે કરી ધારણ કરે તેમ પાસેનાં માણુસોએ ભુજ વડે રાજાને ધારણ કર્યો.[૪] આગળનાં માણસોએ ધારણ કરેલા અને વ્યાકુલ મનવાળા રાજાને તરંગ વડે ક્ષોભ પામેલ સાગરનાં જલની શોભા આવી.[૫] 'આ કયો પ્રદેશ છે?' 'આ સભા કોની છે?' એ પ્રમાણે બુડતા કમલકોશમાં રહેલા ભ્રમરાની પેઠે રાજા ધીમેથી બોલ્યો.[૬] ત્યારે રાહુથી મુક્ત થયેલા સૂર્યને શબ્દ કરતી ભમરીએ કરી કમલિની (કમલ વૃક્ષ) જેમ કહે, તેમ 'આ શું?' એ પ્રમાણે આદરપૂર્વક સભાએ રાજાને કહ્યું[૭] ને પ્રલય જલથી ત્રાસ પામેલા માર્કંડેય ઋષિને જેમ દેવ પૂછે તેમ આગળ બેઠેલા મંત્રીઓ, રાજાને પૂછવા લાગ્યા.[૮] હે દેવ! તમો મોહમાં હતા ત્યારે અમે અતિ આકુલ હતા. ભ્રમો,

* આ એકસો પાંચમા સર્ગમાં મોહ રહિત અને સ્થિર મનવાળા રાજા પ્રત્યે સભાસદો મોહનું કારણ પૂછશે ને રાજા ઉત્તર આપવા આરંભ કરશે.

બાહ્ય કારણ વિના, ભય, વિષાદ આદિએ કરી મનને ક્ષોભ કરે છે,૯ જે ઉપરથી સુંદર જણાય છે, પણ પરિણામે વિરસ છે. એવા કયા વિકલ્પ વિષે ? વા ભોગો વિષે ? વિષયી જનનું મન જેમ, તેમ તમારું મન લંપટ હતું ?૧૦ તમારું મન, સદા વિવેક ચર્ચા વિષે આસક્તિથી શીતલ હતું, તે સંભ્રમમાં કેમ ડુબે છે ?૧૧ મન તુચ્છ વિષયમાં આસક્ત હોવાથી વિષયનો નાશ થવાથી નષ્ટ થયું હોય, વિષય શિથિલ થવાથી શિથિલ થયું હોય, તેમ લોક વ્યવહારમાં મોહ પામે છે, પરંતુ વિવેકી મન મોહ પામતું નથી.૧૨ અવિવેક દશામાં આ મનની વૃત્તિ, સ્ત્રી પુત્રાદિ જે વિષયમાં ઉત્પન્ન થાય છે, તેને, મન અનુસરે છે.૧૩ હે દેવ ! તમારું મન તુચ્છ વિષયમાં આસક્ત નથી. વિવેકી છે. ગુણવાળું છે તથાપિ મોહ પામ્યું હોય તેમ જણાય છે એ આશ્ચર્ય છે.૧૪ જે મન વિવેકથી અજાણ્યું હોય, દેશ તથા કાલના વશમાં હોય, તે મન, મંત્ર તથા ઓષધિના વશમાં થાય છે, પણ વિવેકી મન થતું નથી.૧૫ જેમ વાત્યા ( વંટોળીયો વાયુ ), મેરુ પર્વતને કંપાવે તેમ મોહ, તમારાં વિવેકવાળાં તથા ઉદાર મનને કેમ કંપાવે છે ? એ પ્રમાણે સભાસદોએ મધુર વાણીથી ધીરજ આપી ત્યારે જેમ પુનમને દિવસે પૂર્ણતા, ચંદ્રને શોભાવે, તેમ કાંતિ, રાજાના મુખને શોભાવતી હતી એટલે મુખ શોભવા લાગ્યું.૧૭ મુખ શોભવા લાગ્યું, નેત્ર પ્રફુલ્લિત થયાં, તેથી તે રાજા શિશિર ઋતુ સમાપ્ત થવાથી મનોહર પુષ્પવાળો વસંત જેમ શોભે તેમ શોભતો હતો.૧૮ જેનો અસ્ત થવાનો હોય એવો ચંદ્ર રાહુને જોઇને આકાશમાં જેમ શોભે તેમ ઐન્દ્રજાલિને જોઇને અતિ સંભ્રમ, આશ્ચર્ય તથા પૂર્વાવર સર્વ વૃત્તાંતનાં અનુસંધાને કરીને રાજા શોભતો હતો.૧૯ ક્ષુદ્ર સર્પ રૂપે થયેલો તક્ષક નામનો સર્પ રાજ, જેમ નોળીયાને કહે તેમ રાજા, હસતો હસતો ઐન્દ્રજાલિકને કહે છે.૨૦ હે જાલ્ય (વિચાર વગર કરવાવાળા ) ! તેં આ શું માયા રચી ? જેણે કરી નિશ્ચલ તથા પ્રસન્ન સમુદ્ર જેવું મારું મન ક્ષણ વારમાં મોહ પામ્યું.૨૧ દેવ ( ઇશ્વર અથવા માયાના આચાર્ય શંબર આદિ )ની વિચિત્ર માયા, આશ્ચર્યજનક છે. જેણે મારાં અડગ મનને મોહમાં નાખી દીધું.૨૨ લોક વ્યવહારનાં તત્ત્વને જાણવાવાળા અમે કયાં અને મનના મોહને આપવાવાળી હમણાં અનુભવેલી આપત્તિઓ કયાં ? એટલે અમને એવો મોહ હોય નહીં.૨૩ જ્ઞાનના અભ્યાસવાળું મતિમાનનું પણ મન, દેહ વિદ્યમાન્ છતાં પણ કદાચિત્ ક્ષણવાર મોહ પામે છે. ૨૪ હે સભાસદો ! આ જાદુગરે જે મને મુહૂર્ત-વાર બતાવ્યું, તે આશ્ચર્ય જનક આખ્યાન કહું છું સાંભળો.૨૫ જેમ પ્રાર્થના કરા-

યેલા બ્રહ્માજીએ* ક્ષણુ વારમાં ઇંદ્રની સૃષ્ટિનો અનુભવ કર્યો તેમ મેં બહુ ચલ દશાનો અનુભવ કર્યો.[૨૬] એ પ્રમાણે મુખ્ય પ્રધાનો પાસે કહી, જાણે હસતો હોય તેમ એ રાજાએ વિચિત્ર વૃત્તાંત કહેવા માટે આરંભ કર્યો.[૨૭]

રાજા કહે છે–જે વિવિધ પદાર્થથી ભરેલી છે, જેમાં હૃદ, નદ, નગર તથા પર્વતો ઘણા છે અને હિમાલય આદિ મોટા મોટા પર્વતો છે એવી આ પૃથ્વી વિષે આપણનો પ્રદેશ વૈભવવાળો છે.[૨૮]

# †સર્ગ ૧૦૬ મો.

## ચાંડાલી સાથે રાજાનો વિવાહ.

**राजोवाचः–अस्ति तावदयं देशोनानावननदीयुतः ।**
**वसुधामंडलस्यास्य सहोदर इवानुजः ॥ १ ॥**

રાજા કહે છે.–હે સભાસદો ! આ દેશ, નાના પ્રકારની નદીઓ તથા વનવાળો છે ને આ પૃથ્વી મંડળનો નાનો સહોદર (ભાઇ) હોય તેમ શોભે છે.[૧] આ દેશમાં હું રાજા છું. પ્રજાનું પાલન કરી, પ્રસન્ન કરી, આજીવિકા ચલાવું છું ને જેમ ઇંદ્ર સર્ગમાં બેસે, તેમ હું સભાના મધ્યમાં બેઠો હતો;[૨] ત્યારે કોઇ આ ઐંદ્રજાલિક, દૂરથી પાતાલમાંથી માયાવી મય દૈત્ય પોતે આવે, તેમ આવ્યો.[૩] ને કલ્પનાં પવનવાળાં વાદળાં, ઇંદ્ર ધનુષને ફેરવે, તેમ તેજોમય પીંછી આ જાદુગરે ફેરવી,[૪] તેને જોઇ મન ભમવા લાગ્યું ને ઘોડા આગળ જઇ, હું એકલો જ તેની ઉપર સ્વાર થયો.[૫] પછી પ્રલયમાં ક્ષોભ પામેલા પર્વત ઉપર બેસી, પુષ્કરાવર્ત મેઘ ચાલે, તેમ ઘોડા ઉપર બેસી હું ચાલ્યો;[૬] ને વૃદ્ધિ પામેલા પ્રલય સમુદ્રનો કલ્લોલ (મોટો તરંગ) પૃથ્વી પ્રત્યે ચાલે તેમ હું એકલો અતિ વેગથી મૃગયા

---

* 'પૂર્વે કોઇ સ્થલે સહાય વિનાના ઇંદ્રને જોઇ તેને બલવડે બાંધી મૂકવો.' એવો બલિ રાજાનો અભિપ્રાય જાણી, માયા સૈન્ય રચી, માયા બંધને કરી બલિને ઇંદ્રે મોહ પમાડયો ત્યારે તેથી છૂટવા માટે બ્રહ્માની સ્તુતિ કરી એટલે પ્રસન્ન થઇ બ્રહ્મા ત્યાં આવ્યા ને ઇંદ્રની સૃષ્ટિનો નાશ કરતા હતા ત્યારે ઇંદ્રે પ્રાર્થના કરી તેથી ઇંદ્રની સૃષ્ટિનો નાશ કર્યા વિના ક્ષણુ વાર બ્રહ્માજીએ એ માયા કૌતુક જોયું.

† આ એકસો છઠ્ઠા સર્ગમાં ઘોડો રાજાને વનમાં લઇ ગયો, ત્યાં વચન આપવાથી ચંડાલ કન્યાની સાથે ચાંડાલ સ્થલમાં જઇ રાજાનો વિવાહ થયો એટલું વર્ણન આવશે.

કરવા ચાલ્યો.[૭] જેમ વિષયના અભ્યાસે કરી આસક્ત થયેલું મન, અજ્ઞ જનને વિષયમાં લઇ જાય, તેમ એ ઘોડો, મને વાયુ વેગે દૂર લઇ ગયો.[૮] આગળ જતાં ગહન વન આવ્યું. જે યતિનાં મનની પેઠે વિષયશૂન્ય હતું. સ્ત્રીનાં ચિત્તની પેઠે વિષમ હતું. પ્રલયાગ્નિવડે બળી ગયેલાં બ્રહ્માંડ જેવું ભયંકર હતું. પક્ષી વર્જિત તથા અતિ શીતલ હતું. વૃક્ષ વિનાનું ને જલ રહિત હતું.[૯-૧૦] જાણે બીજું આકાશ હોય. જાણે આઠમો સમુદ્ર હોય. પ્રસિદ્ધ ચાર સાગરથી અલગો પાંચમો સાગર હોય, તેમ એ વન જણાતું હતું. શૂન્ય હતું ને કોતર પણ શૂન્ય હતાં.[૧૧] તત્ત્વજ્ઞના ચિત્તની પેઠે પરિચ્છેદ વિનાનું હતું ને મૂર્ખનાં ચિત્ત જેવું વિષમ હતું. એ જન રહિત હતું તથા તેમાં તૃણ કે પલ્લવ પણ થયાં ન હતાં.[૧૨] જેમ સ્ત્રી દરિદ્રતાને પ્રાપ્ત થઇ મુંઝાય, તેમ અન્ન, ફલ અને માણસ વિનાનાં એ વનમાં જવાથી મારી મતિ મુંઝાઇ ગઇ.[૧૩] જેમાં મૃગજલે કરી દિશાનાં મુખ ધોવાતાં હતાં એટલે અતિ તાપ પડતો હતો તેવા જંગલમાં સૂર્યાસ્ત પર્યંત ખેદમાં ને ખેદમાં હું ચાલ્યો ગયો.[૧૪] વિવેકે કરી જેમ સંસારનું ઉલ્લંઘન કરે, તેમ શૂન્ય અને વિસ્તારવાળું એ વન, મેં ઘણી મહેનતે ઉલ્લંઘન કર્યું.[૧૫] આકાશમાં ફરવાથી જેના અશ્વ થાકી ગયા છે એવો સૂર્ય અસ્તાચલ ઉપર જેમ પ્રાપ્ત થાય, તેમ હું ઘોડાથી તે વનને પ્રાપ્ત થયો.[૧૬] કે જેમાં જાંબૂ તથા કદંબનાં વૃક્ષ ઉપર પાંથ (વટેમાર્ગુ)-ના જાણે બાંધવ હોય તેમ પક્ષીઓ, મધુર શબ્દ કરતાં હતાં ને શોભતાં હતાં.[૧૭] જેમ કુટિલ જનને અધર્મથી મેળવેલાં ધને કરી આનંદ વૃત્તિઓ વિરલ હોય, તેમ જે જંગલમાં વિરલ કોમળ ઘાસની પંક્તિઓ જોવામાં આવતી હતી.[૧૮] જેમ અતિ દુ:ખજનક મરણ કરતાં વ્યાધ, પ્રાણીને શ્રેષ્ઠ છે, તેમ મને એ જંગલ, આગળનાં નીરસ વન કરતાં સ્વલ્પ સુખપ્રદ જણાયું.[૧૯] પ્રલય સાગરમાં ફરતાં ફરતાં માર્કણ્ડેય ઋષિ જેમ વડનાં વૃક્ષને પ્રાપ્ત થયા, તેમ હું, લીમ્બુનાં વૃક્ષની ઘટામાં પ્રાપ્ત થયો.[૨૦] જેમ પર્વત, તડકાનું દુ:ખ દૂર કરવા માટે મેઘ ઘટાનો આશ્રય કરે, તેમ મેં ઘોડાના ત્યાગ માટે શાખા ઉપર લટકતી લતા પકડી.[૨૧] તે જ વખતે ગંગાનો આશ્રય કરનાર પુરુષનાં પાપ, જેમ દૂર થાય, તેમ તે ઘોડો મેં લતા પકડી, તે જ વખતે દૂર ચાલ્યો ગયો.[૨૨] જેમ સૂર્ય અસ્તાચલ ઉપર કલ્પવૃક્ષ તળે આરામ લ્યે, તેમ લાંબો પંથ કાપવાથી શ્રમને લીધે મેં ત્યાં આરામ લીધો.[૨૩] સંસાર વ્યવહારની સાથે સૂર્ય વિરામ માટે જાણે હોય, તેમ અસ્તાચલ ઉપર જઇ ઉદયાચલ ઉપર આવ્યો. ત્યાંસુધી હું ત્યાં જ બેસી રહ્યો.[૨૪] રાત્રિમાં સંપૂર્ણ

જગત્ ગાઢ અંધકારવડે વ્યાપ્ત થયું ને જંગલમાં રાત્રિના સર્વ વ્યવહારો પ્રવૃત્ત થયા.[૨૫] તે વખતે જેમ પક્ષી, પોતાના માળામાં પાંખોવડે મુખ ઢાંકી પડયું રહે, તેમ હું, વૃક્ષ તળે કોમલ ઘાસની અંદર પડયો રહ્યો.[૨૬] સર્પના ડંશથી મોહ પામેલા, સ્મરણ ભૂલી ગયેલા અને મરવા પડેલાની જેમ રાત્રિ જાય, વેચેલા કંગાલની જેમ રાત્રિ જાય અને અંધકૂપમાં પડેલાની જેમ રાત્રિ જાય, તેમ એ મારી રાત્રિ દુઃખમાં ગઇ ને એકાર્ણવમાં તણાતા, માર્કણ્ડેય ઋષિનેજેમ, તેમ મને કલ્પ જેવી થઇ પડી.[૨૭–૨૮] મેં સ્નાન ન કર્યું, ચંદન ન ચોપડયું ને ભોજન પણ ન કર્યું. કેવલ મહા આપત્તિમાં એ રાત્રિ ગઇ.[૨૯] મને નિદ્રા આવતી ન હતી, ધૈર્ય રહ્યું નહોતું ને પલ્લવની સાથે તરફડતો હતો. એ પ્રમાણે મહા દુઃખમાં એ રાત્રિ વ્યતિત થઇ.[૩૦] જેમ હું નિસ્તેજ હતો તેમ ચંદ્ર, તારા અને ચંદ્રવિકાશી કમલ નિસ્તેજ થયાં; અંધકાર લેખા પારવી પડી.[૩૧] એ મહારણ્યમાં વેતાલ લીલા શાંત થઈ ત્યારે દુઃસહ શીતની પીડાથી ખડખડતા દાંતની પંક્તિના શબ્દવડે મને મહા-દુઃખમાં પડેલો જોઇ હસતી હોય ને મદ્યપાનથી જાણે રાતી હોય તેમ સૂર્યોદયના પ્રારંભે કરી રાતી થયેલી પૂર્વ દિશા મારા જોવામાં આવી.[૩૨–૩૩] અજ્ઞાની, જ્ઞાનને જેમ જુવે, દરિદ્ર, કનકને જેમ જુવે, તેમ ક્ષણવારમાં ઉદય પામતા સૂર્યને મેં જોયો.[૩૪] સંધ્યા સમયે નૃત્યમાં અનુરાગી શંકર, હાથીનાં ચર્મને જેમ ઝાટકે તેમ મેં તે વખતે ઉઠી બીછાવેલું વસ્ત્ર, ઝાટકયું.[૩૫] પ્રલય વખતે સર્વ પ્રાણીઓનો દાહ થવાથી શૂન્ય જગત્કુટીમાં જેમ કાળ, વિહાર કરે તેમ હું એ મહા જંગલમાં વિહાર કરવા લાગ્યો.[૩૬] જેમ મૂર્ખના શરીરમાં કુલીનતાના ગુણનો લેશ પણ જોવામાં ન આવે તેમ એ મહાજંગલમાં કોઇ પણ પ્રાણી જોવામાં આવ્યું નહીં.[૩૭] કેવલ, જાતિ સ્વભાવથી નિષ્ફલ વૃક્ષની ઘટાના ભ્રમથી પક્ષીઓ 'ચી. ચી. કુચી' ઇત્યાદિ શબ્દો કરતાં હતાં ને ફરતાં હતાં.[૩૮] જ્યારે ચાર ઘડી દિવસ ચડયો, ઝાકરનું જલ શુષ્ક થયું ને જાણે લતાઓ સ્નાત (નાયેલી) હોય તેમ જણાતી હતી, ત્યારે[૩૯] ફરતાં ફરતાં જેમ અમૃતના ઘડાવાળી માધવી (મોહિની સ્વરૂપ-વાળા વિષ્ણુ), દૈત્યોના જોવામાં આવી તેમ એક કન્યા, મારા જોવામાં આવી. તેણે હાથમાં ભાત લીધા હતા,[૪૦] તેનાં નેત્ર, ચપલ હતાં, સ્યામ વસ્ત્ર પહેર્યાં હતાં ને પોતે પણ સ્યામ હતી. ચંદ્ર, જેમ રાત્રિ પાસે જાય, તેમ હું, એ કન્યા પાસે ગયો[૪૧] ને કહ્યું કે હે બાલે! હું બહુ ભૂખ્યો છું, માટે મને જલદી એ ભાત આપ. દુઃખીનું દુઃખ દૂર કરવાથી સંપત્તિઓ વૃદ્ધિ પામે છે.[૪૨] હે બાલે!

મહાવૃક્ષનાં કોતરમાં પ્રસૂત થયેલી *સર્પિણીને જેમ ક્ષુધા વૃદ્ધિ પામે. તેમ મારી ક્ષુધા, અંદર મહા વૃદ્ધિ પામી છે.[૪૩] જેમ યત્ન તથા પ્રાર્થનાએ કરી પ્રાપ્ત થતી લક્ષ્મી, પાપીને ધન આપતી નથી, તેમ એ કન્યાએ યાચના કરવાથી પણ સ્વલ્પ પણ અન્ન આપ્યું નહીં'[૪૪] તોપણ હું તો તે કન્યાની પછવાડે એક વનમાંથી બીજા વનમાં છાયાની પેઠે ફર્યો.[૪૫] ત્યારે તેણે કહ્યું કે, હે રાજન્! તું ઉત્તમ વર્ણનો છે. ને હું તો પુરુષ, અશ્વ તથા હાથીને ખાવાવાળી રાક્ષસી જેવી ક્રૂર છું ને ચાંડાલણી છું.[૪૬] જેમ ગ્રામ્ય ( ગામડાના ) જનની ઇચ્છા પૂર્ણ કર્યા વિના તેની સાથે સ્નેહ થતો નથી તેમ કેવલ માગવાથી મારી પાસેથી તુંને ભોજન મળશે નહીં[૪૭] એમ કહીને આગળ ચાલી જતી હતી. પગલે પગલે ગમત કરતી હતી. લતાગૃહમાં સંતાતી હતી ને કટાક્ષ આદિ લીલાવડે પોતાનો અભિપ્રાય સૂચવતી હતી. પછી નમ્રતાથી તેણે કહ્યું કે,[૪૮] જો તું મારો પતિ થાય તો હું તુંને આ ભોજન આપું. કેમ કે, પામર જન, પ્રેમ વિના ઉપકાર કરતો નથી.[૪૯] ચાંડાલ મારો પિતા, શ્મશાનમાં વેતાલની પેઠે ધૂળ ધૂળ ભર્યો છે, ભૂખ્યો છે ને ખેતરમાં ખેડ કરે છે.[૫૦] આ અન્ન, મારા પિતા માટે છે, જો તું મારો પતિ થાય તો હું અન્ન આપું. કેમ કે, પ્રિય પતિ, પ્રાણે કરીને પણ પૂજવા યોગ્ય છે.[૫૧] ત્યારે 'હું તારો પતિ થઇશ.' એમ મેં કહ્યું. કારણ કે, આપત્તિમાં વર્ણ, ધર્મ અને કુલના ક્રમનો વિચાર કોણ કરે છે? (કોઇ નહીં).[૫૨] ત્યારપછી જેમ મોહિનીરૂપ વિષ્ણુએ, ઇંદ્રને અર્ધ અમૃત આપ્યું હતું, તેમ તે કન્યાએ મને અર્ધા ભાત આપ્યા. આપત્તિ વખતે તે મને સંતોષજનક થયા.[૫૩] જાંબુનો રસ પીધો, ચાંડાલનો ભાત ખાધો, ને પછી મોહથી હું તો ત્યાં જ વિશ્રાંત થયો.[૫૪] જેમ વર્ષાઋતુની મેઘમાળા, સૂર્યને ઢાંકી દે તેમ તે કન્યા, મને ત્યાં જ અંતર્હિત કરીને જાણે બહાર રહ્યો હઉં તેમ પ્રાણને હાથમાં લઇને ગઇ.[૫૫] જેમ યાતના, અવીચિ નામના નરકને પ્રાપ્ત થાય તેમ પોતાના પિતાને પ્રાપ્ત થઇ. જે પિતા, કદ્રૂપો, દુષ્ટ કર્મ કરવાવાળો, ભયંકર અને પુષ્ટ શરીરવાળો હતો.[૫૬] જેમ ભ્રમરી શબ્દવડે ભ્રમરને કહે, તેમ એ કન્યાએ મારા સંબંધથી પોતાનો સ્વાર્થ તે ચાંડાલને કહ્યો કે,[૫૭] હે બાપ! તમને રુચે તો આ મારો પતિ થાય. 'ઠીક' એમ ચાંડાલે કહ્યું. સાયંકાલનો સમય થયો ત્યારે યમ, જેમ કિંકર (દૂત) ને છોડે તેમ બળદને છોડી મૂકયા, ને જ્યારે દિશાઓ,

*સર્પિણી પોતાનાં ઇંડાંને પણ ખાય છે એટલે ક્ષુધા, અનુચિત કાર્ય કરાવવાવાળી છે એટલે રાજાને પણ અન્ન માગવાની ઇચ્છા થઇ.

રાતી થઇ ધૂળ ઉડવા લાગી, ત્યારે અમે સર્વે, જેમાં ઘણા પિશાચો રહેતા હતા એવાં વનમાંથી ચાલ્યા.૫૮-૫૯ ને જેમ વેતાલો, એક સ્મશાનમાંથી બીજા સ્મશાનમાં જાય તેમ ક્ષણવારમાં તો પક્કણ (ચાંડાલસ્થાન) માં આવ્યા.૬૦ તેમાં કાપેલા વાનરા, કુકડા તથા કાગડાના કટકા પડયા હતા. જ્યાં જ્યાં રુધિર પડયું હતું ત્યાં ત્યાં માખીઓ બમણુતી હતી.૬૧ સૂકવવા નાખેલાં આંતરડાં ઉપર પક્ષીઓ પડતાં હતા. ઘરના બગીચામાં રહેલાં લીંબુની ઘટામાં પક્ષીઓ શબ્દ કરતાં હતાં.૬૨ અલિન્દ (ઓટલા) ઉપર સૂકાતા ચરબીના પીંડા ઉપર પક્ષીઓ ઉડતાં હતાં. તાજાં ઉતારેલાં ચામડાંમાંથી રુધિર, ટપકતાં જોવામાં આવતાં હતાં.૬૩ બાલકના હાથમાં માંસના કકડા ઉપર માખીઓ, બમણુથી હતી. વૃદ્ધ ચાંડાલો, બાલકોને ધમકી આપતા હતા, તેથી બાલકો રોતાં હતા.૬૪ જ્યાં ત્યાં આંતરડાં તથા નાડીઓ પડી હતી. તેવા ભયંકર પ્રક્કણમાં પ્રલય વખતે જેમાં પ્રાણી મરણ પામ્યાં છે, એવા જગતમાં યમના દૂતો જેમ પ્રવેશ કરે તેમ અમે પ્રવેશ કર્યો.૬૫ ત્યાં નવા સસરાને ઘેર સંભ્રમથી મોટું કેળનું પાંદડું નાંખી દીધું, તે આસન ઉપર હું બેઠો.૬૬ રુધિરવાળાં નેત્ર જેનાં હતાં એવા ચાંડાલે 'આ જમાઇ છે' એમ કહ્યું. તે, ઉગ્ર દૃષ્ટિવાળી સાસુએ પ્રીતિથી માન્ય કર્યું.૬૭ પછી આરામ લઇ મૃગચર્મ ઉપર એકઠાં કરેલાં ચાંડાલનાં ભોજનો, જાણે પાપના ઢગલા હોય તેમ ભોગવ્યાં (ખાધાં).૬૮ તે તે પ્રણય વચનો જો કે મનોહર ન હતાં, કાનને પ્રિય લાગે તેવાં ન હતાં અને અનંત દુ:ખનાં સાધનો હતાં તોપણ સાંભળ્યાં.૬૯ પછી કોઇ એક શુભ દિવસે ચાંડાલ જાતિને ઉચિત એવી સામગ્રી અને વસ્ત્ર આદિ એકઠાં કરી જેમ પાપ, ભયજનક યાતના આપે તેમ એ ચાંડાલે આગળથી આપી હતી, તોપણ ભયજનક અને સ્યામવર્ણવાળી એ કન્યા મને પરણાવી.૭૦-૭૧ આ વિવાહોત્સવ વિષે જાણે મોટા પાપના ઢગલા હોય તેમ તે ચાંડાલો, મદિરાનું પાન કરી, તેના મદથી, વેગથી શબ્દો કરતા હતા, ઢોલ વગાડતા હતા ને વિલાસ કરતા હતા.૭૨



# *સર્ગ ૧૦૭ મો.

## રાજાએ કરેલું ચાંડાલ દશાનું વર્ણન.

**राजोवाच–बहुनात्र किमुक्तेन सोत्सवा वर्जिताशयः ।**
**तदा प्रभृति तत्राहं संपन्नः पुष्ट पुल्कसः ॥ १ ॥**

રાજા કહે છે–હે સભાસદો! વિશેષ શું વર્ણન કરું? વિવાહોત્સવે કરી મને વશમાં કરી લીધો. ત્યારપછી હું ત્યાં મોટો ચાંડાલ થયો.[1] સાત દિવસ વિવાહોત્સવ ચાલ્યો. પછી આઠ માસ ગયા ત્યારે મારી સ્ત્રી, રજસ્વલા થયા બાદ ગર્ભવતી થઇ.[2] જેમ વિપત્તિ, દુઃખ ક્રિયાને ઉત્પન્ન કરે તેમ દુઃખજનક કન્યાને જન્મ આપ્યો. તે કન્યા, મૂર્ખની ચિંતા જેમ વધે તેમ જલદીથી વધવા લાગી.[3] જેમ દુર્બુદ્ધિ, આશાને વધારવાવાળા અનર્થને ઉત્પન્ન કરે તેમ ત્રણ વર્ષ પછી વળી કુરૂપા પુત્રને જન્મ આપ્યો.[4] વળી પુત્રીને જન્મ આપ્યો ને વળી પણ પુત્રને જન્મ આપ્યો. તેથી હું વનમાં કુટુંબવાન્ થયો ને વૃદ્ધ થયો.[5] જેમ બ્રહ્મહત્યારો, ચિંતા સાથે નરક યાતના વ્યતીત કરે તેમ મેં વનમાં તે સ્ત્રી સાથે ઘણાં વર્ષો વ્યતિત કર્યાં.[6] જેમ વૃદ્ધ કાચબો, પલ્વલ (નાનાં તલાવડાં)માં ચિરકાલ લોટે તેમ હું વનમાં શીત, વાત અને તડકાના દુઃખને લીધે, વનમાં ચિરકાલ લોટયો છું.[7] કુટુંબની ચિંતાએ કરી સદા બળતી બુદ્ધિવડે જાણે બળતી હોય તેમ દુઃખદાયી દિશાઓ જોઇ.[8] જેમ મૂર્તિમાન્ પાપને ધારણ કરે તેમ મેં વનમાં જુના શણના વસ્ત્રમાં બાંધેલો કાષ્ઠનો ભારો, માથે ઇંઢોણી મૂકી ઉપાડયો.[9] કેવલ જુંવાળાં, મેલાં, જૂનાં અને દુર્ગંધી વસ્ત્રનું કૌપીન ધારણ કરી 'ધવલીકા' ના વૃક્ષ તળે ઘણાં વર્ષો કાઢયાં.[10] જેમ હેમંત ઋતુમાં દર્દુર (દેડકું), જેમ લકાઇ બેસે, તેમ હું, વૃદ્ધ થયો હતો, તોપણ કુટુંબનાં પોષણની ચિંતાવડે શીત પવન લાગવાથી લતાગૃહમાં લકાઇ બેઠો હતો.[11] નાના પ્રકારના કલેશને લીધે તાપથી જાણે લીન થયા હોય તેમ નેત્રમાંથી લોહીનાં આંસુ પડયાં છે.[12] વર્ષા ઋતુમાં વર્ષતા મેઘમાં વનમાં સૂવરનાં માંસ ખાઇ શિલા ઉપર જ કેટલીક રાત્રિઓ કાઢી છે,[13] જેમાં સર્વ બીજો ઉગે છે, એવી વર્ષાઋતુ, વ્યતીત થઈ ત્યારે ભાઇઓની સાથે સ્નેહના અભાવને લીધે

* આ એકસો સાતમા સર્ગમાં 'પોતે' ચાંડાલ અવસ્થામાં સાઠ વર્ષપર્યંત રહ્યો. ને ચાંડાલનાં કર્મ કરી જે જીવન કર્યું તે, રાજા પોતે વર્ણન કરી બતાવશે.

ને સદા કલેશે કરી મેં સર્વત્ર શંકાવાળાં અને દુઃખી મને કરી બાલકો સાથે પર ઘેર રહી, કેટલાંક વર્ષો કાઢયાં છે.૧૪-૧૫ રાહુના દાંતવડે ચંદ્ર જેમ જર્જરિત થઇ જાય, તેમ મારા ઘરવાળી ચાંડાલિની સાથે કલેશ થવાથી તેનો પિતા કે જે ક્રૂર ચાંડાલ છે, તેના તિરસ્કારે કરી મુખ જર્જરિત થઇ ગયું.૧૬ નરકમાં પડેલાં, નરકમાંથી લીધેલાં, નરકનાં આંતરડાં જેમ ચાવે, તેમ મેં ચીતરાનાં માંસની પેશીઓ હોઠ હલાવી ચાવી છે.૧૭ મેં શિશિર ઋતુમાં હિમાલયની ગુફામાંથી નીકળેલા, ઝરણાના સૂક્ષ્મ બિંદુવાળા કઠોર અને મૃત્યુનાં બાણ જેવા દુઃખદાયી શીતલ વાયુ, વસ્ત્ર વગરના શરીરમાં ચિરકાલ સહન કર્યા છે.૧૮ હું ઘરડો હતો તોપણ મેં એકલે ખડ ભળી ગયેલાં વૃક્ષોનાં ઘણાં મૂલો જાણે પુણ્યનાં મૂલો હોય તેમ ઉખેડયાં છે.૧૯ મેં ચાંડાલ અવસ્થામાં સ્ત્રીની સાથે વનમાં શરાવલામાં માંસ પકવી આદરથી ખાધું છે.૨૦ ગ્રહણ કરેલાં તેજના ક્ષય માટે મેં મુખવિકાર કરી જાણે *પોતાનું માંસ હોય તેમ મૃગ તથા ઘેંટાનું માસ, બીજાની પાસેથી લીધું.૨૧ ને તેમાંથી ઉખેડી ઉખેડી લોઢાના પાત્રમાં પકવી વિંધ્યપર્વતના પક્કણ (ચાંડાલ ભૂમી)માં જાણે હજારો જન્માંતરનું પાપ ઉડયું હોય તેવું તે માંસ મેં અધિક લાભ માટે વેચ્યું.૨૨-૨૩ બાકી રહેલું માંસ, સુકવવા માટે ચંડાલના બગીચામાં પહોળું કરી નાંખ્યું. જે અપવિત્ર મલમૂત્રથી વ્યાપ્ત થયું હતું. હું રૌરવ જેવું દુઃખ ભોગવતો હતો- વિંધ્યપર્વતના ગુલ્મથી પોષણ કરતો હતો. કંદ, ફલ, મૂલ, માંસ આદિમાં વિઘ્નરૂપ હોવાથી સંધ્યા કાલમાં દ્વેષવાળી દૃષ્ટિવડે તે વખતે મિત્રભાવને પ્રાપ્ત થયેલો કેવલ કૂંવાડો જોયો. કેમ કે, તે પોષણનું સાધન હતું.૨૪-૨૫ એ દુર્દશામાં લાકડીઓ મારી મારી શ્વાન હાંકતો હતો ને પૂર્વ કર્મ પરંપરાના સંબંધે કરી દૈવે આપેલાં સ્ત્રી પુત્રાદિકનું બંટી, કોદરા, ખોળ ઇત્યાદિ ક્ષુદ્ર અન્ન કે જે ગામડાનાં માણસોને ઉચિત હતું, તેણે કરી પોષણ કરતો હતો.૨૬ વૃષ્ટિની ધારાપાતવડે શબ્દ કરતાં પાંદડાંવાળાં તાળ વૃક્ષની તળે ખડખડતા દાંતે વનના વાંદરાની સાથે રાત્રિઓ વ્યતીત કરી છે.૨૭ મેં મોતીને વીંધવાની સોય જેવાં રુંવાડાં ઉભાં થાય તેવું શીત સહન કર્યું છે ને વર્ષાઋતુમાં મોતીના કણ જેવા મેઘ જલનાં બિંદુઓ ધારણ કર્યાં છે.૨૮ વાદળાંના લેશ જેવા બકરીના માંસના કકડા માટે ભૂખને લીધે વનમાં મેં મોટો કલહ કર્યો હતો.૨૯ શીત કાલમાં વનમાં દાંત ખડખડતા હતા, નેત્ર શીતથી

* આ વચન, નિન્દિત કર્મ કર્યું એવાં સૂચન માટે છે. એ પ્રમાણે અન્યત્ર પણ જાણી લેવું.

વિકારવાળાં હતાં ને શરીર સાહી જેવું મેલું હતું. એવી રીતે વેતાલની પેઠે હું રહ્યો છું.[૩૦] જેમ પ્રલય વખતે જગતના નાશ માટે પાશ લઇ યમ ફરે તેવી રીતે હુ માછલાં માટે બડિશ (માછલાં મારવાનો લોઢાંનો કાંટો) લઇ નદીના કિનારા ઉપર ફર્યો છું.[૩૧] જેમ માતાના સ્તનનું પાન કરે તેમ તત્કાલ કાપેલા મૃગનાં ઉરુસ્થલમાંથી નીકળતું ગરમ ગરમ રુધિર પીધું છે.[૩૨] હું સ્મશાનમાં વસતો હતો, સ્મશાનના બલિમાંસને ખાતો હતો ને રુધિરથી વ્યાપ્ત હતો. તેથી મારાથી વેતાલો, ચંડિકાથી જેમ ભાગે તેમ ભાગતા હતા.[૩૩] પુત્ર, સ્ત્રી અને કુટુંબની આશા જેમ વૃદ્ધિ માટે ફેલાવાય છે તેમ મૃગ તથા પક્ષીઓને બાંધવા માટે વનમાં જાળ ફેલાવતો હતો.[૩૪] મેં માયાવડે લોકને બાંધ્યા. સૂત્રની જાળે કરી પક્ષીઓ બાંધ્યાં. એ જાળે કરી દિશાઓ જર્જરિત કરી. એવી રીતે મારું સર્વ આયુષ્ પાપાચરણમાં જ ગયું. તેવાં પાપ કર્મમાં પણ મેં મનને અવકાશ આપ્યો.[૩૫-૩૬] જેમ વર્ષાઋતુમાં નદી બહુ દૂર ફેલાય તેમ મેં મોટી આશા ફેલાવી. જેમ સીંછણથી સર્પ, દૂર ભાગે, તેમ હું સદ્બુદ્ધિથી દૂર ગયો.[૩૭] જેમ સર્પ, કાંચળી દૂર તજે તેમ મેં અન્ય દેહ વિષે દયા દૂર તજી ને ક્રોધથી બાણની વૃષ્ટિ કરતો હતો ને કઠોર ભાષણરૂપી ગર્જના કરતો હતો. એ પ્રમાણે ગ્રીષ્મઋતુના અંતમાં આકાશ જેમ સ્યામ મેઘને સ્વીકારે તેમ મેં ક્રૂરતા સ્વીકારી.[૩૮] મનુષ્યોએ તજેલી, વિકાશ પામેલી, દુર્ગંધવાળી મંજરીઓને જેમ શ્વભ્ર (ખાડો) ધારણ કરે, તેમ મેં દુ:સહ આપત્તિ, ધારણ કરી (ભોગવી).[૩૯] 'આટલા વખત સૂધી આ કર્મ ફલ ભોગવવું', એ પ્રકારનો નિયત કાલ જેમાં ખૂણા છે એવી નરક ભૂમિઓ વિષે જેનું મોહવૃષ્ટિથી પોષણ થાય એવાં પાપરૂપી બીજની મૂઠીઓ વાળી.[૪૦] જેમ યમ, પ્રાણીઓને મારવા પ્રયત્ન કરે તેમ મેં વિંધ્ય પર્વતની ગુફામાં રહી, જાળો પાથરી, નિર્દયપણાંથી મૃગોને મારવાના પ્રયત્નો કર્યા છે.[૪૧] જેમ વિષ્ણુ ભગવાન્ શેષ નાગ ઉપર સૂવે તેમ હું વિવેકના અભાવથી ચમરી ગાયના કાંધ ઉપર મસ્તક રાખી સૂતો છું.[૪૨] મારા ચરણ અને વસ્ત્ર, ચંચલ હતાં. હું શબ્દ કરતો હતો. શરીર ભૂખરું હતું, તેથી મારું શરીર, ઝાકળથી ઢંકાયેલા વિંધ્ય પર્વતની જળવાળી ગુફા જેવું જણાતું હતું.[૪૩] જેમ વરાહ ભગવાને પાણીવાળી પૃથ્વી ઉપાડી હતી, તેમ મેં ગ્રીષ્મઋતુમાં પણ જુઓવાળી કંથા (ફાટેલી ગોદડી) ચિરકાલ સૂધી સ્યામ કાંધ ઉપર ઉપાડી છે.[૪૪] મેં ઘણીવાર ઉઠેલા વનાગ્નિમાં પ્રાણીઓને બાળવાથી જેણે પ્રલયના અગ્નિવડે જગતનું ભક્ષણ કર્યું છે એવા કાળનું અનુકરણ કર્યું છે.[૪૫]

જેમ મૈથુનવ્યસની, ક્ષય આદિ રોગને જન્મ આપે છે, જેમ દુરાગ્રહી, વૈર, કલેશ આદિ અનર્થને ઉત્પન્ન કરે છે, તેમ મારી સ્ત્રીએ સુખરૂપ તથા દુઃખરૂપ બાલકોને જન્મ આપ્યો.[૪૬] રાજાનો એક પુત્ર છતાં મેં મહાદોષે કરી દુઃખમાં સાઠ કલ્પ જેવાં સાઠ વર્ષો વ્યતીત કર્યાં.[૪૭] હે સભ્યો! મેં ક્રોધથી પોકારો કર્યા, વિપત્તિ વિષે રુદન કર્યું, ક્ષુદ્ર અન્ન ખાધું, મહા નીચ પક્કણમાં વાસ કર્યો, એ પ્રમાણે તમે અનુભવેલાથી અન્ય કાળમાં દુષ્ટ વાસનારૂપી નિગડ (બેડી)નાં બંધનમાં રહી બહુ દુઃખ વેઠ્યું.[૪૮]

# *સર્ગ ૧૦૮ મો.

## ચાંડાલ દશામાં અનુભવેલા દુષ્કાલનું વર્ણન.

**राजोवाच—अथ गच्छति कालेऽत्र जरा जर्जरिता युषि ।**
**तुषार पूर्ण शष्पौघ सम श्मश्रु भृते मयि ॥ १ ॥**

રાજા કહે છે—પછી એ જ પક્કણમાં કેટલોક કાળ ગયો ત્યારે હું વૃદ્ધ થયો. શરીર જર્જરિત થયું. ડાઢી, મૂછ, હિમ વ્યાપ્ત ઘાસ જેવી ધોળી થઇ ગઇ.[૧] પાકેલાં પાદડાંની પેઠે કર્મરૂપી વાયુની પ્રેરણાથી સુખના અને દુઃખના દિવસો પડતા (આવતા) હતા.[૨] જેમ યુદ્ધ વિષે બાણો આવે જાય તેમ સુખ, દુઃખ, કલહ, વધ, બંધન, ચોરી ઇત્યાદિ કાર્યો આવતાં હતાં ને જતા હતાં.[૩] જડ ચિત્ત, તરંગવાળા સમુદ્રની પેઠે ક્ષોભ પામતું હતું ને પક્ષીની પેઠે સંકલ્પ વિકલ્પરૂપ આકાશમાં ભમતું હતું.[૪] જલમાં તણાતા તૃણની પેઠે મારું મન, કાલસાગરમાં ચક્ર (ભમરી)માં જાણે આવેલું હોય તેમ જ્યારે ભમતું હતું,[૫] ને જ્યારે, વિંધ્ય પર્વતના વનના કીડા જેવો હું કે જેને પેટ ભરવાનું પ્રયોજન હતું ને બે હાથવાળા ગધેડા જેવો હતો, તેનાં વર્ષોનાં વર્ષો એમ ને એમ (શબની પેઠે) ક્ષીણ થયાં. રાજસ્વરૂપ ભૂલી ગયો. જેમ પર્વતને પાંખો કપાઇ જવાથી અચલ ભાવ સ્થિર થયો, તેમ મહા પ્રબલ ચાંડાલ ભાવ સ્થિર થયો,[૭] ત્યારે જેમ પ્રલય, સંસારને

* આ એક સો આઠમા સર્ગમાં તે ચાંડાલ પક્કણમાં રાજા વસતો હતો ત્યારે વૃષ્ટિ ન થવાથી દુષ્કાલને લીધે દેશની દુર્દશાનું વર્ણન કરવામાં આવશે.

પ્રાપ્ત થાય, જેમ વનાગ્નિ વનને પ્રાપ્ત થાય, જેમ સાગરનો તરંગ, તટને પ્રાપ્ત થાય, જેમ વીજળી શુષ્ક વૃક્ષને પ્રાપ્ત થાય,[૮] તેમ દુષ્કાલ પ્રાપ્ત થયો. તેમાં અકાલ મરણ થતું હતું, તે વખતે જેમાં મહા ચંડ ચાંડાલો રહેતા હતા એવું તે વિન્ધ્યાચલનું સ્થાન પણ અન્ન, જલ, ઘાસ તથા પાંદડાં વગરનું થઈ ગયું.[૯] મેઘ વરસતો નહોતો. કોઇ સ્થલે દેખાઇને પાછો અદૃશ્ય થતો હતો, વાયુની સાથે સૂક્ષ્મ અગ્નિના કણ ઉડતા હતા,[૧૦] વનસ્થલીઓ પણ જાણે ચિરકાલની સંન્યાસિની હોય તેમ શૂન્ય હતી ને ખરી પડેલાં પાંદડાંના શબ્દથી તથા વનાગ્નિ વ્યાપ્ત હોવાથી પીળી જટાવાળી જણાતી હતી.[૧૧] એવી રીતે અકસ્માત્ દુષ્કાલ પડયો. તેમાં મહા દાવાગ્નિ બળતાં હતા. સર્વ વન શોષાઇ ગયાં હતાં, ને ઘાસ, ભસ્મ શેષ રહ્યાં હતાં એટલે બળ ભસ્મ થયાં હતાં.[૧૨] પૃથ્વી ઉપર ધૂળ ઉડતી હતી. સંપૂર્ણ માણસો ભૂખ્યે મરતાં હતાં, કોઇ સ્થલે અન્ન, ઘાસ કે જલ હતું નહીં, તેથી દેશ જંગલ જેવા થઇ ગયા હતા.[૧૩] વૃદ્ધિ પામેલાં મૃગજલમાં પાડાનાં યૂથો નહાતા હતા. વનના પવનમાં, જળનો છાંટો પણ નહતો.[૧૪] 'જલ' એવા શબ્દ શ્રવણ માટે પણ જનો ઉત્કંઠિત હતા. જોરથી તડકો તપતો હતો, તેમાં સર્વ માનવો સૂકાતાં હતા.[૧૫] પાંદડાં ખાવા જાય તેટલા વખતમાં તો ક્ષુધિત માણસોના પ્રાણ નીકળી જતા હતા. પોતાનાં શરીરને ખાવા માટે દાંત, પોતપોતામાં ખડખડતા હતા.[૧૬] માણસો, ખેરના ઉગ્રઅંગારાને માંસના ભ્રમથી ગળતાં હતાં. વનના પાષાણના કકડાને અંડક (ખડ-અંડા)ની શંકાથી ખાતાં હતાં.[૧૭] માતા, પિતા અને પુત્ર, એક બીજાં ભેગાં થઇ બેસતાં હતાં. આખી ને આખી ગળી જવાથી સારિકા, ગીધના પેટમાં શબ્દ કરતી હતી.[૧૮] પરસ્પરનાં અંગ કાપવાથી પૃથ્વી રૂધિરથી ભરેલી હતી. મદોન્મત્ત હાથી ક્ષુધાને લીધે સિંહને ગળવા ત્વરા કરતા હતા.[૧૯] ગુફાઓ, ગળી જશે એવા ભ્રમથી સિંહો, ભિન્ન ભિન્ન ફરતા હતા, તેથી એ દુષ્કાલ ભયંકર જણાતો હતો. લોક પરસ્પર ખાવા દોડતા હતા, તેથી જાણે દુષ્કાલ, મલ્લલીલા કરતો હોય,[૨૦] વૃક્ષનાં ઠુંઠમાંથી બળતા અંગારાવાળો વાયુ, નિકળતો હતો. રુધિર પાનમાં લાલચુ માર્જાર (મીંદડા), ગૈરિકાદિ ધાતુવાળી ભૂમિને ચાટતા હતા.[૨૧] ખાડા, વન અને પવન, જ્વાલાની ઘટાથી ભરપૂર હતા. સર્વ સ્થલે ભભકતા અગ્નિના ઢગલાવડે વનો પીળાં થઇ ગયાં હતાં.[૨૨] જેમાં અજગર ગળી ગયા છે, એવાં લતાગૃહમાંથી ઉત્પન્ન થયેલા ધુમાડાવડે જેમાં ગુચ્છો, પુષ્ટ થયા છે. વાયુવાળી જ્વાલાએ કરી સંધ્યાનાં વાદળાંવાળું આકાશ જણાતું હતું.[૨૩] ઘણી ઉડેલી ભસ્મ, દંડ વગરનાં છત્ર જેવી જણાતી હતી. સ્ત્રી તથા

પુરુષો, પોકરતા હતા. તેની આગળ બાલકો રોતાં હતાં.[૨૪] વ્યાકુલ થયેલા પુરુષો દાંતવડે શબનાં વડચકાં ભરતા હતા. માંસના લેશને વેગથી ખાવા જતાં દાંતમાં આવી જવાથી આંગળીઓ રુધિરથી ભરાતી હતી.[૨૫] જેમાં ઘાટા ધૂમાડાની કાંતિને લીલાં પાદડાંવાળી લતાના ભ્રમથી પીતા હતા. આકાશમાં ઉડતા ગીધના મુખમાં રહેલાં ઉલ્મુક (ઉંબાડિયાં) વિષે માંસનો ભ્રમ થતો હતો.[૨૬] પરસ્પરનાં શરીર ભેદવાથી વ્યાકુલ થઈ લોકો ભાગતાં હતાં. પ્રજ્જ્વલિત અગ્નિમાં હૃદય તથા ઉદર ફૂટતાં હતાં. તેના ટણત્કારો થતા હતા.[૨૭] ખાડામાં પેસતા વાયુનો 'ફાંકાર' શબ્દ જેમ, તેમ દાવાગ્નિની ચેષ્ટા, ભયંકર હતી. ભય પામેલા અજગરના ફૂત્કારમાં નીકળતા અંગારા, વૃક્ષો ઉપર પડતા હતા.[૨૮] તે વિંધ્ય, કચ્છ સ્થલ, પ્રથમ રમણીય હતું, તોપણ જેમાં અકસ્માત્ દેશો ફૂટતા હતા તેવા દુષ્કાલને લીધે બાર સૂર્યના તાપે કરી બળી ગયેલાં જગત્ જેવું જણાતું હતું.[૨૯] પ્રજ્જ્વલિત અગ્નિની જ્વાલાવાળાં વૃક્ષો વિષે વિચરતા વાયુના પ્રચારે કરી જેમાં લોક પીડા પામતાં હતાં એવો તે દેશ, અગ્નિ, સૂર્ય તથા શનિનું ક્રીડાસ્થાન હોય તેમ જણાતું હતું.[૩૦]



# સર્ગ ૧૦૯ મો.*

## રાજાને મોહની નિવૃત્તિ.

**राजोवाच–तस्मिंस्तदावर्तमाने कष्टे विधिविपर्यये ।**
**अकालोल्बणकल्पांते नितांतं तापदायिनि ॥ १ ॥**

રાજા કહે છે–દૈવની પ્રતિકૂલતાથી તે મહા કષ્ટ વર્તતું હતું, જે અકસ્માત્ પ્રલય જેવું ને અતિ સંતાપ જનક હતું.[૧] જેમ શરદ્ ઋતુમાં મેઘો, આકાશમાંથી નીકળી જાય તેમ કેટલાંક મનુષ્યો, સ્ત્રી, પુત્ર, મિત્ર સહિત પોતાના દેશમાંથી નીકળી દેશાંતરમાં ગયાં.[૨] કેટલાક જનો તો વનમાં કાપેલાં વૃક્ષોની પેઠે દેહના અવયવો જેમ, તેમ વળગેલાં સ્ત્રી, પુત્ર તથા બાંધવને તજવા અશક્ય હોવાથી

* આ એકસો નવમા સર્ગમાં પોતાના સ્થાનથી સ્ત્રી સહિત નીકળેલા, પુત્રની આપત્તિ જોઇ ચિતામાં પ્રવેશ કરવા ઇચ્છતા ને પછી મોહથી લાગેલા રાજાનો સભ્ય સાથે સંવાદ કહેવામાં આવશે.

પોતાના સ્થલમાં જ નાશ પામ્યા.[૩] જેને પાંખો આવી નથી એવાં પક્ષીઓને, બહાર નીકળવાથી જેમ બાજ ખાઇ જાય તેમ પોતાના ઘરમાંથી નીકળેલા કેટલાકને તો વાઘો ખાઇ ગયા.[૪] કેટલાક, પતંગીયાની પેઠે પ્રજ્વલિત અગ્નિમાં પડયા. કેટલાક પર્વત ઉપરથી પડેલી શિલાની પેઠે ખાડામાં પડયા.[૫] હું તો તે સસરા આદિને તજીને પોતાની સ્ત્રી કે જે અનુકૂલ હતી, તેને લઇ દુઃખદાયી દેશથી નીકળી ગયો.[૬] હું તો સ્ત્રી સહિત, અગ્નિ, વાયુ, વાઘ આદિ અને સર્પોને પણ ભૂલાવો ખવરાવી મૃત્યુના ભયથી નીકળી ગયો.[૭] તે દેશના પ્રાંત ભાગમાં જઇ તાલ વૃક્ષની તળે ભયંકર અનર્થને જેમ, તેમ તે બાલકોને કાંધ ઉપરથી ઉતારી જાણે રૌરવ નરકમાંથી નીકળ્યો હઉં તેમ થાકી ગયો હતો, ને ગ્રીષ્મઋતુમાં જલ વિના કમલ જેમ સૂકાય તેમ ઉગ્ર તડકાથી સૂકાતો હતો, તેથી વિશ્રામ લીધો.[૮-૯] પછી ચાંડાલ કન્યા પણ વૃક્ષ તળે વિશ્રાંત થઇને બે બાલકોને બથમાં લઇને સૂતી.[૧૦] એક બાલક મારી પાસે રહ્યો. તેનું નામ 'પૃચ્છક' હતું. તે અમને અતિ પ્રિય હતો. નાનો હતો, ને અણસમજુ હતો.[૧૧] તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં, તે મને કહેવા લાગ્યો. હે બાપ! મને હમણાં જ માંસ આપ ને પીવા માટે લોહી આપ.[૧૨] એ બાલક, વારંવાર માંસ માગતો હતો, ક્ષુધાવડે મરણ દશાને પહોંચ્યો હતો, ને વખતો વખત રોતો હતો.[૧૩] તેને મેં 'હે પુત્ર! માંસ નથી.' એમ ઘણીવારે કહ્યું. તો પણ તે, અજ્ઞાનથી 'માંસ દે' એમ કહેતો જ હતો.[૧૪] ત્યારે પુત્ર વિષે અતિ પ્રીતિ હોવાથી ને મહા દુઃખ થવાથી મેં કહ્યું કે, 'હે પુત્ર! પરિપકવ થયેલું મારું માંસ ખા.[૧૫] ત્યારે અતિ ક્ષુધાવાળો હોવાથી મને બથમાં લઇ, 'ભલે તમારું માંસ આપો.' એમ તેણે મારું માંસ ખાવાનું પણ સ્વીકાર્યું.[૧૬] મને સ્નેહે કરી અતિ દયા આવી, મહા દુઃખ થયું, તે મહા આપત્તિ સહન કરવા અસમર્થ હતો, તેથી ને વળી તે પુત્રની મહા ક્ષુધાની પીડા જોઇ, તેથી સર્વ દુઃખ દૂર કરવા માટે મેં અલ્પ બુદ્ધિને લીધે મનમાં મરવાનો નિશ્ચય કર્યો.[૧૭-૧૮] પછી ત્યાં કાષ્ઠ એકઠાં કરી, ચિતા ખડકી, તેમાં અગ્નિ નાખવાથી પ્રજ્વલિત થઇ ચડચડાટ શબ્દ થવા લાગ્યા. તે મારી ઇચ્છા કરતી હતી.[૧૯] તે ચિતામાં હું દેહ નાંખતો હતો, તેટલામાં તો હું વેગથી આ સિંહાસન ઉપરથી ચલાયમાન થયો ને રાજા થયો છું.[૨૦] પછી વાદ્યના નાદે કરી તથા જય શબ્દે કરી જાગ્યો છું. એ પ્રમાણે આ ઐંદ્રજાલિકે મને મોહ ઉત્પન્ન કર્યો.[૨૧] જેમ જીવને અજ્ઞાને કરી સેંકડો દશા થાય, તેમ મને મોહે કરી સેંકડો દશા પ્રાપ્ત થઈ, એમ મહા તેજસ્વી લવણ રાજા કહેતા હતા, તેટલામાં તો એ

જાદુગર ત્યાં જ અંતર્હિત થઈ ગયો. પછી વિસ્મયે કરી પ્રફુલ્લિત નેત્રવાળા સભાસદો કહે છે કે,[૨૨–૨૩] હે દેવ! એ જાદુગર, ન હોય. કેમ કે, તેને કાંઇ ધનની ઇચ્છા નથી, એ તો સંસારની સ્થિતિનું બોધન કરવાવાળી કોઇ પણ દૈવી માયા જાણવી.[૨૪] જે માયા વિષે આ સંસાર, મનોવિલાસ છે, એમ પ્રતીત થાય છે. સર્વ શક્તિવાળા માયા શબલનો વિલાસ જ મન છે. ને તે જ સંસાર છે.[૨૫] સર્વ શક્તિમાન્ બ્રહ્માની વિચિત્ર પ્રકારની સેંકડો માયા છે. જે માટે આ બ્રહ્મા, માયાએ કરી વિવેકી મનને પણ મોહ પમાડે છે.[૨૬] જેણે લોક વૃત્તાંત જાણ્યો છે, એવો આ રાજા ક્યાં? અને પામર જનની મનોવૃત્તિને યોગ્ય આ મહા ભ્રમ ક્યાં?[૨૭] જાદુગરો તો નિત્ય ધન માટે જાદુના ખેલો કરે છે, એટલા માટે પ્રીતિજનક કૌતુક બતાવે છે, પણ દુઃખ જનક મનને મહા ભ્રાંતિ ઉત્પન્ન કરે, તેવી માયા બતાવતા નથી. માટે એ જાદુગરની માયા ન હોય.[૨૮] જાદુગરો તો પ્રીતિપૂર્વક ધન માગી લે છે પણ અંતર્હિત થતા નથી. ઇત્યાદિ કારણોથી અમે તો સંદેહમાં પડ્યા છીએ.[૨૯]

વસિષ્ઠ કહે છે–હે રામ! તે વખતે હું એ સભામાં હતો એટલે એ બનાવ મેં પ્રત્યક્ષ જોયો છે પણ અન્ય પાસેથી સાંભળ્યો નથી.[૩૦] એવી રીતે બહુ પ્રકારની રચનાવડે રૂઢ થયેલું અને સંસારરૂપે અતિ વિસ્તાર પામેલું મન, આત્મસ્વરૂપને ઢાંકી દઇ, પોતે શ્રેષ્ઠ થઇ રહે છે. એ મન, શાંત થઈ પરમાત્મ સ્વરૂપે થશે ત્યારે તમે પરમ પવિત્ર આત્મપદને પ્રાપ્ત થશો, તેથી મનની શાંતિ માટે કહેવાશે તે ઉપાયે કરી પ્રયત્ન કરો.[૩૧]

---

# *સર્ગ ૧૧૦ મો.

## મનની શાંતિનો ઉપાય.

**श्रीवसिष्ठ उवाच–परस्मात्कारणादादौ चित्त्वेत्यपदपातिनी ।**
**कलनापदमासाद्य कला कलितां गता ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! મન, વાસનામય છે, તે માટે દ્વૈત વાસનાનો અત્યંત ઉચ્છેદ, મનની શાંતિનો ઉપાય છે. શાસ્ત્ર, ગુરુ અને પોતાના અનુભવે

* આ એકસો દશમા સર્ગમાં વસિષ્ઠ ઋષિ, રામ પ્રત્યે મનના વૈભવનાં વર્ણને કરી મનની શાંતિનો ઉપાય કહેશે.

કરી ' સર્વ દ્વૈત, મનના ભ્રમ માત્ર છે. એવો નિશ્ચય કરાવવાવાળો તથા સાતમી ભૂમિકામાં જઇ શકાય તેવાં જ્ઞાનનો પરિચય કરાવવાવાળો મનોનિરોધનો પ્રયત્ન જ અત્યંત વાસનાનો ઉચ્છેદનો ઉપાય છે, એટલા માટે મનના સ્વરૂપના શોધન વાસ્તે પ્રથમ મનનું સ્વરૂપ કહું છું. ચિત્, માયા શબલથી પ્રથમ ચેત્ય (દ્વૈત) ગોચર થઇ છે, તેથી ' દ્વૈત પ્રથા ' એવાં નામને પ્રાપ્ત થઇ, નાના પ્રકારનાં રૂપની વિચિત્રતાએ કરી મલિનતાને પ્રાપ્ત થઇ. તે જ, વાસનાનો પ્રથમાંકુર કહેવાય છે.[૧] એવી વૃત્તિવાળા પદાર્થો, ભાસના ભ્રમો, ઘનતાને પામ્યા ત્યારે તે જ ચિત્, પોતાની પૂર્ણતાને વિસરી જઇને અસત્ મનોરૂપતાને પ્રાપ્ત થઈ, અનાદિ કાલથી જન્મ મરણાદિકના ભ્રમે કરી મોહ પામે છે. તાત્પર્ય-ચિત્‌ની ચેત્યોન્મુખતા જ અનર્થરૂપ મનનું બીજ છે, માટે તેનો નિરોધ કરવો.[૨] જેમ બાલકો, વેતાલોને કલ્પે છે, તેમ તુચ્છ હજારો વાસનારૂપી દોષે કરી મલિન થયેલી મનોવૃત્તિ (મનો ભાવે કરી રહેલી તે ચિત્) મિથ્યા દુઃખને ઉત્પન્ન કરે છે.[૩] વાસનાનો ક્ષય થાય ત્યારે શુદ્ધ મનોવૃત્તિ ( ચિત્ ), ક્ષણવારમાં જેમ સૂર્યની કાંતિ, અંધકારને દૂર કરે છે, તેમ મહા શૂન્ય કરે છે, એટલે બોધે કરી મહા દુઃખનો બાધ કરે છે.[૪] જેમ બાલક, ખેલવડાંની રમત કરે છે, તેમ મન, દૂર રહેલા પદાર્થને સમીપમાં લાવે છે ને સમીપમાં રહેલાને દૂર લઇ જાય છે.[૫] પણ જેમ અવિચારી પાંથ (વટેમાર્ગુ)ને દૂરથી સ્થાણું (ઠુંઠ) પિશાચ ભાવને પ્રાપ્ત થાય છે, તેમ વાસનાવાળાં અજ્ઞાની મનને અભય પદાર્થ ભયરૂપ જણાય છે.[૬] વાસનાવાળું મન, જેમ નિસાવાળો પુરુષ, ભૂતલને ભમતું જુવે છે, તેમ મિત્ર વિષે શત્રુ ભાવની શંકા કરે છે.[૭] મન વ્યાકુલ હોય ત્યારે, ચંદ્રમાંથી વીજળી થતી જોવામાં આવે છે ને અમૃતને વિષ બુદ્ધિથી ખાય તો તે વિષ વિકારને ઉત્પન્ન કરે છે.[૮] વાસનાવાળું મન, સ્વપ્નની પેઠે જાગ્રતમાં પણ મિથ્યા ગંધર્વ નગરને સત્ જેવું જુવે છે.[૯] મનની ઉગ્ર વાસના, જીવના મોહનું મૂલ કારણ છે, માટે મહા પ્રયત્ન લઇને પણ વાસનાને મૂલમાંથી કાઢી નાખવી.[૧૦] સંસારરૂપ ગહન વનમાં પ્રાણીનો મનોમૃગ, વાસના જાળમાં બંધાય છે, ને તેથી મહા પરાધીન થઇ પડે છે.[૧૧] જેણે વિચારે કરી જીવની દ્વૈત વાસના ઉખેડી નાંખી છે, તેને વાદળાં વિનાના સૂર્યની પેઠે આત્મા પ્રકાશે છે.[૧૨] માટે હે રામ ! આ મનને જ નર જાણો. દેહને નર ન જાણો. કેમ કે દેહ તો જડ છે ને મન જડ પણ નથી ને ચેતન પણ નથી.[૧૩] હે રામ ! મને જે કર્યું, તે જ કર્યું જાણવું, ને મને જે તજ્યું તે જ તજ્યું જાણવું.[૧૪] સર્વ જગત્,

મનોમાત્ર છે. પૃથ્વીમંડલ, મન છે. મન, આકાશ છે. મન, પૃથ્વી છે ને મન, મહાન્ વાયુ છે.[૧૫] જો મન, તે તે પદાર્થ વિષે તે તે ભાવની યોજના ન કરે, તો પ્રત્યક્ષ સૂર્યાદિક પણ કદાપિ પ્રકાશે નહીં. કેમ કે, ધૂળ આદિ વિષે વિપરીત ભાવ જોવામાં આવે છે.[૧૬] જેનું મન, મોહને ગ્રહણ કરે, તે મૂઢ કહેવાય છે. પણ શરીર મોહ પામે ત્યારે શબ, મૂઢ કહેવાતું નથી.[૧૭] મન, જોવા માટે ચક્ષુ થાય છે, સાંભળવા માટે શ્રવણ થાય છે, સ્પર્શથી ત્વગીંદ્રિય થાય છે ને સુંઘવાથી ઘ્રાણેન્દ્રિય થાય છે.[૧૮] રસ લેવા માટે રસના થાય છે! એ પ્રમાણે જેમ નટ, નાટકમાં બહુ વેષ ધારણ કરે છે, તેમ મન, વૃત્તિઓ વિષે ઘણા વેષ ધારણ કરે છે એટલે સર્વ રૂપે થાય છે.[૧૯] મન, હ્રસ્વ (ટુંકા)ને દીર્ઘ કરે છે, સતને અસત્ કરે છે, મધુરને કડવા કરે છે ને શત્રુને મિત્ર બનાવે છે.[૨૦] વૃત્તિને અનુસરતાં મનને જે પ્રતિભાસ (સંકલ્પ) થાય છે.[૨૧] તે જ પ્રત્યક્ષ જોવામાં આવે છે, કારણ કે, તેવો અનુભવ થાય છે. સ્વપ્નમાં વ્યાકુલ મનવાળા હરિશ્ચંદ્ર રાજાને પ્રતિભાસના વશથી એક રાત્રિ, બાર વર્ષની થઇ.[૨૨] *રૈવતક રાજા, બ્રહ્મ લોકમાં બે ઘડી રહ્યા, પણ મનના પ્રભાવથી પૃથ્વી ઉપર એક યુગ નીકળી ગયો.[૨૩] જેમ 'તું બંધનમાં રહે તો પ્રાતઃકાળે રાજ્ય મળશે.' એવી આશાથી દૃઢ બંધનમાં રહેલા પુરુષને દૃઢ બંધન પણ સુખકારી થાય છે, તેમ હરિસ્મરણરૂપ મનોહર વૃત્તિએ કરી રૌરવ નરક પણ સુખરૂપ થાય છે.[૨૪] જેમ તંતુ (પરોવેલે દોરો) બળવાથી આખા મોતીની માળા શિથિલ થઇ જાય છે, (વીખાઇ જાય છે) તેમ મન જિતાય તો સર્વે ઇંદ્રિયો જિતાઇ જાય છે.[૨૫] હે રામ! અર્થ વિપરીત કલ્પનામાં મનનાં સામર્થ્યનું અન્ય શું વર્ણન કરું? સર્વત્ર સ્વચ્છ, નિર્વિકાર, સમાન, સૂક્ષ્મ, ચિદ્રૂપ, સાક્ષીરૂપ, સર્વ પદાર્થમાં અનુગત અને દ્વૈતથી પણ ભિન્ન નહિ એવી પોતાની શક્તિવડે વાગ્ ચક્ષુ આદિ સર્વ ક્રિયા રહિત એવા પણ બ્રહ્મને દેહતાદાત્મ્યની કલ્પનાએ કરી દેહ જેવું એટલે જડ કરીને અંદર મનન, કામ, સંકલ્પ ઇત્યાદિ ભ્રાંતિએ કરીને તથા બહાર પર્વત, નદી, આકાશ, સમુદ્ર અને નગરની ભ્રાંતિએ કરીને મન, વૃથા ભમે છે.[૨૬-૨૭-૨૮] વિવેક જાગરુક

* પોતાની પુત્રી રેવતી, કોને સોંપવી? એ પૂછવા રૈવતક રાજા બ્રહ્મ લોકમાં ગયા. ત્યારે નૃત્ય થતું હતું તેથી બે ઘડી ઉભા. નૃત્ય થઇ રહ્યું ત્યારે બ્રહ્માજીને પૂછ્યું. ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે, તમે આંહી બે ઘડી રોકાણા, પણ પૃથ્વી ઉપરનો યુગ નીકળી ગયો. હવે તો તમારી પુત્રી બલભદ્રને આપો. આ વાત શ્રીમદ્ભાગવતમાં છે.

મન પણ, સ્વાદ વગરના અન ઉચ્છિષ્ટ એવા સ્ત્રીના અધરોષ્ઠ આદિને રાગ વશ થઇ અમૃત જેવા સ્વાદુ અને ઉત્તમ માને છે, કેમ કે કામીને તેમાં પ્રીતિ પૂર્વક પ્રવૃત્તિ થાય છે. વળી વિવેક જાગરુક મન, પ્રિય એવાં અમૃતને પણ અપ્રિય માને છે. કારણ કે, વિરક્ત પુરુષોને અમૃત વિષે પણ ત્યાજ્ય બુદ્ધિ જોવામાં આવે છે. માટે જેમ અવિવેકી મનના નાશનો વિચાર કરવો જોઇએ, તેમ વિવેક જાગરુક મનનાં નાશનો પણ વિચાર કરવો જોઇએ.[૨૯] જેણે સર્વ પદાર્થ બ્રહ્મરૂપ છે, એવી રીતે બ્રહ્મની પૂર્ણતાનો સાક્ષાત્કાર કર્યો નથી, એવા અજ્ઞ જનોને મન, પોતાની ઇચ્છા પ્રમાણે આકાર સજી પોતાનો ચમત્કાર દર્શાવે છે. પણ તત્ત્વવેત્તાને દર્શાવતું નથી એટલે ભ્રાંતિ ઉત્પન્ન કરી શકતું નથી. કેમ કે તત્ત્વજ્ઞોએ મિથ્યા બુદ્ધિવડે સર્વેનો બાધ કર્યો છે.[૩૦] ચિત્ શકિતવાળું મન, સ્પંદ વિષે વાયુભાવને પામે છે, પ્રકાશો વિષે પ્રકાશભાવને પ્રાપ્ત થાય છે ને દ્રવ વિષે દ્રવતાને પ્રાપ્ત થાય છે.[૩૧] એજ મન, પૃથ્વી વિષે કઠિનતા પામે છે, શૂન્ય દૃષ્ટિ વિષે શૂન્યતાને પામે છે, એ પ્રમાણે સર્વત્ર ઇચ્છા પ્રમાણે ચિચ્છક્તિવાળું મન, સ્થિતિ પામે છે.[૩૨] મન, દેશ-કાલ વિના શ્વેતને કાળું કરે છે ને શ્યામને શ્વેત કરે છે. એ મનની શક્તિ તમે જુઓ.[૩૩] મન, અન્ય વિષયમાં હોય તો સ્વાદ ભોજન, ચાવીને કર્યું હોય તો પણ તેનો સ્વાદ રસનાના અનુભવમાં આવતો તથી.[૩૪] મને જે દૃષ્ટ, તેજ દૃષ્ટ. ને દૃષ્ટ નથી, તે અદૃષ્ટ જ છે. મન વિનાનું ઇંદ્રિય તો અંધકારમાં રૂપ જેવું છે.[૩૫] મન ઇંદ્રિયે કરી સાકાર છે. કારણ કે તે, ઇંદ્રિયે અનુભવેલા વિષયરૂપે થાય છે. ને ઇંદ્રિય, મન-વડે સાકાર છે. કેમ કે, જે વિષયમાં મન લાગે છે તેને ઇંદ્રિય ગ્રહણ કરે છે. એવી રીતે મન તથા ઇંદ્રિયની સમાનતા છે, તથાપિ મન ઉત્કૃષ્ટ છે. કેમ કે ઇંદ્રિય મનથી ઉત્પન્ન થાય છે. પણ મન, ઇંદ્રિયથી ઉત્પન્ન થતું નથી.[૩૬] એ મનને, મૂઢ જનો, આત્મા માને છે. ને તત્ત્વવેત્તા, દેહાદિકની પેઠે જડ માને છે. એટલા માટે અજ્ઞ દૃષ્ટિથી અત્યંત ભિન્ન એવાં મન અને શરીરની એકતાને એટલે 'બન્ને જડ છે.' એમ જાણવાવાળા મહાત્મા તત્ત્વજ્ઞ પુરુષો માન્ય છે.[૩૭] એટલા જ માટે તત્ત્વ-જ્ઞોને કામાદિ વિકારો જોવામાં આવતા નથી. જેના ધમ્મિલ (ચોટલા)માં સુગંધી પુષ્પો ગુંથ્યાં છે. જેનાં નેત્ર વિલાસવાળાં છે. એવી સુંદરી, શરીરનું આલિંગન કરે, તો પણ તત્ત્વવેત્તાનો તે, કાષ્ઠની ભીંત જેવી છે એટલે મનોવિકાર ઉત્પન્ન કરી શકતી નથી.[૩૮] વીતરાગ મુની ધ્યાનમાં હતા ત્યારે તેનો હાથ ક્રવ્યાદ ( માંસ ભક્ષી પ્રાણી ) ચાવી ગયું, તો પણ એ મુનિને ખબર પડી નહીં. એટલે તત્ત્વવે-

ત્તાઓને દુઃખનાં કારણો છતાં દુઃખ થતું નથી.[૩૯] મુનિનાં મનની અભ્યાસવડે દૃઢ કરેલી ભાવના, સહજમાં સુખને દુઃખ કરી શકે છે ને દુઃખને સુખ કરી શકે છે.[૪૦] મન, અન્ય વિષયમાં લાગ્યું હોય તો વિવેચન પૂર્વક કથા કહેવાતી હોય તો પણ તે, કુવાડાથી કાપેલી લતાની પેઠે વિચ્છેદ પામે છે. એટલે બરાબર સમજવામાં આવતી નથી.[૪૧] સ્વપ્નમાં મન, પર્વત ઉપર ચડયું હોય તો પોતાના ભવનમાં સૂતેલા પુરુષને પણ પર્વતમાં ફરવાનું દુઃખ અનુભવમાં આવે છે.[૪૨] સ્વપ્ન વિષે મન, સંકલ્પ કરે છે ત્યારે વિસ્તારવાળાં આકાશમાં જેમ જોવામાં આવે તેમ હૃદયમાંજ નગર તથા પર્વતો જોવામાં આવે છે. ને તે કાર્ય ક્ષમ પણ હોય છે.[૪૩] મન જ્યારે વિક્ષેપ પામે છે ત્યારે સ્વપ્નમાં પોતાના હૃદયમાંજ ક્ષોભ પામેલો સાગર, પોતાવિષે જેમ તરંગોને વિસ્તારે છે તેમ નગર તથા પહાડની પંક્તિને વિસ્તારે છે.[૪૪] જેમ સમુદ્રની અંદર જલથી તરંગની માલા નીકળે છે, તેમ શરીરની અંદર મનથી સ્વપ્નનાં નગર તથા પર્વતની પંક્તિઓ નીકળે છે.[૪૫] જેમ પત્ર, લતા, ફલ, ફૂલ, સર્વ અંકુરનાં છે. તેમ જાગ્રત્, સ્વપ્ન આદિ ભ્રમો, આ મનના છે.[૪૬] જેમ કનકની પુતળી, કનકથી ભિન્ન નથી. તેમ જાગ્રત્ સ્વપ્નની ક્રિયા, મનથી ભિન્ન નથી.[૪૭] જેમ, ધારા, કણ, તરંગ, ફીણ આદિ વૈભવ, જલના છે. તેમ નાનાપ્રકારના વિચિત્ર જગદ્વૈભવ, મનના છે,[૪૮] જેમ નટ, શૃંગારાદિકના આવેશથી વિચિત્ર વેશ ધારણ કરે છે, તેમ ચિત્ત વૃત્તિ, આ જગતમાં જાગ્રત્, સ્વપ્નના વૈભવને ધારણ કરે છે.[૪૯] જેમ લવણ રાજાને પ્રતિભાસ (મોહ)ના વશથી ચાંડાલપણું પ્રાપ્ત થયું, તે પ્રતિભાસમય છે. તેમ વિસ્તારવાળું આ જગત્, મનનાં મનનમય છે.[૫૦] મન, જેનો જેનો સંકલ્પ કરે છે. તે તે પદાર્થ તત્કાલ અનુભવમાં આવે છે. એ પ્રકારની મનના મનનની રચના છે માટે યથેચ્છ મનન કરો.[૫૧] આ મન, પ્રાણીની અંદર રહીને નાના પ્રકારની નદી, નગર અને પર્વતરૂપે થઇ જાગ્રત તથા સ્વપ્ન સંસારને વિસ્તારે છે.[૫૨] જેમ લવણ રાજા, રાજા છતાં ચાંડાલભાવને પ્રાપ્ત થયો. તેમ પ્રતિભાસથી ચિત્ત, દેવમાંથી દૈત્ય ભાવને પામે છે; ને સર્પ છતાં વૃક્ષતાને પ્રાપ્ત થાય છે.[૫૩] જેમ જીવ, પુરુષ ભાવથી સ્ત્રી ભાવને પ્રાપ્ત થાય છે, ને પિતૃ ભાવથી પુત્ર ભાવને પ્રાપ્ત થાય છે, તેમ મન, પોતાના સંકલ્પથી સંસારને પ્રાપ્ત થાય છે.[૫૪] મન, પોતે આકાર શૂન્ય છતાં પણ અનાદિ કાળના અભ્યાસથી જીવ ભાવને પ્રાપ્ત થાય છે. ને સંકલ્પથી મરે છે, ને વળી સંકલ્પથી જન્મે છે.[૫૫] મનને કરી જેને અતિ મોહવાળી વાસના છે. એવું મન, સંકલ્પથી યોનિને પ્રાપ્ત થાય છે

તેમ સુખ દુઃખ, ભય તથા અભયને પ્રાપ્ત થાય છે.[૫૬] જેમ તિલમાં તૈલ રહ્યું છે, તેમ મનમાં સુખ અને દુઃખ રહ્યાં છે. દેશકાલને અનુસરી કદાચિત્ કોઇ સ્થળે બહુ દુઃખ થાય છે ને કદાચિત્ કોઇ સ્થળે સ્વલ્પ દુઃખ થાય છે.[૫૭] જેમ તિલને પીલવાથી તેલ પ્રકટ થાય છે, તેમ ઘનીભૂત સુખ તથા દુઃખ, ચિત્તને સંકલ્પના સંબંધથી પ્રકટ થાય છે.[૫૮] હે રામ! સંકલ્પ જ, દેશ તથા કાલનાં નામથી વ્યવહાર કરાય છે. જે માટે સંકલ્પથી દેશ તથા કાલ, સત્તા પામ્યા છે. અલ્પ, દેશ કાલ વિષે પણ મનની વિપુલ ભાવનાથી દેશકાલ વિપુલ થાય છે અને તુચ્છ વિષયને પણ મન શ્રેષ્ઠ માને તો તેમાં અતિ પ્રીતિ જોવામાં આવે છે. તેથી દેશ કાલનું કારણ પણ સંકલ્પ જ છે.[૫૯] સ્થૂલ શરીર પણ સંકલ્પાધીન છે. કેમ કે મનનો સંકલ્પ સિદ્ધ થાય ત્યારે શરીર શાંત થાય છે, ઉલ્લાસ પામે છે, જાય છે, આનંદ પામે છે, ને ચેષ્ટા કરે છે. પરંતુ શરીર, સ્વતંત્રતાથી કાંઇ પણ કરતું નથી.[૬૦] જેમ સતી સ્ત્રી, જનાનાનાં આંગણામાં વિહાર કરે છે, તેમ મન, આ શરીરમાં પોતાના સંકલ્પ વડે કલ્પેલા નાના પ્રકારના ઉલ્લાસે કરી વિહાર કરે છે.[૬૧] તે માટે જે પુરુષ, વિષયાનુસંધાનમાં મનને સ્વલ્પ પણ અવસર આપતો નથી. તેનું મન, જેમ હાથી પોતાનાં બંધનસ્થાનમાં સ્થિર થઇ રહે, તેમ વિલય પામે છે એટલે સ્થિર થઇ રહે છે.[૬૨] જેમ મોહનાસ્ત્ર વડે સ્તંભિત કરેલો શત્રુ, થોડો પણ ચલાયમાન થતો નથી, તેમ જેનું મન, થોડું પણ ચલાયમાન થતું નથી, તે જ પરમાર્થતઃ પુરુષ છે. બાકીના પુરુષોને તો કાદવના કીડા જાણવા.[૬૩] હે રામ! જેનું મન, સ્થિર થઇ એકત્ર રહે છે, તે ધ્યાને કરી બ્રહ્મરૂપ થયો એમ જાણવું.[૬૪] જેમ મંદર પર્વત સ્થિર થવાથી ક્ષીર સમુદ્રનો ક્ષોભ, શાંત થયો. તેમ મનોનિરોધથી સંસારનો ભ્રમ શાંત થાય છે.[૬૫] ભોગ સંકલ્પના વિલાસે કરી જે જે મનની વૃત્તિઓ છે. તે સર્વે સંસાર રૂપી વિષ વૃક્ષના અંકુરનું કારણ છે.[૬૬] જેમ નદીમાં તણાતાં કમલ ઉપર ભમતા ભમરાઓ, વાત્યા (વંટોળીયા)ની પેઠે ફરતા જલના વેગમાં પડે છે, તેમ સંસાર નદીમાં વહેતાં ચિત્તરૂપી કમલને વીંટીને જન્મ મરણ પામતા મહા અજ્ઞજનો, જડતાના પ્રવાહના વેગમાં પડી નિષ્ફલ આશારૂપ ચક્રમાં પડે છે એટલે ચોરાશી લાખના ફેરામાં પડે છે.



# સર્ગ ૧૧૧ મો.*

## ચિત્તજયનો ઉપાય.

**श्री वसिष्ठ उवाच—अस्य चित्तमहाव्याधेश्चिकित्साया महौषधम् ।**
**स्वायत्तं शृणु वक्ष्यामि साधु सुस्वादु निश्चितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે કે,-હે રામ! આ ચિત્તરૂપી મહાવ્યાધિની શાંતિનું ઔષધ, કહું છું, જે ઔષધ, પોતાના સ્વાધીનમાં છે, નિશ્ચય કરેલું છે ને અવસ્ય પુરુષાર્થને સિદ્ધ કરે તેવું એટલે રામબાણ છે તે તમે સાંભળો.[૧] નિજાત્મા માત્રાકાર વૃત્તિની ધારારૂપ પોતાના પ્રયત્ને કરી જ્યારે બાહ્ય વિષયને તજે ત્યારે ચિત્તરૂપી વેતાલ જીતાય છે.[૨] મનોજયના ઉપાયની પૂર્વ પીઠિકા, પ્રિય વિષયનો ત્યાગ છે. માટે તે, દૃઢ કરવી જોઇએ. એટલા માટે જે પુરુષ, પ્રિય વસ્તુ તજી વિક્ષેપ વર્જિત રહે છે તે, જેમ હાથી, કુદંત (ખરાબ દાંત?)ને જીતી લે છે. તેમ મનને જીતી લે છે.[૩] સ્વસંવેદન (આત્મમાત્રાકાર વૃત્તિની ધારા)ના પ્રયત્ને કરીને ચપલતા આદિ રોગ ચિકિત્સાવડે ચિત્તરૂપી બાલક રક્ષણ કરાય છે. મિથ્યા વસ્તુથી ખેંચી લઇ આત્મ વસ્તુમાં યોજી શકાય છે ને બોધન પણ કરાય છે.[૪] હે રામ! જેમ લુવાર, તપાવેલાં લોઢાંને (લોઢાંની છીણી) વડે કાપે છે. તેમ તમે ચિંતાગ્નિમાં તપેલાં મનને શાસ્ત્ર તથા સત્સંગે કરી શાંત થયેલાં મન વડે કાપો.[૫] જેમ લાલન તથા ભય આદિ ઉપાયે કરી સહજમાં ગમે તે કાર્યમાં યોજી શકાય છે. તેમ મન પણ રુચતા ઉપાયવડે પરમાત્મામાં લગાડી શકાય છે: એમાં શું દુષ્કરતા છે?[૬] ભવિષ્યતમાં શુભદાયી સત્કર્મમાં પ્રવર્તેલાં મનને પોતાના પુરુષાર્થે કરી પરમાત્માની સાથે એક કરવું, મેળવવું.[૭] મન, પોતાના સ્વાધીનમાં છે, અતિહિતકારી છે. ને વૈરાગ્યવાળું છે. તેમ છતાં જેનું મન, વશ કરવું દુષ્કર છે. તે પુરુષને કીડા જેવો જાણવો. તેને ધિક્કાર છે.[૮] જેમ મલ્લ, બાલકને સહજમાં જિતી લે છે. તેમ સ્વસંવેદને કરી દુઃખરૂપ વિષયની સુખરૂપ બ્રહ્મભાવના કરવાથી ચિત્ત, યત્નવિના જિતી શકાય છે.[૯] પુરુષાર્થવડે ચિત્ત, થોડા વખતમાં જિતી શકાય છે. ને એ મનજિત પુરુષ, સહજમાં બ્રહ્મપદને પામે છે.[૧૦] ચિત્તનિગ્રહ, સ્વાધીન છે. સુખ સાધ્ય

* આ એકસો અગીયારમા સર્ગમાં પ્રયત્નથી પ્રિય પદાર્થનો ત્યાગ, અહંતા મમતાનો ત્યાગ, મનના જયનો ઉપાય તથા ચિત્તની એકાગ્રતાનું વર્ણન કરવામાં આવશે.

છે તેમ છતાં જે ચિત્તનિગ્રહ કરી શકતા નથી, તે પુરુષોને શીયાળ જેવા જાણવા. તેને ધિક્કાર છે.[૧૧] મનોનિગ્રહ કે જે પુરુષાર્થસાધ્ય છે અને પ્રિય પદાર્થનાં ત્યાગનાં કારણ વૈરાગ્યરૂપ છે. તે વિના શુભ ગતિ નથી.[૧૨] આત્મ તત્ત્વના સાક્ષાત્કારે કરી સુખસાધ્ય એવા મનોનાશ માત્રે કરી, 'મોહાદિ શત્રુ રહિત અને અચળ એવાં સામ્રાજ્ય (બ્રહ્મ) સુખ, આ જીવન્મુક્ત દેહમાં છે' એમ નિઃશંક કહો.[૧૩] બાહ્ય વિષયની અપ્રતિરૂપ મનની શાંતિ વિના ગુરુનો ઉપદેશ, શાસ્ત્રના અર્થ તથા મંત્ર આદિ યુક્તિઓ તૃણવત્ *તુચ્છ છે.[૧૪] જ્યારે ચિત્ત, સંકલ્પના અભાવરૂપી શસ્ત્રે કરી સમૂલ ઉચ્છિન્ન થાય છે ત્યારે સર્વમાં વ્યાપી રહેલાં શાંત અને સર્વ સ્વરૂપ એવાં બ્રહ્મરૂપે થાય છે.[૧૫] જો આત્મસાક્ષાત્કારે કરી સંકલ્પરૂપ અનર્થની શાંતિ થાય અને શમદમાદિ સાધનવાળી જીવન્મુક્તિ પ્રાપ્ત થાય તો આ અધિકારી દેહમાં શો કલેશ છે? કાંઇ પણ નહીં.[૧૬] હે રામ! દૈવ તો મૂઢ પુરુષોએ કલ્પેલું છે. માટે તે ઉપર લક્ષ્ય ન આપી પુરુષાર્થ કરો ને આત્મસાક્ષાત્કારે કરી મનોનાશ કરો.[૧૭] 'ચિત્તને ચિરકાલ પર્યંત બ્રહ્મમાં રાખો. પછી આત્મસાક્ષાત્કારવૃત્તિએ કરી પ્રગટ થયેલ ચિત્તે કરી મન અને વિદ્યા બન્નેના બાધથી નષ્ટ કરી ચિત્તથી પણ પરીપૂર્ણ ચિન્માત્ર સ્વરૂપ થાઓ.' એ મનોનાશનો ઉપાય છે.[૧૮] તેમાં પ્રથમ તો ચિન્માત્રની ભાવના કરો. અતિ સાવધાન બુદ્ધિવડે ભાવનાને સ્થિર કરો. પછી જેમાં ચિત્તનો લય થયો છે અને જે ચિત્તથી પણ પર છે એવા આત્માને ધારણ કરો. અન્ય સર્વ તજો.[૧૯] હે રામ! પરમ પુરુષાર્થે કરી ચિત્તનો નાશ કરી તે બ્રહ્મપદને પ્રાપ્ત થાઓ. જેમાં નાશનો સંભવ નથી.[૨૦] હે રામ! જેમ દિઙ્‌ મોહમાં સ્થિર એવી પણ પશ્ચિમ દિશામાં પૂર્વ દિશાની ભ્રમબુદ્ધિ, વિવેકે કરી જિતી શકાય છે (દૂર કરી શકાય છે.) તેમ મન પણ પુરુષાર્થે કરી તત્કાલ જિતી શકાય છે.[૨૧] અનુદ્વેગ ( ધૈર્ય ) લક્ષ્મીનું મૂલ છે. અનુદ્વેગથી મનોજય સિદ્ધ થાય છે. જેથી ત્રણે જગતનો જય, તૃણવત્ તુચ્છ છે. માટે ઉદ્વેગથી મનો જયનો ઉદ્યોગ મૂકવો નહીં.[૨૨] રાજ્યપ્રાપ્તિ માટે યુદ્ધ કરવામાં તો શસ્ત્રના પ્રહાર થાય, મરણ પામી સ્વર્ગમાં જવું સ્વર્ગથી પાત થાય, ઇત્યાદિ કલેશ છે, પણ મનોજયના સુખમાં તો શસ્ત્રપ્રહાર આદિ કોઇ પ્રકારનો કલેશ નથી. માત્ર બહિર્વૃત્તિ મનને અંતર્વૃત્તિરૂપ સ્વભાવ બદલાવવો છે તેમાં શું કલેશ છે?[૨૩] જે મનો નિગ્રહમાં

---

* આ વચનનું તાત્પર્ય, ગુરૂપદેશ આદિની નિંદામાં નથી પરંતુ મનની શાંતિની સ્તુતિમાં છે.

અસમર્થછે, તે અધમ પુરુષો, વ્યવહાર દશામાં કેમ વ્યવહાર કરી શકશે?[૨૪] 'હું મરણ પામ્યો છું, ઉત્પન્ન થયો છું, જીવું છું,' એ કુબુદ્ધિઓ, ચંચલ મનની વૃત્તિઓ છે. તે મિથ્યા ઉત્પન્ન થઇ છે. તાત્પર્ય કે આ સંપૂર્ણ સંસાર, મનોવૃત્તિરૂપ છે.[૨૫] આ જગતમાં કોઇ મરતું નથી ને જન્મતું નથી. પોતાનું મન, પોતાને તથા અન્યને મરેલાં તથા ઉત્પન્ન થયેલાં માને છે.[૨૬] આ લોકમાંથી પરલોકમાં જાય છે. ત્યારે મન, પરલોકરૂપે સ્ફુરે છે. તે મનનું સ્ફુરણ મોક્ષપર્યંત ચાલે છે એટલે મોક્ષપર્યંત મન, જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તે તે રૂપે સ્ફુરે છે. માટે મરણનો ભય કયાંથી?[૨૭] આ લોકમાં આ લોકરૂપે વિચરે છે ને પરલોકમાં પરલોકરૂપે વિચરે છે. મોક્ષ પર્યંત ચિત્ત જ તે તે રૂપે થાય છે. તેથી આ સંસારનું સ્વરૂપ, ચિત્તથી અન્ય નથી.[૨૮] ભાઇ અથવા ભૃત્ય (સેવક) આદિ મરણ પામે ત્યારે મિથ્યા શોક થાય છે. તે શોક આદિ ધર્મ, ચિત્તના છે, પણ આત્માના નથી.[૨૯] પરમાત્મા, સ્વતઃસિદ્ધ સત્તાવાળો છે. સર્વનો હિતકારી છે. માયારૂપ મલિનતા રહિત છે. અને ઉપનિષદો એનું બોધન કરે છે. 'એ પરમાત્મા-રૂપ સંપૂર્ણ જગત્ છે.' એવી ભાવનારૂપ ચિત્ત શાંતિવિના અન્ય, મુક્તિનો ઉપાય નથી જ. એવો નિશ્ચય સ્વર્ગ, પાતાલ તથા દ્વીપાંતરમાં તત્ત્વનો વિચાર કરી તત્ત્વજ્ઞોએ કર્યો છે.[૩૦] જેનો ઉપનિષદો બોધ કરે છે, જે અબાધ્ય છે! વ્યાપક છે અને શુદ્ધ છે. એવા પરમાત્માનો હૃદયમાં ઉદય થાય ત્યારે મનોલય થાય છે ને ત્યારે મુક્તિ પ્રાપ્ત થાય છે.[૩૧] હે રામ! અતિ વિસ્તારવાળા દહરાકાશરૂપ બ્રહ્મ ચૈતન્ય વિષે ચરમ (છેલ્લી) વૃત્તિએ કરી ચિત્તરૂપ ચક્રધારાએ કરી મનને નિઃશંક મારો. તેથી તમને આધિઓ, બાધ કરશે નહીં.[૩૨] હે રામ! તમે જ્યારે તત્ત્વ સાક્ષાત્કારે કરી દેખવામાં મનોહર એવા વિષયો વિષે દોષના અનુસંધાનવડે 'દુઃખરૂપ બુદ્ધિ' કરશો ત્યારે ચિત્તનાં અંગ છેદાશે એમ હું માનું છું.[૩૩] 'પિતાએ ઉત્પન્ન કરેલો દૃશ્યમાન દેહ, હું છું.' 'ગૃહ, ક્ષેત્ર, ધન, આદિ જે પિતાજીએ મેળવ્યું છે તે મારું છે. એ પ્રકારનો ભ્રમ જ મન છે. એટલે મનનું શરીર છે. તેના અસંકલ્પરૂપ દાતરડાં-એ કરી મન, છેદાય છે.[૩૪] જેમ વાયુવડે શરદ્ઋતુ વિષે વાદળાં દૂર કરી આકાશ શુદ્ધ કરાય છે તેમ 'હું અને મારું' એવા સંકલ્પના અભાવે કરી મન શુદ્ધ કરાય છે.[૩૫] જ્યાં શસ્ત્ર, અગ્નિ અને પવન હોય ત્યાં ભય હોય છે. પણ અસં-કલ્પ કે જે સ્વાધીનમાં છે, સુકર છે અને નિર્દોષ છે, તેમાં શું ભય છે? કાંઇ પણ નથી.[૩૬] આ શ્રેય છે.' 'આ શ્રેય નથી.' એ, આ બાલ પ્રસિદ્ધ છે. જેમ બાલક

પુત્રને શ્રેયસ્કર માર્ગમાં લગાડે છે. તેમ મનને પણ શ્રેયસ્કર પરમાત્મા વિષે લગાડવું.[૩૭] જે ક્ષય કરવા અશક્ય છે, જે યુવાન્ છે ને દુઃખરૂપ સંસારને વધારે છે, એવા ચિત્તસિંહને જે મારે છે, તે આ જગતમાં જય મોક્ષ પામે છે. ને અન્યને પણ મોક્ષપદ આપે છે.[૩૮] સંકલ્પ આદિ આ મનોવૃત્તિઓ જ ભ્રમજનક તથા દુઃખપ્રદ છે. જેમ મરુ સ્થલમાં મૃગજલ, દુઃખ આપે છે તેમ એ મનોવૃત્તિઓ સંસારમાં દુઃખ આપે છે. એટલે મન જ દુઃખ જનક છે.[૩૯] ને પ્રલયના પવન વાય, પૃથ્વી એકાર્ણવ થાય અને બાર સૂર્ય તપે તોપણ મન રહિતને ક્ષતિ નથી. એટલે મનોજય જ આનંદજનક છે.[૪૦] મનરૂપી બીજથી સુખ, દુઃખ, શુભ તથા અશુભ ઉત્પન્ન થાય છે. એ સર્વ સંસારરૂપી વનના સમુદાય છે ને સાત લોક, પલ્લવને ઠેકાણે છે.[૪૧] હે રામ! જે અસંકલ્પે કરી સિદ્ધ થાય છે અને સર્વ સિદ્ધિ આપવાવાળું છે, એવાં અસંકલ્પ સામ્રાજ્યમાં પરમપદરૂપી સિંહાસન ઉપર રહો.[૪૨] બળતા અંગારાના તાપની શાંતિ ઇચ્છનાર પુરુષને કાષ્ઠ દૂર કરવાથી ક્રમે કરી જેમ અંગારો ક્ષીણ થઇ ભસ્મરૂપે થાય છે. ને તાપની શાંતિપૂર્વક આનંદ આપે છે. તેમ ક્રમે કરી ક્ષીણ થતું મન, ક્ષય પામે છે ને પછી અક્ષય આનંદ આપે છે.[૪૩] જો મનને પ્રિય હોય તો ચિદણુની અંદર ભિન્ન ભિન્ન લાખો બ્રહ્માંડો સ્પષ્ટ જોવામાં આવે છે.[૪૪] હે રામ! જે મન, સંકલ્પમાત્રે રૂપ વૈભવે કરી કરોડો બ્રહ્માંડ આદિ પદાર્થ સિદ્ધ કરે છે. એટલા જ માટે સંકલ્પ માત્ર વૈભવે કરી જન્મ, મરણ, નરક આદિ અનેક અનર્થો ઉત્પન્ન કરે છે. તે મનને નિરંતર ભાવનાવાળા સંકલ્પ વગરના સંતોષરૂપ વૈભવે કરી જિતો અને બ્રહ્મપદને પામો.[૪૫] હે રામ! જેને આત્મવેત્તાઓ માન્ય કરે છે. જેમાં સમ વિષમ ભાવ નથી! જે પરમ પવિત્ર છે ને જે સર્વથા અહંકાર રહિત છે એવી વિમનસ્તા-(મનની અભાવતા)એ કરી જન્માદિ વિકાર રહિત બ્રહ્મપદ પ્રાપ્ત થવા યોગ્ય છે. માટે તમે તેને પ્રાપ્ત થાઓ.[૪૬]



# *સર્ગ ૧૧૨ મો.

## વાસના ત્યાગ

**श्रीवसिष्ठ उवाच–यस्मिंस्तस्मिन्पदार्थे हि येन तेन यथ तथा ।**
**तीव्रसंवेगसंपन्नं मनः पश्यति वाञ्छितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–મન, જે જે પદાર્થમાં જેણે જેણે કરી જે જે તીવ્ર વેગવાળું થાય છે, તે તે પદાર્થમાં તેણે તેણે કરી પ્રિય પદાર્થને જુવે છે. તાત્પર્ય–પોતાના તીવ્ર વેગને અનુસારે ફલ મેળવવાનો મનનો સ્વભાવ છે. માટે વાસના ક્ષય વાસ્તે મનનો વેગ, દ્વૈતમાં રોકવો ને પરમાત્મામાં વધારવો.[૧] હે રામ! જેમ જલમાં બુદ્ બુદ (પરપોટાની પંક્તિ, વિના કારણ સ્વભાવથી થાય છે, તેમ 'ઉત્પન્ન થાય છે, મરે છે.' એ પ્રકારની મનની તીવ્રવેગતા, કારણ વિના સ્વાભાવિક છે.[૨] જેમ હિમની શીતલતા છે. કાજળની શ્યામતા છે. તેમ મનની તીવ્રવેગતા, સ્વાભાવિક છે, તે મનનું રૂપ છે.[૩]

રામ પૂછે છે–હે મહારાજ! અતિ ચંચલ મનની ચંચલતા કે જે તીવ્રવેગનું મુખ્ય કારણ છે, તેનું નિવારણ, બળથી કેમ થાય?[૪]

વસિષ્ઠ કહે છે–હે રામ! કોઇ સ્થળે ચંચલતા વગરનું મન, જોવામાં આવતું નથી. જેમ અગ્નિનો ધર્મ, ઉષ્ણતા છે તેમ મનનો ધર્મ, ચંચલતા છે.[૫] માયા શબલમાં જે ક્રિયાશક્તિ રહેલી છે. તે જ, મન રૂપે પરિણામ પામી છે. જેથી આ જગત્ થયું છે.[૬] જેમ સ્પંદ વિના વાયુની સત્તા, વિચારમાં આવતી નથી. તેમ ચંચલતારૂપ ક્રિયા વિના ચિત્તસત્તા, વિચારમાં આવતી નથી.[૭] જે મન, ચંચલતાહીન છે, તે મન, મૃત કહેવાય છે. તેજ, મન, તપ તથા શાસ્ત્રનાં ફલ રૂપ મોક્ષ કહેવાય છે.[૮] મનના લયે કરીને જ દુઃખ શાંતિ, પ્રાપ્ત થાય છે ને મનના મનને (સંકલ્પે) કરીને જ પરમ દુઃખ પ્રાપ્ત થાય છે.[૯] હે રામ! ઉઠેલો ચિત્તરૂપી રાક્ષસ, મહાદુઃખને ઉત્પન્ન કરે છે. તેથી મોક્ષ સુખ માટે પ્રયત્ન લઇ તેને મારો.[૧૦] હે રામ! મનની જે આ ચંચલતા છે, તે, અવિદ્યા કહેવાય છે. તેનું બીજું નામ વાસના છે. વિચારવડે તેનો નાશ કરો.[૧૧] બાહ્ય વિષયના અનુસંધાનના ત્યાગ બલથી

* આ એકસો બારમા સર્ગમાં ચિન્માત્ર વાસનાના અભ્યાસથી ચિન્માત્રની એકતાના દૃઢ નિશ્ચયથી ચિત્તક્ષયનો ઉપાય વાસના ત્યાગ કહેવામાં આવશે.

લય પામેલી, એટલા જ માટે વાસનાની નિવૃત્તિ થવાથી અંતર્વૃત્તિવાળી ચિત્ત સત્તાએ કરી પરમશ્રેય ( મોક્ષ) પ્રાપ્ત થાય છે.[૧૨] હે રામ! સત્ તથા અસત્યના મધ્યમાં જે છે તથા ચેતનતા અને જડતાના મધ્યમાં જે છે, તે, મન કહેવાય છે. તે બન્નેના મધ્યમાં મન, ડોલાયમાન છે.[૧૩] રૂઢ થયેલી જડતા રૂપતાએ કરી જ્યારે મન, જડતાનું અનુસંધાન કરે છે, ત્યારે દૃઢ અભ્યાસ વશથી જડતાને પ્રાપ્ત થાય છે.[૧૪] જ્યારે મન, રૂઢ થયેલી ચિતના અંશરૂપતાએ કરી દૃઢાભ્યાસ-વશથી વિવેકનું અનુસંધાન કરે છે ત્યારે ચિદેકતાને પ્રાપ્ત થાય છે. તાત્પર્ય દ્વૈત વા અદ્વૈત જેનું અનુસંધાન દૃઢ થાય, તેમાં મન, વિશ્રાંતિ પામે છે.[૧૫] મન, સ્વભાવિક અથવા શાસ્ત્રીય પ્રયત્ને કરી જેમાં રખાય છે, તે પદને પામી તેના, દૃઢ અભ્યાસથી તે રૂપે થાય છે.[૧૬] હે રામ ! પુરુષાર્થનો આશ્રય લઇ ચિત્તવડે ચિત્તને વશ કરી, વિશોકપદ ( બ્રહ્મ ) ને પ્રાપ્ત થઇ શંકા રહિત થાઓ ને સ્થિર થાઓ.[૧૭] સંસાર ભાવનાએ કરી ધુંચેલાં મનને મનવડે બલાત્કારથી બહાર કઢાય છે. મનને સંસારથી બહાર કાઢવાનો ઉપાય, એજ છે. અન્ય નથી.[૧૮] હે રામ ! હે રામ ! મન જ, મનના દૃઢ નિગ્રહમાં સમર્થ છે. રાજાના નિગ્રહમાં રાજા વિના અન્ય કોણ સમર્થ થાય? કોઇ પણ નહીં.[૧૯] સંસાર સમુદ્રમાં તૃષ્ણારૂપી ગ્રાહવડે પકડાએલા અને દુઃખરૂપી આવર્ત (ભ્રમરી) વડે પ્રવાહમાં તણાતા જનોને તરવા માટે પોતાનું મન જ નૌકા છે.[૨૦] જેણે મને કરી મન રૂપી દૃઢ બંધનને છેદી આત્માને મુક્ત કર્યો નથી, તે પુરુષનો આત્મા, અન્યે કરી મુક્ત થતો નથી.[૨૧] સંસ્કારવાળી જે જે બાહ્યવાસના, ઉત્પન્ન થાય છે, તે તે વાસનાને મિથ્યાપણાનાં અનુસંધાને કરી દૂર કરવી, તેથી અવિદ્યાનો ક્ષય થાય છે. તાત્પર્ય—જેમ ઉષ્ણતા ક્ષીણ થવાથી અગ્નિ શાંત થાય છે, તેમ વાસના ક્ષીણ થવાથી મન તથા અવિદ્યા ક્ષીણ થાય છે.[૨૨] પ્રથમ સર્વ ભોગની વાસના તજવી. પછી ભેદવાસના તજો. ત્યારબાદ ચિત્ત અને ચૈત્યને તજો. એવી રીતે ક્રમે કરી વાસનાનો ત્યાગ કરી તત્ત્વસાક્ષાત્કાર માટે અવિદ્યારૂપ આવરણનો ત્યાગ કરી નિર્વિકલ્પ થઇ સુખી થાઓ. એ જ વાસનાક્ષય કહેવાય છે. મનોનાશ કહેવાય છે અને અવિદ્યા નાશ કહેવાય છે.[૨૩—૨૪] સાક્ષી, સાક્ષાત્ અથવા ચિત્તદ્વારા જે જે કલ્પે છે, તેનો અસંકલ્પ જ મનોનાશનું સુખ કહેવાય છે. અસંકલ્પથી નિર્વાણ (સુખ) થાય છે. ને સંકલ્પથી દુઃખ થાય છે.[૨૫] તે વેદ્યનું અવેદન (અસંકલ્પ) પુરુષ પ્રયત્ને કરી સિદ્ધ થાય છે. માટે સંકલ્પની નિવૃત્તિ પૂર્વક મોક્ષ સુખની પ્રાપ્તિ માટે નિરંતર પ્રયત્ન કરવો.[૨૬] હે રામ! તમારા મનમાં જે જે વિષયોને

તેમાં સુખજનકતા બુદ્ધિ છે, તે સર્વને અનર્થનું કારણ જાણી, વિષયો જેના અંકુર જેવા છે એવાં મનને તથા તેનાં બીજરૂપ અજ્ઞાનની વાસનાને પણ તજીને પરિપૂર્ણ આત્માના અનુભવરૂપ અમૃતે કરી તૃપ્ત રહો; હર્ષશોકને પ્રાપ્ત થાઓ નહિ.[૨૭]

# *સર્ગ ૧૧૩ મો.

## તત્વબોધનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच—एषा हि वासना नित्यमसत्यैव यदुत्थिता ।**
**द्विचंद्रभ्रांतिवत्तेन त्यक्तुं राघव शक्यते ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! જે માટે આ વાસના સર્વથા અસત્ય જ ઉત્પન્ન થઇ છે, તે માટે બે ચંદ્રની ભ્રાંતિની પેઠે તેને જાણવી યોગ્ય છે.[૧] અવિદ્યા અવિવેકી જનોમાં પરમાર્થ સત્ય હોય તેમ દૃઢ થયેલી છે, પરંતુ તત્ત્વજ્ઞોએ તો તે પરમાર્થ (સત્ય) ન હોવાથી વંધ્યાપુત્રની પેઠે તેને નામ માત્ર સ્વીકારી છે. માટે તે કયાં છે?[૨] હે રામ! તમે અજ્ઞાની નહીં થાઓ, વિચારે કરી તત્વજ્ઞ થાઓ. આકાશમાં બે ચંદ્ર નથી જ, પણ ભ્રાંતિએ કરી તે મિથ્યા જોવામાં આવે છે.[૩] જેમ વિસ્તારવાળા સાગરમાં જલ વિના અન્ય કાંઇ પણ નથી, તેમ પરમાત્મા વિના જગતમાં વસ્તુ (ભાવ), અવસ્તુ (અભાવ), કંઇ પણ નથી.[૪] હે રામ! આત્મા, દેહાદિબંધન શૂન્ય છે, નિત્ય છે, વ્યાપક છે અને માયાના સંબંધરહિત છે, તેને વિષે આ અસત્ ભાવ, અભાવને પોતાના વિકલ્પ (અજ્ઞાન) વિના આરોપણ કરો નહિ. તાત્પર્ય કે, આત્મા વિષે સર્વ જગત્, અજ્ઞાને કરીને આરોપિત થયું છે, અજ્ઞાન વિના નથી.[૫] હે રામ! તમે કર્તા નથી તથાપિ આ ક્રિયાઓ વિષે તમને શી મમતા છે? અદ્વિતીય આત્મા વિષે કોણ? કયે પ્રકારે? શું કરે? તાત્પર્ય કે, બંધનનું મૂલ કર્તૃતા છે. માટે પ્રથમ તેને તજો.[૬] હે રામ! અથવા અકર્તૃતાના અભિમાની પણ નહીં થાઓ, કારણ કે, તેથી તમારે કયું ફલ પ્રાપ્ત કરવાનું છે? (કંઇ પણ નહીં), તેથી તમે સ્વસ્થ થાઓ.[૭] અભિમાન ન કરવાથી કર્તા છતાં પણ

* આ એક સો તેરમા સર્ગમાં 'સર્વ દુર્વાસનાનો ઉચ્છેદ કરવાવાળો, વિવિધ વિચારોવડે પોષણ કરાયલો અને 'દ્વૈત, મિથ્યા છે,' એવી બુદ્ધિવડે રૂઢ થયેલો તત્ત્વબોધ, વર્ણન કરવામાં આવશે.

અકર્તા છો અને અભિમાન કરવાથી અકર્તા છતાં પણ કર્તા છો; માટે અભિમાન તજશો તો તેથી અક્રિય આત્માના સાક્ષાત્કારવાળા તમને અજ્ઞાનીની પેઠે દેહની ક્રિયાએ કરી આત્માની ક્રિયાના ભ્રમરૂપ કર્તૃતાનો પ્રસંગ રહેશે નહીં.[૮] જો ઉપાદેય (ગ્રાહ્ય), સત્ય હોય અને હેય (તજવા યોગ્ય) હોય,–મિથ્યા હોય તો ઉપાદેયમાં અતિ આસક્તિને લીધે કર્મ વિષે આસક્તિ કરવી યોગ્ય છે; પરંતુ ઉપાદેય (ગ્રાહ્ય ક્રિયા ફલ), મિથ્યા હોવાથી કર્મમાં આસક્તિ યોગ્ય નથી.[૯] જ્યારે સંપૂર્ણ જગત્ ઇંદ્રજાલની પેઠે માયામય છે અને તેથી જ મિથ્યા છે, ત્યારે તેમાં આસ્થા શા માટે ? અને હેય, ઉપાદેય દૃષ્ટિ શા માટે રાખવી ?[૧૦] હે રામ ! જે આ સંસાર બીજની કણિકા છે, તે જ અવિદ્યા છે. એ અવિદ્યા, અસત્ છતાં જગદ્રૂપે વિસ્તાર પામી છે.[૧૧] તે આ વિસ્તારવાળી અને નિસ્તત્ત્વ, એવી સંસારને ઉત્પન્ન કરવાવાળી ચક્રિકા (ચક્ર) છે, એને જ વાસના જાણવી. એ જ, મનને મોહ પમાડે છે.[૧૨] જેમ વંશલતા (વાંસ) અંદર પોકળ હોય છે ને તેનાં કોતર કાણાવિનાનાં છે, તેમ વાસના પણ સાર વિનાની–મિથ્યા છે. નદીના તરંગ, માલાની પેઠે ખંડિત થાય છે, તોપણ એ વાસના નાશ પામતી નથી.[૧૩] વાસના, ઝરાના તરંગની પેઠે ગૃહ્યમાણ (અનુભવમાં આવે) છે, પણ હાથવડે ગ્રહણ કરી શકાતી નથી. તે કોમલ છતાં પણ અતિ તીક્ષ્ણ છે.[૧૪] જેમ મૃગજલ નદી, સ્વપ્નનદી જેવી મિથ્યા છે ને તેનો આકાર પ્રતીતિ માત્ર છે, પણ તે સ્નાનપાનાદિ ક્રિયામાં ઉપયોગી નથી; તેમ વાસના, કારણકલાપના આભાસવાળી છે એટલે જગતરૂપ કાર્યમાં ઉપયોગી છે, છતાં પણ મોક્ષપુરુષાર્થમાં ઉપયોગી નથી, કેવલ જ પ્રતીતિમાત્ર છે અને દ્વૈતમાત્રમાં જ તેની નિષ્ઠા છે, પણ પરમાર્થમાં નથી.[૧૫] એ ચક્રિકાથી ઉત્પન્ન થયેલા પદાર્થો, કેટલાક વક્ર છે, કેટલાક સરલ છે, કેટલાક દીર્ઘ છે અને કેટલાક ટુંકા છે, કેટલાક સ્થિર છે ને કેટલાક ચલ છે. એ પ્રમાણે સર્વ પદાર્થો ભિન્ન ભિન્ન છે.[૧૬] અંદર શૂન્ય છે તોપણ સર્વત્ર સારવાળી જોવામાં આવે છે. એ ચક્રિકા, ક્યાંય રહી નથી, તોપણ સર્વત્ર જોવામાં આવે છે.[૧૭] ચક્રિકા, જડ છે તથાપિ ચેતન હોય તેમ જણાય છે–તે મનની ચંચલતાને આધારે રહે છે. એ નિમેષ માત્ર પણ સ્થિર રહેતી નથી, છતાં સ્થિરતાની શંકા ઉત્પન્ન કરે છે.[૧૮] તે સત્ત્વગુણે કરીને જવાલા જેવી શુદ્ધ છે, તોપણ તમોગુણવડે શાહીના જેવી શ્યામ છે. પરમાત્માના સમીપમાં ચાલે છે. ને તેના સાક્ષાત્કારથી નષ્ટ થાય છે.[૧૯] એ ચક્રિકા, શુદ્ધ આત્મપ્રકાશમાં મ્લાન (ઝાંખી) થાય છે, તે, તમ (અજ્ઞાન)માં પણ પ્રકાશે છે. મૃગજલની પેઠે મિથ્યા પ્રતીતિવાળી છે અને અનેક પ્રકારના વર્ણવાળી છે.[૨૦] વક્ર

છે, દુઃખમય છે, સૂક્ષ્મ છે, તત્ત્વરહિત છે, સંકટનું કારણ હોવાથી કર્કશ છે, સ્ત્રી જેવી ચંચલ છે, લંપટ છે, તૃષ્ણારૂપ છે ને કાળી સર્પિણીના જેવી છે.[૨૧] જેમ દીપશિખા, સ્નેહ (તેલ)ના ક્ષયથી ક્ષીણ થાય છે, તેમ અવિદ્યા સ્નેહ (રાગ) ના ક્ષયથી ક્ષીણ થાય છે ને સિંદૂરની લેખાની પેઠે સ્નેહ વિના રાગવાળી થઇને શોભે છે.[૨૨] જેમ વીજળી ક્ષણ પ્રકાશ છે, ચંચલ છે, જલ (મેઘ) માં રહે છે, અજ્ઞ જનને ત્રાસજનક છે ને વક્ર છે, તેમ અવિદ્યા પણ ક્ષણિક છે, અસ્થિર છે, જડ આશાએ કરી સ્થિતિવાળી છે, અજ્ઞાનીને ત્રાસ જનક છે અને વક્ર છે.[૨૩] અવિદ્યા, વીજળીની પેઠે બલથી ગ્રહણ કરીને બાળે છે. થઇ થઇને લય પામે છે, શોધી પણ મળતી નથી ને અતિ નાશવંત છે,[૨૪] અકાળ પુષ્પમાળાની પેઠે ઇચ્છા વિના પ્રાપ્ત થાય છે, રમણીય છે તોપણ અનર્થ કરનારી છે ને શ્રેય (કલ્યાણ તથા મોક્ષ) માટે ઉપયોગી નથી.[૨૫] તે અત્યંત વિસ્મરણ થવાથી સુખજનક છે, ભ્રમ આપવાવાળી છે ને દુઃસ્વપ્નના સંકલ્પની પેઠે અવિદ્યા કેવલ અનર્થ માટે અનુસંધાન કરાય છે.[૨૬] આ અવિદ્યા, પ્રતિભાસથી મુહૂર્ત માત્રમાં મોટાં મોટાં ત્રણે જગતને ઉત્પન્ન કરે છે, સ્થિર કરે છે અને લીન કરે છે.[૨૭] અવિદ્યાએ લવણ રાજાની બે ઘડી સાઠ વરસની કરી હતી ને હરિશ્ચંદ્ર રાજાની એક રાત્રિ, બાર વર્ષની કરી હતી.[૨૮] અવિદ્યાના મહિમાથી સ્ત્રીના વિયોગીની તથા અન્ય દુઃખીયાની રાત્રિ વર્ષ જેવી લાંબી થઇ પડે છે. અવિદ્યાના મહિમાથી કાળ સુખીને સ્વલ્પ અને દુઃખીને લાંબો થઇ પડે છે.[૩૦] જેમ દીપને પ્રકાશિત કાર્યની કર્તૃતા કલ્પિત છે, પણ વસ્તુતઃ તેમ નથી, તેમ અવિદ્યાને જગત્ કર્તૃતા આરોપિત છે, પણ વસ્તુતઃ તેમ નથી.[૩૧] જેમ નિતંબ તથા સ્તનવાળી ચિત્રની સ્ત્રી, ગૃહકાર્ય આદિમાં સમર્થ નથી, તેમ પૂર્વે અનુભવેલા પદાર્થની વાસનારૂપ આ અવિદ્યા, પણ કંઇ કરી શકતી નથી એટલે તેને કર્તૃતા નથી.[૩૨] એ અવિદ્યા મનોરાજ્યની પેઠે આકારવાળી છતાં પણ અસત્ય છે, લાખો શાખાવાળી છતાં પણ પરમાર્થમાં કંઇ પણ ઉપયોગી નથી.[૩૩] તે અરણ્યમાં મૃગતૃષ્ણા (મૃગજલ)-ની પેઠે મિથ્યા આડંબરવાળી છે અને મૃગ જેવા અજ્ઞજનોને દુઃખ આપે છે.[૩૪] એ અવિદ્યા, ફીણની માળાની પેઠે ઉત્પન્ન થઇને નાશ પામે છે અને નિત્ય પ્રવાહવાળી છે. ઝાકળનાં પટલની પેઠે ચંચલ છે ને ગ્રહણ કરીએ તો તે કાંઇ પણ નથી.[૩૫] જેમ પ્રલયનો વંટોળીયો, ભયંકર આકારવાળો છે, રજ (ધૂળ)થી ભૂખર છે અને ભુવનના મધ્યમાં વ્યાપી રહે છે, તેમ અવિદ્યા પણ ભયંકર આકારવાળી છે, રજે (રજો ગુણે) કરીને મલિન છે, અને ભુવનમાં વ્યાપક છે.[૩૬] જેમ ધૂમમાળા દાહ

તથા ખેદને આપવાવાળી છે. અંદર રસ (જલ) રાખે છે અને જગતને ઉલ્લંઘન કરીને તેના ઉપર ભમે છે. તેમ અવિદ્યા, દુઃખને આપવાવાળી છે, રસ (પરમાત્મા)ને મધ્યમાં રાખે છે અને સર્વ જગતને દબાવીને ભમે છે.[૩૭] મેઘની ધારા જેમ તેમ અતિ લાંબી અને જલે (જલે તથા જડે) નિર્મિત છે. શ્વાસની રજ્જુની પેઠે અસાર સંસરણના સંસ્કારોવડે દૃઢ થયેલી છે.[૩૮] કવિઓએ, તરંગમાલા તથા કમલમાલાની પેઠે અવિદ્યાને કલ્પના માત્રે કરીને વર્ણવેલી છે. જેમ મૃણાલી (કમલિની દંડ) ઘણાં છિદ્રવાળી, પંક (કાદવ)માં પ્રૌઢતાને પામેલી તથા જલમય છે, તેમ અવિદ્યા ઘણાં દુઃખવાળી, પંક (પાપ)માં પ્રૌઢ થયેલી અને જડમય છે.[૩૯] અવિદ્યા, વધતી હોય એમ મનુષ્યના જોવામાં આવે છે, પણ વધતી નથી. વિષના લાડુની પેઠે ઉપરથી મધુર લાગે પણ પરિણામે અતિ દારુણ છે.[૪૦] નાશ પામેલી દીપશિખાની પેઠે કોણ જાણે અવિદ્યા કયાંએ જાય છે. ઝાકળની પેઠે પ્રત્યક્ષ જોવામાં આવે તોપણ ગ્રહણ કરીએ તો કંઇ નહિ.[૪૧] ધૂળની મુંઠીની પેઠે ઉડાડીને જોઈ હોય તો પરમાણુ જેવી સૂક્ષ્મ છે. આકાશની કાળાસની પેઠે કારણ વિના જોવામાં આવે છે.[૪૨] બે ચંદ્રની પેઠે મોહથી થાય છે. સ્વપ્નની પેઠે ભ્રમ કરવાવાળી છે. જેમ નૌકામાં બેસી જનારને વૃક્ષની ગતિ મિથ્યા જોવામાં આવે છે, તેમ અવિદ્યા પણ મિથ્યા જોવામાં આવે છે.[૪૩] અવિદ્યાએ કરીને ચિત્ત, વ્યાપ્ત થાય ત્યારે જાણે આકુલ હોય તેમ મનુષ્યોને ચિરકાલ પર્યંત સંસાર સ્વપ્નનો ભ્રમ ચાલે છે.[૪૪] જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, તેમ અવિદ્યાવાળાં ચિત્તવિષે વિચિત્ર વિભ્રમો ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે.[૪૫] હે રામ ! એ અવિદ્યાએ કરીને મનોહર અને સત્ય એવું સત્ (બ્રહ્મ) અસત્ જોવામાં આવે છે ને અમનોહર તથા અસત્ય અસત્ (જગત્), સત્ જોવામાં આવે છે. એ પ્રમાણે વિપરીત શક્તિ, અવિદ્યાની છે.[૪૬] જેમ જાળ, પક્ષીને પકડી લે છે, તેમ વિષયરૂપ થયેલી ઉગ્ર વાસનારૂપી અવિદ્યા, મનને મોહ કરીને બાંધી લે છે.[૪૭] દયાળુ, આંસુથી ભરેલાં નેત્રવાળી તથા સ્રવતાં સ્તનવાળી માતાના જેવી અવિદ્યા છે. તેમ જ સ્ત્રીની પેઠે અવિદ્યા, આનંદ પણ આપે છે.[૪૮] જે અમૃતસ્રાવી કિરણોવડે ત્રણે જગતને તૃપ્ત કરે છે અને જે અમૃતમય છે એવાં વૃદ્ધિ પામેલાં ચંદ્રબિંબને પણ અવિદ્યા, વિષ જેવું કરે છે.[૪૯] મોહ કરવાવાળી આ અવિદ્યાએ કરીને જડ એવા સ્થાણુ (ઠુંઠ) પણ ઉત્કટ શબ્દવાળા વેતાલનાં નૃત્યારંભનો ભ્રમ ઉત્પન્ન કરે છે.[૫૦] આ અવિદ્યાના મહિમાથી સર્પ અને અજગરની દૃષ્ટિ એટલે

તેવી તેવી ભ્રાંતિએ કરી સંધ્યા આદિ કાલમાં લોહની તથા પાષાણુની ભીંતો જોવામાં આવે છે.[૫૧] અવિદ્યાએ કરીને બે ચંદ્રની પેઠે એક પણ બે જોવામાં આવે છે અને સ્વપ્નવિષે પોતાનાં મરણની પેઠે દૂર પણ પાસે આવે છે.[૫૨] પ્રલય કરનાર રુદ્રને પ્રલય રાત્રિ, લાંબી છતાં પણ ક્ષણ જેવી થાય છે ને સ્ત્રી વિયોગીને જેમ ક્ષણ મોટો થઇ પડે છે તેમ અવિદ્યાએ કરી ક્ષણ પણ વર્ષ જેવડો થઇ પડે છે.[૫૩] આ જગતમાં તેવું કાંઇ નથી કે જેને, આ ઉદ્ધત અવિદ્યા, ન કરે. હે રામ! એ અકિંચન અવિદ્યાની શક્તિ તો જુઓ![૫૪] એટલા માટે વિવેકબુદ્ધિએ કરી પ્રયત્ન-વડે વિષય બુદ્ધિને રોકવી. જેમ પ્રવાહ રોકવાથી નદી સુકાઇ જાય છે, તેમ આ મનો નદી (અવિદ્યા) વિષય વાસના રોકવાથી શાંત થાય છે.[૫૫]

રામ પૂછે છે—આશ્ચર્ય છે કે, અવિદ્યમાન, નિઃસાર, તુચ્છ અને મિથ્યા ભાવનાવાળી આ અવિદ્યાએ આ જગતને આંધળું કર્યું છે.[૫૬] રૂપરહિત, આકાર વિનાની, જડ અને અસત્ છતાં પણ નાશ ન પામતી એવી અવિદ્યાએ જગતને અંધ કર્યું છે તે આશ્ચર્ય છે.[૫૭] અવિદ્યા, આ લોક (બ્રહ્મજ્ઞાન તથા પ્રકાશ)મ નાશ પામે છે અને તમ (તમોગુણ અને અંધકાર)માં સ્ફુરાયમાન થાય છે એટલે ઘૂડની દૃષ્ટિ જેવી છે. તેણે જગતને અંધ કર્યું છે એ આશ્ચર્ય છે.[૫૮] કેવળ કુકર્મ કરવાવાળી આત્મપ્રકાશને સહન ન કરતી અને જ્ઞાન શૂન્ય હોવાથી દેહને પણ ન જાણતી અવિદ્યાએ જગતને આંધળું કર્યું, એ અચંબો છે.[૫૯] ગરીબ જનની સ્ત્રીની પેઠે દીન, આચાર તથા ધર્મવાળી, અજ્ઞ જનને પ્રિય અને નિરંતર અસત્ય એવી અવિદ્યાએ જગતને આંધળું કર્યું, એ વિસ્મયજનક છે.[૬૦] અનંત દુઃખે કરીને વ્યાકુલ, જડ અને તેથી જ સદા મૃત જેવી આ અવિદ્યાએ જગતને અંધ કર્યું, એ વિચિત્ર છે.[૬૧] અવિદ્યા, કામ તથા ક્રોધે કરીને ગાઢ શરીરવાળી છે. તમોગુણના પ્રસારે કરીને વક્ર છે અને જ્ઞાનોદય થાય તો શરીર વિનાની છે. તેણે જગતને અંધ કર્યું છે, એ ચિત્ર છે.[૬૨] આત્મસ્વરૂપમાં આંધળા, અજ્ઞ જનોમાં રહેવા-વાળી, જડ, જડતા વડે જર્જરિત થયેલી અને દુઃખે કરીને મહાપ્રલાપ કરવા-વાળી અવિદ્યાએ જગતને આંધળું કર્યું, એ આશ્ચર્ય છે.[૬૩] પ્રતિકૂલ સ્ત્રીની પેઠે પુરુષ (જીવ તથા પતિ)ની આસક્તિએ કરી પુરુષમાં પ્રીતિવાળી, નાના પ્રકારના વિષયની કલ્પનાવડે પુરુષમાં અનુરાગવાળી અને પોતાના તત્ત્વ વિચારમાં દૂર ભાગતી એવી અવિદ્યાએ પુમાન (જીવને)ને આંધળો કર્યો છે, એ આશ્ચર્ય છે.[૬૪] જે અવિદ્યા, પુરુષના સાક્ષાત્કારને સહન કરવા અસમર્થ છે અને આવરણ

કરવાવાળી એ અવિદ્યાએ જીવને, આંધળો કર્યો છે, એ વિચિત્ર છે.[૬૫] જેને ચેતના નથી અને જે નષ્ટ ન થયેલી જ નાશ પામે છે એવી કઠોર સ્ત્રી જેવી એ અવિદ્યાએ પુરુષને આંધળો કર્યો છે, એ ચિત્ર છે.[૬૬] હે ગુરુ મહારાજ! જેના અનેક પ્રકારના દુષ્ટ ભ્રમો છે. જે, જન્મમરણ આદિ દુઃખને પ્રાપ્ત કરે છે. જે વિષમ છે અને મનરૂપી ગુફામાં દૃઢ થઇ રહે છે એવી એ વાસના, કયા ઉપાયે કરીને નાશ પામે?[૬૭]

# *સર્ગ ૧૧૪ મો.

## અવિદ્યાના ક્ષયનો ઉપાય.

**श्रीराम उवाच**—अविद्याविभवप्रोत्थं निबिडं पुरुषस्य हि ।
महदांध्यमिदं ब्रह्मन्कथं नाम विनश्यति ॥

**રામ** પૂછે છે—હે મહારાજ! જીવને અવિદ્યાથી ઉત્પન્ન થયેલું આ ગાઢ અને મોટું અજ્ઞાન કેમ નાશ પામે?[૧]

વસિષ્ઠ કહે છે—હે **રામ**! જેમ સૂર્યના પ્રકાશથી તુષારકણિકા (ઝાકળના છાંટાઓ) તત્કાલ નાશ પામે છે, તેમ આત્મ પ્રકાશથી આ અવિદ્યા, તત્કાલ નાશ પામે છે.[૨] જ્યાંસુધી અવિદ્યાનો નાશ કરવાવાળી અને મોહનો ક્ષય કરવાવાળી આત્મવિદ્યા, ઉત્પન્ન થઈ નથી, ત્યાંસુધી અવિદ્યા, દેહાભિમાની જીવને મહાદુઃખરૂપી કાંટાથી ભરેલા સંસારરૂપી †ભૃગુવિષે નીચે નીચે પછાડે છે.[૩-૪] હે **રામ**! જેમ તડકાને જોવાવાળી છાયાનો નાશ થાય છે, તેમ પરમાત્માને જોવાથી અવિદ્યાનો નાશ થાય છે.[૫] જેમ બારે સૂર્ય, સર્વ દિશામાં ઉદય પામે ત્યારે છાયાનો નાશ થાય છે, તેમ સર્વ વ્યાપી પરમાત્માનાં સાક્ષાત્ દર્શન થવાથી અવિદ્યા, પોતાની મેળે જ નાશ પામે છે.[૬] ઇચ્છા (કામ) માત્ર અવિદ્યા કહેવાય છે, તેનો નાશ, મોક્ષ કહેવાય છે. તે ઇચ્છાનો નાશ, અસંકલ્પે કરીને સિદ્ધ થાય છે.[૭] જેમ આકાશમાં રાત્રિનો ક્ષય થવાથી અને સૂર્યોદય થવાથી શ્યામતા શાંત પડે છે, તેમ મન વિષે

* આ એક સો ચૌદમા સર્ગમાં 'અવિદ્યાના ક્ષયનો ઉપાય, આત્મદર્શન, શુદ્ધ આત્મ સ્વરૂપ તથા અસંકલ્પથી વાસનાનો ક્ષય કહેવામાં આવશે. † પર્વતના ઉંચા ટેકરાપરથી કુદીને પડી મરવાથી પણ આત્મહત્યાનો દોષ લાગતો નથી, તેને ભૃગુપાત કહે છે અને ભાષામાં તેને ભૈરવજપ કહે છે.

વાસનાનો ક્ષય થાય છે અને આત્માનો ઉદય થવાથી કામના પણ ક્ષીણ થાય છે.[૮] જેમ સૂર્યોદય થાય ત્યારે રાત્રિ કયાંય પણ જાય છે. તેમ જ્ઞાન થવાથી અવિદ્યા કયાંય પણ લીન થાય છે.[૯] જેમ સંધ્યાને વખતે બાલકને વેતાલ સંબંધી સંકલ્પ, દૃઢ થાય છે, તેમ દૃઢ વાસનાથી ચિત્તનો બંધ દૃઢ થાય છે.[૧૦]

રામ પૂછે છે.–હે મહારાજ! જે કંઇ દૃશ્ય પદાર્થ છે, તે અવિદ્યા કહેવાય છે અને તે આત્મવિદ્યાથી ક્ષીણ થાય છે, તે આત્મા કેવો છે?[૧૧]

વસિષ્ઠ કહે છે–હે રામ! જેને વિષય વ્યાપ્તિ નથી, જે સર્વનું કારણ હોવાથી સર્વત્ર વ્યાપક છે, જે વાણીને અગોચર છે અને ચૈતન્યરૂપ છે, તે તત્ત્વ, આત્મા કહેવાય છે, ને તે જ પરમેશ્વર છે.[૧૨] બ્રહ્માથી લઈ સ્તંભપર્યંત તૃણ આદિ જે કંઇ આ જગત્ છે. તે સર્વ, સદા આત્મા જ છે અવિદ્યા નથી.[૧૩] દૃશ્યમાન આ સર્વ, બ્રહ્મરૂપે છે, કે જે નિત્ય, ચિદ્ઘન તથા અક્ષત છે. મનની કલ્પના વિના અન્ય કોઇ પણ અવિદ્યા નથી.[૧૪] આ ત્રણે જગતમાં કોઇ જન્મતું નથી ને કોઇ મરતું નથી. કોઇ સ્થળે પણ *છ ભાવ વિકારની સત્તા નથી.[૧૫] આત્મા કેવલ છે. કેવલ તેજોમય છે, સર્વમાં અનુગત સદ્રૂપ છે, વિષયવ્યાપ્તિ રહિત છે ને ચિન્માત્ર છે.[૧૬] નિત્ય, વ્યાપક, શુદ્ધ, ચિન્માત્ર, દુઃખરહિત, શાંત, અચલ અને નિર્વિકારસ્વરૂપ આત્મા વિષે જે આ અજ્ઞાનવાળાં ચિત્, જડ અને પરિચ્છેક સ્વભાવવાળાં દ્વૈતને પોતે કલ્પીને દોડે છે, તે વિક્ષેપવાળું ચિત્ત, પ્રસિદ્ધ મન કહેવાય છે.[૧૭-૧૮] જેમ જલથી લહરી ઉઠે છે, તેમ સર્વ શક્તિવાળાં અને સર્વમાં રહેલાં મહાસમર્થ એ મનથી વિભાગકલના (ભાવના) શક્તિ ઉત્પન્ન થાય છે. જે એક છે, વ્યાપક છે અને શાંત છે એવા પરમાત્મા વિષે જે કંઇ પણ નથી એવો સંસાર, સંકલ્પ માત્રે કરીને પ્રસિદ્ધિ પામે છે.[૧૯–૨૦] જેમ વાયુએ કરી અગ્નિજ્વાલા થાય છે. ને વાયુએ કરીને નાશ પામે છે. તેમ જે સંકલ્પે કરીને આ સંસાર સિદ્ધ થાય છે, તે સંકલ્પે કરીને જ નાશ પામે છે.[૨૧] નિદિધ્યાસના પરિપાકરૂપ પુરુષાર્થે કરીને સિદ્ધ થયેલા અસંકલ્પમાત્રેંકરી ભોગની આશારૂપ અવિદ્યા, લીન થાય છે.[૨૨] મન, 'હું બ્રહ્મ નથી. એ પ્રકારના દૃઢ સંકલ્પથી બંધાય છે અને સર્વ બ્રહ્મ છે. એવા દૃઢ સંકલ્પથી મન, મુક્ત થાય છે.[૨૩] હે રામ! સંકલ્પ, પરમ બંધન છે. અસંકલ્પ, મોક્ષ છે. 'હું બ્રહ્મ નથી.' એ પ્રકારના સંકલ્પને 'સર્વ બ્રહ્મ છે.' એ પ્રકારના વિરોધી સંકલ્પે કરીને સ્થિર થયેલાં અજ્ઞાનને જ્ઞાને કરી જિતીને ઇચ્છા પ્રમાણે કરો.[૨૪]

* ૧ અસ્તિ, ૨ જાયતે, ૩ વર્ધતે, ૪ વિપરિણમતે, ૫ અપક્ષીયતે, ૬ નશ્યતિ.

સુગંધીવાળી, મનોહર અને પોતાના શ્વેત મૃણાલે કરીને ચંદ્રમંડળને પણ હસતી એવી જે કમલિની આકાશ વિષે નથી, તેને પણ વિલાસ માટે મનોરથ કરી બાલક જેમ કલ્પે છે, તેમ અજ્ઞજને, મનોરથ કરી, અસત્ વિકલ્પ જાલિકા (સંસાર)રૂપ અને સંસાર બંધન કરવાવાળી આ અવિદ્યા કલ્પી છે, તે, સુખદાયક નથી.૨૫–૨૮ હું કૃશ છું, દુઃખી છું, બદ્ધ છું, હાથ, પગ આદિ અવયવવાળો છું એવા વ્યવહારે કરીને બંધાય છે.૨૯ હું દુઃખી નથી. મને દેહ નથી. બંધ કયા આત્માને છે? એવા વ્યવહારે કરીને મુક્ત થાય છે.૩૦ હું માંસ નથી, અસ્થિ નથી, પણ દેહથી અન્ય પરમાત્મા છું, એવા અંદરના નિશ્ચયવાળો પુરુષ ક્ષીણાવિદ્યા (જેની અવિદ્યા, ક્ષીણ થઇ છે તેવો) કહેવાય છે.૩૧ આકાશની શ્યામતા મેરુ પર્વતનાં ઇંદ્રનીલમણિનાં શિખરની વિસ્તારવાળી પ્રભા છે, એમ યોગભાષ્યકાર કહે છે ને સૂર્યનાં કિરણોવડે પણ દૂર ન થાય એવું અને બ્રહ્માંડના ઉપલા ખપ્પરની સમીપમાં રહેલું એવું અંધારું છે એમ જ્યોતિષીઓ કહે છે. એ પ્રમાણે આકાશની શ્યામતાને પૃથ્વી ઉપર રહેલા પુરુષો અનેક પ્રકારે કલ્પે છે, તેમ આ આત્મા વિષે આ અવિદ્યા અજ્ઞાની પુરુષે કલ્પી કાઢેલી છે, જ્ઞાની પુરુષે કલ્પી નથી.૩૨–૩૩

રામ પૂછે છે–હે ઋષિરાજ! જ્યારે આકાશની શ્યામતા, મેરુ પર્વતનાં શિખરની કાન્તિ નથી અને જ્યોતિષીના મત પ્રમાણે અંધકાર પણ નથી. ત્યારે એ આકાશની શ્યામતા શું છે? તે કહો.૩૫ વસિષ્ઠ કહે છે–આકાશ તો શૂન્ય છે અને શ્યામતા, ગુણવાનમાં રહે છે. માટે શ્યામતા આકાશની નથી. તેમ જ બીજાં રત્નોની પ્રભાના અભાવથી એ શ્યામતા, મેરુનાં શિખરની પ્રભા પણ નથી.૩૬ બ્રહ્માંડ તેજોમય છે અને તેજનો સ્વભાવ વિસ્તાર પામવાનો છે ને બ્રહ્માંડાંતર્વર્તી આકાશ પણ પ્રકાશથી વ્યાપ્ત છે. તેથી આકાશ વિષે તમનો સંભવ નથી.૩૭ હે રામ! અવિદ્યાની અનુકૂલ સખીના જેવી આકાશની એ અસત્ શ્યામતા જે જોવામાં આવે છે, તે કેવળ વિસ્તારવાળી શૂન્યતા જ છે.૩૮ પોતાનાં નેત્રની શક્તિ અતિ દૂર સુધી ક્ષીણ થવાથી વસ્તુતાએ કરીને જે તમ જોવામાં આવે છે, તેને આકાશની શ્યામતા કહે છે. તાત્પર્ય કે આકાશની શ્યામતા, આરોપિત છે પણ વાસ્તવિક નથી.૩૯ એમ જાણવાથી જેમ આકાશમાં પ્રતીત થતી શ્યામતા, શ્યામતા નથી એટલે મિથ્યા છે. તેમ અવિદ્યા પણ મિથ્યા જ છે.૪૦ જેમ આકાશ કમલિનીનો અસંકલ્પરૂપી બાધ સહેલથી થઇ શકે છે તેમ આ અવિદ્યાનો બાધ, સંકલ્પ કર્યા વિના જ સહેલથી થઇ શકે તેમ છે.૪૧ આકાશના વર્ણ (શ્યામતા)ની પેઠે આ

જગતના ભ્રમનું પુનઃ સ્મરણ ન થાય તેવું વિસ્મરણ ઉત્તમ છે.[૪૨] જેમ મનુષ્ય, હું નષ્ટ છું એવા સંકલ્પથી સ્વપ્નમાં દુઃખે કરીને નાશ પામે છે. ને 'હું જાગ્રત્ થયો છું' એવા સંકલ્પથી જેમ સુખ પામે છે. તેમ 'હું મૂઢ છું' એવા સંકલ્પે કરી મન, મૂઢતાને પામે છે ને હું 'જ્ઞાની છું' એવા સંકલ્પથી મન, જ્ઞાનને પ્રાપ્ત થાય છે.[૪૪] હું 'અજ્ઞ છું' એવા સંકલ્પથી આ અનાદિ અવિદ્યા, ઉત્પન્ન થાય છે. જે માટે સંકલ્પ-વાસનાનો ઉચ્છેદ થવાથી, એ અવિદ્યા, નાશ પામે છે.[૪૫] અવિદ્યા સર્વ પદાર્થોને ઉત્પન્ન કરવાવાળી છે. સર્વ પ્રાણીઓને મોહ કરવાવાળી છે. અજ્ઞાન દશામાં વૃદ્ધિ પામે છે અને જ્ઞાન દશામાં નાશ પામે છે.[૪૬] જેમ રાજાની આજ્ઞાને મંત્રીઓ માન્ય કરે છે, તેમ મન, જેનું અનુસંધાન કરે છે, તેને સર્વ ઇંદ્રિયો, ક્ષણવારમાં સિદ્ધ કરે છે એટલે મનોનિગ્રહ કરવાથી કોઇ પણ વાસના ઉદશે નહીં.[૪૭] એટલા માટે જે પુરુષ, વિષયોવિષે મનનું અનુસંધાન કરતો નથી અને 'હું બ્રહ્મ છું' એ પ્રકારની ભાવના કરે છે, તે મોક્ષ સુખને પામે છે.[૪૮] આ જગત્ પ્રથમ ન હતું, તે વર્તમાન કાલમાં પણ નથી અને જે આ પ્રતીત થાય છે, તે, નિર્વિકાર બ્રહ્મ જ છે.[૪૯] એટલા માટે અન્ય (દ્વૈત), મનનીય (વિચારવા યોગ્ય) નથી. કેમ કે, દ્વૈત, કદાપિ કોઇ પ્રકારે કોઇને કયાંય પણ સંભવતું નથી, માટે આદિ, અંત રહિત, નિર્વિકાર અને પૂર્ણ એવા બ્રહ્મરૂપ રહો.[૫૦] હે રામ! પરમ પુરુષાર્થનો આશ્રય લઇ, વિવેક બુદ્ધિવડે ચિત્તમાંથી વિષયવાસનાને સમૂલ કાઢી નાંખો.[૫૧] જરા તથા મરણનું કારણ અજ્ઞાન કે જે સેંકડો આશાપાશવાળું છે, તેની સર્વ વાસના જ વિકાશ પામે છે, પરંતુ વસ્તુતાએ તે નથી.[૫૨] મારા પુત્ર, મારું ધન, તે, હું છું, આ મારું છે, એ પ્રકારની વાસના, ઇંદ્રજાલે કરીને ક્રીડા કરે છે.[૫૩] વાયુ, જેમ જલ વિષે તરંગ સર્પને કલ્પે છે, તેમ અભિન્ન વાસનાએ આ શૂન્ય શરીરમાં અહંકારરૂપી સર્પ કલ્પ્યો છે.[૫૪] હે વિવેકવાળા રામ! તત્ત્વજ્ઞાને કરીને "મારું" અને "હું" એ બન્ને નથી જ. આત્મ-તત્ત્વવિના કદાપિ કંઇ પણ સત્ય નથી.[૫૫] આકાશ, પર્વત, સ્વર્ગ, પૃથ્વી, નદી અને શ્રેણી (શહેરના ધનિક), એ સર્વ, *દૃષ્ટિ સૃષ્ટિએ કરી જાણે ભિન્ન હોય તેમ જોવામાં આવે છે, તે અવિદ્યા જ છે.[૫૬] અવિદ્યા, અજ્ઞાને કરીને ઉત્પન્ન થાય છે અને જ્ઞાને કરી નાશ પામે છે. રજ્જુ વિષે જેમ સર્પની બુદ્ધિ થાય છે, તેમ સન્માત્ર પદાર્થમાં દેશ, કાલ તથા વસ્તુનાં પરિચ્છેદવાળી બુદ્ધિ થાય છે.[૫૭] હે રામ! આકાશ, પર્વત

* દૃષ્ટિ સમકાલ જે સૃષ્ટિ, તે દૃષ્ટિસૃષ્ટિ કહેવાય છે. શાસ્ત્રમાં જીવન્મુક્તની દૃષ્ટિએ કરી દૃષ્ટિસૃષ્ટિવાદ માન્યો છે.

સમુદ્ર, પૃથ્વી, નદી, તે આ અવિદ્યા છે. તે અવિદ્યા, અજ્ઞાનીને છે પરંતુ જ્ઞાનીને નથી. જ્ઞાનીને તો તે સર્વ જગદ્રૂપે પોતાના મહિમાએ કરીને બ્રહ્મ જ રહ્યું છે.[૫૮] રજ્જુ ભુજંગ વિષે વ્યાવહારિક તથા પ્રાતિભાસિક એ બન્ને વિકલ્પ, અજ્ઞજને કલ્પિત છે, પરંતુ જ્ઞાનીએ તો સ્વાભાવિક બ્રહ્મદૃષ્ટિ જ નિશ્ચિત કરી છે.[૫૯] હે **રામ**! તમે અજ્ઞ નહિ થાઓ, જ્ઞાની થાઓ, સંસાર વાસનાને હણો. અનાત્મ (દેહાદિક) વિષે આત્મબુદ્ધિ કરી, અજ્ઞાનીની પેઠે કાં રડો છો?[૬૦] હે **રામ**! જડ અને મૂક (મુંગો) એવો આ દેહ, તમારો કોણ થાય છે? કે જેને માટે તમે પરાધીન થઇ સુખ દુઃખે કરીને પરાભવ પામો છો.[૬૧] જેમ કાષ્ઠ અને જતુ (લાખ), બન્ને મળેલાં છે પણ એક નથી. બદર (બોરું) અને કંટ (ડાળખી), બન્ને મળેલાં છે પણ એક નથી. તેમ દેહ તથા જીવ મળેલા છે પણ એક નથી.[૬૨] જેમ ભસ્ત્રા (ધમણ) બળે તોપણ તેમાં રહેવાવાળો પવન બળતો નથી. તેમ દેહનો નાશ થાય તોપણ આત્માનો નાશ થતો નથી.[૬૩] હે **રામ**! 'હું સુખી છું' 'હું દુઃખી છું' એ પ્રકારની ભ્રાંતિ મૃગ જલ જેવી જાણીને તેને તજો અને સત્ય (બ્રહ્મ) નો આશ્રય કરો.[૬૪] મહા આશ્ચર્ય છે કે, જે સત્ય બ્રહ્મ છે, તે વિસ્મૃત થયું છે ને અવિદ્યાએ કરીને થયેલું જે **અસત્** જગત્ છે, તે સ્મરણમાં આવ્યું છે એટલે સત્ય બુદ્ધિથી દૃઢ થયું છે.[૬૫] હે **રામ**! તમે અવિદ્યાને અવકાશ નહીં આપો. કેમ કે, અવિદ્યાવાળાં ચિત્તમાં જેનો ઉત્તર નથી એવી કદર્થના (દુર્વાચ્યતા) છે.[૬૬] મિથ્યા અનર્થ કરવાવાળી મનના સંકલ્પે કરીને પુષ્ટ, દુઃખ દેવાવાળી અને મહા મોહ કરવાવાળી એવી આ અવિદ્યાએ કરી અમૃતથી ભરપૂર એવાં ચંદ્રબિંબમાં પણ રૌરવના દુઃખની કલ્પના કરી નરકનું દુઃખ, દાહ તથા શોક અનુભવાય છે.[૬૭–૬૮] જલના તરંગ, કમલ અને પુષ્પોની સુગંધીવાળાં સરોવર વિષે પણ મૃગ જલવાળાં મરુસ્થલનો અનુભવ થાય છે.[૬૯] આ અવિદ્યાએ કરીને આકાશ વિષે ગંધર્વ નગરના વિલાસો જોવામાં આવે છે અને સ્વપ્નમાં અનેક પ્રકારનાં સુખ દુઃખો અનુભવાય છે.[૭૦] જો આ અવિદ્યા, સંસાર વાસનાને પૂર્ણ ન કરે તો જાગ્રત્ તથા સ્વપ્નાના ભ્રમો, આ જગતમાં આત્માને આપત્તિમાં કેમ ન નાખે? તાત્પર્ય—અવિદ્યાએ કરીને જ આપત્તિ છે.[૭૧] જ્યારે આ અવિદ્યાએ કરી મિથ્યા જ્ઞાન, વૃદ્ધિંગત થાય છે, ત્યારે સ્વપ્ન જેવી નરકભૂમિમાં અનેક નરકની યાતના અનુભવમાં આવે છે.[૭૨] અવિદ્યાવાળું ચિત્ત, કમળના કકડાના તંતુમાં પણ ક્ષણવારમાં સંપૂર્ણ સંસારસાગરરૂપી અનર્થના ભ્રમને જુવે છે.[૭૩] જ્યારે ચિત્ત, અવિદ્યા વ્યાપ્ત થાય છે, ત્યારે મોટા મોટા રાજાઓ, એવી યાતના ભોગવે

છે, કે, જે યાતના, શ્વપાક (શ્વાનને પકવી ખાવાવાળા—ચાંડાલ)ને પણ ઉચિત નથી.[૭૪] માટે હે રામ! સંસારબંધન કરવાવાળી વિષયમાં પ્રીતિમય વાસના તજી સ્ફટિકની પેઠે નીરાગ (રાગ–રંગ તથા પ્રીતિ રહિત) થઇ રહો.[૭૫] હે રામ! સ્ફટિક મણિની પેઠે વ્યવહારમાં રહી અને પ્રતિબિંબ (ઉપાધિ)ને ગ્રહણ કરીને પણ તમને વિષય વિષે આસક્તિ નહીં થાય?[૭૬] હે રામ! તત્ત્વવેત્તાના સમાજમાં વારંવાર વિચારે કરીને દૃઢ 'હું બ્રહ્મ છું' એ પ્રકારના નિશ્ચયે કરી પ્રદીપ્ત થયેલી, એટલા જ માટે સર્વત્ર બ્રહ્મદર્શને કરી સુશીલ એવી અસંગ બુદ્ધિએ કરી વ્યવહાર કરશો તો તમે જન્મમરણાદિ ભ્રમ રહિત નિત્યમુક્ત સ્વરૂપ છો. ત્યારે કોની ઉપમાને પ્રાપ્ત થશો? જીવન્મુક્ત એવા બ્રહ્મા, વિષ્ણુ કે શિવ, એમાંના કોઇની ઉપમાને પ્રાપ્ત થશો નહીં એટલે સર્વથી શ્રેષ્ઠ થશો."



# *સર્ગ ૧૧૫ મો.

## રામે કરેલા ચાર પ્રશ્ન તથા તેના ઉત્તર.

**श्रीवाल्मिकिरुवाच—एवमुक्तो भगवता वसिष्ठेन महात्मना ।**
**रामः कमलपत्राक्ष उन्मीलित इवाबभौ ॥ १ ॥**

વાલ્મિકિ કહે છે—મહાત્મા વસિષ્ઠ ઋષિએ એમ કહ્યું, ત્યારે કમલ જેવાં નેત્રવાળા રામ, પ્રસન્ન થયા હોય તેમ શોભતા હતા. અંધકાર ક્ષીણ થાય ત્યારે સૂર્ય પ્રકાશથી કમલ જેમ તેમ સમાધાને કરી પ્રસન્ન થયેલા રામનું અંતઃકરણ પ્રફુલ્લિત થયું, તેથી તે, વિશેષ શોભતા હતા.[૨] બોધથી થયેલા વિસ્મયે કરી સુંદર મંદ હાસ્યવડે સુશોભિત રામ, મધુર વાણીથી પૂછે છે.[૩]

રામ પૂછે છે—અહો! કમલતંતુવડે પર્વતો બાંધેલા છે એ આશ્ચર્ય છે. જે અવિદ્યા, મિથ્યા છે, તેણે સર્વને વશ કર્યા છે.[૪] જે અસત્ છતાં પણ સત્ જેવું જોવામાં આવે છે, તે આ સંસારનું દુઃખ તૃણ જેવું તુચ્છ છતાં પણ અવિદ્યાએ કરી ત્રણે લોકમાં વજ્ર જેવું દૃઢ થયું છે.[૫] હે મુનિરાજ! ત્રણે ભુવનમાં નદીની પેઠે પ્રવાહવાળી આ †સંસાર માયાનું સ્વરૂપ, મારા બોધ માટે અનુગ્રહ કરીને મને

* આ એક સો પન્દરમા સર્ગમાં બોધથી રામને આશ્ચર્ય, માયા અને તેના નાશની સ્થિતિ તથા પૂછેલું લવણની આપત્તિનું કારણ કહેવામાં આવશે. † પ્રશ્ન પહેલો.

ફરીથી કહો.[૬] વળી બીજો સંશય મારા મનમાં એ છે કે, '*મહા ભાગ્યશાલી લવણ રાજા, કયા કારણથી (મોહે કરી) આપત્તિ પામ્યો હતો? તે કહો.[૭] હે મહારાજ! દેહ તથા જીવ, લાખ તથા લાકડાની પેઠે મળેલાં છે અને એ મલ્લ અથવા મેંઢાની પેઠે પરસ્પર પ્રહાર કરે છે. એ બન્નેમાંથી †સંસારી એટલે સુખ દુ:ખનો ભોક્તા, મુખ્ય કોણ છે?[૮] લવણ રાજાને તેવી મહા આપત્તિ આપીને એ ‡ઐંદ્રજાલિક કયાં ગયો હતો? ને તે કોણ હતો?[૯]

વસિષ્ઠ કહે છે-§હે રામ! દેહ, લાકડાં તથા ભીંત જેવો છે, એ કાંઇ સદ્-વસ્તુ નથી. ચિત્ત, દેહને સ્વપ્નની પેઠે કલ્પે છે. તાત્પર્ય-દેહ, જડ અને મિથ્યા હોવાથી ભોક્તા નથી અર્થાત્ મલિન જીવ, ભોક્તા છે અને મિથ્યા કલ્પના માયાસ્વરૂપ છે.[૧૦] ચિતશક્તિવાળું ચિત્ત, જીવ કહેવાય છે, તે જ, વાનરનાં બચ્ચાંની પેઠે સંસારમાં ભોક્તાપણાનું અભિમાન કરે છે.[૧૧] કર્મભોક્તા જીવ, નાના પ્રકારના આકાર તથા શરીરને ધારણ કરે છે ને તેથી, 'અહંકાર,' 'જીવ,' 'મન' એ, જીવનાં નામ થાય છે.[૧૨] દૃશ્યમાન અનંત સુખ દુ:ખ, જ્ઞાની જીવને નથી તેમ જડ હોવાથી દેહને પણ નથી પરંતુ અજ્ઞાની જીવને છે.[૧૩] અજ્ઞાની મન, નાના પ્રકારની વૃત્તિને અનુસરે છે, તેથી વિચિત્ર આકાર તથા નામને ધારણ કરે છે.[૧૪] જેમ સૂતેલો માણસ, સ્વપ્ન ભ્રમને જુવે છે પણ જાગેલો જોતો નથી તેમ અજ્ઞાની મન, સંસાર ભ્રમને જુવે છે, પણ જ્ઞાની, કદાપિ જોતો નથી.[૧૫] જીવ, જ્યાંસુધી અજ્ઞાન નિદ્રામાં છે અને જ્ઞાનજાગ્રતમાં આવ્યો નથી, ત્યાંસુધી, મહાસંસાર ભ્રમને જુવે છે.[૧૬] દિવસના પ્રકાશે કરી વિકાશ પામેલાં કમલના મધ્યમાં રહેલાં તમ, જડતા આદિની નિવૃત્તિ થાય છે, તેમ જ્ઞાની જીવનાં તમ, જડતા આદિ સર્વ લીન થાય છે.[૧૭] ચિત્ત, અવિદ્યા, મન, વાસના અને કર્માત્મા, એ સર્વ, ક્રિયાવડે જીવનાં નામ છે. એ જ સુખ દુ:ખનો ભોક્તા છે.[૧૮] દેહ, જડ છે, તેથી તેને દુ:ખ ભોગવવું યોગ્ય નથી. જીવ, અવિચારે કરી દુ:ખને યોગ્ય છે. ગાઢ અજ્ઞાન, અવિચારનું કારણ છે. અજ્ઞાન, દુ:ખનું કારણ છે.[૧૯] જેમ કોસેટો, કોશે કરી દુ:ખને પ્રાપ્ત થાય છે. તેમ જીવ, અવિવેકરૂપી દોષે કરીને સુખ દુ:ખનો વિષય છે.[૨૦] અવિવેકી તથા વિવિધ વૃત્તિવાળું મન, નાના પ્રકારના વિહારે કરીને ચક્રની પેઠે ભમે છે.[૨૧] હે રામ! મન, ઉદય પામે છે, રુદન કરે છે, હણે છે, ખાય છે, જાય છે, ચેષ્ટા કરે છે અને નિંદે છે. પરંતુ શરીર, કદાપિ કંઇ કરતું

* પ્રશ્ન બીજો. † ત્રીજો પ્રશ્ન. ‡ ચોથો પ્રશ્ન. § પહેલા તથા ત્રીજા પ્રશ્નનો ઉત્તર.

નથી.[૨૨] જેમ ઘરધણી ઘરમાં વિવિધ ક્રિયા કરે છે, પણ ઘર, કરતું નથી. તેમ દેહમાં જીવ, વિવિધ ક્રિયા કરે છે, પણ દેહ કરતો નથી.[૨૩] સર્વ સુખ દુઃખ વિષે તથા સર્વ અવસ્થા વિષે મન જ, કર્તા છે. ભોક્તા છે. હે રામ! તમે મનને જ જીવ જાણો.[૨૪] હે રામ! *આ વિષયમાં ઉત્તમ વૃત્તાંત કહું છું. મનના ભ્રમથી લવણ રાજા, જેવી રીતે દુઃખ પામ્યો, તે તમે સાંભળો.[૨૫] હે રામ! મન, શુભ અથવા અશુભ કર્મને ભોગવે છે. એ તમે જે પ્રકારે જાણશો, તે પ્રકારે કહું છું તે સાંભળો.[૨૬] હરિશ્ચંદ્રના કુળમાં થયેલા લવણ રાજાએ, બેઠાં બેઠાં મનમાં એક વિચાર કર્યો કે,[૨૭] 'મારા પિતામહે (દાદાએ) રાજસૂય યજ્ઞ કર્યો હતો, તેનાં કુલમાં હું થયો છું. માટે હું પણ †મને કરીને રાજસૂય યજ્ઞ કરું.[૨૮] એવો મનમાં વિચાર કરી ભાવથી સામગ્રી એકઠી કરીને રાજાએ રાજસૂય યજ્ઞની દીક્ષા લીધી.[૨૯] ઋત્વિજોને નિમંત્રણ કર્યું. મોટા મોટા મુનિઓની પૂજા કરી. દેવતાઓને આમંત્રણ કર્યાં અને અગ્નિને પ્રદીપ્ત કર્યો.[૩૦] બગીચાની અંદર રાજા, યજ્ઞ કરતો હતો, દેવ, ઋષિ તથા બ્રાહ્મણોની પૂજા કરતો હતો અને બ્રાહ્મણ આદિ પ્રાણીઓને સર્વસ્વ દક્ષિણા દેતો હતો. એ રીતે માનસિક યજ્ઞમાં વર્ષ નીકળી ગયું ને બગીચામાં સાયકાળનો વખત થયો ત્યારે જાગ્રત્ થયો એટલે તેનો મનોરથ નિવૃત્ત થયો.[૩૧-૩૨] એવી રીતે એ રાજાએ પ્રસન્ન મનથી રાજસૂય યજ્ઞ પૂર્ણ કર્યો, તેનું ફળ તેને મળવું જોઇએ.[૩૩] ‡હે રામ! એટલા માટે તમે મનને જ જીવ જાણો. તે જ સુખ દુઃખનો ભોક્તા છે. તેથી પવિત્ર અને સત્ય વસ્તુ (બ્રહ્મ)માં મનને લગાડો.[૩૪] હે સભાસદો! મનને પૂર્ણ (દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદે કરી શૂન્ય એવાં) બ્રહ્મમાં રાખવાથી મન પૂર્ણ થાય છે ને પરિચ્છેદ-વાળાં શરીરમાં રાખવાથી મન નશ્વર થાય છે. માટે 'હું દેહ છું' એવો જેને નિશ્ચય છે, તેની સાથે કંઇ પ્રયોજન નથી એટલે તે સુખી છે.[૩૫] હે રામ! જેમ સૂર્યનાં કિરણોવડે કમલ, પ્રફુલ્લિત થાય છે ત્યારે તેનાં સંકોચ, અંધકાર તથા જડતા નાશ પામે છે. તેમ ચિત્ત, જ્યારે શાસ્ત્ર પ્રમાણે ગુરુના ઉપદેશે કરી

---

* આંહીથી બીજા પ્રશ્નનો ઉત્તર છે. † બાહ્ય યજ્ઞ સામગ્રી સંપાદનમાં અસમર્થતાને લીધે અથવા રાજસૂયમાં રાજા આદિ બહુ પ્રાણીને પીડા થાય છે તેથી તેમાં પુરોહિત તથા મંત્રીની અસંમતિને લીધે એ રાજાએ માનસિક યજ્ઞ કર્યો.

‡ આ સંદર્ભે કરી 'કર્તૃતા, ભોક્તૃતાનો પ્રવાહ જ, માયા નદીનું સ્વરૂપ છે, એમ પ્રથમ પ્રશ્નનો ઉત્તર પણ જાણવો.

વિચારની પરિપાક દશાથી હું કદાપિ દેહાદિરૂપ નથી, પરંતુ પૂર્ણ, આનંદરૂપ, સ્વપ્રકાશ, એકરસરૂપ બ્રહ્મ હું છું એવા ઉત્તમ વિવેકવાળું થાય છે, ત્યારે જેણે વિષય વાસનાનો બાધ કર્યો છે એવા અવિકારી તત્ત્વવેત્તાને સર્વ દુઃખો, સમૂલ ગલિત થાય છે એટલે કદાપિ સંભવતાં નથી.[૩૬]

# સર્ગ ૧૧૬ મો.*

## ચતુર્થ પ્રશ્નનો ઉત્તર.

**श्रीराम उवाच–राजसूयफलं प्राप्तं लवणेन किल प्रभो ।**
**प्रमाणं किमिवात्र स्यात्कल्पनाजालशंबरे ॥ १ ॥**

રામ પૂછે છે–હે મહારાજ! લવણ રાજાને ચંડાલના ભાવની કલ્પનારૂપ ઐંદ્રજાલમાં રાજસૂય યજ્ઞનું અનિષ્ટ ફલ પ્રાપ્ત થયું, એમાં પ્રમાણ શું?[૧]

વસિષ્ઠ કહે છે–જ્યારે જાદુગર, લવણરાજાની સભામાં આવ્યો ત્યારે હું ત્યાં હતો. તેથી એ બનાવ મેં પ્રત્યક્ષ જોયો છે.[૨] તે ઐંદ્રજાલિક, માયા દર્શાવીને જ્યારે ગયો ત્યારે 'આ શું'? એમ રાજાએ તથા સભાએ મને પૂછ્યું.[૩] મેં યોગબલે કરી જોઇને તે સભામાં જે કહ્યું, તે, ઐંદ્રજાલિકની માયા હું કહું છું, તે સાંભળો.[૪] જે રાજસૂય યજ્ઞ કરે છે, તેને બાર વર્ષ પર્યંત †મહા આપત્તિનું દુઃખ પડે છે[૫] એટલા માટે ઇંદ્રે લવણના દુઃખભોગ માટે ગારુડિકના વેષવાળો દેવદૂત મોકલ્યો.[૬] તે દેવદૂત, રાજસૂય યજ્ઞના કર્તા લવણને ‡મહાઆપત્તિ ભોગવાવી જેમાં

---

* આ એકસો સોળમા સર્ગમાં 'ચતુર્થ પ્રશ્નનાં સમાધાનમાં વર્ણવેલા અર્થ માટે ઉપોદ્ઘાત સહિત યોગભૂમિઓ ઉભી કરવામાં આવશે.' † રાજસૂયમાં જે અવાંતર પાપ થાય છે, તેનું ફલ, બાર વર્ષની આપત્તિ છે અને રાજસૂય યજ્ઞથી જે પુણ્ય થાય છે. તેનું ફલ, સ્વરાજ્યાદિ સુખ છે, તેથી 'રાજસૂય યજ્ઞનું ફલ, આપત્તિ જ છે,' એમ ન જાણવું.

‡ શારીર રાજસૂય યજ્ઞનાં ફલ કરતાં પાંચગણું ફલ, માનસિક રાજસૂય યજ્ઞનું થાય છે. તેથી રાજસૂય યજ્ઞનું દુઃખરૂપ ફલ, બાર વર્ષ પર્યંત ભોગવવું પડે છે. એમ આ સર્ગના પાંચમા શ્લોકમાં કહ્યું છે ને ચાંડાલભાવમાં લવણરાજાને સાઠ વર્ષ દુઃખ ભોગવવું પડ્યું છે, તેનો વિરોધ નથી. જેમ શારીર કરતાં માનસિક રાજસૂય યજ્ઞનું દુઃખરૂપ ફલ પાંચગણું ભોગવવું પડે છે, તેમ સુખરૂપ ફલ પણ પાંચગણું ભોગવવું પડે છે, એમ જાણવું.

દેવ તથા સિદ્ધ પુરુષો ફરે છે એવા આકાશ માર્ગમાં ગયો.૭ તે માટે હે રામ! એ પ્રત્યક્ષ જ છે, એમાં સંદેહ નથી. કે મન જ, ભિન્ન ભિન્ન ક્રિયાનું કર્તા છે, ભોક્તા છે, તે મનરૂપ રત્નને હઠયોગે કરી ઘસવું ને રાજયોગે કરી શુદ્ધ કરવું. પછી જેમ તડકાવડે હિમકણ (ઝાકરનો બિંદુ), વિલીન થાય છે, તેમ મનને નિર્વિકલ્પ સમાધિએ કરી વિલીન કરી તત્ત્વસાક્ષાત્કારે કરી તમે મોક્ષને પ્રાપ્ત થશો. હે રામ! ચિત્તને જ આડંબરવાળી અવિદ્યા જાણો. તે, માયાવડે આ જગતને ઉત્પન્ન કરે છે. જેમ વૃક્ષ તથા તરુ શબ્દના અર્થનો ભેદ નથી, તેમ અવિદ્યા, ચિત્ત, જીવ તથા બુદ્ધિ શબ્દના અર્થનો પણ ભેદ નથી, એમ જાણીને ચિત્તને વિકલ્પ રહિત કરો. જેમ સૂર્યોદય થાય ત્યારે અંધકાર દૂર થાય છે, તેમ જ્યારે મન, નિર્મળ થશે, ત્યારે તમારું અજ્ઞાન દૂર થશે. હે રામ! જે ન દેખાય, જે પોતાનું ન કરાય, જે ન તજાય, જે ન મરે, જે પોતાનું નથી, જે પારકું નથી, તે કંઇ પણ નથી એટલે સર્વદા સર્વ, સર્વરૂપે છે, એ પરમાર્થ છે.૮ જેમ ન પકવેલાં ભિન્ન ભિન્ન મૃત્તિકાનાં પાત્ર, જલવિષે એક પિંડભાવને પ્રાપ્ત થાય છે, તેમ દૃશ્ય પદાર્થનો સમુદાય, તેનું જ્ઞાન તથા જીવ, એકરસરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.૯

રામ પૂછે છે–હે મુનિરાજ! એ પ્રમાણે 'મનનો ક્ષય થવાથી સંપૂર્ણ સુખ દુઃખનો અંત થાય છે.' એમ તમે કહ્યું તે ઠીક, પણ અતિ ચપલ એવાં એ મનનો નાશ કેમ થાય? તે કહો.૧૦

વસિષ્ઠ કહે છે–હે રામ! મનના નાશ માટે યુક્તિ કહું છું, તે તમે સાંભળો. જે યુક્તિને જાણી મન, ઇન્દ્રિયને અગોચર એવાં બ્રહ્મવિષે સદા રાખવાથી લય પામશે.૧૧ આ જગતમાં બ્રહ્મથી સર્વ પ્રાણીની ઉત્પત્તિ, ૧ સાત્ત્વિક, ૨ રાજસ તથા ૩ તામસના ભેદથી ત્રણ પ્રકારની છે, એમ મેં પૂર્વે કહ્યું છે. તે સર્વનું કારણ, હિરણ્યગર્ભનું મન છે. તેના સંકલ્પને, અન્ય મનો અનુસરે છે, એમ પણ આગળ કહ્યું છે.૧૨ તેમાં પ્રથમ મનની કલ્પનાએ કરી 'ચતુર્મુખ બ્રહ્મા, હું છું.' એવી કલ્પના બ્રહ્માને થઇ. એ બ્રહ્મા, સત્ય સંકલ્પ હોવાથી જે જે સંકલ્પ કરે છે, તે તે જુવે છે. તેથી આ જગત્ કલ્પાણું છે.૧૩ તેમાં જન્મ, મરણ, સુખ, દુઃખ અને મોહ આદિ સંસાર પણ બ્રહ્માની કલ્પનાવડે થયો છે. એ કલ્પના ચાર હજાર યુગ પર્યંત અનુકૂલ રચનાએ કરીને રચેલા દેવ, અસુર આદિનાં નામોવડે સ્થિરતાથી રહીને તડકામાં હિમબિંદુ જેમ, તેમ પ્રલય વખતે પોતે લય પામે છે.૧૪ એ જ કલ્પના, સંકલ્પના વશથી ફરીથી અન્ય સૃષ્ટિરૂપે થાય છે, પાછી લય પામે છે ને ફરીને ઉત્પન્ન થાય છે.

એ પ્રમાણે વારંવાર સંસારને પ્રાપ્ત થઇ પ્રારબ્ધ લય થાય ત્યારે સ્વયંપ્રકાશ આત્મજ્ઞાને કરીને એ પરાર્ધ પૂરાં થાય ત્યારે પોતાની મેળે સમૂલ શાંત થાય છે.[૧૫] એવી રીતે આ બ્રહ્માંડમાં અને અન્ય બ્રહ્માંડમાં અનંત કોટિ બ્રહ્માઓ થઇ ગયા, થશે અને થાય છે. બીજા પણ અનંતકોટી બ્રહ્માઓ છે, જેની સંખ્યા પણ નથી એટલે અસંખ્ય છે.[૧૬] એવી રીતે સમષ્ટિ કલ્પના છે. તેમાં ઇશ્વિરથી ઉત્પન્ન થઇ આવી વ્યષ્ટિ જીવ, જેવી રીતે જીવે છે ને મુક્ત થાય છે, તે રીત, કહું છું તે તમે સાંભળો.[૧૭] પ્રલય વખતે અવ્યાકૃતમાં લય પામેલા જીવોની સંસ્કારરૂપે રહેલી મન શક્તિ, અવ્યાકૃત બ્રહ્મથી શબ્દ તન્માત્રાકાર આકાશનો આવિર્ભાવ થાય છે, ત્યારે તે આકાશ શક્તિનો આશ્રય લઇ પોતે ઉદય પામે છે. પછી સ્વલ્પ ચલનની યોગ્યતારૂપ ધન સંકલ્પપણાને પ્રાપ્ત થાય છે.[૧૮] પછી આગળ પ્રાપ્ત થયેલી પંચતન્માત્રાને પ્રાપ્ત થઇ, અપંચીકૃત પંચમહાભૂત રૂપે થઇ, ૧મન, ૨બુદ્ધિ, ૩ચિત્ત અને ૪અહંકાર, એવી રીતે અંતઃકરણ ચતુષ્ટય કે જે વ્યવહારનું કારણ છે, ને જીવની ઉપાધ છે, તેને પ્રાપ્ત થઈ, તે મનઃશક્તિ પંચીકૃત પંચમહાભૂતરૂપે થઇ, આકાશ, પવન તથા તેજોરૂપતાના સંકલ્પે કરી, મેઘના જલના રૂપને પ્રાપ્ત થાય છે; ત્યારપછી શાળ તથા ઘઉં આદિ અન્નમાં પ્રવેશ કરી, પુરુષનાં વીર્યદ્વારા ગર્ભરૂપે થાય છે.[૧૯] પછી જન્મે છે ને વિશેષ પુણ્ય હોવાથી કર્મ તથા જ્ઞાનમાં અધિકારી થાય છે.[૨૦] પુરુષે જન્મ્યા પછી બાલ્યાવસ્થાથી જ ગુરુને શરણે જવું ને જ્ઞાનાભ્યાસ કરવો.[૨૧] તેથી તમારી પેઠે તે પુરુષને પણ વિવેક વૈરાગ્ય આદિ સાધન સંપત્તિ, સિદ્ધ થાય છે.[૨૨] તેનું અંતઃકરણ શુદ્ધ થાય છે અને પછી 'સંસાર ત્યાજ્ય છે ને મોક્ષના ઉપાયો ગ્રાહ્ય છે એવો તેને વિચાર ઉત્પન્ન થાય છે.[૨૩] તેવા વિવેકવાળો અને હું શુદ્ધ સત્ત્વગુણી બ્રાહ્મણ આદિ છું, એવાં અભિમાનવાળો પુરુષ, નિર્વિકાર પરમાત્મા વિષે સ્થિર થઇને રહે ત્યારે મોક્ષ માટે ચિત્તને પ્રકાશ કરવાવાળી સાત પ્રકારની યોગભૂમિ, ચિત્તનાં તારતમ્યે કરીને પ્રકટ થાય છે.[૨૪]



# સર્ગ ૧૧૭ મો.*

## અજ્ઞાનની સાત ભૂમિકા.

**श्रीराम उवाच**–कीदृश्यो भगवन्योगभूमिकाः सप्त सिद्धिदाः ।
समासेनेतिमे ब्रूहि सर्वतत्त्वविदांवर ॥ १ ॥

**રામ** પૂછે છે–હે સર્વ તત્ત્વવેત્તાઓમાં શ્રેષ્ઠ! સિદ્ધિ આપવાવાળી સાત યોગભૂમિકા કેવી છે? તે મને ટુંકામાં કહો.[1]

વસિષ્ઠ કહે છે. હે **રામ**! અજ્ઞાન ભૂમિકા, સાત છે. તેમજ જ્ઞાનભૂમિકા, પણ સાત છે, ને તેના અવાંતર ભેદો, અસંખ્ય છે.[2] સ્વાભાવિક પ્રવૃત્તિરૂપ પ્રયત્ન તથા વિષય ભોગમાં દૃઢતારૂપ રસાવેશ એ બન્ને, અજ્ઞાન ભૂમિકાનાં અસાધારણ કારણ છે અને †[1]શાસ્ત્રમાં કહેલાં સાધન, [2]ચતુષ્ટય સહિત, ‡[3]શ્રવણાદિ પ્રયત્ન તથા [4]મુમુક્ષાની દૃઢતારૂપ રસાવેશ, જ્ઞાનભૂમિકાનું અસાધારણ કારણ છે. અધિષ્ટાન બ્રહ્મની સત્તાના ઉત્કર્ષાધીન પોતાની સત્તાનો લાભ, બન્ને ભૂમિકાનું સાધારણ કારણ છે એ કારણોથી તે બન્ને પ્રકારની ભૂમિકા, પોત પોતાના વિષયમાં રૂઢ મૂલ થઇને અજ્ઞાન ભૂમિકા, સંસારમાં દુઃખરૂપ ફલ આપે છે અને જ્ઞાનભૂમિકા, સંસારની મુક્તિપૂર્વક નિરતિશયાનંદની પ્રાપ્તિરૂપ ફલ આપે છે.[3] હે **રામ**! તેમાં તમે પ્રથમ તો સાત અજ્ઞાન ભૂમિકા સાંભળો. ને પછી સાત પ્રકારની જ્ઞાનભૂમિકા સાંભળજો.[4] સ્વસ્વરૂપે કરીને જે સ્થિતિ, તે જ્ઞાન કહેવાય છે ને મુક્તિ, તેનું ફલ છે. સ્વસ્વરૂપની સ્થિતિથી ભ્રંશ થયો, એ અજ્ઞાન કહેવાય છે. ને દેહાદિકમાં અહંતા થવી, એ તેનું ફલ છે.[5] જે પુરુષો, શુદ્ધ સન્માત્ર સંવિત્‌રૂપ સ્વસ્વરૂપથી એટલે સ્વસ્વરૂપના જ્ઞાનથી ચલાયમાન થતા નથી, તેઓને રાગ દ્વેષના અભાવને લીધે અજ્ઞાનનો સંભવ નથી,[6] જે સ્વસ્વરૂપથી ભ્રષ્ટ થવું, અને દ્વૈતમાં બુદ્ધિની આસક્તિ થવી એજ અજ્ઞાન કહેવાય છે તેથી અન્ય અજ્ઞાન, થયું નથી ને થશે પણ નહીં.[7] એક વિષયમાંથી બીજા વિષયમાં

* આ એકસો સત્તરમા સર્ગમાં 'જ્ઞાન ભૂમિઓના ભેદોના ઉપોદ્ઘાતે કરીને અથવ પ્રસંગથી સાત પ્રકારની અજ્ઞાન ભૂમિકાનું વર્ણન કરવામાં આવશે.

† ૧ નિત્યાનિત્ય વસ્તુ વિવેક. ૨ વૈરાગ્ય. ૩ શમાદિષટ્‌સંપત્તિ. અને ૪ મુમુક્ષુતા. એ સાધન ચતુષ્ટય છે. ‡ ૧ શ્રવણ. ૨ મનન. ૩ નિદિધ્યાસન એ શ્રવણાદિ છે.

ચિત્ત, જ્યારે જાય છે ત્યારે મધ્યમાં મનન વિનાની જે સ્થિતિ છે, તે સ્વસ્વરૂપ સ્થિતિ કહેવાય છે.[૮] જેમાં સર્વ સંકલ્પ શાંત થયા છે; શિલાના મધ્યભાગ જેવી જે ઘન સ્થિતિ છે. જે નિદ્રા તથા જડતા રહિત છે, તે સ્વરૂપ સ્થિતિ કહેવાય છે. નિદ્રા સ્વસ્વરૂપ સ્થિતિ કહેવાતી નથી, કેમ કે, તે તો નિદ્રાવસ્થા છે ને મૂર્છામાં જડતા હોવાથી તે પણ સ્વરૂપ સ્થિતિ કહેવાતી નથી.[૯] જ્યારે અહંતાનો ક્ષય થાય છે, ભેદ, શાંત થાય છે ને બન્ને ક્રિયા રહિત થાય છે, ત્યારે જે સ્વપ્રકાશ ચિત્ સ્ફુરે છે, તે સ્વસ્વરૂપ સ્થિતિ કહેવાય છે.[૧૦] તે પ્રત્યક્ ચૈતન્યમાં અજ્ઞાન, આરોપિત છે, તેની આ ભૂમિકાઓને સાંભળો. [૧]બીજ જાગ્રત્, [૨]જાગ્રત્, [૩]મહા જાગ્રત્.[૧૧] [૪]જાગ્રત્સ્વપ્ન, [૫]સ્વપ્ન, [૬]સ્વપ્ન જાગ્રત્, [૭]સુષુપ્તિ. એવી રીતે સાત પ્રકારનો મોહ (અજ્ઞાન) છે. ને તે પરસ્પર મળવાથી અનેક પ્રકારનો થાય છે. આ સાત પ્રકારના મોહનું લક્ષણ સાંભળો.[૧૨] તેમાં પ્રથમ બીજ જાગ્રતનું લક્ષણ કહું છું; સૃષ્ટિના આદિમાં માયા શબલથી ચિદાભાસવાળું રૂપ થાય છે. જે નામ રહિત તથા નિર્મળ છે. જે ભવિષ્યત્ કાલમાં પ્રાણધારણ આદિ ક્રિયાની ઉપાધિ વડે ચિત્ત, જીવ આદિ નામ ધારણ કરે છે. ને વક્ષ્યમાણ (કહેવાયો) એવા જાગ્રતનું બીજ છે, તે બીજ જાગ્રત કહેવાય છે. એ સંવિતની નવીન અવસ્થા છે.[૧૩–૧૪] હવે જાગ્રતનું લક્ષણ કહું છું, તે સાંભળો. જે બીજ જાગ્રત પછી આ સ્થૂળ દેહ હું છું. આ ભોગ્ય પદાર્થ, મારા છે; એ પ્રકારનું અચલ જ્ઞાન, જે પૂર્વે ન હતું. તે જાગ્રત્ કહેવાય છે.[૧૫] હવે મહાજાગ્રતનું લક્ષણ કહું છું. 'સ્થૂલ દેહ, હું છું.' ભોગ્ય પદાર્થ, મારા છે, એવી રીતે પૂર્વ જન્મમાં થયેલો અને અભ્યાસથી વૃદ્ધિ પામેલો એવો જે પ્રત્યય (જ્ઞાન) તે મહાજાગ્રત કહેવાય છે.[૧૬] હવે જાગ્રત સ્વપ્ન કહું છું. જે અભ્યાસ વિના રૂઢ ન થયું હોય અથવા અભ્યાસથી રૂઢ થયું હોય, પણ સર્વ પ્રકારે સંકલ્પિતરૂપ હોય. એવું જાગ્રતનું જે મનોરાજ્ય (મનોરથ) તે જાગ્રત સ્વપ્ન કહેવાય છે. તેમ જ દ્વિચંદ્ર (બે ચન્દ્રની પ્રતીતિ); છીપમાં રૂપાનું જ્ઞાન; મૃગજલ ઇત્યાદિ ભ્રાંતિઓ પણ જાગ્રત્સ્વપ્નના ભેદ છે. અભ્યાસથી જાગ્રદવસ્થામાં સ્વપ્ન જેવો વ્યવહાર થવાથી જાગ્રત્ સ્વપ્ન કહેવાય છે.[૧૭–૧૮] હવે સ્વપ્નનું લક્ષણ કહું છું—સ્વપ્ન અનેક પ્રકારનું છે. નિદ્રાના મધ્યમાં અથવા તો અંતમાં પદાર્થાનુંભવ થવો ને પછી મેં અલ્પ કાળ જોયું, તે સત્ય નથી. એ પ્રકારનો પ્રત્યય થવો, તે, સ્વપ્ન કહેવાય છે. એ સ્વપ્ન અજ્ઞાનીને હૃદયથી લઇ કેડ પર્યંતની નાડીઓના ભાગમાં થાય છે.[૧૯–૨૦] સ્વપ્ન ચિરકાલ

જોવામાં ન આવવાથી, એનું શરીર બરાબર ખુલતું નથી. એટલે સ્વપ્ન અલ્પ ક્ષણ સ્થાયી છે, માટે તેના પદાર્થો, યથાર્થ અનુભવમાં આવતા નથી. હવે જાગ્રત સ્વપ્નનું લક્ષણ કહું છું. જે સ્વપ્ન, જાગ્રતપણાંએ કરીને દૃઢ અભિનિવેશથી રૂઢ થાય છે અથવા ચિરકાલ સ્થાયી રહે.' તેવી કલ્પનાથી વૃદ્ધિ પામે. જેમ હરિશ્ચંદ્ર રાજાને બાર વર્ષનું સ્વપ્ન થયું. તેવું સ્વપ્ન, સ્વપ્ન જાગ્રત્ કહેવાય છે. એ સ્વપ્ન, એના એ દેહમાં રહે છે. અથવા દૈવયોગથી દેહ પડી જાય તોપણ રહે છે.[૨૧] હવે સુષુપ્તિનું લક્ષણ કહું છું;–આગલની છ ભૂમિકાઓ તો કર્મ જ છે. કારણ કે તેમાં કર્મ ફલ ભોગવવામાં આવે છે. પૂર્વ જન્મ, કર્મના ભોગે કરી ક્ષય થાય ને બીજાં કર્મ તો ઉત્પન્ન થયાં હોય તેના મધ્યમાં સૂક્ષ્મ તથા સ્થૂલ સર્વ પ્રપંચના લયને લીધે તેનાં કારણરૂપ અજ્ઞાન માત્રનો શેષ રહેવાથી અજ્ઞાનની ઉપાધિવાળા જીવની જડ જેવી જે સ્થિતિ છે અને ભાવી દુઃખનું કારણ જે વાસના છે તેણે કરી સહિત એવી જે ભૂમિકા તે, સુષુપ્તિ કહેવાય છે. એ સુષુપ્તિમાં તૃણ, લોષ્ટ ( માટીનું ઢેકું ) અને શિલા આદિ સર્વે પદાર્થો, પરમાણુ જેવા રહે છે.[૨૧-૨૩] હે **રામ**! એ અજ્ઞાનની સાત અવસ્થા કહી. અન્યોન્યનાં મિશ્રણથી એ સાતે ભૂમિકાઓના સેંકડો ભેદ થાય છે. જો જાગ્રત્સ્વપ્ન, ચિરકાલ રૂઢ થાય છે તો જાગ્રતમાં જ મળે છે.[૨૪-૨૫] એ જાગ્રત્સ્વપ્ન, નાના પ્રકારના પદાર્થોવડે અતિવિકાશ પામે છે. જાગ્રત્ ભાવને પ્રાપ્ત થયેલી એ જાગ્રત્સ્વપ્ન દશામાં મહા જાગ્રત્ જેવા જ પ્રત્યયો (જ્ઞાનો) થાય છે.[૨૬] જેમ જલના ભ્રમ (ભમરી)માં નૌકા પડે છે, તેમ એ સાત ભૂમિકાના મધ્યમાં જીવ, એક મોહથી બીજા મોહને પ્રાપ્ત થાય છે.[૨૭] કેટલીક સંસૃતિ ( સંસાર ), સ્વપ્નરૂપે છે, કેટલીક, જાગ્રતરૂપે છે, કેટલીક, સ્વપ્ન જાગ્રત્રૂપે છે ને કેટલીક જાગ્રત્સ્વપ્ન રૂપે છે.[૨૮] હે **રામ**! એવી રીતે મેં તમોને સાત અજ્ઞાન ભૂમિઓ કહી તે, નાના પ્રકારના વિકારવાળી તથા જગત્વાળી છે, માટે અવશ્ય ત્યાજ્ય છે. આગળ કહેવાશે એવી વિચારણાએ કરી શુદ્ધ એવા પ્રત્યગાત્માનું અપરોક્ષ જ્ઞાન થશે ત્યારે અજ્ઞાન ભૂમિકાથી મુક્ત થશો.[૨૯]



# *સર્ગ ૧૧૮ મો.

## જ્ઞાનની સાત ભૂમિકા.

**श्रीवसिष्ठ उवाच–इमां सप्तपदां ज्ञानभूमिमाकर्णयानघ ।**
**नानया ज्ञातया भूयोपो मोहपंके निमज्जसि ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! હવે જ્ઞાનની સાત ભૂમિકા સાંભળો. અભ્યાસ ક્રમે કરી એ સાત ભૂમિકાના અનુભવથી ફરીને મોહકાદવમાં ડુબશો નહીં.[૧] જો કે યોગ શાસ્ત્રમાં યમનિયમાદિકના ભેદે કરીને ભૂમકાઓ કહી છે, તોપણ તેનું ફલ, તુચ્છ સિદ્ધિ છે એટલે તે, અન્ય યોગીઓને પ્રીય છે પણ મને પ્રિય નથી. મને તો સાત જ્ઞાન ભૂમિકા પ્રિય છે. કારણ કે તેનું ફલ, પરમ પુરુષાર્થની પ્રાપ્તિ છે.[૨] અખંડ સ્વરૂપ વૃત્તિએ કરીને રૂઢ થયેલું બ્રહ્મ, અજ્ઞાનનું નિવર્તક હોવાથી જ્ઞાન કહેવાય છે. એટલે સાત ભૂમિકા સુધી જ્ઞાન કહેવાય છે ને એ જ બ્રહ્મ, અજ્ઞાન નિવૃત્તિ થવાથી જ્ઞેય કહેવાય છે. તે, સાત ભૂમિકાથી પર છે.[૩] સત્યાવબોધ અને મોક્ષ એ બન્ને, મોક્ષનાં નામ છે. મોક્ષવાળો જીવ, ફરીથી આ જગતમાં જન્મતો કે મરતો નથી.[૪] ૧ શુભેચ્છા, ૨ વિચારણા, ૩ તનુમાનસા, ૪ સત્ત્વાપત્તિ, ૫ અસંસક્તિ, ૬ પદાર્થાભાવની, ૭ તુર્યગા, એ સાત, જ્ઞાન ભૂમિ કહી છે.[૫–૬] આ ભૂમિકાને અંતે મુક્તિ છે. તેમાં જીવને ફરીને શોક કરવો પડતો નથી. એ ભૂમિકાનું લક્ષણ કહું છું. તે તમે સાંભળો.[૭] હે રામ! તેમાં પ્રથમ શુભેચ્છાનું લક્ષણ કહું છું. 'હું આટલા દિવસ કેમ મૂઢ રહ્યો. હવે ગુરુ પાસે વિચારેલાં શાસ્ત્રવાક્યો વડે આત્મ વિચાર કરીશ,' એ પ્રમાણે સાધન ચતુષ્ટય પૂર્વક ઇચ્છા તે શુભેચ્છા કહેવાય છે. તાત્પર્ય–નિષિદ્ધ કર્મના ત્યાગપૂર્વક વિહિત કર્મ, ફલેચ્છા વિના કરવાથી સિદ્ધ થયેલી, જે ત્યાગ તથા સાધન ચતુષ્ટય સહિત હોય, જેનું પરિણામ મુક્તિમાં હોય, જેનું ફલ શ્રવણાદિમાં પ્રવૃત્તિ હોય એવી ઉપાધિવાળા આત્માના સાક્ષાત્કાર માટે ઉત્કટ ઇચ્છા થવી, તે શુભેચ્છા કહેવાય છે. એ જ્ઞાનની પહેલી ભૂમિકા છે.[૮] હવે વિચારણાનું લક્ષણ કહું છું.–શાસ્ત્ર અને ગુરુનો સંબંધ તથ વૈરાગ્યના અભ્યાસપૂર્વક ગુરુસેવા, ભિક્ષા ભોજન, શૌચ આદિ યતિ ધર્મમાં

* આ એકસો અઢારમા સર્ગમાં પોતપોતાનાં લક્ષણો વડે અને આરૂઢ (જ્ઞાની)નાં લક્ષણો વડે સાત જ્ઞાન ભૂમિકાનું મોક્ષપર્યંત યથાર્થ વર્ણન કરવામાં આવશે.

પ્રવૃત્તિ થવી ને શ્રવણ મનનમાં પ્રવૃત્તિ થવી, એ 'વિચારણા' કહેવાય છે. એ જ્ઞાનની બીજી ભૂમિકા છે.[૯] હવે તનુમાનસાનું લક્ષણ કહું છું.—શુભેચ્છા તથા વિચારણાપૂર્વક શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી જે શબ્દાદિ વિષયોમાં અનાસક્તિ પર્યંત સવિકલ્પ સમાધિરૂપ તનુતા પ્રાપ્ત થવી તે, તનુમાનસા નામની ભૂમિકા કહેવાય છે, તે જ્ઞાનની ત્રીજી ભૂમિકા છે.[૧૦] હવે સત્વાપત્તિનું લક્ષણ કહું છું તે સાંભળો. આગળની ત્રણ ભૂમિકાના અભ્યાસથી બાહ્ય પદાર્થ વિષે સંસ્કારનો ઉચ્છેદ થવાથી મનવિષે અત્યંત વિરક્તિ થવાથી, માયા, માયાનાં કાર્ય તથા ત્રણ અવસ્થાથી શુદ્ધ કરેલા સન્માત્ર આત્મા વિષે ત્રિપુટીના લયે કરીને સાક્ષાત્કાર પર્યંત સ્થિતિ એટલે નિર્વિકલ્પ સમાધિરૂપે સ્થિતિ, 'સત્ત્વાપત્તિ' કહેવાય છે. એ જ્ઞાનની ચતુર્થ ભૂમિકા છે. ચતુર્થ ભૂમિકાવાળો બ્રહ્મવિત્ કહેવાય છે.[૧૧] હવે અસંસક્તિનું લક્ષણ કહું છું. ઉપર કહેલી ચાર ભૂમિકાના અભ્યાસથી બાહ્ય તથા આંતર્ આકાર અને તેના તેના સંસ્કારની સાથે ચિત્તના સંસર્ગના અભાવે કરી તથા સમાધિ પરિપાકરૂપ ફલે કરી જે અવસ્થામાં ચિત્ત વિષે પરમાનંદ અને નિત્ય અપરોક્ષ એવી બ્રહ્માત્મ ભાવના સાક્ષાત્કારરૂપ ચમત્કાર થાય છે તે, અસંસક્તિ નામની ભૂમિકા કહેવાય છે. એ જ્ઞાનની પાંચમી ભૂમિકા છે. એમાં સર્વથા અવિદ્યા તથા તેનાં કાર્યનો સંબંધ નથી તેથી તેનું નામ અસંસક્તિ પડેલું છે. પાંચમી ભૂમિકાવાળો બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ કહેવાય છે.[૧૨] હવે પદાર્થાભાવનીનું લક્ષણ કહું છું. પાંચ ભૂમિકાના અભ્યાસથી સ્વાત્મારામપણાએ કરી બાહ્ય તથા આંતર્ પદાર્થોની દૃઢ પ્રતીતિથી પદાર્થાભાવ નામની ભૂમિકા કહેવાય છે. તેમાં અન્યની પ્રબલ પ્રેરણાથી પદાર્થ ભાવના થાય છે ને તેણે કરી દેહનો નિર્વાહ થાય છે. એ છટ્ટી ભૂમિકા કહેવાય છે. તેમાં રહેવાવાળો બ્રહ્મ વિદ્વરીયાન્ કહેવાય છે.[૧૩] હવે તુર્યગાનું લક્ષણ કહું છું. છ ભૂમિકાના ચિરકાલ અભ્યાસથી અને ભેદની અપ્રતીતિથી જાગ્રત્ આદિ ત્રણ અવસ્થાથી મુક્ત બ્રહ્મને જે અવસ્થામાં આત્મરૂપે અખંડિત જાણે છે, તે તુર્યગા કહેવાય છે. એ જ્ઞાનની સાતમી ભૂમિકા છે. સાતમી ભૂમિકાવાળો બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે.[૧૫] આ તુર્યાવસ્થા, જીવન્મુક્તની કહેવાય છે. તુર્યાતીત તો બ્રહ્મ છે. એ વિદેહમુક્તિનો વિષય છે એટલે ભૂમિકા વિષે તેની ગણના નથી.[૧૬] હે રામ! જે મહાભાગ, સાતમી ભૂમિકાને પ્રાપ્ત થયા છે. તે આત્મારામ, મહાત્મા અને મહત્પદને પ્રાપ્ત થયા કહેવાય છે.[૧૭] જીવન્મુક્ત પુરુષો સુખ દુઃખના રસમાં આસક્ત થતા નથી. છટ્ટી ભૂમિકામાં પ્રવાહ

પતિત કાર્ય કરે છે પરન્તુ સાતમીમાં તે પણ કરતા નથી.[૧૮] એ જીવન્મુક્ત પુરુષો, પાસે રહેલાના કહેવા પ્રમાણે પોતપોતાના સદાચારમાં જ અવશ્ય પ્રવૃત્ત થાય છે ને તેમાં લેશમાત્ર પણ આસક્તિ રાખતા નથી. એટલે તેઓને યથેષ્ટાચરણનો પ્રસંગ નથી.[૧૯] જેમ સુતેલા પુરુષોને સુંદર સ્ત્રીઓ, સુખ આપતી નથી. તેમ જીવન્મુક્તોને આત્મા વિષે આરામ હોવાથી તેઓને જગતના વ્યવહારો સુખ આપતા નથી.[૨૦] આ સાત ભૂમિકાઓ, ધીમાન્ (મુમુક્ષુ) પુરુષો માટે છે. પણ પશુ, સ્થાવર તથા મ્લેચ્છ બુદ્ધિવાળા દેહાત્મવાદીઓ માટે નથી.[૨૧] હનુમાન્ આદિ પશુઓ, ધર્મ વ્યાધ આદિ મ્લેચ્છો, પ્રહ્લાદ આદિ અસુરો અને કર્કટી આદિ રાક્ષસો પણ આ જ્ઞાનભૂમિકાને પ્રાપ્ત થઈ જીવન્મુક્તિને પ્રાપ્ત થયા છે ને કેટલાક વિદેહમુક્તિને પ્રાપ્ત થયા છે, એમાં સંશય નથી.[૨૨] દેહમાં આત્મબુદ્ધિરૂપ ગ્રંથિનો વિચ્છેદ એટલે દેહમાંથી નિવૃત્તિ થવી, એ જ્ઞપ્તિ કહેવાય છે. જ્ઞપ્તિથી મુક્તિ થાય છે. જેમ મૃગજલ સંબંધી બુદ્ધિની નિવૃત્તિ થાય છે, જેમ છીપમાં રૂપાની બુદ્ધિની નિવૃત્તિ થાય છે, તેમ દેહાત્મ બુદ્ધિની નિવૃત્તિ થાય છે. એ જ જ્ઞાન કહેવાય છે.[૨૩] જે કેટલાક, અજ્ઞાનરૂપી આવરણનો ભંગ હોવાથી મોહથી નિવૃત્ત થયા છે તોપણ પ્રબલ પ્રારબ્ધને લીધે પરમ પવિત્ર વિદેહ કૈવલ્યને પ્રાપ્ત થયા નથી. તેઓ, આત્મારામ થઈને આ સાત ભૂમિકામાં રહે છે.[૨૪] કેટલાક તો એક જ જન્મમાં ક્રમથી સાતે ભૂમિકામાં જાય છે. કેટલાક, બે ત્રણ ભૂમિકામાં જાય છે. કેટલાક છ ભૂમિકામાં જાય છે ને કેટલાક સનક આદિ, કેવલ સાતમી ભૂમિકામાં જ રહ્યા છે.[૨૫] કેટલાક, ત્રણ ભૂમિકાને પામે છે, કેટલાક, સાતમી ભૂમિકાને પ્રાપ્ત થયા છે, કેટલાક ચાર ભૂમિકાને પ્રાપ્ત થયા છે ને કેટલાક તો બે જ ભૂમિકામાં રહ્યા છે.[૨૬] કેટલાક ભૂમિકાના ચોથા ભાગને પ્રાપ્ત થયા છે, કેટલાક અર્ધ ભૂમિકાને પ્રાપ્ત થયા છે, કેટલાક સાડાત્રણ ભૂમિકાને પ્રાપ્ત થયા છે, કેટલાક સાડાચાર ભૂમિકાને પ્રાપ્ત થયા છે ને કેટલાક સાડી છ ભૂમિકાને પ્રાપ્ત થાય છે.[૨૭] આ લોકમાં એ ભૂમિકાઓમાં ફરતા વિવેકી પુરુષો, આંતર્ વિષયનો, બાહ્ય વિષયનો તથા શરીરનો આત્મા વિષે લય કરવા માટે સદા ઉદ્યોગ કર્યા કરે છે.[૨૮] ઇંદ્રિયજિત્ અને મનોજિત જે ધીર પુરુષો, આ ભૂમિકા વિષે જય પામે છે તેઓ, સર્વોત્કૃષ્ટ રાજા છે. તેઓની પાસે મોટા મોટા હાથીવાળા શત્રુઓનો પરાજય થાય છે તથા સાતે દ્વીપનું રાજ્ય, તૃણ વત્ તુચ્છ છે. તાત્પર્ય-ઇંદ્રિય તથા મનનો જય જ, સર્વોત્કૃષ્ટ જય છે ને સ્વાત્મ સામ્રાજ્ય (સ્વસ્વરૂપાનંદ રાજ્ય સુખ)જ સર્વોત્કૃષ્ટ સુખરાજ છે.[૨૯] જે પુરુષો,

તે ભૂમિકાઓમાં જય પામે છે અને ઇંદ્રિય શત્રુને જિતી લે છે. તેઓ, મહાત્મા છે, વંદ્ય છે ને જે સાતમી ભૂમિ વિષે સમ્રાટ્ અને વિરાટ્ દેહ પણ તૃણ જેવા તુચ્છ છે. તે સાતમી ભૂમિથી પણ પર એવાં વિદેહ કૈવલ્યનાં સુખને આ લોકમાં જ પ્રાપ્ત થાય છે.૭૦



# સર્ગ ૧૧૯ મો.*

## સન્માત્રની એકતાનું દર્શન.

**श्री वसिष्ठ उवाच**–ऊर्मिकासंविदा हेम यथा विस्मृत्य हेमताम् ।
विरौति नाहं हेमेति तथात्माहंतयानया ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–જેમ સુવર્ણ, ઉર્મિકા (વીંટી)ની ભ્રાંતિએ કરી પોતાના સુવર્ણના ભાવને ભૂલી જઇ 'હું સુવર્ણ નથી.' એ પ્રકારે રુદન કરે છે. તેમ આત્મા પણ અહંતાએ કરી આત્મ સ્વરૂપને ભૂલી જઇને 'હું આત્મા, નથી.' એમ રુદન કરે છે.૧

રામ પૂછે છે–હે મુનિરાજ! સુવર્ણને ઉર્મિકાની ભ્રાંતિ કેમ થાય છે? ને આત્માને અહંતા કેમ થાય છે? તે મને યુક્તિપૂર્વક કહો.૨

વસિષ્ઠ કહે છે–હે રામ! ઉત્પત્તિ તથા નાશ સ્વતઃ સિદ્ધ દ્રષ્ટાના જોવામાં આવે છે, માટે સત્પદાર્થ પૂછવા પણ અસત્ પદાર્થ પૂછવા નહીં. અહંતા અને ઉર્મિકાપણું બન્ને, કદાપિ સત્ નથી. તાત્પર્ય–મધ્યના ૧ અસ્તિ, ૨ વર્ધતે, ૩ વિપરિણમતે અને ૪ અપક્ષીયતે, એ ચાર ભાવ વિકાર સતના છે. એમ જોવામાં આવે છે, તેથી પહેલો 'જાયતે,' ભાવવિકાર અને છેલ્લો 'નશ્યતિ' ભાવવિકાર પણ સતના જ કહેવા યોગ્ય છે. અસત્, ઉત્પત્તિ કરી શકતું નથી તેમ નાશનો આધાર થઇ શકતું નથી. જો અસત્ ઉત્પન્ન થાય વા નષ્ટ થાય, તો ઉત્પત્તિ તથા નાશ, અસતના ધર્મ હોવાથી પોતે પણ અસત્ થાય ને જો અસત્ હોય તો જોઇ શકાય નહીં. કેમ કે સતને અસતની સાથે સંબંધ નથી. તે માટે બ્રહ્મ તથા હેમ સત્ છે, તે, અહંતા તથા ઉર્મિકારૂપે ઉત્પન્ન થાય છે.૩

* આ એક સો ઓગણીસમા સર્ગમાં ભૂમિકાઓ વિષે માયિકરૂપને નિરાસ કરી સન્માત્રની એકતાનાં દર્શનને સ્થિર કરવા માટે યુક્તિ કહેવામાં આવશે.

ત્યાગ કરવું તથા ગ્રહણ કરવું આદિ ક્રિયા સંબંધ પણ સતને છે. જેમ કે 'સુવર્ણ અથવા સુવર્ણની ઉર્મિકા, તું લે. એ પ્રકારના કહેવાથી કોઇ પણ તે લેવા જાય ને પુષ્કળ ધન લઇ સોની જે આપે તે જ સત જાણવું એટલે સુવર્ણ આપે તો પણ સુવર્ણ છે ને સુવર્ણ ઉર્મિકા આપે તોપણ સુવર્ણ જ સત્ છે, તાત્પર્ય કે, સર્વ વ્યવહારનો વિષય બ્રહ્મ જ છે, તે વિના અણુમાત્ર પણ વ્યવહારમાં કોઈ વસ્તુનું નિરૂપણ કરવું અશકય છે.[૪]

રામ પૂછે છે,–હે મહારાજ! જ્યારે સર્વ વ્યવહારનો વિષય સુવર્ણ છે, ત્યારે ઉર્મિકાપણું તે શું? અને કેવું? તે મને કહો. એ સુવર્ણ, મુદ્રિકાના નિશ્ચયથી બ્રહ્મસ્વરૂપ હું જાણી લઇશ.[૫]

વસિષ્ઠ કહે છે. હે રામ! અસતનું રૂપ, નીરૂપ છે. એનું નિરૂપણ કરાવતા હો તો તમે વંધ્યાપુત્રના આકાર તથા ગુણ કહો. તાત્પર્ય વંધ્યાપુત્ર પોતે નથી તો તેના આકાર તથા ગુણ કયાંથી હોય? તેમ અસત્ પદાર્થનું રૂપ કયાંથી? અર્થાત્ નથી.[૬] ઉર્મિકા, ખોટી ભ્રાંતિ, છે, તેમ આ માયા ખોટી છે, તથાપિ સત્ય જેવી જોવામાં આવે છે. 'માયા, વિચારી જોઇએ તો જોવામાં આવતી નથી.' એ પ્રસિદ્ધ, માયાનું સ્વરૂપ છે.[૭] મૃગજલનું, બે ચંદ્રનું તથા અહંતાઆદિનું એટલું જ રૂપ છે કે, જો વિચારી જોઇએ તો જોવામાં આવતું નથી.[૮] જે પુરૂપ શુક્તિ (છીપ)માં રજત (રૂપાં)ને જુવે છે, તોપણ તેમાંથી તેને કદાપિ કોઇ સ્થળે પણ અણુમાત્ર પણ રૂપું મળતું નથી.[૯] જેમ શુક્તિમાં રજત ભાસે છે, મરુસ્થલમાં મૃગજલ ભાસે છે, તેમ અસત્ પદાર્થ વિચાર વિના સત્ જેવો જોવામાં આવે છે[૧૦] જે પદાર્થ અસત્ છે. તેનું અસતપણું, વિચારવાથી પ્રકાશે છે. ન વિચારે તો મૃગતૃષ્ણામાં જલબુદ્ધિની પેઠે સ્ફુરે છે.[૧૧] જેમ અસત્ એવા વેતાલથી બાલકનું મરણ સત્ થાય છે, તેમ અસત્, સત્કાર્ય કરે છે ને સ્થિર થાય છે.[૧૨] એક સુવર્ણતાને તજી સુવર્ણમાં અન્ય ઉર્મિકા તથા કટક આદિ કંઇ પણ નથી, જેમ સિકતા (વેળુ)માં તેલ હોતું નથી.[૧૩] સતજ અર્થ ક્રિયાકારી છે. અસત જ અર્થક્રિયાકારી છે એવો નિયમ નથી. બાલકને યક્ષના વિકારની પેઠે જે જેવી રીતે ભાસે છે, તે તેવી રીતે કાર્ય કરનારું છે. તાત્પર્ય–અર્થક્રિયાનો વ્યવસ્થાપક, વસ્તુની સત્તા નથી. કિંતુ આરોપ વિષે અધિષ્ઠાન સત્તાનો પ્રતિભાસ જ છે.[૧૪] સત્ હોય. વા અસત્ હોય. પણ હૃદયમાં જે રૂઢ થયું છે તે અર્થ ક્રિયાકારી છે. જેમ વિષ વિષે અમૃત ભાવનાથી અમૃતનું ફલ આપે છે.[૧૫] સત્ તથા તત્ત્વરહિત એવી અહંતાની ભાવનાજ પરમ અવિદ્યા એટલે માયા કહેવાય છે ને તે જ

સંસાર છે.[૧૬] સુવર્ણ વિષે ઉર્મિકા આદિ ભાવ નથી, આત્મા વિષે અહંતા નથી. અહંતા, અસત્ છે. પરબ્રહ્મ વિષે સનાતનતા નથી. વિરંચિતા (બ્રહ્મભાવ) નથી. બ્રહ્માંડપણું નથી. પ્રજાપતિ આદિ ભાવ નથી, લોકાંતરતા નથી સ્વર્ગાદિપણું નથી, મેરુતા દેવપણું નથી, મનોભાવ નથી, દેહભાવ નથી, મહાભૂતપણું નથી, કારણતા નથી, ત્રણ કાલની કલના નથી, ભાવાભાવ વસ્તુતા નથી, ત્વત્તા તુંપણું, અહંતા, આત્મતા, તત્તા, સત્તા અને અસત્તા પણ નથી. ભેદકલના નથી. રાગ નથી, અને તેની કાર્યરંજના પણ નથી.[૧૭–૧૮–૧૯–૨૦–૨૧] સર્વ શાંત, આલંબન રહિત, જગતનું અધિષ્ઠાન, સન્માત્ર, શાસ્વત, શિવ, બાધવર્જિત, આભાસ રહિત, નામ વગરનું, કારણ રહિત, ઉત્પત્તિરૂપ વિકારથી રહિત, નાશરૂપ ભાવ વિકારથી વર્જિત, મધ્યના ચાર ભાવ વિકારથી રહિત, જે સર્વરૂપે નથી, જે સર્વરૂપ છે, મન તથા વાણીને અગોચર છે. શૂન્યથી પણ શૂન્ય છે અને સુખથી પણ સુખરૂપ છે, એ પારમાર્થિક સ્વરૂપ છે[૨૩]

**રામ** પૂછે છે.–હે ઋષિરાજ! સર્વત્ર વ્યાપી રહેલું બ્રહ્મ, હવે મેં જાણ્યું. તથાપિ આ સર્ગ, જોવામાં આવે છે તે શું? કેમ કે જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થવાથી તન્મૂલક જગતનો પણ બાધ થવાથી ફરીથી જગતનું ભાન ઘટતું નથી.[૨૪]

વસિષ્ઠ કહે છે–હે રામ! જો તમે તત્ત્વ જાણ્યું. તો પછી જગતનું ભાન, બ્રહ્મભાન જ છે, તેમાં કદાપિ સર્ગ નથી ને સર્ગનું નામ પણ નથી.[૨૫] જેમ મહાસમુદ્રમાં જલ રહ્યું છે, તેમ બ્રહ્મ વિષે સર્ગ તથા તેનાં નામ રહ્યાં છે. હવે તમે 'શું જોવામાં આવે છે?' એવો પ્રશ્ન કર્યો, તે ૧ શું દૃષ્ટાંત પ્રશ્ન છે? કે ૨ નિમિત્ત પ્રશ્ન છે? પહેલા વિકલ્પમાં તો 'નામ, રૂપ, બ્રહ્મરૂપે થાય છે એટલે તે બ્રહ્મમાં જ રહે છે, તેમાં દૃષ્ટાંત સમુદ્ર જલનું છે. વળી 'જલ, દ્રવરૂપ હોવાથી ક્રિયાવાળું છે ને બ્રહ્મ તો અક્રિય છે.' એ, બ્રહ્મમાં વિશેષ છે.[૨૬] બ્રહ્મના સ્વપ્રકાશપણામાં પણ સૂર્યાદિકનાં દૃષ્ટાંત છે તથાપિ સૂર્યાદિકનું તેજ દીપે છે ને પરબ્રહ્મ દીપતું નથી એટલે તેમાં દીપ્તિ ક્રિયા છે ત્યારે પરબ્રહ્મ તો નિષ્ક્રિય છે.[૨૭] જેમ સમુદ્રના મધ્યમાં સર્વત્ર જલ છે તેમ બ્રહ્મવિષે પણ આ સંપૂર્ણ જગત્ છે ને તે, ચિત્સ્વભાવથી નાના પ્રકારે સ્ફુરે છે.[૨૮] હવે બીજા વિકલ્પ (નિમિત્ત પ્રસ્ન)માં અપરિપકવ જ્ઞાન જ જ્ઞાન થયા પછી જગતમાં પ્રતીતિમાં કારણ છે. તમારું જ્ઞાન પરિપકવ ન હોવાથી, સર્ગ જોવામાં આવે છે. જ્ઞાનનો પરિપાક થશે, ત્યારે તો જગત્ પરિપૂર્ણ બ્રહ્મરૂપે પ્રતીત થશે.[૨૯] જેમ અનવસ્થા દોષ આવવાથી એક

આકાશ છે બીજું નથી. તેમ બ્રહ્મ, પરમાર્થ સ્વરૂપ હોવાથી પરમાર્થાન્તર નથી. તેથી સર્ગ, બ્રહ્મનું જ નામ છે, એવો તત્ત્વવેતાઓને નિશ્ચય છે.[૩૦] મનથી જ, સુવર્ણ વિષે જેમ કટક આદિનો ભ્રમ છે, તેમ બ્રહ્મ વિષે સર્ગનો ભ્રમ છે. મનોનાશ થવાથી સર્ગનો ક્ષય થાય છે. તમને જ્ઞાન થયા પછી પણ સર્ગ જોવામાં આવે છે તેનું કારણ, આત્યન્તિક મનોનાશનો અભાવ છે.[૩૧] ચિત્તની શાંતિ થાય, ત્યારે જ સત્ જેવો જણાતો સર્ગ, અસત્ થાય છે ને ચિત્તનો ઉદય થાય ત્યારે પોતાની મેળે અસત્ સર્ગ પણ સત્ જેવો જણાય છે.[૩૨] અહંતા-વાળું ચિત્ત, સર્ગભ્રમનું કારણ છે. ને અહંતા વગરનું ચિત્ત, જડ નથી પણ બ્રહ્મ રૂપ છે.[૩૩] જેમ મૃત્તિકાની બનાવેલી સેના, વાસ્તવ સેના નથી તથાપિ સેના જેવી જોવામાં આવે છે. તેમ તત્ત્વદૃષ્ટિમાં નાના પ્રકારનો નહીં એવો પણ સર્ગ, અજ્ઞ દૃષ્ટિથી નાના પ્રકારનો જોવામાં આવે છે.[૩૪] પારમાર્થિક દૃષ્ટિમાં તો આ દૃસ્ય દેખાતું જગત્, નિર્વિકાર અનંત એવા પૂર્ણબ્રહ્મરૂપે જ રહે છે.[૩૫] જે આ સર્ગ, જોવામાં આવે છે તે જેમ આકાશ, આકાશ વિષે રહે તેમ બ્રહ્મ બ્રહ્મ વિષે રહે છે. શાંત, શાંતમાં રહે છે, શિવ, શિવમાં રહે છે, એટલે સર્વ, અદ્વિતીય બ્રહ્મરૂપે રહે છે.[૩૬] નવ યોજનનું મોટું શહેર, અરીસામાં પ્રતિબિંબિત થાય તો જેમ, પ્રતિબિંબિત નગર, સમીપમાં છે ને બિંબ નગર દૂર છે. તેમ બ્રહ્મને વિષે પણ એ ક્રમ છે. એટલે અજ્ઞાન દૃષ્ટિવડે ભેદ અને જ્ઞાનદૃષ્ટિવડે અભેદ છે.[૩૭] જગતને આકારે સદ્-સ્તુનું ભાન હોવાથી તત્ત્વ દૃષ્ટિથી સત જ ઉત્પન્ન થયું છે ને અજ્ઞ દૃષ્ટિથી અ-સત્ જ ઉત્પન્ન થયું છે, જે માટે ભેદના પ્રતિભાસથી સદા અભાસરૂપ છે, ને અસત્ ભેદ જોવામાં આવે છે. તેથી અસન્મય છે,[૩૮] હે રામ ! આ સર્ગ, અરી-સામાં પ્રતિબિંબિત નગર જેવો છે. મૃગતૃષ્ણાનાં જલ જેવો છે અને બે ચંદ્રના ભ્રમ જેવો છે. તેમાં સત્યતા ક્યાંથી ?[૩૯] જેમ અન્યના મોહ માટે જાદુગરે નાંખેલાં ચૂર્ણથી આકાશમાં ગંધર્વ નગરનો ભ્રમ થાય છે. તેવી રીતે બ્રહ્મ વિષે આ સંસાર ભ્રમરૂપ છે. તેથી સાર (સત્ય) ને અસાર (અસત્ય) ભાસે છે.[૪૦] હે રામ ! જ્યાંસુધી વિચારરૂપી અગ્નિવડે જર્જરિત લતાની પેઠે અવિદ્યા, સમૂળ બળી ભસ્મ થઇ નથી, ત્યાંસુધી શાખા અને પ્રતાન જેવાં ઘાટાં નાના પ્રકારનાં ઘણાં સુખ દુઃખને ઉત્પન્ન કરે છે. તાત્પર્ય—જ્યાંસુધી વાસના સહિત અવિદ્યાનો નાશ થયો નથી ત્યાંસુધી તત્ત્વજ્ઞોને પણ સાતમી ભૂમિકા પર્યંત પણ વિક્ષેપરૂપી દુઃખ ભાસે છે. માટે જીવન્મુક્તિનાં સુખસારું ભૂમિકાનો અભ્યાસ કરવો.[૪૧]

# સર્ગ ૧૨૦ મો.*

## લવણુ રાજાનાં ચાંડાલ સ્થાનમાં ગમન આદિ.

**श्रीवसिष्ठ उवाच–हेमोर्मिकादिवन्मिथ्या कथितायाः क्षयोन्मुखम् ।**
**त्वं महत्त्वमविद्यायाः शृणु राघव कीदृशम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે **રામ**! સુવર્ણ મુદ્રિકાની પેઠે મિથ્યા એવી અવિદ્યાનો વિનાશી એવો મહિમા કેવો પ્રબળ છે, તે તમે સાંભળો.[૧] આગળ વર્ણવેલો લવણુ રાજા, તે વખતે ઐંદ્રજાલિકે બતાવેલી તેવી માયાને જોઇને બીજે દિવસે તે મહાજંગલમાં જવા માટે પ્રવૃત્ત થયો.[૨] 'જ્યાં મેં દુઃખ ભોગવ્યું તે મહા અરણ્ય મને ચિત્તરૂપી અરીસામાં દેખાય છે. તે કદાચિત્ વિંધ્ય પર્વતમાં મળી આવે, એવો નિશ્ચય કરીને પ્રધાન મંડળની સાથે વિંધ્ય પર્વતમાં જઇ ફરીને દિગ્વિજય માટે જાણે જતો હોય તેમ રાજા, વિંધ્ય તરફ ચાલ્યો.[૪] જેમ સૂર્ય, સર્વ આકાશમાર્ગમાં ફરે તેમ એ રાજા, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ સમુદ્રના તટ ઉપર કૌતુકથી ફર્યો.[૫] પછી એક ભાગમાં આગળ ઉભેલી જાણે ચિન્તા હોય તેમ તે મહા અરણ્યને પરલોક મહી ( નરકભૂમી )ની પેઠે રાજાએ જોઇ.[૬] ત્યાં વિહાર કરતા રાજાએ મોહાવસ્થામાં અનુભવેલાં વૃત્તાંતોને જોયાં ને પૂછ્યાં તે જાણીને વિસ્મય પામ્યો.[૭] વળી તે સર્વ ચાંડાલોને ઓળખ્યા ને પછી વિસ્મયમાં પડેલો રાજા, કુતૂહલથી ફરવા લાગ્યો.[૮] અરણ્યના સીમાના ભાગમાં તે ગામમાં આવ્યા; જે ગામમાં પોતે મોટો ચાંડાલ થઇ રહ્યો હતો.[૯] ત્યાં આગળ જોયેલા પુરુષો, સ્ત્રીઓ તથા નાની નાની ઝુંપડીઓ જોવામાં આવી. તેમ જ જેમાં મનુષ્યો રહેતા હતા, તેવા કેટલાક ભાગો જોયા.[૧૦] દુષ્કાલમાં પડી ગયેલાં તે તે વૃક્ષો જોયાં. તે તે સ્થલો તથા માતા પિતા વગરનાં બાલકો જોયાં.[૧૧] ત્યાં દુઃખી વૃદ્ધ અન્યચાંડાલણીઓને પોતાનું દુઃખ વર્ણવતી, સખીઓ પાસે દુષ્કાલમાં મરણ પામેલાં સ્વજનનો શોક કરતી એવી, જેનાં નેત્રમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં, જેનાં કુચ સુકાઇ ગયાં હતાં, શરીર દુબળું થઇ ગયું હતું, એવી વૃદ્ધ ચાંડાલણી, અનાવૃષ્ટિને લીધે શુષ્કપ્રાય દેશમાં રોતી હતી કે,[૧૨–૧૩] હા પુત્રી! હા પુત્રો! કોશ (મ્યાન)માં રહેલી તલવારની પેઠે તમે રાજાની

---

* આ એકસો વીસમા સર્ગમાં મોહાવસ્થામાં જોયેલાં ચાંડાલસ્થાનમાં ગયેલા લવણુ રાજાએ ચાંડાલી સાસુની સાથે વાતચિત કરી એમ કહેવામાં આવશે.

સાથે રહી દુષ્કાલને લીધે ત્રણ દિવસ ખાવાનું ન મળવાથી જર્જર થયેલા દેહો કયાં તજ્યા? ને કેમ તજ્યા?[૧૪] જમાઇનો શોક કરે છે. હા રાજન્! બહુ ઉંચા પર્વત ઉપર તાડનાં વૃક્ષ ઉપર ચઢીને ઉતરતી વખતે દાંતમાં તેનું ફલ લીધું. વળી ગુંજાની માળા પણ પહેરી હતી ને દૈવયોગથી જ્યારે તું લટક્યો ત્યારે હનુમાનજીની પેઠે અન્ય શાખા પકડવાનું જે તેં સાહસ કર્યું તે હજી પણ મને યાદ આવે છે.[૧૫] કદંબ, જંબીર, લવાગ અને ગુંજાના કુંજ (ઝુંડ)ની અંદર ફરતા ચિતરાને ભય ઉત્પન્ન કરે તેવાં, પુત્રથી પણ પ્રિય એવા જમાઇનાં પરાક્રમ વળી હું કયારે જોઇશ.[૧૬] હા પુત્ર! જ્યારે તું વિલાસ વખતે પોતાની પ્રિયાના મુખમાંથી માંસનો કકડો લઇને ચાવતો હતો, ત્યારે તમાલનાં જેવા શ્યામસુંદર ચિબુકની જે શોભા આવતી, તે શોભા, સાક્ષાત્ કામદેવના મુખમાં પણ નથી.[૧૭] જેમ બલવાન્ વાયુ, પુષ્પના ગુચ્છવાળી તમાલ વલ્લીને લઇ જાય તેમ યમરાજે, યમુના જેવી મારી પુત્રી જમાઇની સાથે લઇ લીધી.[૧૮] વળી પુત્રીનો શોક કરે છે. હા પુત્રિ! ગુંજાના મનોહર હારવાળી! ઉન્નત સ્તનવાળી! વાયુવડે ચંચલ કાજળ જેવી, જાંબુ તથા બોરાંના જેવા દાંતવાળી![૧૯] વળી જમાઇનો શોક કરે છે.—હા રાજ પુત્ર! ચંદ્ર જેવા સુંદર! તેવી રાણીઓને તજી મારી પુત્રીમાં પ્રીતિવાળો થયો. તે પ્રીતિ પણ સ્થિર થઈ નહીં.[૨૦] આ સંસારનદીના તરંગ જેવા વિવિધ કર્મવિપાકે શું તુચ્છ કામ ન કર્યું? જે મોટા રાજાને ચાંડાલની કન્યાવિષે યોજી દીધો.[૨૧] જેમ ભાગ્ય વિપરીત થાય ત્યારે બહુ મનોરથવાળી આશા, અને ધન, એક વખતે નાશ પામે તેમ મૃગનયની મારી પુત્રી તથા સિંહ જેવો પરાક્રમી જમાઇ બન્ને એક વખતે નાશ પામ્યાં.[૨૨] હવે પોતાનો શોક કરે છે.—પતિ મરણ પામ્યો, પુત્રી મરણ પામી, દુર્દેશને પ્રાપ્ત થઇ, દરિદ્ર થઈ, દુષ્ટ જાતિમાં ઉત્પન્ન થઇ. તેથી હું મહાસંકટ દશામાં છું. મહાભયજનક ને મહા આપત્તિમાં છું.[૨૩] બ્રહ્માએ નીચના અપમાનથી થયેલા ક્રોધનાં અને ક્ષુધાવડે ખાવા માટે શરણે આવેલા પોષ્યવર્ગના અનિવાર્ય શોકનાં એક ઘરરૂપ મને નિરાધાર નારીને રચી છે.[૨૪] જે જન, દૈવે કરી દુઃખી છે, બાંધવહીન છે, મૂઢ છે ને મહા માનસીક દુઃખમાં ડુબ્યો છે. એવા જનને જે જીવવું, મરવું આદિ જે જે આપત્તિ પ્રાપ્ત થાય છે, તે કરતાં પ્રાણ રહિત પાષાણાદિક ઉત્તમ છે.[૨૫] જેમ પર્વત અને વર્ષાઋતુમાં હજારો તૃણ વૃદ્ધિ પામે છે તેમ પોતાના માણસના વિયોગવાળા અને ક્ષુદ્ર દેશમાં રહેવાવાળા જનને દુઃખો, અનંત થઇને વૃદ્ધિ પામે છે.[૨૬] એ પ્રકારે વિલાપ કરતી પોતાની સાસુને દાસીદ્વારા શાંત

કરીને આંહી શું થયું છે? તારી પુત્રી કોણ છે? તારો પુત્ર કોણ? એવી રીતે રાજાએ પૂછયું.[૨૭] ત્યારે તે વૃદ્ધ ચાંડાલણી રોતી રોતી બોલી કે, આ ગામનુ નામ 'પુલ્કસ ઘોષ છે. આંહી મારો પતિ, પુલ્કસ હતો. તેની ચંદ્ર જેવી પુત્રી, હતી.[૨૮] તે, દૈવયોગથી આંહી આવેલા ચંદ્ર જેવા રૂપાળા રાજાને, જેનું માથાનુ ઢાંકણુ ખસી ગયું છે, એવા મધના ઘડાને જેમ ઉંટણી પ્રાપ્ત થાય, તેમ પરણી હતી.[૨૯] પછી તેની સાથે ચિરકાલ પર્યંત સુખ ભોગવીને વૃક્ષના આશ્રયવાળી તુંબીલતા ( તુંબડાની વેલ ) વનમાં વૃદ્ધિને પ્રાપ્ત થઇ, જેમ ફૂલને જન્મ આપે તેમ બાળક તથા બાળકીને જન્મ આપ્યો.[૩૦]



# સર્ગ ૧૨૧ મો.*

## લવણ રાજાએ જોયેલો ઇંદ્રજાલનો નિર્ણય.

**चांडाल्युवाच–केनचित्त्वथकालेन ग्रामकेऽस्मिन् जनेश्वर ।**
**अवृष्टिदुःखमभवद्भीषणं भग्नमानवम् ॥ १ ॥**

ચાંડાલણી કહે છે–હે રાજન્! કેટલોક કાળ વીત્યા પછી આ ગામમાં અનાવૃષ્ટિને લીધે દુષ્કાલનું મહા દુઃખ આવી પડયું. જેથી કેટલાંક માણસો, ભાગી ગયાં.[૧] એ મહા દુઃખે કરીને ગામનાં સર્વ માણસો, નીકળી દૂર ભાગી ગયાં. ને મરણ પામ્યાં.[૨] હે સૌમ્ય! એવી રીતે ઘરનાં માણસો મરણુ પામવાથી શૂન્ય અને મહા દુઃખી છીએ. તેથી પ્રવાહરૂપે ચાલતી આંસુની ધારાવડે શોક કરીએ છીએ.[૩] એવી વાત ચાંડાલણીનાં મુખથી સાંભળી રાજા, વિસ્મય પામ્યો. ને મંત્રીઓનું મુખ જોઇ જાણે ચિત્રમાં ચિતરેલો હોય તેમ જણાવા લાગ્યો.[૪] તે અતિ ઉત્તમ આશ્ચર્યને ફરીથી વિચારવા લાગ્યો. વારંવાર પૂછતો હતો. અને આશ્ચર્યમાં પડતો હતો.[૫] પછી તે ચાંડાલ સ્થલમાં રહેતાં જનોનું દુઃખ, યોગ્ય દાન તથા સત્કારવડે શાંત કરીને દયાલુ, તથા જેણે લોક તત્ત્વ જાણ્યું છે એવો એ રાજા, ત્યાં ચિરકાલ રહી દૈવગતિનો વિચાર કરી શહેરમાં આવી શહેરના માણસો સ્તુતિ કરતાં હતાં

* આ એકસો એકવીસમા સર્ગમાં તે સાંભળી વિસ્મય પામેલા લવણ રાજાને તથા રામચંદ્રને પણ વસિષ્ઠ ઋષિનાં કથને કરી નિર્ણય કહેવામાં આવશે.

તે વખતે પોતાના મહેલમાં પેઠો.[૬-૭] હે રામ! પ્રાતઃકાલે વિસ્મય પામેલા રાજાએ સભામાં મને પૂછ્યું કે 'હે મુને!' એ સ્વપ્ન પ્રત્યક્ષ કેમ થયો? તેનો ઉત્તર મેં વસ્તુના યથાર્થભાવથી આપ્યો. તેથી વાયુથી આકાશનાં વાદળાં જેમ ખસી જાય તેમ તેના હૃદયનો સંશય ટળી ગયો.[૯] હે રામ! એ પ્રમાણે અવિદ્યા, મહાભ્રમ પેદા કરનારી છે. તત્કાળ, સતને અસત્ અને અસતને સત્ કરે છે.[૧૦]

રામ પૂછે છે–હે મહારાજ! એ સ્વપ્ન, સત્યતાને કેમ પ્રાપ્ત થયો? તે કહો. મહા ભ્રમવાળો એ અર્થ (પ્રસંગ) મારા મનમાં સમઝાતો નથી.[૧૧]

વસિષ્ઠ કહે છે: હે રામ! એ સઘળું, અવિદ્યા વિષે સંભવે છે. સ્વપ્ન ભ્રમ આદિમાં ઘટ વિષે પટના (વસ્ત્રભાવ) જોવામાં આવે છે.[૧૨] અરીસામાં પર્વતની પેઠે દૂર હોય તે પાસેની જેવું ભાસે છે. સુખ નિદ્રાવાળી રાત્રિની પેઠે ચિરકાલ, શીઘ્રતાને પ્રાપ્ત થાય છે.[૧૩] જેમ અસંભવવાળું પોતાનું મરણ, સ્વપ્નમાં ભાસે છે. સ્વપ્ન વિષે આકાશ ગમનની પેઠે અસત, સત્ જેવું ભાસે છે.[૧૪] જેમ ભમતા પુરુષને પૃથ્વીના ભ્રમની પેઠે સ્થિર પદાર્થો ચલાયમાન્ થાય છે. મદવડે ક્ષોભવાળા પદાર્થની પેઠે અચલ પણ ચલતાને પામે છે.[૧૫] વાસનાવાળું ચિત્ત, જેની જે પ્રકારે દૃઢ ભાવના કરે છે, તેને તે પ્રકારે તત્કાલ અનુભવે છે. તેથી તે સત્ નથી તેમ અસત્ પણ નથી.[૧૬] જ્યારે અહંતા મમતાવાળી મિથ્યા અવિદ્યા ઉત્પન્ન થઇ ત્યારથી જ ભ્રમની આદિ, અંત તથા મધ્યતા વિનાની અસંખ્યતા કહી છે.[૧૭] પ્રતિભાસથી સર્વ પદાર્થ, વિપરિણામ પામે છે. ક્ષણ, કલ્પ થાય છે ને કલ્પ ક્ષણ થાય છે.[૧૮] વાસનાના વશથી વિપર્યયવાળો જન, પોતાને મેષ (મેંઢો) જુવે છે ને મેષ, પોતાને સિંહ જુવે છે.[૧૯] અવિદ્યા, વિષયમાં ભ્રમ ઉત્પન્ન કરનારી છે. મોહ, અહંતા આદિ પણ સર્વે, મનોવિપર્યાસનાં ફલ સંપાદનમાં કારણ હોવાથી સમાન છે, એટલે ભ્રમનાં કરનારાં છે.[૨૦] હે રામ! મોટા આરંભવાળા વ્યવહારો, કાકતાલીયની પેઠે મનોવાસનાથી પોતે પરસ્પર વિસંવાદી ભ્રમરૂપે થાય છે. તાત્પર્ય–વિસંવાદિ ભ્રમ અને સંવાદી ભ્રમ બન્ને કલ્પિત છે. તથાપિ લોકમાં વિસંવાદી ભ્રમે કરીને મિથ્યાત્વ વ્યવહાર અને સંવાદી ભ્રમે કરીને સત્યત્વ વ્યવહાર થાય છે. પણ પરમાર્થ વિચારથી નથી.[૨૧] લવણ રાજાનો ભ્રમ પણ સંવાદી ભ્રમ છે. કારણ કે, પૂર્વે એ ચાંડાલ સ્થલમાં કોઇ રાજાનો ચાંડલીની સાથે વિવાહ આદિ થયેલો વ્યવહાર, લવણ રાજાના મનમાં પ્રતીત થયો, તેથી તેને સત્ય જેવો જણાયો.[૨૨] જેમ મન, ઘણી વખત કરેલી ક્રિયાને પણ ભૂલી જાય છે, તેમ ન કરેલી ક્રિયાને પણ કરેલી જાણે છે

એટલે અનુભવેલા પદાર્થનાં વિસ્મરણની પેઠે ન અનુભવેલાનું સ્મરણ, દોષ જનક નથી. તાત્પર્ય—જો કે લવણ રાજાને ભ્રાંતિમાં તો અનુભવ જ થયો છે. સ્મરણ થયું નથી તોપણ અનુભવનું તથા સ્મરણનું અવાંતર વૈલક્ષણ્ય પણ કલ્પિત હોવાથી વિચારમાં આવે તેવું નથી.[૨૩] સ્વપ્નમાં તો પામરજન પણ દેશાંતરમાં જઇ ભોજન ન કર્યું હોય તોપણ 'મેં ભોજન કર્યું છે' એમ મનમાં જાણે છે.[૨૪] આ વિંધ્ય પર્વતના પુલ્કસના ગામનો વ્યવહાર પણ તેવો છે. જેમ સ્વપ્નમાં પ્રાચીન કથા જોવામાં આવે તેમ પ્રતિભાસથી લવણ રાજાને એ વૃત્તાંત પ્રતીત થયો છે.[૨૫] અથવા લવણ રાજાએ જે સ્વપ્નભ્રમ જોયો તે, વિંધ્યના ચાંડાલના મનમાં જાણવામાં આવ્યો.[૨૬] લવણ રાજાની પ્રતિભા, વિંધ્યના ચાંડાલના મનમાં રૂઢ થઇ. ને વિંધ્ય ચાંડાલની પ્રતિભા, રાજાના મનમાં રૂઢ થઇ.[૨૭] જેમ કેટલાક કવિઓએ રચેલાં કાવ્યની રચના, ઉત્પ્રેક્ષા, શબ્દ તથા અર્થ આદિ, કદાચિત્ સમાન હોય છે, એ સંવાદી ભ્રમ છે. તેમ લવણ તથા ચાંડાલની ભ્રાંતિરૂપ સ્વપ્નમાં પણ સંવાદી ભ્રમ છે.[૨૮] હે રામ! વ્યવહાર ગતિની સત્તા, પ્રતિભાસથી છે. સર્વ પદાર્થની સત્તા, અધિષ્ઠાનની સત્તાએ કરીને છે. પણ સ્વતંત્રતાથી નથી.[૨૯] સંવેદનની સત્તા જ ભૂત, ભવિષ્યત્ તથા વર્તમાન પ્રપંચને પ્રાપ્ત થઇને જેમ તરંગ, જલથી જુદો હોય, જેમ વૃક્ષ, બીજથી ભિન્ન હોય તેમ સંવેદનથી ભિન્ન હોય એવી ભાસે છે.[૩૦] તે સંવેદનથી ભિન્ન સત્તા, સત્ત્વ દૃષ્ટિએ કરીને સંવેદનથી સત્ છે ને અસત્ત્વ દૃષ્ટિએ કરીને અસંવેદથી અસત્ છે. એટલે તે સત્તા, ભ્રાંતિ સંવેદનને આધીન છે તેથી સત્ નથી ને અસત્ પણ નથી.[૩૧] જેમ સિકતા (વેળુ) વિષે કિંચિન્માત્ર, તેલ નથી તેમ અવિદ્યા કાંઇ પણ નથી. સુવર્ણ ને સુવર્ણતા વિના અન્ય કટક આદિ શું વસ્તુ છે? કંઇ પણ નથી.[૩૨] આત્મા, સત્ય છે ને એ વિદ્યા અસત્ છે માટે આત્માને અવિદ્યાનો સંબંધ નથી. કેમકે સમાન પદાર્થનો સંબંધ અનુભવસિદ્ધ છે.[૩૩] જતુ (લાખ) તથા કાષ્ઠ સમાન નથી. તથાપિ તેનો જે સંબંધ છે, તે અસમાન અવિદ્યા તથા આત્માના પરસ્પર સંબંધમાં ઉદાહરણ યોગ્ય નથી. કેમકે જતુ અને કાષ્ઠ બન્નેનો વિલાસ (સંબંધ) છે, ત્યારે અવિદ્યા તથા આત્માના વિષયમાં તો અવિદ્યા એકનો જ વિલાસ છે.[૩૪] 'સર્વ ચિન્મય છે એમ માનીએ તો જ ચિન્મય પાષાણ આદિ સર્વે, ચિત્ની સાથે સંબંધવાળા થાય છે, એમ કહેવું યોગ્ય છે.[૩૫] જો સર્વ પદાર્થ, ચિન્માત્ર છે, એમ માનીએ તોપણ દોષ આવે છે, કારણ કે તે, પદાર્થ તો ચિન્મય હોવાથી સ્વપ્રકાશપણાના

બલથી પ્રકાશશે. તેના પ્રકાશ માટે અન્ય ચિત્‌ની અપેક્ષા નથી.[૩૬] વિષય પદાર્થનો સંબંધ, કદાપિ ઘટતો નથી, અને પરસ્પર સંબંધ વિના પરસ્પરનો અનુભવ પણ સંભવતો નથી.[૩૭] માટે સર્વ પદાર્થ ચિન્મય છે, એમ માનીશું તો પક્ષમાં ચિન્મય પદાર્થ, ચિદ્રૂપે થઇ રહેશે. કેમ કે સદૃશ પદાર્થ સદૃશની સાથે એકતાને પ્રાપ્ત થઇ પોતાના રૂપને વિસ્તારે છે, તે એકતાથી જ સંભવે છે. અન્ય પ્રકારે નહીં.[૩૮] ચિત્, ચેતન અને ચેત્ય, એ ત્રિપુટીએ કરીને જે અનુભવ થાય છે, તે ચેતન છે. ચેતનના સંબંધને લઇને છે પણ જડ તથા ચેતનના સંબંધને લઇને નથી, કેમ કે વિલક્ષણ હોવાથી જડ તથા ચેતનનો સંબંધ કદાપિ સંભવતો નથી.[૩૯] ચિત્ તથા જડ, એ ત્રિપુટી પટના ચિત્રમાં પણ મળતાં નથી એટલે તે બન્નેનો સંબંધ નથી. તેમ જ 'ચિન્મયનો ચિત્તની સાથે સંબંધ છે.' એ પક્ષમાં પણ સાદૃશથી બન્ને સંબંધનો સંભવ છે. છતાં પણ ભેદકના અભાવથી વેદનની અસિદ્ધિને લીધે દૃશ્યનાં વેદનની ઉત્પત્તિ, સિદ્ધ થતી નથી.[૪૦] જેમ કાષ્ઠ, પાષાણ તથા મૃત્તિકાનો યોગ, એક ઘરમાં છે. તેમ ચિત્ તથા ચેત્યનો ચિત્વે કરીને એકતાનો યોગ સંભવતો નથી. કેમ કે કાષ્ઠ આદિ તો પરિણામી છે. તેથી ઘરરૂપે પરિણામ પામે છે, પણ ચિત્ પરિણામી નથી તેથી કોઇ રૂપે પરિણામ પામતું નથી.[૪૧] જિહ્વાએ કરી જે રસનો અનુભવ થાય છે, તે પણ સજાતીય પરિણામી હોવાથી થાય છે. કિંચિત્ અભિન્ન પદાર્થનો એકીભાવ તે સંબંધ, જડ અને ચિતને વિષમ માનીએ વા સમ માનીએ, તો પણ કોઇ પક્ષમાં સંભવતો નથી. કેમ કે જડ તથા ચેતન, સર્વથા અભિન્ન છે. તેથી પાષાણ આદિ જડ નથી. પણ પાષાણ, ભીંત આદિરૂપે ચિત્, પ્રતીત થાય છે. એટલે સર્વ, ચેતન જ છે. ચિત, પાષાણ આદિની સાથે એકતાને પ્રાપ્ત થઈ દૃશ્ય, દર્શન આદિ ભ્રમ ઉત્પન્ન કરે છે. જે માટે કાષ્ઠ પાષાણ આદિ સર્વ, પરમાર્થ સ્વરૂપ છે.[૪૨-૪૩-૪૪] શંકા—જ્યારે કાષ્ઠ આદિ, પરમાર્થ ચિત્સ્વરૂપ છે. ત્યારે તેનો ઘરરૂપે સંબંધ કેમ જોવામાં આવે છે? સમાધાન—કલ્પિતરૂપે કરી કાષ્ઠ આદિનો સંબંધ જોવામાં આવે છે. વાસ્તવરૂપે જોવામાં આવતો નથી. જે માટે અનંત બ્રહ્મ જ, સર્વ પદાર્થ જેવું હોય તેમ ભાસે છે. તેથી આ જગત્, સન્માત્ર છે એમ જાણવું.[૪૫] આ જગત્, હજારો ભ્રમે કરીને પરિપૂર્ણ છે. એ જ ચિદાત્માનો ચમત્કાર છે. તે, જ્ઞાનીની દૃષ્ટિમાં નથી.[૪૫] જેમ મનુષ્યના સંકલ્પથી ઉત્પન્ન થયેલા પુરુષો, પરસ્પર ક્રિયા કરતા નથી ને દેશકાલને અનુસરતા નથી. તેમ સર્ગો વિષે સ્થિતિ છે એટલે સર્વ પદા-

ર્થ, સંકલ્પ પુરુષ જેવા છે.[૪૭] જેમ સુવર્ણ બુદ્ધિના ત્યાગથી કટક આદિનો ભ્રમ થાય છે. તેમ અભેદ બુદ્ધિના ત્યાગથી અહંતાદિ ભ્રમ ઉત્પન્ન થાય છે.[૪૮] સુવર્ણની સત્તાથી કડાં આદિની સત્તા છે. સુવર્ણનાં સ્થલથી જ કડાં આદિનું સ્થળ છે. માટે કડાં આદિ, સુવર્ણ વિષે જેમ ભ્રમ છે. તેમ અવિદ્યા પણ પરમાત્મા વિષે ભ્રમ છે. કેમકે ત્રિપુટીનો ત્યાગ કરવાથી અવિદ્યા, ભિન્ન નથી. જેમ કડાં આદિ ભેદ બુદ્ધિનો ત્યાગ કરવાથી નિર્મલ સુવર્ણ રહે છે. તેમ ભેદ બુદ્ધિનો ત્યાગ કરવાથી શુદ્ધ બ્રહ્મ રહે છે. [૪૯–૫૦] મૃત્તિકાની વિચિત્રસેના, મૃત્તિકાનાં જ્ઞાનથી જેમ મૃત્તિકામય છે. તેમ બ્રહ્મની એકતાનાં જ્ઞાનથી સર્ગ, બ્રહ્મમય જ છે.[૫૧] જેમ તરંગાદિ કેવળ જલમય છે. જેમ પુતળી, કેવળ કાષ્ટમય છે. જેમ કુંભાદિ, કેવલ મૃત્તિકામય છે. તેમ આ ત્રણે જગત્, કેવળ બ્રહ્મમય છે.[૫૨] દૃશ્ય તથા દૃષ્ટિનો સંબંધ થાય ત્યારે મધ્યમાં જે છે, તે દ્રષ્ટાનું સ્વરૂપ છે. તે પરમપદ દ્રષ્ટા, દર્શન તથા દૃશ્ય આદિએ કરી વર્જિત છે.[૫૩] એક દેશથી બીજા દેશ પ્રત્યે ચિત્ત જાય ત્યારે મધ્યમાં જે ચિત્તનું સ્વરૂપ છે તે ચેતન, સંવિદ્રૂપ છે. હે રામ! તમે સદા તે રૂપ થાઓ.[૫૪] હે રામ! જાગ્રત અને સુષુપ્તિના મધ્યમાં જે રૂપ છે તે જડ પણ નથી ને ચેતન (ચિત્ત વૃત્તિ) પણ નથી. એટલે સનાતન બ્રહ્મ છે. તમે સદા તે રૂપ થાઓ.[૫૫] બ્રહ્મ, ચિદ્‌ઘન છે. માટે તમે કેવળ જડતાને તજી સમાધિમાં રહી અથવા વ્યવહારમાં રહી તે બ્રહ્મૈકરસ થાઓ. હે રામ! આ જગતમાં સમાધિસ્થ હોય કે વ્યવહારમાં હોય પણ કોઇને કાંઇ ઉત્પન્ન થતું નથી કે નાશ પામતું નથી. માટે તમોને સુખ રહે તેવી રીતે સ્વસ્થ થઇ રહો. તાત્પર્ય–વ્યવહાર દશામાં પણ પરમાર્થ દૃષ્ટિને અનુસરો.[૫૭] આત્મા, કિંચિત્ ઇચ્છતો નથી ને કોઇનો દ્વેષ પણ કરતો નથી. માટે તમે નિઃશંક થઇ સ્વસ્થ રહો. દેહ વૃત્તિમાં મા પડો.[૫૮] જેમ ભવિષ્યત્ વિષયમાં ચિત્તની આસક્તિ નથી. તેમ વર્તમાન પદાર્થમાં પણ મિથ્યાત્વ દૃષ્ટિએ કરી આસક્તિ મા રાખો ને સત્યસ્વરૂપ બ્રહ્મ ભાવને પ્રાપ્ત થઈ ચિત્તવૃત્તિ વિષે મ રહો.[૫૯] જેમ દૂર દેશમાં રહેલો જન, સત્ છતાં અસત્ જેવો છે. જેમ કાષ્ઠ પાષાણ આદિ, પાસે છતાં પણ જડ હોવાથી અસત્ જેવાં છે. તેમ ચિત્ત પણ છે, એટલે જડ છે. જે માટે આત્મસ્વરૂપે કરી વિચારી જોઇએ તો, ચિત્ત અચિત્ત જ છે. એ વાત તત્ત્વજ્ઞને અનુભવ સિદ્ધ છે.[૬૦] જેમ પાષાણમાં જળ નથી. જેમ જળમાં અગ્નિ નથી. તેમ સ્વાત્મામાં ચિત્ત નથી. તો પરમાત્મામાં તો ક્યાંથી હોય?[૬૧] જો વિચાર કરીએ તો ચિત્ત,

કાંઇ પણ નથી. તે ચિત્તે જે કરેલું છે તે અકરેલું છે, એવા વિચારથી ચિત્તને જિતી લે છે, એટલે મિથ્યા જાણે છે.[૬૨] આત્મા, શુદ્ધ છતાં જો અશુદ્ધ ચિત્તને અનુસરે છે, તો પ્રત્યંત દેશમાં રહેવાવાળા મ્લેચ્છને કાં ન અનુસરે !! એટલે ચિત્તને અનુસરવું, મ્લેચ્છને અનુસરવા જેવું છે. તેનો શ્રુતિમાં નિષેધ કર્યો છે. માટે ચિત્તનું અનુકરણ તજવું.[૬૩] હે રામ ! તમે ચિત્તરૂપી ચાંડાલને તજી કાદવની પૂતળીની પેઠે નિરંતર સ્થિર થઇ નિઃશંક રહો.[૬૪] ચિત્ત નથી, એમ જાણવું મુખ્ય પક્ષ છે. અને ચિત્ત, થઇ નષ્ટ થયું છે. એમ ચિત્તને મિથ્યા જોવું, એ ગૌણપક્ષ છે. હે રામ ! એ બેમાંથી ગમે તે પક્ષનો નિશ્ચય કરી પ્રતિમાની પેઠે નિશ્ચલ થઇ રહો.[૬૫] હે રામ ! વિચાર કરીએ તો ચિત્ત નથી. તત્ત્વતઃ તમે ચિત્તહીન છો. તથાપિ મિથ્યા ચિત્તે કરી કાં દુઃખ પામો છો?[૬૬] ચિત્ત યક્ષ કે જે અસત્ છે. તેણે જે મિથ્યા વશ કરાણા છે. મૂઢ બુદ્ધિવાળા તે પુરુષોને ચંદ્રથી અશનિપાત થયો છે.[૬૭] હે રામ ! ચિત્તને દૂર તજી જે છો તે રૂપે સ્થિર થાઓ. વિષયવાસનાથી મુક્ત થાઓ. ને મનનમાં મગ્ન રહો.[૬૮] જે પુરુષો, મિથ્યા ચિત્તને અનુસરે છે, તેઓનો કાલ, આકાશ મારવામાં વ્યતિત થયો છે, એટલે વૃથા ગયો છે. માટે તેઓને ધિક્કાર છે.[૬૯] હે રામ ! તમે તત્વાવબોધમાં કુશળ થાઓ. તેમાં પ્રથમ તો મનને મારો. પછી તત્ત્વબોધે કરી શુદ્ધાત્મા થઇ સંસારના પારને પહોંચો. મેં તો ચિરકાલ વિચાર કર્યો તો પણ શુદ્ધાત્મા વિષે મનરૂપ કિંચિત્ મલ પણ મારા જાણવામાં આવ્યો નહીં. તે માટે મન નથી જ. એવાં મારાં વચનથી પણ સ્થિર થાઓ.[૭૦]

# *સર્ગ ૧૨૨ મો.

## જ્ઞાનભૂમિના ઉદયનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच–प्रथमं जातमात्रेण पुंसा किंचिद्विकसित-**
**बुद्धिनैवं सत्संगमपरेण भवितव्यम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ ! પુરુષે જન્મથી જ પ્રથમ તો વર્તમાન જન્મમાં વા જન્માંતરમાં કરેલાં કર્મે કરી ચિત્ત શુદ્ધિ કરવી ને સત્સમાગ-

* આ એકસો બાવિસમા સર્ગમાં પ્રથમ પુરુષને જ્ઞાનભૂમિનાં ઉદયનો ક્રમ કહેવામાં આવશે. પછી રામને શોક મોહાદિની નિવૃત્તિપૂર્વક બોધ કહેવામાં આવશે.

મમાં તત્પર રહેવું.[1] નિરંતર પ્રવાહરૂપે ચાલતો આ અવિદ્યા નદીનો સમુદાય, શાસ્ત્ર તથા સત્પુરુષના સમાગમ વિના તરી શકાતો નથી. તાત્પર્ય–સત્સમાગમથી સાધન ચતુષ્ટયવાળો વેદાંત શાસ્ત્રનો સંબંધ થાય છે. તેજ જ્ઞાનની પહેલી ભૂમિકા છે.[2] તેણે કરીને વિવેકથી પુરુષને હેય ( ભજવા યોગ્ય ) ઉપાદેય (ગ્રાહ્ય )નો વિચાર થાય છે,[3] ત્યારે શુભેચ્છા નામની વિવેક ભૂમિને પ્રાપ્ત થાય છે.[4] ત્યારપછી વિવેકે કરીને વિચારણા નામની બીજી જ્ઞાન ભૂમિમાં આવે છે.[5] આત્મજ્ઞાને કરી વિષય વાસનાને તજતા પુરુષનું મન, સંસાર વાસનાથી તનુતાને પ્રાપ્ત થાય છે;[6] તેણે કરીને તનુમાનસા નામની ત્રીજી જ્ઞાનભૂમિને પ્રાપ્ત થાય છે.[7] જ્યારે યોગીને અપરોક્ષ જ્ઞાનનો ઉદય થાય છે; ત્યારે સત્ત્વાપત્તિ નામની ચતુર્થી ભૂમિકાને પ્રાપ્ત થાય છે. સત્ત્વાપત્તિ થકી જ્યારે વાસના તનુતાને પ્રાપ્ત થાય છે, ત્યારે ‘ અસંસક્તિ ’ નામની પાંચમી ભૂમિકાને પ્રાપ્ત થાય છે. એ ભૂમિકામાં જવાથી, કર્મ ફલમાં આસક્તિ રહેતી નથી તેથી તેનું નામ ‘ અસંસક્તિ ’ થયું છે.[8] પછી બાહ્ય વિષયમાં વાસના ક્ષીણ થવાથી સદા અંતર્મુખતાએ કરી સ્થિતિ થાય છે, ને તેણે કરી ‘ હું બ્રહ્મ છું ’ એ વાસના વૃદ્ધિ પામે છે, ને તેણે કરી ક્રમે કરી બાહ્ય પદાર્થનું વિસ્મરણ થાય છે. એવી રીતે વાસના ક્ષીણ થવા માટે અભ્યાસ કરવો.[10] તે જ્યાં સુધી સમાધિમાં હોય, અથવા વ્યવહારમાં હોય, અસત્ સંસાર વસ્તુમાં રહ્યો હોય તો પણ આત્માભ્યાસ થકી મન ક્ષીણ થવાથી સ્નાન ભોજનાદિ કરે છે છતાં પણ યોગી તેને જોતો નથી. પદાર્થને પ્રીતિ પૂર્વક સેવતો નથી. સ્મરણ કરતો નથી. વાસના ક્ષીણ થવાથી કેવળ બાલકની પેઠે સૂઇને ઉઠેલાની પેઠે સ્નાન ભોજનાદિ પરેચ્છાથી કરે છે. ત્યાં સુધી તેણે વાસનાની ક્ષણતા માટે અભ્યાસ કરવો.[11] એ પ્રમાણે પદાર્થોની અભાવના હોવાથી ‘પદાર્થાભાવની’ નામની છઠ્ઠી ભૂમિકાને પ્રાપ્ત થાય છે.[12] એ પ્રકારે બ્રહ્મમાં લીન ચિત્તવાળો યોગી, કેટલાંક વર્ષ પર્યંત તેનો અભ્યાસ કરી પરેચ્છાથી, સ્નાન ભોજનાદિ કાર્યો કરતાં છતાં પણ સર્વથા તેની ભાવના તજે છે. એટલે પોતાની મેળે તુર્યાત્મા, થાય છે. તેથી જીવન્મુક્ત કહેવાય છે. તાત્પર્ય છઠ્ઠી ભૂમિકા પર્યંત બ્રહ્મા કર્તાની સ્થિરતા છતાં પણ મનને લેશ માત્ર યત્ન ( સંસાર ભાન ) રહે છે. સાતમીમાં તો સર્વથા સંસારની નિવૃત્તિ હોવાથી સ્વારસિક સ્થિતિ રહે છે.[13] હે રામ ! ચતુર્થી, પંચમી અને પછી ભૂમિકા વિષે પણ આત્માનો સાક્ષાત્કાર હોવાથી જીવન્મુક્ત છે. તથાપિ કેટલાકને કદાચિત્

પ્રબલ પ્રારબ્ધે કરી પ્રાપ્ત થયલા પ્રિય અપ્રિય પદાર્થના સંબંધથી જીવન્મુક્તિનું મુખ્ય સુખ મળતું નથી. ને સાતમી ભૂમિકામાં તો જ્ઞાનના પરિપાકે કરી અતિ પુણ્યે કરી બાધ કરાયેલું પ્રારબ્ધ કર્મ, જીવન વ્યવહારના આભાસ માત્રમાં રહે છે, તેથી સાતમી ભૂમિકાવાળો, પ્રાપ્ત પદાર્થને પ્રસન્ન કરતો નથી. ને અપ્રાપ્ત પદાર્થને શોચતો નથી. કેવલ વાસના વિના પ્રાપ્ત પદાર્થને ભોગવે છે.૧૪

### રામ પ્રત્યે બોધ.

હે રામ! સર્વ વિષયોથી તમારી વાસના ક્ષીણ થઇ છે. તેથી તમે તો જે જાણવાનું છે. તે સંપૂર્ણ જાણ્યું છે.૧૫ હે રામ! તમે સમાધિમાં રહો. વા લોક સંગ્રહ માટે વ્યવહાર કરો. પરંતુ હર્ષ શોકને પ્રાપ્ત મ થાઓ. કેમ કે તમે નિર્મળ આત્મા છો.૧૬ હે રામ! તમે કે જે સ્વયંપ્રકાશ, સર્વત્ર વ્યાપક, સર્વદા ઉદય પામેલા અને મલરહિત આત્મારૂપ છો માટે તમારે વિષે સુખ અથવા તો દુઃખ કયાંથી સંભવે? તેમ મરણ અથવા તો જન્મ કયાંથી સંભવે?૧૭ તમે બંધુરહિત શુદ્ધચૈતન્ય થઇને શા માટે બંધુના દુઃખોને માટે શોક કરો છો? આત્મા અદ્વિતીય છે તેના તે વળી બાંધવો કોણ હોય?૧૮ આ પંચ મહાભૂતના કલેવરમાં તો કેવળ પરમાણુનો સમૂહ જોવામાં આવે છે અને આત્મા દેશ તથા કાળથી ભિન્ન શાસ્ત્રમાં સિદ્ધ છે. તેથી તેનો જન્મ તેમ મરણ સંભવતો નથી.૧૯ તમે વિનાશ રહિત થઇને હું નાશવંત છું એમ કેમ શોક કરોછો? આત્મા નાશથી રહિત અને સ્વચ્છ છે તેનો નાશ કેમ સંભવે?૨૦ ઘડો ફુટી જઇને કટકારૂપે થઇ ગયા પછી ઘટનું આકાશ નાશ પામતું નથી તેમ જ આ પાંચ ભૂતમાંથી બનેલું શરીર નાશ થયા છતાં પણ આત્માનો નાશ થતો નથી.૨૧ સૂર્યના તડકાના પ્રકાશને લીધે દૂર દૂર ઝાંઝવાની દેખાતી નદી નાશ પામે તોપણ સૂર્યનો તાપ નાશ પામતો નથી તેમ દેહનો નાશ થયા છતાં પણ આત્માનો નાશ થતો નથી.૨૨ તમને અંતઃકરણમાં નિરર્થક ભ્રાંતિરૂપ વાંછા કેમ ઉત્પન્ન થાય છે. આત્મા પોતે એકલો જ છે તે બીજી એવી તે કઇ વસ્તુ છે કે જેની ઇચ્છા કરે છે?૨૩ હે રાઘવ! શ્રવણ કરવા યોગ્ય, સ્પર્શ કરવા યોગ્ય, દર્શન કરવા યોગ્ય, ચાખવા યોગ્ય, સુંઘવા યોગ્ય, કોઇ પણ વસ્તુ જગતમાં નથી કે આત્માથી ભિન્ન હોય.૨૪ આકાશમાં જેમ શૂન્યતા રહેલી છે તેમ જ સર્વ શક્તિના ઉત્પત્તિ સ્થાનરૂપ, વ્યાપક અને રૂપ રહિત આત્મા વિષે જગતની સર્વ શક્તિઓ રહેલી છે.૨૫ હે રાઘવ! આ ત્રિલોકીરૂપી લલના અંતઃકરણમાંથી ઉત્પન્ન થયેલી છે. અને તે ત્રણ પ્રકા-

રના ગુણવડે એટલે સત્વ, રજ અને તમવડે ઉત્પન્ન થયેલી સૃષ્ટિ ભ્રમ ઉત્પન્ન કરનારી છે.[૨૬] આ રીતે ત્રિલોકી મનો ભ્રમથી ઉત્પન્ન થયેલી છે તેથી વાસનાનો ક્ષય જેમાં થઇ જાય છે એવો મનઃપ્રાસાદ સિદ્ધ થયા પછી કર્મનો ક્ષય થાય અને મિથ્યા માયા પણ નાશ પામે છે.[૨૭] આ સંસારરૂપી ઉગ્ર એક ઘટમાળ છે. તેને વિશે વાસનારૂપી એક યંત્રને વહન કરનારી રજ્જુ રહેલી છે. તે રજ્જુને હે **રામ** ! તમે પ્રયત્નથી કાપી નાંખો.[૨૮] એ વાસનારૂપી રજ્જુ કે જે સંસારરૂપી ઘટ માળને ઉપર નિચે ચલાવ્યા કરે છે તે કોઇના પણ જાણવામાં આવતી નથી, મહામોહને કરનારી છે, પરંતુ તેને જો જાણવામાં આવે છે તો તે અનંત નામની રજ્જુ પરબ્રહ્મનાં સ્વરૂપનું જ્ઞાન કરાવીને સુખ આપે છે.[૨૯] વાસના પરબ્રહ્મથી ઉત્પન્ન થઇને આ સંસારમાં જન્મ ધરે છે અને પછી પોતાની લીલારૂપ બ્રહ્મવિદ્યાવડે બ્રહ્મનું જ સ્મરણ કરીને પરબ્રહ્મ વિશે જ લય પામે છે,[૩૦] હે **રામ** ! પ્રમાથી, અગોચર તથા સર્વ વિકારોથી રહિત પરબ્રહ્મ થકી, તેજમાંથી જેમ પ્રકાશો ઉત્પન્ન થાય તેમ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.[૩૧] પાંદડાંમાં જેમ રેખા મંડપ હોય છે, પાણીમાં જેમ તરંગમંડપ હોય છે, સુવર્ણમાં જેમ કડાં વગેરે હોય છે, તથા અગ્નિમાં જેમ ઉષ્ણાદિક હોય છે તેમજ વાસનાત્મક પરબ્રહ્મ વિષે આ ત્રણે લોક રહેલા છે, તેનાથી ઉત્પન્ન થાય છે. તેને વિશે લય પામે છે, અને તેના રૂપ જ છે.[૩૨–૩૩] તે પરમાત્મા સર્વ પ્રાણીઓના આત્મા અને બ્રહ્મ એમ કહેવાય છે. એટલા માટે સર્વના કારણભૂત બ્રહ્મને જાણવાથી જગતનું જ્ઞાન થાય છે અને તે પરમાત્મા ત્રણ ભુવનમાં જ્ઞાતા છે.[૩૪] શાસ્ત્રમાં વ્યવહાર કરવા માટે વિસ્તારવાળી આકૃતિવાળા એ પરમાત્માનાં આત્મજ્ઞાની પુરુષોએ ચિત્, બ્રહ્મ, આત્મા, એવાં નામો કલ્પેલાં છે.[૩૫] દૈવયોગથી ઇંદ્રિયોની સાથે શબ્દાદિક વિષયોનો સંયોગ થાય છે તો પણ શુદ્ધ એવા પરમાત્માનો અનુભવ થવાથી વિષયો તરફ તિરસ્કાર થાય અને તેને લીધે હર્ષ તથા અમર્ષથી રહિત ઇશ્વરનો જે શુદ્ધ અનુભવ થયો હોય છે તેજ પરમાત્મા, ચિદાત્મા, અવ્યય વગેરે નામોથી કહેવાય છે. જ્ઞાનીને વિષયો બાધ કરતા નથી પણ અજ્ઞાનીઓને બાધ કરે છે.[૩૬] ચિદાત્મા પોતે આકાશના જેવા અત્યંત સ્વચ્છ છે, છતાં પણ અંતઃકરણમાં જગતનું બિમ્બની પેઠે પ્રતિબિંબ પડે છે. અને તેથી આ સર્વ જગત્ સત્ય જેવું ભાસે છે.[૩૭] બુદ્ધિ વિશે ભ્રમ થવાથી લોભ, મોહ વગેરે તથા જગત્ ભાસે છે અને દર્પણમાં જેમ પર્વત, સમુદ્ર, વન વગેરે જોવામાં આવે છે અને તે વિના

પણ જેમ જોવામાં આવે છે તેમ બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલા લોભ, મોહ વગેરે જે મિથ્યા છે તે બુદ્ધિના અભાવે પણ ભાસે છે. અને બુદ્ધિ વિશે ભાસે છે. પરંતુ તે બધા પદાર્થો મિથ્યા છે અને ભ્રમથી જ ભાસે છે.[૩૮] હે રામ! આ પ્રમાણે વિચાર કરતાં તમે પોતે દેહરહિત, વિકલ્પરહિત, ચિદાત્મા છો, માટે તમને લજ્જા, ભય, અને વિષાદથી શા માટે મોહ થાય છે?[૩૯] તમે દેહ રહિત ચિદાત્મા છો, ત્યારે દેહથી ઉત્પન્ન થનારાં લજ્જાદિક વિષયો મિથ્યા છે માટે મૂર્ખ અને દુર્બુદ્ધિ પુરુષની પેઠે તમે તે લજ્જાદિક મિથ્યા પદાર્થોથી શા માટે પરાભવ પામો છો?[૪૦] તમે પોતે અખંડ ચૈતન્યરૂપ છો અને તમારો પોતાનો દેહ નાશવંત છે. જેને આત્માનું યથાર્થ જ્ઞાન થયું નથી તેવા અજ્ઞાનીના આત્માનો પણ જ્યારે નાશ થતો નથી તો પછી આત્માનાત્મનો વિવેક જાણનારા જ્ઞાની પુરુષનો તો કેમ જ નાશ થાય?[૪૧] જે ચિત્તનો સૂર્યના માર્ગમાં પણ અટકાવ વિના જ સંચાર થાય છે તે સ્વતંત્રતા ધરાવનારાં ચિત્તને જ સંસારી આત્મા જાણવો પરંતુ શરીરને સંસારી આત્મા જાણવો નહીં.[૪૨] તે ચિત્તાત્મા શરીર હોય છે ત્યારે અને શરીર પડી જાય છે ત્યારે પણ ત્રણેય જગતમાં કર્માનુસાર રહે છે. હે રામ! તે જ્ઞાની કે અજ્ઞાની ગમે તેવો હોય છે તોપણ દેહનો નાશ થયા છતાં તેનો નાશ થતો નથી.[૪૩] હે રામ! તમે જગતમાં નાના પ્રકારનાં જે દુઃખો જુવો છો તે સર્વે દુઃખો દેહની સાથે સંબંધ ધરાવે છે. પરંતુ જાણવામાં આવે નહીં તેવા પરમાત્માને તે દુઃખોની સાથે સંબંધ હોતો નથી.[૪૪] તેનું કારણ એ છે કે ચિદ્ એવા નામથી બોલતા ચિદાત્મા મનવડે અગોચર છે અને શૂન્યની પેઠે રહેલા છે. તેને સુખો કે દુઃખો કેવી રીતે બાધ કરી શકે![૪૫] ભમરો જેમ કમળમાંથી ઉડીને આકાશમાં જાય છે અને પાછો કમળમાં આવીને બંધાય છે તેમ જ જીવ પણ દેહરૂપ પાંજરું નાશ થઇ ગયા પછી પોતાના સ્થાનરૂપ પરમાત્માની પાસે જાય છે પરંતુ વાસનાનો અભ્યાસ હોવાથી પાછો આ સંસારમાં જન્મે છે પરંતુ વાસનાનો નાશ કરનારું જ્ઞાન ન મળવાથી મોક્ષને પામતો નથી.[૪૬] હે રામ! જો આત્મારૂપી તત્વ મિથ્યા હોય તો પછી દેહરૂપી પાંજરું નાશ પામ્યા પછી કઇ વસ્તુ નાશ ન પામી? સર્વ કંઇ નાશ પામ્યું ગણાય, પરંતુ આત્મા અવિનાશી છે. માટે તમે શા કારણથી શોક કરો છો?[૪૭] એટલા માટે હે રામ! તમે સત્ય એવા પરબ્રહ્મનું ચિંતન કરો પરંતુ મોહને વશ નહીં થાઓ. ઇચ્છા રહિત તથા શુદ્ધ કૃતિવાળા આત્માને કોઇ પણ જાતની ઇચ્છા હોતી નથી.[૪૮]

આ રીતે ચિદાભાસ ઇચ્છા રહિત છે, છતાં પણ દર્પણની ઇચ્છા વિના જેમ દર્પણમાં જગતો દેખાય છે તેમ સર્વના સાક્ષીરૂપ, સમરૂપે રહેલા, રાગાદિક દોષોથી તથા વિકલ્પ રહિત ચિદાત્મા વિશે જગતો પ્રતિબિંબરૂપે પ્રકાશે છે.૪૯ ઉત્તમ મણિમાં કિરણો જોવામાં આવે છે તેમ સર્વના સાક્ષીરૂપ, સમ, સ્વચ્છ અને વિકલ્પ રહિત ચિદાત્મા વિશે જગત્ પણ પોતાની મેળે જ દેખાય છે.૫૦ દર્પણને અને તેમાં પડનારાં પ્રતિબિંબને ઇચ્છા નહોવા છતાં પણ તેઓનો પરસ્પર જેમ સંબંધ થાય છે તેમ આત્માનો અને જગતનો આ સંસારમાં ઇચ્છા વગર જ સંબંધ થાય છે, અને તેને લીધે ભેદ તથા અભેદની વ્યવસ્થા કરવામાં આવે છે. સૂર્યનાં સમીપપણાથી એટલે સૂર્યોદય થવાથી જેમ જગતની ક્રિયાઓ પણ આરંભાય છે, તેમ જ એક ચૈતન્યની જ સત્તાથી આ સર્વ જગત્ ઉત્પન્ન થઇને પોતાનો વ્યવહાર કરે છે.૫૨ આ રીતે આ જગતની સ્થિતિની આકૃતિ થાય છે અને તમારા શ્રોતાઓના મનમાં હમણાં તે આકાશરૂપે થયેલી છે.૫૩ જેમ દીવાની સત્તાથી જ સ્વાભાવિક રીતે પ્રકાશ પડે છે, તેમ ચિત્તિ તત્વની સત્તાથી જ સ્વાભાવિક રીતે જગતની સ્થિતિ થાય છે. અર્થાત્ જગત જોવામાં આવે છે પરંતુ તે વિના કોઇ પણ વસ્તુની સત્તા નથી.૫૪ પ્રથમ પરમાત્મારૂપી તત્વમાંથી મન ઉત્પન્ન થાય છે અને તે મન પોતાના અનેક પ્રકારના વિકલ્પોના જાળવડે આ જગતને ઉત્પન્ન કરી તેનાથી વ્યાપી લે છે. આકાશ પોતે શૂન્ય એટલે મિથ્યા છે. તેથી તેમાં દેખાતું શ્યામપણું પણ મિથ્યા છે તોપણ લોકો આકાશને જોઇને કહે છે કે ઇંદ્રનીલમણિની શોભાયમાન મોટી કડાઇ હોય તેવું આકાશ શ્યામ રંગનું દેખાય છે. તેમ જ મન પોતે મિથ્યા છે ત્યારે જગત્ તો મિથ્યા જ હોય તોપણ મનવડે વિસ્તાર પામેલું આ જગત્ પણ વ્યવહારમાં ખરા જેવું ભાસે છે.૫૫ જ્યારે ચિત્તના સંકલ્પો નાશ પામે છે ત્યારે વિષયોથી રહિત થયેલું ચિત્ત પણ ગળી જાય છે અને ચિત્ત ગળી ગયા પછી સંસાર સંબંધી મોહરૂપી ઝાકળ પણ નાશ પામે છે અને શરદ ઋતુ આવ્યા પછી જેમ આકાશ સ્વચ્છ (નિર્મળ) દેખાય છે. તેમ જ મોહ રહિત નિર્મળ અંતઃકરણમાં અજન્મા, આદિપુરુષ અને અનંત એવા એક ચિદાત્મા પ્રકાશે છે.૫૬ વ્યષ્ટિરૂપ ભ્રમની કલ્પનાની પેઠે સમષ્ટિ ભ્રમમાં પણ આવિર્ભાવ તિરોભાવ મનને આધીન જ હોય છે. તે કર્માત્મક મન જ પ્રથમ પરમાત્માથી ઉત્પન્ન થાય છે. અને તે મન સંકલ્પ વડે બ્રહ્માથી ઉત્પન્ન થયેલા મનુ વગેરે સૃષ્ટિ કર્તાઓનાં શરીરોને

ધારણ કરીને, જેમ અજ્ઞાની બાળક વેતાલના શરીરની મિથ્યા ચેષ્ટા કરે છે તેમ અનેક નામને ધારણ કરનારાં આ જગતને મિથ્યા ઉત્પન્ન કરે છે.૫૭ મન પોતે અજ્ઞાનનું પરિણામ છે અર્થાત્ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું છે, તે જેમ મહાસાગર પૂર્ણ ભરાયલો હોવાથી તેની સત્તાને લીધે જ તેને વિશે પાણીના તરંગોની પંક્તિ જોવામાં આવે છે તેમ મન પણ પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યની સત્તા માત્રથી જગતરૂપી મહાન શરીર ધારણ કરીને મિથ્યા છતાં પણ સત્યના જેવું જોવામાં આવે છે. પાણીના તરંગો જેમ મહાસાગરમાંથી ઉત્પન્ન થઇને પાછા તેમાં લય પામે છે તેમ અજ્ઞાનના પરિણામરૂપ મન જગતરૂપે ભાસે છે, તે પોતાના અધિષ્ઠાનરૂપ પરમાત્માથી ઉત્પન્ન થાય છે અને પાછું પરમાત્માને વિષે લય પામે છે, એટલા માટે અજ્ઞાનના પરિણામ રૂપ મન અને તેના પરિણામ રૂપ જગત નાશવંત છે તથા એક પરબ્રહ્મ જ સદાય અવિનાશી છે.૫૮

ઇતિ શ્રીવાલ્મીકિ ઋષિવિરચિત શ્રીયોગવાસિષ્ઠ
મહા રામાયણમાંનું ઉત્પત્તિ પ્રકરણ સમાપ્ત.



ॐ

# श्रीमद् योगवासिष्ठ

# महारामायण

## પ્રકરણ ૪ થું

## स्थिति प्रकरण

### *સર્ગ ૧ લો.

### જગત્‌ની બ્રહ્મમાત્રતા.

श्रीवासिष्ठ उवाच—अथोत्पत्तिप्रकरणादनंतरमिदं शृणु ।
स्थितिप्रकरणं राम ज्ञातं निवार्णकारि यत् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ ! ઉત્પત્તિ પ્રકરણ કે જે સ્થિતિનું કારણ છે, તે મેં તમને કહી સંભળાવ્યું. હવે આ સ્થિતિ પ્રકરણ સાંભળો. જે મોક્ષકારી છે.[૧] હે રામ ! ઉત્પત્તિ પ્રકરણમાં કહ્યા પ્રમાણે આ જગતને મિથ્યા જાણો. એ જગત્ અહંતા મમતારૂપ છે. અનાકાર છે. ભ્રાંતિમાત્ર છે. અસત્ છે.[૨] એ જગત્, ચિત્ર જેવું છે. તે ચિત્ર, ચિતારા વગરનું છે. રંગ રહિત છે. આકાશમાં ઉત્પન્ન થયું છે એટલે આધાર વગરનું છે. તેનો કોઇ દ્રષ્ટા નથી તથાપિ અનુભવમાં આવે

---

* આ પહેલા સર્ગમાં–આ જગત્ ચિત્ર, પ્રસિદ્ધ ચિત્રથી વિલક્ષણ છે. એવું વર્ણન કરવામાં આવશે તથા સાંખ્યાદિ મતનું ખંડન કરી બ્રહ્મમાત્રતા સિદ્ધ કરવામાં આવશે.

છે. નિદ્રા વગરના સ્વપ્ન જેવું આ જગત્ છે.૩ ભવિષ્યત્ નગર જેવું છે. એટલે ચિત્તમાં રહ્યું છે. વાનરાના *અગ્નિની પેઠે અસત્ છતાં કાર્ય સાધક છે.૪ જગત્, બ્રહ્મથી ભિન્ન નથી. છતાં પણ ભિન્ન જેવું જણાય છે. જલમાં આવર્ત (ભ્રમરી) જેવું છે. આકાશમાં સૂર્યના પ્રકાશની પેઠે સદ્રૂપ છતાં શૂન્ય છે.૫ આકાશમાં રત્નની કાંતિના પુંજ જેવું નિરાધાર છે. ગંધર્વ નગરની પેઠે દશ્ય છતાં નિરાધાર છે.૬ મૃગજળ જેવું અસત્ છતાં સત્ હોય તેવું પ્રતીત થાય છે. સંકલ્પનગરની પેઠે દ્દઢ અનુભવમાં આવે છે છતાં અસત્ છે.૭ કવિએ કલ્પેલા પદાર્થના પ્રતિભાન જેવું છે. એ જગત, કદાપિ કોઇ સ્થળે પણ નથી. માટે અસત્ છે. નિઃસાર છતાં પણ અતિ દૃઢ છે. અને સ્વપ્નના પર્વત જેવું છે.૮ ભૂતાકાશ જેવું આકારવાળું અને શૂન્યરૂપ છે. શરદ્ ઋતુનાં વાદળાંની પેઠે અસ્થિર છે, અક્ષય છે, અને અવિચ્છિન્ન છે.૯ આકાશની શ્યામતાની પેઠે દેખવા માત્ર છે ને અવસ્તુ છે. સ્વપ્નની સ્ત્રીના સંગની પેઠે મિથ્યા છતાં અનર્થકારી છે.૧૦ ચિત્રના બગીચાની પેઠે શુષ્ક છતાં સરસ આકૃતિવાળું છે. ચિત્રના સૂર્યની પેઠે જોવામાં આવે છે તથાપિ નિસ્તેજ છે.૧૧ મનોરાજ્યની પેઠે અનુભવમાં આવે છે, તથાપિ અસત્યને અવાસ્તવ છે. ચિત્રનાં તળાવની પેઠે સાર તથા સુગંધીએ કરી વર્જિત છે.૧૨ શૂન્ય છતાં પ્રકાશ પામ્યું છે. નાના પ્રકારના વર્ણવાળું છે ને આકારવાળું છે, અમૂર્ત છે. તથાપિ ઇન્દ્ર ધનુષની પેઠે ઉત્પન્ન થયું છે.૧૩ પરમાત્માનો સ્વલ્પ વિચાર કરીએ તોપણ આ જગત્ કેળના સ્તંભ જેવું અસાર છે, જડ છે અને મિથ્યા પંચમહાભૂતોવડે રચેલું છે એમ જણાય છે.૧૪ એ જગત્, સ્ફુરાયમાન અક્ષિના અંધકાર જેવું મિથ્યા છે. એનું સ્વરૂપ સંભવતું નથી તથાપિ પ્રત્યક્ષ જેવું રહેલું છે.૧૫ જળના બુદ્બુદની પેઠે કલ્પિત આકારવાળું છે. અંદર શૂન્ય છે. રસ (જલ અને પરમાત્મા) રૂપ છતાં અરસ છે અને નિરંતર ઉત્પત્તિ તથા લયવાળું છે.૧૬ નીહાર (ઝાકર)ની પેઠે વિસ્તાર પામેલું છે. તથાપિ ગ્રહણ કરીએ તો કાંઇ પણ નથી. એ જગતને સાંખ્ય મતવાળા, કેવળ જડરૂપ કહે છે. વેદાંતીઓ, જડશૂન્ય કહે છે. માધ્યમિકો, શૂન્ય કહે છે. યોગાચાર્યો, ક્ષણિક હોવાથી કાલથી પરમાણુ જેવું કહે છે. સૌત્રાંતિક તથા વૈભાષિક, દેશ તથા કાલથી પરમાણુ જેવું કહે છે. કાણાદ અને ગૌતમ, કેવલ દેશથી પરમાણુ જેવું કહે છે. અને

* વાનરાઓ, શીતકાલમાં ચણોઠી અથવા ગેરૂ આદિ રાતા પદાર્થનો ઢગલો કરી તાપે છે. તેથી તેનાં શીતની નિવૃત્તિ થાય છે.

આર્હત મતવાળા, અનિયત સ્વભાવ પરમાણુ જેવું કહે છે. એ પ્રમાણે મતવાદીઓ, જગત્ સંબંધે અનેક પ્રકારે વાતો કરે છે.[૧૭] બાહ્ય જગતની પેઠે આંતર જગત્ પણ મિથ્યા જ છે. કેમકે 'હું કોઇ ભૂતમય છું' એમ માને છે. પણ ભૂત વિનાનું શૂન્ય છે. જેમ ભૂત જોવામાં આવે છે પણ અસત્ છે. તેમ આ જગત્ જોવામાં આવે છે, પણ અસત્ છે.[૧૮]

રામ પૂછે છે, હે મુનિરાજ! જ્યારે જગત્, સ્વતઃ સત્તાશૂન્ય છે, અને બ્રહ્મ-સત્તા, જગતનો સ્પર્શ કરતી નથી ત્યારે 'મહા પ્રલય વખતે પરમાત્મા વિષે જગત્, બીજ વિષે અંકુરની પેઠે રહે છે,' એમ વેદવ્યાસજી તથા કપિલદેવજી આદિ કહે છે, તે કેમ ઘટે તે કહો?[૧૯] 'પરમાત્મા વિષે જગત્, બીજમાં અંકુરની પેઠે રહે છે, એમ કહેવાવાળા વેદવ્યાસ આદિ, જ્ઞાની છે વા અજ્ઞાની છે, તે અમને સર્વ સંશયની નિવૃત્તિ માટે યથાર્થ કહો.[૨૦]

વસિષ્ઠ કહે છે—હે રામ! આ જગત્, પ્રલય વખતે બીજમાં અંકુરની પેઠે રહે છે એમ કહેવું છે તે અજ્ઞાન છે. અને અસંગ આત્માના વિવેચનમાં પણ જગતની સત્યતામાં વિશ્વાસની દૃઢતારૂપ અજ્ઞાનીપણું છે.[૨૧] એ સંબંધમાં હું યુક્તિ કહું છું તે તમે સાંભળો. 'કારણ વિષે ઉત્પત્તિ પહેલાં કાર્ય છે' એમ કહેવામાં ત્રણ વિકલ્પ થાય છે. [૧]'કારણ વિષે કાર્ય, સત્તા સામાન્યે કરી છે.' [૨]બીજાદિ સત્તાએ કરીને છે. અથવા [૩]'અંકુરાદિ સત્તાએ કરીને છે.' પહેલા વિકલ્પમાં તે અંકુરાદિકને સર્વત્ર સંબંધનો પ્રસંગ પ્રાપ્ત થશે. કારણ કે સામાન્ય સત્તા, સર્વ વસ્તુ સાધારણ છે. બીજા વિકલ્પમાં પણ બીજ વિષે સર્વ જગતની સત્તાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. કેમકે અંકુર સંબંધનો તથા ઘટપટાદિ સંબંધનો સ્વરૂપથી ભેદ નથી. ત્રીજા વિકલ્પમાં પણ સર્વત્ર અંકુરના સદ્‌ભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. કારણ કે અંકુર સ્વરૂપ સત્તાએ કરી બીજ સંબંધનો અને ઘટાદિ સંબંધનો વિશેષ નથી. માટે 'કારણ વિષે ઉત્પત્તિ પહેલાં કાર્ય રહે છે,' એમ કહેવું. તે વક્તાનો વિપરીત બોધ છે. ને શ્રોતાને મોહકારી છે.[૨૨] બીજ વિષે અંકુરની પેઠે પ્રલય વખતે જગત્ છે. એવી રીતે જગત્ સત્તામાં જે દૃષ્ટાંત બુદ્ધિ છે, તે મૂઢ બુદ્ધિ છે. કારણ કે વિષય દૃષ્ટાંત છે. કેમકે આત્મા, કૂટસ્થ ચિદેક રસ છે. તેને બીજતાનો અસંભવ છે, તે તમે સાંભળો.[૨૩] યવઆદિ બીજ દૃશ્ય છે અને ઇંદ્રિય ગોચર છે. તેમાંથી પાદડાંવાળો અંકુર થાય છે.[૨૪] અને બ્રહ્મ તો મન અને ઇંદ્રિયને અગોચર છે. અતિ સૂક્ષ્મ છે. અને સ્વયં પ્રકાશ છે. તે જગતનું કારણ

કેમ થઇ શકે? અર્થાત્ ન થઇ શકે. પરમાત્મા, આકાશથી પણ સૂક્ષ્મ છે. અને વાણીનો પણ અવિષય છે. તેને બીજ ભાવ કેવો ને કેમ હોય?૨૫-૨૬ હે રામ! એવી રીતે તત્ત્વજ્ઞ દશા બ્રહ્મને બીજ ભાવનો અસંભવ છે, એમ કહ્યું. હવે અજ્ઞ-દૃષ્ટિમાં પણ જેવી રીતે બીજ ભાવનો અસંભવ છે, તે કહું છું સાંભળો. તે બ્રહ્મ અતિસૂક્ષ્મ છે. અજ્ઞદૃષ્ટિમાં અસત્ જેવું એટલે અસત્ જ છે. અને સદેક રસ છે. તેમાં બીજ ભાવ કેવો? તે બીજ ભાવ ન હોવાથી જગત્‌રૂપી અંકુર તો ક્યાંથી જ હોય?૨૭ પરમાત્મા, આકાશ કરતાં પણ સૂક્ષ્મ છે ને સ્વચ્છ છે. તેમાં જગત્ મેરુ, સમુદ્ર અને ગગન આદિ ક્યાંથી!૨૮ એ પરમાત્મા વિષે કોઇ પણ વસ્તુ કોઇ પ્રકારે લેશ માત્ર પણ નથી. ને જો હોય તો કાં જોવામાં ન આવે!૨૯ આત્માથી કાંઇ પણ થતું નથી. તો પછી આ જગત્, કોનાથી કયે પ્રકારે થાય છે! અર્થાત્ નથી જ. શૂન્યરૂપ ઘટાકાશથી પર્વત કયે સમયે ક્યાં થયો છે!૩૦ બ્રહ્મ, ચિદેકરસ છે. ને જગત્ જડ છે. એટલે જગત્, બ્રહ્મ વિષે કેમ રહી શકે? જેમ તડકામાં છાયા રહેતી નથી. સૂર્યમાં અંધારું રહેતું નથી. અગ્નિમાં હિમ રહેતું નથી. અને મેરુ, અણુમાં રહેતો નથી. તેમ જગત્, બ્રહ્મ વિષે નથી. કેમકે વિરુદ્ધ સ્વભાવ પદાર્થમાં વિરુદ્ધ સ્વભાવ પદાર્થ રહેતો નથી. જેમ છાયા તથા આતપની એકતા નથી. તેમ ચિત્ (બ્રહ્મ) અને અચિત્ (જગત) ની એકતા નથી. માટે એકતાએ કરીને પણ જગત, બ્રહ્મવિષે રહેતું નથી.૩૧-૩૨ બીજ, આકારવાળું છે. તેમાં આકારવાળા અંકુર આદિ છે? એમ કહેવું યોગ્ય છે. પણ બ્રહ્મ નિરાકાર છે. તેમાં આકારવાળું જગત્ છે. એમ કહેવું યોગ્ય નથી.૩૩ કારણ વિષે જગતનો સદ્‌ભાવ, સાંખ્ય આદિએ કલ્પ્યો છે. માટે તે પ્રત્યે બે વિકલ્પ થાય છે. તે સદ્‌ભાવ[૧] લૌકિક પ્રમાણ બલથી છે કે[૨] શ્રુતિબલથી છે? તેમાં પહેલો વિકલ્પ સંભવતો નથી. કારણ કે ઘટ-પટાદિ જે દૃશ્ય પદાર્થ તે પદાર્થ, જે સ્થલમાં અને દેશમાં અનુભવેલો હોય તેથી સ્થલાંતરમાં તથા દેશાંતરમાં જોનાર પુરુષને અને ન જોનાર પુરુષને પ્રત્યક્ષ તથા અનુમાન આદિ બુદ્ધિ વૃત્તિરૂપ બોધ વિષે ભાસતો નથી. અનુપલબ્ધિ પ્રમાણે કરી તે દૃશ્ય પદાર્થ જોવામાં આવતો નથી. તેથી 'અસત્' છે. એમ લૌકિક પ્રમાણ-વાળા કહે છે. તે માટે પ્રલય વખતે જગત્ છે, એમ કહેવું, સર્વ લૌકિક પ્રામા-ણિકથી વિરુદ્ધ છે.૩૪ હવે બીજો વિકલ્પ પણ સંભવતો નથી. કેમ કે 'सदेव सौम्येदमग्र आसित्' હે સૌમ્ય! પ્રલય વખતે આ સદ્રૂપ હતું' એ શ્રુતિ, કાર્ય તથા કારણ એ બેની સત્તાનું પ્રતિપાદન કરતી નથી. કારણ કે 'एकमेवाद्वितीयं' પ્રલય

વખતે સજાતીય, વિજાતીય, સ્વગતભેદ રહિત હતું' એ શ્રુતિનો વિરોધ આવે. 'કારણ વિષે કાર્ય સદ્ભાવ છે' એમ કહેનાર પ્રત્યે ત્રણ વિકલ્પ થાય છે. ૧ કાર્ય છતાં તે કાર્ય સત્ત્વ, કારણ વિષે આરોપિત છે.' એમ શ્રુતિ કહે છે. 'કારણ છતાં તે કારણ સત્ત્વ, કાર્ય વિષે આરોપિત છે' એમ શ્રુતિ કહે છે. અથવા સત્પદાર્થ છતાં તેની સત્તા, કાર્ય કારણ વિષે આરોપિત છે.' હવે પહેલા વિકલ્પને અનુસરનાર સાંખ્યનો બોધ, ભ્રમ છે. કારણ કે કાર્યને મિથ્યા કહેવાવાળી શ્રુતિનો વિરોધ આવે છે. વળી કારણના મિથ્યાપણાંના પ્રતિપાદનથી પોતાના સિદ્ધાંતનો વિરોધ આવે છે. એટલે કારણ મિથ્યા હોવાથી કાર્ય કેમ ઉત્પન્ન થઇ શકે? તેથી બીજો વિકલ્પ પણ ઘટતો નથી. કેમ કે કાર્ય અસત્ હોવાથી કારણતાનું નિરૂપણ થઇ શકતું નથી. એટલા માટે હે રામ! ત્રીજો વિકલ્પ માનવો ને અજ્ઞોએ કલ્પેલા કાર્ય કારણ ભાવને દૂર તજી આદિ, મધ્ય અને અંતરહિત સત્ય તે બ્રહ્મ જ આ જગદ્રૂપે રહ્યું છે. જગત્ અન્ય નથી. એમ જાણો.૩૫-૩૬



# *સર્ગ ૨ જો.

## જગતની સન્માત્રરૂપતા.

**श्रीवसिष्ठ उवाच**—अथैतदभ्युपगमे वच्मि वेद्यविदांवर ।
समस्तकलनातीते महाचिद्व्योम्नि निर्मले ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે **રામ**! પ્રલય વખતે જગત્સત્તા માનવામાં દોષ કહું છું. જો જગત્, પ્રલય વખતે ન હોય તો સર્ગ, સિદ્ધ થશે નહીં. તે માટે બ્રહ્મ કર્તા છતાં તે જ ઉત્પન્ન થાય છે. એમ કહેવું અઘટતું છે. કારણ કે કૂટસ્થને ઉત્પત્તિ આદિ વિકારો સંભવતા નથી. તે માટે સર્ગની સિદ્ધિ માટે પ્રલયમાં પણ જગત્સત્તા હતી. એમ માનવું એવી શંકા થાય છે. તેનું સમાધાન કે બ્રહ્મનિષ્ક્રિય નિરવયવ અને શુદ્ધ છે ને તે અદ્વિતીય છે. વળી જગત્ ઉત્પન્ન થવાનાં સહકારી કારણો પણ નથી અને કર્તા આદિ કોઇ કારકો પણ નથી તેથી પ્રલય વખતે જગત્સત્તાનો અત્યંત અસંભવ છે.૧-૨ સહકારી કારણવિના કાર્યની ઉત્પત્તિ, કહેવી તે વંધ્યા

* આ બીજા સર્ગમાં સ્વરૂપભેદે રહેલાં જગતની સ્થિતિનો તર્કોવડે બાધ કરીને પૂર્ણ આનંદસ્વરૂપ સન્માત્ર અવશિષ્ટ રહે છે; એવું વર્ણન કરવામાં આવશે.

પુત્રીની ઉત્પત્તિ કહેવા જેવી છે ને તે કદાપિ કોઇએ પણ જોઇ નથી.[૩] તે માટે સહકારી કારણ વિના જે કાંઇ જોવામાં આવે છે, તે રજ્જુ ભુજંગ જેવું છે. એટલે જગત્ પણ રજ્જુ ભુજંગની પેઠે ભ્રાંતિએ કરી ઉત્પન્ન થયું છે, વસ્તુતઃ જગત્ નથી. તે માટે પ્રલય વખતે જગતની સત્તા કલ્પવી વ્યર્થ છે,[૪] અનાકાર અને નિર્વિકાર બ્રહ્મ પોતે સ્વસ્વરૂપમાં સૃષ્ટિના આરંભમાં સર્ગરૂપે રહે છે. તેમાં જન્ય જનકભાવ કયાંથી ?[૫] હવે આ વિષયમાં સર્ગસિદ્ધિ માટે કેટલાક, પૃથ્વિઆદિને સહકારી કારણ માને છે તે યોગ્ય નથી. કારણ કે તેમાં જ ઉત્પત્તિની સિદ્ધિ થાય ત્યારે સહકારી કારણભાવની સિદ્ધિ થાય છે ને સહકારી કારણભાવની સિદ્ધિ થાય ત્યારે ઉત્પત્તિની સિદ્ધિ થાય છે. એવી રીતે અન્યોન્યાશ્રય દોષ આવે છે.[૬] તે માટે 'પ્રલય વખતે જગત્, સહકારી કારણની સાથે પ્રકૃતિ વિષે તિરોહિત છે. 'એવી કલ્પના મૂર્ખની છે. પણ વિદ્વાનની નથી.[૭] તે માટે હે **રામ** ! જગત્ પૂર્વે ન હતું. વર્તમાન કાલમાં નથી. ને ભવિષ્યતમાં ન હશે. એ તો ચિદાકાશ જ પોતા વિષે જગત્‌રૂપે પ્રકાશે છે.[૮] હે **રામ** ! જ્યારે જગતનો અત્યંત અભાવ છે. ત્યારે આ સર્વ બ્રહ્મ જ છે.' એવી રીતે શ્રુતિનું તાત્પર્ય છે. અન્ય પ્રકારે નથી.[૯] શ્રૌત (શ્રુતિમાં કરેલા) બાધ પહેલાં પ્રધ્વંસાભાવે કરી અથવા પ્રાગ્ભાવ, અન્યોન્યાભાવ તથા અત્યંતાભાવે કરી જે પદાર્થનો ઉપશમ થાય છે, તે ઉપશમ કહેવાતો નથી. કારણ કે બહાર શાંત છતાં પણ ચિત્તમાં વાસનારૂપે શાંત નથી.[૧૦] જો દૃશ્ય, કામ, કર્મ તથા વાસના આદિ બીજની સાથે શાંત થાય એટલે તે સર્વ, શાંત થાય તો જ અત્યંતાભાવ કહેવાય છે. પરંતુ જો ચિત્ત શાંત ન થયું હોય તો કામાદિ ભાવો દુર્વાર હોવાથી દૃશ્યની શાંતિ, દુર્લભ છે.[૧૧] એટલા માટે શ્રુતિમાં કહ્યા પ્રમાણે સમૂળ મનો નાશરૂપ ઉપાયને તજી મોક્ષ માટે અન્ય કોઇ પણ ઉપાય નથી. તાત્પર્ય કે સમૂળ મનો નાશ જ, મોક્ષનો અસાધારણ ઉપાય છે.[૧૨] જ્યારે 'આ જગત્, ચિદેક રસ છે. અણુમાત્ર પણ અચિદ્રૂપ નથી.' એવું પરિનિષ્ઠિત જ્ઞાન થાય છે, ત્યારે 'આ હું છું' 'આ હું નથી.' એવો લોક પ્રસિદ્ધ પામર વ્યવહાર,* ચિત્રકથા જેવો છે.[૧૩] 'આ પર્વત આદિ.' પૃથ્વી આદિ, વર્ષ આદિ,

* ભીંતમાં ચીતરેલાં ચિત્રો પરમાર્થતઃ ભીંતરૂપ છે, તથાપિ ચિત્રવિનાની ભીંતને ભીંત કહે છે. ને ચિત્રવાળી ભીંતને આ ભીંત છે, 'એમ કહેતા નથી.' તે અજ્ઞાન છે તેમ 'આ હું' અને 'આ હું નહીં' એ પણ અજ્ઞાન છે.

આ કલ્પ, આ ક્ષણ, આ જન્મ મરણ,[૧૪] આ પ્રલય, આ મહાપ્રલય, આ સૃષ્ટિના આરંભની, આ સૃજવા યોગ્ય આકાશાદિકનો ઉત્પત્તિ ક્રમ,[૧૫] આ કલ્પોનાં લક્ષણ, આ કરોડો બ્રહ્માંડો, આ સર્ગો વ્યતીત થયા, આ સર્ગો, ફરીથી આવ્યા,[૧૬] આ ચઉદ ભુવનો, આ સાત દ્વીપોની કલ્પના, આ સત્ય ત્રેતા આદિની કલ્પના એવી રીતે ચિત્રકથાના ન્યાયેં કરી સર્વત્ર વ્યાપક અને અનંત એવું ચિદાકાશ જ પોતે પોતા વિષે સ્ફુરે છે. અન્ય નથી. જેમ ગવાક્ષ (જાળીમાં)ની અંદર રહેલાં પરમાણુ વિષે સૂર્યની પ્રભાઓ છે. તેમ મનઃકલ્પિત કરોડો બ્રહ્માંડો વિષે ચિત્પ્રકાશ રહ્યો છે. વળી જેમ આકાશમાં વિસ્તાર પામેલા સૂર્યના પ્રકાશે કરી પરમાણુના ભેદ તથા ભ્રમણ જોવામાં આવે છે. તેમ મનઃકલ્પિત કરોડો બ્રહ્માંડોના ભેદ તથા ભ્રમણો ચિત્પ્રકાશે કરી અનુભવમાં આવે છે.[૧૭-૧૮] ચિત્, પોતાની અંદર રહેલાં જગતને જે બહાર પ્રકાશિત કરે છે, તે સર્ગ કહેવાય છે. તે અરૂપ અને આશ્રય રહિત છે.[૧૯] નેત્રના દોષથી સ્ફટિક શિલામાં જોવામાં આવતી રેખાની પેઠે સર્ગો ઉત્પન્ન થતા નથી, ને નષ્ટ થતા નથી. આવતા નથી ને જતા નથી.[૨૦] જેમ નિરાકાર આકાશ વિષે નિરાકાર આકાશના ભાગો રહે છે. તેમ નિર્મળ આત્મા વિષે આત્મસ્વરૂપે આ સર્ગો સ્ફુરે છે.[૨૧] જલ વિષે દ્રવતા જેમ, વાયુ વિષે સ્પંદતા જેમ, સમુદ્ર વિષે આવતો (ભ્રમરીઓ) જેમ અને ગુણવાન્ વિષે ગુણો જેમ તેમ બ્રહ્મ વિષે ઉદય અસ્તવાળું આ જગત્ રહ્યું છે. એટલે અનંત તથા શાંત એવું એક વિજ્ઞાનઘન બ્રહ્મ જ વિસ્તાર પામી રહ્યું છે.[૨૩] સહકારી કારણના અભાવ છતાં અને કર્તાના અભાવ છતાં પણ શૂન્ય જેવી પ્રકૃતિથી જગત થાય છે. સ્વયંભૂ, બ્રહ્મા થાય છે. ઇત્યાદિ સાંખ્યોની કલ્પના ઉન્મત્તની ચેષ્ટા જેવી છે. વળી શૂન્ય જેવી પ્રકૃતિથી જગતની ઉત્પત્તિ, સ્વયંભૂ પોતાની મેળે થયલાં એટલે ઉત્પત્તિ પહેલાં પણ વિદ્યમાનની ઉત્પત્તિ ઇત્યાદિ અનેક દોષ સાંખ્યોની કલ્પનામાં છે. માટે તે માન્ય નથી.[૨૪] એટલા માટે હે **રામ**! તમે સર્વ દ્વૈત કલ્પનાને શાંત કરી સ્વસ્વરૂપમાં જાગ્રત્ થઇ દ્વૈત કલ્પનાનું કારણ અવિદ્યારૂપી નિદ્રાને તજી વિકલ્પરૂપી શય્યામાંથી ઉઠો. ને સ્વપ્નના સિંહ આદિ જેવાં જન્મ મરણાદિનાં ભયના બાધથી નિર્ભય થઇ રાજા જેમ સભાને શોભાવે તેમ બ્રહ્મવેત્તાની સભાને શોભાવો, એટલે તત્ત્વવેત્તા થાઓ.[૨૫]



# *સર્ગ ૩ જો.

## જગતનું અનંતપણું.

**श्रीरामउवाच**—महाकल्पांतसर्गादौ प्रथमोऽसौ प्रजापतिः ।
स्मृत्यात्मा जायते मन्ये स्मृत्यात्मैव ततो जगत् ॥ १ ॥

રામ પૂછે છે-હે મહારાજ ! મહાપ્રલય પછી સૃષ્ટિના આરંભમાં બ્રહ્મા કે જે પ્રલય વખતે પોતાની સત્તારૂપ પ્રકૃતિમાં તિરોહિત હતા, તે મનોરૂપ બ્રહ્મા પ્રથમ થાય છે, એટલે તે સ્મૃતિરૂપ છે. તેને વિષે સંસ્કારરૂપ જગત્ રહે છે. તેથી જગત્, સ્મૃતિરૂપ થાય છે, એમ માનવામાં શો વિરોધ છે ?[1]

વસિષ્ઠ કહે છે;—હે રામ ! મહાપ્રલય પછી સર્ગના આરંભમાં સ્મૃતિરૂપ બ્રહ્મા પ્રથમ થાય છે, એ વાત ખરી છે. તથાપિ પ્રલય વખતે જગતની સત્તા, સિદ્ધ થતી નથી. કારણ કે સ્વપ્ન, મનોરથ અને સ્મૃતિના વિષયો, સ્વપ્ન આદિ વખતે પણ અસત્ છે. તેથી સ્મરણનાં બળે કરી પ્રલય વખતે જગત્સત્તાની કલ્પના અયોગ્ય છે.[2] બ્રહ્માના સંકલ્પરૂપ આ જગત, સ્મૃતિરૂપ છે. તે બ્રહ્મ પહેલાં સંકલ્પ નગર હતું.[3] હે રામ ! જેમ ચિત્રનો ઘોડો માંસ વિકારરૂપે મિથ્યા છે તથાપિ રંગ વિકારરૂપે સત્ય છે. તેમ જગત્, બાહ્ય વિકારરૂપે અસત્ય ભલે હોય, પણ મનોવિકાર રૂપે તો સત્ય છે, એવી શંકાનો સંભવ છે. તેનું સમાધાન કે સ્મરણ કર્તા હોય તો સ્મૃતિ આદિ મનના પરિણામો થાય. હવે સાંખ્યોએ કલ્પેલી પ્રતિકૃતિ જડ છે તેથી તેને સ્મરણ સંભવતું નથી. 'પુરુષો (જીવો) અસંગ, ઉદાસીન અને નિર્વિકાર છે, એમ સાંખ્યોએ માન્યું છે. તેથી પુરુષોને પણ સ્મૃતિ, સંભવતી નથી. એટલે પરમાત્માને તો કોઇ પ્રકારે સ્મૃતિ, સંભવતી નથી. તેથી જગત્ સત્ય નથી.[4]

રામ પૂછે છે;—હે મુનિરાજ ! જેમ પ્રતિદિન, સુષુપ્તિમાં લય પામેલું મન જાગ્રદવસ્થામાં પ્રગટ થાય છે, તેને સ્મૃતિ થાય છે. તેમ પ્રલયમાં લય પામેલા અને સૃષ્ટિમાં પ્રગટ થયેલા બ્રહ્માને જગતનું સ્મરણ થાય છે, એમ માનવામાં શો વિરોધ છે ? વળી મહા પ્રલયના મોહે કરીને પૂર્વ કલ્પની સ્મૃતિ કેમ નષ્ટ થાય છે ?[5]

---

* આ ત્રીજા સર્ગમાં બોધ દૃષ્ટિએ કરી વિવર્તનું પ્રતિપાદન કરી અપવાદ બતાવવામાં આવશે ને અજ્ઞ દૃષ્ટિએ કરીને તો જગતનું અનંતપણું કહેવાશે.

વસિષ્ઠ કહે છે;–હે રામ! તમે જે શંકા કરી તે હિરણ્યગર્ભ જીવ, એક જ પોતાનાં મનવડે નાનાં પ્રકારનાં જીવનાં શરીર આદિના ભેદને કલ્પીને સંસારને પામે છે.' એવા અભિપ્રાયથી છે કે, અનેક જીવો પોત પોતાના ભોગ્ય પ્રપંચને કલ્પતા સત્તા, પોત પોતાની બુદ્ધિને અનુસારે સર્વના સ્ત્રષ્ટા હિરણ્યગર્ભને પણ કલ્પે છે, એવા અભિપ્રાયથી છે. તેમાં બીજા અભિપ્રાયથી શંકા સંભવતી નથી. કારણ કે સૃષ્ટિના આરંભમાં પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થાય છે, એવી રીતે તમારી શંકાના ઉપક્રમનો વિરોધ આવે છે. પહેલા અભિપ્રાયથી શંકા સંભવે છે. તેમાં મહા પ્રલય વખતે બ્રહ્માનો મોક્ષ થાય છે. તેની સાથે પૂર્વકલ્પના જીવો અને જગત્ સર્વનો મોક્ષ થાય છે. તેથી સ્મૃતિનો કર્તા કોણ? ને કોઇ પણ સ્મરણકર્તા નથી તો સ્મૃતિ, કેમ ઉત્પન્ન થાય? માટે સ્મૃતિ, નિર્મુલ થાય છે.૬–૭–૮ એવી રીતે પૂર્વકલ્પના સર્ગો પણ સ્મૃતિરૂપ સંભવતા નથી. તમે જે સ્મૃતિની શંકા કરી તે, બ્રહ્મ ચિત્ની પ્રભા જ છે ને તે, અનુભવેલા અને ન અનુભવેલા સર્વમાં સર્વદા છે.૯ જે આ જગત્ છે, તે આદિ અંત રહિત સ્વયંપ્રકાશ ચિત્પ્રભા જ છે.૧૦ અનાદિ કાળનું સિદ્ધ જે બ્રહ્મસ્વરૂપ છે, તે જ બ્રહ્માંડરૂપ શરીરનું ઉપાદાન કારણ આતિ વાહિક દેહ છે. તાત્પર્ય બ્રહ્મ જ સૂક્ષ્મ સ્થૂલના ક્રમે કરી જગદ્રૂપે ભાસે છે.૧૧ પરમાણુ વિષે વન, વાદળાં, આકાશ, દેશ, કાલ, ક્રિયા, દ્રવ્ય, દિવસ અને રાત્રિના ક્રમવાળાં ત્રણે જગત્ રહે છે.૧૨ તે પરમાણુની અંદર તેવો જ અન્ય વિસ્તારવાળો પરમાણુ ભાસે છે. તેમાં પણ વન, વાદળાં આકાશ, પર્વત આદિ સર્વ જગત્ રહ્યાં છે. એ પ્રમાણે અવ્યવસ્થિત સ્વભાવથી પણ જગતની જગદ્રૂપે સત્તા નથી. પરંતુ બ્રહ્મરૂપે સત્તા છે. આ સર્વ દૃશ્ય, પ્રતીતિરૂપે છે, પણ વાસ્તવ નથી.૧૩–૧૪ તેથી જેમ જ્ઞાની પ્રત્યે સદ્દૃષ્ટિ, સ્વતઃ અનંત છે, તેમ અસત્ જગદ્દૃષ્ટિ, અજ્ઞ પ્રત્યે અનંત છે. તેથી આ જગત, તત્ત્વજ્ઞપ્રત્યે કેવળ શાંત બ્રહ્મરૂપે છે ને અજ્ઞ પ્રત્યે બુદ્ધિવડે પ્રકાશિત ત્રણ જગતવાળું છે.૧૫–૧૬ જેમ બ્રહ્માંડે કરી વિકાશ પામેલું જગત્ ભાસે છે. જેમ પરમાણુની અંદર પરમાણુ અને તેની અંદર બીજાં કરોડોએ બ્રહ્માંડો છે.૧૭ જેમ સ્તંભની અંદર પૂતળી, તેની અંદર પૂતળી ને તેની અંદર પણ પૂતળી, એ પ્રમાણે અનંત પૂતળીઓ છે. તેમ આ ત્રણે લોક છે.૧૮ જેમ પર્વતમાં રહેલા પરમાણુઓ, પર્વતથી અભિન્ન પણ નથી ને ગણી સકાય તેમ પણ નથી. તેવી રીતે બ્રહ્મવિષે ત્રણે લોક, અભિન્ન પણ નથી ને ગણી શકાય તેમ પણ નથી.૧૯ જેમ સૂર્યાદિકનાં કિરણોના સૂક્ષ્મ પરમાણુઓ, ગણી

શકાતાં નથી. તેમ બ્રહ્મવિષે ઉત્પન્ન થયેલાં બ્રહ્માંડો ગણી શકાતાં નથી.[૨૦] જેમ સૂક્ષ્મ પરમાણુઓ, સૂર્યનાં કિરણો વિષે, જલ વિષે અને રજઃકણ વિષે ભમે છે તેમ ચિદાકાશ વિષે ત્રણે લોકરૂપી પરમાણુઓ, ભમે છે.[૨૧] જેમ અરૂપ અને અશૂન્ય આકાશ, ભ્રમે કરી સરૂપ અને શૂન્ય ભાસે છે, તેમ પ્રપંચરહિત કૂટસ્થ ભ્રમે કરી વિકારવાળા સર્ગરૂપે ભાસે છે.[૨૨] જો સર્ગ, સર્ગશબ્દના અર્થરૂપે જાણ્યો હોય તો અધોગતિ આપે છે ને બ્રહ્મશબ્દના અર્થરૂપે જાણ્યો હોય તો મોક્ષ આપે છે.[૨૩] હે **રામ**! તટસ્થ લક્ષણાએ કરી બ્રહ્મ જાણવાથી મોક્ષ થતો નથી. પણ શુદ્ધ જીવ અને શુદ્ધ ઈશ્વર, પ્રત્યગેક રસ ચિન્માત્ર બ્રહ્મ જ છે. જે માટે બાહ્ય તથા આભ્યંતર એવી રીતે ભેદક બે ઉપાધિ, બ્રહ્મથી થઇ છે ને જે જેનાથી થયું હોય તે, તે રૂપે જ છે. તે માટે સર્વ દૃશ્ય, શુદ્ધ ચિન્માત્ર બ્રહ્મરૂપે જ છે, એમ જાણવાથી મોક્ષ થાય છે.[૨૪]

# સર્ગ ૪ થો.*

## જગતનું મૂળ મન.

**श्रीवसिष्ठ उवाच**—इंद्रियग्रामसंग्रामसेतुना भवसागरः ।
तीर्यते नेतरेणेह केनचिन्नामकर्मणा ॥ १ ॥

વસિષ્ઠ કહે છે. હે **રામ**! આ ભવસાગર, ઇંદ્રિય જયરૂપી સેતુએ કરી તરી શકાય છે. અન્ય કોઇ પણ ઉપાયથી તરી શકાતો નથી.[૧] વિવેક ઇંદ્રિય જયનો ઉપાય છે. સત્સંગ અને સચ્છાસ્ત્રમાં નિષ્ઠા, વિવેકનો ઉપાય છે. જિતેંદ્રિય પુરુષ, દૃશ્યના અત્યંતા ભાવને (જ્ઞાનને) પ્રાપ્ત થાય છે.[૨] હે રામ! જે પ્રમાણે સંસારીની પંક્તિઓ, આવે છે ને જાય છે. તે પ્રકાર તમને કહ્યો.[૩] આ વિષયમાં વિશેષ શું કહું. કર્મનું કારણ મન છે. તે કર્મ, જગત્ વૃક્ષનું બીજ છે. માટે મનનો નાશ થાય તો જગતનો નાશ થાય છે.[૪] હે **રામ**! આ સર્વ, મન છે. તેની શાંતિ થવાથી જગદ્રૂપી રોગની શાંતિ થાય છે.[૫] મનનાં સંકલ્પથી આ જગત્ થાય છે. મન વિના દેહ, ક્યાં દેખાય છે! માટે સુખ દુઃખાદિ, દેહાધીન નથી. પરંતુ મનને આધીન છે.[૬] દૃશ્યનો અત્યંતા-

* આ ચતુર્થ સર્ગમાં જગત્ સ્થિતિનું મૂલ, ઇંદ્રિયવાળું મન છે. તે મનનો નાશ થવાથી દૃશ્યનો અસંભવ હોવાથી જગત્, સત્ય રહે છે, એમ કહેવામાં આવશે.

ભાવ બાધ કહેવાય છે. તે જ મનની ચિકિત્સાનું ઔષધ છે. તે બાધ વિના અન્ય કોઇ ઉપાયે કરીને પણ કરોડો કલ્પ સુધી પણ મનઃપિશાચ, શાંત થતો નથી.[૭] જો કે મનોરોગ આંતર છે ને દૃશ્ય, બાહ્ય છે. તથાપિ દૃશ્યાત્યંતા ભાવરૂપી પરમ ઔષધ, મનોરોગની શાંતિમાં ઉપાય છે.[૮] મનની આંતરતા અને દૃશ્યની બાહ્યતા, વાસ્તવ નથી. પરંતુ મન જ, એ પ્રકારની કલ્પના કરી મોહ પામે છે. મન જ ઉત્પન્ન થાય છે ને મરે છે. મન, પોતાના સંકલ્પે કરી બંધાય છે ને મુક્ત થાય છે.[૯] આકાશ વિષે ગંધર્વ નગર જેમ તેમ સંકલ્પવાળાં મન વિષે આ જગત્ સ્ફુરે છે.[૧૦] પુષ્પગુચ્છમાં સુગંધીની પેઠે આ જગત્, મન વિષે સ્ફુરે છે, રહે છે, ને તેથી જુદું હોય તેમ જણાય છે.[૧૧] જેમ તિલ વિષે તેલ છે, ગુણવાન્ વિષે ગુણ છે, જેમ ધર્મી વિષે ધર્મ છે, તેમ ચિત્ત વિષે આ જગત્ છે.[૧૨] જેમ સૂર્ય વિષે કિરણ સમુદાય છે, જેમ તેજ વિષે પ્રકાશ છે, જેમ અગ્નિ વિષે ઉષ્ણતા છે, તેમ મન વિષે આ જગત્ છે.[૧૩] જેમ હિમમાં શીતતા છે, જેમ આકાશમાં શૂન્યતા, જેમ વાયુ વિષે ચંચલતા છે તેમ મન વિષે આ જગત્ છે.[૧૪] મન, જગત્ છે ને સંપૂર્ણ જગત્, મન છે. એવી રીતે તે બન્ને પરસ્પર જુદાં પડતાં નથી. તથાપિ તે એમાંથી મન, ક્ષીણ થાય ત્યારે જગત, ક્ષીણ થાય છે. પણ જગત્ ક્ષીણ થવાથી મન, ક્ષીણ થતું નથી.[૧૫]



# સર્ગ ૫ મો.*

## ભાર્ગવોપાખ્યાન તેમાં ભાર્ગવ-શુક્રનું તપથી ભ્રષ્ટ થવું.

**श्रीरामउवाच—भगवन्सर्वधर्मज्ञ पूर्वापरविदांवर ।**
**अयं मनसि संसारः स्फारः कथमिव स्थितः ॥ १ ॥**

રામ પૂછે છે—હે ભગવન્! વિસ્તારવાળો આ સંસાર, મન વિષે કેવી રીતે રહ્યો છે.[૧] હે મહારાજ! વિસ્તારવાળો સંસાર બહાર સ્ફુરીને મન વિષે જેવી રીતે સ્ફુરે છે, તેવી રીતે સ્પષ્ટ દૃષ્ટાંત આપી કહો.[૨]

* આ પાંચમા સર્ગમાં ભૃગુઋષિ સમાધિમાં હતા ત્યારે પર્વતમાં ક્રીડા કરતા શુક્રાચાર્યજીની અપ્સરાને જોઇ મોહથી તત્પરતાનું વર્ણન કરવામાં આવશે.

વસિષ્ઠ કહે છે.–જેમ શરીર વગરના ઐંદવોનાં મનમાં જગત્, દૃઢતાથી રહ્યાં હતાં તેમ મન વિષે આ જગત્ રહ્યું છે.[૩] જેમ ઇંદ્રજાલે કરી વ્યાકુલતાવાળા લવણ રાજાના મનમાં ચાંડાલપણું રહ્યું હતું તેમ મન વિષે આ જગત્ રહ્યું છે.[૪] સ્વર્ગના ભોગની ઇચ્છાએ કરી ભાર્ગવના મનમાં ચિરકાલ પર્યંત અપ્સરાના ભોગમાં લિપ્સપણું, સંસારીપણું અને જન્માંતરની પ્રાપ્તિ, જેવી રીતે હતી, તેવી રીતે મન વિષે આ જગત્ રહ્યું છે.[૫]

**રામ** પૂછે છે–હે ભગવન્! ભાર્ગવને સ્વર્ગના ભોગની ઇચ્છાથી ભોગનું અધિપતિપણું અને સંસારીપણું કેમ થયું તે કહો.[૬]

વસિષ્ઠ કહે છે.–હે **રામ**! આ વિષયમાં (પૂર્વે થયેલો) ભૃગુઋષિ અને કાલનો સવાલ કહું છું તે તમે સાંભળો.[૭] પૂર્વે મંદર પર્વતનાં શિખર ઉપર ભૃગુઋષિ, મહા તપ કરતા હતા. તેજસ્વી, બાલક અને બુદ્ધિવાળા એવા શુક્ર તેની સેવા કરતા હતા.[૮–૯] તે શુક્ર સંપૂર્ણ ચંદ્ર જેવા પ્રકાશમાન હતા. તેના પિતા ભૃગુઋષિ તો સદાકાલ સમાધિમાં રહેતા હતા. તેથી જાણે પાષાણમાંથી કોતરી કાઢ્યા હોય તેમ જણાતા હતા.[૧૦] હવે શુક્ર, તો પુષ્પ શય્યાઓમાં, સોના તથા રૂપાની વેદીઓમાં અને મંદારના ઉત્તમ દોલાઓમાં બાળલીલા કરતા હતા.[૧૧] શુક્ર, પરિપકવ જ્ઞાનવાળા ન હતા. તેથી જેમ ત્રિશંકુ સ્વર્ગ અને પૃથ્વીના મધ્યમાં રહ્યા, તેમ જ્ઞાન અને અજ્ઞાનના મધ્યમાં હતા.[૧૨] એક દિવસે ભૃગુઋષિ, નિર્વિકલ્પ સમાધિમાં હતા ત્યારે શુક્ર, જેણે શત્રુ જિતેલા છે, એવા રાજાની પેઠે એકાંતમાં શાંત થઇ બેઠા.[૧૩] તે વખતે ક્ષીરસમુદ્રમાંથી નીકળેલાં લક્ષ્મીજી, જેમ ભગવાનના જોવામાં આવ્યાં તેમ આકાશમાર્ગે જતી અપ્સરા, શુક્રના જોવામાં આવી.[૧૪] તેણે મંદાર પુષ્પની માળા પહેરી હતી. મંદ પવનવડે તેના કેશ ચલાયમાન હતા.[૧૫] હાર પહેરેલા હતા અને નૂપુરના શબ્દો થતા હતા. તેની સુગંધીથી આકાશ અને વાયુ સુગંધીવાળા થતા હતા. તેનું લાવણ્ય, અતિ ઉત્તમ હતું, ને મદે કરી નેત્ર ચલાયમાન હતાં.[૧૬] દેહરૂપી ચંદ્રની કાંતિવડે તે સ્થલ, અમૃતમય કર્યું હતું. એવી અપ્સરાને જોઇ શુક્રનું મન પૂર્ણિમાના, ચંદ્રને જોઇ સમુદ્રનું જલ જેમ, તેમ ચંચલ થયું ને શુક્રનું મુખ જોઇ અપ્સરા પણ કામવશ થઇ.[૧૭–૧૮] પછી કામબાણે કરી પરાભવ પામેલું મન, વિષય વિષે મોહ પામે છે, એમ જાણી યથાશક્તિ વિવેકવડે મનને બાહ્ય અપ્સરાનાં અનુસરણ આદિ વ્યવહારને અટકાવીને, અંદર અન્ય વૃત્તિને પણ અટકાવીને તે અપ્સરાનું ધ્યાન કરવા લાગ્યા.[૧૯]

# સર્ગ ૬ ઠ્ઠો.*

## ભાર્ગવ-શુક્રનું મનવડે સ્વર્ગગમન.

**श्रीवसिष्ठ उवाच**—अथ तां मनसा ध्यायंस्तत्रैव मीलितेक्षणः।
आरब्धवान्मनोराज्यमिदमेकः किलोशनाः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હવે તે અપ્સરાને મનમાં ધ્યાન કરતા શુક્ર ત્યાંજ નેત્રને બંધ કરી મનોરાજ્ય કરવા લાગ્યા કે–[1] આકાશ માર્ગે સ્વર્ગમાં આ અપ્સરા જાય છે તેની પછવાડે હું જાઉ છું. જેમાં દેવતાઓ વિહાર કરે છે એવા સ્વર્ગમાં હું આવ્યો.[2] જેણે મંદાર પુષ્પની માળા પહેરી છે અને દ્રવીભૂત સુવર્ણના જેવું જેનું શરીર છે એવા આ દેવતાઓ છે.[3] શ્યામ કમળ જેવી દૃષ્ટિવાળી, મૃગનયની મનોહર હાસના વિલાસવાળી તે આ દેવાંગનાઓ છે.[4] આ દેવતાઓ પુષ્પમાળાવડે પ્રકાશે છે. અન્યોય પ્રતિબિંબવાળા છે, પ્રસન્ન છે અને પોતે પ્રકાશ સ્વરૂપ છે.[5] આ દેવોની અવ્યક્ત મધુર આલાપવાળી ગીતિઓ છે તેને ભ્રમરાઓ, ઐરાવત હાથીના ગંડસ્થલના મદમાં પણ વિરક્ત થઇ સાંભળે છે.[6] આ મંદાકિની ગંગા છે, જેને વિષે રહેલા સુવર્ણ જેવાં કમલમાં બ્રહ્માના હંસો અને સારસો શબ્દ કરે છે. તેના તટ ઉપર મોટા મોટા દેવો, આરામ લે છે.[7] આ યમ, ચંદ્ર, ઇંદ્ર, સૂર્ય, અગ્નિ વરુણ અને વાયુ, આદિ લોકપાલો છે. તેઓનાં શરીરની કાંતિ, અગ્નિ જેવી છે.[8] આ ઐરાવત હાથી છે, એ યુદ્ધમાં શસ્ત્ર પ્રહારને કંડૂયન (ખજવાળવા) જેવા જાણે છે ને દાંતવડે ઘણા દૈત્યોને માર્યા છે.[9] પૃથ્વી ઉપર પુણ્ય કરી આકાશમાં તારારૂપે થયેલા આ પુણ્યવાન્ પુરુષો દેવરૂપે થઇ રહ્યા છે. તેનાં શરીરની કાંતિ, સોનાના જેવી છે.[10] આ ગંગા જલ જેનાં તરંગો છે, મેરુ પર્વતની શિલામાં પછડાવાથી ઉડેલા તેના બિંદુઓ દેવો ઉપર પડે છે. તેમ મંદારનાં વૃક્ષો ઉપર પણ પડે છે.[11] આ ઇંદ્રના બગીચાઓ છે. તેમાં મંદારનાં પુષ્પની મંજરી જેવી સુંદર અપ્સરાઓ દોલામાં હીંચે છે.[12] આ પારિજાતના વાયુઓ, ચંદ્રનાં કિરણ જેવાં સુખ આપે છે અને કુંદ (ડોલર) તથા મંદારના મકરંદની સુગંધીવાળા છે.[13] આ નંદન વન છે. તેમાં લતારૂપી અંગનાઓ,

---

* આ છઠ્ઠા સર્ગમાં શુક્રનું મનવડે સ્વર્ગમાં ગમન, ત્યાં ઇંદ્રે શુક્રનો સત્કાર કરી સમીપમાં બેસાડયા એ વાત કહેવામાં આવશે.

પુષ્પના મકરંદરૂપી પટવાસ (સુરાણુ-પડી) અન્યોન્યને નાંખતી હોય તેમ જણાય છે.[૧૪] આ નારદ તથા તુંબુરુ, કે જે સુંદર ગાન કરે છે, દેવાંગનાઓને નચાવે છે ને વીણા બજાવે છે.[૧૫] આ પુણ્યવંત પુરુષો, અનેક પ્રકારના અલંકાર પહેરી આકાશમાં ઉડતાં વિમાનમાં બેઠા છે.[૧૬] જેમ વન લતાઓ, વનને સેવે તેમ મદનાંધ આ દેવાંગનાઓ, ઈંદ્રને સેવે છે.[૧૭] આ કલ્પવૃક્ષો છે. જેમાં ઈંદ્ર નીલમણિ જેવાં પુષ્પ અને ચિંતામણિ જેવાં ગુચ્છ છે, તેમાં શુશોભિત ફલ છે.[૧૮] આંહી ઈંદ્રાસન ઉપર ઈંદ્ર બેઠા છે. તે જાણે બીજા બ્રહ્મા હોય તેમ જણાય છે. તેને હું અભિવાદન કરું.[૧૯] એવી રીતે મનમાં વિચાર કરી શુક્રે મને કરીને ભૃગુ જેવા ઈંદ્રને પ્રણામ કર્યાં.[૨૦] પછી માનપૂર્વક ઉઠી ઈંદ્રે શુક્રનો સત્કાર કર્યો. ને હાથ પકડી સમીપમાં બેસાડ્યા.[૨૧] 'હે શુક્ર! તમારા પધારવાથી હું ધન્ય થયો છું. ચિરકાલ પર્યંત આંહી રહો.' એમ ઈંદ્રે શુક્રને કહ્યું.[૨૨] ત્યાં બેઠેલા સુશોભિત મુખવાળા શુક્ર, સંપૂર્ણ ચંદ્ર જેવા જણાતા હતા.[૨૩] ઈંદ્રની પાસે બેઠેલા શુક્રને સર્વે દેવો, અભિવાદન કરતા હતા. તેથી શુક્રને અતુલ સંતોષ થયો ને તે ઈંદ્રને બહુ પ્રિય થયા.[૨૪]

# સર્ગ ૭ મો.*

## શુક્ર તથા અપ્સરાનો પરસ્પર સમાગમ.

**શ્રીવસિષ્ઠ ઉવાચ–इति शुक्रःपुरं प्राप्य वैबुधं स्वेन तेजसा ।**
**विसस्मार निजं भावं प्राक्तनव्यसनं विना ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે.–એ પ્રમાણે મનોરાજ્યે કરી શુક્ર, પોતાના પુણ્યબલથી ઈંદ્ર નગરીમાં પ્રાપ્ત થઇ મરણ વિના પણ પોતાનો પૂર્વનો ભાવ ભૂલી ગયા.[૧] ઈંદ્રની પાસે મુહૂર્તવાર બેસી સ્વર્ગનાં સુખથી હર્ષ પામેલા શુક્ર, સ્વર્ગમાં વિહાર માટે ઉઠ્યા.[૨] સ્વર્ગમાં અપ્સરાઓ, જોવા યોગ્ય છે, એમ વિચારી એ શુક્ર, સારસ જેમ કમલિનીને જોવા જાય તેમ સ્ત્રીઓને જોવા ગયા.[૩] ત્યાં સ્ત્રીઓના મધ્યમાં રહેલી તે મૃગનયનીને વનમાં રહેલી લતા જેવી જોઇ.[૪] તે અપ્સરા પણ શુક્રને

* આ સાતમા સર્ગમાં સ્વર્ગમાં શુક્રને ફરીથી પ્રિય અપ્સરાનું દર્શન થયું તે અને પરસ્પરના અનુરાગે કરી બન્નેનો સમાગમ વર્ણવવામાં આવશે.

જોઇ કામવશ થઇ. ભવ્ય આકૃતિવાળી તે વિલાસિનીને જોઇ ચંદ્રિકાને જોઇ ચંદ્રકાંતમણિ જેમ દ્રવીભૂત થાય તેમ દ્રવીભૂત થયેલા શુક્ર તેનેજ જાવા લાગ્યા.[૫-૬] તેથી તે અપ્સરા પણ પ્રાતઃકાલે ચક્રવાકે જોવાયલી ચક્રવાકી જેમ તેમ શુક્ર પરાયણ થઇ. રસથી આનંદ પામી તેણે કરી પ્રાતઃકાળે સૂર્ય અને કમલિની જેવી શોભા થાય તેવી શોભા, અન્યોન્ય પ્રીતિવાળા શુક્ર અને અપ્સરાની થઇ.[૭-૮] નંદનવન, સંકલ્પિત અર્થને આપવાવાળું હોવાથી તે વને સર્વ અંગ વશમાં કરી તે અપ્સરા કામને અર્પિત કરી. તેથી કમલિનીનાં પલાશમાં મેઘની ધારા જેમ પડે તેમ અપ્સરાનાં કોમલ શરીરમાં કામનાં બાણ પડયાં.[૧૦] તેથી વ્યાકુલ થયેલી તે અપ્સરા, મંદ વાયુવડે વ્યાકુલ થયેલી મંજરી જેવી જણાતી હતી.[૧૧] જેમ હાથી કમલિનીને વ્યાકુલ કરે તેમ કામદેવે શ્યામ કમલ જેવાં નેત્રવાળી અને હંસગમની એવી એ અપ્સરાને વ્યાકુલ કરી.[૧૨] આ અપ્સરા કામાતુર છે એમ જાણી સત્ય સંકલ્પવાળા શુક્રે સંહાર વખતે રુદ્રની પેઠે અંધકારનો સંકલ્પ કર્યો.[૧૩] તેથી ભૂલોકના અંધકારવડે લોકાલોક પર્વતનો તટ જેમ અંધકાર વ્યાપ્ત થાય, તેમ સ્વર્ગનો તે ભાગ, અંધકારવ્યાપ્ત થયો.[૧૪] તે અંધકાર, લજ્જારૂપી અંધકારની નિવૃત્તિ કરતું હતું. તે એ શુક્ર તથા અપ્સરાની સ્થિરતા કરતું હોય તેમ જણાતું હતું.[૧૫] ત્યાં જે અન્ય જનો હતા, તે સાયંકાલે પક્ષીઓ જેમ તેમ પોત પોતાની ઇચ્છા પ્રમાણે ગયા.[૧૬] ને મદનાતુર તે અપ્સરા, મયૂરી જેમ મેઘ પાસે જાય તેમ શુક્ર પાસે ગઇ.[૧૭] જેમ ક્ષીર સમુદ્રમાં નારાયણ જાય, તેમ સુશોભિત ઘરના મધ્યમાં પાથરેલા પલંગ ઉપર શુક્ર ગયા. તેના હાથ પકડી તે અપ્સરા પણ શરમને લીધે મુખ નીચું કરીને ગઇ.[૧૮-૧૯] તેથી તે ઐરાવતના હૃદયમાં રહેલી કમલિની જેવી શોભતી હતી ને સ્નેહ રસથી ભરપૂર વાણીવડે તે, વિલાસથી મનોહર વચન બોલી.[૨૦] હે શુક્ર! આ કામદેવ, ધનુષ્ય ખેંચી મને બાણ મારે છે. જુઓ.[૨૧] હે નાથ! હું તમારે શરણે આવી છું. અબળા છું. માટે રક્ષણ કરો. શરણે આવેલાનું રક્ષણ કરવું, એ સત્પુરુષનો, નિયમ હોય છે.[૨૨] હે મતિમન્! સ્નેહ ભાવના અજાણ્યા મૂઢ પુરુષો, સ્નેહનો અનાદર કરે છે. પણ રસજ્ઞ પુરુષો અનાદર કરતા નથી.[૨૩] હે પ્રિય! અન્યોન્ય આસકિતવાળાનો નિઃશંક થયેલો પ્રણય, ચંદ્રના આનંદ કરતાં પણ વિશેષ છે.[૨૪] નવીન પ્રીતિવાળાઓને પરસ્પર સ્નેહ, જેવા આનંદ આપે છે તેવો આનંદ, ત્રણે લોકનું ઐશ્વર્ય આપતું નથી.[૨૫] રાત્રિમાં ચંદ્રનાં કિરણોના સ્પર્શથી કમલિની જેમ શાંતિ પામે

તેમ તમારા ચરણના સ્પર્શથી શાંતિ પામી છું.[૨૬] જેમ ચકોરી, ચંદ્રના અમૃત પાને કરી જીવે છે તેમ હું, અમૃત જેવા તમારા સ્પર્શે કરીને જીવું છું.[૨૭] આ હું આપને વિષે આસક્ત છું. માટે મને સ્નેહવડે ભરપૂર એવાં હૃદય કમળમાં આલિંગન કરી રાખો.[૨૮] એમ કહી કલ્પવૃક્ષની મંજરી જેવી અને વ્યાકુલ નેત્રવાળી અને પુષ્પ જેવી કોમળ એ અપ્સરા, શુક્રના ઉરસ્થલમાં પડી.[૨૯] પછી ભ્રમરી તથા ભ્રમર, કમલિની વિષે જેમ પ્રવેશ કરે તેમ તે શુક્ર તથા અપ્સરાએ વનસ્થલીઓમાં પ્રવેશ કર્યો. જેમ પુષ્પના પરાગો ઉડતા હતા અને સુગંધી પવન વાતા હતા.[૩૦]

---

# સર્ગ ૮ મો.*

## શુક્રની ક્રીડા અને વિવિધ જન્મ.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**—इति चित्तविलासेन चिरमुत्प्रोक्षितैः प्रियैः ।
प्रणयैर्भार्गवस्यासीत्तुष्टये सुसमागमः ॥ १ ॥

**વસિષ્ઠ** કહે છે.—એવી રીતે ચિરકાલથી કલ્પેલા પ્રિયપ્રણયોએ કરી શુક્રને અપ્સરાનો સમાગમ થયો ને તેથી તેને સંતોષ થયો.[૧] શુક્રે મંદારનાં પુષ્પની માળા ધારણ કરવાવાળી અને અમૃત પાને કરી મત્ત એવી એ અપ્સરાની સાથે ગંગાજીના તટ ઉપર વિહાર કર્યો. જે તટમાં મદવાળા હંસ હતા, સુવર્ણની કમલિનીઓ હતી અને ચારણ તથા કિન્નરો પણ હતા.[૨-૩] ચંદ્રનું અમૃતપાન કરવાવાળા દેવોની સાથે પારિજાતનાં લતા ગૃહો વિષે રસાયન પીધું.[૪] ચૈત્રરથ નામના સુંદર બગીચામાં વિદ્યાધરીઓ સાથે દોલા વિહાર કર્યો.[૫] શંકરના ગણો સાથે નંદન વનમાં સર્વત્ર વિહાર કર્યો.[૬] જેમ મદોન્મત્ત હાથી, કમલિની વિષે ફરે તેવી રીતે મેરુ પર્વતની નદીઓ કે જેના કિનારા ઉપર સુવર્ણની લતાઓ હતી, તેમાં તે બન્ને જણાં ફર્યાં.[૭] કૈલાસ પર્વતનાં લતા ગૃહોમાં શંકરના ભાલમાં રહેલા ચંદ્રવડે પ્રકાશવાળી રાત્રિઓ વ્યતીત કરી.[૮] ગંધમાદન પર્વતનાં ઉપલાં શિખરો વિષે આરામ લઇ શુક્રે કનકનાં કમલો વડે તે અપ્સરાને સુશોભિત કરી.[૯] હે **રામ**! આશ્ચર્યકારી લોકાલોક પર્વતના તટો વિષે શુક્રે અપ્સરાની સાથે ક્રીડા કરી.[૧૦] મંદર પર્વતના કચ્છો (જલવાળા

*આ આઠમા સર્ગમાં શુક્રનાં નાનાં પ્રકારનાં સ્વર્ગના ભોગ ભોગવ્યા પછી ઘણા જન્મો તથા વાસનાના બળથી તપસ્વીપણું વર્ણન કરવામાં આવશે.

ભાગો)માં મૃગબાલકોની સાથે ક્રીડા કરી. ને કલ્પેલાં દેવ મંદિરમાં સાઠ વર્ષ સુધી વાસ કર્યો.[૧૧] ક્ષીર સમુદ્રનાં તટો વિષે અપ્સરા સાથે રહેતા શુક્રને વિહાર કરતાં કરતાં અર્ધ સત્યયુગ નીકળી ગયો.[૧૨] આ શુક્ર, ગંધર્વ નગર જેવા સંકલ્પવડે ક્રમે કરી સર્વ જગતના સ્રષ્ટા થયા. તેથી કાલની સમાનતાને પ્રાપ્ત થયા.[૧૩] હવે શુક્ર, તે અપ્સરાની સાથે વળી પણ ઇંદ્રનાં પુરમાં ચાર યુગ, આઠ વખત વ્યતીત થયાં ત્યાં સુધી સુખથી રહ્યા.[૧૪] પછી પુણ્યક્ષીણ થયું; એવા સંકલ્પથી દિવ્ય શરીર ક્ષીણ થવાથી તે શુક્ર, અપ્સરાની સાથે પૃથ્વી ઉપર પડયા.[૧૫] તેનાં દિવ્ય શરીરના સર્વ અવયવો વીખરાઇ ગયા. વિમાન આદિ, સુખ ભોગનાં સાધનો દેવોએ હરી લીધાં. તેથી ચિંતામાં પડેલા એ બન્ને જેમ યુદ્ધમાં યોદ્ધા પડે તેમ નીચે પડયા[૧૬] મોટી ચિંતા સાથે પૃથ્વી ઉપર પડેલા તે બન્નેનાં શરીર, શિલા ઉપર પડતા ઝરાની પેઠે સો પ્રકારે છિન્નભિન્ન થઇ ગયાં.[૧૭] સ્થૂલ શરીર પડી જવાથી દુઃખવાળાં તે બન્નેનાં લિંગ શરીરો, માળા વગરનાં પક્ષીની પેઠે આકાશમાં ફરતાં હતાં.[૧૮] તે લિંગ શરીરે, કિરણથી વ્યાપ્ત એવાં ચંદ્ર મંડલમાં પ્રવેશ કર્યો. પછી હિમરૂપ થઇને શાળમાં પ્રવિષ્ટ થયા.[૧૯] જેમાં શુક્રે પ્રવેશ કર્યો હતો તે શાળ દશાર્ણ દેશના બ્રાહ્મણના ખાવામાં આવી. તેનું વીર્ય થઇ તેની સ્ત્રીદ્વારા પુત્ર થયો.[૨૦] ત્યાં મુનિઓનાં સંસર્ગથી તે શુક્રે, મેરુ પર્વતનાં વનમાં મન્વંતર પર્યંત ઉગ્ર તપ કર્યું.[૨૧] ત્યાં શાપથી મૃગલી થયેલી અપ્સરામાં મનુષ્ય પુત્ર ઉત્પન્ન થયો, તેમાં સ્નેહને લીધે વળી પણ પરમ મોહને પ્રાપ્ત થયા.[૨૨] આ મારા પુત્રને ધન મળે, ગુણો થાય, આયુષ વધે, એવી રીતની નિરંતર ચિંતાવડે તેના તપ આદિ સર્વ નિયમો છૂટી ગયા.[૨૩] પુત્ર માટે ભોગની ચિંતાએ કરી ધર્મ વિચારથી ભ્રષ્ટ થયલા અને ક્ષીણાયુષ એવા એ શુક્રને સર્પ જેમ વાયુને ગળે તેમ મૃત્યુ ગળી ગયો.[૨૪] તેના મનોરથ પૂરા થયા નહીં. ને પ્રાણ નીકળી ગયા. પછી મદ્ર દેશના રાજાને ત્યાં જન્મ થવાથી મદ્ર દેશના અધિપતિ થયા.[૨૫] મદ્ર દેશમાં ચિરકાળ રાજ્ય કર્યું ને શત્રુઓને માર્યા. પછી જેમ કમળમાં હિમ પડે તેમ તેને જરા પ્રાપ્ત થઇ[૨૬] ને વાનપ્રસ્થ ધર્મનો વિચાર કરતાં કરતાં રાજશરીર પડી ગયું. તેથી તપસ્વીને ત્યાં જનમ્યા. ને પોતે પણ તપસ્વી થયા.[૨૭] હે **રામ** ! રાગદ્વેષાદિ રહિત એવા તે તપસ્વી, સમંગા નદીના કિનારા ઉપર જઇ તપ કરવા લાગ્યા.[૨૮] એ પ્રકારે અનેક જન્મનો અનુભવ કરી, સુમંગા નદીના તટ ઉપર દૃઢ વૃક્ષની પેઠે સુખથી તપમાં રહ્યા.[૨૯]

---

# સર્ગ ૯ મો.*

## શુકના પ્રથમ શરીરનું પતન.

**श्रीवसिष्ठ उवाच–इति चिंतयतस्तस्य शुक्रस्य पितुरग्रतः ।**
**जगामातितरां कालो बहु संवत्सरात्मकः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—એવી રીતે શુક્ર, પિતાની પાસે મનોરાજ્યમાં હતા. તેટલામાં તો બહુ વર્ષો વ્યતીત થયાં.[૧] પછી ઘણાં કાળે કરી પવન તથા તડકાવડે જર્જરિત થયેલો તેનો દેહ, મૂલ ઉખડી જવાથી વૃક્ષ જેમ, તેમ પૃથ્વી ઉપર પડયો.[૨] અને ચંચલ મન તો મનઃકલ્પિત સ્વર્ગ ગમન આદિ નાના પ્રકારની દશામાં મૃગ, વનમાં ભમે તેમ ભમતું હતું.[૩] જાણે ચાકડા ઉપર ચડાવ્યું હોય તેમ વ્યાકુલ, ભોગ કલ્પના વડે ભ્રાંત તથા જન્મ પરંપરાની કલ્પનાએ કરી ઉદ્‌ભ્રાંત એવું શુક્રનું મન, સમંગા નદીના તટ ઉપર શાંતિ પામ્યું.[૪] અનંત વૃત્તાંતથી ઘન, મન કલ્પના માત્રથી નિઃસાર, તથાપિ સત્યતાની ભ્રાંતિવડે પૂર્વ દેહના વિસ્મરણથી દઢ એવી સંસાર દશાને શુક્ર દેહ વિના પોતે (શુક્ર) અનુભવતા હતા.[૫] મંદર પર્વતનાં શિખર ઉપર રહેલું શુક્રનું તે શરીર, તાપવડે શુકાઇ ગયું ને ચર્મ માત્ર રહ્યું.[૬] તે શરીરનાં છિદ્રો વિષે પવન ભરાવાથી શબ્દો થતા હતા. તેથી અભિમાનરૂપ દુઃખના ક્ષયજન્ય આનંદથી કાકલી (અવ્યક્ત મધુરસ્વર) વડે ગાન કરતું હોય તેમ જણાતું હતું.[૭] ખાડા જેવી ભોગની આશા વિષે લોટેલાં ક્ષુદ્ર મનને શ્વેત દાંતની પંક્તિવડે હસતું હોય તેમ તે શરીર જણાતું હતું.[૮] મુખરૂપી વનમાં જીર્ણ કુવા જેવાં છિદ્ર હતાં તેથી તે શરીર, નેત્રને જગતની શૂન્યતા પ્રત્યક્ષ બતાવતું હોય તેમ જણાતું હતું.[૯] તાપમાં તપેલું અને વર્ષાનાં જલે કરી સીંચાએલું એ શરીર, પૂર્વે જન્મનાં સ્મરણથી આંસું ઝરતું હોય તેમ જોવામાં આવતું હતું.[૧૦] એ શરીર, ચંદ્ર અને વાયુએ કરી વનમાં વીખાઇ ગયું હતું. જલનાં પૂરમાં તણાતું હતું.[૧૧] નદીના તટ ઉપર વર્ષાના ઝરામાં ભીંજાતું હતું ને ઉપર રજઃકણ પડવાથી મલિન થતું હતું.[૧૨] શુષ્ક કાષ્ઠની પેઠે વાયુમાં ઉડતું હતું. પ્રબળ વાયુમાં ખડખડતું હતું. તેથી જાણે વનમાં તપ કરતું હોય, તેમ જણાતું હતું.[૧૩] વળી ગયું હતું. શુકાં આતરડાં તંત્રી જેવાં જણાતાં હતાં.

* આ નવમા સર્ગમાં ભૃગુઋષિની પાસે રહેલાં અને મૃતપ્રાય એવા શુક્રનાં શરીરનું પતન કથા તથા તેની શુષ્કતાનું વર્ણન કરવામાં આવશે.

તેમાંથી ભયંકર શબ્દો નીકળતા હતા. તે શરીર, નિસ્તેજ અને આહાર વિના હાડ પંજર રહેલું હતું.[૧૪] એ ભૃગુ ઋષિનો આશ્રમ, પુણ્યકારક હતો. રાગ દ્વેષ હીન હતો. ને વળી શુક્ર મહા તપસ્વી હતા. તેથી તે શરીરને જંતુઓ ખાઇ શકયાં નહીં.[૧૫] હવે એ શુક્રનું ચિત્ત, તપ કરતું હતું. તેથી કલ્પેલું શરીર ક્ષીણ થયું ને આગળનું શરીર તો મોટી મોટી શિલામાં રખડતું હતું.[૧૬]



# સર્ગ ૧૦ મો.*

## ભૃગુ તથા કાલનો સંવાદ.

**श्रीवसिष्ठ उवाच–अथ वर्षसहस्रेण दिव्येन परमेश्वरः ।**
**भृगुः परमसंबोधाद्विरराम समाधितः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હવે દેવતાના હજાર વર્ષ વીત્યા પછી ભૃગુઋષિ, નિર્વિકલ્પ સમાધિથી વિરામ પામ્યા.[૧] ત્યારે વિનયવાળો, નમ્ર, ગુણપાત્ર અને મૂર્તિમાન્ પુણ્યરૂપ એવો પોતાનો પુત્ર જોવામાં આવ્યો નહી.[૨] પરંતુ કેવળ આગળ પડેલું અસ્થિપંજર જોવામાં આવ્યું. જે, મૂર્તિમાન્, અભાગ્ય અને દારિદ્રય જેવું જણાતું હતું.[૩] તે તડકામાં સુકાઇ ગયું હતું. તેનાં છિદ્રમાં તેતર પક્ષી રહેતાં હતાં. શુષ્ક આંતરડાંવાળાં પેટની છાયામાં દેડકાં બેઠાં હતાં.[૪] નેત્રના ખાડામાં કીડાનાં બચ્ચાં થયાં હતાં. પડખાની પાંસળીઓમાં કરોળીઆઓ ઘણા હતા.[૫] ઇષ્ટ તથા અનિષ્ટ ફલ આપવાવાળી આગળની ઉપભોગની ચેષ્ટા ને વર્ષાદથી ધોવાયલી સુકાં હાડની માળાવડે એ શરીર અનુકરણ કરતું હતું. અસ્થિ શેષ એટલાજ માટે ચંદ્ર જેવું ઘડાકાર મસ્તક ઉપર કપૂરના અભિષેકવાળાં શિવલિંગ જેવું જણાતું હતું.[૬–૭] એની ગ્રીવા સરલ, શુષ્ક નાડીવાળી અને અસ્થિશેષ હતી. તેથી વાસનાવડે જાણે લાંબી આકૃતિ કરતી હોય તેમ જણાતી હતી.[૮] એની નાસિકા, મૃણાલ જેવી ધોળી હતી. વર્ષાદની ધારાવડે તેનું માંસ છિન્ન ભિન્ન થઇ ગયું હતું. માત્ર તેનું અસ્થિ રહ્યું હતું. તેથી તે, મુખની સીમાના શંકુ (ખીલા) જેવી જણાતી હતી.[૯]

* આ દશમા સર્ગમાં શુક્રનું શરીર જોઇ કાલ પ્રત્યે ભૃગુના કોપનું અને કાલે આત્મ વિદ્યાએ કરી કરેલા બોધનું વર્ણન કરવામાં આવશે.

એની ડોક લાંબી હતી, મુખ, ઉંચું હતું, તેથી આકાશમાં નીકળતા પ્રાણને જાણે જોતું હોય તેમ તેનું શરીર જણાતું હતું.[૧૦] એની જંઘા, ઘુંટણ, સાથળ અને હાથ, અસ્થિમાત્ર હોવાથી બમણા લાંબા જણાતા હતા. તેથી લાંબી વાટના પરિશ્રમના ભયથી જાણે દશેદિશામાં એ શરીર ભાગ્યું હોય તેમ જોવામાં આવતું હતું.[૧૧] એનું ઉદર, ખાલી હતું. ને ચર્મ માત્ર શેષ હતું. તેથી તે શરીર, અજ્ઞાનીના હૃદયમાં રહેલી શૂન્યતાને દર્શાવતું હોય તેમ જોવામાં આવતું હતું.[૧૨] અસ્થિપંજર કે જે દુ:ખનું સાધન હતું, તેને જોઇ ભૃગુ સહસા ઉઠયા.[૧૩] ને જોતાં વાર તત્કાલ આ મારો પુત્ર, ચિરકાલ થયાં મરણ પામ્યો છે શું !' એવી રીતનો તર્ક થયો.[૧૪] ત્યાર પછી એ ભૃગુને સહસા કાલ પ્રત્યે મહાકોપ થયો.[૧૫] 'સમય વિના મારા પુત્રને કાલ કેમ લઇ જાય ?' એવી રીતે કોપાયમાન ભૃગુ, કાલને શાપ દેવા તૈયાર થયા.[૧૬] ત્યારે નીરૂપ અને જગદ્ભક્ષી એવો એ કાળ, આધ ભૌતિક શરીર ધારણ કરી મુનિ પાસે આવ્યો.[૧૭] એ કાલે, ખડ્ગ તથા પાશ ધારણ કર્યાં હતાં, શોભાવાળો હતો, કવચ અને કુંડળ પહેર્યાં હતાં, છ ભુજા હતી, છ મુખ હતાં. તેની સાથે મોટી સેના હતી.[૧૮] એ કાળ, શરીરમાંથી નીકળતી જ્વાળાઓવડે ફૂલેલા કિંશુક (કેસુડા-ખાખરા)નાં વૃક્ષવાળા પર્વત જેવો જણાતો હતો.[૧૯] તેના હાથમાં ત્રિશૂલ હતું. તેના અગ્રભાગમાંથી જાણે સુવર્ણનાં કુંડળ હોય તેવા મંડળાકાર અગ્નિ નિકળતા હતા. તેણે કરી દિશાઓ શોભતી હતી.[૨૦] એના મુખમાંથી મોટો શ્વાસ નિકળતો હતો. તેણે કરી પર્વતો, જાણે દોલામાં બેઠા હોય તેમ ચલાયમાન થઇ ફરવા લાગ્યા, ને પડવા લાગ્યા.[૨૧] એના ખડ્ગ મંડળના પ્રકાશે કરી સૂર્ય મંડળ, શ્યામ થઇ ગયું હતું. તેથી પ્રલય વખતે બળતાં જગતના ધુમાડાવડે વ્યાપ્ત હોય તેમ જણાતું હતું.[૨૨] એવો કાળ, પ્રલય વખતે ક્ષોભ પામેલા સમુદ્ર જેવા કોપાયમાન એ મુનિ પાસે જઇ શાંતિપૂર્વક કહે છે કે;[૨૩] હે મુનિરાજ ! લોક સ્થિતિને જાણવાવાળા અને કાર્ય કારણને પ્રત્યક્ષ જોવાવાળા મુનિઓ, કારણ છતાં પણ મોહ પામતા નથી. ત્યારે વિનાકારણે કેમ મોહ પામે ?[૨૪] હે મુને ! તમે મહાતપસ્વી છો, ને અમે નિયતિપાલક છીએ. તેણે કરી તમે પૂજ્ય છો, ને પૂજાઓ છો. પરંતુ શાપના ભય આદિ કારણથી પૂજાતા નથી.[૨૫] શાપ આપવાથી તમારું જ અનિષ્ટ છે. કેમકે તમારું તપ ક્ષીણ થશે. પણ મારું અનિષ્ટ થાય તેમ નથી. કારણ કે પ્રલય વખતના અગ્નિથી મારો દાહ થયો નથી. તેને તમે શાપથી કેમ બાળશો ?[૨૬] અમે સંસારની પંક્તિઓ ગળી છે. કરોડો

રુદ્રો ગળ્યા છે. વિષ્ણુના સમુદાયો ખાધા છે. માટે હે મુને! અમે કયા કામમાં સમર્થ નથી.[૨૭] અમે ભોક્તા ને તમે ભોજન છો. એ સ્વાભાવિક મર્યાદા છે. પણ તેમાં ઇચ્છા, દ્વેષ આદિ અન્ય કારણ નથી.[૨૮] અગ્નિ, પોતાની મેળે ઉર્ધ્વ ગમન કરે છે. જળ, પોતે નીચાણમાં જાય છે. ભોજન, ભોક્તાને પ્રાપ્ત થાય છે, ને યમ, પોતાની મેળે સૃષ્ટિનો નાશ કરે છે.[૨૯] આ સંસારમાં મૂર્ત તથા અમૂર્ત જગત્, હું કે જે પરમાત્મા છું, તેનાં ભોજનપણાંએ કરી પોતા વિષે કલ્પિત છે. જે માટે પરમાત્મા, પોતા વિષે પોતે જગદ્રૂપે થાય છે. માટે પોતેજ ઉપસંહાર કરે છે.[૩૦] તત્ત્વ દૃષ્ટિથી જોઇએ તો આ જગતમાં કોઇ કર્તા નથી ને ભોક્તા નથી, ને અજ્ઞ દૃષ્ટિથી તો આ જગતમાં તો બહુ દૃષ્ટા છે.[૩૧] હે મહારાજ! કર્તૃતા અને અકર્તૃતા અજ્ઞાને કરી કલ્પિત છે. પણ જ્ઞાને કરીને તો કાંઈ પણ નથી.[૩૨] વૃક્ષોમાં પુષ્પો અને ભુવનોમાં પ્રાણીઓ, પોતાની મેળે જાય છે ને આવે છે. તેમાં કર્તા આદિનાં નામ વડે કલ્પાય છે.[૩૩] જેમ જલમાં પ્રતિબિંબિત ચંદ્ર ચાલે છે. તેમાં તેની કર્તૃતા અને અકર્તૃતા સત્ય નથી ને મિથ્યા પણ નથી. તેમ સૃષ્ટિ વિષે પરમાત્માની કર્તૃતા અને અકર્તૃતા સત્ય પણ નથી ને મિથ્યા પણ નથી.[૩૪] જેમ ભ્રમવાળો પુરુષ, રજ્જુ વિષે ભુજંગ બુદ્ધિ કલ્પે છે. તેમ ભ્રાંતિવાળું મન. પરમેશ્વર વિષે કર્તૃતા તથા અકર્તૃતારૂપ બુદ્ધિ કલ્પે છે.[૩૫] તે માટે હે મુનિરાજ! વ્યાકુલ થઇ મિથ્યા કોપ મ કરો. આ પત્તિઓનો જ એવો ક્રમ છે. જે જેવું છે, તેને તેવું યથાર્થ વિચારો.[૩૬] હે મુને! અમે ભ્રાંતિ, રાગ કે અભિમાનથી તમારા પુત્રને માર્યો નથી. તેમ તમારા ભયથી હું અહીં આવ્યો નથી. કિંતુ તપસ્વી માન્ય છે.' એવા નિયમથી હું તમારી પાસે આવ્યો છું.[૩૭] વિદ્વાન્ પુરુષો, વ્યવહારમાં મર્યાદાને અનુસરે છે. પણ અભિમાન તથા અજ્ઞાનને અનુસરતા નથી. તાત્પર્ય— મેં મર્યાદા પાલન કર્યું, તે ઉચિત છે, પણ તમે અભિમાનથી તમોગુણને અનુસર્યા તે ઉચિત નથી.[૩૮] કાર્ય ચતુર પુરુષોએ અવસ્ય કર્તવ્ય પોતપોતાની મર્યાદાનું પાલન, કરવું. માટે તમે તમોગુણથી કદાપિ તેનો નાશ ન કરો.[૩૯] હે ભૃગો! તે અજ્ઞાન દૃષ્ટિ કયાં? મહત્ત્વ કયાં? અને ધીરતા કયાં? સર્વ પ્રસિદ્ધ માર્ગ વિષે આંધળાની પેઠે કાં મોહ પામો છો?[૪૦] હે મુને! પોતાનાં કર્મ ફલની પરિપાક દશાને વિચાર્યા વિના સર્વજ્ઞ છતાં મૂર્ખની પેઠે મને શાપ દેવા કાં ઇચ્છો છો?'[૪૧] હે મુને! પ્રાણીનાં શરીર બે પ્રકારનાં છે. [૧]સ્થૂલ અને [૨]મન (લિંગ શરીર). તે શું નથી જાણતા?[૪૨] તેમાં સ્થૂલ દેહ, અતિ જડ છે ને વિનાશી છે. ને મન, મોક્ષ પર્યંત

સ્થાયી તથા પ્રાતિભાસિક છે. તે, ક્રોધાદિકે કરી પીડાય છે.[૪૩] જેમ ચતુર સારથિ, રથને ચલાવે છે. તેમ અભિમાનથી અંદર વ્યાપાર કરતું મન, દેહને ચલાવે છે.[૪૪] જેમ બાલક, ક્ષણવારમાં બનાવેલાં માટીનાં પુતળાંને નષ્ટ કરે છે ને બીજાને ઉત્પન્ન કરે છે. તેમ મન, ક્ષણવારમાં અન્ય દેહના સંકલ્પથી પૂર્વ દેહનો નાશ કરી અન્ય દેહમાં જાય છે.[૪૫] ચિત્ત જ પુરુષ છે. ચિત્તનું કરેલું, કર્યું કહેવાય છે. એ જ ચિત્ત, અસત્સંકલ્પથી બંધાય છે. સત્સંકલ્પથી મુક્ત થાય છે.[૪૬] આ દેહ, અવયવ, આ મસ્તક એ પ્રમાણે બહુ વિકારવાળું મન, કહેવાય છે.[૪૭] મન, પૂર્વ જીવથી પરજીવનાં નામ રૂપ થાય છે ને સંકલ્પિત અર્થમાં એક નિશ્ચયથી બુદ્ધિ થાય છે તે મન જ અભિમાનથી અહંકારને પ્રાપ્ત થાય છે. એવી રીતે મન પોતે નાના પ્રકારે થાય છે.[૪૮] મન, દેહની વાસનાએ કરી પોતાની ઇચ્છાથી પોતાનાં મિથ્યા અન્યપાર્થિવ શરીરને જુવે છે.[૪૯] ચિત્ત, જ્યારે પરમાત્માને સાક્ષાત્ જુવે છે ત્યારે શરીર વિષે સત્યતા બુદ્ધિ તજી પરમ શાંતિ પામે છે.[૫૦] તમે સમાધિમાં હતા ત્યારે તમારા પુત્રનું તે મન, મનોરાજ્યે કરી અતિ દૂર ગયું છે.[૫૧] માળામાંથી ઉડેલા પક્ષીની પેઠે તમારો પુત્ર આ શુક્ર દેહને મંદર પર્વતની ગુફામાં તજી સ્વર્ગમાં ગયો.[૫૨] ત્યાં મંદર પર્વતના લતા ગૃહમાં પારિજાતને તમે નંદન વનમાં અને દિક્પાલોનાં પુરો વિષે આઠ વખત ચાર યુગ, વ્યતીત થયા ત્યાં સુધી ભ્રમર, કમલિનીને જેમ સેવે તેમ તમારા પુત્રે વિશ્વાચી અપ્સરાને સેવી.[૫૩-૫૪] જેમ મનની કલ્પનાથી સ્વર્ગની પ્રાપ્તિ થઇ તેમ સ્વર્ગપાત પણ મનઃ કલ્પનાથી થયો. એટલે મનઃકલ્પનાથી પુણ્ય ક્ષીણ થયું ત્યારે તેનાં પુષ્પના હારો સુકાઇ જવા લાગ્યા. અવયવો થાકી ગયા. આલસ્ય વધ્યું. પછી તે, પાકેલું ફળ, જેમ પડે તેવી રીતે તે અપ્સરા સાથે પડયો.[૫૫-૫૬] મનઃ કલ્પિત દેવ શરીરને તજી ભુતાકાશને પ્રાપ્ત થઇ પૃથ્વી ઉપર જન્મ્યો.[૫૭] તે દશાર્ણ દેશમાં બ્રાહ્મણ થયો. કોશલ દેશમાં રાજા થયો. મહા અરણ્યમાં પારાધિ થયો. ગંગા તટ ઉપર હંસ થયો.[૫૮] પૌંડ્ર દેશમાં સૂર્યવંશી રાજા થયો. શાલ્વ દેશમાં મંત્રશાસ્ત્રી થયો. પછી કલ્પપર્યંત વિદ્યાધર રહ્યો અને બુદ્ધિશાલી મુનિપુત્ર થયો.[૫૯] મદ્ર દેશમાં રાજા થયો. હમણાં તપસ્વીને ઘેર જન્મ્યો છે. તેનું નામ વાસુદેવ છે ને તે સમંગા નદીના તટ ઉપર તપ કરે છે.[૬૦] તમારો પુત્ર, વાસનાથી અન્ય પણ દુઃખદાયી વિવિધ યોનિઓમાં ફર્યો છે.[૬૧] કીકટ દેશમાં અને વિંધ્ય પર્વતમાં ભિલ્લ થયો. સૌવીર દેશમાં માંડલિક રાજા થયો. ને ત્રિગર્ત દેશમાં ગધેડો થયો.[૬૨] કિરાત દેશમાં

વાંસનું વૃક્ષ થયો. ચીનના જંગલમાં મૃગલો થયો. તાલ વૃક્ષમાં સર્પ થયો. તમાલમાં વનનો કુકડો થયો.[૬૩] તમારો એ પુત્ર, મંત્રવેત્તામાં ઉત્તમ હતો. તેણે પૂર્વે ગંધર્વ લોકની પ્રાપ્તિ જેથી થાય તેવી વિદ્યાનો જપ કર્યો.[૬૪] તેણે કરી તે આકાશચારી મોટો વિદ્યાધર થયો. જેણે હાર, કુંડલ, બાજુબંધ આદિ અલંકારો પહેર્યા હતા.[૬૫] તે સ્ત્રીઓને આનંદજનક હતો. જાણે બીજો કામ હોય તેવો સુંદર હતો. તેથી તે, વિદ્યાધરીને પ્રિય હતો તથા ગંધર્વનગરને શોભાવતો હતો.[૬૬] જેમ તીડ, અગ્નિમાં બળી ભસ્મ થાય, તેમ તે, પ્રલય વખતે એક વખતે ઉગેલા બાર સૂર્યનાં તેજમાં બળી ભસ્મ થયો.[૬૭] માળા વિનાની પક્ષિણી જેમ ફરે, તેમ તેની તે વાસના, જગત્ વગરનાં વિસ્તારવાળાં આકાશમાં ભમતી હતી.[૬૮] બ્રહ્માની રાત્રિ પૂરી થયા પછી વિચિત્ર રચનાવાળો સંસારનો આરંભ થયો, ત્યારે તેની તે વાસના વાયુથી ચલાયમાન થઇ. સત્યયુગમાં પૃથ્વી ઉપર બ્રાહ્મણભાવને પ્રાપ્ત થઇ. એટલે તે, બ્રાહ્મણ થયો.[૬૯–૭૦] તેનું નામ વાસુદેવ છે. સંપૂર્ણ શ્રુતિ ભણ્યો છે. હે મુને! એ તમારો પુત્ર, કલ્પપર્યંત વિદ્યાધર થઇ સમંગાના તટ ઉપર તપ કરે છે.[૭૧–૭૨] હે ભૃગો! તમારો પુત્ર, નાના પ્રકારની વાસનાવડે કાંટાવાળી ગુફા જેવા અને દુઃખપ્રદ એવા ગર્ભમાં રહ્યો હતો.[૭૩]

# સર્ગ ૧૧ મો.*

## જગતને મનોવિલાસતા.

**काल उवाच–अथोद्दामतरंगौघझांकाररणितानिले।**

**तीर एव तरंगिण्यास्तपस्तपति ते सुतः ॥ १ ॥**

કાલ કહે છે–જેમાં તરંગના મોટા મોટા શબ્દો થાય છે. મહા વાયુ વાય છે, એવાં નદીનાં તીર ઉપર તમારો પુત્ર તપ કરે છે.[૧] જટા વધારી છે. રુદ્રાક્ષના બેરખા પહેર્યા છે. સર્વ ઇંદ્રિયો, વશમાં કરી છે ને આઠસો વર્ષ થયાં સ્થિરતાથી તપ કરે છે.[૨] હે મુને! સ્વપ્ન જેવો તે મનોવિલાસ જોવા ઇચ્છતા હો તો જ્ઞાનનેત્ર ઉઘાડીને જુઓ.[૩]

* આ અગીઆરમા સર્ગમાં 'ભૃગુએ યોગ દૃષ્ટિથી પુત્રના વૃત્તાંતનું દર્શન અને કાલ સંવાદથી જગતની સ્થિતિ, મનની ક્રીડા છે,' એવું વર્ણન કરવામાં આવશે.

વસિષ્ઠ કહે છે-કાલ કે જે સમદૃષ્ટિ છે, તે જગતનિયંતા છે. તેના કહેવાથી ભૃગુ મુનિ, જ્ઞાન દૃષ્ટિવડે પુત્રનું ચરિત્ર જોવા લાગ્યા.[૪] તેથી ક્ષણવારમાં યોગે કરી શુદ્ધ થયેલી બુદ્ધિરૂપી અરીસામાં પ્રતિબિંબેલું પુત્રનું સર્વ ચરિત્ર જોવામાં આવ્યું.[૫] પછી ભૃગુએ પોતાનાં શરીરમાં પ્રવેશ કર્યો, એટલે સમાધિથી નિવૃત્ત થયા.[૬] આશ્ચર્યવડે વિકાશ પામેલી મનોહર દૃષ્ટિવડે, રાગરહિત કાલ તરફ જોઇ પુત્રના સ્નેહને તજી કહે છે કે;[૭] હે ભગવન્! અમે તો મલિન મનવાળા એટલા જ માટે અજ્ઞાની છીએ. તમારા જેવાની જ બુદ્ધિ, શુદ્ધ બ્રહ્મને જોવાવાળી છે.[૮] જગતની સ્થિતિ, નાના પ્રકારના વિકારવાળી છે. અસત્ય છતાં સત્ય જેવી જણાય છે. એટલા માટે ધીરને પણ ભ્રમ ઉત્પન્ન કરે છે.[૯] હે દેવ! આ મનોવૃત્તિનાં ઇંદ્રજાલ જેવાં ચરિત્રને તમે જ જાણો છો. જે માટે તે સર્વ, તમારે વિષે છે.[૧૦] મને મોહ થવામાં બે કારણ છે. તેમાં એક તો મારા પુત્રને મૃત્યુ નથી, તથાપિ મરણ પામેલો જોવામાં આવ્યો તે.[૧૧] અને બીજું આયુષ્ બાકી છતાં મારા પુત્રને કાલ લઇ ગયો તે છે. હે દેવ! નિયતિવશ હોવાથી મને પણ તુચ્છ બુદ્ધિ ઉત્પન્ન થઇ.[૧૨] હે વિભો! સંસાર ગતિને જાણીએ છીએ; તથાપિ અમને સંપત્તિથી હર્ષ થાય છે ને આપત્તિથી શોક થાય છે.[૧૩] અયોગ્ય કરનાર ઉપર ક્રોધ કરવો, યોગ્યકારી ઉપર કૃપા કરવી, એવી રીતની નિયતિ, સંસારમાં રૂઢ છે.[૧૪] હે જગદ્ગુરો! જ્યાંસુધી 'આ કર્તવ્ય છે; આ અકર્તવ્ય છે. તે માટે ઇષ્ટ અને અનિષ્ટનું ફળ, સત્ય છે,' એવો જગદ્ભ્રમ છે, ત્યાંસુધી એ નિયતિ રૂઢ છે. હવે તત્ત્વબોધથી એ ભ્રમ તજવો જોઇએ. એટલા જ માટે ક્રોધ અને કૃપા પણ તજવાં એટલે મેં જે ક્રોધ કર્યો, તે અનુચિત છે.[૧૫] હે ભગવાન્! કેવળ નિયતિનો વિચાર કર્યા વિના હું, તમારા ઉપર કોપાયમાન થયો તેથી તમારા દંડનું પાત્ર થયો.[૧૬] હે દેવ! તમે મારા પુત્રનાં ચરિત્રનું સ્મરણ આપ્યું, તેથી મેં તેને સમંગા નદીના તટ ઉપર જોયો.[૧૭] જે માટે મન જ ભૌતિક શરીર કલ્પે છે. તેથી ૧ભૌતિક શરીર, ૨ મનઃશરીર. એવી રીતે બે શરીર છે. મન જ જગતને કલ્પે છે.[૧૮]

કાલ કહે છે—હે મુને! તમે સત્ય કહ્યું. મન જ શરીર છે. જેમ કુંભાર સંકલ્પથી ઘડો કરે છે, તેમ મન, દેહ કરે છે.[૧૯] જેમ બાલક, વેતાલને સંકલ્પથી ઉત્પન્ન કરે છે ને નાશ કરે છે તેમ મન, મોહથી સંકલ્પે કરી તત્કાલ ન કરેલા આકારને કરે છે, ને કરેલાને નષ્ટ કરે છે.[૨૦] ભ્રમ, સ્વપ્ન, મિથ્યા જ્ઞાન અને

ગંધર્વ નગર આદિને મન જ કલ્પે છે. તેથી અસતને ઉત્પન્ન કરવાની મનઃશક્તિ છે, એ જગપ્રસિદ્ધ છે.૨૧ એ સ્થૂલ દૃષ્ટિએ કરી પુરુષનાં શરીર '૧ મનઃશરીર ૨ ભૌતિકશરીર એવી રીતે બે છે, એમ કહેવાય છે.૨૨ સૂક્ષ્મ દૃષ્ટિએ કરી વિચાર કરીએ તો આ ત્રણે જગત્, મનના સંકલ્પ માત્ર છે એટલે મનથી ભિન્ન નથી. મન જેવું સત્ પણ નહીં અને અસત્ પણ નહીં એટલે અનિર્વચનીય છે.૨૩ એ ચંદ્રની પેઠે વાસનાવડે વૃદ્ધિ પામેલું મનોદેહનું નાનાપણું અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે.૨૪ મન, ભેદ વાસનાએ કરી ઘટ પટ આદિ સર્વ પદાર્થને ભિન્ન જુવે છે.૨૫ 'હું કૃશ છું' 'હું દુઃખી છું' 'હું મૂઢ છું' એ અને અન્ય વાસનાવાળું મન, પોતાના વિકલ્પથી સંસારને પ્રાપ્ત થાય છે.૨૬ 'સંકલ્પિત રૂપ, કૃત્રિમ છે. એ, હું નથી,' એવી રીતે કલ્પિત પદાર્થના ત્યાગથી મન, શાંત સનાતન બ્રહ્મરૂપે થઇ રહે છે.૨૭ સમુદ્ર કે જે વિસ્તારવાળો છે. અનેક તરંગવાળો છે. સર્વત્ર જલમય હોવાથી સ્પંદના અભાવવાળો છે. મોટા કલ્લોલે કરી શોભે છે.૨૮ જલરૂપ છે, સમ છે, સ્વચ્છ છે, શુદ્ધ છે, સ્વાદવાળો છે, શીતલ છે, અવિનાશી છે અને મોટા મહિમાવાળો છે.૨૯ તેને વિષે જેમ હ્રસ્વ (નાનો) તરંગ, પોતાનાં રૂપને વિચારી 'સ્વભાવથી હું હ્રસ્વ છું,' એવી ભાવના કરે છે.૩૦ દીર્ઘ તરંગ, પોતાનાં રૂપને વિચારી 'હું દીર્ઘ છું' એ પ્રકારની ભાવના કરે છે.૩૧ 'હું હ્રસ્વ છું, ભ્રષ્ટ રૂપવાળો છું. એવી ભાવના કરતો તરંગ, પોતાની ભાવનાથી ભૂતલમાં જાય છે.૩૨ 'પલવારમાં ઉત્પન્ન થયો છું. એવી ભાવનાવાળો તરંગ, દૈવયોગે કરી પર્વતના રત્નના કિરણોથી 'હું કાંતિવડે સુશોભિત છું,' એમ માની પ્રસન્ન થાય છે.૩૩ ચંદ્રમાં ઉપાધિવડે રહેલો તરંગ 'હું શીતલ છું' એમ માને છે. તીર ઉપર બળતા દાવાનલનાં પ્રતિબિંબથી પોતાને પ્રજ્જ્વલિત શરીરવાળો માને છે. 'હું બળું છું' એમ બીએ છે ને કાંઇ પણ બોલ્યા વિના કંપે છે.૩૪ તટ ઉપર રહેલાં વૃક્ષોનાં પ્રતિબિંબ પડવાથી 'રાજ્ય પ્રાપ્તિ આદિ મહા આરંભવાળો છું ને કૃતાર્થ છું.' એમ પોતે માને છે.૩૫ મહા પવનવડે છિન્નભિન્ન થઇ જવાથી તરંગ, 'હું કકડા થઇ ગયો છું' એમ માની શબ્દ કરતો હોય તેમ જણાય છે.૩૬ તે તરંગો, સમુદ્રથી ભિન્ન નથી, તે તરંગોનું અસત્ કે સત્ એકે રૂપ નથી. તરંગો વિષે હ્રસ્વ દીર્ઘ આદિ ગુણો નથી. તેમ ગુણો વિષે તરંગો નથી.૩૭-૩૮ સમુદ્ર વિષે તરંગો નથી એમ પણ નહિ, કેમ કે અધિષ્ઠાન સત્તાએ કરી તે સત્ છે. સમુદ્ર વિષે તરંગ છે, એમ પણ કહી શકાતું નથી, કારણ કે વિવર્તે કરીને પ્રતિયોગીની અસિદ્ધિ હોવાથી

તરંગની અસિદ્ધિ છે. કેવળ એ તરંગો કલ્પિત છે.[૩૯] એ તરંગો, વારંવાર નાશ પામે છે ને થાય છે. અન્યોન્યના મેલનથી તેનો ભેદ, સિદ્ધ થતો નથી.[૪૦] એટલા માટે એ તરંગો જેમ એક સ્વરૂપ જલમય વિકાર રહિત છે તેમ વ્યાપક, પ્રકાશરૂપ, શુદ્ધ, બાધ રહિત, વિસ્તારસ્વરૂપ, સર્વ શકિતમાન્ અને આદિ અંત રહિત એવાં બ્રહ્મવિષે સર્વ શક્તિઓ રહી છે.[૪૧-૪૨] વિચિત્ર પ્રકારની શક્તિઓ, બ્રહ્મવિષે રહી છે. નાના પ્રકારની શક્તિ, બ્રહ્મવિષે ભેદને પ્રાપ્ત થાય છે.[૪૩] જેમ જલવિષે તરંગ મંડળ વિસ્તાર પામે છે તેમ બ્રહ્મવિષે બ્રહ્મ જ જગદ્રૂપે વિસ્તાર પામે છે. સ્ત્રી, પુરુષ અને નપુંસકરૂપે બ્રહ્મ જ થાય છે.[૪૪] જગત્ નામની અન્ય કલ્પના, ન હતી, નથી અને નહી થાય. બ્રહ્મ અને જગતનો ભેદ, સ્વલ્પ પણ નથી.[૪૫] 'આ દૃશ્યમાન સર્વ, બ્રહ્મ જ છે. જગત્, કેવળ બ્રહ્મ જ છે.' એ પ્રકારે સાવધાન થઇ ભાવના કરો. અન્ય સર્વ તજો.[૪૬] સર્વત્ર સદા એકરૂપ સત્તા, નાના રૂપવાળી થાય છે, અનેક પ્રકારના વિકારો કરે છે. ને બ્રહ્મવિષે જગત્ ઉત્પન્ન કરે છે.[૪૭] ચિદાભાસ, ચિત્તને પ્રાપ્ત થાય છે. ત્યારે અનાધ્યાત્મિક પદાર્થને જડરૂપે ગ્રહણ કરે છે ને આધ્યાત્મિકને ચેતનરૂપે ગ્રહણ કરે છે તે ભેદવાસનાવાળી ચિત્તશક્તિ, અધિષ્ઠાન સન્માત્ર વિના અન્યપદાર્થ મિથ્યા હોવાથી આત્મસ્વરૂપે જ રહી છે. તેથી ચિદેક રસનાની હાનિ થતી નથી.[૪૮] પરિપૂર્ણ સમુદ્ર, નાના પ્રકારના સ્પંદરૂપે જેમ તેમ બ્રહ્મ જ નાના પ્રકારનાં આ જગદ્રૂપે ભાસે છે.[૪૯] જેમ સમુદ્રનું જલ, જલ વિષે અનેકતાને પ્રાપ્ત થાય છે. તેમ આત્મા આત્માવિષે આત્માએ કરી અનેક પ્રકારે થાય છે.[૫૦] જેમ વિચિત્ર લહરીઓ, જલથી ભિન્ન નથી તેમ સામગ્ર કલ્પનાઓ, ઇશ્વરથી ભિન્ન નથી.[૫૧] જેમ એક બીજ વિષે શાખા, પુષ્પ, પત્ર, લતા, ફલ અને કળીની શક્તિઓ છે તેમ બ્રહ્મ, વિષે સર્વ શક્તિઓ છે.[૫૨] પરિણામવાદમાં પણ જગત્, બ્રહ્મથી ભિન્ન નથી. વિવર્તવાદમાં પણ જગત્ ભિન્ન નથી. જેમ ઉગ્ર તડકામાં સત્ અસતરૂપ મૃગ જલ જોવામાં આવે છે, તેમ બ્રહ્મવિષે સદ્ અસદ્રૂપ, સર્વ શક્તિતા જોવામાં આવે છે.[૫૩] જેમ એક વર્ણવાળા મેઘથી અનેક વર્ણવાળી ચાપલતા (ઇંદ્ર ધનુષો) ઉત્પન્ન થાય છે, તેમ ચિદેકરસ બ્રહ્મથી અનેક પ્રકારની જગત્ સ્થિતિ, ઉત્પન્ન થાય છે.[૫૪] જેમ ઉર્ણનાભ (કરોળીઆ)થી જડ તંતુ (જાળું) ઉત્પન્ન થાય છે, જેમ ચેતન પુરુષથી જડ સુષુપ્તિ ઉત્પન્ન થાય છે, તેમ ચેતન બ્રહ્મથી જડ જગત્ ઉત્પન્ન થાય છે.[૫૫] આત્મા પોતાની ઇચ્છાએ કરી પોતાનાં બંધન માટે રેશમનો

કીડો, રેશમને જેમ, તેમ જડ ચિત્ત શક્તિને ઉત્પન્ન કરે છે.[૫૬] હે ભૃગો! જેમ જેમ રેશમનો કીડો, પોતાની ઇચ્છાએ કરી કઠિન બંધન ઉત્પન્ન કરે છે. તેમ આ આત્મા, પોતાનાં વિસ્મરણે કરી પોતાનું દૃઢ બંધન કરે છે.[૫૭] હે મુને! આત્મા, પોતાની ઇચ્છાએ કરી પોતાનાં પૂર્ણ સ્વરૂપનો સાક્ષાત્ અનુભવ કરી જેમ હાથી, બંધન સ્નાનથી મુક્ત થાય છે, તેમ સંસારથી મુક્ત થાય છે.[૫૮] આત્મા, જેવી ભાવના કરે છે. તેવી રીતે પોતે નિરંતર થાય છે. ને શક્તિ પણ તત્કાલ તેવી રીતે તેને પૂર્ણ કરે છે.[૫૯] જેમ વર્ષાઋતુનો હિમ, સર્વ આકાશને પ્રાપ્ત કરે છે, તેમ વાસના, આત્મતાપણાને પ્રાપ્ત કરે છે.[૬૦] જેમ જે ઋતુ, સ્થિર થાય તેમ વૃક્ષ, તે ઋતુમય થાય છે. તેમ જે શક્તિ ઉત્પન્ન થાય છે, તે શક્તિમય, આત્મા થાય છે.[૬૧] અજ્ઞે કલ્પેલા બંધ મોક્ષ, આત્માને નથી. લોકમાં બંધ અને મોક્ષ બુદ્ધિ કયાંથી ઉત્પન્ન થઇ? તે, જાણવામાં આવતું નથી.[૬૨] બંધ નથી. ને મોક્ષ પણ નથી. તોપણ ભ્રાંતિએ કરી આત્મા, બંધ મોક્ષવાળો હોય એમ જણાય છે. જે માટે નિત્ય આત્મ સ્વરૂપ, અનિત્ય અને અવિદ્યા કલ્પિત ભોગ્ય ભોક્તૃ આદિ ભાવે કરી તિરોહિત છે. તે જ માયામય જગત્ છે.[૬૩] જ્યારે નિષ્કલ આ આત્માએ ચિત્તની કલના કરી ત્યારે જ તે કલનાએ રેશમના કીડાની પેઠે આ આત્મા વીટાણો છે.[૬૪] મુખ્ય બંધન, ચિત્ત છે. તેથી જ અન્યોન્યસ્વરૂપ અને વિકલ્પ શરીરવાળી આ કરોડો શક્તિઓ નીકળે છે. એટલે અન્ય બંધનો પણ મનથી જ છે.[૬૫] જેમ લહરીઓ, સમુદ્રથી ઉત્પન્ન થાય છે, તેમાં રહે છે ને તેથી ભિન્ન જેવી જણાય છે. જેમ કિરણો, ચંદ્રથી ઉત્પન્ન થાય છે. ચંદ્રમાં રહે છે ને ચંદ્રથી ભિન્ન હોય તેમ જણાય છે.[૬૬] તેમ જે સ્પંદમય છે, વિસ્તારવાળો છે, જેમાં ચિતરૂપી જલ છે, ચિન્માત્ર રસ છે એવા આ પરમાત્મ સમુદ્રવિષે કેટલીક શક્તિઓ, બ્રહ્મા તથા વિષ્ણુભાવને પ્રાપ્ત થઇ છે. કેટલીક રુદ્રભાવને પામી છે. કેટલીક, મનુષ્યભાવને તથા દેવભાવને પ્રાપ્ત થઇ છે.[૬૭–૬૮] કેટલીક, કૃમિ, કીટ, પતંગ, સર્પ, ગાય, મચ્છર અને અજગર આદિ ભાવને પ્રાપ્ત થઇ છે ને કેટલીક શક્તિઓ મહાસમુદ્રમાં જલ જંતુરૂપે સ્ફુરે છે.[૬૯] જેમ તટ ઉપરનાં વૃક્ષો સદા ચલાયમાન હોય છે, તેમ કેટલીક શક્તિઓ, મનુષ્ય, મૃગ, ગીધ અને શિયાળ આદિરૂપે પર્વતના લતા ગૃહોમાં સ્ફુરે છે.[૭૦] કેટલીક શક્તિઓ અતિ દીર્ઘ જીવિતવાળી છે ને કેટલીક, અતિ અલ્પજીવિતવાળી છે. કેટલીક, મહા શરીરની કલ્પનાવાળી છે ને કેટલીક અતિ તુચ્છ શરીરની કલ્પનાવાળી છે.[૭૧] સ્વપ્ન

જેવા સંસારમાં કેટલીક શક્તિઓ, સ્થિરતાએ કરી કલ્પિત છે. અને દૃઢ વિકલ્પો વડે મોહ પામેલી કેટલીક શક્તિઓ, જગતને નિત્ય માને છે. ૭૨ અલ્પ ભાવનાવાળી કેટલીક શક્તિઓ, 'હું કૃશ છું' 'હું દુઃખી છું' 'હું મૂઢ છું' એવી રીતે પોતાને દીનતાથી માને છે.[૭૩] કેટલીક શક્તિઓ, સ્થાવર ભાવે પ્રાપ્ત થઇ છે. કેટલીક, દેહને પ્રાપ્ત થઇ છે, કેટલીક દેવભાવને પ્રાપ્ત થઇ છે, ને કેટલીક, સમુદ્ર ભાવને પ્રાપ્ત થઇ છે.[૭૪] જગત વિષે કેટલીક શક્તિઓ મહાકલ્પ પર્યંત રહે છે. કેટલીક, જ્ઞાને કરી શુદ્ધ થઇ મોક્ષને પ્રાપ્ત થાય છે. એવી રીતે લહરી જેવી ચંચળ, ઔપાધિક સંવેદનના ભેદ સ્વરૂપ અને 'મન' જેનું અન્ય નામ છે એવી અનેક શક્તિઓ બ્રહ્મથકી થાય છે.[૭૫]

# સર્ગ ૧૨ મો.*

## ઉપાધિવાળી સંવિત્‌નું વર્ણન.

**काल उवाच–सुरासुरनराकारा इमायाः संविदो मुने।**
**ब्रह्मार्णवोदभिन्नास्ताः सत्यमेतन्मृषेतरत् ॥ १ ॥**

કાલ કહે છે–હે મુને! દેવ, દૈત્ય અને મનુષ્ય આકારે જે સંવિત્ છે, તે બ્રહ્મથી અભિન્ન છે. બ્રહ્મ, સત્ય છે અન્ય મિથ્યા છે.[૧] અજ્ઞ જનો, પોતાના વિકલ્પે કરી મિથ્યા ભાવનાએ કરી 'અમે બ્રહ્મ નથી' એવા નિશ્ચયવડે નિકૃષ્ટ દશાને પ્રાપ્ત થાય છે.[૨] દેવ આદિ સંવિત્, બ્રહ્મ વિષે રહે છે, તોપણ અમે 'બ્રહ્મથી ભિન્ન છીએ' એવી ભાવનાથી ભયંકર ભવભૂમિમાં ભટકે છે.[૩] દેહાત્મભાવના વારંવાર અનુસંધાને કરી કલંકિત એવી જે આ બ્રહ્મ સંવિદો છે, તે, પુણ્ય તથા પાપકર્મમાં પ્રવૃત્તિનું કારણ છે. તથાપિ એ સંવિદો બ્રહ્મ જ છે એમ જાણો.[૪] સંકલ્પરૂપ, કર્મનાં કારણરૂપ ભયંકર એ ભાવનાએ કરી જગત્ વિષે આ શરીર પંક્તિઓ વિસ્તાર પામી છે તે, ચાલે છે, ઉભી રહે છે, રુવે છે, ને હસે છે.[૫–૬] સ્પંદે કરી પવન જેમ તેમ બ્રહ્માથી લઇ સ્તંભ પર્યંત સર્વ, ઉલ્લાસ પામે છે, લય પામે છે, મ્લાન થાય છે ને હસે છે.[૭] કેટલીક હરિ, હર આદિ સંવિદો અતિ સ્વચ્છ છે. કેટલીક સર્પ, મનુષ્ય, દેવ આદિ

* આ બારમા સર્ગમાં સમુદ્ર અને તરંગના દૃષ્ટાંતથી પ્રાપ્ત થયેલી આત્માની વિકારિતાનું નિવારણ કરી મોહથી ઉત્પન્ન થયેલી વિચિત્રતાનું વિવર્તપણું કહેવામાં આવશે.

સંવિદો, સ્વલ્પ મોહવાળી છે.[૮] વૃક્ષ, તૃણ આદિ કેટલીક સંવિદો, અતિ મોહવાળી છે. કૃમિ, કીટ આદિ કેટલીક સંવિદો, અજ્ઞાનભૂત છે.[૯] સર્પ વૃક્ષ આદિ કેટલીક સંવિદો, ભૂમિકા (પૃથ્વી–જ્ઞાનભૂમિકા) ને પ્રાપ્ત થયા વિના બ્રહ્મ સમુદ્રમાં ઘાસની પેઠે તણાય છે.[૧૦] એવી રીતે સંસારમાં મનુષ્ય આદિ ભાવને પ્રાપ્ત થયેલી સંવિદો, વિશ્રાંતિ માટે શાસ્ત્રદ્વારા શ્રવણ કરી ભૂમિકામાં પ્રવૃત્ત થાય છે. તથાપિ યમરૂપી ઘરડો ઉંદર તેને ખોદી નાખે છે. ભૂમિકાને દૂષિત કરી પીડે છે.[૧૧] વિષ્ણુ, બ્રહ્મ, રુદ્ર આદિ કેટલીક સંવિદો, શુદ્ધજ્ઞાનરૂપ ઉપાધિને પ્રાપ્ત થઇ શરીર સહિત જીવનમુક્તિને પ્રાપ્ત થાય છે.[૧૨] અલ્પ મોહવાળી કેટલીક સંવિદો, અપાર એવા બ્રહ્મસમુદ્રનો આશ્રય લઇ રહેલી છે.[૧૩] જેણે કરોડો જન્મ ભોગવ્યા છે. ને હજી ભોગવવાના પણ છે. એવી અધિકારી દેહની પ્રાપ્તિએ કરી પ્રકાશ છતાં પણ કામાંધતાએ કરી તામસી અને નિષ્ફલ એવી કેટલીક ભૂત જાતિઓ છે.[૧૪] જેમ હાથમાંથી ફૂલ, નીચે પડે તેમ કેટલીક સંવિદો, બ્રાહ્મણાદિ ઉત્તમ જન્મથી પશુઆદિ અતિ નિકૃષ્ટ જન્મને પામે છે. કેટલીક ઉત્તમથી પણ અતિઉત્તમ જન્મને પ્રાપ્ત થાય છે. ને કેટલીક અધમથી પણ અધમ જન્મને પ્રાપ્ત થાય છે.[૧૫] જીવભાવ, કે જેમાં સુખદુઃખનાં કારણ જન્મની ખાણ જેવા રાગાદિક ઘણા છે, અક્ષય છે ને આત્મતત્ત્વનાં વિસ્મરણથી પ્રાપ્ત થયેલો છે તે જીવભાવ, ગરુડનાં સ્મરણથી વિષની વ્યથા જેમ તેમ આત્મતત્ત્વનાં જ્ઞાનથી શાંત થાય છે.[૧૬]

---

# સર્ગ ૧૩ મો.*

## ભૃગુઋષિનું આશ્વાસન.

**काल उवाच–एतासां भूतजातीनामूर्मीणामिव सागरात्।**
**विविधानां विचित्राणां लतानामिव माधवे ॥ १ ॥**

કાલ કહે છે–સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી લહરીની પેઠે અને વસંત ઋતુમાં ઉત્પન્ન થયેલી લતાની પેઠે બ્રહ્મથી ઉત્પન્ન થયેલી એ ભૂત જાતિઓમાંથી યક્ષ,

---

* આ તેરમા સર્ગમાં મનની શક્તિઓનું વર્ણન કર્યા પછી હવે ભૃગુઋષિ તથા કાલનું શુક્રની સમીપમાં ગમનનું વર્ણન કરવામાં આવશે.

ગંધર્વ અને કિન્નર આદિ જેણે મનનો મોહ જિત્યો છે ને લોકતત્ત્વ જાણ્યું છે. તે જીવન્મુકતો જ કૃતાર્થ છે.[૧-૨] બીજા સ્થાવર જંગમ જીવો તો કાષ્ઠ અને ભીંત જેવા છે. સાધન ચતુષ્ટય સંપન્ન અજ્ઞાનીઓ જ શાસ્ત્રમાં અધિકારી છે, પણ તત્ત્વજ્ઞ પુરુષો શાસ્ત્રમાં અધિકારી નથી. તેથી તેનો અમે વિચાર કરતા નથી.[૩] તથાપિ તે તત્ત્વજ્ઞો, શાસ્ત્રોપદેશપૂર્વક આત્મજ્ઞાનદ્વારા અજ્ઞોના ઉદ્ધાર માટે દેહ ધારણ કરે છે ને જગત્‌માં વિચરે છે.[૪] જેઓનાં અંતઃકરણ શુદ્ધ હોય છે તેઓની નિર્મલ બુદ્ધિ, પાપના ક્ષય માટે પ્રવૃત્ત થાય છે. શાસ્ત્ર, શુદ્ધ અંતઃકરણ વિષે સફ્લ થાય છે, પણ મલિન ચિત્ત વિષે સફળ થતું નથી.[૫] જેમ આકાશમાં સૂર્યના વિચરવાથી રાત્રિનું અંધારું નિવૃત્ત થાય છે, તેમ શાસ્ત્ર વિચારથી મનોમોહ નિવૃત્ત થાય છે.[૬] જેમ ઝાકળ આવરણ કરે છે ને વેતાલ, વિક્ષેપ કરે છે, તેમ અક્ષીણ (વિષમાસકત) મન, આવરણ તથા વિક્ષેપ કરે છે. પણ સિદ્ધિ માટે નથી.[૭] હે મુને! સર્વ જીવોનાં સુખ દુઃખનું પાત્ર, મનઃ શરીર છે. પણ માંસમય શરીર નથી.[૮] જે આ માંસ અને અસ્થિના સમુદાયરૂપ સ્થૂલ દેહ છે, તે, પાંચ ભૌતિક છે, તે, મનઃકલ્પિત છે પણ પારમાર્થિક નથી.[૯] હે મુને! તમારો પુત્ર, મનરૂપી શરીરે કરી જે જે સંકલ્પ કરતો ગયો તેને તે તે તત્કાલ પ્રાપ્ત થયો. તેમાં અમે અપરાધી નથી.[૧૦] જે મનુષ્ય, પોતાની વાસનાએ કરીને જે કર્મ કરે છે. તે, તેને પ્રાપ્ત થાય છે. એમાં અન્યની કર્તૃતા નથી.[૧૧] પોતાની મનોવાસનાએ કરી ક્ષણવારમાં જે કાર્ય કરી શકાય છે. તે કાર્ય ચિરકાલે મોટા પ્રયત્ને કરીને પણ કરવા માટે અમ જેવો કોઇ પણ દેવ સમર્થ નથી માટે અમારે વિષે અપરાધની સંભાવના પણ નથી.[૧૨] ને સર્ગ, નરક, ભોગ અને જન્મ મરણની એષણા (ઇચ્છા) છે તે સર્વ, પોતાનાં મનના સંકલ્પથી છે. મનનો લેશ માત્ર સંકલ્પ પણ દુઃખપ્રદ છે.[૧૩] હે મુનિમહારાજ! વિશેષ વાતો કરવાથી શું ફ્લ છે? હવે તમારા પુત્રને નજરે દેખાડું માટે ઉઠો. જ્યાં તમારો પુત્ર છે. ત્યાં જઇએ.[૧૪] તમારો પુત્ર, ક્ષણવારમાં જાણે હોય તેમ મનઃશરીરે કરી સ્વર્ગસુખ આદિ ભોગવી આકાશાદિ ક્રમે કરી ચંદ્રનાં કિરણદ્વારા ઝાકળમાં આવી અન્નમાં પ્રવેશ કરી, વીર્યરૂપે થઇ અનેક જન્મોને પ્રાપ્ત થઇ, હમણાં સમંગા નદીના તીર ઉપર તપસ્વી થઇ રહ્યો છે.[૧૫-૧૬] એમ કહી જાણે જગત્પતિને હસતો હોય તેમ કાલે, જેમ સૂર્ય, હસ્તે (કિરણે) કરી ચંદ્રને પકડે તેમ ભૃગુ ઋષિનો હાથ પકડયો.[૧૭] ત્યારે જેમ સૂર્ય, ઉદય પર્વત ઉપરથી ઉદય પામે તેમ આ ભૃગુ, 'અહો કર્મગતિ વિચિત્રા

છે.' એમ બોલતા બોલતા ધીમેથી ઉઠ્યા.[૧૮] ત્યારે તમાલ વૃક્ષવાળા મંદર પર્વત વિષે સમકાળ ઉભા થયેલા અને તેજના ભંડાર એવા ભૃગુ અને કાળ, મેઘવાળા આકાશ વિષે એક વખતે ઉદય પામેલા પૂર્ણચંદ્ર અને સૂર્ય જેવા શોભતા હતા.[૧૯]

વાલ્મીકિ કહે છે; એમ વસિષ્ઠ મુનિ કહેતા હતા તેટલામાં દિવસ, સંધ્યાકાળના વિધિ માટે ગયો, સૂર્ય અસ્તને પ્રાપ્ત થયો, સભા, નમસ્કાર કરી સ્નાન કરવા ગઇ, સૂર્યનાં કિરણો ક્ષય (નાશ–ઘર)ને પ્રાપ્ત થયાં, ને રાત્રિ આવી.[૨૦] દિવસ ૮ મો.



# સર્ગ ૧૪ મો.*

## ભૃગુ તથા કાળનું શુક્ર પાસે ગમન.

**श्रीवसिष्ठ उवाचः**—अथ कालभृगूदेवौ मंदराचलकंदरात् ।
गंतुं प्रवृत्ताववनौ समंगासरितस्तटम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે; કાળ અને ભૃગુ, મંદરની ગુફામાંથી પૃથ્વી ઉપર ઉતર્યા. પછી સમંગાના તટ તરફ ચાલ્યા.[૧] પર્વત ઉપરથી ઉતરતા ભૃગુ અને કાળ એ બંનેએ લતાગૃહમાં રહેલા દેવ તથા પક્ષીઓ જોયાં.[૨] આકાશમાં લતારૂપ દોલાવડે ક્રીડા કરતા એવા સિદ્ધ પુરુષો જોયા. જેને મૃગનયની મુગ્ધ સ્ત્રીઓ જોતી હતી. જેઓ ઉંચી શિલા ઉપર બેઠા હતા. જાણે મૂર્તિમાન્ ઉત્સાહ હોય એમ જણાતા હતા, અને જેઓએ લીલાથી ત્રણે જગત્ જોયા છે,[૩–૪] મદોન્મત્ત હાથીઓ જોયા. જેની ઉપર નિરંતર પુષ્પરસની ધારા પડતી હતી. તેઓની શુંઢો તાલ જેવડી લાંબી અને સ્થૂળ હતી.[૫] મદને લીધે નિદ્રા લેતા હતા. જાણે મૂર્તિમાન્ મદ હોય તેમ જણાતા હતા, અને પવનમાં ઉડતા પવનના કેશરાવડે તેઓનાં પુંછડાં રાતાં હતાં.[૬] જેની ઉપર નિરંતર પુષ્પની ધારા પડતી હતી અને જાણે પર્વતરાજની ચામર આહિણી હોય તેમ રહેલી સુંદર ચમરી ગાયો જોઇ.[૭] કિન્નરો જોયા, શાખા પર્યંત સરળ એવાં ઉત્તમ ખજૂરનાં વૃક્ષો જોયાં. અન્યોન્ય ખજૂરનાં ફળ મારતા હતા એવા અને નૃત્ય કરતા રાતા મુખવાળા વાનરો જોયા. જેઓનાં શિખરોનાં

* આ ચૌદમા સર્ગમાં, ભૃગુ અને કાળ, શુક્ર પાસે ગયા. ત્યાં શુક્રને સમાધિમાંથી જગાડ્યા. થયેલા વૃત્તાંતનું સ્મરણ આપ્યું. પછી શુક્રને પોતાને સ્થળે આવવાની ઇચ્છા થઇ એટલી વાત કહેવામાં આવશે.

સમીપનાં વનમાં લતા ગૃહો છે. દેવાંગનાઓ, જેને મંદાર પુષ્પના પ્રહાર કરે છે. અને જેઓ રાતા તથા છિદ્ર વગરના મેઘોવડે વીંટાયેલા હતા તેવા સિદ્ધો જોયા.[૯-૧૦] જાણે જૈનના સાધુ હોય તેમ રહેલા નિર્જન તટ જોયા. સમુદ્રરૂપી પતિ વિષે ઉત્કંઠાને લીધે પલ્લવ, પુષ્પ આદિ સાધનવાળી જાણે હોય તેમ રહેલી મંદારનાં પુષ્પવડે ઢંકાયેલી નદીઓ જોઇ.[૧૧] વૃક્ષો જોયાં. જે પુષ્પોવડે ભરપૂર હતાં. પવનથી ચલાયમાન હતાં. ને ભ્રમરારૂપી નેત્ર ભમતાં હતાં જેથી જાણે મધુ (વસંત ઋતુ તથા મદ્ય)ની પ્રાપ્તિથી મદોન્મત્ત હોય તેમ જણાતાં હતાં.[૧૨] એ પ્રમાણે વિસ્તારવાળી પર્વતની શોભાને ચારો તરફ જોતા એવા એ બન્ને પૃથ્વી ઉપર આવ્યા. જે શહેર તથા પાટણે કરી સુશોભિત હતી.[૧૩] ક્ષણુવારમાં તો સમંગા નદી ઉપર આવી પહોંચ્યા. જે નદી, પુષ્પવાળા તરંગો હોવાથી જાણે સર્વ પુષ્પમય હોય તેમ જણાતી હતી.[૧૪] તેના એક કિનારા ઉપર ભૃગુએ પોતાના પુત્રને જોયો. જે, દેહ બદલી જવાથી અન્યભાવને પ્રાપ્ત થયો હતો.[૧૫] તે અનાદિ સંસારના શ્રમની શાંતિ માટે ચિરકાલ થયા આરામ લેતા હોય તેમ જણાતા હતા. શાંતેદ્રિય, સમાધિસ્થ એટલા જ માટે અચંચલ મનવાળા હતા.[૧૬] ચિરકાલ ભોગવેલી, થોડા વખત થયા તજેલી, અનંત અને હર્ષ શોકને આપવાવાળી સંસાર ગતિને જાણે વિચારતા હોય.[૧૭] અનન્ત જગતરૂપી આવર્તમાં ચિરકાલ ફરવાથી અત્યંત ફરેલાં ચક્ર ( ચાકડા)ની પેઠે નિશ્ચલતાને પ્રાપ્ત થયા હોય તેમ જણાતા હતા.[૧૮] એકાંતમાં રહ્યા હતા. એકલા હતા. શોભાયમાન હતા. શાંત ચિત્તવાળા હતા.[૧૯] નિર્વિકલ્પ સમાધિમાં હતા. શીત ઉષ્ણુ આદિ દ્વંદ્વવૃત્તિથી રહિત હતા. શાંત બુદ્ધિએ કરી સંપૂર્ણ લોક ગતિને હસતા હતા.[૨૦] જેને સર્વ વ્યવહાર નિવૃત્ત થયો છે, જેને સર્વ કર્મ ફલભોગ નિવૃત્ત થયો છે. જે સંકલ્પરહિત હતા. ને જેણે આત્મસુખનો આશ્રય લીધો હતો[૨૧] તે, પરમાનંદ આત્મપદમાં વિશ્રાંત હતા. શ્વેતમણિની પેઠે પ્રતિબિંબનું ગ્રહણ ન કરતા હતા.[૨૨] હેય (તજવા યોગ્ય ) ઉપાદેય ( ગ્રહણ કરવા યોગ્ય ) એવા સંકલ્પ વિકલ્પે કરી રહિત હતા. પ્રકાશિત બુદ્ધિવાળા હતા અને ધીર હતા. એવા પોતાના પુત્રને ભૃગુએ જોયા.[૨૩] તે ભૃગુના પુત્રને જોઇ કાલ ગંભીર વાણીવડે ભૃગુને કહે છે—હે મુને! આ તમારો પુત્ર.[૨૪] મેઘના શબ્દે કરી મયૂર જેમ જાગે તેમ જાગો! એવી વાણીએ કરી શુક્ર, સમાધિથી જાગ્યા.[૨૫] નેત્ર ઉઘાડી જોયું તો એક વખતે ઉદય પામેલા સૂર્ય, ચંદ્ર જાણે હોય તેમ પાસે કાળ તથા ભૃગુઋષિ જોવામાં આવ્યા.[૨૬]

પછી એક સમયે આવેલા હરિહર હોય તેમ તે કાળ તથા ભૃગુને શુક્રે આસન ઉપરથી ઉઠી પ્રણામ કર્યાં.[૨૭] પરસ્પર અભિવંદન આદિ શિષ્ટાચાર કર્યા પછી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ મેરુપર્વત ઉપર જેમ બેસે તેમ તે ત્રણે શિળા ઉપર બેઠા.[૨૮] હવે સમાધિથી નિવૃત્ત એવા સમંગા તીરના તપસ્વીએ શાંત અને અમૃત જેવું મધુર વચન, કાળ તથા ભૃગુ પ્રત્યે કહ્યું.[૨૯] કે લોક વિષે સમકાળ આવેલા સૂર્ય તથા ચંદ્રનાં દર્શને કરી જેમ તેમ તમારાં દર્શને કરી આજ હું સુખને પ્રાપ્ત થયો છું.[૩૦] જે મારાં મનનો મોહ, શાસ્ત્ર, તપ, જ્ઞાન અને વિદ્યાએ કરીને પણ નષ્ટ થયો નહીં. તે, તમારાં દર્શનથી નષ્ટ થયો છે.[૩૧] આ મહાપુરુષોની દૃષ્ટિઓ, જેવું આંતર સુખ ઉત્પન્ન કરે છે, તેવું સુખ, નિર્મળ જળની વૃષ્ટિઓ, ઉત્પન્ન કરતી નથી.[૩૨] જેમ ચંદ્ર અને સૂર્ય, કિરણોવડે આકાશને પવિત્ર કરે છે. તેમ ચરણોવડે મારા આશ્રમને પવિત્ર કર્યો. તમે કોણ છો?[૩૩] હે રામ! એ પ્રમાણે કહેતા શુક્રને ભૃગુ કહે છે કે; હે પુત્ર! તું જ્ઞાની છો, અજ્ઞાની નથી. માટે પોતાનું સ્મરણ કર.[૩૪] એવી રીતે ભૃગુના કહેવાથી શુક્રે ધ્યાન કરી મુહૂર્તવારમાં પોતાના જન્માંતરની દશા જોઇ.[૩૫] પછી આશ્ચર્ય દર્શનથી હસતાં મુખવાળા અને પ્રસન્ન મનવાળા શુક્ર, વિતર્ક કરી ધીમે ધીમે વાણી કહે છે.[૩૬] પરમાત્માની નિયતિ (કર્મ ફળની વ્યવસ્થાનું કારણ માયા શક્તિ), સર્વોત્કૃષ્ટ છે. જેનો આરંભ જાણવામાં આવતો નથી. જે નિયતિથી મહાવિસ્તારવાળું જગચ્ચક્ર ચાલે છે.[૩૭] મારા અનંત જન્મો, વ્યતીત થયા. જે જાણવામાં પણ ન આવ્યા. તેમ જ પ્રલય જેવાં મરણ મૂર્ચ્છા આદિ દુર્દશાનાં દુઃખ મોહ આદિ ફલો ભોગવ્યાં.[૩૮] મહાક્રોધી અને ઉદ્યોગી રાજાઓ જોયા. ધનાર્જનના સંભ્રમો જોયા. જેમાં શોક થતો નથી એવા મેરુ પર્વતનાં સ્થળો વિષે ચિરકાળ વિહાર કર્યો.[૩૯] સુગંધીવાળા મંદાર પુષ્પના કેશરાવાળું અને કમલવાળું મંદાકિનીનું જળ, મેરુપર્વતના તટો ઉપર પીધું.[૪૦] ફૂલેલી સુવર્ણ લતાવાળા મંદરપર્વતનાં લતા ગૃહો વિષે વિચર્યો. કલ્પ વૃક્ષની છાયાવાળા અને સુગંધીવાળા મરુપર્વતનાં શિખરો ઉપર ફર્યો.[૪૧] અનુકૂળ અને પ્રતિકૂળ દશા વિષે ન ભોગવેલું કાંઇ નથી. ન કરેલું કાંઇ નથી, અને ન જોયેલું કાંઇ નથી.[૪૨] જાણવાનું હતું તે હમણાં જાણ્યું. દૃષ્ટવ્ય (જોવા યોગ્ય) દીઠું, ચિરકાલનો શ્રાંત તે હમણાં વિશ્રાંત થયો છું. મારો સંપૂર્ણ ભ્રમ ગયો.[૪૩] હે તાત! ઉઠો આપણે જઇએ અને શુષ્કલતા જેવી પડેલી અને શુષ્ક એવી મંદર પર્વત ઉપર રહેલી તે તનુ (શરીર)ને જોઇએ.[૪૪] મને તે તનુ સાથે કાંઇ પ્રયોજન

નથી. તેમ અપ્રયોજન પણ નથી. હું તો કેવળ નિયતિની રચના જોવા વિચરૂં છું.[૪૫] હે પિતાજી! જે માટે 'પરમાર્થ સત્ય આત્મા, એક જ છે. અન્ય નથી.' એવા દૃઢ નિશ્ચયે કરી જે ચરિત્ર શુભકારી છે, ને જીવન્મુક્તોએ સેવિત છે, તે ચરિત્ર સ્થિર થાય તેવી રીતે હું અનુસરીશ. પણ આગળની પેઠે મૂઢ ચરિત્રને નહિ અનુસરૂં. તે માટે આપણુ બન્ને તે પૂર્વ દેહને જીવતો કરીએ. તેથી કાંઇ પણ ક્ષતિ થવાની નથી. તે પૂર્વ દેહે કરી જે પ્રારબ્ધ શેષ રહ્યું છે તેના ભોગને અનુકૂળ વ્યવહાર કરીશ પણ તેમાં મૂઢની પેઠે અભિનિવેશ નહીં કરૂં.[૪૬]

# *સર્ગ ૧૫ મો.

## આગળનું શરીર જોઇ શુકનો શોક.

**श्रीवसिष्ठ उवाच**–विचारयंतस्तत्त्वज्ञा इति ते जागतीर्गतीः ।
समंगायास्तटात्तस्मात्प्रोचेलुश्चंचलासवः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે,–એવી રીતે સંસારની ગતિને વિચારતા અને ચંચલ પ્રાણવાળા એવા તે ત્રણે તત્ત્વજ્ઞો, સમંગાનાં તટ ઉપરથી ચાલ્યા.[૧] તે ક્રમથી આકાશનું ઉલ્લંઘન કરી મેઘનાં છિદ્રમાંથી નીકળી સિદ્ધ માર્ગે ક્ષણવારમાં મંદર પર્વતની કંદરામાં આવ્યા.[૨] તે પર્વતના ઉપરના ભાગમાં લીલાં પાનમાં ઢંકાયલું અને સુકાઇ ગયેલું પૂર્વ જન્મનું શરીર, જોઇ પિતાને કહે છે કે હે તાત! તે આ શરીર, જેને તમે પૂર્વે સુખકારી ભોગોવડે લડાવતા હતા.[૩-૪] તે આ મારૂં શરીર. જેને ધાત્રી (ઉપમાતા) સ્નેહથી કપૂરવાળું અગર ચંદન ચોપડતી હતી.[૫] તે આ મારૂં શરીર જે મેરુ પર્વતના બગીચામાં મંદારપુષ્પોવડે રચેલી શીતળ શય્યા વિષે સુતું હતું.[૬] તે આ મારૂં શરીર જેને દેવાંગનાઓ લડાવતી હતી. તેને સર્પ આદિ ખાઇ ગયાં છે. ને પૃથ્વી ઉપર પડયું છે. જુઓ, આ મારું શરીર, હરિચંદનનાં વનમાં ચિરકાલ ક્રીડા કરતું હતું, તે સુકાઇ અસ્થિપંજર થયું છે.[૮] દેવાંગનાનાં શરીરના સંસર્ગથી ઉત્તમ કામરંગ જેમાં છે

* આ પંદરમા સર્ગમાં 'આગલાં શરીરને જોઇ શુકનો વિલાપ, અને તે માટે વિશેષ વચને કરી સ્વભાવનો ઉપદેશ કરવામાં આવશે.

એવી ચિત્તવૃત્તિ રહિત આ મારું શરીર આ જ સૂકાય છે.[૯] હે દેહ ! તે તે વિચિત્ર નંદન વન આદિ સ્થલો વિષે અને બાલ્ય યુવા આદિ અવસ્થા વિષે અતિ ઉત્તમ સુખ ભોગવીને હમણાં કેમ સ્વસ્થ છો ? એટલે તે સુખને કાં શોચતો નથી.[૧૦] હે દેહ ! તું શબ થયો છું, સૂકાઈ ગયો છું, અસ્થિશેષ થયો છું, તેથી હે અભાગીયા ! મને પણ ડરાવે છે.[૧૧] જે દેહે કરી વિષયો વિષે આનંદ પામ્યો છું. અસ્થિપંજર થયેલા તે દેહથી હું ડરું છું.[૧૨] પૂર્વે જે ઉરસ્થલમાં તારા જેવો ચળકતો હાર રહેતો, તે ઉરસ્થલમાં કીડીઓ ફરે છે.[૧૩] જે મારું શરીર, સોના જેવી કાંતિવાળું હતું, જેને જોઇ દેવાંગનાઓ, મોહ પામતી હતી. તે શરીર, હાડપંજર થયું છે.[૧૪] જુઓ, મારું શરીર, મુખ ફાટી રહ્યું છે. ચામડી સૂકાઇ ગઇ છે, ને અસ્થિશેષ છે, તેને જોઇ મૃગલાંઓ ત્રાસ પામે છે.[૧૫] મારું શરીર, શુષ્ક થયું છે. તેનું પેટ, ગુફા જેવું જોવામાં આવે છે. સૂર્યનાં કિરણો પડવાથી તે વિશેષ શોભે છે. તેને હું જોઉં છું.[૧૬] આ મારું શરીર, સૂકાઇ ગયું છે. પર્વતના પાષાણમાં ચતું પડયું છે તે, પોતાની તુચ્છતાવડે સજ્જનોને વૈરાગ્યનો ઉપદેશ કરતું હોય તેમ જણાય છે.[૧૭] આ શરીર, શબ્દ, રૂપ, રસ, સ્પર્શ અને ગંધના લોભથી મુક્ત નિર્વિકલ્પ સમાધિએ કરી પર્વતમાં તપ કરતું હોય તેમ જણાય છે.[૧૮] મારું શરીર, ચિત્તરૂપી પિશાચથી મુક્ત થયું હોય તેમ સુખથી રહ્યું છે, ને કોઇ પણ વિપત્તિથી ભય પામતું નથી.[૧૯] ચિત્તવેતાલ, શાંત થવાથી શરીર જે આનંદ પામે છે. તે આનંદ, ત્રણે લોકના રાજ્યથી પણ મળતો નથી.[૨૦] હે તાત ! આ મારું શરીર, સંદેહ શાંત થવાથી સર્વ કૌતુક શાંત થવાથી અને વાસનાજાલ નીકળી જવાથી વનમાં સુખેથી કેવી રીતે સુતું છે.[૨૧] ચિત્તરૂપી વાનરના કંપાવવાથી શરીરવૃક્ષ, એવું ચલાયમાન થાય છે. જેથી જડમૂળમાંથી નીકળી જાય છે.[૨૨] મારો દેહ, અનર્થકારી [illegible]થી મુક્ત થયો છે. તેથી જાણે પરમાનંદમાં રહ્યો હોઉં તેમ આજ આ પર્વતમાં આગળની પેઠે કૌતુક દર્શને કરી આનંદ પામતો નથી.[૨૩] મનોનાશ કે જે સર્વ આશા જ્વરની શાંતિ કરવાવાળો છે, તે વિના અન્ય, પ્રાણીનું શ્રેયસ્કર નથી. એમ હું જોઉં છું.[૨૪] અપરિચ્છિન્ન બ્રહ્મ સાક્ષાત્કારવાળી મહાબુદ્ધિવડે જેની બુદ્ધિ શાંત થઇ છે અને જેનાં મનનો નાશ થયો છે. તે પુરુષો પરમાવધિ ભૂમાનંદને પ્રાપ્ત થયા છે.[૨૫] સર્વ દુઃખ દશાથી મુક્ત, સ્વસ્થ, સંતાપવર્જિત અને મનરહિત એવાં આ શરીરને મેં જોયું તે ઠીક થયું.[૨૬]

## વાસનાનું પ્રાબલ્ય.

રામ પૂછે છે; હે ભગવન્! શુક્રે મનોરાજ્યમાં બહુ શરીરો ભોગવ્યાં. તેમાંથી ભૃગુથી ઉત્પન્ન થયેલાં શરીર વિષે શુક્રને અતિ સ્નેહ કેમ હતો, ને તેને જોઇ વિલાપ શા માટે કર્યો?[૨૭–૨૮]

વસિષ્ઠ કહે છે; હે રામ! ભૃગુથી ઉત્પન્ન થયેલું શુક્રનું શરીર, પૂર્વ જન્મમાં કરેલા સત્કર્મનાં ફલ ભોગવવા માટે ઉગ્ર વાસનાથી થયેલું હતું.[૨૯] એટલે શુક્રની વાસના કે જે શુક્ર જીવ દશાને પ્રાપ્ત થઇ હતી. તે શબલ બ્રહ્મથી આ કલ્પમાં પ્રથમ શરીર ભાવે કરી પ્રકટ થઇ ભૂતાકાશને પ્રાપ્ત થઇ વાયુદ્વારા અન્નમાં પ્રવેશ કરી પ્રાણ તથા અપાનના પ્રવાહે કરી ભૃગુના હૃદયમાં પ્રવેશ કરી ક્રમથી વીર્ય થઇ ભૃગુથી ઉત્પન્ન થઇ શુક્રનાં શરીરરૂપે થઇ.[૩૦–૩૧] તે શુક્ર શરીરને બ્રાહ્મણના સંસ્કારો વિધિથી કર્યા. તે પિતાની પાસે રહેતું હતું. તે ઘણે કાળે કરી હાડપંજર રૂપે રહ્યું.[૩૨] એ પ્રમાણે શબલ બ્રહ્મથી પ્રથમ શુક્રનું શરીર થયું. તે માટે શુક્રની પ્રીતિ, તે વિષે હતી. ને એટલા જ માટે શુક્રે શોક કર્યો.[૩૩] એ સમંગાના બ્રાહ્મણરૂપ શુક્ર વીતરાગ હતા, અને ઇચ્છા રહિત હતા. તો પણ પોતાના પૂર્વ દેહનો શોક કરતા હતા. એ પ્રારબ્ધ કર્મનો સ્વભાવ છે.[૩૪] જ્ઞાની અને અજ્ઞાનીના દેહનો વ્યવહાર, જીવન પર્યંત સદા પ્રારબ્ધને અનુસરે છે એટલે સમાન છે. તેમાં 'જ્ઞાનીનો વ્યવહાર, આસક્તિ વગરનો ને અજ્ઞાનીનો વ્યવહાર આસક્તિવાળો હોય છે. એટલો વિશેષ છે.[૩૫] જેઓ જ્ઞાતતત્ત્વ હોય છે ને જેઓ પશુ જેવા અજ્ઞાની હોય છે તે સર્વે, અન્ય વ્યવહારમાં પણ સમાન છે.[૩૬] વ્યવહારમાં જેવો અજ્ઞાની તેવો જ જ્ઞાની છે. પરંતુ વાસના રહિત છે, તેથી તેને મોક્ષ અને અજ્ઞાની વાસનાવાળો છે, તેથી તેને બંધ છે. એટલે તેઓના બંધ મોક્ષમાં કારણ, વાસનાનો ભાવ અભાવ છે.[૩૭] જ્યાંસુધી દેહ રહે ત્યાંસુધી અનાસક્તિવાળા તત્ત્વજ્ઞો, દુઃખનાં કારણ પ્રાપ્ત થવાથી દુઃખ અને સુખનાં કારણો પ્રાપ્ત થવાથી સુખ, અજ્ઞની પેઠે દર્શાવે છે.[૩૮] જ્ઞાની પુરુષો, વ્યવહારમાં જ અજ્ઞની પેઠે દુઃખ પ્રાપ્ત થાય ત્યારે દુઃખી જેવા અને સુખ પ્રાપ્ત થાય ત્યારે સુખી જેવા જણાય છે: પરંતુ તત્ત્વજ્ઞાનમાં તો સ્થિરતાવાળા છે. અજ્ઞાની જેવા નથી.[૩૯] જલમાં પડેલાં સૂર્યનાં પ્રતિબિંબો ચલાયમાન હોય છે. પણ બિંબ ચલાયમાન નથી. તેની પેઠે જ્ઞાનીની વ્યવહારમાં ચલતા જોવામાં આવે છે ને સ્વસ્વરૂપમાં અચલતા છે. એટલે એકની એક જ વખતે ચલતા અચલતાનો વિરોધ નથી.[૪૦] જેમ પ્રતિબિંબમાં

રહેલો સૂર્ય, સ્થિર જ છે. તથાપિ અસ્થિર જેવો જોવામાં આવે છે. તેમ લોક કર્મ તજવાવાળો જ્ઞાની પણ વ્યવહારમાં અજ્ઞાની જેવો થાય છે.[૪૧] જેનાં જ્ઞાનેન્દ્રિય, મુક્ત (અનાસક્ત) હોય તેવો પુરુષ, બદ્ધકર્મેન્દ્રિય પણ મુક્ત છે. ને જેનાં કર્મેન્દ્રિય યુક્ત હોય એવો પુરુષ, બદ્ધજ્ઞાનેંદ્રિય હોવાથી બદ્ધ છે. એટલા માટે અનાશક્તિવાળા જ્ઞાનીને કર્મે કરીને બંધન નથી.[૪૨] જેમ પ્રકાશમાં તેજ કારણ છે. તેમ સુખ દુઃખમાં અને બંધ મોક્ષમાં કારણ જ્ઞાનેંદ્રિય છે.[૪૩] માટે હે **રામ**! તમે ઉપરથી લોક વ્યવહારને અનુસરો. ને અંદર આસકિત મ રાખો. વિષમતા તજી સર્વ એષણાને મૂકી વિષમતા રહિત થઇ રહો.[૪૪] હે **રામ**! સર્વ એષણા (કર્મફ્લાસકિત) તજી સ્વસ્વરૂપમાં રહો. ને કર્તવ્ય કર્મ કરો. જે માટે કર્મ કરવાં તે દેહનો સ્વભાવ છે.[૪૫] જેમાં આવર્ત (ભ્રમરી) જેવા આધિ વ્યાધ છે. મમતા રૂપ ભયંકર અંધકૂપ જેમાં છે. અને જેમાં મહા આતપ (તડકો–દુઃખ) છે. તેવા સંસાર માર્ગમાં મ પડો.[૪૬] હે **રામ**! તમે દેહાદિ વિષે નથી ને દેહાદિ તમારે વિષે નથી. તમે તો શુદ્ધ બુદ્ધ સ્વભાવના આત્મા છો એમ જાણી સ્થિર થઇ રહો. એ જ સંસારમાં ન પડવાનું સાધન છે.[૪૭] 'તમે શુદ્ધ બ્રહ્મ છો. સર્વના આત્મા છો, સર્વના કર્તા છો, એવી રીતે શાંત બ્રહ્મ રૂપે ભાવના કરી પરમાનંદમાં રહો.[૪૮] હે **રામ**! મમતારૂપી અંધકારને દૂર કરી એષણા રહિત શુદ્ધ બ્રહ્મપદને પ્રાપ્ત થઇ જો મનોનાશ કરશો તો અપરિમિત બુદ્ધિવાળા સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મ રૂપે છો તેથી અમે તમને નમસ્કાર કરીએ.[૪૯]

---

# *સર્ગ ૧૬ મો.

## શુક્રનું પુનર્જીવન.

**श्रीवसिष्ठ उवाच–अथाक्षिप्य वचस्तस्य तनयस्य भृगोः ।**
**उवाच भगवान् कालो वचो गंभीरानिःस्वनः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હવે શુક્રનાં શોકવચનને અયોગ્ય જણાવી કાલ, ગંભીર વચનથી કહે છે.[૧]

* આ સોળમા સર્ગમાં 'કાલનું ગમન, કાલના વચનથી આગલાં શરીરમાં શુક્રનો પ્રવેશ, શુક્રને દૈત્યોનું પુરોહિતપણું તથા જીવન્મુક્તિ.' એટલું વર્ણન કરવામાં આવશે.

કાલ કહે છે–હે શુક્ર! જેમ રાજા, પુરીમાં પ્રવેશ કરે, તેમ તમે આ સમંગાના તપસ્વીનું શરીર તજીને આ શરીરમાં પ્રવેશ કરો.[૨] હે શુક્ર! આગલાં શરીર વડે તપ કરી, પ્રારબ્ધ ભોગનો વખત આવશે ત્યારે તમારે દૈત્યોનું પુરોહિતપણું (ગોરપદવી) ભોગવવાની છે.[૩] પછી મહા પ્રલય થાય ત્યારે મ્લાન થયેલાં પુષ્પની પેઠે, ફરીથી અગ્રહણ (અજન્મ) માટે આ શરીર તજવું.[૪] પૂર્વ કલ્પનાં પુણ્યે કરી પ્રાપ્ત થયેલાં આ શરીરવડે જીવન્મુક્તિને પ્રાપ્ત થઈ દૈત્યોના ગુરુ થઇ રહો.[૫] તમારું કલ્યાણ થઓ. અમે અમારે સ્થલે જશું. જેને પ્રિય અપ્રિય છે. એ મન તો કાંઇ પણ વસ્તુ નથી, એટલે મિથ્યા છે.[૬] એમ કહી શુક્ર અને ભૃગુ સ્નેહથી રોતા હતા, ત્યારે પૃથ્વી અને આકાશ તપતાં હોય ત્યારે કિરણો સહિત સૂર્ય જેમ તેમ કાલ અંતર્હિત થયો.[૭] કાલ ગયા પછી અવશ્ય ભાવી કર્મગતિને તથા નિયતિની અનિવાર્ય ગતિને વિચારીને જેમ વસંત, કાળે કરી સૂકાઇ ગયેલી અને જેમાં સરસ પુષ્પો થવાનાં છે, એવી સુંદર બાલલતામાં પ્રવેશ કરે, તેમ શુક્રે કાળે કરી શુષ્ક થયેલાં તે શરીરમાં પ્રવેશ કર્યો.[૮–૯] ત્યારે તે સમંગા બ્રાહ્મણનું શરીર, નિસ્તેજ થઇ કપાઇ ગયેલાં મૂળવાળી લતાની પેઠે કંપાયમાન થઇ તત્કાલ પડી ગયું.[૧૦] જ્યારે જીવે પ્રવેશ કર્યો ત્યારે ભૃગુ ઋષિએ મંત્રેલાં કમંડલુનાં જલવડે તે પુત્રનાં શરીરનું આપ્યાયન (તાજાપણું) કર્યું.[૧૧] પછી વર્ષાઋતુમાં, જલનાં પૂરવડે જેનાં કોતર પૂરાઇ ગયાં છે, તેવી નદીઓની પેઠે તે શરીરની સર્વ નાડીઓ પૂર્ણ થઇ શોભવા લાગી.[૧૨] વર્ષાઋતુમાં કમલિની જેમ અને વસંતમાં નવી લતા જેમ, તેમ જ્યારે નાડીઓ પૂર્ણ થઇ ત્યારે આંગળીઓ નખ તથા કેશ આદિ સર્વ પલ્લવિત થયાં.[૧૩] જલ તથા પૂર્વ વાયુના સંયોગથી ભરપૂર મેઘ જેમ ઉઠે, તેમ પ્રાણવાયુ ચાલવા લાગ્યો. ને શુક્ર ઉઠયા.[૧૪] પ્રથમ થયેલો મેઘ, ગર્જનાએ કરી જેમ પર્વતને અભિવાદન કરે તેમ શુક્રે પાસે ઉભેલા પરમપવિત્ર પિતાનું અભિવાદન કર્યું.[૧૫] જેમ મેઘ, ચિરકાલે પર્વત તટીનું આલિંગન કરે, તેમ ભૃગુએ પોતાના પુત્રનાં આગળનાં શરીરનું આલિંગન કર્યું.[૧૬] મહાશય ભૃગુએ, 'આ તનુ મારાથી થઇ છે;' એવી આસ્થાને 'તત્ત્વદૃષ્ટિમાં આ અનુચિત છે.' એમ વિચારી હસીને આગળની સૂક્ષ્મ પુત્ર તનુને સ્નેહથી જોઇ.[૧૭] તે વખતે 'આ મારો પુત્ર છે.' એ પ્રકારના સ્નેહે ભૃગુને પણ પરવશ કર્યા. તેથી દેહ વિષે સ્વકીય, પરકીયતા બુદ્ધિ યાવજ્જીવ પ્રારબ્ધ વશથી અવશ્ય ભાવિની છે.[૧૮] રાત્રિ વીત્યા પછી ઉદય પામેલા સૂર્ય તથા કમલ જેમ શોભે, તેમ તે

પિતા પુત્ર, પરસ્પર શોભતા હતા.[૧૯] ચિરકાલે થયેલા સંગમથી બંધાયેલાં ચક્રવાક સ્ત્રી પુરુષ જેમ, વર્ષાઋતુમાં સ્નેહવાળા મયૂર અને મેઘ જેમ, તેમ ચિરકાલના વિયોગે કરી દૃઢ ઉત્કંઠાવાળા તે બન્ને, સમાન આનંદભેરે કરી ત્યાં ક્ષણવાર તો જડ જેવા બની ગયા. પછી સાવધાન થઇ તે બન્નેએ તે સમંગાના બ્રાહ્મણના દેહને બાળ્યો. કારણ કે તેવો સદાચાર છે. વ્યવહારમાં સદાચાર કોણ નથી પાળતું? સર્વ પાળે છે.[૨૦–૨૨] જેમ આકાશમાં સૂર્ય અને ચંદ્ર રહે છે, તેમ એ પવિત્ર વનમાં ભૃગુ અને શુક્ર બન્ને રહેતા હતા, ને તપ કરતા હતા.[૨૩] એ બન્ને; તત્ત્વજ્ઞ, જીવન્મુક્ત, જગદ્ગુરુ, સુખ દુઃખમાં પણ હર્ષ શોક રહિત અને દૃઢનિશ્ચયવાળા હતા.[૨૪] હવે શુક્રને કાળે કરી દૈત્યોનું ગુરુપણું તથા આકાશમાં ગ્રહપદવી પ્રાપ્ત થઇ, ને ભૃગુ પણ બાધવર્જિત એવા પ્રજાપતિ પદમાં રહેતા હતા.[૨૫] આ શુક્ર સૃષ્ટિના આરંભમાં પ્રથમ માયા શબલથી ભૃગુદ્વારા ઉત્પન્ન થયા. પછી જોવામાં આવેલી અપ્સરા સંબંધી મનોરાજ્યે કરી અન્ય અનેક યોનિમાં ભમ્યા.[૨૬]



# સર્ગ ૧૭ મો.*

## પરસ્પરના સંસારોનું મેલન.

**श्रीराम उवाच–भगवन् भृगुपुत्रस्य प्रतिभासानुभूतितः ।**
**यथैषा सफलाजाता तथान्यस्य न किंभवेत् ॥ १ ॥**

રામ પૂછે છે–હે ભગવન્! જેમ શુક્રની પ્રતિભા (મનોરાજ્ય) સ્વર્ગાદિકના અનુભવથી સફલ થઇ, તેમ બીજાને પણ સફલ કાં ન થાય?[૧]

વસિષ્ઠ કહે છે–હે રામ! એ શુક્રની તનુ, માયા શબલથી પ્રથમ જ ઉત્પન્ન થયેલી છે–એટલે બ્રહ્માના સંકલ્પથી ઉત્પન્ન થયેલી છે. ઉભયકુલ શુદ્ધ બ્રાહ્મણ જાતિ છે. વળી અન્ય જન્મથી દૂષિત નથી. તેથી તેમાં કોઇ પણ દોષનો પ્રસંગ નથી એટલા માટે એ સત્ય સંકલ્પ છે ને અન્યની તનુ તો અનેક દોષ દૂષિત હોય છે તેથી તે સત્ય સંકલ્પ હોતી નથી.[૨] હે રામ! શુક્રની પેઠે અન્યની સત્ય

* આ સત્તરમા સર્ગમાં શુદ્ધ ચિત્તની સત્ય સંકલ્પતા તથા સમાન વાસના અને અદૃષ્ટવાળાનું પરસ્પર મેલન કહેવામાં આવશે.

સંકલ્પતામાં પણ ચિત્ત શુદ્ધિ જ કારણ છે.[૩] જેમ જલ, ભ્રમરી રૂપે થાય છે તેમ શુદ્ધ મન, જેને જે પ્રમાણે સંકલ્પે છે, તે પદાર્થ, તે પ્રમાણે તત્કાલ થાય છે.[૪] જેમ શુક્રને સંકલ્પને અનુસારે જગત્પ્રતીતિ થઇ તેમ પ્રત્યેક જીવને પણ સંકલ્પાનુસાર જગત્પ્રતીતિ થાય છે. તેમાં ચિત્ત શુદ્ધિવાળાને તે જ જન્મમાં સંકલ્પાનુસાર પ્રતીતિ થાય છે, ને અન્યને પૂર્વ મરણે કરી જાગૃત થયેલાં કર્મની વાસનાને અનુસાર પ્રતીતિ થાય છે.[૫] જેમ બીજમાં રહેલાં અંકુર પત્રઆદિ, વૃક્ષરૂપ પોતાનો ચમત્કાર બતાવે છે, તેમ સર્વ પ્રાણીઓના દ્વૈતભ્રમો, જગદ્રૂપ ચમત્કાર દર્શાવે છે.[૬] હે **રામ**! આ સંપૂર્ણ દૃશ્ય, પ્રતિજીવને મિથ્યા ઉત્પન્ન થાય છે, ને મિથ્યા નાશ પામે છે.[૭] પરમાર્થ દૃષ્ટિએ કરીને તો આ જગત્ ઉત્પન્ન નથી થતું ને નષ્ટ નથી થતું. એ તો ભ્રાંતિ માત્ર છે. માયા, જાણે ઉન્મત્ત હોય તેમ વિકાશ પામે છે.[૮] જેમ જાગ્રદવસ્થામાં સંસાર અપરોક્ષ છે, તેમ સ્વપ્ન, ભ્રમ આદિમાં પણ હજારો સંસાર અપરોક્ષ છે, ને મિથ્યા છે.[૯] જેમ સ્વપ્ન અને સંકલ્પ શહેરના વ્યવહારો, પરસ્પર ભિન્ન છે, તથાપિ પ્રત્યેકને ભાસતા નથી, તેમ સંસારભ્રમો પણ પરસ્પર ભિન્ન છતાં ભાસતા નથી. એટલે અન્યના સ્વપ્નની પેઠે અન્યનો સંસાર અન્યના જોવામાં આવતો નથી.[૧૦] જેમ આકાશમાં ગંધર્વ નગર, ભ્રમ વિના જોવામાં આવતું નથી, તેમ સંકલ્પમાં સંસાર પણ અજ્ઞાન વિના જોવામાં આવતો નથી.[૧૧] એવી રીતે પિશાચ, યક્ષ અને રાક્ષસો સંકલ્પરૂપ છે, ને સુખ દુઃખમય છે.[૧૨] હે **રામ**! શુક્રની પેઠે આપણે અને આ સર્વ સભાસદો પોતપોતાના સંકલ્પરૂપ આકારવાળા તથા મિથ્યામાં સત્ય માનવાવાળા છીએ.[૧૩] એવી રીતે અંધ પરંપરાએ કરી હિરણ્ય ગર્ભ વિષે પણ સર્ગ પરંપરા છે, તે સત્ય નથી. સત્યતા તો પરમાત્મા વિષે છે.[૧૪] જેમ એક વસંત ઋતુ, વનના ગુચ્છરૂપે ઉત્પન્ન થાય છે, તેમ એક બ્રહ્મ જ સર્વ જીવ તથા જગદ્રૂપે ઉત્પન્ન થાય છે.[૧૫] પોતાનો આ પહેલો સંકલ્પ, જગતને આકારે પ્રસિદ્ધ થયો છે. એમ તત્ત્વજ્ઞાને કરી જાણવામાં આવે છે.[૧૬] અનાદિ અજ્ઞાનમાં રહેલું ચિત્ત જ જગત્ છે, એમ જાણનાર પોતે નષ્ટ થાય છે એટલે બ્રહ્મરૂપે થાય છે.[૧૭] પ્રતિભાસથી જ જગત્ છે. અધિષ્ટાન બ્રહ્મનાં જ્ઞાનથી જગત્ નથી. દીર્ઘ સ્વપ્ન જ જગત્ છે, તેમાં જન બંધાય છે.[૧૮] ચિત્તની સત્તા, જગત્ છે, ને જગતની સત્તા ચિત્ત છે. ચિત્ત અને જગત્ એ બેમાંથી એકનો નાશ થવાથી પણ બન્નેનો નાશ થાય છે. તે નાશ, આત્મ વિચારથી થાય છે.[૧૯] જેમ શુદ્ધ મણિનો

પ્રકાશ થાય છે, તેમ શુદ્ધ ચિત્તનો સંકલ્પ, સિદ્ધ થાય છે, એટલે ચિત્તની સત્તાએ કરી જગતની સત્તા, સત્ય સંકલ્પથી થયેલ પદાર્થમાં જોવામાં આવે છે.[૨૦] ચિરકાલ એકાગ્રતાના દૃઢ અભ્યાસથી ચિત્તની શુદ્ધિ થાય છે. સંકલ્પ રહિત મનની નિર્મલતા ઉદય પામે છે.[૨૧] જેમ મેલાં વસ્ત્ર ઉપર સારો રંગ ચડતો નથી, તેમ મેલાં મનમાં આત્મજ્ઞાન સ્થિર થતું નથી.[૨૨]

**રામ** પૂછે છે–હે મહારાજ ! શુક્રને જોવામાં આવેલું જગત્ પ્રાતિભાસિક કલ્પનારૂપ હતું. તેમાં ઉદય અસ્તવાળા કાળ અને ક્રિયાના ક્રમો કયાં કારણથી થયા ? વળી તમે કહ્યું કે જગતનો ભ્રમ, વાસનાને અનુસારે થાય છે, ત્યારે કદાપિ ન અનુભવેલો સ્વર્ગ, અપ્સરા તથા જન્મની પરંપરાની વિચિત્રતાનો ક્રમ, વાસના વિના કેમ જોવામાં આવ્યો ? વળી ઉદય અને અસ્તની સિદ્ધિ શેણે કરી થાય છે ?[૨૩]

**વસિષ્ઠ** કહે છે–હે **રામ** ! પોતાની ઇંદ્રિયોથી, પિતાના ઉપદેશથી અને શાસ્ત્રથી જેવી ઉત્પત્તિ વિનાશવાળું ઐહિક તથા પારલૌકિક જગત્ જાણ્યું હતું, તેવું જગત્, તેના ચિત્તમાં મોરના ઇંડામાં જેમ મોર રહે, તેમ સંસ્કારરૂપે રહ્યું હતું, તેથી તેને તે જોવામાં આવ્યું, ને તે ઉદય તથા અસ્તની સિદ્ધિ સાક્ષીએ કરી સિદ્ધ થાય છે.[૨૪] જેમ બીજમાં રહેલા અંકુર, પત્ર, લતા, પુષ્પ તથા ફલ ક્રમથી ઉત્પન્ન થાય છે, તેમ ચૈતન્યવાળી જીવ સહિત અવિદ્યામાં રહેલું આ જગત્, પિતા અને શાસ્ત્રનાં નિમિત્તે કરી પ્રતીત થયું.[૨૫] જીવ, સ્વપ્રમાં વાસનાને અનુસારે જેમ સ્વપ્ર જગતને જુવે છે, તેમ જાગ્રતમાં પણ વાસનાને અનુસારે મનમાં જગત્ દેખે છે. આ જગત્ પણ એક જાતનું દીર્ઘસ્વપ્ન જ છે.[૨૬] જેમ મનુષ્યો, દિવસમાં અનુભવેલાં સૈન્યની વાસનાથી રાત્રિમાં સ્વપ્ર વિષે પોતપોતાની વાસનાએ કરી કલ્પેલાં નોખાં નોખાં સૈન્યને દેખે છે, તથાપિ એક માને છે. તેમ જીવો પણ પોતપોતાની વાસનાને અનુસારે નોખાં નોખાં જગતને જુવે છે, તોપણ એક માને છે.[૨૭]

**રામ** પૂછે છે–હે મહારાજ ! જ્યારે પ્રત્યેક જીવો તથા તેનાં જગત્ જૂદાં જૂદાં છે, ત્યારે તે પરસ્પર મળે છે કે નહીં ? જો નથી મળતાં એમ માનીએ તો શિષ્ય પ્રત્યે ગુરુનો ઉપદેશ સ્વપ્નમાં કરેલા ઉપકાર જેવો વૃથા હોવાથી અનિ-મોક્ષનો પ્રસંગ આવશે. હવે જો 'મળે છે' એમ માનીએ તો આ સંસાર સાધા-રણ હોવાથી એક એકનાં જ્ઞાને કરી બાધ કરી શકાશે નહીં. એ પ્રમાણે બંને પક્ષામાં દોષ આવે છે.[૨૮]

વસિષ્ઠ કહે છે; હે **રામ**! મલિન મન, શુદ્ધ મનમાં મળતું નથી. કેમકે શુદ્ધ મનમાં મળવા જેવી સૂક્ષ્મતારૂપ યોગ્યતા મેલાં મનમાં નથી. પાકી ગયેલા કષાયવાળું શુદ્ધ મન તો તપાવેલાં લોઢામાં તપાવેલાં લોઢાની પેઠે મળી જાય છે. માટે પ્રત્યેક જીવના સંસાર જુદા જુદા જ છે તથાપિ જેમ શુદ્ધ મનવાળા દેવ, અન્યનાં સ્વપ્નમાં પ્રવેશ કરી વરદાનરૂપ અનુગ્રહ કરે છે તેમ શિષ્યના મને કલ્પેલા જગતમાં પ્રવેશ કરી ગુરુનો ઉપદેશ સાર્થક થશે, એટલે વૃથા નથી. તેથી અનિર્મોક્ષના પ્રસંગરૂપ પહેલો દોષ આવતો નથી. વળી સંસાર સાધારણ માન્યો નથી તેથી એક એકના જ્ઞાને કરી સંસારના બાધના અભાવરૂપ બીજો દોષ પણ નથી.[૨૯] જેમ નિર્મળ જળમાં નિર્મળ જળ મળે છે તેમ શુદ્ધ મનમાં શુદ્ધ મન મળે છે. જેમ શુદ્ધ જળમાં મેલું જળ મળતું નથી, તેમ શુદ્ધ મનમાં મેલું મન મળતું નથી.[૩૦] અત્યંત વાસના ક્ષય, ચિત્તની પરમ શુદ્ધિ કહેવાય છે. ચિત્ત શુદ્ધિએ કરી સ્વસ્વરૂપ બ્રહ્મને જાણે છે, ને તેથી મોક્ષ પામે છે.[૩૧]

# સર્ગ ૧૮ મો.*

## મેલાં મનોરાજ્યની સાથે મેલાંનો મેળ.

**શ્રીવસિષ્ઠ ઉવાચ–સર્વસંસૃતિખંડેષુ ભૂતબીજકલાત્મનઃ ।**
**તન્માત્રપ્રતિભાસસ્ય પ્રતિભાસેન ભિન્નતા ॥ ૧ ॥**

વસિષ્ઠ કહે છે; હે **રામ**! પોતપોતે કલ્પેલા સંસારો વિષે પ્રત્યેક જીવને સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણરૂપ પ્રપંચની ભિન્નતા કહી, તે ભિન્નતા, ચિદેક રસ આત્માની નિયમવાળા આકારવાળી કલ્પનાએ કરીને છે. પણ વાસ્તવિક નથી.[૧] સર્વ જીવોની સુષુપ્તિ પછી તત્કાલ જે પ્રવૃત્તિ થાય છે, તેમજ જાગૃત્ તથા સ્વપ્નમાં જે પ્રવૃત્તિ થાય છે, અને નિવૃત્તિ થાય છે, તે સર્વ આત્માની વ્યાપ્તિએ કરીને થાય છે.[૨] આત્માની વ્યાપ્તિએ કરીને સર્વ જીવોની પ્રવૃત્તિ થાય છે, અને સાક્ષીરૂપ ચિન્માત્રની ઉપાધિના યોગથી અથવા બ્રહ્મની એકતાની દૃઢતાથી સર્વ

* આ અઢારમા સર્ગમાં, 'મેલાં મનોરાજ્યનો મેલાંની સાથે યોગ' અને 'અવસ્થાની શુદ્ધિથી જ્ઞાનીને પરમાત્માના સાક્ષાત્કારથી મોક્ષ થાય છે.' એમ કહેવામાં આવશે.

જીવો, પરસ્પરના સંસારને દેખે છે, અન્ય પ્રકારે દેખતા નથી.[૩] નોખા નોખા સંસારરૂપી જળાશયો, ચિદેક રસ આત્મારૂપ ધોળીયાએ કરી એક બીજામાં મળે છે, ને સત્યતાની ભ્રાંતિએ કરી ઘાટાં વાણીને પ્રાપ્ત થાય છે.[૪] કેટલાક સંસારો બીજાની સાથે મળ્યાવિના નોખા જ રહ્યા છે, કેટલાક લય પામ્યા છે, ને કેટલાક પરસ્પર મળ્યા છે.[૫] જે વન વિષે પ્રત્યેક પરમાણુમાં પરસ્પર ન મળેલા હજારો જગદ્રૂપી ગુંજા( ચણોઠી )ઓ છે એવું બ્રહ્મ નામનું વન છે.[૬] એ જગદ્ગુંજાઓ, અન્યોન્ય મળવાથી સાધારણ વ્યવહાર યોગ્ય થઇ છે, તેમાં પોતપોતાનાં કર્મ ભોગને અનુકૂલ પદાર્થોનો યોગ થાય છે, પણ સર્વને સર્વ પદાર્થનો યોગ થતો નથી.[૭] એટલા જ માટે ચિત્તનો ભેદ ને તેની ઉપાધિવાળા જીવનો ભેદ સિદ્ધ થાય છે, તેથી અન્યના મનની વાત અન્યના જાણવામાં આવતી નથી, ને અન્યના ભોગ્ય પદાર્થ અન્યના ભોગોપયોગી થતા નથી.[૮] હવે જેનાં કર્મ અને વાસના સરખાં હોય, તેને એક જ વખતે સરખું હોવાથી મલિન મનોરાજ્ય રૂપ સંસારનો પણ પરસ્પર મેળ થાય છે. એ મનોરાજ્યે કરી વ્યષ્ટિ, સમષ્ટિ સ્થૂલ દેહની સત્તા પણ અતિ દૃઢ થાય છે, મનોરાજ્યનું વિસ્મરણ જ દેહનો અભાવ કહેવાય છે.[૯] જેમ સોનું, પોતાના સ્વરૂપને ભૂલી જઇ કડાંને સત્ય માને તેમ જીવ, પોતાનાં સચ્ચિદાનંદ સ્વરૂપને ભૂલી જઇ કલ્પિત સંસાર સ્વરૂપને સત્ય માને છે.[૧૦] જેમ હઠયોગના અભ્યાસે કરી શુદ્ધ થયેલો પ્રાણવાયુ, અન્ય શરીરમાં પ્રવેશ કરી તેને જાણવા યોગ્ય શબ્દાદિને જાણે છે, તેમ શુદ્ધ મન, અન્ય મને કલ્પેલા સંસારને જાણે છે.[૧૧] સર્વ જીવોની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા, સ્થૂલ દેહની અપેક્ષા રાખતી નથી. કેમ કે જીવનું સ્વરૂપ ત્રણ અવસ્થા છે.[૧૨] જેમ જળ, લહરી આદિ રૂપે થાય છે, તેથી લહરી આદિ, જળથી જુદાં નથી, તેમ જીવ, ત્રણ અવસ્થા રૂપ છે, તેથી જીવથી અન્ય દેહ નથી.[૧૩] એવી રીતે જ્ઞાની જીવ બ્રહ્મ ત્રણે અવસ્થાથી અલગું છે, એમ જાણી જીવ ભાવથી મુક્ત થાય છે, ને અજ્ઞાની જીવ, પોતે કલ્પેલા દેહાદિ આકારવાળા સંસારમાં બંધાય છે.[૧૪] જો કે જ્ઞાની અને અજ્ઞાની જીવની સુષુપ્તિ સમાન છે, તો પણ અજ્ઞાની જીવ, વાસનાવાળો હોવાથી સંસાર ભોગવે છે, ને જ્ઞાની જીવ, વાસના વગરનો હોવાથી સંસાર ભોગવતો નથી.[૧૫] હવે ચૈતન્ય સર્વત્ર વ્યાપક હોવાથી કોઇ અજ્ઞાની જીવ, અન્ય જીવના સંસારમાં જાય છે. પ્રત્યેક સંસારમાં નોખા નોખા અનેક સર્ગો છે;[૧૬] અને જેમ કેળના સ્તંભમાં એક છોતરાંની અંદર બીજું છોતરું, ને તેની અંદર ત્રીજું, એવી

રીતે અંદર અંદર અનેક છોતરાં છે, તેમ તે સંસારોની અંદર અંદર સંસાર સમૂહો છે. જેમ અનેક છોતરાં છતાં કેળ, એકરૂપે છે ને સ્વભાવે કરી શીતળ છે, તેમ સંસારો અનેક છતાં બ્રહ્મ એક રૂપે છે ને નિર્વિકાર છે.[૧૭] જેમ વિસ્તારવાળાં સેંકડો પત્ર છતાં કેળનો ભેદ નથી. તેમ વિસ્તારવાળા સેંકડો સંસાર છતાં બ્રહ્મનો ભેદ નથી.[૧૮] જેમ બીજ, જળ આદિના સંબંધથી વૃક્ષરૂપે થઇ પાછું બીજરૂપે થાય છે. તેમ બ્રહ્મ, કાળ કર્માદિકના સંબંધથી મનરૂપે થઇ જ્ઞાને કરી પાછું બ્રહ્મરૂપે થાય છે.[૧૯] જેમ બીજ જલાદિરૂપ કારણથી ફળરૂપે થાય છે, તેમ જીવ, બ્રહ્મરૂપ કારણે કરી જગદ્રૂપે થાય છે.[૨૦] જેમ જળાદિનું કારણ શું છે? એમ પૂછવું યોગ્ય નથી, તેમ બ્રહ્મનું કારણ શું છે? એમ પૂછવું યોગ્ય નથી.[૨૧] જેમ વૃક્ષનો સ્વભાવ, રસ (જલાદિ) છે, તેમ બ્રહ્મ, જગતનો એક જાતનો સ્વભાવ છે, એમ કહેવું યોગ્ય નથી, કેમકે સ્વભાવ, કાર્યની સાથે ઉત્પન્ન થાય છે, ને બ્રહ્મ જગતની સાથે ઉત્પન્ન થતું નથી, બ્રહ્મ પોતે અકારણ છે ને આદિ કારણ છે; તેથી તેમાં કારણ આદિ કાંઇ સંભવતા નથી. વળી જગત્, જડ, મિથ્યા તથા દુઃખરૂપ હોવાથી તેનું કારણ તેના જેવા ધર્મવાળું અન્ય હોવું જોઇએ, તેથી તેનો વિચાર કરવો જોઇએ પણ બ્રહ્મવિચાર શામાટે કરવો જોઇએ? એવી શંકા કરવાની નથી, કારણ કે બ્રહ્મ, સારરૂપ છે, તેથી તેનો વિચાર કરવો. પણ બ્રહ્મથી અન્ય અસાર છે, એટલે તેના વિચારથી કોઇ પુરુષાર્થ થતો નથી.[૨૨–૨૩] બીજ પોતાના આકારને તજી ફળરૂપે થાય છે, ને બ્રહ્મ પોતાના આકારને તજ્યા વિના ફળ વિષે તથા બીજ વિષે રહે છે, એટલે બ્રહ્મ વિવર્તોપાદાન હોવાથી અકારણ છે.[૨૪] બીજ આકૃતિવાળું છે, ને બ્રહ્મ નિરાકાર છે, તેથી બ્રહ્મ બીજ જેવું નથી. એ બ્રહ્મ વિષે કોઇ પણ ઉપમા નથી.[૨૫] હે રામ! બ્રહ્મ પોતે જગદ્રૂપે થયું છે, તે બ્રહ્મ જ છે, એટલા માટે જગત્ થયું નથી, ને ન થયું પણ નથી.[૨૬] પોતાના સ્વરૂપને જગદ્રૂપે જુવે છે, સ્વસ્વરૂપને જોતો નથી, તેથી દ્રષ્ટા, સંસારને પ્રાપ્ત થાય છે.[૨૭] જેમ મૃગજળમાં જળની ભ્રાંતિ થાય તો જ્ઞાન વૃથા છે. તેમ જગદ્રૂપ ભ્રાંતિ ઉત્પન્ન થવાથી દ્રષ્ટાની પૂર્ણાનંદતા તથા સ્વપ્રકાશના સ્વાભાવિક છતાં વૃથા થાય છે.[૨૮] જેમ નેત્ર, બહિર્મુખ હોવાથી સ્વસ્વરૂપને દેખતું નથી, તેમ દ્રષ્ટા સર્વને સદા દેખવા યોગ્ય છતાં પણ બહિર્મુખ હોવાથી સ્વસ્વરૂપને જોતો નથી.[૨૯] જેમ જીવન્મુક્ત દ્વૈતને જોતો નથી, તેમ દ્રષ્ટા (અજ્ઞાની જીવ) આંતર સ્વસ્વરૂપને જોતો નથી, અને બાહ્ય બીજાનાં પારમાર્થિક

સ્વરૂપને પણ જોતો નથી.[૩૦] દૃશ્યમાં દૃશ્ય બુદ્ધિ કરવાથી બ્રહ્મનું યથાર્થ જ્ઞાન થતું નથી તેથી દૃશ્યમાં બ્રહ્મ બુદ્ધિ કરવી.[૩૧] દૃષ્ટા, બહિર્મુખ હોવાથી આંતર આત્માને જોઇ શકતો નથી, તેમજ ઘટાદિકના અધિષ્ઠાન રૂપ બાહ્ય આત્માને પણ જોઇ શકતો નથી, કારણ કે આત્મા અતિ સૂક્ષ્મ હોવાથી સર્વ વિષયોથી અલગો કરી ચિન્માત્રરૂપે જાણવો અશક્ય છે.[૩૨] દૃષ્ટા (આત્મા) દૃશ્યને જુવે છે, ને દૃષ્ટાને કોઇ જોતું નથી, તેથી એક દૃષ્ટાજ સંભવે છે, પણ એ દૃશ્ય સંભવતું નથી.[૩૩] હે રામ! દૃશ્ય તો કાંઇ નથી, કેવળ દૃષ્ટાજ છે, જેમ સર્વ શક્તિવાળો રાજા, જેને જેવી રીતે ઇચ્છા કરે છે, તેને તેવી રીતે અનુભવે છે, તેમ દૃષ્ટા પણ ઇચ્છા પ્રમાણે જગતને રચી તેનો અનુભવ કરે છે.[૩૪] જેમ વસંત ઋતુમાં વૃક્ષ વિષે પ્રવિષ્ટ થયેલો રસભાવને તજ્યા વિના ફળ, પુષ્પ તથા લતારૂપે વૃક્ષનો ઝુંડ થાય છે, તેમ ચિત્તનું સ્ફુરણ જીવ ચિદ્રૂપતા તજ્યા વિના દેહ થાય છે.[૩૫-૩૬] અનુભવ સ્વરૂપ જીવ ચિદ્રૂપતાને તજ્યા વિના સ્વપ્ન જેવા જગતને જુવે છે.[૩૭] જેમ શેરડીના રસમાં ગોળ, ખાંડ આદિ રહે છે, તેમ આત્મા વિષે અહંકાર આદિ રહે છે. જેમ શેરડીનો રસ શેરડીથી જુદો નથી તેમ અહંકારાદિ સર્વ જગત્ આત્માથી જુદા નથી.[૩૮] જેમ પૃથ્વીનો રસ, વૃક્ષાદિ રૂપે થાય છે, તેમ ચિત્ત જગદ્રૂપે થાય છે, આત્મા વિષે બ્રહ્માંડો અનંત છે.[૩૯] દૃશ્યમાન પ્રત્યેક બ્રહ્માંડો જેવી જેવી રીતે ચમત્કાર દર્શાવે છે, તેવી તેવી રીતે જીવ અનુભવે છે.[૪૦] જેને વાસના જેવી રીતે ઉદય પામે છે તેવી રીતે રહેલા ચિદ્રૂપ તે તે જગતને જીવ અનુભવે છે.[૪૧] એવી રીતે અનેક સંસારોમાં કેટલાક જીવ સંસારો પરસ્પર મળે છે તેમાં ચિરકાલ પર્યંત વિહાર કરી કેટલાક જીવો, શાંત થાય છે.[૪૨] હે રામ! તમારે અન્યના સંસારો જોવા હોય તો જ્ઞાન દૃષ્ટિથી એટલે આગળ કહેલા શુદ્ધ ચિત્તોના દર્શનના ઉપાયે કરી જુઓ.[૪૩] પરમાણુની અંદર પણ હજારો જગત્ છે. ચિત્તમાં, આકાશમાં, પાષાણમાં, જ્વાળામાં, વાયુ વિષે અને જળ વિષે તિલમાં તેલ જેમ વ્યાપી રહ્યું છે, તેમ લાખો સંસારો રહ્યા છે. જ્યારે ચિત્ત, શુદ્ધ થાય છે, ત્યારે જીવ, બ્રહ્મરૂપે થાય છે.[૪૪-૪૫] શુદ્ધ ચિત્, સર્વત્ર વ્યાપક છે. તેણે કરીને પરસ્પર સંસારનો યોગ થાય છે. બ્રહ્માદિને આપણનો સંસાર જોવામાં આવે છે, તેનું કારણ પણ ચિત્ત શુદ્ધિ છે. બ્રહ્મ એકરસ છે, ને સર્વત્ર વ્યાપક છે તેથી જેમ દૈવયોગે કદાચિત્ પોતાનાં અને પરાયાં સ્વપ્નમાં મળે છે, તેમ સમાન કર્મે કરી સંસારો પણ પરસ્પર મળે છે. બ્રહ્મા આદિ સર્વ જીવોને સ્વ-

સ્વરૂપનાં અજ્ઞાને કરી જગદ્રૂપી લાંબું સ્વપ્ન છે, ને તે અંદર ઉત્પન્ન થાય છે.[૪૬] કેટલાક જીવો, એક સંસારમાંથી બીજા સંસારમાં અને બીજામાંથી ત્રીજામાં એવી રીતે અનેક સંસારમાં જાય છે. તેણે કરી મનમાં કલ્પાયેલા ભીંત આદિ પદાર્થો બહાર દૃઢ થઇ રહ્યા છે.[૪૭] જ્યાં જેવી વાસના થાય છે, ત્યાં તે રૂપે ચિત્ થાય છે. ચૈતન્યે કરીને સ્વપ્નમાં પણ જે પદાર્થ જોવામાં આવે છે, તે પદાર્થ, સ્વપ્નમાં સત્ય જ છે. ચિત્ વિષે જગતના આકારવાળી સૂક્ષ્મ વાસના રહે છે અને જગત્ વિષે ચિત્ના પરમાણુઓ રહે છે. એવી રીતે જગત્ અને ચૈતન્યનો સર્વ પ્રકારે પ્રવેશ હોવાથી આશ્ચર્ય છે. હે **રામ**! એ જગત્, આકાશમાં આકાશની પેઠે ચિત્તમાં લીન છે. માટે દ્વૈત અને એકતાનો ભ્રમ મૂકો.[૪૮–૫૦] ચિત્, પોતાના જ અંશમાં દેશ, કાલ, દ્રવ્ય તથા ક્રિયાની ભાવના કરી જાણે જુદાં હોય તેમ તેને અનુભવે છે. પણ પરમાર્થતઃ તે જુદાં નથી. કેમકે ભેદનો અસંભવ છે.[૫૧] બ્રહ્માથી લઇ કીડા પર્યંત સર્વનો સાધારણ જીવ, પ્રલય વખતે અપ્રકટ છે. છતાં પણ સૃષ્ટિ વખતે સંસારનો અનુભવ કરે છે.[૫૨] એ સંસાર અનિર્વચનીય છે. અજ્ઞાની જીવો, પોતાનાં અદ્વૈત સ્વરૂપને દ્વૈત માની ભ્રાંતિવડે સંસારને અનુભવે છે.[૫૩] જીવરૂપી વન, નેત્ર આદિ પુષ્પદ્વારા વિષય જ્ઞાનરૂપી સુગંધને પ્રસિદ્ધ કરી પોતે દેહાદિ રૂપે વિસ્તાર પામે છે.[૫૪] સ્થૂલ ઉપાધિવાળો વ્યષ્ટિ જીવ, જગતને બહાર જુવે છે. કેમકે દૃશ્યનું કારણ ચૈતન્ય અંદર અને બહાર સર્વત્ર વ્યાપક છે, તથા અવિનાશી છે.[૫૫] સમષ્ટિ જીવ, પોતાની અંદર સમ્પૂર્ણ જગતને દેખે છે, તેમાં ચિરકાલના અભ્યાસથી તાદાત્મ્યાધ્યાસે કરી લીન થાય છે ને વળી પ્રકટ થાય છે.[૫૬] તેમાં એક સ્વપ્નથી બીજા સ્વપ્નને પ્રાપ્ત થતો જીવ, પર્વત ઉપરથી ખસી ગયેલી શિલા જેમ ખાડામાં અથડાય છે, તેમ જન્મમરણરૂપી ખાડામાં અથડાય છે.[૫૭] તેમાં કેટલાક જીવો, સંસારમાં મળેલા છે, ને કેટલાક જીવો, સંસારમાં કંટાળી જઇ ભ્રમ વગરનાં સ્વસ્વરૂપમાં રહે છે.[૫૮] જેને અન્તર્દૃષ્ટિએ કરી 'આ જગત્ તથા જીવભાવ, ભ્રાંતિ કલ્પિત છે,' એમ જાણવામાં આવે છે. તે જીવોને દૃશ્ય જગત્ સ્વપ્ન જેવું અસત્ જોવામાં આવે છે.[૫૯] બ્રહ્મ, સર્વત્ર સદા રહ્યું છે, ને સર્વ સ્વરૂપ છે, તેથી બહિર્દૃષ્ટિવાળાને બહાર જગત્ જોવામાં આવે છે, ને અન્તર્દષ્ટિવાળાને અન્દર બ્રહ્મરૂપે જોવામાં આવે છે.[૬૦] જીવને પ્રતીત થયેલા સર્વ પદાર્થની અન્દર જીવો છે, ને તેની અન્દર પણ જીવ છે.[૬૧] જેમ કેળનાં છોટાંની અન્દર એક છોડું, તેની અન્દર

બીજું છોડું, તેની અન્દર ત્રીજું છોડું છે, તેમ એક જીવની અન્દર બીજો જીવ ને બીજાની અન્દર ત્રીજો, એવી રીતે જીવની અન્દર અગણિત જીવ પરંપરા છે. તે સર્વ, અધિષ્ઠાન ચૈતન્યનાં અજ્ઞાને કરીને છે. પણ જ્ઞાને કરીને તો કોઈ સ્થાને કાંઈ પણ નથી.[૬૨] જેમ સુવર્ણ બુદ્ધિ થવાથી કડાં આદિ બુદ્ધિની નિવૃત્તિ થાય છે. તેમ બુદ્ધિને જગતમાંથી ખેંચી લઇને પ્રત્યગાત્મામાં લગાડવાથી આંતર્ અને બાહ્ય જે કાંઇ પ્રતીત થયું હોય તે સર્વ, એક જ વખતે નષ્ટ થાય છે.[૬૩] 'હું કોણ છું?' ને 'આ જગત્ શું છે?' એવી રીતે જેને વિચાર થતો નથી તેને અન્દરથી ચિરકાલના ભ્રમથી થયેલો જીવભાવ, નિવૃત્ત થયો નથી.[૬૪] વૈરાગ્યે કરી જેને પ્રતિ દિવસ ભોગેચ્છા ઓછી થાય છે, તે મુમુક્ષુનો વિચાર સફલ જાણવો.[૬૫] જેમ પથ્ય ભોજન કરનારને ઔષધ, આરોગ્ય કરે છે, તેમ જિતેન્દ્રિયને વૈરાગ્ય, વિવેક આપે છે એટલે ઇન્દ્રિય જય સહિત વૈરાગ્ય વિવેકનું કારણ છે.[૬૬] ચિત્રમાં અગ્નિની પેઠે જેને વિવેક, વચનમાં જ છે એટલે વિવેકની વાતો કરે છે, પણ મનમાં વિવેકનો છાંટો નથી, તેણે અવિવેકીપણું તજ્યું નથી, તે દુઃખ ભોગવવા માટે સમજવું.[૬૭] જેમ પવન, સ્પર્શે કરી જાણવામાં આવે છે, પણ વચને કરી જાણવામાં આવતો નથી, તેમ વિવેક, વાતો કરવાથી જાણવો નહીં, પણ ઇચ્છા ઓછી થવાથી જાણવો.[૬૮] હે **રામ**! જેમ ચિત્રનાં અમૃતને અમૃત ન જાણવું, જેમ ચિત્રના અગ્નિને અગ્નિ ન જાણવો, જેમ ચિત્રની સ્ત્રીને સ્ત્રી ન જાણવી, તેમ વચનના વિવેકને વિવેક ન જાણવો.[૬૯] વિવેકે કરી પ્રથમ રાગ અને દ્વેષ તથા તેનું મૂલ અજ્ઞાન ઓછાં થાય છે. પછી ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિને અનુકૂલ પ્રવૃત્તિ, ક્ષીણ થાય છે. તે માટે વિવેકી પુરુષ, પાવન કરવાવાળો છે.[૭૦]

# *સર્ગ ૧૯ મો.

## ઉપાસના પ્રમાણે ફલપ્રાપ્તિ.

**श्रीवसिष्ठ उवाच**–जीवबीजं परं ब्रह्म सर्वत्र खमिव स्थितम् ।
तेन जीवोदरजगत्यपि जीवोऽस्त्यनेकधा ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે **રામ**! બ્રહ્મ, આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે અને અધિષ્ઠાનપણાંએ કરી જીવનું બીજ છે. તેથી જીવની અન્દર જીવ અને તેની અન્દર જીવ એવી રીતે જીવ પરંપરાની કલ્પનાથી આંતર્, આંતર્ જીવનું અધિષ્ઠાન; બાહ્ય બાહ્ય જીવ થાય છે. એટલે આંતર્ આંતર્ જીવને બાહ્ય બાહ્ય જીવરૂપતાનું જ્ઞાન થવાથી તે તે ભાવની પ્રાપ્તિના ક્રમે કરી સર્વ બાહ્ય જીવને બ્રહ્મજ્ઞાન થાય ત્યારે મોક્ષ થશે. પણ આંતર્ જીવને સાક્ષાત્ બ્રહ્મજ્ઞાનન અભાવથી મોક્ષ થશે નહીં એવી શંકા રહેતી નથી.[1] જગત્ સર્વ, ચિદ્દ્ઘન હોવાથી કેળનાં છોટાંની પેઠે એક જીવની અન્દર અન્ય જીવ રહે છે ને પૃથ્વીમાં રહેલા કીડાની પેઠે એક જીવની અન્દર અનેક જીવો રહે છે.[2] જેમ ગ્રીષ્મ ઋતુ વિષે મલથી તથા પસીનાથી જે જે જીવ થાય છે, તે તે, તેની તેની અંદર હોય છે, તેમ આંતર અથવા બાહ્ય જ્યાં જ્યાં જે જે દૃશ્ય થાય છે, તે તે જીવ ભોગવે છે એટલે સમાન અધિષ્ઠાન છતાં પણ આંતરપણાંની કલ્પનામાં દોષ નથી.[3] જીવો, પોતાનાં શ્રેય માટે વિવિધ ઉપાસનાના ક્રમે કરી જેવી જેવી રીતે પ્રયત્ન કરે છે, તેવી તેવી રીતે થાય છે.[4] દેવની ઉપાસના કરવાવાળા, દેવને પ્રાપ્ત થાય છે. યક્ષની ઉપાસનાવાળા યક્ષને પામે છે, ને હિરણ્યગર્ભની ઉપાસનાવાળા, તેને પ્રાપ્ત થાય છે. પણ હે **રામ**! એ સર્વ તુચ્છ છે, માટે જે સત્ય હોય તેની ઉપાસના કરવી.[5] શુક્ર, પ્રથમ, જોયેલાં અપ્સરાનાં રૂપે કરીને બંધાયા ને પછી શુદ્ધ સ્વરૂપના જ્ઞાને કરી મુક્ત થયા.[6] પ્રથમ ઉત્પન્ન થયેલી સંવિત્, જ્યાંસુધી સાંસારિક દુઃખોવડે મલિન થઇ નથી ત્યાંસુધી જેવી કલ્પના કરીએ તેવી રીતે થાય છે. એટલા માટે વાસ્તવ બ્રહ્મરૂપે કલ્પના કરવી પણ મિથ્યા જીવ આદિ રૂપે કલ્પના કરવી નહીં.[7]

---

* આ ઓગણીશમા અધ્યાયમાં 'ઉપાસના પ્રમાણે ફલની પ્રાપ્તિ' જ્ઞાને કરી સત્યાસત્યરૂપે સ્થિતિ, જાગ્રત્, સ્વપ્ન તથા સુષુપ્તિ સ્થિતિ અને તુર્યની સ્થિતિ કહેવામાં આવશે.

## જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુર્યાવસ્થાનું સ્વરૂપ.

**રામ** પૂછે છે–હે ગુરુ મહારાજ! 'સંવિત્ ક્યારે બાલ છે ને ક્યારે પ્રૌઢ છે?' તેનો ભેદ જાણવા માટે જાગ્રત્ સ્વપ્નનો ભેદ કહો. જાગ્રત્ અને સ્વપ્ન બન્નેમાં અપરોક્ષ પ્રતીતિ તો સમાન છે. તથાપિ 'જાગ્રત્ સત્ય છે' ને 'સ્વપ્ન મિથ્યા છે' એવો વ્યવહાર કેમ થાય છે?[૮]

**વસિષ્ઠ** કહે છે–હે **રામ**! સ્થિર પ્રતીતિની યોગ્યતા, જાગ્રત્ પદાર્થો વિષે સત્યતા વ્યવહારનું કારણ છે અને અસ્થિર પ્રતીતિની યોગ્યતા, સ્વપ્નના પદાર્થ વિષે મિથ્યાપણાનું કારણ છે. તાત્પર્ય કે જેમાં સ્થિર પ્રતીતિ થાય તે જાગ્રત્ અને અસ્થિર પ્રતીતિ થાય તે સ્વપ્ન કહેવાય છે.[૯] જો સ્વપ્ન પણ કાલાંતરમાં જોવામાં આવે તો તે જાગ્રત્ થાય ને જાગ્રત્, કાલાંતરમાં જોવામાં ન આવે તો તે, સ્વપ્ન થાય.[૧૦] સ્થિરતા તથા અસ્થિરતા વિના જાગ્રત્ અને સ્વપ્નનો ભેદ નથી. કેમકે સર્વત્ર, સદા એ બન્ને અવસ્થા વિષે અનુભવ સમાન છે.[૧૧] સ્વપ્ન વખતે સ્થિરતાથી સ્વપ્ન પણ જાગ્રતભાવને પ્રાપ્ત થાય છે ને મનોરથ આદિ જાગ્રત્ પણ અસ્થિરતાથી સ્વપ્નભાવને પ્રાપ્ત થાય છે.[૧૨] સ્વપ્ન પણ હરિશ્ચન્દ્ર રાજાની પેઠે સ્થિરતાવાળો હોય તો, જાગ્રત્‌ભાવને પ્રાપ્ત થાય છે, તોપણ સ્વપ્ન જ છે. કારણ કે તે વિષે અસ્થિરતાને લીધે સ્વપ્ન બુદ્ધિ થાય છે.[૧૩] હે **રામ**! જે સ્થિરતાવાળું જાણવામાં આવે છે તે જાગ્રત્ કહેવાય છે ને અસ્થિરતાવાળું જાણવામાં આવે છે તે સ્વપ્ન કહેવાય છે. તેનો પ્રકાર તમે સાંભળો.[૧૪] જેણે કરી શરીર જીવે છે, ચેષ્ટા કરે છે, શરીરમાં ઉષ્ણતા રહે છે, કારણ વિના પરમ પ્રેમ થાય છે અને અહંબુદ્ધિ થાય છે, તે જીવ, શરીર વિષે છે.[૧૫] શરીર, જ્યારે મન, કર્મ અથવા વચને કરી વ્યવહાર કરે છે, ત્યારે તે જીવ, પ્રાણવાયુની પ્રેરણાથી હૃદયમાંથી તે તે ઇંદ્રિયદ્વારા બહાર નીકળી તે તે વિષય વિષે જાય છે.[૧૬] જીવ, જ્યારે અંદર જાય છે ત્યારે અંદરની નાડીઓ વિષે પણ જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી જાગ્રતની વાસનાએ કરી અંદર રહેલા પદાર્થો મન વિષે જોવામાં આવે છે એ જ સ્વપ્ન કહેવાય છે.[૧૭] જ્યારે જીવ, ચક્ષુરાદિ ગોલકમાં જળ બાહ્ય વિષયોને જુવે છે, ત્યારે સ્વપ્ન જેવો જ અનુભવ છે. તથાપિ 'નિત્ય જોવામાં આવતા પદાર્થો, તેના તે અને તેવા જ છે' એવું સ્થિર જ્ઞાન થવાથી જાગ્રત્ કહેવાય છે. એ પ્રમાણે સ્વપ્ન તથા જાગ્રતનો ક્રમ કહ્યો. હવે સુષુપ્તિ તથા તુરીયનો ક્રમ સાંભળો.[૧૮–૧૯] જ્યારે શરીર, મન, વચન તથા કર્મે કરી ક્ષોભ પામતું નથી. અને જીવ,

શાંત સ્થિર થઇ રહે છે ત્યારે સુષુપ્તિ કહેવાય છે.[૨૦] જેમ વાયુ વિનાનાં સ્થલમાં દીવો સ્થિર રહે છે. તેમ સુષુપ્તિમાં સમતાને પ્રાપ્ત થયેલા વાયુવડે ક્ષોભ વગરનો હોવાથી જીવ, હૃદયમાં સ્થિર રહે છે.[૨૧] તેથી જીવ, નાડીઓમાં જતો નથી. એટલે મનનો ક્ષોભ ન હોવાથી સ્વપ્નાવસ્થા નથી. તેમ જ ચક્ષુરાદિ ગોલકોમાં જતો નથી. માટે જાગ્રદવસ્થા પણ નહીં.[૨૨] જો કે એ સુષુપ્તિ અવસ્થામાં જીવ, બ્રહ્મ વિષે લય પામે છે. તો પણ 'હું જીવ છું,' એવા સંસ્કારથી જેમ તિલમાં તેલ રહે છે. હિમમાં શીતતા રહે છે. ઘીમાં ચિકકણતા રહે છે. તેમ બ્રહ્મ વિષે જીવ રહે છે.[૨૩] કોઇ જીવ, ઉપાધિની નિવૃત્તિથી બ્રહ્મ ભાવને પ્રાપ્ત થાય છે. એ અભિપ્રાયથી હૃદયના સર્વ શોકને તરી જાય છે. અદ્વૈત થાય છે; ઇત્યાદિ શ્રુતિઓ, બ્રહ્માત્માની એકતાનું વર્ણન કરે છે એટલે એ શ્રુતિઓ, જ્ઞાની જીવ માટે છે. પણ અજ્ઞાની જીવ માટે નથી. અજ્ઞાની જીવ, સુષુપ્તિમાં બ્રહ્મમાં લીન થઇ તે પણ વાસનાએ કરી પાછો સંસારને પ્રાપ્ત થાય છે.[૨૪] જેમાં મન, વચન અને શરીરનો વિક્ષેપ હોય તે, જાગ્રત્ વાણી અને શરીરનો, વિક્ષેપ શાંત થાય, ને કેવલ મનનો વિક્ષેપ હોય તે સ્વપ્ન અને જેમાં ત્રણેના વિક્ષેપની શાંતિ થાય તે સુષુપ્ત કહેવાય છે. એવી રીતે ત્રણ અવસ્થાનું સ્વરૂપ કહ્યું. હવે તુર્યાવસ્થાનું સ્વરૂપ કહું છું. ચિત્તની શાંતિથી સર્વ વ્યવહાર શાંત થાય ત્યારે વેદાંત વિચાર અને એકાગ્રતાએ કરી ચૈતન્ય, એક જ છે, એમ જાણી બ્રહ્મ સાક્ષાત્કારવાળો જ્ઞાની, જાગ્રત્ આદિ ત્રણે અવસ્થામાં વ્યવહાર કરતો હોય અને સમાધિમાં હોય તો પણ અડગ નિશ્ચયથી, તુર્યાવસ્થાવાળો કહેવાય છે. તેની અવસ્થા તુર્યાવસ્થા કહેવાય છે.[૨૫] હવે સુષુપ્તિ અવસ્થામાંથી જ્યારે અદૃષ્ટ ચલાયમાન કરે છે, ત્યારે જીવ, ચિત્તભાવને પ્રાપ્ત થાય છે.[૨૬] પછી સ્વપ્નાવસ્થામાં આવે છે, ત્યારે બીજમાં રહેલાં વૃક્ષની પેઠે મનમાં રહેલાં વિસ્તારવાળાં જગતને જુવે છે.[૨૭] જ્યારે વાયુવડે થોડો ક્ષોભ થાય છે, ત્યારે જીવ, 'હું છું' એમ જાણે છે. તે જ્યારે અતિ ક્ષોભ થાય છે. ત્યારે 'હું આકાશમાં ચાલું છું' એમ જાણે છે.[૨૮] જીવ, જ્યારે નાડીમાં રહેલા કફે કરી ભીંજાય છે. ત્યારે જેમ પુષ્પ, પોતાના સુગંધને અનુભવે તેમ સ્વપ્નમાં જલ આદિ ભીના પદાર્થને અનુભવે છે.[૨૯] જ્યારે જીવ, પિત્તના દબાણમાં આવે છે ત્યારે ગ્રીષ્મ આદિ શુષ્ક પદાર્થોને બહારની પેઠે અંદર અનુભવે છે.[૩૦] જ્યારે રુધિરવડે ભીંજાય છે, ત્યારે જીવ, ગેરુ આદિ રાતા પદાર્થોને બહારની પેઠે અંદર જુએ છે ને તેમાં પ્રેમાલ થાય છે.[૩૧] જીવ જાગ્રદ-

વસ્થામાં જેમ પદાર્થોને અનુભવે છે, તેમ સ્વપ્નમાં પણ જેની જેની વાસના કરે છે, તેને તેને અંદર અનુભવે છે.[૩૨] જીવ, ચક્ષુરાદિ ગોલકમાં ગયા વિના ક્ષોભ પામી અંદરના પદાર્થોને જુવે છે, ત્યારે સ્વપ્ન કહેવાય છે;[૩૩] અને જ્યારે ચક્ષુરાદિ ગોલકમાં જઇ વાયુવડે ક્ષોભ પામી બાહ્ય પદાર્થને અનુભવે છે ત્યારે જાગ્રત્ કહેવાય છે.[૩૪] હે **રામ!** એ પ્રકારની ત્રણ અવસ્થાવાળાં જગત્ વિષે, સત્ય બુદ્ધિ ન કરવી; કારણ કે જગત્ વિષે સત્ય બુદ્ધિ, આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક દુઃખરૂપી અનર્થને ઉત્પન્ન કરે છે.[૩૫]



# સર્ગ ૨૦ મો.*

## મનનાં સ્વરૂપનું નિરૂપણ.

**श्रीवसिष्ठ उवाच–एत्तते कथितं राम मनोरूपनिरूपणम् ।**
**मया राघव नान्येनकेनचिन्नामहेतुना ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે **રામ!** જાગ્રત્ આદિ અવસ્થાનું વર્ણન કર્યું–જેણે કરી મનનો સ્વભાવ જાણવામાં આવે છે.[૧] જેમ લોઢાનો ગોળો, અગ્નિમાં પડવાથી અગ્નિરૂપે થાય છે, તેમ મન, જેની દૃઢ ભાવના કરે છે તે રૂપે થાય છે. એ મનનો સ્વભાવ છે. એમ જાગ્રત્ આદિનાં વર્ણનથી સમજવામાં આવે છે,[૨] તેણે કરી સદ્બુદ્ધિ, અસદ્બુદ્ધિ, ત્યાગબુદ્ધિ અને ગ્રહણબુદ્ધિ, સર્વ મનઃ કલ્પિત છે. માટે સત્ય પણ નથી અને અસત્ય પણ નથી એટલે અનિર્વચનીય છે.[૩] મેલું મન, વ્યષ્ટિ સમષ્ટિ રૂપતાએ કરી આ જગતને વિસ્તારે છે. તેમાં મન, વ્યષ્ટિરૂપે ભ્રાંતિ કર્તા છે ને સમષ્ટિરૂપે જગત્નું ઉપાદાન કારણ છે.[૪] મન જ પુરુષ છે. તેને શુભમાર્ગમાં યોજવાથી સમષ્ટિમાં રહેલી સિદ્ધિઓ અને તત્ત્વજ્ઞાન સર્વ, મનના વશમાં થાય છે.[૫] પુરુષ, મન છે પણ શરીર નથી. જો શરીર 'પુરુષ' હોય તો શુક્ર અનેક જન્મને કેમ પ્રાપ્ત થાય. કારણ કે શુક્રનું શરીર તો તેના તે જ સ્થાનમાં પડયું હતું.[૬] એટલા માટે મન, પુરુષ છે ને શરીર જડ છે. એ મન, જેની ભાવના

* આ વીશમા સર્ગમાં 'આત્મ સ્વરૂપને ન જાણવાવાળાને જગત્, મનની ભ્રાંતિ છે. ને જાણવાવાળાને મન અને જગત્, આત્મ સ્વરૂપ છે, એવું વર્ણન કરવામાં આવશે.

કરે છે, તેને પ્રાપ્ત થાય છે.[૭] એટલા માટે, હે **રામ**! તમે સદા નિરુપાધિક બ્રહ્મની ભાવના કરો, તેથી તમે બ્રહ્મને પ્રાપ્ત થશો.[૮] મનને ગમે તેમ શરીર કરે છે ને શરીરને ગમે તેમ મન કરતું નથી; માટે તમે મોક્ષ સારુ દેહ ઇંદ્રિયાદિકને વશમાં રાખી સત્યસ્વરૂપ પરમાત્મામાં મન રાખો ને દેહ ઇંદ્રિય આદિને અસત્ય જાણી દ્વૈત ભ્રમને તજો.[૯]

# સર્ગ ૨૧ મો.*

## સર્વ કલ્પનામાં મનનું સામર્થ્ય.

**श्रीराम उवाच–भगवन्सर्वधर्मज्ञ संशयो मे महानयम् ।**
**हृदि व्यावर्तते लोलः कल्लोल इव सागरे ॥ १ ॥**

**રામ** પૂછે છે–હે **મહારાજ**! સમુદ્રમાં તરંગની પેઠે મારા મનમાં મોટો સંશય છે કે,–[૧] શુદ્ધ બ્રહ્મ તો દેશ, કાલ અને વસ્તુ–એ ત્રણ પરિચ્છેદ રહિત છે ને અદ્વિતીય છે, ત્યારે મન કે જે વિષયાકારે કરી મલિન સંવિદ્રૂપ છે, તે ક્યાંથી આવ્યું? ને મન તે શું?[૨] ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં દ્વૈતનો સંભવ નથી, ત્યારે અવિદ્યાનો પણ અભાવ હોવાથી અવિદ્યાથી મન થયું એમ પણ કેમ સંભવે?[૩]

વસિષ્ઠ કહે છે–હે **રામ**! તમે ઉત્તમ પ્રશ્ન પૂછ્યું. તમારી બુદ્ધિ, મોક્ષ ભોગવે તેવી છે ને આત્મવસ્તુના ચમત્કારી અનુભવવાળી છે.[૪] તમારી આ બુદ્ધિ, પૂર્વાપરના અર્થ વિચારમાં તત્પર છે. તેણે કરી તમે બ્રહ્મપદને પ્રાપ્ત થશો–જેને શંકરાદિક પ્રાપ્ત થયા છે.[૫] હે **રામ**! 'શુદ્ધ બ્રહ્મ વિષે મલિનતા કેમ?' એ પ્રશ્ન, શુદ્ધ બ્રહ્મને જાણવાવાળા જ્ઞાનીના જેવો તમારો પ્રશ્ન છે. પણ તે પ્રશ્નનો આ અવસર નથી; કેમકે અહીં તો અજ્ઞાની પ્રત્યે મનનું નિરૂપણ કર્યું છે. માટે નિર્વાણ પ્રકરણમાં આત્મજ્ઞાન અને સમાધિની સ્થિરતા પછી સિદ્ધાંત કહેતી વખતે આ તમારાં પ્રશ્નનો ઉત્તર આપીશ.[૬] સિદ્ધાંત વખતે આ પ્રશ્ન ફરીથી પૂછજો, એટલે હું તેનું સમાધાન કરીશ, તેથી કરી તમને સિદ્ધાંત, કરામલકની પેઠે યથાર્થ અનુભ-

* આ એકવીશમા સર્ગમાં 'શુદ્ધ બ્રહ્મ વિષે કલ્પના કરનારના અભાવથી મનની કલ્પના ઘટતી નથી. ને શબલ બ્રહ્મ વિષે મનનો સદ્‌ભાવ હોવાથી નાના પ્રકારના મનની કલ્પના થાય છે' એમ કહેવામાં આવશે.

વમાં આવશે.[૭] હે રામ! જેમ વર્ષાઋતુમાં મયૂરનો શબ્દ શોભે છે, જેમ શરદ્-ઋતુ વિષે હંસનો શબ્દ શોભે છે, તેમ સિદ્ધાંત વખતે આ તમારૂં પ્રશ્ન શોભે તેવું છે.[૮] જેમ શરદ્ ઋતુમાં આકાશની સ્વાભાવિક શ્યામતા શોભે છે, જેમ શરદ્‌માં મેઘાડંબર શોભે છે, તેમ સિદ્ધાંત વખતે તમારૂ પ્રશ્ન શોભે તેવું છે.[૯] હમણાં અજ્ઞ પ્રત્યે ઉપદેશનો પ્રસંગ ચાલે છે, કેમકે આ સર્વ શ્રોતાઓને આત્મતત્ત્વનું જ્ઞાન થયું નથી–માટે અજ્ઞાનીને અનુકૂલ પ્રશ્ન કરવું જોઇએ. એટલા માટે જ પ્રથમ મનનો નિર્ણય આરંભ્યો છે. હવે જેણે કરી પ્રાણીને જન્મ મરણ થાય છે તે મનનો નિર્ણય સાંભળો.[૧૦] ચિત્ વિષે મલિનતા, અજ્ઞાને કરી કલ્પિત છે. એ મલિન ચિત્, વિકાર પામે છે ત્યારે પ્રકૃતિ થાય છે.

મનન કરવાથી મન થાય છે, દેખે છે ત્યારે નેત્ર થાય છે, તે સાંભળે છે ત્યારે કાન થાય છે. એવી રીતે અન્ય જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયોની ક્રિયા કરવાથી તે તે ઇંદ્રિયરૂપે થાય છે.[૧૧] હે રામ! બહુ મતવાદીઓએ પોતાની ઇચ્છા પ્રમાણે શાસ્ત્રના ભેદે કરી, અને નામ અને રૂપની કલ્પના કરી બીજા પ્રકારે પણ બ્રહ્મની કલ્પના કરી છે.[૧૨] ચંચલ મન, વાસનાએ કરી જે જે પદાર્થનું મનન કરે છે, તે તે પદાર્થને પુષ્પમાં રહેલા વાયુની પેઠે પ્રાપ્ત થાય છે; એટલે બ્રહ્મ એક છતાં મનના ભેદથી સિદ્ધાંત ભેદ થાય છે;[૧૩] અને પછી તે જ પદાર્થનો નિર્ણય કરી તેનો જ વિકલ્પ કરી, પોતે કલ્પેલા પદાર્થ વિષે આ મારો પદાર્થ છે, એમ માની અભિમાન કરે છે.[૧૪] ને તેનો નિશ્ચય કરી તેમાં જ આસકત થાય છે. શરીર વિષે જે રૂપતા છે તે રૂપતા, બુદ્ધિ અને ઇંદ્રિયને વિષે પણ થાય છે.[૧૫] જેમ વાયુ, જેવા ગંધવાળા પદાર્થમાં પ્રવેશ કરે છે, તેવા ગંધને પ્રાપ્ત થાય છે, તેમ મન, જે રૂપ થાય છે તેને વશ થઇ દેહ તે રૂપતાને પ્રાપ્ત થાય છે;[૧૬] અને જેમ વાયુની ગતિ પ્રમાણે ધૂળ ગતિ કરે છે, તેમ જ્ઞાનેંદ્રિયની ચેષ્ટા પ્રમાણે કર્મેન્દ્રિય પોતાની મેળે ચેષ્ટા કરે છે;[૧૭] અને કર્મેન્દ્રિયો, ક્ષોભ પામી પોતપોતાની ક્રિયાને પ્રકટ કરે છે ત્યારે વાયુમાં રજકણની પેઠે કર્મ ઉત્પન્ન થાય છે;[૧૮] એવી જ રીતે મનનું કારણ કર્મ અને કર્મનું કારણ મન છે. જેમ પુષ્પ તથા ગંધની એક સત્તા છે, તેમ કર્મ અને મનની પણ એક સત્તા છે.[૧૯] દૃઢ અભ્યાસથી મન, જેવી ભાવના કરે છે, તેવા કર્મ પદાર્થ અને અનુભવને ઉત્પન્ન કરે છે, એટલે વાસના, કર્મ, તેનાં ફલને અનુભવ એ સર્વની સમાન રૂપતા હોવાથી એક જ સત્તા છે;[૨૦] અને મન, ક્રિયા અને તેનાં ફલને ઉત્પન્ન કરી તેમાં જ આસકત થઇ બંધાય છે;[૨૧] તથા જે જે ભાવનું ગ્રહણ કરે છે, તે તે વસ્તુને મન, સત્ય માને છે. પછી

'તે જ વસ્તુ શ્રેયસ્કર છે, અન્ય નથી.' એવો મનને નિશ્ચય થાય છે.[૨૨] અત્યંત ભિન્ન એવાં મન, પોતપોતાનાં જ્ઞાન પ્રમાણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટે પ્રયત્ન કરે છે.[૨૩] સાંખ્ય મનવાળા, જીવને અસંગ ચિન્માત્ર માને છે ને 'જગત્, સુખ દુઃખાદિરૂપ છે, માટે તેનું કારણ પણ તેના જેવી પ્રકૃતિ છે,' એવી રીતે પ્રકૃતિને જગતનું ઉપાદાન કારણ માને છે, તેનો વારંવાર વિચાર કરી 'તે જ તત્વ છે,' એવો નિર્ણય કરી તેવી જ રીતના શાસ્ત્રસિદ્ધાંતો કલ્પ્યા છે.[૨૪] સાંખ્યમાં કહેલા ઉપાય વિના અન્ય કોઇ પણ ઉપાયે કરી મોક્ષની પ્રાપ્તિ થતી નથી, એવા નિશ્ચયથી પોતે કલ્પેલા ઉપાયોમાં તત્પર રહે છે, પોતાનો સિદ્ધાંત, ગ્રંથદ્વારા પ્રસિદ્ધ કરે છે, ને બીજાની બુદ્ધિમાં ઉતારે છે.[૨૫] વેદાંત મતવાળા, શમદમાદિકમાં તત્પર રહી, 'આ દૃશ્યમાન જગત્, બ્રહ્મ છે.' એવી દૃઢ બુદ્ધિએ કરી 'સર્વ અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એજ મુક્તિ છે.' એમ મુક્તિને કલ્પે છે, ને તે યથાર્થ છે.[૨૬] જ્ઞાન વિના અન્ય કોઇ પણ મુક્તિનો ઉપાય નથી,' એવા દૃઢ નિશ્ચયવાળા વેદાંતીઓ, બ્રહ્મ તત્વ જ સત્ય છે, ઉપાય પ્રક્રિયા તો પાણિનિની પેઠે કલ્પિત છે,' એ પ્રકારનો સિદ્ધાંત શાસ્ત્રદ્વારા પ્રકટ કરે છે, વેદાંતીઓને મોક્ષનાં સ્વરૂપમાં ભ્રમ નથી, પરંતુ ઉપાયોમાં ભ્રમ છે. કારણ કે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે જ્ઞાનનાં સાધનો કહ્યાં છે.[૨૭] વિજ્ઞાનવાદી બૌદ્ધો ભ્રમવાળી બુદ્ધિએ કરી 'મુક્તિ, શમ, દમ, આદિ સાધનોવડે પ્રાપ્ત થાય છે.' એવો નિર્ણય કરી 'બૌદ્ધ વિષે સદા ધારા રૂપે બુદ્ધિની સ્થિતિને મુક્તિ કલ્પે છે.[૨૮] પોતે કલ્પેલાં સાધનો વિના અન્ય પ્રકારે મુક્તિ મળતી નથી, એવા દૃઢ નિશ્ચયવાળા વિજ્ઞાન વાદીઓ ભ્રમથી કલ્પેલા સાધનોવાળા સિદ્ધાંતોને શાસ્ત્રદ્વારા પ્રસિદ્ધ કરે છે.[૨૯] લોભકરવું 'ઉપવાસ કરવા' ઇત્યાદિ સાધનો વિના મુક્તિ મળતી નથી, એવી ભ્રાંતિવાળા જૈનો, 'આકાશમાં ઉપર ઉપર જઇ મુક્તિ શિલામાં જવું' એવી રીતે મુક્તિના સ્વરૂપને કલ્પે છે. એવી રીતે કાપાલિક અને કૌલિક આદિ મત વાદીઓ, પોતપોતાની મતિ પ્રમાણે વિચિત્ર પ્રકારની વાતો કરી સાધનો કલ્પી શાસ્ત્રો રચી ગયા છે.[૩૦] હે રામ! એ સર્વ પાણીમાં ઉઠેલા પરપોટાની પેઠે કારણ વિના ઉઠેલા મનના ઉભરા છે.[૩૧] જેમ સાગર સર્વ પ્રકારના મણિઓની ખાણ છે, તેમ એ સર્વ પ્રકારના સિદ્ધાંતોની કલ્પનાની ખાણ મન છે.[૩૨] લીમડો કડવો નથી, શેરડી મધુર નથી, ચન્દ્ર શીતલ નથી, ને અગ્નિ ઉષ્ણ નથી. તથાપિ લીમડા આદિમાં તે તે સ્વભાવ, દૃઢાભ્યાસથી મને કલ્પેલા છે. એટલા જ માટે ચંદ્રલોકમાં રહેવાવાળાને શીતળતા અને

સૂર્ય લોકમાં ઉષ્ણતા આદિથી પીડા થતી નથી.૩૩ એવી રીતે દૃઢાભ્યાસથી તુચ્છ ફલની જ્યારે સિદ્ધિ થાય છે, ત્યારે પારમાર્થિક બ્રહ્મની સિદ્ધિ કાં ન થાય?' માટે મનુષ્યોએ પ્રયત્ન લઇ મનને પરમાનંદ બ્રહ્મ વિષે તલ્લીન કરવું, જેથી તેની પ્રાપ્તિ થાય.૩૪ મન, જેમાં પુત્ર જેવો સ્નેહ કરે છે, તેવાં તુચ્છ દૃશ્યના બાધનો દૃઢાભ્યાસ કરવાથી મન સુખ દુઃખથી બંધાતું નથી ને તેથી મોક્ષ થાય છે.૩૫ એટલા માટે હે રામ! દૃશ્ય કે જે મોહ કરવાવાળું છે, ભયનું કારણ છે અને બંધનનું સાધન છે; તેની ભાવના મ કરો.૩૬ એ ભાવના, જન્મમરણનાં ભયને આપવાવાળી છે, માયા ને અવિદ્યા પણ ભાવનાનાં જ નામ છે. ભાવનાની દૃશ્યરૂપતા જ બંધનકારક છે.૩૭ મન, દૃશ્યમાં તલ્લીન હોવાથી મોહ ઉત્પન્ન કરે છે, માટે મિથ્યા કાદવ જેવાં દૃશ્યને ધોઇ નાંખો.૩૮ દૃશ્યમાં તદ્રૂપતા જ સંસાર છે, એ જ અવિદ્યા. તે, મદિરાની માફક ભાન ભૂલાવી દે છે, માટે તેનો બાધ કરવો જોઇએ.૩૯ જેનાં નેત્રમાં પડળ હોય, તે પુરુષ, જેમ સૂર્યના પ્રકાશને જોઇ શકતો નથી, તેમ અવિદ્યાવશ થયેલો જીવ, પોતાનાં કલ્યાણને જાણતો નથી.૪૦ હે રામ! એ અવિદ્યા આકાશવૃક્ષની પેઠે સંકલ્પથી ઉત્પન્ન થાય છે, તેનો નાશ અસંકલ્પથી થાય છે. અવિદ્યાનો નાશ થવાથી કોઇ પણ પદાર્થ વિષે આસક્તિ રહેતી નથી. ૪૧-૪૨ એવી રીતે દ્વૈતનો બાધ થવાથી ને અદ્વૈતનું યથાર્થ જ્ઞાન થવાથી નિર્વિકલ્પ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.૪૩ કે જે વ્યક્ત નથી ને અવ્યક્ત પણ નથી, જેને સાત્વિક ચિત્તવૃત્તિરૂપ સુખ નથી ને દુઃખ પણ નથી. એ તો સદા હૃદયમાં અનુભવરૂપે પ્રકાશે છે.૪૪ એ આત્મા, અહંવૃત્તિએ કરીને, મને કરીને કે ઇન્દ્રિયોએ કરીને પણ પ્રાપ્ત થતો નથી. કેમકે આત્મા, તે સર્વથી અલગો છે.૪૫ જેમ આકાશને મેઘમણ્ડળનો સંબંધ નથી, તેમ આત્માને અનન્તવાસનાનો પણ સંબંધ નથી. હે રામ! બંધની નિવૃત્તિનો ઉપાય, દૃશ્યબાધ કહ્યો. હવે બંધનો કર્તા કહું છું, તે સાંભળો. જેમ સીંદરીમાં સર્પ કલ્પેલો છે, તેમ ચિદાત્માએ પોતા વિષે બંધ કલ્પેલો છે.૪૬ પ્રત્યેક વસ્તુમાં બ્રહ્મ રહ્યું છે. એટલે જેમ આકાશ, દિવસ અને રાત્રિ બન્નેમાં રહ્યું છે ને તે એક છતાં દિવસ રાત્રિરૂપે થાય છે, તેમ બ્રહ્મ, કલ્પનાથી તે તે પદાર્થરૂપે થાય છે.૪૭ કલ્પનાનો ત્યાગ કરવાથી પરમાનન્દ સ્વરૂપ બ્રહ્મ જ રહે છે.૪૮ જેમ ખાલી કોઠીમાં સિંહબુદ્ધિ મિથ્યા છે, તેમ મિથ્યા શરીરમાં 'હું બંધાયેલો છું' એવી બુદ્ધિ વૃથા છે.૪૯ જેમ ખાલી કોઠીમાં જોવાથી સિંહ મળતો નથી, તેમ શરીર વિષે વિચાર કરવાથી બંધ,

સાચો થતો (જણાતો) નથી.[૫૦] જેમ બાળકને ગાઢ અંધકાર વિષે વેતાલની ભ્રાંતિ થાય છે, તેમ અજ્ઞને 'આ જગત્ અને આ હું' એવી ભ્રાંતિ બ્રહ્મ વિષે થાય છે.[૫૧] ધનાઢ્યપણું અને દરિદ્રપણું આદિ શુભાશુભ, કલ્પનાથી ક્ષણવારમાં નષ્ટ થાય છે ને ક્ષણમાં પાછાં ઉદય પામે છે.[૫૨] હે **રામ**! સર્વ પદાર્થો, કલ્પના પ્રમાણે ક્રિયામાં ઉપયોગી થાય છે. એટલા જ માટે માને સ્ત્રીબુદ્ધિથી આલિંગન કર્યું હોય તો તે, મૈથુનનું સુખ આપી સ્ત્રીનું કામ કરે છે ને સ્ત્રીને માબુદ્ધિથી આલિંગન કર્યું હોય તો તે, કામને ભૂલાવી દે છે.[૫૩-૫૪] સર્વ પદાર્થ, કલ્પના પ્રમાણે ફલ આપે છે, એમ જાણી તત્ત્વજ્ઞજનો, પદાર્થોને એકરૂપ કહેતા નથી.[૫૫] મન, દઢતાથી જેને જેવા પ્રકારે કલ્પે છે, તેને તે પ્રકારે તત્કાલ જુવે છે.[૫૬] હે **રામ**! જે સત્ય ન હોય એવું કાંઇ નથી ને મિથ્યા ન હોય એવું કાંઇ નથી. જે, જેને જે પ્રકારે કલ્પે છે તે, તેને તે પ્રકારે જુવે છે.[૫૭] મન, આકાશ હસ્તીની કલ્પના કરી તે રૂપે કામાતુર થઇ આકાશમાં રહેલી આકાશ વનની હાથણી પછ-વાડે દોડે છે.[૫૮] માટે હે **રામ**! દ્વૈત સંકલ્પને તજો ને પારમાર્થિક અદ્વિતીય આનન્દસ્વરૂપે રહો.[૫૯] મણિ, જડ છે, એટલે પોતામાં પડેલાં પ્રતિબિમ્બનો બાધ કરી શકતો નથી ને તમે તો ચેતન છો, એટલે તમે દ્વૈતનો બાધ કરવામાં સમર્થ છો, માટે દ્વૈતના સંકલ્પનો બાધ કરવો.[૬૦] હે **રામ**! મનને રોકયા છતાં દૈવયોગથી કદાચિત દ્વૈત પ્રતીતિ થાય, તોપણ મિથ્યાપણાંનાં અનુસંધાનથી તેમાં આસક્તિ કરવી નહીં.[૬૧] અથવા 'એ દ્વૈત, સત્ય છે. તેથી પરમા-ત્માથી અભિન્ન છે.' એમ માની બ્રહ્મરૂપે જાણો.[૬૨] તમે સદા પરમાત્મા વિષે મન રાખો. તેથી મનમાં પ્રતીત થયેલા પદાર્થો, સ્ફટિકની પેઠે રંજિત કરશે નહીં.[૬૩] જેમ નાના પ્રકારના રંગ, સ્ફટિક મણિમાં પ્રવેશ કરે છે, પણ તેને રંગી દેતા નથી, તેમ તમારા મન વિષે દ્વૈતપ્રતીતિ, ભલે હો. પરંતુ નિર્વિકાર આત્માના બોધથી મનને લાગવા દેશો માં.[૬૪]

# *સર્ગ ૨૨ મો.

## જીવન્મુક્તની સ્થિતિ.

**श्रीवसिष्ठ उवाच—जंतोः कृतविचारस्य विगलद्वृत्तिचेतसः ।**
**मननं त्यजतो ज्ञात्वा किंचित्परिणतात्मनः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે-હે **રામ**! જે જીવે આત્મવિચાર કર્યો છે. જેની ચિત્તવૃત્તિ-ઓ ગળી ગયેલી છે. જે સમાધિનો અભ્યાસ કરી ક્રમથી બાહ્ય તથા આંતર્ સંકલ્પ તજે છે, જેનું મન શુદ્ધ આત્મારૂપ થયું હોય છે,[૧] જે અજ્ઞાન ભૂમિકાને તજી જ્ઞાન ભૂમિકા ઉપર ચડયો હોય છે, દૃષ્ટા તથા દૃશ્યને ચિદ્રૂપ જાણે છે, ને તેથી ભિન્ન કાંઇ પણ જોતો નથી.[૨] જે, પરમતત્ત્વ આત્મ સ્વરૂપમાં જાગરૂક છે, ને મહા મોહમય સંસારમાં સૂતો છે. એટલે સંસારને સુષુપ્તિની પેઠે ભૂલી ગયો છે.[૩] બ્રહ્મલોક પર્યંતના સુખમાં વૈરાગ્ય હોવાથી, ભોગ વખતે સુંદર જણાતા ઐહિક વિષયોમાં જેને વૈરાગ્ય હોય છે,[૪] એવો જીવ, અનાદિ કાલનું અજ્ઞાન નષ્ટ થવાથી જેમ જલમાં જલ મળી જાય તેમ આત્મામાં મળી જાય છે.[૫] મોટા મોટા તરંગવાળી નદીઓ, શરદૃઋતુમાં જેમ શાંત થાય છે, તેમ તૃષ્ણા જ્યારે શાંત થાય.[૬] જેમ ઉંદરે પક્ષીઓની જાળ તોડી નાખી હતી.† તેમ તીવ્ર વૈરાગ્યે કરી રાગ દ્વેષાદિ હૃદયની ગાંઠ ઢીલી પડી જાય, ને સંસારની વાસનાજાળ ત્રુટી જાય.[૭] ત્યારે જેમ કપૂરકાચલીનાં ચૂર્ણથી જલ, નિર્મલ થાય છે, તેમ જ્ઞાનથી મન નિર્મલ થાય છે.[૮] જે મન કામનારહિત, વિષયના ગુણનાં અનુસંધાન રહિત, સ્ત્રી પુત્રાદિમાં આસક્તિ રહિત અને ભોગના લાભ સ્થાનથી વિમુખ હોય, તે મન, જેમ પક્ષી પાંજરાંમાંથી નિકળી જાય, તેમ અજ્ઞાન પંજરમાંથી નિકળી જાય છે.[૯] પછી તે મન, ભ્રમ વગરનું થઇ પૂર્ણિમાના ચંદ્રની પેઠે પરિપૂર્ણ થઇ રહે છે.[૧૦] જેમ

---

* આ બાવીશમા સર્ગમાં દૃઢ બોધવાળાને સર્વ દ્વૈતનો ક્ષય, મનની શુદ્ધિ અને શુદ્ધ આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે, એટલું કહેવામાં આવશે.

† ઘણાં પક્ષીઓ ઉડતાં આવતાં જોઇ પારધિએ જાળ પાથરી તેમાં બંધાઇ ગયેલાં પક્ષીઓ, એક મત કરી જાળ લઇ ઉડયાં. તેને જોઇ પછવાડે દોડતો પારધિ થાકી જવાથી પાછો વળ્યો. ત્યારે તે પક્ષીઓ, પોતાનો મિત્ર ઉંદર રહેતો હતો ત્યાં બેઠાં ને ઉંદરને બોલાવી જાળ કાપી નાખવા કહ્યું. ત્યારે ઉંદરે જાળ કાપી તેઓને છુટાં કર્યાં.

વાયુ શાંત થવાથી સમુદ્ર, સમાન થઇ રહે છે, તેમ અજ્ઞાનની શાંતિથી મન, સર્વત્ર સમાન થઈ રહે છે. કોઇ સ્થળે પણ વિષમ ભાવ ન હોવાથી અતિ શોભે છે.[૧૧] જેમ સૂર્યોદય થાય ત્યારે રાત્રિ ક્ષીણ થાય છે, તેમ જ્ઞાન થવાથી સંસાર-વાસના કે જે અજ્ઞાનમય છે, જ્ઞાનની વાત વગરની છે, ને જડતાવાળી છે, તે ક્ષીણ થાય છે.[૧૨] જેમ સૂર્ય દર્શનથી કમલિની, પ્રફુલ્લિત થાય છે, તેમ ચૈતન્યનાં દર્શનથી બુદ્ધિ પ્રફુલ્લિત થાય છે.[૧૩] સત્ત્વગુણથી પ્રાપ્ત થયેલી તે બુદ્ધિ, પૂર્ણિમાના ચંદ્રનાં કિરણોની પેઠે વૃદ્ધિ પામે છે, મનને પ્રસન્ન કરે છે, ને જગતને આનંદ આપે છે.[૧૪] તેવી બુદ્ધિવાળો જીવન્મુક્ત, આકાશની પેઠે અપરિચ્છિન્ન છે. તેથી તે, જન્મ મરણને પ્રાપ્ત થતો નથી.[૧૫] જેણે વિચાર કરી મનનું સ્વરૂપ જાણ્યું છે, ને તેથી જેને આત્માનો સાક્ષાત્કાર થયો છે. એવા એ જીવન્મુક્તને બ્રહ્મા, વિષ્ણુ, શંકર અને ઇંદ્રની ઉપર પણ દયા આવે છે. કેમ કે બ્રહ્માદિકને સૃષ્ટિના આરંભમાં પોતપોતાના અધિકારનો ક્લેશ ભોગવવો પડે છે.[૧૬] જેમ મૃગ, મૃગ-જલને પ્રાપ્ત થતા નથી, તેમ નિર્વિકાર મનવાળા એ જીવન્મુક્તને ફરીથી સંસારના વિક્ષેપો પ્રાપ્ત થતા નથી.[૧૭] વાસનાથી આ લોકો, તરંગની પેઠે ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે. તે જન્મ મરણ, અજ્ઞાનીને પ્રાપ્ત થાય છે પણ જ્ઞાનીને પ્રાપ્ત થતાં નથી.[૧૮] 'સંસાર, આવિર્ભાવ તિરોભાવરૂપ છે, તે, તત્ત્વજ્ઞને નથી.' એમ જાણી તત્ત્વજ્ઞ, સંસારમાં આનંદ પામે છે ને અજ્ઞાની બંધાય છે.[૧૯] જેમ ઘડો થવાથી ઘટાકાશ ઉત્પન્ન થતું નથી, ને ઘડો નાશ પામવાથી ઘટાકાશ નાશ પામતું નથી, તેમ દેહને શોભાવવાથી આત્મા શોભતો નથી; ને દેહને દૂષિત કરવાથી આત્મા દૂષિત થતો નથી.[૨૦] જેમ મરુસ્થલમાં પ્રદોષ વખતે મૃગજલ શાંત થાય છે, તેમ જ્ઞાન થાય ત્યારે ભ્રમથી થયેલી વાસના શાંત થાય છે.[૨૧] 'હું કોણ છું, 'જગત્ કેમ થયું' એવો વિચાર જ્યાંસુધી કર્યો નથી, ત્યાં સુધી અંધકાર જેવો સંસારનો ડોળ દૂર થતો નથી.[૨૨] આ શરીર કે જે ભ્રમે કરી થયું છે, ને આપત્તિનું સ્થાન છે; તેને આત્મભાવનાએ કરી જે જોતો નથી. તે જ જુવે છે એટલે જીવન્મુક્ત છે.[૨૩] દેશ અને કાલના વશથી શરીરમાં સુખ દુઃખ થાય છે. તે, મને નથી, એમ જે જાણે છે, તેને જીવનમુક્ત જાણવો.[૨૪] જેનો પાર આવતો નથી એવાં આકાશ, દિશા અને કાલ તથા તેની ક્રિયા આદિ સર્વ હું જ છું' એમ જે જાણે છે, તે જીવન્મુક્ત છે.[૨૫] 'હું, વાળના કરોડમા ભાગ કરતાં પણ સૂક્ષ્મ અને વ્યાપક છું' એમ જે જાણે

છે, તે જ જાણે છે.૨૬ 'જીવ અને દૃશ્ય, સર્વ ચિદ્રૂપ છે.' એવી રીતે અભેદ દૃષ્ટિથી સદા જે જુવે છે, તે જુવે છે.૨૭ 'ચિદાત્મા, સર્વ શક્તિવાળો છે, અનંત છે, સર્વ પદાર્થોમાં રહ્યો છે અને અદ્વિતીય છે' એમ જે જાણે છે તે જ જાણે છે.૨૮ 'દેહ કે જે આધિવ્યાધિ તથા ભયવાળો છે, જન્મે છે ને મરે છે, એવો દેહ હું નથી' એમ જે જાણે છે, તે જ જાણે છે.૨૯ 'ઉપર, નીચે અને આડે સર્વત્ર હું વ્યાપક છું. મારાથી બીજો કોઇ નથી,' એમ જે જાણે છે, તે જ જાણે છે.૩૦ 'જેમ સૂત્રમાં મણિકા પરોવ્યા છે, તેમ મારે વિષે આ સર્વ જગત્ પરોવ્યું છે, ને ચિત્ત હું નથી' એમ જે જાણે છે, તે જાણે છે.૩૧ 'ભૂત, ભવિષ્યત્ કે વર્તમાનમાં અહંકાર અને જગત્ કાંઇ પણ નથી. કેવલ અદ્વિતીય બ્રહ્મ જ છે.' એમ જે જાણે છે, તે જાણે છે.૩૨ 'ત્રણે લોકમાં જે કાંઇ છે તે સર્વ, સમુદ્રમાં તરંગની પેઠે મારા અવયવ છે,' એમ જે જાણે છે તે જાણે છે.૩૩ 'આ ત્રિલોકી, સત્તાધીન છે. એટલા માટે સત્તા આપી તેનું પાલન કરવું જોઇએ. એ, મારી નાની બેન છે, ને જ્ઞાન દૃષ્ટિથી પણ નાશ પામે તેવી છે, એટલે દીન છે' એમ જે યથાર્થ જાણે છે, તે જાણે છે.૩૪ જે મહાત્માને પોતાપણું, પરાયાપણું, તુંપણું અને હુંપણું, વિવેક તથા બાધે કરીને નિવૃત્ત થયાં છે તે, દેખતો છે, ને જુવે છે.૩૫ 'બ્રહ્મ, દ્વૈતના સંબંધ વગરનું છે, ચિદ્રૂપ છે ને જગતને વ્યાપી રહ્યું છે' એમ જે જાણે છે, તે જાણે છે.૩૬ 'સુખ, દુઃખ, અધિકારી દેહ, ગુરુ, દેવ તથા શાસ્ત્રમાં શ્રદ્ધા તથા શ્રવણ, મનન આદિ સર્વ હું જ છું.' એમ જે જાણે છે, તે જાણે છે.૩૭ 'સંપૂર્ણ જગતમાં જે કાંઇ આનંદ છે તે, બ્રહ્માનંદનો લેશ માત્ર છે. માટે જગતમાં કાંઇ તજવા જેવું નથી, ને ગ્રહણ કરવા જેવું નથી.' એમ જાણવાવાળો પુરુષ, ભ્રમ વગરનો જાણવો.૩૮ 'આ જગત્, બ્રહ્મરૂપ છે. એટલા માટે વિચારને અગોચર છે, તથા વિક્ષેપરહિત છે, એવો જેને નિશ્ચય છે, તેને જીવન્મુક્ત જાણવો.૩૯ જે, આકાશની પેઠે સર્વ પદાર્થમાં વ્યાપક છે, ને એક છે, છતાં પણ પદાર્થમાં આસક્તિ કરતો નથી, તેને સાક્ષાત્ શિવ જાણવો.૪૦ જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાથી મુક્ત છે, જે મૃત્યુનો પણ આત્મા છે, સર્વત્ર સમાન છે, ને તુર્યાવસ્થામાં રહ્યો છે. પરમપદને પ્રાપ્ત થયેલા તે જીવન્મુક્તને હું નમસ્કાર કરું છું.૪૧ જેને સંપૂર્ણ જગત્ વિષે બ્રહ્મ બુદ્ધિ છે ને ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ જગદ્વૃત્તિ વિષે અપરિચ્છિન્ન બ્રહ્મદૃષ્ટિ હોય છે, તે પરમ બોધવાળા શિવ જેવા જીવન્મુક્તને હું નમસ્કાર કરું છું.૪૨

# સર્ગ ૨૩ મો.*

## શરીરનગરીમાં જીવન્મુક્તનું રાજ્ય.

**श्रीवसिष्ठ उवाच—य उत्तमपदालंबी चक्र भ्रमवदास्थितः।**
**शरीरनगरी राज्यं कुर्वन्नपि न लिप्यते ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—હે **રામ**! જે જીવન્મુક્ત છે, તે કુંભારના ચાકડાના વેગની પેઠે જ્યાં સુધી પ્રારબ્ધ કર્મ હોય ત્યાં સુધી દેહ ધારણ કરી એ શરીરનગરીમાં રાજ્ય કરે છે. તોપણ તેમાં સત્યતાનું અભિમાન ન હોવાથી કર્મે કરી લેવાતો નથી.[1] જીવન્મુક્તને પોતાનાં શરીરરૂપી મહાનગરી, ભોગ તથા મોક્ષનાં સુખ માટે છે, પણ દુઃખ માટે નથી.[2]

**રામ** પૂછે છે—હે મુનિરાજ! શરીરને નગરી કેમ કહો છો? ને શરીરમાં રહેવાવાળો તત્ત્વજ્ઞ, રાજસુખ કેવી રીતે ભોગવે છે?[3]

વસિષ્ઠ કહે છે—હે **રામ**! આ શરીરરૂપી નગરી સુંદર છે. સર્વ ગુણવાળી છે. આત્મા, સૂર્યની પેઠે તેનો પ્રકાશ કરે છે.[4] શરીરનગરીમાં નેત્રરૂપી ગોખ છે. તેમાં રહેલાં ઇંદ્રિયોવડે ભુવનોનો પ્રકાશ થાય છે. હાથરૂપી ગલ્લીઓ છે, ને પગ, પાસેનાં જંગલ છે.[5] રૂવાણાંની પંક્તિ લતા તથા ગુલ્મ છે. ચામડીમાં રહેલી નાડીઓ માળા છે. તેમાં પેનીરૂપી કુંભી છે. તેની ઉપર પીંડી અને સાથળ રૂપી થાંભલા રાખ્યા છે.[6] થાંભલાના મૂલાધારને ઠેકાણે પગનાં તળિયાંની ચામડી છે. ચામડી બહારની સીમા છે, મર્મસ્થાનો અંદરની સીમા છે, ફડસવા ફૂટવાં, એ નાડીઓની સીમા છે, ને સંધિઓ હાડકાની સીમા છે.[7] સાથળ અને શરીરના મધ્યભાગમાં ઉપસ્થ (પુરુષનાં શરીરમાં લિંગ અને સ્ત્રી શરીરમાં યોનિ) રૂપી નદી છે. માથાના વાળ તથા દાઢી, મૂચ્છ અને બગલના કેશરૂપી વન છે.[8] એ શરીરનગરીમાં મુખરૂપી બગીઓ છે. તેમાં ભ્રુકુટિ, પાન જેવી લાગે છે. કપાળ, નવાંકુર છે, ને બે હોઠ, પુષ્પ જેવા છે. તેમાં ગાલ અને લમણાં, વિહાર ભૂમિ છે. તેમાં કટાક્ષો, કમલ જેવાં છે.[9] વક્ષઃસ્થલરૂપી તળાવ છે. તેમાં કમળની કળી, સ્રવતાં સ્તન છે. બે ખંભા, વિહાર પર્વત છે. જેની ઉપર ઘાટાં રુવાણાંરૂપી

---

* આ ત્રેવીશમા સર્ગમાં જીવન્મુક્તનું શરીરનગરીમાં રાજ્ય, આસક્તિ વિના ભોગે કરી વિનોદ તથા મનના જયે કરી સુખ, એટલું વર્ણન કરવામાં આવશે.

વૃક્ષ છે.[૧૦] એ શરીરનગરીમાં પેટરૂપી મોટો ખાડો છે. તેમાં પોતાને પ્રિય અન્ન તથા વસ્ત્ર અલંકાર આદિ પદાર્થો રાખવામાં આવે છે. નેત્ર અને કાન આદિ ઝરૂખા છે. તેમાં મનુષ્યની પેઠે ઇંદ્રિયો બેસે છે. ઉંચાં મુખવાળું ગળું છે. તેમાથી પ્રાણ વાયુ નિકળતો હોવાથી શબ્દ થાય છે.[૧૧] શરીરનગરીમાં હૃદય રૂપી બજાર છે. તેમાં વિચારરૂપી વ્યાપારીઓ છે, ને વાસનાઓ, વેચવાના પદાર્થોને ઠેકાણે છે. નવ* દરવાજામાંથી સદા આવજા કરતા પ્રાણવાયુઓ, એ નગરીમાં વસવાવાળા જનો છે.[૧૨] દાંત, દરવાજાના ગોખલાને ઠેકાણે છે, ને મુખમાં ચારે તરફ ભમતી જીભરૂપી ચંડી, ચાર† પ્રકારનાં અન્ન ચાવે છે.[૧૩] એ નગરી, રૂવાણાંરૂપી લાબાં ઘાસવડે ઢંકાયલી છે. કાનના ખાડા, કૂવા છે. સ્ફિચ્ (કુલા)રૂપી સાંકળથી રહેલી છે, ને વાંસારૂપી વિશાલ જંગલ છે.[૧૪] એ નગરીમાં મૂત્રકોશરૂપી ઘટીયંત્ર છે. તેના સમીપમાંથી ગુદાદ્વારે કરી મલરૂપી કાદવ નિકળે છે. તેમાં આત્મચિંતા, ગ્રામ દેવતા છે. તે, ચિત્ત નામના બગીચામાં ક્રીડા કરે છે.[૧૫] એ નગરીમાં ઇંદ્રિય નામના વાનરાઓ, બુદ્ધિરૂપી રજ્જુથી મજબૂત બાંધ્યા છે. મુખરૂપી બગીચામાં હસવું, એ પુષ્પ છે. તેણે કરી શરીરનગરી શોભે છે.[૧૬] તત્ત્વવેત્તાને એ શરીરનગરી અતિ સુંદર છે. સુખ માટે છે, પણ દુઃખ માટે નથી. વળી ઉપદેશાદિકે કરી અન્યના ઉદ્ધાર માટે છે.[૧૭] આ શરીરનગરી, અજ્ઞાનીને અનંત દુઃખનો ભંડાર છે, ને જ્ઞાનીને અનંત સુખનો ભંડાર છે.[૧૮] જ્ઞાનીને આ શરીરનગરી નાશ પામે તોપણ તુચ્છ વસ્તુ નાશ પામે છે. સત્ય વસ્તુ નાશ પામતી નથી, ને શરીરનગરી રહેવાથી સર્વ રહે છે. તેણે કરી એ નગરી, જ્ઞાનીને સુખજનક છે.[૧૯] જ્ઞાની, આ શરીરનગરીમાં રહી સંપૂર્ણ ભોગ અને મોક્ષ માટે સંસારમાં વિહાર કરે છે. તે માટે જ્ઞાનીને શરીરરૂપી રથ છે.[૨૦] જે માટે આ શરીરનગરીવડે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંબંધી અને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. તે માટે એ નગરી, જ્ઞાનીને લાભ દેવાવાળી છે.[૨૧] હે રામ! આ શરીરનગરી, સુખદુઃખનો ભાર પોતે ઉપાડી લેછે તેથી તે, તત્ત્વવેત્તાના ભોગ તથા મોક્ષનાં સાધનનો સંગ્રહ કરવામાં સમર્થ છે.[૨૨] જેમ ઇન્દ્ર, પોતાની નગરીમાં રાજ્ય કરે છે. તે સુખેથી રહે છે. તેમ તત્ત્વવેત્તા, શરીરનગરીમાં રાજ્ય કરે છે, ને નિશ્ચિંત થઇ રહે છે.[૨૩] તત્ત્વજ્ઞ, મનરૂપી મદોન્મત્ત ઘોડાને કામનારૂપી ખાડામાં નાખતો

---

* બે નેત્ર, બે કાન, બે નાક, એક મુખ, એ સાત ઉપરનાં દ્વારને ગુદા તથા લિંગ એ બે નીચેનાં દ્વાર, એ નવ દ્વાર. † ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય.

નથી અને પ્રજ્ઞારૂપી પુત્રીને લોભથી મોહ કે અધર્મને આપતો નથી.[૨૪] અજ્ઞાનરૂપી અન્યરાજા, આ તત્ત્વજ્ઞ રાજાનું છિદ્ર જોતો નથી, ને આ તત્ત્વજ્ઞરાજા, સંસારરૂપી શત્રુનાં સ્નેહ નામનાં મૂળને સમૂળાં કાઢી નાખે છે.[૨૫] તૃષ્ણા નદીનો પ્રવાહ કે જેમાં કામ આદિ મોટાં ઝૂડ છે અને જે મનના વિક્ષેપનું સાધન છે, તેમાં તત્ત્વજ્ઞ, બહિર્મુખ થઇ બૂડતો નથી.[૨૬] તત્ત્વજ્ઞ, પોતાને બહાર અને અંદર સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ હોવાથી બ્રહ્માકાર વૃત્તિરૂપી રથમાં બેસી નદીઓના સંગમ તથા તીર્થોમાં સદા સ્નાન કરે છે.[૨૭] એ તત્ત્વજ્ઞ નામનો રાજા, વિષય સુખમાં પરાઙ્મુખ રહે છે અને ધ્યાન નામના જનાનામાં સદા સુખથી રહે છે.[૨૮] જેમ અમરાવતી નગરી, ઈંદ્રને સુખ તથા ભોગ આપે છે, તેમ શરીરરૂપી નગરી, તત્ત્વજ્ઞને સુખ આપે છે તથા ભોગ અને મોક્ષ આપે છે.[૨૯] હે **રામ**! તત્ત્વજ્ઞને શરીરનગરી, વિદ્યમાન રહેવાથી સર્વ રહે છે, ને નાશ પામવાથી કિંચિન્માત્ર નાશ પામતું નથી. માટે એ મહાનગરી, સુખ આપનાર કેમ નહીં? અર્થાત્ છે.[૩૦] જેમ ઘટનો નાશ થવાથી મહાકાશનું કાંઇ નષ્ટ થતું નથી. તેમ શરીર નાશ પામવાથી જ્ઞાનીનું કાંઇ નષ્ટ થતું નથી.[૩૧] જેમ વાયુ, વિદ્યમાન ઘડાનો સ્પર્શ કરતો નથી, તેમ જ્ઞાની આ શરીરનગરીનો સ્પર્શ કરતો નથી.[૩૨] તત્ત્વજ્ઞ, સર્વ સ્થળે વ્યાપી રહ્યો છે. તો પણ શરીરમાં રહી પ્રારબ્ધ ભોગ ભોગવે છે, ને મોક્ષને પ્રાપ્ત થાય છે.[૩૩] જ્ઞાની, વ્યવહારી દૃષ્ટિથી સર્વ ક્રિયા કરે છે, તો પણ પરમાર્થ દૃષ્ટિથી કાંઇ કરતો નથી.[૩૪] જ્ઞાની, કદાચિત્ ભોગની ઇચ્છાવાળાં મનને વિનોદ આપવા માટે વિમાન જેવા હૃદયમાં બેસી સર્વત્ર વિચરે છે.[૩૫] તે હૃદય વિમાનમાં રહેલો જ્ઞાની, મૈત્રીરૂપી સ્ત્રી કે જે સુંદર છે, ને સર્વાંગશીતલ છે, તેની સાથે રમણ કરે છે.[૩૬] જેમ ચંદ્રની પાસે બે વિશાખા રહે છે. તેમ તત્ત્વજ્ઞને પડખે 'સત્યતા' અને 'એકતા' એ બે સ્ત્રીઓ રહે છે. જે, મનને આનંદ આપે છે.[૩૭] સર્વ અજ્ઞાનીજનો કે જે અતિ દુઃખી છે, ને વેલાએ કરી વન જેમ, તેમ પરસ્પર વીંટાઇ રહ્યા છે. તે સર્વને, આકાશમાં રહેલા સૂર્યની પેઠે જ્ઞાની જુવે છે.[૩૮] જેના સર્વ મનોરથ પૂર્ણ થયા છે ને જે આનંદ મગ્ન છે એવો તત્ત્વજ્ઞ, પૂર્ણિમાના ચંદ્ર જેવો શોભે છે.[૩૯] જેમ વિષ, પીધા છતાં પણ શંકરને બાધક થયું નહીં. પરંતુ શોભારૂપે થયું, તેમ ભોગ પ્રારબ્ધ, ભોગવતાં છતાં પણ તત્વવિતને દુઃખ દેતો નથી. પરંતુ સુખપ્રદ થાય છે.[૪૦] જેમ જાણી જોઇ ચોરને સેવ્યો હોય તો તે મિત્ર થાય છે તેમ જાણીને ભોગવેલો ભોગ, સંતોષ આપે છે.[૪૧] જેમ સમાજ વીખાણા પછી સમાજમાં મળેલાં માણસો

વીખૂટાં પડી જાય છે, તેમ સ્ત્રી, પુત્ર, ધન આદિ ભોગ્ય પદાર્થો, ભોગ થયા પછી જુદાં પડે છે, એમ જ્ઞાની જાણે છે, તેથી તેને ભોગ્ય પદાર્થો સુખપ્રદ છે.[૪૨] જેમ વટેમાર્ગુ, માર્ગમાં આવેલાં ગામોને ઉદાસીનતાથી જુવે છે તેમ જ્ઞાની વ્યવહારને જુવે છે.[૪૩] જેમ યત્ન વિના રચાયેલા પર્વત આદિ પદાર્થો છિન્નભિન્ન હોય તો પણ નેત્ર, ઉદાસીન રહે છે તેમ જ્ઞાની પોતાનાં સ્ત્રી, પુત્ર, મિત્ર આદિના વ્યવહારમાં ઉદાસીન રહે છે.[૪૪] જ્ઞાની, પ્રારબ્ધે કરી પ્રાપ્ત થયેલા વિષયને અટકાવતો નથી ને ન પ્રાપ્ત થયેલાને મેળવતો નથી પણ પૂર્ણ થઇ રહે છે ને પ્રાપ્ત થયેલા પદાર્થોને ભોગવે છે.[૪૫] કેમ કે જ્ઞાનીને ન મળેલા પદાર્થની ચિંતા થતી નથી ને મળેલા પદાર્થો નાશ પામે તો પણ પશ્ચાત્તાપ થતો નથી.[૪૬] સર્વ સંદેહો, શાંત થાય છે, કૌતુક ગળી જાય છે ને કલ્પના દેહ, પડી જાય છે, તેથી જ્ઞાની, ચક્રવર્તીની પેઠે આનંદમાં રહે છે,[૪૭] જ્ઞાની, ક્ષીર સમુદ્રની પેઠે પરિપૂર્ણ છે ને અપાર છે. તે, સ્વસ્વરૂપે કરી સ્વસ્વરૂપમાં વિકાશ પામે છે.[૪૮] જેમ શાંત મનવાળો, વિકલ મનવાળાને હસે છે, તેમ જ્ઞાની, ભોગલંપટ અજ્ઞાનીને હસે છે.[૪૯] જેમ અન્યે તજેલી સ્ત્રીને ઇચ્છિતા પુરુષને અન્ય માણસો હસે છે, તેમ તજેલા ભોગને ઇચ્છતાં ઇંદ્રિયને જ્ઞાની હસે છે.[૫૦] જો મન, આત્મ સુખને તજી વિષય પ્રત્યે દોડે તો તેને મોટા હાથીની પેઠે વિચારરૂપી અંકુશે કરી વશ કરવું.[૫૧] ભોગતૃષ્ણા ભોગ વિષે જે મનોવૃત્તિને અવકાશ આપે, તે મનોવૃત્તિને વિષના અંકુરની પેઠે પ્રથમ હણવી.[૫૨] હે રામ! જેમ ઝાડના છોડવા તડકાથી સૂકાતા હોય તેને થોડું જલ પણ ઘણું થઇ પડે છે. તેમ સદાને માટે રોકી રાખેલું મન, પરમાત્મા વિષે અવકાશ આપવાથી અતિ પ્રસન્ન રહે છે.[૫૩] જેમ પૂર્ણ નદીઓમાં વર્ષાઋતુનું થોડું પૂર કાંઇ જણાતું નથી, તેમ નિરંકુશને કરેલો સત્કાર બહુ જણાતો નથી.[૫૪] જેમ સમુદ્ર, જગતને બોળી દે તેટલાં જલથી પૂર્ણ છે છતાં પણ જળનું ગ્રહણ કરે છે, તેમ અજ્ઞાની પૂર્ણ છતાં પણ અન્ય વિષયની ઇચ્છા કરે છે.[૫૫] સર્વ વિષયોથી રોકયા પછી મનને ભિક્ષા આસન આદિ થોડો ભોગ આપીએ તો પણ તે મન, વિસ્તારવાળા આગળના ભોગ કરતાં અધિક માને છે.[૫૬] પ્રથમ બંધાયેલો રાજા, મુક્ત થયા પછી એક ગામથી પણ સંતોષ માને છે. ને જે બંધાયેલો ન હોય, તેમ દબાણમાં પણ ન હોય તેવો રાજા, રાજ્યને પણ અધિક માનતો નથી.[૫૭] તે માટે ચિરકાલ રોકવાથી અને બોધથી મનને વશ કરવું. તેટલા માટે ગમે તે પ્રયત્ન કરી સર્વ પ્રકારે પ્રથમ ઇંદ્રિયરૂપી શત્રુને જિતવા.[૫૮] બાહ્ય શત્રુને જિતવા

માટે પણ વિદ્વાનોએ પ્રથમ ઇંદ્રિયો જિતવી. કેમ કે તે, અંદરના શત્રુ છે.[૫૯] જે પુરુષો, પોતાનાં મનને વશ થયા નથી, તે પોતે મનોજિત્ છે. તે પુરુષોને ભાગ્યશાળી, શ્રેષ્ઠ અને બંધમોક્ષની કલામાં કુશલ જાણવા.[૬૦] જેનું મન, જિતાઇ ગયું છે, પરમ શાંતિને પ્રાપ્ત થયું છે, તે તત્ત્વેત્તાને હું વંદન કરું છું.[૬૧]

# સર્ગ ૨૪ મો.*

## ઇંદ્રિયોની પ્રબલતા.

श्रीवसिष्ठ उवाच—महानरक साम्राज्ये मत्तदुष्कृतवारणाः ।
आशाशरशलाकाढ्या दुर्जया हींद्रियारयः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે **રામ**! ઇંદ્રિયોરૂપી શત્રુઓ, દુર્જય છે. કારણ કે મહા રૌરવ, રૌરવ આદિ મહા નરકોમાં તેઓનું રાજ્ય છે. પાપરૂપી હાથી છે. ને નાના પ્રકારની આશાઓ, બાણ છે.[૧] એ ઇંદ્રિય શત્રુઓ, કૃતઘ્ન છે. કારણ કે, પોતાના આશ્રયરૂપી દેહનો પણ નાશ કરે છે ને વળી તેઓનો પાપરૂપી ધનનો ભંડાર ભર્યો છે, તેથી તે, દુર્જય છે.[૨] ઇંદ્રિયો, ગીધ પક્ષી જેવી છે. જેમ ગીધ, માળામાં રહે છે, તેમ ઇંદ્રિયો, શરીરમાં રહે છે, વિષયરૂપી માંસની ઇચ્છા રાખે છે અને તેને વિહિત તથા નિષિદ્ધ કર્મ, પાંખો છે.[૩]

### ઇંદ્રિયોના જયનો ઉપાય.

હે **રામ**! જે પુરુષો, વિવેકવડે એવી ઇંદ્રિયોને વશ કરે છે. તેનાં શરીરને તે ઇંદ્રિયો, ચીખતાં નથી[૪] ને વિવેકી પુરુષ હોય તે, શરીરનગરીમાં રહી ઉપરથી સુખદાયી જણાતા વિષયો વિષે ક્રીડા કરે તોપણ અંદરના ઇંદ્રિય શત્રુઓ, તેને બાધ કરી શકતા નથી. એટલે વિવેક, ઇંદ્રિયોને જિતવાનો ઉપાય છે.[૫] ઇંદ્રિયજિત્ પુરુષો, શરીરનગરીમાં જેવું સુખ ભોગવે છે, તેવું સુખ, રાજાઓ પોતાની નગરીમાં ભોગવી શકતા નથી.[૬] જેણે ઇંદ્રિયો અને મનને જિત્યાં છે, તે પુરુષની બુદ્ધિ, શુદ્ધ થાય છે, ને વસંતમાં મંજરીની પેઠે વધે છે.[૭] વળી ઇંદ્રિયજિત્ તથા મનજિત્

* આ ચોવીસમા સર્ગમાં ઇંદ્રિયોનું પ્રબલપણું ને તેના જયનો ઉપાય વર્ણન કરવામાં આવશે. તેણે કરી પ્રસાદ અને બોધ થકી વાસનાક્ષય કહેવામાં આવશે.

પુરુષની ભોગ વાસનાઓ, હેમંત ઋતુમાં કમલની પેઠે ક્ષીણ થાય છે.[૮] જ્યાંસૂધી તત્ત્વના દૃઢાભ્યાસથી મન જિતાણું નથી, ત્યાંસૂધી હૃદયમાં અજ્ઞાને કરી વેતાલ જેવી વાસનાઓ રમ્યા કરે છે.[૯] વિવેકીનું મન, વશ થઇ રહે છે, તેથી નોકરની પેઠે કહેવા પ્રમાણે કામ કરે છે, પ્રધાનની પેઠે શુભ કામ કરે છે ને માંડલિક રાજાની પેઠે ઇંદ્રિયોને દબાવી રાખે છે એટલે ચક્રવર્તીનાં કામ જેમ નોકર આદિ કરે છે, તેમ વિવેકીનું સઘળું કામ એકલું મન કરે છે.[૧૦] મન, લડાવવાથી સ્ત્રીનું કામ કરે છે, પાલનથી પિતા કહેવાય છે અને ઉત્તમ વિશ્વાસથી સુહૃત્ કહેવાય છે.[૧૧] ચિન્માત્ર દૃષ્ટિએ કરી અનુભવાએલું મન, પિતાની પેઠે પોતાનાં સ્વરૂપને તજી ઉત્તમ સિદ્ધિ આપે છે.[૧૨] શાસ્ત્ર દૃષ્ટિએ કરી સારી રીતે જોએલું, ગુરુના ઉપદેશે કરી સ્વસ્વરૂપના અનુભવ પર્યંત વિચારેલું, નિદિધ્યાસને કરી અતિ દૃઢ કરેલું, તત્ત્વ સાક્ષાત્કારે કરી બોધ કરાયેલું અને પાંચમી વા છઠ્ઠી આદિ ભૂમિકામાં રાખેલું મન, હીરાની પેઠે હૃદયમાં અત્યંત શોભે છે.[૧૩] હે **રામ**! એ મનરૂપી મંત્રી, સત્કર્મ કે જે પુનર્જન્મનો નાશ કરવાવાળાં છે અને બ્રહ્માનંદને આપવાવાળાં છે, તેનો ઉપદેશ કરે છે.[૧૪] એ મનરૂપી હીરો, પાપરૂપી કાદવથી ભર્યો છે, તેને વિવેક જલથી ધોઇ પ્રકાશવાળા થાઓ.[૧૫] હે **રામ**! સંસારભૂમિ કે જે ભયંકર છે ને રાગ દ્વેષ આદિ ઉત્પાતોથી ભરેલી છે તેને વિષે પામરની પેઠે બેભાન મ થઇ પડો.[૧૬] સેંકડો અનર્થ કરવાવાળા અને સંસારની માયાએ કરી વૃદ્ધિ પામેલા મહા-મોહની ઉપેક્ષા કરો.[૧૭] આત્માનાત્માના વિવેકનો આશ્રય કરી ઇંદ્રિય શત્રુને જિતી આત્માનો સાક્ષાત્કાર કરો, ને હે **રામ**! સંસાર સમુદ્રને તરી જાઓ.[૧૮] હે **રામ** આ અસત્ શરીર વિષે અને મિથ્યા સુખદુઃખ વિષે દામ, વ્યાલ અને કટનો ન્યાય તમને મ હો અને ભીમભાસ તથા દૃઢની સ્થિતિ, તમને પ્રાપ્ત થાઓ. જેણે કરી તમે શોકના અભાવને પ્રાપ્ત થશો.[૧૯-૨૦] હે **રામ**! 'દેહાદિક, હું છું' એ પ્રકારનો જે નિશ્ચય છે, તે મિથ્યા છે, તેને તત્ત્વ નિશ્ચયે કરી તજો ને બ્રહ્મ કે જે પ્રત્યગાત્મા છે તથા એકરસ છે તે રૂપે સદા રહો ને મનરહિત થાઓ. પછી ગમન આદિ ગમે તે ક્રિયા કરશો તોપણ બંધાશો નહીં એટલે મુક્ત થશો.[૨૧]



# સર્ગ ૨૫ મો.*

## દામ, વ્યાલ અને કટનું આખ્યાન.

**श्रीवसिष्ठ उवाच–अस्मिन् विहरतो लोके लोकारामस्यधीमतः ।**
**श्रेयसे तिष्ठतो यत्न मुत्तमार्थाभिधायिनः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે **રામ**! તમે બુદ્ધિમાન્ છો, લોકપ્રિય છો, મોક્ષ માટે તેનાં સાધનો શમદમાદિ મેળવવા પ્રયત્ન કરો છો, એટલા માટે તમને દામવડે વ્યાલ અને કટનો ન્યાય ન થાય. પણ ભીમ, ભાસ તથા દૃઢની સ્થિતિ ને શોકરહિત થાઓ.[૧–૨]

**રામ** પૂછે છે.–હે **મહારાજ**! 'દામ, વ્યાલ અને કટનો ન્યાય તમને મ હો' એમ તમે કહ્યું તે શું?[૩] વળી 'ભીમ, ભાસ તથા દૃઢની સ્થિતિવડે શોકરહિત થાઓ' એમ કહ્યું તે શું? એ, મને મધુર વાણીવડે સમજાવો.[૪–૫]

## દામ, વ્યાલ અને કટની ઉત્પત્તિ.

**વસિષ્ઠ** કહે છે–હે **રામ**! દામ, વ્યાલ અને કટનો ન્યાય તથા ભીમ, ભાસ અને દૃઢની સ્થિતિ કહું છું તે સાંભળો. પછી તમારી ઇચ્છા પ્રમાણે કરો.[૬] **શંબર** નામનો દૈત્ય, પાતાળમાં રહેતો હતો તે દૈત્યોનો રાજા હતો, ને માયાનો ભંડાર હતો.[૭] તેણે આકાશ વિષે કલ્પેલાં નગરના બગીચામાં દૈત્યોનાં મંદિરો રચ્યાં હતાં. ને પોતાના રાજ્યમાં ઉત્તમ ચંદ્ર તથા સૂર્યને રચી પ્રકાશ કરતો હતો.[૮] પોતાની પાસે શિલાના કટકા જેવા પદ્મરાગ આદિ મણિ હોવાથી મેરુ જેવો જણાતો હતો. તેણે અપાર વૈભવ આપી દૈત્યોને પૂર્ણ કર્યા હતા.[૯] દેવાંગનાઓ કરતાં પણ તેની સ્ત્રીઓનાં ગાન, મધુર હતાં. તેના વિહારના બગીચાનાં વૃક્ષોને ચંદ્ર, અમૃતવડે પોષણ કરતો હતો.[૧૦] તેનું વિહારગૃહ ફૂલેલાં શ્યામ કમલો વડે કામીને ભયંકર હતું. હંસના જેવા શબ્દે કરી સારસને બોલાવતો હતો.[૧૧] તેણે સુવર્ણનાં વૃક્ષની શાખા ઉપર કમલ કરેલાં હતાં. કરંજના ઝુંડમાંથી મંદારનાં પુષ્પો પડતાં હતાં.[૧૨] એ **શંબરાસુરે** ઇંદ્રને પણ જિતી લીધો હતો. સુંદર બગીચા અને મંડપ રચ્યા હતા.[૧૩] નંદન વન કરતાં પણ તેના બગીચા ઉત્તમ હતા. એ, માયાએ કરી મલય પર્વતમાંથી સર્પવાળાં ચંદનનાં વૃક્ષો લાવ્યો હતો,[૧૪] તેની સ્ત્રીઓ,

* આ પચીસમા સર્ગમાં દેવોએ કરેલો **શંબરાસુરના** સેનાધિપતિઓનો નાશ, દામ, વ્યાલ તથા કટની ઉત્પત્તિ, ને તેણે કરી જયની આશા વર્ણવવામાં આવશે.

અતિ ચતુર હતી અને સોના કરતાં પણ સુંદર હતી. તેના આંગણામાં ઘુંટણ પર્યંત પુષ્પના ઢગલા રહેતા હતા.[૧૫] ક્રીડાના શંકર, વિષ્ણુને જિતી લેતા હતા, તેના શહેરમાં રત્નો ઉડતાં હતાં, તેથી આકાશ અને શહેર તારાવાળાં જણાતાં હતાં.[૧૬] તેના રાજ્યમાં અમાવાસ્યા આદિની રાત્રિમાં પણ અનેક ચંદ્રો ઉગતા હતા. તેના પરાક્રમોને પોતે રચેલી પૂતળીઓ, ગીતિમાં ગાતી હતી.[૧૭] એ શંબરાસુરે માયાથી રચેલા હાથીથી ઇંદ્રનો હાથી ભાગી જતો હતો. તેના જનાનામાં ત્રણે લોક કરતાં ઉત્તમ સ્ત્રીઓ હતી ને હાથી ઘોડા પણ ઉત્તમ હતા.[૧૮] એ, સર્વસંપત્તિવાળો હતો. સર્વ ઐશ્વર્યવાળો હતો. માંડલિક સર્વ દૈત્યો તેને નમતા હતા, ને તેની આજ્ઞા, ઉગ્ર હતી.[૧૯] તેના ભુજની છાયામાં અસુરો, આરામ લેતા હતા ને એ શંબરાસુર, બહુ બુદ્ધિવાળો હતો.[૨૦] તેણે દેવને જિતી લીધા હતા. તેની આકૃતિ, અતિ ભયંકર હતી. તેની પાસે મોટું સૈન્ય હતું. જે દેવતાનો પણ નાશ કરે.[૨૧] મહા માયાવી એ શંબરાસુર, જ્યારે સુતો હોય અથવા દેશાંતર જાય, તે વખત લઇ દેવતાઓ, તેનાં સૈન્યનો નાશ કરતા હતા.[૨૨] તેથી તે દૈત્યે પોતાનાં સૈન્યના રક્ષણ માટે મુંડી, ક્રોધ અને દ્રુમ આદિ સામંતો રાખ્યા.[૨૩] અવકાશ લઇ તેઓને પણ દેવતાઓએ મારી નાખ્યા.[૨૪] ત્યારે વળી તે દૈત્યે મહા બલવાન્ બીજા સેનાધિપતિ કર્યા.[૨૫] તેઓને પણ દેવોએ મારી નાખ્યા. તેથી કોપાયમાન થયેલો શંબરાસુર દેવોના નાશ માટે સ્વર્ગમાં ગયો.[૨૬] તેના ભયથી તે દેવો, સિંહથી મૃગલાં જેમ ભાગે તેમ ભાગ્યા ને મેરુ પર્વતના લતા ગૃહોમાં લકાઇ ગયા[૨૭] ને બાકી રહેલા ક્ષુદ્ર દેવતાઓ, બુમો પાડતા હતા. અપ્સરાઓ રોતી હતી ને સર્વ, શૂન્ય થઇ ગયું હતું તેથી પ્રલય વખતના જગત્ જેવું સ્વર્ગ જણાતું હતું.[૨૮] તેવા સ્વર્ગમાં શંબરાસુર ફર્યો ને ગમતા પદાર્થો લઇ ઇંદ્રપુરીને બાળી પાછો પોતાના નગરમાં આવ્યો.[૨૯] એ પ્રમાણે દેવ અને દૈત્યનો દ્વેષ, અત્યંત વધ્યો. તેથી દેવો, સ્વર્ગને તજી અદૃશ્ય થઇ ગયા.[૩૦] હવે શંબરાસુર, જે જે સેનાધિપતિ નીમતો હતો, તેને દેવો, મારી નાખતા હતા.[૩૧] તેથી શંબરાસુર, અતિ કોપાયમાન્ થયો. અગ્નિની પેઠે પ્રજ્જ્વલિત થયો ને નિઃશ્વાસ મૂકવા લાગ્યો.[૩૨] ને ત્રણે લોકમાં ફર્યો તોપણ કોઇ દેવ, તેના હાથમાં આવ્યો નહીં.[૩૩] તેથી તેણે પોતાની સેનાના રક્ષણ માટે મહા બળવાન્, ઉદ્યોગવાળા અને મહા ભયંકર ત્રણ અસુરોને માયાએ કરી ઉત્પન્ન કર્યા.[૩૪] તે પર્વત જેવા ઉંચા હતા ને મહા માયાવી હતા.[૩૫] તેમાં એકનું નામ 'દામ' બીજાનું નામ 'વ્યાલ' અને ત્રીજાનું નામ 'કટ' હતું. તે, પોતાના કામમાં મગ્ન હતા ને કેવળ ચેતન-

વાળા હતા.[૩૬] સંચિત કર્મોના અભાવથી તેઓ પૂર્વના જીવન હતા. તેમ તેને વાસના પણ ન હતી. તેમ જ તેઓને ભય, શંકા કે ભાગવું આદિ કાંઇ ન હતું. કેવળ ચિતની સમીપમાં દેહથી ચેષ્ટા કરતા હતા.[૩૭] જો કે 'કામ, કર્મ અને વાસના, જન્મનાં બીજ છે. તેના અભાવથી દામ, વ્યાલ અને કટનાં જન્મ ન થવાં જોઇએ. જો બીજ વિના પણ જન્મ થતાં હોય તો મોક્ષ પામેલાનો પણ ફરીથી જન્મ થાય એટલા માટે દામ, વ્યાલ અને કટને કામ, કર્મ આદિનો અભાવ હતો એમ કહેવું અસંગત છે.' એવી શંકા થાય છે. તેનું સમાધાન–દામ, વ્યાલ અને કટના જીવો, કોઇ પ્રકારે સ્વતંત્ર હતા પણ અંતર્યામીરૂપ નિમિત્તે કરી શંબરાસુરની સંકલ્પ વાસના કે જે કામ, કર્મ, વાસના આદિ રહિત માયાની કલ્પનારૂપ અને ભોગ શૂન્ય હતી તેથી તે જીવો થયા હતા. એટલા માટે ગારુડિકે રચેલા પુરુષોની પેઠે સ્વતંત્ર કર્મનો અભાવ છતાં પણ આવિર્ભાવરૂપ જન્મ સંભવે છે અથવા જેમ યોગીનાં કામ, કર્મ વાસનાથી જ તેણે રચેલા વ્યૂહના જન્મ સિદ્ધ થાય છે, તેમ શંબરાસુરનાં કાર્ય, કર્મ આદિથી દામ, વ્યાલ અને કટના જન્મ સિદ્ધ થાય છે, માટે ભિન્ન કામ કર્મની અપેક્ષા નથી.[૩૮] વાસના વગરના તે ભટો, અંધપરંપરાએ કરી કાકતાલીયની પેઠે પોતાના કામમાં મચ્યા રહે છે એટલે યોગીના વ્યૂહની પેઠે વાસનાની વૃદ્ધિ પર્યંત તેવા જીવોનો વ્યવહાર થાય છે.[૩૯] જેમ અર્ધ સુષુપ્તિ વાળાં બાલકો, કેવલ પોતાનાં શરીરે કરી ચેષ્ટા કરે છે, તેમ વાસના અને અભિમાન વગરના જીવો ચેષ્ટા કરે છે.[૪૦] એ ત્રણ ભટો, યુદ્ધ વખતે શત્રુ સામે જવું, શત્રુઓનું અકસ્માત્ પડવું, ભાગવું, જીવવું મરવું, જય કે પરાજય કાંઇ પણ જાણતા ન હતા.[૪૧] કેવળ શંબરાસુરની સંકલ્પ વાસનાથી યુદ્ધ વિષે શત્રુ સામે દોડતા હતા[૪૨], તેઓને જોઇ શંબરાસુર પ્રસન્ન થયો ને 'આ ભટો, સેનાધિપતિ હોવાથી મારી સેના પ્રબળ થઇ છે, તે પરિપૂર્ણ સ્થિરતાને પામી છે, તેથી જય પામશે એવો નિશ્ચય કર્યો.[૪૩–૪૪]

# *સર્ગ ૨૬ મો.

## દામ, વ્યાલ અને કટનું દેવોની સાથે યુદ્ધ.

**श्रीवसिष्ठ उवाच**–इति निर्णीय दैत्येंद्रो दामव्यालकटान्वितम् ।
सेनां संप्रेषयामास भूतलं देवनाशिनीम् ॥ १ ॥

**વસિષ્ઠ** કહે છે. 'હવે દેવોને જિતીશ' એવો નિશ્ચય કરી દેવોના નાશ માટે દામ, વ્યાલ અને કટની સાથે સેના પૃથ્વી ઉપર શંબરે મોકલી.[૧] તેથી પાંખોવાળા પર્વતની પેઠે શસ્ત્રો લઇ ગર્જના કરતા કરતા કેટલાક દૈત્યો, સાગરદ્વારા પૃથ્વી ઉપર નીકળ્યા; કેટલાક લતા ગૃહોમાંથી અને કેટલાક ગુફામાંથી નીકળ્યા.[૨] પછી દામ, વ્યાલ અને કટની સહાયતાથી દૈત્યોએ સમગ્ર પૃથ્વીતલ ભરી દીધું ને હાથ મારી મારી સૂર્યને નિસ્તેજ કરી દીધો.[૩] તેની સાથે યુદ્ધ કરવા માટે દેવો પણ મેરુ પર્વતની ગુફામાંથી અને લતા ગૃહોમાંથી નીકળ્યા.[૪] ત્યારે દેવ અને દૈત્યોની સેનાનું અકાલ પ્રલયના જેવું મહાયુદ્ધ થયું.[૫] તેમાં ધડ ઉપરથી સૂર્ય જેવાં તેજસ્વી કુંડલવાળાં માથાંઓ પડવા લાગ્યાં.[૬] પ્રલયના વાયુવડે ફૂટતા પર્વતોના શબ્દ જેવા સિંહ નાદો થતા હતા.[૭] શિલા જેવાં શસ્ત્રોના આઘાતવડે જેનાં પડખાં ભાગી ગયાં છે અને જેમાં સિંહો સંતાઇ રહ્યા છે એવા મોટા મોટા પર્વતોના તટો, શબ્દ કરતા હતા.[૮] પરસ્પર શસ્ત્રો અથડાતાં હતાં, તેમાંથી અગ્નિ કણો ઉડતા હતા, તે, પ્રલય વખતે પડતા તારા જેવા જણાતા હતા[૯] રુધિર અને માંસથી ભરેલા મોટા ખાડા ઉપર રહેલા તાડ જેવડા મોટા વેતાલો, હાથની તાલીઓ દેતા હતા ને વિલાસ કરતા હતા.[૧૦] અતિ રુધિર પડવાથી રજકણો દબાઇ ગયા. તેની ઉપર કરોડો કુંડલ પડેલાં હતાં. તે, વાદળાં ખસી જવાથી આકાશમાં રહેલા સૂર્ય જેવાં જણાતાં હતાં. કલ્પવૃક્ષ ઉપાડી દૈત્યો લડતા હતા. ને પર્વતોને પણ તોડી નાંખતા હતા.[૧૧-૧૨] તલવારોના મારથી પર્વતોના ચૂરેચૂરા થઇ જતા હતા.[૧૩] અસ્ત્ર વિનાના દૈત્યો પ્રત્યે અશ્વમેધે કરી વધેલા હોય તેમ જોરથી દેવતાઓ ગયા.[૧૪] તેઓને, ઉંદરને બીલાડા જેમ પકડે તેમ દબાવીને દૈત્યોએ પકડયા. ને વૃક્ષ ઉપર ચડેલાં માણસોને રીંછ જેમ પકડે તેમ દેવોએ દૈત્યોને પકડયા.[૧૫] વૃક્ષ જેવા હાથમાં પુષ્પ તથા

* આ છવીસમા સર્ગમાં દામ, વ્યાલ અને કટ, પાતાળમાંથી નીકળ્યા ને તેઓએ દેવોની સાથે મોટું યુદ્ધ કર્યું એટલું વર્ણન કરવામાં આવશે.

પલ્લવ જેવાં શસ્ત્રો હતાં. તેથી દેવ તથા દૈત્યો ફૂલેલાં વૃક્ષો જેવા જણાતા હતા.[૧૬] પરસ્પર શસ્ત્રોવડે દશે દિશાઓને ભરી દીધી.[૧૭] એવી રીતે પૃથ્વી ઉપર દેવ તથા દૈત્યોનું મોટું યુદ્ધ થયું.[૧૮] દિક્પાલોના હાથીઓના પગ તળે દબાતા જનોનો શબ્દ, પ્રલયના મેઘના જેવો ભયંકર અને મોટો થતો હતો.[૧૯] તે, આકાશમાં અતિ ઉંચે સંભળાતો હતો. કોઇ સ્થળે ધીમો શબ્દ હતો ને કોઇ સ્થળે મેઘના જેવો ગંભીર હતો.[૨૦] રથ તળે કચરાતાં શસ્ત્રોનો શબ્દ, પર્વતમાં શબ્દ કરતા નટના શબ્દ જેવો થતો હતો. હૃદય તૂટવાથી અતિ કઠોર પોકાર થતા હતા.[૨૧] પ્રલય વખતે અગ્નિ અને વાયુ આદિવડે થતા શબ્દ જેવો શબ્દ થતો હતો. એક વખતે બાર સૂર્યના ઉદયથી ગળી જતા મેરુ પર્વતના શબ્દ જેવો શબ્દ થતો હતો.[૨૨] એ શબ્દ, બ્રહ્માંડમાં પછડાઇ પાછો ફર્યો હોય તેવો જણાતો હતો. મહા પ્રવાહનાં જલનાં પૂરના શબ્દ જેવો હતો.[૨૩] પાંખોવાળા પર્વતોની પાંખોના વાયુથી થતા શબ્દ જેવો હતો. એ શબ્દ, સાંભળવાથી કાનને ઉદ્વેગ થતો હતો ને ફૂટી ગયા જેવા કાન થઇ જતા હતા.[૨૪] મથન કરાતા ક્ષીરસમુદ્રના શબ્દ જેવો એ શબ્દ હતો. અમૃત નીકળેલું જોઇ દેવ તથા દૈત્યોના હર્ષનાદ જેવો હતો. તેણે કરી સાત દ્વીપવાળી પૃથ્વી વ્યાપ્ત થઇ.[૨૫] એ પ્રમાણે ક્રોધાયમાન થયેલી બન્ને સેનાનું મોટું યુદ્ધ થયું, તેમાં કેટલાક દૈત્યો હણાયા. નગર, ગામ, પર્વત, વન અને મનુષ્યોનો નાશ થયો.[૨૬] કેટલાક દાનવો, કપાઇ ગયા. પરસ્પર અથડાવાથી શસ્ત્રેના ચૂરેચૂરા થઇ ગયા. તેણે કરી આકાશ પૂરાઇ ગયું હતું.[૨૭] તોપોવડે મેરુ પર્વતનાં સેંકડો શિખરો ફૂટતાં હતાં. બાણોવડે દેવ તથા દાનવોનાં મુખકમળ કપાતાં હતાં.[૨૮] ચક્રાકાર ભ્રમરીમાં સેંકડો દેવ તથા દૈત્યો જુનાં ઘાસની પેઠે ભમતા હતા. સેનાના પ્રહારરૂપી તરંગોથી આકાશ ભરાઇ ગયું હતું.[૨૯] દેવોના સમુદાયો, શસ્ત્રથી કપાતા હતા ને નીચે પડતા હતા. વારુણ આદિ અસ્ત્રોવડે ઉત્પન્ન થયેલા સમુદ્રનાં જલવડે આકાશનાં શહેરો ભીંજાઇ જતાં હતાં.[૩૦] એ યુદ્ધમાં મોટાં મોટાં અસ્ત્ર, તરવાર, ત્રિશૂળ અને શક્તિની સેંકડો નદી વહેતી હતી. પર્વતના પડખામાં મોટા યોદ્ધાઓનાં આસ્ફોટને ( ભુજા સાથે હાથ પછાડવા ) કરી બ્રહ્માંડ કંપી જતું હતું.[૩૧] દૈત્યોની પેનીના પ્રહારથી દિક્પાલોનાં નગરો પડતાં હતાં. એ યુદ્ધમાં સ્ત્રીઓના હલહલા શબ્દ થતા હતા ને કંકણોના રણકારા થતા હતા.[૩૨] મદોન્મત્ત દૈત્યોનાં અસ્ત્રો, ઉડતાં હતાં. રુધિરના ઓઘ, ચાલતા હતા. સિંહનાદ થતા હતા, તેથી મનુષ્યો ભાગતાં હતાં.[૩૩] યમ, દેવોના પ્રાણ હરવા માટે અદૃશ્ય રહેતો હતો. ને દૈત્યોની

સાથે યુદ્ધ માટે દૃશ્યમાન રહેતો હતો. ભાગતી વખતે માર પડવાથી પાછા વળી મોટું યુદ્ધ કરતા હતા.[૩૪] પાંખોવાળા પર્વતો જેવા દૈત્યોના આવવા જવાથી પગલાના શબ્દો થતા હતા, તેણે કરી ભયંકર યુદ્ધ થતું હતું.[૩૫] કપાઇ ગયેલાં દૈત્યોનાં શરીરમાંથી લોહી વહેતાં હતાં, તેણે કરી પૃથ્વી, સમુદ્ર તથા પર્વતો રાતા થઇ ગયા હતા.[૩૬] રાજ્ય, નગર, ગામ અને વનો ઉજડ થઇ ગયાં હતાં. દૈત્ય, હાથી, ઘોડા અને મનુષ્યોનાં શબો, પર્વતોમાં ભરાઇ ગયાં હતાં.[૩૭] અનેક પ્રકારનાં બાણોથી વિંધાયલા હાથીઓ શોભતા હતા. દૈત્યની મુંઠી વાગવાથી ઐરાવત હાથીની કાંધ ભાંગી ગઇ હતી.[૩૮] પ્રલયના જેવી મેઘની ધારાથી પર્વતો તુટી પડતા હતા. વજ્રપાત થવાથી હિમાચળ આદિ પર્વતોના ભૂકા થઇ જતા હતા.[૩૯] કોપેલા અગ્નિની જ્વાલામાં દૈત્યો બળી જતા હતા, ત્યારે એક અંજલિમાં સમુદ્રનું જલ લઇ દૈત્યો, અગ્નિ શાંત કરતા હતા.[૪૦] મોટા મોટા દૈત્યોએ મોટી શિલાઓવડે અગ્નિને ઢાંકી દીધો, ત્યારે દેવોએ વનમાં અગ્નિ ઉત્પન્ન કરી તેની જ્વાલાવડે શિલાઓને ગાળી નાંખી.[૪૧] દૈત્યોએ અસ્ત્ર મૂકી પ્રલયની રાત્રિ જેવું અંધારું કરી દીધું, ત્યારે દેવોએ માયાના સૂર્યોવડે તે અંધારું દૂર કર્યું.[૪૨] દૈત્યોએ અગ્ન્યસ્ત્ર મૂકયું, તેને દેવોએ મેઘાસ્ત્રે કરી શાંત કર્યું.[૪૩] દૈત્યોએ પર્વતાસ્ત્ર મૂકયું, તેને દેવોએ વજ્રાસ્ત્રે કરી કાપી નાખ્યું. મોહનાસ્ત્ર સામે પ્રબોધાસ્ત્રનો પ્રયોગ કર્યો. વૃષ્ટયસ્ત્રની સામે તેનો પ્રતિબંધ કરે તેવા અસ્ત્રનો પ્રયોગ કર્યો.[૪૪] વૃક્ષાસ્ત્રની સામે ક્રકચાસ્ત્રનો પ્રયોગ કર્યો. જલ અને અગ્નિના સ્મરણ વિના મોહે કરી અંધકારમય થઇ ગયું હતું. એ યુદ્ધમાં બ્રહ્માસ્ત્રનો પ્રયોગ પણ થતો હતો. તેજોમય અસ્ત્રે કરી અંધારું દૂર થતું હતું.[૪૫] એ યુદ્ધમાં અનેક અસ્ત્રોનો પ્રયોગ થવાથી આકાશ છવાઇ ગયું હતું. અસ્ત્રોવડે શિલાઓને પણ તોડી નાખતા હતા અને અગ્ન્યસ્ત્રે કરી પ્રકાશ થઇ રહ્યો હતો.[૪૬] ચંદ્રનો સ્પર્શ કરે તેવી મોટી ધ્વજાઓ હતી. ચક્રના ચિત્કારોવાળા રથોવડે ઉદયાચળ તથા અસ્તાચલનું ઉલ્લંઘન થતું હતું.[૪૭] વજ્રના પ્રહારવડે મોટા મોટા અસુરો મરતા હતા; તેમને શુક્રાચાર્યજી, અમૃત સંજીવની નામની વિદ્યાએ કરી જીવતા કરતા હતા.[૪૮] કોઇ સ્થળે દેવો ભાગતા હતા, ને કોઇ સ્થળે જય પામતા હતા. કોઇ સ્થળે શુભસૂચક ગ્રહોને ઉંચું મુખ કરી જોતા હતા, ને કોઇ સ્થળે ઉત્પાતસૂચક ધૂમકેતુને જોતા હતા. પર્વત, આકાશ, પૃથ્વી, સમુદ્ર અને સ્વર્ગ, એ સર્વ રુધિરથી વ્યાપ્ત થયાં હતાં.[૪૯–૫૦] રુધિરે કરી જાણે ફૂલેલું કેસુડાંનું વન હોય તેવું જગત્ જણાતું હતું. શબના પર્વત જેવડા ઢગલા થઇ ગયા હતા.[૫૧] સર્વ વૃક્ષોની શાખાઓમાં શબ લટ-

કતાં હતાં. બાણના સમુદાયરૂપી વને કરી આકાશ વ્યાપ્ત થયું હતું. તે વન, સૂર્યનાં કિરણોવડે દેદીપ્યમાન હતું. પોતાના વેગના વાયુથી ચંચલ થતાં પક્ષીઓનાં પીંછાં, પુષ્પ જેવાં હતાં; ને તેનાં ફળો શોભતાં હતાં, તે તાડ કરતાં પણ મોટાં હતાં.[૫૨] પર્વત જેવડાં અસંખ્ય ધડો, નૃત્ય કરતાં હતાં, તેના બાહુ લાગવાથી મેઘ, વિમાન, દેવ અને તારા નિચે પડતા હતા.[૫૩] બાણ, શક્તિ, ગદા, પ્રાસ અને પટ્ટિશમાં પર્વતો પરોવાયા હતા. સાતે લોકની પડેલી ભીંતોના કકડાવડે આકાશ, પૂરાઇ ગયું હતું. એ યુદ્ધમાં નિરંતર શબ્દ કરતા મેઘ, નગારાનું કામ કરતા હતા.[૫૪–૫૫] એવી રીતે અનેક પ્રકારના શબ્દો સાંભળી, પાતાળના દિગ્ગજો, સામા શબ્દ કરતા હતા. ગણપતિ, પોતાની સૂંઢમાં લઇ પર્વત જેવડા દૈત્યોને ખેંચતા હતા.[૫૬] સર્વ દિક્પાલો સિદ્ધ, સાધ્ય અને વાયુઓ, એક દિશામાં ભેગા થયા હતા ને દૈત્યોના ભયથી છુપાઇ બેઠા હતા. ગંધર્વ, કિન્નર, દેવ અને ચારણો ભાગતા હતા. દેવ અને દૈત્યોનું એવું ઘોર યુદ્ધ ચાલતું હતું,[૫૭] તે વખતે ઉત્પાત-જનક મહા પવન વાવા લાગ્યા; જેમાં વીજળીપાત થવાથી પ્રાણીઓનાં શરીર ખંડિત થઇ ગયાં હતાં; અને તે ઉપરથી જેઓ દેવોને પ્રલયનો સમય સૂચવતા હતા, ને સર્વ શબ્દોને ઢાંકી દેતા હતા.[૫૮]



# સર્ગ ૨૭ મો.*

## દેવોનું બ્રહ્માજીને શરણે જવું.

**શ્રીવસિષ્ઠ ઉવાચઃ—તદા તસ્મિન્ વર્તમાને ઘોરે સમરસંભ્રમે ।**
**દેવાસુરશરીરેષુ ગર્તેષ્વભ્રોદરેષ્વિવ ॥ ૧ ॥**

વસિષ્ઠ કહે છે—એવું ઘોર યુદ્ધ, ચાલતું હતું; તેમાં દેવ તથા દૈત્યોનાં શરીરમાંથી ગંગાના પૂરની પેઠે રુધિર વહેતાં હતાં. દામ, દેવોને વીંટી લે, તેવા સિંહનાદ કરતો હતો.[૧–૨] વ્યાલ, હાથેથી ખેંચીને દેવોનાં સ્થાનો તોડી નાખતો હતો. કટ, મહા ક્રોધ કરી દેવતાઓનો નાશ કરતો હતો.[૩] ઐરાવત, ભાગવા લાગ્યો. મધ્યાહ્નના સૂર્યની પેઠે

* આ સત્યાવીશમા સર્ગમાં દેવો, પરાજય પામ્યા તેથી બ્રહ્માજીને શરણે ગયા; ત્યારે બ્રહ્માજીએ, ‘ ચિરકાલે વાસનાવૃદ્ધિ જ, એ દૈત્યોના વધનો ઉપાય છે. એમ કહ્યું; ’ એટલી વાત આવશે.

દૈત્યોની સેનાનું તેજ વૃદ્ધિ પામ્યું.[૪] દેવતાઓની સેના, કે જેનાં અંગ કપાઈ જવાથી રુધિર વહેતાં હતાં, તે, પાજ તુટી જવાથી જેમ, પાણી વહી જાય; તેમ તે ભાગી ગઇ.[૫] ત્યારે તિરસ્કારના શબ્દો કહેતા કહેતા દામ, વ્યાલ અને કટ, તેની પછવાડે પડયા;[૬] ને સર્વત્ર ખોળ્યા પણ દેવતાઓ મળ્યા નહીં. ત્યારે દામ, વ્યાલ અને કટ પ્રસન્ન થઇ પાતાળમાં પોતાના પતિ શંબરાસુર પાસે ગયા[૭-૮] ને દુઃખ પામેલા દેવતાઓ, ક્ષણવાર આરામ લઇ, જયનો ઉપાય પૂછવા બ્રહ્મા પાસે ગયા.[૯] ત્યારે ચંદ્ર, સમુદ્રને જેમ દર્શન આપે, તેમ બ્રહ્માએ દેવતાઓને દર્શન આપ્યાં.[૧૦] એટલે તેમને દેવોએ પ્રણામ કરી, શંબરાસુરે દીધેલું દુઃખ; અને દામ, વ્યાલ, તથા કટની ઉત્પત્તિ; એ બન્ને કહી સંભળાવ્યાં.[૧૧] તે સાંભળી વિચાર કરી દેવોને ધીરજ આવે એવાં વચન બ્રહ્મા કહે છે.[૧૨]

બ્રહ્મા કહે છે–હે દેવો! લાખ વર્ષ પછી હરિ ભગવાનના હાથથી શંબરાસુરનું મરણ થશે. તમે તેની રાહ જુઓ.[૧૩] આ દામ, વ્યાલ, અને કટની સાથે માયા યુદ્ધ કરીને પછી ભાગી જજો.[૧૪] યુદ્ધ કરતાં કરતાં અરીસાની પેઠે એ ત્રણેના મનમાં અહંકારના ચમત્કારનું પ્રતિબિંબ પડશે;[૧૫] એટલે તેઓને વાસના ઉત્પન્ન થશે; તેથી તમે સહજમાં જીતી શકશો.[૧૬] હે દેવો! હમણાં તો એઓ દુર્જય છે; કારણ કે તેઓને વાસના નથી; સુખ દુઃખ નથી; માટે ધીરતાવાળા છે.[૧૭] જે પુરુષો વાસનારૂપી ફાંસલામાં બંધાયેલા હોય છે, તે જાલમાં પકડાયેલાં પક્ષીની પેઠે વશ થાય છે.[૧૮] ને જે પુરુષો વાસના તથા આસક્તિ વગરના હોય છે, તે પ્રસન્ન થતા નથી ને કોપાયમાન પણ થતા નથી. એટલે દુર્જય હોય છે.[૧૯] જે વાસના રજ્જુમાં બંધાયેલો હોય છે, તે, મોટો ને વિદ્વાન્ હોય, છતાં પણ બાળકથી પણ જિતાઇ જાય છે.[૨૦] આ 'હું' 'તે' અને 'આ મારું છે,' એવી કલ્પનાવાળો, દુઃખનું પાત્ર છે.[૨૧] 'આત્મા, દેહાદિરૂપ છે, ને પરિચ્છિન્ન છે,' એમ માનવાવાળો સર્વજ્ઞ હોય, તો પણ તેને પામર જાણવો.[૨૨] આત્મા કે જે અનંત અને અપરિચ્છિન્ન છે, તેને જે પુરુષ, પરિચ્છિન્ન માને છે, તે પોતે પોતાના આત્માને સંસારમાં નાખી દુઃખી કરે છે.[૨૩] હે દેવો! આત્મા વિના જો કાંઇ વસ્તુ હોય તો તેની વાસના ભલે હો. પરંતુ આત્મા વિના અન્ય કાંઇ પણ નથી.[૨૪] માટે અસદ્વસ્તુમાં આસ્થા રાખવી નહીં. કેમ કે આસ્થા દુઃખની ખાણ છે, ને અનાસ્થા સુખની ખાણ છે.[૨૫] એટલા માટે હે દેવો! દામ, વ્યાલ અને કટ, જ્યાંસુધી અનાસ્થામાં છે ત્યાંસુધી તમે જીતી શકો તેમ નથી.[૨૬] પ્રાણી, અહંબુદ્ધિ કરાવવાવાળી વાસનાથી દીન થાય છે અને જીતાય છે. જો

વાસના ન હોય તો મચ્છર પણ મેરુ જેવો અચળ થાય છે.[૨૭] જ્યાં વાસનાનો સદ્ભાવ હોય ત્યાં તે વૃદ્ધિ પામે છે. માટે હે ઇંદ્ર! દામ, વ્યાલ, અને કટના મનમાં 'આ' 'તે' 'હું' 'અમારું' એવી વાસના ઉત્પન્ન થાય તેવો પ્રયત્ન કરો.[૨૮-૨૯] પ્રાણીને ભાવ તથા અભાવવાળી દશા છે, ને જે વિપત્તિ છે, તે સર્વે, તૃષ્ણાનાં ફળ છે.[૩૦] જે પુરુષ, વાસના જાલમાં ફસાયો છે, તે, અતિ દુઃખી છે; ને વાસના-રહિત છે, તે અતિ સુખી છે.[૩૧] ધીર, બહુજ્ઞ, કુલીન અને મહાન્ પુરુષ પણ, સિંહ જેમ, સાંકળે કરીને બંધાય છે તેમ તૃષ્ણાએ કરીને બંધાય છે.[૩૨] જેમ પક્ષીનાં બંધન માટે જાળ છે, તેમ ચિત્તનાં બંધન માટે આ તૃષ્ણા છે.[૩૩] જેમ બાળક, પક્ષીને રસીમાં બાંધી ખેંચે છે, તેમ યમ, તૃષ્ણાવડે લોકને ખેંચે છે.[૩૪] શસ્ત્રોનો ભારો મૂકી દ્યો, ને યુદ્ધનો ડોળ તજો; ને દામ, વ્યાલ, અને કટને વાસનાએ કરી દેહાભિમાન વધે તેવો પ્રયત્ન કરો.[૩૫] હે ઇંદ્ર! જ્યાંસુધી શત્રુનું ધૈર્ય છૂટયું નથી, ત્યાંસુધી શસ્ત્ર, અસ્ત્ર, કે નીતિશાસ્ત્ર, કંઇ પણ ઉપયોગી થાય તેમ નથી.[૩૬] દામ, વ્યાલ અને કટ, કે જે શંબરાસુરે માયાએ કરી રચ્યા છે, તે, જ્યારે યુદ્ધના અભ્યાસથી અહંકારરૂપ વાસનાનો આશ્રય કરશે ત્યારે જીતાશે.[૩૭-૩૮] માટે હે દેવતાઓ! તેઓને યુક્તિવાળાં યુદ્ધ કરીને વ્યવહારમાં જાણીતા કરો, જેથી તેઓ, વાસનાવાળા થાય,[૩૯] ને ત્યારે જ તમારાથી જીતી શકાશે. જે તૃષ્ણા વગરના હોય છે. તેઓ કોઇના વશમાં થતા નથી.[૪૦] હે દેવો! જેમ ચાલતા તરંગો, જલરૂપે છે, તેમ સમ વિષમતાવાળું સંપૂર્ણ જગત, વાસનાની અંદર છે એટલે વાસનારૂપે છે.[૪૧]



# સર્ગ ૨૮ મો.*

## દામ, વ્યાલ અને કટનું ફરીથી યુદ્ધ.

**શ્રીવસિષ્ઠ उवाच—इत्युक्त्वा भगवान् देवांस्तत्रैवांतर्द्धिमाययौ ।**
**वेलावनितटे शब्दं कृत्वेवांबुतरंगकः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે; હે રામ! એટલું કહી બ્રહ્મા જળના તરંગની પેઠે ત્યાં જ અંતર્હિત થયા.[૧] જેમ સુગંધ લઇ પવન પોતાની ઇચ્છા પ્રમાણે જાય તેમ બ્રહ્માનાં

* આ અઠયાવીશમા સર્ગમાં 'વિશ્રામ પામેલા દેવ અને દૈત્યોનું વાસનાની ઉત્પત્તિ પર્યંત ચિરકાળ સુધી ફરીથી યુદ્ધ થયું.' એવું વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

વચનો સાંભળી દેવો પોતપોતાને સ્થાને ગયા.[२] ત્યાં કેટલાક દિવસો રહી કમલમાં ભ્રમર આરામ લે તેની પેઠે આરામ લીધો.[३] પછી કોઇ વખતે દેવોએ, પોતાનો ઉદય કરે તેવા તથા પ્રલયના મેઘના શબ્દ જેવા નગારાના શબ્દો કર્યા.[४] તે સાંભળી દૈત્યો બહાર આવ્યા; ત્યારે દેવ અને દૈત્યોનું મહાયુદ્ધ ફરીથી ચાલુ થયું.[५] તરવાર, બાણ, શક્તિ, મુદ્ગર, મુશળ, ગદા, ફરશી, ચક્ર, શંખ જેવાં શસ્ત્રો; વજ્ર, પર્વત, શિલા, અગ્નિ, વૃક્ષ, સર્પ તથા ગરુડ જેવાં શસ્ત્રો આકાશમાં ચાલવા માંડ્યાં.[६] સર્વ દિશાઓમાં યુદ્ધનદી વહેવા લાગી. તેમાં માયારચિત શસ્ત્રોનો પ્રવાહ હતો. એ નદી, પાષાણ, પર્વત અને વૃક્ષોવડે ક્ષોભ પામતી હતી, તેથી તેમાં મોટા મોટા શબ્દો થતા હતા.[७] એ નદી ગંગા જેવી જણાતી હતી, કેમ કે તેના પ્રવાહમાં શૂલ, પર્વત, પ્રાસ, તરવાર, ભાલા, બાણ, મુદ્ગર અને તોમરના સમુદાયો તણાતા હતા; એ નદી પર્વતને વીંટીને વહેતી હતી, ને વળી શસ્ત્રોવડે પર્વતનાં પડખાં કપાતાં હતાં.[८] એ યુદ્ધમાં અનેક પ્રકારની માયા થતી હતી. જાણે પૃથ્વી ભમતી હોય, જળમાં બૂડતી હોય, અગ્નિવડે બળતી હોય, કે વાયુવડે ઉડતી હોય, તેમ જોવામાં આવતી હતી. રાક્ષસ અને પિશાચનાં શરીરો જાણે દોડતાં હોય, પડતાં હોય, યુદ્ધ કરતાં હોય, કે ખાતાં હોય, તેમ જોવામાં આવતું હતું. એક માયા શાંત થાય તો તેનાથી જુદા પ્રકારની અન્ય માયા થતી હતી. તેમાં પરસ્પર મારતા હતા ને માર ખાતા પણ હતા.[९] સર્વ દિશાઓમાં શસ્ત્રોવડે પર્વત કપાતા હતા, રુધિરે કરી સમુદ્રો ભરાતા હતા, ને ઠેકઠેકાણે મુડદાના ઢગલા થઇ ગયા હતા.[१०] શસ્ત્રો સિંહની પેઠે સેનામાં પડતાં હતાં ને દેવો તથા દૈત્યોને ગળી જતાં હતાં. તેમ જ તીક્ષ્ણ ધારારૂપી નખવડે શત્રુને ચીરી નાખતાં હતાં.[११] સર્પાસ્ત્રના પ્રયોગથી સેનામાં સર્પો ફરતા હતા, તેનાં નેત્ર અને મુખમાંથી ઝેરી જ્વાળા નિકળતી હતી, તેણે કરી એક વખતે બાર સૂર્ય ઉગ્યા હોય તેમ જણાતું હતું, ને તેથી ડુબેલા પર્વતવાળા સમુદ્ર જેવું એ યુદ્ધ જણાતું હતું.[१२] સમુદ્રાસ્ત્રના પ્રયોગથી મોટી ગર્જના કરતો સમુદ્ર મેરુપર્વતને વીંટી લે તેવા મોટા તરંગોવડે જગતને વીંટી લેતો હતો.[१३] એ યુદ્ધમાં ગરુડાસ્ત્રના પ્રયોગથી નીકળેલાં ગરુડોને જોઇ સર્પો ભાગતા હતા. ક્ષણવારમાં અગ્નિથી ભરેલું, ક્ષણવારમાં સમુદ્રથી ભરેલું, ક્ષણમાં સૂર્યથી અને ક્ષણમાં અંધકારથી ભરેલું એ યુદ્ધસ્થાન જણાતું હતું.[१४] ગરુડોના ગુડગુડ શબ્દો થતા હતા. અગ્નિના પહાડો, આકાશમાં જોવામાં આવતા હતા, ને સ્વર્ગ, પાતાલ તથા ભૂતલ બળતાં હતાં, તેથી આખું જગત્ વ્યાકુળ થઇ ગયું હતું.[१५] પક્ષીની પેઠે અસુરો ઉડતા હતા, ને પ્રલય વખતે પર્વતશિલાની પેઠે દેવો, ભૂત-

લમાં પડતા હતા.૧૬ શરીરમાં લાગેલાં શસ્ત્રોવિષે અગ્નિ બળતો હતો, તેથી પ્રલય વખતે બળતા પર્વત જેવા દેવ તથા દૈત્યો જણાતા હતા.૧૭ મેરુ પર્વતની ચારે દિશામાં દેવ તથા દૈત્યોનાં શરીરમાંથી નીકળતા રુધિરના પ્રવાહોવડે ગંગા જેવી નદી વહેતી હતી.૧૮ દેવ તથા દૈત્યો, પરસ્પર પર્વતની, જલની, શસ્ત્રની અને કઠોર વજ્રની વૃષ્ટિ કરતા હતા.૧૯ શસ્ત્રોવડે પર્વતનાં પડખાં તુટી ગયાં હતાં, તે ગેરુનાં હોવાથી ઉત્સવના પ્રસંગે હાથીના માથા ઉપર કુંકુમ આદિ નાખ્યાં હોય તેમ જણાતાં હતાં.૨૦ યુદ્ધને ન તજતા દેવ અને દૈત્યો, હાથમાં શસ્ત્ર લઇ મારતા હતા, ને હાથી ઉપર આકાશમાં અધિક શોભતા હતા.૨૧ કપાઈ ગયેલાં અને ભમતાં એવાં હાથ, માથાં, ભુજા અને સાથળો, આકાશ અને દિશાઓનાં તીડ જેવાં જણાતાં હતાં. તેણે કરી દિશાઓ, મેઘે કરી વ્યાપ્ત હોય તેવી જોવામાં આવતી હતી.૨૨ પ્રહારે કરી શબ્દ કરતા યોદ્ધાઓનાં ત્રુટી પડતાં, પરસ્પર અથડાવાથી ભાંગી જતાં શસ્ત્રોવડે અને ફેંકેલા પર્વત તથા શિલા આદિવડે પૃથ્વી ખંડિત થતી હતી.૨૩ એ યુદ્ધ, પરસ્પર શસ્ત્ર, શિલા, પર્વત અને વૃક્ષોની વૃષ્ટિએ કરી મેરુ જેવાં કઠોર શરીરોના ઘસાવાથી, તથા ભયંકર શબ્દોવડે ચડચડાટ શબ્દ કરી આકાશ ફૂટતું હોવાથી, પ્રલય કાળ જેવું જણાતું હતું.૨૪ પ્રબલ વાયુવડે બ્રહ્માંડના ઉપલા ભાગમાં સૂર્ય ક્ષોભ પામતો હતો, ને નીચેના ભાગમાં જલ તથા અગ્નિ ક્ષોભ પામતાં હતાં. માયાએ કરી દેવ અને દૈત્યો વધતા હતા ને બ્રહ્માંડના છેડાના ભાગો તુટી ગયા હતા; તેથી તેમાં અકાલ પ્રલય થયો હોય તેવું જોવામાં આવતું હતું.૨૫ પર્વતનાં શિખરો કે જે શસ્ત્રો વાગવાથી તુટી ગયાં હતાં, ગુફામાં ભરાયેલા વાયુવડે તથા ઉંચા ઉંચા સિંહના શબ્દોવડે શબ્દ કરતાં હતાં. તેણે કરી દિશાઓ, ભરાઇ ગઇ.૨૬ વળી માયાએ કરી રચેલી નદી, સમુદ્ર, યોદ્ધા, મેઘ, અગ્નિદાહ, વૃક્ષ, દેવ અને દૈત્યોનાં મડદાં; પર્વત, શિલા, બાણ, તલવાર, શક્તિ, ગદા તથા અસ્ત્ર અને શસ્ત્રોવડે પણ દિશાઓ ભરાઇ ગઈ હતી.૨૭ મેરુ પર્વતની પાસેના પર્વત જેવડાં શરીરવાળા હાથીઓનાં મડદાંથી દિશાઓ ભરાઈ ગઈ હતી; તેમ જ યોદ્ધાઓના શરીરોવડે, પર્વતોવડે અને પવનથી પડતાં દેવોનાં નગરથી સમુદ્રો ભરાઈ ગયા હતા.૨૮ તે વખતે મોટા ધુધવાટથી આકાશ પૂરાઈ ગયું હતું; રુધિરવડે પર્વત અને પૃથ્વી ધોવાઇ ગયાં હતા; અને લોહીના ધ્રો ભરાયા હતા, તેથી બ્રહ્માંડ, અતિ વ્યાકુલ થઇ ગયું હતું.૨૯ આ યુદ્ધ, ઇંદ્રાદિ દેવોને વિકારકરવાવાળું, જેનો ક્ષય થાવાનો હોય તેને દુઃખ દેવાવાળું, ઉદય થવાનો

હોય તેને સુખ દેવાવાળું, અને દેવ તથા દૈત્યોને વૈર કરાવવાવાળું હતું; તેથી અવિદ્યા જેવું દુસ્તર હતું.[૩૦]



# *સર્ગ ૨૯ મો.

## દામ, વ્યાલ અને કટનો પરાજય.

**श्रीवसिष्ठ उवाच–एवंप्रायाकुलारंभैरसुरैरसुहारिभिः।**
**सहसाहूतसंरब्धैरारब्धः सुमहान्रणः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે **રામ**! આગળ કહ્યા પ્રમાણે આકુલ આરંભવાળા અને પ્રાણ હરવાવાળા અસુરોએ ઉગ્ર યુદ્ધ આરંભ્યું.[૧] દેવોએ, કોઇ વખતે માયાએ કરી, કોઈ વખતે વિવાદે કરી, કદાચિત્ સંધિ કરી, કદાચિત્ કલેશ કરી, ભાગી જવાથી, ધીરતાથી, ગુપ્ત રીતે પોતાનાનું રક્ષણ કરવાથી, કૃપણતાથી, અસ્ત્ર યુદ્ધથી, અને ઘણી વખતે અદૃશ્ય થઇ જઇને તે યુદ્ધને ટકાવી રાખ્યું. તેમાં પ્રથમ ત્રીસ વર્ષ પર્યંત યુદ્ધ કર્યું. બીજી વખતે પાંચ વર્ષ આઠ માસ અને દશ દિવસ સુધી યુદ્ધ કર્યું. તથા ત્રીજી વખત બાર દિવસ સુધી યુદ્ધ કર્યું. ત્યાંસુધી વૃક્ષ, અગ્નિ, શસ્ત્ર, વજ્ર અને પર્વતની પરસ્પર વૃષ્ટિ કરતા હતા.[૨–૩–૪] તેટલા વખતમાં તો અહંકારના દૃઢ અભ્યાસથી દામ, વ્યાલ અને કટના મનમાં વાસનાએ કરી અહંભાવ ઉત્પન્ન થયો.[૫] જેમ પાસે રહેવાથી અરીસામાં પ્રતિબિંબ પડે છે, તેમ અતિ અભ્યાસથી તેઓના મનમાં અહંકાર ઉત્પન્ન થયો.[૬] જેમ દૂર રહેલો પદાર્થ અરીસામાં પ્રતિબિંબતો નથી, તેમ ઉત્પન્ન થયેલી વાસના પણ અભ્યાસના ત્યાગથી ચિરકાળે નષ્ટ થાય છે.[૭] જ્યારે તે દૈત્યોના મનમાં વાસના ઉત્પન્ન થઇ, ત્યારે 'હું જીવતો રહું તો ઠીક'. 'તે માટે મને ધન જોઇએ' એવી દીનતા પેદા થઇ.[૮] પછી 'વિહિત કર્મો કરવાં, નિષિદ્ધ કર્મો ન કરવાં' એવી વાસના થઇ. ત્યારબાદ 'મારો દેહ સદા નીરોગી રહે, ભોગ ભોગવવા સમર્થ રહે.' એવો મોહ ઉત્પન્ન થયો. એટલે અનેક આશાના ફાંસલા ગળામાં પડયા; તેથી

* આ ઓગણત્રીશમા સર્ગમાં દેહાભિમાન પ્રાપ્ત થવાથી દેવોની સાથે યુદ્ધમાં દામ, વ્યાલ, અને કટનો ખેદ, ભાગવું, અને પરાજય, એનું વર્ણન કરવામાં આવશે.

તેઓ વૃથા દીનતાને પામ્યા.[૯] દામ, વ્યાલ અને કટ, વાસના વિનાના હતા તો પણ તેઓએ રજ્જુ વિષે જેમ ભુજંગની કલ્પના થાય તેમ દેહમાં મમતા કલ્પી લીધી.[૧૦] 'મારો દેહ, પગથી લઇ માથા પર્યંત આબાદ કયે પ્રકારે થાય.' એવી તૃષ્ણાએ કરી તેઓ દીનતા પામ્યા.[૧૧] 'મારો દેહ, સ્થિર થાય.' 'સુખ માટે ધન જોઇએ' એ પ્રકારની બુદ્ધિ તળે તેઓનું ધૈર્ય, ઢંકાઇ ગયું.[૧૨] વાસના ઉત્પન્ન થવાથી શરીરબળ ઘટી ગયું, અને તેથી પ્રહાર કરવામાં જે તત્પરતા હતી, તે રહી નહીં.[૧૩] 'અમે આ જગત્ વિષે દેવ કેમ થઇએ'? એવી ચિંતા થવાથી તેઓ જલ વિનાનાં કમળની પેઠે કરમાવા લાગ્યા.[૧૪] તેઓને સ્ત્રી, અન્ન, પાન આદિ વિષયોમાં આસક્તિ થઇ; જેણે કરી સંસારની પ્રાપ્તિ થાય છે.[૧૫] હવે યુદ્ધમાં તેઓને ભય લાગ્યો, ને 'આ યુદ્ધમાંથી જીવતા રહીએ તો ઠીક.' એવી ઇચ્છા થઇ.[૧૬] એ રણસંગ્રામમાં 'મરીશું' 'મરીશું' એવી ચિંતાથી તેઓ બીતા બીતા લડતા હતા.[૧૭] શક્તિ ઘટી જવાથી અને મરણના ભયથી તેઓ કેવળ શરીરનો બચાવ કરતા હતા; તેથી દેવોએ તેઓને દબાવી દીધા. [૧૮] તેઓ, એટલે સુધી હીનબળ થયા કે, પાસે આવેલા શત્રુને પણ મારી શકતા નહતા[૧૯] તેઓ મચ્છર જેવા નિર્બળ થયા, ને દેવતાઓ, પ્રહાર કરતા હતા, તેથી બીજા યોદ્ધા જેવા થઇ રહ્યા.[૨૦] ને છેવટ મરણના ભયને લીધે દેવોની સામે યુદ્ધમાંથી ભાગી છૂટયા.[૨૧] તે દામ, વ્યાલ, અને કટ, જ્યારે યુદ્ધમાંથી ભાગ્યા ત્યારે પ્રલયના પવનથી ઉડતા તારાની પેઠે એ દૈત્યની સેના ચોતરફ ભાગી છૂટી.[૨૨-૨૩] મેરુ પર્વતના લતાગ્રહોમાં, પર્વતોનાં શિખર ઉપર, સમુદ્રના કિનારા ઉપર, મેઘના સમુદાયમાં, સમુદ્રના જળમાં, ખાડામાં, નદીઓમાં, જંગલોમાં, દિશાઓના અંતમાં, બળતાં વનોમાં, શસ્ત્રોવડે ઉજડ થયેલા દેશોમાં, ગામોમાં, શેહેરોમાં, સિંહ અને વાઘવાળી અટવીઓમાં, નિર્જળ સ્થળમાં, વનના અગ્નિમાં, લોકાલોકના તટમાં, બીજા પર્વતોમાં, ધ્રોમાં, આંધ્ર દેશમાં, દ્રવિડમાં, પારસી દેશમાં, કાશ્મીર દેશમાં, સમુદ્રોના તરંગોમાં, ગંગા જળમાં, દ્વીપાંતરમાં, જાળમાં, અને જંબૂદ્વીપના જુદા જુદા દેશોમાં પર્વત જેવા દૈત્યો પડ્યા; જેનાં અંગ અને ચરણ ફૂટી પડ્યાં હતાં; હાથ તથા બાહુ કપાઇ ગયા હતા;[૨૪-૨૯] તેઓનાં આંતરડાં શાખામાં લટકી રહ્યાં હતાં; લોહી વહેતાં હતાં; માથા ઉપરના મુકુટો ખસી ગયા હતા; પગ ભાંગી ગયા હતા; ને નેત્ર કોપાયમાન હતાં.[૩૦] શસ્ત્રો હાથમાં હતાં; બકતર ત્રુટી ગયાં હતાં; દૂર ભાગવાથી શસ્ત્ર અને વસ્ત્ર વિપરીત થઇ ગયાં હતાં;[૩૧] મસ્તકના ટોપ ગળામાં લટકતા હતા, તેના ભયંકર શબ્દો થતા હતા; શિલા ઉપર પડવાથી માંથાં ફુટી

ગયાં હતાં.[૩૨] જેમ વૃષ્ટિ થવાથી રજઃકણુ અદૃશ્ય થાય, તેમ યુદ્ધના આરંભમાં શસ્ત્ર ચાલવા લાગ્યાં ત્યારથી જ સર્વ દૈત્યો દિશાઓમાં અદૃશ્ય થઇ ગયા.[૩૩]

# સર્ગ ૩૦ મો.*

## દામ, વ્યાલ અને કટની જન્મપરંપરા.

**श्रीवसिष्ठ उवाच-इति तुष्टेषु देवेषु दानवेषु हतेषु च ।**
**दामव्यालकटा दीना बभुवुर्भयविह्वलाः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–એવી રીતે દૈત્યો ભાગી ગયા ને દેવતાઓ પ્રસન્ન થયા; ત્યારે દામ, વ્યાલ, અને કટ ભયમાં પડ્યા; ને વ્યાકુલ થયા.[૧] તેને જોઇ સેનાનો નાશ થવાથી કોપે કરી અગ્નિની પેઠે બળતો શંબરાસુર, 'સેના ક્યાં છે?' એવી રીતે પૂછવા લાગ્યો.[૨] ત્યારે શંબરના ભયથી દામ, વ્યાલ, અને કટ પોતાનું સ્થાન તજી સાતમા પાતાળમાં જઇ રહ્યા. જ્યાં કાળ જેવા ભયંકર યમદૂતો રહેતા હતા; ને નરકનું પાલન કરતા હતા.[૩-૪] યમદૂતોએ શરણે આવેલા તે ત્રણે જણાને અભય દાન આપી, જાણે દેહધારી ચિંતા હોય તેવી એક એક કન્યા આપી.[૫] પછી સંસાર વાસનાવાળા તે દામ, વ્યાલ, અને કટે બાકીનું દશ હજાર વર્ષનું આયુષ સાતમા પાતાળમાં ભોગવ્યું છે.[૬] 'આ મારી પ્રિયા' 'આ મારી કન્યા' 'આ મારી પ્રભુતા' એ પ્રકારની વાસનામાં ને વાસનામાં તેઓનો કાળ વ્યતીત થયો.[૭] હવે યમ કદાચિત્ નરકોનાં કામ માટે અચાનક તે સ્થળે આવ્યા.[૮] એ યમને 'આ ધર્મરાજા છે' એમ તે દૈત્યો જાણતા ન હતા, તેથી સાધારણ નોકર જાણી પ્રણામ ન કર્યાં.[૯] તે માટે યમરાજે ભ્રુકુટિ માત્રે કરી તેઓને મહા નરકમાં નાખ્યા. જ્યાં સો યોજન પર્યંત ગોઠણ સુધી ધગધગતા અંગારા ભર્યા છે.[૧૦] તે નરકોમાં સ્ત્રી અને સંબંધી સહવર્તમાન તે ત્રણે દૈત્યો, દયાજનક શબ્દ કરતા કરતા વનના અગ્નિમાં ઉગતાં વૃક્ષોની પેઠે બળીને ભસ્મ થયા.[૧૧] પછી 'બાંધવું' 'મારવું' ઇત્યાદિ યમદૂતોની ક્રૂરવાસનાવડે ભીલ યોનિમાં જન્મ્યા; ને ત્યાં પણ મારવા બાંધવાનાં કામ માટે રાજાના નોકર થઇ

* આ ત્રીશમા સર્ગમાં પાતાળમાં યમરાજની દૃષ્ટિથી બળી ગયેલા દામ, વ્યાલ અને કટની કાશ્મીર દેશમાં માછલાનાં જન્મ પર્યંતની જન્મ પરંપરા કહેવામાં આવશે.

રહ્યા.[૧૨] કિરાતનો દેહ પડી જવા પછી કાગડાનો અવતાર થયો. ત્યારબાદ ગીધ ને પછી પોપટનો અવતાર થયો.[૧૩] ત્રિગર્ત દેશમાં સુવર થયા. પર્વતોમાં મેંઢાં થયા. ને મગધ દેશમાં કીડા થયા.[૧૪] એવી રીતે બીજા પણ સંખ્યાબંધ જન્મ ધારણ કર્યા પછી હમણાં કાસ્મીર દેશમાં વનના તલાવડામાં માછલાં રૂપે છે.[૧૫] ત્યાં વનના અગ્નિવડે ઉકળતાં કાદવવાળાં પાણીનું પાન કરે છે; સડેલા કાદવમાં જર્જરિત થઇ ગયા છે; ને તે, મરણ દશા કે જીવન દશામાં નથી એટલે મહા દુઃખી સ્થિતિમાં છે.[૧૬] એ પ્રકારે અનેક જન્મ દુઃખને વારંવાર અનુભવી સમુદ્રમાં તરંગની પેઠે તે દૈત્યો થઇ થઇને નાશ પામતા હતા.[૧૭] એ દૈત્યો, સંસાર સાગરમાં પડયા; વાસના જાળથી બંધાયા; ને દેહરૂપી તરંગમાં એવા તો તણાયા છે કે આજ સુધી પણ શાંતિ પામ્યા નથી. માટે હે રામ! તમે વાસનાનું મોટાપણું એ અસુરોનાં દૃષ્ટાંતથી સર્વત્ર જાણી લ્યો.[૧૮]

---

# *સર્ગ ૩૧ મો.

## સંસારનું કારણ અહંકાર.

**श्रीवसिष्ठ उवाच**—अतः प्रबोधाय तव वच्मि राम महामते ।
दामव्यालकटन्यायो मातेऽस्त्विवति तु लीलया ॥ १ ॥

વસિષ્ઠ કહે છે; હે **રામ**! એટલા માટે બોધ સારુ હું તમને કહું છું કે, ‘દામ, વ્યાલ તથા કટનો ન્યાય, તમને મા હો.[૧] મન અવિવેકથી અનંત જન્મનાં દુઃખવાળી મહા આપત્તિમાં પડે છે.[૨] દેવોનો નાશ કરે તેવું સેનાધિપતિપણું કયાં? અને તડકાથી તપી ગયેલાં જળવાળા ખાડામાં માછલાનું શરીર કયાં?[૩] દેવતાઓને પરાજિત કરે તેવું ધૈર્ય કયાં? અને કિરાતના રાજાના રાજ્યમાં અધમ નોકરી કયાં?[૪] અહંકાર વગરની ચિત્ શક્તિ કે જે સત્વગુણે કરી ઉદાર બુદ્ધિવાળી હોય છે તે કયાં? અને મિથ્યા વાસનાએ કરી અહંકારની કુકલ્પના કયાં?[૫] વિસ્તાર પામેલી આ સંસારરૂપી વિપલતાનું બીજ અહંકાર છે; ને વાસનાઓ, શાખાદિને ઠેકાણે છે.[૬] માટે હે **રામ**! અહંતાનું સ્થાન કયાંઇ પણ નથી એવો

---

* આ એકત્રીશમા સર્ગમાં, અહંકારથી સ્વાર્થપાત, અનર્થની પ્રાપ્તિ અને દામ આદિ પદાર્થોનાં સત્પણાં તથા અસત્પણાંનો બાધ વર્ણન કરવામાં આવશે.

વિચાર કરી અહંકારનો નાશ કરો ને સુખી થાઓ.૭ અહંકાર જેમ અનર્થનું કારણ છે, તેમ સ્વાર્થનો નાશ કરવાવાળો પણ છે; કેમ કે પરમાર્થ સ્વરૂપ કે જે અમૃતમય છે, ને આધિભૌતિક, આધ્યાત્મિક તથા આધિદૈવિક દુઃખે કરી રહિત છે, તેને અહંકાર ઢાંકી દે છે.૮ હે **રામ**! દામ, વ્યાલ તથા કટ પ્રથમ ન હતા, તે માયાવડે થયા, અહંકારે કરી જન્મ મરણના પ્રવાહમાં સત્તાને પ્રાપ્ત થયા.૯ એ ત્રણે જીવો હમણાં કાશ્મીર દેશના જંગલના તળાવમાં માછલાં થઈને રહ્યા છે, ને શેવાળના કણને પણ ખાવા દોડે છે.૧૦

## સત્ તથા અસત્‌નું નિરાકરણ.

**રામ** પૂછે છે; હે મુનિરાજ! અસત્‌નો ભાવ નથી, ને સત્‌નો અભાવ નથી. ત્યારે એ ત્રણે દૈત્યો અસત્ છતાં સત્તાવાન શી રીતે થયા?૧૧

**વસિષ્ઠ** કહે છે; હે **રામ**! અસત્ કદાપિ કિંચિન્માત્ર પણ સંભવતું નથી, એમ તમારું કહેવું સત્ય છે; પણ સૂક્ષ્મ સત્ આવિર્ભાવે કરી સ્થૂલ થાય, એ જ ઉત્પત્તિ કહેવાય છે; ને સ્થૂલ તિરોભાવે કરી સૂક્ષ્મ થાય, એ જ વિનાશ કહેવાય છે.૧૨ હે **રામ**! ત્યારે હવે શું અસત્ છે? ને શું સત્ છે? તે કહો; હું દૃષ્ટાંત આપી તમને બરાબર બોધ કરીશ.૧૩

**રામ** પૂછે છે; હે મહારાજ! આપણ સર્વે સત્ છીએ, એ પ્રમાણ સિદ્ધ છે; ને દામાદિક તો માયાથી થયેલા હોવાથી અસત્ હતા, એમ તમે જ કહ્યું હતું, ને વળી તેની સત્તા કહો છો, તેનો શો અભિપ્રાય છે?૧૪

**વસિષ્ઠ** કહે છે; હે **રામ**! દામ આદિ ત્રણે દૈત્યો માયિક હોવાથી અસત્ છતાં પણ મૃગજળની પેઠે જેમ સત્ય જેવા જણાતા હતા, તેમ સુર, અસુર અને દાનવાદિ આપણ સર્વે અસત્ય છતાં ચેષ્ટા કરીએ છીએ, જઈએ છીએ ને આવીએ છીએ.૧૫-૧૬ હે **રામ**! સ્વપ્નમાં પોતાનું મરણ જેમ અનુભવમાં આવે છે, તેમ તમારા શરીરનો ભાવ અને મારા શરીરનો ભાવ, અસત છતાં પણ અનુભવમાં આવે છે.૧૭ જેમ મરણ પામેલું માણસ સ્વપ્નમાં જોવામાં આવે છે, પણ તે ખોટું છે, તેમ જગત્ જોવામાં આવે છે, પણ ખોટું છે.૧૮ હે **રામ**! જગતને સત્ય માનવાવાળો અતિ મૂઢ છે, એમ જાણવું, તે પ્રત્યે જગતનું અસત્યપણું કહેવું નકામું છે; કેમ કે આત્મ તત્ત્વનો વિચાર કર્યા વિના જગતની અસત્યતાના અનુભવનો બોધ થતો નથી.૧૯ જગતની સત્યતાના દૃઢ નિશ્ચયનો નાશ તત્ત્વભાસ

વિના કદાપિ થાય તેમ નથી.[૨૦] આ જગત્ અસત્ છે, બ્રહ્મ સત્ છે, એવાં તત્ત્વજ્ઞનાં વચનને અજ્ઞાની ઉન્મત્તના બકવાદની પેઠે હસી કાઢે છે.[૨૧] જેમ મદિરામત્ત અને સાવધાનની એકતા સંભવતી નથી, અંધકાર તથા પ્રકાશની એકતા સંભવતી નથી, ને છાયા તથા તડકાની એકતા સંભવતી નથી, તેમ બોધ વિષે જ્ઞાની અને અજ્ઞાનીની એકતા સંભવતી નથી.[૨૨] ઘણી મેહેનત લઇ બોધ કર્યો હોય, તો પણ અજ્ઞાની જેમ મડદું ચાલી શકતું નથી તેમ, દ્વૈતનો બાધ કરી શકતો નથી; ને આરોપિત દ્વૈતનો બાધ કર્યા વિના અધિષ્ઠાન બ્રહ્મ જાણી શકાતું નથી; માટે અજ્ઞ પ્રત્યે આત્મોપદેશ વૃથા છે.[૨૩] આ સર્વ જગત્ બ્રહ્મરૂપે છે, એમ અજ્ઞાની પ્રત્યે કહેવું યોગ્ય નથી; કેમકે તપ, વિદ્યા આદિનો સંસ્કાર ન હોવાથી અજ્ઞાનીને અનાદિ કાળનો દ્વૈતની સત્યતાનો અનુભવ છે.[૨૪] હે **રામ**! જેમ અત્યંત અજ્ઞાની પ્રત્યે જગતની અસત્યતાનો બોધ નકામો છે, તેમ તત્ત્વજ્ઞ પ્રત્યે પણ એ બોધ વ્યર્થ છે; કેમ કે તેને તો તત્ત્વજ્ઞાન થયું છે. માટે જગતની અસત્યતાનો બોધ, અલ્પજ્ઞ પ્રત્યે સફળ થાય છે.[૨૫] દૃશ્યમાન જગત્ નિર્વિકાર બ્રહ્મરૂપે છે, એમ જાણવાવાળા તત્ત્વજ્ઞને દ્વૈતના બોધનો કયાં ઉપયોગ છે? અર્થાત્ નથી. કારણ કે તેને તો આગળથી જ દ્વૈતનો બોધ થયેલો છે.[૨૬] આત્મા પરમાત્મારૂપ જ છે. અહંકાર પણ કિંચિન્માત્ર તેથી ભિન્ન નથી. માટે જ્ઞાનીને અહંકારનો પણ બોધ કરવો રહેતો નથી.[૨૭] જેમ જ્ઞાનીની દૃષ્ટિમાં જગત્ અત્યંત અસત્ છે; તેમ અજ્ઞાનીની દૃષ્ટિમાં પરમાર્થ અત્યંત અસત્ છે, માટે અજ્ઞાનીને પરમાર્થનો બોધ કરી શકાતો નથી.[૨૮] મૂઢ, મિથ્યા અહંતામય છે; ને જ્ઞાની, સત્ય અદ્વૈતમય છે તો બંનેના સ્વભાવનો બોધ થઇ શકે તેમ નથી.[૨૯] જે, જેમય હોય તેને તેનો બોધ કેમ સમજવામાં આવે? હું ઘડો છું એમ કહેનાર પુરુષનું વચન કેમ સત્ય મનાય?[૩૦] તે માટે હે **રામ**! આ વસિષ્ઠ, રામાદિ શરીરરૂપે પ્રસિદ્ધ આપણે સર્વે તથા દામ, વ્યાલ અને કટ કોઇ પણ શાસ્ત્ર દૃષ્ટિએ કરી સત્ય નથી; તત્ત્વજ્ઞના અનુભવમાં સત્ય નથી; ને યુક્તિથી પણ સત્ય નથી.[૩૧] કેવળ બ્રહ્મ જ સત્ય છે; જે શુદ્ધ, જ્ઞાન સ્વરૂપ, સર્વત્ર વ્યાપક, શાંત તથા જન્મ મરણ રહિત છે.[૩૨] સર્વ જગત્ શાંત છે, શૂન્યતા રહિત છે ને સન્માત્ર પૂર્ણ ભાવે કરી રહ્યું છે. તે ચિદાકાશમાં આ સૃષ્ટિઓ, અન્ય પ્રકારે જોવામાં આવે છે.[૩૩] હે **રામ**! જેનાં નેત્રમાં તિમિર રોગ હોય તેને આકાશમાં જેમ કેશના ગુચ્છ જોવામાં આવે છે; તેમ અજ્ઞાનીને ચિદાકાશમાં સૃષ્ટિઓ જોવામાં આવે

છે.[૩૪] એ સત્યાત્મા પોતાને જે જે પ્રકારે જોવા ઇચ્છે છે, તે તે પ્રકારે ક્ષણમાં અનુભવે છે. તે સત્યાત્મ દૃષ્ટિના બળથી અસત્યને પણ સત્ય જેવું અનુભવે છે.[૩૫] તે માટે હે રામ! ત્રણે જગતમાં સત્ય નથી, ને અસત્ય પણ નથી, સત્યાત્મા, જેને જે પ્રકારે જોવા ઇચ્છે છે, તે, તે પ્રકારે ઉત્પન્ન થાય છે.[૩૬] જેવા દામ, વ્યાલ તથા કટ છે; તેવા રામ, વસિષ્ઠ આદિને આકારે આપણ સર્વે ઉત્પન્ન થયા છીએ, તેમ છતાં દામ, વ્યાલ આદિ પ્રત્યેજ સત્ય અસત્યતાનો પ્રશ્ન કાં કર્યો?[૩૭] આ અનંત ચિદાકાશની અંદર જે સંવિત્ જે પ્રકારે ઉદય પામે છે, ત્યાં તે, તે પ્રકારે બરાબર ભાસે છે.[૩૮] સંવિત્, જ્યાં દામ, વ્યાલ અને કટરૂપે પોતાની મેળે ઉદય પામી, ત્યાં તેવા અનુભવથી તે પ્રકારે થઇ,[૩૯] સંવિત્, જ્યાં આપણ રૂપે ઉદય પામી, ત્યાં તેવા અનુભવથી તે આકારે થઇ.[૪૦] ચિદાકાશ કે જે નિરાકાર છે, તેના સ્વપ્નના પ્રતિભાસને જગત્ એવું નામ આપ્યું છે.[૪૧] ચિદાકાશ, જે જગત્માં જાગૃત છે, તેનું નામ દૃશ્ય આપ્યું છે; ને જે અદ્વૈત આત્મ સ્વરૂપમાં સૂતું છે એટલે બાહ્ય જ્ઞાને કરી રહિત છે, તેને મોક્ષ કહે છે.[૪૨] એ બે અવસ્થા પણ બોધ માટે કલ્પી છે. ખરું તો એ ચિદાકાશ, જાગતું નથી, ને સૂતુંએ નથી. આ દૃશ્ય જગત્ કેવલ ચિદાકાશ છે.[૪૩] હે રામ! તે માટે જેમ 'ઘટ' અને 'કલશ' એ બે શબ્દ જુદા છે, પણ તેનો અર્થ જુદો નથી; તેમ સર્ગ અને મોક્ષ એ બે શબ્દ ભિન્ન છે, પણ તેનો અર્થ ભિન્ન નથી.[૪૪] જેમ તિમિર રોગવાળું નેત્ર, કેશના ગુચ્છ જેવું આકાશમાં દેખે છે; તેમ અજ્ઞાનની ઉપાધિવાળો આત્મા, પોતાના સ્વરૂપને જગત્ દેખે છે.[૪૫] જેમ એ કેશનો ગુચ્છ કિંચિન્માત્ર પણ નથી, પણ નેત્ર પોતે તે રૂપે રહ્યું છે; તેમ આ જગત્, કિંચિન્માત્ર પણ નથી, પરંતુ ચિદાકાશ પોતે જગદ્રૂપે રહ્યું છે.[૪૬] અધ્યારોપ દૃષ્ટિમાં ચિદાકાશ સર્વત્ર વ્યાપક છે; તેમાં સર્વ આરોપનો સંભવ હોવાથી સર્વ પદાર્થ સર્વત્ર છે; ને અપવાદ દૃષ્ટિમાં તો કોઇ પણ સ્થળે કિંચિન્માત્ર પણ નથી, એવી રીતે અધ્યારોપ અને અપવાદ એ બન્ને પ્રકારમાં પણ જગત્, ભેદ રહિત, વ્યાપક અને પરિપૂર્ણ અદ્વિતીય બ્રહ્મરૂપે છે. એટલા માટે હે રામ! તમે પણ શોક, ભય તથા ભેદને તજી પરિપૂર્ણ થઇ રહો.[૪૭] ચિદાકાશ, સ્ફટિક મણિના ઉદર જેવું શૂન્ય જણાય છે, તથાપિ તે શૂન્ય નથી પણ ચિદ્દ્ઘન છે. પ્રતિબિમ્બની પેઠે તેમાં 'છે' 'નથી' એવી બુદ્ધિ નથી જ. જે જે કાંઇ પ્રતીત થાય છે, તે તે રૂપે ચિદાકાશ જ ભાસે છે.[૪૮]

# સર્ગ ૩૨ મો.*

## દામ, વ્યાલ અને કટનું ભવિષ્યકથન.

**श्रीराम उवाच—सतामप्यसतामेव बालयक्षपिशाचवत् ।**

**दामव्यालकटादीनां दुःखस्यांतः कथं भवेत् ॥ १ ॥**

રામ પૂછે છે;–હે મુનિરાજ! દામ, વ્યાલ, અને કટ આદિ જીવો કે જે અજ્ઞાનીની દૃષ્ટિમાં સત્ય છતાં પરમાર્થમાં અસત્ય છે, તેનો મોક્ષ ક્યારે થશે?[1]

વસિષ્ઠ કહે છે;–હે રામ! જ્યારે યમરાજે એ દૈત્યોને અગ્નિમાં નાંખ્યા, ત્યારે તેના સંબંધીઓએ તેઓના મોક્ષ માટે પૂછ્યું, તે ઉપરથી યમરાજાએ કહ્યું કે, જ્યારે આ દામ, વ્યાલ તથા કટ, 'પોતે શંબરાસુરની માયાએ કરી કલ્પિત જીવ છે, અને વાસના રહિત અદ્વિતીય ચિન્માત્ર સ્વભાવ છે,' એવી પોતાની કથા સાંભળશે, ત્યારે મુક્ત થશે.[૨–૩]

રામ પૂછે છે;–હે મહારાજ! દામ આદિ દૈત્યો, પોતાની કથા કોની પાસેથી અને ક્યારે સાંભળશે? તે મને કહો.[૪]

વસિષ્ઠ કહે છે;–હે રામ! કાશ્મીર દેશમાં મોટું તળાવ છે. તેમાં તે ત્રણે દૈત્યો, ઘણી વખત જન્મીને પછી કાળે કરી મરણ પામ્યા. અને તે જ તળાવમાં સારસનો જન્મ પામ્યા.[૫–૬] ત્યાં રાતાં કમલમાં, ધોળા કમલમાં, શેવાળમાં, તરંગમાં અને જળના બિંદુવડે શીતળ એવાં શ્યામ કમળમાં તે સારસો ચિરકાલ પર્યંત ઉત્તમ ભોગ ભોગવી, વિહાર કરી મુક્તિ માટે વિવેક પ્રાપ્ત થતાં, ઇશ્વરેચ્છાથી સત્વગુણ, રજોગુણ અને તમોગુણની પેઠે જૂદા પડશે.[૭–૧૦] હવે કાશ્મીર દેશની અંદર અધિષ્ઠાન નામનું નગર છે. તે પર્વત તથા વૃક્ષોએ કરી સુશોભિત છે. તેના મધ્યમાં પ્રદ્યુમ્ન નામનું મનોહર શિખર છે, જે કમળની કર્ણિકા જેવું શોભે છે.[૧૧–૧૨] તેની ઉપર શિખર જેવા ઉંચા મહેલો છે. તેની અંદર એક અતિ ઉત્તમ મહેલ છે.[૧૩] તેના ઇશાન ખુણામાં ફાટેલો ભાગ છે. તેની અંદર એક માળો છે. જેની પાસેનાં ઘાસ, પવનવડે નિરંતર ઉડે છે.[૧૪] તે માળામાં

* આ બત્રીશમા સર્ગમાં, માછલાં અને સારસનાં જન્મમાં વીખુટા પડેલા દામ, વ્યાલ અને કટ, રાજાના મહેલમાં મચ્છર આદિનાં શરીરમાં જ્ઞાન પ્રાપ્ત થવાથી મોક્ષ પામ્યા, એટલો પ્રસંગ આવશે.

વ્યાલ નામનો દૈત્ય, ચકલો થઇ રહેશે. ને જેણે થોડાં શાસ્ત્ર સાંભળેલાં હોય તેવા બ્રાહ્મણની પેઠે 'ચીચી' શબ્દ કરશે.[૧૫] તે વખતે શ્રીયશસ્કર નામનો ઇંદ્ર જેવો રાજા, તે શિખરમાં થશે.[૧૬] તે રાજાના મહેલમાં દામ દૈત્ય, મચ્છર થશે ને મોટા થાંભલાના વિન્ધમાં રહેશે.[૧૭] તે સમયમાં તેજ અધિષ્ઠાન નગરમાં રત્નાવલી વિહાર નામનું વિહારસ્થાન થશે.[૧૮] એ રાજાનો નૃસિંહ નામનો મંત્રી કે જે બંધ અને મોક્ષને કરામલકવત્ જાણશે, તે એ વિહારસ્થાનમાં વાસ કરશે.[૧૯] કટ દૈત્ય, એ મંત્રીનાં મંદિરમાં ક્રકર (એક જાતની મેના) પક્ષી થશે. ને તે ક્રીડાનું સાધન હોવાથી રૂપાના પાંજરામાં રહેશે.[૨૦] તે રાજમંત્રી નૃસિંહ, શ્લોકમાં રચેલી દામ, વ્યાલ અને કટ આદિની ઉત્તમ કથા કરશે.[૨૧] તે સાંભળી ક્રકર યોનીમાં રહેલો કટ દૈત્ય 'અપરિચ્છિન્ન આત્મા સર્વરૂપે થાય છે;' એવું જ્ઞાન થવાથી મોક્ષ પામશે. જેમાં શંબરાસુરે કલ્પેલા જીવભાવનો બોધ થશે.[૨૨] પ્રદ્યુમ્ન શિખર ઉપર રહેવાવાળો ચકલો ત્યાંનાં માણસો પાસેથી કથા સાંભળી મોક્ષને પામશે.[૨૩] રાજમહેલના થાંભલામાં રહેવાવાળો મચ્છર પણ કથા સાંભળી મોક્ષને પામશે.[૨૪] હે રામ! એવી રીતે ચકલો, પ્રદ્યુમ્ન શિખરમાંથી મોક્ષ પામશે; મચ્છર, રાજમહેલમાંથી મોક્ષ પામશે; અને ક્રકર, ક્રીડા સ્થાનમાંથી મોક્ષ પામશે.[૨૫] એ પ્રમાણે દામ, વ્યાલ અને કટનો મોક્ષ પર્યંતનો ક્રમ કહી સંભળાવ્યો. હે રામ! માયા, એવી જ છે કે તે સંસાર શૂન્ય છતાં પણ સંસારરૂપે પ્રકાશે છે.[૨૬] માયા, મૃગ જળની પેઠે અજ્ઞાનથી ભમાવે છે. એવી રીતે અજ્ઞાની પુરુષો, દામ, વ્યાલ અને કટની પેઠે મોટાં પદથી પણ નીચે પડે છે.[૨૭] ભ્રુકુટિ માત્રે કરી દેવતાઓનો નાશ ક્યાં? અને રાજમહેલના થાંભલાના છિદ્રમાં મચ્છરનો અવતાર ક્યાં?[૨૮] લપડાક મારી સૂર્ય ચંદ્રને પાડી નાખવા ક્યાં? અને પ્રદ્યુમ્ન શિખર ઉપર ઘરના ખુણામાં પક્ષીનો અવતાર ક્યાં?[૨૯] લીલાવડે મેરુ પર્વતને પુષ્પની પેઠે તોળી લેવો ક્યાં? અને નૃસિંહ મંત્રીના ઘરમાં ક્રકર પક્ષીનો અવતાર ક્યાં?[૩૦] હે રામ! ચિદાકાશ, અહંકારે કરીને સ્વસ્વરૂપ તજ્યા વિના પ્રાણ, ઇંદ્રિય તથા દેહ આદિ અન્યથા રૂપને પણ પામે છે.[૩૧] અસત્ય છતાં પણ સત્ય જેવી પોતાની વાસના ભ્રાંતિએ કરીને જીવ બ્રહ્મથી ભિન્ન હોય તેમ જણાય છે.[૩૨]

## સંસાર તરવાનો ઉપાય તથા સદાચાર.

હે રામ! હવે એ સંસારને તરવાનો ઉપાય કહું છું.—શાસ્ત્ર વિચારે કરી 'દૃશ્ય, અસત્ છે,' એમ જેણે નિશ્ચય કર્યો છે, એવા પુરુષો, પરમાત્મામાં નિરંતર

રહેલી બુદ્ધિવડે સંસાર સમુદ્રને તરી જાય છે.[૩૩] જે પુરુષો, નાના પ્રકારનાં દુઃખ દેવાવાળા શુષ્કતર્કનો આશ્રય કરે છે, તેઓ, મોક્ષરૂપી લાભનો નાશ કરે છે.[૩૪] પોતાના અનુભવ સિદ્ધ ઉપનિષત્‌ના માર્ગે કરી ચાલવાવાળા પુરુષોનો નાશ થતો નથી; પણ તેઓ, ઉત્તમ ગતિને પામે છે.[૩૫] 'આ મને મળે' 'આ મને મળે' એવી રીતે દીનતાવાળા અભાગીયા પુરુષને નાશ પામેલા પુરુષાર્થની ભસ્મ પણ મળતી નથી.[૩૬] વૈરાગ્યવાન્ કે જે ત્રણે લોકને તૃણ જેવું તુચ્છ જાણે છે, તેને સર્પ, જેમ કાંચળીને મૂકે, તેમ આપત્તિઓ મૂકે છે.[૩૭] એવા વૈરાગ્યવાન્‌ને સ્વલ્પ પણ જ્ઞાન થયું હોય તો દેવતાઓ તેનું બ્રહ્માંડની પેઠે રક્ષણ કરે છે.[૩૮] અસન્માર્ગ કે જે મહા આપત્તિનું સ્થાન છે, તેમાં જવું નહીં. રાહુ, અસન્માર્ગે કરી અમૃત પાન કરતાં પણ મરણ પામ્યો.[૩૯] વેદાંત શાસ્ત્રનું જ્ઞાન, અને બ્રહ્મનિષ્ઠની સેવા, એ બન્ને સૂર્ય જેવાં છે. કારણ કે તે, અજ્ઞાનરૂપી અન્ધકારનો નાશ કરે છે, ને પરમાત્માનો પ્રકાશ કરે છે. તેનો આશ્રય જે પુરુષો કરે છે, તેને કદાપિ મોહરૂપી અન્ધકાર બાધ કરતું નથી.[૪૦] વૈરાગ્ય અને શમ દમાદિ ગુણસંપન્ન પુરુષને જે વશ ન હોય તે પણ વશ થાય છે, સર્વ આપત્તિઓ નાશ પામે છે, ને મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૪૧] જેઓને વૈરાગ્ય આદિ ગુણો વિષે અસંતોષ છે, શાસ્ત્ર શ્રવણમાં પ્રીતિ છે અને સત્ય વિષે વ્યસન છે, તેઓ માણસ છે; ને અન્ય તો પશુ છે.[૪૨] જેઓના યશરૂપી ચાંદનીએ કરીને અન્ય જનોનાં મન પ્રસન્ન થાય છે; તેઓનાં શરીરમાં પરમાત્મા સ્પષ્ટ રીતે રહે છે.[૪૩] જે કાંઇ ભોગવવા જેવાં છે, તે સર્વ ભોગવ્યાં; જોવા યોગ્ય છે, તે જોયાં; હવે કાંઇ બાકી નથી; ત્યારે ભોગમાં લાલસા શા માટે રાખવી? કે જેણે કરી ભાવી જન્મમાં ભટકવું પડે.[૪૪] પોતપોતાના અધિકાર પ્રમાણે શાસ્ત્રને અનુસરી આગલના આચાર્યોએ પ્રવર્તાવેલા સંપ્રદાયની રીતિએ પ્રત્યેક ભૂમિકામાં પરિપાક પર્યંત રહો; ને અન્દરની મિથ્યા ભોગવાસના તજો.[૪૫] સ્વર્ગ પર્યંત પહોંચે તેવા સદ્‌ગુણોનો સંગ્રહ કરો; જેણે કરી સત્પુરુષો, ધન્યવાદ આપે. કીર્તિ અને ધન્યવાદ મૃત્યુથી બચાવે છે; પણ વિષય ભોગો, કદાપિ બચાવી શકતા નથી.[૪૬] જેના ચન્દ્ર જેવા ઉજ્જ્વલ યશને દેવાંગનાઓ પ્રીતિથી ગાય છે, તે પુરુષો જીવતા છે. બીજા મરેલા છે.[૪૭] મોટો શ્રમ લઇ શાસ્ત્ર પ્રમાણે કંટાળા વિના સાધનો મેળવી જે શુભ ઉદ્યોગ કરે છે, તેની કીર્તિ વધે છે.[૪૮] શાસ્ત્ર પ્રમાણે વર્તતા પુરુષોએ ફલસિદ્ધિમાં ઉતાવળ કરવી નહીં. કેમ કે, ચિરકાલે પરિપક્વ થયેલું ફલ, અતિ ઉત્તમ થાય છે.[૪૯]

શોક, ભય, પ્રયાસ, ગર્વ અને ઉતાવળને મૂકીને શાસ્ત્ર પ્રમાણે વ્યવહાર કરો.[૫૦] તમે કે જે ઘણા સંગવાળા છો, ને જેનો ઇંદ્રિય રસીથી બાંધેલો જીવ, જાણે મરણને પ્રાપ્ત થયો ન હોય તેવો છે તે જૂના આંધળા કુવા જેવા સંસારમાં નાશ ન પામો.[૫૧] વળી આથી પણ અતિ અધમ ગતિને પ્રાપ્ત ન થાઓ; ને જેમાં મહા શસ્ત્ર ચાલતાં હોય તેવા મહા યુદ્ધમાં પણ મરણ આદિ આપત્તિનો નાશ કરે, અને અજર અમર અને પરમાનંદ આત્માને દર્શાવે, તેવાં વેદાંત શાસ્ત્રનો અવશ્ય વિચાર કરો.[૫૨-૫૩] આ સંસાર કે જે ગ્રીષ્મઋતુના તડકાથી તપી ગયેલા તલાવડાના દુર્ગંધિ કાદવ જેવો છે, તેમાં વારંવાર મરણમાંથી જીવતાં થતાં ઘરડાં દેડકાંની પેઠે જીવવાની આશા અતિ તુચ્છ છે. માટે મનમાંથી ભોગવાસના કાઢી નાંખો. અને હે આર્યજનો! સર્વ તજી મોક્ષ શાસ્ત્રનો વિચાર કરો.[૫૪] પ્રતિબિંબ જેવો જીવભાવ, અને તેની ઉપાધિ અંતઃકરણ, એ બન્નેનો બોધ થવાથી બ્રહ્મ ચૈતન્ય બાકી રહે છે. માટે જીવભાવ અને અંતઃકરણ બન્ને મિથ્યા છે, ને બ્રહ્મ સત્ય છે, એવો વિચાર કરવો; પણ પશુની પેઠે સાંખ્ય આદિના મતમાં દોરાવું નહીં.[૫૫] અજ્ઞાનરૂપી મહાનિદ્રા કે જે પરિણામે દુઃખ દેવાવાળી છે, પોતાના સમયમાં દીનતા દેવાવાળી છે, અને ફલહીન છે, તેને તજો અને જાગો.[૫૬] ઘરડા કાચબાની પેઠે સૂતા ન રહો, ને લોકવ્યવહારને અનુસારે તથા શાસ્ત્ર અને સદાચાર પ્રમાણે કર્મો કરી ઉત્તમ ફલ માટે અને જરા મરણની શાંતિ માટે ઉઠો. ધનસંપત્તિ, અનર્થનું સાધન છે. ભોગ, સંસારરૂપી રોગને દેવાવાળો છે. આપત્તિ જ સર્વ સંપત્તિ છે, ને સર્વ સ્થળે અનાદર, જય દેવાવાળો છે.[૫૭-૫૯] જે પુરુષ, સદાચારમાં વર્તતો હોય, વિવેકી હોય અને વિષય સુખની ઇચ્છા ન કરતો હોય, તેવા પુરુષનાં આયુષ્ય, યશ, ગુણ, અને લક્ષ્મી, એ સર્વ, વસંતમાં લતાની પેઠે વિકાસ પામે છે, ને ઉત્તમ ફળ આપે છે.[૬૦]

# સર્ગ ૩૩ મો.*

## શુભ ઉદ્યોગનો મહિમા.

**श्रीवसिष्ठ उवाच—सर्वातिशयसाफल्यात्सर्वं सर्वत्र सर्वदा ॥**
**संभवत्येव तस्मात्त्वं शुभोद्योगं न संत्यज ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—હે રામ! ખેતી, નોકરી, મોક્ષ અને શુભ ઉદ્યોગ આદિ સર્વ, યોગ્ય સાધનોવડે બરાબર પુરુષાર્થ કરવાથી પોતપોતાને અનુકૂલ ફલ આપે છે, પણ કદાપિ નિષ્ફલ નીવડતાં નથી. તમને મોક્ષની ઇચ્છા છે, માટે તમે પણ કદાપિ શુભ ઉદ્યોગ મા તજો.[૧] નંદી નામના મુનિપુત્રે શંકરની આરાધનારૂપ શુભકર્મે કરી મૃત્યુને પણ જિતી †લીધું.[૨] સેના અને ધનવાળા દૈત્યોએ સંપત્તિવાળા દેવોને પણ દબાવી દીધા.[૩] મરુત્ત રાજાના યજ્ઞમાં સંવર્ત ઋષિએ દેવ અને દૈત્યવાળી બીજી સૃષ્ટિ ‡કરી.[૪] વિશ્વામિત્રે વારંવાર મોટું તપ કરી બ્રહ્મર્ષિની પદવી મેળવી.[૫] રોવા આદિ ઘણો પ્રયત્ન કરવાથી પણ દૂધના બદલામાં ચોખાના લોટનું પાણી જેને મળ્યું, એવા અભાગિયા ઉપમન્યુને શંકરની કૃપાથી ક્ષીર સમુદ્ર §મળ્યો.[૬] કાલ કે જે અતિબળવાન્

---

* આ તેત્રીશમા અધ્યાયમાં, શુભ ઉદ્યોગ, સત્પુરુષ તથા સત્શાસ્ત્રનો વૈભવ, અહંકારથી બંધ અને તેની નિવૃત્તિથી મોક્ષ, એટલી વાત વિસ્તારથી વર્ણવવામાં આવશે.

† શિલાદ નામના મુનિએ સર્વજ્ઞ પુત્ર થાય, એવી ઇચ્છાથી શંકરનું તપ કર્યું. તેથી શંકરે પ્રસન્ન થઇ વર માગ એમ કહ્યું, ત્યારે મુનિએ મને સર્વજ્ઞ પુત્ર થાય એવું માગ્યું. સર્વજ્ઞ, મારાથી બીજો નથી, તેથી મારા અંશે કરી પુત્ર થશે ને તે સોળમે વર્ષે મરણ પામશે; એમ કહી શંકર અદૃશ્ય થયા. પછી મુનિને નંદી નામનો પુત્ર થયો. તે પોતાના પિતા પાસેથી સોળ વર્ષે પોતાનું મરણ સાંભળી શંકરનું આરાધન કરવા લાગ્યો. સોળમે વર્ષે શંકરનું પૂજન કરતો હતો, તે વખતે મૃત્યુ, પાશવડે તેને બાંધવા લાગ્યો. તેટલામાં શંકરે પ્રકટ થઇ મૃત્યુને ડાબા પગની લાત મારી પાશ છેદી, નંદીને જરા મરણ રહિત પોતાનો નોકર કરી રાખ્યો. એ વાત લિંગપુરાણમાં પ્રસિદ્ધ છે.

‡ મરુત્ત રાજાના યજ્ઞમાં ઇંદ્રે વિઘ્ન કર્યું; તેથી સંવર્ત ઋષિએ બીજી સૃષ્ટિ ઉત્પન્ન કરી યજ્ઞ પૂરો કર્યો, એમ પુરાણોમાં કથા છે.

§ દૂધ પીતાં બાલકને જોઈ ઉપમન્યુએ પોતાની મા પાસે દૂધનો કજીયો કર્યો, પણ પોતાની ગરીબ હાલત હોવાથી ચોખાના લોટનું પાણી તેની માએ દૂધના બદલામાં આપ્યું. તે વાત ઉપમન્યુના જાણવામાં આવતાં તેણે શંકરનું તપ કર્યું ને સ્તુતિ કરી. તેથી પ્રસન્ન થયેલા શંકરે તેને ક્ષીરસમુદ્ર કે જે દૂધનો છે, તેના કિનારા ઉપર વાસ આપ્યો.

એવા વિષ્ણુ આદિને પણ ગળી જાય છે, તેને પણ શ્વેત મુનિએ જિતી લીધો. આ વાત લિંગપુરાણમાં પ્રસિદ્ધ છે.[૭] સાવિત્રીએ નમ્રતાએ કરી યમને જિતી વચનની ચતુરતાવડે પરલોકમાંથી પોતાના પતિને પાછો વાળ્યો. આ વાત મહાભારતમાં સાવિત્રીનાં ઉપાખ્યાનમાં પ્રસિદ્ધ છે.[૮] હે રામ ! શાસ્ત્રમાં કહેલા શુભ ઉદ્યોગમાંનો એક પણ ઉદ્યોગ એવો નથી કે, જેનું ફળ ન મળે. માટે તમે ઉત્તમ ફલ માટે પ્રયત્ન કરો.[૯] આત્મજ્ઞાન, સંપૂર્ણ સંસારનું મૂળ કાઢી નાંખવાવાળું છે, ને મોક્ષ આપે છે, જેથી તેમાં પ્રયત્ન કરો.[૧૦] ભોગદૃષ્ટિ કે જે સંસારરૂપી આપત્તિ આપે છે, તેના નાશ માટે પ્રથમ તો વિષયમાં દોષદૃષ્ટિ કરવી જોઇએ. વૈરાગ્યનાં અભ્યાસ આદિ દુ:ખ ભોગવ્યા વિના બ્રહ્માનંદનો લેશ પણ પ્રાપ્ત થાય તેમ નથી. માટે વિષય વિષે દોષ બુદ્ધિ કરવામાં અને વિષયનો ત્યાગ કરવામાં દુ:ખ થાય તે પણ સહન કરવું.[૧૧] જેમ ચિદાત્મા પરબ્રહ્મ છે, તેમ શમ પણ સંસાર અને તેનાં મૂલ અજ્ઞાનની નિવૃત્તિરૂપ હોવાથી પરમ પુરુષાર્થ છે, એ પ્રમાણે બન્ને સમાન છતાં પણ શમ, પરમાનંદને પ્રકટ કરવાવાળો છે.[૧૨]

## સત્પુરુષના સંગનો તથા શાસ્ત્રનો મહિમા.

હે રામ ! અભિમાનને તજી અણુશમનો આશ્રય કરી બુદ્ધિવડે પોતાના ઉત્તમ જન્મનો વિચાર કરી સજ્જનની સેવા કરવી.[૧૩] સંસારસાગર તરવા માટે સજ્જન સેવા વિના તપ, તીર્થ, કે શાસ્ત્ર કોઇ પણ સમર્થ નથી.[૧૪] જેની સેવાથી દિન પ્રતિદિન લોભ, મોહ અને ક્રોધ, ઘટતાં જાય છે, ને જે શાસ્ત્ર પ્રમાણે પોતપોતાનાં કર્મમાં વર્તતા હોય, તેને સજ્જન જાણવા.[૧૫] સદા સજ્જનની સેવાથી આત્મવેત્તાનો સમાગમ પણ થાય છે, ને તેથી દૃશ્ય જગતનો બાધ થાય છે,[૧૬] ને કેવળ પરમાત્મા જ બાકી રહે છે. અન્યનો અભાવ હોવાથી જીવ, પરમાત્મામાં લય પામે છે, એટલે મોક્ષ પ્રાપ્ત થાય છે.[૧૭] અદૃશ્ય જગત્ ઉત્પન્ન થયું નથી, ભૂતકાલમાં ન હતું, ભવિષ્ય કાલમાં નહીં હોય, ને વર્તમાન કાળમાં પણ નથી જ. કેવલ પરબ્રહ્મ જ છે.[૧૮] હે રામ ! ઉત્પત્તિ આદિ થતાં નથી; તેને તત્ત્વવેત્તા અનુભવે છે; મેં ઉત્પત્તિ પ્રકરણમાં યુક્તિથી નિરૂપણ કર્યું છે; ને વળી પણ નિરૂપણ કરીશ.[૧૯] આ જગત્, પરમાર્થરૂપ છે. આકાશાદિ, સત્થી ઉત્પન્ન થાય છે ? અસત્થી ઉત્પન્ન થાય છે ? કે માયાથી ઉત્પન્ન થાય છે ? એવા ત્રણ વિકલ્પ થાય છે. સતથી સત્ જ થાય; અસતથી અસત જ થાય; એવી રીતે

પહેલા બે પક્ષ તો અવિકારી છે ને જગત્ વિકારી છે, તેથી તે સંભવતા નથી, ને મિથ્યાપણાની પ્રાપ્તિથી ત્રીજો પક્ષ પણ ઘટતો નથી. વળી છિદ્રવિનાના કૂટસ્થ ચિદાત્મામાં હજારો ટાંકણાં મારીને પણ છિદ્રવાળું આકાશ ઉત્પન્ન કરી શકાય તેમ નથી. માટે આકાશ આદિ ઉત્પન્ન નથી થતાં એમ માનવું ઉચિત છે.[૨૦] આ જગત્ ત્રણે કાળમાં નથી છતાં પણ સર્વના અનુભવમાં આવે છે, તે માયાનો મહિમા છે.[૨૧] જેમ કિરણવાળાથી કિરણો જૂદાં નથી, તેમ પરમાત્માથી ત્રણે જગત્ જૂદાં નથી. માટે જગતનો અનુભવ, નિર્વિકલ્પ બ્રહ્મરૂપે જાણવો.[૨૨] હે રામ ! ચિદાભાસનું સ્ફુરણ, જગતની ઉત્પત્તિ કહેવાય છે; ને તેનો અભાવ, જગતનો લય કહેવાય છે.[૨૩]

## અહંકારથી બંધન ને તેના ત્યાગથી મોક્ષ.

અહમર્થ ન જાણવાથી બંધન રૂપે થાય છે ને જાણવાથી મોક્ષ રૂપે થાય છે.[૨૪] જ્યાંસુધી અહંકારને જાણ્યો નથી ત્યાંસુધી તે, અહંકાર છે; ને જાણ્યા પછી તો જલમાં જલની પેઠે ચિદ્રૂપ થઇ રહે છે.[૨૫] ખરું જોતાં અહંકાર આદિ દૃશ્ય જગત્ નથી જ. તે માટે હું કોણ છું, એવી રીતે પ્રમાણપૂર્વક વિચાર કરવાથી ચિદાત્મા બાકી રહે છે.[૨૬] પ્રૌઢ બુદ્ધિવાળાને આ પિશાચ નથી, એવો બોધ કરવાથી પિશાચ બુદ્ધિનો બાધ થાય છે; ને જડબુદ્ધિવાળા બાળકને તો સેંકડો વખત બોધ કરે તો પણ પિશાચ બુદ્ધિનો બાધ થતો નથી.[૨૭] જ્યાંસુધી ચિત્પ્રકાશ, અહંકારથી વીંટાયો છે, ત્યાંસુધી તે પરમાર્થસ્વરૂપને પ્રકાશી શકતો નથી.[૨૮] અહંકારનો બાધ થાય તો સ્વર્ગ, નરક, અને મોક્ષ આદિની તૃષ્ણા જ રહેતી નથી.[૨૯] જ્યાંસુધી હૃદયમાં અહંકાર મેઘ વર્ષે છે, ત્યાંસુધી તૃષ્ણારૂપી મંજરી વિકાશ પામે છે.[૩૦] જ્યાંસુધી અહંકાર ચિત્તને દબાવી રાખે છે, ત્યાંસુધી જડતા વધે છે પણ આત્મસ્વરૂપનો પ્રકાશ કદાપિ થતો નથી.[૩૧] બાળકે કલ્પેલાં ભૂતની પેઠે આ અહંકાર પોતે મિથ્યા કલ્પ્યો છે, એટલે મિથ્યા છે. તે, દુઃખ દે છે.[૩૨] અહંભાવ, કે જે વૃથા કલ્પ્યો છે, તે, ભ્રમ ઉત્પન્ન કરે છે. જેથી દામ આદિ દૈત્યોની પેઠે અનંત સંસાર ભોગવવા પડે છે.[૩૩] સંસારમાં અહંકારરૂપી મોહથી બીજું અનર્થ કરવાવાળું મહા અજ્ઞાન થયું નથી ને થશે પણ નહીં.[૩૪] સંસારમાં જે કાંઈ સુખદુઃખ થાય છે, તે અહંકારનો મહિમા છે.[૩૫] જેણે અહંકારને હૃદયમાંથી ઉખેડી દૂર ફેંકી દીધો છે, તેને સંસારનો નાશ કરે તેવું જ્ઞાન, હજાર પ્રકારે વૃદ્ધિ પામે છે.[૩૬] અહંકાર, જ્ઞાનરૂપી કુંવાડા વિના જેનો નાશ ન થાય તેવા જન્મ વૃક્ષોનું બીજ છે, તેની

'હું' અને 'મારું' એવી રીતે હજારો વાસનાશાખાઓ, વિસ્તાર પામે છે.[૩૭] એ વાસના આદિ, શીમળાનાં પાકેલાં ફલ જેવાં અને તરંગ જેવાં ક્ષણભંગુર છે.[૩૮] આત્મા, અહંકાર વિનાનો છે, છતાં પણ આવરણ કરવાવાળી અહંભાવનાએ કરી સંસારમાં ભમે છે.[૩૯] જ્યાંસુધી જન્મરૂપ જંગલમાં અહંકારરૂપી અંધકાર છે, ત્યાંસુધી વાસનાઓ, મદોન્મત્ત પિશાચણીઓની પેઠે નાચે છે.[૪૦] જેમાં અહંકાર-ભૂત ભરાયું છે, તેને કાઢવા માટે શાસ્ત્ર કે મંત્ર કોઈ સમર્થ નથી.[૪૧]

રામ પૂછે છે–હે મહારાજ! જે ઉપાયે કરી અહંકાર વૃદ્ધિ ન પામે, અને સંસારની શાંતિ થાય, તે ઉપાય મને કહો.[૪૨]

વસિષ્ઠ કહે છે, હે રામ! અરીસા જેવા શુદ્ધ અંતઃકરણમાં સદા આત્માના અનુસંધાનથી અહંકાર વૃદ્ધિ પામતો નથી.[૪૩] આ જગત્ ઇંદ્રજાળ જેવું મિથ્યા છે, માટે રાગદ્વેષ શું કામ કરવો? એ પ્રકારે મનમાં સદા અનુસંધાન કરવાથી અહંકાર થતો નથી.[૪૪] આત્મા વિષે અહંકાર કે આ દૃશ્ય જગત્ કાંઈ પણ નથી; એવી રીતે જેનો શાંત વ્યવહાર છે, તેનો અહંકાર વધતો નથી.[૪૫] શરીર વિષે 'હું' બુદ્ધિ અને અન્ય વિષે જગત્ બુદ્ધિ, એ ભેદ બુદ્ધિનો ક્ષય થાય, ને સર્વત્ર સમતા બુદ્ધિ પ્રાપ્ત થાય, ત્યારે અહંકાર વધતો નથી.[૪૬] દ્રષ્ટા, દૃશ્ય, અને દર્શન એ ત્રિપુટીનો તથા શત્રુ મિત્રભાવનો ક્ષય થવાથી અને સમતા પ્રાપ્ત થવાથી અહંકાર વધતો નથી.[૪૭]

રામ પૂછે છે–હે મુનિરાજ! જાગ્રદવસ્થાનો અહંકાર, સશરીર અહંકાર કહેવાય છે, ને સ્વપ્નાવસ્થાનો તથા મનોરથનો અહંકાર, અશરીર કહેવાય છે. એ બે પ્રકારના અહંકારના ત્યાગનો ઉપાય શો?[૪૮]

વસિષ્ઠ કહે છે–હે રામ! એક અશાસ્ત્રીય અને બે શાસ્ત્રીય, એવી રીતે ત્રણ અહંકાર છે. સૂક્ષ્મ આત્મામાં અહંકાર, અને સર્વત્ર આત્મા જાણી અહંકાર, એ બન્ને શાસ્ત્રીય અહંકાર છે; તે તત્વજ્ઞાનમાં પ્રતિકૂલ નથી; તેથી સુખેથી તજી શકાય છે; ને વળી અપરિચ્છિન્ન આત્માના જ્ઞાનદ્વારાએ અહંકાર થાય છે, તેથી તે શ્રેષ્ઠ છે; ને દેહમાત્રમાં અહંકાર અશાસ્ત્રીય છે, તે સંસારનું કારણ હોવાથી તજવા યોગ્ય છે. તેનાં લક્ષણ કહું છું, તે તમે સાંભળો.[૪૯] આ સર્વ જગત્, હું છું, હું અવિનાશી પરમાત્મા છું, અન્ય કાંઈ નથી; એ અહંકાર ઉત્તમ છે. કેમ કે એ મોક્ષોપયોગી છે. પણ બંધનકારક નથી. તે, જીવન્મુક્ત કે જે ચતુર્થ પંચમી ભૂમિકાવાળા છે, તેને હોય છે.[૫૦] હું સર્વથી જૂદો છું, ને વાળના અગ્રભાગના

સામા ભાગ જેવો છું; એવો અહંકાર પણ શુભ છે; કેમ કે તેથી મોક્ષ થાય છે, પણ બંધન થતું નથી. એટલે એ અહંકાર પછી ભૂમિકાવાળા જીવન્મુક્તને હોય છે.[૫૧-૫૨] સપ્તમ ભૂમિકાવાળાને તો નામ માત્ર અહંકાર રહે છે. કારણ કે, અહંકાર વિના જીવવું સિદ્ધ થતું નથી. હવે દેહ વિષે જે અહંકાર થાય છે, તે ત્રીજો અશાસ્ત્રીય અહંકાર છે. તે તુચ્છ, દુષ્ટ, અને મોટો શત્રુ છે; માટે તેને તજવો.[૫૩-૫૪] અહંકાર, કે જે બળવાન્ શત્રુ છે, ને નાના પ્રકારનાં દુઃખ દેવાવાળો છે, તેના પ્રહારથી જીવ, પોતાના અપરિચ્છિન્ન સ્વભાવમાં આવી શકતો નથી.[૫૫] અનાદિ કાલનો આ દુષ્ટ અહંકાર, જીવને પીડે છે, ને તેથી જીવ સંકટમાં ડૂબે છે.[૫૬] હે રામ! દેહ વિષે જેવો અહંકાર દૃઢ છે, તેવો દૃઢ અહંકાર, ચરાચર જગત વિષે તેને થયો હોય, તેવા હિરણ્ય ગર્ભ અથવા ઈશ્વર પણ લૌકિક અહંકારથી મુક્ત થાય છે, એટલે મોક્ષને પામે છે.[૫૭] અશાસ્ત્રીય અહંકાર જેવા શાસ્ત્રીય અહંકારને દૃઢ કરી 'હું દેહ નથી' એવા વિચારથી નિર્ણય કરી અહંકારનો ત્યાગ કરવો, એ વાત બીજા બ્રહ્મવેત્તાને પણ માન્ય છે.[૫૮] લૌકિક અહંકારની પેઠે શાસ્ત્રીય અહંકારને દૃઢ કરી, લૌકિક અહંકારને તજવો, કેમ કે તે દુઃખદાયી છે.[૫૯] આ દુષ્ટ અહંકારે કરી દામ, વ્યાલ, અને કટ, તેવી દશાને પ્રાપ્ત થયા, જેની કથા કરવાથી પણ દુઃખ થાય છે.[૬૦]

રામ પૂછે છેઃ–હે ગુરુ મહારાજ! લૌકિક અહંકારને તજવાથી પુરુષની સ્થિતિ કયે પ્રકારે થાય છે?[૬૧]

વસિષ્ઠ કહે છેઃ–હે રામ! લૌકિક અહંકાર તજ્યા પછી ચરાચરમાં અહં બુદ્ધિ કરવાથી, શુદ્ધ અહંભાવે શ્રવણ તથા ગુરુસેવા આદિમાં તત્પર રહીને, અથવા સાતમી ભૂમિકાના ભેદો વિષે જે પ્રકારે રહી શકે તે પ્રકારે રહીને, પુરુષ, પરમાત્માને પામે છે.[૬૨] જો શાસ્ત્રીય બે અહંકારની ભાવના કરીને રહે, તો પણ પુરુષ, પરમ પદને પામે છે.[૬૩] અથવા એ બન્ને અહંકારને તજી અહંકારહિત થઈ રહે તો પણ પરમપદને પ્રાપ્ત કરે છે.[૬૪] સર્વદા ગમે તે પ્રયત્ન કરીને પણ લૌકિક અહંકાર તજવો, કે જેણે કરી પરમાનંદનો બોધ થાય.[૬૫] લૌકિક અહંકાર, મહા રોગ છે, તે પાપરૂપ છે, માટે તેનો ત્યાગ કરવો; એ જ પરમશ્રેય અને પરમપદ છે.[૬૬] પુરુષ, વિચારથી આ લૌકિક અહંકારનો ત્યાગ કરી વ્યવહાર કરતો હોય, તો પણ જન્મમરણના ફેરામાં પડતો નથી.[૬૭] જેનો લૌકિક અહંકાર શાંત થયો હોય છે, તે પુરુષને વિષય ભોગો, રોગ જેવા જણાય છે. તેથી તે

અતિ તૃપ્ત થયેલાને વિષવાળું અન્ન જેમ પ્રીતિ ઉત્પન્ન કરતું નથી, તેમ પ્રીતિ ઉત્પન્ન કરતા નથી.[૬૮] વિષય ભોગમાં અપ્રીતિ થવાથી મોક્ષરૂપ શ્રેય પાસે આવે છે. કારણ કે અહંકાર વગરનાં મનને કાંઈ પણ પ્રતિબંધ નથી, કે જેણે કરી શ્રેયનો વિઘાત થાય.[૬૯] હે રામ! અહંકારનો ત્યાગ કરવાથી ધૈર્યે કરી, અને શ્રવણ આદિ પ્રયત્ને કરીને સંસારસાગર તરી શકાય છે.[૭૦] પ્રથમ 'ચરાચર જગત્ હું છું, ને તેથી સર્વ મારું છે; એવો નિશ્ચય કરી, હું દેહાદિ નથી ને તે સંબંધી મારું કાંઈ પણ નથી; એમ માની એ વાતને મનમાંજ પુરુષ સ્થિર કરે છે. તે મહાત્મા ક્રમે કરી સપ્તમ ભૂમિકામાં સ્થિર થઈ મોક્ષને પ્રાપ્ત કરે છે.[૭૧]



# સર્ગ ૩૪ મો.*

## ભીમ, ભાસ તથા દૃઢનું યુદ્ધ.

**श्री वसिष्ठ उवाच**–अत्र ते शृणु वक्ष्यामि दामादिषु गतेष्वथ ।
यद्वृत्तं शंबरस्यैव नगरे नगसंनिभे ॥ १ ॥

**વસિષ્ઠ** કહે છે–હે **રામ**! જ્ઞાન અને વિવેક વિનાનું નિવાસપણું દોષવાળા પદાર્થનું સેવન કરવાથી નષ્ટ થાય છે, તે જ્ઞાન તથા વિવેક દૃઢ થયાં હોય તો દેવો પણ તેનો નાશ કરી શકતા નથી; માટે જ્ઞાન અને વિવેકની દૃઢતા માટે દામ આદિ દૈત્યો ગયા પછી **શંબરાસુરનું** જે થયું, તે હું કહું છું, તે સાંભળો.[૧] **શંબરાસુરનું** નગર કે જે સર્વ સંપત્તિવાળું હતું, તે આકાશમાંથી પડ્યું, ને તેની સ્થિતિ છિન્નભિન્ન થઈ ગઈ. શરદૃઋતુના મેઘમંડળની પેઠે તેની સેના નાસી ગઇ.[૨] એવી રીતે દેવોથી હાર પામેલો **શંબરાસુર** કેટલાંક વર્ષો વીત્યા પછી ફરીથી પણ દેવોના વધ માટે વિચાર કરવા લાગ્યો.[૩] મેં માયાએ કરીને દામ, વ્યાલ અને કટને રચ્યા હતા, તેઓએ યુદ્ધ વિષે અહંકાર મિથ્યા કલ્પ્યો.[૪] હવે માયાએ કરી

* આ ચોત્રીશમા સર્ગમાં **ભીમ, ભાસ**, અને **દૃઢથી** દુઃખ પામેલા દેવોની પ્રાર્થનાથી **હરિ** ભગવાને **શંબરાસુરને** માર્યો; ને તે **ભીમ** આદિ વાસના વગરના હોવાથી મુક્ત થયા; એટલી વાત આવશે.

બીજા દૈત્યોને ઉત્પન્ન કરું ને તેઓને વેદાંત ભણાવી તત્ત્વજ્ઞાની કરું.[૫] તેથી તેઓ, મિથ્યા ભાવનાના અભાવથી અહંકારને પ્રાપ્ત નહીં કરે; ને તે દેવોને જિતશે[૬] એવો વિચાર કરી શંબરાસુરે માયાએ કરી ત્રણ દૈત્યોને ઉત્પન્ન કર્યા.[૭] જેઓ સર્વજ્ઞ, આત્મજ્ઞાની, રાગદ્વેષ રહિત, પાપ વગરના અને શુદ્ધ મનના હતા. તેઓ પ્રાપ્ત થયેલાં કાર્યમાં તત્પર રહેતા હતા.[૮] ભીમ, ભાસ અને દઢ, એ ત્રણ તેઓનાં નામ હતાં. સંપૂર્ણ જગતને તૃણવત્ તુચ્છ ગણતા હતા.[૯] તે ત્રણે દૈત્યોએ પૃથ્વી ઉપર આવી આકાશને ઢાંકી દીધું. તેઓ, વર્ષાઋતુના મેઘ જેવી ગર્જના કરતા હતા, ને તેઓનાં શસ્ત્ર, વીજળી જેવાં ચમકતાં હતાં.[૧૦] તે ત્રણે દૈત્યોએ દેવો સાથે બહુ વર્ષ પર્યંત યુદ્ધ કર્યું, તોપણ વિવેકને લીધે અહંકાર ઉત્પન્ન થયો નહીં.[૧૧] તેઓના મનમાં 'આ મારું' એવી વાસના, ઉત્પન્ન થાય, તોપણ 'હું કોણ છું?' એવો વિચાર કરવાથી નાશ પામતી હતી.[૧૨] જેનાથી ભય થાય તેવા દેવો અને જેને માટે ભય રાખવો તે શરીર, બન્ને મિથ્યા છે; એવા વિચારથી તે ભીમ, ભાસ અને દઢને ભય આદિ ન હતાં.[૧૩] આ શરીર, અસત્ છે; ને શુદ્ધચિત્, સત્ય છે; ને તે, હું છું; અન્ય નથી. એવા નિશ્ચયથી દૈત્યો, યુદ્ધ માટે આવ્યા.[૧૪] પછી ભીમ, ભાસ, અને દઢ આદિ તે દૈત્યો કે જે અહંકાર રહિત, જરા અને મરણના ભય વગરના, પ્રાપ્ત થયેલાં કામ કરનારા, ધીર, ચાલતા પ્રસંગને અનુસરનારા, અને આસક્તિ વગરના હતા. તેઓ અન્યને મારતા હતા, તથાપિ અભિમાન વગરના હતા; વાસના વગરના હતા; કામ કરતા હતા, તથાપિ કર્તવ્યપણાના અભિમાન વગરના હતા. આ માલિકનું કાર્ય કરવું, એમ જાણતા હતા; ને તેમાં તત્પર રહેતા હતા; રાગ દ્વેષરહિત હતા અને સદા સમદૃષ્ટિવાળા હતા. તેઓએ દેવતાની સેના હણી, ભોગવી, હરણ કરી, અને બાળી નાંખી.[૧૫-૧૮] ભીમ, ભાસ, અને દઢના ભયથી દેવતાની સેના, હિમાલય ઉપરથી પડેલી ગંગાની પેઠે વેગથી નાશી ગઇ.[૧૯] તે શેષશાયી ભગવાનને શરણે ગઇ.[૨૦] ભય પામેલી સ્ત્રીને પતિ જેમ ધીરજ આપે, તેમ હરિ ભગવાને એ દેવસેનાને ધીરજ આપી.[૨૧] પછી ભગવાન્ શંબરાસુરને મારવા માટે તૈયાર થયા, ત્યાંસુધી દેવસેના, શ્વેતદ્વીપમાં રહી.[૨૨] ત્યારપછી વિષ્ણુ ભગવાન્ અને શંબરાસુરનું મહા યુદ્ધ થયું, જેમાં પ્રલયના જેવા મોટા મોટા પર્વતો ઉડતા હતા.[૨૩] તેમાં શંબરાસુર, વિષ્ણુના હાથથી મરણ પામ્યો, તેથી વિષ્ણુપુરીમાં ગયો[૨૪] ને ભીમ, ભાસ, તથા દઢને વિષ્ણુ ભગવાને માર્યા, તેથી તેઓ મોક્ષ પામ્યા.[૨૫] તે ત્રણે વાસના વગરના હતા, તેથી શાંત થતા

દીવાની ગતિની પેઠે તેઓની ગતિ જાણવામાં આવી નહીં. કેમ કે બીજા યોદ્ધાની પેઠે તેઓની સ્વર્ગ આદિ તરફ ગતિ થઇ નહીં, પરંતુ તેમને મોક્ષની પ્રાપ્તિ થઇ.૨૬ વાસનાવાળું મન બંધાય છે ને વાસના વગરનું મન મુક્ત થાય છે. માટે હે **રામ**! વિવેકથી વાસના વગરના થાઓ.૨૭ ચિરકાલના વિચારે કરી થયેલા આત્મસાક્ષાત્કારથી વાસના નાશ પામે છે; ને તેથી દીવાની પેઠે મન નાશ પામે છે.૨૮ ચિદાત્મા જ સત્ય છે; ને જે દશ્યની ભાવના કરવામાં આવે છે, તે કાંઇ પણ સત્ય નથી; તે માટે ભાવના પણ નથી જ; એવો વિચાર ઉત્તમ વિચાર કહેવાય છે.૨૯ આ સર્વ જગત્, આત્મા જ છે. એટલે ભાવના કર્તા, ભાવનાનો વિષય, અને ભાવના, એ ત્રિપુટી નથી. તેને આધાર પણ નથી. એ પ્રકારનો વિચાર સમ્યક્ વિચાર કહેવાય છે.૩૦ આત્માના સાક્ષાત્કારથી વાસના અને ચિત્ત બન્ને જેમાં લય પામે છે, તે પરમપદ કહેવાય છે.૩૧ ચિત્ત, વાસનાના સંબંધથી સ્થિર થયું છે એટલે બદ્ધ છે. તે જો વાસનાથી છૂટું પડે તો જીવન્મુક્ત થાયછે.૩૨ ચિત્ત, ઘટપટ આદિ નાના પ્રકારના આકારે સ્થિરતાને પામ્યું છે, તેને મિથ્યા પક્ષની પેઠે તત્કાલ શાંત (વાસના રહિત) કરવું જોઇએ.૩૩ જેમ દામ, વ્યાલ, અને કટને દેહાત્મભાવ થયો; તેમ ભીમ, ભાસ, અને દઢને બ્રહ્માત્મભાવ થયો. હે **રામ**! એ બ્રહ્માત્મભાવ, તમને સ્થિર હો.૩૪ ને દામ, વ્યાલ, અને કટનો ન્યાય, તમને મા હો. હે **રામ**! આ ન્યાય બ્રહ્માજીએ મને કહ્યો હતો, તે મેં તમને કહી સંભળાવ્યો. માટે દેહાત્મભાવ મૂકી દ્યો, ને બ્રહ્માત્મ ભાવ રાખો.૩૫-૩૬ હે **રામ**! ભીમ, ભાસ અને દઢના પ્રમાણે વ્યવહાર કરો. વિષયમાં આસક્તિ ન રાખો, તેણે કરી તત્ત્વબોધનો પરિપાક થશે. તેથી સંસાર પદવી કે જે ત્રણ પ્રકારના તાપવાળી છે, અને મહા સુખ દુઃખે કરી વિકટ છે, તેનો સમૂળો નાશ થશે.૩૭

# સર્ગ ૩૫ મો.*

## ઉપશમનું નિરૂપણ.

**श्रीवसिष्ठ उवाच–जयंति ते महाशूराः साधवोयैर्विनिर्जितम् ।**
**अविद्या मे दुरोल्लासैः स्वमनो विषयोन्मुखम् ॥१॥**

વસિષ્ઠ કહે છેઃ–પોતાનું મન, કે જે પ્રબલ અવિદ્યાએ કરી વિષયાસક્ત છે, તેને જે પુરુષો જિતી લે છે, તે મહા શૂર સત્પુરુષો, જય પામે છે.[૧] દુઃખમય આ સંસારની શાંતિનો ઉપાય, મનોનિગ્રહ એક જ છે.[૨] હે રામ ! જ્ઞાનનું તત્ત્વ સાંભળો, ને મનમાં તેને દૃઢ કરો. ભોગની ઇચ્છા, બંધ કહેવાય છે; ને ભોગનો ત્યાગ, મોક્ષ કહેવાય છે.[૩] અન્ય શાસ્ત્ર પ્રસંગનું શું કામ છે! કેવળ એટલું જ કરો, કે આ જગત્માં જે જે મધુર પદાર્થ છે, તે સર્વને વિષની પેઠે તજો.[૪] વિચાર વિના વિષયનો ત્યાગ, વિષમ છે. માટે વારંવાર વિચાર કરી સહનશક્તિનો અભ્યાસ કરવો. પછી તજેલી ભોગવાસના સુખદાયી થાય છે.[૫] વાસનાવાળી બુદ્ધિ, વારંવાર રાગદ્વેષ આદિ દોષને ઉત્પન્ન કરે છે. માટે કાંટાવાળી જમીનની પેઠે તે વાસનાને તજવી.[૬] જે બુદ્ધિ, વાસના વગરની હોય, ચંચલતારહિત હોય, અને રાગદ્વેષ વિનાની હોય, તે બુદ્ધિ, ધીમે ધીમે પરમ શાંતિને પામે છે.[૭] જેમ ઉત્તમ બીજવાળી ભૂમિ, ફળ દેવાવાળા અંકુરને ઉત્પન્ન કરે છે, તેમ શુભ બુદ્ધિ, મોક્ષરૂપી ફલદેવાવાળાં જ્ઞાન, સમાધિ અને વિશ્રાંતિરૂપ અંકુર, કે જે શમ દમ આદિ ગુણવાળા છે, ને દુઃખ-રહિત છે, તેને ઉત્પન્ન કરે છે.[૮] શુભ વાસનાના અનુસંધાનથી, મન પ્રસન્ન થાય છે; મિથ્યા જ્ઞાન ધીમે ધીમે શાંત થાય છે.[૯] શુક્લપક્ષમાં ચન્દ્ર જેમ વૃદ્ધિ પામે, તેમ સુજન-પણું વૃદ્ધિ પામે છે. આકાશમાં સૂર્યના તેજની પેઠે પુણ્યે કરી વિવેક વિસ્તાર પામે છે.[૧૦] વાંસમાં મોતી જેમ વૃદ્ધિ પામે, તેમ ધૈર્ય વૃદ્ધિ પામે છે. મનની સ્થિરતા આત્મસુખના લાભથી કૃતાર્થ થાય છે.[૧૧] શીતળ છાયાવાળું સત્સંગ વૃક્ષ ફળે છે; અને સમાધિ વૃક્ષનો આનંદરસ સ્રવે છે;[૧૨] ત્યારે મન, દ્વંદ્વરહિત, નિષ્કામ, ઉપદ્રવરહિત, ચંચલતા વગરનું અને શોક, મોહ, તથા ભય રહિત થાય છે.[૧૩] મનમાંથી

* આ પાંત્રીશમા અધ્યાયમાં, ચિત્ત શાંતિનો ઉપાય, ભોગની ઇચ્છાનો ત્યાગ, સત્સંગ, વિવેક, આત્મબોધ, તથા રૂઢ સમાધિ, એટલી વાત કહેવામાં આવશે.

શાસ્ત્રના સંદેહો ટળી જાય છે; વિવિધ પ્રકારના વિષય જોવાની ઇચ્છા વહી જાય છે; કલ્પનાજાળ, નીકળી જાય છે; મોહ, કે લેપ રહેતા નથી;[૧૪] મનમાં પ્રવૃત્તિ અવસ્થા રહેતી નથી; પ્રવૃત્તિમાં તત્પરતા રહેતી નથી; નિંદા, શોક અને આસક્તિ, શાંત થાય છે અને ચિત્ જડની ગાંઠ છૂટી જાય છે.[૧૫] તે મન, 'આત્મા કેવો છે?' 'કયાં સાધનોથી પ્રાપ્ત થાય છે?' એવા અનેક સંદેહો જેને થાય છે, જેમાં નાના પ્રકારના મનોરથ થાય છે, અને જે સ્ત્રી તથા સ્થૂલ શરીરરૂપી પાંજરામાં પૂરાયેલું છે, એવા પોતાના સ્વરૂપનો (મનોરૂપતાનો) નાશ કરીને જીવન્મુક્તિરૂપ પરમ પુરુષાર્થને સાધે છે.[૧૬] મન, પ્રથમ તો શત્રુ, મિત્ર, આદિ વિકલ્પો, કે જે પોતાની પુષ્ટતાનાં કારણ છે, તેને તજે છે; ને જેમ પદાર્થ કલ્પવામાં પોતાનું સામર્થ્ય છે, તેમ બાધ કરવામાં પણ સામર્થ્ય છે, એવો વિચાર કરી દેહાકારે કલ્પેલા પોતાના સ્વરૂપને તૃણની પેઠે તજે છે. તાત્પર્ય કે દેહમાં અહંભાવની વાસનાવાળું મન, જ્યાંસુધી દેહને આકારે થાય છે, ત્યાંસુધી દેહને અનુકૂળ તથા પ્રતિકૂળ વિષયોમાં રાગદ્વેષ આદિથી થયેલા હજારો વિકલ્પોવડે વૃદ્ધિ પામે છે ને તે વાસના ક્ષીણ થવાથી મન ક્ષીણ થાય છે.[૧૭] મન, આત્મસ્વરૂપ જ છે. તેથી મનોભાવનો ઉદય, એ મનનો નાશ એટલે સંસારની પ્રાપ્તિરૂપ અનર્થ છે. ને મનનો નાશ, એ મનનો મહોદય એટલે સ્વસ્વરૂપનો લાભ છે. એટલે આત્મજ્ઞાનીનું મન, નાશ પામે છે; ને અજ્ઞાનીનું મન, ઉદય પામે છે અર્થાત્ અજ્ઞાનરૂપી મૂલ રહી જવાથી મન, પાછું ઉગે છે;[૧૮] ને તેથી અનર્થની પ્રાપ્તિરૂપ મોટી હાનિ છે. મન જ જગત્ છે. પર્વતો પણ મન છે. આકાશ, દેવ, મિત્ર અને શત્રુ સર્વરૂપે મન છે.[૧૯] હે રામ! આત્માના અનુસંધાનના અનુભવથી નાના પ્રકારના વિકલ્પની વાસના જ મનનું સ્વરૂપ છે. તેણે કરી સંસારની પ્રાપ્તિ થાય છે.[૨૦] બ્રહ્મ, કે જે મનમાં રહેલી વિષયવાસનાવાળા અને પરિચ્છિન્ન એવા ચિન્માત્રમાં રહે છે, અને જે ભેદ વાસનાવડે મલિન છે, તે જીવ કહેવાય છે. એ જીવ મને કરી બંધાય છે.[૨૧] એ જીવ, વિષયમાં રહેવાથી તેના ચિરકાલના અભ્યાસથી સ્વસ્વરૂપને ભૂલી જાય છે; ને હજારો ભેદે કરી મોહ પામે છે; ને અત્યંત સાર વગરનો થાય છે. તેથી તે જ જીવ, મન કહેવાય છે.[૨૨] જીવ, શરીર, અને રુધિર, એ કોઇ પણ આત્મા નથી. કારણ કે તે તો સર્વ જડ છે ને આત્મા નિર્લેપ એટલે ચિદ્રૂપ છે.[૨૩] જેમ કેળને કાપી કણ જેવડા કકડા કરીએ, તોપણ તેમાંથી છોડાં વિના અન્ય કાંઇ નથી; તેમ શરીરના કણ જેવડા

કકડા કરીએ તો પણ તેમાંથી રુધિર અને માંસ આદિ વિના અન્ય કાંઈ પણ નથી; એટલે શરીર જડ છે.[૨૪] હે રામ! મન, જીવ છે. કેમ કે મન, પોતાની ઇચ્છા પ્રમાણે કલ્પના કરી તે રૂપે પોતે થાય છે.[૨૫] જીવ, ભેદવાસના કલ્પી તેમાં જાળ રચે છે; જેણે કરી રેશમના કીડાની પેઠે પોતે જ બંધાય છે.[૨૬] જીવ, વર્તમાન દેહને તજી કાલાંતરે અન્ય સ્થળમાં અન્ય દેહને ધારણ કરે છે એટલે શરીર વાસનામય છે.[૨૭] જેવી વાસના હોય, તેવું મન થાય છે. કેમ કે જે વાસના-વાળું મન સુવે છે, તે પદાર્થને સ્વપ્નમાં જુવે છે.[૨૮] જેમ આમલીનું બીજ મધમાં ભીજવીને વાવ્યું હોય તો તેમાંથી થયેલાં વૃક્ષનું ફલ, મધુર થાય છે; ને કડવા રસમાં ભીજવી વાવ્યું હોય તો તેનું ફલ, કડવું થાય છે; તેમ જેવી વાસના તેવા વિષયો થાય છે.[૨૯] શુભ વાસનાએ કરી મન શુભ થાય છે; ને મોટી વાસનાએ કરી મન મોટું થાય છે. ઇન્દ્રની વાસનાથી મન ઇન્દ્ર થાય છે.[૩૦] ક્ષુદ્ર વાસનાથી મન ક્ષુદ્ર થાય છે. જેમ કે પિશાચની વાસનાથી સ્વપ્નમાં પિશાચ જોવામાં આવે છે.[૩૧] જેમ અતિ નિર્મલ તળાવમાં મલિનતા, સ્થિરતા પામતી નથી; ને જેમ અતિ મેલાં તળાવમાં નિર્મલતા સ્થિરતા પામતી નથી; તેમ અતિ મેલા મનમાં આત્મવિચાર, સ્થિર થતો નથી; ને અતિ શુદ્ધ મનમાં રાગદ્વેષરૂપી મલિનતા સ્થિર થતી નથી. તાત્પર્ય કે, નિર્મલ મનમાં સમાધિમાંથી ઉઠયા પછી દ્વૈત દર્શન થાય, તો પણ રાગદ્વેષનો પ્રસંગ નથી; ને સ્વલ્પ વિવેકવાળા મેલા મનમાં નિર્મલતાનો પ્રસંગ નથી.[૩૨—૩૩] હે રામ મુમુક્ષુ, મહા સંકટમાં હોય તો પણ ક્ષીણ ચંદ્રની પેઠે ઉદય ( મોક્ષ અને ઉદય ) નાં સાધનો મૂકતો નથી.[૩૪] બંધ નથી અને મોક્ષ નથી; એ તો ઇંદ્રજાળની પેઠે મિથ્યા માયા ઉત્પન્ન થઇ છે; એવા તત્ત્વજ્ઞાને કરી અજ્ઞાનનો બાધ થવાથી હજારો ઉપદ્રવ થાય, ને મહા સંકટ આવે, તો પણ તત્ત્વજ્ઞના મનમાં વિક્ષેપરૂપી મલિનતાનો પ્રસંગ નથી.[૩૫] એ માયા, ગંધર્વ નગર જેવી, મૃગજલ જેવી, અને બે ચંદ્રના ભ્રમ જેવી છે.[૩૬] એટલે મિથ્યા છે. પરમાર્થતઃ તો બેપણા અને એકપણા, વગરની આ સર્વ બ્રહ્મસત્તા જ છે. આ અસાર સંસાર, મિથ્યા સ્ફુરે છે. ને ‘હું અનંત નથી, પણ ક્ષુદ્ર છું;’ એવા અસત્ય નિશ્ચયથી ઉત્પન્ન થાય છે. તે, ‘હું ઇશ્વર છું, અનંત છું.’ એવા નિશ્ચયથી નાશ પામે છે.[૩૭—૩૮] સર્વત્ર વ્યાપક અને શુદ્ધ એવા સ્વરૂપમાં ‘આ દેહ, હું છું’ એવી ભાવના જ, બંધન છે.[૩૯] આ સર્વ બ્રહ્મ-સત્તા જ છે, કે જે બંધ મોક્ષ દશારહિત છે; ને બેપણા તથા એકપણાએ કરી વર્જિત છે. એ જ પરમાર્થતા છે.[૪૦] જે મન, નિર્મલતાથી બાધિત થવાનું હોય,

વિષયમાં આસક્ત ન હોય, ને જાણે મન ન હોય એવું થયું હોય, તે મન વર્તમાન અધિકારી શરીરમાં જ બ્રહ્મને જુવે છે.[૪૧] સમાધિના અભ્યાસે કરી શુદ્ધ થયેલું મન, ધોળું વસ્ત્ર, રંગને જેમ ગ્રહણ કરે, તેમ સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ ગ્રહણ કરે છે. એટલે બ્રહ્મ જાણે છે.[૪૨] 'આ દૃશ્યમાન સર્વ આત્મા છે.' એવી ભાવનાએ કરી બંધ અને મોક્ષ કલ્પિત છે. એમ જાણી તેને તજવા.[૪૩] પ્રથમ 'શરીર, અધિકારી નથી.' એવી રીતે શરીરરૂપે પ્રતિભાસ થાય છે. પછી શાસ્ત્રનાં શ્રવણના અભિમાનથી શાસ્ત્રરૂપે પ્રતિભાસ થાય છે. પછી વૈરાગ્ય અને આત્મબોધરૂપે પ્રતિભાસ થાય છે. એ સર્વ પ્રતિભાસ, સ્ફટિક મણિની પેઠે મનના છે. ને પ્રતિભાસ જ સંસાર છે.[૪૪] મન, પદાર્થમાં તત્પર થઇ આત્માને ભૂલી જાય છે. એ જ 'ક્ષણ વિનાશી મિથ્યાજ્ઞાન છે.' એમ જાણો.[૪૫] એ મન, જ્યારે બાહ્ય અને આંતર જ્ઞાનને તજી બ્રહ્મ વિષે એકાગ્ર થઇ રહે છે, ત્યારે મોક્ષ પામે છે.[૪૬] જે આ દૃશ્ય દૃષ્ટિ છે, તે અસત્ છે. ને મનનું સ્વરૂપ, દૃશ્ય દૃષ્ટિમય છે, અન્ય નથી.[૪૭] દૃશ્ય દૃષ્ટિ, ઉત્પત્તિ પહેલાં પણ નહતી, ને નાશ પછી પણ નહીં હોય. એટલે મધ્યમાં પણ નથી, માટે અસત્ છે. તેમ મન પણ અસત્ છે. એવી રીતે મનને જે અસત્ જાણતો નથી, તેના હાથમાં સંસારદુઃખ રહ્યું છે. પણ ખોળવા જવું પડતું નથી.[૪૮] 'આ જગત્ આત્મા જ છે.' એવા જ્ઞાન વિના દૃશ્ય બુદ્ધિ, દુઃખ દેવાવાળી છે. તે જો તેવું જ્ઞાન હોય, તો ભોગ તથા મોક્ષ સુખને આપે છે [૪૯] જેમ 'આ જલ, અને આ તરંગ' એવી રીતની ભેદ બુદ્ધિ, અજ્ઞાન કહેવાય છે, ને 'તરંગ, જલ છે.' એવી બુદ્ધિ જ્ઞાન છે; તેમ જગત્ અને આત્માના ભેદનું જ્ઞાન અજ્ઞાન છે; ને અભેદજ્ઞાન, જ્ઞાન છે.[૫૦] અજ્ઞાને કરી જન્મમરણ આદિ દુઃખની પ્રાપ્તિ થાય છે. માટે અજ્ઞાન તજવું ને જ્ઞાને કરી પરમાનંદ સ્વરૂપ આત્માની પ્રાપ્તિ થાય છે. માટે જ્ઞાનનું ગ્રહણ કરવું.[૫૧] હે રામ! જો કે મન આદિ, અતિ પ્રિય છે, ને જ્ઞાનમાં ઉપયોગી હોવાથી અત્યંત ઉપકારી છે; તથાપિ સંકલ્પવડે કલ્પિત છે, માટે મિથ્યા છે. તે મિથ્યા મન આદિનો નાશ થાય, તેમાં શોક શો કરવો?[૫૨] રાગદ્વેષ વગરની ઉદાસીન બુદ્ધિએ કરી જોઇએ તો જેમ સ્નેહવિનાનો ભાઇ જોવામાં આવે છે, તેમ પંચમહાભૂતનું પાંજરું પણ સ્નેહ વિનાનું જોવામાં આવે.[૫૩] જેમ સ્નેહ વગરના ભાઇથી સુખદુઃખનો લેપ થતો નથી, તેમ મિથ્યા જાણેલા શરીર પંજરથી હર્ષશોક થતા નથી.[૫૪] જે પરમાનંદ સ્વરૂપ છે, અનાદિ છે, ને ચિદ્રૂપ છે; તે સત્ય આત્મા, કલ્પનાનું અધિષ્ઠાન છે. તેને વિષે મન, શાંત થાય છે.[૫૫]

મન, શાંત થવાથી સ્થૂલ દેહ, અસત્ જણાય છે, ને તેથી પ્રત્યગાત્માને આવરણ કરવાવાળી અવિદ્યા ફરીથી પ્રવૃત્ત થતી નથી.[૫૬] પછી વાસના ક્ષીણ થાય છે, સ્વસ્વરૂપ મનમાં રમે છે, ભય ઉત્પન્ન કરવાવાળી જડતા સૂકાઈ જાય છે, તૃષ્ણા નાશ પામે છે, હૃદય, રાગદ્વેષ રહિત થાય છે, ને ઇંદ્રિયો ક્ષીણ થાય છે. હે રામ! અજ્ઞાનરૂપી મેઘ, નાશ પામે, ત્યારે મોહરૂપી હીમ નાશ પામે છે, ને તેથી મંત્રવડે નષ્ટ થયેલા વિષની પેઠે તે જડતા, કયાંય પણ ચાલી જાય છે.[૫૭–૫૯] તેથી દેહરૂપી પર્વતમાં ભય નામની ક્ષુદ્ર નદીઓ, બંધ થાય છે; ને સંકલ્પ નામના મોર, નાચતા નથી.[૬૦] પછી સ્વસ્વરૂપ આકાશમાં રહેલો જીવ નામનો સૂર્ય, નિર્મળ થઈ અત્યંત પ્રકાશે છે.[૬૧] ધાડા મોહે કરી મુક્ત થયેલી, વિવેકવાળી, અને રજોગુણ વગરની આશાઓ, સમાધિ આદિ સમયમાં દિશાની પેઠે શોભે છે.[૬૨] અંતઃકરણની મુદિતા વૃત્તિ, શીતળ કરવાવાળી ચાંદનીની પેઠે અત્યંત શોભે છે.[૬૩] શુદ્ધ વિવેક, પૃથ્વીની પેઠે સર્વ આનંદને પ્રકાશવાવાળા આત્માએ કરી અત્યંત શોભે છે.[૬૪] પર્વત તથા વનવાળું આખું ભુવન, આત્મરૂપ હોવાથી અત્યંત મનોહર, નિર્મળ, અને ત્રણ પ્રકારના તાપે કરી રહિત થાય છે.[૬૫] હૃદય નામનું તળાવ, પરિચ્છેદના અભાવથી વિસ્તારવાળું થાય છે, વિવેક જળે કરી વૃદ્ધિ પામે છે, સ્ફટિક જેવું નિર્મળ થાય છે, અને રજોગુણ રહિત થાય છે.[૬૬] કાળો અને ચંચળ એવો અહંકાર નામનો ભ્રમર, પાછો ન આવે એવી રીતે કોઈ સ્થળે ચાલ્યો જાય છે.[૬૭] દેહ નગરીનો રાજા જીવ, સંકોચ વગરનો, સર્વત્ર વ્યાપક, સર્વનો ઈશ્વર, વાસનારહિત, અને શાંત મનવાળો થાય છે.[૬૮] હે રામ! એવી રીતે જીવન્મુક્તનાં ફળ કહ્યાં. હવે જીવન્મુક્તની સ્થિતિ કહું છું. જીવન્મુક્ત, મનરૂપી મેલ ગળી જવાથી આત્મજ્ઞાન નામના અજવાળામાં આનંદ ભોગવે છે. જન્મ મરણ વિષે આલોક અને પરલોકની ગતિને વિવેકવાળી બુદ્ધિથી નિરસ જાણી નિશ્ચિત થઇ દેહનગરીમાં રાજસુખ ભોગવે છે.[૬૯]

# સર્ગ ૩૬ મો.*

## ચિત્રૂપી સૂર્યનું સ્વરૂપ.

**श्रीराम उवाच–यथेदृशं स्थितं विश्वं विश्वातीते चिदात्मनि ।**
**तन्मे कथय हे ब्रह्मन्पुनर्बोधविवृद्धये ॥ १ ॥**

રામ પૂછે છેઃ–હે મહારાજ ! ચિદાત્મા કે જે જગતથી અળગો છે. તેને વિષે આ જગત્ જેવી રીતે રહ્યું છે, તે મને ફરીથી કહો. જેણે કરી બોધની વૃદ્ધિ થાય.[1]

**વસિષ્ઠ** કહે છેઃ–હે **રામ** ! જેમ જળમાં ભાવી તરંગ અસ્ફુટ રહ્યા છે, તે જલથી જૂદા નથી; તેમ આત્મામાં રહેલું જગત્, આત્માથી જૂદું નથી.[2] એ આત્મા સર્વત્ર રહ્યો છે, તો પણ ઇંદ્રિયને અગોચર હોવાથી આકાશની પેઠે જોવામાં આવતો નથી.[3] સ્ફટિક મણિ વીંટેલો હોય વા ન વીંટેલો હોય તો પણ તેમાં પ્રતિબિંબ જેમ રહે છે, તે સત્ય પણ નથી અને અસત્ય પણ નથી, તેમ આત્મા વિષે જગત્ રહ્યું છે, તે, સત્ કે અસત્ નથી.[4] જેમ મેઘ, આકાશમાં છે, તોપણ તેનો સંબંધ આકાશને નથી; તેમ જગત્, આત્મામાં રહ્યું છે તોપણ તેનો સંબંધ આત્માને નથી. એટલે આકાશની પેઠે આત્મા અસંગ છે.[5] જેમ જલમાં પડેલાં કિરણો સ્પષ્ટ જોવામાં આવતાં નથી, પણ પ્રતિબિંબરૂપે જોવામાં આવે છે; તેમ આત્મા સૂક્ષ્મ હોવાથી જોવામાં આવતો નથી, પણ દેહાદિકમાં જોવામાં આવે છે.[6] એ ચિત્ પ્રતિબિંબ, સત્ય નથી. ચિત્ જ સત્ય છે. તોપણ તેમાં જીવ આદિ દ્વૈતનાં નામ અને રૂપ, અજ્ઞાને કરી કલ્પેલાં છે.[7] ચિત્, અતિ સૂક્ષ્મ અને નિષ્કલંક છે. આકાશ, તે કરતાં સેંકડો ભાગે સ્થૂલ છે, ને કલંકવાળું છે, એ તત્ત્વવેત્તાના અનુભવમાં આવે છે.[8] જેમ સમુદ્રમાં તરંગરૂપ નાનાપણું જોવામાં આવે છે, તે સમુદ્રથી જૂદું નથી; તેમ ચિત્સમુદ્રમાં તુંપણા અને હુંપણારૂપ નાનાપણું જોવામાં આવે છે, તે, ચિતથી જૂદું નથી.[૯–૧૦] હે **રામ** ! જે અદ્વૈત છે, તે ચિત્ છે; અન્ય નથી. એવા જ્ઞાનથી, ચિદ્રૂપ જગત્, પોતા વિષે જ રહે છે એમ સિદ્ધ થાય છે. 'જગત્, ચિતથી જૂદું છે.' એવી કલ્પના, અજ્ઞા-

* આ છત્રીશમા સર્ગમાં ચિત્, પોતે અસંગ છતાં સર્વત્ર રહે છે, ને ચિત્ની સ્થિતિએ કરી સર્વ પદાર્થની સ્થિતિ છે, જૂદી નથી, એટલી વાત કહેવામાં આવશે.

નીની છે.[૧૧] ચિત્, અજ્ઞાનીને મિથ્યા દ્વૈતરૂપે પ્રતીત થાય છે, ને જ્ઞાનીને પ્રકાશસ્વરૂપ અદ્વૈતરૂપે પ્રતીત થાય છે.[૧૨] એ ચિત્, અજ્ઞની દૃષ્ટિમાં સૂર્યાદિકનો પ્રકાશ કરવાવાળું છે, અને સર્વ પ્રાણીઓને ભોગ, સુખ, તથા જન્મમરણ આપે છે.[૧૩] જ્ઞાનીની દૃષ્ટિમાં તો ઉદય પામતું નથી, અસ્ત થતું નથી, ઉઠતું નથી, ને ઉભું રહેતું નથી. આંહી આવતું નથી, ને પરલોકમાં જતું નથી.[૧૪] સ્વસ્વરૂપમાં રહેલું તે આ ચિત્, પોતાની મેળે જગતરૂપે ભાસે છે.[૧૫] જેમ તેજ ઢગલારૂપે સ્ફુરે છે; જલ પૂરરૂપે સ્ફુરે છે; તેમ ચિત્, જગદ્રૂપે સ્ફુરે છે. એટલે જેમ તેજનો ઢગલો તેજથી જૂદો નથી, જલનું પૂર જલથી જૂદું નથી, તેમ જગત્ ચિતથી જૂદું નથી.[૧૬] બ્રહ્મ, પરમાર્થતઃ ચિદ્રૂપ છે, પ્રકાશ સ્વરૂપ છે, ને અવયવ વગરનું છે. તે વ્યવહારથી તો સર્વમાં રહેલું ‘હું જાણતો નથી,’ એવી રીતે અપ્રકાશસ્વરૂપ અવયવવાળું હોય, તેમ જોવામાં આવે છે.[૧૭] અવિદ્યાવિષે પોતાના પ્રતિબિંબથી જાણે પોતાનું અપરિચ્છિન્ન સ્વરૂપ જતું હોય, ને ‘હું છું’ એવા અભિમાનથી ધીમે ધીમે જીવભાવને પામતું હોય; તેમ જણાય છે.[૧૮] નાનાપણું રૂઢ થવાથી દેહાત્મભાવ કે જે ભાવ અને અભાવ તથા ગ્રહણ અને ત્યાગનું સ્થાન છે, તે દૃઢ થાય છે,[૧૯] ત્યારે જગત્‌ને ઉત્પન્ન કરે છે. જે વિહિત અને નિષિદ્ધ કર્મોવડે ભોગ્ય છે, એટલે અવિદ્યાએ કરી જગતરૂપે સ્ફુરવું, એ જ શુદ્ધ બ્રહ્મને જગતનું કર્તાપણું છે, અન્ય નથી. બીજ, અંકુર અને અન્ય સર્વ પદાર્થરૂપે બ્રહ્મ જ છે. જ્યારે બીજમાંથી અંકુર થઇ વધવા માંડે છે, ત્યારે આકાશરૂપે થયેલું બ્રહ્મ, તેને અવકાશ આપે છે. કેમ કે અવકાશ વિના અંકુર અને તેમાંથી વૃક્ષ કેમ થઇ શકે ? સ્પંદરૂપ વાયુ ખેંચે છે, જેણે કરી અંકુર બહાર નીકળે છે. જળ, પોતાના રસે કરી અંકુરનું પોષણ કરે છે.[૨૦] [૨૧] પૃથ્વી, અંકુરને પોતાની દૃઢતા આપે છે, તેજ, રૂપ આપીને અંકુરને પ્રકટ કરે છે. એવી રીતે સર્વ જગત્, સ્થિતિ અને પ્રતિબંધના અભાવે કરી, તે તે કાર્યોને અનુકૂલ થાય છે. કાલ, પરિણામે કરી સર્વને અનુકૂળ થાય છે.[૨૨] પુષ્પ વિષે સુગંધિરૂપે થાય છે. મૃત્તિકાના સારરૂપે રહેલું ચિત્, વૃક્ષનું મૂલ થાય છે.[૨૩] ચિત્ કે જે મૂલમાં રહેલા રસભાવને પામેલું છે, તે, ફૂલરૂપે થાય છે. તે જ રસ, રેખાવાળાં પલ્લવરૂપે થાય છે.[૨૪] તે પણ ઇંદ્રધનુષના જેવા રંગવાળાં થાય છે. તાજાં વૃક્ષરૂપે પણ ચિત્ જ થાય છે.[૨૫] એ ચિત્, સર્વ ઋતુરૂપે થઇ જગત્‌ને અનુકૂળ રહે છે. વસંત ઋતુમાં વિવિધ જાતનાં નવાં-

કુર અને પુષ્પરૂપે થાય છે; ગ્રીષ્મમાં સૂર્યના તાપરૂપે થાય છે;[૨૬] વર્ષાઋતુમાં મેઘરૂપે થાય છે; શરદ ઋતુમાં સર્વ ફલરૂપે થાય છે;[૨૭] હેમંત ઋતુમાં હિમરૂપે થાય છે; ને શિશિર ઋતુમાં શીતલ વાયુરૂપે થાય છે.[૨૮] વર્ષ, યુગ, આદિ કાલરૂપે પણ ચિત્‌જ થાય છે. નદીના તરંગની પેઠે એક પછી એક સૃષ્ટિઓ ચાલી આવે છે.[૨૯] ચિત્‌, નિયતિરૂપે થઈ જગતની મર્યાદાની વ્યવસ્થા કરે છે. પૃથ્વી, પ્રલય પર્યંત સર્વને ધારણ કરે છે.[૩૦] ચૌદ ભુવનોમાં ચૌદ પ્રકારનાં પ્રાણીઓ, નાના પ્રકારના આચાર, વિહાર, તથા રચનાવાળાં છે.[૩૧] તે પ્રાણી, વારંવાર જન્મે છે ને મરે છે; એ જન્મ મરણની પરંપરા, તત્ત્વજ્ઞાને કરી શાંત થાય છે.[૩૨] હે **રામ**! અનંત બ્રહ્માંડનાં પ્રાણીઓ, અજ્ઞાની હોવાથી પામર છે, પૂર્વ જન્મની વાસનાથી અનેક કામનાવાળાં છે, ને આત્મસ્વરૂપની વાતથી અજાણ્યાં હોવાથી મૂઢ છે. તેથી તેઓ, ઉન્મત્તની પેઠે આલોકમાં જન્મે છે. પરલોકમાં જાય છે, સ્થાવર આદિનો જન્મ પામે છે, ને ધર્મ, કે જે આલોક તથા પરલોકના ભોગનું સાધન છે, તેને મેળવે છે, એવી રીતે સંસારમાં ભમે છે.[૩૩]

# સર્ગ ૩૭ મો.*

## ઉપશમનું નિરૂપણ.

**श्रीवासिष्ठ उवाच–इत्थं स्थिरतराकाराः संसारावलयोऽस्थिताः।**
**स्वभावाद्ब्रह्मणः सर्वाः पुनरायांति यांति च ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે **રામ**! એ પ્રમાણે સર્વ સંસારો જે જોવામાં આવે છે, તે બ્રહ્મરૂપે જ છે.[૧] અન્યોન્ય કારણ ભાવને પામેલું આ જગત્‌, અધિષ્ઠાન ચૈતન્યથી થયું છે; ને તેમાં જ લય પામે છે.[૨] જેમ ઉંડા જળમાં સ્પંદ (ચાલવાની ક્રિયા) પણ અસ્પંદ છે, તેમ ચિત્‌ વિષે જગત્‌ પણ અજગત્‌જ છે.[૩] જેમ આકાર વગરના આકાશમાં મૃગજલ જોવામાં આવે છે, તેમ ચૈતન્ય વિષે આ સૃષ્ટિઓ જોવામાં આવે છે.[૪] જેમ સ્થિર દેહ પણ મદથી ભમતા જેવો જણાય

* આ સાડત્રીશમા, સર્ગમાં આત્માને આ અનાત્મભાવ, અવિદ્યા કામ અને કર્મે કરીને છે; ને બોધથી અને નિષ્કામપણાથી સ્વસ્વરૂપે કરી સ્થિતિ થાય છે; એવું વર્ણન કરવામાં આવશે.

છે, તેમ ચિદાત્મા પણ અજ્ઞાનથી અચિત્ જેવો જણાય છે.[૫] હે રામ! જેમ સોનાના દાગીના સોનાથી જૂદા નથી, તેમ જગત્ બ્રહ્મથી જૂદું નથી. કેમ કે જગત્ પ્રતીત થાય છે તેથી અસત્ નથી, ને બાધિત થાય છે, માટે સત નથી; એવી રીતે અનિર્વચનીયતાથી મિથ્યા છે.[૬] જે પ્રત્યગાત્માએ કરી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ જાણવામાં આવે છે; તે જ પરબ્રહ્મ છે.[૭] જે પ્રત્યગાત્માનું અનેકપણું ને બ્રહ્મનું એકપણું જોવામાં આવે છે; તે મિથ્યા છે. માટે જીવ અને બ્રહ્મની એકતામાં કોઇ જાતનો દોષ નથી.[૮] હે રામ! વાસનાથી અન્યપદાર્થના ભાવ, અભાવ, અને શુભ અશુભ સૃષ્ટિઓ જે કલ્પાય છે, તે માયિક દૃષ્ટિથી માયા વિષે છે; ને તત્ત્વદૃષ્ટિથી આત્મા વિષે છે. કેમકે આત્મસ્વરૂપ જ છે.[૯] જો આત્માથી જૂદી વસ્તુ હોય તો તેમાં ઇચ્છા થાય; પણ જ્યારે આત્માથી જૂદી વસ્તુ કાંઇ પણ નથી, ત્યારે ઇચ્છા શાની થાય?[૧૦] એટલા માટે 'આ પ્રિય છે, આ અપ્રિય છે.' ઇત્યાદિ વિકલ્પો, આત્મા વિષે નથી. કેમકે આત્મા ઇચ્છા વગરનો છે. વળી કર્તા, કર્મ તથા ક્રિયાની એકતા હોવાથી આત્મા કાંઇ કરતો નથી; આધાર, આધેય, અને આધાન, એક હોવાથી કોઈ સ્થળે રહેતો નથી; ને ઇચ્છા ન હોવાથી નિષ્કર્મપણું પણ આત્માને ઘટતું નથી; કારણ કે કલ્પનોનો અભાવ છે.[૧૧] હે રામ! એવી રીતની બ્રહ્મ સ્થિતિ છે. તેને તમે જો જૂદી જાણતા હો, તો દ્વંદ્વ વગરના અને ચિંતા રહિત થઈ કર્તા થાઓ. હું અટકાવતો નથી.[૧૨] હે રામ! વારંવાર કર્મ, કરવાથી તમને દેહ વિના બીજું શું પ્રાપ્ત થવાનું છે? માટે શાસ્ત્રને અનુસરી અકર્તાપણામાં આસ્થા રાખો, ને તરંગ વગરના સમુદ્ર જેવા નિર્મળ અને સ્થિર થાઓ.[૧૩] જેણે કરી પરમાનંદની પ્રાપ્તિ થાય, તેવાં સાધનો, દશે દિશામાં ભમવાથી તથા અતિ યત્નથી પણ મળે તેમ નથી, ને વિષયો તો જ્યાં જાય ત્યાં મળે તેમ છે. માટે વિષયોને તજો ને દેહાભિમાન મૂકો. કારણ કે તમે રામ નથી, પણ સચ્ચિદાનંદ સ્વરૂપ છો.[૧૪]

# સર્ગ ૩૮ મો.*

## કર્તા ભોક્તાપણાનો નિર્ણય.

**श्रीवसिष्ठ उवाचः—एवं स्थिते तु तज्ज्ञानां यदेतत्कर्तृत्वं दृश्यते ।**
**सुखदुःखादिषु योगादिषु वा तदसन्नतु मूर्खाणाम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:—હે રામ ! શાસ્ત્રીય કર્મ, અશાસ્ત્રીય કર્મ, સુખ, દુઃખ, અને સમાધિ વિષે તત્ત્વવેત્તાનું જે કર્તાપણું જોવામાં આવે છે, તે અસત્ છે; ને અજ્ઞાનીનું કર્તાપણું અસત્ નથી; એટલો જ્ઞાની અને અજ્ઞાનીનો ભેદ છે.[૧] કર્તાપણું શરીરની ક્રિયા નથી, પણ પૂર્વ જન્મના કર્તાપણાની વાસનાએ કરી, આ કાર્ય છે, એવી રીતની નિશ્ચયાત્મક વૃત્તિ જ કર્તાપણું છે, એટલે તે મનની ક્રિયા છે.[૨] ભોક્તાપણું પણ તે તે વાસનાને અનુકૂલ ફલના આસ્વાદની વાસના જ છે, કેમકે પુરુષ, વાસના પ્રમાણે ચેષ્ટા કરે છે.[૩] જેવી વાસનાવાળું મન હોય, તેવો અનુભવ સ્વર્ગમાં અને નરકમાં પણ થાય છે.[૪] તે માટે અજ્ઞાનીને કર્મ કરે વા ન કરે તો પણ તેને કર્તાપણું છે, ને જ્ઞાનીને નથી. કેમકે જ્ઞાનીને કોઈ પણ વાસના નથી.[૫] વાસના ઓછી થવાથી જ્ઞાની કર્મ કરે છે, તો પણ ફલની ઇચ્છા રાખતો નથી. કેવળ આસક્તિ વિના કર્મ કરે છે. ફલ પ્રાપ્ત થાય, તેને પણ આત્મારૂપ સમજે છે. ને અજ્ઞાની તો કર્મ કરતો નથી, તોપણ આસક્તિ હોવાથી બંધાય છે.[૬] મન જે કરે છે, તે કર્યું કહેવાય છે; ને દેહ કરે છે, તે કર્યું કહેવાતું નથી. માટે કર્તા મન છે, પણ દેહ નથી.[૭] આ સંસાર, ચિત્તથી થયો છે, એટલા માટે ચિત્તરૂપ છે, ને ચિત્તમાંજ રહ્યો છે, એવો નિશ્ચય છે. સર્વ વિષય, અને વૃત્તિનો ભેદ, એ બન્ને શાંત થઇ વાસનાજ રહે છે, ત્યારે તેની ઉપાધવાળો જીવ જ છે.[૮] તે જીવોના મધ્યમાં તત્ત્વવેત્તાનું મન, વર્ષતા જલમાં મૃગજલની પેઠે પરમ શાંતિ પામે છે, ને ઉગ્ર તડકામાં હિમના કણની પેઠે લીન થઇ તુર્યદશાને પ્રાપ્ત થઇ બ્રહ્મરૂપે રહે છે.[૯] જ્ઞાનીનું મન, વિષય

---

* આ આડત્રીશમા સર્ગમાં—આત્મા અસંગ છે એમ ન જાણનારને મનના સંગથી કર્તાપણાએ કરી બંધન છે; ને જાણનારને તો અકર્તાપણા તથા અભોક્તાપણાંથી બંધન નથી; એટલી વાત આવશે.

સુખમાં મગ્ન રહેતું નથી; નિજાનંદ વગરનું રહેતું નથી; ચલ નથી; શિલા જેવું જડ નથી; સત્ નથી; અસત્ નથી; ને તેની સંધિરૂપ પણ નથી; પરંતુ આત્મ-સુખમાં સદા મગ્ન છે.[૧૦] જેમ હાથ ખાબોચીયાંના જલમાં ડુબતો નથી, તેમ જ્ઞાનીનું મન, વિષયોમાં ડુબતું નથી; ને અજ્ઞાનીનું મન, વિષયમાં મગ્ન રહે છે, પણ પરમાર્થ તત્ત્વને જોતું નથી.[૧૧] શય્યામાં સૂતેલો પુરુષ મન શાંત ન હોવાથી ખાડામાં ન પડ્યો હોય તો પણ વાસનાથી સ્વપ્નમાં ખાડામાં પડવાનું દુઃખ અનુભવે છે; ને મન શાંત થયું હોય તો ખાડામાં પડયા છતાં પણ શય્યાનું સુખ અનુભવે છે. એ દૃષ્ટાંત છે. માટે સુખ દુઃખનું કારણ મનજ છે, એવો સિદ્ધાંત છે.[૧૨] માટે હે રામ! તમે કર્મ કરો વા ન કરો, પણ મનમાં આસક્તિ ન રાખો. આત્માથી જૂદું કાંઇ પણ નથી. જેમાં તમારા મનની આસક્તિ સંભવે, તે પણ આભાસમાત્ર છે. એટલે આત્માથી ભિન્ન નથી.[૧૩] 'આત્મા, સુખ દુઃખનો વિષય નથી,' 'આધાર આધેય ભાવ આત્માથી જૂદા નથી' 'એ આત્મા હું છું' 'હું અકર્તા, અભોક્તા, અને અતિ સૂક્ષ્મ છું' 'જે કાંઇ દૃશ્ય છે, તે સર્વ, હુંજ છું' અને 'હું સર્વત્ર પ્રકાશવાવાળો અને વ્યાપક છું' એવો નિશ્ચય થવાથી જ્ઞાની, નિર્વિકારપણાથી વ્યવહાર કરે છે.[૧૪] એટલા માટે જ્ઞાની, સંકટ વખતે પણ આનંદમાંજ રહે છે, મન વિના કર્મ કરે છે, છતાં પણ અકર્તા કહેવાય છે. લેપ કરવાવાળું મન છે. તેથી હાથ પગ આદિ ક્રિયા કરે છે, તોપણ જ્ઞાનીને કર્મફલ ભોગવવું પડતું નથી.[૧૫] એવી રીતે સર્વ કર્મનું, સર્વ ક્રિયાનું, સર્વ પદાર્થનું, સર્વ લોકનું, અને સર્વ ગતિનું બીજ, મન છે. તે મન, શાંત થવાથી સર્વ ક્રિયા નાશ પામે છે, સર્વ દુઃખો ક્ષીણ થાય છે, ને સર્વ કર્મો લય પામે છે. જ્ઞાની, મનનાં તથા શરીરનાં કર્મથી લેપાતો નથી. કેમકે તે, ફલની ઇચ્છા રાખતો નથી, ને ખુશી થતો નથી, પણ પરમાત્માથી પોતાને અભિન્ન જાણે છે.[૧૬] જેમ બાળક, મને કરી નગરની રચના કરે છે, પણ ન કર્યા જેવું માને છે, ને તેથી સુખદુઃખને ગણે છે, પણ સત્ય માનતો નથી; મનથી નગરનો નાશ કરે છે, ને દુઃખને અનુભવે છે, તોપણ દુઃખને સત્ય માનતો નથી; તેમ જ્ઞાની કર્મ કરે છે તોપણ પરમાર્થથી લેપાતો નથી.[૧૭] સર્વ પદાર્થો, તજવા યોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય છે. એટલે તેમાં દુઃખનું કાંઇ કારણ નથી. જગતમાં આત્મા વિના અન્ય કાંઇ પણ નથી. તેથી આત્મા, કર્તા પણ નથી, ને ભોક્તા પણ નથી. જે કર્તા-પણું જોવામાં આવે છે, તે આરોપિત છે, એટલે મિથ્યા છે.[૧૮] જ્યાંસૂધી દેહ

હોય, ત્યાંસુધી કર્તા ભોક્તાપણું સર્વથા તજી શકાતું નથી. એ કર્તાપણું તથા ભોક્તાપણું આત્માના અજ્ઞાનથી છે. આત્મતત્ત્વનો વિચાર કરીએ તો, તે કાંઇ પણ નથી. દ્વૈતબુદ્ધિ અજ્ઞાનીને છે; પણ જ્ઞાનીને નથી.[૧૯] તત્ત્વજ્ઞને મોક્ષ કે બંધ કાંઈ નથી. અજ્ઞાનીને તે સર્વ છે.[૨૦] જ્ઞાનીની દૃષ્ટિમાં તો યથાર્થ આત્મા જ છે. તેમ છતાં પણ તેના વ્યવહારમાં કોઇ જાતની ખામી આવતી નથી, કારણકે તે જ્ઞાની, અન્યે કલ્પેલાં બેપણાં એકપણાં આદિ સર્વ વ્યવહારને અનુસરે છે.[૨૧] પરમાર્થતઃ તો બંધ નથી, મોક્ષ નથી, બંધનો અભાવ નથી, ને બંધનાં કારણ કામ કર્માદિ પણ નથી. એ સર્વ દુઃખ અજ્ઞાનથી છે, ને જ્ઞાનથી લય પામે છે.[૨૨] હે રામ! આ જગત્‌માં બંધ અને મોક્ષ મિથ્યા કલ્પ્યા છે, માટે સર્વ તજી અહં-કારને મૂકી વ્યવહાર કરો; ને મનમાં ધીરજ રાખી રહો.[૨૩]



# સર્ગ ૩૯ મો.*

## સર્વની એકતાનું પ્રતિપાદન.

**श्रीराम उवाच–भगवन्नेवं स्थिते परे ब्रह्मण्येव विद्यमाने कुत एव ।**
**भित्तिचित्ररूपायाः सृष्टेरागमइति कथय महात्मन् ॥१॥**

રામ પૂછે છેઃ—હે મહારાજ! જ્યારે બંધ અને મોક્ષ કાંઇ પણ નથી, કેવળ બ્રહ્મ જ છે, ત્યારે ભીંત ઉપરના ચિત્ર જેવી સૃષ્ટિ કયાંથી આવી?[૧]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! આ જગત્ બ્રહ્મમાં ભ્રમે કરી ભાસ્યું છે. તે બ્રહ્મ, સર્વ શક્તિવાળું છે. માટે સર્વ શક્તિઓ, બ્રહ્મ વિષે જોવામાં આવે છે.[૨] સત્‌પણું, અસત્‌પણું, બેપણું, એકપણું, અનેકપણું, આદિપણું, અને અંતપણું, ઇત્યાદિ પરસ્પર વિરુદ્ધ શક્તિઓ પણ બ્રહ્મ વિષે વિરુદ્ધ નથી; કેમકે બ્રહ્મ, સર્વ શક્તિમાન્ છે.[૩] જેમ સાગરનું પૂર, ચંદ્રોદય થવાથી વિકાશ પામે છે, ને અનેક પ્રકારે નૃત્ય કરે છે; તેમ આત્મા, જીવભાવથી, કર્મ, વાસના, અને મનરૂપ સર્વ શક્તિઓને એકઠી કરે છે; દર્શાવે છે; ધારણ કરે છે; ઉત્પન્ન કરે છે; ને દૂર કરે

* આ ઓગણચાળીશમા અધ્યાયમાં, બ્રહ્મની સર્વ શક્તિ, રામચંદ્રજીનો મોહ, અને તેના બોધ માટે વસિષ્ઠઋષિના વિચાર આદિ કહેવામાં આવશે.

છે.[૪-૫] સર્વ જીવ, સર્વ જ્ઞાન, અને સર્વ પદાર્થોની ઉત્પત્તિ બ્રહ્મથી થાય છે.[૬] જેમ તરંગો, સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે ને તેમાં સમાય છે; તેમ સર્વ ભાવો, બ્રહ્મથી ઉત્પન્ન થાય છે, ને બ્રહ્મમાં સમાય છે. એટલે બ્રહ્મમય છે.[૭]

રામ પૂછે છે–હે ગુરુ મહારાજ! વિરુદ્ધ શક્તિઓ, બ્રહ્મ વિષે રહે છે, એમ આપે કહ્યું, તે મારા સમજવામાં આવતું નથી. કેમકે શીતલતારૂપ વિરુદ્ધ શક્તિ અગ્નિ વિષે સંભવતી નથી, તેમ બ્રહ્મ વિષે પણ વિરુદ્ધ શક્તિ સંભવતી નથી.[૮] બ્રહ્મ, મન તથા ઇંદ્રિયને અગોચર છે અને અવિનાશી છે; જગત્ તે ઇંદ્રિયગોચર તથા ક્ષણભંગુર છે. માટે જગત્, બ્રહ્મથી થયું હોય, એમ સંભવતું નથી. તે જો બ્રહ્મથી થયું છે, તો બ્રહ્મથી વિરુદ્ધ ન હોવું જોઇએ.[૯] જે જેનાથી થાય છે, તે, તેના જેવું હોય છે.[૧૦] જેમ દીવાથી દીવો થાય છે; મનુષ્યથી મનુષ્ય થાય છે; ને અનાજથી અનાજ થાય છે, તે, તેના જેવાં જ છે.[૧૧] બ્રહ્મ નિર્વિકાર છે. તેનાથી થયેલું જગત્ પણ નિર્વિકાર જ હોવું જોઇએ.[૧૨] હવે જો જગત્, બ્રહ્મથી ઉત્પન્ન થયું છે, ને તે બ્રહ્મથી વિરુદ્ધ છે, તો બ્રહ્મને જગત્ ભાવની પ્રાપ્તિરૂપ કલંક લાગે છે.[૧૩]

વસિષ્ઠ કહે છે–હે રામ! આ જગત્, બ્રહ્મ જ છે. તેમાં લેશ માત્ર પણ કલંક નથી. જેમ સમુદ્રમાં તરંગરૂપે પણ જલ સ્ફુરે છે, પણ રજ સ્ફુરતી નથી.[૧૪] હે રામ! જેમ અગ્નિ વિષે ઉષ્ણતા વિના અન્ય કાંઈ નથી, તેમ જગત્માં બ્રહ્મ વિના બીજું કાંઇપણ નથી.[૧૫]

રામ પૂછે છે–હે મહારાજ! બ્રહ્મ, દુઃખ રહિત અને દ્વંદ્વરહિત છે. જગત્, દુઃખમય તથા દ્વૈતરૂપ છે. માટે 'જગત્, બ્રહ્મથી થાય છે.' એ આપનું વચન, મારા સમજવામાં આવતું નથી.[૧૬]

વાલ્મીકિ કહે છે–એવી રીતે રામે પૂછ્યું ત્યારે વસિષ્ઠ વિચારમાં પડ્યા કે, હવે રામને કેવી રીતે ઉપદેશ કરવો?[૧૭] રામની બુદ્ધિ, હજી ખૂલતી નથી, થોડી મલિન છે, ને થોડી નિર્મલ છે.[૧૮] જેની બુદ્ધિ શુદ્ધ હોય, જેણે જાણવાનું જાણ્યું હોય, ને જે વિવેકથી મોક્ષમાં ઉપયોગી વાણીને જાણતો હોય, તેને કાંઈ પણ દોષ નથી. કેમકે શુદ્ધ બ્રહ્મ વિષે વિરુદ્ધ જગત્, કિંચિત્માત્ર પણ નથી. ને જ્યાંસુધી રામને મેં બરાબર બોધ કર્યો નથી, ત્યાંસુધી રામ, વિશ્રાંતિ પામશે નહીં.[૧૯-૨૦] 'સર્વ બ્રહ્મ છે,' એ ઉપદેશ, અર્ધદગ્ધને ઉચિત નથી. કારણ કે એ અર્ધદગ્ધ, સદા ભેદ બુદ્ધિ રાખે છે, તેથી તત્ત્વબોધથી ભ્રષ્ટ થાય છે.[૨૧] જેને

બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હોય, તેને વિષય ભોગની ઇચ્છા થતી નથી. ને તેને જ 'આ સર્વ બ્રહ્મ છે' એવો ઉપદેશ કરવો યોગ્ય છે.[૨૨] અલ્પજ્ઞને પ્રથમ તો શમ દમ આદિ સાધનોવડે શુદ્ધ કરવો, પછી તેને પણ 'આ સર્વ બ્રહ્મ છે, ને તે તું પોતે છે,' એવો બોધ કરવો.[૨૩] અલ્પજ્ઞને 'આ સર્વ બ્રહ્મ છે.' એવો બોધ કરવો નહીં. કેમકે તે બોધથી અલ્પજ્ઞ, મહા નરકમાં પડે છે.[૨૪] જેની બુદ્ધિ પરમાત્મા વિષે જાગ્રત્ થઇ હોય, ભોગની ઇચ્છા ક્ષીણ થઈ હોય, વાસના નાશ પામી હોય, તે મહાત્માને સર્વ બ્રહ્મ છે, એવો ઉપદેશ કરવો. કેમકે તેને અવિદ્યારૂપી મેલ નથી.[૨૫] શિષ્યને પરીક્ષા કર્યા વિના 'સર્વ બ્રહ્મ છે' એવો ઉપદેશ જે કરે છે, તેને અજ્ઞાની જાણવો, ને તે અજ્ઞાની, પ્રલય થાય ત્યાંસુધી નરકમાં પડે છે. એવો વિચાર કરી મહાત્મા વસિષ્ઠ ઋષિ રામને કહે છે.[૨૬-૨૭]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! બ્રહ્મ વિષે કલંક છે કે નહીં? તે, સિદ્ધાંત વખતે પોતાની મેળે જાણશો. ને જો નહીં જાણો તો સિદ્ધાંત વખતે કહીશ; પણ હમણાં નહીં.[૨૮] બ્રહ્મ, સર્વ શક્તિવાળું, સર્વત્ર વ્યાપક અને સર્વત્ર રહ્યું છે; ને હું સર્વ રૂપે છું, એમ જાણવું.[૨૯] હે રામ! જેમ જાદુગર, માયાએ કરી સત્‌ને અસત અને અસત્‌ને સત્ ઇત્યાદિ વિવિધ રચના કરે છે, તેમ આત્મા, કે જે માયામય નથી છતાં માયામય હોય તેમ જણાય છે, ને તેથી મહા જાદુગર છે, તે ઘટને પટ કરે છે, ને પટને ઘટ કરે છે. સોનાના મેરુપર્વતમાં નંદનને જેમ ઉત્પન્ન કરે છે, તેમ પથ્થર વિષે લતાને ઉત્પન્ન કરે છે. કલ્પવૃક્ષમાં રત્નના ગુચ્છની પેઠે લતામાં પથ્થર ઉત્પન્ન કરે છે ને આકાશમાં વન કલ્પે છે.[૩૦] એ ઇશ્વર, માયા શક્તિવડે આકાશમાં ગંધર્વ નગર એટલે ભૂતલ બનાવે છે; ને ભૂતલને આકાશ બનાવે છે. ગંધર્વ નગરમાં અનેક સ્ત્રીઓની પેઠે ભૂતલમાં આકાશને રાખે છે. ભૂતકાલને ભવિષ્યત્ અને ભવિષ્યને ભૂતકાલ બનાવે છે.[૩૧-૩૨] જગત્‌માં ભૂત, વર્તમાન અને ભાવી સર્વ પદાર્થો, પદ્મરાગ મણિના મેહેલમાં આકાશના જેવા છે. એટલે અસત્ છતાં પણ બ્રહ્મની સત્તાથી સત્ જેવા જણાય છે.[૩૩] જે માટે ઇશ્વર, પોતાના સ્વરૂપને વિવિધ પ્રકારે દર્શાવે છે.[૩૪] હે રામ! એક જ ઇશ્વર, આ જગત્‌માં સર્વ કાલમાં સર્વ પ્રકારે સર્વ વસ્તુરૂપે થાય છે. ત્યારે શોક, હર્ષ, અને આશ્ચર્યનો અવસર શું છે?[૩૫] એટલા માટે વિવેકી પુરુષે સદા સમદૃષ્ટિ થઇ રહેવું.[૩૬] સમ દૃષ્ટિવાળાને ગર્વ, આશ્ચર્ય, મોહ, હર્ષ, અને ક્રોધ આદિ વિકારો કદાપિ થતા નથી.[૩૭] સમતા વગરના દેશ

કાલવાળા જગતમાં વિચિત્ર દૃશ્ય રચના જોવામાં આવે છે.[૩૮] સમુદ્રમાં તરંગની પેઠે આત્મા વિષે નાના પ્રકારના જગતની રચના પોતાની મેળે થાય છે, ને પોતાની મેળે શાંત થાય છે.[૩૯] જેમ દૂધમાં ઘી રહે છે, મૃત્તિકામાં ઘટ રહે છે, તંતુમાં પટ રહે છે, ને બીજમાં વડ રહે છે, તેમ આત્મા વિષે સર્વ શક્તિઓ રહી છે. તે શક્તિઓ જ્યારે તરંગની પેઠે પ્રકટ થાય છે, ત્યારે જગત્ રચ્યું કહેવાય છે.[૪૦] તેમાં કોઇ કર્તા નથી, કોઈ ભોક્તા નથી, ને કોઈ નાશ પામતું નથી.[૪૧] આત્મા તો કેવળ સાક્ષી, બાધ રહિત, ક્ષોભ વગરનો, અને સમાન છે. છતાં પણ આ જગત્, દીવો હોય ત્યારે જેમ પ્રકાશ થાય છે, સૂર્ય હોય ત્યારે જેમ દિવસ થાય છે, અને પુષ્પ હોય ત્યારે જેમ ગંધ ઉપજે છે, તેમ પોતાની મેળે થાય છે.[૪૨–૪૩] વાળુની ક્રિયાની પેઠે આ જગત્, આભાસમાત્ર જોવામાં આવે છે. માટે એ અનિર્વચનીય છે.[૪૪] આકાશમાં તારાની પેઠે આત્મા વિષે આ જગત્ કલ્પ્યું છે, તેથી તે, જગતનો અકર્તા છતાં કર્તા જેવો, અને અહર્તા છતાં પણ હર્તા જેવો, ને નિયંતા નથી તોપણ નિયંતા જેવો જોવામાં આવે છે. એટલે જગતના દોષથી લેપાતો નથી.[૪૫] એવી રીતે જ્યારે જગત્ બ્રહ્મરૂપ છે, ત્યારે અસત્ જગતનો અસત્તારૂપ નાશ, સત્તારૂપ ઉત્પત્તિ તથા સ્થિતિ, કેમ થાય? નથી જ. જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય, બ્રહ્મની જ સત્તા છે. હવે ચિત્સ્વરૂપ કે જે પરમાર્થ સત્ય છે, તેના બળથી સર્વ પદાર્થની ઉત્પત્તિ બ્રહ્મથી જ થાય છે.[૪૫–૪૯] એ પદાર્થોની ઉત્પત્તિ વખતે જ તેમાં અભિમાન થાય છે; તે કાળે કરી દૃઢ થાય છે. પછી હજારો સ્કંધવાળો, ઘણી શાખાવાળો અને શુભાશુભ ફલથી ભરેલો સંસારવૃક્ષ વધવા માંડે છે.[૫૦] તેમાં ભોગરૂપી નવાંકુર આવે છે; જરારૂપી પુષ્પ આવે છે; આશારૂપી મંજરી થાય છે; દારુણ દુઃખરૂપી ફલ આવે છે; ને તૃષ્ણાલતા તેની ઉપર ચઢે છે. એ સંસારવૃક્ષ બંધનસ્થાન છે. તેને વિવેક કુવાડાથી કાપી નાખો. પછી બંધનથી છૂટેલા હાથીની પેઠે મુક્ત થઈ આ જગતમાં વિચરો.[૫૧]



# સર્ગ ૪૦ મો.*

## સર્વની બ્રહ્મરૂપતા.

**श्रीराम उवाच**–उत्पत्तिः कथमेतेषां जीवानां ब्रह्मणः पदात् ।
किंयती कीदृशी चेति विस्तरेण वद प्रभो ॥ १ ॥

રામ પૂછે છે–હે મહારાજ! બ્રહ્મથી જીવોની ઉત્પત્તિ કયે પ્રકારે થાય છે, કેટલી થાય છે, ને કેવી થાય છે? તે વિસ્તારથી કહો.[1]

વસિષ્ઠ કહે છે–હે રામ! બ્રહ્મથી જેવી રીતે નાના પ્રકારના જીવો ઉત્પન્ન થાય છે, નાશ પામે છે, મુક્ત થાય છે, વધે છે, અને જેવી રીતે અંતર્હિત રહે છે, તે હું સંક્ષેપથી કહું છું તે સાવધાન થઈ સાંભળો.[૨–૩] બ્રહ્મની શુદ્ધ ચિત્ શક્તિ, યદૃચ્છાએ કરી કલ્પના કરે છે, તેથી સર્વ શક્તિવાળી એ ચિત્, પોતે ભાવી દેહાદિકને આકારે કિંચિન્માત્ર સ્ફુરે છે.[૪] અહંકારે કરી દેહાદિકને આકારે યથાર્થ સ્ફુરણ, ઘનતા કહેવાય છે. તે મન અને એ મન, જીવની ઉપાધિ કહેવાય છે.[૫] મન, દશ્યરૂપતાને તજતું હોય, તેમ સંકલ્પે કરી ક્ષણવારમાં ગંધર્વ નગરની પેઠે આ જગતને કલ્પે છે.[૬] ચિતસ્વરૂપ, સ્વપ્રકાશ છે, તોપણ બહિર્દષ્ટિથી ઘડાના મધ્ય જેવું શૂન્ય ભાસે છે; તેથી તે જ ચિદ્રૂપ, આકાશ કહેવાય છે, જે લોકપ્રસિદ્ધ છે.[૭] એ આકાશમાં બ્રહ્માનો સંકલ્પ કરવાથી બ્રહ્મા થાય છે; તે, પ્રથમ દક્ષ પ્રજાપતિ આદિને કલ્પે છે, ને પછી ચૌદભુવન તથા તેમાં રહેવાવાળાં પ્રાણીઓને સૃજે છે. હે રામ! એવી રીતે આ જગત્, મને રચ્યું છે.[૮–૯] એ મનની ઉત્પત્તિ મિથ્યા છે, તેથી તેની ઉપાધિવાળા જીવની ઉત્પત્તિ પણ મિથ્યા છે.[૧૦] એ જીવોમાં કેટલાક જીવો, અજ્ઞાની છે, કેટલાક જ્ઞાની છે, ને કેટલાક મધ્યસ્થિતિના છે. તેઓ મોક્ષ માટે પ્રયત્ન કરતાં છતાં પણ વારંવાર વિઘ્નથી ભ્રષ્ટ થાય છે.[૧૧] સર્વ જીવોમાં ભરતખંડના મનુષ્ય જીવો, શાસ્ત્રના અધિકારી છે, ને તેથી તેઓને વૈરાગ્ય થાય છે.[૧૨] કેમકે તે જીવો બહુ ચિંતાવાળા, દુઃખમય અને મોહ, દ્વેષ, તથા ભયવાળા છે. તેમાં તામસ જીવો, શાસ્ત્રના અધિકારી નથી ને રાજસ તથા સાત્વિક જીવો ઉપદેશના

* આ ચાલીશમા સર્ગમાં, ઉપાધિથી જીવના ભેદની ઉત્પત્તિ અને તે જીવ તથા તેની ઉપાધિની બ્રહ્મરૂપતા, એવું વર્ણન વિસ્તારથી કરવામાં આવશે.

અધિકારી છે તે ૪૨ મા સર્ગમાં કહીશ.[૧૩] બ્રહ્મ, જીવ રૂપે જેવી રીતે થયું તે પણ ૪૨ મા સર્ગમાં કહીશ.[૧૪] તેમ જ સમુદ્રના તરંગની ક્રિયાની પેઠે પરમાત્માના એક ભાવનું સ્ફુરણ જીવ ભાવે કરી જેવી રીતે ઘનતાને પામે છે તે પણ ૪૨ મા સર્ગમાં કહીશ.[૧૫]

રામ પૂછે છેઃ—પરમાત્મા કે જે અનંત છે, તેનો એક ભાગ કયો? તેને વિકારીપણું કેમ પ્રાપ્ત થાય છે? તે દ્વૈત કેમ થાય છે?[૧૬]

વસિષ્ઠ કહે છેઃ—પરમાત્મા, જગતનું નિમિત્ત કારણ છે, ઉપાદાન કારણ છે, ઇત્યાદિ શાસ્ત્ર વચન વ્યવહાર માટે છે, એટલે મિથ્યા છે, પણ સત્ય નથી. માટે તેમાં કોઇ જાતના વિરોધની શંકા નથી.[૧૭] વિકારીપણું, અવયવીપણું, દેશ, કાળ, દિશા, આદિ જોવામાં આવે છે, પણ આત્મા વિષે તે કાંઇ પણ નથી.[૧૮] તેમ છતાં પણ જગતનું બીજું કારણ કલ્પવું યોગ્ય નથી. કેમકે અન્યની કલ્પના પણ ચિત્પ્રકાશ વિના સંભવતી નથી; ત્યારે કારણ, કાર્ય, અને વ્યવહાર તો કયાંથી જ સંભવે?[૧૯] આ જગતમાં જે નામ, રૂપ, અને વાકય છે, તે સર્વ સત્‌થી થયાં છે; સદ્રૂપ છે તેથી સત્ જ છે,[૨૦] જેમ અગ્નિથી થયેલો અગ્નિ અગ્નિ જ છે; તેમ સત્‌થી થયેલું જગત્ સત જ છે. તેમ છતાં કાર્ય કારણ ભાવનો જે ભેદ છે, તે કલ્પિત છે.[૨૧] અમુક કારણથી અમુક કાર્ય થયું, એવી રીતના કાર્ય કારણ ભાવ રૂપે તો એ સ્વરૂપ રચવાની ક્રિયાશક્તિમાં અધિકતા ભાસે છે.[૨૨] 'આ અન્ય છે'–'આ અન્ય છે' એ પ્રકારે નામરૂપ વ્યવહાર કહેવા માત્ર છે; પરમાત્મા વિષે નથી, કેમકે તે એક જ છે.[૨૩] મનઃશકિત કે જે ક્રિયા શક્તિથી થાય છે, તેણે કરી જૂદાં જૂદાં નામ થાય છે; ને તેથી વ્યવહાર પણ સિદ્ધ થાય છે.[૨૪] જેમ એક અગ્નિ શિખાની જનક (ઉત્પન્ન કરવાવાળી) બીજી અગ્નિ શિખા છે, એવું વચન કહેવા માત્ર છે, પણ સત્ય નથી. તેમ જગતનું જનક બ્રહ્મ છે એમ કહેવું સત્ય નથી. પરમાત્મા વિષે જન્મ, જનક, આદિ કથન, સંભવતાં નથી. કેમકે પરમાત્મા એક હોવાથી તે, કોને કયે પ્રકારે ઉત્પન્ન કરે?[૨૬] વચનનો એ સ્વભાવ છે કે વચન પછી વચન થાય છે, પણ પરમાત્મા વિષે વિરોધ, ભેદ, કે સંખ્યા આદિ કાંઇ પણ નથી.[૨૭] જેમ સમુદ્રમાં તરંગ જોવામાં આવે છે, તેમ પરમાત્મા વિષે શબ્દ અને અર્થ જોવામાં આવે છે, તે બ્રહ્મ જ છે.[૨૮] પ્રત્યગાત્મા, મન, બુદ્ધિવૃત્તિના ભેદ, શબ્દ, અર્થ, અને સાક્ષીસ્વરૂપ ઇશ્વર, સર્વ બ્રહ્મ જ છે, એવો વેદાંત સિદ્ધાંત છે.[૨૯] આ સર્વ જગત્ બ્રહ્મ છે. બ્રહ્મ, જગતથી અળગું છે. ખરું જોઇએ તો જગત્ નથી,

કેવળ બ્રહ્મ જ છે.[૩૦] આ અન્ય અને આ અન્ય છે, એવી રીતનું કથન, પરમાત્મા વિષે કલ્પ્યું છે, તેમાં શી સત્યતા છે?[૩૧] તેમ 'આ આમની શિખા જેવી શિખા છે,' એ મનની કલ્પના છે, તેમ જગત્ મનની કલ્પના છે, પરમાત્મા વિષે કાંઇ પણ નથી.[૩૨] જેમ નેત્રના દોષથી બે ચંદ્ર જોવામાં આવે છે, તે મિથ્યા છે; તેમ ભેદ વચન, મિથ્યા છે છતાં પણ અજ્ઞાને કરી સત્ય જેવાં જોવામાં આવે છે.[૩૩] બ્રહ્મ કે જે સર્વત્ર વ્યાપક, સર્વ રૂપ, અને અનંત છે. તેથી અન્ય કાંઇ પણ સંભવતું નથી. તેનાથી ઉત્પન્ન થયું હોય તેમ જગત્ જોવામાં આવે છે, તે બ્રહ્મ જ છે.[૩૪] આ જગત્‌માં બ્રહ્મ વિના કિંચિત્‌માત્ર સંભવતું નથી. 'આ સર્વ જગત્, બ્રહ્મ જ છે.' એ પરમાર્થતઃ છે.[૩૫] એ પરમાર્થ સિદ્ધાંત, તમારા મનમાં જ્યારે સ્થિર થશે, ત્યારે નિર્વાણ પ્રકરણમાં હું તમને યથાર્થ સિદ્ધાંત કહીશ.[૩૬] પરમાર્થ સ્વરૂપમાં અવિદ્યા આદિ અન્ય કાંઇ પણ નથી. સર્વ અજ્ઞાનની નિવૃત્તિ થશે, ત્યારે તમે સર્વ પદાર્થ પૂરણ બ્રહ્મરૂપે જાણશો.[૩૭] જેમ રાત્રિના અંધારાની નિવૃત્તિ થવાથી દૃશ્ય જગત્ જોવામાં આવે છે, તેમ અજ્ઞાનની નિવૃત્તિ થવાથી યથાર્થ બ્રહ્મ જોવામાં આવે છે.[૩૮] હે **રામ**! અજ્ઞાને કરી જે આ વિસ્તારવાળું જગત્ ભાસ્યું છે, તેનો અને તેના કારણ અજ્ઞાનનો જ્યારે નાશ થશે ને શુદ્ધ જ્ઞાન થશે, ત્યારે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ જ પ્રતીત થશે.[૩૯]



# સર્ગ ૪૧ મો.*

## માયાની ચિકિત્સા.

**श्रीराम उवाच**—क्षीरोदकुक्षितुल्याभिः शीतलामलदीप्तिभिः ।
तवोक्तिभिर्विचित्राभिर्गभीराभिरिवाभितः॥ १ ॥

**રામ** પૂછે છેઃ—હે મહારાજ! આપનાં વચનો કે જે ચંદ્ર જેવાં શીતલ છે, ગંભીર છે, ને આનંદ જનક છે. તેણે કરી વર્ષા ઋતુના દિવસની પેઠે ક્ષણ-

* આ એક્તાલીશમા, સર્ગમાં કલના આદિ સર્વ ભેદનું મૂલ માયા છે, તે અનિર્વચનીય છે. માટે તેની શાંતિનો ઉપાય કરવો, પણ મિથ્યા જાણી તેને મૂકવી નહીં. એટલું વર્ણન કરવામાં આવશે.

વારમાં પ્રકાશ થાય છે, ને ક્ષણવારમાં અંધકાર એટલે મોહ થાય છે.[૧-૨] બ્રહ્મ કે જે અનંત છે, પ્રમાણુનો અવિષય છે, પ્રકાશ સ્વરૂપ છે, અને ઉત્પત્તિ વિનાશ રહિત છે, તેમાં કલના (ભાવી દેહ આદિરૂપે ચિતનું કિંચિત્ સ્ફુરણ) ક્યાંથી? એ કલના, વસ્તુત: અથવા કલ્પનાએ કરીને પણ સંભવતી નથી.[૩]

વસિષ્ઠ કહે છે:—હે રામ! મારાં સર્વ વચનો યથાર્થ છે, સરળ છે, સંગતિવાળાં છે, અને પરસ્પર વિરોધવાળાં નથી; તેમ છતાં પણ તમને જે આ મોહ છે, તે, વાક્યનાં તાત્પર્યના અજ્ઞાનથી છે.[૪] જ્યારે વિવેક થશે અને પ્રબલ બોધ થશે, ત્યારે મારાં વચનોનો અને તત્ત્વ જ્ઞાનનો યથાર્થ મહિમા જાણશો.[૫] શાસ્ત્રમાં વાક્યરચના, શિષ્યના ઉપદેશ માટે તથા શાસ્ત્રના અર્થના જ્ઞાન માટે છે; તેથી કોઈ જાતનો વિરોધ આવતો નથી; માટે તમે વાક્ય રચનાથી ભ્રમમાં પડો મા.[૬] જ્યારે તમને અદ્વૈતનું અપરોક્ષ જ્ઞાન થશે, ત્યારે વાચ્ય, વાચક, શબ્દ, અને અર્થના ભેદને તજશો.[૭] આ વાણીનો પ્રપંચ કે જે ભેદ બોધક છે, તે, શિષ્યના ઉપદેશ માટે અને શાસ્ત્રાર્થના જ્ઞાન માટે છે.[૮] આ વાણીનો પ્રપંચ, અજ્ઞાનીના ઉપદેશ માટે છે, પણ જ્ઞાની માટે નથી.[૯] કલના, સંસ્કાર, કર્મ, અને અવિદ્યા, એ કાંઇ પણ આત્મા વિષે નથી. આત્મા તો અસંગ છે. તે જ, આ જગતરૂપે થયો છે.[૧૦] આ આત્મ-સ્વરૂપ, અનેક યુક્તિઓ આપી વિસ્તારથી વર્ણવવાનું છે, તે નિર્વાણ પ્રકરણમાં વર્ણવીશ.[૧૧] હમણાંનો વાણીનો પ્રપંચ તો સાધનાજ્ઞાન, અને મૂલાજ્ઞાન, કે જે અતિ દૃઢ થયેલાં છે, તેની નિવૃત્તિ માટે છે.[૧૨] જો કે વિદ્યાએ કરી અવિદ્યાનો નાશ થાય છે, તોપણ અનેક જન્મનાં પુણ્ય કર્મે કરી શુદ્ધ અને વિવેકવાળી અવિદ્યા, પતિવ્રતા જેમ ચિતામાં બળવાની ઇચ્છા કરે છે, તેમ સર્વ દોષ હરવાવાળી વિદ્યામાં બળવાની ઇચ્છા કરે છે.[૧૩] જેમ અસ્ત્રે કરી અસ્ત્રની શાંતિ થાય છે, મલે (ક્ષારે) કરી મલની શાંતિ થાય છે, વિષે કરી વિષની શાંતિ થાય છે, શત્રુએ કરી શત્રુની શાંતિ થાય છે, તેમ વિદ્યાએ કલ્પેલી વિદ્યાએ કરી અવિદ્યાની શાંતિ થાય છે.[૧૪] હે રામ! માયા એવી જ છે કે, જે પોતાના નાશે કરી આનંદ આપે છે. માયાનો સ્વભાવ જાણવામાં આવતો નથી. એ જોતજોતાં નાશ પામે છે.[૧૫] માયા, વિવેકને ઢાંકી દે છે, ને જગતને ઉત્પન્ન કરે છે, તોપણ એ માયા જોવામાં આવતી નથી. જુઓ આ જગત્ કેવું આશ્ચર્યકારક છે!![૧૬] માયા, વિચાર ન કરીએ તો સ્ફુરે છે, વિચાર કરીએ તો નાશ પામે છે. માયા, સ્વરૂપથી જાણવામાં આવતી નથી, પણ

ક્રિયા કરે છે.[૧૭] આ માયા વિચિત્ર છે, ને સંસારમાં બંધન કરવાવાળી છે. તે અસત્ છતાં સત્ જેવી જોવામાં આવે છે.[૧૮] આ માયા, ભેદ વગરના આત્મા વિષે ભેદવાળું જગત્ કે જે ક્ષર કહેવાય છે, તેને ઉત્પન્ન કરે છે. પોતે અક્ષર છે, ને આત્મા તો ક્ષર અને અક્ષર એ બન્નેથી અળગો છે, માટે પુરુષોત્તમ કહેવાય છે.[૧૯] ખરું જોતાં માયા નથી, એવી ભાવનાથી તત્ત્વજ્ઞ થઇ તમે આત્મસ્વરૂપને જાણશો, ત્યારે મારાં વચનોનું તાત્પર્ય જાણવામાં આવશે.[૨૦] હમણાં તો મારાં વચન ઉપર વિશ્વાસ રાખી માયા નથી એવો નિશ્ચય કરો.[૨૧] એ નિશ્ચય માટે આ દૃશ્ય જગત્ મનઃકલ્પિત છે, માટે મિથ્યા છે; એવો વિચાર કરો, ને મનના સંકલ્પ તજો.[૨૨] સંકલ્પ તજવાથી લાકડાં વગરના અગ્નિની પેઠે મન પોતાની મેળે શાંત થાય છે, ને સદ્રૂપ બ્રહ્મ રહે છે તેથી મોક્ષ થાય છે. મનની બહિર્વૃત્તિ જગતમાં સર્વ પ્રાણીને બંધનનું સાધન છે.[૨૩] ભૂત, ભવિષ્ય, અને વર્તમાન સર્વ બ્રહ્મરૂપ છે, એવા નિશ્ચયવાળો જગતને સ્વપ્ન જેવું જુવે છે. એવા જ્ઞાનવાળો પુરુષ આસક્તિ ન હોવાથી સંસારનાં દુઃખમાં ડુબતો નથી.[૨૪] દેહ ઇંદ્રિય આદિ કે જે અનાત્મા છે, તેને વિષે જેને આત્મબુદ્ધિ છે, તે પુરુષ અસંગ છતાં સંસારનાં દુઃખમાં ડુબે છે.[૨૫] જેમ જલમાં રજઃકણ નથી, તેમ આત્માને વિષે વિકાર આદિ કોઇ પણ દોષ નથી.[૨૬] ભાવના શબ્દ અને તેનો અર્થ, વ્યવહાર માટે છે; તે આત્માથી જૂદાં નથી, માટે તત્ત્વવેત્તાના વ્યવહારમાં કોઇ જાતનો વિરોધ નથી.[૨૭] જેમ તંતુ વિના પટ, સ્થિતિ પામતો નથી, તેમ વ્યવહાર વિના આ શાસ્ત્રદૃષ્ટિ સ્થિતિ પામતી નથી.[૨૮] અવિદ્યા નદીમાં તણાતો આત્મા, આત્મજ્ઞાન વિના પાર ઉતરતો નથી, તે આત્મજ્ઞાન, વેદાંતનાં શ્રવણ, મનન, અને નિદિધ્યાસનથી થાય છે.[૨૯] હે રામ! આત્મજ્ઞાન વિના અવિદ્યા નદીનો પાર આવતો નથી. એ આત્મા અવિનાશી પદ છે.[૩૦] સ્થિરતા પામેલી અને દુઃખ દેનારી એ અવિદ્યા કયાંથી આવી , એ જાણવામાં આવતું નથી.[૩૧] હે રામ! 'આ માયા કયાંથી આવી,' એનો વિચાર ન કરો; પણ એ માયા કેમ દૂર થાય એનો વિચાર કરો.[૩૨] 'માયા, અનાદિ છે' વા સાદિ છે? હવે જો અનાદિ હોય, તો આત્માની પેઠે નિત્ય થાય; ને સાદિ હોય તો તેમાં હેતુ કહેવો જોઇએ. તેમ જ માયા સત્ય છે વા અસત્ય છે? જો સત્ય હોય તો જ્ઞાનથી તેની નિવૃત્તિ થાય નહિ; ને જો અસત્ય છે, તો વ્યવહારની સિદ્ધિ થતી નથી. ઇત્યાદિ હજારો શંકાઓ, માયા ક્ષીણ થવાથી ક્ષીણ થશે; ને એ

માયા, જ્યાંથી જેવી આવી છે, ને જેવી રીતે નાશ પામે છે, તે સર્વ જાણવામાં આવશે.[૩૩] માયા, વિચાર કરીએ તો નથી. વિચાર ન કરવાથી ભાસે છે. જેમ સ્વપ્નપુરુષનાં જાતિ તથા ગોત્રનો વિચાર વ્યર્થ છે, તેમ અસત્ માયાનો વિચાર વ્યર્થ છે.[૩૪] આ માયા, સ્થિર થઈ રહી છે, ને અનેક અનર્થ ઉત્પન્ન કરે છે; માટે પ્રયત્નથી પણ તેનો નાશ કરો, પછી માયાને જાણજો.[૩૫] ત્રણે જગતમાં એવો કોઈ શૂર કે ડાહ્યો નથી, કે જેને માયાએ વશ ન કર્યો હોય.[૩૬] માયા, મહારાગ છે. તેના નાશ માટે પ્રયત્ન કરો. જેથી તમને ફરીથી જન્મમરણમાં જોડાવું ન પડે.[૩૭] માયા, સર્વ આપત્તિની સખી છે, અજ્ઞાનવૃક્ષની મંજરી છે, અને અનર્થોની માતા છે; માટે તેનો નાશ કરો.[૩૮] હે રામ! આ માયા, ભય, ખેદ, ચિંતા, અને વિપત્તિ આપવાવાળી છે. વળી મનના મોહને ઉત્પન્ન કરે છે. તેને બળાત્કારથી દૂર કરી સંસારસાગરને તરી જાઓ.[૩૯]

# સર્ગ ૪૨ મો.*

## જીવની ઉત્પત્તિનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच–कुपितस्यासतोऽप्यस्य प्रेक्षामात्रविनाशिनः ।**
**अविद्याविततव्याधेरौषधं शृणु राघव ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! અવિદ્યારૂપી મહારોગ કે જે અતિ વૃદ્ધિ પામ્યો છે, તેનું ઔષધ કહું છું, તે તમે સાંભળો.[૧] ચાલીશમા અધ્યાયમાં જીવજાતિના વર્ણનનો આરંભ કર્યો છે, તે જીવજાતિનું વર્ણન કરું છું, તે તમે સાંભળો.[૨] જે નિર્વિકાર બ્રહ્મ છે, તે જ જીવરૂપે થાય છે.[૩] જેમ સમુદ્ર, વાયુરૂપ ઉપાધિથી તરંગરૂપ ઘનતાને પામે છે. તેમ ચિદ્રૂપ બ્રહ્મ, ઉપાધિથી જીવરૂપ ઘનતાને પામે છે. એટલે એ જીવ, ચિતનું સ્ફુરણ છે, તે, ચિદ્રૂપ છે.[૪] જેમ સમુદ્રનું જળ, કોઇ સ્થળે ચાલતું હોય છે, ને કોઇ સ્થળે સ્થિર હોય છે, તેમ સર્વ શક્તિવાળું બ્રહ્મ કોઈ સ્થળે ક્રિયાશક્તિને પામે છે, એટલે જીવરૂપે થાય છે.[૫] જેમ વાયુ,

* આ બેતાલીશમા સર્ગમાં, વાસનાની ઘનતાના ક્રમથી માયાશબલ બ્રહ્મથી જીવની ઉત્પત્તિનો ક્રમ વિસ્તારથી વર્ણવવામાં આવશે.

પોતા વિષે પોતારૂપે ક્રિયા કરે છે, તેમ આત્મા, પોતાની શક્તિએ કરી પોતા વિષે જીવ ભાવને પ્રાપ્ત થાય છે.[૬] જેમ સ્થિર દીવો, પોતાની શિખાની ક્રિયાએ કરી ઉંચા સ્થાનને પ્રાપ્ત કરે છે, તેમ આત્મા, પોતા વિષે પ્રકાશે છે.[૭] જ્યાં સૂર્યનો પ્રકાશ પડયો હોય, ત્યાં જ સમુદ્ર ચંચલ જેવો થાય છે. તેમ સર્વ શક્તિવાળું બ્રહ્મ, પોતાના એક ભાગમાં સ્પંદવાળું થાય છે.[૮] જેમ પ્રકાશ પડવાથી સમુદ્ર, શુદ્ધ સોના જેવો સ્ફુરે છે, તેમ ચિદાત્મા, ઇંદ્રિયરૂપે સ્ફુરે છે.[૯] જેમ આકાશમાં મધ્યાહ્ન વખતે મોતીના હાર જોવામાં આવે છે, તેમ ચિદાત્મા કે જે ઇંદ્રિયનો અવિષય છે, તેને વિષે ચિતશક્તિ, ઇંદ્રિયરૂપે ભાસે છે.[૧૦] જેમ સમુદ્રમાં જ્યાં ઉપાધિ હોય, ત્યાં જ તરંગ ચાલે છે; તેમ ચિત્ સમુદ્રમાં ચિત્શક્તિ જ્યાં સ્ફુરે છે, ત્યાં તે તે પદાર્થરૂપે સ્ફુરે છે.[૧૧] જેમ સોય આદિના છેદનો પ્રકાશ ઉપાધિ લાગવાથી પ્રકાશથી જૂદો જણાય છે, પણ જૂદો નથી; તેમ ઇંદ્રિયોની શક્તિ પણ, ચિત્શક્તિથી જૂદી જણાય છે, પણ જૂદી નથી.[૧૨] એ ચિત્શક્તિ, તે તે શક્તિરૂપે સ્ફુરે છે, ને પોતે પોતાની શક્તિને ચેતનવાળી કરે છે. એટલા જ માટે તેને કાલ પરિચ્છેદ, અને શક્તિ શક્તિમાનનો ભેદ સંભવે છે.[૧૩] દેશ, કાલ, ક્રિયા, આદિ સર્વ શક્તિઓ, ચિત્શક્તિને આધીન છે, પણ સ્વતંત્ર નથી.[૧૪] એ ચિત્શક્તિ, પોતાના સ્વભાવને જાણવાથી પરમ પદમાં રહે છે, ને ન જાણવાથી ભ્રાંતિએ કરી પોતાને પરિચ્છેદવાળી માને છે.[૧૫] ત્યારે દેહ, ઇંદ્રિય, પ્રાણ, ઇષ્ટ, અનિષ્ટ, આદિ સર્વ જગત્ની કલ્પના થાય છે. એટલે સ્વસ્વરૂપના અજ્ઞાનથી ચિત્શક્તિ જ, દેહ આદિ સર્વરૂપે થાય છે; તેથી લહરી જેમ જળરૂપે છે, તેમ દેહ આદિ સર્વ ચિદ્રૂપે છે.[૧૬-૧૭] જેમ કડાં આદિ અલંકારે કરી સોનાનો ભેદ છે, તે, સોનામાં કલ્પિત છે; તેમ જગદ્રૂપભેદ, ચિત્ વિષે કલ્પિત છે.[૧૮] જેમ બત્તી અને કોડીયા આદિ ઉપાધિના ભેદથી દીવાનો ભેદ છે, પણ સ્વરૂપથી ભેદ નથી; તેમ ચિત્નો ભેદ પણ ઉપાધિથી છે, તે ખરો નથી.[૧૯] એ ચિત્ સંકલ્પ પ્રમાણે દેશ કાલ ક્રિયા આદિરૂપે થાય છે.[૨૦] હે રામ! વિકલ્પવાળું અને દેશ, કાલ, તથા ક્રિયાવાળું જે ચિતનુ રૂપ છે, તે, ક્ષેત્રજ્ઞ જીવ કહેવાય છે.[૨૧] ક્ષેત્ર એટલે શરીર તેને પરિપૂર્ણ પોતાનું સ્વરૂપ જાણે છે, તેથી તે ચિત્ ક્ષેત્રજ્ઞ કહેવાય છે.[૨૨] એ જીવ, વાસનાથી અહંકાર કહેવાય છે. એ અહંકાર, નિશ્ચય કર્તાપણાથી બુદ્ધિ કહેવાય છે.[૨૩] સંકલ્પ કરવાથી મન કહેવાય છે. તે મન, ઘણા સંકલ્પ વિકલ્પથી ધીમે ધીમે

ઇંદ્રિયરૂપે થાય છે.[૨૪] ઇંદ્રિયો, દેહરૂપે થાય છે. દેહ જાણવામાં આવે છે, જન્મે છે, ને જીવે છે.[૨૫] એ પ્રમાણે જીવ, સંકલ્પ અને વાસનાએ કરી દુઃખજાળમાં ફસાય છે, ને ક્રમે કરી દેહાદિરૂપે થાય છે.[૨૬] જેમ ક્રમે કરી પાકવામાં આવેલું ફલ, બીજા રૂપમાં આવે છે, એટલે તેના રૂપરસ આદિ ગુણો બદલે છે, પણ આકાર બદલાતો નથી; તેમ અવિદ્યાએ કરી જીવના દેહ, ગુણ, આદિ બદલાય છે; પણ ચિદ્રૂપતા બદલાતી નથી.[૨૭] હે **રામ** ! જીવ અહંકાર થાય છે, અહંકાર, બુદ્ધિ થાય છે; ને બુદ્ધિ, મનરૂપે થાય છે.[૨૮] મન, અનેક સંકલ્પ વિકલ્પ કરે છે, સ્ત્રી પુત્ર આદિમાં મમતા કરી તેના પોષણમાં તત્પર રહે છે, ને તુચ્છ વિષયમાં આસક્ત થાય છે.[૨૯] તેથી ગાયો જેમ ગોધાને અનુસરે, નદીઓ જેમ સાગરને અનુસરે, તેમ રાગદ્વેષ આદિ દોષો મનને અનુસરે છે, એટલે દબાવે છે.[૩૦] એવી રીતે ગાઢ અહંભાવને પ્રાપ્ત થયેલું સંકલ્પ વિકલ્પવાળું મન, રેશમના કીડાની પેઠે પોતાની મેળે બંધાય છે.[૩૧] જેમ પક્ષી આદિ પોતાની મેળે જાળમાં ફસાઇને પછી દુઃખ પામે છે; તેમ મન, સંકલ્પે કરી પોતાની મેળે બંધાય છે, ને પછી દુઃખ પામે છે.[૩૨] એ મન, 'હું ખરેખર બંધાયું છું.' એમ માની પોતાના પરમાર્થ સ્વરૂપને સ્વપ્રમાં પણ વિચારતું નથી, ને જન્મ મરણ આદિ ભ્રાંતિની પરંપરારૂપ અવિદ્યાને ઉત્પન્ન કરે છે.[૩૩] પોતે કલ્પેલા શબ્દ આદિ વિષયો જેમાં બળતણ છે, એવા રાગદ્વેષાદિરૂપ જ્વાલાની મધ્યમાં મન પડ્યું છે; તેથી સાંકળે બાંધેલા સિંહની પેઠે અતિ પરાધીન થઇ જાય છે.[૩૪] એથી વિહિત અને નિષિદ્ધ કર્મોનું કર્તા થાય છે. તેમ જ મનન આદિ દશાને તથા નાના પ્રકારની યોનિનાં દુઃખ અને નરક આદિ દુર્દશાને પામે છે.[૩૫] એ જ મન, મનન કરવાથી મન, નિશ્ચયથી બુદ્ધિ, જ્ઞાન, ક્રિયા, અહંકાર અને આઠ પુરીરૂપે થાય છે.[૩૬] પ્રકૃતિ, માયા, મલ, અને કર્મ પણ મન જ છે.[૩૭] બંધન, ચિત્ત, અવિદ્યા, અને ઇચ્છારૂપે પણ મન જ છે. મન, સર્વરૂપે થાય છે.[૩૮] મન બંધાય છે, પણ આત્મા બંધાતો નથી. સુખ, દુઃખ, તૃષ્ણા, શોક, રાગ અને દ્વેષ આદિ સર્વ મનને છે.[૩૯] જરા, મરણ, મોહ, પ્રિયતા, અપ્રિયતા, અજ્ઞાન, રાગ, એ સર્વ મનને છે.[૪૦] એ મન, અનેક ઇચ્છાથી ક્ષોભ પામે છે, કર્મ વૃક્ષનું બીજ છે, પરમાત્માનાં સ્વરૂપને ભૂલવવાવાળું છે, અને અનેક અનર્થને કલ્પે છે.[૪૧] એમ રેસમના કીડાની પેઠે બંધાયેલું છે, શોકમય છે, શબ્દ આદિ અવયવવાળું છે, અને અનંત દુઃખવાળું છે.[૪૨] મન, અનાત્મા છે છતાં પણ

પર્વતના જેવા ભારે કરી ભયાનક છે. એ વિષવૃક્ષ જેવું છે. તેની જન્મ અને મરણ શાખાઓ છે.[૪૩] જેમ વડના બીજમાં વડ રહે છે, તેમ પુરુષાર્થ વગરનો અને અનેક આશાવાળો આ સંસાર, મનમાં રહે છે.[૪૪] મન, ચિંતારૂપી અગ્નિશિખામાં બળેલું છે, ક્રોપરૂપી અજગરના મુખમાં પડયું છે, કામરૂપી સમુદ્રના તરંગમાં અથડાય છે, તેથી પોતાના મૂલ કારણને પણ ભૂલી જાય છે.[૪૫] મન, જૂથમાંથી જૂદાં પડેલાં મૃગલાંની પેઠે શોચ કરે છે, ને પતંગીઆની પેઠે વિષયાગ્નિમાં બળે છે.[૪૬] મૂળમાંથી નીકળી ગયેલા કમલની પેઠે કરમાય છે, દેહથી જૂદું પડવાથી દેહ કપાવા જેવું દુઃખ ભોગવે છે, ને તેથી સ્થિરતાથી રહી શકતું નથી.[૪૭] શત્રુ જેવા વિવિધ વિષયોમાં મગ્ન રહે છે. હે **રામ**! એવી દુઃખદાયી દશામાં એ મન, લોટે છે.[૪૮] મધ્ય સમુદ્રમાં પડેલા પક્ષીની પેઠે મન, મહા દુઃખમાં પડયું છે. ગંધર્વ નગર જેવા શૂન્ય જગત્‌માં અને દેહાદિક જે પોતાના બંધનનાં સાધનો છે, તેને વિષે આસ્થા રાખે છે.[૪૯] તત્ત્વજ્ઞાનમાં અનાદર રાખે છે, ને વિષયમાં પ્રીતિ રાખે છે. માટે હે **રામ**! કાદવમાંથી હાથીની પેઠે સંસારમાંથી મનનો ઉદ્ધાર કરો.[૫૦] કાદવમાં ખુંચેલા બળદની પેઠે મન, સંસારમાં ખુંચેલું છે, ને તેથી તેના અવયવો ઢીલા થઈ ગયા છે; માટે મહેનત લઈ તેનો ઉદ્ધાર કરો.[૫૧] હે **રામ**! જેનું મન, વિહિત અને પ્રતિષિદ્ધ કર્મોમાં મેલું થઈ ગયું છે; અને જરા, મરણ તથા ખેદથી મુંઝાઈ ગયું છે; તેમ છતાં પણ જેને કોઈ જાતની પીડા થતી નથી: તેને મનુષ્યના આકારવાળો રાક્ષસ જાણવો.[૫૨]



# સર્ગ ૪૩ મો.*

## કર્મવડે જીવોની ગતિ.

**श्रीवसिष्ठ उवाच–एवं जीवाश्रितोभावा भवभावनयोहिताः ॥**

**ब्रह्मणः कल्पिताकाराल्लक्षशोप्यथ कोटिशः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–હે **રામ**! મન, જેવી રીતે પોતાની મેળે બંધાય છે, તે પ્રકાર કહ્યો. હવે એ મનની ઉપાધિવાળા જીવોના વિચિત્ર સંસારોનું વર્ણન

* આ ત્રૈતાલીશમા સર્ગમાં, જીવોની કર્મે કરી ગતિ તથા વિવેક આદિ દુર્લભ હોવાથી કોઇને જીવન્મુક્તિ, એવી રીતે વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

કરવું છે, તેની સંગતિ માટે જીવોની ઉત્પત્તિના ભેદ કહું છું: વાસનાએ કરી કલ્પેલા આકારવાળા બ્રહ્મથી લાખો કરોડો જીવો, ઝરામાંથી જળના કણ નિકળે તેમ થયા છે, થાય છે, ને થશે. તે સર્વે, સંસાર નદીના પ્રવાહમાં તણાય છે.[૧-૨] પોતાની વાસનાએ કરી આશાવશ થયેલા જીવો, દુ:ખદાયી દશામાં બંધાઇ રહે છે.[૩] પ્રત્યેક દેશમાં, જળમાં અને સ્થળમાં જલના પરપોટાની પેઠે સદા જન્મે છે ને મરે છે.[૪] તેમાં કેટલાક જીવો, આ કલ્પમાં પ્રથમ જન્મ્યા છે. કેટલાકના બે ત્રણ જન્મ થયા, કેટલાકના સો જન્મ થયા અને કેટલાકના જન્મોની તો સંખ્યા પણ નથી.[૫] કેટલાકના જન્મ થવાના છે. કેટલાક જીવન્મુક્ત છે, કેટલાક જન્મ્યા છે, ને કેટલાક તો વિદેહમુક્ત થયા છે.[૬] કેટલાક, હજારો કલ્પ થયાં એક યોનિમાં જ છે, ને કેટલાક બીજી યોનિને પામ્યા છે.[૭] કેટલાક નરકનાં દુ:ખ ભોગવે છે, ને કેટલાક સ્વલ્પ સુખવાળા છે. દેવતા જીવો અતિ આનંદમાં છે; ને સત્ય લોકમાં ગયેલા જીવો, તે કરતાં પણ વિશેષ આનંદ ભોગવે છે.[૮] કેટલાક, કિન્નર, ગંધર્વ, વિદ્યાધર, સૂર્ય, ઇંદ્ર અને વરુણરૂપે થઇ રહ્યા છે ને કેટલાક બ્રહ્મા, વિષ્ણુ તથા શંકરની સારૂપ્યમુક્તિ પામ્યા છે; એટલે તેના જેવા આકારવાળા છે.[૯] કેટલાક કુષ્માંડ, વેતાલ, યક્ષ, રાક્ષસ અને પિશાચ યોનિમાં છે. કેટલાક બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર યોનિમાં છે.[૧૦] કેટલાક, અંત્યજ, ચાંડાલ, કિરાત તથા ડોળ યોનિમાં છે. કેટલાક ઘાસ અને ઔષધિમાં રહેલા છે. કેટલાક, ફલ, મૂળ અને પતંગમાં રહ્યા છે.[૧૧] કેટલાક, અનેક પ્રકારની લતા, ગુલ્મ અને પથ્થરમાં છે. કેટલાક, કદંબ, લીંબુ, શાલ, તાલ અને તમાલના વૃક્ષમાં છે.[૧૨] કેટલાક, વૈભવવાળા, પ્રધાન અને માંડલિક રાજા છે. કેટલાક, વસ્ત્ર ન મળવાથી ઝાડની છાલ ધારણ કરી મૌનમાં બેઠા છે.[૧૩] કેટલાક, સર્પ, અજગર, કીડા, કરમીઆ અને કીડીની યોનિમાં છે. કેટલાક, સિંહ, પાડા, મૃગ, બકરાં, ચમરીગાય, અને બીજાં પશુ યોનિમાં છે.[૧૪] કેટલાક, સારસ, ચક્રવાક, બગલા, બલાકા (હુંઝડી) અને કોયલની યોનિમાં છે. કેટલાક, કમલ, ધોળાં કમલ, રાતાં કમલ અને કાળાં કમલમાં રહ્યા છે.[૧૫] કેટલાક, હાથીનાં બચ્ચાં, હાથી, સુવર, બળદ, અને ગધેડાની યોનિમાં છે. કેટલાક, ભમ્મર, મચ્છર, ઉધાઇ અને ડાંશ યોનિમાં છે.[૧૬] કેટલાક આપત્તિમાં પડયા છે; કેટલાક, સંપત્તિ ભોગવે છે; કેટલાક, સ્વર્ગમાં છે; ને કેટલાક નરકમાં પડયા છે.[૧૭] કેટલાક, નક્ષત્ર મંડલમાં રહ્યા છે; કેટલાક વૃક્ષના કોતરમાં રહ્યા છે;

કેટલાક વાયુમાં રહ્યા છે; ને કેટલાક આકાશમાં રહ્યા છે.[૧૮] કેટલાક સૂર્યનાં કિરણદ્વારા જ જલ ખેંચવાના અધિકારમાં રહ્યા છે; ને કેટલાક, ચંદ્રનાં કિરણો દ્વારા અન્ન આદિના પોષણના અધિકારમાં રહ્યા છે. કેટલાક, વિષયલંપટતાના અધિકારમાં છે.[૧૯] કેટલાક મહા પુરુષો, જીવન્મુક્ત થઇ ફરે છે, ને કેટલાક વિદેહમુક્ત થઇ પરમાત્મારૂપ થયા છે.[૨૦] કેટલાક ચિરકાલે મુક્ત થવાના છે. કેટલાક, મોક્ષના દ્વેષી છે.[૨૧] કેટલાક દિશાના અધિષ્ઠાતા દેવ છે. કેટલાક, નદીઓના દેવ છે. કેટલાક જીવો, સ્ત્રીઓ છે; ને કેટલાક, નપુંસક છે.[૨૨] કેટલાક, બુદ્ધિવાળા છે, ને કેટલાક, જડ છે. કેટલાક, જ્ઞાનના ઉપદેશક છે; ને કેટલાક, સમાધિમાં છે.[૨૩] હે રામ! એવી રીતે જીવો, વાસનાએ કરી તે તે અવસ્થાને પામે છે. માટે સર્વ પ્રકારે મૂલમાંથી વાસનાનો ઉચ્છેદ કરવો.[૨૪] હે રામ! સર્વ જીવો, મૃત્યુના રમવાના દડા છે; તેથી મૃત્યુનો દડો ફેંકવાથી કેટલાક જીવો, પૃથ્વીમાં વિચરે છે; કેટલાક નરકમાં પડે છે; ને કેટલાક સ્વર્ગમાં, જાય છે.[૨૫] જીવો, સેંકડો આશાપાશથી બંધાયલા છે; ને વાસનારૂપ ભાવી દેહને ધારણ કરે છે. તેથી જેમ પક્ષી, એક વૃક્ષમાંથી બીજા વૃક્ષમાં જાય છે; તેમ જીવ એક દેહમાંથી બીજા દેહમાં જાય છે.[૨૬] અનંત વિષયો વિષે અનંત સંકલ્પો જેથી થાય છે, એવી માયાએ કરી જીવો, ઇંદ્રજાલ જેવાં જગતને રચે છે.[૨૭] જ્યાં સુધી પોતાનો આત્મા કે જે શુદ્ધ છે, તેને જોતા નથી, ત્યાં સુધી આ સંસારમાં ભમે છે.[૨૮] આત્માના સાક્ષાત્કારથી મિથ્યા જગતને તજી સત્ય સ્વરૂપને પામી ભૂમિકાની દૃઢતાના ક્રમથી પરમ પદને પામે છે. તે જીવો, પાછા જન્મતા મરતા નથી.[૨૯] કેટલાક અજ્ઞાની જીવો વિવેકને પામીને પણ હજારો જન્મ ભોગવીને પાછા સંસારના સંકટમાં પડે છે.[૩૦] કેટલાક જીવો, ઉત્તમ જન્મ, દેશ, કાળ અને સત્સમાગમ આદિ સાધનસંપત્તિ પામીને પણ, વિષય લંપટતાએ કરી તિર્યક્ યોનિમાં જાય છે, ને તેમાંથી નરકમાં પડે છે.[૩૧] કેટલાક બુદ્ધિવાળા જીવો, બ્રહ્મથી ઉત્પન્ન થઇ એક જ કલ્પમાં મોક્ષ પામે છે.[૩૨] તેમ જ બીજાં બ્રહ્માંડમાં ઈંદુના પુત્રની પેઠે કેટલાક જીવો, બ્રહ્મા થાય છે. કેટલાક શંકર થાય છે.[૩૩] આ બ્રહ્માંડની પેઠે બીજા બ્રહ્માંડના જીવો પણ કેટલાક, તિર્યક્ યોનિને પામે છે; કેટલાક દેવ થાય છે; ને કેટલાક સર્પ થાય છે.[૩૪] હે રામ! જેમ આ બ્રહ્માંડ વિસ્તારવાળું છે, તેમ બીજાં બ્રહ્માંડો વિસ્તારવાળાં છે, થઈ ગયાં, અને થશે.[૩૫] બીજા વિચિત્ર કર્મે કરી અન્ય વિચિત્ર કારણથી વિચિત્ર

સૃષ્ટિઓ ઉત્પન્ન થાય છે, ને લય પામે છે.[૩૬] એ બ્રહ્માંડોમાં પણ કર્મની વિચિત્રતાથી કોઇ ગંધર્વ થાય છે; કોઇ યક્ષ થાય છે; કોઈ દેવ થાય છે; ને કોઇ દૈત્યયોનિને પામે છે.[૩૭] જેમ આ બ્રહ્માંડમાં મનુષ્ય આદિનો વ્યવહાર છે, તેમ જ બીજા બ્રહ્માંડમાં પણ છે. માત્ર દ્વીપાંતરની પેઠે સ્થિતિ ભેદ છે.[૩૮] સાત્વિક, રાજસ અને તામસ આદિ પોતપોતાને સ્વભાવે કરી તેને અનુકૂલ વ્યવહારમાં અભિનિવેશથી અન્યોઅન્ય રાગદ્વેષ થાય છે; તેણે કરી આ સૃષ્ટિઓ ચાલે છે.[૩૯] રજોગુણથી સૃષ્ટિ થાય છે, સત્વગુણે કરી પાલન થાય છે ને તમોગુણે કરી લય પામે છે. એવી રીતે નદીના તરંગોની પેઠે સૃષ્ટિઓ ચાલ્યા કરે છે.[૪૦] જીવો, કે જેને બતાવી શકાય નહીં, અને જે પોતાથી જાણી શકાય તેવા છે, તે, પરબ્રહ્મથી થાય છે ને તેમાં વ્યવહાર કરે છે.[૪૧] જેમ દીવામાંથી પ્રકાશ નીકળે છે, સૂર્યમાંથી કિરણો નીકળે છે, તપાવેલાં લોઢામાંથી અગ્નિકણો નીકળે છે, અગ્નિમાંથી તણખા નીકળે છે, કાળમાંથી ઋતુઓ નીકળે છે, પુષ્પમાંથી સુગંધીઓ નીકળે છે, વર્ષા ઋતુમાંથી જલનાં બિંદુઓ નીકળે છે ને સમુદ્રમાંથી તરંગો નીકળે છે, તેમ માયા શબ્દમાંથી જીવો નીકળે છે. તે ઉત્પન્ન થઇ થઇને કાળે કરી ઘણાં જન્મો ભોગવી, પ્રલય વખતે પાછા પરમપદમાં લય પામે છે.[૪૨-૪૪] હે રામ! મોહ કરવાવાળી માયા ( પરમાત્મા વિષે ) ત્રણ જગત્રૂપે ઉત્પન્ન થાય છે, વૃદ્ધિ પામે છે, વિપરિણામ પામે છે ને નાશ પામે છે. એટલે સમુદ્રના તરંગ જેવી મિથ્યા છે.[૪૫]

# સર્ગ ૪૪ મો.*

## જગતની ઉત્પત્તિનો ક્રમ.

**श्रीराम उवाच–क्रमेणानेन येनाप्ता जीवेन स्थितिरात्मन ।**
**स कथं भगवन् देहं समापत्तेऽस्थिपंजरम् ॥ १ ॥**

રામ પૂછે છે–હે મહારાજ! આપે કહ્યું કે પ્રલય વખતે જીવ, પોતાની મેળે પરમપદને પામે છે. તેમ છતાં તેને દેહ કેમ પ્રાપ્ત થાય છે? પરમપદ પ્રાપ્ત

* આ ચુમાલીશમાં સર્ગમાં, મુક્તિ તથા પ્રલય સમાન છતાં પણ વિશેષનું વર્ણન તથા આત્માના જીવને શરીરની પ્રાપ્તિના ક્રમનું વર્ણન કહેવામાં આવશે.

થયા પછી પણ જો જન્મ મરણ થતાં હોય, તો મુક્તિમાં પણ વિશ્વાસ રહે નહી. અજ્ઞાનના આવરણથી દેહ પ્રાપ્ત થાય છે, એમ માનવું પણ ઠીક નથી; કેમકે અજ્ઞાનમાત્રનું આવરણ છતાં શિલા આદિને અંકુર તથા બીજ જોવામાં આવતાં નથી.[૧]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! જેમ રજ્જુ કેવળ આવરણથી કલ્પિત સર્પ આદિ પ્રત્યે બીજ છે, તેમ આવરણ માત્રથી જીવ, દેહ પ્રત્યે બીજ થાય છે, એમ મેં આગળ સામાન્યતાથી વર્ણન કર્યું છે, તેને તમે જાણતા નથી. પૂર્વાપર વિચાર કરે તેવી તમારી બુદ્ધિ કયાં ગઇ?[૨] હે રામ! શરીર આદિ જે આ સ્થાવર જંગમ જગત્ છે, તે સર્વ, ભ્રમ માત્ર છે, ને સ્વપ્નની પેઠે મિથ્યા ઉત્પન્ન થયું છે.[૩] આ સંસાર, દીર્ઘ સ્વપ્ન છે. તે, બે ચંદ્રની પેઠે અને ભમતા પર્વતની પેઠે મિથ્યા જોવામાં આવે છે.[૪] હે રામ! જેની અજ્ઞાન નિદ્રા ઉડી ગઇ છે, ભાવના ગળી ગઈ છે, ને ચિત્ત જાગ્યું છે; તે પુરુષ, સંસારને વ્યવહાર દૃષ્ટિથી જોતાં છતાં પણ પરમાર્થ દૃષ્ટિથી જોતો નથી.[૫] હે રામ! સ્વભાવે કરી કલ્પેલા જીવોનો સંસાર, સૂક્ષ્મરૂપે આત્મા વિષે મોક્ષ પર્યંત રહે છે.[૬] જેમ જલ વિષે ભ્રમરી છે, બીજ વિષે અંકુર છે, ને અંકુરમાં પલ્લવ રહે છે; તેમ જીવમાં શરીર રહે છે.[૭] જેમ પલ્લવમાં પુષ્પ રહે છે, ને પુષ્પમાં ફલ રહે છે, તેમ મનમાં કલ્પનારૂપ દેહ રહે છે.[૮] મનમાં રૂપ બહુ છે; માટે મનવિષે વાસનારૂપે દેહ સંભવે છે, તેમાં ઘણા દેહ છે. તોપણ જેનાં કર્મો પરિપકવ થાય છે, તે દેહ પ્રગટ થાય છે એ જ મનનો આભાસ કહેવાય છે,[૯] જેમ માટીનો પિંડો ઘડારૂપે થાય છે, તેમ ઉત્તમ કર્મનો પરિપકવ થાય, ત્યારે ઉત્તમ દેહ પ્રાપ્ત થાય છે.[૧૦] સૃષ્ટિના આરંભમાં બ્રહ્માનો દેહ થાય છે, તે પણ મનનો જ આભાસ છે. મનના સંકલ્પે કરી આ સૃષ્ટિ માયાની પેઠે સ્થિરતા પામી છે.[૧૧]

રામ પૂછે છેઃ—હે મહારાજ! જીવ, મનરૂપે થઇ જેવી રીતે બ્રહ્મા થયો, તે પ્રકાર વિસ્તારથી મને કહી સંભળાવો.[૧૨]

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! જીવ, જેવી રીતે બ્રહ્મા થયો, તે રીત કહું છું, તે તમે સાંભળો. તે દૃષ્ટાંતથી જગતની સ્થિતિ, તમારા જાણવામ આવશે.[૧૩] આત્મા, દેશ, કાલ અને વસ્તુ એ ત્રણે પરિચ્છેદ રહિત છે, તે, જ્યારે માયાની ઉપાધ સ્વીકારે છે, ત્યારે મન થાય છે. જેનું બીજું નામ જીવ છે, તે વાસનામાં તત્પર છે, અને તેથી દ્વૈતરૂપે થવાની ઇચ્છા કરે છે.[૧૪-૧૫]તેથી પ્રથમ ભાવના

કરવાથી શબ્દ, અને તેમાંથી આકાશ થાય છે.[૧૬] પછી એ મન ઘનતાના ક્રમથી સ્પર્શ, ને તેમાંથી વાયુ થાય છે.[૧૭] આકાશ અને વાયુ, કે જેના ગુણ શબ્દ તથા સ્પર્શ છે, અને અપંચીકૃત હોવાથી મન અને ચક્ષુ ઇંદ્રિયના અગોચર છે, તેનો ક્ષોભ થવાથી રૂપ, ને તેમાંથી તેજ થાય છે, તેણે કરી પ્રકાશ થાય છે.[૧૮-૧૯] આકાશ આદિ રૂપે થયેલું મન, રસરૂપ થઇ જલ રૂપે થાય છે.[૨૦] આકાશ આદિ ચાર રૂપે થયેલું મન, ગંધની ભાવનાથી ગંધરૂપે થાય છે. પછી પૃથ્વી થાય છે.[૨૧] શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ તન્માત્રવાળાં પંચ મહાભૂત મળી લિંગ શરીર થયું; જે અગ્નિના કણ જેવું સ્ફુરે છે, અહંકારવાળું છે અને બુદ્ધિવાળું છે. એ લિંગશરીર જ *પુર્યષ્ટક કહેવાય છે. એ હૃદયમાં રહે છે.[૨૨-૨૩] એ લિંગ શરીર વિષે સ્થૂલ શરીરની ભાવનાથી મન, પંચીકરણે કરી બીલાની પેઠે સ્થૂલતાને પ્રાપ્ત થાય છે.[૨૪] જેમ ગાળેલું સોનું મુષમાં નાંખવાથી તેને આકારે થાય છે, તેમ મન, સ્થૂલ દેહરૂપે થાય છે.[૨૫] લિંગ શરીરમાં કલ્પેલા સ્થૂલ દેહમાં મન, જૂદા જૂદા અવયવોની કલ્પના કરેછે.[૨૬] ઉપર મસ્તકની કલ્પના કરે છે, નીચે પગની કલ્પના કરે છે, પડખામાં હાથની, અને મધ્યમાં પેટની કલ્પના કરે છે.[૨૭] પછી પ્રકટ અંગુલી આદિ અવયવવાળા, અગ્નિ જેવા તેજસ્વી અને વાસનાએ કરી જેણે શરીર ગ્રહણ કર્યું છે, એવા બ્રહ્મા થાય છે. એટલે બ્રહ્માને પણ મન, કલ્પે છે.[૨૮] એવી રીતે મન નામનો મુનિ, પોતાની વાસનાથી ઋતુની પેઠે દેહને વધારે છે, એટલે સ્થૂલ દેહરૂપે થાય છે.[૨૯] એ બ્રહ્મા, કાળે કરી પ્રકટ થાય છે, ત્યારે શુદ્ધ શરીરવાળા થાય છે. સર્વથી ઉત્તમ જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અને ધર્મ એ ચારે તેની સાથે જ થાય છે; એટલે તેમાં તે સ્વાભાવિક હોય છે.[૩૦] એ બ્રહ્મા, સર્વ લોકના પિતામહ છે, ગાળેલા સોના જેવા સુંદર છે અને ચિદાકાશથી થયેલા છે.[૩૧] એ બ્રહ્મા, જેવી રીતે પોતાની સત્તાએ કરી બ્રહ્મામાં રહે છે, તેવી જ રીતે વ્યવહાર યોગ્ય સત્તાએ કરી પંચીકૃત પંચ મહાભૂતરૂપે પોતાના મોહને કલ્પે છે.[૩૨] તેમ કદાચિત્ આકાશ, કે જે અપાર છે અને આદિ, અંત તથા મધ્ય રહિત છે, તેને કલ્પે છે. દૈનંદિન પ્રલય વખતે કેવળ જળને કલ્પે છે.[૩૩] પ્રલય વખતે મહા જ્વાલાવાળા અગ્નિને કલ્પે છે. કોઇ વખતે પ્રાણીની સૃષ્ટિ પહેલાં વૃક્ષોવડે વ્યાપ્ત એવી પૃથ્વીને સ્રજે છે. પાદ્મ કલ્પમાં વિષ્ણુના નાભિ કમલને

* ૧ પાંચ જ્ઞાનેંદ્રિય. ૨ પાંચ કર્મેંદ્રિય. ૩ પંચ મહાભૂત ૪ પાંચ પ્રાણ ૫ મન. ૬ અવિદ્યા. ૭ કામ અને ૮ કર્મ, એ આઠ પુર્યષ્ટક.

કલ્પે છે.[૩૪] તેમ જ ભુવન સમુદ્ર, પર્વત અને મનુષ્ય આદિથી ભરપૂર એવાં અનેક બ્રહ્માંડોને કલ્પી, બ્રહ્મા પોતે વિષ્ણુ આદિ રૂપે લીલાએ કરી પાલન કરે છે.[૩૫] એ બ્રહ્મા, જ્યારે બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે, ત્યારે તેને સ્વસ્વરૂપ અને દેહ આદિનો વ્યવહાર, જ્ઞાને કરી સ્ફુરે છે; એટલે તેઓ સુષુપ્તિમાં પણ ભૂલતા નથી.[૩૬] ગર્ભનિદ્રા ગયા પછી જે પ્રકાશવાળું છે; જેમાં પ્રાણ અપાન ચાલતા હોય છે; જે પંચ મહાભૂતના સ્વચ્છ ભાગોવડે રચ્યા જેવું હોય છે; જેમાં કરોડો રુવાં છે; બત્રીશ દાંત હોય છે; બે સાથળ અને એક વાંસો એવી રીતે ત્રણ જેમાં થાંભલા હોય છે; જેમાં પાંચ પ્રાણરૂપી દેવ છે; હાથ, પગ, મસ્તક વક્ષ, સ્થાન અને પેટ એ પાંચ ભાગ જેમાં કલ્પ્યા છે; જેના બે નાક, બે કાન, બે નેત્ર, એક મુખ, એક ગુદા અને એક લિંગ એ નવ દ્વાર છે; ચામડીથી મઢેલું હોય છે; જેમાં વીશ આંગળીઓ અને વીશ નખ હોય છે; જેના બે હાથ, બે સ્તન, બે નેત્ર હોય છે; ને ઇચ્છા થાય તો ઘણાં નેત્ર અને ઘણા હાથવાળું થાય છે; એવું શરીર બ્રહ્માના જોવામાં આવે છે.[૩૭–૪૦] એ શરીર મનરૂપી પક્ષીનો માળો છે; કામ ભોગીને ભોગ ભોગવવાનું સ્થાન છે; તૃષ્ણા નામની પિશાચિણીનું ઘર છે; અને જીવ નામના કેશરી સિંહની ગુફા છે;[૪૧] અભિમાન નામના હાથીને બાંધવાનું સ્થાન છે; મનરૂપી કમલથી શોભે છે; એવા પોતાના ઉત્તમ શરીરને જોઇ બ્રહ્મા, કે જે ત્રિકાલજ્ઞ છે, તે, વિચારવા લાગ્યા:[૪૨] "આ આકાશ કે જે શ્યામ છે, ને પગ વગરનું છે, તેને વિષે મારા પહેલાં શું થયું હશે?"[૪૩] એવો વિચાર કરતા હતા ત્યારે બ્રહ્માને ત્રણે કાલના પદાર્થો જોઇ શકે તેવું જ્ઞાન થયું; અને થઇ ગયેલી અનેક સૃષ્ટિઓ જોવામાં આવી.[૪૪] પછી વેદ લઈ ક્રમથી સર્વ ધર્મ તથા અધર્મોનો વિચાર કર્યો.[૪૫] ત્યારબાદ જુદા જુદા આચારવાળી પ્રજા સંકલ્પથી સરજી.[૪૬] તે પ્રજાના ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ માટે જુદાં જુદાં અનેક શાસ્ત્રો સરજ્યાં.[૪૭] હે રામ! એ પ્રકારે વસંતઋતુથી પુષ્પ શોભા જેમ થાય છે, તેમ મન, કે જે બ્રહ્મરૂપે થયું છે, તેનાથી આ સૃષ્ટિ થઇ છે.[૪૮] હે રામ! બ્રહ્મરૂપે થયેલા મને વિવિધ પ્રકારની રચનાથી આ સૃષ્ટિ કલ્પી છે, ને તે સર્વ કરતાં વિલક્ષણ સ્થિતિને પામી છે.[૪૯]

# સર્ગ ૪૫ મો.*

## યથાર્થ વસ્તુનો ઉપદેશ.

**श्रीवसिष्ठ उवाच–जगत्संपन्नमेवेदं संपन्नं किंचिदेव न ।**
**शून्यमेव च भामात्रं मनोविलसितं स्थितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:–આ જગત્ સંપન્ન છે, અને કંઇક નથી પણ ખરું. આ બધો મનનો વિલાસ ફક્ત આભાસ માત્ર અને શૂન્ય રૂપે જ રહેલો છે.[૧] જે માટે પ્રતિભાસના દેશ, કાલ, બ્રહ્માંડના માપમાં આવતા નથી. કેમકે જાળીમાંના તડકામાં દેખાતા ત્રસરેણુની પેઠે બહાર રહેલાં ભૂત ભવિષ્યત્ અનંત કોટી બ્રહ્માંડો પ્રતિભાસના જોવામાં આવે છે. વળી પરમ મહત્પરિમાણવાળા આકાશના માપમાં પણ આવતા નથી, કેમકે એ આકાશ પણ પ્રતિભાસમાં કલ્પેલાં અનંત કોટી બ્રહ્માંડમાં રહેલાં પંચ મહાભૂતમાં રહેલું એક ભૂત છે.[૨] માટે આ જગત્, સ્વપ્નના શરીર જેવું સંકલ્પ માત્ર છે, તે જે દેશ અને કાળમાં ચિત્ વિષે ભાસે છે, તે દેશ અને કાલમાં ચિત્ આધિષ્ઠાન છે. પણ જગત્ આકાશની પેઠે કેવલ શૂન્ય છે.[૩] જગત્, ભીંત અને રંગ વિનાનું ચિત્ર છે. જોવામાં આવે છે તો પણ ગંધર્વ નગરની પેઠે મિથ્યા છે.[૪] દેહથી આરંભી ત્રણે ભુવન મને કલ્પ્યાં છે. જેમ જોવામાં નેત્ર કારણ છે, તેમ સ્મૃતિમાં કારણ મન છે.[૫] જગત્ આભાસ માત્ર છે. ઘટ, પટ, ખાડા, ભીંત, આદિ સર્વ જગત્‌રૂપે સત્ ભાસે છે, માટે જગત્, સત્‌થી જૂદું નથી.[૬] જેમ રેશમનો કીડો પોતાને રહેવા માટે કોસેટાને કલ્પે છે, તેમ મન, પોતાના વાસ માટે સ્થૂલ શરીરને કલ્પે છે.[૭] કોઇ એવો પદાર્થ નથી કે તેને મન ન કલ્પી શકે; ને એવું સ્થળ નથી કે જ્યાં મન ન જઇ શકે.[૮] એવી કોઇ શક્તિ નથી કે જે મનમાં ન હોય, ને જગદીશ્વરમાં હોય!![૯] હે રામ! જગત્ અસત્ છે. બ્રહ્મ સદા સત્ છે. તે બન્નેનો કદાપિ સંબંધ નથી, છતાં પણ જગતની અસત્તા તથા બ્રહ્મની સત્તા,

---

* આ પીસ્તાલીસમા સર્ગમાં, જેમ મનોરથ સત્ નથી તેમ કોઇ પણ મનનું કાર્ય સત્ નથી. તે માટે જગતનું રૂપ પણ સત્ નથી: સદ્વસ્તુ જ સત્ છે. એવું વર્ણન કરવામાં આવશે.

અનિત્ય નથી, પરંતુ નિત્ય છે. સત્તા અને અસત્તાનું અનિત્યપણું માયાથી જ જોવામાં આવે છે.[૧૦] જગતમાં વિચિત્ર શક્તિઓ પણ સર્વ શક્તિવાળા મનની કલ્પનાથી થાય છે.[૧૧] મનના સંકલ્પથી જ દેવ, અસુર અને મનુષ્ય આદિ થાય છે. તે શક્તિઓ પણ મોક્ષમાં પ્રતિબંધક છે. માટે સંકલ્પ શાંત થાય તો તેલ વિનાના દીવાની પેઠે સર્વ શક્તિઓ શાંત થાય છે.[૧૨] હે રામ! આ જગત્, આકાશ જેવું શૂન્ય છે, પ્રતિભાસ માત્ર છે, ને દીર્ઘ સ્વપ્ન જેવું છે.[૧૩] કદાપિ કાંઇ પણ ઉત્પન્ન થતું નથી, ને નાશ પામતું નથી. જે જોવામાં આવે છે, તે સર્વ મિથ્યા છે.[૧૪] કદાપિ કાંઇ વધતું નથી, ને ઘટતું પણ નથી. બ્રહ્મ અખંડ છે, તેથી તેનો ભાગ પણ થતો નથી, કે જેથી કોઇના પણ માપમાં આવે.[૧૫] હે રામ! બ્રહ્મ અપરિચ્છિન્ન છે. તેને અજ્ઞાનથી પરિચ્છિન્ન માની મોહ કાં પામો છો?[૧૬] જેમ અસત્ મૃગજલ સૂર્યના કિરણોથી જોવામાં આવે છે, તેમ અસત્ એવા આ બ્રહ્મા આદિ સર્વે, મનના સંકલ્પથી જોવામાં આવે છે.[૧૭] સર્વ દૃશ્ય પદાર્થના આકારો મનના ઉઠ્યા છે. માટે તે બે ચંદ્રના ભ્રમ જેવા મિથ્યા છે. પરમાર્થતઃ તો જ્ઞાનઘન છે.[૧૮] જેમ વહાણના ચાલવાથી વૃક્ષ ચાલતાં હોય તેમ જણાય છે પણ તે મિથ્યા છે, તેમ આકારની પરંપરા મિથ્યા છે.[૧૯] આ જગત્ ઇંદ્રજાલની પેઠે માયા રચિત છે, મનઃકલ્પિત છે, તેથી અસત્ છતાં સત્ જેવું જોવામાં આવે છે.[૨૦] આ સર્વ જગત્ બ્રહ્મ જ છે. ભેદ કયા પ્રમાણથી સિદ્ધ થાય છે? કેવો છે? ને તેનું સ્વરૂપ કેવું છે? એ કંઇ સમજાતું નથી. અર્થાત્ ભેદ નથી જ.[૨૧] આ પર્વત, આ સ્થાણુ એવો આડંબરનો ભ્રમ, મનની ભાવનાની દૃઢતાથી છે. તે અસત્ છતાં સત્ જેવો દેખાય છે.[૨૨] કામ, તૃષ્ણા અને સંકલ્પવાળું આ જગત્, વિચાર રહિત પુરુષને જન્મ મરણના પ્રપંચમાં નાંખે છે. માટે હે રામ! તમે વિવેક કરી જગતને અસત્ જાણો, ને આત્માને સત જાણો.[૨૩] જેમ મોટા આડંબરવાળું સ્વપ્ન ભ્રાંતિ જ છે, સત્ય નથી; તેમ આ જગત્, મને કલ્પેલું દીર્ઘ સ્વપ્ન છે. તેથી સત્ય નથી.[૨૪] હે રામ! આ સંસાર બહુ વિસ્તારવાળો તથા સુંદર હોય તેમ દેખાય છે, તથાપિ ક્ષણ વિનાશી હોવાથી તુચ્છ છે, ને આશાનો ભંડાર છે, તેને તમે તજો.[૨૫] આ જગત્ અસત્ છે, એમ જાણી સ્વસ્વરૂપમાં સ્થિર થઇ રહો. કેમકે સમજુ માણસ, જાણ્યા પછી મૃગજલ પછવાડે દોડતો નથી.[૨૬] જે મૂઢ પુરુષ, સંકલ્પ થયેલા વિષયોને વળગી રહે છે, તે, જન્મ મરણનાં દુખમાં પડે છે.[૨૭] એટલું જ

નહીં, પણ મોક્ષરૂપ પરમ પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે. કેમકે તે મૂઢ, આત્મા-રૂપ સદ્વસ્તુને તજી વિષયો કે જે અસત્ છે, તેને વળગી રહે છે.[૨૮] રજ્જુ ભુજંગની પેઠે આ જગત્ ભ્રમ માત્ર છે, ને તે અનાદિ કાળનું છે.[૨૯] આ સર્વ પદાર્થો, જળમાં ચંદ્રના પ્રતિબિંબ જેવા મિથ્યા છે. તેમાં અજ્ઞાની ભૂલે, પણ તમ જેવો જ્ઞાની ભૂલતો નથી.[૩૦] જે પુરુષ, મિથ્યા જગતને સત્ય માની સુખની ઇચ્છા કરે છે, તે, કલ્પેલા અગ્નિથી શીત દૂર કરવાની ઇચ્છા કરે છે. તાત્પર્ય કે કલ્પેલા અગ્નિથી જેમ શીત દૂર થતી નથી, તેમ મિથ્યા જગતથી સુખ મળતું નથી.[૩૧] સ્વપ્ન નગરની પેઠે દેહ આદિ આ સર્વ, મિથ્યા છે.[૩૨] આ જગત્ મનની ઇચ્છાથી ઉત્પન્ન થાય છે, પણ ઇચ્છાથી નિવૃત્ત થતું નથી; રાગ દ્વેષના ક્ષયથી નિવૃત્ત થાય છે. એ જગત્, ગંધર્વ નગરની પેઠે મિથ્યા દેખાય છે.[૩૩] હે રામ! જગત્, નાશ પામે તેથી કાંઇ નાશ પામતું નથી, ને વૃદ્ધિ પામે તેથી કાંઇ વધતું નથી. માટે શોક કે હર્ષ કરવા નહીં.[૩૪] સ્વપ્નમાં જોવામાં આવેલું મોટું શહેર, વૃદ્ધિ પામે તેથી શું વધ્યું? અને નાશ પામે તેથી શું નષ્ટ થયું?[૩૫] જેમ બાલક, રમકડામાં પુત્ર આદિની કલ્પના કરે છે, પણ તેનો શોક કરતો નથી; તેમ આ જગત્ મનઃકલ્પિત છે. માટે તેનો શોક કરવો નહીં.[૩૬] જેમ ઇંદ્રજાલના પદાર્થો નષ્ટ થવાથી કાંઇ નાશ પામતું નથી, તેમ મિથ્યા ઉઠેલું આ જગત્ નાશ પામવાથી કાંઇ નાશ પામતું નથી.[૩૭] જે અસત્ પદાર્થ છે, તે નથી જ, એવો જ્યારે નિશ્ચય થાય છે, ત્યારે કોનું શું નાશ પામ્યું? કાંઇ પણ નહીં. તેથી આ જગતમાં હર્ષ શોકનો વિષય શું છે? કાંઈ નથી.[૩૮] હે રામ! જ્યારે જગત્ અસત્ છે, ત્યારે નાશ કોનો? ને જ્યારે નાશ નથી, ત્યારે દુઃખનો પ્રસંગ શું છે?[૩૯] અધ્યાસ દૃષ્ટિથી નાશ નથી, ને અધિષ્ઠાન દૃષ્ટિથી પણ જગતનો નાશ નથી. અધિષ્ઠાન બ્રહ્મ સત્ છે, ને જગત્ બ્રહ્મરૂપે છે. તેથી કાંઇ નાશ પામતું નથી. એટલે સુખ દુઃખ પણ નથી જ.[૪૦] જ્યારે જગત્ ઉત્પન્ન થતું નથી, ત્યારે વૃદ્ધિ પામતું નથી. એટલે હર્ષનો પ્રસંગ શું છે?[૪૧] આ સંસાર માયામય છે, અસત્ છે, ને પ્રપંચરૂપ છે. તેમાં કાંઇ ઇષ્ટ પદાર્થ નથી કે જેની ઇચ્છા વિવેકી પુરુષ કરે.[૪૨] આ જગત્, સત્ય બ્રહ્મ સ્વરૂપ છે. તેમાં શું તજવા યોગ્ય છે કે જેને વિવેકી પુરુષ તજે. (કાંઇ પણ નથી.)[૪૩] અજ્ઞાની, અસત્ જગતને સત્ માને છે. તેથી સત્ અને અસત્ બન્ને પક્ષમાં પોતે સુખ દુઃખનો અવિષય છતાં પણ ભ્રાંતિએ કરી કલ્પેલા સ્ત્રીપુત્રાદિકના વિનાશે કરી

દુઃખ પામે છે.[૪૪] હે **રામ**! જે ઉત્પત્તિ પહેલાં ન હતું, નાશ પછી નહી હોય, ને વર્તમાનમાં પણ નથી. એવી રીતે યુક્તિથી, શ્રુતિથી અને અનુભવથી જગતનું અસતપણું સિદ્ધ થાય છે.[૪૫] જગત્, ઉત્પત્તિ પહેલાં બ્રહ્મરૂપે છે, નાશ પછી પણ બ્રહ્મરૂપે રહેશે, તેથી મધ્યમાં પણ બ્રહ્મરૂપે છે. એવી રીતે યુક્તિથી, શ્રુતિથી અને અનુભવથી જગતનું સત્પણું સિદ્ધ થાય છે.[૪૬] માટે જગતને દેશ કાલના પરિચ્છેદની કલ્પના, ચંદ્રના પ્રતિબિંબ જેવી તથા આકાશ તલની કલ્પના જેવી મિથ્યા છે. સત્પક્ષ અને અસત્પક્ષ બંને પક્ષથી વિરુદ્ધ છે. શ્રુતિ તથા યુક્તિથી પણ વિરુદ્ધ છે ને અજ્ઞાનીઓએ કલ્પિત છે. તેથી વિવેકી જનો અજ્ઞાનીની પેઠે તેને સત્ય માનતા નથી.[૪૭] અજ્ઞાની વૃથા સુખાભાસે કરી સંતોષ પામે છે, જેથી તેને અનંત દુઃખ પ્રાપ્ત થાય છે, પણ સુખ પ્રાપ્ત થતું નથી.[૪૮] માટે હે **રામ**! તમે અજ્ઞાની ન થાઓ, ને જગતને અવિનાશી બ્રહ્મરૂપે જાણી સ્થિર થઇ રહો.[૪૯] હે **રામ**! 'અહંકાર સહિત સંપૂર્ણ આ જગત્ અસત્ છે.' એમ જાણી તેમાં રાગ ન રાખો ને શુદ્ધ પ્રત્યગાત્મા સહિત આ જગત્ સત્ છે,' એમ જાણ્યા પછી તમને જન્મ મરણનું દુઃખ કદાપિ સંભવતું નથી.[૫૦]

વાલ્મીકિ કહે છે–વસિષ્ઠ ઋષિએ એમ કહ્યું ત્યારે દિવસ પૂરો થયો, સૂર્ય અસ્તાચલ પ્રત્યે ગયો, સભા નમસ્કાર કરી સ્નાન કરવા ગઇ, ને રાત્રી ગયા પછી સૂર્યોદય થયો ત્યારે પાછી આવી.[૫૧]



# સર્ગ ૪૬ મો.*

## જીવન્મુક્તના ગુણનું વર્ણન.

**श्रीवसिष्ठउवाच–रम्ये धनेषु दारादौ शोकस्यावसरो हि कः**
**इंद्रजालेक्षणादृष्टे नष्टे का परिदेवना ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–જેમ ઈંદ્રજાલના પદાર્થો, જોવામાં આવે ને પાછા ક્ષણવારમાં નાશ પામે છતાં પણ તેમાં શોક થતો નથી, તેમ સ્ત્રી પુત્ર આદિ

* આ છેંતાળીશમા અધ્યાયમાં, જીવન્મુક્તના ગુણો કે જેણે કરી સંસારમાં વિહાર કરતાં છતાં પણ તે તેમાં ડુબતો નથી, તે રામ પ્રત્યે કહેવામાં આવશે.

જોવામાં આવે ને પાછાં નાશ પામે તેમાં શોક શામાટે કરવો?[1] ગંધર્વ નગરના પદાર્થો જેવા સ્ત્રી પુત્ર આદિ અજ્ઞાને કરી કલ્પિત છે. માટે તેની વૃદ્ધિમાં હર્ષ અને નાશમાં શોક શામાટે કરવો?[2] જેમ મૃગજલ વૃદ્ધિ પામે તોપણ જલની ઇચ્છાવાળાને હર્ષનો અવસર નથી; તેમ સ્ત્રી, પુત્ર, ધન આદિ મનોહર હોય તોપણ હર્ષનો અવસર શો છે? (કાંઇ પણ નથી.)[3] ધન અને સ્ત્રીની વૃદ્ધિ થવાથી સંસાર રોગ વધે છે. તેનાથી દુ:ખ માનવું પણ સંતોષ પામવો નહીં. મોહ વૃદ્ધિ પામવાથી કોણ પ્રસન્ન થાય? કોઇ પણ નહીં.[4] વૃદ્ધિ પામેલા જે ભોગોવડે અજ્ઞાનીને રાગ થાય છે, તે ભોગોવડે વિવેકીને વૈરાગ્ય થાય છે.[5] ધન અને સ્ત્રી પુત્રાદિક કે જે વિનાશી છે, તેમાં હર્ષનો કયો અવસર છે? ધન આદિને વિનાશી જાણવાવાળા વિવેકી પુરુષો તો, તે પદાર્થોવડે વૈરાગ્ય પામે છે.[6] માટે હે રામ! તમે સંસારનાં તત્ત્વને જાણો; નષ્ટ થયેલા પદાર્થોને તજી દ્યો; ને પ્રાપ્ત થયેલા પદાર્થોનો ઉપયોગ કરો.[7] ન મળેલા ભોગોની ઇચ્છા ન થાય, ને મળેલા ભોગોનો ઉપયોગ કરવો, એ જ્ઞાનીનું લક્ષણ છે.[8] હે રામ! કામ ગુપ્ત શત્રુ છે, ને મારવા તૈયાર છે; માટે સ્વરૂપમાં સાવધાન થઇ વ્યવહાર કરો કે જેથી પ્રમાદ ન થાય, ને શત્રુ ફાવે નહીં.[9] પરમ પદ કે જે પ્રપંચ રહિત છે તેને વિવેક વૈરાગ્યાદિકે કરી જે યથાર્થ જાણે છે, તે આ સંસારને જોતા નથી; ને જે અજ્ઞાની છે, તે, સંસારમાં દુ:ખ પામે છે.[10] 'દૃશ્ય, કેવલ દેખવા માત્ર છે.' 'નરકાદિક અનર્થનું સાધન છે.' 'મિથ્યા છે' ઇત્યાદિ યુક્તિમાંથી ગમે તે યુક્તિવડે જેની પ્રીતિ દૃશ્યમાંથી ઉઠી ગઇ છે, તેની બુદ્ધિ પરમાર્થમાં આસક્ત થાય છે; ને પાપ વગરની થાય છે; તેથી તે કદાપિ મોહસાગરમાં બૂડતી નથી. દૃશ્યમાં અપ્રીતિ એ જીવન્મુક્તનો ગુણ છે.[11] બાહ્ય પદાર્થમાં અભિનિવેશનો ત્યાગ પણ જીવન્મુક્તનો ગુણ છે. એટલા માટે સર્વ વસ્તુમાંથી 'આ અસત્ છે,' એવા નિશ્ચયથી જેની આસ્થા ઉઠી ગઇ છે, તેને અવિદ્યા બાધ કર શકતી નથી.[12] એકતા બુદ્ધિ પણ જીવન્મુક્તનો ગુણ છે. 'હું અને આ જગત્ સર્વ એક જ છે!' એવી જેની બુદ્ધિ છે, જે કોઇમાં આસ્થા રાખતો નથી, ને દૈવયોગથી જે પ્રાપ્ત થાય, તેને અનુસરે છે, તે સંસાર સાગરમાં ડુબતો નથી.[13] જે, વ્યક્ત તથા અવ્યક્તામાં અનુગત છે, ને સત્તામાત્ર છે, તે પદ, પ્રત્યગાત્મા છે, એમ જાણી બાહ્ય અને આંતરનાં દૃશ્યને ભેદબુદ્ધિથી ગ્રહણ મા કરો ને અભેદ બુદ્ધિથી તજો મા[14] હે રામ! વ્યવહારમાં રહીને પણ અત્યંત વિરક્ત થાઓ. સંતોષ રાખો. સર્વ સ્થાનને તજો ને આકાશની પેઠે અસંગ થઇ

નીરાગ રહો. એટલે ઉપરામ, સંતોષ, સ્થાનનો અભાવ અને અસંગપણું એ સર્વ, જીવન્મુક્તના ગુણો છે.[૧૫] વ્યવહારમાં છે છતાં પણ જેને ઇચ્છા કે અનિચ્છા નથી, તે જ્ઞાનીની બુદ્ધિ, કમલના પાંદડાની પેઠે લેપાતી નથી.[૧૬] દ્વૈત કે જે આધીન છે, તેની અનુવૃત્તિથી પરાધીન એવાં તમારાં ઇંદ્રિયો અને મન, પોતાની ક્રિયા કરે વા ન કરે, પણ તમે તો ઇચ્છારહિત થઇ આત્મનિષ્ટ થાઓ.[૧૭] વિષયોમાં મમતા ન રાખવી, એ પણ જીવન્મુક્તનો ગુણ છે; માટે તમારું મન પણ વિષયોમાં મા બૂડો, પછી ક્રિયા કરે વા ન કરે.[૧૮] **હે રામ!** હવે પોતાને પોતાની જીવન્મુક્તિ જાણવામાં આવે તેવાં લક્ષણ કહું છું. જ્યારે તમારા મનમાં વિષયો રુચે નહીં, ત્યારે તમે હું જ્ઞાની થયો છું, ને સંસારને તરી ગયો છું એમ જાણજો.[૧૯] જ્યારે આ લોકના અને પરલોકના વિષયો સચેત નહીં, ત્યારે તમે ગમે તો સમાધિમાં હો, કે સમાધિથી વ્યુત્થિત હો, પણ પ્રયાસ વિના મુક્તિ સિદ્ધ થઇ જાણજો.[૨૦] **હે રામ!** પુષ્પમાંથી ગંધને જેમ જૂદી કાઢે તેમ વિવેક તથા વૈરાગ્યવાળાં મનને બુદ્ધિવડે વાસનાથી જૂદું કાઢો. મનને વાસનાથી જૂદું કાઢવું, એ જીવન્મુક્તિનું મુખ્ય સાધન છે.[૨૧] આ સંસારસાગર કે જેમાં વાસનારૂપી જલ ભર્યું છે, તેને તરવા માટે બુદ્ધિરૂપી વહાણમાં જે પુરુષો બેસે છે, તે મહા પુરુષો સંસારસાગરને તરી જાય છે ને બીજા બૂડે છે.[૨૨] વિવેક અને વૈરાગ્ય આદિએ કરી તીક્ષ્ણ કરેલી, તથા સહન શક્તિવાળી બુદ્ધિવડે, આત્મતત્ત્વનો વિચાર કરો; ને પછી પોતાના પદમાં પ્રવેશ કરો.[૨૩] **હે રામ!** તત્ત્વને યથાર્થ જાણવાવાળા જ્ઞાની પુરુષો જેવી રીતે વ્યવહાર કરે છે, તેવી રીતે વ્યવહાર કરો. મૂઢની પેઠે વ્યવહાર મા કરો.[૨૪] જીવન્મુક્ત પુરુષો, મહાત્મા, નિત્ય તૃપ્ત અને સૂક્ષ્મ બુદ્ધિવાળા હોય છે. માટે તેનાં જેવાં આચરણ કરવાં; પણ બીજાને ઠગવાવાળા ભોગલંપટનાં જેવાં આચરણ કરવાં નહીં.[૨૫] બ્રહ્મતત્ત્વ અને જગતનાં તત્ત્વને જાણવાવાળા વિવેકી જનો, જગતના વ્યવહારને ઇચ્છતા નથી, ને તજતા નથી. જે પ્રારબ્ધ યોગથી પ્રાપ્ત થાય તેને અનુસરે છે.[૨૬] તત્ત્વવેત્તા મહા પુરુષો વિદ્યા, તપ અને પરાક્રમ આદિથી પ્રાપ્ત થતી મોટાઇમાં, ચતુરતા આદિ ગુણમાં, કીર્તિમાં, સંપત્તિમાં, કે અન્ય કોઈ પણ પદાર્થમાં દીનતા કરતા નથી; કેમકે તેઓ તો વિદ્યા આદિ સર્વને મિથ્યા જાણે છે.[૨૭] તત્ત્વજ્ઞ પુરુષો, સૂર્યની પેઠે સર્વનો નાશ થાય તો પણ ખેદ પામતા નથી, સમૃદ્ધિવાળાં નંદન આદિ સ્થલમાં પણ આસક્ત થતા નથી, અને નિયતિ (શાસ્ત્ર મર્યાદા—પોતાના માર્ગની

મર્યાદા) મૂકતા નથી.૨૮ ઈચ્છારહિત હોય છે. પ્રારબ્ધ યોગથી પ્રાપ્ત થયેલો વ્યવહાર કરે છે અને સાધન સંપન્ન થઇ દેહરૂપી રથમાં બેસી વિચરે છે.૨૯ હે રામ! તમે કોઇ પ્રકારે નિરાશ થાઓ મા, કેમકે તમારામાં પણ જીવન્મુક્તના ગુણો છે. માટે બુદ્ધિબલથી જ્ઞાનમાં સ્થિર થાઓ.૩૦ બહિર્વૃત્તિને રોકી અભિમાન તથા મત્સરને મૂકી વિહાર કરો. તેથી તમો મોક્ષને પામશો.૩૧ હે રામ! તમે સ્થિર થાઓ, સર્વ ક્રિયા તજો, વિષયનાં કૌતુક જોવાની ઇચ્છા તજો, ને મનમાં પરમ શાંતિ રાખી વ્યવહાર કરો.૩૨

વાલ્મીકિ કહે છે—શુદ્ધ મનવાળા વસિષ્ઠ ઋષિનાં એવાં વચન સાંભળી રામ, શુદ્ધ કરેલા અરીસા જેવા શોભવા લાગ્યા; ને અંતઃકરણમાં જ્ઞાનરૂપી અમૃત ભરપૂર હોવાથી પૂર્ણ ચંદ્રની પેઠે પરમ શીતલતા (ત્રણ તાપની શાંતિ)ને પામ્યા.૩૩



# સર્ગ ૪૭ મો.*

## બ્રહ્માની નાના પ્રકારે ઉત્પત્તિ.

**श्रीरामउवाच—भगवन्सर्वधर्मज्ञ वेदवेदांगपारग ।**
**आश्वस्त इव तिष्ठामि शुद्धाभिर्भवदुक्तिभिः ॥ १ ॥**

રામ કહે છેઃ—સર્વ ધર્મના જાણનારા અને વેદ વેદાંગ પારંગત હે ભગવન્! આપનાં પવિત્ર વચનોવડે આશ્વાસન પામેલા પુરુષની પેઠે હું શાંત થયો છું.૧ આપનાં વચનો કે જે અતિ ગંભીર અર્થવાળાં છે, વિવિધ કથા, યુક્તિ તથા સંબંધવાળાં છે, અને આત્મસ્વરૂપને પ્રકાશવાવાળાં છે, તેને સાંભળું છું તોપણ મને તૃપ્તિ થતી નથી.૨ હે મહારાજ! રાજસ તથા સાત્વિક જીવ જાતિના પ્રસંગમાં શ્રુતિ તથા પુરાણોના પ્રમાણ આપી બ્રહ્માની ઉત્પત્તિ કહી. હવે તેનું સ્પષ્ટ રીતે વર્ણન કરો.૩

વસિષ્ઠ કહે છે—હે રામ! બ્રહ્મા, શંકર, ઇંદ્ર અને વિષ્ણુ અનંત થઇ ગયા.૪ આ બ્રહ્માંડમાં અને અન્ય બ્રહ્માંડોમાં નાના આચારવાળા અનંત દેવ તથા દૈત્યોનાં

* આ સૂડતાલીશમા સર્ગમાં ભૂત, ભવિષ્યત્ તથા વર્તમાન બ્રહ્માંડો અને બ્રહ્માનું તથા નિયમસહિત અને નિયમવગરના ક્રમવાળા દેવોનું વર્ણન કરવામાં આવશે.

શરીરો વિહાર કરે છે.[૫] વર્તમાન કાળનાં બ્રહ્માંડોમાં અને કાલાંતરનાં બ્રહ્માંડોમાં બીજાં દેવદૈત્યાનાં શરીરો અનંત થશે.[૬] તેમાં બ્રહ્મા આદિ દેવોની ઉત્પત્તિ પણ ઇંદ્રજાલમાં ઉત્પન્ન થયેલી હોય તેવી છે. એટલે મિથ્યા છે.[૭] સૃષ્ટિઓ કોઇ વખતે રુદ્રથી થાય છે, કોઇ વખતે બ્રહ્માથી થાય છે, કોઇ વખતે વિષ્ણુથી થાય છે, ને કોઇ વખતે સૃષ્ટિમાં મુનિથી બીજી સૃષ્ટિ થાય છે.[૮] બ્રહ્મા, કોઈ વખતે કમળમાંથી થાય છે, કોઈ વખતે જલમાંથી આપવ નામનો બ્રહ્મા થાય છે, કોઇ વખતે બ્રહ્માંડમાંથી અંડજ નામનો બ્રહ્મા થાય છે, ને કોઇ વખતે આકાશમાંથી બ્રહ્મા થાય છે. એવી રીતે બ્રહ્મા આદિ દેવોની ઉત્પત્તિ તથા સ્થાનનો નિયમ નથી.[૯] દેવોના અધિકારનો પણ નિયમ નથી; કેમકે કોઇ બ્રહ્માંડમાં ત્ર્યક્ષ (ત્રણ નેત્રવાળા રુદ્ર) છે, કોઇમાં સૂર્ય છે, કોઇ બ્રહ્માંડમાં ઇંદ્ર છે, ને કોઇ બ્રહ્માંડમાં વિષ્ણુ છે ને કોઈ બ્રહ્માંડમાં તો સર્વ દેવોના અધિકાર ઉપર રુદ્ર જ છે.[૧૦] કોઇ સૃષ્ટિમાં પૃથ્વી, વૃક્ષોથી ભરપૂર હોય છે, કોઈ સૃષ્ટિમાં મનુષ્ય પૂર્ણ હોય છે, ને કોઇમાં તો પર્વતમય હોય છે.[૧૧] કોઇ પૃથ્વી, માટીમય હોય છે, કોઇ પાષાણમય હોય છે, કોઇ સોનામય હોય છે, ને કોઈ ત્રાંબામય હોય છે.[૧૨] હે રામ! આ બ્રહ્માંડોમાં કેટલાં આશ્ચર્ય છે? તેમ બીજાં બ્રહ્માંડો પણ બહુ આશ્ચર્યવાળાં છે. તેમાં કેટલાંક તો પ્રકાશવાળાં છે, ને કેટલાંક પ્રકાશ વગરનાં છે.[૧૩] સમુદ્રમાં તરંગની પેઠે અનંત બ્રહ્માંડો, બ્રહ્માકાશમાં ઉત્પન્ન થાય છે, ને લય પામે છે.[૧૪] સમુદ્રમાં જેમ તરંગ, નિર્જલ સ્થલમાં જેમ મૃગજલ, અને આંબાનાં વૃક્ષમાં જેમ પુષ્પ, તેમ બ્રહ્મ વિષે આ સૃષ્ટિઓ છે.[૧૫] હે રામ! જાળીમાં પડેલાં સૂર્યનાં કિરણોમાં દેખાતાં ત્રસરેણુ ગણી શકાય, પણ બ્રહ્મ વિષે બ્રહ્માંડોની ગણના થાય તેમ નથી.[૧૬] જેમ વર્ષાકાળમાં અસંખ્ય મશલાં ઉત્પન્ન થઇ થઇને નાશ પામે છે, તેમ બ્રહ્મ વિષે સૃષ્ટિઓ ઉત્પન્ન થઇ થઇ નાશ પામે છે.[૧૭] જે, રોજને રોજ ઉત્પન્ન થાય છે, ને નાશ પામે છે, એવી સૃષ્ટિઓ, કયા કાલથી ચાલુ થઇ છે, ને કયાંથી થઇ છે, એ જાણવામાં આવતું નથી.[૧૮] આ સૃષ્ટિઓ, તરંગની પેઠે અનાદિ કાલની નિરંતર સ્ફુરે છે.[૧૯] દેવ, દૈત્ય અને મનુષ્ય આદિ સર્વ પ્રાણીઓ, નદીના તરંગની પેઠે ઉત્પન્ન થઇ થઇને નાશ પામે છે.[૨૦] જેમ આ બ્રહ્માંડ તેમ અનેક બ્રહ્માંડો, વર્ષની ઘડીની પેઠે ક્ષીણ થયાં છે.[૨૧] હમણાં પણ વર્તમાન બ્રહ્માંડો, અતિ વિસ્તારવાળાં હૃદયાકાશમાં વિદ્યમાન છે.[૨૨] એ હૃદયાકાશમાં બીજાં પણ બ્રહ્માંડો થશે. શબ્દના ધ્વનિની પેઠે થઇ થઇને નાશ પામશે.[૨૩] જેમ માટીના ઢમલામાંથી ઘડા થાય છે, અંકુરમાંથી

પલ્લવો થાય છે, તેમ બીજી પણ સૃષ્ટિઓ બ્રહ્મ વિષે થશે.[૨૪] વિસ્તારવાળી અને વિકારમય જોવામાં આવતી આ સર્વ સૃષ્ટિઓ, જ્યાં સુધી તત્ત્વજ્ઞાને કરી અસત્ જાણી નથી ત્યાં સુધી દેખાય છે.[૨૫] આ સૃષ્ટિઓ, અજ્ઞાનીએ કલ્પી છે. તેથી આકાશલતાની પેઠે ઉત્પન્ન થાય છે, ને લય પામે છે. એ સત્ પણ નથી, ને અસત્ પણ નથી.[૨૬] જેમાં અનેક પ્રકારનાં પ્રાણીઓ છે, તેવી આ સર્વ સૃષ્ટિઓ, દેખવામાં આવે છે, ને નાશ પામે છે. તેથી તરંગ જેવી છે.[૨૭] હે રામ! સર્વ બ્રહ્માંડોની સર્વ સૃષ્ટિઓ, તત્ત્વજ્ઞની દૃષ્ટિમાં જેમ વૃષ્ટિ જળથી જૂદી નથી, તેમ બ્રહ્મથી જૂદી નથી. જેમ મેઘથી વૃષ્ટિ થાય છે, તેમ બ્રહ્મથી સૃષ્ટિ થાય છે.[૨૮-૨૯] જેમ શીમળાનાં વૃક્ષથી તેનાં મૂલ, શાખા, છાલ અને પત્ર આદિ જૂદ નથી, તેમ જ્ઞાની અને અજ્ઞાની સર્વની દૃષ્ટિમાં સૃષ્ટિઓ, બ્રહ્મથી જૂદી નથી.[૩૦] પંચીકૃત પંચમહાભૂતથી થયેલા દેહાદિક અને અપંચીકૃત પંચમહાભૂતથી થયેલાં ઇંદ્રિયાદિ સર્વ પદાર્થોની માળા, અવ્યાકૃત આકાશથી થઇ છે. તેમાં પંચતન્માત્રા, સૂત્રને ઠેકાણે છે.[૩૧] પંચીકરણ થયા પછી પ્રથમ જે સ્થૂલ ભાવને પ્રાપ્ત થાય છે, તેનાથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે. એટલે કોઇ વખતે પ્રથમ આકાશ, સ્થૂલતાએ કરી સ્થિતિ પામે છે, તેમાંથી બ્રહ્મા થાય છે. 'તે વ્યોમજ' કહેવાય છે.[૩૨] કોઇ વખતે પ્રથમ વાયુ, સ્થૂલતાને પ્રાપ્ત થઇ સ્થિતિ પામે છે, તેનાથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે, તે 'વાયુજ' કહેવાય છે.[૩૩] કોઇ વખતે પ્રથમ તેજ સ્થૂલતાએ કરી સ્થિતિ પામે છે. તેમાંથી બ્રહ્મા થાય છે, તેનું નામ 'તૈજસ' કહેવાય છે.[૩૪] કોઇ વખતે પ્રથમ જલ, સ્થૂલતાથી સ્થિતિ પામે છે, તેનાથી બ્રહ્મા થાય છે, તેથી તે 'વારિજ બ્રહ્મા કહેવાય છે.[૩૫] કોઇ વખતે પ્રથમ પૃથિવી સ્થૂલતા પામી સ્થિર થાય છે, તેમાંથી બ્રહ્મા થાય છે, તેથી તે પાર્થિવ બ્રહ્મા કહેવાય છે.[૩૬] એ પાંચ મહાભૂતમાંથી એક, જ્યારે બીજાંને ઢાંકી દઇ વૃદ્ધિ પામે છે, ત્યારે બ્રહ્મા, વૃદ્ધિ પામેલાં ભૂતથી થાય છે. પછી જગત્ સરજે છે.[૩૭] જેમ બીજાનાં શરીર, પંચમહાભૂતનાં છે, તેમ બ્રહ્માનું શરીર પણ પંચમહાભૂતનું છે. છતાં પણ જો જલનો ભાગ અધિક હોય તો 'આપવ,' તેજનો ભાગ અધિક હોય તો 'તૈજસ,' અને વાયુનો ભાગ અધિક હોય તો 'વાયુજ' બ્રહ્મા કહેવાય છે. એવી રીતે જેને ભાગ અધિક હોય, તેના નામથી બ્રહ્મા પ્રસિદ્ધ થાય છે. એ પુરુષ પણ કહેવાય છે.[૩૮] કદાચિત્ તેનાં મુખમાંથી બ્રાહ્મણ શબ્દ અને તેનો અર્થ બ્રાહ્મણ જાતિ થાય છે, બાહુમાંથી ક્ષત્રિય શબ્દ અને તેનો અર્થ ક્ષત્રિય જાતિ થાય છે. એવી

રીતે આગળના ભાગથી, પાછળના ભાગથી, નેત્રથી અને હાથથી પણ કદાચિત્ વાચક શબ્દ અને તેના અર્થ થાય છે.૩૯ કોઈ વખતે એ પુરુષની નાભિમાં કમલ થાય છે. તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે, તે 'પદ્મજ' બ્રહ્મા કહેવાય છે.૪૦ બ્રહ્મા પોતે પોતાના નાભિકમલમાંથી થાય છે, એ અઘટતું નથી. કેમ કે એ ઉત્પત્તિ, સ્વપ્નના જેવી છે, મનોરથ જેવી છે, ને જલની ભ્રમરી જેવી છે; માટે મિથ્યા છે.૪૧ અદ્વૈતબ્રહ્મમાં બ્રહ્મથી અન્યની ઉત્પત્તિ સંભવતી નથી. માટે હે રામ! તમારા–પોતાના નાભિકમલમાંથી પોતે બ્રહ્મા 'કેમ ઉત્પન્ન થાય?' એ શંકા, બાલકના મનોરથ જેવી છે, એટલે મિથ્યા છે.૪૨ કોઈ વખતે મનની કલ્પનાવડે આકાશથી બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે, ને તેમાં બ્રહ્મા થાય છે.૪૩ કોઇ વખતે જલમાંથી બ્રહ્માંડ થાય છે, ને તેમાં બ્રહ્મા થાય છે.૪૪ પૂર્વકલ્પમાં જે સૂર્ય હોય, તે કદાચિત્ બીજા કલ્પમાં બ્રહ્મા થાય છે. વરુણ હોય, તે બીજા કલ્પમાં બ્રહ્મા થાય છે. પૂર્વ કલ્પમાં વાયુ હોય, તે બીજા કલ્પમાં બ્રહ્મા થાય છે.૪૫ વિવિધ પ્રકારની એ સૃષ્ટિઓ કે જે પરમાર્થતઃ અસત્ છે, તેને વિષે બ્રહ્માની અનેક પ્રકારે ઉત્પત્તિ થાય છે. બ્રહ્માની પેઠે અન્યની ઉત્પત્તિ પણ વિચિત્ર પ્રકારની જાણવી.૪૬ દૃષ્ટાંત માટે માત્ર બ્રહ્માની ઉત્પત્તિ વિવિધ પ્રકારની કહી, તેમાં કોઇ જાતનો નિયમ નથી.૪૭

## સંસારની સ્થિતિ.

હે રામ! 'આ સંસાર, મનોવિલાસ છે.' તેના બોધ માટે તમને સૃષ્ટિનો ક્રમ કહ્યો.૪૮ સાત્ત્વિક આદિ જીવ જાતિઓની ઉત્પત્તિનો પ્રકાર કહેવા માટે તમને સૃષ્ટિનો ક્રમ કહ્યો.૪૯ જ્યાંસુધી સમૂલ મનનો નાશ થયો નથી, ત્યાંસુધી સંસાર પરંપરાનો નાશ થતો નથી. વારંવાર સૃષ્ટિ થાય છે, ને તેનો નાશ થાય છે. વારંવાર સુખ દુઃખ આવે છે, વારંવાર જ્ઞાની તથા અજ્ઞાનીની કલ્પના થાય છે અને વારંવાર બંધમોક્ષની કલ્પના થાય છે.૫૦ જેમાં તેલ ખૂટી ગયું હોય તેવા દીવા જેમ વખતોવખત પ્રકાશે છે ને શાંત થાય છે; તેમ ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન પ્રિય પદાર્થો વિષે સ્નેહ બુદ્ધિઓ, વખતોવખત ઉત્પન્ન થાય છે, ને શાંત થાય છે; કે જેનાથી સંસારની પ્રાપ્તિ થાય છે.૫૧ હવે દીવો થોડો વખત રહે છે, ને બ્રહ્માદિકનાં શરીર તો અતિ ચિરકાલ રહે છે, માટે તે બન્નેને ઉપમાન ઉપમેય ભાવ ઘટતો નથી તેથી તેના કાલનો વિચાર તજી દેવો. તેઓની ઉત્પત્તિ અને નાશમાં થોડો પણ ભેદ નથી.૫૨ હે રામ!

ફરીથી સત્યયુગ, ફરીથી ત્રેતા, ફરીથી દ્વાપર, અને ફરીથી કલિયુગ, આવે છે. એવી રીતે સર્વ જગત્, ચક્રની પેઠે ફર્યાં કરે છે.[૫૩] જેમ રોજ ને રોજ પ્રાતઃકાળથી આરંભી સ્નાન આદિ એનું એ કામ થાય છે. તેમ મન્વંતર અને કલ્પપરંપરા પુનઃ પુનઃ થયા કરે છે.[૫૪] દિવસ, રાત્રિ, કળા, ઘડી અને મુહૂર્ત આદિ કાળના વિષયરૂપ જે પદાર્થો છે, તે સર્વ, માયા દૃષ્ટિથી વારંવાર થાય છે, ને પરમાર્થ દૃષ્ટિથી તો કાંઇ પણ થતું નથી.[૫૫] તપાવેલા લોઢાના ગોળામાં જેમ અગ્નિના કણો રહે છે, તેમ ચિદાકાશમાં માયાના સ્વભાવથી આ સર્વ પદાર્થો રહ્યા છે.[૫૬] જેમ વૃક્ષમાં પુષ્પ આદિ, કોઇ વખતે અસ્પષ્ટ ને કોઇ વખતે સ્પષ્ટ રહે છે, તેમ આ જગત્, કોઇ વખતે બ્રહ્મ વિષે અસ્પષ્ટ તથા કોઇ વખતે સ્પષ્ટ રહે છે.[૫૭] સર્વાત્મા ( બ્રહ્મા ) ચિત્નો વિવર્ત ( ભ્રમ ) છે; ને સદા જગત્ની આકૃતિવાળો છે. તેનાથી એ ચંદ્રની પેઠે આ જગત્, થાય છે.[૫૮] સર્વ દૃષ્ટિ સૃષ્ટિઓ ચિત્થી થયેલી છે; ને ચિત્માં જ રહી છે; તોપણ તેમાં ન રહેલી હોય તેમ જોવામાં આવે છે.[૫૯] હે **રામ**! કદાપિ આ સંસાર સત્ નથી. કારણ કે બ્રહ્મ, પરમાર્થતઃ અસંગ, અદ્વિતીય સ્વભાવવાળું છે એટલે સંસાર રહિત છે.[૬૦] હે **રામ**! કોઇ વખતે આ જગત્ નહતું તેમ નથી. કેમ કે સર્વ શક્તિવાળા બ્રહ્મ વિષે સંસાર શક્તિ રહિત છે.[૬૧] જ્યાંસૂધી જ્ઞાન થયું નથી, ત્યાંસૂધી સંસાર છે. જ્ઞાન થયા પછી નથી. માટે હમણાં જોવામાં આવે છે, છતાં પણ ‘સંસાર નથી’ એમ કહી શકાય છે. હે **રામ**! જ્ઞાનીની દૃષ્ટિમાં ‘આ સર્વ બ્રહ્મ જ છે,’ માટે સંસાર નથી એવો વ્યવહાર ઘટે છે; પણ તે વિરુદ્ધ નથી.[૬૩] ને મિથ્યા છતાં પણ સંસાર નિત્ય છે, એમ અજ્ઞાનીની દૃષ્ટિમાં ઘટે છે.[૬૪] માટે આ જગત્, કદાપિ આવું ન હતું એમ નથી.’ એવો પૂર્વ મીમાંસાનો સિદ્ધાંત ખોટો નથી.[૬૫] અજ્ઞાનીની દૃષ્ટિ વિવિધ પ્રકારની છે. તેથી બૌધ આદિએ પોતપોતાની પ્રક્રિયા સત્ય કરવા માટે જગત્ને માટે અનેક પ્રકારની કલ્પના કરી છે. તે સર્વ, તે તે કલ્પકની દૃષ્ટિમાં તો સત્યજ છે. તેથી ‘વીજળીની પેઠે આ જગત્ ક્ષણિક છે,’ એવો ક્ષણિક વાદીનો સિદ્ધાંત કેમ સત્ય નહીં? (તેની દૃષ્ટિમાં સત્ય જ છે.)[૬૬] ‘સૂર્ય તથા ચંદ્રના પ્રકાશવાળી દિશાઓ, અને પર્વત આદિ સર્વ સ્થિર છે.’ એટલા માટે ‘આ જગત્ અવિનાશી છે.’ એવો સાંખ્યનો સિદ્ધાંત પણ સત્ય જેવો છે.[૬૭] બ્રહ્મ વિષે એવો કોઇ પણ પદાર્થ નથી, કે જે સંકલ્પથી થયો ન હોય. બ્રહ્મ વિષે માત્ર સંકલ્પ જ સિદ્ધ થતો નથી.[૬૮] વારંવાર જન્મ મરણ, વારંવાર સુખ દુઃખ અને વારંવાર સાધન

તથા કર્મ છે. એવી રીતે, આ સર્વ જગત્, વારંવાર થાય છે.૬૯ દિશા, આકાશ, સમુદ્ર, અને પર્વત આદિ સર્વ સૃષ્ટિ, જાળીઆમાં પડેલી સૂર્ય પ્રભાની પેઠે નાના પ્રકારની અને પુનઃ પુનઃ થાય છે.૭૦ દૈત્યો, દેવો, લોકાંતરનાં ક્રમ, સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિનાં સાધનો, ઇંદ્ર અને ચંદ્ર, સર્વ, પુનઃ પુનઃ થાય છે.૭૧ નારાયણ, દાનવ, દિશા, ચંદ્ર, સૂર્ય, વરુણ, અને વાયુ, એ સર્વ પુનઃ પુનઃ થાય છે.૭૨ પૃથ્વી અને સ્વર્ગ કે જે મેરુ તથા સહ્ય પર્વતવડે શોભે છે, પ્રાણીઓનાં પુણ્યોએ કરી અને ભોગે કરી પૂર્ણ છે, તથા વિશાલ મધ્યભાગવાળી છે, તે પણ વારંવાર ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે.૭૩ સૂર્યરૂપી કેસરી સિંહ, આકાશ નામના વનમાં અંધકારરૂપી હાથીના યૂથને કિરણોરૂપી નખવડે ફાડી નાખવાને વારંવાર ઉદય પામે છે.૭૪ ચંદ્ર, પોતાના કિરણોવડે વારંવાર દિશાઓના અંધકારને દૂર કરે છે, તથા મનુષ્યોને આનંદ આપે છે.૭૫ જેમ વાયુવડે વૃક્ષોમાંથી પુષ્પો પડે છે, તેમ પુણ્યક્ષીણ થવાથી સ્વર્ગમાંથી પુણ્યવાન્ પુરુષો, વારંવાર પડે છે.૭૬ કાલ નામનું કપિંજલ પક્ષી, ક્રિયારૂપી પાંખોવડે સંસારના આરંભરૂપ પટપટ શબ્દ કરી ઉડી જાય છે.૭૭ એક ઇંદ્રનો અધિકાર પૂરો થાય કે તત્કાલ બીજો ઇંદ્ર સ્વર્ગનું રાજ્ય ભોગવવા માટે આવે છે.૭૮ સમુદ્રને તથા તેમાં શયન કરવાવાળા વિષ્ણુને પ્રલયનો વાયુ જેમ મલીન કરે છે, તેમ કલિકાલ, અતિ પવિત્ર એવા સત્યયુગના કાલને વારંવાર મેલો કરે છે.૭૯ કાલ નામનો કુંભાર, પ્રાણીરૂપી શરાવલાંને વારંવાર રચે છે. તેમાં પ્રલય નામનો ચાકડો, વેગથી નિરંતર ફર્યા કરે છે.૮૦ તેથી જેની સ્થિતિ બદલી ગઇ છે અને પૂર્વ વાસનાને અનુસાર જેના સંકલ્પ છે, એવું જગત્, સૂકાં વનની પેઠે વારંવાર નીરસ (રસરહિત–ધર્મરહિત) થાય છે.૮૧ વારંવાર સૂર્યના તાપથી પ્રાણીઓ બળી ભસ્મ થાય છે, તેનાં હાડકાંવડે જગત્ ભરાઇ જાય છે; તેથી તે સ્મશાન જેવું જણાય છે.૮૨ પછી પુષ્કર અને આવર્ત નામના પ્રલયના મેઘ વર્ષે છે, ને સંહાર કરવાવાળા રુદ્ર, નૃત્ય કરે છે, એટલે એકાર્ણવમાં જગત્ નાશ પામે છે.૮૩ ત્યારે વાયુ તથા જલ શાંત થાય છે, સર્વ પદાર્થો નાશ પામે છે. ને તેથી જગત્ જાણે કાંઇ ન હોય તેવી રીતે શૂન્યભાવને પામે છે.૮૪ એવી રીતે જગત્ કલ્પપર્યંત રહી અતિ જીર્ણ થવાથી વારંવાર આત્મા વિષે લય પામે છે.૮૫ વળી સૃષ્ટિનો વખત આવે ત્યારે મન, ગંધર્વ નગરની પેઠે જગતને ઉત્પન્ન કરે છે.૮૬ હે **રામ**! વળી સૃષ્ટિ ને વળી પ્રલય, એમ આ સર્વ જગત્, ચક્રની પેઠે પુનઃ પુનઃ ફર્યા કરે છે.૮૭

આ જગત્‌રૂપી મહા ભ્રમમાં શું સત્ય અને શું અસત્ય એનો નિર્ણય થઇ શકે તેમ નથી.૮૮ હે રામ ! આ સંસારચક્ર, દાશૂરની આખ્યાયિકા જેવું કલ્પિત અને શૂન્ય છે.૮૯ આ જગત્, એ ચંદ્ર જેવા મિથ્યા વિકલ્પોવડે જે કારણથી અવિચ્છિન્ન પ્રવાહરૂપે વિસ્તાર પામ્યું છે, ને અસત્ કર્તાએ ઉત્પન્ન કર્યું છે, તે કારણથી અસત્ છે, બ્રહ્મ જ સત્ છે. ત્યારે તમને મોહ કયા કારણથી થયો છે ? તમે જે કારણ જુવો છો તે નથી જ. ને જે છે તે તો પરમાર્થતઃ બ્રહ્મ જ છે માટે તમને નિષ્કારણ મોહ ઘટતો નથી.૯૦



# સર્ગ ૪૮ મો.*

## દાશૂરની આખ્યાયિકા, દાશૂરને વરદાન.

**શ્રીવસિષ્ઠ ઉવાચઃ**–क्रियाविशेषबहुला भोगैश्वर्यहताशयाः ।
नोपेक्षंते यदा सत्यं न पश्यंति शठास्तदा ॥ १ ॥

વશિષ્ઠ કહે છેઃ–અનેક પ્રકારની ક્રિયાઓ કરવાવાળા, અને ભોગ તથા ઐશ્વર્યના આશય વગરના શઠો, જ્યારે સત્યની અપેક્ષા કરતા નથી, ત્યારે કંઇ પણ જોતા નથી.૧ જે પુરુષો, બુદ્ધિને પારંગત છે, ને જિતેંદ્રિય હોય છે, તેઓ, જગત્‌ની માયાને અને બ્રહ્મને હાથમાં રહેલાં બીલાંની પેઠે જુવે છે,૨ વિચારે કરી માયાનું તત્ત્વ જાણવાથી જીવ, મમતારૂપ બહારની અને અહંતારૂપ અંદરની માયાને સર્પ, કાંચળીને જેમ તજે, તેમ તજી દે છે.૩ જેમ શેકેલું બીજ ક્ષેત્રમાં ચિરકાલ રહે તોપણ ઉગતું નથી, તેમ માયાને તજવાવાળો વિષયમાં આસક્ત નહીં એવો પુરુષ, સંસારમાં રહીને પણ જન્મ મરણને પામતો નથી.૪ દેહ, કે જે ચિંતા અને રોગોવડે ભરપૂર છે, આજ અથવા કાલ એટલે અણધાર્યે વખતે વિનાશી છે, તેને માટે પ્રયત્ન કરે છે, પણ પોતાના હિત માટે પ્રયત્ન કરતા નથી, તેને અજ્ઞાની જાણવા.૫ માટે હે રામ ! તમે પણ અજ્ઞાનીની પેઠે તુચ્છ શરીર માટે ભોગ કે જે દુઃખદાયી છે, તેને ભેગા મા કરો, પણ આત્મપરાયણ થાઓ.૬

* આ અડતાલીશમા સર્ગમાં ભોગની ઇચ્છાની નિંદા, દાશૂરની ઉત્પત્તિ, અને પ્રસન્ન થયેલા અગ્નિથી દાશૂરને વરદાનની પ્રાપ્તિ એટલું વર્ણન કરવામાં આવશે.

રામ પૂછે છે–હે મહારાજ! આપે કહ્યું કે સંસાર ચક્ર દાશૂરની આખ્યાયિકા જેવું કલ્પિત છે, અને વસ્તુ શૂન્ય છે, તે દાશૂરની આખ્યાયિકા કહો.૭

વસિષ્ઠ કહે છે–હે રામ! માયિક જગતના સ્વરૂપમાં ઉદાહરણ માટે દાશૂરની આખ્યાયિકા કહું છું તે તમે સાંભળો.૮ આ પૃથ્વી ઉપર મગધ નામનો મોટો દેશ છે; જેમાં નાના પ્રકારનાં પુષ્પવાળાં વૃક્ષો છે;૯ તેમાં કદંબનાં મોટાં વન છે; જાત જાતનાં પક્ષીઓ શબ્દ કરે છે, તેથી આશ્ચર્યજનક તથા મનોહર છે.૧૦ જેની સીમમાં અનેક પ્રકારનાં અનાજ ઉભાં છે, શોભાવાળા બગીચા છે, નદીમાં જાત જાતનાં કમળો ફૂલ્યાં છે,૧૧ જેના બગીચામાં સ્ત્રીઓ હીંચે છે ને ગીત ગાય છે, જેની પૃથ્વી, કરમાઇ જવાથી લાજ માટે નાખી દીધેલાં પુષ્પોવડે પથરાઇ ગઇ છે,૧૨ તે મગધ દેશમાં એક પર્વત છે, જેની ઉપર કદંબ આદિ અનેક પ્રકારનાં વૃક્ષો છે; કેળનાં ઝુંડો છે; વાયુની સાથે પુષ્પો તથા મકરંદ ઉડે છે; કારંડવ પક્ષીઓ અને સારસ પક્ષીઓ સરસ શબ્દો કરે છે, તે પર્વતમાં કદંબ વૃક્ષની ટોચ ઉપર પરમ ધર્માત્મા દાશૂર નામના મહાતપસ્વી રહેતા હતા. તે વૈરાગ્યવાળા અને બુદ્ધિવાળા હતા.૧૩–૧૬

રામ પૂછે છે–હે ગુરુ મહારાજ! એ દાશૂર, કયા પ્રભાવથી કદંબની ટોચ ઉપર રહેતા હતા ને શા માટે રહેતા હતા?૧૭

વસિષ્ઠ કહે છે–હે રામ! દાશૂરના પિતા શરલોમા હતા. તે જાણે બીજા બ્રહ્મા હોય તેવા હતા, ને તે જ પર્વતમાં રહેતા હતા.૧૮ તેને આ દાશૂર, એક જ પુત્ર હતો. તેની સાથે વનમાં મુનિએ પોતાનો જન્મારો કાઢયો.૧૯ કેટલાક વર્ષ પછી એ શરલોમા, મનુષ્ય દેહને તજી સ્વર્ગમાં ગયા.૨૦ તેની પછવાડે તેની સ્ત્રી સતી થઈ. તેથી એકલા રહેલા દાશૂર, દયા આવે એવી રીતે રોવા લાગ્યા.૨૧ ને માતાપિતાના વિયોગના શોકમાં હેમંતમાં કમલ જેમ સૂકાઇ જાય, તેમ સૂકાવા લાગ્યા.૨૨ ત્યારે વન દેવતાએ અદૃશ્ય રહી ધીમે ધીમે તેને સમજાવ્યો.૨૩ કે હે ઋષિપુત્ર! તું મહા સમજુ છે, છતાં પણ અણસમજુની પેઠે કાં રોય છે! સંસારની અસ્થિરતા કાં નથી જાણતો?૨૪ સંસાર, સદા એવો અસ્થિર છે, કે જેમાં પ્રાણી, જન્મે છે, જીવે છે ને પછી અવશ્ય નાશ પામે છે.૨૫ હે મુને! વ્યવહારમાં બ્રહ્માદિ જે કાંઇ દૃશ્ય છે, તે સર્વનો અવશ્ય નાશ થવાનો છે.૨૬ માટે પિતાના મરણનો વ્યર્થ શોક મા કર. કેમ કે સૂર્યના અસ્તની પેઠે સર્વનો નાશ અવશ્ય થવાનો છે.૨૭ એવી અદૃશ્ય વાણી સાંભળી મેઘના શબ્દથી મયૂર જેમ ધીરતા

પામે, તેમ તે દાશૂર ધીરતા પામ્યા.[૨૮] પછી પિતાની યોગ્ય ઉત્તર ક્રિયા કરી ઉત્તમ સિદ્ધિ માટે તપને નિશ્ચય કર્યો,[૨૯] ને વિધિથી તપ કરતાં કરતાં જેમાં શુદ્ધિ અશુદ્ધિ આદિ અનેક સંકલ્પો છે, તેવું વેદનિષ્ઠપણું તેને પ્રાપ્ત થયું.[૩૦] જો કે પૃથ્વી પવિત્ર છે, તોપણ બ્રહ્મ ન જાણેલું હોવાથી ને શુદ્ધિ અશુદ્ધિ આદિની કલ્પનાથી એ દાશૂરનું મન પૃથ્વી વિષે સ્થિર થતું નહતું.[૩૧] સર્વ પૃથ્વીતલ શુદ્ધ છે, તોપણ અશુદ્ધ ભાસવાથી તેનું મન કોઇ સ્થલે સ્થિર થતું નહતું.[૩૨] તેથી પોતાના મનમાં જ કલ્પના કરી કે, 'વૃક્ષની ટોચ શુદ્ધ છે, માટે ત્યાં મારે વાસ કરવો.[૩૩] વૃક્ષની શાખા, ટોચ, અને ચલાયમાન પાંદડાં ઉપર પક્ષીની પેઠે વાસ કરી શકાય તેવી સિદ્ધિ માટે તપ કરવું.[૩૪] એવો વિચાર કરી તપ કરવા માંડયું પણ જલદી સિદ્ધિ થઇ નહીં, તેથી અગ્નિને પ્રદીપ્ત કરી તેમાં પોતાની કાંધમાંથી માંસ કાઢી કાઢી હોમવા માંડયું.[૩૫] ત્યારે બ્રાહ્મણના માંસવડે દેવતાઓનાં ગળાં બળી ભસ્મ ન થાય, એવો વિચાર કરી સૂર્ય બૃહસ્પતિની પાસે જેમ પ્રગટ થાય તેમ અગ્નિ, દાશૂર પાસે પ્રગટ થયો.[૩૬–૩૭] અને બોલ્યો કે હે પુત્ર! તારી ઇચ્છા પ્રમાણે વર માગ.[૩૮] એવાં અગ્નિનાં વચન સાંભળી પાદ્ય અર્ઘ્ય આદિએ કરી તેની પૂજા કરી સ્તુતિ કરીને વર માગ્યું કે,[૩૯] હે ભગવન્! આ પૃથ્વી પ્રાણીવડે પૂર્ણ છે, તેમાં કોઈ પણ સ્થલ પવિત્ર જોવામાં આવતું નથી. માટે હું વૃક્ષની ટોચ ઉપર રહી શકું તેવી સિદ્ધિ આપો.[૪૦] એવું વર માગ્યું ત્યારે તથાસ્તુ એમ કહી અગ્નિ અન્તર્હિત થયો.[૪૧] ત્યારે મનોરથ પૂર્ણ થવાથી પુનમના ચંદ્રની પેઠે એ દાશૂર મુનિ શોભવા લાગ્યા.[૪૨] પોતાને મનગમતું વર મળવાથી એ દાશૂર પ્રસન્ન મુખવડે પૂર્ણ ચંદ્ર કરતાં તથા ખુલેલાં કમલ કરતાં પણ અધિક અધિક શોભતા હતા.[૪૩]



# સર્ગ ૪૯ મો.*

## કદંબનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाचः—अथकाननमध्यस्थं चुंवितांबुदमंडलम् ।**
**मध्याह्नखिन्न सूर्याश्वसेवित स्कंधमंडलम् ॥१॥**

વસિષ્ઠ કહે છે:—હે **રામ**! એ વનમાં એક કદંબનું વૃક્ષ હતું તે, મેઘમંડળ સુધી ઉંચું હતું. મધ્યાહ્ન વખતે થાકી ગયેલા સૂર્યના ઘોડા, તેની શાખા ઉપર આરામ લેતા હતા.[૧] તેની શાખાઓ, બહુ લાંબી હતી જેથી દિશાના ચંદ્રવા જેવું તે જણાતું હતું. પુષ્પોરૂપી નેત્રવડે જાણે દિશાઓને જોતું હોય તેમ જણાતું હતું.[૨] ઘણા ભ્રમરાઓ વાયુથી ઉડતા હતા તે, કદંબના કેશ જેવા જણાતા હતા. પલ્લવરૂપી હાથવડે દિશારૂપી સ્ત્રીઓનાં મોઢાં લૂતું હોય તેમ જણાતું હતું.[૩] નવાંકુરની ઉપર દાંતની પંક્તિ જેવી લતાની મંજરી પડેલી હતી તેથી તાંબૂલવાળાં મુખોવડે વનદેવતાઓને હસતું હોય,[૪] સુશોભિત લતાના મંડલાકાર થયેલા કેશરોવડે જાણે પૂર્ણ ચંદ્ર હોય, તેમ એ કદંબ વૃક્ષ જણાતું હતું.[૫] જેનાં લતાગૃહમાં ચકોર શબ્દ કરતા હતા, તેવી શાખાઓવડે ધાટું હતું, તેથી આકાશમાં અધર રહેલું બ્રહ્માંડ હોય, તેમ જોવામાં આવતું હતું.[૬] તેની શાખા ઉપર બેઠેલા મયૂરોનાં પીછાં લટકતાં હતાં, તેથી ઈંદ્ર ધનુષવાળા મેઘવડે આકાશ જેમ શોભે તેમ શોભતું હતું.[૭] પૃથ્વીમાં લાગેલી તેની શાખાઓમાં કેટલીક ચમરી ગાયો અંદર હોવાથી અદૃશ્ય હતી, ને કેટલીક બહાર હોવાથી દેખાતી હતી, તેથી તે વૃક્ષ, દેખાતા અને ન દેખાતા ચંદ્રવડે વર્ષ જેમ શોભે, તેમ શોભતું હતું.[૮] કપિંજલ, કોયલ, અને ચકોર પક્ષીના અવ્યક્ત મધુર શબ્દોવડે જાણે ગાન કરતું હોય તેમ જણાતું હતું.[૯] કલહંસના સમુદાયો માયામાં વિહાર કરતા હતા, તેથી સ્વર્ગ જેવાં કોતરમાં વિશ્રામ પામેલા દેવોવડે જગત્ ભરપૂર હોય, તેમ જણાતું હતું.[૧૦] તેની મંજરીઓ, અપ્સરા જેવી જણાતી હતી. તેને પલ્લવરૂપી હાથ હતા, ને ભ્રમરારૂપી નેત્ર હતાં, તેથી તે, સ્વર્ગ જેવું જણાતું હતું.[૧૧] જૂદાં જૂદાં કમલોના

---

* આ ઓગણ પચાશમા સર્ગમાં શાખા, પલ્લવ, પુષ્પ, ફલ અને પક્ષીએ કરી મનોહર એવું કદંબ વૃક્ષનું ઉત્પ્રેક્ષા આદિ અલંકારે કરી વર્ણન કરવામાં આવશે.

રેણુ ઉડતા હતા, મંજરીઓ પીળી હતી, ને તેનાં પાંદડાં શ્યામ હતાં. તેથી વીજળીવાળા અને ધનુષ્યવાળા મેઘ જેવું જણાતું હતું.[૧૨] એને હજારો શાખા-રૂપી ભુજા છે, આકાશ પૂરી દીધું છે, ને સૂર્ય તથા ચંદ્ર, કુંડળને ઠેકાણે છે, તેથી જાણે વિશ્વરૂપ ધરવાવાળા વિષ્ણુ હોય, તેમ જણાતું હતું.[૧૩] તેની નીચે મોટા હાથીઓ આવી બેસે છે, આકાશમાં તારામંડલ છે, ને પોતે લતા તથા પુષ્પમય છે, તેથી તે બ્રહ્માંડના મધ્યાકાશ જેવું જણાય છે.[૧૪] બ્રહ્માની પેઠે સર્વ પ્રાણી, પર્વત તથા વનોવડે શોભે છે. ને જાણે ફલ, પલ્લવ અને પુષ્પોનો એક ભંડાર હોય, તેમ જોવામાં આવતું હતું[૧૫] તેમાં પુષ્પની કળીઓ હતી, ને તે પુષ્પરજવડે વ્યાપ્ત હતું, તેથી સૂર્યનાં કિરણોથી ઢંકાયેલા તારાવાળા આકાશ જેવું જોવામાં આવતું હતું.[૧૬] શાખા ઉપર પક્ષીઓ ફરતાં હતાં. ને જથાબંધ માળાઓ હતા, તેથી દેશોવડે ભરપૂર એવાં ભૂતલ જેવું જણાતું હતું.[૧૭] એ કદંબ વૃક્ષ, સર્વ વનદેવતાઓનું જનાનખાનું હોય તેમ જણાતું હતું. તેમાં મંજરીરૂપી પતાકાઓ હતી, લતાઓનાં મંડલ હતાં, તેને પુષ્પરૂપી કળીચૂનો લગાવ્યો હતો. પુષ્પના ઢગલા હતા. ચકોર, ભ્રમરા, પોપટ, કોકિલ તથા સારિકા, શબ્દ કરતાં હતાં. તે, ગુચ્છરૂપી અડારીઓથી ભર-પૂર છે. જેમ જનાનામાં નાઝર આદિની ચોકી હોવાથી તે, ઉગ્ર હોય છે, તેમ આ વૃક્ષ, સર્પો હોવાથી ઉગ્ર છે. જેમ જનાનામાં ઝરુખાં હોય છે, તેમ આ વૃક્ષમાં ખાલી ભાગરૂપી ઝરુખાં છે. તેમાં પક્ષીઓ ઘણાં ફરતાં હતાં. ને જેમ જનાનામાં માણસો આવતાં જતાં હોય છે, તેમ આ વૃક્ષની છાયામાં માણસો આવે જાય છે.[૧૮–૨૦] જેમાં ભ્રમરો શબ્દ કરતા હતા, એવાં પુષ્પના કેશરો, એક પછી એક પડતા હતા, તેથી ઉપરથી ઉતરતી નદીઓવડે પર્વત જેમ શોભે તેમ એ વૃક્ષ શોભતું હતું.[૨૧] પત્ર અને પુષ્પો, રોજને રોજ વૃદ્ધિ પામતાં હતાં, ને મંદ પવનવડે ચલાયમાન થતાં હતાં, તેથી ધોળાં વાદળાંએ કરી પર્વત જેમ શોભે તેમ તે વૃક્ષ શોભતું હતું.[૨૨] જેમ પર્વતને ફરતાં વૃક્ષો હોય, તેમ એ કદંબને ફરતો મોટો ઓટો બાંધ્યો હતો; જેમાં હાથીઓ પોતાનાં ગંડસ્થલ ઘસતા હતા.[૨૩] વિચિત્ર વર્ણવાળા પક્ષીઓ, શાખા અને કોતરમાં ફરતાં હતાં, તેથી પાર્ષદોવડે વીંટાયેલા વિષ્ણુ જેવું એ વૃક્ષ જણાતું હતું.[૨૪] વનના વાયુવડે નૃત્ય કરતી લતાઓને પોતાના ગુચ્છરૂપી આંગળીઓએ કરી અભિનય ( અભિપ્રાય જણાવવાવાળી અવયવોની ચેષ્ટા ) શિખાડતું હોય, તેમ જણાતું હતું[૨૫] તેની

ડાખળીઓ તથા લતાઓ ચલાયમાન હતી, તેથી મૂલ અને શાખા આદિમાંથી કોઇ એકાદ અવયવ પરોપકારમાં ઉપયોગી ન થાય એવો હશે, એમ જાણી નૃત્ય કરતું હોય તેમ જણાતું હતું.૨૬ તેમાં મદોન્મત્ત ભ્રમરાઓ ગુંજારવ કરતા હતા, તેથી ઘણી લતારૂપી સ્ત્રીઓ હોવાથી શૃંગારરસે કરી ભરપૂર હોવાથી કાકલી સ્વરથી ગાતું હોય, તેમ જોવામાં આવતું હતું.૨૭ કોકિલાઓ, શબ્દ કરતી હતી, અને પુષ્પો ખરતાં હતાં, તેથી આકાશમાં ફરવાવાળા સિદ્ધ પુરુષોને પુષ્પોવડે વધાવા આવકાર દેતું હોય, તેમ જણાતું હતું.૨૮ તેને સ્વચ્છ પુષ્પની કળીઓ નીકળી હતી, તેથી જાણે પાસે ઉભેલાં પાંચ વૃક્ષોનાં લતા, પુષ્પ તથા ફલને હસતું હોય તેમ જોવામાં આવતું હતું.૨૯ તેની ઉપર પક્ષીઓ ઉંચાં ઉડતાં હતાં, તેથી જાણે પારિજાતનાં વૃક્ષને જિતવા માટે ઉંચી ડોક કરી આકાશમાં ઉડતું હોય, તેમ જણાતું હતું.૩૦ અસંખ્ય પુષ્પો વિષે ભ્રમરાઓ ઉડતા હતા તે, નેત્ર જેવાં જણાતાં હતાં, તેથી જાણે હજાર નેત્રવાળા ઇંદ્રને જિતવા માટે ઉદ્યોગ કરતું હોય તેમ જણાતું હતું.૩૧ તેના પુષ્પના ગુચ્છો મણિ જેવા જણાતા હતા, તેથી તેની ફણા ઉપર મણિ છે, એવા શેષનાગ, આકાશ જોવા માટે પાતાલમાંથી નીકળ્યા હોય તેમ જણાતું હતું.૩૨ એ કદંબ વૃક્ષ, રજ ચોંટવાથી ભૂખરું હતું, ને વળી છાયા તથા ફળવડે સર્વ લોકોને સુખ આપતું હતું; તેથી જાણે બીજા શંકર હોય, તેમ જોવામાં આવતું હતું.૩૩ એ કદંબ વૃક્ષ, આકાશમાં રચેલા નગર જેવું હતું. તેમાં ઘાટાં પાંદડાંના સમુદાયરૂપી જુદા જુદા ભંડાર હતા; પુષ્પલતાના નવા મંડપો હતા; ને પક્ષીરૂપી માણસોથી ભરપૂર હતું. તે વૃક્ષ, દાશરના જોવામાં આવ્યું.૩૪



# સર્ગ ૫૦ મો.*

## દાશૂરે જોયેલી દિશાઓ–

**श्रीवसिष्ठ उवाच**–तमथासौ तथा बुद्धिः फलपल्लवशालिनम् ।
आनंदमंथरमनाः पुष्परूपाचलोपमम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે **રામ**! પ્રલય વખતે એકાર્ણવ પૃથ્વી થઇ ત્યારે ઉંચા વડનાં વૃક્ષ ઉપર વિષ્ણુ જેમ ચડ્યા હતા, તેમ દાશૂર કે જેને પૃથ્વી વિષે અપવિત્ર બુદ્ધિ થઇ હતી, તે આનંદથી એ કદંબના વૃક્ષ ઉપર ચડ્યા. જે વૃક્ષ, પૃથ્વી તથા આકાશના સ્તંભ જેવું અતિ ઉંચું હતું.[૧–૨] તે કદંબની ઉપરની શાખા કે જે આકાશને અડી હતી, તેનાં ઉપલાં પાંદડાંમાં ઉગ્ર તપ કરવા માટે જેને અપવિત્રતાની શંકા દૂર થઈ છે, એવા એ દાશૂર, જઇ બેઠા ને પછી દિશાઓ જોવા લાગ્યા.[૩–૪] ત્યારે દશે દિશાઓ, ત્રણે ભુવનની સ્ત્રીઓ જેવી જોવામાં આવી. એ દિશારૂપી સ્ત્રીઓને નદીરૂપી એકાવલિ હાર હતા; મોટા પર્વતોરૂપી સ્તન હતાં; આકાશરૂપી ચોટલો હતો; શ્યામ મેઘરૂપી કેશ હતા; લીલાં પાંદડાંરૂપી વસ્ત્રો હતાં; પુષ્પોરૂપી કાનના અલંકારો હતા; સમુદ્રરૂપી ભરેલા ઘડા હતા; ને બીજા પણ ઘણા અલંકારો હતા. ફૂલેલી કમલિનીઓ ધારણ કરી હતી; મુખનો વાયુ સુગંધી હતો. ભ્રમર તથા કોકિલના શબ્દરૂપી કાકલી (મધુર સૂક્ષ્મ શબ્દ) હતી; જલના ઝરાના શબ્દ, ઝાંઝરના ઝમકારા જેવા હતા. એ દિશારૂપી સ્ત્રીઓને સ્વર્ગરૂપી મસ્તક હતું; પૃથ્વી, પગને ઠેકાણે હતી; વનની પંક્તિરૂપી રૂવાંની પંક્તિ હતી; જંગલરૂપી પહોળા નિતંબ હતા, ને ચંદ્ર તથા સૂર્ય કુંડલને ઠેકાણે હતા. શાળ આદિ અન્નનાં ક્ષેત્રના કયારાની રચના જ શરીર રચના છે. ચંદનવાળા સ્થળો, કપાળને ઠેકાણે છે; પર્વતનાં શિખરરૂપી સ્તન વિષે ધોળાં વાદળાંરૂપી વસ્ત્ર લાગેલાં છે. મહા સમુદ્રનાં જલ મુખ જોવાનો અરીસો છે; અને નક્ષત્રોની પંક્તિઓ પસીનાના બિંદુ જેવાં લાગે છે. એ દિશારૂપી સ્ત્રીઓને તે તે ઋતુનાં પુષ્પો, કાંચળીનું કામ કરે છે; સૂર્યનાં કિરણોરૂપી કંકુ છે; તે નાના

---

* આ પચાશમા સર્ગમાં 'કદંબની ટોચ ઉપર રહેલા દાશૂરે સ્ત્રીઓને આકારે દિશાઓ જોઇ' એવું વર્ણન, અને તેના ગુણનું વર્ણન વિસ્તારથી કરવામાં આવશે.

પ્રકારનાં પુષ્પો ધારણ કરે છે, ને ચંદ્રનાં કિરણોરૂપી તેને સફેત ચંદન છે. કદંબની ટોચ ઉપરનાં પાંદડાં ઉપર બેઠેલા એ દાશૂર મુનિએ એવી રીતની દશે દિશાઓ જોઇ.[૫-૧૨]



# સર્ગ ૫૧ મો.*

## દાશૂરને પુત્રની ઉત્પત્તિ તથા તેને જ્ઞાનોપદેશ.

**श्रीवसिष्ठ उवाच**–ततः प्रभृति तत्रासौ प्रसिद्धस्तापसाश्रमे ॥
कदंबदाशूर इति शूरस्तपसि दारुणे ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ—હે **રામ**! ત્યારપછી એ દાશૂર, એ કદંબ ઉપર દારુણ તપ કરવા લાગ્યા.[૧] પ્રથમ તો સર્વ દિશાઓ જોઇ પછી મનને વિષયોમાંથી ખેંચી લઈ દૃઢ પદ્માસનવાળી બેઠા.[૨] આત્મજ્ઞાન થયું ન હતું; તો પણ કેવલ ક્રિયા કરવાવાળા એ દાશૂરે ફલની ઇચ્છાથી માનસિક યજ્ઞ કર્યો.[૩] અગ્ન્યાધાનથી લઇ અશ્વમેધ પર્યંત સર્વ યજ્ઞની ક્રિયાક્રમથી કદંબની ટોચ ઉપર માનસિક કરી.[૪] દશ વર્ષ પર્યંત ગોમેધ, અશ્વમેધ, અને નરમેધ આદિ યજ્ઞો કરી તેમાં પુષ્કળ દક્ષિણા આપી દેવોને પ્રસન્ન કર્યા.[૫] કાળે કરી તેનું મન શુદ્ધ થયું, ને પ્રતિબંધનો ક્ષય થયો. તેથી પૂર્વ જન્મમાં કરેલા શ્રવણના સંસ્કારથી જ્ઞાન ઉત્પન્ન થયું.[૬] અજ્ઞાનરૂપી આવરણ દૂર થયું, ને વાસનારૂપી મલ નીકળી ગયો, તેથી એ દાશૂર જીવન્મુક્ત થયા. એક દિવસે જે ઉપર પોતે બેઠા હતા, તે જ ડાખલી ઉપર બેઠેલી વનદેવતા તેના જોવામાં આવી.[૭] તેનાં નેત્ર વિશાલ હતાં, તેણે ચકચકિત પુષ્પનાં વસ્ત્ર પહેર્યાં હતાં, તેનું મુખ સુંદર હતું, મદવડે નેત્ર ચંચલ હતાં, તે પતિની ઇચ્છાવાળી હતી.[૮] શ્યામ કમલના જેવી તેની સુગંધિ હતી, તે અતિ મનોહર હતી. મુખ નીચું કરી ઉભી હતી. તેથી તે પુષ્પ તથા કોકિલવડે નમી ગયેલી લતા જેવી જણાતી હતી. ને તે સર્વાંગમાં સુંદર હતી. તેને મુનિ પૂછે છે કે, હે કમલનયનિ! તું કોણ છે? કામદેવ ક્ષોભ પામે તેવી

---

* આ એકાવનમા સર્ગમાં દાશૂરને માનસિક યજ્ઞોવડે આત્મબોધ થયો, વનદેવતાથી પુત્ર થયો, ને તેણે તે પુત્રને જ્ઞાન આપ્યું એટલી વાત આવશે.

તારી શોભા છે.[૯-૧૦] સખીની પેઠે પુષ્પવાળી લતાનો ટેકો લઇ; કેમ ઉભા છે? એવાં મુનિનાં વચન સાંભળી પુષ્ટ સ્તનવાળી એ મૃગનયની મધુર વચનથી બોલી કે,[૧૧] હે મુનિરાજ! આ જગતમાં જે જે પદાર્થો દુર્લભ છે, તે સર્વ પદાર્થો, મહાત્માની કૃપાથી પ્રાપ્ત થાય છે.[૧૨] હું વન દેવતા છું. તમારા કદંબના લતાગૃહમાં રહું છું.[૧૩] ચૈત્ર માસના શુકલ પક્ષની તેરશને દિવસે મદનોત્સવ થાય છે, તેને માટે નંદન વનમાં વન દેવતાઓનો સમાજ થયો હતો. તેમાં ત્રણે લોકની વન દેવતાઓ આવી હતી. હું પણ ત્યાં ગઈ હતી,[૧૪-૧૫] ત્યાં આવેલી સર્વ વન દેવતાઓ પુત્રવતી હતી, ને હું પુત્ર વગરની, તેથી મને અતિ દુઃખ થયું.[૧૬] હે નાથ! તમે સર્વ કામના પૂર્ણ કરવાવાળા મોટા કલ્પ વૃક્ષરૂપ છો. છતાં મને પુત્રનો શોક શામાટે હોય?[૧૭] માટે હે મહારાજ! મને પુત્ર આપો. ને જો નહીં આપો તો પુત્રના દુઃખની શાંતિ માટે હું અગ્નિમાં બળી મરીશ.[૧૮] એવાં વચન સાંભળી દયા આવવાથી મુનિએ પોતાના હાથમાં જે પુષ્પ હતું તે, એ વન દેવતાને આપ્યું ને કહ્યું,[૧૯] હે સુંદરિ! આ પુષ્પ લઇ જા. એથી તને એક મહિના પછી પુત્ર થશે. તે, મનોહર, સુંદર નેત્રવાળો, અને જગત્પૂજ્ય થશે.[૨૦] હે દેવિ! પ્રાણ સંકટ પામી મરણના બદલામાં તેં મારી પાસેથી પુત્ર લીધો છે. તેથી તે, તત્ત્વજ્ઞાની થશે, પણ અન્ય વન દેવતા જેવો ભોગ લંપટ નહીં થાય.[૨૧] એમ કહી એ વન દેવતા કે જે પ્રસન્ન મુખવાળી હતી, ને સેવા કરવામાં ઉત્કંઠાવાળી હતી, તેને એ દાશૂર મુનિએ વિદાય કરી.[૨૨] પછી એ વન દેવતા પોતાને ઘેર ગઇ, ને મુનિ પોતે એકલા રહ્યા. કેટલાંક વર્ષો વ્યતીત થયાં. પછી ઘણે કાળે એ જ વનદેવતા, બાર વર્ષના પુત્રને લઇ મુનિ પાસે આવી.[૨૩-૨૪] પ્રણામ કરી પાસે બેઠી, ને મધુર વાણીથી મુનિને કહેવા લાગી.[૨૫] હે ભગવન્! આ આપનો પુત્ર. એને મેં વેદ આદિ સર્વ વિદ્યામાં ચતુર કર્યો છે;[૨૬] જેણે કરી સંસાર ચક્રમાં પીડાવું ન પડે, એવું કેવલ બ્રહ્મજ્ઞાન, એને પ્રાપ્ત થયું નથી.[૨૭] માટે હવે કૃપા કરી તમે જ એને બ્રહ્મજ્ઞાન આપો. એવો કોણ હોય? કે, જે, પોતાના પુત્રને અજ્ઞાની રાખે.[૨૮] એવાં તેનાં વચન સાંભળી 'હે સ્ત્રિ! ઉત્તમ ગુણવાળા એ પુત્રને મારી પાસે રાખી જા,' એમ કહી એ વન દેવીને વિદાય કરી.[૨૯] ને તે ગયા પછી એ પુત્ર પિતા પાસે રહ્યો, અને શિષ્યની પેઠે નિયમથી સેવા કરતો હતો.[૩૦] ઘણા કાલસૂધી સેવા કરી ત્યારે તેને પરોક્ષ જ્ઞાન થયું, કે જે શાસ્ત્રથી થાય છે. ને અપરોક્ષ જ્ઞાનનું કારણ છે. પછી સમઝાય

તેવાં વચનો વડે તેને મુનિએ ચિરકાલ આત્મબોધ કર્યો.[૩૧] આખ્યાયિકા (પોતે અનુભવેલી કથા) તથા આખ્યાન (બીજાની કથા) કહી દૃષ્ટાંત આપી, શાસ્ત્રનાં પ્રમાણ આપી અને ભારત આદિના પ્રસિદ્ધ ઇતિહાસો કહી વેદ તથા વેદાંતના સિદ્ધાંત પ્રમાણે બોધ કર્યો.[૩૨] જેવી રીતે પુત્ર, પ્રત્યગાત્માના સ્વરૂપને દૃઢતાથી યથાર્થ જાણે, તેવી રીતે સ્થિર મન રાખી અનુભવમાં દૃઢ થયેલી કથા વિસ્તારથી કહી બોધ કર્યો.[૩૩] આકાશમાં રહેલો મેઘ, મયૂરને જેમ ગર્જનાવડે બોધ કરે, તેમ એ દાશૂર મુનિએ, વૃક્ષની ટોચ ઉપર રહી આત્માબોધના ચમત્કારવાળાં વેદાંતનાં વચનોવડે પોતાના પુત્રને બોધ કર્યો.[૩૪]



# સર્ગ પર મો.*

## ખોત્થ રાજાનું ચરિત્ર.

**श्रीवसिष्ठ उवाच**–कदाचिदथमार्गेण तेन कैलासवासिनीम् ।
अहं स्नातुमदृश्यात्मा व्योमवीथिगतोऽगमम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે. **હે રામ!** કોઇ વખતે હું, દાશૂરના કદંબને માર્ગે આકાશમાં અદૃશ્ય રીતે મંદાકિનીમાં સ્નાન કરવા જતો હતો.[૧] સપ્તર્ષિનાં મંડલવાળા આકાશમાંથી નીકળી રાત્રિમાં દાશૂરના કદંબ પાસે આવ્યો. ત્યારે કમળમાં રહેલા ભ્રમરના જેવો શબ્દ, કદંબ વૃક્ષમાંથી સાંભળવામાં આવ્યો,[૨–૩] કે હે પુત્ર! એક મહા આશ્ચર્ય જનક આખ્યાયિકા કહું છું. જે સંસારના જેવી મિથ્યા છે.[૪] એક ખોત્થ નામનો મોટો રાજા છે, તે મહાબલવાન્ ત્રણે જગત્‌માં પ્રસિદ્ધ અને જગત્‌ને વશમાં રાખવા સમર્થ છે.[૫] ભુવનના સર્વે રાજાઓ, એ ખોત્થ રાજાની આજ્ઞા માથે ચડાવે છે.[૬] એ, સાહસ કર્મમાં રસિયો છે, નાનાં પ્રકારનાં આશ્ચર્યમાં ફરવાવાળો છે, ને કોઇના પણ તાબામાં નથી.[૭] જેમ સમુદ્રના તરંગોની ગણના થતી નથી; તેમ એનાં કાર્યો, કે જે સુખ દુઃખને દેવાવાળાં છે, તેની ગણના થઇ શકે તેમ નથી.[૮] જેમ આકાશ, મુઠીમાં આવે નહીં, તેમ તેનું

* આ બાવનમા સર્ગમાં સંકલ્પથી કલ્પેલું જગત્, મિથ્યા છે. એમ કહેવા માટે ખોત્થ રાજાનું ચરિત્ર કલ્પીને વર્ણન કરવામાં આવશે.

વીર્ય, શાંત કરે તેવું જગતમાં કોઇ શાસ્ત્ર કે અગ્નિ નથી.[૯] એ ખોત્થનાં કાર્ય, મોટા આરંભવાળાં અને અનેક મનોરથવાળાં છે. બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, કે શંકર કોઇ પણ તેના જેવાં કાર્ય કરી શકે તેમ નથી.[૧૦] સર્વ વ્યવહારની ક્રીડા કરી શકે તેવા તેના ત્રણ દેહ છે:(૧) સાત્વિક, (૨) રાજસ, (૩) તામસ.[૧૧] ત્રણ શરીરવાળો એ ખોત્થ, પક્ષીની પેઠે આકાશમાં થયો, ને તેમાં જ સ્થિતિ પામ્યો.[૧૨] અપાર આકાશમાં તેણે બ્રહ્માંડરૂપી નગર રચ્યું. જેમાં ચૌદ લોકરૂપી મોટા માર્ગ છે, ને ચૌદ, વિદ્યારૂપી નાની ગલીઓ છે.[૧૩] તેમાં વન અને ઉપવન છે. ક્રીડા પર્વતો છે. મોતીની નદીઓ છે અને સાત વાવ્યો છે.[૧૪] ( ૧ )શીતલ, ( ૨ ) ઉષ્ણ એવા બે અક્ષય દીવા છે. વ્યાપારીઓ ચાલે તેવા ઉપરના તથા નીચેના માર્ગ છે.[૧૫] એ મહાનગરમાં તે રાજાએ જુદી જુદી પ્રજાના દેહો રચ્યા. તેમાં કેટલાક ઉપર રાખ્યા, કેટલાક નીચે રાખ્યા, ને કેટલાકને મધ્યમાં રાખ્યા, કેટલાક ચિરંજીવી છે, ને કેટલાક તો અલ્પજીવી છે.[૧૭] તે કાળાં ઢાંકણે કરી ઢાંકેલા છે, ને નવ દ્વારવડે શોભે છે. તેનો વાયુ, નિરંતર ચાલે છે. તેને ઝરુખા ઘણા છે.[૧૮] તેમાં પાંચ દીવાનો પ્રકાશ છે. 'બે સાથળ અને એક બરડો' એ ત્રણ થાંભલા છે. ધોળા વાંસ છે. ચીકણા લીપણાથી કોમલ છે. ને તેમાં ભુજારૂપી ઘણી ગલ્લીઓ છે.[૧૯] તે પ્રજાના રક્ષણ માટે ખોત્થ રાજાએ માયાવડે યક્ષો રચ્યા. જે આ લોક ( પ્રકાશ–આત્મવિવેક ) થી ભય પામે છે.[૨૦] દેહો, જ્યારે વ્યવહાર કરે છે, ત્યારે એ રાજા, માળામાં પક્ષી જેમ ક્રીડા કરે, તેમ વિવિધ ક્રીડા કરે છે.[૨૧] હે પુત્ર ! એ રાજા ત્રણ શરીરની અંદર તે યક્ષોની સાથે લીલાએ કરી પરવશ થઇને રહે છે. ને એકમાંથી બીજામાં જાય છે.[૨૨] ચંચલ મનવાળા ખોત્થને ભવિષ્યત્ નગરમાં ( સ્વપ્નમાં ) જાઉં છું એવી દૃઢ ઇચ્છા થાય છે.[૨૩] તેથી જાણે ભૂત વળગ્યું હોય તેમ નિદ્રાઆદિના આવેશથી ઉઠી દોડે છે, ને તે પુર (જાગ્રતદેહાદિકનાં અભિમાન) ને તજી બીજાં પુર ( સ્વપ્ન ) ને પ્રાપ્ત થાય છે. જે ગંધર્વ નગર જેવું મિથ્યા છે.[૨૪] ચંચલ મનવાળા ખોત્થને કદાચિત્, નાશ ( સુષુપ્તિ ) ની ઇચ્છા થાય છે, તે તેથી તત્કાલ નાશ પામે છે.[૨૫] સુષુપ્તિમાંથી ઉઠયા પછી ફરીથી પણ આગળના સંસ્કારથી મોટા વ્યવહારો કરે છે.[૨૬] વ્યવહાર કરતાં કરતાં શત્રુ, રોગ તથા દરિદ્રતા આદિથી દુ:ખ પામે છે તેથી, હું શું કરું ? હું અજ્ઞાની છું, દુ:ખી છું, એવી રીતે શોચ કરે છે.[૨૭] કદાચિત્ પ્રથમ અનુભવેલા સુખનું સ્મરણ થવાથી પોતાની મેળે અતિ દીનતાને પ્રાપ્ત થાય છે.[૨૮] હે પુત્ર! અંદર રહેલા આત્મ પ્રકાશે કરી

પ્રકાશમાન એવો એ ખોત્થ રાજા, પોતાની શક્તિ હોય ત્યારે શત્રુઓને જિતવા જાય છે, જિતે છે ને ચેષ્ટા કરે છે. સંપત્તિ પામી આનંદ પામે છે, વ્યવહાર કરે છે. જાગ્રત્ તથા સ્વપ્નમાં પ્રકાશે છે. સુષુપ્તિ, પ્રલય, સમાધિ તથા મુક્તિમાં પ્રકાશતો નથી. એટલા જ માટે તે વાયુવડે ઉછળી ગયેલા સમુદ્ર જેવો વ્યાકુળ છે.[૨૯]

# સર્ગ ૫૩ મો.*

## ખોત્થ રાજાની આખ્યાયિકાનું તાત્પર્ય.

**શ્રીવસિષ્ઠ ઉવાચઃ**—अथापृच्छत्सुतस्तत्र जंबूद्वीपेमहानिशि ।
कदंबाग्रावचूडस्थं पितरं पावनाशयम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે **રામ**! આખ્યાયિકા સાંભળી જંબૂદ્વીપમાં તે કદંબની ટોંચ ઉપર બેઠેલા અને શુદ્ધ મનવાળા પોતાના પિતાને પુત્ર પૂછે છે.[૧]

પુત્ર પૂછે છે—હે પિતાજી! આપે ખોત્થ રાજા કહ્યો તે કોણ? અને તેની આખ્યાયિકાનું શું તાત્પર્ય છે? તે મને કહો.[૨] 'હું ભવિષ્યત્પુરમાં જાઉં છું.' એવી દૃઢ ઇચ્છા રાજાને થાય છે. એમ આપે આગલા સર્ગના ૨૩ મા શ્લોકમાં કહ્યું; તેમાં ક્રિયા વર્તમાન કાળની કહી છે, ને નગર તો ભવિષ્યત્ છે; એટલે વર્તમાનપણું અને ભવિષ્યત્પણું એ બંને એક કાળમાં સંભવતાં નથી, તેથી મને મોહ થાય છે. માટે તેના તાત્પર્યનું વર્ણન કરો.[૩]

દાશૂર કહે છે—હે પુત્ર! સાંભળ. એ આખ્યાયિકાનું તાત્પર્ય કહું છું. જે જાણવાથી આ સંસાર ચક્રનું તત્ત્વ જાણવામાં આવશે.[૪] આ જગત્ અસત્ છે; અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે; એટલા જ માટે માયામય છે. એવા બોધ માટે આ ખોત્થ રાજાની આખ્યાયિકા કહી છે.[૫] ચિદાકાશથી ઉત્પન્ન થયેલું મન, ખોત્થ કહેવાય છે. એ મનની ઉપાધિથી જીવ થાય છે, તેથી જીવ પણ ખોત્થ કહેવાય છે. તે, પોતાની મેળે ઉત્પન્ન થાય છે, ને પોતાની મેળે લય પામે છે.[૬] વિસ્તારવાળું આ જગત્, મનનો પરિણામ છે; તેથી મન થાય ત્યારે જગત્

* આ ત્રેપનમા સર્ગમાં, આ જગત્, સંકલ્પે કરી કલ્પિત છે. તેમાં દૃષ્ટાંત આપવા માટે ખોત્થ રાજાનું તાત્પર્ય વિસ્તારથી વર્ણવવામાં આવશે.

થાય છે; ને મન, નાશ પામે ત્યારે જગત્ નાશ પામે છે.૭ જેમ શાખા, વૃક્ષના અવયવ છે; શિખરો, પર્વતના અવયવો છે; તેમ બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને રુદ્ર આદિ સર્વે, મનના અવયવો છે.૮ જો કે મન જડ છે; તોપણ અધિષ્ઠાન બ્રહ્મની સત્તાએ કરી ચેતન બ્રહ્માકારે થાય છે. પછી બ્રહ્મ કે જે ત્રણે કાલમાં જગતના અભાવવાળું છે, તેને વિષે આ ત્રણે જગતને કલ્પે છે. એ જ નગર કહેવાય છે.૯ તેમાં ચઉદ લોક છે. વન, બગીચા, તથા ઉપવન પણ છે.૧૦ તેમ સહ્ય, મંદર તથા મેરુ પર્વત છે. એ જ ક્રીડા પર્વત છે. ચંદ્ર શીતલ દીવો છે, ને સૂર્ય ઉષ્ણ દીવો છે, જે અખંડ પ્રકાશે છે.૧૧ સૂર્યનાં કિરણોવડે ચકચકિત તરંગો જેવાં મોટાં મોતી છે, એવી નદીઓ વહે છે.૧૨ એ બ્રહ્માંડરૂપી નગરમાં સાત સમુદ્રો તથા સાત વાવ્યો છે. ઉત્તમ મણિ બિસતંતુ છે, ને વડવાનલ કમલ છે.૧૩ તેમાં પુણ્યવાન્ સ્વર્ગમાં જાય છે, પાપી અધોગતિ પામે છે, ને મિશ્રિત (પુણ્ય તથા પાપ કર્મવાળા) પૃથ્વીમાં આવે છે. એવી રીતે કર્મવ્યાપારીઓનો માર્ગ છે.૧૪ એ બ્રહ્માંડ નગરમાં મન નામના રાજાએ ક્રીડા માટે દેહની ઉપાધિવાળા જીવો રચ્યા.૧૫ તેમાં દેવ નામના જીવો ઉપર એટલે સ્વર્ગમાં રાખ્યા છે, મનુષ્યોને મધ્યમાં રાખ્યા છે, ને નાગ તથા દૈત્યો આદિને નીચે એટલે પાતાલમાં રાખ્યા છે.૧૬ તેના દેહો, માંસરૂપી મૃત્તિકાથી બનાવેલા છે; તે પ્રાણવાયુથી ચાલે છે; તેમાં હાડકાંરૂપી લાકડાં છે, તેને ચામડીથી મઢેલ છે, તેથી તે સ્વચ્છ અને ચિક્કણ જોવામાં આવે છે.૧૭ દેવ આદિ કેટલાક જીવો ચિરકાલે નાશ પામે છે, ને કેટલાક મચ્છર આદિ પ્રાણી સ્વલ્પ કાલમાં નાશ પામે છે. કેટલાક જીવોને કાળા કેશરૂપી ઢાંકણ છે.૧૮ બે નાક, બે નેત્ર, બે કાન, અને એક મુખ, એવી રીતે સાત ઉપરનાં દ્વાર તથા એક લિંગ, અને એક ગુદા, એ પ્રમાણે બે નીચેના દ્વાર મળી નવ દ્વાર એ દેહમાં છે. તેમાં પ્રાણ વાયુ ઉષ્ણ છે, ને અપાનવાયુ શીતલ છે. તે બન્ને નિરંતર ચાલ્યા કરે છે.૧૯ કાન, નાક, મુખ, નેત્ર, અને તાળવું, ઇત્યાદિ એ દેહમાં ઝરુખા છે, હાથ આદિ અવયવો ગલી છે, ને પાંચ જ્ઞાનેંદ્રિયો ઝાંખા દીવા છે.૨૦ હે પુત્ર! તેમાં મને સંકલ્પે કરી અહંકાર કલ્પ્યો છે, તે જ યક્ષ છે. તે, આત્મા જ્ઞાનરૂપી પ્રકાશથી ભય પામે છે, એટલે નાશ પામે છે૨૧ દેહોની અંદર પોતે કલ્પેલા યક્ષોની સાથે એ ખોત્થ રાજા, સદા ક્રીડા કરે છે.૨૨ જેમ કોઠીમાં બીલાડો રહે, ધમણમાં સર્પ રહે, ને વાંસમાં મોતી રહે, તેમ દેહમાં અહંકાર રહે છે.૨૩ તરંગો સમુદ્રમાં જેમ ઉત્પન્ન થાય, તેમ સંકલ્પો, દેહ વિષે ક્ષણવારમાં ઉત્પન્ન

થાય છે, ને ક્ષણવારમાં શાંત થાય છે.[૨૪] હે પુત્ર! ભવિષ્યત્ નગર એટલે સ્વપ્નાવસ્થા. એ મન, જ્યારે સ્વપ્નાવસ્થાનો સંકલ્પ કરે છે, ત્યારે તેમાં આવે છે, ને જાગ્રદવસ્થાને ભૂલી જાય છે.[૨૫] વિનાશ એટલે સુષુપ્તિ અવસ્થા જ્યારે સર્વ સંકલ્પ તજે છે, ત્યારે સુષુપ્તિને પ્રાપ્ત થાય છે. તેમાં તેને પરમ સુખ રહે છે. જાગ્રત્ કે સ્વપ્નની પેઠે પ્રયાસ નથી. સુષુપ્તિમાં જીવની સત્તા, અજ્ઞાનમાત્રે કરીને રહે છે.[૨૬] એ જીવ, બાલ પક્ષની પેઠે કલ્પિત છે, તે પોતાની મેળે થાય છે. તેની ઉત્પત્તિ અનંત દુઃખ માટે છે, પણ આનંદ માટે નથી.[૨૭] ઘાટા અંધકારની પેઠે એ જીવ, પોતાની સત્તાથી અનંત દુઃખ ઉત્પન્ન કરે છે, ને સત્તાના અભાવથી દુઃખનો નાશ કરે છે.[૨૮] દુઃખ ઉત્પન્ન કરે તેવી પોતાની ચેષ્ટાએ કરીને જ લાકડાના મધ્યમાં આવેલા વૃષણવાળા વાનરની* પેઠે રુવે છે.[૨૯] અચાનક પડેલા મધના બિંદુને ચાટવાવાળા ગધેડાની પેઠે એ જીવ, વિષયસુખ કે જે પ્રિય છે, તેને માટે ઉંચું ડોકું કરી રહે છે. તાત્પર્ય કે જેમ ગધેડાને મધનું બિંદુ દુર્લભ છે, તેમ જીવને વિષયસુખ પણ દુર્લભ છે. ત્યારે મોક્ષસુખ તો ક્યાંથી મળે?[૩૦] એ જીવ, બાલકની પેઠે સંકલ્પે કરી ક્ષણવાર વિરામ પામે છે, ક્ષણવારમાં કાર્ય કરે છે, ને ક્ષણવારમાં તો વિકાર પામે છે.[૩૧] માટે હે પુત્ર! એ મનને બાહ્ય વિષયોથી પાછું વાળી સમાધિના અભ્યાસે કરી વાસનાને નિર્મૂલ કર ને તત્ત્વજ્ઞાને કરી અજ્ઞાનને નિર્મૂલ કર. પછી એ મન, બ્રહ્મપદમાં જેવી રીતે વિશ્રામ પામે તેવો પ્રયત્ન કર.[૩૨] સંકલ્પાત્મક મનના ત્રણ દેહ છે. (૧) સાત્વિક, (૨) રાજસ, (૩) તામસ. એ ત્રણે જગતની સ્થિરતાનું કારણ છે.[૩૩] તામસ સંકલ્પ, નરકમાં બહુ દુઃખ ભોગવી કીડા, કૃમિ અને સ્થાવર આદિના દેહને પ્રાપ્ત થાય છે.[૩૪] સાત્વિક સંકલ્પ, ધર્મ અને શાસ્ત્ર પ્રમાણે ઉપાસનામાં પરાયણ થઇ બ્રહ્મલોક, કે જેમાં મોક્ષ પાસે છે, તેને પ્રાપ્ત થાય છે.[૩૫] રાજસ સંકલ્પ, મનુષ્ય લોકમાં જન્મી તેને અનુકૂલ વ્યવહાર કરે છે, ને સ્ત્રી પુત્રોની સાથે સંસારમાં રહે છે.[૩૬] જ્યારે સંકલ્પનો સર્વથા ઉચ્છેદ થાય છે, ત્યારે સંકલ્પ પોતાનાં ત્રણે શરીરને તજી મોક્ષ પદને પામે છે.[૩૭] માટે હે પુત્ર! વૈરાગ્યે કરી બાહ્યેન્દ્રિયને રોકી લે ને વિવેકે કરી મન વશ મા કર. પછી બાહ્ય તથા આંતર વિષયના સંકલ્પનો ક્ષય કર. સંકલ્પનો ક્ષય કરવાનો એ જ ઉપાય છે.[૩૮] જો હજારો વર્ષ પર્યંત દારુણ તપ કરીશ, અથવા શિલામાં પછાડી દેહના ચૂરેચૂરા કરી

* આ વાનરની વાત, ઉત્પત્તિ પ્રકરણમાં ટીપ્પણીમાં આવી છે.

નાખીશ,[૩૯] અથવા અગ્નિમાં કે વડવાગ્નિમાં પ્રવેશ કરીશ, ખાડામાં પડીશ, તરવારની ધાર ઉપર ચાલીશ,[૪૦] સાક્ષાત્ શંકર, બ્રહ્મા, કે વિષ્ણુ ભગવાન્ ઉપદેશ કરે, દત્તાત્રેય જેવા અતિ દયાળુ મહાત્મા ઉપદેશ કરે,[૪૧] અને તું, મોક્ષ માટે પાતાળમાં, પૃથ્વીમાં કે સ્વર્ગમાં ગમે ત્યાં જા, પણ સંકલ્પના ક્ષય વિના મોક્ષ થાય તેમ નથી. કેમ કે સંકલ્પના ક્ષય વિના મોક્ષનો અન્ય કોઇ ઉપાય જ નથી.[૪૨] માટે હે પુત્ર! સંકલ્પનો ક્ષય કે જે બાધ રહિત છે, નિર્વિકાર છે, સુખરૂપ છે અને પરમ પાવન છે, તેને વિષે સાધન ચતુષ્ટય મેળવી પ્રયત્ન કર. એટલે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કર.[૪૩] સંકલ્પ તંતુમાં સર્વ પદાર્થો પરોવાયેલા છે. તે સંકલ્પ તંતુનો છેદ થવાથી સર્વ પદાર્થો કયાં જાય છે, તે જાણવામાં આવતું નથી. અધિષ્ઠાનનો બોધ થવાથી આરોપિત પદાર્થોની ગતિ અપ્રસિદ્ધ છે. બ્રહ્મ, જગતનું અધિષ્ઠાન છે. તેનું જ્ઞાન થવાથી જગતની નિવૃત્તિ થાય છે. એ અધિષ્ઠાનબ્રહ્મ, સંકલ્પની નિવૃત્તિથી જાણવામાં આવે છે. એટલે સંકલ્પની નિવૃત્તિ જ જગત્‌રૂપી બંધનની નિવૃત્તિ છે.[૪૪] હવે સંકલ્પ આદિ સર્વ ભાવો (પદાર્થો)ની નિવૃત્તિ, ૧ અસત્ છે, ૨ સત્ છે, કે ૩ સદસત્ છે, એવા ત્રણ વિકલ્પ થાય છે. તેમાં પહેલો વિકલ્પ માનીએ તો મોક્ષ સિદ્ધ થતો નથી; કેમ કે સર્વ ભાવ નિવૃત્તિ અસત્ હોવાથી જેમના તેમ રહે છે, ને સંકલ્પ પણ રહે છે, તેથી મોક્ષ થશે નહીં. બીજા વિકલ્પમાં દ્વૈતાપત્તિ છે; કારણ કે એક બ્રહ્મ સત્, ને બીજી સર્વ ભાવોની નિવૃત્તિ સત્, એ પ્રમાણે બે સત્ થયાં; ને અદ્વૈત સિદ્ધાંતમાં તો બ્રહ્મ વિના બીજું કાંઇ પણ સત્ નથી. તેમ જ ત્રીજો વિકલ્પ માનવાથી સત્ પક્ષમાં બંધ તથા દ્વૈતની નિવૃત્તિ નહીં થાય, તેથી મોક્ષમાં નિર્વાણસિદ્ધિ નહીં થાય. એવી રીતે ઘણા દોષો આવે છે. તેનો પરિહાર એ કે, સત્પણું અને અસત્પણું ઇત્યાદિ સર્વ વિકલ્પો તથા સર્વ ભાવો, સંકલ્પથી જ ઉત્પન્ન થયા છે. તે વિકલ્પો, સંકલ્પ વિષે સત્ અસત્પણાં આદિ વિકલ્પ કરી શકતા નથી; ત્યારે સત્ય સંકલ્પ બ્રહ્મ વિષે વિકલ્પ કેમ કરી શકે? જ્યારે કાર્યોની ગતિ પોતાનાં સંગવાળાં કારણો વિષે ચાલતી નથી. ત્યારે અસંગ પરમાત્મા વિષે તો કેમ ચાલે? (અર્થાત્ ન ચાલે.)[૪૫] જેનો જેનો જે જે પ્રકારે સંકલ્પ કરીએ, તેનો તે તે પ્રકારે તત્કાલ થાય છે. તે તું જાણે છે. માટે હે પુત્ર! તું કદાપિ કોઇનો પણ સંકલ્પ ન કર.[૪૬] હે પુત્ર! સંકલ્પ તજી દે. પ્રાપ્ત થયેલો વ્યવહાર કર. સંકલ્પનો ક્ષય થવાથી મન, બહિર્મુખ હોતું નથી.[૪૭] સત્ય સ્વરૂપ બ્રહ્મ, માયાની ઉપાધિથી દેવ, મનુષ્ય, આદિ ચોરાશી

લાખ યોનિદ્વારા પ્રાણી રૂપે ઉત્પન્ન થઇ જગતનાં દુઃખને વ્યર્થ અનુભવે છે. એ આત્માને ઉચિત નથી. એટલે મોક્ષ કાંઇ મેળવવો નથી. માયાની ઉપાધિ દૂર થાય તો મોક્ષ તો સિદ્ધ છે.[૪૯] માટે તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત થા; બલાત્કારથી સર્વ વિકલ્પોને સમૂળા ઉખેડી નાંખ; અને પરમાનંદની પ્રાપ્તિ માટે સુષુપ્તિના જેવી અંતઃકરણની વૃત્તિ રાખી મોક્ષને પ્રાપ્ત થા.[૫૦]



# સર્ગ ૫૪ મો.*

## સંકલ્પના નાશનો ઉપાય.

**पुत्र उवाच–कीदृशस्तात संकल्पः कथमुत्पद्यते प्रभो ।**
**कथं च वृद्धिमाप्नोति कथं चैष विनश्यति ॥ १ ॥**

પુત્ર પૂછે છે–હે પિતાજી! સંકલ્પ કેવો છે? કયે પ્રકારે ઉત્પન્ન થાય છે? કેમ વૃદ્ધિ પામે છે? ને કેમ નાશ પામે છે?[૧]

દાશૂર કહે છે–હે પુત્ર! આત્મતત્ત્વ અનંત છે, સત્તા સામાન્યરૂપ છે, તે ચિદ્રૂપ છે. તેની દૃશ્યરૂપે થવાની ઇચ્છા, મન કહેવાય છે. તે, સંકલ્પ વૃક્ષનો પ્રથમ અંકુર છે, ને અવિદ્યા, તેનું બીજ છે.[૨] અંકુરરૂપ એટલે લેશ માત્ર સંકલ્પ, ધીમે ધીમે ઘનતા પામે છે. પછી ચિત્તમાં વ્યાપ્ત થઇ અધિષ્ઠાનચિત્‌ના ચિત્સ્વભાવને ઢાંકી દે છે, ને જડતાવાળા પ્રપંચને પ્રકટ કરે છે.[૩] એ પ્રમાણે સમષ્ટિ સંકલ્પથી જગત્ ઉત્પન્ન થાય છે. હવે ચિત્ જ્યારે દૃશ્યને પોતાથી ભિન્ન માને છે, ત્યારે બુદ્ધિ, અહંકાર, પ્રાણ, ઇન્દ્રિય અને દેહ આદિનો સંકલ્પ કરે છે, એટલે વ્યષ્ટિ સંકલ્પરૂપે થાય છે.[૪] બીજમાંથી થયેલા અંકુરની પેઠે પોતાની મેળે સંકલ્પે કરી સંકલ્પ વધે છે. તેથી દુઃખ થાય છે, પણ સુખ થતું નથી.[૫] જેમ સાગર જલમય છે, તેમ સંસાર સંકલ્પમય છે. હે પુત્ર! સંસારનું દુઃખ, સંકલ્પ વિના અન્ય કાંઇ નથી.[૬] બ્રહ્મ, નિર્વિકાર અને અદ્વિતીય છે; તોપણ તેમાં કાકતાલીયની પેઠે જગત્ થાય છે. તે

* આ ચોપનમા સર્ગમાં, સંકલ્પની જેવી રીતે ઉત્પત્તિ છે, જેવું રૂપ છે, જેવી રીતે ઘનતા થાય છે, ને તેના નાશનો જે ઉપાય છે, તે સર્વ, વર્ણવવામાં આવશે.

અસત્ છતાં પણ મૃગજલની પેઠે અને બે ચંદ્રની પેઠે વધે છે.[૭] જેમ માતુલિંગનું ફળ ખાવાથી નેત્રનું પિત્ત વધે છે, ને તેથી પીળા ન હોય તે પદાર્થો પણ પીળા જોવામાં આવે છે, તેમ સંકલ્પ મિથ્યા છતાં પણ સત્ય જેવો જણાય છે, માટે તેને તજવો.[૮] હે પુત્ર! તું અસત્ય થયો છું, તે અસત્ય વર્તે છે, આ મારો ઉપદેશ જાણવામાં આવ્યાથી એ અસત્ય લય પામશે.[૯] 'વેદાંતમાં વર્ણવેલો આત્મા હું છું' 'મને સુખદુઃખરૂપ જન્મ આદિ ભાવો મિથ્યા છે,' એવું જ્ઞાન તુંને થયું નથી, તેથી દુઃખ થાય છે.[૧૦] તુંને જન્માદિ વિકારો નથી. ભ્રાંતિવડે જોવામાં આવે છે. ખરું જોતાં જન્માદિ મિથ્યા છે. તું સંકલ્પે કરી મોહ પામ્યો છું.[૧૧] પૂર્વે અનુભવેલાં સુખ દુઃખ સંભાળ મા. એમ કરવાથી જ તું કૃતાર્થ થઇશ કેમકે સંકલ્પના ક્ષયનો ઉપાય અસ્મરણ જ છે.[૧૨] સ્મરણના અભાવે કરી સંકલ્પનો ક્ષય થાય છે, ને તેથી જન્મ મરણ આદિ સર્વ સંસારને, ભય ટળે છે.[૧૩] હે પુત્ર! ફૂલની પાંખડી મસળી નાખવામાં જેટલો પ્રયત્ન કરવો પડે છે, તેટલો પણ પ્રયત્ન સંકલ્પના ક્ષયમાં કરવો પડતો નથી. કેમકે ફૂલની પાંખડી મશળવામાં હાથની ક્રિયા કરવી પડે છે, ને સંકલ્પના ક્ષય માટે તો કોઇ પણ ક્રિયા કરવી પડતી નથી. સંકલ્પનો ક્ષય તો માત્ર પૂર્વ સ્મરણના અભાવથી જ થાય છે.[૧૪–૧૫] જેને સંકલ્પનો ક્ષય કરવો હોય તેણે સ્મરણ કરવું નહીં. તેથી પલવારમાં સહજમાં સંકલ્પનો ક્ષય થાય છે.[૧૬] હે પુત્ર! જ્યારે પોતાનું મન, સદા આત્મચિંતનમાં મગ્ન રહે છે, ને આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થતું નથી ત્યારે અસાધ્ય (મોક્ષ) પણ સિદ્ધ થાય છે. મોક્ષ, સ્વતઃસિદ્ધ છે. તે કદાપિ જતો નથી. એવા અભિપ્રાયથી મોક્ષને અસાધ્ય કહ્યો છે. સર્વ ભાવોનો નાશ બે પ્રકારે થાય છે. (૧) બીજાના બાધથી નાશ થાય છે, (૨) ભાવાંતરની પ્રાપ્તિથી નાશ થાય છે. તે બેમાંથી એકે પ્રકારનો નાશ આત્માને નથી. અદ્વિતીય આત્માથી અન્ય કોઇ ન હોવાથી પહેલા પ્રકારનો નાશ નથી, તેમજ આત્માને બીજા પ્રકારનો નાશ પણ નથી. કેમકે ઘડો નાશ પામવાથી ઠીકરાં થાય છે, ને તેનો દ્રષ્ટા અન્ય છે. હવે આત્મા નાશ પામે તો તેમાંથી શું થાય? વળી આત્માના નાશનો સાક્ષી કોણ? પોતે પોતાના નાશનો સાક્ષી થઇ શકે નહીં, ને આત્માથી અન્ય તો કોઇ નથી કે જે આત્માના નાશનો સાક્ષી હોય. માટે સાક્ષી, વિના આત્મનાશ સિદ્ધ થતો નથી.[૧૭] હે પુત્ર! અસંકલ્પરૂપ સંકલ્પે કરી સર્વ સંકલ્પોને છેદો. ને આત્મતત્ત્વના મનનરૂપ મને કરી પોતાના મનને છેદો,

ને પોતાના સ્વરૂપમાં રહો. એમાં શું કઠિન છે? કાંઇ પણ નથી.[૧૮] જ્યારે સંકલ્પ શાંત થાય છે, ત્યારે સમૂળું સંસારદુઃખ શાંત થાય છે.[૧૯] સંકલ્પ, મન, જીવ, ચિત્ત, બુદ્ધિ અને વાસના, એ શબ્દનો ભેદ છે, પણ અર્થ એક જ છે. એ સંકલ્પ શાંત થવાથી મન આદિ સર્વ શાંત થાય છે, એટલે કાંઇ પણ દુઃખ રહેતું નથી.[૨૦] હે પુત્ર! આ જગતમાં સંકલ્પ વિના કાંઇ પણ નથી. માટે તે સંકલ્પને મનમાંથી કાઢી નાખો. સંસારનો શોચ શામાટે કરો છો?[૨૧] જો કે જીવ તથા જગત્‌રૂપે સંકલ્પ જ થયો છે, તોપણ સંકલ્પના નાશથી નિરાત્મવાદ પ્રાપ્ત થતો નથી. કેમકે જીવ તથા જગત્ આરોપિત છે, ને આત્મા સ્વતઃસિદ્ધ છે. તેથી જેમ આરોપિત મૃગજલનો બાધ થવાથી મરુભૂમિને શૂન્યરૂપતા પ્રાપ્ત થતી નથી, તેમ આરોપિત જીવ તથા જંગતનો બાધ થાય તોપણ દૃગ્‌રૂપ આત્માને શૂન્યતા પ્રાપ્ત થતી નથી.[૨૨] સંકલ્પ અસિદ્ધ છે; તેણે આ જગત્ કલ્પ્યું છે; તેથી જગત્ પણ અસિદ્ધ છે. એ જગતનો બાધ થવાથી તેમાં ભાવનાજ થતી નથી, ને તેથી જગત્ પાછું સત્યપણાંથી ઉત્પન્ન થતું નથી.[૨૩] ભાવનાના ક્ષયથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. પછી પ્રાપ્ત થવા જેવું કાંઇ રહેતું નથી. તે માટે આ સર્વ દૃશ્ય જગત્ મિથ્યા છે. એવી રીતે જગત્ વિષે મિથ્યાપણાંની દૃઢતા કરવી.[૨૪] જગતને મિથ્યા જાણવાવાળો, દેહાત્મ ભાવે કરી થતાં સુખ-દુઃખોવડે લેપાતો નથી. 'ને આ સ્ત્રી પુત્ર આદિ સર્વ, અસત્ છે.' એવો નિશ્ચય થવાથી તેને તેમાં સ્નેહથી આસ્થા થતી નથી.[૨૫] આસ્થાનો ક્ષય થવાથી હર્ષ અને શોક, જન્મ તથા મરણ થતાં નથી. તે માટે આ સુખદુઃખરૂપ જગત્ અસત્ છે, એવી દૃઢતા કરવી.[૨૬] હે પુત્ર! તું મનનેજ જીવ જાણ. તે મનથીજ ભૂત, ભવિષ્યત્ તથા વર્તમાન જગતને પોતાની ઇચ્છાએ કરી ઉત્પન્ન કરે છે, પરિણામ પમાડે છે ને નષ્ટ કરે છે. તેમ કરવામાં કારણ મનની વાસના છે.[૨૭-૨૮] જીવ, હૃદયરૂપી વનનો વાનરો છે. તેથી પોતાના સ્વભાવને અનુસરી ઘણું કરી અનિષ્ટ કર્મ જ કરે છે.[૨૯] જેમ તરંગો રોકી શકાતા નથી, તેમ મનના સંકલ્પો રોકી શકાતા નથી. તે, વિષય જોવામાં આવે કે તત્કાલ ઉત્પન્ન થાય છે, ને વિષય જોવામાં ન આવે તથા તેનું સ્મરણ ન થાય તો સંકલ્પો શાંત થાય છે.[૩૦] જેમ અગ્નિનો કણ ઘાસ માત્રથી પ્રદીપ્ત થાય છે, તેમ લેશ માત્ર સંકલ્પ તુચ્છ વિષયવડે પણ વૃદ્ધિ પામે છે. વિષયો, વીજળીની પેઠે અપ્રકટ છે, પ્રદીપ્ત છે, ક્ષણભંગુર છે, ભ્રમ ઉત્પન્ન કરવાવાળા છે, ને જડતામાં રહેવાવાળા

છે.[૩૧] * હે પુત્ર! જે અસત્ છે, તેની ચિકિત્સા થઇ શકે છે. જે અસત્ છે, તે કદાપિ સત્ થતું નથી.[૩૨] જો સંકલ્પ સત્ હોય, તો તેની ચિકિત્સા થઇ શકે નહીં. પણ તે તો અસત્ છે, એટલે તેની ચિકિત્સા સહેલી છે.[૩૩] જો જગતને સત્ય માનીએ, તો તે આત્માથી અભિન્ન હોવાથી આત્માને મલિન સ્વભાવ પ્રાપ્ત થાય છે ને જ્ઞાને કરી સત્ય જગતનો બાધ થશે નહીં. તેથી તો અનિર્મોક્ષ પ્રસંગ પ્રાપ્ત થશે. હવે આત્મા કે જે સ્વાભાવિક મલિન છે, તેને શુદ્ધ કરશું તો પણ કોલસાની પેઠે શેષ ભાગ મલિન જ રહેશે ને સર્વ મલને દૂર કરશું તો ધોવાઇ ગયેલા કોલસાની પેઠે શૂન્યતા જ બાકી રહેશે, એટલે પુરુષાર્થ સિદ્ધ થશે નહીં. માટે આત્માને સંસારરૂપી મલ સ્વાભાવિક નથી પણ ચોખાની ઉપરનાં ફોતરાંની પેઠે કૃત્રિમ છે. માટે જેમ ખાંડવાથી ફોતરાં દૂર થાય છે, તેમ શ્રવણ મનનાદિ પ્રયત્ન કરવાથી સંસાર દૂર થાય છે.[૩૪–૩૫] હે પુત્ર! આ સંસારરૂપી મલ, કારણ વિના પ્રાપ્ત થયો છે, ને બહુ વિસ્તાર પામ્યો છે, તેને તત્ત્વવેત્તા, વગર મહેનતે દૂર કરી શકે છે.[૩૬] જેમ ચોખાનાં ફોતરાં, ખાંડવાથી દૂર થાય છે, ત્રાંબાનો કાટ માંજવાથી દૂર થાય છે, તેમ જીવનો અસંભાવના તથા વિપરીત ભાવનારૂપ મેલ, જ્ઞાન ભૂમિકાના અભ્યાસથી દૂર થાય છે. હે પુત્ર! તે માટે જ્ઞાન થાય તેવો ઉદ્યોગ કર.[૩૭–૩૮] આ સંસાર, અસત્ વિકલ્પવાળો છે. ઉપાયનું જ્ઞાન ન હોવાથી તેં તેને જિત્યો નથી. એ તો થોડા પ્રયત્નથી પણ લય પામે છે. અસત્ વસ્તુ કદાપિ સ્થિર હોય છે?[૩૯] જેમ દીવાના પ્રકાશથી અંધકારનો નાશ થાય છે, જેમ શુદ્ધ નેત્રથી ચંદ્રના બે પણાંનો નાશ થાય છે, તેમ આત્મ વિચારથી સંસારનો નાશ થાય છે.[૪૦] પુત્ર! તને સંસાર નથી, ને સંસારને તું નથી, તેથી ભ્રાંતિને તજી દે. અસત્ય પદાર્થ સત્ય જેવો જોવામાં આવે, તેમાં સત્યતા ભાવના યોગ્ય નહીં.[૪૧] મને મોટા વૈભવવાળા વિલાસો છે, એવો વૃથા ભ્રમ તુંને મા હો. તું અને આ મોટા મોટા વિલાસો, સર્વરૂપે આત્મતત્ત્વ વિકાશ પામે છે.[૪૨]



* આંહીથી 'સંકલ્પ નાશ કેમ પામે છે,' એ ચોથા પ્રશ્નનો ઉત્તર કહે છે.

# સર્ગ ૫૫ મો.*

## દાશૂર તથા વસિષ્ઠનો સમાગમ.

**श्रीवसिष्ठ उवाच**—इत्याकर्ण्य तदा तत्र रात्रावालपनं द्वयोः ।
अहं रघुकुलाकाशशशांककुलनंदन ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે **રામ!** રાત્રિમાં એવી રીતે પિતાપુત્રની વાતો સાંભળી હું કાંઇ પણ બોલ્યા વિના આકાશમાંથી કદંબની ટોંચ ઉપર ઉતર્યો.[૧–૨] ત્યારે મેં દાશૂરને જોયા. તે, ઇંદ્રિયનિગ્રહમાં શૂર હતા, મોટા તપસ્વી હતા, ને અગ્નિ જેવા તેજસ્વી હતા.[૩] જેમ સૂર્ય, ભુવનને પ્રકાશે છે, તેમ પોતાના તેજે કરી તે દેશને પ્રકાશતા હતા. જેથી તે દેશ, સોના જેવો જણાતો હતો.[૪] મને જોઇ તે દાશૂરે મોટું આસન આપ્યું, ને પાદ્ય તથા અર્ઘ્યવડે તથા પુષ્પાદિવડે પૂજા કરી.[૫] પછી તે દાશૂરની સાથે બ્રહ્મચર્ચા કરી, જે તેના પુત્રને બોધ થાય તેવી તથા સંસાર તરવામાં ઉપયોગી હતી.[૬] ત્યારબાદ દાશૂરની ઇચ્છાથી તે કદંબ વૃક્ષ જોયું ને તેમાં ઉત્તમ કોતર હતાં, દુઃખ ન આવે તેવાં મૃગો બેઠાં હતાં, લતાઓ શોભતી હતી, તેનાં પુષ્પો ખીલ્યાં હતાં, તથા પવનવડે પાંદડાં હાલતાં હતાં, તેથી જાણે મંદ મંદ હસતું હોય તેમ જણાતું હતું.[૭–૮] તેની ઉપર ચડેલી લતાઓની ટોચ ઉપર ચામર હતા, તેથી શરદૃઋતુના મેઘવડે ઘેરાયેલા આકાશ જેવું જણાતું હતું.[૯] તેની ઉપર હિમનાં બિંદુ પડયાં હતાં, તે મોતી જેવાં જોવામાં આવતાં હતાં. તેમજ સર્વ ભાગમાં ફૂલ ફૂલ્યાં હતાં, તેથી વિશેષ શોભતું હતું.[૧૦] પોતાના રેણુરૂપી ચંદનવડે ચર્ચેલું હતું. તેમાં નવાંકુર આવેલાં હોવાથી જાણે રાતાં વસ્ત્ર પહેર્યાં હોય, તેવું જોવામાં આવતું હતું.[૧૧] તેમાં પુષ્પો ઘણાં હતાં ને વળી લતાઓ પાસે હતી, તેથી વિવાહ માટે તેણે પુષ્પોનો પોષાક પહેર્યો હોય, અને સાથે સ્ત્રીઓ હોય, તેવા પુરુષ જેવું જણાતું હતું.[૧૨] તેના લતાગૃહો, મુનિની પર્ણકુટિ જેવા જણાતા હતા. મંજરીઓ ઘણી હતી, તેથી ઉત્સવ માટે ચડાવેલી ધજાવાળાં નગર જેવું જણાતું હતું.[૧૩] મૃગોનાં શરીર ઘસવાથી પડેલાં પુષ્પનાં રજવડે એ કદંબવૃક્ષ ભૂખરું હતું. આસપાસનાં વન

* આ પંચાવનમા સર્ગમાં, દાશૂરે વસિષ્ઠ ઋષિની પૂજા કરી; બન્નેએ પરસ્પર વાતો કરી, પછી કદંબની શોભા જોઇ વસિષ્ઠ ઋષિ પ્રાતઃકાલે ગયા, એટલી વાત આવશે.

કરતાં એ શ્રેષ્ઠ હતું, તેથી મોટા ગોધા જેવું જણાતું હતું.૧૪ જેની ઉપર પુષ્પની રજ પડી હતી, તેવા મયૂરો બેઠા હતા, તેથી તે વૃક્ષ, જાણે સંધ્યાકાલનાં વાદળાંવાળું હોય તેમ જણાતું હતું.૧૫ તેને નવાંકુરરૂપી રાતા હાથ હતા; પુષ્પરૂપી મંદ હાસ્યે કરી હસતું હતું; મકરંદરૂપી મદ્યે કરી કેફવાળું હતું; કેસરોવડે રોમાંચવાળું હતું;૧૬ તેમાં પુષ્પો બહુ ધાટાં હતાં, વનના પવનવડે ચલાયમાન હતું; પુષ્પની કલીઓવડે નિદ્રાવાળું હતું; લતાના ગુચ્છરૂપી સ્તનને પાંદડાંરૂપી હાથવડે ધારણ કરતું હતું;૧૭ પુષ્પની રજવડે રાતાં વસ્ત્રવાળું હતું; લતાગૃહરૂપી મહેલના ઝરુખામાં આસક્તિવાળું હતું;૧૮ ઉત્તમ પુષ્પ તથા પલ્લવવાળી લતારૂપી દોલા (હીંડોળા)માં વિલાસ કરતું હતું; (તેમાં મૂલથી ટોચ પર્યંત વન દેવતાઓ ઘર કરી રહી હતી; કોકિલના શબ્દરૂપી આલાપવડે શોભતું હતું. તેની મંજરી ઉપર ભ્રમરો બેઠા હતા તેથી નેત્રનો; સંદેહ ઉપજાવતું હતું; ને વિલાસી પુરુષ જેવું જણાતું હતું.૧૯-૨૦ તેમાં ઠેક ઠેકાણે ભ્રમરાઓનાં જોડલાં હતાં, જેનો કામક્રીડાથી થયેલો શ્રમ હિમના બિંદુવડે શાંત થયો હતો. જે, મદોન્મત્ત હતાં, પુષ્પની રજથી વ્યાપ્ત હતાં, એક બીજાને ગાઢ આલિંગન કરતાં હતાં, પુષ્પરૂપી જનાનામાં રહેતાં હતાં. તથા સ્નેહાળ શબ્દો કરતાં હતાં.૨૧-૨૨ ત્યાં કાળી માખીઓના મધુર શબ્દો થતા હતા તથા પાસેનાં વનમાં મૃગ તથા પક્ષીઓના શબ્દ થતા હતા, તે સાંભળવાની ઇચ્છાથી જાણે ઉંચા કાનવાળું હોય, તેમ જણાતું હતું.૨૩ રાત્રિ વખતે વાંદરાઓ પાંદડાંનાં ઓશીકાં કરી ક્ષણવાર આરામ લેતા હતા, ચાંદનીવડે સફેત થયેલી સંપૂર્ણ પૃથ્વીને જોતા હતા. મુનિના પ્રભાવથી જાણે શરીરધારી વિનય હોય તેમ રહેલા અને વનસ્થલીના પુત્રરૂપ તે વાંદરાઓ, શાખાના પાંદડાંમાં ભરાઇ બેઠા હતા, તેથી તે વૃક્ષ વિશેષ શોભતું હતું.૨૪-૨૫ તેની ઉપરના માળામાં પક્ષીઓ નિશ્ચિંત થઇ સૂતાં હતાં, પાકેલાં ફળો નીચે ખરી પડ્યાં હતાં, તેને ખાવા માટે પશુઓ ફરી વળ્યાં હતાં, તેના ભયથી ભ્રમરાઓ બોલતા બંધ થઇ ગયા હતા. રુદ્રાક્ષ જેવા લતાના ગુચ્છોવડે તથા પલ્લવથી શોભતા માળાઓએ કરી તે કદંબના છેડાના ભાગો શ્યામ હતા.૨૬-૨૭ એ કદંબે કરી આખું વન સુગંધવાળું થઇ ગયું હતું. તેનાં પુષ્પોવડે આકાશ મેઘવાળું જણાતું હતું. તેની તળે ફળનાં ફડાસીયાં પડયાં હતાં.૨૮ હે રામ! હું તેનું વિશેષ શું વર્ણન કરું? તેનાં પાંદડાં, ફલ, ફૂલ કે શાખા આદિ કોઇ પણ ભાગ તેવો ન હતો, કે જે પ્રાણીના ઉપયોગમાં ન આવતો હોય.૨૯ તે કદંબનાં ખરી પડેલાં પાંદડાં ઉપર મૃગલાં

સૂતાં હતાં, ને આરામ લેતાં હતાં. પાંદડાંની નીચેના ભાગમાં પક્ષીઓ ભરાઇ બેસતાં હતાં.[૩૦] એવા કદંબ વૃક્ષને જોવાથી તે રાત્રિ મને મહોત્સવરૂપ થઇ.[૩૧] પછી મેં જ્ઞાનમાં ઉપયોગી કથાવડે દાશૂરના પુત્રને બોધ કર્યો.[૩૨] એ કદંબમાં પરસ્પર વિવિધ વાતો કરતાં કરતાં અમારા બન્નેની રાત્રિ ક્ષણવારમાં વ્યતીત થઇ.[૩૩] પછી પ્રાતઃકાલ થયો, ત્યારે જે પુષ્પ જેવા ધાટા તારા હતા, તે ઝાંખા પડી ગયા.[૩૪] ત્યારે દાશૂર અને તેનો પુત્ર બન્ને થોડે દૂર વળાવવા આવ્યા. પછી હું ગંગાજી ઉપર આવ્યો.[૩૫] ત્યાં જે સ્થળે જવું હતું ત્યાં જઇ પાછો આકાશ માર્ગે મારે સ્થાને આવીને સપ્તર્ષિઓના મધ્યમાં બેઠો.[૩૬] હે રામ! તમને દાશૂરની આખ્યાયિકા કહી, તે જગતની પેઠે મિથ્યા છે, છતાં પણ સત્ય જેવી જણાય છે.[૩૭] તમને જગતનું તત્ત્વ જાણવામાં આવે એટલા માટે તમને આ દાશૂરની આખ્યાયિકા કહી.[૩૮] તે માટે દાશૂરે ઉપદેશ કરેલી સિદ્ધાંત દૃષ્ટિએ કરી જગત્ વિષે સત્યતાબુદ્ધિને તજો; ને આત્મામાં નિષ્ઠા રાખો.[૩૯] હે રામ! મનનો મોહ તજો, ભેદવાસના મૂકો, ને શુદ્ધ આત્મતત્ત્વને જુઓ. તેથી તમે થોડા વખતમાં બ્રહ્મપદને પામશો, ને જગત્પૂજ્ય થશો.[૪૦]

# સર્ગ ૫૬ મો.*

## કર્તા અકર્તાપણાંનો વિચાર.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**—नास्तीदामिति निर्णीय सर्वतस्त्यज रञ्जनाम् ।
यन्नास्ति तत्प्रति किंच केवास्थेह विचारिणाम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! આ દૃશ્યમાન જગત્ નથી, એવો નિશ્ચય કરી, સર્વ દૃશ્યમાંથી રંજના (અહંતામમતારૂપ આસ્થા) ને તજો. જે પદાર્થ નથી, તે પ્રત્યે વિવેકી પુરુષે આસ્થા શામાટે કરવી જોઇએ?[૧] હવે દૃશ્ય સત્ હોય, તોપણ તેમાં રંજના કરવી વ્યર્થ છે; કેમકે જ્યારે દેહાદિ દૃશ્ય, તમારી સત્તાની અપેક્ષા વિના સત્તાને પ્રાપ્ત થયું છે, ત્યારે તમે પણ દેહાદિકની સત્તાની અપેક્ષા વગરનાં સ્વસ્વ-

* આ છપનમાં સર્ગમાં, જડની સત્તા તથા અસત્તા; અને ચિત્‌ની કર્તૃતા તથા અકર્તૃતાનો વિચાર કરી દૃશ્યમાંથી અહંતામમતારૂપ (આસ્થા) છોડી દેવી, એવું વર્ણન કરવામાં આવશે.

રૂપમાં રહો. પણ અપેક્ષા વગરના દેહાદિકમાં આત્મબુદ્ધિ મા કરો. કારણ કે દેહાદિકમાં આત્મબુદ્ધિ કરવી તમને યોગ્ય નથી.૨ જો કે આ દશ્ય, સત્ અસતરૂપ છે, તોપણ તેમાં રંજના ઘટતી નથી. નિયમ વગરના પદાર્થમાં આસ્થા નકામી છે.૩ જો જગત્ અસત્ છે, તો તમને બંધન જ નથી. કેવલ આત્માજ જગદ્રુપે થયું છે; માટે તેમાં અહંતામમતાનો અવકાશ નથી. માટે હે રામ! જગતને સત્ માનો, અસત્ માનો, કે સત અસત્ માનો, પણ કોઇ પક્ષમાં તેમાં અહંતામમતા કરવી ઉચિત નથી.૪ આત્મા, જગતનો કર્તા નથી, તેમ અકર્તા પણ નથી. જગત્ પોતાની મેળે ભાસે છે.૫ જગતનો કર્તા આત્મા હોય, વા ન હોય, પણ દેહ વિષે આત્મબુદ્ધિ અન્યોન્યાધ્યાસે કરીને થઇ છે એમ જાણી તે આત્મબુદ્ધિને સત્ય ન માનો.૬ જ્યારે આત્મા સર્વ ઇંદ્રિય રહિત છે, તેથી કર્તા નથી, તથાપિ કર્તા જેવો જોવામાં આવે છે, એટલે જગતનો વાસ્તવ કર્તા નથી, ત્યારે જગત્ અનિર્વચનીય છે એમ હું માનું છું.૭ મૂર્ખ માણસ અનિર્વચનીય પદાર્થમાં આસ્થા રાખે છે. વિચારવાન્ રાખતો નથી.૮ હે રામ! આ જગત્ પ્રવાહરૂપે સદા દશ્યમાન છે, તેથી શૂન્ય નથી અને વારંવાર ઉત્પન્ન થાય છે, તેથી વિનાશી નથી.૯ જગત, નિરંતર પરિણામે કરી ક્ષીણ થાય છે, તેથી નિત્ય [ સત્તાવાળું નથી; ને ક્ષણિક-સત્તાવાળું પણ નથી, કેમકે તેમ માનવાથી વર્તમાનસત્તા] સિદ્ધ થતી નથી.૧૦ આત્મા કે જે ઇંદ્રિયોનો વિષય નથી, તે, ઉપાધિએ કરી જગતનો કર્તા છે; તથાપિ સુખદુઃખને પ્રાપ્ત થતો નથી.૧૧ હે રામ! તે માટે ભાવ તથા અભાવવાળી નિયતિ એવી જ છે. તે મિથ્યા છે છતાં પણ સ્થિર જેવી જોવામાં આવે છે.૧૨ મનુષ્યનું પરમ આયુષ્ય સો વર્ષનું છે, જે અનંત કાલનો લેશ માત્ર છે, તેમાં પણ આત્મા, દેહાભિમાને કરી શા માટે દુઃખ ભોગવે છે!!૧૩ જગતના પદાર્થોને સ્થિર માનીએ તોપણ તેમાં આસ્થા રાખવી ઉચિત નથી; કેમકે તે, સ્થિર હોવાથી તેનો ત્યાગ અથવા ગ્રહણ યોગ્ય નથી, વળી આત્મા, અસંગ છે, ને દેહ જડ છે, તેનો પરસ્પર સંબંધ ઘટતો નથી; માટે તેમાં પણ આસ્થા કરવી નહીં.૧૪ હવે જો જગતના પદાર્થોને અસ્થિર માનીએ તો પણ તેમાં આસ્થા ઉચિત નથી; કેમકે પાણીના પરપોટા જેવા અસ્થિર પદાર્થોમાં આસ્થા રાખીએ તો તેનો નાશ થાય ત્યારે વૃથા દુઃખ થાય છે.૧૫ માટે હે રામ! જગતને સ્થિર કે અસ્થિર ગમે તેમ માનીએ, પણ તેમાં આસ્થા રાખવી ઉચિત નથી. આત્માને જન્મ-નાશ આદિ જગત્ સ્વભાવ, અન્યોન્યાધ્યાસવિના સિદ્ધ થતો નથી.૧૬

આત્મા, પર્વતની પેઠે સર્વનો કર્તા છતાં પણ કાંઇ કરતો નથી. પ્રકાશ પ્રતિ દીવો જેમ ઉદાસીન રહે, તેમ આત્મા ઉદાસીન રહે છે.[૧૭] સૂર્ય, જેમ સર્વ પ્રાણીનાં કાર્યનો નિર્વાહ કરે છે, છતાં પણ કાંઇ કરતો નથી; ને પોતાના સ્થાનમાં બેઠા છે, તેથી ગમન કરે છે, છતાં પણ ગમન કરતો નથી; તેમ આત્મા કર્તા છતાં પણ કાંઇ કરતો નથી.[૧૮] જેમ અરુણા નદીનો કાંઠો પત્થરવાળો છે, ને ઉદાસીન છે, ને જલનું પૂર નીચાણમાં ચાલે છે, પણ પ્રવાહની વિષમતા કરતું નથી; તેમ છતાં જલ અને પત્થરવાળા કાંઠાનો સંબંધ થવાથી ભ્રમરી પડે છે ત્યારે વિષમતા થાય છે, તે, જેમ અનિર્વચનીય છે; તેમ આત્મા, અસંગચિત્ છે, ને શરીર જડ છે, એ જડ ચેતન બન્નેનો સંબંધ થવાથી જગત્ થાય છે, તેમાં કોઇની ઉપર કર્તાપણાનો બોજો મૂકી શકાય નહીં.[૧૯] હે રામ! એવી રીતે વિચારપૂર્વક કર્તાપણાંનો નિશ્ચય કર્યો હોય, તો પણ પદાર્થમાં આસ્થા રાખવી ઉચિત નથી. ઉંબાણીયાનાં કુંડાળામાં, સ્વપ્નમાં અને ભ્રમમાં આસ્થા શા કામની?[૨૦-૨૧] જેમ અકસ્માત્ આવેલાં પ્રાણી વિષે સ્નેહ થતો નથી, તેમ ભ્રમથી ઉત્પન્ન થયેલા જગત્ વિષે પ્રીતિ કરવી નહીં.[૨૨] હે રામ! જેમ ચંદ્રમાં ઉષ્ણતાની આસ્થા નથી, સૂર્યમાં શીતલતાની આસ્થા નથી, અને મૃગજલ વિષે જલની આસ્થા નથી, તેમ જગત્ વિષે સત્યતાની આસ્થા રાખવી નહીં.[૨૩] જેમ સંકલ્પ પુરુષને, સ્વપ્નને, અને બે ચંદ્રને મિથ્યા જાણો છો, તેમ આ જગતને મિથ્યા જાણો.[૨૪] હે રામ! જગતના પદાર્થોમાં પ્રીતિ ન રાખો, ને જે છો, તે તમે, અસંગ થઇ આ જગતમાં વિહરો.[૨૫] અકર્તાપણાંનો ને તેની ઇચ્છાનો, તેમજ કર્તાપણાંનો અને તેની ઇચ્છાનો બાધ કરવાથી જે બાકી રહે તે તમે છો. જેમ દીવાની સમીપમાં ઇચ્છા વગરની પ્રભા પ્રકાશે છે, તેમ આત્મા કે જે વ્યવહારમાં ઉદાસીનપણાંએ કરી કર્તા છે, અને સર્વનો અંતર્યામી છે, તેના સમીપમાં આ નિયતિ પ્રકાશે છે.[૨૬-૨૭] જેમ વાદળાંની સમીપમાં કુટજપુષ્પો ફૂલે છે, તેમ આત્માની સમીપમાં ત્રણે જગત્ થાય છે.[૨૮] જેમ આકાશમાં રહેલો સૂર્ય ઇચ્છા રહિત છે છતાં પણ તેનાં સંનિધાનમાં વ્યવહાર થાય છે, તેમ પરમાત્માના સંનિધાનમાં ક્રિયા થાય છે.[૨૯] મણિ ઇચ્છા રહિત છે તો પણ તેનો પ્રકાશ જેમ થાય છે, તેમ સત્તા માત્ર પરમાત્માથી જગત્ થાય છે.[૩૦] એટલા માટે આત્મા વિષે કર્તાપણું અને અકર્તાપણું બન્ને રહ્યાં છે. ઇચ્છાના અભાવથી અકર્તા છે ને સંનિધાનમાત્રથી કર્તા છે.[૩૧] આત્મા, ઇન્દ્રિયાતીત હોવાથી કર્તા ભોક્તા નથી, ને ઇંદ્રિયોની અંદર રહેલો હોવાથી

કર્તા ભોક્તા છે.[૩૨] હે રામ! આત્માવિષે કર્તાપણું અને અકર્તાપણું બન્ને રહ્યાં છે. તે એમાંથી જેને શ્રેયનું સાધન જાણતા હો, તેનો આશ્રય કરી સ્થિર થાઓ.[૩૩] હું સર્વત્ર છું, અને અકર્તા છું, એવી દૃઢ ભાવના રાખો. તેથી પ્રાપ્ત થયેલો વ્યવહાર કરશો, તોપણ લેપાશો નહીં.[૩૪] મન સ્થિર થવાથી વૈરાગ્ય થાય છે. હું કિંચિન્માત્ર પણ કરતો નથી; એવો જેનો નિશ્ચય છે, તેને કર્તાપણું નથી.[૩૫] તે માટે હે રામ! હું નિત્ય અકર્તા છું, એવી દૃઢ ભાવના કરવાથી સમતાજ રહે છે, કે જે પરમાનંદ સ્વરૂપ છે. એવી રીતે અકર્તાપણું શ્રેયનું સાધન છે. [૩૬] હવે કર્તા પણું જેવી રીતે શ્રેયનું સાધન છે તે કહું છું. હું સર્વ કરું છું. એ પ્રકારે મહાકર્તાપણાંવડે સ્થિતિને ઇચ્છતા હો તો તે પણ ઉત્તમ છે.[૩૭] અકર્તાપણાંમાં જગતના ભ્રમનો લેશ માત્ર પણ રહેતો નથી. વળી અન્યનો અત્યંત અસંભવ છે; તેથી રાગદ્વેષનો કોઇ પણ પ્રસંગ નથી.[૩૮] કર્તાપણામાં પણ રાગદ્વેષનો પ્રસંગ નથી. કેમકે જે શરીર અન્યે લડાવ્યું છે, તેને અન્ય બાળે છે. તેમાં કર્તાપણું પણ અજ્ઞાનથી આપણે જ કલ્પ્યું છે.[૩૯] મારાં સુખદુ:ખનો કર્તા હું છું, તેમ જ જગતની ઉત્પત્તિ તથા લયનો કર્તા હું છું, એમ માનવાથી રાગ દ્વેષનો શો પ્રસંગ છે? કાંઇ પણ નથી.[૪૦] એવી રીતે સર્વના કર્તાપણાએ કરી રાગ દ્વેષ પોતાની મેળે લય પામે છે. તેથી સમતા બાકી રહે છે.[૪૧] સર્વ પ્રાણી વિષે સમતા રાખવી, એ પરમ સ્થિતિ છે. એ સમતા વિષે જેનું મન રહ્યું હોય, તેને ફરીથી જન્મ ધારણ કરવો પડતો નથી.[૪૨] અથવા હે રામ! સર્વ કર્તાપણું અને અકર્તાપણું એ સર્વને તજી સ્થિર થઇ રહો. તમે જે છો તે છો.[૪૩] 'દેહમાં રહેલો હું, સમષ્ટિરૂપ છું.' એ પ્રકારનું જ્ઞાન અકર્તાપણામાં અપૂર્ણ છે. કેમકે તેમાં સમષ્ટિ પરિચ્છેદની તથા કર્તાપણાંના અભિમાનની નિવૃત્તિ થતી નથી. 'હું દેહેન્દ્રિયાદિ નથી, એટલા માટે હું કાંઇ પણ કરતો નથી;' એ પ્રકારનું જ્ઞાન પણ સર્વ કર્તાપણામાં અપૂર્ણ છે, કારણ કે તેમાં ત્વંપદાર્થનું શોધન થયા છતાં પણ તત્ પદાર્થનું શોધન થતું નથી. માટે અકર્તાપણું અથવા સર્વ કર્તાપણું એ બન્ને જ્ઞાન, અપરિપૂર્ણ છે. તથાપિ દેહમાં અહંતાની નિવૃત્તિ માટે તેનું આંહી નિરૂપણ કર્યું છે.[૪૪] દેહમાં અહંતા, કાલસૂત્ર નામના નરકનો માર્ગ છે, મહાવિચિ નરકની જાળ છે, અને અસિપત્ર નામના નરકની નીસરણી છે; એટલે મહા અનર્થ રૂપ છે. માટે અહંતા સર્વથા તજવી.[૪૫] ગમે તે પ્રયત્ન લઇને પણ તે અહંતા તજવી. સર્વનો નાશ થાય તોપણ કુતરાંના માંસવાળી ચાંડાલીની પેઠે તેનો

સ્પર્શ કરવો નહીં.[૪૬] જેમ પડળ ઉતરી જવાથી દૃષ્ટિ શુદ્ધ થાય છે, તેમ અહંતારૂપી પડલ દૂર થવાથી પરમાત્મજ્ઞાન દૃઢ થાય છે. તેથી વાદળાં દૂર થવાથી ચાંદની જેમ પ્રકાશે, તેમ આત્મા પ્રકાશે છે. ને હે રામ! તેથી સંસારસમુદ્ર તરી જવાય છે.[૪૭-૪૮] 'હું કર્તા નથી તથા દેહાદિક પણ નથી.' એમ જાણીને અથવા 'હું સર્વનો કર્તા છું ને સર્વરૂપ છું એમ જાણીને, અથવા હું કાંઇ પણ નથી, એમ જાણીને, તમે સ્વસ્વરૂપમાં રહો, જેને વિષે તત્ત્વવેત્તા પુરુષો રહ્યા છે.[૪૯]



# સર્ગ ૫૭ મો.*

## વાસનાના ક્ષયનો ક્રમ.

**श्रीराम उवाच—सत्यमेव त्वया ब्रह्मन् यदुक्तं सूक्ति सुंदरम् ।**
**अकर्तैवहि कर्तात्मा भोक्ता भोक्तैव भूतकृत् ॥ १ ॥**

રામ કહે છે: હે ગુરુ મહારાજ! આત્મા, અકર્તા છે અથવા સર્વ કર્તા છે, તેમજ અભોક્તા છે વા સર્વ ભોક્તા છે, એમ આપે જે કહ્યું તે યથાર્થ છે.[૧] આત્મા, સર્વનો ઇશ્વર છે, સર્વમાં રહેલો છે, ચિદ્રૂપ છે, માયા સંબંધ રહિત છે, ચરાચર જગતનો આધાર છે, ને સર્વનો અંતર્યામી છે, એવી રીતના આપના ઉપદેશથી બ્રહ્મસ્વરૂપ, યથાર્થ મારા જાણવામાં આવ્યું.[૨-૩] આત્મા, ઉદાસીન છે ને ઇચ્છા વગરનો છે, તેથી કર્તા ભોક્તા નથી; તેમજ સર્વનો પ્રકાશક હોવાથી કર્તા ભોક્તા છે; એમ જાણવામાં તો આવ્યું.[૪] પણ મારા મનમાં મોટો સંશય છે તે દૂર કરો.[૫] 'આ જગત્, બ્રહ્મરૂપે સત્ છે, જગદ્રૂપે અસત્ છે;' 'સમષ્ટિરૂપે હું છું, દેહાદિરૂપે નથી;' 'આ પ્રપંચ સમષ્ટિદૃષ્ટિથી એક છે, ને વ્યષ્ટિદૃષ્ટિથી નાના પ્રકારનો છે;' એવી રીતે નિયમ વગરની અનેક પ્રકારની કલ્પના, સૂર્ય વિષે હિમ જેમ ન સંભવે, તેમ નિયત સ્વભાવવાળા શુદ્ધ આત્મા વિષે કેમ સંભવે? હવે તેના સમાધાન માટે 'જગત, માયા શબલ

* આ સત્તાવનમા સર્ગમાં, રામના પ્રશ્નનો અવકાશ નથી, વાસનાના ત્યાગનો ક્રમ અને વાસનાના ત્યાગે કરી સિદ્ધ થયેલાની પ્રશંસા, એટલું વર્ણન આવશે.

બ્રહ્મ વિષે પ્રથમ રહ્યું હતું, તે સૃષ્ટિ વખતે પ્રકટ થયું,' એમ જો માનીએ તો તેમાં પણ શંકા છે કે એ માયા શબલ બ્રહ્મ, પ્રથમ કેમ થયું?[૬-૭]

વસિષ્ઠ કહે છે.—હે રામ! તમને પ્રત્યગાત્માનું દર્શન, સર્વ શરીરમાં તેની એકતાનું જ્ઞાન અને જગતની અનિર્વચનીયતાનું જ્ઞાન થયું છે, પણ વાસનાનો ક્ષય ન હોવાથી પ્રત્યગાત્મા અને બ્રહ્મની એકતારૂપ અખંડ અનુભવ થયો નથી; તેથી તમારા પ્રશ્નનો ઉત્તર હમણાં આપવો યોગ્ય નથી. નિર્વાણ પ્રકરણમાં એનો ઉત્તર આપીશ, તેણે કરી તમને યથાર્થ જ્ઞાન થશે.[૮] મોક્ષનો ઉપાય કે જે પરમાત્માનો અખંડાકાર બોધ છે, તે પ્રાપ્ત થયા વિના તમે કરેલા પ્રશ્નનો ઉત્તર સાંભળવા યોગ્ય નથી.[૯] હે રામ! જેમ સ્ત્રીના ગાનને યોગ્ય તરુણ પુરુષ છે, તેમ તમારા પ્રશ્નના ઉત્તર યોગ્ય તત્ત્વજ્ઞાની છે.[૧૦] જેમ બાલક પાસે રાગરંગની કથા વૃથા છે, તેમ અલ્પજ્ઞાનીની પાસે મોક્ષસિદ્ધાંતની કથા મિથ્યા છે.[૧૧] જેમ શરદ્‌વૃક્ષનાં ફલ શરદ્‌ઋતુમાં જ શોભે છે, પણ વસંતમાં શોભતાં નથી; તેમ મોક્ષ સિદ્ધાંતની કથા તત્ત્વજ્ઞની પાસે શોભે છે, પણ અલ્પજ્ઞની પાસે શોભતી નથી.[૧૨] જેમ નિર્મળ વસ્ત્ર ઉપર રંગ લાગે છે, તેમ વિવેકી પુરુષને વૈરાગ્યના ઉપદેશો લાગે છે.[૧૩] હે રામ! તમારા પ્રશ્નનો ઉત્તર ભાર્ગવોપાખ્યાનના અંતમાં સંક્ષેપથી કહ્યો છે, પણ વિસ્તારથી કહ્યો નથી, તેથી તમને સ્પષ્ટ જાણવામાં આવ્યું નહીં.[૧૪] જ્યારે તમને અખંડ અદ્વિતીય બોધ થશે, ત્યારે તમારા પ્રશ્નનો ઉત્તર તમે પોતે જાણશો.[૧૫] તમને અખંડ બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થશે, ત્યારે નિર્વાણ પ્રકરણમાં તમારા પ્રશ્નનો ઉત્તર વિસ્તારથી કહીશ.[૧૬] હે રામ! મારો ઉપદેશ તો માર્ગ બતાવવા માટે છે. હવે તમારે વિચાર પૂર્વક મન સ્થિર કરી આત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ.[૧૭] હે રામ! અખંડ, બ્રહ્મબોધ માટે આત્માના કર્તાપણાં અને અકર્તાપણાંનો વિચાર કહ્યો, તેમ છતાં પણ બ્રહ્મબોધ થયો નહી તેથી તમારી વાસના ક્ષીણ થઇ નથી, એમ જાણવામાં આવે છે.[૧૮] વાસનાબંધ, બંધ કહેવાય છે, ને વાસનાક્ષય મોક્ષ કહેવાય છે, માટે વાસનાને તજી મોક્ષની ઇચ્છા પણ મૂકી દ્યો.[૧૯] પ્રથમ તો વિષયવાસના કે જે તામસી છે, તેનો ત્યાગ કરો. ને મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષિતા નામની શુદ્ધ વાસનાનું ગ્રહણ કરો.[૨૦] મૈત્રી આદિ વાસના ચિન્માત્રથી જૂદી નથી, માટે તેણે કરી વ્યવહાર કરતાં છતાં પણ તે વાસનાને તજી, 'હું ચિન્માત્ર છું' એવી રીતે સંપ્રજ્ઞાતસમાધિના દૃઢ અભ્યાસની વાસના કરો.[૨૧] પછી તે વાસના અને

મનોવૃત્તિને તજી અસંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિર થાઓ, ને સર્વમાંથી અહંતા મમતા તજી દ્યો.[૨૨] હે રામ! કાલના કાલ, પ્રકાશ, અંધકાર, વાસના વિષય, પ્રાણક્રિયા, ઇન્દ્રિય અને અહંકાર તે સર્વને સમૂળ ઉખેડી નાખો ને આકાશના જેવી નિર્મળ બુદ્ધિવાળા થઇ પરમાર્થ ચિદ્રૂપે થઇ રહો, તેથી સર્વમાન્ય થશો.[૨૩-૨૪] જેના હૃદયમાંથી સર્વ વાસના નિવૃત્ત થઇ છે, ને અભિમાન કે જે વિક્ષેપનું કારણ છે તે શાંત હોય છે, તે મુક્ત છે; ને સાક્ષાત્ પરમેશ્વર છે.૨૫. એવી રીતે અભ્યાસના પરિપાકે કરી સાતમી ભૂમિકામાં ગયેલો પુરુષ, સમાધિ કે કર્મ કરે વા ન કરે, પણ તે મુક્તજ છે.[૨૬] જેનું મન વાસના વગરનું થયું હોય, તેને નિષ્કર્મપણાંથી, કર્મથી, સમાધથી, કે જપથી, કાંઇ પણ પ્રયોજન નથી.[૨૭] હે રામ! મેં ચિરકાલપર્યંત શાસ્ત્રનો વિચાર કર્યો, ને વિદ્વાનોની સાથે સંવાદ કરી દૃઢ નિશ્ચય કર્યો કે વાસનાના ક્ષય વિના તથા અસંપ્રજ્ઞાત સમાધિના પરિપાક વિના મોક્ષ થતો નથી.[૨૮] દશે દિશાઓમાં ફરી ફરીને જે કાંઇ જોવાનું હતું તે જોયું. તેમાં તત્ત્વજ્ઞપુરુષો વિરલા જોવામાં આવ્યા.[૨૯] સર્વ મનુષ્ય, બહિર્મુખ હોવાથી પ્રિયની પ્રાપ્તિ માટે અને અપ્રિયની નિવૃત્તિ માટે પ્રયત્ન કરે છે, પણ આત્મતત્ત્વ કે જે પ્રિય અપ્રિયથી જૂદું છે, તેને વિષે કાંઇ પણ પ્રયત્ન કરતો નથી.[૩૦] ઘર બંધાવવા આદિ જે કાંઇ સમારંભો છે, તેમજ યજ્ઞ આદિ જે ક્રિયાનાં ફળો છે, તે સર્વ દેહ માટે છે; પણ આત્મા માટે નથી.[૩૧] પાતાલમાં, બ્રહ્મલોકમાં, સ્વર્ગમાં, પૃથ્વીતલમાં અને આકાશમાં, તત્ત્વજ્ઞપુરુષો વિરલા જ છે.[૩૨] આ તજવા યોગ્ય છે, આ ગ્રહણ કરવા યોગ્ય છે; એવા નિશ્ચયો કે જે મિથ્યા ઉત્પન્ન થયા છે, તે, જેના ગળી ગયા છે, તે પુરુષ, અતિ દુર્લભ છે.[૩૩] પૃથ્વીતલનું રાજ્ય મળે, ઇંદ્રપદ મળે, કે વરુણપદ મળે, પણ આત્મજ્ઞાન વિના પ્રાણીને વિશ્રાંતિ સુખ મળતું નથી.[૩૪] જે જિતેંદ્રિય હોય અને સજ્જન હોય, તેવા તત્ત્વજ્ઞની સેવાથી વિશ્રાંતિ સુખ પ્રાપ્ત થાય છે.[૩૫] પાતાલ, ભૂતલ, અને સ્વર્ગ, સર્વત્ર પાંચ ભૂત વિના છઠ્ઠું કાંઇ પણ નથી. એમ જાણવાથી તત્ત્વજ્ઞાનીને કોઇ પણ વિષયમાં પ્રીતિ રહેતી નથી.[૩૬] યુક્તિવાળા તત્ત્વજ્ઞને સંસાર, ખાબોચીયાં જેવો છે, ને યુક્તિ વગરનાને તો મહા સમુદ્ર જેવો થઇ પડે છે.[૩૭] બ્રહ્માનંદ અપરિચ્છિન્ન છે, તેથી તત્ત્વજ્ઞાનીને અતિ તુચ્છ બ્રહ્માંડમાં દેવું કે ભોગવવું કાંઇ પણ રહેતું નથી.[૩૮] તેમ છતાં પણ રાજ્ય સુખ માટે અજ્ઞાની પુરુષો, મોટાં મોટાં યુદ્ધ કરે છે ને તેમાં લાખો યોદ્ધાઓનો નાશ કરે છે. તે માટે તત્ત્વવેત્તા પુરુષો

રાજ્ય સુખને ધિક્કારે છે.[૩૯] બ્રહ્મલોક પણ મહા પ્રલય વખતે નાશ પામે છે. એટલા માટે અજ્ઞાની પુરુષો બ્રહ્મ લોકની ઇચ્છા કરે છે, તત્ત્વજ્ઞ પુરુષો ઇચ્છા કરતા નથી.[૪૦] જ્ઞાનીની દૃષ્ટિમાં ત્રણે જગત્ ઉત્પન્ન જ થયાં નથી એટલે વંધ્યાપુત્ર જેવાં અતિ તુચ્છ છે. તેની પ્રાપ્તિ થવાથી ચિદાત્મા, બલવાન્ થાય છે શું? અર્થાત્ નથી થતો.[૪૧] પૃથ્વી, કેટલેક ઠેકાણે પર્વતથી વ્યાપ્ત છે, ને કેટલેક સ્થલે જલથી ભરી છે, તે પૃથ્વી, તત્ત્વજ્ઞનું મન કે જે અતિ ઉદાર છે, તેને કેમ પૂર્ણ કરી શકે? તાત્પર્ય કે તત્ત્વજ્ઞ, ચક્રવર્તી રાજ્યની પણ ઇચ્છા કરતો નથી.[૪૨] પાતાલ, સ્વર્ગ, કે અન્ય કોઇ પણ સ્થલમાં તત્ત્વવેત્તાને અવસ્ય કર્તવ્ય હોય તેવું કાંઇ પણ નથી.[૪૩] તત્ત્વજ્ઞ કે જે એકતાને પ્રાપ્ત થયો છે, આકાશની પેઠે વ્યાપક છે, અને સ્થિરમનવાળા હોય છે, તેને ત્રણે લોકરૂપી નદી શૂન્ય ભાસે છે. એ નદીનો કિનારો શરીરરૂપી ઝાકળથી ઝાંખો છે; અને શાંત સંસારથી સુંદર છે.[૪૪-૪૫] તત્ત્વજ્ઞને જગતની અપેક્ષા નથી, પણ જગતને તત્ત્વજ્ઞના ચિત્પ્રકાશની અપેક્ષા છે. એટલા જ માટે મોટા મોટા પર્વતો, બ્રહ્મસમુદ્રનાં ફીણ છે, નદી અને સમુદ્ર આદિ ચિત્સૂર્યનાં તેજમાં મૃગજલ છે,[૪૬] સૃષ્ટિની પરંપરા આત્મસમુદ્રની લહરી છે. શાસ્ત્રદૃષ્ટિઓ, બ્રહ્મમેઘની વૃષ્ટિ છે.[૪૭] જગતને આધષ્ઠાનપણાંએ કરી જેમ ચિત્ની અપેક્ષા છે, તેમ જડના પ્રકાશ માટે પણ ચિત્ની અપેક્ષા છે. સૂર્ય, ચંદ્ર અને અગ્નિ પણ ચિત્પ્રકાશની અપેક્ષા રાખે છે, ત્યારે ઘટપટાદિ અપેક્ષા રાખે એમાં તો શું કહેવું? તાત્પર્ય કે સૂર્યાદિ સર્વનો પ્રકાશ ચિત્પ્રકાશને અધીન છે.[૪૮] સંસારરૂપી વનમાં મનુષ્ય, દેવ અને અસુર નામનાં મૃગલાં વિચરે છે, ને કામભોગરૂપી ઘાસને ખાય છે. એટલે વિષયાનંદ પણ ચિત્પ્રકાશ વિના પ્રાપ્ત થતો નથી.[૪૯] મૃગલાં તો વનમાં ફરવા સ્વતંત્ર છે, ને મનુષ્ય, દેવ, તથા અસુર તો દેહપંજરમાં બંધાયેલા હોવાથી અતિ પરતંત્ર છે, ને તેથી દુઃખી છે. એ દેહપંજરમાં અસ્થિરૂપી સ્તંભ છે. મસ્તક ઉપરનું ઢાંકણુ છે. અને આંતરડાંરૂપી સાંકળો છે.[૫૦] અજ્ઞાનીના વિનોદ માટે બ્રહ્માએ દેહરૂપી જીવવાળી ચામડાની પુતળીઓ બનાવી છે, તે, ભોગસ્થાનરૂપી શહેરમાં સંચરે છે.[૫૧] જ્ઞાનીએ તો વૈરાગ્યપૂર્વક સર્વનો ત્યાગ કર્યો છે; તેથી વાયુએ કરી પર્વત જેમ તેમ ભોગોએ કરી તેનું મન ચલાયમાન થતું નથી.[૫૨] હે રામ! જ્ઞાની ચિદ્રૂપ કે જે અતિ પરમપદ છે, તેમાં રહે છે. તેથી આકાશના એક ભાગમાં રહેલાં ચક્રવર્તી રાજ્ય આદિની ઇચ્છા કરતો નથી.[૫૩] તત્ત્વજ્ઞના ચિત્પ્રકાશથી બ્રહ્માદિક પણ

જગતની પેઠે પ્રકાશે છે. તેઓ વ્યવહારયોગ્ય બોધવાળા છે, ને અજ્ઞાનસાગરમ ડુબેલા હોવાથી, દેહાદિકથી આત્માને જૂદો જાણતા છતાં, અજ્ઞાનીની પેઠે દેહનું રક્ષણ કરે છે[૫૪] ને તત્ત્વજ્ઞને તો દૃઢ વૈરાગ્ય હોવાથી પ્રાપ્ત થયેલા ત્રણે લોકના ભોગો પણ વશ કરી શકતા નથી.[૫૫] પાર્વતીજીના નૃત્યમાં પ્રીતિવાળા શંકરને નૃત્ય કરતા વાંદરાઓ જેમ પ્રસન્ન કરી શકતા નથી, તેમ તત્ત્વજ્ઞને ત્રણે લોકના વિષયો પ્રસન્ન કરી શકતા નથી.[૫૬] કુંભમાં રહેલા મણિને તે બહાર હોય તે વખતનાં પ્રતિબિંબની શોભા જેમ રંજન કરતી નથી, તેમ જગતના પદાર્થો તત્ત્વજ્ઞને રંજન કરી શક્તા નથી.[૫૭] 'બ્રહ્મલોક પર્યંત સર્વ જગત્, અજ્ઞ દૃષ્ટિમાં વજ્ર જેવું દૃઢ છે, વિવેક દૃષ્ટિએ કરી અનિર્વચનીય છે, ને તત્ત્વદૃષ્ટિથી અતિ તુચ્છ છે, એમ જાણી તેના સુખમાં જ્ઞાની લેશમાત્ર પણ લલચાતો નથી.



# સર્ગ ૫૮ મો.*

## કચની ગાથા.

**श्रीवसिष्ठ उवाच**—अत्रैव वस्तुन्युदिताः शृणु राघव पूर्वजाः ।
कचेन गाथा या गीता बार्हस्पत्येन पावनाः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! તત્ત્વજ્ઞ સર્વરૂપે છે, એ વિષયમાં બૃહસ્પતિના પુત્ર કચે પૂર્વે કહેલી ગાથા કહું છું, તે સાંભળો.[૧] મેરુ પર્વતના એક જંગલમાં કચ રહેતો હતો. શ્રવણ કરેલી બ્રહ્મવિદ્યાના મનન તથા નિદિધ્યાસનના પરિપાકથી તેને વિશ્રાંતિ પ્રાપ્ત થઇ.[૨] તેનું મન, જ્ઞાનામૃતે કરી પરિપૂર્ણ હતું, તેથી દૃશ્ય જગતમાં પ્રીતિ પામતું ન હતું.[૩] અદ્વિતીય બ્રહ્મવિના બીજું કાંઇ પણ તેને ભાસતું નહતું. તેથી નિર્વેદ પામેલાની પેઠે ગદ્ગદવાણીએ કરી એ કચ, કહેવા લાગ્યો કે,[૪] મહાપ્રલય વખતે જલે કરીને હોય, તેમ આત્માવડે જગત્ પૂર્ણ છે. માટે હું શું કરું? કયાં જાઉં? શાનું ગ્રહણ કરું? ને શું તજું?[૫] દુઃખ, સુખ, અને તેનો ભોક્તા જીવ, આકાશ તથા દિશા સર્વ આત્મારૂપ છે, એમ મારા જાણવામાં

* આ અઠાવનમા સર્ગમાં, પૂર્ણપદને પ્રાપ્ત થયેલો જ્ઞાની, સર્વરૂપે રહ્યો છે, એવો બોધ કરવાવાળી કચની ગાથા રામ પ્રત્યે વસિષ્ઠ ઋષિ કહેશે.

આવ્યું, તેથી સર્વ મારાં દુઃખ દૂર થયાં છે.[૬] દેહની અંદર અને બહાર, ઉપર અને નીચે, દિશાઓમાં તથા સર્વત્ર આત્મા જ છે. કોઇ સ્થલે આત્મા વિના બીજું કાંઇ નથી.[૭] અધિષ્ઠાનરૂપે સર્વત્ર આત્મા છે. વિવર્તરૂપે સર્વ આત્મારૂપ છે. તત્ત્વદૃષ્ટિમાં તો દૃશ્યમાન સર્વ આત્માજ છે, ને આત્માવિષે હું છું.[૮] જડ ચેતનરૂપે હું છું, અપાર આકાશને પૂરીને હું સર્વત્ર સદ્રૂપે રહ્યો છું,[૯] હું પૂર્ણ છું, સુખરૂપ છું, ને એકાર્ણવની પેઠે આનંદમય છું, એવી રીતે ભાવના કરતો કચ, મેરુ પર્વતના વનમાં રહેતો હતો. [૧૦] ઘંટાનાદ જેવા ઓંકારનું ઉચ્ચારણ કરતો હતો; અને કલા માત્ર તુરીય સ્વરૂપની હૃદયમાં ભાવના કરતો હતો, ને કાર્ય કે કારણની ભાવના કરતો ન હતો.[૧૧] સર્વ કલના દૂર કરી હતી, તેથી પ્રાણવૃત્તિ લીન હતી, જેથી એ કચ, શુદ્ધ જલાશય જેવો થઇ રહ્યો હતો.[૧૨]



# સર્ગ ૫૯ મો.*

## વિષયની અસારતા.

**श्रीवसिष्ठ उवाच**—अन्नपानांगनासंगादृतेनास्तीह किंचन ।
शुभमास्त्विति संवादि महान् किमिव वांछतु ॥ १ ॥

વસિષ્ઠ કહે છે-હે રામ! આ સંસારમાં ખાવું, પીવું, અને સ્ત્રી સંગ, એ વિના બીજો પુરુષાર્થ નથી, એટલે વિષયાનંદ છે, પણ બ્રહ્માનંદ નથી; ત્યારે જ્ઞાની-કોની ઇચ્છા કરે?[૧] જે વિષયભોગે કરી, પશુ પક્ષી અને અજ્ઞાની જનો સંતોષ પામે છે, એ વિષયભોગ પામરનું સર્વસ્વ છે. વળી આદિ, અંત અને મધ્યમાં તુચ્છ છે. તે વિષયભોગ વિષે જે આસ્થા રાખે છે, તે નરને ખર જેવા જાણવા.[૨] સ્ત્રીના શરીરમાં કેશ, રૂધિર, અને માંસ આદિ ભરેલું છે; તેણે કરી શ્વાન સંતોષ પામે છે, પણ માણસ સંતોષ પામતાં નથી.[૩] સર્વ પૃથ્વી મૃત્તિકા છે; વૃક્ષો લાકડાં છે; દેહ માંસમય છે; નીચે પૃથ્વી છે; ને ઉપર આકાશ છે; એમાં શું સારરૂપ

* આ ઓગણસાઠમા સર્ગમાં, જગતની અસારતા, બ્રહ્માના સંકલ્પથી જગતની કલ્પના બ્રહ્માને વૈરાગ્ય પૂર્વક વિશ્રાંતિ તથા શાસ્ત્રની સૃષ્ટિ, એટલી વાત આવશે.

છે કે જેથી સુખ થાય?[૪] સર્વ લોકવ્યવહારો, ઇંદ્રિયોના સંબંધ માટે છે; વિવેકથી બાધ થાય તેવા છે; ને જ્યાં સુધી વિચાર નથી કર્યો ત્યાં સુધી સુંદર છે. એટલા જ માટે મોહ કરવાવાળા છે.[૫] જેમ જ્વાલાના અંતમાં કાજળ છે, તેમ સર્વ સુખની આશાના અંતમાં સુખ દુઃખ અને પાપ રહ્યાં છે.[૬] વિષયભોગ આગમાપાયી છે, માટે અનિત્ય છે. હાથીએ મશળી નાખેલી લતાની પેઠે વિષય સંપત્તિઓ ક્ષીણ થાય છે.[૭] વિષયો કેવળ અનિત્ય નથી, પરંતુ અપવિત્ર નરકરૂપે પણ છે. કારણ કે માંસની પુતળીને કાંતા કહે છે. ને તેને દેહ નામનો પુરુષ કે જે હાડકાંનો માળો છે, તે આદરથી આલિંગન કરે છે. એ કામનો મહિમા છે.[૮] હે રામ! આ સર્વ જગત અજ્ઞાનીની દૃષ્ટિમાં સ્થિર અને સત્ય છે; જ્ઞાનીની દૃષ્ટિમાં તો અસ્થિર ને અસત્ય છે; તેથી અજ્ઞાની તેમાં સંતોષ પામે છે, ને જ્ઞાની સંતોષ પામતો નથી.[૯] ભોગતૃષ્ણા, ભોગ વિના પણ વિષની પેઠે મોહ ઉત્પન્ન કરે છે, માટે તેને તજો. ને આત્માની એકતાનો નિશ્ચય કરો.[૧૦] ભોગવાસનાએ કરી અનાત્મભાવનામાં ચિત્ત જ્યારે સ્થિર થયું, ત્યારે આ અસત્ જગત્ થયું છે.[૧૧] જેમ સૂર્યનું તેજ, સોનામાં, રૂપામાં કે ઇંદ્ર નીલમણિમાં જેમાં પડે તેવું થાય છે, તેમ બ્રહ્માનું મન, જીવની વાસના તથા કર્માદિકના જેવું થાય છે; એટલે તેને અનુસરી જગતને કલ્પે છે, તેથી આપણા જેવા જીવના મનને અનુસારે દેહ આદિ જગત્ થાય છે.[૧૨]

## જગતની કલ્પનાનો ક્રમ.

**રામ** પૂછે છે;–હે મહારાજ! બ્રહ્માજીનાં મને (૧) જરાયુજ, (૨) અંડજ, (૩) સ્વેદજ અને (૪) ઉદ્ભિજ્જ, એ ચાર પ્રકારનાં પ્રાણીવાળું જગત્ કયા પ્રકારે કલ્પ્યું?[૧૩]

**વસિષ્ઠ** કહે છે–નાભિકમલમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માએ પ્રથમ 'બ્રહ્મ' એવો શબ્દ કર્યો, તેથી તેનું નામ 'બ્રહ્મા' પ્રસિદ્ધ થયું.[૧૪] સમષ્ટિ મનરૂપ એ બ્રહ્માના સંકલ્પથી ચાર મુખ થયાં. પછી બીજી સૃષ્ટિ માટે તેનો સંકલ્પ થયો.[૧૫] તેમાં પ્રથમ તેજનો સંકલ્પ કર્યો, જેણે કરી સર્વ દિશાઓ વ્યાપ્ત છે.[૧૬] એ તેજ, ઘણા તંતુવાળું હોય તેવું અને આકાશવ્યાપી હતું. અનેક ધાતુવાળા પર્વતોનાં શિખરોમાં મળવાથી અતિ વૃદ્ધિ પામેલું હતું. તેણે કરી દિશાઓના અંતો વ્યાપ્ત હતા. સોના જેવું ચકચકિત હતું.[૧૭] બ્રહ્માના કમલના કેશરમાં

એ તેજ વ્યાપ્ત હતું. એકાર્ણવના જળમાં તેજ પડ્યું હતું, તેથી કુંડલ જેવું જણાતું હતું.[૧૮] તે તેજમાં પ્રવેશ કરી પોતાના જેવા બીજા સ્વરૂપની બ્રહ્માએ કલ્પના કરી.[૧૯] તેમાંથી સૂર્ય ઉત્પન્ન થયો, જે પ્રભામંડળમાં રહ્યો છે. જેણે ચકચકતાં કુંડલ પહેર્યાં છે, ને અદ્યાપિ ઉદય પામે છે.[૨૦] એ સૂર્યની સમીપમાં જ્વાલાવાળા અને આકાશને પૂર્ણ કરે તેવા ઓહોળા અગ્નિ છે.[૨૧] સૂર્યથી બાકી રહેલા તેજનો વિભાગ કરી મરીચિ આદિ પ્રજાપતિઓને ઉત્પન્ન કર્યા. તે મહા તેજસ્વી, સત્ય સંકલ્પવાળા, ને બ્રહ્મા જેવી શક્તિવાળા હતા. તે બ્રહ્માની પાસે આવી ઉભા રહ્યા.[૨૨–૨૩] તે પ્રજાપતિઓએ દેવ, દૈત્ય, ભૂત, આદિ જેનો જેનો સંકલ્પ કર્યો, તે તે ઉત્પન્ન થયા. ત્યાર પછી મૈથુનસૃષ્ટિ થઇ; તેથી અનેક પ્રજા ઉત્પન્ન થઇ.[૨૪] પછી બ્રહ્માએ વેદનું સ્મરણ કરી યજ્ઞના ક્રમો કલ્પ્યા. તેમ જ મર્યાદાની કલ્પના કરી,[૨૫] સર્વ પ્રાણીની કલ્પના કરી. સમુદ્ર, પર્વત, વૃક્ષ, મેરુપર્વત, પૃથ્વી, દિશા, લતાગૃહ, ચૌદ લોક, સુખ, દુઃખ, જરા, જન્મમરણ, રાગદ્વેષ, ભય, એ સર્વની એટલે ત્રિગુણ સૃષ્ટિની કલ્પના કરી.[૨૬–૨૭–૨૮] પૂર્વ કલ્પમાં જેવું જગત્ હતું, તેવું જગત્ બ્રહ્માએ કલ્પ્યું, તે અદ્યાપિ જોવામાં આવે છે.[૨૯] એવી રીતે મન, સર્વ પ્રાણીની કલ્પના કરે છે, ને પરમાત્માને પણ જુવે છે.[૩૦] એ જગતનો મોહ, મિથ્યા સ્થિર થયો છે, તે મને કલ્પ્યો છે.[૩૧] જગતની સર્વ ક્રિયા સંકલ્પથી થાય છે; પોતપોતાના અધિકારમાં રહેલા દેવતાઓ પણ સંકલ્પથી થાય છે.[૩૨] અનેક કલેશવાળી સૃષ્ટિથી નિર્વેદ પામેલા બ્રહ્માજીએ કમળમાં બેસીને વિચાર કર્યો કે,[૩૩] મનના સ્પંદ માત્રે કરી વ્યષ્ટિ જીવની ઉપાધિરૂપ જે ચિત્ત ઉત્પન્ન થયું છે, અને આ સૃષ્ટિ કે જે ભોગથી ભરી છે, વિસ્તારવાળી છે, વ્યવહારે કરી વિકારી છે, શંકર, વિષ્ણુ અને ઇંદ્રવાળી છે, પર્વત તથા સાગરથી ભરપૂર છે, અને જેમાં પાતાલ, અંતરિક્ષ, સ્વર્ગ અને માર્ગ છે, તે સર્વ સંકલ્પમહિમા છે; ને મેં સર્વને વ્યાપ્યું છે. હવે તો હું એ કામથી વિરામ પામ્યો છું.[૩૪–૩૫–૩૬] એ પ્રમાણે સંકલ્પથી વિરામ પામેલા બ્રહ્મા, પરબ્રહ્મનું ધ્યાન કરવા લાગ્યા.[૩૭] તે પરબ્રહ્મને પ્રાપ્ત થઇ સપ્તમ ભૂમિકા કે જે પ્રકાશરૂપ છે, ને જેમાં મન ગળી જાય છે, તેને વિષે થાકેલો માણસ વિશ્રામસ્થાનમાં જેમ રહે, તેમ સુખેથી રહ્યા.[૩૮] અહંતા તથા મમતાને મૂકી પરમ શાંતિને પામેલા એ બ્રહ્મા ક્ષોભ વગરના સાગરની પેઠે સ્વસ્વરૂપમાં રહ્યા.[૩૯] બ્રહ્મા કોઇ વખતે ધ્યાનથી પોતાની

મેળે વિરામ પામ્યા, ને કોઇ વખતે સંસારનો વિચાર કરવા લાગ્યા. તેમાં સર્વ પ્રાણી સુખ દુઃખથી ડુબેલાં હતાં, અનેક આશાપાશથી બંધાયેલાં હતાં, અને ભય રાગ તથા દ્વેષથી વ્યાકુલ હતાં.[૪૦-૪૧] તે જોઇને દયા ઉત્પન્ન થવાથી પ્રાણીઓનાં કલ્યાણ માટે ગંભીર અર્થવાળાં વિવિધ શાસ્ત્રો કર્યાં.[૪૨] વેદ, વેદાંગ, વેદાંત, પુરાણાદિ અને બીજાં પણ શાસ્ત્રો રચ્યાં.[૪૩] ત્યારબાદ વળી પણ પરબ્રહ્મનો આશ્રય લઇ સૃષ્ટિના વિક્ષેપને તજી કમળના ઉપર સ્થિરતાથી બેસી રહ્યા; ને પછી સ્થિર થયેલા સમુદ્રની પેઠે શાંત થઇ રહ્યા.[૪૪] જગતની ચેષ્ટા જોઇ મર્યાદા કરી બ્રહ્મા, ફરીથી કમળમાં ધ્યાનમાં બેઠા.[૪૫] કોઇ વખતે અનુગ્રહ માટે સંકલ્પ વિના યદૃચ્છાએ કરી લોકવ્યવહારમાં રહ્યા.[૪૬] તેમાં તેને સરલતા, તેનો ત્યાગ, દેહાદિકનો સંગ્રહ, નાનાપણું, ચેતનપણું, કમળમાં સ્થિતિ, અન્ય સ્થલમાં અસ્થિતિ, એ કાંઇ પણ રહેતું નથી, એટલે અજ્ઞાનીની પેઠે તેને વિષમતા નથી.[૪૭] સર્વભાવના આરંભમાં સમાન અને સર્વ વૃત્તિઓમાં સમાન છે, ને પરિપૂર્ણ સમુદ્રની પેઠે આનંદમગ્ન રહે છે.[૪૮] કદાચિત્ લોકના અનુગ્રહ માટે સર્વ સંકલ્પ વિના યદૃચ્છાએ કરી જાગે છે.[૪૯] હે રામ! તમને મેં આ બ્રહ્માની સ્થિતિ કહી. તે સ્થિતિને વિધ્યનીક અને સુરાનીકપણું પ્રાપ્ત થાય છે. પ્રજાપતિઓ કે જેને સંકલ્પ સિદ્ધિ છે, અને સ્વતઃ સિદ્ધ જ્ઞાન, યોગ, તથા ઐશ્વર્યવાળા છે, તે વિધ્યનિક કહેવાય છે, તે મુખ્ય છે; દેવ, ગંધર્વ, યક્ષ આદિ, કે જેને એક વખત ઉપદેશ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે સુરાનીક કહેવાય છે, તે મધ્યમ છે; ને મનુષ્ય આદિ, કે જેને ઘણા પ્રયત્ને કરી ઘણી વખત ઉપદેશ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે નરાનીક કહેવાય છે, તે અધમ છે.[૫૦] વિધ્યનીક, બ્રહ્માની માનસિક સૃષ્ટિ છે. તે બ્રહ્માકાશમાં પ્રથમ ઉત્પન્ન થાય છે, તે સ્વતઃસિદ્ધ જ્ઞાન તથા ઐશ્વર્યવાન્ હોવાથી બ્રહ્મભાવને પામે છે.[૫૧] બીજો સુરાનીક વિધ્યનિક કરતાં ન્યૂન છે, તે પ્રજાપતિ અને ઓષધિઓની સૃષ્ટિ સ્થિર થયા પછી થાય છે, તે પ્રથમ તો ચંદ્રકળા ને પછી આકાશ, વાયુ, અને ત્યારબાદ ઓષધિમાં પ્રવેશ કરી રહે છે. પછી સોમ, ઘી, દૂધરૂપે, અગ્નિમાં હોમાય છે. તે અમૃતરૂપે પરિણામ પામી પ્રજાપતિ આદિના ભોજનમાં આવે છે. તે તેના વીર્યરૂપે થઇ કોઇ દેવરૂપે, કોઇ યક્ષરૂપે, અને કોઇ ગંધર્વરૂપે જન્મે છે. તે સુરાનીક, બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે.[૫૨-૫૪] તેમાં પણ સર્વનો મોક્ષ થતો નથી, પરંતુ જે જ્ઞાન, વૈરાગ્ય અને મૈત્રી આદિને પ્રાપ્ત થાય છે, તેનો મોક્ષ થાય છે. ને જે ભોગ લંપટ થાય છે, તે બંધાય છે. એટલા માટે નરાનીક,

કે જે ત્રીજા નંબરનો છે, તેણે પુરુષપ્રયત્ને કરી સત્પુરુષનો સંગ, સતશાસ્ત્રનું શ્રવણ, ઇંદ્રિય તથા મનનો જય, ઇત્યાદિ ઉપાયો, જ્ઞાન થાય ત્યાં સુધી કરવા.૫૪ હે રામ! જ્યારે બ્રહ્મા, સૃજવાનો વિચાર કરે છે, ત્યારે બ્રહ્માના સંકલ્પથી વિધ્યનીક, સુરાનીક તથા નરાનીક એ ત્રણ અનીકવાળી સૃષ્ટિ થાય છે. જે સૃષ્ટિ અનર્થકારી કર્મે કરી થાય છે. તેમજ પ્રારબ્ધ વેગે કરી તથા વ્યવહારે કરી ધારણા કરાઇ છે.૫૫



# સર્ગ ૬૦ મો.*

## જીવની ઉત્પત્તિનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच**—अस्मिन् भगवति ब्रह्मंश्चपलं पदमाश्रिते ।
पितामहे महाबाहो कृतसर्गव्यवस्थितौ ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! એ બ્રહ્મા, સમાધિમાંથી ઉઠી જગતનો આરંભ કરે છે,૧ ત્યારે જગદ્રૂપી ઘટીયંત્ર ચાલે છે. તેમાં મરેલાં પ્રાણીરૂપી ઘડા છે; જીવવાની તૃષ્ણા રજ્જુ છે.૨ પ્રાણીઓ ભવપાંજરામાં પેસે છે; આકાશમાં ભમ્યા કરે છે; ને મન અસ્થિર રહે છે. તેમાં કેટલાક જીવો ઉપાધિને લીધે અગ્નિમાંથી તણખાની પેઠે નીકળે છે, ને કેટલાક તો ઉપાધિના લયથી વિશ્રાંતિ માટે બ્રહ્મ વિષે પ્રવેશ કરે છે.૩-૪ હે રામ! સમુદ્ર વિષે તરંગો જેમ ઉપજે, તેમ અનાદિ બ્રહ્મ વિષે જીવો ઉત્પન્ન થાય છે.૫ તેમાં પ્રથમ એ જીવો, આકાશમાં રહેલા વાયુમાં મળે છે.૬ પછી તેજ, જલ અને પૃથ્વીની ઉત્પત્તિ થાય છે, ત્યારે તેજમાં આવે છે. ત્યાં પણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધવાળા વાયુના વશમાં તથા પ્રાણવાયુના વશમાં રહે છે. એટલે લિંગ દેહને પ્રાપ્ત થાય છે.૭ ત્યારબાદ તે જીવો, વાયુદ્વારા અન્નમાં પ્રવેશ કરી, જેનાથી જન્મ થવાનો હોય તેના ભોજનમાં પ્રવેશ કરી શરીરમાં પ્રવેશ કરે છે. પછી વીર્ય થાય છે.૮ ને તેમાંથી

* આ સાઠમા સર્ગમાં, બ્રહ્માથી ઉત્પન્ન થયેલા જીવોનો અને મુખ્યપણાએ કરી બોધવાળા સાત્વિક જીવોના દેહનો ક્રમ, વર્ણવવામાં આવશે.

બનેલા દેહની સાથે જન્મ પામે છે. તેનાં જ્ઞાન તથા ઐશ્વર્ય અપ્રકટ હોય છે. એવી રીતે નરાનીકના જીવો ઉત્પન્ન થાય છે. હવે સુરાનીકની ઉત્પત્તિ કહું છું. લિંગદેહની પ્રાપ્તિનો ક્રમ તો (૫૯)મા સર્ગમાં કહ્યો છે, પછી ઓષધિ અને અન્નમાં પ્રવેશ કરી દૂધ તથા ઘી આદિરૂપે પરિણામ પામે છે. તેનો અગ્નિમાં હોમ થવાથી ધૂમાડાદ્વારા સૂર્યમંડલને પ્રાપ્ત થઇ ચંદ્રમાં પ્રવેશ કરે છે.[૯] ને આકાશમાં રહે છે. જેને ચંદ્ર, શ્વેત કિરણોવડે પ્રકાશે છે. તે ચંદ્રનાં કિરણદ્વારા નંદનવનના વૃક્ષમાં પ્રવેશ કરે છે. તેના રસમાંથી ફલો થાય છે, તેમાં તે જીવો આવે છે.[૧૦-૧૩] સૂર્યના તાપથી તે ફલો પાકે છે, અને જેનાથી ઉત્પત્તિ થવાની હોય, તેના ખાવામાં આવે છે. તેનું વીર્ય થઇ ગર્ભમાં રહે છે. તેમાં મૂર્છા પામેલા હોય તેમ તે જીવો રહે છે.[૧૪] જેમાં વડ અદૃશ્ય રહ્યો છે, એવું વડનું બીજ, જેમ વડમાં રહે છે. તેમ મૂર્છા પામેલા જેવા જીવો, જ્ઞાનવાળાં માતા પિતા વિષે રહે છે.[૧૫] જેમ લાકડામાં અગ્નિ રહે છે, જેમ માટીમાં ઘડા રહે છે, તેમ પ્રલય વખતે જીવો, બ્રહ્મ વિષે રહે છે; તે, આકાશ આદિદ્વારા ઉત્પન્ન થાય છે.[૧૬] હવે જે જીવ, પૂર્વ જન્મમાં વૈરાગ્યવાળો હોય, ને આ જન્મમાં પણ રાગદ્વેષ રહિત થઇ વૈદિક તથા લૌકિક કર્મમાં આસક્ત થતો નથી, તે ધીર પુરુષ, સાત્ત્વિક કહેવાય છે, ને જ્ઞાનને પ્રાપ્ત થવાથી જીવન્મુક્તના જેવા વ્યવહાર કરે છે.[૧૭] હવે જો તેજ જન્મમાં મોક્ષ પામે, તો તે સાત્ત્વિક જીવ કહેવાય છે. દેવયોનિને પ્રાપ્ત થઇ જન્મપરંપરાને કાપી નાખી પોતાનો અધિકાર ભોગવવા માટે દેહ ધારણ કરે, તો તે તમો ગુણવાળો રાજસ સાત્ત્વિક કહેવાય છે.[૧૮] સુરાનીક અને નરાનીક કરતાં વિષ્યનીક મુખ્ય છે. એટલાજ માટે તે કેવલ સાત્ત્વિક કહેવાય છે. તે, સંસારમાં પડી જે પ્રકારે મુક્ત થાય છે, તે પ્રકાર કહું છું.[૧૯] વિષ્યનીક કે જે કેવલ સાત્ત્વિક છે, તેનો કદાપિ પુનર્જન્મ થતો નથી. હે રામ! રાજસ સાત્ત્વિક જીવોનો પુનર્જન્મ થાય છે.[૨૦] કેવલ સાત્ત્વિક જીવો પૂર્વજન્મમાં શ્રવણ, મનન, તથા નિદિધ્યાસનરૂપ ઉપાયો વડે આત્મતત્ત્વનો યથાર્થ વિચાર કર્યાં છતાં પણ કેવલ પ્રતિબંધના ક્ષય માટે દેહ ધારણ કરે છે, ને વર્તમાન જન્મમાં પણ સદા આત્મતત્ત્વનો વિચાર કરે છે. એવા પુરુષો અતિ દુર્લભ હોય છે; એટલાજ માટે તેનો પુનર્જન્મ નથી.[૨૧-૨૨] હે રામ! વિષ્યનીક, સુરાનીક, તથા નરાનીકથી અન્ય જીવો રાક્ષસ પિશાચ આદિ, કે જે અતિ મૂઢ છે, તામસજાતિ છે, અને સ્થાવર જેવા છે, તેને જ્ઞાનમાં અધિકાર નથી; તેથી તે માટે વિચાર કરવો જોઇએ.[૨૩] ક્રમે કરી ઉત્તમ

જન્મ પામી કેટલાક જીવો, સાંસારિક ભોગમાં પ્રીતિ કરતા નથી. તેમાં મારા જેવો રાજસસાત્વિક જીવ તો આત્મવિચારની યોગ્યતાને પ્રાપ્ત થઇને પણ વ્યવહારમાં રહે છે.[૨૪] હે રામ! આત્મવિચાર વિના તમને આ સંસારરૂપી મહા આપત્તિ પ્રાપ્ત થઇ છે. માટે હમણાંજ મારી પાસે આત્મ વિચાર કરો. તે સિદ્ધ થવાથી તમે અદ્વૈત બ્રહ્મરૂપે જ છો.[૨૫]

# સર્ગ ૬૧ મો.*

## રાજસસાત્ત્વિક જીવની સ્થિતિ.

**श्रीवसिष्ठ उवाच**—ये हि राजससात्त्विक्या जाता भुवि महागुणाः ।
ते नित्यमेव मुदिताः प्रकाशाः ख इवेंदवः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે **રામ**! જે રાજસસાત્ત્વિક જીવો છે; તે આકાશ વિષે ચંદ્ર જેમ પ્રસન્ન રહે તેમ સદા પ્રસન્ન રહે છે.[૧] જેમ આકાશને મળ લાગતો નથી, તેમ તે જીવોને ખેદ પ્રાપ્ત થતો નથી. રાત્રિમાં સોનાનું કમલ જેમ કરમાતું નથી, તેમ તેને શરીરનાં દુઃખ પ્રાપ્ત થતાં નથી.[૨] જેમ વૃક્ષ આદિ સ્થાવરો પ્રારબ્ધ ભોગ વિના અન્યની ઇચ્છા કરતા નથી, તેમ તે જીવો જ્ઞાન અને તેનાં સાધનો વિના બીજાની ઇચ્છા કરતા નથી. જેમ વૃક્ષો પોતાનાં પુષ્પફલ આદિમાં મગ્ન રહે છે; તેમ તે જીવો પોતાના સદાચારમાં મગ્ન રહે છે.[૩] હે **રામ**! રાજસ-સાત્ત્વિકની બુદ્ધિ, શુકલ પક્ષના ચંદ્રની પેઠે શાંતિ આદિ સુધાવડે પૂર્ણ થાય છે, ને તેથી મોક્ષ પામે છે.[૪] એ પુરુષો આપત્તિમાં પણ ચંદ્રની તેઠે શીતલતા મૂકતા નથી; ને નવા ગુચ્છવાળી લતાવડે વૃક્ષો જેમ શોભે તેમ મૈત્રી, ઉપેક્ષિતા, મુદિતા, અને કરુણાવાળા સ્વભાવથી શોભે છે.[૫] એ રાજસ સાત્ત્વિક પુરુષો, સૌમ્ય વૃત્તિ-વાળા સમાન સમુદ્રની પેઠે મર્યાદાવાળા તમારા જેવા હોય છે.[૬] એટલા માટે તેઓની સ્થિતિ, આપત્તિ વગરની હોય છે. તે સ્થિતિ જેવી રીતે પ્રાપ્ત થાય, તેવી રીતે ઉત્સાહ રાખી વિહાર કરવો.[૭–૮] સાત્ત્વિક આત્માનંદ, જેવી રીતે વૃદ્ધિ પામે

* આ એકસઠમા સર્ગમાં, રાજસસાત્ત્વિક જીવો કે જે મોક્ષને યોગ્ય છે તેની પ્રશંસા કરવામાં આવશે; તથા તે જીવોના વિવેક અને વૈરાગ્યનો ક્રમ દર્શાવવામાં આવશે

તેવી રીતે સ્થિર બુદ્ધિથી વેદાંતશાસ્ત્રનો વારંવાર વિચાર કરવો.[૯] એવી રીતે પદાર્થોની અનિત્યતા પણ મન દઇ વિચારવા યોગ્ય છે. અનિત્યતાનો વિચાર કરવાવાળા પુરુષે, આ લોકમાં ઉપયોગી ક્રિયા તથા તેના ફલરૂપ પશુ, પુત્ર, તથા ધન, તેમજ પરલોકમાં ઉપયોગી ક્રિયા અને તેના ફલરૂપ સ્વર્ગ, વિમાન, અપ્સરા આદિ; એ સર્વને દુઃખરૂપ જાણવાં; સુખરૂપ જાણવાં નહીં.[૧૦] મિથ્યા અજ્ઞાનને તજી મોક્ષની પ્રાપ્તિ માટે તત્ત્વ વિચાર કરવો.[૧૧] તે માટે પ્રથમ ગુરુને શરણે જઇ સેવા આદિથી પ્રસન્ન કરવા, પછી 'હું કોણ છું?' 'આ સંસારનો ડોળ કેમ થયો?' એવો પ્રશ્ન કરી તેના કહેવા પ્રમાણે વિચાર કરવો; કર્મોમાં ડુબવું નહીં; ને અનર્થકારી સંસારમાં વસવું નહીં.[૧૨-૧૩] સર્વ પ્રિય પદાર્થોનો નાશ અવશ્યભાવી છે, એમ જાણી સત્પુરુષનો સંગ કરવો.[૧૪] અહંકાર, દેહ, તથા સ્ત્રીપુત્ર આદિ, એ ત્રણ સમુદ્ર જેવા છે; તેને તરવા માટે આત્મવિચાર વહાણ છે; માટે આત્મવિચાર કરવો.[૧૫] શરીર તથા અહંકારને તજી સર્વમાં રહેલા સાક્ષી ચિન્માત્રનો વિચાર કરવો.[૧૬] તે સાક્ષી ચિન્માત્ર વિષે આ સર્વ જગત, સૂત્રમાં પરોવેલા મણિની પેઠે રહ્યું છે.[૧૭] જે ચિત્, સર્વ ભુવનોમાં, અલંકારમાં, આકાશમાં, સૂર્યમાં, પૃથ્વીમાં, તથા કોતરમાં છે; તેજ ચિત્, કીડા વિષે પણ છે.[૧૮] જેમ ઘટાકાશોનો પરમાર્થતઃ ભેદ નથી, તેમ જીવોનો ભેદ નથી.[૧૯] જેમ ખાટા ખારા આદિ રસોનો ભેદ છે, છતાં પણ એક હોવાથી અનુભવનો ભેદ નથી, તેમ દેહાદિકનો ભેદ છે, તો પણ ચિત્નો ભેદ નથી.[૨૦] સન્માત્ર વસ્તુ એક જ છે, છતાં પણ આ જન્મ્યો, આ નાશ પામ્યો, એ પ્રકારની બુદ્ધિ, મૂઢ બુદ્ધિ છે, પણ શાસ્ત્રીય નથી. તાત્પર્ય કે જેમ ચેતન વિષે ચિત્નો ભેદ નથી, તેમ સર્વ પદાર્થો વિષે સત્નો ભેદ નથી.[૨૧] હે રામ! શાસ્ત્રીય બુદ્ધિમાંતો ઉત્પન્ન થઇને લય પામે એવો કોઇ પદાર્થજ નથી, જે જોવામાં આવે છે, તે આભાસ માત્ર છે. એટલે અનિર્વચનીય છે, એ પ્રકારનું જ્ઞાન છે.[૨૨] આ જગત્ દેખવામાં આવે છે માટે અસત્ નથી, ને જ્ઞાનથી તેનો બાધ થાય છે માટે સત્ નથી, એટલાજ માટે અનિર્વચનીય છે.[૨૩] હે રામ! મોહજાલ મિથ્યા છે. તેથી બાધ કરવા જેવું કાંઇ નથી, છતાં પણ મોહનું કારણ જગત્ છે કે જે, અનિર્વચનીયાધ્યાસથી થયું છે.[૨૪]



# સર્ગ ૬૨ મો.*

## પુરુષાર્થથી અધમની પણ ઉત્તમ સ્થિતિ.

**श्रीवासिष्ठ उवाच**—धीरो विचारवान्साक्षादादावेव महाधिया ।
शास्त्रेण विदुषा शास्त्रं सुजनेन विचारयेत् ॥ १ ॥

**વસિષ્ઠ** કહે છે–હે **રામ**! હવે શાસ્ત્ર વિચારનો પ્રકાર કહું છું, તેમાં **પ્રથમ** તો સુખ દુઃખ આદિ દ્વંદ્વનું સહન કરવું, ઉહાપોહમાં કુશળ રહેવું, પછી જે બ્રહ્મનિષ્ઠ હોય, વેદના અર્થ જાણતો હોય, ઉપદેશમાં કુશળ હોય, અને શિષ્ય વિષે દયાલુ હોય, તેવા ગુરુને શરણે જઇ શાસ્ત્ર વિચાર કરવો.[૧] તેમ કરવાથી મનોનાશ પર્યંત સમાધિ સિદ્ધ થાય છે, ને તેથી પરમપદની પ્રાપ્તિ થાય છે.[૨] જે પુરુષ, વેદાંતોપયોગી શાસ્ત્રનો, સત્કર્મનો, સદાચારનો, સજ્જનના સંગનો અને વૈરાગ્યનો નિરંતર અભ્યાસી હોય, તે પુરુષ તમારી પેઠે આત્મજ્ઞાનનું પાત્ર છે.[૩] હે **રામ**! આગળ કહેલા ગુણો તમારામાં છે, કેમકે તમે સદાચારી છો, સંસ્કારી બુદ્ધિવાળા છો, ગુણના ભંડાર છો, અને શુદ્ધ મનના છો.[૪] તમે આકાશ જેવા નિર્મલ છો, સંસારની વાસનાથી મુક્ત છો, અને આત્મજ્ઞાનવાળા છો.[૫] જે મન બાહ્ય સર્વ ચિંતાથી મુક્ત હોય, અંદર પરમાત્માની સાથે એકતાના નિશ્ચયવાળું હોય, જીવન્મુક્તની સ્થિતિમાં રહ્યું હોય, અને ભેદવર્જિત હોય, તે મનને મુક્ત જાણવું.[૬] તમે મુક્ત છો! તેથી હવે પૃથ્વી વિષે આગળ કહેલા જીવન્મુક્તો તમને અનુસરશે.[૭] જે પુરુષો, બહારથી લોક વ્યવહારમાં હોય, ને અંદર જ્ઞાની હોય, તેવા પુરુષો જ્ઞાનરૂપી વહાણથી સંસાર સાગરને તરી જાય છે.[૮] હે **રામ**! જેની મતિ તમારા જેવી હોય, તે મેં ઉપદેશ કરેલા જ્ઞાનને યોગ્ય છે; કેમકે તે શુદ્ધ મનવાળો છે, ને સમાન દૃષ્ટિવાળો છે.[૯] જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી રાગદ્વેષને મૂકી બહારથી લોક વ્યવહાર કરો, ને અંદરથી સર્વ કામનાને તજી દ્યો.[૧૦] અન્ય આત્મજ્ઞાનીની પેઠે પરમ શાંતિને પ્રાપ્ત થાઓ. ને વિષયાસક્ત, ધૂતારા, અને યથેચ્છાચારીનો વિચાર મા કરો.[૧૧] શમદમાદિક જે શુદ્ધ સાત્ત્વિક જીવોના સ્વાભાવિક

* આ બાસઠમા સર્ગમાં, રામને સર્વ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગુણ સંપત્તિ છે, તેમજ સત્સંગ તથા પુરુષાર્થથી અધમની પણ ઉત્તમ સ્થિતિ થાય છે, એવું વર્ણન કરવામાં આવશે.

ગુણો છે, તેને ભજવાવાળો સાધારણ પુરુષ હોય, તો પણ ક્રમે કરી જ્ઞાનને પામી જીવન્મુક્ત શરીર કે જે છેલ્લું છે, તેને પ્રાપ્ત થાય છે.[૧૨] કારણ કે, જો ઉત્તમ જાતિના ગુણો સેવે તો ઉત્તમ જાતિમાં જન્મે છે, ને અધમ જાતિના ગુણો સેવે તો અધમ જાતિમાં જન્મે છે, એવો નિયમ છે.[૧૩] જીવો, કર્માધીન હોવાથી પૂર્વ જન્મના સંસ્કારને પામે છે માટે અતિ અધમ જાતિવાળાએ પણ મોક્ષ માટે પ્રયત્ન કરવો. પુરુષાર્થ કરતાં કંટાળે નહીં તો ફળ અવસ્ય મળે છે. પુરુષાર્થ કરવાથી રાજાની મોટી મોટી સેના જીતી શકાય છે, ને પર્વતનાં વનનાં વન કાપી શકાય છે.[૧૪] રાક્ષસ, પિશાચ, કે શૂદ્ર આદિ તામસ જાતિ હોય, ક્ષત્રિય, વૈશ્ય આદિ રાજસ જાતિ હોય, અથવા સર્પ આદિ મિશ્ર જાતિમાં હોય, પણ પુરુષાર્થ કરી વિષયોથી બુદ્ધિનો ઉદ્ધાર કરવો.[૧૫] મુમુક્ષુ પુરુષો આત્મા અને અનાત્માના વિવેકથી સાત્ત્વિક જાતિને પ્રાપ્ત થાય છે. સ્ફાટિકમણિ જેવા શુદ્ધ મનમાં જેનો સંગ થાય છે, તે રૂપ પુરુષ થાય છે. તે માટે મોક્ષ માટે પુરુષાર્થ કરવો. તેથી શમ દમ આદિ ગુણવાળા થાય છે, ને જ્ઞાનને પામે છે. તેણે કરી છેલ્લા જીવન્મુક્તના દેહને પામે છે.[૧૬–૧૭] બુદ્ધિમાનને પુરુષાર્થ કરવાથી ન પ્રાપ્ત થાય તેવો પદાર્થ પૃથ્વીમાં, સ્વર્ગમાં, કે દેવમાં, કયાંય પણ નથી.[૧૮] બ્રહ્મચર્ય વિના, ધૈર્ય વિના, વૈરાગ્ય વિના, પુરુષાર્થ વિના, અને યુક્તિ વિના મોક્ષમળતો નથી.[૧૯] હે રામ! જેણે કરી પ્રાણીનાં જન્મ મરણનાં દુઃખ દૂર થાય છે, ને પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે, તે આત્મતત્ત્વનો ઉપદેશ મેં તમને કર્યો. તેને શુદ્ધ બુદ્ધિમાં સ્થિર કરી શોકરહિત થાઓ. તમને ઉપદેશ કરેલા આત્મતત્ત્વના જ્ઞાનથી બીજો મુમુક્ષુ પુરુષ પણ મુક્ત થશે.[૨૦] હે રામ! તમે વિવેકના મહિમાથી તથા શાંતિ, દાંતિ, આદિ ઉત્તમ ગુણોથી આ છેલ્લા જન્મને પ્રાપ્ત થયા છો. એથી તમે વર્તમાન દેહ છૂટયા પછી જન્મ મરણનાં દુઃખમાં પડશો નહીં, માટે સાતમી ભૂમિકામાં સ્થિતિ કરો. હવે તમને સંસારમાં આસક્તિ તથા મોહની ચિંતા મા હો.[૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ ઋષિવિરચિત શ્રીયોગવાસિષ્ઠ
મહારામાયણનું સ્થિતિ પ્રકરણ સમાપ્ત.



ॐ

# श्रीमद् योगवासिष्ठ

# महारामायण.

## પ્રકરણ ૫ મું.

## उपशम प्रकरण.

### સર્ગ ૧ લો.*

### સભાનું ઉઠવું.

श्रीवसिष्ठ उवाच—अथस्थितिप्रकरणादनंतरमिदं शृणु ।
उपशमप्रकरणं ज्ञातं निर्वाणकारि यत् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ ! સૃષ્ટિનું પ્રતિપાદન કરવાવાળી શ્રુતિઓનું તાત્પર્ય પ્રકટ કરવા માટે સર્વ પ્રપંચની રચના મનને અધીન છે, એમ ઉત્પત્તિ પ્રકરણમાં કહ્યું. સ્થિતિનું પ્રતિપાદન કરવાવાળી શ્રુતિઓનું તાત્પર્ય દર્શાવવા માટે સર્વ પ્રપંચની સ્થિતિ, મનની સ્થિતિને અધીન છે, એમ સ્થિતિ પ્રકરણમાં કહ્યું. હવે જીવ અને બ્રહ્મની એકતાનું પ્રતિપાદન કરવાવાળી શ્રુતિઓનું તાત્પર્ય બતાવવા માટે નિર્વાણ પ્રકરણ કહું છું, તેમાં 'મનનો ઉપશમ થવાથી સંસારનો ઉપશમ થાય છે,' એમ કહેવાનું છે. તે સાંભળવાથી નિર્વાણ (મોક્ષ)ની પ્રાપ્તિ થાય છે.૧

* આ પહેલા સર્ગમાં 'મધ્યાહ્ન વખતના શંખનાદથી સભા ઉઠી' વસિષ્ઠનું આહ્નિક તથા રાત્રિમાં વસિષ્ઠ ઋષિને ઘેર વિશ્વામિત્ર રહ્યા, એટલી વાત આવશે.

વાલ્મીકિ કહે છે,–એવી રીતે વસિષ્ઠ ઋષિએ મનોહર ઉપદેશ વચનો કહ્યાં ત્યારે સભા, શરદૃઋતુના આકાશ જેવી નિર્મલ થઇ.[૨] સભાની મધ્યમાં સર્વ રાજાઓ, શ્રવણની ઇચ્છાથી, વાયુ વગરના તળાવમાં કમલો જેમ સ્થિર રહે, તેમ અડગ બેઠા હતા.[૩] સ્ત્રીઓ, ચિરકાલના ત્યાગવાળી હોય તેમ અંદર શાંત હતી, તથા મદ તથા મોહ વગરની નિર્વિકાર હતી.[૪] સ્ત્રીઓના હાથમાં ચામરો, હંસ જેવા જણાતા હતા. શ્રવણ કરેલાનું મનન કરતી હોય તેમ નિશ્ચલ થઇ બેઠી હતી. તેની ઘુઘરીઓના શબ્દો શાંત હતા.[૫] વિચારવાન્ રાજાઓ, નાકના ટેરવા ઉપર તર્જની આંગળીનું ટેરવું રાખી આત્મતત્ત્વનો વિચાર કરતા હતા.[૬] રામ, પ્રભાતના કમલની પેઠે વિકાશ પામ્યા; ને સૂર્યની પેઠે અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી ઉદય પામ્યા.[૭] જેમ મોર, મેઘના શબ્દ સાંભળે તેમ દશરથ રાજા, પ્રેમથી વસિષ્ઠની વાણી સાંભળતા હતા.[૮] સારણ મંત્રી, વાંદર જેવા ચંચલ મનને સર્વ વિષયોથી પાછું વાળીને શ્રવણમાં એકાગ્ર કરી બેઠા હતા.[૯] ઉપદેશ ગ્રહણ કરવામાં ચતુર એવા લક્ષ્મણજી, વસિષ્ઠના ઉપદેશથી સ્ફુરાયમાન બ્રહ્મથી મનમાં પ્રસન્ન થતા હતા.[૧૦] શત્રુઘ્ન, પૂર્ણાનંદને પ્રાપ્ત થયા હતા, તેથી પૂર્ણિમાના ચંદ્રની પેઠે મનમાં મગ્ન હતા.[૧૧] સુમિત્ર નામનો મંત્રી, મન, વશ થવાથી સૂર્યોદયના કમલની પેઠે પ્રફુલ્લિત થયો. [૧૨] ત્યાં બેઠેલા બીજા પણ રાજા અને મુનિઓ મનોમલ ધોવાઇ જવાથી મનમાં પ્રફુલ્લિત થયા.[૧૩] તે વખતે મધ્યાહ્ન સમયના શંખનો નાદ થયો, તે, મેઘના શબ્દ જેવો ઘાટો તથા સમુદ્રના શબ્દ જેવો ગંભીર હતો. તેણે કરી દિશાઓ ગાજી રહી.[૧૪] મેઘના નાદે કરી કોકિલના શબ્દો જેમ ઢંકાઇ જાય તેમ તે મહાશંખ નાદે કરી વસિષ્ઠ ઋષિની વાણી ઢંકાઇ ગઇ.[૧૫] તેથી મુનિએ પોતાની વાણી બંધ કરી. કારણ કે તેવે પ્રસંગે મહા પુરુષો, પોતાના ગુણોને પ્રકટ કરતા નથી.[૧૬] મુહૂર્ત માત્ર વિરામ લઇ મધ્યાહ્ન વખતના શંખનાદને સાંભળી મોટો કોલાહલ શાંત થયો ત્યારે મુનીએ રામને કહ્યું કે[૧૭] હે રામ! મેં આજ એટલો ઉપદેશ કર્યો, બીજો ઉપદેશ કરવાનો છે, તે કાલે કરીશ.[૧૮] હે રામ! બ્રાહ્મણોને નિયતિથી પ્રાપ્ત થયેલાં મધ્યાહ્ન કર્મનો લોપ કરાતો નથી; માટે મારે પણ તે કરવું જોઇએ.[૧૯] તમે પણ ઉઠો, ને સ્નાનદાન અને પૂજન આદિ ક્રિયા કે જે સદાચાર પ્રાપ્ત છે, તે ક્રિયા કરો.[૨૦] એમ કરી ઉદયપર્વતના શિખર ઉપરથી ચંદ્ર સાથે સૂર્ય જેમ ઉઠે, તેમ દશરથ રાજા સાથે વસિષ્ઠ મુનિ ઉઠ્યા.[૨૧] ત્યારે કમલમાંથી ભ્રમરાઓ જેમ ઉડે, તેમ સર્વ સભા ઉઠવા લાગી.[૨૨] ને સૂર્યોદય વખતે અસ્તાચલમાં

હાથીની સેના જેમ ઉઠે તેમ ઉઠી.[૨૩] તેમાં એક બીજાના બાજુબંધો ઘસાતા હતા, તેથી સાયંકાળનાં વાદળાંના જેવી શોભા જણાતી હતી.[૨૪] કાન ઉપર રાખેલા પુષ્પોમાંથી ઉડેલા ભ્રમરો ગુંજાર કરતા હતા. આકાશમાં પડેલી મુકુટમણિની પ્રભા ઇંદ્રધનુષ જેવી જણાતી હતી.[૨૫] સ્ત્રીઓના હાથમાં ચામરો હતા. તેથી તે સભા, ક્ષોભ પામેલા હાથીવાળી વનપંક્તિ જેવી જણાતી હતી.[૨૬] હાથનાં કડાંની કાંતિવડે અન્યોન્ય સ્ત્રીઓનાં વસ્ત્રો રાતાં થઈ ગયાં હતાં; તેથી વાયુથી વ્યાકુલ પુષ્પવાળી મંદારની વનમાળા જેવી જણાતી હતી.[૨૭] કપુરના કણો ઉડતા હતા, તે ધોળાં વાદળાં જેવા જણાતા હતા; તેથી કાશનાં પુષ્પવાળી શરદૃઋતુની દિશા જેવી જણાતી હતી.[૨૮] મુકુટમણિની પ્રભાનાં પટલો, આકાશમાં પડ્યાં હતાં, તેથી તે ફૂલેલાં શ્યામ કમલવાળી સંધ્યા જેવી હતી.[૨૯] રત્નની પ્રભા, જલનાં પૂર જેવી હતી. તેમાં મુખો, કમલ જેવાં જોવામાં આવતાં હતાં. ઝાંઝરના શબ્દો, સારસના શબ્દો જેવા હતા.[૩૦] એ સભા ઉઠી, તેમાં સેંકડો રાજાઓ હતા; તેથી પર્વત અને પ્રાણીવાળી સૃષ્ટિ ઉઠી હોય તેમ જણાતી હતી.[૩૧] પછી દશરથને પ્રણામ કરી કરી રાજાઓ ચાલતા થયા.[૩૨] સુમંત્ર તથા બીજા મંત્રીઓ, વસિષ્ઠ ઋષિ અને દશરથ રાજાને પ્રણામ કરી સ્નાન કરવા ગયા.[૩૩] વામદેવ અને વિશ્વામિત્ર આદિ, વસિષ્ઠ ઋષિની આજ્ઞા માટે ઉભા હતા.[૩૪] મુનિઓની પૂજા કરી તેઓની આજ્ઞા લઈ દશરથ રાજા, પોતાનાં કામ માટે ગયા.[૩૫] પ્રાતઃકાલે ફરીને આવવાની ઇચ્છાથી તે સર્વ ગયા. તેમાંથી વનમાં રહેવા-વાળા વનમાં ગયા. આકાશવાસી, આકાશમાં ગયા અને નગરવાસીઓ, નગરમાં ગયા.[૩૬] દશરથ રાજા અને વસિષ્ઠ ઋષિની પ્રાર્થનાથી વિશ્વામિત્ર, તે રાત્રિ વસિષ્ઠ ઋષિને ત્યાં જ રહ્યા.[૩૭] વસિષ્ઠ ઋષિ, પોતાને ઘેર આવ્યા. તેને સર્વ લોકો, નમસ્કાર કરતા હતા. શિષ્ઠ બ્રાહ્મણો, રાજાઓ, મુનિઓ અને દશરથના પુત્રો, માન માટે સાથે આવ્યા હતા.[૩૮-૩૯] ચરણમાં પ્રણામ કરતા તે સર્વને પોતપોતાને ઘેર જવા માટે આજ્ઞા આપી.[૪૦] એવી રીતે દેવ, મનુષ્ય અને નાગોને વિદાય કરી વસિષ્ઠ ઋષિએ પોતાને ઘેર આવી મધ્યાહ્નનું નિત્યકર્મ કર્યું.



# સર્ગ ૨ જો.*

## રામે કરેલી ચિંતા.

**वाल्मीकिरुवाच**—ते समेत्य गृहं गत्वा राजपुत्राः शशित्विषः ।
चक्रुः सर्वमशेषेण स्वसद्म सुदिनक्रमम् ॥ १ ॥

વાલ્મીકિ કહે છે—હવે તે સર્વ રાજપુત્રોએ પોતાને ઘેર જઈ સર્વ નિત્યકર્મ કર્યું.[1] વસિષ્ઠ, રામે, રાજાઓએ, મુનિઓએ અને બ્રાહ્મણોએ નિત્યકર્મ કરી, ઘરનાં અને બહારનાં જે કામ હતાં તે કર્યાં.[2] પ્રથમ તો જેમાં કમળો ફૂલ્યાં હતાં અને હંસ, સારસ આદિ પક્ષીઓ શબ્દ કરતાં હતાં, તેવાં જલાશયોમાં સ્નાન કર્યું.[3] બ્રાહ્મણોને ગામોનાં, પૃથ્વીનાં, તિલનાં, સોનાનાં, શય્યાનાં, આસનોનાં, વાસણોનાં અને વસ્ત્રોનાં દાન દીધાં.[4] સોના અને રત્નથી સુશોભિત એવાં દેવાલયોમાં તથા પોતાને ઘેર વિષ્ણુ, શંકર, અગ્નિ અને સૂર્ય આદિ દેવોની પૂજા કરી.[5] ત્યારપછી પુત્ર, પૌત્ર, મિત્ર તથા સંબંધીઓની સાથે યોગ્ય ભોજન કર્યાં.[6] તે વખતે તે શહેરમાં આઠમો ભાગ શેષ હોવાથી દિવસ સૂક્ષ્મ થયો,[7] સાયંકાલનો સમય, પુરાણ તથા ધર્મશાસ્ત્રનાં શ્રવણમાં વ્યતીત થયો, ને સૂર્યાસ્ત પણ થયો,[8] ત્યારે સર્વ જનોએ સાયંસંધ્યા કરી અઘમર્ષણ કર્યું. પુણ્યસ્તોત્રનો પાઠ કર્યો ને કેટલીક ગાથાઓ ગાઈ.[9] ત્યાર પછી સ્ત્રીઓના શોકને હરવાવાળી રાત્રિ પ્રાપ્ત થઇ ને પૂર્વ દિશામાં ચંદ્રોદય થયો.[10] દશરથ રાજાના સર્વે પુત્રો, ચંદ્ર જેવા સફેત પલંગો કે જેમાં પુષ્પો પાથર્યાં હતાં, ને કપૂર છાંટયાં હતાં, તેમાં સૂતા.[11] તેમાં રામ વિના બીજા સર્વની રાત્રિ, વિષયભોગમાં તથા નિદ્રા આદિમાં ક્ષણ જેવી સુખમાં વ્યતીત થઇ[12] ને રામની રાત્રિ તો વસિષ્ઠ ઋષિનાં તે વચનોનો વિચાર કરતાં કરતાં નીકળી ગઇ.[13] આ સંસારભ્રમ, શું? આ જનો, શું? પ્રાણી કયાંથી આવ્યાં? તે કયાં જાય છે?[14] મનનું રૂપ કેવું છે? એ, કેમ શાંત થાય? તે માયા, કયાંથી ઉઠી? અને કેમ શાંત થાય?[15] માયાની નિવૃત્તિથી ગુણ છે કે દોષ? આકાશ કરતાં પણ વિસ્તારવાળા આત્મામાં આ સંકોચ કયાંથી આવ્યો?[16] વસિષ્ઠ મુનિએ, મનના ક્ષયનાં, ઇંદ્રિયના જયનાં અને આત્મજ્ઞાનનાં કયાં સાધનો કહ્યાં?

---

* આ બીજા સર્ગમાં 'નિત્યકર્મ, રાત્રિમાં રામે કરેલું મનન ને શ્રવણ કરેલા અર્થમાં મનની સ્થિરતા માટે પ્રાર્થના,' એટલી વાત આવશે.

ને શું ફલ કહ્યું?[૧૭] આત્મા, વિસ્તાર પામેલાં જીવ, ચિત્ત, મન અને માયા આદિ રૂપે કરી, આ અસત્ સંસારને વિસ્તારે છે.[૧૮] જીવ આદિ સર્વ, મને કલ્પેલાં છે. તે સર્વનો ક્ષય થવાથી સંસાર શાંત થાય છે. પણ મારે તેના ક્ષયનો કયો ઉપાય લેવો? જેમ હંસ, જલમાંથી દૂધને જૂદું કહે છે. તેમ હું, વિષયોમાંથી બુદ્ધિને જૂદી કેમ કાઢી શકું?[૧૯–૨૦] સર્વથા ભોગોનો ત્યાગ કરવા શરીર રહે નહીં. તે માટે થોડો ભોગ રાખીએ તો વાસના વધે છે. વળી ભોગના ત્યાગ વિના સંસારવિપત્ જાતી નથી. એ મહાસંકટ આવી પડ્યું છે.[૨૧] વળી બીજું મહા સંકટ છે કે આત્મતત્ત્વમાં પ્રમાણ મન છે. તે મન વિષયથી જૂદું પડે તેમ નથી, કેમકે તેની સિદ્ધિ વિષયાધીન હોવાથી નિઃસ્વરૂપતા પ્રાપ્ત થાય છે. ને જો જૂદું ન પડે તો આત્મતત્ત્વમાં પ્રમાણ માની શકાય નહીં.[૨૨] મન, જો વાસના વગરનું થાય ને કેવળ બ્રહ્મમાં જ રહે તો મોક્ષ થાય.[૨૩] મારું મન, કામ ક્રોધ વગરનું પુણ્ય પાપ રહિત તથા પવિત્ર કયારે થશે? ને આત્મનિષ્ઠ કયારે થશે?[૨૪] પરમપદ કે જે પૂર્ણચંદ્ર કરતાં પણ શીતલ છે, તેમાં સાતમી ભૂમિકાનાં સુખને પામી જગતમાં હું કયારે ફરીશ?[૨૫] મારું મન જળમાં તરંગની પેઠે કલ્પેલાં રૂપને તજી આત્મા વિષે લીન થઇ, કયારે શાંતિ પામશે?[૨૬] સંસારસાગર કે જેમાં તૃષ્ણારૂપી તરંગો છે ને આશારૂપી મગરમચ્છો છે, તેને હું કયારે તરી જઇશ? ને શોક વગરનો કયારે થાઇશ?[૨૭] ઉપશમે કરી શુદ્ધ એવી મુમુક્ષુની સ્થિતિમાં હું, શોક વગરનો કયારે રહીશ ને સમદૃષ્ટિવાળો કયારે થઇશ?[૨૮] સર્વ અવયવો જેવાં સ્ત્રી પુત્રાદિકને જેણે તપાવ્યાં છે. અને સાત ધાતુ જેવાં ધનને જે ક્ષીણ કરે છે, તે, મારો સંસારજ્વર, કયારે ઉતરી જશે?[૨૯] મારું ચિત્ત, સંસારદુઃખ દૂર થવાથી વાયુ વગરના સ્થલમાં રહેલા દિવા જેવું સ્થિર થઈ, જેમાં આત્મપ્રકાશ છે, તેવી શાંતિને કયારે પ્રાપ્ત થશે?[૩૦] દુષ્ટ ઇંદ્રિયો, વિષયમાં અનાદરથી દુઃખને કયારે તરી જશે?[૩૧] આ હું રૂદન કરું છું, મૂઢ છું, એવો વૃથા ભ્રમ, શરદૃઋતુમાં શ્યામ મેઘ જેમ નાશ પામે, તેમ કયારે નાશ પામશે?[૩૨] સ્વર્ગ સુખ પણ તૃણ જેવું તુચ્છ લાગે છે. હું તો કેવળ આત્મસ્વરૂપની ઇચ્છા કરું છું. તે કયારે પ્રાપ્ત થશે?[૩૩] હે મન! વૈરાગ્યવાળા પુરુષોએ ઉપદેશ કરેલી જ્ઞાનદૃષ્ટિઓ, તારા વિષે સ્થિતિ કરશે? તે મને કહે.[૩૪] હે ચિત્ત! હા બાપ!! હા મા! એ પ્રકારના શોકવચનનું પાત્ર હવે હું ન થાઉં.[૩૫] હે બુદ્ધિ! હે બેન! મારું કહેવું માન. વસિષ્ઠ ગુરુનાં વચનોનો વિચાર

કર. જેથી મારાં અને તારાં બન્નેનાં દુઃખ દૂર થાય.[૩૬] હે સતિ! પુત્રિ! સન્મતિ! હું તારા પગમાં પડી માગું છું, કે સંસારના નાશ માટે તથા પૂર્ણાનંદની પ્રાપ્તિ માટે સ્થિર થા.[૩૭] વસિષ્ઠ મુનિએ પ્રથમ વૈરાગ્ય પ્રકરણમાં વૈરાગ્યનાં સાધનો કહ્યાં. પછી મુમુક્ષુ પ્રકરણમાં મુમુક્ષુના આચારો કહ્યા. ઉત્પત્તિ પ્રકરણમાં ઉત્પત્તિનો ક્રમ કહ્યો.[૩૮] ત્યાર બાદ સ્થિતિ પ્રકરણ કહ્યું. તેમાં જ્ઞાનોપયોગી દૃષ્ટાંત તથા આખ્યાનો કહ્યાં, જેથી સુખથી જ્ઞાન થાય છે. હે સન્મતિ! તું તેનું સ્મરણ કર.[૩૯] મને નિપુણતાથી જેનો વિચાર કર્યો હોય, તેને નિશ્ચય, બુદ્ધિ સ્વીકારે નહીં તો વિચારેલું પણ શરદ્ ઋતુના મેઘની પેઠે સ્થિર થતું નથી. તે માટે સર્વનો નિશ્ચય કરવાવાળી બુદ્ધિ જ છે.[૪૦]



# સર્ગ ૩ જો.*

## સભાની સંસ્થિતિ.

**श्रीवाल्मीकिरुवाच**—तत्रैवं प्रायया तत्र ततयोदारचिंतया ।
सा व्यतीयाय रजनी पद्मस्येवार्ककांक्षिणः ॥ १ ॥

વાલ્મીકિ કહે છે—બીજા સર્ગમાં વર્ણવ્યા પ્રમાણે ચિંતામાં ને ચિંતામાં રામની તે રાત્રિ વ્યતીત થઇ.[૧] અંધકાર પાછું પડયું. દિશાઓ રાતી થઇ અને સ્વચ્છ થઇ. આકાશમાં તારા વિરલ રહ્યા.[૨] પ્રભાતનાં વાજાં વાગવા લાગ્યાં ત્યારે રામ ઉઠયા તેનું મુખ, પૂર્ણચંદ્રના જેવું સુશોભિત હતું[૩] પ્રાતઃસ્નાન કરી નિત્ય કર્મ કરી રામ, ભાઇઓ તથા હેતુ પરિવારની સાથે વસિષ્ઠ મુનિને ઘેર આવ્યા.[૪] ત્યારે તે મુનિ, સ્નાન કરી નિત્ય કર્મ કરી સમાધમાં આત્મપરાયણ થઇ બેઠા હતા. તેને દૂરથી પ્રણામ કરી રામઆદિ, વિનયથી ત્યાં સુધી આગણાંમાં બેઠા જયાં સુધી દિશાઓમાં અજવાળું થયું[૬] ત્યાર પછી રાજાઓ, રાજપુત્રો, ઋષિઓ અને બ્રાહ્મણો મુનિને ઘેર આવ્યા.[૭] તેથી વસિષ્ઠ મુનિનું ઘર, મનુષ્ય, હાથી, ઘોડા અને રથોની ભીડ હોવાથી રાજભવન જેવું શોભતું હતું.[૮] ક્ષણવારમાં તો મુનિ, સમાધિથી વિરામ પામ્યા ત્યારે સર્વ જનોએ નમસ્કાર કર્યા ને મુનિએ તેનો યોગ્ય સત્કાર કર્યો.[૯]

---

* આ ત્રીજા સર્ગમાં જ પ્રાતઃસ્નાન કરી આવેલા રામ આદિની સાથે વસિષ્ઠ ઋષિ, સભામાં આવ્યા, પછી કથા પ્રસંગ ચાલ્યો, એટલી વાત આવશે.

પછી મુનિઓ પાછળ ચાલતા હતા, ને વિશ્વામિત્ર તથા વસિષ્ઠ મુનિ, રથમાં બેઠા.[૧૦] પછી જેમ બ્રહ્મા દેવોની સાથે ઇંદ્રના મહેલમાં આવે તેમ મોટી સેનાની સાથે દશરથ રાજાના મહેલમાં આવ્યા.[૧૧] તે દશરથ રાજાની સુંદર સભામાં પ્રવેશ કર્યો. ત્યારે સર્વ સભાસદોએ પ્રણામ કર્યા.[૧૨] અને દશરથ રાજા, સિંહાસન ઉપરથી ઉઠી ત્રણ પગલાં ચાલી સામા આવ્યા.[૧૩] પછી તે સભામાં દશરથ આદિ રાજાઓ, વસિષ્ઠ આદિ મુનિઓ, ઋષિઓ, બ્રાહ્મણો, સુમંત્ર આદિ મંત્રીઓ, સૌમ્ય આદિ વિદ્વાનો, રામ આદિ રાજકુમારો, શુભ આદિ મંત્રિપુત્રો, પ્રધાન મંડલ, કારભારીઓ, સુહોત્ર આદિ નાગરો, માલવઆદિ નોકરો અને શહેરનાં માણસો સર્વ પોતપોતાને આસને બેઠા ને વસિષ્ઠ મુનિનાં મુખ સામી નજર કરતા હતા.[૧૪-૧૫-૧૬-૧૭] સભાનો કલકલ, શાંત થયો. બંદીઓ, સ્તુતિ કરતા બંધ રહ્યા. પરસ્પર રાત્રીના વ્યવહારની વાતો પૂરી થઇ.[૧૮] પવનની સાથે કમલના પરાગો આવતા હતા તે મોતીના હાર ઉપર પડતા હતા.[૧૯] બીજાં પણ પુષ્પોની પુષ્કળ સુગંધીવાળો વાયુ ચારે તરફ વાતો હતો.[૨૦] સ્ત્રીઓ, પુષ્પવાળા કોમલ પલંગ ઉપર બેસી ઝરુખાંમાંથી જોતી હતી.[૨૧] ચામર કરવાવાળી સ્ત્રીઓ, કે જેનાં નેત્ર, જાળીયામાંથી આવેલાં સૂર્યનાં કિરણો વડે ચંચલ હતાં, રત્નોનાં કિરણો વડે રંગાયેલી હતી, કોમલ હતી તે સ્ત્રીઓ ચપલતા મૂકી મૌનમાં બેઠી હતી.[૨૨] આંગણામાં નાના પ્રકારના મણિ જડેલા હતા. તેની ઉપર સૂર્યનાં કિરણો પડતાં હતાં, તે નાના પ્રકારનાં પુષ્પ જેવાં જણાતાં હતાં. વળી તેમાં પુષ્પો પણ પડયાં હતાં. છતાં પણ સૂર્યનાં કિરણોનાં પ્રતિબિંબની ભ્રાંતિથી ભ્રમરાઓ પુષ્પો માટે જતા ન હતા, પણ આકાશમાં ઉડતા હતા.[૨૩] વસિષ્ઠ મુનિનાં ઉપદેશવચનો સાંભળી તેનો મનમાં વિચાર કરી સર્વ આર્યજનો આશ્ચર્યથી અન્યોન્ય મધુર વાતો કરતા હતા.[૨૪] સિદ્ધ પુરુષો, વિદ્યાધરો, મુનિઓ તથા બ્રાહ્મણો, દિશાઓમાંથી, આકાશમાંથી, શહેરમાંથી અને વનમાંથી આવી બોલ્યા વિના વસિષ્ઠ મુનિને પ્રણામ કરી સભામાં બેસી ને જરૂરની વાતો અતિ મર્યાદાથી કરતા હતા.[૨૫] ફૂલેલાં કમલના મકરંદ તથા ભ્રમર મળવાથી થોડો પીળો થયેલો વાયુ વાતો હતો, તેમાં ઘંટાનાદ કરતાં પણ વિશેષ શબ્દો થતા હતા.[૨૬] અગરુ તથા તગરનો ધૂપ થતો હતો, તેના ધૂમાડામાં ભ્રમરાઓ શબ્દ કરતા હતા; તેથી જાણવામાં આવતા હતા. પુષ્પોની સુગંધી પુષ્કળ હતી ને પુષ્પની રજ ઉડી હતી, તે ચંદ્રવા જેવી જણાતી હતી.[૨૭]

# સર્ગ ૪ થો.*

## વસિષ્ઠનાં વચનની પ્રશંસા.

**श्रीवाल्मीकिरुवाच**—मेघगंभीरया वाचा विश्रब्धपदसुंदरम् ।
इदं दशरथो वाक्यमुवाच मुनिनायकम् ॥ १ ॥

વાલ્મીકિ કહે છે—હવે દશરથરાજા, ગંભીર વાણી વડે વસિષ્ઠ મુનિને કહે છે કે,[૧] હે ભગવન્! કાલે કરેલા ઉપદેશનો શ્રમ, કે જે તપના શ્રમ કરતાં અધિક છે, તે તમારો શ્રમ શાંત થયો?[૨] આપે કાલે જે ઉપદેશ વચનો કહ્યાં, તે, શ્રોતાને આનંદજનક, સ્પષ્ટ રીતે સમજાય તેવાં અને અમૃત વૃષ્ટિ જેવાં હતાં, તેણે કરી અમે આનંદ પામ્યા છીએ.[૩] અમૃત જેવી મહા પુરુષોની શુદ્ધ વાણી, ચંદ્રનાં કિરણોની પેઠે તમ (અંધકાર અને અજ્ઞાન)ને દૂર કરી અંદર શીતલતા કરે છે.[૪] ચંદ્રનાં કિરણો કરતાં પણ મહા પુરુષોની વાણી ઉત્તમ છે. કારણ કે એ વાણી, બ્રહ્માનંદની પ્રાપ્તિનું સાધન છે તેટલા જ માટે અપૂર્વ આનંદ આપવાવાળી તથા મહા મોહને હરવાવાળી છે.[૫] તે આત્મારૂપી રત્નને પ્રકાશે છે અને રસવાળી છે. વળી મહા પુરુષોની યુક્તિઓ અપૂર્વ અને ઉત્તમ હોય છે. તે મહા પુરુષો વંદવા યોગ્ય છે.[૬] જેમ ચંદ્રનાં કિરણો અંધકારને દૂર કરે છે, તેમ સજ્જનનાં વચનો, મન, ઇંદ્રિય અને શરીરના દોષોને દૂર કરે છે.[૭] હે મુને! સંસારમાં તૃષ્ણા અને લોભ આદિ બેડી છે. તે અમારી બેડી આપનાં ઉપદેશ વચનોથી થોડી રહી ગઈ છે.[૮] જેમ જન્માંધ પુરુષો, સિદ્ધાંજન આંજી દૃષ્ટિને પામી સોનું જોવા પ્રવૃત્ત થાય, તેમ અમે બ્રહ્મજ્ઞાને કરી પ્રત્યગ્દૃષ્ટિને પામી, શુદ્ધ આત્માને જોવા માટે પ્રવૃત્ત થયા છીએ.[૯] તમારા ઉપદેશે કરી હૃદયમાં રહેલી અમારી સંસારવાસના ઓછી થઈ છે.[૧૦] હે મુને! બ્રહ્મવેત્તાનાં વચનો, જેવો આનંદ આપે છે, તેવો આનંદ, કલ્પવૃક્ષની મંજરીઓ અથવા અમૃત સમુદ્રના તરંગો પણ આપતા નથી.[૧૧] હે રામ! જે જે દિવસ, બ્રહ્મવેત્તાના પૂજનમાં વ્યતીત થાય છે, તે તે દિવસો, પ્રકાશમાં જાય છે. બાકીના અંધારામાં જાય છે.[૧૨] હે રામ! વસિષ્ઠ ગુરુ, પ્રસન્નતામાં બેઠા છે. માટે ચાલતા પ્રસંગને અનુસરી

* આ ચોથા સર્ગમાં 'રાજાએ વસિષ્ઠ મુનિનાં વચનની પ્રશંસા કરી, અને રામે કરેલી ચિંતાનો અનુવાદ,' એટલી વાત આવશે.

પૂછો.[૧૩] એ પ્રમાણે દશરથ રાજાના કહેવા પછી, રામ સામા ફરી વસિષ્ઠ મુનિ કહે છે.[૧૪]

## રામ પ્રતિ વસિષ્ઠનું પ્રશ્ન.

**વસિષ્ઠ** કહે છે—હે **રામ**! મેં તમને જે ઉપદેશ કર્યો, તે તમને યાદ છે? તેનો પૂર્વાપર વિચાર કર્યો?[૧૫] સત્ત્વ આદિ ગુણોના ભેદથી વિચિત્ર ઉત્પત્તિવાળી જીવ જાતિઓના વિભાગનું સ્મરણ કરો છો?[૧૬] મેં ઉપદેશ કરેલું પરમાત્મ સ્વરૂપ કે જે માયાએ કરી સ્થૂલ, સૂક્ષ્મ જગદ્રૂપે છે તે વાસ્તવિક તો પ્રપંચ રહિત છે, તે તમને યાદ છે? અને પોતાની બુદ્ધિએ કરી દશ્યથી જૂદું કરેલું પરમાત્મ સ્વરૂપ જાણો છો?[૧૭] હે **રામ**! આ જગત્, ઇશ્વરથી જેવી રીતે ઉત્પન્ન થયું, તે જાણો છો?[૧૮] અવિદ્યાનું સ્વરૂપ કે જે કાળે કરી નાશ પામે છે, વિસ્તારવાળું છે, અનંત (અગણિત) છે, છતાં પણ દેશ કાલાદિક કરી અંતવાળું છે, તેને યથાર્થ જાણો છો?[૧૯] ચિત્ત જ પુરુષ છે, અન્ય નથી; એ પ્રમાણે યુક્તિપૂર્વક જે પ્રતિપાદન કર્યું, તે બરાબર યાદ છે?[૨૦] ગઈ કાલે શ્રવણમાં જે આવ્યું હતું, તે સર્વનો રાત્રિમાં વિચાર કર્યો? ને મનમાં સ્થિર કર્યું?[૨૧] વારંવાર વિચારી મનમાં સ્થિર કરેલું વેદાંતશ્રવણ, મોક્ષ આપે છે. પણ અનાદરથી કરેલું, ને એટલા જ માટે સ્થિર ન થયેલું શ્રવણ, મોક્ષ આપતું નથી.[૨૨] હે **રામ**! તમારું મન, વિવેકવાળું છે. માટે તમે વેદાંતસિદ્ધાંતના ઉપદેશને યોગ્ય છો.[૨૩]

## રામે આપેલો ઉત્તર.

**વાલ્મીકિ** કહે છે.—એવી રીતે **વસિષ્ઠ મુનિએ** પૂછ્યું, તેથી **રામ** કહે છે.—[૨૪]

**રામ** કહે છે—હે ગુરુ **મહારાજ**! આપનાં ઉપદેશવચનો, મારા જાણવામાં આવે છે. તે આપની કૃપાનો મહિમા છે.[૨૫] મેં આપના પૂછવા પ્રમાણે જ કર્યું છે. રાતમાં નિદ્રા લીધી નથી, પણ આપનાં ઉપદેશવચનોનો વિચાર કર્યો છે.[૨૬] સંસારના ક્ષય માટે અજ્ઞાનની નિવૃત્તિ કરી બ્રહ્માનંદ આપે, એવાં ઉપદેશ વચનો આપે કાલે કહ્યાં.[૨૭] તે સર્વ વચનોને ક્રમથી રત્નની પેઠે હૃદયરૂપી પેટીમાં સંભાળી રાખ્યાં છે.[૨૮] આપનાં વચનો કે જે સંસારથી છોડાવવાવાળાં, મનોહર, પુણ્યકારક અને આનંદ આપવાવાળાં છે. તેને માથા ઉપર ચડાવી સંભાળી ન રાખે એવા સિદ્ધ કોણ છે?[૨૯] હે ગુરો! અમે આપની કૃપાથી શરદ્ઋતુના દિવસની પેઠે સંસારરૂપી ઝાકળને દૂર કરી પ્રસન્ન થયા છીએ.[૩૦] આપનો ઉપદેશ આરંભમાં સ્વલ્પ

સુખ આપે છે, મધ્યમાં વિશેષ સુખ આપે છે ને અંતમાં તો અતિ ઉત્તમ સુખ એટલે મોક્ષ આપે છે.[૩૧] હે મહારાજ! આપનું વચન વિકાશવાળું સ્વચ્છ, સુકાય નહીં તેવું અને પુણ્ય તથા પાપનાં ફલ સ્વર્ગ અને નરકને પ્રફુલ-કરસ કરવાવાળું છે. માટે કલ્પવક્ષનાં પુષ્પ જેવું છે, તે, અમને મોક્ષરૂપી ફલ આપે.[૩૨] આપ, સર્વશાસ્ત્રમાં કુશલ છો અને તીર્થરૂપ છો. કારણ કે ઉપદેશ-વચનરૂપી પુણ્યકારક જલથી ભરપૂર છો. હે મુને! વળી પણ ઉપદેશ વચનોનો પ્રવાહ ચાલતો કરો.[૩૩]



# સર્ગ ૫ મો.*

## જગતની શાંતિનો ઉપાય.

**श्रीवसिष्ठ उवाच**—इदमुत्तमसिद्धांतसुंदरं सुंदराकृते ।
उपशांतिप्रकरणं शृणुष्वावहितोहितम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! જેમાં સિદ્ધાંત કહ્યો છે, એવું આ ઉપશમ પ્રકરણ સાવધાન થઈ સાંભળો.[૧] જેમ થાંભલા મંડપને ધારણ કરે છે તેમ રાજસ્ તામસ્ પુરુષો આ સંસારને ધારણ કરે છે.[૨] હે રામ! તમ જેવા રાજસ્ સાત્વિક પુરુષો તથા કેવલ સાત્વિક પુરુષો, સર્પ, કાંચળીને જેમ તજે છે તેમ પરિપક્વ થયેલી માયાને તજે છે.[૩] કેમકે તે પુરુષો જગતની પરંપરાનો વિચાર કરે છે. જગતનો વિચાર, માયાના ત્યાગનું સાધન છે.[૪] શાસ્ત્ર શ્રવણે કરી સત્સંગથી અને સત્કાર્યો કરવાથી જેનાં પાપ નાશ પામ્યાં હોય તેની બુદ્ધિ પ્રકાશ, સ્વરૂપ અને સાર ગ્રહણ કરવાવાળી થાય છે.[૫] પોતાના મનમાં વિચાર કરી જ્યાં સુધી આત્મા જાણ્યો નથી, ત્યાંસુધી આત્માની પ્રાપ્તિ થતી નથી.[૬] તમે તો બુદ્ધિમાનમાં, નીતિ-માનમાં, ધીરમાં અને કુલીનમાં મુખ્ય છો; માટે આત્મ પ્રાપ્તિના અધિકારી છો.[૭] હે રામ! પોતે બુદ્ધિમાન્ છો. માટે સંસારમાં શું સત્ય છે ને શું અસત્ય છે, તેનો વિચાર કરો, ને સત્ય શોધો.[૮] જે આદિમાં ને અંતમાં હોય તે સત્ય કહેવાય છે અને જે આદિ અંતમાં ન હોય તે અસત્ય કહેવાય છે.[૯] જેનું મન,

* આ પાંચમા સર્ગમાં જગતની સ્થિતિ, કે જે અવિવેકે કરી વૃદ્ધિ પામી છે તે મનો-માત્ર છે. તેની શાંતિના ઉપાયનો ક્રમ સારી રીતે કહેવામાં આવશે.

અસત્ વસ્તુમાં લલચાય છે, તે મૂઢ પશુ જેવો જાણવો. તેને વિવેક કેમ થાય?[૧૦] મન જ થાય છે, વધે છે, એટલે બંધાય છે, ને આત્મજ્ઞાનથી મુક્ત થાય છે.[૧૧]

રામ પૂછે છે–હે મહારાજ! એ તો મારા જાણવામાં આવ્યું કે, આ ત્રણે ભુવનમાં મન જ સંસારી છે, ને જરા તથા મરણનું પાત્ર છે,[૧૨] માટે સંસાર તરવાનો જે ઉપાય છે, તે મને નિશ્ચય કરી કહો. કેમકે રઘુવંશીઓના હૃદયનું અજ્ઞાન તમે દૂર કરો છો.[૧૩]

વસિષ્ઠ કહે છે.–હે રામ! પ્રથમ તો મન શુદ્ધ કરો. જેથી જ્ઞાનને યોગ્ય થાય. શાસ્ત્રશ્રવણ, વૈરાગ્ય અને સત્સંગ, એ મનની શુદ્ધિના ઉપાયો છે.[૧૪] જ્યારે મન શુદ્ધ થાય ને વૈરાગ્ય થાય, ત્યારે ગુરુની પાસે જવું. જે ગુરુ, બ્રહ્મનિષ્ઠ હોય તથા શિષ્યને આત્મબોધ કરવામાં નિપુણ હોય,[૧૫] તે ગુરુના ઉપદેશ પ્રમાણે ઇષ્ટ દેવનું ધ્યાન કરવું ને પૂજન કરવું. તેથી પરમ પદની પ્રાપ્તિ થાયછે.[૧૬] આત્મવિચાર કરવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે, ને આત્માવડે સર્વ જગત્ વ્યાપ્ત છે, એમ જાણવામાં આવે છે.[૧૭] જીવ, જ્યાં સુધી આત્મવિચાર કરતો નથી, ત્યાં સુધી સંસારસમુદ્રમાં ઘાસની પેઠે તણાય છે.[૧૮] જેને વિચારથી આત્મા જાણવામાં આવ્યો છે તે પુરુષ સર્વ મનનાં દુઃખોને મૂકી દે છે.[૧૯] જેમ રાખમાં રહેલા સોનાને બીજા નથી જાણતા પણ સોની જાણે છે, તેમ શરીરમાં રહેલા આત્માને અજ્ઞાની નથી જાણતા, પણ જ્ઞાની જાણે છે કે આત્મા અક્ષય છે. દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદ રહિત છે, તે આત્માને જાણનારને મોહનો શો અવસર છે?[૨૦–૨૧] અજ્ઞાનીને મોહ થાય તે યોગ્ય છે પણ જ્ઞાનીને મોહ થવો યોગ્ય નથી.[૨૨] હે શ્રોતાઓ! જ્યાં સુધી આત્મા, જાણ્યો નથી ત્યાં સુધી તમને દુઃખ છે. આત્મા જાણ્યા પછી તો અનંત સુખ અને પરમ શાંતિ છે.[૨૩] આત્મા, દેહની સાથે એકતાને પ્રાપ્ત થયો છે. તેને પંચકોશના વિવેકે કરી દેહાદિકથી જૂદો કાઢી સાક્ષાત્ જુઓ ને સ્થિર થાઓ, વિલંબ મ કરો.[૨૪] જેમ કાદવમાં રહેલા સોનાને લેશમાત્ર પણ કાદવનો સંબંધ નથી તેમ આત્માને દેહાદિકનો લેશમાત્ર સંબંધ નથી, કેમકે તે શુદ્ધ છે.[૨૫] જલ અને તેમાં ઉગેલાં કમલનાં પાંદડામાં રહેલું જલબિંદુ જૂદાં નથી, તેમ બ્રહ્મ અને જીવ જૂદા નથી, એમ ઉંચો હાથ કરી પોકારું છું, પણ કોઈ મારું સાંભળતું નથી.[૨૬] મન, જ્યાં સુધી વિષયવાસનામાં ડુબેલું છે, ભોગને ગોત્યા કરે છે ને આત્મવિચાર કરતું નથી, ત્યાં સુધી ચંદ્ર, અગ્નિ, નક્ષત્ર કે બાર સૂર્ય, કોઇ પણ સંસારરૂપી અંધકારને લેશમાત્ર પણ ભેદી શકતું

નથી.[૨૭-૨૮] મન, જ્યારે આત્માને જાણે છે, ને પરમાર્થ સ્વરૂપને યથાર્થ જુએ છે, ત્યારે સૂર્યોદય વખતે રાત્રિનું અંધકાર જેમ નાશી જાય તેમ મનનું અજ્ઞાન, નાશી જાય છે.[૨૯] સમાધિથી આત્મજ્ઞાન થાય છે, ને તેથી સંસારની નિવૃત્તિ થાય છે, જે સંસાર અનંત દુઃખનું કારણ છે. માટે મનને બોધ કરવો કે,[૩૦] જેમ આકાશને રજનો સંબંધ નથી, જેમ કમલને જલનો સંબંધ નથી, તેમ આત્માને દેહનો સંબંધ નથી.[૩૧] જેમ કાદવ સોનાની સાથે મળીને પણ જૂદો રહે છે, પરંતુ તાદાત્મ્ય ભાવને પામતો નથી; તેમ દેહ, આત્માની સાથે જૂદો રહે છે પણ તાદાત્મ્ય ભાવને પામતો નથી.[૩૨] જેમ આકાશમાં શ્યામતા જોવામાં આવે છે, તેમ આત્મા વિષે સુખદુઃખનો અનુભવ થાય છે, તે મિથ્યા છે.[૩૩] સુખ અને દુઃખ અજ્ઞાને કલ્પેલાં છે, માટે અજ્ઞાનને છે; તે અજ્ઞાન નાશ પામે તો દેહ કે આત્મા કોઇને પણ તે સુખદુઃખ નથી.[૩૪] તે સુખ નથી, ને દુઃખ પણ નથી. હે **રામ**! સર્વ, શાંત આત્મમય છે.[૩૫] જે આ સૃષ્ટિઓ છે તે, જલમાં તરંગની પેઠે અને આકાશમાં પીછાંની પેઠે મિથ્યા દેખાય છે.[૩૬] જેમ મણિ, પોતાની કાંતિ, કારણ વિના પ્રસારે છે, તેમ આત્મા સૃષ્ટિઓને પ્રસારે છે.[૩૭] જગતને લઇ આત્માને દ્વૈતભાવ પ્રાપ્ત થતો નથી, કેમકે જગત્ અનિર્વચનીય છે. આભાસમાત્ર છે. તેથી અજ્ઞાન વખતે જગત્‌રૂપે દેખાય છે.[૩૮] આ સર્વ જગત્ બ્રહ્મ જ છે. માટે હું જૂદો અને જગત્ જૂદું, એ ભ્રાંતિ તજો.[૩૯] હે **રામ**! જેમ સમુદ્રમાં તરંગો મિથ્યા છે, તેમ બ્રહ્મ કે જે દેશપરિચ્છેદ, વસ્તુપરિચ્છેદ તથા કાળપરિચ્છેદ, એ ત્રણે પરિચ્છેદ રહિત છે; તેને વિષે સૃષ્ટિઓ મિથ્યા છે.[૪૦] પરમાત્મ વસ્તુ, એક જ છે, તેજ સર્વ રૂપે છે. તેમાં દ્વૈતકલ્પના, અગ્નિમાં હિમ જેમ સંભવતું નથી, તેમ સંભવતી નથી.[૪૧] આત્મા ચિદ્રૂપ છે અને માયા સંબંધ રહિત છે. તે આત્મા પોતા વિષે જગત્‌રૂપે થાય છે.[૪૨] હે **રામ**! શોક નથી, મોહ નથી, જન્મ નથી તથા જન્મવાન્ નથી. જે છે, તેજ વસ્તુ છે, માટે નિશ્ચિંત રહો.[૪૩] શીત અને ઉષ્ણ આદિ દ્વંદ્વથી રહિત થાઓ. મનનો વિક્ષેપ મૂકો. યોગ ક્ષેમ રહિત, આત્મનિષ્ઠ, અદ્વિતીય અને શોક રહિત થાઓ; તથા નિશ્ચિંત રહો.[૪૪] સમાન, સ્વસ્થ, સ્થિર બુદ્ધિવાળા, શોક રહિત થાઓ. મનન કરો અને નિશ્ચિંત રહો.[૪૫] અવિદ્યા અને તેનાં કાર્યોથી શુદ્ધ થાઓ. સંકલ્પ તજો. બુદ્ધિ સ્થિર કરો. મન વશમાં રાખો. ને ઈશ્વરેચ્છાથી જે પ્રાપ્ત થાય તેને ભોગવો. નિશ્ચિંત રહો.[૪૬] રાગ દ્વેષને મૂકો. મનના મેલને તજો. પાપ દૂર કરો. ત્યાગ મ કરો અને ગ્રહણ મ કરો ને

નિશ્ચિંત રહો.[૪૭] વિશ્વાતીતપદ (મોક્ષ પદ)ને પ્રાપ્ત થાઓ. પ્રાપ્ત થવા યોગ્ય વસ્તુથી પૂર્ણ રહો. પૂર્ણ સમુદ્ર જેવા ક્ષોભ રહિત થઈ નિશ્ચિંત રહો.[૪૮] વિકલ્પજાલને મૂકો. માયારૂપી કાજળને વર્જો ને સ્વસ્વરૂપમાં મગ્ન રહી નિશ્ચિંત થાઓ[૪૯] આત્માના જ્ઞાને કરી બ્રહ્મરૂપ થાઓ, મેરુ જેવા ધીર થાઓ ને નિશ્ચિંત રહો.[૫૦] જે પ્રાપ્ત થાય તેને ભોગવો. કોઇને પણ ઇચ્છો મા. ત્યાગ મ કરો ને ગ્રહણ પણ મ કરો ને નિશ્ચિંત થાઓ.[૫૧] મનમાં પૂર્ણ કામ થાઓ. સર્વ તાપની શાંતિનાં સુખમાં રહો અને નિશ્ચિંત થાઓ.[૫૨] હે **રામ**! આ જગત્ રચના અસત્ છે. જ્ઞાની તેને સત્ માની વળગી રહેતો નથી. તમે જ્ઞાની છો. સંકલ્પ રહિત છો. બાધ વર્જિત છો અને નિત્ય ચિદ્રૂપ છો. માટે નિશ્ચિંત થાઓ.[૫૩] હે **રામ**! તમારા પિતાએ આપેલાં ચક્રવર્તી રાજ્યનું ચિરકાલ પર્યંત ધર્મથી પાલન કરો ને તેથી સર્વ પ્રજા તથા રાજાઓને પ્રસન્ન કરો. પ્રારબ્ધકર્મ અવશ્ય ભોગવવાં પડે છે. માટે તેમાં રાગદ્વેષ ઉચિત નથી.[૫૪]



# સર્ગ ૬ ઠ્ઠો.*

## જીવન્મુક્તિનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच**—इमं विश्वपरिस्पंदं करोमीत्यरतवासनम् ।
प्रवर्तते यः कार्येषु स मुक्त इति मे मतिः ॥ १ ॥

**વસિષ્ઠ કહે છે.**—ચુંબકના સમીપમાં લોઢું જેમ તેમ હું, આત્માના સમીપ માત્રમાં શ્રુતિ, સ્મૃતિ તથા સદાચાર પ્રાપ્ત સર્વ વ્યવહાર કરું છું, એવી રીતે વાસના વિના સર્વ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તે મુક્ત કહેવાય છે.[૧] કેટલાક મૂઢ પુરુષો, મનુષ્ય દેહને પામીને પણ સકામ કર્મ કરે છે તેથી સ્વર્ગમાંથી નરકમાં પડે છે, ને નરકમાંથી સ્વર્ગમાં જાય છે.[૨] કેટલાક મૂઢ પુરુષો, સત્કર્મ મૂકી નિષિદ્ધ કર્મ કરે છે, તેથી એક નરકમાંથી બીજા નરકમાં પડે છે, એક દુઃખથી બીજું દુઃખ ભોગવે છે, ને એક ભયથી બીજા ભયને પામે છે.[૩] કેટલાક, નરકમાં પાપનાં ફલ ભોગવી પશુ પક્ષીની યોનિને પ્રાપ્ત થાય છે ને તેમાંથી સ્થાવર થાય છે ને વળી

* આ છઠ્ઠા સર્ગમાં પ્રથમ જીવન્મુક્ત પુરુષોની કર્મગતિ કહેવામાં આવશે અને જીવન્મુક્તિની પ્રાપ્તિ માટે સામાન્ય ક્રમ કહેવામાં આવશે.

પશુ પક્ષીની યોનિને પામે છે.[૪] આત્મવિચારવાળા કેટલાક પુરુષો તૃષ્ણાબંધન તૂટી જવાથી બ્રહ્મપદને પામે છે.[૫] પૂર્વે કેટલાક જન્મો ભોગવ્યા પછી વર્ત્તમાન જન્મમાં જે મુક્ત થાય છે તે રાજસ્ સાત્ત્વિક કહેવાય છે.[૬] એ રાજસ્ સાત્વિક, જન્મ્યા પછી પુનમના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામે છે. તેના શાંતિ આદિ ગુણો પણ વધે છે. તેને નિત્ય નિત્ય વસ્તુવિવેક વૈરાગ્ય મુમુક્ષુતા અને શમદમાદિ સંપત્તિ એ સાધન ચતુષ્ટય સિદ્ધ થાય છે.[૭] હે રામ! જેનો વર્ત્તમાન જન્મ છેલ્લો હોય તેને બ્રહ્મવિદ્યામાં ઉપયોગી સર્વ વિદ્યા થોડા વખતમાં પ્રાપ્ત થાય છે.[૮] આર્યતા, હૃદયતા, મૈત્રી, સૌમ્યતા, દયા અને જ્ઞાતા (જ્ઞાન) એ સર્વ, જનાનામાં સ્ત્રીઓ જેમ રહે તેમ તે પુરુષમાં સદા રહે છે.[૯] એ મુમુક્ષુ, સર્વ કાર્યનો આરંભ કરે છે. પણ તેના લાભમાં હર્ષ કરતો નથી. તે હાનિમાં શોક કરતો નથી.[૧૦] તે પુરુષવિષે સુખ દુઃખાદિ દ્વંદ્વ, દિવસમાં અંધકાર જેમ ક્ષય પામે, તેમ ક્ષય પામે છે અને શરદ ઋતુમાં મેઘ જેમ શુદ્ધ થાય તેમ ધૈર્ય અને શ્રદ્ધા આદિ ગુણો શુદ્ધ થાય છે.[૧૧] વનનાં મૃગલાં, વાંસના મધુર શબ્દને જેમ ઇચ્છે તેમ સર્વ માણસો, એ સદાચાર-વાળાને ઇચ્છે છે.[૧૨] ઇત્યાદિ ગુણો, છેલ્લા જન્મવાળા મુમુક્ષુ પુરુષને અનુસરે છે.[૧૩] પછી એ મુમુક્ષુ, ગુરુને શરણે જાય છે, ત્યારે ગુરુ, તેને આત્મા તથા અનાત્માના વિવેકના ઉપાયોનો ઉપદેશ કરી મનન કે જે પોતાની બુદ્ધિથી કરવાનું છે, તેમાં લગાડે છે.[૧૪] વિચાર, વૈરાગ્ય અને શાંતિ આદિ ગુણવાળા ચિત્તે કરી આત્માને જુવે છે. તે આત્મા, બાધરહિત અને આનંદૈકરસ છે.[૧૫] એ પુરુષ, પ્રથમ તો જ્ઞાનની દૃઢતા માટે શાંત મનમાં મનન કરે છે.[૧૬] જે છેલ્લા જન્મવાળા હોય છે, તે મહા પુરુષો, બ્રહ્મરૂપે થાય તેવી રીતે મનને બોધ કરે છે.[૧૭] તે પુરુષો, જીવન્મુક્ત ગુરુ પાસેથી પ્રત્યગાત્માનું શ્રવણ કરી, તેનું મનન કરી પ્રત્યગભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી મોક્ષને પામે છે.[૧૮]



# સર્ગ ૭ મો.*

## જીવન્મુક્તિની પ્રાપ્તિના બે ક્રમ.

**श्रीवसिष्ठ उवाच**–एष तावत्क्रमः प्रोक्तः सामान्यः सर्वदेहिनाम् ।
इममन्यं विशेषं त्वं शृणु राजीवलोचन ॥ १ ॥

વસિષ્ઠ કહે છે.–હે રામ! જીવન્મુક્તિની પ્રાપ્તિનો સર્વ સાધારણ ક્રમ કહ્યો. હવે કોઈ ભાગ્યશાલીને માત્ર વિચાર કરવાથી જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે, તેનો ક્રમ કહું છું.[1] આ સંસારમાં પ્રાણીના મોક્ષ માટે બે ક્રમ ઉત્તમ છે.[2] ગુરુના ઉપદેશ પ્રમાણે શ્રવણ મનન આદિ કરવાથી એક જન્મમાં અથવા ઘણા જન્મ પછી મોક્ષ આપવાવાળો ક્રમ, પહેલો ક્રમ છે. તે, આગલા એટલે (૬) ઠ્ઠા સર્ગમાં કહ્યો.[3] આકાશમાંથી પડેલા ફલની પેઠે પોતાની મેળે વિચાર કરવાથી અકસ્માત્ જ્ઞાનની પ્રાપ્તિ થાય, તે બીજો ક્રમ છે.[4] જેના પૂર્વ જન્મનાં પાપરૂપી પ્રતિબંધ દૂર થયા હોય અને જેને છેલ્લો જન્મ હોય તેવા ભાગ્યવાન્ પુરુષો, આકાશથી પડેલા ફલની પેઠે અકસ્માત્ જ્ઞાન પામે છે. તે વિષયમાં પ્રાચીન ઇતિહાસ કહું છું, તે તમે સાંભળો.[૫–૬]

# સર્ગ ૮ મો.†

## સિદ્ધ ગીતા.

**श्रीवसिष्ठ उवाच**–अस्त्यस्तमितसर्वापदुद्यत्संपदुदारधीः ।
विदेहानां महीपालो जनको नाम वीर्यवान् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે.–હે રામ! જેની સર્વ આપત્તિઓ, અસ્ત પામી હતી, સર્વ સંપત્ વૃદ્ધિ પામતી હતી, ને બુદ્ધિ ઉદાર હતી, તેવા જનક રાજા હતા. એ

---

* આ સાતમા સર્ગમાં 'પોતાના વિચારે' કરી વિવેકી મનના પુરુષને આકાશમાંથી પડેલાં ફલ જેવી અકસ્માત્ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે એમ કહેવામાં આવશે.

† આ આઠમા સર્ગમાં 'વસંત ઋતુમાં વનમાં વિચરતા જનક રાજાને સિદ્ધ પુરુષે ગાયેલા શુભ શ્લોકો સાંભળવામાં આવ્યા' એટલી વાત આવશે.

વિદેહ દેશના રાજા હતા.[૧] એ યાચક જનને કલ્પ વૃક્ષ જેવા, મિત્રરૂપી કમલને સૂર્ય જેવા, બંધુરૂપી પુષ્પોને વસંત જેવા અને સ્ત્રીઓને કામ જેવા હતા.[૨] બ્રાહ્મણોને આનંદ આપવામાં ચંદ્ર જેવા ને શત્રુરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્ય જેવા હતા. સુજનતાના રત્નાકર હતા ને વિષ્ણુની પેઠે પૃથ્વીનું પાલન કરતા હતા.[૩] તે, કદાચિત્ વસંતમાં મનોહર બગીચો, કે જેમાં વૃક્ષો ફૂલેલાં હતાં ને કોકિલાઓ શબ્દ કરતી હતી, તેમાં ગયા.[૪–૫] તે બગીચામાં મંદ, સુગંધી અને શીતલ પવન વાતો હતો, ત્યારે પોતાના નોકરોને એક સ્થલે બેસાડી પોતે ક્રીડા પર્વતનાં લતાગૃહોમાં ફરતા હતા.[૬] ફરતાં ફરતાં તમાલ વૃક્ષનાં ઝુંડમાં અદૃશ્ય રહેલા સિદ્ધ પુરુષોએ કહેલા શ્લોકો કે જેનાં શ્રવણ માત્રથી પોતાની મેળે આત્મસાક્ષાત્કાર થાય, અને જે પોતા માટે એટલે જનક રાજા માટે કહેલા હતા, તે સાંભળવામાં આવ્યા.[૭–૮]

સિદ્ધો કહે છે–દૃષ્ટાનો દૃશ્યની સાથે યોગ થવાથી વિષયાકાર વૃત્તિમાં જે આનંદ પ્રતીત થાય છે, તે જ સાક્ષીભૂત આત્મા છે. વિષયાકાર વૃત્તિમાં પ્રતીત થતા આનંદને વિષયકોટીમાં ગણીએ તો તેને જડતા પ્રાપ્ત થાય છે, ને કર્તા તથા કરણની વૃત્તિ કોટીમાં ગણીએ તો કર્તા આદિ કારણ હોવાથી આનંદના શેષપણાના અનુભવનો વિરોધ આવે છે. માટે તે આનંદ સાક્ષી આત્મરૂપ છે, તેનો અનુભવ એકાગ્ર મનથી સદા કરીએ છીએ.[૯]

બીજા સિદ્ધો કહે છે–દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીનો અને વાસનાનો ત્યાગ કરવાથી સર્વની ઉત્પત્તિનો સાક્ષી અને ત્રિપુટીનો પણ જે સાક્ષી છે તે આત્માનો અનુભવ, સદા કરીએ છીએ.[૧૦]

બીજા સિદ્ધો કહે છે–આત્મા કે જે અસ્તિતાનો તથા નાસ્તિતાનો સાક્ષી છે ને સર્વ જગતનો પ્રકાશક છે, તેનો અનુભવ સદા કરીએ છીએ.[૧૧]

બીજા સિદ્ધો કહે છે–જગતના વ્યવહાર માટે જે કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ, એ છ કારણ રૂપે જે થાય છે, જે સર્વ જગતનું અધિષ્ઠાન છે, જે સર્વ જગતરૂપે છે, અને જે પરમાર્થ સત્ય છે તે આત્માનો સદા અનુભવ કરીએ છીએ.[૧૨]

બીજા સિદ્ધો કહે છે–જે, અકારથી લઈ હકાર પર્યંત વર્ણસમામ્નાયમાં રહ્યો છે, સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મરૂપે છે, તે આત્માની સદા ભાવના કરીએ છીએ.[૧૩]

બીજા સિદ્ધો કહે છે–જે પુરુષો, હૃદયમાં રહેલા પરમેશ્વરને મૂકી અન્ય-દેવની ઉપાસના કરે છે, તે, હાથમાંથી કૌસ્તુભમણિને તજીને રત્નની ઇચ્છા કરે છે.૧૪

અન્ય સિદ્ધો કહે છે–આત્માની પ્રાપ્તિનું કારણ, વૈરાગ્ય છે. માટે સર્વ વિષય વાસના તજી દેવી. તેથી આત્માની પ્રાપ્તિ થાય છે ને તેણે કરી અજ્ઞાન કે જે આશારૂપી વિષલતાનું મૂલ છે, તે ઉખડી જાય છે.૧૫

બીજા સિદ્ધો કહે છે.–જે, વિષયોની વિરસતાને જાણીને પણ તેમાં પ્રીતિ કરે છે તેને નર નહીં પણ ખર જાણવો.૧૬

અન્ય સિદ્ધો કહે છે–ઇંદ્રિયનિગ્રહ, આત્મ પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. માટે ઇંદ્રિયો વશમાં કરવી. તેમ કરતાં જે ઇંદ્રિય ઉઠે તેને વિવેકથી બેસાડી દેવી.૧૭

અન્ય સિદ્ધો કહે છે–ઉપશમ સુખ, મુખ્ય સાધન છે. બીજાં સર્વ, તે ઉપશમ માટે છે. તેથી ઉપશમ માટે પ્રયત્ન કરવો. ઉપશમવાળાનું ચિત્ત શાંતિ પામે છે. શાંતિવાળાની સ્થિતિ, સુખરૂપ સ્વસ્વરૂપમાં ચિરકાળ પર્યંત થાય છે.૧૮

# સર્ગ ૯ મો.*

## જનકરાજાનો વિચાર.

**श्रीवसिष्ठ उवाच**–इति सिद्धगणोद्गीता गीताः श्रुत्वा महीपतिः ।
विषादमाजगामाशु भीरूरणरवादिव ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! એવી રીતે સિદ્ધ પુરુષોએ ગાયેલી ગીતાને સાંભળી જનક રાજા, નિર્વેદ પામ્યા. તેથી પોતાનો પરિવાર લઈ ઘેર આવ્યા.૧–૨ પરિવારને પોતપોતાને ઘેર જવા માટે રજા આપી મહેલના ઉપરના ભાગમાં ચઢયા.૩ ત્યાં લોકગતિને પક્ષીની પાંખો જેવી જોઈ વિલાપ કરવા લાગ્યા કે૪ અરે પાણામાં પાણા જેમ અથડાય તેમ આ કષ્ટકારી સંસારમાં હું અથડાઉં છું.૫ મનુષ્યનું સો વર્ષનું આયુષ્ય, તે, અનંત કાળનો અંશમાત્ર છે, તેમાં મને આશા રહે છે, માટે મને ધિક્કાર છે.૬ રાજ્ય કે જે જીવન પર્યંત રહે છે, તે શું માત્ર છે? તે વિના મને શું દુઃખ થાય?૭ હું આદિમાં અને અંતમાં

* આ નવમા સર્ગમાં 'સિદ્ધ ગીતા સાંભળી રાજાને નિર્વેદ થયો, તેથી તેણે પદાર્થના મૂલનો વિચાર કરી મનનો નિર્ણય કર્યો,' એટલી વાત આવશે.

અનંત છું. દેહાવસ્થામાં અજ્ઞાને કરી અનિત્યતા જણાય છે, પણ તે મિથ્યા છે. ચિત્રના ચંદ્રે કરી બાલક જેમ પ્રસન્ન થાય તેમ હું દેહે કરી મિથ્યા પ્રસન્ન થાઉં છું.[૮] કોઈ પણ જાદુગરે મને મોહમાં નાંખ્યો છે, તેથી હું મોહ પામું છું, તે મહા કષ્ટની વાત છે.[૯] વસ્તુ, સુખરૂપ પરિચ્છેદ વગરની અને જન્મરહિત હોય તેવું કાંઈ પણ આ જગતમાં જોવામાં આવતું નથી. મારી બુદ્ધિ, કયાં સ્થિર થાય?[૧૦] એ આત્મા, દૂર પણ નથી; કેમ કે દૂર રહેલો પદાર્થ પણ મારા મનમાં હોવાથી પાસે જ છે. એટલા માટે બાહ્ય પદાર્થની ભાવનાને તજું છું.[૧૧] લોકોની પ્રવૃત્તિ વિષયસુખ માટે હોવાથી દુ:ખરૂપ છે; કેમકે વિષય સુખ વિનાશી છે, તેમાં પ્રીતિ શા કામની?[૧૨] પ્રતિવર્ષ, પ્રતિમાસ પ્રતિદિવસ, અને પ્રતિક્ષણ સુખ દુ:ખવાળાં હોય છે; ને દુ:ખ તો વખતો વખત આવે છે.[૧૩] વિચાર કરતાં રાજ્ય, સુખ અને સ્વર્ગાદિ સુખ વિનાશી છે. માટે મુમુક્ષુ પુરુષને જેમાં પરમશાંતિ થાય, એવો પદાર્થ કાંઈ પણ નથી.[૧૪] ઇંદ્ર આદિ પણ કાળે કરી નીચે પડે છે. માટે હે દુષ્ટ મન! રાજ્ય આદિ સુખમાં શું પ્રીતિ રાખે છે?[૧૫] હું તો દોરડાં વગર બંધાયો છું. કાદવ વિના મેલો થયો છું, ઉપર રહ્યો હતો છતાં પડયો છું, મારી સ્થિતિ, આત્મા વિષે હતી તે નાશ પામી.[૧૬] હું જાણું છું છતાં પણ આ મોહ, અકસ્માત્ કયાંથી આવ્યો?[૧૭] આ મહા ભોગો, શું છે? ને આ બાંધવો કોણ છે? કલ્પેલાં ભૂતે કરી બાલક જેમ વ્યાકુલ થાય તેમ હું કલ્પિત જગતે કરી વ્યાકુલ છું.[૧૮] અનિત્ય ભોગો વિષે આસ્થા કે જે જરા તથા મરણ આપવાવાળી છે તેને હું પોતે કાં રાખું છું?[૧૯] ભોગ સંપત્તિ, જલના પરપોટા જેવી મિથ્યા છે. માટે તે રહે, વા જાય, તે પ્રતિ આગ્રહ શો?[૨૦] પૃથુ તથા મરુત્ત આદિ મહારાજાઓ અને તેઓના મોટા વૈભવો, સર્વે નામ માત્ર શેષ રહ્યા. ત્યારે વર્તમાનમાં આસ્થા શા માટે?[૨૧] રાજાઓનાં ધન કયાં ગયાં? બ્રહ્માનાં આગલાં બ્રહ્માંડો કયાં ગયાં? ત્યારે હવે મારે તેમાં શું આસ્થા રાખવી?[૨૨] જલમાં પરપોટાની પેઠે લાખો ઇંદ્રો થઈ ગયા તેમ છતાં જીવવાની આશા રાખું છે, તેથી વિવેકી પુરુષો મારી હાંસી કરશે.[૨૩] કરોડો બ્રહ્માઓ ગયા, સર્ગના સર્ગો થઈ ગયા, રાજાઓ ધૂળની પેઠે ઉડી ગયા, હવે મારે જીવવાની આશા શું કરવી?[૨૪] આ સંસાર, સ્વપ્ન જેવો છે. તેમાં જો આસ્થા રાખું તો મારી અવિવેકીતાને ધિક્કાર છે.[૨૫] આ, તે, હું, તેમાં 'આ' એ અપરોક્ષતાની કલ્પના, 'તે' એ પરોક્ષતાની કલ્પના અને 'હું' એ દેહ વિષે આત્મતાની કલ્પના, એ ત્રણે કલ્પના મિથ્યા છે. અહંકાર નામના પિશાચે

મૂઢની પેઠે મને મોહમાં નાંખ્યો છે.[૨૬] પળ, ઘડી અને મુહૂર્ત આદિ કાળે કરી મારું આસુષ્ય ક્ષણે ક્ષણે ક્ષીણ થાય છે. તેને જોતાં છતાં પણ જોતો નથી.[૨૭] પ્રલયના રુદ્રો, કે જેણે ભુવનોમાં બ્રહ્માદિકને પણ દબાવ્યા છે અને વિષ્ણુ આદિના દેહોને દડાની પેઠે ઉડાડ્યા છે, તે પણ કાળના કોળિયા થઈ ગયા. ત્યારે હે જીવવાની આશા! તું મને કાં દુઃખ દે છે?[૨૮] આ અવસ્થામાં દિવસો આવે છે ને જાય છે; તેમાં એવો દિવસ એકે ન આવ્યો, કે જેમાં આનંદૈકરસ બ્રહ્મનું જ્ઞાન થયું.[૨૯] તળાવમાં સારસો જેમ ઉડે તેમ સર્વ જનના મનમાં ભોગો સ્ફુરે છે, પણ આત્મા સાક્ષાત્કાર સ્ફુરતો નથી.[૩૦] હું મહા કષ્ટને પ્રાપ્ત થયો છું, મહા દુઃખમાં પડયો છું, કેમકે અદ્યાપિ મને વૈરાગ્ય થયો નહીં. હું વિષયમાં પ્રીતિ રાખું છું, માટે મને ધિક્કાર છે.[૩૧] જે જે ભવ્ય પદાર્થમાં દૃઢ પ્રીતિ થાય છે, તે તે પદાર્થો, નાશવાળા દેખાય છે, માટે તેમાં ઉત્તમ શું છે?[૩૨] અવસ્થા, મધ્યમાં અટલે જુવાનીમાં મનોહર છે. ધર્મ, પરિણામે મનોહર છે ને વિષયો ઉપરથી મનોહર જણાય છે, તે સર્વ, અપવિત્ર અને વિનાશી છે.[૩૩] મનુષ્ય, જે જે પદાર્થમાં આસ્થા રાખે છે તે તે પદાર્થમાં તેને દુઃખ થતું દેખાય છે.[૩૪] અજ્ઞાની જન, રાગ અને દ્વેષ વધવાથી પાપી દશાને પામે છે; હિંસા આદિમાં પ્રવૃત્તિ થવાથી અતિ ક્રૂર દશા ભોગવે છે; ને ફળ વખતે ખેદકારક દશા ભોગવે છે; તેથી અજ્ઞાનીને વિશ્રામની આશા નથી.[૩૫] અજ્ઞાની જનની બાલ્યાવસ્થા અજ્ઞાનમાં જાય છે; યુવાવસ્થા કામ ભોગમાં જાય છે; ને શેષ અવસ્થા સ્ત્રી પુત્રની ચિંતામાં જાય છે, તેમાં અજ્ઞાની, મોક્ષનું સાધન કયારે કરે?[૩૬] સંસાર કે જે આદિ અંતમાં અસત્ છે, ભોગ વખતે વિરસ છે ને દરિદ્રતા, રોગ તથા વૃદ્ધાવસ્થા આદિ વિષમ દશાવાળો છે, એવી રીતે અસાર છે છતાં સારવાળો છે, એમ અજ્ઞાની માને છે.[૩૭] રાજસૂય અને અશ્વમેધ આદિ સેંકડો યજ્ઞ કરીને પણ સ્વર્ગ પ્રાપ્ત થાય છે. જે મહા કલ્પ પર્યંત રહે છે, તે સ્વર્ગ પણ મહા કાળની દૃષ્ટિમાં લેશ માત્ર છે.[૩૮] સ્વર્ગમાં પણ પરમ સુખ નથી, કેમકે ત્યાં દૈત્યોથી દુઃખ થાય છે; માટે પૃથ્વી, પાતાળ કે બીજે કોઇ પણ સ્થળે એવો ભાગ નથી, કે જેમાં આપત્તિ ન હોય.[૩૯] અભિમાન હોવાથી આધિ તથા વ્યાધિની નિવૃત્તિ થતી નથી, તેથી અજ્ઞાનીને કયાંય પણ વિશ્રાંતિ મળતી નથી.[૪૦] વર્તમાન પદાર્થને માથે અસત્તા રહી છે, ઉત્તમને માથે અધમતા રહી છે, ને સુખને માથે દુઃખ રહ્યું છે, તેમાં હું કોનો આશ્રય લઉં?[૪૧] પામર પ્રાણીઓ સદા જન્મે છે ને મરે છે; તેમાં

વિવેકી પુરુષો દુર્લભ છે.[૪૨] સ્ત્રીઓ, કમલ જેવાં નેત્રવાળી અને અતિ પ્રેમાળ હોય છે, તે પણ હસવા યોગ્ય છે. કેમકે તે ક્ષણિક વિલાસવાળી અને વિનાશી છે.[૪૩] હું રાજા છું, છતાં પણ કોણ માત્ર!! કારણ કે મારા કરતાં મોટા પુરુષો કે જેના નિમેષ માત્રથી જગત્ ઉત્પન્ન થાય છે ને લય પામે છે, તેવા અનેક છે.[૪૪] કેટલાક પદાર્થો અતિ સુંદર તથા સ્થિર છે, તે પણ આદિ અંતમાં ચિંતાજનક છે. માટે હે મન! તું તેને શું કામ ઇચ્છે છે?[૪૫] રત્ન, હાથી, ઘોડા, ધન, સ્ત્રી, આદિ વિવિધ સંપત્તિઓ છે, તે સર્વમાં પ્રીતિ રાખવાથી મહા આપત્તિ થાય છે. કારણ કે તે પદાર્થોને મેળવવામાં દુઃખ મળ્યા પછી રક્ષણમાં દુઃખ ને વળી તે અવશ્ય વિનાશી હોવાથી નાશ પામે ત્યારે દુઃખ, એ પ્રમાણે દુઃખમય છે.[૪૬] દરિદ્રતા, બંધુનાશ તથા રાજ્યનાશ, આદિ નાના પ્રકારની આપત્તિઓ, સજ્જનના સંગનું તીર્થનું, તપનું અને જ્ઞાનનું કારણ છે; એમ જાણવામાં આવે તો આપત્તિ પણ સંપત્તિરૂપ જ છે.[૪૭] આ જગત્ મનઃકલ્પિત છે અને મિથ્યા છે. તેમાં 'હું' 'મારું' એવી અક્ષરમાલા, કયાંથી આવી![૪૮] આ જગતસ્થિતિ, કાકતાલીયની પેઠે અણધારી થઇ છે. તેમાં 'આ ગ્રહણ કરવા યોગ્ય છે,' 'આ તજવા યોગ્ય છે,' એવી મિથ્યા કલ્પના, મન, કે જે ભોગલંપટ છે, તેણે કરી છે.[૪૯] વિષયસુખ કે જે દેશપરિચ્છેદ, વસ્તુપરિચ્છેદ અને કાલપરિચ્છેદવાળાં છે, તેમ જ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણ તાપવાળી છે; તેમાં દીપશીખામાં પતંગ જેમ આસક્તિવાળો છે, તેમ હું આસક્તિવાળો છું.[૫૦] અતિ તાપવાળા રૈરવાગ્નિમાં લોટવું સારું, પણ અનિત્ય સુખવાળા સંસારમાં રહેવું સારું નથી. તાત્પર્ય કે નિરંતર દુઃખભોગ અભ્યાસથી સહન થાય, પણ સુખ પછી દુઃખભોગ, સહન થાય નહીં.[૫૧] સંસાર, દુઃખની સીમા છે. તેમાં દેહ પડયો છે, ત્યારે સુખ કયાંથી થાય?[૫૨] સંસાર મહા દુઃખરૂપ છે. તેમાં રહેલા પુરુષો, અન્ય દુઃખને સુખજેવાં માને છે.[૫૩]મારી સ્થિતિ કાષ્ઠજેવી છે, તેથી હું અજ્ઞાનીના જેવી દશા પામ્યો છું.[૫૪] આ સંસારવૃક્ષના અંકુર, સંકલ્પો છે; શાખા, દેહ તથા ભુવનો છે; શરીર, આત્મા છે; ફ્લ, સુખ દુઃખ છે; ને પલ્લવ, રાગદ્વેષ આદિ છે. તેનું મૂલ, મન છે.[૫૫] એ મન, સંકલ્પમય છે; માટે સંકલ્પની શાંતિવડે મનને સુકવી દઉં, જેથી સંસારવૃક્ષ સૂકાઈ જાય.[૫૬] મન, વાંદર જેવું છે. તેની ચપલતા દેખવામાં સારી, પણ સંસારમાં ભટકાવવાવાળી છે. ત મારા જાણવામાં આવી છે. હવે હું આજથી તેમાં પ્રીતિ નહી કરું.[૫૭] સંસારવૃત્તિઓ કે જે સેંકડો આશાપાશવાળી છે અને જન્મ

મરણનાં દુઃખ આપે છે, તે ભોગવી, હવે હું વિશ્રામ લઈશ.[૫૮] હાય! હું હણાયો છું, નાશ પામ્યો છું ને મર્યો છું. એ પ્રકારનો વખતો વખતનો શોક ગયો. હવે હું શોક કરીશ નહીં.[૫૯] હવે હું જાગ્યો છું, પ્રસન્ન થયો છું, પરમાર્થ સ્વરૂપને હરવાવાળો ચોર જડયો, એનું નામ મન છે. એણે મને ચિરકાળ દુઃખ દીધું છે. માટે એને હું હણીશ.[૬૦] મારું મનરૂપી મોતી, આજ સુધી વગર વીંધ્યું હતું. હવે વીંધાયું છે. માટે તેમાં શમ દમ આદિ ગુણ (દોરો) નાંખવો જોઈએ.[૬૧] મારા મનરૂપી હિમકણિકા, બ્રહ્માનંદની પ્રાપ્તિ માટે વિવેક સૂર્યના તાપથી થોડા વખતમાં ગળી જશે.[૬૨] તત્ત્વવેત્તાના આત્મોપદેશે કરી મને બોધ થયો છે. હવે હું સ્વસ્વરૂપમાં રહીશ, જે પરમાનંદનું સાધન છે.[૬૩] હવેથી હું સદા પરમાત્મામાં મન રાખીશ. તે નિષ્ઠા કદાપિ તજીશ નહીં.[૬૪] 'આ હું' 'આ મારું' એ પ્રકારની મિથ્યાબુદ્ધિને તજી, અને અતિ બલવાન્ મનશત્રુને હણી શાંતિ પામું છું. હે વિવેક! તને નમસ્કાર કરું છું.[૬૫]



# સર્ગ ૧૦ મો.*

## જનક રાજાનો વિચારપૂર્વક નિશ્ચય.

**श्रीवसिष्ठ उवाच**—इति चिंतयतस्तस्य पुरः संप्रविवेश ह।
प्रतीहारः परो भानोः स्यंदनाग्र इवारुणः ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ–જનકરાજા, એવી રીતે વિચાર કરતા હતા, તે વખતે તેની પાસે દ્વારપાલ આવ્યો. ૧

દ્વારપાલ કહે છેઃ–હે મહારાજ! મધ્યાહ્ન થઈ ગયા છે, માટે પધારો. મધ્યાહ્ન ક્રિયા કરો.[૨] આ સ્ત્રીઓ, કપૂર, કેશર અને પુષ્પની સુગંધીવાળા જલના ઘડા ભરી સ્નાનગૃહમાં હાજર છે.[૩] તળાવના કિનારા ઉપર કમલના તંતુના દોરડાંવડે સોનેરી વસ્ત્રોના મંડપ બાંધ્યા છે. તેમાં પુષ્પની સુગંધી માટે ભમરાઓ ગુંજાર કરે છે, ને સ્નાન વખતે ઉપયોગી માણસો પણ આવ્યાં છે, જેના રથ, હાથી, ઘોડા અને

* આ દશમાં સર્ગમાં દરવાને મધ્યાહ્ન ક્રિયા કરવા માટે પ્રાર્થના કરી, તો પણ કાંઈ બોલ્યા વિના ફરીથી જનક રાજાએ વિચાર કર્યો, એ વાત કહેવામાં આવશે.

છત્રો વડે તળાવના કિનારા પૂરાઇ ગયા છે.[૪-૫] દેવગૃહોમાં તથા બ્રાહ્મણ અને અતિથિને પૂજવાનાં ગૃહોમાં ચંદન, પુષ્પ, ધૂપ, દીપ તથા અન્ન આદિ સામગ્રી તૈયાર છે.[૬] સ્નાન વખતે અઘમર્ષણના મંત્રો ભણવાવાળા બ્રાહ્મણો, સ્નાન કરી હાથ શુદ્ધ કરી તમારી રાહ જુવે છે, કે જેને તમે દક્ષિણા આપો છો.[૭] ભોજનશાળામાં જમીન લીંપીને ગુલાબ જળ છાંટી રાખ્યાં છે. ત્યાં હાથમાં ચામર લઇ સ્ત્રીઓ ઉભી છે.[૮] હે રાજન્ ! જલદી ઉઠો, જીવતા રહો, નિત્ય કર્મ કરો. તમારા જેવા મહાપુરુષો, પોતાના કામમાં વિલંબ કરતા નથી,[૯] એમ દરવાને કહ્યું, તોપણ રાજા તો સંસાર સ્થિતિનો વિચાર કરતા જ બેસી રહ્યા હતા.[૧૦] આ રાજ્યસુખ તે શું માત્ર છે ? એ તો ક્ષણભંગુર છે, માટે મારે તેનું કામ નથી.[૧૧] હું તો શંબરાસુરની માયા જેવાં મિથ્યા એ સર્વને તજી, એકાંતમાં શાંત થઇને બેસું.[૧૨] વિસ્તારવાળા આ ભોગોથી પણ વધારે શું છે ? સર્વ કર્મો તજી, હવે હું પરમાનંદમાં રહીશ.[૧૩] હે મન ! વિષયસુખમાં ચતુરતા મૂકી દે, જેથી અજ્ઞાનવડે કલ્પેલાં જન્મ મરણનાં દુઃખ દૂર થાય.[૧૪] હે ચિત્ત ! તને જે દશામાં સુખ દેખાય છે, તે જ દશામાં પરમ દુઃખ દેખાશે.[૧૫] જે ચિત્ત, સર્વ વિષયો વિષે ભોગની આશાથી પ્રવર્તે છે, તે શક્તિ ક્ષીણ થવાથી અથવા શાસ્ત્ર આદિના ભયથી પાછું વળે છે, પણ તૃપ્તિ પામતું નથી.[૧૬] હે મન ! તે માટે ભોગચિંતાને તજ અને જેથી કરીને અનંત તૃપ્તિ થાય, તે પરમાત્માની પાસે જા.[૧૭] એવા વિચારમાં ને વિચારમાં રાજા કાંઇ પણ બોલ્યા નહીં, પણ ચિત્રમાં ચિતરેલા જેવા થઇ ગયા.[૧૮] દ્વારપાળ, રાજાની મનોવૃત્તિ જાણવામાં નિપુણ હતો, તેથી રાજાની મહત્તાથી તથા ભયથી કાંઇ પણ બોલ્યો નહીં.[૧૯] ક્ષણવાર શાંત રહી જનક રાજા વળી પણ સ્થિર ચિત્તે પરમાત્માનો વિચાર કરવા લાગ્યા.[૨૦] આ જગતમાં કઇ વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય છે, તેમ જ અવિનાશી છે, કે જેમાં ધારણાથી મન સ્થિર કરી રાખું.[૨૧] ઉત્પન્ન થયેલી કોઇ પણ વસ્તુ અવિનાશી નથી, માટે મને ક્રિયા કરવાથી અથવા ન કરવાથી શું ફળ છે ?[૨૨] મિથ્યા ઉત્પન્ન થયેલો આ દેહ, ક્રિયા કરે વા ન કરે, તેમાં હું કે જે ચિદ્રૂપ છું, તેને શું ક્ષતિ છે ?[૨૩] હું ન પ્રાપ્ત થયેલાને ઇચ્છતો નથી, ને પ્રાપ્ત થયેલાને તજતો નથી. આત્માવિષે સ્થિર થઇ રહું છું. મારાં પ્રારબ્ધમાં જે હોય તે ભલે હોય.[૨૪] આ જગતમાં કર્મ કરવાથી વા ન કરવાથી, અપેક્ષા રાખવાથી અથવા ઉપેક્ષા કરવાથી મને કાંઇ નથી. સુખ કે દુઃખ જે પ્રાપ્ત થાય છે, તે મિથ્યા છે.[૨૫] હું શાસ્ત્રમાં કહેલી ક્રિયા તથા લૌકિક ક્રિયા કરું વા ન કરું, પણ મને આ જગતમાં કાંઇ

પ્રિય નથી, કે જેનું ગ્રહણ કરું.[૨૬] તે માટે મારો દેહ, વ્યવહારથી પ્રાપ્ત થયેલી ક્રિયા ભલે કરે. ક્રિયા વિના દેહ સૂકાય તે ઠીક નહીં.[૨૭] જો મન નિષ્કામ, શત્રુ મિત્રમાં સમાન અને રાગદ્વેષ રહિત હોય, તો પ્રારબ્ધ થયેલી ક્રિયા વા ક્રિયાનો અભાવ એ બન્નેનાં ફલ સમાન છે.[૨૮] કર્ત્તાપણું અને ભોક્તાપણું શાંત થાય, તો પ્રારબ્ધથી કરેલું કર્મ ન કરેલું છે, ને ભોગવેલું ન ભોગવેલું છે.[૨૯] પુરુષના મનમાં કર્ત્તા ભોક્તાપણાનો જે નિશ્ચય છે, તે ક્રિયાવિષે તન્મય થાય છે. હમણાં મારી બુદ્ધિ—આત્મા, અકર્ત્તા છે, અભોક્તા છે, બાધવર્જિત છે, એવા નિશ્ચયવાળી થઇ છે. માટે હું સર્વ સંશયોને સર્વથા તજું છું.[૩૦]



# સર્ગ ૧૧ મો.*

## ચિત્તપ્રતિ જનક રાજાએ કરેલો બોધ.

**श्रीवसिष्ठ उवाच—इति संचिन्त्य मनसा यथा प्राप्तां क्रियामसौ ।**
**असक्तः कर्त्तं, मुत्तस्थौ दिनं दिनपतिर्यथा ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે:—હે **રામ**! એવો વિચાર કરી **જનક** રાજા, કર્ત્તાપણા તથા ભોક્તાપણાના અભિમાન વિના આહ્નિક કરવા માટે ઉઠ્યા.[૧] ઇષ્ટ અને અનિષ્ટ સર્વ વાસનાને તજી, પ્રાપ્ત થયેલા વ્યવહારને જાગ્રદવસ્થામાં સુષુપ્તિની પેઠે કર્યો.[૨] દેવ બ્રાહ્મણનું પૂજન કરી આહ્નિક સમાપ્ત કરીને રાત્રિ પૂર્ણ થઇ ત્યાંસુધી તેનો તે વિચાર કર્યો.[૩] રાત્રિ પૂરી થઇ ત્યારે શાંત અને સ્થિર થયેલા મનને બોધ કરવા લાગ્યા કે—હે ચિત્ત! સંસાર સુખકારક નથી. માટે શાંતિ પામ. શાંતિથી આત્મસુખની પ્રાપ્તિ થાય છે.[૪-૫] હે ચિત્ત! તું જેમ જેમ સંકલ્પ વિકલ્પ કરે છે, તેમ તેમ સંસાર વૃદ્ધિ પામે છે.[૬] હે શઠ! વૃક્ષ, જલ સિંચવાથી વિસ્તાર પામે છે, તેમ ભોગની ઇચ્છાથી દુઃખ વિસ્તાર પામે છે.[૭] આ સંસાર, વિષયવાસનાથી થાય છે, માટે હે મન! વાસનાને તજ ને શાંતિ રાખ.[૮] હે મન! સંસારનાં સુખની અને શાંતિનાં સુખની તુલના કર. તેમ કરતાં જો શાંતિમાં સાર દેખાય,

* આ અગિયારમાં સર્ગમાં રાજાએ આહ્નિક કર્યું, પછી રાત્રિમાં વળી પણ નાના પ્રકારના અનેક વિચારોવડે પોતાના ચિત્તને બોધ કર્યો, એટલી વાત આવશે.

તો તેનો જ આશ્રય લે.[૯] સંસાર અસાર છે; તે માટે તેમાં આ સ્થાન જ કોઇ પણ વિષયને પ્રિય જાણી ગ્રહણ મા કર, ને અપ્રિય જાણી મૂક મા. પણ આત્મામાં મન રાખી વિચરો.[૧૦] સુખ દુઃખનાં સાધનો ઉત્પન્ન થાય વા નાશ પામે, પણ હે મન! તું તેના ગુણદોષથી વિકાર ન પામ.[૧૧] અસત્ વસ્તુનો સંબંધ હોતો નથી, માટે દૃશ્ય પદાર્થની સાથે તુંને થોડો પણ સંબંધ નથી.[૧૨] હે મન! તું અસત્, અને જગતપણ અસત્ છે. તે બન્ને અસતનો સંબંધ છે એમ કહેવું તે, આકાશ-પુષ્પ તથા વંધ્યાપુત્રના સંબંધની પેઠે આશ્ચર્યજનક છે.[૧૩] જો તું સત્ છો અને જગત્ અસત્ છે, તો પણ સદા મરેલા અને સદા જીવતાના સંગની પેઠે તમારા બન્નેનો સંગ સંભવતો નથી.[૧૪] હવે જો તમે બન્ને સત્ છો, તો પણ હર્ષ શોકનો અવસર નથી.[૧૫] તે માટે મહા વિષાદને મૂક. સમાધિના અભ્યાસે કરી સદા સ્વરૂપાનંદનું સુખ લે ને મહા દુઃખરૂપ આ સંસારને તજી દે.[૧૬] પોતાની મેળે મહા મોહમાં પડી સંસારનાં દુઃખ મા ભોગવ.[૧૭] આ સંસારમાં એવો કોઇ ઉત્તમ પદાર્થ નથી, કે જેણે કરી બ્રહ્મસુખની પ્રાપ્તિ થાય. તે માટે હે શઠ! હે મન! વિવેકવાળી બુદ્ધિનો આશ્રય લઇ, સંસારના વિક્ષેપને તજી દે.[૧૮]

# સર્ગ ૧૨ મો.*

## જનકની જીવન્મુક્તિ.

**श्रीवसिष्ठ उवाच—एवं विचारयंस्तत्र स्वराज्ये जनको नृपः ।**
**चकाराखिलकार्याणि न मुमोह च धीरधीः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ—હે **રામ**! એવો વિચાર કરી બુદ્ધિ સ્થિર રાખી, **જનક** રાજા રાજ્યનાં સર્વ કામ કરતા હતા, તો પણ મોહ પામ્યા નહીં.[૧] હર્ષનાં કારણો છતાં તેમને હર્ષ થતો નહતો. કેવળ સુષુપ્તિની પેઠે વિક્ષેપ રહિત રહેતા હતા.[૨] ત્યારથી એ રાજા, કોઇ પદાર્થને તજતા નહતા, તેમ ગ્રહણ કરતા નહતા. વખતે જે મળે તેને સંતોષબુદ્ધિથી નિઃશંક ભોગવતા હતા.[૩] તે સદા આત્મવિચારમાં રહેતા હતા. તેથી તેના મનમાં આકાશની પેઠે 'હું' 'મારું,' એ પ્રકારનો ફરીથી મેલ ચડયો નહીં.[૪]

* આ બારમા સર્ગમાં જનક રાજાની જીવન્મુક્તિ તથા વિચાર અને પ્રજ્ઞાનો વિચિત્ર મહિમા, વિસ્તારથી વર્ણવવામાં આવશે.

એવી રીતે સદા બ્રહ્મવિચાર કરવાથી એ રાજાને અપરિચ્છિન્ન બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થયું.[૫] જેમ આકાશમાં સૂર્યોદય થાય, તેમ તેના હૃદયમાં બ્રહ્મનો ઉદય થયો, કે જે સદા શુદ્ધ અને ચિદ્રૂપ છે.[૬] સર્વ પદાર્થો બ્રહ્મ વિષે કલ્પેલા છે, એટલા માટે પરમાર્થ દૃષ્ટિથી આત્મસ્વરૂપ છે, એમ રાજાના જાણવામાં આવ્યું.[૭] એ રાજાને કદાપિ હર્ષ કે શોક થતા નહતા. 'સર્વ વ્યવહાર માયિક છે,' એમ જાણવાથી તેના મનમાં વિક્ષેપ નહતો.[૮] ત્યારથી એ રાજા, લોકનું તત્ત્વ જાણવાથી જ્ઞાનવૃદ્ધ જીવનમુક્ત થયા.[૯] એ રાજા, રાજ્ય કરતા હતા, તો પણ સર્વ પ્રજાને જીવ જેવા પ્રિય હતા. હર્ષ શોકને વશ ન હોવાથી સંસારના તાપથી મુક્ત હતા.[૧૦] મનના દોષથી સ્વસ્વરૂપ, ભૂલાતું નહતું. તેમ ગુણથી સ્મરણમાં આવતું નહતું. તાત્પર્ય કે તેનું મન શુદ્ધ હતું, તેથી તે સદા સ્વસ્વરૂપના અનુસંધાનમાં રહેતું હતું. રાજ્યમાં શુભ થાય તો હર્ષ ન થતો, ને અશુભ થાય તો તેને શોક ન થતો. તે, રાજ્યવ્યવહાર કરતા હતા, પણ કર્ત્તાપણાનું અભિમાન ન હોવાથી અકર્ત્તા જ હતા. તે સદા ચિદ્રૂપ બ્રહ્મમાં રહેતા હતા.[૧૧-૧૨] એ રાજાની સર્વ વિષયવાસના, સુષુપ્તિમાં જેમ અસ્ત પામે તેમ સર્વથા અસ્ત પામી.[૧૩] ભવિષ્યનો વિચાર નહતો, થઇ ગયેલાંની ચિંતા નહતી ને વર્તમાન વ્યવહારને ઉપેક્ષાથી હસતાં હસતાં કરતા હતા.[૧૪]

## વિચાર તથા બુદ્ધિનો મહિમા.

હે **રામ**! એવી રીતે એ રાજાને બીજાના ઉપદેશથી નહીં, પણ પોતાના વિચારે કરી ભૂલાઇ ગયેલા કંઠમણિની પેઠે પૂર્ણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું.[૧૫] હે **રામ**! **જનકની** પેઠે જ્ઞાન થાય ત્યાં સુધી આત્મવિચાર કરવો. પણ વચમાં કંટાળી જઇ મૂકી દેવો નહીં.[૧૬] *સજ્જનના સંગથી ઉત્પન્ન થયેલા વિચારે કરી જે પદ (મોક્ષ) પ્રાપ્ત થાય છે, તે ગુરુના ઉપદેશથી, શાસ્ત્ર શ્રવણથી કે પુણ્યથી પ્રાપ્ત થતું નથી.[૧૭] હે રામ! જે સતશાસ્ત્રના શ્રવણે કરી તથા વિવેક આદિએ કરી સંસ્કારવાળી હોય, તર્કમાં કુશળ હોય અને હિત કરવાવાળી હોય, તેવી પ્રજ્ઞા વડે મોક્ષ પ્રાપ્ત થાય છે, બીજી ક્રિયાથી પ્રાપ્ત થતો નથી.[૧૮] જેમ અંધારું, દીવાને બાધ કરી શકતું નથી, તેમ અજ્ઞાન પૂર્વાપરના વિચારવાળી અને તીક્ષ્ણ એવી પ્રજ્ઞાનો બાધ કરી શકતું નથી.[૧૯] જેમ અતિ ઉંડાં જળ, વહાણથી તરી શકાય છે, તેમ મહા આપત્તિઓ, પ્રજ્ઞાથી તરી શકાય છે.[૨૦] જેમ થોડો પવન સાર વગરના ઘાસને

* આ શ્લોકમાં વિચારની શ્રેષ્ઠતા દર્શાવવા સારુ, ગુરુઆદિ સાધનોની ન્યૂનતા કહી છે

નમાવે છે, તેમ થોડી આપત્તિ પણ પ્રજ્ઞા વિનાના મૂઢ પુરુષને દુઃખ દે છે.૨૧* પ્રજ્ઞાવાન્ પુરુષ, સહાયતા વિના અને શાસ્ત્ર વિના પણ સંસાર સમુદ્રને તરી જાય છે.૨૨ પ્રજ્ઞાવાળો, સાધન વિના પણ કાર્યનો અંત આણે છે, ને મૂઢ પુરુષ તો પોતાનાં સાધનોનો પણ નાશ કરે છે, તો પછી કાર્યનો અંત તો ક્યાંથી આવે ?૨૩ જેમ જલ સિંચવાથી અને રક્ષણ કરવાથી લતાની વૃદ્ધિ કરાય છે, તેમ પ્રથમ શાસ્ત્રનાં શ્રવણે કરી તથા સાધુ પુરુષોના સંગે કરી પ્રજ્ઞા વધારવી.૨૪ પૂર્વ જન્મનાં સત્કર્મરૂપી વૃક્ષ કે જેનું મૂળ પ્રજ્ઞાબળ છે, તે કાળે કરી આત્મ જ્ઞાનરૂપી મધુર ફલ ઉત્પન્ન કરે છે.૨૫ મનુષ્યો, વિષય સંપાદન માટે જે પ્રયત્ન કરે છે, તે પ્રયત્ન, પ્રજ્ઞા વધારવા માટે કરવો. તાત્પર્ય કે પ્રજ્ઞા વધારવામાં અધિક પરિશ્રમ નથી.૨૬ પ્રજ્ઞાની મંદતા, સર્વ દુઃખની સીમા છે, આપત્તિનો ભંડાર છે અને સંસારનું બીજ છે; માટે તેનો નાશ કરવો.૨૭ જે સુખ, સ્વર્ગમાં છે, પાતાળમાં છે અને રાજ્યમાં છે, તે સર્વ સુખ, પ્રજ્ઞાબલથી પ્રાપ્ત થાય છે.૨૮ સંસારરૂપી મહાસાગર, દાન કરવાથી, તીર્થ સેવવાથી અથવા તપ કરવાથી તરી શકાતો નથી; તે પણ પ્રજ્ઞા બળથી તરી શકાય છે.૨૯ યજ્ઞાદિકે કરી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, તે પણ પ્રજ્ઞાનું જ ફળ છે.૩૦ નખોવડે હાથીનાં માથાં ચીરી નાંખવાવાળા સિંહોને પણ પ્રજ્ઞાબળથી શિયાળોએ જિતી લીધા છે.૩૧ સામાન્ય માણસને પણ પ્રજ્ઞાબળથી રાજ્ય મળેલું છે. સ્વર્ગની અને મોક્ષની યોગ્યતા, પ્રજ્ઞાવાનને જોવામાં આવે છે.૩૨ અતિ બીકણ પુરુષો, પ્રજ્ઞાએ કરી વાદમાં મહાશૂર એવા વાદીઓને પણ જિતી લે છે.૩૩ આ પ્રજ્ઞા, વિવેકી જનના હૃદયભંડારમાં રહે છે, તે ચિંતામણિની પેઠે વાંછિત ફળ આપે છે.૩૪ જેમ ચતુર ખલાસી વહાણવડે સમુદ્રને તરી જાય છે, ને મૂર્ખ ડૂબે છે; તેમ ચતુર પુરુષ, પ્રજ્ઞાવડે સંસારથી છૂટી જાય છે, ને મૂઢ બંધાય છે.૩૫ વિવેક, વૈરાગ્ય અને શમ આદિ સન્માર્ગમાં યોજેલી બુદ્ધિ, વહાણની પેઠે પાર પહોંચાડે છે, ને રાગ દ્વેષાદિમાં યોજેલી બુદ્ધિ આપત્તિમાં નાંખે છે.૩૬ કવચ પહેરી સાવધાન રહેલાને બાણો બાધ કરી શકતાં નથી, તેમ સ્વસ્વરૂપમાં સાવધાન એવા વિવેકી પુરુષને દ્વેષ, ચિંતા અને શોક આદિ દોષો, બાધ કરી શકતા નથી.૩૭ પ્રજ્ઞાવડે જગત્નું તત્ત્વ યથાર્થ જાણવામાં આવે છે, તેવા પુરુષને આપત્તિ કે સંપત્તિ કાંઈ પણ નથી.૩૮

* આ શ્લોકમાં પ્રજ્ઞાની શ્રેષ્ઠતા દર્શાવવા માટે શાસ્ત્ર વિના સંસારને પ્રજ્ઞાએ કરી તરી જાય છે, એમ કહ્યું છે.

અહંકારરૂપી કાળું વાદળું વિસ્તાર પામી પરમાત્મારૂપી સૂર્યને ઢાંકી દે છે, તેને પ્રજ્ઞા નામનો વાયુ, ઉડાવી મૂકે છે.[૩૯] જેમ ફલની ઇચ્છાથી ખેડુઓ પ્રથમ ધરતીને ખેડે છે, તેમ મોક્ષની ઇચ્છા હોય તો પ્રથમ પ્રજ્ઞા શુદ્ધ કરીને વધારવી.[૪૦]

# સર્ગ ૧૩ મો.*

## ચિત્તશાંતિના ઉપાયો.

**श्रीवसिष्ठ उवाच**—एवं जनकवद्राम विचार्यात्मानमात्मना ।
पदं विदितवेद्यानामविघ्नेनाधिगच्छसि ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! એ પ્રમાણે જનક રાજાની પેઠે મનમાં આત્મવિચાર કરવાથી અસંભાવના આદિ પ્રતિબંધની નિવૃત્તિ થશે. તેથી તમે જીવનમુક્તપદને પામશો.[૧] જેનો વર્તમાન જન્મ છેલ્લો હોય અને જે રાજસ સાત્વિક હોય, તેવા પ્રજ્ઞાવાન્ પુરુષો જનકનીપેઠે પોતાની મળે જ્ઞાનને પામે છે. તાત્પર્ય કે રજોગુણથી પુરુષાર્થ સંભવે છે, ને સત્ત્વગુણે કરી ચિત્ત શુદ્ધિ વધે છે. તે માટે રાજસ સાત્વિક પુરુષો, પોતાના વિવેકે કરી આકાશમાંથી પડેલાં ફલની પ્રાપ્તિની પેઠે જ્ઞાનપ્રાપ્તિના અધિકારી છે.[૨] સત્વગુણની વૃદ્ધિથી જેમ જેમ મનની શુદ્ધિ થાય તેમ તેમ ઇંદ્રિયરૂપી શત્રુઓને જિતવાને મનને પરમાત્મામાં રાખવું.[૩] પરમાત્મા સર્વત્ર વ્યાપક છે ને પરમાર્થ સ્વરૂપ છે. તેનો સાક્ષાત્કાર થાય તો સર્વ હૃદયની ગાંઠો ક્ષીણ થાય છે.[૪] અહંતા મમતા આદિ હૃદયગ્રન્થિઓ, મોહનાં બીજ છે અને વિવિધ આપત્તિની વૃષ્ટિ કરે છે. પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી તે ગ્રંથિઓ ત્રુટી જાય છે.[૫] હે રામ! જનક રાજાની પેઠે પ્રજ્ઞાએ કરી આત્માનો સાક્ષાત્ અનુભવ કરી જીવન્મુક્ત થઇ સર્વોત્કૃષ્ટ થાઓ.[૬] સદા અંતર્વૃત્તિથી જગત્ તત્ત્વનો વિચાર કરનાર પુરુષનું મન, જનકની પેઠે કાળે કરી પ્રસન્ન થાય છે.[૭] સંસારથી ભય પામેલા પુરુષોને આત્મ વિચારરૂપ પોતાના પુરુષાર્થ વિના દૈવ, ધન, કર્મ કે બંધુ કાંઇ પણ શરણ નથી.[૮] નસીબમાં હશે તો કાલાંતરમાં જ્ઞાન થશે, આપણા પ્રયત્નથી શું થાય એમ છે? એવા અસત્ વિકલ્પ કરવાવાળાની બુદ્ધિ પ્રમાણે

* આ તેરમા સર્ગમાં જનક રાજાનું દૃષ્ટાંત આપી ચિત્તની શાંતિના ઉપાયો, યુક્તિપૂર્વક વિસ્તારથી કહેવામાં આવશે.

ચાલવું નહીં. કેમકે તેની બુદ્ધિ, સંસારમાં ફસાવવાવાળી છે.[૯] પરમ વિવેકનો આશ્રય લઈ મનમાં આત્માનો સાક્ષાત્કાર કરી વૈરાગ્યવાળી બુદ્ધિએ કરી સંસાર-સાગર તરવો.[૧૦] હે રામ! આકાશમાંથી પડેલા ફળ જેવી અકસ્માત્ જ્ઞાનની પ્રાપ્તિ તમને કહી, જે સુખપ્રદ છે, અને સંસારનો નાશ કરવાવાળી છે.[૧૧] જનકની પેઠે વિચારવાન્ પુરુષનો અંતરાત્મા, પોતાની મેળે વિકાશ પામે છે, એટલે તેનો સાક્ષાત્કાર થાય છે.[૧૨] જેમ તડકામાં હિમ ગળી જાય છે, તેમ વિચાર કરવાથી સંસારવાસના લીન થાય છે.[૧૩] 'આ હું' એ પ્રકારની દેહાત્મ બુદ્ધિનો નાશ થાય ત્યારે સર્વ વ્યાપી પરમાત્મા પ્રકાશે છે.[૧૪] 'આ હું' એવી દેહાત્મ બુદ્ધિ નાશ પામે, ત્યારે અનંત ભુવનોમાં આત્મા એક જ રહ્યો છે, એવું જ્ઞાન થાય છે.[૧૫] હે રામ! જેમ જનકે અહંકારવાસના તજી, તેમ તમે પણ મનમાં વિચાર કરી અહંકાર વાસના તજો.[૧૬] અહંકારવાદળ નાશ પામે, ને ચિદાકાશ નિર્મળ થાય, ત્યારે આત્મસૂર્યનો પ્રકાશ થાય છે.[૧૭] અહંકારની ભાવના, અજ્ઞાન અને અહંકારની શાંતિ જ્ઞાન કહેવાય છે.[૧૮] 'આત્મા, અહંકાર નથી. તેમ તેથી અન્ય પણ નથી. એ બન્નેનો સાક્ષી છે, માટે શૂન્ય પણ નથી!' એવી ભાવનાવાળું મન, શાંતિ પામે છે. પણ વિષયમાં બૂડતું નથી.[૧૯] પ્રિય વિષયમાં રાગ અને અપ્રિયમાં દ્વેષ, એ જ, પુરુષને બંધન છે.[૨૦] હે રામ! અપ્રિયમાં દ્વેષ મા કરો, ને પ્રિયમાં રાગ મા કરો. પ્રિયતા અપ્રિયતા બુદ્ધિ તજી તેના સાક્ષીરૂપ આત્મામાં નિષ્ઠા રાખો, વિક્ષેપરૂપ મલિનતાને તજો.[૨૧] જેની પ્રિયતા અને અપ્રિયતા બુદ્ધિ શાંત થાય છે, તે કાંઇ ઇચ્છતા નથી, ને તજતા પણ નથી. જ્યાંસુધી પ્રિયતા અપ્રિયતા બુદ્ધિ શાંત થઇ નથી ત્યાંસુધી વાદળાંવાળા આકાશમાં ચાંદની જેમ પ્રકાશતી નથી, તેમ બ્રહ્મભાવ પ્રકાશતો નથી.[૨૨-૨૩] જેનું મન, 'આ વસ્તુ ઉત્તમ છે, ને આ વસ્તુ ઉત્તમ નથી,' એવા વિકલ્પવાળું હોય છે, તેના મનમાં બ્રહ્મભાવ ઉદય પામતો નથી.[૨૪] 'અનુકૂલ પદાર્થ મને પ્રાપ્ત થાય, આ પ્રતિકૂલ કદાપિ મને નહોય,' એવો રાગદ્વેષ જેને હોય છે, તે પુરુષને વૈરાગ્યે કરી શોભતો એવો બ્રહ્મભાવ કયાંથી પ્રાપ્ત થાય?[૨૫] બ્રહ્મ તત્ત્વ એક છે. તેમાં 'આ પ્રતિકૂલ, આ અનુકૂલ' એવી ભેદકલ્પના કેમ ઘટે?[૨૬] ચિત્ત વૃક્ષમાં પ્રિયતા તથા અપ્રિયતા એ બે વાંદરીઓ, ક્રીડા કરે છે, ત્યારે એ ચિત્તની નિશ્ચલતા કેમ રહે?[૨૭] ૧ આશાનો અભાવ, ૨ નિર્ભયપણું, ૩ નિત્યતા, ૪ સમતા, ૫ જ્ઞાન, ૬ મનની નિશ્ચિલતા, ૭ કર્તાપણાના અભિનિવેશનો અભાવ, ૮ સદા પ્રસન્નતા,

૯ નિર્વિકલ્પપણું, ૧૦ ધૈર્ય, ૧૧ મૈત્રી, ૧૨ મનન સ્વભાવ, ૧૩ સંતોષ, ૧૪ કોમલતા અને ૧૫ મૃદુ વચન, એ પંદર ગુણો વાસના વિના વિક્ષેપ વગરના જ્ઞાની વિષે રહે છે.[૨૮-૨૯] જેમ પૂલવડે જળને અટકાવે છે, તેમ અધમ વિષયમાં જતા મનને વિવેકબળથી અટકાવવું અને ઇન્દ્રિયોને બાહ્ય વિષયોથી અટકાવવી.[૩૦] હે **રામ**! બાહ્ય વિષયોને તજો ને પછી સર્વ ક્રિયા કરો. તેમ જ રત્ન પરીક્ષાની પેઠે સદા મનમાં વિચાર કરો.[૩૧] સંસારજળમાં વાસનાજાળ ફેલાવી છે, તેમાં તૃષ્ણારૂપી માછલાં પકડાય છે, ચિંતારૂપી તાંતણાથી તે ગુંથેલી છે; તેમાં મોહરૂપી સેવાળ ભરાયો છે; તે જાળને મેં ઉપદેશ કરેલી તીક્ષ્ણ બુદ્ધિવડે છેદી નાંખો ને વંટોળિયાવાળો વાયુ આકાશમાં રહેલા મેઘને દૂર કરે છે, તેમ બ્રહ્મવિષે રહેલા અજ્ઞાનને દૂર કરો.[૩૨-૩૩] હે **રામ**! દૃઢ કરેલી આત્માની એકતાવાળી અને અનાદિ કાળથી અજ્ઞાનમાં ડુબેલા આત્માનો ઉદ્ધાર કરવામાં સમર્થ એવી બુદ્ધિએ કરી સંસારના મૂલ અજ્ઞાનને ઉખેડી નાંખો.[૩૪] વિવેકવાળા મને કરી મનને છેદો, અને જીવન્મુક્તિને પામી સ્થિર થાઓ.[૩૫] વાસનાની નિવૃત્તિ પ્રવૃત્તિ ન થવાથી ભાવી મનોવૃત્તિનો ઉચ્છેદ થશે, ને નિર્મલીના ચૂર્ણે કરી જલનો મલ જેમ દૂર થાય તેમ વર્તમાન મનોવૃત્તિની શાંતિ થશે. એ પ્રમાણે સંસારનો ઉચ્છેદ કરો.[૩૬] વાસનાનો ક્ષય થવાથી મોહ, ફરીથી સંસારને ઉત્પન્ન કરી શકતો નથી, તેમ જ ચિત્તના સંસ્કારનો ઉચ્છેદ થવાથી સંસાર પોતે પણ ફરીથી ઉત્પન્ન થઈ શકતો નથી.[૩૭] ગમે તે ક્રિયા કરતા હો, પણ 'આ જગત્, મિથ્યા છે' એવો મનમાં નિશ્ચય કરી તેમાંથી આસ્થા ઉડાડી દ્યો; કેમકે આસ્થાનો ત્યાગ, તે મન અને જગતનાં વિસ્મરણનો ઉપાય છે.[૩૮] સંપૂર્ણ સમતાનો આશ્રય લઇ પ્રાપ્ત થયેલો વ્યવહાર કરો, ને અપ્રાપ્ત થયલા વ્યવહારનો વિચાર ન કરો.[૩૯] જેમ શંકર, શુદ્ધ બ્રહ્મ દૃષ્ટિથી પૃથ્વી આદિ આઠ* મૂર્તિના ચિહ્નને ધારણ કરતા નથી, ને ગુણ દૃષ્ટિથી ધારણ કરે છે; તેમ તમે પણ સર્વ રાજ્ય આદિનો વ્યવહાર, વ્યવહાર દૃષ્ટિથી કરો, ને પરમાર્થ દૃષ્ટિથી મા કરો.[૪૦] હે રામ! તમે જ સર્વ શરીરમાં જ્ઞાતા, અજન્મા, આત્મા અને મહેશ્વર છો. તમે આત્માથી જુદા નથી. એટલે તમે આ સર્વ જગતમાં વ્યાપ્ત છો.[૪૧] તેમ છતાં વાસના વડે તમને હર્ષ શોક થાય છે. જેની વાસના શાંત થઇ હોય તેને જગતમાં હર્ષ શોક થતો નથી.[૪૨] જેની સંસારવાસના શાંત થઇ હોય, રાગ દ્વેષ છૂટી ગયા હોય અને માટીમાં તથા સોનામાં સમાનબુદ્ધિ હોય, તે તત્ત્વવેત્તા

* સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, જલ, આકાશ, પૃથ્વી અને આત્મા.

કહેવાય છે.[૪૩] એ તત્ત્વવેત્તા, પ્રિય અથવા અપ્રિય, કાર્યમાં, ભોજનમાં, દાનમાં, સુખમાં કે દુઃખમાં સર્વત્ર સમાન હોય છે.[૪૪] જે પ્રિયતા અપ્રિયતાની વાસના તજી પ્રાપ્ત થયેલો વ્યવહાર કરે છે, તે કદાપિ સંસારસાગરમાં ડૂબતો નથી.[૪૫] આ જગત્, ચિદ્રૂપ છે, એવા નિશ્ચયવાળું અને જેણે ભોગવાસના તજી હોય, એવું મન શાંતિ પામે છે.[૪૬] જેમ બિલાડો માંસની ઇચ્છાથી સિંહ પછવાડે દોડે તેમ જડ એવું મન, ચેતન થવા માટે ચિત્તત્વ પછવાડે દોડે છે.[૪૭] જેમ બિલાડો, સિંહના બળથી મળેલું માંસ ખાય છે, તેમ મન, ચિત્તના બળથી પ્રાપ્ત થયેલા જગતને ભોગવે છે.[૪૮] એવી રીતે જડમન, ચિત્‌ની કૃપાથી જગદ્રૂપે થઇ જીવે છે, ને 'સર્વ જગત્, આત્મસ્વરૂપ છે.' એવાં જ્ઞાનથી પોતાના મનોભાવને તજે છે.[૪૯] મનમાં પ્રકાશવાની શક્તિ જેમ ચિત્‌ના સ્વાધીનમાં છે, તેમ ક્રિયા શક્તિ પણ ચિત્‌ના સ્વાધીનમાં છે.[૫૦] એટલા જ માટે શાસ્ત્રવેત્તાઓ ચિત્ વિષે જે સ્પંદશક્તિ છે તેને જ મન કહે છે.[૫૧] જે ચિત્ત સર્પનો ફૂત્કાર છે. તે જ આકલના (દૃશ્યાકારતા) છે. હું ચિત્ છું, એ પ્રકારે જાણવાથી એ જ કલના શુદ્ધ ચિદ્રૂપતાને પામે છે.[૫૨] ચૈત્ય (ચિત્તનો વિષય–દૃશ્ય) રહિત ચિત્, સનાતન બ્રહ્મ છે ને ચૈત્ય સહિત ચિત્ કલના કહેવાય છે.[૫૩] બ્રહ્મ, કલનારૂપે થઇ હૃદયમાં રહી સંકલ્પ વિકલ્પ કરવાથી મન થાય છે.[૫૪] બ્રહ્મ જ્યારે પોતાના સ્વરૂપને ભૂલી જાય છે, ત્યારે ચિત્ત ભાવને પામે છે, તેથી તેને જડતા પ્રાપ્ત થાય છે.[૫૫] ચિત્ થઇ ગયેલા વિષયોના આકારની કલ્પનાથી ચિત્તભાવને અને ભાવી આકારની કલ્પનાથી મનોભાવને પ્રાપ્ત થાય છે. એટલે મુખ્ય ચિત્‌જ ચિત્ત અને મનરૂપે થાય છે.[૫૬] તે ચિત, પોતાની માયાશક્તિથી જગદ્ ભાવને પ્રાપ્ત થઈ હોય, તેમ જણાય છે. ગુરુપાસે શાસ્ત્રશ્રવણ કરી વિચારદ્વારા તે ચિત્ જ્યાં સુધી જાણવામાં આવી નથી, ત્યાં સુધી પૂર્ણ બ્રહ્મ જાણવામાં આવતું નથી.[૫૭] એટલા માટે શાસ્ત્રવિચારે કરી, પરમ વૈરાગ્યે કરી અને ઇંદ્રિયનિગ્રહે કરી પોતે કલનાને બોધ કરવો.[૫૮] શ્રવણ, મનન અને નિદિધ્યાસે કરી થયેલાં આત્મજ્ઞાનથી કલના બ્રહ્મભાવને પામે છે, ને આત્મજ્ઞાન વિના જગદ્‌ભાવને પામે છે.[૫૯] મોહમદિરાના નસાવાળી અને તેથી જ વિષયરૂપી ખાડામાં પડેલી ને આત્માના અજ્ઞાનથી સૂતેલી એવી કલનાને બોધ કરવો.[૬૦] કલના, જ્યાં સુધી જાગી નથી, ત્યાં સુધી કાંઈ જાણતી નથી. તેના અજ્ઞાનરૂપ જ જગત્ છે. તે, હૃદયમાં સંકલ્પરૂપે જોવામાં આવે છે, પણ મિથ્યા છે.[૬૧] વિષમાંસનો ત્યાગ કરવાથી બાકી રહેલી કલના, આત્મસ્વરૂપ છે,

પણ વૃત્તિ જ્ઞાનરૂપ નથી. કારણ કે એ તો સર્વ સાક્ષી છે.[૬૨] કલના બે પ્રકારની છે. આત્મ સ્વરૂપ અને પરિચ્છેદ વાળી વૃત્તિરૂપ. આ બેમાં પહેલી કલના, નિત્ય બોધ સ્વભાવ અને સર્વ સાક્ષી છે. તેમ છતાં પણ બીજી કલનાની ઉપાધિથી તે તે અંતઃકરણના ધર્મોને પ્રકાશે છે, પણ સર્વને પ્રકાશતી નથી.[૬૩] જેમ સૂર્યપ્રકાશ કમલિનીને પ્રફુલ્લિત કરે છે; તેમ સાક્ષી ચેતન, જડ કલનાને સચેતન કરે છે.[૬૪] બીન કલના જડ છતાં પણ જાણે છે; એવું નૈયાયિક આદિનું માનવું વિરુદ્ધ છે. જેમ લાકડાની પૂતળી કહેવા છતાં પણ નાચતી નથી, તેમ કલના, દેહમાં કાંઈ જાણતી નથી.[૬૫] જેમ ચિત્રના રાજાઓ કદાપિ યુદ્ધ કરતા નથી, જેમ ચિત્રના ચંદ્રનાં કિરણોવડે ઓષધિઓને પોષણ મળતું નથી,[૬૬] જેમ મડદાં દોડતાં નથી, વનના પથ્થરો મધુરૂ ગાન કરતા નથી,[૬૭] જેમ સૂર્યની પ્રતિમા રાત્રિનાં અંધારાનો નાશ કરતી નથી, જેમ સંકલ્પનાં વનની છાયા હોતી નથી,[૬૮] તેમ પથ્થર જેવી જડ અને મૃગજલની પેઠે ભ્રમથી થયેલી કલના જાણતી નથી ને ક્રિયા કરતી નથી.[૬૯] જેમ ઉગ્ર તડકામાં મૃગજલની નદી જોવામાં આવે છે, તેમ ચિદાત્મામાં આ કલના દેખાય છે. તાત્પર્ય કે જો નિત્ય ચિદાત્મા ન માનીએ તો કલના સિદ્ધ થતી નથી.[૭૦] અજ્ઞાનીઓએ ચિત્‌ના પરિચ્છેદ અને સ્પંદની કલ્પના જ મન છે, એમ માન્યું છે. ચિત્‌ની સ્પંદશક્તિ જ પ્રાણમય કોશ છે, જે અન્નમયની અંદર રહે છે.[૭૧] એ પ્રાણશક્તિ, સંકલ્પથી ઉત્પન્ન થાય છે, તેથી સંકલ્પ વગરના યોગીઓને તે શક્તિ, પરમાર્થ ચિદાત્માથી જૂદી નથી, એટલે તે રૂપે છે.[૭૨] જ્યારે 'હું' અને 'મારું' એવી કલના થાય છે, ત્યારે ચિદાત્માના અવિવેકથી એ જ કલના, જડતાવાળી ચિદ્રૂપ હોવાથી 'જીવ' કહેવાય છે.[૭૩] 'બુદ્ધિ' 'ચિત્ત' અને 'જીવ' નામ, અસત્ સંકલ્પના છે. તે કલ્પેલાં છે. પરમાર્થ દૃષ્ટિથી કાંઈ પણ નથી.[૭૪] પરમાર્થ દૃષ્ટિથી તો મન, બુદ્ધિ, જીવ, કે શરીર આદિ દૃશ્ય કાંઈ પણ નથી. કેવળ આત્મા જ છે.[૭૫] આ સર્વ જગત, આત્મા છે. કાળરૂપે પણ આત્મા છે. આત્મા, આકાશ કરતાં પણ અતિ નિર્મલ છે. છતાં પણ અજ્ઞાનીને નહીં જેવો જણાય છે.[૭૬] સ્થૂલતા આદિ ગુણ રહિત હોવાથી ઇંદ્રિયનો વિષય નથી, તેથી આત્મા, અસત્ જણાય છે. તેમ જ ચિદ્રૂપતાએ કરી સ્વસ્વરૂપના જ્ઞાનનું અને જગતના જ્ઞાનનું કારણ હોવાથી સત્ છે. એ આત્માનો અનુભવ, રત્નની પરીક્ષાની પેઠે પોતાના જ અનુભવથી થાય છે. પણ ઇંદ્રિયઆદિ સાધનોથી થતો નથી.[૭૭] જેમ પ્રકાશમાં સ્વસ્વરૂપનો નાશ થવાથી અંધારું રહી શકતું નથી. તેમ મન પણ આત્મ-

સ્વરૂપમાં પોતાનો નાશ થવાથી આત્મસ્વરૂપનો અનુભવ કરી શકતું નથી.[૭૮] મન તો જ્યારે આત્મસ્વરૂપને ભૂલી જાય છે, ત્યારે બાહ્ય પદાર્થોનો અનુભવ કરી શકે છે.[૭૯] મન, સંકલ્પથી થાય છે ને આત્મસ્વરૂપ તો સંકલ્પના ક્ષયથી જાણવામાં આવે છે. તેથી પ્રકાશના દર્શનમાં અંધારાની શક્તિ જેમ નથી તેમ આત્મસ્વરૂપના દર્શનમાં મનની શકિત નથી.[૮૦] ચિત્નો સંકલ્પ જ ચિત્તની ઉત્પત્તિનું કારણ છે, જેથી આ સંસાર ઉત્પન્ન થાય છે.[૮૧] જેમ સ્ત્રીઆદિના સંકલ્પ કરવાથી પુરુષપણું જાણવામાં આવે છે, તેમ કલનાએ કરી મન જાણવામાં આવે છે. આત્મસ્વરૂપને ભૂલી ગયેલી સંકલ્પવાળી સત્તા, કલના કહેવાય છે.[૮૨] હે રામ! મન, પ્રાણરૂપ છે, તેથી પદાર્થની પછવાડે તેની છાયા જેમ રોકાય છે, તેમ પ્રાણને રોકવાથી મન રોકાઇ જાય છે.[૮૩] જ્ઞાનશકિત મનની છે, ને સ્પંદશક્તિ પ્રાણની છે. તે બન્ને શકિત મનમાં છે. કેમ કે દૂર રહેલા પદાર્થોને હૃદયમાં મન જાણે છે. સ્પંદ શકિતવિના દૂરદેશનો સંબંધ સંભવતો નથી, ને તે વિના દૂર રહેલા પદાર્થનું જ્ઞાન સંભવતું નથી. માટે સ્પંદ શકિત તથા જ્ઞાન શકિત એ બન્ને શકિતવાળું મન છે, એટલે પ્રાણ જ મન છે. વૈરાગ્યથી, પ્રણાયામના અભ્યાસથી, સામાધિથી, વિષયમાં મનની અપ્રવૃત્તિથી તથા બ્રહ્મજ્ઞાનથી પ્રાણવાયુ રોકી શકાય છે.[૮૪–૮૫] હે રામ! પ્રાણ અને મનની એકતા-પક્ષમાં મનના નિરોધનો ઉપાય કહ્યો. તેનો તે ઉપાય, બન્નેના ભેદ પક્ષમાં પણ છે. કેમકે મનમાં સ્પંદશક્તિ પ્રાણની છે, ને જ્ઞાનશક્તિ ચિત્ની છે. કદાચિત્ શિલાને ચાલવાની શક્તિ તથા પ્રકાશશક્તિ સંભવે, પણ મનને સ્વાભાવિક સ્પંદ શક્તિ અને જ્ઞાનશક્તિ સંભવતી નથી.[૮૬–૮૭] ચિત્શક્તિ અને સ્પંદશક્તિનો સંબંધ, મન છે, તે મિથ્યા ઉત્પન્ન થયું છે. તેનું જ્ઞાન મિથ્યા જ્ઞાન છે.[૮૮] મન જ કાર્ય, વિદ્યા અને માયાશક્તિ છે. અજ્ઞાનથી થયેલા સર્વ સંસારનો નિર્વાહ કરે છે, માટે અજ્ઞાન પણ મન જ છે.[૮૯] ચિત્શક્તિ અને સ્પંદશક્તિના સંબંધમાં કારણ સંકલ્પ છે, તે ન કરવાથી સંસારનો ભય દૂર થાય છે.[૯૦] જ્યારે ચિત્ વાયુની સ્પંદશક્તિને સચેતન કરે છે, ત્યારે તે જ અંદર સંકલ્પથી ચિત્ત થાય છે.[૯૧] જેમ બાલક, મિથ્યાપક્ષ કલ્પે છે, તેમ ચિત્ વૃથા ચિત્તભાવને કલ્પે છે. પરમાર્થ દષ્ટિમાં તો ચિત્ અખંડ આનંદરૂપ છે.[૯૨] જેમ પરમેશ્વરનો કોઇ બાધ કરી શકતું નથી, તેમ, ચિત્થી અન્ય કોઇ નથી, તેથી ચિત્નો કોઇ બાધ કરી શકતું નથી.[૯૩] સંબંધીના અભાવથી સંબંધ નથી ને તેથી મનની સિદ્ધિ થતી નથી. જો મનને, જડ છે, તથા અન્યની અપેક્ષા વિના પોતાની સત્તામાં રહ્યું છે, એમ માનીએ, તોપણ

તેનો અનુભવ કરવાવાળો ચેતન અન્ય માનવો જોઇએ, તે તો અદ્વૈત સિદ્ધાંતમાં નથી, માટે મન નથી.૯૪ ચિત્ અને સ્પંદ બન્ને એક જ છે. તેથી જેમ હાથી ઘોડા આદિ વિના સેનાની સિદ્ધિ થતી નથી, તેમ ભેદ વિના મનની પણ સિદ્ધિ થતી નથી.૯૫ તે માટે ત્રણ જગતમાં મન નથી, એ પ્રમાણે મનનો ક્ષય, આત્માના અપરોક્ષ જ્ઞાનથી થાય છે.૯૬ મન સંકલ્પથી અનર્થ કરે છે. પરમાર્થમાં તો એ મન મિથ્યા હોવાથી નથી જ.૯૭ હે રામ! તમે કદાપિ થોડો પણ સંકલ્પ મા કરો. જે માટે સંકલ્પ વિના જૂદું મન નથી.૯૮ હે રામ! કલ્પનારૂપી મૃગતૃષ્ણા, પ્રત્યગાત્મારૂપી મરુસ્થલમાં અજ્ઞાનથી થઈ છે, તેની શાંતિ માટે મનને આત્મવિચારમાં લગાડો.૯૯ મરણના અર્થ બે ૧ ચૈતન્યની નિવૃત્તિ, ૨ સ્વરૂપના અભાવની પ્રાપ્તિ. એ બન્ને, મનમાં દેખાય છે, માટે મન, નિત્ય મરેલું છે. 'એ મરેલાં મને કરી લોકને મારવો,' તે આશ્ચર્યકારક મૂઢતા છે.૧૦૦ 'જે મનનું સ્વરૂપ, દેહ, આધાર અને અવયવો નથી, તે મન સર્વ જગતનો લય કરે છે,' એમ માનવું. એ મૂર્ખતા છે.૧૦૧ શસ્ત્ર, અસ્ત્ર અને દેહઆદિ યુદ્ધ સામગ્રી વગરનું મન છે, તે મન, હણે છે, એમ માનવું, તે, શ્યામ કમલના લાગવાથી માથું ફાટી ગયું, એમ માનવા જેવું છે.૧૦૨ મન, જડ, મુંગું તથા બોડું છે, તેમ માનવાવાળો, ચંદ્રના કિરણોવડે બળે છે, એમ હું માનું છું.૧૦૩ મન, અવિદ્યમાન છે, તો પણ યુદ્ધની સર્વ સામગ્રીવાળા મૂઢ માણસને પરાભવ પમાડે છે; વિવેકી પુરુષ, વૈરાગ્ય તથા સમાધિ આદિ સાધનો વડે મનને હણે છે; એવી કલ્પના, મૂઢતા ભરેલી છે, પરમાર્થ નથી.૧૦૪ મન, મિથ્યા સંકલ્પથી થયું છે, મિથ્યા સ્થિતિ પામ્યું છે ને શોધવાથી પણ દેખાતું નથી. તેની તે શક્તિ શું હશે?૧૦૫ અતિ તુચ્છ મન, આ લોકને વશ કરે છે, એ આશ્ચર્ય જનક માયા છે. એ માયાએ મહામાયાવી મયાસુરને પણ ઉત્પન્ન કર્યો છે.૧૦૬ મૂર્ખને આપત્તિ ખોળ્યા કરે છે. કોઇ પણ મૂર્ખ આપત્તિ વિના નથી. મૂર્ખ અજ્ઞાનીએ આ સૃષ્ટિ કલ્પી છે, જે સર્વ આપત્તિનો ભંડાર છે.૧૦૭ કષ્ટની વાત છે, કે સૃષ્ટિ મૂર્ખતાથી થયેલી છે, ને તે જીવને પણ ભોગવવી પડે છે. ૧૦૮ જેમ તરંગના પ્રવાહમાં પીસાતું જલ કણ કણ થઈ જતું હોય એમ જોવામાં આવે છે. ધુમરીરૂપી ઘંટીમાં જળ દળાતું હોય તેમ જોવામાં આવે છે, તે જ જળ કંપવાથી ચંદ્રનાં કિરણોવડે મોહ પામતું હોય તેમ ભ્રાંતિથી જેમ જોવામાં આવે છે, તેમ મૂર્ખતાથી કલ્પેલી સૃષ્ટિ, કેવળ વિચાર કરી નાશ પામતી હોય તેમ ભ્રાંતિથી જોવામાં આવે છે.૧૦૯-૧૧૦ જેમ શત્રુની ક્રોધદૃષ્ટિથી

બંધાતો હોય, ને કલ્પેલી સેનાથી પરાભવ પામતો હોય, તેમ સૃષ્ટિ નાશ પામતી હોય, એવું ભ્રાંતિથી જોવામાં આવે છે.[૧૧૧-૧૧૨] આ સૃષ્ટિ, મૂર્ખતાથી કલ્પેલી છે, ને મન મિથ્યા ઉત્પન્ન થયું છે, તે માટે હે રામ! મનને વશ કરવામાં અસમર્થ પુરુષ, વેદાંતશાસ્ત્રનો અધિકારી નથી.[૧૧૩] તેની બુદ્ધિ, બાહ્ય વિષયોમાં આસક્ત હોવાથી પરિપૂર્ણ જેવી રહે છે. તેથી મનને વશ કરવામાં ઉદ્યોગ કરતી નથી, ને પ્રત્યગાત્મામાં રહેતી નથી. એટલા જ માટે સૂક્ષ્મ વિચાર કરવામાં સમર્થ નથી.[૧૧૪] ધૈર્ય વગરની એ બુદ્ધિ, વીણાના સૂક્ષ્મ શબ્દથી ભય પામે છે, સૂતેલા બંધુનું મુખ જોઇ ભય પામે છે,[૧૧૫] 'શત્રુ આવે છે, એવું મિથ્યા સાંભળવાથી પણ ભય પામી નાશે છે. અરે એ તો પોતાના મનના વશમાં થઇ રહે છે.[૧૧૬] વિવેક વગરની બુદ્ધિ, સુખના લેશ માત્રમાં લંપટ રહે છે, હૃદયમાં રહેલા શત્રુ જેવા પોતાના મને કરી સંતાપ પામે છે, તેમ કાંઇ પણ જાણતી નથી. એવી બુદ્ધિએ કરીને પણ જીવ, મિથ્યા મોહ કેમ પામે છે![૧૧૭]

# સર્ગ ૧૪ મો.*

## અવિવેકીને ઉપદેશની અયોગ્યતા.

**श्रीवासिष्ठ उवाच–संसारसागरासारकल्लोलैरुह्यमानया ।**

**मतेर्मानद मूकत्वं यया जनतपार्जितम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છેઃ–જે જીવો, સંસારસમુદ્રમાં વિષય વાસનાએ કરી તણાય છે ને વિવેક આદિ સાધનોની અપેક્ષા ન હોવાથી તત્ત્વવેત્તાની પાસે જઇને પણ પોતાનું અજ્ઞાન દૂર કરતા નથી, તે જીવો માટે વેદાંત શાસ્ત્રમાં આત્માની પ્રાપ્તિ થાય, તેવી યુક્તિવાળા વિચારોનો ઉપદેશ કર્યો નથી. (અર્થાત્ મુમુક્ષુ જીવો માટે છે.)[૧-૨] જે દુષ્ટ બુદ્ધિ પુરુષ, મૂઢતાથી સર્વથા જોતો નથી, તેને ફૂલેલા ફૂલવાળું વન કોણ બતાવે? કોઇ પણ નહીં.[૩] જેનું નાક સડી ગયું હોય તેવા પુરુષની પાસે સુગંધી પદાર્થની પરીક્ષા કોણ કરાવે?[૪] મદિરાના નિશાથી જેનાં નેત્ર

* આ ચઉદમા સર્ગમાં નાના પ્રકારના દેહમાં દુઃખ પામતા અને ઉપદેશને યોગ્ય નહી એવા અજ્ઞાનીની ઉપેક્ષા કરી, ઉપદેશને યોગ્ય પુરુષને માટે મનની શુદ્ધિના ઉપાયો વર્ણવવામાં આવશે.

ઘુમતાં હોય, અને જેની ઇંદ્રિયો વ્યાકુલ હોય, તેવા પુરુષની પાસે ધર્મનો નિર્ણય કયો અબુદ્ધિ કરાવે?[૫] સ્મશાનમાં રહેલાં મડદાંને જનસમુદાયની કથા કોણ પૂછે? તેમ મૂર્ખને ઉપદેશ કોણ કરે? [૬] મનરૂપી સર્પ હૃદયમાં રહે છે, મુંગો છે અને આંધળો છે, તેને પણ જે જિતી શકતો નથી તેવા કુમતિઓને ઉપદેશ કેમ થાય?[૭] વિવેકીનું મન તો જિતાયું જ છે, કેમકે પરમાર્થમાં મન નથી. જે શિલા નથી, તે તો દૂર ફેંકાઇ જ છે.[૮] જે પુરુષ, અસત્ મને જિતી શકતો નથી તે વિષ ખાધા વિના મરે છે.[૯] પદાર્થોની પ્રસિદ્ધિ સાક્ષીથી થાય છે, ક્રિયા પ્રાણ શક્તિથી થાય છે અને જ્ઞાનેંદ્રિયે કરી તથા કર્મેંદ્રિયે કરીને તે વિષયોનું જ્ઞાન થાય છે; તે માટે મન માનવાનું શું કામ છે?[૧૦] ક્રિયાશક્તિ પ્રાણની છે, જ્ઞાનશક્તિ પરમાત્માની છે, અને પોતપોતાના વિષયોનું ગ્રહણ કરવામાં ઇંદ્રિયોની શક્તિ છે; માટે સર્વ શક્તિવાળું મન છે, એવું કહેવું, વિવેક ભરેલું નથી.[૧૧] સર્વ સંઘાતના નિયંતાપણાથી પણ મન માનવાની જરૂર નથી. કેમકે જેમ સર્વ જગતનો નિયંતા ઇશ્વર છે તેમ સર્વ સંઘાતનો નિયંતા પણ ઇશ્વર છે.[૧૨] હવે જીવ ચેતન છે. તે મન વિના ઇંદ્રિયોને વશમાં રાખી શકતો નથી, માટે મન માનવું જોઇએ, એ શંકા થાય છે. તેનું સમાધાન કે જીવ અને મન બન્નેને ચેતન માનીએ તો શ્રુતિનો વિરોધ આવે છે. કેમકે આત્મા વિના કોઇ પણ ચેતન નથી, એમ શ્રુતિનો સિદ્ધાંત છે. ને બન્ને જડ માનીએ તો ઇન્દ્રિયોને વશમાં રાખવાની શક્તિ કયાંથી? માટે કોઇ પ્રકારે મનની સિદ્ધિ થતી નથી, [૧૩] હે રામ! પોતે કલ્પેલા મન વડે જેની પરમાર્થ દૃષ્ટિ બળી ગઇ છે, તેવા પુરુષોનાં દુઃખો જોઇ મારી મતિ મુંઝાઇ ગઇ છે. કેમકે કરોડો વર્ષ થયાં પણ તેનાં દુઃખની નિવૃત્તિનો ઉપાય મળ્યો નથી.[૧૪] સકારણ દુઃખની નિવૃત્તિ, કારણની નિવૃત્તિથી થાય છે. મૂર્ખ અજ્ઞાનીનું દુઃખ તો કારણ વગરનું છે, તેથી તે દુર્નિવાર છે, એટલે ગધેડાની પેઠે તેવા મુર્ખો, દુઃખ માટે જન્મે છે.[૧૫] જલના પરપોટાની પેઠે અજ્ઞાની જીવો સદા જન્મે છે ને મરે છે.[૧૬] હે રામ! અજ્ઞાની જીવોને જુદી જુદી યોનિમાં જુદાં જુદાં દુઃખ ભોગવવાં પડે છે. પ્રત્યેક રાજ્યમાં રોજને રોજ કસાઇઓ, કેટલાં પશુઓની હિંસા કરે છે, તેમાં શોક શું કરવો? [૧૭] પૃથ્વીમાં થયેલાં ડાંસ અને મચ્છરઆદિ અસંખ્ય જીવો, રોજને રોજ પવનમાં મરે છે;[૧૮] પ્રત્યેક દિશામાં, પર્વતોમાં અને વનોમાં લાખો જીવો પારાધિના હાથથી હણાય છે,[૧૯] જલમાં મોટા મોટા જીવો, નાના નાના જીવોને ખાય છે. ને મોટાં માછલાં નાનાં માછલાંને ખાયે છે;[૨૦] લીખને માંખો ખાય

છે; માંખીને કરોળિયો ખાય છે; ને તેને ડાંસ ખાય છે.[૨૧] ડાંસને દેડકા ખાય છે, દેડકાંને સર્પ ખાય છે, સર્પને ગરુડ તથા નોળીયાં ખાય છે,[૨૨] નોળીયાંને બીલાડો મારે છે, તેને કુતરાં મારે છે, કુતરાંને રીંછ મારે છે, તેને વાઘ મારે છે,[૨૩] તેને સિંહ મારે છે, સિંહને શરભ મારે છે. મેઘની ગર્જના થાય ત્યારે શિલામાં અથડાઇને શરભ મરે છે,[૨૪] મેઘને વાયુ વિખેરી નાખે છે, વાયુને પર્વતો જિતી લે છે, પર્વતોને ઇંદ્રનું વજ્ર તોડે છે,[૨૫] ઇંદ્રને વિષ્ણુ વશ કરે છે, અને વિષ્ણુ મત્સ્ય વરાહ આદિ જીવભાવને પ્રાપ્ત થાય છે, જેમાં સુખ, દુઃખ, જન્મ અને મરણ આદિ દશા ભોગવે છે.[૨૬] એવી રીતે મોટા જીવો, અને જ્ઞાનવાળા જીવો પણ લીખ આદિ પ્રાણીઓનું ભક્ષણ કરે છે.[૨૭] એ પ્રમાણે સર્વ પ્રાણીઓ, આધિભૌતિક દુઃખથી વીખરાઇ જાય છે, ને આધ્યાત્મિક તથા આધિદૈવિક દુઃખોવડે શિથિલ થઇ જાય છે, તેનું અન્ય પ્રાણીઓ ભક્ષણ કરે છે, રક્ષણ કરે છે, ને અર્ધ ખાધા પછી પણ રક્ષણ કરે છે.[૨૮] લીખો, જુંઓ, કીડીઓ, તેમ જ બીજાં અનેક પ્રાણીઓ સદા જન્મે છે ને મરે છે;[૨૯] જલાશયમાં માછલાં, હાથીઓ અને મગરો ઉત્પન્ન થાય છે; પૃથ્વીમાં વીંછી આદિ કીડાઓ ઉત્પન્ન થાય છે;[૩૦] આકાશમાં પણ પક્ષી આદિ જીવો ઉત્પન્ન થાય છે; સિંહ, વાઘ અને મૃગ આદિ વનમાં થાય છે;[૩૧] પ્રાણીઓનાં શરીરોમાં કરમ અને જુ આદિ જીવો થાય છે; લાકડામાં લાકડાના જીવો થાય છે; પ્રત્યેક દિશામાં જીવો થાય છે; તેમ જ પત્ર, પુષ્પ, ફલ આદિમાં પણ જીવો થાય છે;[૩૨] શિલામાં દેડકાં આદિ જીવો થાય છે; ને વિષ્ટામાં પણ અનેક જીવો થાય છે.[૩૩] એવી રીતે અજ્ઞાની જીવોનાં અસંખ્ય જન્મ મરણો થાય છે, તેમાં દયાળુ પુરુષો આનંદ પામે, અથવા રુવે, પણ તેનો ફેરફાર થતો નથી. માટે તેની ઉપેક્ષા કરવી યોગ્ય છે.[૩૪] આ સંસાર, સદા ઉત્પન્ન થાય છે, અને નાશ પામે છે, તે માટે હર્ષ, શોક કરવો યોગ્ય નથી.[૩૫] એવી રીતે પ્રાણીના સમૂહો, વૃથા ઉત્પન્ન થાય છે, અને લય પામે છે.[૩૬] જે પુરુષ, દયા દૃષ્ટિથી અજ્ઞાનીનાં દુઃખ દૂર કરવા માટે ઉદ્યમ કરે છે, તે પોતાને માથે રહેલાં છત્ર વડે સંપૂર્ણ આકાશનો તડકો દૂર કરવા માટે પરિશ્રમ કરે છે.[૩૭] પશુ જેવા પુરુષોને ઉપદેશ કરવો તે વનમાં જઇ વૃક્ષો પાસે કથા કરવા જેવું છે, માટે તે વૃથા છે.[૩૮] વિષયી પુરુષોનો અને પશુઓનો શો ભેદ છે? કાંઇ પણ નથી. કેમકે પશુઓ, દોરડાંથી ખેંચાય છે, ને વિષયી, મનથી ખેંચાય છે.[૩૯] મૂર્ખ પુરુષો, ચિત્તકાદવમાં ડૂબેલા હોય છે, અને પોતાનો નાશ થાય તેવાં કર્મ કરે છે, તેને બોધ

પથ્થરો પણ રુવે છે.[૪૦] જેણે પોતાનું મન જિત્યું નથી એવા પુરુષોને ચારે તરફથી દુઃખ આવે છે. તેને દૂર કરવા સ્થિર બુદ્ધિવાળો પણ સમર્થ નથી.[૪૧]

## વિવેકી પુરુષપ્રતિ મનને શુદ્ધ કરવાના ઉપાયોનો ઉપદેશ.

જેણે મન જિત્યું છે એવા પુરુષોનાં દુઃખો, સુખથી દૂર કરી શકાય છે. માટે તત્ત્વવેત્તાએ દુઃખ દૂર કરવામાં પ્રવૃત્ત થવું.[૪૨] હે રામ! મન નથી. તેને મિથ્યા મા કલ્પો. જેમ કલ્પિત વેતાલ હણે છે, તેમ કલ્પેલું મન, તમને હણશે.[૪૩] તમે મૂઢતાથી જ્યારે આત્મ તત્ત્વને ભૂલી ગયા છો, ત્યારથી જ મનરૂપી સર્પ, ઉત્પન્ન થયો છે.[૪૪] હવે તમે પરમાર્થ આત્મરૂપ જાણ્યું. ચિત્ત સંકલ્પથી વધે છે, તેને તત્કાલ તજો.[૪૫] જો તમે આદૃશ્ય જગતનો આશ્રય કરશો તો ચિત્તવાળા હોવાથી બંધાયેલા છો ને જો દૃશ્યનો ત્યાગ કરશો તો ચિત્ત વગરના હોવાથી મુક્ત જ છો.[૪૬] આ ત્રિગુણ જગતનો આશ્રય કરવાથી બંધન થાય છે, ને ત્યાગ કરવાથી મોક્ષ થાય છે. હવે આશ્રય કરો, કે તજો, એ તમારી ઇચ્છા.[૪૭] 'હું અહંકાર આદિ આંતર દૃશ્ય નથી. તેમ બાહ્ય દૃશ્ય પણ નથી. પરંતુ પર્વત જેવો નિશ્ચલ અને આકાશ જેવો વ્યાપક જે આત્મા છે, તે રુપે હું છું, એવો નિશ્ચય કરી રહો.[૪૮] 'હું' અને 'આ' એવી દ્વૈત કલનાને સર્વથા તજો, ને શેષ રહેલા આત્મસ્વરૂપ થઇ રહો.[૪૯] દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય આદિ ત્રિપુટીમાં સત્પણાએ કરી રહેલાં અને ત્રિપુટીના સાક્ષી એવાં આત્મસ્વરુપમાં આત્માની ભાવના કરો.[૫૦] જે વાસનાદિ ત્રિપુટીમાં સદ્રૂપે કરી રહ્યો છે, ને ત્રિપુટીનો સાક્ષી છે, 'તે આત્મારૂપ હું છું' એવી સદા ભાવના કરો.[૫૧] અનુભવ, અનુભવકર્તા અને અનુભવનો વિષય, એ ત્રિપુટીમાં સદ્રૂપે રહેલો અને તેનો સાક્ષી એવો જે આત્મા છે, તેને હૃદયમાં રાખી સ્થિર થાવો.[૫૨] જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે દશા રહિત છે, તે આત્મામાં આત્માની એકતાની ભાવના કરી સ્થિર થઇ રહો.[૫૩] 'આ દ્વૈત, આત્માની અપેક્ષા વિના સ્વતંત્ર સત્તાવાળું છે એવી જો ભાવના કરશો તો દુઃખરૂપ ચિત્તભાવને પ્રાપ્ત થશો.[૫૪] હે રામ! સ્વસ્વરૂપનાં જ્ઞાનરૂપી યુક્તિવડે ચિત્તરૂપી સાંકળને ભાંગી ચિત્ત પાંજરામાંથી આત્મસિંહને છૂટો કરો.[૫૫] પરમાત્માદશાને તજી દ્વૈતનો જ્યારે સંકલ્પ કરશો, ત્યારે દ્વૈત જોવામાં આવશે.[૫૬] આત્માની સત્તાથી ચિત્તની સત્તા જુદી માનવાથી મન થાય છે, ને તેથી દુઃખ થાય છે. તે જુદી ન માનવાથી મન ક્ષીણ થાય છે.[૫૭] 'આ જગત્ આત્મા જ છે એવું જ્ઞાન થવાથી ચેતન

ચિત્ત અને ચિંતિતા, એ ત્રિપુટી રહેતી નથી.[૫૮] 'હું આત્મા છું, ચિત્ત છું,' 'એવો સંકલ્પ જ ચિત્ત છે. હે રામ! એ ચિત્તથી આ સંસારનું દુઃખ થાય છે.[૫૯] 'હું આત્મા છું, પણ આત્માથી જૂદી સત્તાવાળો જીવ નથી,' એમ જાણવું, તે, ચિત્તનો ઉપશમ કહેવાય છે. એ જ પરમ સુખ છે.[૬૦] હે રામ! આ જગત, આત્મા જ છે, એવો નિશ્ચય થવાથી ચિત્ત રહેતું નથી.[૬૧] એ પ્રમાણે આત્માના જ્ઞાને કરી સર્વ જગત્ આત્મારૂપે ભાસે છે ને તેથી સૂર્યના પ્રકાશથી અંધકાર જેમ નાશ પામે તેમ મન નાશ પામે છે.[૬૨] જ્યાં સૂધી મનરૂપી સર્પ, શરીરમાં છે ત્યાં સૂધી જન્મ મરણનો ભય છે. યુક્તિવડે તેને પકડી દૂર કર્યો હોય તો ભય રહેતો નથી,[૬૩] ચિત્તવેતાલ, ભ્રાંતિથી ઉત્પન્ન થયો છે, ને અતિ બલવાન્ છે. જ્ઞાનરૂપી મંત્રે કરી તેનો નાશ કરો.[૬૪] ચિત્ત યક્ષ, મહાબલવાન્ છે, તેને શરીરમાંથી કાઢી મૂકો, પછી નિર્ભય થઈ સ્થિર થઈ રહો.[૬૫] 'આત્મલાભ થવાથી સર્વ કામના પૂરી થઇ. હવે મને વિષયસુખનાં સાધનોની ઇચ્છા નથી,' એવાં જ્ઞાનથી તમારું ચિત્ત નાશ પામશે. માટે એવાં જ્ઞાનથી આંતરની વાસનાનો ત્યાગ કરી પરમ પદને પામી પરમાનંદમાં રહો.[૬૬]

# સર્ગ ૧૫ મો.*

## તૃષ્ણાનો મહિમા

**श्रीवासिष्ठ उवाच—एतामनुसरन् राम चित्त सत्तामपावनीम् ।**
**संसारबीजकणिकां जीवबंधनवागुराम् ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—હે રામ! ચિત્તસત્તા, અપવિત્ર છે સંસારનું કારણ છે, અને જીવને બંધન માટે જાળ છે; તેને આત્મા જ્યારે અનુસરે છે, ત્યારે જાણે પોતાના સ્વરૂપને ભૂલી ગયો હોય તેવો થઇ અજ્ઞાનવાળાં દૃશ્ય જ્ઞાનને પ્રાપ્ત થાય છે, ને તેથી ચિત્તે કલ્પેલા દેહાદિ સંઘાતમાં 'હું' બુદ્ધિ કરે છે, તથા વિષયોમાં રાગ દ્વેષ કરે છે.[૧-૨] તૃષ્ણા, વિષલતા જેવી છે. કેમકે તે મોહ આદિ દુઃખ તથા જન્મ મરણનાં દુઃખ આપે છે.[૩] મેઘલી અંધારી રાત જેવી તૃષ્ણા જ્યારે જ્યારે ઉત્પન્ન

* આ પંદરમા સર્ગમાં આત્મામનોભાવને પ્રાપ્ત થવાથી જે તૃષ્ણાએ કરી સંસારમાં બંધાય છે, તે તૃષ્ણા, અનર્થનું કારણ છે, એવું વર્ણન કરવામાં આવશે.

થાય છે, ત્યારે ત્યારે મહામોહ આદિ અનેક વિકારોને ઉત્પન્ન કરે છે[૪] શંકરઆદિ, પ્રલયના અગ્નિના તાપને સહન કરી શકે છે, પણ તૃષ્ણારૂપી અગ્નિના તાપને સહન કરી શકે તેવા કોઈ નથી.[૫] તૃષ્ણા, તીક્ષ્ણ, કાળી, લાંબી અને શીતલ છતાં દુઃખ દેવાવાળી છે. માટે તલવાર જેવી છે.[૬] તૃષ્ણાલતાનાં ફલ, મહાદુઃખ છે. તે અટકાવી શકાતાં નથી, અને અનંત છે, તૃષ્ણા, દેખાય નહીં તેવીરીતે શરીમાંથી, માંસ, હાડ અને લોહી આદિ ખાય છે, અને મનરૂપી ગુફામાં રહે છે, માટે વરુના જેવી છે.[૭-૮] તૃષ્ણા વર્ષા ઋતુની નદી જેવી છે. કેમકે ક્ષણમાં વૃદ્ધિ પામે છે, ને ક્ષણમાં શૂન્ય થાય છે. જેમ વર્ષા ઋતુની નદી, પથ્થર આદિ ખરાબાવાળી જમીનમાં લઇ જઇ ખંડિત કરે છે, તેમ તૃષ્ણા, વિષયરૂપી ખરાબામાં લઈ જઈ ખંડિત કરે છે.[૯] તૃષ્ણાવશ થયેલો જન દીન થાય છે, મૂઢ થઇ જાય છે, ને ક્ષીણ બલ થાય છે; તેથી તે, અધમતા પામે છે, મોહ પામે છે, રુવે છે અને પડે છે.[૧૦] જેનાં હૃદયમાં તૃષ્ણારૂપી કાળીસાપણ વસતી નથી, તેના હૃદયમાં પ્રાણ, વાયુ, સ્થિરતા કરી રહે છે.[૧૧] અંધારી રાત જેવી જેની તૃષ્ણા અસ્ત પામે છે, તેનાં પુણ્યો, શુકલ પક્ષના ચંદ્રની પેઠે વધે છે.[૧૨] જે પુરુષ વૃક્ષ ઉપર તૃષ્ણારૂપી અમરવેલ ચઢી નથી, તે પુણ્યરૂપી પુષ્પોવડે સદા ફૂલ્યો રહે છે.[૧૩] અવિવેકી પુરુષોનાં મનનામના જંગલમાં તૃષ્ણા નામની નદી વહે છે, તેમાં વ્યાકુલતા નામના તરંગો છે, ને ભ્રમરૂપી ધૂમરીઓ છે.[૧૪] જેમ પારાધિ પંખીને જાળમાં પકડી ભમાવે છે, પછી પાંખો તોડી વીંખી નાંખે છે, ને ત્યાર પછી મારે છે, તેમ તૃષ્ણા પ્રથમ તો પુરુષને ધન માટે ભમાવે છે, પછી ધનનાં રક્ષણ આદિ ચિંતા વડે વ્યાકુલ કરે છે, ને છેવટે મારે છે[૧૫] તૃષ્ણા, કુવાડાની પેઠે પડે છે તે, દયા વિવેક આદિ કે જે ધર્મ તથા જ્ઞાનનાં મૂળ છે, તેને ઉગતાં જ કાપી નાંખે છે.[૧૬] જેમ મૃગલું, લીલાં ઘાસને ખાવા જતાં ખાડામાં પડે છે, તેમ તૃષ્ણાથી વિષયોને લેવા જતાં પુરુષ દુઃખમાં પડે છે.[૧૭] હૃદયમાં રહેલી તૃષ્ણા પિશાચી, પુરુષોને જેવા આંધળા કરે છે, તેમ ગાઢ જરા કરતી નથી. તાત્પર્ય કે જરા કરતાં પણ તૃષ્ણા પ્રબલ છે.[૧૮] હૃદયમાં રહેલી ધૂડજેવી અમંગલ તૃષ્ણાવડે સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્ પણ વામન ભાવને પ્રાપ્ત થયા. એટલે વામનરૂપ ધરી બલિની પાસે માગવા ગયા.[૧૯] દેવ સુખના ભોગની તૃષ્ણા આકાશમાં સૂર્યને રોજને રોજ ભમાવે છે.[૨૦] તૃષ્ણા, સર્વ દુઃખ દેવાવાળી છે અને પ્રાણીનાં જીવનને છેદે છે, માટે તે તૃષ્ણા સર્પિણીને દૂરથી તજવી.[૨૧] તૃષ્ણાથી

વાયુઓ વાય છે, પર્વતો સ્થિર થયા છે અને પૃથ્વી સર્વને ધારણ કરે છે; એટલે ત્રણે લોક તૃષ્ણામાં રહ્યું છે.[૨૨] આ ત્રણે લોક, તૃષ્ણા રજ્જુમાં પરોવાયા છે. રજ્જુના બંધનથી છૂટે છે, પણ તૃષ્ણાના બંધનથી કોઇ છૂટતા નથી.[૨૩] માટે હે **રામ**! તમે સંકલ્પ મા કરો, ને તૃષ્ણાને તજો. સંકલ્પ વગરનું મન નથી. તાત્પર્ય કે સંકલ્પના અભાવથી મનનો અભાવ થાય છે ને તેથી તૃષ્ણાનો પ્રસંગ નથી.[૨૪] આ તું, આ હું, એવું અભિમાન મનમાં મા કરો. કેમ કે તે અભિમાન તમોગુણનું કાર્ય છે.[૨૫] દેહમાં આત્માભિમાન કે જે દુઃખનું કારણ છે તેની ભાવના નહીં કરો તો તત્ત્વવેત્તામાં ગણાશો.[૨૬] અહંકારના અભાવરૂપી શસ્ત્રે કરી અહંભાવરૂપી તૃષ્ણાને છેદો અને જેમાં સંસારની નિવૃત્તિ છે, તેવા બ્રહ્મસ્વરૂપમાં રહો.[૨૭]



# સર્ગ ૧૬ મો.*

## વાસના ક્ષયના બે ભેદ.

**श्रीराम उवाच—स्वभावगंभीरमेतद्भगवन्वचनं तव ।**
**यदहंकार तृष्णां त्वं मा गृहाणेति वक्षि माम् ॥ १ ॥**

રામ પૂછે છે–હે મુનિરાજ! અહંકાર તૃષ્ણાનું ગ્રહણ મા કરો; એમ જે આપે કહ્યું, તે વચન ગંભીર છે, તેથી મારા સમજવામાં આવતું નથી.[૧] જો હું અહંકારનો ત્યાગ કરું તો દેહ રહે નહી; કારણ કે પ્રાણ તથા અહંકાર જૂદા નથી, તેથી પ્રાણને રાખી અહંકારનો ત્યાગ સંભવતો નથી.[૨] જેમ મૂલમાં બાંધેલો ઓટલો વૃક્ષ ધારણ કરે છે, તેમ અહંકાર, દેહને ધારણ કરે છે.[૩] જેમ કરવતવડે મૂલ કાપી નાંખવાથી વૃક્ષ નાશ પામે છે, તેમ અહંકારનો નાશ થવાથી દેહનો નાશ થાય છે.[૪] માટે હે મુને! અહંકારનો ત્યાગ કરવાથી હું કેમ જીવતો રહું, તેનો નિશ્ચય કરીને કહો.[૫]

વસિષ્ઠ કહે છે.–હે રામ! વાસનાનો ક્ષય, જ્ઞેય અને [૧]ધ્યેય એવા ભેદથી બે પ્રકારનો છે.[૬] હું, દેહ, ઇંદ્રિય આદિ તથા બાહ્ય અન્ન પાનાદિકનો આત્મા છું,

* આ સોળમા સર્ગમાં–જ્ઞેય અને ધ્યેયના વિભાગથી વાસનાના ત્યાગનું વર્ણન તથા જીવન્મુક્ત અને વિદેહમુક્તનું લક્ષણ આવશે.

દેહેંદ્રિયાદિ અને અન્નાદિક, મારો આત્મા (સ્વરૂપસિદ્ધિનું કારણ) છે, એટલા માટે વ્યવહારમાં દેહેંદ્રિયાદિક વિના હું નથી. ના મારા વિના દેહેંદ્રિયાદિ નથી. એવી રીતે મનમાં વિચારપૂર્વક નિશ્ચય કરી 'હું પદાર્થનો નથી; પદાર્થો મારા નથી,' એવી ભાવના કરવાથી અંદર શીતલ બુદ્ધિથી ક્રિયા કરનાર પુરુષની વાસનાનો ક્ષય, ધ્યેય કહેવાય છે,[૭–૯] સર્વ બ્રહ્મરૂપ જાણી વાસનાનો ક્ષય કરી મમતા વગર દેહનો ત્યાગ કરે તો તે જ્ઞેય નામનો વાસનાક્ષય કહેવાય છે. તત્ત્વવેત્તાને સમાધિ સમયમાં ને વિદેહ કૈવલ્યમાં તે વાસનાક્ષય, તે, જ્ઞેય કહેવાય છે; ને અધિષ્ઠાન બ્રહ્મના પરિશેષરૂપ ધ્યેય વાસના ક્ષય કહેવાય છે.[૧૧]

## જીવન્મુક્ત અને વિદેહ મુક્તનાં લક્ષણ.

જે, અહંકાર વાસનાને તજી, લોક સંગ્રહને ઉચિત વ્યવહાર કરે છે તે, ધ્યેય વાસના ક્ષયવાળો જીવન્મુક્ત કહેવાય છે.[૧૧] જ્ઞેયવાસના ક્ષયમાં મૂલ જ્ઞાન, કલન અને વાસના, સર્વનો ક્ષય થાય છે, ચિન્માત્રનો શેષ રહે છે, અને શાંતિ પ્રાપ્ત થાય છે. તેથી જ્ઞેય વાસના ક્ષયવાળો જીવન્મુક્ત કહેવાય છે.[૧૨] જનક આદિ જીવન્મુક્ત છે. તેઓ,લોક સંગ્રહ માટે કર્મ કરે છે, તેથી તેનો વાસના ક્ષય ધ્યેય છે.[૧૩] ઉપશમને પ્રાપ્ત થયેલા વિદેહ મુક્ત પુરુષો, પરબ્રહ્મમાં રહે છે, તેનો વાસના ક્ષય, જ્ઞેય છે.[૧૪] હે રામ! એ પ્રકારના વાસના ક્ષયવાળા પુરુષો, મુક્ત છે; કેમકે એ બન્ને પણ બ્રહ્મભાવને પ્રાપ્ત થયા છે અને હર્ષ શોક રહિત છે.[૧૫] ધ્યેય અને જ્ઞેય વાસના ત્યાગવાળા બંને બ્રહ્મ સુખમાં રહે છે. માત્ર–જ્ઞેયવાળો સમાધિ દશામાં છે ને ધ્યેયવાળો વ્યુત્થાન દશામાં છે; એટલો જ ભેદ છે.[૧૬] ધ્યેયવાળો દેહ સહિત મુક્ત થઈ રહે છે, ને જ્ઞેયવાળો દેહવિના મુક્ત થઈ રહે છે.[૧૭] જે પુરુષ, સુખ વખતે હર્ષ કરતો નથી, તે દુઃખ વખતે શોક કરતો નથી, તેને 'જીવન્મુક્ત' જાણવો.[૧૮] અજ્ઞાન દૃષ્ટિથી પ્રિય અને અપ્રિય એવા પદાર્થોમાં જેને હર્ષ શોક નથી, અને જે સુષુપ્તિ દશાવાળાની પેઠે રહે છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૧૯] જેના મનમાં 'આ તજવા યોગ્ય છે;' ને 'આ ગ્રહણ કરવાયોગ્ય છે;' એવી કલના શાંત થઈ છે; તેમ જ જેની અહંતા મમતા શાંત હોય છે, તેને જીવન્મુક્ત જાણવો.[૨૦] જેના મનમાં હર્ષ, દ્વેષ, ભય, ક્રોધ, કામ તથા દીનતા કોઇ પણ પ્રવેશ કરતાં નથી, તે જીવન્મુક્ત છે.[૨૧] જે પુરુષ, જાગ્રદવસ્થામાં પણ સૂતેલાની પેઠે રહે છે, ને પૂર્ણ ચંદ્રની નિર્મળતા જેમ સ્વાભાવિક હોય છે, તેમ જેની નિર્મલતા સ્વાભાવિક હોય છે, તે જીવન્મુક્ત કહેવાય છે. ૨૨

વાલ્મીકિ કહે છે:–એવી રીતે વસિષ્ઠમુનિ કહેતા હતા, તેટલામાં દિવસ, સાયંકાલના વિધિ માટે ચાલ્યો ગયો, સૂર્ય અસ્ત પામ્યો અને સભા, નમસ્કાર કરી સ્નાન કરવા ગઇ. તે પાછી રાત્રિ પૂર્ણ થયા પછી સૂર્યોદય વખતે આવી મળી.૨૩ ૧૧ મો દિવસ પૂર્ણ થયો.

# સર્ગ ૧૭ મો.*

## તૃષ્ણાઓની નિવૃત્તિનો ઉપદેશ.

**श्रीवसिष्ठ उवाच**–विदेहमुक्ता ये राम ते गिरामिह गोचरे ।
नैव तिष्ठंति तस्मात्त्वं जीवन्मुक्तिमिमां श्रुणु ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! જીવન મુક્ત પુરુષો વાણીને અગોચર છે, એટલે પરમાનંદ બ્રહ્મરૂપ છે, તે માટે જીવન્મુક્તિનાં લક્ષણ સાંભળો.[૧] જેમાં રહી પુરુષ, શુદ્ધ તૃષ્ણાવડે વર્ણાશ્રમનાં કર્મ કરે છે, તે જીવન્મુક્તિ કહેવાય છે.[૨] બાહ્ય વિષયોમાં તૃષ્ણા થવી, એ જ બંધન કહેવાય છે. તેથી જ સંસારરૂપી બેડી છે.[૩] જેણે મનમાંથી ભોગવાસના મૂકી દીધી છે, ને બહારથી લોકસંગ્રહ માટે વ્યવહાર કરે છે, એવી વાસના જીવન્મુક્તિ કહેવાય છે.[૪] હે રામ! જે તૃષ્ણા, બાહ્ય વિષયમાં વૃદ્ધિ પામે છે, તે બંધાયેલી છે; ને જે બાહ્ય વિષયથી મુક્ત હોય છે, તે તૃષ્ણા મુક્ત છે.[૫] જે તૃષ્ણા, વિષયની પ્રાપ્તિ પહેલાં રાગ વગરની છે, વિષયનો નાશ થયા પછી દુઃખ વગરની છે ને વર્ત્તમાન કાળમાં પ્રીતિ વગરની છે, તે મુક્તવાસના છે.[૬] હે રામ! આ પદાર્થ મને મળે તો ઠીક, એવી ભાવનાવાળી તૃષ્ણાને બંધન કરવાવાળી જાણો.[૭] સત્ અને અસત્ સર્વ પદાર્થોમાં રહેલી તૃષ્ણાને તજી તત્ત્વજ્ઞ પુરુષ, જીવન્મુક્ત પદને પામે છે.[૮] બંધ, મોક્ષ, સુખ અને દુઃખ સર્વને મિથ્યા જાણી તેને અને સત્ તથા અસત્‌ની તૃષ્ણાને તજી નિર્વિકાર થઇ રહો.[૯] હે રામ! આત્માને અજર અમર જાણી મનમાં જરા મરણની શંકા મા કરો.[૧૦] પદાર્થરૂપ, તમારું નથી, તેમ તમે દેહ પણ નથી, આ દેહાદિ સર્વ દૃશ્ય, પરમાર્થ સત્યથી અન્ય છે એટલે મિથ્યા છે, ને તમે પરમાર્થ સત્ય છો.[૧૧] આ જગત અસત્ ઉત્પન્ન થયું

* આ સત્તરમા સર્ગમાં જેવા નિશ્ચયોવડે જીવન્મુક્ત બંધાતો નથી, ને અજ્ઞાની બંધાય છે, તેનો વિભાગ વર્ણવવામાં આવશે.

છે, તે મિથ્યા ભાવને પ્રાપ્ત થાય, ને તમે બ્રહ્મભાવને પ્રાપ્ત થાઓ, તો તૃષ્ણાનો સંભવ ક્યાંથી?[૧૨] હે રામ! વિચારવાળા પુરુષના મનમાં ચાર પ્રકારનો નિશ્ચય થાય છે.[૧૩] પગથી લઇ મસ્તકપર્યંત શરીર હું છું, 'હું માતા પિતાથી થયો છું' એ પહેલો નિશ્ચય છે, તે, મિથ્યા હોવાથી બંધન કારક છે.[૧૪] હું દેહેંદ્રિયાદિકથી જૂદો છું, અને વાળના અગ્રભાગ કરતાં પણ અતિ સૂક્ષ્મ છું, એ બીજો નિશ્ચય છે. તે, ત્વં પદાર્થનાં શોધનનું સાધન છે, તેથી મોક્ષકારક છે.[૧૫] હું સર્વ જગતરૂપ છું ને અક્ષય છું, એ ત્રીજો નિશ્ચય છે, તે પણ અજ્ઞાન નિવૃત્તિપૂર્વક તત્પદાર્થનાં શોધનદ્વારા મોક્ષમાં ઉપયોગી છે.[૧૬] હું અને જગત્ સર્વ આકાશ જેવું શૂન્ય છે. (બ્રહ્મરૂપે છે) એવી રીતે સર્વદસ્યના બાધરૂપ નિશ્ચય, ચોથો નિશ્ચય છે, તે મોક્ષકારક છે.[૧૭] એ ચાર નિશ્ચયોમાંથી પહેલો નિશ્ચય, બંધનનું સાધન છે, ને બીજા ત્રણ નિશ્ચયો, મોક્ષનું સાધન છે.[૧૮] પહેલો નિશ્ચય બંધનનું સાધન હોવાથી અશુદ્ધ તૃષ્ણા છે, ને બીજા ત્રણ મોક્ષ સાધન હોવાથી શુદ્ધ તૃષ્ણા છે.[૧૯] હું સર્વ જગતરૂપે છું,' એવા ત્રીજા નિશ્ચયનો આશ્રય લેવાથી ફરીથી જન્મ મરણનું દુઃખ ભોગવવું પડતું નથી.[૨૦] 'ઉપર નીચે અને દિશાઓમાં સર્વત્ર આત્મા વ્યાપક છે, સર્વરૂપે આત્મા છે, એવા નિશ્ચયથી બંધન થતું નથી.[૨૧] શેષ રહેલા નિત્ય આત્માને જ શૂન્ય પ્રકૃતિ માયા, બ્રહ્મ વિજ્ઞાન, શિવ, પુરુષ અને ઇશાન, એ પ્રમાણે જુદા જુદા વાદીઓ જુદાં જુદાં નામથી કહે છે.[૨૨] આ જગત, સદા બ્રહ્મ જ છે. કદાપિ બેપણું અને અન્યપણુ નથી. જગત્, પરમાર્થ અદ્વૈત દૃષ્ટિથી વ્યાપ્ત છે, દ્વૈત દૃષ્ટિથી વ્યાપ્ત નથી.[૨૩] જેમ જલવડે સમુદ્ર પૂર્ણ છે તેમ બ્રહ્મથી લઇ સ્તંબ પર્યંત સર્વે જગત્ આત્માવડે પૂર્ણ છે.[૨૪] જેમ સંપૂર્ણ સમુદ્ર જલમય છે, તરંગાદિક નથી, તેમ પ્રમાણથી સિદ્ધ થયેલું અદ્વૈત બ્રહ્મ જ સત્ય છે, તેથી જૂદું જગત્ નથી.[૨૫] જેવી કડાં આદિ સોનાના દાગીના સોનાથી જૂદાં નથી, તેમ વૃક્ષ આદિ સર્વે જગત્ આત્માથી નોખું નથી.[૨૬] હે રામ! અદ્વૈત બ્રહ્મ સત્તા જ, અજ્ઞાની પ્રત્યે દ્વૈત અને અદ્વૈતરૂપે પ્રતીત થાય છે.[૨૭] પોતાના કાર્ય તથા પરાયાં કાર્ય સિદ્ધ થાય તો હર્ષ મા કરો, ને નાશ પામે તો દુઃખ મા કરો.[૨૮] હે રામ! તમે પરમાર્થતઃ તો સત્તા અદ્વૈતરૂપ છો, તેથી વ્યવહારમાં પણ અદ્વૈતની ભાવના કરો. પણ કર્મ કરતી વખતે દ્વૈતનો આશ્રય કરો, કેમકે અદ્વૈતમાં સર્વ કર્મ અસિદ્ધ હોવાથી ધર્મ શાસ્ત્ર આદિના બાધનો પ્રસંગ આવે છે.[૨૯] દ્વૈત, ચિત્તકલ્પિત છે, માટે સંભવતું નથી. આત્મામાં એકતા નામનો સંખ્યા ગુણ પણ નથી; કેમકે બેપણાં આદિની નિવૃત્તિ

માટે એકતા કલ્પી છે. દ્વૈતે કરીને અદ્વૈતની સિદ્ધિ થાય છે. એકતા રહિત અદ્વૈત જ, સદા સત્તા માત્ર છે.[૩૦] તે એકતાના બાધથી સર્વરૂપે છે, ને દ્વૈતના બાધથી કાંઇ પણ નથી, એમ તત્ત્વજ્ઞ પુરુષો કહે છે.[૩૧] હે રામ! હું નથી, તમે નથી અને આ જગત્ નથી. તે સર્વ, નિર્વિકાર બ્રહ્મરૂપે છે. તે બ્રહ્મના જ્ઞાન માત્રથી શાંત થયેલું જગત્ સત્ નથી ને અસત્ પણ નથી.[૩૨] હે રામ! બ્રહ્મપર, અમૃત, અનાદિ, સૂર્ય આદિ સર્વ તેજને પ્રકાશવાવાળું, અજર, અજન્મા, અચિંત્ય, નિરવય, નિર્વિકાર, નિષ્કલ, પ્રાણ શક્તિના વ્યવહારનું કારણ, કલનાહીન, બ્રહ્માદિ કારણોનું કારણ, સદા વિદ્યમાન, સ્વસ્વરૂપમાં રહેલું., સર્વ અનુભવનું મૂલ, સ્વસ્વરૂપમાં સ્થિતિવડે તું દશમો છું, એ ઉપદેશની પેઠે ઉપદેશ કરવા યોગ્ય અને આનંદૈકરસ છે તે બ્રહ્મ જ તમે રૂપે, હું રૂપે અને સંપૂર્ણ જગદ્રૂપે છે. તેથી અન્ય કાંઇ પણ નથી. એવો દૃઢ નિશ્ચય તમને પ્રાપ્ત થશે.[૩૩-૩૪]



# સર્ગ ૧૮ મો.*

## જ્ઞાનીની સ્થિતિ.

**श्रीवसिष्ठ उवाच–युक्ताशयानां महतामहतानां कुदृष्टिभिः ।**
**स्वभावोऽयं महाबाहो लीलयाचरतामिह ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! તત્ત્વવેત્તાઓ, સ્થિર મનવાળા હોય છે, કામ તથા લોભ આદિ કુદૃષ્ટિથી રહિત હોય છે અને લોક સંગ્રહમાટે કર્મ કરે છે. તેનો સ્વભાવ કહું છું.[૧] જીવન્મુક્ત, સંસારમાં વિચરે છે, તો પણ જગતની ગતિને આદિમાં જન્મ મરણનાં દુઃખવાળી, મધ્યમાં આધ્યાત્મિક, અધિ ભૌતિક અને આધિદૈવિક દુઃખવાળી, તેમ જ અંતમાં મરણ તથા નરકપાત આદિ દુઃખવાળી જાણે છે, તેથી તેને અતિતુચ્છ ગણી હસી કાઢે છે.[૨] પ્રાપ્ત થયેલાં સર્વ ઉચિત કાર્યો કરે છે, શત્રુમિત્ર આદિમાં સમાન બુદ્ધિ રાખે છે અને ધ્યેય નામના વાસના ત્યાગનો આશ્રય કરી રહે છે.[૩] સર્વત્ર ઉદ્વેગ રહિત હોય છે, સર્વનું પ્રિય કરે છે, આત્મા અનાત્માના વિવેકરૂપી પ્રકાશે કરી આત્માને જુવે છે ને જ્ઞાન નામના

* આ અઢારમા સર્ગમાં વિદ્વાન્, જે સ્થિતિએ કરી મોહ પામતો નથી, તે સ્થિતિ રામ પ્રતિ વિસ્તારથી કહેવામાં આવશે.

બગીચામાં રહે છે.[૪] મોક્ષ પદનો આશ્રય કરે છે, મનમાં પૂર્ણચંદ્ર જેવો શીતલ હોય છે, ને સંસારમાં રહીને પણ હર્ષ કે શોક કરતો નથી.[૫] જે શત્રુમિત્રમાં સમાન હોય છે, દયા તથા નિપુણતાવાળો હોય છે, વખતે પ્રાપ્ત થયેલાં ગુરુ સેવા આદિ કર્મ કરે છે, તે, સંસારમાં દુઃખ પામતો નથી.[૬] કોઇને પ્રસન્ન કરતો નથી, કોઇનો દ્વેષ કરતો નથી, કોઇને શોચતો નથી, કોઇને ઇચ્છતો નથી, જરૂર પડતું બોલે છે ને અવશ્યના કામમાં આળસુ રહેતો નથી.[૭] પૂછે તો તેનો ઉત્તર આપે છે, ને ન પૂછે તો બોલતો નથી. તેમ જ જેને પ્રિયતા અપ્રિયતા ભાવ નથી, તે સંસારમાં દુઃખ પામતો નથી.[૮] ને સર્વને પ્રિય લાગે તેવું બોલે છે, કોઇ આક્ષેપ કરે તો પણ ચતુરતાથી સમાધાન કરે અને વળી સર્વના મનને જાણતો હોય છે, તે દુઃખ પામતો નથી.[૯] આ લોક વિષમ દૃષ્ટિવાળો છે, આશાપાશમાં બંધાયેલો છે, તેને હાથમાં રહેલા બીલાની પેઠે નિષ્પક્ષપાતથી તત્ત્વજ્ઞ પુરુષ જુવે છે.[૧૦] પરમ પદને પ્રાપ્ત થયેલો તત્ત્વજ્ઞ પુરુષ, વિનાશવાળી જગતની સ્થિતિને શીતલ બુદ્ધિવડે હસે છે ને જુવે છે.[૧૧] હે રામ! જેણે મનને જિત્યુંછે, આત્માનો સાક્ષાત્કાર કર્યો છે, તેવા મહાત્માઓનો સ્વભાવ તમને કહ્યો,[૧૨] પણ અજ્ઞાની મૂર્ખોનો સ્વભાવ કહી શકાય તેમ નથી. કેમકે તેનું મન ન જિતેલું હોવાથી તેને મનોભ્રાંતિ, દુરાચરણો અને જુદાં જુદાં દુઃખો અનંત છે.[૧૩] જેમાં વિવેક બુદ્ધિઓનો અત્યંત અભાવ છે, પૂર્વ જન્મનાં પુણ્યો હોતાં નથી, તેમ વર્તમાન જન્મમાં તપ આદિ પુણ્યો પણ હોતાં નથી ને સોનાની કાંતિજેવી કાંતિવાળી હોવાથી નરકના અગ્નિની જ્વાલા જેવી છે, તે સ્ત્રીઓ, એ મૂર્ખોને અતિપ્રિય હોય છે.[૧૪] મૂર્ખોનાં ધન, અનર્થકારી વ્યર્થ કલેશનાં સાધનો છે, તેમ જ આપત્તિ તથા દુઃખ દેવાવાળાં છે.[૧૫] વળી તેઓનાં યજ્ઞાદિ કર્મો સકામ, દંભ, રાગ તથા દ્વેષવાળાં અને સુખદુઃખથી ભરપૂર હોય છે, તેનું વર્ણન કરવા અમે શક્તિમાન્ નથી.[૧૬] માટે હે રામ! ધ્યેયવાસના ત્યાગવાળી બ્રહ્મદૃષ્ટિનો આશ્રય લઈ જીવન્મુક્તના સદાચારમાં તમે વર્તો.[૧૭] અંદરની વાસના તથા રાગને તજો, ને બહાર લોકસંગ્રહ માટે સદાચારમાં વર્તો.[૧૮] બહારથી અજ્ઞાનીઓની સાથે કર્મો કરો, સદાચરણ કરો ને અંદરથી સર્વનો ત્યાગ કરી લોકમાં વિચરો.[૧૯] સંસારદશા અને પરમાર્થ દશાનો વિચાર કરો; તેમાં પરમપદ સત્ય છે, તેનો આશ્રય લઇ લોકમાં વિચરો.[૨૦] મનમાં આશા મા રાખો, ને બહાર આશાવાળાના જેવા વ્યવહાર કરો. બહારથી સંસારી જેવા અને મનમાં અતિશીતલ થઇ લોકમાં વિચરો.[૨૧] બહારથી કૃત્રિમ સંભ્રમ રાખો ને મનમાં સંભ્રમ રહિત રહો

બહારથી ક્રિયા કરો, ને મનમાં અકર્તા થઇ વિચરો.[૨૨] તમે, સર્વ પદાર્થોના સારાસાર જાણો છો, માટે સદ્વ્યવહારમાં ઇચ્છા પ્રમાણે વર્તો.[૨૩] ઉત્સાહ, હર્ષ, ઉદ્વેગ, નિંદા, આરંભ અને સંભ્રમ એ સર્વ, બહારથી કરો, ને અંદર શીતલ રહી વિચરો.[૨૪] હે રામ! ચંદ્ર, અહંકારવાળો, ક્ષમ, વૃદ્ધિવાળો ને કલંકવાળો છે. તમે તો એ સર્વ દોષથી રહિત છો, તેથી ચંદ્ર કરતાં પણ અધિક છો.[૨૫] બહારથી સર્વ રાજ્યવ્યવહાર કરો, ને મનમાં સર્વ આશાથી મુક્ત થાઓ. ગમે તે દશામાં પણ હર્ષ શોક રહિત રહો, ને લોકમાં વિચરો.[૨૬] જીવને પરમાર્થતઃ બંધ કે મોક્ષ નથી. આ સંસાર, ઇદ્રજાલ જેવો મિથ્યા છે.[૨૭] આ જગત્ ઉગ્ર તડકામાં દેખાતાં મૃગજલની પેઠે મોહથી દેખાય છે, માટે ભ્રાંતિ કલ્પિત છે.[૨૮] આત્મા, સર્વત્ર વ્યાપક છે, બંધન રહિત છે અને એકરૂપ છે, તેને બંધન કેમ થાય? ને બંધન નથી તો મોક્ષ કોને?[૨૯] આ સંસાર ભ્રાંતિ, રજ્જુ ભુજંગની પેઠે તત્ત્વનાં અજ્ઞાનથી થાય છે, ને તત્ત્વજ્ઞાનથી નાશ પામે છે.[૩૦] તમે સૂક્ષ્મ બુદ્ધિથી આત્મ તત્ત્વ જાણ્યું છે, કેમકે અહંકાર રહિત છો; માટે આકાશની પેઠે નિર્મલ રહો.[૩૧] તમે સાક્ષીરૂપ છો તે માટે મિત્ર, પુત્ર અને બંધુઆદિમાં મમતા મુકો. અસત્પદાર્થમાં મમતા શા માટે કરવી જોઇએ?[૩૨] દેહાદિકનો બાધ કરવાથી આત્મા શેષ રહે છે. તે સાક્ષી સ્વરૂપ આત્મા તમે છો. એવી રીતે આત્માના જ્ઞાનનું કારણ વાસના ત્યાગ છે, પણ અન્ય નથી.[૩૩] હે રામ! ભોગ અને બંધુઆદિ જગતના પદાર્થોની સાથે અને શુભાશુભ કર્મોની સાથે આત્માને સંબંધ નથી, તમે તેઓનો શોચ શા માટે કરો છો?[૩૪] હું પરમાનંદ આત્મ સ્વરૂપ છું, એમ જાણવાથી તમને ભયનાં કારણ સાથે કાંઇ પણ સંબંધ નથી. જગતના ભ્રમથી શા માટે ડરો છો?[૩૫] પરમાર્થ દૃષ્ટિમાં તો તમારા બંધુઓ પણ નથી, જેનાં દુઃખથી તમોને દુઃખ થાય, તેથી મિથ્યા શોચ શા માટે કરો છો?[૩૬] હે રામ! આત્મા, અસંગી છે, તેથી કોઇનો શોક કરવો નહીં, એવું પ્રતિપાદન કર્યું. હવે આત્માને સંગવાળો માનીએ તો પણ શોક કરવો યોગ્ય નથી. કેમકે સંગવાળો આત્મા, નિત્ય છે, ક્ષણિક છે, અથવા કાલાંતરે વિનાશી છે, એવા ત્રણ વિકલ્પ થાય છે. એ ત્રણે વિકલ્પના આત્માનો શોક ઘટતો નથી. હવે પહેલા વિકલ્પમાં આત્મા, ભૂત, ભવિષ્ય અને વર્તમાન, એ ત્રણે જન્મમાં એકનો એક છે. ત્યારે વર્ત્તમાન બંધુઓનો શોક કરો છો, ને થઈ ગયેલાં અનંત જન્મના બંધુઓનો શોક નથી કરતા, તેમાં કાઇ પ્રમાણ નથી. વળી સર્વનો શોક થઇ શકે નહી. માટે થઈ ગયેલા જન્મ કે વર્ત્તમાન જન્મ કોઇ જન્મના બંધુ-

એનો શોક કરવો યોગ્ય નથી.[૩૭-૩૮] બીજા વિકલ્પમાં એટલે વર્તમાન કાળમાં આત્મા અન્ય છે, ને પછી અન્ય થશે, એવી રીતે આત્માને ક્ષણિક માનવામાં પણ આત્માનો શોક કરવો યોગ્ય નથી. તાત્પર્ય કે આત્મા ક્ષણિક હોવાથી શોક કરવા યોગ્ય બંધુઓ અને શોકકર્તા બન્નેનો અભાવ હોવાથી શોકનો અવસર નથી.[૩૯] હવે આત્મા કાલાંતરે નાશ પામે છે, એ ત્રીજા પક્ષમાં પણ આત્માનો શોક કરવો યોગ્ય નથી. કેમકે આત્માનો જ્યારે નાશ થશે ત્યારે સંસારનો પણ નાશ થશે. તો પછી શોકનો અવસર કયાં રહ્યો.[૪૦] હે રામ ! એવી રીતે આત્માને સંગવાળો માનવામાં પણ શોકનો અવસર કયાંથી ? નથી. ત્યારે અસંગ માનવામાં શોકનો અવસર કયાં થી ? માટે જગતના વ્યવહારમાં દુઃખ પામવું નહીં. સંતોષ વૃત્તિ, સ્વાભાવિક રાખવી ને પ્રાપ્ત થયેલાં કાર્યો કરવાં.[૪૧] હે રામ! હર્ષ શોક મા કરો. સર્વમાં સમાન બુદ્ધિ રાખો. કેમકે પરમાત્મા, સર્વમાં વ્યાપી રહ્યો છે.[૪૨] તમે અનંત છો, અને સત્સ્વરૂપ છો. જેમ અગ્નિની જ્વાલા પ્રકાશમય છે, તેમ અંધકારનો અવકાશ નથી, તેમ તમારે વિષે અજ્ઞાન અને દુઃખ આદિનો અવકાશ નથી.[૪૩] જેમ સર્વ મોતીના કણમાં એક સૂત્ર અનુસ્યૂત છે, તેમ સર્વ પદાર્થોમાં આત્મા એક રહ્યો છે, અને સૂક્ષ્મ છે. તે આત્મા તમે છો.[૪૪] હે રામ! સંસારમાં અજ્ઞાનીનાં ફરીથી જન્મમરણ થાય છે, ને જ્ઞાનીના જન્મમરણ થતાં નથી. તમે જ્ઞાની છો, માટે મનમાં નિશ્ચિંત રહો.[૪૫] સંસાર, દુઃખરૂપ છે, તે, અજ્ઞાનથી વૃદ્ધિ પામે છે, તે, તમે જાણો છો.[૪૬] જેમ સ્વપ્નઆદિ ભ્રાંતિ કલ્પિતમાં કાંઇ તત્ત્વ નથી, તેમ સંસારમાં કાંઇ પણ તત્ત્વ નથી; કેમકે, સંસાર ભ્રાંતિકલ્પિત છે.[૪૭] સંસાર તત્ત્વ વગરનો છે, તો પણ જગતને આકારે જોવામાં આવે છે, તે, ઇશ્વરની શક્તિ છે.[૪૮] આ જગતમાં કોણ કોનો મિત્ર અને કોણ કોનો શત્રુ છે? પરમેશ્વરની ઇચ્છાથી સદા સર્વના સર્વે મિત્ર શત્રુ અને ઉદાસીન છે.[૪૯] આ જગત્ જલના તરંગની પેઠે સદા તુચ્છ છે, તથા એક બીજાનું કારણ છે.[૫૦] જેમ ચાલતાં ચક્રના પાટાની પેઠે આ સંસારમાં ઉપરના પદાર્થો નીચે આવે છે ને નીચેના પદાર્થો ઉપર જાય છે.[૫૧] સ્વર્ગમાં રહેલા જીવો નરકમાં પડે છે, નરકમાં પડેલા સ્વર્ગમાં જાય છે. ૫૨ જીવ, એક દેહમાંથી બીજા દેહમાં અને એક દ્વીપમાંથી બીજા દ્વીપમાં જાય છે. અયાચક માગણ થાય છે ને માગણ અયાચક થાય છે. એવી રીતે સર્વ પ્રાણીઓ ઉત્તમ તથા અધમ ભાવમાં અથડાય છે.[૫૩] આ સર્વ પદાર્થો એક રૂપ છે, સ્થિર છે ને શુદ્ધ બ્રહ્મરૂપે છે. જેમ અગ્નિમાં હિમનો કણ મળતો નથી તેમ બ્રહ્મમાં બીજો પદાર્થ મળતો નથી.[૫૪] મહાભાગ્યશાળી જે જે બંધુઓ હતા, તે કેટલાક દિવસોમાં

નાશ પામેલા દીઠા છે. એટલે સર્વત્ર નાશ અવશ્ય થવાનો છે.[૫૫] 'પરાયાપણું, પોતાપણું, અન્યપણું, તું પણું, હું પણું,' ઇત્યાદિ કોઇ પણ ભાવના, બે ચંદ્રની ભાવનાની પેઠે લેશ માત્ર સત્ય નથી.[૫૬] હે રામ! આ મિત્ર, આ શત્રુ, આ હું, આ તું, એવી મિથ્યા દૃષ્ટિ હવે મૂકી દ્યો.[૫૭] બાધ કરેલી અજ્ઞાન દૃષ્ટિ, કે જે મનમાંથી સમૂળી કાઢી નાંખી છે, તેનાવડે લોકસંગ્રહ માટે વ્યવહાર કરો, ને વિચરો.[૫૮] જેમ વાસનાના બોજાવાળો અજ્ઞાની શ્રમ પામે છે, તેમ તમે શ્રમ ન પામો તેવી રીતે સંસારમાં વ્યવહાર કરો.[૫૯] હે રામ! વાસનાનો ક્ષય કરવાવાળી વિચારણા જેમ જેમ વૃદ્ધિ પામે છે, તેમ તેમ તમારા વ્યવહારો ઉપશમ પામશે.[૬૦] આ બંધુ, ને આ બંધુ નહીં,' એવી ગણના ક્ષુદ્ર મનવાળાને છે, ઉદાર મનવાળાને તો હોતી નથી. તેને તો સર્વત્ર સમાન બુદ્ધિ હોય છે.[૬૧] જ્યાં હું ન હઉં, એવું સ્થળ કોઇ નથી.' જે મારો ન હોય એવો કોઇ પદાર્થ નથી; એવા નિશ્ચયથી, વિવેકી પુરુષોની બુદ્ધિ સર્વમાં સમાન હોય છે.[૬૨] જે ચિદાકાશની પેઠે ઉદય પામતો નથી અને અસ્ત પામતો નથી, તે તત્ત્વજ્ઞ, આકાશમાં રહેલા પુરુષ સર્વ ભૂતલને જુવે છે, તેમ સ્વસ્વરૂપમાં રહી સર્વ જગતને જુવે છે.[૬૩] હે રામ! સર્વ પ્રાણીઓ તમારા બંધુ નથી, તેમ તમે કોઇના નથી. કારણ કે અનાદિ સંસારમાં પ્રાયઃસર્વ યોનિમાં તમારો જન્મ થઈ ગયો, તેથી ક્રમે કરી કોઇ પ્રાણી કોઇ જન્મમાં બંધુ અને કોઇ પ્રાણી કોઇ જન્મમાં બંધુ, એવી રીતે સર્વ પ્રાણીઓ બંધુપણાએ કરી તમારાંજ છે.[૬૪] આ જગતમાં નાનાપ્રકારની યોનિમાં જન્મ આવે છે, તેમાં આ 'મારો બંધુ છે અને આ નથી,' એવું જ્ઞાન, ભ્રમથી છે. જીવભાવમાં પણ વસ્તુતઃ ત્રણે ભુવનનાં પ્રાણી બંધુ છે, ને બ્રહ્મ દૃષ્ટિમાં તો સર્વરૂપે પોતે હોવાથી કાંઈ પણ નથી.[૬૫]



# સર્ગ ૧૯ મો.*

## પુણ્ય તથા પાવનનું ઉપાખ્યાન.

**श्रीवसिष्ठ उवाच–अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।**
**भ्रात्रोस्त्रिपथगातीरे संवादं मुनिपुत्रयोः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! સર્વ ભુવનનાં પ્રાણી બંધુ છે, એ વિષયમાં ગંગાજીના કિનારા ઉપર રહેવાવાળા બે ભાઇઓ કે જે મુનિપુત્રો હતા, તેનો આશ્ચર્યકારક પ્રાચીન ઇતિહાસ કહું છું, તે તમે સાંભળો.[૧–૨] આ જંબૂદ્વીપમાં મહેંદ્ર નામનો પર્વત છે, જેમાં મોટું વન છે,[૩] તેમનાં કલ્પવૃક્ષની છાયામાં મુનિઓ આરામ લે છે. એ પર્વતે પોતાનાં ઉંચાં શિખરોવડે આકાશને વ્યાપી લીધું હતું.[૪] તેનાં શિખરો બ્રહ્મ લોક સુધી ઊંચા ગયાં હતાં. તેની ઉપર ફરતા ઋષિઓ, સામવેદના નાદ કરતા હતા, તેથી જાણે એ પર્વત ગાન કરતો હોય, તેમ જણાતું હતું.[૫] તેનાં શિખરો ઉપર જળથી ભરેલા મેઘો બેસતા હતા, તેમાં પુષ્પો પરોવાયાં હતાં, તેથી તેના માથાના વાળ જેવા દેખાતા હતા.[૬] તેનાં શિખરો ઉપરથી અષ્ટપદ પક્ષીઓ ઉડતાં હતાં, તેણે કરી પ્રલયનાં વાદળાંને જાણે હસતો હોય એવો એ પર્વત જણાતો હતો.[૭] ગુફાઓમાં પાણીના ઝરાના શબ્દો થતા હતા, તેથી તરંગવાળા સમુદ્ર કરતાં પણ વિશેષ શોભતો હતો.[૮] એ મહેંદ્ર પર્વતના મનોહર ભાગમાં સ્નાનપાન માટે મુનિઓએ ગંગા ઉતારી હતી.[૯] તેનું નીર કે જેમાં વૃક્ષો ફૂલ્યાં હતાં, રત્નોની તથા સોનાની પીળી કાંતિ પણ પડતી હતી, તે ઉપર દીર્ઘતપા નામના મુનિ રહેતા હતા. તે જ્ઞાની હતા, તપના ભંડાર હતા, ઉદાર બુદ્ધિવાળા હતા ને જાણે મૂર્તિધારી તપ હોય તેમ જણાતા હતા.[૧૦–૧૧] એ મુનિને ચંદ્ર જેવા સુંદર બે પુત્રો હતા. તેમાં એકનું નામ પુણ્ય અને બીજાનું નામ પાવન હતું.[૧૨] એ બે પુત્ર અને ત્રીજી સ્ત્રીની સાથે તે મુનિ ગંગાજીના તે તીર ઉપર રહેતા હતા.[૧૩] તેના બે પુત્રમાંથી પુણ્ય નામનો મોટો પુત્ર, કાળે કરી તત્ત્વજ્ઞ થયો. તેના ગુણો પણ ઉત્તમ હતા.[૧૪] પાવન નામનો નાનો પુત્ર, અર્ધ જ્ઞાની થયો, એટલે મૂર્ખ

* આ ઓગણીશમા સર્ગમાં ઉપલા સર્ગમાં કહેલા વિષય સિદ્ધ કરવા માટે પુણ્યપાવનોપાખ્યાન કહેવામાં આવશે. તેમાં પુણ્યે પિતાના શોકવાળા પાવનને ઉપદેશ કર્યો, એ વાત આવશે.

નીકળ્યો, પણ પરમપદમાં પહોંચ્યો નહીં, મધ્યમાં જ રહી ગયો.[૧૫] પછી જેની ગતિ અતિ સૂક્ષ્મ છે, એવો સો વર્ષનો કાલ વ્યતીત થયો, શરીર અને આયુષ્ જીર્ણ થઇ ગયાં, ત્યારે દીર્ઘતપા નામના મુનિએ સંસાર કે જે વિનાશી છે અને જરા મરણ તથા નરકપાતવાળો હોવાથી ભયજનક છે, તેમાંથી પ્રીતિ ઉઠાડી લઇ કાવડીઆની પેઠે શરીરનો બોજો ઉતારી નાખ્યો; એટલે શરીર મૂકી દીધું.[૧૬—૧૮] અને તે મુનિ, અદ્વૈતપદ કે જે કલના રહિત તથા ચિદ્રૂપ છે, તેને પામ્યા.[૧૯] મુનિનું શરીર છૂટી ગયેલું જોઇ તેની સ્ત્રીએ પણ પતિએ બતાવેલી અને ચિરકાલથી દૃઢ કરેલી યોગવિદ્યાએ કરી પોતાનું શરીર તજી દીધું.[૨૦—૨૧] ને ચંદ્રપ્રભા જેમ ચંદ્રની પાસે જતી રહે, તેમ મનુષ્યો ન દેખે તેવી રીતે તે પોતાના પતિની પછવાડે ગઇ, એટલે તે પણ પરમપદને પામી.[૨૨] તે બન્નેની ઉત્તરક્રિયા, પુણ્યે સ્થિર મનથી કરી; ને પાવન તો શોકમાં જ પડયો હતો.[૨૩] શોકમાં ને શોકમાં વનમાં ફરતો હતો, તે મોટા ભાઇના ધૈર્ય સામું પણ જોઇને વિલાપ કરવા લાગ્યો.[૨૪] પુણ્ય, માતાપિતાની ઉત્તરક્રિયા કરી વનમાં શોકમાં બેઠેલા પાવન પાસે આવ્યો ને તેને કહેવા લાગ્યો કે:—[૨૫]

પુણ્ય કહે છે—હે ભાઇ! તું શોક શા માટે કરે છે? એ શોક મોહનું કારણ છે. જો, તારી આંખોમાંથી મેઘની ધારા જેવી આંસુની ધારા ચાલી રહી છે.[૨૬] તારાં માતાપિતા, મોક્ષપદને પામ્યાં છે, તે પદ, સર્વ પ્રાણીઓનું સ્થાન છે; તે જિતમનવાળાનું સ્વરૂપ છે, એટલે આપણાં માતાપિતા પોતાનાં સ્વરૂપને પ્રાપ્ત થયાં, તેમાં શું શોક કરે છે?[૨૭—૨૮] આ જ મારી માતા, આ જ મારા પિતા, એવી ભાવના મોહથી તેં દૃઢ કરી છે, જેણે કરી તું પિતાનો શોક કરે છે; પણ તેનો શોક કરવો ઉચિત નથી.[૨૯] આ અનાદિ સંસારમાં તારા જન્મો અસંખ્ય થઇ ગયા, તેમાં અસંખ્ય માતાપિતા થઇ ગયાં, માટે તારાં માતાપિતા, તે જ નથી. વળી માતાપિતાના પણ અસંખ્ય જન્મોમાં અસંખ્ય પુત્રો થઇ ગયા, તેથી તું એક જ તેનો પુત્ર નથી.[૩૦—૩૧] હે પુત્ર! નદીના તરંગની પેઠે જેમ માતા પિતાના અસંખ્ય પુત્રો થઇ ગયા, તેમ બીજાં મનુષ્યોના પુત્રો પણ અસંખ્ય થઇ ગયા.[૩૨] જેમ લતા અને વૃક્ષનાં પાંદડાં તથા પુષ્પ આદિ અસંખ્ય થાય છે, તેમ આપણાં માતાપિતાના લાખો પુત્રો થઈ ગયા.[૩૩] જેમ વૃક્ષનાં ફળો, પ્રત્યેક ઋતુમાં સંખ્યાબંધ થાય છે, તેમ જીવના મિત્ર તથા બંધુઓ, પ્રત્યેક જન્મમાં સંખ્યાબંધ થાય છે.[૩૪] હે પુત્ર ! જો સ્નેહથી માતાપિતા અને પુત્રનો શોક કરે

છે, ત્યારે થઇ ગયેલાં હજારો માતાપિતાનો શોક કાં નથી કરતો?[૩૫] હે ભાઇ! 'માતા, પિતા, મિત્ર, ભાઇ,' ઇત્યાદિ પ્રપંચ મોહથી છે, પણ પરમાર્થદૃષ્ટિમાં તો કાંઇ પણ નથી.[૩૬] જેમ મરુસ્થલમાં મૃગજલ, પરમાર્થદૃષ્ટિથી નથી, તેમ પરમાર્થદૃષ્ટિથી કોઇનો નાશ નથી.[૩૭] છત્ર ચામર આદિ જે રાજ્યસંપત્ દેખાય છે, તે સર્વ, સ્વપ્ન જેવી અસ્થિર છે; કેમકે ચાર પાંચ દિન રહે તેવી છે; એટલે કાલાંતરે વિનાશી છે.[૩૮] હે પુત્ર! પરમાર્થદૃષ્ટિથી આત્મ વિચાર કર. તું પણ નથી ને હું પણ નથી. 'તું' 'હું' એવી મનની ભ્રાંતિ મૂકી દે.[૩૯] 'આ જન્મ્યો.' 'આ મરણ પામ્યો,' એવો મિથ્યા દેખાવ, પોતાના સંકલ્પરૂપી સન્નિપાતથી દેખાય છે; પરમાર્થતઃ કોઇ જન્મતું નથી, ને કોઇ મરતું નથી.[૪૦] જેમ મરુસ્થલમાં તડકાવડે અનેક પ્રકારના જલતરંગો જોવામાં આવે છે, તેમ આત્મા વિષે અજ્ઞાને કરી માતાપિતા, હું, તું, ઇત્યાદિ અનેક પ્રકારનો પ્રપંચ જોવામાં આવે છે, તે, મિથ્યા છે.[૪૧]

# સર્ગ ૨૦ મો.*

## પુણ્ય તથા પાવનના અનેક અવતારો.

**पुण्य उवाच**—कःपिता किं च वा मित्रं का माता के च बांधवाः ।
स्वबुद्ध्यैवावधूयंते वात्यया जनपांसवः ॥ १ ॥

પુણ્ય કહે છેઃ—હે ભાઇ! કોણ પિતા, કોણ મિત્ર, કોણ માતા અને કોણ બંધુ! જેમ વંટોળીયો વાયુ, ધૂળને ઉડાડે છે, ને દૂર કરે છે, તેમ પોતાની બુદ્ધિ સર્વને કલ્પે છે, ને દૂર કરે છે.[૧] બંધુ, મિત્ર, પુત્ર, સ્નેહ, દ્વેષ, મોહ ઇત્યાદિ સર્વ પ્રપંચ, કેવળ મન, પોતાની મેળે કલ્પે છે.[૨] બંધુતાની ભાવનાથી બંધુ છે. ને અન્યની ભાવનાથી અન્ય છે. વિષમાં વિષના કીડાને જેમ અમૃત બુદ્ધિ થાય છે તેમ સંકલ્પથી જ બંધુ અને અન્ય આદિ ભાવ, થાય છે.[૩] આત્મા એક છે, ને સર્વમાં વ્યાપી રહ્યો છે. તેમાં 'આ બંધુ' 'આ અન્ય' ઇત્યાદિ કલના કયાંથી?[૪] દેહ, હાડપિંજર છે, તેમાં લોહી અને માંસ ભર્યાં છે, તેથી જૂદો આત્મારૂપ હું

---

* આ વીશમા સર્ગમાં પુણ્ય, શોક તથા મોહની શાંતિ માટે પોતાના તથા પાવનનાં અનેક યોનિમાં જન્મો થયા, એમ કહેશે.

કોણ છું, તેનો મનમાં વિચાર કર.[૫] પરમાર્થ દૃષ્ટિથી તો તું પણ નથી, ને હું પણ નથી. 'પુણ્ય અને પાવન' એ મિથ્યા ભ્રમ છે.[૬] તમારો પિતા કોણ? માતા કોણ? મિત્ર કોણ? અને શત્રુ કોણ? અનંત વિલાસવાળાં ચિદાકાશને પોતાનું કે પરાયું કોણ છે? લિંગ શરીરને લઇ પિતા માતા આદિ સર્વનો સદ્‌ભાવ માનતો હો તો આ જન્મનાં માતા પિતા આદિનો શોક કરે છે, ત્યારે થઇ ગયેલાં જન્મનાં માતા પિતાનો પણ શોક કાં નથી કરતો.[૭-૮] હે ભાઇ! પુષ્પવાળાં વનમાં મૃગયોનિમાં તારો જન્મ થયો હતો; તે જન્મનાં બંધુઓનો કાં શોચ નથી કરતો.[૯] કમળવાળાં તળાવોમાં હંસનો જન્મ થયો હતો; તે હંસરૂપી બંધુઓનો શોચ કાં નથી કરતો?[૧૦] વનમાં વૃક્ષની સાથે જન્મ થયો હતો; તે વૃક્ષનો શોક કાં નથી કરતો?[૧૧] પર્વતોનાં શિખરો ઉપર સિંહયોનિમાં જન્મ થયો હતો; તે સિંહોનો શોક કાં નથી કરતો?[૧૨] નદીઓમાં અને તળાવોમાં માછલાંનો જન્મ થયો હતો તે વખતનાં માછલાંને કાં નથી શોચતો?[૧૩] તું દશાર્ણ દેશમાં કપિલ નામનો વાંદરો હતો, તુષાર દેશમાં રાજકુમાર થયો હતો, ને પુંડ્રક દેશમાં કાગડો થયો હતો.[૧૪] હૈહય દેશમાં હાથી હતો, ત્રિગર્ત દેશમાં ગધેડો હતો; શાલ્વ દેશમાં શ્વાન થયો હતો, ને સરલના વૃક્ષમાં પંખી હતો.[૧૫] વિંધ્ય પર્વતમાં પીપળાનું વૃક્ષ હતો, વડમાં ઘુણ (લાકડાંનો કીડો) હતો, મંદર પર્વતમાં કુકડો હતો, ને એજ મંદરની ગુફામાં બ્રાહ્મણ થયો હતો.[૧૬] કોશલ દેશમાં બ્રાહ્મણ હતો, બંગાળામાં તેતર હતો, તુષાર દેશમાં ઘોડો થયો હતો, પુષ્કરમાં બ્રહ્માનો યજ્ઞ પશુ હતો.[૧૭] વિંધ્યના વનમાં તાલનાં મૂળમાં કીડો હતો, ઉંબરાનાં ફળમાં મચ્છર હતો, ને બગલો થયો હતો, તે જ તું આ જન્મમાં મારો નાનો ભાઇ થયો છું.[૧૮] હિમાલયમાં ભોજપત્રના વૃક્ષનાં કોતરમાં કીડી યોનિમાં ૭ માસ સુધી હતો, તે તું મારો નાનો ભાઇ થયો છું.[૧૯] આપણા પડોસના ગામડામાં દોઢ વર્ષ પર્યંત છાણનો વીંછી થઇ રહ્યો હતો, તે તું મારો નાનો ભાઈ થયો છે.[૨૦] વનમાં ભિલ્લયોનિમાં જન્મ્યો હતો તે તું આ મારો નાનો ભાઇ છે.[૨૧] હે પુત્ર! એવી રીતે આ જંબુદ્વીપમાં આ જન્મ પહેલાં તારા હજારો જન્મ થઈ ગયા છે.[૨૨] હે ભાઇ! એવી રીતે જ્ઞાન દૃષ્ટિથી તમારા પૂર્વજન્મ હું જાણું છું, તેમ અજ્ઞાનથી મારા ઘણા જન્મો થઇ ગયા તેને પણ હું જાણું છું.[૨૩-૨૪] હું ત્રિગર્ત દેશમાં પોપટ થયો હતો, નદીનાં નીરમાં દેડકો હતો, વનમાં લાવક પંખી હતો તે હું, આ વનમાં થયો છું.[૨૫] વિંધ્ય પર્વતમાં ભિલ્લ હતો, બંગાળામાં વૃક્ષ હતો, ને વિંધ્યમાં ઉંટ હતો તે હું

આ વનમાં જન્મ્યો છું.[૨૬] હિમાલયમાં ચાતક હતો, પૌંડ્ર દેશમાં રાજા હતો, સહ્ય પર્વતનાં લતાગૃહોમાં વાઘ હતો, તે હું તારો મોટો ભાઇ છું.[૨૭] દશ વર્ષ ગીધ હતો, પાંચ માસ ઝુડ હતો, ને સો વર્ષ સુધી સિંહ હતો, તે હું તારો મોટો ભાઈ છું.[૨૮] તૈલંગ દેશમાં ચકોર હતો, હિમાલયની તળેટીમાં માંડલીક રાજા હતો ને પછી મહાદંભી શ્રીશૈલાચાર્યનો પુત્ર થયો હતો.[૨૯] નાના પ્રકારના આરવાળા અને પ્રપંચવાળા સર્વ જન્મો ભ્રાંતિના વિલાસો છે, તેને જ્ઞાનદૃષ્ટિથી હું જાણું છું.[૩૦] હે ભાઇ! એવી રીતે અનાદિ સંસારમાં બાંધવો, માતા, પિતા, ભાઇ અને મિત્રો હજારો થઇ ગયા, તેમાંથી કોનો શોક કરવો? અને કોનો શોક ન કરવો? પૂર્વ જન્મનાંને તજી આ જન્મનાંનો શોક કરવામાં કાંઇ પ્રમાણ નથી. માટે કોઇનો શોક કરવો નહીં. જગતની સ્થિતિ જ એવી છે.[૩૧-૩૨] જેમ વૃક્ષોમાં અનંત પાંદડાંઓ આવે છે ને ખરી પડે છે, તેમ આ જગતમાં અનંત માત પિતાઓ થાય છે ને મરણ પામે છે.[૩૩] હે પુત્ર! આ સંસારમાં સુખ અને દુઃખનો કયાં અવધિ છે? તે માટે સર્વ દૃશ્યને તજી શુદ્ધ બ્રહ્મરૂપે રહો.[૩૪] 'હું' અને 'મારું' એવી પ્રપંચ ભાવના મૂકી દ્યો, ને તત્ત્વવેત્તાની ગતિને પ્રાપ્ત થાઓ.[૩૫] હે ભાઇ! આ જગતમાં 'સ્વર્ગમાં જવું, નરકમાં પડવું' 'પૃથ્વી ઉપર જન્મવું,' એવી રીતે સદા ભટકવું તેનો વિવેકી પુરુષો શોક કરતા નથી. તેઓ કેવળ અભિમાન વગર પ્રાપ્ત થયેલી ક્રિયા કરે છે.[૩૬] આત્મા, વ્યાવહારિક ભાવ અભાવ વગરનો છે, અને જરા મરણ-રહિત છે. તેનું સ્થિર મનથી સ્મરણ કર, મૂઢ ન થા.[૩૭] તને દુઃખ નથી, જન્મ નથી, માતા નથી ને પિતા પણ નથી. તું આત્મા છો, અન્ય કોઈ નથી.[૩૮] આ સંસારમાં અજ્ઞાનીઓ, નટની પેઠે નાના પ્રકારના ભાવ દર્શાવે છે, ને વ્યવહારમાં મચ્યા રહે છે.[૩૯] તત્ત્વજ્ઞ પુરુષો, ઉદાસીન, સ્થિર મનવાળા અને જે પ્રાપ્ત થાય તેને જોનારા હોય છે. એટલા જ માટે સાક્ષી ધર્મમાં રહે છે.[૪૦] જેમ દીવાઓ, રાત્રિમાં પ્રકાશના સન્નિધાન માત્રવડે કર્તા છે. ક્રિયા કર્તા ન હોવાથી અકર્તા છે. તેમ આત્મા પણ વ્યવહારદૃષ્ટિથી કર્તા ને પરમાર્થ દૃષ્ટિથી અકર્તા છે.[૪૧] જેમ દર્પણ તથા રત્ન આદિ પ્રતિબિંબની ઉપાધિઓ પ્રતિબિંબમાં દેખાતી નથી, તેમ પોતામાં આરોપેલાં જગતમાં તત્ત્વજ્ઞ પુરુષો દેખાતા નથી. એટલે તેમાં અભિનિવેશ કરતા નથી.[૪૨] હે પુત્ર! લોકૈષણા, પુત્રૈષણા અને ધનૈષણા ઇત્યાદિ સર્વ એષણા મૂકી દ્યો. હૃદયમાં શુદ્ધ મનથી આત્માનું મનન કરો. સંપૂર્ણ સંસારભ્રમને તજો ને શેષ રહેલા સ્વસ્વરૂપમાં મગ્ન રહો.[૪૩]

# સર્ગ ૨૧ મો.*

## તૃષ્ણાના ક્ષયથી મોક્ષ.

**श्रीवसिष्ठ उवाच**—एवं प्रबोधितस्तेन तदा पुण्येन पावनः ।
प्रबोधमाप प्राकाश्यं प्रभात इव भूतलम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ—હે રામ! એવી રીતના પુણ્યના ઉપદેશથી પુણ્યને આત્મજ્ઞાન થયું[1] પછી જ્ઞાનસિદ્ધ એવા એ બન્ને ભ્રાતાઓ પ્રારબ્ધ કર્મનો ક્ષય થયો ત્યાંસુધી એ વનમાં વિચર્યા.[2] ને કાળે કરીને તેલ વગરના દીવાની પેઠે મોક્ષપદને પામ્યા.[3] એવી રીતે પૂર્વ જન્મના અનંત બંધુઓ છે, તેમાંથી કોનો શોક કરવો? અને કોનો શોક ન કરવો?[4] તે માટે સર્વ તૃષ્ણાનો ત્યાગ હર્ષ શોકના ત્યાગનો ઉપાય છે, અન્ય નથી.[5] જેમ બળતણથી અગ્નિ વધે છે. ને બળતણના અભાવથી અગ્નિ શાંત થાય છે, તેમ વિષયના ચિંતનથી તૃષ્ણા વધે છે, ને વિષયચિંતનના અભાવથી તૃષ્ણા શાંત થાય છે. એટલે વિષયચિંતન ન કરવું એ તૃષ્ણાનો ત્યાગ છે,[6] હે રામ! ધ્યેય વાસનાના ત્યાગમાં આરૂઢ થઈ પામર લોકને દયાદૃષ્ટિથી જુઓ ને પ્રાપ્ત થયેલો વ્યવહાર કરો.[7] શુદ્ધ અને નિષ્કામ એવી બ્રાહ્મી સ્થિતિ મેં તમને કહી તે પ્રમાણે વર્તવાથી વ્યવહારમૂઢ પણ મોહ પામતો નથી.[8] એક વિવેકને પ્રિયમિત્ર કરવો ને પરમાર્થ જ્ઞાનવાળી બુદ્ધિને પ્રિય સખી કરવી. એ બન્નેની સાથે વિહાર કરતો પુરુષ સંકટમાં પણ મુઝાતો નથી.[9] જેણે કરી ધનમાંથી અને બંધુઓમાંથી પ્રીતિ ઉડી જાય છે, એવાં પોતાનાં ધૈર્ય વિના કોઈ સંસારનાં સંકટમાંથી આત્માને કાઢે તેમ નથી.[10] સંસારરૂપી આપત્તિમાંથી છૂટવાસારુ વૈરાગ્ય, શાસ્ત્રશ્રવણ, શમદમાદિ ગુણો અથવા અન્ય પ્રયત્ન કરીને પણ મનને વિષયરૂપી ખાડામાંથી કાઢવું ને મોક્ષમાર્ગે લઈ જવું.[11] મનને મોક્ષમાર્ગમાં લઇ જવાથી જે મોક્ષરૂપી ફલ થાય છે, તે ફલ, ત્રણ લોકમાં ઐશ્વર્યથી અથવા રત્નના ભંડારથી પણ મળતું નથી.[12] જે પુરુષો સ્વર્ગમાં કે નરકમાં જતા નથી, તેમ જન્મમરણ પામતા નથી, તે પુરુષોનું મન તાપવગરનું જાણવું.[13] જેમ પગમાં ઉપાન પહેરવાથી આખી પૃથ્વી ઉપર ચામડું પથરાઈ જાય છે, તેમ મન બ્રહ્માનંદથી પૂર્ણ થવાથી સંપૂર્ણ જગત

---

* આ એકત્રીશમા સર્ગમાં તૃષ્ણાનો ક્ષય એ જ મોક્ષ, તૃષ્ણા એ જ બંધ અને તૃષ્ણારહિત આત્મજ્ઞાનીને પોતાની મેળે મુક્તિ થાય છે, એ પ્રસંગ આવશે.

બ્રહ્માનંદથી પૂર્ણ થાય છે.[૧૪] મન, વૈરાગ્યથી આશા વગરનું હોય તો પૂર્ણ થાય છે, ને આશાવાળું હોય તો શૂન્ય થાય છે.[૧૫] આશાવાળા પુરુષોનું મન, અગસ્તિ ઋષિના પાન કરી જવાથી સમુદ્ર જેવું શૂન્યભાવને પામે છે.[૧૬] મન વૃક્ષ જેવું છે, તેમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, શમ અને દમ આદિ, પુષ્પ તથા ફલ જેવાં છે. જેનાં મનોવૃક્ષમાં તૃષ્ણારૂપી વાંદરી ક્રીડા કરતી નથી, તેનું હૃદયરૂપી વન અબાધ રહે છે ને શોભે છે.[૧૭] હે રામ! નિઃસ્પૃહ પુરુષોને અનંત બ્રહ્મ સુખની આગળ ત્રણે જગત્ અતિ અલ્પ છે. તેમને ઘણું દૂર, પણ પાસે થાય છે. ને મહાકલ્પ પણ અર્ધ નિમેષ જેવડો અલ્પ થાય છે.[૧૮] નિઃસ્પૃહના મનમાં જે શીતલતા છે, તે શીતલતા, ચંદ્રમાં, હિમાલયની ગુફામાં, કેળના વનમાં કે ચંદનના વનમાં પણ નથી.[૧૯] તૃષ્ણા વગરનું મન જેવું શોભે છે, તેવો પૂનમનો ચંદ્ર શોભતો નથી, પૂર્ણ સમુદ્ર શોભતો નથી અને મનોહર લક્ષ્મીનું મુખ પણ શોભતું નથી.[૨૦] જેમ મેઘમાલા, ચંદ્રને મેલો કરે છે, જેમ કાજળનું જલ ચૂનાના લપેટને મેલો કરે છે, તેમ આશાપીશાચણી પુરુષને મેલો કરે છે.[૨૧] ચિત્તરૂપી વૃક્ષની આશા નામની શાખાઓ, દિશાઓમાં વ્યાપ્ત છે. તેને કાપી નાંખવાથી ચિત્ત બ્રહ્મભાવને પામે છે.[૨૨] આશાઓનો નાશ થવાથી અને ચિત્ત સ્થિતિ પામવાથી ધૈર્ય વૃદ્ધિ પામે છે.[૨૩] ચિત્તનો ક્ષય થવાથી જેને વૈરાગ્ય, ઇંદ્રિયજય, અને સુખ દુઃખાદિ દ્વંદ્વ સહન કરવાની શક્તિ હોય એવા ધીર પુરુષને પરમપદની પ્રાપ્તિ થાય છે. જે પદ અવિનાશી છે.[૨૪] હે રામ! તમે એ આશાઓને ફરીથી ઉગવા નહિ દો તો તમને જન્મ મરણનો ભય નથી.[૨૫] જ્યારે તમારું મન, પ્રવૃત્તિ વગરનું થશે, ને અચિત્ત ભાવને પ્રાપ્ત થશે, ત્યારે મોક્ષ કે જે પરિપૂર્ણ છે, તેને તમે પ્રાપ્ત થશો.[૨૬] હે રામ! તૃષ્ણારૂપી ધૂડ, મનરૂપી ઘરની અંદર જ્યાંસૂધી રહેશે, ત્યાંસૂધી જન્મ મરણરૂપી અમંગલો વિસ્તાર પામતાં જશે.[૨૭] હે રામ! આશા જ સર્વ વૃત્તિઓનું મૂળ છે, આશાએ કરી મન વિષયમાં પ્રવર્તે છે. કેમકે સમાધિ આદિમાં ચક્ષુરાદિ બાહ્ય ઇંદ્રિયોનો નિરોધ કરવાથી ચાક્ષુષ આદિ વૃત્તિઓ ઉઠતી નથી. માટે એ આશાને તજી ચિત્ત વગરના થાઓ.[૨૮] જેમ જ્વાલા અને ઉષ્ણતારૂપ વૃત્તિનો ક્ષય થવાથી અગ્નિનો ક્ષય થાય છે, તેમ ચિત્તવૃત્તિનો ક્ષય થવાથી ચિત્તનો ક્ષય થશે. માટે ચિત્તવૃત્તિનો એટલે આશાનો ક્ષય કરો.[૨૯] હે રામ! સંસારમાં વિષયની આશા એ મહાબંધન છે. તે છૂટવાથી કોણ મુક્ત થતો નથી? (સર્વ થાય છે.) માટે તમે પણ સર્વ વિષપાશાને તજી સંસારથી મુક્ત થાઓ.[૩૦]

# સર્ગ ૨૨ મો.*

## બલિરાજાનું ઉપાખ્યાન–પાતાલનું વર્ણન.

**श्रीवसिष्ठ उवाच**–अथवा रघुवंशाख्यनभःपूर्णनिशाकरः ।
बलिवद्बुद्धिभेदेन ज्ञानमासादयामलम् ॥ १ ॥

**વસિષ્ઠ** કહે છે.–હે **રામ**! અથવા બલિરાજાની પેઠે અકસ્માત્ વિચારનો ઉદય થવાથી તમે શુદ્ધ જ્ઞાનને પામો.[૧]

**રામ** પૂછે છે–હે ગુરુ મહારાજ ! આપની કૃપાથી મને હૃદયમાં 'બ્રહ્મ સર્વ સ્વરૂપ છે! એવું જ્ઞાન પ્રાપ્ત થયું છે ને તેથી એ શુદ્ધપદમાં વિશ્રામ પામ્યો છું.[૨] મારાં મનમાંથી સર્વ તૃષ્ણા નિવૃત્ત થયેલી છે.[૩] તેથી હું પૂર્ણચંદ્રનીપેઠે અમૃત પૂર્ણ, શીતલ, મહા કાંતિવાળો અને આનંદમગ્ન છું.[૪] તોપણ આપનાં મધુર વચનો સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. માટે પૂછું છું કે, બલિ રાજાને જ્ઞાન પ્રાપ્તિ કેમ થઇ, તે મને કહો.[૫–૬]

**વસિષ્ઠ** કહે છે:–હે **રામ**! બલિનું ઉપાખ્યાન કહું છું, તે તમે સાંભળો, એથી તમને તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થશે.[૭] આ બ્રહ્માંડમાં પૃથ્વીની નીચેના ભાગમાં પાતાળ છે.[૮] તેના કોઈ ભાગમાં ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થયેલી અને અતિ સુંદર દૈત્યકન્યાઓ રહે છે.[૯] કોઈ ભાગમાં અનેક જીભવાળા, હજારો મસ્તકવાળા અને વ્યાકરણ તથા છંદઃશાસ્ત્ર આદિ શાસ્ત્રનાં વ્યાખ્યાન કરવાવાળા સર્પો રહે છે.[૧૦] મેરુ પર્વતના જેવાં શરીરવાળા અને ધર્મદ્વેષી એવા મોટા મોટા દૈત્યોથી તેના કોઇ ભાગ ભરપૂર છે.[૧૧] કોઇ ભાગમાં મસ્તક ઉપર પૃથ્વીને ધારણ કરવાવાળા અને મોટા દાંતવાળા દિગ્ગજો રહે છે.[૧૨] કોઇ ભાગમાં નરકો છે, જે અતિ દુર્ગંધવાળાં અને ત્રાસજનક છે. જેમાં પડેલા જીવો મહા શબ્દ કર્યાં કરે છે.[૧૩] કોઇ ભાગમાં રત્નવાળા પર્વતો છે, અને કોઇ ભાગમાં અતિ ઉંડા ખાડા છે.[૧૪] કોઇ ભાગમાં સાક્ષાત્ કપિલ ભગવાન્ રહે છે, તેનાં ચરણકમળમાં દેવ અને દૈત્યો નમે છે.[૧૫] કોઇ ભાગમાં સાક્ષાત્ હાટકેશ્વર રહે છે, તેની વિવિધ ઉપચારોવડે

* આ બાવીશમા સર્ગમાં બલિરાજનાં ઉપાખ્યાનનો આરંભ કરી પાતાલનું વર્ણન, બલિનાં રાજ્યનું વર્ણન, વૈરાગ્ય થવાથી મેરૂ પર્વતનાં શિખર ઉપર બલિએ કરેલા વિચારનું વર્ણન આવશે.

દૈત્યની સ્ત્રીઓ પૂજા કરે છે.[૧૬] તે પાતાળમાં એ દૈત્ય રાજ્ય કરતો. તેનું નામ બલિ હતું. તે વિરોચનનો પુત્ર હતો.[૧૭] દેવ, વિદ્યાધર, સર્પ અને ઇંદ્ર પણ એ બલિની પગચંપી કરતા હતા.[૧૮] એ બલિ ત્રણે લોકનાં રત્નોનો ભંડાર, સર્વ પ્રાણીઓનો રક્ષક અને ઇંદ્રાદિકનો આધાર હતો. તેને ત્યાં હરિ ભગવાન્ દ્વારપાલ થઇ રહ્યા હતા.[૧૯] જેમ મયૂરનો શબ્દ સાંભળી સર્પની નાડીઓ સુકાય, તેમ બલિનું નામ સાંભળી ઐરાવત હાથીનાં ગંડસ્થલ સુકાતાં હતાં.[૨૦] કોપાયમાન થયેલા એ બલિના ઉગ્ર પ્રતાપના તાપથી પ્રલય સમયની પેઠે સાતે સમુદ્રો સુકાવા લાગતા હતા.[૨૧] તેણે કરેલા અશ્વમેધ યજ્ઞના ધુમાડાથી થયેલાં વાદળાંઓ, આ બ્રહ્માંડનાં બકતર જેવાં જણાતાં હતાં.[૨૨] એ બલિની ક્રૂર દૃષ્ટિથી કુલ પર્વતો કંપી જતા હતા, તેથી કરીને ફૂલો વડે લતાઓ જેમ નમી જાય તેમ સર્વ દિશાઓ નમી જતી હતી.[૨૩] તેણે ઇંદ્રાદિકને પણ સહજમાં જિતી લીધા હતા. એ બલિ રાજાએ દશ કરોડ વર્ષ પર્યંત રાજ્ય કર્યું.[૨૪] જલના પ્રવાહની પેઠે કેટલાક યુગો વ્યતીત થયા. દેવ અને દૈત્યો ઉત્પન્ન થતા હતા અને નાશ પામતા.[૨૫] તેમાં ત્રણે લોકના ઉત્તમ વિષયો, અત્યંત ભોગવ્યા, તેથી તે તે વિષયોમાં તેને વૈરાગ્ય ઉપજ્યો.[૨૬]

## બલિના વિચારનું વર્ણન.

એક દિવસ એ રાજા, મેરુપર્વતનાં શિખર ઉપર ઝરુખામાં બેસી સંસારની સ્થિતિનો વિચાર કરવા લાગ્યા,[૨૭] કે "મારે આ સંસારમાં ક્યાં સુધી સામ્રાજ્ય-સુખ ભોગવવું અને ત્રણે જગતમાં વિચરવું.[૨૮] આ રાજ્ય, ત્રણે લોકને અચંબો પમાડે તેવું અતિ ઉત્તમ ભોગવાળું મહાન્ છે. તે ભોગવવાથી મને શું લાભ છે?[૨૯] એ રાજ્યમાંથી કોઇ પણ ભોગ સુખકારી નથી, કેમકે સર્વ વિષયો ઉપરથી સુખકારી જણાય છે, પણ અવશ્ય વિનાશી છે.[૩૦] રોજને રોજ રાત્રિ દિવસ આવ્યા કરે છે; તેમાં સ્નાન, ભોજન તથા શયન આદિ કર્મો પણ એનાં એ કરવાં પડે છે, એ લજ્જાજનક છે, સંતોષજનક નથી.[૩૧] રોજને રોજ સ્ત્રીનું આલિંગન કરવું ને ભોગ કરવો, એ બાલક્રીડા મહા પુરુષોની આગળ શરમાવનાર છે.[૩૨] ભોગવ્યા પછી વિરસ થયેલા વિષયોને રોજને રોજ વારંવાર ભોગવવાથી વિવેકી પુરુષ કાં લાજ ન પામે?[૩૩] વારંવાર દિવસ, રાત્રિ અને એનાં એ કાર્યો વિવેકી પુરુષોને ઉપહાસનું કારણ છે, એમ મારું માનવું છે.[૩૪] જલ ધુમરીવાળું થાય છે ને વળી તે વગરનું થાય છે. એ જળની વારંવાર ક્રિયા જેમ વ્યર્થ છે, તેમ મનુષ્યની રોજને રોજ એની એ ક્રિયા વ્યર્થ છે.[૩૫] વારંવાર એની એ ક્રિયા ગાંડા માણસના જેવી અને બાલકના

જેવી છે. તેથી તે વિવેકી પુરુષને હસાવે છે.[૩૬] પ્રતિદિન એની એ ક્રિયા કરવાથી શો લાભ થાય? જેણે કરી ફરીથી કર્મ કરવાં રહે નહીં,[૩૭] જેનું ફલ દૃષ્ટ અને અદૃષ્ટ છે, એવું કર્મ મારે કયાં સુધી કરવું? ને તેથી કયું ફલ મળવાનું છે?[૩૮] આ બાલચેષ્ટાનો અંત આવે તેમ નથી, ને વળી તેનું કાંઈ ફળ પણ નથી. અવિવેકી પુરુષો, એ ક્રિયાને વારંવાર વ્યર્થ કરે છે.[૩૯] જેની પ્રાપ્તિ થવાથી અન્ય કાંઈ કરવું રહે નહીં, એવું ફળ હું આ જગતમાં જોતો નથી."[૪૦] 'ભોગ વિના અન્ય અવિનાશી પદાર્થ કયો છે? તેનો વિચાર કરું,' એવો નિશ્ચય કરી બલિરાજા વિચાર કરવા બેઠો.[૪૧] મનમાં વિચાર કરી બોલી ઉઠયો કે, "અરે હવે મને સારી રીતે સ્મરણમાં આવ્યું.[૪૨] પૂર્વે મેં લોકતત્ત્વને જાણવાવાળા મારા પિતા વિરોચનને પૂછ્યું હતું, કે હે પિતાજી! સર્વ દુઃખની નિવૃત્તિના ઉપાય અને સાંસારિક સુખોની પ્રાપ્તિના ઉપાયરૂપ ભ્રમો જેને વિષે શાંત થાય છે, એવું સ્થાન કયું છે?[૪૩-૪૪] મનનો મોહ કયાં મટે છે? સર્વ એષણાઓ કયાં શાંત થાય છે? જેની નિવૃત્તિ ન થાય તેવી વિશ્રાંતિ કયે સ્થાને મળે છે?[૪૫] કયાં સુખની પ્રાપ્તિ થવાથી પુરુષને બ્રહ્માદિ લોકનાં સુખની તૃપ્તિ થાય છે? કયા પદાર્થના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે?[૪૬] હે પિતાજી! ઘણા ભોગો પણ સુખકારી નથી, તે તો વિવેકીના મનને પણ ક્ષોભ પમાડે છે અને મોહમાં નાંખે છે.[૪૭] તે માટે હે પિતાજી! અનંત આનંદવાળું સ્થાન કહો, જે વિષે રહી હું પરમ વિશ્રાંતિ પામું.[૪૮] એવાં વચન સાંભળી મારા પિતાએ સ્વર્ગમાંથી લાવેલા, ફૂલેલા અને આંગણામાં રોપેલા કલ્પવૃક્ષની તળે મારા મોહની શાંતિ માટે અમૃત જેવાં વચનો કહ્યાં.[૪૯]

---

# સર્ગ ૨૩ મો.*

## રાજા તથા મંત્રીનું ઉપાખ્યાન.

**विरोचन उवाच**—अस्ति पुत्रातिविततो देशो विपुलकोटरः ।
त्रैलोक्यानां सहस्राणि यत्र मांति बहून्यपि ॥ १ ॥

વિરોચન, કહે છે—હે પુત્ર! પુષ્કળ કોતરવાળો મોટો દેશ (મોક્ષ નામનો) છે, તેમાં હજારો ત્રૈલોક્ય સમાઈ જાય છે.[૧] સમુદ્રો, સાગરો, પર્વતો, વનો,

* આ ત્રેવીશમા સર્ગમાં મનોજય હેવા માટે રાજમંત્રીનું ઉપાખ્યાન કહ્યું છે તથા મંત્રીનાં અતિશય વીર્યનું વર્ણન કર્યું છે.

તીર્થો, નદીઓ, સરોવરો, પૃથ્વી, આકાશ, સ્વર્ગ, પવન, ચંદ્ર, સૂર્ય, લોકપાલો, દેવતાઓ, દૈત્યો, ભૂતો, યક્ષો, રાક્ષસો, વૃક્ષો, લતાઓ, કાષ્ઠ, ઘાસ, સ્થાવર, જંગમ, જલ, અગ્નિ, દિશાઓ, ઉપરનો ભાગ, નીચેનો ભાગ અને બ્રહ્મલોક આદિ કાંઇ પણ તેમાં નથી. તેમ જ અંધકાર, પ્રકાશ, હું પોતે, વિષ્ણુ, રુદ્ર કે ઇંદ્ર આદિ કોઇ પણ તેમાં નથી.[૨-૫] એ એક જ છે. તેમાં એક રાજા (આત્મા) છે. તે, સર્વ ઉત્પન્ન કરવાવાળો, સર્વમાં રહેલો અને કૂટસ્થ છે.[૬] તે રાજાએ સંકલ્પથી એક મંત્રી (મન) ઉત્પન્ન કર્યો, તે સર્વ મંત્રમાં ચતુર છે. આત્માને વિષે સંસારીપણું ઘટતું નથી, છતાં તે ઘટાવી દે છે, અને તેનામાં આનંદૈકરસતા તથા પૂર્ણતા ઘટે છે, તેને ભૂલાવી દે છે. એટલે 'આત્મા નથી, તે ભાસતો નથી,' એવી રીતે ભૂલવે છે.[૭] એ મંત્રી, જડ હોવાથી કાંઇ ભોગવી શકતો નથી, તેમ જ કાંઇ જાણતો નથી, તોપણ તે રાજા (આત્મા)ને માટે સદા કાર્ય કરે છે.[૮] એ રાજાનાં સર્વ કાર્યો તે મંત્રી જ કરે છે. રાજા પોતે તો સ્વસ્વરૂપમાં સ્થિર જ થઇ રહે છે.[૯]

બલિ પૂછે છે—હે પિતાજી! આધિ વ્યાધિ વગરનો એ દેશ કયો છે? કેમ પ્રાપ્ત થાય? અને કોને પ્રાપ્ત થયો?[૧૦] એવો મહા બુદ્ધિમાન્ મંત્રી કોણ છે? ને મહા બળવાન્ રાજા કોણ છે? જેને આપણે પણ જિત્યો નથી.[૧૧] આ આખ્યાન અપૂર્વ છે. માટે મારા મનનો સંશય દૂર કરો.[૧૨]

વિરોચન કહે છે—હે પુત્ર! એ મંત્રી અતિ બળવાન્ છે. લાખો દેવ અને દૈત્યો ભેગા થાય તોપણ તે રંચ માત્ર દબાય તેમ નથી.[૧૩] આ મંત્રી ઇંદ્ર, યમ, કુબેર, દેવ કે દૈત્ય કોઇ પણ નથી કે જેને તું જિતી શકે!![૧૪] જેમ પથ્થરમાં કમલનો પ્રહાર કુંઠિત થાય છે, તેમ તે મંત્રીને વિષે તરવાર, મુશલ, પ્રાસ, વજ્ર, ચક્ર અને ગદા આદિ સર્વ શસ્ત્રો, કુંઠિત થાય છે.[૧૫] એ મંત્રી અસ્ત્રોથી મરતો નથી, શસ્ત્રોવડે કપાતો નથી, મોટા યોદ્ધાઓથી મરતો નથી, એટલા માટે તેણે સર્વ દેવ અને દૈત્યોને વશ કર્યા છે.[૧૬] હે પુત્ર! એ મંત્રી વિષ્ણુ નથી છતાં પણ પ્રલયનો વાયુ મેરુ પર્વતના કલ્પ વૃક્ષને જેમ પાડે, તેમ તેણે હિરણ્યાક્ષ આદિ અસુરોને પાડયા છે.[૧૭] સર્વજ્ઞ એવા નારાયણ આદિ દેવોને પણ બલાત્કારથી ગર્ભરૂપી ખાડામાં નાંખ્યા છે.[૧૮] કામદેવ પાસે પાંચ બાણ છે, છતાં પણ તે તે મંત્રીની કૃપાથી ત્રણે લોકમાં ચક્રવર્તી રાજ્ય ભોગવે છે.[૧૯] ક્રોધ કે જે દેવ તથા દૈત્યોને વશમાં રાખે છે, ગુણહીન છે ને દુષ્ટ મતિવાળો છે, તે પણ એ મંત્રીની કૃપાથી જ વૃદ્ધિ પામે છે.[૨૦] દેવો અને

દૈત્યોનાં વારંવાર જે યુદ્ધો થાય છે, તે પણ એ મંત્રીનો મહિમા છે.[૨૧] હે પુત્ર! એ મંત્રીને જો તેનો રાજા જિતવા ઇચ્છે તો જ જિતાય છે, બીજો કોઇ પણ તેને જિતી શકતો નથી.[૨૨] બહુ પુણ્યોના પરિપાકથી જ્યારે વિવેક પ્રાપ્ત થાય છે ત્યારે તે રાજાને પોતાના મંત્રીને જિતવાની ઇચ્છા થાય છે. તે વખતે એ મંત્રી સહજમાં જિતી શકાય છે.[૨૩] એ મંત્રી ત્રણે લોકમાં મોટો મલ્લ છે, તેણે ત્રણે લોકને હંફાવ્યા છે. હે પુત્ર! તેને જો જિતે તો તું પરાક્રમી કહેવાય.[૨૪] એ મંત્રી, સર્વને જિતવામાં શક્તિમાન્ છે. એટલું જ નહી પરંતુ ત્રણે જગતને ઉત્પન્ન કરવામાં અને તેનો નાશ કરવામાં પણ સમર્થ છે.[૨૫] માટે હે પુત્ર! મોહ વગરની સ્થિર બુદ્ધિ વડે તે એક મંત્રીને જો તું જિતે તો ધીર કહેવાય.[૨૬] એ મંત્રી જિતાય તો ન જિતાયલા સર્વ લોક જિતાઇ ગયા ને જો એ મંત્રી ન જિતાય તો જિતેલા લોક પણ જિતાયા નથી એમ જાણવું.[૨૭] તે માટે સર્વ ત્યાગ કે, જે અતિ કષ્ટસાધ્ય છે, તેણે કરીને પણ એ મંત્રીને જિતવા માટે પ્રયત્ન કર. એ જિતાવાથી મૃત્યુ પણ જિતાય છે અને અનંત સુખની પ્રાપ્તિ થાય છે.[૨૮] હે પુત્ર! અતિ બળવાન્ એવા એ મંત્રીએ દેવ, દૈત્ય, નાગ, યક્ષ, મનુષ્ય, સર્પ અને કિન્નરથી ભરપૂર એવાં ત્રણે જગત્ લીલાએ કરી વશ કર્યાં છે.[૨૯]

# સર્ગ ૨૪ મો.*

## મંત્રી (મન)ના જયનો ઉપાય.

**બલિરુવાચ—કેનોપાયેન બલવાન્ સ તાત પરિજીયતે ।**
**કોઽસાવિતિ મહાવીર્યઃ સર્વં પ્રકથયાશુ મે ॥ ૧ ॥**

બલિ પૂછે છે—હે પિતાજી! એ મહાબળવાન્ મંત્રી કયા ઉપાયવડે જિતાય? અને તે કોણ છે? એ સર્વ, મને કહો.[૧]

વિરોચન કહે છેઃ—હે પુત્ર! એ મંત્રી, અજિત્ છે, છતાં પણ તેને સુખેથી જિતી શકાય તેવો ઉપાય કહું છું, તે સાંભળ.[૨] એ મંત્રી, યુક્તિથી પકડ્યો હોય તો સર્પની પેઠે ક્ષણમાં વશ થાય છે, ને યુક્તિ વિનાનો બાળી ભસ્મ કરે છે.[૩] જે પુરુષો બાલકની પેઠે થોડા વિષયભોગ આપી તેમાં ઘણા દોષ બતાવી રાજ-

* આ ચોવીશમા સર્ગમાં તે દુષ્ટ મંત્રીના પરાજયનો ઉપાય કહેવામાં આવશે અને રાજા (આત્મા)નાં દર્શનનો ઉપાય વૈરાગ્ય આદિ કહેવામાં આવશે.

યોગરૂપી યુક્તિવડે એ મંત્રીને વશ કરે છે, તે પુરુષો રાજાનાં સાક્ષાત્ દર્શન કરી રાજપદ (મોક્ષ)ને પામે છે.[૪] રાજાનાં સાક્ષાત્ દર્શન થવાથી એ મંત્રી વશ થાય છે. એ મંત્રી દબાવાથી જ રાજાનાં દર્શન થાય છે.[૫] જ્યાંસુધી રાજાનાં દર્શન થયાં નથી ત્યાંસુધી મંત્રી જિતાતો નથી ને મંત્રી જ્યાંસુધી જિતાતો નથી ત્યાંસુધી રાજાનાં દર્શન થતાં નથી.[૬] રાજાનો સાક્ષાત્કાર ન થવાથી એ મંત્રી અતિ દુઃખ આપે છે, ને મંત્રી જિતાયા વિના રાજા અતિ અદૃશ્ય રહે છે,[૭] તે માટે રાજાનો સાક્ષાત્કાર અને એ મંત્રીનો પરાજય એ બન્નેનો ઉપાય એક જ વખતે કરવો.[૮] પુરુષાર્થ અને થોડા થોડા અભ્યાસે કરી રાજાનો સાક્ષાત્કાર અને મંત્રીનો પરાજય એ બન્ને સિદ્ધ થવાથી એ દેશમાં તું પહોંચીશ.[૯] હે પુત્ર! એ અભ્યાસના ફલરૂપ જ્ઞાન પ્રાપ્ત થશે ત્યારે તે દેશ પ્રાપ્ત થશે અને પછી જરા પણ શોક નહિ થાય.[૧૦] જેના સર્વ સંસારકલેશ શાંત થયા હોય છે, જેઓ સદા આનંદમગ્ન હોય છે અને જેના સર્વ સંશયો દૂર થયા હોય છે, એવા તત્ત્વજ્ઞ પુરુષો એ દેશમાં રહે છે.[૧૧] હે પુત્ર! એ દેશનું નામ મોક્ષ છે. જેમાં જવાથી સર્વ દુઃખની નિવૃત્તિ થાય છે.[૧૨] તેનો રાજા આત્મા છે. એ આનંદમય છે. માટે સર્વથી શ્રેષ્ઠ છે અને મન તથા વાણીને અગોચર છે. તેણે મન નામનો મંત્રી બનાવ્યો છે. એ સમષ્ટિ પ્રજ્ઞારૂપ છે.[૧૩] જેમ મૃત્તિકાનો પિંડો ઘડારૂપે પરિણામ પામે છે, ધૂમાડો મેઘરૂપે પરિણામ પામે છે, તેમ મનમાં સૂક્ષ્મ ભાવથી રહેલું આ જગત્ સ્થૂલતાને પ્રાપ્ત થયું છે.[૧૪] તે મનને જિતવાથી જિતવાનું સર્વ જિતાય છે, ને પ્રાપ્ત થવા યોગ્ય સર્વ પ્રાપ્ત થાય છે. એ મન અજિત છે, છતાં પણ યુક્તિથી જિતી શકાય છે.[૧૫]

બલિ પૂછે છે,—હે પિતાજી! મનને જિતવાની યુક્તિ કહો, જેણે કરી હું એ મનને જિતી શકું.[૧૬]

વિરોચન કહે છેઃ—હે પુત્ર! સર્વ વિષયો પ્રત્યે સર્વ પ્રકારે પરમ અનાસ્થા થવી, એ જ યુક્તિ મનને જિતવાની છે.[૧૭] એ યુક્તિએ કરી મન નામનો મદોન્મત્ત હાથી ઝટ વશ થાય છે.[૧૮] હે પુત્ર! એ યુક્તિ અભ્યાસ કરવાથી અતિ સુલભ છે, ને અભ્યાસ વિના અતિ દુર્લભ છે.[૧૯] ક્રમે કરી અભ્યાસ કરવાથી વિષયમાં અપ્રીતિ થાય છે ને જલ પાયેલી લતાની પેઠે સર્વ પ્રકારે સ્ફુટ થાય છે.[૨૦] હે પુત્ર! વાવ્યાવગરની શાળની પેઠે અભ્યાસ વગરની એ યુક્તિ વિષય લંપટને પ્રાપ્ત થતી નથી. માટે અભ્યાસે કરી એ યુક્તિને સ્થિર કર.[૨૧] પ્રાણીઓ

જ્યાંસુધી વિષયોમાં વિરસતા દેખતાં નથી, ત્યાંસુધી દુઃખરૂપ સંસારમાં ભટકે છે.[૨૨] અતિ બલવાન્ પુરુષ પણ ગતિ વિના બીજા સ્થલમાં જઈ શકતો નથી, તેમ અભ્યાસ વિના કોઈ પણ પુરુષ, વિષયોમાં વિરસતા જોતો નથી.[૨૩] વાસના ત્યાગથી જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે. તેની જેને ઇચ્છા હોય તેણે અભ્યાસ કરી ભોગોમાં વિરસતા અનુભવવી.[૨૪] હે પુત્ર! એક જ વખતે સર્વ વિષયો તજી શકાય નહીં. પણ ક્રમે કરી એક એક વિષયને ચિરકાલ તજી કોઇ કોઇ વખત સેવવાથી વૈરાગ્ય પરિપક્વ થાય છે, ને તેથી સર્વ તજી શકાય છે અને હર્ષ શોક પણ દૂર થાય છે. તે વૈરાગ્ય, પુરુષાર્થ વિના પ્રાપ્ત થતો નથી.[૨૫] દૈવથી હર્ષ શોકની નિવૃત્તિ થાય તેમ નથી. કારણ કે લોકમાં દૈવ છે; એમ કહે છે. પણ દૈવ કાંઇ પદાર્થ નથી. અવસ્ય ભાવી જે નિયતિ છે, તેને મનુષ્ય દૃષ્ટિવાળા 'દૈવ' કહે છે. પણ દિવ્યશાસ્ત્ર દૃષ્ટિવાળા, 'દૈવ' કહેતા નથી.[૨૬] કેટલાકને પુરુષાર્થ વિના પણ હર્ષ શોકની નિવૃત્તિ થાય છે. તેનું કારણ કર્મ કે જે હર્ષ શોકનું કારણ છે તેનો નાશ થવાથી હર્ષ શોકના નાશ માટે જે કર્મ થાય તે છે. તેને મનુષ્યો દૈવ કહે છે.[૨૭] જેમ તેમના યથાર્થ જ્ઞાને કરી મૃગજલનો ભ્રમ નાશ પામે છે તેમ પુરુષાર્થે કરી નિયતિરૂપ દૈવ જિતાય છે.[૨૮] તેમ માનવાથી નિયતિનાં ફલનો નિયમ ન હોવાથી નિયમના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય, તે પણ માન્ય છે. કારણ કે સર્વ, મનના સંકલ્પથી થાય છે, તેમાં જો કાંઇ પ્રતિબંધ ન હોય તો જેનો જેવો સંકલ્પ થાય તે તેવું ફલ આપે છે, એવો નિયમ માન્યો છે.[૨૯] તેમાં નિયતિના અભાવનો પ્રસંગ આવતો નથી. કેમકે અમારા મતમાં જીવ મન છે, ને તે કર્તા છે. એટલે મન, એવા નિયમની કલ્પના કરે છે, તેથી નિયમવાળા વ્યવહારની સિદ્ધિ થાય છે.[૩૦] મન સામાન્યતઃ નિયમિત ફલવાળા અપવાદ વિષયમાં અનિયમિત ફલવાળા અને વ્યવહારમાં અત્યંત અનિયમિત ફલવાળા અને પ્રાતિભાસિક પદાર્થોને પણ કલ્પે છે. એટલા માટે મન પોતાના સંકલ્પને અનુસારે ફલના નિયમનું યોજક છે.[૩૧] માટે એ મન ( જીવ ), સદા નિયમિત સ્વભાવવાળા પરમાત્મા વિષે પ્રત્યગાત્માની એકતાની ભાવના એટલે નિર્વિકલ્પ સમાધિ કરે તો આકાશ વિષે વાયુની પેઠે અસંગ થઇ પોતાના સ્વભાવમાં પ્રકાશે.[૩૨] એ મન કદાચિત્ સમાધિની નિવૃત્તિ વખતે શાસ્ત્રરૂપ નિયતિમાં કહ્યા પ્રમાણે પોતપોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મો કરે છે ને અજ્ઞાનીના બોધ માટે આ યજ્ઞ કરવાવાળા શિષ્ટ પુરુષો સદાચારના પ્રવર્તાવવાવાળા છે, એવી રીતે નિયતિ શબ્દને પ્રસિદ્ધ કરે છે. જેમ વાયુને લીધે વૃક્ષો ચલાયમાન હોય તેથી પર્વતનું શિખર

ચાલતું જણાય છે, ને વૃક્ષો સ્થિર હોય તો સ્થિર જણાય છે, તેવી રીતનું મન (જીવ) છે.[૩૩] તે માટે હે પુત્ર! તું પણ વિષયો ઉપર વૈરાગ્ય આવવા માટે ને હર્ષ શોકથી રહિત થવા માટે પુરુષાર્થ કર. જ્યાં સુધી મન છે, ત્યાં સુધી દૈવ કે નિયતિ કાંઈ પણ નથી. મનનો નાશ થયા પછી જે છે, તે તેમ જ હો.[૩૪] મનુષ્ય શરીર કે જે કર્મ તથા જ્ઞાનનું સાધન છે, તેને પ્રાપ્ત થયેલો જીવ, જે જે પ્રકારે કલ્પે છે, તે તે પ્રકારે તે થાય છે. એવી રીતે પોતાનો સંકલ્પ સ્વાધીન હોવાથી પુરુષાર્થ કરી વૈરાગ્યાદિ સાધનો મેળવી પરમ પુરુષાર્થરૂપ બ્રહ્મ અને આત્માની એકતાનો જ સંકલ્પ કરવો. પણ આત્મા સંસારી છે; એવો સંકલ્પ કરવો નહીં.[૩૫] હે પુત્ર! આ જગતમાં પુરુષાર્થ વિના અન્ય કાંઇ નથી. તે પુરુષાર્થે કરી વિષયોમાં અરતિ (અપ્રીતિ) ઉત્પન્ન કરો.[૩૬] વિષયોમાં અરતિ કે જે સંસારની નિવૃત્તિ કરવાવાળી છે તે જ્યાંસૂધી થઈ નથી, ત્યાંસૂધી પરમ નિવૃત્તિ પ્રાપ્ત થતી નથી.[૩૭] જ્યાં સૂધી વિષયોમાં રતિ (પ્રીતિ) છે, ત્યાંસૂધી સંસારની સ્થિતિ દોલાયમાન રહે છે.[૩૮] હે પુત્ર! વિષયો વિષે પ્રબલ આશા કે જે દુઃખપ્રદ છે, તે અભ્યાસ વિના નિવૃત્ત થતી નથી.[૩૯-૪૦]

બલિ પૂછે છે–હે પિતાજી! ભોગો વિષે અરતિ, મનમાં કેમ સ્થિર થાય, કે જેણે કરી હું બ્રહ્મરૂપ સ્થિતિ પામું?[૪૧]

વિરોચન કહે છે–હે પુત્ર! આત્મજ્ઞાનરૂપી લતાનું ફળ મોક્ષ છે; ને અવાંતર ફળ ભોગોમાં અરતિ છે.[૪૨] વિષયો વિષે અરતિ આત્મજ્ઞાને કરી કમલના મધ્યમાં જેમ શોભા છે તેમ હૃદયમાં સ્થિર થાય છે.[૪૩] તે માટે બુદ્ધિને સતેજ કરવાવાળા આત્મ વિચારે કરી આત્માનો સાક્ષાત્કાર કરવો, ને વિષયોમાંથી પ્રીતિ દૂર કરવી.[૪૪] પછી ધીમે ધીમે જ્ઞાનભૂમિકાનો અભ્યાસ કરવો. તે માટે વિષય ભોગમાં દિવસના બે ભાગ, વ્યતીત કરવો. એક ભાગ વેદાંત શ્રવણમાં અને એક ભાગ ગુરુસેવામાં વ્યતીત કરવા ને જો ચિત્ત, તત્ત્વધારણમાં સમર્થ ન હોય તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સન્માર્ગમાં વર્તવું.[૪૫] તેમ કરતાં મન, તત્ત્વધારણમાં થોડું સમર્થ થાય, ત્યારે ઉપલી ભૂમિકા માટે પ્રયત્ન કરવો.' ને વિષયોમાં અનાસ્થા હોવાથી દિવસના એક પહોર સૂધી ભોગ ભોગવવા, એક પહોર શાસ્ત્રશ્રવણ કરવું, ને બે પહોર ગુરુસેવા કરવી. કેમકે ગુરુ પાસે વિશેષ વાસ કરવાથી સંદેહ પૂછવાનો અવસર મળે છે.[૪૬] તેથી ધારેલી ભૂમિકામાં જઇ શકાય છે. ચિરકાલ રત્નની પરીક્ષાનો અભ્યાસ કરવાથી જેમ રત્ન પારખી શકાય છે, તેમ તત્ત્વધાર-

ણુમાં મન સમર્થ થાય છે. એટલે તેની ઉપરની ભૂમિકામાં જવા માટે દિવસના બે પહોર શાસ્ત્રશ્રવણનો અને વૈરાગ્યનો અભ્યાસ કરવો, એક પહોર ધ્યાન કરવું, ને એક પહોર ગુરુસેવા કરવી.[૪૭] જેમ શુદ્ધ વસ્ત્ર ઉત્તમ પ્રકારે રંગનું ગ્રહણ કરે છે, તેમ ઉપર કહેલા ચારે પ્રકારની ભૂમિકામાં શુદ્ધ મનવાળો જીવ જઈ શકે છે, અશુદ્ધ મનવાળો જઇ શકતો નથી.[૪૮] જો મન થોડું મલિન (અસ્થિર) હોય તો દુઃખના અન્વય વ્યતિરેક દર્શાવવા, શ્રુતિ, સ્મૃતિ અને ગુરુનાં વચનોવડે ચિરકાલ પર્યંત વેદાંત વિચારમાં વિહાર કરાવવો, ઇત્યાદિ ઉપાયોવડે ચિત્તને ધીમે ધીમે શુદ્ધ કરવું.[૪૯] તેમ કરવાથી મન જ્યારે પરમાત્મા વિષે સ્થિર થાય છે, ને સંસારનો દુરાગ્રહ મૂકી દે છે, ત્યારે શીતલ થાય છે, શુદ્ધ સ્ફટિક મણિ જેવું શોભે છે[૫૦] ને બુદ્ધિવૃત્તિ કે જે ભેદરહિત છે, અને બ્રહ્માકાર થઈ છે, તેણે કરી ભોગોનું, ઇંદ્રિયોનું, ઇશ્વરનું, જીવનું અને દેહનું અધિષ્ઠાન જે બ્રહ્મ છે, તેને જુવે છે. એટલે સર્વ બ્રહ્મરૂપે છે, એમ જાણે છે.[૫૧] હે પુત્ર! આત્મ વિચાર કરવાથી આત્મજ્ઞાન થાય છે, ને તૃષ્ણાનો ત્યાગ પણ થાય છે.[૫૨] જેમ દીપની પ્રભા અવસ્થા અને આકાર અવસ્થા બન્ને એક જ વખતે થાય છે, તેમ જ તૃષ્ણાની નિવૃત્તિ અને મૂલ વિદ્યાની નિવૃત્તિ બન્ને એક વખતે થાય છે.[૫૩] આત્માના સાક્ષાત્કારથી ભોગો વિરસ થઇ જાય છે, ને તેથી પરમાત્મા વિષે પરમ વિશ્રાંતિ પ્રાપ્ત થાય છે.[૫૪] વિષયલંપટ પુરુષોને જેમાં પરમ વિશ્રાંતિ છે એવા આત્માનંદની પ્રાપ્તિ કદાપિ થતી નથી.[૫૫] યજ્ઞ, દાન, તપ અને તીર્થોમાં વાસ કરવાથી વિષય સુખ પ્રાપ્ત થાય છે, પણ વિષયો વિષે અરતિ પ્રાપ્ત થતી નથી. તે તો કેવળ સ્વસ્વરૂપના સાક્ષાત્કારથી થાય છે.[૫૬] વિષયોમાં વૈરાગ્યના અભ્યાસરૂપી પુરુષાર્થ વિના અન્ય કોઈ પણ ઉપાયથી બુદ્ધિ, આત્માના સાક્ષાત્કારમાં પ્રવૃત્ત થતી નથી.[૫૭] હે પુત્ર! વિષયોના ત્યાગથી મળેલા પરમાનંદ વિના બ્રહ્મપદમાં વિશ્રાંતિનું સુખ મળતું નથી.[૫૮] પરમાત્મા કે જે આત્મસ્વરૂપ છે, તેને વિષે જેવી વિશ્રાંત છે તેવી વિશ્રાંતિ આ જગતમાં બ્રહ્મલોકપર્યંત ક્યાંય પણ નથી.[૫૯] દૈવને વેગળું મૂકી પુરુષાર્થનો આશ્રય લઇ વિષયોમાં અપ્રીતિ ઉત્પન્ન કરવી, કેમ કે વિષયો મોક્ષના પ્રતિબંધક છે.[૬૦] વિષયોમાં અપ્રીતિ થવાથી વિચાર એટલે સત્ અને અસત્ વસ્તુનો વિવેક થાય છે.[૬૧] જેમ મેઘ સાગરને પૂર્ણ કરે છે, ને સાગરના જલવડે મેઘ પૂર્ણ થાય છે તેમ વિષયોમાં અપ્રીતિથી વિચાર થાય છે ને વિચારથી વિષયોમાં અપ્રીતિ થાય છે[૬૨] જેમ સ્નેહવાળા મિત્રો એક બીજાને વધારે છે, તેમ

વિષયોમાં અરતિ, વિચાર અને આત્મસાક્ષાત્કાર એક બીજાને વધારે છે. તાત્પર્ય કે એ ત્રણેની સ્થિતિ એક બીજાને અધીન છે. માટે એ ત્રણેને એક વખતે વધારવા માટે પ્રયત્ન કરવો; એટલે એ ત્રણેનો સદા અભ્યાસ કરવો.[૬૩] તેમાં પ્રથમ તો દૈવને દૂર મૂકી મોટો પ્રયત્ન કરી વિષયોમાં અરતિ થવાના ઉપાયો લેવા.[૬૪] દેશકાલને અનુસરી તેમ જ પોતપોતાના વર્ણાશ્રમને અનુસારે બંધુવર્ગને અનુકૂલ આવે તેવો પુરુષાર્થ કરી ધન મેળવવું. તે ધનવડે ગુણવાન્ સજ્જનોને વશ કરી તેઓનો સમાગમ કરવો.[૬૫-૬૬] તેથી ભોગોમાં અભાવ ઉત્પન્ન થાય છે ત્યાર પછી વિચાર થાય છે. ત્યાર બાદ વિચારેલાં વાકયોના અર્થનું જ્ઞાન થાય છે ને પછી 'સર્વ શ્રુતિઓનું તાત્પર્ય, અદ્વિતીય બ્રહ્મમાં છે, એવો નિર્ણય થાય છે.[૬૭] ત્યાર પછી ભૂમિકાના ક્રમે કરી પરમપદની પ્રાપ્તિ થાય છે. હે પુત્ર! એ પ્રમાણે વિષયોમાં વૈરાગ્ય, પરમપદની પ્રાપ્તિનો ઉપાય છે. હવે જો હમણાં વિષય તજવા અસમર્થ હો તો જ્યારે યુવાવસ્થા પૂરી થશે ને વિષયોથી વિરામ પામશો, ત્યારે વિચાર કરવાથી પરમપદ પ્રાપ્ત થશે અને આત્મપદ કે જે અતિ પવિત્ર છે તેમાં વિશ્રાંતિ પામશો. પણ દુઃખ ભોગવવા માટે ફરીથી સંસાર-રૂપી કાદવમાં પડશો નહીં. તાત્પર્ય કે જ્યારે મોક્ષ માટે વૈરાગ્યની અતિ આવશ્યકતા છે, ત્યારે યુવાવસ્થામાં પણ તેનો અભ્યાસ કરવો યોગ્ય છે.[૬૮-૬૯] હે પુત્ર! વિષયો વિષે તારી આસ્થા છે, તો પણ કાલાંતરે પણ અનાસ્થા થવાની છે. માટે તું શુદ્ધ છો. તેથી બ્રહ્મદૃષ્ટિથી હું તને નમસ્કાર કરું છું.[૭૦] હે પુત્ર! દેશકાલને અનુસરી ધર્મથી ધન મેળવ. તે ધનનો વ્યય વિષયભોગમાં ન કર, પણ સત્પુરુષોના સત્કારમાં કર. સત્પુરુષોના સમાગમથી વિષયોમાં અભાવ ઉત્પન્ન થશે, તેણે કરી આત્મવિચાર થશે, ને તેથી તને સ્વસ્વરૂપની પ્રાપ્તિ થશે.[૭૧]



# સર્ગ ૨૫ મો.*

## બલિરાજાની ચિંતા.

**बलिरुवाच**–एतन्मे कथितं पूर्वं पित्रा चारु विचारिणा ।
इदानीं संस्मृतं दिष्ट्या संप्रबोधमहं गतः ॥ १ ॥

બલિ કહે છે–એ ઉપદેશ, પૂર્વે મારા પિતાએ કર્યો હતો, તે હવે સાંભરી આવ્યો ને તેથી મને બોધ થયો તે ઠીક થયું. આજ મને વિષયોમાં અરતિ થઈ, અને હવે અતિ શીતલ એવાં શાંતિ સુખમાં હું પ્રવેશ કરુ છું, તે સારું થયું.[૨] વારંવાર આશા પૂર્ણ કરવાથી, વારંવાર ધન લાવવાથી અને વારંવાર સ્ત્રીને વશ કરવાથી હું કંટાળી ગયો છું.[૩] અહો આ શાંતિ ભૂમિ કેવી શીતલ છે! તેમાં સર્વે સુખદુઃખ દૃષ્ટિઓ નાશ પામે છે.[૪] સર્વ તાપનો નાશ થવાથી હું મનમાં શાંતિ પામું છું, પરમાનંદમાં મગ્ન છું, સુખરૂપે છું, ને મનમાં પ્રસન્ન થાઉ છું.[૫] વૈભવ મેળવવામાં મહા કષ્ટ છે. કારણ કે તેમાં મન નાચ્યા કરે છે. તેના વેગથી શરીર ભમ્યા કરે છે, ને તેથી સદા ક્ષોભ રહે છે.[૬] અરે પ્રથમ હું સ્ત્રીની સાથે વિહાર કરતો હતો, ને આનંદ પામતો હતો, તે કેવળ મોહનો જ મહિમા[૭] દૃષ્ટાંત દેવા જેવા મહા વૈભવો દીઠા, બીજાઓ નાશ ન કરી શકે તેવાં રાજ્યસુખ આદિ ભોગ ભોગવ્યા, સર્વ પ્રાણીઓને વશ કર્યાં, પણ તેમાંથી અવિનાશી સુખ શું થયું? કાંઈ પણ નહીં[૮] પૃથ્વીમાં, સ્વર્ગમાં કે નાગલોક આદિમાં કોઇ સ્થળે પણ નવીન જોવામાં આવ્યું નહીં. એ તો ચાવેલાં ને ચાવવાની પેઠે ભોગવેલા વિષયોને વારંવાર ભોગવવાના છે, માટે આ લોકના કે પરલોકના ભોગોમાં કાંઇ પણ સાર નથી.[૯] તે માટે સર્વે દૃશ્યને તેની વાસના કાઢી નાંખી સ્વસ્વરૂપના બોધથી હું પૂર્ણ થઈ રહું.[૧૦] જો કે અજ્ઞાની પુરુષો સ્ત્રી, રત્ન, આદિ ભોગ્ય વસ્તુને સારવાળા માને છે, તે પણ કાલે કરી વિનાશી હોવાથી દુઃખદાયી છે, માટે અસાર છે.[૧૧] અરે હું આગળ અતિ મૂર્ખ હતો, કારણ કે જગત્ કે જે અત્યંત તુચ્છ છે તેના અધિપતિપણાની ઇચ્છાથી દેવોની સાથે વૈર કરતો હતો.[૧૨] જગતનું અધિપતિપણું કે જે મનઃ કલ્પિત છે ને મહા દુઃખરૂપ છે, તેથી કયો પુરુષાર્થ થાય છે? જો તેમાં રાગ હોય તો પુરુષાર્થ ગણાય, પણ મહાત્મા પુરુષોને રાગ હોતો નથી.[૧૩] મેં અજ્ઞાનથી

---

* આ પચીશમા સર્ગમાં બલિરાજાના મનમાં વિવેક ઉત્પન્ન થયો અને સંદેહની શાંતિમાટે બલિરાજાએ શુક્રાચાર્યજીનું સ્મરણ કર્યું, એટલી વાત આવશે.

ચિરકાલ સુધી અનર્થને અર્થ જાણી સેવ્યો, એ મોટા કષ્ટની વાત છે.[૧૪] મેં મહા તૃષ્ણાએ કરી આ જગત્‌માં પશ્ચાત્તાપ થાય તેવાં કામ નથી કર્યાં? કર્યાં છે.[૧૫] અરે થઈ ગયેલાંના શોકથી શું થાય? હવે તો એવો પુરુષાર્થ કરું કે જેથી વર્તમાન મોહ નાશ પામે, ને જન્મ સફલ થાય.[૧૬] હવે બ્રહ્મરૂપે સ્થિતિ કરવાથી પરિપૂર્ણ આત્મસુખ જેવી રીતે પ્રાપ્ત થાય, તેવી રીતે અજ્ઞાનની શાંતિ માટે શુક્રાચાર્યજી કે જે મારા કુલ ગુરુ છે તેને પૂછું કે આ પ્રપંચ શું છે? અહં પ્રત્યયે કરી જાણવા યોગ્ય જીવતત્ત્વ શું છે? અને આત્મા શું છે?[૧૭-૧૮] માટે મહાયોગી એવા શુક્રાચાર્યનું સ્મરણ કરું. તેણે ઉપદેશ કરેલા અનંત વિભવવાળા આત્મામાં સ્વસ્વરૂપે કરી રહું. કારણ કે મહા પુરુષોની વાણી અક્ષય ફલ આપે છે પણ વ્યર્થ થતી નથી.[૧૯]

# સર્ગ ૨૬ મો.*

## બલિ પ્રત્યે શુક્રાચાર્યજીએ કરેલો ઉપદેશ.

**श्रीवसिष्ठ उवाच**—इति संचिंत्य बलवान् बालिराभीलितेक्षणः ।
दध्यौ कमलपत्राक्षं शुक्रमाकाशमंदिरम् ॥ १ ॥

વશિષ્ઠ કહે છે—હે **રામ**! એવો વિચાર કરી નેત્ર બંધ કરી **બલિએ** શુક્રનું સ્મરણ કર્યું.[૧] સદા ધ્યાનમાં રહેવાવાળા શુક્રના જાણવામાં આવ્યું કે—'તત્ત્વજ્ઞાન માટે **બલિ** રાજા મને સંભારે છે.'[૨] તેથી સર્વત્ર વ્યાપક અને અનંત એવા ચિદાત્મારૂપ શુક્ર, **બલિ** રાજા જે ઝરુખામાં બેઠો હતો ત્યાં પ્રગટ થયા,[૩] ને **બલિના** શરીર ઉપર હાથ ફેરવ્યો, એટલે **બલિ** જાગી ઉઠ્યો ને ભાનમાં આવ્યો.[૪] પછી **બલિએ** શુક્રાચાર્યની પૂજા કરી રત્નોના અર્ધ આપ્યા, કલ્પ વૃક્ષનાં પુષ્પો ચડાવ્યાં, અને ચરણમાં અભિવંદન કર્યું.[૫] એવી રીતે પૂજા કરાએલા અને આસન ઉપર બેઠેલા શુક્રને **બલિ** પૂછે છે.[૬]

**બલિ** પૂછે છે—હે ગુરુ મહારાજ! જેમ સૂર્યની પ્રભા સર્વ જનોને પોતપોતાના કામમાં યોજે છે, તેમ આપની કૃપાથી પ્રાપ્ત થયેલી ચમત્કારિક બુદ્ધિ

* આ છવીશમા સર્ગમાં, સ્મરણ કરવાથી આવેલા શુક્રાચાર્યે બલિ પ્રત્યે સંક્ષેપથી કરેલા ઉપદેશનું વર્ણન તથા શુક્રાચાર્યનું આકાશમાં ગમનનું વર્ણન કરવામાં આવશે.

મને આપને કંઇ પૂછવા માટે યોજે છે.[૭] આ વિષયો મહા મોહમાં નાખે છે; માટે તે પ્રત્યે મને વૈરાગ્ય આવ્યો છે, તે માટે મહા મોહને દૂર કરે તેવાં તત્ત્વને જાણવા હું ઇચ્છું છું.[૮] હે મહારાજ! ૧ ભોગનું તત્ત્વ શું છે? ૨ ભોક્તાનું તત્ત્વ શું છે? અને ભોગ્યનું તત્ત્વ શું છે? તે મને કહો.[૯]

શુક્ર કહે છે–હે દૈત્યરાજ! મારે આકાશ માર્ગે જવાનું છે, માટે સંક્ષેપથી તત્ત્વોપદેશ કરું છું તે તમે સાંભળો.[૧૦] ભોક્તા, ભોગ્ય અને ભોગ, એ ત્રિપુટી ચિત્‌ને વિષે કલ્પેલી છે માટે ચિદ્રૂપ છે. તેમાં 'ब्रह्मैवेदंसर्वं' ઇત્યાદિ અનેક શ્રુતિઓ પ્રમાણ છે.[૧૧] જો શ્રદ્ધા અને વિવેક હશે તો તમને, આ ત્રિપુટી કલ્પેલી છે ને જગત્ બ્રહ્મરૂપે છે, એમ જાણવામાં આવશે. તેમ નહીં હોય તો ભસ્મમાં હોમેલાંની પેઠે તે સૌ વ્યર્થ થશે.[૧૨] ચિત્‌નો ચૈત્યને આકારે સંકલ્પ કરવો, એ બંધ કહેવાય છે. ચૈત્યના આકારનો ત્યાગ મુક્તિ કહેવાય છે. ચૈત્યના આકાર વગરની ચિત્ પૂર્ણાત્મા છે, એવો સિદ્ધાંત છે.[૧૩] હે બલે! એવા નિશ્ચયથી જો વિચાર કરશો તો અખંડાકાર વૃત્તિ વડે બ્રહ્મપદને પામશો.[૧૪] દેવલોકમાં સપ્તર્ષિઓ એકઠા થયા છે ત્યાં આવશ્યક દેવ કાર્ય હોવાથી મારે જવાનું છે.[૧૫] હે રાજન્! જ્યાંસુધી આ સ્થૂલ દેહ છે, ત્યાંસુધી મુક્ત પુરુષોને પણ પ્રાપ્ત થયેલાં કાર્યનો ત્યાગ રુચતો નથી, કેમકે તેવો સ્વભાવ છે. માટે મારે ત્યાં જવાની જરૂર છે.[૧૬] એટલું કહી શુક્રાચાર્યજી આકાશ માર્ગે મહા વેગથી વિદાય થયા.[૧૭]

# સર્ગ ૨૭ મો.*

## બલિની વિશ્રાંતિ.

**श्रीवसिष्ठ उवाच–सुरासुरसमाज्येष्ठे तस्मिन् भृगुसुते गते ।**
**मनसा चिन्तयामास बलिर्बुद्धिमतांवरः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–દેવ અને દૈત્યોમાં શ્રેષ્ઠ એવા શુક્રાચાર્યજી ગયા પછી બલિરાજા મનમાં વિચારવા લાગ્યો કે–[૧] શુક્રાચાર્યજીએ આ ત્રણે જગત્ ચિદ્રૂપ છે,

* આ સત્યાવીશમા સર્ગમાં શુક્રે કરેલા ઉપદેશનો વિચાર કરવાથી પરિપૂર્ણ ચિદાનંદમાં ચિરકાલ પર્યંત બલિ રાજાની વિશ્રાંતિનું વર્ણન કરવામાં આવશે.

હું ચિદ્રૂપ છું, આ લોક, આ દિશાઓ અને ક્રિયા સર્વ ચિદ્રૂપ છે, એમ કહ્યું તે યોગ્ય છે.[૨] બહાર ને અંદર સર્વ પરમાર્થતઃ ચિદ્રૂપ છે. ચિત્ વિના અન્ય કોઇ સ્થલે કાંઇ પણ નથી.[૩] આ સૂર્ય, એવી રીતે ચિત્તે કરી સૂર્ય જાણવામાં ન આવે તો સૂર્યમાં અને અંધકારમાં શો ભેદ છે? કાંઇ પણ નહીં.[૪] આ પૃથ્વી, એ પ્રમાણે ચિત્તે કરી પૃથ્વી જાણવામાં ન આવે તો પૃથ્વીમાં પૃથ્વીપણું શું? એટલે પૃથ્વી, જલાદિકથી જુદી કેમ પડે?[૫] આ દિશાઓ, આ પર્વતો, એવી રીતે ચિત્તે કરી દિશા અને પર્વતો જાણવામાં ન આવે તો દિશાનું દિશાપણું શું? અને પર્વતોનું પર્વતપણું શું?[૬] આ જગત્ એ પ્રમાણે ચિત્તે કરી જગત્ જાણવામાં ન આવે અને આ આકાશ, એવી રીતે આકાશ જાણવામાં ન આવે તો જગતનું જગત્-પણું તથા આકાશનું આકાશપણું શું?[૭] આ શરીર, એવી રીતે ચિત્તે કરી જાણવામાં ન આવે તો શરીરનું શરીરપણું શું?[૮] ચિત્ ઇંદ્રિય છે, શરીર છે, મન છે, મનની વૃત્તિઓ છે; ચિત્ અંદર છે, બહાર છે, અભાવ છે, ભાવ છે, અને ચિત્ જ જગતની સ્થિતિ છે, એટલે અસ્થિર સત્તા છે.[૯] હું ચિત્તે કરીને ભોગની ઇચ્છા કરું છું તેમ શબ્દ આદિ વિષયો ભોગવું છું, પણ શરીરે કરી કાંઇ કરતો નથી, કેમકે જડ હોવાથી શરીરને ભોક્તાપણું સંભવતું નથી.[૧૦] કાષ્ઠ જેવાં જડ શરીરનુ કાંઇ કામ નથી. હું તો સર્વ જગતનો આત્મા અદ્વિતીય ચિદ્રૂપ છું.[૧૧] આકાશમાં, વાયુમાં, તેજમાં, જલમાં, પૃથ્વીમાં અને દેવ દૈત્ય આદિ સ્થાવર જંગમ દેહોમાં જે ચિત્ છે, તે હું જ છું ને હું તે જ ચિત્ છે.[૧૨] સર્વત્ર ચિત્ છે. આ જગત્‌માં અન્ય કલ્પના નથી જ. દ્વૈતનો અસંભવ હોવાથી લોકમાં મિત્ર કોણ છે? ને શત્રુ કોણ છે?[૧૩] અથવા દેહાદિ દ્વૈત હોય, તો પણ ભલે, પરંતુ દેહાદિકના છેદથી કાંઇ ચિત્‌નો છેદ થતો નથી. કેમકે ચિત્ તો સર્વ લોકમાં વ્યાપી રહી છે.[૧૪] છેદ આદિનાં સાધનો રાગદ્વેષ વગેરે સર્વ ચિત્ પ્રકાશે છે, ત્યારે સિદ્ધ થાય છે, એટલે ચિત્‌ના સ્વાધીનમાં છે, માટે ચિદ્રૂપ છે.[૧૫] જો વિચાર કરીએ તો મોટા વિસ્તારવાળાં ત્રણે જગતમાંથી ચિત્ વિના અન્ય કાંઇ પણ મળતું નથી.[૧૬] રાગ નથી, દ્વેષ નથી, મન નથી અને મનોવૃત્તિઓ નથી. ચિત્ અતિ શુદ્ધ છે, તેમાં ભેદ કલ્પના ક્યાંથી?[૧૭] હું ચિદ્રૂપ છું, સર્વમાં રહ્યો છું, વ્યાપક છું, ભેદ કલ્પનાથી અલગો છું, અને દ્વૈત વર્જિત છું.[૧૮] જેમ જગતના નામ અને રૂપની કલ્પનાનું અધિષ્ઠાન ચિત્ શક્તિ છે, તેમ ચિત્ એવા પોતાના નામનું અધિષ્ઠાન પણ ચિત્ શક્તિ છે. એટલે જગત્‌ના નામની પેઠે 'ચિત્' નામ

પણ કલ્પિત છે.[૧૯] હું દૃશ્ય અને દર્શનથી જુદો કેવલ શુદ્ધ દૃષ્ટારૂપ છું અને આભાસ રહિત પરમેશ્વર સ્વરૂપ છું.[૨૦] જે આભાસરૂપ પરિચ્છેદવાળો જીવભાવ છે, તે ભ્રાંતિ માત્ર છે, પણ સત્ય નથી.[૨૧] એટલા માટે આત્માના સાક્ષાત્કારરૂપ વૃત્તિએ પ્રકટ થયલા સ્વસ્વરૂપે કરી તે જીવભાવને તજું છું. સ્વસ્વરૂપ કે જે ચૈત્યની રંજના રહિત છે, મુક્ત છે અને પ્રત્યક્ ચેતન રૂપ છે, તેને હું નમસ્કાર કરું છું.[૨૨] હું પોતે કે જે ચૈત્ય મુક્ત છું, ચિદ્રૂપ છું, શ્રવણ મનન તથા નિદિધ્યાસને કરી સાક્ષાત્કાર યોગ્ય છું, અને સર્વનો પ્રકાશક છું, તેને નમસ્કાર કરું છું.[૨૩] હું ચૈત્યરહિત છું, ચિદ્રૂપ છું, સર્વત્ર જગતને વ્યાપી રહ્યો છું, સર્વ જ્ઞેય પદાર્થથી ભિન્ન છું, અને સદ્રૂપ તથા ચિદ્રૂપ છું.[૨૪] હું આકાશની પેઠે અનંત છતાં પરમાણુથી પણ અણુ છું. સુખ દુઃખની ભ્રાંતિઓ મને નથી.[૨૫] હું સંવેદ્યરહિત કેવળ સંવેદનરૂપ છું. ચૈત્ય વગર ચેતન સ્વરૂપ છું. માટે ભાવ અભાવરૂપ જગતના પદાર્થો, મારો પરિચ્છેદ કરી શકે તેમ નથી. હું તો ભાવ અને અભાવનો સાક્ષી છું. જો પરિચ્છેદનો અર્થ તત્ત્વ નિશ્ચય થતો હોય તો તે માટે પ્રમાણાદિ જગતના ભાવો આત્માનો પરિચ્છેદ કરે છે, એટલે આત્મતત્ત્વનો બોધ કરે છે એમ માનવું મને પણ ઇષ્ટ છે. કારણ કે સર્વ જગતના ભાવો મારાથી (આત્માથી) જુદા નથી.[૨૬] જેમ ડાબો હાથ જમણા હાથને કંઈ આપે, તેની પાસેથી કંઈ લે અથવા ઝુંટાવી લે તેમાં પુરુષને કોઈ જાતની ક્ષતિ નથી, તેમ મારા રૂપ જગતના ભાવો મારો પરિચ્છેદ કરે, તેમાં મારી ક્ષતિ નથી.[૨૭] પરમાર્થ દૃષ્ટિથી તો તત્ત્વજ્ઞાન પહેલાં પણ હું જગત્‌રૂપે હતો. એટલે પહેલાં પણ કાંઇ ઉત્પન્ન થયું ન હતું, અને નાશ પામ્યું ન હતું.[૨૮] હું અદ્વિતીય ચિદ્રૂપ છું, માટે સંકલ્પ વિકલ્પે કરી મારું શું વધે ઘટે તેમ છે? તેથી આત્મસ્વરૂપ કે જે અતિ પવિત્ર છે, તેમાં વિશ્રાંતિ લઉં.[૨૯] એવો મનમાં નિશ્ચય કરી તુરીય બ્રહ્મ તત્ત્વને આત્મરૂપે ભાવના કરતો બલિરાજા સમાધિમાં બેઠો.[૩૦–૩૧] એના સર્વ સંકલ્પો તથા વિચારો શાંત થયા. ધ્યાતા, ધ્યાન અને ધ્યેય આદિ સર્વ ત્રિપુટીઓ શાંત થઈ ને સર્વ વાસના નાશ પામી.[૩૨–૩૩] એવી રીતે મન શાંત થવાથી બ્રહ્મપદને પ્રાપ્ત થયેલો બલિ, તે રત્નના ઝરુખામાં વાયુ વગરના સ્થલમાં રહેલા દીવાની પેઠે નિશ્ચલ થઈ ગયો, ને પત્થરમાંથી કોતરી કાઢેલો હોય તેવો ઘણા કાળ સુધી સ્થિર રહ્યો.[૩૪] બ્રહ્મભાવની પ્રાપ્તિ કે જેમાં સર્વ એષણાઓ શાંત થઈ ગઈ હતી, અને

સંકલ્પ વિકલ્પરૂપી દોષ દૂર થવાથી જે પરિપૂર્ણ અને નિર્મળ હતી, તેણે કરી બલિરાજા શરદ્ ઋતુના સ્વચ્છ આકાશ જેવો શોભતો હતો.[૩૫]



# સર્ગ ૨૮ મો.*

## બલિની સમાધિ.

**श्रीवसिष्ठ उवाच**—अथ ते दानवास्तत्र बलेरनुचरास्तदा ।
तद्गेहं स्फाटिकं सौधमुच्चैरारुरुहुः क्षणात् ॥

વસિષ્ઠ કહે છે–હે **રામ**! પછી બલિના નોકરો, જે મહેલમાં બલિ બેઠો હતો તે મેહેલ ઉપર ચઢ્યા.[૧] ડિંભ આદિ મંત્રિઓ, કુમુદ આદિ સામંતો, સુર-આદિ રાજાઓ, વૃત્ત વગેરે સેનાધિપતિઓ, હયગ્રીવ આદિ સેનાનાં માણસો, ચાક્રજ વગેરે બાંધવો, લડુક આદિ મિત્રો, વલ્લૂક આદિ મશ્કરાઓ, ભેટ લઈ આવેલા કુબેર, યમ તથા ઇંદ્ર વગેરે દેવતાઓ, સેવા કરવા આવેલા યક્ષ વિદ્યાધર અને નાગો, ચામર કરવાવાળી રંભા તથા તિલોત્તમા આદિ અપ્સરાઓ, સાગરો, નદીઓ, પર્વતો દિશા અને ખુણાઓના અધિષ્ઠાતા દેવો તથા તેમાં રહેવાવાળા જનો, તેમ જ ત્રણે લોકમાં રહેવાવાળા કેટલાક સિદ્ધો, બલિની સેવા માટે ત્યાં આવ્યા.[૨–૩–૪–૫–૬] બલિ સમાધિમાં હોવાથી તે ચિત્રમાં ચીતરેલા પર્વતના જેવો સર્વના જોવામાં આવ્યો. 'રાજાને પ્રણામ કરવા જોઈએ' એવા કારણથી નમતા મુકુટવાળાં મસ્તકોવડે સર્વેએ તેને પ્રણામ કર્યા. બલિની તેવી દશા જોઈ મિત્રો ખેદ પામ્યા, ઉદાસીન પુરુષો વિસ્મય પામ્યા, તત્ત્વવેત્તાઓ આનંદ પામ્યા, તથા હલકા વર્ગના નોકરો તો ભય પામ્યા.[૭–૮] પછી મંત્રિઓએ 'આ વખત શું કરવું' એમ કહી વિચાર કરી સર્વજ્ઞ એવા શુક્રાચાર્યનું સ્મરણ કર્યું,[૯] એટલે સપ્તર્ષિની સભામાં બેઠેલા શુક્રાચાર્યજી બલિના તે મેહેલમાં પ્રકટ થયા.[૧૦] દૈત્યોએ આસન આપી તેમને બેસાડ્યા અને પછી

* આ અઠ્યાવીશમા સર્ગમાં 'જડ જેવા બલિ રાજાને જોઇ ખેદમાં પડેલા દૈત્યોવડે સ્મરણ કરાયેલા શુક્રાચાર્યે આવી બલિની સ્થિતિ કહી દૈત્યોનો શોક દૂર કર્યો.' એટલી વાત આવશે.

વિધિથી પૂજા કરી. સમાધિમાં બેઠેલો હોવાથી જેનો સંસારભ્રમ ક્ષીણ થયો છે એવા બલિ રાજાને પ્રીતિ પૂર્વક જોઈ વિચાર કરી ક્ષીરસારનો અનાદર કરે એવું મધુર મંદ હાસ્ય કરી શુક્રાચાર્યજી દૈત્યોને કહે છે કે—[૧૧–૧૨–૧૩] હે દૈત્યો ! આત્મવિચારના અતિ અભ્યાસથી આ બલિ રાજા બ્રહ્મભાવને પામ્યા છે. એટલે એમનું તત્ત્વજ્ઞાન સિદ્ધ થયું છે. એટલા માટે એ સમાધિમાં રહી ચિરકાલ પર્યંત પરમાનંદરૂપ આત્મા વિષે ભલે વિશ્રાંતિ લે.[૧૪–૧૫] આ બલિ, સંસાર વ્યવહારથી થાકી ગયા છે, ચિત્તનો ભ્રમ શાંત થવાથી અને સંસારની શાંતિ થવાથી વિશ્રાંતિ પામ્યા છે, માટે તેને બોલાવવા નહીં.[૧૬] જેમ રાત્રિના અંધકારની નિવૃત્તિ થવાથી દિવસને સૂર્યપ્રકાશ પ્રાપ્ત થાય છે, તેમ અજ્ઞાનની નિવૃત્તિ થવાથી બલિને આત્મપ્રકાશ પ્રાપ્ત થયો છે.[૧૭] જેમ બીજમાંથી અંકુર કાળે કરીને થાય છે, તેમ આ બલિ કાળે કરી અહંભાવ પામવાથી પોતાની મેળે જાગશે.[૧૮] હે દૈત્યો ! તમે પોતપોતાના અધિકાર પ્રમાણે રાજ્યનાં કાર્યો કરો, બલિ તો હજાર વર્ષ પછી સમાધિમાંથી ઉઠશે.[૧૯] એવાં શુક્રાચાર્યજીનાં વચનો સાંભળી દેવ અને દૈત્ય આદિ સર્વેએ ચિંતા તજી દીધી,[૨૦] અને પોતપોતાના અધિકાર પ્રમાણે આગળની પેઠે વ્યવસ્થાથી રાજ્ય વ્યવહાર કરવા લાગ્યા.[૨૧] પછી મનુષ્યો પૃથ્વીમાં ગયા, રાજાઓ પાતાલમાં ગયા, ગ્રહો આકાશમાં ગયા, દેવતાઓ સ્વર્ગમાં ગયા, પર્વતો અને લોકપાલો પોતપોતાની દિશામાં ગયા, રીંછ આદિ વનચરો ગુફાઓમાં ગયા, અને ગરુડ આદિ આકાશચારી આકાશમાં ચાલ્યા ગયા.[૨૨]

# સર્ગ ૨૯ મો.*

## બલિને જ્ઞાનની પ્રાપ્તિ.

**श्रीवसिष्ठ उवाच**—अथ वर्षसहस्रेण दिव्येनासुरपुंगवः ।
देवदुंदुभिनिर्घोषैर्बुबुधे भगवान् बलिः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ ! દેવતાનાં હજાર વર્ષ પૂરાં થયાં ત્યારે બલિ રાજા જાગ્યો, તે વખતે દેવતાનાં નગારાં વાગ્યાં અને સૂર્યોદય વખતે કમળવાળું તળાવ

* આ ઓગણત્રીશમા સર્ગમાં વસિષ્ઠ ઋષિ રામ પ્રત્યે, જીવન્મુક્ત એવા બલિ રાજાનો રાજ્યવૈભવ, પાતાલમાં ગમન, તથા બલિના જેવી પૂર્ણ સ્થિતિ, એટલી વાત કહેશે.

શોભે તેમ તે બલિનું શહેર શોભવા લાગ્યું.[૧-૨] જાગેલો બલિ, દૈત્ય આવ્યા પહેલાં એ જ સમાધિ ઘરમાં વિચારવા લાગ્યો કે,[૩] અહો પરમપદ કેવું શીતલ અને મનોહર છે ! તેમાં ક્ષણવાર રહેવાથી મને પરમ વિશ્રાંતિ મળી.[૪] બહારનો વૈભવ ભોગવવાથી એવું વિશ્રાંતિ સુખ મળતું નથી, માટે એ પરમપદવીનો આશ્રય લઈ વિશ્રાંતિ પામું.[૫] સમાધિના પરિપાકના આનંદો મારા મનને જેવો સંતોષ આપે છે, તેવો સંતોષ ચંદ્રમંડલના આનંદો આપતા નથી.[૬] એવો વિચાર કરી વળી પણ બલિ વિશ્રાંતિમાં મન લગાડતો હતો તેટલામાં તો મેઘ, ચંદ્રને જેમ ઘેરી લે, તેમ દૈત્યોએ તેને વીંટી લીધો.[૭] હવે વીંટી વળેલા દૈત્યોને જોઇ તેઓના પ્રણામમાં જેની દૃષ્ટિ વ્યાકુલ છે એવો બલિ, સમાધિનો સંકલ્પ તજી વિચારમાં પડ્યો કે.[૮] હું ચિદ્રૂપ છું, મારા સંકલ્પો ક્ષીણ થયા છે, માટે મારે શું ઉપાદેય (લેવા જેવું) છે ? મન, ઉપાદેય બુદ્ધિથી પદાર્થમાં રાગવાળું થાય છે, પણ કેવલ પદાર્થનાં દર્શનથી રાગવાળું થતું નથી.[૯] પ્રથમ મને કોણે બાંધ્યો છે જે હું મોક્ષની ઇચ્છા કરું ? બંધ વિના મોક્ષની ઇચ્છા કરું છું તે મૂર્ખના જેવી ચેષ્ટા છે.[૧૦] બંધ નથી, ને મોક્ષ પણ નથી. મારી મૂર્ખતા નાશ પામી. હું ધ્યાન કરું તો શું ? અને ન કરું તો પણ શું ?[૧૧] ધ્યાન અને ધ્યાનના અભાવના ભ્રમને તજી આત્મતત્ત્વ, ૬૮ સ્વભાવથી ઉદાસીનપણાએ કરી જે જે વસ્તુરૂપે સ્ફુરતું હોય તે તે વસ્તુરૂપે ભલે સ્ફુરે, પણ તેથી અજ્ઞાનીની પેઠે મને દેહમાં તાદાત્મ્યાધ્યાસે કરી હાનિ લાભ નથી કે જેથી અનર્થ થાય.[૧૨] ધ્યાનને અથવા ધ્યાનના અભાવને અને ભોગને કે ભોગના અભાવને, હું ઇચ્છતો નથી. હું તો દુઃખ વગરનો સમાન થઇ રહું છું.[૧૩] મને પરમતત્ત્વમાં કે જગતમાં ઇચ્છા નથી. મને ધ્યાનનું કે વૈભવનું કામ નથી.[૧૪] હું દેહનો સંબંધ ન હોવાથી મર્યો નથી. પ્રાણ સંબંધ ન હોવાથી જીવતો નથી. હું મૂર્ત્તિવાળો નથી. અમૂર્ત્ત નથી. તેમ સતનો વિકાર પણ નથી. વર્ત્તમાન દેહ તથા ભુવન અને જન્માંતર કે બીજાં ભુવનો મને નથી.[૧૫] આ જગત્ નું રાજ્ય ભલે હો, તેમાં હું રહીશ. અથવા જગત્ નું રાજ્ય ન હો, હું આત્મસ્વરૂપમાં વિક્ષેપ વિના રહીશ.[૧૬] મને ધ્યાનનું કે વૈભવનું પ્રયોજન નથી. જે આવતું હોય તે ભલે આવે. હું કોઇ રૂપે નથી ને મારું કાંઇ પણ નથી.[૧૭] હવે મારે કર્ત્તાપણાના અભિમાનથી કાંઇ કરવું જોઇએ તેમ નથી. ત્યારે અભિમાન વિના રાજ્યનું પાલન કાં ન કરું ?[૧૮] એવો નિર્ણય કરી જ્ઞાને કરી પૂર્ણ એવો

બલિએ દૈત્યો સામું જોયું,[૧૯] અને સર્વ દૈત્યોએ કરેલા પ્રણામોનો સ્વીકાર કર્યો પછી બલિ, ધ્યેય નામના વાસના ત્યાગવાળાં મનવડે સર્વ રાજ્ય વ્યવહાર ચલાવવા લાગ્યો.[૨૦-૨૧] બ્રાહ્મણોની, દેવની, અને ગુરુઓની પૂજા કરી. મિત્રોનો, સંબંધીઓનો અને સામંતોનો સત્કાર કર્યો.[૨૨] નોકર વર્ગને તથા માગણ વર્ગને ધન આપી પ્રસન્ન કર્યા. નાના પ્રકારના વૈભવવડે તે સ્ત્રીઓને રમાડતો હતો.[૨૩] એવી રીતે એ બલિ, રાજ્યનું પાલન કરતો હતો ને વૃદ્ધિ કરતો હતો. હવે કદાચિત્ એ બલિને અશ્વમેધ યજ્ઞની ઇચ્છા થવાથી શુક્ર આદિ બ્રાહ્મણોને બોલાવી તેણે યજ્ઞ કર્યો. તેમાં ભુવનના સર્વ દેવને તથા ઋષિઓને પૂજા કરી તૃપ્ત કર્યા.[૨૪-૨૫] 'બલિ, વિષય ભોગની ઇચ્છાવાળો નથી' એમ જાણી બલિને મનગમતું ફલ દેવા માટે અને 'ઇંદ્ર કેવલ ભોગમાં લંપટ છે, વળી ઇંદ્રને તેનાં પુણ્યનું ફલ આપવું જોઇએ,' એમ જાણી ત્રણે લોક ઇંદ્રને આપવા માટે વિષ્ણુ ભગવાન્ બલિના યજ્ઞમાં ગયા,[૨૬-૨૭] ને કપટથી ત્રણ પગલાં પૃથ્વી માગી. બલિને છેતરી વધવા લાગ્યા ને ત્રણ પગલાંમાં ત્રણે લોક લઇ લીધા. ભોંયરામાં વાંદરને જેમ પૂરે તેમ બલિને પાતાલમાં ઘાલ્યો છે.[૨૮] એ બલિ, આજ પણ પાતાલમાં જીવન્મુક્તરૂપે વિક્ષેપ રહિત થઇ રહ્યો છે. તે, ઇંદ્રપદવી ભોગવે તેવું તેનું પ્રારબ્ધ છે. નિર્વિકલ્પ સમાધિમાં તેની બુદ્ધિ ગળી ગઇ છે તેથી આપત્તિને તથા સંપત્તિને તે સમાન દૃષ્ટિથી જુવે છે.[૨૯-૩૦] જેમ ચિત્રેલો સૂર્ય ઉદય અસ્ત પામતો નથી, તેમ બલિની બુદ્ધિ દુઃખમાં અસ્ત (મોહ) પામતી નથી ને સુખમાં ઉદય (હર્ષ) પામતી નથી.[૩૧] વિષયલંપટ પુરુષોના અને વિષયોના આવિર્ભાવતિરોભાવ હજારો વખત ચિરકાલ પર્યંત અનુભવવાથી બલિનું મન વિષયોમાં વૈરાગ્યભાવને પામ્યું હતું.[૩૨] દશ કરોડ વર્ષ પર્યંત ત્રણે જગતનું પાલન કરી અંતે બલિનું મન વૈરાગ્યભાવને પામ્યું.[૩૩] સંસારમાં બલિએ હજારો વખત સુખ દુઃખ ભોગવ્યાં, તેમ જ સંપત્તિ તથા વિપત્તિ ભોગવી, તેથી તેનું મન ક્યાં શાંતિ પામે?[૩૪] પૂર્ણમનવાળો અને આત્મામાં જેને આરામ છે એવો બલિ, ભોગવાસના તજી પાતાલમાં રહ્યો.[૩૫] વળી પણ બલિ, ઇંદ્ર થઇ ઘણાં વર્ષ પર્યંત આ જગતને વશ રાખશે.[૩૬] એ બલિને ઇંદ્રપદની પ્રાપ્તિથી હર્ષ નથી ને પોતાના રાજ્યભ્રંશથી શોક નથી.[૩૭] પણ એ તો સર્વ અવસ્થામાં સદાકાલ સમાન છે, સ્થિર મનવાળો છે, ને જે પ્રારબ્ધયોગથી પ્રાપ્ત થાય તેને ભોગવી આકાશની પેઠે નિર્લેપ થઇ રહે છે.[૩૮]

## રામ પ્રત્યે વસિષ્ઠ ઋષિએ કરેલો તત્ત્વોપદેશ.

હે **રામ**! એવી રીતે **બલિને** જ્ઞાનની પ્રાપ્તિ થયાનો પ્રકાર મેં કહ્યો. **બલિની** પેઠે તમે પણ બુદ્ધિનો આશ્રય લઇ જીવન્મુક્ત થાઓ,[૩૯] ને પોતાના વિચારે કરી 'હું નિત્ય છું' એવા **નિશ્ચયથી** પુરુષાર્થ કરી અદ્વૈત પદને પામો.[૪૦] **બલિ**, અસુર છતાં પણ દશ કરોડ વર્ષ પર્યંત ત્રણે જગતને ભોગવી અંતે વૈરાગ્ય પામ્યો.[૪૧] તે માટે હે **રામ**! તમે જેનો પરિણામ અવશ્ય દુ:ખરૂપ છે એવા વિષયોને તજી દુ:ખ વગરનું હોવાથી આનંદરૂપ એવા પરમ પદને પ્રાપ્ત થાઓ.[૪૨] જેમ ડુંગરા દૂરથી રળીયામણા હોય છે, તેમ વિષયો ઉપરથી સારા લાગે છે; પણ તે દુ:ખ દેવાવાળા છે, માટે તેમાં પ્રીતિ મા રાખો.[૪૩] ઐહિક સુખમાં અને પારલૌકિક સુખમાં મન દોડે છે ને પામરના જેવી ચેષ્ટામાં પ્રવર્ત્તે છે, તેને હૃદય સ્થાનમાં બાંધી સ્થિર કરો.[૪૪] હે **રામ**! તમે જ બ્રહ્મ છો. જગત્‌માં સર્વત્ર રહ્યા છો. તમારે પોતાનો અથવા પરાયો કોણ છે? વ્યર્થ કાં ભૂલો છો?[૪૫] તમે અનંત છો, સર્વનું કારણ છો, પરમાત્મા છો, તમે જ ચરાચર જગદ્રૂપે સ્ફુરો છો.[૪૬] સૂત્રમાં માળાના મણિકાની પેઠ આ ચરાચર જગત્, તમે કે જે નિત્ય બોધરૂપ છો ને શુદ્ધ છો તેને વિષે પરોવાયેલું છે.[૪૭] તમે જન્મતા નથી ને મરતા નથી. કારણ કે અજન્મા છો, પરમેશ્વર છો, શુદ્ધ ચિદ્રૂપ છો. તમે જન્મ મરણની ભ્રાંતિ મા રાખો.[૪૮] તૃષ્ણા વધવાથી જન્માદિ રોગો પ્રબલ થાય છે ને તૃષ્ણાનો ક્ષય થવાથી જન્માદિ રોગો નિર્બળ થાય છે. માટે તૃષ્ણાને તજો, ને ભોગના સાક્ષીરૂપ ચિન્માત્ર થઇ રહો.[૪૯] તમે ચિદ્રૂપ છો, તેથી તમારે વિષે સ્વપ્નની પેઠે આ સંસાર ભાસે છે. તાત્પર્ય કે તમારી સત્તાથી જગત્‌ની સિદ્ધિ છે.[૫૦] હે **રામ**! વ્યર્થ ખેદ ના કરો. સુખ દુ:ખની એષણા તમને નથી, કેમકે તમારું ચિત્ત જાગ્યું છે; એટલે તમે સર્વના આત્મા છો, ને સર્વ વસ્તુના પ્રકાશક છો.[૫૧] જો મન જાગ્યું ન હોય તો જાગૃત થવાના ઉપાયો સાંભળો—સ્ત્રી, પુત્ર, ધન આદિ મનને જે જે પદાર્થ પ્રિય છે, ને તપ, ઇંદ્રિય નિગ્રહ, પ્રાણાયામ આદિ જે જે મનને અપ્રિય છે તે સર્વ શ્રેયનાં સાધન છે, માટે તે સૌ મને અવશ્ય જોઇએ, એવી કલ્પના કરી સાતમી ભૂમિકાનો પરિપાક થાય ત્યાં સુધી તેનો અભ્યાસ કરી, તે જ્યારે દૃઢ, થાય ત્યારે તે કલ્પના પણ મૂકી દેવી.[૫૨] પ્રિય અપ્રિય દૃષ્ટિનો ત્યાગ કરવાથી સમતા ઉદય પામે છે. (મન જાગે છે.) ને તેથી જીવતાં ફરીથી જન્મ મરણ થતાં નથી.[૫૩] મન જે જે વિષયમાં મગ્ન થાય, તે તે વિષયમાંથી ખેંચી લઇ

તેને અધિષ્ઠાન ચૈતન્યમાં યોજવું.[૫૪] 'સર્વ, આત્મરૂપ છે,' એવી ભાવના વડે પુરુષાર્થે કરી વિષયોમાં ભટકતા મનરૂપી હાથીને રોકવો, તેથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.[૫૫] હે રામ! અજ્ઞાની કે જે શરીરને જ આત્મા માનવાથી વિપરીત જ્ઞાનવાળા હોય છે ને વિષય ભોગના વેચાણુ હોય છે, તેના જેવા તમે ન થાઓ.[૫૬] જે પુરુષો, પોતે આત્મવિચારમાં અસમર્થ છે ને આંધળા વાંદરાની પેઠે બીજા ધૂતારા મૂર્ખોના કહેવા પ્રમાણે ચાલે છે, તેઓને પોતાની મૂર્ખતા જ મહા અનર્થનું કારણ છે.[૫૭] એ મૂર્ખતારૂપી અવિવેક વાદળું હૃદયાકાશમાં ઉત્પન્ન થયું છે, તેને વિવેક પવને કરી દૂર કરો.[૫૮] એ વિવેક, વિચારે કરી થાય છે. વિચાર, બહુ જન્મમાં મેળવેલાં પુણ્યના પરિપાકરૂપી આત્માનુગ્રહથી તથા શ્રવણુ વૈરાગ્ય આદિ પુરુષાર્થથી થાય છે.[૫૯] વૈરાગ્ય વિચાર અને શ્રવણુ આદિ છતાં પણુ બહિર્મુખ દૃષ્ટિથી જ્ઞાન થતું નથી, માટે અંતર્મુખ દૃષ્ટિ પણુ આવશ્યક છે.[૬૦] અંતર્મુખ દૃષ્ટિ હોય, તો પણુ ગુરુના ઉપદેશની જરૂર છે, કારણુ કે શાસ્ત્ર પ્રમાણે ગુરુના ઉપદેશ વિના પોતાની મેળે થયેલા જ્ઞાનમાં વિશ્વાસ ન હોવાથી સંદેહ વિનાનો બોધ થતો નથી. તમને બોધ થયો છે, તે પણુ મારા ઉપદેશથી જ થયો છે.[૬૧] પરમાત્મા, વિકલ્પ રહિત છે, ને દેશ પરિચ્છેદ, વસ્તુ પરિચ્છેદ તથા કાલ પરિચ્છેદ રહિત છે. એવું જ્ઞાન તમને મારા ઉપદેશથી થયું છે.[૬૨] તમારા સર્વ સંકલ્પો લીન થયા છે, સંદેહો શાંત થયા છે, તેમ જ બાહ્ય પદાર્થના ચમત્કારનું કૌતુક તથા તત્ત્વ-જિજ્ઞાસાનું કૌતુક પણુ ક્ષીણુ થયું છે, તેથી તમારો સંસારતાપ દૂર થયો છે.[૬૩] હે રામ! જ્યારે તમારાં આવરણુ અને વિક્ષેપ દૂર થાય, ત્યારે જ્ઞાનનાં સાધનની જરૂર નથી, વિવેક અને વૈરાગ્યના રક્ષણુની જરૂર નથી, આલસ્ય ને પ્રમાદ આદિ દોષોના નાશનું પ્રયોજન નથી, સમાધિ સુખરૂપી અમૃતનાં પાનનું કામ નથી, ઉપલી ઉપલી ભૂમિકા ચડવાથી થતા વિસ્મયનું કામ નથી, ને સાતમી ભૂમિકામાં વિશ્રાંતિના સુખની અધિકતાની પણુ જરૂર નથી; પરંતુ કેવળ બ્રહ્મરૂપે રહેવાની જરૂર છે.[૬૪]



# સર્ગ ૩૦ મો.*

## પ્રહલાદનું ઉપાખ્યાન, હિરણ્યકશિપુનો વધ.

**श्रीवसिष्ठ उवाच**—अथेमं परमं राम विज्ञानाभिगमे क्रमम् ।
शृणु दैत्येश्वरः सिद्धः प्रह्लादः स्वात्मना यथा ॥ १ ॥

વસિષ્ઠ કહે છે;—હે રામ! કાકતાલીય ન્યાયે કરી થયેલા વિચારને શાસ્ત્ર પ્રમાણે ગુરુના ઉપદેશનો ટેકો મળ્યો હોય તેનાથી જે પ્રકારે જ્ઞાન થાય છે, તે પ્રકાર કહ્યો. હવે ઉપાસના કરી મેળવેલા ઈશ્વરના અનુગ્રહથી થયેલા વિચારે કરી જે પ્રકારે જ્ઞાન થાય છે તે પ્રકાર કહું છું, અને તે માટે પ્રહ્લાદજીનું આખ્યાન કહું છું, તે તમે સાંભળો.[1] પાતાલમાં હિરણ્યકશિપુ નામનો રાક્ષસોનો રાજા હતો. તે નારાયણના જેવો પરાક્રમી હતો, તેથી દેવ અને દૈત્યો તેનાથી ડરતા હતા.[2] જેમ રાજહંસ ભ્રમર પાસેથી કમલ લઇ લે, તેમ એ હિરણ્યકશિપુએ ઇંદ્ર પાસેથી ત્રણે ભુવનનું ઐશ્વર્ય લઇ લીધું.[3] જેમ હાથી હંસોને હાંકી મૂકી તેમની પાસેથી ભ્રમરોવાળા કમલવનનું રાજ્ય છીનવી લે, તેમ તે સર્વ જગતનું રાજ્ય કરવા લાગ્યો.[4] તેમ કરતાં કાળે કરી તેને દશ પુત્રો થયા. તેઓ આકાશમાં સૂર્યનાં કિરણો જેમ વૃદ્ધિ પામે તેમ થોડા વખતમાં વૃદ્ધિ પામ્યા.[5-6] જેમ કૌસ્તુભ, મણિમાં શ્રેષ્ઠ છે, તેમ પ્રહ્લાદજી સર્વ પુત્રોમાં મુખ્ય હતા.[7] વસંત ઋતુવડે સંવત્સર જેમ શોભે, તેમ અતિ સુંદર પ્રહ્લાદજી વડે હિરણ્યકશિપુ શોભતો હતો.[8] પુત્રની સહાયતાથી અને સેના તથા ભંડાર પરિપૂર્ણ હોવાથી એ રાક્ષસને મોટો મદ થયો. તેનો પ્રતાપ અતિ વૃદ્ધિ પામ્યો, તેથી તેણે ત્રણે જગત્ ઉપર કર વધાર્યા, ને બીજું પણ દબાણ નાખ્યું. તે જોઇ સૂર્ય આદિ દેવો ખેદ પામ્યા, ને તેને મારવા માટે વિષ્ણુ પાસે જઇ પ્રાર્થના કરી. કેમકે મોટા પુરુષો વારંવાર અપરાધને સહન કરતા નથી.[9-12] દેવોની પ્રાર્થનાથી વિષ્ણુ ભગવાને નૃસિંહ સ્વરૂપ ધારણ કર્યું. એ નૃસિંહના બગાસાનો શબ્દ પ્રલયની મેઘ ગર્જના જેવો થતો હતો. દિગ્ગજના દાંત જેવા તેના નખ હતા.[13] તેના દાંતની પંક્તિ સ્થિર વિજળી જેવી ચળકતી હતી. દશે દિશાઓમાં પ્રકાશતા અગ્નિઓ તેના કુંડળને ઠેકાણે

---

* આ ત્રીશમા સર્ગમાં હિરણ્યકશિપુનું વીર્ય, પ્રહ્લાદ આદિ પુત્રોની ઉત્પત્તિ, નૃસિંહજીએ કરેલો હિરણ્યકશિપુનો વધ, તથા શોકથી કરેલી તેની ઉત્તર ક્રિયા કહેવામાં આવશે.

હતા.[૧૪] સર્વ કુલ પર્વતોના જેવું તેનું ઉદર હતું. તેના ભુજાનાં ભ્રમણથી બ્રહ્માંડ ખપ્પર તુટી જતું હતું.[૧૫] તેના મુખમાંથી નીકળતા શ્વાસવડે પર્વતો ઉખડી જતા હતા. તેનો કોપાગ્નિ પ્રલયાગ્નિ જેવો હતો.[૧૬] કેશવાળા ખભાઓ હલાવવાથી સૂર્ય ચલાયમાન થતો હતો. રોમકૂપમાં ચમકતા અગ્નિના પુંજવડે પર્વતો પીળા થઇ ગયા હતા.[૧૭] સઘળી દિશાઓના છેડાઓ જાણે મોટા મોટા પર્વતો ઉખેડી તે વડે મોટી ભીંત રચતા હોય તેવું તેનું સ્વરૂપ જોવામાં આવતું હતું. એના સર્વ અવયવોમાંથી પ્રાસ, પટ્ટિશ અને તોમર નામનાં શસ્ત્રો છૂટતાં હતાં.[૧૮] એવું નૃસિંહ સ્વરૂપ ધારણ કરી વિષ્ણુએ હાથી, ઘોડાને જેમ ચીરી નાંખે, તેમ તે દૈત્યને ચીરીને મારી નાખ્યો.[૧૯] જેમ પ્રલયાગ્નિ જગતને બાળી નાંખે, તેમ નેત્રના અગ્નિવડે શહેરનાં માણસોને તથા પદાર્થોને બાળી નાખ્યા.[૨૦] જેની મેઘના જેવી ગર્જના છે એવો નૃસિંહરૂપી વાયુ ક્ષોભ પામ્યો, ત્યારે દૈત્યો-રૂપી મેઘ ઉડી ગયા, વનના અગ્નિમાં મચ્છરની પેઠે તેઓ નાશ પામ્યા, ને તેજ વગરના દીવાની પેઠે અદૃશ્ય થઈ ગયા.[૨૧-૨૨] દૈત્યો નાસી ગયા ને શહેર બળી ગયું, તેથી તે વખતે પાતાલ પ્રલય વખતના જગત્ જેવું જણાતું હતું.[૨૩] સમય વગરના પ્રલય જેવા યુદ્ધમાં હિરણ્યકશિપુને મારવાથી પ્રસન્ન થયેલા દેવોએ જેની પૂજા કરી છે એવા નૃસિંહ ભગવાન્ સ્વધામમાં પધાર્યા, ત્યારે પ્રહ્લાદજીના આશ્રયથી બચી ગયેલા દૈત્યો પાછા પાતાળમાં આવ્યા. [૨૪-૨૫] પછી ત્યાં મરેલા બંધુઓનો વિલાપ કરી અગ્નિદાહાદિ ક્રિયા કરી.[૨૬] ને સંબંધીઓનો નાશ થવાથી શોકમાં પડેલા બાકીના દૈત્યોને પ્રહ્લાદઆદિએ શાંત કર્યા.[૨૭] મોટા મોટા દૈત્યો, આવી આપત્તિથી ચેષ્ટા વગરના થઇ ચિતરેલા હોય તેમ બળેલાં વૃક્ષની પેઠે જડ જેવા થઈ ગયા.[૨૮]



# સર્ગ ૩૧ મો.*

## પ્રહ્લાદજીની ચિંતા.

**श्रीवसिष्ठ उवाच**—अथ दुःखपरीतात्मा हरिणाहतदानवे ।
प्रह्लादश्चिंतयामास मौनी पातालकोटरे ॥ १ ॥

**વસિષ્ઠ** કહે છે–હે **રામ !** નૃસિંહ ભગવાને દૈત્યોને માર્યા ત્યારે દુઃખમાં પડેલા **પ્રહ્લાદજી**, પાતાલમાં એકાગ્ર મનવડે વિચાર કરવા લાગ્યા.[૧] દૈત્યના કુળમાં જે પરાક્રમી થાય છે તેને વિષ્ણુ મારી નાખે છે. તો પછી અમને કોણ સહાય કરે એમ છે? હિમાલયમાં કમલોની પેઠે પાતાળમાં થયેલા બળવાન્ દૈત્યો કદાપિ સ્થિર થઇ રહી શકતા નથી.[૩] સમુદ્રના તરંગની પેઠે દૈત્યો ઉત્પન્ન થઇ થઇને નાશ પામે છે.[૪] મહા કષ્ટની વાત છે કે, અમારા શત્રુ દેવો વૃદ્ધિ પામ્યા છે, તેથી અમને સુખે રહેવા દેતા નથી. તેઓ રાજ્ય આદિ બહારની સંપત્તિને પણ હરી જાય છે, તેમ જ ઉત્સાહ, હર્ષ અને વિશ્રાંતિ આદિ આંતર સંપત્તિને પણ હરી જાય છે.[૫] મધરાતનાં કમલની પેઠે અમારા દૈત્યો ખેદ પામે છે, મોહમાં પડે છે, અને સંપત્તિ વગરના થતા જાય છે.[૬] જેમ હરણો સિંહના વનને દબાવી બેસે, તેમ જેઓ મસ્તક નમાવી મારા પિતાના ચરણમાં પ્રણામ કરનારા, તે દેવતાઓ મારો દેશ દબાવી બેઠા છે.[૭] મારા દૈત્યો ઉદ્યમ વગરના હોવાથી નિર્ધન થઇ દીન દશામાં આવી પડ્યા છે. તેઓ હમ્મેશાં પોતાનાં દુઃખ રડ્યા કરે છે, તેથી તેઓ બળી ગયેલાં પાંદડાંવાળાં કમલની પેઠે શોભતા નથી.[૮] મોટા મોટા દૈત્યોનાં ઘરમાં રાખ ઉડે છે, તે ધૂમાડા જેવી જણાય છે.[૯] જેનાં કમાડો લૂંટાઇ ગયાં છે એવાં દૈત્યોનાં જનાનખાનાંમાં ઘાસ ઉગ્યાં છે.[૧૦] જે દૈત્યો, મેરુ પર્વતને મસળી નાખવામાં પણ મદોન્મત્ત હાથી જેવા જણાતા હતા, તેઓ દીન દશામાં આવી પડયા છે. અરે, દૈવ શું નથી કરી શકતું? સર્વ કરે છે.[૧૧] દૈત્યોની સ્ત્રીઓ ગામમાં આવેલી મૃગલીઓની પેઠે ઝાડનાં પાન ખડખડે તોપણ તેને શત્રુ માની ભય પામે છે.[૧૨] દિવ્ય વૃક્ષો કે જેના રત્નના ગુચ્છોના દૈત્યોની સ્ત્રીઓ કાનના અલંકાર કરતી હતી, તે વૃક્ષો નૃસિંહજીના હાથથી ભાગી જવાથી ઠુંઠાં થઇ ગયાં છે.[૧૩]

* આ એકત્રીશમા સર્ગમાં 'હરિભગવાનના પરાક્રમની ચિંતા, દૈત્યોનાં કલ્યાણનો વિચાર અને પ્રહ્લાદજીને હરિની ભક્તિએ કરી પ્રાપ્ત થયેલો હરિભાવ' વર્ણવવામાં આવશે.

જેમાંથી દીવ્ય વસ્ત્રો નીકળતાં હતાં, તેવાં કલ્પવૃક્ષો, પાછાં પોતાનાં નંદન વનમાં દેવતાઓએ રોપી દીધાં.[૧૪] પૂર્વે પકડી આણેલી દેવાંગનાઓનાં મુખોને દૈત્યો જોતા હતા. હમણાં દેવતાઓ, પકડી આણેલી દૈત્યોની સ્ત્રીઓનાં મુખો જુવે છે.[૧૫] હવે દેવના હાથીનાં ગંડસ્થલોમાં નદી જેવી મોટી મદરેખાઓ ચાલશે એમ હું તર્ક કરું છું.[૧૬] અમારા હાથીનાં ગંડસ્થલોમાં તો સૂકાઇ ગયેલા મદની ધૂળ રણની ધૂળની પેઠે ઉડે છે.[૧૭] ફૂલેલાં મંદારનાં પુષ્પના મકરંદવાળા વાયુઓ જેને સુખ આપતા હતા તેવા મેરુ જેવા મોટા દૈત્યો દુર્લભ થઇ પડયા છે.[૧૮] દૈત્યોનાં અંતઃપુરમાં રહેવા યોગ્ય દેવાંગનાઓ હમણાં મેરુ પર્વતમાં આનંદ ભોગવે છે.[૧૯] મારા પિતાની પુરંધ્રી (દાસી)ઓના વિલાસો વિરસ થઇ ગયા છે, તેને દેવાંગનાઓ હસે છે.[૨૦] પ્રથમ જેઓ મારા પિતાને ચામર કરતા હતા, તેઓ જ હમણાં સ્વર્ગમાં ઇંદ્રને ચામર કરે છે.[૨૧] જેનું પરાક્રમ સંભાળવાથી પણ દુઃખ થાય છે, એવા એકલા હરિ ભગવાનની સહાયતાથી અમને દીનતાવાળી આપત્તિ પ્રાપ્ત થઇ છે.[૨૨] દેવતાઓ, ભગવાનની ભુજાની ધાટી છાયામાં આરામ પામ્યા છે, તેથી અમારી પેઠે તેઓને કદાપિ તાપ લાગતો નથી.[૨૩] વિષ્ણુના પરાક્રમવૃક્ષની ટોચ ઉપર રહેલા દેવો, વાંદરાં, કુતરાંને જેમ પૂરી મૂકે તેમ અમને પાતાલમાં રુંધી મૂકે છે.[૨૪] વિષ્ણુના પરાક્રમથી અતિ શોભાવાળાં દૈત્ય સ્ત્રીઓનાં મુખકમલો સદા આંસુભર્યાં હોય છે.[૨૫] દૈત્યોએ ભાંગી નાખેલા જગતરૂપી જુના મંડપને નીલ મણિ જેવા વિષ્ણુના ભુજારૂપી સ્તંભો ધારણ કરી રાખે છે.[૨૬] જેમ કાચબે ક્ષીરસાગરમાં બુડતા મંદરાચલને ધારણ કર્યો, તેમ આપત્સમુદ્રમાં બુડતા દેવોને વિષ્ણુ ધારણ કરે છે.[૨૭] પ્રલય વાયુ કુલાચલને જેમ પાડે તેમ તે વિષ્ણુએ જ મારા પિતા આદિ મોટા મોટા દૈત્યોને પાડ્યા છે.[૨૮] તે એક વિષ્ણુ જ સંહારમાં સમર્થ છે ને દેવતાઓના ગુરુ છે. તે જીતવા કઠીન છે.[૨૯] ઇંદ્ર, હરિ ભગવાનના બલથી વાંદર બાલકને જેમ દુઃખ દે, તેમ દૈત્યોને દુઃખ દે છે.[૩૦] શસ્ત્ર વગરના પણ વિષ્ણુ જીતવા વિષમ છે. એ વજ્ર જેવા છે. શસ્ત્રવડે કે અસ્ત્રવડે કપાય તેમ નથી.[૩૧] વિષ્ણુ અમારા બાપદાદાની સાથે યુદ્ધ કરી પર્વત યુદ્ધમાં કુશલતા શીખ્યા હોય તેમ જણાય છે.[૩૨] જે વિષ્ણુ, મોટાં મોટાં યુધ્ધોમાં ભય ન પામ્યા, તે હવે ભય પામે એવી આશા શાની ?[૩૩]

## 'પોતે નારાયણરૂપ છે,' એવો પ્રહ્લાદજીનો નિશ્ચય.

હરિ ભગવાનને વશ કરવા એ એકજ ઉપાય, આ દુઃખ દૂર કરવા માટે છે, અન્ય નથી.[૩૪] આ જગતમાં સર્વ સ્વભાવે કરી, સર્વ બુદ્ધિએ કરી અને સર્વ ક્રિયાના ઉદ્યોગે કરીને શરણની ઇચ્છાવાળાનું શરણ હરિ જ છે. માટે હરિ વિના બીજી ગતિ નથી.[૩૫] ત્રણે લોકમાં હરિથી અધિક કોઇ પણ નથી. જગતની ઉત્પત્તિનું, સ્થિતિનું અને લયનું કારણ હરિ જ છે.[૩૬] માટે આ ક્ષણથી આરંભી સર્વ ભાવથી નારાયણને પ્રાપ્ત થયો છું. દેશકાલ અને વસ્તુ વિષે હું નારાયણરૂપ છું.[૩૭] 'नमोनारायणाय' એ મંત્ર સર્વ કાર્ય સિદ્ધ કરવાવાળો છે, માટે હું તેને હૃદયમાંથી વીસારીશ નહીં.[૩૮] દિશા, આકાશ, પૃથ્વી અને જગત્ એ સર્વ હરિ છે, હું હરિ છું. ભાવનાએ કરી વિષ્ણુમય થયો છું.[૩૯] પોતા વિષે વિષ્ણુની ભાવના વિના વિષ્ણુનું પૂજન કરે તો પૂજાનું ફલ મળતું નથી. વિષ્ણુરૂપ થઇ વિષ્ણુનું પૂજન કરવું. હું વિષ્ણુજ છું.[૪૦] જે હરિ છે, તેજ પ્રહ્લાદ છે. મારાથી જુદો હરિ નથી, એવા નિશ્ચયથી હું સર્વત્ર વ્યાપક છું.[૪૧] અનંત આકાશને વ્યાપી રહેલો અને સોનાના જેવી કાંતિવાળો ગરુડ મારું આસન છે.[૪૨] ચક્ર અને ગદા આદિ શસ્ત્ર ધારણ કરવાવાળા, ચકચકિત નખવાળા શ્યામ સુંદર મંદાર પુષ્પની માળાવાળા અને સમુદ્ર મથન વખતે જેના બાજુબંધ ઘસાયા હતા તે ચાર બાહુ મારા છે.[૪૩–૪૪] ચંદ્ર જેવા સફેત ચામરને ધારણ કરવાવાળી ક્ષીરસાગરમાંથી નીકળેલી આ લક્ષ્મી મારા પડખામાં છે.[૪૫] હરિની કીર્તિ સર્વ ભુવનના જનો સાંભળે છે માટે ત્રણલોકરૂપી વૃક્ષની મંજરી જેવી શોભે છે, તે, મારા પડખામાં છે.[૪૬] સદા જગતરૂપી ઇન્દ્રજાલને રચવાવાળી આ હરિની માયા મારી માયા છે.[૪૭] તેણે ત્રણે લોકને વશ કર્યાં છે. જયા નામની લક્ષ્મીની સખી મારા પડખાંમાં સ્ફુરે છે.[૪૮] આ ચંદ્ર અને સૂર્ય કે જે સદા શીતલ છે, ને અન્ય ઉષ્ણ છે, તેમ જ જગતને પ્રકાશે છે, તે બન્ને મારાં નેત્ર છે.[૪૯] દિશાઓમાં ફેલાતી અને શ્યામ કમલ તથા મેઘના જેવી શ્યામ એવી મારી શરીરકાંતિ છે.[૫૦] ક્ષીરસાગર જેવો ધોળો અને શબ્દ કરતો એવો પાંચજન્ય શંખ મારા હાથમાં રહ્યો છે.[૫૧] પોતાનું નાભિકમલ કે જેમાં બ્રહ્મારૂપી ભ્રમર રહ્યો છે, તે મારા હાથમાં છે.[૫૨] આ મેરુ જેવી મોટી ગદા જે સોનાથી બાંધી છે ને રત્ન-જડિત છે, ને દૈત્યોનો નાશ કરે છે તે મારી પાસે છે.[૫૩] જેની ધારા અસુરોના રુધિરથી ભરેલી છે, જેમાંથી જવાલા નીકળે છે, ને જે

સૂર્ય જેવું તેજસ્વી છે તે ચક્ર મારા હાથમાં છે.[૫૪] આ મારી નંદક નામની તરવાર અગ્નિના જેવી ઉજ્જ્વલ છે, તે દૈત્યોનો નાશ કરે છે, ને દેવતાઓને આનંદ આપે છે.[૫૫] જે પુષ્કરાવર્તક મેઘની પેઠે બાણુની ધારાઓને વર્ષાવે છે અને નાના પ્રકારનાં રત્નોવડે જડેલું હોવાથી ઈંદ્ર ધનુષ્ જેવું શોભે છે તે મારું શાર્ઙ્ગ ધનુષ્ છે.[૫૬] ભૂત ભવિષ્યત્ અને વર્તમાન એવાં અનેક જગતોને હું મારા ઉદરમાં ધારણ કરુ છું.[૫૭] આ મારું વિરાટ સ્વરૂપ છે, પૃથ્વી મારા ચરણ છે, આકાશ મસ્તક છે, ત્રણે જગત્ શરીર છે, ને દિશાઓ પેટ છે.[૫૮] હું મેઘશ્યામ, ગરુડારૂઢ અને શંખ ચક્ર તથા ગદાને ધારણ કરવાવાળો સાક્ષાત્ વિષ્ણુ છું.[૫૯] જેમ પવનથી ઘાસના ઢગલા ઉડી જાય, તેમ મારાથી આ દુષ્ટો ભાગે છે.[૬૦] નીલ કમલ જેવા શ્યામ, પીળાં પીતાંબર ધારણ કરવાવાળા, ગદાધર, લક્ષ્મીપતિ અને ગરુડ વાહન એવા વિષ્ણુ તે હું પોતે છું[૬૧] હું ત્રણે જગત્‌ને બાળી ભસ્મ કરી શકું. મારી પાસે દ્વેષથી કોણ આવી શકે એમ છે? જો આવે તો પ્રલયના અગ્નિમાં તીડની પેઠે નાશ જ પામે.[૬૨] મારી પાસે ઉભેલા આ દેવ કે દૈત્યો કોઇ પણ મારી તેજોમય સૃષ્ટિને અટકાવવા સમર્થ નથી.[૬૩] બ્રહ્મા, ઈંદ્ર, અગ્નિ અને શંકર આદિ દેવો, હું કે જે વિષ્ણુ છું, તેની અનેક મુખે સ્તુતિ કરે છે.[૬૪] હું મોટા પ્રભાવે કરીને અને પરમાર્થ સ્વભાવે કરીને વિષ્ણુરૂપ થયો છું, તેથી આ જગતથી અલગો છું. મારું ઐશ્વર્ય વૃદ્ધિ પામ્યું છે.[૬૫] જેની અંદર ત્રણે લોક રહ્યા છે; મેઘ, પર્વત, ઘાસ અને વન જેની અંદર રહ્યા છે; જે સર્વ દુષ્ટ પ્રાણીઓનો નાશ કરનાર હોવાથી પોતાના સાક્ષાત્કારથી સંસાર ભ્રમને હરે છે; એવું વિરાટરૂપ અને પરબ્રહ્મ હું પોતે છું માટે હું જ મને પ્રણામ કરું છું.[૬૬]

# સર્ગ ૩૨ મો.*

## પ્રહ્લાદજીએ કરેલી વિષ્ણુ પૂજા.

**श्रीवसिष्ठ उवाच–प्रह्लाद इति संचिन्त्य कृत्वा नारायणीं तनुम् ।**
**पुनः संचिंतयामास पूजार्थमसुरद्विषः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! એવી રીતે ભાવનાએ કરી પોતાના શરીરને નારાયણરૂપ બનાવી નારાયણની પૂજા કરવા માટે પ્રહ્લાદજી વિચારમાં પડ્યા.[૧]

* આ બત્રીશમા સર્ગમાં પ્રહ્લાદજીએ વિષ્ણુની માનસ પૂજા અને દૈત્યો સાથે બાહ્ય પૂજા કરી. તે સાંભળી વિસ્મય પામેલા દેવોએ વિષ્ણુને પૂછ્યું,' એટલી વાત આવશે.

મેં કલ્પેલાં વિષ્ણુના શરીરથી અન્ય, સમષ્ટિરૂપ અથવા વ્યષ્ટિ દેવતારૂપ વિષ્ણુ મૂર્તિ નથી, તેથી જ્યાં સુધી પૂજા થાય છે ત્યાં સુધી હુંરૂપ વિષ્ણુ પુષ્પાંજલિની ભાવનાએ કરી પ્રાણમાર્ગે હૃદયમાંથી બહાર નીકળી રહ્યો છું; એટલે વિષ્ણુ મારાથી જુદા હોય તેવી કલ્પના કરું છું.[૨] ગરુડારૂઢ, '૧ ક્રિયા, ૨ જ્ઞાન, ૩ ઇચ્છા, ૪ અનુગ્રહ,' એ ચાર શક્તિવાળા, શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરવાવાળા, જેનું શરીર શ્યામ છે, ચાર ભુજા છે, ચંદ્ર તથા સૂર્ય નેત્ર છે. જે સુંદર તલવારે કરી જનોને આનંદ આપે છે, શ્રીમાન્ છે, વિશાલ નેત્રવાળા છે, જેના હાથમાં કમલ છે, ને જેનું ધનુષ્ય શાર્ઙ્ગ છે, એવા શ્રીવિષ્ણુ છે.[૩-૪] મનોમય સામગ્રીવડે તે વિષ્ણુની તથા તેના પરિવારની હું પૂજા કરું છું.[૫] પછી રત્ન આદિ બાહ્ય સામગ્રીવડે એ દેવની મહાપૂજા કરીશ[૬] એવો નિશ્ચય કરી પ્રહ્લાદજીએ વિષ્ણુની માનસિક પૂજા કરી.[૭] તેમાં રત્ન જડેલા ઘડા હતા, નાના પ્રકારનાં ચંદન હતાં, સુગંધી ધૂપ, દીપ અને વિચિત્ર અલંકારો હતા,[૮] મંદાર પુષ્પની માળાઓ, સોનાનાં કમલો, કલ્પવૃક્ષના ગુચ્છો અને રત્નના ગુચ્છો હતા,[૯] દિવ્ય વૃક્ષનાં નવાંકુરો અને નાના પ્રકારનાં પુષ્પોની માળાઓ હતી, કિંકિરાત , બટમોગરા, ચંપા, શ્યામ કમલ, કહ્લાર, કુમુદ, કાશ, ખજૂર, આંબા, ખાખરા, અશોક, મદન, બીલી, કરેણુ, કિરાતક, કદંબ, બોરસડી, નિંબ, સિંધુવાર, જૂઇ, વારિભદ્ર, ગુગળ, બિંદુક, પ્રિયંગુ, પાટ, પાટલ, ધાતુપાટલ, આમ્ર, આમ્રાતક, ગવ્ય, હરડાં, બેડાં, શાલ, તાલ, તમાલ, કેવડા, શતપત્ર, એલચી અને બીજી અનેક પ્રકારની લતાનાં પુષ્પો હતાં. 'ઉત્તમ કેશર હતાં, નૈવેદ્ય, તાંબૂલ, દર્પણ, છત્ર, ચામર અને આરતી, એ સર્વ ઉત્તમ પ્રકારનાં હતાં. તે સર્વ સામગ્રીએ કરી જનાનામાં બેસી પ્રહ્લાદજીએ પરમભક્તિથી માનસ પૂજા કરી. પુષ્પાંજલિ, પ્રદક્ષિણા અને નમસ્કાર પણ માનસિક કર્યાં.[૧૦-૧૬] પછી દેવગૃહમાં બાહ્ય સામગ્રીવડે વિષ્ણુ ભગવાનની પૂજા કરી[૧૭] ને તેવી જ રીતે વારંવાર બાહ્ય પૂજા કરી, પ્રહ્લાદજી પ્રસન્ન થતા હતા.[૧૮] ત્યાર પછી રોજ ને રોજ પરમભક્તિથી પૂજા કરતા હતા, તેથી તે શહેરમાં બીજા દૈત્યો પણ વિષ્ણુની પૂજા કરવા લાગ્યા, ને વિષ્ણુભક્ત થયા. સૌ સદાચાર પાળવા લાગ્યા. કેમકે यथा 'राजा तथा प्रजा' જેવા રાજા તેવી પ્રજા એમ શાસ્ત્રમાં કહ્યું છે.[૧૯-૨૦] હે રામ! તેથી 'દૈત્યો દ્વેષ તજી વિષ્ણુના ભક્ત થયા' એ વાત સ્વર્ગમાં ગઇ.[૨૧] તે સાંભળી ઇંદ્ર આદિ દેવો વિસ્મય પામ્યા, ને દૈત્યોએ વિષ્ણુની ભક્તિ માંડી, તેનું કારણ શું? એવી રીતે વિચારમાં પડ્યા.[૨૨] પછી ક્ષીરસમુદ્રમાં

શેષનાગ ઉપર પોઢેલા વિષ્ણુ ભગવાન્ પાસે દેવો ગયા.[૨૩] ત્યાં દૈત્યોની વાત કહી સંભળાવીને તેઓ આશ્ચર્યથી પૂછવા લાગ્યા.[૨૪]

દેવો પૂછે છે-'હે ભગવન્ ! દૈત્યો, તમારાથી સદા વિરુદ્ધ છે છતાં પણ હમણાં તમારી ભક્તિ કરે છે, એ તેની માયા જણાય છે.[૨૫] તમારા ભક્તોનાં મૂળ કાપી નાખે એવા દુષ્ટ દૈત્યો કયાં ? અને પુણ્યવાન્ પુરુષને પ્રાપ્ત થાય, તેવી તમારી ભક્તિ કયાં ? તાત્પર્ય કે દૈત્યોને તમારી ભક્તિ કયાંથી સૂઝે ?[૨૬] પામર પુરુષ ગુણવાન્ થયો એ વાત ઋતુ વિના પુષ્પ થવાની પેઠે તત્કાલ સુખજનક ને પરિણામે દુઃખજનક છે. ઋતુ વિના ઉત્પન્ન થયેલાં પુષ્પો ઉત્પાત સૂચક છે.[૨૭] જે જ્યાં યોગ્ય ન હોય તે ત્યાં શોભતું નથી. કાચની વચ્ચે મણિ યોગ્ય ગણાય નહીં. [૨૮] જે જેવા ગુણવાળો હોય તે તેમાં આનંદ પામે છે. બકરાં પશુભાવથી શ્વાન જેવાં છે, તોપણ શ્વાન બકરાંમાં આનંદ પામતું નથી.[૨૯] અયોગ્યની સાથે યોગ્ય પદાર્થનો સંબંધ, હૃદયમાં જેવી રીતે ખુંચ્યા કરે છે, તેવી રીતે વજ્રની સોય ખુંચતી નથી.[૩૦] જે પદાર્થ જે સ્થલે ક્રમપરંપરાથી પ્રાપ્ત થયો હોય, તે પદાર્થ તે સ્થલે જ શોભે છે. કમલ જલમાં શોભે છે, પણ સ્થલમાં શોભતું નથી.[૩૧] દૈત્ય કે જે ક્ષુદ્ર કામ કરે છે, હીનકર્મમાં પ્રીતિ રાખે છે, તે હીનજાતિ છે, તે કયાં ? અને વિષ્ણુભક્તિ કયાં ? એ બન્નેનો સંબંધ બનતો નથી.[૩૨] હે ભગવન્ ! કમલિની, તપેલી ખારી જમીનમાં ઉગી છે એ વાત જેમ શ્રોતાને સુખ ઉત્પન્ન કરતી નથી, તેમ દૈત્યો વિષ્ણુની ભક્તિ કરે છે; એ વાત અમને આનંદ આપતી નથી.'[૩૩]

# સર્ગ ૩૩ મો.*

## વિષ્ણુ ભગવાનનું પ્રાકટ્ય.

**श्रीवसिष्ठ उवाच—गर्जतमति संरब्धं सुरलोकमथारिहा ।**
**उवाच माधवो वाक्यं शिखिवृंदमिवांबुदः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—હે રામ ! એવી રીતે દૈત્યોને વિષે વિષ્ણુની ભક્તિ જોઇ કોપાયમાન થયેલા અને પોકાર કરતા એવા દેવોને વિષ્ણુ કહે છે.[૧]

ભગવાન્ કહે છે—હે દેવો ! પ્રહ્લાદ ભક્તિ કરે છે, તેથી તમે ખેદ ન પામો. કારણ કે તે તમારાં સ્વર્ગનું રાજ્ય લેવા માટે ભક્તિ કરતો નથી, પણ મોક્ષ માટે

* આ તેત્રીશમા સર્ગમાં હરિભક્તિએ કરી પ્રહ્લાદજીને વિવેક આદિ ગુણો પ્રાપ્ત થયા ને પ્રસન્ન થયેલા ભગવાનને પાસે જોઇ પ્રહ્લાદજીએ સ્તુતિ કરી, એટલી વાત કહેવામાં આવશે.

કરે છે. તેનો આ છેલ્લો જન્મ છે.[૨] જેમ બળેલું બીજ ઉગતું નથી, તેમ પ્રહ્લાદને હવે ગર્ભવાસ કરવો પડવાનો નથી.[૩] ગુણવાન્ જો ગુણહીન થઇ જાય તો તે અનર્થનું કારણ છે, ને ગુણહીન ગુણવાન્ થાય તો તે શ્રેયનું કારણ છે, એમ વિદ્વાનોનું કહેવું છે. આ પ્રહ્લાદ દૈત્ય છતાં મારી ભક્તિ કરે છે, એટલે એ ગુણહીન ગુણવાન્ થયો છે, માટે તમારે તેથી અનર્થની શંકા રાખવી નહીં. તમે પોતપોતાના લોકમાં સુખેથી જાઓ.[૪-૫]

વસિષ્ઠ કહે છે—એટલું દેવતાઓને કહી વિષ્ણુ ભગવાન્ અંતર્હિત થયા,[૬] ને દેવો પણ ક્ષીરસાગરમાંથી ઉડતા કણ પાછા તે જ સાગરમાં જેમ પડે તેમ પોતપોતાને સ્થલે ચાલ્યા ગયા.[૭] અને ત્યારથી પછી પ્રહ્લાદજીની સાથે સ્નેહ રાખવા લાગ્યા. કારણ કે મહાપુરુષો જેનો વિશ્વાસ કરે તેના ઉપર તેમનું મન સ્નેહવાળું થાય છે.[૮] હવે પ્રહ્લાદજી મન, વચન અને કર્મે કરી પરમભક્તિથી રોજ ને રોજ વિષ્ણુની પૂજા કરતા હતા.[૯] તેથી તેના વિવેક સંતોષ વૈરાગ્ય અને વૈભવ આદિ ગુણો વૃદ્ધિ પામ્યા.[૧૦] પ્રહ્લાદજી, કોઇ પણ વિષયમાં પ્રીતિ રાખતા નહતા. મનુષ્યવાળી ભૂમિમાં મૃગલું જેમ ન રમે તેમ સ્ત્રીઓમાં તે રમતા ન હતા.[૧૧] અશાસ્ત્રીય લોક વ્યવહારમાં તેમ જ ઉત્સવ આદિ કૌતુક જોવામાં પણ તેમને પ્રીતિ થતી નહતી.[૧૨] જેમ અણુવિંધ્યું મોતી અન્ય મોતીમાં મળતું નથી તેમ તેમનું મન વિષયભોગમાં મળતું નહતું.[૧૩] તેમણે ભોગ આદિનો સંકલ્પ તજ્યો હતો, છતાં પણ તેમનું મન પરમ વિશ્રાંતિ પામેલું ન હોવાથી દોલાયમાન રહેતું હતું.[૧૪] એવી પ્રહ્લાદજીની સ્થિતિ ક્ષીરસાગરમાં વિષ્ણુના જાણવામાં આવી. કેમકે વિષ્ણુ સર્વત્ર વ્યાપક છે, ને સર્વજ્ઞ છે.[૧૫] તેથી વિષ્ણુ પાતાલ માર્ગે પ્રહ્લાદની પાસે દેવગૃહમાં પ્રકટ થયા,[૧૬] તે વાત જાણી પ્રહ્લાદજીએ વિષ્ણુની ભક્તિથી બમણી પૂજા કરી,[૧૭] ને પરમ પ્રીતિથી મધુર વાણીવડે દેવગૃહમાં પ્રત્યક્ષ થયેલા વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા.[૧૮]

પ્રહ્લાદ સ્તુતિ કરે છે—હે ભગવન્! આપને વિષે ત્રણે જગત્ રહ્યાં છે, તેનું પાલન આપ કરો છો. બહારના અને અંદરના અંધકારને આપ હરો છો. સૂર્ય ચંદ્ર આદિ કરતાં પણ આપ વિશેષ તેજસ્વી છો, ને સ્વયંપ્રકાશક છો. અશરણના શરણ છો. સર્વ શક્તિવાળા છો. સત્વગુણે કરી વિષ્ણુરૂપ, રજોગુણે કરી બ્રહ્મારૂપ અને તમો ગુણે કરી રુદ્રરૂપ છો. તેમ જ સર્વ દુઃખને હરવાવાળા છો, માટે હું આપને શરણે આવ્યો છું.[૧૯] આપ શ્યામ કમલ ને નીલમણિ જેવા સુંદર છો. શરદ્ ઋતુના આકાશ જેવા શુદ્ધ છો. ભ્રમર, અંધકાર અને કાજળ જેવા શ્યામ

છો. શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરો છો. હું આપને શરણે આવ્યો છું.[૨૦] આપનું શરીર ભ્રમરની પાંખ જેવું સુંદર છે. આપનો શંખ પુંડરીક કમલ જેવો શ્વેત છે. વેદ ભણવાવાળા બ્રહ્મારૂપી ભ્રમર, આપના નાભિકમલમાં છે. આપ ભક્તોનાં હૃદયકમલમાં રહો છો. તે આપને હું શરણે આવ્યો છું.[૨૧] આપ શરદ્ ઋતુના આકાશ જેવા છો. આકાશમાં જેમ નક્ષત્ર, ચંદ્ર અને ગંગા છે, તેમ આપને વિષે સફેત નખરૂપી નક્ષત્ર છે, મુખ ચંદ્ર છે, ને હૃદયના મણિનાં કિરણોરૂપી ગંગા છે. હું આપને શરણે આવ્યો છું.[૨૨] સર્વ સૃષ્ટિ આપને વિષે લય પામે છે, ને આપ અજન્મા છો. એટલા માટે વૃદ્ધિ આદિ વિકારશૂન્ય છો. જેનો દેહ, સેંકડો માયાના ગુણો વડે થયો છે ને અતિ પ્રાચીન છે, અને જે પ્રલય વખતે વડના પાંદડામાં શયન કરે છે, તે બાલકરૂપ આપને હું શરણે આવ્યો છું.[૨૩] નાભિકમલનો મકરંદ પડવાથી જેના પેટનો ભાગ પીળો છે, લક્ષ્મીજીનાં શરીરથી જેનું શરીર શોભે છે, જેના શરીરમાં સાયંકાલના સૂર્ય જેવું કેસર ચર્ચેલું છે, ને જેણે પીળાં પીતાંબર ધારણ કર્યાં છે, તેવા આપને શરણે હું આવ્યો છું.[૨૪] આપ દૈત્યોનો નાશ કરો છો, દેવતાઓને આનંદ આપો છો, બ્રહ્માના આધાર છો, ને હૃદયકમલમાં રહો છો. તેવા આપને શરણે હું આવ્યો છું.[૨૫] આપ ત્રણે જગતને પ્રકાશો છો, મહામોહરૂપી અંધકારનો નાશ કરો છો, નિત્ય સ્વયંપ્રકાશક છો, ચિદ્રૂપ છો, ને આત્મતત્ત્વ છો. આપ પોતાના સાક્ષાત્કારથી જગતના જીવોનાં સર્વ દુઃખો દૂર કરો છો, માટે આપને શરણે હું આવ્યો છું.[૨૬] એવી રીતે બહુ ગુણવાળી વાણીવડે સ્તુતિ કરાયેલા, અસુરોનો નાશ કરવાવાળા અને લક્ષ્મીજીએ આલિંગન કરાએલા એવા હરિભગવાન્ મેઘ, મયૂરને જેમ ઉત્તર આપે તેમ પ્રસન્ન થયેલા પ્રહ્લાદજીને કહેવા લાગ્યા.[૨૭]



# સર્ગ ૩૪ મો.*

## આત્માનુભવ માટે પ્રહ્લાદજીનો ઉદ્ધાર.

**श्रीभगवानुवाच**—वरं गुणनिधे दैत्यकुलचूडामहामणे ।
गृहाणाभिमतं भूयो जन्म दुःखोपशांतये ॥ १ ॥

ભગવાન્ કહે છે—હે પ્રહ્લાદ! મનગમતું વર માગો, જેથી જન્મમરણનાં દુઃખની શાંતિ થાય.[૧]

પ્રહ્લાદજી વર માગે છે—હે ભગવન્! આપ જેને ઉત્તમ માનતા હો, તે વર મને આપો, જેથી મારી કૃપણતા દૂર થાય.[૨]

ભગવાન્ વર આપે છે—હે પ્રહ્લાદ! જેથી બ્રહ્મ અને આત્માની એકતારૂપ તત્ત્વનો સાક્ષાત્કાર થાય, તેવો વિચાર તમને પ્રાપ્ત થાઓ. જેણે કરી અનર્થની સર્વથા નિવૃત્તિ થશે, ને પરમાનંદની પ્રાપ્તિ થશે.[૩]

વસિષ્ઠ કહે છે—હે રામ! ભગવાન્ એટલું કહી સમુદ્રના તરંગની પેઠે અંતર્હિત થઇ ગયા.[૪] ત્યારે પ્રહ્લાદજી પૂજામાં બાકી રહેલી મણિ તથા રત્નવાળી છેલ્લી પુષ્પાંજલિ આપી ઉત્તમ આસન ઉપર પદ્માસનવાળી બેઠા, ને સ્તોત્રનો પાઠ કરતી વખતે મનમાં વિચારવા લાગ્યા, કે[૫-૬] વિષ્ણુ ભગવાને 'તને આત્મ વિચાર પ્રાપ્ત થશે.' એવું વર આપ્યું છે. માટે હું મનમાં વિચાર કરું.[૭] સંપૂર્ણ જગત્ના પદાર્થો આત્મા માટે છે, એટલે આત્મા મુખ્ય છે. તે આત્મારૂપ હું કોણ છું? કે જે હું બોલું છું, ગતિ કરું છું, ઉભો રહું છું, અને ગમે તે ઉદ્યોગ કરી વિષયો ભોગવું છું.[૮] હું (આત્મા) વૃક્ષ, ઘાસ અને પર્વતવાળું જગત્ નથી, કેમકે તે તો દેહથી સર્વથા બહાર છે. દેહથી બહાર હું કેમ હઉં?[૯] દેહ પણ હું (આત્મા) નથી. કેમકે દેહ અસત્ છે, જડ હોવાથી મુંગો છે, પ્રાણવાયુનાં બલથી ક્રિયા કરે છે, ને વળી વિનાશી છે.[૧૦] શબ્દ હું નથી. કેમકે શબ્દ જડ એવાં કર્ણેન્દ્રિયે કલ્પેલો છે, ક્ષણ વિનાશી છે, શૂન્ય છે, શૂન્ય આકાશમાંથી ઉત્પન્ન થાય છે, ને જડ છે.[૧૧] સ્પર્શ હું નથી. કારણ કે સ્પર્શ, ત્વગિંદ્રિયવડે અનુભવમાં આવે છે, ક્ષણવિનાશી

* આ ચોત્રીશમા સર્ગમાં પ્રહ્લાદજીને હરિના વરદાનથી સુવિચારણા પ્રાપ્ત થઈ, અનાત્મ પદાર્થમાં અસત્ બુદ્ધિ થઇ, ને ચિદ્રૂપ અદ્વૈતનો સાક્ષાત્કાર થયો, એટલી વાત આવશે.

છે, ને જડ છે.[૧૨] રસ હું નથી. કેમકે અનિત્ય એવાં રસનેંદ્રિયવડે અનુભવમાં આવે છે, ક્ષણવિનાશી છે, જીભના અગ્રભાગથી તે કંઠ સુધી પ્રકટ થાય છે, પદાર્થમાં રહે છે, ને જડ છે.[૧૩] રૂપ હું નથી. કારણ કે રૂપ ક્ષણવિનાશી એવા પદાર્થમાં અને નેત્રમાં રહે છે, ક્ષણવિનાશી છે, ઉપભોગથી ક્ષીણ થાય છે, અને જડ છે.[૧૪] ગંધ હું નથી. કારણ કે તે જડ નાસિકાએ કલ્પ્યો છે, અનિત્ય છે, ને જડ છે.[૧૫] જ્ઞાનેંદ્રિયના વિષયો શબ્દાદિ જન્ય આત્મા નથી, તેમ કર્મેન્દ્રિયના વિષયો પણ આત્મા નથી. સર્વ ત્રિપુટી આત્મા નથી. અહંકાર, મન, બુદ્ધિ, ચિત્ત આદિ, આત્મા નથી. આત્મા તો સર્વ સંકલ્પ વિકલ્પ રહિત શુદ્ધ ચિદ્રૂપ છે.[૧૬] હું ચેત્ય રહિત કેવલ ચિદ્રૂપ છું. પ્રકાશક છું. બહાર અને અંદર વ્યાપક છું. નિરવયવ છું અને સદ્રૂપ છું.[૧૭] જેમ દીવો સર્વ પદાર્થને પ્રકાશે છે, તેમ આત્મ ચૈતન્ય ઘટ પટ અને સૂર્ય આદિ સર્વ પદાર્થોને પ્રકાશે છે.[૧૮] ઠીક, હવે સ્મરણમાં આવ્યું, કે સત્ય નિર્વિકલ્પ અને ચિત્પ્રકાશ આત્મા હું છું.[૧૯] જેમ અંદર રહેલા તેજવડે અગ્નિમાંથી તણખા નીકળે છે, તેમ આત્માવડે સર્વ ઇંદ્રિય વૃત્તિઓ સ્ફુરે છે.[૨૦] જેમ ગ્રીષ્મ ઋતુએ કરી મૃગજલ સ્ફૂરે છે. તેમ આત્માએ કરી સર્વ ઇંદ્રિયો સ્ફૂરે છે.[૨૧] જેમ દીવાએ કરી ધોળાં રાતાં વસ્ત્ર જાણવામાં આવે છે, તેમ આત્માએ કરી પદાર્થોની સત્તા સિદ્ધ થાય છે.[૨૨] જેમ સર્વ વસ્તુનાં પ્રતિબિંબનું સ્થાન અરીસો છે, તેમ સર્વ પ્રાણીના દેહ ઇંદ્રિય મન અને બુદ્ધિ આદિના અનુભવનું સ્થાન આત્મા છે.[૨૩] 'સૂર્ય ઉષ્ણ છે, ચંદ્ર શીતલ છે, પર્વત કઠીન છે, ને જલ દ્રવરૂપ છે'. એવી રીતે પદાર્થોના ભિન્ન ભિન્ન સ્વભાવો પણ આત્માધીન છે.[૨૪] આકાશ વાયુ આદિ સર્વ પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ આત્મા છે. આત્માનું કારણ કોઇ પણ નથી.[૨૫] સર્વ પદાર્થોનું પદાર્થપણું પણ આ આત્માએ કરીને સિદ્ધ થાય છે.[૨૬] આત્મા પરમાર્થથી તો કારણતા વગરનો છે, પણ માયાએ કરી સર્વ જગત્નાં કારણ બ્રહ્માદિ તેનું પણ કારણ છે, તેથી આ જગત્ ઉત્પન્ન થયું છે.[૨૭] બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર અને રુદ્ર કે જે જગત્નાં કારણ છે, તેનું કારણ પણ આત્મા છે. તે આત્માનું કારણ કાંઇ નથી.[૨૮] જે, ચિત્, ચેત્ય, દ્રષ્ટા અને દ્દશ્ય ઇત્યાદિ નામ રહિત છે, સ્વયંપ્રકાશ છે, ને નિત્ય પ્રકાશરૂપ છે, તે હુંરૂપ આત્માને નમસ્કાર કરુ છું.[૨૯] જેમ બ્રહ્મ સર્વ જગતનું કારણ છે, તેમ લયનું કારણ પણ બ્રહ્મ છે. એ બ્રહ્મ વિષે સર્વ જગત્ લય પામે છે.[૩૦] સર્વ પદાર્થો કારણ બ્રહ્મમાં રહ્યા છે, છતાં

પણ એ બ્રહ્મ 'આ પદાર્થ થાય' એવો સંકલ્પ જેને માટે કરે તે પદાર્થ થાય છે. અન્ય પદાર્થ થતા નથી.[૩૧] આત્મા જે પદાર્થને સ્ફૂર્તિ આપી જીવાડે છે, તે પદાર્થ વ્યવહાર યોગ્ય થાય છે, ને જેને સ્ફૂર્તિ આપતો નથી, તે પદાર્થ સત્ છતાં પણ નાશ પામે છે. [૩૨] ઘટ પટ આદિ જગતના આ સર્વ પદાર્થો અરીસામાં પ્રતિબિમ્બ જેમ દેખાય તેમ આત્માને વિષે દેખાય છે.[૩૩] જેમ પ્રતિબિમ્બના ક્ષય અને વૃદ્ધિ બિમ્બને વિષે આરોપાય છે, તેમ દેહાદિના વૃદ્ધિ ક્ષય આત્મા વિષે આરોપાય છે એટલે પરમાર્થતઃ તે આત્માના નથી.[૩૪] આ શુદ્ધ બ્રહ્મ અજ્ઞાની જોઇ શકતા નથી, પણ જ્ઞાની પુરુષો જોઇ શકે છે.[૩૫] 'જગત્ કારણના એક ભાગનું પરિણામ છે.' એવી જે કલ્પના કરે છે, તેની કલ્પના પણ બ્રહ્મ વિષે છે, અન્ય વિષે નથી.[૩૬] જેમ પર્વતમાંથી વનપંક્તિ ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મથી જગત્ ઉત્પન્ન થાય છે.[૩૭] બ્રહ્માથી આરંભી ઘાસપર્યંત ત્રણે લોકના પદાર્થોનો પ્રકાશક આત્મા છે, માટે આત્મા (બ્રહ્મ) વિષે સર્વ કલ્પના છે.[૩૮] હું એક આદિ, અંત રહિત, સર્વમાં વ્યાપક, ચરાચરમાં રહેવાવાળો અને પોતાના અનુભવરૂપ છું.[૩૯] સ્થાવર જંગમરૂપ બહુ શરીર મારાં છે. તે દેશ પરિચ્છેદ, કાળપરિચ્છેદ અને વસ્તુ પરિચ્છેદથી રહિત છે.[૪૦] આ આત્મા સ્વયંપ્રકાશ અનુભવરૂપ છે. એક છે, છતાં પણ દક્, દ્રષ્ટા અને દૃશ્યરૂપ હોવાથી હજારો હાથ અને નેત્રવાળો છે.[૪૧] આ હું, આકાશમાં સૂર્યરૂપે અને વાયુરૂપે વિચરું છું.[૪૨] શંખ, ચક્ર અને ગદાને ધારણ કરવાવાળું અને સૌભાગ્યનો અવધિ એવું શ્યામ સુંદર સ્વરૂપ મારું છે, કે જે, આ જગતમાં વ્યવહાર કરે છે. એટલે વિષ્ણુરૂપ હું છું.[૪૩] બ્રહ્મા જે પદ્માસનમાં બેઠા છે, ને નિર્વિકલ્પ સમાધિ વિષે પરમ શાંતિ પામ્યા છે, તે હું છું.[૪૪] પાર્વતીમાં પ્રીતિવાળા તથા ત્રણ નેત્રવાળા શંકર તે હું છું. પ્રલય વખતે હું આ જગતનો સંહાર કરું છું.[૪૫] હું ઇંદ્રરૂપે આ ત્રણે લોકનું પાલન કરું છું.[૪૬] હું, સ્ત્રી, પુરુષ, કુમાર તથા વૃદ્ધ છું, હું સર્વનો મુખી છું.[૪૭] જેમ જુનો કુવો પોતાની અંદર લતાને ઉત્પન્ન કરે છે, તેમ હું રસરૂપે પૃથ્વીમાંથી લતા, ગુચ્છ અને ઘાસ ઉત્પન્ન કરું છું.[૪૮] જેમ બાલક માટીનું રમકડું કરે, તેમ મેં લીલા માટે આ જગતરૂપ રમકડું બનાવ્યું છે.[૪૯] મેં આ જગતને કારણરૂપે વ્યાપ્ત કર્યું છે. પ્રલય વખતે મારે વિષે જગત્ લય પામે છે. પરમાર્થ દૃષ્ટિથી બાધ કરેલું આ જગત્, જીવન્મુક્તના વ્યવહારે કરી સત્ છતાં પણ અસત્ છે.[૫૦] જેમ અરીસામાં પ્રતિબિંબ પડે છે, તેમ આ જગત્ મારે વિષે પ્રતિબિંબરૂપ છે

એટલે મારાથી જુદું નથી.[૫૧] પુષ્પમાં જે સુગંધ છે, પુષ્પોની પાંખડીઓમાં જે કાંતિ છે, કાંતિ વિષે જે રૂપ કળા છે, તે રૂપ વિષે અનુભવ છે, તે સર્વ હું છું.[૫૨] સ્થાવર જંગમ આદિ જે દૃશ્ય છે તે સર્વ સંકલ્પ વગરનું ચિત્તત્ત્વ તે હું પોતે છું.[૫૩] જેમ રસ તન્માત્રા, સાગર નદિ આદિમાં જલરૂપે વિસ્તાર પામી છે; તે જ જલ, વૃક્ષ, ઘાસ, લતા આદિની ઉત્પત્તિનાં કારણરૂપે જેમ વિસ્તાર પામ્યું છે; તેમ હું સર્વ વસ્તુઓમાં નિમિત્તપણાએ કરી વિસ્તાર પામ્યો છું.[૫૪] હું સર્વ પદાર્થોમાં રહી પોતાની ઇચ્છા પ્રમાણે જુદાં જુદાં જ્ઞાનને વિસ્તારું છું.[૫૫] જેમ દૂધમાં ઘી રહ્યું છે, જલમાં રસ શક્તિ છે, તેમ સર્વ પદાર્થોમાં ચિત્ શક્તિરૂપે હું રહ્યો છું.[૫૬] જેમ પૃથ્વીમાં ઘાસ લાકડાં આદિ પદાર્થો રહે છે, તેમ ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન કાળનું આ જગત્, હું કે જે ચૈતન્યરૂપ છું, તેને વિષે રહ્યું છે.[૫૭] સમષ્ટિ વ્યષ્ટિરૂપે સર્વ દિશાઓમાં વ્યાપી વગર સંકોચે સર્વત્ર હું રહ્યો છું.[૫૮] હું અનાદિ કાલનો જગતનો રાજા છું. એ રાજ્ય, ઈંદ્રને બાંધ્યા વિના, દેવોને માર્યા વગર, અને માગ્યા વિના પોતાની મેળે મળ્યું છે.[૫૯] જેમ સમુદ્રમાં એકાર્ણવ માતો નથી, તેમ વિસ્તારવાળો હું પોતા વિષે પણ માતો નથી.[૬૦] જેમ ક્ષીર સાગરમાં સર્વ નાશ પામતો નથી, તેમ હું આત્મા વિષે સ્વસ્વરૂપે કરી પરમાનંદનો અનુભવ લઉં છું, તેથી નાશ પામતો નથી.[૬૧] આ બ્રહ્માંડ બહુ નાનું અને સંકોચવાળું છે. ખીલામાં હાથી જેમ ન માય, તેમ હું તે બ્રહ્માંડમાં માતો નથી.[૬૨] મારું સ્વરૂપ અનંત છે એટલે બ્રહ્માંડ કરતાં વિશેષ છે. સાંખ્ય મતવાળાએ માનેલાં ચોવીસ તત્ત્વમાં અને શૈવ તથા પાશુપત મતવાળાએ માનેલાં છત્રીશ તત્ત્વોમાં પણ તે આવતું નથી. એટલે તેથી પણ અધિક છે, તે કોઇના માપમાં આવે તેમ નથી.[૬૩] હું તો અપરિચ્છિન્ન છું; છતાં પણ પરિચ્છેદવાળી દેહાત્મબુદ્ધિ આધાર વિના કયાંથી આવી?[૬૪] 'તું' 'હું' અને 'આ', એવી ભેદબુદ્ધિ મિથ્યા ભ્રમ છે. દેહ અપ્રસિદ્ધ હોવાથી દેહ કોણ છે? ને અદેહ કોણ છે? પ્રાણ, અપ્રસિદ્ધ છે, તેથી પ્રાણના વિયોગથી કોણ મરણ પામે છે? ને પ્રાણને ધારણ કરી કોણ જીવે છે?[૬૫] મારા બાપદાદા, ક્ષુદ્ર મનના હતા. જેઓ, બ્રહ્મસુખને મુકી વિષયસુખમાં મગ્ન હતા,[૬૬] સર્પ જેવા ભયંકર રાજ્યવૈભવો કયાં? અને સદા આનંદ દેવાવાળી બ્રહ્મબુદ્ધિ કયાં?[૬૭] સર્વ દૃષ્ટિ-ઓમાં બ્રહ્મદૃષ્ટિ ઉત્તમ છે, કારણ કે તે અનંત આનંદ આપવાવાળી પરમ શાંત અને શુદ્ધ છે.[૬૮] હું સર્વ પદાર્થમાં રહેલાં ચૈત્યે કરી મુક્ત, ચિદ્રૂપ અને પ્રત્યક્

ચેતનરૂપ હું બ્રહ્મ છું; તેથી હું, પોતાને નમસ્કાર કરું છું.[૬૯] મારો સંસાર જીર્ણ થઇ ગયો છે ને હું અજન્મા થયો છું, તેથી મારા સર્વ અનર્થની નિવૃત્તિ થઇ છે. પ્રાપ્ત થવા યોગ્ય સર્વ સુખો મને પ્રાપ્ત થયાં છે. મારું જીવવું સફળ થયું છે, માટે હું સર્વથી શ્રેષ્ઠ છું.[૭૦] સામ્રાજ્ય બ્રહ્મસુખ કે જે નિત્ય છે, તેને તજી દુઃખરૂપ રાજ્યસુખમાં મગ્ન થઇશ નહીં.[૭૧] જેમ લાકડાના જીવો વિપત્તિ વખતે લાકડાંનું શરણુ લે છે, જલના જીવો જલનું શરણુ લે છે ને પથ્થરની સંધિમાં રહેવાવાળા જીવો તેનો આશ્રય લે છે, તેમ વિપત્તિ વખતે પોતાની શક્તિનું શરણુ લેવાવાળા ક્ષુદ્ર દૈત્યોને ધિક્કાર છે.[૭૨] ચરાચર જગત્ અવિદ્યાથી ઉત્પન્ન થયું છે એટલે અન્નપાનાદિ વિષયો, અવિદ્યારૂપ છે ને શરીર પણુ અવિદ્યામય છે. મારા પિતાએ તેવાં અન્નપાનાદિએ કરી શરીરનું પોષણુ કરવાથી કયો પુરુષાર્થ કર્યો?[૭૩] આ જગત્‌માં કશ્યપ ઋષિના કુલમાં જન્મ પામી મારા પિતા હિરણ્યકશિપુએ પોતાનાં કુળને છાજે તેવો કયો પુરુષાર્થ કર્યો?[૭૪] આત્માનંદનો સ્વાદ લીધા વિના સેંકડો વિષય સુખ ભોગવ્યાં પણુ તેણે કોઇ પણ સુખનો સ્વાદ લીધો નથી.[૭૫] જો આત્માનંદ પ્રાપ્ત થયો હોય તો વિષય સુખ વિના પણ સર્વ સુખ પ્રાપ્ત થાય છે, તેથી તે આત્માનંદમાં સદા મગ્ન રહે છે.[૭૬] જેમ ફુલથી ભરપૂર એવી લતાને મૂકી કાંટાવાળાં ઝાડમાં ઉંટ જાય છે પણુ બીજાં પશુ જતાં નથી, તેમ આત્માનંદને મૂકી વિષયાનંદને મૂર્ખ જ સેવે છે, પણુ વિવેકી સેવતો નથી.[૭૭] પરમાનંદને મૂકી ક્ષુદ્ર એવાં રાજ્ય સુખમાં કોણુ મગ્ન થાય? એવો કોણુ ડાહ્યો હોય કે શેરડીના રસને મૂકી લીંબડો પીએ?[૭૮] મારા બાપદાદાઓ સર્વ મૂર્ખો હતા, કારણુ કે તેઓ ઉત્તમ બ્રહ્મસુખને તજી દુઃખદાયી રાજ્યસુખમાં રાજી રહેતા હતા.[૭૯] જેમ ફૂલેલી નંદન વનની ભૂમિઓમાં અને બળી ગયેલી મરુ ભૂમિઓમાં મોટો ભેદ છે, તેમ શાંત એવી જ્ઞાન દૃષ્ટિઓમાં અને ભોગતાસ્થાન એવા દેહાદિકમાં આત્મબુદ્ધિઓમાં મોટો ભેદ છે.[૮૦] ત્રણે લોકમાં રાજ્યને પામીને પણ કાંઇ સુખ થતું નથી. આત્મા વિષે સર્વ સુખો રહ્યાં છે. તે આત્માનો અનુભવ કાં ન કરવો?[૮૧] ચિત સર્વત્ર સમાનતાથી રહે છે, નિર્વિકાર છે, તેણે કરી સર્વ અનુભવમાં આવે છે.[૮૨] તેજમાં પ્રકાશ શક્તિ, ચંદ્રમાં અમૃત શક્તિ, બ્રહ્મા વિષે મહત્તા, ઇંદ્ર વિષે ત્રણે લોકનાં પરાજયની શક્તિ, શંકરમાં પરિપૂર્ણ નિરતિશય જ્ઞાન, ઐશ્વર્ય અને આનંદ શક્તિ, વિષ્ણુમાં જયશક્તિ, મનમાં અતિ ઉતાવળી ગતિ, વાયુમાં બલ શક્તિ, અગ્નિમાં બાળવાની શક્તિ, જલમાં રસ શક્તિ, મુનિઓને વિષે તપની

સિદ્ધિ, બૃહસ્પતિમાં વિદ્યાશક્તિ, વિમાનમાં આકાશ ગમન શક્તિ, પર્વતોમાં સ્થિરતા, સમુદ્રમાં ગંભીરતા, મેરુપર્વતમાં ઉંચાઇ, સૌગતના સિદ્ધાંતમાં શૂન્યતા, મદિરામાં મદશક્તિ, વસંત ઋતુમાં પુષ્પ ઉત્પન્ન કરવાની શક્તિ, વર્ષાઋતુમાં વૃષ્ટિ કરવાની શક્તિ, યક્ષોમાં માયા શક્તિ, આકાશમાં નિર્લેપતા શક્તિ, હિમમાં શીતલતા, ગ્રીષ્મ ઋતુમાં ઉષ્ણતા અને દેશ, કાલ તથા પદાર્થોમાં રહેલી બીજી નાના પ્રકારની સર્વ શક્તિઓ, સર્વમાં વ્યાપી રહેલાં શબલ બ્રહ્મના સંકલ્પથી થાય છે.[૮૩-૯૦] સર્વત્ર પડેલી સૂર્યની પ્રભા જેમ લેવાતી નથી, તેમ સર્વમાં રહેલી ચિત્ નાના પ્રકારની ચિત્તવૃત્તિએ કરી લેવાતી નથી.[૯૧] જેમ પૃથ્વીના સર્વ પદાર્થોને સૂર્યની પ્રભા પ્રકાશે છે, તેમ કાલ દિશા આદિ સર્વ જગતને ચિત્ પ્રકાશે છે. તાત્પર્ય કે દિશા અને કાલથી થયેલી વિષયતા પણ એ ચિતને નથી.[૯૨-૯૩] દેશ અને કાલના ભેદ, સ્વપ્નના દેશ અને કાલની દીર્ઘતાની પેઠે અભિન્નકાલવાળી ચિતે કરી ભાસે છે.[૯૪] કાલનો ભેદ છે, વૃત્તિનો ભેદ છે, છતાં પણ તેના સાક્ષી ચિતનો ભેદ નથી. ચિત્ તો એક જ છે ને પરિપૂર્ણ છે.[૯૫] ખાંડ અને સાકર એ બન્ને મધુર રસવાળાં છે. તેનો એક વખતે સ્વાદ લઇએ તો ખાંડ અને સાકર એ બન્ને વિષય ભિન્ન છતાં પણ તેના અનુભવનો ભેદ નથી. એકજ વખતે એ કડવા રસનો સ્વાદ લઇએ તો પણ અનુભવ એક જ છે. કડવો અને મીઠો એવી રીતે એક એક રસનો જુદો જુદો સ્વાદ લઇએ તોપણ તેનો અનુભવ જુદો નથી. એટલે જેમ રસનો ભેદ છતાં અનુભવનો ભેદ નથી, તેમ વિષયનો ભેદ છતાં ચિતનો ભેદ નથી. તાત્પર્ય કે વિષયભેદ, ચિત્ ભેદમાં કારણ થઇ શકે તેમ નથી.[૯૬] ચિત્ કે જે એક બીજાને જુદા પાડવાવાળા ભેદ સંકલ્પની કલાએ કરી રહિત છે, સૂક્ષ્મ છે, ને જે સત્તારૂપ છે, તેણે કરી એક જ વખતે અનુભવ કરીએ તો જુદા જુદા ઘટપટાદિ પદાર્થો પણ સમાનતાવાળા અનુભવમાં આવે છે, વિષયતાવાળા અનુભવમાં આવતા નથી. માટે વિષયાદિનો ભેદ, ચિતનો ભેદક નથી.[૯૭-૯૮] મન, શ્રુતિ પ્રમાણે આચાર્યના ઉપદેશને અનુસરી વિચારાદિકે કરી દૃશ્યના અભાવનો આશ્રય કરે છે, તેથી શોક અને મોહ આદિ પરિણામને તત્કાલ તજે છે. તો પણ વિષય વાસનાએ કરી કાલાંતરમાં પાછા શોકાદિ ઉત્પન્ન થાય, એટલા માટે દૃશ્યના અભાવે કરી અદ્વૈત આત્માનો સાક્ષાત્કાર થવાથી મન, વિષય વાસનાને પણ મૂકી દે છે; ને તેથી ભેદના સંકલ્પનો ત્યાગ થાય છે.[૯૯] વર્તમાન દૃશ્યની ઉપેક્ષાએ થઇ ગયેલાં દ્વૈતની વાસના મૂકી દેવાથી ને ભાવી દ્વૈતના અસંભવથી

ત્રણે કાલનાં દ્વૈતનો યોગ ચિત્‌ને સંભવતો નથી. તેથી ચિત્‌ની સમતા શેષ રહે છે.[100] એ ચિત્ વાણીનો અવિષય હોવાથી જાણે અસત્ હોય ને શૂન્ય ભાવને પ્રાપ્ત થઇ હોય તેમ જણાય છે; પણ પરમાર્થતઃ તો સદા સત્‌રૂપ અને વિદ્યમાન છે.[101] એ ચિત્, શાસ્ત્રીય વ્યવહારમાં પ્રત્યક્‌પણાથી આત્મા છે, વ્યાપક હોવાથી બ્રહ્મ કહેવાય છે, ને પરમાર્થ દૃષ્ટિમાં તો વાણીનો અવિષય હોવાથી કાંઇ પણ નથી. જો પ્રવૃત્તિ નિમિત્તની કલ્પના કરીએ તો સંપૂર્ણ જગત્‌રૂપે છે. અને સર્વ દૃશ્યની શાંતિ થવાથી તો લય ન પામેલી પરમ સમતારૂપ છે. એને જ મોક્ષ કહે છે.[102] જેમ પડળવાળી દૃષ્ટિ સારી રીતે દેખી શકતી નથી, તેમ સંકલ્પની કલનાવાળી ચિત્ જગત્‌ને પરમાર્થરૂપે જાણી શકતી નથી.[103] જેમ બાંધેલું પંખી, સર્વત્ર ઉડી શકતું નથી, તેમ ઇષ્ટ અને અનિષ્ટ સંકલ્પે કરી બંધાયેલી ચિત્ સર્વત્ર વ્યાપ્ત થઇ શકતી નથી. એટલે જાણી શકતી નથી.[104] આ સર્વ જનો સંકલ્પની કલનાએ કરી આંધળાં પંખીની પેઠે મોહ જાળમાં પડયાં છે.[105] મારા બાપદાદા સંકલ્પ જાળમાં ફસાયેલા, માટે જ વિષયરૂપી ખાડામાં પડયા હતા. તેથી દુઃખ વગરના અપરિચ્છિન્ન આત્માનો માર્ગ, તેઓએ દીઠો નહીં.[106] તેથી જ તેઓ કેટલાંક વર્ષો સુધી વિષય સુખ ભોગવી ખાડાના મચ્છરની પેઠે નાશ પામ્યા.[107] જો મારા બાપદાદાઓ કુમતિવાળા ન હોત તો આત્મતત્ત્વને જાણત, દુઃખમય વિષયની ઇચ્છા કરત નહીં, ને તેથી સંસારરૂપી આંધળા કૂવામાં પડત નહીં.[108] સુખકારી પદાર્થોની ઇચ્છા કરવી ને દુઃખકારી પદાર્થોનો દ્વેષ કરવો, એ જ મોહ, તેણે કરીને મનુષ્યો પણ સાધારણ કીડાની તુલનાને પામે છે.[109] જેને પ્રિયતા અને અપ્રિયતાની કલનારૂપી મૃગતૃષ્ણા સત્ય આત્માના જ્ઞાનરૂપી મેઘે કરીને શાંત થાય છે, તે પુરુષનું જીવવું સફળ છે.[110] જેમ શીતલ અને શુદ્ધ એવી ચાંદનીને ઉષ્ણતા તથા શ્યામતા સંભવતાં નથી, તેમ શુદ્ધ ચિત્‌ને કલના સંભવતી નથી.[111] હું કે જે ચિદાત્મા છું ને નિત્ય છું, તેને હું નમસ્કાર કરું છું. હે જ્ઞાનને પ્રકાશવાવાળા! તું ઘણે કાળે પ્રાપ્ત થયો છે.[112] હે આત્મા! તું ચિરકાલે વિચારમાં આવ્યો છે. પ્રાપ્ત થયો છે. પરમાર્થરૂપે પ્રકટ થયો છે. વિકલ્પથી તારો ઉદ્ધાર કરાયો છે. તું જે હો તે ભલે હો. હું તને નમસ્કાર કરું છું.[113] તું તે હું છું, હું તે તું છે. સર્વ દેવોના અધિષ્ઠાતા અને ઇંદ્રિયોના પ્રકાશક એવા પરમાત્માને હું નમસ્કાર કરું છું.[114] સ્વસ્વરૂપ કે જે આવરણ વગરનું હોવાથી મેઘના આવરણ વગરનાં શુદ્ધ ચંદ્રબિંબ જેવું છે, આનંદરસમાં રહે છે, સ્વયંપ્રકાશ છે, અને જેને પોતાનો આનંદ સ્વાધીનમાં છે, તેનું અનુસંધાન હું મોટા હર્ષથી કરું છું.[115]

# સર્ગ ૩૫ મો.*

## બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન.

**प्रह्लाद उवाच**–ओमित्येकोचिताकारोविकारपरिवर्जितः ।
आत्मैवायमिदं सर्वं यत्किंचिज्जगतीगतम् ॥ १ ॥

પ્રહ્લાદ કહે છે—જગતમાં જે કાંઈ છે તે સર્વ આત્મા જ છે. એ આત્માનું સ્વરૂપ ૐકાર છે ને નિર્વિકાર છે.[1] એ આત્મા, હાડકાં અને ચામડાંનો દેહ નથી, પણ તેથી જુદો છે. દેહ જડ છે ને આત્મા ચેતન છે. સૂર્યાદિકની અંદર રહ્યો છે, ને સૂર્યાદિ સર્વનો પ્રકાશ કરે છે.[2] અગ્નિ આદિના ઉષ્ણતા આદિ સ્વભાવો ચિતને અધીન છે, કેમકે ઉષ્ણતા આદિ ભાનને અધીન છે, તેથી ચિદાત્મા જ પોતાની સત્તાએ કરી અગ્નિને ઉષ્ણ કરે છે, જલને રસવાળું કરે છે, ને સ્પર્શ આદિ સ્વભાવોને પોતાની સત્તાવડે ઉત્પન્ન કરી ભોગવે છે.[3] આત્મા સદા નિષ્ક્રિય છે, છતાં વાયુ અને સૂર્ય આદિરૂપે સદા ગતિવાળો હોવાથી બેસી રહેતો ન હોય એમ જણાય છે. આત્મા કાલરૂપે સદા ચાલે છે તોપણ કુંભારના ચાકની પેઠે તલમાત્ર પણ ચાલતો નથી. વ્યવહાર શૂન્ય છે, તોપણ વ્યવહારમાં રહ્યો છે. ને કર્મ કરે છે, તોપણ લેપાતો નથી.[4] આત્મા, આલોકમાં, પરલોકમાં, આલોકના સંધિમાં તથા પરલોકમાં જતી વખતે શુભાશુભ કર્મનો ભોક્તા છે. તોપણ સર્વ ભોગવૃત્તિઓમાં સમાન જ છે. કેમકે ભોગો કે જે દૃશ્ય છે, તેણે કરી દૃક્‌રૂપ આત્માનો વિકાર સિદ્ધ થતો નથી.[5] આત્મા, નિર્વિકાર જ છે, તોપણ તે તે કર્મને અનુકૂલવડે તે ઉત્પન્ન થાય છે. તે ઉત્પન્ન થયેલ બ્રહ્માદિ તૃણ પર્યંત જગત્ કે જેમાં ભોક્તા, ભોગ્ય અને તેનાં અધિષ્ઠાન ચઉદ ભુવનો છે, તેને પોતાની સત્તાએ કરી ચલાવે છે. એ જ એને કર્મફલ છે. એટલે ભોગો, આત્માનો સ્પર્શ કરતા નથી, તોપણ કર્મ સફલ થાય છે.[6] આત્મા, વાયુ કરતાં પણ સદા સ્પંદવાળો છે. કારણ કે નિત્ય સત્તા જ નિત્ય સ્પંદ છે. તેથી સર્વ જગતને ચલાવે છે, તોપણ લાકડાંનાં ઠુંઠની પેઠે નિષ્ક્રિય છે, ને સદા નિર્લેપ છે.[7] આત્મા, મન અને ઇંદ્રિયો

* આ પાંત્રીશમા સર્ગમાં સાક્ષાત્કાર કરેલા આત્માનું વર્ણન કરી, અંદર પ્રણામ કરી, તેનાં બળથી જિતેલા બંધોનું અનુસંધાન કરી, પ્રહ્લાદજી આનંદ પામશે, એટલી વાત આવશે.

સર્વને ચલાવે છે. એટલે દેહાદિકને ચલાવવાવાળો પણ આત્મા જ છે, પરંતુ મન કે ઇંદ્રિયો નથી.[૮] આત્મા, કર્માધીન હોય તેમ ઘરનાં અને શરીરનાં કર્મમાં તત્પર રહે છે પણ આત્મા કર્માધીન નથી. તેથી સ્વસ્વરૂપમાં રહી ભોગ ભોગવે છે ને નિર્લેપ છે.[૯] એ આત્માને સદા ખોળવો. તેની સ્તુતિ કરવી. તેનું ધ્યાન કરવું. તેમ કરવાથી જરા મરણનો મોહ છૂટી જાય છે.[૧૦] આત્મા, જ્ઞાને કરી સુલભ છે ને સ્મરણ માત્રે કરી જિતી શકાય છે. કેમકે એ, કમલમાં ભ્રમરની પેઠે શરીરમાં રહ્યો છે.[૧૧] દૂર રહેલા મિત્રાદિકને ઉંચે સ્વરે બોલાવવો પડે છે, પાસે રહેલાને સાધારણ સ્વરે બોલાવવો પડે છે. પણ આત્માને તો એ બે પ્રકારના કોઇ પણ સ્વરથી બોલાવવાની અપેક્ષા નથી; કેમકે એ તો શરીરમાં જ છે. ૐકારના ઉચ્ચારણ માત્રથી જ તે સન્મુખ થઇ રહે છે.[૧૨] આત્મા સર્વનો માલિક છે ને સર્વ સમૃદ્ધિવાળો છે. છતાં તેને ધનવાનની પેઠે અભિમાન કે ગર્વ થતો નથી.[૧૩] પુષ્પમાં સુગંધની પેઠે, તલમાં તેલની પેઠે ને રસમાં મધુરતાની પેઠે આત્મા દેહમાં રહ્યો છે.[૧૪] જેમ પૂર્વે ન દીઠેલા પિતા આદિ પાસે જોવામાં આવે તોપણ ઓળખવામાં આવતા નથી, તેમ હૃદયમાં રહેલો આત્મા પણ ઓળખવામાં આવતો નથી. તેનું કારણ અવિચાર છે.[૧૫] આ આત્મા, વિચારે કરી જાણવામાં આવે તો પ્રિયજનના સમાગમથી જેવો પરમાનંદ થાય છે તેવો પરમાનંદ થાય છે.[૧૬] પરમાત્મારૂપી શ્રેષ્ઠ બંધુ કે જે પરમાનંદ દેનારાવાળો છે, તેનો સાક્ષાત્કાર થવાથી તેવી દૃષ્ટિઓ પ્રાપ્ત થાય છે કે જેણે કરી જન્મ મરણ છૂટે છે.[૧૭] તેમ જ સ્નેહ આદિ સર્વ બંધનો ત્રુટી જાય છે, કામાદિ શત્રુઓ નાશ પામે છે, ને આશાઓ મનને ત્રાસ આપતી નથી.[૧૮] આત્માનાં દર્શનથી સર્વ જગત્ જોવામાં આવે છે, આત્માના શ્રવણથી સર્વ સાંભળવામાં આવે છે, ને આત્માના સ્પર્શથી સર્વ જગતનો સ્પર્શ થાય છે. એટલે સંપૂર્ણ જગતની સત્તા આત્માની સત્તાને અધીન છે.[૧૯] પ્રાણીઓ સૂતાં હોય તોપણ આ આત્મા જાગે છે, અજ્ઞાનીને જન્મ મરણ આપે છે, દુઃખીઆનાં દુઃખ હરે છે, ને ઉપાસકોના મનોરથ પૂરે છે.[૨૦] આત્મા, જગતમાં જીવરૂપે થઇ વિચરે છે, ભોગ ભોગવે છે, ને વસ્ત્ર, અલંકાર તથા ઉત્સવ આદિમાં શોભે છે.[૨૧] અસાધારણ જીવના ભેદના ભ્રમની દશામાં પણ આત્માની સાધારણ એકતાની સ્ફૂર્તિનો ક્ષય નથી.[૨૨] આત્મા, ચેતના (પૂર્વાપરનાં અનુસંધાન) રૂપે અંદર રહે છે, કલના (વર્તમાન દર્શન)રૂપે બહાર રહે છે, સર્વ જગતમાં અધિષ્ઠાનરૂપે અને સત્તા સામાન્યરૂપે રહે છે.[૨૩] આત્મા આકાશમાં શૂન્યતારૂપે,

વાયુમાં સ્પંદરૂપે, તેજમાં પ્રકાશરૂપે, જલમાં રસરૂપે, પૃથ્વીમાં કઠિનતારૂપે, અગ્નિમાં ઉષ્ણતારૂપે, ચંદ્રમાં શીતલતારૂપે ને જગતમાં સત્તારૂપે રહે છે. જેમ કાજળમાં શ્યામતા છે, હીમમાં શીતલતા છે, અને પુષ્પોમાં સુગંધી છે, તેમ દેહમાં આત્મા છે.[૨૪-૨૫-૨૬] જેમ સત્તા સર્વમાં રહે છે, કાળ સર્વમાં રહ્યો છે, રાજાની પ્રભુશક્તિ સર્વ દેશમાં રહી છે, તેમ ચક્ષુરાદિના વ્યાપારવાળું તથા મનના વ્યાપારવાળું આત્માનું સત્ત્વ સઘળે રહ્યું છે. તાત્પર્ય કે બહાર અને અંદર જે કાંઇ પ્રકાશે છે, તે આત્માનો જ પ્રકાશ છે, એટલે આત્મા કેવલ પ્રકાશ સ્વરૂપ છે. એ આત્મા જ સૂર્ય ચંદ્ર આદિ સર્વનો પ્રકાશક છે, નિત્ય છે, મહાદેવ છે. તે આત્મા હું છું. મને અન્ય કલના નથી.[૨૭-૨૮] જેમ આકાશને સૂક્ષ્મ રજઃકણનો સંબંધ નથી, કમલનાં પાંદડાંને જલનો સંબંધ નથી, પથ્થરને ભયકંપાદિનો સંબંધ નથી, તેમ આત્માને અન્યનો સંબંધ નથી.[૨૯] તુંબડાં ઉપર જલધારા પડે તેમ દેહ ઉપર સુખ દુઃખની ધારા પડે વા ન પડે, તેથી અમને શું ક્ષતિ છે?[૩૦] જેમ દીવાની પ્રભા અમૂર્ત હોવાથી દોરીવડે બંધાતી નથી, તેમ સર્વ પદાર્થથી અળગો આત્મા અહંકારે કરી બંધાતો નથી.[૩૧] કામ, ભાવ, અભાવ અને ઇંદ્રિયોની સાથે અમને શો સંબંધ છે? આકાશને કોનો સંબંધ છે? મનને કોણ હણે છે?[૩૨] શરીર સો પ્રકારે ભેદાય તોપણ આત્માનો ભેદ શો છે? ઘડો ભાંગી જાય તેથી ઘટાકાશને શી ક્ષતિ છે?[૩૩] મન પિશાચની પેઠે મિથ્યા ઉત્પન્ન થયું છે, ને તે જડ છે. આત્મજ્ઞાને કરી તેનો નાશ થાય તેમાં અમારી શી ક્ષતિ છે?[૩૪] પ્રથમ અજ્ઞાનીની દશામાં મારું મન સુખદુઃખની વાસનાવાળું હતું, તે હમણાં વાસના વગરનું થયું છે તેથી પરમ વિશ્રાંતિ પ્રાપ્ત થઇ છે.[૩૫] અન્ય ભોગવે છે, અન્ય ગ્રહણ કરે છે, બીજાને અનર્થથી સંકટ આવી પડે છે, ને અન્ય જુવે છે. ચક્રની પેઠે આમ ચલાવવાની કયા જાદુગરની ચતુરતા છે?[૩૬] પ્રકૃતિ ભોગવે છે, મન ગ્રહણ કરે છે, ને દેહને સંકટ પ્રાપ્ત થાય છે. તે સર્વ કર્મો ઉપાધિવાળા આત્માને વિષે આરોપાય છે, એવો જો વિચાર કરીએ તો કોઇની ચતુરતા નથી ને તેથી આત્માને કોઇ જાતની હાનિ નથી.[૩૭] મને ભોગ ભોગવવામાં કે તેના ત્યાગમાં ઇચ્છા નથી. જે આવવાનું હોય તે ભલે આવે ને જવાનું હોય તે ભલે જાય.[૩૮] મને સુખની અપેક્ષા કે દુઃખની અપેક્ષા નથી. સુખ દુઃખ આવે વા જાય તેમાં મને શું છે?[૩૯] મનમાં વાસના વિવિધ પ્રકારે ઉત્પન્ન થાય કે નાશ પામે, પણ એ વાસના મારી નથી, ને હું એનો નથી.[૪૦] અજ્ઞાન શત્રુએ આજ

સુધી વિવેકરૂપી સર્વસ્વ હરી લીધું ને મને માર્યો.[૪૧] વિષ્ણુના અનુગ્રહે અવિવેક સર્વસ્વ હરી મને બ્રહ્મનો બોધ કર્યો. તેથી મેં હમણાં અજ્ઞાન શત્રુને માર્યો.[૪૨] મેં હમણાં બ્રહ્મ જ્ઞાનરૂપી મંત્રવડે શરીર વૃક્ષમાંથી અહંકાર પિશાચને કાઢી મૂક્યો.[૪૩] અહંકાર યક્ષ નીકળી જવાથી મારું શરીરરૂપી વૃક્ષ પવિત્ર વૃક્ષની પેઠે સેવવા યોગ્ય થયું છે.[૪૪] દુષ્ટ આશારૂપી દોષનો નાશ થવાથી મારું મોહ દારિદ્રય દૂર થયું ને મને વિવેક ધન મળ્યું તેથી હું પરમેશ્વર થયો છું.[૪૫] મેં જાણવાનું જાણ્યું, જોવાનું જોયું, ને પ્રાપ્ત કરવાનું પ્રાપ્ત કર્યું. હવે મને પ્રાપ્ત થવાનું કાંઇ બાકી નથી.[૪૬] પરમાર્થ ભૂમિ કે જેમાંથી સર્વ અનર્થો દૂર થયા છે, વિષય સર્પો નીકળી ગયા છે, મોહરૂપી હીમ શાંત થયું છે, આશા નામની મૃગતૃષ્ણા નાશ પામી છે ને રજ દૂર થઇ ગઇ છે. જેમાં ઉપશમરૂપી શીતલ વૃક્ષો છે, જે વિસ્તારવાળી છે, ને ઉંચી છે તેને હું પ્રાપ્ત થયો છું, એ સારું થયું.[૪૭-૪૮] વિષ્ણુની સ્તુતિ કરવાથી, પ્રાર્થના કરવાથી, વિજ્ઞાપના કરવાથી, શાંતિએ કરી અને નિયમે કરી આ આત્મા પ્રાપ્ત થયો ને અપરોક્ષ થયો છે.[૪૯] આત્મા કે જે અહંકારથી અળગો છે, ને સાક્ષાત્ સનાતન બ્રહ્મ છે, તે વિષ્ણુની કૃપાથી સ્મરણમાં આવ્યો છે.[૫૦] વાસનારૂપી વન કે જેમાં ઇંદ્રિયોરૂપી સર્પનાં દર હતાં, મરણરૂપી ખાડાવાળી જમીન હતી, તૃષ્ણા નામની કાંટાવાળાં વૃક્ષની ઝાડી હતી, કામરૂપી કોલાહલ હતો, જન્મરૂપી ઉંડા કુવા હતા, દુઃખરૂપી વનના અગ્નિ બળતા હતા, ને વિષયોરૂપી ચોર હતા. તેમાં મને અહંકાર નામના શત્રુએ સ્વસ્વરૂપરૂપી ધન ચોરી લઇ લાખો વખત વિપત્તિ અને સંપત્તિમાં રખડાવી, અધોગતિ તથા સદ્ગતિ અપાવી, આવિર્ભાવ, તિરોભાવ અને આશાપાશનાં બંધનોએ કરીને ઘણા કાળ સુધી જેમ રાત્રિ વખતે પિશાચ, જંગલમાં થોડા બલવાળાને પીડે તેમ પીડયો છે.[૫૧-૫૨-૫૩-૫૪] હમણાં તો આત્માએ પોતે જ પ્રસન્ન થયેલા વિષ્ણુના પ્રસાદથી વિવેક લક્ષ્મી પ્રકટ કરી છે. સ્વાત્મા જાગવાથી સૂર્યોદય થાય ત્યારે અંધકાર નાશ પામે તેમ તે અહંકારરૂપી રાક્ષસને હું જોતો નથી.[૫૫-૫૬] જેમ ઠરી ગયેલો દીવો કયાં ગયો એ જાણવામાં આવતું નથી, તેમ મનમાં રહેવાવાળો એ અહંકાર રાક્ષસ કયાં ગયો ? એ જાણવામાં આવતું નથી.[૫૭] હે સ્વાત્મા ! તારાં દર્શન થયાં ત્યારે સૂર્યોદય થતાં ચોર નાશી જાય તેમ મારો અહંકાર ભાગી ગયો.[૫૮] અહંકાર પ્રથમ અજ્ઞાનથી

પિશાચની પેઠે મિથ્યા ઉત્પન્ન થયો હતો. હમણાં તે નીકળી જવાથી અજગર નીકળી ગયા પછી વૃક્ષોની કુંજ સ્વસ્થ થાય તેમ હું સ્વસ્થ થયો છું.[૫૯] આ જગત્માં હું જાગ્યો ને અહંકાર ચોર નાશી ગયો તેથી હું પરમ વિશ્રાંતિ પામ્યો છું.[૬૦] વર્ષા ઋતુની વૃષ્ટિ વડે દાવાગ્નિ શાંત થતાં પર્વત જેમ શીતલ થાય તેમ આશારૂપી મૃગતૃષ્ણા શાંત થવાથી હું અંદરથી શીતલ થયો છું.[૬૧] સ્વાત્માના વિચારથી અહંકારનો નાશ થાય તો મોહ, દુઃખ, દુર્વાસનાઓ અને મનનાં દુઃખો શું કરનાર છે? કાંઇ પણ નહિ.[૬૨] જેમ ભીંતમાં ચિત્ર ક્રિયા થાય છે પણ આકાશમાં થતી નથી, તેમ અહંકારને લીધે સ્વર્ગ, નરક અને મોક્ષના ભ્રમ છે, અહંકાર વિના નથી.[૬૩] જેમ મેલાં વસ્ત્રમાં રંગ ચડતો નથી, તેમ અહંકારવાળાં મેલાં મનમાં જ્ઞાનરૂપી રંગ ચડતો નથી.[૬૪] અહંકારમેઘ નીકળી જવાથી અને તૃષ્ણારૂપી જલધારા પડવાથી શુદ્ધ ચિત્ શરદ્‌ના ચંદ્રની પેઠે શોભે છે.[૬૫] હું રૂપી આનંદ સરોવર કે જેમાંથી અહંકાર કાદવ નીકળી ગયો છે અને તેથી જે અંદરથી શુદ્ધ છે ને બ્રહ્મરૂપ છે, તેને હું નમસ્કાર કરું છું.[૬૬] હે આત્મા! તું પ્રત્યગાત્મરૂપ બ્રહ્મ છે ને આનંદ સાગર છે, તારા વિષે ઇંદ્રિયરૂપી ઝૂડ શાંત થયાં છે ને ચિત્તરૂપ વડવાગ્નિ ક્ષીણ થયો છે, માટે તને નમસ્કાર કરું છું.[૬૭] પ્રત્યગાત્મરૂપ આનંદ પર્વત કે જેનો અહંકારમેઘ શાંત થયો છે, ને વનનો અગ્નિ શાંત થયો છે, ને જે અચલ છે, તેને નમસ્કાર કરું છું.[૬૮] પ્રત્યગાત્માથી અભિન્ન બ્રહ્મરૂપી માનસરોવર કે જેમાં આનંદ કમલ ફૂલ્યાં છે ને ચિન્તા તરંગો શાંત થયા છે, તેને અંદરથી નમસ્કાર કરું છું.[૬૯] સ્વાત્મારૂપી માનસરોવરનો હંસ કે જેની પાંખો, બુદ્ધિ અને ચિદાભાસ છે, અને જે અનેક હૃદયરૂપી કમલના કોતરમાં રહે છે, તેને અંદર નમસ્કાર કરું છું.[૭૦] હે આત્મા! તું ચંદ્ર છે, સોળ કળાએ કરી પરિપૂર્ણ છે, નિષ્કળ છે, અમૃતમય છે ને સદા ઉદયવાળો છો, તેને નમસ્કાર કરું છું.[૭૧] ચિત્ સૂર્ય કે જે સદા ઉદયવાળો છે, તાપ કરતો નથી, હૃદયનાં મહા અંધકાર જેવાં અજ્ઞાનને હરે છે, સર્વત્ર વ્યાપક છે, ને દૃશ્ય સૂર્યથી વિલક્ષણ છે, તેને નમસ્કાર કરું છું.[૭૨] ચિત્ દીવો કે જે તેલ વગરનો છે, બત્તી વગરનો છે, સ્વભાવ આધારમાં રહ્યો છે, બુદ્ધિનો પ્રકાશ છે ને પરમ પ્રેમનું પાત્ર છે, તેને નમસ્કાર કરું છું.[૭૩] જેમ અગ્નિમાં તપાવેલું લોઢું લોઢા (છીણી) વડે કપાય છે, તેમ મેં કામાગ્નિમાં તપેલાં મનને શાંતિવાળાં મન વડે કાપી નાખ્યું છે.[૭૪] અંતર્વૃત્તિવાળી ઇંદ્રિયો વડે, મન વડે અને અહંકાર વડે બાહ્ય વૃત્તિવાળી

ઇંદ્રિય, મન અને અહંકારને છેદી શેષ રહેલ ચિન્માત્રરૂપ હું છું, ને તેથી સર્વથી શ્રેષ્ઠ છું.[૭૫] હે આત્મા! શ્રદ્ધાએ કરી અશ્રદ્ધાને છેદવાથી, અતૃષ્ણાએ કરી તૃષ્ણાને તજવાથી ને ઉહાપોહવાળી બુદ્ધિએ કરી સંદેહવાળી બુદ્ધિનો નાશ કરવાથી તું જ્ઞાતાપણાના અભિમાન વગરનો જ્ઞપ્તિ (જ્ઞાન) માત્ર સ્વભાવ અને સત્ય છે. તને હું નમસ્કાર કરું છું.[૭૬] વિવેકવાળાં મને કરી મન છેદાવાથી, અહંકાર દૂર થવાથી અને 'હું બ્રહ્મ છું,' એવા ભાવે કરી 'દેહાદિ, હું છું' એવો ભાવ ગળી જવાથી હું કેવળ શુદ્ધ આત્મારૂપ રહ્યો છું.[૭૭] આ મારું શરીર, બુદ્ધિ કે જે ભાવનાનું કારણ છે ને ચિત્ત કે જે ઇચ્છાનું કારણ છે, તે બન્નેથી શૂન્ય છે એટલા માટે અહંકાર વગરનું ને મન વિનાનું છે. તે તો, કેવલ શુદ્ધ જીવન્મુક્ત આત્મા વિષે શ્વાસોચ્છ્વાસ લે છે ને ક્રિયા કરે છે.[૭૮] બ્રહ્મા અને વિષ્ણુ આદિ દેવો કે જેઓ સહજમાં મોટા વૈભવો આપી અનંતભકતોને નીયાલ કરે છે, તેની જે વિશ્રાંતિ છે, તે કરતાં પણ અધિક વિશ્રાંતિ, મને મળી છે.[૭૯] મોહ વેતાલ શાંત થયો, અહંકાર રાક્ષસ ચાલ્યો ગયો; આશા પિશાચણી મૂકી ગઇ, તેથી હું, વિગતજ્વર (નિશ્ચિન્ત) થયો છું.[૮૦] અહંકાર પંખી તૃષ્ણા રસીને છેદી મારાં શરીર પાંજરાં-માંથી કયાં ઉડી ગયું, તે જાણવામાં આવતું નથી.[૮૧] અહંકાર પંખી, મૂલાજ્ઞાન-રૂપી માળો વીંખાઇ જવાથી મારાં શરીર વૃક્ષમાંથી ઉડી કયાં ગયું, તે જાણવામાં આવતું નથી.[૮૨] ઘણી દુર્વાસનાઓ કે જે દેહાદિકમાં આત્મપણાનાં અભિમાનથી મલિન છે ને ભ્રમ નામના સર્વને હિતકારી છે, તે સમાધિએ કરી નાશ પામી, તે ઠીક થયું.[૮૩] આજ દિવસ સુધી હું કોણ હતો, જે મિથ્યા અહંભાવ કરતો હતો.[૮૪] આજ હું, અહંકાર વાદળ દૂર થવાથી પરમાનંદરૂપ થયો છું. કારણ કે મારી વૃત્તિ અપરિચ્છિન્ન બ્રહ્માકાર થઇ છે.[૮૫] આ આત્મા વાકય પ્રમાણે કરી દીઠો, મનને કરી પ્રાપ્ત થયો ને સમાધિમાં ચિરકાલ સમાગમ હોવાથી અનુભવ્યો, હવે તો મેં આત્માને પોતાના દેહની પેઠે સદા અનુભવમાં રાખ્યો છે.[૮૬] આ મારું મન, વિષયનું મનન કરતું નથી, તેથી એષણા વગરનું, અહંકાર વિનાનું, ચેષ્ટા વગરનું, રાગ રંચના રહિત અને ભોગમાં વૈરાગ્યવાળું થયું છે. અને તેથી કરીને ઈંધણા વિનાના અગ્નિની પેઠે શાંતિ પામ્યું છે.[૮૭] તેથી નાના પ્રકારની યોનિમાં જન્મ પરંપરા આપવાવાળી અને કામ, લોભ તથા મોહ આદિને ઉત્પન્ન કરવા-વાળી સર્વે આપત્તિઓ દૂર થઇને પરમાનંદ સ્વરૂપ આત્માની પ્રાપ્તિ થઇ. કારણ કે પ્રત્યગાત્મા વિષે જે અજ્ઞાન જડતા હતી, તેનો જ્ઞાને કરી બાધ થયો.[૮૮]

# સર્ગ ૩૬ મો.*

## પ્રહ્‌લાદજીએ કરેલી આનંદપૂર્વક આત્માની સ્તુતિ.

**प्रह्लाद उवाच**—आत्मा सर्वपदातीतश्चिरात्संस्मृतिमागतः ।
दिष्ट्या लब्धोऽसि भगवन्नमस्तेऽस्तु महात्मने ॥ १ ॥

પ્રહ્લાદ કહે છે—આત્મા નિરતિશય આનંદ સ્વરૂપ છે. તે ઘણે કાળે સ્મરણમાં આવ્યો છે. હે આત્મા! તું પ્રાપ્ત થયો, તે ઠીક થયું. તું અપરિચ્છિન્ન સ્વભાવવાળો છે, તને નમસ્કાર કરું છું.[1] હે આત્મા! હું અભિવંદન કરી દૂધમાં જલની પેઠે સમરસ વૃત્તિએ કરી સમાધિમાં તારો અનુભવ કરું છું. ત્રણે ભુવનમાં તારા વિના પરમ પ્રિય કોણ છે? કોઇ નથી.[2] જ્યાંસુધી તું પ્રાપ્ત થયો નથી, ત્યાંસુધી અભક્તોને હણે છે, ભક્તોનું રક્ષણ કરે છે, ઉપાસકોને ફલ આપે છે, સ્તુતિ કરનાર દ્વારા સ્તુતિ કરે છે, ગમન કર્તારૂપે ગમન કરે છે ને સર્વરૂપે વ્યવહાર કરે છે. મેં તો તને નિત્ય અપરોક્ષ સ્વભાવવાળો જોયો છે. માટે મારી દૃષ્ટિમાં શું કરછ? (કાંઇ પણ નહીં.) કયાં જાછ? (કયાંય પણ નહીં.)[3] હે આત્મા! પોતાની સત્તાએ કરી તું સર્વ જગતને પૂરી રહ્યો છે, ને જગતનો હિતકર્તા છે. હવે તો તું સર્વત્ર સદા જોવામાં આવે છે. માટે તું હવે કયાં નાશી જઇશ?[4] આપણી વચમાં વ્યવધાન કરવાવાળું અજ્ઞાન હતું, તેનો નાશ થયો. તેથી અભેદરૂપ અતિ સમીપમાં આવી નજરે પડ્યો તે ઠીક થયું.[5] તું કૃતાર્થ છે, કર્તા છે, ભોક્તા છે, સંસારનું મૂળ છે, નિત્ય છે, ને શુદ્ધ છે, તને નમસ્કાર કરું છું.[6] તું વિષ્ણુ, રુદ્ર, ઇંદ્ર અને બ્રહ્મા છે. તને નમસ્કાર કરું છું.[7] મારો અને તારો ભેદ, જલ તથા તરંગના ભેદ જેવો વ્યવહાર દૃષ્ટિએ કરીને છે. એટલા જ માટે મિથ્યા કલ્પિત છે.[8] હે આત્મા! અનંત કલ્પના કે જે, નાના પ્રકારની વસ્તુઓ બનાવે છે; ભાવ તથા અભાવવાળી છે, ને પ્રવાહરૂપે નિત્ય છે, તેણે કરી તું પોતે વિકાશ પામે છે.[9] તું સજવા યોગ્ય પદાર્થોનો દૃષ્ટા છો, સજવાવાળો છો, અનંતરૂપે થવાવાળો છો, અને તેથી સર્વ સ્વભાવરૂપ અને અધિષ્ઠાનપણાએ કરી સર્વ વ્યાપી આત્મા

---

* આ છત્રીશમા સર્ગમાં પ્રહ્‌લાદજી દુર્લભ આત્માને પામી, વારંવાર પ્રણામ કરશે, સ્તુતિ કરશે, આનંદ પામશે ને પતિ, સ્ત્રીની સાથે જેમ, તેમ એકાંતમાં આનંદમગ્ન રહેશે એટલી વાત આવશે.

છો, હું તને નમસ્કાર કરું છું[૧૦] હે આત્મા! તું મારા (જીવ)રૂપ છે. મેં કામાદિ દોષને અનુસારે અસન્માર્ગનો ઉપદેશ કર્યો; તે માર્ગે ચાલવાથી તારો ઇશ્વરભાવ ઢંકાઇ ગયો. સ્વર્ગમાં, નરકમાં અને મનુષ્ય લોકમાં ભમ્યો. ત્યાં સુખ દુઃખનો અનુભવ કર્યો. તેથી તને તારાં સ્વરૂપનું જ્ઞાન થયું નહીં; તેમ તારાથી થોડો પણ પુરુષાર્થ થઇ શક્યો નહીં.[૧૧-૧૨] હે દેવ! આ સર્વ જગત્ મૃત્તિકા, કાષ્ઠ, પથ્થર અને જલમય છે. તેમાં તારા વિના એવી કોઇ વસ્તુ નથી કે જેની પ્રાપ્તિ થવાથી પુરુષાર્થની ઇચ્છા પૂર્ણ થાય.[૧૩] હે દેવ! હમણાં વેદાંત શ્રવણથી તારો મેળાપ થયો છે, અભેદ દૃષ્ટિથી તું દેખાયો છે, હમણાં સમાધિમાં જાણવામાં આવ્યો છે ને બુદ્ધિવડે ગ્રહણ કરાયો છે, તું મોહથી મુક્ત થયો માટે તને નમસ્કાર કરું છું.[૧૪] અંતઃકરણ, ચક્ષુદ્વારા ઘટાદિકનું અજ્ઞાન દૂર કરે છે, ત્યારે જે ઘટાદિરૂપે સ્ફુરે છે એટલે જે ચક્ષુવૃત્તિની પ્રથારૂપ છે, તે, દેખવામાં કેમ ન આવે?[૧૫] જે, સ્પાર્શન વૃત્તિએ કરી ચામડીને અને ઉષ્ણતા આદિને વ્યાપ્ત કરે છે, તથા તેલ, સુગંધને પોતાની અંદર જેમ ગ્રહણ કરે છે, તેમ શીત આદિ સ્પર્શને વ્યાપ્ત કરી પ્રકાશે છે તે આત્મા, અનુભવમાં કેમ ન આવે?[૧૬] જે, શબ્દ સાંભળવાથી ગાન અને કાવ્ય આદિના ગુણોને પ્રકાશે છે, ને શરીરમાં રોમાંચ ઉભાં કરે છે, તે આત્મા દૂર કેમ હોય?[૧૭] આત્મા કે જે પ્રથમથી જ સ્વારસિક પ્રેમનો વિષય છે ને જેના સદ્-ભાવથી જીભના ટેરવામાં લાગેલા પદાર્થો સ્વાદ ઉત્પન્ન કરે છે, તે આત્મા સુખરૂપે કોને સ્ફુરતો નથી?[૧૮] જે, ઘ્રાણેન્દ્રિયે કરી કંઠમાં પહેરેલી મા-ળાની સુગંધી લઇ માળાવાળા દેહને જુવે છે, તે આત્મા કોના હાથમાં નથી?[૧૯] જે, વેદમાં, વેદાંતમાં, સિદ્ધાંતમાં, તર્કમાં અને પુરાણોમાં ગવાણો છે, ને તેથી જાણવામાં આવ્યો છે, તે આત્મા કેમ ભૂલાય?[૨૦] હે દેવ! પ્રથમ જે વિષયો પ્રિય લાગતા હતા, હમણાં તે કોઇ પણ તારો સાક્ષાત્કાર થવાથી રુચતા નથી.[૨૧] તારાથી સૂર્ય પ્રકાશક થયો છે ને ચંદ્ર શીતલ થયો છે.[૨૨] તારાથી જ આ પર્વતો વજનવાળા થયા છે. વાયુ આદિ આકાશચારીઓ પણ તેં જ ધારણ કર્યા છે, પૃથ્વી ધારણ કરી છે, અને અવકાશવાળું આકાશ પણ તેં જ ધારણ કર્યું છે.[૨૩] હે દેવ! ભાગ્યે કરી હું તારા ભાવને પ્રાપ્ત થયો છું ને તું મારા ભાવને પ્રાપ્ત થયો છે. હું તુંરૂપ છું. તું હુંરૂપ છે. આપણ બન્નેમાં ભેદ નથી.[૨૪] પરમાત્મા કે જે લક્ષ્યાર્થ છે, તેના બોધ માટે 'अहं' હું અને 'त्वं' 'તું' એ બન્ને શબ્દ પર્યાય છે. તું કારણો-પાધિવાળાનો વાચ્ય અર્થ છે ને હું કાર્યોપાધિનો વાચ્ય અર્થ છું. તે બંનેના વાચક

'અહં' અને ત્વં' શબ્દ ઉપાધિરૂપ એક અધિકરણમાં મળેલા છે, તેને હું નમસ્કાર કરું છું.[૨૫] હું અનંત, અહંકારરહિત રૂપ વગરનો, અને બ્રહ્મરૂપે છું. હું મને નમસ્કાર કરું છું.[૨૬] હે બ્રહ્મ! હું કે જે પ્રત્યગાત્મ સ્વભાવ છું. તેને વિષે તું રહે છે, પણ કદાપિ પરાગ્ભાવમાં રહેતું નથી.[૨૭] તું મારા વિષે રહે છે, તેથી જ મન સંકલ્પ વિકલ્પ કરે છે, ઇંદ્રિયો પોતપોતાના વિષયોનું ગ્રહણ કરે છે, પ્રાણ તથા અપાન પોતપોતાનું કામ કરે છે.[૨૮] આશારૂપી દોર (રાસ)વડે ખેંચાયેલા દેહ-યંત્રો (જલ ખેંચવાના કોશ) વહે છે. દેહો, ચામડી, માંસ અને હાડથી ભરેલાં છે. મન, એ દેહયંત્ર ચલાવે છે.[૨૯] હું કેવલ જ્ઞાનસ્વરૂપ છું, પણ કોઇ શક્તિ કે દેહમાં રહેવાવાળો અહંકાર આદિ નથી. દેહ પડે અથવા રહે, તેનું મને કામ નથી.[૩૦] હું ચિરકાલે બ્રહ્મરૂપે થયો છું. આ સ્વસ્વરૂપનો લાભ ઘણે કાળે થયો છે. પ્રલય વખતે જગત્ શાંત થાય તેમ મારો ભ્રમ, બહુ કાળે શાંત થયો છે.[૩૧] સંસાર માર્ગ મહા મોટો છે. તેમાં આજસૂધી ભમવાથી હું થાકી ગયો છું. હમણાં વિશ્રાંતિ પામ્યો છું.[૩૨] તું કે જે હું રૂપ છે, જગતથી અળગો છે ને જગદ્રૂપ છે, તેને નમસ્કાર કરું છું. જે, તને મારા રૂપ કહે છે, તે ગુરુઓને અને વેદાંત શાસ્ત્રોને પણ નમસ્કાર કરું છું.[૩૩] પરમાત્માની સાક્ષિતા સર્વ ભોગોનો પ્રકાશ કરે છે તથાપિ ભોગના ગુણદોષથી વર્જિત છે, ઉદાસીન છે, અને શ્રેષ્ઠ છે.[૩૪] હે આત્મા! પુષ્પમાં જેમ સુગંધ, ધમણમાં જેમ વાયુ, તિલમાં જેમ તેલ તેમ તું સર્વત્ર વ્યાપી રહ્યો છે. તાત્પર્ય કે સર્વમાં સારરૂપ આત્મા છે.[૩૫] અહં-કાર વગરનો પણ તું, હણવાવાળો, પાલન કરવાવાળો, દાન દેવાવાળો, સ્ફુરવાવાળો, અને ચેષ્ટા કરવાવાળો છે. એટલે સર્વ કર્તા પણ તું જ છે. તારી માયા વિચિત્ર છે.[૩૬] હું સૃષ્ટિ વખતે તારાથી શક્તિવાળો થઈ, સર્વ જગતને ઉત્પન્ન કરી, તારારૂપે પાલન કરું છું ને પ્રલય વખતે સર્વ જગતનો લય કરી તું રૂપ થઇ રહું છું.[૩૭] વડના બીજમાં વડ જેમ સૂક્ષ્મરૂપે છે તેમ તું કે જે અતિ સૂક્ષ્મ છે તેને વિષે ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન જગત્ છે.[૩૮] હે દેવ! ઘોડા, હાથી અને રથને આકારે મેઘ જેમ આકાશમાં દેખાય છે, તેમ તું મનુષ્યપર પક્ષી આદિ અનંત પદાર્થો રૂપે દેખાય છે.[૩૯] હે સંસારી આત્મા! નાના પ્રકારના વિકારવાળા પદા-ર્થોના બાધ માટે અને પરમાનંદરૂપ આત્માની પ્રકટતા માટે આત્મજ્ઞાને કરી તું સદા જીવન્મુક્ત થા પણ બંધન ન પામીશ.[૪૦] તેમ થવાના ઉપાય સાંભળ. પ્રથમ તો કામ, ક્રોધ, અભિમાન, રાગ, દ્વેષ અને ક્રૂરતાને તજી દે. એ સર્વ પ્રકૃતિના

ગુણો છે. મહાપુરુષો તેમાં ડૂબતા નથી.[૪૧] 'હું કોણ છું' ને તે અજ્ઞાન દશા કેવી હતી, તેનો વિચાર કરી આગળની સંસાર દશાનું વારંવાર સ્મરણ કર. ને સંસારને હસી કાઢ.[૪૨] હે અજ્ઞાની જીવ! જેમાં તું, ચિન્તારૂપી અગ્નિથી વ્યાપ્ત હતો, તે તારા દિવસો ગયા. તેવા મોટા કાર્યના સમારંભો ગયા.[૪૩] હવે તો તું શરીરરૂપી શહેરમાં મોટો રાજા થયો છે. જેમ આકાશ મુઠીમાં આવતું નથી, તેમ તું સુખ-દુઃખના પંજામાં આવે તેમ નથી.[૪૪] હમણાં તે ઇંદ્રિયરૂપી દુષ્ટ ઘોડાને જિતી લીધા, મન નામના હાથીને જિત્યો, ભોગ શત્રુને ચારે તરફથી કચરી નાંખ્યો. તેથી જ તું સામ્રાજ્ય સુખ ભોગવે છે.[૪૫] તું સૂર્યની પેઠે અપાર આકાશ (બ્રહ્મ-આકાશ) નો વટેમાર્ગુ છે. તારે વિષે સદા જગતના ઉદય અસ્તની પેઠે. ઉત્પત્તિ અને પ્રલય થાય છે. તું, બહાર અને અંદર નિરંતર પ્રકાશ કરે છે.[૪૬] તું અનાદિ કાલનો સૂતો છે. જીવનાં અદષ્ટે કરી અદષ્ટ ભોગ માટે માત્ર તેટલા અંશમાં જાગે છે, પણ પૂર્ણાત્મરૂપે જાગતો નથી. તેથી તુંને સર્વત્ર સ્વરૂપનું જ્ઞાન થતું નથી.[૪૭] હે દેવ! ઇંદ્રિય વૃત્તિરૂપી મધમાંખીઓએ લાવી આપેલાં રૂપ આદિ વિષયોરૂપી મધને નેત્ર આદિ ઝરુખામાં બેઠેલી ચિત્ શક્તિ સ્વીકારે છે; ને તું તેનું પાન કરે છે.[૪૮] યોગીઓ પ્રાણોત્ક્રમણ વખતે જે સુષુમ્ણા આદિ નાડી માર્ગે લોકાંતરમાં જાય છે; ને પરકાયમાં પ્રવેશ કરે છે, તે સર્વ માર્ગોનો પ્રકાશક પણ તું જ છે.[૪૯] હે આત્મા! દેહ પુષ્પમાં તું સુગન્ધ છે, તું દેહ ચંદ્રમાં પરમાર્થ સત્યરૂપી અમૃત છે. દેહરૂપી શાખામાં રાગ આદિ નવાંકુરનું કારણ રસ તું છે, ને દેહરૂપી હિમમાં શીતલતા પણ તું છે.[૫૦] શરીરમાં પ્રાણીઓને જે સ્નેહ છે, તે પણ તારા વિષે જ છે. કારણ કે તું જ્યારે શરીરમાંથી અભિમાન મૂકી દે છે, ત્યારે તે સ્નેહ જોવામાં આવતો નથી. જેમ અગ્નિ, લાકડામાં રહે છે, તેમ તું સર્વ દેહની અંદર રહે છે.[૫૧] તું જ અમૃતરૂપ છે, સૂર્યાદિકના પ્રકાશનું કારણ છે, પદાર્થોનો જાણવાવાળો અને તેજનો પણ પ્રકાશક છે.[૫૨] સર્વ પ્રાણનો સ્પંદ તું છે, મનનો મદ તું છે એટલે ભ્રાંતિનું કારણ તું છે, બુદ્ધિરૂપી અગ્નિ શિખાની ઉષ્ણતાનું અને પ્રકાશનું કારણ તું છે.[૫૩] મરણ, મૂર્ચ્છા અને સ્વપ્નમાં વાણી બંધ થાય છે, તેનું કારણ તું છે. વળી બીજા દેહમાં વાણી ઉત્પન્ન થાય છે, તનું કારણ પણ તું જ છે.[૫૪] જેમ સુવર્ણ-માંથી કડાં આદિ દાગીનાઓ થાય છે, તેમ તારામાંથી સંસારના પદાર્થો થાય છે.[૫૫] 'આ' 'તું' 'હું' ઇત્યાદિ શબ્દોવડે વ્યવહાર કરવાવાળો પણ તું જ છે, અન્ય કોઇ નથી.[૫૬] આકાશમાં રહેલો મેઘ, હાથી, ઘોડા અને મનુષ્યરૂપે જેમ જોવામાં

આવે છે, તેમ તું સર્વ પ્રાણીરૂપે જોવામાં આવે છે.[૫૭] જેમ કોઇ વખતે અગ્નિની જ્વાલામાં હાથી ઘોડાના આકારો જોવામાં આવે છે, તેમ તારા વિષે સર્વ પ્રાણીના આકારો જોવામાં આવે છે.[૫૮] બ્રહ્માંડોરૂપી મોતીમાં અવિચ્છિન્ન દોરારૂપે તું છે. પ્રાણીરૂપી અનાજનું ક્ષેત્ર તું છે, કે જેમાં ચિતરૂપી ખાતર છે.[૫૯] જેમ માંસનો સ્વાદ પાકથી પ્રકટ થાય છે. તેમ અવિદ્યા બીજમાં રહેલા પદાર્થોનું તત્ત્વ સૃષ્ટિદ્વારા તું પ્રકટ કરે છે.[૬૦] જેમ સ્ત્રીનું રૂપ વિદ્યમાન છતાં પણ આંધળાની દૃષ્ટિમાં નથી આવતું, તેમ પદાર્થ શક્તિ વિદ્યમાન છતાં પણ તારા સંકલ્પના અભાવથી નથી જણાતી.[૬૧] જેમ અરિસામાં પડેલું પોતાના મુખનું પ્રતિબિંબ દેખાય છે, છતાં પણ સ્ત્રી ચુંબનાદિકથી થતી તૃપ્તિ માટે તથા કામ શાંતિ માટે ઉપયોગી નથી, તેમ તું અર્થ ક્રિયા શક્તિવડે જે પદાર્થની ઉપર અનુગ્રહ કરતો નથી, તે પદાર્થ અર્થ ક્રિયામાં સમર્થ નથી.[૬૨] જેમ પર્વતની ઉંચાઈ વિદ્યમાન છતાં પણ અંધારી રાત્રિમાં દેખાતી નથી, તેમ દેહ વિદ્યમાન છતાં પણ તારા વિના ક્રિયા દેખાતી નથી.[૬૩] જેમ સૂર્ય પ્રકાશની પ્રાપ્તિથી અંધકાર, દીવા આદિનું તેજ તથા હિમ નાશ પામે છે,તેમ તારી પ્રાપ્તિથી સુખ દુઃખ સર્વ નાશ પામે છે.[૬૪] જેમ સૂર્યના પ્રકાશે કરી ધોળા, પીળા આદિ રંગો જોવામાં આવે છે, તેમ તારી દૃષ્ટિએ કરીને સુખ આદિ સર્વે અનુભવમાં આવે છે.[૬૫] એ સુખાદિ સર્વે તારા વડે સત્તા પામે છે, ને તારા સાક્ષાત્કાર વખતે નાશ પામે છે, પરંતુ જેમ દીવાને દેખતાં અંધકાર નાશ પામે છે, તેમ તને દેખતાં સુખાદિ નાશ પામે છે. તાત્પર્ય કે સુખાદિની ઉત્પત્તિનો સાક્ષી અને નાશનો સાક્ષી પણ તું જ છે.[૬૬] જેમ અંધકારની સત્તા દીપકના અભાવમાં છે, તે દીપનો સંબંધ થતાં વારમાં નાશ પામે છે, તેમ સુખ દુઃખની સત્તા તારા અજ્ઞાનમાં છે. જ્ઞાન થતાં વારમાં તો તે સમૂળી નાશ પામે છે.[૬૭–૬૮] એ સુખ દુઃખ આદિ, વિષયનો નાશ થવાથી તું કે જે પરમાનંદરૂપ અને પ્રકાશ સ્વરૂપ છો તેને વિષે અતિ સૂક્ષ્મકાલકલાની પેઠે ક્ષણ વાર પણ રહી શકતી નથી.[૬૯] સુખ દુઃખાદિકની ભાવના તારા અજ્ઞાનથી ગંધર્વ નગરની પેઠે સત્ય જેવી સ્ફુરે છે, પણ જો તારો સાક્ષાત્કાર થાય તો તત્કાલ નાશ પામે છે.[૭૦] સુખ દુઃખાદિ ભાવના અજ્ઞાન દૃષ્ટિથી ઉત્પન્ન થાય છે, ને જ્ઞાન દૃષ્ટિથી નાશ પામે છે. તેથી મરણ પામેલી સ્વપ્નમાં જાણે ઉત્પન્ન થઇ હોય, ને સ્વપ્નમાં થયેલી જાગ્રતમાં મરણ પામી હોય, તેમ જોવામાં આવે છે, એટલે એ સુખ દુઃખ ભાવના મિથ્યા છે.[૭૧] મિથ્યા પદાર્થોનું ક્ષણાવસ્થાયિપણું પણ ઘટતું નથી, તેથી જેમ પથ્થર જેવા

જોવામાં આવતા તરંગો વડે પાજ બાંધી શકાતી નથી, તેમ મિથ્યા પદાર્થોથી કાર્ય થઇ શકતું નથી.૭૨ જો મિથ્યા પદાર્થ ક્રિયા કરે તો આ લોક વીજળીની માળા કરી આનંદ પામે!! તાત્પર્ય કે 'મિથ્યા પદાર્થો, ક્રિયા કરી શકતા નથી, સૌગત (બૌદ્ધ) મતવાળા, મિથ્યા પદાર્થો ક્રિયા કરે છે' એમ માને છે, તેમાં કાંઇ પ્રમાણ નથી.૭૩ આ સુખ દુઃખાદિકની દુર્ઘટતાને વિવેકી પુરુષો જાણે છે. વિવેકી પુરુષોના મનમાં રહી તું, તે દુર્ઘટતાને જાણે છે, કારણ કે સુખ દુઃખ વખતે તારી સ્થિતિ બદલાતી નથી.૭૪ હે આત્મા!! અવિવેકી પુરુષો તારા વિષે નામરૂપની કલ્પના કરે છે, ને તે કલ્પનાઓ અનંત છે, એટલા માટે 'અવિવેકી પુરુષોને વિષે હું કેવો છું, એ તારાં પ્રશ્નનો ઉત્તર મારી વાણી આપી શકે તેમ નથી.૭૫ તું ચેષ્ટા રહિત છે, નિરવયવ છે, અહંકારરહિત છે, જાગ્રતમાં સ્થૂલ દેહની મુખ્યતાથી તેની ઉપાધિવાળો છે, અને સ્વપ્નમાં સૂક્ષ્મ શરીરની મુખ્યતાથી તેની ઉપાધિવાળો છે. તેં કર્તાપણું સ્વીકાર્યું છે, તેથી અનંત નામ રૂપની કલ્પના અધિષ્ઠાનરૂપે તું જોવામાં આવે છે.૭૬ હે દેવ! તું બ્રહ્માંડ આદિ આકારવાળો છે, શાંતિ પરાયણ છે, સર્વ પ્રમાણનો અવિષય છે, ને સર્વ પ્રમાણે કરી જાણવા યોગ્ય છે. તું જય પામ.૭૭ તું અવિદ્યાએ કરી જન્મેલો છે, ક્ષયવાળો છે, પદાર્થરૂપ છે, અને જિતવા યોગ્ય છે, પણ પરમાર્થ દૃષ્ટિથી અજન્મા છે, અક્ષય છે, પદાર્થથી અળગો છે, અને અજિત છે.૭૮ હું અવિદ્યાકલ્પિત છું માટે ઉલ્લાસ પામું છું, શાંત થાઉં છું, સ્થિર છું, ને પ્રાપ્ત થયો છું. જયવાળો છું ને શેષ રહેલાં પ્રારબ્ધને જિતવા માટે જીવું છું. હે આત્મા! પ્રત્યગાત્મારૂપ જે તું તેને હું નમસ્કાર કરું છું, હે આત્મા! તારા રૂપ મારી સ્થિતિ થવાથી હવે બંધન ક્યાં? સંપત્તિ ક્યાં? વિપત્તિ ક્યાં? જન્મ મરણ ક્યાં? બંધન આદિ કાંઇ પણ મને નથી. મારા સર્વે અનર્થો નિવૃત્ત થયા છે, માટે હું પરમ વિશ્રાંતિ પામ્યો છું.૮૦



# સર્ગ ૩૭ મો.*

## પ્રહ્‌લાદજીની સમાધિ અને દૈત્યોની દુર્દશા.

श्रीवसिष्ठ उवाच–इति संचिंतयन्नेव प्रह्लादः परवीरहा ।
निर्विकल्पपरानंदसमाधिं समुपाययौ ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! પ્રહ્લાદજી, એવી રીતે આત્મ વિચાર કરતાં નિર્વિકલ્પ સમાધિને પ્રાપ્ત થયા.[૧] તેથી ચિત્રમાં ચીતરેલા હોય ને શિલામાંથી કોતરી કાઢેલા હોય તેમ સ્વરૂપ સામ્રાજ્યને પ્રાપ્ત થયેલા જણાતા હતા.[૨] નિર્વિકલ્પ સમાધિમાં મેરુની પેઠે અચળ રહેલા પ્રહ્‌લાદજીનો ઘણો કાળ નીકળી ગયો.[૩] જેમ ઘણું જલ પાવાથી પણ સમય વિના બીજમાંથી અંકુર નીકળતો નથી, તેમ દૈત્યોએ જગાડયા તોપણ પ્રહ્‌લાદજી જાગ્યા નહીં.[૪] બ્રહ્મમાં જ જેનું મન છે, અને બાહ્ય દૃષ્ટિ રહિત છે એવા પ્રહ્‌લાદજી હજારો વર્ષ પર્યંત પથ્થરમાં કોતરેલા સૂર્યની પેઠે સ્થિર થઇ રહ્યા.[૫] નિર્વિકલ્પ સમાધિ કે જેમાં પરમાનંદ છે, તેમાં રહેલા પ્રહ્‌લાદજી, દેહમાત્ર શેષ હોવાથી જાણે મરણ પામ્યા હોય તેમ બીજાના જોવામાં આવતા હતા.[૬] પ્રહ્‌લાદજી જ્યાંસુધી સમાધિમાં હતા, ત્યાંસુધી પાતાલ રાજા વગરનું હતું; તેથી બલવાન્ શત્રુઓ પાતાલવાસી દૈત્યોને પીડતા હતા.[૭] હિરણ્યકશિપુ નાશ પામ્યો, ને પ્રહ્લાદજી સમાધિમાં બેઠા, તેથી પાતાલમાં કોઇ પણ રાજા ન હતો; તેથી ચિંતામાં પડેલા દૈત્યોએ મોટો પ્રયત્ન કર્યો તો પણ પ્રહ્લાદજી જાગ્યા નહીં;[૮–૯] તે રાત્રિમાં કમલની પેઠે સમાધિમાં જ રહ્યા.[૧૦] તેનું ચિત્ત ગળી ગયું હતું તેથી સૂતેલા પુરુષની પેઠે જ્ઞાન વાર્તા પણ તેના જાણવામાં આવતી ન હતી.[૧૧] હવે ઉદ્વેગ પામેલા કેટલાક દૈત્યો જ્યાં ત્યાં નાસી ગયા. કેટલાક પોતાની ઇચ્છા પ્રમાણે નિર્ભય થઇ ભમતા હતા. એવી રીતે રાજા વિનાનું પાતાલ અસ્તવ્યસ્ત થઇ ગયું.[૧૨–૧૩] બલવાન્ પુરુષો નિડર થઇ સ્ત્રીઓના અલંકારો હરી જતા હતા, સ્ત્રીઓને પીડતા હતા, એક બીજાનાં વસ્ત્ર ખેંચી જતા હતા,[૧૪] જ્યાં ત્યાં પુરુષો પોકાર કરતા હતા, ઉત્તમ સ્થાનો ભાંગી ગયાં હતાં અને શહેરનાં વૃક્ષો તથા મનુષ્યો રઝળતાં હતાં ને દુઃખી હતાં.[૧૫] અસુરના ગણો, ચિંતામાં પડયા હતા;

* આ સાડત્રીશમા સર્ગમાં પ્રહ્લાદજી સમાધિસ્થ હોવાથી નાયક વિના દૈત્યોના શહેરની દુષ્ટોએ દુર્દશા કરી.' એટલી વાત કહેવામાં આવશે.

સગાં સંબંધીઓને અન્ન કે ફલ મળતાં ન હતાં; અકસ્માત્ ઉત્પાતો થતા હતા; ને દિશાઓ સૂની પડી ગઇ હતી.[૧૬] દેવતાનાં બાલકો પણ દુઃખ દેતાં હતાં; ચાંડાલ અને પિશાચ આદિ પણ ઉપદ્રવ કરતા હતા; તેથી પાતાલ પ્રાણી વગરનું, શોભા વિનાનું અને ઉજ્જડ જેવું થઇ ગયું.[૧૭] સ્ત્રીઓ, ધન, સ્નેહ, સંકેત અને યુદ્ધ ઇત્યાદિ કોઇની પણ વ્યવસ્થા ન હતી. સ્ત્રી અને ધન, હરાઇ જવાથી જ્યાં ત્યાં પોકાર થતા હતા. કલિયુગના દુષ્ટ જેવા ત્યાં દુષ્ટો વધી ગયા હતા તેથી દૈત્યો બહુ વ્યાકુલ થઈ ગયા હતા.[૧૮]

# સર્ગ ૩૮ મો.*

## હરિભગવાને કરેલી ચિન્તા.

**श्रीवसिष्ठ उवाच**—अथाखिलजगज्जालपरिपालनदेवनः ।
क्षीरोदनगरे शेषशय्यासनगतो हरिः ॥ १ ॥

**વસિષ્ઠ** કહે છે—હે **રામ**! હવે સર્વ જગતની નિયતિનું પાલન કરવાવાળા શેષશાયી ભગવાન્ ક્ષીર સાગરમાં સૂતા હતા. તે, દેવોએ સ્તુતિ કરવાથી તેઓનું કાર્ય સાધવા માટે કાર્તિક શુદિ અગીયારસને દિવસે જાગ્યા; અને તે વખતની ત્રણે લોકની સ્થિતિનો વિચાર કરવા લાગ્યા.[૧-૨] તેમાં પ્રથમ મનવડે સ્વર્ગની સ્થિતિ જોઇ. પછી પૃથ્વીની સ્થિતિ જોઇને પાતાલની સ્થિતિનો વિચાર કરવા લાગ્યા.[૩] ત્યારે પ્રહ્‌લાદજીને સમાધિમાં રહેલા જોઇ અને ઇંદ્રપુરીમાં વધેલી સંપત્તિને જોઇ, જે પ્રથમ ક્ષીર સમુદ્રમાં સૂતા હતા ને જાગ્યા પછી શેષનાગ ઉપર પદ્માસન વાળી બેઠા હતા તથા શંખ, ચક્ર અને ગદાને ધારણ કરતા હતા, એવા અંતર્યામી વિષ્ણુ ભગવાનના મનમાં વિચાર થયો.[૪-૬] કે પ્રહ્‌લાદજી સમાધિમાં છે, એટલે પાતાલ, રાજા વગરનું થઇ ગયું એ કષ્ટની વાત છે. કેમકે પૃથ્વી પ્રાયઃ દૈત્ય વિનાની થઇ ગઇ.[૭] તેથી સર્વ દેવતાઓ દુષ્કાલની નદીની પેઠે શાંતિ પામશે.[૮] એટલે અભિમાનની નિવૃત્તિથી અને સ્વર્ગાદિ સુખમાં પણ વૈરાગ્ય હોવાથી દેવતાઓ અદ્વિતીય મોક્ષપદને પામશે.[૯] દેવતાઓ શાંતિ પામશે, ત્યારે

* આ આડત્રીશમા સર્ગમાં જગત્‌ની વ્યવસ્થા માટે અને દૈત્યોના રક્ષણ માટે પ્રહ્‌લાદજીને જગાડવાને માટે હરિભગવાનને ચિંતા થઈ, એટલી વાત આવશે

મનુષ્યો પણ શાંતિ પામશે. આમ થવાથી પૃથ્વી ઉપર યજ્ઞ તપ આદિ સર્વ ક્રિયાઓનો ઉચ્છેદ થશે.[૧૦] વળી ભૂર્લોક અસ્ત પામશે ને તેથી સંસાર કે જે કર્માધીન છે તેના ઉચ્છેદનો પ્રસંગ આવશે.[૧૧] આ ત્રિભુવન પ્રલય પર્યન્ત રહે એવી કલ્પનાથી મેં ઉત્પન્ન કર્યું છે, તે, વખત વિના તડકામાં હિમની પેઠે નાશ પામશે.[૧૨] આમ થતાં તો મેં પોતે પોતાની લીલાનો નાશ કર્યો ગણાશે, તે શું યોગ્ય કર્યું ગણાશે? નહીં.[૧૩] લીલાનો નાશ થવાથી લીલા માટે ધારણ કરેલા શરીરનો ઉપસંહાર કરી ફરીથી સંસાર ન થાય તે માટે હું પણ પૂર્ણપદમાં રહીશ.[૧૪] એવી રીતે અવસર વિના જગત્‌નો નાશ થતાં સુષુપ્તિમાં સર્વ દુઃખની શાંતિરૂપ સર્વ જીવોનું શ્રેય તો થશે, પણ મોક્ષરૂપ શ્રેય થશે નહીં. માટે સર્વ જીવોને ક્રમથી મોક્ષનો લાભ મળે એટલા માટે દૈત્યો જીવતા રહેવાં જોઇએ.[૧૫] દૈત્યોના ઉદ્યોગથી દેવતાઓ પ્રવૃત્તિમાં સાવધાન રહેશે; તેથી યજ્ઞ, તપ આદિ ક્રિયાઓ ચાલુ રહેશે એટલે સંસાર બરાબર ચાલશે; નાશ પામશે નહીં[૧૬] તે માટે પાતાલમાં જઇ આગળની પેઠે પ્રહ્‌લાદજીને પોતાનાં કામમાં લગાડું.[૧૭] પ્રહ્‌લાદને મૂકી બીજા દૈત્યને પાતાલનો રાજા કરું તો તે દેવોને પીડે, તે પણ ઠીક નહીં.[૧૮] વળી પ્રહ્‌લાદનો આ દેહ છેલ્લો છે, ને તે જ્ઞાની હોવાથી અતિ પવિત્ર છે. 'એ દેહ કલ્પ પર્યંત રહે.' એવો પરમેશ્વરની નિયતિનો નિશ્ચય છે. એટલે પ્રહ્‌લાદે દેહ સહવર્તમાન કલ્પ પર્યંત રહેવું જોઇએ.[૧૯–૨૦] તે માટે મેઘ જેમ મયૂરને જગાડે, તેમ હું એ પ્રહ્‌લાદને પાતાલમાં જઇ જગાડું.[૨૧] પછી પ્રહ્‌લાદ જીવન્મુક્ત દશામાં રહી, મનની ચેષ્ટા વિના મોટી વસ્તુનાં પ્રતિબિંબને ભોગવે તેમ દૈત્યોનું રાજ્ય ભોગવે.[૨૨] તેમ કરવાથી સંસાર નાશ પામશે નહીં. દેવ અને દૈત્યોનું વૈર ચાલુ રહેશે. એ જ મારી લીલા થશે.[૨૩] જો કે જગતની ઉત્પત્તિ તથા લય બન્ને મને સમાન છે, તો પણ આગળ પ્રમાણે સૃષ્ટિ ચાલે તો ઠીક. તેના ફેરફારથી મને શું ફલ છે?[૨૪] હું જે કાંઈ કરું છું, તે અભિનિવેશ વિના કરું છું. તેથી યોગનિદ્રાનું સુખ તજી પાતાલમાં જવું તે પણ યોગનિદ્રા સુખ જ છે. તે સુખ, ગમનાદિકના ભાવમાં કે અભાવમાં તેની સ્થિતિમાં કે નાશમાં સર્વત્ર સમાન છે.[૨૫] તે માટે પાતાલમાં જઇ પ્રહ્‌લાદને જગાડું. હું જઇશ, તોપણ અચલ જ છું. કેમકે અજ્ઞાનીની પેઠે હું સંસાર લીલા કરતો નથી.[૨૬] જેમાં દુષ્ટોનો મોટો ઉપદ્રવ છે એવાં પાતાલમાં જઇ સૂર્ય કમળને જેમ જગાડે છે, તેમ હું પ્રહ્લાદને જગાડું ને વર્ષાઋતુ પર્વતમાં મેઘને જેમ સ્થિર કરે છે, તેમ હું સંપૂર્ણ જગતને સ્થિર કરું.[૨૭]

# સર્ગ ૩૯ મો.*

## પ્રહ્લાદ પ્રત્યે નારાયણનાં વચનો.

**श्रीवसिष्ठ उवाच**–इति संचिन्त्य सर्वात्मा क्षीरोदादात्मकापुरात् ।
चचाल परिवारेण सहसानुरिवाचलः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! એવી રીતે વિચાર કરી હરિ ભગવાન્ ક્ષીર સાગરમાંથી પરિવાર સહવર્તમાન ચાલ્યા.[1] બ્રહ્માના સંકલ્પથી ક્ષીર સાગરનું જલ જેમાં જતું નથી એવાં ક્ષીર સાગરના તળીયાનાં છિદ્રમાંથી ભગવાન્ પાતાલ, કે જે ઇંદ્રપુરી જેવું છે તેમાં ગયા.[2] ત્યાં મેરુ પર્વતની ગુફામાં બેઠેલા બ્રહ્માજી જેવા પ્રહ્લાદજીને સુવર્ણનાં મેહેલની અંદર બેઠેલા જોયા.[3] સૂર્યનાં તેજથી ઘૂડ જેમ અંધ થાય તેમ ભગવાનના તેજથી નિસ્તેજ થઇ ગયેલા દૈત્યો ભયથી દૂર ભાગી ગયા.[4] માત્ર બે ત્રણ દૈત્યોની સાથે અને પોતાના પરિવારની સાથે ભગવાને પ્રહ્લાદના મેહેલમાં પ્રવેશ કર્યો.[5] તે વખતે તે ભગવાન્ ગરુડ ઉપર બેઠા હતા, લક્ષ્મીજી ચામર કરતાં હતાં. પોતાનાં આયુધો અને પરિવારોથી વીંટાયેલા હતા. અને દેવર્ષિઓ તથા મુનિઓ તેમને વંદન કરતા હતા.[6] પછી 'મહા મનવાળા! હે પ્રહ્લાદ! તું સમાધિમાંથી ઉઠ' એમ કહી ભગવાને પાંચજન્ય શંખનો નાદ કર્યો. જેથી દિશાઓ ગાજી રહી.[7] તે શબ્દ પ્રલયના મેઘની ગર્જના જેવો તથા સાગરના શબ્દ જેવો મહાન્ ગંભીર હતો.[8] તેના ભયથી મેઘની ગર્જનાથી રાજહંસો ત્રાસ પામે તેમ દૈત્યો મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડી ગયા.[9] અને વિષ્ણુના પરિવારો ભય વિના અતિ આનંદ પામ્યા.[10] વર્ષા ઋતુમાં કદમ્બનું વૃક્ષ જેમ ધીમે ધીમે ફૂલે તેમ તે નાદથી પ્રહ્લાદજી ધીમે ધીમે જાગ્યા.[11] બ્રહ્મરંધ્રમાંથી ઉઠેલી પ્રાણશક્તિએ, ગંગા, સમુદ્રને જેમ પૂર્ણ કરે, તેમ પ્રહ્લાદના શરીરને પૂર્ણ કરી દીધું.[12] ને ઉદય થયા પછી સૂર્યની પ્રભા ભુવનને જેમ જાગ્રત કરે તેમ ક્ષણવારમાં પ્રહ્લાદના શરીરને જાગ્રત્ કર્યું.[13] ઇંદ્રિયો પોત પોતાના ગોલકમાં સચેત થઇ ત્યારે લિંગ શરીરમાં પ્રતિબિંબવાળી ચિત્ દ્વૈતમાં તત્પર થઇ. તેથી તે ચિત્ અરીસામાં દેખાતા મુખની પેઠે મને કે જે ચિત્ તથા જડરૂપ છે તેને રૂપે થઇ.[14–15] એવી

* આ ઓગણચાલીશમા સર્ગમાં હરિ ભગવાને પાતાલમાં જઈ પ્રહ્લાદને જગાડ્યા; ને કલ્પ પર્યંત રાજ્યનું પાલન કરો, એવી આજ્ઞા કરી, એટલી વાત આવશે.

રીતે મન જ્યારે જાગ્રત્ થયું ત્યારે પ્રાત:કાળમાં શ્યામ કમલની પેઠે તેનાં બન્ને નેત્ર, ખુલ્લી ગયાં.[૧૬] પ્રાણ અપાન ચાલવા લાગ્યા. નાડીઓ પણ સચેત થઇ. ત્યારે તેનું શરીર, વાયુથી ચલાયમાન કમલની પેઠે ચાલવા લાગ્યું.[૧૭] નિમેષ માત્રમાં તો તેનું મન વિશેષ જાગ્રત્ થયું. એવી રીતે નેત્ર, મન અને પ્રાણ જાગ્રત્ થયાં ત્યારે પ્રહ્લાદનું શરીર ફૂલેલાં કમલવાળાં તળાવની પેઠે શોભવા લાગ્યું.[૧૮-૧૯] એ અવસરે 'જાગો' એમ ભગવાનના કહેવાથી મેઘનો શબ્દ સાંભળી મોર જેમ જાગે તેમ પ્રહ્લાદજી તત્કાળ જાગ્યા.[૨૦] ને બરાબર સાવધાન થયા ત્યારે નાભિ-કમળમાં રહેલા બ્રહ્માજી પ્રત્યે પૂર્વે જેમ બોલ્યા હતા તેમ પ્રહ્લાદજી પ્રત્યે ભગવાન્ બોલ્યા.[૨૧] કે હે પ્રહ્લાદ! મહા વૈભવવાળા રાજ્યને અને શરીરને સંભાળો. વખત વિના શરીરને શાંત શા માટે કરો છો?[૨૨] તમે તો પ્રિયતા અપ્રિયતાનાં સંક-લ્પથી મુક્ત છો, તેથી દેહમાં રહેલા પ્રિય અપ્રિય પદાર્થોથી તમને કાંઇ હાનિ નથી.[૨૩] હું, તમારાં આયુષનો નિયમ હું જાણું છું. તમારો આ દેહ કલ્પ પર્યંત રહેશે.[૨૪] માટે તમે જીવન્મુક્ત ભાવમાં રહી કલ્પ પર્યંત આ રાજ્યનું પાલન કરો. ને આ ને આ શરીર ચલાવો.[૨૫] પ્રલય થાય ને આ શરીરનો નાશ થાય ત્યારે ઘટ ફૂટી જવાથી ઘટાકાશ, મહાકાશમાં જેમ મળી જાય, તેમ તમારે બ્રહ્મસ્વરૂપમાં લીન થઇ જવું.[૨૬] આ તમારું શરીર, કે જે કલ્પ પર્યંત રહે તેવું છે, શુદ્ધ છે, ને કાર્ય કારણને જાણે છે, તે જીવન્મુક્તના ભોગને યોગ્ય છે.[૨૭] હે પ્રહ્લાદ! બારે સૂર્યો ઉગ્યા નથી, પર્વતો પડયા નથી, ને જગત્ બળી ગયું નથી, એટલે આ પ્રલયનો વખત નથી. છતાં શરીરને વૃથા કાં તજો છો?[૨૮] બળી ગયેલાં ત્રણે લોકની ભસ્મને ઉરાડતો એવો વાયુ વહાતો નથી, મરણ પામેલા દેવોની ખોપરીઓ ઉડતી નથી, તો પછી તમે વૃથા શરીરને કાં તજો છો?[૨૯] બ્રહ્માંડમાં પુષ્કરાવર્ત મેઘ વરસ્યા નથી ને વીજળીઓ ચમકતી નથી, છતાં તમે વૃથા શરીરને કાં તજો છો?[૩૦] બળતી પૃથ્વી ઉપર કંપી કંપીને ત્રૂટતા પર્વતોના શબ્દો થતા હોય, ને જોસથી અગ્નિ બળતો હોય, તેવી રીતે દિશાઓ જણાતી નથી, છતાં તમે શરીરને વૃથા કાં તજો છો?[૩૧] મેઘના જલ વિષે ચરાચર નાશ પામ્યું હોય ને માત્ર બ્રહ્મા વિષ્ણુ તથા રુદ્ર એ ત્રણ જ રહી ગયા હોય, એવું જગત્ દેખાતું નથી, ત્યારે તમે વૃથા શરીર કાં તજો છો?[૩૨] મોટા મોટા પર્વતરૂપી બ્રહ્માંડ ભીંતો પડી ગઇ નથી, ત્યારે વૃથા શરીર કાં તજો છો?[૩૩] ત્રૂટતા મેરુ પર્વતના જેવા શબ્દ કરતાં સૂર્યનાં કિરણો દિશાઓમાં વ્યાપ્ત થયાં નથી ને પ્રલયના મેઘો ગાજતા નથી, છતાં તમે

વૃથા શરીર કાં તજો છો?[૩૪] હું પણ પ્રાણીઓથી ભરપૂર એવી દશે દિશાઓમાં ગરુડ ઉપર બેસી વિહરું છું, માટે તમે દેહને મા તજો.[૩૫] આ અમે, આ પર્વતો, આ પ્રાણીઓ, આ તમે, આ જગત્ અને આ આકાશ, સર્વ જેમનું તેમ છે. માટે દેહને તજો મા.[૩૬] તમે તો જીવન્મુક્ત છો, તમે દેહને શા સારુ તજો છો? જે જીવ અજ્ઞાને કરી અતિ દુઃખી હોય, તેણે દેહ તજવો યોગ્ય છે.[૩૭] જે મૂઢ જીવ, 'હું દુઃખી છું' 'હું દુબળો છું," ઇત્યાદિ અનેક કલ્પનાઓ કરે છે ને તેથી જેની મતિ મોહમાં પડેલી છે, તેણે મરવું યોગ્ય છે.[૩૮] ચંચલ મનોવૃત્તિ, જેને આશાપાશથી બાંધી જ્યાં ત્યાં લઈ જતી હોય, તે જીવને મરણ શોભે.[૩૯] વિવેક વગરની તૃષ્ણાઓ, જેનાં હૃદયને મશળી નાખતી હોય, તે જીવને મરવું શોભે.[૪૦] મનરૂપી વન કે જેમાં રાગદ્વેષ રૂપી મોટા મોટા તાડનાં ઝાડ છે, તેમાં મનોવૃત્તિ રૂપી લતા જેને સુખ દુઃખ રૂપી ફલ આવે છે, તેવા જીવને મરવું શોભે.[૪૧] રુવાં રૂપી જેને શાખાઓ છે, એવા જેના દેહરૂપી વિષ વૃક્ષને અનર્થરૂપી પ્રચંડ વાયુ ઘસડી જતો હોય, તેવા પુરુષને મરણ શોભે.[૪૨] જેના દેહરૂપી વનમાં આધિવ્યાધિ નામના દાવાગ્નિ બળતા હોય, તેવા પુરુષને મરવું શોભે.[૪૩] સૂકાયલા વૃક્ષમાં અજગરો ભરાઇ રહે તેમ જેના શરીરમાં કામક્રોધ રૂપી અજગરો રમતા હોય, તેવા પુરુષને મરવું શોભે.[૪૪] હે પ્રહ્લાદ! મરણના સ્વરૂપનો વિચાર કરીએ તો પણ તે તત્ત્વજ્ઞને સંભવતું નથી. મરણનો અર્થ, 'દેહનો ત્યાગ' એવી રીતે લોક પ્રસિદ્ધ છે. તે દેહત્યાગ, આત્માને સંભવતો નથી. કેમ કે આત્મા નિષ્ક્રિય છે, તેથી તેને ત્યાગરૂપ ક્રિયા સંભવતી નથી. જે અસંગ છે, તેથી દેહનો સંગ પણ સંભવતો નથી. અને અસત્ દેહ, તે પોતે, પોતાનો ત્યાગ કરી શકે નહીં. દેહના અસતપણામાં કારણ, વેદ્યતા જ્ઞાન જ છે.[૪૫] જેની બુદ્ધિ, આત્મતત્ત્વથી દૂર જતી નથી, અને જેને યથાર્થ જ્ઞાન થયું છે, એવા તત્ત્વજ્ઞ પુરુષનું જીવવું શોભે છે- તાત્પર્ય કે મરણ એટલે તત્ત્વજ્ઞાનથી બુદ્ધિ દૂર થવી, તે તત્ત્વજ્ઞને નથી એટલે તે સદા જીવતો છે; ને અજ્ઞાનીને તે છે, તેથી સદા મરેલો છે.[૪૬] જેને અહંકાર નથી, જેની બુદ્ધિ રાગદ્વેષથી લેપાતી નથી, ને જે સર્વ દેહમાં તથા સર્વ વિષયોમાં સદા સમાન છે, તેનું જીવવું શોભે છે.[૪૭] રાગદ્વેષ વગરની હોવાથી અંદર શીતલ એવી બુદ્ધિવડે આ જગતને જે સાક્ષીની પેઠે જુવે છે, તેનું જીવવું શોભે છે.[૪૮] જેણે આ જગતને અસાર જાણી પ્રિય અપ્રિય ભાવને તજ્યા છે; અને સાક્ષીરૂપ પરમાત્મા વિષે મન રાખ્યું છે; તેનું જીવવું સફલ છે.[૪૯] જેનું

મન, મિથ્યા પદાર્થોમાં આસક્ત નથી; અને જેણે બ્રહ્માગ્નિમાં પોતાનાં મનને ગાળી નાખ્યું છે, તેનું જીવવું શોભે છે.[૫૦] જે પુરુષ બ્રહ્મદૃષ્ટિનો આધાર લઇ વાસના વિના સર્વ જગતનો વ્યવહાર કરે છે, તેનું જીવવું શોભે છે.[૫૧] જેને દુ:ખાદિ અપ્રિયની પ્રાપ્તિ થવાથી ઉદ્વેગ થતો નથી; ને સુખાદિક પ્રિયની પ્રાપ્તિ થવાથી હર્ષ થતો નથી; તે પુરુષનું જીવવું શોભે છે.[૫૨] જેમ કમલવાળા શુદ્ધ તળાવમાંથી શીતતા અને સુગંધી આદિ ગુણો નીકળે છે; તેમ જે તત્ત્વજ્ઞ પુરુષમાંથી શાંતિ ક્ષમા આદિ ગુણો નીકળે છે, તેનું જીવવું શોભે છે.[૫૩] જેનું શ્રવણ કરવાથી, જેનાં દર્શનથી અને જેના સ્મરણથી પ્રાણીઓ આનન્દ પામે છે, તે પુરુષનું જીવવું શોભે છે.[૫૪] જેમ પૂર્ણિમાના ચંદ્રના ઉદયથી ચંદ્રવિકાશી કમલો વિકાશ પામે છે; તેમ જેની સંપત્તિ જોઇ મનુષ્યો આનંદ પામે છે, તે મહાપુરુષનું જીવવું શોભે છે; અન્યનું જીવવું શોભતું નથી.[૫૪]



# સર્ગ ૪૦ મો.*

## પ્રહ્લાદજી પ્રત્યે ભગવાને કહેલો જીવન્મુક્તનો વ્યવહાર.

**श्रीभगवानुवाच**—स्थैर्यं देहस्य दृष्टस्य जीवितं प्रोच्यते जनैः ॥
देहांतरार्थं देहस्य संत्यागो मरणं स्मृतम्॥ १ ॥

**ભ**ગવાન્ કહે છે—હે પ્રહ્લાદ! જીવન્મુક્ત દશામાં પણ સન્નિધિ માત્રથી રાજ્યના પરિપાલનનો ઉપાય કહું છું, તે તમે સાંભળો. દેહ છતાં પણ તેનો સંબંધ ન હોવાથી આત્માનાં જીવન અને મરણ બન્ને ગૌણ છે. દેહની સ્થિરતા, જીવન કહેવાય છે; ને દેહાંતરની પ્રાપ્તિ માટે પૂર્વ દેહનો ત્યાગ, મરણ કહેવાય છે.[૧] તમે એ બન્ને જીવન મરણથી મુક્ત છો એટલે તમને જીવને શું છે? તથા મરણે શું છે?[૨] તથાપિ 'તમને જીવવું શોભે છે, મરણ શોભતું નથી, એમ જે કહ્યું; તે જ્ઞાનના ગુણ દર્શાવવા માટે તથા અજ્ઞાનના દોષ દર્શાવવા માટે કહ્યું છે. માટે તમને કદાપિ જીવન મરણ નથી.[૩] જેમ વાયુ, આકાશમાં રહ્યા છતાં પણ અસંગ-

* આ ચાલીશમા સર્ગમાં 'જ્ઞાની દેહવાળો છતાં પણ દેહરહિત છે, ક્રિયાવાળો છે છતાં પણ કુટસ્થ છે,' એટલી વાત અને જ્ઞાની જેવી રીતે વ્યવહાર કરે છે, તે ક્રમ કહેવામાં આવશે.

પણાથી આકાશમાં નથી, તેમ તમને દેહ દૃષ્ટિ ન હોવાથી તમે દેહમાં રહ્યા છતાં પણ દેહમાં નથી.[૪] જેમ વૃક્ષની ઉંચાઇમાં પ્રતિબંધક ન હોવાથી આકાશ ઉંચાઇનું કારણ છે, તેમ શીત તથા ઉષ્ણતાનું જ્ઞાન દેહમાં થાય છે, તે આત્મા વિના થાય નહીં; માટે દેહ જ્ઞાનનું કારણ છે, ને તે દેહ તમે છો. એટલે 'દેહમાં તમે રહ્યા છો,' એમ કહ્યું છે.[૫] તમે તત્ત્વજ્ઞાન થવાથી જ્ઞાની છો. જ્ઞાનીને દ્વૈતની શાંતિ થવાથી જેમ જાગ્રદવસ્થામાં સ્વપ્ન દેહ રહેતો નથી, તેમ દેહ પણ રહેતો નથી. એટલા માટે 'તમે અદેહ છો' એમ કહ્યું છે. તાત્પર્ય કે આ પરિચ્છિન્ન એવું દેહ સ્વરૂપ સંભવતું નથી છતાં પણ અજ્ઞાનીની દૃષ્ટિમાં તે સત્ય છે, ને જ્ઞાનીની દૃષ્ટિમાં મિથ્યા છે.[૬] હે પ્રહ્લાદ! તમારી સ્થિતિ પ્રકાશે કરી સર્વદા અને સર્વ વસ્તુમાં સમાન છે. તેથી તમે જ સર્વ સ્વરૂપ છો, અજ્ઞાનીની પેઠે માત્ર દેહ નથી. તેથી તમારી દૃષ્ટિમાં દેહ તે શું માત્ર છે કે જેને વિષે તમે અહંબુદ્ધિ કરો; ને અદેહ પણ શું છે કે જેમાંથી તમે અહંબુદ્ધિનો ત્યાગ કરો?[૭] ગમે તો વસંત ફૂલે ને ગમે તો પ્રલયનો વાયુ વાય; પણ તેથી આત્માને શું છે? કારણ કે આત્મા તો પ્રિયતા તથા અપ્રિયતા રહિત છે.[૮] પર્વતો પડતા હોય, પ્રલયાગ્નિ બળતા હોય, ને ઉત્પાતી વાયુઓ વાતા હોય, તો પણ તત્ત્વજ્ઞ પુરુષ તો આત્માનંદમાં જ મગ્ન રહે છે.[૯] સર્વ પ્રાણીઓ રહે અથવા જાય, નાશ પામે વા વૃદ્ધિ પામે, પણ તત્ત્વજ્ઞાની તો આત્માનંદમાં જ મગ્ન રહે છે.[૧૦] દેહ, વૃદ્ધિ પામે, ક્ષય પામે, અથવા ક્રિયા કરે; તોપણ આત્મા દેહમાં રહીને પણ વધતો નથી, ક્ષય પામતો નથી, ને ક્રિયા કરતો નથી.[૧૧] દેહમાં તાદાત્મ્યાધ્યાસરૂપી મનનો ભ્રમ, શાંત થાય ત્યારે 'હું તજું વા ન તજું' એવી મિથ્યા કલના ઉત્પન્ન થાય છે? નથી થતી.[૧૨] 'આ કામ કરીને પછી બીજું કામ કરીશ.' 'આ પદાર્થનો ત્યાગ કર્યા પછી આ અન્ય પદાર્થનો ત્યાગ કરીશ. ઇત્યાદિ સંકલ્પો તત્ત્વવેત્તાને હોતા નથી. કારણ કે તેને તે સૌ ક્ષય પામ્યા હોય છે.[૧૩] તત્ત્વજ્ઞ પુરુષો, સર્વ કાર્ય કરતાં છતાં પણ કદાપિ કાંઇ કરતા નથી. તેથી તેઓ સદા અકર્તા જ છે.[૧૪] અકર્તાપણાથી જ તત્ત્વજ્ઞને અભોક્તાપણું આવે છે. કારણ કે ત્રણે જગતમાં બીજ વાવ્યા વિના તેનાં ફલ કોઇના ભોગમાં આવતાં નથી.[૧૫] કર્તા ભોક્તાપણાની શાંતિ થવાથી શાંતિ જ શેષ રહે છે. એ જ શાંતિ કર્તાપણાનું મૂળ કે જે અજ્ઞાન છે તેનો ઉચ્છેદ થતાં દૃઢ થવાથી મુક્તિ કહેવાય છે.[૧૬] તત્ત્વજ્ઞ પુરુષો પરમાનંદ પ્રકટ થવાથી તજેલા અને ન પ્રાપ્ત થયેલા કયા ઐહિક પદાર્થનું

ગ્રહણ કરે? અથવા કયા ગ્રહણ કરેલા પદાર્થોનો ત્યાગ કરે?[૧૭] કૂટસ્થ આત્મા નિરવયવ છે, તેથી પરલોકની પ્રાપ્તિ થાય તેવી ક્રિયા કરતો નથી. એટલે પારલૌકિક ફલને ગ્રહણ કરતો નથી, તેમ તજતો પણ નથી.[૧૮] ગ્રાહ્ય (ગ્રહણ કરવા યોગ્ય), ગ્રાહક અને તેના સંબંધનો ક્ષય થવાથી રાગદ્વેષથી થતા વિક્ષેપની શાંતિ થાય છે. તે જ શાંતિ, રાગાદિકનું મૂળ કે જે અજ્ઞાન છે તેનો ઉચ્છેદ થવાથી સ્થિર થાય છે, તેને જ મોક્ષ કહે છે.[૧૯] હે પ્રહ્લાદ! તે પરમ શાંતિમાં રહેલા તમારા જેવા જીવન્મુક્ત પુરુષો, જેમ સુતેલા પુરુષો આત્માનાં સન્નિધાન માત્રે કરી શ્વાસોચ્છ્વાસાદિ ક્રિયા કરે છે, તેમ સર્વ વ્યવહાર કરે છે.[૨૦] તમે આત્મજ્ઞાને કરી વાસના રહિત થયા છો, તેથી જાગ્રત્ અને સ્વપ્નની સંધિમાં રહેલા પુરુષની પેઠે જગતની સ્થિતિને જુઓ.[૨૧] જ્ઞાની પુરુષો આત્મસુખમાં જ મગ્ન રહે છે, તેથી વિષયો કે જે અનાત્મા છે, તેને વિષે રાજી થતા નથી; ને દુઃખ કે જે આત્માનો સ્પર્શ કરી શકતાં નથી, તથા તેમાં ઉદ્વેગ પામતા નથી.[૨૨] જેમ અરીસો, અનાયાસે પ્રાપ્ત થયેલાં પ્રતિબિંબને આસક્તિ વિના ગ્રહણ કરે છે, તેમ જ્ઞાની પણ અસક્તપણાથી પ્રાપ્ત થયેલાં સુખ-દુઃખને ભોગવે છે.[૨૩] જ્ઞાની પુરુષો સંસાર વ્યવહારમાં સૂતા હોય છે, છતાં પણ સ્વસ્વરૂપમાં સદા જાગરુક રહે છે, તેથી તેઓનો વ્યવહાર બાળકની પેઠે હોય છે.[૨૪] હે પ્રહ્લાદજી! તમે પરમ પદને પામ્યા છો, છતાં પણ એક કલ્પ પર્યંત આ પાતાલમાં મોટા વૈભવવાળું રાજ્ય ભોગવો ને પછી વિદેહ મુક્તિમાં જાઓ.[૨૫]



# સર્ગ ૪૧ મો.*

## પ્રહ્લાદજીનો રાજ્યાભિષેક.

श्रीवासिष्ठउवाच—जगद्रत्नसमुद्रेन त्रैलोक्याद्भुतदर्शिना ।
इत्युक्ते पद्मनाभेन ज्योत्स्ना शीतलयागिरा ॥ १ ॥

વસિષ્ઠ કહે છે;–હે રામ! વિષ્ણુ ભગવાને એવી રીતે મધુર વાણીથી કહ્યું ત્યારે પ્રહ્લાદજી પ્રસન્ન થયા, નેત્ર પ્રફુલ્લિત થયાં, પછી ધીમે ધીમે હર્ષથી ભગવાનને કહેવા લાગ્યા.[૧-૨]

* આ એકતાલીશમાં સર્ગમાં 'આજ્ઞા પ્રમાણે વર્તવાવાળા પ્રહ્લાદજીએ ભગવાનની ને તેના પરિવારની પૂજા કરી. પછી સર્વેએ મળી પ્રહ્લાદજીનો રાજ્યાભિષેક કર્યો, ને ભગવાને પ્રહ્લાદને વર આપ્યો, એટલી વાત આવશે.

પ્રહ્લાદજી કહે છે;–હે દેવ! રાજ્યના યોગ ક્ષેમના વિચારરૂપી મોટા બોજાથી હું થાકી ગયો હતો તેથી મેં ક્ષણવાર વિશ્રાંતિ લીધી.[૩] હે ભગવન્! આપની કૃપાથી મેં તત્ત્વજ્ઞાને કરી સ્વરૂપની સ્થિતિ યથાર્થ જાણી. હું તો પરમાર્થ સ્વરૂપે કરી સમાધિમાં અને અસમાધિમાં સદા સમાન છું.[૪] અંતર્દૃષ્ટિથી આપનાં ચિરકાલ દર્શન થયાં. વળી અહો પુણ્યે કરી બહિર્દૃષ્ટિથી પણ આપનાં દર્શન થયાં.[૫] આકાશમાં આકાશ જેમ રહે તેમ હું અંતર્દૃષ્ટિમાં રહ્યો હતો. જે દૃષ્ટિ અનંત છે ને સંકલ્પરહિત છે.[૬] શોકથી, મોહથી, વૈરાગ્યના વિચારથી, દેહના ત્યાગની ઇચ્છાથી કે સંસારના ભયથી, હું સમાધિમાં નહતો કે જેથી દેહત્યાગનો પ્રસંગ આવે.[૭] પિતા કે રાજ્ય આદિના નાશનો શોક મને નથી. કેમકે આત્મા એક જ છે. ત્યારે શોક, ક્ષય, દેહ, સંસાર, સ્થિતિ, ભય કે અભય કયાંથી? એટલે તેના શોકથા મેં સમાધિ કરી નથી.[૮] મેં તો વિચારથી ઉત્પન્ન થયેલી વિશ્રાંતિની ઇચ્છાથી સમાધિ કરી છે. એ ઇચ્છા, પોતાની મેળે થઇ હતી.[૯] હજી વૈરાગ્ય ઉત્પન્ન થયો નથી. માટે સંસારને તજું, એવી ચિંતા અજ્ઞાનીને થાય છે. જે ચિંતા હર્ષ શોક આદિ વિકારને ઉત્પન્ન કરે છે. એટલે વૈરાગ્ય માટે પણ સમાધિ નથી.[૧૦] 'દેહ, દુઃખના અનુભવનું કારણ છે. તેના ત્યાગ માટે સમાધિ કરી હોય તો પરમ સુખ થાય. એવી બુદ્ધિ, પણ અજ્ઞાનીની હોય છે. એટલે મેં દેહના ત્યાગ માટે સમાધિ કરી નથી.[૧૧] આ સુખ મને પ્રાપ્ત થાય, આ મારું દુઃખ દૂર થાય, એવી મતિ મૂર્ખની હોય છે; જ્ઞાનીની હોતી નથી. એટલે દુઃખની પ્રવૃત્તિ માટે અને સુખની પ્રાપ્તિ માટે મેં સમાધિ કરી નથી.[૧૨] 'આ હું' 'આ અન્ય' એવી ભેદ વાસના અજ્ઞાનીને હોય છે, જ્ઞાનીને હોતી નથી. તેથી મેં એ ભેદ વાસનાનાં ક્ષયમાટે પણ સમાધિ કરી નથી.[૧૩] 'આ તજવા યોગ્ય છે;' 'આ ગ્રહણ કરવા યોગ્ય છે,' એ પ્રકારનો મિથ્યા ભ્રમ અજ્ઞાનીને દુઃખ દે છે, જ્ઞાનીને દુઃખ દેતે નથી; તેથી મેં સંસારના ત્યાગ માટે કે મોક્ષની પ્રાપ્તિ માટે સમાધિ કરી નથી.[૧૪] હે ભગવન્! તમે એક જ સર્વત્ર વ્યાપક છો ને સર્વરૂપ છો, તેમાં દ્વૈતકલના કયાંથી હોય?[૧૫] આ જગત, છીપમાં રૂપાની ભ્રાંતિની પેઠે આત્મા અને માયાના તાદાત્મ્યાધ્યાસથી મિથ્યાભ્રમે કરી ભાસે છે; તેમાં શું ગ્રહણ કરવા યોગ્ય છે? ને શું તજવા યોગ્ય છે?[૧૬] દ્રષ્ટા અને દૃશ્ય સર્વ બ્રહ્મરૂપે છે, એવા વિચારમાંને વિચારમાં હું ક્ષણવાર વિશ્રાંતિ પામ્યો, એટલે વિશ્રાંતિ માટે મેં સમાધિ કરી, અન્ય માટે નહીં.[૧૭] હે દેવ! હું સમાધિ વખતે ભાવ અને અભાવ આદિદ્વૈત બુદ્ધિથી વર્જિત

હતો, ને હમણાં આપની આજ્ઞા પાળી શકાય તેવી દશામાં બેઠો છું.[૧૮] હું સ્વ-સ્વભાવને પ્રાપ્ત થયો છું, એટલે મેં મારું કામ કરી લીધું; હવે આપની ઇચ્છા પ્રમાણે આજ્ઞા પાળવા તૈયાર છું.[૧૯] જેમ આપની આજ્ઞાથી હું નિયતિ પ્રમાણે પ્રાપ્ત રાજ્યનું પાલન કરું છું. તેમ આપ ઇશ્વર હોવાથી 'ઇશ્વરની પૂજા કરવી,' એવી નિયતિથી પ્રાપ્ત થયેલી પૂજા પણ હું કરું, તેનો સ્વીકાર કરો.[૨૦] એમ કહી પ્રહ્લાદજીએ વિષ્ણુ ભગવાનની પાસે સુંદર અર્ઘ્યપાત્ર મૂકયું[૨૧] પછી જેના ઉદરમાં ત્રણે લોક રહ્યા છે એવા વિષ્ણુ ભગવાનની, આયુધોની, અપ્સરાઓની, દેવોની અને ગરુડજીની વિધિથી પૂજા કરી.[૨૨] જેનાં શરીરની બહાર અને અંદર અનેક ભુવનો ભમે છે, તેવા પરમેશ્વરની પૂજા કરી રહ્યા પછી પાસે ઉભેલા પ્રહ્લાદજીને ભગવાન્ કહે છે.[૨૩]

હે પ્રહ્લાદ! ઉઠો. રાજસિંહાસન ઉપર બેસો. હું પોતે તમારો રાજ્યાભિષેક કરીશ.[૨૪] પાંચજન્ય શંખનો શબ્દ સાંભળી સિદ્ધ, સાધ્ય અને દેવો જે કોઇ આવ્યા છે, તે સર્વે તમારા રાજ્યાભિષેકના ઉત્સવમાં ભાગ લેશે.[૨૫] એમ કહી વિષ્ણુ ભગવાને પ્રહ્લાદજીને રાજ્યસિંહાસન ઉપર બેસાડયા.[૨૬] પછી બોલાવવાથી આવેલા ક્ષીરોદ આદિ સમુદ્રોનાં, ગંગા આદિ નદીઓનાં અને બીજાં તીર્થોનાં જલોવડે બ્રહ્મર્ષિ, દેવર્ષિ, સિદ્ધ, વિદ્યાધર લોકપાલ અને ભગવાન્ સર્વેએ મળી પ્રહ્લાદજીને રાજ્યાભિષેક કર્યો. તે વખતે દેવો, ઇંદ્રની પેઠે પ્રહ્લાદજીની સ્તુતિ કરતા હતા.[૨૭–૨૯] દેવ અને દૈત્યો જેની સ્તુતિ કરતા હતા એવા ભગવાન્, અભિષેક કરી પ્રહ્લાદજીને કહે છે કે—[૩૦]

હે પ્રહ્લાદ! જ્યાંસૂધી મેરુ પર્વત છે, પૃથ્વી છે, સૂર્ય છે અને ચંદ્ર છે, ત્યાંસૂધી ધર્મથી તથા નીતિથી રાજ કરો.[૩૧] સૌમાં સમાન બુદ્ધિ રાખો, પ્રિય અપ્રિય ફલને તજી દ્યો, અને રાગદ્વેષને મૂકી રાજ્યનું પરિપાલન કરો.[૩૨] તમે પરમાનંદને પામ્યા છો, એટલે હવે પછી સમૃદ્ધિવાળા રાજ્યવિષે, સ્વર્ગાદિ પરલોક વિષે કે મનુષ્યલોક વિષે અપ્રીતિ કરશો નહીં.[૩૩] પ્રજાપાલન, શત્રુનો નિગ્રહ, વધ, બંધ, દંડ જે કાંઇ પ્રાપ્ત થાય, તે સર્વ કાર્ય દેશકાલને અનુસરીને કરો, ને રાગદ્વેષ મૂકી નિર્વિકાર રહો.[૩૪] 'આત્મા, દેહથી જુદો છે.' એમ જાણી અહંતા મમતા તજી લાભહાનિમાં સમાન રહી કાર્ય કરશો તો તેથી તમે બંધાશો નહીં.[૩૫] હે પ્રહ્લાદ! તમે વ્યવહારમાં અને પરમાર્થમાં નિપુણ છો, એટલે તમને ઉપદેશ કરવા જેવું કાંઈ નથી.[૩૬] તમે સમાન બુદ્ધિવાળા રાજા છો. તેથી હવે દૈત્યોને દુ:ખ પડશે નહીં, ને વર્ષાઋતુમાં નદીમાં જેમ જલનાં પુર આવે છે, તેમ

દૈત્યોની સ્ત્રીઓનાં નેત્રમાં આંસુનાં પૂર આવશે નહી.[૩૭–૩૮] હવેથી દેવ અને દૈત્યોનું યુદ્ધ થશે નહીં, તેથી જગત્ મંદર પર્વત વગરના સમુદ્રની પેઠે સ્થિરતા પામશે.[૩૯] દેવો દૈત્યોની સ્ત્રીઓને હરશે નહીં, ને દૈત્યો, દેવોની સ્ત્રીઓને હરશે નહીં, તેથી તેઓ પોતપોતાનાં મંદિરમાં આનંદથી રહેશે.[૪૦] હે પ્રહ્લાદ! મહા અજ્ઞાનને દૂર કરી બ્રહ્માનંદમાં મગ્ન રહી રાજ્યલક્ષ્મી કે જે દૈત્યની સ્ત્રીઓવડે સુંદર દેખાય છે ને શત્રુઓથી અજિત છે, તેને અને સ્વારાજ્ય લક્ષ્મી કે જે શાંતિ આદિએ કરી મનોહર છે, ને કામક્રોધાદિથી જેનો બાધ થતો નથી, તેને ચિરકાલ ભોગવો, એવો હું આશીર્વાદ આપું છું.[૪૧]



# સર્ગ ૪૨ મો.*

## સમાધિમાં મુક્ત થયેલાને જાગ્રત્ થવાનું કારણ.

**श्रीवसिष्ठ उवाच**—इत्युक्त्वा पुंडरीकाक्षः सनरामरकिन्नरः ।
द्वितीय इव संसारश्चचालासुरमंदिरात् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! એવી રીતે કહી વિષ્ણુ ભગવાન્ પરિવાર સહિત પાતાલમાંથી ચાલ્યા.[૧] પાછળથી પ્રહ્લાદજી વગેરે પુષ્પોવડે વધાવતા હતા, પુષ્પો ગરુડજીની પાંખો ઉપર ઢગલો થઈ પડતાં હતાં.[૨] તેઓ ક્રમે કરી ક્ષીરસમુદ્રમાં આવ્યા, ત્યારે સર્વ દેવોને વિદાય કર્યા પછી શેષનાગના શરીરરૂપી આસન ઉપર પોતે બેઠા.[૩] એ પ્રમાણે વિષ્ણુભગવાન્ શેષરૂપી આસન ઉપર સુખથી રહ્યા, ઇંદ્ર દેવોની સાથે સ્વર્ગમાં સ્થિર થઇ રહ્યો, ને પ્રહ્લાદજી અને દૈત્યો પાતાલમાં સુખથી રહ્યા.[૪] હે રામ! પ્રહ્લાદજીની કથા કે જે પવિત્ર છે, ચંદ્રના અમૃત જેવી શીતલ છે, ને જેમાં પ્રહ્લાદજીને જેવી રીતે જ્ઞાન પ્રાપ્ત થયું તે ક્રમ કહ્યો છે, તે કથા તમને કહી સંભળાવી.[૫] મહાપાપી એવા પણ જે પુરુષો એ પ્રહ્લાદજીની કથાને સાંભળશે ને બુદ્ધિથી તેનો વિચાર કરશે, તે પુરુષો, થોડા વખતમાં પરમપદને પામશે.[૬] સાધારણ શાસ્ત્રના વિચારથી પણ પાપ અને અજ્ઞાન નાશ પામે છે,

* આ બેતાલીશમા સર્ગમાં 'વિષ્ણુ, ક્ષીરસાગરમાં પધાર્યા એ વાત' પ્રહ્લાદના ઉપાખ્યાનનું ફલ અને સમાધિમાં મુક્ત થયેલાને સમાધિથી ઉઠવાનું કારણ કહેવામાં આવશે.

ત્યારે આત્મતત્ત્વનો વિચાર કરવાથી પરમપદની પ્રાપ્તિ કેમ ન થાય? અવશ્ય થાય.[૭] પાપનું મૂલ અજ્ઞાન છે; માટે અજ્ઞાન પાપ કહેવાય છે. વિચાર કરવાથી તેનો નાશ થાય છે; માટે વિચાર કે જે અજ્ઞાનને છેદવાવાળો છે, તેને મૂકવો નહીં.[૮] આ પ્રહ્‌લાદજીની જ્ઞાન પ્રાપ્તિનો ઉપલક મનથી વિચાર કરવાવાળા પુરુષોનાં સાત જન્મનાં પાપ નાશ પામે છે; તો પછી મન દઇ સદા વિચાર કરવાવાળા પુરુષોનાં પ્રારબ્ધ વિના સર્વ પાપો નાશ પામે એમાં શી નવાઇ? અંતે તેઓને મોક્ષ જ મળે છે.[૯]

રામ પૂછે છે—હે ગુરુમહારાજ! પ્રહ્‌લાદજી સમાધિમાં જ મુક્ત થયા હતા; એટલે વિદેહ મુક્તિના જેવા વિશ્રાંતિસુખ ભોગવતા હતા. તેમાં તો મનનો પણ લય થઇ જાય છે, ત્યારે તે વખતે પાંચજન્યનો નાદ શી રીતે સાંભળવામાં આવે? ને જો તે સાંભળવામાં ન આવે તો પ્રહ્‌લાદજી સમાધિમાંથી કેમ કરીને ઉઠે?[૧૦]

વસિષ્ઠ કહે છે—હે રામ! મુક્તિ બે પ્રકારની છે. સદેહમુક્તિ (જીવન્મુક્તિ) ૨ વિદેહમુક્તિ. તે બન્નેનાં હવે સ્વરૂપ કહું છું, તે તમે સાંભળો.[૧૧] જેમાં પ્રિય પદાર્થના ન ગ્રહણમાં ને અપ્રિય પદાર્થના ત્યાગમાં અભિનિવેશ રહેતો નથી, એટલે રાગદ્વેષ રહેતા નથી, તે સ્થિતિ, જીવન્મુક્તિ કહેવાય છે.[૧૨] એ જ જીવન્મુક્તિ પ્રારબ્ધકર્મ પૂરાં થવાથી દેહનો નાશ થાય ત્યારે વિદેહમુક્તિ કહેવાય છે. એ વિદેહમુક્તિ પ્રાપ્ત થવાથી પુનર્જન્મ ધારણ કરવો પડતો નથી.[૧૩] જેમ સેકેલાં બીજ ઉગતાં નથી, તેમ વિદેહમુક્તિ પામેલા પુનઃ જનમતા નથી. જીવન્મુક્તના હૃદયમાં શુદ્ધ એટલે આસક્તિ વગરની વાસના હોય છે.[૧૪] એ વાસના, બ્રહ્મ અને આત્માની એકતાની ભાવનાથી પવિત્ર હોય છે, તૃષ્ણા અને કૃપણતા વિનાની છે, માટે પરમ ઉદાર છે, સદા આત્માના ધ્યાનરૂપ હોય છે, અને સૂતેલાની વાસના જેવી હોય છે.[૧૫] હે રામ! દેહ વિદ્યમાન હોવાથી હજારો વર્ષ પછી પણ જીવન્મુક્ત પુરુષો એ વાસનાએ કરી જાગે છે.[૧૬] એટલે પ્રહ્‌લાદજી શંખનાદથી જાગ્રત્ થયેલી અંદરની પોતાની શુદ્ધવાસનાવડે જાગ્રત્ થયા.[૧૭] જો કે શ્રોત્રેન્દ્રિય, ન હોવાથી શંખનાદ સાંભળવામાં આવે નહીં, ને તેથી કેવલ શંખનાદે કરી પ્રહ્‌લાદજી જાગે નહીં; પરંતુ હરિભગવાન્ સત્યસંકલ્પ હોવાથી ને સર્વ પ્રાણીના આત્મા હોવાથી જે સંકલ્પ કરે છે તે, તત્કાલ સિદ્ધ થાય છે. તેથી પ્રહ્‌લાદ જાગ્રત્ થાય, એવી ભગવાનની ઇચ્છા જ્યારે થઇ, ત્યારે તે જ વખતે પ્રહ્‌લાદજી જાગ્યા, એટલે સમાધિમાંથી પ્રહ્‌લાદજીના જાગવાનું કારણ શેષ રહેલાં પ્રારબ્ધે કરી જાગ્રત્ થયેલી શુદ્ધ વાસના

અને ભગવાનની ઇચ્છા એ બે છે.[૧૮–૧૯] આત્મા કે જે શુદ્ધ છે, તેણે માયાએ કરીને તથા પ્રાણીઓનાં કામ કર્માદિકે કરીને પોતા વિષે જગત્ સ્રજવા માટે વાસુદેવે શરીર ધારણ કર્યું છે.[૨૦] એટલા જ માટે વાસુદેવનાં દર્શનથી આત્મદર્શન થાય છે; તે આત્મદર્શનથી વાસુદેવનું દર્શન સુલભ છે.[૨૧] હે રામ! મેં કરેલા ઉપદેશનો આધાર લઇ આત્મદર્શન માટે યત્ન કરો ને વિચાર કરો, એથી નિત્યપદને પામશો.[૨૨] જેમ વર્ષાઋતુ, સૂર્ય પ્રકાશ ન પડતો હોય તેવાં સ્થલમાં રહેનારને, રોગ ઉત્પન્ન કરે છે; તેમ દુઃખરૂપ સંસાર આત્મવિચાર ન કરવાવાળા પુરુષને મૂર્ખતા ઉત્પન્ન કરે છે.[૨૩] જેમ પિશાચી, મંત્રશાસ્ત્રીને બાધ કરી શકતી નથી; તેમ આ પ્રબલ માયા, પરમેશ્વરની કૃપાથી તત્ત્વજ્ઞપુરુષને બાધ કરી શકતી નથી.[૨૪] વાયુથી અગ્નિની જ્વાલાની પેઠે આ સંસારરચના, આત્માની ઇચ્છાથી ઘનભાવને પ્રાપ્ત થાય છે, ને આત્માથી ઇચ્છાથી વિરલભાવને પ્રાપ્ત થયા છે, એટલે ઓછી થઇ જાય છે.[૨૫]

# સર્ગ ૪૩ મો.*

## જ્ઞાન પ્રાપ્તિમાં પોતાના પુરુષાર્થની કારણતા.

**श्रीराम उवाच**–भगवन् सर्वधर्मज्ञ शुद्धैस्त्वद्वचनांशुभिः ।
निर्वृताःस्मशशांकस्य करैरोषधयो यथा ॥ १ ॥

રામ કહે છે–હે ભગવન્! ચંદ્રનાં કિરણોવડે ઓષધિઓ જેમ આનંદ પામે તેમ આપનાં અમૃત જેવાં વચનો વડે અમે આનંદ પામ્યા છીએ.[૧] કાનને પ્રિય, પવિત્ર અને કોમલ એવાં આપનાં વચનો, પુષ્પોની પેઠે સુખ આપે છે.[૨] હે મહારાજ! જ્યારે પુરુષાર્થથી સર્વ પ્રાપ્ત થાય છે; ત્યારે વિષ્ણુના વરદાન વિના પ્રહ્લાદજીને જ્ઞાન કાં ન થયું?[૩]

વસિષ્ઠ કહે છે–હે રામ! પ્રહ્લાદજીને જે કાંઇ પ્રાપ્ત થયું છે,તે સર્વ પુરુષાર્થથી જ પ્રાપ્ત થયું છે; પણ બીજાં સાધનથી પ્રાપ્ત થયું નથી.[૪] જેમ તલ અને તેલ જૂદાં નથી, જેમ શ્વેતપણું અને વસ્ત્ર જૂદાં નથી, જેમ પુષ્પ તથા સુગંધ જૂદાં નથી, તેમ જગત્ અને વિષ્ણુ જૂદા નથી. કેમકે વિષ્ણુ, સર્વના આત્મા છે.[૫]

* આ ત્રેંતાલીશમા સર્ગમાં જ્ઞાન, ઇશ્વર કૃપાથી પ્રાપ્ત થાય છે; તો પણ ઇશ્વર ઉપર ઓજો મૂકવો નહીં પણ પુરુષાર્થે કરી અને ઇંદ્રિય નિગ્રહે કરી જ્ઞાન સાધવું! એટલી વાત આવશે.

જે વિષ્ણુ, તેજ આત્મા: ને જે આત્મા, તેજ વિષ્ણુ છે. જેમ વૃક્ષ અને પાદપ એ બન્ને શબ્દ ઝાડના વાચક છે, એટલે પર્યાય છે; તેમ વિષ્ણુ અને આત્મા બન્ને શબ્દ પર્યાય છે.[૬] આત્માએ પોતે પોતાનીજ શક્તિવડે પ્રહ્લાદ નામના આત્માને વિષ્ણુભક્તિમાં લગાડ્યો.[૭] પ્રહ્લાદ નામના આત્માએ પોતા સ્વરૂપ વિષ્ણુ નામના આત્માને પ્રસન્ન કરી વર મેળવ્યો; ને પોતે જ મનને વિચારમાં લગાડી પોતારૂપ આત્માને જાણ્યો.[૮] કદી આત્મા પોતે જ પોતાના વિચારબલથી આત્મજ્ઞાની થાય છે, ને કોઇ વખતે ભક્તિથી સાક્ષાત્ થયેલા વિષ્ણુની કૃપાથી આત્મજ્ઞાની થાય છે.[૯] વિષ્ણુ ભગવાન્ ચિરકાલની આરાધનાથી પ્રસન્ન થયા હોય, તો પણ તે વિચાર વગરના પુરુષને જ્ઞાન આપવા સમર્થ નથી.[૧૦] પુરુષાર્થથી થયેલો વિચાર આત્મજ્ઞાનમાં મુખ્ય કારણ છે, ને વિષ્ણુ આદિનાં વરઆદિ ગૌણ કારણ છે; માટે હે રામ ! તમે આત્મજ્ઞાન માટે મુખ્ય કારણનું ગ્રહણ કરો; એટલે પુરુષાર્થ પરાયણ થાઓ.[૧૧] તે પુરુષાર્થનો ક્રમ કહું છું, તે તમે સાંભળો. પ્રથમ તો વિચાર બલથી સર્વ ઇંદ્રિયોને વશ કરવાં. પછી ગમે તે પ્રયત્ને કરીને પણ મનને આત્મ વિચારમાં લગાડવું.[૧૨] હે રામ! પુરુષને જે કાંઇ પ્રાપ્ત થાય છે, તે સર્વ, પોતાના પુરુષાર્થે કરી શુભાશુભાચરણથી થાય છે. બીજા કોઇ પણ સાધનથી થતું નથી.[૧૩] હે રામ! તમે જ્યારે પુરુષાર્થનો આશ્રય લઇ ઇંદ્રિય નામના પર્વતોને ઓળંગી જશો, ને સંસાર સાગરને તરી જશો, ત્યારે જ પરમપદને પ્રાપ્ત થશો.[૧૪] જો પુરુષાર્થ વિના આત્માનો સાક્ષાત્કાર થતો હોય, તો પશુ પક્ષીઓને પણ આત્મ સાક્ષાત્કાર કાં ન થાય ? અને તેઓનો ઉદ્ધાર કાં નથાય ?[૧૫] શિષ્યના પુરુષાર્થ વિના ગુરુ શિષ્યનો ઉદ્ધાર કરી શકતા હોય તો, ગુરુ, ઉંટનો અને ગોધાનો ઉદ્ધાર કાં નથી કરતા ? તાત્પર્ય કે શિષ્યને જ્ઞાન થવામાં કારણ ગુરુભક્તિ આદિ શિષ્યનો પુરુષાર્થ છે, ને ગુરુકૃપા તેમાં દ્વાર છે.[૧૬] જ્ઞાનની દૃઢતાએ કરી મનનો બાધ થવાથી પોતાના પુરુષાર્થથી મોક્ષરૂપ જે ફલ થાય છે, તે ફલ, કેવલ વિષ્ણુકૃપાથી, ગુરુકૃપાથી, કે ધનથી પ્રાપ્ત થતું નથી.[૧૭] જ્ઞાનાભ્યાસ, વૈરાગ્ય અને ઇંદ્રિયનિગ્રહરૂપ પોતાના પુરુષાર્થથી જે ફલ થાય છે, તે ફલ, ત્રણે લોકથી પ્રાપ્ત થતું નથી.[૧૮] હે રામ ! ઉત્કૃષ્ટ જાણી શ્રવણાદિકે કરી આત્માની આરાધના કરવી. સદા અનુસંધાનવડે આત્માનું પૂજન કરો, ને આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરી સર્વદા તેમાં જ રહો.[૧૯] મોક્ષરૂપ પરમપુરુષાર્થ તો પોતાના પુરુષાર્થથીજ પ્રાપ્ત થાય છે. છતાં પણ આત્મશાસ્ત્રમાં ઇંદ્રિયોને જિતવામાં અને વિચાર કરવામાં અસમર્થ એવા મુર્ખો, સન્માર્ગમાં

પ્રવૃત્ત થાય, એટલા માટે શાસ્ત્રમાં વિષ્ણુ ભક્તિ કલ્પી છે.[૨૦] જ્ઞાનનું મુખ્ય કારણુ જ્ઞાનાભ્યાસ તથા પુરુષાર્થ છે, ને ઉપાસના તો ગૌણુ કારણુ છે.[૨૧] જો ઇંદ્રિય નિગ્રહ થયો હોય તો પૂજનનું શું કામ છે, ને જો ઇંદ્રિયનિગ્રહ ન થયો હોય તો પૂજનથી શું ફલ થાય તેમ હતું? કાંઇ પણુ નહીં.[૨૨] વિચાર અને ઉપશમ વિના વિષ્ણુથી શું ફલ થાય તેમ હતું? (કાંઇ પણુ નહીં.) ને વિચાર તથા ઉપશમે કરી મુક્ત થયેલા પુરુષને વિષ્ણુ શું વિશેષ ફલ આપે તેમ હતા? કાંઇ પણુ નહીં.[૨૩] હે રામ! વિચાર અને ઉપશમવાળાં મનને પ્રસન્ન કરો. જો મન પ્રસન્ન થશે તો તમે પરમ પુરુષાર્થને પામશો, નહીં તો પછી વનના ગધેડા જેવા ગણાશો.[૨૪] જેમ વિષ્ણુની ભક્તિ મનુષ્ય કરે છે, તેમ પોતાનાં મનની ભક્તિ કાં નથી કરતા? તાત્પર્ય કે મનની ભક્તિ જ મુખ્ય છે; પણુ વિષ્ણુભક્તિ બાહ્ય હોવાથી મુખ્ય નથી.[૨૫] વિષ્ણુ, સર્વ પ્રાણીની અંદર રહ્યા છે, તેને તજી જે પુરુષો બહારના વિષ્ણુની ઉપાસના કરે છે, તેને અધમ સમજવા.[૨૬] આત્માનું મુખ્ય સ્વરૂપ હૃદયમાં રહેલું ચિત્તતત્ત્વ છે, ને વિષ્ણુ તો આત્માનું ગૌણુસ્વરૂપ છે.[૨૭] જે પુરુષ, મુખ્ય વિષ્ણુને મૂકી ગૌણુ વિષ્ણુની આરાધના કરે છે, તે જલ વિના ખેડઆદિ સાધનોવડે ધાન્ય ઉત્પન્ન કરવા ઇચ્છે તેના જેવો છે.[૨૮] જે, આત્મજ્ઞાનમાં નિષ્ઠા રાખી શકતો નથી, જેને આત્મવિવેક થયો નથી, જેનું મન વશમાં નથી, તેવા પુરુષે વિષ્ણુની આરાધના કરવી; એટલે તે પુરુષ બાહ્ય વિષ્ણુની ભક્તિનો અધિકારી છે.[૨૯-૩૦] વિષ્ણુના પૂજને કરી અને વૈરાગ્ય ઉત્પન્ન કરે તેવાં તપે કરી, ચિત્ત કાળે કરી નિર્મળ ભાવને પામે છે.[૩૧] જેમ આંબો, ધીમે ધીમે પુષ્પ અને ફલને યોગ્ય દશાને પ્રાપ્ત થાય છે; તેમ ચિત્ત, વિષ્ણુપૂજન, તપ તથા વિવેકે કરી અવશ્ય શુદ્ધતાને પ્રાપ્ત થાય છે.[૩૨] શાસ્ત્રમાં વિષ્ણુપૂજનનું જે ફલ કહ્યું છે, તે પણુ પોતાના સંકલ્પથી પ્રાપ્ત થાય છે. એટલે તેમાં પણુ પોતાનો પુરુષાર્થ જ કારણુ છે.[૩૩] જે વિષ્ણુ પાસેથી વરદાન મળે છે, તે પણુ પોતાના અભ્યાસનું ફલ છે; પરંતુ અચાનક થયેલું ફલ નથી.[૩૪] પરમ પુરુષાર્થના અભિનિવેશનું કારણુ અને મોટી મોટી સંપત્તિઓનું કારણુ મનોનિગ્રહ જ છે.[૩૫] પૃથ્વી ખોદવામાં તત્પર એવા સગર રાજાના પુત્ર આદિને તથા મંદર પર્વતને ઉપાડવાવાળા દેવ દૈત્ય આદિને પોતાના મનોનિગ્રહ વિના અન્ય એકે ઉપાય નથી. તાત્પર્ય કે મનની એકાગ્રતા વિના મોટાં કાર્યો સિદ્ધ થતાં નથી.[૩૬] જ્યાં સુધી મન શાંતિ પામ્યું નથી ત્યાં સુધી પ્રાણીને જન્મ મરણુના ફેરામાં ભમવું પડે છે.[૩૭] બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર અને ઇંદ્ર

આદિ દયાળુ છે; તો પણ તે જન્મ મરણરૂપી મહા વ્યાધિથી રક્ષણ કરી શકતા નથી.[૩૮] બાહ્ય અને આંતર એવા વિષયરૂપને તજી અખંડાકાર બ્રહ્મનું ચિંતન કરો, જેથી જન્મ મરણનો ક્ષય થાય.[૩૯] જે આંતરવિષયથી તથા બાહ્યવિષયથી મુક્ત છે નિરામય છે, જ્ઞાન સ્વરૂપ છે અને જે પરમાનંદરૂપે સ્ફુરે છે, તે સન્માત્ર બ્રહ્મનો તદાકાર વૃત્તિવડે અનુભવ કરો, એથી તમે જન્મ મરણથી છૂટશો.[૪૦]



# સર્ગ ૪૪ મો.*

## ગાધિનું આખ્યાન–માયા વડે ગાધિનું મરણ.

श्रीवसिष्ठ उवाच–रामापर्यवसानेयं माया संसृतिनामिका ।
आत्मचित्तजयेनैव क्षयमायाति नान्यथा ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! આ સંસાર નામની માયા, મહા બ્રાંતિનું કારણ છે. એ માયાનો ક્ષય મનને જિતવાથી થાય છે, પણ અન્ય સાધનથી થતો નથી.[૧] ‘આ પ્રપંચ માયિક છે તે મિથ્યા છે,’ એવા જ્ઞાન માટે એક ઇતિહાસ કહુ છું, તે સાવધાન થઇ સાંભળો.[૨] આ પૃથ્વી ઉપર કોશલ નામનો દેશ છે. તે નંદન વન જેવો ઉદાર અને રત્નોનો ભંડાર છે.[૩] તેમાં ગાધિ નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે વેદ ભણેલો બુદ્ધિશાલી અને જાણે ધર્મમૂર્તિ હોય તેવો શોભતો હતો.[૪] તેનું મન બાલ અવસ્થાથી વૈરાગ્યવાળું તથા આકાશ જેવું નિર્મલ હતું.[૫] તેથી તે તપ કરવા સારુ પોતાનાં કુટુંબથી જૂદો પડી વનમાં ગયો.[૬] નક્ષત્રવાળા સ્વચ્છ આકાશમાં ચંદ્રની પેઠે એ બ્રાહ્મણ, તે વનમાં ફૂલેલાં કમલવાળા તળાવ ઉપર આવ્યો.[૭] વિષ્ણુનાં સાક્ષાત્ દર્શન થાય ત્યાં સુધી તપ કરવું, એવો નિશ્ચય કરી એ બ્રાહ્મણ ગળા પર્યંત તળાવના જલમાં ઉભો રહી તપ કરવા લાગ્યો.[૮] એવી રીતે તપ કરતાં કરતાં આઠ મહિના વ્યતીત થયા. સૂર્યના વિયોગથી કમલની પેઠે તેના મુખની કાંતિ ઝાંખી પડી.[૯] પછી ગ્રીષ્મ ઋતુથી તપેલા પૃથ્વીતલ પાસે મેઘ આવે તેમ એક દિવસે એ ગાધિ પાસે વિષ્ણુ આવ્યા.[૧૦]

---

* આ ચુંમાલીશમા સર્ગમાં વિષ્ણુના વરદાનથી ગાધિ નામના બ્રાહ્મણને જલમાં માયા જોવામાં આવી, ને ઘેર મરણ પામેલા ગાધિનો સ્મશાનમાં દાહ કર્યો, એટલી વાત આવશે.

વિષ્ણુ કહે છે–હે બ્રાહ્મણ! તારા તપોવૃક્ષનાં ફલ ભોગનો સમય આવ્યો છે; માટે જલમાંથી બહાર આવ, અને મનગમતું વરદાન માગ.[૧૧]

બ્રાહ્મણ માગે છે–હે ભગવન્! આપ સર્વ પ્રાણીનાં હૃદયકમલમાં રહો છો, ને ત્રણ જગતના આધાર છો. હું આપને નમસ્કાર કરું છું.[૧૨] સંસાર નામની આપની આ માયા કે જે પરમાત્મા વિષે કલ્પિત છે, અને મોહ કરવાવાળી છે, તે માયા મને બતાવો.[૧૩]

વસિષ્ઠ કહે છે–હે રામ! ત્યારે વિષ્ણુએ 'હે બ્રાહ્મણ! તું મારી માયા જોઇશ.' એમ કહી 'પોતાની આરાધનારૂપી તપનું ફલ કેવલ માયા દર્શાવવાથી પૂરું પડે તેમ નથી,' એવો વિચાર કરી માગ્યા વિના પણ બીજું વર આપ્યું કે 'તું માયા જોયા પછી તે માયા તજી દઇશ.' પછી વિષ્ણુ અંતર્હિત થઇ ગયા.[૧૪] ત્યાર પછી ક્ષીરસમુદ્રમાંથી ચંદ્ર નીકળે તેમ એ બ્રાહ્મણ તળાવના જલમાંથી બહાર નીકળ્યો.[૧૫] ચંદ્રનાં દર્શનથી ચંદ્રવિકાશી કમલની પેઠે તે ગાધિ ભગવાનનાં દર્શનથી પ્રસન્ન થયો.[૧૬] હવે એ બ્રાહ્મણ તેજ વનમાં રહેતો હતો, ને પોતાનું કર્મ કરતો હતો. તેમ કરતાં કેટલાક દિવસો વીતિ ગયા.[૧૭] એક દિવસે તળાવમાં તે સ્નાન કરવા ગયો, ત્યાં ભગવાનના વરદાનનું સ્મરણ થવાથી તેના વિચારમાં પડયો.[૧૮] પછી તળાવમાં ઉતરી દર્ભ વડે તળાવમાં કુંડાળું કરી અઘમર્ષણ કરવા લાગ્યો.[૧૯] તેટલામાં તો તે ધ્યાન મંત્ર અને અઘમર્ષણની ક્રિયા સઘળું ભૂલી ગયો, ને ઘેર પોતાને મરણ પામેલો તેણે જોયો.[૨૦-૨૧] પ્રાણ અને અપાન વાયુ ચાલતા બંધ થયા, તેથી તેનું શરીર, વાયુ વગરનાં સ્થલમાં રહેલા પદાર્થની પેઠે નિશ્ચલ થયું.[૨૨] પાકી ગયેલાં પાંદડાં જેવું તેનુ મુખ થઇ ગયું. મૂળ કપાઇ જવાથી કમલ જેમ તેમ શબરૂપ થયેલું તેનું શરીર સૂકાવા લાગ્યું.[૨૩] પ્રાતઃકાલે આકાશમાં તારાની પેઠે તેનાં નેત્ર ઉંડાં ઉતરી ગયાં. વર્ષાદ વગરના ગામની પેઠે શરીર નિસ્તેજ થયું.[૨૪] જેઓની આંખમાં આંસુ ભર્યાં હતાં, જે દયાજનક દશામાં પડયાં હતાં અને રોતાં હતાં, તેવા તેના કુટુંબીઓ તેને વીંટી બેઠા હતા.[૨૫] પાજ ત્રુટી જવાથી જલપ્રવાહમાં તણાતી કમલિની જેવી દુઃખ પ્રવાહમાં તણાતી તેની સ્ત્રી તેના પગમાં પડી હતી.[૨૬] જેમાં નવા વાળ આવ્યા છે એવી તેની દાઢી પકડી તેની માતા, ઉંચા સ્વરથી વિલાપ કરતી હતી.[૨૭] તેના પડખામાં બેઠેલાં બીજાં સંબંધીઓ પણ રોતાં હતાં ને વિલાપ કરતાં હતાં.[૨૮] વિયોગના ભયથી દૂર રહ્યા હોય તેમ તેના અવયવો પરાયાની પેઠે જૂદા પડી ગયા હતા.[૨૯] તેનું

મોઢું ફાટી રહ્યું હતું ને દાંત દેખાતા હતા, તેથી અજ્ઞાન દશામાં પોતાનું જીવવું વૃથા જાણી હસતા હોય એવા વૈરાગ્યવાળા પુરુષના જેવું તેનું શરીર જણાતું હતું.[૩૦] એ શરીર, મૌન ધારણ કરી ધ્યાનમાં બેઠું હોય, માટીનું રચેલું હોય, પુનઃ ન જાગવા માટે સૂતેલું હોય, અથવા મોટો વિરામ લેતું હોય, તેવું જણાતું હતું.[૩૧] મારા ઉપર કયા સંબંધીનો સ્નેહ અધિક છે, ને કોનો અલ્પ છે; એવી રીતે તેનું શરીર જાણે સંબંધીઓનો ભાવ જોવા માટે તેઓના શોક શબ્દો મન સ્થિર રાખી સાંભળતું હોય, તેમ જણાતું હતું.[૩૨] શબ થયેલા તે શરીરને વિલાપ કરતા, રોતા અને છાતી માથું કૂટતા એવા સંબંધીઓએ સ્મશાનમાં લઇ જવા માટે ઉપાડયું[૩૩-૩૪] ને સ્મશાનમાં પહોંચાડયું. એ સ્મશાનમાં માંસ, આંતરડાં, ચરબી અને તાજાં તથા સૂકાઇ ગયલાં રુધિર પડ્યાં હતાં. હાડકાના ઢગલા પડ્યા હતા.[૩૫] ઉપર ઉડતાં ગીધ પક્ષીઓવડે તથા વાદળ વડે સૂર્ય ઢંકાઇ ગયો હતો. ચિતાના પ્રકાશથી અંધકાર દૂર થતું હતું. ફીયાવડીનાં મુખમાંથી જ્વાળાઓ નીકળતી હતી.[૩૬] વહેતી રુધિરની નદીઓમાં કેટલાક કાગડા અને કંક પક્ષીઓ નાહતા હતા તથા ડુબકી દેતા હતા. લોહીથી ભીંજાએલા તંતુઓમાં ઘરડાં પંખીઓ બંધાઇ જતાં હતાં.[૩૭] તે સ્મશાનમાં તેના કુટુંબીઓએ બળતી ચિતામાં ગાધિના શબને બાળવા મૂકયું.[૩૮] ચિતા, સૂકાં લાકડાંની હતી તેથી ભભુકતા અને ચડચડાટ કરતા એવા અગ્નિમાં શબ, તત્કાલ બળવા લાગ્યું.[૩૯] તેમાંથી દુર્ગંધ નીકળતી હતી, જલ છૂટતાં હતાં, તે અગ્નિમાં પડવાથી છમકારા થતા હતા, ગાંઠયો ફૂટતી હતી, ને હાડકાં જૂદાં પડતાં હતાં. એવી રીતે એ ગાધિના શરીરને, હાથી વાંસનાવનનો નાશ કરે તેમ અગ્નિએ નાશ કરી નાખ્યું.[૪૦]

# સર્ગ ૪૫ મો.*

## ચાંડાલ જાતિમાં જન્મેલા ગાધિને રાજ્યની પ્રાપ્તિ

**श्रीवसिष्ठ उवाच**—अथापश्यदसौगाधिः स्वाधिपीवरया धिया ।
अंतर्जलस्थ एवांतरात्मनात्मनि निर्मले ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હવે જલમાં રહેલા આ ગાધને ચિતામાં પડવાના દેખાવથી મલીન થયેલી બુદ્ધિવડે પોતાનાં નિર્મલ સ્વરૂપમાં જોવામાં આવ્યું કે, ભૂતમંડળ

* આ પીસતાલીશમા સર્ગમાં 'ગાધિનો ચાંડાલીથી જન્મ, ચાંડાલ જાતિમાં સ્થિતિ ને તેને કુટુંબી મરણ પામવાથી કીર નામના શહેરમાં રાજ્યની પ્રાપ્તિ થઇ' એટલી વાત આવશે.

નામના દેશના એક ગામના પાદરમાં રહેલા ચાંડાલની સ્ત્રીના ગર્ભમાં પોતાનો આત્મા રહેલો છે.[૧-૨] તે આત્મા ચાંડાલીના ગર્ભમાં પીડાતો હતો, કોમલ હતો ને વિષ્ટામાં પડેલો હોવાથી વ્યાકુલ થતો હતો.[૩] નવમાસ પૂરા થયા ત્યારે જ તેનો જન્મ થયો. તેનું શરીર કાળું અને મલથી ભરેલું હતું.[૪] એવી રીતે ગાધિ, ચાંડાલના ઘરમાં બાલક થયો. તે ચાંડાલને બહુ પ્રિય હતો, ને આમ તેમ ફરતો હતો.[૫] પછી તે ક્રમે કરી વધવા લાગ્યો. બાર વર્ષનો થયો, પછી સોળ વર્ષનો થયો. મેઘ ઘટાની પેઠે તેનું શરીર પુષ્ટ હતું.[૬] કેટલાંક કુતરાંને સાથે લઈ તે વનવનમાં ફરતો હતો, ને મૃગલાંને મારતો હતો. એવી રીતે ભિલ્લની વૃત્તિ ભોગવતો હતો.[૭] પુષ્પોના ગુચ્છવાળી લતા નવાંકુરે કરી વૃક્ષને જેમ આલિંગન કરે તેમ સુંદરા સ્તનવાળી ચાંડાલ કન્યા કે જે એની સ્ત્રી હતી, તે હાથવડે એ ગાધિને આલિંગન કરતી હતી.[૮] જેની કાંતિ શ્યામ હતી, જેના દાંત થોડા મેલા અને સ્વચ્છ હતા, અને જેણે નવાંકુરોવડે શરીરને શોભાવ્યું હતું, એવો તે, સ્ત્રીની સાથે ભ્રમરો ભ્રમરીની સાથે જેમ ફરે તેમ વનમાં ફરતો હતો.[૯-૧૦] વનની લતાના પાદડાંમાં વસતો અને વ્યસનથી આતુર એવો ગાધિ પુરુષના રૂપને ધારણ કરવાવાળું વિંધ્ય પર્વતનું વન હોય એમ જણાતો હતો.[૧૧] તે લતા ગૃહોમાં વિશ્રામ લેતો હતો, પર્વતોની ગુફામાં સૂતો હતો, પાંદડાનાં ઢગલામાં છૂપાતો હતો અને ગુચ્છોમાં ઘર કરી રહેતો હતો.[૧૨] તેણે કિંકિરાતનાં પુષ્પો કાન ઉપર રાખ્યાં હતાં, જુઇનાં અને આંબાના પુષ્પોની માળા પહેરી હતી અને કેવડાનાં પુષ્પોવડે શોભા કરી હતી.[૧૩] તે પુષ્પશય્યામાં લોટતો હતો, પર્વતનાં તટોમાં ભમતો હતો, વનનો સારી રીતે ભોમીયો હતો અને મૃગલાં મારવામાં ચતુર હતો.[૧૪] તેણે પોતાના વંશને વધારે તેવા અને ઉગ્ર ચરિત્રવાળા પુત્રોને પર્વતો વિષે ઉત્પન્ન કર્યા.[૧૫] એવી રીતે ગૃહસ્થાશ્રમ ભોગવતા અને ચાંડાલ જાતિમાં રહેલા ગાધિની યુવાવસ્થા, ક્ષીણ થવા લાગી, અને ધીમે ધીમે શરીર ખડભડી ગયું.[૧૬] પછી ભૂતગ્રહ નામના દેશનું ગામ કે જે તેની જન્મભૂમિ હતી, ત્યાં જઇ તેનાથી થોડે દૂર મુનિની પેઠે તાડપત્રીની ઝુંપડી બાંધી ત્યાં રહ્યો.[૧૭] તેનું શરીર કાળે કરી અતિ ઘરડું થયું, તેથી તે, જેના રસ જીર્ણ થઇ ગયા છે, તેવાં તમાલનાં વૃક્ષ જેવું જણાતું હતું.[૧૮] ચાંડાલનો ગ્રહસ્થાશ્રમ ભોગવતા એવા ગાધિના સંબંધીઓ તથા કુટુંબીઓ બહુ વધ્યા, તેનાં કામ, નામ અને વચનો ક્રૂર હતાં.[૧૯] ગાધિ સર્વ ચાંડાલોમાં મોટો હતો, વ્યવહારમાં કુશલ હતો, અને મોટાં

કુટુંબવાળો હતો. હવે જલનું પૂર, સૂકાં પાંદડાં ઘસડી જાય તેમ મૃત્યુ તેનાં સઘળાં કુલને હરી ગયું. એટલે તેનું જેટલું કુટુંબ હતું તે સર્વ મરણ પામ્યું.[૨૦-૨૧] તેથી એકલો રહેલો ગાધિ, વનમાં ટોળાંમાંથી વિખૂટું પડેલું મૃગલું હોય તેમ વિલાપ કરતો હતો ને રોતો હતો.[૨૨] શોકમાં ને શોકમાં કેટલાક દિવસ તો ગાધિ ત્યાં જ રહ્યો. પછી સૂકાઇ ગયલાં કમળવાળા તળાવને હંસાદિ પક્ષી જેમ તજી દે તેમ પોતાના દેશને તેણે તજી દીધો.[૨૩] એ ચાંડાલ ગાધિ વાયુ વશ મેઘની પેઠે બીજાને આધીન હોય તેવી રીતે ચિંતામાં ને ચિંતામાં ઘણા દેશ ભમ્યો.[૨૪] ભમતાં ભમતાં એક દિવસે કીર દેશની રાજધાનીમાં આવ્યો. પછી તે જેમાં વૃક્ષો લતાઓ અને સ્ત્રીઓ નૃત્ય કરતાં હતાં, પગ ડુબી જાય તેટલાં પુષ્પો પડયાં હતાં, અગરુ ચંદનની સુગંધ આવતી હતી, અને જેમાં સામંતોની સ્ત્રીઓની તથા શહેરના માણસોની મોટી ભીડ હતી, એવા રાજમાર્ગમાં આવ્યો.[૨૫-૨૭] ત્યાં જાણે ફરતો મેરુ પર્વત હોય તેવો મોટો હાથી તેના જોવામાં આવ્યો, જેને મણિ તથા રત્નો વડે શણગારેલો હતો.[૨૮] તે શહેરનો રાજા મરણ પામ્યો હતો, તેથી જેમ ચિંતામણિ માટે મોટા ઝવેરીને ખોળે તેમ રાજાને ખોળવા માટે એ હાથી ફરતો હતો.[૨૯] ગાધિ કૌતુકથી એ હાથી સામે લાંબા વખતથી જોયા કરતો હતો.[૩૦] તેટલામાં તો તેને પોતાની સૂંઢમાં લઇ હાથીએ પોતાની પીઠ ઉપર બેસાડયો.[૩૧] તે જ વખતે નોબત તથા નગારાં વાગવા લાગ્યાં, જેનો શબ્દ, પ્રલયના સમુદ્રના શબ્દ જેવો હતો.[૩૨] જેની આશા પૂર્ણ થઇ છે એવા રાજા જય પામે છે, એ પ્રકારનો શબ્દ, પ્રાતઃકાલમાં ઉઠેલાં પક્ષીઓનો શબ્દ જેવો થયો.[૩૩] ચારણ અને ભાટનો મોટો કોલાહલ થયો, જે કાંઠા ઉપર પછડાતા સમુદ્રના શબ્દ જેવો હતો.[૩૪] મંથન વખતે મંદર પર્વતને ક્ષીર સાગરની લહરીઓ જેમ વીંટી વળે તેમ ઉત્તમ લલનાઓ, શણગાર ધરાવવા માટે ગાધિને ચારે તરફ વીંટી ઉભી.[૩૫] સૂર્યનાં કિરણો વડે ચકચકિત એ વામણિવાળી વેલા, કિનારાના પર્વતને વધાવે તેમ સ્ત્રીઓએ ગાધિને રત્નોની માળા પહેરાવી.[૩૬] વર્ષાકાલની નદીઓ પોતાનાં પૂરવડે મધ્યમાં આવેલાં શિખરને જેમ શોભાવે તેમ હિમ જેવા શીતલ એવા મોતીના હારો પહેરાવી તે સ્ત્રીઓએ ગાધિને શોભાવ્યો.[૩૭] તે સ્ત્રીઓ, વસંતઋતુની લક્ષ્મી વનને જેમ શણગારે તેમ નાના પ્રકારના વર્ણ તથા સુગંધવાળા પુષ્પોવડે ભરપૂર કરતી હતી[૩૮] ને નાના પ્રકારની સુગંધીવાળાં ચંદનો ચોપડતી હતી.[૩૯] સંધ્યા સમયનાં વાદળાં, તારા, ચંદ્ર અને નદી વડે મેરુ પર્વત

જેમ વિશાળ આકાશની શોભાને હરણ કરતો હતો તેમ અલંકારથી સુશોભિત એવો આ ગાધિ સર્વનાં મનને હરતો હતો.[૪૦] સ્ત્રીઓવડે વીંટાયેલો એ રાજા, રત્ન જેવાં પુષ્પોવડે વીંટાયેલાં કલ્પવૃક્ષ જેવો જણાતો હતો.[૪૧] તેવી દશાને પ્રાપ્ત થયેલા ગધિરાજાને સલામ કરવા માટે પ્રધાનમંડલ અને સર્વ પ્રજા આવી.[૪૨] તે સર્વેએ મળી ગાધિને સિંહાસન ઉપર બેસાડી અભિષેક કરી, એ જ હાથી ઉપર બેસાડીને તેની પછવાડે સૌ રાજમેહેલ સુધી આવ્યા.[૪૩] જેમ કાગડાને મરેલું જંગલી મૃગલું પ્રાપ્ત થાય. તેમ ગાધિ ચાંડાલને એવી રીતે કિર દેશનું રાજ્ય પ્રાપ્ત થયું.[૪૪] કીર દેશની સ્ત્રીઓ તેનાં ચરણ ચાંપતી હતી અને સંપૂર્ણ શરીરમાં ચંદન ચરચતી હતી, તેથી સંધ્યાકાળના મેઘ જેવો તે શોભતો હતો.[૪૫] ફૂલેલાં વનમાં સિંહણોની સાથે સિંહ જેમ શોભે તેમ તે શહેરમાં એ ગાધિ સ્ત્રીઓની સાથે શોભતો હતો.[૪૬] હવે એ ગાધિ, ગજમુક્તાના હાર પહેરી, સર્વ ચિંતા શાંત થવાથી આનંદમાં મગ્ન થઇ તડકામાં તપેલો હાથી તળાવના જલનો ઉપભોગ કરે તેમ રાજ્યમાં ઉત્તમ ભોગો ભોગવતો હતો ને રમતો હતો.[૪૭] હે રામ! એ ગાધિ એ પ્રમાણે કીરદેશમાં રાજા થયો. તેનું નામ ગવલ પડ્યું. તેણે આખા દેશમાં પોતાનો પ્રભાવ ફેલાવ્યો, તેથી સર્વ દિશાઓમાં તેની આજ્ઞા ચાલવા લાગી. કેટલાક દિવસે રાજ વ્યવસ્થા બરાબર થઇ, પ્રધાનમંડળ પણ રાજ્યકારભાર વ્યવસ્થાથી ચલાવવા લાગ્યું.[૪૮]



# સર્ગ ૪૬ મો.*

## ગાધિનું જાગવું.

**श्रीवासिष्ठ उवाच**—विलासिनीभिर्वलितो मंत्रिमंडलपूजितः ।
वंदितः सर्वसामंतैश्छत्रचामरलालितः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! પછી એ રાજાને લલનાઓ વીંટી બેસતી હતી, મંત્રીઓ માન આપતા હતા, સામંતો સત્કાર કરતા હતા, ઉપર છત્ર ધારણ થતું

* આ છેતાલીશમા સર્ગમાં 'ગવલ, ચાંડાલ છે' એમ ચાંડાલનાં મુખથી સાંભળી સર્વ પ્રજા અગ્નિમાં બળી મરવાથી રાજા પણ અગ્નિમાં બળી મર્યો ત્યારે ગાધિ જાગ્યો. એટલી વાત આવશે.

હતું, બે બાજુ ચામર થતા હતા,[૧] તેની આજ્ઞા બરાબર ચાલતી હતી, તે સર્વ રાજ્યવ્યવહાર જાણતો હતો, તેના શોક, ભય અને પ્રયાસ સર્વે શાંત થયા હતા, અને તે મોટી સુખી દશામાં પડયો હતો.[૨] ચારણ, ભાટ, બંદી વગેરે તેની સ્તુતિ કરતા હતા; તેથી આનંદમાં મગ્ન એવો એ રાજા, મદિરામત્તની પેઠે પોતાનું સ્વરૂપ ભુલી ગયો હતો.[૩] એ ચાંડાલે કીરદેશમાં આઠ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું ને ત્યાંસુધી તેણે દયા, ચતુરતા અને પવિત્રતા આદિ રાજાનાં આચરણ કર્યાં.[૪] એક દિવસે તેણે પોતાની ઇચ્છાથી અલંકારો ઉતારી નાંખ્યા તેથી તે સૂર્ય, ચંદ્ર અને તારા વગરનાં આકાશ જેવો દેખાવા લાગ્યો.[૫] મોતીના હાર, બાજુબંધ કે કડાં તેને ગમતાં ન હતાં, કેમ કે મોટાઇમાં પડેલાં મનને કૃત્રિમ અલંકાર આદિ રુચતાં નથી.[૬] તેવી દશામાં એ એકલો જ રાજા, અસ્ત પામતો સૂર્ય આકાશમાંથી અસ્તાચલ ઉપર જેમ આવે તેમ મહેલથી બહાર આવ્યો.[૭] ત્યાં કેટલાંક ચાંડાલો ભેગા થઇ ગાતા હતા, જેનો શબ્દ વસંતઋતુના કોકિલ જેવો હતો.[૮] તેઓ હાથમાં વીણા લઈ બજાવતા હતા ને આનંદ કરતા હતા.[૯] તેમાંથી એક ઘરડો ચાંડાલ ઉઠયો, જે, સર્વ ચાંડાલોમાં મોટો હતો.[૧૦] તે રાજાને જોઇને બોલી ઉઠયો કે–હે 'કટંજ* !' આંહીનો રાજા તારું માન રાખે છે? તું ગાન સારી રીતે જાણે છે? તારો કંઠ સારો છે? તારું ગાન સાંભળે છે? તને ઘર, વસ્ત્ર ને ભોજન આપે છે? ને તારું ખરચ પૂરું પાડે છે?[૧૧–૧૨] ફૂલ ફૂલવાળાં વૃક્ષને જોઇ વસંતઋતુ જેમ સૂર્યોદય વખતે કમલ જેમ અને ચંદ્રોદય વખતે ઓષધિઓ જેમ, તેમ તને જોઇ આજ હું બહુ આનંદ પામ્યો છું.[૧૩] પ્રિય બંધુનું દર્શન, સર્વ આનંદોની, મોટા મોટા લાભોની અને અનંત વિશ્રામોની પરમ સીમા છે.[૧૪] એમ ચાંડાલ કહેતો હતો, તેટલામાં રાજાએ સમયને અનુસરી તેનો અનાદર કર્યો, ને પોતાના ચાંડાલ ભાવને ગુપ્ત રાખ્યો.[૧૫] પરંતુ તે વાત, ઝરુખામાં બેઠેલી તેની રાણીઓના અને પ્રધાનોના સાંભળવામાં આવી; તેથી 'આ રાજા ચાંડાલ છે' એમ જાણી સર્વે ઝાંખાં પડી ગયાં.[૧૬] નગરવાસીઓ પણ હિમ વડે બળી ગયેલાં કમળો જેવાં, વૃષ્ટિ વગરનાં ગામ જેવાં અને વનના અગ્નિથી બળેલા પર્વતો જેવાં નિસ્તેજ થઇ ગયાં.[૧૭] વૃક્ષ ઉપર ચઢેલા બીલાડાના ફૂંફાડાને સિંહ તિરસ્કાર કરે તેમ તે રાજાએ ચાંડાલની તે વાણીનો તિરસ્કાર કર્યો.[૧૮] અને તત્કાલ તેણે શોકમાં પડેલા મનુષ્યવાળા જનાનામાં વર્ષાઋતુમાં સૂકાઇ

* આ 'કટંજ' નામ, ગાધિનું ચાંડાલાવસ્થાનું હતું.

ગયલાં કમલવાળાં તળાવમાં હંસની પેઠે પ્રવેશ કર્યો.[૧૯] જેની બખોલમાં અગ્નિ રહ્યો હોય તેવા ઝાડની પેઠે આ રાજા સર્વ અવયવોમાં ખેદ પામ્યો, એટલે તેનાં સઘળાં અંગો ઢીલાં થઇ ગયાં.[૨૦] જનાનામાં જોયું તો ખવાઇ ગયેલાં મૂળવાળા વૃક્ષના પુષ્પની પેઠે સર્વ માણસો શોકમાં પડયાં હતાં.[૨૧] પ્રધાન વર્ગ અને નગરવાસી સ્ત્રી પુરુષો સર્વ ઘરમાં પડેલા શબની પેઠે એ રાજાનો સ્પર્શ કરતાં ન હતાં.[૨૨] નોકરો, તેનાથી દૂર રહેતા હતા. અતિ પ્રીતિવાળાં બાલકો પણ દુઃખમાં પડ્યાં હતાં, ને શબની પેઠે તેને તજતાં હતાં.[૨૩] જેનું મુખ નિસ્તેજ હતું ને શરીર શોભા વગરનું હતું; એવા એ રાજાને સ્મશાનની પેઠે કોઇ પણ ગણતું નહતું.[૨૪] પર્વતની શિલા પાસે અગ્નિ ન જાય તેમ તે રાજા પાસે કોઇ પણ માણસ જતું નહતું, કેમકે તે સર્વ શોકમાં પડયાં હતાં.[૨૫] સેનાધિપતિઓ અને સેના સર્વે તેનાથી દૂર રહેતાં હતાં, તેથી કોઇ પણ તેની આજ્ઞા પાળતું નહતું.[૨૬] એ રાજાનું શરીર ચાંડાલ હતું. વળી તેના સંગથી પાપ લાગે તેથી એ રાજાની પાસેથી રાક્ષસને જોઇને નાસી જાય તેમ સર્વ જનો નાશી જતા હતા.[૨૭] એ રાજા મનુષ્યોની વચ્ચે હતો, તો પણ આ વખતે પરદેશમાં ગયેલા દરિદ્ર મનુષ્યની પેઠે એકલો જ થઇ રહ્યો.[૨૮] મોતીવાળા અને શબ્દ કરતા એવા વાંસને વટેમાર્ગુ બોલાવે પણ તે ઉત્તર ન આપે તેમ બોલાવતા છતાં પણ એ રાજાને કોઇ ઉત્તર આપતું નહતું.[૨૯] હવે 'અમને ચાંડાલનો સંસર્ગ ઘણા કાળ સુધી રહ્યો, એટલે પ્રાયશ્ચિત્ત કરવાથી પણ શુદ્ધિ થાય નહી; માટે અગ્નિમાં પ્રવેશ કરીએ' એવો નિશ્ચય કરી શહેરના માણસો તથા પ્રધાનો સર્વેએ ઠેક ઠેકાણે સૂકાં લાકડાંની ચિતાઓ સળગાવી[૩૦-૩૧] ચારે તરફથી સળગી ઉઠેલી ચિતાઓ, આકાશમાં ચળકતા તારા જેવી જણાતી હતી. તે વખત શહેરમાં જ્યાં ત્યાં રડારોળ થઇ રહી.[૩૨] સ્ત્રીઓ રોતી હતી ને દયાજનક વિલાપ કરતી હતી. કોઇ અગ્નિમાં પડનારને હાથે પકડી અટકાવતું હતું. બળતી ચિતાઓ પાસે ઉભા રહી કેટલાક રોતા હતા.[૩૩] ચિતામાં બળી મરેલા પ્રધાન વગેરેના નોકરોને બંધુઓ રોતા હતા, તેથી વૃષ્ટિની સાથે સુસવાટા કરતા પવનવાળા વન જેવું એ નગર જણાતું હતું.[૩૪] ચિતામાં બળી મરેલા સારા સારા બ્રાહ્મણોનાં માંસના ગંધવાળો વંટોળીયો વાયુ ચિતાની રાખને ઉરાડતો હતો, તેથી તે શહેરમાં જાણે ધુમસ વરસતી હોય તેમ જણાતું હતું.[૩૫] વાયુની સાથે દૂર સુધી ગયેલી ચરબીના ગંધથી, આવેલા પક્ષીઓથી તથા ભૂત પ્રેતાદિકથી સૂર્ય ઢંકાઇ ગયો હતો; તેથી મેઘવડે આકાશ

ઢંકાઇ ગયું હોય તેમ જણાતું હતું.[૩૬] વાયુવડે ચિતાના અગ્નિ ઉડતા હતા; તેથી આકાશ બળતું હોય તેમ જણાતું હતું. અગ્નિના તણખા ઉડતા હતા; તેથી દિશાઓ તારાવાળી હોય તેમ જણાતી હતી.[૩૭] તસ્કરો, અલંકાર આદિ લઇ જતા હતા તેથી બાલકો અને મોટા સર્વે પોકાર કરતાં હતાં. નગરવાસીઓ ભયથી પોતાના જીવનો અને નામનો ત્યાગ કરતાં હતાં. એવી રીતે એ નગર વસ્તી વગરનું થઇ ગયું.[૩૮] કેટલાંક માણસો, ચોર લોકો સર્વસ્વ લઇ જતા હતા તો પણ ઘર સામું જોતા ન હતા. કોઇ પુત્રને અને સ્ત્રીને પણ તજી દેતા હતા, ને મરવામાં વ્યાકુલ હતા.[૩૯] એવી રીતે સર્વ પ્રજાનો નાશ થતો હતો, તેથી દૈવના વિપરીત ભાવથી પ્રલયના જેવી કષ્ટકારી સ્થિતિ વર્તતી હતી. તેને જોઇ ગવલ નામનો રાજા કે જેની બુદ્ધિ રાજકીય માણસોના સંસર્ગથી પવિત્ર અને કુશલ થઇ હતી, તે મહા શોકમાં પડયો, ને વિચારવા લાગ્યો,[૪૦-૪૧] કે આ દેશમાં વખત વિના પ્રલય જેવો અને જેમાં મોટા મોટા નાશ થાય તેવો અનર્થ મારે માટે જ થયો છે.[૪૨] માટે હવે મારે જીવીને શું કરવું છે? મારું જીવવું દુઃખરૂપ થઈ પડયું છે. એ જીવવા કરતાં તો મરવું સારું. જગતમાં નિંદા થાય તે કરતાં મરવું એ પ્રાણીને ઉત્તમ છે.[૪૩] એવો નિશ્ચય કરી ગવલ રાજાએ બળતા અગ્નિમાં પોતાના શરીરને પતંગની પેઠે હોમી દીધું.[૪૪] એ ગવલનું શરીર નિર્વેદથી અગ્નિમાં પડયું, હાથ પગ આદિ અવયવો બળવા લાગ્યા ને તડફડવા લાગ્યા. તે જ વખતે જલમાં અઘમર્ષણ કરતો ગાધિ જાગૃત થયો.[૪૫]

વાલ્મીકિ કહે છે, એમ વસિષ્ઠ મુનિ કહેતા હતા તેટલા વખતમાં દિવસ, સાયંકાલની ક્રિયા માટે ચાલ્યો ગયો, સૂર્યઅસ્ત પામ્યો અને સભા નમસ્કાર કરી સ્નાન કરવા ગઈ. રાત્રિ પૂરી થયા પછી સૂર્યોદય વખતે સભા પાછી ભેગી થઈ.[૪૫]

**બારમો દિવસ પૂર્ણ થયો.**



# સર્ગ ૪૭ મો.*

## ગાધિને થયેલાં માયાનાં પ્રત્યક્ષ દર્શન.

**श्रीवसिष्ठ उवाच–मुहूर्ते द्वितये नाथ गाधिराधि भव भ्रमात् ।**
**प्रशशामाकुली भावो वेलावर्त इवांबुधेः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે–હે રામ! હવે બે મુહૂર્તમાં તો તેનો ભ્રમ દૂર થયો. આકુલતા શાંત થઇ જવાથી ગાધિ, વેલા પાસેના જલભ્રમની પેઠે શાંત થયો.[૧] કલ્પાંત વખતે જગતની રચનાથી બ્રહ્મા જેમ વિરામ પામે તેમ ગાધિ તે મનના મહા મોહથી નિવૃત્ત થયો.[૨] કેફી પુરુષને કેફ ઉતરી જવાથી ભાન આવે તેમ એ ગાધિ સૂઇને ઉઠયો હોય તેવી રીતે જાગ્યો.[૩] સવારમાં ઉઠીને લોકો વિચાર કરે તેમ 'હું આ ગાધિ છું, મારે સ્નાનાદિ કાર્ય કરવાનું છે, ચાંડાલનું અને રાજ્ય ભોગવવાનું કામ મારું નથી,' એવી રીતે બરાબર તેના જાણવામાં આવ્યું.[૪] પછી વસંતઋતુ, શિશિરઋતુને અંતે જેમ કમલને પ્રફુલ્લ કરે તેમ તેણે જલમાંથી પોતાનો પગ બહાર કાઢ્યો.[૫] જલ, દિશા અને આકાશવાળી એ પૃથ્વીને અન્ય જેવી જોવાથી ગાધિ, વળી વિસ્મય પામ્યો.[૬] હું કોણ? મેં શું જોયું? મેં ચાંડાલ વ્યવહાર આદિ શું કર્યું? એવી રીતે ભ્રુકુટી ચડાવી ક્ષણવાર તે વિચારમાં પડ્યો.[૭] 'હું બહુ થાકી ગયો હતો, તેથી ચાંડાલ જન્મ આદિ મહા ભ્રમ મારા જોવામાં આવ્યો,' એમ જાણી એ ગાધિ જલમાંથી બહાર નીકળ્યો.[૮] ને કાંઠા ઉપર આવી વિચારવા લાગ્યો કે, જેની પાસે હું મરણ પામ્યો હતો, તે મારી માતા અને સ્ત્રી બન્ને કયાં ગઇ?[૯] મારાં માતાપિતા તો હું બાલક હતો ત્યારે જ મરણ પામ્યાં છે, ને વળી મારો વિવાહ થયો નથી, તેથી બ્રાહ્મણ મદિરાના રૂપને ન જાણે તેમ હું સ્ત્રીનું રૂપ પણ જાણતો નથી.[૧૦–૧૧] મારા સંબંધીઓ તો અતિ દૂર જઇ રહ્યા છે, એટલે જેની વચમાં હું મરણ પામ્યો હતો. તે મારા કોણ થતા હતા?[૧૨] ચાંડાલ જન્મ આદિ જે કાંઈ મારા જોવામાં આવ્યું, તે શું? તે તો મને ગંધર્વ નગર જેવું ભ્રમરૂપ ભાસે છે.[૧૩] બંધુના મધ્યમા મરણ આદિ સર્વ

* આ સુડતાલીશમા સર્ગમાં 'પોતે કરેલું તે કીર રાજાનું ચરિત્ર, અતિથિના મુખથી સાંભળી ગાધિ ત્યાં ગયો ને સર્વ નજરે જોયું. વારંવાર પૂછતાં યથાર્થ હોવાનું જાણી વિસ્મય પામ્યો.' એટલી વાત આવશે.

સ્વપ્ન જેવું મિથ્યા ભાસ્યું. આ ભ્રમમાં હું કાંઇ પણ સત્ય માનતો નથી, માટે એ ભ્રાંતિ જ હતી, ભલે.[૧૪] ભ્રાંતિઓ અનંત છે; તે વિષે પ્રાણીઓનું ચિત્ત, વનમાં સિંહ જેમ ભમે તેમ સદા ભમ્યા કરે છે.[૧૫] એવો મનમાં નિશ્ચય કરી ગાધિ કેટલાક દિવસ તો પોતાના આશ્રમમાં જ રહ્યો.[૧૬] એક દિવસે બ્રહ્માને ત્યાં દુર્વાસા આવે તેમ ગાધિને ત્યાં કોઈ અતિથિ આવ્યો ને થાકી જવાથી ત્યાં જ રહી ગયો.[૧૭] તેને ફલ, પુષ્પ, નાનાપ્રકારના રસ અને ભોજનવડે ગાધિએ પ્રસન્ન કર્યો.[૧૮] બન્ને, સંધ્યાવન્દન કરી, ગાયત્રી જપ કરી, વખત થયો ત્યારે કોમળ નવાંકુરના શયનમાં સૂતા.[૧૯] પછી તેઓ પોતાને ઉચિત એવી પોતપોતાનાં તપ તથા ધ્યાન આદિની શાંત વાતો કરવા લાગ્યા.[૨૦] તે વાતના પ્રસંગમાં ગાધિએ અતિથિને પૂછ્યું કે, 'તમે દુબળા કેમ છો? તમે શો શ્રમ કર્યો છે?'[૨૧]

અતિથિ કહે છે–હે મહારાજ! મારી દુર્બળતાનું અને શ્રમનું કારણ યથાર્થ કહું છું, તે તમે સાંભળો.[૨૨] આ પૃથ્વી ઉપર ઉત્તર દિશામાં કીર નામનો પ્રસિદ્ધ દેશ છે. તે મોટો છે ને શોભાવાળો છે.[૨૩] તે દેશમાં મનના મોહે કરી નાના પ્રકારનાં ભોજનના લોભથી હું એક માસ રહ્યો.[૨૪] એક દિવસે વાતના પ્રસંગમાં કોઇએ કહ્યું કે આ દેશનો રાજા આઠ વર્ષ સુધી ચાંડાલ જાતિનો હતો.[૨૫] ત્યાર-પછી મેં ગામનાં બીજાં માણસોને પણ પૂછ્યું, ત્યારે તેઓએ પણ 'આ દેશમાં આઠ વર્ષ સુધી ચાંડાલ રાજા હતો.' એમ કહ્યું.[૨૬] વળી કહ્યું કે 'અંતે પોતે ચાંડાલ છે.' એમ બીજા માણસોના જાણવામાં આવ્યું ત્યારે તે રાજા અગ્નિમાં બળી મુવો, અને બીજા સેંકડો બ્રાહ્મણ આદિ પણ બળી મુવા.[૨૭] માણસોનાં એવાં વચનો સાંભળી હું તે દેશમાંથી ચાલી નીકળ્યો, ને પ્રયાગમાં આવી શુદ્ધિ માટે મેં પ્રાયશ્ચિત્ત કર્યું.[૨૮] ત્રણ ચાંદ્રાયણ કર્યાં. ત્રીજું ચાંદ્રાયણ કરી પારણાં કરી હું આંહી આવ્યો. હે મહારાજ! એ જ કારણથી હું થાકી ગયો છું ને દુબળો છું.[૨૯]

વસિષ્ઠ કહે છે–હે રામ! એ વાત સાંભળી ગાધિએ ફરીફરીને પૂછ્યું, તોપણ તેણે તો એની એ વાત કહી.[૩૦] તેથી ગાધિને મોટો વિસ્મય થયો ને તેમાં ને તેમાં એ રાત્રિ વીતિ ગઈ. સૂર્યોદય થયો, ત્યારે બન્નેએ પ્રાતઃસ્નાન કર્યું. અતિથિ રજા લઇ ગ-યો. પછી વિસ્મયમાં પડેલો ગાધિ મનમાં વિચારવા લાગ્યો કે[૩૧–૩૨] મને ભ્રાંતિ દશામાં જે જોવામાં આવ્યું તેને બ્રાહ્મણે 'યથાર્થ થયું' એમ કહ્યું, એ તે શું શંબરાસુરની માયા હશે?[૩૩] સંબંધીની વચમાં જે પોતાનું મરણ જોવામાં આવ્યું, તે તો મિથ્યા છે, એમાં સંદેહ નથી. હવે ચાંડાલ રાજા આદિનો બનાવ નજરે

જઈ જોઇશ.[૩૪] માટે હું એનો નિશ્ચય કરવા માટે જલદી જલદી એ ભૂતમંડલ દેશના ગામમાં જાઉં કે જ્યાં હું ચાંડાલ થયો હતો.[૩૫] એવો વિચાર કરી તે દેશમાં જવા માટે તે ઉઠીને ચાલતો થયો.[૩૬] પ્રાજ્ઞ (ડાહ્યા) પુરુષો, ઉદ્યોગ કરવાથી મનોરાજ્યમાં જોયેલા પદાર્થોને પણ મેળવે છે તેમ ગાધિએ જે સ્વપ્નમાં જોયું હતું, તે સર્વ જાગ્યા પછી પણ યથાર્થ તેના જોવામાં આવ્યું.[૩૭] ઉદ્યમ કરવાથી દુર્લભ પદાર્થ પણ મળે છે, એમ જાણી ગાધિ, ભગવાનની માયાને પ્રત્યક્ષ જોવા તૈયાર થયો.[૩૮] આશ્રમાંથી નીકળી વાયુના બલથી મેઘ જેમ ચાલે તેમ એ ગાધિ માર્ગમાં વેગથી ચાલતો હતો ને માર્ગના અનેક દેશ જોતો જતો હતો.[૩૯] હવે કાંટાની ઇચ્છાવાળો ઉંટ કરંજના વનમાં આવે તેમ ગાધિ, પૂર્વે જોયેલા ભૂતમંડલ દેશમાં આવ્યો.[૪૦] ત્યાં ગંધર્વ નગરની પેઠે જે ગામ, સ્વપ્નમાં દીઠું હતું, તે, તેવી ને તેવી સ્થિતિમાં પાછું પણ જોયું.[૪૧] તેમાં ભુવનની નીચે પાતાળમાં નરક હોય તેમ એનું (એ ચાડાલનું) ઘર જોવામાં આવ્યું.[૪૨] મનમાં જેનું ચિંતન હતું, પૂર્વે ઘર આદિની સ્થિતિ જેમાં જોઇ હતી, એવું ચાંડાલપણું કેટલાંક ચિહ્નોથી 'ગાધિને ફરીથી જોવામાં આવ્યું.[૪૩] માયા અવસ્થામાં તે ચાંડાળના સ્થાનની જે સ્થિતિ જોઇ હતી, તેની તે સ્થિતિ આજે જોઇ. ગાધિના મનમાં મહા વૈરાગ્ય ઉત્પન્ન થયો..[૪૪] એ સ્થાન, વરસાદથી પડી ગયું હતું, ભીંતો-ઉપર ઘાસ ઉગી ગયાં હતાં, ઉપરની વળીઓ અને છાજ અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં. જેની ઉપર પોતે સૂતો હતો, તે ચટાઈ આદિના કોઈ કોઇ કટકા જોવામાં આવતા હતા.[૪૫] જાણે દૃઢ દારિદ્રય હોય, ભીંતવાળું દૌર્ભાગ્ય હોય, ખંડિત અવયવવાળી દુષ્ટતા હોય, તેમ એ ચાંડાલનું ઘર જણાતું હતું.[૪૬] દાંતવડે ભાંગેલાં અને ધોળાં એવાં ગાય, ઘોડા તથા પાડાનાં હાડકાં આસપાસ પડયાં હતાં, તેથી જાણે સાક્ષી પૂરતું હોય તેમ તે જણાતું હતું.[૪૭] ગાધિએ પ્રથમ જે ખપ્પરોમાં ખાધું પીધું હતું, તેમાં દૈવયોગથી થયેલી વૃષ્ટિનાં જળ ભર્યાં હતાં; તેથી મદિરાવડે ભરપૂર એવાં પાન પાત્ર (દારુ પીવાના પ્યાલા) જ્યાં ત્યાં પડયા હોય, તેમ જણાતું હતું.[૪૮] તે, આંતરડાંના તાર કે જે સુકાઇ ગયા હતા, ને લતાવડે વીંટાયલા હતા, તેથી જાણે લાંબી લાંબી તૃષ્ણાવડે વીંટાયલું હોય તેમ જણાતું હતું.[૪૯] એવા પોતાના પૂર્વના ઘરને તત્ત્વવેત્તા, શુષ્ક થયેલા શબ જેવા દેહને જુએ તેમ ગાધિએ ચિરકાલ જોયા કર્યું.[૫૦] પછી પોતાના ઘરને મૂકી તેની સમીપમાં રહેલા નાના ગામમાં ગયો,[૫૧] ને ત્યાંના માણસને પૂછયું, કે હે ભાઇ! આ

ગામની સમીપમાં રહેનારા ચાંડાલની આગળની વાત જાણો છો ?[૫૨] મેં પ્રમાણિક માણસ પાસેથી સાંભળ્યું છે કે, ચાંડાલની વાત ઘણા વખત પહેલાં બની ગઈ છે, તોપણ સર્વ બુદ્ધિવાળા પુરુષો, તેને હજુ જાણે છે.[૫૩] આંહી એકાંતમાં રહેનારો એક વૃદ્ધ ચાંડાલ હતો. એ મહાદુઃખી હતો, તે તુંને સાંભરે છે ?[૫૪] જો તું જાણતો હોય, તો મને ખરેખરું કહે. કેમકે વટેમાર્ગુના મનનું સમાધાન કરવામાં મોટું પુણ્ય છે.[૫૫] એવી રીતે જેમ રોગી પુરુષ, જે વૈદ્ય મળે તે સર્વને પોતાના રોગનું નિદાન પૂછે, તેમ આ ગાધિ પણ ગામનું જે માણસ મળે તેને પૂછ્યા કરતો હતો.[૫૬]

ગામનાં માણસોએ કહ્યું હે મહારાજ ! તમે જે કહો છો, તે ખરું જ છે. આંહી એક કટંજ નામનો ચાંડાલ રહેતો હતો. તે મહાભયંકર હતો.[૫૭] તેને પુત્ર, પૌત્ર, મિત્ર; નોકર, સંબંધી અને બંધુઓ ઘણા હતા. તેનું કુટુંબ બોહોળું હતું.[૫૮] જેમ પુષ્પ તથા ફળવાળા પર્વતના વનનો દાવાનલ નાશ કરે, તેમ મૃત્યુએ વૃદ્ધાવસ્થામાં એ ચાંડાલના સર્વ કુટુંબનો નાશ કર્યો.[૫૯] તેથી તે, પોતાનો દેશ મૂકી કીર દેશમાં ગયો. ત્યાં તે રાજા થયો ને આઠ વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું.[૬૦] પછી એ ચાંડાલ છે. એમ જાણવાથી ત્યાંની પ્રજાએ અનર્થના ઢગલાની પેઠે અને ઝેરનાં ઝાડની પેઠે તેનો અનાદર કર્યો.[૬૧] ને કેટલીક પ્રજા, ચાંડાલના સંસર્ગનું પ્રાયશ્ચિત્ત કરવા માટે અગ્નિમાં બળી મરી. આર્ય પુરુષોના સહવાસથી આર્ય ભાવને પ્રાપ્ત થયેલો એ રાજા પણ અગ્નિમાં બળી મુવો.[૬૨] હે મહારાજ ! તમે આવી કાળજીથી એ ચાંડાલ જીવતાં શા માટે પૂછો છો ? એ શું તમારો બંધુ હતો ? અથવા તમે પોતાની મેળે તેના બંધુ થયા છો ?[૬૩] એવી રીતે કહેતાં એવાં ગામનાં માણસને પૂછતો એવો ગાધિ, સારાં સારાં ઘરોમાં એક મહિના સુધી રહ્યો.[૬૪] ગાધિએ ચાંડાલ દશામાં જે પ્રકારે જે જે અનુભવ્યું હતું, 'તે સર્વ તેવી જ રીતે છે' એમ ત્યાંના માણસોના કહેવાથી જણાયું.[૬૫] હવે પોતે આગળ અનુભવેલી વાતો ત્યાંના માણસો પાસેથી યથાર્થ સાંભળીને ગાધિ મોટા આશ્ચર્યમાં પડ્યો.[૬૬]



# સર્ગ ૪૮ મો.*

## માયાનો મહિમા.

श्रीवसिष्ठ उवाच—लुठितश्वपचागारे पुनर्विस्मयमाययौ ।
गाधेर्मनोहिनायाति तृप्तिमाश्चर्यदर्शने ॥ १ ॥

વસિષ્ઠ કહે છેઃ—હે રામ ! ચાંડાલના ઘરમાં આસક્ત એવું ગાધિનું મન, વળી વિસ્મય પામ્યું, કેમકે આશ્ચર્ય જોઈ તૃપ્ત થયું નહતું.[1] તેથી પ્રલયના ક્ષોભવડે વીખરાઈ ગયેલાં જગતોને બ્રહ્મા જેમ જુએ તેમ તેણે ત્યાંનાં સ્થાનો તથા ઘરો જોયાં.[2] પછી જેમાં ઘર ત્રુટી પડ્યાં છે ને હારબંધ સૂકાં હાડકાં પડ્યાં છે એવા એ ચાંડાલ સ્થાનમાં પોતે પોતાના મનમાં કહેવા લાગ્યો[3] કે, કિલ્લાની અંદર આ હાથીના દાંતની હાર, પ્રલય વખતે મેરુપર્વતનાં શિખરોની પેઠે પ્રત્યક્ષ એની એ જ છે, એમ જાણવામાં આવે છે.[4] આ ઠેકાણે વાનરીનું માંસ અને પાકેલા વાંસના અંકુરો, મેં મદોન્મત્ત બાંધવોની સાથે બેસી ખાધા હતા.[5] આ ઠેકાણે સિંહના ચામડા ઉપર બેસી, ચાંડાલી પ્રિયાને બાથમાં લઈ, હાથીના મદવાળી મદિરાનું પાન કરી, હું સૂતો હતો.[6] આ ઠેકાણે મેં જેને ખોળ તથા માંસ ખવરાવી ખવરાવી મોટી કરી હતી તે કૂતરીઓને,"[7] મરેલા હાથીના દાંત સાથે ચામડાંની દોરી વડે બાંધી હતી; આંહી હાથી દાંતનાં બનાવેલાં ત્રણ પાત્ર હાથીના માથાનાં મોતીથી ભરેલાં હતાં. તેની ઉપર મેઘ જેવું કાળું પાડાનું ચામડું ઢાંકયું હતું,[8] આ જે સ્થળો દેખાય છે, તે સર્વમાં ચાંડાલોનાં બાલકોની સાથે હું ઘણો કાળ ફર્યો છું.[9] હું સ્મશાનનાં પુષ્પવડે તથા ચંદનવડે શોભા કરી, ચાંડાલના બાલકોએ વગાડેલી વાંસળીના શબ્દ સાંભળતો હતો, ને કૂતરીનું લોહી પીતો હતો.[10] સમુદ્રમાં મોટા તરંગની પેઠે હું વિવાહના પ્રસંગમાં કુટુંબની સાથે નાચતો હતો.[11] આ ઠેકાણે હું બીજા દિવસનાં ભોજન માટે ઉડવા તૈયાર એવાં કાગડા તથા ચાસ આદિ પક્ષીઓને પકડી વાંસના પાંજરામાં પૂરી રાખતો હતો.[12]

વસિષ્ઠ કહે છે. હે રામ ! એવી રીતે આગળની ચાંડાલની ક્રિયાને સંભારી સંભારી વિસ્મયમાં પડેલો ગાધિ, માથું ધુણાવી, આ ઈશ્વરની માયા છે ! એવા નિશ્ચય ઉપર આવ્યો.[13] ત્યાં કેટલોક કાળ રહ્યા પછી તે ત્યાંથી ચાલ્યો, ને ભૂત મંડલ

* આ અડતાલીસમા સર્ગમાં ગાધિએ કીર નગરમાં જઈ વિસ્મયથી જોયું. પછી તપ કરી વિષ્ણુને પ્રસન્ન કર્યા. તેણે તેને સર્વ માયા છે ! એમ કહ્યું એટલી વાત આવશે.

દેશને તજી બીજા દેશમાં આવ્યો.[૧૪] નદી, પર્વત તથા નાના પ્રકારનાં વનને જોતો જોતો પૂર્વે જોયેલા કીર દેશમાં આવ્યો.[૧૫] પછી જગતમાં ફરવાથી થાકી ગયેલા નારદજી, બ્રહ્મ લોકમાં આવે, તેમ તે કીર દેશની રાજધાનીના મોટા શહેરમાં આવ્યો.[૧૬] ત્યાં પૂર્વે અનુભવેલા રાજ મેહેલોને, જોયેલાં પ્રજાનાં ઘરોને અને બગીચા તથા શાલા આદિ સ્થાનકોને જોઇને લોકોને પ્રીતિથી પૂછવા લાગ્યો[૧૭] કે, આંહી કોઈ ચાંડાલ રાજા હતો, તે તમને સાંભરે છે? જો જાણતા હો તો યથાર્થ કહો, કે એ ચાંડાલ, રાજા કેમ કરીને થયો?[૧૮]

નગરવાસીઓ કહે છેઃ–હે મહારાજ! આ શહેરમાં આઠ વર્ષ સુધી ચાંડાલ જાતિનો રાજા હતો. તેને મંગલ હાથીએ રાજા બનાવ્યો હતો,[૧૯] એ વાત જ્યારે પ્રસિદ્ધ થઈ, ત્યારે તે રાજા, અગ્નિમાં બળી મુવો. એ વાતને આજ બાર વર્ષ થઈ ગયાં.[૨૦] શહેરનાં જે માણસને પૂછે, તે સર્વ એમ જ કહેતાં હતાં. તે કૌતુકથી બધું સાંભળતો હતો; ને બનેલા બનાવોની નિશાનીઓ જોતો હતો.[૨૧] હવે એ શહેરમાં રાજારૂપે ભગવાને ગાધિને દર્શન દીધાં; કેમકે તેની ઉપર ભગવાનનો પૂરો અનુગ્રહ હતો.[૨૨] જો કે ગાધિએ વિષ્ણુ મૂર્તિનાં સાક્ષાત્ દર્શન કર્યાં હતાં, તોપણ તેનું મન, બાહ્ય વસ્તુમાં લાગ્યું હતું, તેથી વિષ્ણુ મૂર્તિમાં ભાવ કે વિચાર થયો નહીં; પણ એ રાજાનું મોટું સૈન્ય જોઈ પૂર્વે ભોગવેલા પોતાના રાજ ભાવને સંભારી વિસ્મયથી તે કહેવા લાગ્યો[૨૩] કે, આ કીર રાજાની વેશ્યાઓ, એની કોમલતા, કમલના ગર્ભ જેવી છે. કાંતિ સોના જેવી છે. નેત્ર, શ્યામ કમલ જેવાં છે.[૨૪] ચંદ્રનાં કિરણો જેવા ધોળા અને પર્વતનાં સ્થિર ઝરણાં જેવા આ ચામરો, કાસડાનાં પુષ્પોના ઢગલા હોય તેમ જણાય છે.[૨૫] પુષ્પની મંજરી જેવા વાળના પંખાઓ લઇને સુંદરીઓ ઉભી છે.[૨૬] આ મેરુપર્વતનાં શિખર જેવા મદોન્મત્ત મોટા મોટા હાથીઓની ઘટા છે.[૨૭] યમ, વરુણ અને કુબેર જેવા બલવાન્ આ સામંતો, ઇંદ્રના સામંત જેવા છે.[૨૮] આ ઘરની પંક્તિઓ છે, જેમાં ધન ધાન્ય આદિ સર્વ સમૃદ્ધિ ભરપૂર છે, ને ઇચ્છા પ્રમાણે સુખપ્રદ છે, તેથી કલ્પવૃક્ષ જેવી છે.[૨૯] આ કીર દેશની રાજધાની, જેમાં મેં પૂર્વે રાજવૈભવ ભોગવ્યો છે, તે આજ જન્માંતરનાં ચરિત્રની પેઠે પ્રત્યક્ષ દેખાય છે.[૩૦] ખરેખર પૂર્વે જોયેલું સ્વપ્ન, જાગ્રતરૂપે થઇ રહ્યું છે; કેમકે જાગ્રતમાં પણ તે અનુભવમાં આવે છે. આ માયા, શા કારણે અને કોણે કરી છે? તે જાણવામાં આવતું નથી.[૩૧] અહો જાળમાં પક્ષી જેમ ફસાય, તેમ હું મહામોહ જાળમાં ફસાયો છું.[૩૨] હા! ધિક્કાર છે મને કે બાલકની પેઠે મારું મન

અજ્ઞાની છે ને વાસનાવશ છે, તેથી મહામોહમાં પડ્યું છે.[૩૩] હા; ઠીક હવે સાંભર્યું કે પ્રસન્ન થયેલા વિષ્ણુ પાસે મેં માગ્યું હતું, તેથી તેણે આ માયા દેખાડી છે.[૩૪] તે માટે હવે પર્વતની ગુફામાં જઈ પ્રયત્ન કરું કે જેથી આ મહાભ્રમનું મૂળ જાણવામાં આવે.[૩૫] એવો નિશ્ચય કરી ગાધિ, એ શહેરમાંથી નીકળી પર્વતની ગુફામાં જઇ સિંહની પેઠે રહ્યો,[૩૬] ત્યાં વિષ્ણુને પ્રસન્ન કરવા માટે તેણે એક વર્ષ સુધી તપ કર્યું, તેમાં એક ચુલુકા (અંજલિ) માત્ર જલપાન તે કરતો હતો.[૩૭] પછી શરદ્ઋતુમાં મહાહ્રદની પેઠે ગાધિ ઉપર વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થયા.[૩૮] ને મેઘશ્યામ ભગવાન્, તે પર્વતની ગુફામાં આવી કહેવા લાગ્યા.[૩૯]

ભગવાન્ કહે છે:—હે ગાધે! તેં મારી મહામાયા જોઇ અને દૈવાધીન એવી જગત્‌ની ચેષ્ટા પણ જોઇ?[૪૦] તુંને શેની ઇચ્છા છે.? કે જે માટે તું આ ગુફામાં આવી તપ કરે છે?[૪૧]

વસિષ્ઠ કહે છે—એમ કહેતા ભગવાનનાં દર્શન કરી ગાધિએ પુષ્પોવડે વિષ્ણુનાં ચરણની પૂજા કરી.[૪૨] પછી અર્ઘ્ય આપી પુષ્પોવડે તેમને વધાવ્યા, પ્રણામ કર્યા, ને પ્રદક્ષિણા કરી ગાધિ, વિષ્ણુ ભગવાનને કહેવા લાગ્યો.[૪૩].

ગાધિ પૂછે છે:—હે દેવ! તમે મને મહામોહવાળી માયા દેખાડી, તે પ્રકટ રીતે મને સમજાવો,[૪૪] હે ભગવન્! વાસનાવાળું મન, સ્વપ્નની પેઠે જે ભ્રમને જુવે છે, તે ભ્રમ પાછો જાગ્રત્‌માં પણ કેમ જોવામાં આવે?[૪૫] જલની અંદર સ્વપ્ન જેવો ભ્રમ મુહૂર્તવાર જોવામાં આવ્યો, તે ઘણે કાળે ચક્ષુરાદિ ઇંદ્રિયનો વિષય કેમ થયો?[૪૬] મને જે ચાંડાલનો ભ્રમ થયો તે, મનમાં થયો. તેથી કાળની દીર્ઘતા (મોટાપણું) તથા અલ્પતા તેમ જ ચાંડાલનાં શરીરની ઉત્પત્તિ અને નાશ, એ સર્વ, મનમાં જ રહેવાં જોઇએ તેમ છતાં પણ બહાર કેમ રહ્યાં કે જેનો મેં પ્રત્યક્ષ અનુભવ કર્યો.[૪૭]

ભગવાન્ કહે છે—હે ગાધે! જે જગત્‌ભ્રમ જોવામાં આવે છે, તે સર્વ સ્વસ્વરૂપના અજ્ઞાનથી વાસનાવાળાં મનરૂપે થયેલા આત્માનું રૂપ છે; એટલે ઉપાધિવાળો આત્મા સર્વ રૂપે થાય છે.[૪૮] આકશા, પર્વત, પૃથ્વી અને દિશા આદિ કાંઇ પણ બહાર નથી. અંકુરને વિષે પાંદડાંની પેઠે એ સર્વ પોતાના ચિત્તમાં રહ્યું છે.[૪૯] જેમ પાંદડાં પુષ્પ અને ફળ આદિ અંકુરથી બહાર પ્રકટ થાય છે, તેમ પૃથ્વી આદિ ચિત્તથી બહાર પ્રકટ થાય છે.[૫૦] જેમ પાંદડાં અંકુરમાં રહે

છે; કારણ કે પાંદડાં અંકુરમાંથી પેદા થાય છે; તેમ પૃથ્વી આદિ ચિત્તની અંદર છે, કદાપિ બહાર નથી. કારણ કે તે, ચિત્તમાંથી જ થાય છે.[૫૧] રૂપાલોક (વર્તમાન વિષયનો અનુભવ) નમસ્કાર (ભાવી વિષયનું સમર્થન), તત્તા (થઇ ગયેલા વિષયનું સ્મરણ) તેમ જ એ ત્રણેનું નિરૂપણ કરવાવાળા કાલ અને કાલને જણાવવાવાળી ક્રિયા એ સર્વને ચિત્ત, પોતા વિષે સ્રજે છે ને ઉપસંહાર કરે છે.[૫૨] એ વાત સ્વપ્ર વિષે, ભ્રાંતિ વિષે, મદ વિષે, રાગ વિષે, અને રોગવાળી દૃષ્ટિ વિષે આ બાલવૃદ્ધ સર્વના અનુભવમાં આવે છે, કેમકે સ્વપ્ર આદિમાં સર્વ રૂપે ચિત્ત થાય છે.[૫૩] વાસનાવાળાં ચિત્તમાં, વૃક્ષ વિષે ફલ પુષ્પો જેમ રહે છે, તેમ લાખો વૃત્તાંતો રહ્યા છે. જેમ વૃક્ષમાં ફળ પુષ્પની સત્તા અધિષ્ઠાન રૂપ પૃથ્વીનાં બલથી છે; તેમ ચિત્તમાં જગદ્રચનાની સત્તા અધિષ્ઠાન રૂપ બ્રહ્મના બલથી છે.[૫૪] જેમ ઉખડી પડેલા મૂળવાળાં ઝાડનાં પાંદડાં આદિ પાછાં થતાં નથી; તેમ વાસના વગરના જીવને ફરી જન્મ મરણ નથી.[૫૫] ચિત્તમાં અનંત જગત્સમુદાયો ભર્યા છે. તેમાંથી તમારા ચિત્તે માત્ર ચાંડાલપણું પ્રકટ કર્યું એમાં શું આશ્ચર્ય છે?[૫૬] જેમ ચાંડાલપણું મને કલ્પ્યું છે તેમ અતિથિની વાત આદિ સર્વ પ્રપંચ મને કલ્પ્યો છે. માટે એ સર્વ ભ્રાંતિ જ છે.[૫૭–૫૮] તેમ જ હું આશ્રમમાંથી ઉઠીને ચાલ્યો, ને ભૂતમંડલ દેશમાં આવ્યો. આ ભૂતમંડલ દેશ, આ ગામ એવી રીતે તને ભ્રમ જોવામાં આવ્યો છે.[૫૯] તેમ જ આ કટંજનું આગળનું ઘર જે પડી ગયું છે, તે અને માણસોએ કટંજનો જે ઇતિહાસ કહ્યો, તે સર્વ, ભ્રમ જ જોવામાં આવ્યો છે.[૬૦] તેમ જ હું કીર દેશમાં આવ્યો. ત્યાં મને આહીં ચાંડલ રાજા થયો હતો, એમ કહ્યું, તે સર્વ પણ ભ્રમ જોવામાં આવ્યો છે.[૬૧] હે મહારાજ! જેને તું સત્ય માને છે, અને અસત્ય પણ માને છે, તે સર્વ મોહજાળ છે.[૬૨] વાસનાવાળું મન અંદર શું નથી જોતું? સર્વ જુવે છે. વર્ષ દિવસે પૂરું થાય તેવું કાર્ય, સ્વપ્રમાં ક્ષણવારમાં થાય છે.[૬૩] અતિથિ, ભૂતમંડલ દેશ, કીર દેશ અને તેની રાજધાની કાંઇ પણ ન હતું. એ સર્વ, મોહથી જોવામાં આવ્યું છે.[૬૪] ભૂતમંડલ દેશ પ્રતિ જતાં કોઇ એક પર્વતની ગુફામાં આરામ લીધો. ત્યાં શ્રમને લીધે મોહ થવાથી આ ભૂતમંડલ, આ ચાંડાલનું ઘર એવી રીતે મિથ્યા જોવામાં આવ્યું.[૬૫–૬૬] તેમ જ એ જ પર્વતની ગુફામાં ભ્રમને લીધે કીર દેશની રાજધાની પણ મિથ્યા જોવામાં આવી અને અઘમર્ષણ વખતે જલમાં જે દેખવામાં આવ્યું તે પણ મિથ્યા.[૬૭] હે ગાધે! ભ્રમ માટે દેશકાલનો નિયમ નથી; પણ ભ્રમ તો જ્યાંસુધી

તત્ત્વજ્ઞાન થયું નથી, ત્યાંસુધી સર્વ સ્થળે સદા થયા કરે છે. વિહાર આદિ જે કાંઇ વ્યવહાર છે, તે સર્વ ભ્રમથી છે.[૬૮] માટે ઉઠ ને હોમ તથા સ્વાધ્યાય આદિ ઉચિત કર્મ કર. આ જગતમાં પોતાના વર્ણાશ્રમને ઉચિત કર્મ કર્યા વિના મનુષ્યનું શ્રેય થતું નથી.[૬૯]

વસિષ્ઠ કહે છે–એવી રીતે કહી પૃથ્વીના તપસ્વીઓએ પૂજાએલા અને દેવ તથા મુનિઓએ વીંટાયેલા એવા વિષ્ણુ ભગવાન્, ક્ષીરસાગરમાં પધાર્યા.[૭૦]



# સર્ગ ૪૯ મો.*

## ગાધિને જ્ઞાનની પ્રાપ્તિ.

**श्रीवसिष्ठ उवाच**–अथ गाधिर्गते विष्णौ पुनर्भूतादिकं क्रमात् ।
स्वयं मोहविचारार्थं बभ्रामाभ्रमिवांबरे ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! અતિથિ આવ્યો, તે આશ્રમમાં રહ્યો ઇત્યાદિ જે કાંઇ જોવામાં આવ્યું તે ભ્રમ છે, એમ ભગવાને કહ્યું તોપણ અસંભાવના તથા વિપરીત ભાવનાને લીધે તે, ગાધિના માનવામાં આવ્યું નહીં. તેથી વિષ્ણુ અદૃશ્ય થયા પછી વળી પણ ગાધિ, આત્મતત્ત્વ કે જે જગતનું અધિષ્ઠાન છે તેના સાક્ષાત્કાર વિના આગળ જોયેલા દેશ આદિનો બાધ થાય છે કે નહીં, તેની પરીક્ષા કરી અનુભવ લેવા માટે ભૂત મંડલ આદિ દેશમાં ફરવા લાગ્યો.[૧] તે ત્યાં પોતે સ્વપ્નમાં અનુભવેલા ચાંડાલ ભાવ આદિ વૃત્તાંતને માણસોના મુખથી પોતાના અનુભવ પ્રમાણે સાંભળી, ચિહ્નોવડે નજરે જોઇ સર્વ ભ્રમ છે, એમ ભગવાને કહ્યું હતું, તેનું તાત્પર્ય જાણવા માટે વળી પણ હરિ ભગવાનની આરાધના કરવા લાગ્યો.[૨] થોડા વખતમાં ભગવાને સાક્ષાત્ દર્શન દીધાં; કેમકે ભગવાન્ એક વખત આરાધના કરવાથી બંધુ થઇ રહે છે.[૩] પછી પ્રસન્ન થયેલા ભગવાને કહ્યું કે, હે મહારાજ! વળી કાં તપ કરે છે? તારે શેની ઇચ્છા છે?[૪]

ગાધિ પૂછે છે–હે દેવ! હું છ માસ સુધી ભૂત મંડલ અને કીર એ બન્ને દેશમાં ફર્યો; માણસોને પૂછયું; ચિહ્નો નજરે જોયાં; અને બરાબર પરીક્ષા કરી;

* આ ઓગણપચાશમા સર્ગમાં ગાધિ, વળી પણ બન્ને દેશમાં ગયો. વિષ્ણુને વારંવાર પુછયું. તેથી સઘળું માયા છે એમ જાણી ક્રમે કરી જીવન્મુક્ત થયો, એટલી વાત આવશે.

તો જે સ્વપ્નમાં જોવામાં આવ્યું તે જ બધું જણાયું. તેમાં કાંઇ અન્યથા જોવામાં આવતું નથી, તેમ કોઇ મિથ્યા કહેતું નથી;[૫] ત્યારે તમે–જે જોવામાં આવ્યું તે સર્વ ભ્રમ છે, એમ કેમ કહ્યું? એ આપનું કહેવું મોહ વધે તેવું છે. કેમકે માયિક પદાર્થો, કાલાંતરમાં વ્યભિચાર પામે છે, એટલે જોવામાં આવતા નથી; ને ભુતમંડલ દેશ આદિ સર્વ પદાર્થો તો અવ્યભિચારી છે; ત્યારે એ સર્વ માયા છે, એવો નિશ્ચય કેમ થાય? આપ જેવા મહાત્માનાં વચનો, તો મોહ શાંત કરે તેવાં હોવાં જોઇએ.[૬]

ભગવાન્ કહે છે–હે ગાધે! કટંજ નામના ચાંડાલની સ્થિતિ, તારા મનમાં, ભૂતદેશનાં માણસોના મનમાં અને કીરદેશનાં માણસોનાં મનમાં, કાકતાલીય યોગે કરી ભ્રાંતિએ કરી એક જ વખતે પ્રતીત થઇ. તે માયિક પદાર્થનો પણ કથામાં અવ્યભિચાર સંભવે છે.[૭] તેથી ત્યાંનાં માણસોએ તારો બનાવ યથાર્થ કહ્યો. પ્રતિભાસની પ્રતીતિ બાધ વિના બંધ થતી નથી.[૮] ગામના સમીપમાં કોઇ ચાંડાલે ઘર રચ્યું તેમાં–મેં રચ્યું છે એવો અભિનિવેશ, તુંને ભ્રાંતિએ કરી થયો. એટલે પ્રત્યભિજ્ઞા તે એ જ છે. એ પ્રકારનો જ્ઞાન સંવાદ પણ મિથ્યા સંભવે છે.[૯] કદાચિત્ ઘણાક પુરુષોનો કાકતાલીય યોગે કરી એક જાતની ભ્રાંતિ થાય છે; કેમકે મનનો મહિમા અપરંપાર છે.[૧૦] જેમ ઘણા પુરુષોને એક જ સ્વપ્ન આવે છે. જેમ સુષુપ્તિમાં સર્વને સમાન અજ્ઞાન હોયછે; ને જેમ મદિરાના મદથી પૃથ્વી ભમે છે તે સર્વ મદ્યપીને સમાન છે; તેમ કટંજ ચાંડાલની ભ્રાંતિ ભૂતદેશનાં માણસો આદિને ને તુંને એક સરખી થઇ.[૧૧] જેમ એક વનમાં ઘણાં મૃગલાં ફરે છે તેમ ઘણાં બાલકો, ધૂડમાં ઘર ધોલીકાંરૂપ એક ભ્રાંતિ લીલામાં રમે છે; તેમ તમે સર્વ એક ભ્રાંતિમાં ભમ્યા.[૧૨] પ્રારબ્ધ કર્મનાં ફલ, વધ, બંધન, પરાજય અને પલાયન આદિ નાનાં પ્રકારનાં છે; છતાં પણ જય, લાભ અને ભોગ આદિ સમાન પ્રયોજનના લોભની ભ્રાંતિએ કરી કેટલાક યોદ્ધાઓ યુદ્ધ આદિ સમાન પ્રયત્ન કરે છે; તેમ તમને સર્વને એક સરખી ભ્રાંતિ થઇ છે, એટલે એ સર્વ મનની કલ્પના જ છે.[૧૩] જો કે સર્વ જગત્ મનની કલ્પના જ છે, તો પણ હેમંતઋતુ, ચોખાની ઉત્પત્તિમાં પ્રતિબંધક છે ને ઘઉંની ઉત્પત્તિમાં અનુકૂલ છે, તેવી રીતે કાલની વ્યવસ્થા કે જે બાહ્ય છે, અને લોકપ્રસિદ્ધ છે તેનો બાધ થતો નથી. કારણ કે જુદી જુદી દિશામાં સૂર્યની ક્રિયા જોઇ મને પોતે માસ ઋતુ આદિ સર્વ કાલની કલ્પના કરી છે. એટલે પ્રતિબંધ અને અનુકૂલતાનું કારણ જે કાલ છે, તે પણ મનની કલ્પના જ છે. ને જે અકલ્પિત અખંડ કાલ છે તે જ પરમાત્મા છે. તે તો સ્વસ્વરૂપમાં રહે છે. તે કોઇનો પ્રતિબંધક નથી, તેમ અનુકૂલ પણ નથી.[૧૪] અખંડ કાલ બ્રહ્મ છે, એમ વિદ્વાનો માને છે. તે, કદાપિ કોઇનું કાંઇ પણ લેતો

નથી કે તજતો નથી.[૧૫] માસઋતુ આદિ લૌકિક કાલ છે, તેને સૂર્યની ક્રિયા આદિ પદાર્થોએ કલ્પ્યો છે; કેમ કે જે જે પદાર્થો ઉત્પન્ન થાય છે, તે સર્વની ઉપાધિ-કાલ છે, ને તે કાલ સર્વ પદાર્થોને કલ્પે છે. કારણ કે પ્રતિબંધ અને અનુકૂલતાએ કરી સર્વ પદાર્થોની ક્રિયાની તથા ફલાદિકની વ્યવસ્થા કાલ કરે છે.[૧૬] એટલા માટે તને, ભૂતમંડલનાં માણસોને તથા કીર દેશનાં માણસોને સર્વને સમાન ભ્રાંતિ થઇ, તેથી કટંજ ચાંડાલનો વૃત્તાંત સમાન જોવામાં આવ્યો.[૧૭] માટે હે મહારાજ! તું પોતાના વર્ણાશ્રમને ઉચિત ક્રિયા કર, બુદ્ધિએ કરી આત્માનો વિચાર કર, ને મનનો મોહ દૂર થાય ત્યાંસુધી આંહી જ રહે. હવે હું જાઉં છું.[૧૮] એમ કહી ભગવાન્ અદૃશ્ય થયા, ને ગાધિ એ જ ગુફામાં રહી વિચાર કરવા લાગ્યા.[૧૯] ત્યાં કેટલાક માસો વીત્યા પછી વળી પણ વિષ્ણુની આરાધના કરી, ત્યારે વિષ્ણુએ સાક્ષાત્ દર્શન દીધાં. તેને પ્રણામ કરી પૂજા કરી ગાધિ કહેવા લાગ્યા.[૨૦-૨૧]

ગાધિ કહે છે—હે ભગવન્! મારી ચાંડાલ સ્થિતિને અને જન્મમરણ આદિ અનેક અનર્થવાળી સંસારમાયાને સંભારવાથી મારું મન, મોહ પામે છે.[૨૨] માટે એ મહામોહની નિવૃત્તિ થાય, એવા ઉપાય બતાવો. આમ ઝટ લઇને જતા ન રહો, પણ જ્યાંસુધી મારા સંશય અને મોહની નિવૃત્તિ થાય ત્યાંસુધી રહો.[૨૩-૨૪]

ભગવાન્ કહે છે—હે મહારાજ! માયા મહા પ્રબલ છે. તેમાં અઘટિતની પણ ઘટના થાય છે, એટલે કાંઈ પણ તેમાં અસંભવતું નથી. સ્વપ્ન આદિમાં અસંભવતા પદાર્થો પણ જોવામાં આવે છે.[૨૫] તેવી રીતે તને જેમ ચાંડાલ આદિનો ભ્રમ મિથ્યા જોવામાં આવ્યો, તેમ ભૂત મંડલનાં માણસોને તથા કીરદેશનાં માણસોને પણ મિથ્યા જોવામાં આવ્યો.[૨૬] આ વિષયનું રહસ્ય તને કહું છું, જેથી તારી સર્વ ચિંતા દૂર થશે. સાંભળ.[૨૭] પૂર્વે ભૂત મંડલ દેશમાં કટંજ નામનો ચાંડાલ હતો. તેનાં શરીર, ગામ, ઘર અને સ્ત્રી આદિ, જેવાં તારા જોવામાં આવ્યાં, તેવાં જ હતાં.[૨૮] તેવી જ રીતે તેનું કુટુંબ મરણ પામવાથી તે દેશાંતરમાં ગયો હતો. ફરતાં ફરતાં તે કીરદેશમાં આવ્યો. ત્યાં દૈવયોગથી રાજા થયો, ને પાછો અગ્નિમાં બળી મુવો.[૨૯] એ કટંજ ચાંડાલની સ્થિતિ તથા તેનાં આચરણ સર્વ, જલમાં અઘમર્ષણ કરતી વખતે તારા મનમાં મારા સંકલ્પથી પ્રતીત થયાં.[૩૦] જેમ મન, અનુભવેલાંને કદાચિત્ ભૂલી જાય છે, તેમ ન જોયેલાંને પ્રત્યક્ષ પણ જુવે છે. એટલે કદાપિ ન દીઠેલો, દેશાંતરમાં બનેલો અને થઈ ગયેલો બનાવ પણ પાસે પ્રત્યક્ષ જેવો દીઠામાં કેમ આવે, એવી આશંકા રહેતી નથી.[૩૧] હે મહારાજ! જેમ જાગ્રદવસ્થામાં

સ્વપ્ન, મનોરાજ્ય, સન્નિપાત અને ભ્રમ, મને કરી જોવામાં આવે છે. તેમ માયા પણ મને કરી જોવામાં આવે છે.[૩૨] હે ગાધે ! જેમ ત્રણે કાલને જાણવાવાળા યોગીની દૃષ્ટિમાં ભવિષ્યત્ વસ્તુ પણ, ત્યાર પછીનાં માણસોની અપેક્ષાથી થઈ ગયેલી વસ્તુ છે, તેમ ગાધિનું ચરિત્ર થઈ ગયું છે તો પણ તને વર્તમાન જેવું જોવામાં આવ્યું.[૩૩] જો કે તું કટંજ ન હતો, તો પણ હું કટંજ છું ! એવી તારી બુદ્ધિ થઈ; કટંજનાં સ્ત્રી પુત્રાદિ તારાં ન હતાં, છતાં પણ તે મારાં છે, એવી બુદ્ધિ થઈ, તેનું કારણ અજ્ઞાન છે. સર્વ અજ્ઞાનીઓને દેહાદિકમાં આત્મબુદ્ધિ ને સ્ત્રી પુત્રાદિકમાં આત્મીય ( પોતાની ) બુદ્ધિ થાય છે. પણ આત્મજ્ઞાનીને તે થતી નથી.[૩૪] સર્વ હું છું, એવી અહંભાવનાએ કરીને પણ દેહાદિક વિષે ડૂબતો નથી. કેમ કે તેમાં ડૂબવાનું કારણ, દેહાદિ પરિચ્છેદવાળા પદાર્થોમાં અહંબુદ્ધિ જ છે. વળી તેને કોઈપણ પદાર્થમાં ભેદબુદ્ધિ નથી.[૩૫] તત્ત્વતઃ સર્વમાં અહંભાવના છતાં પણ અહંકારનો સદ્ભાવ હોવાથી દેહાદિકમાં ડૂબેલો છે, તો પણ જલમાં તુંબડું જેમ ડૂબતું નથી, તેમ સુખદુઃખના ભ્રમમાં ડૂબતો નથી.[૩૬] હે ગાધે ! તું નથી જ્ઞાની, ને નથી અજ્ઞાની; પણ એ બન્ને અવસ્થાની વચમાં છે. તેથી જેમ મહાવ્યાધિના શેષવાળો સ્વસ્થતાને પ્રાપ્ત થતો નથી, તેમ તું વાસનાને લીધે સ્વસ્થતા (સ્વસ્વરૂપભાવ) ને પ્રાપ્ત થયો નથી.[૩૭] વળી તારું જ્ઞાન અપૂર્ણ છે, તેથી તું મનનો ભ્રમ મટાડવા પણ સમર્થ નથી.[૩૮] તારા મનમાં જે ભાસે છે, તેનાં દબાણમાં ઉંચા પુરુષનાં દબાણમાં ઝાડ જેમ તેમ તું તત્કાલ આવે છે.[૩૯] ચિત્ત, માયાચક્રની નાભિ છે. તે સર્વત્ર ભમ્યા કરે છે. તેને દબાવી આત્માની સાથે જોડી દીધું હોય, તો માયાચક્ર જરા પણ બાધ કરી શકતું નથી.[૪૦] માટે હે ગાધે ! તું ઉઠ, ને પર્વતનાં લતાગૃહમાં ઉત્સાહ રાખી દશવર્ષ સુધી તપ કર, એટલે મનોનિગ્રહનો અભ્યાસ કર, તેથી તેને આત્મજ્ઞાન પ્રાપ્ત થશે.[૪૧] એટલું કહી ભગવાન્, વાયુમાં વાદળાંની પેઠે દીવાની પેઠે અને યમુનાના તરંગ પેઠે ત્યાં જ અદૃશ્ય થઇ ગયા.[૪૨] શરદૃઋતુને અંતે વૃક્ષ જેમ વિરસ (શુષ્ક) ભાવને પ્રાપ્ત થાય છે, તેમ ગાધિ, ભગવાન્ અંતર્હિત થયા પછી વિવેકને લીધે વૈરાગ્યને પ્રાપ્ત થયો.[૪૩] તેની બુદ્ધિનો ભ્રમ મટી ગયો, તેથી તે, પોતાનાં પૂર્વજન્મના કર્મની ચેષ્ટા કે જેમાં પોતાને ચાંડાલભાવ જોવામાં આવ્યો હતો, તેને નિંદવા લાગ્યો.[૪૪] ને ભાવ કરી મન ભીંજાઇ જવાથી ચિત્ત નિરોધના અભ્યાસ માટે તથા પરમ વિશ્રાંતિ માટે ઋષ્યમૂક પર્વતમાં ગયો.[૪૫] ત્યાં જઇ સર્વ સંકલ્પો તજી દશ વર્ષ સુધી તપ કર્યું, તેથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું.[૪૬] ત્યાર પછી

પોતાની પારમાર્થિક સત્તાને પ્રાપ્ત થવાથી ભય વગરનો, શોક રહિત તથા જીવન્મુક્ત થયેલો એવો એ ગાધિ, અપરિમિત આનંદમાં મગ્ન થઇ પરિપૂર્ણ ચંદ્ર આકાશમાં જેમ વિહાર કરે, તેમ બ્રહ્માકાશમાં રમવા લાગ્યો. એટલે પરમ વિશ્રાંતિ પામ્યો.[47]



# સર્ગ ૫૦ મો.*

## ચિત્તને વશ કરવાના ઉપાયો.

**श्रीवासिष्ठ उवाच—एवमेषातिविततता दुर्ज्ञाना रघुनंदन ।**

**महामोहमयी माया विषमा पारमात्मिकी ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—હે રામ! એવી રીતે પરમાત્માની માયા, અપાર છે, અચિંત્ય છે ને મહામોહ કરવાવાળી છે.[1] એ મુહૂર્ત, સ્વપ્ન ભ્રમ ક્યાં? અને અનેક વર્ષ સુધી ચાંડાલ રાજા થઇ રાજ્ય ભોગ ક્યાં?[2] ભ્રમમાં ભાસેલા પદાર્થો ક્યાં? અને વળી તેનું પ્રત્યક્ષ દર્શન ક્યાં? અસત્ય અને સંદેહ વગરનો પદાર્થ ક્યાં? સત્ય પરિણામીપણું ક્યાં? એ કાંઇ સંભવતું નથી. એટલા માટે હે રામ! આ માયા અચિંત્ય છે, તે પ્રમાદી પુરુષને સંકટમાં નાખે છે.[4]

રામ પૂછે છે—હે ગુરુમહારાજ! માયાચક્ર ચાલે છે. અપરિચ્છિન્ન આત્માને પરિચ્છેદવાળો અને આનંદરૂપને દુઃખરૂપ કરી બતાવે છે, એટલે મહા પ્રબલ છે. તેને અધિકારી પુરુષો કેમ અટકાવી શકે?[5]

વસિષ્ઠ કહે છે—હે રામ! આ સંસારરૂપ માયાચક્ર સદા ચાલ્યા કરે છે. ને જીવોને ભ્રમમાં નાખે છે. તેની નાભી (મધ્ય ભાગ) ચિત્ત છે.[6] એ નાભિરૂપ ચિત્તને મહાભારત પ્રયત્ન કરી પકડ્યું હોય તો માયાચક્ર ચાલતું બંધ થાય છે.[7] મનરૂપી નાભિને અટકાવી રાખવાથી બાલકને રમવાના ચક્રની પેઠે માયાચક્ર ચાલતું અટકી જાય છે.[8] હે રામ! તમે ચક્રયુદ્ધમાં અદ્વિતીય છો, છતાં પણ કેમ નથી જાણતા? ચક્ર, નાભિમાં અટકાવવાથી અટકી જાય છે, અન્ય પ્રકારે અટકતું નથી.[9] તે માટે યત્ન લઈ ચિત્તનાભિને અટકાવી સંસારચક્ર કે જે જન્મમરણના ફેરામાં નાખે છે, તેને રોકી લ્યો.[10] ચિત્તનિરોધ વિના આત્માને અનન્ત

---

* આ પચાશમા સર્ગમાં 'ચિત્તને વશ કરવાના ઉપાયો, જ્ઞાનનો મહિમા તથા ચિત્તરૂપી સર્વની પુષ્ટતારૂપી દોષનાં કારણો' કહેવામાં આવશે.

દુ:ખ પ્રાપ્ત થયું છે. તે દુ:ખ, ચિત્તનિરોધ થવાથી નાશ પામે છે. જો મારાં વચન ઉપર તમને વિશ્વાસ ન હોય તો તમે પોતે ચિત્તનિરોધ કરી અનુભવ કરો.[૧૧] ચિત્તનિરોધ, મહાઔષધ છે. તે વિના બીજા ગમે તે પ્રયત્ન કરો તો પણ સંસાર રોગની શાંતિ થતી નથી.[૧૨] તે માટે હે રામ! તીર્થ, દાન, તપ અને ક્રિયા આદિ સર્વને તજી કેવલ મનને વશ કરો, જેથી પરમ શ્રેય થાય.[૧૩] જેમ ઘડામાં ઘટાકાશ છે, તેમ મનમાં સંસાર છે. જેમ ઘડાનો નાશ થવાથી ઘટાકાશ નથી, તેમ ચિત્તનો નાશ થવાથી સંસાર નથી.[૧૪] જેણે કરી ચિરકાલથી સંસારમાં ભટકવું પડે છે, તે મનનો નાશ કરી સર્વથી શ્રેષ્ઠ એવા બ્રહ્માનંદ વિષે પ્રવેશ કરો.[૧૫] ભૂત, ભવિષ્યત અને વર્તમાનનાં અનુસંધાનનો ત્યાગ કરવાથી મનનો નાશ થાય છે.[૧૬] પ્રત્યેક ક્ષણે સાવધાન રહી ભાવી વિષયના સંકલ્પનો ત્યાગ, તથા થઈ ગયેલા વિષયોનાં અનુસંધાનનો ત્યાગ જો તમે કરશો તો ચિત્તનો નાશ થયો જ છે,[૧૭] જેમ જ્યાંસુધી મેઘ હોય ત્યાંસુધી વૃષ્ટિના છાંટા હોય, તેમ જ્યાંસુધી સંકલ્પની કલના છે. ત્યાંસુધી સંસાર છે.[૧૮] જેમ જ્યાંસુધી ચંદ્રના કિરણો છે, ત્યાંસુધી જગતમાં શીતલતા છે, તેમ જ્યાંસુધી આત્માને મનની ઉપાધિ છે, ત્યાંસુધી સંકલ્પ કલ્પના છે.[૧૯] જો આત્માને મનથી અલગો કરીએ, તો પોતાના સંસારનાં મૂલ કે જે કામ, કર્મ તથા વાસના આદિ છે, તે તથા મૂલાજ્ઞાન, એ સર્વ બળી ભસ્મ થાય છે.[૨૦] મન વિનાનો, આત્મા પ્રત્યક્ ચેતન કહેવાય છે. તે સ્વભાથી જ મન વગરનું છે. તેને વિષે કલનારૂપી મલ નથી, જેથી પુન:ચિત્ત આદિ ઉત્પન્ન થતાં નથી.[૨૧] જે અવસ્થામાં દુષ્ટમન નથી, તે અવસ્થા જ પરમાર્થ સત્યતા, પરમાનંદ રૂપતા, પરમાત્માનું સ્વરૂપ, સર્વજ્ઞતા તથા પરમાર્થ દૃષ્ટિ છે.[૨૨] જ્યાં મન ત્યાં આશા, ને જ્યાં આશા ત્યાં સ્મશાનમાં કાગડાની પેઠે સુખ દુ:ખ સદા પાસે રહે છે.[૨૩] જો કે તત્ત્વજ્ઞોને પણ મન હોય છે, તથાપિ વાસના કે જે સંસારનું બીજ છે, તે તેઓના મનમાં હોતી નથી; કેમ કે, આત્મજ્ઞાને કરી બાધિત હોય છે, તેથી આશા આદિ ઉત્પન્ન થતાં નથી.[૨૪] જો કે જગતના પદાર્થો વસ્તુપણાંએ કરી જાણવામાં આવ્યા છે, છતાં પણ આત્મશાસ્ત્રના સદા અભ્યાસથી તથા તત્ત્વજ્ઞના સહવાસથી સર્વ પદાર્થોનો અવસ્તુપણાએ કરી બાધ થાય છે.[૨૫] મનને અવિવેકથી અટકાવી—હું આ જન્મમાં અવશ્ય આત્મજ્ઞાન મેળવીશ એવા નિશ્ચયથી મોટો પુરુષાર્થ કરી આત્મશાસ્ત્રમાં તથા સત્પુરુષના સમાગમમાં યોજવું.[૨૬]

## જ્ઞાનનો મહિમા.

જેમ ઉંડા જલમાં પડેલું રત્ન, પ્રકાશવાળા પોતાના સ્વરૂપે કરી જોવામાં આવે છે, તેમ પરમાત્મા, પ્રત્યગાત્માએ કરી જોવામાં આવે છે. એટલે પરમાત્માનાં જ્ઞાનનું કારણ પ્રત્યગાત્મારુપ પોતે જ છે.૨૭ પોતે અનુભવેલા દુઃખોનો ત્યાગ કરવા માટે પોતાનો આત્માજ ઈચ્છે છે; તે માટે આત્મજ્ઞાનમાં કારણ આત્માજ છે.૨૮ માટે તમે ગમે તે ક્રિયા કરતા હો, તો પણ કેવલ પરમાત્મ સ્વરુપમાં તત્પર થાઓ, તેથી તમને સ્વસ્વરુપનું જ્ઞાન થાશે.૨૯ હે રામ! જન્મ મરણ જેવી સુખદુઃખની દુર્દશા હોય તો પણ આત્માનું સંધાન ભૂલો માં, ને આત્માને શુદ્ધ કરી બ્રહ્મસ્વરુપમાં સ્થિર થાઓ.૩૦ 'પાસેના પદાર્થો મારા છે, દૂરના પદાર્થો મારા છે, આ દેહ હું છું,' એવી વાસના મૂકી દઈ એક નિષ્ઠા રાખી પરમાત્મસ્વરૂપ વિષે તત્પર થાઓ.૩૧ હે રામ! હમણાંની સ્થિતિમાં અને યૌવરાજ્ય આદિ ભવિષ્યત્ સ્થિતિમાં સમાન મન રાખી સ્વસ્વરૂપના ધ્યાનમાં સાવધાન રહો.૩૨ બાલ્યાવસ્થામાં, યુવાવસ્થામાં, સુખાવસ્થામાં, દુઃખાવસ્થામાં, જાગ્રદવસ્થામાં, સ્વપ્નાવસ્થામાં, કે સુષુપ્તિ અવસ્થામાં ગમે તેમાં હો, પણ સદા બ્રહ્માનુસંધનમાં રહો.૩૩ દૃશ્યમલને તજી આશાપાશને છેદી મનને નિર્મલ કરી બ્રહ્માનુસંધાનમાં તત્પર રહો.૩૪ પોતે કલ્પેલા 'આશુભ છે.' 'આ અશુભ છે.' એવી રીતના સંકેતોની આશાને શાંત કરો; ને પ્રિય અપ્રિય દૃષ્ટિને મૂકી દો. પછી બ્રહ્માનુસંધાનમાં તત્પર થાઓ.૩૫ હે રામ! કર્તા (વિજ્ઞાનમય) કર્મ (બાહ્યવિષય) અને ઇંદ્રિય આદિ સંસારને પોતાની અંદર પ્રકટ કરતા એવા તમે વિકલ્પ થઈ સ્વસ્વરૂપનાં અનુસંધાનમાં તત્પર રહો.૩૬ જાગ્રદવસ્થામાંજ નિર્વિકલ્પ સ્થિતિની ભાવના કરો, ને સર્વરૂપે હું છું, એવો વિચાર કરી કેવલ બ્રહ્મરૂપ થાઓ.૩૭ તમે જાગ્રત્, સ્વપ્ન તથા સુષુપ્તિથી રહિત છો. ને સર્વ દૃશ્ય પદાર્થને પ્રકાશવામાં દીવારૂપ છો. માટે જીવન્મુક્ત પણાએ કરી બ્રહ્માનુસંધાનમાં તત્પર રહો.૩૮ આ પોતાના, આ પરાયા, એમ ભેદ બુદ્ધિને મૂકી દો, અને વજ્રસ્તંભ જેવા સ્થિર આત્માનો આશ્રય લઇ સ્થિર થાઓ.૩૯ બ્રહ્મજ્ઞાનવાળી તીક્ષ્ણબુદ્ધિવડે અંદરના આશાપાશને છેદી ધર્માધર્મને તજી સ્થિર થાઓ.૪૦ તમે જ્યારે આત્મતત્ત્વરૂપી અમૃતને પીશો ને તેમાંજ તત્પર થશો ત્યારે હાલાહલ વિષ પણ અમૃત બ્રહ્મરૂપ થશે. તાત્પર્ય કે અદ્વૈત દૃષ્ટિથી જ્યારે ચરાચર જગત્ અમૃત થાય ત્યારે વિષ અમૃત થાય, એ અર્થ સિદ્ધ છે.૪૧ જ્યારે સ્વસ્વરૂપનું વિસ્મરણ થાય છે, ત્યારે મહામોહ ઉદય પામે છે જેથી સંસારનો

ભ્રમ થાય છે.[૪૩] જ્યારે સ્વસ્વરૂપમાં સ્થિતિ થાય છે, ત્યારે મહામોહ કે જે સંસારના ભ્રમનું કારણ છે તે ક્ષીણ થાય છે. હેરામ! જ્યારે સ્વસ્વરૂપની પ્રાપ્તિવડે આશાસમુદ્રને તરી જશો ત્યારે તમારું આત્મજ્ઞાન, સૂર્યનાં કિરણોની પેઠે સર્વત્ર ફેલાશે.[૪૪] મુક્ત પુરુષ કે જે સદા બ્રહ્માનંદમાં મગ્ન રહે છે, તેને અમૃત જેવાં રસાયનો પણ વિષરૂપ થઇ પડે છે. તાત્પર્ય કે મુક્ત પુરુષોને અમૃતાદિકનો સ્વાદ પણ બ્રહ્માનંદના સ્વાદમાં વિઘ્નરૂપ થઇ પડે છે; ત્યારે અન્ય વિષયની આશા કેમ થાય? ન થાય.[૪૫] જીવન્મુક્ત પુરુષો પોતાનો પુરુષજન્મ સાર્થક કરે છે; તેથી તેઓની મૈત્રી અમે સદા ઇચ્છીએ છીએ. ને અજ્ઞાની પુરુષો તો પોતાના મનુષ્ય દેહ નેનકામો ગુમાવવાથી ગધેડા જેવા છે. અમે તેઓની સામું પણ જોતા નથી.[૪૬] યોગીઓ પણ જ્ઞાન માટે તત્ત્વવેત્તાની પાસે જાય છે; તે તત્ત્વવેત્તાઓ તો સ્વસ્વરૂપના જ્ઞાને કરી પરમ કાષ્ઠાને પ્રાપ્ત થયેલા હોવાથી કોઇની પાસે જતા નથી; તેથી તે, યોગીઆદિ સર્વ કરતાં શ્રેષ્ઠ છે.[૪૭] જેના પારને કોઇ પહોચ્યું નથી, ને પહોંચશે પણ નહીં એવા અને જેને જ્ઞાનરૂપી દિવ્ય નેત્ર પ્રાપ્ત થયું છે, એવા તત્ત્વજ્ઞ પુરુષોને સૂર્ય આદિ તેજોની પણ કાંઇ જ જરુર નથી. કેમકે તે તેજો તત્ત્વવેત્તાએ અંદર કલ્પ્યાં છે. તાત્પર્ય કે તત્ત્વવેત્તાની ઉન્નતિનું કારણ પોતાનું જ્ઞાન જ છે, અન્ય નથી.[૪૮] જ્ઞાનરૂપી દિવ્ય નેત્રવાળા તત્ત્વજ્ઞની પાસે સૂર્યાદિ તેજો, મધ્યાહ્નના દીવાની પેઠે અવસ્તુ પણાને પ્રાપ્ત થાય છે.[૪૯] તેજવાળા, યોગાદિકે કરી અણિમાદિ સિદ્ધિવાળા, શરીરઆદિનાં બળવાળા, ઐશ્વર્યવાળા, અને અન્ય પણ જે શ્રેષ્ઠ ગણાય છે, તે સર્વ કરતાં તત્ત્વજ્ઞ અતિ શ્રેષ્ઠ છે. કારણકે સર્વની શ્રેષ્ઠતા, આ તત્ત્વજ્ઞમાં આરોપિત છે.[૫૦] આ જગતમાં જેની કાંતિએ કરી સૂર્ય, ચંદ્ર, મણિ અને તારાઓ પ્રકાશે છે, તે પરમાત્મા જેવા તત્ત્વજ્ઞ પુરુષો શોભે છે.[૫૧] હે રામ! અજ્ઞાની પુરુષો, પૃથ્વીના કીડા કરતાં, ગધેડા કરતાં, તથા પક્ષીઓ કરતાં પણ તુચ્છ છે. કેમકે તત્ત્વજ્ઞાનનો અભાવ હોવાથી તેઓને કીડા આદિ કરતાં પણ અધમ યોનિની પ્રાપ્તિ અનિવાર્ય છે.[૫૨] જ્યાં સુધી અજ્ઞાન છે, ત્યાં સુધી મોહ શાંત થતો નથી ને તેથી અજ્ઞાની અચેતન કહેવાય છે; આત્મજ્ઞાની ચેતન કહેવાય છે.[૫૩] અજ્ઞાની દુઃખ થાય તેવી ક્રિયા કરે છે, તો પણ તે શબ જ છે ને ભૂતલમાં ભમે છે. સચેતનનો જ્ઞાની જ છે.[૫૪]

## ચિત્તની પુષ્ટતાનાં કારણો.

જેમ મેઘ ચડે ત્યારે પ્રકાશ દૂર જાય છે; તેમ મન પુષ્ટતા ( મોહભાવ ) ને પ્રાપ્ત થાય છે, ત્યારે આત્મજ્ઞાન અલ્પ મેળવ્યું હોય તે પણ દૂર જાય છે,

એટલે ભૂલી જવાય છે.[૫૫] માટે પ્રાપ્ત થયેલા વિષયોના અનાદરનો અને અપ્રાપ્ત વિષયોના ત્યાગનો ચિરકાલ પર્યંત અભ્યાસ કરવો, ને તેણે કરી ધીમે ધીમે મનને દુર્બલ કરી દેવું.[૫૬] અનાત્મમાં આત્મભાવે કરી, દેહમાં આસ્થાએ કરી અને સ્ત્રી તથા પુત્ર આદિ કુટુંબે કરી મન, પુષ્ટ થાય છે.[૫૭] અહંકાર વધવાથી, મમતાથી અને આ મારું શરીર ભોગનું સ્થાન છે, એવી બુદ્ધિથી મન પુષ્ટતા પામે છે.[૫૮] વૃથા વૃદ્ધિ પામતાં એવાં જરા મરણનાં દુઃખે કરીને ને રાગદ્વેષાદિ દોષે કરીને મન પુષ્ટ થાય છે.[૫૯] ચિંતા તથા રોગની વૃદ્ધિએ કરીને, સંસારમાં રમ્યતા આદિ બુદ્ધિએ કરીને, અપ્રિયના ત્યાગ માટે અને પ્રિયના ગ્રહણ માટે ઉદ્યમે કરીને મન પુષ્ટ થાય છે.[૬૦] સ્નેહે કરીને, ધનના લોભે કરીને અને ઉપરથી રમણીય લાગતા એવા મણિ તથા સ્ત્રીઓના લાભે કરીને મન પુષ્ટ થાય છે.[૬૧] આશારૂપી દૂધનાં પાને કરીને, ભોગરૂપી વાયુનાં બલે કરીને, વિષયોમાં આસ્થા રાખવાથી અને વિષયોમાં વિચરવાથી, મન પુષ્ટ થાય છે.[૬૨] શરીર કે જે આવે છે, જાય છે, તેણે કરીને અને દાહ મૂર્ચ્છાદિ વ્યાકુલતા દેવાવાળા વિષય ભોગે કરીને મન પુષ્ટ થાય છે. [૬૩] હે રામ! આ મન, વિષવૃક્ષ છે, તે શરીરરૂપી કયારામાં અનાદિકાલનું ઉગ્યું છે. તેમાં અનેક ચિંતા નામની ઉંચી ઉંચી મંજરીઓ છે. જરા, મરણ અને વ્યાધિ નામનાં ફલ છે. વિષય ભોગરૂપી પુષ્પો ફૂલ્યાં છે. આશારૂપી મોટી મોટી શાખાઓ છે અને વિકલ્પરૂપી પાંદડાં છે. તે વૃક્ષ પર્વત જેવું દૃઢ છે, ને અદ્‌ભુત છે. તેને વિચારરૂપી કરવતે કરી કાપી નાંખો.[૬૪-૬૫] હે રામ! મન, મદોન્મત્ત હાથી છે. સ્વસ્વરૂપમાં પ્રમાદવાળાં અને શાસ્ત્ર તથા અનુમાનરૂપી તેનાં ચંચળ નેત્ર છે. બહિર્મુખરૂપી સંસાર પર્વત, તેને બેસવાનું સ્થાન છે. એટલા જ માટે અંતર્મુખ વિશ્રાંતિનાં સુખ લેવામાં અસમર્થ છે. એ મનહાથી દ્વેષ અને ઇર્ષ્યા આદિ દોષોએ કરી ઉગ્ર છે. શમ, દમ, તિતિક્ષા આદિ કમલવનને જોવામાં ઉત્કંઠાવાળો છે. પણ અતિક્રોધી હોવાથી, તેનું રક્ષણ કરતો નથી. એ હાથીનાં ગંડસ્થલમાંથી સુખરૂપી શીતલ મદ અને દુઃખરૂપી ઉષ્ણ મદ સ્રવે છે. એ, શરીરરૂપી અઘોર જંગલમાં રહે છે. તેને કામાદિ વિકારરૂપી દાંત છે, તેણે કરી ધૈર્ય આદિ પર્વતોને ખોદી નાંખે છે. માટે તમે આત્મ વિચારે કરી તીક્ષ્ણ બુદ્ધિરૂપી નખોવડે તેને ચીરી નાંખો.[૬૬-૬૭] હે રામ! પોતાનું મન કાગડો છે. તે, શ્મશાન જેવાં સ્ત્રી આદિ અપવિત્ર સ્થાનમાં પ્રીતિ રાખે છે. શરીરરૂપી માંસને ગળવાથી, એટલે અંતર્ભાવ ઉત્પન્ન કરવાથી

પુષ્ટ છે. તેની ચાંચ, બીજાના મર્મ સ્થલો તોડવામાં ચતુર છે. તે, કેવલ પોતાના સ્વાર્થને જ જુવે છે. તામસ વૃત્તિઓ વડે કાળો છે, કેવળ ભારરૂપ છે, ને તે, દુર્વાસનાની ગંધથી આવ્યો છે. તે મનકાગડાને શરીરરૂપી માળામાંથી અતિ દૂર કાઢી મૂકો, જેથી સર્વ દોષની શાંતિ થાય.[૬૮–૬૯] હે રામ! મન પિશાચ છે. આશારૂપી પિશાચી તેની સેવા કરે છે. અજ્ઞાનરૂપી મોટા વડમાં રહે છે. અનંત કોટિ દેહરૂપી જંગલમાં જાય છે. એવા પિશાચને વિવેક, વૈરાગ્ય અને ગુરુસેવા આદિ પુરુષાર્થરૂપી મંત્રે કરી જ્યાં સુધી હૃદય કે જે આત્માનું ઘર છે, તેમાંથી કાઢ્યો નથી ત્યાં સુધી મોક્ષ સિદ્ધિ કેમ થાય? (નથી થતી).[૭૦–૭૧] હે રામ! મન, મહા સર્પ છે. પુણ્ય તથા પાપ એની દાઢો છે. જથાબંધ મનુષ્યોને તે મારે છે. તેને ચિંતારૂપી વિષછે. શરીરરૂપી કાંચળી છે. પ્રાણ વાયુનું તે ભોજન કરે છે. તે નાના પ્રકારના ભય આપે છે. તે હૃદયરૂપી કોતરમાં રહે છે. તેને મનરૂપી સર્પને મહા વાકયરૂપી ગરુડના મંત્રોવડે શાંત કરો, તે પછી સંસારનાં સંપૂર્ણ ભયને મૂકી અભય આત્મારૂપ થાઓ.[૭૨–૭૩] હે રામ! મન, ગીધ પક્ષી છે. તે, સદા શરીરરૂપી શબને ખાય છે. તેથી અમંગલ આકારવાળો છે. વિષયરૂપ દિશાઓમાં ભમવાથી થાકેલો છે. શ્મશાન જેવા દેહમાં રહે છે. તેને કાગડા તથા કંક પક્ષીઓ ચાંચો મારે છે. વિષયરૂપી માંસની ઇચ્છાથી દિશાઓમાં દોડે છે. અધીર છે અને એની ઇચ્છા રોજને રોજ વધતી જાય છે. તે ગીધ પક્ષી દેહરૂપી વૃક્ષમાંથી ઉડી જાય, તો તમારો જય થાય.[૭૪–૭૫] હે રામ! મન, વાંદર છે. તે, વિષય ભોગરૂપી ફલ માટે દિશાઓમાં અને વનમાં ભમે છે. ચંચલ છે. વ્યાકુલ છે. એક જન્મ ભૂમિમાંથી બીજી જન્મ ભૂમીમાં જાય છે. મનુષ્યોને ને તેના સંસારબંધને હસે છે. શરીર વૃક્ષ, કે જેમાં નેત્ર તથા નાસિકા પુષ્પ છે, ભુજા શાખા છે, આંગળીઓ, પાનડાં છે, તેમાં વિહાર કરે છે. તે મનરૂપી વાંદરાને પકડી મારો, જેથી મોક્ષ સિદ્ધ થાય.[૭૬–૭૭] હે રામ! મન મેઘ છે. એ મેઘ, સમય વગરનો હોવાથી પરમાર્થ સુખરૂપી પાકવા ઉપર આવેલાં ધાન્યનો નાશ કરે છે. તેમાં બહિર્મુખ વૃત્તિવાળો ચિદાભાસ, વીજળીનો ચમકારો છે. તે અનર્થરૂપી જલની વૃષ્ટિ કરે છે. વાસનારૂપી વંટોળીયા વાયુવડે ડોલે છે. એ મનોમેઘને સંકલ્પના ત્યાગરૂપી મંત્રવડે ઉમંગથી દૂર કરો ને તેથી જીવન્મુક્તિફલને પામી નિત્યમુક્ત સ્વરૂપ થાઓ.[૭૮–૭૯] હે રામ! મન, મહાપાશ (ફાંસલો) છે. સૃષ્ટિથી આરંભી આજ સુધી કરેલાં કર્મોએ એની દૃઢ ગાંઠવાળી છે. એ પાશ, મંત્રોવડે ભેદાય તેમ નથી,

અગ્નિવડે બળે તેમ નથી ને વળી અતિ પીડા કરે છે. એ પાશ, નાના પ્રકારની યોનિમાં જુદાં જુદાં જન્મોનાં બંધન માટે અતિ લાંબો છે. તેમાં અસંખ્ય શરીર માલાઓ પરોવેલી છે. તે મનરૂપી પાશને અસંકલ્પ નામનાં શસ્ત્રવડે કાપી નાંખો. પછી નિઃશંક થઇ ઇચ્છા પ્રમાણે સુખથી વિચરો.[૯૦-૯૧] હે રામ! મનનો સંકલ્પ અજગર છે. તે, ક્રોધાદિરૂપ ઝેરવાળા શ્વાસે કરી દક્ષિણાયન અને ઉત્તરાયણ માર્ગના વટેમાર્ગુને બાળે છે, બીજાથી અતિ મહેનતે જાગે છે. વળી અતિ ઝેરી છે. સર્વ ભુવનોને તપાવે છે, પોતાનું મોઢું ફાડી ચાર પ્રકારનાં પ્રાણીઓને કંપાવે છે. મોક્ષ માર્ગમાં બહુ ધીમો ચાલે છે. તે મનઅજગરને અકામના નામના અગ્નિમાં બાળી ભસ્મ કરી નિજાનંદમાં મગ્ન રહો.[૯૨-૯૩] વૈરાગ્યે કરી સંકલ્પને જિતી લીધો હોય, તો મન શુદ્ધ થાય છે. તેમ જ બોધ સમાધના ક્રમે કરી મન જિતાય છે. તે માટે તમે ચિત્તને જિતવા માટે પ્રયત્ન કરો. પણ કંટાળી જઇ અથવા કૃતાર્થ બુદ્ધિથી એ પ્રયત્ન મૂકશો મા. [૯૪] હે રામ! તમે ચિત્તની અત્યંત શાંતિ કરી દેહ પર્યંત સર્વ જગતને તૃણવત્ તુચ્છ ગણી, સંસારના પારને પહોંચો ને નિજાનંદરૂપી અમૃતપાન કરી તેમાં ક્રીડા કરો.[૯૫]



# સર્ગ ૫૧ મો.*

## ઉદ્દાલકનું ચરિત્ર, તેમાં ઉદ્દાલકનો મનોરથ.

**श्रीवसिष्ठ उवाच**—परिदीर्घासु तन्वीषु सुतीक्ष्णासु सितासु च ।
क्षुरधारोपमानासु चित्तवृत्तिषु तिष्ठ मा ॥ १ ॥

વસિષ્ઠ કહે છું–હે રામ! શ્રવણ તથા મનને કરી આત્મતત્ત્વનો નિર્ણય કર્યો હોય, તોપણ ચિત્ત વિશ્રાંતિ વિના નિર્વિક્ષેપ જીવન્મુક્તિનાં સુખની પ્રાપ્તિ થતી નથી. તે માટે સમાધિના અભ્યાસમાં સાવધાન રહી, જ્ઞાનવૃદ્ધિ કરવી આવશ્યક છે; એટલા માટે મનનો વિશ્વાસ કરવો નહીં. એ મનની વૃત્તિઓ, આલોકના તથા પરલોકના વિષયોમાં તેમ જ દૂર રહેલા વિષયોમાં આસક્ત હોવાથી અતિ લાંબી છે. વાસનામય હોવાથી સૂક્ષ્મ છે. પ્રમાદિ પુરુષનાં સમાધિ સુખનો ઝટવારમાં

* આ એકાવનમા સર્ગમાં શાંતપદમાં વિશ્રાંતિની ઇચ્છા કરતા અને મનને વશ કરતા એવા ઉદ્દાલક મુનિને મનના દોષે કરી ઘણે પ્રકારે વિક્ષેપ થયો, એટલી વાત આવશે.

વિચ્છેદ કરે છે. તેથી અતિ તીક્ષ્ણ છે. આત્માનાં પ્રતિબિંબનું ગ્રહણ કરવાથી નિર્મળ છે, માટે સળીયાની ધાર જેવી છે. માટે મનોવૃત્તિને વશ મા થાઓ.[1] હે રામ! આ દેહલતા, ઉત્તમ કુલરૂપી સત્ ક્ષેત્રમાં ઘણે કાલે થઇ છે. તેમાં ચિત્તશુદ્ધિ તથા શ્રવણઆદિ ઉપાયોવડે પરમાત્માના પરિચયરૂપી બુદ્ધિ નામની મંજરી થઇ છે. તેને દૃશ્યના બાધરૂપી વિવેક જળે કરી વધારો.[2] એ દેહલતા, નાની હોય ત્યાંથી જ જલ પાવાથી વધે છે. વૃદ્ધતા આદિએ કરીને કરમાઇ જવાથી પડી જવાનો સંભવ રહે છે. પડ્યા પછી તેને ઉભી કરવી અશક્ય છે, ત્યારે તેમાં બુદ્ધિ મંજરી તો કયાંથી જ વધે!! માટે દેહલતાને ગુરુસેવા અને શ્રવણ આદિનો આધાર દઈ ટકાવી રાખો, ને બુદ્ધિમંજરીનું પાલન કરો.[3] તેને માટે તમને ઉદ્દાલકનું આખ્યાન કહું છું તે સાંભળો. તેના અર્થનો વિચાર કરો. તેથી તમને વિવેક પ્રાપ્ત થશે.[4] હે રામ! તમે ઉદ્દાલકની પેઠે આ પંચ મહાભૂતનાં પૂતળાંને 'તત્' અને 'ત્વં' પદાર્થના શોધન વડે શિથિલ કરી તેના અધિષ્ઠાન સદ્રૂપ બ્રહ્મને ખોળવા માટે અતિ ધીર બુદ્ધિએ કરી મનમાં વિચાર કરો.[5]

રામ પૂછે છે—હે ગુરુમહારાજ! ઉદ્દાલક મુનિએ કયે પ્રકારે પાંચ ભૂતનાં પૂતળાંને શિથિલ કરી મનમાં વિચાર કર્યો ?[6]

વસિષ્ઠ કહે છે—હે રામ! પૂર્વે પંચ મહા ભૂતના વિચારથી ઉદ્દાલક મુનિને અક્ષત જ્ઞાનદૃષ્ટિ જેવી રીતે પ્રાપ્ત થઇ તે હું કહું છું સાંભળો.[7] જગત્ નામનાં વિસ્તારવાળાં ઘરના વાયવ્ય કોણામાં ગંધમાદન નામનો પર્વત છે. તેમાં એક સુંદર સ્થલ છે જેમાં ફૂલેલાં વૃક્ષો છે. પુષ્પના કેશરા વ્યાપ્ત છે. નાના વર્ણવાળાં પક્ષીઓ અને લતાઓ છે, જેની આસપાસ ભિલ્લો રહે છે. તે સ્થલમાં કોઇ સ્થલે કિંમતી રત્નો છે, કોઇ ઠેકાણે કમલો છે, કોઇ ઠેકાણે હીમ છે, ને કોઇ ઠેકાણે અરીસા જેવાં તળાવો છે.[૮–૯–૧૦–૧૧] તેમાં કોઇ એક શિખર છે, તેની ઉપર સરલનાં વૃક્ષો છે. ઘુંટી સુધી પુષ્પો પડેલાં હોય છે. અને મોટાં મોટાં વૃક્ષોની ઘાટી છાયા છે.[૧૨] તેમાં પૂર્વે ઉદ્દાલક નામના મહાતપસ્વી રહેતા હતા. તે, 'હું પ્રયત્ન કરી પુરુષાર્થ અવશ્ય સાધીશ.' એવા નિશ્ચયવાળા હતા. હજી તેમને જુવાની આવતી હતી.[૧૩] એ ઉદ્દાલક પ્રથમ તો અલ્પ બુદ્ધિવાળા અને વિચાર વગરના હતા. તેનું અંતઃકરણ જ્ઞાન થાય તેવું ન હતું, તેથી તેને વિશ્રાંતિ પણ ન હતી.[૧૪] પછી ક્રમે કરી તપ કરવાથી, આત્મશાસ્ત્રનો વિચાર કરવાથી અને અભ્યાસ પરિપકવ થવાથી વસંત ઋતુ ભૂતલને મળે તેમ તેને વિવેક પ્રાપ્ત થયો.[૧૫] કોઇ વખતે એકાંતમાં

બેઠેલા, સંસારથી કંટાળી ગયેલા અને શુદ્ધ ચિત્તવાળા એ ઉદ્દાલકને વિચાર થયો.[૧૬] કે, મોક્ષ કે જે પરમ પુરુષાર્થ છે, તે કેવો હશે? એમાં વિશ્રામ લેવાથી શોક થતો નથી, ને ફરીથી જન્મ લેવો પડતો નથી.[૧૭] હું, મનન વગરનાં ને પરમ પવિત્ર એવાં બ્રહ્મપદમાં ક્યારે વિશ્રાંતિ પામીશ?[૧૮] સાગરમાં તરંગો જેમ તેમ મારી ભોગ તૃષ્ણાઓ ક્યારે શાંતિ પામશે?[૧૯] બ્રહ્મપદમાં વિશ્રાંતિ પામેલી બુદ્ધિવડે 'આ કામ કરી બીજું કામ કરીશ.' એવી મનની કલ્પનાને હું ક્યારે હસી કાઢીશ?[૨૦] કમલનાં પાંદડામાં જલ જેમ તેમ મારા મનમાં સંકલ્પ જાળ ક્યારે નહીં લાગે?[૨૧] જેમાં કામક્રોધાદિ તરંગો છે, ને જે અવિવેકે કરી વૃદ્ધિ પામી છે, એવી તૃષ્ણા નદીને વિવેકવાળી બુદ્ધિરૂપી વહાણે કરી ક્યારે તરી જઈશ?[૨૨] જેમાં જગતનાં પ્રાણીઓ લાગેલાં છે, જે મિથ્યા છે, ને બાલલીલા જેવી હોવાથી જેમાં મન વ્યાકુલ રહે છે. એવી બાહ્ય પ્રવૃત્તિને હું ક્યારે હસી કાઢીશ.[૨૩] વિકલ્પોવડે વિક્ષેપવાળું અને દોલાયમાન એવું મારું મન, શાંત ઉન્માદવાળાના ભ્રમની પેઠે ક્યારે શાંતિ પામશે?[૨૪] પ્રકટ થયેલાં સ્વસ્વરૂપના પ્રકાશે કરી જગતની ગતિને હસતો એવો હું વિરાટના આત્માની પેઠે અંદર પરિપૂર્ણ થઇ ક્યારે સંતોષ પામીશ?[૨૫] એક રસ જેનો આકાર છે, એવો, સૌમ્ય એવો અને ધર્મ આદિ સર્વ પુરુષાર્થોમાં નિઃસ્પૃહ એવો હું, મંદર પર્વતથી મુક્ત થયેલા ક્ષીર સાગરની પેઠે ક્યારે શાંતિ પામીશ?[૨૬] આ દૃશ્ય જગત્ કે જે સ્થિર જેવું ભાસે છે, ને સેંકડો આશારૂપ છે, તે સર્વને સન્માત્ર આત્મરૂપ જોતો એવો હું ક્યારે અંદર વ્યાપક થઇશ.[૨૭] શાંત સંકલ્પવાળી બુદ્ધિએ કરી આંતર અને બાહ્ય સર્વ જગતને ચિન્માત્ર બ્રહ્મરૂપે જોતો એવો હું ચિન્માત્રની ભાવનાએ કરી ક્યારે સ્થિર થાઇશ.[૨૮] પરમ ચિદેક સત્તાને પ્રાપ્ત થયેલો અને શાંત મનવાળો એવો હું, દેખતા થયેલા જન્માંધની પેઠે આત્મપ્રકાશને ક્યારે પ્રાપ્ત થઇશ.[૨૯] જ્ઞાનાભ્યાસ કરી પ્રાપ્ત થયેલા ચિત્પ્રકાશે કરી અતિ તુચ્છ એવી શેષ આયુષરૂપી કાલકલાને હું દૂરથી ક્યારે જોઇશ?[૩૦] પ્રકાશમય સ્વસ્વરૂપમાં રહેલો એવો હું, પ્રિયતા તથા અપ્રિયતાથી મુક્ત થઈ અને હેય તથા ઉપાદેયે કરી વર્જિત થઇ મનમાં ક્યારે સંતોષ પામીશ?[૩૧] મારી અવિદ્યારાત્રિ કે જે આશારૂપી ધૂડથી વ્યાપ્ત છે, શ્યામ છે, ને જડતારૂપી હિમે કરી જેણે હૃદય કમલને જર્જરિત કરી નાખ્યું છે, તે, ક્યારે ક્ષય પામશે.[૩૨] હું, સંકલ્પ શાંત થવાથી પર્વતની ગુફામાં નિર્વિકલ્પ સમાધિવડે શિલા જેવો સ્થિર થઇ ક્યારે બેસીશ.[૩૩]

અભિમાન વૃત્તિઓ જેને મદ છે એવો મારો અહંકાર હાથી, બ્રહ્મજ્ઞાનરૂપી સિંહના મારવાથી કયારે નાશ પામશે?[૩૪] હું મૌન વ્રત ધારણ કરી નિર્વિકલ્પ સમાધિમાં કયારે વિશ્રાંતિ લઇશ, ને મારા માથા ઉપર જંગલી ચકલીઓ કયારે ઘાસના માળા બાંધશે?[૩૫] હું ધ્યાનમાં પર્વત જેવો સ્થિર થઇ કયારે બેશીશ? ને મારાં ઉરઃસ્થલમાં લટકતી જટાઓમાં માળા કરી પક્ષીઓ કયારે વિશ્રાંતિ લેશે?[૩૬] જેના કિનારા ઉપર તૃષ્ણારૂપી કરંજ ઘાટાં વૃક્ષો છે, ને જેના જન્મરૂપી ગુલ્મો, કામાદિક નામના મૃગલાંના ફરવાથી જર્જરિત થઇ ગયા છે, એવી સંસાર નદીને તજી હું કયારે જઇશ?[૩૭] એવી રીતે ચિંતામાં પડેલા ઉદ્દાલક મુનિ વારંવાર બેસી ધ્યાનનો અભ્યાસ કરતા હતા.[૩૮] હે રામ! એનું મન વાંદર જેવું ચંચળ હતું, એટલે વિષયો વાંસે દોરાતું હતું, તેથી મન પ્રસન્ન થાય તેવી સ્થિરતા તેને પ્રાપ્ત થઇ નહીં.[૩૯] કદાચિત્ તેનું મન, બાહ્ય વિષયોને તજી સાત્વિક વૃત્તિનાં સુખનો સ્વાદ લેવા જતાં રજો ગુણે કરી ક્ષોભ પામ્યું, ને તેને ભય, પ્રીતિ તથા આલસ્યાદિ રૂપ ઉદ્વેગ થયો.[૪૦] કોઇ વખતે તેનું મન ચંચલતાથી ઉત્તમ એવાં સમાધિ સુખને તજી વિષ જેવાં વિષય સુખમાં ગયું.[૪૧] કદાચિત્ તેનું મન, હૃદયાકાશમાં ઉદય પામેલા સૂર્યના જેવું તેજ જોઇ વિષય તરફ વળ્યું.[૪૨] કોઇ વખતે તેનું મન, બ્રહ્મના થોડા પ્રકાશ કરી અંદરનાં અજ્ઞાનરૂપી અંધકારનો ત્યાગ કરી તત્કાલ વિષય વાસના સ્ફુરવાથી ભય પામેલાં પક્ષીની પેઠે ઉડી ગયું, એટલે વિષયમાં મગ્ન થયું.[૪૩] કદાચિત્ તેનું મન, બાહ્ય સુખનો અને સમાધિનાં આંતર સુખનો ત્યાગ કરી અજ્ઞાન અને આત્મ પ્રકાશ એ બન્નેની સંધિમાં લીન થઈ લાંબો વખત સુધી નિદ્રા લેતું હતું.[૪૪] એવી રીતે પર્વતની ગુફામાં ધ્યાનમાં બેઠેલા એ મુનિ, જલમાં ડુબતાં વૃક્ષથી પેઠે તૃષ્ણારૂપી તરંગો વડે દોલાયમાન હતા.[૪૫-૪૬] પછી વ્યાકુલ મનવાળા એ મુનિ, મેરુ પર્વતમાં સૂર્ય જેમ તેમ હંમેશાં ગંધ માદનમાં એકલા વિચરવા લાગ્યા.[૪૭] વિચરતાં વિચરતાં તેમને એક ગુફા પ્રાપ્ત થઇ, જે મોક્ષની પેઠે સર્વ પ્રાણીને દુર્લભ હતી. તેમાં કોઇનો પણ સંચાર નહતો.[૪૮] એ ગુફામાં વાયુનો ઉપદ્રવ નહતો, પશુ કે પક્ષી કોઇ પણ જઈ શકતું નહતું, દેવ અને ગંધર્વોએ પણ એ ગુફા દીઠી નહતી, ને બ્રહ્મ જેવી શોભતી હતી.[૪૯] તેમાં લીલાં ઘાસ ઉભાં હતાં. ને પુષ્પ પથરાયેલાં હતાં, તેથી તે, ચંદ્રકાંત અને મરકત મણિવડે જડેલી હોય તેમ જણાતી હતી.[૫૦] તેના દ્વારમાં શીતલ તથા ઘાટી છાયા હતી. તેમાં ઉત્તમ રત્નરૂપી દીવા હતા.

તેથી તે, વન દેવતાનું અંતઃપુર (જનાનું) હોય તેમ જણાતી હતી.[૫૧] તેના આગણાંમાં શીતલતા દૂર કરે તેવાં સૂર્ય કિરણો પડતાં હતાં. તેથી તે ગુફા, અતિ ઉષ્ણ નહતી. તેમ અતિ શીતલ પણ નહતી. ને ઉગતા શરદ્ ઋતુના સૂર્યની પ્રભા જેવી જણાતી હતી.[૫૨] તે ગુફા, ઉગતા સૂર્યનો પ્રકાશ પડવાથી સૂકી હતી. પૂર્વાભિમુખ હતી. જાળીયાંવાળી હોવાથી મંદ અને સુગંધિ વાયુ, તેમાં આવતો હતો, તેથી તે હાથમાં માળા લઇ સ્વયંવર વર વરવા જતી રાજકન્યા જેવી જણાતી હતી.[૫૩] તે ગુફા, ચારે દિશે કમલના ગર્ભ જેવી કોમલ હતી. પુષ્પોના સમુદાયે કરી સુંદર હોવાથી બ્રહ્માજીને વિશ્રામ લેવા જેવી હતી. ને તેથી ઉપશમ પદવીની પેઠે સદા આશ્રય કરવા જેવી હતી. તે ગુફાપાસે ઉદ્દાલક મુનિ આવ્યા.[૫૪]

# સર્ગ ૫૨ મો.*

## મનપ્રતિ ઉદ્દાલકનો બોધ.

**श्रीवासिष्ठउवाच**–सतां विवेश धर्मात्मा गंधमादनकंदराम् ।
चित्रभ्रमणसंप्राप्तामालिः पद्मकुटीमिव ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! એ મુનિ, ફરતાં ફરતાં પ્રાપ્ત થયેલા કમલમાં ભ્રમર બેસે તેમ તે ગંધમાદનની ગુફામાં પેઠા.[૧] સમાધિ માટે આવેલા હોવાથી સૃષ્ટિ રચી વિરામ પામેલા બ્રહ્મા બ્રહ્મપુરીમાં જેમ શોભે તેમ એ મુનિ તેમાં શોભતા હતા.[૨] ગુફામાં ન સૂકેલાં અને ગુચ્છાવાળા પાંદડાંનું આસન, ઇંદ્ર મેઘ ઘટાને જેમ રચે તેમ રચ્યું.[૩] તેની ઉપર મેરુ, ઇંદ્રનીલ મણિના તટ ઉપર તારાવાળાં આકાશને જેમ પાથરે તેમ મૃગચર્મ પાથર્યું.[૪] જલ વર્ષવાથી ધોળો થઇ ગયેલો અને ગર્જના વગરનો એવો મેઘ, પર્વતનાં શિખર ઉપર જેમ બેસે તેમ એ મુનિ, ચિત્તવૃત્તિઓને ક્ષીણ કરવા માટે તે આસન ઉપર બેઠો.[૫] ઉત્તરાભિમુખ કપિલ દેવજીની પેઠે દૃઢ પદ્માસન વાળી, પેનીવડે વૃષણને દબાવી, હાથ જોડી બ્રહ્માદિ ગુરુ પરંપરાને પ્રણામ

* આ બાવનમા સર્ગમાં ગુફામાં આસન નાખી બેઠેલા ને સમાધિ ચડાવવાની ઇચ્છા કરતા એવા ઉદ્દાલક મુનિએ ચિત્તને બોધ આપવાના ઉપાયોનો વિચાર કર્યો એટલી વાત આવશે.

કરવા લાગ્યા.[૬] વિષયોમાં દોડતાં મનને વાસનાથી અટકાવી નિર્વિકલ્પ સમાધિ માટે વિચાર કરવા લાગ્યા.[૭] કે અરે મન! પરિણામે દુઃખ દે, એવા સંસારમાં તને શો લાભ છે? નિપુણ પુરુષો, પરિણામે દુઃખ થાય તેવાં કામ કરતા નથી.[૮] જે પુરુષ, શાંતિરૂપી રસાયનને મૂકી વિષયો પ્રતિ દોડે છે, તે, મંદારનાં વનને તજી ઝેરી ઝાડની ઝાડીમાં જાય છે.[૯] હે મન! તું, પાતાલમાં જઇશ, કે બ્રહ્મલોકમાં જાઇશ; તો પણ તને શાંતિરૂપ અમૃતવિના પરમાનંદની પ્રાપ્તિ થશે નહીં[૧૦] તું સેંકડો આશાઓથી ભરપૂર છો તેથી દુઃખમાં ડુબ્યો છો, માટે ભોગની આશાને તજી દે તેથી તું, જેમાં દુઃખનો લેશ પણ નથી, ને જે પરમસુખ સાગર છે, એવાં નિર્વાણ પદને પામીશ.[૧૧] હે મન! ભાવ (ઇષ્ટ પદાર્થના સંગ્રહ), અભાવ (અનિષ્ટ પદાર્થના ત્યાગ) રૂપ આ વિચિત્ર કલનાઓ (વિષયો) તને ઉગ્ર દુઃખ આપશે. પણ કદાપિ સુખ આપશે નહીં.[૧૨] હે મૂર્ખ મન! શબ્દ આદિ તુચ્છ વૃત્તિઓ વડે મેઘની ડેડકીની પેઠે સદા વૃથા કાં ભમે છે.?[૧૩] હે મન તું આં ઘણું થઇ આટલા વખત સુધી ભુવનમાં ભમ્યું, તેમાં તને શો લાભ થયો?[૧૪] હે ચિત્ત! જેમાંથી તને વિદેહ મુક્તિનું સુખ મળે છે, જેમાંથી તુંને જીવન મુક્તિની વિશ્રાંતિનું સુખ મળે છે, તેવી સમાધિ માટે તું ઉદ્યોગ કાં નથી કરતું?[૧૫] હે મૂર્ખ મન! શબ્દને અનુસરવાવાળી બુદ્ધિએ કરી વ્યર્થ બહિર્મુખતાવડે વૃદ્ધિ પામેલા શ્રોત્રેન્દ્રિયપણાંને પ્રાપ્ત થઈ મૃગલાંની પેઠે પોતાની મેળે મર માં.[૧૬] તું સ્પર્શમાં, તત્પર એવી બુદ્ધિવડે ત્વગિંદ્રિય રૂપે થઇ હાથણીમાં લમ્પટ એવા હાથીની પેઠે બંધા મા.[૧૭] હે આંધળા મન, દોષવાળાં અન્નની ઇચ્છાએ કરી રસના ભાવને પ્રાપ્ત થઇ, લોઢાના કાંટા ઉપર રહેલા પિંડમાં લંપટ એવાં માછલાંની પેઠે તું નાશ મ પામ.[૧૮] હે મૂઢ મન! રૂપ વિષે આસક્તિએ કરી ચક્ષુરિંદ્રિયરૂપે થઇ રૂપમાં લાલચવાળાં પતંગની પેઠે બળી ભસ્મ મ થા.[૧૯] હે મન! સુગંધમાં આસક્ત થઇ ઘ્રાણેંદ્રિયનો આશ્રય લઇ કમળમાં ભ્રમર જેમ તેમ તું બંધનને પ્રાપ્ત મ થા.[૨૦] હે અજ્ઞાની મન! હરિણ, ભ્રમર, પતંગ, માછલાં અને હાથી, એ સર્વ એક એક વિષયમાં લંપટ હોવાથી પણ નાશ પામે છે; ત્યારે તું તો સર્વ વિષયમાં લંપટ છો, એટલે તારી શી દશા થશે?[૨૧] જેમ રેશમના કીડાને પોતે વિસ્તારેલી લાળની જાળ, પોતાના બંધન માટે છે. તેમ તે કલ્પેલી વાસના જાળ, તારાં બંધન માટે છે-[૨૨] તેથી જો તું, કર્મ તથા ઉપાસના આદિ સાધનોવડે શરદ્‌ઋતુનાં વાદળાંની પેઠે શુદ્ધ થઈ શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના પરિપાકે કરી અજ્ઞાનને નિર્મૂલ કરી

શાંત થઇશ, તો બંધનથી છૂટીશ.[૨૩] હે મન! જગતની પ્રવૃત્તિ, જન્મ મરણ ને બાલ્ય આદિ અવસ્થાને તથા દરિદ્રતા આદિ દશાને આપે છે. મરણ પછી પણ નરકનાં તથા સ્થાવર આદિ યોનિનાં દુઃખ આપે છે. તે જગતની પ્રવૃત્તિને જાણતાં છતાં પણ તું જો નહીં તજે તો નાશ પામીશ.[૨૪] અથવા તું તો શત્રુ છે, તુંને હિતોપદેશ શા માટે, બલાત્કારથી પકડી વિચાર કરી તારો ઉચ્છેદ કરવો યોગ્ય છે. કેમકે વિચારવાળા પુરુષનું ચિત્ત હોતું નથી.[૨૫] અથવા ચિત્તને ઉખેડવા માટે નોખો પ્રયત્ન કરવો નહીં. કારણ કે જેમ વર્ષા ઋતુના મેઘના સદ્‌ભાવમાં ઝાકળ છે. તેમ મૂલાજ્ઞાનના સદ્‌ભાવમાં ચિત્ત છે. માટે જેમ વર્ષાઋતુનો ક્ષય થવાથી ઝાકળનો ક્ષય થાય છે. તેમ મૂલાજ્ઞાનના ક્ષયથી ચિત્તનો ક્ષય થાય છે એટલે મૂલાજ્ઞાનનો ઉચ્છેદ કરવો.[૨૬-૨૭] ચિત્ત, વાસનાના ક્ષયથી' જ્યારે સૂક્ષ્મ અને શુદ્ધ થાય છે, ત્યારે જ તેને શરદ્ ઋતુના મેઘની પેઠે ક્ષીણ થયું એમ માનવું.[૨૮] અવિવેકી પુરુષનું ચિત્ત, હિતોપદેશને યોગ્ય નથી, વિવેકીનું' ચિત્ત તો નાશ પામ્યું હોય છે, અથવા નાશ પામતું હોય છે, માટે તે બન્ને ચિત્તને હિતોપદેશ કરવો, તે આકાશને, જલને તથા પવનને મારવાની પેઠે વ્યર્થ છે.[૨૯] માટે હે મન! તારો ક્ષય કરવો પડયો છે; કેમકે તું અસત્ છે, તેથી તને તજું છું. જે તજવા યોગ્ય હોય તેને હિતોપદેશ કરવો એ મૂર્ખતા છે.[૩૦] હે મિથ્યા મન! હું નિર્વિકલ્પ, ચિદ્રૂપ, પ્રકાશ સ્વરૂપ, અહંકારરહિત અને વાસના વગરનો છું, ને તું તો અહંકારમાંથી થયું છે, એટલે તારી સાથે મારે શો સંબંધ છે? કાંઈ પણ નહીં.[૩૧] 'આ' 'તે' અને 'હું' એવી વ્યર્થ ભેદબુદ્ધિ તેં સ્વીકારી છે, તે તારો અપરાધ છે; કારણ કે તે બુદ્ધિ મિથ્યા છતાં પણ અજ્ઞ જીવોને સંસારના દુઃખમાં નાખે છે, માટે તારો ત્યાગ કરવો જોઇએ.[૩૨] જેમ બીલાંની અંદર હાથણી રહી શકતી નથી; તેમ અતિ સૂક્ષ્મ એટલે પરિચ્છેદવાળા મન વિષે અનંત આત્માની સ્થિતિ સંભવતી નથી, માટે અહંબુદ્ધિ, ને તેથી થયેલી ભેદબુદ્ધિ બન્ને મિથ્યા છે.[૩૩] હે ચિત્ત! વાસના, આંધળા કુવા જેવી મહાગંભીર છે. સર્પ, વીંછી અને પિશાચ જેવા કામ, ક્રોધ અને લોભ આદિ, તેમાં રહે છે. તેમાં ઘર કરી તું બેઠું છે, ને હું તો તેની સામું પણ જોતો નથી, માટે તારો ત્યાગ કરું છું.[૩૪] 'આ દેહ આત્મા છે, તે હું છું. 'એવી ભ્રાંતિ, અવિચારથી તેં કલ્પી છે, ને હું તો વિચારવાન્ છું. માટે મને તે ભ્રાંતિનો લેશ પણ નથી.[૩૫] પગના અંગુઠાથી લઇ મસ્તક પર્યંત દેહના પ્રત્યેક પરમાણુ જોયાં પણ તેમાં અહંપદાર્થ દીઠામાં આવ્યો નહીં.[૩૬]

હું (આત્મા) તો દેશપરિચ્છેદ, વસ્તુપરિચ્છેદ તથા કાલપરિચ્છેદ રહિત છું. ને સર્વત્ર સંવેદનરૂપે રહ્યો છું.[૩૭] એ સંવેદન માપમાં આવતું નથી, તેના નામની કલ્પના નથી, તે એકત્વ સંખ્યા કે અન્ય સંખ્યાનો વિષય નથી તેમ મહત્ નથી, ને અણુ પણ નથી.[૩૮] હું સંવેદનરૂપ છું. માટે સાક્ષીરૂપે તારાં સ્વરૂપને જાણું છું, કે તું દુઃખનું કારણ છે. માટે તને હું વિવેકથી થયેલા બોધવડે હણીશ.[૩૯] દેહમાં માંસ, લોહી, હાડકાં તથા પ્રાણવાયુ છે, તેમાં હું કરી રહ્યો છે, તે કોણ છે? (કોઇ નથી)[૪૦] શરીરમાં સ્પંદ, પ્રાણ વાયુનો ધર્મ છે. જ્ઞાન, પરમાત્માનો ધર્મ છે. અને જરા અને મરણ એ બન્ને શરીરના ધર્મ છે. તેમાં હું કરી રહ્યો છે, તે, કોણ છે?[૪૧] માંસ, રુધિર, બોધ અને સ્પંદ, એ સર્વ, અહં પદાર્થથી જુદાં છે. તેમાં હું કરી રહ્યો છે. તે કોણ છે?[૪૨] દેહમાં ઘ્રાણ, રસના, ત્વક્, શ્રવણ અને ચક્ષુ, એ ઇંદ્રિયો તથા તેના વિષયો રહ્યા છે, તેમાંથી હું કોણ છે?[૪૩] પરમાર્થ દૃષ્ટિથી હું મન નથી, ચિત્ત નથી, વાસના નથી, પણ શુદ્ધ આત્મ સ્વરૂપ છું. મને અહંતાનો સમ્બન્ધ નથી,[૪૪] તે આત્મા વિષે અધ્યારોપ દૃષ્ટિથી તો હું સર્વનું અધિષ્ઠાન હોવાથી સર્વ રૂપે છું, ને અપવાદ દૃષ્ટિથી હું કાંઇ પણ નથી, એવો અહંકાર કરવો યોગ્ય છે; પણ પરિચ્છેદવાળા દેહાદિકમાં અહંકાર કરવો યોગ્ય નથી.[૪૫] જેમ વરુ મૃગલાનાં બચ્ચાંને દુઃખ આપે તેમ અજ્ઞાન નામના ધૂર્તે છેતરી મને ચિરકાલ દુઃખ દીધું.[૪૬] મેં અજ્ઞાન ચોરને જાણ્યો, એ ઠીક થયું. એણે સ્વસ્વરૂપનાં જ્ઞાનરૂપી ધન હરી લીધું, માટે હવે હું એનો વિશ્વાસ કરીશ નહીં.[૪૭] હું, દુઃખ વગરનો છું, ને અહંકાર દુઃખમય છે. અમારા બન્નેનો સ્વભાવ પરસ્પર વિરુદ્ધ છે. માટે પર્વતમાં રહેલા મેઘનો અને પર્વતનો જેમ સંબંધ નથી, તેમ મારો અને અહંકારનો સંબંધ નથી. ત્યારે બન્નેની એકતા તો કયાંથી જ હોય?[૪૮] જો કે મને અહંકારાદિક નથી તોપણ નટની પેઠે તાત્કાલિક તે ભાવની કલ્પના કરી તને ઉપદેશ કરું છું. ચક્ષુરાદિ ઇંદ્રિયો વડે જાણું છું, ઉભો રહું છું, ને ચાલુ છું. આત્મજ્ઞાને કરી હું અહંકાર રહિત છું.[૪૯] તત્ત્વ દૃષ્ટિથી તો ચક્ષુરાદિ સર્વ હું જ છું. હવે જો મારાથી જડ છે, તો તે જ છે. તે દેહમાં રહે, વા જાય, તેની સાથે મને કશો સંબંધ નથી.[૫૦] અહંકાર, જગદ્રૂપી બાલકને વેતાલ જેવો છે, ને તાડ કરતાં પણ ઉંચી તથા મહા ભયંકર આકૃતિવાળો છે, તે, કોણ છે? કોણે કલ્પ્યો છે?[૫૧] ઘાસ વગરના સૂકા પર્વત ઉપર મૃગલું જેમ તેમ હું આટલા વખત સુધી અહંકાર ખાડામાં આળોટ્યો છું.[૫૨] જો ચક્ષુરિંદ્રિય, રૂપ કે જે

પોતાનો વિષય છે, તેના દર્શનમાં લાગે છે તો અહંકાર કયી વસ્તુ છે ? કોઇ પણ નહીં.[૫૩] ત્વગિંદ્રિય, પોતાના વિષય સ્પર્શનું ગ્રહણ કરે છે, તેમાં અહંકાર કોણ છે કે જે પિશાચ જેવો ઉઠે છે.[૫૪] રસનેંદ્રિય, પોતાના વિષય રસનું ગ્રહણ કરે, તેમાં હું ભોજન કરું છું, એવો ભ્રમ કયાંથી આવ્યો?[૫૫] શ્રોત્રેંદ્રિય, શબ્દનું ગ્રહણ કરે છે, તેમાં અહંકારનો શો પ્રસંગ છે?[૫૬] ગંધમાં લંપટ એવું શ્રોત્રેંદ્રિય, શબ્દનું ગ્રહણ કરે છે, તેમાં 'હું સુંઘું છું' એવું અભિમાન કરવાવાળા અહંકાર ચોરને હું જાણતો નથી.[૫૭] શબ્દ આદિ વિષય ગ્રહણમાં અહંતાની કલ્પના, મૃગતૃષ્ણા જેવી મિથ્યા છે. એ અહંતાના સદ્દભાવથી 'દેહ, હું છું,' એવું જ્ઞાન થાય છે, તે ભ્રાંતિ છે, તે માટે દેહમાં અહંતા બુદ્ધિ (વાસના) સર્વથા તજવી.[૫૮] વાસના વિના દેહ પડી જાય એવી શંકા રાખવી નહીં, કારણ કે દેહ વાસના વિના પણ ચક્ષુરાદિ ઇંદ્રિયોએ કરી બાહ્ય વિષયોમાં પ્રવૃત્ત થાય છે, એટલે દેહ રહેવામાં વાસના કારણ નથી. આ વિષયમાં દામ, વ્યાલ અને કટનું દૃષ્ટાંત, ઉત્પત્તિ પ્રકરણમાં આવી ગયું છે.[૫૯] શરીર પ્રવૃત્ત થાય છે, તો પણ તાત્કાલિક ભોગાભાસમાં અભિમાન થતું નથી, ને ભાવી સુખદુઃખનો અનુભવ થતો નથી, તેથી શોક, મોહ, ખેદ, ચિંતા આદિ સર્વ સંતાપની શાંતિ થાય છે; એ વાસના ત્યાગનો ગુણ છે.[૬૦] તે માટે હે મૂર્ખ ઇંદ્રિયો! અંદરની વાસનાને તજી સર્વ કાર્ય કરો, જેથી તમને દુઃખ થશે નહીં.[૬૧] જેમ બાલક, પોતાના ખેદ માટે માટીનાં ખેલવણાં બનાવે છે, તેમ તમે તમારાં દુઃખ માટે મિથ્યા વાસના કલ્પી છે.[૬૨] જેમ તરંગ આદિ જલથી જૂદા નથી, તેમ જ્ઞાનીને વાસના આદિ આત્માથી જુદા નથી.[૬૩] હે ઇંદ્રિય બાલકો! પોતે કરેલા કોસેટાએ કરી રેશમના કીડા જેમ નાશ પામે છે, તેમ તમે પોતે કલ્પેલી તૃષ્ણાવડે નાશ પામ્યા છો.[૬૪] જેમ પર્વતના વટેમાર્ગુઓ ભ્રાંતિએ કરી ખાડામાં પડે છે, તેમ તમે તૃષ્ણાએ કરી જન્મ મરણનાં સંકટમાં પડયા છો. [૬૫] જેમ ઘણાં મોતીનાં બંધનનુ કારણ એક દોરો છે, તેમ તમારાં સર્વેનાં બંધનનું સાધન એક વાસના છે.[૬૬] વાસના, પરમાર્થથી તો અસત્ છે, તથાપિ ભ્રાંતિએ કલ્પેલી છે. અસંકલ્પરૂપી દાતરડાંએ કરી એ વાસનાને કાપી શકાય છે.[૬૭] જેમ વધેલો વાયુ દીવા આદિના ક્ષય માટે છે, તેમ વધેલી વાસના તમારા મોહ માટે તથા મરણ આદિ દુઃખ માટે છે.[૬૮] હે ચિત્ત! હે સર્વ ઇંદ્રિયોના આધાર! તું, સર્વ ઇંદ્રિયોની સાથે એકમત થઇ પોતાનું સ્વરૂપ મિથ્યા, છે, એવો વિચાર કરી, બ્રહ્મ કે જે નિર્વાણ સ્વરૂપ, સદ્રૂપ

અને બોધરૂપ છે, તે રૂપે થઇ રહે. ફરીથી ચિત્તભાવને પ્રાપ્ત મ થા.[૬૯] હે મન! અહંકાર વાસના, મહા ઝેર જેવાં અજ્ઞાનથી થઈ છે. અને અગણિત દુઃખને આપે છે. તેને વિષયના ત્યાગરૂપી મંત્ર બલે કરી તજી દ્યો, ને સંસાર રહિત થઇ નિર્ભય થઇ પૂર્ણાનંદ રૂપે થઇ રહો.[૭૦]



# સર્ગ ૫૩ મો.*

## ઉદ્દાલકનો વિચાર.

**उद्दालक उवाच**—अपारपर्यंतवपुः परमाण्वणुरेव च ।
चिद्चेत्या तदाक्रांतौ न शक्ता वासनादयः ॥ १ ॥

ઉદ્દાલક કહે છે—જેમ પુષ્પાદિકની સુગંધિ પરિચ્છેદવાળા તિલ આદિમાં લાગે છે, તેમ વાસના આદિનો સંબંધ, આત્મચિત્ વિષે થોડો પણ નથી; કારણ કે તે અપરિચ્છિન્ન છે. જેમ કસ્તૂરી આદિની સુગંધિ, પૃથ્વી આદિ સ્થૂલ પદાર્થોમાં લાગે છે, તેમ વાસના આદિનો સંબંધ આત્મચિત્ વિષે થોડો પણ નથી; કેમકે તે અવ્યાકૃત આકાશ કરતાં પણ અતિ સૂક્ષ્મ છે.[૧] જો કે મેં પ્રકાશેલા વિષયો વિષે વાસના ઉત્પન્ન થાય છે. તથાપિ વાસનાઓ, મારો સ્પર્શ કરી શકતી નથી. કારણ કે મેં વાસનાને કલ્પી નથી પણ બુદ્ધિ વિષે તથા અહંકાર વિષે ચિત્તે કરી પ્રતિબિંબેલાં જડ ઇંદ્રિયો વડે કલ્પાય છે, એટલે બુદ્ધિએ તથા અહંકારે કલ્પી છે. તે મિથ્યા છતાં પણ વેતાલની પેઠે ત્રાસ ઉત્પન્ન કરે છે. મન, તે વાસનાનો અનુભવ કરે છે. વળી જાગ્રદવસ્થામાં અનુભવેલા અને વિચારેલા વિષયો કે જે સ્વપ્નમાં વાસના મય હોય છે, તેને પણ મન અનુભવે છે. એટલા માટે બુદ્ધિ તથા અહંકારે કરેલી અને મને અનુભવેલી વાસનાથી મને લેપ નથી; હું તો નિર્લેપ ચિદ્રૂપ છું, પણ મન આદિના સંધાનરૂપ નથી. ૨–૩ સ્થૂલ દેહ પોતે કરેલાં કર્મો વડે પ્રાપ્ત થયેલી સંસાર સ્થિતિને સ્વીકારે અથવા તજે તેણે કરેલાં કર્મોનો લેપ મને નથી; કેમકે હું નિર્લેપ ચિત્ છું.[૪] ચિત્ સર્વત્ર વ્યાપક છે, ને ચિદ્રૂપ છે, તેથી તેના

* આ ત્રેપનમા સર્ગમાં વાસનાનો તથા અહંકારનો લેપ આત્માને નથી, અને શરીર તથા મનને વૈર છે, ઇત્યાદિ પ્રસંગ આવશે.

જન્મ મરણ નથી. ત્યારે એ ચિત્ કેમ મરે ને તેને કોણ મારી શકે? તાત્પર્ય કે આત્મા અવિનાશી અને અદ્વિતીય હોવાથી હણાવાપણું અને હણનાર એ બન્ને બુદ્ધિ, મિથ્યા છે એટલે આત્યંતિક નિર્ભયપણું સિદ્ધ થાય છે.[૫] ચિત, સર્વનો આત્મા અને જીવિત છે. વળી ચિત, સર્વ વસ્તુનું જીવિત હોવાથી તેને કાંઇ મેળવવું નથી, તેથી ચિત્તને જીવિતનું પ્રયોજન નથી.[૬] 'જીવે છે' 'મરે છે.' એવી કુકલ્પના મનની છે, પણ આત્માની નથી.[૭] જે દેહમાં અહંતા કરવાવાળો છે, તેને જન્મમરણાદિ દેહના ધર્મો લાગુ પડે; પરંતુ આત્મા, દેહમાં અહંતા કરતો નથી; ત્યારે તેને જન્મમરણાદિ દેહના ધર્મો કેમ લાગુ પડે?[૮] અહંભાવ, ૧ અહંકારને છે? ૨ મનને છે? કે ૩ પદાર્થ સમુદાયને છે? એવા ત્રણ વિકલ્પ થાય છે. તેમાં અહંકાર તથા મન એ બન્ને પ્રમાણથી સિદ્ધ થતા નથી એટલે અસદ્રૂપ છે, તેથી પહેલો અને બીજો વિકલ્પ સંભવતા નથી. ને પદાર્થ સમુદાય તો અત્યંત જડ છે, તે, અભિમાનને યોગ્ય નથી, તેથી ત્રીજો વિકલ્પ પણ ઘટતો નથી. માટે અહંભાવ નિરાશ્રય હોવાથી મિથ્યા છે,[૯] દેહ, રુધિર તથા માંસમય છે; આત્મ વિચારથી મન નષ્ટ થયું છે; ને ચિત્ત આદિ સર્વે જડ છે; ત્યારે અહંભાવ કયાંથી?[૧૦] ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં પૂર્ણ છે, તેથી અહંકારને પુષ્ટ કરે તેમ નથી. ને પદાર્થો, પદાર્થ સ્વરૂપમાં રહ્યાં છે, ત્યારે અહંભાવના કયાંથી?[૧૧] સત્વગુણ પ્રકાશે છે, રજોગુણ પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે, ને તમોગુણ મોહ કરે છે, એવી રીતે ગુણો પોતપોતાના ઉદ્યમમાં છે. પ્રકૃતિ, ગુણની સામ્યાવસ્થા રૂપ પોતાના સ્વભાવમાં રહી છે. સદ્બ્રહ્મ પોતાના સત્સ્વરૂપમાં રહ્યું છે, ત્યારે અહંભાવ કયાંથી?[૧૨] આ દેહમાં જે ચિદાત્મા (જીવ) છે. તે પણ સર્વત્ર વ્યાપક, સર્વ શરીરમાં રહેલા અને નિત્ય એવા પરમાત્માને વિને અહંભાવ કરી રહ્યો છે. એટલે તે પણ અહંકારનો આશ્રય નથી.[૧૯] હવે જ્યારે કોઇ પણ અહંભાવનો આશ્રય નથી ત્યારે દેહમાં હું બુદ્ધિ કરી રહ્યો છે. તેની કેવી આકૃતિ છે? કયી જાતિ છે? કેવી સ્થિતિ છે? એ કોણ છે? અને કેવી રીતે બતાવવો? એનું રૂપ કેવું છે? ને તે કયાંથી થયો છે? અહંકાર બુદ્ધિથી કોનું ગ્રહણ કરું? ને તેના અભાવથી કોનો ત્યાગ કરું?[૧૪] ભાવરૂપે વા અભાવરૂપે અહંકારનો નિર્ણય થઇ શકતો નથી, માટે તે મિથ્યા જ છે. તેનો સંબંધ અહંકાર વગરના આત્માને કેમ હોય? નથી જ.[૧૫] એવી રીતે અહંકાર અસત્ હોવાથી કોને કોનો સંબંધ છે? જ્યારે કોઇનો કોઇને સંબંધ નથી ત્યારે 'તું' અને 'હું' એ પ્રકારની દ્વૈત કલ્પના

ગલિત છે.[૧૬] બ્રહ્મને મૂકી ઇદં પદાર્થનો શોધ કરતાં 'ઇદં પદાર્થ મિથ્યા છે' એવો નિશ્ચય થાય છે, ને સદ્રૂપ અદ્વૈત બ્રહ્મનું સામ્રાજ્ય સિદ્ધ થાય છે, ત્યારે હું વૃથા શા માટે શોક કરું.[૧૭] અદ્વૈત બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, ને નિર્મલ છે. તેમાં અહંકાર કલંકની ઉત્પત્તિ કયાંથી?[૧૮] પદાર્થ નથી જ, પરંતુ સર્વત્ર વ્યાપક આત્મા છે. કદાચિત્ પદાર્થ માનીએ તોપણ તેનો કોઇની સાથે સંબંધ નથી, તેથી પદાર્થની સિદ્ધિ થતી નથી.[૧૯] મન, સર્વ ઇંદ્રિયો વડે સ્વપ્નની પેઠે મનમાં જ ચેષ્ટા કરે છે; બાહ્ય પદાર્થનો સ્પર્શ કરી શકતું નથી. ને ચિત્ તો ઇંદ્રિયોના તથા બાહ્ય પદાર્થોના સંગ રહિત છે, માટે કોનો કોની સાથે સંબંધ છે! કોઇની સાથે પણ નહીં.[૨૦] જેમ સાથે રહેલાં પાષાણ લોઢા અને શલાકાનો પરસ્પર સબંધ નથી; તેમ સાથે રહેલાં દેહ, ઇંદ્રિય, મન અને ચિત્નો સંબંધ નથી.[૨૧] અહંકાર-રૂપી મહાભ્રમ વૃથા ઉત્પન્ન થયો છે. તેથી આ મારું છે; આ અન્યનું છે; એવી રીતે આખું જગત્ ભ્રમમાં પડયું છે. અહંકાર અજ્ઞાનથી થયો છે. તે અહંકાર તડકાથી હિમ ક્ષય પામે તેમ તત્ત્વજ્ઞાને કરી લય પામે છે.[૨૩] આત્મા વિના અન્ય કાંઈ પણ નથી. 'સર્વ બ્રહ્મ છે એવું પ્રત્યગાત્માનું તત્ત્વ છે, તે માટે તેની ભાવના કરું છું.[૨૪] અહંકાર ભ્રમ, આકાશના કાળા વર્ણ જેવો મિથ્યા છે, માટે પુનઃ સ્મરણમાં ન આવે એવી રીતે તેનું વિસ્મરણ થવું એ ઉત્તમ છે.[૨૫] અહંકાર ભ્રમને મૂળમાંથી કાઢી નાખી શરદ્ ઋતુનું આકાશ પોતાના નિર્મલ સ્વભાવમાં જેમ રહે તેમ હું શાંત થઈ આત્મ સ્વરૂપમાં રહું છું.[૨૬] અહંકાર ઘણા અનર્થો ઉત્પન્ન કરે છે. ને પાપ તથા સંતાપને વધારે છે, માટે તેનો નાશ કરવો જોઇએ.[૨૭] હૃદયાકાશનાં દુર્વા-સના રૂપી જલથી ભરેલો અહંકાર મેઘ વૃદ્ધિ પામે, તો શરીરરૂપી કદંબનાં વૃક્ષમાં ચારે તરફથી દોષ નામની મંજરી વિકાશ પામે છે.[૨૮] મરણ આદિ પાર લૌકિક દુઃખ પુનર્જન્મ પર્યંત ભોગવવું પડે છે, આ લોકનાં દુઃખ મરણ પર્યંત ભોગવવાં પડે છે, ને ભોગ્ય પદાર્થ સર્વે નાશવંત છે. એ કેવી કષ્ટ પરંપરા છે![૨૯] આ પદાર્થ પ્રાપ્ત થયો ને આ પદાર્થ હવે મળશે. એવી અજ્ઞાનીની ચિંતા, ગ્રીષ્મ ઋતુમાં સૂર્યકાંત મણિના અગ્નિની પેઠે શાંત થતી નથી.[૩૦] 'અમુક પદાર્થ છે' 'અમુક નથી;' એવી અજ્ઞાનીની ચિંતા, મેઘ માલા પર્વત પ્રતિ દોડે તેમ અહંકાર પ્રતિ દોડે છે.[૩૧] અહંકાર, ક્ષીણ થવાથી રસ (પ્રીતિ અને રસ) વગરનું સંસાર વૃક્ષ સૂકાઇ જાય છે, તે પુનઃ પત્થરની પેઠે રાગરૂપી અંકુર ઉત્પન્ન કરતું નથી.[૩૨] વિચાર નામનો ગરુડ આવવાથી શરીર વૃક્ષમાંથી તૃષ્ણારૂપી કાળી સાપણો કોણ જાણે કયાં નાશી

જાય છે?[૩૩] જગત્, મિથ્યા અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે, માટે મિથ્યા છે, તો પણ ભ્રમે કરી સત જેવું જોવામાં આવે છે. જગતનો વ્યવહાર પણ મિથ્યા છે, ત્યારે 'તું' 'હું' એવો ભેદ વ્યવહાર કયાંથી?[૩૪] આ જગત્, અકારણ (સત્યપ્રયોજન વગરનું) છે, ને વળી કારણતાને યોગ્ય નહીં એવાં અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે, તે સત્ય કેમ કહેવાય?[૩૫] જેમ ઘડો, ઉત્પત્તિ પહેલાં મૃત્તિકારૂપ હતો તે નાશ પછી મૃત્તિકારૂપ થાય છે માટે ઘટાવસ્થામાં પણ મૃત્તિકારૂપ છે, તેમ દેહાદિ સર્વ જગત, ઉત્પત્તિ પહેલાં બ્રહ્મરૂપે હતું, લય પછી બ્રહ્મરૂપ થશે, તેથી વર્તમાન કાલમાં પણ બ્રહ્મરૂપે જ છે.[૩૬] જેમ જલ, તરંગની ઉત્પત્તિ પહેલાં ને શાંતિ પછી અવિકારી જલરૂપ છે, તેથી તરંગાવસ્થામાં જલરૂપ જ છે, એટલે ત્રણે કાલમાં જ જલ જ છે, તેમ દેહાદિ સર્વ, ત્રણે કાલમાં બ્રહ્મજ છે, અન્ય નથી.[૩૭] આ દેહ, તરંગની પેઠે ક્ષણવાર રહેવાવાળો ને વિનાશી છે તેમાં આસ્થા એટલે અહંકાર કરવાવાળા પુરુષો દેહનો નાશ થવાથી નાશ પામે છે.[૩૮] સર્વ પદાર્થો, ઉત્પત્તિ પહેલાં અને નાશ પછી નથી. વચમાં પ્રતીત થાય છે, તે પણ પરિચ્છેદવાળા પ્રતીત થાય છે. વિચાર કરતાં કોઇ પ્રકારે તે પદાર્થનું નિર્વચન થઇ શકતું નથી, માટે તેમાં આસ્થા રાખવી પણ અનુચિત છે.[૩૯] સ્થૂલ દેહની પેઠે લિંગદેહ પણ ઉત્પતિ પહેલાં ને નાશ પછી નથી. વળી સંતપણાએ કરીને, ને અસતપણાએ કરી તેનું નિર્વચન થઇ શકતું નથી, માટે તે બ્રહ્મરૂપે છે. એ લિંગદેહ, વર્તમાનકાલમાં પ્રતીત થાય છે, તે બ્રહ્મવિના અન્ય શું છે? કાંઈ પણ નથી.[૪૦] સ્વપ્ન વિષે ચોર અને વાઘ આદિનાં ભય વિષે, મદ વિષે, વહાણ ચાલતું હોય ત્યારે, વાતપિત્તાદિકથી થયેલા સંન્નિપાત વિષે, નેત્રાદિ ઇંદ્રિયોના દોષ વિષે, અતિ પ્રિય પદાર્થના લાભથી થયેલા સંભ્રમાનંદમાં વિયોગી આદિને કામાદિ દોષના આવેશ દશામાં પ્રતીત થયેલું અને ક્ષણવાર રહેવાવાળું એવું સ્ત્રી આદિનું રૂપ જેમ જોવામાં આવે છે, ને ઝટવારમાં બાધ થવાથી ક્ષય પામે છે, તેમ સ્થૂલ અને સૂક્ષ્મ શરીર અસત્ છતાં પણ પ્રતીતિમાં આવે છે. એ જ જગત્ ભ્રમ છે. સ્વપ્ન આદિના ભ્રમમાં તથા જગતના ભ્રમમાં માત્ર એટલો જ ભેદ છે કે, સ્વપ્ન આદિ અલ્પ કાલ રહે છે, ને જગતનો ભ્રમ મોક્ષ પર્યંત રહે છે, એટલે કાલની ન્યૂનાધિકતા જ ભેદ છે.[૪૧-૪૨-૪૩] હે ચિત્ત! સ્ત્રી પુત્રાદિ હયાત હોવા છતાં પણ કોઇ દુષ્ટ તેનું મરણ મિથ્યા કહે, તેથી થયેલી બુદ્ધિ અને તેથી કલ્પેલા વિયોગની રાત્રિઓ જેમ રાગવાળાને હણે છે, તેમ કાલની ન્યૂનાધિકતા પીડે છે. કારણ કે તેં તેને વ્યવહારની વસ્તુઓમાં સત્ય-

પણાની ભ્રાંતિએ કરી સંયોગથી થતાં સુખનું અને વિયોગથી થતાં દુઃખનું કારણ માની છે.[૪૪] હે ચિત્ત! અથવા એ અપરાધી તારો નથી પણ મારો છે કેમકે મેં તારે વિષે અહંભાવ કર્યો છે, જેણે કરી તું મિથ્યા છતાં સત્ જેવું જણાય છે. તેથી તેં કરેલું સર્વ 'મેં કર્યું હોય' એમ થાય છે.[૪૫] એટલા માટે 'આ સર્વ દૃશ્ય પદાર્થ મિથ્યા છે' એવું વિવેક જ્ઞાથ થાય તો તું કે જે મારા અપરાધ રૂપ છે તેની શાંતિ થાય છે.[૪૬] 'આ જગત્ મિથ્યા છે' એવો તારો દૃઢ નિશ્ચય થાય, તો ભોગ વાસનાઓ કે જે તારું કારણ છે તેનો પણ નાશ થાય છે.[૪૭] અથવા ચિત્તનાં પ્રતિબિંબનું ગ્રહણ કરવાથી જે ચિદ્રૂપ હોવાથી જેણે સંકલ્પ તજી દીધા છે, ને છેલ્લી સાક્ષાત્કાર વૃત્તિએ કરી આત્માને જોયો છે, એવું જન પોતે મોક્ષ-સુખનો અનુભવ કરે છે, હું અનુભવ કરતો નથી; કેમકે હું તો સદા એક રૂપ છું.[૪૮] ચિત્ત પોતે બહિઃપ્રવૃત્તિવાળાં ઇંદ્રિયોને રોકી તત્ત્વજ્ઞાને કરી પરમાત્મા રૂપ અગ્નિમાં પોતાનાં ચિત્તસ્વરૂપને બાળી નિત્ય એવી અત્યંત્ત શુદ્ધતાને પ્રાપ્ત થાય છે.[૪૯] જેમ વીર પુરુષ, યુદ્ધમાં પોતાના દેહને અન્ય માની તેના સંબંધી સ્ત્રી પુત્રાદિકની વાસનાને તજી મરણને પણ માન્ય કરી સ્વર્ગને જિતે છે, તેમ મન પણ પરમાત્મા વિષે પોતાના મનોભાવનો નાશ કરી મોક્ષપદને જિતે છે.[૫૦] મન શરીરને તપાવે છે, ને શરીર મનને તપાવે છે. એટલે એ બન્ને પરસ્પર શત્રુ છે, ને વળી જલનો અને ઘટાકાશનો સંયોગ, તે બેમાંથી એકનો નાશ થવાથી નાશ પામે છે, તેમ મન અને શરીર એ બેમાંથી એકની વાસનાનો નાશ થવાથી બન્નો નાશ થાય છે.[૫૧] એવી રીતે મન અને શરીર બન્ને પરસ્પર રાગવાળા છે ને વળી શત્રુ પણ છે. તે જ્યાંસુધી જીવતા છે, ત્યાં સુધી સિંહની હયા-તીમાં વનનાં મૃગને જેમ તેમ જીવને સુખ મળતું નથી પરંતુ મૂલાજ્ઞાનના નાશે કરી એ બન્નેનો નાશ થાય ત્યારે જ સુખ થાય છે.[૫૨] મરણે કરી દેહનો નાશ થવાથી જ જીવને સુખ થશે. એમ માનવું, એ, 'આકાશમાં ફરવાવાળી સ્ત્રી પૃથ્વી ગળી ગઇ' એ વાતની પેઠે અસંભવતું છે. કેમકે દેહનો નાશ થયા છતાં પણ મન વિદ્યમાન હોવાથી દેહનો સંબંધ નિવૃત્ત થયો નથી.[૫૩] દેહ અને મન બન્ને સ્વાભાવિક વિરોધી છે. તે, જ્યાં હોય ત્યાં તલવારની ધારની પેઠે અનર્થ કરી નાખે છે.[૫૪] જ્યાં એક સ્થળે દેહ અને મનનો સંયોગ થાય છે, એવાં વિષય સુખમાં પ્રીતિ રાખવાવાળા પુરુષને જેમાં સમુદ્ર આદિનાં જલ સદા પચ્યા કરે છે, એવા વડવાનલમાં નાખવો. એટલે તેમાં પણ તે પ્રીતિ કરશે.[૫૫] મન શરી-

રનું મિત્ર છે; કેમકે પોતાના સંકલ્પે કરી બાલક, યક્ષને જેમ કલ્પે તેમ શરીરને કલ્પે છે. પછી દેહ જ્યાંસુધી રહે, ત્યાંસુધી અન્નાદિકની કલ્પના કરી દેહનું પોષણ કરે છે. વળી મન, શરીરનું શત્રુ પણ છે, કારણ કે પોતાના અભિનિવેશથી થયેલાં સર્વ દુઃખો શરીરને આપે છે.૫૬ દેહ, મનનું શત્રુ છે; કારણ કે મને દીધેલાં દુઃખોવડે પીડાતો દેહ, મનમાં રાગ, દ્વેષ, શોક, મોહ અને પાપ આદિ ઉત્પન્ન કરી તેને પીડવા ઇચ્છા કરે છે. જો કે સ્થૂલદેહ, મનથી થયો છે એટલે મન, પિતા જેવું છે, તોપણ પીડા આપતા પિતાને પુત્ર જેમ પીડવા ઇચ્છે, તેમ દેહ, મનને પીડવા ઇચ્છે છે.૫૭ સ્વભાવથી કોઇ કોઇનો શત્રુ કે મિત્ર નથી. જે સુખ આપે તે મિત્ર અને દુઃખ આપે તે શત્રુ કહેવાય છે અર્થાત્ ઉપાધિથી શત્રુ મિત્રભાવ છે.૫૮ દુઃખોને ભોગવવાવાળો દેહ, મનને હણવા ઇચ્છે છે ને મન, પોતાનાં દુઃખ ભોગવવાનું સ્થાન કરે છે.૫૯ એવી રીતે એક બીજાને દુઃખ દેવાવાળા પોતે દુઃખ ભોગવતા અને સ્વભાવથી જ વિરુદ્ધ એવા દેહ અને મનને સુખ કયાંથી હોય?૬૦ મન ક્ષીણ થાય, તો દેહને દુઃખ ભોગવવું પડતું નથી. એટલા માટે દેહ પણ મનના ક્ષય માટે જ્ઞાન અને તેનાં સાધનો મેળવવા ઉમંગથી સદા પ્રયત્ન કરે છે.૬૧ મન, દેહનો નાશ કરે વા ન કરે, પણ જ્યાંસુધી મનને વિવેક થયો નથી, ત્યાંસુધી દેહ આપત્તિનું સ્થાન છે ને અનર્થ માટે છે, તેથી મન, દેહના નાશ વિષે પ્રયત્ન કરતું નથી.૬૨ એ મન અને દેહ બન્ને જડ છે, તોપણ એક બીજાના અનુગ્રહથી મેઘ અને તળાવની પેઠે પુષ્ટ થયાં છે.૬૩ જેમ જલ અને અગ્નિ બન્ને વિરુદ્ધ છે; તો પણ રસોઇ માટે તે બન્નેનો સહભાવ થાય છે. તેમ વિરુદ્ધ એવાં મન અને દેહ બન્નેનો સહભાવ ભોગ ભોગવવા માટે તથા મોક્ષ માટે છે.૬૪ દેહ, મનમે અધીન છે, તેથી મન ક્ષીણ થાય તો તો દેહ, સમૂળો ક્ષીણ થાય છે; ને મન, વૃદ્ધિ પામે તો દેહ, વૃક્ષની પેઠે વધે છે.૬૫ મન, ક્ષીણ થવાથી ક્ષીણ વાસનાવાળો દેહ ક્ષીણ થાય છે. ને દેહ ક્ષીણ થવાથી મન, ક્ષીણ થતું નથી, તે માટે મનને ક્ષીણ કરવું.૬૬ જેમાં સંકલ્પ નામનાં વૃક્ષ છે અને તૃષ્ણા નામની લતાઓ છે, એવાં મનરૂપી વનને છેદી બ્રહ્મ સુખરૂપી સપાટ જમીનમાં જઇ સુખથી વિહાર કરીશ.૬૭ સંકલ્પનો નાશ થવાથી મન, પોતાના સ્વભાવમાં રહેતું નથી ને શાંત વાસનાવાળું થઇ વર્ષા ઋતુને અંતે મેઘની પેઠે નાશ પામે છે.૬૮ ચામડી, હાડ, રુધિર, માંસ અને ચરબી આદિ ધાતુઓનો સંઘાત આ દેહ કહેવાય છે, તે જ મારો શત્રુ છે. મન ક્ષીણ થાય, તો

પછી એ શત્રુ જીવે, અથવા મરે, તેથી મને હાનિ નથી.[૬૯] દેહ, જીવે તો પણ સુખ દુઃખનો સંબંધ મને નથી; કારણ કે મારાં મનનો નાશ થયો છે ને સુખ દુઃખ તો મનના સદ્‌ભાવથી થાય છે.[૭૦] સર્વ અવયવો વિદ્યમાન છતાં શબ, કાંઈ પણ ક્રિયા કરી શકતું નથી. 'હું દેહ નથી' એમ કહેવામાં એ સબળ પૂરાવો છે.[૭૧] તે માટે હું, દેહથી અળગો છું, નિત્ય છું, નાશ રહિત છું, જે વિભુપણા એ કરી સૂર્ય મંડળમાં પણ છે, તે ચિદ્રૂપ હું પોતે છું.[૭૨] હું અજ્ઞાની નથી, તેથી મને દુઃખ અને અનર્થ નથી. શરીર હોય, પરંતુ હું તો નિર્ભય થઇ રહ્યો છું.[૭૩] જ્યારે આત્મા સાક્ષાત્‌કાર થાય ત્યારે મન, ઇંદ્રિય કે આત્મા કાંઇ પણ રહેતું નથી. એ તો જગત્પ્રસિદ્ધ છે કે, રાજાની પાસે પામર પુરુષો ઉભા રહી શકતા નથી.[૭૪] હું, પરમ પદને પ્રાપ્ત થયો છું. હું કેવલ, નિર્વાણરૂપ, ચેષ્ટા રહિત, અવયવ રહિત અને ઇચ્છા રહિત છું, હું, સર્વોત્કૃષ્ટ છું.[૭૫] જેમ જુદાં કાઢેલાં તેલનો સંબંધ તિલનાં ફોતરાં સાથે નથી. તેમ મારો સંબંધ, દેહ, ઇંદ્રિય અને મન આદિની સાથે નથી.[૭૬] હું, શેષ રહેલાં પ્રારબ્ધ કર્મ ભોગવવાની લીલાએ કરી સ્વસ્વરૂપથી વ્યવહારાભાસમાં ચલાયમાન થયો છું. વળી આગળની વાસનાએ કરી ભેદ બુદ્ધિ કરી છે, તે માટે ઇંદ્રિયાદિ સર્વ, મારો પરિવાર છે.[૭૭] તે લીલામાં સ્વચ્છતા, પૂર્ણ કામના, મનોહરતા, સત્તા, સત્યતા, આત્મજ્ઞાન, આનંદ, ઉપશમ, પ્રિય ભાષણ, પૂર્ણપણું, લોભનો અભાવ, અબાધિત સ્વભાવપણું, કાંતિ, એકાગ્રતા, સર્વ વિષે અદ્વૈતભાવ, નિર્ભયતા, દ્વૈતનો તથા વિકલ્પનો ક્ષય, ઇત્યાદિ ગુણો, હું કે જેને અદ્વૈત બુદ્ધિ થઇ છે, તેને નિત્ય સિદ્ધ છે, ને અતિ પ્રિય છે.[૭૮–૭૯–૮૦] કલ્પનાએ કરી સર્વકાલમાં સર્વત્ર સર્વ પ્રકારે સર્વ પદાર્થ સંભવે છે. એટલા માટે સર્વ વિષયો વિષે મારો રાગદ્વેષ ક્ષીણ થયો છે. તેમ જ તેનાં ફલ સુખ દુઃખ પણ ક્ષય પામ્યાં છે.[૮૧] તેથી શરદૃઋતુમાં આકાશ વિષે અલ્પ મેઘ જેમ નિવૃત્ત થાય, તેમ હું મોહ, મન, વિકલ્પ અને ચિત્ત, એ સર્વની નિવૃત્તિ થવાથી દૃશ્યભાવને તજી આત્માવિષે વિશ્રાંતિ પામું છું.[૮૨]



# સર્ગ ૫૪ મો.*

## ઉદ્દાલકની વિશ્રાંતિ.

**श्रीवसिष्ठ उवाच**—इति निर्णीय ततया धिया धवलया मुनिः ।
बद्धपद्मासनस्तस्थावर्धोन्मीलितलोचनः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે-હે રામ! શુદ્ધ અને ઉદાર એવી બુદ્ધિએ કરી ૫૩ મા સર્ગમાં કહ્યા પ્રમાણે નિર્ણય કરી, પદ્માસન વાળી, અર્ધ નેત્ર બંધ કરી, એ ઉદ્દાલક મુનિ ધ્યાનમાં બેઠા.[૧] ઓંકાર, પરબ્રહ્મ છે, તે માટે જે પુરુષ ઓંકારનું ઉચ્ચારણ કરે છે, તેને પરમ પદની પ્રાપ્તિ થાય છે, એવો સિદ્ધાંત હોવાથી તે ઉંચે સ્વરે ઓંકારનું ઉચ્ચારણ કરવા લાગ્યા. તેમનું મુખ, ગોળાકાર ઘંટા જેવું ને જીભ લોલક જેવી હતી, તેથી ઘંટાનાદ જેવો ઓંકાર શબ્દ (જે ઉચ્ચાર) થતો હતો.[૨-૩] ઉપાધિવાળું ચૈતન્ય તથા જીવ ચૈતન્ય, એ બન્ને, શુદ્ધ બ્રહ્મમાં તત્પર થયાં ત્યાંસુધી ઓંકારનું ઉચ્ચારણ કર્યું.[૪] નિર્વિકલ્પ સમાધિ વિષે સ્થિરતા સિદ્ધ થવા માટે પ્રથમ એ ઓંકારે કરીને જ દેહશુદ્ધિ કરી. તેમાં સાડાત્રણ માત્રાવાળા ઓંકારનો પ્રથમ અંશ કે જે ઉદાત્ત અકાર છે, તેનું ઉંચે સ્વરે સ્પષ્ટ ઉચ્ચારણ થતાં પ્રાણવાયુ બહાર નીકળતો હતો, તેણે કરી મૂલાધારથી આરંભી હોઠ પર્યંત આખું શરીર રણરણાટ કરતું હતું. એવી રીતના રેચક પ્રાણાયામે કરી પોતાનાં શરીરને એ ઉદ્દાલકે શોષાવી દીધું.[૫-૬] બહાર નીકળેલો પ્રાણ વાયુ, માળામાંથી નીકળેલાં પક્ષીની પેઠે બાહ્યાકાશમાં રહ્યો.[૭] ભાવનાએ કરી હૃદયમાં ઉત્પન્ન થયેલા અગ્નિએ, વનનો અગ્નિ સૂકાં લાકડાંને બાળે તેમ આખાં શરીરને બાળી દીધું.[૮] એવી રીતે ઓંકારના પ્રથમ અંશમાં એટલે અકારમાં ઉપર કહ્યા પ્રમાણે અવસ્થા થઈ, તે, ભાવનાએ કરીને, પણ હઠ યોગે કરીને નહીં. કારણ કે હઠ યોગથી પ્રાણને બહાર કાઢવામાં મરણ તથા મૂર્ચ્છા આદિનો ભય રહે છે, ને તેથી તેમાં દુઃખ થાય છે.[૯] ત્યારપછી એ મુનિએ કુંભક પ્રાણાયામ કર્યો. તેમાં ઓંકારનો બીજો અંશ કે જે અનુદાત્ત ઉકાર છે, તેનું ગંભીર ઉચ્ચારણ થતું હતું. એમાં પ્રાણ વાયુ, ઘડામાં ભરેલા જલની પેઠે નિશ્ચલ હોવાથી એ

* આ ચોપનમા સર્ગમાં, દાહ અને ભીંજવા આદિની ભાવનાદિકે કરી પોતાનાં શરીરને વિષ્ણુરૂપે ભાવના કરતા એવા ઉદ્દાલક મુનિ, સર્વ વિકલ્પને દૂર મૂકી, સમાધિમાં વિશ્રાંતિ પામ્યા એટલી વાત આવશે.

કુંભક પ્રાણાયામ કહેવાય છે.[૧૦] એ કુંભક પ્રાણાયામમાં રોધેલાં જલની પેઠે બહાર, અંદર, ઉપર, નીચે કે કોઇ પણ દિશામાં પ્રાણવાયુ જઇ શકતો નથી.[૧૧] અગ્નિ, શરીરને બાળી વીજળીની પેઠે તે જ વખતે શાંત થયો ને શરીરની ભસ્મ, હિમ જેવી ધોળી દેખવામાં આવી.[૧૨] એ વખતે જાણે કપૂરની શય્યામાં સૂતાં હોય તેમ શરીરનાં હાડ, ભાવના દૃષ્ટિએ કરી નિશ્ચલ અને ધોળાં જોવામાં આવતાં હતાં.[૧૩] તે ભસ્મ અને હાડકાં, વંટોળીઆ વાયુવડે આકાશમાં ઉડ્યાં, જે ક્ષણ વારમાં શરદ્ ઋતુનાં વાદળાંની પેઠે અદૃસ્ય થઇ ગયાં.[૧૪–૧૫] એવી અવસ્થા, ઓંકારના વચલા અંશમાં એટલે ઉકારનાં ઉચ્ચારણમાં ભાવનાએ કરી થઇ, પણ હઠથી નહીં; કેમકે હઠ યોગ દુઃખપ્રદ છે.[૧૬] પછી પૂરક નામનો પ્રાણાયામ કર્યો. જેમાં પ્રાણવાયુ શરીરમાં ભરાતો હતો ને પ્રણવ ( ઓંકાર ) નો ત્રીજો અંશ જે મકાર છે, તેનું ઉચ્ચારણ થતું હતું.[૧૭] તે વખતે ચેતના ( જીવ )માં કલ્પેલાં અમૃતમાં રહેલા પ્રાણ, આકાશ વિષે હિમના જેવી શીતલતા પામ્યા.[૧૮] ને ક્રમે કરી તે આકાશમાં ગયેલો ધૂમાડો, જેમ મેઘભાવને પ્રાપ્ત થાય છે, તેમ ચંદ્રમંડલને પ્રાપ્ત થયા.[૧૯] ચંદ્રમંડળમાં મળેલાં પ્રાણ, નિર્વિકલ્પ સમાધિમાં અમૃતમય થઇ ગયાં, ને સ્ફટિક મણિના દંડ જેવાં કિરણરૂપે થઇ રહ્યા.[૨૦–૨૧] એ અમૃતધારા, પવનમાં ઉડતાં બાકી રહેલી શરીરની ભસ્મમાં શંકરના મસ્તક ઉપર ગંગાની પેઠે પડી.[૨૨] તેણે કરી ચંદ્ર જેવું સુશોભિત અને ચાર ભુજાવાળું શરીર, ક્ષીરસમુદ્રમાંથી પારિજાતના વૃક્ષની માફક ઉત્પન્ન થયું.[૨૩] એવી રીતે ઉદ્દાલકનું શરીર, નારાયણનાં શરીરરૂપે બન્યું. તેનાં નેત્ર અને મુખ, સુંદર હતાં.[૨૪] પછી જલનો ઓઘ તળાવને જેમ પૂર્ણ કરે, તેમ અમૃતમય પ્રાણોએ શરીરને પૂર્ણ કર્યું.[૨૫] ને જલ જેમ ગંગાને પૂર્ણ કરે, તેમ અંદરની કુંડલિનીને પૂર્ણ કરી.[૨૬] એવી રીતે દાહ અને પ્લાવના (ભીંજાવા) આદિની ભાવનાએ કરી શુદ્ધ થયેલું એ ઉદ્દાલકનું શરીર, સમાધિમાં તત્પર થયું.[૨૭] ત્યારે પ્રથમ તો ઉદ્દાલકે પદ્માસન વાળ્યું. પછી હાથીખાનામાં હાથીને પૂરે તેમ પાંચે ઇંદ્રિયોને શરીરને વિષે રોધી લીધી.[૨૮] ને પોતાનું મન કે જે આશા અને તૃષ્ણા આદિવડે બહિર્મુખ છે, ને જેનો પ્રાણ આદિ વાયુ શાંત થયા છે, તેને શુદ્ધિ કરવા માટે નિર્વિકલ્પ સમાધિ કરવા લાગ્યા. તે વખતે પૂર્વે અનુભવેલા પુત્ર, મિત્ર આદિની ચિંતા, મનને ખેંચી જતી હતી.[૨૯–૩૦] તેથી વ્યાકુલ અને મદોન્મત્ત થઇ જ્યાં ત્યાં દોડતાં એવાં એ મનને વિવેક બળથી શુદ્ધ કરી રોકી લીધું.[૩૧] સંધ્યાકાલે કમલની પેઠે

તેણે પોતાની કીકીઓને સ્થિર કરી, અર્ધાં નેત્ર વીંચી લીધાં.[૩૨] રાજયોગે કરી વાણીને, પ્રાણને અને અપાનને રોકી લીધા.[૩૩] જેમ કાચબો, પોતાના અવયવોને ગુપ્ત રાખે છે, તેમ ઇંદ્રિયોને ગુપ્ત રાખીને તલમાંથી તેલને જૂદું પાડે તેમ વિષયોથી ઇંદ્રિયોને જુદી પાડી.[૩૪] કુંડાંવડે ઢાંકેલો મણિ, દૂર ફેલાતાં પોતાનાં કિરણોનો જેમ ત્યાગ કરે તેમ ઉદ્દાલકે સર્વ બાહ્ય વિષયોને દૂર તજી દીધા.[૩૫] અને મનોવાસના કે જે આંતર વિષયો છે, તેને આધષ્ઠાન બ્રહ્મ સ્વરૂપમાં લીન કરી.[૩૬] પગની પેનીવડે ગુદાને દબાવી નવે દ્વારના વાયુને હૃદયમાં રોધી લીધા.[૩૭] તેની ડોક, મેરુ પર્વતનાં શિખર જેવી શોભતી હતી. તેમાં આત્મા રૂપી રત્નનો પ્રકાશ હતો. ડોક, પ્રસન્ન મુખ કમલે કરી સ્પષ્ટ શોભતી હતી.[૩૮] સંયમ એટલે એક વિષયમાં ધ્યાન, ધારણા તથા સમાધિ, તેણે કરી વશ થયેલાં પોતાનાં મનને, યુક્તિએ કરી વશ થયેલા હાથીને વિંધ્ય પર્વતના ખાડામાં નાખે તેમ હૃદયાકાશમાં રાખ્યું.[૩૯] એવી રીતની ધારણાવડે તે મુનિનું મન, શરદ્ ઋતુના આકાશ જેવું નિર્મલ અને અતિ સ્થિર થયું.[૪૦] વાયુ, મચ્છરને જેમ ઉરાડી મૂકે, તેમ ધ્યાનમાં કોઇ કોઇ વખતે સ્ફુરાયમાન એવા વિકલ્પોને એ મુનિ ઉડાડી દેતા હતા.[૪૧] વખતો વખત ઇચ્છા પ્રમાણે આવતા એવા વિકલ્પના આભાસોને મનરૂપી તલવારે કરી કાપી નાખતા હતા.[૪૨] વિકલ્પોને કાપી નાખ્યા પછી એ ઉદ્દાલકને હૃદયાકાશમાં મહા અંધારું જોવામાં આવ્યું, જે તમોગુણથી થયું હતું, ને જેણે કરી વિવેક સૂર્ય ઢકાઇ ગયો હતો.[૪૩] તે અંધકારને પણ જ્ઞાનરૂપી સૂર્યે કરી સર્વથા દૂર કરી દીધું.[૪૪] જેમ રાત્રિનું અંધારું દૂર થાય, ત્યારે કમલ સૂર્યને જુવે, તેમ સત્ત્વગુણની ભાવનાએ કરી અંધારું દૂર થયું ત્યારે તેજનો ઢગલો જોવામાં આવ્યો.[૪૫] તેને પણ અધિષ્ઠાન તત્ત્વનાં દર્શને કરી, વેતાલ લોહીને પીએ તેમ એ મુનિ પી ગયા; એટલે તેજનો પણ બ્રહ્મભાવનાએ કરી બાધ કર્યો.[૪૬] તેજ શાંત થયું ત્યારે ભમતું એવું મુનિનું મન, રજોગુણે કરી સમાધિથી ચલાયમાન થયું. અથવા મદિરાની કેફવાળાનાં મન જેવું થયું, ને તેથી કોઇ પણ વિષય ન મળવાથી નિદ્રાવશ થયું.[૪૭] વાયુ મેઘમાલાને, હાથી કમલિનીને અને સૂર્ય રાત્રિને જેમ દૂર કરે, તેમ તે મુનિએ એ નિદ્રાને પણ દૂર કરી.[૪૮] પછી સૂર્ય સામે એકી નજરે જોવાથી મયૂરના જેવા વિચિત્ર આકારો જેમ જોવામાં આવે છે, તેમ તેના મનમાં વાસનાએ કરી કલ્પેલા નાના પ્રકારના આકારવાળું આકાશ, ભાવનાવડે જોવામાં આવ્યું.[૪૯] તેને પણ

મેઘ તમાલપુષ્પને, વાયુ વાદળને અને દીવો અંધકારને દૂર કરે, તેમ તેણે દૂર કર્યું.[૫૦] એ પ્રમાણે આકાશ ભાવનાની નિવૃત્તિ થઈ, ત્યારે દારુ પીધેલા માણસના મનની પેઠે તેનું મન મોહવશ થયું.[૫૧] સૂર્ય, ભુવનમાંથી રાત્રિના અંધકારને જેમ કાઢી નાખે છે, તેમ તેણે તે મોહને પણ શોધીને મનમાંથી કાઢી મૂક્યો.[૫૨] ત્યારપછી અજ્ઞાન આદિ મલ વગરનું તેનું મન, નિર્વિકલ્પ સમાધિમાં ક્ષણવાર વિશ્રાંતિ પામ્યું.[૫૩] જેમ ધોરિયામાં થઇ ક્યારામાં જતું જલ બંધ કરવાથી પાછું તળાવમાં આવે છે, તેમ સંસારમાંથી ખેંચી પરમાત્મામાં લગાડેલું એ મુનિનું મન, વિક્ષેપના પ્રલય સંસ્કારરૂપી પ્રતિબંધ આવવાથી નિર્વિકલ્પ સમાધિમાં સ્થિરતા પામ્યું નહીં, પણ પાછું સંસારમાં આવ્યું.[૫૪] વળી પણ સંસારમાંથી નિર્વિકલ્પ સમાધિમાં લઇ જતાં તે મન, સવિકલ્પ સમાધિને પ્રાપ્ત થયું.[૫૫] સવિકલ્પ સમાધિમાં ક્રમે કરી લાકડાં વગરના અગ્નિની પેઠે ક્ષીણ થતું ઉદ્દાલકનું મન, દૂધમાં જલની પેઠે ચિત્તની સાથે એકરસ થયું.[૫૬] ચિત્તભાવની નિવૃત્તિ થવાથી પ્રતિબિંબ ચિત એટલે જીવ, શુદ્ધ સાક્ષી ચિદ્‌ભાવને પ્રાપ્ત થયો. કેમકે જીવની ઉપાધિરૂપ બુદ્ધિ બ્રહ્મરૂપે થઇ હતી.[૫૭] એવી રીતે નિર્વિકલ્પ સમાધિ પરિપક્વ થવાથી બ્રહ્મ સાક્ષાત્કાર થયો, ને તેથી એ મુનિ, બ્રહ્મભાવને પ્રાપ્ત થયા.[૫૮] તેમાં તેને પરમાનંદની પ્રાપ્તિ થઇ. જેનો અનુભવ, બ્રહ્માદિ મહાપુરુષો કરે છે, અને જે પરમાનંદ, સર્વ સુખનો ભંડાર છે.[૫૯] શરીરનું અભિમાન મૂકી બ્રહ્મભાવને પ્રાપ્ત થયેલા એ મુનિ, ઉત્તમ દશાને પ્રાપ્ત થયા, જેનું વર્ણન થઇ શકે તેમ નથી.[૬૦] આનંદ સરોવરમાં મગ્ન એવા એ મુનિ, સ્વચ્છ આકાશમાં રહેલા પૂર્ણ ચંદ્ર જેવા શોભતા હતા.[૬૧] વાયુ વગરના સ્થલમાં દીવાની પેઠે ચિતરેલા પુરુષની પેઠે, તરંગ વગરના સાગરની પેઠે અને વરસેલો હોવાથી ગાજતો બંધ થયેલા મેઘની પેઠે, એ મુનિ સ્થિર થયા.[૬૨] એવી રીતે નિર્વિકલ્પ સમાધિમાં રહેલા ઉદ્દાલક મુનિને કેટલાક સિદ્ધો તથા દેવો જોવામાં આવ્યા.[૬૩] અપ્સરાઓથી ભરેલાં એવાં સ્વર્ગાદિ સ્થાનને આપનારાળી નાના પ્રકારની સિદ્ધિઓ ચોતરફથી આવી.[૬૪] એ સર્વ બાલલીલા જેવાં અને વિઘ્નકારક છે, એમ જાણી એ મુનિએ કોઇ તરફ પણ મન દીધું નહીં.[૬૫] એ પ્રમાણે સર્વ સિદ્ધિઓનો અનાદર કરી એ મુનિ, સૂર્ય, ઉત્તર દિશામાં રહે તેમ આનંદમય નિર્વિકલ્પ સમાધિમાં છ માસ સુધી રહ્યા.[૬૬] ને સાતમી ભૂમિકાનાં જીવન્મુક્તિપદને પામ્યા. તેમાં બ્રહ્મા, શંકર, સિદ્ધ અને સાધ્ય આદિ દેવતાઓ રહે છે.[૬૭] એ મુનિ, વિષયીની પેઠે ક્ષુદ્ર આનંદમાં ન હતા; તેમ જ દુઃખમાં પણ નહીં હતા, પરંતુ

પરમાનંદ પૂર્ણ બ્રહ્મમાં રહ્યા હતા.[૬૮] જેણે સ્વર્ગનાં સુખનો અનુભવ કર્યો હોય તેવો પુરુષ, પૃથ્વીનાં સુખ વિષે પ્રસન્ન ન થાય તેમ બ્રહ્માનંદમાં મગ્ન એવું એ મુનિનું મન, વિષયાનંદમાં પ્રસન્ન થતું ન હતું.[૬૯] જીવન્મુક્તિ પરમ પદ કહેવાય છે, શાંત ગતિ છે, ઉત્તમ શ્રેય છે, નિત્ય કલ્યાણ છે, તેમાં વિશ્રાંતિ પામેલાને સંસાર ભ્રમ ફરીથી બાધ કરી શકતો નથી. [૭૦] કુબેરના વનમાં ગયેલાં પક્ષીઓ ખેરના જંગલમાં જેમ આવતાં નથી, તેમ જીવન્મુક્તિપદને પામેલા તત્ત્વવેત્તાઓ, ફરીથી સંસારના ભ્રમમાં પડતા નથી.[૭૧] જ્ઞાની પુરુષો શુદ્ધચિત્તથી તે પરમાનંદમય પદવીને પામી, રાજાઓ દીનતાને ગણતા નથી, તેમ સંસારને કાંઇ ગણતા નથી.[૭૨] એવી રીતે જ્ઞાને કરી વિશ્રાંતિ પામેલું મન, બીજાના જગાડવાથી છઠ્ઠી ભૂમિકામાં આવે છે, અથવા તો સાતમી ભૂમિકામાં જ રહે છે.[૭૩] સાતમી ભૂમિકામાં છ માસ રહ્યા પછી એ મુનિ જાગ્યા, ત્યારે જે પ્રણામ કરતી હતી, ચંદ્ર જેવી સુંદર હતી, જેણે મંદારનાં પુષ્પની માળા પહેરી હતી, અને જેણે ચામર ધારણ કર્યાં હતાં એવી અપ્સરાઓ જોવામાં આવી; આકાશમાં ફરકતી પતાકાવાળાં વિમાનો જોવામાં આવ્યાં; હું અને બીજા મુનિઓ કે જેના હાથમાં દર્ભ હતા તે જોવામાં આવ્યા. અને સ્ત્રી સહવર્તમાન વિદ્યાધરો જોવામાં આવ્યા.[૭૪-૭૫-૭૬-૭૭] તે સર્વે, ઉદ્દાલક મુનિને કહેવા લાગ્યા કે હે મહારાજ! કૃપા કરી અમારા પ્રણામ તરફ નિધા કરો.[૭૮] ભોગ ભોગવવાની સીમા સ્વર્ગ સુખ છે, માટે તમે વિમાનમાં બેસી સ્વર્ગમાં ચાલો.[૭૯] કલ્પ પર્યંત મનગમતા ભોગ ભોગવો. સંપૂર્ણ તપ, સ્વર્ગાદિ સુખના ભોગ માટે છે.[૮૦] જુઓ! આ વિદ્યાધરીઓ મોતીના હાર પહેરી તમને ચામર ઢોળવા આવી છે.[૮૧] ધર્મ તથા અર્થનો સાર કામ છે, ને કામનો સાર ઉત્તમ સ્ત્રીઓ છે. વસંતમાં મંજરીઓ જેમ, તેમ તે સ્ત્રીઓ સ્વર્ગમાં છે.[૮૨] એમ કહેતા એવા તે સર્વને અતિથિ જાણી યથાયોગ્ય પૂજા કરી પોતે 'સર્વ મિથ્યા છે' એવા નિશ્ચયથી વિક્ષેપ વગરના રહ્યા.[૮૩] બુદ્ધિને સ્થિર રાખી પ્રાપ્ત થયેલી તે સિદ્ધિને માન આપ્યું નહીં; તેમ ત્યાગ પણ કર્યો નહીં. માત્ર 'હે સિદ્ધો! તમે જાઓ,' એટલું કહી પાછા સમાધિમાં સાવધાન થયા.[૮૪] પછી સિદ્ધ આદિ દેવો, કેટલાક દિવસ રહ્યા, પણ એ મુનિ સમાધિથી ચલાયમાન થયા નહીં; તેમ ભોગ વિષે આસક્ત પણ થયા નહીં; તેથી પાછા સ્વર્ગમાં ગયા.[૮૫] અને તે ઉદ્દાલક મુનિ વનમાં તથા મુનિના આશ્રમોમાં ઇચ્છા પ્રમાણે વિહાર કરવા લાગ્યા.[૮૬] મેરુ, મંદાર, કૈલાસ, હિમાલય અને વિંધ્ય પર્વતનાં શિખરોમાં, દ્વીપમાં, બગીચામાં, લતાગૃહોમાં, જંગલોમાં તથા

વનમાં ફર્યા,[८७] ત્યારથી એ મુનિ પર્વતની ગુફાઓમાં વસતા હતા ને ધ્યાન કરતા હતા.[८८] કોઇ વખતે એક દિવસે કદાચિત્ એક મહિને, કદાચિત્ એક વર્ષે અને કોઇ વખતે ઘણાં વર્ષે ધ્યાનમાંથી જાગતા હતા.[८९] વ્યવહાર કાલમાં પણ તેનું મન શાંત રહેતું હતું, પણ અજ્ઞાનીની પેઠે વિક્ષેપ પામતું ન હતું.[९०] એ મુનિ, ચિત્તની એકાગ્રતાના અભ્યાસથી અપરિચ્છિન્ન બ્રહ્મભાવને પ્રાપ્ત થઇ, સૂર્યના તેજની પેઠે સર્વત્ર સમાન થયા, એટલે પાંચમી ભૂમિકામાંથી છઠ્ઠી ભૂમિકામાં આવ્યા.[९१] અવિદ્યા, કામ, કર્મ અને વાસનાનો અત્યંત ઉચ્છેદ થવાથી દૃશ્ય અને તેના સંસ્કારનો પણ સર્વથા ઉચ્છેદ થયો; તેથી ચિતપણાના વ્યવહારની શાંતિ થવાથી એ મુનિ, ચિત્રના સૂર્યની પેઠે આવિર્ભાવ તથા તિરોભાવ રહિત થયા, એટલે સાતમી ભૂમિકામાં વિશ્રાંતિ પામ્યા.[९२] સર્વ વિક્ષેપની શાંતિથી અને બ્રહ્મની પ્રાપ્તિથી જેનું મન ગળી ગયું છે, જેના જન્મમરણના પાશ છૂટી ગયા છે, અને જેના સંદેહો દૂર થયા છે, એવા એ મુનિનું શરીર, શરદ્ ઋતુના આકાશ જેવું નિર્મલ, બ્રહ્મસત્તાની સ્ફૂર્તિથી બળવાળું અને આવરણ રહિત હોવાથી સ્પષ્ટ તથા બ્રહ્મરૂપ થયું.[९३]



# સર્ગ ૫૫ મો.*

## ઉદ્દાલકનું નિર્વાણ.

**श्रीराम उवाच**—आत्मज्ञानादिनैकार्कमत्संशयतृणानल ।

अज्ञानदाह शीतांशो सत्तासामान्यमीश किम् ॥ १ ॥

રામ પૂછે છે—હે ગુરુમહારાજ! તમે મારું અજ્ઞાન દૂર કરવામાં, સંશયો મટાડવામાં અને સર્વ દુઃખોનો ઉચ્છેદ કરવામાં સમર્થ છો; માટે સત્તાસામાન્યનો અર્થ કહો.[२]

વસિષ્ઠ કહે છે—હે રામ! ચેત્યનો અભાવ કે જે ચિત્સામાન્ય સ્વરૂપ છે, તેની અત્યંત ભાવનાથી ચેત્યના સંસ્કારનો સર્વથા ઉચ્છેદ થાય છે ને તેથી ચિત્ત ક્ષીણ થાય છે. ત્યારે ચિત્ અને અચિત્ બન્નેમાં રહેવાવાળી અને બાકી રહેલી

* આ પંચાવનમા સર્ગમાં 'સત્તાસામાન્યનું લક્ષણ યુક્તિએ કરી ઉદ્દાલકે દેહનો ત્યાગ કર્યો તેનો ક્રમ ને તજેલા દેહે કરી ખિંખિની દેવીએ અલંકારની કલ્પના કરી, એટલી વાત આવશે.

સ્વતઃસિદ્ધ જે સત્તા છે, તે જ સત્તાસામાન્ય કહેવાય છે.[૨] સર્વ વૃત્તિમાં પ્રતિબિંબવાળી ચિત્ સર્વ દૃશ્યનો બાધ થવાથી વૃત્તિ અને તેના વિષયોથી રહિત થઈ બિંબ ચૈતન્યમાં જ્યારે લય પામે છે, ત્યારે આકાશના જેવી સ્વચ્છ એવી જે બિંબની સત્તા તે જ સત્તાસામાન્ય કહેવાય છે.[૩] બાહ્ય અને આંતર જે કાંઈ દૃશ્ય છે, તે સર્વનો બાધ કરી, અખંડ ચૈતન્ય જ્યારે રહે છે, ત્યારે સત્તાસામાન્ય કહેવાય છે.[૪] જ્યારે સર્વ દૃશ્ય, પોતાનાં પારમાર્થિક સ્વરૂપે કરી ચિન્માત્ર થાય છે, ત્યારે સત્તાસામાન્ય કહેવાય છે.[૫] કાચબાના અવયવોની પેઠે સર્વ દૃશ્યો સ્વસ્વરૂપમાં ભાવના વિના સ્વભાવ દૃષ્ટિએ કરી લય પામે, ત્યારે સત્તા સામાન્ય કહેવાય છે.[૬] આ સાતમી ભૂમિકામાં ગયેલાની દૃષ્ટિ, તુર્યાતીત પદ જેવી હોવાથી જીવન્મુક્તને અને વિદેહ મુક્તને તે સંભવે છે.[૭] એ દૃષ્ટિ, પાંચમી તથા છઠ્ઠી ભૂમિવાળાને સમાધિ દશામાં, સાતમી ભૂમિકાવાળાને વ્યુત્થાન દશામાં પણ થઈ શકે છે, કેવલ અજ્ઞાનીને થતી નથી.[૮] પૃથ્વી વિષે પારા આદિ રસો અને આકાશમાં વાયુ જેમ રહે છે તેમ આ લોકના અને પરલોકના ભોગની તૃષ્ણા વગરના જીવન્મુક્ત પુરુષો એ દૃષ્ટિમાં રહે છે.[૯] પૃથ્વીના હું અને બીજા ઋષિઓ, સ્વર્ગના દેવર્ષિઓ અને તે ઉપરના લોકમાં રહેવાવાળા બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર આદિ સર્વે તે દૃષ્ટિમાં રહ્યા છે.[૧૦] ઉદ્દાલક પણ એ દૃષ્ટિ કે જેમાં સર્વ ભયનો નાશ થાય છે, તેમાં રહી પોતાની ઇચ્છા પ્રમાણે જગત્‌માં રહ્યા.[૧૧] કેટલેક કાળે ઉદ્દાલકની 'હું દેહ તજી વિદેહ મુક્ત રહું' એવી અડગ બુદ્ધિ થઇ.[૧૨] એની એ બુદ્ધિથી પર્વતની ગુફામાં પાંદડાંના આસન ઉપર પદ્માસન વાળી એ મુનિ ધ્યાનમાં બેઠા.[૧૩] ગુદ આદિ નવદ્વારોને રોકી, શબ્દ, સ્પર્શ આદિ એક એક વિષયને હૃદયમાં રાખી, પરમાર્થ રૂપ ભાવના કરી, તેમ જ આત્મા અને પરમાત્માની એકતાની ભાવના કરી;[૧૪] પ્રાણને રોકી લીધો, ડોકને સ્થિર રાખી ને જીભનાં મૂળે કરી ગળાનાં છિદ્રને બંધ કર્યો, તેથી તેનું મુખ ઉંચું હોય તેવું જણાતું હતું.[૧૫] તેણે બહાર, અંદર, ઉપર, નીચે, રૂપ આદિ વિષયમાં કે શૂન્યમાં, કોઇમાં પણ મન કે દૃષ્ટિ રાખ્યાં નહતાં, દાંતની સાથે દાંતને મેળવ્યા નહતા.[૧૬] હે રામ! પ્રાણ રોકી લીધેલો હોવાથી તેનું શરીર નિશ્ચલ હતું, મુખ, પ્રસન્ન હતું ને બ્રહ્માનંદનો અનુભવ થવાથી શરીરનાં રુવાં ઉભાં થઇ ગયાં હતાં.[૧૭] અંતઃકરણની વૃત્તિની ઉપાધિવાળી ચિત્ વૃત્તિઓના લયના અભ્યાસથી બિંબરૂપ સામાન્ય ચિદ્રૂપે થઇ; ને કેવલ તે ચિત્‌નાં અનુસંધાનના અભ્યાસથી તે મુનિને હૃદયમાં સર્વોત્તમ આનંદની પ્રાપ્તિ

થઇ.[૧૮] તેનો અનુભવ કરવાથી કીડી ગોળ વિષે જેમ મગ્ન થાય તેમ તે મુનિ તે આનંદમાં જ મગ્ન થયા, ને ચિત્સામાન્યની પ્રાપ્તિના ક્રમનો લય થવાથી સત્તા સામાન્યને પ્રાપ્ત થયા.[૧૯] પરમ વિશ્રાંતિને પામેલા એ મુનિ, સર્વથા વિક્ષેપ રહિત થયા, ને તેથી તેનું મુખ અતિ પ્રસન્ન થયું.[૨] ક્રમે કરી રોમાંચ આદિ આનંદનાં ચિહ્નો શાંત થયાં. જીવતાં છતાં પરમપદની પ્રાપ્તિ થવાથી મનન આદિ સર્વ સંસારનો ભ્રમ ક્ષીણ થયો.[૨૧] શરદ્‌ઋતુની પૂર્ણિમાના ચંદ્ર જેવા પરિપૂર્ણ એવા એ મુનિ, ચિત્રમાં ચીતરેલા જેવા જણાતા હતા.[૨૨] કેટલાક દિવસો ગયા પછી એ મુનિ, હેમંત ઋતુમાં વૃક્ષનો રસ, સૂર્યનાં કિરણોમાં સમાય તેમ પોતાનાં શુદ્ધ પદમાં શાંત થયા એટલે તેના પ્રાણ તેમાં જ સમાઇ ગયા.[૨૩] જેના સર્વ વિકલ્પો, વિકારો અને મલ શાંત થયા છે એવા અને ઉપાધિથી મુક્ત એવા એ મુનિ, સર્વોત્તમ સુખને પ્રાપ્ત થયા. કે જે સુખમાં ઇંદ્રાદિકનાં સુખ, સમુદ્રમાં ઘાસની પેઠે તણાય છે.[૨૪] એ ઉદ્દાલક, બ્રહ્મરૂપે થયા, જે બ્રહ્મ, દેશ, કાલ અને વસ્તુ. એ ત્રણે પરિચ્છેદ રહિત છે. સત્ય છે, આદ્ય છે ને પરમાનંદરૂપ છે.[૨૫] એવી રીતે મુનિ, બ્રહ્મભાવને પ્રાપ્ત થયા ત્યારે તેનું શરીર તે જ સ્થલે બેઠાં બેઠાં સૂર્યનાં કિરણોવડે છ મહિનામાં સુકાઇ ગયું. તેમાં વાયુ ભરાવાથી શબ્દો થતા હતા, તેથી તે, પર્વતની વીણારૂપ થયું.[૨૬] હવે કેટલોક કાળ વીત્યા પછી પાર્વતીજી અને બ્રાહ્મી આદિ બીજી માતાઓ, આકાશમાંથી ઉતરી. કોઇ ભક્તને ફૂલ આપવા માટે તે પર્વતમાં આવી.[૨૭] તેમાંથી બ્રહ્માદિ દેવો જેને વંદન કરે છે, એવી ચામુંડા કે જેનું બીજું નામ ખિંખિની હતું, તેણે સૂકાઇ ગયેલાં ઉદ્દાલકનાં શબને ઝટ લઇ લીધું ને તરવાર તથા ખટ્વાંગના મધ્યભાગમાં મુકુટના અગ્રભાગનો અલંકાર કરીને રાખ્યું.[૨૮] એવી રીતે મલ તથા માંસાદિકથી ભરેલું ઉદ્દાલકનું સ્થૂલ શરીર પણ સાક્ષાત્ ચામુંડા દેવીના મુકુટ મણિરૂપે થયું, ત્યારે ઉદ્દાલકને સર્વોત્કૃષ્ટ પદ પ્રાપ્ત થાય, એમાં શો સંદેહ છે?[૨૯] હે રામ! ઉદ્દાલકમુનિની પેઠે વિદેહમુક્તિ પર્યંત જે પુરુષ, સાધન કરે છે, તે, આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક, એ ત્રણ તાપવાળા સંસારમાં વિહાર કરે, તો પણ શમ, દમ અને સંતોષ આદિ સ્વાભાવિક ગુણોને કદાપિ મૂકતો નથી, ને તેથી તે સર્વોત્કૃષ્ટ એવાં મોક્ષપદને પામે છે.[૩૦]

# સર્ગ ૫૬ મો.*

## ધ્યાન વિચાર.

**श्रीवासिष्ठ उवाच**–क्रमेणानेन विहरन् विचार्यात्मानमात्मना ।
विश्रांतिमेहि वितते पदे पद्मदलेक्षण ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! આગલા અધ્યાયમાં કહ્યા પ્રમાણે વૈરાગ્ય તથા સમાધિના અભ્યાસના ક્રમે કરી વિહાર કરો ને મનમાં આત્માનો વિચાર કરી મોક્ષપદમાં વિશ્રાંતિ પામો.[1] વેદાંત શાસ્ત્રનાં શ્રવણે કરી, અર્થ તત્ત્વની પરીક્ષાએ કરી, ગુરુનાં વચનમાં વિશ્વાસ રાખી, પોતાનાં અંતઃકરણની શુદ્ધિ થવાથી સર્વ દૃશ્યનો બાધ કરી, પરમપદમાં વિશ્રાંતિ થાય ત્યાંસુધી વિચાર અવશ્ય કરવો.[2] વૈરાગ્ય, અભ્યાસ, શાસ્ત્ર શ્રવણ, અર્થ વિચાર, પ્રજ્ઞા અને ગુરુ સેવા, એ સર્વ સાધનોએ કરી, અથવા એક પ્રજ્ઞાએ કરીને જ પરમ પદ પ્રાપ્ત થાય છે.[3] જ્ઞાનમાં તીક્ષ્ણ અને શુદ્ધ એવી જે બુદ્ધિ, તે પ્રજ્ઞા કહેવાય છે. અન્ય સાધન વિના કેવલ પ્રજ્ઞા જ પરમપદને પહોંચાડે છે.[4]

રામ પૂછે છે–હે ગુરુ મહારાજ! કોઇ જ્ઞાની, વ્યવહારમાં રહીને પણ સમાધિવાળાની પેઠે વિશ્રાંતિ પામે છે, કોઇ જ્ઞાની એકાંતમાં સદા સમાધિમાં રહે છે, એ બેમાંથી કયો શ્રેષ્ઠ છે? તે મને કહો.[૫–૬]

વસિષ્ઠ કહે છે–'આ દૃશ્ય જગત્ અનાત્મા છે, એમ જાણી મનમાં પૂર્ણ કામના કે જે જ્ઞાનનિષ્ઠાનું ફલ છે, અને જેથી વિક્ષેપનો પ્રસંગ રહેતો નથી, તે જ સમાધિ કહેવાય છે.[7] મને દૃશ્યની સાથે સંબંધ નથી, એવા નિશ્ચયથી અંદર શીતલ એવો કોઇ જ્ઞાની, વ્યવહારમાં રહે છે ને કોઇ જ્ઞાની, સમાધિમાં રહે છે.[8] મનમાં શીતલ હોવાથી એ બન્ને સુખી છે. મનમાં શીતલતા થવી એ, અનંત તપનું ફલ છે.[9] સમાધિમાં રહેલાનું મન, ચંચલ હોય તો તેની સમાધિ ઉન્મત્તનાં નૃત્ય જેવી જાણવી.[10] ઉન્મત્તની પેઠે નૃત્ય કરનારનાં મનની વાસના ક્ષીણ થઇ હોય, તો તેનું તે નૃત્ય ઉન્મત્તની સમાધિ જેવું જાણવું.[11] જે જ્ઞાની, વ્યવહારી હોય ને જે

* આ છપ્પનમા સર્ગમાં, જેનાં માયાતિમિર મટી ગયાં છે, જે જ્ઞાનેકરી જાગ્રત થયો છે, જેની વાસના દૂર થઇ છે, એવો પુરુષ, વ્યવહારમાં હોય તોપણ સમાધિમાં રહેલો કહેવાય છે, એટલી વાત આવશે.

જ્ઞાની વનમાં જઇ રહ્યો હોય, તે બન્ને સમાન છે, ને પરમપદને પ્રાપ્ત થયેલા છે.[૧૨] જેમ બીજામાં આસક્ત મનવાળો પુરુષ, સ્ત્રી આદિની કથા સાંભળતાં છતાં નથી સાંભળતો, તેમ વાસના વગરનું મન કરે છે તોપણ અકર્તા છે.[૧૩] સ્વપ્નાવસ્થામાં અવયવો નિશ્ચલ હોવાથી મન કાંઈ કરતું નથી; તોપણ વાસનાવાળું હોવાથી સ્વપ્ન ક્રિયાનું કર્તા કહેવાય છે.[૧૪] હે રામ! ચિત્તનું જે અકર્તાપણું તે જ ઉત્તમ સમાધિ, કૈવલ્ય, અને પરમ સુખવાળી વિશ્રાંતિ કહેવાય છે.[૧૫] ચિત્ત, ચલપણાએ કરીને તથા અચલપણાએ કરીને સમાધિનું અને અસમાધિનું પરમ કારણ છે. તે માટે મનને વાસના વગરનું કરો.[૧૬] વાસના વગરનું મન સ્થિર થાય છે. તે જ મન, ધ્યાન, કૈવલ્ય અને શાંતિ કહેવાય છે.[૧૭] ચોથી ભૂમિકાથી આરંભી ક્ષીણ થતી વાસનાવાળું મન, મોક્ષ માટે ઉદ્યમવાળું જાણવું ને ક્ષીણ વાસનાવાળું મન અકર્તા છે. તેવાં મનથી મોક્ષપદે પહોંચાય છે.[૧૮] ધાટી વાસનાવાળું મન, કર્તા કહેવાય છે, તે જ સર્વ દુઃખનું કારણ છે, માટે વાસનાનો નાશ કરવો.[૧૯] જેથી દૃશ્ય જગતમાં અહંતા મમતા ઓછી થાય છે. શોક, ભય તથા એષણાની શાંતિ થાય છે ને મન સ્થિર થાય છે, તે જ સમાધિ કહેવાય છે.[૨૦] સર્વ પદાર્થોમાં અહંતા મમતારૂપ અધ્યાસને તજી દઇ ગમે તો પર્વતમાં જઈ સમાધિ ચડાવો, ને ગમે તો ઘરમાં રહી વ્યવહાર કરો.[૨૧] જેનું મન સ્થિર થયું હોય, ને જેનો અહંકાર શાંત થયો હોય, તેવા ગૃહસ્થાશ્રમીને ઘર, નિર્જન વન જેવું જ છે.[૨૨] સ્થિર મનવાળા અને નિત્ય અપરોક્ષ એવા પ્રત્યગાત્મા વિષે રહેવાવાળા પુરુષોને વન અને ઘર બન્ને સમાન છે.[૨૩] હે રામ! જેનું મન શાંત થયું હોય એવા પુરુષને મનુષ્યથી ભરપૂર એવાં નગરો પણ શૂન્ય વન જેવાં છે.[૨૪] જેનું મન શાંત ન થયું હોય તેવા પુરુષને શૂન્ય વન પણ લોકથી ભરપૂર એવાં નગર જેવું છે.[૨૫] હે રામ! રાગાદિકે કરી વિક્ષેપવાળું ચિત્ત, સુષુપ્તિ કે જે લય પામેલા નાના પ્રકારના વિષય ભ્રમને જગાડવાનું કારણ છે, તેને પ્રાપ્ત થાય છે, ને વિક્ષેપ વગરનું મન, મોક્ષને પ્રાપ્ત થાય છે. માટે તમારી ઇચ્છામાં આવે તેવું મન કરો.[૨૬] તત્ત્વવેત્તા તો વ્યવહારમાં હોય કે વ્યવહારથી બહાર હોય, તોપણ તેને વિક્ષેપનો પ્રસંગ નથી. કારણ કે તત્ત્વવેત્તા, સમાધિ અવસ્થામાં આત્માને સર્વ પદાર્થથી જુદો જુવે છે, ને વ્યવહાર દશામાં સર્વ પદાર્થરૂપે જુવે છે, એટલે એક શરીર આદિ પદાર્થ અહંકારનો અભાવ હોવાથી તેને રાગદ્વેષ હોતા નથી.[૨૭] જેના મનના રાગદ્વેષ ક્ષીણ થયા હોય છે, ને જેને સર્વે પદાર્થો સમાન છે, તે સમાધિવાળો કહેવાય

છે,[૨૮] એ પુરુષનું મન, સ્વપ્નની પેઠે જાગ્રત્‌માં પણ આ જગતને સદ્રૂપ જાણે છે તેથી તેને સર્વ પદાર્થો સમાન છે.[૨૯] જેમ બજારમાં વેપારી ઘણા હોય છે, તો પણ ઉપકારી ન હોવાથી ઉદાસીનને અસત્ જેવા છે; તેમ જ્ઞાનીને ગામ, સંબંધના અભાવથી વન જેવા છે.[૩૦] અંતર્મુખ વૃત્તિવાળો પુરુષ, સૂતો હોય જાગતો હોય કે ચાલતો હોય, તો પણ ગામને, શહેરને અને દેશને વન જેવાં જાણે છે.[૩૧] આ જગત, પ્રાણીઓથી તથા પંચમહાભૂતથી ભરેલું છે; તો પણ અંતર્મુખવાળાને કોઈ પ્રકારે ઉપયોગી ન હોવાથી આકાશ જેવું શૂન્ય છે.[૩૨] મનમાં શીતલતા પ્રાપ્ત થાય તો જીવે ત્યાંસુધી જગત્ શીતલ જ છે.[૩૩] મનમાં તૃષ્ણાનો તાપ લાગ્યો હોય, તો આ જગત્ અગ્નિમય થાય છે, કેમકે મન, અંદર શીતલ હોય તો બહાર જગત્ શીતલ થાય છે, ને અંદર તપતું હોય તો બહાર જગત્ તપેલું અનુભવમાં આવે છે.[૩૪] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ, એ સર્વ, અંતઃ-કરણના ભાગ બહાર રહ્યા હોય, તેમ જોવામાં આવે છે.[૩૫] વડના બીજમાંથી વડ પ્રગટ થાય તેમ મનમાં જે હોય તે બહાર પ્રકટ થાય છે.[૩૬] હે રામ! બહાર કે અંદર કાંઈ પણ નથી. જે વસ્તુ, વાસના બલથી જેવી રીતે સ્ફુરે છે, તે પદાર્થ રૂપે પરમાર્થ તત્ત્વ ઉત્પન્ન થાય છે.[૩૭] જેમ ડાબલાની અંદર રહેલો કપૂર, બહાર ગંધરૂપે ભાસે છે ને વિકાશ પામે છે, તેમ અંદર રહેલું આત્મતત્ત્વ, બહાર જગત્‌રૂપે ભાસે છે ને વિકાશ પામે છે.[૩૮] આત્મા જ જગદ્રૂપ સ્ફુરે છે. એ આત્મા, અહંકારાદિ આંતરરૂપે નથી તેમ બહાર સ્થૂલરૂપે નથી, પરંતુ અંદરના અને બહારના બન્ને પદાર્થમાં અનુસ્યૂત સન્માત્ર સ્વરૂપે છે, [૩૯] એટલા માટે આ આત્મા પોતાનાં ચિત્તને જ પૂર્વ પૂર્વ વાસનાને અનુસારે બહિર્મુખ એવાં ચક્ષુરાદિક કરી બાહ્ય જગતને આકારે જુવે છે; ને જાગ્રતની વાસના આદિ કે જે આંતર્ છે, તેણે કરી હૃદય વિષે સ્વપ્ન તથા મનોરાજ્યને જુવે છે.[૪૦] આંતર્ અને બાહ્ય, એ બન્ને પ્રકારનું જગત, સદ્રૂપ આત્માથી જુદું કરવાથી અસત્ છે. હવે જો જુદું ન પાડીએ, તો જગતની સત્તાએ કરી બાહ્ય તથા આભ્યન્તર ભેદ વિદ્યમાન હોવાને લીધે અહંતા મમતાના અધ્યાસે કરી, તે તે પદાર્થનો નાશ થવાથી, જગત્ વિનાશી થાય.[૪૧] વિક્ષેપવાળા પુરુષને, સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વતો, નદીઓ અને દિશાઓ, એ સર્વે પદાર્થો, ત્રણ તાપવાળા હોવાથી સદા પ્રલયના સમય જેવા થાય છે.[૪૨] ચરાચર જગતને સન્માત્ર જોવાથી તો કર્મેન્દ્રિયોવડે વ્યવહાર કરે તોપણ તેમાં અભિમાન ન હોવાથી હર્ષ તથા શોક આદિ વિક્ષેપના લેશનો પણ પ્રસંગ

નથી; તેથી તે સમાધિમાં રહેલો કહેવાય છે.[૪૩] શાંત બુદ્ધિવાળો જે પુરુષ, આત્મા, સર્વમાં રહ્યો છે; એમ જાણે છે, ને તેથી હર્ષ, શોક કરતો નથી, તે, સમાહિત (સમાધિમાં રહેલો) કહેવાય છે.[૪૪] જે પુરુષ, જગતની સ્થિતિને, ઉત્પત્તિ નાશવાળી જાણે છે, ને તેથી અહંતા મમતાને હસે છે, તે સમાહિત કહેવાય છે.[૪૫] અહંતા અને જગત્ બન્ને, ૧ પ્રત્યગાત્મા વિષે છે? કે ૨ પરબ્રહ્મ વિષે છે? એવા બે વિકલ્પ થાય છે, તેમાં પહેલો વિકલ્પ સંભવતો નથી. કેમકે પ્રત્યગાત્મા, દૃશી (જ્ઞાન) સ્વરૂપ છે, તેને વિષે દૃશ્યની આશ્રયતાનો યોગ નથી. તેમ બીજો વિકલ્પ પણ સંભવતો નથી. કારણ કે પરબ્રહ્મ અસંગ, અદ્વિતીય, કૂટસ્થ સ્વરૂપ છે, માટે સમાન છે, તેને વિષે અહંતા તથા જગતનાં જન્મ આદિ વિષમતા ઘટતી નથી. માટે અહંતા અને જગત, જલના તરંગમાં તડકાથી જોવામાં આવતી, દ્રવેલાં રૂપાં જેવી કાંતિની પેઠે નિરાશ્રય છે, એટલા માટે જ્ઞાની તેને હસે છે.[૪૬] જેનો પ્રત્યગાત્મા, અહંતા વગરનો છે, જેને દૃશ્ય જગતનો વિભાગ નથી, મન નથી અને મને કલ્પેલાં ચેતન અચેતન પણ નથી, તે એક જ સર્વનો આત્મા છે, તેથી અન્ય કોઇ ચેતન નથી.[૪૭] એવો તત્ત્વવેત્તા, આકાશ જેવો સ્વચ્છ છે. શાસ્ત્રને તથા શિષ્ટાચારને વિરોધ ન આવે એવી રીતે બાહ્ય ક્રિયા બરાબર કરે, તો પણ તેને હર્ષ, શોક આદિ કોઇ પણ વિકાર થતા નથી, કેમકે તે લાકડાં જેવો અડગ હોય છે, ને શાંત હોય છે.[૪૮] જે પુરુષ, સ્વભાવથી જ સર્વ પ્રાણીઓને પોતા જેવાં જુવે છે ને પરાયાં દ્રવ્યને માટીનાં ઢેફાં જેવું જુવે છે, તે જ જુવે છે.[૪૯] અજ્ઞાનીને હિરણ્યગર્ભ પર્યંતનો વૈભવ તથા કનક, કામિની આદિ કોઇ પણ વિષય મિથ્યા જોવામાં આવતો નથી. તેમ જ સર્વનું અધિષ્ઠાન સદ્ વસ્તુ, અનુભવમાં આવતી નથી, સર્વ અજ્ઞાનીને સન્માત્રરૂપે જોવામાં આવતું નથી, ને જ્ઞાનીને સર્વ સન્માત્રરૂપે જોવામાં આવે છે, તેથી સમદર્શી છે.[૫૦] જેના મનમાં સમદર્શીપણું રૂઢ થયું છે, તે પુરુષ, નિષ્કિંચન અવસ્થામાં ઐશ્વર્યાવસ્થામાં, અન્ય કોઇ પણ અવસ્થામાં, હર્ષ, શોક આદિ વિકારને પ્રાપ્ત થતો નથી.[૫૧] ઉત્તમ ભોગવાળા પોતાના ઘરમા વસે, વા સર્વ ભોગરહિત એવાં નિર્જન વનમાં વસે; કામાવેશમાં આવી મદ્યપાન કરી નૃત્ય કરે, વા સર્વ સંગને તજી નિર્વિકાર થઇ, પર્વતવિષે જાય; શરીરમાં કપૂરવાળાં અગરચંદન ચર્ચે વા ભભકતા અગ્નિમાં પડે મોટું પાપ કરે, વા મોટું પુણ્ય કરે; આજ જ મરણ પામે, અથવા કલ્પ પછી મરણ પામે; તોપણ સમદર્શીને કાંઇ નથી. તે, કાંઈ કરતો નથી. કાદવમાં પડેલાં સોનાંની પેઠે તેને

કોઇ જાતનું કલંક નથી. મરણુ તથા દુઃખ આદિ સર્વ ધર્મો, દેહ અને મન આદિના છે પણુ આત્માના નથી.[૫૨-૫૩-૫૪-૫૫-૫૬] વાસનારૂપ એવાં ઇંદ્રિયોનાં જ્ઞાને કરી, દેહે કરી અને શબ્દાદિ વિષયોએ કરી આત્માને કલંક લાગે છે એટલે એ કલંક અજ્ઞાનીને વિષે છે.[૫૭] એ કલંકની શાંતિનો ઉપાય ચિત્તનો બાધ છે. ચિત્તનો બાધ થવાથી સર્વ કલંક શાંત થાય છે.[૫૮] હે રામ! અહંતાના અધ્યાસથી સર્વ અનર્થનું કારણુ એવી વાસના ઉત્પન્ન થાય છે, ને તેથી પુરુષને સુખ તથા દુઃખ થાય છે.[૫૯] જેમ રજ્જુમાં ભાસેલા સર્પની શાંતિ, ભ્રમની શાંતિ થવાથી થાય છે; તેમ સંસારનાં દુઃખની શાંતિ અહંતાની નિવૃત્તિ થવાથી થાય છે, ને તેથી મનમાં સમતા પ્રાપ્ત થાય છે.[૬૦] જ્ઞાની, જે કાંઇ કાર્ય કરે, ભોજન કરે, દાન દીએ, અથવા હોમ કરે, તેમાં તેને કાંઇ નથી. પાપનું ફલ જેમ નથી, તેમ પુણ્યનું ફલ પણુ જ્ઞાનીને નથી એટલે તેને કાંઇ પણુ કર્તવ્ય નથી.[૬૧] જ્ઞાનીને કર્મ કરવાથી કાંઇ ફલ નથી, ને ન કરવાથી હાનિ નથી, એ તો યથાર્થ જ્ઞાન થવાથી આત્મા વિષે જ રહે છે.[૬૨] તત્ત્વવેત્તાને પાષાણુમાંથી મંજરી જેમ ઉત્પન્ન થતી નથી, તેમ ઇચ્છા જ ઉત્પન્ન થતી નથી. કદાચિત્ વાસનાએ કરી ઉત્પન્ન થાય, તો પણુ પરમાર્થ દૃષ્ટિએ કરી જલ વિષે તરંગની પેઠે પોતા રૂપ જ છે.[૬૩] બ્રહ્મમાં લેશ માત્ર પણુ ભેદ નથી. તેથી તત્ત્વજ્ઞ, સર્વ જગદ્રૂપે છે, ને સર્વ જગત, તત્ત્વજ્ઞરૂપે છે. કારણુ કે તત્ત્વવિત્, પરમ પવિત્ર એવા પરમાત્મારૂપ છે એટલે સર્વ બંધ રહિત નિત્યમુક્ત છે.[૬૪]



# સર્ગ ૫૭ મો.*

## ભેદ નિરાસ.

**श्रीवसिष्ठ उवाच—यदात्ममरिचस्यांतश्चित्त्वात्तीक्ष्णत्ववेदनम् ।**

**तदहंतादि भेदादि देशकालादि चेत्यतः ॥ १ ॥**

વસિષ્ઠ કહે છે—હે રામ! એવી રીતે જગત, પરમાર્થતઃ ચિત્થી જુદું નથી એટલે વ્યવહારમાં પણુ જે જગત્ ભેદ છે, તે, ચિત્સ્વભાવ જ છે. બ્રહ્મનાં અજ્ઞા-

* આ સતાવનમા સર્ગમાં—સ્વભાવનાં અજ્ઞાનવાળી ચિત્ દૃક્પણાંથી જે દૃશ્યભાવને ધારણુ કરે છે, તે ચિત્ જ છે. ચિત્થી અન્ય કાંઇ નથી; એવું વર્ણન આવશે.

નથી જ અહંતા ત્વંતારૂપ, ઘટપટાદિ ભેદરૂપ તથા તેના આધાર દેશકાલાદિરૂપ જગત્ ભાસે છે. સ્વાભાવિક તીક્ષ્ણતાવાળાં મરી, આત્મા જ છે. તેનાં ચિત્પણાંથી તીક્ષ્ણતાની પ્રથારૂપ જ્ઞાન થાય છે.[૧] લવણ ચિદ્રૂપ હોવાથી તેમાં જે ખારાપણાંનું જ્ઞાન છે. તે જ અહંતા ત્વંતાદિ રૂપ, ઘટપટાદિ ભેદરૂપ તથા દેશકાલાદિરૂપ જગત્ છે.[૨] આત્મા, શેરડી રૂપે છે. તેનાં ચિત્પણાથી તેમાં જે મધુરતાનું જ્ઞાન છે, તે જ તે તે આકારવાળાં જગદ્રૂપે પ્રકટ થયું છે.[૩] પાષાણરૂપે પણ આત્મા ભાસે છે. તેનાં ચિત્પણાંથી કઠિનતાનું સ્વાભાવિક જે જ્ઞાન છે, તે જ અહંતા, ત્વંતા, ભેદ તથા દેશકાલ આદિ જગદ્રૂપે થયું છે.[૪] પર્વતરૂપે પણ આત્મા છે. તેનાં ચિત્પણાંથી ગૌરવનું જે સ્વાભાવિક જ્ઞાન છે, તે જ અહંતાદિ જગતરૂપે રહ્યું છે.[૫] જલ રૂપે આત્મા છે. તેનાં ચિત્પણાંથી સ્વાભાવિક દ્રવતાનું જે જ્ઞાન છે, તે જ જગદ્ભાવને પ્રાપ્ત થયું છે.[૬] વૃક્ષરૂપે આત્મા છે. તેનાં ચિત્પણાંથી સ્વાભાવિક શાખા-આદિનું છે જ્ઞાન છે, તે, અહંતાદિ જગદ્રૂપે સ્ફુરે છે.[૭] આત્મા, આકાશરૂપે થાય છે, તેનાં ચિત્પણાંથી સ્વાભાવિક શૂન્યતાનું જે જ્ઞાન છે, તે, અહંતાદિ ભેદવાળું જગત્, પ્રતીત થાય છે.[૮] આત્મા, આકાશરૂપે થાય છે. તેનાં ચિત્પણાંથી સ્વાભાવિક અવકાશનું જે જ્ઞાન છે, તે, અહંતા અને શરીર આદિ જગદ્રૂપે ભાસે છે.[૯] ભીંતરૂપે પણ આત્મા છે. તેનાં ચિત્પણાંથી સ્વાભાવિક ઘાટાપણાનું જે જ્ઞાન છે, તે જ, અહંતાદિ ભેદવાળું જગત્, બહાર જોવામાં આવે છે.[૧૦] સત્તારૂપ આત્મા છે. તેનાં ચિત્પણાંથી સ્વાભાવિક સત્તાનું જે જ્ઞાન છે, તે, અહંતા તથા ચિદાભાસ આદિ ભેદવાળાં જગદ્રૂપે રહ્યું છે.[૧૧] અંદર સ્વાભાવિક આત્મપ્રકાશનું જે જ્ઞાન છે, તે જ વૃત્તિના ભેદથી ભેદવાળા ચિદાભાસરૂપે છે. તેને વિષે રહેલાં સામાન્યને જે કલ્પે છે, તે જીવ કહેવાય છે.[૧૨] ચિદ્રૂપે આત્મા છે. તેમાં સ્વાભાવિક રહેલાં અમૃતનું જે જ્ઞાન છે, તે જ અહંતાદિ જગદ્રૂપે પ્રકટ થયું છે.[૧૩] ગોળરૂપે આત્મા છે. તેમાં જે મધુરતા છે, તે આત્મારૂપ છે. તેનો અનુભવ, આત્મા વિષે આત્મા પોતે જ કરે છે.[૧૪] પરમાત્મા મણિનું ચિત્પણાંથી જે અંદર સ્ફુરણ છે, તે, ચેતના-રૂપ સ્વરૂપમાં 'હું' એમ જાણે છે.[૧૫] માયિક જગતને આકારે થયેલો અનુભવ, સ્વપ્રકાશ આત્માના અનુભવ માત્ર છે; એમ સિદ્ધ કરવા માટે 'જુવે છે' 'સ્વાદ લે છે,' એમ કહ્યું છે, પણ ભેદ સાધવા માટે કહ્યું નથી. એટલે વેદ્યનો અસંભવ હોવાથી કોઇ જાણતું નથી અને સ્વાદ્ય (સ્વાદ લેવા યોગ્ય)નો અસંભવ હોવાથી કોઇ સ્વાદ લેતું નથી.[૧૬] ચેત્યનો અસંભવ હોવાથી અન્ય ચૈતન્યરૂપે કોઇ વિકાર

પામતું નથી ને પ્રાપ્ત થવા યોગ્યનો અસંભવ છે, તેથી કોઇ પ્રાપ્ત થતું નથી.[૧૭] આત્મા, અસત્ જગતને આકારે ભાસે છે, પણ તે, અનંત, પરિપૂર્ણ પર્વતની પેઠે સદા એક ઘન છે, ને સ્વસ્વરૂપમાં રહ્યો છે.[૧૮] છતાં પણ 'મરી' આદિરૂપે આત્મા થયો છે એમ જે મેં કહ્યું, તે 'અહંતા આદિ જગત્, આત્માથી જુદું નથી, એવા અભિપ્રાયથી કહ્યું છે.[૧૯] હે રામ! ચિત્ત નથી, ચેતા નથી, ને જગત્ આદિ ભ્રમ પણ નથી. અધિષ્ઠાન સન્માત્રરૂપે કરી અવશિષ્ટ જગત્ જ્ઞાને કરી બાધિત હોવાથી વર્ષી રહેલા મેઘની પેઠે શુદ્ધ અને શાંત થઇ રહે છે.[૨૦] જેમ જળ, દ્રવરૂપ હોવાથી જળમાં જ આવર્ત (ભ્રમરી) આદિ ભાવને પ્રાપ્ત થાય છે, તેમ માયાની ઉપાધિવાળો ઇશ્વર, સ્વસ્વરૂપમાં જીવ જગદ્‌ભાવને પ્રાપ્ત થાય છે.[૨૧] જેમ જળમાં દ્રવપણું છે, જેમ વાયુ વિષે સ્પંદ છે, તેમ પરમાર્થતઃ જ્ઞાન સ્વરૂપ એવા ઇશ્વર વિષે અહંતા, દેશ, કાલ આદિ જગત્ છે.[૨૨] જો કે જીવ અને જગત્ જ્ઞપ્તિથી જુદાં નથી, તો પણ જીવ તથા ઇશ્વરનો વિશેષ છે. કારણ કે ઇશ્વર આવરણ તથા પરિચ્છેદ રહિત એવી સ્વાભાવિક જ્ઞાન શક્તિએ કરી પોતાનાં પરમાનંદ સ્વરૂપને સદા જાણે છે. તે જીવ, પોતાની જ્ઞાનશકિત ઢંકાઇ ગયેલી હોવાથી પોતાનાં સ્વરૂપને યથાર્થ જાણતો નથી.[૨૩] એટલા જ માટે જીવ, ભ્રાંતિથી જે જે વાસનાએ કરી જે જે વિષયભોગની ઇચ્છા કરે છે, ઇશ્વર, તે તે વાસનાને અનુસારે વિવર્તપણાંએ કરી તે તે વિષયરૂપે થાય છે.[૨૪] એ પ્રમાણે જીવનો અને ઇશ્વરનો ભેદ છે. હવે જીવ, વેદાંત શાસ્ત્રને અનુસારે સદ્‌ગુરુના ઉપદેશથી 'ભોગ્ય જગત્' પરમાર્થતઃ અધિષ્ઠાન સન્માત્રરૂપ સ્ફુરે છે ને તેમ જાણવું એ જ સાર છે. વળી સર્વ જીવોનું જીવન, પરમાત્માધીન છે. માટે જીવને પરમાત્મરૂપે થવું એ સાર છે. એમ જ્યારે જાણે છે, ત્યારે જીવ અને જગત્ બન્નેનું અધિષ્ઠાન ચિદ્રૂપ, અવશેષ રહે છે. તેથી જીવ અને ઇશ્વરનો લેશ માત્ર પણ ભેદ નથી.[૨૫] હે રામ! અજ્ઞાને કરી જીવનો તથા ઇશ્વરનો ભેદ ભાસે છે, તે અજ્ઞાનનો નાશ થવાથી જેમ જીવ ઇશ્વરના ભેદની નિવૃત્તિ થાય છે, તેમ ઇશ્વરના અને પરમાત્માના ભેદની પણ નિવૃત્તિ થાય છે. તેથી અખંડ પૂર્ણાનંદ એકરસ ચિન્માત્ર જ છે, એમ સિદ્ધ થાય છે.[૨૬] હે રામ! એવી રીતે આ જગત્ પૂર્ણ પ્રકાશ સ્વરૂપ, આનંદૈકરસ અને વિષયોએ કરી રહિત એવા અદ્વિતીય બ્રહ્મરૂપે છે. 'સર્વ જગત્, બ્રહ્મરૂપે છે' એ પ્રકારની શબ્દમય એટલે પદનાં વાચ્ય અર્થને બોધ કરવાવાળી આરોપિત અભેદ દૃષ્ટિ, સાક્ષાત્ પ્રયોજન વગરની હોવાથી

મિથ્યા છે. એ દૃષ્ટિ તો ભાગત્યાગ લક્ષણાદ્વારા લક્ષ્યાર્થ અખંડ અદ્વિતીય બોધ માટે છે. તે અખંડ અદ્વિતીય અર્થરૂપ ઓંકાર છે. એટલે અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રા, એ ઓંકારના ચાર અવયવ; વિરાટ્, હિરણ્યગર્ભ, અવ્યાકૃત અને તુરીય સ્વરૂપ ક્રમે કરીને છે. તેના અકારરૂપ વિરાટ્નો ઉકારરૂપ હિરણ્યગર્ભમાં લય, તેનો મકારરૂપ અવ્યાકૃતમાં લય, ને તેનો અર્ધમાત્રારૂપ તુરીયમાં લય કરવો, એવી રીતે પૂર્વ પૂર્વનો ઉત્તર ઉત્તરમાં લય કરવાથી શુદ્ધ અદ્વિતીય બ્રહ્મનો બોધ, લક્ષણાવૃત્તિએ કરીને થાય છે.[૨૭]



# સર્ગ ૫૮ મો.*

## સુરઘુનું આખ્યાન-તેમાં માંડવ્ય ઋષિએ કરેલો ઉપદેશ.

**श्रीवसिष्ठ उवाच**—अत्रैवोदाहरंतीममितिहासं पुरातनम् ।
किराते शस्य सुरघोर्वृत्तांतं विस्मयापहम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે-હે રામ! 'શબ્દમય દૃષ્ટિ, બોધ માટે છે,' એમ જે કહ્યું તે વિષયમાં ભિલ્લના રાજા સુરઘુનો પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે, જે અતિ વિસ્મયજનક છે.[૧] જાણે ઉત્તર દિશાનો સાર હોય, કપૂરનો ઢગલો હોય, શંકરનું હસવું હોય અથવા ચંદ્ર પ્રકાશ હોય તેમ હિમાલયનું શિખર છે. તેનું નામ કૈલાસ છે. પર્વતના હાથીઓનાં પડેલાં મોતીઓનો ઢગલો હોય તેમ એ પર્વત જણાય છે.[૨-૩] ક્ષીર સમુદ્ર વિષ્ણુનું જેમ, સ્વર્ગ ઇંદ્રનું જેમ, નાભિકમલ બ્રહ્માનું જેમ, તેમ એ પર્વત, શંકરનું સ્થાન છે.[૪] એ પર્વત, રુદ્રાક્ષનાં વૃક્ષો વિષે હીંચકતી અપ્સરાઓવડે, રત્નની શોભાવાળી લહરીઓ વડે સાગર જેમ, તેમ શોભે છે.[૫] એ પર્વતમાં શંકરના ગણોની મદોન્મત્ત સ્ત્રીઓનાં ચરણોવડે હણાએલા વિલાસી પુરુષો અશોક (શોક વગરના) થઇ, અશોક વૃક્ષ જેવા શોભે છે.[૬] શંકર, જે દિશાઓમાં વિચરે છે તે દિશાઓમાં ચંદ્રકાંત મણિના ઝરા ચાલે છે. ને બીજી દિશામાં બંધ થાય છે.[૭] તેમાં વૃક્ષ, લતા, ગુચ્છ, વાવ, ધો, નદ, નદીઓ, મૃગલાંઓ

* આ અઠ્ઠાવનમા સર્ગમાં 'ભિલ્લના રાજા સુરઘુને થયેલો નિર્વેદ તથા તેને સર્વ ત્યાગ આદિના ઉપાયથી માંડવ્ય ઋષિએ ઉપદેશ કર્યો,' એટલી વાત આવશે.

અને અન્ય પ્રાણીઓ હોવાથી એ પર્વત, બ્રહ્માંડ જેવો જણાય છે.[૮] વડનાં મૂલમાં કીડીઓ જેમ, તેમ એ પર્વતના મૂલમાં આસપાસના પર્વતોના રુદ્રાક્ષના ઝુંડોમાં ઘૂવડની પેઠે ભિલ્લો રહેતા હતા, ને ફૂલ પુષ્પ આદિથી પોતાની આજીવિકા ચલાવતા હતા.[૯-૧૦] તેઓનો સુરઘુ નામનો રાજા હતો. તે ઉદાર મનવાળો, શત્રુને જિતવાવાળો, બળવાન્, દૈત્યોના દર્પને હણવાવાળો અને પરાક્રમમાં સૂર્ય જેવો હતો. તે જાણે જય લક્ષ્મીનો ભુજ હોય તેમ જણાતો હતો. પ્રજાપાલનમાં ચતુર હતો.[૧૧-૧૨] રાજ્ય વૈભવે કરી તથા ધને કરી તે, કુબેર કરતાં વિશેષ હતો. બોધમાં ગુરુ જેવો તથા રસ અલંકારવાળા પ્રબંધ રચવામાં શુક્ર સમાન હતો.[૧૩] 'અપરાધીને દંડ આપવો, શુભ કામ કરનાર ઉપર અનુગ્રહ કરવો,' ઈત્યાદિ જે જે રાજકાર્ય પ્રાપ્ત થાય, તે કાર્ય, સાવધાન થઇ કરતો હતો.[૧૪] અપરાધીઓને દંડ આપવાથી તેનાં મનમાં મોટી ચિંતા થઇ કે, ઘાણીમાં તિલને જેમ, તેમ હું પ્રજાને શા માટે પીડું છું? મને જેમ પીડા થાય તેમ બીજાં પ્રાણીને પણ પીડા થાય.[૧૫-૧૬] ધન મળવાથી મારી પેઠે સર્વ જનને આનંદ ઉપજે. માટે હું દુ:ખીઆને ધન આપીશ, પરંતુ દંડ નહી આપું.[૧૭] અથવા અપરાધીને દંડ દઇશ. દંડ દીધા વિના પ્રજા, પોતપોતાની મર્યાદામાં રહેશે નહીં.[૧૮] હા! કષ્ટની વાત છે. એકનો નિગ્રહ કરવો, એકની ઉપર અનુગ્રહ કરવો. આજ સુખી છું એ ઠીક છે. આજ દુ:ખી છું, એ કષ્ટ છે. એવી રીતે નિદ્રામાં પીપાસાવાળાં મનની પેઠે એ રાજાનું મન, દોલાયમાન હોવાથી એક સ્થળ વિશ્રામ પામતું ન હતું.[૧૯-૨૦] સર્વ દિશાઓમાં ફરી નારદજી ઈંદ્રને ઘેર જેમ, તેમ એ કિરાતરાજ્યમાં માંડવ્યમુનિ આવ્યા.[૨૧] તેનો પૂજા કરી યોગ્ય સત્કાર કર્યો. પછી તેને રાજા પૂછવા લાગ્યો.[૨૨]

સુરઘુ પૂછે છે—હે મુને! વિષ્ણુ ભગવાનના આવવાથી જેમ, તેમ તમારા આવવાથી હું પરમ સુખ પામ્યો છું.[૨૩] તમે પધાર્યા તેથી આજ હું મોટો ભાગ્યશાલી થયો છું.[૨૪] આપે વિશ્રામ લીધો ને વળી પરમપદમાં વિશ્રાંતિ પામ્યા છો. માટે મારો સંશય ટાળો.[૨૫] સંદેહ, એ મહા પીડા છે. તે આપ જેવા મહા પુરુષો, ન ટાળે તો બીજો કોણ ટાળે!![૨૬] હું પ્રજાને નિગ્રહ અનુગ્રહ કરું છે. તેની ચિંતા, સિંહના નખો, હાથીને જેમ તેમ મને ભારે પીડે છે.[૨૭] તે માટે સૂર્યનાં કિરણોની પેઠે સદા સમતા જ રહે, કદાપિ વિષમ દૃષ્ટિ થાય નહીં, તેવી કૃપા કરો.[૨૮]

માંડવ્ય કહે છે–હે રાજન્! વૈરાગ્ય તથા ત્યાગ આદિના પ્રયત્ને કરી અને શ્રવણ મનનાદિ ઉપાય, કે જે આત્મબોધનાં કારણ છે, તેણે કરી હર્ષ શોક આદિ, મનના વિકારો, હિમની પેઠે લય પામે છે.[૨૯] શરદ્ઋતુ આવવાથી હિમ જેમ, તેમ પોતાના વિચારે કરી મનનો જ્વર, ઝટ શાંત થાય છે.[૩૦] પોતાનાં મનથી વિચાર કરો કે, પોતાનાં સ્ત્રી પુત્રાદિ, શરીરમાં રહેલી ઇંદ્રિયો અને અન્ય પદાર્થો, તત્ત્વ દૃષ્ટિથી શું છે? ને યુક્તિથી કેવાં છે?[૩૧] 'હું કોણ છું' 'આ જગત્ કેમ થયું? ને શું છે?' તથા 'જન્મ મરણ કેમ થાય છે?' એનો મનમાં વિચાર કરો. તેથી અવિચારે કરી કલ્પેલા પરિચ્છિન્ન ભાવની નિવૃત્તિ થશે ને મહત્તાની પ્રાપ્તિ થશે.[૩૨] તમે વિચારી કરી પરમાર્થ વસ્તુરૂપે થશો ત્યારે તમારું મન, અડગ થશે. તેને હર્ષ શોક આદિ કોઇ પણ ડગાવી શકશે નહીં.[૩૩] હર્ષ શોક વગરનું મન, પોતાના મનોભાવને તજી બ્રહ્મભાવને પ્રાપ્ત થઇ, વિક્ષેપ વગરનું થાય છે.[૩૪] જેમ કલિયુગનાં મનુષ્યો, મન્વંતર પૂરું થાય ત્યારે વિદ્યમાન રહી પોતાનાં પાપરૂપી કલંકને તજી શુદ્ધ થાય છે, તેમ મન, જ્ઞાન થયા પછી વાસનાવાળું આગળનું પોતાનું મનોરૂપ તજી જીવન્મુક્તના વ્યવહારને યોગ્ય થઇ રહે છે. એટલે મનની સત્તા, નાશ પામતી નથી.[૩૫] જ્ઞાન થવાથી કેવળ દુઃખની નિવૃત્તિ થાય છે. એટલું જ નહીં, પરંતુ પરમાનંદ સામ્રાજ્ય પણ મળે છે. એટલે તમે જો જ્ઞાની થશો તો બ્રહ્માદિ દેવો પણ તમારા વશમાં થઇ રહેશે.[૩૬] વિવેકે કરી જ્યારે આત્મા સાક્ષાત્કાર થશે ત્યારે મેરુ, સમુદ્ર અને આકાશના કરતાં પણ તમારી મહત્તા વધશે.[૩૭] તેવી મહત્તા પ્રાપ્ત થવાથી તમારું ચિત્ત, સંસાર ધર્મમાં કદાપિ ડુબવાનું નથી.[૩૮] કામ વિષે લંપટ એવું મન તો ગાયની ખુરી જેટલાં જળમાં મચ્છર જેમ, તેમ ક્ષુદ્ર કાર્યમાં પણ ડુબે છે–એટલે મોહ પામે છે.[૩૯] ચિત્ત, વાસનાએ કરી કીડો કાદવમાં જેમ, તેમ વિષયમાં મગ્ન થાય છે.[૪૦] જેમ જેમ પરમાત્માનું જ્ઞાન થાય તેમ તેમ વિષયોનો ત્યાગ કરવો. જ્યાં સુધી 'સ્વયંપ્રકાશ, આત્મા માત્ર શેષ રહે ત્યાં સુધી વૈરાગ્યનો અભ્યાસ કરવો.[૪૧] શ્રુતિ, શાસ્ત્ર તથા અધ્યાત્મ શાસ્ત્રનો વિચાર પણ આત્મસાક્ષાત્કાર થાય ત્યાં સુધી કરવો.[૪૨] 'સર્વ, બ્રહ્મરૂપે છે, એવા નિશ્ચયે કરી સર્વ દૃશ્યનો ત્યાગ કરવાથી પૂર્ણાત્માની પ્રાપ્તિ થાય છે. પણ ઇચ્છા પ્રમાણે કેટલાક વિષયોનો ત્યાગ કરવાથી થતો નથી.[૪૩] જ્યાં સુધી સર્વ દૃશ્યનો ત્યાગ કર્યો નથી, ત્યાં સુધી આત્માની પ્રાપ્તિ થતી નથી. સર્વ અવસ્થાનો ત્યાગ કરવાથી આત્મા શેષ રહે છે.[૪૪] હે રાજન્! જ્યાંસુધી વિરોધી પદાર્થનો ત્યાગ કર્યો નથી ત્યાંસુધી,

ગાય, ધન આદિ સાધારણ પદાર્થો પણ મળતા નથી. ત્યારે આત્મા તો કેમ મળે ?૪૫ અન્ય સર્વ કાર્ય તજી એક મનથી જે કાર્ય પછવાડે પડે તે કાર્ય સિદ્ધ થાય છે. બીજાં કામ સિદ્ધ થતાં નથી.૪૬ તેથી આત્માના સાક્ષાત્કાર માટે સર્વનો ત્યાગ કરવો. સર્વનો ત્યાગ કરતાં કોઇ પ્રકારે જેનો ત્યાગ ન કરી શકાય, તેને પરમ પદ જાણવું.૪૭ માળાના મણિકામાં સૂત્ર જેમ, તેમ કાર્ય કારણરૂપ જગત્ વિષે બ્રહ્મ અનુસ્યૂત છે. તેને વિષે પોતે કલ્પેલાં સર્વ જગતને તજી મૂલાજ્ઞાનનો નાશ થવાથી બાધે કરી પોતાનાં મનોરૂપનો પણ લય કરવાથી મન, જે સચ્ચિદાનંદ સ્વરૂપ વસ્તુને પ્રાપ્ત થાય છે, તે જ બ્રહ્મનું સ્વરૂપ છે.૪૮



# સર્ગ ૫૯ મો.*

## સુરઘુની આત્મલાભથી વિશ્રાંતિ.

**श्रीवसिष्ठ उवाच**–इत्युक्त्वा भगवानेवं सुरघुं रघुनंदन ।
ययौ स्वमेव रुचिरं मांडव्यो मौनमंडलम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! માંડવ્યઋષિ, એવી રીતે સુરઘુને ઉપદેશ કરી પોતાના આશ્રમમાં ગયા.૧ પછી એકાંતમાં જઇ 'હું કોણ છું' એવો વિચાર રાજા કરવા લાગ્યો.૨ હું, મેરુપર્વત નથી. મેરુ, મારો નથી. હું, જગત નથી. જગત્, મારું નથી. હું, પર્વતો નથી. પર્વતો, મારા નથી. હું, પૃથ્વી નથી. પૃથ્વી, મારી નથી.૩ આ કિરાતદેશ, મારો નથી. તેમ હું દેશ નથી. એ તો કેવલ, સર્વ પ્રજાની સંમતિથી મને રાજ્યાભિષેક થયો. તેથી 'દેશનો રાજા છું' એવું અભિમાન કરું છું.૪ હવે એ અભિમાન મૂકી દઉં છું. તેથી હું, દેશ નથી, ને દેશ મારો નથી. તેમ જ આ નગર, કે જેમાં પંક્તિબંધ પતાકાઓ ચડાવી છે, નોકર, હાથી, ઘોડા તથા સામંતો ભર્યા છે, અને જેના બગીચાઓ તથા વનો શોભે છે તે, મારું નથી, ને હું નગર નથી.૫–૬ સર્વ ભોગો અને સ્ત્રી, વૃથાસંકેતમાં બંધાયાં છે. સંકેતનો નાશ થવાથી સર્વનો નાશ થાય છે. માટે હું, ભોગ અને સ્ત્રી નથી. તેમ તે, મારાં નથી.૭ હું, નોકર, સેના, વાહન અને શહેરવાળું રાજ્ય

* આ ઓગણસાઠમા સર્ગમાં 'બાહ્ય અને આંતર બન્ને દૃશ્યનો ત્યાગ કરી એકાંતમાં વિચાર કરવાથી સુરઘુ રાજાને આત્મલાભ થયો,' એટલી વાત આવશે.

નથી ને રાજ્ય મારું નથી. એ વ્યવહાર, પૈસાના સંબંધની પેઠે અંધ પરંપરાએ કરી કલ્પ્યો છે.[૮] હું, કોઇ પણ બાહ્ય પદાર્થ નથી. હવે હાથ પગવાળા દેહને હું ( આત્મા ) માનું છું, તેનો વિચાર મનમાં બરાબર કરું.[૯] દેહમાં રહેલાં માંસ હાડકાં, હું નથી, કેમકે તે જડ છે. તે હું ચેતન છું. વળી હું અસંગ છું. તેથી કમલનાં પાંદડાંને જલનો સંબંધ જેમ નથી તેમ મને માંસ હાડકાંનો સંબંધ નથી.[૧૦] માંસ, રુધિર અને હાડકાં, જડ હોવાથી હું નથી ને મને તે કોઇનો સંબંધ નથી.[૧૧] હું કર્મેંદ્રિયો નથી. તેમ કર્મેંદ્રિયો મારાં નથી. દેહમાં જે કાંઇ જડ છે, તે હું નથી. કારણ કે હું તો ચેતન છું.[૧૨] હું, ભોગો નથી. તેમ મને ભોગો નથી. હું બુદ્ધિ તથા જ્ઞાનેંદ્રિયો કે જે જડ અને અસત્ છે, તે નથી. તેમ તે મારાં નથી.[૧૩] મન સંસારનું કારણ છે. ને વળી જડ છે. માટે મન હું નથી. બુદ્ધિ ને અહંકાર દૃષ્ટિ, હું નથી. તેમ તે મારાં નથી. કેમકે તે અંતઃકરણની અવસ્થા છે.[૧૪] એવી રીતે શરીર, મન, બુદ્ધિ અને ઇંદ્રિય આદિ સ્થૂલ સૂક્ષ્મભૂત સમુદાય હું નથી. હવે બાકી રહેલાંનો વિચાર કરું.[૧૫] પ્રમાતા જીવ, ચૈત્યની સાથે ચેતનવાળો થાય છે. એટલે ત્રિપુટીમાં આવે છે. તેને જાણવાવાળો સાક્ષી અન્ય છે. તેથી જીવ પણ આત્માનું પરમાર્થ સ્વરૂપ સંભવતો નથી.[૧૬] એવી રીતે જે સાક્ષીના જાણવામાં આવે છે ને પ્રમાણનો વિષય છે, તે હું નથી. માટે તેને પણ તજી દઉં છું. હવે વિકલ્પ વગરનો શુદ્ધ સાક્ષી શેષ રહ્યો, તે હું આત્મા છું.[૧૭] કંઠમણિની પેઠે હવે મને આત્મલાભ થયો. અનાદિકાળથી પ્રયત્ન કરતો હતો તેનું ફળ મને મળ્યું. જેથી અનંત પરમાત્મા રૂપ થયો છું.[૧૮] મણિકામાં સૂત્રની પેઠે બ્રહ્મા, ઇંદ્ર, યમ, વાયુ અને બીજા સર્વ પ્રાણીઓમાં એ એક જ આત્મા છે.[૧૯] તે આ ચિતશક્તિ શુદ્ધ છે. ચૈત્યરૂપી રોગથી રહિત છે. સર્વ દિશાઓમાં ભરપૂર છે ને અજ્ઞાનીઓને ભયજનક છે.[૨૦] એ શક્તિ, સર્વ મનોવૃત્તિમાં રહે છે, સૂક્ષ્મ છે, ભાવ તથા અભાવે કરી વર્જિત છે. સર્વ બ્રહ્માંડમાં વ્યાપી રહી છે. સર્વ શક્તિઓનો ભંડાર છે.[૨૧] પરમાનંદે કરી પૂર્ણ, સંપૂર્ણ જગતને પ્રકાશવાવાળી અને સઘળાં સંસારરૂપી મોતી વિષે દોરારૂપ છે.[૨૨] સર્વ આકારવાળી, સઘળા આકાર વગરની, સર્વ પ્રાણીરૂપ અને સર્વદા સર્વ પદાર્થરૂપ છે.[૨૩] આ ચિત શક્તિ, ચઉદે ભુવનમાં ચઉદ પ્રકારનાં પ્રાણીરૂપે છે. વેદનરૂપ જગતની કલના એ શક્તિમય છે.[૨૪] મિથ્યા પ્રતીત થતી સુખ દુઃખ અવસ્થા અને નાના પ્રકારના આભાસ એ સર્વ, ચિદ્રૂપ આત્મા જ છે.[૨૫] તે

આ મારો આત્મા, જગતમાં વ્યાપક છે. મારી બુદ્ધિનો શાક્ષી છે, દ્રષ્ટા અને દૃશ્યરૂપે થયલી ચિતે જ 'હું રાજા છું' એવો ભ્રમ મને કર્યો હતો.[૨૬] આ ચિતના પ્રસાદથી મન, દેહ રથમાં બેસી સંસારમાં જાય છે, ક્રીડા કરે છે ને નૃત્ય કરે છે.[૨૭] મન અને શરીર આદિ દૃશ્ય પરમાર્થ દૃષ્ટિથી કાંઈ પણ નથી. એટલે તેનો નાશ થવાથી કાંઈ પણ નાશ પામતું નથી.[૨૮] આ જગત્, ચિત્તરૂપી નટનું નાટક છે. તેને જોવાવાળી સાક્ષીરૂપ બુદ્ધિ એક જ છે.[૨૯] મને નિગ્રહ અને અનુગ્રહની જે ચિંતા થઈ, તે મિથ્યા છે. કારણ કે નિગ્રહ અનુગ્રહ, દેહ ધર્મ છે, ને દેહ પરમાર્થ દૃષ્ટિથી કાંઈ પણ વસ્તુ નથી.[૩૦] ખરે-ખર, હવે હું જાગ્યો છું. મારું અજ્ઞાન ગયું. જોવાનું હતું, તે સર્વ જોયું ને પ્રાપ્ત થવાનું હતું તે, મને પ્રાપ્ત થયું.[૩૧] જગતમાં જે કાંઈ દૃશ્ય જોવામાં આવે છે તે સર્વ, માયાએ કલ્પેલા જીવના ભ્રમ કે જે બાહ્ય તથા અંતઃકરણના ભેદરૂપ છે ને જાગ્રત્ સ્વપ્નના દૃશ્યના ભેદરૂપ છે તે વિના બીજું કાંઈ નથી. એટલે દૃશ્ય કોઇ પણ નિત્ય નથી.[૩૨] એ પ્રમાણે જગત્, મિથ્યા છે. તેથી નિગ્રહ, અનુ-ગ્રહ અને તેથી થતા હર્ષ, શોક, નિરાશ્રય, પ્રકાર વગરના નિર્વિષય અને રૂપવગ-રના છે.[૩૩] આ સર્વ, બ્રહ્મ જ વ્યાપ્યું છે. એટલે તેમાં સુખદુઃખનો પ્રસંગ નથી. આટલા દિવસ હું, મિથ્યા મૂઢ રહ્યો. હવે મારો મોહ, દૂર થયો. હું સ્વસ્વ-રૂપમાં રહ્યો છું, એ ઠીક થયું.[૩૪] આનંદૈક રસ બ્રહ્મનો અનુભવ થાય ત્યારે શોક, મોહ, દર્શન, ક્રિયા, ગતિ અને સ્થિતિ, કોઇની પણ સંભાવના નથી.[૩૫] આ અલૌકિક ચમત્કારવાળું ચિદાકાશ શોભે છે. હે ચિદાકાશ! તુંને વારંવાર નમ-સ્કાર કરું છું. તું ઠીક સાક્ષાત્ થયો છું.[૩૬] અહો હું, બરાબર જાગ્યો છું. મેં પરિપૂર્ણ જાણ્યું છે. હું કે જે યથાર્થ જ્ઞાનવાળો છું, ને અનંત છું, તેને નમસ્કાર કરું છું.[૩૭] વિષયમાં રંજનાનો અભાવ હોવાથી ત્વંપદનો અર્થ શુદ્ધ થયો છે ને સંસાર ભ્રમની નિવૃત્તિ થવાથી આરોપિત આકાશાદિકની રંજનાનો બાધ થવાથી તત્પદાર્થની શુદ્ધિ થઇ છે. એટલે હું (પ્રત્યગાત્મા) શુદ્ધ બ્રહ્મની સાથે એકતા પામ્યો છે. તે માટે બ્રહ્મરૂપે થઈ રહું છું. હવે મને કદાપિ જન્મ મરણનો પ્રસંગ નથી.[૩૮]



# સર્ગ ૬૦ મો.*

## સુરઘુનું નિર્વાણ.

**श्रीवसिष्ठ उवाच**—इति हेमजटाधीशो लेभे पदमनुत्तमम् ।
विवेकाध्यवसायेन ब्राह्मण्यमिव गाधिजः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! એવી રીતે એ કિરાતરાજ, વિવેકના દૃઢ અભ્યાસે કરી વિશ્વામિત્ર ઋષિ, બ્રહ્મર્ષિ ભાવને જેમ, તેમ પરમપદને પ્રાપ્ત થયો.[1] જેનો પરિણામ અનર્થકારી છે એવા સંસાર વ્યવહારો વારંવાર કરવા પડતા હતા. તો પણ તે કોઇ પ્રકારે ખેદ પામતો ન હતો.[2] ત્યારથી એ રાજા, નિગ્રહ તથા અનુગ્રહરૂપ રાજકાર્યમાં પણ નદીના મધ્યમાં રહેલા પર્વતની પેઠે નિષ્કંપ રહેતો હતો.[3] રોજને રોજ કાર્ય કરતો હતો. પણ તેને હર્ષ કે શોક થતા ન હતા. તેની ગંભીરતા, સમુદ્ર કરતાં અધિક હતી.[4] તેની ચિત્તવૃત્તિ, અડગ દીવાની શિખા જેવી સુષુપ્તિ અવસ્થામાં જેમ તેમ સ્થિર હતી.[5] એ રાજા, નિર્દય ન હતો, તેમ અતિ દયાવાળો પણ ન હતો. સ્નેહવાળો નહતો તેમ મત્સરવાળો પણ નહતો. ધ્યાનનિષ્ઠ નહતો, તેમ ધ્યાન વગરનો પણ ન હતો. અપેક્ષા રાખતો ન હતો, તેમ અપેક્ષા વગરનો પણ નહતો. પરંતુ સદા સમદૃષ્ટિથી રહેતો હતો. એવી મનોવૃત્તિ, ચપલતા વગરની ને અંદર શીતલ હતી. તેથી પરિપૂર્ણ ચંદ્ર જેવો શોભતો હતો.[૬–૭] 'આ સર્વ દૃશ્ય, ચિત્તત્ત્વનો મહિમા છે,' એમ જાણી સુખ દુ:ખથી મુક્ત અને પરિપૂર્ણ બુદ્ધિથી શોભતો હતો.[8] શરીરથી ક્રિયા કરતો, મનમાં વિકાશ પામતો, ઉભો રહેતો, ચાલતો, પ્રવેશ કરતો અને સૂતો એવો પણ એ રાજા, સમતારૂપ સમાધિમાં રહેતો હતો ને ચિતમાં લય પામ્યો હતો.[9] એ રાજાએ, આસક્તિ વિના અને વિક્ષેપ વિના ઘણાં વર્ષો સુધી રાજ્ય કર્યું.[10] પછી તેજમાં હિમની પેઠે દેહ નામનું પોતાનું રૂપ તજી દીધું ને સાક્ષાત્કારવાળી બુદ્ધિ વૃત્તિએ કરી અવિદ્યારૂપી આવરણનો બાધ કરી, બ્રહ્મ કે જે હિરણ્ય ગર્ભ આદિનો નિયંતા છે અને સર્વ જગતનું કારણ છે, તેને વિષે નદીનું જલ, સમુદ્રમાં જેમ તેમ પ્રવેશ કર્યો.[૧૧–૧૨] પછી તે રાજા, આનંદૈકરસ સ્વપ્રકાશ આત્મસ્વરૂપનો લાભ થવાથી જન્માદિ વિકાર રહિત દશાને પ્રાપ્ત થઇ, શોક વગરનો થઇ, ઘટાકાશ, મહાકાશ સ્વરૂપ જેમ, તેમ પરબ્રહ્મસ્વરૂપ થયો, એટલે નિર્વાણને પ્રાપ્ત થયો.[13]

* આ સાઠમા સર્ગમાં જીવન્મુક્ત એવા સુરઘુ રાજાનો દેહપાત પર્યંત સદાચાર કહેવામાં આવશે ને દેહ પડ્યા પછી આકાશ જેવી સ્થિતિ કહેવામાં આવશે.

# સર્ગ ૬૧ મો.*

## સુરઘુ અને પરિઘનો સમાગમ.

**श्रीवसिष्ठ उवाच**—एवमुत्पलपत्राक्ष राघवाघविपर्यये ।
पदमासादया द्वन्द्वं विशोको भव भूतये ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! સુરઘુની પેઠે તમે પણ તત્ત્વબોધે કરી પાપનો સમૂળો નાશ કરો ને હર્ષ શોક રહિત થઇ, મોક્ષ માટે અદ્વૈત પદને પામો.[1] જ્ઞાનરૂપી દીવાનું અજવાળું થવાથી મન, અજ્ઞાન અંધારામાં દુઃખ પામતું નથી.[2] મોહરૂપી અંધારા કૂવામાં પડતું મન, સુરઘુની પેઠે વિવેકી અવસ્થાનો આશ્રય લેવાથી પરમ વિશ્રાંતિ પામે છે.[3] પવિત્ર એવી એ જ્ઞાનદૃષ્ટિના વારંવાર અભ્યાસથી તેને દૃઢ કરી બીજાને ઉપદેશ કરો ને એક સમાધાન (એકાગ્ર મન) થાઓ.[4]

રામ પૂછે છે—હે મુનિરાજ! વાયુમાં ઉડતાં મોરનાં પીછાં જેવું ચંચલ મન, એક સમાધાન કેમ થાય?[5]

વસિષ્ઠ કહે છે—હે રામ! એ સુરઘુ રાજા અને પરિઘ રાજા એ બન્ને એક સમાધાનવાળા હતા. તેનો એક સમાધાન વિષે જે સંવાદ થયો છે, તે તમને કહું છું તે સાંભળો.[6–7] પારસી દેશનો રાજા હતો, તેનું નામ પરિઘ હતું. તે શૂરવીર ને પ્રસિદ્ધ હતો.[8] તે નંદન વનમાં રહેલા કામદેવનો વસંતઋતુ જેમ તેમ સુરઘુનો પરમ મિત્ર હતો.[9] તેના દેશમાં પ્રજાના દોષથી કોઇ વખતે પ્રલય જેવો મોટો દુષ્કાલ પડયો.[10] તેથી ભૂખે મરતી પ્રજાનો મોટો ભાગ, બળતા વનના અગ્નિમાં પ્રાણીઓની પેઠે મરણ પામ્યો.[11] પ્રજાનું એ મહાદુઃખ જોઇ પરિઘ રાજા, બહુ ખેદ પામ્યો, ને રાજ્ય મૂકી ચાલ્યો ગયો.[12] ને પ્રજાનું દુઃખ દૂર કરવા અસમર્થ હોવાથી શહેરનાં કોઇ પણ માણસ ન જાણે તેવાં દૂર વનમાં જઇ, જાણે પરલોકમાં ગયો હોય તેમ વિરક્ત થઇ રહ્યો ને તપ કરવા લાગ્યો.[13–14] ઇંદ્રિયોને વશ કરી બુદ્ધિ સ્થિર રાખી ગુફામાં તપ કરતો હતો. પોતાની મેળે ખરી પડેલાં સૂકાં પાંદડાં ખાતો હતો.[15] ચિરકાલ સુધી સૂકાં પાંદડાં ખાઇ તપ કર્યું, તેથી તેનું નામ 'પર્ણાદ' એવું તપસીઓમાં પ્રસિદ્ધ થયું[16] ને ત્યારથી તે, જંબુદ્વીપમાં પર્ણા-

* આ એકસઠમા સર્ગમાં સ્વાભાવિક એક સમાધાનનાં લક્ષણનાં જ્ઞાન માટે સુરઘુનો તથા પરિઘનો સંવાદ વર્ણવવામાં આવશે.

દમુનિ નામે પ્રસિદ્ધ થયો.[૧૭] હજાર વર્ષ સુધી ઉગ્ર તપ કરવાથી ઇશ્વરનો અનુગ્રહ થયો ને ચિત્તશુદ્ધિ થઇ. તેથી તેને તત્ત્વજ્ઞાન થયું.[૧૮] તેનો દ્વંદ્વભાવ દૂર થયો. આશા નીકળી ગઇ, મન શાંત થયું, હર્ષ શોકનો નાશ થયો. તેથી તે જીવન્મુક્ત થયો[૧૯] ને કોઇ વખતે મુક્તોની સાથે અને કોઇ વખતે મુમુક્ષુ પુરુષોની સાથે આ ત્રણે લોકરૂપી નાના મઠમાં ઇચ્છા પ્રમાણે વિચરવા લાગ્યો.[૨૦] વિચરતાં વિચરતાં એક દિવસે તે, પરિઘ રાજાને ઘેર આવ્યો. તે ઘર રત્નોવડે રચેલું હોવાથી મેરુ પર્વતનું બીજું શિખર હોય તેવું જણાતું હતું.[૨૧] હવે તે બન્ને, આત્મજ્ઞાન થવાથી પૂર્ણ, જીવન્મુક્ત અને બાલમિત્ર હતા. તે બન્નેએ મળી એક બીજાની પૂજા કરી.[૨૨] અહો મારાં પુણ્ય કર્મ ફળ્યાં, જેથી તમારો સમાગમ થયો, એમ પરસ્પર કહેવા લાગ્યા.[૨૩] બેઉ જણા એક બીજાને બાથમાં લઇ મળ્યા, પ્રસન્ન થયા ને એક પર્વત ઉપર ચંદ્ર સૂર્ય જેમ, તેમ એક આસન ઉપર બેઠા.[૨૪]

પરિઘ કહે છે—હે મિત્ર! તમારાં દર્શને કરી મારું ચિત્ત, પરમાનંદ પામ્યું. મારું મન શીતલ થયું.[૨૫] સ્વાભાવિક પ્રેમ, વિયોગ થવાથી તળાવનાં કાંઠા ઉપર ઉભેલાં અને જેનાં મૂળીયાં રહી ગયાં હોય એવાં શાખા વગરનાં વૃક્ષની પેઠે સેંકડો શાખાવાળું થાય છે.[૨૬] હે મિત્ર! આગળની વિશ્વાસ ભરેલી સુખ દુઃખની વાતો ને નાનાં પ્રકારનાં ચરિત્રો સંભારીને વારંવાર પ્રસન્ન થાઉં છું.[૨૭] જેમ તમને માંડવ્ય મુનિની કૃપાથી જ્ઞાન થયું તેમ મને પરમેશ્વરની કૃપાથી જ્ઞાન થયું છે.[૨૮] હવે તમે દુઃખથી મુક્ત થયા? ને ઉત્તરોત્તર ભૂમિકાના પરિપાકે કરી પરમાત્મા વિષે વિશ્રાંતિ પામ્યા?[૨૯] હે પરમપવિત્ર! આત્મારામપણાંએ કરી તમારું મન, પ્રસન્ન થાય છે? રજોગુણ તમોગુણનું આવરણ તો નથી થતું?[૩૦] હે રાજન્! સમાન પ્રસન્ન અને ગંભીર દૃષ્ટિ રાખી અવસ્ય કરવાનાં રાજ્યકાર્યો કરો છો?[૩૧] તમારા દેશની પ્રજાને અન્નની કે આધિવ્યાધિની ચિંતા તો નથી?[૩૨] પૃથ્વી કલ્પલતાની પેઠે પૂરતાં ફળ ફૂલ તથા અન્ન આપી તમારી પ્રજાનું પોષણ કરે છે?[૩૩] તમારો ઉજ્વળ યશ, ચંદ્રનાં કિરણોની પેઠે દિશાઓમાં ફેલાયો છે?[૩૪] તળાવનાં જલવડે કમલતંતુનાં સ્થાનો જેમ, તેમ તમારા યશવડે દિશાઓ ભરપૂર થઇ છે?[૩૫] પ્રત્યેક ગામમાં શાળાનાં ક્ષેત્રનું રક્ષણ કરતી ખેડુતની કુમારીકાઓ, પ્રસન્ન થઇ તમારા ઉત્તમ યશને ગાય છે?[૩૬] તમારાં સ્ત્રી, પુત્ર અને નોકરો કુશલ છે? તમારાં શહેર, ધાન્ય, ધન અને વૈભવ, આબાદ છે?[૩૭] તમારું

શરીર, નીરોગ છે? મન, નિશ્ચિત છે? આ લોક તથા પરલોકમાં હિતકારી કાર્યો બરાબર કરો છો?[૩૮] તમારું મન, વિષયો કે જે ઉપરથી રૂપાળા દેખાય છે પરંતુ અંદરથી અતિ દુઃખ દાયક ને સર્પ જેવા ઝેરી છે, તેમાં વૈરાગ્ય પામ્યું છે?[૩૯] અહો! આપણ બન્ને, લાંબા વખતના જુદા પડેલા, તે પાછા કાળે કરી આજ મળ્યા.[૪૦] હે મિત્ર! સંયોગ વિયોગનાં સુખદુઃખની એવી કોઈ દશા નથી, જે જીવતાં માણસના જોવામાં ન આવે?[૪૧] આપણ બન્ને પણ એ વિયોગ દશામાં પડ્યા હતા. તે પાછા મળ્યા. નિયતિ (પ્રાણીનાં કર્મને અનુસરતી ઈશ્વરની ઈચ્છા) નો વિલાસ વિચિત્ર છે.[૪૨]

સુરઘુ કહે છે–હે ભાઇ! નિયતિની ગતિ, સર્પની ગતિની પેઠે ગંભીર અને વિસ્મયજનક છે. તેને કોણ જાણી શકે?[૪૩] તમે ને હું બન્ને, દૂર દેશમાં બહુ કાલ સુધી વિયોગી રહ્યા. તે પાછા આજ મળ્યા. દૈવગતિને શું અસાધ્ય છે? (કાંઈ પણ નથી.)[૪૪] હે મહાભાગ! અમે તો કુશલ છીએ ને વળી આજ તમારું આવવું થયું, તેથી પવિત્ર થયા છીએ.[૪૫] તમારાં આગમનથી અમારાં પાપ ક્ષય પામ્યાં ને પુણ્ય વૃક્ષો ફળ્યાં, જેથી અમે કૃતાર્થ થયા છીએ.[૪૬] હે રાજર્ષે! અમારાં નગરમાં સઘળી સંપત્તિઓ અબાદ છે. તે તમારાં આગમનથી આજ ફલ દેવા તૈયાર છે.[૪૭] હે મહાનુભાવ! તમારું પુણ્યકારક વચન તથા જોવું એ બન્ને, ચારે તરફથી અમૃત છાંટતાં હોય તેમ જણાય છે. કારણ કે સત્સંગ મોક્ષની પેઠે પરમાનંદ જનક છે.[૪૮]

# સર્ગ ૬૨ મો.*

## સમાધિનો નિશ્ચય.

**श्रीवासिष्ठ उवाच**–अथैवं प्रायया तत्र विश्रंभकथयाचिरम् ।
प्राक्तनस्नेहगर्भिण्या स्थित्वोवाचायुधाभिधः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! એવી રીતે આગલા સ્નેહથી ભરપૂર એવી વિશ્વાસવાળી કથા કર્યા પછી પરિઘ, કહે છે.[૧]

* આ બાસઠમા સર્ગમાં 'અજ્ઞાનરૂપી આવરણનો નાશ થવાથી ને સદાચિતનું સ્ફુરણ હોવાથી તત્ત્વજ્ઞોનું સર્વદા એક સમાધાન વર્ણવવામાં આવશે.'

પરિઘ પૂછે છે–હે રાજન્! આ જગતમાં જે જે કર્મ થાય છે તે સર્વે, સ્થિર મનવાળાને સુખરૂપ થાય છે. અસ્થિરમનવાળાને સુખરૂપ થતાં નથી.[૨] હે મિત્ર! નિર્વિકલ્પ સમાધિ કે જે પરમ વિશ્રાંતિનું સ્થાન છે, વિક્ષેપ દુઃખને શાંત કરે છે, ને સંસારનાં સુખ કરતાં અતિ ઉત્તમ છે તે સમાધિ કરો છો?[૩]

સુરઘુ કહે છે–હે ભગવન્! સમાહિત ચિત્ત (સ્થિર મનવાળા)ને સર્વ કર્મ સુખરૂપ થાય છે,' એમ તમે જાણો છો ને સમાધિમાં વિશ્રાંતિની અધિકતા દર્શાવો છો. તેથી વ્યવહારનો અને સમાધિનો ભેદ પ્રતીત હોવાથી તમારું પ્રશ્ન, યુક્તિવાળું નથી. વળી જેનું સમાધાન કરવું જોઇએ ને જે વિશ્રાંતિનું કારણ છે. તે મનનો તો જ્ઞાને કરી બાધ થયો હોવાથી જે વિશ્રાંતિનું સ્થાન છે એવી સમાધિ કરો છો?' એવું તમારું પૂછવું સંભવતું નથી. તેમ છતાં સમાધિ કરવી, એમ તમે શા માટે કહો છો?[૪] હે મહાત્મન્! તત્ત્વવેત્તા, સદા વ્યવહારમાં રહીને પણ અસમાહિત ચિત્ત કયારે થાય છે? (કદાપિ થતો નથી.)[૫] તત્ત્વજ્ઞ પુરુષો, સંપૂર્ણ વ્યવહાર કરે તોપણ આત્મ પરાયણ હોવાથી સદા સમાધિમાં જ છે. તાત્પર્ય કે જો તમે સ્વસ્વરૂપમાં અચળ સ્થિતિને સમાધિ માનતા હો તો, તે મને સદા છે. માટે મારે કાંઇ કર્તવ્ય નથી.[૬] હવે જો મને અજ્ઞાની જાણી તમે સમાધિનો ઉપદેશ કર્યો, તોપણ ઉપદેશ, વ્યર્થ છે. કારણ કે જેમાં મનનું સમાધાન કરવું, તે આત્માનો જ પરિચય નથી.[૭] માટે સમાધિ શબ્દનો અર્થ સર્વ આશાને બાળી ભસ્મ કરવાવાળો તત્ત્વબોધ જ છે. પણ તૂષ્ણીંભાવ (કાંઇ પણ ક્રિયા વિના બેસી રહેવું) નથી.[૮] હે સજ્જન! પરાપ્રજ્ઞા કે જે સ્થિરતાવાળી નિત્ય તૃપ્ત, પદાર્થને યથાર્થ જોવાવાળી છે ને જેમાં બાધ વગરનું આત્મદર્શન થાય છે તેને તત્ત્વજ્ઞો સમાધિ કહે છે.[૯] જે, ક્ષોભ વગરની, અહંકાર રહિત, સુખ દુઃખાદિ દ્વંદ્વમાં ન પડવાવાળી ને મેરુ જેવી સ્થિર છે તે પરાપ્રજ્ઞા, સમાધિ કહેવાય છે.[૧૦] ચિંતા રહિત, ત્યાગ તથા ગ્રહણના સંકલ્પ વગરની ને પરિપૂર્ણ એવી જે મનોગતિ, તે જ સમાધિ શબ્દનો અર્થ છે.[૧૧] જ્યારે મન, જ્ઞાને કરી અતિ સ્થિર થાય છે ત્યારથી જ જ્ઞાનીને સદા સમાધિ છે. એ સમાધિ, મને આગળથી જ સિદ્ધ છે. માટે કર્તવ્ય નથી.[૧૨] જ્ઞાને કરી જાગૃત થયેલાં મનવાળાની સમાધિ, થયા પછી બાલકના હાથમાંથી બિસ તંતુની પેઠે દૂર થતી નથી.[૧૩] જેમ સૂર્ય, આખો દિવસ પ્રકાશથી દૂર થતો નથી તેમ બ્રહ્માકારવૃત્તિ પણ વિદેહ મુક્તિ પર્યંત તત્ત્વપ્રકાશથી દૂર થતી નથી. એટલે પ્રબલ સંસ્કારવડે અનુસરે છે.[૧૪] જેમ નદીનું જલ

ક્ષણવાર વહેતું અટકતું નથી, તેમ બ્રહ્માકારવૃત્તિ પણ ક્ષણવાર ઓઘથી રોકાતી નથી.[૧૫] જેમ કાલ, કદાપિ પોતાની ગતિને ભૂલતો નથી તેમ જ્ઞાનીની બુદ્ધિ, કદાપિ આત્માને વિસરતી નથી. એટલે આત્મા પરમ પ્રેમનું પાત્ર હોવાથી એક વખત જાણવામાં આવે તોપણ તેનું વિસ્મરણ થતું નથી.[૧૬] જેમ વાયુ કોઇ વખતે પોતાની ગતિને ચૂકતો નથી તેમ જ્ઞાનીની બુદ્ધિ આત્માને ભૂલતી નથી.[૧૭] જેમ સૂર્ય આદિ પોતાની ગતિને ખોળતા રહે છે તેમ આત્મા પોતાની ગતિને ખોળતો રહે છે.[૧૮] જેમ સત્તા વગરનો કોઇ પણ પદાર્થ મળતો નથી તેમ જ્ઞાનીનો કોઇ પણ કાળ આત્માનુસંધાન વગરનો મળતો નથી. તાત્પર્ય કે જ્ઞાનીનો કાળ સદા આત્માનુસંધાનમાં જાય છે.[૧૯] જેમ અગ્નિ, ઉષ્ણતા વગરનો સંભવતો નથી તેમ તત્ત્વવિત્ જ્ઞાન વિના સંભવતો નથી. એટલે જ્ઞાન, સ્વભાવ હોવાથી જ્ઞાનીને જ્ઞાનના વિચ્છેદનો પ્રસંગ નથી.[૨૦] હું સદા જાગૃત, નિર્મલ, શાંત અને સમાહિત મનવાળો છું.[૨૧] મને આત્માવિના અન્ય કાંઇ ભાસતું નથી.' ત્યારે કયા હેતુથી સમાધિનો વિચ્છેદ થાય?[૨૨] હવે જો 'મન છે' એમ માનો તો સદા મારું મન સમાહિત છે ને જો આત્માનું અદ્વિતીયપણું હોવાથી નથી એમ માનો તો સમાધિની જરૂર નથી. કારણ કે મન ન હોવાથી વિક્ષેપ કોને થાય?[૨૩] આત્મા સદા સર્વમાં રહેલો ને સર્વ પ્રકારે સર્વરૂપ છે. માટે અસમાધિ કે સમાધિ શી વસ્તુ છે?[૨૪] તત્ત્વવેત્તાઓ સદા ભેદનો બાધ થવાથી સ્થિર બુદ્ધિવાળા અને કર્તવ્યથી મુક્ત થયેલા માટે સમદૃષ્ટિથી રહે છે. એટલે તે પ્રત્યે સમાહિત અસમાહિતના ભેદવાળો વાક્યપ્રપંચ કેમ સંભવે? તેથી મિથ્યા છે.[૨૫]

# સર્ગ ૬૩ મો.*

## સુરઘુ તથા પરિઘનો નિશ્ચય.

**परिघ उवाच—राजन्नूनं प्रबुद्धोऽसि प्राप्तवानसि तत्पदम् ।**
**संशीतलांतःकरणः पूर्णेन्दुरिव राजसे ॥ १ ॥**

પરિઘ કહે છે–હે રાજન્! મેં પરીક્ષા કરી જોઇ. તમે તત્ત્વવિત છો. પરમ

---

* આ ત્રેસઠમા સર્ગમાં પરીઘ રાજાએ સમાધિના વિષયમાં પરીક્ષા કરી, સ્તુતિ કરવાથી સુરઘુ, પોતાની સ્વાભાવિક સ્થિતિનું વર્ણના વિસ્તારથી કરશે.

પદ પામ્યા છો. મનમાં અતિશીતલ છો. તેથી પૂર્ણ ચંદ્ર જેવા શોભો છો.[૧] આનંદ મકરંદથી ભરપૂર છો. પરમ શોભાવાળા છો. શીતલ છો ને અતિ સુંદર છો માટે કમલ જેવા શોભો છો.[૨] વિસ્તાર પામેલા, પૂર્ણ, ગંભીર નિર્મલ એટલા માટે પ્રકટ આશય ( મન અને અંદરના પદાર્થ ) વાળા તથા કિનારાના વાયુ જેવા વિલાસોથી મુક્ત છો. તેથી સાગર જેવા શોભો છો.[૩] અહંકાર વાદળ દૂર થવાથી સ્વચ્છ, આનંદ પૂર્ણ, વિસ્તાર પામેલા ને ગંભીર હોવાથી શરદ ઋતુનાં આકાશ જેવા શોભો છો.[૪] હે રાજન્! પ્રિય અને અપ્રિય આદિ સર્વ વિષયમાં સમાન છો, સંતોષી છો ને વૈરાગ્યવાળા છો.[૫] તમે વિવેકવાળી બુદ્ધિએ કરી સારાસારના નિર્ણયને પાર પહોંચ્યા છો. તેથી ' આ દૃશ્ય સર્વ, બ્રહ્મરૂપ છે ' એમ જાણો છો.[૬] તમારું શરીર, ભાવાભાવનાં તત્ત્વનાં જ્ઞાનથી પ્રસન્ન મનવાળું છે, ને વળી વધવા ઘટવાના પ્રયત્નથી મુક્ત છે, એટલે શાંત છે.[૭] આત્મા કે જે પરમાર્થ વસ્તુ સ્વરૂપ છે. તેણે કરી અમૃતવડે સમુદ્ર જેમ, તેમ તમે પોતાના મહિમા વિષે અક્ષય તૃપ્તિ પામ્યા છો.[૮]

સુરઘુ કહે છે–હે મુને! એવી કોઈ વસ્તુ નથી, જેને વિષે મારી ઇચ્છા હોય. જે આ જોવામાં આવે છે તે, કાંઈ પણ નથી, એટલે મિથ્યા છે.[૯] ઉપાદેય ( ગ્રહણ કરવા યોગ્ય ) નો અભાવ હોવાથી હેય ( તજવા યોગ્ય ) શું છે? કાંઇ નથી. ઉપાદાન ( ગ્રહણ ) વિના હેય છે, એમ કેમ કહેવાય?[૧૦] સર્વ પદાર્થો તુચ્છ છે ને કાલ, અતુચ્છ છે. તેથી તુચ્છ અને અતુચ્છ એવી મારાં મનની સ્થિતિ, ચિરકાલથી ક્ષય પામી છે.[૧૧] હે મુને! દેશકાલના મહિમાથી તુચ્છ, અતુચ્છ થાય છે ને અતુચ્છ, તુચ્છ થાય છે. એટલે કોઇ પદાર્થ નિયત તુચ્છ અતુચ્છ નથી. માટે તેની નિંદા સ્તુતિ તજવી.[૧૨] લોકમાં રાગ, પોતાને મનગમતા સુંદર પદાર્થની ઇચ્છા કરે છે. એટલે નિંદા સ્તુતિ, રાગથી થાય છે.[૧૩] ત્રણે લોકમાં સ્ત્રીઓ, પર્વતો, સમુદ્રો અને બીજા પ્રાણી છે. તે કોઇ પણ પરમાર્થ દૃષ્ટિથી સત્ય નથી.[૧૪] અધ્યાત્મ જગત્, માંસ અને હાડકાં આદિથી બનેલું છે ને અધિભૂત જગત, લાકડાં, માટી તથા પાષાણનું છે. એમાં ઇચ્છા કરવા યોગ્ય કોઇ પદાર્થ નથી. ત્યારે કોની ઇચ્છા કરવી?[૧૫] જેમ દિવસનો અસ્ત થવાથી પ્રકાશ ને તડકાનો ક્ષય થાય છે. તેમ ઇચ્છાનો ક્ષય થવાથી રાગદ્વેષનો ક્ષય થાય છે.[૧૬] જો મન, સર્વ પદાર્થમાં રાગ વગરનું થાય, ને વિક્ષેપ તથા વિષમતા રહિત થાય અને સદા સ્વસ્વરૂપમાં આનંદ મગ્ન રહે તો તે જ ઉત્તમ વિશ્રાંતિ છે. સુખ માટે સર્વદા એ વિશ્રાંતિ લેવી.[૧૭]

# સર્ગ ૬૪ મો*

## સંસાર તરવાના ઉપાયો.

**श्रीवसिष्ठ उवाच**—सुरघुः परिघश्चैव विचार्येति जगद्भ्रमम् ।
मिथः प्रपूजितौ तुष्टौ स्वव्यापारपरौ गतौ ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ ! એવી રીતે સુરઘુ અને પરિઘ બન્ને જગતના ભ્રમનો વિચાર કરી પરસ્પર સત્કાર કરી પ્રસન્ન થઇ પોત પોતાનાં કામ માટે ગયા.[૧] હે રામ! એ બન્નેનાં સંવાદરૂપ બોધનું કારણ સાંભળી ધારણ કર્યું હોય તો આત્મબોધ માટે પરિપૂર્ણ છે ને એ બોધ, દૃઢ થયો હોય તો મોક્ષ માટે પરિપૂર્ણ છે. માટે તે બોધે કરી પરમ પદ પામો.[૨] વિદ્વાનોની સાથે વિચાર કરવાથી ને પોતાના સ્થિર વિચારે કરી જેને તીક્ષ્ણ ભાવ પ્રાપ્ત થયો હોય એવી પરપ્રજ્ઞાએ કરી હૃદયાકાશમાંથી અહંકાર મેઘ નીકળી જાય. ચિત્ત, શરદૃઋતુની પેઠે નિર્મળ આનંદજનક અને મોક્ષરૂપી ફલ આપવાવાળું થાય ત્યારે ધ્યાન કરવા યોગ્ય, સર્વ અનર્થની નિવૃત્તિ કરવાવાળા અને પરમાનંદ સ્વરૂપ એવા પરમાત્મા વિષે નિષ્ઠા થાય છે.[૩–૫] જે, સદા આત્મ વિચાર કરતો હોય, અંતર્મુખ વૃત્તિવાળો હોય ને ચિત્તનું અનુસંધાન કરતો હોય, તે હર્ષ શોકમાં બંધાતો નથી.[૬] તત્ત્વવેત્તા, વ્યવહાર કરતો હોય તેથી જાણે રાગદ્વેષવાળો હોય તેમ અન્યના જોવામાં આવે તોપણ જલમાં રહેલાં કમલની પેઠે તેના લેપમાં આવતો નથી.[૭] જે તત્ત્વજ્ઞનું મન, શુદ્ધ અને અંદર શાંત હોય તે સિંહ, હાથીની જાળમાં જેમ તેમ મનની જાળમાં આવતો નથી.[૮] જ્ઞાનીનું મન, મહા ઉદાર હોવાથી ભોગો માટે દીનતા ભોગવતું નથી.[૯] જેમ વૈરાગ્યવાળો, સ્ત્રી પુત્રાદિકનું મરણ થાય તોપણ કામીની પેઠે દુઃખી થતો નથી. તેમ જ્ઞાનીનું ચિત્ત, દેહ આદિ સર્વ દૃશ્ય, ભ્રાંતિ છે,' એમ જાણવાથી દુઃખી થતું નથી.[૧૦] જેણે મનનો મોહ જાણ્યો હોય તેને વ્યવહારમાં કર્તાપણાનાં અભિમાનથી થતાં પાપનો સંબંધ નથી. એટલે તેને ભાવી દુઃખનો સંભવ નથી.[૧૧] અવિદ્યારૂપી મહાવ્યાધિનું ઔષધ, અવિદ્યાનું જ્ઞાન જ છે.[૧૨] જેમ 'આ સ્વપ્ન છે' એમ જાણવાથી સ્વપ્ન નાશ પામે છે. તેમ 'આ

* આ ચોસઠમા સર્ગમાં 'વિવેકી, જે ઉપાયો કરવાથી મનના દોષો કે જે અહંકારાદિ છે, તેનાં બંધનમાં આવતો નથી ને સંસારથી આત્માનો ઉદ્ધાર કરે છે, તે ઉપાયો કહેવામાં આવશે.

જગત્ અવિદ્યા કલ્પિત છે,' એમ જાણવામાં આવે તે જ વખતે એ અવિદ્યા ક્ષીણ થાય છે.[૧૩] વ્યવહારમાં રહીને પણ જે આસક્ત ન હોય, તેને માછલાનાં નેત્રને જલ જેમ તેમ પાપ સ્પર્શ કરતાં નથી.[૧૪] જેને અજ્ઞાન રાત્રિ, ક્ષીણ થઇ હોય, ને ચિત્સૂર્યનો પ્રકાશ થયો હોય તે જ્ઞાનીની બુદ્ધિ, પરમાનંદને પ્રાપ્ત થવાથી શોભે છે.[૧૫] જ્યારે અજ્ઞાનનિદ્રા શાંત થાય ને શાસ્ત્રરૂપી સૂર્ય બોધ કરે ત્યારે તેવું જ્ઞાન થાય છે, જેણે કરી ફરીથી મોહ થતો નથી.[૧૬] જે દિવસોમાં હૃદયાકાશ વિષે આત્મારૂપી ચંદ્રની ચાંદની પ્રકાશે છે, તે દિવસોમાં જીવવું સફલ છે. ને સર્વ ક્રિયાઓ આનંદમાં થાય છે.[૧૭] નિરંતર આત્મચિંતને કરી મોહમાંથી નીકળેલો પુરુષ અમૃતવડે ચંદ્રની પેઠે અંદર શીતલતાને પામે છે.[૧૮] જેનાથી વૈરાગ્ય થાય ને આત્માકારવૃત્તિરૂપ ચિત્તનો ઉદય થાય, તેને મિત્ર જાણવા, શાસ્ત્ર જાણવા, ને તે જ દિવસોને સફળ જાણવા.[૧૯] જેને આત્મજ્ઞાનમાં અનાદર હોય છે તેઓ પોતાનાં પાપ, ક્ષીણ ન થવાથી જલમાં લતાની પેઠે જન્મ મરણનાં દુઃખમાં પડે છે ને શોક કરે છે.[૨૦] હે રામ! જીવરૂપી ગોધો, સેંકડો આશાપાશોવડે બંધાયેલો છે. ભોગ નામના ઘાસ વિષે લાલચુ છે. ઘડપણે કરી ખડભડી ગયો છે. શોકરૂપી શ્વાસથી હાંફી રહ્યો છે. જેણે દુઃખરૂપી ભાર ઉપાડ્યો છે. જન્મ નામનાં જંગલમાં જીવે છે. પાપરૂપી કાદવથી લીંપાયલો છે. મોહખાડામાં સુએ છે, તેને રાગ નામના ડાંસો કરડે છે. તૃષ્ણારૂપી ચાંમડાંની રાસ ખેંચે છે. તે મન નામના વેપારીનો બળદ છે. બંધુરૂપી બંધનો હોવાથી હરી ફરી શકતો નથી. સ્ત્રી પુત્ર અને ઘડપણ નામનાં સડેલાં છાણમાં ડુબકાં ખાય છે. થાકી ગયો છે તોપણ વિશ્રામ મળતો નથી. ઘણું ચાલવાથી શરીરે અશક્ત થઈ ગયો છે. સંસાર અરણ્યમાં ફરે છે. ઉગ્ર તાપ લાગે છે તો પણ શીતલ છાયા મળતી નથી. બહારનો દેખાવ સારો છે. પણ અંદર અતિ દીન છે. બાહ્ય ઇંદ્રિયો વડે દબાણો છે. વેદમાં કહેલી ફલ શ્રુતિરૂપી ઘંટાનાદવડે ભમે છે. તેની ઉપર પાપનો માર પડે છે. આવિર્ભાવ તિરોભાવરૂપી ગાડાંને ખેંચે છે. અજ્ઞાન અટવીમાં લોટવાથી તેના અવયવો શિથિલ થઈ ગયા છે. તે પોતે કરેલા અનર્થમાં સદા મગ્ન છે. દુઃખી છે. ગરીબ છે. કર્મનો ભાર ઉપાડવાથી ઢીલો થઇ ગયો છે. તેથી દયા આવે તેવી રીતે બરાડે છે. હે રામ! એ જીવ નામના બળદને ગમે તેવો પ્રયત્ન કરી સંસારરૂપી ખાડામાંથી કાઢવો જોઇએ. [૨૧-૨૯] તત્વના સાક્ષાત્કારથી ચિત્ત, ક્ષીણ થાય, ત્યારે જીવ, ફરીથી સંસાર ખાડામાં પડતો નથી.

ને ત્યારે જ જીવ, નીકળ્યો કહેવાય છે.[૩૦] હે રામ! જેમ સમુદ્ર તરવા માટે ખારવા પાસેથી નૌકા મળે છે, તેમ સંસારમાંથી બહાર નીકળવા માટે તત્ત્વવેત્તા ગુરુને શરણે જવાથી યુક્તિ મળે છે.[૩૧] જે ઉજ્જડ દેશમાં ફલથી ભરપૂર અને શીતલ છાયાવાળું આત્મજ્ઞાનીરૂપી વૃક્ષ ન હોય, તે દેશમાં વિદ્વાન્ માણસે રહેવું નહીં.[૩૨] સજ્જન, ચંપાનાં વૃક્ષ જેવો છે, તેમાં મધુર વચનરૂપી પાંદડાં છે, સદ્વરૂપી છાયા છે ને મંદહાસ્યરૂપી પુષ્પ છે. તેના આશ્રયથી અતિ વિશ્રામ મળે છે.[૩૩] જેમાં આત્માનંદની વિશ્રાંતિ નથી ને મહામોહરૂપી તાપ છે, એવા સંસારમાં વિવેકી પુરુષે સૂવું નહીં.[૩૪] આત્મા, આત્માનો બંધુ છે; માટે આત્માએ કરી આત્માનો ઉદ્ધાર કરવો. પરંતુ દેહાભિમાને કરી આત્માને જન્મ મરણના ફેરામાં નાખવો નહીં.[૩૫] દુઃખ, દેહાધીન છે. તે, શું છે? કેમ આવ્યું? તેનું મૂળ, શું છે? તેનો ક્ષય કેમ થાય? એવી રીતે પોતાની બુદ્ધિવડે, શાસ્ત્રે કરી અને તત્ત્વજ્ઞની સહાયતાથી વિચાર કરવો.[૩૬] ધન, મિત્રો, વેદાંત વિના બીજાં શાસ્ત્રો, કે બાંધવો કોઇ પણ આત્માના ઉદ્ધાર માટે સહાયતા કરે તેમ નથી.[૩૭] માત્ર શુદ્ધ થયેલું મન, સહાય થાય છે. એટલે તેની સાથે વિચાર કરવાથી આત્માનો ઉદ્ધાર થાય છે.[૩૮] આત્મવિચારે ઘડેલાં તત્ત્વસાક્ષાત્કારરૂપી વહાણમાં બેસી વૈરાગ્યાભ્યાસ અને પોતાનો પ્રયત્ન, એ બેની સહાયતા લેવાથી સંસારસાગર તરી શકાય છે.[૩૯] મનુષ્યો જેને સદા શોચે છે અને દુષ્ટ આશાવડે જે સર્વદા બળ્યા કરે છે તે આત્માની ઉપેક્ષા ન કરવી, પરંતુ તેનો ઉદ્ધાર કરવો.[૪૦] જીવ, હાથી જેવો છે. તેને બાંધવાનું સ્થાન, અહંકાર છે. તૃષ્ણારૂપી દોરડું છે. તે જન્મરૂપી કાદવમાં ડુબ્યો છે. માટે તેનો ઉદ્ધાર કરવો.[૪૧] પોતાનું અજ્ઞાન દૂર કરી અહંકારનો ત્યાગ કરવાથી જ આત્માનો ઉદ્ધાર થાય છે.[૪૨] મને કલ્પેલાં જગતનો બાધ કરી અહંકારનો નાશ કરવાથી મન, બોધ થાય એવી રીતના આત્મ વિચારમાં પ્રવર્તે છે.[૪૩] જેનો ત્યાગ અતિ અશક્ય છે, એવાં દેહાભિમાનનો ત્યાગ કરવાથી જ પરમાત્માનું જ્ઞાન થાય છે.[૪૪] અહંકારમેઘનો નાશ થાય ત્યારે ચૈતન્ય સૂર્ય દેખાય છે; ને દૃઢ અભ્યાસથી તદ્રૂપતા થાય ત્યારે પરમપદની પ્રાપ્તિ થાય છે.[૪૫] જેમ અંધારાનો ઉચ્છેદ થાય ત્યારે પોતાની મેળે પ્રકાશ દેખાય છે, તેમ અહંકારનો ઉચ્છેદ થાય ત્યારે પોતાની મેળે આત્મા દેખાય છે.[૪૬] અહંકારનો ક્ષય થવાથી જે નિર્વિકલ્પ અવસ્થા પ્રાપ્ત થાય છે, તે અવસ્થામાં સર્વદા રહેવું જોઇએ.[૪૭] એ અવસ્થા, પૂર્ણ સમુદ્ર જેવી, વર્ણન ન થઇ શકે તેવી, ઉપમાનનો અવિષય અને દૃશ્ય વિષે

રંજના વગરની છે.[૪૮] તુર્યાવસ્થા કે જે ચિત્પ્રકાશનો અંશ છે તે, જો સ્થિરતા પામે, તો નિર્વિકલ્પ અવસ્થા, તેની ઉપમા થાય. તાત્પર્ય કે-નિર્વિકલ્પ અવસ્થા, અન્યની ઉપમા થઈ શકે છે; પરંતુ અન્ય કોઈ, તેની ઉપમા નથી.[૪૯] તે અવસ્થા સૂતેલા પુરુષને સમીપમાં રહેલાં જેવી સમીપમાં જોવામાં આવે છે. તે, પરિપૂર્ણ ને આકાશ જેવી વિસ્તારવાળી છે.[૫૦] ઘટનો નાશ થવાથી ઘટાકાશને મહાકાશતા જેમ, તેમ મન તથા અહંકારનો નાશ થયાથી જીવને પરમેશ્વરરૂપતા પ્રાપ્ત થાય છે.[૫૧] હે રામ! એ અવસ્થા, સૂતેલા પુરુષની પાસે છે. તેનો અનુભવ હૃદયમાં થાય છે. તેના સાક્ષાત્કાર માટે પોતાના અનુભવ વિના અન્ય કાંઈ સાધન નથી.[૫૨] જેમ ખાંડ અને ગોળ આદિનો સ્વાદ પોતાના અનુભવ વિના બીજા સાધનોવડે અનુભવમાં આવતો નથી, તેમ પોતાના અનુભવ વિના આત્માનું સ્વરૂપ અનુભવમાં આવતું નથી.[૫૩] ચિત્ત, બાહ્ય વિષયોમાંથી શાંતિ પામી દૂધમાં જળની પેઠે પ્રત્યગાત્મા વિષે એકરસ થઈ નિશ્ચલ થાય, ત્યારે ચરાચરનો આત્મા અને ચક્ષુ આદિનો પ્રકાશ કરવાવાળો પરમાત્મા, પોતાની મેળે અનુભવમાં આવે છે.[૫૪] એવી રીતે ચતુર્થ ભૂમિકા વિષે આત્માનુભવ થયા પછી, પાંચમી ભૂમિકામાં વિષયવાસનાનો આત્યંતિક નાશ થાય છે. ત્યાર બાદ છઠ્ઠી ભૂમિકામાં યત્ન વિના પરમ પુરુષાર્થરૂપ પરબ્રહ્મનો સદા અનુભવ સિદ્ધ થાય છે. ત્યાર પછી સાતમી ભૂમિકામાં વિષમ દૃષ્ટિની સર્વથા નિવૃત્તિ થવાથી સમુદ્રમાં ગળી ગયેલાં સીંધા લુણની પેઠે આનંદૈક રસરૂપે પરિણામ સિદ્ધ થાય છે. તે પરિણામ, બ્રહ્માદિકને પણ અગમ્ય છે.[૫૫]

# સર્ગ ૬૫ મો.*

## વિલાસ તથા ભાસની કથા—તેમાં તેના જન્મ આદિનું વર્ણન.

श्रीवसिष्ठ उवाच—मनसैव मनश्छित्त्वा यद्यात्मा नावलोक्यते ।
ममेत्यहमिति त्यक्त्वा तत्तामरसलोचन ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! જો મને કરી મનને છેદી અહંતામમતા તજી આત્મા જોવામાં ન આવે તો ચિત્રના સૂર્યની પેઠે સંસારનું દુઃખ અસ્ત પામતું

* આ પાંસઠમા સર્ગમાં સહ્ય પર્વત વિષે અત્રિ ઋષિના આશ્રમમાં વિલાસ તથા ભાસનાં જન્મ, કર્મ અને શોક, ક્રમથી વર્ણવવામાં આવશે.

નથી; ને વળી સમુદ્રની પેઠે આપત્તિ, અંત ન આવે એવી ઓહોળી થઇ પડે છે.૧-૨ કારણ કે સંસારરૂપી વર્ષાઋતુ વારંવાર આવે છે. જે અજ્ઞાનરૂપી મેઘથી ભરપૂર છે, ને જન્મ મરણરૂપી તરંગનું કારણ છે.૩ આ વિષયમાં ભાસ તથા વિલાસના સંવાદરૂપ પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે. એ બન્ને સહ્ય પર્વતનાં શિખર ઉપર રહેતા હતા ને પરસ્પર મિત્ર તથા શુદ્ધ મનના હતા.૪ જેણે ઉંચાઇથી આકાશને જિતી લીધું છે, મધ્ય ભાગથી ભૂતલને જિત્યું છે, ને મૂલ ભાગવડે પાતાલને જિતી લીધું છે. એટલે જેણે ત્રણે લોકને જિત્યા છે, જેમાં અસંખ્ય પુષ્પનાં વૃક્ષ છે, નિર્મલ ઝરણાં ઝરે છે, યક્ષો, જેના ભંડારનું રક્ષણ કરે છે, અને જેનાં રત્નોના પ્રકાશ સામું જોઇ શકાતું નથી, એવો સહ્ય પર્વત છે.૫-૬ તેની ભીંતો મોતીથી ભરપૂર છે. તેના તટ સોનાના છે. તેમાં સૂર્યોનાં કિરણો પડવાથી અને રત્નોના કિરણોથી એ પર્વત અતિ શોભે છે.૭ એ પર્વતમાં કોઇ સ્થલે પુષ્પોના સમુદાયો હતા, કોઇ ઠેકાણે હરતાલ, મનશીલ, ગેરુ, આદિ ધાતુઓ હતા, કોઇ સ્થલે ફૂલેલાં તળાવો હતાં, ને કોઇ સ્થલે રત્નશીલાઓ હતી.૮ એક તરફ ઝરણાંના શબ્દો થતા હતા, બીજી તરફ વાંસના શબ્દો થતા હતા. એક તરફ ગુફાના વાયુઓ ગાજતા હતા, ને એક તરફ ભ્રમરાઓ ગુંજાર કરતા હતા.૯ તેનાં શિખર ઉપર અપ્સરાઓ ગાતી હતી, વનમાં પશુ તથા પક્ષીઓના શબ્દ થતા હતા, ઉપરની ભૂમિ ઉપર મેઘ ગાજતા હતા, ને આકાશમાં પક્ષીઓ શબ્દ કરતાં હતાં.૧૦ તેની ગુફાઓમાં વિદ્યાધરો ગાતા હતા, તળાવોમાં ભ્રમરા ગાતા હતા, પાસેના ભાગમાં ભિલ્લો ગાતા હતા, ને વનમાં પક્ષીઓ ગાતાં હતાં.૧૧ તેના ઉપરના ભાગમાં દેવો રહેતા હતા, તળેટીમાં મનુષ્યો રહેતાં હતાં, ને મૂલમાં નાગો રહેતા હતા, તેથી જાણે બીજું બ્રહ્માંડ હોય તેમ એ પર્વત જણાતો હતો.૧૨ તેની ગુફાઓમાં સિદ્ધો રહેતા હતા, મધ્યમાં સોના રૂપાની ખાણો હતી, ચંદનનાં વૃક્ષોમાં સર્પો રહેતા હતા, ને શિખર ઉપર સિંહો રહેતા હતા.૧૩ એ પર્વતમાં વાદળાં જેવાં પુષ્પો નીચે પડયાં હતાં, મકરંદ ઉંચો ઉડતો હતો, ને વાયુમાં પુષ્પો ઉડતાં હતાં તથા વૃક્ષ ઉપર પુષ્પો હતાં, તેથી એ પર્વત પુષ્પોવડે ધોળો થઇ ગયો હતો.૧૪ એ પર્વત, ગેરુ આદિ ધાતુવડે ચીતરાયેલો હતો. રત્નવાળાં શિખરો ઉપર ફરતી સ્ત્રીઓ જાણે મંદાર વૃક્ષ ઉપર ચડી હોય, તેમ જણાતું હતું.૧૫ તેની શિલાઓ શિખરોની અભિસારિકા જેવી જણાતી હતી. તેને વાદળાંરૂપી કાળાં વૃક્ષો હતાં. મૂગાં એટલે શબ્દ ન કરે તેવાં રત્નના અલંકારો હતા.૧૬ તે પર્વતનું ઉત્તર તરફનું એક શિખર

છે, જેનાં વૃક્ષો ફૂલથી નમી ગયાં છે, રત્નનાં તળાવોમાંથી ઝરણાં વહ્યા કરે છે,[૧૭] તેની ઉપરનાં આંબાનાં વૃક્ષોની શાખાઓ, મોરના ઝુમખાવડે શોભે છે, બોરડી પુન્નાગ અને શ્યામ કમલો ફૂલ્યાં છે,[૧૮] લત્તાઓની છાયાવડે સૂર્ય ઢંકાઇ ગયો છે, રત્નનાં કિરણોવડે શોભે છે, ને જાંબૂનો રસ ઝરતો હોય છે. એવી રીતે સ્વર્ગ જેવો આનંદ આપવાવાળું એ શિખર છે.[૧૯] એની ઉપર અત્રિઋષિનો આશ્રમ છે. તે બ્રહ્મ લોક જેવો પવિત્ર, સ્વર્ગ જેવો સુંદર અને કૈલાસ જેવો શોભાવાળો છે. ત્યાં જઇ સિદ્ધ પુરુષો આરામ લે છે.[૨૦] એ આશ્રમમાં બે તપસી રહેતા હતા, તે, બૃહસ્પતિ અને શુક્રાચાર્ય જેવા વિદ્વાન્ હતા.[૨૧] તે બે તપસીને કમલની કલીઓની પેઠે બે પુત્રો થયા.[૨૨] તેમાંથી એકનું નામ ભાસ અને બીજાનું નામ વિલાસ હતું. તે બન્ને વૃક્ષનાં પલ્લવની પેઠે ક્રમે કરી વૃદ્ધિ પામ્યા.[૨૩] તેઓ, પરસ્પર સ્નેહવાળા, મિત્રને હિતકારી થયા. તિલ અને તેલની પેઠે તેમજ પુષ્પ તથા સુગંધની પેઠે તેઓ મળેલા હતા.[૨૪] ને સદા સાથે રહેવાવાળાં સ્ત્રી પુરુષની પેઠે પરસ્પર અતિ પ્રીતિવાળા હતા. તેઓનું એક જ મન, બે રૂપે થયું હોય એમ જણાતું હતું.[૨૫] તે બન્ને હસમુખા ને સુંદર આકૃતિવાળા હતા. તેઓ કમલમા ભ્રમરાની પેઠે એક આશ્રમમાં રહેતા હતા.[૨૬] તેઓ થોડા વખતમાં બાલ્યાવસ્થામાંથી જુવાનીમાં આવ્યા. તે ઉદય પામેલા સૂર્ય ચંદ્ર જેવા શોભતા હતા.[૨૭] પછી તેમના પિતા, ઘરડા હોવાથી દેહ મુકી સ્વર્ગમાં ગયા.[૨૮] તેથી શોકમાં પડેલા ને ઉત્સાહ વગરના એ બન્ને જલમાંથી કાઢી નાખેલાં કમલની પેઠે ગ્લાનિ પામ્યા.[૨૯] પિતાઓની ઉત્તર ક્રિયા કરી તેઓ, વિલાપ કરવા લાગ્યા. કારણ કે મહાત્માઓને પણ લોક મર્યાદા મુકવી કઠણ છે.[૩૦] પિતાના શોકમાં પડેલા એ બન્ને દયાજનક વિલાપ કરી સર્વ ક્રિયા તજી મૂર્છા પામ્યા. તેથી જાણે ચિત્રમાં ચીતર્યા હોય, તેમ જણાતા હતા.[૩૧]



# સર્ગ ૬૬ મો.*

## અજ્ઞાનથી થતાં સંસારનાં દુઃખ.

**श्रीवसिष्ठ उवाच**–अतिशोकपराभूतौ तस्थतुर्दृढतापसौ ।
तापसं शुष्कसर्वांगौ तावरण्यद्रुमाविव ॥ १ ॥

વસિષ્ઠ કહે છે;–હે રામ ! એ બન્ને તપસ્વી, મહા શોકમાં પડ્યા હતા; તેથી ગ્રીષ્મઋતુના તાપથી જંગલના વૃક્ષની પેઠે સૂકાઇ ગયા હતા.[1] પોતાનાં ટોળાંથી જુદા પડેલા મૃગલાની પેઠે વનમાં કાલક્ષેપ કરતા હતા, ને વૈરાગ્યને લીધે કોઇ પણ પદાર્થમાં આસક્ત ન હતા.[2] તેઓના દિવસો, માસ અને વર્ષો એવી રીતે કેટલોક કાળ વ્યતીત થયો, તેથી તેઓ વૃદ્ધ થઇ ગયા.[3] તેમને જ્ઞાન થયું ન હતું, ને દૈવયોગથી જુદા પડી ગયા હતા. તે કાળે કરી મળ્યા ત્યારે એક બીજાને કહેવા લાગ્યા.[4]

વિલાસ પૂછે છે–હે મ્હારા વ્હાલા મિત્ર ! હે મોટા ભાઈ ભાસ ! તમે ભલે પધાર્યા.[5] તમે મારા વિના આટલા દિવસો કયાં કાઢ્યા? તમારું તપ સફળ થયું ?[6] તમારી બુદ્ધિ નિશ્ચિત થઇ ? તમને આત્મજ્ઞાન થયું ? વિદ્યાનું ફલ મળ્યું ? તમે કુશલ છો ?[7]

વસિષ્ઠ કહે છે;–એમ પૂછ્યું ત્યારે પોતાના મિત્ર વિલાસ કે જેને સંસારમાં ઉદ્વેગ થયો હતો ને જ્ઞાન પ્રાપ્ત થયું ન હતું, તેને ભાસ કહે છે.[8]

ભાસ કહે છે;–હે સાધો ! ભલે પધાર્યા. દર્શન દીધાં તે ઠીક કર્યું. અમે સંસારમાં છીયે, એટલે કુશલ કયાંથી ?[9] જ્યાં સુધી સ્વસ્વરૂપ જાણ્યું નથી, કામ સંકલ્પ આદિનો ક્ષય થયો નથી, સંસાર સમુદ્ર તરાયો નથી, ત્યાં સુધી મારું કુશલ કયાંથી ?[10] મનની સર્વ આશાઓ જ્યાં સુધી કપાઇ નથી ત્યાં સુધી અમારું કુશલ કયાંથી ?[11] જ્યાં સુધી શુદ્ધ તત્ત્વ પદાર્થનું જ્ઞાન થયું નથી, સમતાનો ઉદય થયો નથી અને મહાવાકયનો અખંડ બોધ થયો નથી ત્યાં સુધી અમારું કુશલ કયાંથી ?[12] આત્મ લાભ વિના અને જ્ઞાનરૂપી મહા ઔષધ વિના સંસાર રોગ પાછો ઉત્પન્ન થાય છે.[13] સંસારરૂપી ખરાબ વૃક્ષ, કે જેનો અંકુર

* આ છાસઠમા સર્ગમાં ભાસ, 'અજ્ઞાનીને દુઃખ સાગરમાં ભમવું પડે છે.' એવું વર્ણન વિસ્તારથી કરશે.

બાલ્યાવસ્થા છે, પલ્લવ જુવાની છે, ને પુષ્પ વૃદ્ધાવસ્થા છે, તે જ્ઞાન વિના વારંવાર ઉત્પન્ન થાય છે.[૧૪] શરીરરૂપી જીર્ણ વૃક્ષમાંથી મરણરૂપે મંજરી ઉપજે છે. તેમાં સંબંધીરૂપો ભ્રમરાઓ શબ્દ કરે છે, ને ઘડપણરૂપી પુષ્પ છે.[૧૫] વર્ષોની પરંપરા કે જે મરણ થયા પછી સ્વર્ગમાં અથવા નરકમાં કર્મ ભોગરૂપી ઋતુવડે વિરસ છે, ને લાંબા દિવસોથી ભરપૂર છે, તે વર્ષપરંપરા વૃથા વ્યતીત થાય છે.[૧૬] દેહ નામના પર્વતની ઇંદ્રિયોરૂપી ગુફાઓ છે, તે તૃષ્ણા કાંટાવડે ભરપૂર છે, ને જેમાં વિષયભોગ નામના સર્પો ભર્યા છે, તેમાં અને આ લોકના તથા પરલોકના ભોગની ઇચ્છાથી લૌકિક તથા વૈદિક કર્મમાં લોટવું પડે છે. તાત્પર્ય કે મનુષ્ય જન્મ દુર્લભ છે. તેમાં પણ બ્રાહ્મણાદિ ઉત્તમ દેહ અતિ દુર્લભ છે. તે પ્રાપ્ત થાય તોપણ વર્તમાન દેહની પેઠે તેમાં પણ ભોગ લંપટતાવડે આત્મવિવેકની સંભાવના નથી. એટલે તેમાં પણ જન્મ મરણ છૂટે તેમ નથી.[૧૭] સર્વ જન્મોમાં જેનું આવવું જવું પૂરું થયું નથી, એવો કાલ વ્યતીત થયા કરે છે, તેમાં નાનાં મોટાં સુખ દુઃખો આવ્યા કરે છે.[૧૮] દુષ્ટ આશાવડે જેના આરંભો મિથ્યા છે ને જેનાં કર્મો નિષ્ફળ જાય છે એવાં પ્રાણીઓનું આયુષ્ય વૃથા ક્ષીણ થાય છે.[૧૯] મન નામનો મદોન્મત્ત હાથી વિવેકરૂપી ખીલાને ઉખેડી, આળસ તજી વિષયરૂપી હાથણીની પછવાડે દોડયા કરે છે. એટલે કોઇ પણ જન્મમાં વિવેકનો સંભવ ઓછો છે.[૨૦] જેનું પરમપુરુષાર્થોપયોગી આયુષ વ્યર્થ જાય છે ને વિવેક નામનો ચિંતામણિ પડી જાય છે, એવા શરીરવૃક્ષના હૃદય નામના માળામાં વિષયાભિલાષ નામનો ગીધ, વૃદ્ધિ પામે છે.[૨૧] શરીરવલ્લી કે જે વિરસ, સુખ વગરની, ક્ષુદ્ર, કાર્ય કરવામાં અસમર્થ અને પાકી ગયેલાં પાંદડાં જેવી છે, તે ક્ષીણ થાય છે.[૨૨] જરા અવસ્થામાં પુત્ર આદિ અપમાન કરે છે, ને શરીર શોભાહીન થઇ જાય છે, તેથી હિમવડે કમળ કરમાય તેમ મુખ નિસ્તેજ થાય છે.[૨૩] શરીર નામના તળાવનું યુવાવસ્થારૂપી જળ સૂકાઇ જવાથી આયુષ નામનો રાજહંસ, પાછો ન આવે એવી રીતે નાશી જાય છે.[૨૪] જીવિત નામનાં જુનાં વૃક્ષનાં ભોગરૂપી પુષ્પો તથા દિવસરૂપી પાંદડાં, કાલપવનનો ઝપાટો લાગવાથી નીચે ખરી પડે છે.[૨૫] જેમાં વિષય સર્પો વસે છે, દુઃખ દેડકાં ભર્યા છે, એવા મોહરૂપી આંધળા કુવામાં મન ડૂબે છે. એટલે ભોગ નિવૃત્ત થાય તોપણ તેની આશા, તે ન મળે તો દુઃખ, ચિંતા અને શોક વધે છે.[૨૬] નાના પ્રકારની રંજનાવાળી તૃષ્ણા, દેવાલયની ધ્વજાની પેઠે અતિ ઉંચે ચડે છે.[૨૭] મહાકાલરૂપી

દરમાં રહેવાવાળો યમ નામનો ઉંદર, સંસાર નામની પ્રવાણી (કપડાં વણવાની તુરી) ના જીવવાની આશારૂપી તાંતણાને તોડી નાંખે છે.[૨૮] જેમાં જુવાની રૂપી મહાતરંગો હોય છે, ક્રોધ અને દ્વેષ આદિ ફીણ હોય છે, ને લોભ તૃષ્ણાથી ભટકવારૂપી ભમરી હોય છે, એવી જીવિતનામની ક્ષુદ્ર નદી ચાલી જાય છે.[૨૯] જેમાં કારીગરી, શાસ્ત્રની કુશલતા, તથા વ્યવહારનાં કાર્યોરૂપી મોટા તરંગો છે. એવી અને જેનો અંત ન આવે એવી પ્રવૃત્તિ નામની નદી, પ્રત્યેક જન્મમાં એમને એમ વહ્યા કરે છે.[૩૦] કાલ નામના મહાસાગરમાં પ્રાણીના સમુદાયરૂપી અનંત નદીઓ નિરંતર પડયા કરે છે.[૩૧] હે મિત્ર! દેહ નામની રત્નશલાકા જન્મ જન્મમાં નાશરૂપી કાદવ સમુદ્રમાં કયાં પડી જાય છે તે જાણવામાં આવતું નથી.[૩૨] ચિરકાલથી ચિંતાચક્રમાં બંધાયેલું અને દુરાચારમાં ચતુર એવું મન, સમુદ્રના જલમાં ઘાસની પેઠે ભમે છે.[૩૩] અનંત કાર્યરૂપી મહાતરંગમાં તણાતું અને ચિંતામાં નાચતું એવું ચિત્ત, ક્ષણવાર વિશ્રાંતિ પામતું નથી.[૩૪] આ કામ કર્યું, આ કરું છું, ને આ કરીશ, એ પ્રકારની જાળમાં પકડાયેલી બુદ્ધિ નામની પક્ષિણી (પંખીની સ્ત્રી) મૂઝાય છે.[૩૫] આ મિત્ર, આ શત્રુ એવી રીતના દ્વંદ્વ નામનો મહા હાથી મારાં મર્મસ્થલરૂપી કમલને ઉખેડી નાખે છે.[૩૬] અતિ ચંચળ એવું મન નામનું માછલું, ચિંતારૂપી મહાનદીના તરંગમાં ફરવાથી ક્ષણમાં વૃદ્ધિ પામ્યું છે.[૩૭] એવી રીતે નાના પ્રકારનાં દેહાદિકનાં દુઃખને પોતાનાં માનવાથી જીવ, દીનતા પામે છે.[૩૮] નાના પ્રકારનાં સુખ દુઃખમાં પડેલો અને જરામરણરૂપી વાયુ વડે મરડાઇ જતો એવો જીવ, જગતરૂપી પર્વતમાં લોટવાથી સૂકાં પાંદડાંની પેઠે જીર્ણતાને પ્રાપ્ત થાય છે.[૩૯]

# સર્ગ ૬૭ મો*

## બંધ મોક્ષનું કારણ.

**श्रीवसिष्ठ उवाच**—एवं तौ कुशलप्रश्नं कृतवंतौ परस्परम् ।
कालेनासाद्य विमलं ज्ञानं मोक्षं ततोगतौ ॥ २ ॥

વસિષ્ઠ કહે છે.–હે રામ! એ બન્ને કુશલ પ્રશ્ન કરી કાળે કરી શુદ્ધ જ્ઞાન થવાથી મોક્ષ પામ્યા.[૧] તે માટે હું કહું છું કે સંસાર તરવા માટે જ્ઞાન વિના બીજી

* આ સડસઠમા સર્ગમાં દેહ અને આત્માનો સંબંધ નથી, એવું સમર્થન કરવા માટે મનની આસક્તિથી બંધન ને તેના ત્યાગથી મોક્ષ થાય છે, એવું વર્ણન કરવામાં આવશે.

ગતિ નથી.[૨] હે રામ! તમારી પાસે વર્ણવેલો દુઃખ સમુદ્ર ગરુડજીની પેઠે વિવેકીને તરવો સહેલો છે.[૩] દેહાભિમાનનો ત્યાગ જ દુઃખ સાગર તરવાનો ઉપાય છે. માટે આત્મસ્વરૂપમાં રહેલા મહાત્મા પુરુષો, સાક્ષીની પેઠે દૂરથી જુવે છે.[૪] જેમ રથ ભાંગે તેમાં સારથિનું કાંઇ ભાગતું નથી, તેમ દેહને દુઃખ થાય, તેમાં આપણને શી ક્ષતિ છે?[૫] જેમ તરંગ ચાલવાથી સમુદ્રની પૂર્ણતાની ક્ષતિ નથી, તેમ મન ક્ષોભ પામવાથી આત્માની ક્ષતિ નથી.[૬] જલને હંસો અને પાષાણો શું છે? ને લાકડાને શિલાનો શો સંબંધ છે? તેમ પરમાત્માને ભોગોનો શો સંબંધ છે? તાત્પર્ય કે જેમ અચેતનને મમતાનો પ્રસંગ નથી, તેમ અસંગ આત્માને મમતાનો પ્રસંગ નથી.[૭] મધ્યમાં ઘણા પર્વત હોય તોપણ પર્વતનો અને સમુદ્રનો કશો સંબંધ નથી, તેમ પરમાત્માનો અને બંધનનો કશો સંબંધ નથી. તાત્પર્યકે આકાશની પેઠે પરમાત્મા કોઇપણ પાશથી બંધાતો નથી.[૮] જેમ જલને મધ્યમાં ઉભેલાં કમલોનો સંબંધ નથી, તેમ આત્માને શરીરોનો સંબંધ નથી.[૯] જેમ જલ અને કાષ્ટનો પરસ્પર અથડાવાથી જલના બિંદુ ઉંચા ઉડે છે, તેમ દેહ અને આત્માના તાદાત્મ્યાધ્યાસથી સુખ દુ;ખાદિ ચિત્તવૃત્તિઓ ઉત્પન્ન થાય છે. જેમ લાકડાં અને જલના સંબંધથી જલમાં લાકડાંનાં પ્રતિબિંબ દેખાય છે, તેમ આત્મા વિષે શરીરો દેખાય છે.[૧૧] જેમ અરીસામાં ને જલ આદિમાં દેખાતાં પ્રતિબિંબો, પરમાર્થતઃ સત્ય નથી ને અસત્ય નથી, તેમ આત્માને શરીરો સત્ય નથી ને અસત્ય પણ નથી.[૧૨] જેમ જલ, કાષ્ઠ અને પાષાણના અથડાવાથી તેમજ સંયોગ વિયોગથી કોઇને સુખદુઃખ નથી, તેમ પંચમહાભૂતના દેહોને ચાબખાનો માર પડે, ચંદન ચર્ચે, વા સ્ત્રીપુત્રાદિકનો સંયોગ વિયોગ થાય, તેમાં કોઇને પણ દુઃખ નથી.[૧૩] જેમ કાષ્ટના સંબંધથી જલમાં કંપ તથા શબ્દઆદિ થાય છે, તેમ જીવના સંબંધથી દેહમાં સુખદુઃખાદિ થાય છે.[૧૪] દેખવામાં આવતી સુખદુઃખ સંવિત, શુદ્ધચિત્તને નથી, તેમ જડશરીરને પણ નથી. એ તો કેવળ અજ્ઞાનને છે, તે નષ્ટ થવાથી સર્વ શુદ્ધ ચિદ્રૂપ છે.[૧૫] જેમ લાકડાં અને જલનો સંબંધ છતાં પણ સુખદુઃખનો અનુભવ, એ બેમાંથી એકેને નથી, તેમ દેહ અને દેહાભિમાની જીવનો સંબંધ છતાં સુખદુઃખનો અનુભવ કોઇને નથી.[૧૬] જોવામાં આવતો આ સંસાર, અજ્ઞાનીને જેમ સત્ય ભાસે છે, તેમ જ્ઞાનીને સત્ય ભાસતો નથી. એટલે જ્ઞાનીને અજ્ઞાનીમાં મોટો ભેદ છે.[૧૭] જેમ જલનો અને પાષાણનો સંબંધ, આસક્તિ વગરનો છે, તેમ જ્ઞાનીને ભોગનો અનુભવ આસક્તિ વગરનો છે.[૧૮] જેમ જલ

અને કાષ્ઠનો સંબંધ, પારમાર્થિક સંગ વગરનો છે, તેમ જીવ અને દેહનો સંબંધ પરમાર્થિક સંબંધ વગરનો છે.૧૯ જેમ જલનો અને કાષ્ઠનો તાદાત્મ્યભાવ નથી, જેમ જલનો અને પ્રતિબિંબનો તાદાત્મ્યભાવ નથી, તેમ દેહનો અને જીવનો તાદાત્મ્ય ભાવ નથી.૨૦ શુદ્ધ સંવિત્ સર્વત્ર વ્યાપી રહે છે. દ્વૈતવાળી અન્ય સંવિત્ મિથ્યા છે, એટલે શૂન્યતા પ્રાપ્ત થતી નથી.૨૧ હે રામ! ભ્રાંતિએ કરી અસત્ પદાર્થની પણ પ્રતીતિ થાય છે. જેમ ભૂત ન છતાં પણ ભ્રાંતિએ કરી ભાસે છે, તેમ સુખદુઃખ ન છતાં પણ ભ્રાંતિએ કરી ભાસે છે.૨૨ મનની ભાવનાથી સંબંધ ન છતાં પણ સંબંધ થાય છે. જેમકે સ્વપ્નની સ્ત્રી મિથ્યા છતાં તેનો સંબંધ થાય છે, ને સ્થાણું, ભૂતરૂપે ન છતાં તાદાત્મ્યાધ્યાસથી તેમાં ભૂતબુદ્ધિ થાય છે.૨૩ શરીર અને પરમાત્માનો સંબંધ, જલ તથા કાષ્ઠના સંબંધ જેવો મિથ્યા છે.૨૪ જેમ અધ્યાસ ન હોવાથી લાકડાં પડવાથી પણ જલ પીડાતું નથી, તેમ આત્મા, અધ્યાસશૂન્ય હોવાથી દેહનાં દુઃખોવડે પીડાતો નથી.૨૫ તાદાત્મ્યાધ્યાસથી દેહના દુઃખોવડે આત્મા દુઃખી જણાય છે. અધ્યાસનો ત્યાગ કરવાથી આત્મા દુઃખથી મુક્ત છે, એમ તત્ત્વવેત્તા જાણે છે.૨૬ જેમ જલમાં પડેલાં સેવાળ, પાંદડાં અને લાકડાં પરસ્પર મળેલાં છતાં અસંગ હોવાથી દુઃખવાળાં નથી, તેમ દેહ, ઇંદ્રિય અને મન એક આત્મા વિષે મળેલાં છતાં અસંગ હોવાથી કોઇ પણ દુઃખવાળું નથી.૨૭–૨૮ જેમ વૃક્ષનું કારણ બીજ છે, તેમ સંસારમાં જન્મ મરણ તથા મોહનું કારણ મનની આસક્તિ છે.૨૯ આસક્તિવાળો પુરુષ, સંસારસાગરમાં ડૂબે છે, ને આસક્તિ વગરનો, સંસાર તરી જાય છે.૩૦ અંદર આસક્તિવાળું ચિત્ત, વિક્ષેપવાળું કહેવાય છે, ને અંદરની આસક્તિ વગરનું ચિત્ત, લીન કહેવાય છે.૩૧ આસક્તિવાળું મન, ભાંગેલાં સ્ફટિકમણિનાં લિંગ જેવું અપવિત્ર છે ને આસક્તિ વગરનું મન, સ્ફાટિકમણિનાં અખંડ લિંગ જેવું પવિત્ર છે.૩૨ હે રામ! વ્યવહારમાં રહેલું પણ આસક્તિ વગરનું શુદ્ધ મન, મુક્ત છે, ને મોટા તપસ્વીનું પણ આસક્તિવાળું મન, બંધાયેલું છે.૩૩ અંદર સંગવાળું મન, બદ્ધ જાણવું, ને સંગ વગરનું મુક્ત જાણવું. અંદરનો સંગ જ બંધ મોક્ષનું કારણ છે.૩૪ જેમ લાકડાં ઉપાડવાવાળી નૌકા, લાકડાંના ગુણદોષથી કે જલના ગુણદોષથી લેપાતી નથી, તેમ આસક્તિ વગરનો પુરુષ કર્મ કરે તો પણ લેપાતો નથી.૩૫ જેમ સ્વપ્નના સિંહ આદિ મિથ્યા છે તો પણ તેનાથી ભય અને નાશનું આદિ વ્યાકુલતા થાય છે તેમ કર્મ ન કરનારને પણ મનની આસક્તિથી કર્તાપણું પ્રાપ્ત થાય છે.૩૬ દેહ

અકર્તા છતાં પણ ચિત્તનું કર્તાપણું દેહને પ્રાપ્ત થાય છે. સ્વપ્નમાં ચિત્ત ક્રિયા કરે છે તો પણ દેહની ક્રિયા જેવીજ ક્રિયા થાય છે, ને જાગ્રદસ્થામાં પણ પોતાના પુત્ર કે નોકરની યુદ્ધ આદિ ક્રિયા જોનારને સ્વપ્ન જેવું કર્તાપણું છે.[૩૭] મન અકર્તા હોય તો અકર્તાપણું સ્પષ્ટ છે. જેમકે શૂન્ય મનવાળો પુરુષ, કર્તા છતાં પણ અભિમાન ન હોવાથી અકર્તા કહેવાય છે.[૩૮] હે રામ! કર્તાપણું કે અકર્તાપણું મનનું છે, દેહને કાંઇ નથી. તાત્પર્ય કે ચિત્ત વિષે કર્તૃતાશક્તિ છે, માટે દેહને કર્તા માનવો યોગ્ય નથી.[૩૯] આસક્તિ વગરનું મન, કર્તા છતાં પણ અકર્તા છે. કેમકે આસક્તિવિના કર્મફલ ભોગવવું પડતું નથી.[૪૦] આસક્તિ વગરનો પુરુષ, બ્રહ્મહત્યાઆદિ પાપકર્મોથી કે અશ્વમેધ આદિ પુણ્યકર્મોથી લેપાતો નથી, ને આસક્તિવાળો પુરુષ, " સ્ત્રીપુત્રઆદિ દૂર હોય તો પણ પાસે રહેલાંની પેઠે વ્યગ્ર રહે છે. આ વિષયનું વિવેચન, સ્થિતિ પ્રકરણમાં પુરૂરવા અને ઉર્વશીના પ્રસંગમાં તથા ઇંદ્ર અને અહલ્યાના પ્રસંગમાં આવી ગયું છે.[૪૧] અંદરની આસક્તિ વગરનો અને વિક્ષેપ રહિત એવો જીવ, લોકદષ્ટિથી કર્મ કરે, વા ન કરે, પરંતુ તેને કદાપિ કર્તા ભોકતાપણું નથી.[૪૨] જે મન અંદર આસક્તિ વગરનું છે, તે, અકર્તા, મુક્ત, શાંત, સ્થિર અને લેપ રહિત છે.[૪૩] મનની આસક્તિનો ત્યાગ કરવો, એજ પંચમહાભૂતનો અને બંધ કરવાવાળા સર્વ પદાર્થના ત્યાગનો મુખ્ય ઉપાય છે.[૪૪] મન અંદરની આસક્તિરૂપી દોષથી મુક્ત થઇ જો પ્રત્યક્પણાને પ્રાપ્ત થાય તો તરવાર આદિ, યમુના આદિનાં કાળાં જલમાં જેમ એક રૂપ જણાય તેમ પરમાત્માની સાથે એક રસતાને પ્રાપ્ત થાય છે.[૪૫]

# સર્ગ ૬૮ મો.*

## આસક્તિના વિભાગ તથા તેનાં ફળ.

**राम उवाच**—कीदृशो भगवन्संगः कथं बंधाय वा नृणाम् ।
कश्च मोक्षाय कथितः कथं वैष चिकित्स्यते ॥ १ ॥

રામ, પૂછે છે–હે ગુરુ મહારાજ! કેવો સંગ બંધનું કારણ છે? ને કેવો સંગ મોક્ષનું કારણ છે? ને તેનો ઉપાય શું છે?[૧]

* આ અડસઠમા સર્ગમાં–આસક્તિ તથા અનાસક્તિનાં લક્ષણ, તેની ચિકિત્સાના ઉપાય, વંધ્યા તથા વંધ્યાઆસક્તિના વિભાગ અને તેનાં ફલ,' એટલી વાત આવશે.

વસિષ્ઠ કહે છે-હે રામ! આત્મા અને અનાત્માના વિચારના અભાવથી દેહ અને જીવના તાદાત્મ્યાધ્યાસવડે દેહ વિષે આત્મ બુદ્ધિ થવી, એ સંગ કહેવાય છે. એ સંગ, બંધનનું કારણ છે.[૨] અનંત આત્મતત્ત્વને ત્રણ પ્રકારના પરિચ્છેદવાળું જાણી પરિચ્છેદ વગરના આનંદરૂપ આત્માના વિસ્મરણથી વિષય સુખની ઇચ્છા કરવી, એ, સંગ કહેવાય છે, એજ, બંધનનું કારણ છે.[૩] આ જે કાંઇ દેખાય છે, તે સર્વ આત્મા છે, એમાં કોનું ગ્રહણ કરું, ને કોનો ત્યાગ કરું,' એવો નિશ્ચય અસંગ કહેવાય છે, એ, મોક્ષનું કારણ છે.[૪] હું (અહંકાર) નથી, ને અન્ય પણ નથી માટે મિથ્યા સ્વરૂપ દેહ વિષે વિષય સુખ હો, વા ન હો. હું તો દેહાદિથી અલગો ને અસંગ છું' એવા નિશ્ચયવાળો અસંગ પુરુષ મોક્ષ ભાગી છે.[૫] જે પુરુષ, કર્મ ત્યાગને વખાણતો નથી, કર્મ વિષે આસક્ત થતો નથી, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાન હોય છે, ને ફલનો ત્યાગ કરે છે તે, આસક્તિ વગરનો કહેવાય છે.[૬] જેના મનમાં આત્મનિષ્ઠા હોવાથી હર્ષ શોક થતા નથી, તે અસંગ કહેવાય છે, માટે તેને મોક્ષ મળે છે.[૭] જે પુરુષ, લોક સંગ્રહ માટે સર્વ કર્મ કરે છે, ને મનમાં તેના ફલની ઇચ્છા કરતો નથી, તે આસક્તિ વગરનો કહેવાય છે,[૮] આસક્તિ વિના જે કાંઇ ક્રિયા કરાય છે, તે સર્વ, નિર્વિઘ્નપણાથી શ્રેય આપે છે.[૯] આસક્તિથી જે કાંઇ ક્રિયા કરાય છે તે દુઃખરૂપ થાય છે ને ખાડામાં ઉગેલા કાંટાના વૃક્ષની પેઠે તેમાંથી સેંકડો ડાળાં ફૂટે છે.[૧૦] ગધેડા અને બળદ આદિ પશુઓ નાકની નાથ ખેંચવાથી ભય પામી માર્ગમાં ભાર ઉપાડે છે, તે આસક્તિનો મહિમા છે.[૧૧] વૃક્ષ, સ્થાવર દેહથી વાયુ, શીત અને તડકાના કલેશને સહન કરે છે, તે આસક્તિનો મહિમા છે.[૧૨] પૃથ્વીના નાના ખાડામાં ભરાયેલા કીડા સંકોચથી રહે છે ને દુઃખમાં દિવસો કાઢે છે, એ આસક્તિનો મહિમા છે.[૧૩] પંખી મરણના ભયથી ઝાડની ટોચ ઉપર સૂવે છે ને ભૂખે મરે છે, એ આસક્તિનું માહાત્મ્ય છે.[૧૪] મૃગલાં જંગલમાં ઘાસ ખાઇ રહે છે ને પારાધિનાં બાણની પીડાવડે દેહ તજે છે, એ આસક્તિનો મહિમા છે.[૧૫] આ પ્રાણીઓ કીડા આદિ અનેક યોનિમાં વારંવાર જન્મે છે, વૃદ્ધ થાય છે, ને પછી મરણ પામે છે, એ આસક્તિનો મહિમા છે.[૧૬] જલના તરંગની પેઠે અનંત પ્રાણીઓ ઉત્પન્ન થઇ લય પામે છે, તે આસક્તિનો વિલાસ છે.[૧૭] જીવો, લતા અને ઘાસ આદિ સ્થાવર યોનિમાં વખતો વખત જન્મે છે, (ને મરે છે) તે સંગ મહિમા છે.[૧૮] ઘાસ, ગુલ્મ અને લતા આદિ પૃથ્વીના યોગવાળાં જલનું મૂલદ્વારા પાન કરી પોત પોતાના આકારને ઉપજાવે છે, તે આસક્તિનો મહિમા

છે.[૧૯] આ સંસારનદી કે જેમાં વિક્ષેપ, વિયોગ, ભ્રાંતિ અને નિપાત આદિ હજારો અનર્થો ભર્યા છે, ને સદા વહ્યા કરે છે, તે આસક્તિનો મહિમા છે.[૨૦] હે રામ! આસક્તિ બે પ્રકારની છે. ૧ વંધ્યા ૨ વંધ્યા. તેમાં અજ્ઞાનીને વંધ્ય અને અને જ્ઞાનીને વંદ્યા આસક્તિ છે.[૨૧] આત્મજ્ઞાન વિના દેહાદિક વિષે જે દઢ આસક્તિ, તે વંધ્યા કહેવાય છે.[૨૨] આત્મજ્ઞાન થવાથી આત્મા અને અનાત્માના વિવેક કરી થયેલી અને સંસાર વગરની પરમાત્મા વિષે જે આસક્તિ તે વંદ્યા કહેવાય છે.[૨૩] હે રામ! વંદ્યા આસક્તિથી જીવન્મુક્તનો સર્વ વ્યવહાર અતિ ઉત્તમ પ્રકારે થાય છે. વિષ્ણુ ભગવાન્ પણ વંદ્યા આસક્તિથી નાના પ્રકારની ચેષ્ટા કરે છે, ને ત્રણે જગતનું પાલન કરે છે.[૨૪] સૂર્ય, વંદ્યા આસક્તિથી રોજ ને રોજ આધાર વિના આકાશમાં ચાલે છે.[૨૫] વંદ્યા આસક્તિથી હિરણ્ય ગર્ભનું શરીર, પ્રાકૃત પ્રલયમાં વિદેહ કૈવલ્યની વિશ્રાંતિ માટે દ્વિપરાર્ધ પર્યંત સર્ગ આદિની કલ્પના કરી વ્યવહાર કરે છે.[૨૬] વંદ્યા આસક્તિથી શંકરનું શરીર લીલાવડે પાર્વતીજી વિષે આસક્તિથી બંધાણું છે ને ભસ્મવડે શોભે છે.[૨૭] વંદ્યા આસક્તિથી સિદ્ધ પુરુષો, લોકપાલો અને અન્ય તત્ત્વવેત્તાઓ, જગતમાં જ્ઞાનનિષ્ઠ થઇ રહે છે.[૨૮] મહર્લોક જનલોક, તપલોક અને સત્યલોક આદિમાં રહેવાવાળા તત્ત્વજ્ઞો, વંદ્યા આસક્તિથી અજર અમર દેહને ધારણ કરે છે.[૨૯] વંધ્ય આસક્તિથી વિષયોને મિથ્યા સુંદર જાણી માંસના કકડા ઉપર ગીધ જેમ, તેમ મન વિષયો વિશે પડે છે.[૩૦] આસક્તિથી જગતમાં વાયુ વાય છે, પંચમહાભૂતો રહે છે, ને જગતની મર્યાદા ચાલે છે.[૩૧] દેવો સ્વર્ગમાં, મનુષ્યો પૃથ્વીમાં અને સર્પો તથા અસુરો પાતાલમાં એવી રીતે ઉંબરાનાં ફલમાં મચ્છરની પેઠે બ્રહ્માંડમાં સર્વ જીવો રહે છે.[૩૨] આસક્તિથી અનંત પ્રાણીઓ નદીના તરંગની પેઠે જન્મે છે, મરે છે, નરકમાં પડે છે ને સ્વર્ગમાં જાય છે.[૩૩] હે રામ! સર્વ પ્રાણી, ઝરણાંના બિંદુની પેઠે પ્રીતિ વિના ઉત્પન્ન થઇ થઇને લય પામે છે, એ આસક્તિનો મહિમા છે.[૩૪] મહા અજ્ઞાની પ્રાણી, પરસ્પર દુઃખ દે છે, ને ખરી પડેલાં પાંદડાંની પેઠે ભટકયા કરે છે, એ આસક્તિનો મહિમા છે.[૩૫] ઝાડ વિષે મચ્છરોનો ઢગલો જેમ, તેમ આકાશમાં નક્ષત્ર મંડલ સદા ફર્યા કરે છે.[૩૬] ચંદ્ર, રોજને રોજ ઉદય અસ્તથી અને ક્ષય વૃદ્ધિથી શિથિલ થઇ ગયેલા કાલરૂપી બાલકને ખેલવાના દડા જેવો, જડ અને કલંકવાળું હોવાથી તજવા યોગ્ય એવાં પણ પોતાના શરીરને આજ સુધી તજતો નથી, એ આસક્તિનો મહિમા છે.[૩૭] મનરૂપી રોગ, કાપ્યા વિના જેનો અન્ય ઉપાય નથી, કારણ કે

અનેક યુગોનાં દુ:ખોના વારંવાર અનુભવે કરી કઠોર થઇ ગયું છે, તે મનને પોતે દુ:ખી છતાં પણ ઇંદ્રાદિદેવતાઓ આસક્તિથી વશ થઇ કાપી નાખતા નથી.[૩૮] હે રામ! પરમાત્મારૂપી આકાશમાં કોઇએ પણ આસક્તિવડે જગત્ કે જે વાસનામય છે, તે નામનું વિચિત્ર ચિત્ર ચીતર્યું છે, માટે તેનો ઉચ્છેદ તો વિવેકપૂર્વક જ્ઞાને કરી થાય છે.[૩૯] શૂન્ય આકાશ વિષે જગત્ નામનું ચિત્ર મનની આસક્તિરૂપી રંગથી ચીતરેલું છે. તે કદાપિ સત્ય નથી.[૪૦] આ સંસારમાં આસક્ત મનવાળા અજ્ઞાની પુરુષોનાં શરીરોને ઘાસને અગ્નિ જેમ, તેમ તૃષ્ણા ખાય છે.[૪૧] અજ્ઞાનીના દેહોને અને સમુદ્રની રેતીને ગણવા માટે કોણ સમર્થ છે? કોઇ પણ નહીં.[૪૨] ગંગા કે જે મેરુપર્વતનાં શિખર ઉપરથી ઉતરે છે અને મોતીના હાર જેવી શોભે છે, તે ગંગાના તરંગો કદાચિત્ ગણી શકાય, પણ આસક્ત મનવાળાના દેહો ગણી શકાય નહીં.[૪૩] જેમાં યાતના નામની નાયિકા છે, અને રૈરવ, અવીચિ અને કાલસૂત્ર આદિ જેનાં નામ છે, એવાં નરકરૂપી અંતઃપુરો, આસક્ત મનવાળા પુરુષોના ભોગ માટે પંક્તિબંધ બાંધ્યાં છે.[૪૪] દુ:ખે કરી સૂકાઇ ગયેલો આસક્ત મનવાળો પુરુષ, નરકરૂપી અગ્નિનાં બળતણ જેવો છે, તેણે કરી આસક્ત પુરુષો નરકાગ્નિમાં બળે છે.[૪૫] જગતમાં જે કાંઇ દુ:ખ છે, તે સર્વ, આસક્ત મનવાળા માટે છે.[૪૬] જેમ સમુદ્ર પ્રત્યે નદીઓ જાય છે, તેમ આસક્ત મનવાળા પ્રત્યે સર્વ દુ:ખ પરંપરા જાય છે.[૪૭] અવિદ્યા કે જે મનની આસક્તિરૂપ છે, પોતાની મેળે માથે લીધેલા ભારની પેઠે અવશ્ય ઉપાડવી પડે છે, અને જીવની જન્મ મરણરૂપ દુર્દશાને ઇચ્છતી હોય તેમ જે રહે છે, તે અવિદ્યાવડે આ સર્વ દુ:ખો વિસ્તાર પામ્યાં છે.[૪૮] હે રામ! એ પ્રમાણે આસક્તિ, સર્વ દુ:ખોનું કારણ છે ને આસક્તિનો ત્યાગ, સર્વ સુખનું કારણ છે, એટલે એવા ત્યાગીની સુખસંપત્તિઓ વર્ષાઋતુની નદીઓની પેઠે મોટો વિસ્તાર પામે છે.[૪૯] મનની આસક્તિ, શરીરમાં અંગારા જેવી છે ને આસક્તિનો ત્યાગ, પરમ રસાયન છે.[૫૦] જેમ પોતાનાં મૂળના ઘાસના અગ્નિવડે લતા બળે છે, તેમ પ્રકૃતિથી થયેલા દેહાદિકના સંસર્ગથી જીવ બળે છે.[૫૧] શાંત, આકાશની પેઠે નિર્લેપ, નહી જેવું રહેલું છતાં પણ સત્ જેવું ભાસવાવાળું અને આસક્તિ વગરનું મન, સદા સુખ માટે છે.[૫૨] જેનું મન, અવિદ્યામાં અસ્ત પામ્યું હોય, વિદ્યામાં ઉદય પામ્યું હોય, ને કોઇ પણ વિષયમાં આસક્ત ન હોય, તે પુરુષને જીવન્મુક્ત જાણવો.[૫૩]

—※—

# સર્ગ ૬૯ મો.*

## બ્રહ્મ વિષે મનની સ્થિરતા તથા તેનું ફલ.

श्रीवसिष्ठ उवाच—सर्वदा सर्वसंस्थेन सर्वेण सह तिष्ठता ।
सर्वकार्यरतेनापि मनःकार्यं विजानता ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ ! વિવેકી પુરુષ જે વખતે જે વ્યવહાર પ્રાપ્ત થાય તે વ્યવહાર કરતો હોય, તે તે વ્યવહારમાં ઉપયોગી એવા ઇષ્ટ મિત્ર, નોકર, સ્ત્રી અને પુત્ર આદિ સર્વની સાથે રહેતો હોય, નિષેધ ન કરેલાં એવાં લૌકિક અને વૈદિક કર્મો કરતો હોય, તો પણ તેણે પોતાનું મન બ્રહ્મમાં રાખવું.[1] કાર્ય સિદ્ધ કરવાના ઉદ્યોગમાં, વીતિ ગયેલા વિષયોમાં, વર્તમાન વસ્તુઓમાં, આકાશમાં, પાતાલમાં, અંતરિક્ષમાં, દિશાઓમાં, કોણમાં, આધિભૌતિકમાં, સ્ત્રી પુત્રાદિ વિષયોમાં, ઇંદ્રિયોની વૃત્તિઓમાં, આધ્યાત્મિકમાં, પ્રાણ, બ્રહ્મરંધ્ર તથા તાળવા આદિ ધારણાનાં સ્થાનો કે જેમાં કામ્ય સિદ્ધિઓ સિદ્ધ થાય છે તે વિષે, ભ્રુકુટિના મધ્યમાં, નાસિકાના અંતમાં, મુખમાં, જમણાં નેત્રની કીકીમાં, અંધકારમાં, આભાસમાં, હૃદયાકાશમાં, જાગ્રતમાં, સ્વપ્નમાં, સુષુપ્તિમાં, શુદ્ધ સત્ત્વગુણમાં, તમોગુણમાં, રજોગુણમાં, ગુણના સન્નિપાતમાં, કાર્ય વર્ગમાં, અવ્યક્તરૂપ કારણમાં, આદિમાં, મધ્યમાં, સૃષ્ટિ આદિના કાલમાં, દૂર રહેલા પદાર્થોમાં, સમીપમાં, નામરૂપવાળા પદાર્થમાં, જીવમાં, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોમાં, વિષયની અભિલાષાની પરવશતામાં, વિષયોપભોગનાં ફલોમાં, આકાશગમન આદિ સિદ્ધિઓમાં અને ત્રિકાલજ્ઞતા તથા ચિરંજીવિતા આદિ સિદ્ધિઓમાં મનને આસક્ત કરવું નહીં. પરંતુ કેવલ આત્મા કે જે બુદ્ધિવૃત્તિનો સાક્ષી છે, તેને વિષે રાખી પરમાનંદમાં મગ્ન કરવું, ને સર્વ વિષયોમાં વિરસ કરવું.[૨–૮] આસક્તિ વગરનો અને પરમાનંદમાં મગ્ન એવો જીવ, બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. તે, આ સર્વ વ્યવહાર કરે વા ન કરે, પણ તેને લેશ માત્ર પણ લેપ નથી.[૯] સ્વસ્વરૂપમાં પ્રીતિવાળો જીવ, ક્રિયા કરે છે, છતાં પણ અકર્તા છે. કેમકે આકાશને મેઘનો જેમ સંબંધ નથી, તેમ તેને ક્રિયાનાં ફલનો સંબંધ નથી.[૧૦] અથવા સાક્ષીભાવનો પણ ત્યાગ કરી જીવે ચિદ્‌ઘન થઇ

---

* આ અગણોતેરમા સર્ગમાં સર્વ પદાર્થમાં આસક્તિના ત્યાગથી મન, ચિદ્રૂપમાં સ્થિર થાય છે તે તથા જેણે કરી ચિન્માત્ર શેષ રહે એવો ક્રમ કેહેવામાં આવશે.

પ્રકાશતા મણિની પેઠે આત્મા વિષે નિર્વિક્ષેપતાથી રહેવું.[૧૧] આત્મા વિષે નિર્વાણ પામેલો, સદા ઉદયવાળો અને વ્યવહારનાં ફલમાં અપ્રીતિવાળો એવો જીવ, અવિદ્યા, કામ, કર્મ અને વાસના કે જે આસકિતનાં કારણ છે, તેનો ત્યાગ કરવાથી કર્મ ફલમાં આસક્તિ રાખતો નથી. એ તો પ્રારબ્ધ કર્મ પૂરાં થાય ત્યાં સુધી માત્ર શરીરના ભારને સહન કરે છે.[૧૨]



# સર્ગ ૭૦ મો.*

## અસંગ પુરુષને વ્યવહારના દોષનો અભાવ.

**श्रीवसिष्ठ उवाच**—असंसंगसुखाभ्याससंस्थितैर्विततात्मभिः ।
व्यवहारिभिरप्यंतर्वीतशोकभयैःस्थितम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ ! અનાસક્તિનાં સુખનો અનુભવ કરવાવાળા તત્ત્વજ્ઞ પુરુષો વ્યવહારમાં રહીને, પણ શોક તથા ભય વગરના રહે છે.[૧] ક્ષોભનાં સાધનોવડે ક્ષોભ પામ્યો હોય એમ જણાય, તોપણ ક્ષોભ વગરનો અને પરમાર્થ સુખમાં સદા ચિત્તવૃત્તિ રહેવાથી અંદર પરિપૂર્ણ એવા જ્ઞાનીના મુખની શોભા ચંદ્રના જેવી જણાય છે.[૨] જેનું મન, દ્વૈત વગરનું શોક રહિત થઇ, પરમાત્મા વિષે રહે છે, તેણે કરી મનુષ્યો, નિર્મલીવડે જલની પેઠે પ્રસન્ન થાય છે. તાત્પર્ય કે જેના અનુગ્રહથી બીજાનો ક્ષોભ દૂર થાય છે એવા જ્ઞાનીના મનમાં ક્ષોભ કેમ હોય ?[૩] આત્મજ્ઞાનમાં મગ્ન એવો તત્ત્વવેત્તા, સ્વસ્થ છતાં પણ સૂર્યનાં પ્રતિબિંબની પેઠે ક્ષોભવાળો દેખાય છે.[૪] આત્મામાં વિશ્રાંતિ પામેલા ને સ્વસ્વરૂપમાં જાગ્રત થયેલા તત્ત્વવેત્તા પુરુષો, બહાર પીંછાના અગ્ર જેવા ચંચલ હોય છે, ને મનમાં મેરુ જેવા અચલ હોય છે.[૫] આત્મભાવને પ્રાપ્ત થયેલું ચિત્ત, રંગેલા સ્ફટિક મણિની પેઠે સુખ દુઃખની રંજનામાં આવતું નથી.[૬] જલ કમલનાં પાદડાંને જેમ, તેમ સંસારદૃષ્ટિ, પરમાનંદને પ્રાપ્ત થયેલા ને લોકતત્ત્વને જાણવાવાળાં જ્ઞાની મનને રંગતી નથી.[૭] હે રામ ! જ્યાં સુધી મનમાં સ્વસક્ત ( સ્વસ્વરૂપમાં મગ્ન ) થતો નથી, ત્યાં સુધી બાહ્ય વિષયોમાંથી આસક્તિ ઉઠતી નથી, તે માટે સ્વસક્તનું લક્ષણ કહું

* આ સીત્તેરમા સર્ગમાં, અસંગ સુખમાં વિશ્રાંતિ પામેલો, વ્યવહારમાં ઉત્પન્ન થયેલા દોષોવડે જેથી દૂષિત થતો નથી તેવી યુક્તિ કહેવામાં આવશે.

છું. જ્યારે મુમુક્ષુ પરમાત્માના જ્ઞાનને પ્રાપ્ત થઈ કલનાના કારણોથી મુક્ત થઈ, ધ્યાન વિના પણ પોતાની મેળે આત્માના સ્ફુરણથી નિર્વિકલ્પ સમાધિ વિષે જેમ, તેમ સદા આત્મસુખનો અનુભવ કરે, ત્યારે સ્વસક્ત કહેવાય છે.[૮] આત્મા વિષે વિશ્રાંતિ પામેલો જીવ, અસંગતાને પ્રાપ્ત થાય છે. આત્મજ્ઞાન વિના સંગ ક્ષીણ થતો નથી.[૯] સ્વસક્ત દશામાં રહેલો જીવ, જાગતાં છતાં સૂતા જેવો છે. કેમકે તે પ્રિયતા અપ્રિયતા રહિત ને સદા ઉદય અસ્ત વિનાનો હોય છે.[૧૦] એ સ્વસક્ત દશામાં અભ્યાસે કરી જ્યારે ચડે છે, ત્યારે ક્રમે કરી કલાના ક્ષયે કરી જેમ ચંદ્ર, અમાવાસ્યાના સૂર્યરૂપે થાય છે, તેમ એ જીવ ક્રમે કરી સંગનો ક્ષય થવાથી બ્રહ્મરૂપે થાય છે.[૧૧] ચિત્ત, ચિત્તભાવ વગરનું થાય ત્યારે ક્ષીણ ચિત્તવાળાની જે સ્થિતિ છે, તે, શાંત કલના કહેવાય છે. તે, જાગ્રતમાં પણ સુષુપ્તિ જેવી છે.[૧૨] એ સુષુપ્તિ દશાને પ્રાપ્ત થયેલો જીવ, વ્યવહાર કરે તો પણ સુખ દુઃખનાં દોરડાંથી કદાપિ ખેંચાતો નથી.[૧૩] જે જીવ, જાગ્રતમાં સૂતા જેવો હોય, તે, સર્વ વ્યવહાર કરે, તોપણ તેને લાકડાનાં પૂતળાંની પેઠે સુખ દુઃખ દૃષ્ટિ પ્રાપ્ત થતી નથી.[૧૪] અહંકાર, ચિત્તને પીડે છે. કારણ કે એ અહંકાર, પ્રિય તથા અપ્રિય પદાર્થોના ભાવ અને અભાવે કરી તેમજ લાભ તથા હાનિએ કરી દુઃખ ઉપજાવે છે. તે ચિત્ત, આત્મારૂપે થાય તો તેને કોઇ પીડી શકતું નથી.[૧૫] વ્યવહારમાં સૂતેલી બુદ્ધિવાળો જીવ, સાધન દશામાંથી જ અભિનિવેશ વિના કર્મ કરે છે, તેથી બંધાતો નથી; પરંતુ જીવન્મુક્ત થઇ રહે છે.[૧૬] માટે હે રામ! સુષુપ્તિ જેવી વૃત્તિનો આશ્રય કરો. પછી પોતાના વર્ણાશ્રમને યોગ્ય, પ્રારબ્ધે કરી પ્રાપ્ત થયેલાં લૌકિક તથા શાસ્ત્રીય કર્મ કરો, વા ન કરો, તોપણ તમને બાધ નથી.[૧૭] તત્ત્વવિતને કર્મ કરવાં, વા તજવાં, કાંઇ રુચતું નથી. તે તો નિજાનંદમાં મગ્ન રહી જે પ્રાપ્ત થાય, તેને અનુસરે છે.[૧૮] જો તમે તત્ત્વવિત્ હશો તો કર્તા છતાં પણ અકર્તા છો. ને જો તત્ત્વવિત્ નથી, તો અકર્તા છતાં પણ કર્તા છો, તેનો વિચાર કરી ઇચ્છામાં આવે તેમ કરો.[૧૯] જેમ બાલક, કોઇ પણ સંકલ્પ વિના સ્વાભાવિક આનંદવડે રમે છે, તેમ તમે પણ ફલના સંકલ્પ વિના સ્વાભાવિક કર્મ કરો.[૨૦] જે દ્વૈતના સંબંધ વગરનાં શુદ્ધ ચિત્તસ્વરૂપમાં રહ્યો હોય ને જાગ્રતમાં પણ સૂતેલી બુદ્ધિવાળો હોય, તે, જે જે કામ કરે તે સર્વમાં અકર્તા જ છે.[૨૧] જે પુરુષને સુષુપ્તિ દશા પ્રાપ્ત થવાથી મનમાં વાસના નથી, તે, સ્વરૂપાનંદરૂપી જલવડે ચંદ્રની પેઠે અંદર શીતલ હોય છે.[૨૨] જેમ પર્વત, છએ ઋતુમાં અવિકારી

હોવાથી સમાન છે, તેમ જાગ્રતમાં સૂતેલો જ્ઞાની, સંપત્તિ તથા વિપત્તિ દશામાં સમાન છે.[૨૩] જેમ પર્વત, વાયુવડે વૃક્ષઆદિનાં ચાલવાથી બહાર ચલાયમાન જેવો જણાય છે, તો પણ અંદર અચલ છે; તેમ સ્વસક્ત દશામાં રહેલો જ્ઞાની, લૌકિક તથા વૈદિક કર્મોમાં વ્યાકુલ જેવો દેખાય તોપણ મનમાં અવ્યાકુલ છે.[૨૪] હે રામ! એવા જ્ઞાનીનું અવિકારીપણું, જેવું ક્રિયા વિષે છે તેવું જ જીવન મરણ દશામાં પણ છે. માટે તમે પણ સુષુપ્તિ જેવી અવસ્થામાં રહી, પાપથી મુક્ત થઇ દેહને તત્કાલ મૂકી દ્યો, અથવા ચિરકાલ સુધી ધારણ કરો.[૨૫] હે રામ! આ સુષુપ્તિ જેવી સ્થિતિ, અભ્યાસે કરી, અતિદૃઢ થાય, ત્યારે તેને જ તત્ત્વજ્ઞ પુરુષો તુર્યાવસ્થા કહે છે.[૨૬] સુષુપ્તિ અવસ્થામાં સર્વથા દુ:ખનો અભાવ અને પરમાનંદની પ્રાપ્તિ થાય છે, તે, તત્ત્વજ્ઞાન પણ પ્રાપ્ત થાય છે; માટે તેની સુષુપ્તિ સ્થિતિ કહી છે.[૨૭] સુષુપ્તિ સ્થિતિમાં રહેલો અને પરમાનંદમાં મગ્ન એવો જ્ઞાની, આ જગતની રચનાને લીલા જેવી સદા જુવે છે.[૨૮] શોક, ભય તથા પ્રયાસથી અને સંસારના ભ્રમથી મુક્ત થયેલો તથા તુર્યાવસ્થામાં રહેલો એવો જ્ઞાની, ફરીથી પડતો નથી, એટલે સંસારમાં આવતો નથી.[૨૯] પર્વત ઉપર ચડેલો પુરુષ, નીચે રહેલાને જેમ હસે છે, તેમ તુર્યાવસ્થાને પ્રાપ્ત થયેલો જ્ઞાની, ભ્રાંતિમાં પડેલાં જગતને હસે છે.[૩૦] જ્ઞાની, તુર્યાવસ્થાને પ્રાપ્ત થઇ સદા આનંદમાં મગ્ન રહે છે, ને જીવન્મુક્ત પદને પ્રાપ્ત થાય છે.[૩૧] એ પ્રમાણે દેહ રહે ત્યાં સુધી જીવન્મુક્તિનું સુખ ભોગવી, દેહ પડ્યા પછી વિદેહ મુક્તિ વિષે તુર્યાતીત પદને પ્રાપ્ત થાય છે.[૩૨] જેના સઘળા જન્મપાશો છૂટી ગયા છે ને જેનાં અજ્ઞાનમય સર્વ અભિમાનો ગળી ગયાં છે, એવો જ્ઞાની, જલમાં મળી ગયેલાં સીંધાલુણની પેઠે પરમાર્થ સ્થિતિને પ્રાપ્ત થાય છે.[૩૩]

# સર્ગ ૭૧ મો.*

## સંસાર વિચાર.

**श्रीवसिष्ठ उवाच**—यावत्तुर्यपरामर्शस्तावत्केवलता पदम् ।
जीवन्मुक्तस्य विषयो वचसा च रघूद्वह ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! ત્રણ અવસ્થાનો વિચાર કરી, સાક્ષી ચિન્માત્રમાં

* આ ઈકોતેરમા સર્ગમાં 'પરમાત્મા, વ્યવહારને અગોચર હોવાથી, શરીરાદિના બાધે કરી તુર્યાવસ્થાનું વર્ણન તથા મોહથી જન્મના ક્રમનું વર્ણન આવશે.

તેનો લય કરવો. પછી જેમાં ચિન્માત્રનો શેષ રહે છે એવી તુર્યાવસ્થાનો સાક્ષાત્ અનુભવ થાય ત્યારે કેવલતા પદ કહેવાય છે. એ પદ, જીવન્મુક્તનો તથા શ્રુતિ આદિનો વિષય છે. કારણ કે મહાવાકયથી થયેલી અખંડાકાર વૃત્તિની શક્તિ તેટલામાં જ છે.[૧] તેની ઉપર તુર્યાતીત પદ કહેવાય છે, તેને વિદેહમુક્ત પુરુષો પામે છે. તો પણ તે પદ, મુક્તપુરુષોનો કે વેદ વચનોનો વિષય નથી; કેમકે તેની વિષયતાનું પ્રતિપાદન કરવાવાળાં મનનો ક્ષય થયો છે.[૨] એ વિશ્રાંતિનું પદ અતિ દૂર છે. તો પણ વિદેહમુક્ત જીવો, ત્યાં પહોંચે છે,[૩] એટલા માટે જીવન્મુક્તોની સ્થિતિ, પાંચમીથી આરંભી સાતમી ભૂમિકા સુધીમાં જ છે.[૪] હે રામ! તત્ત્વજ્ઞો તુર્યાતીત દશાને જેવી રીતે પામે છે તેવી રીતે તમે પણ પામો ને તેવાં પદમાં વિશ્રાંતિ મળે ત્યાં સુધી જ્ઞાનની દૃઢતા કરો, જેથી વચલી ભૂમિકામાં રહી જવાય નહીં.[૫] સુષુપ્તિ સ્થિતિમાં રહી સર્વ વ્યવહાર કરો, જેણે કરી ચિત્રના ચંદ્રની પેઠે તમારો ક્ષય ( કલા ઘટવી-મૃત્યુ ) તથા ઉદ્વેગ ( રાહુથી બાધ-ભય ) થશે નહીં.[૬] હે રામ! શરીરનો નાશ થવાથી આત્માનો નાશ થશે, એમ માનવું નહીં. કારણકે શરીર, ભ્રમરૂપ હોવાથી વિનાશી છે ને આત્મા, સત્ય હોવાથી અવિનાશી છે.[૭] દેહ, ભ્રમરૂપ હોય વા ગમે તેવો હોય તોપણ તેનો નાશ થવાથી તમને શો લાભ છે? ને દેહ રહે તો શી હાનિ છે? તમારે તો આત્મજ્ઞાનની દૃઢતા કરવાની છે, તે કરો.[૮] જગતનું અધિષ્ઠાન તત્ત્વ અને ત્રણ અવસ્થાનું અધિષ્ઠાન તમે જાણ્યું છે. વળી સ્વસ્વરૂપને પ્રાપ્ત થયા છો, તેથી મોક્ષ માટે નિશ્ચિત રહો.[૯] તમે પ્રિય તથા અપ્રિયને તજી દ્યો, તેથી તમે અંધકાર અને મેઘથી મુક્ત થયેલાં આકાશની પેઠે શોભશો.[૧૦] જેમ ખેચરી સિદ્ધિને પ્રાપ્ત થયેલો યોગી પૃથ્વી ઉપર આવવાની ઇચ્છા કરતો નથી; તેમ આત્મજ્ઞાની થયેલું તમારું મન, વિષય સુખને ઇચ્છશે નહિ.[૧૧] પરિચ્છેદ વગરની ચિદ્ વસ્તુ, સર્વ સ્થળે વ્યાપી રહી છે. માટે 'આ,' 'હું' અને 'તે' એવો દ્વૈત ભ્રમ મૂકી દ્યો.[૧૨] શુદ્ધ ચિદ્‌વસ્તુ, એક જ છે, તેમાં 'આત્મા' એવું જુદું નામ પણ વ્યવહાર માટે છે, તેથી તેમાં નામરૂપના ભેદનો લેશ પણ નથી.[૧૩] જેમ કેવલ જલ, સમુદ્ર છે. તરંગ અને ફીણ આદિ તેથી જુદાં નથી. તેમ જે કાંઇ જોવામાં આવે છે તે સર્વ, આત્મા જ છે. જલ પૃથ્વી આદિ, તેથી જુદાં નથી.[૧૪] જેમ સમુદ્રમાં જલ વિના અન્ય જોવામાં આવતું નથી; તેમ જગતમાં આત્મા વિના બીજું કાંઇ દેખાતું નથી.[૧૫] હે રામ! અધ્યાસ દૃષ્ટિથી તમારો અને તમારાનો અસંભવ હોવાથી દેહાદિભાવમાં તમે અને તમારા છો, તે શું છે?

કાંઇ પણ નથી. ને અધિષ્ઠાન દૃષ્ટિએ કરી તમે અને તમારાનો સર્વ સ્થળે સંભવ હોવાથી તમે અને તમારા, સર્વત્ર છો.[૧૬] પરમાર્થમાં તો દ્વૈત નથી ત્યારે દ્વૈતને અધીન રહેલા એવા દેહ, તેના સંબંધ ને તેથી રાગદ્વેષાદિ કલંક, સૂર્યમાં અંધકારની પેઠે ક્યાંથી સંભવે?[૧૭] દ્વૈત નથી, છતાં પણ તેને માની દેહાદિને સત્ય માનીએ તો પણ દેહાદિકની સાથે ચિદાત્માનો સંબંધ, સંભવતો નથી.[૧૮] જેમ છાયા અને તડકાનો સંબંધ એક સ્થલે સંભવતો નથી, જેમ તેજ અને તિમિરનો તાદાત્મ્ય સંબંધ સંભવતો નથી, તેમ દેહ અને આત્માનો સંબંધ સંભવતો નથી.[૧૯] હે રામ! જેમ પરસ્પર વિરુદ્ધ એવાં શીત અને ઉષ્ણનો સંબંધ કદાપિ સંભવતો નથી, તેમ દેહ અને આત્માનો સંબંધ સંભવતો નથી.[૨૦] જે એક બીજા વિના રહે નહીં, તેનો સમવાય સંબંધ સંભવે; પરંતુ આત્મા ચેતન, ને દેહ જડ છે; એટલે એ બન્ને પરસ્પર જુદા છે. તેથી તેનો જેમ સંયોગ સંબંધ તથા તાદાત્મ્ય સંબંધ સંભવતો નથી, તેમ સમવાય સંબંધ પણ સંભવતો નથી.[૨૧] 'ચિદાત્માને દેહનો સંબંધ છે,' એમ કહેવું તે, વનના અગ્નિમાં સમુદ્ર છે' એમ કહેવા જેવું છે. ને વળી દેહને ચિત્‌નો આશ્રય માનીએ તો તે, ચિત્‌નો વિષય ન થવાથી સ્ફુરે નહીં. ને તે વિષય માનીએ તો આશ્રય ન થવાથી સમવાય આદિની સિદ્ધિ થતી નથી. વળી વિષયતા સંબંધ, મિથ્યા પદાર્થમાં પણ સમાન હોવાથી દેહની સત્યતા સિદ્ધ નથી. માટે ચિદાત્માને દેહના સંબંધનું કથન, ન જાણી શકાય તેવું છે.[૨૨] આત્મા વિષે દેહનો અધ્યાસ સંબંધ પણ સંભવતો નથી. કારણ એ સંબંધનું અધિષ્ઠાન આત્મા છે. તે આત્માનાં જ્ઞાનથી જ તડકાનાં જ્ઞાનથી મૃગજલના બાધની પેઠે અધ્યાસ સંબંધનો બાધ થશે.[૨૩] આત્મા; શુદ્ધ, નિત્ય, સ્વયં-પ્રકાશ અને બાધ વગરનો છે. ને દેહ તો અનિત્ય, અશુદ્ધ તથા બાધવાળો છે. આત્માને તેવા દેહનો સંબંધ કેમ સંભવે?[૨૪] શરીર, ક્રિયા કરે છે, તેમાં કારણ પ્રાણવાયુ છે, પણ આત્મા નથી. માટે આત્માની સાથે દેહનો સંબંધ લેશમાત્ર નથી.[૨૫] હે રામ! એવી રીતે દ્વૈતને સત્ય માનીએ તો પણ આત્માને દેહનો સંબંધ નથી. ત્યારે દ્વૈત તો સર્વથા નથી, એટલે આત્માને દેહના સંબંધનો સંભવ કેમ થાય?[૨૬] હે રામ! બીજો પદાર્થ હોય ત્યારે દ્વૈત કહેવાય છે. તે બીજો પદાર્થ ચિત્ છે કે જડ છે? એવા બે વિકલ્પ થાય છે. તેમાં પહેલો વિકલ્પ સંભવતો નથી; કેમકે ચિત્‌નો ભેદ કરવાવાળો ચિત્‌થી અન્ય કોઇ નથી. હવે બીજો વિકલ્પ પણ સંભવતો નથી; કારણ કે ચિત્ અને જડનો તડકા છાયા જેવો વિરોધ હોવાથી

ચિત્‌થી વિરુદ્ધ જડની સિદ્ધિ થતી નથી. વળી ચિત્, પોતાના સંબંધ વગરનાં જડને સિદ્ધ કરે, એ અસંભવતું છે. હવે જો દ્વૈતનો અધ્યાસ માનીએ તો સત્ય ચિત્‌નાં દર્શનમાત્રથી દ્વૈત નાશ પામે. તેમ જ શુદ્ધ અને અસંગ સ્વભાવ આત્માથી મલિન તથા સસંગ દ્વૈતની સિદ્ધિ કેમ થાય? (ન થાય.) ઇત્યાદિ યુક્તિઓવડે દ્વૈતની સિદ્ધિ થતી નથી. માટે દ્વૈત ભ્રમને તજી અદ્વૈત ચિન્માત્રમાં જ રહો.[૨૭] બહાર અને અંદર જે કાંઇ જોવામાં આવે છે તે સર્વ, આત્મારૂપ છે, એવો દૃઢ નિશ્ચય કરો.[૨૮] દ્વૈત દૃષ્ટિનો બાધ કરવાથી સર્વ, આત્મા છે, એવો દૃઢ નિશ્ચય થાય છે, માટે હું સુખી છું, દુઃખી છું, અજ્ઞાની છું એવી મિથ્યા દૃષ્ટિ મૂકી દ્યો મિથ્યા દૃષ્ટિમાં સત્ય બુદ્ધિ કરવાથી લાંબા કાળનાં દુઃખમાં પડશો.[૨૯] જો કે દેહાદિ દ્વૈત પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે ને આત્મા, શ્રુતિ તથા યુક્તિરૂપ પ્રમાણથી સિદ્ધ થાય છે; એટલે દ્વૈત તથા આત્મા બન્ને સમાન જણાય છે; છતાં પણ સમાન નથી. કારણ કે જેમ પર્વત મોટો અને અચલ હોવાથી દૂરથી પણ પર્વતદૃષ્ટિ સુકર (સહેલી) છે ને ચલ તથા તુચ્છ હોવાથી તૃણદૃષ્ટિ, દુષ્કર છે. તેમ જ જેમ રેશમીવસ્ત્ર, કોમલ હોવાથી તેનો સ્પર્શ ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) છે, ને કઠિન હોવાથી પત્થરનો સ્પર્શ, હેય (તજવા યોગ્ય) છે; તેમ અપરિચ્છિન્ન, સ્વપ્રકાશ તથા આનંદરૂપ હોવાથી પરમાત્મ દૃષ્ટિ, સુકર તથા ઉપાદેય છે, ને દ્વૈતદૃષ્ટિ, તુચ્છ, અસ્થિર અને મન આદિની અપેક્ષાવાળી હોવાથી દુષ્કર ને હેય છે. માટે આત્મદૃષ્ટિનો આશ્રય લઇ દ્વૈતદૃષ્ટિનો બાધ કરવો.[૩૦] જેમ તેજ અને તિમિરનો સંબંધ નથી અને તુલ્યતા નથી, તેમ આત્મા અને દેહનો સંબંધ તથા તુલ્યતા નથી.[૩૧] જેમ કથાપ્રસંગમાં પણ શીત અને ઉષ્ણની એકતા સાંભળવામાં આવતી નથી, તેમ જડ અને ચેતન એવા શરીર તથા આત્માનો સંયોગ સંભવતો નથી, ત્યારે એકતા તો કયાંથી જ સંભવે?[૩૨] શરીર અને આત્માની એકતાના અભાવ છતાં પણ પ્રાણવાયુએ કરી દેહ, ચાલે છે, આવે છે, જાય છે અને શબ્દ કરે છે.[૩૩] જેમ છિદ્રવાળા વંશમાંથી વાયુવડે શબ્દ નીકળે છે, તેમ ગળામાંથી વાયુ નીકળી તાલુ આદિ સ્થાનમાં અથડાવાથી તે જીભના સંયોગથી કવર્ગ, ચવર્ગ અને ટવર્ગ આદિ શબ્દો સ્ફુરે છે, એ, પ્રત્યક્ષ સિદ્ધ છે.[૩૪] એવી રીતે ચક્ષુ આદિ સર્વ ઇંદ્રિયોની ક્રિયા, વાયુથી જ થાય છે, તેમાં વિષયનાં સ્ફુરણરૂપ સંવિત એ આત્માનું કામ છે.[૩૫] જો કે એ સંવિત્, આકાશ આદિ સર્વ પદાર્થમાં રહેલી છે, નિત્ય છે, તો પણ તેની અતિ વ્યક્તિ, ચિત્ત અને તેની વૃત્તિઓ વિષે થાય છે, બીજે સ્થળે થતી નથી.[૩૬] એટલા

જ માટે ચિત્ત શરીરને તજી વાસનાને લીધે જ્યાં જાય છે, ત્યાં આત્માનો અનુભવ થાય છે. તાત્પર્ય કે ચિત્તનાં ગમનથી જ આત્માનું પરલોક ગમન આદિ વ્યવહાર થાય છે.[૩૭] જેમ જ્યાં પુષ્પ, ત્યાં ગંધજ્ઞાન છે; તેમ જ્યાં ચિત્ત, ત્યાં આત્મજ્ઞાન રહે છે.[૩૮] જેમ સર્વત્ર રહેલું આકાશ, અરીસામાં પ્રતિબિંબરૂપે દેખાય છે; તેમ સર્વત્ર રહેલો આત્મા, ચિત્તવિષે દેખાય છે.[૩૯] જેમ જલનું સ્થાન, નીચાણની જમીન છે, તેમ ચિત્પ્રતિબિંબનું સ્થાન, અંતઃકરણ છે.[૪૦] જેમ સૂર્યની પ્રભા, પ્રકાશ કરે છે, તેમ અંતઃકરણમાં પડેલું ચિત્પ્રતિબિંબ, વ્યાવહારિક અને પ્રાતિભાસિક જગત્ કરે છે.[૪૧] અંતઃકરણ એટલે અંતઃકરણ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ, સંસારનું કારણ છે. આત્મા તો સર્વમાં હોવાથી પ્રતિબિંબદ્વારા કારણ છતાં પોતે અકારણ છે.[૪૨] અજ્ઞાન કે જે જગતનું મૂલ કારણ છે, તે જ, અંતઃકરણનું કારણ છે.[૪૩] જે સર્વ ભ્રમનું કારણ છે, એવાં ચિત્તનું કારણ અજ્ઞાન, વિપરીત જ્ઞાનથી દેખાય છે.[૪૪] હે રામ! જેમ દીવાએ કરી અંધકારનો નાશ થાય છે, તેમ આત્મતત્ત્વનાં જ્ઞાને કરીને ચિત્તનો નાશ થાય છે.[૪૫] તે આત્મતત્ત્વનું જ્ઞાન, ચિત્તનો વિચાર કરવાથી થાય છે. જીવ, અંતઃકરણ, ચિત્ત, મન, ઇત્યાદિ, ચિત્તનાં નામ છે.[૪૬]

રામ પૂછે છે—હે ઋષિરાજ! તમે કહેલાં જીવ આદિ, ચિત્તનાં નામો, કયા યોગથી યોગરૂઢ થયાં, તે મને કહો. જેથી હું વિચાર કરી શકું.[૪૭]

વસિષ્ઠ કહે છે—હે રામ! આ સર્વ ભાવ પદાર્થો, એકતાના અધ્યાસે કરી આત્મતત્ત્વની સાથે એકતા પામેલાં સમષ્ટિ ચિત્તથી જલમાંથી તરંગ જેમ, તેમ થાય છે.[૪૮] તેમાંના જંગમ પદાર્થોમાં તરંગમાં જલની પેઠે આત્મા સ્પંદરૂપે રહે છે,[૪૯] ને સ્થિર જલ વિષે જલની પેઠે સ્થાવર પદાર્થોમાં અસ્પંદરૂપે આત્મા રહે છે.[૫૦] તેમાંથી આત્મા વિષે પાષાણ આદિ સ્થાવર પદાર્થો છે ને પુરુષ આદિ જંગમ પદાર્થો છે.[૫૧] તે શરીરોમાં જે કાંઇ શક્તિ છે તે સર્વ, આત્માએ કલ્પેલાં અજ્ઞાનની છે, તેથી પોતે કલ્પેલાં અજ્ઞાનરૂપે થઇ આત્મા પોતે, સુષુપ્તિ વિષે અને પ્રલય વિષે રહે છે.[૫૨] તે અજ્ઞાન, પ્રતિબિંબરૂપે થયેલા આત્માએ કરી શોભે છે, ત્યારે તે જીવ, કહેવાય છે. એ જીવ, આ સંસારમાં મહામોહરૂપી પાંજરામાં હાથીની પેઠે ભરાએલો છે.[૫૩] આત્માના પ્રતિબિંબવાળું અજ્ઞાન જ પ્રાણ ધારણ કરવાથી જીવ કહેવાય છે. અહંભાવ કરવાથી અહંકાર, નિશ્ચય કરવાથી બુદ્ધિ, સંકલ્પ કરવાથી મન, મૂલ કારણથી પ્રકૃતિ ને વૃદ્ધિ પામવાથી દેહ કહેવાય છે. તે અજ્ઞાનની પ્રધાનતાથી જડ, ને ચિત્તની પ્રધાનતાથી ચેતન કહેવાય છે.[૫૪–૫૫]

જડ અને તેના સાક્ષીના મધ્યમાં રહેલું આભાસવાળું મન, નાના ભાવને પ્રાપ્ત થઇ જીવ, બુદ્ધિ, મન આ જુદાં જુદાં નામવાળું થાય છે.[૫૬] એ પ્રમાણે પરમાત્મા જ, ઉપાધિથી જીવ આદિ જુદાં જુદાં નામ ધારણ કરે છે, એ વાત, બૃહદારણ્યક આદિ બહુ વેદાંત ગ્રન્થોમાં કહી છે.[૫૭] એટલા માટે તર્ક મતવાળાએ જુદે જુદે પ્રકારે જીવનાં સ્વરૂપની કલ્પના કરી છે. તે વેદ વિરુદ્ધ હોવાથી માનવા જેવી નથી.[૫૮] હે રામ! સંસાર શુદ્ધ આત્માને નથી, તેમ દેહને પણ નથી; કિંતુ જીવને છે. એટલે સંસારનું કારણ, જીવ છે, પણ દેહ નથી. કેમકે તે, જડ છે.[૫૯] જેમ આધાર અને આધેય એ બેમાંથી એકનો નાશ થવાથી બીજાનો નાશ થતો નથી, તેમ દેહાદિકનો નાશ થાય તો પણ જીવનો નાશ થતો નથી.[૬૦] જેમ પાનનો રસ ક્ષીણ થવાથી ક્ષય પામતો નથી, પરંતુ સૂર્યનાં કિરણોની અંદર જઇ રહે છે, તેમ દેહનો નાશ થવાથી જીવનો નાશ થતો નથી, પણ તે જીવ, જો વાસનાવાળો હોય તો વાસના વિષે રહે છે, ને વાસના વગરનો હોય તો બ્રહ્મરૂપે થઇ રહે છે.[૬૧-૬૨] દેહનો નાશ થવાથી હું નાશ પામ્યો છું, એવો ભ્રમ જે મૂર્ખને હોય છે, તે મૂર્ખને માના સ્તનમાંથી ભૂત ઉત્પન્ન થવાની સંભાવના થાય છે, તેથી તેનું જીવવું પણ થઈ પડે દુર્લભ છે.[૬૩] દેહથી જીવ જુદો હોવાથી દેહનો નાશ થવાથી જીવને નાશનો ભય નથી, પરંતુ જીવ અને ચિત્ત એ બન્ને એક હોવાથી ચિત્તનો નાશ થવાથી જીવને નાશનો ભય રહેવા સંભવ છે, તો પણ તેનો વાસ્તવ નાશ થતો નથી. ચિત્તની ઉપાધિથી પરમાત્માને જીવભાવ પ્રાપ્ત થયો છે, તે ઉપાધિનો નાશ થવાથી જીવ, પરમાત્મ સ્વરૂપ થાય છે. એટલે ચિત્તના નાશથી જીવનો નાશ કહેવાય છે, એ જ જીવનો મોક્ષ છે.[૬૪] જીવ મરે છે, નાશ પામે છે, એમ કહેવું મિથ્યા છે; કેમકે એકનો એક જીવ જન્માંતરમાં જુદાં જુદાં દેહમાં દેખાય છે.[૬૫] સંસારમાં મરણ નામની નદીઓમાં તૃણની પેઠે પ્રાણીઓ તણાય છે. તેઓ, દેશ અને કાલે કરી સ્વરૂપનો તિરોભાવ થવાથી મરણ પામ્યો, નષ્ટ થયો, ઉત્પન્ન થયો, વૃદ્ધિ પામ્યો, સુખી, દુઃખી, ઇત્યાદિ ભાવોની કલ્પના કરે છે.[૬૬] તેવી કલ્પના કરવાનું કારણ, નાના પ્રકારની વાસના છે. તે વાસનાવાળો જીવ, એક વૃક્ષને તજી બીજા વૃક્ષમાં વાનર જેમ, તેમ એક શરીરને તજી બીજા શરીરમાં જાય છે,[૬૭] તેને તજી ત્રીજા શરીરમાં જાય છે, ને તે ત્રીજાને તજી ચોથા શરીરને પ્રાપ્ત થાય છે.[૬૮] હે રામ! એવી રીતે જીવનો અનાદર કરી, જીવવાવાળી ધૂર્ત વાસના, ઉપમાતા ( ધાવ ) બાલકોને જેમ, તેમ જીવોને જયાં ત્યાં લઈ જાય છે.[૬૯]

વાસનારજ્જુવડે બંધાયેલા અને અન્ય પ્રાણીથી જીવવાવાળા જીવો, જીર્ણ થયેલા પણ પર્વતની ગુફાઓમાં રહી, પોતાનાં જીવિતને દુઃખમાં વ્યતીત કરે છે.[૭૦] હે રામ! જીવો, મનોવાસનાએ કરી અતિ જીર્ણ થઇ ગયેલા પણ દરિદ્રતા, રોગ અને વિયોગનાં દુઃખનો બોજો ઉપાડે છે, નાના પ્રકારની દુર્દશાનાં દુઃખ ભોગવે છે અને લાંબા વખત સુધી નરકમાં પડ્યા રહે છે. વાસનાનો મહિમા કેવો મોટો છે?[૭૧]

વાલ્મીકિ કહે છે—એમ વસિષ્ઠમુનિએ કહ્યું તે વખતે દિવસ, સાયંકાળના વિધિ માટે ગયો—સૂર્ય અસ્ત પામ્યો. સભા, નમસ્કાર કરી સ્નાન કરવા ગઇ. તે સભા, રાત્રિ પૂરી થઈ ને સૂર્યોદય થયો ત્યારે, પાછી આવી.[૭૨]

# સર્ગ ૭૨ મો*

## દેહ આત્માનો વિવેક તથા મોક્ષસ્વરૂપ.

**वसिष्ठ उवाच**—देहे जाते न जातोऽसि देहे नष्टे न नश्यसि ।
त्वमात्मन्यकलंकात्मा देहस्तव न कश्चन ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! તમે શુદ્ધ આત્મા છો, તેથી તમને દેહનો સંબંધ નથી. માટે દેહ જન્મ્યાથી તમે જન્મતા નથી ને નાશ પામવાથી તમે નાશ પામતા નથી.[૧] જેમ બોર ભરેલા ઘડાનો નાશ થવાથી બોરનો અને ઘડાનો બન્નેનો નાશ થાય છે, ઘડાનો નાશ થવાથી ઘડાનો અને ઘટાકાશનો બન્નેનો નાશ થાય છે, એવી કલ્પના જેમ અજ્ઞાનીની છે, તે મિથ્યા છે; તેમ દેહનો નાશ થવાથી આત્મા અને દેહ બેઉનો નાશ થાય છે, એમ માનવું અજ્ઞાનીનું છે. માટે મિથ્યા છે.[૨] વિનાશી સ્વભાવવાળો દેહ, નાશ પામે ત્યારે 'હું નાશ પામું છું' એવો ખેદ જે પુરુષ રાખે છે, તે મૂઢ મનવાળાને ધિક્કાર છે.[૩] જેમ રશ્મિ (દોરડી) અને રથનો સંયોગ, રાગદ્વેષ વગરનો છે; તેમ આત્માને દેહ, ઇંદ્રિય તથા મનનો સંયોગ રાગદ્વેષ વગરનો છે; તે દેહાદિકની પ્રવૃત્તિથી આત્મા, સંસારને પ્રાપ્ત થાય છે.[૪] હે રામ! તળાવ, કમલ અને જલનો સંબંધ જેમ એક બીજાની અપેક્ષા વગરનો છે; તેમ દેહ, ઇંદ્રિય તથા આત્માનો સંબંધ, અપેક્ષા વગરનો છે.[૫] જેમ માર્ગ અને

* આ બોતેરમા સર્ગમાં શરીર પંચમહાભૂતનું હોવાથી તેને શોક મોહાદિકની અયોગ્યતાનું, દૃશ્ય તથા દર્શનનું અને શુદ્ધસાક્ષીનું વર્ણન કરવામાં આવશે.

માર્ગમાં ચાલવાવાળાનો સંયોગ, હર્ષ આપવાવાળો નથી, ને વિયોગ, શોકજનક નથી; તેમ દેહ અને આત્માનો સંયોગ અને વિયોગ, હર્ષ કે શોકજનક નથી.[૬] જેમ એક વખત ભૂતથી ડરેલાં બાલકને ભૂત સંભારવાથી વારંવાર ભય થાય છે. તેમ આત્માને પોતે કલ્પેલા સ્નેહ તથા સુખ આદિ વારંવાર થાય છે.[૭] હે રામ! જેમ એક લાકડાંમાંથી જુદી જુદી પૂતળીઓ બનાવી હોય, તેમ સર્વે પ્રાણીઓ, એક પંચમહાભૂતના પિંડમાંથી બનાવ્યાં છે.[૮] જેમ લાકડાંના ભારામાં લાકડા વિના અન્ય કાંઈ દેખાતું નથી; તેમ દેહમાં પંચમહાભૂત વિના અન્ય કાંઇ દેખાતું નથી.[૯] ત્યારે હે મનુષ્યો! પંચમહાભૂતનાં શરીર ઉત્પન્ન થવાથી હર્ષ, તેનો ક્ષોભ થવાથી ક્રોધ અને નાશ થવાથી દુઃખ શા માટે કરો છો?[૧૦] એવી રીતે વિચાર કરવાથી પોતાના દેહ માટે જેમ હર્ષ શોક કરવા યોગ્ય નથી; તેમ સ્ત્રી પુત્રાદિના દેહ માટે પણ હર્ષ શોક કરવા યોગ્ય નથી. કારણ કે તેના દેહો પણ પંચમહાભૂતના છે; એટલે તેમાં કાંઇ વિશેષ નથી. તો જેથી અજ્ઞાનીજનો, વિષયાગ્નિમાં પતંગીયાની પેઠે શા માટે પડે છે?[૧૧] સ્ત્રી આદિના દેહમાં કોમલતા તથા મનોહરતા આદિ વિશેષ ગુણો, અજ્ઞાનીના મનને સંતોષ આપે છે, પણ જ્ઞાનીના મનને સંતોષ આપતા નથી; કેમ કે જ્ઞાનીને તો સર્વ દેહમાં પંચમહાભૂતો સમાન દેખાય છે.[૧૨] જેમ એક જ શિલામાંથી ઘડેલાં અને પાસે પાસે પડેલાં એવાંબે પૂતળાંને રાગ નથી.તેમ ચિત્તને અને શરીરને રાગ નથી.[૧૩] હે રામ! સાથે પડેલાં માટીનાં પૂતળાંનો પરસ્પર જેવો ભાવ છે તેવો ભાવ; બુદ્ધિ, ઇંદ્રિય, દેહ અને મનનો જાણવો.[૧૪] જેમ પત્થરનાં પૂતળાં એક બીજા વિષે સ્નેહ કરતાં નથી, તેમ દેહ, ઇન્દ્રિય, આત્મા અને પ્રાણ પરસ્પર સ્નેહ કરતાં નથી, તેમાં શોક શાનો?[૧૫] જેમ જલના તરંગો, જુદે જુદે સ્થળે થયેલાં ઘાસને એકઠાં કરે છે, તેમ પરમેશ્વર, પ્રાણીઓને જ્યાં ત્યાંથી ભેગાં કરે છે.[૧૬] જેમ સાગરનાં જલમાં ઘાસ, ભેગાં થાય છે ને જુદાં પડે છે, તેમ દેહ વિષે પંચમહાભૂતો અને અધિષ્ઠાનરૂપ આત્મા વિષે સ્ત્રી, પુત્ર, પશુ આદિ પ્રાણીઓ ભેગાં થાય છે ને જુદાં પડે છે.[૧૭] જેમ સમુદ્ર, આવર્ત (ભમરી)રૂપે થઇ, ઘાસ અને લાકડાં આદિની સાથે મળી રહે છે, તેમ આત્મા, ચિત્તરૂપે થઈ દેહાદિકની સાથે મળી રહે છે.[૧૮] જેમ જલ, પોતાની ક્રિયાથી મલિનતા તજી સ્વચ્છતાને પામે છે, તેમ આત્મા, આત્મજ્ઞાનથી ચિત્તભાવને તજી આત્મભાવને પામે છે,[૧૯] ત્યારે એ આત્મા, આકાશમાં ફરવાવાળો પૃથ્વીનાં પ્રાણીને જેમ તેમ દેહને અતિ તુચ્છ જાણે છે.[૨૦] દેહાદિકને પોતાથી જુદાં જાણવાવાળો આત્મા,

દેહાતીત થાય છે ને દિવસ વિષે સૂર્યની કાંતિની પેઠે પરમ પ્રકાશ સ્વરૂપ થાય છે.૨૧ નસાબાજ, નસો ઉતરી જવાથી પોતાના સ્વરૂપને જેમ જાણે છે, તેમ તે આત્મા, સર્વ પ્રમાણનો અવિષય એવા પોતાના સ્વરૂપને જાણે છે.૨૨ જેમ સમુદ્રનું જલ, તરંગ આદિરૂપે થાય છે ને ક્રિયા કરે છે, તેમ આત્મા, સંપૂર્ણ જગતરૂપે થાય છે ને ક્રિયા કરે છે.૨૩ એમ જાણવાળા, વૈરાગ્યવાળા, પાપરહિત અને પરમપદને પ્રાપ્ત થયેલા પુરુષો, જીવન્મુક્ત થઈ આ જગતમાં વિચરે છે.૨૪ જેમ સમુદ્રના તરંગો, નાના પ્રકારના મણિ અને રત્નોનો સંબંધ છતાં પણ તેમાં આસક્તિ ન હોવાથી તેને પત્થરના કકડા જેવા જાણી વ્યવહાર કરે છે, તેમ જ્ઞાની, મનના વ્યવહારોને મિથ્યા જાણી આસક્તિ વિના વ્યવહાર કરે છે.૨૫ જેમ કિનારાનાં કાષ્ઠોવડે સમુદ્રને દુઃખ નથી, રજવડે આકાશને મલિનતા નથી, તેમ જ્ઞાનીને લોકવ્યવહારથી દુઃખ કે મલિનતા નથી.૨૬ તત્ત્વવેત્તાને સમુદ્રની પેઠે ઉત્તમ પદાર્થો વિષે રાગ નથી ને અધમ પદાર્થો વિષે દ્વેષ નથી.૨૭ કારણ કે તત્ત્વવેત્તા, 'દ્વૈતરૂપ જે કાંઇ જગત્ જોવામાં આવે છે, તે સર્વ, ચિત્તત્ત્વનો વિલાસ છે,' એમ જાણે છે.૨૮ દૃશ્ય દર્શનના સંબંધવાળું અહંકાર આદિ જે કાંઈ દેખવામાં આવે છે તે સર્વરૂપે મન થાય છે; અન્ય નથી.૨૯ આ જગતમાં દૃક્ (આત્મા) અને દૃશ્ય એ બે છે. તેમાં દૃશ્યની સિદ્ધિ, દૃકને અધીન છે. વળી 'તે સત્ છે, વા અસત્ છે,' એવો નિર્ણય થતો નથી. તેથી એવાં દૃશ્યનો હર્ષશોક કરવો અયોગ્ય છે. હવે દૃક્ તો સ્વતઃસિદ્ધ છે, નિર્લેપ છે અને અસંગ છે. એટલે હર્ષ શોક ઉત્પન્ન થાય તોપણ તેને તે નથી. એવી રીતે દૃક્ અને દૃશ્ય એ બેમાંથી કોઇને પણ ન હોવાથી હર્ષશોકનો સંભવ જ નથી.૩૦ હે રામ! હર્ષશોક; સત્ય-પદાર્થના, અસત્યના કે સત્યાસત્યના છે, એવા ત્રણ વિકલ્પ થાય છે. તેમાં પહેલો વિકલ્પ સંભવતો નથી. કારણ કે સત્ય પદાર્થ, નિત્ય હોવાથી તેને લાભ કે હાનિ થતાં નથી, એટલે સત્યનો હર્ષશોક અયોગ્ય છે. બીજો વિકલ્પ પણ સંભ-વતો નથી; કેમકે અસત્ય પદાર્થ, અસત્ હોવાથી હર્ષશોકનો વિષય નથી. તેમ ત્રીજો વિકલ્પ પણ ઘટતો નથી; કારણ કે સત્યતા અને અસત્યતા એ બન્ને વિરુદ્ધ છે, તે, એક પદાર્થ વિષે રહે નહીં, એટલે સત્યાસત્ય પણ અસત્ છે. તેથી તેનાં હર્ષશોક યોગ્ય નથી. એવી રીતે જગતમાં કોઇ પદાર્થ, હર્ષશોકનો વિષય નથી, માટે મોહ અયોગ્ય છે.૩૧ હે રામ! યથાર્થ દર્શનવાળો પુરુષ, કોઇ સ્થળે મોહ પામતો નથી, માટે ભ્રમને તજી યથાર્થ વસ્તુને જુઓ.૩૨ એ યથાર્થ

વસ્તુ, ઇંદ્રિય અને વિષયના સંબંધદ્વારા પ્રકાશે છે. સર્વ જનો, ભોગ સુખ માટે ઇંદ્રિય અને વિષયના સંબંધને ઇચ્છે છે. તેમાં જે સુખ જણાય છે તે પારમાર્થિક છે. તે સ્વયંપ્રકાશ હોવાથી અનુભવથી જૂદું નથી. તેમાં જે ભેદ અને તારતમ્ય આદિ જોવામાં આવે છે, તે ઉપાધિથી છે. તેનો બાધ કરવાથી તે સુખ, અખંડ એકરસ હોવાથી બ્રહ્મ જ છે.[૩૩] એ જ વિષયસુખનું આસ્વાદન, વિષયાકારવૃત્તિથી કરીએ તો તે, વિષય વિષે રાગદ્વેષાદિ દોષ ઉત્પન્ન કરી સંસાર આપે છે. તેના વિવેકે કરી અખંડ એક આત્માની ભાવનાથી આસ્વાદન કરીએ તો એ જ વિષય સુખ, મોક્ષ આપે છે.[૩૪] વિષય સુખ, આત્મસ્વરૂપ જ છે. તે વિષયની ઉપાધિવાળું હોય તો બંધનકારી છે ને ઉપાધિ વગરનું હોય તો મુક્તિકારી છે.[૩૫] એ વિષયસુખ, અબાધિત અને ક્ષયવૃદ્ધિ રહિત હોય તો તે, મુક્તિ કહેવાય છે.[૩૬] વિષય અને ઇંદ્રિયનો સંયોગ થવાથી અખંડપૂર્ણાનંદનાં સ્ફુરણરૂપ અને દૃશ્યાદૃશ્ય રહિત જે સુખાનુભવ થાય છે, તેનો આશ્રય લઇ સંસાર રહિત થાઓ.[૩૭] તે સુખાનુભવનો આશ્રય લેવાથી સ્વરૂપાવરણ દૃષ્ટિ શાંત થાય છે ને સ્વરૂપદૃષ્ટિ પ્રકાશે છે, તેથી તુર્યપદની પ્રાપ્તિ થાય છે. તેનું જ નામ મુક્તિ છે.[૩૮] એ મુક્તિદશામાં કેવલ આત્મા શેષ રહે છે. તે, સ્થૂલ નથી, સૂક્ષ્મ નથી, પ્રત્યક્ષ નથી, પરોક્ષ નથી, ચૈતન્યવાળો નથી, જડ નથી, અસત્ નથી, અસ્તિત્વરૂપ બીજાભાવ વિકારવાળો નથી, હું નથી, અન્ય નથી, એક એટલે એકત્વસંખ્યારૂપ ગુણનો આશ્રય નથી, અનેક નથી, અનેકવાળો નથી, સમીપમાં નથી, દૂર નથી, સત્તાનો આશ્રય નથી, અસત્તાનો આશ્રય નથી, પ્રાપ્ત થવા યોગ્ય નથી, પ્રાપ્ત થવા અયોગ્ય નથી, સર્વરૂપ નથી, સર્વમાં રહેલો નથી, વાચ્યતાનો અવિષય હોવાથી પદાર્થ નથી, ને તુર્યાદિપદનો લક્ષ્યાર્થ હોવાથી અપદાર્થ નથી, પંચમહાભૂતનાં શરીરવાળો નથી, પંચમહાભૂત સ્વરૂપ નથી, પાંચ જ્ઞાનેંદ્રિય અને મનનો જે વિષય છે, તે દૃશ્યથી જે અલગું પદ છે, ને જેમાં કાંઇ પણ નથી, તે આત્મસ્વરૂપ છે. આત્મતત્ત્વને યથાર્થ જોવાવાળા જ્ઞાનીને સર્વ જગત્ આત્મસ્વરૂપ છે. આત્મા વિના અન્ય કાંઇ પણ નથી.[૩૯–૪૪] હે રામ! જલમાં દ્રવતા, પૃથ્વીમાં કઠિનતા, તેજમાં પ્રકાશકતા, વાયુમાં ક્રિયા અને આકાશમાં અવકાશરૂપ જે કાંઇ છે તે સર્વ, આત્મા જ છે.[૪૫] આત્મા વિના કોઇ વસ્તુ સત્તા નથી. માટે હું બ્રહ્મથી જુદો છું, એમ કહેવું, અજ્ઞાનતા ભરેલું છે.[૪૬] હે રામ! સર્વ કાલમાં અનંતકલ્પો વિષે અને મધ્યમાં જે બ્રહ્માંડો છે તેમાં જીવતાં જે જન્મ મરણરૂપ સંસાર છે તે સર્વ, આત્મા જ છે. તે વિના બીજું કાંઇ નથી, એવો નિશ્ચય કરી સંસાર તરી જાઓ.[૪૭]

# સર્ગ ૭૩ મો.*

## પોતાના આત્માનો વિચાર.

**श्रीवासिष्ठ उवाच**–एवं विचारया दृष्ट्या द्वैतत्यागेन राघव ।
स्वभावः प्राप्यते तज्ज्ञैस्तज्ज्ञैश्चिंतामणिर्यथा ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! ઉપલા સર્ગમાં કહ્યા પ્રમાણે વિચાર કરી દ્વૈતનો ત્યાગ કરવાથી દેવને ચિંતામણિની પેઠે આત્મજ્ઞાનીને સ્વરૂપાવસ્થિતિરૂપ મુક્તિ મળે છે.[1] હવે સર્વમાં અહંભાવરૂપ દૃષ્ટિ કહું છું. જેણે કરી દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થવાથી શુદ્ધ આત્માને જોશો.[2] આકાશ, સૂર્ય, દિશા, પાતાલ, દૈત્ય, દેવ, લોક, ચંદ્રાદિકની પ્રભા, અંધકાર, વાદળ, પૃથ્વી, સમુદ્ર, રજ, વાયુ, અગ્નિ અને સર્વ જગત્‌રૂપે હું છું.[3–4] હું આત્મા જ, ત્રણે જગતમાં સર્વત્ર રહ્યો છું, સર્વથી અલગો હું કોણ છું? મારાથી અન્ય દેહાદિ શું છે? હું સર્વ સ્વરૂપ છું. તેથી સ્વગતભેદરૂપ એ-પણું કેવું હોય? એવો વિચાર કરી તેનો નિશ્ચય કરી સર્વ જગતને આત્મા જાણો. તેથી હર્ષશોક, તમને બાધ કરશે નહી.[5–6] હે રામ! જ્યારે સંપૂર્ણ જગત, આત્મરૂપ છે, ત્યારે તેમાં પોતાનું પરાયું શું છે? તે કહો.[7] જે કાંઇ પ્રાપ્ત થયું તે, આત્મા વિના શું છે? કાંઇ નથી. ત્યારે હર્ષશોક શા માટે? તેમ છતાં જો હર્ષશોક કરે તો તેને અજ્ઞાની જાણવો.[8] હે રામ! એ અહંકાર દૃષ્ટિ, સાત્વિક, નિર્મળ, મોક્ષપ્રદ અને પારમાર્થિક છે. કેમકે તે, તત્ત્વજ્ઞાનથી થાય છે.[9] આકાશ જેવો સૂક્ષ્મ અને ત્રણ અવસ્થાના દૃશ્ય પદાર્થથી અલગો એવો પરમાત્મા હું છું, એ પહેલી અહંકારદૃષ્ટિ છે. સર્વરૂપ હું છું, એ બીજી અહંકારદૃષ્ટિ છે.[10] દેહ હું છું, એ પ્રકારે ત્રીજી અહંકાર દૃષ્ટિ છે. આ ત્રીજી દૃષ્ટિ જ દુઃખનું કારણ છે.[11] એ ત્રણે અહં દૃષ્ટિને તજી જે શેષ રહે છે, તે પૂર્ણ ચિદ્રૂપનો આશ્રય લઇ રહો, જેથી મોક્ષ મળશે. આત્મા, શોધને કરી સર્વાતીત સ્વરૂપ છે ને બાધે કરીને સર્વ સત્તારૂપ છે. જગતના બાધરૂપ ઉપાયે કરીને જ સ્વપ્રકાશ આત્મા દેખાય છે, તે, સર્વ જગતને વ્યાપી

---

* આ ત્રોતેરમા સર્ગમાં 'બે અહંકાર સ્વીકારવા યોગ્ય છે. ત્રીજો અહંકાર તજવા યોગ્ય છે. એ ત્રણે અહંકારનો નાશ થવાથી મુક્તિની પણ ઇચ્છા થતી નથી,' એવું વર્ણન આવશે.

રહ્યો છે.[૧૩] યુક્તિઓ, વેદાંત શાસ્ત્રો અને ગુરુનો ઉપદેશ, એ સર્વ, આત્માની દિશા બતાવવાવાળાં છે. આત્માનો પરિચય તો પોતાના અનુભવે કરી થાય છે. માટે દેહાદિકની વાસના તથા અહંકાર વિષે તાદાત્મ્યાધ્યાસરૂપી હૃદયની ગાંઠને તોડી નાંખી આત્માને ઓળખો.[૧૪] આત્માને ઓળખવામાં કારણ, અનુમાન કે હેતુનું વાકય નથી, પરંતુ કેવલ પોતાનો અનુભવ જ કારણ છે. તેમ છતાં વેદાદિકમાં જે આત્માનું પ્રતિપાદન કર્યું છે, તે આત્મા, ધર્માદિકની પેઠે અતિ અસત્ છે, એમ જાણી પ્રતિપાદન કર્યું નથી; પરંતુ સર્વના અનુભવસિદ્ધ એટલા માટે નિત્ય સદ્રૂપ એવા આત્માનું વિવેચન કરવા માટે પ્રતિપાદન કર્યું છે.[૧૫] બાહ્ય અને આંતર અંતઃકરણની તદાકાર વૃત્તિએકરી જે જ્ઞાન થાય છે, જે સાક્ષાત પદાર્થની પ્રથારૂપ અપરોક્ષ છે અને અનુમાન, ઉપમાન તથા શબ્દ પ્રમાણે કરી જે જ્ઞાન થાય છે, તે સર્વ, આત્મા જ છે. કારણ કે વિષય તથા અંતઃકરણની વૃત્તિરૂપ ઉપાધિનો ત્યાગ કરવાથી સ્વપ્રકાશ અને નિત્ય અપરોક્ષ એવો આત્મા શેષ રહે છે, એ સર્વના અનુભવસિદ્ધ છે.[૧૬] આત્મા, વિષય તથા અંતઃકરણની ઉપાધિથી મુક્ત છે, એટલે સત્તાવાળો નથી, અસત્ નથી, સૂક્ષ્મ નથી, મહાન્ પણ નથી ને મધ્યમ પરિમાણવાળો પણ નથી. આ જે કાંઇ જોવામાં આવે છે, તે, આત્મસ્વરૂપ છે.[૧૭] હે રામ! આત્મા, વાણીંદ્રિય આદિનો વિષય નથી. તથાપિ સર્વ ઈંદ્રિયોની પ્રવૃત્તિના કારણપણાએ કરી ઓળખી શકાય છે. ઈંદ્રિયો તથા તેના વિષયોનો બાધ હોવાથી આત્મા જ, શેષ રહે છે. માટે ઈંદ્રિય અને તેના વિષયો આત્મા કે જે બાધ વગરનો છે, તે રૂપ છે. [૧૮] 'આ આત્મા' 'આ અનાત્મા' એવી રીતે નામરૂપનો વિભાગ આત્માએ પોતે પોતાની અજ્ઞાન શક્તિથી કલ્પિત માન્યો છે, માટે તેનો બાધ સંભવે છે.[૧૯] આત્મા, નિત્ય, અપરોક્ષ, સ્વપ્રકાશ અને પૂર્ણ સ્વભાવ છતાં પણ મોટામાં મોટો અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોવાથી સ્થૂલ બુદ્ધિવાળાના જાણવામાં આવતો નથી.[૨૦] ભોગ્ય અને ભોગનાં સ્થાન આદિ અનંત પદાર્થ છે, તથાપિ સ્વભાવથી જ * પુર્યષ્ટકમાં જીવરૂપે આત્માનું પ્રતિબિંબ પડે છે, તે જ સ્થૂલ દેહાદિકમાં આસક્તિ થવાનું કારણ છે.[૨૧] હે રામ! પંખાએ કરીને પવન જેમ, તેમ પુર્યષ્ટકે કરીને નિત્ય આત્મા સ્પષ્ટ અનુભવાય છે.[૨૨] આત્મા કેવલ દેહમાં જ રહ્યો છે એમ નહીં, પરંતુ સત્તાની પેઠે સર્વદા સર્વ પદા-

* ૧ કર્મેંદ્રિય, ૨ જ્ઞાનેંદ્રિય, ૩ પંચમહાભૂત, ૪ પાંચ પ્રાણ, ૫ અંતઃકરણ, ૬ કામ, ૭ કર્મ, ૮ વાસના, એ પુર્યષ્ટક કહેવાય છે.

થેમાં વ્યાપી રહ્યો છે. જેમ રજ ઉડવામાં વાયુ કારણ છે, ઘરમાં પ્રકાશ થવામાં દીવો કારણ છે, તેમ દેહાદિકમાં અહંતાએ કરી સ્ફુરવામાં પુર્યષ્ટક કારણ છે.[૨૪] જેમ આકાશમાં સૂર્ય હોવાથી મનુષ્યોને ક્રિયા કરવાની તથા તેનાં ફલની ઇચ્છા થાય છે, તેમ પરમ પ્રેમપાત્ર પરમાનંદ આત્મા હોવાથી પુર્યષ્ટકમાં પ્રીતિ તથા નાના પ્રકારના ભોગની ઇચ્છા થાય છે. તાત્પર્ય કે આત્મા સર્વ વ્યવહારથી મુક્ત છે, તો પણ સર્વ વ્યવહારનો નિર્વાહ કરે છે.[૨૫] આકાશમાં સૂર્ય છતાં યોગ્ય વ્યવહાર નાશ પામે, એમાં જેમ સૂર્યનું કાંઇ નાશ પામતું નથી, તેમ આત્મા વિદ્યમાન છતાં દેહ નાશ પામે, એમાં આત્માનું કાંઇ નાશ પામતું નથી.[૨૬–૨૭] સર્વમાં રહેલો આત્મા, કદાપિ જન્મતો નથી, મરતો નથી, ગ્રહણ કરતો નથી, ઇચ્છતો નથી, મુક્ત નથી, ને બદ્ધ પણ નથી.[૨૮] આત્માના અજ્ઞાનથી થયેલી દેહાદિકમાં આત્મભ્રાંતિ જ રજ્જુમાં સર્પની ભ્રાંતિની પેઠે, સંસારદુઃખનું કારણ છે,[૨૯] જ્ઞાન થાય તો આત્મા અનાદિ હોવાથી જન્મ્યો નથી, તેથી મરશે પણ નહીં. આત્મા અસંભવ હોવાથી પોતાથી અન્યની ઇચ્છા કરતો નથી, એમ જાણવામાં આવે છે.[૩૦] આત્માને દેશ, કાલ તથા વસ્તુપરિચ્છેદનો અભાવ હોવાથી બંધન નથી; તેથી મોક્ષ પણ નથી. એટલે આત્મા તો સદા મુક્ત સ્વભાવ છે.[૩૧] એ આત્મા સર્વમાં સમાન છે. તેમ છતાં પણ અજ્ઞાની લોક, પોતાના અવિચારે કરી દુઃખ ભોગવે છે.[૩૨] હે રામ! તમે તો જગતનો પૂર્વાપરનો ક્રમ સારી રીતે જાણો છો, માટે મૂર્ખલોકની પેઠે શોક મા કરો.[૩૩] જ્ઞાની પુરુષે બંધ અને મોક્ષ એ બન્નેનો સંકલ્પ તજી તટસ્થ વૃત્તિથી દેહાદિકે કરી વ્યવહાર કરવો.[૩૪] આકાશમાં, પાતાલમાં કે ભૂતલમાં મોક્ષ નથી. જ્ઞાને કરી આત્મસ્વરૂપ થયેલું મન જ મોક્ષ છે. એટલે શુદ્ધ મનમાં મોક્ષ રહ્યો છે.[૩૫] વિષયોમાં અનાસક્તિએ કરી પોતાની બોધ વૃત્તિવડે જે ચિત્તનો ક્ષય થવો, તેને જ તત્ત્વવેત્તાઓ મોક્ષ કહે છે.[૩૬] જ્યાં સુધી શુદ્ધ જ્ઞાન થયું નથી, ત્યાં સુધી નિત્યપ્રાપ્ત એવા પણ આત્માની અપ્રાપ્તિની કલ્પનાએ કરી દીનતાપૂર્વક મોક્ષની ઇચ્છા થાય છે.[૩૭] જો શુદ્ધ આત્મજ્ઞાન થાય અને મન, ચિદ્રૂપ થાય, તો ગમે તેટલા છોડાવવાવાળા હોય તો પણ કોઇની ઇચ્છા થતી નથી, ત્યારે એક મોક્ષ (છોડાવનાર)ની ઇચ્છા કેમ થાય ?[૩૮] હે રામ! 'આ બંધ' 'આ મોક્ષ' એવી તુચ્છ કલ્પના તજી તમે પોતે મોક્ષસ્વરૂપ થાઓ.[૩૯] તમે નિર્વિકલ્પદશાને પ્રાપ્ત થઇ સમુદ્ર પર્યંત પૃથ્વીનું પાલન કરશો, તો પણ તમને લેપ લાગશે નહીં. કારણ કે તમે મનમાં સંગથી મુક્ત છો.[૪૦]

# સર્ગ ૭૪ મો.*

## જીવન્મુક્તના ગુણો.

**श्रीवसिष्ठउवाच**–लीलया पश्यति वपुः कालेनात्मनि जायते ।
रम्यस्यापश्यतो वक्त्रं हृदि दौरूप्यधीरिव ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! જેમ મનોહર એવાં સ્ત્રી પુત્રાદિકનાં મુખને ન જોતા એવા વિરહી પુરુષના મનમાં શોક અને ખેદ આદિ નિરંતર થાય છે, તેમ પરમાનંદરૂપ સ્વસ્વરૂપને ન જાણવાથી કર્મવાસનાના પરિપાકના ક્રમે કરી પ્રાપ્ત થયેલા સૃષ્ટિના આરંભમાં અને જાગ્રત આદિના સમયમાં ચિદ્વિલાસવડે આત્માને સ્થૂલ, સૂક્ષ્મ અને સમષ્ટિ વ્યષ્ટિ દેહ પ્રાપ્ત થાય છે.[૧] એ સ્થૂલ સૂક્ષ્મ દેહે કરી તેમાં અહંભાવ થવાથી આ મહા અનર્થરૂપ માયા પ્રાપ્ત થઇ છે, જે રાગ, દ્વેષ, લોભ અને મોહ આદિ મદની મહાશક્તિ છે.[૨] એ મહાશક્તિના પ્રવૃત્તિ, ભોગ, પુણ્ય, પાપ અને વાસના આદિ અનર્થ પરંપરારૂપ વિકારો છે. પરમાત્માના જગદ્રૂપે થવાથી તેને સત્તા મળે છે, તે શક્તિએ કરી મૃગજલની પેઠે આ સર્વ જગત થયું છે.[૩] મન, બુદ્ધિ, અહંકાર, વાસના, ઇંદ્રિય એવી રીતે જુદાં જુદાં નામ રૂપવડે આત્મા સ્ફુરે છે.[૪] એક જ અંતઃકરણ, પદાર્થને જાણવાથી ચિત્ત, મનનથી મન, નિશ્ચયથી બુદ્ધિ અને અહંભાવથી અહંકાર કહેવાય છે. એટલે ચિત્ત, અહંકાર, મન અને બુદ્ધિનો પરમાર્થતઃ ભેદ નથી.[૫] જેમ 'હિમથી તેનું શ્વેતપણું જૂદું છે,' એવી કલ્પના મિથ્યા છે, તેમ ચિત્ત આદિના ભેદની કલ્પના મિથ્યા છે.[૬] જેમ વસ્ત્રનો ક્ષય થવાથી વસ્ત્ર અને તેનું શ્વેતપણું એ બન્નેનો નાશ થાય છે, તેમ ચિત્તનો નાશ થવાથી અહંકાર આદિનો નાશ થાય છે.[૭] હે રામ! તમને સંસારનું કારણ કહ્યું, હવે તેના ઉચ્છેદનો ઉપાય કહું છું;–મોક્ષબુદ્ધિ, બંધબુદ્ધિ અને એષણા, એ સર્વ તુચ્છ છે. માટે તેને તજી વૈરાગ્ય અને વિવેકે કરી કેવળ મનનો ક્ષય કરવો.[૮] જો 'મને મોક્ષ થાય' એવી ઇચ્છા થાય, તો મન, ઉત્થિત કહેવાય છે. મન, મનનમાં તત્પર હોવાથી શરીર આકારે થઇ બહિર્મુખતા ઉત્પન્ન કરે છે, તેથી સર્વ સંસારદુઃખ પ્રાપ્ત થાય છે.[૯] મનમાં સંસારની ભાવનાથી સંસારનાં દુઃખ પ્રાપ્ત થાય છે, પણ શુદ્ધ આત્મભાવનાથી

* આ ચુંમોતેરમા સર્ગમાં પ્રમાદથી સંસારની ભ્રાંતિ થાય છે, ને બોધથી પૂર્ણતા પ્રાપ્ત થાય છે, તેનું વર્ણન તથા જીવન્મુક્તિના ગુણોનું વર્ણન આવશે.

અથવા જગત આત્મ સ્વરૂપ છે એવી ભાવનાથી સંસાર દુઃખ પ્રાપ્ત થતાં નથી; માટે સંસારભાવના નિર્મૂલ કરો; એટલે બંધ કે મોક્ષ કાંઇ નથી.[૧૦] વાયુ, ચલ-સ્વરૂપ છે, એટલે તેના ચાલવાથી હાથ, પગ આદિ સર્વ અવયવો ક્રિયા કરે છે.[૧૧] જેમ વાયુ, વૃક્ષનાં પાંદડાંને ચલાવે છે, તેમ પ્રાણવાયુ, શરીરના અવયવોને ચલાવે છે.[૧૨] આત્મા, સર્વત્ર વ્યાપક, સૂક્ષ્મ અને અચલ છે. મેરુ પર્વતની પેઠે કોઇના ચલાવવાથી ચાલતો નથી, તેમ પોતાની મેળે પણ ચાલતો નથી.[૧૩] એવી રીતે શુદ્ધાત્મભાવમાં આત્માનું ચાલવું સંભવતું નથી, તેમ સર્વાત્મભાવમાં પણ સંભવતું નથી. કારણ કે જગત, આત્માનું પ્રતિબિંબ છે. તે પ્રતિબિંબના ચાલવાથી પણ સ્ફાટિકમણિની પેઠે બિંબરૂપ આત્મા અચલ જ છે.[૧૪] એવી રીતે આત્મા તથા દેહ અત્યંત વિલક્ષણ છે; છતાં પણ 'પ્રસિદ્ધ દેહ, હું છું' 'સ્ત્રી પુત્ર અને અન્ય પદાર્થ મારા છે' એવો મોહ શા માટે રાખો છો? એ મોહ જ તમને દુઃખ દેવા વાળો છે.[૧૫] અનિત્ય એવી રાગદ્વેષવાળી ભ્રાંતિએ કરીને જ દેહ અને આત્માની અત્યંત વિલક્ષણતા છતાં જ્ઞત્વ (જાણનારપણું) આદિ વિરુદ્ધ ધર્મો દેહમાં જોવામાં આવે છે. કર્તાપણું, ભોક્તાપણું આદિ વિરુદ્ધ ધર્મો આત્મામાં જોવામાં આવે છે,[૧૬] તેણે કરી 'હું કર્તા છું, ભોક્તા છું' ઇત્યાદિ વાસના, મૃગતૃષ્ણાની પેઠે મિથ્યા ઉત્પન્ન થાય છે.[૧૭] અસત્ય છતાં સત્ય જેવી જોવામાં આવતી જ્ઞતા, મૃગતૃષ્ણાની પેઠે વિષયનાં તરસ્યાં નામના મૃગલાને ખેંચે છે.[૧૮] હે રામ! 'અજ્ઞતા સત્ય છે', એમ જાણવામાં આવે તો તે, જાણવામાં આવેલી ચાંડાલી બ્રાહ્મણોમાંથી જેમ, તેમ ભાગી જાય છે, એટલે નાશ પામે છે.[૧૯] જેમ જાણવામાં આવેલી મૃગ-તૃષ્ણા, તરસ્યા પુરુષને ખેંચતી નથી, તેમ જાણવામાં આવેલી અવિદ્યા, માણસને ખેંચતી નથી.[૨૦] પરમાર્થના બોધે કરી વાસના, દીવાવડે અંધકારની પેઠે સમૂલ નાશ પામે છે, ને અપરિચ્છિન્ન આત્મપ્રકાશ, પ્રકટ થાય છે.[૨૧] વેદાંતશાસ્ત્ર અને યુક્તિએ કરી 'અવિદ્યા નથી' એવો નિશ્ચય થાય, તો અવિદ્યા, તડકામાં હિમના કણની પેઠે ગળી જાય છે.[૨૨] 'દેહ જડ છે, તેને માટે ભોગની શી જરૂર છે' એવા નિશ્ચયવાળો તત્ત્વજ્ઞ, કેસરીસિંહ પાંજરાને જેમ, તેમ અજ્ઞાનને ભેદી નાખે છે.[૨૩] મનમાંથી દેહાભિમાન નીકળી જવાથી પુરુષ ચંદ્ર જેવો શોભે છે;[૨૪] વૃષ્ટિવડે ભીંજાયલા પર્વતની પેઠે પરમ શીતલતા પામે છે; રાજ્ય પામેલા દરિદ્રની પેઠે પરમસુખ પામે છે;[૨૫] શરદૃઋતુનાં આકાશ જેવો અતિ શોભાવાળો થાય છે; પ્રલયના સમુદ્રની પેઠે પોતાના માપમાં આવતો નથી;[૨૬] વર્ષ્યા પછી ગર્જના વગરના મેઘની

પેઠે દેહાભિમાનથી રહિત થાય છે; અને શાંત સમુદ્રની પેઠે સ્વસ્વરૂપમાં રહે છે.[૨૭] એ તત્ત્વજ્ઞ, વિષયોના દબાણમાં આવતો નથી, મેરુ જેવો અચલ રહે છે, બળી રહેલા અગ્નિ જેવો દીપે છે,[૨૮] શાંત થયેલા દીવાની પેઠે આત્માવિષે નિર્વાણ પામે છે, ને અમૃતપાન કરવાથી મનુષ્ય જેમ, તેમ પરમ તૃપ્તિ પામે છે.[૨૯] અંદર દીવાવાળો ઘડો જેમ, મધ્યમાં જ્વાલાવાળો અગ્નિ જેમ અને સ્ફુરતી કાંતિવાળો મણિ જેમ, તેમ તે અંદર પ્રકાશ પામે છે.[૩૦] એ તત્ત્વજ્ઞ, આત્મા કે જે સર્વ રૂપ, સર્વમાં રહેલો, સર્વેશ્વર, સર્વનિયંતા, વ્યવહાર માટે સર્વ આકારે થયેલો અને પરમાર્થમાં નિરાકાર છે, તેને જુવે છે.[૩૧] જેમાં ચિત્ત, કામાતુર રહેતું હતું, એવા અજ્ઞાની અવસ્થામાં વીતેલા દિવસોને અત્યંત હસે છે.[૩૨] વિષયીજનોના સંગની, અને વિષયોની રંજનાથી નીકળી ગયેલો અને આત્માવિષે પ્રીતિવાળો એવો જ્ઞાની અભિમાનજ્વર શાંત થવાથી પરિપૂર્ણ તથા પવિત્ર મનવાળો થઈ રહે છે.[૩૩] જેનો કામ-રૂપી કાદવ ધોવાઈ ગયો છે, બંધનભ્રમ છેદાઇ ગયો છે, જે દ્વંદ્વના દોષથી અને ભયથી મુક્ત થયો છે, સંસારસાગર તરી ગયો છે, જેને પરમ વિશ્રાંતિ મળી છે, અલભ્યપદનો લાભ થયો છે, જે, મને વચને અને કર્મે કરી પુનરાવૃત્તિ વગરનાં પદને પ્રાપ્ત થયો છે, જેનાં ચરિત્રોને સર્વ પુરુષો ઇચ્છે છે પણ પોતે કશાંની ઇચ્છા કરતો નથી, જેના આનંદને સર્વે અનુમોદન આપે છે પણ પોતે કોઇને અનુમોદન આપતો નથી, પોતે કંઇ આપતો નથી. કંઇ ગ્રહણ કરતો નથી, વખાણતો નથી ને જે નિંદતો નથી, તેનાં સ્વરૂપનું તિરો-ધાન થતું નથી; તેમ સ્વસ્વરૂપનો આવિર્ભાવ, એક વખત ભાસેલ હોવાથી થતો નથી, જે સર્વ આરંભનો તથા આશાઓનો ત્યાગ કરે છે, અને જે સર્વ ઉપા-ધિથી રહિત છે, તે જીવન્મુક્ત કહેવાય છે.[૩૪-૩૮] હે રામ! સંપૂર્ણ જલ વર્ષી રહ્યા પછી મેઘ જેમ, તેમ તમે સર્વ એષણાને તજી ક્રિયા રહિત થાઓ.[૩૯] હે રામ! નિરાશતા જે સુખ આપે છે, તે સુખ, આલિંગન કરતી સુંદરી પણ આપતી નથી,[૪૦] અને કંઠમાં લાગેલો ચંદ્ર પણ આપતો નથી.[૪૧] નિરાશતાએ કરી સમાન મનવાળો અને ઉદાર બુદ્ધિવાળો જ્ઞાની જેવો શોભે છે, તેવો પરિપૂર્ણ ફૂલેલી લતાવાળો વસંત પણ શોભતો નથી.[૪૨] નિરાશતાથી જે શીતલતા પ્રાપ્ત થાય છે, તે શીતલતા, હિમાલયથી, મોતીથી, કેળનાં વનથી, ચંદનથી કે ચંદ્રથી પણ પ્રાપ્ત થતી નથી.[૪૩] રાજ્યનાં, સ્વર્ગનાં, ચંદ્રનાં, વસંત ઋતુનાં અને સ્ત્રીસંગનાં સુખ કરતાં પણ નિરાશતાનું સુખ ઉત્તમ છે.[૪૪] હે રામ! જેમાં ત્રણે ભુવનની લક્ષ્મી પણ તૃણ કરતાં તુચ્છ છે, તે પરમ નિર્વૃત્તિ, નિરાશતાથી પ્રાપ્ત થાય છે.[૪૫] નિરા-

શતા, આપત્તિને દૂર કરે છે, પરમ નિર્વૃતિનું સ્થાન છે ને શાંતિવૃક્ષના પુષ્પનો તોરો છે, તેનો આશ્રય કરો.૪૬ હે રામ! નિરાશતાવાળા પુરુષને પૃથ્વી, ગાયની ખરી જેવડી છે, મેરુ પર્વત ઠુંઠું છે, આશાઓ નાની સરખી દાબડી છે અને ત્રણે લોક, તૃણવત્ તુચ્છ છે.૪૭ લૌકિક તથા વૈદિક દાન, ધન આદિનું ગ્રહણ, ધન-સંગ્રહ, ધનખરચી સ્ત્રી પુત્રાદિકને આનંદ આપવો અને વૈભવ ઇત્યાદિ સર્વ ક્રિયાઓને—'તેમાં ઘણો પ્રયાસ છે, ફલ તુચ્છ છે, તે અનર્થનું કારણ છે, તેમાં મૂઢ પુરુષો વૃથા અભિમાન કરે છે,' એમ જાણી નિઃસ્પૃહ પુરુષો હસે છે.૪૮ જેના હૃદયમાં કદાપિ આશા, સ્થિતિ કરતી નથી અને જેને ત્રણે ભુવન તૃણવત્ તુચ્છ છે તેવા પુરુષને કોની ઉપમા આપવી?૪૯ અમુક પદાર્થ મને હોય તો ઠીક, અમુક પદાર્થ ન જોઇએ, એ પ્રકારની રંજના જેના મનમાં નથી તેની તુલના કેમ થઇ શકે?૫૦ હે રામ! નિરાશતા, સર્વ સંકટનો અંત છે, પરમ સુખરૂપ છે અને બુદ્ધિનું અતિ ઉત્તમ સાર્થક પણું છે; તેનો આશ્રય કરો.૫૧ હે રામ! તમને આશા નથી. આશાના તમે નથી. તમને અને આશાને કશો સંબંધ નથી. જેમ દોડતા રથમાં બેઠેલા પુરુષને પડખાનાં વૃક્ષ આદિ ફરતાં હોય તેમ જે જોવામાં આવે છે તે મિથ્યા છે, તેમ આ જગતનો ભ્રમ મિથ્યા છે. ૫૨ બોધ કર્યા છતાં પણ 'સ્ત્રીપુત્રાદિ મારાં છે, દેહ હું છું' એવો ભ્રમ રાખી શા માટે મનમાં મુંઝાઓ છો?૫૩ 'આ દૃશ્યમાન સર્વ જગત્ આત્મા જ છે, આત્માવિષે ભેદ નથી' એવી રીતે જગતને આત્મસ્વ-રૂપ જાણવાવાળા પુરુષો ખેદ પામતા નથી.૫૪ પદાર્થોને આત્મસ્વરૂપ જાણવાથી બુદ્ધિને પરમ શાંતિ મળે છે, ને નિરાશતા પ્રાપ્ત થાય છે.૫૫ 'પદાર્થો, ભાવ અભાવ તથા વિકલ્પે કરી રહિત છે, ને આદિ તથા અંતમાં રહેલા આત્મસ્વરૂપ છે,' એમ જાણી મનની આત્માવિષે સ્થિરતા કરો.૫૬ જેમ સિંહને જોઈ મૃગલી ભાગી જાય, તેમ તીવ્ર વૈરાગ્યવાળા પુરુષને જોઈ મોહ કરવાવાળી સંસારમાયા ભાગી જાય છે.૫૭ તીવ્ર વૈરાગ્યવાન્ જ્ઞાની, મદોન્મત્ત સુંદર કામિનીને પણ સડેલી પૂતળીની પેઠે જુવે છે. એટલે તેને જોઈ કામાદિ દોષો પણ નાસી જાય છે.૫૮ હે રામ! તેવા જ્ઞાનીને વિષયસુખો હર્ષ આપતા નથી, આપત્તિઓ ખેદ આપતી નથી અને પવન પર્વતને જેમ, તેમ તેને વિષયોની સુંદરતા, ધીરતાથી ચલાવી શકતી નથી.૫૯ નવોઢા સ્ત્રી આસક્ત છે, એમ જાણી કામદેવે મારેલાં બાણો, વશ મનવાળા જ્ઞાનીવિષે રજઃ કણ જેવડા કટકા થઈ પડે છે, તાત્પર્ય કે તેવા જ્ઞાની વિષે કામદેવનું બળ ચાલતું નથી.૬૦

તત્ત્વજ્ઞને રાગદ્વેષ ચલાવી શકતા નથી, ત્યારે ખેંચી તો કેમ શકે ?[61] તત્ત્વજ્ઞ, લતાને અને હાવ ભાવવાળી સ્ત્રીને સમાન જુવે છે. એટલે અવિકારી હોવાથી પર્વતની શિલા જેવો છે. વટેમાર્ગુ જળ વગરનાં રણમાં જેમ, તેમ જ્ઞાની, ભોગ વિષે રમતો નથી.[62] પ્રયાસ વિના મળેલાં પવિત્ર અન્નાદિકનું ભોજન કરે છે ને વસ્ત્રાદિ ભોગવે છે તો પણ તેમાં આસક્તિ રાખતો નથી.[63] ગૃહસ્થાશ્રમી તત્ત્વવેત્તા, પોતાનાં સ્ત્રી પુત્રાદિ ભોગ ભોગવે છે, તો પણ અજ્ઞાનીની પેઠે તેમાં હર્ષ શોક કરતો નથી.[64] સમુદ્રલહરી, મંદર પર્વતને જેમ, તેમ સુખદુઃખ બુદ્ધિ, જ્ઞાનીને ક્ષોભ પમાડી શકતી નથી.[65] જ્ઞાની, સર્વ વિષયોને મિથ્યા જાણી નિશ્ચિત થઈ, સ્વસ્વરૂપનો આશ્રય લઈ રહે છે.[66] જેમ હિરણ્યગર્ભ, જગતને ઉત્પન્ન કરે છે, તો પણ અવ્યાકુલતાથી આત્મપરાયણ રહે છે, તેમ જ્ઞાની, સર્વ વ્યવહાર કરે છે તો પણ અવ્યાકુલ થઇ આત્મપરાયણ રહે છે.[67] શિયાળો, ચોમાસું અને ઉનાળો આવે તો પણ પર્વત જેમ ક્ષોભ પામતો નથી, તેમ ગમે ત્યારે ગમે ત્યાં સુખ દુઃખ આવે તો પણ જ્ઞાની ક્ષોભ પામતો નથી.[68] કર્મેંદ્રિયોવડે વિષયોમાં ડૂબે છે, તો પણ આસક્તિ વગરના જ્ઞાનીનું કાંઇ ડૂબતું નથી.[69] જેમ સોનું, અંદરના ભેગથી મેલું કહેવાય છે, પણ ઉપર મેલથી મેલું કહેવાતું નથી. તેમ જ્ઞાની, મનની આસક્તિથી આસક્ત કહેવાય છે, પણ ઉપરની આસક્તિથી આસક્ત કહેવાતો નથી.[70] 'આત્મા, શરીરથી નોખો છે, એમ જાણવાવાળા તત્ત્વવિતનું શરીર કપાવાથી પણ કાંઈ કપાતું નથી. તાત્પર્ય કે મનમાં આસક્તિ વગરના પુરુષને દેહાદિકનાં દુઃખનો પ્રસંગ નથી.[71] 'આ, સંબંધી છે.' એમ જાણેલો સંબંધી, પાછો જેમ ભૂલાતો નથી, તેમ એક વખત જાણેલો આત્મા પણ ભૂલાતો નથી કે જેણે કરી ફરીને દુઃખનો પ્રસંગ આવે.[72] જેમ સર્પભ્રાંતિ નિવૃત્તિ પામ્યા પછી પાછી રજ્જુમાં સર્પભ્રાંતિ થાતી નથી, પર્વત ઉપરથી ઉતરેલી વર્ષાઋતુની નદી પાછી આવતી નથી, તેમ નિવૃત્ત થયેલી સંસાર ભ્રાંતિ પાછી થતી નથી.[73] જેમ આગ્નમાં શોધવાથી શુદ્ધ થયેલું સોનું, કાદવમાં ડૂબવાથી પણ મેલું થતું નથી, તેમ જ્ઞાની વ્યવહાર કરે તો પણ અજ્ઞાની થતો નથી.[74] હૃદયની ગાંઠ તુટી જવાથી ગુણોવડે ફરીથી બંધન થતું નથી, ડાખળીમાંથી ખરી પડેલું ફળ કોઈ પણ ઉપાયથી પાછું વળગાડી શકાતું નથી,[75] જેમ પ્હાણામાં રહેલો મણિ મણિ વગરના ભાગને કાપી નાંખી શુદ્ધ કર્યા પછી પાછો તે પ્હાણાની સાથે મેળવી શકાતો નથી, તેમ અજ્ઞાનથી મુક્ત થયેલાને પાછો અજ્ઞાનની સાથે જોડી શકાતો નથી.[76] જેમ ચાંડાલના વરઘોડાને જાણ્યા પછી ઉત્તમ

વર્ણ કોઇ જોતું નથી, તેમ અવિદ્યા જાણ્યા પછી તેમાં કોણ ડૂબે!! કોઇ પણ ડૂબતું નથી.૭૭ જેમ વિચાર કરવાથી ધોળાં જળમાંથી દૂધબુદ્ધિ નિવૃત્તિ પામે છે, તેમ બુદ્ધિમાં રહેલા આત્માના સાક્ષાત્કારથી સંસારવાસના નિવૃત્તિ પામે છે.૭૮ જેમ બ્રાહ્મણો, મદ્યને અજાણતાં જલ સમજી પીએ છે, પણ મદ્ય જાણ્યા પછી પીતા નથી, તેમ અજ્ઞાની સંસારમાં રહે છે, પણ જ્ઞાની રહેતો નથી.૭૯ તત્ત્વવેત્તા, રૂપવતી સ્ત્રીને પણ ચિત્રમાં ચિતરેલી સ્ત્રી જેવી જુવે છે.૮૦ જેમ ચિત્રની સ્ત્રીમાં રહેલા, મષી (સાહી) અને કસુંબા આદિ રંગ, પંચમહાભૂત છે; તેમ જીવતી સ્ત્રીમાં રહેલાં નેત્ર, કેશ અને હોઠ આદિ પંચમહાભૂતનાં છે ત્યારે તેમાં આસક્તિ, શા માટે કરવી?૮૧ જેમ અનુભવેલા ગોળનો મધુર રસ અનુભવ કર્ત્તાને કાપી નાખવાથી કે બાળી નાંખવાથી પણ કડવો કે તીખો થતો નથી, તેમ આત્માનો અનુભવ પણ કોઇ ઉપાયથી બદલાતો નથી.૮૨ હે રામ! જ્યારે એક વખત થયેલો આત્માનુભવ, બદલાતો નથી, ત્યારે તેમાં સદા મગ્ન રહેનારનો અનુભવ કેમ બદલાય? જેમ વ્યભિચારિણી સ્ત્રી; ઘરનું કામ કરે તો પણ મનમાં અનુભવેલા યારના સંગનો સ્વાદ લે છે, તેમ તત્ત્વજ્ઞ, વ્યવહારમાં રહીને પણ આત્માનંદનો સ્વાદ લે છે. તે આત્માનંદ ભૂલાવવા માટે ઇંદ્રાદિ દેવો પણ સમર્થ નથી.૮૩-૮૪ જેમ કોઇ પણ બળવાન્ પતિએ પોતાની વ્યભિચારિણી સ્ત્રીને જાર પુરુષના સંગનો સ્વાદ ભૂલાવ્યો નથી, તેમ તત્ત્વજ્ઞને આત્માનંદનો સ્વાદ કોઇ પણ ભૂલાવી શકતું નથી.૮૫-૮૬ જેમ વ્યભિચારિણી સ્ત્રી ઘરનું કામ બરાબર કરે છે, પતિ, સાસુ અને સસરાનું દુઃખ સહન કરે છે, અને બીજાં દુઃખ પણ સહન કરે છે, તો પણ પોતાના જાર વિષે આનંદ ઓછો કરતી નથી, તેમ તત્ત્વવિત્, સર્વ વ્યવહાર કરે છે, તો પણ આત્માનંદને ભૂલતો નથી, પરંતુ મનમાં આનંદમગ્ન રહે છે.૮૭-૮૯ તેવો જ્ઞાની, કાપવાથી કપાતો નથી, પડતાં આંસુથી રોતો નથી, બાળવાથી પણ બળતો નથી ને દેહ નાશ પામે તો પણ નાશ પામતો નથી.૯૦ મનનો નાશ થાય ત્યાં સુધીની ભૂમિકામાં પહોંચેલો જ્ઞાની, પ્રારબ્ધ યોગે કરી મહાદરિદ્ર દશા પ્રાપ્ત થાય, અથવા માંડવ્ય ઋષિની પેઠે સૂળીએ ચડવા જેવાં અતિ સંકટ આવી પડે, શહેરમાં મેહલમાં વાસ થાય, કે પર્વતનાં વનમાં અથવા તપોવનમાં વાસ થાય, તો પણ સુખ દુઃખ રહિત થઇ રહે છે. લેશમાત્ર પણ સંસારના હર્ષ શોકમાં આવતો નથી.૯૧



# સર્ગ ૭૫ મો.*

## જીવન્મુક્તો તથા તેનાં ચરિત્રો.

**श्री वसिष्ठउवाच**—जनकः संस्थितो राज्ये व्यवहारपरोऽपि सन् ।
विगतज्वर एवांतरनाकुलमतिः सदा ॥ १ ॥

વસિષ્ઠ, કહે છે—હે રામ! જનક રાજા, રાજ્યવ્યવહાર કરતા હતા તો પણ સદા મનમાં તાપરહિત અને અવ્યાકુલ હતા.[૧] તમારા પિતામહ દિલીપ રાજા, મનમાં આસક્તિ વિના રાજ્ય ચલાવતા હતા ને પૃથ્વી ભોગવતા હતા.[૨] આત્મજ્ઞાનવાળા મનુરાજા, મનમાં રાગદ્વેષરહિત રહી, જીવન્મુક્ત થઇ લાંબા વખત સુધી રાજ્યવિષે પ્રજાનું પાલન કરતા હતા.[૩] માંધાતા રાજા, અનેક સેનાયુદ્ધ તથા બાહુયુદ્ધમાં ઉભા રહેતા હતા, તો પણ મોક્ષપદ પામ્યા હતા.[૪] બલિરાજા, પાતાલમાં રહી બરાબર વ્યવહાર કરતા હતા, તો પણ આસક્ત ન હોવાથી સદા જીવન્મુક્ત થઈ રહ્યા હતા.[૫] નમુચિ નામનો દૈત્ય, દેવોની સાથે યુદ્ધ કરતો હતો, ને દેવો તથા દૈત્યો સંબંધી વિચાર કરતો હતો, તો પણ મનમાં કદાપિ તાપ પામતો ન હતો.[૬] ઉદાર મનવાળો વૃત્રાસુર, ઈંદ્રની સાથે મરણ પર્યંત યુદ્ધ કરીને પણ મનમાં શાંત હતો.[૭] પ્રહ્લાદજી, પાતાલમાં રહી દૈત્યોનાં કાર્યો કરતા હતા, તો પણ પરમાનંદમાં મગ્ન રહેતા હતા.[૮] હે રામ! શંબરાસુર, મહામાયાવી હતો, તો પણ આત્મજ્ઞાની હોવાથી તેણે સંસારમાયાને તજી દીધી.[૯] કુશલ નામનો દૈત્ય, વિષ્ણુની સાથે યુદ્ધ કરતો હતો, તો પણ આસક્તિ ન હોવાથી પરમજ્ઞાનને પ્રાપ્ત થઇ, તેણે આ સંસાર તજી દીધો હતો.[૧૦] અગ્નિ, સર્વ દેવોને આહુતિ પહોંચાડવાનું મોટું કામ કરે છે, યજ્ઞ ભોગવે છે, છતાં પણ મુક્ત થઇ રહે છે.[૧૧] સર્વ દેવો અમૃત પાન કરે છે, તો પણ ચંદ્ર, બ્રહ્મજ્ઞાની હોવાથી આકાશની પેઠે સુખ દુઃખના સંગને પ્રાપ્ત થતો નથી.[૧૨] દેવના ગુરુ બૃહસ્પતિ, સ્ત્રી માટે ચંદ્ર સાથે લડે છે, અને દેવોના પુરોહિત (ગોર) નાં કાર્યો કરે છે, તો પણ મુક્ત થઈ રહે છે.[૧૩] શુક્રાચાર્ય, નીતિ શાસ્ત્રનો ઉપદેશ કરી દૈત્યોનું રક્ષણ કરે છે, તેમના પુરોહિતનું કામ કરે છે, તો પણ જ્ઞાની હોવાથી નિર્વિકારપણાથી કાલક્ષેપ કરે છે.[૧૪]

* આ પચોતરમા સર્ગમાં, મોટા અધિકાર છતાં પણ દેવ, અસુર અને મનુષ્ય આદિ ઘણા મુક્ત પુરુષો, હર્ષ શોક વર્જના થઇ રહ્યા હતા, એટલી વાત આવશે.

વાયુ, સર્વ બ્રહ્માંડોને અને પ્રાણીઓને ચલાવે છે ને પોતે સદા ગતિ કરે છે, તો પણ મુક્ત જ છે.[૧૫] હે રામ! બ્રહ્મા, સર્વ પ્રાણીઓને ઉત્તમ, મધ્યમ અને અધમ ગતિ આપવાના કામમાં વ્યાકુલ રહે છે, તો પણ મનમાં અવ્યાકુલ હોવાથી બે પરાર્ધ જેટલા લાંબા કાલને સુખથી વ્યતીત કરે છે.[૧૬] વિષ્ણુ ભગવાન્, મુક્ત છતાં પણ અવતાર ધારણ કરી; જરા, મરણ અને યુદ્ધાદિની લીલા કરે છે ને જગતમાં વિચરે છે.[૧૭] જેમ કામી પુરુષ, કામિનીને ધારણ કરે, તેમ મુક્ત એવા શંકર પણ પોતાના શરીરમાં પાર્વતીજીને ધારણ કરે છે.[૧૮] નિત્યમુક્ત એવાં પાર્વતીજીએ પણ મોતીના હારની પેઠે શંકરને ગળામાં બાંધ્યા છે.[૧૯] કાર્તિકસ્વામી, પૂર્ણ જ્ઞાની હોવાથી મુક્ત છતાં પણ તારકાસુર આદિની સાથે યુદ્ધ કરતા હતા.[૨૦] હે રામ! ભૃંગિરિટિ નામના મહાદેવના ગણે* મુક્ત બુદ્ધિ હોવાથી જ પોતાનાં માતા પાર્વતીજીને પોતાનું માંસ ઉખેડી આપ્યું હતું.[૨૧] મુક્ત એવા નારદમુનિ પણ ઠેક ઠેકાણે કલેશ કરાવે છે ને જગત્ નામના જંગલમાં વિચરે છે.[૨૨] જીવન્મુક્ત અને માન પાત્ર એવા વિશ્વામિત્ર પણ વેદમાં કહ્યા પ્રમાણે યજ્ઞ ક્રિયા કરે છે.[૨૩] જીવન્મુક્તપણાથી શેષ, પૃથ્વી ધારણ કરે છે; સૂર્ય, દિવસ કરે છે; અને યમ, દંડ આપે છે.[૨૪] તેમ જ બીજા પણ ત્રણે ભુવનના સેંકડો જીવો, યક્ષ, અસુર, દેવ અને મનુષ્યો, જીવન્મુક્ત થઇ સંસારમાં રહે છે.[૨૫] કેટલાક મુક્ત પુરુષો, યુદ્ધ, વધ અને બંધ આદિ અનેક આચારવાળા વ્યવહારમાં રહી મનમાં અતિ શીતલ હોય છે. કેટલાક, શિલા જેવા મૂઢ હોય છે.[૨૬] ભૃગુ, ભરદ્વાજ, વિશ્વામિત્ર અને શુક આદિ કેટલાક જીવન્મુકતો, વિક્ષેપની નિવૃત્તિ માટે વનમાં જઈ રહ્યા છે.[૨૭] જનક, શર્યાતિ, માંધાતા અને સગર આદિ કેટલાક જીવન્મુકતો રાજ્યમાં રહી રાજવૈભવ ભોગવે છે.[૨૮] બૃહસ્પતિ, શુક્ર, ચંદ્ર, સૂર્ય અને સપ્તર્ષિ આદિ કેટલાક જીવન્મુકતો, આકાશ વિષે પોત પોતાનાં મંડલમાં રહે છે.[૨૯] અગ્નિ, વાયુ, વરુણ, યમ, તુંબુરુ અને નારદ જેવા કેટલાક મુક્ત પુરુષો, વિમાનમાં બેસી આકાશમાં વિચરે છે.[૩૦] બલિ, સુહોત્ર, અંધ, પ્રહ્લાદ અને આહ્લાદ આદિ કેટલાક જીવન્મુકતો, પાતાલમાં રહે છે.[૩૧] પશુ પક્ષી યોનિમાં ગરુડ, હનુમાન અને જાંબવાન્ આદિ કેટલાક મુક્તજીવો પણ છે, ને દેવયોનિમાં પણ કેટલાક અજ્ઞાની જીવો છે.[૩૨] હે રામ! દેવો અતિ સાત્વિક છે. એટલે તે યોનિમાં

---

* ભૃંગીરિટિ, દેવીનો અનાદર કરી શંકરનીજ સેવા કરતા હતા, ત્યારે કોપાયમાન થયેલાં પાર્વતીજીએ પુત્રના શરીરમાં માતા પિતાનો સમાન ભાગ હોવાથી પોતાનો ભાગ માગ્યો. એટલે ભૃંગીરિટિએ પોતાનું માંસ ઉખેડી પાર્વતીજીને આપ્યું. આ વાત બીજાં પુરાણોમાં કહી છે.

જ્ઞાન અને ઐશ્વર્ય સ્વાભાવિક હોય છે, ત્યારે તેમાં અજ્ઞાની જીવ કેમ સંભવે, એવી શંકા કરવી નહીં; કારણ કે સર્વ શક્તિમાન્ ઇશ્વર, સર્વના આત્મા છે, ને સર્વત્ર વ્યાપક છે, એટલે સ્વમાદિકમાં પણ ન સંભવતા હજારો પદાર્થો દેખવામાં આવે છે, માટે કોઈ સ્થલે કોઈ પદાર્થની કદાપિ અસંભાવના કરવી નહીં.[૩૩] વિધિની નિયતિ વિચિત્ર અને અનંત આરંભવાળી છે. તેની જુદી જુદી રચનાથી સર્વ સ્થલે સર્વ સંભવે છે.[૩૪] બ્રહ્મા, દેવ, વિષ્ણુ, ધાતા, સર્વેશ, શિવ અને ઇશ્વિર એ સર્વ, વિધિ કહેવાય છે. એ, આપણુ સર્વનો આત્મા છે અને ચેતન છે.[૩૫] રેતી આદિ અવસ્તુમાં સોનું વગેરે વસ્તુ છે, ને સોના વગેરે વસ્તુમાં મલ આદિ અવસ્તુ છે, એવી રીતે અવસ્તુમાં વસ્તુ ને વસ્તુમાં અવસ્તુ સંભવે છે, ત્યારે જગતમાં બીજું શું અસંભવિત છે? કાંઈ પણ નથી.[૩૬] હે રામ! વિચાર કરીએ તો અતિ અયોગ્ય પદાર્થમાં પણ યોગ્યતા જોવામાં આવે છે. પાપ, અતિ અયોગ્ય છે, તો પણ તેના ભયથી લોકો, ધર્મમાં વર્તે છે. તાત્પર્ય કે અયોગ્ય પાપમાં પણ ધર્મમાં પ્રવર્તાવવા રૂપ મોટો ગુણ યુક્તિથી જોવામાં આવે છે.[૩૭] અસત્યમાં પણ સત્યતા જોવામાં આવે છે, કારણ કે શૂન્યતાનું ધ્યાન કરવામાં પણ ધ્યાનના સાક્ષીરૂપ, અને કોઇ પ્રકારે બાધ ન થવાથી શેષ રહેલો એવો આત્મા જ જોવામાં આવે છે.[૩૮] દેશ અને કાલના વિલાસથી જે નથી તે પણ જોવામાં આવે છે. જાદુગરના ખેલમાં શશલાં, શીંગડાંવાળાં જોવામાં આવે છે.[૩૯] ચંદ્ર, સૂર્ય, પૃથ્વી, સાગર અને દેવ આદિ કે જેનો કદાપિ ક્ષય સંભવતો નથી, તેનો પણ પ્રલય વખતે ક્ષય થાય છે.[૪૦] હે રામ! એવી રીતે ભાવ અને અભાવ પદાર્થની પણ ઉત્પત્તિના ક્રમનો વિચાર કરી હર્ષ, શોક, ખેદ અને ચેષ્ટા સર્વને તજી સમતા રાખો.[૪૧] જગતમાં અસત્ સત્, અને સત્ અસત જોવામાં આવે છે; માટે સત્માં આસ્થા અને અસત્માં અનાસ્થાને તજી સમદૃષ્ટિ રાખો.[૪૨] હે રામ! આ જગતમાં અસંભવિત પણ સંભવે છે, તેથી 'વિદેહમુક્તિ થયા પછી પણ પાછી સંસારની સંભાવના થશે; એવી શંકા રાખવી નહીં. કારણ કે તત્ત્વજ્ઞાન ન હોવાથી અજ્ઞાન દશામાં જ અત્યંત અસંભાવિત અનેક સંભાવનાઓ થાય છે, પણ જ્ઞાન દશામાં થતી નથી. તેવી સંભાવનાનું કારણ અજ્ઞાન છે, તે અજ્ઞાન જ્ઞાનદશામાં નિવૃત્તિ પામેલું હોય છે.[૪૩] વળી મુક્ત, કંઠમાણુની પેઠે નિત્ય પ્રાપ્ત છે. તત્ત્વજ્ઞાને કરી અજ્ઞાનની નિવૃત્તિ થવાથી જ મુક્તિનો લાભ થાય છે.[૪૪] હે રામ! મુક્તિ, વિવેકે કરી સુલભ છે ને અવિવેકથી દુર્લભ છે; માટે મનનો નાશ

કરી વિવેક દીવાને પ્રકટ કરો.[૪૫] મુક્તિની ઇચ્છાવાળાએ આત્મ સાક્ષાત્કાર માટે પુરુષાર્થ કરવો. આત્મ સાક્ષાત્કાર કરી સર્વ દુઃખોનો નાશ થાય છે.[૪૬] પૂર્વકાલમાં જીવન્મુક્તો હતા, પરંતુ વર્તમાનકાલમાં નથી, એમ જાણવું નહીં. કારણ કે વર્તમાનમાં પણ સુહોત્ર તથા જનકઆદિ અનેક જીવન્મુક્તો છે.[૪૭] માટે હે રામ! તમે પણ વૈરાગ્ય અને વિવેક રાખી પત્થરમાં અને સોનામાં સમાન બુદ્ધિ રાખી, જીવન્મુક્ત થઇ વિહાર કરો.[૪૮] હે રામ! મુક્તિ બે પ્રકારની છે. ૧ જીવન્મુક્તિ. ૨ વિદેહમુક્તિ. તેનો વિભાગ હવે હું કહું છું તે તમે સાંભળો.[૪૯] સંસારમાં આસક્તિ ન હોવાથી જે મનની શાંતિ, તે મુક્તિ કહેવાય છે. તે મુક્તિ, દેહ હોય વા ન હોય, તો પણ સંભવે છે.[૫૦] દેહમાં આત્માધ્યાસની નિવૃત્તિ, મુક્તિ કહેવાય છે, તે, દેહ હોય વા ન હોય તો પણ સંભવે છે.[૫૧] જેને જીવતાં તત્ત્વજ્ઞાને કરી દેહ વિષે આત્માધ્યાસની નિવૃત્તિ થઈ હોય, તે જીવન્મુક્ત કહેવાય છે; તે જ દેહ છૂટયા પછી વિદેહ મુક્તિ કહેવાય છે; ને જેને આત્માધ્યાસની નિવૃત્તિ ન થઇ હોય તે બદ્ધ કહેવાય છે.[૫૨] હે રામ! યત્ન અને યુક્તિ વગરના પુરુષને ગાયનાં પગલાં જેટલું પણ દુસ્તર થઇ પડે છે. માટે પ્રમાણુ તાત્પર્ય અને પ્રમેયનાં તત્ત્વના નિશ્ચયને અનુકૂળ તર્કો કરી સાધન ચતુષ્ટયમાંથી પૂર્વ પૂર્વ સાધન સિદ્ધ થયા પછી ઉત્તરોત્તર સાધન માટે પ્રયત્ન કરવો. તે પણ આત્મતત્ત્વના નિશ્ચય પર્યંત કરવો; પરંતુ વચમાં જ કંટાળી જઇ પ્રયત્ન મૂકી દઇ આત્માને સંસાર સંકટમાં નાંખવો નહીં.[૫૩-૫૪] મનમાં 'મોક્ષપર્યંત પ્રયત્ન મૂકીશ નહીં' એવો નિશ્ચય કરી મોટી ધીરજ રાખી આત્મવિચાર કરવો. તેમ કરતાં પ્રાતબંધને લીધે મોક્ષ ન થાય તો-'ઘણાં જન્મોએ કરીને પણ મોક્ષ મેળવીશ' એવી ઉમેદ રાખી યત્ન કરવો. નિશ્ચયપૂર્વક યત્ન કરનારને જગત, ગાયનાં પગલાં જેટલું જ થાય છે.[૫૫] બુદ્ધ, જેમાં માત્ર આત્મા શેષ રહે છે એવાં પદને પ્રાપ્ત થયો. કપિલ દેવજી, ત્રણ ગુણની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિને પ્રાપ્ત થયા અને અર્હત્ નામનો રાજા, વેદ વિરુદ્ધ આત્માનું મધ્યમ પરિમાણ માની અનિત્યતાને પ્રાપ્ત થયો. એ સર્વે, વેદ વિરુદ્ધ હોવાથી જ મિથ્યાપદમાં ડૂબ્યા. વેદ રહસ્યમાં નિપુણ એવા મહાત્મા પુરુષો તો સચ્ચિદાનંદરૂપ પરમપદને પામ્યા છે. એ, પ્રયત્નરૂપી કલ્પવૃક્ષનું મહાફલ છે; માટે બીજા મુમુક્ષુ પુરુષે પણ તેવો પ્રયત્ન કરવો.[૫૬]



# સર્ગ ૭૬ મો.*

## સંસાર સમુદ્રનું વર્ણન.

**वसिष्ठउवाच**–ब्रह्मणः समुपायांति जगन्तीमानि राघव ।
स्थैर्यं यांत्यविवेकेन शाम्यत्यंयवे विवेकतः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! આ જોવામાં આવતાં જગતો, બ્રહ્મ થકી થાય છે તે અવિવેકથી સ્થિર થાય છે ને વિવેકથી શાંત થાય છે.[1] જેમ ત્રસરેણુની સંખ્યા કોઇનાથી થઈ શકતી નથી, તેમ બ્રહ્મ સમુદ્રમાં થતાં જગતરૂપી આવર્તો (ભ્રમરીઓ) ગણી શકાતાં નથી.[2] જગતની સ્થિતિમાં કારણ, અજ્ઞાન છે, ને જગતની શાંતિમાં કારણ આત્મજ્ઞાન છે.[3] આ ઘોર સંસારસાગરનો પાર, મહાકષ્ટથી આવે છે. તે, યુક્તિ તથા પ્રયત્ન વિના તરી શકાય તેમ નથી.[4] આ સંસારસાગર, મોહ જલથી ભર્યો છે. એ મરણરૂપી આવર્તોવડે અને મોટા તરંગોવડે વ્યાકુલ છે; તેમાં પુણ્ય નામનાં ફીણ છે; નરકરૂપી વડવાનલ છે; તૃષ્ણારૂપી લહરી છે; મન નામનો જલહાથી છે; અને તેમાં જીવિતરૂપી નદીઓ લય પામે છે. એ સંસારસાગર, ભોગ રત્નોનો ડાબલો છે; રોગરૂપી સર્પોથી ભરપૂર છે; ઇંદ્રિયોની ક્રિયાથી ઘર્ઘર શબ્દવાળો છે; તેમાં સ્ત્રી નામની મોટી લહરીઓ છે; ને તે પર્વતનાં શિખર જેવા અડગ પુરુષોને પણ ડગાવી દે છે. જેમાં હોઠરૂપી પદ્મરાગ મણિ છે, નેત્રરૂપી શ્યામ કમલ છે, દાંત નામનાં પુષ્પો છે, મંદહાસ્યરૂપી ફીણ છે, વાળરૂપી ઇંદ્રનીલમણિ છે, ભ્રુકુટીના વિલાસો તરંગ છે, નિતંબરૂપી કાંઠા છે, કંઠ નામના શંખ છે, કમળરૂપી મણિનાં પાટીયાં છે, વિલાસરૂપી ઝૂડ છે દેહની કાંતિરૂપી સોનાની રેતી છે. અને કટાક્ષરૂપી ચંચળતાથી ગહન છે, જે એવી સ્ત્રીરૂપી લહરીવડે ભયંકર છે; એવા સંસારસાગરને જો કોઇ તરી જાય તો તેણે પરમ પુરુષાર્થ કર્યો કહેવાય.[૫–૧૨] શુદ્ધ બુદ્ધિરૂપી મોટી નૌકા અને વિવેક નામનો ખલાસી છે, છતાં પણ જે સંસારસાગરને તરતો નથી, તેને ધિક્કાર છે.[૧૩] તત્ત્વજ્ઞાનવડે એ અપાર સંસાર સમુદ્રનો બાધ કરી, જે આત્માને બ્રહ્મરૂપ કરે છે, તે, પુરુષ કહેવાય છે.[૧૪] હે રામ!

---

* આ છોંતેરમાં સર્ગમા–જેમાં સ્ત્રીરૂપી તરંગ છે, એવા સંસાર સમુદ્રનું વર્ણન, તેને તરવાના ઉપાયોનું વર્ણન, તથા તર્યા પછી સુખથી ક્રીડા થાય છે, એવું વર્ણન આવશે.

તત્ત્વવેત્તાની સાથે સંસારસાગરનો વિચાર કરી તત્ત્વબોધ થયા પછી, બ્રહ્મ ભાવને પ્રાપ્ત થયેલા જગત્ વિષે ક્રીડા શોભે છે, પણ તત્ત્વબોધ વિના શોભતી નથી.[૧૫] તમે ધન્ય છો; કારણ કે આ નાની અવસ્થામાં ઉત્તમ બુદ્ધિવડે સંસારનો વિચાર કરો છો.[૧૬] જે પુરુષ, તમારી પેઠે શુદ્ધ બુદ્ધિએ કરી, સંસારનો વિચાર કરી તેમાં પ્રવેશ કરે, તે ડૂબતો નથી.[૧૭] હે રામ ! આ ભોગો, સર્પની પેઠે ભયજનક છે, એવો વિચાર કરી *ગરુડની પેઠે પ્રથમ ઉપેક્ષા કરવી ને પછી ભોગ ભોગવવા.[૧૮] જેમ રાજાના પદાર્થો, તેની કૃપા મેળવી ભોગવ્યા હોય તો સુખકારી થાય, નહીં તો દુઃખનાં સાધન થાય છે, તેમ તત્ત્વ વિચાર કરી વિષયો ભોગવ્યા હોય તો સુખપ્રદ છે, નહીં તો દુઃખનું સાધન છે.[૧૯] જેમ વસંતે કરી વૃક્ષની શોભા વધે છે, તેમ તત્ત્વજ્ઞાને કરી પુરુષનાં બળ, બુદ્ધિ અને તેજ વધે છે.[૨૦] હે રામ ! તમે બ્રહ્માનંદરૂપી રસથી ભરપૂર છો, અતિ શીતલ છો અને ત્રણ પ્રકારના તાપથી રહિત છો; તેથી ચંદ્ર જેવા શોભો છો.



# સર્ગ ૭૭ મો.†

## જીવન્મુક્તના ગુણોનું વર્ણન.

**श्रीराम उवाच**–समासेन मुने भूयो दृष्टतत्त्वचमत्कृतेः ।
कथयोदारवृत्तांतं कस्ते वचसि तृप्यति ॥ १ ॥

રામ પૂછે છે–હે મુને ! તમે જીવન્મુક્તનાં લક્ષણો જુદે જુદે સ્થળે કહ્યાં છે, તે સર્વનો સંગ્રહ કરી એક સ્થળે કહો.[૧]

વસિષ્ઠ કહે છે–હે રામ ! મેં જીવન્મુક્તનાં લક્ષણો ઘણે સ્થળે કહ્યાં છે, તે સર્વનો સંગ્રહ કરી કહું છું, તે તમે સાંભળો.[૨] જીવન્મુક્ત, એષણા રહિત હોવાથી વ્યવહાર દૃષ્ટિએ કરી આ જગતને અજ્ઞાનમય જાણે છે, ને પરમાર્થ દૃષ્ટિએ કરીને

* ગરુડજીએ પોતાની માતાનું દાસી પણું છોડવવા માટે અમૃત લઈ આવવા પહેલાં સર્પોની ઉપક્ષા કરી, પછી સર્પોને ગરુડજી ખાવા લાગ્યા.

† આ સત્યોતેરમા સર્ગમાં વસિષ્ઠ ઋષિએ જીવન્મુક્તના ગુણોની માળા ગુંથી છે, તે મંદાર પુષ્પની માળાની પેઠે વિવેકી પુરુષે માથા ઉપર તથા છાતીમાં ધારણ કરવી, એવું વર્ણન આવશે.

તો બાધિતની અનુવૃત્તિ માત્રથી અસત્ય જેવું છે.[૩] જીવન્મુક્ત, જાણે કેવલપદને પામ્યો હોય, સૂતેલા મનવાળો હોય અને ઘૂમતો હોય તેમ આનંદમાં મગ્ન રહે છે.[૪] તત્ત્વવિત્, ધન, વસ્ત્ર અને અલંકાર આદિ પદાર્થોને નેત્રવડે તથા હાથવડે ગ્રહણ કરીને પણ મનથી ગ્રહણ કરતો નથી. કેમકે તેની વૃત્તિ અંતર્મુખ હોય છે.[૫] જીવન્મુક્ત, 'મનુષ્યોનો સર્વ વ્યવહાર, લાકડાનાં પૂતળાંની પેઠે ઈશ્વરાધીન છે,' એમ અંતર્દૃષ્ટિથી જુવે છે, ને હસે છે.[૬] તત્ત્વજ્ઞ, ભવિષ્યત્‌ની ઈચ્છા કરતો નથી, વર્તમાનમાં આસ્થા રાખતો નથી ને ભૂતકાળને સંભારતો નથી, છતાં સર્વ વ્યવહાર કરે છે.[૭] એ, વ્યવહારમાં સૂતો છે, તો પણ સ્વસ્વરૂપમાં જાગે છે; વ્યવહારમાં અતિ કુશલ છે, તો પણ સૂતો જ છે; કારણ કે કુશલતાનાં ફળમાં પ્રીતિ રાખતો નથી. તે ઉપરથી સર્વ વ્યવહાર કરતાં છતાં પણ મનથી કાંઈ કરતો નથી.[૮] તે, મનમાં ત્યાગી અને સદા એપણા રહિત છે, એટલે વ્યવહાર કરે છે, તો પણ તેની સ્થિતિ સદા સમાન રહે છે.[૯] તત્ત્વજ્ઞ, ઉપરથી પોતાના વર્ણાશ્રમનાં કર્મો, પરંપરાથી આવેલાં રાજ્યનું પાલન અને દાન, માન આદિ સંબંધીઓનાં કાર્ય આદિ જે કાંઈ પ્રાપ્ત થાય, તે સર્વ કરે છે.[૧૦] એ, સર્વ ભોગોનો આત્મા પોતે છે, એટલામાટે અજ્ઞાનીને વિષયભોગ વખતે તેમાં આસ્થા-વાળો હોય તેમ જોવામાં આવે, પરંતુ અજ્ઞાનીની પેઠે તેને ભોક્તાપણાનું અભિમાન નથી,એટલે આસ્થા હોતી નથી.[૧૧] તે ઉદાસીનની પેઠે રહે છે ને કર્મ કરે છે, પણ તેનાં ઇષ્ટફળને ઇચ્છતો નથી, ને મળે તો પ્રસન્ન થતો નથી. તેમ જ અનિષ્ટ ફલનો દ્વેષ કરતો નથી. અને તેની પ્રાપ્તિથી શોક કરતો નથી.[૧૨] અનુકૂલ માણસની સાથે અનુકૂલતાથી વર્તે છે અને પ્રતિકૂલની સાથે તેવી રીતે વર્તે છે; પણ તેના મનમાં લેશ માત્ર પણ રાગ દ્વેષ નથી.[૧૩] એ જ્ઞાની, બાલકોમાં બાલક, વૃદ્ધોમાં વૃદ્ધ, ધીર પુરુષોમાં ધીર, જુવાનીયામાં જુવાન અને દુઃખિયામાં દુઃખી થઇ રહે છે.[૧૪] અને તો પણ તે, પુણ્યકારક કથા કરે છે, પણ નકામી વાતો કરતો નથી, દીનતા કરતો નથી, ધીરજ રાખે છે, આનંદમાં મગ્ન રહે છે, ને લોક વખાણે તેવાં આચરણ કરે છે.[૧૫] તે પ્રસન્ન રહે છે, પૂર્ણ રહે છે, હર્ષ શોક કરતો નથી, ને સર્વનો સ્નેહી થઇ રહે છે.[૧૬] તે, પૂર્ણ ચંદ્રની પેઠે ઉદારચરિત્રવાળો, સમાન, સુખનો સાગર અને સહવાસથી સંતાપને હરે છે.[૧૭] એવા જ્ઞાનીને પુણ્યનું, ભોગોનું, કર્મોનું, દુરાચારનું, નિષેધ ન કરેલા ભોગોના ત્યાગનું કે બંધુઓનું પ્રયોજન નથી.[૧૮] તેમજ અવશ્યનાં કાર્યોનું, આ લોકનાં તથા પરલોકનાં ફલ થાય તેવાં કર્મોનું,

નિષ્ક્રિયપણાનું, બંધનું, મોક્ષનું પાતાલનું, કે સ્વર્ગનું તેને પ્રયોજન નથી.[૧૯] જ્યારે આ જગત, આત્મરૂપ છે એમ જાણવામાં આવે, ત્યારે સંસારનાં સુખમાટે કે સર્વ દુઃખોની તથા તેનાં સાધનોની નિવૃત્તિ માટે મન દીનતા ભોગવતું નથી.[૨૦] જ્ઞાનરૂપી અગ્નિવડે જેના સંદેહો બળી ભસ્મ થયા હોય, તેનું મન નાશ પામે છે. એટલે તેમાં દીનતાનો સંભવ નથી. મન હોય તો તેમાં દીનતાનો સંભવ રહે છે.[૨૧] જેનું મન, ભ્રાંતિથી મુક્ત થઇ બ્રહ્મરૂપે થયું હોય તે, આકાશની પેઠે કોઇ પણ દશામાં અસ્ત પામતું નથી, તેમ ઉદય પણ પામતું નથી.[૨૨] મનનો નાશ થવાથી પણ જ્ઞાનીના અંગની ચેષ્ટા બાલકની પેઠે થયા કરે છે. જેમ નાનું બાલક પારણામાં રહી પોતાના આનંદમાં હાથ પગ હલાવે છે ને રમે છે, તેમ જ્ઞાનીનું શરીર ચેષ્ટા કરે છે.[૨૩] જ્ઞાની કેફવાળાની પેઠે આનંદમાં ધૂમ્યા કરે છે, ને સ્મરણ કરાવવાવાળી ક્રિયાનાં ફલની ઇચ્છાવાળી બુદ્ધિનો તેનામાં અભાવ હોવાથી, તે કરેલાં અને ન કરેલાં કર્મનું સ્મરણ કરતો નથી.[૨૪] કોઇ પણ પદાર્થમાં ઇચ્છા ન હોવાથી બાળકની પેઠે તે આસક્તિ વિના સર્વ પદાર્થને ગ્રહણ કરે છે, ને ત્યાગ કરે છે.[૨૫] તે દેશકાલ પ્રમાણે સર્વ ક્રિયા કરે છે, તો પણ તેનાં સુખ દુઃખમાં આવતો નથી.[૨૬] તે બહારથી સર્વ કાર્યો કરે છે, તો પણ તેને અંદરથી થોડી પણ આસ્થા નથી, તેમ તે ફલની પણ ઇચ્છા કરતો નથી.[૨૭] તે પાસે આવેલી દુઃખદશાને પણ જોતો નથી, સુખની આશા રાખતો નથી, કાર્ય સફલ થાય તો હર્ષ પામતો નથી ને નાશ પામે તો શોક કરતો નથી.[૨૮] સૂર્ય. શીતલ થાય, ચંદ્ર ઉષ્ણ થાય, કે અગ્નિની જ્વાલા નીચે જાય, તો પણ જ્ઞાનીને આશ્ચર્ય થતું નથી.[૨૯] આ બધી ચિદાત્માની શક્તિઓ સ્ફુરે છે, એમ નિશ્ચય હોવાથી આશ્ચર્ય જેવાં કાર્યોમાં પણ તત્ત્વજ્ઞને આશ્ચર્ય થતું નથી,[૩૦] તેને દયા, દીનતા, કે ક્રૂરતા નથી. તે ભિક્ષા માગવામાં કે કોઇ અપમાન કરે તેમાં લાજ પામતો નથી. તેમ તે કુકર્મ કરવામાં પણ લાજ મૂકી દેતો નથી.[૩૧] તે કોઇ વખતે દીનતા કરતો નથી, ઉદ્ધત થતો નથી, પ્રમાદી રહેતો નથી, ખેદ પામતો નથી અને હર્ષ શોક કરતો નથી.[૩૨] જેમ આકાશમાં નવાંકુર થતા નથી, તેમ શુદ્ધ અને ઉદાર એવા જ્ઞાનીના મનમાં ક્રોધ આદિ થતા નથી.[૩૩] જીવો, જગતમાં સદા જન્મે છે ને મરે છે. એ જગતનો સ્વભાવ બદલાય તેમ નથી. ત્યારે તેમાં સુખ દુઃખ કેમ સંભવે? કોઇ સ્થલે કદાપિ કોઇ પ્રકારે સુખ દુઃખનો સંભવ નથી.[૩૪] જેમ જળના તરંગમાં ફીણ ભમે છે, તેમ સંસારમાં સર્વ પ્રાણીઓ ભમે છે, તેમાં સ્થિ-

રતા ક્યાંથી ? ને તેથી સુખ દુઃખનો શો પ્રસંગ છે?[૩૫] પ્રાતિભાસિક જગત દૃષ્ટિ જ સૃષ્ટિ છે, તેને હું પોતે પોતા વિષે સર્જું છું, એમ જાણવાવાળા જીવન્મુક્ત પુરુષો, અનંતભાવ અને અભાવે કરી નાશ પામતા નથી. ઉત્પન્ન થતા નથી, ખેદ પામતા નથી ને હર્ષ પામતા નથી.[૩૬] સર્વ પદાર્થો, ક્ષણે ક્ષણે પરિણામ પામે છે, તેમાં સદા રહેવાવાળો આત્મા પરિણામ પામતો નથી. તે, સ્વપ્નાવસ્થામાં જેમ, તેમ ક્ષણે ક્ષણે પોતા વિષે છ ભાવ વિકારોને કલ્પે છે ને જુવે છે, એવો નિશ્ચય, જ્ઞાનીને હોય છે, તેથી તેને સુખદુઃખનો પ્રસંગ ક્યાંથી?[૩૭] આ જગત્, સદા ઉત્પન્ન થાય છે, તે નાશ પામે છે, એટલે અતિ તુચ્છ જગતમાં હર્ષ શોકનો શો અવસર છે?[૩૮] સુખ, શુભ કર્મનું ફળ છે. તે સુખથી સ્ત્રીપુત્રાદિકના વિયોગથી થતાં દુઃખાદિકનો સંભવ રહે છે. પરંતુ જીવન્મુક્તને તો શુભનો અભાવ હોવાથી સુખ કે દુઃખ કાંઇ નથી.[૩૯] જે દુઃખદશા, સુખના અનુભવને અંતે થાય છે, ને જેથી શોક મોહ આદિ થાય છે, તે દુઃખદશા શુભ કર્મના અભાવે કરી સુખની શાંતિ થવાથી પોતાની મેળે શાંત થાય છે. એટલે કારણ વિના સુખ દુઃખ ક્યાંથી સંભવે?[૪૦] શુભ અશુભ ગળી જવાથી, સુખ દુઃખનો ક્ષય થવાથી અને હેય તથા ઉપાદેયનો પણ ક્ષય થવાથી પ્રિય અને અપ્રિય ક્યાં છે?[૪૧] સારી નરસી દૃષ્ટિનો નાશ થવાથી અને ભોગની ઇચ્છા શાંત થવાથી નિરાશતા દૃઢ થાય છે ને તેથી મન હિમની પેઠે ગળી જાય છે.[૪૨] જેમ બળેલા તલમાંથી તેલ નીકળતું નથી, તેમ મનનો ક્ષય થવાથી સંકલ્પ ઉઠતા નથી.[૪૩] આત્માવિના અન્ય કાંઈ નથી. એવા દૃઢનિશ્ચયે કરી સર્વ દૃશ્ય પદાર્થો બ્રહ્મરૂપે થઈ રહે છે, એટલે પરિચ્છેદનાં કારણના અભાવથી અદ્વૈત એવો જ્ઞાની પરમાનંદવડે નિત્યતૃપ્ત રહે છે, ને જાગ્રત્ તથા સ્વપ્નમાં પ્રાપ્ત થયેલા પદાર્થોનાં દર્શન માત્ર, સ્વરૂપ ચિત્તરૂપે થઈ રહે છે. સુષુપ્તિમાં તેનો લય થવાથી તે સુવે છે, ને જ્યાં સુધી પ્રારબ્ધનો ક્ષય થાય ત્યાં સુધી જીવે છે.[૪૪]



# સર્ગ ૭૮ મો*

## યોગનું નિરૂપણ.

**श्रीवसिष्ठ उवाच**—यथालातपरिस्पंदादग्निचक्रं प्रदृश्यते ।
असदेव सदाभासं चित्तस्पंदात्तथाजगत् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે:—હે રામ ! જેમ ઉંબાડીયાંને ધુમાવવાથી અગ્નિનું કુંડાળું ભ્રાંતિએ કરી જોવામાં આવે છે, તેમ ચિત્તસ્પંદથી અસત્ જગત્ સત્ જેવું દેખાય છે.[૧] જેમ આવર્ત ( ભ્રમરી ), જલના સ્પંદથી જલથી જુદાં જોવામાં આવે છે, તેમ જગત્ ચિત્તસ્પંદથી જુદું જોવામાં આવે છે.[૨] જેમ તડકા સામે જોવાથી આકાશમાં મોરની પીંછી જેવું દેખાય છે ને તડકામાં જ બીજી તરફ જોવાથી મોતીનાં મંડલ જોવામાં આવે છે, તેમ ચિત્તના સ્પંદથી અસત્ જગત્ સત્ જેવું દેખાય છે.[૩]

રામ પૂછે છે:—હે ગુરુ મહારાજ ! જે સ્વભાવે કરી ચિત્તનો સ્પંદ થાય છે ને જે ઉપાયે કરી ચિત્તનો સ્પંદ થતો નથી, તે મને કહો; જેથી તેનો ઉપાય લઈ શકાય.[૪]

વસિષ્ઠ કહે છે—હે રામ ! હિમ અને શ્વેતપણું જેમ, તિલ અને તેલનો સંબંધ જેમ, પુષ્પ અને સુગંધ જેમ, અને અગ્નિ અને ઉષ્ણતા જેમ, તેમ ચિત્ત અને સ્પંદ બન્ને પરસ્પર મળેલાં છે, માટે જુદાં નથી. એ બન્નેનો ભેદ કેવળ મિથ્યા કલ્પિત છે. ચિત્તનો અને સ્પંદનો ગુણગુણીભાવ સંબંધ છે, એટલે ચિત્ત અને સ્પંદ એ બેમાંથી એકનો નાશ થવાથી બન્નેનો નાશ થાય છે.[૭] હે રામ ! ચિત્તનાશ માટે બે ઉપાય છે, યોગ અને જ્ઞાન. ચિત્તવૃત્તિનો નિરોધ, યોગ કહેવાય છે, ને આત્માનો સાક્ષાત્કાર, જ્ઞાન કહેવાય છે. તેણે કરી ચિત્તનો નાશ થાય છે, એટલે તેનો સ્પંદ થતો નથી.[૮]

રામ પૂછે છે—હે ગુરુ મહારાજ ! કયા યોગેકરી મન, અતિ સુખ આપવાવાળી શાંતિને પ્રાપ્ત થાય છે ? એટલે ચિત્તનો નિરોધ થાય છે ? તે મને કહો.[૯]

વસિષ્ઠ કહે છે—હે રામ ! જેમ પૃથ્વીના ખાડામાં જલ સ્ફુરે છે, તેમ દેહની નાડીઓમાં જે વાયુ સ્ફુરે છે, તે, પ્રાણ કહેવાય છે.[૧૦] અપાન, વ્યાન, આદિ નામ પ્રાણનાં જ છે ને તે જુદી જુદી ક્રિયાથી વિદ્વાનોએ કલ્પ્યાં છે.[૧૧] જેમ ગંધનો આધાર પુષ્પ છે, શ્વેતપણાંનો આધાર હિમ છે, તેમ ચિત્તનો આધાર

---

* આ અઠયોતેરમા સર્ગમાં ચિત્તના સ્પંદથી જગત્‌ની ભ્રાંતિ છે. ' ચિત્તસ્પંદ જેવો છે, ને જેણે કરી ચિત્તને રોકી શકાય છે, એવો જે યોગ છે, તેનું વર્ણન આવશે.

પ્રાણ છે; તેથી પ્રાણ અને ચિત્ત બન્ને એક જણાય છે.[૧૨] એટલા જ માટે પ્રાણના સ્પંદથી ચિત્તનો સ્પંદ થાય છે. વૃત્તિવાળી સંવિત, ચિત્ત કહેવાયછે.[૧૩] પ્રાણના સ્પંદથી ચિત્તનો સ્પંદ ( ચિદાભાસની વ્યાપ્તિવાળી એક જાતની વૃત્તિ ) થાય છે, ને તેથી સંવિત્ ( તે તે વિષયાકાર પ્રથા ) થાય છે.[૧૪] હે રામ! શાસ્ત્ર-વેત્તા, પ્રાણના સ્પંદને જ ચિત્ત કહે છે. તે પ્રાણને રોકવાથી મન શાંત થાય છે, એટલે ચિત્તનિરોધ થાય છે.[૧૫] જેમ સૂર્યના પ્રકાશરૂપ સ્પંદની શાંતિ થવાથી વ્યવહાર શાંત થાય છે, તેમ મનની શાંતિથી સંસારની શાંતિ થાય છે.[૧૬]

રામ પૂછે છે—હે મુનિરાજ! પ્રાણાદિ વાયુઓ, દેહના હૃદય આદિ સ્થાનોની નાડીઓમાં, મુખ, નાક આદિનાં છિદ્રોમાં, તથા બાહ્ય આકાશમાં નિરંતર ફર્યા કરે છે-તેનો નિરોધ કેમ થાય?[૧૭]

વસિષ્ઠ કહે છે—હે રામ! પ્રાણનિરોધ માટે રાજયોગનો ઉપાય કહું છું, તે તમે સાંભળો. અનાદિકાલથી પરિચયમાં આવેલા સંસારના વ્યવહારોમાં શાસ્ત્ર-શ્રવણ, સજ્જનસમાગમ અને વૈરાગ્યના અભ્યાસે કરી દૃઢ અનાસ્થા થાય ત્યારે પ્રથમ પોતાને દેવતા મૂર્તિ આદિમાં જે પ્રિય હોય, ને જેમાં મન રમતું હોય, તેનું ધ્યાન કરવું. ચિરકાલ તેનું ધ્યાન કરવાથી મન એકાગ્ર થાય છે, એ જ ચિત્તનિરોધ કહેવાય છે.[૧૮–૧૯] તે ઉપાયથી ચિત્તનિરોધ ન થાય, તો એકાંતમાં બેસી લાંબા કાળસુધી પૂરક, કુંભક અને રેચક પ્રાણાયામનો અભ્યાસ કરવો. તેમાં કંટાળવું નહીં, કેમ કે તેણે કરી પ્રાણનિરોધ થાય છે, ને તેથી ચિત્તનિરોધ થાય છે.[૨૦] લાંબા સ્વરે કરી ઉચ્ચારણ કરેલા પ્રણવની ચતુર્થ માત્રાનું આલંબન કરવાથી ને બાહ્ય પદાર્થનાં સંવેદનનો અત્યંત ઉપરામ થવાથી પ્રાણનિરોધ થાય છે.[૨૧] રેચક પ્રાણાયામના અતિ અભ્યાસથી વિસ્તાર પામેલો પ્રાણ, શૂન્યભાવને પ્રાપ્ત થઇ, નાકના છિદ્રોનો સ્પર્શ કરે નહીં, ત્યારે પ્રાણસ્પંદનો નિરોધ થાય છે.[૨૨] પૂરકપ્રાણાયામનો અતિ અભ્યાસ કરવાથી પ્રાણવાયુ, પર્વત વિષે મેઘની પેઠે ધીમે ધીમે વૃદ્ધિ પામી નિશ્ચલ થાય, ત્યારે પ્રાણસ્પંદનો નિરોધ થાય છે.[૨૩] કુંભક પ્રાણાયામનો અભ્યાસ કરવાથી પ્રાણ, ભર્યા પછી પૂર્ણ ઘડાની પેઠે ઘણા કાળ સુધી સ્થિર થઇ રહે, ત્યારે પણ પ્રાણસ્પંદનો નિરોધ થાય છે.[૨૪] તાળવાના મૂળમાં રહેલી ઘંટિકા ( કાકડા ) ને જીભવડે જોરથી દબાવવાથી પ્રાણવાયુ. બ્રહ્મરંધ્રમાં જાય, તેથી પ્રાણ સ્પંદનો નિરોધ થાય છે.[૨૫] સર્વ વિકારે કરી રહિત એવાં હૃદયાકાશમાં અંદરના અને બાહ્ય પદાર્થનું સંવેદન, નિર્વિકલ્પ સમાધિવડે લય પામવાથી પ્રાણનિરોધ થાય છે.[૨૬]

નાકના ટેરવાની પાસેના બાર અંગુલ સુધી રહેલા બાહ્યાકાશમાં મન અને નેત્રને રોકવાથી પ્રાણસ્પંદનો નિરોધ થાય છે.[૨૭] અભ્યાસે કરી બ્રહ્મરંધ્રમાં ગયેલો પ્રાણવાયુ ગળી ગયા જેવો થાય ત્યારે પ્રાણનિરોધ થાય છે.[૨૮] ચિરકાલ નિરોધથી ચક્ષુ ઇન્દ્રિય શાંત થાય, જીભનું ટેરવું અને પ્રાણ બન્ને કપાળના ખાડામાં પેસી બ્રહ્મરંધ્રમાં પ્રવેશ કરે, અને બે ભ્રમરના મધ્યમાં પરમેશ્વરનું આત્મપણાએ કરી જ્ઞાન થાય, ત્યારે પ્રાણસ્પંદનો નિરોધ થાય છે, ને તેથી ખેચરીમુદ્રા સિદ્ધ થાય છે.[૨૯] ગુરુના અથવા ઈશ્વરના અનુગ્રહથી અકસ્માત્ ઝટવારમાં જ્ઞાન થાય અને મનના સંકલ્પો શાંત થાય, તેથી પણ પ્રાણસ્પંદનો નિરોધ થાય છે.[૩૦] શ્રુતિમાં કહેલાં દહારાકાશમાં ચિરકાલપર્યંત મન રાખવાથી અને તેનો સાક્ષાત્કાર થવાથી પણ પ્રાણસ્પંદનો નિરોધ થાય છે.[૩૧]

રામ પૂછે છે–હે મહારાજ! અરીસામાં પ્રતિબિંબની પેઠે જેમાં આ સર્વ જગત્ દેખાય છે, તે હૃદય શબ્દનો અર્થ શું છે? છાતીમાં કમલને આકારે રહેલું માંસ, મન, અને પરમાત્મા એ ત્રણ અર્થ, હૃદયશબ્દના થાય છે, તેથી સંદેહ થાય છે.[૩૨]

વસિષ્ઠ કહે છે–હે રામ! હૃદય, બે પ્રકારનું છેઃ હેય ઉપાદેય. તે બન્નેના વિભાગ કહું છું, તે તમે સાંભળો.[૩૩] જે હૃદયનું પરિમાણ થઇ શકે છે, તેવાં કમલાકાર માંસ અને મન એ બન્ને છે; એટલે તે હેય છે. તે, શરીરમાં રહે છે.[૩૪] જ્ઞાન સ્વરૂપ પરમાત્મા નામનું હૃદય; ઉપાદેય છે. એ હૃદય, બહાર અને અંદર સર્વત્ર છે, અને નથી પણ.[૩૫] એ હૃદય, મુખ્ય છે. તેમાં આ જગત રહ્યું છે. કેમકે તે, સર્વ પદાર્થોનો, અરીસો છે ને સઘળી સંપત્તિઓનો ભંડાર છે.[૩૬] સર્વ પ્રાણીઓનું હૃદય આત્મા છે, પણ છાતીમાં રહેલું કમલાકાર માંસ નથી, કેમકે તે તો પથ્થર જેવું જડ છે.[૩૭] તે માટે જ્ઞાનમય શુદ્ધ હૃદય કે જે પરમાત્મા છે તેને વિષે વાસના વગર થયેલા મનને રાખવાથી પ્રાણનિરોધ થાય છે.[૩૮] ઉપર કહેલા ઉપાયો વડે તથા ગુરુ મુખથી સાંભળેલા બીજા નાના પ્રકારના ઉપાયોવડે પ્રાણસ્પંદનો નિરોધ થાય છે.[૩૯] ઉપર કહેલા ઉપાયોનો અભ્યાસ કરવાથી પ્રાણનિરોધ થાય છે. તેને માટે ધીમે ધીમે અભ્યાસ કરવો, પણ હઠ કરવી નહી; હઠ કરવાથી યોગાદિકની બાધા થાય છે.[૪૦] અભ્યાસે કરી દૃઢ થયેલો અને વૈરાગ્યવાળો પ્રાણાયામ, જે જે વાસના ઉત્પન્ન થાય તે તે વાસનાના નિરોધથી સફલ થાય છે.[૪૧] જેમ પર્વતનો ઝરો દૂર જઇ ત્યાંજ લય પામે છે, તેમ પ્રાણ-

વાયુ, કંઠના અગ્રભાગથી આરંભી ભ્રકુટિ, નાસિકા, અને તાળવા પર્યંત બાર અંગુલ સુધીમાં અભ્યાસ કરવાથી લય પામે છે.[૪૨] વખતે વખત ચિરકાલના અભ્યાસો જીભનાં ટેરવાં વડે તાળવાનો કાકડો દબાવવાથી પ્રાણવાયુ ઉપલા ભાગમાં બરાબર જઇ શકે છે.[૪૩] એ જુદી જુદી સમાધિનાં નોખનોખી સિદ્ધિરૂપ ફલો વિષે ઘણા વિકલ્પ છતાં પણ નિષ્કામને તો ઉપશમરૂપ ફલ હોવાથી નિર્વિકલ્પતાજ સિદ્ધ થાય છે.[૪૪] હે રામ! પુરુષ, અભ્યાસથી આત્મામાં વિશ્રાંતિવાળો, શોક રહિત અને અંદર સુખવાન્ થાય છે, માટે તમે પણ અભ્યાસ કરો.[૪૫] અભ્યાસે કરી પ્રાણના સ્પંદનો ક્ષય થવાથી મન શાંતિ પામે છે, તેથી નિર્વાણ શેષ રહે છે.[૪૬] વાસનાવાળું મન, શરીર વિષે પ્રાણને અભિમાનથી ગ્રહણ કરે છે, ને વાસન વગરનું મન, મોક્ષને ગ્રહણ કરે છે. હવે તમારી ઇચ્છામાં આવે તેમ કરો.[૪૭] પ્રાણસ્પંદ, મનનું સ્વરૂપ છે. તેથી સંસાર પ્રાપ્ત થાય છે. માટે એ પ્રાણસ્પંદ, શાંતિ પામે તો સંસારનો નાશ થાય છે.[૪૮] વિકલ્પનો ત્યાગ કરવાથી તે પદની પ્રાપ્તિ થાય છે, જેને મન કે વાણી પહોંચી શકતાં નથી.[૪૯] જગત્, બ્રહ્મ વિષે છે, છતાં પણ આધેયપણાથી નથી. જગત્, બ્રહ્મથી થયું છે તો પણ ઉપાદેયપણાથી નથી. જગત્, બ્રહ્મરૂપ છે, તો પણ તાદાત્મ્ય સંબંધથી નથી. એવી રીતે સત્ ચિત્ અને આત્માનો નિષેધ હોવાથી કોઈ પણ અંશમાં જગત્, બ્રહ્મ જેવું નથી.[૫૦] જગત્ વિકારી, વિકલ્પવાળું અને ગુણવાન્ છે. તે માટે તેમાંથી કોઇ પણ દૃષ્ટાંત નિર્ગુણ બ્રહ્મને સંભવતું નથી.[૫૧] તો પણ રૂપ, રસ, આદિને વિષય કરવાવાળી બાહ્યવૃત્તિ ત્રિપુટીના તથા કામાદિ આંતર વૃત્તિ ત્રિપુટીના પ્રકાશકપણાએ કરી બ્રહ્મને ઓળખવું.[૫૨] અથવા નાના પ્રકારનાં કર્મ ફળ થાય છે તથા નાશ પામે છે તેના નિમિત્તપણાએ કરી બ્રહ્મને ઓળખવું.[૫૩] એ બ્રહ્મપદ, સર્વની સીમા છે. તેનો આશ્રય કરવાવાળો પુરુષ, તત્ત્વજ્ઞ હોવાથી જીવન્મુક્ત કહેવાય છે.[૫૪] જેને કામભોગની ઉત્કંઠા ન હોવાથી અનુકૂલ તથા પ્રતિકૂલ પદાર્થોમાં જેની હિત તથા અહિત વાસના શાંત થઇ છે, જે સર્વ વ્યવહારમાં હર્ષ શોક રહિત છે અને જેનું મન મુક્ત છે, તે પુરુષ, સાક્ષાત્ વિષ્ણુરૂપ થાય છે.



# સર્ગ ૭૯ મો.*

## જ્ઞાનનું નિરૂપણ.

**श्रीराम उवाच–योगयुक्तस्य चित्तस्य शमएव निरूपितः ।
सम्यग्ज्ञानमिदानीं मे कथयानुग्रहात्प्रभो ॥ १ ॥**

રામ પૂછે છે–હે મહારાજ! ચિત્તના નાશના ઉપાય બે છે. ૧ યોગ. ૨ જ્ઞાન. તેમાંથી યોગનું નિરૂપણ કર્યું. હવે કૃપા કરી જ્ઞાનનું નિરૂપણ કરો.[1]

વસિષ્ઠ કહે છે–હે રામ! આત્માને પ્રકાશરૂપતાવડે ઓળખી 'તે અનાદિ અનંત અદ્વિતીય અને પરિચ્છેદરહિત છે' એમ જાણવું, તે યથાર્થ જ્ઞાન કહેવાય છે.[2] 'ઘટ, પટ આદિને આકારે રહેલા સર્વ પદાર્થો આત્મા જ છે, અન્ય નથી. એવું જ્ઞાન, યથાર્થ જ્ઞાન કહેવાય છે.[3] સમ્યક્જ્ઞાનના અભાવથી જન્મ થાય છે, ને સમ્યક્ જ્ઞાનથી મોક્ષ થાય છે. રજ્જુ, ભ્રમજ્ઞાનથી સર્પરૂપે ભાસે છે, પણ પ્રમાજ્ઞાનથી ભાસતી નથી.[4] વિકલ્પ અને વેદ્યે (દ્વૈતે) કરી મુક્ત એવી સંવિત્ સ્વપ્રકાશ સ્વભાવે કરી પ્રથા પામે છે. તે સંવિત્, મુક્તિમાં ઉપયોગી છે, અન્ય નથી.[5] એ શુદ્ધ સંવિત, પરમાત્મા છે. શુદ્ધ છતાં અશુદ્ધ થયેલી સંવિત અવિદ્યા કહેવાય છે.[6] હે રામ! સંવિત્ અને સંવેદ્ય એ બે જૂદા નથી પણ એક જ છે. આત્મા જ અજ્ઞાનથી દ્વૈત કલ્પે છે ને જ્ઞાનથી અદ્વૈતને ઓળખે છે.[7] ત્રણે જગતમાં જે કાંઈ છે, તે સર્વ આત્મા જ છે એવો નિશ્ચય યથાર્થ આત્મજ્ઞાન તથા પૂર્ણતા કહેવાય છે.[8] સર્વ આત્મા જ છે. ભાવ અને અભાવનું કયાં નિરૂપણ કર્યું છે? ને તે કયાં છે? બંધ અને મોક્ષ કયાં છે? આત્મા વિના અન્ય શું છે, કે જેનો શોક અજ્ઞાની કરે છે?[9] ચેત્ય અને ચિત્ત, કાંઇ નથી. સર્વરૂપે બ્રહ્મ થાય છે, એટલે સર્વ, અદ્વિતીય બ્રહ્મ છે. તેમાં બંધ મોક્ષ કોને?[10] બ્રહ્મ, મોટામાં પણ મોટું છે ને પોતાનાં સ્વરૂપમાં દ્વૈતરૂપે થઇ રહ્યું છે. જ્ઞાને કરી દ્વૈતની શાંતિ થાય છે, માટે તમે આત્મારૂપે થાઓ.[11] સર્વ, અધિષ્ઠાન સન્માત્રે કરી એક જ છે, એમ યથાર્થ જાણ્યા પછી કાષ્ઠ, પાષાણ, અને વસ્ત્રનો ભેદ લેશ માત્ર પણ નથી; ત્યારે સંકલ્પ કરવાવાળા તમે કયાંથી?[12] જે, આદિમાં અને અંતમાં શાંત

* આ ઓગણાએંસીમા સર્ગમાં 'ચિત્તના નાશ માટે યોગ અને જ્ઞાન એ બે જે કહ્યા. તે બેમાંથી યોગનું નિરૂપણ કર્યું. હવે જ્ઞાનનું નિરૂપણ આવશે.

છે, અવિનાશી છે, તે વસ્તુ આત્માનું સ્વરૂપ છે, માટે તમે તે રૂપ થાઓ.[૧૩] સ્થાવર જંગમરૂપ જગત્, નિરતિશય આનંદરૂપ બ્રહ્મ છે, તેમાં સુખદુઃખનો સંભવ ક્યાંથી? માટે નિશ્ચિત થાઓ.[૧૪] જેમ જલ, નાના પ્રકારના તરંગરૂપે સ્ફુરે છે, તેમ આત્મા, જરા મરણઆદિના ભ્રમરૂપે સ્ફુરે છે.[૧૫] જે અંતર્વૃત્તિવાળી બુદ્ધિવડે શુદ્ધ આત્માને ભેટી રહ્યો છે, તે તત્ત્વજ્ઞને બાધ કરવા કયા ભોગો સમર્થ છે?[૧૬] જેમ ધીમો પવન, પર્વતને ભેદી શકતો નથી, તેમ કામાદિ શત્રુઓ, તત્ત્વજ્ઞને લેશમાત્ર પણ ભેદી શકતા નથી.[૧૭] જેમ બગલાં, માછલાંને ગળે છે, તેમ સંસારનાં દુઃખો, મૂઢ અજ્ઞાનીને ગળે છે.[૧૮] 'સંપૂર્ણ જગત્, આત્માજ છે; ક્યાંય પણ અવિદ્યા નથી'; એવી દૃષ્ટિનો આશ્રય લઇ આત્મસ્વરૂપમાં સ્થિર થાઓ.[૧૯] જેમ તરંગમાં ભેદ છે પણ જલમાં ભેદ નથી, તેમ વિકલ્પમાં ભેદ છે. પરંતુ આત્મા વિષે નથી. એ પ્રમાણે જેને સારી રીતે વિવેક થયો હોય છે, એવો દૃઢ નિશ્ચયવાળો પુરુષ, ચિત્તનો આત્યંતિક નાશ થવાથી વિમુક્ત કહેવાય છે.[૨૦]



# સર્ગ ૮૦ મો.*

## ચિત્તસ્વરૂપનો વિચાર.

**श्रीवसिष्ठउवाच**—इदमंतः कलयतो भोगान्प्रति विवेकिनः ।
पुरास्थितानपि सदा स्पृहैवांग न जायते ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! હું જે કહેવાનો છું, તેનો વિચાર કરવાવાળા વિવેકી પુરુષની ઇચ્છા પાસે રહેલા ભોગોમાં પણ થતી નથી.[૧] ચક્ષુરિંદ્રિય જે પ્રિય અપ્રિય પદાર્થને જુવે છે, તેમાં અહંતા કરવાથી જીવને સુખદુઃખનો ભાર, બળદની પેઠે ઉપાડવો પડે છે. પણ જો 'જીવ, ચક્ષુરિંદ્રિયનો નિયંતા છે પરંતુ તે રૂપ નથી' એવો વિચાર કરે, તો જીવને દુખદુઃખનો પ્રસંગ નથી.[૨] જીવ, કેવલ ચક્ષુનો નિયંતા નથી, પણ અન્ય સર્વ ઇંદ્રિયો, કામ, કર્મ, વાસના, અને તેનાં અનંત ક્લેશોનો પણ નિયંતા છે. વળી જીવ, ચક્ષુનો સાક્ષાત્ નિયંતા નથી, પણ અહંકાર,

* આ એંસીમા સર્ગમાં 'જે વિચાર દૃઢ થવાથી પાસે રહેલા દિવ્ય ભોગોમાં પણ ઇચ્છા થતી નથી, તે વિચારનું વર્ણન આવશે.

બુદ્ધિ, આદિની પરંપરાએ કરી છે. ત્યારે ચક્ષુ, રૂપમાં ડૂબે તેમાં જીવને દુઃખનો પ્રસંગ શો છે? સેનામાં રહેલા ધોબીનો ગધેડો, કાદવમાં ખુંચી જાય તેમાં સેનાધિપતિને શી ચિંતા?[૩] જીવ, નિયંતા હોવાથી ચક્ષુને વશમાં રાખી શકે છે, માટે ચક્ષુને સ્ત્રી પુત્રાદિકની સુંદરતા નામના રૂપનો સ્વાદ લેવા દેવો નહીં, તેમ તેમાં લગાડવું પણ નહીં; કેમકે એ રૂપ, ક્ષણવારમાં નાશ પામે છે, ને જીવનો પણ નાશ કરે છે.[૪] તે માટે વિવેકી પુરુષ તો જે ચિદાત્મા, બાહ્ય તથા આંતર પદાર્થોનો પ્રકાશ કરે છે, અને અનાત્મા એવા પાંચ કોશમાં અનુસ્યૂત રહે છે, તે ચિદાત્માનાં ચરિત્રો કરે છે. એટલે સર્વ પદાર્થનો પ્રકાશક થઇ રહે છે, પણ મૂઢની પેઠે રૂપનો સ્વાદ લેતો નથી. માટે તમે પણ પ્રકાશક થઇ રહો; પણ રૂપનો સ્વાદ લ્યો માં.[૫] હે નેત્ર! રૂપ, ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે એટલે અસત્ છે, તેનો આશ્રય મ કર કેમકે તેથી નાશ થાય છે.[૬] હે નેત્ર! આત્મા, કોઇની સહાયતા વિના સર્વ પદાર્થ પ્રકાશવામાં સમર્થ છતાં પણ ઉદાસીન રહે છે, ત્યારે દીપ આદિ અન્યની સહાયતાથી કોઇ વખતે પ્રકાશવાવાળું તું શા માટે સંતાપ કરે છે? તું પણ રૂપને સાક્ષીની પેઠે જો.[૭] હે ચિત્ત! નાના પ્રકારનાં રૂપ, જીવના તરંગની પેઠે નિયમ વગરનાં અને મિથ્યા છે. વળી તે, નેત્રને જોવામાં આવે છે. તેમાં તને શું મળ્યું, જેથી તું પ્રસન્ન થાય છે? અને સંતાપ કરે છે?[૮] ચિત્તમાં રૂપાદિકનો આકાર સ્ફૂરતો હોય તો ભલે, પણ તેમાં અભિનિવેશ કરવવાળો આ અહંકાર કયાંથી ઉઠયો?[૯] સ્ત્રી આદિનું રૂપ, સૂર્યાદિકના પ્રકાશથી સ્ફૂરે છે, ને તે પ્રકાશ સ્ત્રીઆદિમાં રહે છે. એ બન્નેનો સંબંધ છે. પણ રૂપનો સંબંધ ચિત્તને નથી છતાં પણ તેમાં આસક્તિથી ચિત્ત વ્યાકુલ રહે છે, તે વ્યર્થ છે.[૧૦] નેત્રવડે બાહ્ય પદાર્થનું દર્શન, રૂપાલોક કહેવાય છે, ને મનના અંદરના સંકલ્પાદિ મનસ્કાર કહેવાય છે. એ બેન્ને જુદા જુદા છતાં પણ મુખ અને તેના પ્રતિબિંબની પેઠે મળેલા જેવા જણાય છે,[૧૧] તે ભ્રાંતિએ કરી છે, તેમાં કારણ અજ્ઞાન જ છે. એ અજ્ઞાનનો ક્ષય થવાથી તે જુદા જુદા થવાથી મિથ્યા એટલે અધિષ્ઠાનમાત્ર રૂપે થઇ રહે છે.[૧૨] રૂપાલોક અને મનસ્કાર બન્ને, લાખવડે કાષ્ઠની પેઠે મનની કલ્પનાવડે પરસ્પર મળેલા છે.[૧૩] પોતાના મનનું મનન જ, કોસેટાની પેઠે પોતાના બંધનનું કારણ છે. તે બંધન, મંદ અને મધ્યમ અધિકારીને શમ, દમ, અને નરોધ આદિ મનના અભ્યાસરૂપ પ્રયત્નથી અને વિચારથી નાશ પામે છે ને ઉત્તમાધિકારીને તો થયેલાં જ્ઞાને કરી અજ્ઞાનનો નાશ થવાથી તે બંધન છેદાય

છે.[૧૪] અજ્ઞાનના ક્ષયથી મન ક્ષીણ થાય છે, તેણે કરી જુદા પડેલા રૂપાલોક અને મનસ્કાર પાછા ભેગા થતા નથી. તાત્પર્ય કે ઉત્તમાધિકારીને એ બંધન છેદવામાં પ્રયાસ પડતો નથી.[૧૫] સર્વ ઇંદ્રિયોને અંદરથી જગાડવાવાળું ચિત્ત છે, તે માટે ઘરમાં રહેલાં ભૂતની પેઠે એ ચિત્તનો ઉચ્છેદ કરવો.[૧૬] હે ચિત્ત! તું મિથ્યા ચેષ્ટા કરે છે. તારા નાશનો ઉપાય જાણવામાં આવ્યો છે. તું આદિમાં તથા અંતમાં તુચ્છ હોવાથી વર્તમાન કાળમાં પણ અસત્ છે. વંધ્યા પુત્ર, આદિ તથા અંતમાં ન હોવાથી વર્તમાનમાં સંભવતો નથી.[૧૭] હે ચિત્ત! તું, મનમાં પાંચ વિષયરૂપે થઇ મિથ્યા ચેષ્ટા કરે છે. 'ચિત્ત, મારું છે.' એવી રીતે અભિમાન કરવાવાળા પ્રમાતાની પાસે ક્રિયા કરે છે, તેમાં મને કાંઈ નથી. કેમ કે હું તો અસંગ, ઉદાસીન તથા ચિદેકરસ છું.[૧૮] હે મન! જાદુગરના જેવી તારી ક્રિયાથી મને હર્ષ શોક નથી. માટે તું વૃથા દુઃખ કરે છે.[૧૯] હે ચિત્ત! તું, રહે અથવા જા. મારી દૃષ્ટિમાં મરેલું નથી અને જીવતું નથી. તું, સ્વભાવથી મરેલું છે, ને વિચારથી સર્વથા નષ્ટ થયું, એટલે અત્યંત અસત્ છે.[૨૦] હે મન! તું, તત્ત્વ વગરનું, જડ અને સદા મરેલું છે. તારી જાળમાં અજ્ઞાની આવે, જ્ઞાની આવે તેમ નથી.[૨૧] અમે આજ સુધી તને મરેલું જાણતા નહતા. હવે આત્મજ્ઞાન થવાથી દીવા પાસે અંધારાની પેઠે અમારી પાસે તું મરેલું છે.[૨૨] હે મન! તું શઠ છે. ચિરકાલ સુધી મારા દેહરૂપી ઘરને રોકી બેઠું હતું, તેથી તેમાં શમ, દમ, વિચાર અને બોધ આદિ સત્સંગનું નામ પણ નહતું.[૨૩] હે શઠ મન! તું નીકળીશ ત્યારે મારા શરીર ઘરમાં શમ આદિ સર્વ સજ્જનો આવી વસશે.[૨૪] હે ચિત્ત! તું, પૂર્વે ન હતું, વર્તમાનમાં નથી, ને ભવિષ્યકાળમાં નહીં હો. એવી રીતે હું ત્રણે કાલમાં નિષેધ કરું છું તો પણ તું, ભૂતની પેઠે શરમાતું નથી?[૨૫] હે ચિત્તવેતાલ! તને જો લાજ હોય તો તૃષ્ણા નામની પિશાચણી અને કોપ આદિ ભૂતોને લઈ મારા શરીરઘરમાંથી નીકળી જા.[૨૬] મદોન્મત્ત એવો ચિત્તવેતાલ, કેવળ વિવેકે કરી શરીર ઘરમાંથી નીકળી ગયો તે સારું થયું.[૨૭] ચિત્ત, અતિ જડ, ક્ષણભંગુર અને શઠ છે. તેણે આ સર્વજનને વશ કર્યાં, એ શોકની વાત છે.[૨૮] હે મન! દેહાત્મબુદ્ધિએ કરી મરેલા જેવા અજ્ઞાની જનોને તું દુઃખ દે છે, તેમાં તારું શું પરાક્રમ છે? હું, અદ્વિતીય આત્મસ્વરૂપ છું; માટે મારી પાસે આવે, તો તારું પરાક્રમ કહેવાય.[૨૯] હે ક્ષુદ્રચિત્ત! આજ હું તને મારતો નથી. કેમકે તું પ્રથમથી જ મરેલું છે, એમ મારા જાણવામાં આવ્યું. તને મરેલું જાણવું, એજ તારો વધ

છે.[૩૦] હે મન! આટલા કાળ સુધી હું તને જીવતાના જેવી સત્તાવાળું જાણતો હતો. તેથી ઓહોળા સંગવાળી સંસાર રાત્રિમાં ચિરકાળ સુધી તાદાત્મ્યાધ્યાસ કરી તારી સાથે રહ્યો.[૩૧] હવે તો ચિત્ત મરેલું છે, એટલે નથી એમ જાણ્યું, માટે તારી આશા મૂકી કેવલ સ્વરૂપમાંજ રહું છું.[૩૨] મેં ચિત્ત મરેલું છે એમ પોતાની મેળે જાણ્યું તે સારું થયું. સર્વ જીવિત, શઠની સાથે વ્યતીત કરવું યોગ્ય નહીં.[૩૩] મન કે જે, કામ, ક્રોધ તથા લોભ આદિનું ઉત્તેજક છે, તેને દેહઘરમાંથી દૂર કરી, જેમાંથી ભૂત નીકળી ગયું હોય તેવા પુરુષની પેઠે સ્વસ્થ થઇ રહ્યો છું.[૩૪] ચિત્તવેતાલની જાળમાં આવવાથી મેં ઘણા ચાળા કર્યા, હવે હું પરમાર્થરૂપ થયો છું, એટલે સર્વ ચાળાને સંભારી સંભારી હસું છું.[૩૫] મેં ઘણે કાળે વિચારરૂપી તરવારે કરી તાડ જેવડા ઉંચા ચિત્તવેતાલને શરીરઘરમાંથી મારી કાઢ્યો, તે સારું થયું.[૩૬] ચિત્તવેતાલ શાંત થઇ ઇંદ્રિયદ્વારા પવિત્રમાર્ગે જવાથી હું એકલો શરીર નગરમાં સુખથી રહું છું.[૩૭] વિચારમંત્રે કરી મન, ચિંતા અને અહંકાર રાક્ષસ મરણ પામ્યા, તેથી કેવળ સમાન થઈ રહ્યો છું.[૩૮] મન આશા અને અહંકારની સાથે મને શો સંબંધ છે? મિથ્યા એવો સર્વ પોષ્ય વર્ગ નાશ પામ્યો, તે સારું થયું.[૩૯] હવે અવશેષ રહેલો હું કે જે અદ્વિતીય કૃતકૃત્ય, નિત્ય, શુદ્ધ અને નિર્વિકલ્પ ચિદાત્મારૂપ છું, તેને નમસ્કાર કરું છું.[૪૦] હું, શોક નથી, મોહ નથી, અહંકાર નથી, કે અન્ય કોઇ નથી, હું તો પ્રત્યગાત્મ સ્વરૂપ છું. હું મનેજ નમસ્કાર કરું છું.[૪૧] મને આશા, કર્મ, સંસાર, કર્તાપણું, ભોક્તાપણું કે દેહ, કાંઇ પણ નથી. માટે હું, મનેજ નમસ્કાર કરું છું.[૪૨] હું આત્મ શબ્દ પ્રત્યયનો વિષય નથી, અનાત્મા નથી, તત્ત્વદષ્ટિથી અન્ય કોઇ સંભવતો નથી, કે જે રૂપે હું હઉં. હું અહંશબ્દ પ્રત્યયનો વિષય નથી ને તેથી અન્ય પણ નથી, એવી રીતે મારા વિના અન્યની અપ્રસિદ્ધિ હોવાથી હું પોતેજ સર્વરૂપ છું. હું પોતેજ, પોતાને નમસ્કાર કરું છું.[૪૩] હું જગતનું કારણ છું, જગતને ધારણ કરવાવાળો છું, ને જગદ્રૂપે છું. મને કોઇ પણ પરિચ્છેદ નથી, તેથી હું મને નમસ્કાર કરું છું.[૪૪] હું, નિર્વિકાર, નિત્ય, નિરવયવ, સર્વ જગદ્રૂપ અને સર્વ કાલરૂપ છું. હું, મને નમસ્કાર કરું છું.[૪૫] હું કે જે નીરૂપ છું, નામ રહિત છું, પ્રકાશરૂપ છું, મહાત્મા છું ને પોતે આત્મામાંજ રહ્યો છું, તે મને નમસ્કાર કરું છું.[૪૬] સમાન સૂક્ષ્મ અને જગતને પ્રકાશવાવાળી એવી સત્તાને પ્રાપ્ત થયેલો હું, મને નમસ્કાર કરું છું.[૪૭] પર્વતો, સમુદ્રો, નદીઓ અને પૃથ્વી સહિત આ દશ્ય લક્ષ્મી હું નથી,

અને ભૂત ભવિષ્યત પદાર્થવાળું જગત્ હું નથી, અથવા હું સર્વસ્વરૂપ છું. મને હું નમસ્કાર કરું છું.[૪૮] જે, મનના વિકલ્પોથી રહિત છે, સામાન છે, પ્રિય છે, અનંત છે, અચ્યુત છે, જગતને પ્રકટ કરે છે, ને અવિદ્યા તથા તેનાં કાર્યોના બાધમાં સમર્થ છે, એવા ઈશ્વર સ્વરૂપને નમસ્કારકરું છું.[૪૯]

# સર્ગ ૮૧ મો.*

## ચિત્તની અસત્તાનું પ્રતિપાદન.

**श्रीवसिष्ठ उवाच**—एवं विचार्य बुद्ध्वांतः पुनरित्थं विचार्यते ।
तत्त्वविद्भिर्महाबाहो ज्ञेय आत्मा महात्मभिः॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! આત્મા અવશ્ય જાણવો જોઇએ. એટલા માટે વિચારશીલ પુરુષો, ચિત્તનો વિચાર જેવી રીતે કરે છે, તે હું કહું છું; તમે સાંભળો.[૧] ચિત્તે 'આ દૃશ્ય સર્વ આત્માજ છે' એવા બોધથી જગતનો બાધ કર્યો. તે ચિત્ત, કયાંથી ઉત્પન્ન થાય? કારણ કે ચિત્ત પોતે જગદંતઃપાતી હોવાથી અવસ્તુ છે.[૨] ચિત્ત, અવિદ્યાનું કાર્ય હોવાથી, જડ હોવાથી, અને માયિક હોવાથી નથીજ; માટે અસત્ છે. અથવા આકાશવૃક્ષની પેઠે ભ્રમે કરી અન્ય દેખાય છે, પણ વસ્તુતઃ શુદ્ધ બ્રહ્મ છે.[૩] જેમ નૌકામાં બેઠેલા બાલકની દૃષ્ટિમાં વૃક્ષ ફરતાં દેખાય છે, તેમ અજ્ઞાનીની દૃષ્ટિમાં ચિત્ત છે, જ્ઞાનીની દૃષ્ટિમાં નથી.[૪] જેમ ચગડોલમાંથી ઉતર્યાં પછી પર્વતનું ફરવું શાંત થાય છે, તેમ અજ્ઞાનની નિવૃત્તિ થવાથી ચિત્ત શાંત થાય છે.[૫] બાહ્ય અને આભ્યંતર પદાર્થની ભાવના અસત્ ચિત્તથી થયેલી છે, એટલે અસત્ છે, માટે તેને તજી દીધી.[૬] હું સંદેહ રહિત થયો છું, વિગત જ્વર થયો છું, હું પારમાર્થિક સ્વભાવ છું, એવો અનુભવ થવાથી હવે તે રૂપે રહું છું.[૭] જેમ પ્રકાશની શાંતિ થવાથી ચક્ષુથી થતાં જ્ઞાન શાંત થાય છે, તેમ ચિત્તનો અભાવ થવાથી કર્મવિષે ચપલતા તથા તૃષ્ણા આદિ ગુણો શાંત થાય છે.[૮] ચિત્ત મરણ પામ્યું, તૃષ્ણા ચાલી ગઇ, મોહપંજર ક્ષીણ થયું, અને અહંકાર નીકળી

* આ એકાશીમા સર્ગમાં—ઉપલા અધ્યાયમાં યત્ને કરી દેહઘરમાંથી ચિત્તવેતાલને કાઢયો. હવે અનુભવ અને યુક્તિવડે ચિત્તની અસત્તા છે, એવું પ્રતિપાદન આવશે.

ગયો. અજ્ઞાનનિદ્રા નિવૃત્ત થવાથી સ્વાભાવિક સ્વસ્વરૂપ મારા જાણવામાં આવ્યું.[૯] જગત્ સદ્બ્રહ્મરૂપ છે, ભેદ સત્ નથી, માટે મનમાં આત્મા વિનાય બીજા કોનો વિચાર કરું? અસત્ સંબંધી વાત કરવાનું પણ પ્રયોજન નથી.[૧૦] હું, જેમાંથી જીવભાવ નીકળી ગયો છે, એવાં શુદ્ધ પદને પ્રાપ્ત થયો છું. સર્વમાં રહેલો સૂક્ષ્મ, અને નિત્ય આત્મારૂપ હું છું.[૧૧] ચિત્ત આદિ જે વ્યવહાર સિદ્ધ છે, આત્મા બ્રહ્મચૈતન્ય આદિ શ્રુતિ સિદ્ધ છે, એટલે છે એમ પ્રસિદ્ધ છે, તેમ જ રજ્જુ ભુજંગ તથા વંધ્યા પુત્ર આદિ નથી એમ પ્રસિદ્ધ છે. છે અને નથી. એ સર્વરૂપે શુદ્ધ સ્વપ્રકાશ બ્રહ્મ જ છે. કેમ કે એ બ્રહ્મ વિષે જ, છે અને નથી એવા વિકલ્પો થાય છે.[૧૨] ચિત્ત જીવે મરે અથવા સ્થિતિપામે, મને તો સર્વત્ર સમાન આત્માનો ઉદય થયો છે. મને વિચારનું શું પ્રયોજન છે?[૧૩] હું આટલા દિવસ સુધી વિચારના અભાવથી પરિચ્છેદવાળા દેહાદિ સ્વભાવરૂપે હતો. હવે તો વિચાર કરી અપરિચ્છિન્ન આકારવાળો થયો છું, એટલે વિચાર કરવાવાળો અહંકાર, ક્યાં ગયો, તે જાણવામાં આવતું નથી.[૧૪] મન, મર્યું તો પણ વિચાર કરનાર છે કે નથી, એવો વિકલ્પ નકામો છે; ને વળી મનનામના વેતાલને પુનઃજીવતો કરનાર છે, માટે એ વિકલ્પને તજું છું ને ઓંકારના લક્ષ્ય અર્થરૂપ તુરીયપદમાં શાંત થઈ રહું છું.[૧૫-૧૬] હે રામ! ભોજન કરતાં, ચાલતાં સૂતાં અને ઉભા રહેતાં પણ તત્ત્વજ્ઞ પુરુષે સદા આત્મ વિચાર કરવો.[૧૭] તત્ત્વવેત્તાઓ, સ્વસ્વરૂપમાં રહેલાં સ્થિર મનમાં આત્મ વિચાર કરે છે, અને વિક્ષેપ વિના પોતપોતાના વર્ણાશ્રમનાં કર્મો કરે છે.[૧૮] હે રામ! માન તથા મદ વગરના અને શરદ્ ઋતુના ચંદ્રના જેવાં પ્રસન્ન મુખવાળા તત્ત્વવેત્તાઓ, આ જગતમાં પ્રાપ્ત થયેલો વ્યવહાર કરે છે ને સુખથી વિચરે છે.[૧૯]



# સર્ગ ૮૨ મો.*

## મન અને ઇંદ્રિયો પ્રતિ બોધ.

**श्रीवसिष्ठ उवाच**—विचार एवं विदुषा संवर्तनकृतः पुरा ।
कथितो मम विंध्याद्रौ तेनैव विदितात्मना ॥ १ ॥

વસિષ્ઠ કહે છે-હે રામ! મેં તમને જે વિચાર કહ્યો તે સંપ્રદાય સિદ્ધ એટલે પરંપરાથી ચાલ્યો આવે છે. કારણ કે પૂર્વે બૃહસ્પતિના ભાઇ સંવર્તે એ વિચાર

* આ બ્યાસીમા સર્ગમાં વીતહવ્યમુનિ, આત્મા વિષે એકાગ્રતા માટે વ્યર્થ ચેષ્ટા આદિ હેતુ દર્શાવી ઇંદ્રિયો અને મન પ્રતિ બોધ કરશે.' એટલી વાત આવશે.

કર્યો હતો. મને પણ તેણે જ વિંધ્ય પર્વતમાં કહ્યો હતો.[1] માટે તમે પણ મનમાં તે વિચાર કરી જેમ જેમ ચિત્ત વિશ્રાંતિ પામે ને પરિપકવ થાય, તેમ તેમ ઉપ-રની ભૂમિકામાં ચડો. એવી રીતે ભૂમિકાના ક્રમે કરી સંસારસાગર તરી જાઓ.[2] હે રામ ! ઇંદ્રિય તથા મન પ્રત્યે બોધરૂપ બીજી દૃષ્ટિ સાંભળો; જે દૃષ્ટિવડે વીત-હવ્ય નામના મુનિ, નિઃશંક પદને પહોચ્યા.[3] પૂર્વે વીતહવ્ય, સમાધિને યોગ્ય સ્થલ શોધવા માટે વનમાં વિંધ્ય પર્વતની ગુફા જોતા ફરતા હતા.[4] કેમકે આ સંસાર, આધિવ્યાધિથી ભરેલો છે, ઘોર છે, ને ભૂલાવવાવાળો છે, તેથી કંટાળી ગયા હતા. તેથી, અને નિર્વિકલ્પ સમાધિમાં પરમાનંદના લાભ લેવાની ઇચ્છાથી તેણે સર્વ વ્ય-વહાર મૂકી સન્યાસ ગ્રહણ કર્યું.[5-6] વનમાં જઇ કેલનાં પાંદડાંની ઝુંપડી બાંધી, જે કમલ જેવી કોમલ અને સુગંધવાળી હતી.[7] તેમાં ચારે તરફ સમાન, શુદ્ધ, અને શાંત એવું આસન રચી તેની ઉપર મૃગચર્મ બીછાવી વર્ષી રહેલા મેઘની પેઠે શાંત થઈ,[8] પદ્માસનવાળી પેની ઉપર હાથની આંગળીઓ રાખી ઉંચી અને સ્થિર ડોક રાખી પર્વતનાં શિખરની પેઠે સ્થિર થઇ બેઠા.[9] તેણે વિષયમાં જતા મનને બોધ આપી ધીમે ધીમે હૃદયમાં વશ કર્યું.[10] બહારના અને અંદરના વિષયોને તજતા એવા એ મુનિએ શુદ્ધ મનમાં જે વિચાર કર્યો, તે કહું છું તે સાભળો.[11] અરે કેવું આશ્ચર્ય છેકે વિષયોમાંથી પાછું વાળું છું, તો પણ ચંચલ મન, તરંગમાં તણાતા પાંદડાંની પેઠે ક્ષણવાર સ્થિરતા પામતું નથી.[12] ચિત્ત, સંભ્રમ વાળાં ચક્ષુ-આદિ ઇંદ્રિયોવડે ફેંકેલા દડાની પેઠે નિરંતર કુધા કરે છે.[13] ઇંદ્રિયોએ વધારેલી એક વૃત્તિને મૂકે તો તત્કાલ બીજી વૃત્તિનું ગ્રહણ કરે છે, પણ ક્ષણવાર નવરું રહેતું નથી. વળી જે વિષયથી એને અટકાવીએ, તે વિષય તરફ વિશેષ દોડે છે.[14] મન, ઘડામાંથી વસ્ત્રમાં આવે છે તે વસ્ત્રમાંથી ગાડામાં જાય છે. એવી રીતે વાંદર, વૃક્ષોમાં જેમ, તેમ વિષયોમાં ફર્યા કરે છે.[15] એવી રીતે ચિત્તના દોષનો વિચાર કર્યો, હવે તે ચિત્તનાં દ્વાર રુપ ઇંદ્રિયોનો વિચાર કરું. એ ઇંદ્રિયો પણ અતિ દુષ્ટ છે.[16] હે દુષ્ટ અને ચંચલ ઇંદ્રિયો ! 'હું, સમાધિમાં આત્મદર્શનનો લાભ લઉં, તે માટે તમોને અવસર નથી શું ?[17] હે ઇંદ્રિયો ! ચપલતા મા કરો. તેથી તેમોને અનર્થ પ્રાપ્તિ છે. વીતિ ગયેલાં દુઃખોને સંભારો.[18] હે અધમ ! તમે તો જડ છો ને મનના દરવાજા છો. જડનો મદ, મૃગજલની પેઠે વૃથા છે.[19] તમે સર્વ અસાર હોવાથી મિથ્યા છો. તમારે ઉદ્ધતાઇથી આડે માર્ગે ચાલવું, તે આંધળાની પેઠે કુવામાં પડવા જેવું છે.[20] હે ઇન્દ્રિયો ! ચિદાત્મારૂપ હું સાક્ષીપણાથી જોવા આદિ સર્વ વ્યવહાર કરું છું. માટે તમે

વૃથા અભિમાન ન રાખો.[૨૧] નેત્ર આદિ સર્વ ઇંદ્રિયો ઉંબાડિયાનાં ચક્રની પેઠે અને રજ્જુ ભુજંગની પેઠે મિથ્યા ચેષ્ટા કરે છે.[૨૨] સાક્ષીરૂપ આત્માની સાથે ઇંદ્રિયોનો સંબંધ, સ્વર્ગ અને પાતાલના સંબંધની પેઠે લેશ માત્ર પણ નથી.[૨૩] જેમ ભય પામેલો વટેમાર્ગુ સર્પોથી દૂર રહે છે, જેમ બ્રાહ્મણ ચાંડાલથી દૂર રહે છે, તેમ પ્રત્યગાત્મા ઇંદ્રિયોથી દૂર રહે છે.[૨૪] જેમ દિવસમાં ક્રિયા કરવાવાળા, દિવસને નિમિત્ત કહે છે, તેમ ઇંદ્રિયોની પ્રવૃત્તિમાં આત્માને નિમિત્ત માન્યો છે, માટે તમે પરસ્પર ક્ષોભ મા કરો.[૨૫] હે ચિત્ત! તું ઇંદ્રિયોની બહિર્મુખ પ્રવૃત્તિનું કારણ હોવાથી ચારણ છે દેહને આત્મા માને છે, માટે ચાર્વાક છે, ને પેટ ભરવા માટે ચાર દિશામાં ભમે છે માટે ભિક્ષુક છે. તું, શ્વાનની પેઠે વૃથા ભટકમાં.[૨૬] હે મન! 'હું ચેતન છું.! એવી ભ્રાંતિ ન રાખ મન અને ચિત્તનો અત્યંત ભેદ હોવાથી એકતા નથી.[૨૭] અહંકારે કરી તારી બુદ્ધિ. બદલી ગઈ છે, જેથી 'હું જીવું છું' એમ માને છે. જીવવું, અહંકારના સ્વાધીનમાં નથી, કારણ કે સુષુપ્તિમાં અહંકારનો અભાવ છતાં પણ જીવન જોવામાં આવે છે.[૨૮] અહંકાર ઉત્પન્ન થવાથી કાર્ય કારણના સંઘાત રુપ દેહમાં હુંપણાનું અભિમાન તજી દે. તેમાંનું તું કાંઈ પણ નથી, વૃથા દુઃખ શા માટે ભોગવે છે?[૨૯] હે ચિત્ત! તારું સ્વરૂપ જ દુર્લભ છે. કેમકે સંવિત્ વિના અન્ય કાંઈ પણ નથી, ત્યારે તું અભિમાને કરી અન્યનું રક્ષણ કયાંથી કરી શકીશ?[૩૦] હે મન! જે ભોગ વખતે મધુર છે, ને પરિણામે વિષ જેવી દુઃખદાયી છે, તે કર્તૃતા ભોક્તૃતાની ભ્રાંતિ, મિથ્યા ઉત્પન્ન થઈ છે.[૩૧] હે ચિત્ત! તું જડ છે, સાક્ષીની સહાયતાથી ઇંદ્રિયોનો આશ્રય લઈ સર્વ વ્યવહાર કરે છે, છતાં પણ તેમાં કર્તા ભોક્તા પણાનું અભિમાન રાખે છે, એ હાથે કરી હાંસી કરાવવા જેવું છે.[૩૨] તને ભોગોની સાથે શો સંબંધ છે? ને ભોગોને તારી સાથે શો સંબંધ છે? તું જડ હોવાથી ભોગના અનુભવની શક્તિ તને નથી, માટે ભોગની આશા વ્યર્થ છે. વળી તારે આત્મા જ નથી, ત્યારે સ્ત્રી, પુત્ર, મિત્ર આદિ કયાંથી હોય?[૩૩] જડ એવો પદાર્થ જ નથી. સત્ જેવું ભાસે છે, તથાપિ તે અસત્ છે. જ્ઞાતા પણ. કર્તા પણું, ભોક્તા પણું અને અનુસંધાન કર્તા પણું, ચૈતન્ય વિના સંભવતું નથી.[૩૪] હે ચિત્ત! તું જો પ્રત્યક્ ચૈતન્યરુપ હો, તો તારી સ્થિતિ સદા નિર્વિકલ્પ હોવી જોઈએ, પણ ભાવાભાવવાળી સવિકલ્પ હોવી ન જોઈએ એટલે સર્વ વિકલ્પના ત્યાગથી તારું ચિત્ત પણું જ રહે નહીં.[૩૫] હવે જો તું અચેતન છે, તો મિથ્યા પ્રાપ્ત થયેલી કર્તૃતા ભોક્તતાનો ત્યાગ સહજમાં થઈ શકે છે.[૩૬] તું નિશ્ચે જડ છે, ત્યારે તને કર્તાપણું કેમ સંભવે? પથ્થરની પૂતળીઓ શી રીતે નાચે?[૩૭]

જો લાકડાની પુતળીઓ, નચાવનારની પ્રેરણાથી નાચે છે, તો તું પણ જીવની પ્રેરણાથી ક્રિયા કરે છે; એટલે જેમ પૂતળીનાં નૃત્યનાં ફલનો ભોક્તા નચાવનાર છે, પણ પૂતળી નથી, તેમ તારાં જીવનાદિક ફલનો ભોક્તા જીવ છે, તું નથી, તેથી તારું અભિમાન વૃથા છે.[૩૮] જે કાર્ય જેની શક્તિથી થાય, તે કાર્ય તેણે કર્યું કહેવાય. દાતરડું પુરુષની શક્તિથી લણે છે, તેથી લણનાર પુરુષ કહે વાય છે.[૩૯] જેની શક્તિથી હણાય, તે હણનારો કહેવાય. ખડ્ગ પુરુષની શક્તિથી હણે છે, એટલે હણવા વાળો પુરુષ કહેવાય છે.[૪૦] જે જેની શક્તિથી પીવાય, તે તેણે પીધું કહેવાય. પાત્રેકરી જલપાન થાય છે, પરંતુ પાનકર્તા પુરુષ કહેવાય છે.[૪૧] હે ચિત્ત! તું સ્વભાવથી જડ છે. આત્મા તુંને સચેતન કરે છે, માટે આત્મા જ પોતાએ કરી ભોક્તા, ભોગ્ય અને તેનાં સાધન આદિ જગત્‌રૂપ થયેલા પોતાને જ ભેગાં કરે છે, પણ તું કાંઈ કરતું નથી.[૪૨] હે મન! આત્મા, તને ચિદાભાસની વ્યાપ્તિએ કરી સદા સ્ફુરણ વાળું કરે છે, તે તેને યોગ્ય છે. કેમકે જ્ઞાની પુરુષે અજ્ઞાનીને ગમે તે પ્રકારે બોધ કરવો જોઇએ.[૪૩] હે ચિત્ત! સર્વત્ર બોધ સ્વરૂપ આત્મસત્તાજ સ્ફુરે છે, તેણે કરીને જ તું નામરૂપને ધારણ કરી રહ્યું છે. તને તારાં સ્વરૂપનો લાભ આત્માધીન છે.[૪૪] એવી રીતે આત્માના અજ્ઞાનથી સિદ્ધ થયેલું તું, આત્માના જ્ઞાનથી તડકામાં હિમની પેઠે ગળી ગયું છે,[૪૫] ત્યારે 'આત્મા જ હું છું,' એવો તાદાત્માધ્યાસ મકર. તાદાત્માધ્યાસથી તુંને જન્મ મરણાદિ દુઃખ થાય છે.[૪૬] બાજીગરની બાજીની પેઠે ચિત્તકલના અસત્ય છે. બ્રહ્મસ્વરૂપ, એ સર્વ રૂપે વિકાશ પામ્યું છે.[૪૭] જેમ સમુદ્રનું જલ તરંગ તથા બિંદુઆદિ રૂપે થાય છે, તેમ ચિત્‌શક્તિવાળી માયા જ મનુષ્ય તથા દેવઆદિ જગતરૂપે થાય છે.[૪૮] હે મૂઢ ચિત્ત! જો તું આત્મબોધથી ચિદ્રૂપ થાય, તો ચિત્‌થી નોખું નથી. ત્યારે શોક શા માટે કરે છે?[૪૯] ચિત્‌જ પરમપદ કહેવાય છે. તે, સર્વત્ર, વ્યાપક અને ભૂત ભવિષ્યત્‌ તથા વર્તમાન એ સર્વ પદાર્થમાં રહે છે. તેની પ્રાપ્તિ થવાથી સદા સર્વ પ્રાપ્ત થાય છે, એટલે શોક વ્યર્થ છે.[૫૦] હે ચિત્ત! તું નથી, અને દેહ પણ નથી. શુદ્ધ બ્રહ્મ સર્વરૂપે સ્ફુરે છે. 'હું' તથા 'તું' એ પ્રકારનો આભાસ, આત્મા વિષે સ્ફુરે છે, તેમાં કોને કેવી, પીડા થાય?[૫૧] હે ચિત્ત! તું જો, આત્મા છે, તો આત્મા સર્વ સ્થલે વ્યાપી રહ્યો છે. અલ્પ કાંઈ નથી. અને જો તું આત્માથી જુદું છે, તો જડતા પ્રાપ્ત થવાથી તારો સદ્‌ભાવ સિદ્ધ થતો નથી.[૫૨] ત્રણે જગત્‌ આત્મા જ છે. આત્મા વિના બીજું કાંઇ પણ નથી. એટલે જો તું આત્માથી જુદું હો, તો તારું પર-

માર્થ સ્વરૂપ સિદ્ધ થતું નથી.[૫૩] હવે જો તું આત્મારૂપ છે, તો તને વાસ્તવ શરીર સંભવતું નથી. ત્યારે મિથ્યા શરીરથી 'હું બાલ શરીર છું, વૃદ્ધ શરીર છું, બાલકનાં ખેલવણાં મારાં છે, વૃદ્ધ શરીર સંબંધી સ્ત્રી પુત્રાદિ મારાં છે.' એવી અહંતા મમતા શા સારુ કરે છે? મિથ્યા શશલાનાં શીંગડાંવડે કોણ હણાયો છે?[૫૪] જેમ જગત્‌માં છાયા તથા તડકા વિના અન્ય પ્રકાર નથી, તેમ ચિત્ અને જડ વિના અન્ય ત્રીજો પદાર્થ નથી કે જે રૂપે તું હોય.[૫૫] તું તો છેલ્લી સાક્ષાત્કાર વૃત્તિએ કરી અવિદ્યા, તારી જડતા, અને તારામાં રહેલો ચિદાભાસ, એ સર્વનો ક્ષય થવાથી પ્રકટ થયેલા સ્વપ્રકાશપૂર્ણઆત્મરૂપ છે.[૫૬] એવી રીતે તું પોતે પરબ્રહ્મ હોવાથી કર્તાપણા ભોક્તાપણાની મૂર્ખતા મૂકી દે.[૫૭] 'मनसैवानुद्रष्टव्यं' 'મનવડે આત્મતત્ત્વ, જોવું' ઇત્યાદિ શ્રુતિઓમાં તને આત્માનું ઉપકરણ કહ્યું છે, તે તો અજ્ઞદશામાં ગુરુએ કરેલા મહાવાકયના ઉપદેશના જ્ઞાનમાટે કલ્પિત છે. જેમ અરીસામાં મુખ જોનાર પુરુષ, પોતાનાં મુખરૂપ ઉપકરણે કરી પોતાનાં મુખને જુવે છે તેમાં મુખ જુદું નથી, તેમ તું આત્માથી જુદું નથી.[૫૮] હે મન! જો તું પોતાને કરણ માનતું હો, તો તને જડતા પ્રાપ્ત થાય છે. એટલે તું ચેતન વિના ચલાયમાન થવામાં પણ અસમર્થ હોવાથી કર્તાપણા આદિનું અભિમાન વૃથા કરે છે.[૫૯] કર્તા વિના કરણની શક્તિ, લેશમાત્ર પણ નથી. લણનાર વિના દાતરડાંમાં લણવાની શક્તિ કયાંથી હોય?[૬૦] પુરુષને લઇને ખડ્ગમાં કાપવાની શક્તિ આવે છે, પણ પુરુષ વિના ખડ્ગના કોઇ પણ ભાગમાં કાપવાની શક્તિ નથી.[૬૧] તે માટે હે મિત્ર! તું કર્તા નથી. વૃથા દુઃખ ભાગી ન થા. બીજા માટે દુઃખ ભોગવવું એ પામર પુરુષને શોભતું નથી.[૬૨] હે ચિત્ત! ઈશ્વર, મોહથી જીવરૂપે થઈ પીડાય છે, તેને માટે શોક કરતું હોય તો તે પણ ઘટિત નથી; કેમકે તારે તારા બરાબરીયાનો શોક કરવો જોઇએ. ઈશ્વર તારો બરાબરીયો નથી, એ તો નિત્યમુક્ત છે, તેથી તેને કર્મ કે અકર્મની સાથે સંબંધ નથી.[૬૩] કાર્યકારણના સંઘાતરૂપ દેહમાં અભિમાન રાખી આત્માનો ઉપકાર કરીશ, એવી તારી બુદ્ધિ મિથ્યા છે. કેમકે પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેંદ્રિયો, એ સર્વ સંઘાતમાં વસે છે, તે તો અચેતન છે. તેને ભોગનું ભાન નથી, તેથી કોઇનો પણ ઉપકાર નથી.[૬૪] હવે બાકી રહ્યો ઈશ્વર. તેને માટે પણ તારી પ્રવૃત્તિ સંભવતી નથી. કારણકે તે તો અદ્વિતીય, પૂર્ણ, તથા નિત્ય તૃપ્ત હોવાથી તેને કાંઈ પણ ભોગની ઇચ્છા નથી.[૬૫-૬૬] વળી ઈશ્વરને પોતા વિષે સર્વ જગત્

કલ્પિત હોવાથી કોઈ પણ પદાર્થ, અપ્રાપ્ત નથી, કે જેથી તેને ભોગની ઇચ્છા થાય.[૬૭] સર્વ ભોગો ઈશ્વરના જ છે, તેમાં તને જે ઇચ્છા થાય છે, તે રાજાની રાણી વિષે જુવાનીયાની ઇચ્છાની પેઠે વૃથા છે.[૬૮] હે મન! જો તું, આત્માની સાથે સંબંધ રાખી તેના અનુગ્રહથી ભોગ ભોગવવાની ઇચ્છા રાખતું હોય, તો તે પણ તારી ઇચ્છા વૃથા છે. કેમ કે જેમ પુષ્પથી ઉત્પન્ન થયેલું ફલ, પુષ્પના સુગંધને ભોગવી શકતું નથી, કેમ કે ફલ વખતે પુષ્પનો તિરોભાવ થાય છે, તેમ તારા સદ્ભાવમાં આત્માનો તિરોભાવ થાય છે, માટે તું આત્મા સાથે રહી ભોગ ભોગવી શકીશ નહીં.[૬૯] એકની ક્રિયાથી અથવા બન્નેની ક્રિયાથી બે પદાર્થ મળે તેનું નામ સંબંધ કહેવાય છે. અને એક પદાર્થ બીજામાં મળી જઇ તે રૂપ થાય તેનું નામ પણ સંબંધ કહેવાય છે.[૭૦] આત્માની સાથે તેવા મુખ્ય સંબંધનું તું કારણ નથી. કારણ કે આત્મા એકરૂપ છે, ને તું તો નાના પ્રકારની રચનાએ કરી વિહિત તથા નિષિદ્ધકર્મમાં તત્પર હોવાથી અને સુખ દુઃખ દશાઓવડે અનેકરૂપ છે.[૭૧] જુદાં જુદાં દૂધ સમાન છે, એટલે તેનો સંબંધ સંભવે છે. ક્ષીર અને નીર બન્ને અર્ધસમ છે તેથી તેનો સંબંધ સંભવે છે, પણ અગ્નિ અને જલ જેવા પરસ્પર વિરુદ્ધનો સંબંધ સંભવતો નથી. વિરુદ્ધનો સંબંધ થવાથી બેમાંથી એકનો નાશ થાય છે, પણ સંબંધ સ્થાયી રહેતો નથી.[૭૨] શબ્દ સ્પર્શ આદિ વિરુદ્ધ ગુણવાળાં સૂક્ષ્મ પંચમહાભૂતોનો સંબંધ પંચીકરણથી જેમ થાય છે, તેમ પણ આત્માની સાથે તારો સંબંધ સંભવતો નથી; કેમકે શબ્દ સ્પર્શ આદિ ગુણો પરસ્પર વિરુદ્ધ નથી, એટલે પંચીકૃત પદાર્થો એક બીજાનો આશ્રય કરી એકત્ર રહે છે, પણ તારા તથા આત્માના સંબંધમાં તો સંવિત્ અને જડતાનો વિરોધ હોવાથી તારાથી સંવિત્‌ને જુદી પાડીએ, તો સાધક ન હોવાથી જડ ભાગ સિદ્ધ ન થવાથી તારી (ચિત્તની) અસિદ્ધિ થાય છે; ને સંવિત્‌થી તને જુદું પાડીએ, તો તારો નાશ થાય, એટલે તે પોતાના નાશ માટે આત્માના સંબંધની ઇચ્છા કરી કહેવાય. માટે આત્માના સંબંધની ઇચ્છા હોય તો તું કોઇ પ્રકારે સંવિત્‌થી નોખું ન પડ.[૭૩] અથવા અંતર્દૃષ્ટિવાળી સંવિતે કરી તારો તથા અન્ય સર્વ દશ્યનો નાશ થવાથી દુઃખ રહિત તથા પરમાનંદરૂપ આત્મા શેષ રહે છે, તેમાં સંતોષ રાખી, એકાગ્ર મનથી સમાધિનિષ્ઠ થઇ આત્મદર્શી થા.[૭૪] હે મન! તને સમાધિમાં સુખ છે, સંકલ્પમાં સુખ નથી. સંકલ્પમાં તો શિલા ઉપર પડેલાં ઝરણાંનાં જલની પેઠે દેહાદિકમાં પડેલી સંવિત્ ઇંદ્રિયદ્વારા ઘણે ભાગે વિખરાઈ જાય છે ને તેથી દુઃખ

થાય છે.[૭૫] હે ચિત્ત! સંકલ્પકર્તા તું છે, પણ આત્મા નથી. કારણ કે સંકલ્પ રહિત આત્મા વિષે સંકલ્પકર્તૃતા આકાશપુષ્પની પેઠે સંભવતી નથી.[૭૬] તોપણ જે નાનાપણું જોવામાં આવે છે, તે તે કલ્પેલા નાનાપણાએ કરી આત્મા સ્ફુરે છે, તેથી જોવામાં આવે છે. તાત્પર્ય કે આત્મા, ભેદ કલ્પતો નથી પણ મને કલ્પેલા ભેદરૂપે સ્ફુરે છે.[૭૭] જેમ સમુદ્રજલ, ફીણ, બુદ્દ બુદ્દ, તથા તરંગોવડે સ્ફુરે છે, તેમ આત્મા, સર્વ જગદ્રૂપે સ્ફુરે છે.[૭૮] જેમ સાગરમાં બળતો અંગારો હોય નહિ, તેમ આત્માવિષે દ્વૈત હોય જ નહિ. એવી રીતે આત્મા સંકલ્પ રહિત છે ને દેહ તથા મન જડ નથી, એવી વિવેક દૃષ્ટિથી 'આ અન્ય છે ને અશુભ છે,' આ અન્ય છે ને શુભ છે' એવી અસત્ કલ્પના, કલ્પના કરનારના અભાવથી આકાશનાં વનની પેઠે નથી જ. માટે જે કાંઈ છે, તે સર્વ દૃશ્ય રહિત સંવિત્ જ છે, અન્ય કાંઈ નથી.[૭૯-૮૧] તેમ છતાં આ હું છું ને 'આ અન્ય છે' એવી કલના નીરૂપ આત્મા વિષે કોણ કરે? આકાશમાં અક્ષર કોણ લખે?[૮૨] હે ચિત્ત! સર્વ પદાર્થો વિષે સર્વ દિશાઓમાં અને ત્રણે કાલમાં આત્મા વ્યાપી રહ્યો છે, એવું સંદેહ વગરનું અપરોક્ષજ્ઞાન તુંને નિર્મલપણાથી થયું, તેથી મારાં સુખ દુઃખ મૃગજલની પેઠે નાશ પામ્યાં. તેમ જ મિથ્યા મોહ પણ નાશ પામ્યો.[૮૩]

# સર્ગ ૮૩ મો.*

## ચિત્ત તથા ઇન્દ્રિયો પ્રતિ વિશેષ બોધ.

**श्रीवसिष्ठ उवाच**—भूयो मुनिवरो धीरो धिया धवलमेधया।
स्वमिंद्रियगणं गुप्तो बोधयामास साध्विदम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! એ વીતહવ્ય મુનિએ એકાંતમાં રહી શુદ્ધ ધારણાવાળી બુદ્ધિવડે પોતાની ઇંદ્રિયોને પુનઃ બોધ કર્યો.[૧] તે હું તમને કહું છું, સાંભળો. ને પછી તે પ્રમાણે જ્ઞાન મેળવી સર્વ પ્રકારનાં દુઃખથી મુક્ત થાઓ.[૨] હે ઇંદ્રિયો! તમારી સત્તા, જીવતાં અનેક પ્રકારનાં દુઃખ આપે છે ને અંતે મરણ તથા નરક આદિ યાતના આપે

* આ ત્ર્યાસીમા સર્ગમાં—ચિત્ત તથા ઇંદ્રિયોના સદ્‌ભાવથી સર્વ દોષ અને અનર્થની પ્રાપ્તિ થાય છે ને તેના અભાવથી સર્વગુણ તથા સુખની પ્રાપ્તિ થાય છે, એવું વર્ણન આવશે.

છે. માટે આગળ દર્શાવ્યા પ્રમાણે વિચાર કરી, પોતાની મિથ્યા સત્તાને મૂકી દ્યો.૩ તમે અજ્ઞાનથી થઇ છો. તેથી મેં કરેલા ઉપદેશે કરી તમારી સત્તા ક્ષય પામી, એમ હું માનું છું.૪ હે ચિત્ત! જેમ અગ્નિમાં ક્રીડા પોતાના દાહ માટે છે તેમ સત્તામાં ક્રીડા તારા દુઃખ માટે છે.૫ હે મન! તારી સત્તાથી અજ્ઞાની જનો, રાગદ્વેષાદિ તરંગોવડે નદીઓ સમુદ્રમાં જેમ, તેમ કાળમાં પ્રવેશ કરે છે.૬ જેમાં એક બીજાના વધ, પરાજય, તથા પીડા આદિની ચિંતા આગળ થાય છે, એવાં દુઃખો, મેઘની પેઠે ધારાબંધ આવી પડે છે.૭ જે અપાર છે, હૃદયને ઉખેડી નાખવામાં ઉદ્યોગ કરે છે, ક્રૂર છે ને પોકાર કરાવે છે. એવો સંપત્તિ વિપત્તિ નામનો રોગ, સ્ફુર્યા કરે છે.૮ શરીરરૂપી જુના ઝાડમાં કાસ (ઉધરસ) અને શ્વાસ નામના ભ્રમરો ગુંજાર કરે છે ને જરા મરણ નામની મંજરી, વિકાસ પામે છે.૯ ઇંદ્રિયો જેનાં દ્વાર છે એવા અનેક મનોરથવાળા હૃદયમાં ચિંતા નામની મર્કટી (કરોળીયો) ભમે છે. જે જાળમાં વીંટી લેવા ઉતાવળી રહે છે.૧૦ લોભ નામનું પંખી, પોતાના આનંદમાં શબ્દ કરે છે. સુખ દુઃખ આદિદ્વંદ્વરૂપી ચાંચવડે શાંતિ, દાંતિ અને ધર્મ આદિરૂપ ફૂલ તથા ફલને છેદે છે.૧૧ કામ નામનો કુકડો, મનરૂપી ઉકડાને પગવડે પીંખે છે.૧૨ અજ્ઞાન નામનું ધૂડ, મોહરૂપી મહારાત્રિ વિષે મન સ્મશાનમાં વેતાલની પેઠે નાચ્યા કરે છે.૧૩ હે મન! તારી તથા ઇંદ્રિયોની સત્તા હોવાથી આગળ કહ્યા તે તથા બીજા પણ અનેક અનર્થો, રાત્રિમાં પિશાચોની પેઠે ઉત્પન્ન થાય છે.૧૪ હે ચિત્ત! તમે જો ન હો તો પ્રભાતમાં કમલિની પેઠે વિવેક તથા બીજા બહુ ગુણો વિકાસ પામે છે.૧૫ મોહ શાંત થવાથી ને મન રજોગુણ વગરનું થવાથી હૃદયાકાશમાં આત્મારૂપી સૂર્યપ્રકાશ બરાબર થાય છે.૧૬ જેમ આકાશમાં રહેલા વાયુવડે વ્યાકુલ એવી જલધારા પડે છે, તેમ વિક્ષેપ કરવાવાળા વિકલ્પોના ઓઘ પડતા નથી.૧૭ સર્વને આનંદ આપવાવાળી, શાંત અને પરમ પવિત્ર, એવી મૈત્રી હૃદયમાં ઉદય પામે છે.૧૮ ચિંતા કે જે અંદર છિદ્રવાળી છે, અને જડ વિષે વિદ્યા તથા કુશલતા આદિ ગુણો ઉત્પન્ન કરે છે, તે હિમમાં કમલિની પેઠે સુકાઈ જાય છે.૧૯ જેમ શરદ્ ઋતુમાં મેઘ શાંત થવાથી સૂર્યપ્રકાશ સ્પષ્ટ થાય છે, તેમ અજ્ઞાનનો નાશ થવાથી મનમાં આત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે.૨૦ પવન શાંત હોવાથી સમુદ્ર જેમ, તેમ મન પ્રસન્ન, ગંભીર તથા ક્ષોભવગરનું થઈ સમભાવને પ્રાપ્ત થાય છે.૨૧ જીવ, પૂર્ણ ચંદ્રની પેઠે નિત્ય આનંદરૂપી અમૃતથી ભરપૂર અને શીતલ થઈ રહે છે.૨૨ અજ્ઞાનનો ક્ષય થવાથી સંવિત્ એટલે આત્માકાર વૃત્તિઓ પૂર્ણતાને જણાવે છે,

તેણે કરી બાધ કરાએલું ચરાચર જગત્, સંવિત્‌રૂપ અંશમાં જ વિશ્રાંતિ પામે છે,[૨૩] ત્યારે આત્મસ્વરૂપ, પૂર્ણપણાથી અનુભવમાં આવે છે. એ પૂર્ણ સ્વરૂપ, આશા પાશને ઉત્પન્ન કરવાવાળાં અને પ્રાણના સંબંધવાળા દેહાદિકને નથી.[૨૪] જેમ દાવાગ્નિમાં બળી ગયેલાં વૃક્ષોનાં પાંદડા વર્ષાઋતુમાં પાછાં આવે છે, તેમ જેના સંસાર, જન્મ, તથા જરારૂપ મહામાર્ગ જ્ઞાનાગ્નિમાં બળી ગયા હોય, તેવા જ્ઞાની પુરુષોના આરોગ્ય, તુષ્ટિ, પુષ્ટિ અને કાંતિ આદિ ગુણો, પાછા આવે છે;[૨૫] અને પુનઃ સંસારાટવીમાં ભમવું ન પડે તેવાં આત્મવૃક્ષતળે વિશ્રામ પામે છે. એ સર્વ ગુણની સીમા છે. તે અને બીજા સાધારણ ગુણો અનેક છે, જેનું વર્ણન થઈ શકે તેમ નથી. હે ચિત્ત! તે સર્વે ગુણો, તારા અભાવમાં પ્રાપ્ત થાય છે.[૨૬] હે ચિત્ત! સર્વથા આત્મરૂપે સ્થિતિ અને અત્યંત નિરાત્મપણાનો સ્વીકાર, એ બે પક્ષ છે. તેમાંથી તું જેને શ્રેયનું સાધન જાણતું હો, તેનો અંગીકાર કર.[૨૭] તેમાં પણ પહેલો પક્ષ શ્રેષ્ઠ છે એમ હું માનું છું, માટે તેનો આશ્રય કર. બીજા પક્ષમાં સર્વ ભાવનો અભાવ હોવાથી સુખનો ત્યાગ થાય છે, ને સુખનો ત્યાગ એ મૂર્ખતા કહેવાય છે.[૨૮] હે ચિત્ત! ચેતનતાવાળું તારું મનોરૂપ, સત્ય નથી, એ હું તને શાસ્ત્ર, શ્રુતિ તથા અનુભવને આધારે વિચાર કરી યથાર્થ કહું છું. એવો કોણ અભાગીયો હોય જે સત્ પદાર્થને અસત્ કહે? એટલે તું અસત્ છે, માટે આત્મરૂપે સ્થિતિ કરવા તને ભલામણ કરું છું.[૨૯-૩૦] હે મન! 'હું જીવ છું' એવી મિથ્યા આશાથી સુખ ન માન. તું પોતાને સત્ માને છે એ ભ્રાંતિ છે. અત્યંત આત્મરૂપે રહેવામાં તારું શ્રેય છે.[૩૧] એ ભ્રાંતિ, હમણાં વિચાર કરી સર્વથા ક્ષય પામી. હે ચિત્ત! અવિચાર જ તારું સ્વરૂપ છે. તે, વિચારે કરી ક્ષય પામે છે ને વિક્ષેપ તથા વિષમતા વગરનું સન્માત્રરૂપ થઇ રહે છે.[૩૨] જેમ પ્રકાશના અભાવમાં અંધારું થાય છે, તેમ વિચારના અભાવમાં તું થાય છે. જેમ પ્રકાશે કરી અંધારું શાંત થાય છે, તેમ વિચારે કરી તું શાંત થાય છે.[૩૩] હે ચિત્ત! આજ સુધી વિવેક અલ્પ હતો, તેણે કરી તારી પુષ્ટતા હતી, જે દુઃખનું મુખ્ય સાધન છે. એ પુષ્ટતા, બાળકે કલ્પેલા વેતાલની પેઠે મોહથી થયેલા સંકલ્પે કરી થાય છે.[૩૪-૩૫] સર્વ દ્વન્દ્વ સ્રષ્ટાના આદિઅંતવાળા સંકલ્પે કરી થાય છે; એટલે ક્ષયના સંકલ્પ સમયમાં જ નાશ પામે છે તેથી વિનાશી છે. હમણાં તો વિવેક મહિમાથી અવિદ્યાથી થયેલાં સર્વ દ્વંદ્વનો નાશ થયો છે ને નિત્ય આત્મસ્વરૂપનો ઉદય થયો છે તે વિવેકને હું નમસ્કાર કરું છું.[૩૬] હે ચિત્ત! તું પોતાની મેળે ઘણું કરી બોધવાળું

થયું છે ને વળી શાસ્ત્રે પણ બોધ કર્યો, તેથી તારો ચિત્તભાવ નાશ પામ્યો
ને સર્વ વાસનાનો ક્ષય થયો. તેથી તારું આગળનું પરમેશ્વર સ્વરૂપ સિદ્ધ થયું,
એટલે હવે તું પરમેશ્વર થયું છે.[૩૭–૩૮] જેમ પ્રકાશના અભાવમાં થયેલું તમ,
પ્રકાશે કરી નાશ પામે છે, તેમ આત્માના અજ્ઞાનથી થયેલું ચિત્ત આત્મજ્ઞાનથી
નાશ પામે છે.[૩૯] હે ચિત્ત! તારી ઇચ્છા ન હોવા છતાં પણ આત્મવિચાર દઢ
થવાથી તારાં સુખ માટે ચોતરફથી તારો વિનાશ આવી પહોંચ્યો.[૪૦] હે મન! તું
સર્વથા નથી, એવો નિર્ણય મેં શાસ્ત્ર તથા યુક્તિથી કર્યો છે. તું ઇંદ્રિયોનો ઈશ્વર
છે ને નાશ પામી પરમેશ્વરરૂપ થયું છે. માટે તારું કલ્યાણ થાઓ.[૪૧] હે મન! તું
ભૂતકાલમાં નહતું, વર્તમાનમાં નથી, તે ભવિષ્યત્‌માં નહી હો; માટે તારું કલ્યાણ
થાઓ.[૪૨] હું વિશ્રાંતિ પામ્યો છું, શાંત થયો છું, નિશ્ચિત થયો છું, ને તુર્યપદમાં
રહી સ્વસ્વરૂપમાં રહ્યો છું.[૪૩] ચિત્ત અસત્ છે, માટે કદાપિ નથી ને આત્મા સત્ છે
તેથી સદા સર્વત્ર છે.[૪૪] આ આત્માપ્રત્યગાત્મારૂપ હુંજ છું; મારા વિના
કાંઈ નથી. ચિદ્રૂપ, જ્ઞાનસ્વરૂપ, અને સ્ફુરણરૂપ, સર્વત્ર હુંજ છું.[૪૫] શુદ્ધ ચિદેક-
રસ આત્મામાં 'આ આત્મા' એવી કલના પણ દુર્લભ છે, ત્યારે તેમાં અન્ય કલના
ક્યાંથી હોય?[૪૬] માટે 'હું આ આત્મા છું' એવી કલનાનો ત્યાગ કરી જલમાં
તરંગની પેઠે આત્માવિષે રહું છું.[૪૭] જે, જડતાના અંશે કરી વર્જિત છે, તેના કારણરૂપ
અવિદ્યાનો બાધ થવાથી વાસના વગરનું છે. ચિદાભાસની પણ સ્થિતિ જુદી ન
હોવાથી જેને ચેતનાનો આશ્રય નથી, ક્રિયા શક્તિનો પણ ઉપરામ હોવાથી જેમાં
પ્રાણનો સંચાર નથી, ભેદની ઇચ્છાના અભાવથી જેમાં અંશભેદ નાશ પામ્યો છે,
અને જે, જગતનો બાધ કરવાથી બાકી રહેલું છે, એવાં ચિન્માત્ર સ્વરૂપને હૃદયમાં
પ્રાપ્ત થઈ, મન તથા વાણીની ક્રિયાનો ત્યાગ કરી વિશ્રાંતિ પામ્યો છું.[૪૮]



# સર્ગ ૮૪ મો.*

## વીતહવ્ય મુનિનું માનસિક જગત-

**श्रीवसिष्ठ उवाच**–इति निर्णीय समुनिर्वीतहव्यो विवासनः ।
आसीत्समाधावचलो विंध्यकंदरकोटरे ॥ १ ॥

વસિષ્ઠ કહે છે,–હે રામ! એવી રીતે નિર્ણય કરી વાસના રહિત થયેલા વીતહવ્યમુનિ, વિંધ્યાચલની ગુફામાં સમાધિ ચડાવી બેઠા.[૧] તે પૂર્ણાનંદથી ભરપૂર હતા, તેથી અચલ સમુદ્ર જેવા શોભતા હતા.[૨] તેની અંદરનો પ્રાણવાયુ, બળી ગયેલાં લાકડાના અગ્નિની પેઠે ક્રમે કરી શાંત થયો.[૩] તેનાં નેત્ર, અર્ધાં વીંચેલાં હોવાથી અંતર્વૃત્તિ કે બહિર્વૃત્તિવાળાં ન હતાં, પણ મધ્ય ભાગમાં રહ્યાં હતાં. પાંપણો નિશ્ચળ હતી. નાકના ટેરવા ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ હતી. તેથી નેત્ર, અર્ધ ઉઘડેલાં કમલ જેવાં શોભતાં હતાં.[૪-૫] તેનું શરીર, મસ્તક તથા ડોક સમાન રહ્યાં હતાં, તેથી તે, પર્વતમાંથી કોતરી કાઢ્યા હોય, અથવા ચિત્રમાં ચીતરેલા હોય, તેમ જણાતા હતા.[૬] એ પ્રમાણે ગુફામાં સમાધિમાં ને સમાધિમાં અર્ધ મુહૂર્તની પેઠે ત્રણસો વર્ષ વ્યતીત થયાં, તો પણ તે, જાગ્રત થયા નહીં, તેમ શરીર પણ છૂટયું નહીં.[૭-૮] જોરથી પડતા વર્ષાદનાં જલના શબ્દો વડે, માંડલિક રાજાઓની મૃગયાના સપાટામાં આવેલા હાથીઓની ગર્જના વડે, પક્ષી તથા વાંદરાઓના શબ્દો વડે, હાથીઓના અથડાવાથી થયેલા શબ્દે કરી, સિંહોની ક્રોધવાળી ગર્જના વડે, ઝરણાંના શબ્દો વડે, મોટી મોટી મેઘની ગર્જનાવડે, મનુષ્યોના મોટા કોલાહલોએ કરી, મદોન્મત્ત શરભ નામનાં પ્રાણીનાં અથડાવાથી, પૃથ્વીકંપે કરી ફાટી ગયેલા પર્વતોના શબ્દો વડે, વનાગ્નિના સડાસડાટવડે, જલના ઓઘના ખરખડાટવડે, મોટા મોટા પાણાના પછડાવાથી, પૃથ્વીમાં ફેલાયેલાં માટીવાળાં જલે કરી, જલના પ્રવાહમાં ડોલા ખાવાથી અને અગ્નિ જેવા કઠોર તડકાથી પણ એ મુનિ, ત્રણસો વર્ષ સુધી જાગ્યા નહીં.[૯-૧૩] કેવળ કાળ, પોતાની મેળે વ્યતીત થતો હતો. તેમાં વર્ષાદનાં પૂરનો કાદવ વર્ષોવર્ષ મુનિની ચોતરફ વધતો જતો હતો, તે, કાળે કરી એટલો બધો વધ્યો, કે મૃત્તિકા મુનિ ઉપર ચઢી ગઈ, ને મુનિ પૃથ્વીની અંદર આવી ગયા.[૧૪-૧૫] એવા સંકટ-

* આ ચોરાશીમા સર્ગમાં 'વીતહવ્યની સમાધિ, પૃથ્વીની અંદર સ્થિતિ તથા હૃદયમાં વિદ્યાધરપણું, ઇંદ્રપણું તથા શંકરના ગણપણું પ્રાપ્ત થયું' એવું વર્ણન આવશે.

વાળી ગુફામાં એ મુનિ, સમાધિમાં બેઠા હતા. તેની કાંધ ઉપર પર્વતની શીલા જેવાં કાદવનાં પડો જામી ગયાં હતાં.[૧૬] એવી રીતે આત્મરૂપ થયેલા અને એવા સંકટ સ્થલમાં પડેલા એ મુનિ, ત્રણસો વર્ષ પછી પોતાની મેળે સમાધિમાંથી ઉઠયા.[૧૭] પૃથ્વીમાં દબાયેલો એ મુનિનો દેહ, તે વખતે પ્રાણવાયુનો નિરોધ હોવાથી સંવિત્થી જીવતો રહ્યો, જે સંવિત્, જીવનનાં અદૃષ્ટવાળાં લિંગ શરીરમાં પ્રતિબિંબિત હતી.[૧૮] તે મુનિની જીવ સંવિતે, શેષ રહેલાં પ્રારબ્ધ કર્મના ભોગ માટે હૃદયમાં ક્રમે કરી સ્થૂલતાને પ્રાપ્ત થઇ, મનરૂપે થઇ, હૃદયમાં જ કલ્પનાવડે સર્વનો અનુભવ કર્યો, તે હું કહું છું તે સાંભળો.[૧૯] એ મુનિ, કૈલાસ પર્વતના વનમાં કદંબ વૃક્ષની નીચે સો વર્ષ સુધી જીવન્મુક્ત થઈ રહ્યા,[૨૦] સો વર્ષ સુધી વિદ્યાધરોના રાજા થઈ રહ્યા, અને પાંચ યુગ પર્યંત, ઇંદ્ર થઇ રહ્યા. તે વખતે દેવો તથા ચારણો, પ્રણામ કરતા હતા.[૨૧]

રામ પૂછે છે–હે મુનિરાજ! તમે ‘કૈલાસ પર્વતનાં વનમાં’ ઇત્યાદિ વચનોથી દિશાનો નિયમ કહ્યો, ‘પાંચ યુગ’ ‘સો વર્ષ’ ઈત્યાદિ વાકયોવડે કાલનો નિયમ કહ્યો ને વળી ‘તે સર્વ, અલ્પ કાળમાં પોતાનાં હૃદયમાં મુનિને જોવામાં આવ્યું, એમ કહેવાથી દિશા અને કાલનો અનિયમ જણાવ્યો, એ કેમ ઘટે? કેમકે દિશા તથા કાળની નિયતિને અન્યથા કરી શકાય નહીં.[૨૨]

વસિષ્ઠ, કહે છે–હે રામ! ચિત્, સર્વ સ્વરૂપ છે, એમ ન જાણવાથી ને અલ્પદેશકાલમાં વિસ્તારવાળા દેશકાલની કલ્પના અશકય હોવાથી નિયતિનો વિરોધ આવે. પરંતુ ‘ચિત્, સર્વ સ્વરૂપ છે’ એમ જાણવાથી સર્વ શક્તિવાળી ચિત્ વિષે નિયતિનો વિરોધ આવતો નથી. એ ચિત્, પોતાના સ્વભાવથી જ્યાં જેવી રીતે ઉદય પામે છે, ત્યાં તેવી રીતે જોવામાં આવે છે.[૨૩] હે રામ! અનુભવેલા અલ્પ તથા અધિક દેશકાલના નિયમ અને અનિયમનો વિરોધ આવે છે, પણ ન અનુભવેલા ને અનુભવેલાના નિયમ અનિયમનો વિરોધ આવતો નથી. કેમકે અતિ અલ્પ નાડીઓનાં છિદ્રમાં ને અલ્પકાલમાં અતિ વિસ્તારવાળા દેશકાલનું સ્વપ્ન, વિરોધ વિના દેખવામાં આવે છે. એટલે જે દેશમાં જે કાલમાં અલ્પતા અધિકતાનો જેવો અનુભવ થાય, તેવો નિયમ બંધાય છે. તાત્પર્ય કે દેશ કાલ આદિના નિયમનો ક્રમ, બુદ્ધિના અનુભવરૂપ છે.[૨૪] હે રામ! ચિત્, સર્વ શક્તિવાળી ને સર્વરૂપ છે અને દેશકાલનો નિયમ, અનુભવ સ્વરૂપ છે. એ બે હેતુથી વીતહવ્ય મુનિને વાસના વિના પણ હૃદયમાં અનેક પ્રકારનાં જગત્ જોવામાં આવ્યાં.[૨૫] જેમ ભૂંજેલાં બીજની શક્તિનો નાશ થવાથી તેમાં બીજભાવ નથી,

તેમ જ્ઞાનાગ્નિમાં બળી ગયેલી જ્ઞાનીની વાસના, જન્મ મરણ આપવાની શક્તિ બળી જવાથી ઉત્પન્ન થતી નથી.[૨૬] એ મુનિ, કલ્પ પર્યંત શંકરના ગણ થઇ રહ્યા, જેમાં સર્વ વિદ્યા તથા ત્રણે કાલનું જ્ઞાન પ્રાપ્ત થયું હતું.[૨૭] વીતહવ્ય, જીવન્મુક્ત હતા. તોપણ ભોગ આપનાર પ્રારબ્ધ કર્મે કરી જાગ્રત થયેલા દઢ સંસ્કારથી તેને નાના પ્રકારના દેહભોગ આદિનો પ્રતિભાસ થયો.[૨૮]

રામ પૂછે છે-હે મુનિરાજ! વીતહવ્ય મુનિની પેઠે જીવન્મુક્તને પણ બંધ મોક્ષ દૃષ્ટિ છે?[૨૯]

વસિષ્ઠ કહે છે-હે રામ! દગ્ધપટ ન્યાયે કરી અસત્ પદાર્થનો પ્રારબ્ધ શેષ વડે પ્રતિભાસ થાય છે, તે, બાધિતની અનુવૃત્તિ માત્ર છે, પણ બંધ નથી. એટલે જીવન્મુક્તને આ સર્વ જગત્, શુદ્ધ બ્રહ્મરૂપ છે. તેથી બંધમોક્ષ દૃષ્ટિ કયાંથી?[૩૦] આ સંવિત્ આકાશ જ્યાં જ્યાં જે જે પ્રકારે ભાસે છે. ત્યાં ત્યાં તે તે પ્રકારે જોવામાં આવે છે.[૩૧] જેમ ઈશ્વરને આપણનાં જગતોનો પ્રતિભાસ, બંધ વિના થાય છે, તેમ એ મુનિને પણ ઉપર કહેલાં તથા અન્ય અનેક જગતોનો પ્રતિભાસ, બંધ વિના થયો. એટલે બ્રહ્મરૂપે થયો.[૩૨] વીતહવ્યના હૃદયમાં રહેલું ચૈતન્ય, આપણો અને અન્ય સર્વનો આત્મા હોવાથી સર્વ પ્રાણીનાં જગતનો અનુભવ, એ મુનિને થયો, એમ પણ કહી શકાય છે. એટલા માટે વીતહવ્યના હૃદયમાં રહેલાં અસંખ્ય જગતોનો જે ઇંદ્ર હતો, તે, હમણાં દીન નામના દેશનો રાજા છે. તે, આ વખતે વનમાં મૃગયા કરે છે.[૩૩-૩૪] પાદ્મ કલ્પમાં વીતહવ્ય, મહાદેવના ગણ થઇ કૈલાસમાં રહેતા હતા; તે વખતનો તેનો હંસ, હમણાં દાશેંદ્ર નામનો મલ્લોનો રાજા થઇ રહ્યો છે,[૩૫] જે સૌરાષ્ટ્ર દેશમાં રાજા હતો તે, હમણાં તૈલંગ દેશમાં છે.[૩૬]

રામ પૂછે છે-હે ગુરુ મહારાજ! તમે વીતહવ્યનાં માનસિક, જગત્ કહ્યાં, તે સર્વ, ભ્રાંતિ માત્ર હોવાથી તેના ઇંદ્ર, હંસ આદિ પ્રાણીઓ, સચેત કેમ થયાં?[૩૭]

વસિષ્ઠ કહે છે-હે રામ! સર્વ જગત્ મનઃકલ્પિત હોવાથી ભ્રાંતિ માત્ર છે. એટલે વીતહવ્યનું જગત્ અને આ પ્રસિદ્ધ જગત્, બન્ને સમાન છે. તેથી આ પ્રસિદ્ધ જગત્, ભ્રાંતિ છતાં પણ ચિદ્રૂપ હોવાથી સચેતન છે, તેમ વીતહવ્યનું જગત્ પણ સચેતન છે.[૩૮-૩૯] હે રામ! પરમાર્થમાં તો એ વીતહવ્યનું જગત્ નથી, અન્ય જગત્ નથી ને તમારું પ્રસિદ્ધ જગત્ પણ નથી. એ સર્વરૂપે બ્રહ્મ જ ભાસે છે.[૪૦] ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ પ્રસિદ્ધ જગત્ તથા અન્ય

જગત્, મનઃકલ્પિત હોવાથી મનોમય છે.[૪૧] એવી રીતે આ જગતને જ્યાં સુધી જાણ્યું નથી ત્યાં સુધી જગત્, જગદ્રૂપે સત્ય ભાસે છે ને જાણ્યા પછી બ્રહ્મરૂપે ભાસે છે.[૪૨] આત્માનાં અજ્ઞાનથી મન જ, જગદ્રૂપે થાય છે ને વૃદ્ધિ પામે છે.[૪૩] અવિકારી આત્મા, માયાવડે સંકલ્પ કરવાથી ચિત્ત થાય છે. તે, વારંવાર મનન કરવાથી મન થાય છે, ને મન, વિસ્તારવાળાં જગદ્રૂપે થાય છે. હે રામ! આ જગત્, એવી રીતે થયું છે. પરમાર્થ દૃષ્ટિથી તો કાંઇ પણ નથી.[૪૪]

# સર્ગ ૮૫ મો.*

## વીતહવ્ય મુનિના શરીરનો ઉદ્ધાર.

**श्रीराम उवाच**—अथ किं वीतहव्यः स्वं स्थितं तस्मिन्धरोदरे ।
कथमुद्धृतवान् देहं स संपन्नश्च किं कथम् ॥ १ ॥

રામ પૂછે છે—હે મહારાજ! પૃથ્વીમાં દબાયેલા મુનિએ પોતાનો ઉદ્ધાર કર્યો કે નહી? ને કર્યો તો કેવી રીતે કર્યો? તે કેવી રીતે વર્ત્યા? ને તે કેવી રીતે વિદેહ મુક્ત થયા? તે કહો.[૧]

વસિષ્ઠ કહે છે—હે રામ! વીતહવ્ય મુનિએ પોતાના મનને સમાધિમાં અપરિછિન્ન બ્રહ્મરૂપે જાણ્યું.[૨] એ જ્યારે શંકરના ગણ હતા ત્યારે ચિદાત્માના ધ્યાન વખતે તેને કોઇ વખતે આગળનાં સર્વ જન્મ જોવાની ઇચ્છા થઈ,[૩] તેથી તેણે પૂર્વ જન્મના કેટલાક નાશ પામેલા અને કેટલાક ન નાશ પામેલા દેહો જોયા. તેમાં ન નાશ પામેલા દેહોના હૃદયમાં પોતાની કલ્પનાથી રહેલો વીતહવ્યનો દેહ પણ જોયો,[૪] ત્યારે કાદવમાં કીડાની પેઠે પડેલા પોતાના દેહને જોઇ, તેના ઉદ્ધાર માટે અચાનક ઇચ્છા થઇ.[૫] એ વીતહવ્યનું શરીર, પૃથ્વીમાં દબાણું હતું, ઉંધું પડયું હતું, તેની ઉપર જલનાં પૂરમાં આવેલી માટી જામી ગઇ હતી, ઘાસનાં જાળાંમાં ચામડી, અવયવો તથા પીઠની માટી ભરાઇ ગઇ હતી. એ પ્રમાણે પૃથ્વીમાં સપડાયેલા પોતાના દેહને જોઇ, વળી પણ મનમાં વિચાર કરવા લાગ્યા કે, મારા સર્વ અવયવો, માટીમાં દબાણા છે, તેથી પ્રાણ પણ ચાલી શકતો નથી;

* આ પંચાશીમા સર્ગમાં—પિંગલે પૃથ્વીમાંથી મુનિનાં શરીરનો ઉદ્ધાર કર્યો, પછી મુનિ, જીવન્મુક્તિમાં રહી અંતે સમાધિમાં રહ્યા, એટલી વાત આવશે.

તેમ જ બીજી ક્રિયા, લેશ માત્ર પણ થઈ શકે તેમ નથી; માટે તેના ઉદ્ધાર માટે યોગે કરી સૂર્યના શરીરમાં પ્રવેશ કરું,[૬-૯] તેથી તેનો પિંગલ નામનો ગણ, મારો ઉદ્ધાર કરશે. અથવા દેહનું શું કામ છે? હવે હું શાંત થાઉં, નિર્વાણ પામું અને પોતાનાં પદને પહોંચું. એવો મનમાં વિચાર કરી વીતહવ્ય, ક્ષણવાર ચુપચાપ રહ્યા પછી પાછો પણ પૃથ્વીમાં જ રહી વિચાર કર્યો કે–મને દેહના ત્યાગમાં કે રક્ષણમાં કોઈ જાતનો વિશેષ ન હોવાથી અપેક્ષા નથી. જેવો દેહનો ત્યાગ, તેવું જ દેહનું રક્ષણ છે; તે માટે આ દેહ, જ્યાં સુધી ધૂળમાં ધૂળરૂપે થઇ ગયો નથી, ત્યાં સુધીમાં તેનો ઉદ્ધાર કરી થોડો વખત વિહાર કરું.[૧૦-૧૩] પિંગલદ્વારા દેહના ઉદ્ધાર માટે સૂર્યના શરીરમાં પ્રવેશ કરું,[૧૪] એવો વિચાર કરી એ મુનિએ લિંગ શરીરવડે વાયુરૂપ થઈ ધમણમાં વાયુની પેઠે સૂર્યનાં શરીરમાં પ્રવેશ કર્યો.[૧૫] હૃદયમાં વીતહવ્ય મુનિને, તેનાં કાર્યને, તથા તેના ક્રમને જાણી સૂર્યે વિંધ્ય પર્વતની ગુફામાં જેની ઉપર ઘાસ ઉગી ગયાં હતાં એવું અને મરેલાં જેવું મુનિનું કલેવર જોયું.[૧૬-૧૭] પછી મુનિનો અભિપ્રાય જાણી મુનિનાં શરીરના ઉદ્ધાર માટે પાસે ઉભેલા પોતાના પિંગલ નામના ગણને આજ્ઞા આપી,[૧૮] ત્યારે વાયુરૂપે રહેલા વીતહવ્યના લિંગ શરીરે મનથી સૂર્યને પ્રણામ કરી સૂર્યે માનપૂર્વક આજ્ઞા આપી ત્યારે વિંધ્ય પર્વત તરફ જતા પિંગલનાં શરીરમાં પ્રવેશ કર્યો.[૧૯-૨૦] હવે પિંગલે આકાશમાંથી ઉતરી વિંધ્યની ગુફામાં આવી નખવડે માટી ખોદી તેમાંથી મુનિનાં કલેવરને કાઢ્યું,[૨૧-૨૨] ત્યારે મુનિનાં લિંગ શરીરે પોતાના માળામાં પક્ષીની પેઠે તે કલેવરમાં પ્રવેશ કર્યો.[૨૩] પછી એક બીજાને પ્રણામ કરી પોતપોતાનાં કાર્ય માટે પિંગલ, આકાશમાં ગયો ને મુનિ જેમાં કમલ ફૂલ્યાં હતાં એવાં તળાવ તરફ ગયા.[૨૪-૨૫] તેનાં નિર્મલ જલમાં સ્નાન કરી જપ કરીને સૂર્યની પૂજા કરી. એવી રીતે મનગમતાં આગળનાં શરીરને પ્રાપ્ત થઇ એ મુનિ શોભતા હતા.[૨૬-૨૭] મૈત્રી વૃત્તિ, પરમ સમતા, ઉત્તમ શાંતિ, બ્રહ્માકાર વૃત્તિ, મુદિતા વૃત્તિ, દયા અને શોભાવાળા એ મુનિ, કોઈ પણ પદાર્થમાં આસક્ત મન ન હોવાથી નદીના કિનારા ઉપર સમાધિ વિના માત્ર એક દિવસ રહ્યા.[૨૮]



# સર્ગ ૮૬ મો.*

## વીતહવ્યે ઈંદ્રિય આદિને કરેલા નમસ્કાર.

**श्रीवसिष्ठ उवाच**–दिनांते स समाधातुं पुनरेवमनो मुनिः ।
विवेश कांचिद्दिततां विज्ञातां विंध्यकंदराम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! એ વીતહવ્ય, દિવસ પૂરો થયો ત્યારે ફરીથી સમાધિ માટે આગળની જાણેલી વિંધ્ય પર્વતની મોટી ગુફામાં પેઠા.[૧] જેણે જગતનો સાર અસાર જોયો છે, એવા એ મુનિ, આત્માનાં અનુસંધાનમાં તત્પર રહી મનમાં વિચાર કરવા લાગ્યા કે, મેં પ્રથમથીજ ઇંદ્રિયોને જિતી લીધી છે. હવે મને ચિંતાનું શું પ્રયોજન છે?[૨–૩] 'અસ્તિ' તથા 'નાસ્તિ' એ બે પ્રકારની દૃશ્યકલનાને દૂર કરી બાકી રહેલાં તે બન્નેના સાક્ષીરૂપ ચિન્માત્રનો આશ્રય કરી આસન વાળી પર્વતનાં શિખરની પેઠે સ્થિર થઇ બેસું.[૪] અજ્ઞાનીની દૃષ્ટિમાં જીવતાં છતાં મૂવા જેવો, જ્ઞાનીની દૃષ્ટિમાં મૂવા છતાં જીવતા જેવો, અને શુદ્ધભાવને પ્રાપ્ત થયેલો હું, એક રસ ચિન્માત્રરૂપ થઇ રહું.[૫] સ્વસ્વરૂપમાં જાગતાં છતાં દ્વૈતને ન જોવાથી વ્યવહારમાં સૂતેલો, તેમ જ સૂતા છતાં પણ સ્વસ્વરૂપનો યથાર્થ અનુભવ થવાથી જાગતા જેવો હું, સ્થૂલ સૂક્ષ્મ કારણથી મુક્ત એવાં તુર્યપદનો આશ્રય લઇ કાયાની અંદર સ્થિર થઇ રહું.[૬] હું, સત્તા સામાન્ય કે જે મનન રહિત છે ને પરિપૂર્ણ છે, તેને વિષે સ્થાણુની પેઠે બાધ વગરનો સ્થિર થઇ રહું.[૭] એવો વિચાર કરી વીતહવ્ય, છ દિવસ સુધી સમાધિમાં રહી, ક્ષણવાર સૂતેલા વટેમાર્ગુની પેઠે પાછા જાગ્રત્ થયા;[૮] પછી જીવન્મુક્ત થઇ ચિરકાલ પર્યંત વિચર્યા.[૯] એ મુનિ, કદાપિ કોઇ વસ્તુને વખાણતા ન હતા, નિંદતા ન હતા, તેમ જ ઉદ્વેગ કે હર્ષ પામતા ન હતા.[૧૦] ચાલતા હતા, ઉભા રહેતા હતા, અને અન્ય ક્રિયા કરતા હતા; તોપણ તેનું મન તેમાં ન હતું. એવી રીતે મન વગરના એવા એ મુનિ, હૃદયમાં વિચાર કરી બાધિતાનુવૃત્તિવાળા મન પ્રતિ કહેવા લાગ્યા.[૧૧] હે મન! તારું સામર્થ્ય, વિષયભોગમાં ઘટતું નથી. વળી તું, ઇંદ્રિયોનું નિયંતા છું. તને શાંતિ રાખવાથી

* આ છયાસીમા સર્ગમાં–વીતહવ્ય મુનિએ ફરીથી છ રાત્રિ સમાધિ કરી, ને પછી તે ચિરકાલ જીવન્મુક્ત થઇ રહ્યા. તેમજ રાગ આદિને નમસ્કાર કરીને મુક્તિ વિષે સમાધિ કરી, એટલી વાત આવશે.

કેવું પરમસુખ મળ્યું?[૧૨] માટે હવે તારે સદા આ શાંતિદશામાં રહેવું, ને વિક્ષેપ તજી દેવો.[૧૩] હે ઇંદ્રિય નામના ચોર! અને હે દુષ્ટ આશાઓ! હું જેનો અનુભવ કરું છું, તે આત્મા, તમારો નથી, તેમ તમે આત્માનાં નથી.[૧૪] માટે તમે સર્વે, અસત્ છો, તેથી તમે મને દબાવી શકો તેમ નથી.[૧૫] તમે મને પ્રથમ દબાવ્યો હતો. તે તો સ્વસ્વરૂપનાં વિસ્મરણે કરી થયેલા રજ્જુભુજંગ જેવા મિથ્યા આત્મા વિષે તાદાત્મ્યાધ્યાસનાં બલથી દબાવ્યો હતો.[૧૬] એ અનાત્મામાં આત્મબુદ્ધિ તથા વસ્તુમાં અવસ્તુ બુદ્ધિ, અવિચારે કરી થઇ હતી, તે, વિચારે કરી ક્ષય પામી.[૧૭] હે ઇંદ્રિયો! તમે, સાધન છો, અમે અભિમાન કરવાવાળા છીએ, બ્રહ્મ અદ્વૈત છે, ક્રિયામાં નિમિત્ત પણાએ કરી કર્તા પ્રાણ છે, ચિદાભાસ ભોક્તા છે, ને મન ગ્રહણ કર્તા છે, એવી રીતે વિવેકજ્ઞાન થવાથી તમારા દોષનો સંબંધ, કોઇને પણ નથી.[૧૮] કાષ્ઠ, વનમાં થાય છે. કાષ્ઠ બાંધવાનાં દોરડાં કાથાનાં થાય છે. તેને કાપવાનાં સાધનો, વાંસલા તથા કુવાડા આદિ, લોઢાનાં છે. પોતાનાં ઉદરપોષણ માટે વાંસલા આદિને લુવાર બનાવે છે. પોતાનું પેટ ભરવા માટે એ લાકડાંમાંથી ઘર બનાવનાર સુતાર છે. એવી રીતે જેમ જુદે જુદે સ્થલે થયેલાં સાધનોની સામગ્રી એકઠી થઇ ઘર બને છે, તે કાકતાલીય ન્યાયથી બને છે. તેમ ઇંદ્રિય આદિ કોઇનો પણ સંબંધ ન હોવા છતાં જે વ્યવહાર થાય છે, તે કાકતાલીય ન્યાયથી થાય છે, તેમાં કોને ક્ષતિ છે? કોઇને પણ નથી.[૧૯-૨૦-૨૧] હે ઇંદ્રિયો! સ્વસ્વરૂપનું વિસ્મરણ એટલે અવિદ્યા દૂર ગઇને વિદ્યા પ્રકટ થઇ; અર્થાત્ સ્વસ્વરૂપનું સ્મરણ થયું. જે સત્ હતું, તે સત્ થયું. અસત્ હતું, તે અસત થયું. જે મિથ્યા હતું, તે ક્ષય પામ્યું. સ્થિર હતું, તે રહ્યું.[૨૨] એવો વિચાર કરી વીતહવ્ય, કેટલાંક વર્ષો સુધી રહ્યા.[૨૩] જેમાં ચિંતાનો આત્યંતિક લય થયો છે ને મૂઢતા દૂર ભાગી ગઇ છે, એવાં પૂર્ણાનંદ સ્વપ્રકાશપદમાં એ મુનિ, સદા વસતા હતા.[૨૪] અનર્થ કરવાવાળી દ્વૈતવાસના, કોઇ કોઇ વખતે ઉઠતી, તેને ધ્યાનવડે બેસાડી દેતા હતા, ને સદા સુખમાં રહેતા હતા.[૨૫] પ્રિય અપ્રિય પદાર્થ પ્રાપ્ત થતા તો પણ એ મુનિને ઇચ્છા કે અનિચ્છા થતી ન હતી. કેમકે તેને હેય ઉપાદેય દૃષ્ટિનો ક્ષય થયો હતો.[૨૬] દેહાદિ સંસારનો સંગ કે જે પ્રતિભાસ માત્ર રહ્યો હતો, તેનો પણ ત્યાગ કરવાથી શેષ રહેલા બ્રહ્માનંદમાં અતિ ઉત્કંઠાએ કરી ફરીથી જગતમાં સંગ ન થાય, એવા હેતુથી એ મુનિ, સહ્ય પર્વતની ગુફામાં ગયા.[૨૭-૨૮] ત્યાં પદ્માસનવાળી બેઠા પછી સહજ શત્રુ એવા રાગદ્વેષાદિક વિષે

પણ નિર્દ્વેષપણાની અને મૈત્રીની ભાવના કરી જવાની ઇચ્છાવાળા હોય તેમ તેઓને પ્રણામ કરી હિતોપદેશ કરવા લાગ્યા કે–હે રાગ! તું રાગ ભાવ મૂકી દે. હે દ્વેષ! તું દ્વેષભાવ મૂકી દે. મેં આ જગતમાં તમારી સાથે ઘણો વખત ક્રીડા કરી.[૨૯] હે ભોગો! તમને નમસ્કાર કરું છું. તમે મને કરોડો જન્મ પર્યંત બાલકની પડે લડાવ્યો છે.[૩૦] જેણે આ ઉત્તમ નિર્વાણસુખ મને ભૂલાવી દીધું તે વિષયસુખને પણ હું નમસ્કાર કરું છું.[૩૧] હે સંસાર દુઃખ! તારા સંતાપથી મને આ વિવેક માર્ગ મળ્યો છે, એટલે તું, મારો ગુરુ છે, માટે તને નમસ્કાર કરું છું.[૩૨] હે દુઃખનાં તત્ત્વરૂપ સુખને દેવાવાળા આત્મા! તારા પ્રસાદથી મને આ શીતલ પદવી પ્રાપ્ત થઇ છે, માટે તને હું નમસ્કાર કરું છું.[૩૩] હે દેહ! તેં જ્ઞાન થવામાં ઉપકાર કર્યો છે, માટે તારું કલ્યાણ થાઓ. 'જેનો સંયોગ થયો હોય, તેનો વિયોગ થાય, એ અનાદિ કાલનો નિયતિનો સ્વભાવ આપણને પ્રાપ્ત થયો.[૩૪] પ્રાણીઓના સ્વાર્થની આ રીતિ વિષમ છે, કે જે સ્વાર્થની લાલચથી અતિ મિત્ર અને પાસેના સંબંધીઓને તજી દોડે છે. સેંકડો જન્મના સંબંધવાળા દેહનો પણ વિયોગ થાય છે.[૩૫] હે મિત્ર દેહ! તું ચિરકાલનો બંધુ છે, તો પણ હું તારો ત્યાગ કરું છું, તેનું કારણ તું જ છે. કારણ કે આત્મજ્ઞાનથી તેં પોતે પોતાનો ક્ષય વોરી લીધો છે.[૩૬] હે દેહ! તેં પોતે આત્મજ્ઞાન પામી પોતાનો નાશ કર્યો, એટલે એમાં બીજાનો અપરાધ નથી.[૩૭] હે માતાજી તૃષ્ણા! હું જાઉં છું; હવે તું એકલી રહી, માટે ભલામણ કરું છું કે તારે શોક, દીનતા, કે દુઃખ કરવાં નહીં.[૩૮] હે કામ! તને જિતવા માટે તારા શત્રુ વૈરાગ્યની મેં સેવા કરી, ઇત્યાદિ મારા અપરાધ ક્ષમા કરજે. હું, આત્યંતિક ઉપશમ પામું છું, માટે મને શુભ આશીર્વાદ આપ.[૩૯] હે માતાજી તૃષ્ણા! આપણો આજ સુધી યોગ રહ્યો. હવેથી સદાને માટે વિયોગ થાય છે, માટે આ છેલ્લો પ્રણામ છે. [૪૦] હે પુણ્ય દેવ! તેં પૂર્વે નરકમાંથી કાઢી સ્વર્ગમાં મારી યોજના કરી, તેથી હું તને નમસ્કાર કરું છું.[૪૧] પાપવૃક્ષ કે જે કુકર્મક્ષેત્રમાં ઉગ્યું છે, જેની શાખા નરક છે, ને પુષ્પો યાતના છે, તેને હું નમસ્કાર કરું છું.[૪૨] જેની સાથે મેં ઘણી પામર યોનિ ભોગવી છે ને આજથી હવે જેનું દર્શન પણ થાય તેમ નથી, તે મોહને નમસ્કાર કરું છું.[૪૩] જે, શબ્દ કરતા વાંશદ્વારા મધુર શબ્દ બોલે છે, જેને પાંદડાંરૂપી વસ્ત્ર છે, ને સમાધિમાં જેણે મિત્રનું કામ કર્યું છે, એવી ગુફા નામની તપસ્વિનીને હું નમસ્કાર કરું છું.[૪૪] હે ગુફા! હું કે જે, સંસારમાર્ગમાં થાકી ગયો હતો, તેના આરામનું તું કારણ છે.

તું સ્નેહવાળી બેન છે. પરિપૂર્ણ વિશ્રાંતિ આપી સર્વ લોભને હરવાવાળી છે. સમાધિનાં વિઘ્નોથી કંટાળી જઇ મેં સર્વ શોકના નાશ માટે એક તારો જ આશ્રય કર્યો.[४५–४६] હે દંડ! ઉંચી નીચી જમીનમાં અને બીજાં વિષમ સ્થાનમાં તેં ટેકો દીધો છે, ને ઘડપણમાં તો તેં પરમ મિત્રનું કામ કર્યું છે; માટે હું તને નમસ્કાર કરું છું.[४७] હે દેહ! અસ્થિપંજર, લોહી અને આંતરડાં આદિ જે કાંઇ તારું છે, તે લઈ જા.[४८] હે દેહ! પસીના અને મલમૂત્ર ધોવામાં એટલે તારી પવિત્રતામાં ઉપયોગી જે સ્નાન, તેને પણ નમસ્કાર છે.[४९] સંસારના વ્યવહારને પણ નમસ્કાર છે. હે પ્રાણો! તમે મારી સાથે જન્મ્યા છો, ને જુના મિત્ર છો. તમે પણ નમસ્કારના ક્રમમાં આવ્યા છો, માટે તમને પણ નમસ્કાર છે.[५०] હે પ્રાણો! મેં તમારી સાથે નાના પ્રકારની યોનિમાં જન્મી પર્વતોનાં લતાગૃહોમાં આરામ લીધો છે, લોકાંતરમાં વિશ્રાંતિ લીધી છે, શહેરમાં અને સિદ્ધક્ષેત્રોમાં ક્રીડા કરી છે, પર્વતોમાં વાસ કર્યો છે, કાર્યો કર્યાં છે, વિલાસો કર્યા છે, અને અનેક માર્ગોમાં ચાલ્યો છું. જગતમાં એવું કાંઇ નથી કે જે તમારી સાથે મેં ન કર્યું હોય, ન લીધું હોય, ન દાન કર્યું હોય, મનથી આશ્રય ન કર્યો હોય, ને પગથી ન જવાયું હોય. હવે તમે તમારી પ્રકૃતિને પ્રાપ્ત થાઓ, હું બ્રહ્મને પ્રાપ્ત થાઉ છું.[५१–५४] હે પ્રાણ અને બીજા સર્વે! વધવું ઘટવા માટે છે, ચડવું પડવા માટે છે, ને સંયોગ વિયોગ માટે છે. એટલે હવે આપણા વિયોગનો વખત આવ્યો છે.[५५] નેત્રનું તેજ સૂર્યમાં મળી જાય, ઘ્રાણેંદ્રિય પૃથ્વીમાં મળી જાય,[५६] પ્રાણ વાયુ મહાવાયુમાં મળી જાય, શબ્દ સહિત શ્રોત્રેંદ્રિય આકાશમાં મળી જાય,[५७] ને રસનેંદ્રિય જલમાં મળી જાય, એવી રીતે તમે કે જે મારી ઉપાધિ છો, તેની નિવૃત્તિ થવાથી તમારાં પ્રતિબિંબરૂપ ચિદાભાસ હું પણ મારા બિંબરૂપ બ્રહ્મ કે જે ઓંકારની અર્ધમાત્રાનો લક્ષ્યાર્થ છે, તેમાં ક્ષોભ વગરના સમુદ્રની પેઠે, શરદ્ ઋતુના મેઘની પેઠે, પ્રલય પામેલા સર્ગની પેઠે, બળી ગયેલાં લાકડાંવાળા અગ્નિની પેઠે અને તેલ વગરના દીવાની પેઠે શાંત થઇ રહું છું.[५८–५९] મને કાંઈ પણ કર્તવ્ય રહ્યું નથી. સર્વ દૃશ્ય દશા, નિવૃત્તિ પામી છે. પ્રણવનાં ઉચ્ચારણથી બ્રહ્માકારતાની પ્રાપ્તિએ કરી મારી બુદ્ધિ શાંત થઇ છે ને મોહ ચાલ્યો ગયો છે, તેથી હું નિર્મલ બ્રહ્મરૂપ થઇ રહ્યો છું.[६०]

---

# સર્ગ ૮૭ મો.*

## વીતહવ્યની જીવન્મુક્તિનો ક્રમ.

**श्रीवसिष्ठ उवाच**—एवं कलितवानंतः प्रशांतमनमैषणः ।
शनैरुच्चारयंस्तारं प्रणवं प्राप्तभूमिकः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! એ વીતહવ્ય મુનિ, પ્રણવના ઉંચા ધીમા અને લાંબા લાંબા ઉચ્ચારણે કરીને જેમ જેમ સંકલ્પ તથા એષણા શાંત થતી ગઇ તેમ તેમ ભૂમિકા ચડતા ગયા; ને છઠ્ઠી પછી સાતમી ભૂમિકામાં જઈ, હૃદયમાં બ્રહ્મને પ્રાપ્ત થયા.[૧] અકાર, ઉકાર, મકાર અને અર્ધમાત્રાએ કરી કલ્પેલા સ્થૂલ, સૂક્ષ્મ, અવ્યાકૃત અને તુરીય, એ ચાર પાદના ભેદે કરી પ્રણવનું સ્મરણ કરતા એવા એ મુનિ, પંચીકરણમાં કહ્યા પ્રમાણે તુર્યપાદમાં વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યાકૃત નામના પાદના અધ્યારોપે કરી તથા 'નેતિ નેતિ' ઇત્યાદિ નિષેધ શ્રુતિમાં કહ્યા પ્રમાણે અપવાદે કરી સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણરૂપ બાહ્ય તથા આંતર ભાગને, એટલે કલ્પેલા ત્રણે લોકના સર્વ પદાર્થને તજી, ચિંતામણિની પેઠે ક્ષોભ વિના સ્વસ્વરૂપમાં રહ્યા. પૂર્ણ ચંદ્ર જેવા, શાંત મંદર જેવા, સંસારમાં ભમી શાંત થયેલા હોવાથી ફરતાં બંધ રહેલા કુંભારના ચાકડા જેવા, સમુદ્રની પેઠે પરિપૂર્ણ, સ્થિર, વિસ્તારવાળા અને નિર્મલ એવા, જેમાં તેજ તથા તિમિર શાંત થયાં હોય, સૂર્ય, ચંદ્ર કે તારા જેમાં ન હોય, જેમાં ધૂમાડા, વાદળાં કે રજ ન હોવાથી સ્વચ્છ અને અનંત એવા શરદ ઋતુના આકાશ જેવા એ મુનિએ લાંબાં લાબાં ઓંકારનાં ઉચ્ચારણની સાથે ઇંદ્રિયો તથા વિષયોની જાલને તજી દીધી.[૨–૭] પછી વિવેકી પુરુષ, કોપના લેશનો જેમ ત્યાગ કરે, તેમ તેમણે સાક્ષીવડે સ્ફુરાયમાન થતાં તમો માત્રનો ત્યાગ કર્યો.[૮] પછી સ્ફુરાયમાન થયેલાં તેજનો પણ ક્ષણવાર વિચારી ત્યાગ કર્યો; તેથી તે વખતે તમ કે પ્રકાશ કાંઇ પણ રહ્યું નહીં.[૯] તમ તથા પ્રકાશ વગરની તે દશાને પ્રાપ્ત થઈ, તેમણે સર્વકલ્પનાનું કારણ અને લેશ માત્ર સ્ફુરાયમાન એવાં મનને પણ ક્ષણવારમાં છેદી નાંખ્યું[૧૦] ત્યાર બાદ વાયુ વગરના દીવાની પેઠે સ્પષ્ટ પ્રકાશતાનું આલંબન કરી, તત્કાલ

* આ સત્યાસીમા સર્ગમાં વીતહવ્ય મુનિ, ઓંકારની અર્ધમાત્રાનું આલંબન કરી જે ક્રમે વિદેહમુક્તિ પામ્યા, તે ક્રમનું નિરૂપણ કરવામાં આવશે.

જન્મેલાં બાલકના જ્ઞાન જેવી કલનાને પણ ઉત્પન્ન થયા પહેલાં ક્ષણવારમાં તજી દીધી. એ જ ચિત્તની ચેત્ય દશાનો ત્યાગ કહેવાય છે.[૧૧-૧૨] એવી રીતે જેમાં સાક્ષી માત્રનો શેષ રહે છે, એવાં પશ્યંતી પદને પ્રાપ્ત થઈ, તે જ 'આકાશાદિકનો બાધ કરવાથી શેષ રહેલું સત્તામાત્ર કારણ તત્ત્વ છે' એમ જાણી, તેના ભાવની સ્થિતિરૂપ સુષુપ્ત પદનો આશ્રય લઈ, પર્વતની પેઠે અચલ થઇ રહ્યા.[૧૩] એ જ દેહાવસ્થાવાળી છઠ્ઠી તથા સાતમી ભૂમિકા કહેવાય છે. એ સુષુપ્ત પદમાં સ્થિરતા પામ્યા પછી સદ્‌રૂપ સાક્ષીની એકરસતા થઇ, ત્યારે સર્વોત્તમ અખંડ બ્રહ્માનંદ પ્રકટ થવાથી ને શેષ રહેલાં પ્રારબ્ધ કર્મોનો તથા પ્રતિભાસનો આત્યંતિક નાશ થવાથી એ મુનિ, વિદેહ મુક્તિ પામ્યા.[૧૪] એ મુનિ, વિષયાનંદ શૂન્ય છતાં સ્વરૂપાનંદથી પૂર્ણ હતા. પોતાથી ભિન્ન સત્તા વિના પણ સદ્રૂપ હતા. જેમ ઘૂડ, આદિ રાત્રિમાં જોવાવાળાને તમ જ પ્રકાશ છે, તેમ એ વીતહવ્યને સર્વપદાર્થના બાધનો અવધિ જ, સદ્રૂપ હતું.[૧૫] ચેત્યના અભાવથી અચિન્મય છતાં ચિત્ હોવાથી ચિદ્રૂપ છે. 'નેતિનેતિ' એ નિષેધનો જે અવધિ છે, અને જે વાણીનો અગોચર છે, તે બ્રહ્મરૂપે તે મુનિ થયા.[૧૬] જે બ્રહ્મ, સમાન વિસ્તારવાળું, પરમપવિત્ર અને સર્વ પદાર્થમાં રહ્યા છતાં પણ સર્વ વર્જિત છે, તે બ્રહ્મરૂપે એ મુનિ થયા.[૧૭] જેને શૂન્યવાદી શૂન્ય કહે છે, બ્રહ્મવિત્ બ્રહ્મ કહે છે, વિજ્ઞાનવાદી વિજ્ઞાન કહે છે, સાંખ્યમતવાળા પુરુષ કહે છે, યોગ મતવાળા ઈશ્વર કહે છે, શૈવો શિવ કહે છે, કાલ મતવાળા કાલ કહે છે, આત્મવાદી આત્મા કહે છે, ક્ષણિકવાદી સ્થિરતાના અભાવથી નિરાત્મતા કહે છે, માધ્યમિક મધ્ય કહે છે, જીવન્મુક્તો પૂર્ણ બ્રહ્મ કહે છે. એટલે સર્વવાદીઓ પોતપોતાનો સિદ્ધાંત માની જેને વિષે અનેક વિકલ્પો કરે છે, જે સર્વ શાસ્ત્રોનો સિદ્ધાંત છે, સર્વના હૃદયમાં રહે છે, સર્વ રૂપ અને સર્વનું તત્ત્વ છે, તે બ્રહ્મરૂપે થઇ એ મુનિ રહ્યા. [૧૮-૨૧] જે સર્વથી ઉત્તમ છે, સર્વમાં નિષ્ક્રિય છે અને પોતાના અનુભવરૂપ છે, તે બ્રહ્મરૂપે થઇ રહ્યા.[૨૨] જે પરમાર્થમાં એક ને વ્યવહારમાં અનેક છે, અજ્ઞદષ્ટિમાં અંજનવાળું છતાં જ્ઞાન દૃષ્ટિથી નિરંજન છે ને જે માયાએ કરી સર્વ રૂપ છતાં વસ્તુતઃ અસર્વ છે, તે બ્રહ્મરૂપે મુનિ થયા.[૨૩] હે રામ! એવી રીતે એ વીતહવ્ય મુક્તની દૃષ્ટિમાં આકાશ કરતાં પણ અતિ નિર્મલ થઈ અજર, અમર, અનાદિ, એક અને નિર્મલ પદરૂપે થયા ને બદ્ધ દૃષ્ટિમાં તો ક્ષણવારમાં ઇશ્વર થઈ, કાર્યોના ભેદોવડે સર્વ જગદ્રૂપે થઇ રહ્યા.[૨૪]

# સર્ગ ૮૮ મો.*

## વિતહવ્યની વિશ્રાંતિ.

**श्रीवसिष्ठ उवाच**—प्राप्य संसृतिसीमांतं दुःखाब्धेः पारमागतः ।
वीतहव्यः शशामैवमपुनर्मनने मुनिः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે–હે રામ! એવી રીતે આત્યંતિક મનોનાશ થયો, ત્યારે સંસાર સીમાને પ્રાપ્ત થયેલા અને દુઃખસમુદ્રની પાર પહોંચેલા વીતહવ્ય મુનિ શાંત થયા.[૧] એ મુનિ, આગળ કહ્યા પ્રમાણે શાંત થયા, પરમ નિર્વૃતિ પામ્યા, અને સમુદ્રમાં જલબિંદુની પેઠે સ્વસ્વરૂપમાં પરિનિષ્ઠિત થયા; ત્યારે હેમંત ઋતુનાં કમલની પેઠે ત્યાંને ત્યાં અચલ રહેલો તેનો દેહ, સૂકાઇ ગયો.[૨-૩] એટલે તેના પ્રાણ, પક્ષીની પેઠે તે તે નાડીરૂપી સ્થાનને તજી, હૃદયરૂપી માળામાં આવ્યા. કારણ કે તત્ત્વવિત્‌ના પ્રાણ, બહાર નીકળી જતા નથી, પણ તેમાં જ લય પામે છે.[૪] પ્રાણ આદિ સર્વ ભાગો, પોતપોતાનાં કારણમાં લય પામ્યા ને માતા પિતાના મલથી થયેલો માંસ, હાડકાં, આદિ સ્થૂલ ભાગ, તે વનમાં જ પડયો રહ્યો.[૫] મુનિ, શાંત થયા ત્યારે ચિદ્રૂપ ચિત્‌માં મળી ગયું, ધાતુઓ ધાતુઓમાં મળી ગયા, એવી રીતે સર્વે, પોતપોતાનાં સ્વરૂપમાં જઇ રહ્યાં.[૬] હે રામ! એવી રીતે સેંકડો વિચારવાળી વીતહવ્યની વિશ્રાંતિ કહી સંભળાવી. તેનો બુદ્ધિમાં વિચાર કરો,[૭] ને દૃઢ વિચારે કરી તત્ત્વ સાક્ષાત્કાર કરી બ્રહ્મપદમાં રહો.[૮] હે રામ મેં સર્વજ્ઞપણાંથી ઘણા કાળસુધી વારંવાર લોકવ્યવહારનો અનુભવ કર્યો, શ્રુતિ તથા શાસ્ત્રોનો વિચાર કર્યો, અને અન્વયવ્યતિરેકથી પરીક્ષા કરી તમને મેં જે ઉપદેશ કર્યો, કરું છું, ને હવે કરવાનો છું; તે સર્વનું રહસ્ય, 'અદ્વૈત દૃષ્ટિનું અવલંબન કરી જ્ઞાનમાં નિષ્ઠા થવી,' એવું છે; માટે તમે પણ જ્ઞાન મેળવો. જ્ઞાન વિના મુક્તિ મળતી નથી.[૯-૧૦-૧૧] હે રામ! જ્ઞાનથી નિર્દુઃખતા, અજ્ઞાનનો ક્ષય અને પરમસિદ્ધિ પ્રાપ્ત થાય છે, પણ અન્ય સાધનથી પ્રાપ્ત થતાં નથી.[૧૨]

---

* આ અઠયાસીમા સર્ગમાં–વીતહવ્ય મુક્ત થયા ત્યારે તેના પ્રાણનો લય હૃદયમાં થયો, દેહ સૂકાઇ ગયો ને પંચ મહાભૂત આદિ સર્વ કલાનો કારણમાં લય થયો,' એટલી વાત આવશે.

હે રામ! વીતહવ્ય મુનિ, જ્ઞાને કરીને જ સર્વ આશાઓને કાપી નાંખી પર્વત જેવાં દૃઢ ચિત્તને લેશમાત્ર શેષ ન રહે તેવી રીતે નિર્મૂલ કાઢી નાંખવા સમર્થ થયા.[૧૩] હે રામ! વીતહવ્ય મુનિએ પોતાના હૃદયમાં કલ્પેલાં જગતના સૂર્યનાં હૃદયમાં પ્રવેશ કરી તેની આજ્ઞાથી પિંગલદ્વારા દૃશ્યમાન જગતમાં રહેલા પોતાના દેહનો ઉદ્ધાર કર્યો, એ અઘટિત છે; કારણ કે સૂર્ય ને તેનો ગણ પિંગલ, સર્વે કલ્પિત હતા. કલ્પિતથી કાર્યસિદ્ધિ થતી હોય તો સ્વપ્નની કોદાળીથી જાગ્રતનો ખજાનો ખોદાવો જોઇએ. એવી શંકા કરવી નહીં. કેમ કે તેને હૃદયમાં પ્રત્યક્ષ થયેલાં બ્રહ્મ વિષે આ દૃશ્યમાન જગત્ જ આપણ વગેરેની પેઠે સંકલ્પથી જોવામાં આવ્યું; પણ અપૂર્વ કલ્પિત જગત્, જોવામાં આવ્યું નથી.[૧૪] વીતહવ્ય, આપણને દૃશ્ય હોવાથી આપણા મનોમાત્ર હતા, કેમકે આપણું મન જ હું તું રૂપે ભાસે છે. એટલે મન જ આ જગત્ છે. તેમાં અન્યતા અનન્યતા શી? વંધ્યાના ભેદથી તેના પુત્રનો ભેદ અભેદ હોતો નથી, એ કારણથી પણ વીતહવ્યનું જગત્, આ જ જગત્ હતું.[૧૫] અવિદ્યા, કામ, કર્મ આદિ સર્વ મલથી, ઇંદ્રિયોના વિકારોથી, સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ શરીરરૂપ ત્રણ ઉપાધિથી, ને તેથી થયેલાં પ્રિય સંગ આદિથી, મુક્ત થયેલા પરમાર્થને પ્રાપ્ત થયેલા અને રાગદ્વેષ તથા શોક આદિથી રહિત એવા વીતહવ્ય મુનિ, અંતઃકરણની શુદ્ધિના ઉપાયો વડે તથા શ્રવણ, મનન અને નિદિધ્યાસને કરી ભૂમિકાના અભ્યાસના ક્રમથી પોતાનાં હૃદયમાં સાક્ષાત્ થયેલાં શુદ્ધ અનંત મોક્ષપદને પ્રાપ્ત થયા.[૧૬]

# સર્ગ ૮૯ મો.*

## તત્ત્વવિત્‌નો મહિમા.

**श्रीवासिष्ठ उवाच**—वीतहव्यवदात्मानं नीत्वाविदितवेद्यताम् ।
वीतरागभयोद्वेगास्तिष्ठ राघव सर्वदा ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! વીતહવ્યની પેઠે આત્મસ્વરૂપને જાણી રાગ, ભય તથા ઉદ્વેગ વગરના થઇ રહો.[૧] એ મુનિએ શોક વિના ત્રીશ હજાર વર્ષ સુધી

* આ નવ્યાસીમા સર્ગમાં—શાંત મોહવાળા પુરુષોને આકાશગમન આદિ સિદ્ધિઓમાં ઇચ્છા થતી નથી, તેમજ સિંહ આદિ ક્રૂર પ્રાણીઓ પણ તેઓનાં શરીરને બાધ કરી શકતાં નથી, એટલી વાત આવશે.

વિહાર કર્યો, તેમ તમે પણ શોક રહિત થઇ વિહાર કરો.[૨] હે રામ! બીજા પણ મુનિઓ, આત્મજ્ઞાની થઇ જેમ રહ્યા હતા, તેમ તમે પણ રહો.[૩] આત્મા, સર્વમાં રહ્યો છે છતાં પણ સુખ દુ:ખના સંબંધનો લેશ પણ નથી, ત્યારે વૃથા શા માટે શોક કરો છો?[૪] હે રામ! આ ભૂતલમાં આત્મવેત્તાઓ, ઘણા વિહાર કરે છે, પણ તમારી પેઠે કોઇ પણ દુ:ખને વશ નથી.[૫] સ્વસ્થ થાઓ, ઉદાર થાઓ, સમદૃષ્ટિવાળા થાઓ ને સુખી રહો. તમે સર્વમાં રહ્યા છો. આત્મા જ તમે છો. તમને પુનર્જન્મ નથી.[૬] જેમ સિંહો મોરને વશ થતા નથી, તેમ તમારા જેવા જીવન્મુક્ત પુરુષો, હર્ષ, શોક કે વિકારને વશ થતા નથી.[૭]

રામ પૂછે છે–હે ગુરુ મહારાજ! આ પ્રસંગમાં મને સંશય થાય છે કે વીતહવ્યને વિદ્યાધર આદિના ભોગની પેઠે માનસી સિદ્ધિ સંભવે છે, તેમ છતાં તેમાં કે બીજા જીવન્મુક્તોમાં આકાશ ગમન આદિ શક્તિઓ જોવામાં આવતી નથી, તેનું શું કારણ ? તે કહો.[૮–૯]

વસિષ્ઠ કહે છે–હે રામ! આકાશગમન આદિ જે સિદ્ધિઓ છે, તે અગ્નિની ઉર્ધ્વજ્વાલાની પેઠે દેવોને સ્વાભાવિક છે.[૧૦] મચ્છર પણ આકાશમાં ઉડે છે, તેથી તેને પણ આકાશગમનની શક્તિ છે. એટલે તે સિદ્ધિઓ, તે તે દેહોનો સ્વભાવ જ છે, તેમાં આત્મવેત્તા પુરુષો ઇચ્છા રાખતા નથી.[૧૧] મણિ, મંત્ર અને ઔષધિ આદિ દ્રવ્યની શક્તિએ કરી, યોગાભ્યાસ આદિ ક્રિયા શક્તિએ કરી, અને તેના પરિપાકના કાલની શક્તિએ કરી કોઇ મનુષ્યને કદાચિત્ તે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે ને તેથી અજ્ઞાની તથા અમુક્ત છતાં પણ આકાશવિહાર આદિ સિદ્ધિઓ ભોગવે છે.[૧૨] એ કાર્ય સિદ્ધિઓ અવિદ્યા કલ્પિત હોવાથી તુચ્છ છે, તેથી આત્માનંદથી તૃપ્ત એવા આત્મવેત્તા તેની ઇચ્છા કરતા નથી.[૧૩] જે જગતના પદાર્થો છે, તે અવિદ્યા કલ્પિત છે. તેમાં અવિદ્યાથી મુક્ત થયેલો આત્મજ્ઞાની કેમ આસક્ત થાય?[૧૪] જે પુરુષો, યોગાભ્યાસ આદિ પરિશ્રમ કરી અવિદ્યા કલ્પિત સિદ્ધિઓની ઇચ્છા રાખે છે, તેઓને અજ્ઞાની જાણવા.[૧૫] જ્ઞાની અથવા અજ્ઞાની ગમે તે યોગાભ્યાસ આદિ ક્રિયાવડે તથા મણિમંત્ર આદિ વડે પરિશ્રમ કરે, તો તેને આકાશગમન આદિ સિદ્ધિઓ મળે છે. માટે 'તત્ત્વજ્ઞને સિદ્ધિ મેળવવાની શક્તિ નથી,' એવી શંકા રાખવી નહીં.[૧૬] આત્મજ્ઞાની, એષણા રહિત હોવાથી સર્વ મૂકી બેઠો હોય છે, ને આત્મામાં જ સંતોષ રાખે છે, તેથી સિદ્ધિઓને ઇચ્છતો નથી.[૧૭] તેને આકાશગમનનું, સિદ્ધિઓનું, ભોગોનું, પ્રભાવનું, માનનું, આશાનું,

મરણનું, કે જીવિતનું પ્રયોજન નથી.૧૮ નિત્યતૃપ્ત, શાંતમનવાળો, વીતરાગ, વાસના રહિત અને આકાશ જેવો નિર્મલ તત્ત્વજ્ઞ, આત્મા વિષે રહે છે.૧૯ તે અચાનક આવેલાં સુખ દુઃખથી કે જીવન મરણથી હર્ષ શોક કરતો નથી, ને પોતાની સ્વાભાવિક તૃપ્તિને તજતો નથી.૨૦ પ્રારબ્ધ યોગના ક્રમે કરી પ્રાપ્ત થયેલા અનુકૂલ પદાર્થથી હર્ષ કરતો નથી, ને પ્રતિકૂલથી શોક કરતો નથી. એ તો અખંડાકાર આત્મવૃત્તિમાં જ રહે છે.૨૧ જ્ઞાનીને કર્મ કરવાથી પુણ્ય નથી, ન કરવાથી પાપ નથી, તેમ તેને કોઈ પણ પ્રાણીની સાથે પ્રયોજન નથી.૨૨ જે આત્મજ્ઞાન શૂન્ય હોય તે સિદ્ધિઓની ઇચ્છા રાખે છે ને તેથી અનેક સાધનદ્વારા પ્રયત્ન કરે છે.૨૩ મંત્ર, મણિ આદિ સાધનોવડે સિદ્ધિઓ મળે છે, એવો નયતિનો ક્રમ, શાસ્ત્રપ્રસિદ્ધ છે. એ ક્રમને શંકર આદિ કે જે નિયતિના ક્રમના કર્તા છે, તે પણ બદલાવી શકે તેમ નથી.૨૪ દેવ આદિને આકાશગમન આદિ જે સિદ્ધિઓ છે, તે તેની સાથે ઉત્પન્ન થાય છે, ને સાથે નાશ પામે છે. એટલે એ વસ્તુસ્વભાવ છે, તેથી નિયતિનો ભંગ થતો નથી.૨૫ સર્વજ્ઞ, બહુજ્ઞ, સાક્ષાત્ વિષ્ણુ, શંકર, બ્રહ્મા કે અન્ય કોઈ પણ નિયતિને બદલાવવા સમર્થ નથી.૨૬ મણિ આદિ પદાર્થ, કાલ, યોગાભ્યાસ અને મંત્ર પ્રયોગની આકાશ ગમનાદિક શક્તિઓ, સ્વાભાવિક છે.૨૭ જેમ ઝેર હણે છે, મદ્ય મદ ઉત્પન્ન કરે છે, મધ તથા મીંઢળ આદિ વમન કરાવે છે, તેમ મણિ, ઔષધ, મંત્ર આદિ પણ યુક્તિપૂર્વક યોજના કરવાથી નિયમ પ્રમાણે પોતપોતાનાં કાર્યો અવશ્ય કરે છે.૨૮–૨૯ આકાશગમન આદિ સિદ્ધિઓ અવિદ્યાનાં કાર્યો છે, ને જ્ઞાની, અવિદ્યાથી મુક્ત થયો હોય છે, તેથી જ્ઞાની, એ સિદ્ધિઓ માટે પ્રયત્ન કરતો નથી, ને હોય તો દ્વેષ કરતો નથી.૩૦ કેમ કે જેમ આત્મજ્ઞાન, સ્વર્ગાદિમાં અનુપયોગી છે, તેમ એ સિદ્ધિઓ, મોક્ષ પદમાં અનુપયોગી છે.૩૧ જેને કોઈ પણ વિષયસુખની ઇચ્છા હોય તે સિદ્ધિનું સાધન કરે, પરંતુ જ્ઞાની પૂર્ણકામ હોવાથી તેને કોઈ પણ વિષયમાં ઇચ્છા સંભવતી નથી, ત્યારે તે સિદ્ધિનું સાધન શા માટે કરે?૩૨ આત્મસાક્ષાત્કારરૂપી મહાન્ લાભ થવાથી જેની સર્વ ઇચ્છાઓ શાંત થઇ હોય, તેને વિષયમાં ઇચ્છા શા માટે થાય?૩૩ જ્ઞાની અથવા અજ્ઞાની જે માટે પ્રયત્ન કરે, તે કાર્ય કાળે કરી સિદ્ધ થાય છે. એટલે તત્ત્વવિત્ ઇચ્છા વિના પણ કૌતુકથી પ્રયત્ન કરે, તો તેને સિદ્ધિઓ સંભવે છે.૩૪ હે રામ! વીતહવ્ય મુનિએ સિદ્ધિની ઇચ્છાથી પ્રયત્ન કર્યો ન હતો, તેથી તેને સિદ્ધિ પ્રાપ્ત ન થઇ. વનમાં

જઇ જ્ઞાન માટે ઉદ્યમ કર્યો, તેથી તેને જ્ઞાન થયું.[૩૫] એવી રીતે કાલ, ક્રિયા, કર્મ, દ્રવ્ય અને યુક્તિના સ્વભાવથી થયેલી સિદ્ધિઓ, ઇચ્છા પ્રમાણે સિદ્ધ થાય છે.[૩૬] હે રામ! જેને જે સિદ્ધિ પ્રાપ્ત થઇ, તે તેના પ્રયત્નથી જ પ્રાપ્ત થઇ છે એમ જાણવું. સિદ્ધિ કે જ્ઞાન ગમે તે માટે પ્રયત્ન ચાલુ રાખે, પણ કંટાળીને મૂકી ન દે, તો તેને અવશ્ય ફલ થાય છે.[૩૭] નિત્ય તૃપ્ત, શુદ્ધ મનવાળા અને આત્મસુખને પ્રાપ્ત થયેલા એવા તત્ત્વેત્તાઓને સિદ્ધિઓ ઉપયોગી નથી.[૩૮]

રામ પૂછે છે—હે મુનિરાજ! વીતહવ્યનાં શરીરને સિંહ આદિ ક્રૂર પ્રાણીઓ કાં ન ખાઇ ગયાં? વળી તે શરીર, કાદવમાં સડી કેમ ન ગયું?[૩૯] એ મુનિ, જ્યારે કાદવમાં દબાઇ ગયા, ત્યારે જ વિદેહ મુક્તિ કેમ ન પામ્યા? તે મને કહો[૪૦]

વસિષ્ઠ કહે છે—હે રામ! અજ્ઞાનીની સંવિત્, દેહમાં અહંભાવની વાસનારૂપ તંતુ, કે જે રાગાદિક મલથી ભરેલો હોય છે, તેણે કરી વિટાયલી હોવાથી દેહના છેદવા આદિથી થતાં સુખદુઃખને ભોગવે છે. તાત્પર્ય કે અજ્ઞાનીના દેહના છેદ આદિ થાય છે; પણ જ્ઞાનીના દેહના છેદ આદિ થતાં નથી. કેમ કે જ્ઞાનીનું શરીર બાધિત હોવાથી અધિષ્ઠાનરૂપ શુદ્ધ સંવિત્ માત્રમય રહે છે. એટલે સંવિત્ માત્ર રહેલા તે દેહને છેદવા માટે સિંહ આદિ કોઇ પણ સમર્થ નથી.[૪૧-૪૨] હે રામ! જે યુક્તિએ કરી યોગીના દેહને છેદ આદિ બાધ કરી શકતા નથી, તે યુક્તિ કહું છું, તે સાંભળો.[૪૩] મન જ્યારે જે પદાર્થમાં પડે છે, ત્યારે તે પદાર્થરૂપે તત્કાલ થાય છે.[૪૪] તેથી મન, શત્રુને જોઇ ડરી જાય છે, ને મિત્રને જોઇ આનંદ પામે છે, એમ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે.[૪૫] તેમ જ માર્ગે ચાલ્યા જતા પુરુષ વિષે, પર્વત વિષે, ને વૃક્ષવિષે, મનમાં રાગદ્વેષ થતા નથી. એટલે એમાં મન ઉદાસીન રહે છે, એ પણ પ્રત્યક્ષસિદ્ધ છે.[૪૬] મન, મધુર ભોજનમાં ઇચ્છા રાખે છે, નીરસમાં નિઃસ્પૃહ રહે છે, ને કડવા પદાર્થમાં અભાવ રાખે છે. એવી રીતે ભોજનના પદાર્થમાં પણ પ્રીતિ, અપ્રીતિ અને ઉદાસીનતા હોય છે.[૪૭] એ પ્રમાણે રાગદ્વેષાદિકનું કારણ મન હોવાથી સિંહ આદિ ક્રૂર પ્રાણીનાં મન, યોગીનાં શરીરને જોઇ યોગીની સંવિત્ની સમતામાં પ્રતિબિંબ રૂપે પડવાથી જાણે એક હોય તેમ સમતાને પ્રાપ્ત થાય છે. તેથી રાગ, દ્વેષ તથા વિષમતા વગરની સંવિત્વાળા યોગીનાં શરીરમાં સિંહ આદિનાં મનની મારવાની પ્રવૃત્તિ થતી નથી.[૪૮] સિંહાદિકનાં મન, ક્રૂર છતાં પણ સમદર્શી યોગીના સંગથી રાગદ્વેષ વગરનાં થાય છે, તેથી કોઇને મારવા પ્રવૃત્ત થતાં નથી.[૪૯] યોગીનો સંગ મૂકી દૂર જવાથી પાછાં પોતાના સ્વભાવમાં આવી

જાય છે, એટલે ક્રૂર થઇ જાય છે.[૫૦] હે રામ! એવી રીતે સિંહ આદિ, યોગીઓને મારતા નથી તેમાં બે કારણ કહ્યાં. એક સમાન સંવિત્‌વાળાં યોગીનાં શરીરમાં પડવાથી સિંહાદિકનાં મન સમાન થાય છે; તથા સમદર્શી યોગીના સંગથી સિંહાદિનાં મન, રાગદ્વેષ વગરનાં થાય છે. એ બે કારણથી સિંહ, સર્પ આદિ કોઇ પણ પ્રાણીએ એ વીતહવ્યનાં શરીરને બાધ કર્યો નહીં.[૫૧] હવે તેનું શરીર, કાદવમાં સડી ન ગયું તેનું કારણ કહું છું તે સાંભળો. સંવિત્, કાષ્ઠ, માટીનાં ઢેફાં અને પાષાણ આદિ સર્વ પદાર્થમાં સત્તા સામાન્યરૂપે રહે છે. તો પણ અજ્ઞાનીને જલનાં પ્રતિબિંબની પેઠે હજારો પરિણામવાળી હોવાથી વિષમ, પરિચ્છેદવાળી તથા ચંચલ જોવામાં આવે છે, તે પણ પુર્યષ્ટકમાં જ જોવામાં આવે છે.[૫૨–૫૩] એ વીતહવ્યનાં પુર્યષ્ટકે પોતાનાં શરીરને તત્ત્વબોધ તથા સમાધિવડે સમભાવને પ્રાપ્ત કરેલી પૃથ્વી તથા જલ આદિની સંવિતે કરી સર્વ વિકાર શૂન્ય બ્રહ્મરૂપ કર્યું હતું, તેથી તે, કાદવમાં સડી ગયું નહીં.[૫૪] વળી તે શરીર ન સડવામાં બીજી પણ યુક્તિ છે તે સાંભળો. નાશનું કારણ સ્પંદ છે. તે વિકાર કહેવાય છે ને તે બે પ્રકારનો છે. એક ચિત્ત જન્ય તથા બીજું વાયુ જન્ય.[૫૫] પ્રાણવાયુની ક્રિયા સ્પંદ કહેવાય છે. સ્પંદ શાંત થવાથી પ્રાણવાયુ, પથ્થર જેવો દ્રઢ થાય છે. વીતહવ્યના પ્રાણ, ધારણા વડે સ્પંદ રહિત હોવાથી તેનું શરીર સડી ગયું નહીં.[૫૬] એ પ્રકારનો સ્પંદ (વિકાર) પણ બાહ્ય તથા આંતરભેદથી બે પ્રકારનો છે. હાથ પગનો સ્પંદ બાહ્ય છે, ને પ્રાણ આદિનો સ્પંદ આંતર છે. એ બે પ્રકારનો સ્પંદ, જે શરીરમાં ન હોય તે શરીરમાં વધવા ઘટવા આદિ કોઇ પણ વિકાર થતો નથી.[૫૭] એ પ્રકારનો સ્પંદ શાંત થવાથી તત્ત્વવેત્તાનાં શરીરની ધાતુઓ, કદાપિ પૂર્વની અવસ્થા તજતી નથી, એટલે વિકાર પામતી નથી; પણ મેરુ જેવી દ્દઢ થઈ રહે છે.[૫૮–૫૯] લોકમાં પણ સ્પંદ શાંત થવાથી યોગીઓની સ્થિતિ લાકડાનાં જેવી દ્દઢ જોવામાં આવે છે, તેમ જ શબનું અકંપપણું દેખાય છે.[૬૦] હે રામ! એવી રીતે યોગીઓના દેહો, મેઘની પેઠે હજારો વર્ષ પર્યંત સડતા નથી ને પૃથ્વીમાં રહેલી શિલાની પેઠે ભેદાતા નથી.[૬૧] હવે પૃથ્વીમાં દબાયા ત્યારે વીતહવ્ય, દેહ મુકી વિદેહમુક્ત ન થયા, તેનું કારણ કહું છું તે સાંભળો.[૬૨] જેણે આત્મતત્ત્વ જાણ્યું હોય, જે વીતરાગ હોય, ને જેની દેહાત્મ બુદ્ધિરૂપી ગાંઠ ત્રુટી ગઇ હોય છે, તેવા તત્ત્વજ્ઞ પુરુષો, શરીર વિષે સ્વતંત્ર હોય છે.[૬૩] હે રામ! પૂર્વ જન્મનાં કર્મનાં ફલ આપવાવાળું દૈવ, પૂર્વજન્મનાં તથા વર્તમાન જન્મનાં કર્મો કે વાસના કોઇ પણ, શેષ પ્રારબ્ધ ભોગવવા પ્રવૃત્ત

થયેલાં જ્ઞાનીનાં ચિત્તને અન્યથા પ્રવર્તાવવા સમર્થ નથી, કેમકે જ્ઞાનીનું ચિત્ત, સ્વતંત્ર હોય છે.[૬૪] તે માટે તત્ત્વજ્ઞાનીનું મન, કાકતાલીયની પેઠે અકસ્માત્ પ્રારબ્ધ કર્મે પ્રાપ્ત કરેલાં જીવન, મરણ, સુખ કે દુઃખ જે હોય તેને સ્વીકારે છે.[૬૫] વીતહવ્યની સંવિતે માટીમાં દબાતી વખતે કાકતાલીયયોગે કરી જીવન જાણ્યું હતું, ને તે સ્થિર થયું હતું.[૬૬] જ્યારે વિદેહ મુક્તિની સંવિત્ ઉદય પામી, ત્યારે એ મુનિ વિદેહમુક્ત થયા. એવી રીતે જીવનમાં તથા મરણમાં તત્ત્વજ્ઞની સ્વતંત્રતા છે.[૬૭] આશાપાશથી મુક્ત થયેલો એટલા જ માટે પોતાનાં પરમાર્થ સ્વરૂપને પ્રાપ્ત થયેલો જીવ પોતે સર્વ શક્તિમાન્ ઈશ્વર થાય છે; તેથી તેની ઇચ્છા પ્રમાણે સર્વ કાર્ય સિદ્ધ થાય છે.[૬૮]

# સર્ગ ૯૦ મો.*

## બે પ્રકારના ચિત્તનાશનું નિરૂપણ.

**શ્રીવસિષ્ઠ ઉવાચ**—यदाह्यस्तं गतप्रायं जातं चित्तं विचारतः ॥
तदाहि वीतहव्यस्य जाता मैत्र्यादयो गुणाः ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! જ્યારે વીતહવ્યનું ચિત્ત વિચારે કરી ભૂજેલાં બીજની પેઠે શક્તિ વગરનું પ્રતિભાસ માત્ર રહ્યું ત્યારે તેને મૈત્રી આદિ ગુણો થયા.[૧]

રામ પૂછે છે—હે મુનિરાજ! વીતહવ્યનું મન, વિચારે કરી લય પામ્યું, ત્યારે મૈત્રી આદિ ગુણો થયા એમ તમે કહ્યું, તેનો શો અભિપ્રાય છે?[૨] બ્રહ્મજ્ઞાને કરી ચિત્તનો બાધ થયા પછી મૈત્રી આદિ ગુણો કોના થયા? બાધિત ચિત્તના? કે અધિષ્ઠાનના? વળી તે ચિદાભાસમાં સ્ફુર્યા? કે બિંબરૂપ ચિત્સ્વરૂપમાં? તે મને કહો. બાધિત મૃગજલનદીના શીતલતા મધુરતા આદિ ગુણો સંભવતા નથી; તેમ તેનો પ્રકાશ કરવાવાળું કાંઇ પણ નથી.[૩]

વસિષ્ઠ કહે છે—હે રામ! ચિત્તનાશ બે પ્રકારનો છે. એક સરૂપ ચિત્તનાશ અને બીજો અરૂપ ચિત્તનાશ. જીવન્મુક્તનો ચિત્તનાશ સરૂપ કહેવાય છે, ને વિદેહ મુક્તના ચિત્તનો નાશ અરૂપ કહેવાય છે.[૪] આ જગતમાં ચિત્તસત્તા દુઃખદાયી છે, ને ચિત્તનાશ સુખદાયી છે; માટે પ્રથમ ચિત્ત સત્તાનો ક્ષય કરી પછી ચિત્તનો

* આ નેવુમા 'સર્ગમાં 'મૈત્રી આદિ ગુણવાળો તથા નિષ્કલપણાને પ્રાપ્ત થયેલો, એ પ્રમાણે ચિત્તનાશ બે પ્રકારનો છે,' એવું વિસ્તારથી વર્ણન આવશે.

નાશ કરવો.[૫] મન, અબાધિત અજ્ઞાનથી થયેલાં વાસના જાલમાં વીંટાણું હોય, એટલા જ માટે જન્મ મરણનું કારણ હોય, ત્યારે વિદ્યમાન મન કહેવાય છે. તેજ દુઃખ દેવાવાળું છે.[૬] જે ચિત્ત, અનાદિકાલના અધ્યાસે કરી દેહ ઇંદ્રિય આદિના ધર્મોને પોતાના જ માને છે, તે ચિત્ત અજ્ઞાની અને દુઃખી કહેવાય છે.[૭] મન, જ્યાં સુધી વિદ્યમાન છે, ત્યાં સુધી દુઃખનો ક્ષય થતો નથી. મનનો નાશ થવાથી દુઃખ નાશ પામે છે.[૮] અજ્ઞાનીનું મન, વાસનાવાળું હોવાથી વિદ્યમાન હોય છે ને તેજ દુઃખનું મૂળ છે.[૯]

રામ પૂછે છે—હે મહારાજ! કોનું મન નષ્ટ હોય છે? નાશ પામેલું મન કેવું હોય છે? મનોનાશ, કેવો હોય? ને નાશ પામેલાં મનની સત્તા એટલે વ્યવહારસમર્થતા કેવી હોય?[૧૦]

વસિષ્ઠ કહે છે—હે રામ! ચિત્તની સત્તા ચાલતા અધ્યાયના છઠ્ઠા શ્લોકમાં કહી છે, હવે તેનો નાશ કહું છું, તે સાંભળ.[૧૧] બાહ્ય અને આંતર સુખદુઃખો, જે પુરુષને આત્મનિષ્ઠાથી ચલાયમાન કરી શકતાં નથી, તેનું મન નાશ પામેલું જાણવું.[૧૨] આ સાત વેંતનો દેહ હું છું, દેહથી અન્ય કોઇ પણ હું નથી, એવી ચિંતા જેના મનમાં થતી નથી, તેનું મન નષ્ટ જાણવું.[૧૩] જેના મનમાં આપત્તિ, કૃપણતા, ઉત્સાહ, ગર્વ, મંદતા કે મહોત્સવ, કોઇ પણ વિકાર ઉત્પન્ન કરી શકતાં નથી, તેનાં મનને મરેલું જાણવું.[૧૪] એ મનોનાશ કહેવાય છે. એ નષ્ટ મન કહેવાય છે. આ મનોનાશની દશા, જીવન્મુક્તની હોય છે.[૧૫] પરમાર્થના અજ્ઞાને કરી દશ્ય મનની યોગ્યતા મૂઢતા કહેવાય છે. એ મૂઢતા નાશ પામે ત્યારે ચિત્તનાશ નામનો શુદ્ધ સત્ સ્વભાવ પ્રકટ થાય છે.[૧૬] જેનું નામ ચિત્તનાશ છે, અને જે જીવન્મુક્તનો સ્વભાવ છે, તે શુદ્ધ સત્સ્વભાવને અજ્ઞાની પુરુષો ચિત્ત કહે છે.[૧૭] તે જીવન્મુક્તનું મન, મૈત્રી આદિ ગુણોવાળું, બ્રહ્માકાર વાસનાવાળું અને પુનર્જન્મથી મુક્ત થયેલું હોય છે.[૧૮] જે મન, બ્રહ્માકાર વાસનાવાળું હોય અને પુનર્જન્મથી મુક્ત થયું હોય, એવું જીવન્મુક્તનું મન, સત્તા અને સત્ત્વ કહેવાય છે.[૧૯] હે રામ! વ્યુત્થાન વખતે જીવન્મુક્ત નામનો સ્વરૂપ જેવો પ્રતિભાસ થાય છે, એ જ નાશ પામેલા મનની સત્તા કહેવાય છે. સત્સ્વભાવની પ્રાપ્તિએ કરી આસક્તિ હોતી નથી, ને મનના વિષયનો અભાવ હોવાથી મનોનાશ કહેવાય છે.[૨૦] નાશ પામેલા જીવન્મુક્તના મનમાં મૈત્રી આદિ ગુણો, ચંદ્રની પ્રભાની પેઠે સદા રહે છે.[૨૧] હિમ જેવા શીતલ જીવન્મુક્તના મનમાં વસંતમાં

મંજરીની પેઠે ગુણ સંપત્તિઓ સ્ફુરે છે.[૨૨] હે રામ! મેં જે અરૂપ મનોનાશ કહ્યો તે વિદેહ મુક્તના મનનો હોય છે.[૨૩] શુદ્ધ અને પરમ પાવન એવાં વિદેહમુક્તપદમાં સર્વ ગુણવાળું પ્રાતિભાસિક મન પણ લય પામે છે.[૨૪] અરૂપ નામના મનોનાશમાં ગુણો, અગુણો, શ્રી, અશ્રી, ચંચલતા, ઉદય, અસ્ત, હર્ષ, શોક, તેજ, તમ, સંધ્યા, દિવસ, રાત્રિ, દિશાઓ, આકાશ, અધોભાગ, અનર્થરૂપતા, વાસના, રચના, ચેષ્ટા, અચેષ્ટા, રંજના, સત્તા અને અસત્તા આદિ કાંઈ પણ દ્વૈત નથી. એ વિદેહમુક્ત પદ, સાધનોવડે સિદ્ધ થતું નથી.[૨૫-૨૮] એ પદ, તમ અને તેજ વગરનાં ચંદ્ર, સૂર્ય, તારા, સંધ્યા, રજ, તથા પ્રકાશરહિત શરદ્ઋતુનાં આકાશ જેવું સ્વચ્છ અને સમાન છે.[૨૯] જે પુરુષો, બુદ્ધિ તથા સંસાર વ્યવહારને પાર પહોંચ્યા હોય, તેઓ માટે એ પદ છે.[૩૦] હે રામ! જેમાં દુઃખનો લેશ નથી, જે ચેતનરૂપ, વિકાશ આદિ ક્રિયારહિત, આનંદમય તથા રજોગુણ તમોગુણથી રહિત છે, એવા વિદેહમુક્ત પદમાં જેને ચિત્તના પ્રતિભાસનો લેશ પણ નથી, એવા વિદેહમુક્ત પુરુષો, પુનર્જન્મ ન થાય, તેવી રીતે સદાને માટે વસે છે.[૩૧]



# સર્ગ ૯૧ મો.*

## સંસાર બીજનો વિચાર.

**श्रीराम उवाच—परमाकाशकोशाद्रिरूढलोकांतरद्रुमम् ।**
**तारकापुष्पशबलं देवासुरविहंगमम् ॥ १ ॥**

રામ પૂછે છે—હે ગુરુમહારાજ! પરમાકાશમાં રહેલા અવ્યાકૃત નામના પર્વત વિષે આ જગતરૂપી વન છે. તેમાં નાના પ્રકારનાં ભુવનો નામનાં વૃક્ષો છે. તારારૂપી પુષ્પો છે. દેવો તથા અસુરો પંખીઓ છે. દિશાઓ શાખાના અગ્રભાગ છે. વીજળીઓ મંજરી છે. મેઘો પલ્લવો છે. સૂર્ય, ચંદ્ર તથા નક્ષત્રગણ કે જે સર્વ ઋતુમાં સુંદર છે, તેણે કરી એ વન હસતું હોય તેમ જણાય છે. એ વનમાં સાત સમુદ્રરૂપી વાવ્યો છે. સેંકડો નદીઓ છે. ચઉદ પ્રકારનાં અનંત

* આ એકાણુંમા સર્ગમાં 'સંસારલતાનું બીજ શરીર, તેનું બીજ મન અને મનનાં બીજ પ્રાણસ્પંદ તથા વાસના છે' એવું વર્ણન આવશે.

પ્રાણીઓ વસે છે.[૧–૩] તેમાં સંસાર નામની દ્રાક્ષાલતા છે. તે, વાસનારૂપી પ્રતાન ( ધોળા તાંતણા)નાં જાળાંવડે સર્વને વીંટી રહી છે. તેમાં જરામરણુની ગાંઠ્યો છે. સુખ દુઃખરૂપી ફલો છે. તેનાં મૂલ જામી ગયાં છે ને તેનાં પોષણુ માટે મોહરૂપી જલ છે.[૪–૫] એ સંસારલતાનું બીજ શું છે? તે બીજનું બીજ શું છે? તેનું બીજ શું છે? ને એ બીજનું બીજ શું છે? તે કહો. કારણ કે મૂલબીજ જાણુવામાં આવે તો તેના ઉચ્છેદનો ઉપાય કરી શકાય ને તેથી તત્ત્વજ્ઞાન થાય.[૬–૭]

વસિષ્ઠ કહે છે–હે રામ! સંસારલતાનું બીજ શરીર છે, જેનાં નાના પ્રકારનાં અનંત કાર્યો છે. એવાં શુભાશુભ કર્મોરૂપી અંકુરો તેનાં લિંગ શરીરમાં લીન છે. શાખા તથા પ્રતાનથી ભરપૂર અને ફલ તથા પલ્લવથી સુશોભિત એવી એ વલ્લી શરદ્‍ઋતુની પૃથ્વી, અનાજની સંપત્તિવડે જેમ, તેમ એ શરીરે કરી વિસ્તાર પામી છે.[૮–૯] તે શરીરનું બીજ ચિત્ત છે, એ ચિત્ત, વૃદ્ધિ તથા ક્ષયનો ભંડાર છે, દુઃખ રત્નોનો દાબડો છે, ને આશાના વશમાં દાસ થઇ રહ્યું છે.[૧૦] હે રામ! ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન સર્વ શરીરો ચિત્તથી થાય છે. સ્વમાવસ્થામાં જે કાંઇ દેખાય છે, તે સર્વ ચિત્તથી થાય છે; માટે ‘સર્વ શરીરો, ચિત્તથી થાય છે, તેમાં પ્રમાણુ સ્વમાવસ્થા છે.[૧૧] જેમ મરવા પડેલાને ઉત્પાત દર્શાવનાર સંકલ્પથી ગંધર્વનગર જોવામાં આવે છે તે ચિત્તથી થાય છે, તેમ શરીર ચિત્તથી થાય છે.[૧૨] જે કાંઇ અદૃશ્ય છે, તે સર્વ મૃત્તિકાથી ઘટાદિકની પેઠે હિરણ્યગર્ભના મનથી થાય છે, એમ શ્રુતિ તથા પુરાણુ આદિમાં કહ્યું છે; માટે ચિત્તથી શરીરની ઉત્પત્તિમાં અસંભાવના કરવી નહીં.[૧૩] ચિત્તવૃક્ષનાં બે બીજ છે. એક પ્રાણુસ્પંદ અને બીજી વાસના. તેની ઉપર વૃત્તિ નામની લતા ચડી છે.[૧૪] જ્યારે પ્રાણુ, નાડીઓમાં જવા માટે સ્પંદ (ક્રિયા) કરે છે, ત્યારે તત્કાલ સંવેદનમય ચિત્ત થાય છે.[૧૫] જ્યારે પ્રાણુ, નાડીઓનાં છિદ્રમાં સ્પંદ કરતો નથી, ત્યારે બાહ્ય સંવેદનનો સંસ્કાર જાગ્રત્ ન થવાથી ચિત્ત ઉત્પન્ન થતું નથી.[૧૬] હિરણુગર્ભની ચિતથી જગત્ થાય છે, તે પણુ સમષ્ટિ પ્રાણુના સ્પંદથી જ થાય છે ને તે આકાશની નીલતાની પેઠે મિથ્યા છે.[૧૭] સમષ્ટિ પ્રાણુના સ્પંદનો અભાવ થાય, તો હિરણુગર્ભ ચિત્તની શાંતિ એટલે નિષ્ક્રિયતા થાય છે. તે જ પ્રલય અથવા મોક્ષ કહેવાય છે. પ્રાણુસ્પંદથી જ સંવિત્, ફેંકેલા દડાની પેઠે કુદે છે.[૧૮] પ્રાણુસ્પંદે કરી જગાડેલી સંવિત્ ફેંકેલો દડો આંગણુામાં જેમ, તેમ શરીરોમાં સ્ફુરે છે.[૧૯] જેમ ગંધલેખા વાયુવડે જાણુવામાં આવે છે, તેમ સર્વત્ર રહેલી અતિ સૂક્ષ્મ સંવિત્,

પ્રાણસ્પંદે કરી જાણવામાં આવે છે.[૨૦] સંવિતના વિક્ષેપનો અભાવ મોક્ષ છે, તે પ્રાણાયામના અભ્યાસે કરી પ્રાણુસ્પંદના નાશથી થાય છે.[૨૧] વિક્ષેપવાળી સંવિત્, બાહ્ય વિષયો પ્રતિ પ્રીતિથી જાય છે, એટલે વિષયના ભોગના સંવેદનથી અનંત દુઃખો આવી પડે છે. માટે સંવિતનો નિરોધ કરવો.[૨૨] સંવિત્ જ્યારે બાહ્ય વિષયોમાં સૂઈ રહે છે, ત્યારે આંતર આત્માના બોધ માટે ઉદ્યોગ કરે છે, ને તેથી મોક્ષપદ પ્રાપ્ત થાય છે.[૨૩] હે રામ! તે માટે પ્રાણસ્પંદે કરી અને વાસના ઉત્પન્ન થાય તેવા અતિશય રાગેકરી સંવિતને મનરૂપે ન થવા દ્યો, તો તમે જન્માદિ સર્વ વિકારથી મુક્ત જ છો.[૨૪] સંવિતની ઉચ્છૂનતા ( મનોભાવની પ્રાપ્તિ ) જ ચિત્ત છે. તેણે કરી જેમાં અનેક અનર્થો છે અને જેમાં જીવો, ખંડિત અને જર્જરિત થઈ ગયા છે તે જગત્ જન્મ પામે છે.[૨૫] યોગીઓ, ચિત્તની શાંતિ માટે યોગશાસ્ત્ર પ્રમાણે ગુરુએ બતાવેલા પ્રાણાયામો, ધ્યાનો અને અન્ય પ્રયોગોએ કરી પ્રાણુનિરોધ કરે છે.[૨૬] પ્રાણુનિરોધથી ચિત્તશાંતિ, પરમ સમતા અને સંવિતની નિર્વિક્ષેપતા પ્રાપ્ત થાય છે,[૨૭] હે રામ! ચિત્તનાં એક કારણ પ્રાણસ્પંદનું વર્ણન કર્યું. હવે બીજાં વાસનારૂપ કારણનું વર્ણન કરું છું તે સાંભળો. વાસના, ચિત્તનું કારણ છે, એમ જ્ઞાની પુરુષો પોતાના અનુભવથી કહે છે.[૨૮] પૂર્વજન્મની દૃઢ ભાવનાએ કરી દેહમાં અહંતા તથા સ્ત્રી પુત્રાદિકમાં મમતા થવાથી પૂર્વાપરનું અનુસંધાન જ્યારે ભૂલી જવાય, ત્યારે જે વૃત્તિ દેહાદિરૂપે આત્માની ભાવના કરાવે છે, તે વૃત્તિ વાસના કહેવાય છે. એ વાસના, જીવન્મુક્તને હોતી નથી; કારણકે તેઓ પૂર્વાપરનું અનુસંધાન કરે છે, તેથી દેહાદિ સંસ્કાર, વિચાર કે જે વાસનાનો વિરોધી છે, તેણે કરી દબાણો હોવાથી દેહાદિકમાં આત્મભાવના કરાવી શકતો નથી.[૨૯] વાસના, અજ્ઞાનીને હોય છે; કારણ કે તે વિરોધી વિચારના અભાવથી સ્વસ્વરૂપને ભૂલાવી દઈ, દેહાદિકમાં આત્મભાવના કરાવે છે.[૩૦] એ વાસના, જેમ દેહાદિકમાં આત્મભાવના કરાવે છે, તેમ બાહ્ય પદાર્થમાં પણ સત્તા દર્શાવે છે, એટલે તે તે પદાર્થને આત્મ સત્તાવાળા કરે છે, કારણ કે તેમાં વાસના શબ્દનો અર્થ સંભવે છે.[૩૧] એ વાસના વશ થયેલો પુરુષ, નસાબાજની પેઠે પોતાનાં સ્વરૂપને તજી દે છે, ને વાસનાએ દર્શાવેલાં જગતને જુવે છે.[૩૨] અંદર રહેલી વાસનાના વશમાં થયેલો પુરુષ, પૂર્વાપરના વિચાર વગરનો થવાથી દુઃખમાં ડૂબે છે.[૩૩] વાસનાથી પૂર્વાપરનાં અનુસંધાનનો અભાવ, અનાત્મામાં આત્મભાવના, અને અવસ્તુમાં વસ્તુ બુદ્ધિ થાય છે. હે રામ! તેને જ ચિત્ત જાણો.[૩૪] હે રામ!

ચિત્ત, અતિ અભ્યાસે કરી પદાર્થમાં દઢ વાસનાથી થાય છે, તે જ જન્મ, જરા તથા મરણનું કારણ છે.[૩૫] હેય ઉપાદેયરૂપ જગત્ કાંઈ પણ નથી, એમ જાણી સર્વનો ત્યાગ કરી વાસનાનો નાશ કરવાથી ચિત્ત થતું નથી. એટલે ચિત્તને સ્વસ્થારૂપ મુક્તિ પ્રાપ્ત થાય છે.[૩૬] મન વાસનાના નાશથી જ્યારે કદાપિ મનન કરતું નથી, ત્યારે પરમ શાંતિ આપવાવાળું અમનપણું પ્રાપ્ત થાય છે.[૩૭] જ્યારે સંવિત્માં કાંઈ પણ સ્ફુરતું નથી, ત્યારે આકાશકમલની પેઠે મન, ચિત્માં થતું નથી.[૩૮] જ્યારે કોઈ પણ વસ્તુ વિષે ભાવની ભાવના થતી નથી, ત્યારે શૂન્ય હૃદયાકાશમાં ચિત્ત કેમ થાય?[૩૯] હે રામ! મનમાં વસ્તુની વસ્તુપણાએ કરીને રાગે કરી જે ભાવના કરવી, તે જ ચિત્તનું સ્વરૂપ છે.[૪૦] 'કોઈ પણ દૃશ્ય પદાર્થ સત્ય છે,' એવું સમર્થન યુક્તિથી થતું નથી. એવી ભાવનાવાળા શુદ્ધ મનના પુરુષનું ચિત્ત, કયાંથી ઉદય પામે? એટલે તેનું ચિત્ત નથી.[૪૧] હે રામ! બાહ્ય પદાર્થના અસ્મરણરૂપ નિરોધ યોગમાં રહી, સર્વ દૃશ્યના બાધ પૂર્વક પરમાર્થ વસ્તુનું જે દર્શન થાય છે, તે અચિત્તપણું કહેવાય છે.[૪૨] જો કે જીવન્મુકતોનું ચિત્ત, વૃત્તિવાળું હોય છે, તોપણ અંદરમાં સર્વના ત્યાગવાળું તથા શીતલ આશયવાળું હોય છે, તેથી તે અચિત્ત જ છે. જેમ દગ્ધપટ ( બળેલું વસ્ત્ર ), પટ જેવું દેખાય તોપણ પટ નથી, તેમ જીવન્મુક્તનું ચિત્ત, ચિત્ત જેવું જોવામાં આવે તોપણ તે ચિત્ત નથી.[૪૩] જેના મનમાં વિષયના ધ્યાનથી રંજના ઉત્પન્ન થતી નથી, તેનું ચિત્ત, અચિત્ત ભાવને પ્રાપ્ત થયું કહેવાય છે. તે જ, પટની ભસ્મની પેઠે બાકી રહેલું અધિષ્ઠાન સત્ત્વ કહેવાય છે.[૪૪] હે રામ! જેને જન્મ આપવાવાળી દઢ વાસના નથી, તે જીવન્મુક્ત કહેવાય છે. જેમ કુંભારનો ચાકડો, મૂકી દીધા પછી પણ ઘણા વખત સુધી ફર્યા કરે છે, તેમ જીવન્મુકત, ચિત્ત વિના સર્વ વ્યવહાર કરે છે.[૪૫] જેઓની વાસના, ભુંજેલાં બીજની પેઠે પુનર્જન્મ વગરની હોય છે, તેઓ જીવન્મુક્ત કહેવાય છે.[૪૬] જેનું ચિત્ત, સત્ત્વરૂપ હોય છે, ને જે, જ્ઞાનને પારંગત હોય છે, તે અચિત્ત કહેવાય છે. પ્રારબ્ધનો ક્ષય થાય ત્યારે તે, આકાશની પેઠે નિર્લેપ થઇ રહે છે.[૪૭] હે રામ! પ્રાણસ્પંદ અને વાસના એ બે, ચિત્તનાં બીજ છે. તેમાંથી એકનો નાશ થવાથી બન્નેનો નાશ થાય છે, એટલે વાસનાનો ક્ષય થાય તો પ્રાણસ્પંદથી ચિત્તનો ઉદય થતો નથી[૪૮] જેમ ઘટાકાશમાં જલની સ્થિતિનું કારણ, ઘટ તથા જલાશય એ બન્ને મળીને છે, તેમ ચિત્તના જન્મમાં કારણ, વાસના તથા પ્રાણસ્પંદ બન્ને મળીને છે. એટલે કેવલ વાસના અથવા પ્રાણસ્પંદ, ચિત્તને ઉત્પન્ન કરી શકતાં નથી, તેથી પુનર્જન્મ આવી શકતાં નથી.[૪૯] એ બન્ને,

તિલ તૈલની પેઠે એક બીજા વિના રહેતાં નથી, તેનું કારણ બીજાંકુરની પેઠે કાળે કરી પરસ્પર પોતે જ છે, અન્ય નથી. તેથી કરીને અનવસ્થા દોષ આવતો નથી.[૫૦] જેમ પ્રાણસ્પંદ તથા વાસના, બન્ને ચિત્તનું કારણ છે, તેમ ચિત્ત, એ બન્નેનું કારણ છે. કેમકે ચિત્ત, પ્રથમ પ્રાણ ઉત્પન્ન કરે છે, પછી ઇંદ્રિયોને અને ત્યાર બાદ વિષયસુખને ઉત્પન્ન કરે છે, ને વાસનારૂપ થયેલાં વિષયસુખ અને પ્રાણસ્પંદ બન્ને મળી ચિત્તને ઉત્પન્ન કરે છે.[૫૧–૫૨] એવી રીતે પુષ્પગંધની પેઠે અને તિલ તૈલની પેઠે વાસના તથા પ્રાણસ્પંદ, અને ચિત્ત પરસ્પરનો આશ્રય છે, ને બીજાંકુરની પેઠે પરસ્પરનું કારણ છે.[૫૩] થયેલી વાસના, સંવિતનો ક્ષોભ કરે છે, તેથી પ્રાણસ્પંદ થાય છે; ને તેથી ચિત્ત થાય છે.[૫૪] પ્રાણ, પોતાના સ્પંદે કરી રાગ આદિની વાસનાની પ્રેરણા કરે છે, ને સંવિતનો ક્ષોભ કરે છે, તેણે કરી ચિત્ત થાય છે.[૫૫] એ પ્રમાણે વાસના તથા પ્રાણસ્પંદ બન્ને, ચિત્તનું કારણ છે. એટલે એમાંથી એકનો ક્ષય થાય તોપણ તે બન્નેનો તથા ચિત્તનો ક્ષય થાય છે.[૫૬] હે રામ! ચિત્ત, વૃક્ષ જેવું છે. સુખદુઃખનું મનન તેનું ચલાયમાન થવું છે. શરીરરૂપી તેનું ફૂલ છે. કાર્યો પલ્લવો છે. એ મનવૃક્ષ, પ્રયત્નરૂપી લતાવડે વીંટાણું છે.[૫૭] તેને તૃષ્ણારૂપી કાળા સર્પોએ વીંટેલું છે. રાગ તથા રોગ નામનાં બગલાં તેમાં રહે છે. તેનું મૂલ, અજ્ઞાન છે. ઇંદ્રિય નામનાં પંખીઓ, તેમાં ભરાઇ રહે છે.[૫૮] જેમ વાયુ, પાકેલાં ફૂલને પાડે છે, તેમ ક્ષય પામેલી વાસના, એ મન નામનાં વૃક્ષને ક્ષણવારમાં પાડે છે.[૫૯] મન, વંટોળીયા વાયુમાં ઉડેલી રજ જેવું છે. એટલે રજ, જેમ આશા એટલે દિશાઓને ધોળી કરી મૂકે છે તેમ મન આશા કે'તાં તૃષ્ણાને ધોળી કરે છે. રજ, જેમ સર્વનાં નેત્રને ઢાંકી દે છે, તેમ મન, પૂર્ણ ચિદ્રૂપને ઢાંકી દે છે. એ મન નામની રજ, ચંચલ મેઘ જેવી છે. અજ્ઞાન નામના ઉકરડામાંથી ઉડે છે. તૃષ્ણા નામના ઘાસના ટુકડાવડે વ્યાપ્ત હોય છે. જેમ રજ, અલ્પવાયુથી ક્ષોભ પામે છે; તેમ મન, નાના પ્રકારના વૃત્તિભેદોવડે ક્ષોભ પામે છે. જેમ રજ, મહેનત વિના સર્વ દિશાઓમાં જાય છે, તેમ મન, મેહેનત વિના સર્વ વિષયોમાં જાય છે. જેમ રજમાં સૂર્યપ્રકાશ રહે છે, તેમ મનમાં બ્રહ્મ રહે છે. જેમ એ રજ, જોઇ શકાતી નથી તેમ મન પણ જોઇ શકાતું નથી. જેમ વંટોળીયા વાયુના રોધથી રજનો નાશ થાય છે, તેમ પ્રાણસ્પંદનો રોધ થવાથી મન, ક્ષણવારમાં નાશ પામે છે.[૬૦–૬૨] હે રામ! વાસના અને પ્રાણસ્પંદ, એ બન્નેનું બીજું બીજ, સંવેદ્ય (વિષય) છે; કારણ કે સંવેદ્યનું સ્મરણ થવાથી એ

બન્ને ઉત્પન્ન થાય છે.[૬૩–૬૪] સંવેદ્યના ત્યાગથી એ બન્ને, મૂળમાંથી કાપી નાંખેલાં વૃક્ષની પેઠે તત્કાલ મૂલ સહિત નાશ પામે છે.[૬૫] હે રામ! સંવિત્ જ પોતાની ધીરતા તજવાથી સંવેદ્યરૂપ થઇ ચિત્તનું બીજ થાય છે. જેમ તેલ વિના તિલ સિદ્ધ થતા નથી, તેમ સંવિત્ વિના સંવેદ્ય સિદ્ધ થતું નથી.[૬૬] બાહ્ય કે આંતરિ કોઇ પણ સંવેદ્ય, સંવિત્ વિના સંભવતું નથી. સંવિત્ જ સંકલ્પથી સંવેદ્યરૂપે સ્ફુરે છે ને પોતે પોતાને જુવે છે.[૬૭] સંવિત્, પોતાના ચમત્કારે કરી જેમ સ્વપ્નમાં પોતાનાં મરણરૂપે અને દેશાંતરમાં સ્થિતિરૂપે સ્ફુરે છે, તેમ જાગ્રતમાં સંવેદ્યરૂપે સ્ફુરે છે.[૬૮] હે રામ! વિવેક દશામાં પોતાનાં તત્ત્વનું વેદન પણ સ્વપ્નની પેઠે પોતાના સંકલ્પથી ભાસે છે, એટલે સંવિત્ જ, તે રૂપે ભાસે છે. કારણ કે અદ્વૈત સ્વરૂપમાં પોતાનું સંવેદન, વિવેક તથા વિચાર આદિ પરમાર્થતઃ સંભવતા નથી; માટે સંવિત્, આ જગદ્રૂપે ભાસે છે.[૬૯] જેમ બાલકનો વેતાલ પોતાના સંકલ્પથી થાય છે; જેમ સ્થાણુ, પુરુષ થાય છે; તેમ સંવિત્ સંવેદ્ય થાય છે.[૭૦] જેમ જાળીયામાં રહેલાં ચંદ્ર તથા સૂર્યનાં કિરણો, દંડને આકારે તથા ત્રસરેણુને આકારે થાય છે, જેમ વહાણમાં બેઠેલા પુરુષને અચલ પદાર્થ ચલ થાય છે, તેમ સંવિત્, સંવેદ્ય થાય છે.[૭૧] જેમ બરાબર તપાસી જોવાથી રજ્જુભુજંગનો તથા ચંદ્રના બેપણાનો બાધ થાય છે, તેમ સમ્યક્ જ્ઞાનથી સંવિત્ વિષે સંવેદ્યના ભ્રાંતિજ્ઞાનનો બાધ થાય છે.[૭૨] શુદ્ધ સંવિત્ જ ત્રણે જગત્ છે. ત્રણે જગત્રૂપ સંવેદ્ય, લેશ માત્ર પણ અન્ય નથી, એવો મનનો રૂઢ નિશ્ચય, સમ્યક્ જ્ઞાન કહેવાય છે.[૭૩] પૂર્વે જોયેલું વા ન જોયેલું જે કાંઇ પ્રતીત થાય, તે સર્વનું માર્જન (બાધ) વિવેકી પુરુષે સમ્યક્ જ્ઞાને કરી કરવો.[૭૪] સંવેદ્યનું અમાર્જન, મહાસંસાર અને તેનું માર્જન, મોક્ષ છે, એમ અનુભવમાં આવે છે.[૭૫] સંવેદન (વેદ્ય દર્શન) જન્મ મરણાદિ અનંત દુઃખ માટે છે ને અસંવેદન, જન્મ મરણ વગરનાં અનંત સુખ માટે છે. માટે હે રામ! તમે પણ સંવેદનને તજી ચિદ્રૂપ અને પૂર્ણાનંદરૂપ થાઓ. જે આત્મા, જ્ઞાનનો અવિષય છતાં પણ સ્વતઃ સિદ્ધ જ્ઞાનવાન્ છે, તે જ આત્મા તમે છો, અન્ય નથી.[૭૬–૭૭].

રામ પૂછે છે–હે ગુરુ મહારાજ! જડતાનો ત્યાગ કરવાથી સંવેદન શેષ રહે ને સંવેદનનો ત્યાગ કરવાથી જડતા શેષ રહે, એવો નિશ્ચય છે, ત્યારે 'સંવેદનને તજી ચિદ્રૂપ થઇ રહો.' એમ તમારા કહેવાથી અજડતા અને અસંવેદન એ બન્ને વિરુદ્ધ સ્વભાવ એકમાં સિદ્ધ થાય છે, તે કેમ સંભવે? સંવેદનનો ત્યાગ કરે ત્યારે જડતા કેમ જાય?[૭૮]

વસિષ્ઠ કહે છે–હે રામ! બાહ્ય પદાર્થને સત્ય જાણવા, તેનું નામ સંવેદન અથવા સંવિત્ કહેવાય છે. જીવન્મુક્તની દૃષ્ટિમાં સર્વ પદાર્થો બાધિત હોવાથી તે, વર્તમાન વિષયોમાં આસ્થા રાખતો નથી, ને વાસનાનો ક્ષય થયેલો હોવાથી ભૂત તથા ભાવી વિષયો વિષે આસ્થા રાખતો નથી. કોઇ પણ વેદ્ય એટલે વર્તમાન વિષયને સત્ય જાણતો નથી. તેનો વ્યવહાર પણ આભાસ છે. એટલે એ જીવન્મુક્ત, સંવેદનમાં કાષ્ઠ સમાન હોવાથી અસંવિત્ કહેવાય છે, ને પોતે સ્વપ્રકાશ ચિદેકરસ પૂર્ણ હોવાથી અજડ છે, માટે કોઇ જાતનો વિરોધ નથી.[૭૯–૮૦] જેની બુદ્ધિ, ભૂત વિષયે કરી લેશ માત્ર પણ લેપાતી નથી, તે જીવન્મુક્ત, અજડ તથા અસંવિત્ કહેવાય છે.[૮૧] જ્યારે વાસનાના અભાવથી ભાવી વિષયોનો વિચાર કર્યા વિના બાલક તથા મૂંગાની પેઠે સ્થિતિ થાય, ત્યારે જડતા વગરનું શુદ્ધ સંવેદન કહેવાય છે, તેનો આશ્રય કરવાથી જીવન્મુક્ત, પુનઃ લેપાતો નથી.[૮૨–૮૩] સર્વ વાસનાનો ત્યાગ કરનારને નિર્વિકલ્પ સમાધિથી પરમાનંદ પ્રાપ્ત થાય છે.[૮૪] વિષયાકાર સંવેદનનો ત્યાગ કર્યા છતાં પણ બ્રહ્માકારવૃત્તિરૂપ સંવેદનનો ત્યાગ, સમાધિમાં પણ કઠીન છે, એવી શંકા રાખવી નહીં. કારણ કે અનાદિ અનંત અપરિચ્છિન્ન બ્રહ્માકાર સંવેદન પણ સ્વયંપ્રકાશ બ્રહ્મ સ્વરૂપે કરીને બાધિત થવાથી અંદર લય પામે છે.[૮૫] સંવેદનનો ત્યાગ કરવાવાળો જીવન્મુક્ત જતો હોય, ઉભો હોય, સ્પર્શ કરતો હોય કે સુંઘતો હોય, તોપણ અજડ તથા આનંદૈક રસરૂપ હોવાથી સુખી છે.[૮૬] હે રામ! પ્રાણાયામાદિ શ્રમ લઇ એ અસંવેદન દૃષ્ટિનો આશ્રય કરો ને દુઃખસમુદ્રને તરો.[૮૭] જેમ બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે, તેમ પોતાના સંકલ્પથી આ સંવેદ્ય ઉત્પન્ન થાય છે. એટલે ચિદાત્મા પોતાથી મિથ્યાભૂત બંધમોક્ષની કલ્પના કરે છે.[૮૮] જ્યારે સંવિત્ વારંવાર સંકલ્પ કરવાથી થયેલાં પોતાનાં શરીરને પ્રાપ્ત થાય છે, ત્યારે આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે.[૮૯] એવી રીતે સંવિત્ પોતે પોતાને પોતાથી પુનઃ પુનઃ ઉત્પન્ન કરી, મોહ પમાડી, હૃદયમાં આત્મતત્ત્વને જાણી પોતાને જ મોક્ષે પહોંચાડે છે.[૯૦] આ સંવિત્ જ્યારે જેની ભાવના કરે છે, ત્યારે ક્ષણવારમાં તે રૂપ થાય છે: તોપણ જ્યાં સુધી રાગાદિકથી મુક્ત થતી નથી, ત્યાં સુધી પોતાનાં સ્વરૂપને જાણતી નથી. એટલા જ માટે સર્વની સંવિત્ આત્મભાવનાએ કરી મોક્ષ પામતી નથી.[૯૧] આત્મા પોતાની માયાએ કરી દેવ, દૈત્ય, રાક્ષસ, યક્ષ, કિન્નર અને મનુષ્ય આદિના વેષ ધારણ કરી જગતનું નાટક કરી બતાવે છે.[૯૨] આત્મા, નટની પેઠે પોતાને બાંધી, રોઇ, કકળી પાછો છોડે

છે, ને પાછો પોતે એકલો થઇ રહે છે.[૯૩] આ સંવિત્ જ સમુદ્રના જલરૂપે, દિગ્-મંડળરૂપે અને પર્વતો આદિરૂપે થઇ છે.[૯૪] સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પર્વત, નદી, દિશા, એ સર્વે, સંવિત્ સાગરની લહરીઓ છે.[૯૫] સર્વ જગત્ સંવિત્માત્ર છે; તેમાં અન્ય કલ્પના નથી,' એવાં સમ્યક્જ્ઞાને કરી સંવિત્ અદ્વૈતભાવને પ્રાપ્ત થાય છે.[૯૬] સંવિત્, જ્યારે પોતાથી અન્ય કાંઇ પણ જાણતી નથી અને લેશ માત્ર પણ ક્રિયા કરતી નથી, ત્યારે લેપાતી નથી, એટલે તેને સમ્યક્જ્ઞાન થયું કહેવાય છે.[૯૭] હે રામ! જેમ સૂર્ય આદિ તેજથી પ્રકાશ ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મસંવિત્થી પ્રતિબિંબસંવિત્ ઉત્પન્ન થાય છે. તે પ્રતિબિંબસંવિત્ ઉપર કહ્યા પ્રમાણે શોધવાથી બ્રહ્મસંવિત્ શેષ રહે છે, એટલે તે રૂપે થાય છે.[૯૮] હે રામ! સત્તાના બે ભેદ છે. એક નાનાકૃતિ તથા બીજો એકરૂપ, તેનાં સ્વરૂપ કહું છું તે તમે સાંભળો.[૯૯] ઘટતા, પટતા, ત્વત્તા અને મત્તા ઇત્યાદિરૂપે રહેલી સત્તા, નાનાકૃતિ કહેવાય છે. તેનું બીજું નામ વ્યાવહારિક સત્તા છે.[૧૦૦] ઘટતા આદિ વિભાગ વિના સર્વ જગતનાં અધિષ્ઠાનરૂપ સાધારણ સ્વભાવવાળી જે સત્તા છે, તે એક રૂપ કહેવાય છે. તેનું બીજું નામ પારમાર્થિક સત્તા છે.[૧૦૧] જે, સર્વ વિશેષનો ત્યાગ કરી સન્માત્ર નિર્લેપ તથા એકરૂપ છે. તે, સત્તાનું પદ એટલે વસ્તુતત્ત્વ કહેવાય છે.[૧૦૨] ઘટાદિ જગત, નાશ થયા પછી દેખાતું નથી, માટે તેમાં રહેલી વ્યાવહારિક સત્તા, ત્રણે કાળમાં સત્ય નથી.[૧૦૩] પારમાર્થિક સત્તા તો સર્વ વસ્તુમાં આવે છે, નાશ પામતી નથી, ને તેની ચિદ્રૂપતા ભૂલાતી નથી તેથી તે સત્ય છે.[૧૦૪] હે રામ! ભૂત તથા ભાવી પદાર્થોમાં 'છે' એવો વ્યવહાર જોવામાં આવતો નથી, વર્તમાનકાલના પદાર્થોમાં 'છે,' એવો વ્યવહાર થાય છે. માટે કાલ સત્તા છે, એમ કેટલાક કહે છે. અવયવો મળવાથી અવયવી થાય છે. પરમાણુ-રૂપ અવયવો કલા કહેવાય છે, તેથી જગત્ થાય છે. માટે 'કલાસત્તા છે,' એમ અન્ય કહે છે. અવયવીઓ વિષે રહેલી સત્તાજાતિ, અન્ય એટલે વસ્તુસત્તા છે, એમ બીજા મતવાળા કહે છે. તેમ જ બીજા પણ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે સત્તા માટે અન્ય અન્ય પ્રકારે કલ્પના કરે છે. એવી રીતે કલ્પેલી વિભાગ કલનાને મૂકી કેવળ સન્માત્રમાં તત્પર રહો.[૧૦૫] જો કે કાલસત્તા, કલાસત્તા અને વસ્તુસત્તા, સર્વ જગતની પેઠે કલ્પિત હોવાથી ઉપાધિનો ત્યાગ કરવાથી ઉત્તમ સત્તારૂપે જ શેષ રહે છે, તોપણ વિભાગરૂપે બાધિત હોવાથી સત્ય નથી.[૧૦૬] વિભાગ કલના, ભેદ બુદ્ધિનું કારણ હોવાથી જન્મમરણને આપવાવાળી

છે; માટે તે, પવિત્ર એટલે મોક્ષનું સાધન કેમ થાય ?[૧૦૭] હે રામ! જેણે સર્વ દિશાઓ તથા દિશાના પદાર્થો સર્વાંશમાં ભરપૂર કરી દીધા છે, તે સત્તાસામાન્યરૂપે સર્વની ભાવના કરો ને પરિપૂર્ણ પરમાનંદરૂપ થઇ રહો.[૧૦૮] હે રામ! જે સર્વ સત્તાની પરમ અવધિ છે; તે પારમાર્થિક સત્તા જ આ સર્વ જગતનું તથા પ્રતિબિંબ સંવિતનું કારણ છે.[૧૦૯] એ પારમાર્થિક સત્તાનું કોઇ પણ કારણ નથી; કેમ કે તે તો સર્વ કલનાથી મુક્ત અને આદિ અંતથી રહિત છે.[૧૧૦] સત્તા એટલે સદ્ધર્મતા, પણ ધર્મ ધર્મીના વિભાગનો લય થવાથી જેમાં લય પામે છે, તે પદ જેને પ્રાપ્ત થાય, તે જ પુરુષાર્થ સાધવામાં સમર્થ હોવાથી પુરુષ કહેવાય છે. બીજાને તો સ્ત્રી જેવા જાણવા.[૧૧૧] એ પરમાર્થ પદ સર્વ કારણોનું પણ કારણ છે. તેનું કારણ કોઇ નથી. સર્વ સાર વસ્તુમાં પણ એ સાર છે. તે પદથી અન્ય સાર વસ્તુ નથી.[૧૧૨] જેમ કિનારાનાં વૃક્ષો તળાવમાં દેખાય, તેમ આ સર્વ વસ્તુ દૃષ્ટિઓએ પરમાત્મપદમાં દેખાય છે.[૧૧૩] સર્વ પદાર્થો, તે પ્રત્યક્‌રૂપમાં આરોપિતપણાથી ઈન્દ્રિયોને પ્રીતિ ઉત્પન્ન કરે છે, ને જિહ્વાથી છ રસની પેઠે તે આનંદસાગરથી સર્વે પદાર્થો, સત્તા તથા સ્ફૂર્તિને પ્રાપ્ત થાય છે.[૧૧૪] સ્વાદવાળા વિષયો પણ પરમપદના યોગથી પ્રીતિ ઉત્પન્ન કરે છે, માટે તે પદ, સર્વસ્વાદુ પદાર્થોને પણ સ્વાદરૂપ છે, આનંદોને પણ આનંદરૂપ છે અને પ્રિય પદાર્થોને પણ અતિપ્રિય છે.[૧૧૫] સર્વ જગત્, એ પરમપદ વિષે ઉત્પન્ન થાય છે, રહે છે, વૃદ્ધિ પામે છે, વિપરિણામ પામે છે, ક્ષીણ થાય છે ને નાશ પામે છે.[૧૧૬] એ પરમાત્મપદ ગુરુમાં પણ ગુરુ છે, લઘુમાં પણ લઘુ છે, સ્થૂલમાં પણ સ્થૂલ છે, દૂર પદાર્થોને પણ દૂર, ને પાસેના પદાર્થોને પણ પાસે છે. નાનાને નાનું, મોટાને મોટું, તેજનું પણ તેજ, તમનું પણ તમ, વસ્તુનું પણ વસ્તુ અને દિશાઓની પણ પરમદિશા છે. તાત્પર્ય કે એ પદ જ, ગુરુ, લઘુ, આદિની વિચિત્રતાનું પણ નિર્વાહક છે.[૧૧૭-૧૧૯] એ પરમાત્મસ્વરૂપ લોકપ્રસિદ્ધ નથી, ને જે અતિ અલ્પ પણ પ્રસિદ્ધ છે, તે તે પદ જ છે. ભાવરૂપ, અભાવરૂપ, દૃશ્ય, અદૃશ્ય, પ્રત્યક્‌પણાએ કરીને અને અહંતાએ કરીને પણ એ જ પદ છે.[૧૨૦] હે રામ! એ પરમ પવિત્રપદમાં જે પ્રયત્ને કરી સ્થિતિ પામો, તે પ્રયત્ન કરો.[૧૨૧] એ પદ જ, આત્માનું પારમાર્થિકરૂપ છે; તેનું જ્ઞાન થવાથી ચિત્તનો બાધ થાય છે; એટલા માટે હે રામ! તમે જ્યારે આત્માનાં પારમાર્થિક સ્વરૂપને જાણશો ત્યારે જન્મ મરણરૂપ સંસારથી મુક્ત થઇ પરમાત્મસ્વરૂપ થશો, એટલે તે રૂપ જ છો.[૧૨૨]

# સર્ગ ૯૨ મો.*

## સંસારની નિવૃત્તિનો ક્રમ.

**श्रीराम उवाच**—एतानि तानि प्रोक्तानि त्वया बीजानि मानद ।
कतमस्य प्रयोगेण शीघ्रं तत्प्राप्यते पदम् ॥ १ ॥

રામ પૂછે છે—હે ગુરુ મહારાજ! તમે શરીર આદિ, સંસારનાં બીજ કહ્યાં, ને વળી 'પ્રતિબિંબ સંવિત્‌નું કારણ સદ્રૂપ છે' એવી રીતે ભૂમિકામાં ભેદ પણ કહ્યા. તો હવે એ મોક્ષનાં બીજમાંથી કોનો આશ્રય લેવાથી ઝટ પરમ પદની પ્રાપ્તિ થાય, તે કહો.[1]

વસિષ્ઠ કહે છે—હે રામ! મેં સંસારબીજની નિવૃત્તિના જે જે ઉપાયો કહ્યા, તેનો આશ્રય લેવાથી જલદી પરમ પદ પ્રાપ્ત થાય છે.[2] અખંડૈકરસ પરમ પદમાં શોધિત તત્પદાર્થ અને ત્વં પદાર્થની એકતારૂપ તત્ત્વનો સાક્ષાત્કાર કરી વાસનાનો ત્યાગ કરી ચિત્તને અચલ રાખશો, તો તત્કાલ તે પદને પ્રાપ્ત થશો.[3-4] હે રામ! શુદ્ધ કરેલા જગતના કારણ તત્ત્વમાં એટલે શોધિત તત્પદાર્થમાં સ્થિતિ કરવાથી પણ તે પદની પ્રાપ્તિ થશે. તેને માટે અધિક પ્રયત્નની જરૂર નથી.[5] શોધિત ત્વંપદાર્થમાં સ્થિતિ કરવાથી પણ તે પદની પ્રાપ્તિ થાય છે, માટે અધિક પ્રયત્નની જરૂર નથી.[6] હે રામ! જેમ શોધને કરી સંવેદ્ય અંશના ત્યાગપૂર્વક સંવિત્‌નું ધ્યાન, પરમ પદની પ્રાપ્તિનો ઉપાય છે, તેમ સંવિત્ અંશના ત્યાગ પૂર્વક સંવેદ્યનું ધ્યાન પણ પરમ પદની પ્રાપ્તિનો ઉપાય કાં નહી? એવી શંકા રાખવી નહીં. કારણ કે સંવેદ્ય થકી સંવિત્‌ની સ્ફૂર્તિ દબાય તેમ નથી, ને કદાચિત્ દબાય છે એમ માનીએ, તો સંવેદ્યની સ્ફૂર્તિ જ થાય નહીં. ત્યારે ધ્યાન કોનું કરવું? તાત્પર્ય કે સંવેદ્ય સંવિત્‌થી જુદું પડે તો મિથ્યા થાય, એટલે તેના ધ્યાનથી પરમાત્માની પ્રાપ્તિ થાય નહી.[7] જે ચિંતન કરો છો, ગમન કરો છો, ઉભા રહો છો ને અન્ય કાર્ય કરો છો, તે સર્વમાં સંવિત્ રહી છે. ચિંતા અને ચિંતન કરવા યોગ્ય સર્વરૂપે સંવિત્ છે.[8] હે રામ! પરમ પદની પ્રાપ્તિ માટે વાસનાક્ષય અને મનોનાશ એ પણ ઉપાય છે.[9] પણ આગળ કહેલા ઉપાયો

---

* આ બાણુમા સર્ગમાં 'વાસના પ્રમાણે ઓછો અદકો પ્રયત્ન કરવો, ને વાસનાક્ષય, મનોનાશ તથા તત્ત્વજ્ઞાન, એ ત્રણેનો સાથે અભ્યાસ કરવો' એટલી વાત આવશે.

કરતાં આ ઉપાય અતિ વિષમ છે. મેરુપર્વતને ઉખેડવા કરતાં પણ વાસનાત્યાગ, અસાધ્ય છે.[૧૦] જ્યાં સુધી મનોનાશ થતો નથી ત્યાં સુધી વાસનાક્ષય થતો નથી; ને જ્યાં સુધી વાસના ક્ષીણ થઈ નથી, ત્યાં સુધી મનોનાશ થતો નથી. એ પ્રમાણે એક બીજાને અધીન હોવાથી વાસનાક્ષય અને મનો નાશ બન્ને અસાધ્ય છે.[૧૧] જ્યાં સુધી તત્ત્વજ્ઞાન થયું નથી, ત્યાં સુધી મનોનાશ થતો નથી; ને જ્યાં સુધી મનોનાશ થયો નથી, ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી. વળી જ્યાં સુધી વાસનાક્ષય થયો નથી, ત્યાં સુધી તત્ત્વજ્ઞાન થતું નથી; ને જ્યાંસુધી તત્ત્વજ્ઞાન થયું નથી, ત્યાં સુધી વાસના ક્ષય થતો નથી. એવી રીતે એ બન્નેનો નાશ તત્ત્વજ્ઞાનને અધીન હોવાથી પણ અસાધ્ય છે.[૧૨-૧૩] તત્ત્વજ્ઞાન, મનોનાશ અને વાસના ક્ષય એ ત્રણે પરસ્પર કારણ હોવાથી દુઃસાધ્ય છે.[૧૪] તે માટે હે રામ! 'વૈરાગ્ય પૂર્વક ત્રણેનો સાથે અભ્યાસ કરવો' એ જ તેની સિદ્ધિનો ઉપાય છે.[૧૫] જ્યાં સુધી એ ત્રણેનો સાથે અભ્યાસ કર્યો નથી, ત્યાં સુધી સેંકડો વર્ષ પર્યંત પણ પરમપદની પ્રાપ્તિ થતી નથી.[૧૬] એ ત્રણે તો ઘણા કાળ સુધી સાથે અભ્યાસ કર્યો હોય, તો જ તે ફલદાયી થાય છે.[૧૭] ઘણા કાળ સુધી પણ એક એકનો અભ્યાસ કર્યો હોય, તો તે બાંધેલા મંત્રની પેઠે ફલદાયી થતા નથી.[૧૮] જેમ વશવર્તી એવા પણ લડવૈયા નોખનોખા શત્રુ સામે જઇ શકતા નથી, તેમ વશમાં કરેલા એવા પણ તત્ત્વજ્ઞાન, મનોનાશ તથા વાસના ક્ષય, જુદા જુદા પરમાત્મા સામે જઇ શકતા નથી.[૧૯] જેમ પૂરરૂપે એકઠાં થયેલાં જલ, પર્વતના કાંઠાને છેદે છે, તેમ પરસ્પર મળેલા એ ત્રણ સંસાર સમુદ્રને છેદે છે.[૨૦] હે રામ! વાસનાક્ષય, મનોનાશ અને તત્ત્વજ્ઞાન એ ત્રણેને સાથે સેવો; તેથી નિર્લેપ સ્વસ્વરૂપમાં રહેશો.[૨૧] ચિરકાલ સુધી એ ત્રણેનો સાથે અભ્યાસ કરવાથી અંતઃકરણ તથા તેના ધર્મોમાં તાદાત્માધ્યાસને સંસર્ગાધ્યાસરૂપી હૃદયની ગાંઠયો મૂલમાંથી છેદાઇ જાય છે.[૨૨] હે રામ! દ્વૈતવાસના, અનેક જન્મથી છે. તે, તત્ત્વજ્ઞાન આદિનો અભ્યાસ, ચિરકાલ કર્યા વિના કદાપિ ક્ષીણ થતી નથી.[૨૩] હે રામ! ચાલતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં સુંઘતાં, ઉભા રહેતાં, જાગતાં અને સૂતાં પણ એ ત્રણેનો અભ્યાસ કરો; જેથી પરમશ્રેયની પ્રાપ્તિ થાય.[૨૪] એ ત્રણેની સાથે પ્રાણાયામનો પણ અભ્યાસ કરવો. કેમકે તે પણ પરમપદની પ્રાપ્તિમાં ઉપયોગી છે.[૨૫] વાસનાના ત્યાગથી અને પ્રાણનિરોધથી ચિત્ત, અચિત્તભાવને પ્રાપ્ત થાય છે.[૨૬] યોગાભ્યાસમાં કુશલ એવા ગુરુના કહેવા પ્રમાણે યુક્તિઓવડે સ્વસ્તિક આદિ આસનો વડે હિત, પરિમિત તથા પવિત્ર ભોજન કરીને અને યમનિયમાદિ

યોગે કરીને પ્રાણનિરોધ થાય છે.[૨૭] જે વસ્તુ, સર્વ પદાર્થોની આદિ અંત તથા મધ્યમાં સદા રહે છે, તે, યથાભૂતાર્થ કહેવાય છે, તેના અપરોક્ષ જ્ઞાનથી વાસના, પ્રવૃત્ત થતી નથી.[૨૮] યથા ભૂતાર્થનાં જ્ઞાનથી સંકલ્પ વિનાનો વ્યવહાર થાય છે, ને સાંસારિક મનોરથોનો ત્યાગ થાય છે. તેણે કરી વાસના ક્ષીણ થાય છે.[૨૯] આત્માધ્યાસરૂપી શરીરનો નાશ જોઇ વાસના, પ્રવૃત થતી નથી. વાસનારૂપી ધનનો નાશ થવાથી લજવાતું હોય તેમ ચિત્ત પ્રવૃત્ત થતું નથી.[૩૦] જેમ પવન શાંત થવાથી રજ ઉડતી નથી, તેમ પ્રાણનિરોધથી ચિત્ત ચાલતું નથી.[૩૧] જેમ ઉકરડામાંથી રજ ઉડે છે, તેમ પ્રાણસ્પંદથી સર્વ વ્યવહારો ઉઠે છે. માટે પ્રાણસ્પંદના વિરોધ વિષે મોટો પ્રયત્ન કરવો, એટલે વખતો વખત એકાંતમાં બેસી ચિત્ત એકાગ્ર કરવું.[૩૨] હે રામ! હઠયોગનો અભ્યાસ ન થઇ શકે તો રાજયોગનો અભ્યાસ કરવો. મન, દુઃસાધ્ય હોવાથી થોડા વખતના અભ્યાસથી વશ થતું નથી, માટે લાંબા વખત સુધી અભ્યાસ કરવો.[૩૩] જેમ હાથી, અંકુશ વિના વશ થતો નથી, તેમ મન, પ્રબલ યુક્તિ વિના જિતાતું નથી.[૩૪] અધ્યાત્મવિદ્યા, સજ્જન સંગ, વાસના ત્યાગ અને પ્રાણસ્પંદનો નિરોધ, એ ચાર યુક્તિઓ, ચિત્તના જય માટે પ્રબલ છે.[૩૫–૩૬] જલની ધારાવડે રજ જેમ, તેમ તે યુક્તિઓવડે ચિત્ત, તત્કાલ જિતાય છે. તે યુક્તિઓ છતાં ચિત્તજય માટે જે હઠયોગનો ઉપયોગ કરે છે, તે મૂઢ પુરુષો દીવાને મૂકી કાજળવડે અંધકારને દૂર કરે છે, ને કમલના તંતુવડે મદોન્મત્ત હાથીને બાંધવા ઇચ્છે છે.[૩૭–૩૮] ઉપર કહેલી ચાર પ્રકારની યુક્તિને મૂકી જેઓ ચિત્તને વશ કરવા માટે તથા શરીરને અજર અમર કરવા માટે હઠયોગ કરે છે, તેઓનો શ્રમ વૃથા જાય છે એમ તત્ત્વજ્ઞો કહે છે.[૩૯] વળી તેઓ, અભાગીયા જીવની પેઠે વારંવાર ભયને તથા કલેશને પ્રાપ્ત થાય છે, તેમ જ વિશ્રાંતિ પામતા નથી.[૪૦] અને ક્ષુદ્ર હરિણની પેઠે સદા ભયભીત રહે છે, ફલ તથા પાંદડાં ખાય છે, ને પર્વતોનાં શિખરો ઉપર ભટકે છે.[૪૧] ગામમાં આવેલી મૃગલીની પેઠે તેની બુદ્ધિ, કોઇનો પણ વિશ્વાસ કરતી નથી.[૪૨] તેનું ચિત્ત, સંકલ્પ વિકલ્પરૂપી પર્વતની નદીમાં ઘાસની પેઠે દૂર તણાઇ જાય છે.[૪૩] જેથી મોક્ષરૂપી ફલ અવશ્ય થાય છે, એવી ધર્મમેઘ નામની સમાધિને મૂકી જેના ફલનો સંદેહ છે, એવા યજ્ઞ, તપ, દાન, તિથિ તથા દેવપૂજન આદિના ફંદમાં પડી તેઓ વૃથા કાલક્ષેપ કરે છે.[૪૪] તે હઠયોગીઓ, રાગ દ્વેષાદિ દોષોમાં ડૂબેલા હોવાથી આત્મતત્ત્વને કદાપિ પ્રાપ્ત થતા નથી. તેમ યથાર્થ જાણતા નથી.[૪૫] તેઓ,

એક ઠેકાણે સ્થિર રહી શકતા નથી. સ્વર્ગ, નરક તથા મનુષ્ય લોકના ભોગ ભોગવવા માટે અનેક દેહ ધારણ કરી દડાની પેઠે ઉપર નીચે જાય આવે છે ને પીડાય છે.[૪૬] મનુષ્ય લોકમાંથી નરકમાં પડે છે, સર્ગમાં જાય છે અથવા મનુષ્ય લોકમાં જ ડાંસ તથા મચ્છર આદિ અનેક યોનિમાં ભમે છે.[૪૭] માટે હે રામ! એ હઠયોગરૂપી કુબુદ્ધિને મૂકી શુદ્ધ સંવિતનો આશ્રમ લઇ વૈરાગ્યવાળા થઇ સ્થિર થાઓ.[૪૮] જ્ઞાનવાન્ જ સુખી, જીવતો અને બલવાન્ છે. તે માટે તમે જ્ઞાનવાન્ થાઓ.[૪૯] હે રામ! ચિત્તને વિકલ્પરહિત, વાસનારહિત તથા બહિર્મુખતા રહિત કરી ચિત્તનિરોધમાં તત્પર થઈ બ્રહ્મમાં રહો ને વ્યુત્થાન કાલમાં તો વર્ણાશ્રમને ઉચિત ક્રિયા કરો. પણ તેમાં આસક્તિ ન રાખી જીવન્મુક્ત થઇ અકર્તા પદમાં રહો.[૫૦]



# સર્ગ ૯૩ મો.*

## તત્ત્વવેત્તાની સમાન સ્થિતિ.

**श्रीवसिष्ठ उवाच**—मनागपि विचारेण चेतसः स्वस्य निग्रहः ।
मनागपिकृतो येन तेनाप्तं जन्मनः फलम् ॥ १ ॥

વસિષ્ઠ કહે છે—હે રામ! જેણે અલ્પ આત્મવિચારે કરીને પણ થોડો પણ મનોનિગ્રહ કર્યો હોય, તેને ક્રમે કરી મોક્ષની પ્રાપ્તિ થાય છે. એટલે તેનો જન્મ સફલ જાણવો.[૧] હૃદયમાં થયેલો વિચારનો અંકુર, કલ્પવૃક્ષની પેઠે અભ્યાસે કરી વિસ્તાર પામી પ્રૌઢ થાય છે.[૨] વૈરાગ્ય તથા શમદમ આદિ ગુણો થોડા પ્રૌઢ વચારવાળા પુરુષનો આશ્રય કરે છે.[૩] પછી જ્યારે અતિ પ્રૌઢ વિચાર થાય ને આત્મ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, ત્યારે તે તત્ત્વજ્ઞ પુરુષને, બ્રહ્મલોક પર્યંતનાં સુખ કે જે અવિદ્યા કલ્પિત તથા અતિ ઉત્તમ છે, તે પણ લોભાવતાં નથી.[૪] તત્ત્વજ્ઞ, નિર્વિકાર હોવાથી તેને વિષયો, મનની વૃત્તિઓ, આધિ કે વ્યાધિ કોઇ પણ વિકાર ઉત્પન્ન કરતાં નથી.[૫] હે રામ! જેમાં જલ ભરપૂર છે અને

* આ ત્રાણુમા સર્ગમાં 'વિચાર, પ્રૌઢી તથા વૈરાગ્ય આદિ સદ્ગુણોવડે બ્રહ્મમાં સ્થિતિ કરવાથી વિષયો દબાવી શકતા નથી, ને તેથી સમસ્થિતિ થાય છે, એટલું વર્ણ આવશે.

વીજળીઓ ચમકે છે એવા પુષ્કરાવર્ત નામના પ્રલયના મેઘો, બાલકની મૂઠીમાં ક્યાં આવે છે?[૬] ચંદ્રોદય થશે તો શ્યામ કમલો વિકાશ પામશે ને તેથી પોતાનાં નેત્રની શોભાનો પરાભવ થશે, એમ જાણવાવાળી મુગ્ધ સ્ત્રીએ ચંદ્રને ડાબલામાં ક્યાં નાખી મૂકયો છે?[૭] સ્ત્રીના શ્વાસથી પણ દૂર ઉડી પડે એવા મચ્છરોએ, મોટા મદોન્મત્ત હાથીઓને ક્યાં માર્યા છે?[૮] મોટા હાથીઓનાં કુંભસ્થળ તોડવાથી જેના નખમાં મોતી ભરાઇ ગયાં છે, એવા સિંહોને મૃગલાંઓએ ક્યાં માર્યા છે?[૯] જેઓ ઝેરના બિંદુઓવડે વનનાં વૃક્ષોને સૂકવી દે છે, એવા ભૂખ્યા અજગરોને નાની દેડકીઓ ક્યાં ગળી શકે છે?[૧૦] જેને ચોથી પાંચમી ભૂમિકા પ્રાપ્ત થઇ હોય ને જે ઉપરની ભૂમિકા માટે ઉદ્યમ કરતો હોય, એવા તત્ત્વજ્ઞને વિષય તથા ઇંદ્રિયરૂપી ચોર, ક્યાં દબાવી શકે છે? તાત્પર્ય કે જેમ પ્રલયના મેઘોને બાલકની મૂઠીમાં લેવા આદિ ક્રિયા અશક્ય છે, તેમ તત્ત્વજ્ઞને વિષયોવડે લોભાવવા અશક્ય છે.[૧૧] હે રામ! ત્રીજી ભૂમિકા સુધી વિઘ્નનો ભય રહે છે પણ ચતુર્થ આદિ ભૂમિકામાં વિઘ્નનો ભય નથી. એટલે વિચાર કરી પ્રૌઢ ન થયેલી બુદ્ધિને, શિથિલ થયેલી લતાને પવન જેમ, તેમ વિષય શત્રુઓ હરે છે.[૧૨] જેમ અવાંતર પ્રલયના ક્ષોભમાં પણ અચલ એવા મેરુ આદિ પર્વતોને મંદ પવનો જેમ ડગાવી શકતા નથી, તેમ પ્રૌઢ થયેલા લેશમાત્ર વિવેકને પણ રાગાદિ વૃત્તિઓ, ચલાવી શકતી નથી.[૧૩] ચિંતા નામનો વંટોળીઓ વાયુ, જેનાં મૂળ મજબૂત ન હોય તેવાં વિચાર નામનાં વૃક્ષને ડગાવી દે છે, પણ મજબૂત મૂળવાળાને ડગાવી શકતો નથી.[૧૪] જેનું મન, ચાલતાં, ઉભા રહેતાં, જાગતાં અને સૂતાં જ્યારે આત્મવિચાર કરતું નથી, ત્યારે તે પુરુષને મરેલો જાણવો. કારણ કે વિચાર વગરના કાલમાં પ્રમાદિ હોવાથી પુરુષને રાગાદિ મૃત્યુ ગળે છે.[૧૫] એકાંતમાં પોતાની મેળે અથવા ગુરુ કે સહાધ્યાયીની સાથે, આ જગત્ શું છે ને દેહ શું છે, એવો વિચાર અધ્યાત્મ દૃષ્ટિથી કરો.[૧૬] અજ્ઞાનરૂપી અંધકારને હરવાવાળા વિચારદિવાએ કરીને પરમાત્મા નામની વસ્તુ દેખાય છે.[૧૭] આત્મજ્ઞાનનાં ફલ બે છે. એક સર્વ દુઃખોનો નાશ; તથા બીજું આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર.[૧૮-૧૯] હે રામ જે શાસ્ત્રવિચારે કરીને બ્રહ્મતત્ત્વ જાણવામાં આવે છે અને જે બ્રહ્માકાર તથા ભેદના બાધરૂપ હોવાથી બ્રહ્મથી નોખું નથી, તે જ્ઞાન કહેવાય છે.[૨૦] વિચારથી થયેલું આત્મજ્ઞાન, જ્ઞાન કહેવાય છે. દૂધની અંદર મધુરતાની પેઠે એ જ્ઞાનની અંદર જ્ઞેય રહ્યું છે.[૨૧] જેને આત્મજ્ઞાન થયું હોય એવો પુરુષ, નસાબાજની પેઠે

બ્રહ્માનંદમય રહે છે.[૨૨] શુદ્ધ બ્રહ્મ જ્ઞેય કહેવાય છે. તે પરબ્રહ્મ, જ્ઞાને કરી પ્રસન્ન થાય છે, એટલે અવિદ્યા તથા તેનાં કાર્યોથી રહિત થાય છે.[૨૩] જેને જ્ઞાનનો ઉદય થયો હોય અને જે સંગરહિત હોય એવો જીવન્મુક્ત, કોઇ ઠેકાણે પણ ડૂબતો નથી; પરંતુ ચક્રવર્તીની પેઠે પૂર્ણકામ રહે છે.[૨૪] હે રામ! વીણા અને વાંસળી આદિના મનોહર શબ્દ વિષે, સ્ત્રીઓનાં ગીત વિષે, વસંત ઋતુમાં મદોન્મત્ત એવા ભ્રમરાઓના ગુંજાર વિષે, વર્ષાઋતુનાં પુષ્પો વિષે, મેઘના શબ્દો વિષે, ટૌકા કરવાવાળા અને કળા ચડાવી નાચતા એવા મોર વિષે, મેઘ વિષે, સારસના શબ્દો વિષે, કરતાલ, ઝાંઝ, સતાર, પખાજ અને મુરલી આદિ નાના પ્રકારનાં વાદિત્રોના શબ્દો વિષે, કે અન્ય કોઇ પદાર્થ વિષે, જ્ઞાનવાન્ આસક્ત થતો નથી. ચંદ્રની પેઠે નીરસ પદાર્થમાં દ્વેષ કે મધુર પદાર્થમાં પ્રીતિ કરતો નથી.[૨૫-૨૯] જેમાં હારબંધ નાની નાની કેળનાં વૃક્ષો છે અને જેમાં દેવાંગના જેવી મનોહર લતાઓ છે, એવાં નંદન વનનાં વિહાર સ્થલોમાં અને પોતાને સ્વાધીન એવા અન્ય પદાર્થોમાં પણ મરુસ્થલમાં હંસની પેઠે જ્ઞાનવાન્ પ્રીતિ કરતો નથી.[૩૦-૩૧] ખજૂર, કદંબ, પનસ, દ્રાક્ષ, કાકડી, ધોલાં અને લીંબુ આદિ ફલોમાં પણ જ્ઞાનવાન્, પ્રીતિ રાખતો નથી.[૩૨] મદિરા, મધુ, મૈરેય અને મૌડાંના રસ આદિ માદક પદાર્થોમાં, તેમ જ દહી, દૂધ, ઘી, આમીક્ષા (ગરમ દૂધમાં દહી નાખવાથી કોકડાં વળી ગયેલો પદાર્થ) માખણ કે ભાત આદિ પદાર્થોમાં પણ જ્ઞાનવાનને પ્રીતિ હોતી નથી.[૩૩] મધુર, લવણ, આદિ છ રસમાં, ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને પેય નામના ચાર પ્રકારના ખાવાના પદાર્થોમાં, ફૂલમાં, મૂલમાં, માંસમાં કે અન્ય કોઇ પણ પદાર્થમાં જ્ઞાનવાન લલચાતો નથી.[૩૪-૩૫] યમ, ચંદ્ર, ઇંદ્ર, રુદ્ર કે સૂર્યના લોકમાં, કે મેરુ, મંદર, કૈલાસ, સહ્ય અને દુર્દુર પર્વતનાં શિખરોમાં જ્ઞાનવાન્ આસક્તિ કરતો નથી.[૩૬] જેમાં મખમલ જેવાં કોમલ પાંદડાં હોય છે, ચંદ્ર મંડળ જેવી શીતલતા હોય છે, અને જેમાં દેવતાઓ વિલાસ કરે છે, એવ કલ્પ વૃક્ષનાં લતાગૃહોમાં; મણિ, રત્ન તથા મોતીથી જડેલી સોનાની ભીંતોવાળાં મંદિરોમાં, તિલોત્તમા, ઉર્વશી, રંભા અને મેનકાનાં સુશોભિત શરીરમાં, કે બીજાં કોઇ પણ સ્થલમાં જ્ઞાનવાન્ પ્રીતિ કરતો નથી. કેમકે તે આત્માનંદથી ભરપૂર હોય છે. તે શત્રુઓનો પણ દ્વેષ કરતો નથી.[૩૭-૩૯] મોગરા, મંદાર, રાતાં કમલ, ધોળાં કમલ, કાળાં કમલ, પુન્નાગ, કેતકી, અગરુ, જાઈ, કદંબ, આંબા, જાંબુ, કલમી આંબા, કેસૂડાં, અશોક, જાસુદ, સૌવીર, બિંબ, પાટલ, ચંદન, કપૂર,

અળતો, કસ્તૂરી, કેશર, લવીંગ, એલચી, કંકોડાં અને તગર આદિ સુગંધી પદાર્થોમાં પણ જ્ઞાનવાન્, મદિરાની સુગંધીમાં બ્રાહ્મણની પેઠે આસક્ત થતો નથી; કેમકે તે, સમાન બુદ્ધિવાળો હોવાથી વિક્ષેપ વગરનો હોય છે.[૪૦-૪૩] સમુદ્રના ગડગડાટથી, આકાશમાં થતા પડઘાથી, પર્વતોમાં સિંહોના શબ્દોથી અને બીજા ભયજનક શબ્દોથી લેશમાત્ર પણ જ્ઞાનવાનને ભય થતો નથી.[૪૪] શત્રુઓના નોબતના તથા પડઘમના નાદથી અને ધનુષ્યના કઠોર ટંકારથી જ્ઞાની રંચમાત્ર પણ બીતો નથી.[૪૫] તત્ત્વજ્ઞ, મોટા મોટા હાથીઓની ગર્જનાઓથી, વેતાલોના કલકલાટથી અને પિશાચ તથા રાક્ષસોના સિંહનાદોથી જરા પણ કંપતો નથી.[૪૬] મેઘના મોટા કડાકાથી, પર્વતના ફૂટવાના શબ્દથી અને ઐરાવતના નાદથી તત્ત્વવિત્ કંપતો નથી.[૪૭] કરવતથી વેરી નાંખીએ, તલવારવડે કાપી નાંખીએ અને વજ્ર જેવાં બાણથી મારીએ તો પણ તત્ત્વવેત્તા, સ્વસ્વરૂપમાં સ્થિતિરૂપ સમાધિથી ડગતો નથી.[૪૮] આત્મજ્ઞાની, બગીચામાં આનંદ પામતો નથી ને મરુ દેશમાં ખેદ પામતો નથી, એ તો સદા એકરૂપ રહે છે.[૪૯] જેની રેતી ધખધખતા અંગારા જેવી તપતી હોય તેવા મરુ દેશમાં અથવા જેમાં પુષ્પના ઢગલા હોય તથા કોમલ ઘાસ હોય એવી ઉત્તમ ભૂમિમાં, તલવાર જેવી તીક્ષ્ણ ધારવાળી શય્યામાં અથવા મખમલ જેવી કોમલ શય્યામાં, પર્વતના ઊંચા ભાગમાં અથવા કૂવાનાં તળીયામાં, સૂર્યના તાપથી તપી ગયેલી કઠોર શિલામાં અથવા કોમલ સ્ત્રીઓમાં, મોટી સંપદ્ દશામાં અથવા આપદ્ દશામાં, ક્રીડામાં અને ઉત્સવમાં રહીને પણ જ્ઞાનવાન્ હર્ષ કે શોક પામતો નથી. એ તો સંસારનો બોજો ઉતારવાથી વિશ્રાંતિ પામેલા મજૂરની પેઠે અંતર્મુખ વૃત્તિથી વિશ્રાંતિનું સુખ અનુભવે છે ને ઉદાસીન રહે છે.[૫૦-૫૩] જેમાં લોઢાના યંત્રોથી પીડા થાય છે, એવી નરકભૂમિ પ્રારબ્ધ યોગથી પ્રાપ્ત થાય અને જ્યાં ભાલાં અને તોમર આદિ શસ્ત્રોની વૃષ્ટિ થતી હોય, તોપણ જ્ઞાની બીતો નથી વ્યાકુલ થતો નથી અને દીનતા ભોગવતો નથી. એ તો, મન સ્થિર હોવાથી પર્વતની પેઠે અડગ થઇ રહે છે.[૫૪-૫૫] જ્ઞાનવાન્ અપવિત્ર, અપથ્ય, ઝેરથી મળેલું, ગોમય આદિ, જે ભીંજાઇ ગયેલું કે વિરસ થઇ ગયું હોય, એવાં અન્નનું પણ મધુર અન્નની પેઠે ભોજન કરે છે ને પચાવી દેછે.[૫૬] ધોલાં કે જેને ખાવાથી તત્કાલ બુદ્ધિ હરાઇ જાય છે તેને ખાવામાં, ઝેર જેવા કડવા ક્વાથ પીવામાં, દૂધ પીવામાં, શેરડીનો રસ પીવામાં, જલપાનમાં તથા ભાતનાં ભોજનમાં પણ જ્ઞાનવાનનું મન સમાન રહે છે.[૫૭] પિશાચ અને રાક્ષસ આદિ જાતિમાં

પણ જીવન્મુક્ત હોય છે, એટલે પોતાની જાતિને યોગ્ય મૈરેય, મદિરા, દૂધ, લોહી, ચરબી આદિ સરસ પદાર્થો તથા હાડકાં, ઘાસ, વાળ આદિ સૂકા પદાર્થો મળે તો પણ તેઓ, હર્ષ કે ક્રોધ કરતા નથી.[૫૮] જ્ઞાનવાન્, મારનાર તથા જીવાડનાર બન્નેને સમાન દૃષ્ટિથી જૂવે છે.[૫૯] ચિરસ્થાયી દેવાદિકના દેહમાં અને અલ્પસ્થાયી મનુષ્ય દેહમાં તેમ જ સારા નરતા ભોગ પદાર્થમાં સમાન બુદ્ધિ હોવાથી જ્ઞાની પ્રસન્ન થતો નથી ને ખેદ પામતો નથી.[૬૦] જ્ઞાનવાન્ પોતાનું મન રાગ વગરનું હોવાથી ને જાણવા યોગ્ય બ્રહ્મ પોતે જાણેલું હોવાથી જગતની સ્થિતિમાંથી આસ્થા ઉડી જવાને લીધે વિષયોને મિથ્યા જાણે છે ને સદા આત્મવિચારમાં રહે છે. એટલા જ માટે કોઈ પણ ઇંદ્રિયને વિષય ભોગવવા માટે કદાપિ તે અવકાશ આપતો નથી.[૬૧-૬૨] જેનું મન વિશ્રાંતિ પામ્યું ન હોય, ને જેને આત્મજ્ઞાન થયું ન હોય, એવા અજ્ઞાનીને મૃગલાં, પાંદડાંને જેમ, તેમ ઇંદ્રિયો ગળે છે, એટલે વશમાં કરે છે.[૬૩] ઇંદ્રિયરૂપી ઝુંડ, સંસારસાગરમાં વાસનાતરંગમાં તણાતા અજ્ઞાનીને ગળી જાય છે.[૬૪] જેમ જલનાં પૂર પર્વતને તાણી શકતાં નથી, તેમ ઇંદ્રિયો વિચારવાળા તથા આત્મામાં વિશ્રાંતિ પામેલા આત્મજ્ઞાનીને તાણી શકતી નથી.[૬૫] જેઓ બ્રહ્મપદમાં વિશ્રાંતિ પામ્યા હોય એવા તત્ત્વવેત્તાઓને મેરુ પણ તૃણ જેવો થાય છે.[૬૬] ઉદાર મનવાળા આત્મજ્ઞાનીઓને જગત્ તથા સડેલાં ઘાસનો ટુકડો વિષ અને અમૃત, ક્ષણ અને હજારો કલ્પ, સર્વ સમાન છે.[૬૭] તત્ત્વજ્ઞ પુરુષો, 'જગત્ સંવિન્માત્ર છે એમ માની જગતને અંદર રાખી, એટલે અંદર રહેલા પ્રત્યગાત્મરૂપે જાણી આનંદમાં વિચરે છે.[૬૮] હે રામ! જગતના સર્વ પદાર્થો સંવિત્‌ના સ્પંદરૂપ છે. તેમાંથી તત્ત્વજ્ઞાનીને શું સ્વીકારવા યોગ્ય છે, ને શું તજવા યોગ્ય છે?[૬૯] 'આ જગત સંવિત્ જ છે' એમ જાણી ઉપાદેયરૂપી ભેદ બુદ્ધિને તજી દ્યો.[૭૦] વર્તમાન્ અને ભાવી વિષયો સર્વે જેમ સંવિત્ છે, તેમ શબ્દ સ્પર્શાદિ વિષયો પણ સંવિત્ જ છે.[૭૧] જે પદાર્થ આદિ અંતમાં નથી, તેની સત્તા વર્તમાન કાલમાં થોડો વખત દેખાય છે તે સંવિત્‌નો ભ્રમ છે,[૭૨] એવો દૃઢ નિશ્ચય કરી ભાવ તથા અભાવના વિકલ્પવાળી બુદ્ધિને તજી તમે નિઃસંગ સંવિદ્રૂપે થાઓ.[૭૩] અસંગ પુરુષ, શરીરે કરી, મનેકરી, બુદ્ધિએ કરી અને આસક્તિ વગરની ઇંદ્રિયોએ કરી વ્યુત્થાન કાલમાં કર્મ કરે અથવા સમાધિ કાલમાં કર્મ ન કરે, તોપણ લેપાતો નથી.[૭૪] હે રામ! જેમ મનોરથના વૈભવો નાશ પામે વા ન પામે, તોપણ પુરુષ સુખ દુઃખથી લેપાતો નથી; તેમ અસંગ પુરુષ, કર્મ કરે વા ન કરે તોપણ સુખ

દુઃખથી લેપાતો નથી.[૭૫] 'આત્મા કર્તા નથી ને ભોક્તા નથી,' એવા જ્ઞાને કરી બુદ્ધિને અસંગ કરતો એવો નિઃસંગ પુરુષ, શરીરાદિકથી વ્યવહાર કરે તોપણ લેપાતો નથી.[૭૬] પુરુષ અન્યમાં મન હોવાથી જોતાં છતાં જોતો નથી, સાંભળતાં છતાં સાંભળતો નથી, સ્પર્શ કરતાં છતાં સ્પર્શ કરતો નથી, સૂંઘે છે તોપણ સૂંઘતો નથી ને નેત્ર ઉઘાડે છે તોપણ ઉઘાડતો નથી. એટલે 'મારું મન બીજે ઠેકાણે હતું, તેથી મેં જોયું નહીં, મારા સાંભળવામાં આવ્યું નહી,' એવી રીતે કર્તા છતાં પણ અકર્તાપણાનો વ્યવહાર કરે છે. ઇંદ્રિયો, બલાત્કારથી વિષયોમાં પડે તોપણ પોતે પડતો નથી, એ વાત, આબાલવૃદ્ધ સૌને પ્રસિદ્ધ છે.[૭૭-૮૦] એટલા માટે હે રામ! સંગ, પદાર્થોનું કારણ છે, સંસારનું કારણ છે, આશાનું કારણ છે ને આપત્તિનું પણ કારણ છે.[૮૧] સંગનો ત્યાગ કરવાથી મોક્ષ થાય છે, એટલે વર્તમાન દેહનો સંબંધ છૂટે છે ને ભવિષ્યના દેહનો બંધ થતો નથી. માટે હે રામ! તમે જગતના સર્વ પદાર્થોનો સંગ મૂકો ને જીવન્મુક્ત થાઓ.[૮૨]

રામ પૂછે છે–હે મુને! હે સર્વ સંશય મટાડવામાં સમર્થ! સંગ કોને કહેવો? તે સંક્ષેપથી કહો.[૮૩]

વસિષ્ઠ કહે છે–હે રામ! પદાર્થોના ભાવથી હર્ષ આપવાવાળી અને અભાવથી શોક ઉત્પન્ન કરવાવાળી મલીન વાસના જ સંગ કહેવાય છે.[૮૪] પુનર્જન્મને આપવાવાળી અને હર્ષ શોકથી રહિત એવી જીવન્મુક્તની વાસના શુદ્ધ કહેવાય છે, તે જ અસંગ કહેવાય છે. એ શુદ્ધ વાસના, પ્રારબ્ધ કર્મનો ક્ષય થાય ત્યાં સુધી રહે છે ને એ વાસનાએ કરી જે કર્મ થાય તે બંધનકારક નથી.[૮૬] અજ્ઞાનીની મલિન વાસના તે હર્ષ શોકને આપવાવાળી ને બંધનકારક છે.[૮૭] તે જ સંગ કહેવાય છે, ને પુનર્જન્મને આપવાવાળી છે. એ વાસનાથી જે કર્મ થાય, તે બંધનકારી થાય છે.[૮૮] માટે હે રામ! વિક્ષેપ કરવાવાળા એ સંગને તજી સ્થિર થઇ રહેશો તો કર્મ કરવાથી પણ લેપાશો નહીં.[૮૯] જો તમે હર્ષ તથા શોકે કરી વિકાર પામશો નહી, ને રાગ, ભય તથા ક્રોધને તજી દેશો, તો અસંગ જ છો.[૯૦] હે રામ! જો તમને દુઃખે કરી ગ્લાનિ ન થાય, સુખે હર્ષ ન થાય, ને આશા ન થાય, તો તમે અસંગ જ છો.[૯૧] સુખ દુઃખવાળા વ્યવહારમાં રહીને પણ એકરસતાને મૂકશો નહીં, તો તમે અસંગ જ છો.[૯૨] ચિત્સ્વભાવ આત્મા, ચરાચર જગતમાં સમાન છે એમ જાણવામાં આવે, ને તેથી પ્રારબ્ધને અનુસરી સુખ દુઃખ જે કાંઇ પ્રાપ્ત થાય, તે નિર્વિકારપણાથી ભોગવો તો તમે અસંગ છો.[૯૩] હે રામ! અસંગ અને સ્થિર એવી

જીવન્મુક્તિસ્થિતિનો આશ્રય કરી સમદૃષ્ટિવાળા, વિક્ષેપ વગરના અને વીતરાગ થાઓ.૯૪ તત્ત્વવિત્ જિતેંદ્રિય, મદ માન તથા દ્વેષ રહિત, ને ચિંતા વગરનો જીવન્મુક્ત થઇ રહે છે.૯૫ તત્વજ્ઞ, વિક્ષેપ કરવાવાળા વિષયો પુષ્કળ હોય તો પણ વિક્ષેપ પામતો નથી. અંદર ઇચ્છા ને બહાર યાચના આદિ દીનતા ભોગવતો નથી, તેમ જ પોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મવિના અન્ય કાંઇ પણ કરતો નથી.૯૬ જ્ઞાની, પોતાનાં કર્તવ્ય કર્મ કરે છે તો પણ તેમાં કર્તાપણાનું અભિમાન કરતો નથી. ફલની ઇચ્છા રાખતો નથી ને સ્વસ્વરૂપમાં રમે છે.૯૭ હે રામ! મંદરપર્વતે કરી મથન કરાએલો ક્ષીર સાગર પણ પોતાના શ્વેતપણાને જેમ મૂકતો નથી, તેમ તત્ત્વવેત્તા, આપત્તિ અથવા સંપ્રાપ્તિને પામીને પણ શમ, દમ, પ્રસન્નતા અને સમદર્શિતા આદિ પોતાના સ્વભાવને મૂકતો નથી.૯૮ જીવન્મુક્ત, ચક્રવર્તી રાજ્ય મળે વા દરિદ્રતા આવી જાય, અજગરયોનિ મળે વા ઇંદ્રપદવી મળે, તો પણ ચંદ્રની પેઠે હર્ષ શોક રહિત જ રહે છે.૯૯ હે રામ! જીવન્મુક્તિની પ્રાપ્તિનો ઉપાય, રાગ, દ્વેષ, ભેદ અને વાસનાના ક્ષયના અભ્યાસપૂર્વક આત્મવિચાર કરવો એ જ છે. માટે તમે પણ તે વિચાર કરો, જેણે કરી તમને જીવન્મુક્તિનું સુખ મળે.૧૦૦ હે રામ! તે વિચારે કરી, સમાધિમાં પ્રવૃત્તિ થાય છે ને તેણે કરી વાસના ક્ષય થવાથી શુદ્ધ થયેલી બુદ્ધિમાં આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. એથી સર્વ દુઃખ રહિત અને પરમાનંદ રૂપ પરમપદની પ્રાપ્તિ થાય છે ને પુનર્જન્મ આપવાવાળી અવિદ્યા તથા તેનાં કાર્યરૂપી સર્વ અનર્થોની શાંતિ થાય છે. માટે તમે પણ તે વિચારે કરી પરમપદને પ્રાપ્ત થઇ પરમાનંદરૂપ સ્વસ્વરૂપમાં રહો.૧૦૧

इति श्रीवाल्मीकि ऋषि विरचित श्रीयोगवासिष्ठ महारामायणनुं

उपशम प्रकरण समाप्त.

